Mandley Jail,

*"Had I known that you are writting your Karmayoga, I might not have written my Karmayoga"* × × ×

**(Sd.), B. G. Tilak.**

***

From a letter of Lokamanya B. G Tilak, in reciept of loose forms of Karmayoga (1st Edition), when he was at Mandley Jail

*Secy*

શ્રી કર્મયોગ કિંવા કર્તવ્યબોધના સાધક તથા ઉપદેષ્ટા



શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી.

श्रीमद् बुद्धिसागरसूरि ग्रन्थमाला ग्रंथांक ५८ मो




## કર્તવ્યબોધ



-: સાધક અને બોધક :-

कर्ता:-

श्रीमद् बुद्धिसागरसूरीश्वरजी

# પ્રકાશકોનું પૂર્વકથન.

ભારતવર્ષના અગ્રગણ્ય મહાન્ ગ્રંથોમા શ્રી કર્મયોગ ગ્રંથનું સ્થાન વિશિષ્ટ એવં અતિ મહત્ત્વનું છે. ધાર્મિક, તાત્વિક, સામાજિક, રાજકીય, આત્મિક અને અનેક જાતની સર્વગ્રાહ્ય સામગ્રી એમા વિપુલ હોવાથી તેનો ઉચ્ચ દરજ્જો હજી તેવો ને તેવો જ જળવાઈ રહ્યો છે. ભગવદ્ગીતા નામે ભારતવર્ષનો મહાગ્રંથ જે કુરુક્ષેત્રના મહાયુદ્ધ-ક્ષેત્રમાં મોહવશ અર્જુન કર્મભ્રષ્ટ કિંકર્તવ્યવિમૂઢ સ્થિતિમા આવતાં, કર્તવ્યપાલનના મહામંત્ર ઉપદેશવા શ્રી કૃષ્ણે જે કર્તવ્યપાલનનો બોધ યુદ્ધક્ષેત્ર પર જ આપ્યો, તે જ કર્મયોગ છે;—જે ભગવદ્ગીતાને નામે પ્રસિદ્ધિને પામી અદ્યાપિ કર્મશૂન્ય માનવોને કર્તવ્ય-પાલનના અમૃતપાન કરાવ્યાં કરે છે.

ભારતવર્ષના યોગેશ્વર શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજે એના મૂલ્ય પિછાની વિશ્વની જૈન જૈનેતર જનતાને સ્વાધિકારે કર્તવ્યતત્પર થવા, આ કર્મયોગ સં. ૧૯૭૦મા લખેલો; જે ડેમીસાઈઝનો ૧૦૦૦ પૃષ્ઠ ઉપરાતનુ અમરજ્ઞાન પીરસતો રહ્યો છે.

સુવર્ણયુગ માણી ચૂકેલો, આબાદીને શિખરે ઉભેલો, અઢાર અઢાર રાજાઓથી શોભતો, મંત્રીઓ, સેનાધિપતીઓ, ક્રોડાધિપતિ, અબજાધિપતિઓ, શ્રેષ્ઠીઓ ધરાવતો, દરિઓ ખેડતો (વહાણીઓ—આજ વાણીયો) અને વિશ્વના બજારોમાં ઘૂમતો જૈન સમાજ જ્યારે સાવ કર્તવ્યશૂન્ય બન્યો, અંદર અંદરના કલેશમા ડૂબ્યો, કર્મ અને નિવૃત્તિના ઓઠા નીચે પ્રમાદી બન્યો, અને ગિરિશિખર પરની હઝારો મણુની મોટી શિલા ગબડતી ગબડતી, ભાંગતી તૂટતી નાનકડા ઢેફા જેમ નીચે પડી કાકરો બની જાય, તેમ આ અતિ વિખ્યાત, અહિંસાનો પેગામચી, તપ, ત્યાગ, દયા, દાન, ઔદાર્ય, સંપ, શાતિ અને સંયમનો સોહાગી જૈન સમાજ, અવનતિની ગર્તામા પડતો જોઇ શ્રીમદે આ કર્મયોગ લખવા કલમ ઉપાડી. જૈન સમાજની આ દશાનાં દર્શન તો તેમને સ્થળે સ્થળે થયેલા પણ મુંબાઇમાં થયેલા ખાસ અનુભવે તો તેમનું હૃદય હાલી ઉઠયું અને ત્યા જ તેમને આ ગ્રથ લખવા પ્રેરણા થઇ.

ધ્યાનમા રહે કે ભગવદ્ગીતાના કર્મયોગને અને આ કર્મયોગને કશી જ લેવાદેવા નથી. ભગવદ્ગીતા પરના વિધવિધ વિવેચનો આમાં નથી. આ કર્મયોગના મૂળ ૨૭૨

ઉત્કૃષ્ટ સંસ્કૃત શ્લોકો શ્રીમદ્દ યોગિવર બુદ્ધિસાગરજીએ પોતે જ રચ્યા છે અને તેના પર વિસ્તૃત એવું અતિ વિદ્વત્તાપૂર્ણ-ભાવવાહી-ઇતિહાસપ્રચુર સ્વાનુભવગમ્ય વિવેચન પોતે જ લખેલ છે. એમાં લેખકે આખા વિશ્વના કર્મયોગીઓ અને તેને સંબંધકર્તા અનેક માનવો અને મહામાનવોનાં અનેક દૃષ્ટાંતો આપ્યાં છે. વિશ્વનો કોઇ પણ દેશ કે ત્યાંના માનવ-શ્રેષ્ઠો, ત્યાંની સ્થિતિ તેમનાથી અજ્ઞાત રહ્યાં નથી. તત્સમયના રિવાજો, નીતિ રીતિ, સ્થિતિ અને ઉદય અસ્તના કારણો અને માર્ગ આ સૌ, વિશાળ વાંચન અને ભીતરની જ્યોતિથી થતો ઉકેલ-એના બળવડે શ્રીમદે સુંદર રીતે આળેખ્યાં છે. તે તો આ ગ્રંથ તેના પ્રાંતે આપેલ બીબ્લીઓગ્રાફી, પૃષ્ઠોના મથાળાના વાંચનથી વાંચક સ્વયં સમજી લેશે.

આ ગ્રંથ હવે મળતો નથી. જડ અને ચેતન(Materialism and Spiritualism)ના ઝઘડતા જમાનામા તન-મન ને હૃદયથી નિર્બળ થતો જતો પણ બુદ્ધિમા બઢતો જતો માનવ, એ મહાતત્ત્વમંડિત ગ્રંથની પ્યાસ અનુભવે છે અને તેની માગણીઓ વધતી જતી જોઇ શ્રીમદ્દ પ્રેરિત શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ આ વિસ્તૃત સુધારાવધારા સહિતની બીજી આવૃત્તિ વાચકો સન્મુખ રજૂ કરે છે. વાચક જોશે કે ગ્રંથ પ્રાકટ્યાર્થે શ્રમ-દ્રવ્યવ્યય અને સંશોધનમા કશી કચાશ રાખવામાં આવી નથી. શ્રીમદ્દની સદૈવ પ્રેરણા પ્રથમથી જ મળતી રહી છે કે સર્વ કોઇ લાભ લઇ શકે માટે ગ્રંથોનું મૂલ્ય ઓછુ રાખવું અને લગભગ ખૂબ કરકસરથી કામ કરવા છતાં રૂા. ૧૫) નો ખર્ચ પ્રત્યેક ગ્રંથ પર આવવા છતાં તેનું મૂલ્ય માત્ર ૧૨ાા રૂા. રાખેલ છે. સખ્ત અગવડભરી મોંઘવારી પ્રત્યેનો એક જ દૃષ્ટિપાત એની પ્રતીતિ કરાવશે જ.

આ ગ્રંથના છાપેલા ફ્રર્મા ઘણા વિદ્વાનોને અવલોકનાર્થે આપવામા આવ્યા છે. સદ્દ-ગત જૈન સમાજભૂષણ કર્મયોગી સમા શ્રી મોતીચંદભાઇ ગિ. કાપડીઆ એમણે માદગીમાં પણ તે વાંચ્યા ને ડોલી ઉઠેલા ને બોલ્યા—"હું અવશ્ય મ્હારો નિખાલસ અભિપ્રાય લખીશ. આવો અદ્વિતીય ગ્રંથ જીવનમાં હું પહેલી જ વાર જોઉં છું. પ્રથમાવૃત્તિ ખરેખર જોવાયલી નહિં, પણ આ ગ્રંથ ખરેખર '**કર્મયોગ**' નામને શોભાવે છે. અનેકનું કલ્યાણ કરશે × × × × દરમીઆન તો તેઓએ દેહપરિવર્તન કરવાની ત્વરા કરી અને અભિ-પ્રાય લખવાના તેમના મનોરથ વણપૂરાયા જ રહ્યા; ત્હેમના આત્માને શાતિ મળો. વયો-વૃદ્ધ સાક્ષરવર્ય ગુણાનુરાગી દિ. બ. શ્રી. **કૃષ્ણલાલ મો. ઝવેરી**નો પોતાનો અભિપ્રાય આ ગ્રંથમાં આરંભે જ વાંચવો રહ્યો. સૌજન્યમૂર્તિ બહુશ્રુત વિદ્વદ્દરત્ન શ્રી **ફતેહચંદ ઝવેરભાઈ** ભાવનગરનિવાસી, શ્રી. **બબલચંદ કેશવલાલ મોદી.** વડોદરા પ્રાચ્યવિદ્યામંદિરના અધિષ્ઠાતા **ડો. ભટ્ટાચાર્ય** આદિએ તેને વાંચી ઊંચા અભિપ્રાયો આપેલ છે. આ ગ્રંથ અલ-બત એક અધ્યાત્મજ્ઞાની યોગી, અનેક મહાગ્રંથાલેખક, કવિ, વિચારક, તત્વજ્ઞ-એવા જૈન-

આચાર્યના હાથે લખાયેલ હોવા છતાં, તેમની વિશાળ સહૃદયતા, સર્વધર્મમતસહિષ્ણુતા સર્વ સંપ્રદાયો પ્રતિ ઔદાર્ય, પ્રેમભાવ, 'સારુ તે મ્હારુ' એ ભાવના–આ સૌ તત્વોએ ગ્રંથને સર્વભોગ્ય બનાવેલ છે. કહેતાં આંચકો લાગતો નથી કે આ ગ્રંથનો જૈનો કરતાં જૈનેતરોએ વધુ લાભ લીધો છે.

સાધુ બન્યા પહેલાં સાધુતા મેળવવા ને કેળવવા ખૂબ મથનાર શ્રીમદ્ યોગઅધ્યાત્મમસ્તી તપ, ત્યાગ, તિતિક્ષા, તત્વચિન્તનથી કેટલા આગળ વધ્યા હશે તે તો આ ગ્રંથારંભે આપેલ તેમનું એક જ ભજન જે ૪૦ વર્ષ પર લખેલ '**અગમ** વાણી' વાંચતાં સમજાશે. રાજાઓના પૂર્ણતયા તપતા રાજ્યકાલમાં ૪૦ વર્ષ પર તેઓ ભાખે છે–"રાજા સકળ માનવ થશે, રાજા ન અન્ય કહાવશે" અને હજી તો કાસદ અને ખેપીઆના જમાનામાં તેઓ લખે છે–"એક ખંડ બીજા ખંડની ખબરો ઘડીમા આવશે. ઘરમાં રહ્યા વાતો થશે, પરખંડ ઘર સમ થાવશે." આટલું જ તેમના આ ગ્રંથ લખવાના અધિકાર પરત્વે બસ થશે.

પ્રાયે આ કોટિનો, આવો સમૃદ્ધ તત્ત્વચિન્તનનો, ચેતના જગાડનાર સભર મહાગ્રંથ અન્યત્ર પ્રકટ થયો જાણવા જોવા સાંભળવામાં નથી આવ્યો. આ ગ્રંથ પ્રકટ કરી મંડળ પોતાને ધન્ય માને છે અને એ ગ્રંથ ભારતવર્ષમાં પૂર્વની કર્તવ્યતત્પરતા પુનઃ પ્રકટાવો એ અભિલાષ સેવે છે.

આ ગ્રંથની પ્રથમાવૃત્તિમાં **નિવેદન** લખી, તેમાં આ મહાગ્રંથનાં સમૃદ્ધ, પ્રકટ અપ્રકટ તત્વોને છણ્યાં છે. કર્તાનો આશય પૂર્ણપણે તો ન સમજી શકાય છતાં ગ્રંથસ્થ વિષયનો શ્રીમદે આપેલો ખ્યાલ સમજવા પ્રયત્ન કરી નિવેદન લખાયેલ, જે આ ગ્રંથારંભે પણ પુનઃ આપેલ છે. એટલે તત્પરત્વે વધુ લખવાપણું રહેતું નથી.

### ઋણસ્વીકાર

આવો વિશ્વોપકારી, મહાગ્રંથ વિશ્વને આપવા બદલ **કર્મયોગી** એવા શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રી **બુદ્ધિસાગરજી** મહારાજનું આ મંડળ ખૂબખૂબ ઋણી છે.

આ મંડળના ઉપપ્રમુખશ્રી, જૈન સમાજના એક પ્રખર તત્વચિન્તક, અભ્યાસી વિદ્વાન, બહુશ્રુત છતાં સરળ, મિષ્ટભાષી છતાં ગાંભીર્ય ઔદાર્યાદી ગુણવિભૂષિત અને વૃદ્ધ ઉમરે પણ ધર્મ અને જ્ઞાન સેવાર્થે અર્પાયેલા, યુવાન જેમ ધગશ ધરાવનાર, ગર્ભશ્રીમંત છતાં હૃદયથી ફકીર જેવા, ભાઈશ્રી **ફતેહચંદ ઝવેરભાઈ** ભાવનગરવાળા એમની આ



ગ્રંથ પરત્વેની અનેકવિધ હૃદયપૂર્વકની સેવાભાવભરી સ્હાય અજોડ અને પ્રશંસનીય છે. કહો કે–એ મદદ-ન હોય તો જે સ્વરૂપે આ ગ્રંથ પ્રકટ થાય છે તે ન બની શકે. આખાયે ગ્રંથનું સંશોધન સુધારણા પ્રૂફસંશોધન–એમનાં જ છે. તેમની સાત્વિક પ્રેમભાવનાભરી સેવાભાવના, સતત્ તત્વચિન્તન અને કર્તવ્ય જાગૃતિ ધન્યવાદને પાત્ર છે. ગુપ્ત રહેલાં તત્વો, અંગો, અને વસ્તુઓને જ્ઞાનજ પ્રકટ કરી બતાવે છે ને એ જ્ઞાન ક્ષયોપશમનો જ પરિપાક છે–આ નક્કર છતા નગ્નસત્ય શ્રી **ફતેહચંદભાઇલિખિત** આ ગ્રંથના **આમુખ**–થી પ્રતીત થાય છે.

એમના જેવી જ અને જેટલી જ જીગરની સેવાની ધગશ ધરાવનાર, શ્રીમદ્‌ના લંગોટીયા (સંસારી) મિત્ર અને અનન્ય ભકત, અનુભવસમૃદ્ધ વૃદ્ધ છતાં સતત્ જ્ઞાનસેવા ભક્તિભર્યા, આ મંડળના **ભીષ્મપિતામહ** જેવા સેવામૂર્તિ શ્રી. **લલ્લુભાઇ કરમચંદ** દલાલ મંડળના જૂનામાં જૂના–એકના એક અવશેષ રહેલા કાર્યકર્તા છે. તેમની આ ગ્રંથ અને મંડળ પરત્વેની સેવાઓ અવિસ્મરણીય છે. એમના સ્વાનુભવ–ક્ષયોપશમ–ગાંભીર્ય–દૂરદર્શિપણું, દેવગુરુધર્મ પ્રત્યેની અડગ વફાદારી અને મંડળને અપાતું માર્ગદર્શન આ જ્ઞાનપ્રકાશન સંસ્થાને સદાયે ઋણી રાખશે. તેઓ ચિરંજીવો.

કર્મયોગના લેખકશ્રીના તમામ (૧૧૧) ગ્રંથોના અવલોકનકાર, શ્રીમદ્‌ના વિજાપુર ખાતે ઉજવાયેલ રૌપ્યમહોત્સવ પ્રસંગની વિદ્વદ્‌પરિષદ્‌ના પ્રમુખ, પ્રખર વિદ્વાન્ સાક્ષર દિ. બ. શ્રી **કૃષ્ણલાલ મો. ઝવેરી** તથા સ્વનામધન્ય તત્વચિન્તક શ્રીમાન્ **મોતીચંદભાઇ** ગિ. કાપડીઆ સોલિસીટર તથા જૈન સમાજના એક વિદ્વાન આત્મગવેષક ઔદાર્યમૂર્તિ શ્રી **બબલચંદ કેશવલાલ મોદી** તથા શ્રી જૈન શ્વે૦ કોન્ફરંસના પ્રમુખ, કેળવણીના નક્કર હિમાયતી, જૈન સમાજના અગ્રગણ્ય નેતા વિદ્વાન્ અને શ્રીમાન્ **શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ** મોરખીયા તથા વડોદરા રાજ્ય ઓરિએન્ટલ ઇન્સ્ટીટ્યુટના વડા, ફીલોસોફર અને સ્કોલર **ડૉ. ભટ્ટાચાર્ય** આદિ અનેક વિદ્વાનોએ આ ગ્રંથ પ્રકટ થવા પૂર્વે જ અભ્યાસની દૃષ્ટિએ અવલોકી, અવગાહી અભિપ્રાયો પણ આપ્યા છે તે બદલ તેમને ધન્યવાદ.

ભાવનગરના જૈન સમાજના સુપ્રસિદ્ધ શ્રી મહોદય પ્રેસના માલીક, સેવાની ધગશ ધરાવતા છતાં નિયમિત શિસ્તના પાલક, સજ્જનવર્ય **શ્રી ગુલાબચંદ લલ્લુભાઇને** ફાળે આ ગ્રંથનાં મુદ્રણ સુશોભનનો યશ જાય છે. તેમની કાળજી સ્તુત્ય છે.

એક રૂપીઆની જગ્યાએ દશ રૂપિઆ ખર્ચતાં પાવલીનું કામ આપે એવા ઉગ્ર મોંઘવારીના વિચિત્ર સમયમા દશ પંદર હજારનો ખર્ચ માગતો આ ગ્રંથ પ્રકટ કરવામાં



મંડળને આર્થિક ભીંસ તો નડે જ. મંડળ પાસે અતિ મર્યાદિત-નાણું છે. કરકસર કરવા છતાં તે ઘટતું જાય છે. આવા મહાન્ ગ્રંથોના વાંચનનો શોખ જૈન સમાજમા કેટલો છે તે જાણીતો છે, છતા તેવા ગ્રંથોનો વિક્રય તો તેથીયે દયાજનક છે. આથી આર્થિક મદદની અપેક્ષા રહે જ.

સ્વાશ્રય-સ્વપુરુષાર્થ-ખંત, અડગ શ્રદ્ધા અને સતત્ પરિશ્રમથી આગળ વધેલા, મીલમાલેક અને ઈવાન્સ ફ્રેઝર જેવી ધીકતી પેઢીના માલેક, **શ્રીયુત ધીરજલાલ એન. શ્રૉફ** જેઓ સારી જેવી આર્થિક સહાયવડે આ ગ્રંથ પ્રકાશનના યશભાગી બન્યા છે-એ અનુકરણીય છે. સ્વ-પ્રશંસા કે સ્તુતિના સખ્ત અણગમાવાળા શ્રી શ્રૉફના આ ઔદાર્યને મંડળની અંજલી એમને વધુ ઔદાર્ય ભાવના અર્પો અને જ્ઞાનગંગા વહાવતા આ મંડળને તેઓ પોતાનું ગણે એ ભાવના અમર રહો.

આ મંડળ પાસે પેટ્રનો તથા લાઇફ મેમ્બરોની ઠીકઠીક સંખ્યા છે. જેમને પ્રકટ થતાં તમામ પુસ્તકો ભેટ અપાય છે. નવા સભ્યો મેળવવાની હમારી તમન્ના છે.

ક્રાઉન આઠ પેજી મોટી સાઇઝનાં લગભગ ૮૦૦ ઉપરાંત પૃષ્ઠ, ઊંચા કાગળ, સુંદર છપાઈ, રંગીન ચિત્રો, સચિત્ર ભાવવાહી જેકેટ, પાકું બાઇન્ડીંગ, બીબ્લીઓગ્રાફી, અકારાંત કઠિન શબ્દાર્થ, વિ૦ના પ્રાકટ્યમાં મંડળને ઘણો મોટો ખર્ચ આવશે; તોપણ આ ગ્રંથની કિંમત પડતરથી ઓછી રૂા. ૧૨॥ રાખવામા આવેલ છે તેનો લાભ સૌ લેશે એ આશા.

ગ્રંથ લેખકની ૩૦ પૃષ્ઠની મનનીય પ્રસ્તાવના, પૃ. ૨૪+૪ પરનું "૪૦ વર્ષ ઉપરની ગુરુશ્રીની ભવિષ્યવાણી નામક કાવ્ય '**એક દિન એવો આવશે**' તથા પૃ. ૮૦ પર વિશ્વ સંદેશ પ્રતિ વાંચકનું લક્ષ દોરવામાં આવે છે. શુદ્ધિપત્રક જોઇ ગ્રંથમાં શુદ્ધિ કરી લીધા બાદ તે વાંચવા વિનંતી કરી વિરમીએ છીએ.

૬૫ ચોપાટી સીફેસ
મુંબાઈ ૭
અક્ષયતૃતીયા

**મણિલાલ મોહનલાલ પાદરાકર**
**મંગળદાસ લલ્લુભાઈ શાહ**
**ચંદુલાલ નગીનદાસ ભાખરીયા**
માનદ મંત્રીઓ,
શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ-મુંબાઇ.

# નિર્લેપ જ્ઞાની કર્મયોગી

જે જે પ્રસંગે જે બને, તેમાં થકી સાર જ ગ્રહું,
સુખદુઃખના પડદા પડે, તે જોઇને ઉભો રહું;
પરિણામ પામ્યા વણ શુભાશુભ સર્વને દેખું ખરે,
એ ભાવ અન્તર જાગતાં, સ્હેજે ધ્વનિયો નિસ્સરે. ૧

એ ભાવને આચારમાંહી, મુકયો તે કર્મ( યોગ ) છે,
એ કર્મયોગી કર્મમાંહી, સત્ય શાશ્વત શર્મ છે;
જે જે બને કર્મોવિડે, મધ્યસ્થ થૈને દેખવું,
સાક્ષી બનીને દેખતાં, નિજ શુદ્ધ રૂપ જ પેખવું. ૨

જે જે બને તે કર્મથી, તે હું નથી, હું તે નથી,
અખંડ એ ઉપયોગથી અનુભવદશા અંતર કથી;
એ શુદ્ધ જ્ઞાને આત્મનો, આનંદરસ વધતો ઘણો,
બુદ્ધયબ્ધિ અંતરદેશમાં યોગી રહે સોહામણો. ૩

[ ભજન સં૦ ભા. ૮ પૃ ૧ ]

# શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી કૃત

## —: ૧૦૮ અમર ગ્રંથો :—

**પ્રકાશક : શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ : મુંબઈ**

૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા
૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો
૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો
૪ સમાધિશતકમ્
૫ અનુભવપચ્ચીશી
૬ આત્મપ્રદીપ
૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો
૮ પરમાત્મદર્શન
૯ પરમાત્મજ્યોતિ
૧૦ તત્ત્વબિંદુ
૧૧ ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી )
૧૨–૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા
૧૪ તીર્થયાત્રાનું વિમાન ( આવૃત્તિ બીજી )
૧૫ અધ્યાત્મ ભજનસંગ્રહ
૧૬ ગુરુબોધ ( આવૃત્તિ બીજી )
૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા
૧૮ ગહુલી સંગ્રહ ભાગ ૧
૧૯–૨૦ શ્રાવક ધર્મસ્વરૂપ ભાગ ૧–૨
૨૧ ભજન પદ સંગ્રહ ભાગ ૬ ઠો
૨૨ વચનામૃત
૨૩ યોગદીપક
૨૪ જૈન ઐતિહાહિક રાસમાળા
૨૫ આનંદઘનપદ ૧૦૮ સંગ્રહ
૨૬ અધ્યાત્મશાંતિ ( આવૃત્તિ બીજી )
૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો
૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ
૨૯ કુમારપાલ ( હિંદી )
૩૦ થી ૩૪ શ્રી૦ સુખસાગર ગુરુગીતા
૩૫ ષડ્દ્રવ્યવિચાર
૩૬ વિજાપુર વૃતાત
૩૭ સાબરમતી ગુણશિક્ષણ કાવ્ય
૩૮ પ્રતિજ્ઞાપાલન
૩૯–૪૦–૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ તથા જૈન ગીતા
૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભાગ ૧
૪૩ મિત્રમૈત્રી
૪૪ શિષ્યોપનિષદ્
૪૫ જૈનોપનિષદ
૪૬–૪૭ ધાર્મિક ગદ્ય સંગ્રહ તથા પત્રસદુપદેશ ભાગ ૧
૪૮ ભજનસંગ્રહ ભાગ ૮
૪૯ શ્રીમદ દેવચંદ્ર ભાગ ૧
૫૦ કર્મયોગ ( આ૦ ૨ )
૫૧ આત્મતત્ત્વદર્શન
૫૨ ભારત સહકાર શિક્ષણ કાવ્ય
૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૨
૫૪ ગહુલી સંગ્રહ ભાગ ૨
૫૫ કર્મપ્રકૃતિ ટીકા ભાષાંતર
૫૬ ગુરુગીત ગહુલી સંગ્રહ
૫૭–૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા
૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ

૬૦ પૂજાસંગ્રહ ભાગ–૧
૬૧ ભજન પદ સંગ્રહ ભાગ–૯
૬૨ ભજન પદ સંગ્રહ ભાગ–૧૦
૬૩ પત્રસદુપદેશ ભાગ ૨
૬૪ ધાતુ પ્રતિમા લેખસંગ્રહ ભાગ ૨
૬૫ જૈન દૃષ્ટિએ ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન
૬૬ પૂજાસંગ્રહ ભાગ–૧–૨
૬૭ સ્નાત્રપૂજા
૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર
૬૯–૭૨ શુદ્ધોપયોગ વિ. સંસ્કૃત ગ્રંથ ૪
૭૩–૭૭ સંઘકર્તવ્ય વિ. સંસ્કૃત ગ્રંથ ૫
૭૮ લાલા લજપતરાય ને જૈનધર્મ
૭૯ ચિંતામણી
૮૦–૮૧ જૈનધર્મ અને ખ્રિસ્તી ધર્મનો મુકાબલો તથા જૈન ખ્રિસ્તિ સંવાદ
૮૨ સત્યસ્વરૂપ
૮૩ ધ્યાનવિચાર
૮૪ આત્મશક્તિ પ્રકાશ
૮૫ સાંવત્સરિક ક્ષમાપના
૮૬ આત્મદર્શન (મણિચંદ્રજીકૃત સજ્ઝાયો)નું વિવેચન
૮૭ જૈનધાર્મિક શંકાસમાધાન
૮૮ કન્યાવિક્રયનિષેધ
૮૯ આત્મશિક્ષાભાવનાપ્રકાશ
૯૦ આત્મપ્રકાશ
૯૧ શોકવિનાશક ગ્રંથ
૯૨ તત્ત્વવિચાર
૯૩–૯૭ અધ્યાત્મગીતા વિ. સંસ્કૃત ગ્રંથ પાંચ
૯૮ જૈન સૂત્રમાં મૂર્તિપૂજા
૯૯ શ્રી યશોવિજયજી નિબંધ
૧૦૦ ભજનપદસંગ્રહ ભાગ ૧૧
૧૦૧ ,, ભાગ ૧ આ. ૪ થી
૧૦૨ ગુજરાત બૃહદ વિજાપુર વૃત્તાંત
૧૦૩–૪ શ્રીમદ્ દેવચંદ્રજી વિસ્તૃત જીવન ચરિત્ર તથા દેવવિલાસ
૧૦૫ મુદ્રિત જૈ. શ્વે. ગ્રંથગાઈડ
૧૦૬ કક્કાવલી સુબોધ
૧૦૭ સ્તવનસંગ્રહ ( દેવવંદન સહિત )
૧૦૮ પત્રસદુપદેશ ભાગ ૩
૧૦૯ શ્રીમદ્ સ્મારક ગ્રંથ
૧૧૦ પ્રેમગીતા ગ્રંથ ( સંસ્કૃત )
૧૧૧ યોગનિષ્ઠ આચાર્ય
૧૧૨ યોગવિદ્યા



# ટૂંક જીવનરેખા.

સદ્ગત ધર્મમૂર્તિ શેઠ **નેમચંદભાઇ શ્રોફ**નો જન્મ પારડી( જી. સુરત )માં સં. ૧૯૧૯ ના ભાદરવા શુદ ૬ ના રોજ થયો હતો. બચપણમાંથી તેમને સારા સંસ્કારો મળેલા તે ઉત્તરોત્તર વિકાસ પામતાં, ધર્મ, નીતિ, સેવાભાવના, ન્યાયપરાયણતા, અતિથિવત્સલતા અને જ્ઞાન-પ્રિયતા તેમનામા ખીલ્યાં હતા. સ્વાશ્રય, દીર્ઘદર્શિપણું, બાહોશી, ચીવટાઇ, ખંત, અને સાદાઈથી વ્યાપારમાં ખૂબ કીર્તિ મેળવી આખા પરગણામા તેઓ એક પ્રમાણિક વટવાળા શરાફ તરીકે જાણીતા બન્યા હતા. પ્રભુ અને ગરીબોની સેવા, સંતસાધુની ભક્તિ, આચારવિચારની નિર્મળતા તેમને સાધ્ય બન્યાં હતા. ધાર્મિક અનુષ્ઠાનો જેવા કે અષ્ટાહ્નિકા મહોત્સવ, પ્રતિષ્ઠા, શાંતિસ્નાત્ર કે અષ્ટોત્તરીસ્નાત્ર આદિમાં અગ્રભાગ લેવા સદાયે તત્પર રહેતા. પોતે જીવનનો જે આદર્શ ઘડ્યો તે પોતાની સંતતીમા પણ ઉતરે તે માટે તેમને કેળવણી આપવામાં ખૂબ કાળજી રાખતા અને આજે તેમના પુત્રોમા તે આદર્શો ઉતર્યા છે. દેવ ગુરુ ધર્મ પ્રત્યે પૂર્ણ અભિરુચી, પુરુષાર્થની પરાકાષ્ઠા, દિલની ઉદારતા અને અંતરની સ્વચ્છતા એ સ્વર્ગસ્થ શેઠજીના ગુણો તેમના પુત્રોમાં સાક્ષાત્ દેખાય છે.



સ્વ૦ શેઠ નેમચંદ ઉદેચંદ.

ઉત્તરાવસ્થામા તેઓ મુંબઇ આવી રહેલા અને યથાશક્તિ ધર્મારાધન પ્રભુ-

ભક્તિ કરતા. પુત્રોએ તેમની સારી સેવા કરી અને લીલીવાડી જોઇ તેઓએ શાંતિ-સમાધિપૂર્વક સં. ૧૯૯૯ ના શ્રાવણ વદી ૧૨( પર્યુષણ પર્વનો પ્રારંભ દિન )ના રોજ ૮૦ વર્ષની વયે સ્વર્ગગમન કર્યું. તે દિવસે પુત્ર–પુત્રીઓ, કુટુંબીઓએ શાણા શિરછત્ર, વત્સલ પિતા અને ગામ તાલુકા પરગણાએ ઉત્તમ કોટિના નાગરિક અને અનેક માણસોએ પોતાની હૈયાની હૂંફ ખોયાં.

તેમના પુત્રોએ, પારડી શ્રી સંઘ–ગામ–પરગણાએ સાથે મળી તે વખતે અષ્ટાહ્નિકા મહોત્સવ કરી, દાનધર્મ કરી, પિતૃભક્તિ, પિતૃપૂજન, પિતૃતર્પણ કર્યું અને ભલા શેઠને ભક્તિ–અંજલિ અર્પી પોતાને કૃતાર્થ માન્યા.

શેઠશ્રીના પુત્રો પણ સમાજમા જાણીતા, સેવાભાવી તરીકે પ્રસિદ્ધ છે, જેઓ રાષ્ટ્રની, સમાજની, ધર્મની, વ્યાપાર અને જનતાની સેવા બજાવી રહ્યા છે.

**શ્રી ચીમનલાલ શ્રોફ.** આંખના નિષ્ણાત સર્જન, સાધુ–સંત અને જન-સમાજના સેવાભાવી ડોકટર, જૈન સમાજના અગ્રગણ્ય વિચારક, જૈન કોન્ફરન્સ તથા ઘણી સંસ્થાઓમા અગ્રભાગ ભજવનાર, કેળવણીના પ્રખર હિમાયતી અને સ્પષ્ટવકતા ડો. શ્રોફ તરીકે આજે વિખ્યાત છે.

શ્રી **સૌભાગ્યચંદ્રભાઇ** શ્રી **સ્વરૂપચંદ્રભાઈ** તથા શ્રી **ઠાકોરભાઇ** આ ત્રણે ભાઈઓ મુંબાઇના જૂદાં જૂદા બજારોમા વ્યાપાર ખેડે છે તથા શ્રી. **નવલ-ચંદભાઈ** પારડીમાં જ પિતાને પગલે સરાફી વ્યાપાર ચલાવી સુખી સંતોષી ધર્મ-રૂચિવંત જીવન ગાળે છે.

**શ્રી ધીરજલાલ શ્રોફ.** આ ગ્રંથ પ્રકાશનના દ્રવ્ય સહાયક અને જ્ઞાન-રૂચિવંત, સ્વાશ્રયથી આપબળે આગળ વધી, ખંત પ્રમાણિકપણું, દીર્ઘદૃષ્ટિ અને સદ્ભાગ્યથી શ્રી અને સરસ્વતીના લાડીલા બન્યા છે. તેઓ ન્યુ એરા ટેકસ્ટાઇલ સીલક મીલ, તથા ઇવાન્સ ફ્રેઝર લી૦ જેવી સદ્ધર કંપનીઓના માલેક તથા એકસ્પોર્ટ ઇમ્પોર્ટના સાહસિક વ્યાપારી છે. આ સૌમાં દિલનું ઔદાર્ય અને સહિષ્ણુતા એ ગુણો તેમનામાં ખુબ વિકાસ પામ્યા છે. વિદેશના પ્રવાસો તેમણે ઘણા કર્યા છે, છતા સ્વધર્મ–આરાધન તેમનું વધુ ઉજવળ બન્યું છે.



આ ગ્રંથમા **શ્રીયુત્ ધીરૂભાઇએ** પિતાના આત્મશ્રેયાર્થે–સ્મરણાર્થે રૂા. અઢી હજાર પ્રકાશન અર્થે આપ્યા છે અને મંડળના પેટ્રન થયા છે તે માટે શ્રી અ. જ્ઞા. પ્ર. મંડળ તેમનો આભાર માને છે.

મંત્રીઓ.

# શ્રીમાન્ શેઠ ચીમનલાલ ડાહ્યાભાઇ (કપડવંજવાળા)નો પરિચય.

"જે મનુષ્ય સ્વાધિકારે, ધર્મનીતિ અને ન્યાયપૂર્વક, સ્વાશ્રય અડગ આત્મબલ અને સ્વપુરુષાર્થથી આગળ વધતાં સ્વધ્યેયને પહોંચે છે તે વિશ્વમાં ધન્ય છે."

—આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી.



મહાગુજરાતના કપડવંજ નગરમાં પિતા ડાહ્યાભાઈ તથા માતા પરશનબેનના આંગણે સને ૧૯૦૧ના જુન માસમા એમનો જન્મ થયો. સુખી માતા-પિતાની છાયામા સાત ચોપડી પૂર્ણ કરી, પૂર્વ જન્મના સંસ્કારોથી ગણિત—આકડાગણતરી તથા યાંત્રિક બાબતની મગજશક્તિમા તેઓ ખૂબ એક્કા બન્યા.

આર્થિક અગર અન્ય મદદની અપેક્ષા વિના જ અડગ શ્રદ્ધા અને સ્વાશ્રયથી આગળ વધ્યા અને આજની ઉન્નત કક્ષાને પામ્યા છે.

વ્યાપાર ખેડવાનું ૧૭ વર્ષની વયે શરૂ કર્યું. ભાગીદારીમાં કાપડનો ધંધો આરંભી

એ વર્ષ બાદ શ્રી શંકરલાલ આદીતરામ પાદશાહ સાથે નાણાની દલાલી શરૂ કરેલી. સને ૧૯૩૪ માં શ્રી. શંકરલાલભાઈના પુત્ર શ્રી. જયંતિલાલના ભાગમાં "જયંત મેટલ મેન્યુફેકચરીંગ વર્કસ" નામનું મોટું કારખાનું શરૂ કર્યું, જે ભારતવર્ષમાં અજોડ અને વિશાળ મનાય છે.

સને ૧૯૩૬ મા એક સાહસિક જર્મનના ભાગમાં "ઇન્ડીયન સ્ટાન્ડર્ડ મેટલ વર્કસ" શરૂ કર્યું ભારતભરમાં આવું સાહસ પ્રથમ જ હતું. સને ૧૯૩૯ મા સુરમાની ધાતુ (એન્ટીમની) જે ભારતમા પહેલી જ વાર શોધાયેલી ધાતુ–તે ખાણનું કાર્ય પરિ. છોટાલાલભાઇના ભાગમાં ૬૦ વર્ષના લીઝથી ખાણ રાખી શરૂ કર્યું. જે ખાણ પાકીસ્તાનની સરહદ નજીક, ઉત્તર હિન્દમા પેશાવરથી ૨૫૦ માઈલ દૂર આવેલ ચિત્રાલમા છે. તેની ભારત માટે તેમણે એકલા જ વ્યાપાર કરવાની મોનોપોલી મેળવી આ મહાન સાહસ શરૂ કર્યું હતું 'વાયરનેલ્સ' તારની ખીલીઓ બનાવવાનું કારખાનું પણ તેમણે કર્યું છે. સને ૧૯૪૦માં શ્રી જયંતિલાલ સ્વર્ગવાસી થતા બધા કારખાનાનો વહિવટ પોતે સંભાળી લીધો તેમના સ્મરણાર્થે કપડવંજમાં "જયંત મેડીકલ સાર્વજનીક હોસ્પીટલ" ખોલી. તે ખાતે ૬૦ હજારનું ટ્રસ્ટ કર્યું તથા બીજો તમામ ખર્ચ આપવા માંડ્યો

અજબ હિંમત, કાબેલિયત આત્મશ્રદ્ધાભર્યો આત્મા જયારે સાહસિકતા ગણિત–આકડા ગણત્રી અને યાત્રિક કૌશલ્ય મેળવે છે ત્યારે તે શુ ન કરી શકે ?–ક્રોડાપતિ પણ બને છે. જેમ નરના નરોત્તમ બને તેમ શ્રી. ચીમનભાઈ શ્રીમંત થવા છતા સરલ, શાત, નમ્ર, ઉદાર કેળવાયેલ છતા ધર્મિષ્ઠ અને પ્રભુભક્ત છે.

સં. ૧૯૯૯મા કપડવંજમા જૈનશાસનના યુગપુરુષસમા પૂ૦ સાગરાનંદસૂરિજીની નીશ્રામા ભારતના સંઘોને નિમંત્રી શ્રી નવપદજી આંબેલની ઓળી કરાવવામા આવેલી. તેમા મહામહોત્સવપૂર્વક અનેક રચનાઓ–સુશોભનો બનાવી આ ઉત્સવમા આવેલ પંદર હજાર માણસોની મેદનીમા જે આરાધના કરાવેલી તે કપડવંજના ઇતિહાસમા ૫૦૦ વર્ષમા પ્રથમ વાર જ થયેલ, જેમા શ્રી ચીમનભાઇએ પોણો લાખ રૂપીઆ ખરચી ઔદાર્ય દાખવેલું.

આવા ધર્મ લક્ષ્મી દક્ષતા ઔદાર્ય ને સાદાઈથી શોભતા શ્રી. ચીમનલાલભાઇ પોતાની જ્ઞાતિ અને નગર, મુંબઇ અને અન્યત્ર એક અગ્રગણ્ય વ્યક્તિ બન્યા છે

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી વિરચિત આ મહાન્ ગ્રંથના પ્રકાશનમા તેમણે અઢી હજાર રૂપિઆ આપી–પેટ્રન બની જ્ઞાન–ભક્તિ કરેલ છે આવા સુંદર હૃદયવાળા ઔદાર્યવાન મહાશયને શ્રી૦ અ. જ્ઞા. પ્ર મંડળ સાભાર અભિનન્દે છે અને તેમનું દીર્ઘાયુ વાછે છે.

મંત્રીઓ.

ॐ

# आमुख

सम्यग्दर्शनशुद्धं यो ज्ञानं विरतिमेव चाप्नुवति ।
दुःखनिमित्तमपीदं तेन सुलब्धं भवति जन्म ॥
जन्मनि कर्मक्लेशैरनुबद्धेऽस्मिन् तथा प्रयतितव्यम् ।
कर्मक्लेशाभावो यथा भवत्येष परमार्थः ॥

તત્ત્વાર્થકારિકા—શ્રીમદ્ ઉમાસ્વાતિવાચક

" સમ્યગ્દર્શનપૂર્વક જે મનુષ્ય જ્ઞાન અને વિરતિને પ્રાપ્ત કરે છે તે પોતાનો જન્મ દુઃખનું કારણભૂત હોવા છતા સફળ કરે છે; ક્લેશોવડે સંકળાયલા આ માનવ-જન્મમાં તેવી ( પ્રશસ્ત ) રીતે કર્મયોગ આચરવો જેથી કર્મરૂપ ક્લેશનો ( સદંતર ) અભાવ થાય. "

જૈનદર્શનમાં શ્રીમદ્ ઉમાસ્વાતિવાચકે **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**— એ સૂત્રવડે આત્માની સ્વતંત્ર મુક્તિ સમ્યગ્દર્શન–જ્ઞાન અને ચારિત્રના વિશાળ માર્ગના અવલંબનવડે સાધ્ય ગણી છે; વ્યવહાર અને નિશ્ચયરૂપ સ્યાદ્વાદના વિશ્વવ્યાપી ( Cosmic ) સિદ્ધાંતવડે જૈનદર્શનનો રથ બે ચક્રોવડે ગતિમાન ગણેલ છે; વ્યવહારથી સમ્યગ્દર્શન તે સત્ય દેવ, ગુરુ અને ધર્મની શ્રદ્ધા છે, વ્યવહારથી સમ્યગ્જ્ઞાન તે ભાવશ્રુતરૂપ જિનાગમોનું જાણપણું છે, અને વ્યવહારથી ચારિત્ર તે શુભ આચારોમાં પ્રવર્તન છે; જ્યારે નિશ્ચય સમ્યક્ત્વ તે જડ અને ચૈતન્યની વહેંચણીની અંતરાત્મા તરીકેની અચળ શ્રદ્ધા છે, નિશ્ચયજ્ઞાન તે જડ અને ચૈતન્યનાં ભિન્ન સ્વરૂપો અને પ્રકૃતિઓનું જાણપણું અને તે જાણી કર્મપ્રકૃતિરૂપ જડ પદાર્થો ઉપર આત્માએ પુરુષાર્થદ્વારા કેવી રીતે વિજય મેળવવો તે જાણી લેવાનું છે, અને નિશ્ચય ચારિત્ર તે વાસનાઓ ઉપર વિજય મેળવીને પોતાના આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવાની છે; શ્રદ્ધાબળ જ્ઞાનબળ અને ચારિત્રબળ એ ત્રણે બળો વ્યવહાર–નિશ્ચયમય ગણાય છે; આત્માની સ્વતંત્ર મુક્તિ ઇચ્છતા મનુષ્યે વ્યવહારમય જીવન સાથે નિશ્ચયબળવાળા જીવનને જોડી દેવું જોઈએ; તેથી જ સ્વ૦ ઉપાધ્યાયજી શ્રી

યશોવિજયજી મહારાજે કહ્યું છે કે–" નિશ્ચયદૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર; પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર."

વ્યવહાર અને નિશ્ચય બન્ને નયોને ગૌણ મુખ્ય રાખી પ્રવૃત્તિ કરતાં વસ્તુનો યથાર્થ બોધ થાય છે અને શુભ કર્મયોગ વિસ્તાર પામે છે; જે વખતે વ્યવહારની મુખ્યતા હોય ત્યારે નિશ્ચયની ગૌણતા હોય અને જે વખતે નિશ્ચયની મુખ્યતા હોય ત્યારે વ્યવહારની ગૌણતા હોય; આમ બન્નેય દૃષ્ટિઓમાં જે વખતે જેની જરૂરીઆત હોય ત્યારે તેનો ઉપયોગ બીજી દૃષ્ટિનો તિરસ્કાર કે અપલાપ નહિં કરતાં સમભાવની સાપેક્ષ દૃષ્ટિએ કરવામા આવે છે ત્યારે વસ્તુ તત્ત્વનો યથાર્થ અનુભવ થાય છે; જે વ્યવહાર નિશ્ચય તરફ લઈ જતો નથી તથા નિશ્ચયના અનુભવમાં મદદગાર થતો નથી તે વ્યવહાર શુભ કે શુદ્ધ વ્યવહાર નથી; જો વ્યવહારને આપણે સુતરરૂપ માનીએ તો નિશ્ચય તેનાં બનેલાં કપડાંરૂપ છે; મતલબ કે વ્યવહાર કારણ છે અને નિશ્ચય કાર્ય છે–આ જૈનદર્શનના નયવાદનું રહસ્ય છે.

જીવો અનંત છે અને બધા સુખને ચાહે છે; સુખની કલ્પના પણ બધાની સરખી નથી; છતાં વિકાસના ( Evolution ) ઓછા વધતા પ્રમાણમાં પ્રાણીઓના અને એમના સુખના સંક્ષેપમા બે વર્ગ કરી શકાય છે; પહેલા વર્ગમાં અલ્પવિકાસવાળા પ્રાણીઓનો સમાવેશ થાય છે, બીજા વર્ગમાં મનુષ્યજીવનવાળા અધિક વિકાસવાળા પ્રાણીઓ આવે છે; તેમાં પણ પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી આર્યકુલ, મનુષ્યજન્મ, પંચેન્દ્રિય સંપૂર્ણતા, જિનધર્મ, સદ્‌ગુરુસમાગમ અને સદ્‌જ્ઞાનની પ્રાપ્તિમાં પ્રગતિ કરી રહેલા માનવો બાહ્ય અર્થાત્ ભૌતિક સાધનોની સંપત્તિમાં સુખ ન માનતાં ફક્ત આધ્યાત્મિક ગુણોની પ્રાપ્તિમાં જ સુખ માને છે અને તે આધ્યાત્મિક ગુણોની પ્રાપ્તિ માટે દાન, દયા, પરોપકાર, સત્ત્વપ્રેમ, સ્વાર્થત્યાગ, જિનભક્તિ, બ્રહ્મચર્ય, સામાયિક, પ્રતિક્રમણ, પોષધ, સર્વજ્ઞપ્રણીત શાસ્ત્રજ્ઞાન, તપશ્ચર્યા અને મનુષ્યસેવા વિગેરે સદાચારોથી પોતાની અને પરની ઉન્નતિ માટે પ્રવૃત્તિશીલ રહે છે અને એ રીતે શુભ કર્મયોગી બને છે; પહેલું સુખ પરાધીન છે જ્યારે બીજું સુખ સ્વાધીન છે; પરાધીન સુખને કામ અને સ્વાધીન સુખને ધર્મ કહેવાય છે; તેથી જ ધર્મનું વાસ્તવિક લક્ષણ છેવટે આત્મસ્વરૂપની પ્રાપ્તિરૂપે કહેવામાં આવ્યું છે; તે શુભ કર્મયોગ કરતાં કરતાં સધાય છે, આત્મા ઘડાતા ઘડાતાં તૈયાર થાય છે અને છેવટે શુદ્ધકર્મયોગમા પલટાતા સર્વકર્મથી મોક્ષ થાય છે–આ જાતનો વિકાસક્રમ ( Evolution-theory ) સર્વજ્ઞોએ પ્રબોધેલો છે.

મનુષ્યનું સાચું મહનીય જીવન આધ્યાત્મિક જીવન છે; જૈનદર્શનની પરિભાષા

અનુસાર ' આવીચિમરણ ' દરેક ક્ષણે પ્રત્યેક મનુષ્યમા થઇ રહેલું છે. મતલબ કે જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ પૂર્વબદ્ધ આયુષ્યની ક્ષણો ઓછી થતી જાય છે; આવી પરિસ્થિતિમા જો કે બાહ્ય દશ પ્રાણો ધારણ કરતો મનુષ્ય જીવન્ત દેખાય છે પરંતુ વિભાવદશામાં જેટલે અંશે જીવન વ્યતીત થતું હોય છે તે વાસ્તવિક જીવન કહી શકાતું ન હોવાને અંગે આત્માભિમુખ જીવનને જ વાસ્તવિક જીવન કહેવામાં આવ્યું છે.

પ્રસ્તુત માનવ જન્મ કે જે પૂર્વપુણ્યના પ્રાગ્ભારથી પ્રાપ્ત થયેલ છે તેની સફળતા તેને યોગ્ય સાધનોની પસંદગીમાં છે; પ્રત્યેક વસ્તુની સિદ્ધિમાં નિમિત્ત અને ઉપાદાન બે કારણો હોય છે. આત્મા એ ઉપાદાન કારણ છે અને શુભ કાર્યો જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય વિગેરે નિમિત્ત કારણો છે; સાધન તેવું સાધ્ય અને કારણ તેવું કાર્ય એ સૃષ્ટિના નિયમાનુસાર મનુષ્યે શુભ સાધનો મેળવી ક્રિયામા મુકી તદનુસાર પુરુષાર્થપૂર્વક સાધ્યબિંદુ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

અનાદિકાળથી પ્રત્યેક આત્મા આ સંસારમાં રઝળતો આવ્યો છે. જૈનદર્શનનાં તત્ત્વોનો અદ્ભુત યોગ પામી તેની જીવનદૃષ્ટિ ઉઘડે છે; ઉપમિતિભવપ્રપંચા કથાકારના વચનાનુસાર સમ્યક્ત્વરૂપ તત્ત્વપ્રીતિકર પાણી, સદ્જ્ઞાનરૂપ વિમલાલોક અંજન, અને સચ્ચારિત્રરૂપ પરમાન્ન, ધર્મબોધકર–સદ્ગુરુદ્વારા મળે છે ત્યારે સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્રરૂપ ગુણો વિકાસ પામે છે. આ ત્રણે ગુણોનો સંપૂર્ણ વિકાસ તે મોક્ષ. તેની પ્રાપ્તિ માટે વિકાસક્રમના નિયમાનુસાર આત્માએ અશુભ વ્યવહારમય–ભૌતિક સ્વાર્થવાળાં કર્મોને તજીને પારમાર્થિક શુભ વ્યવહારમય–સ્વપર ઉપકારી કર્મોમાં લાગી જવું જોઇએ. આ ચતુર્થ પંચમ ગુણસ્થાનકની પરિસ્થિતિ છે; તે પછી ગુણસ્થાનકો તરફ પ્રગતિ કરતા આત્મબળનો વિકાસ થતાં થતાં શુદ્ધ વ્યવહારનાં કર્મો છઠ્ઠા સાતમા ગુણસ્થાનકથી શરૂ થાય છે અને ચૌદમે ગુણસ્થાનકે પૂર્ણ થાય છે. પુણ્યાનુબંધી પુણ્ય એવી વસ્તુ છે કે જે આત્માને પ્રથમ અશુભ–પાપમય સ્વાર્થ માટે થતાં કર્મોથી–દૂર કરી પુણ્યમય કાર્યોમાં જોડતાં જોડતાં પરિણામે પુણ્યકર્મ કે જે સુવર્ણ શૃંખલારૂપ મનાય છે તે આત્માનો પુરુષાર્થ પ્રબળ થતાં સ્વતઃ છૂટી જાય છે અને મુક્તિરૂપ સાધ્ય પ્રાપ્ત થાય છે. જેમની એવી માન્યતા હોય કે " પુણ્ય પણ સુવર્ણબેડીરૂપે આત્માને કર્મબંધ કરાવે છે માટે તેની જરૂર નથી એટલે કે પુણ્ય કાર્યો પણ પાપકાર્યોની જેવાં જ કર્મબંધની દૃષ્ટિએ નુકશાનકારક હોઇ કરવાના નથી" તેઓ ગંભીર ભૂલ કરી રહ્યા છે અને જૈનદર્શનના આત્માના વિકાસક્રમના રાજમાર્ગને બરાબર સમજી શકયા નથી એમ કહેવું યથાર્થ અને નિર્વિવાદ છે; તેઓ વળી એમ પણ કહે છે કે " જડ

એવી પુણ્યપ્રકૃતિથી શું ચૈતન્યમય અરૂપી આત્મ ગુણો પ્રકટે ? " તેના પ્રત્યુત્તરમાં જણાવવું ચોગ્ય થઇ પડશે કે " નિરંજન નિરાકાર સિદ્ધ પરમાત્મા શ્રી વર્ધમાન-સ્વામીની જડ–રૂપી પ્રતિમા તેમજ ' સમયસાર ' જેવા જડ–રૂપી ગ્રંથો અને તેના મૂર્ત અક્ષરો જો આત્માના અરૂપી દર્શન, જ્ઞાન, ચારિત્ર વિગેરે ગુણોના વિકાસકર્તા મનાતા હોય તો પુણ્યપ્રકૃતિ પણ મનુષ્ય જન્મ, શારીરિક, માનસિક અને બૌદ્ધિક સંપત્તિ, પંચેંદ્રિય સંપૂર્ણતા, ઉપદેશ આપવાની અને સાંભળવાની શક્તિઓ અને સવળો પુરુષાર્થ વિગેરે સાનુકૂળતા આપે છે અને તે તે સાધનોના નિમિત્તદ્વારા આત્મિક સાધ્ય તૈયાર થાય છે "–આ રીતે પુણ્યાનુબંધી પુણ્ય કારણરૂપ બની આત્મિક અરૂપી ગુણોના સંપૂર્ણ વિકાસ કરવામાં અમોઘ સહાયક બની શકે છે; શ્રી તીર્થંકર પરમાત્મા પણ પુણ્યાનુબંધી પુણ્ય પ્રકૃતિના બંધથી જ **तिन्नाणं तारयाणं** રૂપે પોતાના આત્માનો અને ' સવિજીવ કરું શાસનરસી 'ની પૂર્વજન્મની ઉત્કટ ભાવનાવડે અન્ય ભવ્યાત્માઓને–પોતે બાંધેલી અદ્ભુત પુણ્યપ્રકૃતિના ચોગથી જ આ સંસારસાગરથી ઉદ્ધાર કરી શકયા છે. શ્રીમદ્ **દેવચંદ્ર**જીએ પણ સ્તવનમાં કવન કર્યું છે કે " અપ્રશસ્તતા રે ટાળી પ્રશસ્તતા, કરતાં આશ્રવ નાસેજી; સંવર વાધે રે સાધે નિર્જરા, આત્મસ્વભાવ પ્રકાશેજી. "

**માનવ**જીવનમા અન્ય પ્રાણીઓનો ભોગ લેવા માટે શક્તિ વાપરવાની નથી પરંતુ અન્ય પ્રાણીઓ માટે આપભોગ આપવામાં શક્તિનો સદુપયોગ કરવાનો છે–તે ધ્યેય હમેશાં સામે રાખી પ્રગતિ કરવાની છે. મનુષ્યે પોતાના વિકાસમાં મા–બાપ, કુટુંબ, શિક્ષક, સમાજ, દેશ, સદ્ગુરુ અને વિશ્વનાં નાનાં મોટાં અનેક પ્રાણીઓની સેવા લીધી છે જેથી જીવન કેવળ અંગત હોઇ જ ન શકે; મનુષ્ય વિશ્વ જીવો સાથે સંકળાયલો છે–આ માન્યતા રાખી–અવ્યક્ત સત્યને સન્મુખ રાખી પ્રત્યેક સમયે અને પ્રસંગે વર્તવું; આથી અશ્રદ્ધાનો વાયુ આપણી જીવનનૌકાને નહિં ડોલાવી શકે; સમજણપૂર્વકની શ્રદ્ધા સાથે મનુષ્યની પ્રત્યેક ક્રિયા વિવેકમય બનશે જેથી મનુષ્ય જીવન પોતાની જાત ઉપરાંત વિશ્વની જાતને પણ સહજ ઉપયોગી બની રહેશે–આવી ભાવના અને કર્તવ્ય એ કર્મયોગની ભૂમિકા છે.

( શુભ ) **કર્મ**યોગ હૃદયમા અધ્યાત્મનું તેજ પાડી હૃદયને ઉન્નત બનાવે છે; મનુષ્યો પોતાના આત્માને ઓળખે તો પાપપ્રવૃત્તિના ચક્રમા ચડાવેલા પોતાના આત્માને શાંતિ આપવા સત્કાર્યોમાં અવિરત લાગી રહી, આત્મસંતોષનું આવાહન કરી શકે; મનુષ્ય પોતાના જીવન ઉપર ધારે તો પ્રકાશ પાડી શકે; પ્રમાદથી પ્રયત્ન ન કરે તો પોતાને અજ્ઞાન–અંધકારમા પણ રાખી શકે છે; જેમણે પોતાની જિંદગીનો અમૂલ્ય

સમય ગુમાવવા માટે એકાંત પથારીમા બે અશ્રુ ઢાળ્યાં નથી અથવા જેમણે પોતાના આત્માને ઓળખવા માટે અંતરમાં કાંઇ પણ વિચાર કર્યો નથી તેવા મનુષ્યો ઉત્તમ જિંદગીને હારી જાય છે.

"મનુષ્યો આત્માની વાસ્તવિકતાને પીછાણી શકતા નથી એ પૂર્વજન્મના કર્મોનું આવરણ છે; માનવી કોઈ કુદરતની અને સમાજની અસહાય કૃતિ નથી; મનુષ્ય શક્તિનો સદુપયોગ કરે તો તે આધ્યાત્મિક જીવનનો સંદેશવાહક છે; વિશ્વ ઇતિહાસના નાટકમાં તે અગત્યનો ભાગ ભજવે છે અને આસુરી શક્તિને તાબે થયા વિના તે શુભ કર્મો કરે છે અને પોતે જ પોતાના ગુણોનો વિકાસ કરી શકે છે; આધ્યાત્મિક જીવન માટે તેણે અવિશ્રાંત યુદ્ધ ચલાવવાનું છે. કારણ આત્માનું બળ અધ્યાત્મવાદમાં છે."—આ સર રાધાકૃષ્ણના શબ્દો તરફ વિચારીએ છીએ ત્યારે આ૦ શ્રી બુદ્ધિસાગરજીનું આધ્યાત્મિક અને યોગીજીવન પોતા માટે અને પર માટે કર્મયોગનું વિપુલ સાહિત્ય સર્જવાની શક્તિ પ્રાપ્ત કરે તેમાં આશ્ચર્ય નથી.

"માત્ર ભૂતકાળ તરફ મોઢું રાખી જોનાર ચેતનહીન છે; આજમાં જીવનાર પ્રાણવાન અને એથી યે વિશેષ આવતીકાલમાં જીવનાર વધારે પ્રાણવાન; ગતભૂતકાળનો લાભ ઉઠાવવો જરૂરી છે પણ જોવું તો ભાવિ તરફ અને જીવવું વર્તમાનમાં"—આ પં૦ જવાહીરલાલના શબ્દો તરફ વિચારતા સ્વ૦ શ્રી બુદ્ધિસાગરસૂરિજીએ જૈનજીવન વર્તમાનમાં કેવું આચરવું, ભૂતકાળની સાહસિક કર્મવીર અને ધર્મવીર વ્યક્તિઓનાં દૃષ્ટાંતોને આદર્શ તરીકે રાખવા અને ભવિષ્યમાં કેવું જીવન ઘડતા રહેવું—એ આ કર્મયોગ ગ્રંથમાં સુંદર રીતે પ્રતિપાદન કરેલું છે; એમણે પોતાના એક અન્ય ગ્રંથમાં કહ્યું છે કે—"રાજા સકલ માનવ થશે, રાજા ન અન્ય કહાવશે; બુદ્ધયબ્ધિ પ્રભુ મહાવીરનાં, તત્ત્વો જગત્માં વ્યાપશે."—આ તેમની માનસજન્ય આર્ષદૃષ્ટિ (Psychogenic Clairvoyance) વર્તમાનમાં સાચી પડેલી જોઇ શકીએ છીએ.

પ્રસ્તુત **કર્મયોગ** ગ્રંથ સ્વ૦ પૂ૦ આ૦ શ્રી બુદ્ધિસાગરજીએ સ્વતઃ સર્જન (Self-Creation) કરેલો છે, આ ગ્રંથમાં કર્મપ્રકૃતિઓનાં બંધ ઉદય ઉદીરણા સત્તા વિગેરેની હકીકત નથી પરંતુ લો૦ મા૦ [1]તિલકે જેમ ભગવદ્ગીતા ઉપર કર્મયોગનું

---

૧ સ્વ૦ આ૦ શ્રી બુદ્ધિસાગરજીના કર્મયોગ ગ્રંથના છપાતાં છુટાં ફોર્મો લો. મા શ્રી તિલકને જોવા મોકલાયા પછી તેમનો પ્રત્યુત્તર પ્રસ્તુત કર્મયોગ ગ્રંથ માટે આ રીતે હતો—

Had I known in the beginning that you are writing this Karmyoga, I would not have written mine—etc

Mandley Jail-(Sd) B G Tilak.

વિવેચન માંડલેની જેઇલમાં લખ્યું હતું તેને લગતો જૈનદૃષ્ટિએ કર્મયોગ છે; 'મહાનલ! એક જ દે ચીનગારી' એ મહાકવિના વાક્યાનુસાર 'આત્મજાગૃતિ'પૂર્વક તમામ શુભ અનુષ્ઠાનો પરોપકાર દૃષ્ટિએ અને આત્મોન્નતિની દૃષ્ટિએ કરવા—એ આ કર્મયોગ ગ્રંથનું રહસ્ય છે. આ કર્મયોગગ્રંથમાં સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની કરણીની નિશ્ચયથી મુખ્યતા છે અને વ્યવહારથી પણ પરોપકારી કાર્યો કરવાનો ધ્વનિ છે; સાંસારિક-ગૃહસ્થોનાં કાર્યોમાં પણ નિરાસક્તિપૂર્વક જ્ઞાનબળ, વિદ્યાબળ, શરીરબળ, ક્ષાત્ર-ધર્મબળ, વૈશ્યકર્મબળ, લક્ષ્મીબળ, સત્તાબળ, ત્યાગબળ અને અધ્યાત્મબળ, વિગેરે બળોની ઉન્નતિ કરવાની પ્રેરણાઓ (Intutions) છે; આ કર્મયોગદ્વારા ભક્તિયોગ જ્ઞાનયોગ ચારિત્રયોગ તપયોગ અને ધ્યાનયોગ વિગેરેનો અર્થાત્ આત્મગુણોના વિકાસ માટે તમામ પ્રશસ્ત અનુષ્ઠાનોનું વિસ્તારપૂર્વક વિવેચન કરવામાં આવ્યું છે; અન્ય સમાજની ઉન્નતિનાં કારણો દર્શાવીને જૈન સમાજ કેમ ઉન્નત બને ? અને તે પણ રાજકીય સામાજિક અને ધાર્મિક દૃષ્ટિએ તે બાબતમાં લેખકશ્રીએ પાનાંના પાનાંઓ ભરી અસ્ખલિત પ્રવાહ વહેવડાવ્યો છે.

आत्मना विंदते वीर्यं-विद्यया विंदतेऽमृतं—એ સ્વ૦ શ્રી અરવિંદ ઘોષના વાક્યાનુસાર શ્રી **બુદ્ધિસાગરજીએ પોતે જીવનપર્યંત કર્મયોગ સાધ્યો છે** અને લગભગ ૧૦૮ ગ્રંથો **પોતાના જીવનમાં સર્જનપૂર્વક રચનાત્મક કાર્ય કરી ભવિષ્યની પ્રજાને કર્મયોગ સાધવાનું દૃષ્ટાંત પૂરું પાડ્યું છે.** એમણે કર્મયોગનો પ્રત્યક્ષ અનુભવ કરી જૈનસમાજમાં સુપ્ત થઇ રહેલી કર્મયોગની વ્યાખ્યાને વિશ્વવ્યાપી (Cosmic) રોચક સ્વરૂપમાં આપણી સમક્ષ રજૂ કરી છે. એમની આ વિચારોની સક્રિય અસર જૈનસમાજમા પુનરુજ્જીવિત થશે એ નિઃશંક હકીકત છે; 'કર્મયોગિન્' નામનું ઘણા વર્ષો પહેલાં પત્ર ચલાવનાર સ્વ. શ્રી અરવિંદઘોષે સર્જન–વિચારશક્તિ ઉપર નીચેનું કાવ્ય રચેલું છે તે પ્રસંગોપાત્ત કર્મયોગ ગ્રંથના લેખકશ્રીને અલ્પ સ્વરૂપમાં પણ સમજવા માટે ઉપયોગી થઇ પડશે.

Upon truth solid Rock there stands,
A Thin-walled Ivory Tower,
Built light but strong by Fairy hands,
With thoughts Creative Power.

" સત્યના નક્કર ખડક ઉપર પાતળી દિવાલવાળો દાંતનો મિનારો ઊભો છે. આ મિનારો બહુ ઊંચે આવેલ છે; વિચારોની સર્જનાત્મક દૈવી શક્તિવડે કર્મયોગનાં નિર્માણથી તે મિનારો મજબૂત બનેલો છે. "

કર્મયોગનો અર્થ મન વચન કાયા સાથે શુભ કાર્યોને જોડીને આચરવારૂપ છે; માનવ જીવન પામી ગૃહસ્થ તરીકેનું અને સાધુ જીવનનું શું શું કર્તવ્ય છે અને તે કર્તવ્યને સ્વાર્થની દરકાર કર્યા વગર પરમાર્થ દૃષ્ટિએ નીડરપણે કેવી રીતે બજાવવું જોઇએ ? ક્યા ક્યા કર્તવ્યમાં લાભાલાભ શું છે ? આત્માને લાભ અલ્પ હોય અને હાનિ ‘ આધ્યાત્મિક દૃષ્ટિએ ’ વિશેષ હોય તે શુભ કર્મો નથી પરંતુ અલ્પ હાનિ હોય અને વિશેષ લાભ હોય તે કર્મો વ્યાવહારિક દૃષ્ટિએ તેમજ નિશ્ચયદૃષ્ટિએ સમ્યક્ત્વપૂર્વક આચરવાનું તેઓશ્રી કહે છે અને તે રીતે આત્મા પોતાની ઉન્નતિ અને પ્રગતિ તરફ ગતિમાન થાય છે તેમ તેમનું વારંવાર કથન છે. સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય આત્મા તરફ દૃષ્ટિ રાખીને સાંસારિક કાર્યો કરે તેમાં અલ્પહાનિ અને વિશેષ લાભ આત્માને માટે મેળવતો જાય છે કેમકે સંવેગ નિર્વેદાદિક સ્વરૂપ અને સંસારની અનિત્યતાનું સ્વરૂપ સમજ્યા પછી તેની પ્રવૃત્તિનું ધ્રુવબિંદુ મુક્તિ તરફ ફેરવાઇ ગયું હોય છે પરંતુ ચારિત્રબળની અલ્પતા હોવાથી સાંસારિક કાર્યો તેને કરવાં પડે છે તેમાં બંધ અલ્પ હોય છે; સકામનિર્જરા અહીંથી શરૂ થાય છે; લક્ષ્યબિંદુ મુક્તિનું હોવાથી પુણ્યાનુબંધી પુણ્યનાબંધ સાથે સકામનિર્જરા થતી હોવાથી છેવટે તે પુણ્ય પરંપરાએ મુક્તિ અપાવે છે.

શ્રી કૃષ્ણ અંતરાત્મા ક્ષાયિક સમ્યક્ત્વધારી હતા છતાં કૌરવોની અનીતિનો ધ્વંસ કરવા તથા જગત્ માટે સત્યનો વિજય દર્શાવવા તેમણે અર્જુનને નિરુપાયે યુદ્ધનો આદેશ આપ્યો, પ્રથમ તીર્થંકરશ્રી ઋષભદેવજીએ યુગલિક ધર્મનું નિવારણ કરી સૃષ્ટિકર્મની વ્યવસ્થા ગૃહસ્થાવાસમાં સર્જન કરી, શ્રી નેમનાથજી શ્રી કૃષ્ણને બચાવવા જરાસંધ સાથે યુદ્ધ કરવા રણક્ષેત્રમાં આવ્યા, શ્રી શાંતિનાથજી, કુંથુનાથજી, અરનાથજી ત્રણે તીર્થંકર ચક્રવર્તીઓને ગૃહસ્થાવાસમાં ચક્રવર્તીપદ સાધવા યુદ્ધો કરવા પડ્યાં, શ્રી મહાવીરના વિદ્યમાનપણામાં બાર વ્રતધારી ચેડા મહારાજાએ પણ પોતાનાં વ્રતો સાચવીને બાર વર્ષ પર્યંત અનીતિનો પ્રતીકાર કરવા માટે યુદ્ધ કર્યું, દ્વાદશવ્રતધારી કુમારપાળ મહારાજા પણ પોતાના વ્રતોમાં જરાપણ સ્ખલના નહિં લાવતાં યુદ્ધમાં જતા, શ્રેણિક વસ્તુપાળ અને વિમળશાહે રાજ્યપદ, પ્રધાનપદ અને દંડનાયકપદોને દીપાવ્યાં હતાં, ઉદયનમંત્રી ઉદાયી ચંડપ્રદ્યોત અશોક ચંદ્રગુપ્ત અને [1]ખારવેલ વિગેરે વ્રતધારી જૈનો છતાં એમણે પોતપોતાના સ્થાનને વ્યવહાર દૃષ્ટિએ

---

૧ ખારવેલ કલિંગદેશના જ્યોતિર્ધર જૈન ચક્રવર્તીરાજા હતા; ખંડગિરિમા હાથીગુફાના લેખમા તેનો ઇતિહાસ છે; આ શિલાલેખની ભાષા પ્રાકૃતભાષાની અંદર સંસ્કૃત બ્રાહ્મીલીપિમા કોતરેલી છે; એમનો દિગ્વિજય બાર વર્ષનો હતો; આ શિલાલેખ મ૦ વિદ્યામહોદધિ શ્રી કાશીપ્રસાદ જાયસ્વાલે ( એમ. એ ) ઘણી મહેનતે ઉકેલ્યો છે; ભારતવર્ષનો આ સૌથી જૂનો શિલાલેખ છે;

યથાર્થ ન્યાય આપ્યો અને કર્તવ્યપરાયણ બની कम्मे सूरा ते धम्मे सूरा-શૂરવીરતા-પૂર્વક વ્યાવહારિક અને આત્મિક બન્ને કાર્યો સિદ્ધ કર્યાં.

આ સર્વ પ્રાચીન દૃષ્ટાંતો જણાવે છે કે જૈનો માત્ર નિવૃત્તિપરાયણ નહોતા પણ નિવૃત્તિમાર્ગમા અનેકાનેક શુભ પ્રવૃત્તિઓ કરતા હતા. ક્ષત્રિયો અને વૈશ્યો પોતપોતાને ઉચિત કર્તવ્ય-ધર્મ બજાવતા હતા. મોક્ષનુ સાધ્ય રાખી ધર્મ, અર્થ અને કામનું ઉપાર્જન કરતા હતા; નિવૃત્તિનું સાધ્યબિંદુ રાખી શુભ પ્રવૃત્તિ પરાયણ રહેતા હતા. શુભ, અશુભ અને શુદ્ધ તેમજ લાભ અને અલાભની તુલના કરી પોતાનું સમ્યકૃત્વ-દેવ ગુરુ અને ધર્મની શ્રદ્ધા અચળ રાખી તથા ચારિત્રબળવડે વ્રતોને અનામત રાખી વિવેકપૂર્વક યુદ્ધમાં પણ પ્રવર્તતા અને એ રીતે પ્રવૃત્તિ-પરાયણ કર્મ યોગી બનતા; જૈનોની અહિંસા એ નિર્માલ્યપણાની અહિંસા નથી; કેમકે ચોથા પાચમા ગુણસ્થાનકની દૃષ્ટિને અનુકૂળ અહિંસા સત્ય અચૌર્ય બ્રહ્મચર્ય અને અકિંચનપણાની મર્યાદા ઓછામાં ઓછા સવાવસાની જાળવી શકાય છે; હેતુ-હિંસા, અનુબંધ હિંસા અને સ્વરૂપ હિંસાનું જે સ્વરૂપ જૈનદર્શનમા છે તેને અનુસરીને જૈનદર્શનમા અહિંસા સત્ય વિગેરેની વ્યાખ્યા છે; લો. મા. તિલકે ઇ. સ. ૧૯૧૭ મા માંડલે જેઇલમા લખેલા ગીતા કર્મયોગમાં મનુષ્ય પોતાના જીવનમાં સંપૂર્ણ અહિંસા કે સત્ય પાલન કરી શકે કે કેમ ? તે સંબંધમાં કર્મ-

---

તેમા લખ્યુ છે કે (કુમારીપર્વત-ખડગિરિ ઉપર જ્યા આ લેખ છે) અહી ધર્મવિજયનુ ચક્ર પ્રવર્ત્યું હતુ-એનો અર્થ એવો છે કે ભગવાન મહાવીરે પોતે ત્યા ધર્મનો ઉપદેશ કર્યો હતો. પતંજલિ ઋષિનો પણ ખારવેલ લગભગનો સમય છે, આ ચક્રવર્તીના સમયમા પહેલા વર્ષમા પાંત્રીશ લાખ જૈનોની વસ્તી કલિંગમા વસતી હતી, શિલાલેખ ૧૫ ફૂટથી સહેજ વધારે લાંબો અને પાચ ફૂટથી સહેજ વધારે પહોળો છે; ખારવેલનુ બીજુ નામ ભિખ્ખુરાજ હતુ, જૈન શ્રમણોની પરિષદ્ ખારવેલના સમયમા કુમારીપર્વત ઉપર મળી હતી. આ સમ્રાટ્ ચેદી વશના હતા; એમના વખતમા જિનમૂર્તિ અને જિનમદિરોનો ઉલ્લેખ છે; કલિંગ દેશમા જૈનધર્મનો પ્રચાર હતો; જિનમૂર્તિઓ પૂજાતી હતી; કલિંગદેશમાથી કલિંગ-જિન નામની મૂર્તિ નદરાજા ઓગેસામાથી ઉપાડી ગયો હતો; ખારવેલે જ્યારે મગધ ઉપર ચડાઇ કરી ત્યારે સૈકાઓ વીત્યા પછી એનો બદલો લીધો; જિનમૂર્તિ પાછી કલિંગમા આવી ખારવેલવાળા લેખમા પહેલા નદનો નદ સવત્ ૧૦૩ છે; ઇ. સ પૂર્વે બસો લગભગ વર્ષનો સમય છે, વિક્રમ સવત્ ચારસો વર્ષ પહેલાં નદ સંવત્ નીકળી આવે છે, નદ રાજા પણ જૈન હતો. શિલાલેખમા ચોવીશમા વર્ષે ગાદી ઉપર ખારવેલ આવ્યા ત્યાર પછીના ૧૩ વર્ષમા લોકોપયોગી કાર્યોનુ વર્ણન, મગધ ઉપર ચડાઇ કરી પોતાની સત્તા સ્થાપી વિગેરે હકીકત સાથે ઉપરોક્ત જિનમૂર્તિની હકીકત છે. જૈનધર્મનો ઉલ્લેખ કરતો સૌથી પ્રાચીન આ શિલાલેખ અગત્યનો ગણાયો છે

(કલિંગનુ યુદ્ધ યાને મહામેઘવાહન રાજા ખારવેલ પુસ્તકમાથી સકલિત)

જિજ્ઞાસા પ્રકરણમાં તેમણે પુષ્કળ વિવેચન કરેલું છે. તેને અંગે છેવટે તેમને કબુલ કરવું પડયું છે કે " કુદરતના અને જગતના નિયમોથી તેમ બની શકતું નથી; જો તેમ કરવા જાય તો જગત-વ્યવહાર ચાલે નહિં-તેથી લાભ વધારે અને અલ્પહાનિવાળાં કાર્યો નિષ્કામપણે આચરતાં પ્રગતિ કરી શકાય છે." સત્ય માટે પણ જૈન દર્શનની વ્યાખ્યા-प्रियं पथ्यं वचस्तथ्यं પ્રમાણે ગીતામા લો. મા. તિલકને अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियं हित च यत् ની વ્યાખ્યા પુષ્કળ વિચારણાને અંતે સ્વીકારવી પડી છે; कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन તથા योगः कर्मसु कौशलम्-એ ગીતાના વાકયોવડે અનાસક્તિપૂર્વક વિવેક રાખી શુભ કર્મો કર્યે જવા-એ લો. મા. તિલકની વ્યાખ્યા પણ જૈન શાસ્ત્રાનુસાર સ્વ૦ શ્રી બુદ્ધિસાગરજીની—" વ્યાખ્યાને મળતી આવે છે. સ્વ૦ સૂરિજીએ પણ લો. મા. તિલકના કર્મયોગના વિચારોને અમુક અપેક્ષાએ ગુણદૃષ્ટિએ વખાણ્યા છે, લો. મા. તિલકે " સંન્યાસીઓ કર્મયોગી હોતા નથી. કર્મભ્રષ્ટ હોય છે " તેમ કહેલું છે-તે બાબતનું સ્વ૦ સૂરિજીએ પ્રસ્તાવનામા ખંડન કર્યું છે અને જૈન સાધુઓ માટે કહ્યું છે કે તેઓ ઉત્તમ કર્મયોગીઓ છે, કેમકે તેઓ ગૃહસ્થો પાસેથી આહાર-ઉપધિ અલ્પ પ્રમાણમા લઇ વ્યાખ્યાન, ઉપદેશ, તપ, આવશ્યકોનું પાલન, ગ્રંથલેખન, વ્રતપાલન અને શાસ્ત્રાભ્યાસ વિગેરે સ્વપરઉપકારી કર્તવ્યો કરી-પ્રવૃત્તિપરાયણ બની અન્ય જીવોને પુષ્કળ લાભ આપતા આવ્યા છે, તેથી તેઓ માત્ર પોતાના જ આત્માનું સાધી નિવૃત્તિ પરાયણ ન રહેતા શુભ અને શુદ્ધ પ્રવૃત્તિપરાયણ બનતા આવ્યા છે અને આવે છે.

અહિં સહજ પ્રશ્ન ઉપસ્થિત થશે કે આ. મહારાજશ્રીએ કર્મયોગ એટલે માત્ર શુભ-પ્રશસ્ત ક્રિયાઓને જ કેમ પુષ્ટિ આપી છે? તેથી એકાંતપણું ન આવી જાય? પરંતુ તેમ નથી. કર્મયોગને મુખ્ય રાખી ભક્તિયોગ જ્ઞાનયોગ ધ્યાનયોગ વિગેરેનો સમાવેશ કરી લીધો છે અને તેથી ज्ञानक्रियाभ्यां मोक्षः એ સૂત્રને યથાર્થ સિદ્ધ કર્યું છે. છ આવશ્યકોમાં નિશ્ચય અને વ્યવહાર નયો ઉતાર્યા છે; આત્માના અનંત અસ્તિ નાસ્તિ ધર્મોનું સ્વરૂપ દ્રવ્યાનુયોગની દૃષ્ટિએ રજૂ કર્યું છે અને જ્ઞાન-પૂર્વક ક્રિયા-કર્મયોગ ઉપર સ્થળે સ્થળે પુષ્કળ વિવેચનો કર્યાં છે, ચોથાથી તેરમા ગુણસ્થાનક સુધીની તમામ પ્રવૃત્તિઓ શુભ અને શુદ્ધ કર્મયોગમા ગણાવી છે અર્થાત્ કર્મનો ક્ષય કરવા માટે શુભ પ્રવૃત્તિમય કર્મયોગ સિવાય અન્ય કોઈ પ્રબળ સાધન નથી.

આ સંબંધમા તેમના વિશાળ ગ્રંથમાંથી આપણે થોડાક વિચારરત્નો ટાંકીએ અને તેમણે કેવા વિશાળ દૃષ્ટિબિંદુથી ગુર્જરભાષામા જૈન સમાજને ઉપકારી ગ્રંથ રચ્યો છે તેની કાંઇક ઝાંખી કરીએ.

(૧) શ્રી ઋષભદેવજીએ કર્મભૂમિમાં કર્મપ્રધાન ધર્મ પ્રવર્તાવ્યો છે; કર્મનો અર્થ ધર્મપ્રવૃત્તિ લેવી.

(૨) શ્રી ભરત રાજાએ બાહુબલિજી સાથે નિરાસક્તિથી ધર્મયુદ્ધ આદર્યું હતું.

(૩) સર્વ પ્રકારની પ્રગતિકારક શુભ ધર્મકર્મની પ્રવૃત્તિઓનો જુસ્સો નથી તે કોમ અને ધર્મનું નામનિશાન દુનિયામા રહેતું નથી.

(૪) ગૃહસ્થ જૈનો સ્વાધિકારે ગુણકર્માનુસારે વ્યાવહારિક તથા ધાર્મિક પ્રવૃત્તિઓમા નિરાસક્તિથી મશગૂલ રહેતા હતા તેથી તેઓ જૈન ધર્મનો વાવટો સર્વત્ર પ્રસરાવવા શક્તિમાન થયા હતા; પૂર્વે રાજકીય ધર્મ હતો તેનું મુખ્ય કારણ કર્મયોગી જૈનો હતા.

(૫) પાચે ઇંદ્રિયોના શુભાશુભ ભાવોમાં ન લેપાતાં જે નિરાસક્તપણે સ્વફરજને અદા કરે છે તે સત્ય કર્મયોગીઓ છે; શ્રી મહાવીરસ્વામીના વખતમાં ગૃહસ્થાવસ્થામાં શ્રેણિક, ચેટક વિગેરે મહારાજાઓ સત્ય કર્મયોગીઓ હતા તેમણે વ્યાવહારિક તેમજ ધાર્મિક કર્મયોગને સારી રીતે બજાવ્યો છે.

(૬) જે કોમના લોકો, જે ધર્મના લોકો, જે દેશના લોકો, જન્મભૂમિની સેવાનો, જન્મભૂમિના પ્રશસ્ત અભિમાનનો તથા ધર્માભિમાનનો ત્યાગ કરે છે તે લોકો દુનિયામાં નામર્દ, ગુલામ, બીકણ અને સ્વાર્થી બને છે અને એવા લોકો કદાપિ ત્યાગીઓ થાય છે તે તેઓ ત્યાગમાર્ગની-સંયમમાર્ગની મહત્તાને ઘટાડી દે છે અને આત્માના ગુણોને બરાબર ખીલવ્યા વિના તેઓ મુક્ત પણ થઈ શકતા નથી.

(૭) સંકુચિત દૃષ્ટિવાળા કર્મયોગીઓ કરતા વિશાળ દૃષ્ટિવાળા કર્મયોગીઓ પ્રકટાવવાની ઘણી જરૂર છે, રાજકીય બાબતોમાં ચાણક્ય જેવા ચતુર, રાજાઓમાં કુમારપાળ અશોક અને અકબર જેવા, અને વિદ્વાનોમાં શ્રી હરિભદ્રસૂરિ હેમચંદ્રાચાર્ય જેવા કર્મયોગીઓ પ્રકટાવવાની જરૂર છે, શ્રી સર્વજ્ઞ મહાવીર પ્રભુના સત્યધર્મ વિચારોને આખી દુનિયામા ફેલાવી દે એવા કર્મયોગીઓ પ્રકટાવવાની જરૂર છે.

(૮) બાહ્યકર્મો કરતાં છતા તેમા મોહનીયાદિ કર્મથી લેપાવું નહિ અને મોહનીયાદિ કર્મનો નાશ કરવો એજ કર્મયોગનું રહસ્ય છે.

(૯) સર્વ વિશ્વના મનુષ્યોવડે એકબીજાની સહાયથી સર્વ દેશો આબાદીમાં રહે અને સર્વ પ્રકારની ઉન્નતિ કરે એમ નિશ્ચય થવો જોઇએ-એવા હેતુપુરસ્સર વિશાળ દૃષ્ટિથી કર્મયોગ લખાયો છે.

(૧૦) પરમાર્થનાં કાર્યો કર્યા વગરનો કોઈ કર્મયોગી ગણાતો નથી. જે મનુષ્ય દુનિયાના મનુષ્યો પાસેથી અન્નાદિ ગ્રહણ કરે છે અને સામો કાંઈપણ ઉપકાર કરતો નથી તે મનુષ્ય કર્મયોગી બનવાને લાયક બનતો નથી; જે કર્મયોગી બને છે તે ધર્મની અને મોક્ષમાર્ગની પરંપરાઓ વહેવરાવીને તથા નિર્લેપ રહીને અંતે મોક્ષની પ્રાપ્તિ કરે છે.

(૧૧) સ્વાભાવિક નિયમ એવો છે કે જ્યા પ્રવૃત્તિધર્મ વિશેષ હોય છે ત્યાં નિવૃત્તિધર્મને આચાર્યો પ્રરૂપે છે અને જ્યાં નિવૃત્તિધર્મની વિશેષ માન્યતા હોય છે ત્યાં પ્રવૃત્તિધર્મને પ્રરૂપી બન્નેની સમતોલતા જાળવવા પ્રયત્ન કરે છે.

(૧૨) ચેટક ઉદાયી કોણિક ચંડપ્રદ્યોત અશોક ચંદ્રગુપ્ત સંપ્રતિ ખારવેલ કુમારપાળ વસ્તુપાળ વિમળશાહ વિગેરેએ પ્રવૃત્તિધર્મને સ્વાધિકારે યથાર્થ જાળવ્યો હતો તેથી જૈનશાસ્ત્રો તથા જૈનો માત્ર નિવૃત્તિમાર્ગી છે—એમ એકાંત કદાગ્રહથી કોઈ કહે તો તે શશશૃંગવત્ મિથ્યા ઠરે છે.

(૧૩) જ્ઞાનપૂર્વક ક્રિયાયોગ સેવવાથી વ્યાવહારિક તથા ધાર્મિક સર્વ પ્રકારની પરતંત્રતાનો નાશ થાય છે અને આત્માની પૂર્ણ સ્વતંત્રતારૂપ મોક્ષ મળે છે તેમ શ્રી વીરપ્રભુએ વ્યાપક અર્થની દૃષ્ટિએ 'જ્ઞાનક્રિયાભ્યા મોક્ષ·' એ સૂત્ર કહ્યું છે.

(૧૪) આર્યાવર્તમાં અસલની શક્તિઓને જાળવી રાખે અને આર્યાવર્તને આર્યાવર્તપણે રાખે એવા કર્મયોગીઓ પ્રકટાવવા માટે કર્મયોગ લખવાની જરૂર પડી છે.

(૧૫) વર્તમાન જમાનામા જૈન કોમે ચાર વર્ણોની (ગુણકર્માનુસારે) વ્યવસ્થાનો પુનરુદ્ધાર કરવો જોઇએ.

(૧૬) દેશ ધર્મ અને સમાજને વ્યવહારમાં પરસ્પર નિકટ સંબંધ છે.

(૧૭) બાહ્યોન્નતિસાધક માર્ગો સ્વધર્મમાં હોય છે; બાહ્યવ્યવહારની પ્રગતિ સહિત જ ધર્મ હોય છે, ધર્મનો અંતિમ ઉદ્દેશ નિવૃત્તિની પ્રાપ્તિ છે.

(૧૮) અમુક શાસ્ત્રમાં અમુક ક્રિયા કહી છે તે સત્ય છે અને અમુક શાસ્ત્રમાં અમુક ક્રિયા કથી છે તે અસત્ય છે એમ માની ક્લેશ ન કરતા જેનાથી સર્વપ્રકારે શુભોન્નતિ થાય તે ક્રિયાઓને સ્વાધિકારે કરવા તરફ લક્ષ્ય દેવું.

(૧૯) આત્મજ્ઞાની જો ભાવિભાવ–સ્વભાવ ઉપર વિશ્વાસ રાખી બેસી રહે તો આ જગતમાંથી પરોપકાર તત્ત્વનો લોપ થઈ જાય અને ચંદ્ર સૂર્યનો પણ લોપ થઈ જાય.

(૨૦) પ્રવૃત્તિમય નિવૃત્તિ કરતાં નિવૃત્તિમય પ્રવૃત્તિની અનંતગુણી ઉત્તમતા સિદ્ધ ઠરે છે.

(૨૧) જો શુષ્ક નિવૃત્તિપ્રધાનતાને જૈનકોમ વળગી રહેશે તો અંતે પરિણામ એ આવશે કે જૈનકોમ પોતાનું નામનિશાન દુનિયામાં રાખી શકશે નહિં.

**સંક્ષિપ્ત**માં આ તેમની વિચારકણિકાઓ જણાવવાથી એમના વિચારોની હૃદયની જ્ઞાનની અને આત્માની વિશાળતાનો તેમજ તેમની આર્ષદૃષ્ટિનો ખ્યાલ આવી જશે; આ સર્વ વિચારોનું કથન જૈનશાસ્ત્રાનુસાર છે તેમ તેમણે વારંવાર દર્શાવ્યું છે; વસ્તુ પ્રાચીન હોવા છતા વર્તમાન જૈનસમાજને જાગૃત કરવા નૂતનદૃષ્ટિ આપી છે–એમ કહેવામાં અત્યુક્તિ નથી. ચિદાનંદજી મહારાજ કહે છે કે " એકબુંદ જળથી એ પ્રકટયા, શ્રુતસાગર વિસ્તારા–ધન્ય જિનોને ઉલટ ઉદધિકું, એક બુંદમેં ડારા "— અર્થાત્ શ્રી બુદ્ધિસાગરજી મહારાજે સંક્ષિપ્તમાં એટલા બધા વિષયો સુંદર રીતે ચર્ચા છે કે એમણે કયા વિષયનો સ્પર્શ કર્યો નથી એ કહેવું મુશ્કેલ છે. ગૃહસ્થ જીવનને યોગ્ય વ્યાયામ, સદાચાર, માર્ગાનુસારીપણું, લૌકિક કર્મો, લોકોત્તર કર્મો, આપત્તિનું પ્રથમ જ્ઞાન મેળવીને ઉચિત કર્મો કરવા, છ પ્રકારના આવશ્યક કર્મો, શૂરવીરપણું કેમ પ્રકટે, ઉપાદાન નિમિત્ત કારણોનું સ્વરૂપ, દ્રવ્ય અને ભાવ તીર્થનું સ્વરૂપ, નિર્લેપ વ્યવહાર, દૃઢસંકલ્પનું અચિંત્યબળ, સાત નયોની સાપેક્ષદૃષ્ટિ, અલ્પ દોષ અને મહાલાભમાં આચરણ, ઉદાર ભાવનાઓ, વ્યવસ્થાનું મહત્ત્વ, રાજા પ્રજા પિતા માતા પુત્રની ફરજ, ચારવર્ણોનું અનુસંધાન, સૂર્ય ચંદ્ર વાયુ વિગેરેના દૃષ્ટાંતોથી મનુષ્યે લેવો જોઈતો બોધ, વિશ્વ શાળારૂપ છે, તીર્થંકર પરમાત્માનો અપ્રતિમ ઉપકાર, કર્તવ્યમા નીડરપણું, વીર કેમ બની શકાય, જ્ઞાનક્રિયાની આવશ્યકતા, જ્ઞાનયોગ અને કર્મયોગનો પરસ્પર સંબંધ, અનંત અસ્તિનાસ્તિધર્મ, ઉત્સર્ગ અપવાદ અને આપદ્ધર્મ, ધર્મની રક્ષા કેમ થાય અને ધાર્મિક સંસ્કારોને યુગાનુરૂપ સ્વરૂપ આપો–વિગેરે અનેક વિષયોનું સુંદર રીતે વિવેચન કરેલું છે. જૈનો પોતાની આજીવિકાની ખાતર ધર્મસાચવીને તમામ નિર્દોષ ધંધાઓ કરી શકશે તો જ તેમની ભવિષ્યમાં ઉન્નતિ થશે અને ક્ષાત્રધર્મ તથા વણિકધર્મ બજાવતા થઈ ઉન્નત મસ્તકે રહી શકશે–વિગેરે હકીકતો વિસ્તારપૂર્વક દર્શાવેલી છે. આ રીતે માત્ર જૈનો માટે જ નહિં પણ વિશ્વના આત્માઓ માટે પ્રસ્તુત કર્મયોગ ધાર્મિક દૃષ્ટિએ લખાયો હોઈ અપ્રતિમ ઉપકારપૂર્વક લેખકશ્રીએ નૂતન દૃષ્ટિ આપી છે; સાધુ જીવન માટે પણ જ્ઞાનદાન, ચરણકરણાનુયોગમય ક્રિયાઓ, આવશ્યક ક્રિયાઓ, વ્યાખ્યાન, ગ્રંથપઠનપાઠન, તપશ્ચર્યા, જિનદર્શનની પ્રભાવના વિગેરે અનેક શુભ કર્તવ્યોથી ભર-

પૂર કર્મયોગ દર્શાવ્યો છે; લેવું અને આપવું (परस्परोपग्रहो जीवानां) એ સૂત્રને વ્યવહાર દૃષ્ટિએ સુંદર રીતે સમજાવ્યું છે અને તે ઐતિહાસિક અનેક દૃષ્ટાંતોથી સમર્થન કરીને; પ્રથમ ગુણસ્થાનકે એમણે શુભ કર્મયોગને વ્યાવહારિક કર્મયોગ કહ્યો છે અને ચતુર્થ ગુણસ્થાનકથી તેરમા ગુણસ્થાનક સુધી નિશ્ચયદૃષ્ટિરૂપ શુભ અને શુદ્ધ કર્મયોગ દર્શાવ્યો છે; કેમકે આત્મા સમ્યગૃદૃષ્ટિ થયા પછી તેનું સાધ્યબિંદુ ભૌતિક સુખની પ્રાપ્તિ તરફ હોતુ નથી. પરંતુ સર્વકર્મનો ક્ષય કરી સ્વતંત્ર મુક્તિ મેળવવાનું હોવાથી ક્રમે ક્રમે શુભ ક્રિયાઓ કરતા કરતા શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ થતી જાય છે; પુણ્યાનુબંધી પુણ્યની સાથે નિર્જરા પણ થતી જાય છે અને છેવટે સકલ કર્મનો ક્ષય થાય છે–આ હકીકત સમગ્ર કર્મયોગગ્રંથના સારરૂપે એમણે નિવેદન કરેલી છે.

આ અદ્વિતીય અને ઉત્તમ કર્મયોગ ગ્રંથદ્વારા વ્યાપક દૃષ્ટિએ ભારતના તત્ત્વ-ચિંતનના ભંડારમા એમણે અમૂલ્ય ફાળો આપેલો છે અને તે એટલો મોટો અને મહામૂલ્યવાન છે કે એક વ્યક્તિ પોતાના જીવન દરમીઆન આથી વિશેષ શું કરી શકે? એમજ આપણને થાય; એમણે અન્ય ૧૦૮ ગ્રંથ રચેલાની હકીકત બાજુએ રહી પણ **આ કર્મયોગનું વિશાળ વિવેચન મનુષ્યોને શુભ પ્રવૃત્તિમય બનાવવા માર્ગદર્શક દીવાદાંડીરૂપ છે; જૈનોનું અસ્તિત્વ કેમ ટકે અને જૈનો કેમ પ્રગતિ કરે તે માટે ભવિષ્યના તેઓ માર્ગદ્રષ્ટા છે; એમણે પોતાના આત્મામાટે યથાર્થ કર્મયોગ સાધ્યો છે; યોગદીપક અને આનંદઘનપદ સંગ્રહ ભાવાર્થ વિગેરે ગ્રંથો લખીને જેમ અધ્યાત્મયોગી તેઓ બન્યા તેમ કર્મયોગ ગ્રંથ લખીને ઉચ્ચ કર્મયોગી તેઓ બન્યા છે; કર્મયોગમાં સ્વાર્પણની અનેક યશગાથાઓથી ભરેલી તેમની ઉજ્જવળ કારકીર્દી ભવિષ્યની પ્રજાને કંઇ કાળ સુધી અવનવી પ્રેરણાઓ (Inspirations) આપ્યાં કરશે; અને વાંચકોનું જૈન જીવન ઉન્નત (sublime) બનાવશે;** આરોહ–અવરોહથી સુમધુર લાગતા લાંબા લાંબા વાક્યો ચાલ્યાં આવે છે જેનો અર્થ તારવતા બુદ્ધિ ગુંચવાય છે પણ એમની લાક્ષણિક શૈલિથી આપણે પરિચિત બનીએ, તેમની વિચારસરણિના મુખ્ય મુદ્દાઓ અપેક્ષાપૂર્વક ધ્યાનમાં બરાબર લઇએ, પછી કર્મયોગનું વાચન એકદમ સરલ બની જાય છે અને વાંચતાં વિચારતા જૈન તરીકેના વિશાળ જીવનની અગછી ઝાખી થાય છે. કર્મયોગ વાચતાં વિચારતાં વ્યવહારધર્મ અને નિશ્ચયધર્મ બરાબર જાણી શકીએ છીએ; કોઇ પુરાણી કથાકાર મહાકથા કહેવાની શરૂઆત કરે, હંમેશ થોડો થોડો ભાગ કહે, બીજે દિવસે આગળ જે બની ગયું તેનો સાર સંભળાવે અને આગળ ચાલે–એવી રીતે જુદા જુદા દૃષ્ટિબિંદુથી કથિતનું પુનરાવર્તન અને કથિતવ્યનું આગળ પ્રરૂપણ કરતો આ

કર્મયોગ એક વિશાળ ગ્રંથ છે. લગભગ આઠસો પાનાંના આ ગ્રંથે જૈન સિદ્ધાંતની વિશાળદૃષ્ટિએ સ્થળે સ્થળે નવાં નવાં તેજો પાથર્યાં છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

**કર્મયોગ** સંબંધમાં અકબર, અલાઉદ્દીન, અહમ્મદશાહ અબદલી, એકનાથ, ગેરીબાલ્ડી, વિવેકાનંદ, ગ્લાડસ્ટન, ટીપુસુલતાન, તિલક, બેસંટ, ગોખલે, કરણઘેલો, ગાંધીજી, પૃથ્વીરાજ ચોહાણ, બેન્જામીન, બીરબલ, બુકર્ટી વોશીંગ્ટન, ભીમદેવ, ભાસ્કરાચાર્ય, ભીષ્મપિતામહ, વિક્રમ, વિદેહીજનક, નેપોલીઅન, દાદાભાઇ, દયાનંદ સરસ્વતી, બૌદ્ધાચાર્ય, મહમ્મદગીઝની, પ્રતાપરાણા, સોમેશચંદ્ર દત્ત, રીચર્ડ અને રસ્કિન વિગેરેના અનેક દૃષ્ટાંતો પ્રસ્તુત ગ્રંથમાં વ્યાવહારિક કર્મયોગીઓ તરીકે ગુણ દૃષ્ટિએ લીધા છે તેમજ સ્વદર્શનના પણ અનેક જૈન આચાર્યો, જૈન સાધુઓ, જૈન ગૃહસ્થો, રાજાઓ, પ્રધાનો અને ગ્રંથોના દૃષ્ટાંતો આપી પ્રસ્તુત ગ્રંથના ગૌરવમાં વધારો કર્યો છે. આ ઉપરથી ખ્યાલ આવી શકશે કે તેમનું વાચન અને તેમનો અનુભવ કેટલો વિશાળ અને અપરિમિત હશે !

શ્રી હરિભદ્રસૂરિએ યોગલક્ષણદ્વાત્રિંશિકામાં કહેલું છે કે—

मोक्षेण योजनादेव योगो ह्यत्र निरुच्यते।
लक्षणं तेन तन्मुख्यहेतुव्यापारतास्य तु ॥

અર્થાત્-મોક્ષ સાથે જોડનાર પરિશુદ્ધ એવો જે ધર્મવ્યાપાર તે યોગ; આ દૃષ્ટિબિંદુને (Point of view) લક્ષ્યમાં રાખી સ્વ. આચાર્યશ્રીએ કર્મયોગનું વિવેચન લખ્યું છે–તેમ સહેજે સમજાય છે; ષડ્દર્શનના સિદ્ધાંતોનું જ્ઞાન અને તેનો સ્વદર્શનમાં સમન્વય અદ્ભુત રીતે તેમણે કર્યો છે એટલુંજ નહિં પણ ભગવદ્ગીતાનો સમન્વય પણ જૈનદૃષ્ટિએ, પ્રસ્તુત કર્મયોગમા કરેલો છે; છતાં પ્રસ્તાવનામા તેમણે કહેલું છે કે 'લો. મા. તિલકે જૈન દર્શનનો સંપૂર્ણ અભ્યાસ કર્યો હોત તો જૈન સાધુઓની કર્મયોગિતા તેઓ સમજી શકત અને સંન્યાસીઓ કર્મભ્રષ્ટ હોય છે તેમ ન લખત.'

ઉપસંહારમાં જણાવવાનું કે આપણે ધવલગિરિ ઉપર પ્રવાસ કરવા નીકળ્યા હોઇએ અને એક પછી એક પ્રદેશ આગળ વટાવતા જતા હોઇએ, એ પ્રદેશનો જાણકાર ભોમીઓ કેટલું આગળ આવ્યા અને કઇ દિશાએ જઇ રહ્યા છીએ એ આપણને સમજાવતો જાય અને પ્રત્યેક પ્રદેશના વિશિષ્ટ સૌંદર્યને આપણા ધ્યાન પર લાવતો જાય તેમ કર્મયોગ વાંચતા અને વિચારતા લગભગ આવો અનુભવ આપણે કરી શકીએ છીએ; કર્મયોગ વાચવો વિચારવો અને તે પ્રમાણે અમલ કરતા રહેવું એ

દર્શન જ્ઞાન અને ચારિત્રની ત્રિવેણીમાં સ્નાન કરવા તુલ્ય છે; વિવિધ વિષયોને સ્પર્શ કરતાં તેમના અનેક ગ્રંથોમાં વ્યાવહારિક તેમજ આધ્યાત્મિક-ઉભયદૃષ્ટિથી આ ગ્રંથ શિખરગ્રંથ છે. શેક્સપીઅરે જેમ Tongues in Trees અને Books in Brooks અર્થાત્-વૃક્ષોને વાચા છે અને ઝરણાંઓ પુસ્તકો છે-દર્શાવ્યું છે, શ્રી સિદ્ધર્ષિ ગણિએ ઉપમિતિભવપ્રપંચા કથામાં ભવ નાટકના પાત્રોરૂપે અંતરંગ આત્મિક ભૂમિકા ઉપરના પાત્રોને જેમ સજીવન કરી બતાવી આ સંસારનું સ્વરૂપ દર્શાવેલું છે તેમ શ્રીમદે કર્મયોગનાં તમામ રહસ્યોને વિશ્વવ્યાપી વાચા આપી છે; જગતમાં જ્યા રાજદ્વારી પુરુષો વિરામ પામે છે ત્યા આધ્યાત્મિક વ્યક્તિઓ લોકમાનસને પ્રકટપણે દોરે છે; મનુષ્યોના મન વાણી અને દૃષ્ટિ ગતિ કરી શકતા નથી ત્યાં આધ્યાત્મિક કર્મયોગી વ્યકિતઓ સહજ પહોચી શકે છે અને જગતને સદાચાર નીતિ ધર્મ અધ્યાત્મ આવશ્યક કર્મો અને મૈત્રીને માર્ગે વાળે છે; કેમકે આધ્યાત્મિક કર્મયોગીની ભાષા જગતમાથી પરસ્પરનો વિરોધ નષ્ટ કરી ઐક્યની સ્થાપના કરે છે. શ્રીમદ્ ઉમાસ્વાતિ વાચકના વચન પ્રમાણે भावितभावो भवेष्वनेकेषु અર્થાત્ અનેક જન્મના એકઠા કરેલા શુભ સંસ્કારોવાળા તથા ગીતામા કહેલ शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभि .जायते-એ ઉભય વાક્યાનુસાર-અનેક જન્મોના કર્મયોગના સંસ્કારો પછી સૂરિજીનો વર્તમાન જન્મ કર્મયોગી તરીકેનું જીવન, વિચારો અને આચરણરૂપ સંભવે છે; એમણે કર્મયોગરૂપ સાગરને ગાગરમાં સમાવી આપણી સમક્ષ મૂક્યો છે; સ્યાદ્વાદદૃષ્ટિને સન્મુખ રાખી સમસ્ત વિશ્વના મનુષ્યોને ઉપનિષદ્નો उत्तिष्ठत जाग्रत निबोधत મંત્ર આપ્યો છે એટલું જ નહિં પણ અપૂર્વ પુરોદૃષ્ટિ (foresight) અને માર્ગદર્શન આપ્યા છે, બહિરાત્મભાવ છોડી અંતરાત્મભાવમા સ્થિર રહેતાં શીખવ્યું છે. આ **કર્મ**યોગ ગ્રંથ પ્રથમ સં. ૧૯૭૩ મા પ્રકાશિત થયેલો, તેની આ **દ્વિતીય આવૃત્તિ** છે; મૂળ કાયમ રાખી આ બીજી આવૃત્તિ શોધિત કરીને પ્રકાશિત કરવામા આવી છે. **૨૭૨ શ્લોકો એમના જ બનાવેલા છે અને વિવેચન પણ તેમનું જ છે.** ગ્રંથમા કઠિન શબ્દો અને સમાસો અનેક છે, તેના અર્થો પાછળ પરિશિષ્ટમા આપેલા છે તેમજ વિશિષ્ટ વ્યકિતઓના નામોનું પરિશિષ્ટ પણ જુદું આપવામા આવ્યું છે. શુદ્ધિપત્રક પણ આપેલું છે ભવિષ્યમાં આ મહાન ગ્રંથનું વસ્તુ (Plot) લઈ સંક્ષિપ્તમાં આધુનિક શૈલિએ સરળ ભાષામા પ્રકાશિત કરવામા આવશે તો ઉછરતી ભાવિપ્રજાને અનેક અંશે લાભદાયક થઇ પડશે એમ અમારી માન્યતા છે; **અંતે એ અદ્ભુત-કર્મયોગી કે જેઓ પટેલ બહેચરદાસમાંથી યુગદૃષ્ટા ઋષિ-યોગી અને લોકભોગ્ય કવિ તરીકે આ. શ્રી બુદ્ધિસાગર સૂરિજી બન્યા હતા** અને જેમનું વિશાળ જીવનચરિત્ર ગતવર્ષમાં લગભગ પાંચસો




શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ રૌપ્ય મહોત્સવના સંબંધમાં ગયે વરસે થોડું બોલવું પડેલું, તે વખતે સૂરીશ્વરજીના રચેલા કર્મયોગ ગ્રંથ સંબંધે મ્હેં નીચે લખેલા શબ્દો ઉચ્ચારેલા.

"**જૈન સંપ્રદાયના ને ગીતાના તત્ત્વજ્ઞાનમાં ભેદ નથી.** છેક ઊંચે જતાં બંનેનાં ધ્યેય ને આદર્શ એકતામાં પરિણમે છે. ગીતાજી એ કર્મયોગના ઉપદેશ, શિક્ષણ ને પ્રવૃત્તિનો અપૂર્વ ગ્રંથ. એ ગ્રંથના અમૂલ્ય સાગરનું દોહન કરી કર્મ કેમ આચરવું? એની શી આવશ્યક્તા છે, પ્રવૃત્તિ કેમ કરવી? ઇત્યાદિ અનેક સિદ્ધાતોનું વિવેચન તે સ્વ૦ આચાર્યશ્રીનો તે વિષય પરનો વિસ્તૃત "કર્મયોગ ગ્રંથ".

લગભગ આઠસો પાનાનો **આ અમૂલ્ય ગ્રંથ, સંસાર ત્યાગ કરેલા એક એવા જૈન સાધુને હાથે લખાયો છે.** અને તે પણ મૂળ સંસ્કૃતમાં અને પછી સંસ્કૃત શ્લોકે શ્લોકનો ગુજરાતીમા ભાવાર્થ ને શબ્દાર્થ આપી, પોતે અપનાવેલા સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ-સરળ ભાષામા શ્રીમદ્ બુદ્ધિસાગરજીસૂરીશ્વરજીએ આપ્યું છે. સિદ્ધાતોનુ પ્રતિપાદન કરતા આપેલાં દૃષ્ટાંતો વાચનારના મન પર ઝટ અસર કરી શકે એવા રૂપમાં આપવામાં આવ્યાં છે. આખા ગ્રંથમાં ગીતાજીની છાયા તો શુ પણ પ્રેરણા પણ ગીતાજીના અભ્યાસનું જ ફળ ને પરિણામ છે, એમ સહજ જણાઇ આવશે. ગીતાજી એ વ્યાપક ગ્રંથ છે; સનાતન સત્યો ને તત્ત્વોથી ભરેલા છે. કોઇ પણ કઠીન પ્રશ્ન ધાર્મિક, સાંસારિક, સામાજિક કે છેવટ રાજકીય-ગમે તે પ્રકારનો હોય તો પણ તેનો ખુલાસો ગીતાજીમાથી મળી રહે છે. યૂરોપ, અમેરિકા કે એશીઆ ખંડમાનો એક પણ એવો પ્રદેશ નહિ હોય કે જ્યાંના પંડિતો કે તત્ત્વજ્ઞોને એ ગ્રંથે આકર્ષ્યા ન હોય. દેશે દેશની ભાષામા એનાં ભાષાંતર થયા છે, અને એમા વર્ણવેલા સિદ્ધાંતો સર્વમાન્ય ગણાયા છે. ગાધીજી તો ગીતાના સિદ્ધાંતો પર જ પોતાનું જીવન ગાળતા એમ કહેવું ખોટું નથી. મીસીસ બેસંટ, કેસર, એડવીન, આર્નોલ્ડ જેવી મહાન વ્યક્તિઓ એના પર મુગ્ધ થઈ ગયેલીઓ. એ ગીતાજી કર્મ જ્ઞાન અને ભક્તિ એ ત્રણ દ્વાર મુક્તિ મેળવવાના સાધન તરીકે બતાવે છે-તેમા

પણ કર્મને પહેલી–પ્રથમ શ્રેણીમાં મૂકે છે. યોગીને પણ કર્મ કરવું જોઇએ–કર્મયોગી થવું જોઇએ. કરવાનું કર્મ તે કેવું હોવું જોઇએ, તેનો પણ આદેશ ગીતાજીમાં આપવામાં આવ્યો છે. नियतं कुरु कर्मत्वं ! મતલબ કે તારે માટે નિર્માણ કરેલું કર્મ તું કર; એ નિર્મિત કક્ષાની બહાર ન જા: જો એમ કરશે તો તેનું પરિણામ અરાજકીય–સાદી ભાષામાં આપણે જેને ઘોટાળો કહીએ છીએ તે આવે. શૂદ્ર પોતાનું કર્ત્તવ્ય ન કરતાં બ્રાહ્મણનું કરવા માંડે, વૈશ્ય ક્ષત્રીનું કરવા માંડે, તો સમાજ કથળી જાય–બંધારણ તૂટી જાય, માટે સર્વેએ પોતાનું નિયત કર્મ કરવું, એવો આદેશ બુદ્ધિપૂર્વક આપવામાં આવ્યો છે અને તે આદેશ એક સનાતન સત્ય છે: હમેશને માટે અમલમાં મૂકવા જેવો આદેશ છે. આ આખા ધોરણને "કર્મયોગ" ગ્રંથમા પાને પાને, લીટીએ લીટીએ, વિસ્તારથી સ્પષ્ટ રીતે વિકસાવવામા આવ્યું છે. ધ્યાનપૂર્વક એનું અધ્યયન કરવાથી, એમાં પ્રવર્તાવેલી દલીલોથી હરકોઇના મનને ખાત્રી થયા વગર નહિ રહે કે કર્મ કરવું એ દરેક માણસને માટે આવશ્યક છે, પછી તે માણસ ગમે તે કોટિનો હોય. સ્વ૦ **સૂરીશ્વરજીની બાહોશ કલમે લખાયેલા ઘણા ગ્રંથોમાંનો આ ગ્રંથ અમૂલ્ય છે. એનું વાચન ઘણા મ્હોટા પ્રમાણમાં થવું જોઇએ. એમાં વર્ણવેલા સિદ્ધાંતોનો અમલ અને તેનું સેવન ક્ષણે ક્ષણે થવું જોઇએ, એવી એ અજોડ ગ્રંથની મહત્વતા છે.** આશા છે કે વખતના વહેવા સાથે **એ ગ્રંથ વાચનારાઓની સંખ્યા–પછી વાચનાર હિંદુ હોય, જૈન હોય કે કોઇ ઈતર કોમનો હોય તો પણ વધતી જશે, અને તેમાં દર્શાવેલા સિદ્ધાંતોને અમલમાં મૂકતી જશે–મુકિત એજ માર્ગે મળશે.**

મુંબઇ
તા. ૧૯ મી ફેબ્રુઆરી
સને ૧૯૫૧

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

( ૨ )

પ. પૂ. આ. મ. ૧૦૦૮ શ્રી બુદ્ધિસાગરસૂરિજી મહારાજ શ્રી કર્મયોગ ગ્રંથ સ્વકૃત રચી જનગણુ ઉપર મહાન ઉપકાર કર્યો છે;–વિશેષતઃ જૈન સમાજ ઉપર.

જીવનના અનેક પ્રસંગોમાં કયો પ્રસંગ આદરણીય છે તેનો નિર્ણય મુશ્કેલ બને છેઃ તેના ઉકેલમાં આ ગ્રંથ સ્પષ્ટ માર્ગદર્શક છે.

કર્મબંધનથી દૂર રહેવાના સુંદર આશયવાળો મનુષ્ય જ્યારે કર્મથી જ દૂર થવા જાય છે ત્યારે કેવો હાહાકાર મચાવે છે અને અધઃપતન પર જાય છે તે અનેક દાખલા–દલીલો આપી, પૂ. ગુરુમહારાજે સ્પષ્ટ બતાવ્યું છે. જૈન સમાજનો જ દાખલો લઈ જ્યારે તે સમાજ સ્વજવાબદારીઓ અદા કરવાની ફરજમાંથી ચ્યુત થઇ અકર્મમાં પ્રવેશ કરે છે ત્યારે અકર્મી એટલે દુર્ભાગી–એ ગુજરાતી કોષનો અર્થ સાચો ઠરાવે છે. જે વખતે જે સ્થિતિમાં જે જવાબદારી હોય તે નિર્લેપભાવે પૂર્ણ કરવાની ફરજ છે. પાપના ભયથી જવાબદારીમાંથી નાશી જવાય નહિ. ફક્ત પાપબંધનથી ડરવાનું છે. એટલે તીવ્રતાના પરિણામથી બંધ ન કરવો, પરંતુ લાભાલાભનો વિચાર કરી વિશેષ લાભવાળું કાર્ય કરવું જ જોઈએ.

ગમે તેટલા પ્રયાસ છતાં કર્મથી દૂર જવાતું નથી. ફક્ત પ્રમાદ જ સેવી શકાય છે. નિવૃત્તિનો માર્ગ પ્રવૃત્તિ જ છે. અને જે પ્રવૃત્તિ આદરતો જ નથી તે નિર્વૃત્તિ મેળવતો જ નથી. જેથી પરમ નિર્વૃત્તિ મેળવવાના પ્રયાસવાળા મુમુક્ષુઓ પ્રમાદમાં વખત ગાળતા નથી; સદાય કર્મયોગ કર્યા કરે છે.

જીવનના ચારે ક્ષેત્રોમાં જે જવાબદારી આપણી ઉપર આવી હોય તે પૂર્ણતાએ અદા કરવી તે જનમાત્રની ફરજ છે. તેમાંથી છટકબારી તરીકે જ્યારે માણસ કર્મનો કે મહા-પુરુષોના વચનોનો સ્વાનુકૂળ ભાગનો જ આશરો લે છે ત્યારે પોતાની મૂળ સ્વરૂપની નિર્માલ્યતા પ્રગટ કરે છે.

ઘોરતો માણસ કર્મબંધ કરતો નથી અને જાગતો કરે છે તેવી અર્થ વગરની માન્યતાઓએ જે પરિણામ આણ્યા છે તેની પૂરી સમજ આ કર્મયોગ ગ્રંથમાં આપી છે.

મહાપ્રવૃત્તિમાન–મહાયોગી–પૂજ્ય મહારાજ સાહેબે ૧૦૮ સુંદર પુસ્તકો રચી જન-સમાજ ઉપર મહાન ઉપકાર કર્યો છે.

આ કર્મયોગના વાંચનથી મારા જીવન ઉપર ભારે અસર થઈ છે તેની નોંધ અસ્થાને નહિ ગણાય.

રાદીજપ<br>જુહુ<br>તા ૧૫–૧–૫૧ } બબલચંદ કેશવલાલ મોદી

# ૪૦ વર્ષ ઉપરની ગુરૂશ્રીની ભવિષ્ય વાણી

[ ભજનપદ સંગ્રહ ભાગ ૮ પાન-૪૨૦ ]

## एक दिन एवो आवशे,-एक दिन एवो आवशे.

એક દિન એવો આવશે, એક દિન એવો આવશે,
મહાવીરના શબ્દોવડે, સ્વાતંત્ર્ય જગમાં થાવશે—
સ્વાતંત્ર્ય જગમાં થાવશે. એક દિન.

સહુ દેશમાં સ્વાતંત્ર્યનાં, શુભ દિવ્ય વાદ્યો વાગશે;
બહુ જ્ઞાનવીરો કર્મવીરો, જાગી અન્ય જગાવશે. એક દિન ૧

અવતારી વીરો અવતરી, કર્તવ્ય નિજ બજાવશે;
અશ્રુ લ્હુહી સૌ જીવનાં, શાન્તિ ભલી પ્રસરાવશે. એક દિન ૨

સહુ દેશમા સહુ વર્ણમાં, જ્ઞાનીજનો બહુ ફાવશે;
ઉદ્ધાર કરશે દુ:ખીનો, કરૂણા ઘણી મન લાવશે. એક દિન ૩

સાયન્સની વિદ્યાવડે, શોધો ઘણી જ ચલાવશે;
જે ગુપ્ત તે જાહેરમાં, અદ્ભૂત વાત જણાવશે. એક દિન ૪

**રાજા સકળ માનવ થશે, રાજા ન અન્ય કહાવશે;**
હુન્નર કળા સામ્રાજ્યનું, બહુ જોર લોક ધરાવશે. એક દિન ૫

એક ખંડ બીજા ખંડની, ખબરો ઘડીમાં આવશે;
ઘરમાં રહ્યાં વાતો થશે, પર ખંડ ઘર સમ થાવશે. એક દિન ૬

એક ન્યાય સર્વે ખંડમાં, સ્વાતંત્ર્યતામાં થાવશે;
**બુદ્ધ્યબ્ધિ પ્રભુ મહાવીરનાં, તત્ત્વો જગતમાં વ્યાપશે.** એક દિન ૭

પ્રકટ થયું સંવત ૧૯૭૦ ના આશો શુદી ૧ ને રવિવાર.
લખાયું „ ૧૯૬૭ માં.

# શુદ્ધિ પત્રક.

[ સૂચના—ગ્રન્થમાં કાનો ા માત્રા ે ૈ હ્રસ્વઇ િ દીર્ઘઇ ી રકાર ૅ વગેરેના ટાઈપ તુટેલ હોય તે તથા બીજી સામાન્ય અશુદ્ધિ—સુધારવા તથા નીચેની ખાસ અશુદ્ધિ પ્રથમ સુધારીને વાચકે વાંચન કરવું. ]

| પૃષ્ઠ | લીંટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩ | ૧૬ | કરે છે | ઠરે છે |
| ૬ | ૧૬ | કરે છે | ઠરે છે |
| ૬ | ૩૦ | ભાવમાં | ભવમાં |
| ૨૫ | ૭ | મનુષ્યોને | મનુષ્યોએ |
| ૩૩ | ૬ | અને | માટે |
| ૩૪ | ૧૧ | પ્રગતિતંત્રયંત્રોની | પ્રગતિની |
| ૩૬ | ૨૧ | આજીવિકાના | આજીવિકાથી |
| ૩૭ | ૨૨ | રજસસ | રજસ્સ |
| ૪૧ | ૨૨ | આચરવાં | આચરવાં પડે છે |
| ૪૪ | ૨૮ | સુક્ત | સુક્ત |
| ૪૯ | ૮ | કેવલીનું | કેવળીએ |
| ૫૦ | ૭ | વસ્તુઓ | વસ્તુઓમાં |
| ૫૧ | ૭ | અગવડતા | સગવડતા |
| ૮૨ | ૨૫ | ગટે છે | પ્રકટે છે |
| ૮૭ | ૨૩ | આવશ્યકતા સ્વિકારવામાં આવે—આત્માને છે | આવશ્યકતામાં રહેલ આત્માને |
| ૯૧ | ૧૭ | સમજવું તો કે | તો સમજવું કે |
| ૯૩ | ૬/૭ | પ્રતિક્રમણુ ગુણુ | પ્રતિક્રમણુથી ગુણુ |
| ૯૪ | ૨૭ | કરી શકે છે | કરે છે. |
| ૯૯ | ૫ | ઉદ્દેશોનો | ઉદ્દેશોના |
| ૯૯ | ૨૫ | નિશ્ચય | નિશ્ચયથી |

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ | ૬ | समर्थाहें | समर्थाहों |
| ૧૦૦ | ૯ | परिता | परितो |
| ૧૦૪ | ૩૨ | જેને | જે જે |
| ૧૦૫ | ૧૪ | અહંવત્યાદિ | અહંવૃત્યાદિથી |
| ૧૦૯ | ૨૨ | ખીલે | ખીલે છે. |
| ૧૧૭ | ૨૪ | પામી શકે છે. | પામી શકતી નથી. |
| ૧૨૯ | ૨૨ | પ્રવૃત્ત | પ્રવૃત્તિ |
| ૧૩૯ | ૧૪ | ફરવાનું છે. | ફરવાનું થાય છે |
| ૧૪૪ | ૨૮ | મનશવર્તી | મનવશવર્તી |
| ૧૪૭ | ૨૯ | પરમાત્માને | પરમાત્મતા |
| ૧૪૮ | ૧૩ | છતાં તથા | તથા |
| ૧૫૦ | ૩૦ | પ્રવૃત્તિમા | પ્રવૃત્તિ |
| ૧૫૩ | ૩૦ | પ્રવૃત્તિ | પ્રવૃત્તિ સમયે |
| ૧૫૪ | ૧૪ | મુકી | ચૂકી |
| ૧૭૯ | ૭ | પરિણુયન | પરિણુમન |
| ૧૭૯ | ૨૯ | જીવતું | જીવન |
| ૧૮૭ | ૧૦ | ખતાવે | સતાવે |
| ૧૯૯ | ૩ | માંટે | માટે પણુ |
| ૨૧૨ | ૮ | અત્મ | આત્મ |
| ૨૧૨ | ૧૯ | જ્ઞાનાવર્ણુ | જ્ઞાનાર્ણુવ |
| ૨૧૬ | ૪ | આવ્મ | આત્મ |
| ૨૧૬ | ૧૦ | આત્માના સંખ્ય | આત્માના અસંખ્ય |
| ૨૨૦ | ૧૭ | જાય છે | થાય છે |
| ૨૨૩ | ૫ | ક્રિયાઓમા | ક્રિયાઓનાં |
| ૨૨૬ | ૨૮ | સમતાને | સમાનતાને |
| ૨૩૪ | ૩૧ | ગામડાં | ગામડાં અને |
| ૨૪૯ | ૨૩ | આત્મા નથી | આત્માની નથી |
| ૨૮૭ | ૧૯ | તેની | તેને |
| ૨૯૨ | ૭ | અવન્તીસુકુમાલ | ગજસુકુમાલ |
| ૨૯૮ | ૧૯ | બ્રાહ્ય ક્રિયા | બાહ્ય ક્રિયા પ્રતિ |
| ૩૦૧ | ૩૧ | મળે | મળે છે તે |
| ૩૦૨ | ૧૪ | માટે ત્યાગ | ત્યાગ |

| | | | |
|---|---|---|---|
| ૩૦૪ | ૧૫ | મેળવી | પાછો મેળવી |
| ૩૧૪ | ૩ | અશુભ | શુભ |
| ૩૧૫ | ૨૮ | અને અહંભાવના | અને શુભ અહંભાવના |
| ૩૨૨ | ૩ | भ्रुमामि | भ्रुमानि |
| ૩૨૯ | ૨ | બને | બને છે |
| ૩૨૯ | ૩૦ | સંબંધ નથી | સંબંધ થતો નથી |
| ૩૩૨ | ૬ | ત્હારૂં પણ | ત્હારૂં સ્વરૂપ પણ |
| ૩૩૩ | ૭ | કાર્યોમાં | કાર્યો |
| ૩૩૬ | ૧૬ | ખરતગચ્છ | ખરતરગચ્છ |
| ૩૪૨ | ૨૪ | સોલંકીએ | સોલંકીના |
| ૩૪૩ | ૩ | મુક્ત | યુક્ત |
| ૩૪૫ | ૧૩ | કાર્યો આગલ | કાર્યો કરતાં |
| ૩૬૭ | ૩૨ | જગતનો. ..ટાળી ઉદ્ધાર થયો | જગતના....ટાળી પોતાના આત્માનો ઉદ્ધાર કર્યો |
| ૩૬૯ | ૨૭ | હારા | ત્હારા |
| ૩૮૩ | ૨૯ | ત્યાગ કરવાનો | ત્યાગ ન કરવાનો |
| ૪૦૭ | ૩/૪ | વાદ કરી કરી | વાદ કરી તેનો પરાજય કરી |
| ૪૨૮ | ૮ | ભોગે | ભાગે |
| ૪૨૮ | ૧૩ | મિથ્યાત્વ | મિથ્યાત્વ ગુણસ્થાનક |
| ૪૩૪ | ૨૯ | જલને અન્નની | જળની અન્નને માટે |
| ૪૫૧ | ૧૨ | ચંચળતા | ચંચળતાથી |
| ૪૭૯ | ૨૯ | શુદ્ધ | સામાયિક |
| ૪૯૯ | ૨૨ | કરી | કહી |
| ૫૦૮ | ૧૬ | કરી | કાર્યો કરી |
| ૫૧૨ | ૪ | हर्मो | इर्मां |
| ૫૧૨ | ૪ | સકલ લોકોને | લોકોને |
| ૫૫૩ | ૬ | कर्माणि | कर्मणि |
| ૫૬૩ | ૧૮ | મનુષ્યો | મનુષ્યોને |
| ૫૬૩ | ૨૦ | હારે | હારે છે. |
| ૫૬૫ | ૩૦ | મોહાક્ત | મોહાસક્ત |
| ૫૬૬ | ૮ | પ્રવૃત્તિ નથી | પ્રવૃત્તિ થતી નથી. |
| ૫૬૭ | ૨૨ | જે | તે |

| | | | |
|---|---|---|---|
| ૫૭૪ | ૨ | સત્યકામી | સકામી |
| ૫૯૦ | ૨૪ | ગુણસ્થાનકવતી | ગુણસ્થાનકવર્તિ |
| ૫૯૧ | ૨૬ | થાય છે | થાય છે કે |
| ૬૦૫ | ૩ | પ્રતિ દેશે | પ્રતિ પ્રદેશે |
| ૬૦૬ | ૧૩ | ભૂમિમાં પણ | ભૂમિમાં |
| ૬૦૮ | ૯ | ભાવતા | ભાવના |
| ૬૩૪ | ૫ | કહ્યા | રહ્યા |
| ૬૩૭ | ૨૪ | સાધુઓ | સાધુઓ ધર્મ |
| ૬૪૨ | ૧૨ | વાસ્તિવિક | વાસ્તવિક |
| ૬૮૧ | ૨૦ | દેશે; તે | દેશે તો તે |
| ૬૮૫ | ૧૬ | બ્રહ્મગુણ | બ્રહ્મચર્ય ગુણ |
| ૬૯૪ | ૨૧ | શીલ છે. | શીલ છે અને |
| ૭૦૦ | ૧૦ | જ | જે |
| ૭૦૩ | ૧૭ | કરવું ? | કહેવું ? |
| ૭૦૫ | ૧૨ | ઈત્યાદિથી | ઈત્યાદિથી કહ્યું છે કે |
| ૭૦૬ | ૨૭ | મતાંધતા | મતાંધતાનો |
| ૭૧૪ | ૪ | કરવાથી | કથવાથી |
| ૭૧૬ | ૯ | શ્રુમ | શુમ |
| ૭૧૬ | ૧૨ | દર્ધ્ય | ધ્યૈ |

નોટઃ—આ સિવાય અક્ષર ઉડેલા–આઘાપાછા થયેલા–બીજા મુકાઈ ગયેલા,–એવી અશુદ્ધિઓ મુદ્રણ દોષથી થવા પામી હોય તે,–વાંચક સુધારી–સમજીને વાંચવા કૃપા કરશે.




કર્મયોગ
રચયિતા:-
શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી
પ્રકાશક શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ - મુંબઈ

# નિવેદન. ( પ્રથમાવૃત્તિનું )

આત્મ શુદ્ધિ પર્યાયમા રે, રાખે નિજ ઉપયોગ,
વ્યવહારે વર્તે તથાપિ, સ્વાદે નિજ ગુણ ભોગ,
અધ્યાત્મજ્ઞાની યોગ ધરે વ્યવહાર, પામે નહિ કદી હાર.
લેપ વિના કરણી કરે રે, અધિકારે નિજ સર્વ,
સૌમા રહે સૌમાં સદા રે, ન્યારો નહિ ધરે ગર્વ
નિરહવૃત્તિમય બની રે, પાળે બાહ્યાચાર,
અતર નિજ ગુણ લક્ષમા રે, પૂર્ણ રમણતા પાય—અધ્યાત્મ૦

" ભારતવાસીઓ અધ્યાત્મવિદ્યા વિના એકલી સમાજસુધારાની પ્રવૃત્તિની પાછળ પડશે તો તેઓ શુષ્ક વિચાર અને નિર્બળતા વિના કશું પ્રાપ્ત કરી શકવાના નથી. " [ શ્રી બુ. સા સૂ. ]

શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી એમની સમર્થ વિશ્વોપકારક લેખિની દ્વારા 'કર્મયોગ' ગ્રથ વિશ્વના ભલા માટે તેમજ સામાજિક, ધાર્મિક અને આધ્યાત્મિક ઉન્નતિને અર્થે શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળાના પચાસમા મણકા રૂપે વાચકો સમક્ષ રજૂ થાય છે. ગ્રથના અન્દરનું વસ્તુસ્વરૂપ, ગ્રથનુ સુન્દર નામ જ સ્પષ્ટ કરી આપે છે; 'કર્મયોગ' એ સર્વ કાળમા, સર્વ દેશોમા, સર્વ મંતવ્યોમા અતિ મહત્વનો વિષય છે શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રના મેદાનમા કર્તવ્યભ્રષ્ટ થવાની અણિ પર આવી પહોચેલ અર્જુનને કર્તવ્યપરાયણ–કર્મયોગી બનાવવાને સ્વમુખે જે વચનો તેને ઉદ્દેશીને કહ્યા હતાં, તે જ ભગવદ્ગીતા અથવા તો 'કર્મયોગ' હતો જે ગ્રથ અદ્યાપિ ભારતવર્ષનું ઉત્કર્ષ બળ તેમજ ગૌરવ ગણી તે પ્રતિ જનસમૂહ અતિ માનની દ્રષ્ટિએ જોઇ રહ્યો છે અને જેના પર લો મા તિલકે તેમજ અન્ય ઉત્તમ લેખકોએ પોતાની બુદ્ધિ અનુસાર ટીકાઓ તેમજ વિવેચનો લખી સારો પ્રકાશ પાડયો છે. આ ભગવદ્ગીતા તે 'કર્મયોગ' જ છે આળસુ, નિઃસત્વ, કર્તવ્યવિમુખ અને નિવૃત્તિના રહાયા હેઠળ માનસિક પ્રવૃત્તિને સેવનારાઓ માટે 'કર્મયોગ' એ એક વિદ્યુત્બળ છે. હિન્દ અને ખાસ કરીને ગુર્જરરાષ્ટ્ર હમણાં નિવૃત્તિમા લીન છે ઓછી પ્રવૃત્તિ અને કામકાજ વિના નિઃસત્વ dull જીવન વ્યતીત કરનાર શાતિપ્રિય માનવ આજ ખરો નિવૃત્ત યા તો સજ્જન મનાય છે પણ ના ! પોતાના સ્વાધિકાર, વય ને દેશસ્થિતિ અનુસાર પ્રત્યેક આત્માએ પોતાના પૂર્ણ પુરુષાર્થબળે સામાજિક, ધાર્મિક, નૈતિક, આધ્યાત્મિક પ્રવૃત્તિ સેવન કરીને તેમાં પોતાની ઉન્નત દશાની સિદ્ધિ પ્રાપ્ત કરવી જ જોઇએ ને આમ પોતાની ફરજના પ્રમાણમા જે પ્રવૃત્તિ યા તો કર્મયોગ સાધતો નથી તે માનવ નથી–જીવવા યોગ્ય નથી;–નિશ્ચમા તે ક્ષુદ્રમા ક્ષુદ્ર કીટક જતુથી પણ ક્ષુદ્ર છે આ બાબત ગુરુમહારાજે પોતાના 'કર્મયોગ' ગ્રથમા અતિશય સુન્દર ને બોધપ્રદ શૈલીમા આર્યાવર્તના તેમજ પાશ્ચાત્ય દેશોના અનેક ઐતિહાસિક સામાજિક તેમજ ધાર્મિક દ્રષ્ટાન્તો આપી સિદ્ધ કરી બતાવી છે. આચાર્ય મહારાજની વિશ્વવિખ્યાત સસ્કારી લેખિનીથી, ભારતવર્ષ હવે અજ્ઞાત નથી લો મા. તિલક, સ્વામી વિવેકાનંદ,

શ્રીમાન્ મણિલાલ નભુભાઈ આદિ સમર્થ લેખકોનાં આ બાબત પર પુષ્કળ ચર્ચાત્મક વિવેચનો ગુર્જરરાષ્ટ્ર સમક્ષ મોજુદ છે. છતાં આ કર્મયોગ કંઈ ઔર જ પ્રભા અને અવનવાં દર્શન કરાવે છે કર્મયોગ વિવેચનના પદે પદે ઉભરાતું ત્હેમનું તત્વજ્ઞાનનુ, ભાષા, ભાવ અને યોગ સબંધી વિશાળ જ્ઞાન વાંચકને મુગ્ધ કરી પોતાની સાથે દોરી જાય છે, અને પ્રતીત કરાવે છે. લો. મા. તિલક અગર તો અન્યના આ બાબતના ગ્રંથ કરતાં આ કર્મયોગ ઘણી સુન્દર વાનીઓ તત્વરસિક વાંચકને પીરસી ઔર આત્માનદની ખુમારી અનુભવાવે છે ' કર્મયોગ ' જેવો ગહન વિષય, તેમાં પણ આધ્યાત્મિક ભાવનાના રસનાપુટ પૂરી ત્હેને ઘણી ઉત્કૃષ્ટ રીતે લખવામાં ગુર્જરરાષ્ટ્રના એક ઉત્તમ સાહિત્યકાર તત્ત્વજ્ઞાનના-ગીર્વાણુ ભાષાના પંડિત આચાર્યની કુશળ પીંછી જ્યાં ચિત્ર આલેખવા બેસે ત્યાં શું બાકી રહે? આ કર્મયોગમા વિશેષ નવીન તો એ જ છે કે જ્યારે લો. મા તિલક તેમજ અન્યોએ ભગવદ્ગીતાના શ્લોકો લઇ તે પર બુદ્ધિ અનુસાર વિવેચનો લખ્યા છે, ત્યારે શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજે ' કર્મયોગ 'ના સ્વતત્ર શ્લોકોની રચના કરી, તે પર વિવેચન લખ્યુ છે આમાંની વસ્તુ એકંદર શ્રીમદ્‌ના ઉત્કૃષ્ટ હૃદયમંથનનું માખણ, સારનું સાર છે ને તેથી જ તે વધુ આદરપાત્ર થશે જ. લોકોને તે વધુ પ્રતીતિ-વાળુ ને આદરપાત્ર થવાનુ અન્ય સબળ કારણ ગુરુમહારાજનું સાત્વિક, ત્યાગી, કર્મયોગી જીવન છે.

આત્મિક પ્રવૃત્તિનો—સતત સદુદ્યમનો અસ્વીકાર કરતાં કેટલાક પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીનતા બતાવે છે, પણ કર્મયોગ તો તેને માટે સ્પષ્ટ કથે છે કે:—સ્વાધિકારે વિવેકપૂર્વક કર્તવ્યમાં પ્રવર્તતા, સર્વસ્વાર્પણ કરવામા ભીતિનો એક વિકલ્પ પણ ન થાય, એવો નિર્ભય આત્મા જ્યારે થાય છે, ત્યારે આત્મામા સ્થિરતા થાય છે, ને અસ્થિરતા ટળી જતાં સદ્‌વર્તનના શિખરે આત્મા બિરાજમાન થાય છે. આમ આત્મામાથી શુભાશુભ પરિણામ ટળી જતા જે કર્મો થાય છે, તે કર્મબંધને માટે થતાં નથી પણ ઉલટા જે ' કમ્મે શૂરા–તેજ ધમ્મે શૂરા ' અને આમ જે દૃઢ પ્રતિજ્ઞ બની ' कार्यं साधयामि वा देहं पातयामि ' એ સૂત્રને પોતાનું કર્મસૂત્ર બનાવી કાર્યમા નિ:સદેહ કર્મયોગી બની વળગી જાય છે, અને અડગપણે નિયમિત રીતે, ઉત્સાહ ને ખતથી નિષ્કામ બુદ્ધિ સહિત મડ્યો રહે છે, તે કાર્યમા વિજય મેળવે છે જ. આત્મામાં અમોઘ શક્તિ રહેલી છે આ વિશ્વમાં તમે જે ધારો તે મેળવી શકો તેમ છો. વિશ્વશાળાનાં ગુપ્ત જ્ઞાનના બારણાં ઠોકો. જો કે તે ગમે તેવાં વજ્ર જેવાં હશે તો પણ ધૈર્ય ખંત ઉત્સાહ ને બુદ્ધિથી તુર્તજ ખુલી જશે. ત્રિભુવનનું સામ્રાજ્ય તમે આત્મિક પ્રવૃત્તિથી, મજબૂત મનોબળથી, અને સતત સદુદ્યમથી મેળવી શકશો. કારણ વિજયી થવું, ઇચ્છિત મેળવવું, એ સૌનો જન્મસિદ્ધ હક્ક છે જ્યા ગમે તેટલી આફતો છતા ભીતિનો લેશ પણ અંશ ન હોય, વિઘ્નોથી કાયરતાને અવકાશ ન હોય, ત્યા વિજય છે જ. કાર્યની સિદ્ધિમાં કદાપિ પણ ભય પામવો જોઈએ નહિ. સ્વફરજને અદા કરતાં જે મનુષ્ય નિર્ભય છે તે જ ખરો કર્મયોગી છે. ખરા કર્મયોગીઓ તો પોતાના સાધ્યબિન્દુને લક્ષ્યમા રાખી કાર્ય કરેજ જાય છે અને કર્મયોગી–નિષ્કામ કર્મયોગીની ચક્ષુમા ઇશ્વરી પ્રકાશ વહે છે, અને તેથી તેની આખથી માનવ જાત અંજાઇ જાય છે. મનુષ્ય જ્યા ઇચ્છે ત્યા માર્ગ કરી શકે છે. માનવ–હૃદયમાં સર્વ બ્રહ્માડ ઉકેલવાની શક્તિ રહેલી છે, પણ તેને ફક્ત કેળવીને પ્રકાશમા લાવવાનીજ જરૂર છે. સર્વ તીર્થંકરો, સિદ્ધો અને સાધી જનારાઓ ફક્ત નાક ઘણીને ' થવાનું હશે તે થશે–પ્રારબ્ધમાં હશે તે બનશે ' આવા નિર્માલ્ય વિચારો સેવી બેસી રહ્યા નહોતા, પણ સ્વકાર્યમાં મડ્યા જ રહ્યા હતા.

તપ, જ્ઞાનસાધન, પરિશ્રમ, ઉપદેશ, પરોપકાર, વિહાર અને સંયમમાં જરા પણ શિથિલતા નહિ થવા દેનાર, રાગદ્વેષને પૂર્ણપણે જીતી લેનાર, સમગ્ર વિશ્વને નિજસમું લેખી તેને માટે ઝુઝનાર જ સાધ્ય સાધી શક્યા હતા. માનવશક્તિ અપરિમિત છે કારણ તે મહાસમર્થ આત્માનો સ્વામી છે સ્વર્ગનું સામ્રાજ્ય તેની અંદર સમાયલુ છે, પણ મરજી પ્રમાણે વૈભવ ભોગવવાથી થતા આનંદ કરતાં આત્મસંયમથી વધુ આનંદ થાય છે. 'તું ત્હને પીછાન' 'ત્હારે જેવા થવાની ઇચ્છા છે, તેવો જ તુ છે.' એ સૂત્રને સત્ય પ્રતીતિપૂર્વક લક્ષ્યમાં રાખવાનુ છે સર્વ ધર્મો કથે છે કે "God is within, The Kingdom of God is within, Know thyself, and you will Get what you wish. Have faith." 'પ્રભુ અંદર છે પ્રભુનું સામ્રાજ્ય અંતરમા છે. તું તને પીછાન-ઇચ્છીશ તે મેળવી શકીશ પ્રતીતિ રાખ' આ સૌ બાબતો ગુરુમહારાજે કર્મયોગમા એવી તો અપૂર્વ શૈલીથી સમજાવી છે કે તે સર્વ દેશના, સર્વ ભાષાના, સર્વ દર્શનના લોકોને ઉપયોગી થઇ પડશે જ. ગુરુમહારાજની સર્વમાન્ય લેખનશૈલી આ ગ્રંથમા એવી આકર્ષક રીતે રેલાઇ છે કે તેનુ વાચન વાંચક જો તે વિવેકપૂર્વક-ખંતથી વાચે તો કર્મયોગમાં પ્રવૃત્તિ કર્યા સિવાય રહે જ નહિ જ્યારે આ મહાન્ ઉપયોગી ગ્રથનાં અન્ય ભાષાઓમાં ભાષાંતર થશે ત્યારે તેના સત્ય સિદ્ધાન્તથી વિશ્વ એક દિવસ વિમુગ્ધ થશે ને લેખકને દીવો લઇ શોધવા નીકળશે અને આનુ મુખ્ય કારણ એ જ કે જૈન સાધુ છતાં કર્મયોગ સમસ્ત વિશ્વને ઉપયોગી બનાવવાના ઉદાર હેતુથી તેને વિશ્વના ભિન્ન ભિન્ન મતરૂપી રંગોવડે રગ્યો છે, ને સૌને મોહક અને ઉપયોગી થવા સાથે ભવોભવ તારનાર વધુ થઇ પડવા સરખો બનાવ્યો છે. આત્મામાં ધર્મ છે, આત્મામાં મુક્તિ છે, આત્મામા સર્વસ્વ છે મંદિર, મસ્જીદ, અગ્યારી, ઉપાશ્રય, કે ક્રૉસમા જ ધર્મ કે મુક્તિ નથી પણ આત્મસાધનમા જ મુક્તિ છે. આ સત્ય સૂત્રનો સાક્ષાત્કાર જોવો હોય તો મુમુક્ષુએ અવશ્ય એક વાર આ કર્મયોગ સાદ્યંત વાંચી જવો. માત્ર વાચી જવો જ નહીં પણ તેને પચાવી જવો. કર્મવાદી બની 'કર્મ કરે તે ખરૂ' માની કર્તવ્ય ભ્રષ્ટ-કર્મયોગ ભ્રષ્ટ થવા કરતાં સ્વકર્તવ્યનુ પ્રખરપણે પ્રતિપાલન કરનાર જ વીર છે. મનને તથા તનને જીતી લેનાર જ વિજયી છે કારણ જે કર્તવ્ય પ્રતિપાલનમાં ભ્રષ્ટ થાય છે તે વિશ્વના પગ તળે કચરાય છે, અજ્ઞાન કૂપમાં ઉતરે છે, જીવનવિહીન બને છે અને આત્માની પડતી દશા પ્રાપ્ત કરે છે.

પ્રસ્તુત કર્મયોગ અન્ય કર્મયોગ કરતા વિશેષ ઉપયોગી એટલા માટે જ છે કે તે એકલી સામાજિક, નૈતિક, આર્થિક ને ધાર્મિક પ્રવૃત્તિ જ બનાવી ન અટકતા છેલ્લા Stage( પાયરી )ની પ્રવૃત્તિ આધ્યાત્મિક પ્રવૃત્તિનું પૂર્ણપણે પ્રતિપાદન નિષ્પક્ષપાત દ્રષ્ટયા કરે છે.-પ્રવૃત્તિ સામાજિક દૃષ્ટિએ કરવા ઉપરાંત તે ધાર્મિક તેમજ આધ્યાત્મિક દ્રષ્ટયા વિશેષ રીતે કરવી જોઇએ. કારણ એકલી સામાજિક પ્રવૃત્તિથી આત્મસાધન બનતું નથી અને અંતિમ ધ્યેય તો આત્મપ્રાપ્તિ-આત્મસિદ્ધિ જ છે. આત્મપ્રાપ્તિ જ પરમાત્મપ્રાપ્તિ આપવા સમર્થ છે. 'જ્યાં લગે આત્મતત્ત્વ ચિન્હ્યો નહિ, ત્યાં લગે સાધના સર્વ જૂઠી' તેમજ 'જ્ઞાન બીના વ્યવહાર કો કહા બનાવત નાચ, રત્ન કહોંગે કાચકો, અંત કાચ સો કાચ" માટે આત્મતત્ત્વની સત્ય પીછાનની પરમ આવશ્યકતા છે. જો કર્મયોગ પ્રવૃત્તિમા આ સાત્વિકભાવભર્યું આધ્યાત્મિક તત્વ ભળ્યુ હોત તો યુરોપ આજે જુદી જ પ્રવૃત્તિમા હતે, સમાજસુધારા તેમજ દેશવ્યવસ્થા સાથે આતરપ્રદેશની વ્યવસ્થા અને આતરસમાજસુધારા ને અંતિમ ધ્યેયજ સર્વ મહાત્માઓનું હતું ને તેથીજ તેઓ કર્મવીર, કર્મયોગીઓ તથા મહાત્માઓ હતા ને થશે. આ બાબત તો કર્મયોગમા વિશેષ રંગથી ખીલી ઉઠે છે. પોતાનુ સર્વસ્વ જાણે ગુરુમહારાજ આ વિષયપર ખર્ચી નાખવા બેઠા ન હોય તેમ આધ્યાત્મિક પ્રવૃત્તિની ઝીણવટ તેમણે હજાર ગરણે ગળી

જનસમાજને ગળે તુર્ત ઉતરી જાય એવી વ્યવસ્થાપૂર્વક આલેખી છે આ બાબતમા તો ગુરુમહારાજે વિશ્વ પર એકલો ઉપકાર જ નહિ પણ દયાનુ જ વર્ણ્ણ વર્ણવ્યુ છે.

ગુરુમહારાજ આર્યાવર્તની પવિત્ર ભૂમિથી સતુષ્ટ થઇ કેવા સુન્દર વાકયો લખી જાય છે ! ખરેખર આર્યાવર્ત પરમ સાત્વિક પુણ્યભૂમિ છે અધ્યાત્મવિદ્યાની સદોદિત વ્યાપી રહેલી ભાવના વડે ભારતવર્ષ ઉજ્વળ છે. અનેક મુનિયો, આચાર્યો, પડિતો ને મહાન્ પુરુષોની ચરણ રજવડે સેવાયેલી, પવિત્ર બનેલી ભારતભૂમિમાં જ ખરો આધ્યાત્મિક કર્મયોગ રેલાયો છે, ને રેલાય છે. અધ્યાત્મ જ્ઞાનવડે આત્મોન્નતિના પરિપૂર્ણ શિખરે પહોચવાની કોઇ ઉત્તમમા ઉત્તમ શાન ને સર્વ પ્રકારે નૈસર્ગિક જીવન ગાળવા યોગ્ય ભૂમિ હોય તો તે આર્યાવર્તની જ ભૂમિ છે **આર્યાવર્તની એક ચપટી ધૂળમાં જે સાત્વિક અણુ રેણુઓ વિલસી રહ્યા છે, તે અન્ય ભૂમિમાં નથી.** પોતાના આત્માની તથા દેશની સર્વ સામગ્રીનો ઉપયોગ આત્મવિકસનમાં જ કરવો જોઇએ. આ ભાવના ભારતવર્ષમા જ વર્તે છે. માનવબુદ્ધિની શક્તિનો વ્યય કેવળ માનવસહારને જ અર્થે થતો આપણે પાશ્ચાત્ય દેશોમાં–વર્તમાન મહાયુદ્ધમા જોઇએ છીએ. પ્રજા પ્રજાને, માનવ માનવને પોતાના સર્વ સાધનોવડે નાશ કરવા મથે–એ આસુરી ભાવના ભરી પ્રવૃત્તિ એ સત્ પ્રવૃત્તિ નથી એવી અસત પ્રવૃત્તિથી તો નિવૃત્તિ લાખ દરજ્જે ઉત્તમ. મતલબ કે **પ્રવૃત્તિ નિવૃત્તિના હેતુભૂત અને તે પણ આધ્યાત્મિક દ્રષ્ટિએ સાત્વિક ભાવપૂર્ણ હોવી જોઇએ.** આ બાબત પણ ગુરુમહારાજે ઉત્તમ રીતે 'ચર્ચી' છે.

ધાર્મિક નિવૃત્તિ માર્ગમા અને ધાર્મિક પ્રવૃત્તિ માર્ગમા એવી ઉદાર ભાવનાથી પ્રવર્તવું જોઇએ કે જેથી લૌકિક વિશ્વહિતકારક યોજનાઓપૂર્વક જે જે પ્રવૃત્તિઓ સેવવી પડે તેમાં સ્વાધિકારે પ્રવર્તતાં સકુચિત્વ અને વિરોધિત્વ દ્વારા સ્વકીય અવનતિમય–કટકમય માર્ગ ન બને આ અતિ ઉપયોગીસિદ્ધાત કુશળતાથી કર્મયોગમાં પ્રતિપાદન કરવામા આવ્યો છે

ગ્રંથારભે ગુરુમહારાજે ત્હેમના ગુરુશ્રી સુખસાગરજી મહારાજનુ વદનપૂર્વક મગલ કર્યું છે. ગુરુ-ભક્તિનુ જ્વલત દ્રષ્ટાત તેમણે **ગુરુગીતા** નામના સ્વરચિત ગ્રથમાં બતાવેલ છે **ખરું મગળ નામ ગુરુનુ જ છે.** તેમના ગુરુશ્રી ખરેખર ક્રિયોદ્ધારક થઇ ગયા છે. ને આ **કર્મયોગ**, ક્રિયાયોગ જેવા મહાન ગ્રંથમા એવા સત્ક્રિયાપાત્ર ગુરુને જ મંગલિક ગણી લેવામા તેમણે સ્વફરજ બજાવી છે. જૈનોમાં ક્રિયાઓનો લોપ થતો જાય છે શુષ્ક જ્ઞાનીઓ ક્રિયામાર્ગની ઉપેક્ષા કરી કરી રહ્યા છે ને પૂર્વાચાર્યના '**ज्ञानक्रियाभ्यां मोक्ष.**' એ સૂત્રને વિસ્મરવા લાગ્યા છે આથી જૈનોની ખાસ કરીને કર્મયોગ અને ક્રિયાયોગની આવશ્યકતાનો સમય વિચારીને જ ગુરુમહારાજે કર્મયોગ લખ્યો છે. હાલ જૈનોમા શુષ્ક નિવૃત્તિની મુખ્યતા અને ધર્મપ્રવૃત્તિની ગૌણતા થયેલી દ્રષ્ટિગોચર થાય છે; આવા વખતે સત્ય, નિષ્કામ, કર્મયોગીઓની જરૂર છે. મ્હારા–ત્હારામા પડેલ પોતાનુ ભાન ભૂલી આડે માર્ગે વહ્યા જતા જમાનાને સીધે રસ્તે લઇ જનાર કર્મયોગીઓ પાકી ઉઠના જોઇએ દેશની હમણાંની સામાજિક, નૈતિક આર્થિક, ધાર્મિક અને આધ્યાત્મિક પરિસ્થિતિ શોચનીય છે આવા પ્રસગે પણ કર્મયોગીઓ ન પ્રકટે તો સર્વ પ્રકારે અધોગતિને જ અવકાશ મળે, માટે મહાન્ કર્મયોગી કેવા હોય ? તેના લક્ષણ, તેમણે કેવી પ્રવૃત્તિઓ સેવવી જોઇએ તથા નવીન કર્મયોગીઓ કેવા અને કેમ પ્રકટાવવા જોઇએ; આ સબધી કર્મયોગમા સારું અજવાળુ પાડવામાં આવ્યુ છે કર્મ શબ્દાર્થ, કર્મ સ્વરૂપ, કર્મબંધ અને કર્મ સબધનું વિસ્તાર-પૂર્વક વિવરણ, ઘણું સુન્દર રીતે આપવામા આવ્યુ છે આ કર્મયોગના વ્યાપક અર્થપ્રતિ વાંચકોએ દુર્લક્ષ્ય કરવુ જોઇએ નહીં કર્મયોગમા '**ज्ञानक्रियाभ्यां मोक्षः** એ સૂત્રનુ વિસ્તૃત વિવેચન

કરવામા આવ્યું છે લો મા. તિલકે પણ પોતાના કર્મયોગ રહસ્યમા 'ज्ञानक्रियाभ्यां मोक्षः' એ સૂત્રના-ભાવનું-વ્યાપકાર્થપણે અવલબન ભગવદ્ગીતાને અવલબીને લીધું છે 'કર્મયોગ'ની **આવશ્યકતા વિના કોઇ જીવતો ધર્મ નથી. એ બાબતના સ્પષ્ટીકરણમાં ગુરુશ્રી ખરેખર હદ કરે છે.** સ્વાધિકારે કર્તવ્ય કર્મોને જાણવા, અને પશ્ચાત નિરાસક્તિપણે તે કરવા અલ્પ દોષને મહા-લાભ, જેમા વ્યષ્ટિ અને સમષ્ટિને હોય, તેવા કર્મો કરવા અધ્યાત્મ જ્ઞાનાદિ ગુણોને પ્રાપ્ત કરીને કર્તવ્ય કર્મો કર્યે જવાં, અનેક પ્રકારની વિપત્તિઓથી આત્માની પરિપક્વ દશા કરવા માટે અને આત્મયોગની સ્થિરતા માટે કર્તવ્ય કર્મો કરવા જોઈએ-ઇત્યાદિ અનેક પ્રકારે કરવાના કર્મયોગને વિશાળ બુદ્ધિથી અને વ્યાપકપણે કર્મયોગ ગ્રંથમા ચર્ચવામા આવ્યા છે. પ્રાચીન અર્વાચીન ધર્મશાસ્ત્રોથી કર્મયોગની ઉપયોગિતા સિદ્ધ થઇ ચૂકેલી છે. સર્વ દેશોમાં, સર્વ કાળમા, સર્વ ધર્મના મહાત્માઓએ કર્મયોગના એક સરખા વિચારો પ્રકટ કરેલા છે ને તેનુ વાચન વાચકોને **કર્મયોગ ગ્રન્થ** સાધી આપે છે જ. તે સર્વ ગ્રંથોમા ઉચ્ચ કોટિ પર વિરાજતો આ 'કર્મયોગ' અવશ્ય તેના વાચકને દ્રવ્ય ને ભાવ બન્ને રીતે સામાજિક, ધાર્મિક તથા આધ્યાત્મિક પ્રવૃત્તિને પ્રગતિમાન કરવામા, ઉન્નતિ સાધી આપવામા ને ઇચ્છિત સિદ્ધિઓ સિદ્ધ કરી આપવામા સહાયભૂત થશે જ એ નિઃસશય છે.

ઉપર જણાવી ગયા છીએ કે જૈન કોમને કર્મયોગીઓની ઘણી જ જરૂર છે. કર્મયોગીઓ ગૃહસ્થો હોય છે તેમજ ત્યાગી પણ હોય છે ગૃહસ્થ કર્મયોગીઓ દેશનુ સામાજિક, આર્થિક નૈતિક ને કવચિત્ ધાર્મિક હિત સાધી આપે છે, પણ દેશનું ને માનવજાતનું અંતિમ હિત-આધ્યાત્મિક હિત તો ત્યાગી નિષ્કામ કર્મયોગીઓવડે જ સધાવાનુ. કારણ ગૃહસ્થાશ્રમીઓ કરતા ત્યાગીઓ સ્વાધિકારે ખરેખરા કર્મયોગીઓ થઈ શકે છે. કર્મયોગનુ બળ પ્રાપ્ત કર્યા સિવાય ઉપદેશની અસર થતી નથી, કારણ તત્વજ્ઞાનના પાયા પર કર્મયોગનો સબધ છે અત્યારે તો જે સામાજીક ધાર્મિક તથા આધ્યા-ત્મિક કર્મયોગની આવશ્યકતા છે, તે તો ત્યાગી કર્મયોગીઓ જ મુખ્યત્વે સાધી શકે તેમ છે, અને આ સર્વમાન્ય સત્ય પણ કર્મયોગમા સ્પષ્ટ રીતે સમજાવવામા આવ્યુ છે

**અત્યારે સમાજ કયા પ્રકારનુ વાંચન માગે છે? તેનો વિચાર કરતાં તત્વજ્ઞાનની ભાવનાઓ ભરેલી તથા અધ્યાત્મ જ્ઞાનની વિવિધ વાનીઓથી સુસજ્જ એવી મિષ્ટ રસ-વતીથી ઉભરાતી થાળી આજે સમાજ** માગે છે તેથી જમાનાને ઉપયોગી તથા ભાવિ સમાજને તેવા રસના પિપાસુ બનાવવાને માટે **અનેક પુસ્તકો કર્મયોગીની કલમે લખ્યાં છે ને તેમાં આ ઉમેરો બેશક અતિ અમૂલ્ય છે.** અમો ઇચ્છીએ છીએ કે ભારતવાસીઓ આ ગ્રંથને સર્વ લાઇ-**બ્રેરીઓમાં દાખલ કરાવવા** તથ બીજી ભાષાઓમા અનુવાદ કરાવવાના પ્રયાસો કરવામા પ્રમાદ સેવશે નહી. ભાષાની તથા ધર્મની સેવા અનેક રીતે કરી શકાય જેઓ લખી શકે તે લેખિનીથી, બોલી શકે તે જીભથી, ખરચી શકે તે લક્ષ્મીથી ને ઇતર માનવો પોતાની જાતિમહેનતથી આવા ગ્રથોના વિશેષ પ્રચાર મટે પ્રયાસ સેવશે તો ધર્મ ને કોમની સેવા બજાવી શકશે

છેવટે કર્મયોગ લખવામા વિશ્વોપકારક દૃષ્ટિથી ધર્મલાભની ઇચ્છાપૂર્વક નિષ્કામબુદ્ધિથી અતિ

રાય પરિશ્રમ ઉઠાવનાર શ્રીમદ્ ગુરુમહારાજ તથા આવા અનેક ધર્મગ્રંથો મહાયુદ્ધની મોંઘવારીના સમયમાં, પણ પ્રકટ કરી વિશ્વના ભલા માટે પ્રકટ કરનાર શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળનો અસત નમ્રભાવે આભાર માન્યા શિવાય નિવેદનનો લેખક રહી શકતો નથી જ. અને આવા રસાળ વાચનથી વિમુગ્ધ બનેલ આ હૃદય એટલુ જ ઇચ્છે છે કે—આલસ્ય, નિદ્રા, મ્હારા—ત્હારામાં મચી રહેલ ભારતવર્ષ તથા જૈન કોમને જાગ્રત કરી તેમની સામાજિક ધાર્મિક અને આધ્યાત્મિક ઉન્નતિ સાધી આપનાર આવા આવા અનેક ધાર્મિક ગ્રથો, ગુરુમહારાજની રસભરી પુણ્ય લેખિનીદ્વારા ભારતવર્ષને આપો. અસ્તુ ૐ શાંતિ: શાંતિ શાંતિ

| | |
|---|---|
| પાદરા, ચૈત્રી પૂર્ણિમા<br>સ ૧૯૭૪ | ગુરુચરણોપાસક,<br>મણિલાલ મોહનલાલ પાદરાકર. |

# कर्मयोग-प्रस्तावना. ( प्रथमावृत्ति )

प्रवृत्तिलक्षणो धर्मः सर्वधर्मोन्नतिप्रदः ।
सर्वज्ञैः सेव्यते सम्यग्-जैनधर्मप्रचारकैः ॥ १ ॥
कर्मयोगः सदासेव्यो निरासक्त्या जनैर्ध्रुवम् ।
अक्रियावादतः श्रेष्ठः क्रियावादः शुभंकरः ॥ २ ॥
आराधकः क्रियावादी, विज्ञेयः शुक्लपाक्षिकः ।
विराधकोऽक्रियावादी, विज्ञेयः कृष्णपाक्षिकः ॥ ३ ॥
सर्वे तीर्थकरा ज्ञेयाः, केवलज्ञानयोगिनः ।
मोक्षो ज्ञानक्रियाभ्यां स्यात्, प्रोक्तं तैः सर्वदर्शिभिः ॥ ४ ॥
धर्म्यव्यवहारमालंब्य, स्वाधिकारविशेषतः ।
नित्यनैमित्तिकंकर्म-कर्तव्यं कर्मयोगिभिः ॥ ५ ॥

स्व—मुद्रालेख.

સંવત્ ૧૯૭૦ ના ચૈત્ર વૈશાખ માસમા મહેસાણાના સઘના આગ્રહથી મહેસાણામા એક માસ લગભગની સ્થિતિ કરી તે સમયે અમદાવાદમા પ્રાતઃસ્મરણીય પરમગુરુમહારાજ શ્રી સુખસાગરજી મહારાજે ક્રિયાયોગની મહત્તા સબધી સ. ૧૯૬૯ ના અસાડ સુદિ ૧૪ ની રાત્રિએ જે ઉપદેશ આપેલો હતો તે તાજો થયો અને તેથી ક્રિયાયોગ-કર્મયોગ સબધી શ્લોકોની રચના કરી અને તેનું નામ કર્મયોગ રાખ્યુ ને પ્રસગે ત્યા રહેલા કેટલાક સાધુઓને અને શ્રાવકોને કર્મયોગ ગ્રન્થ દેખવાનો પ્રસગ મળ્યો અને તેઓએ તે ગ્રન્થની પ્રશંસા કરી ત્યારબાદ માણસાના સઘના આગ્રહથી જેઠ માસમા માણસામા પ્રવેશ કર્યો અને ત્યાં ચોમાસુ કરવાનુ થયું માણસાના ઠાકોર સાહેબ રાઓળશ્રી તખ્તસિહજી દરબાર ઘણી વખત દર્શનાર્થે આવ્યા કરતા હતા એક વખત તેમણે કર્મયોગ ગ્રન્થ વાચ્યો તેથી તેમણે તથા કારભારી મોહનલાલ ડોકાભાઈએ કર્મયોગનુ ગુજરભાષામા વિસ્તારથી વિવેચન કરવા પ્રાર્થના કરી માણસાના દરબાર ઠાકોર શ્રી તખ્તસિહજી વિદ્વાન્ સાહિત્યપ્રેમી દયાળુ જૈનધર્માનુરાગી સાધુભક્ત અને ધર્મપ્રિય છે, તેમની પ્રાર્થના અમારા હૃદયમા રમી અને તેથી કર્મયોગનું વિવેચન કરવા નિશ્ચય સંકલ્પ કર્યો જૈનશાસ્ત્રોમા કર્મયોગની મહત્તા છે, એમ જણાવવા માટે નિશ્ચય થયો ચોમાસા બાદ માણસાથી વિહાર કરી સ ૧૯૭૧ ના કાર્તક માસમા વિજાપુરમા દોસી નથુભાઈ મંછારામના સમાધિ-મરણના ઉપદેશાર્થે ત્યા જવાનુ કર્યું ( દોસી નથુભાઈ મછારામ અમારા ઉપકારી હતા તેમણે અમારી બાલ્યાવસ્થામા ધાર્મિક પઠનપાઠનમા સાહાય્ય કરી હતી ) વિજાપુરથી લાડોલ, સરદારપુર, એક-

લાશ, દેશોત્તર થઇ છાડરમાં આમથારામ ગુલાબચંદના ઉજમણા પર માગશર માસમાં જવાનુ થયુ. છાડરથી વડાલીના સઘના આગ્રહથી પોષ માસમા વડાલીમાં પ્રવેશ કર્યો વડાલીમાં અમારા મનમાં જે સંકલ્પ હતો તે પ્રમાણે કર્મયોગ વિવેચન લખવાના આરંભાર્થે વિવરણ મગલ કર્યું; પરતુ યાત્રાના કારણથી ત્યા એક માસ કરતા વિશેષ ન રહેવાયું ત્યાથી ખેડબ્રહ્મા, દેરોલ, ગરોડિયા, ગઢોરા, હડાદ થઈ કુંભારીયા જવાનુ થયુ કુંભારીઆથી આબુજી થઇ હણાદ્રા, વરમાણ, રેવદર, મડાર, પાંથાવાડા, દાંતિવાડા અને ભૂતિવાડા થઈ પાલણપુરના સઘના આગ્રહથી પાલણપુરમા પ્રવેશ કયો. ત્યા વીસ દિવસ લગભગની સ્થિતિ થઇ પરંતુ ત્યા કર્મયોગ વિવેચન લખવાની પ્રવૃત્તિ ન થઇ ત્યાથી ફાગણવદમા સિદ્ધપુરમાં મુકામ કર્યો. કર્મયોગના કેટલાક શ્લોકોનુ ત્યા વિવેચન લખાયુ ત્યાંથી ઉંઝામા મુકામ થતા કેટલાક શ્લોકોનું વિવેચન લખાયું; ત્યાથી સ. ૧૯૭૧ ના ચૈત્ર સુદિ એકમે મહેસાણામા પ્રવેશ કર્યો. ત્યા કેટલાક શ્લોકોનુ વવેચન લખાયુ. પન્યાસ શ્રી આનદસાગરગણિ તથા પન્યાસ શ્રી મણિવિજયજીગણિ ત્યા હોવાથી તેમની સાથે જ્ઞાનવાર્તાલાપ થયો મહેસાણાથી ચૈત્ર સુદિ પૂર્ણિમાપર ભોયણીમા શ્રી મલ્લિનાથની યાત્રાર્થે આવવાનુ થયુ ત્યા વિવેચન લખવાનું શરૂ હતુ ત્યાથી રામપુરા આવતા ત્યા પણ વિવેચન લખવાની પ્રવૃત્તિ શરૂ હતી રામપુરાથી વિરમગામ આવવાનુ થયુ. વિરમગામમા કર્મયોગનુ વિવેચન લખાયુ વીરમગામમા મુનિરાજ શ્રી ખાંતિવિજયજીના શિષ્ય શ્રીયુત મોહનવિજયજી સાથે અને ઇતિહાસજ્ઞ શ્રી જિનવિજયજી સાથે સાધુગુરુકુલ-જૈનગુરુકુલ સ્થાપના વગેરે સબધી અનેક વિચારોનો પરામર્શ થયો વીરમગામથી જખવાડા થઇ શ્રી સાણદ જૈનસઘના આગ્રહથી તથા ભક્તિથી બીજા ચૈત્રમાં સાણદમા પ્રવેશ કર્યો કર્મયોગનુ ત્યા બસે પાનાનુ વિવેચન લખાયુ ત્યાથી ગોધાવીમાં વીશ દિવસ લગભગ સ્થિતિ થઇ. ગોધાવીમા ૧૫૦ દોઢસો પાના લગભગનુ વિવેચન લખાયુ, પરંતુ ત્યા અસંત તાપમા મહેનતના કારણથી જીર્ણજ્વર લાગુ પડયો ગોધાવીથી સેરીસા, કલોલ, પાનસર થઈ સ ૧૯૭૧ ના જેઠમાસમાં પેથાપુરમા ચોમાસા માટે વિહાર થયો પેથાપુરમા થોડુ વિવેચન લખાયું પરંતુ જીર્ણજ્વરની ઉપાધિથી ૧૦૮ શ્લોક સુધીના શ્લોકોનુ વિવેચન લખાયા બાદ વિવેચન લખવાનુ કાર્ય બધ થયુ સ ૧૯૭૧ ના જેઠમાસથી કર્મયોગ લખવાનુ વિવેચન બધ રહ્યુ તે પાછું સં ૧૯૭૩ ના માગસર માસથી માણસામા વિવેચન લખાણ શરૂ કર્યું. ૧૦૯ મા શ્લોકથી માણસામા વિવેચન લખવાનો આરંભ થયો. માણસાથી લીંબોદરા, ઉનાવા થઇ પેથાપુરમા જવાનુ થયુ. દરેક ગામમા વિવેચન લખાવાની પ્રવૃતિ શરૂ હતી અમદાવાદવાળા શેઠ મણિભાઇ દલપતભાઈને ત્યાં માહમાસમા ઉજમણુ હોવાથી તેમના અનેક પત્રો આવ્યાથી પોષ માસમા અમદાવાદ જવાનું થયું, અને અમદાવાદમાં સંપૂર્ણ વિવેચન લખવાનુ કાર્ય પૂર્ણ થયુ. એકદર આઠ નવ માસમા કર્મયોગનુ સપૂર્ણ વિવેચન લખાયું તેમ કહીએ તો કહી શકાય સ ૧૯૭૨ ની સાલમા લોકમાન્ય તિલક કૃત ભગવદ્ગીતાપર કર્મયોગ નામનું પુસ્તક મળ્યુ; પરતુ તે મરાઠી હોવાથી તેમનો ભાવ બરાબર સમજાયો નહી; સ. ૧૯૭૩ ના ચૈત્રવદી અગિયારસના રોજ માણસે આવવાનુ થયું ત્યારે શેઠ હુકમચદ ઇશ્વર પાસે લો૦ તિલકકૃત ભગવદ્ગીતા કર્મયોગનુ હિંદુસ્તાની ભાષાનુ પુસ્તક હતુ તે અમોએ વાચ્યુ તેથી કર્મયોગ સબંધી લો. મા. તિલકના વિચારોનું પરિશીલન થયુ; પરતુ તેથી અમોએ કર્મયોગ સબધી વિચારોનુ વિવેચન કર્યું હતુ તેથી વિશેષ કઈ જાણવા મળ્યુ નહીં. પણ તેથી અમારા વિચારોની પુષ્ટિ થાય છે એમ સમજાયું સ ૧૯૬૬-૬૭ ની સાલથી કર્મયોગના વિચારોની તરફ અમારૂં મન પ્રવર્તતુ હતું તેમા ગુરુમહારાજના મૃત્યુ સમયના ઉપદેશથી પુષ્ટિ થઇ અને તેના ફલ તરીકે કર્મયોગ નામનુ પુસ્તક લખાયું. હાલમા પાશ્ચાત્યોની પ્રવૃત્તિથી પૌર્વાત્યનિવૃત્તિપરાયણ લોકમા પ્રવૃત્તિની આવશ્યક્તાએ અમને તથા લો૦ મા૦ તિલક વગેરેને

એંશીસમે તેવા વિચારો લખવાની પ્રવૃત્તિ શરૂ કરાવી–તેમા કાઇ આશ્ચર્ય નથી. જે જે કાલે જે જે વિચારોની જરૂર હોય છે. તે તે કાલે તે તે દેશીય લોકોમા તે તે વિચારોનાં વાતાવરણો પ્રકટી નીકળે છે. અને તે તે સબધી ગ્રન્થો, ભાષણો, પ્રવૃત્તિયો થાય છે, અને ભવિષ્યમાં થશે. કોઈ પણ દેશ **એક સરખો પ્રવૃત્તિપરાયણ રહેતો નથી તેમ એક સરખો નિવૃત્તિપરાયણ રહેતો નથી.** પ્રવૃત્તિ પછી નિવૃત્તિ અને નિવૃત્તિ પછી પ્રવૃત્તિ એમ પ્રવૃત્તિ નિવૃત્તિનું ચક્ર, અનાદિ કાલથી કર્યા કરે છે. કોઈ કોમમાં નિવૃત્તિ પ્રધાનપણે વર્તે છે અને કોઇ કોઇ કોમમા પ્રવૃત્તિ પ્રધાનપણે વર્તે છે. દિવસ પ્રવૃત્તિરૂપ છે અને રાત્રી નિવૃત્તિરૂપ છે એમ કાલક્ષેત્રભાવભેદે પ્રવૃત્તિ નિવૃત્તિની ગૌણતા મુખ્યતા થાય છે. **જૈનોમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ બેને મહત્ત્વ** આપવામાં આવ્યું છે. કોઇ દેશની, સમાજની, સઘની, પ્રવૃત્તિ વિના સ્થાયી ઉન્નતિ રહેતી નથી એમ જૈન શાસ્ત્રોમા જણાવ્યુ છે. જૈન કોમમા તથા આર્ય દેશમાં પ્રવૃત્તિના સર્ગ સબંધી પડતી થઇ છે અને જો આ પ્રમાણે ચાલ્યા કરે તો જૈન કોમ–હિંદુ કોમ વગેરેની પડતી થાય અને તેથી અન્તે ધર્મનો નાશ થાય, માટે લોકોને ધર્મપ્રવૃત્તિ માર્ગનો ઉપદેશ આપવાની ઘણી જરૂર છે એમ ઐતિહાસિક દૃષ્ટિથી તથા પ્રગતિ દૃષ્ટિથી જણાયું અને તેથી સર્વ પ્રકારના શુભ ધર્મોની રક્ષાર્થે કર્મયોગની પુનઃ પ્રવૃત્તિ બળવતી થાય તે માટે કર્મયોગ ગ્રન્થ લખવાની આવશ્યકતા સ્વીકારાઇ ભગવદ્ ગીતાના કર્મયોગ કરતા અમારા લખાયેલા કર્મયોગમા જુદી જુદી બાબતોના અનેક વિચારોનો લાભ મળી શકે તેમ છે. ભગવદ્ગીતાનો સાર એ છે કે શ્રીકૃષ્ણ પોતે અર્જુનની આગળ ઉપદેશ દે છે અને તેને પ્રવૃત્તિનો અધ્યાત્મગર્ભિત ઉપદેશ આપે છે અને તેને યુદ્ધ માટે ઉત્સાહિત કરે છે. અમારા લખાયેલા કર્મયોગમા સર્વ મનુષ્યો સ્વાધિકારે ધર્મ્ય પ્રવૃત્તિ કરે અને તેના માટે કયા કયા ગુણોની જરૂર છે તેનું વિસ્તારથી વિવેચન કરાયુ છે અમોએ અમારા સ્વતત્ર વિચારોને વિના સકોચે કર્મયોગમા લખ્યા છે તેમા **જૈનાગમોથી** અવિરુદ્ધપણે કર્મયોગનુ વિવેચન લખવાને ઘણી સાવધાનતા રાખી છે.

**કર્મયોગ લખવાની આવશ્યકતા.**

જૈનાગમોમા–જૈન શાસ્ત્રોમા કર્મયોગની યાને ધર્મ્ય પ્રવૃત્તિની અનેક સ્થાને પુષ્ટિ કરવામા આવી છે શ્રી ઋષભદેવે યુગલ ધર્મનું નિવારણ કરીને પ્રવૃત્તિલક્ષણ ધર્મ આદિ અનેક ધર્મોની સ્થાપના કરી હતી ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુને થયા હાલ અઢી હજાર વર્ષ થયા; તે પૂર્વે અઢીસે વર્ષે શ્રી પાર્શ્વનાથ નામના ત્રેવીસમા તીર્થંકર થયા–મહાવીરસ્વામીથી પૂર્વે ચોરાશી હજાર વર્ષ પહેલાં શ્રી નેમિનાથ થયા. તે નેમિનાથથી પાચ લાખ વર્ષ પૂર્વે શ્રી નમિનાથ થયા. શ્રી નમિનાથની પૂર્વે ૬ લાખ વર્ષ પહેલા શ્રી મુનિસુવ્રત સ્વામી થયા આ પ્રમાણે દરેક તીર્થંકરના શ્રી ઋષભદેવ સુધી કલ્પસૂત્રમા આતરા ગણાવ્યા છે શ્રી ઋષભ નિર્વાણથી પચ્ચાસ લાખ કરોડ સાગરોપમે શ્રી અજિતનાથનુ નિર્વાણ થયુ. તે ઉપર ત્રણ વર્ષ સાડાઆઠ માસ બેતાલીસ હજાર વર્ષ ન્યૂન એવા પચ્ચાસ લાખ ક્રોડ સાગરોપમે ચોવીસમા તીર્થંકર મહાવીર પ્રભુનુ નિર્વાણ થયુ. (ભાગવત પુરાણમા જે ઋષભદેવનુ ચરિત આપ્યુ છે તે જૈનોના ઋષભદેવ નથી જૈનશાસ્ત્રદૃષ્ટિએ તે તો ભાગવતમા કથેલા ઋષભદેવ તે પુરાણોના દેવ છે તેની સાથે જૈનોનો કઇ પણ સબધ નથી ) મન્વતરોની ચૌદ ચોકડીઓ વગેરે લાખો કરોડો ચોકડી જેમા સમાઇ જાય છે એવા એક સાગરોપમનો કાળ છે. આજથી કોટાકોટી સાગરોપમ પૂર્વે થએલ શ્રી ઋષભદેવે કર્મભૂમિમાં કર્મપ્રધાન ધર્મ પ્રવર્તાવ્યો છે.

**જૈનાગમોમાં કર્મયોગની યાને ક્રિયાયોગની પુષ્ટિ–પ્રવૃત્તિની પુષ્ટિ**

કર્મનો અર્થ ધર્મ્મપ્રવૃત્તિ લેવી. શ્રી કલ્પસૂત્રમાં શ્રી ઋષભદેવનો આધકાર આવે છે તેમાં નીચે પ્રમાણે વર્ણન છે

**उसभेणं अरहा कोसलिए दक्खे दक्खपइन्ने पडिरूवे अलीणे भद्दए विणीए वीसंपुव्वसयसहस्साइं कुमारवासमज्झे वसित्ता तेवट्ठिंपुव्वसहस्साइं रज्जवासमज्झे वसमाणे लेहाइयाओ गणियप्पहाणाओ सउणरुयपज्जवसाणाओ बावत्तरिंकलाओ चउसट्ठिमहिलागुणे सिप्पसयं च कम्माणं तिन्निविपयाहियाए उवदिसइ (२) पुत्तसयं रज्जसए अभिसिंचइ ॥**

અર્હન્ કૌશલિક ઋષભે વીશ લાખ પૂર્વ વર્ષ કુમારાવસ્થામાં ગાળ્યા અને ત્રેસઠલાખ પૂર્વ રાજ્યાવસ્થામાં વસ્યા. અને તેમણે લેખાદિક ગણિત પ્રધાન બહોત્તેર કલાનો ઉપદેશ કર્યો. લોકોને બહોંત્તેર કળાઓ શિખવી બહોતેર કલાના નીચે પ્રમાણે નામ છે ૧ લિખિત, ૨ ગણિત, ૩ ગીત, ૪ નૃત્ય, ૫ વાદ્ય, ૬ પઠન, ૭ શિક્ષા, ૮ જ્યોતિ, ૯ છન્દ, ૧૦ અલકાર, ૧૧ વ્યાકરણ, ૧૨ નિરુક્ત, ૧૩ કાવ્ય, ૧૪ કાત્યાયન, ૧૫ નિઘટુ, ૧૬ ગજતુરગારોહણ, ૧૭–૧૮ તે બેની શિક્ષા, ૧૯ શસ્ત્રાભ્યાસ, ૨૦ રસ, ૨૧ મત્ર, ૨૨ યંત્ર, ૨૩ વિષ, ૨૪ ખન્ય, ૨૫ ગન્ધવાદ, ૨૬ પ્રાકૃત, ૨૭ સસ્કૃત, ૨૮ પિશાચી, ૨૯ અપભ્રંશ, ૩૦ સ્મૃતિ, ૩૧ પુરાણ, ૩૨ વિધિ, ૩૩ સિદ્ધાન્ત, ૩૪ તર્ક, ૩૫ વૈદક, ૩૬-વેદ, ૩૭ આગમ, ૩૮ સહિતા, ૩૯ ઇતિહાસ, ૪૦ સામુદ્રિક, ૪૧ વિજ્ઞાન (સાયન્સ વિદ્યા,) ૪૨ આચાર્ય વિદ્યા, ૪૩ રસાયન, ૪૪ કપટ, ૪૫ વિદ્યાનુવાદ સસ્કાર, ૪૬ દર્શન, ૪૭ ધૂર્ત સંબલક, ૪૮ મણિકર્મ, ૪૯ તરુચિકિત્સા, ૫૦ ખેચરી, ૫૧ અમરી, ૫૨ ઇન્દ્રજાલ, ૫૩ પતિભક્તિ, ૫૪ યન્ત્રક, ૫૫ રસવતી, ૫૬ સર્વકરણી, ૫૭ પ્રાસાદલક્ષણ, ૫૮ પણ, ૫૯ ચિત્રોપલ, ૬૦ લેપ, ૬૧ ચર્મકર્મ, ૬૨ પત્રછેદ, ૬૩ નખછેદ, ૬૪ પત્રપરીક્ષા, ૬૫ વશીકરણ, ૬૬ કાષ્ટઘટન, ૬૭ દેશભષા, ૬૮ ગારુડવિદ્યા, ૬૯ યોગાગ, ૭૦ ધાતુકર્મ, ૭૧ કેવલિવિધિ, ૭૨ શકુનરુત–એ પ્રમાણે શ્રી કાશ્યપ શ્રી ઋષભદેવે પુરૂષની બહોંતેર કલા શિખવી, હંસલિપિ વગેરે અઢાર લિપિયોનું જ્ઞાન શ્રી ઋષભદેવે જમણા હસ્તથી બ્રાહ્મીને આપ્યુ તથા ડાબા હસ્તથી સુંદરીને ગણિતનુ જ્ઞાન શિખવ્યુ. કાષ્ઠ કર્માદિનુ જ્ઞાન ભરતને શિખવ્યું. તથા પુરૂષાદિ લક્ષણોનુ જ્ઞાન શ્રી બાહુબલીને શિખવ્યું કાસ્યપશ્રીઋષભદેવે સ્રીઓની ચોસઠ કલાનુ જ્ઞાન લોકોને આપ્યુ. સ્રીની ચોસઠકલા નીચે મુજબ છે. ૧ નૃત્ય. ૨ ઔચિત્ય ૩ ચિત્ર ૪ વાદિત્ર. ૫ મંત્ર. ૬ તત્ર ૭ ઘનવૃષ્ટિ, ૮ ફલાકૃષ્ટિ. ૯ સસ્કૃત જલ્પ. ૧૦ ક્રિયાકલ્પ. ૧૧ જ્ઞાન. ૧૨ વિજ્ઞાન. ૧૩ દભ. ૧૪ અમ્બુસ્તંભ. ૧૫ ગીત ૧૬ તાલનુ માન ૧૭ આકારગોપન ૧૮ આરામરોપણ ૧૯ કાવ્યશક્તિ. ૨૦ વક્રોક્તિ. ૨૧ નરલક્ષણપરીક્ષા. ૨૨ ગજ ૨૩ હયવરપરીક્ષા ૨૪ વાસ્તુકશુદ્ધિ–ભવશુદ્ધિ ૨૫ શકુનવિચાર. ૨૬ ધર્માચાર. ૨૭ અજનયોગ ૨૮ ચૂર્ણયોગ. ૨૯ ગૃહીધર્મ. ૩૦ સુપ્રસાદનકર્મ. ૩૧ કનકસિદ્ધિ. ૩૨ વર્ણિકાવૃદ્ધિ. ૩૩ વાક્પાટવ ૩૪ કરલાઘવ. ૩૫ લલિતચરણ. ૩૬ તૈલસુરભિકરણ, ૩૭ ભૃત્યોપચાર ૩૮ ગેહાચાર, ૩૯ વ્યાકરણ ૪૦ પરનિરાકરણ. ૪૧ વીણાનાદ ૪૨ વિતડાવાદ. ૪૩ અકસ્થિતિ ૪૪ જનાચાર. ૪૫ કુભભ્રમ. ૪૬ સારિશ્રમ. ૪૭ રત્નમણિભેદ. ૪૮ લિપિપરિચ્છેદ ૪૯ વૈદ્યક્રિયા. ૫૦ કામાવિષ્કરણ ૫૧ રધન. ૫૨ ચિકુરબન્ધન. ૫૩ શાલિખડન ૫૪ મુખમડન. ૫૫ કથાકથન. ૫૬ કુસુમગ્રથન ૫૭ વરવેષ. ૫૮ સર્વભાષાવિશેષ. ૫૯ વાણિજ્ય. ૬૦ ભોજ્ય. ૬૧ અભિધાનપરિજ્ઞાન. ૬૨ આભરણયથાસ્થાન વિધપરિધાન. ૬૩ અન્ત્યાક્ષરિકા ૬૪ પ્રશ્નપ્રહેલિકા–એ પ્રમાણે રાજ્યાવસ્થામાં સ્ત્રીઓની ચોસઠ કલાઓનુ શિક્ષણ આપ્યુ. તેમજ ભગવાન્ શ્રી ઋષભદેવે રાજ્યાવસ્થામા **सिप्पसयंच कम्माणं** કૃષિવાણિજ્ય, કુંભકાર કર્મ વગેરે સો શિલ્પકર્મનો ઉપદેશ કર્યો; અનાચાર્યોપદેશજ કર્મ અને આચાર્યોપદેશજ શિલ્પ

એમ કર્મશિલ્પને વિશેષ લોકો માને છે હુન્નર, કલા, યંત્ર વગેરે સો જાતનાં કર્મોનો શ્રી ઋષભદેવે રાજ્યાવસ્થામા ઉપદેશ આપ્યો. હિંદુસ્થાન કર્મભૂમિ છે તે કર્મપ્રધાન છે માટે રાજ્યાવસ્થામા શ્રી ઋષભદેવે શિક્ષણુ આપ્યું. શ્રી ઋષભદેવે એ પ્રમાણે રાજ્યાવસ્થામા સર્વ કર્મોનુ શિક્ષણુ આપી ધર્મકર્મનો પ્રચાર કર્યો તેથી તે બ્રહ્મા કહેવાય છે અને તે નીતિના પ્રવર્તક હોવાથી મનુભગવાન્ ગણાય છે. શ્રી ઋષભદેવે છેલ્લી અવસ્થામાં દીક્ષા લેઇ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું, કેવલજ્ઞાન થયા બાદ **શ્રી ઋષભદેવે સમવસરણમાં બેસી ચતુર્વિધ ધર્મની દેશના દીધી** અને સાધુ–સાધ્વી શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સઘની સ્થાપના કરી. જીવન્મુક્ત શ્રી ઋષભદેવ કેવલીપ્રભુએ કૃતકૃત્ય થયા છતા પ્રવૃત્તિલક્ષણુ ધર્મની પ્રવૃત્તિ સેવી–ગામોગામ–દેશોદેશ વિહાર કરીને જૈનધર્મની સ્થાપના કરી શ્રી ઋષભદેવ પછી થનાર અજિતાદિકથી તે ધર્મનાથ સુધીના સર્વ તીર્થંકરોએ જ્ઞાનપૂર્વક ક્રિયાયોગની પ્રવૃત્તિ સેવી અને લોકોને ઉપદેશ દીધો. સોળમા શાંતિનાથ, સત્તરમા કુંથુનાથ અને અઢારમા અરનાથ એ ત્રણુ તીર્થંકરોને ચક્રવર્તીની પદવીઓ હતી તેથી તેમણે ગૃહાવાસમાં બત્રીશ હજાર દેશોનું રાજ્ય કર્યું અનાર્ય રાજાઓ સાથે અનેક યુદ્ધો કરી તેઓને જીત્યા, બત્રીશ હજાર દેશના રાજાઓને ધર્મ્ય પ્રવૃત્તિથી પોતાને તાબે કર્યા અને છેવટે દીક્ષા લઇ કેવલજ્ઞાન પામી ધર્મતીર્થની સ્થાપના કરી જૈનધર્મનો પ્રચાર કરવામા તેમણે કેવલજ્ઞાન પામીને ઉપદેશાદિથી ધર્મ્ય પ્રવૃત્તિ સેવી શ્રી મલ્લિનાથ તીર્થંકરે એ પ્રમાણે ગૃહસ્થાવાસમા ગૃહસ્થાધિકાર પ્રમાણે ધર્મ્ય પ્રવૃત્તિ આદરી હતી અને દીક્ષા લીધા બાદ કેવલજ્ઞાની બની ધર્મતીર્થની સ્થાપના કરી ધર્મોદ્ધાર કર્યો. શ્રી મુનિસુવ્રતસ્વામીએ પણુ તે પ્રમાણે પ્રવૃત્તિ સેવી શ્રી મુનિસુવ્રતસ્વામીના વખતમા શ્રી રામચંદ્રજી થયા, તેમણે રાવણુનો નાશ કર્યો. ( જૈન રામાયણુના વાચનથી દુનિયામા સત્યરામચરિત્રનો લોકોને ખ્યાલ આવે છે. ) શ્રી નમિનાથ સ્વામીએ ગૃહાવાસમાં ગૃહી યોગ્ય–ધર્મપ્રવૃત્તિ સેવી હતી અને દીક્ષા લઇ કેવલી બની ધર્મ-તીર્થની સ્થાપના કરી બાવીશમા યદુવંશી શ્રી અરિષ્ટનેમિનાથ ભગવંતે ધર્મતીર્થની સ્થાપના કરી અને ભારતમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો, ત્રેવીસમા શ્રી પાર્શ્વનાથ તીર્થંકર કે જે આજથી ૨૮૦૦ અઠાવીશસો વર્ષ ઉપર હતા તેમણે ગૃહાવાસમા શુભ પ્રવૃત્તિલક્ષણુ વર્ણાદિક ધર્મને સેવ્યો હતો અને રાજ્ય કર્યા બાદ છેવટે દીક્ષા લઇ કેવલી બની ધર્મતીર્થની ઉન્નતિ કરી હતી. તીર્થંકરની પદવી છતાં શાંતિનાથ, કુંથુનાથ અને અરનાથે નિરાસક્તિથી સ્વાધિકારે અન્ય રાજાઓ સાથે યુદ્ધો કર્યાં હતા. જ્યારે શ્રી નેમિનાથના બંધુ શ્રી કૃષ્ણે વઢીઆર દેશમાં જરાસઘ રાજાની સાથે યુદ્ધ કર્યું ત્યારે કૃષ્ણુ વાસુદેવના લશ્કરને જરા વ્યાપી હતી તેનુ[૧] યુદ્ધમા ચઢીને શ્રી અરિષ્ટનેમિનાથે નિવારણુ કર્યું હતુ. યાદવોની સાથે યુદ્ધમાં ગૃહવાસના ક્ષત્રિધર્મ પ્રમાણે શ્રી અરિષ્ટનેમિનાથનું રણાગણમાં આવવાનું થયું હતું શ્રી ભરતરાજાએ બાહુબલીની સાથે નિરાસક્તિથી ધર્મયુદ્ધ આદર્યું હતુ અને તેણે ચાર વેદની રચના કરી હતી. ( તેમાનો કેટલોક ભાગ હાલ પણુ જૈન આર્યવેદ તરીકે હયાત છે. ) એ ઉપરથી શ્રીકૃષ્ણુના પહેલાં શ્રી ઋષભદેવ વગેરે તીર્થંકરોએ કર્મયોગને કેવા વિશાલ રૂપમા સેવ્યો હતો તેનો વાચકોને સહેજે ખ્યાલ આવી શકશે શ્રી નેમિનાથ ભગવંતે ચોરાસી હજાર વર્ષ પૂર્વે પોતાની ધર્મદેશના સાભળવા આવનાર શ્રી કૃષ્ણુને ગૃહસ્થાવાસમા અને સાગાવસ્થામાં અહંમમત્વ રહિત નિરાસક્તિપણે પ્રવૃત્તિયો

---

૧ જો કે શ્રી અરિષ્ટનેમિ એ યુદ્ધમા ગયા હતા; પરંતુ જરાનું નિવારણુ તો શ્રી શંખેશ્વરપાર્શ્વનાથજીની પ્રતિમાજી ધરણેંદ્ર પાસેથી અટ્ઠમ તપની આરાધનાવડે શ્રી અરિષ્ટનેમિના કથનથી પ્રાપ્ત થયા પછી તે પ્રતિમાજીના ન્હવણુવડે–જરાસઘે સૈન્યમાં મુકેલી જરા–દૂર થઇ હતી.

સેવવી એમ ઉપદેશ આપ્યો હતો. જૈન શાસ્ત્રોના આધારે શ્રી નેમિનાથ ભગવાન્ પરમાત્મા હતા અને શ્રી કૃષ્ણ અંતરાત્મા હતા. શ્રી નેમિનાથ ભગવાનના ભક્ત તરીકે શ્રી કૃષ્ણ હતા. શ્રી કૃષ્ણે સર્વજ્ઞ નેમિનાથનાં અનેક વ્યાખ્યાનો સાંભળ્યા હતા તેથી શ્રી કૃષ્ણને બ્રહ્મજ્ઞાન-આત્મજ્ઞાન થયું હતું અને શ્રી કૃષ્ણે અર્જુનને આત્મજ્ઞાનનો બોધ રણાંગણમા આપ્યો હતો (મહાભારતના ભાગવતના અને વિષ્ણુપુરાણના શ્રી કૃષ્ણ અને જૈન શાસ્ત્રોના શ્રી કૃષ્ણમાં કાળભેદે આચારભેદે ભેદ છે. પુરાણીઓના શ્રી કૃષ્ણ દ્વાપરમાં થયા છે અને જૈનોના કૃષ્ણ તો તે પૂર્વે થયા છે તેથી પાચ હજાર વર્ષ અને ચોરાશી હજાર વર્ષનો ભેદ-અંતર રહે છે જૈનોમા પાડવચરિત્ર છે તેમજ વસુદેવ હિંડી નામનો નેવું હજાર શ્લોક લગભગનો ગ્રન્થ છે તેમા શ્રી કૃષ્ણ વગેરે યાદવોના ચરિત્રો છે-તેનુ મનન કરવાથી શ્રી કૃષ્ણ સંબંધી ખરો ખ્યાલ આવી શકે તેમ છે ગમે તેમ હોય પણ પાછળથી અનેક મતો પડ્યા હોય પરંતુ શ્રી નેમિનાથના ભક્ત શ્રી કૃષ્ણ અન્તરાત્માએ ધર્મ્ય પ્રવૃત્તિમા ગૃહાવાસમા ભાગ લીધો હતો ) તેમણે શ્રી નેમિનાથના ઉપદેશપૂર્વક ત્યાગમાર્ગની ધર્મ્ય પ્રવૃત્તિની પુષ્ટિ કરી હતી. અનેક ચક્રવર્તિયોએ અને વાસુદેવોએ ધર્મપ્રવૃત્તિ સેવી હતી. આર્યવેદના ભાગ તરીકે આચારદિનકર વગેરે પ્રાચીન શાસ્ત્રો છે તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના વર્ણ-કર્મ-ધર્મ વગેરેની પ્રવૃત્તિની સિદ્ધિ કરેલી દેખવામા આવે છે. શ્રી આત્મારામજી મહારાજે ઉર્ફે શ્રી વિજયાનંદસૂરિએ તત્ત્વનિર્ણયપ્રાસાદ ગ્રન્થમા ચારે વર્ણોના કર્મધર્મની વ્યવસ્થા તથા તેના સસ્કારોનું વર્ણન કર્યું છે. **જૈનનિગમોમાં અર્થાત્ જૈનવેદોમાં** તત્ત્વજ્ઞાનની સાથે ધર્મકર્મ પ્રવૃત્તિની અત્યંત આવશ્યકતા વર્ણવી છે. વેદાન્તીઓમા ભગવદ્ગીતા વગેરેમા કર્મયોગની જે વ્યાખ્યાઓ દેખવામા આવે છે તે જૈનાગમોમાથી લેવામા આવી હોય એમ દેખાય છે. વિક્રમ સંવત્ના પહેલા સૈકામા વા તેની પૂર્વે એક બે સૈકા પૂર્વે ભગવદ્ગીતા બની હોય એમ અનેક ગ્રન્થોના આધારથી જણાય છે તેથી તેમા જૈન શાસ્ત્રોની નિર્લેપ ધર્મકર્મપ્રવૃત્તિના વિચારોનો પ્રવેશ થએલો જણાય છે જૈનશાસ્ત્રોના આધારે કહેવામા આવે છે કે હાલ જે વેદાન્તીઓમા ચાર વેદો છે તે તો જૈનધર્મની સ્થાપના થયા બાદ-પછીથી બનેલા છે. શ્રી મહાવીરસ્વામીના વખતથી વા તે પછીથી વેદાન્તીઓમાં ઉપનિષદોની રચના શરૂ થઇ તે રચના ઠેઠ અકબર બાદશાહ પછી પણ શરૂ રહેલી છે. વિક્રમ સં ત્રીજા ચોથા સૈકા પછીથી પુરાણોની રચના શરૂ થઇ તે સત્તરમા સૈકા સુધી પ્રવર્તેલી જણાય છે. આ સબધીની ચર્ચા બીજા પ્રસંગે કરવામા આવશે અને તે અનેક સાક્ષીઓથી સિદ્ધ કરવામા આવશે અત્ર તો જૈનાગમો અને જૈનવેદોના આધારે ક્રિયાયોગની—કર્મયોગની અત્યત પ્રાચીનતા સિદ્ધ કરી છે શ્રી ઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થ સૂત્રની રચના કરી તેમણે **ज्ञानक्रियाभ्यां मोक्षः** જ્ઞાન અને ક્રિયા-પ્રવૃત્તિ એ બેથી મોક્ષ થાય છે એમ સિદ્ધ કર્યું છે. **हय नाणं कियाहीणं, हया अन्नाणओ किया, पासंतो पंगुलो दड्ढो, धावमाणो अ अंधओ.** **ધર્મ્ય પ્રવૃત્તિ વિનાનુ જ્ઞાન હણાયલુ છે, અને આત્મજ્ઞાન વિનાની ક્રિયા હણાયલી છે.** એકલી ક્રિયા અધસમાન છે, અને કર્મયોગ વિનાનુ એકલુ જ્ઞાન પાંગળા સમાન છે કોઈ નગરમાં અગ્નિ લાગ્યો ત્યારે પાગુલો હતો તે અધના પર બેઠો અને રસ્તો દેખાડવા લાગ્યો—આધળો ચાલવા લાગ્યો તેથી બન્ને અગ્નિથી બચી શકયા તે પ્રમાણે **જ્ઞાનપૂર્વક કર્મયોગ યાને ક્રિયાયોગથી-નિરાસક્તિપણાથી કર્ત્તવ્ય કાર્યો કરતાં સસારમાં બધન થતુ નથી** અને જ્ઞાનાવરણીયાદિ કર્મોને ક્ષય કરી પરબ્રહ્મપદ યાને સિદ્ધપદની પ્રાપ્તિ કરી શકાય એમ અનેક સ્થાને કથવામા આવ્યુ છે. અધ્યાત્મજ્ઞાનના-આત્મજ્ઞાનના ખજાના સ્વરૂપ જૈનાગમો છે—તેઓનુ 'ગુરુગમદ્વારા મનન કરી આત્મજ્ઞાન મેળવી સ્વાધિકારે કર્ત્તવ્ય કર્મો કરવા જોઇએ.

**જૈનોમાં શુષ્ક નિવૃત્તિની મુખ્યતા થતાં અને ધર્મ્ય પ્રવૃત્તિની ગૌણતા થતાં થએલી પડતી.**

અજ્ઞાન, આસક્તિ, મોહથી જે નિવૃત્તિની સાધના કરવામા આવે છે તેથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી; જૈનોના ચારે વર્ણો સ્વસ્વવર્ણકર્મથી ભ્રષ્ટ થવા લાગ્યા ત્યારથી જૈનોની પડતી થવા લાગી છે. **જે કોમમાં ગુણકર્મવિશિષ્ટ ક્ષત્રિયો**, તથા વૈશ્ય ગુણકર્મવિશિષ્ટ વૈશ્યોનો નાશ થાય છે તે કોમનો અને તે દેશનો તથા તે ધર્મનો હ્રાસ–નાશ થાય છે જ્યારથી ત્યાગાવસ્થામા શુષ્કવાચિક જ્ઞાન, શુષ્ક ધર્મારાધનાની રૂઢ પ્રવૃત્તિયો વધી ત્યારથી જૈનોની સૈકે સૈકે પડતી થવા લાગી છે–વ્યાવહારિક વર્ણકર્મધર્મપ્રવૃત્તિયો તથા ધાર્મિક પ્રવૃત્તિયોનો જુસ્સો જૈનોમાથી નરમ પડ્યો ત્યારથી જૈનોએ અન્ય કોમોની સ્પર્ધામા હાર ખાધી છે પ્રવૃત્તિ વિના ગમે તેવો ધર્મ દુનિયામાં જીવી શકતો નથી જે ધર્મ કોમમા **સર્વ પ્રકારની પ્રગતિકારક શુભ ધર્મકર્મની પ્રવૃત્તિયોનો જુસ્સો નથી તે કોમ અને તે ધર્મનું દુનિયામાં નામનિશાન રહેતું નથી.** જૈન કોમમા જ્યા સુધી આવો બોધ અને એવી પ્રવૃત્તિ થતી હતી ત્યા સુધી જૈનોમાં ચડતીનો સૂર્ય ઊગ્યા કરતો હતો; પ્રવૃત્તિ ધર્મ વિના કોઇ ધર્મની ચડતી થતી નથી. જૈનોમા ત્યાગીઓમાં ત્યાગ ધર્મ છે તેથી કંઈ કોઈ પણ અવસ્થામાં સ્વાધિકાર પ્રમાણે શુભ પ્રવૃત્તિયોનો નિષેધ કરવામા આવ્યો નથી **સ્વાધિકારે આત્મજ્ઞાનપૂર્વક દરેક કર્ત્તવ્યપ્રવૃત્તિયોને કરતાં સંસારમાં બંધન થતુ નથી;** એવા કર્મયોગને જ્યારથી વિસરી ગયા ત્યારથી જૈનો બીકણ, ઢીલા, માયકાંગલા જેવા બની ગયા અને ત્યારથી જૈનોની પડતી થઇ. સાધુઓએ ગૃહસ્થોને તેમના અધિકાર પ્રમાણે કર્તવ્ય પ્રવૃત્તિનો ઉપદેશ આપવામાં બરાબર લક્ષ્ય ન રાખ્યુ અને સર્વ ગૃહસ્થોને સાધુધર્મનો ઉપદેશ આપવા લાગ્યા ત્યારથી ચારે વર્ણના ગૃહસ્થ કર્મોની અવ્યવસ્થા થવા લાગી અને તેથી જૈનો જાતિની અપેક્ષાએ વા ગુણકર્મની અપેક્ષાએ ચારે વર્ણોને જીવતા રાખી શકયા નહી. સાધુઓનુ લક્ષ્ય ફક્ત વ્યાવહારિક વર્ણકર્મધર્મ ન રહેતા એકલી મોક્ષની ક્રિયા તરફ ગુથાઇ ગયું અને તેથી ગૃહસ્થોમા સાધનવ્યવહારવર્ણકર્મવ્યવસ્થાનો નાશ થતો ગયો **જૈનાચાર્યો કોણ જાણે કેવા સંયોગોમાં મૂકાઇ ગયા કે જેથી તેઓ જૈનધર્મી ચારે વર્ણોને સંરક્ષી શકયા નહીં;** વણિક થયા તેજ જૈનધર્મી ગણાય એવી કેટલીક માન્યતા થવાથી અનેક ક્ષાત્રયરાજાઓએ તથા ક્ષત્રિયોએ વણિકત્વ સ્વીકાર્યું એમ જૈન ઐતિહાસિક ગ્રન્થોથી માલમ પડે છે. રજોગુણ અને તમોગુણવાળી શુષ્ક નિવૃત્તિ જ્યારે મુખ્યતાએ પ્રવર્તે છે ત્યારે ચારે વર્ણના ધર્મકર્મની અવ્યવસ્થાથી જૈનધર્મના પ્રચારની પણ અવ્યવસ્થા થઇ જાય છે વ્યવહારનયમાર્ગકથિત કર્તવ્યકાર્યોનો ઉચ્છેદ કરવાથી જૈનધર્મનો ઉચ્છેદ થઇ જાય છે **જ્યારે જ્યારે ધર્મપ્રવૃત્તિની મુખ્યતા હોય છે ત્યારે ત્યારે દરેક દેશનો, ધર્મનો, સંઘનો ઉદય થાય છે એ નિયમ કદિ ભૂલવો ન જોઇએ.** જૈનાચાર્યો પૂર્વે અનેક શુભ પ્રવૃત્તિયોમા આત્મભોગ આપતા હતા અને નિરાસક્તિથી દરેક બાબતોમા આગેવાનીભર્યો ભાગ લેતા હતા અને એવા ક્રિયોદ્ધારથી અથવા વ્યાવહારિક પ્રવૃત્તિને મુખ્ય કરી પ્રવર્તવાથી તેઓ જૈનધર્મનો પ્રચાર કરી શકતા હતા. **ગૃહસ્થ જૈનો સ્વાધિકારે ગુણકર્માનુસારે વ્યાવહારિક તથા ધાર્મિક પ્રવૃત્તિયોમાં નિરાસક્તિથી મશગૂલ રહેતા હતા તેથી તેઓ જૈનધર્મનો વાવટો સર્વત્ર પ્રસરાવવા શક્તિમાન્ થયા હતા** પૂર્વે રાજકીય જૈનધર્મ હતો તેનુ મુખ્ય કારણ કર્મયોગી જૈનો હતા એજ લક્ષ્યમા રાખવાની જરૂર છે આત્મજ્ઞાન વિના કેટલાક જૈનોએ એકાન્ત દયાને જ ધર્મ માની લીધો અને તેઓ જૈનધર્મના અન્ય ઉપયોગી તત્ત્વોના ધર્મને ભૂલી ગયા તેથી તેઓ ગૃહસ્થ ધર્મના ઉપરાત સાધુના જેવી દયા પાળવાને તૈયાર થયા પણ તેથી તેઓ સ્વાધિકારે વર્ણકર્મધર્મ પ્રવૃત્તિ વિના કેટલીક ધર્મબાબતોથી

ભ્રષ્ટ થયા; જેથી તેઓની વિ સં પન્નરમા સૈકાથી વિશેષ પડતી થવા લાગી. શુષ્ક નિવૃત્તિથી ખરા ત્યાગીઓ પાકતા નથી તેમજ ઉત્તમ ગૃહસ્થો પણ પાકતા નથી. **જ્ઞાન વૈરાગ્ય વિનાની અને શુભ પ્રવૃત્તિ વિનાની એકલી શુષ્ક નિવૃત્તિથી વનમાં, ગુફામાં, ઉપાશ્રયમાં પડી રહેવા માત્રથી ગૃહસ્થ ધર્મથી અને ત્યાગી ધર્મથી ભ્રષ્ટ થવાય છે.** અમારે તો શ્રીમદ્ હેમાચાર્ય જેવા કર્મયોગી ત્યાગીઓની જરૂર છે અને વિમલશાહ, વસ્તુપાલ, કુમારપાલ, સંપ્રતિ, શ્રેણિક શ્રી કૃષ્ણ, જેવા ગૃહસ્થ કર્મયોગીઓની જરૂર છે ક્ષત્રિધર્મ પ્રમાણે વર્તનારા અને જૈન ધર્મ પાળનારા એવા ક્ષત્રિયોની જરૂર છે. સ્વાધિકારે ગુણકર્મ પ્રમાણે વર્ણ ધર્મમા રહીને જૈન ધર્મ પાળનારા ગૃહસ્થ કર્મયોગીઓની જરૂર છે બ્રાહ્મણના ગુણકર્મ પ્રમાણે વિદ્યાધ્યયન કરનારા કર્મયોગી જૈન બ્રાહ્મણોની જરૂર છે. પરંતુ વૈશ્ય શૂદ્રના ગુણકર્મધારનારા એવા જૈન બ્રાહ્મણોની જરૂર નથી આચારદિનકરમાં ગુણકર્મ-વિશિષ્ઠ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર ગૃહસ્થ વર્ણની આવશ્યકતા બતાવી છે આસક્તિ વિના ચારે વર્ણના જૈનો જૈનધર્મ પાળતા છતાં અને અન્તરમાં પરમાત્મા વીતરાગદેવનું ધ્યાન ધરતાં છતા—ગુણકર્માનુસ્વાધિકારે પ્રવૃત્તિધર્મ સેવતા છતા કર્મથી બધાતાં નથી અને પરમબ્રહ્મપદની અર્થાત્ મોક્ષપદની પ્રાપ્તિ કરી શકે છે. એવું કર્મયોગનુ રહસ્ય જ્યારથી જૈન ગૃહસ્થોમાથી વિસરાઈ ગયું ત્યારથી ગૃહસ્થ જૈનોમા અને ત્યાગી વર્ણમા શુષ્ક પ્રવૃત્તિમાર્ગની અને શુષ્ક નિવૃત્તિ માર્ગની ગૌણતાની પરંપરા વધવા લાગી અને તે આજે જૈન કોમમા પ્રત્યક્ષ માલુમ પડે છે; માટે ગૃહસ્થ ચારે વર્ણના જૈનોમા અને ત્યાગીઓમા ક્રિયોદ્ધારની અર્થાત્ વિશાલ દૃષ્ટિએ કર્મયોગના ઉદ્ધારની અત્યંત આવશ્યકતા જણાય છે જૈન કોમમા જ્ઞાન ક્રિયામાર્ગના રહસ્યો, જ્યારથી આચ્છાદિત થયાં ત્યારથી જૈન કોમની પડતીનો આરભ થયો હવે અનેક દેશીય પ્રજાઓની આર્યાવર્તમા ભરતી થવા લાગી છે તેવા સમયમા **જો શુષ્ક નિવૃત્તિ પ્રધાનતાને જૈન કોમ વળગી રહેશે તો અતે પરિણામ એ આવશે કે જૈનકોમ પોતાનુ નામનિશાન દુનિયામાં રાખી શકશે નહી.** હાલ ચોથો આરો નથી, હાલ તો પંચમ આરો—કલિયુગ છે તેમા કલિયુગના ધર્મની પ્રધાનતાએ સર્વત્ર પ્રવૃત્તિથી લોકો જીવી શકે છે તેથા દેશકાલ, બલ, સ્થિતિ વગેરેનો વિચાર કરીને ચાલતા જમાનાને અનુસરી ગૃહસ્થ વર્ગમા અને ત્યાગી વર્ગમા કર્મયોગીઓ પ્રગટાવવા જરૂર છે **આધ્યાત્મિક જ્ઞાન** પ્રાપ્ત કરીને આત્મજ્ઞાની બની નિરાસક્તિપણે સ્વાધિકારે સર્વ વ્યાવહારિક તથા ધાર્મિક કર્મો કરનારા કર્મયોગીઓ બહોળા પ્રમાણમા ચારે વર્ણમા પ્રગટે તો તેથી જૈનધર્મની તથા જૈનકોમની ઉન્નતિ થાય તે નિશ્ચય છે. હાલમાં **જ્ઞાનપૂર્વક કર્મયોગીઓ થયેલાની ઘણી જરૂર છે.** આત્મજ્ઞાન વિનાના કર્મયોગીઓમાંથી આસક્તિ ટળતી નથી **તેથી તેઓ કર્તવ્યકર્મો કરતાં છતાં બંધાય છે. જૈન શાસ્ત્રો જણાવે છે કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરો અને સ્વાધિકારે કર્તવ્ય કાર્યોને કરો. જૈનોમાથી** આત્મજ્ઞાન ટળવા લાગ્યુ ત્યારથી તેઓની પ્રવૃત્તિ માર્ગમા આસક્તિ વધી અને તેથી તેઓ પરસ્પરમા મતામત કરી ગચ્છસપ્રદાયકલેશથી ક્ષીણ થયા અમોએ અમારા બનાવેલા અન્ય ગ્રન્થોમા અધ્યાત્મજ્ઞાનની અત્યત મહત્તા જણાવી છે તે વડે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી નિરાસક્તિથી કર્તવ્ય કાર્યો કરવાની શકિત પ્રાપ્ત કરી શકાય છે. અધ્યાત્મજ્ઞાનના ગ્રન્થો વાંચીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શુષ્ક નિવૃત્તિનો ત્યાગ કરી ધર્મપ્રવૃત્તિ કરવા માટે અધ્યાત્મ ગ્રન્થોની રચના કરવામા આવી છે. **અધ્યાત્મજ્ઞાન થયા પછી નિરાસક્તિ પ્રાપ્ત થાય છે** અને તેથી સ્વાધિકારે સર્વ કાર્યો કરતા છતા મુક્તતા પ્રાપ્ત કરી શકાય

**કર્મયોગીઓની અત્યંત આવશ્યકતા.**

છે. જૈનશાસ્ત્રોનુ અધ્યયન કરીને ગૃહસ્થોમા અને ત્યાગીઓમાં અનેક કર્મયોગીશ્વરો પ્રકટે એવા ઉપાયો લેવાની જરૂર છે કર્મયોગીઓ પ્રકટ્યા વિના ફક્ત કર્મયોગના ગ્રન્થોથી કઇ દેશ, સમાજ, સંઘની ઉન્નતિ થઇ શકતી નથી; માટે હાલમા ક્રિયોદ્ધારકોની અર્થાત્ મહાકર્મયોગીઓ પ્રગટાવવાની જરૂર છે કે જે સર્વ શુભ ધર્મપ્રવૃત્તિઓમાં જીવનવ્યતીત કરે.

**સત્ય કર્મયોગીઓનાં લક્ષણ**

સર્વ પ્રકારનાં કાર્યોમાં જે પાછી પાની કરતા નથી તે સત્ય કર્મયોગીઓ છે. પાચે ઇન્દ્રિયોના શુભાશુભ ભાવમા ન લેપાતા જે નિરાસક્તપણે સ્વફરજને અદા કરે છે-તે સત્ય કર્મયોગીઓ છે **શ્રી** મહાવીરસ્વામીના સમયમા ગૃહસ્થાવાસમા શ્રેણિક, ચેટક રાજા વગેરે સત્યકર્મયોગીઓ હતા શ્રી મહાવીર પ્રભુના સમયમા કોણિક રાજા અને ચેડા રાજાનુ મહાયુદ્ધ થયુ હતું તેમા ચેડા મહારાજા કર્મયોગી હતા. તેમની સાથે દેવો લડવા આવ્યા હતા, તો પણ પોતાના ક્ષાત્ર ધર્મના અનુસારે નિરાસક્તિથી યુદ્ધ કરવામા પાછા પડ્યા નહોતા, પરમ જૈન ચેડા મહારાજાએ વ્યાવહારિક કર્મયોગને સારી રીતે બજાવ્યો હતો. ચેટક રાજા વગેરે જૈન રાજાઓ ક્ષાત્ર ધર્મથી ભ્રષ્ટ થયા નહોતા. જૈન ખારવેલ રાજાએ, સંપ્રતિ રાજાએ, કુમારપાલ રાજાએ, વિમલશાહ દંડનાયકે વગેરે જૈન ક્ષત્રિયોએ અને ધન્નાશાહ તથા શ્રી મહાવીરના શ્રાવક આનંદાદિક વૈશ્યોએ વૈશ્ય ધર્મની ફરજ બજાવવામા કઇ બાકી રાખ્યુ ન હતું; જે મનુષ્યો જ્ઞાનબલ, વિદ્યાબલ, શરીરબલ, ક્ષાત્ર ધર્મબલ, વૈશ્ય કર્મબલ, લક્ષ્મીબળ, સત્તાબલ ત્યાગબલ, અધ્યાત્મબળ વગેરે બળોની પરિપૂર્ણ ઉન્નતિઓને સંરક્ષી શકે છે તે ખરેખરા કર્મયોગીઓ જાણવા જૈનો જો ઉપર પ્રમાણે બળોનુ રક્ષણ ન કરે અને ભગતીયા જેવા બની સર્વ શુભ શકિતયોનો નાશ કરે તો તેઓ દુનિયામાં નામર્દ, બીકણ અને પૂર્વના કર્મયોગી જૈનોના વારસાઓના નાશ કરનારા બને માટે જૈનોએ નકામા પાપનાભયથી તથા ભ્રાન્તિથી નિર્વીર્ય ન બનવુ જોઇએ. આ કાલ એવો છે કે જે મનુષ્યો અન્ય ધર્મીય, અન્ય દેશીય કર્મયોગીઓની સ્પર્ધામા પાછા પડ્યા—તે મર્યા વા મરી જવાના. તેઓની સંતતિને તેઓ ગુલામ બનાવનારા જાણવા અને તીર્થંકરોની આજ્ઞાઓથી ભ્રષ્ટ થએલા જાણવા કર્મયોગમા કર્મયોગીઓનાં સર્વ લક્ષણોને જણાવવામા આવ્યા છે તે લક્ષણોને પરિપૂર્ણ વાચી તે પ્રમાણે જે વર્તવાના તેઓ ગૃહસ્થ દશામા તથા સાધુદશામા ખરા કર્મયોગીઓ બનવાના એમા જરા પણ શકા નથી કર્મયોગને આદ્યંત વાચી જવાથી મનુષ્યોને કર્મયોગીઓના લક્ષણોનુ પૂર્ણ જ્ઞાન થઇ શકે તેમ છે **જે કોમના લોકો, જે ધર્મના લોકો, જે દેશના લોકો જન્મભૂમિની સેવાનો ત્યાગ કરે છે, દેશ સેવાનો ત્યાગ કરે છે, રાજ્યસેવાનો ત્યાગ કરે છે, જન્મભૂમિના અભિમાનનો તથા ધર્માભિમાનનો ત્યાગ કરે છે તે લોકો દુનિયામાં નામર્દ, ગુલામ, બીકણ, સ્વાર્થી બને છે અને એવા લોકો કદાપિ ત્યાગીઓ થાય છે તો તેઓ ત્યાગ માર્ગની,—સંયમ માર્ગની મહત્તાને ઘટાડી દે છે અને આત્માના ગુણોને બરોબર ખીલવ્યા વિના તેઓ મુક્ત પણ થઇ શકતા નથી.** ખરા ત્યાગીઓનાં લક્ષણોનો લોકોના આચારમા ઉતારવાને ગુરુકુલો, વિદ્યાપીઠો, વિદ્યાલયો સ્થાપવાની ઘણી જરૂર છે જૈન ધર્મનો સર્વ યુક્તિયોથી અને સર્વ ઉપાયોથી વિશ્વમા ફેલાવો કરે એવા સાધુઓને બનાવવા માટે અત્યંત આત્મભોગ આપવાની જરૂર છે.

ગૃહસ્થ અને ત્યાગી કર્મયોગીઓએ **સ્વાધિકારે** હાલ જે **ઉપયોગી કાર્યો કરવાનાં છે તે કરવાં જોઇએ** નિત્ય નૈમિત્તિક કાર્યો કરવા જોઇએ દેશ રાજ્ય પ્રજાની પ્રગતિ થાય તેવા વર્તમાન સયોગોને અનુસરી કર્મો કરવાં જોઇએ. અહંતા, મમતા વગેરેનો ત્યાગ કરી ભય ખેદ દ્વેષ પરિહરી નિષ્કામ બની ધર્મની

રક્ષા અને ધર્મનો ઉદ્ધાર થાય એવાં કર્મો કરવાં જોઇએ—નકામા નાતવરા, દુર્વ્યસનમા લક્ષ્મીબળ ઉપયોગ, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વેશ્યાસગ, જુગાર વગેરેનો ત્યાગ કરવો જોઇ

**કર્મયોગીઓએ હાલ કેવી પ્રવૃત્તિ સેવવી જોઇએ.**

પ્રત્યેક મનુષ્યે હાલ તો વિદ્યા, જ્ઞાન, ક્ષાત્રબલ, વૈશ્યબલ અને શૂદ્રબલથી યુક્ત રહે જોઇએ હવે જમાનો જુદા પ્રકારનો આવ્યો છે. **જૈનોને તો સર્વ પ્રકાર શક્તિયો મેળવવામાં આપદ્ધર્મની પ્રવૃત્તિયોને સ્વીકારવાનો સ** પ્રાપ્ત થયો છે. અમારા કથનના એવા **આશયોને જો જૈન કોમ ન સમજે તો અન્ય ધર્મીઓના બળે જૈન કોમમાંથી લોકો અન્ય ધર્મીઓમાં ભળી** જ તથા જૈન કોમમા ઘણા કર્મયોગીઓ પણ પ્રકટી શકશે નહીં. દેશ-રાજ્ય ધર્મ, વ્યાપાર આદિ સર્વ બાબતોની પ્રવૃત્તિયોને સેવવા માટે કર્મયોગીઓ બનવાની જરૂર છે. કર્મયોગીઓએ સ જે જે ઔત્સર્ગિક અને અપવાદિક ધર્મ્ય પ્રવૃત્તિઓ સેવવાની છે તે સેવવી જોઇએ, અને સપ અને ઐક્યનુ આધ્યાત્મિક બળ પ્રાપ્ત કરી સ્પર્ધામા સર્વ દેશોથી અગ્રગામી રહેવું જોઇએ. **જૈન ધર્મ પુનરુદ્ધાર કરનારા સર્વ સિદ્ધાંતજ્ઞાતા જ્ઞાની મહાત્માઓ પ્રગટે એવાં પાઠશાલા સ્થાપ પઠન પાઠન કર્મ વગેરે કર્મો કરવાં જોઇએ.** આલસ્ય, વિકથા, મોજશોખ, વિષયવૃદ્ધિ, સ્વા દૃષ્ટિ વગેરેનો હોમ કરીને સદા શક્તિવાળા બનવું જોઇએ એક ક્ષણ પણ પ્રમાદી ન બનવું જોઇ સર્વ મનુષ્યોમા આત્મશક્તિયો પ્રગટે એવા ઉપાયો લેવા જોઇએ અનેક કર્મયોગીઓ પ્રગટે એ ઉપાયો લેવા જોઇએ. અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને સંકુચિત રૌઢિક ક્રિયા ધર્મની પ્રવૃત્તિમા ન સડોવ વિશાલ દૃષ્ટિથી સર્વ પ્રકારના વ્યાવહારિક તથા ધાર્મિક કર્તવ્ય કાર્યોને કરવા જોઇએ. સામાજિક, દૈશિ રાષ્ટ્રીય યોગ્ય કાર્યોમા સ્વાધિકારે સર્વજનહિતાર્થે ભાગ લેવો જોઇએ સત્ય વિચારોની અને સદાચારે પ્રવૃત્તિ કરતા શરીરનો નાશ થાય તો પણ સત્યાગ્રહથી પાછા ન પડવુ જોઇએ **સત્ય માટે પ્રાણાપ કરતાં** કર્મયોગીઓએ કદિ **ભય ન ધારવો** જોઇએ કાં તો ઉપર પ્રમાણે વર્તો અને ન વર્તી શકો તેનું સ્થાન બીજાઓને લેવા દો, પરંતુ નપુંસકપણુ તથા વર્ણશંકરપણાનુ જીવન ધારીને નકામા ઉ નહી જે ઝાડ નિરુપયોગી શુષ્ક ઠુંઠા જેવુ બન્યુ હોય તેણે અન્ય ઉગતા વૃક્ષોને પોતાની જ આપવી પડે છે તે પ્રમાણે મનુષ્યોએ અત્રબોધીને સત્ય કર્મયોગીઓ બનીને સર્વ પ્રશસ્ય કાર્યો ક જોઇએ સત્તાબલ, લક્ષ્મીબળ, શરીરબળ, વિદ્યાબળ અને જ્ઞાનબળ વગેરે જે જે **બળો પ્રાપ્ત ક હોય તેઓને અન્યોના ઉપકારાર્થે વાપરવાં જોઇએ**, પણ કંજુસ ન બનવુ જોઇએ. જૈન અને જૈન ધર્મીઓની પડતી ન થાય તે માટે જે જે આપતા ઉપાયો લેવા યોગ્ય હોય તે લેવા જોઇ

પ્રવૃત્તિધર્મપ્રધાન એવા અનેક કર્મયોગીઓ પ્રગટે એવા આપતા ઉપાયો લેવા જોઇએ. શૂરવીર, દાનવીર, ધર્મવીર, કર્મયોગીઓ પ્રગટે એવા વિશ્વ વિદ્યાલયો—ગુરુકુલો સ્થાપવાં જોઇએ.

વીશ પચીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળીને વિદ્યાધ્યયન કરે અને કર્મયોગીઓના ગુણો ખીલવે સત્યનો ઉદ્ધાર કરે એવા ગુરુકુલો સ્થાપવા જોઇએ સંકુચિત ક્રિયાદૃષ્ટિ

**નવા કર્મયોગીઓ પ્રકટાવવા જોઇએ.**

કર્મયોગીઓ કરતા વિશાલ દૃષ્ટિવાળા કર્મયોગીઓ પ્રકટાવવાની ઘણી જરૂર રાજકીય બાબતમાં ચાણાક્ય જેવા ચતુર અને રાજાઓમાં કુમારપાળ, અક અશોક જેવા અને વિદ્વાનોમા હરિભદ્રસૂરિ, હેમચન્દ્ર જેવા કર્મયોગીઓ પ્રક વવાની જરૂર છે. શ્રી મહાવીરના સત્યધર્મવિચારોને આખી દુનિય ફેલાવી દે એવા કર્મયોગીઓ પ્રગટાવવાની જરૂર છે આખી દુનિયામાં શાન્તિ વર્તે તે માટે સનાતન

ધર્મનો ફેલાવો કરનારા તથા પરપરાએ કર્મયોગીઓ પ્રકટે એવા ઉપાયો લેવાની જરૂર છે. જૈન કોમમા મહાકર્મયોગી તરીકે શ્રીમદ્ આત્મારામજી મહારાજ ઉર્ફે શ્રી વિજયાનંદસૂરિ તથા શ્રીમદ્ ક્રિયોદ્ધારક નેમિસાગરજી થયા. તેમણે જૈન કોમમા નવું બળ, નવીન ચૈતન્ય પ્રકટાવ્યુ છે. હાલમા શ્રી વિજય નેમિસૂરિ, શ્રી વિજયધર્મસૂરિ, પંન્યાસ શ્રી આનંદસાગરગણિ, શ્રીમદ્ મુનિરાજ શ્રી વલ્લભવિજયજી વગેરે નવીન કર્મયોગીઓ પ્રકટે એવા પ્રયત્નો કરે છે અને જૈન ધર્મનો પુનરુદ્ધાર થાય તેમ પ્રવૃત્તિ કર્યા કરે છે. જૈન સાધુ વર્ગ પૈકી કેટલાક જૈન સાધુઓ—જૈનાચાર્યો હવે ક્રિયાયોગની સાંકડી દૃષ્ટિનો ત્યાગ કરીને વિશાલ દૃષ્ટિને અંગીકાર કરવા લાગ્યા છે અને કેટલાક વિશાલ દૃષ્ટિથી કર્મયોગીઓ બનવા લાગ્યા છે. કાલનુ ઠેકાણે રાખીને સર્વ પ્રશસ્ય વ્યાવહારિક તથા ધાર્મિક કાર્યો કરનારા કર્મયોગીઓ પ્રગટે એવા તેઓને જીવનમંત્રો આપવા જોઇએ. લો. મા. તિલક, મિસીસ એનીબેસન્ટ, મોહનદાસ કરમચદ ગાંધી, સુરેન્દ્રનાથ બેનરજી, મદનમોહન માળવીયા અને ઝીણાની પેઠે આત્મભોગ આપનારા દેશસેવક કર્મયોગીઓ બહુ પ્રમાણમા પ્રગટે એવા ઉપાયો લેવા જોઇએ. પ્રવૃત્તિમાંથી બીરુ થઇને ભાગનાર અને નિવૃત્તિ આવે નકામુ શુષ્ક જીવન ગાળનારા અને ધર્મપ્રવૃત્તિથી ભ્રષ્ટ એવા બીરુ મનુષ્યોના વિચારોને હવે દાબી દેવા જોઇએ. ધર્મના ઉદ્ધાર માટે પ્રવૃત્તિ કરતાં જે મરણને ઉત્સવ સમાન ગણે છે એવા કર્મયોગીને, કર્મવીરોને, ધર્મવીરોને પ્રકટાવવા જોઇએ. કર્મયોગીઓથી ધર્મની રક્ષા થઇ શકે છે. મહાવાદી કર્મયોગી હતા તેથી તે બૌદ્ધવાદીઓને હઠાવી જૈનધર્મની રક્ષા કરવાને શક્તિમાન્ થયા હતા. દેશની—ધર્મની—સઘની રક્ષા કરવાની જેનામા શક્તિ નથી તે કર્મયોગી ગણાતો નથી દુનિયાના સર્વ ધર્મનો જેણે ઇતિહાસ જાણ્યો નથી તે કૂવાનો દેડકો છે, તેની વિશાલ દૃષ્ટિ થતી નથી જે ધર્મની શ્રદ્ધાનો ત્યાગ કરીને કર્મયોગી થવા ધારે છે તે વિશ્વમા ધર્મનો નાશક બને છે પરમાત્મા—આત્માઓ—પુણ્ય—પાપ—બંધ—મોક્ષની શ્રદ્ધા વિનાના મનુષ્યમા આત્મિક બલ વધતું નથી. અલ્પ શક્તિયોવાળા મનુષ્યોએ સઘબળથી કર્મયોગીઓને પોતાની પાછળ પ્રકટાવવા જોઇએ વાતો કરવા વડા થતા નથી. કાર્ય કરનારા થાઓ. ક્રિયાવાદીઓ બનીને અક્રિયાવાદ—અનુદ્યમવાદ—આળસવાદનો પરિહાર કરો. પુરુષાર્થ—ક્રિયાવાદ—પ્રવૃત્તિમાર્ગ—કર્મમાર્ગ ઇત્યાદિ પર્યાયવાચી શબ્દો છે. ઉદ્યમવાદ યાને ક્રિયાવાદને અગીકાર કરીને સ્વાધિકારે સામાજિક—દૈનિક—નૈતિક—રાષ્ટ્રિક સર્વ કર્મો કરીને ઉન્નતિયોનો પ્રકાશ કરવો જોઇએ. પરમાર્થનાં કાર્યો કર્યા વિના કોઇ કર્મયોગી ગણાતો નથી. જે મનુષ્ય દુનિયાના મનુષ્યો પાસેથી અન્નાદિ ગ્રહણ કરે છે અને સામો કંઇ પણ ઉપકાર કરતો નથી તે મનુષ્ય કર્મયોગી બનવાને લાયક બનતો નથી સમભાવાદિ ઉત્તમ ગુણોને પ્રાપ્ત કરનાર કર્મયોગી બને છે—એમ કર્મયોગ ગ્રન્થમાં સમ્યગ્ જણાવ્યું છે, માટે સર્વ પ્રકારના મનુષ્યોએ પોતે તેવા બની અને પોતાની પાછળ તેવા કર્મયોગીઓ પ્રકટે એવા ધર્મોને ધારણ કરવા જોઇએ

**કર્મયોગીની મહત્તા.** જે કર્મયોગી બને છે તે ધર્મને અને મોક્ષમાર્ગને પરપગએ વહેવરાવીને તથા નિર્લેપ રહીને અન્તે મોક્ષપદની પ્રાપ્તિ કરે છે. આ વિશ્વમા કર્મયોગીઓ બે પ્રકારના છે ગૃહસ્થ અને ત્યાગીઓ. ગૃહસ્થ કર્મયોગીઓ કરતાં ત્યાગી કર્મયોગીઓ વિશ્વ જીવોનું વિશેષ પ્રમાણમાં કલ્યાણ કરવા શક્તિમાન્ થાય છે. સર્વજ્ઞ પરમાત્મા શ્રી મહાવીર પ્રભુએ અને શ્રી ગૌતમબુદ્ધે ત્યાગાવસ્થામા સર્વોત્તમ કર્મયોગી બની ભારત દેશને હિંસા યજ્ઞ વગેરે અનેક પાપોથી મુક્ત કર્યો તે ઇતિહાસથી સિદ્ધ થાય છે શુષ્ક જ્ઞાની કરતાં કર્મયોગી મહાન્ છે. શુષ્ક જ્ઞાની બનતા વિશેષ મહેનત પડતી નથી પરંતુ કર્મયોગી બનતા તો મન—વાણી—કાયાનો શ્રમ વેઠવો પડે છે

સાધુઓને ત્યાગાવસ્થામાં અનેક ઉપસર્ગો તથા બાવીસ પરિસહો વેઠવા પડે છે અને તેથી જ્ઞાનાવરણી-યાદિકર્મોનો ક્ષય થતાં પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે મહાકર્મયોગી શ્રી તીર્થંકરો હોય છે. શ્રી તીર્થંકરોના કર્મયોગ સમાન કોઇનો કર્મયોગ હોતો નથી મહાકર્મયોગી—સર્વોત્તમ કર્મયોગી તીર્થંકરોને ચૌદપૂર્વના સારભૂત નમસ્કાર મંત્રમાં नमो अरिहंताणं એ પદથી સર્વ પદોમાં પ્રથમ નંબરે મૂકી પ્રથમ નમસ્કાર કર્યો છે અને પશ્ચાત્ नमो सिद्धाणं એ પદથી સિદ્ધ પરમાત્માઓને નમસ્કાર કર્યો છે કર્મયોગીઓ મહોપકારી હોય છે તેથી તેઓને પ્રથમ નમસ્કાર કરવામાં આવે છે. સિદ્ધ પરમાત્માઓને કેવળજ્ઞાન અને કેવલદર્શન છે પરંતુ સિદ્ધાવસ્થામાં કર્મયોગ નથી તેથી તેઓએ પ્રથમ નમસ્કાર કરવામા આવ્યો નથી આઠ કર્મ રહિત રજોગુણ, તમોગુણ, અને સત્વગુણ રહિત સિદ્ધ પરમાત્માઓ કરતાં પ્રથમ અરિહંતોને નમસ્કાર કર્યો છે તેથી જૈનાગમોના આધારે કર્મયોગીઓને અર્થાત્ પ્રવૃત્તિધર્મયોગીઓને કેટલુ મહત્વ આપવામાં આવ્યું છે તેનો વાચકો સહેજે ખ્યાલ કરી શકશે અને કર્મયોગની મહત્તા તો જૈનોના નમસ્કાર મંત્ર-માંજ વર્ણવી છે તેવી અન્યત્ર અવલોકાતી નથી એમ સહેજે વાચકોને જણાશે. લોકમાન્ય તિલક કહે છે કે—પ્રવૃત્તિ ધર્મને ભાગવત ધર્મમા વિશેષ વર્ણવ્યો છે પરંતુ તેઓ આ બાજુ લક્ષ આપશે તો જણાશે કે સન્યાસ માર્ગના પ્રવર્ત્તક ધર્મધોરી- ધર્મસ્થાપક ચોવીશમા તીર્થંકર મહાવીરસ્વામી જેવા ધર્મ પ્રવૃત્તિ કરનારા કોઇ અન્ય જણાશે નહીં. શ્રી મહાવીર પ્રભુએ શરીર છોડતાં પૂર્વે સોળ પ્રહર સુધી આર્ય મનુષ્યોને એક સરખો ઉપદેશ આપ્યો હતો. ગામો ગામ, નગરે નગર અને દેશો દેશ ફરીને જીવન્મુક્ત કેવલજ્ઞાની છતાં ઉપદેશ આપ્યો હતો. હવે કહો સન્યાસ માર્ગ યાને ત્યાગ માર્ગીઓમાં શ્રેષ્ઠ એવા મહાવીર પ્રભુને સર્વોત્તમ કર્મયોગી માનતાં કોણ વાંધો લઇ શકે તેમ છે? વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત સ્વામીએ ઉપકાર માટે રાત્રીમા સિદ્ધપુરથી વિહાર કર્યો અને ભરૂચ પધાર્યા હતા જ્યારે જૈન ધર્મના સ્થાપક તીર્થંકરો આ પ્રમાણે ધર્મ પ્રવૃત્તિ કરે છે તો ત્યાગાવસ્થાના અધિકાર પ્રમાણે કર્મયોગી બનીને આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્તકો—સાધુઓ—સાધ્વીઓ ઉપકારાદિ ધર્મ પ્રવૃત્તિયોને દેશ સમાજ રાજ્ય વગેરેના કલ્યાણમાં ભાગ આપે એમાં શું આશ્ચર્ય? ત્યાગાવસ્થામા ત્યાગીના અધિકાર પ્રમાણે કર્મયોગી બનીને કર્તવ્ય કાર્યો કરવાના છે, પરંતુ કર્તવ્ય કર્મથી મુક્ત થવાતું નથી—એમ ઉપદેશ દેનારા સર્વજ્ઞ મહાવીર પ્રભુના આગમો કરતા સન્યાસીને સર્વકર્મત્યાગી કહેનારા ભગવદ્ ગીતાનુ મહત્ત્વ કોઇ રીતે ચઢી શકે તેમ નથી શ્રી મહાવીર પ્રભુએ ગૃહસ્થોના અધિકાર પ્રમાણે કર્તવ્ય કર્મો કરવાનો ઉપદેશ આપી વ્રતોમાં કર્મયોગને સમાવી દીધો છે. હજારો આચાર્યોએ અનેક વિષયોના હજારો ગ્રન્થો લખીને તથા અનેક જાતના ઉપદેશ આપીને તથા મનુષ્યો પર પરોપકાર કરીને કર્મયોગી-પણાની પોતાનામા સિદ્ધિ કરી બતવી છે, તેથી એમ સિદ્ધ થાય છે કે જે ત્યાગીઓ થાય છે તે ઉચ્ચ કર્મયોગીઓ બનાવવાને માટે થાય છે માટે જૈનધર્મી ત્યાગીઓ બનવું એટલે કર્મયોગીથી—ક્રિયા-યોગથી ભ્રષ્ટ થવું એવો કોઈએ મનમાં વિચાર લાવવો નહીં. લો. શ્રીયુત તિલકના લખવા પ્રમાણે વેદાન્તી સન્યાસીઓ કર્મમાર્ગથી ભ્રષ્ટ થાય છે ખરા પણ જૈન સાધુઓ તો પરોપકારી ગ્રંથો લખનારા, વ્રતો પાળનારા—આગમોનો અભ્યાસ કરનારા અને ઉપદેશકો હોય છે તેથી તેઓને કર્મભ્રષ્ટતાનો આક્ષેપ લાગુ પડતો નથી. અનાદિકાલથી જૈન સાધુઓ આચાર્યો અને તીર્થંકરો સત્ય કર્મયોગીઓ છે એમ તેઓની ધર્મ પ્રવૃત્તિથી અને આગમોથી સિદ્ધ થાય છે. જૈનાગમોમા કર્મયોગીની મહત્તા સબંધી વિશેષ વર્ણન કરવામાં આવ્યું છે. જૈનોમાં કર્મયોગીઓ પાંચસો વર્ષથી ન્યૂન પ્રમાણમા પ્રગટ્યા તથા તેઓથી ચારે વર્ણના જૈનો સરક્ષી શકાયા નહીં તેથી જૈનોની સખ્યા ઘટીને હાલ ત્રણ લાખ તેત્રીસ હજાર પર આવેલી છે. જૈન શાસ્ત્રોમા કર્મયોગને શુક્લપાક્ષિક ગણ્યો છે; મોક્ષનો અધિકારી શુક્લપાક્ષિક મનુષ્ય ઠરે છે અને જેઓ

કર્મયોગી અર્થાત્ ક્રિયાવાદી નથી તે અક્રિયાવાદીને કૃષ્ણપાક્ષિક અર્થાત્ હજી મોક્ષમાર્ગનો આરાધક બન્યો નથી એમ કહેવામાં આવ્યુ છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે-ધર્મ પ્રવૃત્તિ લક્ષણ-ધર્મ પ્રવૃત્તિનો ફેલાવો કરવાનું વર્ણન જેટલુ જૈન શાસ્ત્રોમાથી મળી આવે છે તેટલું અન્ય શાસ્ત્રોમાથી મળી આવતું નથી. ધ્યાન અને સમાધિ પણ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાને એક જાતની ઉત્તમ આત્મપ્રવૃત્તિ છે શોધ-ખોળ કરનારા સાયન્સ પ્રોફેસરો સ્વવિષયમાં મનની એકાગ્રતા કરીને અક્રિય જેવા બની જઇને પણ શોધખોળ માટે મથે છે મનની એકાગ્રતા વિના નવીન શોધો થઈ શકે નહીં પ્રોફેસર એડીસને એકી વખતે એક સરખા અડતાલીશ કલાક પર્યંત મનની એકાગ્રતા કરીને ફોનોગ્રાફ વગેરેની શોધ કરી એ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણા મુનિયો, ત્યાગીઓ, જ્ઞાન, ધ્યાન, સમાધિ કરે છે તે નિત્ય સુખની કેવળજ્ઞાન આદિ ગુણોની પ્રાપ્તિ માટે કરે છે; તે પણ જ્ઞાન આદિ ગુણો પ્રાપ્ત કરીને સ્વપરને અનંત સુખ આપવા પ્રવૃત્તિ કરે છે માટે તે પણ સર્વોત્તમ કર્મયોગ સૂક્ષ્મ પ્રવૃત્તિ છે એમ વાચકોએ અવબોધવુ. કર્મયોગીઓથી સર્વ જાતની શુભ પ્રવૃત્તિઓનો ઉદ્ધાર થાય છે તેથી તેઓ વદ્ય—પૂજ્ય છે કર્મ-યોગીઓની મહત્તાનુ વર્ણન કર્યે પાર આવી શકે તેમ નથી.

**કર્મ શબ્દાર્થ**
**કર્મ સ્વરૂપ.**

અમોએ કર્મયોગમાં કાર્યો કરવાના અર્થમા કર્મ શબ્દનો ઉપયોગ કર્યો છે. કાર્ય કરવા, પ્રવૃત્તિયો કરવી, ક્રિયાઓ કરવી, સ્વફરજ અદા કરવી એ અર્થમા જે કર્મ શબ્દ વાપર્યો છે તે ક્રિયાયોગના અર્થ સમાન છે. અને કર્મનો નાશ કરવો, કર્મથી નિર્લેપ રહેવું, કર્મ લાગતાં નથી, કર્મનુ બધન થતું નથી ઇત્યાદિ વાક્યપ્રયોગોમા જે કર્મ શબ્દ વાપર્યો છે તે કર્મથી જ્ઞાનાવરણીય, દર્શના-વરણીય, મોહનીય, અતરાય, નામ, ગોત્ર, આયુષ્ય અને વેદનીય એ આઠ કર્મનું તથા તેમા સમાઇ જનાર પ્રારબ્ધ સચિત ક્રિયમાણ કર્મનુ ગ્રહણ અવબોધવું. **બાહ્ય કર્મો કરતાં છતાં તેમાં મોહનીયાદિ કર્મથી લેપાવું નહીં અને મોહનીયાદિ કર્મનો નાશ કરવો એ જ કર્મ યોગનું રહસ્ય છે અને કર્મ યોગીઓએ કર્મયોગને મોહથી નિર્લેપ રહી સેવવાં જોઇએ એ જ સકલ ગ્રન્થનો સાર અવબોધવો** જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મનુ વિશેષ પ્રકારે સ્વરૂપ સમજ્યા વિના કર્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, શ્રીમદ્ દેવચંદ્રસૂરિકૃત છ **કર્મગ્રન્થમાં આઠ કર્મનુ વિશેષ વિસ્તારથી સ્વરૂપ સમજાવ્યું** છે પ્રાચીન સંસ્કૃત કર્મગ્રન્થો કે જે હાલ છપાઇને ભાવનગર સભા તરફથી બહાર પડ્યા છે તે વાચવાથી જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મનુ સ્વરૂપ સારી રીતે સમજાય છે. કર્મ ગ્રન્થોનું એક વાર પૂર્ણ જ્ઞાન કોઇ કરશે તેને જૈન ધર્મનુ મહત્ત્વ સમજાયા વિના રહેશે નહીં-આચા-રાગ સૂત્ર, સ્થાનાગ સૂત્ર, ભગવતી સૂત્ર, કર્મ વિપાક સૂત્ર વગેરે સૂત્રોમા તથા ગ્રન્થોમા જ્ઞાનાવરણીયાદિ કર્મોનુ સ્વરૂપ પ્રકાશવામા આવ્યું છે તેમાંથી ખાસ કર્મસ્વરૂપ જાણવું જોઇએ. જૈન શાસ્ત્રોમા જેવુ જ્ઞાનાવરણીયાદિ કર્મોનું વર્ણન કરવામા આવ્યુ છે તેવુ અન્ય ધર્મના શાસ્ત્રોમા વર્ણન નથી અમોએ ચાર વેદો પૈકી ત્રણ વેદોની સહિતા, તે ઉપરના કેટલાક ગ્રન્થો, એકસોને અઢાર ઉપનિષદો, પુરાણો પૈકી જે જે સંસ્કૃત, હિન્દી, ગુજરાતીમા છપાયાં છે તે પુરાણો તથા યોગવાસિષ્ઠાદિ અનેક ગ્રન્થોનુ વાચન મનન કર્યું છે પરતુ જેવું જૈનાગમોમા, જૈન શાસ્ત્રોમા જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મનુ સ્વરૂપ લખાયુ છે તેવું તે અન્ય ગ્રન્થોમાં વાચ્યુ નથી. **આત્માને અને કર્મને કેવી રીતનો સંબંધ છે અને સંસારમાં ચોરાશી લક્ષયોનિમાં કર્મથી કેવા પ્રકારના અવતારો ગ્રહણ કરવા પડે છે તેનુ જૈન શાસ્ત્રોમાં** જેવુ વર્ણન છે તેવુ સાખ્ય શાસ્ત્રોમાં પણ અમારા વાચવામા વર્ણન આવ્યુ નથી. સાખ્ય શાસ્ત્રોના તત્ત્વોનો અનેક ગ્રન્થો દ્વારા અનુભવ કર્યો છે પરંતુ કર્મની ફીલોસોફીમા

જૈન શાસ્ત્ર આગળ સાંખ્યશાસ્ત્ર ઝાખુ પડી જાય છે કુરાન, બાઇબલ, વગેરેમાં જૈન શાસ્ત્રોની પેઠે કર્મનું યથાર્થ સ્વરૂપ વર્ણવવામાં આવ્યુ નથી. બૌદ્ધોના ધમ્મપદ વગેરે ગ્રન્થોમાં જૈન શાસ્ત્રોની પેઠે કર્મનું સ્વરૂપ વર્ણવવામાં આવ્યું નથી. દુનિયાના સર્વ મનુષ્યોએ કર્મનું સ્વરૂપ સમજવું જોઇએ એમ અમે નિષ્પક્ષપાત દૃષ્ટિથી સર્વ જીવોના હિતાર્થે કહીએ છીએ. જૈનાગમોમાં કર્મનું સ્વરૂપ વિશાલતાથી વર્ણવ્યું છે તેથી એમ ન માની લેવું જોઇએ કે જૈનો એકાન્તે કર્મવાદી છે. જૈનશાસ્ત્રો તો એક દૃષ્ટિએ કર્મ કરતાં પુરુષાર્થનું વિશેષ શક્તિપણું દર્શાવે છે, કારણ કે આત્માની સાથે સંબંધિત થએલાં કર્મો અન્તે આત્મપુરુષાર્થથી ટળે છે અને આત્મા અંતે કર્મરહિત શુદ્ધ બુદ્ધ પરમાત્મા બને છે. સર્વ તીર્થંકરોએ જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મોનો નાશ કરવાને જ્ઞાનાદિ સાધન ધર્મપ્રવૃત્તિરૂપ કર્મયોગને દર્શાવ્યો છે. જ્ઞાન વિના અને ધર્મક્રિયા વિના જ્ઞાનાવરણીયાદિ કર્મોનો નાશ થતો નથી માટે જ્ઞાનક્રિયાભ્યાંમોક્ષ એ અનાદિ જૈનવેદસૂત્રને સ્વીકારીને કર્મયોગીઓએ જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મોનો નાશ કરવો જોઇએ શંકરાચાર્ય એકલા જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ માને છે અને મીમાંસકો એકલા કર્મથકી મુક્તિ માને છે ત્યારે સર્વજ્ઞ શ્રી મહાવીર પ્રભુએ તથા તે પૂર્વના ત્રેવીશ તીર્થંકરોએ જ્ઞાન અને ક્રિયા એ બન્નેના યોગથી મુક્તિ માની છે. પ્રારબ્ધ સંચિત અને ક્રિયમાણ એ ત્રણ કર્મનો આઠ કર્મમાં સમાવેશ થઇ જાય છે. સત્વગુણ, રજોગુણ અને તમોગુણનો આઠ કર્મમાં સમાવેશ થાય છે સત્વગુણ રજોગુણ અને તમોગુણરૂપ સાંખ્ય પ્રકૃતિનો જૈનશાસ્ત્ર પ્રતિપાદિત કર્મમાં સમાવેશ થાય છે. શંકરાચાર્યે કલ્પેલી માયાનો જૈનશાસ્ત્રકથિત જ્ઞાનાવરણીયાદિ કર્મમા સમાવેશ થાય છે. વેદાન્તી શંકરાચાર્ય જેને જીવો કહે છે તેનો જૈનોના મત પ્રમાણે બહિરાત્મામાં સમાવેશ થાય છે. પ્રકૃતિ, માયા, કિસ્મત્ વગેરેનો અન્તે તો થોડા ઘણા અંશે જૈનમાન્યકર્મમા સમાવેશ થાય છે. માયાવાદી શંકરાચાર્યની પેઠે કર્મને જૈનશાસ્ત્રો કલ્પિત માનતા નથી. કર્મના અનંતાનંત પરમાણુઓ છે તેથી કર્મને જડ તત્ત્વરૂપે માની શકાય છે પરંતુ સ્વપ્નની ભ્રાન્તિ સમાન શૂન્ય માની શકાય નહીં—એમ જૈનશાસ્ત્રોમાં હજારો યુક્તિયોથી પ્રતિપાદન કરવામા આવ્યું છે જૈનોના કર્મવાદનું કોઇ ખંડન કરી શકે તેમ નથી જૈનધર્મના કર્મવાદનું અન્ય પ્રારબ્ધ, સંચિત, ક્રિયમાણ નામોના ભેદે વેદાન્તીઓને પાછળથી શરણ લેવુ પડયુ છે. મૂલ વેદની સંહિતાઓમા પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ કર્મોનું વિશેષ વર્ણન નથી એમ વેદોના અભ્યાસ કરનારાઓને જ્ઞાન થયા વિના રહેતું નથી. બાહ્ય કાર્યો કરવાં એજ કર્મની વ્યાખ્યા વેદમા પ્રચલિત જણાય છે જ્ઞાનાવરણીયાદિ કર્મનો સિદ્ધાંત સ્વીકાર્યા વિના બાહ્ય સુખદુઃખની સિદ્ધિ અને પુણ્ય પાપની સિદ્ધિ થવાની નથી. પુણ્ય પાપરૂપ કર્મના બેઓના પૂર્ણ સ્વરૂપનો અવબોધ થયા વિના પાપકર્મથી નિવૃત્ત થવાતુ નથી. કારણ કે પુણ્ય પાપના જ્ઞાન વિના મનુષ્ય, પાપનો ત્યાગ કરીને પુણ્ય કર્મો કરવાને શક્તિમાન્ થતો નથી. કર્મયોગીઓ જ્ઞાનાવરણીયાદિ કર્મનુ સ્વરૂપ જાણીને અશુભ કર્મો બંધાય એવા પાપ કર્મો કરતા નથી શુભ કર્મોને કરે છે, છતા તેના ફળની ઇચ્છા રાખતા નથી. કર્મયોગીઓ જ્ઞાનપૂર્વક આત્માનો ઉપયોગ ધારણ કરીને શુભાશુભ ફલની ઇચ્છા વિના કર્તવ્ય કાર્યોને કરે છે.

**કર્મબંધ તથા કર્મનો અબંધ.**

**અજ્ઞાની** મોહથી કર્તવ્ય કાર્યો કરતો છતો કર્મથી બંધાય છે અને સંવરથી ક્રિયાઓને પણ આશ્રવરૂપે પરિણમાવે છે અને જ્ઞાની કર્મયોગી કર્મબંધની ક્રિયાઓ કરતો છતો પણ અબંધ રહે છે. ભરત રાજાએ અને બાહુબલીએ બાર વર્ષ પર્યંત મહાઘોર યુદ્ધ કર્યું પરંતુ તેમા ઘાતી કર્મના ચીકણા રસથી બંધાયા નહીં તેથી તેઓ બન્ને કેવળજ્ઞાન પામી મોક્ષપદ પામ્યા. શુભાશુભ ઇચ્છાઓ, વાસનાઓ અને અશુદ્ધ બુદ્ધિ વિના કર્તવ્ય કર્મોને કરતો છતો જ્ઞાની લોકોની ધર્મપરંપરાની વૃદ્ધિ કરી શકે છે. શુદ્ધ બુદ્ધિ

રાખો અને કર્ત્તવ્યકાર્યો કરો. એટલે તમે કર્મયોગી બનવાના; કાર્યો કરવાથી કર્મ બંધાશે એમ એકાંતે માનીને ગભરાઇ ના જાઓ. શુદ્ધબુદ્ધિ અને નિષ્કામતા વડે, તમે કર્મથી બંધાવાના નથી ઊલટું નિત્ય નૈમિત્તિક કાર્યો કરવાથી તમારા આત્માની પૂર્ણ શુદ્ધિ કરી શકશો. નિષ્કામ જ્ઞાની-કર્મયોગી બની પાશ્ચાત્યોની પેઠે દેશધર્મ રાજ્યધર્મ આદિ સર્વ શુભ ધર્મોને સ્વાધિકારે સેવી શકાય છે. ગુણકર્માનુસારે કર્ત્તવ્ય કાર્યોને નિર્ભય-નિર્લેપ બનીને કરો. નામરૂપની વાસના-ઇચ્છા વિના કર્ત્તવ્ય કર્મો કરવામા જરા માત્ર બીક ન ધારો. આત્માનો શુદ્ધોપયોગ રાખી સર્વ કર્ત્તવ્ય કાર્યોને કરો. કર્મયોગીની સ્પર્ધામા અન્યોથી પાછા ન હઠો કર્મ કર્મ કરી બ્હી ન જાઓ. તમારા આત્મબળ આગળ રાગ દ્વેષ કર્મનું બળ કઇ હિસાબમાં નથી. આત્મા જ આત્માનો ઉદ્ધાર કરી શકે છે. કર્મયોગીઓ આત્માનો ઉદ્ધાર કરીને કર્ત્તવ્ય કાર્યો કરવાથી પાછા હઠતા નથી. કર્તવ્ય કર્મો કરતા જ્ઞાનવરણીયાદિ કર્મથી અબધ રહેવું એ પોતાના હાથમાં છે અને કર્મનો બધ કરવો એ પણ પોતાના હાથમા છે. જે કર્મયોગીઓ શ્રી મહાવીર પ્રભુનુ શરણુ સ્વીકારી ધર્મ્ય પ્રવૃત્તિઓને કરે છે તેઓ પરમાત્મપદ પામે છે. સર્વ ભીતિઓનો ત્યાગ કરી શ્રી મહાવીર પ્રભુનુ શરણુ કરી સ્વાધિકારે કર્તવ્ય કાર્યોને કરો નિરાસકત બનીને કર્તવ્ય કાર્યો કરતા મુક્તિપદ પ્રાપ્ત થાય છે. તેમા કોઇ દેવ આડો આવીને દુર્ગતિ આપવા સમર્થ થતો નથી કોઇ ઇશ્વર એવો નથી કે તમારો આત્મા નિરાસક્ત બની કર્તવ્ય કાર્યો કરતો છતો પરમાત્મપદ પામે, તેને વિના વાંકે કર્મ લગાડી શકે-આત્મા તેજ વસ્તુત મોહાદિ કર્મ ટળતા પરમાત્મા થાય છે આત્માનો સ્વભાવ સત્ ચિદાનંદમય છે, એમ આગમો, નિગમો વર્ણવે છે આત્મા જ્ઞાનદર્શનચારિત્ર-વીર્યમય છે જૈનશાસ્ત્રોમા જીવ આત્મા, ચેતન,-બ્રહ્મ, એ સર્વ આત્માના પર્યાયવાચી શબ્દો વર્ણવેલા છે. આત્માની સાથે કર્મનો અનાદિકાળથી સબંધ છે એમ જૈન શાસ્ત્રોમાં વર્ણવવામા આવ્યુ છે અનંત આત્માઓ છે. પ્રત્યેક આત્માની સાથે જ્ઞાનાવરણીયાદિ કર્મ પણ ભિન્ન પ્રકારનુ છે. જ્યારે કર્મથી રહિત આત્મા થાય છે. ત્યારે તેજ પરમાત્મા કહેવાય છે આત્મા તેજ પરમાત્મા છે તે વિના અન્ય ઇશ્વર નથી. આત્માનો ઉપરી અને તેનો શુભાશુભ ફળ દાતાર અન્ય ઇશ્વર નથી આત્મા તેજ ઇશ્વર છે. તે પોતે શુભાશુભ કર્મફળનો ભોક્તા બને છે કર્મ વિના એક આત્માનેજ માનવામા આવે તો તપ, જપ, સંયમ, પુણ્ય વગેરેની સિદ્ધિ થાય નહીં માટે આત્માની સાથે કર્મનો સબંધ સ્વીકારવો પડે છે સર્વજ્ઞ વીર પરમાત્માએ આત્મા અને કર્મનુ સ્વરૂપ કેવલજ્ઞાનથી સાક્ષાત્ દેખ્યુ હતુ, માટે કર્મસ્વરૂપ સમજી તેની શ્રદ્ધા કરવી જોઇએ અને કર્મયોગી બની જ્ઞાનાવરણીયાદિ કર્મનો નાશ કરવો જોઇએ.

**આર્યાવર્તમાં તથા સર્વ વિશ્વમાં સત્યં કર્મયોગીઓની જરૂર.**

આર્યાવર્તમા હાલ કર્મયોગીઓની ઘણી જરૂર છે. જૈન કોમને કર્મયોગીઓની જરૂર છે એટલુંજ નહિ પરતુ હાલ આર્યાવર્તને સમષ્ટિની ઉન્નતિ કરવામા કર્મયોગીઓની ઘણી જરૂર છે અને તે કર્મયોગીઓ પણ ગુણકર્માનુસારે અનેક પ્રકારના પ્રકટાવવાની જરૂર છે લોકમાન્ય તિલક, મહાત્મા મોહનલાલ કરમચંદ ગાંધી, મીસીસ બેસન્ટ, સુરેન્દ્રનાથ બેનરજી, માલવીયા વગેરેની બ્રાહ્મ કર્મયોગીઓમા કથચિત્ ગણના થઇ શકે તેમ છે શ્રીમાન્ ગુર્જરનરેશ સયાજીરાવ ગાયકવાડની પણ મુખ્યતયા બ્રાહ્મ વર્ગમા અને ગૌણતાએ ક્ષાત્ર વર્ગમા ગુણકર્માનુસાર ગણના થઇ શકે તેમ છે બ્રાહ્મણ વર્ગના અને ક્ષાત્ર વર્ગના કાર્યો ભિન્ન ભિન્ન છે. ઇડરનરેશ શ્રીમાન્ પ્રતાપસિંહની ક્ષાત્ર વર્ગમાં ગણના થઇ શકે છે. આર્યાવર્તમા હાલ ખરા ક્ષાત્રવીરો તેમજ બ્રાહ્મવીરો તથા વૈશ્યવીરો ખરેખર યુરોપાદિ દેશોની અપેક્ષાએ આંગળીના ટેરવે ગણી શકાય તેટલા છે સાપ્રત જમાનામા તો આર્યાવર્તમા પ્રત્યેક મનુષ્યે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રની ગુણકર્મ પ્રવૃત્તિયોથી યુક્ત બનવુ જોઇએ જો

આર્યાવર્તના લોકો ચારે જાતના અને ત્યાગી માર્ગના ખરેખરા કર્મયોગીઓ નહીં અને તો અન્ય દેશીય પ્રજાઓની સ્પર્ધામાં કચરાઈ જવાના અને તેથી તેઓ સર્વ શક્તિયોથી રહિત થઇ ગુલામ જેવા ગણાવાના ગુલામ જેવી નિર્માલ્ય પ્રજા તરીકે જીવન ગાળવું તેના કરતા મૃત્યુ પામવું તે હજાર દરજ્જે ઉત્તમ છે. સર્વ પ્રકારનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવામાં કર્મયોગીઓની જરૂર છે. દરેક જાતના કર્મયોગીઓ પ્રકટયા વિના સ્વતન્ત્ર વિચારો અને સ્વતન્ત્ર આચારોની શક્તિપો પ્રકટતી નથી અન્યશક્તિમતી પ્રજાઓના હાથે જેઓ કચરાય છે તેઓ અર્જુનની પેઠે કર્મયોગીઓ ગણાવાને લાયક બની શકતા નથી બ્રિટીશ સરકારનો મુખ્ય સિદ્ધાંત એ છે કે સર્વ બાબતમાં દેશના લોકો સ્વાતંત્ર્યપ્રિય બની શકે અને ખરેખરા કર્મયોગીઓ બની શકે. બ્રિટીશ સરકારના પ્રતાપે કર્મયોગીનુ જ્ઞાન હવે આર્યાવર્તના મનુષ્યોને થવા લાગ્યુ છે અને આશા છે કે તેથી ભવિષ્યમાં કર્મયોગીઓ પ્રકટશે. આર્યાવર્તની પેઠે સર્વ દેશમા સત્ય કર્મયોગીઓ પ્રગટે એવા ઉપાયો લેવાની જરૂર છે. યુરોપમા ધાર્મિક ત્યાગી કર્મયોગીઓ જો વિશેષ પ્રમાણમા પ્રકટયા હોત તો યુરોપી મહાયુદ્ધની શાંતિ થાત **વ્યાવહારિક કર્મયોગીઓની સાથે ધાર્મિક કર્મયોગીઓની ઘણી જરૂર છે.** યુરોપ વ્યાવહારિક કર્મયોગીઓવડે શોભે છે પણ ધાર્મિક કર્મયોગીઓથી તે હીન છે આર્યાવર્ત હાલ ધાર્મિક કર્મયોગીઓ અને વ્યાવહારિક કર્મયોગીઓની ન્યૂનતાવાળો છે પરતુ તેમાં ધાર્મિક કર્મયોગીઓનું કંઇ વિશેષતઃ અસ્તિત્વ છે એમ અવબોધાય છે. એક બીજાના દેશને ગળી જનારા અજગર સમાન જે કર્મયોગીઓ છે તે રાક્ષસ કર્મયોગીઓ જાણવા અતઃ **કર્મયોગ ગ્રન્થમાં કર્મયોગીઓના ગુણો ખાસ જણાવ્યા** છે કે જેથી રજોગુણી અને તમોગુણી કર્મયોગીઓ કરતા સાત્વિક ગુણી કર્મયોગીઓ પ્રકટાવવા માટે વિશેષ કાળજી રાખી શકાય અને તેવા પ્રયત્નો કરી શકાય. યુરોપ વગેરે દેશોમાં રજોગુણી કર્મવીરો બનાવવાનો ખ્યાલ વધતો જાય છે અને તે જર્મન કર્મવીરોની વૃત્તિથી સિદ્ધ થાય છે તેથી સાત્વિક ગુણ કર્મયોગીઓ સર્વ દેશોમા સર્વ ખંડોમા પ્રકટે એવા હેતુથી કર્મયોગ લખી તેમા સાત્વિક કર્મયોગીઓના લક્ષણો દર્શાવ્યાં છે તેથી બ્રિટીશ સરકારના સામ્રાજ્યના હેતુઓને વિશેષતઃ પુષ્ટિ મળી શકે તેમ છે. અખિલ વિશ્વમાં સર્વ પ્રકારના **સત્ય કર્મયોગીઓ પ્રકટી શકે એવી કેળવણીની યોજનાઓ ઘડવી જોઇએ** અને ચારે ખંડ એક **કુટુંબવત્ જોડાઇને** પારસ્પરિક સહાયથી આત્મોન્નતિ સાધી શકે એવા ઉપાયો લેવા જોઇએ. **સર્વવિશ્વના મનુષ્યોવડે એક બીજાની સહાયથી સર્વ દેશો આબાદીમાં રહે અને સર્વ પ્રકારની ઉન્નતિ કરે એમ નિશ્ચય કરવો જોઇએ—એવા હેતુપુરસ્સર વિશાલ દૃષ્ટિથી કર્મયોગ લખાયો છે એમ વાચકોએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ.** જૈન સાધુ કર્મયોગ ગ્રન્થ લખે તેમા જૈનોની પ્રગતિ સાથે સર્વ વિશ્વની પ્રગતિના વિચારો ન હોય એમ કદિ કોઇએ ન ધારવું જોઇએ ગમે તે ધર્મનો સાધુ હોય પરતુ કર્મયોગનુ લક્ષ્ય બિંદુ વ્યાપક છે અને તેથી તે દૃષ્ટિએ કર્મયોગ વ્યાપક વિષયવાળો બની શકે છે, **સર્વ વિશ્વ વ્યાપક દૃષ્ટિથી કર્મયોગનું લખાણ કર્યું છે,** સ્વાધિકારે સર્વદેશીય મનુષ્યોને સર્વ પ્રકારના કર્મોની આવશ્યકતા છે શરીર જીવનયાત્રાર્થે કર્તવ્ય કર્મો કરનાર પ્રત્યેક મનુષ્ય છે સર્વ વિશ્વ મનુષ્યોને કર્મયોગીઓની જરૂર છે. ધારે તો પ્રત્યેક મનુષ્ય કર્મયોગી બની શકે તેમ છે આર્યાવર્તમા તેમજ સમગ્ર વિશ્વમા કર્મયોગીઓ પ્રકટે અને ધર્મના તથા સ્વાર્થના-મોહ વિના ઉપકારક કાર્યો કરે એમ ઇચ્છવામા આવે છે.

દુનિયામા અલ્પાધિકાશે વિશ્વવતિ સર્વ ધર્મોમા પ્રવૃત્તિધર્મની ઉપયોગિતા વર્ણવી છે. લોકમાન્ય તિલકના કર્મયોગ ગ્રન્થની પ્રસ્તાવનાથી જણાય છે કે "ફક્ત હિન્દુ ધર્મની **દુનિયાના સર્વ ધર્મો-** ભગવદ્ગીતામાં પ્રવૃત્તિ ધર્મની મહત્તા જણાવી છે," જૈન ધર્મ અને ખ્રીસ્તિ

**એ સ્વીકારેલી કર્મયોગની આવશ્યકતા.**

ધર્મ નિવૃત્તિ માર્ગ પર રચાયેલ છે. બૌદ્ધ ધર્મમા પણ પાછળથી પ્રવૃત્તિ ધર્મ દાખલ થયેલ છે." શ્રી લો. મા તિલકના એ વિચારોની સાથે અમે સમ્મત થતા નથી તેમજ તેમના વિચારો પૂર્ણાશે સત્ય પણ નથી. **જૈન શાસ્ત્રોમાં પ્રવૃત્તિ ધર્મ અને નિવૃત્તિ ધર્મ એમ ઉભયનું અધિકાર પરત્વે વર્ણન** કર્યું છે એમ અમોએ પ્રસ્તાવનાના પ્રારભમા શાસ્ત્ર સાક્ષીપૂર્વક જણાવ્યુ છે, પ્રવૃત્તિ ધર્મમા અને નિવૃત્તિ ધર્મમા અધિકારની આવશ્યકતા છે, જૈન શાસ્ત્રોમા પાપની પ્રવૃત્તિયોની નિવૃત્તિ દર્શાવી છે પરંતુ ધર્મ્ય પ્રવૃત્તિયોની નિવૃત્તિ જણાવી નથી. સ્વાધિકારે **ધર્મ્ય પ્રવૃત્તિયો જેવી કે ઉપદેશ દેવો વગેરેને શ્રી તીર્થંકરો પણ સેવે છે તો પછી એકલી નિવૃત્તિને જૈન ધર્મ શાસ્ત્રો જણાવે એમ કદાપિ માની શકાય નહીં;** માટે લો. મા તિલકે તે સંબધી પોતાના વિચારોને બદલવા જોઇએ. સાધુઓ, ત્યાગીઓ પોતાના અધિકાર પ્રમાણે સ્વામી રામદાસ, વિવેકાનદ વગેરેની પેઠે ધર્મપ્રવૃત્તિને સેવી શકે છે અને ગૃહસ્થો પોતાના અધિકાર પ્રમાણે ક્ષાત્ર કર્મની, બ્રાહ્મવિદ્યાની, વૈશ્યકર્મની અને શૂદ્ર કર્મની પ્રવૃત્તિયોને સેવી શકે છે અને તેની સાથે ધર્મ વ્રતો અને દેવ ગુરુની આરાધના પણ કરી શકે છે—એમ જૈન શાસ્ત્રોમા જણાવ્યુ છે ગૃહસ્થોને અને ત્યાગીઓને છેવટનું મુક્તિસ્થાન પ્રાપ્ત કરવાનુ હોય છે તેથી કઇ સ્વાધિકારે પ્રવૃત્તિ ધર્મનો નિષેધ થઇ શકતો નથી–એમ જૈન શાસ્ત્રોમા જણાવ્યુ છે. અત્યાર સુધી કોઇ ગૃહસ્થ જૈને પોતાની વ્યાવહારિક ધાર્મિક પ્રવૃત્તિને ત્યજી અક્રિય દશાને સેવી નથી શાસ્ત્રોને ન માને તોયે કોઇ જૈન, ધર્મ્ય પ્રવૃત્તિને તથા વ્યવહાર પ્રવૃત્તિને આયુષ્ય મર્યાદા સુધી છોડી શકે નહીં એમ કુદરતી નિયમ છે અન્ય ધર્મ પાળનારાઓનો પણ કુદરતી નિયમ છે **સ્વાભાવિક નિયમ એવો છે કે જ્યાં પ્રવૃત્તિ ધર્મ વિશેષ હોય છે ત્યાં નિવૃત્તિ ધર્મને આચાર્યો પ્રરૂપે છે અને જ્યાં નિવૃત્તિ ધર્મની વિશેષ માન્યતા હોય છે ત્યાં પ્રવૃત્તિ ધર્મને પ્રરૂપી બન્નેની સમતોલતા જાળવવા આચાર્યો પ્રયત્ન** કરે છે. વૈદિક કર્મમાં નિવૃત્તિ ધર્મની મુખ્યતા થતા ભગવદ્ગીતામા પ્રવૃત્તિ ધર્મની મહત્તા વર્ણવવી પડી અને જૈન શાસ્ત્રોમા પણ એ રીતે પ્રવૃત્તિ નિવૃત્તિ ધર્મની મુખ્યતા ગૌણતાના ચક્રો ફર્યા કરે છે તેમ સર્વ ધર્મોમા પણ થયા કરે છે ઇશુક્રાઇસ્ટનો જ્યા જન્મ થયો હતો તે તરફના લોકો રજોગુણી તમોગુણી આદિ પ્રવૃત્તિમા મશગૂલ હતા તેથી તે દેશના લોકોમા પ્રવૃત્તિની મુખ્યતા સ્વભાવતઃ રહ્યા કરે છે અને હાલ પણ ત્યા એમ દેખાય છે તેથી મુખ્યતાએ નિવૃત્તિ માર્ગનો ઉપદેશ દેઇને તેઓને કમમા કમ સાત્વિક પ્રવૃત્તિ ધર્મમા લાવવાનો ઇશુક્રાઇસ્ટનો ઇરાદો હતો તેથી કંઇ તે ધર્મ નિવૃત્તિથી પર છે એમ કહી શકાય નહીં; આર્યાવર્ત જ્યારે પ્રવૃત્તિધર્મપ્રધાન હતો અને નિવૃત્તિની મુખ્યતાએ જરૂર હતી ત્યારે શ્રીપ્રભુએ તથા બુદ્ધે નિવૃત્તિ પ્રવૃત્તિ મિશ્ર ઉપદેશ આપ્યો હતો અને પાછળથી તે ધર્મના સાધુઓને જ્યારે પ્રવૃત્તિ ધર્મની જરૂર પડી ત્યારે પ્રવૃત્તિ ધર્મને તેઓએ આચરી બતાવ્યો. ધર્મશાસ્ત્રોના કથન કરતા ધર્મશાસ્ત્રોના અને ધર્મોના સસ્થાપકોની પ્રવૃત્તિ વા નિવૃત્તિ કેવી છે તે તપાસવાની જરૂર પડે છે. ભગવદ્ગીતામાના શ્રીકૃષ્ણે અર્જુનને ક્ષાત્ર ધર્મ બતાવ્યો અને પોતે યુદ્ધ કર્યું નહીં–એ પ્રવૃત્તિ ધર્મના ઉપદેશકને સારથિ બનતાં આદર્શ જીવનમા એકાન્ત ઘટી શકે તેમ નથી. શ્રી મહાવીરપ્રભુએ ગૃહસ્થાવાસમા અને સાગાવસ્થામાં સ્વાધિકારે ધર્મપ્રવૃત્તિયોને સેવવામા ખામી રાખી નહોતી તેથી તેમણે સ્વાધિકારે પ્રવૃત્તિ અને નિવૃત્તિ ધર્મનો જે ઉપદેશ આપ્યો છે તેનું ત્રણ કાલમા પરિવર્તન થઈ શકે તેમ નથી શ્રીભગવદ્ગીતા જે કાલમા રચાઇ તે કાલમા એટલે આજથી લગભગ બાવીસસો વર્ષ ઉપર વૈદિક ધર્મમા નિવૃત્તિ ધર્મ પ્રધાન સાખ્ય શાસ્ત્રનું, સન્યાસ માર્ગનુ, પરિવ્રાજક માર્ગનુ જોર ઘણું વધ્યું હતુ અને તેથી લોકો નામર્દ બની ગયા હતા ત્યારે ક્ષાત્ર ધર્મની મહત્તા જાળવવા માટે પરપરાએ થએલા વ્યાસે શ્રીકૃષ્ણના

મુખથી અર્જુનને ક્ષાત્ર યુદ્ધ કર્મની પ્રવૃત્તિનો ઉપદેશ આપ્યો હતો. તે સમયે જૈનોમાં પ્રવૃત્તિ ધર્મ અને નિવૃત્તિ ધર્મ એ બે-ગૃહસ્થ વર્ગમા અને ત્યાગી વર્ગમા બે ચક્રની પેઠે ચાલતા હતા તેથી જૈન શાસ્ત્રકારોને એકની જ ફક્ત મુખ્યતા કરવાની જરૂર જણાઇ નહોતી; તેથી તેમણે વૈદિક ધર્મવાળાઓની પેઠે આચરણા કરી નથી. ચેટક, ઉદાયી, કોણિક, ચંડપ્રદ્યોત, અશોક, ચંદ્રગુપ્ત, સંપ્રતિ, ખારવેલ, કુમારપાલ, વસ્તુપાલ, વિમલશાહ વગેરેએ પ્રવૃત્તિ ધર્મને સ્વાધિકારે યથાર્થ રીતે આરાધ્યો હતો; તેથી જૈન શાસ્ત્રો તથા જૈનોમાત્ર નિવૃત્તિમાર્ગી છે એમ એકાંત કદાગ્રહથી કોઇ કહે તો તે શાસ્ત્રાનુંગમત્ત મિથ્યા કરે છે. જૈનોના નિગમ શાસ્ત્રોમા ચારે વર્ણને પ્રવૃત્તિ ધર્મની વ્યવસ્થા જણાવી છે.

**કર્મયોગનો વ્યાપકાર્થ ગ્રહણ કરવો જોઇએ.**

હરેક ધર્મશાસ્ત્રોમા આવશ્યક ક્રિયાઓ દર્શાવી છે પરંતુ આત્ર તો કર્મયોગનો વ્યાપકાર્થ ગ્રહવાની દૃષ્ટિએ લખવામા આવ્યુ છે જીવનાદિ આવશ્યક વ્યાવહારિક પ્રવૃત્તિ ધર્મોમાં તથા આવશ્યક ધાર્મિક પ્રવૃત્તિયોમાં વ્યાપકપણે કર્મયોગનો અર્થ સમજવો જોઇએ. વ્યવહાર વિના નિશ્ચય નથી. દ્રવ્ય વિના ભાવ નથી; કારણ વિના કાર્ય નથી. કર્મયોગની વ્યાપક પ્રવૃત્તિ સ્વભાવતઃ સર્વ વિશ્વમાં પ્રવર્ત્યા કરે છે વસ્તુતઃ અવલોકીએ તો એને કઇ ધર્મશાસ્ત્રની સંકુચિત નિર્દેશનાની પણ પરવા રહેતી નથી. મનુષ્યો સર્વ વિશ્વમા સ્વકીય આવશ્યકતાનુસારે નવીન કર્મ પ્રવૃત્તિયોને સેવ્યા કરે છે અને પશ્ચાત્ તેના અનુસારે શાસ્ત્રો થાય છે પ્રથમ વિચાર ઉત્પન્ન થાય છે, પશ્ચાત્ શાસ્ત્ર ઉત્પન્ન થાય છે. આવશ્યક પ્રવૃત્તિયોના પ્રથમ વિચારો પ્રગટે છે. પશ્ચાત આવશ્યક પ્રવૃત્તિયો થાય છે અને પશ્ચાત્ તેના ગ્રન્થો રચાય છે. કર્મયોગનો જમાનાના અનુસારે નવીન ઉલ્લેખનો સંસ્કાર માત્ર છે; બાકી વસ્તુતઃ વિચારીએ તો અનાદિકાળથી મનુષ્ય જીવનની સાથે કર્મયોગના વિચારો અને પ્રવૃત્તિયો તરતમયોગે પ્રગટે છે, લય પામે છે અને તેમા સૈકે સૈકે અનેક સંસ્કૃતિમયપરિવર્તનો થયા કરે છે. અતએવ કર્મયોગનો વ્યાપકાર્થ ગ્રહણ કરવાની જરૂર છે. ज्ञानक्रियाभ्यां मोक्षः એ સૂત્રના કથનાર સર્વજ્ઞ શ્રી વીરપરમાત્મા છે તેમણે એ સૂત્રમા સાંખ્યાના ઉપનિષદોના જ્ઞાનયોગનો અને વૈદિક કર્મકાંડિયોના કર્મનો વ્યાપકપણે અન્તર્ભાવ થાય એવી રીતે ગંભીરત્વ જણાવ્યુ છે સર્વ પ્રકારના જ્ઞાનોનો જ્ઞાનમાં સમાવેશ થાય છે અને સર્વ પ્રકારની વ્યાવહારિક વિદ્યાઓનો પણ જ્ઞાનમા સમાવેશ થાય છે તેમજ સર્વ પ્રકારની વ્યાવહારિક આવશ્યક ધર્મ્ય પ્રવૃત્તિયોનો તથા ધાર્મિક પ્રવૃત્તિયોનો ક્રિયામા સમાવેશ થાય છે. મન વચન અને કાયાના વીર્યની ચલનાદિક પ્રવૃત્તિયોનો પણ ક્રિયામા સમાવેશ થાય છે. ચારે વર્ણની ધર્મ્ય કર્મ પ્રવૃત્તિયોનો પણ ક્રિયામા સમાવેશ થાય છે क्रियायोग ને कर्मयोग યાને પ્રવૃત્તિધર્મયોગ કથવામા આવે છે **જ્ઞાન વિનાની ક્રિયા અંધ છે.** જ્ઞાન વિનાના કર્મયોગમા જડતા આવે છે, માટે **જ્ઞાન પૂર્વક ક્રિયાયોગ યાને કર્મયોગ સેવવાથી વ્યાવહારિક તથા ધાર્મિક સર્વ પ્રકારની પરતંત્રતાનો નાશ થાય છે અને આત્માની પૂર્ણ સ્વતંત્રતારૂપ મોક્ષ મળે છે એમ શ્રી વીરપ્રભુએ વ્યાપક અર્થની દૃષ્ટિએ ज्ञानक्रियाभ्यां मोक्षः એ સૂત્ર કથ્યું છે.** જ્ઞાનપૂર્વક સર્વ કર્તવ્ય કર્મો કરવાની જરૂર છે અને તેથી મુક્તિ થાય છે વ્યાવહારિક મુક્તિના અનેક ભેદ છે. દેશ સ્વાતંત્ર્ય, પ્રજા સ્વાતંત્ર્ય, વ્યક્તિ સ્વાતંત્ર્ય, વ્યાપારાદિ આજીવિકા પ્રવૃત્તિ સ્વાતંત્ર્ય—આદિ અનેક પ્રકારના સ્વાતંત્ર્યોથી દુઃખોની મુક્તિ થાય છે પારતંત્ર્ય એજ મોટામા મોટું દુઃખ છે તેનાથી મુક્ત થવાને વ્યાવહારિક વિદ્યાઓ અને વ્યાવહારિક ધર્મ્ય પ્રવૃત્તિયોની જરૂર છે વ્યાવહારિક મુક્તિની યોગ્યતા પ્રાપ્ત કરવાથી ધાર્મિક મુક્તિના હેતુઓનુ સેવન કરી શકાય છે **जे कम्मे सूरा ते धम्मे सूरा** જે વ્યાવહારિક કર્મો કરવામા શૂર છે તે ધર્મ કરવામા શૂર બને છે. વ્યાવહારિકજ્ઞાન તથા વ્યાવહારિક

પરસ્પર દેશનાં તથા ખંડના સુખનાં સાધનોને બળવાન અન્યાયી મનુષ્યો લુંટાવી ન લે તે માટે શ્રી અર્જુનની પેઠે કર્મયોગની શક્તિયો પ્રકટાવવાની જરૂર છે. जीवो जीवस्य जीवनम् એ ન્યાયનું બહુ મનન કરીને શુભ શક્તિયોને અશુભ શક્તિયો ગળી ન જાય તે માટે સર્વ પ્રકારના કર્મયોગીઓ પ્રકટે એવી વ્યવસ્થા કરવાની જરૂર છે. **ગરીબકી જોરૂ સબકી ભાભી** એવી કહેણીના ભોગભૂત ન થવાય તે માટે સર્વ પ્રકારના કર્મયોગીઓ—કે જે સર્વ પ્રકારની શક્તિવાળા હોય તેઓને—પ્રકટાવવાની દિશા દેખાડવા માટે આ ગ્રંથ લખવાનો હેતુ છે બકરી અને સિંહનો એક સરખો ન્યાય થાય તેમ બનવું એ કર્મયોગની શક્તિયો પર આધાર રાખે છે સર્વ દુનિયાની પ્રજાની શક્તિયોની સમતોલના રહે તે માટે હાલ મિત્ર રાજ્યો સ્વબળોવડે શત્રુ રાજ્યોની સાથે યુદ્ધ કરે છે. ઉત્તમ કર્મયોગીઓ પ્રકટે છે તો જ પરસ્પર રાજ્ય શક્તિયો વગેરેની સમતોલતા રહે છે અને એ સિદ્ધાંતને સ્વતંત્ર અમેરિકાના પ્રમુખ વિલ્સન તથા આપણા રાજ્યના પ્રધાન લોઇડ જ્યોર્જ વગેરે સારી રીતે માને છે અને તેઓની દૃષ્ટિએ તથા, અમારી દૃષ્ટિએ સર્વ પ્રકારના ધર્મશક્તિધારક કર્મયોગીઓ પ્રકટાવવાની જરૂર છે, માટે તેની દિશા દેખાડવા માટે કર્મયોગનું સારી રીતે વિવેચન કર્યું છે. કર્મયોગના બળ વિના દુનિયામાં જીવવું મુશ્કેલ છે. કર્મયોગીઓની કેટલીક શક્તિયોના દુરુપયોગથી જર્મન વગેરે રાજ્યો બ્રિટીશ વગેરે ધર્મરાજ્યોની શક્તિયોને નાબુદ કરવા તૈયાર થયા છે તેથી મિત્ર રાજ્યો સ્વકીય સ્વાતંત્ર્ય માટે કર્મયોગની શક્તિયોના ભોગે સામા ઊભાં છે એ જ કર્મયોગી દેશનું દૃષ્ટાંત ખરેખર આર્યાવર્તના કર્મયોગીઓને પણ લાગુ પડે છે અને તે પ્રમાણે આર્યાવર્તના મનુષ્યોએ બ્રિટીશ કર્મયોગીઓનું અનુકરણ કરવું જોઇએ, પરંતુ આર્યાવર્તના ગુણોને તેની સાથે આચારમાં મૂકવા જોઈએ. દારૂ દેવતાના સંયોગના જેવી આર્યોને કર્મયોગી શક્તિયોની જરૂર નથી પરંતુ સ્થાયી અને આધ્યાત્મિક સંગઠન યુક્ત શક્તિયોની જરૂર છે. આધ્યાત્મિક **શક્તિયોના જીવનની સાથે બાહ્ય શક્તિયોનું જીવન વહેવું જોઈએ કે જેથી અન્ય દેશોનો નાશ ન કરી શકાય; આર્યાવર્ત પોતાના મૂળ સ્વરૂપથી બદલાઇને હાલનું જો યુરોપ બની જાય તો તેથી આર્યાવર્તની પૂર્ણ રીતે પડતી થાય માટે આર્યાવર્તમાં અસલની શક્તિયોને જાળવી રાખે અને આર્યાવર્તને આર્યાવર્તપણે રાખે એવા કર્મયોગીઓ પ્રકટાવવા માટે કર્મયોગ લખવાની જરૂર પડી છે** અન્ય દેશોની સ્પર્ધામાં આર્યાવર્ત સ્વશક્તિથી ટકી શકે અને અન્ય દેશોને—ખંડોને સ્વદેશની આદર્શતાપૂર્વક ઉપકાર કરી શકે એવા કર્મયોગીઓ ગુણોવડે પ્રકટે એમ અન્તઃકરણથી ઇચ્છી કર્મયોગમાં હૃદયના ઉદ્‌ગારો દર્શાવ્યા છે. ગૃહસ્થો અને ત્યાગીઓ સ્વાધિકારે કર્મયોગની શક્તિઓને મેળવી સર્વ જીવોની સાથે કર્મયોગીના અધિકાર પ્રમાણે વર્તે તો જ વિશ્વમાં શાન્તિ વર્તી શકે એમ છે. કર્મયોગીના ગુણો વિના રાજા થવાથી શું ? પ્રધાન થવાથી શું ? સત્તાધિકારી થવાથી શું ? લક્ષ્મીવંત થવાથી શું ? વિદ્યાધિકારી થવાથી શું ? અલબત કંઇ નહીં. એમ સર્વ મનુષ્યોએ સમજવું જોઇએ. દેશભક્ત ગોખલે, દાદાભાઇ વગેરે દેશભક્તોનો મુખ્ય સિદ્ધાંત સત્ય કર્મયોગીઓ પ્રકટાવવાનો છે. વિદુષી મીસીસ બેસન્ટ—દેશવીર ધર્મવીર કર્મયોગિની બનીને દુનિયામાં સ્વશક્તિયોથી સ્વેષ્ટ કર્તવ્યો કર્યા કરે છે. કર્મયોગી પુરુષોની સાથે કર્મયોગિની સ્ત્રીઓને પણ બનાવવાની જરૂર છે. ધર્મશક્તિયો અને કર્મશક્તિયોવડે સર્વ વિશ્વની ઉન્નતિ થાય ઇત્યાદિ હેતુઓથી ધર્મસ્થાપક શ્રી **વીરપ્રભુએ** ગૃહસ્થ યોગીઓને અને ત્યાગી યોગીઓને સ્વહસ્તે દીક્ષિત કર્યા હતા. અર્થાત્ સાધુધર્મ અને ગૃહસ્થ ધર્મની સ્થાપના કરી, તેમણે આર્યાવર્તની સુખશાંતિની ઉન્નતિની વ્યવસ્થા કરી હતી યુરોપ દેશ હાલ ધર્મયોગીઓના ત્યાગ ધર્મને ભૂલી ગયો છે તેથી તે દેશના લોકો બાહ્ય સમૃદ્ધિ શક્તિયોથી વિભૂષિત છતાં કેટલાક સૈકાથી ઠરીને શાંતિથી બેઠા નથી એમ યુરોપના ઇતિહાસથી સિદ્ધ થાય

છે. જેઓએ કર્મયોગીઓ બનવુ હોય તેઓએ સર્વ દેશોના રાજકીય વિષયના તથા ધાર્મિક વિષયના ઐતિહાસિક ગ્રન્થોનું પરિપૂર્ણ વાંચન-મનન કરવુ જોઇએ. આધ્યાત્મિક શાસ્ત્રોના અવલંબનથી ભારતવાસીઓ કર્મયોગીઓ બનવા છતાં સ્વશક્તિયોનો પ્રમાદથી દુરૂપયોગ કરી શકે નહી એવો ખાસ વિશ્વાસ છે અને તે જ નિયમને અનુસરી આત્માનુભવબળે કર્મયોગ ગ્રન્થ લખાયો છે. આ જ સુધીના પ્રાયઃ સર્વ દેશોએ પોતાની શક્તિથી અન્ય દેશોને ગુલામ બનાવવામા સ્વેષ્ટ ધાર્યું હતું તેથી તેઓ સ્થાયી ઉન્નતિ વાળા રહી શકયા નહીં અને છેવટે ગ્રીક, રોમ, ઇજીપ્ત, ઇરાન વગેરે દેશો પડતી સ્થિતિમાં આવી પડયા એમ ઐતિહાસિક દૃષ્ટિએ સમજાય છે. યુરોપી રાજ્યો પણ એ જ નિયમને અનુસરી વર્તશે તો અંતે તેઓની પણ તેવી દશા થવાની; **ધર્મ્ય ન્યાયને ચુકવાથી કોની પડતી થઈ નથી?** આર્યાવર્તના મનુષ્યો પણ મહાભારતના યુદ્ધ વખતે કર્મયોગિઓના સત્ય ગુણોને ભૂલી ગયા હતા તેથી તેઓ કર્યાં કર્મ અવશ્ય ભોગવવાની દૃષ્ટિએ પરદેશી સ્વારીઓથી કચડાયા અને હાલ મડદાલ સ્થિતિમાં આવી પડ્યા છે; માટે તેઓએ હવે કર્મયોગીઓના ખરા ગુણોને શીખવા જોઇએ અને આચારમાં મૂકી બતાવવા જોઇએ; એ નિયમને અનુસરવા માટે કર્મયોગ લખવાની પ્રવૃત્તિ થઇ છે, સર્વ પ્રકારના ભોગ્ય સ્વાર્થોનો ત્યાગ કરીને સર્વના શ્રેય માટે જે ખરેખર ત્યાગી કર્મયોગિઓ બને છે તે એકદમ દેશ ધર્મ અને સંઘની સુધારણા કરવા શક્તિમાન્ થાય છે પ્રમાદનો ત્યાગ કર્યાથી આત્માની શક્તિયો પ્રકટાવી શકાય છે. અને તે વડે વિશ્વ પર ઉપકાર કરી શકાય છે માટે પરમાર્થી કર્મયોગીઓ પ્રકટાવવાની ઘણી જરૂર છે. ત્યાગી કર્મયોગીઓ શરીરનુ પોષણ, વસ્ત્ર વગેરે અલ્પ ઉપધિ ધારણ કરીને વિશ્વકલ્યાણ માટે દેશોદેશ વિચરી સત્ય ધર્મનો ઉપદેશ આપે છે અને દુનિયાના જીવોના દુઃખો દૂર થાય એવા ઉપાયો બતાવીને તેમાં નિરાસક્તિથી ભાગ લે છે તેથી તેઓ ચક્રવર્તી વગેરે ગૃહસ્થોવડે પૂજાય છે. આજ સુધી પણ તેમણે ધર્મ્ય પ્રવૃત્તિવડે ત્યાગી વર્ગની મહત્તા જાળવી છે અને ભવિષ્યમાં પણ જાળવશે **સત્ય ત્યાગી કર્મયોગીઓને વિશ્વજીવો પાયે પડે છે. એવા ત્યાગીઓ તથા ઉત્તમ ગૃહસ્થ યોગીઓ પ્રકટાવવા માટે કર્મયોગમાં સારી રીતે વિવેચન કરવામાં આવ્યું** છે કર્મયોગીઓના ખરા આધ્યાત્મિક ગુણો કેવા હોવા જોઇએ તે ખાસ આ ગ્રન્થના વિવેચનમાં લખવામા આવ્યું છે.

**કર્મયોગની આવશ્યકતા વિનાનો કોઇ જીવતો ધર્મ નથી.**

દરેક ધર્મના જે જે મહાત્માઓ થયા છે અને જેઓએ ધર્મની સ્થાપના કરી છે અને ધર્મને પ્રવર્તાવ્યો છે તેઓએ કર્મયોગી બની ધર્મ્ય કર્મની આવશ્યકતા સ્વીકારી છે. દુનિયાની જેટલી યોગ્ય પ્રવૃત્તિયો છે, ઉપકારક પ્રવૃત્તિયો છે, તેઓનો કર્મયોગમાં સમાવેશ થાય છે. વિશ્વમા જે જે જીવતા ધર્મો છે તેઓ કર્મયોગથી છે. સર્વ પ્રકારની નિવૃત્તિ દર્શાવનાર ધર્મ દુનિયામા લાંબા કાળ જીવી શકતો નથી. **ધર્મનું જીવન જ ખરેખર કર્મયોગ છે** અને ધર્મને જીવાડનાર ખરેખર કર્મયોગીઓ છે. ધર્મનુ અને ધર્મીઓનુ રક્ષણ કરનારા મહાકર્મયોગીઓ છે. વ્યવહારક્રિયામાર્ગરૂપ કર્મયોગનો ત્યાગ કરતા ધર્મતીર્થનો નાશ થાય છે એમ શ્રી વીર પ્રભુએ પણ દર્શાવ્યું છે. યતઃ-जइ **जिणमयं पवज्जह, ता मा ववहार निच्छए मुयह, ववहार नओच्छेए-तित्थुच्छेओ जओ भणिओ** હે ભવ્ય મનુષ્ય! જો તું જૈન ધર્મને અંગીકાર કરે તો વ્યવહાર ધર્મ, વ્યવહાર નય અને નિશ્ચય નય-નિશ્ચય જ્ઞાન એ બેમાથી એકનો પણ ત્યાગ કરીશ નહિ. વ્યવહારનયનો ત્યાગ કરતાં જૈન ધર્મરૂપી **તીર્થનો ઉચ્છેદ થાય છે.** વ્યવહારનય સ્વયં પ્રવૃત્તિધર્મને પ્રતિપાદન કરે છે અને નિશ્ચયનય સ્વયં નિવૃત્તિ ધર્મનું પ્રતિપાદન કરે છે. વ્યવહારપ્રવૃત્તિધર્મ વિના અર્થાત્ કર્મયોગ વિના જૈન ધર્મ જીવી શકતો નથી. તેનો પ્રચાર થઇ શકતો નથી, માટે **વ્યવહારનયને નહીં ઉત્થાપવાની શ્રી વીર**

**પ્રભુએ મહાશિક્ષા દીધી** છે-તેને જૈનોએ પરિપૂર્ણ લક્ષ્યમાં રાખીને કર્મયોગ સેવી કર્મયોગીઓ બની વિશ્વ વ્યવસ્થા જાળવવી જોઇએ. શ્રી મહાવીર પ્રભુના ભક્ત જૈનો હાલમાં કર્મયોગિયોની પતિત દશામા આવી પડયા છે તેઓનો ઉદ્ધાર કરવા માટે આ ગ્રન્થ ઉપયોગી થઇ પડે એવી આશા રહે છે. નિવૃત્તિ ધર્મ ક્ષેત્ર સમાન છે અને પ્રવૃત્તિ ધર્મ છે તે નિવૃત્તિ ધર્મની વાડ સમાન છે ધર્મનો પ્રાણ પ્રવૃત્તિ છે ધર્મ જીવક પ્રવૃત્તિ છે એવુ અવબોધીને સર્વ ધર્મના મહાત્માઓ આયુષ્ય મર્યાદા સુધી પ્રવૃત્તિ ધર્મને અને તેની સાથે નિવૃત્તિ ધર્મને પણ સેવે છે. પ્રવૃત્તિ ધર્મ અને નિવૃત્તિ ધર્મ એ બે ચક્ર સમાન છે એ બે અર્થાત્ વ્યવહાર નિશ્ચય ધર્મથી મુક્તિની પ્રાપ્તિ થાય છે. સોમલ, અફીણ વગેરે વિષો પણ તેને મારી માત્રા કરી ખાવાથી શરીરની પુષ્ટિ કરે છે તો અશુભપ્રવૃત્તિ ધર્મમાં થતી આસક્તિને મારીને શુભપ્રવૃત્તિધર્મ સેવવાથી વિશ્વવર્તી સર્વ મનુષ્યો આત્માની ઉન્નતિ કરે તેમજ દેશ, સમાજ, કુટુંબ, વિદ્યા વગેરેની ઉન્નતિ કરે એમા કશુ આશ્ચર્ય નથી આસક્તિરૂપ વિષયમાં અલિપ્તપણાથી સર્વ કર્તવ્ય કર્મોનું ઝેર ઉતરી જાય છે અને તેથી કર્મયોગીઓ મોહાદિક કર્મથી નહી બંધાતા આત્માના જ્ઞાનાદિ ગુણોની પુષ્ટિ કરી શકે છે. વિશ્વમા સર્વ ધર્મો હાલ જે છે તે કર્મયોગના બળથી જીવતા રહ્યા છે. ધર્મ કર્મયોગીઓ ધર્મનો પ્રચાર કરી શકે છે **જે ધર્મમાં વ્યાપક કર્મયોગની પ્રવૃત્તિ નથી તે ધર્મ વિશ્વમાં જીવતો રહેતો નથી** જૈન ધર્મ વ્યાપકપણે સર્વ કર્મયોગની શ્રેયસ્કર પ્રવૃત્તિઓ સહિત છે પણ તેમાં તેવા હાલ વ્યાપક કર્મયોગની દૃષ્ટિવાળા મહાત્મા કર્મયોગીઓ ન્યૂન પ્રમાણમા હોવાથી તેનું વિશાલ સ્વરૂપ પૂર્વે જે હતુ તે સકુચિત થયુ છે, પરંતુ જૈન શાસ્ત્રોના આધારે તેના વ્યાપકરૂપમા કર્મયોગીઓ પ્રકટે તો તેથી જૈન ધર્મની મહત્તા-ઉપયોગિતાનો વિશ્વને ખ્યાલ આપી શકાય. જૈન ધર્મીઓની અલ્પ સખ્યા છે છતા તેમા તેવા કર્મયોગીઓ પ્રકટાવનારા ખરા ગુરુકુલો પ્રકટે તો કર્મયોગીઓ બનાવવામાં અને જૈન ધર્મની સર્વત્ર પ્રચારતા કરવામા ખામી રહે નહીં.

**કર્મયોગમાં મુખ્ય દર્શાવેલા મુદ્દાઓ.**

સ્વાધિકારે કર્તવ્ય કર્મોને જાણવા અને પશ્ચાત્ નિરાસક્તિપણે કરવાં, અલ્પ દોષ અને મહાલાભ જેમા વ્યષ્ટિ અને સમષ્ટિને-હોય તેવાં કર્મો કરવા અધ્યાત્મ જ્ઞાનાદિ સદ્ગુણોને પ્રાપ્ત કરીને કર્તવ્ય કર્મો કરવા દેશ, સમાજાદિની સેવાર્થે ગૌણ કર્મો અને મુખ્ય કર્મોનો વિચાર કરીને વિવેકદૃષ્ટિથી કર્તવ્ય કર્મો કરવા. આર્યાવર્ત વગેરે સર્વ દેશોની સર્વ પ્રકારની ઉન્નતિ કાયમ રહે અને આત્માની શક્તિયોની વ્યષ્ટિમા અને સમષ્ટિમા પરપરા વહે એવી દૃષ્ટિથી કર્તવ્ય કર્મો કરવાં જોઇએ. ક્રૂર ઘાતકી શક્તિવાળા રાજ્યો-દેશોના સામે ઊભા રહી પોતાની ઉચ્ચ શક્તિયોથી સંરક્ષકદૃષ્ટિએ કર્તવ્ય કર્મો કરવા સદ્ગુરુગમપૂર્વક કર્તવ્યકર્મોનું શિક્ષણ મેળવવું જોઇએ આત્મા અને પરમાત્માનું જ્ઞાન મેળવીને સર્વત્ર બ્રહ્મભાવનાપૂર્વક સાક્ષીભૂત થઇને કર્તવ્યકર્મો કરવા જોઇએ. નામરૂપના મોહ વિના અને તેમજ ફલની આશા રાખ્યા વિના સર્વસ્વાર્પણયોગથી કર્તવ્યકર્મો કરવાં જોઇએ. **परस्परोपग्रहो जीवानाम्** જીવોને પરસ્પર ઉપગ્રહ છે અર્થાત્ ઉપકાર છે તેથી ઉપકાર વાળવાની ફરજ દૃષ્ટિથી કર્તવ્યકર્મો કરવા જોઇએ, અનેક પ્રકારની વિપત્તિયોથી આત્માની પક્વજ્ઞાનદશા કરવા માટે અને આત્મયોગની સ્થિરતા માટે કર્તવ્યકર્મો કરવાં જોઇએ. સ્વમાં ઉચ્ચત્વ અને પરમાં નીચત્વનો ભેદ દેખ્યા વિના સર્વ જીવોની સાથે અભેદભાવનાએ રસાઇને કર્તવ્યકર્મો કરવા જોઇએ. **પ્રભુના પર પરિપૂર્ણ શ્રદ્ધા રાખીને અને કર્તવ્યકર્મમાં આત્મવિશ્વાસ રાખીને કર્તવ્યકર્મો કરવાં જોઇએ.** ભારત વગેરે દેશોના લોકોનુ કલ્યાણ થાય છે અને સર્વ લોકોના કલ્યાણમા કલ્યાણ છે એવું અવબોધીને તથા મનુષ્ય જીવનયાત્રાની સફલતા થાય એવા માર્ગોમા વહેવા માટે આવશ્યક કર્તવ્યકર્મો કરવા જોઇએ. **ઉત્સર્ગ ધર્મ અને અપવાદ ધર્મ** યાને **આપત્તિ ધર્મ**નુ પરિપૂર્ણ જ્ઞાન મેળવીને કર્તવ્યકર્મો કરવા

જોઇએ. અહંમમત્વવૃત્તિ રાખ્યા વિના આત્મસ્વરૂપમાં લીન થઈ કર્તવ્યકર્મો કરવાં જોઇએ. પ્રત્યેક કર્મ કરતા આત્માનંદમા મગ્ન થવું જોઇએ અને પ્રમાદોને પરિહરવા જોઇએ રાગદ્વેષમા મુઝાયા વિના અને પ્રતિદિન શુદ્ધ રાગમા વિશેષતઃ રગાઇને ધાર્મિક તથા વ્યાવહારિક કર્તવ્ય કર્મો કરવા જોઇએ. નિર્ભય, અખેદ અને અદ્વેષ ભાવ ધારણ કરીને સ્વાધિકારે કર્તવ્યભ્રષ્ટ થયા વિના કર્તવ્યકર્મો કરવા જોઇએ. સર્વ ધર્મોનાં સત્યતત્વોને ગ્રહણ કરીને તથા ધર્મવિચારાચાર સંબંધી મતસહિષ્ણુતા તથા વિશાલ બુદ્ધિ ધારણ કરીને કર્તવ્ય કર્મો કરવા જોઇએ શુદ્ધ બુદ્ધિથી કર્તવ્યકર્મો કરવામા આત્માના બાહ્ય પ્રસંગોમાં સદોષતા છતા વસ્તુત. નિર્દોષતા રહે છે માટે શુદ્ધ બુદ્ધિના ઇરાદાથી કર્તવ્યકર્મો કરવા જોઇએ સંપ્રતિ જમાનાને અનુસારે કર્તવ્યકર્મોના પરિવર્તનોના સંસ્કારો વગેરેનુ જ્ઞાન મેળવીને પ્રાચીન અને અર્વાચીન સુધારણાઓની સત્યતાનું જ્ઞાન કરી કર્તવ્યકર્મો કરવા જોઇએ. ઇત્યાદિ અનેક વિષયોને કર્મયોગના વિવેચનમાં સારી રીતે દેશકાલાદિની અપેક્ષાએ ચર્ચ્યા છે

**કર્મયોગના વિચારોની એકસરખી સંકલના.**

કર્મયોગ ગ્રન્થમાં સળગ એક જ કર્મયોગનો ઔદ્ગારિક એક જ સરખો વિષય હોવાથી અને તેમાં ભિન્ન ભિન્ન વિષય ન હોવાથી **અધ્યાય વગેરેની સંકલના કરવામાં આવી નથી.** કર્મયોગીના ગુણો મેળવવા અને નિરાસક્તિપણે આવશ્યક વ્યાવહારિક તથા ધાર્મિક કર્તવ્યકર્મોને ત્યાગીઓએ તથા ગૃહસ્થોએ કરવાં એ જ મુખ્ય વિષયરૂપ કેન્દ્રસ્થાનને શ્લોકોમા ભિન્ન ભિન્ન ગુણાદિવડે સિદ્ધ કરવા પ્રયત્ન કરેલ છે તેથી એક જ વિષય હોવાથી ભિન્ન **વિષયાનુક્રમણિકા** કરવામા આવી નથી પરસ્પર શ્લોકોનો સબધ જણાવવા માટે એક જ વિષયમાં ભિન્ન ભિન્ન શ્લોકોના અર્થ વૃત્તિયોના સબંધ માટે અવતરણો આપેલા છે. **વસ્તુતઃ કર્મયોગ ગ્રન્થ કંઈ વિદ્વત્તા દર્શાવવા માટે રચવામાં આવ્યો નથી.** ફક્ત સ્વોદ્ગારોનો મનુષ્યોને લાભ મળે તેવા હેતુથી જે વિચારો પ્રકટયા તે અનુક્રમે શ્લોકોના રૂપોમા દાખલ કરી તેનું વિવેચન કરવામા આવ્યુ છે પોતાના હૃદયમા જે ઉદ્ગારો પ્રગટે તે જગતની આગળ રજુ કરવા જોઇએ ત્યાગીના અધિકાર પ્રમાણે સર્વજાતીય મનુષ્યોની ધર્મોન્નતિ માટે ઉપદેશ પ્રવૃત્તિ તથા લેખનપ્રવૃત્તિ થવી જોઇએ અને તે સ્વફરજ છે–**સ્વફરજ અદા કરવી જોઇએ એ સ્વધર્મ છે.**

**ગુણદોષદર્શન.**

કર્મયોગમાથી ગુણદૃષ્ટિએ અનેક ગુણોને ગુણરાગી મનુષ્યો દેખી શકે તેમ છે અને દોષદૃષ્ટિધારક દુર્જનો ગુણોને પણ દોષરૂપે દેખે છે અને તે અન્યોને પણ દોષના રૂપમા સર્વ જણાવી શકે છે. **જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ દેખાય છે.** રાગી મનુષ્યો ગુણો દેખે છે અને દ્વેષી મનુષ્યો દૂધમા પૂરાની પેઠે અવગુણો દેખ્યા કરે છે તેમા કંઈ આશ્ચર્ય નથી. કાળા સિધીને રાગદૃષ્ટિથી સર્વના કરતા પોતાનો પુત્ર સારો લાગે અને અન્યના પુત્રો સારા ન લાગે એ દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ રચનાનો ધર્મ છે. ગમે તેવો **જ્ઞાની પણ ભૂલને પાત્ર છે.** લેખકની અપેક્ષાઓ સમજ્યા વિના વા ગુરુગમ લીધા વિના પરસ્પર લેખ્ય આશયોનો સાનુકૂળ સબંધ સમજી શકાતો નથી તેમા મોટા ભાગે વાચકોની દૃષ્ટિનો દોષ રહે છે. જૈનાગમોના આધારે કહેવામા આવે તો એટલુ જ કહેવું યોગ્ય થશે કે **સમકિતીને સર્વે સવળારૂપે પરિણમે છે** અને મિથ્યાત્વીને અર્થાત્ અજ્ઞાનીને સર્વે અવળારૂપે પરિણમે છે તેમા જ્ઞાન અને અજ્ઞાન જ કારણીભૂત છે. સજ્જન મનુષ્યોનો વાચનાદિ સર્વ પ્રયત્ન ફક્ત સત્ય સાર ગ્રહણાર્થે હોય છે અને દુર્જન મનુષ્યોનો સર્વ પ્રયત્ન ફક્ત ગમે તે રીતે મારી-મચડીને કુયુક્તિથી દોષ દેખવા અને દેખાડવા માટે પ્રયત્ન હોય છે સજ્જન મનુષ્યો ગુણોના ભક્ત હોય છે જેથી તેઓને જ્યા ત્યા ગુણો દેખાય છે અને દુર્જન મનુષ્યો દુર્ગુણોના–દોષોના ભક્તો હોય છે તેથી તેઓને

જ્યાં ત્યાં દોષો જ દેખાય છે. એવો સ્વભાવિક નિયમ છે એટલે દુર્જનોના મનનું ગમે તેવા મંત્રોથી પણ સમાધાન કરી શકાય તેમ નથી. દુર્જનોને, અદેખાઓને, દ્વેષીઓને ગુણો પણ અવગુણરૂપે પરિણમે છે તેથી તેઓને લાખો કરોડો જાતની દલીલોથી પણ સત્ય સમજાવતાં છતાં તેઓ કંઇ ને કંઇ તો કહેવાના. જ્યારે તેઓની દુર્જન દૃષ્ટિ ટળી જાય ત્યારે તેઓ સ્વયમેવ સજ્જન દૃષ્ટિએ પોતાની ભૂલોને દેખી શકે છે અને સત્યને અંગીકાર કરે છે. **કર્મયોગ અને તેના વિવેચનમાંથી સજ્જન ગુણ-રાગી મનુષ્યો ઘણો સાર ખેંચી શકે તેમ છે.**

**પ્રાચીન તથા અર્વાચીન ધર્મ-શાસ્ત્રોથી કર્મયોગની ઉપયોગિતા.**

પ્રાચીન શાસ્ત્રો હોય વા અર્વાચીન ધર્મશાસ્ત્રો હોય પરન્તુ જો તેઓથી અધ્યાત્મજ્ઞાનપૂર્વક કર્મયોગની ઉપયોગિતા જણાવાની હોય તો તત્ પ્રાચીન અર્વાચીનત્વની ચર્ચાની માથાકૂટ કરવાની જરૂર રહેતી નથી દેશભક્ત લોકમાન્ય શ્રીયુત તિલકે 'સ્વકૃત કર્મયોગરહસ્યના ઉપોદ્ઘાતમાં જૈન પુરાણો વગેરેને કલ્પિત કહેવામાં સ્વધર્માભિનિવેશ-અથવા સ્વધર્માભિમાનથી સ્વમતકદાગ્રહને પોષ્યો છે. સ્વમતમાન્ય ભાગવત વગેરેને પ્રાચીન ઠરાવીને અને જૈન પુરાણોને કલ્પિત ઠરાવી તેમણે સત્ય સમાલોચનાની પરાઙ્મુખતાને પ્રગટ કરી છે. તેમનાં માનેલાં ધર્મશાસ્ત્રોની પ્રાચીનતા અર્વાચીનતા સત્યાસત્યતા વગેરેનો જો તેમની પેઠે ચર્ચાઓ ઉઠાવીએ તો અન્ય વિષયમાં ઉતરી જવાય અને તે બાબતનો એક જૂદો ગ્રન્થ થઇ જાય તેથી અત્ર તત્સંબધી વિશેષ કંઇ જણાવવામાં આવતું નથી. તત્સંબંધી યોગ્ય લેખ બનશે તો અન્યત્ર પ્રસિદ્ધ કરવામાં આવશે. અત્ર તો જણાવવું એટલું ઉચિત છે કે શ્રીયુત લોકમાન્ય તિલકે જૈન પુરાણોને કલ્પિત કથ્યાં છે તે અસત્ય છે. જૈન પુરાણો કલ્પિત છે એમ ઠરાવવાની દલીલો તેમણે આપી નથી તેથી તેમને એટલો જ જવાબ આપવામાં આવે છે કે-તેઓ જો જૈન પુરાણો કલ્પિત છે એમ સિદ્ધ કરવાની દલીલો આપશે તો પશ્ચાત્ તેનો યોગ્ય જવાબ પણ આપવામા આવશે. આ ચર્ચા આ સ્થાને અનુપયોગી છે તેથી તેને સમેટી લેવામાં આવે છે. વેદ શાસ્ત્રો હોય, જૈન શાસ્ત્રો હોય, બૌદ્ધ શાસ્ત્રો હોય, મુસલમાનના શાસ્ત્રો હોય, ખ્રિસ્તિયોનાં શાસ્ત્રો હોય,-તેમાં વિશ્વ જીવોને ઉપકારી કર્મયોગ હોય વા ન હોય પરતુ તે ધર્મના લોકો તેમ છતાં સર્વ જીવોના કલ્યાણની શુભ પ્રવૃત્તિયોરૂપ કર્મયોગને આચરતા હોય તો તે પ્રશંસવા યોગ્ય છે. અનાદિ કાલથી કર્મયોગના શુભ વિચારો છે તે ફક્ત ઉત્તમ મનુષ્યો દ્વારા બહાર આવે છે, અનાદિ કાલથી અને મહાત્માઓના પ્રાકટ્યની અપેક્ષાએ અમુક કાલથી કર્મયોગ પ્રકટે છે. જેઓ પોતાનાં ધર્મ-પુસ્તકોને પ્રાચીન ઠરાવતા હોય પરતુ તેમા પશુ હિંસામય યજ્ઞોથી જ કર્મયોગની મહત્તા માનતા હોય તો તે નિરર્થક છે. અનેક સદ્વિચારોથી કર્મમાર્ગનુ રૂપ સુધરતું જાય છે. પ્રાચીન વા અર્વાચીન ગમે તે ધર્મશાસ્ત્રો હોય પરંતુ તેમાથી પરમાર્થ પ્રવૃત્તિમય વ્યાપક કર્મયોગના વિચાર અને આચારો ખરે-ખર સર્વ વિશ્વવર્તિ ધર્મીઓ માટે એક સરખા સાધારણ ગ્રાહ્ય છે. કલ્યાણ અને શુભ વિચારોની પરમાર્થ પ્રવૃત્તિયોનું બીજ કર્મયોગ છે તે સર્વ ધર્મના મનુષ્યોમા થોડાઘણા અંશે વ્યાપી રહેલ છે. પ્રાચીન **પુસ્તકોમાં કર્મયોગની મહત્તા વાંચવા માત્રથી વા શ્રવણ કરવા માત્રથી ખુશ થવું ન જોઇએ, પરંતુ કર્મયોગના સદ્વિચારોને સદાચારમાં મૂકીને ખુશી થવું જોઇએ.** સાધારણ રીતે ધર્મવાદના મતમતાંતર સિવાયના સર્વ મનુષ્યોને દયાદિ શુભ પ્રવૃત્તિયોમા એક સરખા ઉપયોગી થઇ પડે તેવા કર્મયોગના સદ્વિચારોનો ફેલાવો કરવો જોઇએ. **જૈન શાસ્ત્રો પ્રવાહની અપેક્ષાએ ઘણાં પ્રાચીન** છે અને અમુક વ્યક્તિની શબ્દરચનાની અપેક્ષાએ કેટલાક અર્વાચીન છે પરંતુ તેમાં સર્વ મનુષ્યોનુ પશુઓનું પક્ષીઓ વગેરેનું શ્રેય કરવાના શુભ વિચારોની શુભ પ્રવૃત્તિયોરૂપ કર્મયોગનું

વ્યાપક દૃષ્ટિએ વર્ણન કરવામાં આવ્યું છે અને તે ગમે તે ધર્મવાળાને પણ સાધારણ રીતે આદર્શ બની શકે તેમ છે. શુભ કર્મયોગ પ્રવૃત્તિયો ખરેખર શુભ ધર્મરૂપ છે તેથી તેનો સર્વ દેશોમાં ફેલાવો કરવાની જરૂર છે. જૈન શાસ્ત્રો ગૃહસ્થ અને ત્યાગીના અધિકાર પ્રમાણે પાપ પ્રવૃત્તિયોનો ત્યાગ કરવાનું જણાવે છે. અને ધર્મ પ્રવૃત્તિયોને આચરવાનુ જણાવે છે એમ જૈન શાસ્ત્રોમા ઊંડા ઉતરેલા મહાત્માઓ ઉપદેશરૂપ ડિંડિમ વગાડીને જણાવે છે તેથી કર્મયોગની મહત્તા તથા ઉપયોગિતા જણાવનારાં જૈન શાસ્ત્રો વૈદિક શાસ્ત્રો વગેરેનું ઉપયોગિત્વ અવબોધી તે પ્રમાણે કર્મયોગી બનવું જોઇએ.

**સર્વ દેશમાં સર્વ કાલમાં મહાત્મા-ઓને એક સરખા કર્મયોગના સદ્-વિચારો પ્રકટી શકે છે.**

સર્વ કાળના અને સર્વ દેશોના મનુષ્યોનાં આત્માઓના સાધર્મ્યથી એક સરખા કર્મયોગના સદ્વિચારો વા દેશકાલ ભેદે તરતમ ભેદ વિશિષ્ટ વિચારો પ્રકટી શકે છે તેમાં કંઇ આશ્ચર્ય નથી આહારાદિ સંજ્ઞાઓનું જ્ઞાન જેમ સર્વ મનુષ્યો વગેરેમા એકસરખું હોય છે તેમ કર્મયોગના સદ્વિચારો પણ ઉપાધિભેદ ભિન્ન છતાં વસ્તુતઃ એક સરખા પ્રકટે છે. યુરોપ, આફ્રિકા, અમેરિકા, એશિયા, આસ્ટ્રેલિયા વગેરે દેશમા ભિન્ન ભિન્ન કાળે થએલા ભિન્ન ભિન્ન પુરુષોમાં પરમાર્થ વિચારોનું સાદૃશ્ય મળે છે. પરમાર્થ વિચારોને આચારમાં મૂકવા તે કર્મયોગ છે. સર્વ જ્ઞાનીઓમાં કર્મયોગના સાદૃશ્ય વિચારો પ્રકટે છે તેથી અમુકે અમુકનું અનુકરણ કર્યું. ઇત્યાદિ કહી કર્મયોગના વિચારોની એક જ મનુષ્ય વા એક જ ગ્રન્થ ખાણ તરીકે છે એમ પ્રતિપાદન કરવું તે મતાગ્રહ—કદાગ્રહ વિના બીજું કંઇ નથી. અમુક દેશના લોકોને ભાષાનું અને લીપી બનાવવાનું કાર્ય સૂઝી શકે પરંતુ અન્ય દેશોના મનુષ્યોને સૂઝે નહીં એમ બોલવુ તે જેમ પ્રત્યક્ષ વિરુદ્ધ છે તેમ અમુક પ્રાચીન ગ્રન્થમાં કર્મયોગનું પ્રતિપાદન છે અને તેનું અન્યોએ અનુકરણ કર્યું એમ કહેવું તે તેટલું જ વિરુદ્ધ છે. સર્વ દેશોના ધર્મશાસ્ત્રોમા થોડાઘણા અંશથી તે જ ધર્મના મહાત્માઓએ કર્મયોગના સદ્વિચારોની પ્રવૃત્તિયોનું દેશહિતાર્થે—સમાજહિતાર્થે અને વિશ્વહિતાર્થે પ્રતિપાદન કર્યું છે. એમ જો કર્મયોગ વિષયના ગ્રન્થો લખનારાઓ વિચારે તો તેઓ ધર્મમતાન્ધતાથી દૂર રહી સત્યના વિશેષ ઉપાસક બની શકે એમાં અતિશયોક્તિ કરી એમ ગણાય નહીં. સર્વ આત્માઓ અનાદિ કાળથી નિત્ય છે અને તેમાં રહેલા વિચારો પણ અનાદિકાળથી છે. કર્મયોગાદિ વિચારોને પૂર્વના અનેક મહાત્માઓએ મેળવેલા હતા હાલ પણ દેશકાલાનુસારે સર્વ દેશોમા મનુષ્યોને પ્રગટે છે અને ભવિષ્યમાં પુસ્તકોનો પ્રલય થઇ જશે એમ માનીએ તો પણ કર્મયોગના સદ્વિચારો અને તેની સત્પ્રવૃત્તિ પ્રકટશે તેમાં કંઇ કોઇએ કોઇનું અનુકરણ કર્યું એમ નિયમ કરી શકાય જ નહીં. લોકમાન્ય શ્રીયુત તિલક પોતે ભગવદ્ગીતાના કર્મયોગના વિચારોનું અન્યધર્મી લોકો વગેરેએ અનુકરણ કર્યું એમ જણાવે છે પરંતુ તેમ છે જ નહીં.

**અનુકરણની અસિદ્ધિ.**

ભગવદ્ગીતા વગેરેના શ્લોકો અને બૌદ્ધોના કેટલાક શ્લોકો મળતા આવે વા ઇશુ ક્રાઇસ્ટના કેટલાક વિચારોનું ભગવદ્ગીતાની સાથે મળતાપણું આવે તેથી અમુકનું અમુકે અનુકરણ કર્યું એમ માની શકાય નહીં. બૌદ્ધોના ધર્મશાસ્ત્રોના રચનાના કાલમાં ગીતાની રચનાનો કાલ છે તેથી બૌદ્ધોના સદ્વિચારોવાળી ગાથાઓનુ મહાભારતમાં અનુકરણ થયું હોય તો તેમા શું અપ્રમાણ છે? બન્નેનો રચનાકાળ લગભગ મળતો છે. ઇત્યાદિ ચર્ચાનો પાર આવી શકે તેમ નથી માટે એમ જ માનવુ યોગ્ય છે કે દરેક ધર્મના મહાત્માઓમાં આત્મસામ્યથી સમાનકાલે વા કાલભેદે એક સરખા કેટલાક સદ્વિચારો પ્રકટી શકે છે. વસ્તુતઃ

વિચારીએ તો અનુકરણની સિદ્ધિ થતી નથી માટે તેવી બાબતોમાં ન પડતાં કર્મયોગના એક સરખા મળતા આવતા વિચારોને આચારમાં મૂકી કર્મયોગી બનવાની જરૂર છે. મનુષ્ય ગમે તે ધર્મ પાળનાર હોય પરંતુ જો તે નીતિમય કર્મયોગી હોય તો છેવટે તે મુક્તિનો અધિકારી બને છે અને તે મુક્તિપદને પ્રાપ્ત કરે છે. સર્વ મનુષ્યોના આત્માઓમાં એક સરખા શુદ્ધ કર્મયોગના વિચારો છે તેમાં સત્ય ભર્યું છે માટે મનુષ્યોએ પોતાના આત્મામાંથી કર્મયોગના સદ્વિચારોને પ્રગટાવી રાગદ્વેષ રહિત કર્મયોગી બની વિશ્વકલ્યાણ કરવું જોઈએ.

**જૈન કોમને કર્મયોગીઓની ઘણી જરૂર છે.**

હિંદુ–મુસલમાન–ખ્રીસ્ત–બૌદ્ધ–પારસી વગેરે કોમોમાં વ્યાવહારિક કર્મયોગીઓ હાલ પણ વિદ્યમાન છે જૈન કોમમાં અન્ય કોમના હિસાબે વ્યાવહારિક ધાર્મિક કર્મયોગીઓ પ્રાયઃ નથી એમ કહીએ તો ચાલી શકે તેમ છે. જૈન કોમમાં ગૃહસ્થ કર્મયોગીઓની અને ત્યાગી કર્મયોગીઓની ઘણી જરૂર છે જૈન કોમમાં વિવેકાનંદ જેવા ધાર્મિક ત્યાગી કર્મયોગીઓની ઘણી જરૂર છે અને ગોખલે, તિલક, માલવીયા, દાદાભાઈ, ઝીણા જેવા ગૃહસ્થ કર્મયોગીઓની ઘણી જરૂર છે અને તેવા કર્મયોગીઓ પ્રકટે તેવા ઉપાયો લેવાની પણ ઘણી જરૂર છે ધાર્મિક કર્મયોગિની અને વ્યાવહારિક કર્મયોગિની તરીકે શ્રીમતી વિદૂષી બેસન્ટ જેવી કર્મયોગિનીઓ જો જૈન કોમમાં નહીં પાકે તો જૈન કોમ હાલ જે સ્થિતિ ભોગવે છે તેવી પણ રહેવી દુર્લભ છે અને જૈન કોમ અન્ય ધાર્મિક કોમોની પેઠે અસ્તિત્વ જાળવી શકે તે પણ શંકાસ્પદ છે. જૈન કોમમાં ધાર્મિક ત્યાગી ગુરુપ્રધાનો વગેરે કર્મયોગીઓ થોડા વર્ષ પશ્ચાત્ પ્રકટવાના છે અને તેથી જૈન કોમ અને જૈન ધર્મની પ્રગતિ થાય એવા તે પુનરુદ્ધાર તરીકેના ઉપાયો લેવાના છે. જે કોમ એક વખતે લગભગ ચાલીશ ક્રોડ મનુષ્યોની સંખ્યા ધરાવતી હતી તે કોમ હાલ બાર તેર લાખ જૈનોની સંખ્યાવાળી છે. તેનું કારણ ખરેખરા કર્મયોગી ધર્મગુરુઓની તથા ગૃહસ્થ કર્મયોગીઓની ખામી સૂચવે છે. જૈન કોમના ધાર્મિક વિચારોમાં અને આચારોમાં ઘણી સંકુચિત દૃષ્ટિની રૂઢિઓ ઘર કરીને જામી ગએલી છે તેમાં સુધારો કરવાની ઘણી જરૂર છે. જૈન દર્શનમાં વિશાલ દૃષ્ટિવાળા અને દેવગુરુધર્મની પૂર્ણ શ્રદ્ધાવાળા કર્મયોગીની ઘણી જરૂર છે. જૈન કોમમાં શ્વેતાંબર અને દિગંબર એમ બે સંપ્રદાય છે. સ્ત્રીની મુક્તિ, કેવલીભુક્તિ–ની માન્યતા વગેરે કેટલીક ઉપયોગી નહીં એવી બાબતોની ચર્ચામાં જૈન કોમના આગેવાનો શક્તિઓનો નકામો દુરુપયોગ કરે છે. જૈન સ્થાવર તીર્થોના ઝઘડામાં બન્ને કોમના ગૃહસ્થો લાખો રૂપૈયાનો દુરુપયોગ કરે છે જે મતભેદો તકરારો વગેરે હાલની જૈન કોમની વ્યાવહારિક તથા ધાર્મિક પ્રગતિમાં આડે આવતી હોય તેનો ઉપશમ તથા ઉપેક્ષા કરવી જોઈએ. જૈન કોમ જો નકામી તકરારો વગેરેની મૂર્ખાઈનો ત્યાગ નહીં કરે તો તેઓની પ્રગતિના ભોગી બીજી કોમવાળા થવાના–એમાં અંશ માત્ર શંકા નથી. હિંદુ કોમ પારસી વગેરે કોમો ધાર્મિક વિચારોમાં ઉદાર છે અને તે કોમના કર્મયોગીઓના કર્તવ્યોના ક્ષેત્રો વિશાલ છે જૈન કોમના કર્મયોગીઓ ઉદાર વિચારાચાર પ્રવૃત્તિથી કાર્ય કરે એવાં વિશાલ ક્ષેત્રો થવાં જોઈએ. ત્યાગી જૈન કર્મયોગીઓ ઘણી છૂટથી સર્વ ધર્મ્ય કર્તવ્ય કર્મોને કરે માટે તેઓના ઉદાર વિચારાચારના માર્ગમાં કાંટાઓ જે હોય તે સાફ કરવા જોઈએ. વિદ્યાબળ, ક્ષાત્રબળ, વૈશ્યવ્યાપારાદિબળ અને સેવાબળ વગેરે બળોથી જૈન કોમને વિભૂષિત કરવા અનેક જાતના જૈન કર્મયોગીઓને પ્રકટાવવાની ઘણી જરૂર છે સ્વતંત્ર વિચારાચારવાળા વિશાલ કર્મયોગીઓની ઘણી જરૂર છે. વિદ્યમાન જૈન સાધુઓ જો ધર્માચારરૂઢિની સાંકડી દૃષ્ટિવાળા રહેશે તો તેઓ જૈન સાધુઓનું વિશ્વમાંથી અસ્તિત્વ જ ગુમાવી દેશે, માટે હાલના કર્મયોગી જૈન સાધુઓએ સમાજના ઉદય માટે સર્વ સ્વાર્પણ કરીને આગળ વધવું જોઈએ.

હિંદુ કોમ, મુસલમાન, ખ્રીસ્તી વગેરે કોમોમાં અનેક પ્રકારના કાર્યો કરનારા કર્મયોગીઓ છે. હિંદુ કોમ વગેરે કોમોમા કર્મયોગીઓ પ્રકટાવવા માટે લોકમાન્ય સાક્ષર ભારતરત્ન શ્રીયુત **તિલકે ભગવદ્ગીતાના શ્લોકોથી કર્મયોગનું મહત્ત્વ દર્શાવીને ભારતની જાગૃતિમાં અપૂર્વ સુધારો કર્યો** છે તેથી શ્રીયુત લો. મા. તિલકને અમારા ધર્મલાભરૂપ આશીર્વાદ સહસ્રશઃ પ્રાપ્ત થાઓ; જૈન કોમમા કર્મયોગીઓ ઉત્તમ પ્રકારના પ્રકટે તે માટે અમારી ખાસ લાગણી છે. અન્ય ધર્મના આગેવાનો પણ જૈન કર્મયોગીઓના પ્રાકટ્યમા સહાનુભૂતિ દર્શાવે છે. જે કોમના ધાર્મિક વિચારો અને આચારો ઉદાર પદ્ધતિવાળા છે અને સર્વ લોકોને વ્યાવહારિક સ્વાધિકાર પ્રગતિપ્રદ કર્મોમા આડા આવતા નથી, તે કોમ પોતાના ધર્મને જાળવવા શક્તિમાન્ થાય છે. **જૈન કોમ એ અમારો આત્મા છે, તેને ઉપદેશથી પ્રગતિવાળી કરવી એ જ જૈન સાધુના અધિકાર પ્રમાણે પ્રથમ ફરજ છે.** માટે પ્રસગોપાત્ત અત્ર જૈન કોમને સવેળાની ચેતવણી આપી છે

ગૃહસ્થ કર્મયોગીઓના કર્તવ્ય કાર્યોમા જો પ્રમાદ થાય છે અને તેઓનામા જો રજોગુણ વગેરે મોહ પ્રકૃતિયોનુ જોર વધે છે તો છેવટે ગૃહસ્થ કર્મયોગીઓની વશપરંપરાની પડતી થાય છે માટે તેઓને ધાર્મિક ઉપદેશ આપી તેઓના મનની સમાનતા જાળવી શકે એવા ત્યાગી વર્ગના કર્મયોગીઓની તો કોઈ વેળા આવશ્યકતા વિનાની રહેવાની નથી.

**ત્યાગીઓને સ્વાધિકારે ખરેખરા કર્મયોગીઓ બનાવવાની જરૂર.**

ત્યાગી કર્મયોગીઓ કે જે તદ્દન નિઃસ્પૃહપણે વિશ્વનુ શ્રેય કરનારા છે તેઓની વિશ્વમનુષ્યો પર ઘણી અસર થાય છે માટે તેઓની સર્વ ખંડોમા ઘણી જરૂર છે. **જે દેશમાં ત્યાગી મહાત્મા કર્મયોગીઓ નથી તે દેશ ગમે તે રીતે પણ છેવટે પડતીનું રૂપ ધારણ કરે છે.** ફ્રાન્સ વગેરે દેશોમાથી ત્યાગી કર્મયોગીઓની ન્યૂનતા થઈ તેની સાથે તે દેશના લોકોમા મોજશોખ, વ્યભિચાર વગેરેની વૃદ્ધિ થઈ અને તેનુ હાલ જે પરિણામ આવ્યુ છે તેનાથી સર્વ લોકો જાણીતા થયા છે. **જે દેશના ગૃહસ્થો ત્યાગી ધર્મગુરુઓ પર અભાવ,** અરુચિ, દ્વેષ ધારણ કરે છે અને તેઓનો નાશ ઇચ્છે છે તેઓનો અતે નાશ ગમે તે રીતે થાય છે. વિશ્વમા ધૂળની પણ જરૂર પડે છે તો ત્યાગી ધર્મકર્મયોગીઓની જરૂર તો હોય જ એમા આશ્ચર્ય શુ છે? ધર્મના પ્રતાપે વાયુ વાય છે, વર્ષાદ થાય છે, અન્ન પાકે છે અને દેશમા આરોગ્ય શાતિ રહે છે; માટે ધર્મનો ઉપદેશ આપી વિશ્વવર્તી મનુષ્યોને ધર્મી બનાવીને તેઓનાં પાપ ધોનારા ત્યાગી ધર્મકર્મયોગીઓની આત્માના પ્રાણ કરતા પણ વિશેષ જરૂર છે. સત્ય ત્યાગી કર્મયોગીઓની પેઠે સત્ય ગૃહસ્થ કર્મયોગીઓની ઘણી જરૂર છે. **શ્રી મહાવીર પ્રભુ અને ગૌતમબુદ્ધ જેવા ત્યાગી કર્મયોગીઓએ ભારતના ધર્મસ્વરૂપને ઉન્નત રૂપમાં મૂક્યું હતું તેનાથી કોણ અજાણ્યું છે?** વૈરાગ્ય એ શુદ્ધ પ્રેમ છે અશુદ્ધ પ્રેમનો ત્યાગ અને શુદ્ધ ધર્માદિ પર શુદ્ધ પ્રેમનુ પ્રાકટ્ય તેને વૈરાગ્ય કહે છે ત્યાગી વૈરાગી કર્મયોગીઓની વશપરપરા પુનઃ પૂર્વની પેઠે વિશ્વમા મનુષ્યોના ગુણોની ઉન્નતિ કરે એવી રીતના ત્યાગી ગુરુકુલો સ્થાપવાની અને તેને નભાવવાની ઘણી જરૂર છે. ગૃહસ્થ કર્મયોગી કરતા ત્યાગી કર્મયોગી વિશ્વનુ–જીવોનુ અનતગણુ શ્રેય. કરવા સમર્થ બને છે તે નિ.સશય વાત છે.

જે દેશમા જે કોમમા જે પ્રજામા જે ધર્મના જે સમાજમા **કર્મયોગીઓને પ્રેમથી વધાવી લઇ માનથી સત્કાર કરવામાં આવે છે તે દેશ, કોમ વગેરેની ઉન્નતિ**

**કર્મયોગીઓનું માન**

થયા વિના રહેતી નથી. કર્મયોગીઓની જે દેશમા કોમમા સમાજમાં કિંમત નથી તે દેશ વગેરે કાં તો મરેલો છે અને કાં તો મરી જવાનો એમ સુજ્ઞોએ વિચારવું જોઇએ. કર્મયોગીઓના સત્કારથી અને તેઓની પ્રશંસાથી તેઓનામા સહસ્રગણું નવું બળ પ્રકટે છે અને તેથી તેઓ ભગીરથ કાર્યો કરે છે કર્મયોગીઓનું જીવન પોતાના માટે છે, એમ દેશ કોમ વગેરેએ સમજવું જોઇએ. કર્મયોગીઓના જીવનથી દેશ–કોમ–સમાજ વગેરેની શોભા જીવતી રહે છે. આર્યાવર્તમાં હવે કર્મયોગીઓનો સત્કાર થવા લાગ્યો છે. કર્મયોગની ફરજથી લો.મા તિલક, એની બેસન્ટ, ગોખલે, દાદાભાઇ, મહાત્મા ગાંધી વગેરેને રાજાઓના જેવું પ્રજા તરફથી અસાધારણ માન મળે છે. કર્મયોગના બળે સુધારક ધર્મગુરુઓને અસાધારણ માન મળે છે. વિશ્વની ઉન્નતિ માટે ખરા કર્મયોગીઓ પ્રાણાદિનો ત્યાગ કરે છે હાલના યુદ્ધમા લાખો કર્મવીરો મરે છે, તે પોતાના દેશ માટે, કોમ માટે અને સમાજ માટે મરે છે જીવવું કોને વ્હાલું લાગતુ નથી? મરણ કોણ ઇચ્છી શકે વારૂ? માટે સર્વ જાતના કર્મયોગીઓને માનસત્કારથી વધાવી લેવા જોઇએ કે જેથી તેમના પગે ચાલનારા તેમના જેવા મહાપુરુષો પ્રકટી શકે જૈન કોમમાં ધર્મગુરુઓ સ્વાર્થનો ત્યાગ કરીને ત્યાગી બને છે, તેથી તેઓ જૈન કોમમા પૂજ્ય છે ત્યાગી ધર્મગુરુ કર્મયોગીઓ ધારે તો દેશનું સમાજનુ વિશેષતઃ શ્રેયઃ સાધી શકે **ત્યાગી ધર્મગુરુ કર્મયોગીઓના ઉપદેશના અનુસારે આપણે વર્તવું એ જ તેમનુ સન્માન છે.**

**કર્મયોગનું બળ પ્રાપ્ત કર્યા વિના ઉપદેશની અસર થતી નથી.**

હાલમા આર્યાવર્તમા સ્થાને સ્થાને ઉપદેશકો ઉપદેશ આપે છે, તોપણ તેનુ ધાર્યા પ્રમાણે ફળ થતું નથી દેશભાવના, ધર્મભાવના, ગુણભાવના, વગેરેનો આર્યાવર્તમાં પુષ્કળ ઉપદેશ દેવાય છે, પરંતુ વીર્યહીન મનુષ્યોને તેની અસર થતી નથી. સર્વ પ્રકારનુ શારીરિક વાચિક અને આત્મિક બળ પ્રાપ્ત કરવુ, બ્રહ્મચર્ય બળ પ્રાપ્ત કરવું એજ કર્મયોગ બળ છે કર્મયોગ બળમા જ સ્વાતંત્ર્ય છે જેનામા કર્મયોગ બળ નથી તે વિશ્વમા શ્વાસોચ્છ્વાસથી જીવતા છતા મરેલા વા રાંક સમાન છે. **नायमात्मा वीर्यहीनेन लभ्यः** સર્વ શક્તિયોના સમૂહ એવા આત્માને વીર્યહીન મનુષ્ય પ્રાપ્ત કરી શકતો નથી. બહુચરાજીના કૂતડાને–હીજડાને–પવૈયાને શૂર ક્યાથી ચઢી શકે? અલબત ચઢી શકે નહી તેમ વીર્યહીન મનુષ્યો કર્મયોગીઓ બનવા માટે લાયક નથી, તેમજ તેઓને કોઇપણ જાતિના કર્મયોગ બળના ઉપદેશની અસર થતી નથી શ્રી કૃષ્ણની આગળ શ્રી અર્જુન જેવાએ પણ નામર્દના ઉદ્ગારો કાઢ્યા હતા, તેથી શ્રી કૃષ્ણે તેને સ્વાધિકારે કર્મયોગબળની ફરજ અદા કરવા શૂરાતન ચઢાવ્યું હતુ નામર્દ મનુષ્યોને ઉપદેશની અસર થતી નથી. કર્મયોગનુ બળ જેઓએ પ્રાપ્ત કર્યું હોય છે તેઓને ઉપદેશની અસર થાય છે, માટે દેશ, કોમ, સમાજ, રાજ્ય, સંઘ વગેરેની ઉન્નતિ કરવા માટે સર્વ મનુષ્યોમા કર્મયોગબળ પ્રાપ્ત થાય એવા સર્વ પ્રકારના શિક્ષણો દેવા જોઇએ, અને એવા શિક્ષણોની વૃદ્ધિ માટે દેશે, કોમે, સંઘે, સમાજે સર્વસ્વાર્પણ કરવુ જોઇએ. ઇંગ્લાંડ, જર્મની, અમેરિકા વગેરે દેશોમા મહાકર્મયોગીઓની શક્તિઓ પ્રાપ્ત કરવા માટે સર્વ પ્રકારનો આત્મભોગ અપાય છે. ભારતમા હજી તો તે બાબતનુ પ્રભાત પણ બરાબર થયુ નથી, માટે કર્મયોગનુ બળ સર્વ જાતીય મનુષ્યોમાં પ્રકટાવવા માટે દેશે–કોમે–સમાજે–સંઘે–ધર્મે વ્યાપતા ઉપાયો તુર્ત લેવા જોઇએ

ભારતવર્ષમા જેટલા કર્મયોગના ગ્રન્થો રચાયા છે તે તત્ત્વજ્ઞાનની સાથે સંબંધ ધરાવનારા છે. સ્વામી વિવેકાનન્દે કર્મયોગની વ્યાખ્યા કરી છે તેનો તત્ત્વજ્ઞાનની સાથે સંબંધ

તત્ત્વજ્ઞાનના પાયા- પર કર્મયોગનો સંબંધ.

દર્શાવ્યો છે. લોકમાન્ય તિલકે કર્મયોગ રહસ્યમાં તત્ત્વજ્ઞાનનો સબંધ દર્શાવ્યો છે. **અમોએ તત્ત્વજ્ઞાનની સાથે સંબંધ જાળવીને કર્મયોગ અને તેનું વિવેચન લખ્યુ છે.** પરમાત્મા–આત્મા–પુણ્ય–પાપ–સ્વર્ગ–નરક–બંધ–મોક્ષ–સુખ–દુઃખ ઇત્યાદિની સાથે કર્મયોગનો નિકટનો સબધ છે જીવ–અજીવ–પુણ્ય–પાપ–આસ્રવ–સવર–નિર્જરા–બધ અને મોક્ષ–પુનર્જન્મ–અષ્ટ પ્રકારના કર્મની વ્યાખ્યા, પ્રારબ્ધાદિ કર્મની વ્યાખ્યા, શુભયોગ, અશુભયોગ, શુભોપયોગ, અશુભોપયોગ, શુદ્ધોપયોગ વગેરેની સાથે સબધ ધરાવીને કર્મયોગનું વિવેચન કરવામા આવ્યું છે, પરમાત્મભક્તિ, જ્ઞાન, સેવા વગેરેની સાથે કર્મયોગનો સબધ દર્શાવ્યો છે. નિષ્કામભાવ અને સકામભાવના જ્ઞાન સાથે કર્મયોગના કર્તવ્યોનો સબધ દર્શાવ્યો છે. પરમાત્માનો અને આત્માનો તથા કર્મનો વિવેક કરાવીને તત્ત્વજ્ઞાનના વાસ્તવિક સ્વરૂપસહ કર્તવ્ય કર્મોની દિશા દર્શાવવામાં આવી છે. ગુણસ્થાનકોની સાથે અનુકૂળ સબધ સંરક્ષીને કર્મયોગની વ્યાખ્યા કરવામાં આવી છે. દેશભક્ત લોકમાન્ય શ્રીયુત તિલકે અદ્વૈત તત્ત્વજ્ઞાન અને સાખ્ય તત્ત્વરૂપ વૈદિક તત્ત્વોની સાથે સબધ જાળવીને ભગવદ્‌ગીતાનું વિવેચન કર્યું છે. જૈન તત્ત્વજ્ઞાન અને વૈદિક તત્ત્વજ્ઞાનની તુલના કરવાનો પ્રસંગ અત્રે નથી, તો પણ જે તત્ત્વોના જ્ઞાનની સાથે કર્મયોગનો સબધ જાળવ્યો છે તે જૈન તત્ત્વજ્ઞાનના નામે ઓળખાય છે અને જૈન તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો પરિપૂર્ણ સત્ય છે; તેની સાથે કર્મયોગનો સબધ બરાબર બધ બેસતો છે સર્વે આત્માઓ સ્વાત્માની ઉન્નતિ માટે કર્તવ્ય કર્મોને આચરી શકે છે **જૈન તત્ત્વજ્ઞાન, જૈન તત્ત્વો એ વસ્તુતઃ એકલી જૈનકોમના તત્ત્વો નથી, પણ સકલ વિશ્વનાં તત્ત્વો છે.** જે માને તેના તત્ત્વો છે. પરમાત્મા જેમ સર્વના છે તેમ તત્ત્વો પણ સર્વની સાથે સબધ ધરાવે છે, અને કર્મયોગ પણ સર્વની સાથે એક સરખો કર્તવ્ય સંબધ ધરાવે છે. જૈનતત્ત્વોના જ્ઞાનથી કદિ શુષ્કતા આવતી નથી, તેમજ તેથી કર્તવ્ય કર્મોમા જડતા આવતી નથી, એમ જૈન તત્ત્વજ્ઞાનનો ઊંડો અભ્યાસ કરનારાઓને અનુભવ આવે છે. બહિરાત્માઓ, અન્તરાત્માઓ અને પરમાત્માઓનું સ્વરૂપ અવબોધીને કર્તવ્ય કર્મોને કરવાની જરૂર છે. આત્માને બ્રહ્મ–ચેતન–જીવ ઇત્યાદિ નામોથી ઉપાધિભેદે સબોધવામા આવે છે **જૈનાધ્યાત્મદૃષ્ટિએ હરિ–કૃષ્ણ–રામ–રહેમાન–ઇશુ–બ્રહ્મા–વિષ્ણુ–મહેશ્વર–નરનારાયણ વગેરે આત્માનાં નામો છે,** તેથી ગમે તે ધર્મવાળો પણ અમોએ લખેલા કર્મયોગને સાનુકૂળપણે વાચીને કર્તવ્ય કર્મોને સ્વાધિકારે સેવી શકે તેમ છે જૈન તત્ત્વજ્ઞાનની સાથે સબંધ ધરાવીને **કર્મયોગ તથા તેનું વિવેચન લખતાં કોઇપણ ધર્મના તત્ત્વજ્ઞાન પર આક્ષેપ ન થાય, તેમજ કોઇને અરુચિ ન થાય–તેમ પ્રાયઃ વિશેષતઃ ધ્યાન રાખ્યુ છે, અને તેથી સાર્વજનિક કર્મયોગની માન્યતા થાય એમ ખાસ લક્ષ્ય દેવામાં આવ્યું છે** સ્યાદ્વાદ દૃષ્ટિની સાથે અપેક્ષાએ વિશ્વવર્તી સર્વ ધર્મોનો જૈન ધર્મની સાથે અગાગીભાવ સબંધ છે, તેથી જૈન તત્ત્વજ્ઞાનનુ સ્યાદ્વાદપણે વિવેચન કરીને સર્વ ધર્મોના તત્ત્વોની સાથે સાનુકૂળ સાપેક્ષ સબધ જાળવીને કર્મયોગનું વિવેચન કરવામા આવ્યુ છે. જેમ બને તેમ મતભેદ–કદાગ્રહને દૂર રાખી સર્વ જાતના ધર્માઓને એક સરખી રીતે લાગુ પડે તેમ કર્મયોગનુ વિવેચન કરવામા આવ્યું છે. તત્ત્વજ્ઞાનમાં પરસ્પર મતભેદ પડે ત્યા મતસહિષ્ણુતાને ધારીને જે ન ગમે તેની ઉપેક્ષા વા મધ્યસ્થતા ધારીને કર્મયોગ તથા તેનુ વિવેચન વાચકો વાચશે તો તેથી તેઓ કર્મયોગી બની શકશે. ધર્મ તત્ત્વોની સાથે કર્મયોગનો સંબંધ છે પરંતુ તેથી સ્વાધિકારે વિશ્વહિતાર્થે કર્તવ્ય કર્મો કરવામાં કોઇપણ ધર્મના તત્ત્વો આડખીલ કરી શકે તેમ નથી; પરમાત્માની શ્રદ્ધાભક્તિ ધારણ કરીને નિર્દોષપણે કર્તવ્ય કર્મો કરવા એ જ તત્ત્વજ્ઞાનનો કર્મયોગ સાથે મુખ્ય સંબધ છે તેટલુ ધ્યાનમા રાખવાની જરૂર છે

**રાજ્યકર્ત્રી બ્રિટીશ સરકારને ધન્યવાદ.** સર્વ દેશની પ્રજાઓની આબાદી ઇચ્છનારી, રાજા અને પ્રજા બે એની ઉન્નતિ ઇચ્છનાર, યુરોપના મહાયુદ્ધમાં સ્વાતંત્ર્યની રક્ષા માટે–ધર્મયુદ્ધમા હિમાલયની પેઠે અડગ ઊભી રહેનાર, યુરોપાદિ સર્વ દેશોની ઉન્નતિમા ભાગ લેનાર, આર્યાવર્તમાં હોમરૂલની લડતને ન્યાય આપનાર, આર્યાવર્તના મનુષ્યોની ચક્ષુઓમાં વિદ્યારૂપ દિવ્યાંજન આંજનાર અને તેઓને પોતાના સહચારી બનાવનાર. ન્યાયી રાજ્યોને મિત્ર બનાવનાર બ્રિટીશ સરકારના રાજ્યશાસનકાલમા કર્મયોગ ગ્રન્થની રચના થઇ છે, તેથી **राजाधिपानां शान्तिर्भवतु** એ શાંતિમંત્રથી બ્રિટીશ રાજ્ય સરકારની શાંતિ ઇચ્છવામાં આવે છે, તથા બ્રિટીશ સરકારને ધન્યવાદ દેવામા આવે છે. આર્યાવર્તનો ઉદય બ્રિટીશ રાજ્યથી થવાનો છે. દેશ, પ્રજા, સમાજનું કલ્યાણ કરનાર અને દેશ પ્રજાની આબાદી માટે આત્મભોગ આપનારા કર્મવીરો, જ્ઞાનવીરો, વગેરેની બ્રિટીશ સરકાર સારી રીતે કદર કરે છે સર્વ દેશમાન્ય લોઇડ જ્યોર્જ જેવા પ્રધાનોથી વિશ્વમાં સ્વાતંત્ર્ય દેવીની ચિરસ્થાયિતા રહેનાર છે. અમેરિકા રાજ્યના પ્રમુખ જેવાઓ પણ બ્રિટીશ રાજ્યનેતાઓના ન્યાયને અવલંબીને હાલના યુદ્ધમા બ્રિટીશ પક્ષમા ઊભા રહ્યા છે, તે બ્રિટીશ રાજ્યના નેતાઓ કે જે સત્ય રાજ્ય કર્મયોગીઓ છે તેઓનોજ તેમા પ્રતાપ છે–તેથી તેઓને ધન્યવાદ ઘટે છે. બ્રિટીશ રાજ્યયોગે આર્યાવર્તના મનુષ્યોની ઉન્નતિ માટે આંખો ઉઘડી છે અને ભવિષ્યમા તેથી અનેક મહાકર્મયોગીઓ પ્રકટશે, એમા કંઇપણ શંકા નથી કર્મયોગના વાચનથી અનેક મનુષ્યો ભવિષ્યમાં કર્મયોગીઓ પ્રકટશે અને તેઓ સર્વ દેશી મનુષ્યોના કલ્યાણમા ભાગ લેશે. શાસ્ત્રી **શ્યામસુન્દરાચાર્ય** કે જે એક વખત અમારી સાથે ગયા હતા તેમને આધ્યાત્મિક જ્ઞાનપૂર્વક કર્મયોગની મહત્તા સમજાવવામા આવી હતી. અસ્મદીય શિષ્યસ્વરૂપ રસાયનાચાર્ય શાસ્ત્રી શ્યામસુન્દરાચાર્યજી અમારા કર્મયોગના વિચારોના બળથી તેઓ ગૃહસ્થ કર્મયોગીને શોભે તેવી કર્મયોગની પ્રવૃત્તિઓને સેવે છે અને વૈદ્યવિદ્યા વગેરેની શોધખોળોથી આર્યાવર્તની શોભામા વૃદ્ધિ કરે છે. તેઓ **रसरसायनसार** જેવા ગ્રન્થો બનાવીને વિશ્વનુ કલ્યાણ કરતા સમર્થ થયા છે. વિજાપુરના ગૃહસ્થ જૈન દોશી–**નથુભાઈ** મંછાચંદ એક આદર્શ કર્મયોગી હતા. સાંસારિક વ્યાપારની સાથે તેઓ ઉપાશ્રય અને જૈન મંદિરો તથા સાધુઓની ભક્તિમા મશગૂલ રહેતા હતા. એક ક્ષણ માત્ર પણ તેઓ નવરા બેસતા નહોતા કર્મયોગના વિચારોમા અને તેની પ્રવૃત્તિઓમા તેઓ નિર્લેપપણે વર્તતા હતા તેમની અમને બાલ્યાવસ્થામા સંગતિ થવાથી તેમના જીવન–ચૈતન્યની સારી અસર થઇ હતી, તેથી તેમને ધન્યવાદ આપવામાં આવે છે બ્રિટીશ સરકારે યોજેલા કેળવણીના શિક્ષણથી ભારતવર્ષના મનુષ્યો હવે કર્મયોગીઓની ઉપયોગિતા સ્વીકારવા લાગ્યા છે જૈનશાસ્ત્રોના વાચનથી, પઠનથી કર્મયોગનુ રહસ્ય ખરી રીતે સમજાયુ છે અને તેથી કર્મયોગદિશાની પ્રવૃત્તિ સેવાય છે.

**ક્ષમા.** **કર્મયોગ લખતાં છદ્મસ્થ દૃષ્ટિથી જે કંઈ સર્વજ્ઞની આજ્ઞાથી વિરુદ્ધ લખાયું હોય તેની પ્રભુની પ્રાર્થના કરી ક્ષમા ઇચ્છું છું**, તેમજ સર્વ જીવોના કલ્યાણપ્રતિ પ્રવૃત્તિ કરતા જે કંઇ ભૂલો થઇ હોય તેની ક્ષમા ચાહુ છુ સર્વજ્ઞ વિના અન્ય મનુષ્યોની ભૂલો થાય છે. વિશેષ જ્ઞાનીઓની દૃષ્ટિમા મારા જે જે વિચારોમા ભૂલો દેખાતી હોય તો તેમની ક્ષમા ચાહુ છું. ગુણાનુરાગી સત્પુરુષોને વિજ્ઞપ્તિ કરવામા આવે છે કે તેઓ કર્મયોગમા **જે કંઈ ભૂલો થઇ હોય તે સુધારે** ભણ્યો ભૂલે અને તારો ડૂબે, તથા ચાલતા સ્ખલન થાય એ ન્યાયને અનુસરી જે કંઇ ભૂલો થઇ હોય તેની સંઘની આગળ **ક્ષમા ચાહું** છું. આ ગ્રન્થની આ પહેલી આવૃતિમા **જે કંઈ ભૂલો હોય તેની સત્પુરૂષો યાદી આપશે તો** તેનો દ્વિતીયાવૃત્તિમાં સુધારો

કરવામાં આવશે. વા પ્રસગોપાત્ત જે કંઇ સુધારોવધારો કરવાનુ જણાશે તેનો **દ્વિતીયાવૃત્તિમાં સુધારો-વધારો કરવામાં આવશે.**

**સામાન્યતઃ ઉપસંહાર.** એ પ્રમાણે વિચારો દર્શાવી પ્રસ્તાવનાનો ઉપસંહાર કરવામા આવે છે. પ્રસ્તાવનામાં અનેક વિષયો ચર્ચાવાના બાકી રહ્યા છે, પરંતુ કથ્યસાર ઘણો ખરો પ્રસ્તાવનાની દિશાથી સહેજે સમજાઈ જાય તેમ છે જૈનતત્ત્વો અવબોધાવવાને માટે તત્ત્વજ્ઞાનના ઉપોદ્ઘાતની આવશ્યકતા રહે છે, પરંતુ જૈનતત્ત્વોના જ્ઞાનનુ પ્રસગોપાત્ત કર્મયોગમા વિવેચન કરવામા આવ્યુ છે તેમજ ઉપોદ્ઘાતમાં તત્ત્વોનુ રહસ્ય સમજાવતા એક નવીન ગ્રન્થ થઈ જાય તેમ છે કર્મયોગનો એકજ વિષય હોવાથી વિષયાનુક્રમણિકા રચવામા આવી નથી આખો ગ્રન્થ વાંચ્યા વિના ગ્રન્થકર્તાના સકલ આશયોને સમજી શકે તેમ નથી, માટે વાચકોને ગ્રન્થકર્તાના પૂર્વાપર સકલ આશયોનો બોધ થવા માટે અથથી ઇતિ સુધી સપૂર્ણ ગ્રન્થ વાચવાની ભલામણ કરવામાં આવે છે અને જે વિષયમા શકા પડે તેનો વિદ્વાનોને પૂછી ખુલાસો કરવાની ભલામણ કરવામા આવે છે. પ્લેગના કારણથી પ્રેસની ઢીલાશ વગેરે કારણોથી ધાર્યા પ્રમાણે કર્મયોગ ગ્રન્થ બહાર પડવામા વાર લાગી છે. **વિશ્વમાંથી જે કઇ પ્રાપ્ત થયું તેનો વિશ્વજનોને લાભ આપવો એવી ફરજે પ્રવૃત્તિ કરી વિશ્વસેવા બજાવી છે, તેને વિશ્વજનો ગુણાનુરાગ દૃષ્ટિપૂર્વક પ્રેમથી સ્વીકારો અને તે પ્રમાણે તેઓ સ્વફરજને અદા કરો.** સર્વ વિશ્વની ઉન્નતિ થાઓ **ૐ અર્હમ્ શાન્તિઃ શાન્તિઃ**

**शिवमस्तु सर्वजगतः परहितनिरता भवंतु भूतगणाः ॥**
**दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखीभवन्तु लोकाः ॥ १ ॥**

सवत् १९७३, आश्विन सुदि पचमी **मु. पेथापुर.**

**बुद्धिसागरसूरि.**

## ખાસ સૂચન

કર્મયોગ ગ્રથનો લેખન તથા પ્રકાશનનો સમય સ ૧૯૭૦ થી ૧૯૭૩ નો છે જ્યારે આ બીજી આવૃત્તિનો ૨૦૦૬–૨૦૦૭ નો છે. બને વચ્ચે ૩૩ થી ૩૬ વર્ષનો ગાળો છે આ જણાવવાનો હેતુ એ છે કે આ ગ્રથમા આપેલ કેટલાક નામોની તે સમયે હયાતી હતી જે અત્યારે નથી રાજ્યો અગે કહેવાયેલ તેમા પણ પરિવર્તન થઇ ગયેલ છે, કેટલીક બાબતોમા પણ પરિવર્તન થયુ છે છેલ્લા કેટલાક વર્ષો કેવા વિકટ ગયા છે તે પણ જ્ઞાત છે, છતા આ ગ્રથમા હિન્દની સ્થિતિ અને ઉન્નતિ અર્થે ખૂબ પ્રકાશ પાડ્યો છે સ્વરાજ્ય અર્થે વિવિધ માર્ગો દર્શાવ્યા છે ધ્યાનપૂર્વક વાચવાથી સમજાશે કે લેખકે સર્વદેશીય પરિસ્થિતિનુ કેટલુ અભ્યાસપૂર્ણ–સૂક્ષ્મ રીતે ને સમયસરનુ અવલોકન–પ્રતિપાદન કર્યું છે કેટલીયે આગાહીઓ અનુભવમા આવી ગઇ છે. આ ગ્રથ ઉપલક રીતે વાચી જવા જેવો નથી પણ અભ્યાસપૂર્વક ખતથી વાચી વિચારી આચરવા જેવો છે.

મુંબઈ. સ ૨૦૦૭
માગશર માસ

લી૦
મણિલાલ મોહનલાલ પાદરાકર

આ ગ્રન્થમાં પ્રકરણો પાડ્યાં નથી, પણ ગ્રન્થમાં કયા કયા પ્રશ્નો ઉપર વિવેચન કરાયું છે તે જાણવા ગ્રન્થના ત્રીજા પેજથી દરેક એકી પેજ ઉપર આપેલ સૂચિત શબ્દોનાં મથાળાં( હેડીંગો )ની

# અનુક્રમણિકા



ઉપર જણાવેલાં હેડીંગો-મથાળાંઓથી ધ્યાન-પૂર્વક વાંચનારને કયા પાનાંમાં કઇ બાબતનું વિવેચન છે-તે જાણવાની સુગમતા થઇ શકશે.



# આ ગ્રંથમાં અવતરણ લીધેલા વિશિષ્ટ નામોની સૂચિ

## ( Bibliography )

૧—લેખક ગુરુવર્યનું વિશાળ વાંચન ઉત્કૃષ્ટ મનન અને યાદશક્તિ સાથે વ્યવહાર અને નિશ્ચયની સમતુલાની વાચકને ઉપયોગી માહિતી મળે તેમ છે. ૨—નિર્દેશ થયેલા નામોમાં ખાસ કરીને જૈન તીર્થંકરો અને જૈનાચાર્યો (૩) જૈન રાજાઓ અને કુમારો–પ્રધાનો–મંત્રીઓ (૪) શ્રદ્ધાવાન અને શક્તિવાન પ્રખ્યાત જૈન ગૃહસ્થો—ઉત્તમ શ્રાવકો શ્રાવિકાઓ (૫) અન્ય મહાત્માઓ ત્યાગીઓ--આચાર્યો અને વિદ્વાન ગૃહસ્થો (૬) અન્ય રાજકર્ત્તાઓ- અમાત્યો. (૭) જૈન શાસ્ત્રો ગ્રન્થો તથા અન્ય શાસ્ત્રો અને ગ્રન્થો (૮) હિંદ અને પરદેશના નગરો ગામો દેશદીપકો--નાયકો તથા ધર્મદીપક મહાપુરુષોની નામાવલી છે. અને (૯) જુદા જુદા ધર્મોનો સમન્વય કર્યો છે.

| | | | |
|---|---|---|---|
| अ | અનંગપાલ | આર્યસમાજ | આચારાંગસૂત્ર |
| આદિનાથ | અકલંક | અકબર | આચારદિનકર |
| અરનાથ | આનંદશ્રાવક | ઔરંગઝેબ | અધ્યાત્મોપનિષદ્ |
| આનંદઘનજી | અનુપમા | અલ્લાઉદ્દીન | અષ્ટાદશ પુરાણ |
| અરણિકમુનિ | અંબાવીદાસ | આરબ | અષ્ટસહસ્રી |
| આષાઢાચાર્ય | એકનાથ | અનલહક | ઈ |
| આર્યસુહસ્તિ | આબુજી | અહમ્મદશાહ | ઈલાચીકુમાર |
| આર્દ્રકુમાર | અયોધ્યા | અબદલ્લી | ઈલાકુમાર |
| અભયદેવસૂરિ | અવન્તીનગરી | એડીસન | ઇસુખ્રિસ્ત (ક્રાઈસ્ટ) |
| અઇમુત્તા | અમેરીકા | એનીબીસાંટ | ઇંગ્લાંડ |
| અર્જુન | આફ્રિકા | અંગ્રેજ | ઇરાન |
| અભયકુમાર | એશીઆ | આત્મારામજી | ઇજીપ્ત |
| અવંતીસુકુમાળ | ઓસ્ટ્રેલીઆ | આનંદસાગરજી | ઇટાલી |
| અશોક | અહમદનગર | આત્મપ્રકાશ | ઇંગ્લીશસરકાર |
| અજયપાલ | આર્યાવૃત્ત | આનંદઘનપદ ભાવાર્થ | ( બ્રીટીશ ) |

દેવેન્દ્રસૂરિ
દેવચંદ્રજી
દૃઢપ્રહારી
દિગમ્બર
દશવૈકાલિક
દ્રોણાચાર્ય
દુર્યોધન
દિઙ્નાગ પંડિત
દયાનંદ સરસ્વતી
દ્વારિકા
દક્ષિણ દેશ
દિલ્હી ( દિલ્લી )
દિલ્હીના બાદશાહ
દાદાભાઈ નવરોજજી
દાદુ–મીર

ढ

ઢંઢણકુમાર

ध

ધનેશ્વરસૂરિ
ધર્મદાસગણિ
ધ્યાનદીપિકા
ધવલશેઠ
ધનદત્ત
ધનપાલ
ધન્નાકુમાર
ધોળકા
ધોલશાજી
ધર્મચંદ ઉદેચંદ

न

નેમનાથ–નમિનાથ
નમિરાજર્ષિ
નંદીષેણ
નયસાર
નમુચિ
નાગકેતુ
નેમસાગરજી
નંદીસૂત્ર
નવાંગવૃત્તિ
નૈયાયિક દર્શન
નંદરાજા
નરસિંહ મહેતા
નાનકસિંહ
નેપોલીયન-બોનાપાર્ટ
નેમચંદ મેળાપચંદ
નગીનદાસ કપુરચંદ
નગીનદાસ ઝવેરચંદ

प

પાર્શ્વનાથ–પ્રભુ
પ્રસન્નચંદ્ર રાજર્ષિ
પાડવો
પંચાસરના જયશિખરી
પૃથુરાજ ચૌહાણ
પ્રતાપરાણા
પરદેશી રાજા
પરમાર રાજા
પૃથ્વીચંદ્ર અને ગુણસાગર
પાટલીપુત્ર
પતંજલી
પ્રભવચોર
પીસ્તાલીશ આગમો
પન્નવણા
પ્રશ્નવ્યાકરણ
પુરાણો
પરમાત્મ દર્શન
પરમાત્મ જ્યોતિ
પાટલીપુત્ર
પાટણ
પાણીપત
પટણા
પ્રેમાભાઈ હૉલ
પ્રાર્થનાસમાજ
પ્રેમચંદ રાયચંદ
પારસીઓ (ઇરાની)
પોર્ટુગાલ
પેથેગોરસ
પ્રિન્સ બિસ્માર્ક

फ

ફત્તેહપુર સીક્રી
ફ્રાન્સ
ફ્રાંકલીન
ફાર્બસ રાસમાળા
ફીરોજશાહ મહેતા

ब

બપ્પભટ્ટિસૂરિ
બાહુબલી
બ્રાહ્મીસુંદરી
બિભીષણ
બૃહત્કલ્પવૃત્તિ
બ્રહ્મસૂત્ર ભાષ્ય
બૌદ્ધાચાર્ય
બુદ્ધધર્મ
બ્રહ્મા
બાઈબલ
બાવા શીતળ ધર્મ
બ્રહ્મસમાજ
બ્રહ્મદેશ
બંગાલ
ડૉ. બોઝ
બાબારાવળ
બ્રિટીશ
બીરબલ
બેનજામીન ફ્રાંકલીન
બાબર
બેકન
બેબીલીયન
બુકર્ટી વોશીંગટન

भ

ભગવતી સૂત્ર
ભદ્રબાહુ સ્વામી
ભરતચક્રવર્તી
ભરત નૃપ
ભગવદ્ગીતા
ભીષ્મપિતામહ
ભર્તૃહરી
ભાસ્કરાચાર્ય
ભોજરાજા
ભીમદેવ
ભૂવડ
ભોળાભીમ
ભામાશાહ
ભરૂચ શહેર

શીલગુણસૂરિ
સંભૂતિવિજય
શુભચંદ્ર
સમંતભદ્ર
સત્યવિજયજી
સુખસાગરજી
શાલિભદ્રજી
સુકુમાળમુનિ
સરસ્વતી સાધ્વી
સમરાદિત્ય
સિદ્ધાર્થરાજા
શગાળશા
સીતા
સંપ્રતિરાજા
સિદ્ધરાજ
સામંતસિંહ
સોલંકી
શિલાદિત્ય
શિવાજી છત્રપતિ
સયાજીરાવ ગાયકવાડ (ગુર્જરનરેશ)

શકરાજા-શકો
સિદ્ધાચળજી
સ્થાનાંગસૂત્ર
સ્યાદ્વાદમંજરી
સમાધિશતકમ્
સમ્મતિતર્ક
શંકરાચાર્ય
શાકટાયન
સ્મૃતિયો
સાખ્યદર્શન
શિયાધર્મ
સિકંદર
શાહબુદ્દીન
સોક્રેટીસ
શાર્પ
સપ્તમએડવર્ડ
શામસેટે
શેકસપીઅર
સ્માઇલ્સ
સ્કોટલેંડનો રાજા
સિંધુ નદી

સિંધદેશ
સોરઠ
સોમેશ્વર
શ્યામસુંદરાચાર્ય
સુરદાસ
શિવકુમાર શાસ્ત્રી
સ્થલી
સ્પેન
સુરેન્દ્રનાથ બેનરજી

### શ્ર

શ્રેણિક રાજા
શ્રવણ
શ્રીપાળ રાજા
શ્વેતામ્બર જૈનો
શ્રી કૃષ્ણ
શ્રીયક

### હ

હેમચંદ્રસૂરિ (હેમચંદ્રાચાર્ય)
હરિભદ્રસૂરિ
હીરવિજયસૂરિ
હુકમમુનિ
હરિશ્ચંદ્ર રાજા
હનુમાનજી
હર-મહાદેવ
હિમાલય
હેમાભાઈ
હઠીસંઘ
હસ્તિનાપુર
હીરાચંદ મોતીચંદ
હોમર
હીબ્રુ

### જ્ઞ

જ્ઞાનદેવ
જ્ઞાતાસૂત્ર
જ્ઞાનાર્ણવ



# આ ગ્રન્થમાં આવેલા કઠિન શબ્દોના અકારાંત શબ્દાર્થ.

| પૃષ્ઠ | શબ્દ | શબ્દાર્થ |
|---|---|---|
| ૩ | અવશેષ. | બાકી. |
| ૧૨ | અવગમ. | જાણપણું. |
| ૧૫ | અવ્યાકુલમના. | નિશ્ચિત મનવાળા. |
| ૧૯ | અવસ્થિત. | રહેલો. |
| ૨૦ | આરોહતો. | ચડતો. |
| ૨૮ | આવશ્યકદૃષ્ટિતઃ | અવશ્ય કરવા લાયક તરીકે. |
| ૩૪ | આન્તરાંગોનો. | અંતરના અંગો–સાધનોનો. |
| ૩૬ | આનુભવિક નિર્વેદ. | સ્વાનુભવથી ઉત્પન્ન થયેલી ઉદાસીનતા. |
| ૪૬ | અપ્રશસ્યત્વને. | અપ્રશસ્તપણાને. |
| ૪૭ | ઔચિત્યજ્ઞત્વ. | ઉચિતતાને જાણવાપણું. |
| ૪૯ | અપુનર્બંધકની. | મોહનીય કર્મની ફરીથી મોટી સ્થિતિ નહિ બાંધવાપણાની. |
| ૫૪ | અસ્મદીય. | અમારા. |
| ૬૪ | આહ્નિક. | દિવસનું. |
| ૭૬ | આવશ્યકાનુસર્તવ્ય. | જરૂરીઆત પ્રમાણે અનુસરવા લાયક. |
| ૮૬ | આનન્દઘન. | આત્મિક આનંદનો સમૂહ. |
| ૮૯ | આદિત્યના. | સૂર્યના. |
| ૧૦૬ | અહંવૃત્યાદિ નિર્મુક્તત્વ. | અહંકારવૃત્તિથી મુક્તપણું. |
| ૧૪૬ | આદર્શ ભુવનમા. | કાચના મહેલમાં. |

| પૃષ્ઠ | શબ્દ | શબ્દાર્થ |
|---|---|---|
| ૨૨૯ | આશ્રમમાં. | બ્રહ્મચર્યાશ્રમ વિગેરે ચાર આશ્રમમાં. |
| ૨૪૫ | અગ્રિમોચ્ચ. | સૌથી ઉચ્ચ. |
| ૨૭૪ | અનહંવૃત્તિથી. | અહંપણા વગરની વૃત્તિથી. |
| ૨૮૦ | અવતારવો. | ઉતારવો. |
| ૩૬૯ | અદ્યપર્યન્ત. | આજસુધી. |
| ૩૭૮ | આત્મશર્મપ્રદ કર્તવ્ય કાર્યમાં. | આત્માને સુખ આપનાર ઉચિત કાર્યમા. |
| ૪૨૮ | અતર્ક્ય. | તર્કથી પ્રાપ્ત ન થઈ શકે તેવી. |
| ૫૦૪ | અપકર્ષણ. | કર્મના સ્કંધોમાથી રસ–સ્થિતિ વિગેરે ઓછી કરવી તે. |
| ૫૭૭ | અનુશાસ્તા. | સંચાલક. |
| ૫૮૧ | આદાનભંડમાત્ર નિક્ષેપણા. | ઉપકરણો લેવા મુકવારૂપ (સમિતિ). |
| ૫૯૨ | અનર્થાવહ. | અનર્થને વહન કરનારી. |
| ૬૦૧ | અંગારકર્મકારક. | ભઠીઆરો. |
| ૬૦૩ | અધ્યાસ. | ભ્રાંતિ. |
| ૬૦૫ | અપાદાન. | (આત્મામાંથી) |
| ,, | અધિકરણ. | (આત્મામા) |
| ૬૧૩ | અપત્ય. | સંતાન. |
| ૬૨૩ | અંધુકતા. | અંધશ્રદ્ધા. |
| ૬૩૦ | અવકુંઠિત. | રોકાયલા. |

| | | |
|---|---|---|
| ૬૮૦ | અક્ષુદ્રાદિ. | વિશાળ દૃષ્ટિવાળા. |
| ૬૮૪ | આહારપેયનો. | ખાવાપીવાનો. |
| ૬૮૮ | અષ્ટાવક્ર. | બાલયોગીનું નામ છે. |
| ૭૦૦ | આપદુદ્ધારક. | આપત્તિમાથી બચાવનાર. |

**ई**

| | | |
|---|---|---|
| ૧૭૨ | ઈયત્તા. | મર્યાદા. |
| ૭૧૦ | ઈતસ્તતો. | અહીંથી તહીં. |

**उ**

| | | |
|---|---|---|
| ૫૨ | ઉપગ્રહાદિપૂર્વક. | ઉપકાર વિગેરે કારણોથી. |
| ૮૬ | ઉન્મનીભાવ. | ઉદાસીન ભાવ. |
| ૨૩૮ | ઉદીરે છે. | સત્તામાંથી ઉદીરણા કરે છે. |
| ૩૯૯ | ઉર્ધ્વરેતા. | ઉચ્ચ વીર્યવાળા. |
| ૫૯૩ | ઉદ્દીપિત. | પ્રકટિત. |
| ૬૨૦ | ઉત્પત્તિ(કથનની). | આભપ્રાય. |

**क**

| | | |
|---|---|---|
| ૧૬ | કર્મોપાધિવિશિષ્ટ. | કર્મજનિત ઉપાધિવાલા. |
| ૨૧-૩૨ | કેચિત્. | કેટલાક. |
| ૧૦૬ | કર્મયોગશૈલના. | કર્મયોગરૂપ પર્વતના. |
| ૩૪૫ | કર્મકરાદિ. | નોકર વગેરે. |
| ૩૬૧ | કોટીમુખવાલો. | કરોડોગણો. |
| ૫૭૭ | કીટિકાઓ. | કીડીઓ. |
| ૬૮૨ | કપિવત્. | વાનરની પેઠે. |
| ૬૮૪ | કુત્સિતાચાર. | ખરાબ વર્તન. |

**ग**

| | | |
|---|---|---|
| ૩૬ | ગૃહીઓને. | ગૃહસ્થોને. |
| ૫૬ | ગહુરિકપ્રવાહ. | ગાડરીયા પ્રવાહમા. |
| ૭૨ | ગુણસ્થાનકગત. | ગુણસ્થાનને યોગ્ય. |
| ૯૦ | ગારના. | માટીના. |
| ૨૨૯ | ગાર્ધ્ય. | ગૃદ્ધતા. |
| ૫૭૯ | ગુર્જરત્રાભૂમિ. | ગૂજરાતની ભૂમિ. |

**घ**

| | | |
|---|---|---|
| ૨૪૭ | ઘનવાસનાની. | નિબિડ વાસનાની. |

**च.**

| | | |
|---|---|---|
| ૫ | ચતુર્દશરજ્જ્વાત્મક લોકસ્થ. | —ચૌદરાજ લોકમય લોકમા રહેલાં. |
| ૧૩૫ | ચિરકાલે. | લાબા સમયે. |
| ૨૨૭ | ચતુરશીતિ | ચોરાશી. |
| ૫૪૧ | ચિન્માત્ર | જ્ઞાનમાત્ર |
| ૭૧૦ | ચરમમાં ચરમ. | છેલ્લામાં છેલ્લી. |

**छ.**

| | | |
|---|---|---|
| ૩૨૨ | છિન્નસંશયવાળા. | છેદાઇ ગયેલ શંકાવાલા. |

**ज. झ.**

| | | |
|---|---|---|
| ૪૪ | જિતદોષી. | જીત્યા છે દોષો જેમણે. |
| ૧૨૫ | જગતહિતાર્થકર્મજ્ઞ. | જગતના હિત માટે શુભ કર્મોનો જાણકાર. |
| ૨૪૭ | જન્મબંધની | —નવાંનવાં જન્મોની. |
| ,, | જિનોપદિષ્ટ. | જિનપ્રભુએ બતાવેલા. |
| ૩૮૭ | ઝટિતિ. | જલદી. |
| ૫૧૬ | જલકર્દમ. | પાણી અને કાદવ. |
| ,, | જલપંકજવત્. | પાણીમા રહેલા કમળની પેઠે. |
| ૬૮૮ | જનકવિદેહીએ. | જનકરાજાએ. |

**ट**

| | | |
|---|---|---|
| ૧૨૨ | ટીટોડાની પેઠે | ટીટોડા નામના પક્ષીની પેઠે. |

**त**

૪૩ ત્રિધા. — ત્રણ પ્રકારે.
૬૨ તદ્ધેતુકાનુષ્ઠાનકારક. — કારણ સમજીને તે પ્રમાણે વર્તનાર.
૧૧૯ ત્વદીય. — તમારા-તારા.
૧૪૯ તમના. — અંધકાર-આવરણના.
૪૭૪ તેલભૃત. — તેલથી ભરેલા.

**द**

૩૮૧ દૈન્ય. — દીનતા.
૫૪૯ દૈશિકધર્મ. — દેશ સંબંધી ફરજ.
૫૯૨ દૈન્યાવસ્થા. — દીનતા.

**ध**

૧૪૯ ધૂલીપ્રક્ષાલન. — ધૂળ ધોવા જેવા.
૩૮૧ ધાવનગતિ. — વેગવાળી ગતિ.
૬૦૦ ધૂમશ્ચક્રી. — ધૂમસના અંધકાર-જેવું.
૫૪૭ ધર્માંગ. — ધર્મનું અંગ.

**न**

૧૧ નૈર્મલ્ય. — સ્વચ્છતા.
૪૨ નાનાત્વ. — વિવિધપણું.
૧૦૬ નિર્લેપાનન્દમય. — નિર્વિકારી આનંદ-વાળું.
૧૧૦ નિશ્ચયાત્મિકા. — નિશ્ચયવાલી.
૨૫૧ નિઃશેષ. — સમસ્ત
૩૦૩ નાશાવસ્થા. — નાશવાલી અવસ્થા.
૩૮૩ નવ્યહાર્દ. — નવીન રહસ્ય

**प.**

૭ પતતત્વ. — પડવાપણું.
૨૦ પ્રવહવું. — પ્રગતિ કરવી.
૨૬ પ્રાયઃ મુખ્યવૃત્તિએ. — ઘણું કરીને મુખ્ય અપેક્ષાએ.
,, પ્રવૃત્તત્વ. — પ્રવૃત્તિપણું.
૨૯-૪૫-૫૮-૬૮૯ પરિત — ચોતરફ.
૪૨ પ્રવદાય છે. — કહેવાય છે.
૪૬ પ્રવૃદ્ધિ. — વિશેષ વૃદ્ધિ.
૬૪ પ્રેમોન્મત્તની દશા. — શુભ રાગની ઉચ્ચ સ્થિતિ.
૬૯ પ્રીતિભક્તિ પ્રવેશવડે. — પ્રીતિ અને ભક્તિ-અનુષ્ઠાનની પ્રગતિવડે.
૭૨ પાલનીય. — પાલન કરવા લાયક-સેવવા લાયક.
૭૩ પરિભ્રમતાં. — ભટકતાં.
૮૭ પ્રતિ પ્રતિદિન. — દરરોજ.
૧૦૬ પરાભિપ્રાયના. — અન્યના વિચારોના.
૧૭૦ પ્રસન્નાસ્ય. — પ્રસન્ન મુખવાળા.
૧૭૨ પ્રસન્નાસ્યદશાથી. — આનંદી મુખવાળી સ્થિતિથી.
૧૯૪ પાર્શ્વ. — પડખા-સમાગમ.
૨૨૨ પ્રતારવા. — છેતરવા.
૨૮૧ પરોક્ષ પ્રમાણે. — પરોક્ષ પ્રમાણવડે.
૨૮૫ પ્રેરણાબલ સંદર્શક-વર્ધક. — પ્રેરણાબલને બતાવનારી તથા વધારનારી.

**प्र.**

૩૪૪ પ્રગત. — આગલ વધેલા.
૪૪૬ પ્રપાઓ. — વાવડીઓ.
૫૦૪ પ્રાચુર્યથી. — અત્યંતપણાથી.
૫૨૦ પરીક્ષણ. — પરીક્ષા.
૬૦૦ પરાવર્ત્યા કરે છે. — ફર્યા કરે છે.
૬૧૯ પ્રમેયો. — જ્ઞેયો.
૬૮૧ પ્રસ્તરો. — પડો.

**फ.**

૪૪ ફલેચ્છાસંગવર્જિત. — ફલની ઈચ્છા યોગથી રહિત.

**ब.**

૧૪ બાહ્યસ્વસ્વ ધર્મની. — પોતપોતાના વ્યવહાર ધર્મની.
૧૩૪ બાહુલ્ય. — ઘણી સંખ્યા.
૫૨૦ બુદ્‌બુદ્‌. — પરપોટા.
૫૫૪ બહુલાયાસથી. — ઘણા અયાસથી.

**भ.**

૧૪૪ ભીતિયુકતમનવશવર્તી. — ભયવાળા મનને આધીન.

**म.**

૧૫–૧૩૧ માન્દ્ય–માંદ્ય. — મંદતા.
૨૫ માલિન્ય. — મલિનતા.
૧૦૬ મુકતત્વ. — મુક્તપણું.
૧૧૭ મયૂરપૃષ્ઠ ભાગવત્. — નૃત્ય વખતે મોરનો પાછલો ભાગ દેખાય તેની પેઠે.
૧૪૪ મૃત્યુપ્રદ. — મૃત્યુને પમાડનાર.
,, મહોપસર્ગ. — મોટો ઉપસર્ગ
૧૮૭ મહાયોધ. — મોટો યોદ્ધો
૧૮૮ મહોચ્ચોદ્દેશોને. — મોટી ઉચ્ચ ભાવનાઓને.
૨૦૯ મોક્ષોપાય. — મોક્ષ માટેનો ઉપાય.
૨૪૪ માન. — અભિમાન.
૩૬૬ મારની — કામની.
૩૮૦ મદીય. — મારા.

**य**

૭ યતીન્દ્રાદિ. — ઉત્તમ સાધુપણા વિગેરે.
૪૦ યતના. — પ્રયત્ન.

**र**

૪૨ રજોગુણ સંપાદ્ય કર્મફળ. — રજોગુણથી ઉત્પન્ન થવા લાયક કર્મનું ફળ.
૪૨ રાજસાદિક કર્મો. — રજોગુણ વૃત્તિવાલા કર્મો.
૪૮ રાગદ્વેષરાહિત્યનો. — રાગદ્વેષના રહિતપણાનો.
૫૬૦ શાત રજવાળો. — કર્મરૂપ રજ જેનાં ઉપશમ થયા છે.

**ल.**

૩૪ લૌકિકવ્યવહારસ્થોએ– — ગૃહસ્થોએ.
૫૨ લક્ષ્યોપયોગ — સાધ્યબિંદુનો ઉપયોગ.
૨૯૦ લક્ષણવડે — ફલિતાર્થવડે–સારરૂપે.

**व.**

૨૨ વ્યષ્ટિ પરત્વે. — વ્યક્તિ સંબંધમાં.
૨૬ વ્યષ્ટિભેદે. — વ્યક્તિ તરીકેના ભેદથી.
૪૫ વિષય ગાર્ધ્યથી. — વિષયની લોલુપતાથી.
૫૭ વિષાદિ દોષસંસ્કૃત. — વિષ–ગરલ વિગેરે દોષવાળું.
૭૩ વિઘ્નજયપૂર્વક. — વિઘ્નોનો જય કરીને.
૧૨૭ વિશ્વગત. — વિશ્વમા રહેલા.
૧૬૭ વિપ્રતાર્યો. — છેતર્યો.
૧૮૬–૨૬૦ વિજ્ઞ. — પંડિત.
૨૨૩ વ્યાપારિક વૃત્તિ–સમુદ્‌ભૂત દાંભિક. — વેપારવૃત્તિથી ઉત્પન્ન થયેલ દંભવાળા–
સંસ્કાર વાસનાભ્યાસનું. — સંસ્કારોની વાસનાવાળી ટેવનું.
૨૪૮ વહ્નિવડે — અગ્નિવડે.

| | | |
|---|---|---|
| ૩૦૨ | વિઘ્નૌઘ. | વિઘ્નનો સમૂહ. |
| ૩૪૫ | વ્યવહૃતિ બોધને. | વ્યાવહારિક જ્ઞાનને. |
| ૩૬૯ | વિસ્મરીને. | ભૂલી જઇને. |
| ૬૧૦ | વાચ્યાર્થનો. | કથનના આશયનો. |

સ, શ.

| | | |
|---|---|---|
| ૪ | સ્વસ્વધર્માન્વિત. | પોતપોતાના ધર્મ સહિત. |
| ૮ | સ્વજીવનાસ્તિતા. | પોતાના જીવનનું અસ્તિત્વ. |
| ૮ | સ્વયોગ્યાહારાદિ-પોષક. | પોતાને યોગ્ય આ-હાર વિગેરેને પુષ્ટિ કરનાર. |
| ૧૦ | સ્વવ્યક્તિને. | પોતાને. |
| ૧૨ | સ્વાદિ. | પોતાની વિગેરે. |
| ૧૯–૨૩૩ | સહસ્રમુખ વિનિપાત. | હજારગણી અવનતિ. |
| ૨૦ | સદૂષિત. | સદોષ— |
| ૨૫ | સ્મૃતિમા. | યાદશક્તિમા. |
| ૪૧ | સ્વાત્મસ્વાતંત્ર્યપદ. | પોતાના આત્માને સ્વતંત્રતા અર્પનાર. |
| ,, | સ્વાત્મિક સ્વાતંત્ર્ય પદ સ્વેષ્ટકર્મો. | પોતાના આત્માને. સ્વતંત્રતા આપનાર ઇષ્ટકર્મો |
| ,, | સ્વપ્રજ્ઞાધાર. | પોતાની બુદ્ધિનો આધાર. |
| ૪૨ | સ્વરજોવૃત્યાદિ. | પોતાના રજોગુણ વિગેરે. |
| ૪૩ | સ્વેષ્ટકર્મમા. | પોતાના ઇષ્ટ કર્મમા. |
| ૪૭ | સાહાય્યપ્રદત્વ. | સહાય આપવાપણું. |
| ૪૭ | સાપેક્ષનયજ્ઞાન. | અપેક્ષાવાલું નયનું જ્ઞાન. |
| ૪૯ | સાર્વીય. | સર્વપ્રકારનું. |
| ૫૧ | સ્થિતિ થાય. | રહેવાનું થાય. |
| ૫૪ | સ્વોત્સર્ગિક. | પોતાના ઉત્સર્ગના માર્ગ સંબંધી. |
| ,, | સ્વૌદાર્ય. | પોતાની ઉદારતા. |
| ૫૫ | સ્વકીયોદાર. | પોતાના ઉદાર-વિશાળ |
| ૭૧ | સલેપત્વ. | લેપાવાપણું. |
| ૧૧૯ | શમીમનુષ્ય. | સમતાવાળો મનુષ્ય. |
| ૧૨૧ | સ્વાવનતિના. | પોતાની અવનતિના. |
| ૧૨૫ | સાત્વિકાદિક કર્મજ્ઞ. | સાત્વિક ક્રિયાના મર્મને જાણનાર. |
| ,, | સ્વપરશાસ્ત્રવિશારદ. | સ્વપરશાસ્ત્રના જાણકાર (પંડિત). |
| ,, | સ્વાન્યધર્મપ્રકા-શાર્થ. | પોતાની અને અન્યની ફરજ બતાવવા માટે. |
| ,, | સાધ્યાનુષ્ઠાનમગ્ન. | સાધ્ય પ્રાપ્તિવાળી ક્રિયામાં મગ્ન. |
| ,, | સાપેક્ષ કાર્ય બોધ-વાળો, | અપેક્ષા સાથે કાર્ય-ના જ્ઞાનવાળો. |
| ૧૩૪ | સંઘટ્ટન. | અથડામણી. |
| ૧૬૬ | શુદ્ધપદ | મોક્ષપદ. |
| ૧૭૭ | સર્વદૈવ. | હમેશા—અવશ્ય |
| ૨૩૦ | શિક્ષા. | શીખામણ. |
| ૨૫૪ | શુભા. | પ્રશસ્ત. |
| ૨૬૯ | સર્વોન્નતિક ધર્મ-પ્રવૃત્તિયોમા. | સર્વની ઉન્નતિ કરનારી ધર્મની પ્રવૃત્તિયોમા. |
| ,, | સંપ્રતિ પ્રવર્તી. | વર્તમાનમાં પ્રવર્ત-માન થઈ. |
| ૩૧૪ | સ્વાપત્યનું. | પોતાના સંતાનનું. |
| ૩૪૩ | સ્વત્યાગાવસ્થા. | પોતાની ત્યાગમય પરિસ્થિતિ. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૬૯ | સ્વલ્પઘનાશે. | થોડા અને ઘણા અંશે. | ૬૦૧ | સમુપાર્જન. | સારી રીતે એકઠું કરવું તે. |
| ,, | સ્વાત્મ યોગ્ય. | પોતાના આત્માને ઉચિત. | ૬૦૫ | સંપ્રદાન. | (આત્મા માટે). |
| | | | ૬૨૦ | સહસ્રાવધિ. | હજારો પ્રકારે. |
| ૩૭૬ | આત્મશર્મપ્રદ. | પોતાના આત્માને સુખ આપનાર. | ૬૫૩ | શાસ્તા. | સંચાલક–શિક્ષક. |
| | | | ૬૬૪ | શર્મશાતિદ. | સુખ અને શાંતિ આપનાર. |
| ૩૮૧ | સમુપસ્થિત. | નજીક આવેલાં. | | | |
| ૫૧૪ | સર્વંગત. | સર્વવ્યાપી. | ૬૯૬ | શકત. | શકિતવંત. |
| ,, | સ્થાણુવત્. | ખેતરના ચાડીયાની પેઠે. | ૭૧૩ | સમાલંબન. | સારી રીતે સહાય લેવી તે |
| ૫૨૩ | સેવ્યમાન. | સેવાતા. | | હ. | |
| ૫૮૨ | સુષ્ઠુ. | સારી રીતે. | ૫૧૬ | હૃદો. | સરોવરો |
| ૫૯૦ | સોપાન | પગથિયું. | ૫૧૪ | હન્યમાન. | વિનાશ પામતા. |



# વિશ્વને સંદેશો.

પ્રભુ મહાવીરનો સંદેશો, સાભળી નિજ સ્નેહીને કહેશો;
જેવું કરશો તેહવું લેશો, ચિદાનંદ ભાવમાં લોક રહેશો.

વિશ્વલોકો હળીમળી ચાલો, એકબીજાના હસ્તને ઝાલો; નિજ આત્મસમા સહુ ભાળો ...ચિદાનંદ૦ ૧
શુદ્ધ પ્રેમ ને જ્ઞાનથી ચડતી, મોહ અજ્ઞાનથી છે જ પડતી; ધર્મકર્મથી વેળા વળતી ...ચિદાનંદ૦ ૨
આત્મશુદ્ધિ ખરી નિજમુક્તિ, તેનુ કારણ ભક્તિ ને નીતિ; તિરોભાવી પ્રકટ કરો શક્તિ ...ચિદાનંદ૦ ૩
મોક્ષપ્રાપ્તિના હેતુ કરોડો, મિથ્યા આગ્રહબુદ્ધિને છોડો, યોગ્ય લાગે તેમા મન જોડો. ..ચિદાનંદ૦ ૪
ઊંચ નીચનો ભેદ ન રાખો, સમભાવે ખરૂં સુખ ચાખો; મુખથી સત્ય વચનો ભાખો....ચિદાનંદ૦ ૫
વ્યભિચાર તજો દુ ખકારી, ચોરી જૂઠું તજો નરનારી, ત્યજો ધૂર્ત જનોની યારી ..ચિદાનંદ૦ ૬
દાન આપો સુપાત્રે વિવેકે, રહો ન્યાયપણાની ટેકે; ગુણ પ્રગટ્યા સકલજગ મ્હેકે ...ચિદાનંદ૦ ૭
સહુ ધર્મ વિષે સમભાવે, રહો મુક્તિ જ તેથી થાવે, સમભાવે સકલ ગુણ આવે ...ચિદાનંદ૦ ૮
ક્રોધ માન ને કપટે અશાન્તિ, લોભથી નહીં આત્મોત્ક્રાન્તિ; મન માર્યા થકી ટળે ભ્રાન્તિ ..ચિદાનંદ૦ ૯
મોહ ટળતા ખરૂં સુખ ભાસે, શુદ્ધ આતમરૂપ પ્રકાશે; અષ્ટસિદ્ધિ રહે નિત્ય પાસે ...ચિદાનંદ૦૧૦
દેશ વર્ણના ભેદે ન લડશો, ધર્મભેદે ન લોકો વઢશો; ત્યારે ઉન્નતિ શિખરે ચઢશો....ચિદાનંદ૦૧૧
જડરાજ્યથી શાતિ ન મળશે, આત્મરાજ્યથી દુઃખો ટળશે; પ્રભુરાજ્યમા આતમ ભળશે....ચિદાનંદ૦૧૨
યથાશક્તિ કરો ઉપકારો, સ્વાર્પણ લેશ ન હારો, સ્હાય આપીને લોકો તારો....ચિદાનંદ૦૧૩
દુ ખી લોકના દુઃખ નિવારો, સત્યમા પક્ષપાત ન ધારો; લોકના દાસભાવ નિવારો....ચિદાનંદ૦૧૪
રહે સુખીઆ જગત સહુ દેશો, એવા ધરશો સત્ય ઉદ્દેશો, ટાળો પડિયા પરસ્પર ક્લેશો....ચિદાનંદ૦૧૫
ખૂનામરકી કરો નહીં ક્યારે; ધર્મકર્મ કરો સ્વાધિકારે; ચઢો ધર્મીજનોની વ્હારે ...ચિદાનંદ૦૧૬
ભૂખ્યાઓને ભોજન આપો, દયાભાવથી વિશ્વમાં વ્યાપો; મત દેહનાં ટાળો પાપો....ચિદાનંદ૦૧૭
જૈનધર્મ એ વિશ્વના માટે, કથ્યો પાળે વળે શિવ વાટે; બુદ્ધિસાગર સુખ શીર સાટે ...ચિદાનંદ૦૧૮



श्री १०८ पथप्रणेता योगनिष्ठ आचार्य

ग्रन्थप्रारम्भ मङ्गलम्.

ॐ अर्हं नमः

ॐ श्रीँ सुखसागरगुरुभ्यो नमः

# श्री कर्मयोग ग्रन्थस्य विवेचन प्रारम्भः ॥

## नमस्कार मंगल अने तेना प्रकारो.

( श्लोक )

**नमः श्रीवर्धमानाय, रागद्वेषविनाशिने ॥**
**सर्वज्ञाय च पूज्याय, स्याद्वादतत्त्वदेशिने ॥ १ ॥**

**શબ્દાર્થ:**—રાગદ્વેષનો સર્વથા ક્ષાયિકભાવે નાશ કરનાર, સર્વજ્ઞ, પૂજ્ય અને સ્યાદ્વાદતત્ત્વનો ઉપદેશ દેનાર એવા શ્રી વર્ધમાન-અપરનામ-શ્રી મહાવીરસ્વામીને નમસ્કાર થાઓ.

**વિવેચન:**—કર્મયોગ ગ્રન્થની આદ્યમા શ્રી મહાવીર પ્રભુને નમસ્કારરૂપ મંગલ કરવામા આવ્યુ છે. શ્રેષ્ઠ પુરુષો કોઈ પણ કાર્યના આરંભમા મગલ કરે છે. विघ्नविनाशाय मङ्गलम् વિઘ્નનો નાશ કરવા મંગલ કરવામા આવે છે. મંગલ અનેક પ્રકારના હોય છે. द्रव्य मङ्गल, भाव मङ्गल ભાવના પ્રતિ જે હેતુભૂત મંગલ હોય છે તેને દ્રવ્ય મંગલ કથે છે. આત્માના આનન્દ, જ્ઞાન–દર્શન–ચારિત્ર અને વીર્યનો ઉપશમાદિભાવે આવિર્ભાવ તે ભાવ મગલ છે જ્ઞાનાદિ ગુણના ઉપશમાદિભાવે આવિર્ભાવમા જે જે નિમિત્ત હેતુઓ સાનુકૂળપણે પ્રવર્તે છે તેને द्रव्य मङ्गल કથે છે. द्रव्य मङ्गल પણ અનેક પ્રકારના હોય છે. लौकिक मङ्गल, लोकोत्तर मङ्गल, सुप्रावचनिक मङ्गल, कुप्रावचनिक मङ्गल, शुभकर्म मङ्गल, अशुभकर्म मङ्गल, शुभव्यवहार मङ्गल, अशुभव्यवहार मङ्गल, द्रव्यनिमित्त मङ्गल,

क्षेत्रनिमित्त मङ्गल, कालनिमित्त मङ्गल, भावनिमित्त मङ्गल આદિ-દ્રવ્ય મંગલના અનેક ભેદો ગુરુગમથી અવબોધવા. ભાવ મંગલના પણ नामभाव मङ्गल, क्षेत्रभाव मङ्गल, द्रव्यभाव मङ्गल, कुप्रावचनिकभाव मङ्गल, सुप्रावचनिकभाव मङ्गल, आगमतःभाव मङ्गल, नोआगमतःभाव मङ्गल, शुभव्यवहारभाव मङ्गल, अशुभव्यवहारभाव मङ्गल, सम्यग्ज्ञानदर्शनचारित्रभाव मङ्गल, औदयिकभाव शुभाशुभभाव मङ्गल, उपशमभावे भावमङ्गल, क्षयोपशमभावे भावमङ्गल, क्षायिकभावे भावमङ्गल આદિ અનેક ભેદ હોય છે.

શ્રી વર્ધમાનસ્વામીને નમસ્કારરૂપ દ્રવ્ય અને ભાવથી જ્ઞાનદર્શનચારિત્રરૂપ ઉપશમાદિભાવે મંગલ પ્રવર્તે છે. શ્રી વર્ધમાનસ્વામીને નમસ્કારરૂપ શુભ મંગલ અવબોધવું. કાયાદિની નમસ્કારમા પ્રવૃત્તિરૂપ દ્રવ્ય નમસ્કાર મંગલ અને આત્મામા શ્રદ્ધાજ્ઞાન અને ચારિત્ર પરિણામપૂર્વક નમસ્કારનો ઉપયોગ તે ભાવ નમસ્કાર મંગલ અવબોધવું. મન વાણી અને કાયાવડે જે બાહ્યરીત્યા નમસ્કાર થાય છે તે વ્યવહાર નમસ્કાર મંગલ અવબોધવું અને આત્મામાં જ્ઞાનોપયોગે શ્રી વીરપ્રભુની પ્રભુતાના સમ્યગ્ અવબોધપૂર્વક ધ્યેયમા ધ્યાતાની નમ્રતા, અર્પણતા, લીનતારૂપ ઉપશમાદિભાવે નિશ્ચય મંગલ અવબોધવું. ઉપશમાદિભાવે જ્ઞાનદર્શનચારિત્રની એકતાએ શ્રી વીરપ્રભુને જે ભાવથી નમસ્કાર તે વસ્તુત નિશ્ચય મંગલ અવબોધવું. આગમથી નમસ્કાર મગલ અને નોઆગમથી નમસ્કાર આદિ સમ્યગ્ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી આત્માની વિશુદ્ધિ કરનાર મંગલો આદરવા યોગ્ય છે વિશેષાવશ્યક વગેરે ગ્રન્થોમા મંગલ સંબંધી ઘણું કથવામા આવ્યું છે. ભાવમંગલ વિશિષ્ટ દ્રવ્ય સ્થાપના અને નામમંગલ આદેય છે ઉપશમભાવે ભાવ મંગલ ક્ષયોપશમભાવે ભાવ મંગલ અને ક્ષાયિકભાવે ભાવ મંગલ એ ત્રણ પ્રકારના ભાવમંગલ અવબોધવા ઉપશમભાવે આત્મિક ગુણોનો આધારભૂત આત્મા તે વ્યક્તિભાવે ભાવ મંગલ છે. ક્ષયોપશમભાવે આત્મિક જ્ઞાનાદિ ગુણોનો આધારભૂત આત્મા તે ભાવમંગલ ક્ષાયિકભાવે જ્ઞાનાદિ ગુણોનો આધારભૂત આત્મા તે ભાવમગલ અવબોધવું. તીર્થંકરાદિ પદવીના ધારક શ્રી તીર્થંકર મહારાજા વર્ધમાનપ્રભુ ભાવ મંગલ છે પાપને નાશ કરે તેને મંગલ કહે છે પ્રીતિ-ભક્તિ અને વચન અને નિઃસંગ અનુષ્ઠાનથી શ્રી વર્ધમાનસ્વામીને સેવતા તેમના પરમાત્મદશારૂપ ધ્યેયનું આત્મામા જ્ઞેયભાવે પરિણમન થવાથી આત્માના અસંખ્ય પ્રદેશે લાગેલા કર્મોનો ક્ષય થાય છે. અતએવ શ્રી મહાવીરપ્રભુ મંગલરૂપ હોવાથી ગ્રન્થારભમા તેમને નમસ્કાર કરીને દ્રવ્ય મંગલ વિશિષ્ટ ભાવમંગલ પ્રારંભવામા આવ્યું છે. શ્રી વર્ધમાનપ્રભુના ચાર નિક્ષેપા મંગલરૂપ છે. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપાની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. નામ મંગલ, સ્થાપના મંગલ, દ્રવ્ય મંગલ અને ભાવમગલ એ ચારે મંગલોની આગમના આધારે સિદ્ધિ થાય છે શ્રી વર્ધમાનપ્રભુનું નામ મગલરૂપ છે અને તે મંગલકારક શ્રી વર્ધમાનપ્રભુની સ્થાપના મંગલરૂપ છે અને તે મંગલકારક છે. દ્રવ્યરૂપ

શ્રી વર્ધમાનપ્રભુનો ભાવ નિક્ષેપો મંગલરૂપ છે અને તે મંગલકારક છે. જેનો ભાવ નિક્ષેપો મંગલરૂપ છે તેના અન્ય શેષ દ્રવ્ય, સ્થાપના અને નામ એ ત્રણ નિક્ષેપા મંગલરૂપ છે. જેનો દ્રવ્ય નિક્ષેપો મંગલરૂપ હોય છે તેનો ભાવ નિક્ષેપ મંગલરૂપ બને છે. દરેક વસ્તુના જઘન્યમા જઘન્ય ચાર નિક્ષેપ તો હોય છે જ. દ્રવ્ય તે કારણ છે અને ભાવ તે કાર્ય છે. દ્રવ્યપ્રણિપાતરૂપ મંગલ, શબ્દદ્વારા કરવાથી ભાવમંગલ કે જે આત્માના ઉપશમાદિ ગુણોના આવિર્ભાવરૂપ–તેની પ્રકટતા થાય છે. દ્રવ્ય મંગલ અને ભાવમંગલના પણ અનેક ભેદો છે. નામ અને સ્થાપના મંગલના પણ નિમિત્તાદિયોગે અનેક ભેદો પડે છે. જ્યાં નામ મંગલ હોય છે, ત્યા સ્થાપના મંગલ, દ્રવ્ય મંગલ અને ભાવ મંગલ પણ સંસ્મૃતિદ્વારા હોય છે. તીર્થંકરાદિના નામનું મંગલ તો ઉપશમાદિ ભાવ મંગલને સિદ્ધ વ્યક્ત કરે છે. તીર્થંકરના ચાર નિક્ષેપા મંગલરૂપ છે અને તેને નમસ્કારરૂપ મન, વચન અને કાયાનું પ્રણિધાન મંગલરૂપ છે. ભાવપૂર્વક મન, વચન અને કાયાનું નમસ્કારરૂપ મંગલ પ્રણિધાન સર્વથા સર્વદા આદેય છે. ગ્રન્થારંભમાં શ્રી વીર પ્રભુનું મંગલાચરણ કરાવવામા આવે છે તેનું કારણ એ છે કે જૈનશાસનના સ્થાપક આસન્નોપકારી શ્રી વર્ધમાનસ્વામીનું તીર્થ પ્રવર્તે છે, એ પ્રતિ તેમનો મહોપકાર છે. અતએવ શ્રી વીરપ્રભુનું ગ્રન્થારંભે મંગલ કરવામાં આવે તે યુક્તિયુક્ત સિદ્ધ કરે છે. શ્રી વર્ધમાનપ્રભુને નમસ્કાર કરવાની સાથે તેમના ચાર અતિશય જણાવ્યા છે. **જ્ઞાનાતિશય, વચનાતિશય, અપાયાપગમાતિશય અને પૂજાતિશય** તેમાં **રાગદ્વેષવિનાશિને** એ વિશેષણથી **અપાયાપગમનું** સૂચવન કરવામા આવ્યું છે. રાગદ્વેષ એ બે મહાઅપાયરૂપ છે, રાગદ્વેષનો સર્વથા નાશ થયા વિના **જ્ઞાનાતિશય** પ્રકટતો નથી. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અન્તરાય અને મોહનીય એ ચાર કર્મ છે, તેજ ખરેખર **અપાયરૂપ** છે. ઘનઘાતી ચાર કર્મરૂપ અપાયનો અપગમ અર્થાત્ નાશ કરવાથી **અપાયાપગમાતિશય** ઉદ્ભવે છે. **અપાયાપગમાતિશય**ના ઉદ્ભવની સાથે **જ્ઞાનાતિશય** પ્રકટે છે પરિપૂર્ણ રાગદ્વેષનો સર્વથા ક્ષય કરવો એ કંઇ સામાન્ય કાર્ય નથી. રાગદ્વેષનો પરિપૂર્ણ ક્ષય થવાથી જ કેવલજ્ઞાન પ્રકટી શકે છે શ્રી મહાવીર પ્રભુએ દીક્ષાંગીકાર કરીને બાર વર્ષ પર્યન્ત મોહનીય કર્મની સાથે યુદ્ધ કર્યું. શ્રી મહાવીરપ્રભુ છદ્મસ્થાવસ્થામા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અપ્રતિબદ્ધપણે વિહાર કરતા હતા. આત્માના ગુણોમા ક્ષયોપશમાદિભાવે રમણતા કરીને આત્મસમાધિ સુખમા ઝીલતા હતા બાહ્ય અને અન્તરથી નિર્ગ્રન્થભાવને ધારણ કરીને આત્માના શુદ્ધ ધ્યાનમા તલ્લીન બની અને ક્ષપકશ્રેણિપર આરોહણ કરી, ઘનઘાતી ચાર કર્મનો ક્ષય કરી, ક્ષાયિકભાવે લોકાલોક-પ્રકાશક કેવલજ્ઞાન પામ્યા. આ વિશ્વમા કેવલજ્ઞાનવડે સર્વ પદાર્થોને સાક્ષાત્ અવલોકી શકાય છે. સર્વજ્ઞાનમા શિરોમણિ એવા કેવલજ્ઞાનને પ્રાપ્ત કર્યાથી પશ્ચાત્ કોઇ જ્ઞાન પ્રાપ્ત કરવાનું અવશેષ રહેતું નથી. શ્રી વીરપ્રભુને આત્માના અસંખ્ય પ્રદેશોમા કેવલજ્ઞાન

પ્રગટયા બાદ ચાર નિકાયના દેવોએ સમવસરણની રચના કરી-તે સમવસરણમાં બેસીને બાર પર્ષદાની આગળ શ્રી વીરપ્રભુએ વીતરાગ ધર્મનો ઉપદેશ દીધો અને ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. શ્રી વીરપ્રભુના આત્મામા કેવલજ્ઞાન પ્રકટયું તેથી તેમણે વચનવડે યથાતથ્ય ઉપદેશ દીધો તે **वचनातिशय** અવબોધવો. કેવલજ્ઞાનની સાથે વચનાતિશય હોય છે અને તેથી **पूजातिशय** પણ સાથે જ પ્રગટે છે. પૂજાતિશયના યોગે ચોસઠ સુરપતિઓ વગેરે વગેરે શ્રી વર્ધમાનપ્રભુની પૂજા કરે છે. આ ચાર અતિશયવડે યુક્ત શ્રી વીરપ્રભુ છેઃ-એમ **रागद्वेषविनाशिने, सर्वज्ञाय, पूज्याय, स्याद्वादतत्त्वदेशिने** એ ચાર વિશેષણોવડે-આદ્યપ્રારંભ મંગલાચરણના શ્લોકમાં દર્શાવ્યું છે. આ ચાર વિશેષણોવડે શ્રી વીરપ્રભુનું મંગલ કથીને મંગલ કરનારાઓને એમ જણાવવામાં આવે છે કે એ ચાર અતિશય યુક્ત હોય છે તેજ દેવ-મહાદેવ પદને લાયક છે. અતએવ એવા દેવના સદ્ગુણોનું અનુકરણ કરીને પોતાના આત્મામા તેવા સદ્ગુણો પ્રકટાવવા જોઇએ અને તદર્થે આ ગ્રન્થરચનનો મુખ્યોદ્દેશ છે એમ હૃદયમા અવબોધવું. પ્રત્યેક ગ્રન્થના આરંભમાં મંગલ કરવું પડે છે એવી શિષ્ટ-જનોની રીતિ છે. ગ્રન્થારંભમાં કરેલુ મંગલ ગ્રન્થરચનામા આવતા વિઘ્નોનો નાશ કરવાને શક્તિમાન્ થાય છે. ઇષ્ટદેવનું ગ્રન્થારંભમા મંગલ કરવાથી દેવનું સ્મરણાદિ થતાં ઇષ્ટદેવના સદ્ગુણો ખીલવવાની રુચિ થાય છે અને દેવની પેઠે આદર્શ જીવન કરવાને વ્યવહાર ચારિત્રરૂપ પ્રવૃત્તિ થાય છે, ઇત્યાદિ અનેક હેતુઓને લક્ષ્યમાં લઇ અત્ર ગ્રન્થારંભમા મંગલ કરવામાં આવ્યુ છે. સંપ્રતિ શ્રી મહાવીર દેવનું મગલ કર્યા પશ્ચાત્ તદનન્તર નામવિશિષ્ટ સદ્ગુરૂનું ગ્રન્થારંભમા મંગલ અને નામવિશિષ્ટ ગ્રન્થ પ્રારંભનું કથન કરવામા આવે છે.

## સદ્ગુરુને નમન અને કર્મયોગનું કથન.

( श्लोक )

**आत्मज्ञानप्रदातारं, पञ्चाचारप्रपालकम् ।**
**यतीन्द्रं सद्गुरुं पूज्यं, नत्वा श्रीसुखसागरम् ॥ २ ॥**
**क्रिया( कर्म )योगप्रवृत्त्यर्थम्, मनुष्याणां विशेषतः ।**
**स्वस्वधर्मान्वितं सम्यक्, क्रियायोगं भणाम्यहम् ॥ ३ ॥**

**શબ્દાર્થ**—આત્મજ્ઞાનપ્રદ પંચાચાર પ્રપાલક યતીન્દ્ર સદ્ગુરૂ પૂજ્ય શ્રી સુખસાગર ગુરુને નમી મનુષ્યોની વિશેષત: ક્રિયાયોગ પ્રવૃત્યર્થ સ્વસ્વધર્માન્વિત ક્રિયાયોગને કથું છું.

**વિવેચન**—આત્મજ્ઞાનપ્રદ શ્રી સદ્ગુરુ સુખસાગરજી મહારાજને ગ્રન્થારંભમાં નમસ્કાર કરવામા આવે છે. અનેક શાસ્ત્રોમાં શ્રી સદ્ગુરુનો અપરંપાર મહિમા વર્ણવામા આવ્યો છે. **समकितदायक गुरुतणो, पच्चुवयार न थाय; भव कोडाकोडी करें, करतां कोटि उपाय** ઇત્યાદિથી સ્પષ્ટ અવબોધાય છે કે સદ્ગુરુ ભગવાનના અપરપાર ઉપકારથી શિષ્ય–શ્રી સદ્ગુરુના ચાર નિક્ષેપાને મંગલરૂપ માનીને તેમની મન વચન અને કાયાથી સદા ભક્તિ કરે અને તેથી આત્મોન્નતિના શિખરે સ્વાત્માને સ્થાપે એમાં કિંચિત્ અપિ આશ્ચર્ય નથી. શ્રી સદ્ગુરુની કૃપા વિના પરમાત્મપદની પ્રાપ્તિ કરવી તે આકાશકુસુમવત્ છે. શ્રી સદ્ગુરુ ભગવાન્ સ્વશિષ્યને આત્મજ્ઞાન સમર્પીને તેનો ઉદ્ધાર કરે છે. શ્રી સદ્ગુરુ મહારાજની તેત્રીશ આશાતના ટાળવાપૂર્વક અને વિનયબહુમાનપૂર્વક શ્રી સદ્ગુરુની સેવા કરતા શ્રી સદ્ગુરુની શિષ્ય પર કૃપા થાય છે અને તેથી શિષ્ય આગમકથિત આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને શક્તિમાન્ થાય છે. સદ્ગુરુ શ્રી સુખસાગરજી મહારાજની વિશેષણગર્ભિત ગુણદ્વારા સ્તુતિ કરવામા આવે છે. બાહ્ય અને આન્તરજ્ઞાનદર્શનચારિત્રતપવીર્યાદિ શ્રી અર્થાત્ લક્ષ્મીવડે શ્રી સદ્ગુરુ મહારાજ શોભે છે વિનય, વિવેક, શ્રદ્ધા, સેવા, ભક્તિ ઇત્યાદિ ગુણરૂપ શ્રી( લક્ષ્મી )વડે શ્રી સદ્ગુરુ સુખસાગરજી મહારાજ શોભે છે. શ્રી સદ્ગુરુ સુખસાગરજી મહારાજ આત્મજ્ઞાનના દાતાર છે. વિશ્વમા ધર્મના ચાર પ્રકાર છે. દાન, શીલ, તપ અને ભાવના, તેમાં દાન ધર્મની સિદ્ધિ થતાં શીલ ધર્મ પ્રાપ્ત કરવાને અધિકારિત્વ પ્રાપ્ત થાય છે. શીલ ધર્મની સિદ્ધિ થતા તપોગુણ પ્રાપ્ત કરવાને યોગ્યતા પ્રકટે છે. તપોગુણની સિદ્ધિ થતા ભાવનું અધિકારત્વ પ્રાપ્ત થાય છે. દાનના ઉપાધિભેદે અનેક ભેદ પડે છે. અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન અને કીર્તિદાન એ પંચદાનમા અભયદાનની શ્રેષ્ઠતા અવબોધવી. દ્રવ્ય અને ભાવથી અભયદાનના બે ભેદ પડે છે. જીવોના બાહ્યપ્રાણોની રક્ષા કરવી છે તે **द्रव्यअभयदान** અને જીવોના જ્ઞાનાદિગુણોનો આવિર્ભાવાર્થે બોધાદિદ્વારા પ્રયત્ન કરવો તે **भावअभयदान** અવબોધવું. **द्रव्यअभयदान** કરતા અનન્તગુણ ઉત્તમ ભાવઅભયદાન છે. કોઇપણ જીવને સમ્યક્ત્વપૂર્વક આત્મજ્ઞાનનું દાન કરવું તે **भावअभयदान** અવબોધવું. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી દ્રવ્ય અભયદાન અને ભાવઅભયદાનના ભેદ અવબોધવા. ગૃહસ્થ મનુષ્ય દ્રવ્ય અભયદાન દેવાને મુખ્યતાએ શક્તિમાન્ થઇ શકે છે આત્મજ્ઞાની સદ્ગુરુ મુનિરાજ મુખ્યતયા ભાવઅભયદાન દેવાને શક્તિમાન્ થઇ શકે છે સમ્યક્ત્વાદિ ભાવઅભયદાનવડે વિશ્વવર્તી સર્વ જીવોને અભય દેવા શક્તિમાન્ થવાય છે. જેણે સમ્યક્ત્વાદિ ભાવઅભયદાનને દીધું તેણે ચતુર્દશરજ્જ્વાત્મક લોકસ્થ સર્વ જીવોની દયા કરી એમ અવબોધવુ. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જીર્ણોદ્ધાર, જ્ઞાન અને ચૈત્ય એ સપ્ત ક્ષેત્રમા સર્વસ્વાર્પણ કરવું તે **सुपात्रदान** અવબોધવુ. વિશ્વવર્તિ પ્રાણીઓની દયા કરીને તેઓનાં દુઃખ હરવાને અન્ન વસ્ત્ર પાત્રાદિકનું

જે દેવું તે **अनुकम्पादान** અવબોધવું. સ્વસ્વાધિકાર પ્રમાણે દેશકાલ-કુલાદિકને ઉચિત જે જે દાન દેવું પડે તે **उचितदान** અવબોધવું. ગૃહસ્થોને સ્વાધિકારાપેક્ષાએ ઉચિતદાન સેવ્યા વિના છૂટકો થતો નથી. યાચક કીર્તિકાર પ્રમુખને જે દાન દેવું તે **कीर्तिदान** અવબોધવું. એ પંચ દાનો દ્રવ્યક્ષેત્રકાલભાવથી સ્વસ્વાધિકાર પ્રમાણે સેવનીય છે. શ્રી સદ્ગુરુ સુખસાગરજી મહારાજે ગૃહસ્થાવાસમા યાચકોને દાન આપ્યું હતું. **द्रव्यअभयदान** સેવીને અનેક પ્રાણીઓના પ્રાણનું સંરક્ષણ કર્યું હતું. પરજીવોના દુઃખ વિનાશાર્થે તન, મન, ધનાદિકનું જે દાન કરવું તેમાં મમતા વગેરેના ત્યાગની ખાસ જરૂર પડે છે. દ્રવ્ય-ધન એ અગિયારમો પ્રાણ છે, તેનું મમત્વ ટળ્યા વિના ધનનું દાન થઇ શકતું નથી. પરજીવોના ઉપકારાર્થે જે જે અંશે તન, મન અને ધનનું દાન થાય છે તે તે અંશે અન્તરથી ત્યાગ ભાવ પ્રકટે છે. શ્રી તીર્થંકરો દીક્ષાની પૂર્વે સાંવત્સરિક દાન દે છે. અતએવ સર્વ ધર્મોમા પ્રથમ દાન ધર્મની મુખ્યતા સિદ્ધ થાય છે. દાનધર્મની સિદ્ધિ થયા પશ્ચાત્ તદનન્તર શીલ ધર્મ આરાધવાને તીર્થંકરો દીક્ષા અંગીકાર કરે છે, પશ્ચાત્ તેઓ દ્રવ્ય અને ભાવત તપ કરે છે અને ભાવ તપયોગે ઉપશમાદિ ભાવ બલપૂર્વક આત્માની શુદ્ધ ભાવના ભાવીને તીર્થંકરો કેવલજ્ઞાન પ્રકટાવે છે, તેથી દાન, શીલ, તપ અને ભાવ એ ચારનો કથંચિત્ સ્યાત્ અપેક્ષાએ અનુક્રમ સિદ્ધ કરે છે. શ્રી સદ્ગુરુ મહારાજે દ્રવ્ય અભયદાનને ગૃહાવાસમા સેવ્યું હતું અને ત્યાગાવસ્થામાં ભાવઅભયદાન દેવાની પ્રવૃત્તિ કરીને અનેક જીવોને મોક્ષ સન્મુખ કર્યા હતા. આત્મજ્ઞાનનું દાન તે ભાવઅભયદાન છે અને તેના દાતાર શ્રીગુરુ હતા. અત **आत्मज्ञानप्रदातारम्** એ વિશેષણદ્વારા તેમની સ્તુતિ કરવામાં આવી છે. **तत्त्वार्थसूत्रमां "परस्परोपग्रहो जीवानाम्"** જીવોને અને અજીવોને 'પરસ્પર ઉપગ્રહ અર્થાત્ ઉપકાર છે. **परस्परोपग्रहो जीवानाम्** એ સૂત્ર પ્રમાણે અન્ય જીવોને સમ્યક્ત્વદાનાદિવડે ઉપગ્રહ કરીને સ્વાદર્શજીવનને શ્રી સદ્ગુરુ વ્યતીત કરતા હતા. શ્રી સદ્ગુરુ સુખસાગરજી મહારાજે આત્મજ્ઞાનરૂપ ભાવ અભયદાન દઇને **परस्परोपग्रहो जीवानाम्** એ સૂત્ર પ્રમાણે સ્વાધિકારે નિષ્કામભાવે સ્વફરજને પરિપૂર્ણ અદા કરી હતી. જે મનુષ્ય સ્વાધિકારે સ્વશક્તિયોનું અન્ય જીવોના ઉપકારાર્થ દાન નથી કરતો તે મનુષ્ય આ વિશ્વમાં પર જીવોના ઉપકાર નીચે સદા દબાયલો રહે છે અને તે વિશ્વમા ઊંચું મુખ કરીને કંઈ પણ કરવા સમર્થ થઇ શકતો નથી. દાન દેતા દેનારનો હસ્ત ઊંચો રહે છે અને લેનારનો હસ્ત નીચો રહે છે તેથી જ દાન દાતારની કેટલી બધી વિશ્વમા ઉત્તમતા છે તે સ્વયમેવ સિદ્ધ થાય છે. એક મનુષ્યે અનન્ત કાળથી અનન્ત જીવોના અનન્ત ઉપગ્રહોને અનન્તી વાર અનન્ત ભાવમા ભમતા પૂર્વે ગ્રહ્યા છે તે ઉપગ્રહોમાંથી મુક્ત થવા માટે દ્રવ્ય અને ભાવથી દાન દેવું જોઇએ. જે મનુષ્ય નિષ્કામભાવે દ્રવ્ય અભયદાન અને ભાવ અભયદાનમાં યથાયોગ્ય સ્વાધિકારે સ્વશક્તિપૂર્વક પ્રવૃત્ત થાય છે તે વિશ્વકૃત ઉપગ્રહોને

વાળવા અધિકારી બને છે. સ્વશક્તિયોનું દાન દેવું એ સ્વફરજ છે. દાની સ્વશક્તિયોનું દાન કરીને ખરેખરો ત્યાગી બને છે. જે ખરેખરો નિષ્કામભાવે ત્યાગી છે તે વસ્તુત ત્યાગી છે એમ અવબોધવું. સદ્ગુરુ સુખસાગરજીમા આત્મજ્ઞાન દાન દેવારૂપ ગુણ ખીલ્યો હતો અને તેથી તેઓ અન્યાત્માઓને આનન્દી–નિર્ભય બનાવવાને શકિતમાન્ થયા હતા. શ્રી સદ્ગુરુ પંચાચારપાલક હતા. જેનામા દાનગુણ ખીલ્યો હોય છે તે શીલાગભૂત પંચાચાર પાલવાને શકિતમાન્ થાય છે. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપઆચાર અને વીર્યાચાર એ પચધાચારપાલક શ્રી સદ્ગુરુજી છે જ્ઞાનાદિ પચ પ્રકારના આચારો પાળવાથી સ્વપરના આત્માની ઉન્નતિ થાય છે. પંચધાઆચારો પાળવાથી અને પળાવવાથી વિશ્વમા સદાચારોનો વિસ્તાર થાય છે **आचार. खलु प्रथमो धर्म.** આચાર એ પ્રથમ ધર્મ છે. મનુષ્ય સદાચારવડે યુકત રહેવાથી પ્રાપ્ત દશાથી પતનત્વ પામી શકતો નથી જ્ઞાનાચારથી જ્ઞાનની વૃદ્ધિ થવી જોઇએ, એવુ સાધ્યબિંદુ લક્ષ્યમા રાખીને જ્ઞાનાચારનું પરિપાલન કરવુ જોઇએ દર્શનાચાર, ચારિત્રાચાર, તપઆચાર અને વીર્યાચારને પાળતા, પળાવતા અને પાલકજનોની અનુમોદના કરતાં, જ્ઞાનાવરણીયાદિ કર્મનો ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ થાય છે. એ પચ પ્રકારના આચારના પાલક શ્રી સદ્ગુરુ હતા એમ **पञ्चाचारप्रपालक** એ વિશેષણદ્વારા જણાવવામા આવ્યું છે **यतीन्द्र** એ વિશેષણથી સર્વ યતિયોમા ઇન્દ્ર સમાન શ્રેષ્ઠતા છે એમ દર્શાવ્યુ છે. મહાવ્રતોના પાલનમા શ્રી સદ્ગુરુ શ્રેષ્ઠ હતા વર્તમાનકાળમા વિદ્યમાન ગુણાનુરાગી પ્રતિષ્ઠિત સર્વ સાધુઓ મુકત કઠે સદ્ગુરુ સુખસાગરજી મહારાજના સાધુપણાની પ્રશંસા કરે છે અને તેમનુ સર્વ સાધુઓમાં શ્રેષ્ઠત્વ તેમના પાસા સેવી અનુભવ્યુ છે, અતએવ **यतीन्द्र** એ વિશેષણ યથાયોગ્ય તેમને ઘટે છે. **पूज्य** એ વિશેષણ વિશિષ્ટ સદ્ગુરુ મહારાજ છે આત્મજ્ઞાનપ્રદાતાર, પચાચારપ્રપાલક, યતીન્દ્રાદિ ગુણોવડે જે યુકત હોય છે તે પૂજ્ય હોય છે શ્રી સદ્ગુરુજી ઉપરના વિશેષણદ્વારા યુકત હોવાથી તેઓની ગુણોવડે સ્વયમેવ વિશ્વમા પૂજ્યતા સિદ્ધ ઠરે છે **गुणा गुणिपु पूज्यन्ते.** વિશ્વમા સર્વત્ર સદ્ગુણોની પૂજા થાય છે. જ્યા ગુણો હોય છે ત્યા પૂજ્યતા સ્વયમેવ આવે છે ઉપર્યુક્ત વિશેષણ વાચ્યા પછી ગુણવિશિષ્ટ શ્રી સદ્ગુરુજી હોવાથી તેઓ વિશ્વમા પૂજ્ય છે એમ દર્શાવી તેમને નમસ્કાર કરીને કર્મયોગ ( ક્રિયાયોગ ) નામનો ગ્રન્થ રચવાની પ્રતિજ્ઞા કરવામા આવે છે. ક્રિયાયોગ, ( કર્મયોગ ) ગ્રન્થ રચવાનુ પ્રયોજન ગ્રન્થમા " **मनुष्याणां विशेपतः स्वस्वधर्मान्वितं सम्यक्क्रियायोगप्रवृत्त्यर्थं क्रियायोगं भणाम्यहं.** " એ વડે સ્પષ્ટ દર્શાવ્યું છે. શ્રી સદ્ગુરુ સુખસાગરજી મહારાજની ક્રિયાયોગમા સમ્યક્ પ્રવૃત્તિ હતી. ક્રિયાયોગમા તેમની ઘણી રુચિ હતી સાધુધર્મની ક્રિયાઓ કરવામા તેમની સ્વશક્તિપૂર્વક પ્રવૃત્તિ થતી હતી. પ્રતિલેખના, પ્રતિક્રમણ અને ગોચરી વગેરે ક્રિયાઓ કરવામા તેમની રુચિ ઘણી હતી. તેમની એવી ક્રિયાયોગની પ્રવૃત્તિથી તેઓ ક્રિયાયોગી એ ખ્યાતિને પામ્યા હતા.

રહી શકતો નથી. જે જે પ્રકારની ક્રિયા કરવાની આવશ્યકતા જે કાલમા જીવને હોય છે તે કુદરતના નિયમ પ્રમાણે થયા વિના રહેતી નથી. માતાના ઉદરમાંથી તુરત જન્મેલું બાલક પોતાની માતાના સ્તનને તુર્ત ધાવવાની ક્રિયા કરે છે અને તેના શરીરના અંગો ઉદરમા પ્રવેશેલા દુગ્ધનુ ભિન્ન ભિન્ન સ્વરૂપ કરવાને સ્વસ્વ ક્રિયા કરવામાં પ્રત્યેક અવયવો એક ક્ષણુ માત્ર પણુ વિશ્રાન્તિ લેતાં નથી. શરીરમા રહેલા સર્વ અવયવો સ્વસ્વ ક્રિયા કરવામાં સદા તત્પર રહે છે. હસ્ત હસ્તનું કાર્ય કરે છે, ફેફસા પોતાનું કાર્ય સદા કરે છે, નાડીઓ સ્વકાર્યમા મહાનદીઓની ગતિ પ્રમાણે વહ્યા કરે છે અને તેથી તેઓ જીવી શકે છે, ઇત્યાદિ અનેક પ્રત્યક્ષ દૃષ્ટાન્તો જ્યાં ત્યા સર્વત્ર અવલોકી શકાય છે. જેને નિષ્ક્રિય જેવી અવસ્થાવાળા પદાર્થો લેખીએ છીએ તેવા પદાર્થોમા પણુ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકવામાં આવે તો કોઈ પણુ જાતની તેઓમાં ક્રિયા પ્રવર્ત્યા કરે છે એમ અવબોધાશે જ. જીવમાં અને અજીવમાં સક્રિયત્વ ધર્મ રહ્યો છે અને તેથી જીવાદિ પદાર્થો સ્વસ્વ ધર્મની ક્રિયાઓ સમયે સમયે કર્યા કરે છે. કોઇપણુ મનુષ્ય કોઇપણુ પ્રકારની ક્રિયા વિના રહી શકતો નથી; અતએવ જ્ઞાનયોગદ્વારા વસ્તુઓનું સ્વરૂપ અવબોધ્યા પશ્ચાત્ પણુ સ્વબાહ્ય જીવન અને સ્વઆન્તર જીવનનનું અસ્તિત્વ વૃદ્ધિ અને તેની સંરક્ષાર્થે ક્રિયાયોગ કરવાની તો ખાસ જરૂર રહે છે એમ પ્રત્યેક મનુષ્યને અનુભવપૂર્વક અવબોધાયા વિના તો નહિ રહે સ્વજીવનબલની રક્ષા કરવા માટે ક્રિયાની આવશ્યકતા સિદ્ધ ઠરે છે જે જે ક્રિયાઓ જે જે જીવોને કરવી પડે છે અને તે તે ક્રિયાઓ કર્યા વિના બાહ્યત તથા અન્તરથી તે તે ક્રિયાઓ કર્યા વિના બાહ્યત તથા અન્તરથી તે સ્વજીવનને સંરક્ષી શકતા નથી, અવશ્ય તે તે ક્રિયાઓ સ્વધર્મયુક્તભાવથી કરવી પડે છે. અતએવ તે તે ક્રિયાઓને આવશ્યક ક્રિયાઓ અથવા આવશ્યક કર્મયોગ એ નામથી સંબોધવામા આવે છે. જે જે દેશના મનુષ્યો આવશ્યક ક્રિયાઓને કરવામા સ્વફરજ માનીને પ્રવૃત્તિ કરે છે તેઓ કદાપિ વિશ્વમા બાહ્ય જીવને અને આન્તરજીવને પરતંત્ર બનતા નથી અને તેઓ બાહ્ય સામ્રાજ્યસ્વાતંત્ર્ય અને આન્તરસામ્રાજ્યસ્વાતત્ર્યને સંરક્ષી શકે છે. ક્રિયાયોગ યાને કર્મયોગને પ્રવૃત્તિયોગ કથવામા આવે છે અને દેશકાલાનુસાર અભિનવ રૂપમા પ્રત્યેક જીવની આગળ ઉપસ્થિત થાય છે. તેની જે અવગણુના કરીને સ્વાધિકાર કર્મ કર્ત્તવ્યથી ભ્રષ્ટ થાય છે તે વિશ્વમા ધર્મની અને કર્મની સર્વ સત્તાઓથી ભ્રષ્ટ થઇને સ્વસબંધી જીવોને પણુ ભ્રષ્ટ કરે છે. જે દેશના મનુષ્યો કર્મયોગમા સદા પ્રવૃત્ત રહે છે અને પ્રમાદોને પરિહરી પ્રવર્તે છે તે દેશસ્થ મનુષ્યો અન્યદેશીય મનુષ્યોને પરતત્ર બનાવે છે અને સ્વકીય સ્વાતંત્ર્યની પ્રગતિથી આન્તર તથા બાહ્યજીવને તેઓ જીવી શકે છે. જે જીવ ક્રિયાયોગનું કુદરતી જીવન પરિપૂર્ણ અવબોધે છે તે કદાપિ સ્વકર્ત્તવ્યરૂપ ક્રિયાયોગથી ભ્રષ્ટ થતો નથી. ક્રિયા-

યોગરૂપ વ્યવહાર માર્ગનું અવલંબન કર્યા વિના વ્યવહારજીવનવડે અને નિશ્ચય જ્ઞાન ભાવપ્રાણજીવનવડે જીવી શકાતું નથી. કારણ વિના કદાપિ કાર્યની સિદ્ધિ થતી નથી, ક્રિયાયોગ વિના કાર્ય યોગની દ્રવ્યથી અને ભાવથી, વ્યવહારથી અને નિશ્ચયથી કદાપિ સિદ્ધિ થતી નથી. ક્રિયાયોગના આદર વિના કોઇપણ મનુષ્ય સ્વફરજને વ્યવહારથી અને નિશ્ચયથી અદા કરી શકતો નથી.

મનુષ્યોને આવશ્યક જે જે આહારાદિ ક્રિયાઓ કરવી ઘટે છે તે કદાપિ કર્યા વિના રહેતા નથી. પ્રત્યેક જીવને લૌકિક અને લોકોત્તર વ્યવહારતઃ દ્રવ્યક્ષેત્રકાલભાવ મર્યાદાએ આવશ્યક ક્રિયાઓ કર્યા વિના છૂટકો થતો નથી. જે જે કાલે, જે જે ક્ષેત્રે, જે જે ભાવે બાહ્ય જીવનાસ્તિત્વ સંરક્ષકત્વાર્થે અને આન્તરજીવન સંરક્ષકત્વાસ્તિત્વાર્થે તથા સ્વવિચારાસ્તિત્વાર્થે જે જે ક્રિયાઓ કરવી જોઇએ તે તે ક્રિયાઓ યદિ ન કરવામા આવે તો બાહ્યતઃ નિષ્ક્રિય જેવું જીવન જણાયા છતા અન્તરમા આર્તધ્યાનાદિ વિકલ્પસંકલ્પ થયા કરે છે અને અનેક પ્રકારની સ્વવ્યક્તિને તથા સમષ્ટિને હાનિ થાય છે અતએવ લૌકિકઆવશ્યકક્રિયાયોગો અને લોકોત્તર આવશ્યકક્રિયાયોગોના અવલંબનની તે તે દશાના અધિકારપરત્વે આવશ્યકતા સ્હેજે સિદ્ધ થાય છે. સ્વજીવન સંરક્ષણાર્થે નિમિત્તક્રિયાયોગો અને ઉપાદાનક્રિયાયોગોની પ્રવૃત્તિમા દ્રવ્ય અને ભાવતઃ સર્વ જીવો પ્રવૃત્ત થએલા અવલોકાય છે. પ્રારબ્ધકર્માનુસારે જીવન્મુક્ત જેવી અન્તરાત્મદશા ધારણ કરનારા અને ભવસ્થકેવલીઓ પણ વ્યવહાર ક્રિયાયોગને સ્વાધિકાર પ્રમાણે બાહ્યતઃ આદરે છે એથી એમ સ્વાભાવિક રીત્યા સિદ્ધ થાય છે કે ક્રિયાયોગ વિના બાહ્ય વા આન્તરજીવને જીવી શકાતુ નથી. ક્રિયાયોગ વિના કોઈ જીવ વિશ્વમા બાહ્યપ્રાણાદિએ જીવતો અવલોકાતો નથી. ક્રિયાયોગનું અસ્તિત્વ તેના જીવનસૂત્રની દૃષ્ટિએ સ્વત સિદ્ધ થાય છે. આવશ્યક ક્રિયાયોગોના ભેદો અવબોધવા અને આવશ્યક કર્મયોગના અધિકારી બની સ્વફરજના અનુસારે મગજની સમતોલતાએ નિર્લેપપણે આવશ્યક કર્મયોગના યોગી બનવુ એ ધારવાના કરતા અતિ દુર્ઘટ કાર્ય છે. સ્વોચિત આવશ્યક ક્રિયાયોગનો અનાદર કરીને જે મનુષ્યો અન્ય ક્રિયાયોગનો સ્વીકાર કરે છે તે બાહ્ય અને આન્તર ધર્મથી ભ્રષ્ટ થાય છે. આજુબાજુના આવશ્યક સંયોગોને અનુસરીઃ સ્વશીર્ષ જે જે ક્રિયાયોગો કરવાની ફરજો આવી પડેલી હોય તેને રાગ દ્વેષના પરિણામના ત્યાગપૂર્વક નિષ્કામભાવે અદા કરવાથી ખરૂં કર્મયોગિત્વ સંપ્રાપ્ત થાય છે. અતએવ કર્મયોગના અધિકારી જીવોએ નિષ્કામભાવની સાપેક્ષતાપૂર્વક આવશ્યક ક્રિયાયોગનો સ્વીકાર કરવો જોઇએ

વ્યવહાર અને નિશ્ચયપૂર્વક આવશ્યક કર્મયોગ કર્યાથી વ્યવહાર અને નિશ્ચયતઃ ચિત્તની શુદ્ધિ થાય છે એમ કારણ કાર્યભાવ શૈલિની અપેક્ષાએ કથન કરવામા આવે છે. ક્રિયાયોગના આદરથી ભય, દ્વેષ, ખેદ, ક્રોધ, માન, માયા, લોભ અને નિન્દાદિક દોષોનો નાશ થાય છે.

ક્રિયાયોગપૂર્વક જ્ઞાનાદિકયોગનો અભ્યાસ કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે, એમ જે ઉપર કથવામા આવ્યું છે તેમાં ક્રિયાવ્યવહારનયની મુખ્યતાનો સ્વીકાર કરીને કથ્યું છે એમ વસ્તુત: અવબોધવું. જ્ઞાનયોગીને પણ ક્રિયાયોગ વિના પરિપકવ ચિત્તની શુદ્ધિ થતી નથી. સ્વફર્જ પ્રમાણે ક્રિયાયોગનો વ્યવહાર કરતા રાગદ્વેષના જે જે પરિણામો થાય તેનો ઉપ-શમભાવ કરવામાં ક્રિયાયોગનું મુખ્ય સાધ્ય મહત્ત્વ રહ્યું છે એમ વસ્તુતઃ અવબોધવું. આવશ્યક ક્રિયાયોગોને જે ખેદાદિક કારણે ત્યાગે છે તે મનુષ્ય ખરેખર સ્વકર્તવ્ય કર્મથી ભ્રષ્ટ થઈને ખેદ–ભય–ક્લેશ વગેરેને ભવિષ્યમાં વિશેષત પ્રાપ્ત કરે છે અને પરિણામે તે લાભના કરતા અનન્તગણી સ્વપરની હાનિને પ્રાપ્ત કરે છે એમ અનુભવગમ્ય દૃષ્ટાન્તોથી વિચારી જોવું. સ્વજીવનાસ્તિત્વાર્થે જે જે દ્રવ્ય અને ભાવત: આવશ્યક યોગો સ્વશીર્ષે સ્વાધિકારે પ્રાપ્ત થએલા હોય તેઓ ભય, મૃત્યુ વગેરેને અવગણીને જે દ્રવ્યત: અને ભાવત. જીવવા ઇચ્છે છે તે પરિણામે દ્રવ્ય અને ભાવત જીવી શકતા નથી. દ્રવ્યતઃ અને ભાવત જે સ્વાવશ્યક કર્મયોગોમાં જે સ્વજીવનશક્તિયોનું સ્વાર્પણ કરે છે તે મૃત્યુ વગેરે ભયને જીતી સ્વચિત્તની શુદ્ધિ કરી કર્મયોગના ગર્ભમાં પરમાત્મપદને અવલોકે છે. આવશ્યક વ્યવહારિક કર્મયોગ અને આવશ્યક ધાર્મિક કર્મયોગની ઉપયોગિતા તે તે યોગોનું રહસ્ય વિચારતા સ્વયમેવ સિદ્ધ થાય છે આવશ્યક કર્મયોગ પ્રવૃત્તિમાં સર્વ સ્વાર્પણ કરવાથી સ્વફરજની સિદ્ધિ થાય છે અને આત્માનું નૈર્મલ્ય ઉપશમાદિભાવે ખીલે છે અને અન્યજીવોને દ્રવ્યથી ઉપગ્રહ અને ભાવત ઉપશમાદિભાવે નૈર્મલ્ય કરી શકાય છે. જેમ જ્ઞાનયોગથી ચિત્તની શુદ્ધિ થાય છે તેમ કર્મયોગથી ચિત્તની શુદ્ધિ થાય છે. જ્ઞાન છતાં કર્મયોગ પ્રવૃત્તિ વિના પરિપકવ ચિત્તની શુદ્ધિનો અનુભવ થવો એ મહાદુર્ઘટ કાર્ય છે. જે મનુષ્ય જ્ઞાનયોગ છતાં કર્મયોગની પ્રવૃત્તિ કરીને નિષ્કામ દશા સંરક્ષી શકે છે તેને જ્ઞાનયોગથી પતિત થવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. જ્ઞાનયોગથી પતિત થનારની કર્મયોગથી સંરક્ષા થાય છે. કર્મયોગરૂપ પ્રાણ નાશથી જીવનદશાનો સ્વયમેવ અન્ત આવે છે અતએવ સ્વાધિકારે સર્વ જીવોએ કર્મયોગના જે જે ભેદો પૈકી જે જે ભેદો સ્વને સેવવા યોગ્ય હોય તેનું સેવન કરવું એજ આવશ્યક શિક્ષા અવબોધવી. કર્મયોગની પ્રવૃત્તિ વિના ખરેખર સ્વાધિકારે જે જે કાર્યો કરવાનાં હોય તે તે ન કરવાથી જ્ઞાનયોગમા શુષ્કતા આવે છે અને જ્ઞાનયોગ વિના જે જે સ્વાધિકારે કર્મો કરવાનાં હોય તેની સમ્યગ્દશા ન અવબોધવાથી ક્રિયાયોગમાં અન્ધશ્રદ્ધાત્વ જડતાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. જ્ઞાનયોગપૂર્વક ક્રિયાયોગના આદરથી આત્મો-ન્નતિમા વિદ્યુત્ વેગે આગળ ચઢી શકાય છે. જ્ઞાનયોગી સમ્યક્ ક્રિયાયોગ કરવાને માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી શક્તિમાન્ થાય છે. કર્મયોગમા પ્રવૃત્તિ કરવાનો ખરેખરો અધિકાર વસ્તુત જ્ઞાની કર્મયોગીને હોય છે. જે જે અંશે જ્ઞાનયોગની પ્રગતિ થતી જાય છે તે તે અંશે કર્મયોગની અધિકારિતા અને શુદ્ધિ થતી જાય છે સમ્મૂર્ચ્છિમની

પેઠે જ્ઞાનયોગ વિના ક્રિયાયોગમા પ્રવૃત્તિ કરવાથી કર્મયોગના ઉચ્ચ હેતુઓનું ભાન રહેતું નથી. જ્ઞાનયોગથી ક્રિયાના ઉચ્ચ શુદ્ધ હેતુઓનો અવગમ કરીને ક્રિયાયોગ કરવાથી કાર્ય-યોગની સિદ્ધિ થાય છે. જે જે મનુષ્યો જે જે કર્મયોગોને સ્વાધિકારે આચરે છે તે તે મનુષ્યો સ્વોન્નતિમા પ્રતિદિન આગળ વધ્યા કરે છે. દેશ સંઘ અને સમાજ વગેરેની વ્યાવહારિક તથા ધાર્મિકોન્નતિની સંરક્ષાર્થે ક્રિયાયોગ કરવાને સ્વાધિકારે પ્રત્યેક જીવે પ્રયત્નશીલ થવું જોઇએ. આજુબાજુના સ્વજીવન રક્ષણાદિ સંયોગોદ્વારા પ્રાપ્ય જે જે ક્રિયાયોગો અવબોધાતા હોય અને ઉત્સર્ગ અને અપવાદથી ભિન્ન ક્ષેત્રકાલાદિયોગે ભિન્નપણે આચરવા યોગ્ય જે જે ક્રિયાયોગો જે જે પ્રસંગે અધિકારે સ્વ માટે આદરવા ઘટે, સમાજ માટે આદરવા ઘટે; ધર્મ સંઘ અને દેશાદિ માટે જે જે ક્રિયાયોગો આદરવા ઘટે તે તે ક્રિયાયોગોને નિર્લેપપણે સ્વફરજ માની અવશ્ય આદરવાથી સ્વાદિ પ્રગતિનું અસ્તિત્વ સંરક્ષી શકાય છે, એમ નિશ્ચયતઃ જાણવું. ક્રિયાયોગ એ રક્ષક છે અને ધર્મયોગ એ રક્ષ્ય છે. ક્રિયાયોગ એ વાડ સમાન છે અને રાજયોગાદિ ક્ષેત્ર સમાન છે ઇત્યાદિ અધ્યાત્મ રહસ્યને અવબોધી ચિત્તશુદ્ધિ આદિ માટે ક્રિયાયોગ આદરવાની જરૂર છે. જે કર્મયોગથી વ્યાવહારિક અને નૈશ્ચયિકદૃષ્ટિએ આત્માની ઉન્નતિ થાય અને જે જે વ્યાવહારિક દૃષ્ટિએ ક્રિયાઓ કર્યા વિના છૂટકો ન હોય અને જે જે ધાર્મિક દૃષ્ટિએ ક્રિયાઓ કર્યા વિના છૂટકો ન હોય એવી વ્યાવહારિક અને ધાર્મિક ક્રિયાઓ કરવાની આવશ્યકતા જે જે કાલે, જે જે ક્ષેત્રે, જે જે ભાવે જણાતી હોય તેઓને કરવી જોઇએ. જે જે દૃષ્ટિએ જે જે ક્રિયાઓ કરવાની આવશ્યકતા અવબોધાય તે તે કરવી જોઇએ. જેમ જેમ આત્મસાક્ષી-પૂર્વક પ્રવૃત્તિ કરવામા આવે છે તેમ તેમ ક્રિયાયોગ કરતાં સ્વફરજને નિર્લેપપણે બજાવી શકાય છે. આત્મા નિરંજન નિરાકાર વસ્તુત સત્તાએ એ છે એમ અવબોધીને બાહ્યાવશ્યક ક્રિયા ફરજોનો જો ત્યાગ કરવામા આવે તો નિરાકારપરમાત્મપદની પ્રાપ્તિના હેતુઓનો નાશ થઈ જાય અને તેથી અતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટ જેવી સ્થિતિમાં આવી પડાય; માટે અધ્યાત્મ-જ્ઞાનીઓએ આત્માની અનન્તશક્તિયો ખીલવવાના જે ધાર્મિક કર્મયોગો જે જે કાલે જે જે ક્ષેત્રે જીવોને અધિકાર ભેદે આદરવાના હોય તેઓનું સંરક્ષણ કરવું એજ સ્વાધિકાર-રક્ષક કર્મયોગની ફરજ સ્વમાટે અવબોધવી પ્રત્યેક મનુષ્યને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ભિન્ન ભિન્નાવસ્થાદિ સંયોગોમા ક્રિયાયોગો ભિન્ન ભિન્ન આદરવા યોગ્ય થાય છે. ગૃહસ્થાશ્રમમા જે જે વ્યાવહારિક અને ધાર્મિક કર્મયોગો દ્રવ્ય ક્ષેત્ર કાલાદિક અપેક્ષાએ આદરવા યોગ્ય હોય છે તેજ યોગોને અનગારાવસ્થાને ગ્રહણ કરતાં ત્યાગ કરવો પડે છે અને અનગારદશાના વ્યાવહારિકધર્મકર્મયોગો અને જ્ઞાનાદિક નૈશ્ચયિક ધર્મ કર્મ યોગો આદરવાં યોગ્ય થાય છે જે જે કર્મયોગો આદરવામા લૌકિક અને લોકોત્તર દૃષ્ટિએ સ્વપરાર્થે વિશેષ લાભ અને અલ્પ હાનિ અવબોધાતી હોય તે તે કર્મયોગો આદરવાંમાં

વિવેકદૃષ્ટિતરતમયોગે નિર્દોષત્વ અવબોધવું અને આવશ્યકત્વ અવબોધવું. જે જે કાર્યોને ઉદ્દેશી જે જે ક્રિયાઓ કરવાની હોય તે તે ક્રિયાઓમા લાભાલાભનો અનેકદૃષ્ટિએ વિવેક કરવો જોઇએ. અમુક ક્રિયા કરવાનું પ્રયોજન શું છે ? તે ખાસ અનેક દૃષ્ટિએ સાપેક્ષત્વ વિચારવું જોઇએ. જે જે ક્રિયાઓ આવશ્યક તરીકે અવબોધાતી હોય તેઓનું ચારે તરફનું આજુબાજુથી સંયોગો તપાસી જ્ઞાન કરવું જોઇએ. કેટલીક વખત કર્તવ્યકર્મના અજ્ઞાનથી સ્વાવશ્યકકર્મયોગ પણ અનાવશ્યકકર્મયોગ તરીકે જણાય છે અને અનાવશ્યક જે જે ક્રિયાઓ હોય તે આવશ્યક તરીકે અવબોધાય છે. જે જે આવશ્યક ક્રિયાઓનું સમ્યગ્ જ્ઞાન થાય છે તે તે ક્રિયાઓ કરવામાં જે જે હેતુઓની જરૂર હોય છે તે તે હેતુઓને અવલંબવામા આવે છે. આવશ્યક ક્રિયાયોગોનું જ્ઞાન થવાથી આત્મા સ્વયં સાક્ષીભૂત થઇને તે તે ક્રિયાઓમાં બાહ્ય વ્યવહારત પ્રવૃત્તિ કરે છે. જે જે કાર્યો કરવાના હોય તે તે કાર્યો કરવાથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવે સ્વ અને સમાજને શો લાભ તથા હાનિ છે, તે જાણતાં સમ્યક્પ્રવૃત્તિ થાય છે. જે જે ક્રિયાઓ કરવાની ધારી હોય તેના કરતા અન્ય કોઈ ક્રિયાઓ કરવાની ઉત્તમ છે કે નહિ તેનું પરિપૂર્ણ જ્ઞાન કરીને આત્મજ્ઞાની જે પ્રવૃત્તિ કરે છે તેથી સ્વફરજને જેવા ઉત્તમ ભાવે અદા કરે છે તેવા ભાવે કાર્ય કરવાનો અજ્ઞાની જીવ તેવી આવશ્યક કર્મયોગની ફરજને અદા કરી શકતો નથી રાગ દ્વેષના સંકલ્પપૂર્વક જે જે ક્રિયાઓ કરવામા આવે છે છે તેનાથી બંધન થાય છે, અતએવ રાગદ્વેષના સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરીને હર્ષશોક વિના સ્વફરજને અનેકદૃષ્ટિએ અદા કરવી જોઇએ, એમ દૃઢનિશ્ચય કરીને અવસ્થા આદિના અધિકાર પ્રમાણે જે કર્મયોગને આચરે છે તે બાહ્યથી ક્રિયાઓ કરતાં છતા અન્તરથી નિષ્ક્રિય રહી મહોત્તમ કર્મયોગી બની શકે છે. કર્મયોગમાં ઉચ્ચ નિર્વિકલ્પક દશાનું કર્મયોગિનું સાધ્ય લક્ષ્યબિંદુ કલ્પીને પશ્ચાત્ કર્મયોગ કરવામા આવે તો બાહ્યથી ક્રિયાઓમાં અજ્ઞાનીની દૃષ્ટિએ સલેપત્વ જણાતાં છતા અન્તરથી નિર્લેપત્વ રહે છે. અન્તરથી નિર્લેપપણે સ્વપરના સમ્યગ્ ઉપયોગે રહીને બાહ્યથી કાષ્ઠ પૂતળીની પેઠે વ્યાવહારિક ક્રિયાઓને સ્વાધિકારે ફરજરૂપે માની કરતા જ્ઞાનદશાનું કર્મયોગિત્વ પ્રાપ્ત થાય છે. શ્રી તીર્થંકર મહારાજા કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને વ્યાવહારિકધાર્મિક કાર્યોને ઉદયાગત સ્વફરજ માની કરે છે તેથી ઉત્તમોત્તમ લોકોત્તરિક કર્મયોગિત્વ તેમને ઘટે છે. તેવી દશાનું લોકોત્તરિક કર્મયોગિત્વ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવાની જરૂર છે. શ્રી ચેડા મહારાજે કોણિક નૃપતિની સાથે બાર વર્ષ પર્યંત ક્ષાત્ર ધર્મકર્મયોગના અધિકારની ફરજ અદા કરવા યુદ્ધ કર્યું હતું. શ્રાવકત્વ છતાં ધર્મ કર્મપ્રવૃત્તિની આવશ્યકતા સ્વીકારીને વર્ણ ધર્મ કર્મ વ્યવસ્થાની મર્યાદાના પાલનમા શરીરનો ઉત્સર્ગ કર્યો હતો ભરતરાજાએ અને બાહુબલિએ કારણ પ્રસંગ પ્રાપ્ત આવશ્યક કર્મયોગે ક્ષાત્ર કર્માધિકારે બાર વર્ષ પર્યન્ત

પરસ્પર યુદ્ધ કર્યું હતું, તેમાં ક્ષાત્રધર્મ કર્મરૂપ બાહ્ય સ્વફરજ પ્રવૃત્તિની મુખ્યતા છતાં અન્તરથી ઘણું નિર્લેપપણું હતું. કુમારપાલાદિ રાજાઓએ ક્ષાત્ર ધર્મ વ્યવહાર કર્માનુસારે અનેક યુદ્ધોના કૃત્યને સ્વફરજ માની પ્રવૃત્તિ કરી હતી, તેવી પશ્ચાત્ ક્ષાત્ર જૈન રાજાઓએ સ્વફરજ માનીને ક્ષાત્ર ધર્મકર્મથી ભ્રષ્ટ ન થયા હોત તો સંપ્રતિ જૈન-સૃષ્ટિમાં ક્ષત્રિયનૃપતિયોનું અસ્તિત્વ રહેત અને તેથી જૈન જગતનું અસ્તિત્વ ક્ષાત્રબળે સંરક્ષી શકાત. જૈન ક્ષાત્રાદિ ધર્મોની સાથે ધર્મ કર્મોનો સંબંધ સદા સ્વસ્વાધિકાર કર્મ-વ્યવસ્થાથી સદા નિયત રહે એવી બાહ્યસ્વસ્વધર્મની ઉપયોગિતા, મહત્તા અને કર્તવ્યતા અવબોધવી, અવબોધાવવી અને અવબોધકની અનુમોદના કરવી એ સ્વકર્મયોગની અસ્તિતા, સંરક્ષકતા અને પ્રગતિના વાસ્તવિક ઉપાયો છે. ત્યાગીઓએ વ્યાવહારિકત્યાગધર્મકર્મયોગો અને નૈશ્ચયિકત્યાગધર્મકર્મયોગોની વ્યવસ્થાઓને સ્વફરજરૂપ માની ઉત્સર્ગે ઉત્સર્ગ માર્ગથી અને અપવાદે અપવાદ માર્ગથી દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી પ્રવર્તવું. જે જે કાલે ઉત્સર્ગ અને અપવાદથી વ્યાવહારિકસાધુધર્મકર્મયોગો અને નૈશ્ચયિકધર્મકર્મયોગો કરવાની નિયમિતતા હોય તે તે કાલે તે તે કરવાથી વ્યવહારસાધુ ધર્મથી અને નિશ્ચય સાધુ ધર્મથી આત્મોન્નતિ અને પરોન્નતિ કરી શકાય છે સ્વસ્વદશાના અધિકાર પ્રમાણે જે જે કર્તવ્યો કરવાના હોય તે સ્વાત્માનું શાસન અવબોધીને પ્રત્યેક મનુષ્યે પ્રગતિ માર્ગમા સંચરી તે તે પ્રમાણે કરવા જોઇએ. પોતાના અધિકાર પ્રમાણે જે જે કાર્યો કરવામા સ્વધર્મની આવશ્યકતા છે તેમા સર્વ સ્વાર્પણ કરીને નિષ્કામ ભાવે જે મનુષ્ય પ્રવર્તે છે તે કર્મયોગી છતા અન્તરથી નિર્લેપ રહે છે. અધિકારપ્રાપ્તકાર્યો કરવામાં કર્મયોગી પ્રવૃત્તિ નથી આચરતો તે નિષ્ક્રિય જેવો દેખાયા છતાં પ્રમાદી અને સ્વકર્તવ્ય કર્મભ્રષ્ટ છે એમ અવબોધવુ. જ્ઞાનયોગની પ્રાપ્તિની કસોટી ખરેખર કર્મયોગથી થાય છે. જે સ્વાધિકારે કર્મયોગમાં પ્રવર્ત્તતો છતો સ્વાધિકાર પ્રમાણે જ્ઞાનયોગને ગ્રહણ કરે છે તેના જ્ઞાનયોગની વિશુદ્ધતા-પરિપકવતા થાય છે અને તેના જ્ઞાનયોગથી આત્માની અત્યંત વિશુદ્ધિ થાય છે. કર્મયોગમા સ્વાધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરતાં જે જ્ઞાન ખરેખર ચિત્તની શુદ્ધિ કરે છે તેવી શુદ્ધિ ખરેખર કર્મયોગના રાજમાર્ગની દૃષ્ટિથી અવલોકતા અન્ય કશાથી થતી નથી. રાગ દ્વેષનો જય કરવો સમભાવ રાખવો ઇત્યાદિ ઉપદેશની મિષ્ટતા સર્વને લાગે છે પરન્તુ અનેક પ્રકારની પ્રવૃત્તિ કરતા તે વખતે રાગ દ્વેષના સંયોગો મળતાં રાગ દ્વેષ ન થાય એવી રીતે વર્તીને જે કર્મ કરવા તેમા જ સત્યજ્ઞાનની ખૂબી રહેલી છે. મન વાણી અને કાયા દ્વારા જેટલી જેટલી ધર્માર્થે પ્રવૃત્તિ થાય છે તે સર્વનો કર્મયોગ યાને ક્રિયાયોગમાં સમાવેશ થાય છે ભક્તિપ્રવૃત્તિયોગ, સેવાપ્રવૃત્તિયોગ અને જ્ઞાનપ્રવૃત્તિયોગ વગેરે અનેક બાહ્યયોગોનો કર્મયોગમા અન્તર્ભાવ થાય છે અત્ર શુભ અને શુદ્ધ એવા બે ભેદ અન્તરના શુભ અને શુદ્ધ પરિણામની અપેક્ષાએ અને બાહ્ય શુભ વ્યવહાર અને

નૈશ્ચયિક ધર્મની અપેક્ષાએ કર્મયોગના અવબોધવા. કર્મયોગનું સાધ્યબિંદુ ચિત્તની શુદ્ધિ માટે છે એવું અવબોધીને કર્મયોગની પ્રવૃત્તિને નિમિત્ત અને ઉપાદાનથી આદરવી જોઈએ.

વ્યાવહારિક આજીવિકા હેતુઓની પ્રવૃત્તિયોને આદર્યા વિના અને તેનું સંરક્ષણ કર્યા વિના વ્યાવહારિકસ્વકીયસ્વાતંત્ર્ય જીવન કદાપિ સંરક્ષી શકાતું નથી અને વ્યાવહારિકાજીવિકાના ઉપાયોથી ભ્રષ્ટ થવાથી અન્ય મનુષ્યોનું દાસત્વ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતા વ્યાવહારિક પારતંત્ર્ય બેડીમા સપડાવાની સાથે ધાર્મિકજ્ઞાનાદિ જીવનપ્રવૃત્તિયોમા પારતંત્ર્ય વેઠવું પડે છે અને તેથી પરિણામે વ્યાવહારિકસામ્રાજ્યસ્વાતંત્ર્ય અને ધાર્મિક સામ્રાજ્યસ્વાતંત્ર્યની જાહોજલાલીનો ભાનુ અસ્ત થાય એવો પ્રસંગ પ્રાપ્ત થાય છે. પ્રવૃત્તિમાર્ગમાં આર્યદેશીઓનું વર્તમાન સમયમાં માન્ધ પ્રવર્ત્તતા પાશ્ચાત્ય દેશીઓએ સ્વજીવન વ્યાવહારિકવ્યાપારિપ્રવૃત્તિયોથી આર્યોના બાહ્ય વ્યાવહારિક જીવનસૂત્રનો મુખ્ય ભાગ સ્વહસ્તગત કર્યો છે તેથી આર્યજનો પ્રવૃત્તિમાર્ગથી પશ્ચાત્ પડી પરતંત્રતા વેઠે છે અને સ્વજીવન હેતુભૂત વ્યાવહારિક ઉપાયોથી ભ્રષ્ટ થઈ ચિંતા શોક વગેરેથી આકુલમના થઇ ધાર્મિકનિવૃત્તિજીવનમા પણ મન્દ પરિણામવાળા થઇ ઉભયતોભ્રષ્ટ દશાસ્થિતિસમાન અનુભવને કરે છે તે કયા અનુભવીઓથી અવિજ્ઞાત છે ! બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રવર્ગીય જનો સ્વાજીવિકા હેતુભૂત જીવનપ્રવૃત્તિઓની સંરક્ષા કરીને તેઓ ધાર્મિકપ્રવૃત્તિ અને ધાર્મિકનિવૃત્તિમાં અવ્યાકુલમના રહી શકે છે. પ્રત્યેક પ્રગતિની બાબતમા જીવનહેતુઓ જે જે અવબોધાતા હોય અને સ્વસ્વાધિકારે જે આદરણીય જણાતા હોય અને જે આદર્યા વિના સ્વને પરને સમાજને દેશને અને વિશ્વને હાનિ થતી હોય તો ખરેખર તે તે આદરવા જોઇએ કે જેથી અનેક જાતની ચિંતા, શોક અને ભય વગેરે પરિણામો સેવવાનો પ્રસંગ ન પ્રાપ્ત થાય, અત્યંત ક્ષુધા અને પિપાસા લાગી હોય તો તેના નિવારણાર્થે અનુકૂળ ઉપાયોને વિવેકથી દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી લેવા પડે છે અને જો ઉપાયો ન લેવામા આવે તો ચિત્તની શુદ્ધિ રહેતી નથી; તદ્વત્ અનેક આવશ્યકીય બાબતોમા અવબોધવું. ધર્મસમાજદેશાદિની સંરક્ષાર્થે કોઇ પણ ઘટતી પ્રવૃત્તિરૂપ કર્મયોગને ન સેવવામા આવે તો ધર્માદિની હાનિની સાથે ચિત્તની શુદ્ધિ પણ રહેતી નથી; પરન્તુ ઊલટી ચિત્તની મલિનતા વૃદ્ધિ પામે છે જે શરીરદ્વારા ધર્માદિની આરાધના કરવામા આવે છે તે જો શરીરની આરોગ્યતા સંરક્ષકપ્રવૃત્તિરૂપકર્મને ન આચરવામા આવે તો શારીરિક અનારોગ્યવૃદ્ધિ પામે છે અને તેની સાથે ધર્મમાર્ગ પ્રવૃત્તિનો પણ નાશ થાય છે, અતએવ શરીરાદિ સંરક્ષાપ્રગતિભૂત જે જે ઉપાયો-હેતુઓ હોય તેની જે જે પ્રવૃત્તિયો હોય તે તે પ્રવૃત્તિયોરૂપ કર્મયોગને વિવેકબુદ્ધિથી આદરવાની જરૂર છે.

અવતરણ—કર્મયોગની નૈસર્ગિક અને નૈમિત્તિક પ્રવૃતિ જીવોને સ્વસ્વજ્ઞાનાનુસારે થયા કરે છે તેની વિશેષ પુષ્ટિ માટે કંઇક કહેવામા આવે છે

## સંસારી જીવો ત્રણે કાળમાં પ્રવૃત્તિવાળા હોય છે.

### શ્લોક.

**प्रवृत्तिः सर्वजीवानां स्वस्वज्ञानानुसारतः ।**
**त्रैकालिकी भवत्येव यथायोगं प्रतिक्षणम् ॥ ५ ॥**

**શબ્દાર્થ**—સ્વસ્વજ્ઞાનાનુસારથી સર્વ જીવોની ત્રૈકાલિકી પ્રવૃત્તિ યથાયોગ પ્રતિક્ષણે હોય છે.

**વિવેચન**—પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાયના જીવો સ્વસ્વ જ્ઞાનાનુસારે ( આહારસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, ભયસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞાએ ) પ્રવૃત્તિ કરે છે. કર્મદૃષ્ટિએ આહારાદિસંજ્ઞાદ્વારા થતી પ્રવૃત્તિ જે છે તે નૈસર્ગિક પ્રવૃત્તિ જેવી હોય છે અને બાહ્ય નિમિત્ત પામીને જે પ્રવૃત્તિ થાય છે તે મનુષ્યો વગેરેને નૈમિત્તિક-કર્મપ્રવૃત્તિ તરીકે પણ હોય છે. સર્વ જીવોને આહારાદિસંજ્ઞાએ ભૂતકાળમા યથાયોગ આહારાદિ પ્રાપ્ત્યર્થ પ્રવૃત્તિ થઈ; વર્તમાનમા થાય છે અને ભવિષ્યમાં થશે; અતએવ તે ત્રૈકાલિકી પ્રવૃત્તિ ગણાય છે. નૈસર્ગિક પ્રવૃત્તિરૂપ કર્મયોગ, સર્વ જીવોને આહારાદિ સંજ્ઞા-દ્વારા આહારાદિનો થયા કરે છે. કર્મોપાધિવિશિષ્ટ આહારાદિ સંજ્ઞાજન્ય આહારાદિ કર્મ પ્રવૃત્તિયો સર્વ જીવોને પ્રતિક્ષણે થાય છે એમાં કશું કંઈ આશ્ચર્ય નથી. પ્રવૃત્તિરૂપકર્મ-યોગને વાર્યો પણ ન વરાય એવો અવબોધવો. આહારગ્રહણ, જલગ્રહણ, વસ્ત્રગ્રહણપ્રવૃત્તિ, શરીરસંરક્ષાપ્રવૃત્તિ, અને સ્વાજીવિકાપ્રવૃત્તિ આદિ અનેક પ્રવૃત્તિયો તો ત્યાગી થએલા મુનિવરોને પણ કર્યા વિના છૂટકો થતો નથી. હેતુવાદોપદેશિકી અને દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાવાળા જીવોને સ્વજ્ઞાનાનુસારે વ્યાવહારિક જીવન પ્રવૃત્તિયો કરવી પડે છે. આ વિશ્વમાં બાહ્ય અને આન્તર્ પ્રવૃત્તિ એ બે પ્રવૃત્તિરૂપ ક્રિયા વિનાનો કોઇ જીવ દેખાતો નથી. મન, વચન અને કાયાના યોગની પ્રવૃત્તિ પૈકી કોઇને કોઈ પ્રવૃત્તિ તો હોય છે જ એમ અનુભવ કરતા ત્વરિત અવબોધાશે શ્રીવીરપ્રભુએ બાર વર્ષ પર્યન્ત ધ્યાન કર્યું તે વખતે પણ આત્મિક ધ્યાનરૂપ આન્તર પ્રવૃત્તિ તો વિદ્યમાન હતી. શ્રીવીરપ્રભુને જ્યારે કેવળ-જ્ઞાન થયું તે વખતે પણ તેમણે ધર્મતીર્થપ્રવર્તન, ધર્મપ્રચારકપ્રવૃત્તિ, ઉપદેશપ્રવૃત્તિ અને વિહારપ્રવૃત્તિ આદિ પ્રવૃત્તિયોને સેવી હતી કૃતકૃત્ય થએલ એવા શ્રીવીરપ્રભુએ કેવલજ્ઞાન પ્રાપ્ત થયા છતાં કર્મ-નિજરાર્થે મનોપ્રવૃત્તિને અનુત્તર વિમાનના દેવતાઓનાં પ્રશ્નોના ઉત્તર આપવા નિમિત્તે સેવી હતી. ત્રયોદશગુણસ્થાનવર્તિ શ્રી તીર્થંકર મહારાજને પણ ક્રિયારૂપ પ્રવૃત્તિયોગ વેદાતો હતો–કરાતો–તો અન્ય મનુષ્યોનું તો શું કહેવું ? ખરેખર સંસારી જીવોને ત્રિકાલે પ્રવૃત્તિયોગ સેવવો પડે છે. પ્રારબ્ધ કર્મનું દેવું ચૂકવવામા યોગીઓને ક્રિયાપ્રવૃત્તિ યોગ સેવવો પડે છે. ઉપર્યુક્ત કથ્યનો સારાશ એ છે કે–પ્રત્યેક મનુષ્યને સ્વાધિકારે યથાયોગ્ય વ્યાવહારિક પ્રવૃત્તિ કરવી પડે છે. પ્રત્યેક મનુષ્ય પ્રવૃત્તિ

કરે છે એમાં કંઈ આશ્ચર્ય નથી વા શોક નથી, પરન્તુ સ્વાધિકારે સ્વકર્મની યોગ્યતા અને અયોગ્યતાનો વિચાર કરી લાભાલાભનો વિચાર કરી વિવેકપુરસ્સર આન્તર્ નિર્લેપભાવે પ્રવૃત્તિ કરી મનુષ્યો કર્મબન્ધનથી મુક્ત થાય એવં અત્ર ગ્રન્થમા જણાવવાનો ઉદ્દેશ છે. સંસારમાં એક વનસ્પતિથી આરંભી ઇન્દ્ર પર્યંત અવલોકશો તો અવબોધાશે કે પ્રત્યેક જીવ પ્રવૃત્તિચક્રમાં ગુંથાયલો છે પ્રવૃત્તિમાર્ગમાં પડેલાને શો આનન્દ ? એવુ પૂછતા તેનો ઉત્તર આપવામા આવે છે કે-પ્રવૃત્તિમાર્ગમાં કેવલ સુખ નથી પ્રવૃત્તિમાર્ગનો ત્યાગ કર્યા વિના અને નિવૃત્તિમાર્ગ ગ્રહણ કર્યા વિના કદાપિ સુખની પ્રાપ્તિ નથી, પ્રવૃત્તિમાર્ગ એ નિવૃત્તિમાર્ગનું અપેક્ષાએ કારણ છે. પ્રવૃત્તિમાર્ગનું અમુકાપેક્ષાએ અવલબન કર્યા વિના નિવૃત્તિમાર્ગમા રહી શકાતું નથી. નિવૃત્તિમાર્ગની રક્ષાર્થે અમુકાધિકારે અમુક પ્રવૃત્તિમાર્ગની આવશ્યક્તા સ્વીકારવી પડે છે, અતએવ નિવૃત્તિસુખની પ્રાપ્તિ માટે અમુકાધિકારે અમુક ધર્મકર્મની પ્રવૃત્તિ અંગીકાર્ય છે એમ ધર્મસમાજના મનુષ્યોને અવગત થયા વિના રહેતું નથી પ્રત્યેક મનુષ્ય આપેક્ષિક આદેય એવી પ્રવૃત્તિપૂર્વક નિવૃત્તિ સાધી આત્મિક સુખ પ્રાપ્ત કરી શકે છે; અતએવ પ્રવૃત્તિની જરૂર છે પરન્તુ પ્રવૃત્તિ સર્વ જીવો કરે છે પણ એવી કર્મયોગની પ્રવૃત્તિ પ્રવૃત્ત છતાં કર્મયોગીઓ અન્તરમાં રાગદ્વેષથી અમુકાપેક્ષાએ જ્ઞાન વૈરાગ્યબળે ન્યારા રહી મુક્ત થાય એવા ઉચ્ચજ્ઞાનબોધની સાથે પ્રવૃત્તિયોગનું સ્વરૂપ અત્ર દર્શાવવામાં આવે છે. સાંસારિક અને ધાર્મિક પ્રત્યેક કાર્ય પ્રવૃત્તિ કરતાં ક્રોધ માન માયા અને લોભની ગતિ મન્દ થાય અને અન્તરથી આત્મા સર્વ કાર્યોમાં સાક્ષીભૂત થઈને પ્રવર્તે, પ્રત્યેક કાર્ય કરતા છતા હુ અને મારું એવો ભાવ ન રહે અને સ્વફરજને અમુક દૃષ્ટિએ અદા કરવામા આવે એવો ઉપયોગ રહે એવી રીતે અત્ર પ્રવૃત્તિ કર્મયોગનું સ્વરૂપ દર્શાવવામાં આવે છે. સંસારવર્તિ પ્રત્યેક મનુષ્ય વર્ણકર્માનુસારે શુભાશુભ ગણાતી અનેક જાતની પ્રવૃત્તિયો કરે છે પણ તે શુભાશુભ પ્રવૃત્તિયોમા શુભાશુભ રાગદ્વેષના પરિણામથી ન બન્ધાય અને બાહ્યની શુભાશુભ કર્મ પ્રવૃત્તિયોમા અન્તરથી શુભાશુભની માન્યતા ઉડી જાય. ફક્ત વ્યવહારે કર્મફરજ પ્રમાણે માન્યતા રહે અને સ્વફરજને અનુસરી નિર્લેપપણે કર્મ પ્રવૃત્તિ થાય કે જેથી મનુષ્યો વ્યાવહારિક વર્ણકર્મના અધિકારમા નિયુક્ત છતા અને ફરજ બજાવતા છતા અન્તરથી નિર્મળ રહે એવો અત્ર ઉપદેશ આપવાની જરૂર છે. ભરત ચક્રવર્તિએ ચક્રવર્તિ પદ ભોગવ્યું પણ જ્ઞાન વૈરાગ્યાદિ બળે અન્તરથી નિર્લેપપણું ભાવી અન્તે કેવલજ્ઞાન પામી પરમાત્મ પદ પામ્યા. તેઓ કર્મના યોગે જે અધિકારમાં નીમાયલા હતા અને જે જે પ્રવૃત્તિયો કરતા હતા તેમાં તેમના મન્દ કષાય વર્તતા હતા અને અન્તરથી બાહ્ય પદાર્થની પ્રવૃત્તિને તેઓ તટસ્થ સાક્ષીભૂત થઈને અવલોકતા હતા, તેથી અન્તે તેઓ સર્વ બંધનથી વિમુક્ત

થયા. પ્રવૃત્તિમાર્ગના અધિકારીઓ વસ્તુતઃ આત્મજ્ઞાનીઓ છે કારણકે તે બાહ્યથી કર્મયોગી છતાં અન્તરથી કર્મરહિત અને માનસિક અનેક પ્રકારની કામનારૂપ કર્મરહિત હોય છે. જે જે દેશમા, જે જે કાળમા આત્મજ્ઞાનીઓનો અભાવ થાય છે તે તે દેશમા તે તે કાલમા કર્મયોગની અસ્તવ્યસ્ત દશા થઈ જાય છે અને અધિકારપરત્વે કયો કર્મયોગ કોને સેવવા યોગ્ય છે અને કેવી કેવી સ્થિતિમા તથા રીતિથી સેવવા યોગ્ય છે તેનું સમ્યગ્જ્ઞાન ટળી જાય છે અને તેથી તે તે દેશના તે તે કાલના મનુષ્યસમાજની બાહ્ય તથા આન્તરિક પ્રગતિના સ્થાને અવનતિ અવલોકાય છે. આત્મજ્ઞાની મનુષ્યોને અધિકારપરત્વે અમુક ક્ષેત્રે, અમુક કાળે અને અમુક દશામા ઉત્સર્ગ અને અપવાદથી અમુક પ્રવૃત્તિ અમુક રીતિએ આદરવાયોગ્ય છે અને તે કર્તવ્ય કર્મધર્મ છે, એમ અવબોધીને તે ફરજને વ્યવહારે અદા કરે છે તેથી તેઓ વ્યવહારથી તથા નિશ્ચયથી દેશ-સમાજ-સંઘ અને સ્વને પ્રગતિસંરક્ષક વ્યવસ્થાઓથી યુક્ત કરી શકે છે. જ્ઞાનીઓ સમાજની, દેશની અને સ્વપરની આધુનિક અને ભવિષ્ય સ્થિતિ અવલોકી શકે છે અતએવ તેઓ દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવત: કર્તવ્ય કર્મયોગને સ્વસ્વાધિકારે સર્વ મનુષ્યોને સંબોધવા અધિકારી બની શકે છે અને સ્વયં સ્વાધિકારે જે જે કર્તવ્ય કર્મો યોગ્ય ધારે છે તે તે કરવા અધિકારી બની શકે છે. મગજની સમાનતા સંરક્ષી નિર્લેપપણે મ્હારે મારા અધિકાર પ્રમાણે કર્તવ્યાવશ્યક કર્મને કરવાં જોઈએ એમ જે જ્ઞાની મનુષ્ય ધારી શકે છે તે પ્રવૃત્તિમાર્ગમાં પ્રગતિકારક ઉપાયોને સંયોજી પ્રવૃત્ત થઇ શકે છે. ઉત્સાહ ખંત ધૈર્ય સહનશીલતા વિશેષત: નિર્દોષ કર્મ કરવાની વિવેકશક્તિ, દયા સત્ય પ્રામાણ્ય અને સ્વફરજ બજાવવાની યોગ્યતા ઇત્યાદિ ગુણોને જે પ્રાપ્ત કરીને સ્વકર્તવ્ય કર્મને ગમે તેવી સ્થિતિમા તે તે કાલે જે જે રીતે કરી શકાય તેવી રીતે આચરે છે તે મનુષ્ય સ્વાધિકારે કર્તવ્ય કર્મનો અધિકારી બને છે અને તે આદર્શ કર્મયોગી બની અન્ય જનોને સ્વાધિકાર કર્તવ્ય કર્મને અવબોધાવવા સમર્થ બને છે. જે જે કાલે, જે જે ક્ષેત્રે, જે જે દશામા આજુબાજુના સંયોગોને લઈ લાભાલાભના વિવેકપૂર્વક કયુ કર્તવ્ય કર્મ કેવી રીતે વ્યવસ્થા યોજનાઓપૂર્વક કર્તવ્ય છે અને તેમા મારી કર્તવ્યયોગ્યતા શક્તિ કેટલી છે તેનો નિર્ણય કરીને પ્રવૃત્તિ કરવી એ કંઇ નાના બાળકોના ખેલ નથી મહાભારતના યુદ્ધ વખતે યુદ્ધ કરવામાં અર્જુનની મતિ અનિશ્ચિત બની હતી તેનુ શુ કારણ હતું તે ખાસ અનુભવવાયોગ્ય છે સ્વાધિકારે વર્ણાદિકની અપેક્ષા આદિ અનેક અપેક્ષા સંયોગોનો વિચાર કરી જે જે સ્થિતિમા જે જે મનુષ્ય પ્રારબ્ધાદિ કારણોથી મૂકાયો હોય તે વખતે તેને સંસાર દશામા કયું કર્મ કરવું અને તેમા સ્વાધિકાર છે કે નહિ તેનો નિર્ણય કરવો એ આત્મજ્ઞાન અને વ્યવહારજ્ઞાનથી સમ્યગ્ અનુભવી થયા વિના બની શકે તેમ નથી. અળસીયા વગેરેની પેઠે પ્રવૃત્તિમાર્ગમાં પ્રવૃત્તિ કરનારાઓ તો અનેક મનુષ્યો અવલોકી

શકાય; પરન્તુ વ્યવહાર અને નિશ્ચયથી–દ્રવ્ય અને ભાવથી–ઉપાદાન અને નિમિત્તથી સાધનભાવ અને સાધ્યભાવથી કર્તવ્ય જે જે કર્મો હોય તેઓને કરવામાં સ્વાધિકારની યોગ્યતા કેટલી છે તેનો સમ્યગ્ નિર્ણય કરી પશ્ચાત્ કર્તવ્ય કર્મમાં તટસ્થ સાક્ષીભૂત થઈને પ્રવર્તનારા, કર્મને આચરતા છતા, કષાયોને મન્દ કરતા છતા અને સામાન્ય દશાથી ઉચ્ચગુણ સ્થાનક પ્રતિ પ્રગતિ કરતા છતા અને ઉપર ઉપરની ગુણસ્થાનકની યોગ્યતા પામી ભિન્ન ભિન્ન ઉચ્ચ શુદ્ધ કર્તવ્ય કર્મને કરનારા વિરલ મહાત્માઓ અવલોકી શકાય છે. એવા કર્મયોગી મહાત્માઓ, સર્વ કર્મનો ક્ષય કરીને કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે છે અને પશ્ચાત્ સર્વ કર્મથી વિમુક્ત થઇને પરમાત્મપદને પ્રાપ્ત કરે છે, શ્રી મહાવીર પ્રભુ જ્યારે ગૃહાવાસમાં હતા ત્યારે ત્રણ જ્ઞાન છતાં ગૃહાવાસીયસ્વકર્તવ્યધર્મકર્મયોગોને આચરતા હતા અને જ્યારે તેઓ ત્યાગાવસ્થાના અધિકારને પામ્યા ત્યારે ત્યાગમાર્ગના કર્તવ્યધર્મમા તલ્લીન થયા અને અનેક પરિસહો વેઠી આત્મધ્યાન ધરી કેવલજ્ઞાન પ્રગટાવી શ્રીતીર્થની સ્થાપના કરી અને તીર્થંકર તરીકેના સ્વાધિકારવિશિષ્ઠસર્વધર્મકર્તવ્ય કર્મવ્યવહારોને અનુસર્યા; પશ્ચાત્ તીર્થંકરત્વનો અધિકાર સમાપ્ત થતા સિદ્ધિપદને પામ્યા અને વ્યાવહારિક સર્વ કર્તવ્યકર્મોથી અને જ્ઞાનાવરણીયાદિ અષ્ટઘાકર્મોથી વિમુક્ત થયા. એ ઉપરથી અવબોધવાનું કે મનુષ્યે જે જે દશાને ( અવસ્થાને ) પ્રાપ્ત કરી હોય તે તે દશાના સ્વયોગ્યકર્તવ્યકર્મમાં વિવેકપૂર્વક તત્પર રહેવું, અને જ્ઞાનવૈરાગ્યબળે અન્તરથી નિર્લેપ રહી ઉપરની ઉચ્ચ અવસ્થાની દશાને પ્રાપ્ત કરવાના અધિકારી બનવું તેમજ ઉત્તરોત્તરની ઉચ્ચાવસ્થાઓને સ્વાધિકારમા રહી પ્રાપ્ત કરવા અધિકારી બની સ્વકર્તવ્ય સર્વપ્રવૃત્તિયો કર્યા કરવી. સ્વાધિકારે જે જે વ્યાવહારિક આવશ્યક પ્રવૃત્તિયો કરવાની હોય અને તેના કરતા અન્ય પ્રવૃત્તિયો નિર્દોષ જણાતી હોય પરન્તુ તેમા સ્વાધિકાર યોગ્યતા ન હોય અને તે કરવામા કોઇ મનુષ્ય સ્વાધિકારે કર્તવ્યકર્મપ્રવૃત્તિયોને ત્યાગી–સ્વાધિકાર ભિન્ન અન્ય પ્રવૃત્તિયોને ગ્રહે છે તો તે ઉભયતોભ્રષ્ટ બની સહસ્રમુખવિનિપાતને પ્રાપ્ત કરે છે. અતએવ અન્ય પ્રવૃત્તિયો કરતા સદોષપ્રવૃત્તિયો સ્વાધિકારે હોય તથાપિ તે કરવાને અન્તરથી નિર્લેપ રહી પ્રવૃત્તિ કરવી જોઇએ જ્યા સુધી જે અવસ્થામા સ્થિતિ કરવી પડે તાવત્ તે દશાની અધિકારિતાની આવશ્યક પ્રવૃત્તિયોને અવલંબવી પડે એ ન્યાય્ય છે ન્યાયાધીશને ન્યાયાધીશના અધિકાર પ્રમાણે ન્યાય આપી શિક્ષાદિ કર્તવ્યો કરવા જોઇએ અને ફોજદારે ફોજદારના અધિકારપ્રમાણે, યાવત્ એ સ્થિતિ છે તાવત ફોજદાર યોગ્ય પ્રવૃત્તિયો કરવી જોઇએ અધિકારના પરાવર્તનની સાથે જે જે અધિકાર પ્રાપ્ત થાય છે તેવી પ્રવૃત્તિયો કરવાની હોય છે અને પૂર્વના અધિકારની પ્રવૃત્તિયોને ત્યાગવાની હોય છે, જે જે મનુષ્ય પ્રારબ્ધાદિયોગે જે જે દશામાં અવસ્થિત છે તે તે દશામા આત્મજ્ઞાન અને વૈરાગ્યબળે અન્તરથી નિર્લેપ રહી સ્વાધિકાર પ્રવૃત્તિયોને કરે છે તે તે મનુષ્ય ઉપરની ઉચ્ચદશાના

અધિકારને પ્રાપ્ત કરવા યોગ્ય બની આ ભવમાં વા પરભવમા ઉપરની ભૂમિકાના ગુણોને સ્પર્શે છે. જે વિદ્યાર્થી પ્રથમ ધોરણના શિક્ષણકર્મનો અધિકારી છે તેને બી. એ. ના કલાસમા બેસાડવામા આવે તો તેથી તેને લાભના સ્થાને હાનિ પ્રાપ્ત થાય છે. બી. એ ના અધિકારી વિદ્યાર્થીને પ્રથમ ધોરણના કલાસમા બેસાડીને ગોધવામા આવે તો તેથી તેને લાભને સ્થાને હાનિ છે-તદ્વત્ જે મનુષ્ય બાહ્યવ્યવહારદશાથી વિરુદ્ધ અનધિકારયોગ્ય કાર્યોને કરે છે તે હાનિને પ્રાપ્ત કરે છે. જે અધિકારને જે યોગ્ય હોય તે અધિકાર પ્રમાણે તેને કર્તવ્યકર્મનો ઉપદેશ દેવામા આવે અને કર્તવ્યકર્મો તે તે દશા પ્રમાણે તે કરે તો સ્વાધિકાર યોગ્ય કર્મપ્રવૃત્તિયો કરીને તે સ્વાધિકારથી ઉચ્ચ એવી અનુક્રમ ઉચ્ચદશાઓને અનુક્રમે અનુક્રમે પ્રાપ્ત કરવા અધિકારી બને છે અને તે પ્રગતિમાર્ગની ભૂમિકાઓમા સ્વાધિકારપ્રવૃત્તિયો દ્વારા આરોહતો જાય છે અતએવ ઉપર્યુક્ત ઉલ્લેખથી અવબોધવું કે સ્વસ્વાધિકારદશાયોગ્યપ્રવૃત્તિયોનું સમ્યગ્જ્ઞાન કરી અને તેના પ્રયોજન-રહસ્યો અવબોધી કર્મયોગી થવાથી કદાપિ ધર્મ વા કર્મમાર્ગથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી અને અધિકાર પરત્વે કર્મપ્રવૃત્તિયોને અન્તરથી નિર્લેપ રહેવાની શક્તિ પ્રાપ્ત કરવાની સાથે આત્મોન્નતિમાર્ગમા સદા આગળ પ્રવહવું થયા કરે છે. જેનામા જે શક્તિયો ખીલી હોય છે અને તેના અધિકાર પ્રમાણે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી વ્યાવહારિકદૃષ્ટિએ તેને જે કર્તવ્યપ્રવૃત્તિયો કરવી ઉચિત હોય છે તે તેને કરવી પડે છે અને એ કર્તવ્ય પ્રવૃત્તિયો કરવાની ફરજથી યદિ તે વિમુખ થાય છે તો તે સ્વ અને પરને અનેક પ્રકારની હાનિ પ્રાપ્ત કરાવે છે. સર્વ જીવોને વર્તમાન, ભૂત અને ભવિષ્યમા સ્વદેહાદિપોષણાર્થે અનેક પ્રવૃત્તિયો કરવાની હોય છે અને તે પ્રમાણે પ્રવૃત્તિયો કરવી પડે છે પરન્તુ તેમાં વિશેષ એ છે કે-પ્રારબ્ધાદિયોગે જે જે પ્રવૃત્તિયો થાય તેના લાભાલાભનો વિવેક હોવો જોઇએ અને જ્ઞાનયોગપૂર્વક તે પ્રવૃત્તિયો થવી જોઇએ જ્ઞાનપૂર્વક થતી પ્રવૃત્તિયોથી ભવિષ્યમા અનુભવશિક્ષણ મળે છે અને તેથી ભવિષ્યમા અનેક પ્રકારના સુધારાવધારા યુક્ત પ્રવૃત્તિયો કરી શકાય છે. સર્વ પ્રકારના કર્મ ટળ્યા વિના અને પંચ શરીરનો નાશ થયા વિના દેહાદિકપ્રવૃત્તિયો ટળતી નથી. જ્યા સુધી દેહનું અસ્તિત્વ છે તાવત્ જ્ઞાની વા અજ્ઞાની દેહાદિ પોષણાર્થે પ્રવૃત્તિ કર્યા વિના રહી શકે તેમ નથી જીવ માત્રની પ્રવૃત્તિયો અનિવાર્ય હોવાથી જ્ઞાનીઓને એ ફરજ શીર્ષે આવી પડે છે કે તેઓની પ્રવૃત્તિયોમાં જ્ઞાનમાર્ગપૂર્વક પ્રવર્તવાનો ઉપદેશ દેવો શ્રી આદિનાથ પ્રભુએ ગૃહાવાસમા મનુષ્યોને અનેક પ્રકારની શિલ્પાદિ શિક્ષણની પ્રવૃત્તિ દર્શાવી હતી. જો કે શિલ્પાદિ કળાઓ સદૂષિત હતી તો પણ તેના વિવેક વિના અને તેની પ્રવૃત્તિ વિના નિવૃત્તિમાર્ગજ્ઞ તેઓ થઈ શકે તેમ નહોતું, અત એવ તત્કાલીન મનુષ્યોને કર્મમાર્ગની શિલ્પાદિ પ્રવૃત્તિયો જણાવવાની જરૂર પડી હતી. પન્નર કર્મભૂમિયોમા તીર્થંકરો ઉત્પન્ન થઈ શકે છે અને કર્મભૂમિમા

પ્રવૃત્તિ અને નિવૃત્તિમાર્ગ, ચિરંજીવી થઈ શકે છે તેનું સૂક્ષ્મરહસ્ય અનુભવવાની જરૂર છે. અકર્મભૂમિમાં કર્મમાર્ગ ન હોવાથી ત્યા તીર્થંકરો વગેરે થઇ શકતા નથી અને ત્યાના મનુષ્યોને મુક્તિની પ્રાપ્તિ થઇ શકતી નથી ઉપર્યુક્ત રહસ્યથી અનુભવી શકાશે કે જ્યા અસિ–મષી–કૃષ્યાદિક કર્મમાર્ગની પ્રવૃત્તિયો હોય છે ત્યા કર્મપ્રવૃત્તિની સાથે ધર્મપ્રવૃત્તિ અને ધર્મની નિવૃત્તિ હોય છેજ. વ્યાવહારિક કર્મપ્રવૃત્તિયોનું કાલે કાલે ક્ષેત્રે ક્ષેત્રે અનેક રૂપે પરાવર્તન થાય છે. વ્યાવહારિક રૌઢિકપ્રવૃત્તિયો અને વ્યાવહારિક યૌગિકપ્રવૃત્તિયો એ બન્નેનું મૂલ તપાસવામાં આવે તો બન્નેમા મૂલ સ્વરૂપે એક સરખી પ્રયોજનતા અને ઉદ્દેશતા અવબોધાય છે પરન્તુ ક્ષેત્રકાલાનુસારે યૌગિકપ્રવૃત્તિયોજ રૌઢિકપ્રવૃત્તિયોનું સ્વરૂપ ખરેખર સંસ્કારબલાદિ અનેકકારણોએ ગ્રહે છે. પ્રવૃત્તિયોને નિર્લેપપણે કરવી એજ સર્વ જીવોનો પ્રવૃત્તિમાર્ગ છે એમ કથીને વાસ્તવિકકર્મયોગદૃષ્ટિએ જણાવવાનું એ છે કે જે જે કર્મયોગની પ્રવૃત્તિયો જે જે દ્રવ્યે ક્ષેત્રે કાલે અને ભાવે પ્રવૃત્ત થઇ હોય છે તેઓનો મુખ્ય ઉદ્દેશ તો અમુક જીવોના અમુકાધિકાર દશા સ્થિતિ આશ્રયીને સરસ હોય છે અને તે તે કાલે તે તે ક્ષેત્રે અમુક જીવોને ઉદ્દેશીને થએલી તે તે કર્મપ્રવૃત્તિયો તો યોગ્ય હોય છે પણ પશ્ચાત્ તેઓનું યૌગિકપ્રવૃત્તિસ્વરૂપ પરાવર્તીને જ્યારે રૌઢિકસ્વરૂપ ગ્રહે છે અને અધિકાર પરત્વેના ક્રિયમાણપ્રવૃત્તિયોનાં રહસ્યો–પ્રયોજનોના જ્ઞાનનો અભાવ થાય છે ત્યારે તેમાં અધિકાર વા અનધિકારનો કશો નિયમ રહેતો નથી તેથી તેમા અસ્તવ્યસ્ત ક્રમ પ્રવર્તે છે, અત એવ કર્મ અને ધર્મમાર્ગની પ્રવૃત્તિયોનું ઉચ્ચ સ્વરૂપ અવબોધાવીને તેમાં દિવ્ય જીવનતા આણવી. ધર્મ અને કર્મયોગના પ્રવૃત્તિમાર્ગો અનેક જીવોના અનેક પ્રકારના અધિકારની અપેક્ષાએ વ્યક્તિગતે કેચિત્ ભિન્નભિન્ન હોય છે, તેથી ધર્મકર્મપ્રવૃત્તિ-દર્શકોએ ભિન્નભિન્નપણે ભિન્નાધિકારાપેક્ષાએ પ્રબોધ્યા છે તેથી ભિન્નભિન્નજીવોના ભિન્નભિન્ના-ધિકારોને દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી અવગત કરવામાં ન આવે તો તે સંબંધી શંકાનો ગોટાળો પ્રગટે છે અને તેથી કર્મમાર્ગમા આશંકા રહેવાથી જીવોની સ્વાધિકાર યોગ્ય ધર્મ-કર્મમા પ્રવૃત્તિ થતી નથી, માટે જે જે કર્મ પ્રવૃત્તિયો વિશ્વમા દેખાતી હોય–શાસ્ત્રોમા જે જે દર્શાવી હોય તે તે કર્મ પ્રવૃત્તિયોના દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવે ભિન્ન ભિન્ન અધિકારી જીવો છે એવું અવબોધીને સ્વયોગ્ય કર્મપ્રવૃત્તિને આદરવી એજ શ્રેયસ્કર છે. બ્રાહ્મણને બ્રાહ્મણ યોગ્ય ધર્મકર્મની પ્રવૃત્તિ આદરવી ઘટે છે અને જે ક્ષાત્રધર્મવિશિષ્ટ ક્ષત્રિય છે તેને ક્ષાત્ર ધર્મકર્મની પ્રવૃત્તિયો આદેય છે રાજપુત્ર યુવરાજ હોય તે સમયે તેની કર્મ-પ્રવૃત્તિયો તેના અધિકાર પ્રમાણે ભિન્ન છે અને તે સમયે યુવરાજ ધર્મકર્મયોગ્ય પ્રવૃત્તિયો આદરવાની છે અને જ્યારે તે રાજા થાય ત્યારે તે સમયે તેને રાજાયોગ્યકર્મપ્રવૃત્તિયો આદરવાની હોય છે. સેવકને સેવકના અધિકારે જે જે કર્મપ્રવૃત્તિ આદરવાની હોય છે તેનો ત્યાગ કરીને નૃપતિશક્તિના અભાવે નૃપતિકાર્ય કરવા જતા તે સદ્કર્મમુખવિનિ-

પોતતાને પ્રાપ્ત કરે છે. રાગીને રાગીના સ્વાધિકાર પ્રમાણે ધર્મકર્મપ્રવૃત્તિયો કરવી પડે છે અને ત્યાગીને ત્યાગીના અધિકાર યોગ્ય સ્વધર્મકર્મપ્રવૃત્તિયો કરવી પડે છે. સર્વ સ્વસ્વાધિકારે કર્મ પ્રવૃત્તિ થયા કરે છે અતએવ પ્રવૃત્તિમાર્ગ એ જીવનસૂત્ર છે. પ્રવૃત્તિ એ જીવન છે. બાહ્ય ધર્મકર્મની અસ્તિઆદિ અનેક પ્રકારની અસ્તિનું મૂલ પ્રવૃત્તિ છે; માટે સ્વાધિકાર યોગ્ય જે જે ધર્મકર્મની પ્રવૃત્તિયો અવબોધાતી હોય તે ઉત્સર્ગ અને અપવાદથી યથાશકિત નિર્લેપપણે આચરવી ઘટે છે.

ગુણકર્માનુસારે બ્રાહ્મણ સ્વબ્રાહ્મણયોગ્ય ધર્મપ્રવૃત્તિનો ત્યાગ કરે, ક્ષત્રિય ક્ષત્રિયયોગ્ય ક્ષાત્રધર્મકર્મપ્રવૃત્તિનો ત્યાગ કરે, વૈશ્ય વૈશ્યયોગ્ય કર્મપ્રવૃત્તિયોનો ત્યાગ કરે, શૂદ્ર સ્વકર્મપ્રવૃત્તિનો ત્યાગ કરે, ત્યાગિયો સ્વત્યાગપ્રવૃત્તિનો ત્યાગ કરે, જલ સ્વજલયોગ્યધર્મપ્રવૃત્તિનો ત્યાગ કરે, વાયુ વાવાની પ્રવૃત્તિનો ત્યાગ કરે અને શરીરમા રહેલા પ્રાણો સ્વપ્રવૃત્તિનો ત્યાગ કરે તો એકદમ આ વિશ્વનો ક્ષણમાત્રમા નાશ થઇ જાય અને મહાપ્રલય વર્તી રહે, પરંતુ કોઇની પ્રવૃત્તિનો સર્વથા નાશ થતો નથી તેથી આ વિશ્વ અનાદિકાલથી અનન્તકાલ પર્યન્ત પ્રવર્ત્યું અને પ્રવર્તશે. વાયુ વાવાની પ્રવૃત્તિ નૈસર્ગિકરીતિએ કર્યા કરે છે અને તેથી જગત્‌ના સર્વ જીવો તેના ઉપગ્રહે જીવી શકે; એમ જલાદિ સર્વની પ્રવૃત્તિથી આ વિશ્વ નભ્યા કરે છે મનુષ્યોની વિચિત્ર અધિકારની અપેક્ષાએ એક સરખી પ્રવૃત્તિ હોતી નથી કેટલીક બાબતમા વિશ્વવર્તી સર્વ જીવોની ઉપાધિભેદભેદતા હોવા છતા પરોપકારાદિ સામાન્ય કર્મમા એકસરખી પ્રવૃત્તિ દેખાય છે અને વ્યષ્ટિપરત્વે ઉપાધિભેદે ભિન્નપ્રવૃત્તિ અવલોકાય છે. આ વિશ્વમા સર્વ જીવોને નૈસર્ગિકરીતિએ જીવવાનો એકસરખો અધિકાર હોય છે તેમા અન્યજીવોને રક્ષવાનો પણ એક સરખો અધિકાર હોય છે અને તેના યોગે-દયાદિયોગે રક્ષકપ્રવૃત્તિમા પ્રવર્તવાનો એક સરખો અધિકાર હોય છે. છતા વ્યકિતની અપેક્ષાએ અને ગુણકર્મની અપેક્ષાએ ઉપર્યુકતપ્રવૃત્તિમા સદોષતાદિ અનેક તરતમયોગો રહે છે તથાપિ તે તે પ્રકારની પ્રવૃત્તિઓ કરવામા આંતરિક નિર્લેપત્વ ધારવું એવો તે સર્વ જીવોને એક સરખો ઉપદેશ દેવો પડે છે. **जीवो जीवस्य जीवनम्** એવું જલજંતુઓ વગેરે સૂક્ષ્મપ્રાણિવર્ગમા અવલોકાય છે તેથી એમ ન સમજવું કે મનુષ્યો માટે પણ સર્વથાપ્રકારે એ સૂત્ર આદેય છે જીવને જીવવામા જીવની સહાય છે, મનુષ્યને જીવવામા જીવો અને અજીવોનો ઉપગ્રહ છે, પરન્તુ અન્તર બાહ્ય તરતમયોગે નિર્દોષ પ્રવૃત્તિના માર્ગ ઉપર આરોહતા રહેવું એવું અવબોધીને પ્રત્યેક મનુષ્યે સ્વાધિકારે હિંસાદિથી સ્વદોષપ્રવૃત્તિને આદરતા છતા અન્તરથી અનુબંધાદિહિંસાપરિણામનો ત્યાગ કરીને નિર્દોષત્વ ધારણ કરવું કે જેથી **परिणामेन बन्ध** એ સૂત્રરીતિ પ્રમાણે જ્ઞાનાવરણીયાદિ કર્મબંધભાગ ન થવાય અને અન્તરથી નિર્બંધ-મુકત અંશે અંશે રહી શકાય અને ઉપરની ઉચ્ચભૂમિકામા આરોહવાનો અધિકાર પ્રાપ્ત થાય. નિર્દોષપ્રવૃત્તિ અને નિર્દોષપરિણામે

આત્માની શુદ્ધતા થાય છે એવું પ્રત્યેક વર્ણાધિકારમાં રહેલા મનુષ્યે અવબોધીને સ્વાધિકારે તરતમયોગે સદ્દોષપ્રવૃત્તિ છતાં અન્તરથી શુદ્ધોપયોગે નિર્દોષ રહેવા લક્ષ્ય દેવું અને સ્વાધિકારકર્મથી ભ્રષ્ટ ન થવું. વસ્તુતઃ આધ્યાત્મિકજ્ઞાન અને આધ્યાત્મિક સર્વવિરતિચારિત્રરૂપ નિવૃત્તિમાર્ગના જેઓ પરિપૂર્ણ અધિકારી ન થયા હોય તેઓએ પ્રવૃત્તિમાર્ગમાં ધર્મ અને કર્મથી પ્રવૃત્ત રહેવું જોઈએ. સર્વવિરતિરૂપ ચારિત્ર અંગીકાર કરનારાઓને પણ ધર્માર્થે યથાયોગ્ય અનેક પ્રકારની પ્રવૃત્તિયો કરવી પડે છે. જેઓ અપ્રમત્ત ચારિત્રભાવમાં રહે છે તેઓને પણ આન્તરધ્યાનરૂપ પ્રવૃત્તિ સેવવી પડે છે. ધર્મની રક્ષાર્થે ધર્મની પ્રાપ્ત્યર્થે અને ધર્મના પ્રચારાર્થે અનેક પ્રકારની આવશ્યક સેવારૂપ પ્રવૃત્તિયો સેવવી પડે છે; તો પશ્ચાત્ જેઓ ગૃહાવાસમાં રહ્યા હોય અને જેઓના માથે ગૃહાવાસ સંબંધી અનેક ફરજો અદા કરવાની છે તેઓને તે પ્રવૃત્તિમાર્ગનું અવલંબન હોય એમા શું આશ્ચર્ય ? અલબત તેમા કોઈપણ પ્રકારનું આશ્ચર્ય નથી પ્રવૃત્તિનાં વર્તુલો સ્વવૃત્તિના અનુસારે પ્રત્યેક જીવને લઘુ લઘુતર લઘુતમ અને મહત્ મહત્તર મહતમ હોય છે. કોઈને સંકીર્ણદૃષ્ટિથી રૂઢપ્રવૃત્તિવર્તુલમા રહેવું પડે છે અને કોઈને ઉદારદૃષ્ટિથી મહત્તમપ્રવૃત્તિવર્તુલમાં રહી પ્રવર્તવું પડે છે. કોઈનુ અનન્તવર્તુલ સાધ્યરૂપે પ્રવર્તે છે અને કોઈને ભાવનામાં અમુક વૃત્તિભેદે અમુક પ્રકારનું પ્રવૃત્તિવર્તુલ કલ્પવું પડે છે જ્ઞાનભેદે, દેશભેદે કાલભેદે ભાવભેદે ધર્મભેદે અને સમાજભેદે અનેક પ્રકારના લઘુમહત્તમપ્રવૃત્તિવર્તુલો હોય છેઃ તેમાથી કોઈમાં કોઈ વર્તે છે અને કોઈમાં કોઈ વર્તે છે. વ્યાવહારિક અને નૈશ્ચયિકદૃષ્ટિએ અસંખ્ય અને અનન્તભેદવાળાં પ્રવૃત્તિવર્તુલો થાય છે. પ્રવૃત્તિમાર્ગના પરિવર્તુલો દેશ કાલ દ્રવ્ય અને ભાવભેદે સર્વ જીવો આશ્રયી અનેક પ્રકારના અવલોકાય છે અને તેમા સર્વ જીવો વૃત્તિદ્વારા પ્રવૃત્તિમાં ગુંથાયલા દેખવામા આવે છે. સર્વ પ્રકારની પ્રવૃત્તિયોનું અધિકારભેદે લાભાલાભ સ્વરૂપ અનુભવ્યા પશ્ચાત્ સ્વયોગ્યાધિકારભેદે જે કઇં લૌકિકાજીવિકાર્થે અને ધર્માર્થે આજુબાજુના સંયોગો તપાસી પ્રવૃત્તિ કરવામાં આવે છે તેમાં હાનિ કરતા વિશેષત. લાભની પ્રાપ્તિ થાય છે. પ્રવૃત્તિ કર્યા વિના રહેવાતું નથી તેથી જ્યાસુધી પરિપૂર્ણનિવૃત્તિ થઈ નથી ત્યાંસુધી વ્યવહારનયાનુસારે પ્રવૃત્તિ કરવી એ ઉચિત આવશ્યક અને લાભપ્રદ અવબોધાય છે. સત્ય યોગ્યપ્રવૃત્તિ અધિકારે અવબોધવી અને સ્વાધિકારે પ્રવૃત્તિ કરવી અને સ્વાધિકારે પ્રવૃત્તિ દશામા નિર્લેપ રહેવું એ પ્રવૃત્તિમાર્ગના અધિકારીઓને સારરૂપ અવબોધાવવાનું છે. એકજ બાબતમા અનેક મનુષ્યોના અનેક પ્રવૃત્તિ માર્ગો ભિન્ન પડતા હોય અને અનેક પ્રવૃત્તિયોના વિચારોનું મત સંઘર્ષણ પરસ્પર થતું હોય તેમાં કઇં પ્રવૃત્તિયો પરસ્પર સાપેક્ષતાએ ફલસાધર્મ્યે એકતાને ભજે છે તેનો નિર્ણય કરવો એ કંઈ પ્રવૃત્તિયોના પરિપૂર્ણ સમ્યગ્જ્ઞાન વિના બની શકે તેમ નથી. પૂર્વકાલમા વર્તમાનમા અને ભવિષ્યમા

અનેક જીવોની એક બાબતમાં અનેક પ્રવૃત્તિયોના મતભેદો મત્યાદિયોગે થયા થાય છે અને થશે એમ અનુભવદૃષ્ટિએ વિચારતા સમ્યગ્ અવબોધાશે પ્રવૃત્તિયોદ્વારા નિવૃત્તિનું અસ્તિત્વ સંરક્ષાય છે એવુ પ્રવૃત્તિયોના મૂલ ગર્ભમાં ઉતરીને અવલોકવાથી અવબોધાશે. કોઇપણ વસ્તુનું અસ્તિત્વ સંરક્ષવા નૈસર્ગિકદૃષ્ટિએ તે વસ્તુના ગર્ભમાં અસ્તિત્વસંરક્ષક-પ્રવૃત્તિબીજકો રહેલા હોય છે એમ સર્વ વસ્તુઓમાં અનુભવી શકાશે. અસ્તિત્વસંરક્ષકની બીજક પ્રવૃત્તિયો સ્વયમેવ સર્વમાં ઉદ્ભવે છે પરન્તુ જેનુ અસ્તિત્વસંરક્ષકપ્રવૃત્તિબીજ અમર રહેવાનું હોય છે તેની સામગ્રીઓ હયાત રહે છે. વ્યાવહારિક અને ધાર્મિક બીજકો યૌગિક અને રૌઢિકદૃષ્ટિએ અનેક મતિભેદે અનેક પ્રકારનાં પ્રવર્તતા હોય છે અને તેઓનું અસ્તિત્વ સંરક્ષવું એ અસ્તિત્વસંરક્ષકશૈલીએ આદેય ગણી શકાય પ્રસંગોપાત પ્રવૃત્તિનું વિવેચન કરતા પ્રવૃત્તિસંબંધી ઉપર્યુક્ત અનેક વિચારો કહેવાયા. હવે મૂલપ્રવૃત્તિ વિષયને ઉદ્દેશી સારાંશરૂપે કથવાનું એ છે કે જ્યારે પ્રવૃત્તિ એ બાહ્યાવશ્યકકર્મરૂપ સિદ્ધ થાય છે ત્યારે તેનું સમ્યગ્જ્ઞાન કરી સ્વસ્વબાહ્ય તથા આન્તરપ્રવૃત્તિમા સુધારાવધારો કરવો અને સમ્યગ્જ્ઞાનપૂર્વક નિર્ણીત સ્વયોગ્યપ્રવૃત્તિને અનુસરી દેશકાલાનુસાર પ્રવર્તવું એ સ્વાત્મહિતાર્થ છે એમ પ્રત્યેક મનુષ્યે અવધારવું. સ્વહૃદયશુદ્ધિપૂર્વક બાહ્યાધિકારે કરાતી બાહ્યપ્રવૃત્તિ ગમે તેવી હોય તોપણ હાર્દિકદૃષ્ટિએ તે સ્વફરજ લાભાર્થ છે એમ અવબોધીને પ્રવૃત્તિદૃષ્ટિએ તેનું ઉપયોગિત્વ સ્વીકારી તે પ્રમાણે પ્રવર્તવું જોઇએ. સ્વપ્રવૃત્તિવત્ અન્ય-જીવોની પ્રવૃત્તિયો ન હોઈ શકે તે અધિકારિભેદે યોગ્ય છે તેથી પરસ્પર ભિન્ન ભિન્ન વ્યક્તિની ભિન્નભિન્ન અધિકારિતાએ ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓનું પરસ્પર વિરુદ્ધત્વ અવલોકી પરસ્પર ભિન્ન-વિરુદ્ધ ભાસતી પ્રવૃત્તિયોને સ્વદૃષ્ટિથી અસત્ય માનીને તેનું ખંડન કરવાની સ્વાત્મબલવિનાશક શૈલી તથા પરબલવિનાશક શૈલીને ન ગ્રહવી જોઇએ. પરસ્પર ભિન્ન અને પરસ્પર વિરૂદ્ધ દેખાતી એવી ભિન્નપ્રવૃત્તિયોને તે તે પ્રવૃત્તિના અધિકારિની દૃષ્ટિએ અવલોકી સત્ય અવલોકવુ અને સ્વાધિકારે થતી પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું એ શ્રેયસ્કર છે.

હવે લૌકિક વ્યાવહારિક ક્રિયાઓનું સ્વરૂપ દર્શાવવામા આવે છે.

## લૌકિક કર્મયોગ કરતાં અંતરની નિર્લેપતા.

### શ્લોકઃ

**अनेका हि क्रियाः प्रोक्ताः निमित्तापेक्षया खलु ।**
**लौकिकव्यवहारेण लौकिकाश्च क्रियाः स्मृताः ॥ ६ ॥**

**सा पुनर्द्विविधा प्रोक्ता, प्रशस्येतरभेदतः ।**
**योग्यायोग्यतया ज्ञेया त्रियोगेन नृणां द्विधा ॥ ७ ॥**

**શબ્દાર્થઃ**—જ્ઞાનીઓએ નિમિત્તરૂપ વ્યાવહારિકાપેક્ષાએ અનેક પ્રકારની ક્રિયાઓ કહી છે. લૌકિકવ્યવહારે લૌકિકક્રિયાઓ સ્મૃતિમાં અવબોધવી, પ્રશસ્ય અને અપ્રશસ્ય ભેદથી તે બે પ્રકારે લૌકિકક્રિયાઓ જાણવી. પુન તે ત્રિયોગે યોગ્ય અને અયોગ્ય એ બે ભેદે મનુષ્યોને ક્રિયાઓ અવબોધવી

**ભાવાર્થઃ**—જે જે પ્રમાણમાં વચારોનું વ્યાપકત્વ વધે છે તાવત્ પ્રમાણમા ક્રિયાઓ અર્થાત્ આચારોનું વ્યાપકત્વ વૃદ્ધિ પામે છે. ક્રિયાઓના વિચારોનું ક્ષેત્ર જ્યા સંકીર્ણ અને રૌઢિક નિયમથી બદ્ધ છે ત્યા માલિન્ય પ્રગટે છે અને અન્તે પરિણામ એ આવે છે કે તત્ક્રિયાવિશિષ્ટ વિશ્વમા વ્યાપકદૃષ્ટિએ કિઞ્ચિત્ મહત્તા રહેતી નથી લૌકિક જે જે આવશ્યક ક્રિયાઓ—આચારો છે તે—તે તે દેશની પરિસ્થિતિએ આજુબાજુના સંયોગોના અનુસારે ઉદ્ભવેલા હોય છે. લૌકિકાચાર ક્રિયાઓના સ્વાધિકારાદિયોગે પ્રશસ્ય અને અપ્રશસ્ય એમ બે ભેદ છે. પુન તે યોગ્ય અને અયોગ્ય એવા ભેદે મન વચન અને કાયાથી મનુષ્યોને હોય છે એમ અવબોધવું. મન વાણી અને કાયાથી જે જે ક્રિયાઓ અધિકારાદિયોગે કરવા યોગ્ય છે તે યોગ્ય તરીકે અવબોધવી અને જે જે ક્રિયાઓ દ્રવ્યક્ષેત્રકાલભાવાધિકારયોગે આવશ્યક હોઈ કરવાને અયોગ્ય હોય છે તે અયોગ્ય અવબોધવી જે જે ક્રિયાઓ કોઇને અધિકારાદિયોગે કરવાને યોગ્ય હોય છે તે તે ક્રિયાઓ કોઇને અનધિકારાદિયોગે અયોગ્ય છે. જે જે ક્રિયાઓ કોઈને લૌકિક વ્યવહારે દ્રવ્યાદિયોગે પ્રશસ્ય હોય છે તેજ પ્રશસ્ય ક્રિયાઓ અન્ય કોઈને લૌકિક વ્યવહારે દ્રવ્યાદિની અનધિકારિતાએ સ્વરૂપજથી ભિન્નદશાએ અપ્રશસ્યરૂપે હોય છે આજુબાજુના બાહ્યજીવનસંરક્ષકપ્રગતિકારકાદિસંયોગોની પરિસ્થિતિ અધિકાર અને અન્યાપેક્ષાઓ વગેરેના વિચારવિવેકપૂર્વક યોગ્ય તે કોઈ વખતે અયોગ્ય અને અયોગ્ય તે કોઈ ક્ષેત્રકાલાદિમા યોગ્ય અને પ્રશસ્ય તે અપ્રશસ્ય અને અપ્રશસ્ય તે પ્રશસ્ય ક્રિયાઓરૂપે દેખાય છે બાહ્યવ્યાવહારિકક્રિયાઓનું અસ્તિત્વ પ્રાકટ્ય અને સંચાલકત્વ આ વિશ્વમાં કયા કયા દ્રવ્યક્ષેત્રકાલભાવયોગે કયા કયા જીવનાદિ નિમિત્તો પામીને થાય છે તે ઐતિહાસિક દૃષ્ટિએ—ક્રિયોદ્ભવન દૃષ્ટિએ—જનસમાજજીવન દૃષ્ટિએ—વિવિધાધિકાર દૃષ્ટિએ—રૌઢિક અને યૌગિકવિચારભેદ દૃષ્ટિએ અને હેયોપાદેયદૃષ્ટિએ અવલોકીને તેનો નિર્ણય કરવો જોઇએ. દેશકાલપરત્વે અમુક ક્રિયાઓનું અમુકદેશીય અને અમુકકાલીય મનુષ્યોમાં પરાવર્તન કેવા બાહ્ય તથા આન્તર સંયોગો પામીને થાય છે તેનો જેણે અનેક

પ્રકારની વિવેકદૃષ્ટિવડે નિર્ણય કરેલ છે તે બાહ્ય ક્રિયાઓ આચારો સંબંધી કંઈક કથવા તથા આદરવાનો અધિકારી બને છે. અમુક ક્રિયાઓનો નિષેધ અને અમુક ક્રિયાઓની પ્રવૃત્તિ કરતાં પૂર્વે તે તે ક્રિયાઓનું દેશકાલભાવ અને અધિકારીભેદે નિષેધત્વ અને પ્રવૃત્તિત્વનું સમ્યક્ સ્વરૂપ ખરેખર અનુભવદૃષ્ટિએ અવબોધવું જોઈએ. કોઈ પણ આચરણા-ક્રિયાનું સ્વરૂપ તેના અધિકારી-અનધિકારી કોણ છે તેની ઉપયોગિતા અને તેની અસ્તિતા વિશ્વદૃષ્ટિએ કેવી છે અને અમુક વ્યક્તિની તથા સમાજદૃષ્ટિની અપેક્ષાએ કેવી છે તેનો પરિપૂર્ણ નિર્ણય કર્યા વિના આધ્યાત્મિક વા નિષેધકદૃષ્ટિથી કંઈ પણ લૌકિકાચારો માટે વદવું તે પ્રમાણીભૂત માની શકાય નહિ લૌકિકવ્યાવહારિકશાસ્ત્રો મનુષ્યો અને જે જે ક્રિયાઓના કર્તાઓ તે તે ક્રિયાઓનું જે જે ઉપયોગિત્વ વા અનુપયોગિત્વ કથે તેટલા માત્રથી તેનો સમ્યગ્ નિર્ણય કરી શકાય નહિ, પરંતુ વસ્તુતઃ સ્વાનુભવદૃષ્ટિએ તે તે ક્રિયાઓના અસ્તિત્વ પ્રાકટ્ય અને પ્રવૃત્તત્વઆદિનો નિર્ણય કરી અનેકદૃષ્ટિઓની અપેક્ષાએ તેઓનુ ઉપયોગિત્વઆદિ અને અધિકારભેદે કર્તવ્યતાદિકનો વિવેકદૃષ્ટિએ નિર્ણય કરવો એ સ્વફરજઆદિ માટે હિતાવહ છે. અમુક ક્રિયાનો અમુક દ્રવ્યક્ષેત્રાદિસંયોગે આદર કરવો વા ન કરવો તેનું જે પરિપૂર્ણ સ્વરૂપ સમજે છે અને અધ્યાત્મજ્ઞાન તથા અધ્યાત્મચારિત્ર્ય-દૃષ્ટિએ જે લૌકિક વ્યાવહારિક ક્રિયાઓ કરતો છતો અન્તરથી તટસ્થ સાક્ષીભૂત રહી શકે છે તે મનુષ્ય લૌકિકવ્યવહારમા વર્તતો છતો લૌકિકક્રિયાઓ કરવાનો અધિકારી બને છે. લૌકિકવ્યવહારે જે જે ક્રિયાઓને જે જે દેશકાલીય મનુષ્યો આચરે છે તે નિમિત્ત હેતુ-પૂર્વક આચરે છે તેનો પ્રાય મુખ્યવૃત્તિએ નિર્ણય કરવો. અમુક ક્રિયાઓ મારે કર્તવ્ય છે અને તે અમુક કારણથી અને અમુક સંયોગોમા અમુક વિધિથી અમુકાધિકારે-ઇત્યાદિ બાબતોનુ જે પરિપૂર્ણ જ્ઞાન કરીને આચારની યૌગિક દૃષ્ટિએ તથા તટસ્થ દૃષ્ટિએ જે જે મનુષ્યો ક્રિયાઓ કરે છે તે પરસ્પર બાહ્યત ભિન્ન ભિન્ન ક્રિયાઓ કરનારા હોવા છતા આન્તર દૃષ્ટિએ પરસ્પર અવિરોધી ક્રિયાઓવાળા અવબોધવા, પરસ્પર વિરૂદ્ધ ક્રિયાઓ વિશ્વમાં સર્વત્ર અવલોકાય છે પરન્તુ આન્તરદૃષ્ટિએ બાહ્યક્રિયાઓના આશયોપ્રયોજનો તપાસતાં અધિકારભેદે વ્યષ્ટિભેદે ભેદ છતા આન્તરદૃષ્ટિએ પારસ્પરિક અપેક્ષાપૂર્વક અવિરૂદ્ધત્વ અવબોધવું. અધિકાર અને આશયદૃષ્ટિએ સ્વયોગ્ય વા અયોગ્ય તથા સામાજિકદૃષ્ટિએ યોગ્ય વા અયોગ્ય અને અસ્તિત્વસંરક્ષક દૃષ્ટિએ યોગ્યત્વ અને અયોગ્યત્વનો નિર્ણય કરી સ્વા-ધિકારે જે જે મનુષ્યો જે જે ક્રિયાઓને જે જે ફરજે કરે છે તેમા તેઓ સ્વપરને લાભ સમર્પી શકે છે. આ વિશ્વમા ઉદારદૃષ્ટિએ સમષ્ટિદૃષ્ટિએ-ભિન્ન ભિન્નાધિકારી દૃષ્ટિએ-આવ-શ્યક દૃષ્ટિએ-ઉત્સર્ગ દૃષ્ટિએ અપવાદ દૃષ્ટિએ-દ્રવ્યક્ષેત્રકાલભાવ દૃષ્ટિએ અને સ્વવ્યક્તિત્વ દૃષ્ટિઆદિ અનેક દૃષ્ટિઓએ લૌકિકાચારોની ક્રિયાઓનું આવશ્યકત્વ અને અનાવશ્યકત્વ પ્રબોધવા તથા આદરવા યોગ્ય છે. જે મનુષ્યો એકેક દૃષ્ટિએ ક્રિયાઓના આદરપણામા જ્ઞાતા છે

અને અન્ય દૃષ્ટિઓએ ક્રિયાઓના આવશ્યકત્વ–મહત્વ–ઉપયોગિત્વ અને કરણીયત્વના અજ્ઞાતાઓ છે તેઓ સંકુચિત દૃષ્ટિથી લૌકિકવ્યાવહારિક ક્રિયાઓને અવબોધી તેઓનું સંકીર્ણક્ષેત્ર કરીને ઉપયોગિ ક્રિયાઓના નાશપ્રતિ સ્વપ્રવૃત્તિ કરે છે. કોઈ પણ ક્રિયા વા આચારનું અનેક દૃષ્ટિઓથી સ્વરૂપની પરીક્ષા કરી પશ્ચાત્ તેમા સુધારાવધારાની પ્રવૃત્તિ કરવી અનેક દૃષ્ટિઓથી ક્રિયાઓનું વ્યવહારમા અસ્તિત્વ પ્રાકટ્ય આરૂઢ થયેલુ છે તે યદિ ન અવબોધાય તો પરિણામ એ આવે કે વ્યવહારપ્રવૃત્તક્રિયાઓનું રૂઢત્વ થઈ જાય. પૂર્વે જે જે દેશમા જે જે મનુષ્યોમાં જે જે આચારક્રિયાઓ પ્રવર્તતી હતી અને વર્તમાનમા જે જે લૌકિકાચાર ક્રિયાઓ પ્રવર્તે છે તેનું અનુભવ દૃષ્ટિએ સ્વરૂપ તપાસવાની જરૂર છે ભિન્ન ભિન્ન દેશીય મનુષ્યોમા ભિન્નાચાર ક્રિયાઓ પ્રવર્તે છે તેના પ્રવર્તકો જ્ઞાનીઓ વા અજ્ઞાનીઓ હતા અને તે સમયે તે તે દેશકાલની સ્થિતિએ તે તે લૌકિકક્રિયાઓનું કેટલુ ઉપયોગિત્વ હતુ અને વર્તમાનમા તેઓનું કેટલું ઉપયોગિત્વ છે તેનો વિવેકદૃષ્ટિએ અનુભવ કર્યાથી વર્તમાનમા વ્યષ્ટિભેદે અને સમષ્ટિભેદે તે તે ક્રિયાઓનું આદરણીયત્વ અવબોધવાની શક્તિ પ્રાપ્ત થાય છે. પ્રાચીન સર્વ લૌકિકક્રિયાઓ ઉપયોગી છે કે કેમ ? અને તેમા કંઇ સુધારોવધારો કરવાની જરૂર છે કે કેમ ? વા તેઓનું પરાવર્તન કરી તેઓના સ્થાને અન્ય ક્રિયાઓની પ્રકટતા ઉપયોગી છે કે કેમ ? તેનો જેઓ પરિપૂર્ણ નિર્ણય કરીને વર્તમાનિક આચારક્રિયાઓમા વ્યક્તિભેદે પ્રવૃત્ત થાય છે તેઓ વાર્તમાનિક સ્વફરજની આવશ્યક ક્રિયાઓને કરી સ્વનુ તથા વિશ્વનું શ્રેય કરવા સમર્થ બને છે. લૌકિક વ્યાવહારિક ક્રિયાઓનું મહત્વ જ્યા સુધી લૌકિક વ્યવહારમા વર્તવું પડે છે ત્યા સુધી અવબોધવું લૌકિકક્રિયાઓને લૌકિકવ્યવહારજીવનમા જ્યાં સુધી વર્તવાનું હોય છે ત્યા સુધી કર્યા વિના છૂટકો થવાનો નથી અને તેમજ તેવી દશામા તેવી ક્રિયાઓ કર્યા વિના લૌકિકધર્મનુ અને લૌકિકમાર્ગનું સંરક્ષણ થઇ શકતું નથી. લૌકિકદૃષ્ટિએ લોકો, લૌકિકક્રિયાઓ કરીને લૌકિકપ્રગતિદ્વારા આત્મોન્નતિના શિખરે આરોહવા શક્તિમાન્ થાય છે લૌકિકક્રિયાઓની ઉપયોગિતા અને મહત્તા અવબોધીને લૌકિકજીવનપ્રગતિનું સંરક્ષણ કરવું જોઇએ. લૌકિકજીવન પ્રગતિરૂપ સાધન વિના લોકોત્તર ધર્મપ્રવૃત્તિનો ચિરંસ્થાયીભાવ રહી શકતો નથી જે દેશમા જે કાલમા લૌકિકજીવન પ્રગતિકારક મહાત્માઓ હોય છે તે દેશમા તે કાલમા લોકોત્તર ધાર્મિક જીવનપ્રગતિના ઉપાયોનું અસ્તિત્વ અને તેનું સંરક્ષકત્વ સમ્યક્ પ્રવર્તે છે એમ લૌકિકપ્રવૃત્તિદૃષ્ટિએ અનુભવ કરી શકાય છે. લૌકિકજીવનના વિચારભેદે લૌકિકાચારોના–ક્રિયાઓના ભેદ પડે છે. લૌકિકવિચારોનું વ્યક્તિ પરત્વે અને સમાજ પરત્વે જેમ જેમ ઔદાર્ય પ્રગટે છે તેમ તેમ લૌકિકાચારોનું ઔદાર્ય પ્રકટે છે. વિચારો એ આચારોનું મૂળ છે. વિચારો એ મેઘ સમાન છે અને આચારો એ નદી સમાન છે વિચારોની સુધારણાએ આચારો–ક્રિયાઓની સુધારણાઓ થઇ શકે છે ક્રિયાઓ જે જે પ્રવર્ત્તે છે તેની પૂર્વે વિચારો હોય છે.

લૌકિકપ્રવૃત્તિના જે જે કાલમાં જેવા જેવા વિચારો પ્રકટે છે તેવા તેવા તે તે દેશમા તે તે કાલમા આચારો પ્રવર્તે છે. કદાપિ પૂર્વકાલથી કોઇ ક્રિયા પ્રવર્ત્તતી હોય છે તોપણ દેશકાલ અને અધિકારાનુસારે ક્રિયામા સુધારો થયા કરે છે. આચારો પ્રવૃત્તિયોના સમ્યગ્ સ્વરૂપના અનવબોધે ક્ષેત્રકાલાધિકારપરત્વે પ્રવૃત્તિમાર્ગમાં યથાર્થરીત્યા પ્રવર્તી શકાતું નથી એમ અવબોધાશે. પ્રવૃત્તિમાર્ગના કારણભેદે અનેક ભેદ પડે છે અને તે વિચારાદિયોગે આવશ્યકદષ્ટિત· પડેલા છે એમ અવબોધવાનીસહ વિચારવું જોઇએ કે જે જે પ્રવૃત્તિયો સ્વાધિકારે યોગ્ય છે અને જે જે પ્રવૃત્તિયો બાહ્યફરજ દૃષ્ટિએ કરવા યોગ્ય સંરક્ષવા યોગ્ય અને પ્રવર્તાવવા યોગ્ય છે તેમા આત્મબળપૂર્વક પ્રવૃત્ત થવાની ખાસ જરૂર છે જો તેમાં આત્મબળપૂર્વક પ્રવૃત્ત ન થવાય તો લૌકિકપ્રગતિ સામ્રાજ્યનો વિનાશ થયા વિના ન રહી શકે અને તેથી વર્તમાન અને ભવિષ્યની સ્વકીયસંતતિને લૌકિકપ્રગતિના અભાવે પરકીય લૌકિકપ્રવૃત્તિ પ્રગતિ સત્તાબલ નીચે પરતંત્ર રહેવું પડે; અતએવ લૌકિક ક્રિયાઓ-લૌકિકાચારો અને લૌકિકપ્રવૃત્તિયો કે જેઓ આત્મોન્નતિ-સમાજોન્નતિ-સંઘોન્નતિ-દેશોન્નતિ કુટુંબોન્નતિ અને વિશ્વોન્નતિમાં અલ્પદોષ અને મહાલાભપૂર્વક કારણીભૂત છે તેઓને લોકોએ લૌકિકવ્યવહારે સ્વીકારવી જોઇએ અને તેઓના અસ્તિત્વસંરક્ષક બીજકોનું રક્ષણ કરવું જોઇએ. પરસ્પર લૌકિકોપગ્રહાર્થે લૌકિકપ્રવૃત્તિયો વસ્તુત· હોય છે એમ તે પ્રવૃત્તિયોના અન્તર્ગર્ભમા ઉતર્યાથી સુજ્ઞજનોને અવગત થશે એમા કંઇપણ સંશય નથી. આજીવિકા સ્વાસ્તિત્વ વ્યક્તિત્વસંરક્ષકાદિ લૌકિકપ્રવૃત્તિયોથી પારમાર્થિક પ્રવૃત્તિયોનું પ્રગતિત્વ સંરક્ષાય છે અને પરિણામે વૈરાગ્યજ્ઞાનાદિદશા પરિપકવ થતાની સાથે સર્વવિરતિપ્રવૃત્તિયોગનો પણ સમ્યક્ આદર કરી શકાય છે વ્યાવહારિકોન્નતિની સાથે ધાર્મિકોન્નતિસંરક્ષકબીજકોનું અસ્તિત્વ સંરક્ષવાની લૌકિક જે જે પ્રવૃત્તિયો અવબોધાતી હોય તે લૌકિકસ્વાધિકારે આદરણીય છે. લૌકિકપ્રવૃત્તિયોના સર્વ ભેદો, એક બીજાથી વિરૂદ્ધદૃષ્ટિએ પરસ્પર અપ્રશસ્ય અને અયોગ્ય લાગે છે. પરન્તુ પ્રત્યેક પ્રવૃત્તિની આવશ્યકતા અને તેની અસ્તિતાની દૃષ્ટિએ તે પ્રવૃત્તિયોના ભેદો પરસ્પર અવિરૂદ્ધ છે એમ પ્રત્યેકના દેશકાલની આજુબાજુની પરિસ્થિતિ અને અધિકારઆદિનો વિચાર કરતા નિશ્ચયીભૂત થયા વિના રહી શકશે નહિ. એક મનુષ્યને અમુક બાબતની પ્રવૃત્તિ ખરેખર તેના સંયોગોના અનુસારે સ્વાધિકારથી કર્તવ્ય છે, પરન્તુ તે પ્રવૃત્તિને અન્ય પ્રવૃત્તિમા પ્રવર્તકો અયોગ્ય ગણે તો તેથી તેણે સ્વપ્રવૃત્તિનો ત્યાગ કરી ભ્રષ્ટ ન બનવું જોઇએ. લૌકિકસ્વાધિકારે જે પ્રવૃત્તિ પ્રશસ્ય ગણાતી હોય તેને ભિન્નાધિકારવાળો ભિન્નપ્રવૃત્તિની દૃષ્ટિથી અપ્રશસ્ય ગણે એ સંભાવનીય છે પરન્તુ તેટલાથી તેણે સ્વાધિકાર પ્રવૃત્તિને ન ત્યજવી જોઇએ. સર્વ વિશ્વજનોને અમુક એકજ પ્રવૃત્તિ પ્રશસ્ય અને યોગ્ય લાગે એવું લૌકિક દૃષ્ટિએ કદાપિ બન્યું નથી, બનતું નથી; અને ભવિષ્યમાં બનનાર નથી. પ્રવૃત્તિમાર્ગના સમ્યગ્જ્ઞાનપૂર્વક સ્વાધિકારયોગ્ય જે જે

લૌકિક પ્રગતિકારક પ્રવૃત્તિયો હોય તેઓનો કદાપિ તેના યોગ્ય જ્યાંસુધી સ્વદશા છે તાવત્ ત્યાગ ન કરવો જોઈએ, એવું લૌકિક કર્મયોગ દૃષ્ટિએ અવબોધવું. અન્તરમાં પ્રબલ જ્ઞાનવૈરાગ્ય હોય તથાપિ યાવત્ લૌકિકવ્યવહારદશાનો ત્યાગ કરવામાં ન આવ્યો હોય તાવત્ લૌકિક ફરજ માનીને પ્રવૃત્તિ કરવી જોઈએ અને અન્તરથી નિર્લેપ રહેવું જોઈએ. લૌકિકપ્રવૃત્તિયોમાં જેનું પ્રબલ વીર્ય અમુક કારણોવડે પ્રવર્તતું નથી તેનું ધાર્મિક પ્રવૃત્તિમાં આત્મબલ પ્રવર્તી શકે એમ બની શકવું એ કથંચિત્ અવિશ્વસનીય છે એમ અનુભવ કરવામાં આવશે ત્યારે લૌકિક કર્મયોગીની પદવી પ્રાપ્ત કરી શકાશે. ભલે પ્રવૃત્તિયોના વિચારો કરવામાં સ્વતંત્રદૃષ્ટિથી પ્રવર્તવું પરંતુ પ્રવૃત્તિ કયા સ્વાધિકારે યોગ્ય છે અને સ્વફરજથી કર્તવ્ય પ્રવૃત્તિમાં યદા પ્રવર્તવું હોય ત્યારે અમુક કાર્ય સંબંધી પૂર્વની પ્રવૃત્તિના ત્યાગને માટે અને નવીન પ્રવૃત્તિના અંગીકાર માટે શોધવાની પ્રવૃત્તિ કથંચિત યોગ્ય ગણી શકાય. પરિતઃ સંયોગો અને આન્તરમનોવૃત્તિની યોગ્યતા તથા સ્વાધિકારનો નિર્ણય કરી લૌકિકપ્રવૃત્તિમા લૌકિકપ્રવૃત્તિ યોગ્ય એવા લોકો પ્રવૃત્ત થાય છે અને તેઓ તેથી લૌકિક શક્તિયોની પ્રગતિ કરીને લૌકિકપ્રગતિમા પશ્ચાત્ રહેલા મનુષ્યોના સત્તાધિકારી બની શકે છે લૌકિકપ્રગતિકારક શક્તિયોની સત્તાઓનો અધિષ્ઠાતા જ્યાં સુધી લૌકિકવ્યવહાર સ્થિર મનુષ્ય હોય છે તાવત્ તે લૌકિક સ્વાતંત્ર્યને સંરક્ષી અન્ય મનુષ્યોનો ઉદ્ધારક બની શકે છે, અને ધર્મપ્રવૃત્તિયોના અસ્તિત્વ બીજકોનું સંરક્ષકત્વ કરી શકે છે અતએવ લૌકિકપ્રવૃત્તિયો કે જે પ્રગતિમાર્ગમાં સાહાય્યીભૂત છે તેઓનું અવલંબન કરવુ જોઈએ.

શ્રાવકનાં દ્વાદશવ્રતધારક શ્રીચેટક રાજાએ ક્ષાત્ર ધર્મકર્મયોગ્ય એવી લૌકિકપ્રવૃત્તિને સેવી બાર વર્ષપર્યન્ત ઉદાયી રાજાની સાથે યુદ્ધ કર્યું હતું. શ્રી કૃષ્ણે લૌકિક કર્મસ્વાધિકારે ક્ષાત્રધર્મયોગ્ય એવાં ત્રણસો ને સાઠ યુદ્ધ કર્યાં હતા. શ્રેણિક-ચેટક અને શ્રીકૃષ્ણ જેવા અન્તરાત્માઓ આન્તરધર્મદૃષ્ટિએ પ્રવર્તતા હતા અને સમ્યગ્દૃષ્ટિપ્રતાપે જે વસ્તુ જેવા રૂપમાં હોય તેને તેવા રૂપે જાણતા હતા છતાં લૌકિકપ્રવૃત્તિના અધિકારે બાહ્ય પ્રવૃત્તિયોને નિર્લેપપણે આદરતા હતા, પરન્તુ લૌકિકકર્મસ્વાધિકારથી ભ્રષ્ટ થતા નહોતા. જે જે બાહ્ય વા આન્તરફરજો અદા કરવાની છે તેમાંથી જે સ્વાધિકારની યોગ્યતા તપાસ્યા વિના ભ્રષ્ટ થાય છે તે સ્વાધિકાર કર્મથી ભ્રષ્ટ થાય છે અને અન્ય જે કંઈ કરે છે તે પણ તે સિદ્ધ કરવાને અયોગ્ય હોવાથી ઉભયતોભ્રષ્ટ સ્થિતિને પાત્ર બને છે. અતએવ લૌકિકકર્મમાં જ્યાંસુધી સ્વાધિકાર છે તાવત્ સ્વયોગ્યલૌકિકપ્રવૃત્તિયો જે જે હોય તેઓને નિર્લેપ દૃષ્ટિએ સેવવી. સ્વાધિકાર કર્મનું પરીક્ષણ કરવું એ શું સામાન્ય બુદ્ધિમત્તા નથી? લૌકિક કર્મો અને લૌકિક કર્મોની ક્રિયાઓ અર્થાત્ પ્રવૃત્તિયો અનેક પ્રકારની હોય છે તેના અનન્ત ભેદ છે. લૌકિકપ્રવૃત્તિયો આદરવામા મમત્વનો ત્યાગ કરવો પડે છે. આત્મશક્તિયોનો ભોગ આપવો પડે છે. લૌકિકપ્રવૃત્તિયો વિના પરસ્પર એક બીજાને ઉપકાર કરી શકાય નહિ

એવી લૌકિકપ્રવૃત્તિની નૈસર્ગિક દશા છે-એવું અવબોધીને જે મનુષ્યો લૌકિકકર્મોને કરે છે તેઓ સ્વસાધ્યના ઉપયોગી થયા છતા વિશ્વજીવસમાજનું શ્રેય. કરવા સમર્થ બની શકે છે. વ્યક્તિપરત્વે-સ્વજીવનપરત્વે-જ્ઞાતિપરત્વે-કુટુંબપરત્વે-સમાજપરત્વે-સંઘપરત્વે-વિદ્યા ક્ષાત્રબળ વ્યાપાર અને શૂદ્રકર્મપરત્વે-સ્વોન્નતિપરત્વે-પરોન્નતિપરત્વે-સ્વકર્તવ્યપરત્વે-અને અલ્પદોષપૂર્વક મહાધર્મલાભપરત્વે સ્વાત્માવડે અનેક પ્રકારની લૌકિકપ્રવૃત્તિયો આચરી શકાય છે ઉપર્યુક્ત સ્વવ્યક્તિ આદિ માટે એક પણ પ્રવૃત્તિનું અનુપયોગિત્વ નથી એમ જ્યારે વિશ્વજનો અવબોધશે ત્યારે વિશ્વોન્નતિના માર્ગોની સંસ્થા સાથે આત્મોન્નતિના બાહ્યલૌકિક તથા લોકોત્તરમાર્ગોની સુવ્યવસ્થા અને સંરક્ષા થઇ શકશે. શ્રીશાન્તિનાથ શ્રીકુંથુનાથ અને શ્રી અરનાથપ્રમુખ તીર્થંકરોને પણ સ્વકર્માધિકાર પ્રમાણે ગૃહાવાસમાં લૌકિકકર્મોથી આચરણા કરવી પડી હતી. ષટ્ખંડ સાધનપ્રવૃત્તિ આદિ અનેક પ્રવૃત્તિયોને ગૃહસ્થાવાસમાં શ્રીતીર્થંકરોએ લૌકિકકર્મ સ્વાધિકારે ફરજ ગણી સેવી હતી તે પ્રમાણે આત્મજ્ઞાનવૈરાગ્યપૂર્વક અન્તરથી સ્વદશાધિકાર પ્રમાણે નિર્લેપ રહી મનુષ્યોએ લૌકિકકર્મોને અને લૌકિક કર્મપ્રવૃત્તિયોને સેવવી જોઇએ કે જેથી યાવત લૌકિકકર્મવ્યવહાર દશા છે તાવત્ લૌકિકકર્મપ્રવૃત્તિમા કોઈ પણ જાતનો દોષ ન થઇ શકે. અલૌકિકકર્મપ્રવૃત્તિને સ્વાધિકારે કરતાં જો કોઈ દોષ લાગે તો આવશ્યક પ્રતિક્રમણથી તેનો નાશ કરી શકાય છે. મનુષ્યોએ લૌકિક આવશ્યકયોગ્યકર્મપ્રવૃત્તિને સ્વફરજમાથી આદરવી જોઇએ કે જેથી તે પ્રવૃત્તિ કરતાં અહંવૃત્તિ-ખેદ-હર્ષ વગેરે દોષો ન સેવી શકાય લૌકિકકર્મપ્રવૃત્તિના અમુકાધિકારે અમુક પ્રવૃત્તિફરજને અદા કરવીજ જોઇએ તેમા જગતના ઇષ્ટાનિષ્ટાભિપ્રાયની કંઈ પણ આવશ્યકતા નથી એમ હૃદયમા જ્યારે દઢનિશ્ચય થાય છે ત્યારે સ્વકર્મપ્રવૃત્તિ આદરતા હર્ષ વા શોકની લાગણી રહેતી નથી અને અન્તરથી અમુક દશાએ નિ:કષાયરૂપ નિર્લેપતાએ સ્વયોગ્ય લૌકિકકર્મપ્રવૃત્તિને સાધતા અન્તરથી અધ્યાત્મજીવનનો વિકાશ થતો રહે છે. અધ્યાત્મજ્ઞાનીઓ ગૃહસ્થસ્થિતિમા લૌકિકકર્મપ્રવૃત્તિયોમા શુભાશુભભાવની કલ્પનારહિત પ્રવૃત્તિ કરીને અને કર્મપ્રવૃત્તિફલની આકાક્ષાનો ત્યાગ કરીને ફક્ત અમુક ગૃહસ્થદશાએ અમુક કાર્યપ્રવૃત્તિ કરવી એ સ્વફરજ છે એટલું માનીને પ્રવૃત્તિ કરે છે તેથી તે શુભાશુભપરિણામથી લેપાયાવિના નિર્લેપ રહીને આત્મોન્નતિના ઉચ્ચશિખર પર આરોહતા જાય છે. બાલજીવો લૌકિકકર્મપ્રવૃત્તિયોમા અન્તરથી શુભાશુભભાવ કલ્પીને શુભાશુભ પરિણામથી બધાય છે અને તેથી તેઓ નિર્લેપકર્મયોગની દશાનો અધિકાર અનુભવી શકતા નથી અને ઉલટા શુભાશુભપરિણામે લૌકિક આવશ્યક કર્તવ્ય પ્રવૃત્તિયોમા બંધાઇને સ્વસમાગમમાં આવનાર અન્ય મનુષ્યોને પણ તેવા બંધનમા નાખી શુભાશુભગતિને પ્રાપ્ત કરે છે; ઉપર્યુક્ત શ્લોકનું વિવેચન કરતા પ્રાસંગિક અન્ય વિચારોને પણ દર્શાવ્યા. લૌકિકક્રિયાઓમા શુભાશુભત્વ દર્શાવ્યું તે શુભાશુભ વ્યવહારદૃષ્ટિએ અને શુભાશુભાધ્યવસાયદૃષ્ટિએ અવબોધવું.

ઔપચારિક શુભાશુભક્રિયાઓનું નૈશ્ચયિકદૃષ્ટિએ શુભાશુભત્વ પણ ઉપચારત અવબોધવું. ઔપચારિક શુભાશુભક્રિયાઓનું દેશકાલ અને અધિકારિપરત્વે યોગ્યત્વ અને અયોગ્યત્વ પણ નૈશ્ચયિક દૃષ્ટિત· ઉપચારરૂપ જાણવું અને વ્યવહારદૃષ્ટિએ શુભાશુભત્વ ઉપર્યુક્તભાવે અવબોધવું. લૌકિકક્રિયાઓ અર્થાત્ પ્રવૃત્તિયોમા શુભાશુભત્વનો તરતમયોગ અવબોધવો. દ્રવ્યક્ષેત્રકાલભાવભેદે અધિકારીની ભિન્ન ભિન્ન અવસ્થાએ યોગ્યક્રિયાઓ તે અયોગ્યતાને ભજે છે અને અયોગ્યક્રિયાઓ તે યોગ્યતાને ભજે છે. બાલ્યાવસ્થામાં કેટલીક ક્રિયાઓ કરવી યોગ્ય હોય તે તેજ ક્રિયાઓ પૈકી કેટલીક યુવાવસ્થાયોગે અયોગ્યતા અને અકરણીયતા ભજે છે. બાલ્યાવસ્થામાં જે ક્રિયાઓ કરવી પ્રશસ્ય અને રુચિકર લાગે છે તેજ ક્રિયાઓ વૃદ્ધાવસ્થામાં અપ્રશસ્ય લાગે છે ઇત્યાદિ સર્વ પ્રકારે દૃષ્ટાંતોપૂર્વક અવબોધવું

**અવતરણ**—પૂર્વોક્તક્રિયાઓને સ્વસ્વકર્મવિભેદે કરવાનું પ્રતિપાદન કરવામાં આવે છે.

## હેય ઉપાદેયના વિવેકવડે લૌકિક ક્રિયાઓ શી રીતે કરવી ?

### શ્લોક.

**स्वस्वकर्मविभेदेन लौकिकाः स्युर्महीतले ।**
**हेयादेयविवेकेन कर्तव्या लौकिकाः क्रियाः ॥ ८ ॥**

**શબ્દાર્થ**—સ્વસ્વકર્મ વિભેદે લૌકિક સર્વ પ્રકારની ક્રિયાઓ હોય છે તે હેય અને આદેયના વિવેકવડે લૌકિક ક્રિયાઓ કરવા યોગ્ય છે.

**વિવેચન**—જે જે મનુષ્યોનું વર્ણકર્માનુસારે જે જે કર્મ સ્વકર્તવ્યભૂત ગણાય છે અથવા જે જે મનુષ્યો પરિત· જીવનાદિ સંયોગોની પરિસ્થિતિએ બદ્ધ થઈને જે જે ક્રિયાઓને સ્વયોગ્ય ગણે છે જે જે કર્મોને લૌકિક દૃષ્ટિએ સ્વયોગ્ય કરણીયભૂત માને છે તે તે કર્મો અને ક્રિયાઓ સ્વયોગ્ય ગણાય છે અને તેથી તે કર્મોને લૌકિક દૃષ્ટિએ સ્વસ્વકર્મ તરીકે અવબોધવાં પરસ્પર સ્વસ્વકર્મનો મનુષ્યોને ભેદ હોય છે તેથી સ્વસ્વકર્મના ભેદવડે લૌકિક ક્રિયાઓ કરવાની હોય છે એમ વિદિત કર્યું છે દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી હેય અને આદેયના વિવેકપૂર્વક લૌકિક ક્રિયાઓ કરવા યોગ્ય છે હેયાદેયના વિવેક વિનાની ક્રિયાઓથી યથાર્થ ફલની સિદ્ધિ થતી નથી અમુક ક્રિયાઓ મારે કરવા યોગ્ય છે વા ત્યાગ કરવા યોગ્ય છે તેનો પરિપૂર્ણ વિવેક કર્યા વિના જેઓ અધિકારાદિની અનભિજ્ઞતાએ પ્રવૃત્તિ કરે છે તેઓ અન્તે કાર્યની સિદ્ધિથી વિમુખ રહે છે. અમુક દ્રવ્યક્ષેત્રકાલભાવથી જે ક્રિયાઓ કરવા યોગ્ય છે તેજ ક્રિયાઓ અમુક દ્રવ્યક્ષેત્રકાલભાવથી કરવા યોગ્ય થતી

નથી. ઔત્સર્ગિકમાર્ગે જે ક્રિયાઓ કરવા યોગ્ય થાય છે તેજ ક્રિયાઓ અમુકદ્રવ્યક્ષેત્રભાવયોગે આપવાદિકમાર્ગે નહિં કરવા યોગ્ય થાય છે. આપત્તિકાલે અમુક ક્ષેત્રાશ્રિત મનુષ્યોને જે ક્રિયાઓ પૂર્વ નહિં કરવા યોગ્ય લાગે છે તેજ ક્રિયાઓ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શૂદ્ર મનુષ્યોને આપત્તિકાલમા દુર્ભિક્ષકાલમાં આજીવિકાદિકાર્યોમાટે પૂર્વે અમુક દ્રવ્યક્ષેત્રકાલભાવે જે જે ક્રિયાઓ વિવેકવડે અકરણીય ધારેલી હોય છે તેજ ક્રિયાઓ ખરેખર તે સમયે વિવેકવડે કરવી પડે છે અને તેમજ દુર્ભિક્ષાદિ આપત્તિકાલમા મનુષ્યોને અમુક દ્રવ્યાદિકયોગે વિવેકત: જે જે કાર્યોની ક્રિયાઓ કરણીયરૂપ ધારેલી હોય છે તેજ ક્રિયાઓ ખરેખર આપત્તિ વિનાના કાલમા વિવેકત: અકરણીય ધારવામા આવે છે. દ્રવ્યક્ષેત્રકાલભાવપૂર્વક સ્વવ્યક્તિ અને સમાજને પણ લૌકિક વ્યવહારના ઉત્સર્ગ અને અપવાદ માર્ગે લૌકિક ક્રિયાઓ પૈકી પ્રત્યેક ક્રિયા ખરેખર કર્તવ્ય અને અકર્તવ્યરૂપ છે. જે ક્રિયાઓ આદેયરૂપ છે તેજ ક્રિયાઓ અમુક દ્રવ્યાદિક સંયોગો પામી હેયતાને ભજે છે લૌકિક વ્યવહારક્રિયાઓનું અમુક દ્રવ્યક્ષેત્રકાલભાવે વિવેકવડે કર્તવ્ય અને અકર્તવ્યરૂપ જ્ઞાન જેમ જેમ સર્વ બાબતોમાં વધતું જાય છે તેમ તેમ મનુષ્ય સર્વ લૌકિકક્રિયાઓના કર્તવ્યાકર્તવ્યજ્ઞાનનો આચાર્ય બનતો જાય છે. લૌકિક જે જે આવશ્યક ક્રિયાઓ છે તેનું વિવેકવડે સમ્યગ્જ્ઞાન થાય છે **विवेको दशमो निधि:** વિવેક એ દશમો નિધિ છે. વિવેક વિનાનો મનુષ્ય તે પશુની આહારાદિ સંજ્ઞાયોગે થતી નૈસર્ગિકક્રિયાઓના કરતાં કનિષ્ઠક્રિયાઓ કરનારો અવબોધવો. આવશ્યક લૌકિકકર્મોની વચ્ચે રહેલો મનુષ્ય વિવેકવડે આવશ્યક લૌકિકક્રિયાઓ કરતો છતો પણ બંધાતો નથી અત એવ હેયાદેયનુ સમ્યક્સ્વરૂપ અવબોધકવિવેકની જેટલી પ્રશંસા કરીએ તેટલી ન્યૂન છે. જે જે ક્રિયાઓ અમુક સંયોગોમા કરવાની હોય તેઓનો હેય અને આદેય દૃષ્ટિથી વિવેક કરવાથી કર્મયોગના સમ્યગ્માર્ગમા ગમન કરતા અનેક જાતની સ્ખલનાઓ થતી નથી. મનુષ્યો વિવેકવિના કેચિત્ કાર્યોને અપ્રસંગે કરીને તેમા તનમનધન વગેરે શક્તિયોનો દુરુપયોગ કરે છે. જે કાલમા જે ક્ષેત્રમા સ્વ માટે વા સમાજ માટે જે પ્રવૃત્તિ આદરવાની આવશ્યકતા ન હોય અને તે ક્રિયાથી કોઇ પણ જાતના લાભને સ્થાને બહુ હાનિ અવબોધાતી હોય તેવી ક્રિયાઓને કરવાથી મનુષ્યો વાસ્તવિક લૌકિકજીવનાદિ કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે. અત એવ જે જે કંઈ કરવુ તે હેયાદેયના સમ્યગ્ વિવેકપૂર્વક કરવું-એજ મનુષ્યોને ઉચિત છે મનુષ્ય જિંદગીનો એક ક્ષણ પણ પરાર્ધ મ્હોરો કરતા ઉત્તમ છે તેથી બાહ્યાજીવિકાદિ સાધનો માટે અને વ્યાવહારિક પ્રગતિ માટે જે જે લૌકિકક્રિયાઓ યોગ્ય હોય તેનો વિવેકજ્ઞાનપૂર્વક નિર્ણય કરી સ્વયોગ્યક્રિયા કરવી એ આવશ્યકલૌકિક કર્તવ્ય છે. કરણીય આવશ્યક લૌકિકક્રિયાઓને દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે એવી રીતે કરવી જોઇએ કે જેથી દેશોન્નતિ ધર્મોન્નતિ આત્મોન્નતિ સમાજોન્નતિ સંઘોન્નતિ જ્ઞાનોન્નતિ શારીરિકોન્નતિ

રાજ્યોન્નતિ, અને પ્રજોન્નતિ, આદિ અનેક પ્રકારની ઉન્નતિયોનું અસ્તિત્વ સંરક્ષી શકાય અને ઉન્નતિમા આગળ વધી શકાય. જે જે દેશકાલાદિકયોગે અયોગ્ય અને અવનતિકારક પ્રવૃત્તિયો અવબોધાતી હોય તેઓથી વિરામ પામી સર્વ પ્રકારની ઉન્નતિકર વ્યાવહારિક-લૌકિકકર્મક્રિયાઓ કરવી જોઇએ. મનુષ્યોએ સ્વકર્મોની ફરજ અદા કરવાને પ્રગતિકારક લૌકિકકર્મક્રિયાઓ પ્રતિ લક્ષ્ય દેવું જોઇએ સમય વહ્યો જાય છે અને પ્રત્યેક કર્તવ્ય કાર્યની ક્રિયાનો ભાર પોતાના પર જે આવી પડેલો હોય તે કરીને કર્તવ્ય ઋણમાંથી મુક્ત થવું જોઇએ. આવશ્યક લૌકિકપ્રવૃત્તિયોને જે દેશના અને જે ધર્મના લોકો વિવેકપૂર્વક લાભાલાભ તપાસીને કરે છે તે દેશના અને ધર્મના લોકો ખરેખર અન્યદેશીય મનુષ્યો કરતાં ઉન્નતિક્રમમા આગળ વધે છે. જે દેશના અને ધર્મના લોકો હેયાદેય વિવેક વિના દેશીય અને ધાર્મિક કાર્યોની ક્રિયાઓ કરે છે અને તેનાથી શું પરિણામ આવે છે તે પ્રતિ જરા માત્ર દરકાર રાખતા નથી તે દેશના અને તે ધર્મના લોકો આત્મોન્નતિ–દેશોન્નતિ–સંઘોન્નતિ વગેરે અનેક પ્રકારની ઉન્નતિથી પશ્ચાત્ રહે છે અમુક લૌકિક પ્રવૃત્તિયો આદર્યા-પૂર્વે વિવેકબુદ્ધિથી વિચાર કરવો જોઇએ કે તે પ્રવૃત્તિયોથી મને શુ લાભ થનાર છે અને અન્ય મનુષ્યોને શો લાભ થનાર છે? ઇત્યાદિ બાબતો પર જે ખાસ લક્ષ્ય રાખીને લૌકિક ક્રિયાઓને ઉદ્દેશપૂર્વક આદરે છે તે વિવેકયોગે કાર્યસિદ્ધિની વિજયદશાને ભજે છે. લૌકિક ક્રિયાઓનો અધિકારી જે મનુષ્ય હોય અને તે લૌકિક જીવનાદિ ક્રિયાઓ કરે પરન્તુ દેશકાલાનુસારે તે ક્રિયાઓ કરતા કોઈ અન્ય કાર્યોની પ્રવૃત્તિયો શ્રેષ્ઠ છે કે કેમ તેનો વિચાર ન કરે અને અન્ધપરપરાથી જ્ઞાન વિના સ્વયોગ્ય કર્મપ્રવૃત્તિ કર્યા કરે તો પરિણામે ફલ એ આવે કે તે લૌકિક જીવન પ્રગતિમાં અન્ય સુજ્ઞ મનુષ્યો કરતા પશ્ચાત્ પડે અને તેની અન્ધપરંપરા પ્રવૃત્તિના સુધારાવધારાના અભાવનો લાભ ખરેખર તેના પ્રતિસ્પર્ધીઓ પ્રાપ્ત કરી શકે. અત એવ વર્તમાન અને ભવિષ્ય કાલમા કેઇ કેઈ લૌકિક જીવનાદિ પ્રવૃત્તિયો યોગ્ય છે અને કયારૂપે યોગ્ય થશે તેનો સમ્યગ્ વિચાર કરી અજ્ઞાન્ધ-પરંપરાનો ત્યાગ કરી સ્વયોગ્ય લૌકિક કર્મક્રિયાઓ આદરવી જોઈએ અને દૃઢ સંકલ્પથી તેમા સદા પ્રવૃત્ત થવું જોઈએ. લૌકિક દેશસેવા–રાજ્યસેવા–પ્રજાસેવા–રાજસેવા–લૌકિક ગુરુ સેવા–માતાપિતાની સેવા–વ્યવહારિક વિદ્યાપ્રદ યોજનાઓની સેવા–ગરીબોની સેવા–જ્ઞાતિસેવા આદિ અનેક પ્રકારની સેવાના માર્ગોમા સેવક થઇ સેવાની ક્રિયાઓ કરવામા હેયાદેય વિવેકપૂર્વક કટિબદ્ધ થવું જોઇએ ગૃહસ્થાવાસસ્થિત મનુષ્યોને લૌકિક કાર્યક્રિયાઓ કરવી પડે છે પણ તેમાં વિવેકવિના કરાતી ક્રિયાઓથી પ્રગતિમાર્ગમા આગળ વધાય અથવા પ્રવૃત્તિમાર્ગમાંથી પાછળ રહેવાય છે તેનું ભાન રહેતું નથી, તેથી અંતે અવનતિકારક ભયંકર પરિણામ પ્રાપ્ત થાય છે. અત એવ વિવેકપૂર્વક અનેક પ્રકારની યુક્તિયોથી લૌકિક

કાર્યપ્રવૃત્તિયો કે જે જે કાલમાં અને જે દેશમાં જે જે જે મનુષ્યોના સર્વવ્યવહારોથી જે જે અધિકારે જે જે યોગ્ય અને પ્રગતિમાર્ગમાં તે કાલમાં અન્ય ક્રિયાઓથી અપેક્ષિત પ્રવૃત્તિયોથી પ્રગતિ તેઓને આદરવી જોઈએ. પ્રતિદિન લૌકિક જીવનાદિ પ્રવૃત્તિયોથી થતા લાભ તપાસવા અને સર્વદેશીય મનુષ્યોની લૌકિક જીવનાદિપ્રવૃત્તિયોની સાથે સ્વજીવનાદિ લૌકિક પ્રવૃત્તિયોના મુકાબલો કરવો અને પ્રાગતિક જે જે દેશની જેઓ તેઓને દૂર કરવી અને જે જે પ્રગતિમાર્ગમાં દેશકાલાનુસાર સુધારાવધારો કરવાનો હોય તે કરવો. પશ્ચાત તેઓ નાથી થતી પ્રગતિનું પરિણામ અવલોકવું. આ પ્રમાણે લૌકિકજીવનાદિ પ્રવૃત્તિયોના પન્થમા સંચરવાથી દેશકાલાનુસાર અવનતિના અંશ પ્રાયઃ નષ્ટ થઈ શકે છે. લૌકિક વ્યવહારસ્થોએ લૌકિકપ્રગતિકારક કાર્યપ્રવૃત્તિયોને આદરવી એ લૌકિકજીવન પ્રગતિનો મહામંત્ર છે અને એ મંત્ર વિના લૌકિકજીવન પ્રગતિ સંરક્ષણની કોઈ રીતે સિદ્ધિ થઈ શકે તેમ નથી. લૌકિકજીવન પ્રગતિ સંરક્ષણ અને વંશની પ્રવૃત્તિયોની દેશકાલાનુસાર વ્યવસ્થાઓની યોજનાઓ આદરીને જેઓ કાર્યક્રિયાઓ કરે છે તેઓ. લૌકિકજીવનાદિ અને સ્વદેશમાં વિદ્યાકલા-હુન્નરાદિવડે આગળ વધીને અન્યદેશીય મનુષ્યોને સ્વપ્રવૃત્તિ-પાછળ તેઓ દોરી શકે છે. ધર્મના બાહ્યજીવનાંગોના પોષક રક્ષક અને પ્રગતિકારક જે જે લૌકિકકર્મો હોય તેઓની ક્રિયાઓ કર્યા વિના ધાર્મિક બાહ્યજીવનાંગોનો નાશ થવાથી ધાર્મિક આન્તરાંગોના પણ વિશ્વમાંથી નાશ થવાનાં પરિવર્તનો ઉદ્ભવે છે. અતએવ ધર્મનાં બાહ્યાંગોના પોષક સંરક્ષક અને પ્રગતિકારક લૌકિકકર્મો અને તેની પ્રવૃત્તિયો પ્રતિ ગૃહસ્થોએ ગૃહસ્થની આવશ્યક ફરજ પ્રમાણે કદાપિ ઉપેક્ષા ન રાખવી જોઈએ અને ઉપર્યુક્ત સ્વફરજથી ગમે તેવા સંયોગોમાં વા આપત્તિકાલમાં પણ ભ્રષ્ટ ન થવું જોઈએ. આલસ્યાદિ પ્રમાદવશ થવાથી લૌકિકોન્નતિમા કદાપિ આગળ વધી શકાતું નથી એ ખાસ લક્ષ્યમા રાખવાની જરૂર છે લૌકિકપ્રવૃત્તિયોના સ્વાર્થમાં અને પરમાર્થમા ઉપયોગી બની પ્રવર્તવાની જરૂર છે. લૌકિકકર્મપ્રવૃત્તિયો જો કે નિશ્ચયદૃષ્ટિએ નિરર્થક ભાસે તથાપિ લૌકિક બાહ્યજીવન સ્વદૃષ્ટિએ તો તેવા અધિકારીઓને સાર્થક અને ધર્મમાર્ગમાં આલંબનભૂત અવબોધાય છે. આજીવિકાદિ સાધનો વિના કયા ગૃહસ્થોને ચાલી શકે તેમ છે? અર્થાત્ કોઈ પણ ગૃહસ્થને ન્યાયસંપન્નવૈભવાદિ જીવનસામગ્રી વિના ચાલી શકે તેમ નથી; અતએવ ધર્મમાર્ગમા પ્રવર્તતા એવા ગૃહસ્થોએ કોઈ પણ પ્રવૃત્તિદ્વારા આજીવિકાદિ કાર્યો કરવા જોઈએ જે ગૃહસ્થ પોતાની આજુબાજુની ચારે તરફની સ્થિતિનો તપાસ કરીને જે જે કાર્યક્રિયાએ સ્વાજીવિકાદિ કરી શકે તેમ હોય અન્યથા તે જીવી શકે તેમ ન હોય તો તેણે તે રીતિએ સ્વજીવનયોગ્ય સ્વકર્મક્રિયાઓને કરવી જોઈએ અને તદુપરાંત કુટુંબ જ્ઞાતિ સમાજ સંઘ દેશ અને વિશ્વવર્તિજીવોના પરોપકારાર્થે લૌકિક સેવાદિકાર્ય પ્રવૃત્તિયોમા યથાશક્તિએ ભાગ લેવો જોઈએ. આજીવિકાદિ લૌકિક પ્રવૃત્તિયોને વિવેક અને યતનાથી

સેવતા ધર્મકર્મપ્રવૃત્તિયોને પણ સુખપૂર્વક સેવી શકાય છે એ સૂત્ર કદાપિ વિશ્વવ્યવહાર-વર્તુલસ્થિતમનુષ્યને વિસ્મરવા યોગ્ય નથી. જેનામાં ક્રિયાની કિમ્મત આંકવાની શકિત આવી નથી તેનામાં સમયની કિમ્મત આંકવાની શક્તિ પણ ન હોઇ શકે એ બનવા યોગ્ય છે. ક્રિયામાં પ્રવૃત્ત થયા વિના લૌકિક વ્યવહારમાં તથા લોકોત્તર વ્યવહારમાં મનુષ્યની કિમ્મત થઈ શકતી નથી અને તે સ્વપાછળ પોતાનાં અસ્તિત્વસરક્ષક સંતતિબીજકોને મૂકી જવા સમર્થ થઇ શકતો નથી. જે જે લૌકિકોન્નતિકારક જીવન પ્રગતિયો યોગ્ય ક્રિયાઓ હોય અને દ્રવ્યક્ષેત્રકાલભાવત સ્વ અને પરને ઉપકારી તથા કરવા યોગ્ય હોય તો તે ક્રિયાઓને યથાશક્તિ કરવી એ મનુષ્યમાત્રનો લૌકિક આવશ્યક ફરજરૂપ ધર્મ છે; તેનાથી જે વિમુખ રહે છે તે સંસાર વ્યવહારમાં આજીવિકાદિ સામગ્રીઓની સાધનસંપત્તિના અભાવે પશ્ચાત્તાપ-પાત્ર બને છે; અત એવ વ્યવહારકર્મમાર્ગમાં પ્રવર્તકોએ ઉપર્યુક્ત લૌકિક આવશ્યક ક્રિયાઓપ્રતિ લક્ષ્ય દેવું જોઇએ. ત્યાગીઓને પણ દેશકાલાનુસાર સ્વભક્તોની આજીવિકાદિ સાધનસંપત્તિની અનુકૂલતાર્થે લૌકિક જીવન કર્મયોગનો પ્રબોધ કરવો પડે છે. વિદ્યાબલ-ક્ષાત્રબલ-વ્યાપારબલ અને સેવાબલ વગેરે બલોથી જે લોકો વિશ્વમા જીવનદશામાં સાધન-સંપન્ન નથી તેઓ અન્ય મનુષ્યોના દાસ બને છે અને કોઈ વખત તેઓનું અસ્તિત્વ અને તેઓના ધર્મનું અસ્તિત્વ ખરેખર ઇતિહાસના પાને અવશેષ માત્ર રહી શકે છે. વિશ્વવ્યાપક ઉદાર અને સર્વમનુષ્યોને સ્વસ્વસ્થિતિમા અનુકૂલ એવા લૌકિક જીવનકર્મો અને તેઓની ક્રિયાઓ જે દેશમાં અને જે ધર્મમા હોતી નથી તે દેશ અને તે ધર્મ ખરેખર વિશ્વમાં નિર્જીવ જેવો બની જાય છે. વિશ્વમા કોઈ પણ ધર્મ એવો નથી કે જેના આરાધકો ખરેખર લૌકિક કર્મપ્રવૃત્તિને સેવ્યા વિના લૌકિક જીવનમાર્ગમા જીવી શકે. અધિકાર દેશ-કાલ-દ્રવ્ય-ભાવના સાનુકૂલ પ્રતિકૂલ જીવનસંયોગોનો વિચાર કર્યા વિના જે ધર્મના પ્રવર્તકો સંસારસ્થ જીવોને સંસારસ્થ દશામાં લૌકિક જીવન કર્મક્રિયાઓનો સર્વથા ત્યાગ કરવા જણાવે છે તે ધર્મના પ્રવર્તકો અને તે ધર્મારાધકો લૌકિકોન્નતિની અસ્તવ્યસ્ત દશાને પ્રાપ્ત કરીને લૌકિકોન્નતિમાર્ગથી ભ્રષ્ટ થઈ અન્તે ધર્મમાર્ગથી પણ આજીવિકાદિ હેતુઓના અભાવે ભ્રષ્ટ થાય છે. ધર્મપ્રવર્તકો કે જે ધર્મપ્રચારક માર્ગમા પરિત· દ્રવ્યક્ષેત્રકાલભાવથી કુશલ છે તેઓ લોકોને તેમના લૌકિકકર્મપ્રવૃત્તિના અધિકાર પ્રમાણે ધર્મના આચારાદિનો ઉપદેશ આપી તેઓની લૌકિકજીવનકર્મપ્રવૃત્તિનો નાશ કરતા નથી. લોકોએ લૌકિકકર્મપ્રવૃત્તિનો સ્વસ્વાવસ્થાએ નિર્ણય કરીને જીંદગીમા જીવનતત્ત્વોના સંરક્ષણની સાથે ગૃહાવાસમા રહી લોકોત્તર ધર્મકર્મની ક્રિયાઓને સ્વાધિકારે યથાશક્તિ સેવવાનો હેયોપાદેય વિવેક પ્રાપ્ત કરવો જોઇએ ઉપર્યુક્ત વિવેકપૂર્વક સ્વાધિકારે લૌકિક-જીવન કર્મક્રિયાઓને નહિ સેવવામા આવે તો કર્મવ્યવસ્થા ક્રમનિયમિત પ્રવૃત્તિયોના અનેક જીવનમાર્ગોની સ્પર્ધામા જે લોકો સંકુચિતવૃત્તિથી-નિર્વિવેકપ્રવૃત્તિથી-આલસ્યથી અને પ્રાચીન-

થાય છે. લૌકિક જીવનાદિપ્રગતિકારકકર્મપ્રવૃત્તિયોમાં ગૃહસ્થદશામા લોકોને પ્રવૃત્ત થયા વિના છૂટકો નથી અને તેવી પ્રવૃત્તિ વિના તે ગૃહસંસાર ચલાવવાને શક્તિમાન્ થઇ શક્તો નથી. અતએવ સ્વયોગ્ય દેશકાલદ્રવ્યભાવાનુસારે સ્વાધિકાર કર્મપ્રવૃત્તિયોનો વિવેકબુદ્ધિથી હેયાદેયનો નિર્ણય કરી કર્મમાર્ગમા પ્રવર્તવાની આવશ્યકતા સ્વીકારવી જોઇએ. લૌકિક જીવનકાર્ય પ્રવૃત્તિયો ખરેખર દેશકાલાનુસાર અભિનવપર્યાયે પરિણમતી હોવાથી જે જે દેશકાલે જે જે પ્રવૃત્તિયો સ્વાજીવિકાદિ માટે આજુબાજુના સાનુકૂલ સંયોગોએ યોગ્ય હોય તે આદરવી પડે છે. જગત્મા અનાદિકાલથી એ પ્રમાણે કર્મક્રિયાસૂત્ર વહે છે અને અનન્ત કાલપર્યન્ત વહેશે, એમા કંઈ આશ્ચર્ય નથી કારણ કે એ એવા પ્રકારની કુદરતી સ્થિતિ ( નૈસર્ગિક સ્થિતિ ) છે. લૌકિકકર્મ પ્રવૃત્તિયોનો સ્વપિંડમા જેવો અનુભવ કરાય છે તેવો બ્રહ્માંડમાં અનુભવ કરાય છે. જ્યાં સુધી ગૃહદશામા સ્થિતિ છે અને જ્યાં સુધી ઉદરપૂર્તિ આદિની અપેક્ષા છે ત્યા સુધી લૌકિકકર્મપ્રવૃત્તિયોમા ગૃહીઓનો સ્વાર્થે-કુટુંબાર્થે-ત્યાગી સેવાર્થે-જ્ઞાતિ માટે-સમાજ માટે-અને દેશ માટે પ્રવર્તવાનો અધિકાર છે એમ અનેક દૃષ્ટિયોથી સાપેક્ષપણે જે અવબોધે છે તે કર્મપ્રવૃત્તિયોનો હેયાદેયપૂર્વક કરવા અધિકારી બને છે અને એવા ઉપર્યુક્તાધિકારપ્રમાણે લૌકિક ક્રિયાઓ કરવા યોગ્ય છે.

**અવતરણ**—ઉપર પ્રમાણે કહ્યા પછી અધુના ઇષ્ટાનિષ્ટાદિ કર્મનું સ્વરૂપ નીચે પ્રમાણે જણાવવામાં આવે છે.

**અલ્પ પાપ દોષની સાથે મહાપુણ્ય થાય તો તે ઇષ્ટ કર્મ છે.**

**श्लोक.**

**इष्टेतराणि कर्माणि लौकिकानि निबोध वै ।**
**राजसं तामसं कर्म सात्त्विकं त्रिविधं स्मृतम् ॥ ९ ॥**
**तमोरजससत्त्वबुद्ध्या तामसादिविभेदतः ॥**
**विज्ञाय सर्वकर्माणि स्वाधिकारे स्थिरो भव ॥ १० ॥**

**શબ્દાર્થ**—ઇષ્ટ અને અનિષ્ટ એવા લૌકિક કર્મોના બે ભેદ છે. રાજસ તામસ અને સાત્વિક એ ત્રણ પ્રકારના કર્મો અવબોધવા તમોરજસસત્ત્વબુદ્ધિવડે તામસાદિ વિભેદવાળા સર્વ કાર્યો જાણીને સ્વાધિકારે કર્તવ્ય કર્મમા સ્થિર થા

**ભાવાર્થ**—તમોગુણપ્રધાન બુદ્ધિથી જે જે કાર્યો કરાય તે તામસ કર્મો અવબોધવાં;

રજોગુણપ્રધાનબુદ્ધયા જે જે કર્મો કરાય તે રાજસ કર્મો જાણવાં અને સત્ત્વગુણપ્રધાનબુદ્ધયા જે જે કર્મો કરાય તે સાત્વિક કર્મો અવબોધવા. તામસ-રાજસ અને સાત્વિક એ ત્રણ પ્રકારના સર્વ કર્મો જાણીને હે ભવ્યાત્મન્ તું ત્હારા સ્વાધિકારમાં સ્થિર થા. જે જે કર્મો કરવાથી માનસિક-વાચિક-કાયિક અને આત્માની પ્રગતિ થાય, જે જે કર્મો કરવાથી પરિણામે દુઃખોના નાશપૂર્વક સહજ સુખની પ્રાપ્તિ થાય, જે જે કર્મો કરવાથી-દેશની-કુટુંબની-સમાજની-જ્ઞાતિની અને સંઘની આદિ સર્વ જીવોની ઉન્નતિ થાય અને અલ્પદોષે મહાલાભ થાય તે ઇષ્ટ કર્મો જાણવા. જે કર્મો કરવામા દ્રવ્યક્ષેત્રકાલભાવના પરિત સંયોગો વચ્ચે આત્મા સ્વયં મૂકાયો હોય અને તે કરવાથી સ્વાધિકારે ધર્મની સિદ્ધિ થતી હોય તે તે ઇષ્ટ કર્મો અવબોધવાં. જે જે કર્મો કરવાથી વર્તમાનકાલ અને ભવિષ્યમા સ્વને અને અન્યજનોને અત્યંત લાભ થનાર હોય તે કર્મો કરવાની સર્વ પ્રકારની સાનુકૂલ પરિસ્થિતિ પ્રાપ્ત થઈ હોય તે ઇષ્ટકર્મો જાણવાં. વિપત્તિકાલમા અને શાંતિના સમયમા જે જે કર્મો કરવાથી ધર્મ અને કર્મમાર્ગની રક્ષા થતી હોય અને તે કર્મો કરવામા આત્મભોગની આહુતિપ્રદાન કરવું પડતું હોય તે ઇષ્ટકર્મો જાણવા. જે જે કર્મો કરવામાં અનેક પ્રકારની વિપત્તિયો વેઠયા છતાં સત્યધર્મનો માર્ગ ખુલ્લો થતો હોય અને તેમા પ્રાણોનું બલિદાન કરવાનો પ્રસંગ આવે તોયે તે ઇષ્ટકર્મો જાણવાં. જે જે કર્મો કરવાથી દેવગુરુ અને ધર્મની રક્ષા થતી હોય અને અલ્પપાપદોષની સાથે મહાપુણ્ય થતું હોય તો તે ઇષ્ટકર્મો જાણવા. જે કર્મો કરવાથી દુષ્ટોના સંહારપૂર્વક ધર્મિમનુષ્યોનું રક્ષણ થતું હોય તો તે ઇષ્ટકર્મો અવબોધવાં. જે જે કર્મો કરવાથી દેશનું અને પ્રજાનું રક્ષણ થતુ હોય તથા વિદ્યાબલ-કૃષિવ્યાપારબલ આદિનું રક્ષણ થતું હોય તે ઇષ્ટકર્મો અવબોધવા. જે જે કર્મો કરવાથી પરોપકારવડે અન્યનું સંરક્ષણ થાય તે ઇષ્ટકર્મો જાણવા. જે જે કર્મો કરવાથી લૌકિકકર્મોન્નતિમાં આગળ વધી શકાય તે ઇષ્ટકર્મો અવબોધવા-જે જે પ્રવૃત્તિયો લૌકિક દૃષ્ટિએ આત્માને આત્મોન્નતિમાં ઉત્સર્ગમાર્ગથી અને અપવાદમાર્ગથી યોગ્ય હોય અને જેમા તન-મન-ધનનો આત્મભોગ આપ્યાથી સ્વપરનું કલ્યાણ થતું હોય તો તે ઇષ્ટકર્મો અવબોધવા જે કર્મોનો જે અધિકારી ન હોય અને તેની દૃષ્ટિએ તે કર્મો અનિષ્ટ જણાતાં હોય પરન્તુ સ્વાધિકારે સ્વદૃષ્ટિએ લૌકિકવ્યવહારમાં વિવેકવડે તે ઇષ્ટ જણાતા હોય તો તે ઇષ્ટ કર્મો અવબોધવા. જે જે કર્મો જે જે કાલે જે જે દેશમાં આવશ્યક રૂપ અવબોધાતા હોય અને તે ન કરવાથી લૌકિકવ્યવહાર જીવનમાં અનેક પ્રકારની હાનિ થતી હોય અને અન્તે લાભ પણ ન થવાનો હોય અને તે કરવાથી લૌકિકવ્યવહાર જીવનમા અનેક પ્રકારની લાભકારક સામગ્રીઓ પ્રાપ્ત થતી હોય અને તે કર્યા વિના સ્વયોગ્ય લૌકિકજીવન લાભો ન સચવાતા હોય તો તે કર્મો તે દેશે અને તે કાલે ઇષ્ટકર્મો તરીકે સ્વપરજનોને યોગ્ય અવબોધવા. જે કર્મો કરવાથી સ્વાતંત્ર્ય જીવનનું રક્ષણ થતું હોય અને વાસ્તવિક ઉપયોગી પરતંત્રતા પણ રક્ષાતી હોય તો તે કર્મોને ઇષ્ટ તરીકે અવ-

બોધવાં. જે કર્મો કરવાથી આજીવિકાના ઉપાયો સંરક્ષાતા હોય અને તેની પ્રગતિ થતી હોય તો તે લૌકિકદૃષ્ટિએ ઇષ્ટકર્મો અવબોધવા જે કર્મો કરવાથી અન્યોના હુમલાથી સ્વપરનું તથા સમાજ સંઘાદિનું રક્ષણ થાય તો તે ઇષ્ટકર્મો જાણવા જે કર્મો કરવાથી માનસિક-વાચિક-કાયિક અને આત્મિક શક્તિયો પ્રતિદિન વધે અને શારીરિકશક્તિયોની આરોગ્યતા સંરક્ષાય તે કર્મોને શુભકર્મો તરીકે અવબોધવા. જે કર્મો કરવાથી ગૃહસંસારમા સર્વ પ્રકારની સાનુકૂલતા સચવાય અને પ્રતિકૂલતાનો નાશ થાય તે ઇષ્ટકર્મો અવબોધવા જે કર્મો કરવાથી અનેક પ્રકારના વિશ્વમા પ્રસરતા રોગોનો નાશ કરી શકાય અને વિશ્વમનુષ્યોને શાન્તિ સામ્રાજ્યની પ્રાપ્તિ થાય તે ઇષ્ટકર્મો અવબોધવા જે કર્મો અનેકદૃષ્ટિયોના આશયોથી સાપેક્ષતાને ભજતા હોય અને લૌકિકમાર્ગમા સર્વ મનુષ્યોને ઉચ્ચદશા પ્રતિ ઉપયોગી થતાં હોય તે ઇષ્ટકર્મો જાણવા જે કર્મો કરવાથી દાનવીર-ભકતવીર-દેશવીર આદિ વીરોની પદવીઓમા આગળ વધાતું હોય તે ઇષ્ટકર્મો અવબોધવા. જે કર્મો કરવાથી લૌકિક-વ્યવહારપ્રામાણ્ય પ્રતિષ્ઠામા આગળ વધાતુ હોય તે લૌકિકદૃષ્ટિએ શુભ કર્મો જાણવા. જે કર્મો કરવાથી શત્રુઓના દાવપ્રપંચોનો નાશ કરી શકાતો હોય અને અનેક સંકટો સામે યુદ્ધ કરી સ્વેષ્ટ સાધ્યની સિદ્ધિ થતી હોય તો તે ઇષ્ટકર્મો અવબોધવા જે જે કર્મો કાલાનુસારે આર્થિકસ્થિતિની અભિવૃદ્ધિસંરક્ષાર્થે ઉપયોગી હોય તે ઇષ્ટકર્મો અવબોધવા લૌકિકદૃષ્ટિએ ઇષ્ટકર્મોથી જે જે કર્મો વિપરીતરૂપ હોય તે અનિષ્ટ કર્મો અવબોધવા. જે કર્મો દેશ સમાજની અવનતિકારક હોય તે અનિષ્ટ કર્મો જાણવા આત્માની બાહ્યોન્નતિનાશક અને વિશ્વસમાજની બાહ્યોન્નતિનાશક જે જે કર્મો હોય તે અનિષ્ટ કર્મો જાણવા. વિદ્યા-ક્ષાત્રબલ-વ્યાપારહુન્નરકલાદિનાશક જે જે કર્મો કરાતા હોય તે અનિષ્ટકર્મો અવબોધવા. સાંસારિક પ્રગતિમાર્ગમા આગલ વધવામા જે જે અયોગ્ય પ્રવૃત્તિયો થતી હોય તે અનિષ્ટકર્મો અવબોધવા લૌકિક જીવનપ્રગતિમા સ્વાધિકારથી ભિન્ન જે જે કર્મો હોય તેઓને અનિષ્ટકર્મો તરીકે અવબોધવા. અપવાદમાર્ગે આપત્તિકાલે ગૃહસ્થોને સ્વાત્માદિ રક્ષણાર્થે જે જે કર્મો કરવાયોગ્ય હોય અને તે તે કર્મોથી ભિન્ન એવા કર્મો તે તે કાલે કરવામા આવે તો તે અનિષ્ટકર્મો અવબોધવાં ઉત્સર્ગમાર્ગે જે જે દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે જે જે કર્તવ્યકર્મો હોય તેનાથી તે તે દ્રવ્યક્ષેત્રકાલભાવે વિરુદ્ધ એવા જે જે કર્મો કરવામા આવે વા માનવામા આવે તો તે અનિષ્ટ કર્મો જાણવા. જે જે કાલે જે જે ક્ષેત્રે જે જે અવસ્થાએ અને જે જે અધિકારે આર્થિક સ્થિતિ પ્રગતિકારક સ્વયોગ્ય જે જે કર્મો હોય તેનાથી ભિન્ન એવા કર્મો કરવામા આવે તો સ્વયોગ્ય આર્થિક દૃષ્ટિએ તે અનિષ્ટકર્મો અવબોધવા જે જે કાલે જે જે ક્ષેત્રે જે જે અવસ્થાએ જે જે અધિકારે સ્વ અને કુટુંબસમાજ દેશ દેશ વગેરેના રક્ષણના જે જે કર્મો સ્વને તથા સમાજને કરવાયોગ્ય તેઓનો ત્યાગ કરીને તેના બદલે વિરુદ્ધકર્મો કરવામા

આવે તો તે અનિષ્ટ કર્મો જાણવા. જે સમયે મનુષ્ય જે અવસ્થામા મૂકાયો હોય અને તે સમયે તેની ફરજ તરીકે જે જે કર્મો કરવાનો સ્વઅધિકાર હોય તે ન સાચવે અને તે અધિકાર ફરજનો ત્યાગ કરીને અન્ય પ્રવૃત્તિયો કરે તો તેને માટે તે અનિષ્ટકર્મો જાણવા. પ્રથમ સ્વવ્યકિત પશ્ચાત્ ગૃહજન પશ્ચાત્ કુટુંબજન પશ્ચાત્ પોળ પશ્ચાત્ ગામ પશ્ચાત્ જીલ્લો પશ્ચાત્ પ્રાંત પશ્ચાત્ દેશ સમાજ વગેરે પ્રતિ જે જે લૌકિકસ્વાવશ્યક ફરજો બજાવવાની હોય તેનો ત્યાગ કરીને જે મનુષ્ય અન્યથા પ્રવૃત્તિ કરે તો તે અન્યથા પ્રવૃત્તિરૂપ કર્મોને અનિષ્ટકર્મો તરીકે જાણવાં. સર્વ પ્રકારના બળોનું જે હરણ કરે એવા જે જે કર્મો હોય તેઓને અનિષ્ટકર્મો તરીકે જાણવાં. અલ્પ લાભ અને મહાહાનિકારક જે જે કર્મો કરવામા આવે તે તે અનિષ્ટકર્મો જાણીને તેઓનો લૌકિકવિવેક દૃષ્ટિએ ત્યાગ કરવો. લૌકિક ઈષ્ટ વિચારોવડે અને લૌકિક અનિષ્ટવિચારોવડે લૌકિકઈષ્ટાચાર અને અનિષ્ટાચારનો પ્રવાહ પડે છે. લૌકિક ઇષ્ટ વિચારોનું દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવ સ્વરૂપ અવબોધવામાં આવે છે તોજ લૌકિક ઈષ્ટકર્મને દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવે આચરી શકાય છે. લૌકિક ઈષ્ટ વિચારોને જે મનુષ્ય સ્વ અને પર પ્રતિ અધિકારભેદે આજીવિકાદિ હેતુભૂત તરીકે અવબોધે છે તેજ મનુષ્ય લૌકિક ઈષ્ટ કર્મોને સ્વ અને પર પ્રતિ અધિકાર પરત્વે આવશ્યક આજીવિકાદિ નિમિત્ત અવબોધીને કરવા અને કરાવવા સમર્થ થાય છે; અને તેમાં તરતમયોગે યતના સેવનાને શકિતમાન્ થાય છે. લૌકિક જે જે ઇષ્ટ કર્મો હોય છે તે અધિકાર અને અવસ્થાભેદે અનિષ્ટતાને ભજે છે અને લૌકિક જે જે અનિષ્ટ કર્મો હોય છે તેજ કર્મો અધિકાર અને અવસ્થાભેદે ઇષ્ટતાને ભજે છે. કોઈ પણ કાલમા અને કોઈ પણ દેશમા–સ્થાનમા કોઇ પણ કાર્યમાં કોઇ પણ વિધિથી કોઇ પણ અધિકારથી–કોઈ પણ અવસ્થાથી અને પ્રાપ્ત થએલ સાનુકૂલાદિ સંયોગથી જે જે કર્મો કરવામા આવે તેમા સ્વાર્થે ઇષ્ટત્વ અને પરાર્થે ઇષ્ટત્વ–કુટુંબાર્થે ઈષ્ટત્વ–સમાજ અને દેશાર્થે ઈષ્ટત્વ આદિ જે જે ઈષ્ટત્વ જે જે દૃષ્ટિએ અવબોધાતું હોય તે અવલોકવું અને જે જે દૃષ્ટિએ જે જે કર્મોમા અનિષ્ટત્વ અવબોધાતું હોય તે 'નિરીક્ષવું' અને પશ્ચાત્ ઇષ્ટત્વયુકત કર્મોને યથાશકિત આદરવા અને અનિષ્ટકર્મોનો ત્યાગ કરવો. ઈષ્ટાનિષ્ટ કર્મોનો ચારે બાજુએથી વિવેક કર્યા પશ્ચાત્ ઇષ્ટકર્મોની સ્વાત્મવિવેકથી કરેલી નિશ્ચયતા સત્યસુખ સમર્પવા શકિતમાન્ થાય છે. વિવેકપૂર્વક ઈષ્ટાનિષ્ટકર્મોનો વિવેક કર્યા પશ્ચાત્ વિવેકજ્ઞાને જે જે કર્મો કરવામા આવે છે તેમાં પશ્ચાત્તાપપાત્રભૂત થવાનો પ્રાય: પ્રસંગ પ્રાપ્ત થતો નથી અને પ્રાય લાભાર્થે સ્વકર્મ પ્રવૃત્તિરૂપ ફરજને સમ્યક્રૂપણે અદા કરી શકાય છે. અમુક કાર્ય જે કરવા માટે પ્રવૃત્તિ થાય છે તે ઈષ્ટ છે વા અનિષ્ટ છે તેનો પરિપૂર્ણ વિવેક કરવો જોઇએ. ઈષ્ટાનિષ્ટ કર્મનો પરિપૂર્ણ વિવેક કર્યા વિનાની પ્રવૃત્તિ ખરેખર અન્ધ પ્રવૃત્તિ વા સમ્મૂર્ચ્છિમની પ્રવૃત્તિ ગણાય છે અને એવી વિવેકવિનાની

ઈષ્ટાનિષ્ટ પ્રવૃત્તિયોથી સ્વાધિકાર કર્મથી યથાર્થ ફરજ અદા કરી શકાતી નથી અને લૌકિકદૃષ્ટિએ આત્માની પ્રગતિ થઈ શકતી નથી અને લોકોત્તર ધર્મકર્મની પ્રવૃત્તિયોના પણ સ્વાધિકારે અધિકારી થઇ શકાતું નથી એમ લૌકિક કર્મજ્ઞ વિવેકીઓને સમ્યગ્ અવબોધાઇ શકાશે લૌકિકદૃષ્ટિએ ઇષ્ટાનિષ્ટનું સમ્યગ્ સ્વરૂપ નિર્ણીત કર્યા વિના જે જે અંશે અન્ધપ્રવૃત્તિ કરવામા આવે છે તે તે અંશે સ્વની-કુટુંબની-સમાજની-જ્ઞાતિની-ધર્મની અને દેશની અવનતિમા કારણીભૂત થઇ શકાય છે એમ જ્યારે પરિપૂર્ણ નિશ્ચય થાય છે ત્યારે લોકવ્યવહારમાં લૌકિકપ્રગતિના દ્વારો ખુલ્લા થાય છે સ્વબુદ્ધિથી પ્રત્યેક કર્મનુ ઇષ્ટાનિષ્ટત્વ અવબોધ્યા વિના પરજનોની બુદ્ધિના પરતંત્ર બની માનસિકવિચારશ્રેણિએ અન્યોનુ પારતંત્ર્ય ગ્રહી જે મનુષ્યો કર્મપ્રવૃત્તિ કરે છે તે કદાપિ સ્વાત્મ સ્વાતન્ત્ર્યપ્રદ લૌકિક કર્મમા પ્રવૃત્ત થઈ શકતા નથી સ્વાત્મસ્વાતંત્ર્યપ્રદસ્વેષ્ટ-કર્મોને સ્વપ્રજ્ઞાદ્વારા અવબોધીને સંપ્રાપ્ત સ્વાત્મશકિતયોપૂર્વક સેવવા જોઇએ બાહ્યવિશ્વમા શુદ્ધનિશ્ચયનયદૃષ્ટિએ અવલોકતા કોઈ કર્મમા ઈષ્ટત્વ અને કોઈ અકર્મમા અનિષ્ટત્વ દેખાતુ નથી જગતના સર્વ પદાર્થો સ્વાત્માથી ભિન્ન છે જગત્‌ના પદાર્થો વસ્તુત આત્માથી ભિન્ન છે તેથી તેમા ઇષ્ટત્વ અને અનિષ્ટત્વની કલ્પના કરવી એ વસ્તુત ભ્રાન્તિ છે અને તેની પ્રવૃત્તિ કરવી તે પણ ભ્રમાત્મક છે, તથાપિ લૌકિક વ્યવહારદૃષ્ટિએ આજીવિકાદિ નિમિત્તયોગે બાહ્યકર્મોમા ઈષ્ટત્વ અને પ્રતિકૂલ કર્મોમા અનિષ્ટત્વનો આરોપ કરી શકાય છે અને જ્યા સુધી આજીવિકાદિની આવશ્યકતા છે તાવત્ બાહ્યકર્મોમા શુભાશુભની પ્રવૃત્તિ સત્ય ઠરે છે. તત્ત્વજ્ઞાનીઓ આત્મજ્ઞાનવડે લૌકિક બાહ્યકર્મોમા ઇષ્ટાનિષ્ટત્વ માનતા નથી તોપણ લૌકિક આજીવિકાદિ જીવનહેતુઓ માટે અન્તરમાં ઈષ્ટાનિષ્ટત્વની કલ્પનાથી રહિત થયા છતા પણ આજીવિકાદિ હેતુએ બાહ્યવ્યવહારને આવશ્યક ગણી લૌકિકદૃષ્ટિએ ઈષ્ટ ગણાતા એવા ઈષ્ટકર્મોને આચરવાં એ ફક્ત સ્વફરજ માનીને આચર્યા કરે છે અને લૌકિકદૃષ્ટિએ અનિષ્ટ ગણાતા એવા અનિષ્ટ કર્મોનો ત્યાગ કરે છે તેથી તેઓ ઇષ્ટકર્મને આચરતા છતા અને અનિષ્ટકર્મનો ત્યાગ કરતા છતા સ્વફરજને આવશ્યકરૂપ માની પ્રવર્તતા હોવાથી તેઓ રાગાદિના અભાવથી બાહ્યકર્મોનો સ્વાત્માની સાથે સંબધ કરી શકતા નથી; તેથી તેઓ બાહ્યથી કર્મકરણીએ સક્રિય છતા અન્તરથી અક્રિયપણે પ્રવર્તે છે કાર્યોમાં ઇષ્ટાનિષ્ટત્વ ફક્ત લૌકિક વ્યવહારદૃષ્ટિએ ઇષ્ટાનિષ્ટ પરિણામાદિયોગે રૂઢ થએલુ છે. આત્મ-જ્ઞાનીઓ ઇષ્ટાનિષ્ટની કલ્પનાથી રહિત થઇ ઈષ્ટાનિષ્ટ ગણાતા બાહ્યકર્મોમા આદેયહેયભાવે વર્તે છે તેથી તેઓ આકાશની પેઠે અન્તરથી નિર્લેપ રહી કર્મયોગીના ઉચ્ચપદને પ્રાપ્ત કરી શકે છે. સાત્વિકકર્મો રાજસિકકર્મો અને તામસકર્મો એમ લૌકિકકર્મોના ત્રણ પ્રકારે ભેદ પડે છે. સાત્વિક બુદ્ધિને માટે જે યોગ્ય હોય વા સત્ત્વગુણ જેનાથી વધે અથવા

સત્વગુણ બુદ્ધિવડે જે જે કર્મો કરાય છે તેને સાત્વિકકર્મો જાણવાં. જેનાથી રજોગુણની વૃદ્ધિ થાય છે વા જે કર્મો રજોગુણની બુદ્ધિથી કરાતાં હોય તેઓને રાજસિકકર્મો જાણવાં. જેનાથી તમોગુણની વૃદ્ધિ થાય વા જે તમોગુણવૃત્તિથી કર્મ કરાય છે તેને તામસિકકર્મો અવબોધવાં. રજોગુણ બુદ્ધિધારક મનુષ્યો લૌકિક રજોગુણકર્મમાં મુખ્યતાએ પ્રવર્તે છે. તમોગુણ બુદ્ધિધારક મનુષ્યો તમોગુણ પ્રવૃત્તિયોમાં મુખ્યતાએ પ્રવર્તે છે અને સાત્વિકબુદ્ધિધારક મનુષ્યો સાત્વિકગુણયુક્ત લૌકિકકર્મોમાં મુખ્યતાએ પ્રવર્તે છે. રજોગુણ બુદ્ધિધારક મનુષ્યો સ્વયોગ્ય ઇષ્ટ તરીકે રજોગુણકર્મોને માને છે. તમોગુણબુદ્ધિધારક મનુષ્યો મુખ્યતાએ સ્વયોગ્ય ઇષ્ટ તરીકે તમોગુણ વિશિષ્ટકર્મોને માને છે અને તમોગુણી કર્મોમા પ્રવૃત્તિ કરે છે. સત્વગુણબુદ્ધિધારક મનુષ્યો મુખ્યતાએ સ્વયોગ્ય સત્વગુણવિશિષ્ટ કર્મોને માની તેમાં પ્રવૃત્તિ કરે છે. રજોગુણી મનુષ્યોને રજોગુણ પ્રવૃત્તિયોમાં રજોગુણ વૃત્તિયોગે રસ પડે છે. તમોગુણી મનુષ્યોને તમોગુણ પ્રવૃત્તિયોગ્ય તમોગુણ વૃત્તિયોમા રસ પડે છે અને સત્ત્વગુણી મનુષ્યોને સત્ત્વગુણવિશિષ્ટ પ્રવૃત્તિયોમા રસ પડે છે. રજોગુણ તમોગુણ અને સત્વગુણની વૃત્તિયોથી વ્યાપક જીવલોક છે. લૌકિકકર્મોમા પ્રાય' જીવોની રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણયુક્ત વૃત્તિથી પ્રવૃત્તિ થયા કરે છે. રજોગુણી મનુષ્યો રજોગુણ સંપાદ્યકર્મફલ પ્રાપ્ત કરી શકે છે. તમોગુણી મનુષ્યો તમોગુણ સંપાદ્યલૌકિકકર્મફલને પ્રાપ્ત કરી શકે છે અને સત્ત્વગુણી મનુષ્યો સત્ત્વગુણ સંપાદ્યકર્મફલને સંપ્રાપ્ત કરી શકે છે. રજોગુણી મનુષ્યો રાજસિકકર્મોને સ્વેષ્ટકર્તવ્ય તરીકે અવબોધે છે. તમોગુણી મનુષ્યો તામસિકકર્મોને સ્વેષ્ટકર્મો તરીકે અવબોધે છે અને સત્ત્વગુણી મનુષ્યો સાત્વિકકર્મોને સ્વેષ્ટકર્મો તરીકે અવબોધે છે. તથા ઉત્સર્ગ અપવાદ માર્ગથી લૌકિક તથા લોકોત્તર વ્યવહારમા નાનાત્વ-ભિન્નત્વ આદિ પણ મનુષ્યોને હોય છે. રજોગુણી તમોગુણી અને સત્ત્વગુણી મનુષ્યો સ્વરજોવૃત્ત્યાદિ યુક્તકર્મોથી ભિન્ન કર્મોને પરસ્પર અનિષ્ટ તરીકે અવબોધે છે. આવી વૃત્તિભેદે માન્યતા લૌકિકવ્યવહારમા સર્વત્ર અવલોકાય છે. અનાદિકાલથી રજોવૃત્તિ તમોવૃત્તિ અને સત્ત્વવૃત્તિની પ્રવૃત્તિયો પ્રવર્ત્યા કરે છે અને અનન્તકાલ પર્યન્ત વિશ્વમાં પ્રવર્તશે. ધાર્મિક કર્મોના પણ રજસ્તમસ અને સત્ત્વબુદ્ધ્યા ત્રણ ભેદ પડે છે તથા રાજસાદિકર્મોવડે પણ ત્રણ ભેદ અવબોધવા. રજોગુણ અને તમોગુણની વૃત્તિયોને હેય તરીકે સત્ત્વગુણવૃત્તિથી અવબોધવી. રજોગુણી અને તમોગુણી કર્મો એ ક્ષત્રિયયોદ્ધાઓ સમાન છે અને સાત્વિકગુણકર્મો તે બ્રાહ્મણસમાન છે. બ્રાહ્મણની સંરક્ષાર્થે યથા ક્ષત્રિય યોદ્ધાઓની આવશ્યકતા છે તદ્વત્ સત્વગુણ કર્મોનું તમોગુણી કર્મોથી સંરક્ષણ થાય છે. સત્ત્વગુણબુદ્ધિ અને કર્મો એ ક્ષેત્રસમાન છે અને તમોગુણી કર્મો એ વાડના સમાન લેખાય છે. યુદ્ધકર્માદિયુક્ત તમોગુણી મનુષ્યો વિના સત્વગુણી મનુષ્યોનું સંરક્ષણ થઈ શકતું નથી; વિશ્વમા પ્રાય. એવો નિયમ પ્રવર્તાય છે કે રજોગુણી અને તમોગુણી મનુષ્યો બાહ્ય સામ્રા-

જ્યમાં રાજ્ય કરવા સમર્થ થઈ શકે છે અને સત્વગુણી મનુષ્યો પ્રાયઃ રજોગુણી અને તમોગુણી મનુષ્યોથી સંરક્ષી શકાય છે. બાહ્ય વિશ્વના ધર્મ સામ્રાજ્યમાં એકલા સત્વગુણી આદિ મનુષ્યોનું આધિપત્ય હોઈ શકે. બાહ્ય સમષ્ટિમાં રજોગુણને બ્રહ્મા કહેવામા આવે છે, તમોગુણને મહાદેવ કહેવામાં આવે છે અને સત્વગુણને વિષ્ણુ તરીકે કથવામાં આવે છે. કોઇ પણ ધર્મના આરાધક મનુષ્યો રજોગુણીભેદે ત્રિધા હોય છે. એકેન્દ્રિયાદિ સર્વમા રજોગુણી આદિ ત્રણ પ્રકારના જીવો સત્તાએ હોય છે. રજોગુણની તમોગુણની અને સત્વગુણની પ્રવૃત્તિયો સ્વાધિકારે સર્વ જીવોને હોય છે. રજોગુણી અને તમોગુણી મનુષ્યોની લૌકિકોન્નતિ વિશ્વમાં સત્વગુણવિના નભી શકતી નથી રજોગુણી અને તમોગુણી મનુષ્યો કોઈ પણ દેશમાં કોઈ પણ કાલમાં ઉન્નતિના શિખરે સર્વથા પહોંચી શકતા નથી. સત્વગુણી મનુષ્યો લૌકિકોન્નતિનું નીતિવડે પાલન કરી શકે છે. વિશ્વમા તમોગુણ રજોગુણ અને સત્વગુણ સદા પ્રવર્ત્યા કરે છે. કોઇ દેશમા કોઈ કાલમા તમોગુણની પ્રધાનતા હોય છે તો કોઈ દેશમાં કોઈ કાલમા સત્વગુણનું પ્રાધાન્ય અને રજોગુણાદિનું પ્રાધાન્ય ગૌણત્વે પ્રવર્તે છે. જ્યા સુધી સત્વગુણી, રજોગુણી અને તમોગુણી કર્મોમાં ઈષ્ટાનિષ્ટત્વના અને આદેય હેયના વિવેકને સંપ્રાપ્ત કરવામાં નથી આવ્યો ત્યા સુધી કદાપિ કયું કર્મ કર્તવ્ય છે અને કયું કર્મ સ્વાધિકારભિન્નતાએ અકર્તવ્ય છે તેનો નિર્ણય થવાનો નથી અને તેના નિર્ણયજ્ઞાનના અભાવે સ્વાધિકારે સ્વેષ્ટકર્મમાં વસ્તુત પ્રવૃત્તિ થવાની નથી; અત એવ રજોગુણી તમોગુણી અને સાત્વિક કર્મોનું જ્ઞાન અવશ્ય કરવું જોઈએ અને દ્રવ્યક્ષેત્રકાલાદિક યોગે પરિતઃ પરિસ્થિતિઓનો સંપૂર્ણ વિવેક કરી હે મનુષ્ય ! તું સ્વાધિકારે જ્ઞાનોપયોગે નિર્લેપતાપૂર્વક સ્વકર્તવ્ય કર્મપ્રવૃત્તિમા પ્રવૃત્ત થા લૌકિકદૃષ્ટિએ ત્હારા કર્તવ્ય કર્માધિકારનો નિર્ણય કર રજોગુણ અને તમોગુણની બુદ્ધિવિના સ્વાધિકારે બાહ્ય લૌકિક કર્મોને સ્વાધિકારે સાત્વિકવૃત્તિએ કરી શકાય અને તેવી અમુકાપેક્ષાએ દશા પ્રાપ્ત કરી શકાય છે. આત્મજ્ઞાનીઓ તો તેનાથી પણ આગળની સ્થિતિને પ્રાપ્ત કરીને સ્વાધિકારે બાહ્યકર્મપ્રવૃત્તિયોને અદા કરે છે અને તે પ્રવૃત્તિયોને તેઓ રાગદ્વેષથી મુંઝાયા વિના આદરે છે. રજોગુણ અને તમોગુણની વૃત્તિવિના બાહ્યકર્મોને બાહ્યસ્થિતિએ રાજસિક આદિ કર્મો તરીકે મનાતા હોય તો પણ અન્તરથી રજોગુણ તમોગુણવૃત્તિ વિના નિર્લેપપણે ફક્ત અમુક પ્રવૃત્તિયોને સ્વાધિકારે ફરજતરીકે માનીને કરવાની છે-એવુ માની આત્મજ્ઞાનીઓ તે કર્મોને આચરે છે. રજોગુણવૃત્તિ અને તમોગુણવૃત્તિવાળા મનુષ્યો અન્તે લૌકિકપ્રગતિમાર્ગમાથી ભ્રષ્ટ થઇને સત્વગુણવૃત્તિથી પરાઙ્મુખ રહે છે. લૌકિકદૃષ્ટિએ સ્વાત્મરક્ષણાદિ નિમિત્તયોગે રજોગુણવૃત્તિ અને તમોગુણવૃત્તિ કરતા સત્ત્વગુણવૃત્તિથી વિશેષ પ્રાબલ્ય પ્રાપ્ત કરી શકાય છે. કોઈ વખત સત્ત્વગુણવૃત્તિધારક મનુષ્યોને રજોગુણી અને તમોગુણી કર્મો કારણવશાત્ નિર્લેપપણે કરવા પડે છે. રજોગુણવૃત્તિ અને તમોગુણવૃત્તિવાળા

મનુષ્યો સત્ત્વગુણીકર્મની પ્રવૃત્તિને સેવી શકે છે. રજોગુણવૃત્તિના તીવ્ર તીવ્રતર તીવ્રતમ મન્દ મન્દતર અને મન્દતમ આદિ અસંખ્ય ભેદો પડે છે. તમોગુણવૃત્તિના પણ અસંખ્યાતભેદ પડે છે. અને સત્વગુણવૃત્તિના અસંખ્ય પડે છે. કોઈ જીવો સત્વગુણી કર્મ કરે છે અને સત્વગુણવૃત્તિવાળા હોતા નથી. કોઈ જીવો સત્ત્વગુણીવૃત્તિવાળા હોય છે અને કર્મથી રજોગુણી અને તમોગુણીકર્મનું આચરણ કરે છે-એમ દેશ ધર્મ સ્વાત્મરક્ષણ પ્રયોગે અવબોધવું રજોગુણવૃત્તિ તમોગુણવૃત્તિ અને સત્ત્વગુણવૃત્તિ રજોગુણીકર્મ તમોગુણીકર્મ અને સત્ત્વગુણીકર્મ, રજોગુણીઆહાર, તમોગુણીઆહાર, અને સત્ત્વગુણીઆહાર, એમ વૃત્તિ કર્મ અને આહારનું સ્વરૂપ વિશેષતઃ અનુભવગમ્ય કરવા લાયક છે. દેશધર્માદિની રક્ષાર્થે સત્ત્વગુણી મનુષ્યો રજોગુણી અને તમોગુણી મનુષ્યોના યુદ્ધાદિ આક્રમણને નિષ્ફળ કરવા સદા પ્રાબલ્યકારકપ્રગતિપ્રવૃત્તિયોથી તૈયાર રહે છે તેનું કારણ એ છે કે રજોગુણી અને તમોગુણી મનુષ્યોનું બલ યદિ વિશ્વમા વૃદ્ધિ પામે છે તો સત્વગુણી મનુષ્યોના આચારો-ધર્મ અને સ્વાતંત્ર્યનો નાશ થાય છે અને તેઓ તમોગુણી રજોગુણી મનુષ્યોના દાસ બને છે; અતએવ લૌકિકદૃષ્ટિએ સત્ત્વગુણી મનુષ્યોએ રજોગુણી અને તમોગુણી મનુષ્યોથી સ્વવર્ગાદિનું રક્ષણ થાય એવી પ્રવૃત્તિઓને આચરવી.

હવે રજોગુણકર્માદિનું સામાન્યતઃ લક્ષણ દર્શાવે છે.

## ત્રિગુણાત્મક કર્મો.

### શ્લોક.

क्षुद्रादिदोषयुक्तेन चित्तेन यद्विधीयते ।
राजसं कर्म विज्ञेयं मोहाद्दुष्टश्च तामसम् ॥ ११ ॥
रागद्वेषादि निर्मुक्तं फलेच्छासङ्गवर्जितम् ।
ज्ञानिना जितदोषेण प्राप्यते कर्म सात्त्विकम् ॥ १२ ॥
अहंज्ञानी स्वयं ध्यानी कर्त्ताभोक्ताऽस्म्यहं सदा ।
इत्याद्यहं ममत्वेन मुक्तः सात्त्विकयोगिराट् ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—ક્ષુદ્રાદિ દોષયુક્ત ચિત્તવડે જે કરાય છે તે રાજસ છે અને મોહથી દુષ્ટ મનવડે જે કરાય છે-તે તામસ છે, રાગદ્વેષાદિ નિર્મુક્ત ફલેચ્છાસંગવર્જિત એવું જે કર્મ જિતદોષી એવા જ્ઞાનીવડે કરાય છે તે સાત્વિક કર્મ અવબોધવું. હું જ્ઞાની છું હું ધ્યાની છું હું કર્તાભોક્તા છુ ઇત્યાદિ અહંમમત્વથી યુક્ત સાત્વિક યોગી હોય છે.

**વિવેચનઃ**—ક્ષુદ્રતા સ્વાર્થતા કપટ વિશ્વાસઘાત લોભાન્ધતા વિષયલાપટ્ય અજ્ઞાન અને નિન્દાદિદોષોવડે જે જે કર્મો કરાય છે તે રાજસ કર્મો જાણવા. ક્રોધ મોહ વૈર અને ક્લેશાદિ દોષોવડે યુક્ત એવા મનવડે જે કર્મો કરાય છે તે તામસ કર્મો અવબોધવાં ક્ષુદ્રતા તુચ્છતા ક્રોધ માન માયા લોભ ઇર્ષ્યા વૈર નિન્દા અસત્ય વચન વિશ્વાસઘાત દ્રોહ પ્રપંચ અને અહંમમત્વ દોષોથી રહિતપણે જે કાર્યો કરવામા આવે છે તેઓને સાત્વિક કર્મો અવબોધવાં. રજોગુણી તમોગુણી અને સાત્વિકગુણી વૃત્તિયોનો કાર્યોમાં આરોપ કરીને કાર્યોને રાજસ તામસ અને સાત્વિક કર્મો તરીકે પ્રબોધવામાં આવે છે. વિદ્યાકર્મપ્રવૃત્તિ ક્ષાત્રકર્મપ્રવૃત્તિ વૈશ્યકર્મપ્રવૃત્તિ અને સેવ્યકર્મપ્રવૃત્તિ એ ચાર પ્રકારની પ્રવૃત્તિયો પૈકી ગમે તે કર્મપ્રવૃત્તિને સત્વગુણી મનુષ્યો સત્વગુણપ્રધાનતાએ સેવી શકે છે રજોગુણી મનુષ્યો રજોગુણપ્રધાનતાએ સેવે છે અને તમોગુણી મનુષ્યો તમોગુણપ્રધાનતાએ સેવી શકે છે. એકનું એક કર્મ ખરેખર રજોગુણવૃત્તિવાળાને રજોગુણકર્મ તરીકે પરિણમે છે તમોગુણવૃત્તિવાળાને તમોગુણ ફલપ્રદ પરિણામરૂપે પરિણમે છે અને સત્વગુણી મનુષ્યોને સત્વગુણપ્રધાનતાએ પરિણમે છે પ્રશસ્યલોભ પ્રશસ્યક્રોધ પ્રશસ્યમાયા અને પ્રશસ્યમાનાદિધારકોને સત્વગુણની વૃત્તિ ખરેખર વિવેકજ્ઞાને ખીલતી જાય છે. પ્રશસ્ય રાગદ્વેષના પરિણામની સાથે સાત્વિકવૃત્તિનો પ્રારંભ થાય છે અને રાગદ્વેષાભાવે તે સાત્વિકગુણની ઉચ્ચતા પરિપૂર્ણ પ્રકાશે છે. રજોગુણી અને તમોગુણી આહારથી રજોગુણવૃત્તિ અને તમોગુણવૃત્તિની વૃદ્ધિ થાય છે એમ પ્રાય અવબોધાય છે. સત્વગુણી વાતાવરણથી સત્વગુણવૃત્તિ ખીલી શકે છે. ક્ષુદ્રાદિદોષયુક્ત ચિત્તવડે પ્રવૃત્તિ કરનારાઓ રજોગુણી મનુષ્યો કહેવાય છે. રજોગુણી મનુષ્યો સદા સ્વાર્થમા તત્પર રહે છે. વિષયગાર્ધ્યથી તેઓ વિશ્વાસઘાત દ્રોહ અને પ્રપંચોથી અન્તે સ્વાત્માની અવનતિનો ખાડો પોતાના હાથે ખોદે છે. રજોગુણવૃત્તિવાળા મનુષ્યો રજોગુણી સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે પરંતુ તેઓ સત્ય શાતિ પામી શકતા નથી. દ્વેષ વૈર ક્લેશ માન અને પ્રકોપાદિવડે યુક્ત ચિત્તવાળા તામસી મનુષ્યો જ્ઞાનાવરણીયાદિ કર્મોને બાંધે છે અને આત્માના સત્યસુખથી વંચિત રહે છે. આ વિશ્વમાં રજોગુણી અને તમોગુણી મનુષ્યો ઉન્નતિના સત્યસ્વરૂપને પ્રાપ્ત કરી શકતા નથી અને आत्मवत् सर्वभूतेषु એવું સ્વાત્મવર્તન ધારણ કરવાને તેઓ શક્તિમાન્ થતા નથી. રજોગુણી અને તમોગુણી મનુષ્યોને બુદ્ધિ બલાદિ જે જે શક્તિયો મળે છે તે તે શક્તિયોને તેઓ રજોગુણ અને તમોગુણનો વિશ્વમાં પ્રચાર કરવા વાપરે છે યાવત્ આત્મજ્ઞાનની પ્રાપ્તિ નથી તાવત્ રજોગુણ અને તમોગુણની પ્રવૃત્તિયોમા લૌકિકદૃષ્ટિએ સ્વોન્નતિ પ્રબોધાય છે, અને પ્રવૃત્તિ પણ દેશકાલાનુસારે પરિત સંયોગો પામી તેવા પ્રકારની થાય છે. રજોગુણ અને તમોગુણની વૃત્તિવિના લૌકિકજીવનમા પ્રગતિ કરી શકાય છે અને સત્વગુણવૃત્તિથી વિદ્યા રક્ષકબલ વ્યાપારબલ અને સેવાબલથી વિશ્વવ્યવહારમાં

રજોગુણી અને તમોગુણી મનુષ્યોનાપર દાબ રાખી શકાય એવી દેશકાલાનુસારે પ્રવૃત્તિયો પ્રત્યેક મનુષ્યથી અને મનુષ્યસમાજથી સેવી શકાય છે. અતએવ સત્ત્વગુણવૃત્તિને પ્રાપ્ત કરી દેશરક્ષા વિશ્વરક્ષા વિદ્યારક્ષા પ્રવૃદ્ધિ વ્યાપારરક્ષાદિ કાર્યો કરવામાં લૌકિકદૃષ્ટિએ પ્રવર્તવું એ વિશેષતઃ લોકોને હિતકર અવબોધવું. લૌકિકદૃષ્ટિએ સ્વાત્માની પ્રગતિ કરવી એ મુખ્ય વિષયને હૃદયમાં ધારણ કરી ક્રોધ માન માયા અને લોભના અપ્રશસ્યત્વને ટાળી પ્રશસ્યત્વને આદરી નીતિસૂત્રથી સ્વજીવન ઉચ્ચ કરવું એ ખાસ હૃદયમા ધારવા યોગ્ય છે. રજોગુણ અને તમોગુણથી કાયિક વાચિક માનસિક અને આત્મશક્તિયોનો પરિપૂર્ણ વિકાસ થતો નથી; અને રજોગુણ તમોગુણવૃત્તિથી અન્ય મનુષ્યોની કાયિક, વાચિક, માનસિક અને આત્મશક્તિયોનો વિકાસ કરી શકાતો નથી. રજોગુણી અને તમોગુણી મનુષ્યો સત્ત્વગુણના અનુભવને યદિ પ્રાપ્ત કરે તો સત્ત્વગુણની પ્રવૃત્તિના તેઓ રાગી બની શકે; રજોગુણી અને તમોગુણી મનુષ્યો સતસમાગમ અને સદ્બોધથી રજોગુણવૃત્તિયો અને તમોગુણવૃત્તિયોનો અંશે અંશે ત્યાગ કરતા કરતા સાત્વિકગુણવૃત્તિના અન્તે અધિકારી બને છે. રજોગુણવૃત્તિ અને તમોગુણવૃત્તિનો એકદમ નાશ થઇ શકતો નથી. અનાદિકાલથી કર્મના યોગે રજોગુણવૃત્તિયો અને તમોગુણવૃત્તિયોનો આત્માની સાથે સંબંધ થયો છે. જે મનુષ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે તે જડ અને ચેતનનો ભેદ અવબોધે છે અને નામરૂપ મોહના યોગે થતી રજોગુણી અને તમોગુણીવૃત્તિયોને ત્યાજ્ય તરીકે જાણી તેઓનો ત્યાગ કરવા પ્રયત્નશીલ થાય છે; લૌકિકજીવન પ્રગતિદૃષ્ટિએ રાજસિક અને તામસિક વિચારો કરવાની કંઇ પણ આવશ્યકતા અવબોધાતી નથી. અપ્રશસ્ય ક્રોધ માન માયા અને લોભની વૃત્તિયો જેમ જેમ ઉપશાંત થાય છે અને સ્વાધિકારે લૌકિકદૃષ્ટિએ સ્વકર્તવ્યરૂપ ફરજને અદા કરવાની સાત્વિકવૃત્તિએ ઉપયોગિતા અવબોધાય છે ત્યારે સુતાં ઊઠતા બેસતાં અને કોઇ પણ જાતની પ્રવૃત્તિ કરતાં આત્માનું સાધ્યબિન્દુ ખરેખર લક્ષ્ય બહાર રહેતું નથી. લૌકિકદૃષ્ટિએ જે જે સ્વફરજો ગૃહાવાસમા સર્વ મનુષ્યોને અદા કરવાની હોય છે તેમા પ્રવર્તતા રજોગુણ અને તમોગુણવૃત્તિનો પરિહાર કરતા નિર્બલતા પ્રાપ્ત થવાની અને અન્ય રજોગુણી તમોગુણી મનુષ્યોથી પરાજિત થવાની શંકા કદી કરવી નહિ. લૌકિકદૃષ્ટિએ સ્વકર્તવ્યફરજોને અદા કરવામા જે જે અંશે સાત્વિકતાને ભજવામાં આવે છે અને રજોગુણ તમોગુણવૃત્તિને જે જે અંશે પરિહરવામા આવે છે તે તે અંશે આત્માની શક્તિયોની વૃદ્ધિ થાય છે અને સ્વસમાજ દેશ ધર્મ અને સંઘ વગેરેનું વાસ્તવિક શ્રેયઃ સાધી શકાય છે એમ અનુભવપૂર્વક અવબોધવાની આવશ્યકતા છે. રજોગુણ અને તમોગુણના આસેવનથી વિષયો અને મોહવૃત્તિયોના દાસ બની શકાય છે. જે મનુષ્યો મોહવૃત્તિયો-દ્વારા વિષયોના દાસ બનીને આત્માને પરતન્ત્ર કરે છે તેઓ વિશ્વમા સ્વાતંત્ર્યનું

સ્થાપન કરવાને વ્યવહાર અને નિશ્ચયત· સમર્થ થઇ શકતા નથી. કર્તવ્યકાર્યોને સ્વ-ફરજનાયોગે અદા કરવામા અભિમાન ક્રોધ લોભ અને માયા કરવાની કંઇ પણ જરૂર નથી. રાજ્ય વગેરે તંત્રોને સાત્વિકગુણવૃત્તિથી સમ્યગ્ આસેવી શકાય છે. યુદ્ધાદિ કાર્યોમાં સત્વગુણવૃત્તિવાળા મનુષ્યો વિજયી બને છે. બીકણ-બાયલા બની જવું એનું નામ સત્વગુણવૃત્તિ નથી. જે જે અંશે સત્યનિષ્ઠા પ્રમાણિકતા નિર્ભયતા આત્મભોગ પરમાર્થપ્રવૃત્તિ, દાક્ષિણ્ય, સેવા, ભક્તિ, દયા, વિજ્ઞાન, વિવેક, સમ્યકત્વ, મન, વચન અને કાયિક શક્તિયોનું વ્યાયામપૂર્વક આરોગ્ય દ્રવ્યક્ષેત્રકાલભાવનું જ્ઞાન દક્ષત્વ શૌર્યશક્તિપ્રાકટ્ય આચારવિચારશુદ્ધિ હૃદયનું ઔદાર્ય દાન બ્રહ્મચર્ય શક્તિની વૃદ્ધિ આત્મજ્ઞાનપ્રકાશ ખેદહિતપ્રવૃત્તિ બાહ્યકર્મફલેચ્છાત્યાગ આત્મવત્‌વિશ્વભાવનાની વૃદ્ધિ સમતા સંતોષ વિદ્યા અનેક પ્રકારની વિદ્યાનું પઠનપાઠન સંરક્ષકશક્તિપ્રગતિ પરોપકારભાવનાની વૃદ્ધિ સૌજન્યભાવની વૃદ્ધિ અભેદભાવનાની વૃદ્ધિ કલ્યાણકારક વિચારોની વિસ્તીર્ણતા પરસ્પર સાહાય્યપ્રદત્વ ઔચિત્યજ્ઞત્વ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પુણ્યકર્મ કરવાની પ્રવૃત્તિ આત્મગુણોનો વિકાસ સાપેક્ષનયજ્ઞાન ત્યાગભાવ નિરહંવૃત્તિ અને તટસ્થત્વ રહેવાની શક્તિ ખીલે છે તે તે અંશે મનુષ્ય સાત્વિકવૃત્તિવાળો કહી શકાય છે.

જેમ જેમ મનુષ્ય આત્મા અને પરમાત્માના અનુભવ જ્ઞાનમાં આગળ વધે છે અને ઉપર્યુક્ત સત્વગુણોને જે જે અંશે ગ્રહે છે તે તે અંશે તે રજોગુણ અને તમોગુણવૃત્તિયોને પરિહરી લૌકિકપ્રગતિમા ઉચ્ચ બની વિશ્વની ઉચ્ચતા કરવા સ્વભાવે સમર્થ થાય છે. જે મનુષ્યો ગૃહવાસમા રહ્યા છતા અને પોતાને સાત્વિકગુણી માનતા છતા લૌકિકવ્યવહારમા પડતીને પામે છે તો તત્સબંધી અવબોધવું કે તે મનુષ્યો સાત્વિકગુણના ખરેખરા સેવક બન્યા નથી જો તેઓ વસ્તુત સાત્વિકગુણસેવક બન્યા હોય તો લૌકિકવ્યવહારદૃષ્ટિએ વિશ્વમા સર્વોત્તમ ગણાયાવિના અને અન્ય મનુષ્યોના સ્વામી બન્યા વિના રહેત નહિ. સમ્યકત્વજ્ઞાન પ્રાપ્તિપૂર્વક સાત્વિકગુણની ભૂમિકામા વિહાર કરીને ઉચ્ચ પ્રદેશોનો અનુભવ કરી શકાય છે. વિશ્વજીવોનું પરસ્પરહાનિત્વ ખરેખર રજોગુણ અને તમોગુણરૂપ મોહનીયવૃત્તિયોથી થાય છે એમ જ્યારે અનુભવમા આવે છે ત્યારે સાત્વિકગુણનું વસ્તુત આસેવન થઈ શકે છે રજોગુણ અને તમોગુણવૃત્તિયોથી ભૂતકાલમા અનેક મનુષ્યોની પડતી થઇ વર્તમાનમા થાય છે અને ભવિષ્યમા થશે. રજોગુણી અને તમોગુણી મનુષ્યો પરસ્પર એક બીજાની શક્તિયોનો નાશ થાય એવા વિચારો અને પ્રવૃત્તિયો કર્યા કરે છે રજોગુણી અને તમોગુણી મનુષ્યો પરસ્પર સંક્લેશ કરી અવનતિના માર્ગમા ગમન કરે છે. સત્વગુણી મનુષ્યો સાત્વિકવૃત્તિવાળા વિચારો અને આચારોથી આત્માનું અનેક પ્રકારનું બળ એકઠુ કરે છે અને તેનો વિવેકદૃષ્ટિપૂર્વક ઉપયોગ કરે છે તેથી તેઓ અલ્પહાનિ અને મહાલાભ મેળવવા વિશ્વમા શક્તિમાન્ થાય છે. રજોગુણી અને તમોગુણી મનુષ્યો ભલે સ્વને સ્વતંત્ર માને

પરંતુ તે વસ્તુતઃ મોહવૃત્તિયોના ગુલામ હોય છે અને તેથી તેઓ આત્માની શક્તિયોની વૃદ્ધિ કરવા સમર્થ થતા નથી ભારત અને યુરોપની યાદવાસ્થલીની પેઠે રજોગુણી અને તમોગુણી મનુષ્યો પરસ્પર પોતપોતાનો નાશ કરે છે તેમા રજોગુણવૃત્તિ અને તમોગુણવૃત્તિનો હાનિકર સ્વભાવ છે એમ અવબોધવું. રજોગુણી અને તમોગુણી મનુષ્યો અપ્રશસ્યકષાયની સેવના કરીને કષાયના વશમા ફસાઇ જાય છે. જે મનુષ્યો મન ઉપર કાબૂ મેળવવા માટે શક્તિમાન્ થાય છે અને પોતાની ઇન્દ્રિયો પર કાબૂ મેળવવા શક્તિમાન્ થાય છે તે મનુષ્યો સાત્વિક ગુણના અધિકારી થાય છે. જે મનુષ્ય પોતાના મન-વાણી અને કાયાના યોગને પોતાના વશમા રાખી શકતો નથી અને મન-વાણી-કાયાની શક્તિયોનો લૌકિકવ્યવહારમાં સમ્યગ્ ઉપયોગ કરી જાણતો નથી તે મનુષ્ય સાત્વિકશક્તિયોની ઝાંખીનો અનુભવ કરી શકતો નથી. અતએવ રજોગુણ અને તમોગુણવૃત્તિના ત્યાગપૂર્વક સાત્વિકવૃત્તિ સંસેવક બનીને લૌકિકવ્યાવહારિકકર્મોને સ્વાધિકારપૂર્વક દ્રવ્યક્ષેત્રકાલભાવપૂર્વક સ્વફરજને જ ફક્ત અગ્રગણ્ય ગણી વિવેકપૂર્વક કરવા જોઇએ. સાત્વિકજ્ઞાનીઓ કેવી સ્થિતિથી સાત્વિકકર્તવ્ય-કર્મોને કરે છે તે નીચે મુજબ જણાવે છે. સાત્વિકજ્ઞાનીઓનું રાગદ્વેષનિર્મુક્ત અને ફલેચ્છાવર્જિત લૌકિકકર્મ હોય છે. રાગદ્વેષવૃત્તિરહિતપણે જે લૌકિકકર્મ કરવામા આવે છે તે કર્મમા રાગદ્વેષરાહિત્યનો ઉપચાર કરીને તેને રાગદ્વેષવિનિર્મુક્ત એવા વિશેષણથી કથવામા આવે છે. આત્મજ્ઞાનીઓ કોઈ લૌકિકકર્તવ્યકર્મમાં રાગને પણ ધારણ કરતા નથી અને તેમજ દ્વેષને પણ ધારતા નથી. લૌકિકકર્તવ્યકર્મોને ફક્ત સ્વ-ફરજથી કરવાની જરૂર છે તેમા રાગ ધારણ કરવાથી અને દ્વેષ ધારણ કરવાથી ઉલટું સંસારમા બંધાવાનું થાય છે, અને સ્વફરજદૃષ્ટિથી જે કંઈ કરાય છે તેના કરતાં વિશેષ કાર્યસિદ્ધિ કંઇ કરી શકાતી નથી. લૌકિકકર્તવ્યકર્મોને કરતા તેનાથી થતા ફલની ઇચ્છાને જ્ઞાનીઓ ધારણ કરતા લૌકિકકર્તવ્યકર્મદૃષ્ટિએ જે જે લૌકિકકર્મો કરવાનાં હોય છે તે લૌકિકકર્તવ્યકર્મદૃષ્ટિએ ફલેચ્છાસંગરહિતપણે કરવા જોઇએ. લૌકિકકાર્યો કરવાને માટે લૌકિકકર્તવ્યકર્મદૃષ્ટિએ પ્રવર્તવાની જરૂર છે. જે જે કાર્યો કરવામા આવે છે તેમાં ફલની ઇચ્છા રાખવાની કંઈ જરૂર નથી. શુભાશુભ પરિણામે શુભાશુભ ફલની ઇચ્છા ધારણ કરતાં જે જે ફલો ઇચ્છવામા આવે છે તેના પર રાગ અને જે અનિષ્ટ ફલો થવાના હોય તેના પર દ્વેષ પ્રકટે છે અને તેથી શુભાશુભ પરિણામ અને કર્તવ્યકર્મફલની પ્રાપ્તિ થતા હર્ષ અને અપ્રાપ્તિએ ખેદ-શોક વગેરે પરિણામોથી આત્માને ભવબંધનમા ફસાવું પડે છે. શુભાશુભ પરિણામવડે શુભાશુભ ફલની કલ્પના યાવત્ છે-તાવત્ સંસાર છે અને લૌકિકકર્તવ્ય-કર્મમા વિવેકજ્ઞાને શુભાશુભફલપરિણામ વિના પ્રવર્તવાથી સંસારનો સંબંધ નથી એમ શુભાશુભપરિણામરહિતનિર્લેપદૃષ્ટિએ અવબોધવુ. ફલની ઇચ્છા રાખ્યા વિના લૌકિકકર્તવ્ય-કર્મોથી-એક તો ફલેચ્છાથી નિ સંગ નિર્લેપ રહેવાય છે અને બીજું કર્તવ્યકર્મની સિદ્ધિમા

પ્રયત્ન કરી તેની સાધ્યતા કરી શકાય છે અને કર્તવ્યકર્માન્તે હર્ષ શોકથી વિમુક્ત રહેવાય છે. લૌકિકદશામા યાવત્ સ્થિતિ છે તાવત્ લૌકિકવ્યવહારદષ્ટિએ તેની પ્રવૃત્તિ કર્યા વિના છૂટકો થતો નથી તેથી ગૃહાવાસમાં સ્થિતિ કરનારાઓ નિષ્કામદષ્ટિથી પ્રવૃત્તિ કરે છે. જેણે રાગદ્વેષને અમુકાંશે જીતેલા છે તે જિતદોષ કહેવાય છે. જિતદોષજ્ઞાનીવડે સાત્વિકકર્મો અર્થાત્ રાગદ્વેષ કામનારહિતપણે વિદ્યાપ્રાપ્તિકર્મ–ક્ષાત્રકર્મ–વૈશ્યકર્મ અને સેવ્યકર્માદિ કર્મો કરી શકાય છે. કપિલકેવલીએ પાંચસે ચોરોની આગળ લૌકિકકર્મરૂપ નાટ્યગાન કર્યું હતું. ચોરોની આગળ નાટક કરતા કપિલકેવલીનું લૌકિક આવશ્યક કર્મફરજને અદા કરી હતી. કપિલકેવલીનું નાટ્યકર્મ તે સાત્વિકકર્મ તરીકે રાગદ્વેષરહિતપણે અવબોધવું. પરિપૂર્ણ રાગદ્વેષરહિત એવા કપિલકેવલીએ લૌકિક નાટ્યકર્મ સેવ્યું તેમાં તેમણે દ્રવ્યક્ષેત્રકાલભાવે લૌકિકકર્મ કરવાની પ્રવૃત્તિની આવશ્યકતા અવબોધી હતી. સાત્વિક મનુષ્યો અહંમમત્વ-વૃત્તિરહિતપણે લૌકિક કર્તવ્યકર્મોને એક પોતાની ફરજ માનીને જ કરે છે. અહંમમત્વ વૃત્તિનો ત્યાગ કરવાપૂર્વક જે જે કર્તવ્યકર્મો થાય છે તેથી તે કર્મોને પણ ઉપચારથી સાત્વિકકર્મો તરીકે કથવામા આવે છે. તથા જે કર્મો કરવામા સાત્વિકભાવના વર્તે છે તે કર્મોને સાત્વિકકર્મો કથવામાં આવે છે. આત્મજ્ઞાની જે હોય છે તે રજોવૃત્તિ અને તમો-વૃત્તિરૂપ દોષોને જીતી શકે છે. આત્મજ્ઞાનીઓ રાગદ્વેષના ત્યાગપૂર્વક લૌકિકદશામા લૌકિકઆવશ્યકકર્મપ્રવૃત્તિયોને આચરતા હોવાથી તેઓ સંસારમા અપુનર્બંધકની સ્થિતિને પ્રાપ્ત કરી આત્મોન્નતિ વિકાસક્રમમાં દરરોજ આગળ વધ્યા કરે છે લૌકિકકર્મોને તો અખિલ વિશ્વવર્તિ મનુષ્યો આચરે છે પરન્તુ રાગદ્વેષરહિતપણે સ્વફરજને પ્રભુની આજ્ઞારૂપ અવ-બોધી તેમા પ્રવૃત્ત થનાર વિરલ આત્મજ્ઞાનીઓ હોય છે એમ અવબોધવું. જેમ જેમ નિર્લેપકર્મ પ્રવૃત્તિ કરનારા મનુષ્યોની સંખ્યામા વૃદ્ધિ થાય છે તેમ તેમ વિશ્વની સાર્વીય વાસ્તવિક ઉન્નતિ થયા કરે છે. જેમ જેમ વિશ્વમા આત્મજ્ઞાનીઓની સંખ્યામાં વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ સાત્વિકકર્મયોગીઓવડે પૃથ્વી શોભાયમાન થતી જાય છે. એક તરફ આત્માના શુદ્ધ સ્વરૂપના ઉપયોગમા રહેવું અને બીજી તરફથી વિશ્વવર્તિ લૌકિક કર્તવ્ય-કર્મોને સ્વફરજાનુસારે કર્યા કરવા એ કંઈ સામાન્ય બાબત નથી ઉચ્ચ કર્મયોગીની દશાને પ્રાપ્ત કરવાને માટે અન્ત કરણપૂર્વક પ્રયત્ન હોય તો આવી દશા પર સ્થિત થવાય છે એમ મનુષ્યો અનુભવદષ્ટિથી અનુભવશે તો તેમને અવબોધાયા વિના નહિ રહે. આત્મજ્ઞાનીઓ **अहं ज्ञानी, अहं ध्यानी, अहं कर्त्ता, अहं भोक्ता इत्यादि**મા થતી અહંવૃત્તિથી મુક્ત થાય છે તેથી પોતાની શક્તિયો માટે પોતાને અભિમાન પ્રકટતો નથી. જ્ઞાનીકર્મયોગીઓ અવબોધે છે કે બાહ્યકર્ત્તવ્યકર્મો ખરેખર બાહ્ય વ્યવહારે કારણ સામગ્રીએ થયા કરે છે અને આત્મિક કર્તવ્યકર્મો આન્તરિક ભાવ પ્રમાણે થયા કરે છે તેથી તેમા જે સ્વાભાવિક ધર્મ પ્રમાણે

થાય છે તેમાં અહંકાર કરવાની કંઇ આવશ્યકતા નથી. મારો આત્મા નિરંજન નિરાકાર છે. સ્ફટિક રત્નવત્ અન્તરમા રહેલ આત્માની નિર્મલતા છે. તે કોઈ બાહ્ય વસ્તુનો ખરેખર કર્ત્તા પણ નથી તેમજ બાહ્ય જડ વસ્તુઓનો ભોક્તા પણ નથી. કર્મપ્રયોગે આત્માએ શરીર ધારણ કરી પંચેન્દ્રિયોની પ્રાપ્તિ કરી છે. મન-વાણી વગેરે શક્તિયો મેળવી છે તે શક્તિયોદ્વારા આત્માની ઉન્નતિ કરવાની છે. ઇન્દ્રિયોવડે બાહ્ય વસ્તુઓને આત્માની પ્રગતિ થાય એવી રીતે ઉપયોગમાં લેવાની છે પરન્તુ નામરૂપના યોગે બાહ્યવસ્તુઓ અહંમમત્વાદિ પરિણામથી બંધાઇને આત્માની મધ્યસ્થતા ચૂકવાની નથી એમ ખાસ ઉપયોગ રાખવાની જરૂર છે મન-વાણી અને કાયા દ્વારા કોઇ પણ લૌકિક કર્તવ્ય કર્મો કરતાં મગજની સમતોલના રાખવાની ખાસ જરૂર છે. બાહ્યકર્તવ્યકર્મસામગ્રીઓના અનેક સંયોગોમાં આવીને બાહ્યફરજ અદા કરવી એટલુંજ માત્ર લક્ષ્યમાં રાખી અન્તરથી નિર્લેપ રહી આત્મશક્તિયોને જાગ્રત્ કરવી એવા આત્મપ્રગતિમાર્ગને શુદ્ધોપયોગમાં સ્થાપન કરવો જોઇએ. બાહ્યવસ્તુઓને લૌકિકદૃષ્ટિએ બાહ્યજીવનાદિકારણોએ ઉપયોગમા લઇ શકું અને તે માટે કર્તવ્યકર્મોને કરી શકું; પરન્તુ બાહ્યવસ્તુઓમાં હું તું અહંમમત્વ આદિ પરિણામથી બંધાઉં નહિ એજ આત્માની તટસ્થતા ક્ષણ માત્ર પણ વિસારવા યોગ્ય નથી. બાહ્યલૌકિકકર્તવ્યકર્માધિકારે સ્વફરજ પ્રમાણે બાહ્યલૌકિક કર્તવ્યકર્મોને વિવેકદૃષ્ટિથી કરતાં ચેડા મહારાજની પેઠે આવશ્યક કર્તવ્ય રણસંગ્રામથી બાહ્યપ્રાણનો નાશ થાય તો ભલે થાઓ પરન્તુ પાછો ન હઠી શકું-એમ નિર્ભયદૃષ્ટિ ધારણ કરીને લૌકિકકર્તવ્યકર્મમા પ્રવર્તવાની જરૂર છે. સાત પ્રકારના ભયમાથી કોઇ પણ ભયથી લૌકિકકર્તવ્યકર્મો કરતાં ગૃહાવાસસ્થિતિના અધિકારને બજાવતા પાછો ન હઠી શકું અને અન્તરમા બાહ્યકર્મો સંબંધી વિકલ્પ સંકલ્પ ખેદને ન ધારણ કરી શકું એવો મારો બાહ્ય વ્યાવહારિક કર્તવ્યધર્મ છે. બાહ્યલૌકિકકર્તવ્યકર્મોને બાહ્યાધિકાર પ્રમાણે કરવાની જરૂર છે પરન્તુ આત્માના શુદ્ધોપયોગે આત્માની તટસ્થતા અને સાક્ષીપણું અન્તરમાં ખાસ રાખવાનું છે કુમારપાળરાજાએ હાથીની અંબાડી પર ષડાવશ્યક ક્રિયાને કરીને બાહ્ય ક્ષાત્રકર્મની ફરજને અદા કરી હતી. સ્વાધિકાર ફરજને અદા કરતા શરીર વગેરેના મમત્વનો ત્યાગ કરવો જોઇએ. જે જે અંશે શરીર મમત્વ અને કાર્યમમત્વનો ત્યાગ થતો જાય છે અને સ્વફરજને અદા કરવામાં લૌકિકકર્મપ્રવૃત્તિ થયા કરે છે તે તે અંશે અન્તરમા ત્યાગ નિસ્સંગ અને નિરહંભાવ વૃદ્ધિ પામતો જાય છે. અમુક કાર્યને અમુક લૌકિક પ્રયોજનથી કરવાનું છે અને તેથી અમુક જાતની લૌકિક જીવનપ્રગતિ થવાની છે અને તે કર્મ કરવાની બાહ્યથી મારી પર ફરજ આવી પડેલી છે તે બજાવવીજ જોઇએ એમ અનુભવ કરીને લૌકિકકર્તવ્યકર્મોમા પ્રવર્તતા અન્તરથી નિર્લેપ રહેવું જોઇએ. આર્થિકાદિ સ્થિતિયો સુધારવા, શારીરિકાદિ સ્થિતિયો સુધારવા, આજીવિકાદિના જે જે હેતુઓ હોય તેમા પ્રવૃત્ત થવા મારા અધિ-

કારની ફરજ પ્રમાણે મારે નિરહંવૃત્તિથી પ્રવર્તવું જોઇએ; પરન્તુ તેથી મારે સ્વફરજને બજાવતાં કોઇ જાતની બાહ્ય વ્યવહાર પ્રમાણે ખામી ન રાખવી જોઇએ. બાહ્ય લૌકિક આવશ્યકે જે જે કર્મોની પ્રવૃત્તિયો કરવાની છે તે યદિ બાહ્યસ્વાધિકાર પ્રમાણે ન કરવામાં આવે તો એક તો સ્વાધિકાર ફરજથી ભ્રષ્ટ થવાય, આત્મશક્તિમા મન્દતા આવે; આત્મજ્ઞાન પર તેથી લોકોની અરુચિ પ્રગટે; અને ધર્મસત્તાનો નાશ થાય તથા બાહ્ય આવશ્યક લૌકિકકર્મોની પ્રવૃત્તિના અભાવે જે જે વસ્તુઓની અગવડતા ટળે તેના યોગે ચિન્તા શોક મોહ અને પરની આશામાં દાસત્વ વેઠવાનો પ્રસંગ આવે. યાવત્ ગૃહાવાસમાં રહેવાનું થાય તાવત્ લૌકિક આવશ્યક કર્તવ્ય કાર્યોને ન કરવામા આવે તો તેથી સ્વફરજથી ભ્રષ્ટ થતાં અન્ય લોકોને પોતાના વ્યાવહારિક પ્રામાણ્ય કર્તવ્ય કર્મનો વિશ્વાસ ન આવે અને તેથી લોકો પર પ્રામાણ્ય વર્તનની છાપ ન પડે. આ પ્રમાણે અનેક પ્રકારના દોષો ઉત્પન્ન થવાથી યાવત્ ગૃહાવસ્થામાં સ્થિતિ થાય તાવત્ ગૃહાવાસના ઉચિત વિવેકે કર્તવ્ય કર્મોને સ્વાધિકારે બજાવવાની જરૂર છે. મારો આત્મા નિષ્ક્રિય નિરાકાર છે, બાહ્ય જડવસ્તુઓ આત્માની કોઇ કાલે થઈ નથી, થતી નથી અને ભવિષ્યમાં થવાની નથી તેથી બાહ્ય વસ્તુઓની અહંતા-મમતા રાખવીએ તો મારો આત્મિક ધર્મ નથી; તથાપિ લૌકિક વ્યવહારદષ્ટિએ શરીરાદિ જીવનહેતુઓભૂત બાહ્યોપયોગી વસ્તુઓને બાહ્યાધિકારે ઉપયોગમાં લેવાની જરૂર છે; પરન્તુ તેમાં લેપાવાની જરૂર નથી. આત્મા વસ્તુત અનામી તથા અરૂપી છતાં કર્મસંબંધે નામ તથા અનેક પ્રકારના રૂપોને ધારણ કરે છે તેથી તે અરૂપી અનામી એવું સ્વસ્વરૂપ ભૂલી વિશ્વવ્યવહારમા પ્રવર્તતો છતો નામ તથા રૂપના મોહથી મુંઝાઇને અહંમમત્વના મોહ માર્ગમાં બાહ્યથી અને અન્તરથી વહ્યા કરે છે નામ અને રૂપ એ આત્માનો શુદ્ધ પર્યાય નથી તેથી આત્મજ્ઞાનીઓ પોતાને વિશ્વમાં અનેક નામોની ઉપાધિયોએ પ્રસિદ્ધ થએલો જાણતા છતાં પણ તેમા અનામી એવું આત્મસ્વરૂપ ઉપયોગમા રાખીને મુંઝાતા નથી; તેમજ શરીરાદિ અનેકરૂપી પર્યાયો જો કે કર્મના યોગે આત્માના સંબંધમાં આવ્યા છે; છતાં તેઓ વસ્તુતઃ આત્માના શુદ્ધ પર્યાયોથી ભિન્ન હોવાથી તેમા રતિ અને અહંવૃત્તિ ધારણ કરીને મુંઝાતા નથી. નામરૂપના પર્યાયો અખિલ વિશ્વમા સર્વત્ર છે પરન્તુ તેઓ આત્માથી ભિન્ન હોવાથી તેઓમાં રાગદ્વેષના પરિણામને ધારણ કરવો એ કોઇ રીતે ઉપયોગી ન હોવાથી જ્ઞાનીઓ બાહ્ય લૌકિક વ્યવહાર પ્રમાણે નામરૂપી બાહ્ય લૌકિક જીવનઉપયોગિતાએ ઉપયોગ કર્યા છતાં પણ તેઓમા મુંઝાતા નથી. લૌકિક વ્યવહાર દષ્ટિએ નામરૂપના વ્યવહારની પ્રવૃત્તિને આચર્યા વિના કોઇ પણ મનુષ્યને કોઇ પણ રીતે ચાલતું નથી; પરન્તુ લૌકિક વ્યવહાર દષ્ટિ પ્રમાણે નામરૂપના અનેક પ્રકારના પર્યાયોના સબંધમા આવતા છતાં અને તેના વ્યવહારની પ્રવૃત્તિ આચર્યા છતા અન્તરથી નામરૂપથી નિર્લેપ રહેવું એ પ્રમાણે લૌકિકકર્મયોગમાં ઉચ્ચ થવાની જરૂર છે. નામરૂપનો વ્યવહાર તો ધર્મની વ્યવહારદષ્ટિએ

પણ સિદ્ધ થાય છે; પરન્તુ તેમાં ક્રોધ માન માયા લોભ ઇર્ષ્યા નિન્દા શોક રતિ અરતિ અને કલેશાદિ પરિણામને ધારણ કરવાની કોઈ પણ જાતની જરૂર નથી. નામરૂપમાં રાગદ્વેષ અને અહંવૃત્તિદ્વારા ભુલાવો જો ન થાય તો અન્ય રીતે ભૂલ થવાની નથી. સોમલ વગેરે વિષના વ્યાપારીઓ તેનો ઉપયોગપૂર્વક વ્યાપાર કરે છે તેથી તેમને કોઇ જાતની હાનિ થતી નથી; તદ્વત્ લૌકિક કર્મ પ્રવૃત્તિયોને આચરતાં નામરૂપના વ્યવહારની પ્રવૃત્તિ થતાં તેથી સ્વાત્મરૂપ ન ભૂલાય એવા શુદ્ધોપયોગે વર્તતાં કોઇ પણ રીતે હાનિ થતી નથી; ઊલટું લૌકિકકર્મની પ્રવૃત્તિથી લૌકિક આવશ્યક કર્મોની સિદ્ધિ થતાં લૌકિક વ્યવહારનું જીવન પણ સમ્યગ્રીતે પ્રવર્તવાથી અનેક પ્રકારના સંકલ્પવિકલ્પ ચિંતાઓથી મુક્ત થવાપૂર્વક લોકોત્તર ધર્મવ્યવહાર કર્મોમાં પણ સમ્યક્ પ્રવૃત્તિ થયા કરે છે. **उपयोगे धर्म** એ વાક્યનો ભાવાર્થ હૃદયમા ધારણ કરીને લૌકિકકર્મોને લૌકિક કર્મ વ્યવહાર પ્રમાણે વર્તી કરવાં જોઇએ એમ ગૃહસ્થ જ્ઞાનીઓએ અન્તરમાં ખરેખર ઉપર્યુકત બાબતનો અનુભવ કરીને પ્રવર્તવું. શ્રી ઋષભદેવભગવંતે ગૃહસ્થ દેહમાં ગૃહસ્થની લૌકિક કર્મ ફરજ પ્રમાણે વર્તીને વિશ્વ મનુષ્યોને અનેક પ્રકારની શિલ્પાદિ કળાઓ શીખવી હતી કે જેનાથી જીવોના પર ઉપગ્રહાદિપૂર્વક અન્ય સ્થાવરત્રસાદિક જીવોનો સંહાર થાય; પરન્તુ તેઓએ ગૃહસ્થ કર્મને લૌકિક કર્મની વિવેક દૃષ્ટિ પ્રમાણે સ્વાધિકારે ઔપદેશિકદૃષ્ટિએ આચર્યું હતું; તેથી તેઓશ્રી આન્તરિક પરિણામથી નિર્લેપ રહી વિશ્વોન્નતિ કરવાને સમર્થ થયા હતા. શ્રી ઋષભદેવ ભગવંતે લોકોને લૌકિક શિલ્પાદિ કર્મોનું શિક્ષણ આપ્યું હતું, પરન્તુ તેમાં તેઓ નામરૂપ પર્યાયના મોહથી મુંઝાયા ન હતા. આવશ્યક લૌકિક કાર્યોને દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવપ્રમાણે આદરવા ખરાં પણ તેમાં મુંઝાવું નહિ એમ ખાસ લક્ષ્યોપયોગ રાખીને જેઓ વર્તે છે તેઓ સાત્વિકભાવે લૌકિક કર્મ કરવાને અધિકારી બને છે. જે મનુષ્ય લૌકિક વ્યવહાર પ્રમાણે આવશ્યક કર્મને કરતો છતો સર્વ બાહ્ય દૃશ્ય પ્રપંચોથી પોતાના આત્માને ભિન્ન માની અન્તરમાં સમભાવે વર્તીને આત્મિક પ્રગતિમાં પ્રવૃત્ત થાય છે તે મનુષ્ય નિર્લેપ રહેવાને યોગ્ય હોવાથી લૌકિક કર્મ કરવાને અધિકારી બને છે. યાવત્ સલેપભાવે બાહ્ય કર્મોમાં-વસ્તુઓમા-નામરૂપમાં મુંઝાવાનું થાય છે તાવત્ કર્મયોગીના અધિકારને પ્રાપ્ત કરી શકાતો નથી. લૌકિક કર્મયોગી અને લોકોત્તર ધર્મકર્મયોગીનો અધિકાર નિર્લેપ દશાને પ્રાપ્ત કર્યા વિના થતો નથી એમ ખાસ અન્તરમા અનુભવ કરવાની જરૂર છે. સાત્વિક કર્મયોગીઓ હું વિદ્વાન છું, હું ધ્યાતા છું, હું અમુક કર્મનો કર્ત્તા છું અને હું અમુકનો ભોકતા છું એવો શબ્દ વ્યવહાર આચરતા છતા હુંપણાના અભિમાનને હૃદયમા ધારણ કરતા નથી, ફકત સર્વ કાર્યોની પ્રવૃત્તિયોમા પોતાને સર્વનો સાક્ષી-તટસ્થ માનીને પ્રવર્તે છે. સાત્વિકજ્ઞાની કર્મયોગીઓની આન્તરિક અને બાહ્યની નિર્લેપ દશા હોવાથી તેઓ સંસારમા બાહ્યપ્રવૃત્તિમા શુષ્ક નાલીએરની સ્થિતિ જેવા હોય છે. શુષ્ક-

નાલીએર પર ઘા કરવામાં આવે તો ટોપરૂં અને કાચલું જૂદું પડે છે; તદ્વત્ સાત્વિકજ્ઞાનીકર્મયોગીઓ અન્તરથી અને બાહ્યથી નિર્લેપ હોવાથી તેઓને બાહ્ય ક્રિયાઓ તે બાહ્યરૂપેજ હોય છે અને અન્તરથી નિઃસંગ હોવાથી અન્તરથી બાહ્યમાં રાગદ્વેષે ન પરિણમવાથી આત્માના શુદ્ધ ધર્મરૂપે અન્તરથી જુદા હોય છે. સાત્વિકજ્ઞાની કર્મયોગીઓ રાગદ્વેષરહિતપણે બાહ્ય કાર્ય ફલેચ્છારહિતપણે અને વિવેક જ્ઞાનપૂર્વક લૌકિક કાર્યોને કરે છે તેથી તેઓ સર્વ કર્મયોગીઓમાં ઉચ્ચ શુદ્ધ કર્મયોગીઓના અધિકારમાં પ્રવેશ કરે છે; અતએવ રજોગુણી કર્મયોગીઓ અને તમોગુણી કર્મયોગીઓ કરતા લૌકિકવ્યવહાર અને લોકોત્તર ધર્મવ્યવહારમાં પણ તેઓ શ્રેષ્ઠ બને છે.

લૌકિક આવશ્યક કર્તવ્ય કર્મોના કર્ત્તાઓના ભેદો અવબોધાવ્યા બાદ લોકોત્તર કર્મોનો સ્વાધિકારે કર્તવ્ય નિર્દેશ કથવામા આવે છે.

## લોકોત્તર કર્મો કોને કહેવાય ?

**लोकोत्तराणि कर्माणि निमित्तसव्यपेक्षया ।**
**स्वस्वाधिकारभेदेन भिन्नानि वेदसाधक ॥१४॥**

***શબ્દાર્થ***—નિમિત્ત કારણોની સાપેક્ષતાએ સ્વસ્વાધિકાર ભેદે ભિન્ન ભિન્ન લોકોત્તર કર્મો છે એમ સાધક તું વેદ.

**વિવેચન**—નિમિત્ત કારણોની અપેક્ષાએ લોકોત્તરધર્મકર્મોને સ્વસ્વાધિકાર ભેદવડે ભિન્ન ભિન્ન એવા હે સાધક અવબોધ ! ! ! અને અવબોધવાના કથનવડે ઉપલક્ષણાએ સ્વાધિકારે લોકોત્તર ધર્મકાર્યોમાં પ્રવૃત્તિ કર ! નિમિત્ત કારણોની અપેક્ષાએ લોકોત્તર ધર્મકાર્યોના અનેક પ્રકારના ભેદ પડે છે, ક્ષેત્રભેદે કાલભેદે દ્રવ્યભેદે ભાવભેદે અને અધિકારભેદે ધર્મકાર્યોના ભેદો અવબોધવા. ધર્મકાર્યોના અનેક ભેદ છે. કોઈ જીવ કોઈ ધર્મકાર્યને સ્વાધિકારે કરી શકે છે. અને કોઈ જીવ કોઇ ધર્મકાર્યને પરાધિકારે કરી શકે છે. કેટલાંક ધર્મના કાર્યો સર્વ મનુષ્યોને પરોપકારાદિ સાપેક્ષ એક સરખી રીતે કરવાના હોય છે તો પણ તેના દ્રવ્યક્ષેત્રકાલભાવાધિકારભેદે અનેક ભેદ પડે છે. અમુક મનુષ્ય સ્વાધિકારે જે ધર્મ પ્રવૃત્તિ સેવી શકે છે તેજ ધર્મપ્રવૃત્તિને તેનાથી ભિન્નાધિકારી સેવી શકતો નથી. ગૃહસ્થ મનુષ્યો અને ત્યાગી મુનિરાજો એ બન્ને વર્ગ ધર્મના કર્તવ્ય કાર્યોને સેવી શકે છે. ગૃહસ્થ મનુષ્યો દેશથી ધર્મની આરાધના કરી શકે છે અને ત્યાગીઓ સર્વથી ઉત્સર્ગાદિ અપેક્ષાએ નિરવદ્ય ધર્મકર્તવ્યકર્મોની આરાધના કરી શકે છે. શ્રુતધર્મ અને ચારિત્ર ધર્મની આરાધનામા ગૃહસ્થો ગૃહસ્થદશાના સ્વાધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરી શકે

છે. અને ત્યાગીઓ ત્યાગદશાના સ્વાધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરી શકે છે. ગૃહસ્થ સ્વાધિકાર પ્રમાણે ગૃહસ્થના કેટલાક ધાર્મિક કૃત્યોને ગૃહસ્થો સેવી શકે છે; પરન્તુ તેઓને સાધુઓ સેવી શકતા નથી અને સાધુધર્મના ત્યાગ ધર્માધિકાર પ્રમાણે સાધુ યોગ્ય કેટલાંક ધર્મ કાર્યોને સાધુઓ સેવી શકે છે પરન્તુ ગૃહસ્થવર્ગ સેવી શકતો નથી. તેનું વિવેચન યોગ-દીપિકા નામના અસ્મદીય પુસ્તકના પ્રાતશ્લોકોમાં કરવામાં આવ્યું છે. ધર્મના નિમિત્ત કારણોના અનેક ભેદ પડે છે. એક મનુષ્ય કંઇ ધર્મના સર્વ ભેદોની પ્રવૃત્તિયોને આરાધવા શકિતમાન્ થતો નથી પરન્તુ તેની દશા પ્રમાણે દ્રવ્યક્ષેત્રકાલભાવથી જે જે ધર્મકર્મોને તે ક્ષેત્રકાલાનુસારે આરાધના કરવા યોગ્ય છે તેઓને તે આદરી શકે છે અને તે ધર્મ-કૃત્યો કરવામા તેના સ્વાધિકારની ફરજ અદા થાય છે, તેમજ તેથી તે સ્વાત્માની પ્રગતિ કરી શકે છે. ઉત્સર્ગમાર્ગે અને અપવાદમાર્ગે ગૃહસ્થ અને ત્યાગીને સ્વાધિકારે ભિન્ન-ભિન્ન ધર્મકૃત્યોને સેવવાં પડે છે. આપત્તિકાલમાં યુદ્ધાદિ પ્રસંગોવડે ગૃહસ્થ અને ત્યાગી-ઓને આપત્તિ ધર્મભેદો સેવવા પડે છે અને આપત્તિ ધર્મોવડે સ્વૌત્સર્ગિક ધર્મભેદોને પુનઃ સ્વાધિકારે પ્રાપ્ત કરવાનું લક્ષ્યબિન્દુ સ્મરણમાં રાખીને આપત્તિકાલીનપ્રવૃત્તિયો સેવવી પડે છે. દેશકાલાનુસારે ઉદારભાવનાથી જ્ઞાનીઓ સ્વાધિકારે ધર્મપ્રવૃત્તિયોને સેવે છે. જે દેશમાં જે કાલમાં જે મનુષ્યો ઉત્સર્ગ અને અપવાદ માર્ગે ધર્મભેદ થવાનાં મુખ્ય રહસ્યોને અવબોધી પક્ષપાતરહિતપણે અને સંકીર્ણદૃષ્ટિને પરિહરી ધર્મની પ્રવૃત્તિયોને આત્મશક્તિયોના વિકાસાર્થે અને અનેક પ્રકારની સ્વાતંત્ર્યપ્રગતિયોના પ્રકાશાર્થે સેવે છે તે દેશમા તે કાલમા તે મનુષ્યો ધર્મકર્તવ્ય કર્મયોગીઓના ઉચ્ચ શિખરપર આરોહીને વિશ્વમા સ્વાસ્તિત્વ પ્રગતિત્વ સંરક્ષકત્વ-બીજકોને સ્થાપન કરીને અમર બને છે. આત્માને ઉચ્ચ દશા પર સ્થાપન કરે અને જેનાથી દુઃખોનો નાશ થાય તેને ધર્મ કહેવામા આવે છે. આત્માની માનસિક-વાચિક અને કાયિક શક્તિયોની જે પ્રગતિ કરે છે અને જેનાથી સર્વ પ્રકારની ઉન્નતિ થાય છે તેને ધર્મ કહેવામાં આવે છે. દેશકાલના અનુસારે ધર્મકાર્યોમાં પરિવર્તનો થયા કરે છે અને દેશકાલાનુસારે મનુષ્યોને સગવડતાપૂર્વક બાહ્યલૌકિકપ્રગતિની સાથે આભ્યંતરિકપ્રગતિમા ધર્મને પણ સહાયીભૂત થવું પડે છે. દેશ સંઘ અને સ્વવ્યક્તિની જે અવનતિ કરનાર હોય તે ધર્મ ગણી શકાય નહિ પરન્તુ અધર્મ ગણી શકાય. બાહ્યપ્રગતિની સાથે જે ધર્મ સાનુકૂળપણે વર્તે છે તે ધર્મ ખરેખર વિશ્વમાં સર્વવ્યાપકથ વાને યોગ્ય થાય છે. વિશ્વમા મનુષ્યોની સ્વતંત્ર પ્રગતિ આજીવિકા પ્રગતિ સામ્રાજ્ય પ્રગતિ વ્યાપાર પ્રગતિ ક્ષાત્રબલ પ્રગતિ સેવાધર્મ-પ્રગતિ ઉદાર ભાવના પ્રગતિ અભેદમાર્ગ પ્રગતિ વિદ્યા પ્રગતિ અને સંઘ દેશ બલપ્રગ-તિમા જે સાહાય્યીભૂત થાય છે તેને ધર્મ કથવામાં આવે છે અને એવો ઉપર્યુક્ત પ્રગતિકારક ધર્મ ખરેખર વિશ્વમા જીવવાને અને સ્વૌદાર્ય પ્રકટાવવાને શક્તિમાન્ થાય

છે. વિશ્વવર્તિ સર્વ મનુષ્યોને ભિન્નભિન્ન સ્વાધિકાર પ્રમાણે જે ધર્મનાં અનુષ્ઠાનો પ્રત્યેક મનુષ્યને અનુકૂળ ન આવતાં હોય, સ્વાજીવિકાદિ હેતુઓની સાથે જે ધર્મની આરાધના ન થઇ શકતી હોય, જે ધર્મ ભિન્નભિન્ન દેશકાલના ભિન્નભિન્ન મનુષ્યોને આચરવામાં સંકુચિતપણું ધારણ કરતો હોય, જે ધર્મના સેવવાથી અન્ય મનુષ્યોની પરતંત્રતા તળે દબાવવાનું થતું હોય અને જે ધર્મના સેવવાથી બાહ્યલૌકિક આજીવિકાદિપ્રગતિયોના માર્ગ સાંકડા થતા હોય તો તે ધર્મ ખરેખર વિશ્વમાં સર્વ મનુષ્યોનું શ્રેય તથા પ્રગતિ કરવા સમર્થ થતો નથી અને તે ધર્મ અંતે સંકોચાઇને નષ્ટતાને પામે છે. સ્વસ્વાધિકારે ધર્મના જે જે કાર્યોને સેવી શકાય અને તેનાથી સ્વાત્મશક્તિયોની પ્રગતિ થાય એવું સમ્યગ્ અવબોધી દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે ધર્મકાર્યોમા પ્રવૃત્તિ કરવી જોઇએ લોકોત્તર વ્યાવહારિકધર્મદૃષ્ટિએ અને લોકોત્તર નૈશ્ચયિકધર્મદૃષ્ટિએ ધર્મકાર્યોની પ્રવૃત્તિયોના સ્વાધિકારે રહસ્યો અવબોધવાની અને પશ્ચાત્ જ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ કરવાની જરૂર છે. જે ધર્મથી સ્વવ્યક્તિ પરવ્યક્તિ કુટુંબ-જ્ઞાતિ-દેશ-સંઘ અને સર્વ વિશ્વજીવોનું ઉન્નતિજીવન થયા કરે છે તે તે ધર્મને દેશકાલ ભેદે આચરવાની જરૂર છે. જે ધર્મ સ્વકીયોદાર વર્તુલને સંકેલી સંકીર્ણ લઘુ વર્તુલના રૂપમા પરિણમે છે તે ધર્મમાંથી અનેક પ્રકારનાં પ્રગતિકારક શુભ તત્ત્વોનો નાશ થાય છે. ધર્મના નામે વિશ્વવર્તિમનુષ્યોની સમૂહકરણતા સંરક્ષી શકાય છે તેજ ધર્મની જો સંકુચિત દૃષ્ટિ થાય છે તો સમૂહીભૂત થએલી અનેક શક્તિયોની પૃથક્કરણતા થતી જાય છે અને પરિણામે તે ધર્મનું વિશ્વમા નામાવશેષ રહે છે. જે ધર્મનાં તત્ત્વો સત્ય અને વિશ્વવ્યાપક સેવાધર્મથી રચાયલા છે તે ધર્મ ખરેખર મનુષ્યોનું કલ્યાણ કરવા સમર્થ થાય છે. જે ધર્મ ખરેખર સાયન્સવિદ્યાની સાથે પોતાનો બચાવ કરીને વિશ્વવર્તિસાક્ષરોના હૃદયમાં વ્યાપે છે તેનો સંપૂર્ણ વિશ્વમાં પ્રચાર થાય છે. જેનાથી વિશ્વવર્તિસર્વજીવો પર ઉપકાર થાય છે તે ધર્મનો વિશ્વમાં સર્વત્ર સર્વથા સર્વદા પ્રચાર થાય છે. જે મનુષ્યો સ્વાધિકારે સર્વોન્નતિકારક ધર્મને આચરે છે તે અન્યપ્રકારની પ્રગતિયોને પ્રાપ્ત કરી છેવટે પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. આત્માની શુદ્ધતા પર ધર્મનો પાયો રચાયલો છે, જે મનુષ્ય મન વાણી અને કાયાથી આત્માના ગુણોનો પરિપૂર્ણ પ્રકાશ થાય એવા ધર્મકૃત્યોને કરે છે તે પરમાત્માની સાથે સ્વાત્માની એકતા કરીને સિદ્ધબુદ્ધ પરમાત્મારૂપ બને છે. આત્મા સત્તાએ અજ અવિનાશી અખંડ નિર્મલ ચિદાનન્દ શુદ્ધ બુદ્ધ ત્રિગુણાતીત જ્ઞાનદર્શનચારિત્રરૂપ અનાદિઅનન્ત અનન્તધર્મરૂપ અને અરૂપી છે. આત્માનો સ્વભાવ તેજ આત્માનો ધર્મ છે. આત્માનો ધર્મ પ્રાપ્ત કરવાને જે જે નિમિત્ત કારણો ધર્મરૂપ ગણાય છે તે બાહ્ય ધર્મ જાણવો. ધર્મના નિમિત્ત કારણોના અનેક ભેદ હોવાથી લોકોત્તર નિમિત્તધર્મના અનેક ભેદ પડે છે. જે મનુષ્યો ધર્મને સેવે છે તે મનુષ્યભવના સારને પ્રાપ્ત કરે છે જે મનુષ્યો ધર્મસેવાથી વિમુખ રહે છે તેઓ આત્મોન્નતિના સત્ય

પ્રકાશથી વિમુખ રહી અજ્ઞાનરૂપ અન્ધકારમાં ભટક્યા કરે છે; અતએવ ધર્મસાધનોથી ધર્મસંમુખ થવાની આવશ્યકતા સ્વીકારવાની જરૂર છે. અનેક પ્રકારના દુર્ગુણો કે જે આત્મપ્રગતિ માર્ગમાં કંટકરૂપ-વિઘ્નરૂપ થએલા છે તેઓનો જે સર્વથા નાશ કરીને સ્વનું તથા જગતનું શ્રેય કરે છે એવા લોકોત્તર ધર્મને હે સાધક ! તું ધર્મ તરીકે જાણ અને એવા ધર્મને સ્વાધિકારે અંગીકાર કર ! ! ! ધર્મના અનેક ધર્માનુષ્ઠાનોના ભિન્નભિન્નાધિકારી કોણ કોણ છે તેનું જે મનુષ્ય વાસ્તવિકદૃષ્ટિએ સૂક્ષ્મસ્વરૂપ અવબોધે છે તે ધર્મનાં ક્યાં ક્યા અનુષ્ઠાનો પોતાને કરવા યોગ્ય છે તેનો નિર્ણય કરવાને શક્તિમાન્ થાય છે. ગડુરિક-પ્રવાહપ્રવહિત મનુષ્યો સ્વાધિકારે કર્તવ્યરૂપ ધર્મકર્મને અવબોધી શકતા નથી અને વાસ્તવિક બોધના અભાવે વાસ્તવિક ધર્મ પ્રગતિમા આગળ વધી શકતા નથી. ધર્મના વિચારો અને આચારોનું તથા ધર્મના આરાધકોના અધિકારોનું પરિપૂર્ણ દ્રવ્યક્ષેત્રકાલભાવે સૂક્ષ્મસ્વરૂપ અવબોધવામા આવે છે ત્યારે હૃદયમાં સ્વાધિકારે કર્તવ્ય ધર્માનુષ્ઠાનનું ભાન થાય છે અને પશ્ચાત્ એ અનુષ્ઠાનોમા પ્રવૃત્ત થવાથી કર્તવ્યકર્મને સમ્યગ્ રીતે સાધી આત્માના ગુણોનો પ્રકાશ કરી શકાય છે. સ્વાધિકારથી ભિન્ન જે ધર્મના અનુષ્ઠાનો હોય છે તેમા પ્રવૃત્ત થવાથી પશ્ચાત્ પતન થાય છે અને જે કર્મધર્મમા સ્વાધિકાર હોય છે ત્યાંજ પુન સ્થિરતા થાય છે, અતએવ સુજ્ઞ મનુષ્યોએ ધર્મકર્માનુષ્ઠાનના પરિપક્વાનુભાવે સ્વયોગ્ય ધર્મકર્મમા પ્રવૃત્ત થવું જોઈએ. એક વર્ષના બાલકને સોમલની માત્રા ખવરાવવાથી જેવી ભયંકર હાનિ થાય છે તેમ જેની જે અનુષ્ઠાન કરવામાં અશક્તિયોગે અનધિકારિતા છે તેને તે અનુષ્ઠાન સેવવાથી કદાપિ આત્મપ્રગતિનો લાભ પ્રાપ્ત થઈ શકતો નથી. બાલક યુવા અને વૃદ્ધને દેશ-કાલ અને હવાનો નિર્ણય કરી તેની સ્થિતિના અધિકારે ઔષધ આપવામા આવે છે તો તેથી જેમ ગુણ થાય છે તેમ ધર્મની આરાધનામા પણ બાલ-જ્ઞાની વગેરે જીવોને અમુક દેશ અમુક કાલ અને અમુક સંયોગોની પરિસ્થિતિયોનો વિવેક કરીને તેના સ્વાધિકારે કર્તવ્ય ધર્મકર્મને ઉપદેશવામાં આવે છે તથા કરવામાં આવે છે તો સ્વપરની પ્રગતિ થાય છે. સ્વાધિકારે કર્તવ્ય ધર્મકર્મોને જે મનુષ્ય અનુભવે છે તે ભય દ્વેષ અને ખેદના પરિણામને પરિહરીને ધર્મસાધક વીરત્વને પ્રકટાવી શકે છે. જે ધર્મકર્મ પ્રવૃત્તિમા પ્રથમ તો તેનું જ્ઞાનજ ન હોય તો પશ્ચાત્ તે પ્રવૃત્તિથી લાભ પણ પરિપૂર્ણ ન થાય એ બનવા યોગ્ય છે. જ્ઞાનપૂર્વક ધાર્મિક પ્રવૃત્તિયો જે જે કરાય છે તેમા ઉદારભાવનાનું દિવ્યજીવન ઉદ્ભવે છે. આત્મજ્ઞાનપૂર્વક ધાર્મિકાનુષ્ઠાનોથી આત્માની મુક્તતા સંપ્રાપ્ત થાય છે **ज्ञानक्रियाभ्यां मोक्ष.** જ્ઞાન અને ક્રિયા એ બેથી મોક્ષની પ્રાપ્તિ થાય છે; જ્ઞાનવિનાની ક્રિયા અંધ સમાન છે અને ક્રિયાવિનાનુ જ્ઞાન ખરેખર પાંગળું છે. જ્ઞાન છે તે આત્માનો ગુણ છે અને ક્રિયા છે તે શરીરાદિ જન્ય હોવાથી વસ્તુત: જડ ધર્માત્મક છે; તથાપિ ધાર્મિક કર્તવ્યકર્મપ્રવૃત્તિયો વિના માત્ર આત્મજ્ઞાનથી આત્માની મુક્તિનો સંભવ

ન હોવાથી અને ધાર્મિકક્રિયાની આવશ્યકતા હોવાથી ધાર્મિક પ્રવૃત્તિયોને સ્વાધિકાર પ્રમાણે સેવવાની ખાસ જરૂર છે એમ હે સાધક ! તું વિવેકજ્ઞાનવડે હેય જ્ઞેય અને ઉપાદેય પ્રવૃત્તિયોમો નિર્ણય કરી અન્તરમા અવબોધ.

ધાર્મિકાનુષ્ઠાનોના ભેદોનું પ્રતિપાદન કરવામાં આવે છે.

## અનુષ્ઠાનોનું સ્વરૂપ.

### શ્લોક.

**अज्ञानादिपरीणामाद्–विषादिदोषसंस्कृतम् ।**
**तद्धार्मिकमनुष्ठान–विषाद्यं त्याज्यमेव वै ॥ १५ ॥**

**तद्धेतुकमनुष्ठानं चानुष्ठानामृतं स्मृतम् ।**
**सात्विकबुद्धिभिर्ग्राह्यं स्वर्गमोक्षप्रसाधकम् ॥ १६ ॥**

**શબ્દાર્થ:**—અજ્ઞાનાદિ પરિણામથી વિષાદિ દોષ સંસ્કૃત વિષાદિ ધાર્મિક અનુષ્ઠાન ત્યાગવા યોગ્ય છે. તદ્ધેતુ અનુષ્ઠાન અને અમૃત એ બે અનુષ્ઠાન, સ્વર્ગમોક્ષ પ્રસાધક છે માટે સાત્વિક બુદ્ધિમંતોએ ગ્રાહ્ય છે

**વિવેચન:**—અજ્ઞાનાદિ પરિણામથી વિષાદિ દોષ સંસ્કૃત વિષાદિધાર્મિક અનુષ્ઠાન ત્યાગ કરવા યોગ્ય છે. **विषानुष्ठान–अन्योन्यानुष्ठान** અને **गरलानुष्ठान** એ ત્રણ અનુષ્ઠાનોને **विषाद्य** એ પદથી અવબોધવા. સ્વર્ગ અને મોક્ષપ્રદ તદ્ધેતુકાનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન એ બે અનુષ્ઠાનો અવબોધવા. અજ્ઞાન મિથ્યાત્વથી યુક્ત જે ધર્માનુષ્ઠાન કરાય છે તે વિષની પેઠે આત્માને હાનિકારક થાય છે. તાલપુટાદિ વિષભક્ષણથી જેમ પ્રાણોનો નાશ થાય છે તદ્વત્ અજ્ઞાન–રાગદ્વેષાદિ પરિણામવડે ધર્માનુષ્ઠાન પણ આત્માના જ્ઞાનાદિ ગુણોનું ઘાતક બને છે. અજ્ઞાનત્વથી મનુષ્ય જે ઇશ્વર છે તેને અનીશ્વર માને છે અને જેનામા અનીશ્વર–અદેવત્વના લક્ષણ છે તેને ઇશ્વર માને છે. ધર્મને અધર્મ માને છે અને અધર્મને ધર્મરૂપ માને છે પાપને પુણ્ય માને છે અને પુણ્યને પાપ માને છે. જીવને અજીવ માને છે અને અજીવને જીવ માને છે. સત્યને અસત્ય માને છે અને અસત્યને સત્ય માને છે. દુખને સુખરૂપ માને છે અને સુખને દુખરૂપ માને છે. આસ્રવને સંવર માને છે અને સંવરને આસ્રવ માને છે. મોક્ષને બધ માને છે અને

બંધને મોક્ષરૂપ માને છે અતએવ અજ્ઞાનપરિણામે ક્રમના ધાર્મિકાનુષ્ઠાનો વિષરૂપ પરિણમીને દુઃખરૂપ ફલવિપાકપ્રદ હોવાથી તે અનુષ્ઠાનને વિષાનુષ્ઠાન કથવામાં આવે છે. સો મણ દુગ્ધના બનેલા દુગ્ધપાકમાં એક તોલો તાલપુટ વિષ નાખવામાં આવે તો જેમ તે દુગ્ધપાક ભક્ષણથી અનેક મનુષ્યોના પ્રાણ વિણશી જાય છે; તદ્વત્ વિષાનુષ્ઠાનથી ધર્મના બદલે અધર્મ થવાથી આત્માને દુઃખની પરંપરા ભોગવવી પડે છે. અતએવ અજ્ઞાન-મિથ્યાબુદ્ધિનો પરિહાર કરવા માટે પ્રયત્ન કરવાની જરૂર છે. એકનું દેખી અન્ય મનુષ્ય પણ તેનું રહસ્ય અવબોધ્યા વિના જે અનુષ્ઠાન કરે છે તેને અન્યોન્યાનુષ્ઠાન કહેવામાં આવે છે. દેખાદેખી સાધે જોગ પડે પિંડ કે વાધે રોગ-ઇત્યાદિની પેઠે અન્યોન્યાનુષ્ઠાનથી પણ આત્માની પ્રગતિ થઇ શકતી નથી. કોઇકનું ધાર્મિક અનુષ્ઠાન દેખીને તે પ્રમાણે દેખાદેખી અનુષ્ઠાન કરવાથી આત્મામાં જ્ઞાનનો વિકાસ થતો નથી. દેખાદેખી અનુષ્ઠાન કરવાથી જ્ઞાનની આવશ્યકતાનો લોપ થાય છે. દેખાદેખી ધાર્મિકાનુષ્ઠાન કરનારાઓ અન્તરમાં જેવા હોય છે તેવાને તેવા રહે છે. તેમના હૃદયમાં કોઈ પણ જાતની ઊંડી અસર થતી નથી. દેખાદેખી પ્રવૃત્તિ કરનારાઓ સાંસારિક વ્યવહારિક ધર્મકાર્યોમાં સુધારો-વધારો કરવાને અને દેશકાલાનુસારે અધિકારી પરત્વે લાભાલાભ પ્રવૃત્તિ વા સ્વફરજયોગે આવશ્યક ઉપયોગી ધર્મપ્રવૃત્તિયોને કેવી રીતે આચરવી તેનું પરિત. જ્ઞાન પ્રાપ્ત કરવાને શક્તિમાન્ થતા નથી અને તેથી અન્તે પરિણામ એ આવે છે કે જ્ઞાન વિનાની પ્રવૃત્તિ યોથી સમ્મૂર્ચ્છિમ પંચેન્દ્રિયની પેઠે જ્યાં ત્યાં અથડાવવું પડે છે. એક સામાન્યમાં સામાન્ય ધાર્મિકાનુષ્ઠાન હોય તોપણ તેનો પરિપૂર્ણ વિવેક કરવાની જરૂર છે. અમુક ધાર્મિકાનુષ્ઠાનની પ્રવૃત્તિ કરવાથી શો લાભ થવાનો છે? અમુક ધાર્મિકાનુષ્ઠાનનું સ્વરૂપ કેવા પ્રકારનું છે અને તે દ્રવ્યક્ષેત્ર કાલભાવે ભૂતકાલમાં કેવું હતું, વર્તમાનમાં કેવું છે, તથા ભવિષ્યમાં કેવું રૂપ ગ્રહશે તેનો અધિકારી પરત્વે વિચાર કરવો જોઇએ. અમુક ધાર્મિકાનુષ્ઠાનની વિધિ-તેનો અધિકારી-તેનું બાહ્યાંતર સ્વરૂપ તેનામાં થતાં પરિવર્તનો ઉત્સર્ગ અને અપવાદ-માર્ગે તેની સ્થિતિ અને નામાદિ નિક્ષેપે તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે તેનું પરિપૂર્ણ સ્વરૂપ અવબોધ્યા વિના આત્માની વાસ્તવિક પ્રગતિ થઈ શકતી નથી-એમ હૃદયમાં સૂક્ષ્મોપયોગે અનુભવ કરવાની જરૂર છે ફક્ત દેખાદેખી ક્રિયાઓ કરનારા મનુષ્યોના આત્માઓપ્રતિ લક્ષ્ય આપવામાં આવે તો અવબોધાશે કે તેઓનાથી આત્માની ઉન્નતિ કરી શકાઈ નથી. જે મનુષ્યો અનુષ્ઠાનોનું જ્ઞાન કર્યા વિના અન્ધશ્રદ્ધા વા રુચિમાત્રથી દેખાદેખી ધાર્મિકાનુષ્ઠાનોની પ્રવૃત્તિ કરે છે તેઓ ધાર્મિકાનુષ્ઠાનોના વાસ્તવિક બોધના અભાવે સંકુચિત દૃષ્ટિના માર્ગપ્રતિ ગમન કરે છે અને દ્રવ્યક્ષેત્રકાલભાવે સ્વાધિકાર પ્રમાણે ઉત્સર્ગથી તથા અપવાદથી ધાર્મિક ક્રિયાઓને કરવા સમર્થ થઈ શકતા નથી. દેખાદેખી પ્રવૃત્તિ કરનારાઓ મનને મહેનત આપી શકતા નથી અને તેથી તેઓ કર્તવ્ય ક્રિયામાર્ગથી

ભ્રષ્ટ થઈ વિપરીતમાર્ગપ્રતિ ગમન કરી શકે છે. રાઈસી દેવસીની કથાની પેઠે વા ગારના ખીલાના દૃષ્ટાન્તની પેઠે દેખાદેખી સમજ્યા વિના જેઓ ધર્મપ્રવૃત્તિયોને આદરે છે તેઓના આત્માની પતિત દશા થાય છે. ભારતદેશમા પ્રાયઃ મોટા ભાગે દેખાદેખી ધર્માનુષ્ઠાનોની પ્રવૃત્તિ-પ્રવાહ શરૂ થએલો છે અને તેથી અન્તે પરિણામ એ આવ્યું છે કે અન્ધપરંપરા અને સંકુચિતદૃષ્ટિથી ધર્માનુષ્ઠાનોમાં અનેક મતભેદો પડી ગયા છે ધાર્મિકાનુષ્ઠાનનો મૂલ ઉદ્દેશ શો છે અને તેમાં દ્રવ્યક્ષેત્રકાલભાવે ભિન્નભિન્ન જીવોના ભિન્નભિન્ન અવસ્થાભેદે ભિન્નભિન્નાધિકાર યોગે કેવાં પરિવર્તનો થયા કરે છે અને તેથી વર્તમાનકાલે તેમાં કેવી રીતે અધિકાર પરત્વે કોને પ્રવર્તવાની જરૂર છે તેના સમ્યગ્બોધના અભાવે વાર્તમાનિક-ધર્માનુષ્ઠાનકારકોની વ્યવહાર અને નિશ્ચયથી સમ્યક્ પ્રગતિ થઈ શકતી નથી. આત્માની વ્યાવહારિક તથા નૈશ્ચયિકધર્મપ્રગતિમાં અન્યોન્યાનુષ્ઠાન ઉપયોગી થઇ શકતું નથી. **ગરલાનુષ્ઠાન** પણ ભવની પરંપરામાં વૃદ્ધિ કરનારૂં હોવાથી તે ત્યાજ્ય તરીકે અવબોધવું. ધર્માનુષ્ઠાનમા ગરલની પેઠે જે પરિણામ વહે છે તેને **ગરલાનુષ્ઠાન** કહે છે. ધાર્મિકાનુષ્ઠાનો કરતા મનમાં અનેક પ્રકારના આ ભવ અને પરભવ સંબંધી વૈભવો ભોગવવાના સંકલ્પવિકલ્પો કરવા, પરભવાદિ સંબંધી નિદાન કરવું, અનેક પ્રકારની વિષયની વાસનાઓને મનમા ને મનમા પ્રકટાવવાપૂર્વક ધાર્મિક પ્રવૃત્તિ કરવી, ધાર્મિકાનુષ્ઠાનના ફલ તરીકે વિષયસુખની પ્રાપ્તિને અગ્રગણ્ય સ્થાન આપવું, મારણ–મોહન–ઉચ્ચાટન અને સ્તંભન વગેરે જે જે અપ્રશસ્ય-પાપપ્રદ કર્મો હોય તેઓને આરંભવાની પ્રવૃત્તિ–વૈર–ઝેર–ક્લેશ–કંકાસ–નિન્દા–ઇર્ષ્યા–ક્રોધ-માન–માયા લોભ–કામ અને હિંસાના પરિણામપૂર્વક જે જે ધાર્મિકાનુષ્ઠાનો કરવામાં આવે છે તેઓને **ગરલાનુષ્ઠાનો** અવબોધવા. **ગરલાનુષ્ઠાનકારક મનુષ્ય** અન્ય જીવોની સાથે વૈર લેવાના પરિણામની મુખ્યતાએ ધર્મ પ્રવૃત્તિ કરે છે. **ગરલાનુષ્ઠાનકારક મનુષ્ય** અમુક ધર્માનુષ્ઠાનથી અમુક મારો અવતાર થાઓ એવી સકામનિદાનભાવનાને હૃદયમાં મુખ્યતાએ ધારણ કરે છે; જે જે ધર્માનુષ્ઠાનોને મુક્તિ માટે કરવામા આવતા હોય તેઓને ખરેખર **ગરલાનુષ્ઠાનકારક** મનુષ્ય સંસારમા જન્મજરામૃત્યુની પરંપરા વધે તેવા તીવ્રરાગાદિ પરિણામે આદરે છે. અનેક પ્રકારની વૈષયિકકામનાઓની પરિતૃપ્તિ માટે **ગરલાનુષ્ઠાની** ધાર્મિક પ્રવૃત્તિઓમાં મગ્ન રહે છે. માનપૂજાકીર્તિની લાલસાનો દૃઢ પૂજારી બની **ગરલાનુષ્ઠાની** ધર્મક્રિયાઓને કરે છે. નામરૂપના તીવ્ર મોહથી મુંઝાઇને ધર્મપ્રવૃત્તિઓને આદરે છે, ધર્મ-ક્રિયાઓ કરતી વખતે અન્યની નિન્દા કરીને મસ્ત રહે છે અને ધર્મભેદે અનેક પ્રકારના ક્લેશ ટંટા કરીને **ગરલાનુષ્ઠાની** આત્માની અવનતિનો ખાડો પોતાના હસ્તે ખોદે છે. **ગરલાનુષ્ઠાનીને** કોઈની ઉન્નતિ સહન થતી નથી. તે અન્ય જીવો પર અનેક પ્રકારનાં આળો મૂકીને તેઓની હાનિ કરવાનો તીવ્ર કષાય ધારે છે. પૌદ્ગલિક સુખોનો કીટક બનીને વિષયોના નીચે કચરાય છે અને તે તેમાંજ સુખની શ્રદ્ધાને ધારણ કરે છે. અનેક પ્રકા-

રના દુષ્ટ સંકલ્પો ધારણ કરીને પૌદ્ગલિક સુખના સ્વાર્થે પરમાર્થ બાબતોથી દૂર રહે છે. નિષ્કામ ભાવે સ્વફરજ માનીને કોઈ પણ જાતની ધાર્મિક પ્રવૃત્તિ કરવી એ તો તેના મનમાં ઝેરના જેવી લાગે છે. તેના હૃદયમાં વિષયસુખનું ધ્યેય બની રહે છે. હિંસાના-અસત્યના વિશ્વાસઘાતના-અપ્રમાણિકતાના-સ્તેયભાવનાના અને વૈરવિરોધના પરિણામથી તેનું હૃદય કલેડાના જેવું કાળું હોય છે તેથી **गरलानुष्ठानकारक** દુર્ગતિને પ્રાપ્ત કરે છે તથા ધાર્મિક ક્રિયાઓના વાસ્તવિક ફલને હારી જાય છે અતએવ **गरलानुष्ठान**ના કુવિચારોનો ત્યાગ કરવો જોઇએ. **विषानुष्ठान-अन्योऽन्यानुष्ठान** અને **गरलानुष्ठान**થી આત્માની લૌકિક પ્રગતિકારક વ્યવહારદૃષ્ટિએ તથા લોકોત્તર પ્રગતિકારક વ્યવહાર દૃષ્ટિએ અને નૈશ્ચયિક દૃષ્ટિએ એ ત્રણ અનુષ્ઠાનોથી વાસ્તવિક ઉચ્ચતા ન થવાથી એ ત્રણ અનુષ્ઠાનોના પરિણામનો ત્યાગ કરવાની જરૂર છે. ઉપર્યુક્ત ત્રણ અનુષ્ઠાનોથી આત્માના સદ્ગુણોનો લાભ થતો નથી, અતએવ એ ત્રણ અનુષ્ઠાનોનો ત્યાગ કરવો જોઇએ અને તદ્ધેતુ તથા અમૃતાનુષ્ઠાન આદરવું જોઇએ. જે ક્રિયાનું જેવું સમ્યક્ સ્વરૂપ છે તેવું અવબોધવામાં આવે અને તે ક્રિયા કરવાના જે જે ઉત્સર્ગ અને અપવાદ માર્ગે જે જે હેતુઓ હોય તે તે હૃદયમાં પરિપૂર્ણરીત્યા સમજવામાં આવે, ધાર્મિક ક્રિયાઓનું દ્રવ્યક્ષેત્રકાલભાવ અને અધિકારથી જ્ઞેયહેય અને આદેયત્વ અવબોધવામાં આવે, અમુક ધાર્મિક ક્રિયાથી સ્વપરની કેવી રીતે ઉન્નતિ થઇ શકે તેમ છે એમ પરિપૂર્ણ વિવેક જ્ઞાનથી નિશ્ચય કરવામાં આવે, અને અમુક ધાર્મિક ક્રિયાઓ પ્રવર્તવાના અને તેઓને પ્રવર્તાવનારાઓના મુખ્ય હેતુઓ અવબોધવામા આવે ત્યારે **तद्धेतुअनुष्ठान** કરવાની યોગ્યતા પ્રકટાવી શકાય છે. અમુક ધાર્મિક ક્રિયાઓના અનુષ્ઠાનો પૂર્વે કેવા હતા? કયા ઉદ્દેશથી કયા જીવોને માટે કેવા પ્રકારનો તે વખતના જીવોનો અધિકાર જાણી પ્રવર્તાવ્યાં હતાં? તે અનુષ્ઠાનોમાં કેવા પ્રકારનો ફેરફાર થયો છે? તે અનુષ્ઠાનો કરવાથી વર્તમાનમાં આત્માની ઉન્નતિ થઇ શકે તેમ છે કે કેમ? પૂર્વે તે તે અનુષ્ઠાનોના પ્રવર્તકોનો સમય કેવા પ્રકારનો હતો અને તે સમયના લોકોની સ્થિતિ કેવા પ્રકારની હતી? તે સમયે પ્રતિપક્ષીધાર્મિકક્રિયાઓનાં અનુષ્ઠાનો હતા કે કેમ? અને પ્રતિપક્ષીય ધાર્મિકાનુષ્ઠાનો હતાં તે કેવા પ્રકારના હતા? તે વખત અને સંપ્રતિ સમયના મનુષ્યોને એકસરખા ધર્માનુષ્ઠાનો હોવા જોઇએ કે કેમ? ક્ષેત્રકાલાનુસારે તે તે ધર્માનુષ્ઠાનોનું મૂલરૂપ કાયમ રાખીને ભિન્ન ભિન્ન અધિકારી જીવોમા તેઓને પ્રવર્તાવવા માટે તેઓમાં સુધારોવધારો કરી શકાય કે કેમ? ધર્માનુષ્ઠાનોના મૂલ પ્રવર્તકોના ઉદ્દેશાનુસારે સંપ્રતિ ધર્માનુષ્ઠાનોનું સ્વરૂપ સમજી શકાય છે કે અન્યથા છે? અમુક ધર્માનુષ્ઠાનોમા રૂઢદૃષ્ટિએ સંકુચિતપણું થયું છે કે કેમ? અમુક ધર્માનુષ્ઠાનોથી પોતાને-કુટુંબને-જ્ઞાતિને-સમાજને-સંઘને અને દેશને સામ્રાજ્ય પ્રગતિમાં પૂર્વે કેટલો લાભ થયો? વર્તમાનમા થાય છે અને ભવિષ્યમાં થશે? અમુકધર્માનુષ્ઠાનોથી

માનસિક–વાચિક–કાયિક–સામાજિક–નૈતિક–દૈશિક અને સંપૂર્ણ વિશ્વની દ્રવ્યભાવથી ઉન્નતિ થઈ, થાય છે અને થશે કે કેમ ? અમુક ધર્માનુષ્ઠાનોમાં તનમનધનના અપાતા ભોગથી પોતાને કુટુંબને ગચ્છને જ્ઞાતિને સંઘને અને દેશને ફાયદો પહોંચ્યો છે કે કેમ ? અમુક ધર્માનુષ્ઠાનોમાં તનમનધનના અપાતા ભોગથી પોતાને કુટુંબને ગચ્છને જ્ઞાતિને સંઘને અને દેશને ફાયદો પહોંચ્યો છે કે કેમ ? અમુક ધર્માનુષ્ઠાનોથી મારી ઉન્નતિ થાય છે કે નહિ તેનો હેતુઓપૂર્વક નિર્ણય કરીને પ્રવર્તવાથી તદ્ધેતુ અનુષ્ઠાનની પ્રાપ્તિ થાય છે. અમુક ક્ષેત્રકાલાનુસારે અમુક ધર્માનુષ્ઠાન કેવી રીતે કરવું જોઇએ અને તે વખતે મનવચનકાયાના યોગોની કેવી પ્રવૃત્તિ ધારણ કરવી જોઇએ તેનું વાસ્તવિકસ્વરૂપ અવબોધ્યા પશ્ચાત્ તદ્ધેતુ ક્રિયા કરી શકાય છે. અનેક જ્ઞાનીઓનો ઉપદેશ અને અનેક ધાર્મિક શાસ્ત્રોનું પરિશીલન કર્યાથી તદ્ધેતુ ક્રિયા કરી શકાય છે. ધાર્મિક ક્રિયાઓમા પ્રવૃત્ત થયા વિના કોઈનો છૂટકો થવાનો નથી. સંપૂર્ણ વિશ્વવર્તિમનુષ્યોને અવશ્ય ધર્મક્રિયા કરવાની જરૂર છે. ધર્મક્રિયાઓ અનેક ભેદવાળી હોય પરન્તુ અનેક ભેદવાળી ધર્મક્રિયાઓના હેતુઓ શા છે અને કોને કયા અધિકારે કયી ક્રિયા કઈ વિધિથી ક્યા કાળે ક્યા ક્ષેત્રે કરવાથી આત્મોન્નતિ થવાની છે તેનો નિશ્ચય કરીને પ્રવર્તવામાં આવે તો **संशयात्मा विनश्यति** જેવી દશા ન પ્રાપ્ત થઈ શકે અને ભિન્ન ભિન્ન અને પરસ્પર વિરુદ્ધ દેખાતી અનેક ધર્મક્રિયાઓના ભિન્ન ભિન્ન દ્રવ્યક્ષેત્રકાલભાવભેદે રહસ્યો અવબોધવાથી જે જે કાળે જે જે અધિકાર દશાએ–જે જે અવસ્થાએ–જે જે ક્ષેત્રે જે જે ધાર્મિક ક્રિયાઓને પોતાના માટે આદરવી હોય તેનો નિશ્ચય થાય છે તથા તે તે તદ્ધેતુકક્રિયારૂપે પરિણમે છે. ક્ષેત્રકાળદ્રવ્યભાવભેદે ભિન્ન ભિન્ન દેશોમાં ભિન્ન ભિન્ન કાળમાં જળની અનેક પ્રકારની અવસ્થા દેખાય છે પરન્તુ તે જળના ક્ષેત્રકાળાનુસારે જે મનુષ્યો ભેદ જાણે છે તેઓ પોતાને પીવાયોગ્ય જળને ગમે તેવી રીતે પ્રાપ્ત કરી શકે છે. સમુદ્રના ખારા જળની યંત્રદ્વારા ખારાશ કાઢી મિષ્ટ બનાવવાની જેઓ યુક્તિઓ જાણે છે તેઓ મિષ્ટ જળને પી શકે છે. ક્ષેત્રકાળાનુસારે ભિન્ન ભિન્ન દેશોના પંચ ભૂતોના સંબંધે જળની ભિન્ન ભિન્ન અવસ્થા દેખાય એ સ્વાભાવિક છે તેમ ધર્મક્રિયાઓની પણ ભિન્ન ભિન્ન દેશકાળમા ભિન્ન ભિન્ન અવસ્થા થાય એ બનવા યોગ્ય છે. પોતાના અધિકારે કઈ ક્રિયા કરવાથી આત્માની ઉચ્ચદશા થાય એવું વિવેકપૂર્વક અવબોધ્યા પશ્ચાત્ તદ્ધેતુકનુષ્ઠાન સ્વયોગ્ય પ્રાપ્તિ કરી શકાય છે દ્રવ્યક્ષેત્રકાળભાવ–આજુબાજુના સાનુકૂળપ્રતિકૂળ સંયોગો–અવસ્થા–શક્તિ–જ્ઞાન–વગેરેવડે સ્વાધિકારનો નિર્ણય કરી શકાય છે. સ્વાધિકારના નિર્ણયમા સમ્યગ્જ્ઞાન વિના અનેક મનુષ્યો મુંઝાય છે અને અનેક પ્રકારની વિપત્તિઓ વેઠીને કાયર બની જાય છે પ્રત્યેક કાર્યમાં અધિકાર અવલોકવાની આવશ્યકતા સ્વીકાર્યા વિના કોઇનો છૂટકો થતો નથી. અધિકાર વિના મનુષ્યને ક્રિયા કરવાનો ઉપદેશ કરવાથી વા ને ક્રિયા

કરાવવાથી ઉભયભ્રષ્ટ જેવી દશા તેની થાય એમાં કંઈ આશ્ચર્ય નથી. તદ્ધેતુક્રિયાજ્ઞ સ્વાધિકારે તેને ક્રિયાઓનાં પરિપૂર્ણ રહસ્યોને પરિત: અવબોધીને ધર્માનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરે છે, તેથી તે ધર્માનુષ્ઠાન પ્રસંગે અશુભ પરિણામોને નિવારી શુભ પરિણામો ધારણ કરવા શક્તિમાન્ થાય છે અને શુભ પરિણામના યોગે પુણ્યબંધ કરી દેવલોકની ગતિ પ્રાપ્ત કરે છે. તદ્ધેતુકાષ્ઠાનકારક દ્રવ્યક્ષેત્રકાળભાવે ધાર્મિકાનુષ્ઠાનોનો ઉપયોગી થવાથી ધાર્મિકાનુષ્ઠાન કરવામા તે પોતાની યોગ્યતા સંપ્રાપ્ત કરી શકે છે. તદ્ધેતુકાનુષ્ઠાનકારકો સ્વાત્માની-કુટુંબની-જ્ઞાતિની-સમાજની-દેશની અને વિશ્વની પ્રગતિ કરવામાં સાહાય્યીભૂત થઇ શકે છે. વિષાનુષ્ઠાન અન્યોન્યાનુષ્ઠાનથી અને ગરલાનુષ્ઠાનમા રજોગુણ અને તમોગુણ વૃત્તિની મુખ્યતા હોય છે અને તદ્ધેતુકાનુષ્ઠાનમા સાત્વિકવૃત્તિની મુખ્યતા હોય છે. તદ્ધેતુકાનુષ્ઠાનથી આત્માના ગુણોનો આવિર્ભાવ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકાય છે. અપ્રશસ્ય ક્રોધ માન માયા અને લોભાદિ કષાયોને પ્રશસ્ય કષાયના રૂપમા ફેરવી શકાય છે; અને અમુક કષાયોના ઉપશમાદિભાવે બાહ્યપ્રવૃત્તિયોમાં નિર્લેપતા ધારી શકાય છે. તદ્ધેતુકાનુષ્ઠાનથી આત્માના મુખ્ય શુદ્ધ સ્વરૂપ પ્રાપ્તિ પ્રતિ પ્રવૃત્તિ કરવાનો પ્રારંભ શરૂ થાય છે. પ્રત્યેક ક્રિયાનું સૂક્ષ્મસ્વરૂપ અવબોધનારાઓ તદ્ધેતુકાનુષ્ઠાનને પ્રાપ્ત કરી શકે છે. પ્રત્યેક વ્યાવહારિક તથા ધાર્મિકક્રિયાની અમુક રીતિએ અમુક કારણે અમુક જીવને અમુકાપેક્ષાએ ઉપયોગિતા અને અસ્તિત્વ સંરક્ષત્વની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. સ્વપરશાસ્ત્રોના પરિપૂર્ણ તત્ત્વચિંતકોના હૃદયમા ધાર્મિક ક્રિયાઓની ઉત્પત્તિના કારણો-આશયો ક્રિયાઓનાં પ્રયોજનો ક્રિયાઓદ્વારા સ્વપરને થતો લાભ-ક્રિયાઓ કરવાની ફરજ-ક્રિયાઓ કરતાં નિષ્કામ ભાવનાં અને અધિકાર પરત્વે કાલાદિકમાં નિયમસર ક્રિયાઓ કરવાની ઉપયોગિતા અવબોધાય છે. તત્ત્વચિંતકો દ્રવ્યાનુયોગના જ્ઞાનથી ક્રિયા કરનારાઓના વાસ્તવિક સ્વરૂપને અવબોધે છે અને કથાનુયોગથી ક્રિયા કરનારાઓના દૃષ્ટાન્તોથી ક્રિયાફલને અવબોધે છે અને તેમજ ચરણાનુયોગદ્વારા ક્રિયાઓની દ્રવ્યક્ષેત્રાદિક વિધિને અવબોધી તદ્ધેતુકાનુષ્ઠાનના ઊંડા સ્વરૂપમાં ઉતરે છે. ઉપર્યુક્ત ક્રિયાના સૂક્ષ્માવબોધથી તદ્ધેતુકાનુષ્ઠાનકારકો અનેક પ્રકારનાં પરસ્પર વિરુદ્ધતાદર્શક ધર્માનુષ્ઠાનોને દેશકાલાનુસારે તથા અવસ્થાદિભેદે અધિકારી પરત્વે અવિરોધપણે અવબોધી મંડનશૈલીએ ઉદારભાવથી સંકુચિત દૃષ્ટિ પરિહરી ધર્માનુષ્ઠાનોમા પ્રવૃત્ત થાય છે. ગૃહસ્થવર્ગ અને સાધુવર્ગની અનેકભેદવિશિષ્ટ ધાર્મિકક્રિયાઓનાં સત્ય સ્વરૂપો અવબોધીને અને તે પ્રમાણે પ્રવર્તીને તેઓ અમૃતાનુષ્ઠાન પ્રાપ્ત કરવાના અધિકારી બને છે. જે મનુષ્યોની તદ્ધેતુકાનુષ્ઠાનમા પ્રતિભક્તિ-વચન અને નિઃસંગભાવે પ્રવૃત્ત થઈ હોય છે તેઓ અમૃતાનુષ્ઠાન પ્રાપ્ત કરવાને અધિકારી બને છે. તદ્ધેતુકાનુષ્ઠાનથી પરિપૂર્ણસાધકમનુષ્ય અમૃતાનુષ્ઠાનની સ્થિતિને પ્રાપ્ત કરે છે. તદ્ધેતુકાનુષ્ઠાન કરતાં અમૃતાનુષ્ઠાન અનન્તગુણ ઉત્તમ છે. ઉત્તમોત્તમમામૃતાનુષ્ઠાનબળે અન્તર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરી જીવન્મુક્ત પદ પ્રાપ્ત

કરી શકાય છે. તદ્ધેતુકાનુષ્ઠાનના ઉચ્ચશુભ વિચારો ભાવના કરતાં **અમૃતાનુષ્ઠાન**ના અનન્ત-ઉત્તમ શુભ વિચારો-ભાવનાઓ વર્તે છે. જ્યારે કોઈ પણ ધાર્મિકાનુષ્ઠાનમાં ધ્યાતા ધ્યેય અને ધ્યેયની એકતા સ્થિરતા લીનતા અને તન્મયતા થઈ જાય છે અને જ્યારે અન્ય બાબતોના વિકલ્પ સંકલ્પો ટળી જાય છે તેમજ મનની સ્થિરતા તેમાં થવાથી આનન્દરસની ઝાંખી પ્રકટે છે ત્યારે અમૃતાનુષ્ઠાન થયું એમ કથી શકાય છે. જે ધાર્મિકનુષ્ઠાનોની પ્રવૃત્તિ કરતા આત્મા પોતાના સહજાનન્દગુણના ઘેનમાં રહે અને નિઃસંગતાનો અનુભવ લહી શકે તેને **અમૃતાનુષ્ઠાન** કથવામા આવે છે. જ્યારે દેવગુરુ અને ધર્મની આરાધના સેવાભક્તિ કરતા વિશુદ્ધ પ્રેમે અલૌકિક રસનો અનુભવ થાય છે. ભય-ખેદ-દ્વેષ-અહંતા અને મમતાનું જ્યા કિંચિત્ પણ જોર ન હોય અને અલૌકિક દિવ્ય જીવનવડે આત્મા જીવતો હોય એવો અનુભવ આવે ત્યારે અમૃતાનુષ્ઠાન થયું એમ અવબોધવું. આત્માના આનન્દરસની ઉત્પત્તિ ખરેખર આત્મામા હોય છે પરન્તુ તેના બાહ્યાનુષ્ઠાનમા આરોપ કરીને બાહ્યાનુષ્ઠાનને પણ **અમૃતાનુષ્ઠાન** કથવામાં આવે છે. આત્મામા આનન્દનો ઓઘ પ્રકટી શકે અને તે જાણે ત્રણ ભુવનમા ન સમાઈ શકતો અનુભવાતો હોય એવી દશામા અમૃતાનુષ્ઠાન થયું એમ અનુભવી શકાય છે જ્યારે જે ક્રિયા કરતા એકદમ બાહ્યશાતા વેદનીયના નિમિત્તો વિના ઇન્દ્રિયોના વિષયાદિ વ્યાપારવિના એકદમ આત્મામા આનન્દરસની ઘેન છવાઈ ગએલી લાગે ત્યારે અમૃતાનુષ્ઠાન થયું એમ અવબોધવું. અમૃતાનુષ્ઠાનના પરિણામ વખતે આત્માની અનન્તગુણી વિશુદ્ધતા અને ઉચ્ચતા થાય છે અમૃતાનુષ્ઠાનબળે આત્માની પરમાત્મારૂપે પ્રગટ થવામા વાર લાગતી નથી ભક્તિ-સ્તુતિ-સેવા-પૂજા-જ્ઞાન અને ધ્યાન ક્રિયાવડે આત્માનો સ્વાભાવિક ભાવ પ્રકટવાથી પુનઃ જન્મ જરા અને મૃત્યુથી આત્માને મરવું પડતું નથી અને અનન્ત-દિવ્યજીવને સાદિ અનન્તમા ભંગે જીવી શકાય છે. આત્માના ઉપશમાદિભાવે અમૃતપરિણામ રસની ઝાંખી થાય છે આત્માનો આનન્દરૂપ અમૃતરસને જે ક્રિયાપ્રસંગે અનુભવવામાં આવે છે તેને અમૃતાનુષ્ઠાન કથવામાં આવે છે. અમૃતાનુષ્ઠાનકારકો આત્માની અમરતાનો અને આત્માના સુખનો અનુભવ કરી સિદ્ધસુખના અનુભવી થાય છે. એક વાર જેણે અમૃતાનુષ્ઠાનરસને અનુભવ્યો તેણે સંસારસમુદ્રને તર્યો એમ પ્રબોધવું એક વાર જેણે અમૃતાનુષ્ઠાનરસ અનુભવ્યો તેને અન્ય રસોમા ચેન પડતુ નથી. આત્માની વાસ્તવિક જીવન્મુક્તતા અનુભવવી હોય તો અમૃતાનુષ્ઠાન રસને પ્રાપ્ત કરવાની આવશ્યકતા સ્વીકારીને પ્રયત્ન કરવાની જરૂર છે. બાહ્યાનુષ્ઠાનો કરતી વખતે આત્માનો અનુભવ સુખ રસ વેદી શકાય અને અન્તરથી નિઃસંગતા નિર્લેપતા અને સમતા વેદાય ત્યારે અમૃતાનુષ્ઠાન થાય છે એમ પ્રબોધવું. અધ્યાત્મજ્ઞાનીઓ-દેવગુરુ અને ધર્મના શુદ્ધપ્રેમથી અમૃતાનુષ્ઠાન પ્રાપ્ત કરવા શક્તિમાન્ થાય છે દેવગુરુ અને ધર્મ પર જેમ જેમ શુદ્ધ પ્રેમ વધતો જાય છે અને આત્મજ્ઞાનનો ઉચ્ચાધિકાર જેમ જેમ પ્રાપ્ત થતો જાય છે તેમ તેમ અમૃતાનુષ્ઠાનની યોગ્યતામાં વૃદ્ધિ થતી જાય છે. આત્મજ્ઞાનીઓ સેવા-ભક્તિમાં પ્રેમ રસમા લદબદ બનીને અમૃતાનુષ્ઠાન પ્રાપ્ત

કરી શકે છે. દેવગુરુ અને આત્મામાં શુદ્ધ ધર્મમાં જેમ જેમ મન મસ્ત થતું જાય છે અને પ્રેમોન્મત્તની દશા જેવું બનીને આનન્દમાં લીન થતું જાય છે તેમ તેમ અમૃતાનુષ્ઠાનના પરિણામોમાં સંખ્યાત અસંખ્યાત અને અનંતગુણી વૃદ્ધિ થતી જાય છે. આત્મામાં શુદ્ધ પ્રેમલક્ષણાભક્તિનો જેમ જેમ વેગ વધતો જાય છે અને જેમ જેમ દેવગુરુમાં અભેદતા એકતા લીનતા અનુભવાતી જાય છે તેમ તેમ અમૃત ક્રિયાનો રસ ઉદ્ભવતો જાય છે પરમાત્મા અને પોતાનામા અભેદતા એકતા લીનતાનો અનુભવ થતાં આત્માના સહજાનન્દરૂપ અમૃતરસનો ઓઘ સ્ફુરાયમાન થાય છે. જેમ જેમ આત્મજ્ઞાની ભક્ત મનુષ્યને આસ્તિકભાવે અભેદવ્યાપક પ્રેમલક્ષણાની સ્ફુરણારૂપ અમૃત ક્રિયા સર્વત્ર વિશ્વમાં આત્માઓમા પરમાત્મતાના અનુભવ સંમુખ થાય છે તેમ તેમ મનુષ્ય અન્તર્માં અમૃતાનન્દ સ્ફુરણાઓમાં આગળ વધીને પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે. સર્વત્ર સર્વ વિશ્વવર્તિ સર્વ જીવોમા સત્તાએ પરમાત્મત્વ વ્યાપી રહ્યું છે તેથી આત્મધ્યાનમાં સર્વ જીવોનું પરમાત્મત્વ યદા અનુભવાય છે ત્યારે સત્તાએ સર્વજીવોની પરમાત્મતાની સાથે અભેદરૂપે પરિણમતાં આનંદરસનો સાગર ઉછળી રહે છે એવો અમૃતક્રિયાનો સ્વાનુભવ પ્રગટ્યા વિના રહેતો નથી. પ્રેમલક્ષણાભક્તિયોગે જેઓ પરમાત્માના ખરેખરા સેવક બનીને પરમાત્માની સાથે અભેદતા અનુભવે છે અને જેઓ આત્મારૂપ પરમાત્માનું ધ્યાન ધરીને અન્તર્સમાધિમા સર્વત્ર પરમાત્માની અભેદતાનો અનુભવ કરે છે તેઓને અમૃતાનુષ્ઠાન હોય છેજ. અમૃતાનુષ્ઠાનના સહજાનન્દરસને આસ્વાદ્યા પશ્ચાત્ સાસારિકપૌદ્ગલિકસુખ પર સુખની બુદ્ધિ રહેતી નથી. સાસારિકદશાસ્થ જ્ઞાનીઓએ અને ભક્તોએ અમૃતાનુષ્ઠાનસુખરસનો અનુભવ ગ્રહ્યા પશ્ચાત્ અન્યધાર્મિક ક્રિયાઓને કે જે અવશ્ય કરવા યોગ્ય છે તેઓનો ત્યાગ ન કરવો જોઇએ. આત્મજ્ઞાનના પરિપકવાનુભવીઓને તો જે જે ધાર્મિક ક્રિયાઓ કરવાની હોય છે તે તે સર્વ ક્રિયાઓમા સહજાનન્દરસ પ્રગટ્યા કરે છે બાહ્યક્રિયાઓમાં આનન્દ નથી પરન્તુ બાહ્યક્રિયાઓ કરતી વખતે આત્માનન્દનો સાગર ખરેખર જ્ઞાનીઓને અન્તરમાં પ્રકટ્યા કરે છે. આત્મજ્ઞાનીઓ સર્વત્ર નિસંગતિને દેખે છે અને અન્તર્મા શુદ્ધ પ્રેમે અને શુદ્ધોપયોગે પરમાત્માનુભવ-પરમાત્માની સાથે એકતા લીનતા ઈત્યાદિ ધ્યાનરૂપ અમૃતક્રિયાને કરી આનન્દરસસાગરમા ઝીલ્યા કરે છે. પંચ પ્રકારના અનુષ્ઠાનનું સ્વરૂપ કથ્યા પશ્ચાત્, લોકોત્તર આહ્નિક અને રાત્રિકધર્મકર્મોનું સ્વરૂપ પ્રતિપાદન કરવામાં આવે છે.

**ગૃહસ્થોએ અને સાધુજનોએ આવશ્યક કર્મમાં જાગૃત રહેવું જોઇએ.**

**શ્લોક.**

**लोकोत्तरश्च सत्कर्म-कर्तव्यं विधिवत्सदा !**
**आह्निकं रात्रिकं कर्म-गृहस्थैर्यतिभिर्ध्रुवम् ॥ १७ ॥**

**શબ્દાર્થ**—ગૃહસ્થમનુષ્યોએ અને ત્યાગી મનુષ્યોએ લોકોત્તર શુભ આહ્નિક અને રાત્રિક સત્કર્મને વિધિપૂર્વક સદા અવશ્ય કરવા જોઇએ

**વિવેચન**—લૌકિક આવશ્યક કર્તવ્ય કર્મો જેમ ગૃહસ્થોને કરવાની જરૂર છે તેમ લોકોત્તર આહ્નિક અને રાત્રિક શુભસત્કર્મ કરવાની જરૂર સ્વીકારવી જોઇએ જે ગૃહસ્થ મનુષ્યો દૈવસિક અને રાત્રિક સંબંધી ધર્મકર્મો કરવામા પશ્ચાત્ રહે છે તેઓ દુર્ગુણોપર વિજય મેળવીને આત્માની જ્ઞાનાદિક શક્તિયોને પ્રકટાવવા શક્તિમાન્ થતા નથી. દિવસમાં જે જે સમયે જે જે ધર્મકર્મો સ્વાધિકારે કરવા યોગ્ય હોય તેઓને ગૃહસ્થ મનુષ્યોએ અવશ્ય કરવાં જોઇએ વિષય–કષાય–નિન્દા–આલસ્ય અને વિકથાઓરૂપ પ્રમાદને પરિહરી અપ્રમત્તતા અંગીકરી દૈવસિક અને રાત્રિક ધર્મકર્મ કરવાથી આત્માના સદ્ગુણો અને સદ્વર્તનમા પ્રતિક્ષણ વૃદ્ધિ થયા કરે છે. અમુક સમયે અમુક ધર્મકર્મ કરવાની જે આવશ્યકતા દર્શાવવામા આવી છે તે સહેતુક છે જે જે સમયે જે જે ધર્મક્રિયાઓ કરવાની હોય છે તે તે સમયે તે તે ધર્મકર્મો કરવાથી આત્માના ગુણોમાં વૃદ્ધિ થાય છે. પ્રત્યેક ધર્મકર્મમા ઉત્સર્ગ અને અપવાદમાર્ગ તો હોય છે જ એકાન્તે કોઈ ધર્મ કરવાની વિધિ નથી તેમજ એકાન્તે કોઈ ધર્મકર્મનો નિષેધ પણ સર્વદા સર્વથા કરવામા આવ્યો નથી. લૌકિક આવશ્યક કર્મોના સામયિક નિયમોને ધ્યાનમા રાખીને ગૃહસ્થોએ ધાર્મિકકર્મ નિયમોના સમયને ધ્યાનમા રાખવો જોઇએ. લૌકિકકર્મોવડે આજીવિકાદિસ્થિતિનું સંરક્ષણ કરવાની સાથે ગૃહાવાસમા ધર્મકર્મની પ્રવૃત્તિપ્રતિ લક્ષ્ય રાખવાની જરૂર છે જેમ લૌકિક આજીવિકાદિ કર્મોથી ગૃહસ્થાવાસમા રહી શકાય છે અને સ્વતરફથી કુટુંબનુ ભરણપોષણ કરી શકાય છે તેમ લોકોત્તર ધાર્મિકકર્મ કરવાથી આત્માની જ્ઞાનાદિક ગુણોની પ્રગતિ કરી શકાય છે સ્વશરીર–સમાજ અને સ્વકુટુંબાદિકની આજીવિકાદિવડે રક્ષા કરવા માટે વિદ્યા–પ્રવૃત્તિ–વ્યાપારકૃષિકર્માદિપ્રવૃત્તિ અને શૂદ્રસેવ્યકર્મપ્રવૃત્તિને ઉત્સર્ગ અને અપવાદે આચરતા અનર્થદંડ ગણી શકાતો નથી તેમજ દૈવસિક ધાર્મિકકર્મ અને રાત્રિક ધાર્મિકકર્મની પ્રગતિ અને સંરક્ષાર્થે ઉત્સર્ગાપવાદથી ધાર્મિક પ્રાસંગિક પ્રવૃત્તિ કરતા અપ્રમત્તયોગે હિંસાદિ કોઈપણ જાતનો દોષ લાગતો નથી. જે જે દ્રવ્યક્ષેત્રકાલભાવે જે જે ધર્મકર્મો અધિકાર પરત્વે ઉપયોગી હોય અને જે ધર્મકર્મોને સ્વાધિકાર ફરજથી અદા કરતા આત્માની ઉન્નતિ–કુટુંબની ઉન્નતિ–સંઘની અને દેશની ઉન્નતિ થતી હોય તથા અલ્પદોષે મહાન્ લાભ પોતાને તથા સમાજ વગેરેને થતો હોય તથા ઔત્સર્ગિક અને અપવાદિક માર્ગે સ્વની–પરની–કુટુંબ–સમાજ–દેશ અને સંઘાદિકની પ્રગતિમા સંરક્ષણમા હાનિ ન પહોંચતી હોય તો તેમાં તનમનધનાદિક સ્વશક્તિયોનું સ્વાર્પણ કરી પ્રવર્તવુ જોઇએ. દ્રવ્યક્ષેત્ર-કાલભાવે આત્માની તથા જનસમાજની વ્યાવહારિક તથા ધાર્મિક પ્રગતિમા જે જે ધર્મ-

કર્મો દિવસે કરવાનાં હોય તે દિવસે કરવાં અને જે જે ધર્મકર્મો રાત્રિમાં કરવાના હોય તે અમુક સમયે રાત્રિમા ગૃહસ્થોએ કરવાં જોઇએ. મહાત્માઓએ મનુષ્યોની સર્વ પ્રકારની વ્યાવહારિક તથા ધાર્મિક શુભશક્તિયોની વૃદ્ધિ માટે દૈવસિક અને રાત્રિક ધર્મકૃત્યો ઉપદેશ્યા છે. જે ધર્મકૃત્યો મનુષ્યોના આત્માઓની પ્રગતિ કરીને સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત કરવાને શકિતમાન્ ન હોય તે નિર્જીવ ધર્મકર્મો અવબોધવા. નિર્જીવ ધર્મકર્મો કરવાથી વિશ્વમાં ધર્મની ચિરસ્થાયિતા સ્થાપી શકાતી નથી એમ અવશ્ય અવબોધીને આત્મશક્તિવર્ધક તથા ધર્મની વિશ્વમા ચિરંસ્થાયિતાસ્થાપક ક્રિયાઓને આદરવી જોઇએ. દૈવસિક અને રાત્રિક ધર્મકર્મોના સ્વ અને પરસમયદ્વારા સૂક્ષ્મ સ્વરૂપોનું જ્ઞાન કરીને પ્રત્યેક મનુષ્યે સ્વાધિકાર પ્રમાણે ધર્મકર્મમા પ્રવૃત્તિ કરવી જોઇએ. ધર્મકર્મો કરવાની સ્વકીય ફરજ છે અને તે કરવાથી ધાર્મિક ફરજ અદા થાય છે એમ સમ્યગ્જ્ઞાન થયા પશ્ચાત્ સ્વોન્નતિ આદિ ઉન્નતિકારક કર્મો કરવાં એ સ્વફરજ છે એવું અવબોધાય છે. ધાર્મિકકર્મો કરવાં એ આવશ્યક સ્વફરજ છે એમ પરિપૂર્ણ નિશ્ચય થયા પશ્ચાત્ તેમાં નિઃશંકભાવે પ્રવૃત્તિ થાય છે અને આત્માના શુદ્ધ ધર્મના ઉપયોગવિના અન્ય શુભાશુભ વિકલ્પસંકલ્પો કરવાની માનસિક પ્રવૃત્તિ નષ્ટ થાય છે. સ્વાધિકાર પ્રમાણે જે ધર્મકર્મો કરવાનાં છે તેથી આત્માની અને અન્યોની ઉચ્ચતા થાય છે અતએવ તે કરવાં જોઇએ. તેમા અન્ય શુભાશુભ સંકલ્પવિકલ્પો કરવાની જરૂર નથી. આત્માની વાસ્તવિક શુદ્ધતાનો ઉપયોગ રાખીને દૈવસિક અને રાત્રિક ધર્મકર્મો કરવાનાં છે તેનું પરિણામ તો આત્માની શુદ્ધતા કરવી એ જ છે અને એ તો સ્વફરજે ધર્મકર્મથી થયા કરે છે; તો અન્યજાતીય શુભાશુભ વિકલ્પસંકલ્પની સકામભાવનાને ધારણ કરવી એ તો કોઈરીતે યોગ્ય નથી એવું ખાસ અવબોધીને સ્વફરજની મુખ્યતાએ નિયમસર દૈવસિકરાત્રિક ધર્મકર્મો કરવાં જોઇએ. દૈવસિક અને રાત્રિકધર્મકર્મોને ગૃહસ્થોએ પોતાના સ્વાધિકાર પ્રમાણે સર્વ પ્રકારની નામરૂપની અહંમમતાવૃત્તિના ત્યાગપૂર્વક કરવા જોઇએ કે જેથી તેઓના આત્માની નિર્લેપતાપૂર્વક આત્મપ્રગતિ થઈ શકે. ગૃહસ્થાધિકાર પ્રમાણે દિવસ સંબંધી અને રાત્રી સંબંધી કયા સમયે ક્યાં કયાં ધર્મકૃત્યો કરવાના છે તે સ્વકીય સદ્ગુરુગમપૂર્વક શાસ્ત્રોદ્વારા ગૃહસ્થોએ અવબોધવાં. ત્યાગીમુનિવરોએ સ્વકીય સદ્ગુરુના ચરણકમલની વિનયભક્તિ બહુમાનપૂર્વક સેવા કરીને સ્વયોગ્ય દૈવસિક અને રાત્રિક ધર્મકર્મો અવબોધવા. ત્યાગીઓએ પરમાત્માની પ્રાપ્તિ માટે દૈવસિક અને રાત્રિક ધર્મકર્મ અવશ્ય કરવાં એ તેમની ફરજ છે અને એ ફરજને તેઓએ કાયા વાણી અને મનથી અદા કરવી જોઇએ. ત્યાગીઓ જ્યારે ત્યાગમાર્ગના અધિકાર પ્રમાણે દૈવસિક અને રાત્રિક ધર્મકર્મ ફરજને દ્રવ્યક્ષેત્રકાલભાવથી સમ્યગ્ અવબોધી તે પ્રમાણે વર્તે છે ત્યારે તેઓ સ્વાત્માનું સ્વર્ગનું અને ગૃહસ્થનું શ્રેય સાધવા સમર્થ થઇ શકે છે. સાધુમાર્ગની સંરક્ષાપૂર્વક પ્રગતિ કરી સાધુવર્ગનું અસ્તિત્વ સદા સંરક્ષવું એ તેમની પ્રથમ ફરજ છે.

આત્માના જ્ઞાનાદિક ગુણોની ક્ષણે ક્ષણે વૃદ્ધિ થતી જાય અને સ્વધર્મની વિશ્વમાં ચિરંસ્થાયિતા સ્થાપી શકાય તથા ધર્મિજનોની સંખ્યામા તથા તેઓના શુભ સામ્રાજ્યની વૃદ્ધિપૂર્વક અધર્મી મનુષ્યોના પગ તળે તેઓ ન કચરાઈ જાય એવી દિવસ સંબંધી અને રાત્રી સંબંધી જે જે મન વચન કાયાથી ધર્મપ્રવૃત્તિયો કરવાની છે તે સાધુઓએ અવશ્ય કરવી જોઇએ. પરમાત્મપ્રાપ્તિ સંબંધી દિવસમા અને રાત્રીમા નિયમસર જે જે ધર્મકર્તવ્યો કરવાનાં હોય તે સાધુઓએ દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે ઉપયોગપૂર્વક કરવાં જોઇએ. દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે અમુક ધર્મકાર્યો કરવાથી સ્વપરની પ્રગતિ થવાની છે એવો ઉત્સર્ગાપવાદ માર્ગ જ્ઞાનપૂર્વક ઉપયોગથી જે સાધુઓ ધારણ કરે છે તેઓ દૈવસિક અને રાત્રિક કર્તવ્ય ધર્મકર્મોને સ્વાધિકારે યથાશક્તિ કરવા શક્તિમાન્ થાય છે યાવત્ સાધુને દ્રવ્યક્ષેત્રકાલભાવથી કોઈ પણ કર્ત્તવ્ય ધર્મકર્મ સંબંધી પરિપૂર્ણ ઉપયોગ થયો નથી ત્યાં સુધી તે કોઇ પણ ધર્મકર્મ કરવાનો અધિકારી બની શકતો નથી. તદ્ધેતુ અને અમૃતાનુષ્ઠાનપૂર્વક સાધુએ દૈવસિક અને રાત્રિક કાર્યક્રમમાં પ્રવૃત્ત થવું જોઇએ. સ્વાધિકારની સ્વાર્થે તથા પરાર્થે કઇ કઈ ફરજો છે તેનું યાવત્ જ્ઞાન નથી તાવત્ ધર્મકર્મની પ્રવૃત્તિથી સ્વ તથા પરની યથાતથ્ય પ્રગતિ થઈ શકતી નથી. સર્વ પ્રકારની ધાર્મિક કર્ત્તવ્ય કર્મોની સુયોજનાઓપૂર્વક વ્યવસ્થા સહિત પ્રવૃત્તિ કરવાથી વર્તમાનકાલમાં સાધુઓ સ્વ તથા પરનું કલ્યાણ કરી શકે છે તથા પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી શકે છે. આત્માને પ્રતિક્ષણ પરમાત્મતાની સંમુખ કરવો એ સાધુઓનું દૈવસિક તથા રાત્રિક કર્તવ્ય ધર્મકર્મનું મૂળ રહસ્ય છે; તેનો પરિપૂર્ણ ઉપયોગ ધારણ કરીને વ્યવહારમાર્ગે દૈવસિક રાત્રિક કર્તવ્ય ધર્મકાર્યોને ઉત્સર્ગ માર્ગે અને અપવાદ માર્ગે આચરવાં જોઈએ. ત્યાગીઓએ જ્ઞાનાચાર–દર્શનાચાર–ચારિત્રાચાર–તપઆચાર અને વીર્યાચારના પાલનમા અપ્રમત્ત રહેવું જોઈએ અને જ્ઞાનાદિ પંચાચારોના સદ્‌વિચારોની ભાવનામા સદા અપ્રમત્ત રહેવું જોઇએ દિવસમાં અને રાત્રીમાં જ્ઞાનધર્મ ( શ્રુતધર્મ ) અને ચારિત્ર આરાધનામા અપ્રમત્ત રહેવું જોઈએ. દ્રવ્યક્ષેત્રકાલભાવથી જે ત્યાગીઓ જ્ઞાનાદિ પંચાચારોના ઉત્સર્ગાપવાદ માર્ગે પ્રવહી દૈનિક અને રાત્રિક ધર્મકર્મોમાં અપ્રમત્ત રહે છે તે ત્યાગીઓ વિશ્વમાં સત્યધર્મનો પ્રચાર કરવાને સમર્થ થઈ શકે છે. જ્ઞાનબલ વિના ચારિત્રબલ પ્રાપ્ત થઈ શકતું નથી; અતએવ ત્યાગીઓએ જ્ઞાનબલ પ્રાપ્તિ માટે રાત્રી અને દિવસમા જ્ઞાનાભ્યાસના નિયમોપૂર્વક પ્રવૃત્ત થવું જોઇએ. ત્યાગીઓ વસ્તુત ત્યાગધર્મથી શોભે છે અને ત્યાગબલનો આધાર ખરેખર આત્મજ્ઞાન અને વૈરાગ્ય પર છે એવું અવબોધીને આત્મજ્ઞાન અને વૈરાગ્યની પ્રાપ્તિ થાય એવા દૈવસિક અને રાત્રિક કર્તવ્ય કર્મો કરવાં જોઇએ. સાધુઓએ ક્રમપૂર્વક નિયમસર દૈનિક અને રાત્રિક ધર્મકર્મો આચરવા જોઇએ કે જેથી આત્માની અને અન્ય મનુષ્યોની વાસ્તવિક ધર્મપ્રગતિ સાધી શકાય આધ્યાત્મિકજ્ઞાન

વિના રજોગુણ અને તમોગુણવૃત્તિનો નાશ કરી શકાતો નથી; અતએવ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય એવી પ્રવૃત્તિયોને દિવસમા અને રાત્રિમા આચરવી જોઇએ. વિશ્વમાં પ્રવર્તતાં સ્વપરમાન્યતાનાં અનેક શાસ્ત્રો-વર્તમાન જમાનો-ગીતાર્થોનો અનુભવ-વર્તમાન સમયમા અને ભવિષ્યમાં સાધુવર્ગની અસ્તિતાસંરક્ષક હેતુઓનું જ્ઞાન-ચારિત્ર પાલવાને વર્તમાન સંયોગોનો અનુભવ અને સ્વાનુભવ ઇત્યાદિ સર્વનો પરિપૂર્ણ નિશ્ચય કરીને સાધુએ. ધર્મસંરક્ષક ઉત્સર્ગ અને અપવાદમાર્ગે વર્તમાનમા દિવસસંબંધી અને રાત્રિસંબંધી જે જે ધર્મકર્મો કરવા ઘટે તે કરવાં જોઇએ અને જમાનાની પાછળ ન પડવું જોઇએ. વર્તમાનકાલમાં વિદ્યમાન સંઘયણુ-શરીરબળ-લોકોની સ્થિતિ-ધર્મમાર્ગ વહેવાની સ્થિતિ-લોકોની ત્યાગીઓ પ્રતિ પ્રગટતી ભાવના-વર્તમાનમાં ધર્મ પ્રચારક સાનુકૂલ અને પ્રતિકૂલ સંયોગો-વર્તમાન ધાર્મિક પ્રવૃત્તિયોમા સુધારા વધારવાની આવશ્યકતા-સાધુવર્ગની અસ્તિતા સંરક્ષાય એવા ઉપાયો અને ધર્મની સર્વત્ર વિશ્વમા પ્રત્યેક મનુષ્યને આવશ્યકતા અવબોધાય ઇત્યાદિ બાબતોનું જ્ઞાન કરીને ઉદારદષ્ટિએ ત્યાગીઓએ દૈનિક અને રાત્રિક કર્તવ્ય ધર્મકાર્યોને વ્યવસ્થાપૂર્વક સાનુકૂલબળ મેળવી પ્રતિપક્ષીયબલના સંઘાતપૂર્વક આદરવા જોઇએ. ધર્મનાં મૂલતત્ત્વો કાયમ રહે છે પરન્તુ મૂલવ્રતોની સંરક્ષાકારક દૈનિક રાત્રિક ઉત્તર ધર્મપ્રવૃત્તિયોમા જમાનાને અનુસરી ફેરફાર થાય છે એવું લક્ષ્યમાં રાખી સંરક્ષક અને પ્રગતિકર દૃષ્ટિએ સાધુઓએ ધર્મપ્રવૃત્તિયોને આદરવી જોઇએ. આવશ્યક ધર્મની જે પ્રવૃત્તિયો હોય તેઓની પ્રસંગ પામી વિશેષત: પ્રવૃત્તિ કરવી જોઇએ.

**અવતરણુ**—લોકોત્તર ધર્માવશ્યક કર્મની કરણીયતા દર્શાવવામાં આવે છે.

## છ પ્રકારનાં આવશ્યક કર્મો.

### શ્લોક.

**धर्मावश्यकयोगेन नाशः स्यात् कृतकर्मणः ।**
**अधिकारः क्रियायां ते फलेच्छात्यागपूर्वकम् ॥ १८ ॥**

**प्रीतिभक्तिप्रवेगेन—धर्मावश्यककर्मसु ।**
**यतितव्यं गृहस्थैश्च साधुभिः साध्यदृष्टितः ॥ १९ ॥**

**सत्त्वरजस्तमोबुद्धया—धर्मानुष्ठानकारकाः ।**
**गृहस्थाः साधवश्चोऽर्या वर्तन्ते भिन्नवृत्तिकाः ॥ २० ॥**

**षड्‌धावश्यककर्माणि सामायिकादिभेदतः ।**
**स्वाधिकारादिभेदेन सेव्यानि मनुजैः सदा ॥ २१ ॥**

**શબ્દાર્થ**—ધર્માવશ્યક યોગવડે પૂર્વકૃતકર્મનો નાશ થાય છે. ફ્લેચ્છાત્યાગપૂર્વક ધર્માવશ્યક ક્રિયા કરવામા ત્હારો અધિકાર છે. ગૃહસ્થોએ અને સાધુઓએ સાધ્યદૃષ્ટિથી પ્રીતિભક્તિપ્રયોગવડે ધર્માવશ્યક કર્મોમા પ્રયત્ન કરવો જોઇએ અર્થાત્ ધર્માવશ્યક કર્મોને કરવા જોઇએ ધર્માનુષ્ઠાનકારક ગૃહસ્થો અને સાધુઓ સત્ત્વરજસ્ અને તમોબુદ્ધિવડે ભિન્નવૃત્તિવાળા હોય છે મનુષ્યોએ–સામાયિકાદિભેદત ષડ્ધા આવશ્યક કર્મોને સ્વાધિકારાદિભેદે સેવવા જોઇએ.

**વિવેચન**—ધાર્મિક આવશ્યક યોગવડે પૂર્વભવકૃત અનેક કર્મોનો નાશ થાય છે ધર્મના પ્રાપ્તિકારક જે જે આવશ્યક યોગો હોય તેઓની પ્રવૃત્તિ પ્રારંભવી જોઇએ. પ્રમાદના સ્થાનકોનો પરિહાર કરીને ધર્માવશ્યક યોગો આદરવાથી જ્ઞાનાવરણીયાદિ કર્મની નિર્જરા થાય છે અને સંવરત્વની પ્રાપ્તિ થાય છે. ધર્માવશ્યક યોગોનું મહત્ત્વ અને ઉપયોગિત્વ જેટલું વર્ણવીએ તેટલુ ન્યૂન અવબોધવું. ધર્માવશ્યક યોગોદ્વારા અનન્ત સુખમય મુક્તિપદ પ્રાપ્તવ્ય છે એમ આનુભવિક નિશ્ચય કરીને અન્ય સકામ ફ્લેચ્છાનો ત્યાગ કરીને ધર્માવશ્યક ક્રિયામા પ્રવર્તવાનો હે આત્મન્ ! ત્હારો અધિકાર અવબોધ ! અને આવશ્યક ધર્મકર્મોમા પ્રવૃત્તિ કર ! ! ! મોક્ષપ્રાપ્તિ માટે ધર્માવશ્યક કર્મકરણરૂપ ત્હારી ફરજને અદા કરવી તે ત્હારા આત્મપુરુષાર્થપર આધાર રાખે છે. નિર્દિષ્ટ ધર્મકર્મ સાધ્ય વાસ્તવિક ફલ જે થવાનુ છે તે વિના અન્ય ફલની ઇચ્છાનો ત્યાગ કરવો એમ લેખકની અભિપ્રાય શૈલીને હૃદયમા સર્વત્ર એવા સ્થળે એ પ્રમાણે મનુષ્યોએ અવબોધવી. ધર્માવશ્યક કર્મોને પ્રીતિભક્તિની પ્રખરભાવનાપૂર્વક કરવાં જોઇએ. જે પ્રમાણમા જેની ભાવના છે તે તે પ્રમાણમા તેના કાર્યની સિદ્ધિ થાય છે. આવશ્યક કર્તવ્ય ધર્મકાર્યો કરવાનો પ્રસગ કદિ ન ગુમાવવો જોઇએ ધર્માવશ્યક કર્મોને કરવામા પ્રથમ પ્રીતિની જરૂર છે જ્યાસુધી જે કાર્ય કરવાનું છે તેમાં રુચિ–પ્રીતિ ઉદ્‌ભવી નથી ત્યાસુધી તે ધર્મકાર્યમા આત્માના સર્વ બલપૂર્વક પ્રવૃત્તિ થઈ શકતી નથી. જેમા પ્રીતિ થાય છે તેમાં પ્રવૃત્તિ થાય છે એવુ સર્વત્ર વિશ્વમા સર્વ મનુષ્યોના અનુભવવામાં આવે છે, અતએવ આવશ્યક ધર્મકાર્યોમા પ્રીતિ થાય એવા ઉપાયો ગ્રહવાની આવશ્યકતા છે ધર્માવશ્યક કર્તવ્ય કર્મોની મહત્તા અને ઉપયોગિતાનું દ્રવ્યક્ષેત્રકાલભાવે યદા સર્વનય અપેક્ષાપૂર્વક જ્ઞાન થાય છે ત્યારે ધર્માવશ્યક કાર્યો પર પ્રેમ ઉદ્‌ભવે છે અને પશ્ચાત્ તેમા શુદ્ધ પ્રીતિ પ્રગટે છે. ધર્માવશ્યક કર્મોને પ્રીતિ ભક્તિયોગે જ્ઞાનાવરણીયાદિ સર્વ કર્મથી

મુક્ત થવાને માટે કરવાં જોઇએ એવો હૃદયમાં સાધ્યોપયોગ રાખવાથી અન્ય વસ્તુઓની કામના પ્રગટતી નથી અને તેથી સાપેક્ષિક નિષ્કામતાએ આવશ્યક ધર્મકર્મો કરી શકાય છે એવું કથતાં કોઇપણ જાતનો વિરોધ પ્રાપ્ત થતો નથી. ધર્માવશ્યક કર્મોની પ્રથમ રુચિ થાય છે અને પશ્ચાત્ તેની ક્રિયામાં પ્રવૃત્તિ થાય છે ઉત્સર્ગ માર્ગે અને અપવાદ માર્ગે ધર્માવશ્યક કર્તવ્ય કાર્યોને દ્રવ્યક્ષેત્રકાલભાવે અવબોધવાથી પશ્ચાત્ જે કાલે જે ક્ષેત્રે જે અધિકારે જે વિધિથી જે ધર્માવશ્યક કર્મ કરવાનું હોય છે તે કરવાની માન્યતા અને પ્રવૃત્તિમા સાનુકૂલ સંયોગો મેળવી શકાય છે અને સંકુચિતતાનો ત્યાગ કરી શકાય છે. ધર્માવશ્યકકાર્યોનું ચારે તરફથી પરિપૂર્ણ જ્ઞાન થાય છે અને તે કરવાનાં પ્રયોજનો અવબોધાય છે ત્યારે આત્માની તે તે ધર્મકાર્યો કરવા માટે ઉદારભાવના પ્રકટે છે અને તેમજ વિશાલસાપેક્ષદૃષ્ટિથી પ્રવૃત્તિમાં પ્રવર્તી શકાય છે. વહોરાના નાડાની પેઠે અજ્ઞ મનુષ્યો આવશ્યક ધર્મકાર્યોમા પ્રવૃત્તિ કરે છે અને તેઓ ધર્મકાર્યોના મુખ્ય સાધ્યોપયોગથી બહુ દૂર જતા રહી विनायकं प्रकुर्वाण' रचयामास वानरं ની સ્થિતિને સંપ્રાપ્ત કરી શકે છે; અતએવ તે તે ધર્મકાર્યોની જ્ઞાનપૂર્વક પ્રીતિભક્તિની ધૂનમા અર્થાત્ પ્રીતિભક્તિના અત્યંત આવેશપૂર્વક તથા અન્ય કામનાઓથી નિઃસંગપણાએ આવશ્યક સર્વ કર્મોમા પ્રવૃત્ત થવું જોઇએ. પ્રથમાવસ્થામાં કર્મયોગીઓએ પ્રીતિભક્તિના આવેશપૂર્વક ધર્મકાર્યોમાં પ્રવર્તવું જોઇએ. પ્રેમભક્તિવિનાની ધર્મકર્મની પ્રવૃત્તિ લુખી હોય છે અને તેથી આત્માના ઉપર કોઇપણ જાતની ઉત્તમ અસર થતી નથી. ધર્માવશ્યક કાર્યોની પ્રવૃત્તિથી આત્માના સદ્ગુણોની ખીલવણીમા દિવ્યરસ રેડાવો જોઇએ અને આત્માની શુદ્ધતાની ઝાંખી પ્રકટ થવી જોઇએ. ધર્માવશ્યક કાર્યોથી વિષય કષાય નિન્દા અને વિકથા વગેરે દુર્ગુણો પર જય મેળવાતો હોય તો હૃદયમા અવબોધવું કે ધર્માવશ્યક કાર્યોની પ્રવૃત્તિમાં દિવ્ય ભાવના પ્રગટી છે. આવશ્યક ધર્મકાર્યોમા લક્ષ્ય આપ્યા વિના સ્વને તથા ધર્મસમાજને અત્યંત હાનિ પ્રાપ્ત થાય છે અને તેથી અન્તે પરિણામ એ આવે છે કે અન્ય મનુષ્યો પણ સ્વદૃષ્ટાન્તને અનુસરી આવશ્યક ધર્મકાર્યોમા પ્રમત્ત બની અવનતિપ્રતિ ગમન કરે છે. આવશ્યક ધર્મકર્મોને સર્વ મનુષ્યોએ સમજપૂર્વક કરવાથી સમાજની શક્તિયોમા વૃદ્ધિ થાય છે અને તેથી સંઘબલની એક્તાની સાથે સમગ્ર વિશ્વની પરમાર્થ પ્રવૃત્તિયોમા સાહાય્ય આપી શકાય છે. આવશ્યક ધર્મકર્મો અનેક પ્રકારના છે. જે કાલે જે ક્ષેત્રે જે ધર્મકર્મની અત્યંત આવશ્યકતા જણાતી હોય તેમા સર્વની પૂર્વે લક્ષ્ય દઈ પ્રવૃત્ત થવું જોઇએ. વ્યક્તિસંરક્ષા ગુરુસંરક્ષા ધર્મસંરક્ષા ચાતુર્વિધધર્મસંરક્ષા અને યુદ્ધદુર્ભિક્ષાદિ વિપત્તિ પ્રસંગે આવશ્યક ઉપયોગી ધર્માંગોની અપવાદિકમાર્ગે સંરક્ષા આદિ સર્વ પ્રકારની અસ્તિત્વકારકવર્ધક-પ્રગતિકારક સંરક્ષાઓના સાધનભૂત જે જે આવશ્યક ધર્મકર્મો હોય તે તે કરવામા મુખ્યતા અને ગૌણતાનો વિવેક સંપ્રાપ્ત કરી પ્રવૃત્ત થવું જોઈએ. ધર્માર્થે આવશ્યક જે જે

ધર્મકર્મો હોય તેમાં મનને નિયુક્ત કરવાથી તે તે કાર્યોની સત્વર સિદ્ધિ થાય છે અને ધર્મકાર્યના પ્રવૃત્તિમાર્ગમા વિદ્યુત્વેગે આગળ વધી શકાય છે ધર્મના જે જે નિવૃત્તિ માર્ગો હોય તે તે માર્ગોનું સંરક્ષણ કરવા માટે વર્તમાનકાલદેશાદિકને અનુસરી આવશ્યક જે જે ધર્મકૃત્યો જણાતાં હોય તેમા ધાર્મિકજનોએ પ્રાણાહૂતિપૂર્વક પ્રવૃતિ કરવી જોઈએ. શ્રી સદ્ગુરુ આદિ જેઓ ધર્મના પ્રગતિકારકો હોય તેઓનું પ્રતિપક્ષીદુષ્ટજનોથી રક્ષણ કરવું એ એક જાતની ભકિતરૂપ આવશ્યક ધર્મકર્મ છે, તેને સેવકોએ આદરવું જોઈએ. અકસ્માત્ રાત્રી વા દિવસમા જે ધર્મકાર્ય કરવાની દેવગુરુ અને ધર્મપ્રતિ આવશ્યકતા ઊભી થાય તે તે ધર્મકર્મની આવશ્યકતાને સ્વફરજરૂપ લેખવી–તેમા પ્રવૃત્તિ કરવી એ ધર્મવીરપુરૂષોનું લક્ષણ છે. ધર્મના સર્વાંગો, ધર્મના સર્વ સાહિત્યો અને ધર્મ-પ્રચારક સર્વ સામગ્રીઓની રક્ષા વૃદ્ધિ અને પ્રગતિ કરવી એ ધર્મના આવશ્યક કર્મો છે. ધર્મ અને ધર્મીઓની પ્રગતિમા જે જે આસુરી મનુષ્યો તરફથી વિઘ્નો થાય તો તે વિઘ્નોનો નાશ કરવા દૈવિકશક્તિયોને પ્રકટાવવી અને દોષભોગે ધાર્મિકજનોને અનન્તગુણ લાભ થાય એવી પ્રવૃત્તિયો પ્રારંભવી અને તેમા યાહોમ કરીને જીવન સમર્પવું એ નિષ્કામ ધર્મકર્મયોગીઓની આવશ્યક ધર્મકર્મ ફરજ છે. આત્મસમર્પણ કર્યાવિના કદાપિ કોઇ કાર્ય કરી શકાતું નથી. વિશ્વમા જેણે આત્મસમર્પણ કરવામા દેહાદિકની મમતા ત્યજી દીધી છે અને સ્વફરજમા જેણે લક્ષ્ય દીધું છે તે મનુષ્ય ખરેખર કોઈ પણ કાર્યમાં પ્રવૃત્ત થઇને આત્મિક પ્રગતિ કરી શકે છે. નિષ્કામબુદ્ધિએ મરજીવા થઈને ધર્મકાર્યો કરવા જોઇએ. સ્વાર્થે–પરાર્થે અને સંઘાર્થે જે જે ધર્મકામો કરવામા સ્વાધિકાર યોગ્યતા અવબોધાતી હોય તો તેવા આવશ્યક ધર્મકાર્યો કરવામા ડરવાના કરતા મરવું એ શ્રેયોરૂપ છે એમ માનીને તેઓમાં માન અપમાનની વા કોઈ પણ ક્ષણિક લાલસા રાખ્યા વિના પ્રવૃત્ત થવુ એજ ધર્મકર્મયોગીઓની મુખ્ય કર્તવ્ય ફરજ છે અને તે અદા કરવીજ જોઇએ, જે જે ધર્મકર્મ કરવાથી જે જે ફલ પ્રાપ્ત થવાનુ છે તે થયા વિના રહેતું નથી. તેના ફલની ઈચ્છા રાખતા કદાપિ તે ફલ ન પ્રાપ્ત થયું તો શોક ચિન્તા અને પાછા હઠવાનું થાય છે અને કદાપિ ઇચ્છાપૂર્વક ફલ પ્રાપ્ત થયું તો હર્ષ અને ફુલાવવાનું થાય છે. હર્ષ ફુલાવું શોક ચિન્તા વગેરેથી આત્મા સમભાવ ત્યાગીને વિષમરાગાદિક ભાવમા ઉતરી જાય છે અને તેથી સમભાવે સ્વફરજ અદા કરતાં જે આત્માની ઉચ્ચતા–શુદ્ધતા રહે છે તે રહેતી નથી અને રાગાદિનુ સલેપત્વ પ્રાપ્ત થાય છે. અતએવ ધર્મકર્મયોગી-ઓએ ધર્મકર્મથી જે થવાનું હોય છે તે થાય છે એવો નિશ્ચય કરી સ્વયોગ્ય ધર્મકર્મની ફરજને અદા કરવા સદા અપ્રમત્તભાવે વર્તવું જોઇએ ધર્મકર્મયોગીઓની નિર્લેપપણે સ્વધર્મકર્મ ફરજ બજાવવાની દશા માટે તે સ્થિતિની પ્રાપ્તિના ઉપાયો લેવા અને યાવત્ એ સ્થિતિ પ્રાપ્ત ન થાય તાવત્ આત્માની શુદ્ધતા પ્રતિ લક્ષ્ય દઇ પ્રીતિ અને ભક્તિવડે

ધર્મકર્મમા પ્રવૃત્ત થવાની આવશ્યકતા સ્વીકારવી જોઈએ. અશુદ્ધ પ્રીતિ બદલે શુભ પ્રીતિ અને અપ્રશસ્ય ભક્તિના બદલે શુભ ભક્તિ ધારણ કરવાની તો યોગ્યતા ન આવી હોય અને એકદમ પ્રીતિભક્તિનો ત્યાગ કરી નિર્લેપ રીતે ધર્મકર્મની ફરજ અદા કરવી એવી માન્યતા ધારીને પ્રીતિભક્તિનો અનાદર કરવો અને પ્રીતિભક્તિ વિનાની સ્થિતિ ન પ્રાપ્ત કરવી અને તેમજ અશુભ રાગ-પ્રીતિમા મગ્ન રહેવું એ તો ખરેખર ઉભયતોભ્રષ્ટ થવા જેવી સ્થિતિ છે. અતએવ સુજ્ઞ ધર્મબંધુઓએ પોતાની યોગ્યતાનો તપાસ કરવો અને પ્રીતિભક્તિપૂર્વક પ્રથમ ધર્મકર્મોમા પ્રવૃત્ત થવા લક્ષ્ય દેવું. જેઓના આત્માની જ્ઞાન-બળે-વૈરાગ્યબળે-ધ્યાનબળે અને સમાધિબળે પ્રીતિ વિના ધર્મકર્મ કરવાની પ્રવૃત્તિ થાય છે ( અમુક રાગાદિના અભાવની અપેક્ષાએ ) તો ભલે તે સ્વફરજાનુસારે ધર્મકર્મમા પ્રવૃત્તિ કરે; પરન્તુ જેઓ હજી અપ્રશસ્ય કષાયોમાં પ્રવૃત્ત રહે છે, અપ્રશસ્યરાગ અશુભ-ભક્તિ આદિને સેવ્યા કરે છે અને તેવી પોતાની સ્થિતિને જેઓ અનુભવે છે તેઓને તે મુખ્ય શિખામણ એ છે કે પ્રત્યેક આવશ્યક ધર્મકર્મકર્મમા પ્રીતિ ભક્તિના અત્યંતવેગે પ્રવૃત્ત થવું જોઈએ પ્રીતિ ભક્તિ યોગે પરિપૂર્ણ કર્મયોગની પરિપકવતા થતા સહેજે શુભ-રાગાદિનો ઉપશમાદિભાવ થશે અને કેવલીઓની પેઠે પ્રીતિભક્તિના પરિણામ વિના સ્વાધિકારે ધર્મકર્મની ફરજ અદા કરાશે અમુક કષાયોના ઉપશમાદિભાવથી હાલ તો તે તે કષાયો ઈચ્છા-ઓના વિરામે નિષ્કામ કર્મયોગીપણું પ્રાપ્ત થાય છે. રાગ અને દ્વેષમાં ન પડતાં સમભાવે ફલની ઈચ્છાઓના વિરામે આવશ્યક ધર્મકાર્યો જેઓને સ્વયોગ્ય વિવેકે અવબોધાતા હોય તેઓએ સ્વાધિકારે તે તે કાર્યો કરવા સદા અપ્રમત્ત રહેવું જોઇએ. ગૃહસ્થો અને ત્યાગીઓએ સ્વાધિકારયોગ્ય પાલનીય સંસેવ્ય ધર્માવશ્યકવ્રતરૂપ કાર્યોને અપ્રમત્તપણે કરવા જોઇએ. ગુણસ્થાનકદૃષ્ટિએ ગૃહસ્થોએ અને ત્યાગીઓએ સ્વયોગ્ય ગુણસ્થાનકગત પ્રાપ્તધર્મકાર્યોને કરીને આગળના ઉચ્ચગુણ સ્થાનકગત ધર્મકર્મોને અવશ્ય કરવા લક્ષ્ય દેવું જોઈએ. ગુણ-સ્થાનકગત દૃષ્ટિએ સ્વસ્વયોગ્ય ગુણસ્થાનક વ્રતોરૂપ ધર્માવશ્યક કર્મોને પ્રીતિ ભક્તિથી કરવામા સ્વફરજની પૂર્ણતા અવબોધવી જોઇએ. જેમ જેમ સ્વયોગ્ય આવશ્યકધર્મકર્મોમાં પ્રવૃત્તિ કરાય છે તેમ તેમ આત્માનુ વીર્ય વિશેષ પ્રમાણમા ક્ષણે ક્ષણે પ્રગટ્યા કરે છે અને આત્માની પરમાત્મપદની પ્રાપ્તિમાં પ્રગતિ થયા કરે છે. યાવત્ ધાર્મિકઆવશ્યક ધર્મકર્મ કરવાનો અધિકાર છે તાવત્ મન-વાણી અને કાયાથી પ્રવૃત્તિ કરવી એ સ્વફરજ ખરેખર ત્હારી છે એ ફરજ પ્રમાણે વર્તવામા આત્માની પરમાત્મતા પ્રગટવાની છે એવું અવબોધીને નિ:શંકભાવે સ્વફરજની પ્રવૃત્તિમા પ્રવર્ત્યા કર ! ! ! લૌકિક વ્યાવહારિક આવશ્યક કર્મોની સ્વાધિકારે જેમ ગૃહસ્થોએ ફરજ અદા કરવાની છે તેમ લોકોત્તરવ્યાવહારિક-આવશ્યકધર્મકર્મદૃષ્ટિએ ધર્માવશ્યક કાર્યોની ફરજને પણ તટસ્થ સાક્ષીભાવે આત્માને આત્મારૂપે દેખીને તથા આત્માને આત્મરૂપમા પરિણમાવીને અદા કરવી જોઇએ કે જેથી

ધર્મકાર્ય ફરજ અદા કરવાની સાથે આત્મવિશુદ્ધિમાં સમભાવે ઉચ્ચ પ્રગતિ થયા કરે. ત્યાગીઓએ ત્યાગધર્મસ્વાધિકારે શ્રુતધર્મ અને ચારિત્રધર્મ આદિ અનેક ધાર્મિક આવશ્યક કાર્યોને વ્યવસ્થા અને અનુક્રમપૂર્વક નિયમસર કરવાં જોઇએ. વસ્તુત આત્માને સર્વકર્તવ્ય-કર્મોનો સાક્ષીભૂત રાખીને તથા રાગદ્વેષ એ બેમાથી કોઇમા ન લેપાવા દેતાં નિર્લેપપણાએ કરવાં જોઇએ. પોતાના અનેક નામોમા અને શરીરાદિ આકૃતિયોના મોહમાં કદાપિ ન મુંઝાતાં ધર્મકાર્યોમાં પ્રવૃત્ત થવું જોઈએ. આ વિશ્વમાં નામ તેનો નાશ છે. કોઈપણ તીર્થંકરાદિ વ્યક્તિનું અનાદિથી તે અનન્તકાલ પર્યન્ત નામ રહેવાનું નથી. સાગરમા ઉઠતા તરંગોની પેઠે આ વિશ્વમાં જે જે નામો પડે છે તે પણ સદા રહેતાં નથી. અમુક આત્માનાં અનાદિકાલથી સંસારમા પરિભ્રમતાં શરીરયોગે અનેક નામો પડ્યા પણ તેમાંનું એકે નામ તથા રૂપ આ ભવમા કાયમ રહ્યું દેખાતું નથી તો આ ભવમાં જે નામ પાડવામા આવ્યું છે અને જે નામે સ્વયં ઓળખાય છે તે નામ તથા શરીરાકૃતિરૂપો સદાને માટે ભવિષ્યમા નહિ રહે એ નિશ્ચય છે અત એવ ત્યાગીઓએ નામરૂપમા ન મુંઝાતાં સ્વકર્તવ્યધર્મકર્મ ફરજને અદા કરવી જોઇએ. યાવત્ નામરૂપમા મનુષ્યોની મતિ મુંઝાય છે તાવત્ નિષ્કામભાવે સ્વકર્તવ્યકર્મ કરવાની યોગ્યતાની સિદ્ધિ થઈ નથી એમ અવબોધવું. નામરૂપની અહંમમતાની વૃત્તિ જ્યારે ટળે છે ત્યારે સ્વયોગ્ય કર્તવ્યકર્મોની વાસ્તવિક અધિકારિતા પ્રાપ્ત થાય છે અને એ વાસ્તવિક નિષ્કામકર્તવ્યતાની અધિકારિતા પ્રાપ્ત થયા પશ્ચાત્ કર્મયોગી થઈ શકાય છે કર્મયોગીની કર્તવ્ય ફરજ અદા કર્યા વિના જ્ઞાનયોગની પરિપકવ દશા પ્રાપ્ત થઈ એમ કથી શકાતું નથી. સર્વજ્ઞ થએલ તીર્થંકરોને પણ ત્રયોદશગુણસ્થાનકની સ્થિતિપર્યન્ત ઉપદેશ દાન–વિહાર–આહારગ્રહણ અને સંઘ-સ્થાપનાદિ કાર્ય ફરજોને અદા કરવી પડે છે તો અન્ય સામાન્યાધિકારવંતમનુષ્યો માટે તો શું કહેવું ? નામ અને શરીરરૂપથી ભિન્ન સ્વાત્માને ભિન્ન પ્રબોધી કર્મયોગી ગૃહસ્થોએ તથા ત્યાગીઓએ આત્માને સિદ્ધ સમાન ભાવવો. શરીર મન અને વાણી એ આત્મ-પ્રગતિ કર્તવ્યકર્મો માટે ઉપયોગી સાધન છે પંચેન્દ્રિયો પણ કર્તવ્ય સ્વફરજ યોગ્યકર્મો માટે સાધનભૂત છે. પંચેન્દ્રિયોથી આત્માની પ્રગતિ થાય એવી પ્રવૃત્તિ કરવી એજ વાસ્તવિક મારો અધિકાર છે,–દ્રવ્યક્ષેત્રકાલભાવે આત્મપ્રગતિકારક જે જે સાનુકૂલ સંયોગો પ્રાપ્ત થયા છે તેઓને અંગીકાર કરવાની જરૂર છે અને જે જે સંયોગો પ્રાપ્ત થયા છે તેમાથી વિઘ્નજયપૂર્વક પસાર થઇને પ્રતિકૂલ આવશ્યક ધર્મકર્મો કરતા કરતાં તટસ્થતા અને સાક્ષીભાવના ઉપયોગને ક્ષણ માત્ર પણ ન વિસારવો જોઇએ, એવો ક્ષણે ક્ષણે ઉપયોગ કરવો જોઇએ. **उपयोगे धर्मः** એ વાક્યને ક્ષણે ક્ષણે સ્મરીને કર્તવ્ય ધર્મકર્મોમાં સમભાવપૂર્વક પ્રવૃત્તિ કરવાથી પોતાનામા ગુણો

અને દુર્ગુણો વચ્ચે થતા યુદ્ધનો અનુભવ કરી શકાય છે અને અન્તે દુર્ગુણો પર જય મેળવી શકાય છે તથા સદ્ગુણોની પ્રાપ્તિ થાય છે. શરીરસ્થ આત્મામાં બે પ્રકારની શક્તિ છે. એક આસુરીશક્તિ અને બીજી દૈવીશક્તિ. આસુરી અને દૈવીશક્તિ વચ્ચે સદા યુદ્ધ થયા કરે છે. હિંસાપરિણામ–અસત્ય–સ્તેય–અબ્રહ્મચર્ય–મૂર્છા–અજ્ઞાન–અવિરતિ–ક્રોધ–માન–માયા–લોભ–ઇર્ષ્યા–નિન્દા–આલસ્ય–વિષયાસક્તિ–કામ–નિન્દા–રતિ અને અરતિ આદિ આસુરી શકિતયો છે. ક્ષમા–દયા–સેવા–ભક્તિ–સત્ય–અસ્તેય–બ્રહ્મચર્ય–વૈરાગ્ય–જ્ઞાન–વિવેક–સમતા–શુદ્ધપ્રેમ–ત્યાગ–આર્જવ–માર્દવ-નિર્લોભતા-તપ-સંયમ-ચારિત્ર-દર્શન અને નિષ્કામતા વગેરે દૈવીશક્તિયો છે. જ્યારે આત્મા આસુરી શકિતયોના વશમાં થાય છે ત્યારે તે અસુર ગણાય છે અને તે પિંડમા તથા બ્રહ્માંડમા આસુરીશક્તિયોનું સામ્રાજ્ય વધારે છે. જ્યારે આત્મા દૈવીશક્તિયોના તાબે થાય છે ત્યારે તે સુર ગણાય છે અને તે પિંડમાં તથા બ્રહ્માંડમા સુરીશકિતયોને પ્રચારે છે જેવી પિંડમા સુરી અને આસુરી શકિતયો છે તેવી બ્રહ્માંડમાં પણ સર્વત્ર સુરી અને આસુરી શકિતયો વ્યાપી રહી છે. જે મનુષ્યોમા સુરીશકિતઓ પ્રધાનપણે વર્તે છે તેઓને દૈવીસંપત્તિવાળા સુરો કથવામા આવે છે અને જે મનુષ્યોમા હિંસાદિ આસુરી શકિતયો પ્રધાનપણે વર્તે છે તેઓને આસુરી સંપત્તિવાળા અસુરો કથવામાં આવે છે. જેમ પિંડમાં સુરી અને અસુરી શકિતયોનુ યુદ્ધ પ્રવર્તે છે તેમ બ્રહ્માંડવર્તિ દેવ–દાનવ–મનુષ્ય-પક્ષી અને પશુ આદિ સર્વ જીવોમાં સુરી અને અસુરી શકિતયોનું યુદ્ધ પ્રવર્ત્યા કરે છે. પિંડમા જે જે ભાવો પ્રગટે છે તેવા ભાવો બ્રહ્માડમાં પણ પ્રગટે છે અતએવ બ્રહ્માડમા સુરીશકિતયો સદા અસુરીશકિતયોનો નાશ કરવા પ્રયત્ન કરે છે અને અસુરીશકિતયો સ્વપ્રતિપક્ષીભૂત સુરીશકિતયોનો નાશ કરવા પ્રયત્નશીલ થાય છે. જેમ પિંડમા સુરીશકિતયો અને અસુરી શકિતયોના યુદ્ધનો આત્માને અનુભવ પ્રકટે છે–તદ્વત્ બ્રહ્માંડમાં પણ થતા સુરી અને અસુરીશકિતયોના યુદ્ધનો આત્માને અનુભવ થાય છે. રજોગુણ અને તમોગુણની વૃત્તિઓ સર્વે અસુરીશકિતયો ગણાય છે અને સત્ત્વગુણની વૃત્તિયો છે તે સર્વે સુરીશકિતયો ગણાય છે. યથાપિંડમા કોઈ કાળે અસુરીશકિતયોનું પ્રાબલ્ય પ્રવર્તે છે અને સુરીશકિતયોનું નિર્બલત્વ થાય છે–તદ્વત્ બ્રહ્માડમાં-વિશ્વમા કોઈ કાળે આસુરીશકિતવાળા મનુષ્યોનું સત્તાબળ સામ્રાજ્ય વૃદ્ધિ પામે છે. પિંડમા જેમ અસુરીશક્તિયોના પ્રાબલ્યથી અને સુરીશકિતયોના નિર્બલત્વથી દુઃખ–શોક-ઉપાધિ અને અશાન્તિ વગેરે પ્રકટે છે તેમ બ્રહ્માડમા-વિશ્વમા આસુરી શક્તિયોના પ્રાબલ્યયુકત સામ્રાજ્યથી શોક ભય દુઃખ અને અનારોગ્ય વગેરે પ્રકટી શકે છે. વિશ્વમા આસુરીશકિતપ્રધાન અસુરો અને સુરીશક્તિપ્રધાન સુરી મનુષ્યો વચ્ચે-વિદ્યા-રાજ્ય-વ્યાપાર-સેવા અને સત્તાની પ્રાપ્તિ માટે અનાદિ કાળથી યુદ્ધો પ્રવર્તે છે અને હાલ પ્રવર્તે છે તથા ભવિષ્યમા અનન્તકાલ પર્યન્ત પ્રકટશે તેનો કદાપિ પાર આવવાનો નથી. વિશ્વમાં મુખ્યતાએ દૈવી સંપત્તિવાળા મનુષ્યોનું સત્તા-

બળ-રાજ્યબળ પ્રવર્તે છે તો તત્સમયે ધર્મિજીવોને શાન્તિ મળે છે અને અધર્મિ મનુષ્યો કોઈ પ્રકારની ધર્મિજીવોને ઉપાધિ કરી શકતા નથી. વિશ્વમા મુખ્યતાએ આસુરી સંપત્તિવાળા મનુષ્યોની રાજ્ય સત્તા વગેરે પ્રબળ શક્તિયો વધે છે અને તેઓની સામે યુદ્ધમાં યદિ સુરીસંપત્તિવાળા મનુષ્યો હારી જાય છે તો આસુરીશક્તિઓનું સામ્રાજ્ય વધતા વિચારો અને આચારોમા આસુરી વાતાવરણનું પ્રબળ વધે છે અને તેથી વિશ્વમા હિંસા-કપટ-જાૂઠ-ક્લેશ-યુદ્ધ-અશાન્તિ અને પાપકર્મો વધી જવાથી વિશ્વવર્તિ જીવો દુઃખથી પોકારો કરે છે. એ પ્રમાણે દૈવિક અને આસુરી શક્તિવાળા મનુષ્યોના દ્રવ્યક્ષેત્ર-કાલભાવાનુસારે વિશ્વમાં સત્તાબલની પ્રગતિ હાનિ ખરેખર દિવસ રાત્રીની પેઠે થયા કરે છે. કોઈ ક્ષેત્રે કોઈ કાલે સુરી શક્તિવાળા મનુષ્યોનું સામ્રાજ્ય પ્રવર્તે છે તો કોઈ ક્ષેત્રે કોઇ કાલે આસુરી શક્તિવાળા મનુષ્યોનું સત્તાબલ સામ્રાજ્ય પ્રવર્તે છે. અનાદિકાળથી તે અનન્ત કાળ પર્યન્ત સુરીશક્તિવાળા અને આસુરીશક્તિવાળા મનુષ્યો વિશ્વમાં વર્તવાના. આસુરીશક્તિનો સર્વથા વિશ્વમા વિનાશ થવો એ કદાપિ બન્યું નથી બનતું નથી અને ભવિષ્યમાં બનશે નહિ આસુરીશક્તિપ્રધાન મનુષ્યોની રજોગુણ અને તમોગુણથી પરસ્પરકલેશે હાનિ થાય છે. આસુરીશક્તિવાળા મનુષ્યો ભૌતિક પદાર્થોના ભોગવડે સુખ ભોગવવાની માન્યતાવાળા હોય છે તેથી તેઓ આધ્યાત્મિકસુખને અવગણીને ભૌતિક પદાર્થોની ઉન્નતિ અને તેની પ્રાપ્તિમાંજ ફક્ત રાચ્યામાચ્યા કરે છે. યદા આસુરી-મનુષ્યો ભૌતિક પદાર્થોનું સામ્રાજ્ય ભોગવવાને અનેક મંત્ર તંત્ર અને યંત્રોની શોધો કરીને સંપૂર્ણ વિશ્વમાં કલાવિદ્યામાં અગ્રણી થઇને સુરીમનુષ્યોને પોતાના તાબે કરી તેઓની આજીવિકાના ઉપાયોને સ્વહસ્તે કરી તેઓને દુઃખી કરે છે તદા સુરીશક્તિધારક મનુષ્યોમા એક એવી પુણ્યયોગે મહાન્ વ્યક્તિ પ્રગટે છે કે તે અસુરીમનુષ્યોના હાથે પીડાતા સુરી-મનુષ્યના સમાજનો ઉદ્ધાર કરે છે અને અધ્યાત્મવિદ્યા, અધ્યાત્મસુખ તથા પરમાત્મપદ-પ્રાપ્તિકારક આવશ્યકધર્મકાર્યોને વિશ્વમા સર્વત્ર ફેલાવી સર્વત્ર વિશ્વમા શાન્તિ સ્થાપી શકે છે. એવા જગદુદ્ધારક ધર્મસંસ્થાપક મનુષ્યો ક્ષત્રિયાદિકુલમા અવતાર લે છે અને દ્રવ્ય-ભાવક્ષેત્રબળે અસુરોની શક્તિયોનો નાશ કરે છે. એવા મહાત્માઓને તીર્થંકરદેવોઆદિ વિશેષણોથી વિશ્વમનુષ્યો જાણી શકે છે. આવશ્યક ધર્મકાર્યો કરવામા પિંડમા રહેલી આસુરીશક્તિઓ અને બ્રહ્માંડ યાને વિશ્વવર્તિ આસુરીશક્તિધારક મનુષ્યો તરફથી અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે. ધર્મનાં આવશ્યક કાર્યો કરતા ક્રોધ માન માયા લોભ મિથ્યાબુદ્ધિ કામ ઇર્ષ્યા નિન્દા નિદ્રા અહંમમતા ખેદ શોક ક્લેશ અને રતિઅરતિઆદિ આસુરીશક્તિયો પોતાના સ્વભાવ દર્શાવવા પ્રસંગોપાત્ત સામી આવીને ઉભી રહે છે તેથી જેઓ મોહની પ્રકૃતિ યાને આસુરી શક્તિયોનું જ્ઞાન ધરાવતા નથી તેઓ તો આસુરી-શક્તિના દાસ બનીને આવશ્યક ધર્મકાર્યોથી પરાઙ્મુખ રહે છે અથવા આસુરીશક્તિયોના

પરિણામની સાથે આવશ્યક ધર્મકાર્યોની પ્રવૃત્તિ કરીને ધર્મને અધર્મનું રૂપ આપી દે છે; પણ જેઓ આસુરી શક્તિયોની હીનતા જાણીને સુરી શક્તિયોને આગળ કરે છે તેઓ આસુરી શક્તિયોથી દબાતા નથી. આસુરીશક્તિયોના તાબે થએલ મનુષ્ય અહંકાર ધર્મકર્મના સ્થાને જંગ મચાવી આવશ્યક ફરજનો ભંગ કરી દે છે. આસુરીશક્તિ ગમે તે જાતની હૃદયમાં ઉત્પન્ન થાય છે તેનાથી અને આસુરીશક્તિવાળા મનુષ્યોની પ્રબળ અસરથી સાવધાન-અપ્રમત્ત રહી આવશ્યક સ્વયોગ્ય ધર્મકાર્યોની ફરજ અદા કરવાની હોય છે એમ ખાસ જે અવબોધે છે તે પ્રબળ સુરીશક્તિયો અને સુરીશક્તિયોવાળા મનુષ્યોના સત્સમાગમમાં આવીને આવશ્યક ધર્મકર્મ કરવાની પોતાની અધિકારિતાની પ્રાપ્તિ કરી શકે છે. પિંડમાં જેમ આસુરીશક્તિયો ઉદ્ભવે છે તો તેને સુરીશક્તિયોવડે હઠાવી શકાય છે તેમ બ્રહ્માંડમાં-વિશ્વમા આસુરીશક્તિયોને સુરીશક્તિયોવડે હઠાવી શકાય છે. સુરીશક્તિયોવડે આસુરીશક્તિયોનો ગમે તે ઉપાયે નાશ કરવો તે ધર્મ ગણાય છે તદ્વત વિશ્વમાં પણ આસુરીશક્તિયોનો જે જે દૈવિકશક્તિધારક આવશ્યક ધર્મકૃત્યોવડે નાશ કરવો તે ધર્મ છે અને ધર્મના માટે દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે જે જે સ્વકર્તવ્યયોગ્ય કાર્યો કરવાં એ સ્વફરજ છે અને એ સ્વફરજથી કોઈ કાલે મનુષ્યોએ ભ્રષ્ટ ન થવું એજ આત્મોન્નતિનો આવશ્યકાનુસાર્યશ્રેય પ્રગતિમાર્ગ છે. આસુરીશક્તિધારકમનુષ્યોના સત્તાબળે સ્વસુરીશક્તિધર્મનો નાશ ન થાય અને દૈવિકધર્મિવર્ગનો નાશ ન થાય તો-તેમજ અનેક આસુરીઓના નાશાર્થ સ્વધર્મરક્ષણ-સ્વાતંત્ર્યરક્ષણ-તથાસ્વધર્મિયોનું વિપત્તિકાલે રક્ષણ કરવું એ આપવાદિક આવશ્યક ધર્મકર્મોને એવા પ્રસંગે કરી આપવાદિક ધર્મકર્મની ફરજને અદા કરવી એ શિક્ષા વિપત્તિકાલે આદેય છે વિષ્ણુકુમારે અનેક સાધુસંઘની રક્ષાર્થે અને કાલિકાચાર્યે સાધ્વીની અને શાસનની રક્ષાર્થે વિપત્તિસમયે-સંકટસમયે આપવાદિક આવશ્યક ધર્મકાર્યોને કરી આવશ્યક ધર્મકર્મની ફરજ અદા કરી હતી. ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગ આસુરીશક્તિયોના વિનાશાર્થે અને દૈવિકશક્તિયો તથા દૈવિકશક્તિધારક મનુષ્યોના અસ્તિત્વ સંરક્ષાર્થે તેઓની પ્રગતિ માટે ક્ષેત્રકાલાનુસારે અલ્પદોષે વિશેષ ધર્મલાભે સ્વયોગ્ય આવશ્યક ધર્મકર્મની જે જે ફરજો અદા કરવાની જણાતી હોય તેમાથી જે શંકા, ભય, ખેદ અને દેહાદિ મમત્વના યોગે ભ્રષ્ટ થાય છે તે સ્વનું પરનું ચતુર્વિધ સંઘનું અને પારમેશ્વરીઆજ્ઞાનું ખંડન કરે છે એમ અવબોધવું તેમજ ધર્મકારકજનોની સેવાભક્તિના માર્ગોનો નાશ કરે છે એમ અવબોધવું. અલ્પદોષ અને મહાલાભાર્થે યદિ સ્વને નહિ પરન્તુ ધાર્મિક સમાજને લાભ થનારો હોય તો સંઘની ફરજ અદા કરવાની દૃષ્ટિએ શ્રી ભદ્રબાહુની પેઠે સ્વયોગ્ય દેશકાલાનુસારે શીર્ષપર આવી પડેલી આવશ્યક ધર્મકર્મફરજને આત્મશક્તિના ભોગે આદરવી પડે તેમાજ સ્વોન્નતિ સમાયલી છે એમ અવબોધવું. આવશ્યક ધર્મકાર્યોને કોઇ રજોગુણવૃત્તિથી કરે છે કોઇ તમોગુણવૃત્તિથી કરે છે અને કોઇ સત્ત્વગુણવૃત્તિથી કરે છે તેથી

આવશ્યક ધર્મકાર્યો કરનારા ભિન્ન ભિન્ન વૃત્તિભેદે ભિન્ન ભિન્ન હોય છે. કેટલાક મનુષ્યો રજોગુણવૃત્તિથી આવશ્યક ધર્મકાર્યો કરે છે, કેટલાક મનુષ્યો તામસીવૃત્તિથી આવશ્યક ધર્મકાર્યો કરે છે અને કેટલાક મનુષ્યો સત્ત્વગુણવૃત્તિથી આવશ્યક ધર્મકાર્યોને કરે છે. અનેક પ્રકારના સાંસારિક પદાર્થોની લાલસાથી આવશ્યક ધર્મકાર્યો કરવાથી આવશ્યક ધર્મકાર્યોના યથાર્થ ફલથી ભ્રષ્ટ થવાય છે. પાશવવૃત્તિયોને સંતોષવા કેટલાક આવશ્યક ધર્મકાર્યોને કરે છે. માનપ્રતિષ્ઠા કીર્તિપૂજા અહંવૃત્તિની લાલચે મનુષ્યો આવશ્યક ધર્મકાર્યોને કરી રજોગુણવૃત્તિનું પ્રાબલ્ય વધારે છે. અપ્રશસ્ય ક્રોધ અને વૈર વાળવાની બુદ્ધિ ક્લેશ–હિંસા પરિણામોત્પાદક રૌદ્રધ્યાન વિચારો વગેરેને તાબે થઇ કેટલાક મનુષ્યો તમોગુણના પૂજારી બની આવશ્યક ધર્મકાર્યોને કરે છે. ક્ષમા, આર્જવત માર્દવ ગુપ્તિ સત્ય અને શૌચ વગેરે તથા મૈત્રીભાવના પ્રમોદભાવના માધ્યસ્થભાવના અને કારુણ્યભાવના વગેરે ભાવનાઓના પોષકો અને રજોગુણ અને તમોગુણવૃત્તિરૂપ મોહનીય કર્મનો નાશ કરવામાં પ્રવૃત્ત થનારા સત્ત્વગુણી મનુષ્યો આવશ્યક ધર્મકાર્યોને સ્વયોગ્યતાના અનુસારે કરતા છતા વાસ્તવિક આત્મશુદ્ધિરૂપ સ્વાધિકાર પ્રાપ્ત ફરજથી ફલને અનુભવે છે. રજોગુણી અને તમોગુણી સાંસારિક કાર્ય પ્રવૃત્તિમાં અને ધાર્મિકકાર્ય પ્રવૃત્તિમા અશાન્તિ ઉદ્ભવે છે અને આત્માની જ્ઞાનાદિક પ્રગતિમાં અનેક વિઘ્નો પ્રગટ થાય છે. રજોગુણવૃત્તિ અને તમોગુણવૃત્તિથી સ્વાધિકારે ધાર્મિકકાર્યની પ્રવૃત્તિયોને પરિપૂર્ણ અદા કરી શકાતી નથી. રજોગુણ અને તમોગુણવૃત્તિનાયોગે આત્માની નિર્લેપતા યથાયોગ્ય સંરક્ષી શકાતી નથી અને મગજની સમતોલતાને બદલે વિષમતાપૂર્વક પ્રવર્તવાથી સ્વપરની વાસ્તવિક પ્રગતિ કરી શકાતી નથી. રજોગુણી અને તમોગુણી મનુષ્યો આવશ્યક ધર્મકાર્ય ફલને રજોગુણ અને તમોગુણરૂપ ફલ તરીકે પરિણમાવે છે રજોગુણી અને તમોગુણી મનુષ્યો જે જે આવશ્યક ધર્મકાર્યોથી સત્ત્વગુણની વૃદ્ધિ થવાની છે તેને સ્થાને તમોગુણ અને રજોગુણની વૃદ્ધિ કરે છે. રજોગુણ અને તમોગુણવૃત્તિથી આવશ્યક ધર્મકાર્યોને કરતા વિશ્વમાં શાન્તિ પ્રવર્તાવી શકાતી નથી. અતએવ સુજ્ઞ મનુષ્યોએ રજોગુણ અને તમોગુણવૃત્તિના પરિહારપૂર્વક સત્ત્વગુણવૃત્તિથી પ્રત્યેક આવશ્યક ધર્મકાર્યને કરવા લક્ષ્ય દેવુ. રજોગુણી અને તમોગુણી મનુષ્યો યદિ આવશ્યક ધર્મકાર્ય કરનારા મનુષ્યોના રક્ષણાર્થે પ્રવૃત્તિ અને તેઓની ભકિત કરે તો તેઓ શનૈઃશનૈ સાત્વિકપદના અધિકારી બની શકે. રજોગુણ અને તમોગુણથી પિંડમા અને બ્રહ્માંડમાં શાતિના વિચારો પ્રસરાવી શકાતા નથી. આવશ્યક ધર્મકાર્ય પ્રવૃત્તિયોમા પ્રવર્તક રજોગુણી અને તમોગુણી મનુષ્યો ક્રોધ માન માયા લોભ અને કામવિકારાદિના વશમાં થઈ અનીતિના ઉપાસક બની રાવણ અને કૌરવોની પેઠે પરસ્પર ક્લેશ વૈર યુદ્ધાદિમાં પ્રવૃત્ત થઈ સ્વાવનતિનો સ્વહસ્તે ખાડો ખોદે છે અતએવ આવશ્યક ધર્મકાર્યોમા પ્રવૃત્તિ કરવાનો પણ રજોગુણી અને તમોગુણી

જીવોનો અધિકાર નથી. રજોગુણી અને તમોગુણી મનુષ્યો લૌકિકકર્મ પ્રવૃત્તિયોમાં અને આવશ્યક ધર્મકર્મોમા વિવાહની વર્ષી વાળનારની ગતિની પેઠે આચરણ કરે છે. અતએવ વિશ્વ સામ્રાજ્યના ઉચ્ચ પદોમાં અને ધર્મકર્મ સામ્રાજ્યના ઉચ્ચ પદોમાં તેઓને નિયુક્ત કરવાથી વિશ્વરાજ્ય-સામ્રાજ્ય અને આવશ્યક ધર્મ સામ્રાજ્યના કાર્યોની અને તેની પ્રગતિકારક સુવ્યવસ્થાની અવ્યવસ્થા થઇ જાય છે-એવું અવબોધી સાત્વિકજનયોગ્ય આવશ્યક ધર્મકાર્યોના પદની સંરક્ષાર્થે રજોગુણી અને તમોગુણીનો પરિહાર કરવો જોઇએ વિશ્વવ્યવહારજીવનમા અને ધર્મવ્યવહારજીવનમાં વિદ્યા ક્ષાત્રબલ વ્યાપાર અને સેવા એ ચાર કર્મની પ્રવૃત્તિરૂપ તંત્ર યંત્ર અને મંત્ર વિના ક્ષણમાત્ર પણ જીવી શકાય તેમ નથી. રજોગુણી અને તમોગુણી મનુષ્યો વિશ્વવ્યવહાર કર્મમા અને ધર્મવ્યવહારકર્મમા પ્રવૃત્તિ કરીને જે કંઇ કરે છે તેના કરતા સાત્વિકમનુષ્યો વિશ્વવ્યવહારના આવશ્યક કર્મોમા અને ધાર્મિક વ્યવહારના આવશ્યક કાર્યોમાં સ્વાધિકારે પ્રવૃત્તિ કરીને સ્વને તથા વિશ્વને સંરક્ષવા શક્તિમાન્ થાય છે. રજોગુણી અને તમોગુણી મનુષ્યોના હૃદયમાં ઉચ્ચગુણોના અભાવે પરમાત્માની ઝાંખીનો સાક્ષાત્કાર થતો નથી અને તેથી અધ્યાત્મજ્ઞાનનું તેઓ સ્વહૃદયમા પરિણમન કરી શકતા નથી, તેથી તેઓ સ્વોન્નતિ અને પરોન્નતિમા વિદ્યુત્વેગે પ્રવર્તી શકતા નથી; અતએવ સ્વોન્નતિ અને પરોન્નતિમાં વિદ્યુત્વેગે ગમન કરવાને રજોગુણ તમોગુણના નાશપૂર્વક સાત્વિકગુણને પ્રાપ્ત કરવાની જરૂર છે. રજોગુણી અને તમોગુણી મનુષ્યોને સાત્વિકગુણપ્રાપ્તિપૂર્વક પરમાત્મપદ પ્રાપ્ત કરવાને આવશ્યક ધર્મકાર્યો કરવાનો અધિકાર છે; પરન્તુ તેઓએ સાત્વિકજ્ઞાનીઓની નિશ્રાપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઈએ; કારણ કે તેથી તેઓ સ્વાધિકારે લાભ મેળવવા શક્તિમાન થાય છે સાત્વિક જ્ઞાનીઓ દયા સત્ય અને પ્રામાણ્યાદિગુણોના ઉપાસક બને છે અને તેથી તેઓ સ્વાત્માની શુદ્ધતાપૂર્વક આવશ્યક ધર્મકાર્યોની ફરજને અદા કરીને વિશ્વનું શ્રેય કરવા સમર્થ બને છે. સાત્વિકજ્ઞાનીઓ રાત્રી અને દિવસમાં જે જે આવશ્યક ધર્મકાર્યો કરવાના હોય છે તેમાં નિર્લેપદૃષ્ટિએ પ્રવૃત્તિ કરીને નિર્લેપ રહી શકે છે. જ્ઞાનીઓ આત્મા કર્મ અને પરમાત્માનું પરિપૂર્ણ સમ્યક્સ્વરૂપ અવબોધી શકે છે, તેથી તેઓ "**अलिप्तो निश्चयेनात्मा लिप्तश्च व्यवहारतः शुद्धयत्यलिप्तया ज्ञानी क्रियावान् लिप्तया दृशा.**" આ પ્રમાણે કથિતશ્લોકને હૃદયમા ધારીને અલિપ્તદૃષ્ટિવડે આવશ્યક ધર્મકાર્યો કરતા છતા અલિપ્ત રહી શકે છે. નિશ્ચયદૃષ્ટિએ અન્તરમા શુદ્ધોપયોગ ધારીને બાહ્યપ્રવૃત્તિ કરતાં છતાં કૂર્માપુત્રને કેવલજ્ઞાન ઉદ્ભવ્યું હતું. અલિપ્તદૃષ્ટિવડે પ્રવર્તતા આશ્રવના હેતુઓ તે સંસારમાં સંવરરૂપે પરિણમે છે. આત્મજ્ઞાની સાત્વિકમનુષ્ય સાસારિકવ્યવહાર અને આવશ્ય ધર્મવ્યવહારને સ્વફરજાનુસારે અદા કરતો છતો કદાપિ લૌકિકવ્યવહારમાં અને લોકોત્તરવ્યવહારમાં પરતંત્રતાનો અધિકારી બની શકતો નથી. કારણ કે તે જાણે છે કે સ્વાધિકારે પ્રવ-

ર્તવવામાં યદિ મંદતા સેવાશે તો ધર્મિમનુષ્યોનો વર્તમાનજમાનામાં અધર્મિચોના હાથે પરાજય થતાં સર્વ બાબતમાં અધર્મિચોનું પ્રાબલ્ય વધશે અને તેથી પરંપરાએ પૂર્વજોએ જે ધાર્મિકોન્નતિ, અને ધર્મસ્વાતંત્ર્યાદિગુણો વારસામાં સોપ્યા છે તેનો નાશ થવામા પોતે નિમિત્તભૂત થતા ભવિષ્યની પ્રજાનો શાપ ધર્મનાશકત્વ અને તીર્થનાશપાપ વગેરેના ભોકતા થવું પડશે. અનુભવજ્ઞાને વિવેક કરીને આત્મજ્ઞાની સાત્વિક મનુષ્ય આવશ્યક જે જે ધર્મકૃત્યો કરવાનાં છે અને જેના ન કરવાથી ધર્મની પ્રગતિમા વિક્ષેપ ઉદ્‌ભવવાનો સંભવ રહે છે તે તે કાર્યોને અવશ્ય કરે છે. દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે આવશ્યક ધર્મકાર્યોના અનેક ભેદ પડે છે. ધર્મનાં સર્વકાર્યોને આવશ્યક કાર્ય તરીકે સંબોધી શકાય તથાપિ તે સર્વકાર્યો કરતા વર્તમાનમા જેની પ્રથમ આવશ્યકતા સિદ્ધ ઠરે છે તે મુખ્યતાએ ધાર્મિક આવશ્યકકાર્યોમા ગણી શકાય છે. અધ્યાત્મજ્ઞાની સર્વ બાહ્યપદાર્થો પર અહંમમત્વત્યાગથી વિજય મેળવવા શક્તિમાન્ થાય છે; અતએવ વિશ્વમા આત્મજ્ઞાની કદાપિ અન્ય મનુષ્યોથી વ્યાવહારિક તથા ધાર્મિક એ બેમાથી કોઇ પણ બાબતમા હાર પામતો નથી. કહ્યું છે કેઃ—

**અધ્યાત્મજ્ઞાની** યોગ ધરે વ્યવહાર, પામે નહીં કદિ હાર અધ્યાત્મ.

વિશાલ દૃષ્ટિ રાખતો રે, ગંભીર મનનો ઉદાર,
અનુભવ પામે આત્મનોરે, ઠરે નહીં સંસાર. અધ્યાત્મ. ૧

આત્મશુદ્ધ પર્યાયમારે, રાખે નિજ ઉપયોગ,
વ્યવહારે વર્તે તથાપિ, સ્વાદે નિજગુણ ભોગ. અધ્યાત્મ. ૨

લેપ વિના કરણી કરે રે, અધિકારે નિજ સર્વ,
સૌમાં રહે સૌથી સદારે, ન્યારો ધરે નહિ ગર્વ. અધ્યાત્મ ૩

બંધાતાં રૂઢિ બંધનેરે, નહિ અન્તરમા બન્ધ;
રૂઢીબંધનવ્યવહારમાંરે, વર્તે થઈ નહી અન્ધ. અધ્યાત્મ ૪

નિરહંવૃત્તિમય બનીરે, પાળે બાહ્યાચાર;
અન્તર્ નિજ ગુણ લક્ષ્યમારે, જલપંકજવત્સાર અધ્યાત્મ. ૫

શાતા અશાતા વેદનીરે, ભોગે નહીં મુંઝાય,
સહજશુદ્ધનિજધર્મમાંરે, પૂર્ણ રમણુતા પાય. અધ્યાત્મ ૬

કુશલ સહુ વ્યવહારમારે, ઠગ્યો કદિ ન ઠગાય;
બુદ્ધિસાગર જ્ઞાનીનીરે, કર્તવ્ય કરણી સદાય. અધ્યાત્મ ૭

ઇત્યાદિ પદદ્વારા અવબોધવું કે અધ્યાત્મજ્ઞાની સાત્વિક હોવાથી તે મગજની સમાનતા રાખીને અનેક પ્રકારના કષાયોને જીતી ધર્મકર્મ કરતો છતો પણ અહંમમત્વથી લેપાતો નથી અને સર્વ બાબતમા તે અન્ય મનુષ્યોથી પાછળ રહેતો નથી. સાત્વિક આત્મજ્ઞાનીના આત્માની શક્તિયો ખીલવા માંડે છે. ઇન્દ્રિયો મન વાણી અને કાયાને વશ વર્તાવીને તથા આજુબાજુના સાનુકૂળ સંયોગોને મેળવી સ્વાધિકારે કાર્યની સિદ્ધિમા તે અન્ય મનુષ્યો કરતા અગ્રગણ્ય પ્રગતિમાન્ રહે છે. આત્મજ્ઞાની બાહ્ય શુભાશુભ કર્મ ભોગવતો છતો હર્ષશોકમાં લીન થતો નથી એજ તેનું અપૂર્વ આન્તરિક પરિણામ-વર્તન હોવાથી તે સ્વફરજયોગ્ય કોઈ કાર્યની પ્રવૃત્તિમાં નિષ્ફળ જતાં અરતિને અને સફલ થતા રતિને પામતો નથી. તે તો સ્વાધિકારે આવશ્યક ધર્મકાર્યની ફરજને અદા કરવી એટલું સૂત્રરૂપ માનીને પ્રવર્તે છે પૂર્વકર્માનુસારે સર્વ થયા કરે છે પણ હૃદયમાં ચિંતવ્યા પ્રમાણે થતું નથી તેથી હે આત્મન્ ! ત્હારે અનેક બાબતોમાં ઉત્સુક થઇને વિકલ્પ સંકલ્પ ચિન્તાના વશ ન થવું ! ! ! એમ આત્મજ્ઞાની પોતાની માન્યતામા દૃઢ હોવાથી બાહ્ય ધાર્મિક પ્રવૃત્તિયોની અસરથી અન્તરમા રાગદ્વેષની સલેપતા પામતો નથી. જેમાં લેપાવાનુ છે તેમા સલેપભાવથી ક્રિયા કરતો નથી પરન્તુ નિર્લેપભાવથી ક્રિયા કરતો હોવાથી સાત્વિક આત્મજ્ઞાની આવશ્યક ધર્મકાર્યો કરવાને ખરેખરો અધિકારી બને છે. જે રજોગુણ અને તમોગુણવૃત્તિયોને દબાવી શકતો નથી તે વિશ્વપર વિજય મેળવવા શક્તિમાન્ થતો નથી. તરવારની ધારથી વિશ્વ પર જે વિજય મેળવી શકાય છે તે યદિ રજોગુણ અને તમોગુણવૃત્તિવડે યુક્ત હોય છે તો તે વિજય વિશ્વમા સ્થાયી રહી શકતો નથી. સાત્વિકનીતિપુરસ્સર વિદ્યા ક્ષાત્રકર્માદિથી જે વિશ્વ પર વિજય મેળવી શકાય છે તે બહુકાલપર્યન્ત સ્થાયી રહી શકે છે. આત્મજ્ઞાની સાત્વિકનીતિપુરસ્સર આવશ્યક ધર્મકાર્યો કરીને વિશ્વની પ્રગતિ કરીને જે વિજય મેળવી શકે છે તેના સમાન અન્ય કોઈ વિજય મેળવવા શક્તિમાન્ થતો નથી. સાત્વિકઆત્મજ્ઞાની નૈશ્ચયિકદૃષ્ટિએ વિશ્વની વાસ્તવિક સ્થિતિ અવબોધે છે તેથી તે પૂર્વકાલમા જ્યા જ્યા બંધાયો હતો તેમાં તે વર્તમાનમાં નિઃસંગભાવે પરિણમતો હોવાથી બંધાતો નથી. આત્મજ્ઞાની શુભાશુભભાવમાં મુંઝાતો નથી તેથી તેની મન વચન અને કાયાની પ્રવૃત્તિયોથી તે સ્વપ્રારબ્ધ ભોગવતાં સ્વયોગ્ય અધિકાર ફરજ પ્રમાણે પ્રવર્તતા ક્ષણે ક્ષણે આત્માની અને વિશ્વની પ્રગતિમા આગળ ને આગળ વધ્યા કરે છે. મન વચન અને કાયાની કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ કર્યા વિના કોઇ પણ જીવ વિશ્વમાં રહી શકતો નથી એમ આત્મજ્ઞાની અવબોધે છે તેથી તે સ્વાધિકારફરજ યોગ્ય લૌકિક કર્મ અને લોકોત્તરકર્મની ફરજને અદા કરે છે અને અન્તરથી બાહ્ય જે જે કરે છે તેમાં **"नाऽहं कर्त्ता नाऽहं भोक्ता"** ઇત્યાદિ ભાવનાએ પ્રવર્તે છે તેથી તે કદાપિ આવશ્યક ધર્મકર્મથી ભ્રષ્ટ થતો નથી; બાહ્યકર્તવ્યકાર્યોને બાહ્યફરજ પ્રમાણે સ્વાધિકારે કરતો હોવાથી

અને ભોગ્યને ભોગવતો હોવાથી બાહ્યદૃષ્ટિએ તે કર્ત્તાભોક્તા બને છે પરન્તુ તે અન્તરથી "नाऽहं कर्त्ता नाऽहं भोक्ता" એ ભાવથી નિઃસંગ નિષ્ક્રિય હોવાથી તે બાહ્યકર્મોથી લેપાતો નથી, ઇત્યાદિ કારણોએ રજોગુણી અને તમોગુણી મનુષ્યો કરતાં આત્મજ્ઞાની સાત્વિક મનુષ્યોનો અધિકાર અનન્તગુણ વિશુદ્ધ અને ઉચ્ચ હોવાથી તેઓ આવશ્યક ધર્મકાર્યોની-પ્રવૃત્તિયોના પરિપૂર્ણ અધિકારી ઠરે છે. જેની જેવી વૃત્તિ તેવી વૃત્તિએ તે કાર્યનો કર્ત્તા બને છે. રજોગુણીવૃત્તિના અસંખ્ય ભેદો છે. તમોગુણી વૃત્તિના અસંખ્ય ભેદો હોય છે અને સાત્વિકગુણીવૃત્તિના અસંખ્ય ભેદો હોય છે તેથી તે તે જાતની વૃત્તિના આવશ્યક ધર્મકાર્ય કરનારાઓના પણ ભેદ અવબોધવા. આત્મારૂપ ઈશ્વર કથે છે કે સાત્વિકજ્ઞાની આવશ્યક ધર્મકાર્યોને કરતો છતો આત્મારૂપ ઇશ્વરરૂપ જે હું તેની પાસે મનને રાખીને નિઃસંગદશામાં ક્ષણે ક્ષણે આગળ વધી પરિપૂર્ણ નિર્લેપી બની સંપૂર્ણ જ્ઞાનાવરણીયાદિ કર્મોથી વિમુક્ત થાય છે ઉપર્યુક્ત શ્લોકનો પરમાર્થ એ છે કે–ભિન્ન ભિન્ન વૃત્તિવાળા મનુષ્યો ભિન્ન ભિન્ન વૃત્તિથી આવશ્યક ધર્મકાર્યોને કરે છે અને સ્વસ્વવૃત્ત્યનુસારે ફળ પ્રાપ્ત કરી શકે છે. તમોગુણવૃત્તિ અને રજોગુણવૃત્તિ કરતા સાત્વિકવૃત્તિના અસંખ્ય ભેદે ધર્મકાર્ય પ્રવૃત્તિ કરનારા તરતમયોગે ઉત્તમોત્તમ અવબોધવા. જ્યાસુધી વૃત્તિયોનું પરિપૂર્ણ સ્વરૂપ અવબોધવામાં આવતું નથી ત્યાસુધી પોતાનો આત્મા કઈ વૃત્તિને અનુસરે છે તેનો નિર્ણય કરી શકાતો નથી, અતએવ અત્ર રજોગુણવૃત્તિ તમોગુણવૃત્તિ અને સાત્વિકગુણવૃત્તિના સ્વરૂપનું કિંચિત્ દિગ્દર્શન કરવામા આવ્યું છે. આત્મજ્ઞાનીઓ અન્તરમા કઇ વૃત્તિથી પ્રવર્તે છે તેનો તેઓ સ્વયં નિર્ણય કરી શકે છે, પરન્તુ તેઓના આત્માઓનો અન્ય મનુષ્યો નિર્ણય ન કરી શકે તે સંભાવનીય છે, તેમજ આત્મજ્ઞાનીઓ વિશિષ્ટજ્ઞાનપ્રભાવે અન્ય મનુષ્યોની વૃત્તિયોનો નિર્ણય કરી શકે અને વિશિષ્ટ જ્ઞાનના અભાવે ન પણ કરી શકે તે સંભાવ્ય છે. બીજી રીતે આવશ્યક ધર્મકાર્યોનો સવાર અને સંધ્યાની ધર્મક્રિયા ભેદે છ પ્રકારનો ભેદ પડી શકે છે. **सामायक, चतुर्विंशतिस्तव, गुरुवन्दन, प्रतिक्रमण, प्रत्याख्यान** અને **कायोत्सर्ग** એ છ પ્રકારના આવશ્યક ધર્મકર્મોને વ્યવહારથી અને નિશ્ચયત દરરોજ સવાર અને સાંજે પન્નર દિવસે ચાર માસે અને વર્ષે કરવાં પડે છે વ્યવહારથી તેઓને ક્રિયાવિધિપૂર્વક કરવાં પડે છે અને અન્તરથી છ આવશ્યકોને તે તે આવશ્યકોના ઉચ્ચ ઉદ્દેશોના પરિણામપૂર્વક કરવા પડે છે. છ પ્રકારના આવશ્યક ધર્મકાર્યો કરવાથી આત્માની શુદ્ધિ અને ઉચ્ચતા થયા કરે છે સામાયિકનામનું આવશ્યક કરીને રાત્રિ અને દિવસમા જે જે કાલે જે જે ક્ષેત્રે જે જે કાર્ય કરતા સમાનભાવ ન રહ્યો હોય તત્સંબંધી પશ્ચાત્તાપપૂર્વક નિર્લેપ સમભાવનામા વૃદ્ધિ કરવાની હોય છે. સામાયિક અર્થાત્ સમભાવપૂર્વક ત્રસ અને સ્થાવર જીવોમા 'તથા અજીવ પદાર્થોમાં વર્તાને આત્માનું

વાસ્તવિક સમભાવસ્વરૂપ પૂર્ણ પ્રકટ કરવાનું હોય છે. પ્રત્યેક મનુષ્યને અવશ્ય એવું વિચારવું અને પ્રવર્તવું કે જેથી સમભાવનો ક્ષણમાત્ર પણ વિયોગ ન થાય. આવી સમભાવની દશાના ભાવને **સામાયિક** કથે છે અને એવું **સામાયિક**નું સ્વરૂપ હોવાથી વિશ્વવર્તી સર્વ પ્રાણીઓએ; તે અવશ્ય કરવાની પ્રભુની આજ્ઞા હોવાથી તેને **સામાયિક** આવશ્યક કથવામા આવે છે. ચોવીશ તીર્થંકરોની સ્તુતિ કરવાથી આત્મા તીર્થંકરના પદને અનુસરી તેવા ગુણો પ્રગટાવી તીર્થંકરપદનો અધિકારી બને છે અતએવ સર્વજીવોએ અવશ્ય **ચતુર્વિંશતિસ્તવ** નામના આવશ્યકને સેવવું જોઈએ-ગુરુના ગુણોને પ્રાપ્ત કરવાને વિનય અને બહુમાનપૂર્વક તથા ક્રિયાવિધિવ્યવહારપૂર્વક સર્વ જીવોએ બે વખત ગુરુવંદન કરવુ જોઇએ. ગુરુવંદનથી અનેક પ્રકારની સર્વ જીવોની ઉન્નતિ થાય છે. અતએવ ગુરુવંદનને આવશ્યક ધર્મકર્મ તરીકે પ્રબોધ્યું છે. ગ્રહણ કરેલા વ્રતોમાં અતિચારાદિ જે જે દોષો લાગ્યા હોય તેની નિન્દાગર્હાપૂર્વક દોષોથી પાછા ફરી પુનઃ તે દોષોને ન સેવવા તેને પ્રતિક્રમણ આવશ્યક કહેવામાં આવે છે. પ્રતિક્રમણ કરવાથી સર્વ જીવોના આત્માની વિશુદ્ધિ અને આત્મગુણોની પ્રગતિ થાય છે; માટે સર્વ જીવોએ સદ્વર્તન સુધારવા અને દુર્વર્તનનો ત્યાગ કરવા બે વખત પ્રતિક્રમણ કરવું જોઇએ. રાત્રી અને દિવસમાં પ્રત્યેક કાર્ય કરતા કાયા પરથી દેહમમત્વનો ત્યાગ કરવો જોઇએ. દેહાધ્યાસ ટાળીને પ્રત્યેક કાર્ય કરતા આત્માની પરમાત્મદશા પ્રકટ થાય છે, અતએવ સર્વ જીવોએ સાંસારિક તથા ધાર્મિકકાર્ય કરતા **કાયોત્સર્ગ** નામનુ આવશ્યકકર્મ કરવુ જોઇએ. અનેક પ્રકારની અનિષ્ટપરિણામપ્રદ લાલસાઓની નિવૃત્તિ ખરેખર પ્રત્યાખ્યાન નામના આવશ્યકકર્મથી થાય છે. મન વાણી અને કાયાના આરોગ્યસહ આત્મિકગુણ આરોગ્યવર્ધક પ્રત્યાખ્યાન આવશ્યકકર્મ છે. **સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, ગુરુવન્દન, કાયોત્સર્ગ, પ્રતિક્રમણ** અને **પ્રત્યાખ્યાન** એ છ પ્રકારના આવશ્યકધર્મકર્મોનું આન્તરિક રહસ્ય કિંચિત્‌વિશેષત અવબોધવા યોગ્ય છે.

## " अप्पा समाइयं होइ "

સામાયક એ આત્મા છે રાગદ્વેષની પરિણતિ વિના આત્માની જે સમભાવપરિણતિ ગટે છે એજ વસ્તુપ્રત સામાયિક છે આવુ સત્ય સામાયિક પ્રગટાવવાને માટે વ્યવહાર સામાયકની ક્રિયા છે. દરરોજ આત્માના સમભાવરૂપ સામાયિકમા રહીને પોતાની પરિપૂર્ણ સમભાવદશા પ્રગટ કરવી એજ સામાયિકનો મુખ્ય ઉદ્દેશ છે ગૃહસ્થ હોય વા ત્યાગી હોય પણ તેને ગમે તે ભવમાં ખરૂં સમભાવ પ્રાપ્તિરૂપ સામાયિક પ્રાપ્ત કર્યા વિના મુક્તિ નથી. રજોહરણાદિ સાધુવેષ અને શ્રાવકના ચરવલાદિનો સાધ્ય ઉદ્દેશ એ છે કે સમભાવ રાખવો; સમભાવના માર્ગો ગ્રહણ કરવા, કલેશ કજીઆથી દૂર રહેવું, કોઇની નિન્દા-કુથલીમાં પડવું નહિ, કોઈ જીવને પીડા થાય એવું મન વચન અને કાયાથી કાર્ય કરવું નહિ અને

દુનિયામા કોઈ પણ પદાર્થ પર રાગ વા દ્વેષની વૃત્તિ ધારણ કરવી નહિ. આત્માની મૂળ શુદ્ધદૃષ્ટિથી સર્વ દેખવું આત્મદૃષ્ટિથી સર્વ જીવોના મૂળ ધર્મને દેખવો જીવોની સાથે લાગેલા કર્મ અને તેથી થએલી બાહ્ય શરીરાદિ સ્થિતિ તે ઉપર લક્ષ્ય દેવું નહિ. જીવને જીવના મૂળ શુદ્ધ ધર્મે દેખવો અને પુદ્‌ગલને પુદ્‌ગલ રૂપે દેખવું. કોઈ દ્રવ્યનો કોઈ દ્રવ્યમાં આરોપ કર્યા વિના વસ્તુને વસ્તુ રૂપે અવલોકીને આત્માના સમભાવ ધર્મથી એક ક્ષણ માત્ર પણ દૂર થવું નહિ આવું સમભાવરૂપ આત્માનું સ્વરૂપ તેજ સામાયિક છે. અન્તર્મુખોપયોગથી આત્માના સમભાવ પરિણામમાં રમવું તેજ ઉત્તમ સામાયક છે. તેના સમાન અન્ય સામાયિકો કે જે વ્યવહારથી ગણાય છે તે નથી. વ્યવહાર કરણીરૂપ પરવસ્તુમા સામાયિકના આરોપવડે નૈગમનયનો આશ્રય કરીને સર્વ નયસાપેક્ષતાને સામાયિકમા ચૂકવી નહિ જે જે વખતે વ્યવહારથી સામાયિક કરવામા આવે તે તે વખતે ક્રોધ માન માયા લોભ અને પરવસ્તુમમત્વ વગેરે દોષોને ટાળવા અને વૈરાગ્યવડે આત્માને ભાવવા પ્રયત્ન કરવો. નિમિત્ત કારણોનું અવલંબન કરીને આત્મામાં સામાયિક જોવું. આત્મારૂપ સામાયિકમા લક્ષ પ્રેમ રાખીને લયલીન થઈ જવુ. રાગદ્વેષાદિ પરિણતિથી રહિત એવું મારૂં શુદ્ધ સ્વરૂપ તેજ હું છું એવા શુદ્ધોપયોગવડે સામાયિકનો કાલ સફલ કરવો. સામાયિક તો દરરોજ ગૃહસ્થોએ કરવું અને સાક્ષ્યોપયોગવડે આત્માને ભાવવો કે જેથી દરરોજ રાગદ્વેષની પરિણતિ ટળે અને તેથી પોતાનો આત્મા સર્વ બાબતોમાં સાક્ષીરૂપ બની શકે. **जो समो सव्वभूएसु, थावरेसु य तस्स सामाइयं होइ, इइ केवलिभासियं ॥ १ ॥** જે સર્વભૂત ત્રસસ્થાવર જીવોમા રાગ દ્વેષ વિના સમભાવે વર્તે છે તેને સામાયિક છે એ પ્રમાણે કેવલિભાષિત છે. રાગી અને દ્વેષી સર્વ જીવોમા સમભાવ વર્તે ત્યારે સામાયિકદશા આવી એમ અવબોધવું. સમભાવપૂર્વક કર્તવ્ય કાર્યો કરવાથી વિશ્વવર્તી સર્વજીવોનુ શ્રેયઃ સાધી શકાય છે સર્વ જીવોમા અને અજીવોમાં જેને સમભાવ પ્રગટ્યો હોય છે તે ઋષિ મહાત્મા સાધુ આદિ પદનો અધિકારી બની શકે છે સમભાવથી ઉચ્ચ પદ મળી શકે છે. સમભાવ વિનાના મનુષ્યો ઉચ્ચ પદે કદાપિ વ્યવહારથી ચઢે છે તોપણ તેઓ ત્યાથી પતિત થાય છે. જેમ જેમ અધિકાર ઉચ્ચ તેમ તેમ સમભાવરૂપ યોગ પણ ઉચ્ચ હોય છે તોજ વિશ્વનું શ્રેય સાધી શકાય છે. ભગવદ્‌ગીતાના ષષ્ઠાધ્યાયમા નીચે પ્રમાણે આ સંબંધી લખવામા આવ્યું છે. **सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि । ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शन. ॥ २९ ॥ यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति । तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥ सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः । सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥ आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन । सुखं वा यदि वा दु.खं स योगी परमो मत ॥ ३२ ॥** આત્માને ઐક્ય સત્તાએ સર્વ ભૂતસ્થ દેખે અને સત્તાના ઐક્યે સર્વ ભૂતોને આત્મામા દેખે–એવા યોગવડે યુક્તાત્મા સર્વત્ર સમદર્શની કથી શકાય અર્થાત્ એવી દશાએ સત્તાના ઐક્યે અને સમભાવે સમભાવમા

પરિણમતાં સમદર્શનરૂપ સામાયિક કથી શકાય. જે મને સત્તાના ઐક્યે અને સમભાવે સર્વત્ર દેખે છે અને સર્વ મારા વિષે અર્થાત્ આત્મામાં-બ્રહ્મમા દેખે છે તેનો હું નાશ કરી શકતો નથી અને તે મારો નાશ કરી શકતો નથી-એમ જૈનઆધ્યાત્મિક દૃષ્ટિએ અવબોધવું. સર્વભૂતસ્થિત એવા મને જે એકત્વમાં આસ્થિત થઈને ભજે છે તે યોગી સર્વથા વર્તમાન મારામા પણ છે એવું સમભાવની અભેદભાવનાએ અવબોધવું. સ્વાત્માવત સર્વત્ર સર્વ જીવોને સમપણે દેખે છે તથા સુખ દુ:ખમાં પણ જે સમપણે વર્તે છે એવા સમભાવરૂપ સામાયિકને પ્રાપ્ત કરનાર પરમયોગી જાણવો.

સમભાવરૂપ સામાયક એવું છે કે જેમાં જન્મ જરા અને મરણનાં દુ:ખોનો અવકાશ નથી. સમભાવ એજ મુક્તિની સાચામાં સાચી નિ:સરણિ છે. સમભાવનાં પરિણામ પામેલો આત્મા તેજ ઉત્તમોત્તમ સામાયિક છે. જે જે અંશે સમભાવ આવે છે તે તે અંશે સામાયિક છે એમ નયોની અપેક્ષાએ અવબોધવું. કોઇ પર રાગ વા કોઈ પર દ્વેષનો વિચાર થાય નહિ એવું સમભાવ સામાયિક અડતાલીશ મીનીટ પર્યંત સતત સમભાવના વિચારોથી કરાય તે ઉત્તમ અવબોધવું. સામાયિકરૂપ આત્માને પ્રાપ્ત કરવો અર્થાત્ સમભાવપરિણામમા રહેવું એજ સામાયિક છે. આવું સામાયિક કર્યાવિના સંસારનો અન્ત આવતો નથી. ગમે તે વિચારો !!! ગમે ત્યાં જાઓ !!! પણ સમભાવરૂપ સામાયિક પ્રાપ્ત કર્યાવિના આત્માનો આનન્દ પ્રાપ્ત થનાર નથી. સમભાવની ખુમારી જ્યાં ન હોય તે સામાયિક વસ્તુત: નથી. આખી દુનિયાના મનુષ્યોને સમભાવરૂપ સામાયિકની આવશ્યકતા છે; માટે સમતાને સામાયિક આવશ્યક કહેવામાં આવે છે. જ્ઞાનયોગીને સામાયિક પ્રાપ્ત થાય છે. જ્ઞાનયોગીની નિશ્રાએ કર્મયોગીને સામાયિક પ્રાપ્ત થાય છે. સમભાવ પ્રાપ્ત કરવાની ક્રિયાને કર્મ કહેવામા આવે છે. અધ્યાત્મશૈલીની પરિભાષાએ સમભાવ જેથી પ્રાપ્ત થાય એવી ક્રિયાઓ જે જે હોય તે તે નિરવદ્યકર્મયોગ અવબોધવો. બે ઘડીના સામાયિકમાં સમભાવરૂપ પરિણામની ખુમારી પામેલો મનુષ્ય અન્ય કાર્યો કરતી વખતે પણ નિર્લેપ રહેવા સમર્થ થાય છે અને તે ગમે તે વખતે પણ સમભાવને ભૂલતો નથી. આવી સમભાવની દશામા આવ્યાથી વાસનાઓનો સ્વયમેવ વિલય થાય છે અને તરવારના મ્યાનની પેઠે સર્વકાલમા શરીરાદિથી ભિન્નપણે આત્માનું ભાન થાય છે. સમભાવ સામાયિક એ પોતાના આત્મામા છે માટે અન્તર્દૃષ્ટિથી અન્તરમા જોવું આત્માના સમભાવ ધર્મને પ્રાપ્ત કર્યા પછી અન્ય આવશ્યકોનો મનુષ્ય અધિકારી બને છે. સમભાવમા પરિણામ પામેલો આત્મા ખરેખરી પ્રભુની પ્રભુતાનો અનુભવ કરવા સમર્થ થાય છે સમભાવરૂપ સામાયિકમાં પરિણમી જવુ એજ પરમાત્માનો અનુભવ કરવાનો મુખ્ય ઉપાય છે. સર્વ જીવોની તથા પોતાની સિદ્ધસમાન સત્તાનું ધ્યાન ધરવું અને ઔદયિકભાવ પર દૃષ્ટિ મૂકવી નહિ એ જ સામાયિકરૂપ પોતાના આત્માને અનુભવવાનો મૂળમંત્ર છે. સમભાવરૂપ સામાયિક કરનારા ગમે તે

ધર્મના હોય તોપણ તેની મુક્તિ થાય છે. **सेयंवरो आसंवरो वा वुद्धो वा अहव अन्नो वा। समभावभावी अप्पा लहइ मुक्खं न संदेहो ॥ १ ॥** શ્વેતાંબર હોય, વા દિગંબર હોય, બૌદ્ધ હોય અથવા અન્ય વેદાતી આર્યસમાજી હિંદુ ખ્રિસ્તી અને મુસલમાન વગેરે ગમે તે હોય પરંતુ સર્વ દર્શનોના આચારવિચારોમા જેને સમભાવ થયો છે તે મુક્તિ પામે એમા જરામાત્ર પણ સંદેહ નથી. સર્વ ભવો અને સર્વ પાપોથી મૂકાવનાર સમભાવ છે. સમભાવપ્રાપ્તિ માટે જે જે સાધનો અવલંબ્યા હોય પરંતુ સમભાવની પ્રાપ્તિ ન થઈ તો તે સાધનોની નિષ્ફલતા જાણવી. સમભાવ એ પરમાત્માનું હૃદય છે. સમભાવને પામનાર પરમાત્મા બને છે. સમભાવી આત્મા કર્તવ્યકરણી કરતો છતો સદા મુક્ત છે. સમભાવી આત્મા આ વિશ્વમા સર્વ મનુષ્યોને રાજાઓને અને ઇન્દ્રોને માન્ય-પૂજ્ય છે. સમભાવરૂપ સામાયિકમા રહેનારને ઉચ્ચ સત્ય તત્ત્વોની પ્રાપ્તિ થાય છે અને તે વિશ્વમા સંપૂર્ણ સત્યોને દેખી શકે છે. આત્માના જ્ઞાનાદિગુણોને ખીલવવાનો મૂળ સમભાવરૂપ સામાયિકજ ઉપાય છે. સમભાવરૂપ સામાયિકમાં પરિણામ પામીને પશ્ચાત્ જોવામા આવે તો જ્ઞાનાદિગુણની શુદ્ધિ થયેલી અનુભવવામા આવે છે. ગૃહસ્થોએ દરરોજ સામાયિક કરવું જોઇએ અને સામાયિક-રૂપ આત્માને પ્રાપ્ત કરવા દરરોજ પ્રયત્ન કરવો જોઇએ. ભરનિદ્રામાં જેમ દૃશ્ય દુનિયાનું ભાન રહેતું નથી તેવી રીતે સત્ય સામાયિકમા રાગદ્વેષાત્મકવૃત્તિનુ ભાન રહેતું નથી. ભરનિદ્રાની પેઠે રાગદ્વેષના વિચારોનો ઉપશમ થવો જોઇએ. સમભાવરૂપ સામાયિકમા પરભાવનો વિચાર ન હોવો જોઇએ. શુદ્ધોપયોગથી સ્વસમયમાં રમણતા કરવાથી આત્માની ખરી દશાનો ખ્યાલ આવે છે. જગત્ના દૃશ્યનો પાચ ઈન્દ્રિયો અને મનથી બિલકૂલ સંબંધ ન રહે અને આત્મગુણોમાં મનની એવી રમણતા થાય કે જાણે હું આત્મા વિના અન્યનો સંબંધી નથી; આવી દશામા સમભાવરૂપ સામાયિકનો અનુભવ આવે છે અને તેથી આત્માનો સહજાનન્દ અનુભવાય છે. સમભાવરૂપ સામાયિકમા નિવૃત્તિ સુખનો પ્રકાશ ખીલે છે. શરીરના અણુઅણુમાંથી મમત્વ-રાગભાવ દૂર થાય અને ગમે તેવા ભયમા છાતી ધડકે નહિ અને આત્મા ચંચલ થાય નહિ, એવો ભાવ આવ્યાથી આત્માનું સામાયિક ખરેખર આત્મામાજ બને છે. સમભાવરૂપ સામાયિકનો હું કર્તાભોક્તા છું એવું ભાન પ્રગટ થાય છે ત્યારે " आत्मवत् सर्वभूतेपु य पश्यति स पश्यति " એવી આત્મદૃષ્ટિ પ્રગટે છે, અને આત્માનું વીર્ય સ્થિર થાય છે સમભાવરૂપ પરિણામ પ્રગટ થતાં સામાયિકરૂપ આત્મા દેખાય છે, અને એવો આત્મા કર્મયોગમા પ્રવૃત્ત થઈને મગજની સમતોલ દશા સંરક્ષી શકે છે. આત્મામાં પરિણામ પામતો એવો જ્ઞાની કાચલી અને ટોપરાની પેઠે રાગાદિ કર્મભાવથી ભિન્ન પડે છે અને શુષ્ક નાલીએરની પેઠે તે શરીરકર્મથી જુદો પડી પોતાનુ આનન્દરૂપ પ્રકાશિત કરે છે. સમભાવ સામાયિકમા પરિણામ પામ્યાથી ગજસુકુમાલની પેઠે વા સ્કંધક મુનિના પાચસે શિષ્યોની પેઠે અનેક ઉપસર્ગો પડતા છતાં પરમાત્મદશા પ્રગટાવી

શકાય છે સમભાવરૂપ સામાયિક એક દરિયા સમાન છે, તેમાં અહંવૃત્તિનો ભાવ ભૂલીને ડુબકી મારી દેવાથી પોતાના અનન્તાનન્દ જીવનનો સાક્ષાત્કાર થાય છે એમ જ્ઞાનીઓને સમભાવ પરિણામના ઉપયોગમાં સત્યાનુભવ પ્રગટે છે. સમભાવ સામાયિકથી સમુદ્રમા જન્મ-મરણ એ કચરા જેવા લાગે છે તેમજ શરીરાદિ તૃણ સમાન લાગે છે. આવી સામાયિકની દશામા આનન્દઘન પ્રગટે છે.

સામાયિકક્રિયાના વિધિમતભેદની ચર્ચાના ક્લેશમાં ચિત્ત વાણી અને કાયાનો વ્યાપાર કરીને સમભાવરૂપ સામાયિકના પ્રદેશથી વિરૂદ્ધપન્થમા ગમન કરવાથી ખેદ–અરુચિ પ્રગટે છે અને આત્માના અશુભ પરિણામ થવાથી કર્મબન્ધ થાય છે. સામાયિકનો સાધ્યોપયોગ રહે અને ક્ષણે ક્ષણે આત્માની શુદ્ધિના અધ્યવસાયો પ્રગટે એજ ખાસ વિચારવા યોગ્ય છે. આત્માના શુદ્ધધર્મનો ઉપયોગ ધારણ કરીને આત્માના એક ગુણધ્યાનમા ઘણા વખત સુધી લયલીન થઇ જવું. ખાતાં પીતા, ઉઠતા, બેસતાં, ફરતાં અને બોલતાં સમભાવરૂપ સામાયિકનો પરિણામ રહે અને વિષમભાવના હેતુઓ પ્રાપ્ત થયા છતા સમભાવના બળથી તેને હઠાવી શકાય એજ નિવૃત્તિનો માર્ગ છે. અનાદિકાલથી મનોવૃત્તિથી કલ્પાયલા શત્રુઓમાથી શત્રુબુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ અને અનાદિકાલથી મનોવૃત્તિથી કલ્પાયલી ઇષ્ટ વસ્તુઓમાથી રાગ પરિણામનો ત્યાગ કરવો જોઇએ. જગત્‌ને તટસ્થ રહીને દેખવાની શકિત પ્રાપ્ત કરવી. જગત્‌મા સાક્ષીભૂત રહીને અધિકાર પરત્વે કાર્યો કરવાની નિર્લેપજ્ઞાનશક્તિ પ્રાપ્ત કરવી એજ સમભાવરૂપ સામાયિકના આનન્દદેશમાં ગમન કરવાનો અનુભવ છે. દુનિયામા પ્રવર્તતા અનેક મતભેદોમાં સમપરિણામની દૃષ્ટિએ દેખવુ અને તેમા થતા રાગદ્વેષ પરિણામનો ત્યાગ કરીને સત્યદૃષ્ટિએ સાપેક્ષ સત્યત્વ વિચારવું એ જ સમભાવરૂપ સામાયિકમા સ્થિર થવાનો મુખ્ય ઉપાય છે સમભાવમા પરિણામ પામેલા જ્ઞાનથી સામાયિકરૂપ આત્મામાં રમણતા કરવી અને અનેક અપેક્ષાએ સમભાવના હેતુઓનો દ્રવ્ય, ક્ષેત્ર કાલભેદે વિચાર કરીને વ્યવહાર સામાયિકાદિમાં સાપેક્ષપણે વર્તવુ–એ વિશાળ જ્ઞાનક્ષેત્રની ઉત્તમતા છે. ત્રસ અને સ્થાવર જીવો પર જેને સમભાવ છે તેને સામાયિક છે. જડવસ્તુથી આત્માને ભિન્ન કરીને આત્માના ગુણોમા લયલીન થઇ જવાથી આત્માનું વાસ્તવિક સામાયિક પ્રગટે છે ક્રોધ માન માયા લોભ ઇર્ષ્યા કલહ હિંસાવૃત્તિ પરિગ્રહ અને વિષયવાસનાને સમાવવાથી ખરેખરૂ આત્મામાં સામાયિક પ્રગટે છે નિવૃત્તિમાર્ગમાં રહીને સામાયિકની સિદ્ધિ કરવાની છે અને તેની ઉપસર્ગરૂપ કસોટીએ કસીને પરીક્ષા કરવાની હોય છે. રાગદ્વેષના વિષમભાવમા ન પડતાં આત્માના સમભાવમા રહેવું એવું સામાયિક આવશ્યક એ મોક્ષમાર્ગ છે. દુનિયાના જીવોની સાથે અનાદિકાલથી રાગદ્વેષ કરીને વિષમભાવ ધારણ કર્યો હોય તેનાથી દૂર રહીને સમભાવ વિચારશ્રેણિ પર આરોહણ કરવું–એજ સામાયિકની શુદ્ધતા તરફ ગમન કરવાનો વાસ્તવિકમાર્ગ છે. ઇન્દ્રિયોના વિષયો

તરફ ઉન્મનીભાવ થાય ત્યારે સંસારમાથી ઘણા અંશે મુક્ત થવાય છે. હે ચેતન ! ત્હારા શુદ્ધધર્મમા સ્મરણ કરવું એજ ત્હારો વાસ્તવિકધર્મ છે. પોતાના મૂળ ધર્મ તરફ દૃષ્ટિ રાખ !!! સમભાવરૂપ પર્વત પર પરમાત્મારૂપ દેવ વિરાજે છે. સમભાવરૂપ પર્વત પર ચઢવાને અસંખ્ય પગથીયા છે. હળવે હળવે સમભાવરૂપ પર્વતના પગથીયા પર જેઓ ચઢતા હોય છે તેમાથી કેટલાક મનુષ્યો ત્હારાથી ઉપરના પગથીયાં પર હોય તે તરફ ઉત્સાહથી અને ઉપયોગથી ચઢવા પ્રયત્ન કર,–અને ત્હારાથી જે આત્માઓ નીચેના પગથીયા પર હોય, કોઇ જીવો દૂર હોય, કોઈ જીવો દૂરતર હોય, કોઈ જીવો સમભાવરૂપ પર્વતના પહેલા પગથીયે હોય અને કોઇ જીવો સમભાવરૂપ પર્વતની તલેટીએ આવવા પ્રયત્ન કરતા હોય તે સર્વ જીવો પર સમભાવની દૃષ્ટિથી દેખ. ત્હારાથી ઉંચે ચઢેલા અને ત્હારાથી નીચે રહેલા જીવોનું મૂળ સત્તાએ રહેલું સ્વરૂપ દેખ અને ઉંચ નીચનો ઉપાધિભેદ ભૂલીને સમભાવથી સર્વને દેખ !!! સર્વ જીવોની સાથે સમભાવદૃષ્ટિ રાખીને પોતાનુ સમભાવરૂપ સામાયિક પ્રગટ કરવું એજ વીતરાગદેવે કહેલું પરમાર્થતત્ત્વ છે–એમ ઉપયોગ રાખ. સમભાવરૂપ સામાયિકમય તું પોતે છે એમ અન્તર્દૃષ્ટિથી દેખ અને વિભાવદૃષ્ટિ પરિહરીને પોતાના શુદ્ધધર્મમા મસ્ત બન બાહ્યશરીરાદિ જે દેખાય છે તે સર્વ ઔદયિક ભાવે છે તેમાં અહંવૃત્તિનું ઉત્થાન થવું એજ સંસારની ઉત્પત્તિ છે. અહંવૃત્તિએ સંસાર છે અને અહંવૃત્તિથી દૂર શુદ્ધોપયોગમાં રહેવું એજ જીવનમુક્તની દિશા છે. સામાયિક અર્થાત્ સમતાભાવમા પરિણમવું એજ આત્માનું જીવવું છે અને વિભાવદૃષ્ટિથી જીવવું એ સંસાર-જીવન છે સમતારૂપ આત્મામા તૃષ્ણા–વાસના વગેરે નથી એમ નિશ્ચય કરીને આત્મ-જ્ઞાનમા પ્રતિપ્રતિદિન વિશેષ પ્રવૃત્તિ કર ! નૈગમનયની દૃષ્ટિએ પ્રથમ સામાયિકમા પ્રવૃત્તિ થાય છે–પશ્ચાત્ ઉત્તરોત્તર નયકથિત સામાયિકની પ્રાપ્તિ થયા કરે છે.

સામાયક આવશ્યકમા પરિપૂર્ણરુચિ ધારણ કરવી અને તેનો આદર કરવો સમભાવ આવ્યાથી અન્ય આવશ્યકતા સ્વીકારવામા આવે આત્માને.છે સમભાવ રૂપમા મૂકવાથી સમભાવરૂપ પર્વતના શિખરે પહોંચીને પરમાત્મા બનેલા એવા તીર્થકરોના ગુણોનુ ગાન કરવામા આવે છે. સમભાવરૂપ આવશ્યકમાં પ્રવેશ કરવાથી સમભાવના દરિયા એવા તીર્થંકરોની મહત્તા અવબોધી શકાય છે અને તેથી તીર્થં-કરોની સ્તુતિ કરી શકાય છે ગિરનારની પાંચમી ટુંક પર ચઢવાના વિકટ-માર્ગ કરતા સમભાવનો માર્ગ અનન્તગણો વિકટ છે. સમભાવના પગથીયાંપરથી જરા ખસવામા આવ્યું તો વિષમ ભાવરૂપ રાગદ્વેષના ઉંડા ખાડાઓમા પડતા વાર લાગતી નથી. ગિરનારની પાચમી ટુંક પર ચડતા આગળ પાછળ દેખવામા લક્ષ્ય રાખી શકાય નહિ અને જો ઉપરઉપરના પગથીયા પર વિચાર કરી જોઇને પાદ મૂકવામા આવે છે તો ઉપર પહોચી શકાય છે–તદ્વત્ સમભાવ પર્વતના પગથીયા સમભાવના

દેવસ્તુતિ આવશ્યક.

અધ્યવસાયોરૂપ અસંખ્યાતા છે. ઉત્તરોત્તર અનુક્રમે સમભાવ અધ્યવસાયોરૂપ પગથીયાં પર ચઢતા આગળ પાછળના રાગદ્વેષના વિચારો તરફ લક્ષ ન રાખતા જેઓ ભયરૂપ ઝંઝાવાતને જીતીને ઠેઠ શિખર પહોચી પરમાત્મા બન્યા એવા સિદ્ધ અચલ સમભાવપર્વતની ટોચ પર વિરાજિત તીર્થંકરોની સ્તુતિ કરવાથી સમભાવરૂપ સામાયિકની પુષ્ટિ થાય છે. સમભાવની પરિપૂર્ણ દશા પ્રાપ્ત કરી છે જેઓએ એવા ચોવીશ તીર્થંકરોની સ્તુતિ કરવી. નામપૂર્વક ચોવીશ તીર્થંકરોનું સ્મરણ કરવું અને તેમનામાં રહેલા કેવળજ્ઞાનાદિગુણોમા સંયમ કરી લયલીન થઇ જવું. તેઓનામા પ્રગટેલી પરમાત્મતા ખરેખર સત્તાએ પોતાનામાં છે–એવો ભાવ લાવીને તીર્થંકરોની સાથે અભેદ ધ્યાનવડે એકરૂપ બની જવું એજ લોગસ્સસૂત્રમા કહેલો વાસ્તવિકભાવ છે. પરિપૂર્ણ કેવળજ્ઞાનાદિ ગુણો જેવા તીર્થંકરોમા છે તેવા મારામા છે. શ્રી તીર્થંકરોને પોતાના હૃદયમાં ધ્યેયરૂપે ધારણ કરવાથી પોતાનામા પરમાત્મપણું પ્રગટે છે. પરમાત્માઓનું ધ્યાન એ ખરેખર પોતાનું પરમાત્મપણું પ્રગટાવે છે. તીર્થંકર પરમાત્માઓના ગુણોની મન વચન અને કાયાવડે સ્તુતિ કરવી જોઇએ. તીર્થંકરોને પરિપૂર્ણ નયો અને નિક્ષેપાપૂર્વક ઓળખવા. તીર્થંકરોને સમભાવમાં રહીને દેખવા અને તેમનામા પ્રગટેલી પૂર્ણસમતા તરફ લક્ષ રાખવું એજ પરમાત્માના પગલે ચાલવાનું કૃત્ય અવબોધવું નામ, સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપાએ ચોવીશ તીર્થંકરોનું સ્વરૂપ વિચારવું. સર્વ પ્રકારના નિક્ષેપાઓથી તીર્થંકરોનું સાપેક્ષ સ્વરૂપ સમજાય છે માટે કોઈ નિક્ષેપાના ખંડન તરફ દૃષ્ટિ ન દેવી પણ દરેક નિક્ષેપથી તીર્થંકરોના સ્વરૂપને જાણી તીર્થંકરોની હૃદયમાં ઉપાદેય દૃષ્ટિ રાખીને સ્તુતિ કરવી. ભાવનિક્ષેપાએ ગુણ પ્રકટાવવા માટે નામાદિ ત્રણ નિક્ષેપની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. તીર્થંકરોની વાસ્તવિક સ્તુતિ કરવાને પ્રથમ સામાયિકમા પરિણામ પામેલો મનુષ્ય અધિકારી ગણાય છે. શ્રી તીર્થંકરોના દરેક ગુણનો વિચાર કરવો અને પછી તે ગુણ પોતાનામા પ્રગટાવવા શ્રી તીર્થંકરના ગુણની સાથે એક ચિત્તથી લયલીન થઈ જવુ. આવી રીતે અભ્યાસ કરવાથી કાળે કાળે તીર્થંકરોના ગુણોની પેઠે પોતાના આત્મામાં સત્તાએ રહેલા ગુણો આવિર્ભાવરૂપ થાય છે. તીર્થંકરોની સ્તુતિ કરીને તીર્થંકરો જેવા ગુણો પ્રગટાવવા લક્ષ્ય રાખવું. વાસનાઓ–સ્વાર્થો અને અનેક દુનિયાના પદાર્થોની આશાઓને પરિપૂર્ણ કરવા તીર્થંકરોની સ્તુતિ–પ્રાર્થના કરવામા આવે છે ત્યાંસુધી તીર્થંકરોને પરિપૂર્ણ સ્વરૂપે જાણવામાં આવ્યા નથી. શ્રી તીર્થંકરોની પાસે પૌદ્ગલિક પદાર્થોની ભિક્ષા માગનાર પોતાની અજ્ઞતા પ્રગટ કરે છે અને તે તીર્થંકરોના ગુણો તરફ લક્ષ્ય રાખી શકતો નથી. અનેક પ્રકારના દુઃખો પડતાં છતાં અને અનેક પ્રકારના પદાર્થોની જરૂર હોય તો પણ તે વસ્તુઓની માગણી કદિ પ્રભુની મૂર્ત્તિ સામે ઉભા રહીને કરવી નહિ. કર્મના શુભાશુભ ફલોમા સમભાવી બનીને તીર્થંકરોનુ અવલંબન કરીને પોતાનામાં તીર્થંકરપણુ પ્રકટાવવાનું છે. ચોવીશ તીર્થંકરોના નામપૂર્વક

તેમને ભાવથી વંદીને અને પૂજીને તેમના શુદ્ધ સ્વરૂપમાં શુદ્ધોપયોગથી સ્થિર થઇ જવું. તીર્થંકરોનું પ્રરમશુદ્ધસ્વરૂપ વિચારતા ધ્યાવતા મન વિશ્રામ પામે અને આત્માની શુદ્ધતા સ્થિરતાનો અનુભવરસ પ્રગટે ત્યારે સમજવુ કે ચોવીશ તીર્થંકરસ્તુતિની અમૃતક્રિયા પ્રાપ્ત થઈ. ચતુર્વિંશતિસ્તવનો મૂળ ઉદ્દેશ તેમના જેવા ગુણો પ્રગટાવવાનો છે. સમભાવરૂપ સામાયિકના શિખરે પહોચીને જેઓએ પરમાત્મપદ પ્રાપ્ત કર્યું છે એવા તીર્થંકરોએ જગત્‌ના જીવોને સમભાવનો ઉપદેશ દીધો છે; તેથી તેમણે જગત્‌ પર અપરિમિત ઉપકાર કર્યો છે; એવા તીર્થંકરોની સ્તુતિ બહુમાનભક્તિ અને ઉપાસના કરવાથી જન્મ જરા અને મૃત્યુના બન્ધનો છૂટે છે શ્રીતીર્થંકરોએ ગુણની શ્રેણિ પર ચઢવાનો ઉપદેશ દીધો છે. ગુણથી આગળ વધાય છે ગમે તે જાતિમા જન્મેલો મનુષ્ય વૈરાગ્ય સંતોષ અહિંસા સત્ય બ્રહ્મચર્ય નિર્લોભતા અને મૈત્રીભાવ આદિ ગુણોવડે આત્માની ઉત્ક્રાન્તિમા દરરોજ આગળ વધે છે. ક્રોધાદિ દુર્ગુણોને જીતવા એ મનુષ્યોનું કર્તવ્ય દર્શાવ્યું છે. મનુષ્ય સુર પશુ અને પંખી વિગેરે જિનભગવાન્‌ના ગુણોનો ઉપદેશ શ્રવણ કરી દુર્ગુણો પર જય મેળવી ધર્મી થઇ શકે છે. રાગદ્વેષનો જય કરવાની ઇચ્છા પ્રવૃત્તિ જેને થાય છે તે જિનનો અનુયાયી છે. આવો ઉપદેશ તેમણે દઇને અનેક ભવ્યજીવોને તાર્યા છે. આદિત્યના કરતા તેઓ કેવળજ્ઞાનગુણવડે અનન્તગુણપ્રકાશી ચંદ્રમાના કરતાં તેઓ અત્યંત શાન્ત છે સાગરની પેઠે અત્યંત તેઓ ગંભીર છે. તેમની દિશાતરફ પ્રવૃત્તિ કરીને તેઓનું ધ્યાન ધરૂં છું. સમાધિના આપનારા તેઓ આલંબનવડે બનો. શ્રીતીર્થંકરોનુ સદા સ્મરણ હો. તીર્થંકરોની ઉપાસનામાં મન વચન અને કાયાનો વ્યાપાર હો ! ઉપશમાદિ ભાવે શ્રી તીર્થંકરોનું ધ્યાન કરૂં છું જેઓએ ઘાતી અને અઘાતી કર્મનો ક્ષય કરી સિદ્ધસ્થાન પ્રાપ્ત કર્યું એવા સિદ્ધો–તીર્થંકરોનું સદા ધ્યાન કરૂં છું. તેઓના રૂપાતીત સ્વરૂપમા લયલીન થાઉં છું. આ પ્રમાણે ચતુર્વિંશતિસ્તવરૂપ આવશ્યક કરનાર મનુષ્ય ગુરુવંદન આવશ્યક કરવામાટે અધિકારી બને છે તીર્થંકરોના ઉપકાર અને તેમની મહત્તા જાણે છે તે ગુરુનો ઉપકાર અને તેમની મહત્તા અવબોધવા સમર્થ થાય છે.

પ્રરમાત્મા તીર્થંકરોની સ્તુતિ કરનાર ગુરુને વંદન કરવાને અધિકારી બને છે.

**ગુરુવન્દનઆવશ્યક** વિશ્વાસ પ્રેમ ભક્તિ શ્રદ્ધા વિવેક જ્ઞાન આજ્ઞાપાલન પરોપકાર અને ગંભીરતાદિ ગુણોની પ્રાપ્તિ વિના ગુરુના શિષ્ય બની શકાતું નથી. ગુરુને ત્રિકાલવંદન કરવું જોઇએ ગુરુવંદન એ આવશ્યકકર્મ છે. ગુરુભક્તિ સેવા ઉપાસના અને આજ્ઞાધીનતાઆદિ ગુણોની પ્રાપ્તિ કરીને પોતાના આત્માની ઉન્નતિ કરવી જોઇએ બે વખતની સંધ્યાએ ગુરુવન્દનકર્મને અવશ્ય કરવુ જોઇએ ગુરુવન્દનસૂત્રથી ગુરુવન્દન વિવેકનો ખ્યાલ પ્રગટે છે. બે વખત ગુરુને વન્દન કરીને સર્વ અપરાધો ખમાવવા

જોઇએ. ગુરુએ જે ઉપકારો કર્યા છે તેનું હૃદયમાં સ્મરણ કરીને ગુરુના હૃદયને સંતુષ્ટ-પ્રસન્ન કરવું જોઇએ. ગુરુએ જે આત્મજ્ઞાનનો બોધ આપ્યો છે તે અમૂલ્ય છે. આત્મજ્ઞાન આપી હૃદયચક્ષુને ઉઘાડનાર ગુરુને સર્વસ્વાર્પણ કરવું જોઇએ. વિનય-પ્રેમ-ભક્તિ અને સદાચાર વગેરે ઘણા ગુણો ખરેખર ગુરુવન્દનથી ઉત્પન્ન થાય છે. ગુરુવન્દન કરવાથી હૃદયની નિર્મલતા થાય છે અને આત્માની ઉચ્ચતામા પ્રતિદિન વૃદ્ધિ થાય છે. સામાયિક અને ચતુર્વિંશતિસ્તવની પેઠે ગુરુવન્દન આવશ્યક પણ આત્માને અત્યંત હિતકારી છે. પ્રભુની પ્રાપ્તિ કરાવી આપનાર ગુરુ છે; માટે ગુરુની ભક્તિ અને બહુમાન કરવામાં જરામાત્ર પ્રમાદ સેવવો નહિ. આર્યપણું ખરેખરૂં ગુરુને વન્દન કરીને તેમની સેવા કરવામા સમાયું છે. ગારના ખીલાની પેઠે મનની અસ્થિરતાને ધારણ કરનારા મનુષ્યો ગુરુની શ્રદ્ધા ધારણ કરી શકતા નથી અને તે જ્યા ત્યાં સ્વચ્છંદાચાર ઉન્મત્તની પેઠે ભટકે છે પણ આત્મહિત સાધી શકતા નથી. ગુરુને ગુરુ તરીકે જ્ઞાનવડે ન અવબોધે અને પોતાને જ્ઞાનવડે શિષ્ય તરીકે ન જાણે ત્યાસુધી મનુષ્ય-ગુરુવન્દન આવશ્યકનો ખરેખરો આરાધક બની શકતો નથી ધર્મમાર્ગમા ગુરુવિના દુનિયામા કોઈ મનુષ્ય મુક્તિના માર્ગમા આગળ વધી શકે તેમ નથી. બાહ્ય અને અન્તરથી નયનિક્ષેપ સાપેક્ષ ગુરુવન્દનનું સ્વરૂપ જેઓ અવબોધીને ગુરુવન્દનમા પ્રવૃત્તિ કરે છે તેઓ મુક્તિપદ પ્રાપ્ત કરી શકે છે. સર્વ આવશ્યકની આરાધનાના મૂળ પાયા તરીકે શ્રી સદ્ગુરુ શુદ્ધ પ્રેમ-ભક્તિથી ગુરુના ચરણ-કમલભૃંગ બનીને ગુરુવન્દન કરવું એજ શ્રી વીરપ્રભુનો ઉપદેશ છે. શ્રી ગુરુવન્દનના આવશ્યકની આરાધના કરનાર જૈન બનીને જિનપણું પ્રાપ્ત કરે છે-માટે દુનિયાના સર્વ મનુષ્યોએ ગુરુવન્દન આવશ્યક દરરોજ બે વખત કરવું.

ગુરુવન્દનમાં આરૂઢ થયેલો મનુષ્ય પુન પાપ નહિ કરવું અને જે પાપ થયાં હોય તેની નિન્દા ગર્હારૂપ પ્રતિક્રમણરૂપ આવશ્યક જે કહેવાય છે તે કરવાનો અધિકારી બને છે કુંભાર પાસે મિચ્છામિદુક્કડ દેનાર ક્ષુલ્લકની પેઠે મિચ્છામિ દુક્કડં દેનાર પ્રતિક્રમણ કરી શકતો નથી. પ્રતિક્રમણ એ શું છે તે જે જાણતો નથી તે પ્રતિક્રમણ કરી શકતો નથી. દિવસમા ને રાત્રિમા જે જે પાપો કર્યાં હોય તેનો પશ્ચાત્તાપ કરીને પુનઃ તેવા પાપો નહિ કરવાની પ્રતિજ્ઞા કરનારને અને તે પ્રમાણે પ્રવર્તનારને પ્રતિક્રમણ કરનાર અવબોધવો. શુકની પેઠે પ્રતિક્રમણસૂત્ર બોલી જવું અને પ્રતિક્રમણ એટલે શું ? તે પણ સમજી શકાય નહિ એવી રીતનું પ્રતિક્રમણ કરવું તે વાસ્તવિક પ્રતિક્રમણ કર્યું, એમ કહેવાય નહિ પ્રતિક્રમણસૂત્ર અથવા શ્રમણસૂત્રનો મુખપાઠ કરી જવા માત્રથી હૃદય પર કંઈ પ્રતિ-ક્રમણના વિચારોની અસર થતી નથી. ઇંગ્લીશ ભાષાના શબ્દોનો અર્થ નહિ જાણનાર ઇંગ્લીશ ભાષાની કવિતાઓમા પ્રાર્થના વા પ્રતિક્રમણ કરે તેથી તેનું હૃદય ખરેખર શુદ્ધ

બની શકે નહિ. પ્રતિક્રમણ એટલે પાપથી પાછું ફરવું આવા પ્રતિક્રમણના અર્થ પ્રમાણે દુનિયાના જે જે મનુષ્યો પાપથી પાછા ફરે છે તે પ્રતિક્રમણ કરનારા અવબોધવા. મન વચન અને કાયાથી જે જે પાપો કરાતા હોય તેથી પાછા ફરવાની જરૂર છે. દિવસમાં જે, જે મન-વચન અને કાયાથી પાપો થયા હોય તેની માફી માગવી તેને દૈવસિક પ્રતિક્રમણ કહે છે. રાત્રિમાં મન વચન અને કાયાવડે જે પાપ થયાં હોય તેનો પ્રાત:સંધ્યા વિષે પશ્ચાત્તાપ કરવો તેને રાત્રિક પ્રતિક્રમણ કહે ગૃછે.હસ્થે પ્રતિક્રમણસૂત્ર અને સાધુએ શ્રમણસૂત્રના ભાવાર્થ ઉપર લક્ષ દઈ પ્રતિક્રમણ આવશ્યક કરવું જોઇએ. એક પક્ષમાં જે જે મન-વચન અને કાયાવડે પાપો કર્યાં હોય તેનો પશ્ચાત્તાપ કરવો તેને પાક્ષિક પ્રતિક્રમણ કહે છે. મન વચન અને કાયાવડે ચાતુર્માસ સંબંધી પાપોનો પશ્ચાત્તાપ કરી તેની નિન્દા ગર્હા કરવી તેને ચાતુર્માસિક પ્રતિક્રમણ કહે છે વર્ષસંબંધી થયેલા પાપોનો પશ્ચાત્તાપ કરવો અને તેની નિન્દા-ગર્હા કરવી તેને સાંવત્સરિક પ્રતિક્રમણ કથે છે. નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ પ્રતિક્રમણ એ ચાર નિક્ષેપે પ્રતિક્રમણનુ સ્વરૂપ વિચારવું. ભાવ પ્રતિક્રમણ સાધ્ય છે એવો ઉપયોગ રાખીને પ્રતિક્રમણ કરવું. દ્રવ્યપ્રતિક્રમણ તે ભાવપ્રતિક્રમણના હેતુભૂત છે. વ્યવહાર પ્રતિક્રમણ તે નિશ્ચય પ્રતિક્રમણના હેતુભૂત છે. દરરોજ પ્રતિક્રમણ આવશ્યક કરવામા આવે અને દુર્ગુણો ન ટળે તથા નીતિના માર્ગ પર સ્થિર ન રહેવાય સમજવુંતો કે પાપની ગર્હા-નિન્દારૂપ પશ્ચાત્તાપ બરાબર કરી શકાયો નથી.

પ્રતિક્રમણરૂપ અધ્યવસાય થવાથી ભૂતકાલીન કર્મની નિર્જરા થાય છે અને આત્માની શુદ્ધિ થાય છે અનેક જીવો પ્રતિક્રમણ કરીને મુક્તિપદ પામ્યા અને પામશે. જે જે પાપો કર્યાં હોય તેનો અન્ત:કરણમા ઊંડો પશ્ચાત્તાપ કરવો જોઇએ. મન વચન અને કાયાની ચેષ્ટાઓ પ્રતિક્રમણ યોગ્ય થવી જોઇએ. પ્રતિક્રમણના અધ્યવસાયોથી આચારમા સદ્ગુણો દેખાવા જોઇએ. પ્રતિક્રમણ કરવાથી નૈતિક ગુણોની વૃદ્ધિ થવી જોઇએ અને અનીતિથી પાછું હઠવાનું થવું જોઇએ શબ્દોમા થએલું પ્રતિક્રમણ જો સદ્ગુણો અને શુભાચાર પર અસર ન કરે તો વાસ્તવિક પ્રતિક્રમણ કર્યું એમ કહેવાય નહિ. પ્રતિક્રમણથી કષાયનો ઉપશમ થવો જોઇએ. કષાય ઘટે નહિ અને ઉલટી દરરોજ કષાયની વૃદ્ધિ થાય ત્યા પ્રતિક્રમણ કર્યું એમ કહી શકાય નહિ. અન્યોને રંજન કરવા માટે પ્રતિક્રમણની ક્રિયા નથી પણ પોતાના આત્માની શુદ્ધિ કરવા માટે પ્રતિક્રમણ છે. અન્તરમા ભાવ પ્રતિક્રમણના ઉપયોગે પ્રતિક્રમણના વિચારો પ્રકટાવવા જોઇએ નૈગમનયની કલ્પનાએ પ્રતિક્રમણની અનેકાન્ત માન્યતા માનીને સાપેક્ષ ઉત્તરોત્તરનયથી આત્મશુદ્ધિ કરવી જોઇએ. નિષ્કપટી મનુષ્ય અને આત્માર્થી ગુરુભક્ત મનુષ્યે પ્રતિક્રમણ શુદ્ધિ તરફ લક્ષ દેવું જોઇએ. ઉપયોગ વિનાનું દ્રવ્ય પ્રતિક્રમણ છે અને ઉપયોગપૂર્વક ભાવ પ્રતિક્રમણ

કહેવાય છે. નૈગમ સંગ્રહ વ્યવહાર ઋજુસૂત્ર શબ્દનય સમભિરૂઢ અને એવંભૂતનય એ સાત નયથી પ્રતિક્રમણ કરવું જોઈએ આત્માથી પ્રતિક્રમણ ભિન્ન છે કે અભિન્ન છે તેનો નયોવડે સાપેક્ષ વિચાર કરીને શુદ્ધ પ્રતિક્રમણની આરાધના કરવી. જે જે શબ્દોવડે પ્રતિક્રમણ કરવું તે તે શબ્દોનો સાત નયોવડે સમ્યક્ અર્થનો વિચાર કરવો જોઈએ. શાસ્ત્રીય પ્રવાહ રીતિએ પ્રતિક્રમણ કરવામાં સુધારો કરીને દરરોજ દુર્ગુણોમાંથી મુક્ત થવાય અને સદ્ગુણોની વૃદ્ધિ થાય એવો દરરોજ પ્રયત્ન કરવો જોઈએ. પાપોના પશ્ચાત્તાપથી અન્તઃકરણ ઘણું કુમળું થવું જોઈએ અને આત્માની શુદ્ધતાનો ઉપયોગ પ્રગટવો જોઈએ. આત્માની નિર્મલતા કરવા માટે પ્રતિક્રમણ એ ગંગાના સમાન છે. આખી દુનિયાના મનુષ્યો પાપોથી પાછા ફરવારૂપ પ્રતિક્રમણ કરે તો આ દુનિયા દિવ્ય દુનિયા બની શકે.

જે જે દોષો ઉત્પન્ન થાય તેનાથી પાછા ફરવામાં ન આવે તો પ્રતિક્રમણ કર્યું એમ કહેવાય નહિ એમ ખાસ લક્ષ્યમાં રાખીને પ્રતિક્રમણ કરવું જોઈએ. ગૃહસ્થોએ અને ત્યાગીઓએ કર્મના પ્રદેશમાંથી પાછા ફરીને આત્મપ્રદેશમાં આવવા માટે પ્રતિક્રમણ કરવું જોઈએ. ચોરી-વ્યભિચાર-હિંસા-જૂઠ-લોભ-ખોટી સાક્ષી-ચાડી-ચુગલી-વિશ્વાસઘાત-ક્રોધ-ક્લેશ-ઝઘડા-ટંટા-વૈર-અહંકાર-કપટ અને નિન્દા વગેરે દોષોથી પાછા ફરાય અને અસ્તેય-બ્રહ્મચર્ય-સત્ય-નિર્લોભતા-વિશ્વાસ-મૈત્ર્યાદિ ભાવના-પ્રમાણિકતા-સરલતા-નમ્રતા-લઘુતા-ક્ષમાપના અને આત્મભાવના વગેરે ગુણોમાં આગળ દરરોજ વધાય તો અવબોધવું કે પ્રતિક્રમણ ખરેખરૂં થાય છે. દુર્ગુણોથી અર્થાત્ પાપથી પાછા ફરવાનો પરિણામ ન હોય ત્યાં પ્રતિક્રમણ નથી. રાત્રિ અને દિવસમાં કયા કયા અનીતિદોષો કર્યા તેની જેઓને યાદી ન હોય અને જે ક્યાંથી પાછા ફરીને ક્યાં આવવાનું છે તે જાણતા ન હોય તેઓ પ્રતિક્રમણના અધિકારી થયા નથી એમ અવબોધવું. ગૃહસ્થો અગર ત્યાગીઓમાં પાપથી પાછા ફરવારૂપ પ્રતિક્રમણ પરિણામ થાય અને તે પ્રમાણે વર્તાય તો તેની છાપ જેઓ પ્રતિક્રમણ ન કરતા હોય તેઓના ઉપર પડે છે અને તેથી તેઓ પ્રતિક્રમણ આવશ્યકનો સ્વીકાર કરે છે. પાપ અર્થાત્ દુર્ગુણો-અનીતિ અને અપ્રમાણિકતાથી પાછો ફરનાર મનુષ્ય ખરેખર પ્રતિક્રમણ શબ્દની અને તેના રહસ્યની છાપ બોલ્યા વિના અન્ય મનુષ્યો પર પાડી શકે છે. આખી દુનિયામાં પ્રતિક્રમણ અથવા પાપથી પાછા ફરવાનું આવશ્યક મહત્વ ફેલાવવામાં આવે તો દુનિયાના મનુષ્યોમાંથી પાપો ટળી જાય. શ્રી સર્વજ્ઞ વીરપ્રભુએ પ્રતિક્રમણને આવશ્યકકાર્ય તરીકે 'ઉપદેશ્યું' છે તે ખરેખર યથાર્થ છે. પ્રતિક્રમણના અધ્યવસાય ઉત્પન્ન થવાથી દુરાચારી પાપી મનુષ્યો સદાચારી ધર્મી બન્યા છે બને છે અને બનશે. ભૂતકાળમાં અનન્ત જીવો પ્રતિક્રમણ કરીને મુક્તિ પામ્યા, વર્તમાનમાં મહાવિદેહમાં પામે છે અને ભવિષ્યમાં પામશે. દરેક મનુષ્યે રાત્રિ અને દિવસમાં જે જે પાપો કર્યાં હોય-તેને આલોચવાં જોઈએ અને મન તથા ઇન્દ્રિયોને દુર્ગુણોથી પાછી હઠાવવી જોઈએ.

રાગદ્વેષ પરિણામ પામેલા મનને રાગદ્વેષરહિત કરવું તે પ્રતિક્રમણ છે. સંસાર સમ્મુખ થનાર મનને આત્મ સમ્મુખ કરવુ તે પ્રતિક્રમણ છે મોહથી પાછા ફરવું તે પ્રતિક્રમણ છે. જે જે અંશે દોષોથી પાછા ફરવાનો પરિણામ તથા તેવી પ્રવૃત્તિ થાય તે પ્રતિક્રમણ છે. ગૃહસ્થો અગર ત્યાગીઓએ વ્રતોમા લાગેલા અતિચારોને આલોચવા તે પ્રતિક્રમણ છે. દોષોથી પાછા ફરવાનો પરિણામ તથા આચાર સેવનારા ગૃહસ્થો તથા ત્યાગીઓમા પ્રતિક્રમણ ગુણ વધે છે.

પાપથી પાછા ફરવારૂપ વિચારોવડે કાયા ઉપર અસર થાય છે અને તેથી કાયાવડે થતા દોષો અટકે છે. મનની અસર કાયા પર તથા વાણી પર થાય છે. મન-વાણી અને કાયાના દોષોને ટાળવા માટે થતા પરિણામ તથા કાયવ્યાપારને પ્રતિક્રમણ કહેવામા આવે છે એમ અન્તરમા ઊંડા ઉતરી વિચાર કરતા સમ્યગ્ રીતે બોધાશે. બ્હેનો અને પુરૂષોમાથી દરરોજ પ્રતિક્રમણથી દુર્ગુણો ન્યૂન થવા જોઇએ. ગૃહસ્થોમા નીતિ-પ્રમાણિકપણું વધે અને અન્યાય-અનીતિ વગેરે દોષો ટળે તો સમજવું કે તેઓનામા પ્રતિક્રમણની શક્તિ ગમે તે રૂપે જાગ્રત થઈ છે અને તેઓને પ્રતિક્રમણનો લાભ સમજાયો છે. સજ્જનપણાને ઉત્પન્ન કરનાર પ્રતિક્રમણ છે. દુનિયામા જન્મથી કોઈ સદ્ગુણી હોતો નથી. પ્રતિક્રમણથી સર્વે મનુષ્યો ગુણી થાય છે. વ્રતોમાં લાગેલા મેલને પ્રતિક્રમણ રૂપ સાબુથી ધોઇને વ્રતોની નિર્મલતા કરી શકાય છે. ભૂતકાળના અનન્ત ભવોનાં કર્મનો ક્ષય કરનાર પ્રતિક્રમણ છે. જ્ઞાનાચાર દર્શનાચાર ચારિત્રાચાર તપાચાર અને વીર્યાચારો સેવતા જે કંઇ ભૂલો થઇ હોય તેનો પશ્ચાત્તાપ નિંદા અને ગર્હારૂપ પ્રતિક્રમણ છે મગજની સમાનતા રાખીને સેવા આદિ કર્મયોગનાં કાર્યો કરતા સમભાવ ન રહ્યો હોય અને વિષમભાવ થયો હોય તો ત્યાથી પાછા ફરીને સમભાવમા ગમન કરવું તે પ્રતિક્રમણ છે અસત્ય વિચારોમાથી સત્ય વિચારોમાં આવવા પ્રયત્ન કરવો, પક્ષપાત દૃષ્ટિમાથી અપક્ષપાત દૃષ્ટિમા આવવા પ્રયત્ન કરવો, દૃષ્ટિરાગમાથી નીકળી મધ્યસ્થભાવમા આવવા પ્રયત્ન કરવો, એકાન્તવાદમાંથી અનેકાન્ત વાદમા ગમન કરવું; નિરપેક્ષ વ્યવહારમાથી સાપેક્ષ વ્યવહાર માનવા પ્રયત્ન કરવો. અશુભ વ્યવહારથી શુભ વ્યવહારમા પાછા ફરવું અને અસભ્ય વર્તનથી પાછા ફરીને સભ્ય વર્તનમાં આવવા પ્રયત્ન કરવો-ઇત્યાદિ પ્રતિક્રમણ અવબોધવું. અનન્તાનુબંધી કષાયના પરિણામથી પાછા હઠવું, અપ્રત્યાખ્યાની કષાયથી પાછા હઠવું; પ્રત્યાખ્યાની કષાયના પરિણામથી પાછા હઠવું અને સંજ્વલન-ક્રોધ-માન-માયા-લોભ કષાયથી પાછું ફરવું તે પ્રતિક્રમણ છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિએ ધ્યાનમા પ્રતિક્રમણ કરી ક્ષપકશ્રેણિ ચઢી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

અસંતોષપણાના વિચારોને આલોચી સંતોષના વિચારો તરફ પ્રવૃત્તિ કરવી તે પ્રતિ-

ક્રમણ છે. તૃષ્ણાના વિચારોને નિન્દી ગર્હી તેનાથી પાછા ફરી સંતોષનાં વિચારોમાં આરૂઢ થવું તે પ્રતિક્રમણ છે. મહાત્માઓનો અવિનય અને આશાતના કરી હોય તેનાથી પાછા હઠી મહાત્માઓનો વિનય અને તેમની ભક્તિ કરવી તે પ્રતિક્રમણ છે. કોઈ પણ જીવ સંબંધી ખરાબ અભિપ્રાય બાંધ્યા હોય અને તેનું અશુભ ચિંતવ્યું હોય તેનાથી નિન્દા-ગર્હા કરીને પાછા ફરી સત્ય અભિપ્રાય અને શુભ ચિંતનમા પોતાના આત્માને સ્થાપન કરવો તે પ્રતિક્રમણ છે. જગત્ એક શાળા છે તેમાંથી સાર ગ્રહણ કરવા પ્રયત્ન કરવાની જરૂર છે. જગત્‌ના પદાર્થોમાં આસક્તિ કરી હોય તેનાથી પાછા ફરીને નિરાસક્તપણામાં પ્રવેશ કરવો એ પ્રતિક્રમણ છે જગત્‌ના સર્વ જીવોને સ્વાતંત્ર્ય ગમે છે-તેમાંથી કોઈ જીવને પરતંત્રતાની બેડીમાં નાંખવા વિચાર કર્યો હોય તે અકાર્યથી પાછા ફરીને સુકાર્યમા આત્માને યોજવો એ પ્રતિક્રમણ છે. જગત્ એ કેદખાનું છે તેમાંથી છૂટવા જે જીવો જે જે અંશે પ્રયત્ન કરતા હોય તેઓને તે તે અંશોમાંથી પાછા ફરવાનો અસદ્-ઉપદેશ દીધો હોય તેથી પાછા ફરીને શુભોપદેશમાં પ્રવૃત્તિ કરવી તે પ્રતિક્રમણ છે. વિરતિની બહિર્ જઈ અવિરતિ ભાવમાં ગમન કર્યું હોય તેનાથી પાછા ફરીને વાસ્તવિક વિરતિ તરફ પ્રવૃત્તિ કરવી તે પ્રતિક્રમણ છે. આત્માના શુદ્ધધર્મની રમણતામાથી બહિર્મુખવૃત્તિ કરીને અશુદ્ધધર્મમાં રમણતા કરી હોય તે અશુદ્ધધર્મને નિન્દીને અને ગર્હીને આત્માના શુદ્ધધર્મમા રમણતા કરવા જે પ્રવૃત્તિ કરવી તે પ્રતિક્રમણ છે. વિભાવદશામાંથી પાછા હઠીને સ્વભાવ દશામાં આવાગમન કરવું તે પ્રતિક્રમણ છે. રાગ દ્વેષની સવિકલ્પ દશામાંથી નિર્વિકલ્પ દશામા આવવું તે પ્રતિક્રમણ છે. ઉપાધિમાથી પાછા હઠીને નિરુપાધિ દશામાં આવવું તે પ્રતિક્રમણ છે. મનની ચંચલતાથી પાછા હઠીને સ્થિરતામાં પ્રવેશ કરવો તે પ્રતિક્રમણ છે. આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનથી પાછા હઠીને ધર્મધ્યાનાદિમાં રમવું તે પ્રતિક્રમણ છે ભય-ખેદ અને દ્વેષના વિચારોથી પાછા હઠીને આત્માના શુદ્ધોપયોગમાં રમવું તે પ્રતિક્રમણ છે એમ સાપેક્ષપણે વિચારવું.

કૃષ્ણલેશ્યાદિ અશુભ લેશ્યાઓના વિચારો થયા હોય તો તેઓને નિન્દવા ગર્હવા અને કૃષ્ણાદિ લેશ્યાઓથી પાછા ફરી શુભ લેશ્યાના વિચારો તરફ ગમન કરવું તે પ્રતિક્રમણ છે. દગા, પ્રપંચ અને પાખંડથી નિવૃત્ત થઇ સન્માર્ગમા આવવું તે પ્રતિક્રમણ છે મનુષ્ય ભૂલને પાત્ર છે ગમે તેવો મનુષ્ય ગમે તે જાતનો દોષ કરી શકે છે; માટે મનથકી જે જે ખરાબ વિચારો થયા હોય તેનાથી પાછા હઠવારૂપ પ્રતિક્રમણ કરવાની ખાસ જરૂર છે. મનમાં અનેક જાતના શુભાશુભ વિચારોના પરિવર્તનો થયા કરે છે. મનમાં કામાદિ અશુભ વિચારો આવ્યા હોય તો તેથી પાછા હઠીને શુભ વિચારમાં પ્રવેશ કરવારૂપ પ્રતિક્રમણ કરવાની ખાસ જરૂર છે "દુનિયામા મનુષ્યો વગેરેના સમાગમમાં આવતા છતાં જલમાં કમલની પેઠે રાગદ્વેષના વિચારોથી નિર્લેપ રહીને કર્મયોગીના કાર્યો કરવા છતા

જ્ઞાનયોગથી શુભાશુભ ફલની ઈચ્છા રાખ્યા વિના રહેવું જોઈએ." આવી સ્વાધિકાર પ્રમાણે સ્થિતિ ન અદા કરી હોય અને તેમાં જે જે દોષો કર્યા હોય તેની આલોચના કરીને પોતાની સ્વાધિકારની ફરજ પ્રમાણે પુન પ્રવૃત્તિ કરવી એ પ્રતિક્રમણ છે. જ્ઞાનયોગીઓએ પોતાના અધિકાર પ્રમાણે જે જે કાર્યો કરવાના હોય તેમાંથી જે જે ન કર્યા હોય તો તત્સંબંધે પ્રતિક્રમણ કરવું જોઇએ. પોતાના આચારો અને વિચારોને મળતા આવનાર મનુષ્યો વા પોતાના આચારો અને વિચારોથી ભિન્ન એવા મનુષ્યો હોય તો પણ સર્વની સાથે મૈત્રી ભાવના ધારણ કરવી જોઇએ—એવું વીર પ્રભુએ કહ્યું છે. તે પ્રમાણે વિચારોને આચારમા મૂકીને મૈત્રીભાવના સર્વની સાથે ન ધારણ કરી હોય તો તે સંબંધી આલોચના કરીને મૈત્રીના વિચારોને આચારમા મૂકી સર્વ જીવોની સાથે મૈત્રીભાવ ધારણ કરવો તે પ્રતિક્રમણ છે. જે જે મનુષ્યોની સાથે વૈર—વિરોધ—ટંટા—ઝઘડા થયા હોય તે તે મનુષ્યોને ખમાવીને વૈરની વલ્લિયોને છેદી નાખવી તેજ પ્રતિક્રમણ છે પરમાત્માનો એવો હુકમ છે કે સર્વ જીવોના જે જે ગુણો હોય તે તરફ દૃષ્ટિ દેવી. કોઈની નિન્દા કરવી નહિ અને કોઈના દોષ પ્રગટ કરીને તેને હલકો પાડવા પ્રયત્ન કરવો નહિ અને આવી પરમાત્માની આજ્ઞા ખંડી હોય તો પોતાને નિન્દી—ગર્હીને ફરીથી ભૂલ ન થાય તેવી રીતે પરમાત્માની આજ્ઞા તરફ ગમન કરવું તે પ્રતિક્રમણ છે ખોટો ડોળ ધારણ કરીને અન્ય મનુષ્યોને વંચ્યા હોય તો તેની નિન્દા—ગર્હા કરીને નીતિના માર્ગમા સ્થિર થવુ તે પ્રતિક્રમણ છે. અને એવી રીતનું પ્રતિક્રમણ કરવાની ખાસ જરૂર છે. **सव्वसवि देवसीअ, सव्वसवि राइअ, सव्वसवि पक्खीअ, सव्वसवि चउमासीअ, सव्वसवि संवच्छरिअ, दुच्चिंतिअ, दुब्भासिअ; दुच्चिट्ठीअ, इच्छाकारेण संदिसह भगवन् इच्छ तस्स मिच्छामि दुक्कडं ॥**

પ્રતિક્રમણ મૂળ સૂત્રોમા પ્રતિક્રમણનું રહસ્ય સારી રીતે વર્ણવ્યું છે. ગુરુની સમક્ષ પ્રતિક્રમણ કરવાની આવશ્યકતા છે સવાર ને સાંજ બે વખત જે જે પાપો કર્યા હોય તેની યાદી લાવીને નિન્દી—ગર્હી પોતાના આત્માની શુદ્ધિ અર્થે પ્રતિક્રમણ કરવું કોઈ પણ જીવની સાથે વૈરવિરોધ ન રહે અને સર્વ જીવોને ખમાવીને ઉપશમમય થવું એજ પ્રતિક્રમણ છે. શ્રી તીર્થંકરોએ અશુદ્ધ ધર્મમાથી પાછા હઠીને આત્માના જ્ઞાનાદિ શુદ્ધ ધર્મમાં આવવા માટે પ્રતિક્રમણ આવશ્યકનો ઉપદેશ દીધો છે. બે સધ્યાના વખતે વ્યાવહારિક પ્રતિક્રમણ થઈ શકે છે અને પૂર્ણસત્ય આધ્યાત્મિક—માનસિક—નૈશ્ચયિક પ્રતિક્રમણ તો ક્ષણે ક્ષણે ગમે ત્યારે થયા કરે છે. કાયા અને વચનનું પ્રતિક્રમણ સ્થૂલ છે અને મનમા કરેલું પ્રતિક્રમણ સૂક્ષ્મ છે. પ્રતિક્રમણ અર્થાત્ પાપોથી પાછા ફરવારૂપ આત્માનો અધ્યવસાય થતા અનંત કર્મ ખરે છે અને કર્મોના ખરવાથી આત્મા હલકો થાય છે. પશ્ચાત્તાપ પરિણામ પ્રગટ્યા વિના કરેલા દોષોનું પાપ ટળતું નથી અને આત્માના ગુણોની વૃદ્ધિ થતી નથી બહિર્મુખ વૃત્તિથી અન્તર્મુખ વૃત્તિ કરવા સારૂ પ્રતિક્રમણ છે પ્રમાદોથી પાછા ફરીને પોતાની

અપ્રમત્તદશામા આવવું તે પ્રતિક્રમણ છે. ભરઉંઘની પેઠે દુનિયાની વિકલ્પ જંજાળ ભૂલી જવાય અને આત્માના શુદ્ધોપયોગે આત્મસ્વરૂપમાં લીન થવાથી આત્માનન્દના ઉભરા પ્રગટે એટલે સમજવું કે ઉચ્ચકોટીનું પ્રતિક્રમણ ખરેખર આત્મામા પ્રગટ્યું છે. આત્માના અસંખ્યાત પ્રદેશરૂપ મહાવિદેહક્ષેત્રમાં શુદ્ધોપયોગે સ્થિરતારૂપ જન્મ લેઇને આત્માની શુદ્ધતારૂપ સીમંધર પ્રભુને ભેટવા એ પ્રતિક્રમણનું આધ્યાત્મિક સ્વરૂપ છે. માયા અર્થાત્ મોહના પ્રદેશમા પાછા ફરીને આત્માના અસંખ્યાત પ્રદેશમાં સ્વાભાવિક ધર્મે વસવું એવું પ્રતિક્રમણ કરવા દરરોજ અભ્યાસ પાડવો. દુઃખને આપનારી નામકીર્તિ રૂપની અહંવૃત્તિ આદિ અનેક પ્રકારની વાસનાઓથી પાછા ફરીને મનુષ્યોએ આત્માના સહજ સુખ તરફ ગમન કરવારૂપ પ્રતિક્રમણ કરીને જીવનની સફલતા કરવી જોઇએ. અશુભ સંયોગો પ્રાપ્ત થયા છતા અને વિપત્તિઓ પડતાં છતા તથા શાતાના સંયોગો પ્રાપ્ત થયા છતા મનને ચંચળ ન થવા દેવું અને કદાપિ ચંચળ થાય તો મનને આત્મામાં સ્થિર કરવું એવું પ્રતિક્રમણનું રહસ્ય છે તે લક્ષ્યમાં રાખવું જોઇએ. ક્ષમાભાવમાં મસ્ત થઇને "**खामेमि सव्वजीवे, सव्वेजीवा खमंतु मे, मित्ति मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ**" ઇત્યાદિથી સર્વ જીવોને ખમાવ, કોઈની સાથે વૈર ન ધારણ કર, સર્વ જીવોને આત્મદૃષ્ટિથી દેખ અને આત્માના આનંદમા લયલીન થા.

જે મનુષ્યો પ્રતિક્રમણના અધિકારી થયા હોય છે તેઓ કાયોત્સર્ગના અધિકારી થાય છે. પ્રતિક્રમણરૂપ આત્મપરિણામ અને પ્રતિક્રમણરૂપ ધર્માચાર પ્રાપ્ત થતાં કાયાના ઉપરથી મમત્વ ઉતરે છે કાયાના ઉપરથી અહંમમત્વ ટળવું અને કાયાથી ભિન્ન એવા આત્માને ધ્યાવવો તેને કાયોત્સર્ગ કહે છે. શરીરના અણુઅણુમાંથી નિર્મમત્વનો પરિણામ ઉઠે છે ત્યારે આત્માની નિર્ભય દશાનો ખ્યાલ આવે છે.

**કાયોત્સર્ગ આવશ્યક.**

શરીરમા થતી અહંવૃત્તિનો નાશ થવો તેમજ નામાદિ કીર્ત્તિ વગેરે વાસનાઓથી મુક્ત થવુ એજ કાયોત્સર્ગનો મુખ્ય ઉદ્દેશ છે. આત્માથી ભિન્ન એવી કાયા લાગે અને તેના પરથી મમત્વ ઉતરે; તથા આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમા લયલીન થાય એજ કાયોત્સર્ગનું મૂળ રહસ્ય મનન કરવા યોગ્ય તથા આદરવા યોગ્ય છે. કાયા પરથી મમત્વ ઉતર્યા વિના આત્માનુ વીર્ય-ધૈર્ય જાગ્રત થતુ નથી ગજસુકુમાલ અવંતી સુકુમાલ અને મેતાર્ય મુનિ વગેરે મુનિયોએ કાયાપરથી મમત્વ ત્યાગ કરીને આત્મામા સ્થિરતા લયલીનતારૂપ કાયોત્સર્ગ કર્યો હતો અને તેથી તેઓએ અન્તર્મુખોપયોગથી સમતાભાવે ઉપસર્ગો સહીને આત્મામા રહેલું અખંડ શુદ્ધ પરમાત્મપદ પ્રાપ્ત કર્યું હતું કાયોત્સર્ગમાં ધ્યાનવડે અનેક મુનિયોએ અખંડાનન્દને પ્રાપ્ત કર્યો છે. કાયાનું મમત્વ પરિહરીને આત્માને આત્મરૂપે ધ્યાવારૂપ કાયોત્સર્ગમા બાર વર્ષ અધિક કાળ પર્યંત શ્રી વીર પ્રભુ રહ્યા હતા અને કાયોત્સર્ગમા રહી ધ્યાનબળે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. કાયોત્સર્ગમા રહેવાથી આત્મબળ

બાવા શીતળદાસની પેઠે થઇ જાય છે; માટે ભાવ પ્રત્યાખ્યાનને સાધ્યરૂપ ગણી દ્રવ્ય પ્રત્યાખ્યાન કરવું જોઇએ. સાત નય અને ચાર નિક્ષેપાથી પ્રત્યાખ્યાનનું સ્વરૂપ સમજવું જોઇએ મન અને ઈન્દ્રિયો પર કાબૂ મેળવવાને માટે પ્રત્યાખ્યાનની આવશ્યકતા છે. દુર્ગુણોપર જય મેળવવા માટે પ્રત્યાખ્યાનની જરૂર છે. ગમે તે દેશમા–ગમે તે દર્શનમાં–ગમે તે રૂપાન્તરથી ગમે તે શબ્દપર્યાયોથી પ્રત્યાખ્યાનનો અર્થ પ્રવર્તે છે એમ સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરવામાં આવશે તો અમુકાંશે તે વાત સત્ય જણાશે. ઇચ્છાઓ ઉપર જય મેળવવા માટે પ્રત્યાખ્યાનની આવશ્યકતાને વિદ્વાનો સ્વીકારે છે. પ્રત્યાખ્યાન આવશ્યક સ્વીકાર્યા વિના છૂટકો નથી. આત્માના શુદ્ધ ગુણમાં રમણતા કરવી અને સલેપતાનો ત્યાગ કરવો એ ભાવ પ્રત્યાખ્યાન છે. રાગદ્વેષની અશુદ્ધ પરિણતિનો ત્યાગ કરવો એ પ્રત્યાખ્યાન છે. પરભાવરમણતા ત્યાગરૂપ પ્રત્યાખ્યાન અવબોધવું. જે જે અંશે આહારાદિકનો ત્યાગ ભાવ તે તે અંશે દ્રવ્ય પ્રત્યાખ્યાન છે અને જે જે અંશે ઇચ્છા વાસનાનો ત્યાગ તે તે અંશે ભાવ પ્રત્યાખ્યાન છે.

**પ્રત્યાખ્યાન આવશ્યક**

ષડાવશ્યક દરરોજ કરવા જોઈએ દુનિયામા ષટ્ ધાર્મિક આવશ્યકનો ફેલાવો કરવાથી મનુષ્યોના આચારો અને વિચારોની ઉત્તમતા થાય એમા કંઈ આશ્ચર્ય નથી. ષડાવશ્યકનો ભાવાર્થ બુદ્ધિગમ્ય અને અનુભવગમ્ય કરીને તેના રૂપે આત્માનું પરિણમન કરવાની જરૂર છે. તદ્ધેતુ અને અમૃત ક્રિયાવડે ષડાવશ્યકની સાધના કરવાથી અનેક કુવિચારો અને અશુભાચારોનો નાશ થાય છે. દરેક આવશ્યક સંબંધી પોતાનો આત્મા કેવી પ્રવૃત્તિ કરે છે તેનો વિચાર કરીને જે જે ભૂલો થતી હોય તેનો પરિહાર કરવો જોઇએ. અનેક આગમોનો અભ્યાસ કરીને છ આવશ્યકની આરાધના કરવી જોઇએ. છ આવશ્યક એ સત્ય સંધ્યા છે મનુષ્યોએ પ્રાત કાલે અને સંધ્યાકાલે ષડાવશ્યકરૂપ સંધ્યા કરવી જોઈએ રાગદ્વેષને જીતવાને ઉઠેલા મનુષ્યોને આવી સંધ્યા કરણીય છે. છ આવશ્યકવડે પોતાની શુદ્ધતા પ્રગટ કરવા પ્રયત્ન કરવો જોઇએ. ષડાવશ્યકનો અર્થ સમજીને વાસ્તવિક રીતે ષડાવશ્યક કરવામા આવે તો પોતાની જિંદગી સુધરી જાય અને તેનો અનુભવ પોતાને આવ્યા વિના રહે નહિ. જ્ઞાનીઓ અનુભવ કરીને તેનું પરિપૂર્ણ સ્વરૂપ અવબોધી શકે છે. લોકોત્તર ભાવાવશ્યકનું સ્વરૂપ કહ્યુ છે તેનો વિદ્વાનોએ પરિપૂર્ણ વિચાર કરીને તમ્મણે તલ્લેસે તન્મય થઈ તે લેશ્યાવાળા થઇ–ભાવાવશ્યકની આરાધના કરવી. દ્રવ્ય તે ભાવને પ્રગટ કરવા માટે છે. ભાવાવશ્યકને પ્રગટાવે તે દ્રવ્યાવશ્યક અવબોધવું અને જે ભાવાવશ્યકને પ્રગટાવે નહિ તે દ્રવ્યાવશ્યક ગણાય નહિ આવશ્યકના ઉદ્દેશ અને સમુદ્દેશ વિચારો મનન કરવા યોગ્ય અને આચરવા યોગ્ય છે. ગાડરીયા પ્રવાહની પેઠે જેઓ ષડાવશ્યકને સમજ્યા વિના શબ્દમાત્રથી કરણી કરી જતા હોય તેઓને વાસ્તવિક આવશ્યકની આરાધના સમ્મુખ કરવા;–તેમની ઓઘ શ્રદ્ધાનો નાશ ન કરતા તેઓને આવશ્યકના ખરા પરમાર્થ સમ્મુખ

કરીને તેઓને આગળ ચડાવવા જોઈએ શ્રી વીરપ્રભુએ લોકોત્તર આવશ્યકનું સ્વરૂપ દુનિયામાં મનુષ્યોના કલ્યાણ માટે પ્રરૂપ્યું છે તેની અત્યંત મહત્તા છે. ધન્ય છે એ વીરપ્રભુના ઉપદેશને.

એ છ આવશ્યકો કરવાના ઉચ્ચ ઉદ્દેશોનો સદ્‌વિચારોનું ગુરુગમદ્વારા સ્વરૂપ અવબોધ્ય અને આદેય છે. વ્યવહાર અને નિશ્ચયતઃ ગૃહસ્થોએ અને ત્યાગીઓએ સ્વસ્વાધિકાર પ્રમાણે ષડાવશ્યક ધર્મકર્મોને હરરોજ બે વખત કરવાની સ્વફરજને શ્રદ્ધા કરી આત્મોન્નતિના વિશુદ્ધિ ક્રમમાં સ્થિર રહેવું જોઈએ. ષડાવશ્યકકર્મોના જ્ઞાનપૂર્વક કોઈ પણ મનુષ્ય તેમાં પ્રવૃત્ત થાય છે તો તે જ્ઞાનદર્શનચારિત્ર અને વીર્યગુણની વિશુદ્ધિ પ્રાપ્ત કરે છે અને તેનો અનુભવ સ્વયં કરી શકે છે. આવશ્યક ધર્મકર્મપ્રવૃત્તિયોને પ્રવર્તાવવાનાં મૂલ પ્રયોજનો ક્યા ક્યાં છે અને તે કઈ દૃષ્ટિએ આદેય છે તે પ્રથમ અવબોધીને જે મનુષ્યો ષડાવશ્યકકર્મયોગના યોગીઓ બને છે તેઓ આત્માના વાસ્તવિક જ્ઞાનાદિક ગુણોની પ્રગતિમાં વિશુદ્ધેગે આગળ વધે છે. ષડાવશ્યક કર્મોના આન્તરિક ગર્ભમાં અવતરીને તેનું સપ્રયોજન વાસ્તવિકસ્વરૂપ વિલોકવામા આવે તો અખિલ વિશ્વમાં ધર્મસામ્રાજ્યપ્રગતિકર-દૃષ્ટિએ ષડાવશ્યક ધર્મકર્મનું આચરણ કરવાને પ્રત્યેક ધર્મધારક મનુષ્ય પ્રયત્નશીલ બની શકે. સદ્‌વિચારભાવનાદૃષ્ટિએ અખિલ વિશ્વમાં સર્વત્ર મનુષ્યોમાં ષડાવશ્યક ધર્મકર્મ પ્રવર્તી શકે તેમ છે. ભાવનાદૃષ્ટિએ ષડાવશ્યક ધર્મકર્મનું અત્યંત મહાન્ વ્યાપકસ્વરૂપ છે, તેથી તેની ઉદારતાનો લાભ ખરેખર વિશ્વવર્તિ પ્રત્યેક મનુષ્ય ગ્રહણ કરે એવી ઉદાર યૌગિક આવશ્યક પ્રવૃત્તિથી પ્રવૃત્ત થવાની જરૂર છે. ષડાવશ્યકના સદ્‌વિચારોને અને વાસ્તવિક મતભેદવિનાના ઉદાર આચારોને વિશ્વમાં સર્વત્ર પ્રસરવાની જે પ્રવૃત્તિ છે તે અવશ્ય આદરવા યોગ્ય છે. તે આવશ્યકકર્મ પ્રવૃત્તિને યથાશક્તિ સ્વાધિકારે ફરજ માનીને આદરવી જોઈએ. વિરતિધર ગૃહસ્થોએ અને ત્યાગિઓએ ધાર્મિકષડાવશ્યક કર્મોને પ્રતિદિન સેવવા જોઈએ અને તદ્દ્વારા આત્માની ઉચ્ચતામાં સર્વ વિશ્વવર્તિ મનુષ્યોને સાહાય્યી થવું જોઈએ. જે જે અંશે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવે સ્વસ્વાધિકાર પ્રમાણે ધાર્મિક ષડાવશ્યકકર્મોને જ્ઞાનપૂર્વક વ્યવહાર અને નિશ્ચય સેવાય છે-તે તે અંશે આત્માની પરમાત્મા પ્રગટાવવામાં પ્રગતિ કરી શકાય છે.

**અવતરણઃ**—આવશ્યક ધર્મકાર્યની કર્તવ્યતા દર્શાવ્યા બાદ હવે સત્કાર્ય કરવાને સાત્વિકતાયુક્ત સ્પષ્ટરીત્યા કોણ યોગ્ય છે તેનું લક્ષ્યપૂર્વક વાસ્તવિક સ્વરૂપ દર્શાવાય છે

**श्लोकाः**

**ज्ञानीस्थिराशयीशान्तः खेदादिदोषवर्जितः ।**
**अहंवृत्त्यादिनिर्मुक्तः सत्कार्यं कर्तुमर्हति ॥ २२ ॥**

यच्चित्तेतन्नवाचायां यद्वाचितन्नचेतसि ।
यस्य स मन्दवीर्यः सः कर्मकर्तुं नहीश्वरः ॥ २३ ॥

यच्चित्तेतत्क्रियायां वै तद्वाचियस्यजायते ।
सोऽर्हति सत्क्रियां कर्तुमुदारो यः सदाशयः ॥२४॥

किंकिंकर्त्तुंसमर्थाहं जानातिनैवमोहतः ।
संदिग्धास्वमतिः कार्ये तस्यकार्ये न योग्यता ॥ २५ ॥

धीरोवीरो विवेकीयः पूर्णोत्साहीसदोद्यमी ।
कार्यस्यपरिताज्ञाता तस्यकर्मणि योग्यता ॥ २६ ॥

**શબ્દાર્થઃ**—જ્ઞાની, સ્થિરાશયી, શાન્ત, ખેદાદિદોષવર્જિત, અને અહંવૃત્યાદિનિર્મુક્ત એવો મનુષ્ય વ્યાવહારિક તથા ધાર્મિક આવશ્યક સત્કાર્ય કરવાને યોગ્ય છે. જે જેના ચિત્તમા છે તે તેની વાણીમા નથી અને જે વાણીમાં છે તે જેના ચિત્તમાં નથી તે મન્દ વીર્ય મનુષ્ય, સત્કાર્ય કરવાને સમર્થ નથી. જે જેના ચિત્તમાં છે તે જેના આચારમા છે અને જે પ્રવૃત્તિમા છે તે જેની વાણીમાં છે તેમજ જે ઉદાર તથા સદાશય છે તે સત્કાર્ય ક્રિયા કરવાને યોગ્ય ઠરે છે હું શું શું કરવાને સમર્થ છું ? તે જે મોહથી જાણી શકતો નથી અને જેની કાર્યમાં સ્વમતિ શંકાવાળી રહે છે તેની કાર્યમાં યોગ્યતા નથી; અર્થાત્ તે કાર્ય કરવાને લાયક નથી. જે ધીર વીર વિવેકી પૂર્ણોત્સાહી અને સદોદ્યમી છે અને જે જે જે કાર્ય કરવાનું હોય છે તેની ચારે બાજુઓનો જ્ઞાતા છે તેની કાર્ય કરવામા યોગ્યતા છે.

**ભાવાર્થઃ**—હવે આ બાબતનું કિંચિત્ વિશેષ વર્ણન કરવામા આવે છે. કર્મયોગનો અધિકારી પ્રથમ તો જ્ઞાની ઠરે છે पढमं नाण तओ दया " प्रथमं ज्ञानं ततो दया " પહેલું જ્ઞાન અને પશ્ચાત્ દયા-ઇત્યાદિ સર્વજ્ઞ વાણીથી એમ અવબોધાઈ શકે છે કે જ્ઞાન વિના કોઈ પણ કાર્ય કરવાની યોગ્યતા સંપ્રાપ્ત થઇ શકતી નથી. સર્વ પ્રકારની ક્રિયાઓનું સર્વ પ્રકારનું જ્ઞાન થતાજ ક્રિયાની યોગ્યતા સિદ્ધ થાય છે. જે જે કાર્ય કરવામાં આવે છે તેમા અન્ધ અને અજ્ઞાનની પેઠે પ્રવૃત્તિ કરતા કદાપિ કાર્યની સિદ્ધિ થઈ શકતી નથી. જે મનુષ્ય જ્ઞાની છે તે કાર્ય કરવાને અધિકારી ઠરી શકે છે વ્યાવહારિકસ્થિતિ પ્રગતિમા અને ધાર્મિકસ્થિતિ પ્રગતિમાં જ્ઞાન વિના એક ક્ષણમાત્ર પણ પ્રવર્તી શકાય નહિ; કારણ કે જ્ઞાન વિના કોઈ પણ દેશ સમાજ સંઘ અને વ્યક્તિની પ્રગતિ થયેલી અનુભવવામાં

આવી શકતી નથી. જે દેશ વિદ્યાજ્ઞાનમાં આગળ છે તે સર્વ બાબતોની પ્રગતિમા અગ્રગણ્ય હોય છે અથવા થાય છે. અભયકુમારાદિઓએ વિદ્યા જ્ઞાનવડે સ્વાધિકારયોગ્યકાર્યમાં વિજય મેળવ્યો હતો. જ્યારે આર્યદેશ વિદ્યોન્નતિમાં સર્વ દેશો કરતા અગ્રગણ્ય હતો ત્યારે આર્યદેશના મનુષ્યો સર્વ પ્રકારે ઉન્નતદશામા હતા. આર્યવર્તમાં જે જે ધર્મો સર્વત્ર વ્યાપક થયા હતા તે તે સમયે તે ધર્મના મનુષ્યો વિદ્યાજ્ઞાનમાં પરિપૂર્ણપ્રગતિએ પહોંચ્યા હતા. જ્ઞાનવિના કર્મયોગીની પદવી પ્રાપ્ત કરવી એ આકાશકુસુમવત્ અવબોધવું. જ્ઞાન એ આત્માની વાસ્તવિક શક્તિ છે તેથી મનુષ્ય ત્રણ ભુવનનો અધિપતિ બનવાની યોગ્યકાર્યપ્રવૃત્તિયોને કરી શકે છે. પૌર્વાત્ય અને પાશ્ચાત્યદેશીય મનુષ્યો યદા યદા જ્ઞાનમાર્ગમા પ્રખર વિહાર કરે છે ત્યારે તેઓ આત્મોન્નતિકારક અનેકધા કર્મયોગમંત્રતંત્રયંત્રોને પ્રાપ્ત કરી વિશ્વના સ્થૂલવ્યાવહારિક ધર્મકર્મસામ્રાજ્યમા સ્વનામની ખ્યાતિને ચિરંજીવી બનાવી શકે છે. પરસ્પર નાનાદેશીય અનેકધા ધર્મકર્મ પ્રગતિ સમયમાં જ્ઞાનપૂર્વક ગ્રાહ્ય વિચિત્રકરણીય કાર્યોને-પ્રવૃત્તિમાર્ગને માન આપી કર્તવ્યની આવશ્યકતા સ્વીકારી જેઓ ક્ષણમાત્ર પણ પ્રમત્ત બનતા નથી તેઓ વિશ્વબ્રહ્માંડની અમુક વ્યક્તિ અને સમાજ તરીકે સ્વાસ્તિત્વસંરક્ષાકારક પ્રગતિ તથા સ્વજીવનસ્વાતંત્ર્ય વિચારોનું અસ્તિત્વ સંરક્ષાકારકયોગ્ય પ્રગતિ કરવા શક્તિમાન્ થાય છે. અતએવ સ્વપિંડ જીવનમા શ્વાસોચ્છ્વાસ પ્રાણવત્ આવશ્યકજ્ઞાનને અવબોધી પ્રત્યેક કર્મયોગીએ ક્ષણે ક્ષણે અભિનવજ્ઞાનની પ્રાપ્તિપૂર્વક કર્મયોગના અધિકારી બનવું જોઇએ. જ્ઞાની વાસ્તવિકરીત્યા કર્મયોગને આચરવા શક્તિમાન થાય છે તેથી કર્મના અધિકારી બનવા માટે જ્ઞાનની પરિપૂર્ણ ઉપયોગિતાનો નિશ્ચય કરી જ્ઞાનીનું પ્રથમ ગ્રહણ કર્યું છે. જે જ્ઞાની હોય છે તે સ્થિરાશયી બની શકે છે. જેના આશયો સ્થિર રહેતા નથી તે ક્ષણિક આશયી કથાય છે સ્થિર પ્રજ્ઞાવડે સ્થિરાશય કર્યાવિના ક્દાપિ કર્તવ્યકાર્યની પ્રવૃત્તિમા સ્થિર રહી શકાતું નથી જેના અસ્થિર આશયો છે તેની પ્રવૃત્તિમા પણ ક્ષણિકતા તથા અસ્થિરતા રહેવાથી લક્ષ્યીભૂત પ્રારંભિત કાર્યને વચમાથી ત્યજી દે છે અથવા પ્રારભિત કાર્યનો ત્યાગ કરી અસ્થિરાશયયોગે અન્ય કાર્યની પ્રવૃત્તિ કરીને પુન તેમાથી પણ ભ્રષ્ટ થઈ અન્ય કાર્ય પ્રારંભી ઉભયતો ભ્રષ્ટદશા સમ સ્વપ્રવૃત્તિને કરે છે. અનેક પ્રકારના સાનુકૂળ વા પ્રતિકૂળ સંયોગોમા સ્થિર પ્રજ્ઞાવડે સ્થિરાશય કર્યાવિના ગમે તે પક્ષ પ્રતિ ઢળી જવાનું ગમે તે મનુષ્યને થાય છે. ચેડા મહારાજે યુદ્ધના ચરમભાગ પર્યન્ત સ્વાશયને સ્થિર કર્યો હતો, તેથી તેમના ક્ષાત્રકર્મની પ્રશંસા ખરેખર ઇન્દ્રાદિકોએ કરી હતી. મહારાણા પ્રતાપ અને શિવાજીએ સ્વસ્થિરાશયથી છેવટે અન્તિમ સાધ્યબિન્દુ સિદ્ધ કર્યું હતું. ધન્નાકુમારે અનશનવ્રત પ્રસંગે સ્વપ્રતિજ્ઞાના સ્થિરાશયને સંરક્ષ્યો નહિ તેથી તેમને સિદ્ધિની પ્રાપ્તિ ન થતા તેમણે સ્વર્ગગમન કર્યું હતું. જ્ઞાની હોય તો પણ અમુક કાર્ય કરતાં સ્થિરાશય વિના એક ક્ષણ માત્ર ઉભું રહી શકાય તેમ નથી. સર્વ કાર્ય કરવામા જે આશયોથી સાધ્યબિન્દુ ધાર્યું હોય તે આશયોનું એકસરખી રીતે પ્રવહન થતુ હોય છે તોજ કાર્યની સિદ્ધિમા

પ્રખ્યાતિને પ્રાપ્ત કરી શકાય છે. શ્રી હેમચંદ્રપ્રભુએ સ્થિરાશયી બની ગુર્જરદેશનૃપતિ કુમારપાલને જૈન બનાવ્યો હતો. જેના આશયો ઉચ્ચ અને સ્થિર છે તેની વચન અને કાયાની પ્રવૃત્તિ પણ ઉચ્ચ અને સ્થિર થાય છે. અમુક જ્ઞાની મનુષ્ય સ્વકર્તવ્યકાર્યમાં વિજયશ્રી પ્રાપ્ત કરશે વા નહિ કરે ? તે પ્રશ્નનો ઉત્તર સ્થિરાશયોના જ્ઞાનથી આપી શકાય છે; જેના આશયો ક્ષણે ક્ષણે બદલાતા હોય તે મનુષ્ય ગમે તેવો જ્ઞાની હોય તથાપિ તે વિશ્વમા કોઈ કાર્યમા વિજય પ્રાપ્ત કરી શકતો નથી. અતએવ સ્વાધિકારે કર્તવ્યાવશ્યક કાર્યોને કરવામા સ્થિરાશયની અત્યંત આવશ્યકતા છે એમ પ્રત્યેક મનુષ્યે નિશ્ચય કરીને સ્થિરાશયી બનવું જોઈએ. જ્ઞાન અને સ્થિરાશય એ બેગુણવડે મનુષ્ય યુક્ત હોય છે તોપણ તેને અન્યગુણોની કર્મપ્રવૃત્તિની જરૂર પડે છે. જ્ઞાની અને સ્થિરાશયી મનુષ્ય યદિ શાન્ત હોય છે તો જ તે કાર્યની સિદ્ધિમાં આગળ વધી શકે છે. જ્ઞાન હોય અને સ્થિરાશય હોય તો પણ ક્રોધાદિકને ઉપશમાવીને શાન્તિ પ્રાપ્ત કર્યા વિના પ્રત્યેક કર્મ કરતાં અનેક પ્રતિકૂળ મનુષ્યોના પ્રસંગે કાર્યના વિજયરંગમાં ભંગ પડવાનો સંભવ ઉઠે છે. ક્રોધાદિક કષાયોને શાન્ત કર્યા વિના જે કાર્યને જ્ઞાન તથા સ્થિરાશયપૂર્વક સિદ્ધ કરવા ધાર્યું હોય છે તેમા અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે. શાન્ત મનુષ્ય પોતાની મન વાણી અને કાયાની ચેષ્ટાપર કાબૂ મેળવી શાન્તિપૂર્વક પ્રત્યેક કાર્યને પાર પાડવામાં વિજયશાલી બને છે. અશાન્તિપ્રારંભિત કાર્યોમા ક્રોધાદિકદોષે અનેક શત્રુઓ પ્રગટાવી શકાય છે અને શાન્તિપૂર્વક કાર્યો કરવાની ટેવથી શત્રુઓને પણ મિત્રો બનાવીને કાર્યની સિદ્ધિ કરી શકાય છે. ક્રોધાદિકની તીવ્ર લાગણીઓને શાન્ત કર્યા વિના મગજની સમતોલતા સાચવી શકાતી નથી અને મગજની સમતોલતા રાખ્યા વિના સ્વકાર્યપ્રવૃત્તિમાં અનેક વિષમસંયોગોને જીતી શકાતા નથી. આત્મબલને ફોરવ્યા વિના શાન્તિપૂર્વક કાર્ય કરવાની શક્તિને પ્રાપ્ત કરી શકાતી નથી, અતએવ આત્મબલ ફોરવીને પ્રત્યેક કાર્યને શાન્તિપૂર્વક કરવાથી તે કાર્ય ત્વરિત સિદ્ધ થાય છે શાન્ત મનુષ્ય પ્રત્યેક કાર્ય કરતી વેળાએ શાન્તિ રાખીને કાર્ય કરવામાં વિશેષ ઉપયોગી બને છે અને તે આત્માપર આવતા આવરણોને હઠાવવાપૂર્વક કાર્યની સિદ્ધિમા વિજયવરમાલને પ્રાપ્ત કરે છે, અતએવ શાન્ત એ વિશેષણ ઉપયોગી તરીકે અવબોધવું. જે મનુષ્યોએ ભૂતકાળમા આ વિશ્વમાં અપૂર્વ મહત્કાર્યો કર્યાં હતાં તેઓ અત્યંત શાન્ત હતા. ભીષ્મપિતામહ અને અર્જુન વગેરે કર્મયોગીઓ સ્વકાર્યપ્રવૃત્તિમા મન વચન અને કાયાથી શાન્તિનુ સેવન કરતા હતા. નેપોલીયન બોનાપાર્ટ વગેરે ક્ષાત્રવીરકર્મયોગીઓ યુદ્ધાદિ પ્રસંગે શાન્તિપૂર્વક કાર્ય કરતા હતા અને તેથી તેઓ બારીક મામલામા પણ અનેક પ્રાસંગિક યુક્તિપ્રયુક્તિયોને શોધી કહાડતા હતા. શાન્તતાના બળે બાહ્ય પ્રસંગોની મન પર અસર ન થવા દેવાથી અને ક્રોધાદિક કષાયોની મન પર અસર ન થવા દેવાથી કાર્યસિદ્ધિ કરી સકાય છે. શાન્તપણાથી જે જે કાર્ય કરવામા આવે છે

તેમાં યોજનાઓપૂર્વક સુવ્યવસ્થિત સામગ્રીઓ ભેગી કરીને કાર્યમાં પ્રવૃત્તિ કરી શકાય છે. વિશ્વમા પૂર્વે જે જે વીરપુરુષો થયા તેઓએ સ્વકાર્યપ્રવૃત્તિમા અપૂર્વ શાન્તિને સેવી હતી એમ તેઓના ઐતિહાસિક ચરિતોપરથી અવબોધાય છે જે મનુષ્યો આત્માના બળમા પ્રગતિયુક્ત હોય છે તેઓ શાન્ત થઈ શકે છે, પરન્તુ જેઓ ક્રોધાદિક કષાયોથી જીતાયલા હોય છે તેઓ કષાયની અસરથી મનવચનકાયાના યોગમા અશાન્તિ પ્રગટાવે છે. તેઓ ખરા કાર્યપ્રસંગે જે જે કાર્ય કરવાના હોય છે અને જે જે રીતિએ જે જે કાર્ય-પ્રવૃત્તિમા દ્રવ્યક્ષેત્રકાલભાવ પ્રમાણે વર્તવાનું હોય છે તેમા તેઓ બરાબર સંપ્રવર્તી શકતા નથી. આ વિશ્વ કદાપિ બધુ સામે પડે તોપણ તેથી મનમા અંશમાત્ર સંક્ષોભ ન થાય એવી યૌગિકશાન્તિયુક્ત થઇને પ્રત્યેક કાર્યમા પ્રવૃત્તિ કરવાની જરૂર છે બાહ્યની અશાન્તિના ચારે તરફના મહાતાપની મધ્યમા રહીને અને આન્તરિકશાન્તિથી વર્તીને જ્યારે કાર્ય કરવાની કસોટીમાથી પસાર થવાય છે ત્યારે કર્મયોગની ઉચ્ચઉચ્ચભૂમિકાઓમા પ્રવેશ થતો જાય છે. જે મનુષ્ય કાર્ય કરતીવેળાએ સ્થિરાશયપૂર્વક શાન્તિ ધારણ કરી શકે છે તેની દશા તીવ્ર રહે છે અને તેના પ્રતાપે તે પ્રમાદદશામા ન ફસાતા સ્વાધિકાર ફરજની સિદ્ધિ કરી શકે છે નામરૂપના પ્રપંચમા અહંવૃત્યાદિના અભાવે જેઓ મરીને આત્મજ્ઞાનયોગે પુનર્જન્મ પામેલા છે તેઓ નામરૂપની વૃત્તિથી મરેલા હોવાથી કાર્ય કરતી વખતે મનની શાન્તિ સંરક્ષવા શક્તિમાન્ થાય છે. શાન્ત મનુષ્ય જેમ કાર્ય કરવાને લાયક ઠરે છે તેમ खेदादिदोषवर्जित મનુષ્ય કાર્ય કરવાને શક્તિમાન્ થાય છે. ખેદ ભય અને દ્વેષાદિ દોષોના નાશ વિના સત્ય શાન્તિ પ્રાપ્ત થઈ શકતી નથી અતએવ કોઈપણ કાર્ય કરતા ખેદ ભય અને દ્વેષનો અભાવ રહેવો જોઇએ. કોઈપણ મનુષ્ય કોઈ સ્વાધિકારયોગ્ય કાર્ય કરતા પ્રવૃત્તિમા થાકી ગ્લાનિ પામી ખેદ ભય અને શોકને ધારણ કરે છે તે કાર્ય કરવાને યોગ્ય થતો નથી કોઇપણ કાર્યની પ્રવૃત્તિ કરતા ખેદ તો થવોજ ન જોઇએ. ખેદ કરવાથી આત્મશક્તિયોની હાનિ થાય છે. યથાશક્તિએ કાર્યપ્રવૃત્તિ કરવી જોઇએ પરન્તુ તેના ફલની અપ્રાપ્તિ પરત્વે ખેદ ન થવો જોઇએ જે મનુષ્યો કાર્યફલની આશાઓથી નિસંગ થઈને સ્વફરજને અદા કરવાની દૃષ્ટિએ કાર્યપ્રવૃત્તિ કરે છે તેમા તેઓને શુભાશુભપરિણામ ન હોવાથી કાર્યસિદ્ધિના અભાવે પણ ખેદ થતો નથી કોઈપણ કાર્ય કરતા ભય ન થવો જોઇએ **અન્ય વસ્તુઓથી પોતાનો કદાપિ નાશ થયો નથી, થતો નથી અને કદાપિ થશે નહિ એવો પરિપૂર્ણ આનુભવિક નિશ્ચય થયાવિના કદાપિ ભયવાસનાનો નાશ થતો નથી.** આત્માના અસંખ્ય પ્રદેશવિના બાકી જે આત્માને કાયાદિનો સંગ થએલો છે તેનું મમત્વ ટળ્યા વિના કદાપિ ભયવાસનાનો નાશ થતો નથી બાહ્યશરીરાદિનું મમત્વવિના તેઓનું ઉપયોગિત્વ અવબોધી અનેક ઉપાયોએ કાયાનું સંરક્ષણ કરવું એ સ્વફરજ છે, પરન્તુ બાહ્યમા મનાએલી પ્રતિષ્ઠા, કીર્તિ અને

માન્યતા વગેરેમાંથી સંપૂર્ણરીત્યા અહંમમત્વ ટાળ્યા વિના કદાપિ ભયવાસનાનો સર્વથા જય કરી શકાતો નથી બાહ્યથી શારીરિકાદિનું અનેક ઉપાયોએ સંરક્ષણ કરવું અને અન્તરમા ભયના પરિણામને અંશમાત્ર સ્થાન ન આપવું એજ નિર્ભયતાનું ખરૂં લક્ષણ છે. અનેક રોગો આદિનાશકારકહેતુઓથી શરીરાદિનું સંરક્ષણ કરવાથી કંઇ ભય ગણાતો નથી ખરેખર ભય તો અન્તરમાં ઉત્પન્ન થાય છે. મનમા ભયના પરિણામને ઉત્પન્ન થતોજ વારવાથી કાર્ય કરવાની યોગ્યતા સંપ્રાપ્ત કરી શકાય છે. **કાર્યની સિદ્ધિમાં કદાપિ આત્મસ્વાર્પણ કરતાં ભય ન પામવો જોઇએ. સ્વફરજને અદા કરવામાં જે મનુષ્ય નિર્ભય છે તેજ સત્ય કર્મયોગી છે.** જે મનુષ્ય હૃદયમાં કોઇ પણ પ્રકારના ભયને ધારણ કરતો નથી તે “ देहं पातयामि वा कार्यं साधयामि ”ની દશાની ઉચ્ચતા પામીને કાર્ય કરવાનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે. અનેક પ્રકારના આવશ્યક કાર્યની પ્રવૃત્તિમા ભયને ઉત્પન્ન થવા દેવો એ આત્મપુરુષાર્થના ક્ષયપ્રતિ મહાકાલને ઉત્પન્ન થવા દેવા બરોબર છે જે મનુષ્ય કોઈ પણ જાતના ભયને સેવતો નથી અને ફક્ત સ્વકાર્ય પ્રવૃત્તિની ફરજમા આત્માવિના અન્યને દેખતો નથી તે ખરેખર કાર્યયોગી થાય છે. અનેક દુશ્મનો સ્હામા આવતા હોય, અનેક સંકટો પ્રાપ્ત થએલ હોય અને સ્વકાર્યપ્રવૃત્તિમા અનેક વિપત્તિયો આવેલી હોય તોપણ સ્વાત્માને નિર્ભય ધારી મૃત્યુ આદિથી જે ભય ન પામતા સ્વફરજને સમભાવે અદા કરે છે તે કર્મવીરયોગીના ચરણકમલને દેવતાઓ પૂજે છે. વિક્રમ રાજાએ યદિ સ્વકાર્યપ્રવૃત્તિમા ભય ધારણ કર્યો હોત તો તે સ્વનામનો વિશ્વમાં સંવત ચલાવી શકત નહિ ઈશુ ક્રાઈસ્ટે યદિ શૂલીપર આરોહણ થતાં ભયને ધારણ કર્યો હોત અને દીનતા દાખવી હોત તો પોતાના નામનો સન ચલાવી શકત નહિ. શ્રીમહાવીર પ્રભુએ દેવતા મનુષ્ય અને તિર્યંચોથી અનેક ઉપસર્ગોને સહન કર્યા અને આત્મધ્યાન ધરી કેવલજ્ઞાન પામી તીર્થંકર પદથી વિભૂષિત થઈ પરમાત્મપદને પ્રાપ્ત કર્યું તેમા તેમની નિર્ભયતા એજ વસ્તુત સેવવા યોગ્ય છે. નિર્ભય બન્યા વિના દેવતાઇ સાહાય્ય મળતી નથી નિર્ભય મનુષ્યનુ મરણ શ્રેયસ્કર છે. પરન્તુ ભયભીત મનુષ્યનું સ્વકાર્ય કરતા જીવવું પણ અશ્રેયસ્કર છે. જે મનુષ્ય કોઈ પણ કાર્ય કરતા મૃત્યુ, પ્રાણ અને કીર્તિ વગેરેની સ્પૃહા રાખતો નથી અને સ્વકાર્યપ્રવૃત્તિ ફરજમાં વહ્યા કરે છે તેનું જીવવું વસ્તુત ઉપયોગી છે. આત્મા વિનાની પરવસ્તુમા યદિ અહંમમત્વની વાસના હોય છે તોજ ભય સંજ્ઞાને આધીન થવાય છે, પરન્તુ જે કર્મયોગીઓએ પરવસ્તુવડે જીવવું તે ભ્રાન્તિ છે એવું માનીને યોગબળે અને જ્ઞાનબળે ભયની વાસનાનો સર્વથા ક્ષય કર્યો છે તેઓજ વાસ્તવિકનિર્ભયદશાને સંપ્રાપ્ત કરી શકે છે અને કર્મયોગના અતિમહત્પદમા પ્રવેશ કરી નિર્લેપયોગ્યતાને પ્રાપ્ત કરી શકે છે જે જે અંશે આત્મજ્ઞાની વીર મનુષ્ય નિર્ભય થાય છે તે તે અંશે તે કાર્યકરણશક્તિને પ્રાપ્ત કરી સ્વાધિકારમા યોગ્ય થતો જાય છે. જેને

મનુષ્ય કાર્ય કરવામાં નિર્ભય થાય છે તે સ્વાધિકાર પ્રવૃત્તિમાં ઉત્પન્ન થતા દ્વેષને પણ ત્યાજ્ય કરવા શક્તિમાન્ થાય છે. જેને કોઈનાથી ભય નથી તેને કોઈના પર દ્વેષ કરવાનું કારણ રહેતું નથી. ભય-દ્વેષને પરસ્પર નિકટ સંબંધ છે. જ્યારે પરવસ્તુઓદ્વારા આત્માને ભય રહેતો નથી ત્યારે તે સમયે પરસ્પર દ્વેષ કરવાનું કારણ રહેતું નથી. જ્યારે પોતાનું અહિત કરવા અન્ય મનુષ્યો સમર્થ નથી એમ દૃઢ નિશ્ચયપૂર્વક જ્ઞાન થાય છે ત્યારે અન્ય જીવોપર દ્વેષ થતો નથી. ખેદ-ભય અને કંપથી આત્માનું વીર્ય ટળી જાય છે અને પ્રારંભિત કાર્યમાં યથાયોગ્ય પ્રવૃત્તિ પણ કરી શકાતી નથી. આત્માની શક્તિયોને પ્રકટ થતાંજ ક્ષય કરનાર ભય-ખેદ અને દ્વેષ છે. દ્વેષના પરિણામથી ગમે તેવો કર્મયોગીવીર પણ સહસ્રમુખવિનિપાતદશાને પામી સ્વકર્તવ્ય કાર્ય ફરજથી ભ્રષ્ટ થઇ અવનતિ માર્ગમાં પ્રવેશ કરે છે ભય ખેદ અને દ્વેષ વિના ત્હારા સ્વાધિકારે હે મનુષ્ય ! ! કર્મયોગની યોગ્યતા પ્રાપ્ત કર. હે સુજ્ઞ માનવ ! ત્હારી કર્તવ્ય કાર્ય ફરજ બજાવતાં બાહ્ય પ્રાણાદિનો નાશ કદાપિ થાય તથાપિ તું મરણ પામીને ઉચ્ચદશામાં પ્રગતિ કરે છે એમ પરિપૂર્ણ બોધી ભય ખેદ અને દ્વેષાદિકથી વર્જિત થઈ કર્મયોગનો અધિકારી થા. જે મનુષ્ય અહંવૃત્ત્યાદિનિર્મુક્ત હોય છે તેજ ખેદાદિદોષવર્જિત થઇ કાર્ય કરવાને લાયક ઠરે છે. અતએવ अहंवृत्त्यादि निर्मुक्त એવા વિશેષણની ઉપયોગિતા સિદ્ધ ઠરે છે. અહંવૃત્તિ, મમત્વવૃત્તિ. અને કામવૃત્તિ આદિ અનેક પ્રકારની વૃત્તિયોને જેણે ઉપશમાવી છે તે સ્વયોગ્ય કાર્યપ્રવૃત્તિ ફરજનો અધિકારી બને છે. વૃત્તિદૃષ્ટિએ કથીએ તો વૃત્તિ એજ સંસાર છે. જ્યાં અહંમમત્વાદિવૃત્તિયોનું સામ્રાજ્ય પ્રવર્તે છે ત્યા સંસાર સામ્રાજ્ય પ્રવર્તે છે એવું અવબોધીને વૃત્તિયોથી નિર્મુક્ત થવા પ્રયત્ન કરવો જોઇએ. જે આત્મજ્ઞાની છે તે અહંવૃત્તિ અને મમત્વવૃત્તિ આદિ વૃત્તિયોનો નાશ કરવા પ્રયત્ન કરી શકે છે. અહંમમત્વવૃત્તિસેવકમનુષ્યો વાસ્તવિક કાર્ય કરવાના અધિકારને પ્રાપ્ત કરી શકતા નથી અહં અને મમત્વવૃત્તિધારક સ્વયોગ્ય કાર્યપ્રવૃત્તિ કરતા અનેક મનુષ્યોની સાથે ક્લેશ કરે છે અને તે જ્યાં નિર્લેપ રહેવાનું હોય છે ત્યાંજ તે બંધાય છે. અતએવ સ્વકાર્યપ્રવૃત્તિની ફરજને અદા કરતા અહંભાવવૃત્તિને ધારણ કરવાની કોઇ પણ રીતે આવશ્યકતા સિદ્ધ ઠરતી નથી. જ્યા સુધી અજ્ઞાન મોહ છે તાવત્ અહંમમત્વવૃત્તિનું સામ્રાજ્ય પ્રવર્તે છે, પરન્તુ આત્મજ્ઞાન થતાં પરવસ્તુઓમાં અહંમમત્વ પરિણામને ધારણ કરવો એ ભ્રાન્તિરૂપ લાગે છે અને તેથી તેનો સ્વયમેવ ત્યાગ થઈ શકે છે. **આત્મપ્રકાશ ગ્રન્થમાં** અહંવૃત્તિ સંબંધી વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે તેથી વિસ્તારાર્થીએ અહંવૃત્તિ સંબંધી વિશેષ વિવેચન શ્રી **આત્મપ્રકાશ ગ્રન્થમાં** અવલોકવું. અહંવૃત્તિ અને મમત્વવૃત્તિ આદિ વૃત્તિયોથી નિર્મુક્ત મનુષ્ય કોઈ પણ કાર્યની પ્રવૃત્તિ કરતા બંધાતો નથી. તેવો મનુષ્ય જીવન્મુક્તદશાનો

અધિકારી બની સ્વપરની યથાયોગ્ય કાર્ય પ્રવૃત્તિવાળી ફરજમાં નિયુક્ત જગત્ સંબંધના લેણા દેવાથી મુક્ત થાય છે. અહં મમત્વવૃત્તિથી બદ્ધ મનુષ્ય બાહ્યથી અક્રિય છતાં અન્તરમાં રાગાદિથી સક્રિય છે તે બાહ્યથી નિર્લેપ છતાં અન્તરથી સલેપ છે. તે બાહ્યથી અકર્ત્તા અભોક્તા છતા અન્તરથી કર્ત્તાભોક્તા છે અને તે બાહ્યથી સશક્ત છતાં અન્તરથી અશક્ત છે એમ પ્રબોધવું. અહંમમત્વવૃત્તિથી મુક્ત થએલ મનુષ્ય વસ્તુત અધિકારપરત્વે સ્વકાર્ય પ્રવૃત્તિને કરતો છતો અકર્ત્તા છે. તે બાહ્ય વસ્તુઓને ભોગવતો છતો અભોક્તા છે. તે બાહ્યથી સલેપ છતાં આન્તરથી નિર્લેપ છે અને બાહ્યથી સક્રિય છતા આન્તરિકદૃષ્ટિએ અક્રિય છે એમ અવધારવુ. અહંવૃત્યાદિથી જેમ જેમ મુક્તત્વ થાય છે તેમ આન્તરિક નિઃસંગ દશાની વિશેષતઃ પ્રાપ્તિ થાય છે અને તેથી લૌકિક તથા ધાર્મિક વ્યવહાર દશા યોગ્ય સ્વફરજ અદા કરવાની કર્મયોગીની ઉગ્ર દશા સંપ્રાપ્ત થાય છે. તેથી ભરતનૃપતિની પેઠે કર્મયોગ દશાને પ્રાપ્ત કરી શકાય છે. अहंवृत्त्यादिनिर्मुक्तदशा જેણે પ્રાપ્ત કરી છે તેને સ્વદશાનો અનુભવ થાય છે પરન્તુ તે બાબતનો અન્યને અનુભવ થઈ શકતો નથી. વસ્તુત: અહંવૃત્યાદિનિર્મુક્તત્વ જેને પ્રકટયું છે તે પરાભિપ્રાયના સર્ટીફીકેટની આશા રાખ્યા વિના સ્વયોગ્ય આવશ્યકકાર્યપ્રવૃત્તિની ફરજને અદા કરે છે અને તે આત્માની અનન્તશક્તિ પ્રકટાવી અનન્તતામાં સમાઈ જાય છે. આકાશ જેમ નિર્લેપ અને જન્મ જરા મૃત્યુના સંબંધથી નિર્બંધ છે તેમ જે આત્મા, રાગદ્વેષાદિ વૃત્તિયોથી મુક્ત થઇને સ્વયોગ્ય પ્રાપ્ત કર્તવ્ય ફરજને અદા કરે છે તે આકાશની પેઠે નિર્લેપ-નિર્બંધ થાય છે. રાગદ્વેષાદિવૃત્તિયોથી વિરામ પામનારાઓ જે કંઈ કાર્ય કરે છે તે આવશ્યકકાર્ય ફરજને અનુસરી કરે છે તેથી તેઓ કર્મયોગશૈલના અન્તિમ નિર્લેપાનન્દમય શિખર પર વિરાજે છે. કર્મ કરવાને ઉપર્યુક્ત શ્લોકદ્વારા યોગ્ય મનુષ્યનું વિવેચન કરી હવે કર્મ કરવાને અયોગ્ય એવા મનુષ્યનું વિવેચન કરાય છે. જેના જે મનમા છે તે જેની વાણીમા નથી અને જે વાણીમાં છે તે જેના મનમાં નથી અને ઉપલક્ષણથી જે મનમા છે તે આચરણામાં નથી એવો મનુષ્ય સ્વકર્ત્તવ્યકાર્ય કરવાને અયોગ્ય ઠરે છે. चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता સાધુ પુરુષોને મનમા વાણીમા અને ક્રિયામાં એકરૂપતા હોય છે. અસાધુ પુરુષોને મનમાં વાણીમા અને કાયામા એકરૂપતા નથી. જેને મન વાણી અને ક્રિયામા એકરૂપતા નથી તે મન્દ વીર્યવાન્ મનુષ્ય છે. મન્દવીર્યધારક મનુષ્ય ચિંતવે છે કંઇ અને બોલે છે કંઇ, તથા કરે છે કંઈ. કપટ ભય કલેશ અને સ્વાર્થપ્રપંચે મન્દવીર્યધારક મનુષ્ય મન વચન અને ક્રિયામાં વિષમતાને ધારણ કરી શકે છે; તેથી મન્દવીર્યધારક મનુષ્ય સ્વાધિકારે પ્રાપ્ત કર્તવ્યકાર્ય ફરજને અદા કરવાને શક્તિમાન્ થતો નથી; મન્દવીર્યધારક અને બાલવીર્યધારક મનુષ્યો સ્વાધિકાર યોગ્ય કાર્યને કરવામા મન વચન અને કાયાના યોગથી પશ્ચાત્ રહે છે. પ્રાયઃ મન્દ વીર્યધારક મનુષ્ય મન-વચન અને કાયાના યોગની વિષમતાને સેવે છે. જેઓ

સ્વાધિકાર યોગ્ય કાર્ય કરવાને સમર્થ હોય છે તેઓના મનમાં જે હોય છે તેજ વાણીમાં હોય છે અને તેઓની વાણીમાં જે હોય છે તેજ તેઓની આચરણામાં દેખાય છે. મન વચન અને કાયાની પ્રવૃત્તિમાં કપટ-સ્વાર્થ યોગે વિષમતા ઉદ્ભવે છે. "જ્યાં કપટ ત્યા ચપટ" એ વાક્ય ખરેખર સત્ય છે. જેઓ કપટને સેવે છે તેઓ સ્વાધિકારયોગ્ય કાર્ય કરવાને અનધિકારી ઠરે છે; કારણ કે તેઓના કપટના વિચારથી અને આચારથી આત્માની શક્તિયોનો હ્રાસ થાય છે. જેઓની મન વચન અને કાયાની પ્રવૃત્તિ એક સરખી છે તેઓ સ્વપરનું વાસ્તવિક શ્રેષ્ઠ કરવાના અધિકારી બનવાથી કાર્ય કરવાને અધિકારી ઠરે છે. જેના ચિત્તમા વાણીમા અને ક્રિયામા એકરૂપતા છે અને તેમજ જે ઉદાર તથા સદાશય છે તે સ્વાધિકારયોગ્ય કાર્ય કરવાને શક્તિમાન્ થાય છે. જે મનુષ્ય નિર્ભય અને સત્યવાદી છે તે મન વચન અને કાયપ્રવૃત્તિની વિષમતાને સેવતો નથી. તે કદાપિ બાહ્યથી સાપેક્ષિક દૃષ્ટિએ તથા અપવાદદૃષ્ટિએ મન વચન અને ક્રિયાની વિષમતાને સેવે છે તોપણ તે સદાશયી હોવાથી સાધ્યલક્ષ્યનો ઉપયોગી રહી કર્ત્તવ્યકર્મયોગના અધિકારથી ભ્રષ્ટ થતો નથી. જેના સારા આશયો છે તેને સદાશય કહેવામાં આવે છે. સદાશય મનુષ્યમા વિચારોની ઉદારતા હોય છે જે મનુષ્ય મન વચન અને કાયશક્તિથી સ્વ તથા અન્યજનોની ઉન્નતિ કરવામાં ઉદાર હોય છે તે આત્મભોગી હોવાથી વાસ્તવિક કર્મ કરવાને યોગ્ય ઠરે છે જે મનુષ્ય સર્વ પ્રકારના શ્રેય· વિચારોમા ઉદાર હોય છે તે કર્ત્તવ્યકર્મયોગપ્રવૃત્તિમા સદા ઉદાર રહે છે. સંકુચિતદૃષ્ટિમાન્ મનુષ્ય સ્વકાર્યપ્રવૃત્તિમા, શ્રેય·કાર્ય પ્રવૃત્તિમા, સમાજકાર્યપ્રવૃત્તિમા, સંઘકાર્યપ્રવૃત્તિમા, વિદ્યાકાર્યપ્રવૃત્તિમા અને પરમાર્થકાર્યપ્રવૃત્તિમા સ્વશક્તિયોનો ઉદારપણે વ્યય કરી શકતો નથી, તેથી તે કર્ત્તવ્યકાર્યનો વાસ્તવિક અધિકારી સિદ્ધ થઇ શકતો નથી. ઉદાર મનુષ્ય પ્રત્યેક વ્યાવહારિક લૌકિક તથા લોકોત્તર ધર્મકાર્યપ્રવૃત્તિમા સ્વાત્મશક્તિયોનો ઉદારપણે ઉપયોગ કરી શકે છે; તેથી તે કાર્ય કરવામા અધિકારી ઠરી શકે છે. "उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्" એ સૂત્ર પ્રમાણે ઉદાર મનુષ્ય સર્વ શુભ બાબતોમા મન વચન અને કાયાથી ઉદાર હોય છે. જે મનુષ્ય ઉદાર હોય છે તેનામા મલિનતા રહેતી નથી. જે મનુષ્ય ઉદાર હોય છે તેની સર્વ શુભ શક્તિયો ખરેખર ઉદારમાર્ગે વપરાય છે. જે મનુષ્ય ઉદાર હોય છે તે સર્વ પ્રકારની મોટાઈ પ્રાપ્ત કરી શકે છે. જે મનુષ્ય ઉદાર હોય છે તે કાર્યપ્રવૃત્તિમા સ્વાર્થાદિવડે સંકોચાતો નથી. જે મનુષ્ય ઉદાર હોય છે તે સ્વકીય તન મન અને ધનનો કારણ પ્રસંગે ભોગ આપવા ચૂકતો નથી. જે મનુષ્ય ઉદાર હોય છે તે આત્માની શુભશક્તિયોના માર્ગોનું ઉદ્ઘાટન કરે છે અને તેમજ સ્વપરયોગ્ય સર્વ કાર્ય પ્રવૃત્તિયોમા ઉદાર ભાવથી પ્રવર્તે છે અતએવ ઉદારતા ગુણયુક્ત ઉદાર મનુષ્ય વાસ્તવિક કર્મયોગના માર્ગમાં વિશાલ દૃષ્ટિથી વિચરે છે અને કર્મયોગના રૂઢિબંધને

રૂઢ થએલ સંકુચિત માર્ગોની વિસ્તારતા કરે છે તથા કર્મયોગીઓને તેમાં પ્રવર્તતા ઔદાર્યદૃષ્ટિયોગે ઔદાર્યને શિખવે છે. ઔદાર્યગુણયુક્ત મનુષ્ય ઉદારભાવનાથી વિશ્વ-વ્યાપકશ્રેયઃ કર્મયોગને પ્રાપ્ત કરી શકે છે અને ઉદારભાવનાથી વિશ્વવ્યાપક શ્રેયઃ કર્મ યોગને પ્રાપ્ત સર્વત્ર પ્રવર્તાવી શકે છે. તે અન્ય જીવોને ઉદારભાવનાથી વિશ્વવ્યાપક શ્રેયઃ કર્મયોગનું ઔદાર્ય પ્રકટાવવાનું રહસ્ય સમજાવવા શક્તિમાન્ થાય છે. અતએવ ઉદાર મનુષ્ય, સ્વાધિકારયોગ્ય પ્રત્યેક કર્મપ્રવૃત્તિને સેવવાનો અધિકારી બની શકે છે-એમ માનવામા અનુભવ જ્ઞાનની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. ઉદારત્વ અને સદાશયત્વ એ બન્ને પરમાત્માના શુભ વ્યાપક લક્ષણો છે. ઉદારત્વ અને સદાશયત્વમાં જેમ જેમ આત્મા વૃદ્ધિ પામે છે તેમ તેમ તે પરમાત્મપણાનાં મહાવ્યાપક રૂપને પ્રાપ્ત કરતો જાય છે. જેનામાં ઉદારત્વ હોય છે તેનામાં સદાશયત્વ હોય છે સદાશયની વૃદ્ધિથી મનુષ્ય પરમેશ્વરના મહાવ્યાપક રૂપમાં લીન થઇને અનન્તતામાં સમાઈ જાય છે. અતએવ સદાશયી મનુષ્ય વસ્તુતઃ પ્રત્યેક કાર્યની પ્રવૃત્તિ કરવાને યોગ્ય ઠરે છે. સદાશયી મનુષ્ય જે જે કાર્યમાં પ્રવર્તે છે તેમાં તેના સારા આશયથી આન્તરદૃષ્ટિએ પ્રગતિમાર્ગમાજ વહે છે. ગમે તેવો વિશ્વમા મહાન્ મનુષ્ય ગણાતો હોય તથાપિ તેના હૃદયમા યદિ રૂડા આશયો નથી હોતા તો તે આન્તરિકદૃષ્ટિએ ઈશ્વરત્વ પ્રાપ્ત કરવાને અધિકારી બની શકતો નથી. ગમે તેવો વિશ્વમાં લઘુ મનુષ્ય ગણાતો હોય અને નીચપદ પર નિયુક્ત થએલો હોય તથા અન્ત્યજાદિ વર્ણાશ્રમ ધર્મપ્રમાણે કાર્ય કરનારો હોય પરન્તુ અન્તરમા યદિ તે રૂડા આશયોની ભાવનાઓથી પરિપૂર્ણ ખીલતો હોય તો તે ખરેખર આન્તરિકદૃષ્ટિએ પ્રભુપદ પ્રાપ્ત કરવામા મહાન્ છે એમ અવબોધવું. સદાશય વિના આત્માની આન્તરપ્રગતિ તો થઇ શકતી નથી અને કદાપિ માનો કે બાહ્યની પ્રગતિમાં મનુષ્ય સદાશયી સામાન્યતઃ હીન હોય તો પણ આન્તરપ્રગતિથી તે બાહ્યકર્મમાં અલિપ્ત રહેવાથી વસ્તુતઃ તેની ઉચ્ચતા-મહત્તા છેજ. મનુષ્ય બાહ્યપ્રગતિમાં ઉચ્ચ હોય તો પણ સદાશય વિના વસ્તુતઃ તે ઉચ્ચ નથી; કારણકે સદાશય વિનાની કાર્ય પ્રવૃત્તિથી ઉચ્ચતાનો પ્રાસાદ ક્ષણમાત્ર સ્થાયી રહી શકે છે. સદાશયી મનુષ્ય ખરેખર આન્તરિક ઉચ્ચ શુદ્ધ વ્યાપકભાવનાથી બાહ્ય સ્થિતિના સ્વાધિકારે ગમે તે કાર્યની પ્રવૃત્તિ કરતો હોય તથાપિ તે સ્વફરજની કર્ત્તવ્ય દિશામા યોગ્ય અધિકારી ઠરી શકે છે. બાહ્યકર્ત્તવ્યકર્મોમાં આન્તરિકસદાશય વિના એક ક્ષણમાત્ર પણ ધર્મજીવનથી જીવી શકાય નહિ. અતએવ સુજ્ઞ મનુષ્યોએ આવશ્યક પ્રત્યેક કાર્ય કરતાં સદાશયત્વને ધારી કર્મયોગની યોગ્યતાને સંપ્રાપ્ત કરવી જોઇએ. સદાશયત્વ એ ઇશ્વરની શક્તિ છે. સદાશય એ સ્વર્ગની સીડી અને દરવાજો છે. સદાશયત્વ એ પ્રભુને પ્રાપ્ત કરવાની કુંચી છે. સદાશયત્વવડે વિશ્વમાં સર્વત્ર સદ્ગુણોનાં દ્વાર ખુલ્લા થાય છે. સદાશયની ભાવનાવડે યુક્ત થઇને કોઈ પણ કાર્ય કરતા પ્રગતિ માર્ગમા વિરોધ આવતો નથી. સદાશયથી કરેલું કાર્ય સ્વફરજે

ઉત્તમ પ્રગતિને સમર્પે છે. અતએવ સદાશયી મનુષ્યને કાર્યપ્રવૃત્તિનો અધિકાર છે. ઉદારત્વ અને સદાશયત્વવડે સંસાર વ્યવહારયોગ્ય કર્મપ્રવૃત્તિ કરતાં આન્તરનિર્લેપતાવડે સાંસારિક જીવનવહન સાથે પરમાત્મપદ પ્રાપ્તિમા અગ્રગતિ કરી શકાય છે. જેનામાં ઉદાર ભાવના અને સદાશયત્વ ખીલે છે તે આત્મોન્નતિના ક્રમમા વધતો જાય છે અને કર્મપ્રવૃત્તિને બાહ્યથી આચરતો જાય છે. જે મનુષ્ય મોહથી મારે શું શું કરવું જોઇએ તે જાણતો નથી-સ્વાધિકાર પ્રમાણે ક્યાં ક્યા કાર્યો કર્તવ્ય છે? દ્રવ્યક્ષેત્રકાલભાવથી બાહ્ય અને અન્તરથી મારી કેવી સ્થિતિ છે? સાનુકૂલ સામગ્રીઓ મારી પાસે કઇ કઇ છે? તે જે જાણતો નથી, જેની મતિ સ્વાધિકાર કર્તવ્ય કાર્યોમા મુંઝાય છે અને તેમજ જેની મતિ સંદિગ્ધ રહે છે તે કાર્ય કરવાને લાયક નથી. જે મનુષ્ય પોતાનો કર્તવ્યકર્મનો અધિકાર કરી શકતો નથી તે ગમે તે કાર્યમાં પ્રવૃત્તિ કરે તથાપિ તે સંદિગ્ધમતિથી કર્તવ્યકાર્યથી પરાઙ્મુખ રહે એમ અવબોધવું. જે મનુષ્ય શું શું કર્મ કરવાને હું શક્તિમાન્ છું એમ પરિત· પ્રાપ્તપરિસ્થિતિયોથી અવબોધે છે તે કાર્ય કરવાને યોગ્ય ઠરે છે. જેની મતિ સ્વાધિકારે દ્રવ્યક્ષેત્રકાલભાવ પ્રમાણે કાર્ય કરવામાં મુંઝાતી નથી અને નિશ્ચય પરિણામને ભજે છે તે મનુષ્ય કાર્ય કરવાનો અધિકારી બને છે. જે મનુષ્ય આત્મકલ્યાણમા નિશ્ચયબુદ્ધિથી પ્રવર્તે છે તે મનુષ્ય વ્યાવહારિકલૌકિકકાર્યપ્રવૃત્તિમાં પણ નિશ્ચયતઃ પ્રવર્તે છે. અનિશ્ચય બુદ્ધિથી કોઇ પણ કાર્ય કરવામા નિશ્ચયપૂર્વક પ્રવૃત્તિ થઇ શકતી નથી અને નિશ્ચયપૂર્વક કાર્ય પ્રવૃત્તિ વિના કાર્યની સિદ્ધિ થઈ શકતી નથી અનિશ્ચય બુદ્ધિમાન્ મનુષ્ય કોઇ પણ કર્તવ્યકર્મ પ્રવૃત્તિથી વિજય મેળવી શકતો નથી. જે મનુષ્ય કાર્યપ્રવૃત્તિમાં સદિગ્ધ મતિને ધારણ કરે છે તેનામા કાર્ય કરવાનું પૂરતું આત્મબળ ખીલી શકતું નથી. અતએવ પૂર્વપુરુષોએ દૃઢ નિશ્ચયત કાર્ય કરવાની પ્રવૃત્તિને ઉપાદેય ગણી છે તે ખરેખર યોગ્ય છે. કોઈ પણ કાર્ય કરવાની નિશ્ચયબુદ્ધિથી આત્મિકબળ ખીલે અને શિવાજી તથા પ્રતાપની જેમ સ્વકાર્યપ્રવૃત્તિમા વિજય મેળવી શકાય છે કાર્ય કરવાની નિશ્ચયબુદ્ધિથી સ્વકર્તવ્યકાર્ય ફરજમા પરિપૂર્ણ આત્મભોગ આપી શકાય છે. વનરાજચાવડાએ સ્વરાજ્યપ્રાપ્તિ સંબંધી નિશ્ચય બુદ્ધિથી કાર્ય પ્રવૃત્તિ આરંભી હતી તેથી તે અંતે સ્વરાજ્યસ્થાપન કર્મપ્રવૃત્તિમા અનેક વિપત્તિયો સહીને વિજય પામ્યો, સામંતસિંહને સ્વકાર્ય પ્રવૃત્તિમા આત્મબુદ્ધિની અનિશ્ચયતા રહેલી હતી તેથી તે મગયો અને એનું મૂલરાજ સોલંકીએ રાજ્ય લીધું. અકબર ઔરંગજેબ અને નાનકસિંહ વગેરેને સ્વાધિકારયોગ્ય સ્વકાર્યપ્રવૃત્તિમા નિશ્ચયાત્મક બુદ્ધિ હતી તેથી તેઓ આત્મબળ ખીલવીને સ્વસાધ્ય કાર્યપ્રવૃત્તિમા વિજય પામી ઇતિહાસના પાને અમર થયા નિશ્ચયાત્મક બુદ્ધિ વિના કદાપિ આત્મબળ ખીલતું નથી-એમ અનુભવ કરી અવલોકવું. પોતે જે કાર્ય કરે તેમાં સ્વયોગ્યતાનો નિશ્ચય ન થવાથી આત્મશ્રદ્ધાનું બળ વૃદ્ધિ પામતું નથી અને તેથી પરિણામ

અંતે એ આવે છે કે અહંમમત્વરહિત આત્મભોગપૂર્વક કાર્ય કરી શકાતું નથી. જે દેશમાં અનિશ્ચિત બુદ્ધિવાળા મનુષ્યો ઉત્પન્ન થાય છે તે દેશની રાજ્યમા વ્યાપારમા સૈનિકબળમાં-હુન્નરકળામા શારીરિક વાચિક અને માનસિકબળમા હીનતા વધે છે અને તે દેશનું સ્વાતંત્ર્ય નષ્ટ થવાની સાથે પરતંત્રતાની બેડીમા તે દેશ રીબાય છે. લૌકિક કાર્યપ્રવૃત્તિમાં અને ધર્મકાર્યપ્રવૃત્તિમાં અનિશ્ચયાત્મક બુદ્ધિથી મનમા અનેક પ્રકારના સંશયો ઉદ્દભવે છે અને તેથી મનની કાર્યપ્રવૃત્તિમાં નપુંસકના જેવી દશા થાય છે. અતએવ કર્મયોગીઓએ કાર્યપ્રવૃત્તિમા નિશ્ચયાત્મક બુદ્ધિવાળા થવું જોઈએ. જેની મતિ સ્વકાર્યપ્રવૃત્તિમાં નિશ્ચયાત્મિકા વર્તે છે તે મનુષ્ય ગમે તેવા અશક્ય કાર્યને સુસાધ્ય કરી સાધી શકે છે. કોઈ પણ કાર્યમા જેની અનિશ્ચયાત્મકબુદ્ધિ છે તે વિશ્વમાં જન્મીને કંઇ પણ ઉકાળતો નથી. અને માસના લોચાથી બનેલા તેના શરીરમાં જીવ છતા પણ તે એક નપુંસકને ન છાજે તેવું સ્વપ્રવૃત્તિમાં મન રાખે છે. પ્રસંગોપાત્ત કાર્ય પ્રવૃત્તિમાં સ્વાધિકારનો નિશ્ચય જે કરી શકતો નથી તે વિશ્વમાં દાસ્યકર્મ વા ભિક્ષાકર્મ કરવાને પણ નાલાયક ઠરે છે. શંકરાચાર્યને સ્વયોગ્ય ધર્મકર્મપ્રવૃત્તિમા નિશ્ચય હતો તેથી તે સ્વધર્મનું સ્થાપન કરી શક્યા. કોઈ પણ કાર્યની પ્રવૃત્તિમા પ્રવર્તતા પહેલાં સ્વકાર્ય યોગ્ય કર્મપ્રવૃત્તિનો જે નિશ્ચયબુદ્ધિથી નિર્ણય કરે છે તે સ્વકાર્ય પ્રવૃત્તિમા વિજયી બને છે એમ વસ્તુત· અવબોધવું. કોઈ પણ કાર્ય સ્વાધિકારે કર્તવ્ય છે કે નહિ અને તે કરવાનું સ્વસામર્થ્ય છે કે નહિ તેનો જે મનુષ્ય સ્વબુદ્ધિથી નિશ્ચય કરી પ્રવૃત્તિ કરે છે તે સ્વકાર્યપ્રવૃત્તિ ફરજ અદા કરવાને યોગ્ય છે એમ અવબોધવું. દેવગુરુ અને ધાર્મિક પ્રવૃત્તિમા જે સંદિગ્ધ મતિવાળો છે તે કદાપિ વિજય પામ્યો નથી વર્તમાનમાં પામતો નથી અને ભવિષ્યમા પામશે નહિ. મહમદપયગંબરના સમયમા તેના ભક્તોનો તેના પર પરિપૂર્ણ વિશ્વાસ હતો અને મહમદપયગંબરને સ્વકાર્યપ્રવૃત્તિમાં નિ સંશયબુદ્ધિ હતી તેથી તે મોસ્લેમ ધર્મની સાથે મોસ્લેમ રાજ્યને સ્થાપન કરવા શકિતમાન્ થયો—એમ તે સમયના ઇતિહાસથી નિશ્ચય કરી શકાય છે. કોઈ પણ કાર્યપ્રવૃત્તિ કરતા વા કોઇ પણ બાબતનો વિચાર કરતા અસંદિગ્ધમતિ ન રહેવી જોઇએ. વિવેકદ્વારા જે જે કાર્ય કરવાના હોય તેમા યથાશક્તિ સ્વયોગ્યતાનો નિર્ણય થવો જોઇએ કે જેથી સ્વાધિકાર યોગ્ય કાર્યપ્રવૃત્તિને પ્રારંભીને સ્વસંબંધી અને પરસંબંધી સર્વ કર્તવ્ય ફરજો અદા કરી શકાય. નિશ્ચિતબુદ્ધિથી સ્વયોગ્ય કર્મપ્રવૃત્તિનો જે નિશ્ચય કરે છે તે કાર્ય કરવાને યોગ્ય છે એમ કથી વિશેષ પ્રકારે કાર્ય કરવાની યોગ્યતાધારકોનું સ્વરૂપ વર્ણવવામા આવે છે. જે મનુષ્ય ધીર છે તે કાર્ય કરવાને યોગ્ય છે. જ્ઞાની આદિ વિશેષણોવડે યુક્ત હોય તથાપિ ધૈર્ય વિના કાર્યપ્રવૃત્તિમા વિઘ્નોની સામા ઊભા રહી શકાતું નથી સાનુકૂલ સંયોગો હોય છે તાવત્ તો સર્વ મનુષ્યો સર્વ પ્રવૃત્તિ કર્યા કરે છે પરન્તુ જ્યારે કાર્ય કરતા અનેક વિઘ્નો સમુપસ્થિત થાય અને અનેક પ્રકારની વિપત્તિ આવી પડે ત્યારે તો ધીરમનુષ્ય વિના કર્તવ્ય-

કાર્યપ્રવૃત્તિના રણસંગ્રામમાંથી–અધીર મનુષ્યો તો ત્વરિત પલાયન કરી જાય છે. ધૈર્ય ગુણ વિના અનેક પરિષહો અને ઉપસર્ગોની મધ્યે સ્વકર્તવ્યકર્મમાં સ્થિર રહી શકાતું નથી. કર્તવ્યકર્મપ્રવૃત્તિના રણમેદાનમાં નિઃસંગભાવથી પ્રવર્તવાનું હોય છે, તેમાં ધૈર્ય વિના એક શ્વાસોચ્છ્વાસ માત્ર પણ લેઈ શકાય તેમ નથી. કર્તવ્ય કર્મપ્રવૃત્તિ સમરાંગણને દેખતા સહસ્ર નિર્વીર્યમનુષ્યો ભીતિ પામીને પાછા ફરે છે; પરન્તુ જે ધીર પુરુષો હોય છે તેઓ કર્તવ્યકર્મમાં સર્વસ્વાર્પણ કરીને નવીન દિવ્યાવતારે અવતરે છે. જે મનુષ્યો કર્તવ્યકર્મની પ્રવૃત્તિમાં ધૈર્યથી સ્વમૃત્યુને પણ શ્રેયોરૂપ ગણે છે તેઓ કર્તવ્યકર્મયોગી થઈને વિશ્વમાં સર્વત્ર આદર્શજીવનની ખ્યાતિવડે વિખ્યાત થાય છે. આ વિશ્વમાં કર્તવ્યકર્મ પ્રવૃત્તિ સમરાંગણમાં જેઓએ સ્વજીવનને હોમ્યું છે તેઓમાજ વાસ્તવિક ચારિત્ર ખીલ્યું હોય છે અને તેથી તેઓ કર્તવ્યકર્મની પ્રવૃત્તિના યોગીઓ બની શકે છે. વિશ્વમાં અધિકારભેદે અનેક પ્રકારની કર્તવ્યકર્મની પ્રવૃત્તિયો હોય છે અને તેથી સ્વાધિકારે ભિન્નભિન્નકર્તવ્યકર્મ-પ્રવૃત્તિસેવક અનેક યોગીઓ કથાય છે અને તે સર્વે ધૈર્ય ગુણથી વિશ્વમાં અમર થઈ જાય છે. ધૈર્યથી આત્મિક બળમાં અનન્તગુણી વૃદ્ધિ થાય છે અને તેથી અનેક પ્રકારની વિટંબનાઓ સહન કરતાં કર્તવ્યકર્મ વિમુખતા થઈ શકતી નથી. જેનામાં ધૈર્યશક્તિ ખીલી હોય છે તે કુમારપાલની પેઠે દુઃખોદધિની પેલીપાર જઈ શકે છે. મહમદપેગંબરે અરબસ્તાનની મોટી લડાઈમાં ધૈર્ય રાખીને અન્તે વિજય મેળવ્યો હતો ગૌતમબુદ્ધે ધૈર્ય ધારણ કરીને સ્વપ્રવૃત્તિમા યુક્ત થઈ પોતાના વિચારોને વિશ્વમાં પ્રચાર્યા હતા. ઈશુ ક્રાઈસ્ટે ધૈર્યબળે સ્વવિચારોનો પ્રચાર કર્યો હતો. શ્રીમહાવીર પ્રભુએ ધૈર્યબળે અનેક પ્રકારના ઉપસર્ગો સહ્યા હતા. સોક્રેટીસે ધૈર્યબળે સત્યનુ સેવન કરી ગ્રીક દેશની સભ્યતા મહત્તા અને સ્વાતંત્ર્યનો પાયો નાખ્યો હતો. ઈત્યાદિ અનેક મહાપુરુષોના દૃષ્ટાન્તોથી ધૈર્યગુણપૂર્વક કર્તવ્યકર્મપ્રવૃત્તિમાં વિજય મેળવી શકાય છે એમ સિદ્ધ થાય છે. ધૈર્યબળ વિના કોઈ પણ મહાન્ કાર્ય વા લઘુકાર્ય પણ કરી શકાતું નથી ધૈર્યગુણના સંસેવન વિના કોઈ પણ કાર્યપ્રવૃત્તિમા અડગ રહી શકાતું નથી. ધૈર્ય ગુણથી જે કાર્ય થાય છે તે અન્યથી થતું નથી. અતએવ જ્ઞાનીઓ મહાગર્જના કરીને કહે છે કે–કથની કરવાથી કંઈ વળવાનું નથી. તમે સ્વકાર્યપ્રવૃત્તિમા ધૈર્ય ધારણ કરો અને આગળ વધો. ધૈર્ય ગુણધારક ધીર મનુષ્ય કદિ ગમે તેવા વિપત્તિ પ્રસંગોમાં આત્મશ્રદ્ધાને હારી જતો નથી તે મૃત્યુના પંજામાં ફસાયેલા પોતાને દેખે છે તો પણ સ્વકાર્યપ્રવૃત્તિમાં ધૈર્યનો ત્યાગ કરતો નથી આ વિશ્વમાં જેનો જન્મ છે તેનું અવશ્ય મૃત્યુ છે. કોઈ પણ સમયે કોઈનું મૃત્યુ થયા વિના રહેતું નથી. કાયરતાનો ત્યાગ કરી ધૈર્ય ધારીને સ્વકાર્યપ્રવૃત્તિ કરતાં મરણ પામવું એના જેવો અન્ય મહોત્સવ નથી એમ અનુભવપૂર્વક અવબોધવું. જે મનુષ્ય ધીર છે તે સંકટના સમયે અન્યોનું વિશ્વાસપાત્ર બને છે. આ વિશ્વમા મુખથી ધૈર્યની સિંહગર્જના કરનારાઓ તો

પ્રાયઃ વિપત્તિપ્રસંગે શ્વાનની પેઠે આચરણ કરી કર્ત્તવ્યકર્મસમરાઙ્ગણપ્રવૃત્તિથી પલાયન કરી જાય છે. આ વિશ્વમા કોઇ પણ કાર્ય કરતાં કંઇ ને કંઈ વિપત્તિ ઉપાધિ, લોકચર્ચા, વિપક્ષભેદ પ્રતિપક્ષભાવ અને વિઘ્ન વગેરે તો થયા કરે છે; પણ જે જ્ઞાની આદિ વિશેષ-ણોવડે યુક્ત છે તે ધૈર્ય ગુણને ધારણ કરી વિપત્તિ આદિથી પાછો હઠતો નથી. તેતો હસ્તીની પાછળ જેમ શ્વાનો ભસ્યા કરે છે તેમ સ્વપાછળ અનેક દુર્જનો બક્યા કરે છે તેની પરવા રાખતો નથી. તે તો તેના કર્ત્તવ્યકર્મ પ્રવૃત્તિ ફરજમાં મસ્ત થઇને રહે છે અને તેને કોઇની અપેક્ષા રહેતી નથી. આખી દુનિયા પ્રતિ તે ફકત ફરજ દૃષ્ટિથી દેખ્યા કરે છે ફરજ ફરજ ને ફરજ એજ તેનો શ્વાસોચ્છ્વાસે મંત્રઘોષ હોય છે. તેથી તે સ્વક-ર્ત્તવ્ય કર્મપ્રવૃત્તિના માર્ગમાં ધૈર્ય બળે અનેક પ્રકારના વિઘ્નાદિ કાંટાઓ પડેલા હોય છે તેઓને સાફ કરીને આગળ વધે છે. જેણે અત્યંત ધૈર્ય બળ ખીલવ્યું છે એવો ધીર મનુષ્ય સ્વાધિકારે જે કાર્યને આદરે છે તેમા તે હજારો વિઘ્નોને ઉપસ્થિત થએલ દેખે છે તો પણ તેઓને છેદતો અને સ્વકાર્ય પ્રવૃત્તિમાં વિજય પામતો આગળ પ્રગતિ કરે છે. આ વિશ્વમાં તે કોઇ પણ આત્મોન્નતિવાળા કાર્યને કરશે કે કેમ ? તે તેના ધૈર્ય ગુણના વિકાસ ઉપર આધાર રાખે છે. જેનામા ધૈર્ય ગુણ ખીલ્યો હોય છે તે સ્વકાર્યપ્રવૃત્તિદ્વારા વાસ્ત-વિક પ્રગતિ કરી શકે છે એમ અવબોધવું. યોગી થવાની વા ભોગી થવાની અનેક પ્રવૃ-ત્તિમા ધૈર્ય ગુણથી વિજયી બની શકાય છે. આત્મોન્નતિ કરવાની અનેક પ્રકારની પ્રવૃત્તિ-યોમાં ધૈર્યથી આગળ વધી શકાય છે. અતએવ કર્તવ્યપ્રવૃત્તિપ્રગતિમા ધૈર્ય ગુણની અત્યંત આવશ્યકતા હોવાથી ધૈર્ય ગુણવડે કર્તવ્ય કર્માધિકારી થવાય છે એમ જે કથવામાં આવ્યું છે તે વસ્તુત માન્ય અને આદેય છે સ્વયોગ્ય કર્તવ્યકર્મ પ્રવૃત્તિમા ધૈર્ય ગુણની સાથે વીરતાની પણ જરૂર પડે છે. જે મનુષ્ય ધીર હોય છે તે વીર થાય છે; આત્મ-પરાક્રમને ફોરવવું એ ખરેખરી વીરતા છે અને તે વીરતાના યોગે મનુષ્ય વીર ગણાય છે આ વિશ્વમાં દાનવીર શૂરવીર અને ધર્મવીર એ ત્રણ પ્રકારના વીરો હોય છે. આ વિશ્વમાં કોઇએ ઇતિહાસના પાને સ્વનામ અમર કર્યું હોય તો એ ત્રણ પ્રકારના વીરો-એજ કર્યું છે. કોઇ પણ કાર્ય કરતા આત્મવીર્ય સ્ફોરવ્યા વિના ચાલી શકે તેમ નથી. વીર પુરુષ કોઇ પણ કાર્ય કરતાં સ્વપરાક્રમથી પાછો ફરતો નથી. નેપોલીયન બોનાપાર્ટ ગેરીબાલ્ડી રીચર્ડ અને વોશીંગ્ટન વગેરે પાશ્ચાત્ય વીરોના આદર્શજીવનચરિતો અવલોકતાં વીરતાનું ખરેખરું ભાન થાય છે. ભીષ્મ રામ લક્ષ્મણ અર્જુન ભીમ હનુમાન અને વાલી વિગેરે વીરોએ સ્વવીરતા યોગે પોતાના નામોને ઇતિહાસના પાને સુવર્ણાક્ષરે અલંકૃત કર્યાં છે. જે વીરમનુષ્યો સ્વકાર્ય પ્રવૃત્તિમાં માથુ મૂકીને વિચરે છે અર્થાત્ મૃત્યુના ભયથી ડરતા નથી તેઓ વીરતાયોગે અશક્ય કાર્યોને કરે છે. વીરતા વિના વિશ્વમા કોઈ પણ વસ્તુની પ્રાપ્તિ થતી નથી. વીરતા વિના રાજ્ય કરી શકાતું નથી. વીરતા વિના વિદ્યાનું અધ્યયન

કરી શકાતું નથી. વીરતા વિના વ્યાપાર કરી શકાતો નથી. વીરતા વિના સેવાનાં કાર્યો થઇ શકતા નથી અને વીરતા વિના મુક્તિના માર્ગમાં તો એક ડગલું માત્ર પણ આગળ સંચરી શકાતું નથી. જે મનુષ્ય મોટી મોટી વાતો કરે છે પણ જો તેનામા વીરતા નથી હોતી તો તે બાયલો બકવાદી ગણાય છે. સર્વ કાર્યની સિદ્ધિનો આધાર વીરતા ઉપર રહેલો છે એવું સદા યાદ રાખીને વીરતા પ્રગટાવવાની પ્રવૃત્તિ કરવી જોઇએ. વીરતા અર્થાત્ મનવચન કાયાની તથા આત્માની શક્તિ પ્રગટાવવાથી આ વિશ્વમા સ્વવ્યક્તિનું અસ્તિત્વ સંરક્ષી શકાય છે અને તેમજ સ્વાસ્તિત્વપ્રગતિ બીજકોની સંરક્ષા અને પ્રવૃદ્ધિ ખરેખર સુવ્યવસ્થાથી કરી શકાય છે જે દેશમા સર્વ પ્રકારના વીરોનું અસ્તિત્વ નથી તે દેશ ખરેખર પરતંત્ર બને છે. વીરતા શક્તિ વિના જીવનાદિ માર્ગે સદા સ્થિર રહી શકાતું નથી. જે મનુષ્ય કર્મશૂર હોય તે ધર્મશૂર થાય છે

શૂરવીર વીરતાયોગે માથુ મૂકીને કાર્ય કરવાથી વિશ્વમા પ્રત્યેક બાબતમા વિજયી બને છે કહ્યુ છે કે—

માથું મૂકીને કરે કામ, તેને સહુ લોક કરે છે પ્રણામ;
વિશ્વમા રાખે નામ; તેને૦

જ્યા સુધી ભીતિ રહે રે, ત્યા સુધી છે હાર;
નિર્ભય થઇ કાર્યો કરેરે, હોવે જયજયકાર કરે સાહાય્ય તમામ તેને૦ ॥ ૧ ॥

છૂટે મમતા કલ્પનારે, છૂટે સહુ સબધ,
પ્રાણ સમર્પે કાર્યમારે, નાશે મિથ્યા ધધ જાગે ચેતનરામ તેને૦ ॥ ૨ ॥

મૃત્યુ ઉપર આવતારે, નહિ રહેતા દરકાર;
સાહસિકતા શૌર્યથીરે, સફળો છે અવતાર છોડે મોહ તમામ તેને૦ ॥ ૩ ॥

શ્રદ્ધા યત્ને કાર્યનીરે, સિદ્ધિ ધ્રુવ થનાર;
નિશ્ચય ખતથકી મચેરે, કાર્ય સિદ્ધિ ક્ષણવાર કૃત્ય કરે નિષ્કામ તેને૦ ॥ ૪ ॥

અશક્ય શુ ? દુનિયા વિષે રે–પાછળ પડતા વાર;
આત્મભોગની આગળેરે, શુ શુ થયુ ન થનાર ત્યાગે એસઆરામ તેને૦ ॥ ૫ ॥

ધાર્યું સર્વે થઈ શકેરે, રાખે મનમા હામ;
તનમન વાણી ભોગથીરે, તેમ વળી વ્યય દામ. રૂપ નામ ભૂલે ઠામ તેને૦ ॥ ૬ ॥

કાયરને સહુ દૂર છે રે, શૂરને સહુ પાસ;
આત્મધ્યાની જ્ઞાની કરેરે, સર્વ કર્મનો નાશ. પામે શિવ આગમ તેને૦ ॥ ૭ ॥

વપુ છ.યાવત્ પાછળેરે, વિજય શ્રી સુખ સત્ય;
બુદ્ધિસાગર ધર્મનારે, કરતા નિસ્પૃહ કૃત્ય. સ્વાત્મા શક્તિગુણ ધમ તેને૦ ॥ ૮ ॥

જે કમ્મે શૂરા તે ઘમ્મે શૂરા સ્વવીરતા અર્થાત્ સ્વશક્તિવિના અન્ય પ્રબલ શક્તિમન્તોથી સ્વનું રક્ષણ થતું નથી. સંપાદિવડે શક્તિનું મહાબલ ભેગું કરીને સ્વાસ્તિત્વસંરક્ષા કરી શકાય છે. આત્મશક્તિયોની વૃદ્ધિ કર્યા વિના લૌકિકસામ્રાજ્ય જાહોજલાલી અને ધાર્મિકસામ્રાજ્ય જાહોજલાલી પ્રાપ્ત કરી શકાતી નથી. અતએવ નીચે પ્રમાણે શક્તિ સંબંધી કાવ્ય કથાય છે.

## " शक्ति वधारो भाइरे–शक्ति विण न जीवातुं. "

શક્તિ વધારો ભાઈરે, શક્તિ વિણુ ન જીવાતુ;
જ્યા શક્તિ ત્યા રાજ્યરે, નગણુ પ્રાણી રીબાતુ. શક્તિ.

તન મન શક્તિ વૃદ્ધિથી, માર કદા ન ખવાય;
વક્તૃત્વ શક્તિથકી, સારૂં સમજાવાય;
શક્તિ વિનાતુ પ્રાણીરે, જુઓ જગ વેચાતુ. શક્તિ. ૧

જ્ઞાનાદિક શક્તિ વિના, માનવ ઢોર સમાન;
પરતાબામા રહી કરી, માનવ ઢોર સમાન;
શક્તિ વિના પરતંત્રતારે, થાતુ નીચથી નાતુ. શક્તિ ૨

જનની જન્મની ભૂમિને, લજવે શક્તિહીણુ;
લજવી જનની કૂખને, થાવે જગમાં દીન;
આત્મ શક્તિ વિણુ જીવરે, બાધે કર્મનુ ખાતુ. શક્તિ. ૩

શક્તિમન્ત સુખીઓ થતો, અશક્ત જને સીદાય;
શક્તિનો સચય કરે, સોનો ઉપરી થાય;
શક્તિથી જીતાયરે, ધાર્યું કાર્ય કરાતુ શક્તિ. ૪

શક્તિ હીણુ પરતત્ર છે, ખીલવો શક્તિ સુજાણુ,
ધર્મોદય દેશોન્નતિ, કરશો સાચી વાણુ;
છે શક્તિ મહાદેવીરે, પ્રકટે સર્વ સુહાતું. શક્તિ. ૫

શ્વાસોચ્છ્વાસથી જીવવુ, તે જીવ્યુ ન પ્રમાણુ
શક્તિવડે જે જીવવુ, તે જીવ્યુ જગમાય;
જગમાં જ્યા ત્યાં દેખરે, શક્તિએ નામ થાતુ. શક્તિ ૬

ઉત્સાહી ચેતન કરી, અન્તર બની નિર્ગર્વ;
સતતોત્સાહાભ્યાસથી ખીલવી ।।। શક્તિ સર્વ,
બુદ્ધિસાગર ધર્મેર શક્તિથી વિચરાતુ શક્તિ. ૭

## જગત્માં જીતે શક્તિમન્ત.

જીતે શક્તિમન્ત, જગત્મા જીતે શક્તિમન્ત;
નિર્બલ પામે અન્ત. જગત્માં.

કાયિક વાચિક શક્તિથીરે, દુર્બળવર્ગ જીતાય,
વ્યષ્ટિમા સત્તાવડેરે, સ્વતન્ત્રે જીવાય. જગતમાં ૧

તત્રયત્રના બળથકીરે, સ્થૂલ વિશ્વે જય થાય;
માનસિક મંત્રોવડેરે, સત્તા વિશ્વ સુહાય. જગત્માં. ૨

કાય બળે કેશરી જુઓરે, વનમા કરતો રાજ્ય;
ન્હાનાં પક્ષી પર જુઓરે, રાજ્ય કરે છે બાજ જગત્મા. ૩

સર્વ શક્તિ ભેગી થતારે, સર્પે જગ રહેવાય;
પૃથક્ શક્તિયો સહુ થતાંરે, નહિ અસ્તિત્વ રખાય. જગત્મા. ૪

બળ વિના શી બહાદુરીરે, નિર્બલ મૃતક સમાન;
ક્ષીણ બળે બહુ જાતનારે, રહ્યા ન નામ નિશાન જગત્મા. ૫

મેળવવી સહુ શક્તિયોરે, એ છે સાચો ધર્મ,
ધર્મ શૂરાનો જાણવોરે, નિર્બલ લહે ના શર્મ. જગત્માં ૬

સ્થૂલ વિશ્વ પર ભોગવેરે, સત્તા સબળા લોક,
નબળા જન કચરાય છેરે, પાડી મોટી પોક. જગતમા. ૭

સત્વગુણી કબુતર જુઓરે, પામે બાજથી નાશ;
જુઓ મગર જલમા કરેરે, માછલીઓને ત્રાસ. જગત્મા. ૮

નિજ રક્ષણ શક્તિ વિનારે, બનતો માનવ દાસ,
સત્તા વિણ માનવ ખરેરે, ધર્મ ન રક્ષે ખાસ જગત્માં. ૯

શક્તિ વિના શુ જીવવુ રે, શક્તિ વિના ક્યા માન?
શક્તિ વિના ક્યા બોલવુ રે, શક્તિ વિના શું દાન. જગત્મા. ૧૦

સર્વ કળાઓ શક્તિનીરે, ખીલવતા જન જેહ;
વિશ્વ વિષે જીવી શકેરે, પામે અન્યથા છેહ. જગત્મા ૧૧

શક્તિદેવી પ્રકટાવતારે, હોવે નહીં જગનાશ,
સ્વાસ્તિત્વરક્ષણવડેરે, પામે શર્મ વિલાસ. જગત્માં. ૧૨

કાંટાની વાડોથકીરે, ખેતર–રક્ષા થાય;
રક્ષક વાડ વિના અહોરે, ખેતર કેવુ જણાય! જગત્મા ૧૩

ધર્મક્ષેત્ર સરક્ષવારે, શક્ત જનોની વાડ;
કરતા ધર્મ જીવી શકેરે, સમજો શક્તિની આડ. જગત્મા. ૧૪

જ્ઞાનથકી સહુ શક્તિયોરે, ખીલવવી કરી યત્ન,
સર્વ ઉપાયો આદરીરે, પામો શક્તિ સુમત્ન. જગત્માં. ૧૫

કળ વિના બળ શું કરેરે, કળથી બળ સોહાય,
દેશ પ્રજા ધર્મ રક્ષણેરે, કળે બળે જીતાય. જગત્માં ૧૬

અલ્પહાનિ બહુ લાભ જ્યારે, બળ વાપરવું ત્યાંય,
આત્મભોગ આપ્યા વિનારે, અભ્યુદય નહિ ક્યાંય. જગત્મા. ૧૭

સારાના રક્ષણ વિષેરે, થાય બુરાનો નાશ,
વાપરવી ત્યાં શક્તિનેરે, સપે વર્તી ખાસ. જગતમા. ૧૮

શક્તિ વિના ભક્તિ નહીંરે, શક્તિ વિના નહીં નીતિ;
શક્તિ ત્યા પાયે પડેરે, જગજનની એ રીતિ. જગતમા. ૧૯

રજોગુણ તમોગુણ અનેરે, સાત્વિકગુણની શક્તિ;
સ્વસ્થાને સહુ ગ્રહેરે, કાલ અનાદિથી વ્યક્તિ. જગતમા. ૨૦

યથાયોગ્ય નિજ ફરજથીરે, શક્તિ કાર્ય કરાય,
બુદ્ધિસાગરધર્મનોરે, અકળ અલખ મહિમાય. જગત્માં. ૨૧

ઇત્યાદિ કાવ્યોવડે વીરતા અર્થાત્ શક્તિવૃદ્ધિ કરવાની ખાસ આવશ્યકતા સિદ્ધ ઠરે છે, કારણ કે સ્વયોગ્યકાર્યપ્રવૃત્તિના અધિકારની શક્તિ વિના યોગ્યતા પ્રાપ્ત કરી શકાતી નથી. આત્માની માનસિક વાચિક અને કાયિક શક્તિયોની વૃદ્ધિ અને તેનો સુવ્યવસ્થાપૂર્વક ઉપયોગ કર્યા વિના આ વિશ્વમાં કોઇપણ વ્યક્તિ સ્વાસ્તિત્વસંરક્ષણ કરવા સમર્થ થઈ શકતી નથી. આત્માની શક્તિયો વધારીને દુઃખોથી વિમુક્ત થઇ આત્મપ્રગતિમા આગળ વધવું એ ધર્મ છે. એ ધર્મની વ્યાખ્યા ભૂલીને વિશ્વમાં પ્રવૃત્તિ કર્યાથી વ્યવહાર અને નિશ્ચયતઃ પારતંત્ર્ય પ્રાપ્ત કરવું પડે છે. આત્માની વીરતા પ્રગટાવ્યા વિના ક્રોધાદિક શત્રુઓને કદાપિ વશ કરી શકાય તેમ નથી. જે મનુષ્યો આત્માની વીરતાને સેવે છે તે ક્રોધાદિક શત્રુઓને જીતી વિશ્વમા સ્વાતંત્ર્યસામ્રાજ્યની પ્રવૃત્તિના અધિકારી બની શકે છે. જે મનુષ્ય ક્રોધાદિક અન્તરંગ શત્રુઓના તાબે થાય છે તે મનુષ્ય વિશ્વમાં માનસિક વાચિક અને કાયિક નિર્બલતા પ્રાપ્ત કરીને અવનતિના માર્ગમા સંચરે છે. અતએવ ક્રોધાદિક કષાયોને જીતવામા આત્મિક વીરતા પ્રગટાવવાની આવશ્યકતા છે. જે વીર મનુષ્ય છે તે અનેક પ્રકારના વિઘ્નોને સહેજે જીતી શકે છે. વીરપુરુષ ક્ષમા રાખીને કર્તવ્યકર્મમા પ્રવૃત્તિ કરી સાધ્યની સિદ્ધિ કરે છે અતએવ કાર્યપ્રવૃત્તિનો અધિકારી વીરપુરુષ છે-એમ કથવામા ક્વચિત્ કોઇપણ પ્રકારનો વિરોધ આવતો નથી. વીરમનુષ્ય દ્રવ્ય અને ભાવથી વીરતાનો પ્રત્યેક કાર્યની પ્રવૃત્તિમા ઘટતો ઉપયોગ કરી શકે છે. દેશનું રક્ષણ, ધર્મનું રક્ષણ, વ્યાપારનું રક્ષણ, સંઘનું રક્ષણ, સમાજનું રક્ષણ, કુટુંબનું રક્ષણ

અને સ્વનું રક્ષણ આદિ અનેક પ્રકારની રક્ષણપ્રવૃત્તિયોને વીરપુરુષ સેવી શકે છે. ધર્મની આરાધના કરવી, ધર્મની સ્થાપના કરવી, અધર્મીઓથી ધર્મનું રક્ષણ કરવું, નાસ્તિકોના વિચારો સામે ધર્મની રક્ષા કરવી અને સ્વગુરુઆદિની સેવાભક્તિ કરવી–ઇત્યાદિ ધર્મકર્મપ્રવૃત્તિમા વીરતાવિના કંઇપણ શ્રેયઃપરિણામ પ્રાપ્ત કરી શકાય નહીં. નિર્વીર્યમનુષ્ય સંસારમા અને ધર્મમાં કંઇપણ ઉત્તમ કાર્યપ્રવૃત્તિને સેવવા સમર્થ થઇ શકતો નથી. નિર્વીર્યમનુષ્યની મૈત્રીથી કોઇનું કલ્યાણ થઈ શકતું નથી; ઊલટું પ્રાણનો નાશ થવાનો સમય પ્રાપ્ત થાય છે. જે મનુષ્યમા વીરતા છે તે શક્તિયો ફોરવીને સ્વકાર્યપ્રવૃત્તિમાં અનેક વિઘ્નસંતોષીઓ સામો ઊભો રહી સ્વકાર્યપ્રવૃત્તિનું સંરક્ષણ કરે છે અને તે કર્તવ્યકર્મપ્રવૃત્તિક્ષેત્રમા ઊભો રહી અનેક તાપો સહી સ્વકાર્યની પૂર્ણતા કરે છે. આર્યાવર્તના વીરમનુષ્યોના ચરિત્ર અવલોકવાથી સ્પષ્ટ બોધ થાય છે કે તેઓએ જે જે કાર્યો કર્યાં છે તે સર્વે વીરતાથી કર્યાં છે. પાશ્ચાત્ય દેશોના ઇતિહાસો અવલોકશો તો તે તે દેશોની ઉન્નતિમાં વીરમનુષ્યોની વીરતા જ કારણભૂત સમજાય છે. કોઈ પણ ધર્મના સંસ્થાપકનું ચરિત્ર અવલોકશો તો તેમા વીરતા તો તેના સર્વ ગુણોના શીર્ષે વિરાજમાન થએલી દેખાશે. કર્તવ્યકર્મપ્રવૃત્તિમા જે વીર છે તે યોગ્ય અધિકારી છે એમ અનેક દૃષ્ટાન્તો અને સિદ્ધાંતોથી સિદ્ધ થાય છે. અતએવ કર્તવ્યકર્મપ્રવૃત્તિમાં વીરતાયુક્ત વીરમનુષ્યની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. ધૈર્ય અને વીરતાગુણની સાથે વિવેકગુણની કર્તવ્યકર્મપ્રવૃત્તિમા અત્યંત જરૂર છે. કર્તવ્યકર્મપ્રવૃત્તિમાં વિવેકવિના એક ક્ષણમાત્ર પણ ચાલી શકે તેમ નથી. વિવેક એ દશમનિધિ છે ધૈર્ય વીરતા આદિ અનેક ગુણોવડે મનુષ્ય, કર્તવ્યકર્મપ્રવૃત્તિ કરે તોપણ લૂણ વિનાનું જેવું ભોજન, નાસિકા વિનાનું મુખ અને વાસ વિનાનું જેવું પુષ્પ તેવી વિવેક વિના સ્થિતિ પ્રાપ્ત થાય છે. વિવેક વિના વિશ્વમા કોઇપણ કાર્ય કરવામા આવે તોપણ તેની સફલતા થતી નથી. વિવેકપૂર્વક જે કર્મપ્રવૃત્તિ થાય છે તે વિશ્વમા સફલ અને ઉપયોગી બની શકે છે. વિવેક વિનાની સર્વ કાર્યપ્રવૃત્તિયો ખરેખર મયૂરપૃષ્ઠભાગવત્ શોભા પામી શકે છે. વિવેકવિનાનો મનુષ્ય પશુ સમાન ગણાય છે અને તે વિશ્વમા શોભી શકતો નથી તો તેની લૌકિકકાર્યપ્રવૃત્તિયો અને લોકોત્તર કાર્યપ્રવૃત્તિયો કેવી રીતે શોભાને પામે વારુ? અલબત્ત, ન પામી શકે જે મનુષ્યમા વિવેક પ્રાપ્ત થયો હોય છે તે આત્મોન્નતિના શિખરે જ્યારે ત્યારે પણ વિરાજ્યા વિના રહેતો નથી આ વિશ્વમાં સૂક્ષ્મનિરીક્ષણ કરી વિલોકવામા આવશે તો આત્મોન્નતિનું મૂળ વિવેક છે એમ નિશ્ચય થયા વિના રહેનાર નથી દુઃખસાગરનો પાર પામવા માટે વિવેક એ મોટી સ્ટીમર છે આ વિશ્વમા સત્ય સુખના માર્ગમા વિહરતા વિવેક એ મહાલાઇટની ગરજ સારે છે. વિવેકપૂર્વક જે જે કાર્યપ્રવૃત્તિયો કરાય છે તેમા અવશ્ય લાભની પ્રાપ્તિ થાય છે. વિવેકપૂર્વક પ્રત્યેક કાર્યપ્રવૃત્તિ કરતા આત્મોન્નતિક્રમમાં વિદ્યુદ્વેગે ગમન કરી શકાય છે. વિશેષ લાભ અને કર્તવ્યની

ખરેખર પરિત: સંયોગોની પરિસ્થિતિયો તપાસી જે નિશ્ચય કરવો તે વિવેકથી થાય છે. આત્માની શક્તિની મર્યાદા બહિરનું કાર્ય–ખરેખર વિવેક જાગ્રત્ થાય પશ્ચાત્–કરાતું નથી. આત્માની શક્તિના અનુસારે અમુક કાર્યપ્રવૃત્તિને સ્વસ્વાધિકારે સેવવાયોગ્ય છે એમ વિવેકથી નિશ્ચય કરી શકાય છે. અતએવ ભવ્ય મનુષ્યોએ કાર્યપ્રવૃત્તિ કરતાં વિવેકથી તેનો વિચાર કરવો જોઇએ. વિવેકવિના આચારો અને વિચારોમાં અનેક પ્રકારના ઘોટાળા થયા કરે છે. જે દેશના અને જે ધર્મના મનુષ્યોમાં વિશેષ પ્રમાણમા વિવેક જાગ્રત્ થએલો હોય છે તે દેશની અને તે ધર્મની તે પ્રમાણમાં વિશ્વમાં જાહોજલાલી પ્રગટી નીકળે છે. વિવેકપૂર્વક સ્વયોગ્ય કાર્યપ્રવૃતિ કરતાં કદાપિ પશ્ચાત્તાપપાત્ર બની શકાતું નથી; તેમજ આત્માની શક્તિયોનો નકામો નાશ તથા દુરુપયોગ થઈ શક્તો નથી. જેમ જેમ મનુષ્ય સર્વત્ર સર્વ બાબતોમા સ્વાધિકારે વિવેકપૂર્વક પ્રવૃત્તિ કરે છે તેમ તેમ તે સ્વકાર્યસિદ્ધિમા અનેક વિઘ્નોથી મુક્ત થાય છે. ભારતીય અનેક ક્ષત્રિયનૃપતિયોએ વિવેક વિના અનેક દેશરાજ્યધર્મહાનિકર યુદ્ધો કરીને ભારતની અવનતિ કરી તેની સાક્ષી ખરેખર ઇતિહાસ પૂરે છે. કૌરવોએ વિવેકપૂર્વક વિચાર કર્યો હોત તો તે કદાપિ પાંડવોની સાથે યુદ્ધ કરત નહિ. રાવણે વિવેકપૂર્વક વિચાર કર્યો હોત તો કદાપિ તે રામની સાથે યુદ્ધ કરીને રાજ્ય અને સ્વજાતિસામ્રાજ્યનો નાશ કરત નહિ. મુંજરાજે વિવેકપૂર્વક વિચાર કરીને સ્વપ્રધાનની સલાહ માની હોત તો કદાપિ તૈલંગનૃપતિ સાથે યુદ્ધ કરત નહિ; તેમજ છેવટની સલાહ પ્રમાણે તે વર્ત્યો હોત તો તેનો નાશ થાત નહિ. કનોજના રાજા જયચંદ્રે વિવેકપૂર્વક દેશાર્થે સમાજાર્થે અને ધર્માર્થે વિચાર કર્યો હોત તો શાહબુદ્દીન ઘોરીને ગૃહછિદ્ર બતાવત નહિ. કરણઘેલાએ વિવેકપૂર્વક વિચાર કર્યો હોત તો મંત્રીપત્નીને સતાવી ગુર્જર ભૂમિનો નાશ કરવામાં સ્વયં કારણભૂત બનત નહિ અને તેણે જે દુઃખ પ્રાપ્ત કર્યું તે કદાપિ પ્રાપ્ત કરી શકત નહિ. સિકંદરના વખતમા ભારતીય નૃપતિયોએ વિવેકપૂર્વક રાજ્યસંરક્ષા કાર્યપ્રવૃત્તિ આદરી હોત તો તેઓની પતિતદશા થાત નહિ. વિવેકપૂર્વક ઇગ્લીશ સરકાર રાજ્યકાર્યપ્રવૃત્તિને આદરે છે તેથી તેના રાજ્યમા રાજ્યોન્નતિના સૂર્યનો આકાશીય સૂર્યનો અસ્ત થતો નથી. જ્યારે જ્યારે વિવેકની ક્ષીણતા થાય છે ત્યારે ત્યારે અવિવેકથી ન કરવાયોગ્ય અનીતિ વગેરે કર્મોની પ્રવૃત્તિયો થાય છે અને તેથી પતિતદશાનો આરંભ થાય છે. જૈનકોમમાં જ્યારથી વિવેકભાનુના પ્રખરકિરણોનો પ્રકાશ મન્દ પડવા લાગ્યો અને અવિવેકરૂપમાં તેમનો પ્રચાર વધવા લાગ્યો, ત્યારથી જૈનકોમની વસતિ ઘટવા લાગી અને જૈન કોમમાથી વિદ્યાબલ, ક્ષાત્રબલ, વ્યાપારબલ અને સેવાબલની સુવ્યવસ્થાઓ અને તેની પ્રગતિયોનો અસ્ત થવા લાગ્યો. વિવેકથી ચડતી છે અને અવિવેકથી પડતી છે એમ સર્વ બાબતોની સર્વ પ્રવૃત્તિયોમા સમજી લેવું. જે મનુષ્યમાં જે સમાજમાં જે જ્ઞાતિમાં જે સંઘમા જે દેશમાં જે જે બાબતોનો વિવેક પ્રકટવો જોઇએ તે પ્રકટવા માંડયો એટલે

અવબોધવું કે જાપાન અમેરિકાની પેઠે ઉદયસૂર્યનું પ્રભાત પ્રકટવા લાગ્યું છે. વિવેકપૂર્વક સ્વયોગ્ય પ્રત્યેક કાર્યપ્રવૃત્તિ થતાં અનેક જાતની હાનિમાંથી બચી શકાય છે અને પ્રગતિ-માર્ગમાં પૂરવેગથી ગમન કરી શકાય છે. વિવેક વિના મનુષ્યની અને મનુષ્યદ્વારા કર્તવ્ય કાર્યોની પરિપૂર્ણ કિમ્મત આંકી શકાતી નથી. આત્મા શુદ્ધ ધર્મની પ્રાપ્તિમા અને જન્મ જરા અને મરણના પ્રપંચોમાંથી છૂટવાને આત્માનો વાસ્તવિક વિવેક પ્રાપ્ત કરવાની અત્યન્ત જરૂર છે. જે મનુષ્ય સ્વયોગ્ય પ્રત્યેક કાર્યને વિવેકપુરસ્સર કરે છે–તે મનુષ્ય જ્યાં ત્યા આત્મોન્નતિના ક્રમને અંગીકાર કરી પરમાત્મપદની પ્રાપ્તિમા આગળ વહે છે. વિવેકપુરસ્સર સર્વ કાર્ય કરવાનો અભ્યાસ સેવવાનો ઉપયોગ ધારણ કરવો જોઇએ કે જેથી અનેક પ્રકારની આપત્તિયોમાથી બચી શકાય અને જ્ઞાનદર્શનચારિત્રધર્મમાં સ્થિરતા પ્રાપ્ત કરી શકાય. સ્વયોગ્ય કર્મપ્રવૃત્તિના અધિકારી થવાને જેમ વિવેકગુણની જરૂર છે તેમ સ્વયોગ્ય કર્મપ્રવૃત્તિના અધિકારી થવાને પૂર્ણોત્સાહની પણ અત્યંત જરૂર છે. પૂર્ણોત્સાહવડે યુક્ત કર્મયોગી મનુષ્ય સ્વકાર્યમા આત્મિકબળ પ્રગટાવીને પ્રયત્ન કરે છે. પૂર્ણોત્સાહવડે આત્માની પ્રવૃત્તિમા અદ્ભુતશક્તિ પ્રકટે છે પ્રથમ તો ઉત્સાહથી કર્તવ્યકાર્યની સિદ્ધિની પરીક્ષા થાય છે. જે કાર્યપ્રવૃત્તિમા પૂર્ણોત્સાહી મન સ્વયમેવ બને છે તે કાર્યની સિદ્ધિ થવાની છે એમ પોતાનો આત્મા સાક્ષી પૂરે છે. સ્વયોગ્ય કર્તવ્ય કાર્યપ્રવૃત્તિમા જે જે મનુષ્યોએ પૂર્ણોત્સાહથી ભાગ લીધો હોય છે, તેઓએ અવશ્ય સ્વફરજની પૂર્ણતાદ્વારા પ્રવૃત્તિમાર્ગનું આદર્શજીવન વિશ્વમાં પ્રસિદ્ધ કર્યું હોય છે. હે મનુષ્ય ! તું સ્વયોગ્ય કાર્યપ્રવૃત્તિની ફરજને અદા કરવાને પ્રથમાવસ્થામા પૂર્ણોત્સાહને ધારણ કર. હે મનુષ્ય, ત્હારી સ્વયોગ્ય કાર્યપ્રવૃત્તિની સિદ્ધિનો આધાર ત્વદીય પૂર્ણોત્સાહ પર રહેલો છે. પૂર્ણોત્સાહ એ જ શુભ કાર્યપ્રવૃત્તિમા આન્તરિક મંગલ અવબોધવું શ્રીપાલરાજાએ પૂર્ણોત્સાહથી નવપદની આરાધના કરી હતી તેથી તે સ્વકાર્યપ્રવૃત્તિની સિદ્ધિ કરી શકયા હતા. પ્રત્યેક સ્વકાર્યપ્રવૃત્તિને પૂર્ણોત્સાહથી આદરતા તેમા અવશ્ય વિજય મળે છે. અતએવ સ્વયોગ્ય કાર્યપ્રવૃત્તિના અધિકારમા પૂર્ણોત્સાહ ધારણ કરવાની આવશ્યકતા સ્વીકારવી જોઇએ. જે મનુષ્ય ઉત્સાહ વિના કાર્યપ્રવૃત્તિને આદરે છે તે અવશ્ય પશ્ચાત્તાપપાત્ર બને છે. છેલ્લી લડાઈમાં પૃથુરાજ ચોહાણે પૂર્ણોત્સાહ વિના અને પંચાસરના જયશિખરીએ પૂર્ણોત્સાહ વિના પ્રવૃત્તિ કરી હતી એ જ તેની અસ્તદશાનું ચિહ્ન હતું. અતએવ ઉત્સાહપૂર્વક પ્રત્યેક કાર્યપ્રવૃત્તિ આરંભવી જોઇએ. કાર્યપ્રવૃત્તિનો અધિકારી જેમ પૂર્ણોત્સાહી છે તેમ શમી મનુષ્ય પણ અવબોધવો. જેનામાં શમ રાખવાની શક્તિ નથી તેનામા દમ રાખવાની શક્તિ નથી જે મનુષ્ય શમ ધારણ કરી શકે છે તે આત્માની પ્રગતિપૂર્વક બાહ્યસ્વકર્તવ્યાધિકારની ફરજને પણ અદા કરી શકે છે. મનના પ્રગટતા અનેક પ્રકારના ક્રોધના માનના માયાના લોભના, સ્વાર્થના, મમતાના સ્વપૂજાના કીર્તિના ભયના દ્વેષના અને નામરૂપ મોહના વિકલ્પસંકલ્પો શમાવીને

જે મનુષ્ય સ્વયોગ્ય કર્મપ્રવૃત્તિને આચરે છે તે કર્તવ્ય કાર્યપ્રવૃત્તિમાં નિર્લેપ રહીને આત્મશક્તિયોને ખીલવી શકે છે આત્મશક્તિયોની શમવડે ખીલવણી કરવાપૂર્વક જે મનુષ્ય સ્વદશાયોગ્ય કર્તવ્ય કર્મપ્રવૃત્તિયોની અનેક ફરજોમાથી પસાર થાય છે તે જ મનુષ્ય આ વિશ્વમા સંસાર વ્યવહારને સાચવવાપૂર્વક આત્મગુણોની પરિપકવ દશાનો અનુભવ કરનારો થાય છે એમ અવબોધવું. સ્વાધિકારે બાહ્ય કર્તવ્ય કાર્યોની ફરજને બજાવવાની સાથે અન્તરમા શમ ધારણ કરવાથી પોતાની ધર્મમાર્ગમા કેટલી ઉન્નતિ થઈ છે તેનો ખ્યાલ આવે છે અને ન્યૂનતા હોય તો તેની સિદ્ધિને માટે પ્રયત્ન પ્રારંભી શકાય છે. સ્વકર્તવ્યયોગ્ય જે જે સ્વાધિકારે પ્રવૃત્તિયોને સેવવાની હોય તેઓનો ત્યાગ કરીને નિષ્ક્રિય જેવા બની અનેક ગુણોના ભાજનભૂત અને અનેક દોષોના ઉપશામક તરીકે પોતાને માનવામા આવે અને વનમા ગમન કરી ગુફામાં બેસવામાં આવે, પરન્તુ જ્યાં સુધી અમુક કારણો ન મળ્યા હોય ત્યા સુધી સર્પની પેઠે શમી રહી શકાય છે. જ્યારે પ્રવૃત્તિમા પ્રવૃત્ત થવાય અને તેમ છતાં શમભાવને સેવી શકાય ત્યારે ખરેખરી શમભાવની સિદ્ધિ કરી શકાય છે અને પ્રવૃત્તિમાર્ગના તાપમાં જીવતી રહેલી શમભાવની દશા ખરેખર અન્યભવમા પણ ઉપશમત્વના સંસ્કારો વહન કરવાને સમર્થ થાય છે. ક્રોધાદિકની ઉપશમવૃત્તિપૂર્વક જે મનુષ્ય સ્વયોગ્ય કાર્યપ્રવૃત્તિને આદરે છે તે સ્વકાર્યમાં અવશ્ય વિજયતા પ્રાપ્ત કરે છે. સ્વકાર્યપ્રવૃત્તિમા પૂર્ણોત્સાહીની તથા શમીની જેટલી આવશ્યકતા છે તેટલી સદોદ્યમીની આવશ્યકતા છે. જે મનુષ્ય સ્વકાર્યની સિદ્ધિની પ્રવૃત્તિમા સદા ઉદ્યમી રહે છે તે કાર્યને પૂર્ણરીત્યા સાધી શકે છે. સ્વકાર્યસિદ્ધિમાં જે મનુષ્ય સદા ઉદ્યમી છે તે દુ સાધ્ય કાર્યને અન્તે સુસાધ્ય કરી શકે છે; દુ ખમાં વિદ્યાભ્યાસ નામનું પુસ્તક વાચવાથી તથા જાતમહેનત નામનું પુસ્તક વાચવાથી માલૂમ પડશે કે જે મનુષ્ય સદા કાર્યનો ઉદ્યમી છે તે ઘણું કાર્ય કરી શકે છે. જે મનુષ્ય સદા સ્વકાર્યમા ઉદ્યમ કર્યા કરે છે અને પ્રારંભિત કાર્યમા પ્રાણાતે પણ ઉદ્યમનો ત્યાગ કરતો નથી તે પ્રાન્તે સ્વકાર્યસિદ્ધિની વિજયતા પ્રાપ્ત કરી શકે છે. પ્રબલવિરુદ્ધ સંયોગોમાં પણ જે મનુષ્ય જેટલો બને તેટલો ઉદ્યમ સેવીને સ્વકાર્યમાં મચ્યો રહે છે તે અન્તે સહસ્ર ધન્યવાદને પાત્ર બને છે. સ્વકાર્યસિદ્ધિનો મુખ્યાધાર ઉદ્યમ પર છે. અતએવ વિચારદીર્ઘપરંપરાસૂત્રી માત્ર ન. બનતા વિચારની સાથે ઉદ્યમને સેવી કાર્યની સિદ્ધિ કરવી જોઇએ.. આલસ્યનો નાશ કર્યા વિના ઉદ્યમમા પ્રવૃત્તિ થઈ શકતી નથી. જે દેશના અને જે સમાજના મનુષ્યો આલસ્યમા સ્વજીવન નિર્ગમન કરે છે, તેઓ સ્વદેશ અને સ્વસમાજની પડતીનું પાપ સ્વશીર્ષે વ્હોરી લે છે અને તેઓ સ્વવર્ગની ભવિષ્યમા અવનતિ કરાવવાના આરોપી બને છે. જે દેશીયમનુષ્યો મોજશોખમા મસ્ત બને છે તેઓ સ્વદેશ અને સ્વધર્મ તથા સમાજનો નાશ કરી દે છે. અનુદ્યમી મનુષ્ય અનેક પ્રકારના માનસિક પાપોને સેવી શકે

છે અને તે વિશ્વમાં અન્યાયવડે સ્વોદરપૂર્તિ કરવાની વૃત્તિનો ભાગી બને છે. ઉદ્યમથી યુરોપ વગેરે દેશના મનુષ્યો સ્વકર્તવ્યપરાયણ થઇને વિશ્વમા આજીવિકાના સૂત્રોના પ્રવર્તક બન્યા છે. કાળા માથાનો માનવી શું ન કરી શકે એ કહેવતનો ખ્યાલ કરીને સદા ઉદ્યમ-મા મચ્યા રહેવું અને સ્વફરજે જે જે કર્તવ્ય કાર્યો હોય તેઓને કરવાં એજ પ્રગતિ-માર્ગમા સંચરવાનો મુખ્યોપાય છે વિશ્વમા વિદ્યા કલા ક્ષાત્રકર્મ વ્યાપાર અને સેવા વગેરે કર્મોમાં ઉદ્યમીજાતોએ નામના મેળવી છે અને તેઓએ વિશ્વમા ઇતિહાસના પાને પોતાના નામો અમર કર્યા છે. પશુઓ અને પંખીઓમા પણ જે ઉદ્યમી છે તે સ્વા-સ્તિત્વસંરક્ષાદિ પ્રવૃત્તિયોને સેવતાં અને તેમા વિજય પામતા જણાય છે. અમેરિકાના પ્રખ્યાત શોધક એડીસનના ઉદ્યમનો ખ્યાલ કરવો જોઇએ **પ્રખ્યાત શોધક એડીસન એક ક્ષણમાત્ર પણ ઉદ્યમ વિના નકામો ગાળતો નથી.** તે સ્વકાર્યપ્રવૃત્તિમા એટલો બધો પૂર્ણોત્સાહથી મચ્યો રહે છે કે તેની સાથે વાત કરવાને પણ અગાઉથી સમય નક્કી કરવો જોઇએ. ગ્લૅડસ્ટનનું જીવનચરિત્ર વાચીને તેના ઉદ્યમનો ખ્યાલ કરવો જોઇએ. શ્રી હરિ-ભદ્રસૂરિ શ્રી હેમચંદ્રસૂરિ વગેરે ધર્માચાર્યોના સતત ઉદ્યમનો ખ્યાલ કરવો જોઇએ **જેનામાં સ્વકર્ત્તવ્ય કાર્ય કરવાની શક્તિ હોય અને જે પૂર્ણોત્સાહપૂર્વક ઉદ્યમ કરતો હોય તે પ્રારંભિત કાર્યોને પૂર્ણ કરી શકે એમાં કાંઇ પણ આશ્ચર્ય નથી.** કીટિકાઓના ઉદ્યમનો ખ્યાલ કરો. તેઓ પોતાના દરમા દાણો લઇ જાય છે તે વખતનો બનાવ દેખો. પશ્ચાત્ ખ્યાલ કરો કે ઉદ્યમની સ્વજીવનની પ્રગતિ માટે કેટલી બધી જરૂર છે. જે મનુષ્ય સ્વફરજોને અદા કરવામા નિયમસર અનેક પ્રકારની યોજનાઓની સુવ્યવ-સ્થાઓ પુરસ્સર ઉદ્યમ કરે છે તે અન્તે વિજયને પ્રાપ્ત કરી શકે છે અને આળસુ મનુષ્યો આલસ્ય સેવીને અવનતિના માર્ગમા સંચરે છે. **आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः नास्त्युद्यमसमो बन्धुः यं कृत्वा नावसीदन्ति** ઇત્યાદિ ભાવાર્થ મનન કરીને ઉદ્યમમાં પ્રવૃત્ત થવું જોઇએ. ગમે તેટલા શુભ વિચારો પ્રવર્તતા હોય પરન્તુ સ્વફરજાનુસારે પ્રવૃત્તિ સેવ્યાવિના કદાપિ કાલે સ્વશુભ વિચારોની અસર ખરેખર આ વિશ્વ પર કરી શકાતી નથી જેના મનમા જલપરપોટાની પેઠે વિચારરૂપ પરપોટાઓ ઉત્પન્ન થાય છે અને ટળી જાય છે તે અલ્પવીર્ય મનુષ્ય ખરેખર ઉદ્યમ વિના આત્માનું ઉચ્ચજીવન કરી શક્તો નથી અને તેમજ અન્ય મનુષ્યોનું પણ ઉચ્ચ જીવન કરી શકતો નથી. **થોડું કરવું પણ ઉદ્યમ સેવી સારૂં કરવું એ વાક્યને લક્ષ્યમાં રાખી સદા ઉદ્યમમાં પ્રવૃત્ત થવું જોઇએ.** આર્યાવર્તના મનુષ્યોની પડતી દશા થઇ તેનું મુખ્ય કારણ તો એ છે કે–તેઓ આળસુ બન્યા. જ્યારે મનુષ્ય આજીવિકાદિ ઉપાયોવડે યુક્ત થઇ સંતોષી બની મોજશોખમા જીવન ગાળે છે ત્યારથી તે સ્વાવનતિના ક્રમપર પોતે વહે છે અને અન્ય મનુષ્યોને વહાવે છે.

જ્ઞાતા હોય છે તે સ્વાધિકારે કર્તવ્યકાર્યોને સાધી શકે છે. જે મનુષ્ય કાર્યનો પરિત- જ્ઞાતા હોઈ ઉદ્યમમાં મચ્યો રહે છે તે અન્તે કાર્યની સિદ્ધિ કરી શકે છે. કાર્યનો પરિત' જ્ઞાતા વિવેકી મનુષ્ય સતત ઉદ્યમવડે કાર્યને સિદ્ધ કરવામા કદાપિ પશ્ચાત્ રહેતો નથી. જે જે કાર્યપ્રવૃત્તિયોનું ચારે બાજુઓનું સ્વરૂપ અવબોધવામા આવે છે તે તે કાર્યપ્રવૃત્તિયોને સેવવામાં ખરેખર યોગ્ય અધિકારી બની શકાય છે. ચારે બાજુઓથી અનેક હેતુઓપૂર્વક જે કાર્ય કરવાનું હોય છે તેનો ચારે બાજુએથી નિર્ણય કરવામાં આવે છે તો તત્સંબંધી ઉદ્યમ કરવામાં આત્મશક્તિયોને ઉલ્લસિત કરવામા આવે છે. નેપોલીયને જ્યા સુધી યુદ્ધકાર્યની ચારે બાજુઓનું જ્ઞાન કરી ઉદ્યમ કર્યો ત્યા સુધી તે વિજય પામ્યો એમ તેના ચરિત્રથી સમજાય છે. કાર્ય કરવામાં ઉદ્યમ એ મહાન્ મંત્ર છે, બહુ બોલવાથી કંઈ વળતું નથી. આત્મશક્તિયોવડે કાર્યપ્રવૃત્તિને આદરવામા કાર્ય સાધકત્વ પરીક્ષા છે. ઉદ્યમવડે કાર્યસિદ્ધિ થાય છે એવું અવબોધી સદા ઉદ્યમી બનવું એ કાર્ય કરવાને માટે ઉપયોગી સૂચના છે. કાર્ય કરવામાં માનસિક-વાચિક-કાયિક અને સાહાયક શક્તિવડે જે સદા ઉદ્યોગી રહે છે તેજ કોઇ પણ કાર્ય કરવાનો અધિકારી બને છે. કદાપિ કાલે કોઈપણ મનુષ્ય રાષ્ટ્રીયભાવના, ક્ષાત્રકર્મપ્રગતિ, વિદ્યાબલ પ્રગતિ-સાયન્સ ( વિજ્ઞાન ), વ્યાપાર-કલાપ્રવૃત્તિ પ્રગતિ અને સામાજિક સેવાધર્મના ઉપાયોની પ્રવૃત્તિ વગેરે તથા ધાર્મિક-રાષ્ટ્રતંત્રપ્રગતિ, સંઘબલૈક્યપ્રગતિ, ધર્મવ્યવસ્થાવર્ધક સુયોજના પ્રબંધ પ્રગતિ, ધાર્મિક ભાવના બલ પ્રગતિ, અને ધર્મકર્મની અનેક પ્રકારની પ્રગતિયોમાં ઉદ્યમ કર્યા વિના વિજયી બનવાનો નથી. આત્મશ્રદ્ધા અને પરિપૂર્ણોત્સાહપૂર્વક જે મનુષ્ય સદા વ્યાવહારિક અને ધાર્મિક કાર્યોનો ઉદ્યમ કરે છે તે આત્મોન્નતિના ઉચ્ચ શિખરે આરોહી પરમ વિજયને પ્રાપ્ત કરે છે. જ્યાં સુધી મનુષ્ય સ્વકાર્યમાં સદા ઉદ્યમ કર્યા કરે છે ત્યા સુધી તેની પાછળ પાછળ વિજયલક્ષ્મી-સિદ્ધિયો ગમન કર્યા કરે છે. અતએવ કદાપિ કાળે હતાશ થઈને ઉદ્યમનો ત્યાગ ન કરવો જોઇએ. મહાત્માઓ સહસ્ર વાર નાસીપાસ થયા છતા પણ ઉદ્યમનો ત્યાગ ન કરવો એમ પ્રબોધે છે કાર્યસિદ્ધિનો ઉદ્યમ સેવતા સહસ્ર વિપત્તિયો સહવી પડે છે અને કોઈ વખતે એમ પણ લાગે છે કે હવે તો ઉદ્યમ સેવતાં પણ પરાજય થયો-ઈત્યાદિ પ્રસંગે પણ મહાત્માઓ કર્મયોગનો અનુભવ કરીને જણાવે છે કે-હે મનુષ્ય ! તું સ્વકાર્યનો ઉદ્યમ કર્યા કર. જ્યા સુધી કાર્ય કરવાનો ત્હારો અધિકાર છે ત્યા સુધી તું ઉદ્યમ કર્યા કર. કાર્યમા સદા ઉદ્યમી બનતા દૈવી શક્તિયોની તને સાહાય્ય મળશે અને તેથી તું કાર્યસિદ્ધિના વિજયની પાસે જઈશ. કથ્યસારાંશ એ છે કે કાર્યનો પરિત' જ્ઞાતા એવો સદોદ્યમી મનુષ્ય આ વિશ્વમા જેની કલ્પના કરવામાં ન આવે એવા કાર્યો કરી શકે છે. કાર્યમાં સદા ઉદ્યમી બનતા પારિણામિકી બુદ્ધિ ઉપજે છે અને તેથી કાર્યની સિદ્ધિમાં અનેક પ્રકારના ઉપાયો સુઝી આવે છે. કાર્યની સિદ્ધિમાં સદોદ્યમી

सापेक्षकार्यबोधस्य साध्यलक्ष्योपयोगिनः ।
व्यवस्थितप्रबोधस्य साध्यकर्मणि योग्यता ॥ ३५ ॥

प्रसन्नास्यः क्रियाकाले समानो हर्षशोकयोः ।
निःस्पृहः सर्वकार्येषु तस्यास्ति कार्ययोग्यता ॥ ३६ ॥

**શબ્દાર્થ**—કાર્યના ઉદ્દેશાદિના વિચારથી જેણે પરિપૂર્ણ ક્રિયાજ્ઞાન ગ્રહ્યું છે અને તેનો જેણે નિશ્ચય કર્યો છે તેને કાર્ય કરવાની યોગ્યતા અવબોધવી. સાત્વિકાદિકર્મજ્ઞ, સ્વ-પરશાસ્ત્રવિશારદ અને જે જગત્‌હિતાર્થકર્મજ્ઞ છે તેને કાર્ય કરવાની યોગ્યતા અવબોધવી. જેણે પોતાને માટે દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી અપેક્ષાએ સર્વ કર્મોની ઉપયોગિતા અવબોધી છે તેને કર્તવ્યકર્મની યોગ્યતા અવબોધવી. જેની વ્યવસ્થાક્રમજ્ઞાનવડે સ્વાન્યધર્મપ્રકાશાર્થ કર્તવ્યકાર્યમા પ્રવૃત્તિ છે તેની કાર્ય કરવામાં યોગ્યતા છે. જે મનુષ્ય સપ્તભીતિનો ત્યાગ કરીને સ્વાત્મામા સ્થિર થયો છે અને કીર્તિવાળી પૂજા વગેરેમાં અનાસક્ત છે તેની કાર્ય કરવામા યોગ્યતા છે. અન્ય કાર્યના સંકલ્પ-વિકલ્પોને નિવારણ કરતો છતો જે સ્વ-સાધ્ય કાર્યમા અનન્ય ચિત્તવાળો થયો છે તેની કર્તવ્ય કાર્યમાં યોગ્યતા છે. જેની સાક્ષીભૂત આત્માવડે કર્તવ્યકર્મમાં મતિ પ્રવર્તે છે અને જેણે સ્થિરપ્રજ્ઞાવડે સ્વાધિકારનો નિર્ણય કર્યો છે તેની કાર્ય કરવામા યોગ્યતા છે. સાધ્યાનુષ્ઠાનમગ્ન, નિષ્કામ કર્મયોગી અને કદાગ્રહરહિત મનુષ્યને કર્મની યોગ્યતા છે સાક્ષેપકાર્ય બોધવાળો સાધ્ય લક્ષ્યોપયોગી અને વ્યવસ્થિત જેનો પ્રબોધ છે એવા મનુષ્યને કાર્યની યોગ્યતા અવબોધવી. ક્રિયાકાલે પ્રસન્ન-વદની હર્ષશોકમા સમાન અને જે સર્વ કાર્યોમાં નિઃસ્પૃહ છે એવો કર્મયોગી મહાપુરૂષ જે છે તેને કાર્ય કરવાની યોગ્યતા છે.

**ભાવાર્થ**—ઉપર્યુક્ત વિષયનું વિસ્તારથી વિવેચન કરવામાં આવે છે. અમુક કાર્યની ક્રિયા કરવાનો શો ઉદ્દેશ છે ? શું પ્રયોજન છે ? ઇત્યાદિનો પરિપૂર્ણ નિર્ણય કરીને જેણે ક્રિયાજ્ઞાન પ્રાપ્ત કર્યું છે-તેનો કાર્યક્રિયા કરવામાં અધિકાર છે. ઉદ્દેશાદિનો નિર્ણય કર્યા વિના કોઇપણ કાર્યક્રિયાને જે કરે છે તે તે ( દેવસી રાઇસી બે ભાઇની પેઠે વા ગારના ખીલાની ક્રિયા પેઠે ) પરિણામે સમ્યગ્‌લાભને પ્રાપ્ત કરી શકતો નથી અને તેમજ તેવી પ્રવૃ-ત્તિથી અનેક પ્રકારની હાનિને પ્રાપ્ત કરે છે. અતએવ જે જે કાર્ય કરવામાં આવે તેઓથી થતા લાભ અને તે તે કાર્યોની પ્રવૃત્તિ કરવાના વાસ્તવિક કારણો વગેરેનું સમ્યગ્જ્ઞાન કરવું જોઇએ. ઉદ્દેશાદિના વિચારપૂર્વક કાર્યપ્રવૃત્તિનું નિશ્ચિત જ્ઞાન કરવું જોઇએ અમુક કાર્ય કરું વા નહિ ? કરવામાં પણ લાભ દેખાય છે અને નહિ કરવામા પણ અલાભ પણ દેખાતો

નથી-ઇત્યાદિ વિચારોને અમુક અમુક હેતુઓપૂર્વક કરવામાં આવે પરન્તુ જ્યાસુધી તેઓનો પરિપૂર્ણ દૃઢ નિશ્ચય કરવામાં નથી આવ્યો ત્યાસુધી કાર્યની પ્રવૃત્તિમાં આત્મિકબલની સાહાય્ય પ્રાપ્ત થતી નથી. અતએવ કાર્ય કરવાના ઉદ્દેશાદિનો વિચારક અને કાર્યકરણમા દૃઢનિશ્ચયી મનુષ્યની કર્તવ્યકર્મમા અધિકારિતા છે એમ પ્રબોધવું જોઈએ. કાર્યપ્રવૃત્તિનો નિશ્ચય કર્યા વિના કદાપિકાલે કાર્યમા નૈશ્ચયિક દૃઢપ્રવૃત્તિ થઈ શકતી નથી અને નિશ્ચય દૃઢપ્રવૃત્તિ વિના માથું મૂકીને અર્થાત્ મરજીવા થઇને કાર્ય કરી શકાતું નથી. સ્વયોગ્યકાર્ય પ્રવૃત્તિનો ઉદ્દેશાદિના જ્ઞાનપૂર્વક દૃઢનિશ્ચય કરીને પશ્ચાત્ તેને ગ્રહણ કરવામાં આવે છે તો અન્યોના ભમાવ્યાથી વા પ્રપંચોથી ત્યાગી શકાતું નથી. કાર્યજ્ઞાન અને તેનો દૃઢનિશ્ચય કર્યાવિના સ્વકાર્યની સિદ્ધિમા દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી પરિપૂર્ણ પ્રયત્ન કરી શકાતો નથી અને વિપત્તિપ્રસંગે મરજીવા થઇને આત્મસ્વાર્પણપૂર્વક આત્મબલ ફોરવી શકાતું નથી. સત્ત્વગુણ રજોગુણ અને તમોગુણવૃત્તિનો જ્ઞાતા તથા સ્વ અને અન્ય માન્યતાવાળી અનેક પ્રકારની કાર્યપ્રવૃત્તિયોનો જ્ઞાતા મનુષ્ય સ્વાધિકારે સ્વકાર્યપ્રવૃત્તિમાં યોગ્યાધિકારી બની શકે છે. સ્વાન્યશાસ્ત્રોનો જ્ઞાતા મનુષ્ય સ્વકાર્યપ્રવૃત્તિયોમા ક્ષેત્રકાલાનુસારે સુધારોવધારો કરીને આત્મબળ ફોરવી શકે છે. જગત્હિતાર્થે જે જે કાર્યો હોય અને તેનો જે જ્ઞાતા હોય છે તેની કર્તવ્યકાર્યમા અધિકારિતા છે. વિશ્વહિતકાર્યજ્ઞ જે હોય છે તે વિશ્વજીવોનું હિત થાય એવી કાર્યપ્રવૃત્તિને સેવી શકે છે. જે મનુષ્ય વિશ્વોન્નતિ કરવાને ઇચ્છે છે વા તેવી પ્રવૃત્તિ કરે છે તેને વિશ્વજીવોનું કેવી રીતે હિત કરવું જોઇએ-તત્બાબતનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ અને વિશ્વજીવોનું કલ્યાણ શામા રહેલું છે તેનું સમ્યગ્જ્ઞાન કરવું જોઇએ. વિશ્વહિતની સાથે કેટલીક બાબતોમાં સ્વહિતનો સંબંધ રહેલો હોય છે. પિંડ અને બ્રહ્માંડ એ બેનો પરસ્પર અત્યંત નિકટ સંબંધ છે. બ્રહ્માંડની અસર પિંડ પર થાય છે અને પિંડની અસર બ્રહ્માંડના અમુક ભાગ પર થયા કરે છે. સ્વપિંડ સંબંધી શુભાશુભ વિચારો અને આચારોની બ્રહ્માંડ ઉપર કેવી રીતે અસર થાય છે તેનો વિજ્ઞાનશાસ્ત્રોદ્વારા નિર્ણય થાય છે. બ્રહ્માંડની અસર સ્વપિંડસ્થ આત્મા પર કેવી રીતે થાય છે તેનો અનુભવ પ્રાપ્ત કરવો જોઇએ. બ્રહ્માંડના પ્રત્યેક જીવોની સાથે અનન્ત વાર સંબંધમા આવવાનું થયું છે. બ્રહ્માંડના પ્રત્યેક જીવનો પોતાના પર કોઇ જાતનો ઉપગ્રહ થએલો હોય છે. બ્રહ્માંડના સર્વ જીવોને સ્વકાર્ય પ્રવૃત્તિદ્વારા કંઇ ને કંઈ ઉપગ્રહ થવો જોઇએ-એ બાબતનું સૂક્ષ્મદૃષ્ટિથી જ્ઞાન કરવું જોઇએ. બ્રહ્માંડના સર્વ જીવોની શાન્તિમાં સ્વવ્યક્તિપ્રવૃત્તિથી કેટલા અંશે ભાગ આપી શકાય તેનું જ્ઞાન સંપ્રાપ્ત કરવું જોઇએ. બ્રહ્માંડમા રહેલા રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણવૃત્તિના વાતાવરણોની અસર દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી પોતાના પર કેવી રીતે થાય છે તેનું જ્ઞાન કરવું જોઇએ અને સ્વવ્યક્તિગત પ્રવૃત્તિદ્વારા જગત્હિતમા જે જે અંશે પ્રવૃત્ત થવાનું હોય તેનું નૈશ્ચયિક જ્ઞાન કરવું જોઇએ, સ્વવિચારો

અને આચારોથી જગજ્જીવોનું હિત થાય છે કે અહિત થાય છે ? તેનો સમ્યગ્ નિર્ણય કરવો જોઇએ વિશ્વહિતના વાસ્તવિક કયા વિચારો અને આચારો છે અને વિશ્વના અહિતભૂત કયા વિચારો અને આચારો છે તેનો સ્વપર અનેક શાસ્ત્રોના રહસ્યોથી નૈશ્ચયિક અનુભવ કરીને વિશ્વહિતકારક કાર્યને દ્રવ્યક્ષેત્રકાલભાવથી કરવાં જોઇએ. જે મનુષ્ય પિંડહિતજ્ઞ હોય છે તે બ્રહ્માંડહિતજ્ઞ હોય છે અથવા જે મનુષ્ય સંપૂર્ણ બ્રહ્માંડહિતજ્ઞ થયો હોય છે તે પિંડહિતજ્ઞ તો થયો હોય છેજ. જે પરિપૂર્ણરીત્યા પિંડહિતજ્ઞ થયો હોય છે તે બ્રહ્માંડ-હિતજ્ઞ થઈ શકે છે. વિશ્વના હિતમા જેની મનોવૃત્તિ પ્રવર્તતી નથી તે મનુષ્યની સંકીર્ણ સ્વાર્થદૃષ્ટિ હોવાથી કર્મયોગી બનતા પૂર્વે તેણે પરમાર્થકાર્યકારકત્વ થવું જોઇએ. વિશ્વહિતજ્ઞ થયા વિના સમાજસેવા અને સંઘસેવા કાર્યોમાં સમ્યક્પ્રવૃત્તિ થઈ શકતી નથી યાવત્ વિશ્વસેવા દેશસેવા સમાજસેવા સંઘસેવા અને અન્ય સેવાઓ કરવા પૂર્વે તેઓનું સમ્યગ્હિત કેવા રૂપમા અને કેવા ઉપાયોમાં રહ્યું છે તે સમ્યગ્ અવબોધી શકાતું નથી તાવત્ સમ્યક્પ્રવૃત્તિ પણ થઈ શકતી નથી. **વિશ્વહિતકારક પ્રવૃત્તિયોમાં પ્રવર્તતાં વિશ્વહિતનું પરિપૂર્ણજ્ઞાન ન મેળવ્યું હોય તો વિશ્વમાં અનેક પ્રકારની સમાજસેવાઓમાં પ્રવૃત્તિ કરનારાઓ પરસ્પર યાદવાસ્થળી કરીને સ્વપરનો નાશ કરી શકે છે.** કાર્યપ્રવૃત્તિ કરતા કંઈ મતભેદ પડતા પરસ્પર એકબીજાની જાત પર ઉતરી રાગદ્વેષી બની એકબીજાના સામે થાય છે અને તેથી કાર્ય-પ્રવૃત્તિના મૂલ ઉદ્દેશો વગેરેને તેઓ જાણતા ન હોવાથી અવનતિમાર્ગપ્રતિ તેઓ સંચરે છે. આર્યો પૂર્વે આર્યાવર્તમા સર્વ પ્રકારની ઉન્નતિની જાહોજલાલી ભોગવતા હતા, પરન્તુ જ્યારે તેઓ વિશ્વહિતજ્ઞ ન રહી શક્યા અને સંકુચિતદૃષ્ટિએ પિંડહિતજ્ઞ બની પરસ્પરવ્યક્તિ-મહત્ત્વને ભૂલી અને અવગણી રજોગુણવૃત્તિ અને તમોગુણવૃત્તિમાર્ગે સંચર્યા ત્યારે તેઓ પ્રગતિથી પતિત થયા અતએવ વિશ્વહિતજ્ઞ થયાવિના વ્યક્તિગત પ્રગતિ સંબંધી કાર્ય કરતાં વા સમષ્ટિગતકાર્યપ્રવૃત્તિ કરતા પરસ્પર ક્લેશાદિથી સંઘટ્ટન થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. સમષ્ટિગત પ્રગતિકારકકાર્યપ્રવૃત્તિગર્ભમા વ્યક્તિગતપ્રવૃત્તિના ઉપાયો રહેલા હોય છે તે વિશ્વ-હિતને અવબોધ્યાવિના અવગત થઈ શકે નહિ—એમ નૈશ્ચયિકદૃષ્ટિના પરમાર્થ સ્વરૂપથી અવબોધવું. **વ્યક્તિગતહિતજ્ઞત્વ વસ્તુતઃ સમષ્ટિગતહિતજ્ઞત્વના ગર્ભમાં સમાયેલું છે એમ સમષ્ટિગતહિતવ્યાપકપ્રગતિદૃષ્ટિએ વિચાર્યાથી અવબોધાઇ શકશે.** જે મનુષ્યો વિશ્વહિતજ્ઞ અથવા સમષ્ટિહિતજ્ઞ થયા નથી તેઓ વિશ્વગત સામ્રાજ્યશાસનપદ્ધતિ-પ્રવૃત્તિયોના વાસ્તવિક વિશાલ નિયમોને અવબોધી શકતા નથી અને તે પ્રમાણે તેઓ પ્રવૃત્તિ કરી શકતા નથી સમષ્ટિગત પરિપૂર્ણહિતજ્ઞત્વ પ્રાપ્ત કર્યા વિના વિશ્વગરાજ્યશાસન કાર્યપ્રવૃત્તિ-યોની યોગ્યતા પ્રાપ્ત થઈ શકતી નથી; તેમજ અન્ય સામ્રાજ્યવિશ્વજીવનપ્રગતિકરવ્યા-પારાદિપ્રવૃત્તિયોના નૈસર્ગિકકર્મયોગદૃષ્ટિએ વ્યવહારસિદ્ધ આચારોદ્વારા અધિકારી બની શકાતું

નથી: અનેકનયસાપેક્ષદૃષ્ટિયોએ જેઓ સમગ્રવિશ્વજીવહિતજ્ઞ થાય છે તેઓ સમષ્ટિવ્યાપક ધર્મકર્મ સામ્રાજ્યપ્રવૃત્તિયોના અધિકારી બનીને અને અનેકનયસાપેક્ષદૃષ્ટિયોવડે સમષ્ટિગત-સર્વજીવહિતકરધર્મ સામ્રાજ્યપ્રવૃત્તિયોને આદરી જ્ઞાનયોગપૂર્વક કર્મયોગીના આદર્શજીવનને વિશ્વમા ચિરંજીવી કરી શકે છે. વિશ્વહિતજ્ઞત્વની પરિપૂર્ણતા પ્રાપ્ત કરવામાં તથા વ્યક્તિગત મહત્તાની પરમાત્મપણું પ્રાપ્ત કરવામાં યોગ્યપ્રવૃત્તિયોને સ્વાધિકારે સેવી શકાય છે અને વિશ્વગત ભવ્યજીવોને સમષ્ટિગતહિતજ્ઞદૃષ્ટિયે અનેકયોગ્યપ્રવૃત્તિયોવડે પ્રવર્તાવી શકાય છે. વ્યક્તિગત હિતજ્ઞત્વદૃષ્ટિમા હિતજ્ઞત્વની વૃદ્ધિ યથા યથા વૃદ્ધિ પામે છે તથા તથા સ્વાર્થતાનો નાશ અને પરમાર્થતાની વૃદ્ધિપૂર્વક અનુક્રમે હિતજ્ઞત્વદૃષ્ટિ પ્રગતિની વૃદ્ધિરૂપ મહાસાગરમા સમષ્ટિહિતજ્ઞત્વરૂપથી એકરૂપે મનુષ્ય બની શકે છે. વિશ્વહિતજ્ઞ મનુષ્યો આત્મકલ્યાણની સાથે સમષ્ટિકલ્યાણ કરી શકે છે. વિશ્વહિતજ્ઞ મનુષ્યોની પ્રત્યેકપ્રવૃત્તિ પ્રાયઃ વિશ્વનુ અહિત થાય એવી હોતી નથી. વિશ્વહિતજ્ઞ મનુષ્યો પ્રાયઃ અલ્પહાનિ અને વિશેષ લાભ થાય એવી સ્વવ્યક્તિ માટે અને સમષ્ટિ માટે પ્રવૃત્તિયો કરી શકે છે. અનેકનયદૃષ્ટિયોએ વિશ્વહિતજ્ઞત્વપ્રાપ્તિ અને વિશ્વહિતપ્રવૃત્તિપ્રાપ્તિમા વ્યક્તિગત પરમાત્મત્વનો આવિર્ભાવ થયા વિના રહેતો નથી વિશ્વહિતજ્ઞત્વની અનેક દૃષ્ટિયોમાં અનેક મંતવ્યોની પરસ્પર સાપેક્ષતાને અને અવિરુદ્ધતાને સ્વાધિકારે વિચારોમાં અને આચારોમા અવતારીને મનુષ્ય વાસ્તવિકપરમાર્થકર્મયોગી અને વ્યક્તિસ્વાતંત્ર્યયોગી બની શકે છે. વિશ્વહિતજ્ઞત્વનું પરિપૂર્ણ સ્વરૂપ અવબોધતાં સ્વાત્મદૃષ્ટિના જ્ઞાનવર્તુલોની સંકુચિતતા ટળતી જાય છે અને વિશાલતા ઉદ્ભવતી જાય છે. એને પરિણામે તેનો સર્વત્ર વ્યાપક અનન્ત બ્રહ્મવર્તુલમાં સમાવેશ થાય છે. શ્રી તીર્થંકરો વિશ્વહિતજ્ઞત્વદૃષ્ટિની ક્રમોન્નતિશ્રેણિએ આરોહીને વિશ્વહિતના માર્ગોમા પ્રવૃત્તિ કરીને પ્રાન્તે તીર્થંકરત્વ પ્રાપ્ત કરી વિશ્વહિત કરી વિશ્વત્રાતા વિશ્વગુરુ અને વિશ્વેશ્વર બન્યા હતા. સ્વાત્મવ્યક્તિહિતજ્ઞત્વની અનેક દૃષ્ટિયોની ક્રમપ્રાપ્ત અનેક શ્રેણિયોના શિખરે આરોહનારાઓ સમષ્ટિગત અનેકદૃષ્ટિયોની ક્રમાનુસાર પ્રાપ્ત અનેક શ્રેણિયોના શિખરે આરોહી શકે છે. વિશ્વહિતજ્ઞમનુષ્યો દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી વિશ્વહિતકર અનેક દૃષ્ટિયોએ અનેક મંત્રતંત્ર અને યંત્રોથી સ્વાધિકારે પ્રવૃત્તિ કરીને પરસ્પરબલની પ્રગતિવૃદ્ધિપૂર્વક સમષ્ટિ હિત સાધવાને અધિકારી બની શકે છે. અતએવ વિશ્વહિતજ્ઞ થવાની અત્યંત આવશ્યકતા સ્વીકારીને સ્વજીવનની પ્રગતિકારકપ્રવૃત્તિયોમાં આત્માર્પણ કરવાની જરૂર છે. વિશ્વહિતજ્ઞમનુષ્યો સમષ્ટિગતપ્રગતિપ્રવૃત્તિયોમા પ્રવર્તતાં પરસ્પર એક બીજાના બલનો ક્ષય ન થાય એવી અવિરોધકદૃષ્ટિયોને અને અવિરોધક આચારોને સ્વાધિકારે વિશેષ લાભપૂર્વક ધારણ કરી શકે છે વિશ્વહિતજ્ઞ મનુષ્યો સાત્વિકગુણોને સેવન કરવા પ્રવૃત્તિ કરે છે અને અશ્રેયંકારક પાપી મનુષ્યોની શક્તિયોના સમષ્ટિ બલને જીતી શકાય એવી વિશ્વહિતજ્ઞ મનુષ્યોની સમષ્ટિદ્વારા વિચારો અને આચારોનું ઐક્ય સમષ્ટિ-

બલ વધારે છે. અતએવ તેઓ વિશ્વમાં સ્વશ્રેયના વિચારો અને આચારોને પરંપરાએ સુવ્યવસ્થાપૂર્વક ચિરંજીવ કરવા સમર્થ બને છે. વિશ્વહિતજ્ઞ થવું એ વિશ્વહિત-પ્રવૃત્તિની યોગ્યતા માટે છે. વિશ્વહિતજ્ઞ થયા વિના જનસમાજના સેવકો, વિશ્વહિતકર અનેક પ્રવૃત્તિયોમાં પરસ્પર વિરોધત્વ અવબોધીને અને એક બીજાની પ્રવૃત્તિયોના ઘાતક બનીને વિશ્વકલ્યાણના નાશક બની શકે છે. વિશ્વહિતકારક કાર્યોનું જ્ઞાન મેળવીને વિશ્વ-હિતાર્થ કર્મજ્ઞ થયા વિના અનેક રાજાઓએ ભૂતકાલમાં પરસ્પર રાજ્યોની પાયમાલીની સાથે સ્વરાજ્યનાં પાયમાલીકારક બીજો વાવવામા સ્વજીવનનું નૈષ્ફલ્ય કર્યું હતું. જેઓ વિશ્વહિતાર્થ કર્મજ્ઞ થઈને તેની પ્રવૃત્તિમા દૃઢ રહે છે તેઓ સંપૂર્ણ વિશ્વના રાજા બનીને વિશ્વસામ્રાજ્ય કરવાને અધિકારી બની શકે છે. વિશ્વહિતાર્થકર્મજ્ઞત્વદૃષ્ટિયોના ઉચ્ચ શિખર પર ચઢ્યા વિના કદાપિ વિશ્વમા શાન્તિકારક સામ્રાજ્ય સ્થાપી શકાતું નથી. કૌરવોએ યદિ વિશ્વહિતાર્થ કર્મજ્ઞત્વની અનેક દૃષ્ટિયોને સંપ્રાપ્ત કરી હોત તો તેઓ પાંડવોને પાચ ગામ ઉપર અનેક ગ્રામો આપીને વિશ્વની શાતિ અને વિશ્વોન્નતિમાં આત્મભાગી બની શકત; પરન્તુ તેવી દૃષ્ટિ વિના મહાભારતની અવનતિના બીજો વવાયા એમ વિશ્વહિતકર અનેક દૃષ્ટિયોથી વિચાર કરતા અવબોધાશે. વિશ્વહિતાર્થ કર્મના અનેક પ્રયોજનોનું જો સિકંદરે, શાહબુદ્દીનઘોરીએ અને પૃથુરાજ ચોહાણ વગેરે રાજાઓએ જ્ઞાન મેળવ્યું હોત તો તેમની ક્ષાત્રકર્મની પ્રવૃત્તિમાં અનેક પ્રકારનો સુધારો અને અનેક સુવ્યવસ્થાઓ પ્રગટાવી હોત અને તેથી તેઓ સ્વવિચારોનાં બીજકોને વિશ્વમાં ચિરંજીવી કરી શકયા હોત. વિશ્વહિતાર્થ અનેક સુકાર્યોને વ્યાપક દૃષ્ટિએ યદિ સંપ્રતિ યુરોપમા મિત્રરાજ્યો અને જર્મનપક્ષીય રાજ્યો અવબોધ્યાં હોત અને સ્થિરપ્રજ્ઞાથી વિશ્વહિતકર વિચારો અને આચારોને સાત્વિક દૃષ્ટિથી આચારમા મૂકવા સમર્થ થયાં હોત તો ભયંકર યુદ્ધમાં અનેક સુશક્તિયોના બલિદાનપૂર્વક પ્રવૃત્ત કરી શકત નહિ અને અનેક દેશ પ્રવર્ત્તિત રાજ્યોની શાતિને સંરક્ષી શકત વિશ્વહિતાર્થ જે જે સુવિચારોને અને આચારો-ને સમગ્ર વિશ્વની—સમષ્ટિદૃષ્ટિએ ધર્માચાર્યોએ દ્રવ્યક્ષેત્રકાલભાવથી અવબોધીને તેમા સ્થિર રહ્યા હોત અને તેવી ઉદાર મંત્ર તંત્ર અને યંત્રની પ્રવૃત્તિયોમાં સાત્વિકભાવે પ્રવર્ત્યા હોત તો ધર્મના નામે અનેક ધર્મયુદ્ધો કલેશો અને અનેક અન્યાયો થવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાત. વિશ્વહિતાર્થકાર્યજ્ઞમનુષ્યો અનેક વિપત્તિયો સહન કરીને વિશ્વહિતકારક કાર્યોમા સ્વાધિકારે પ્રવૃત્તિ કરી શકે છે અને પરસ્પર મતોનો વિરોધ ધારણ કરનારા મનુષ્યો વચ્ચે રહીને સર્વ નયસાપેક્ષ અનેક હેતુઓએ અવિરોધપણે દ્રવ્યક્ષેત્રકાલભાવથી સર્વનું સહન કરીને ઉદારભાવના તથા ઉદારપ્રવૃત્તિ ધારવા સમર્થ બને છે. વિશ્વહિતાર્થકાર્યજ્ઞ-મનુષ્યો વિશ્વહિતકર અનેક પ્રકારના જે જે વિશ્વમા વિચારોનાં અને આચારોના ભિન્ન ભિન્ન

દૃષ્ટિએ ભિન્ન ભિન્ન વર્તુલો સ્વાધિકારે પ્રવર્તેલાં છે તેઓમાં અવિરોધદૃષ્ટિએ સત્યત્વનો નિર્ણય કરી અનન્ત વર્તુલના સાધ્યબિન્દુને મુખ્ય માની ઉદારભાવનાએ પ્રવર્તે છે. વિશ્વહિતાર્થ દૃષ્ટિએ લૌકિકજીવન કાર્યો અને લોકોત્તર ધર્મજીવન કાર્યોમા શું શું રહસ્ય સમાયલું છે એમ જે મનુષ્યોએ અનુભવ્યું છે તે સાક્ષરમનુષ્યો વિશ્વહિતાર્થ દૃષ્ટિએ ત્યાગી સત્ય સેવક બની શકે છે અને તેમજ તેવા મનુષ્યો સ્વાધિકારે પ્રાપ્ત થએલી વિદ્યા ક્ષાત્રકર્મ વ્યાપાર અને શૂદ્રકર્મપ્રવૃત્તિયોને સેવી વિશ્વહિતાર્થ કાર્ય કરનારા કર્મયોગીઓ બની શકે છે; જે મનુષ્યો વિશ્વહિતાર્થકર્મજ્ઞ થયા નથી તેઓનું વ્યક્તિગતવિચાર-વાતાવરણ અને સમષ્ટિગતવિચાર-વાતાવરણ સંકુચિતદૃષ્ટિવર્તુલ યુક્ત હોય છે, તેથી તેઓ નિર્લેપદૃષ્ટિએ અને ઉદાર દષ્ટિએ કાર્યપ્રવૃત્તિયોમા આત્મભોગ આપી શકતા નથી સ્વાન્યશાસ્ત્રવિશારદ મનુષ્યો વિશ્વહિતાર્થ કાર્યજ્ઞ થવાને યોગ્ય થાય છે તેથી વિશ્વહિતાર્થકર્મજ્ઞ એ વિશેષણ પ્રથમ મૂકવામાં આવ્યું છે. સ્વાન્યશાસ્ત્રવિશારદ મનુષ્યો વિશ્વહિતકારક જે જે કાર્યો હોય છે તેઓનું અનેક દૃષ્ટિયોથી સમ્યગ્જ્ઞાન કરીને વિશ્વહિતકર કાર્યપ્રવૃત્તિયોમાં ઉદાર ભાવના અને ઉદાર પ્રવૃત્તિથી પ્રવર્તીને વિશ્વોન્નતિ કે જેમાં અનેક વ્યક્તિયોની પ્રગતિનાં બીજકો રહેલા છે તે કરવા વસ્તુત સમર્થ થાય છે. કોઇ પણ મનુષ્ય આ વિશ્વમાં એમ નહિ કહી શકે કે હું વિશ્વહિતાર્થ કંઈ પણ કરતો નથી. વિશ્વવર્તિ સર્વ મનુષ્યોના મનમા તરતમયોગે વિશ્વહિતપ્રવૃત્તિ કરવા માટે વિચારો પ્રકટ્યા કરે છે, પરન્તુ અનેક નયોની દૃષ્ટિયોએ વિશ્વહિતાર્થકાર્યજ્ઞ થયા વિના જે જે સદ્વિચારોની ઉદાર ભાવના અને ઉદાર વર્તનો કરવાના હોય છે તે તેઓનાથી કરી શકાતાં નથી વિશ્વહિતાર્થ કાર્યજ્ઞ મનુષ્યો સ્વાધિકારે સ્વાત્મશક્તિયોનો સાપેક્ષદૃષ્ટિપૂર્વક આત્મભોગ અર્પીને વિશ્વોન્નતિની યથાર્થપ્રવૃત્તિયોમાં પ્રવર્તે છે. વિશ્વહિતાર્થકાર્યપ્રવૃત્તિયોના જ્ઞાતાઓ જેમ જેમ જે દેશમા વૃદ્ધિ પામે છે તેમ તેમ તે તે દેશની ઉન્નતિ પ્રગતિ સંરક્ષા અને શાન્તિમાં વૃદ્ધિ થયા કરે છે, તથા તે તે કાલે તે તે દેશીય મનુષ્યો આત્મોન્નતિ માર્ગમા આનન્દથી વિચરે છે. વિશ્વહિતાર્થ કાર્યજ્ઞ થવું અને વિશ્વહિતાર્થ પ્રવૃત્તિ કરવી અને તેની સાથે સાત્વિક ભાવનાથી આન્તર સદ્વર્તનની સંરક્ષા કરવી એ કર્મયોગના અધિકારી મનુષ્ય વિના અન્યથી તેવું કંઇ બની શકે તેમ નથી. અનેક પ્રકારનાં કાર્ય કરવા સામાન્ય ઓઘ પ્રવૃત્તિમાત્રથી કર્મયોગનો અધિકાર પ્રાપ્ત થઇ શકતો નથી; પરન્તુ વસ્તુત જ્યારે સ્વાન્યશાસ્ત્રવિશારદ અને વિશ્વહિતાર્થ કાર્યોનું જ્ઞાન થાય છે ત્યારે પ્રત્યેક વિશ્વહિતાર્થ કાર્યને તથા વ્યક્તિગત કાર્યને સ્વાધિકારે કરી શકાય છે. વિશ્વહિતના વિચારો અને કાર્યો કયા કયા છે તેનો અનેક દૃષ્ટિયોએ નિર્ણય કરવો જોઈએ. પરપોટાની પેઠે વિચારો ઉત્પન્ન થાય અને ક્ષણમા વિલય પામે એટલા માત્રથી કંઇ વ્યક્તિગત પ્રગતિ અને સમષ્ટિગત પ્રગતિ માટે મહત્ત્વની સિદ્ધિ થઈ શકતી નથી. વ્યક્તિગત પ્રગતિ અને સમષ્ટિગત પ્રગતિના અનેક હેતુઓનો સ્થિરબુદ્ધિથી

નિર્ણય કરવો જોઇએ કે જેથી લોકહિતકાર્યો કરતા મન વચન અને કાયાનું પ્રગતિમાર્ગ-પ્રવૃત્તિમા બાધ ન રહે. લોકહિતકર કાર્યોનું સમ્યગ્જ્ઞાન થતાં તેમાં ઉદાર ભાવના અને ઉદાર પ્રવૃત્તિથી પ્રવર્તાય છે અને મનુષ્ય નીતિમા પણ ઉદાર ભાવનાથી પ્રવર્તે છે તેથી તે વિશ્વ-સામ્રાજ્ય અને ધર્મસામ્રાજ્યની જાહોજલાલીમા સમ્યગ્આત્મભોગ આપી શકે છે. વિશ્વ-હિતકારક કાર્યોના જ્ઞાતા થવાથી વિશ્વમા અનેક પ્રકારની પ્રવૃત્તિયોનું હેયત્વ અને ઉપા-દેયત્વ અવબોધાય છે. અતએવ વિશ્વહિતકારક કાર્ય પ્રવૃત્તિયોનો જ્ઞાતા મનુષ્ય ખરેખર કાર્ય કરવાનો અધિકારી છે એમ અવબોધવું. આર્ય દેશમા પૂર્વે જે જે મહાત્માઓ થઇ ગયા છે તેઓએ પ્રથમ વિશ્વહિતકારક કાર્યોનું પરિત: સંપૂર્ણ સ્વરૂપ અવલોક્યું હતું તેથી તેઓ આત્મોન્નતિમા આગળ વધ્યા હતા. વિશ્વહિતાર્થકર્મજ્ઞ મનુષ્યોથી વિશ્વની પ્રગતિ થવાની છે એમ નિશ્ચયત: અવબોધવું. વિશ્વહિતના જેઓ જ્ઞાતા નથી તેઓ વસ્તુતઃ અન્ધ પ્રવૃત્તિ કરનારા હોય છે અને તેઓની અન્ધપ્રવૃત્તિથી વિશ્વની ઉન્નતિના બદલે કદાપિ અવનતિ કરવાની સ્થિતિ પ્રાપ્ત થાય છે. સોક્રેટીસ એક ગ્રીક વિદ્વાન્ થયો હતો; તે દેશની અને વિશ્વની ઉન્નતિ કરવામા પોતાના શિષ્યોને સ્વદૃષ્ટિ પ્રમાણે વ્યાપક વિચારો પ્રવર્તાવતો હતો. શ્રીવીરપ્રભુએ જગત્નું કલ્યાણ થાય એવાં સુકાર્યો પ્રરૂપેલાં છે. જેમ જેમ દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી નિમિત્તદૃષ્ટિ ઉપાદાનદૃષ્ટિ પરમાર્થદૃષ્ટિ ઉપગ્રહદૃષ્ટિ અને સદાચારદૃષ્ટિ આદિ અનેક દૃષ્ટિયોથી વિશ્વલૌકિક હિતજ્ઞાતા થવાય છે તેમ તેમ સ્વાર્થ લોભ કાર્પણ્ય સંકુચિતતા આદિ અનેક દોષોથી મુક્ત થવાય છે અને લૌકિક હિતકારક સર્વ પ્રવૃત્તિયોમાં અનેક સુયોજનાઓની સુવ્યવસ્થાપૂર્વક પ્રવૃત્તિ કરી શકાય છે. વિશ્વવર્તિ અનેક દેશોમાં પ્રવર્તિત વિચિત્ર રાજ્યનીતિયોના નિયમોનું સૂક્ષ્મદૃષ્ટિથી નિરીક્ષણ કરવામા આવશે તો અવબોધાશે કે તે તે નીતિયોના ઉત્પાદકોના હૃદયમાં વિશ્વહિતકાર્યજ્ઞત્વ ઉદ્ભવ્યું હતું; તેથી તેઓએ રાજ્યવ્યવસ્થા આદિ અનેક વ્યવસ્થાઓમા લક્ષ્ય ધાર્યું હતું. વ્યાવહા-રિક હિતકારક શાસ્ત્રો અને અનેક દૃષ્ટિએ પ્રગટેલ ધર્મશાસ્ત્રોનો સાર એ છે કે હિતજ્ઞ થવું અને વિશ્વહિતકારક કાર્યોમાં પ્રવૃત્તિ કરવી. લૌકિક વિશ્વહિતકારક પ્રવૃત્તિયોનું જ્ઞાન અને લોકોત્તર હિતકારકપ્રવૃત્તિયોનુ જ્ઞાન એમ બે પ્રકારે જ્યારે સમ્યગ્જ્ઞાન થાય છે ત્યારે પિંડસેવા અને બ્રહ્માંડ-સેવાના વાસ્તવિક માર્ગોમાં મનુષ્યોથી સંચરી શકાય છે. ધાર્મિક નિવૃત્તિ માર્ગ અને ધાર્મિક-પ્રવૃત્તિ માર્ગને હાનિ ન પહોચે અને તે બેની સંરક્ષાપ્રગતિ થાય એવી રીતે અવિરોધપણે વિશ્વહિતકારક કાર્યજ્ઞાનના જ્ઞાતા થવું જોઇએ. **ધાર્મિક નિવૃત્તિમાર્ગમાં અને ધાર્મિક પ્રવૃત્તિમાર્ગમાં એવી ઉદારભાવનાથી પ્રવર્તવું જોઇએ કે જેથી લૌકિક વિશ્વ-હિતકારક યોજનાઓપૂર્વક જે જે પ્રવૃત્તિયો સેવવી પડે તેમાં સ્વાધિકારે પ્રવ-ર્તતાં સંકુચિતત્વ અને વિરોધત્વદ્વારા સ્વકીય અવનતિમય કંટકમાર્ગ ન બને.** લૌકિક વિશ્વહિતકારક આજીવિકાદિક કર્મોની સાથે વ્યાવહારિક સંબંધવડે મનુષ્યોને સંબં-

ઉપયોગિત્વ છે. જે કાર્યોનું અમુકકાલે ઉપયોગિત્વ છે તેજ કાર્યોનું અમુક કાલે અનુપયોગિત્વ છે. જે ક્ષેત્રમા અમુક કાર્યોનું ઉપયોગિત્વ છે તેજ કાર્યોનું અમુક ક્ષેત્રમા અનુપયોગિત્વ છે. જે કાર્યોનું અમુક મનુષ્યની અપેક્ષાએ ઉપયોગિત્વ છે તેજ કાર્યોનું અમુક મનુષ્યની અપેક્ષાએ અનુપયોગિત્વ છે. જે ભાવે અમુક કાર્યપ્રવૃત્તિયોનું ઉપયોગિત્વ છે તેથી અન્યભાવે તે તે કાર્યપ્રવૃત્તિયોનું અનુપયોગિત્વ છે. વિશ્વમા એક કાર્યની ઉપયોગિતામાં નિમિત્તપરંપરાએ અન્ય સર્વ કાર્યોની અપેક્ષાનો સદ્‌ભાવ હોવાથી તેઓની ઉપયોગિતા પણ સ્વયમેવ અવબોધાય છે. સર્વ કાર્યોની ઉપયોગિતાએ વાકયનો સ્પષ્ટ બોધ થવાને "**परस्परोपग्रहो जीवानाम्**" આદિ સૂત્રોના જ્ઞાનની જરૂર છે. એક માનવ શરીરની ઉપયોગિતાની સિદ્ધિ માટે પૃથ્વી આદિ સર્વ ભૂતોની ઉપયોગિતાની અપેક્ષા રહે છે. પૃથ્વીની ઉપયોગિતા સિદ્ધ થતાં પૃથ્વીની અસ્તિતા માટે જલની ઉપયોગિતા એમ પરસ્પર વિચારતા નૈસર્ગિકદૃષ્ટિએ અને પરસ્પરોપગ્રહદૃષ્ટિએ સર્વ કાર્યોની ઉપયોગિતા સિદ્ધ ઠરે છે. પોતાને માટે પોતાને યોગ્ય એવાં સર્વ કાર્યોની ઉપયોગિતા અને પોતાને માટે અર્થાત્ સ્વાત્મોન્નતિ ક્રમવ્યવસ્થા માટે પિંડની સાથે બ્રહ્માડનો ઉપયોગિતા સંબંધ હોવાથી બ્રહ્માણ્ડવર્તિ સર્વ કાર્યોની ઉપયોગિતા વસ્તુત અવબોધવામાત્રથી સ્વાધિકારે કાર્ય કરવાની યોગ્યતા પ્રાપ્ત થઇ શકે છે. પોતાના માટે ઉપર્યુક્તસાપેક્ષવિચારદૃષ્ટિએ સ્વયોગ્ય એવા સર્વ કાર્યોની ઉપયોગિતા જાણવાની જરૂર છે એટલું કથવાથી એમ નથી સિદ્ધ થતું કે સર્વ કાર્યોની પ્રવૃત્તિ કરવી. કાર્યોની પ્રવૃત્તિમા સ્વાધિકારે જે જે પ્રવૃત્તિયો કરવાયોગ્ય છે તે તેજ કરી શકાય છે. પોતાના માટે દ્રવ્યક્ષેત્રકાલભાવે જે જે કાર્યો કરવાના તે સર્વની ઉપયોગિતા, સમાજને માટે જે જે કાર્યો કરવાના હોય તે સર્વની ઉપયોગિતા, સંઘના માટે, દેશના માટે અને વિશ્વ માટે જે જે કાર્યો કરવાના હોય તે સર્વની ઉપયોગિતાને જે મનુષ્યો અવબોધે છે તેઓ અન્યના ઉપયોગી કાર્યોમા રાક્ષસસમા બનીને વિઘ્નો નાખી શકતા નથી. જે મનુષ્યો પોતાના માટે વ્યવહારનય વિવેકથી વ્યવહારિક કાર્યપ્રવૃત્તિયોની ઉપયોગિતા અને નિશ્ચયનય વિવેકથી નૈશ્ચયિક કાર્યપ્રવૃત્તિયોની ઉપયોગિતાને સમ્યગ્ અવબોધે છે તેઓ સાંસારિક સામ્રાજ્ય અને ધર્મ સામ્રાજ્ય દૃષ્ટિને ધારણ કરી ઉદાર અને પરમાર્થસેવક બની શકે છે. સર્વ જીવોની સમષ્ટિદૃષ્ટિએ સ્વસ્વપિંડપોષણાદિ માટે જે જે કાર્યોની ઉપયોગિતા છે તથા ધર્મોન્નતિ માટે જે જે કાર્યોની ઉપયોગિતા છે તેનો અનેક શાસ્ત્રોદ્વારા વિદ્વાનોદ્વારા અને સ્વાનુભવથી નિશ્ચય કરવામા આવે તો સંસારમા અનેક પ્રકારના કુકર્મો અને અનીતિના વિચારોનો ખરેખર નાશ થાય અને સર્વ જીવોની પ્રગતિમા પરસ્પર સાહાય્ય સમર્પી શકાય સ્વાધિકારે સર્વકાર્યોની ઉપયોગિતાનો નિશ્ચય કર્યાથી જે જે સ્વાધિકારથી ભિન્ન અને અનુપયોગી કાર્યો છે તેનો સમ્યગ્ બોધ થવાથી તેમા પ્રવૃત્તિ થઇ શકતી નથી અને તેથી પરિણામે જે જે કાર્યો કરવાના હોય છે તેમા પિંડ-

દ્રષ્ટિએ અને 'બ્રહ્માંડદ્રષ્ટિએ' કંઇ પણ અસ્તવ્યસ્ત દશા થતી નથી. વિશ્વમા સર્વ પ્રકારની સમાજસેવાઓમાં અવ્યવસ્થા થાય છે અને અનેક પ્રકારની કાર્યપ્રવૃત્તિયોમાં પરસ્પર સંઘટ્ટન થાય છે; તેનું કારણ એ છે કે પ્રત્યેક મનુષ્યે સ્વાધિકારે જે જે સર્વ કાર્યો કરવાનાં હોય છે તેની ઉપયોગિતાનો નિશ્ચય કર્યો હોતો નથી. પ્રત્યેક મનુષ્ય પોતાની પ્રત્યેક અવસ્થામાં દ્રવ્યક્ષેત્રકાલભાવથી પરિત: પ્રાપ્ત થએલ સંયોગોથી કર્તવ્ય કાર્યોનો ઉપયોગ સદા અવબોધતો રહે તો ખરેખર તેની આત્મોન્નતિના ક્રમમા તે કર્તવ્યકર્મનો અધિકારી બનીને સદા આગળ પ્રવહ્યા કરે. જે મનુષ્ય સ્વયોગ્ય સર્વ કાર્યોની ઉપયોગિતાનો નિશ્ચય કર્યા વિના અન્ધપરંપરા પ્રવૃત્તિથી પ્રવૃત્ત થાય છે તે મનુષ્ય ખરેખર સમષ્ટિ માટે સર્વ કાર્યોની ઉપયોગિતાનો તો ક્યાંથી વિચાર કરી શકે વારૂ ? અને સર્વ જીવ સમષ્ટિભૂત કાર્યોની ઉપયોગિતાનો નિશ્ચય કર્યા વિના તે કેવી રીતે સમાજોન્નતિમાં મન વચન અને કાયાથી આત્મભોગ આપી શકે વારૂં ? અતએવ સ્વ માટે અને ઉપલક્ષણથી પર માટે સર્વ કાર્યોની ઉપયોગિતા જાણવાની ખાસ જરૂર છે. સ્વ માટે અને પર માટે જે જે યોગ્ય હોય તે સર્વ કાર્યોની ઉપયોગિતા જાણવામાં આવે છે તોજ પશ્ચાત્ સ્વ માટે અને પર માટે યોગ્ય સર્વકાર્યોની પ્રવૃત્તિમા પ્રવૃત્ત થતાં વિવેકપૂર્વક કર્મયોગીના ગુણોને આચારમાં મૂકી શકાય છે. ઉપયોગિત્વ દ્રષ્ટિએ વિચારીએ તો સંઘરેલો સાપ પણ ખપમાં આવે છે. જે જે કરાય છે તે સર્વ સારાને માટે-ઈત્યાદિ કહેણીઓથી સર્વ કર્તવ્ય કાર્યોની ઉપયોગિતા જાણવાની ખાસ જરૂર રહે છે. ગૃહસ્થ વર્ગે અને ત્યાગી વર્ગે સ્વયોગ્ય અને પરયોગ્ય સર્વના અધિકારે સર્વ કાર્યોની ઉપયોગિતા અવબોધવી કે જેથી સર્વ પ્રકારની ઉપયોગી પ્રવૃત્તિયોને આદરી શકાય અને તેથી સ્વાધિકાર ફરજની સફલતા પ્રાપ્ત કરી શકાય. વિશ્વહિતાર્થ કાર્યજ્ઞ થવાથી સ્વકર્તવ્યકર્મ અને વિશ્વ સંબંધી કર્તવ્યકર્મની વ્યવસ્થાઓના સુદૃઢ પ્રબંધો રચી શકાય છે, અને પુણ્યાદિક સામગ્રીએ તેમાં વિજય પ્રાપ્ત કરી શકાય છે. એક સમય એવો હતો કે આર્યાવર્તમાં પિંડહિતજ્ઞ અને બ્રહ્માંડ કાર્યહિતજ્ઞ મનુષ્યોનું બાહુલ્ય હતું અને તેથી તેઓ એક વખત સર્વત્ર વિશ્વમા સર્વ પ્રકારે શ્રેષ્ઠ થયા હતા. સમષ્ટિભાવનાએ વિશ્વકાર્યહિતજ્ઞ થવાથી અને વિશ્વહિતકારક કાર્યમાં ભાવનાની સાથે ક્રિયાવડે પ્રવૃત્ત થવાથી આત્મા તે સ્વયં પરમાત્મા બને છે. અતએવ સર્વત્ર ઉપદેશડિંડિંમ વગાડીને કથવામા આવે છે કે વિશ્વહિતાર્થ કાર્યજ્ઞ મનુષ્ય કર્તવ્યકર્મમા અધિકારી થાય છે. વિશ્વહિતાર્થ કાર્યજ્ઞ ગુણની સાથે સ્વાન્યધર્મપ્રકાશ માટે વ્યવસ્થાક્રમબોધપૂર્વકપ્રવૃત્તિની જરૂર છે. કાર્ય કરવાને કાર્ય વ્યવસ્થાક્રમ બોધ પ્રાપ્ત કરવાની જરૂર છે. અમુક કાલે અમુક કાર્ય અમુક રીતથી કરવું અને અમુક કાર્ય અમુક વ્યવસ્થાક્રમના જ્ઞાનથી કરવું એમ જેઓ અવગત કરીને પશ્ચાત્ કાર્ય પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થાય છે તેઓ વિશ્વનુ હિત સાધવા અને સ્વાત્મહિત સાધવા શક્તિમાન્ થાય છે. મનુષ્યો વ્યવસ્થાક્રમબોધ

વિના કાર્ય કરવા તત્પર થઇ જાય છે પરન્તુ અન્તે તેઓ હાર પામે છે. કાર્ય વ્યવસ્થાના ક્રમનો બોધ પ્રાપ્ત કરવાની અત્યંત આવશ્યકતા છે. કાર્યવ્યવસ્થાક્રમ બોધ પ્રાપ્ત કરવાથી આ વિશ્વમા સ્વાધિકારે જે જે કાર્યો કરવાનાં હોય છે તેમા બહુ સુગમતા પ્રાપ્ત થાય છે. પાશ્ચાત્યદેશના લોકો કાર્યવ્યવસ્થાક્રમ બોધ પ્રાપ્ત કરીને અનેક કાર્યોને વખતસર કરવાના અભ્યાસવડે અલ્પ કાળમાં સિદ્ધ કરી શકે છે. પોતાની ફરજરૂપ ધર્મ અને અન્યની ફરજરૂપ ધર્મના પ્રકાશમાટે વ્યવસ્થાક્રમ બોધપૂર્વક જેની પ્રવૃત્તિ થાય છે તે મનુષ્ય આ વિશ્વમા **परोपकाराय सतां विभूतय.** ઇત્યાદિ ભાવાર્થનો ધારક બને છે. સર્વ કાર્યો વ્યવસ્થા અને ક્રમપૂર્વક કરવાને વ્યવસ્થાબોધ અને ક્રમબોધની અત્યંત જરૂર છે. વ્યવસ્થાબોધ અને ક્રમબોધથી વાસ્તવિક કાર્યક્ષેત્રમા મનુષ્ય મહાકર્મયોધની પદવી પ્રાપ્ત કરીને અનેક વિજયોને પ્રાપ્ત કરી શકે છે. જે દેશના અને જે કાલના મનુષ્યો વ્યવસ્થાબોધ અને ક્રમબોધપૂર્વક સ્વાધિકારે સર્વ કાર્યોમા પ્રવૃત્તિ કરે છે તે દેશના અને તે કાલના મનુષ્યો વ્યષ્ટિ અને સમષ્ટિની પ્રગતિમાં સર્વાન્યદેશીય મનુષ્યો કે જેઓ અવ્યવસ્થાથી કાર્ય પ્રવૃત્તિ સેવે છે તેઓના કરતા આગળ વહે છે કાર્ય કરવાની વ્યવસ્થાની બુદ્ધિ પ્રાપ્ત કરવાથી જે કાર્યો પ્રથમ ચિરકાલે અને અત્યંત પ્રયત્નથી સાધ્ય થાય છે તેજ કાર્યો પશ્ચાત્ અલ્પકાલમા અલ્પ પ્રયત્નથી સિદ્ધ થાય છે. જ્ઞાનીઓનો પ્રથમ એવો નિયમ હોય છે કે સ્વાન્યધર્મપ્રકાશાર્થે વ્યવસ્થાક્રમબોધપૂર્વક તેઓ સ્વાધિકારે સર્વ કાર્યોમા પ્રવૃત્તિ કરે છે અને તેથી તેઓ પ્રવૃત્તિમાર્ગમાં આવનારી અનેક વિપત્તિયોમાથી પસાર થાય છે, મનુષ્યે કાર્યપ્રવૃત્તિમા પ્રવૃત્ત થવાની પૂર્વે કાર્ય કરવાની અનુક્રમ વ્યવસ્થા અથવા કાર્ય વ્યવસ્થાબોધ અને કાર્યપ્રવૃત્તિ ક્રમબોધને પ્રાપ્ત કરવો જોઇએ કોઇ પણ કાર્ય કરતા પૂર્વે કાર્યવ્યવસ્થા તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે જેની કાર્યવ્યવસ્થામાં ખામી છે તે મનુષ્ય ગમે તેવો કર્મયોગી હોય તોપણ તે અત્યન્ત પ્રયત્ને અલ્પફલને પ્રાપ્ત કરી શકે છે. જેને કાર્ય વ્યવસ્થા કરવાનો બોધ પ્રાપ્ત થએલ હોય છે તે કાર્યપ્રવૃત્તિમાં અનેક જાતના દોષો પ્રગટાવી શકતો નથી અને તે કાર્ય વ્યવસ્થા બોધથી અન્તે કાર્યને સિદ્ધ કરી શકે છે. બિસ્માર્ક, નેપોલીયન બોનાપાર્ટ, વોશીંગ્ટન, બેન્જામીન્ ફ્રાંક્લીન, ગ્લાડસ્ટન, શ્રીહેમચંદ્રપ્રભુ, શ્રીહરિભદ્રસૂરિ અને શ્રીઉમાસ્વાતિ વગેરેમા કાર્યવ્યવસ્થા બોધ અને ઉત્તમ પ્રકારે ક્રમપૂર્વક કાર્ય કરવાનો બોધ હતો તેથી તેઓ અન્તે ઇતિહાસના પાને સુવર્ણાક્ષરે અમર થયા છે. ગમે તે જાતની કાર્ય પ્રવૃત્તિમા વ્યવસ્થા બોધ અને ક્રમબોધની તો અત્યંત જરૂર છે એમ કથ્યા વિના ચાલી શકે તેમ નથી વ્યવસ્થા બોધ અને ક્રમબોધમા જેટલી ન્યૂનતા તેટલીજ કાર્ય કરવામા અપૂર્ણતા અવબોધવી. જે જે કાર્ય કરવામા આવે તે તે કાર્ય કરવાની કેવી વ્યવસ્થા કરવાની છે ? તેનો પ્રથમ નિર્ણય કરવો જોઇએ તેમજ જે કાર્ય કરવામાં આવે તેમા કેવા કાર્યક્રમની જરૂર છે ? તેનો પ્રથમ નિર્ણય થવો જોઇએ.

અવ્યવસ્થિત ચિત્તપૂર્વક કાર્ય કરનારાઓની પ્રવૃત્તિ અપ્રમાદ રૂપ અને અન્ય મનુષ્યોના ધર્મને પ્રકાશ કરી શકતી નથી અવ્યવસ્થિત કાર્ય પ્રવૃત્તિવડે આત્મશક્તિઓનો નકામો ઘણો વ્યય થાય છે અને સમયનો પણ બહુ વ્યય થાય છે; તેની સાથે આત્મશક્તિઓની પ્રગતિ પણ થતી નથી. જ્યાં સુધી અવ્યવસ્થિત કાર્યબોધ છે અને અવ્યવસ્થિત કાર્યક્રમ બોધ છે ત્યા સુધી અવ્યવસ્થિત કાર્યપ્રવૃત્તિ થયા કરે છે અને તેથી અવ્યવસ્થિત શક્તિ-ચોને વ્યવસ્થિત બલાપણે ભેગી કરી શકાતી નથી. મુસલમાનોની સાથે અનેક યુદ્ધોમાં રાજપુતો હાર્યા તેનું કારણ અવ્યવસ્થિત કાર્યબોધ અને અવ્યવસ્થિત કાર્યપ્રવૃત્તિ હતી. વ્યવસ્થાક્રમજ્ઞાનવડે જે જે મનુષ્યો કાર્ય કરે છે તે તે મનુષ્યો આત્મોન્નતિ-વિશ્વોન્નતિ અને સમાજોન્નતિયોથી પ્રતિદિન આગળ વધ્યા કરે છે. કોઈ પણ મનુષ્ય ખરેખરો કાર્ય-યોગી છે કે નહિ ? તે તેની વ્યવસ્થાબુદ્ધિ અને કાર્યક્રમબુદ્ધિથી અવબોધાઈ શકે છે. ઇંગ્લીશ સરકાર સર્વદેશમા વ્યવસ્થાક્રમબોધથી રાજ્યશાસન કરી શકે છે તેથી સર્વત્ર સર્વ પ્રકારની પ્રગતિમા આગળ વધી શકે છે. સર્વત્ર સર્વ દેશમાં વ્યવસ્થા ક્રમબોધપૂર્વક પ્રવૃત્તિ કરીને ઇંગ્લીશ સરકાર ખરેખર સત્ય સામ્રાજ્યમા અગ્રગણ્ય બની શકી છે તે તેની પ્રવૃત્તિના સૂક્ષ્મ ગર્ભમાં ઊંડા ઉતરવાથી અવબોધાઈ શકે તેમ છે. સર્વ પ્રકારનાં ખાતાઓ વ્યવસ્થાપૂર્વક ચલાવવાં એ વ્યવસ્થાક્રમબોધ વિના બની શકે તેમ નથી. જે જે કાર્યો કરવાનાં હોય તેનું સમયના વિભાગ પાડી ટાઇમટેબલ કરવું અને સર્વ પ્રકારની કાર્યની વ્યવસ્થાનો સમ્યગ્ બોધ કરી કાર્યપ્રવૃત્તિ આદરવી કે જેથી લેશમાત્ર પ્રમાદ ન થાય અને કાર્યની સિદ્ધિ કરી શકાય. ધર્મશાસ્ત્રોમા ધાર્મિક કાર્યો કરવાનો અમુક અમુક કાલે નિર્ણય કરવામાં આવ્યો છે તેના ઉપર વિચાર કરવામાં આવશે તો તેમાં વ્યવસ્થાક્રમ બોધનું રહસ્ય અવબોધાશે અને કાર્યપ્રવૃત્તિનું પ્રાબલ્ય અવબોધાશે. પિંડ અને બ્રહ્માંડને હિતકારક એવાં કાર્યોને વ્યવસ્થાક્રમ બોધપૂર્વક કરતાં નિર્લેપપણે આત્મફરજોને સમ્યક્ રીત્યા અદા કરી શકાય છે. વ્યાવહારિક કાર્યોમાં અને ધાર્મિક કાર્યોમાં વ્યવસ્થા ક્રમ જ્ઞાનપૂર્વક પ્રવર્તક તત્ત્વજ્ઞાની કર્મયોગીઓ કોઈ રીતે નિર્બળ બની શકતા નથી અને તેઓ વિશ્વમા વ્યાવહારિક અને નૈશ્ચયિક સ્વાતંત્ર્ય જીવન તથા સાપેક્ષપ્રગતિકારક પારતંત્ર્ય જીવનની અસ્તિતાની સંસ્થા ઊભી કરી શકે છે. એક તરફ વ્યવસ્થાપૂર્વક ગોઠવાયલું આંગ્લસૈન્ય હોય અને એક તરફ અવ્યવસ્થિત સ્થિતિમા ગોઠવાયલું આરબનું સૈન્ય હોય. હવે વિચાર કરો કે અવ્યવસ્થિત ક્રમપૂર્વક ગોઠવાયલું સૈન્ય પરાજય પામ્યા વિના રહેશે કે ? બાહ્ય અને આન્તરિક હેતુઓથી અનેક પ્રકારે કાર્યવ્યવસ્થાનું જ્ઞાન કરવું જોઇએ. કાર્યવ્યવસ્થા પ્રતિબોધક શાસ્ત્રો-કાર્ય વ્યવસ્થાના ઉપદેશકો અને કાર્યવ્યવસ્થા ક્રમબોધ; એ ત્રણનું પ્રવૃત્તિ કરનારાઓ સામીપ્ય સેવી તથા કાર્ય વ્યવસ્થા ક્રમબોધદ્વારા થતી પ્રવૃત્તિનું ફલ અવબોધી વ્યવસ્થા ક્રમપૂર્વક સ્વાધિકારે કાર્ય પ્રવૃત્તિ કરે તો તેઓ કાર્યની સિદ્ધિ કરી શકે

જ. અને અન્ય મનુષ્યોના આત્માઓનો ધર્મ પ્રગટાવી શકેજ, માટે અનુભવ કરીને સ્વાધિકાર પ્રવૃત્તિમાં યોગ્ય થવા ઉપર્યુક્ત ગુણને ક્રિયામાં મૂકી પ્રત્યેક મનુષ્યે સદા અપ્રમત્તપણે પ્રવર્તવું જોઇએ. જે જે વ્યવસ્થાક્રમબોધવડે કાર્યપ્રવૃત્તિયો કરવામાં આવે છે તે સ્વપરધર્મના પ્રકાશ માટે છે એ દૃષ્ટિબિંદુથી તે પ્રવૃત્તિયોનો હૃદયથી ઉદ્દેશ દૂર ન જવો જોઇએ. આત્માની જ્ઞાનાદિક શક્તિયો છે તે આત્માનો ધર્મ છે. અન્ય મનુષ્યોની જ્ઞાનાદિક શક્તિયો તે અન્ય ધર્મ અવબોધવો સત્તાપેક્ષાએ સ્વાન્ય ધર્મ તે એકજ ધર્મ છે એમ અવબોધવું જોઇએ. સ્વપરધર્મનો પ્રકાશ કરવો એજ કાર્યપ્રવૃત્તિયોનું સાધ્યબિંદુ સદા દૃષ્ટિ આગલ સ્થિર રાખવું જોઇએ. વ્યવસ્થાક્રમ જ્ઞાનવડે કાર્યમા પ્રવૃત્તિ કરવાથી કોઇની સાથે ક્લેશ કુસંપ અને આત્મવીર્યનો નકામો વ્યય કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી અને ઐક્ય બલમા પ્રગતિ થયા કરે છે કાર્ય કરવાની ખૂબી તો ખરેખર વ્યવસ્થાક્રમમા રહેલી છે. તે ખૂબીને જેઓ નથી જાણતા તેઓ વ્યવસ્થાક્રમની કિમ્મતને આંકી શકતા નથી. ઉત્સાહબળ અને ખંતથી કાર્યની વ્યવસ્થા યોજીને કર્તવ્યકાર્યાનુક્રમવડે સ્વફરજાનુસારે કાર્ય કરતાં આલસ્ય વિકથા વગેરેને અવકાશ મળતો નથી અને અપ્રમત્ત દશાએ કાર્ય પ્રયત્ન દશામા વૃદ્ધિ થયા કરે છે. જેનું કર્તવ્યજીવન ખરેખર વ્યવસ્થાક્રમથી ગોઠવાયલું છે તે મનુષ્ય કર્તવ્યકાર્યનો વસ્તુતઃ અધિકારી બને છે ઇંગ્લીશોના ટપાલખાતા વગેરે પ્રત્યેક ખાતા તરફ લક્ષ્ય દેવાથી અવબોધાશે કે વ્યવસ્થાક્રમથી તેઓએ કેવી ઉત્તમ વ્યવસ્થા કરી છે ધાર્મિક કાર્યોમાં અવ્યવસ્થાથી પ્રવૃત્ત થનારાઓ પરિણામે જે પ્રમાણમા જોઇએ તે પ્રમાણમાં કર્મફલને પ્રાપ્ત કરી શકતા નથી ધાર્મિક ખાતાંઓમાં અવ્યવસ્થાક્રમવડે પ્રવર્ત્તવાથી તેમાં સુધારોવધારો કરી શકાતો નથી અને તેમજ તેઓની સંરક્ષા કરી શકાતી નથી. અલ્પ મનુષ્યો પણ વ્યવસ્થા અને ક્રમપૂર્વક ગોઠવાયલા હોય છે તો તેઓ અનેક કાર્યોને પહોચી વળે છે અને પરસ્પરમાં સંપ મેળ રાખીને ઘણા મનુષ્યોની સાથે સ્પર્ધામાં ઉતરી સ્વપ્રવૃત્તિમાં વિજય મેળવે છે કાર્ય કરવાના હેતુઓની વ્યવસ્થા, કાર્ય કરનારા મનુષ્યોની વ્યવસ્થા, કાર્યકાલની નિયમસર વ્યવસ્થા, કાર્યસહાયકોની અનુક્રમ વ્યવસ્થા, કાર્ય કરવામા યોજાયલા વિચારોની ક્રમસર વ્યવસ્થા અને તેમા દ્રવ્યક્ષેત્રકાલભાવે ઉત્સર્ગ અને અપવાદમાર્ગે જે જે સામગ્રીઓ મેળવવાની હોય તેની ક્રમસર વ્યવસ્થાના બોધને પામી અનુક્રમ વ્યવસ્થા પ્રમાણે કર્તવ્યકાર્યો કરવામાં આવે તો ખરેખર કાર્યયોગીઓ આ વિશ્વમાં મહાકાર્યો કરવાને શક્તિમાન્ થઇ શકે છે. જે જે કાર્યો સ્વાધિકારે દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવે ઉત્સર્ગ અને આપત્તિકારણે અપવાદમાર્ગથી કરવાનાં હોય તે તે કાર્યોની અનુક્રમ વ્યવસ્થાનો પરિપૂર્ણ વિચાર કરવો અને વ્યવસ્થા પ્રમાણે કાર્યપ્રવૃત્તિમા પ્રવર્તવાને પરિપૂર્ણ વ્યવસ્થાથી પ્રવર્તવું એજ કાર્યયોગીની પ્રવૃત્તિનો મુખ્ય ઉપાય છે. સ્વબુદ્ધયનુસારે કાર્યની

વ્યવસ્થા અને તેની ક્રમવ્યવસ્થા ઓળખવામાં જે જે ભૂલો રહી ગઈ હોય તેને દૂર કરવી અને તેમાં પારિણામિકબુદ્ધિવાળા કર્મયોગીઓની સલાહ લેવી. પ્રત્યેક કાર્યવ્યવસ્થાક્રમોથી ગોઠવવામાં બુદ્ધિની મહત્તા રહેલી છે અને કાર્યને વ્યવસ્થાક્રમપૂર્વક કરવામાં આત્મશક્તિઓની મહત્તા રહેલી છે. કેચિત્ મનુષ્યો એવા હોય છે કે કાર્યનો વ્યવસ્થાક્રમ જાણી શકે છે પરન્તુ તે પ્રમાણે પ્રવૃત્તિ કરી શકતા નથી અને કેચિત મનુષ્યો એવા હોય છે કે કાર્યનો વ્યવસ્થાક્રમ જાણી શકતા નથી પરન્તુ કાર્યપ્રવૃત્તિઓને આદરે છે અને કેચિત મનુષ્યો એવા હોય છે કે કાર્યના વ્યવસ્થાક્રમોના સ્વાનુભવે નિર્ણય કરે છે અને તે પ્રમાણે વ્યવસ્થાક્રમપૂર્વક કાર્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થઈ શકે છે. પ્રત્યેક મનુષ્યના પ્રત્યેક કાર્યની વ્યવસ્થા અવલોકીને તેની કર્તવ્યશક્તિ માટે મત બાંધી શકાય છે અને તે કાર્યપ્રવૃત્તિમાં કેટલા અંશે સફલ થશે તેનો નિર્ણય કરી શકાય છે. **કાર્યની વ્યવસ્થા જાણવી અને કરવી એજ પ્રથમ કાર્યયોગી થતાં શિખવાનું છે.** જો કાર્યની વ્યવસ્થા અને તેને કરવાનો અનુક્રમ ન જાણ્યો તો સમ્મૂર્છિમની પેઠે કાર્યપ્રવૃત્તિ થવાની એમ નિશ્ચયતઃ અવબોધવું. જે જે મહાકાર્યયોગીઓ થયા થાય છે અને થશે તેઓમાં વ્યવસ્થાક્રમ બોધ અને વ્યવસ્થાક્રમપ્રવૃત્તિજ મુખ્ય કારણ અવબોધવું. વ્યક્તિપરત્વે દૈનિક, પાક્ષિક અને વાર્ષિક જે જે કર્તવ્યકર્મો કરવાના હોય અને સમાજપરત્વે જે જે વ્યાવહારિક અને ધાર્મિકકાર્યો કરવાનાં હોય તથા ગામને અને દેશને ઉદ્દેશી જે જે કાર્યો કરવાનાં હોય તેમાં અનુક્રમ કાર્ય કરવાની પ્રવૃત્તિ અને કાર્ય કરવાની સર્વ પ્રકારની વ્યવસ્થાનો બોધ અને પ્રવૃત્તિએ એમાં જેઓ દૃઢતાવાળા, ખંતવાળા અને ઉત્સાહશીલ હોય છે તેઓ સ્વકર્તવ્યને સારી રીતે અદા કરી શકે એમ અનેક કાર્યયોગીઓનાં ચરિત્રો વાચવાથી અવબોધાઈ શકે છે. उद्यमः साहसं धैर्य बलबुद्धिः पराक्रमम्. षडेते यस्य विद्यन्ते तस्माद्देवोऽपि शङ्कते-એ શ્લોકના ભાવ પ્રમાણે જેનામાં ઉદ્યમ સાહસ ધૈર્ય બલબુદ્ધિ અને પરાક્રમ હોય છે અને તે જો યદિ વ્યવસ્થાક્રમથી કાર્યમાં પ્રવૃત્ત થાય છે તો પશ્ચાત તેની કર્તવ્ય કાર્યસિદ્ધિમાં શું બાકી રહે? અર્થાત્ કંઈ પણ બાકી રહે નહિ. વિક્રમભૂપતિ, શ્રેણિકભૂપતિ, કુમારપાલ અને અકબર વગેરે રાજાઓમાં ઉદ્યમ સાહસ ધૈર્ય બલ બુદ્ધિ અને પરાક્રમ હતું તેથી તેઓ કર્તવ્યરણક્ષેત્રમાં મહાયોદ્ધાઓ થઈને પૃથ્વી વિશ્વમાં પ્રસિદ્ધ થયા છે. વિદ્વાન્ હોય, યોદ્ધો હોય, વ્યાપારી હોય અને પરાક્રમી હોય પરન્તુ તે જો વ્યવસ્થાક્રમના શિક્ષણથી વિજ્ઞ ન બનેલો હોય તો કર્તવ્ય કાર્યો કરવામાં પશ્ચાત્ રહે છે—એમ અનેક દૃષ્ટાંતોથી અવલોકી શકાય છે. વ્યવસ્થાક્રમબોધથી અનેક પ્રકારની શક્તિઓને એકઠી કરી શકાય છે. અતએવ સંક્ષેપમાં કથવામાં આવે છે કે કાર્ય વ્યવસ્થાક્રમજ્ઞાનની જેને સમ્યક્પ્રાપ્તિ થઈ છે તે કર્તવ્યકાર્યનો અધિકારી બને છે. કર્તવ્યકર્મ વ્યવસ્થાક્રમબોધની પ્રાપ્તિની જેટલી આવશ્યકતા છે તેટલીજ કર્તવ્ય કાર્યમાં પ્રવૃત્ત થવાને નિર્ભય થવાની આવશ્યકતા છે. વ્યવસ્થાક્રમબોધ

હોય તોપણુ સાત પ્રકારની ભીતિનો ત્યાગ કર્યા વિના અને આત્મામાં સ્થિર થયાવિના કર્તવ્યકાર્યપ્રવૃત્તિમા આગળ વધી શકાતું નથી. કર્તવ્યકાર્યપ્રવૃત્તિમાં પ્રવેશ કરવાની સાથે જેના મન વચન અને કાયાના વ્યાપારમા અંશમાત્ર પણુ ભીતિ નથી રહેતી તે મહાપુરુષ આ વિશ્વમાં ઇચ્છિતકાર્યને સિદ્ધ કરી શકે છે. વિવેકદૃષ્ટિથી જે જે કર્તવ્યકાર્યો કરવાનાં હોય તેમાં સાત પ્રકારની ભીતિને સ્થાન ન આપવું જોઇએ. કોઇપણુ રીતે મારે આ વિશ્વમાં સાતે પ્રકારની ભીતિયો રાખવાનું કારણુ નથી એમ જ્યારે દૃઢ નિશ્ચય થાય છે ત્યારે આત્મામાં દૈવીશક્તિ ખીલે છે અને આ વિશ્વમા અલૌકિક કાર્યો કરી શકાય છે. ભીતિ ધારવી એ કાયર પુરુષનું લક્ષણુ છે. ભીતિથી કર્તવ્યકર્મરણાંગણમાં નપુંસકની દશા પ્રાપ્ત થાય છે. લોકોમા પણુ કહેવત છે કે **करना तो मत डरना, ओर डरना तो मत करना.** જે કાર્ય કરવું તેમાં જ્ઞાનીઓએ શા માટે ડરવું જોઇએ ? આલોકભય પરલોકભય યશભય આજીવિકાભય રોગભય અકસ્માતભય મરણુભય વગેરે ભીતિયો ધારણુ કરવાથી આત્માની જે જે શક્તિઓ વિકાશ પામવાની હોય છે તે સંકોચાઇ જાય છે અને કર્તવ્યક્ષેત્રમાંથી પાછું ફરવાનું છે કર્તવ્યકર્મક્ષેત્રમાં દાનવીર ભક્તવીર ધર્મવીર જ્ઞાનવીર કર્તવ્યકાર્યવીર જ્ઞાનવીર અને શૂરવીર સર્વ પ્રકારની મમતાનો અને અહંતાનો ત્યાગ કરીને મરજીવો થઇ વિચરે છે તેથી તેને મન વચન કાયા ધન અને વિશ્વના કોઈ પણુ પદાર્થની તેના પર અસર થતી નથી. આત્મવીર દાનવીર વગેરે વીરો પોતાના આત્માને સર્વસંગોથી મુક્ત કરે છે. જ્યાંસુધી ભીતિ છે ત્યાસુધી આત્મા એક ક્ષુદ્ર જંતુ સમાન છે. આ વિશ્વમા સાત પ્રકારની ભીતિ રાખનારાથી કોઇપણુ જાતનું મહાન કાર્ય બન્યું નથી, બનતું નથી અને ભવિષ્યમા બનશે નહિ. શરીરની મમતા અને પ્રાણુની મમતા એ બે જેના મનમા નથી તેજ મનુષ્ય કર્તવ્યકાર્યનો અધિકારી બને છે. સંયોગે જેટલી વસ્તુઓનો આત્માની સાથે સંબંધ થયો છે તેટલી વસ્તુઓ ખરેખર આત્માની નથી તેથી સંયોગી વસ્તુઓનો વિયોગ થવાનો છે એવો પૂર્ણ નિશ્ચય કરીને આત્માદ્વારા જે જે કર્તવ્યકાર્યો હોય તેમાં સર્વ પ્રકારની ભીતિનો ત્યાગ કરીને પ્રવર્તવું જોઇએ. આત્મા વિના અન્ય કશુ આત્માનું થયું નથી, થતું નથી, થશે નહિ એવો નિશ્ચય છે, તો નકામી ભ્રાન્તિ ધારીને ભીતિયો શા માટે ધારણુ કરવી જોઇએ ? જે જે વસ્તુઓ આત્માની વસ્તુત: નથી એવી પૌદ્ગલિક વસ્તુઓની મમતાથી ભીતિ ઉત્પન્ન થાય છે, ભીતિથી આત્મા પરભવમાં રહીને નપુંસક જેવો પામર-કાયર-નિ સત્વ બને છે. તેથી કશુંએ શ્રેય સ્વપરનું કરી શકાતું નથી. કોઇ પણુ સંયોગનો વિયોગ થવાનો છે, છે ને છેજ, એમા કદાપિ અન્ય ફેરફાર થવાનો નથી તો શા માટે બીવું જોઇએ ? કાર્યપ્રવૃત્તિમા બીવાથી કંઇ પણુ વળવાનું નથી અહંતા, મમતા આદિ વૃત્તિયો ઉત્પન્ન થવાનું કારણુ શું છે ? તેનું સૂક્ષ્મ સ્વરૂપ વિચારવાથી ભય હેતુઓનો વિલય થાય છે એમ નિશ્ચયત: અવબોધવું. ભીતિના સંસ્કારોનો સર્વથા પ્રકારે ક્ષય કરવો એ પણુ એક કર્તવ્યકાર્ય છે

અને નિર્ભીતિપૂર્વક કર્તવ્યકાર્ય કરવાં એ પણ કર્તવ્ય કર્માધિકારિતાનું મહત્ત્વ છે. અમુક કાર્યમાં પ્રવર્તતા અમુક જાતિનો ભય ઉત્પન્ન થતાં અનેક જાતના વિકલ્પસંકલ્પ ઉત્પન્ન થાય છે અને તેથી આત્મશક્તિયોનો હ્રાસ થતો જાય છે. અમુક કાર્યમાં પ્રવર્તતાં ભીતિના સંસ્કારોવડે ચિંતામય વાતાવરણોથી નકામું દુઃખ ઉત્પન્ન કરી શકાય છે. **સ્વાધિકારે વિવેકપૂર્વક કાર્યમાં પ્રવર્તતાં સર્વસ્વાર્પણ કરવામાં ભીતિનો એક વિકલ્પ પણ ન થાય એવો નિર્ભય આત્મા જ્યારે થાય છે ત્યારે આત્મામાં સ્થિરતા થાય છે અને અસ્થિરતા ટળી જતાં સદ્વર્તનના શિખરે આત્મા વિરાજમાન થાય છે એમ અનુભવ દૃષ્ટિથી અવબોધવું.** જેમ જેમ બાહ્યમાં નિઃસંગતાભાવ વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ સપ્તભીતિયોના સંસ્કારોનો નાશ થતો જાય છે. સપ્ત ભીતિયોથી આ વિશ્વમા બહિરાત્મભાવ વૃદ્ધિ પામે છે અને બહિરાત્મભાવથી જે જે કાર્યો કરવામા આવે છે તેમાં સલેપતા રહે છે. અતએવ ગુપ્તભીતિયોના સંસ્કારોનો મૂળમાંથી ક્ષય કરવો કે જેથી આત્માની કર્તવ્યકાર્યપરાયણતા છતા નિર્લેપતાની વૃદ્ધિ થયા કરે. જેને અનેક પ્રકારની ભીતિયોના સંસ્કારો પ્રકટે છે તે બાહ્યમા હું તુંની આન્તરિકવૃત્તિથી બંધાયેલો છે તેથી તે વ્યાવહારિક કાર્યો અને ધાર્મિક કાર્યોમાં સાત્વિક ગુણપૂર્વક પ્રવૃત્તિ કરી શકતો નથી અને વાસ્તવિકરીત્યા આત્મોન્નતિના ક્રમમા વ્યવસ્થાપૂર્વક ઉપશમાદિભાવે ઉચ્ચ-શુદ્ધ થઇ શકતો નથી. અનાદિકાલથી ભયસંજ્ઞાનો આત્માની સાથે સંબંધ છે પણ જ્યારે આત્મા સ્વયં આત્માના રૂપમાં લય પામવાની સાથે બાહ્ય ફરજોને સ્વાધિકારે જે સ્થિતિમાં રહેલો છે તેને અનુસરીને બજાવે છે ત્યારે નિર્ભયતાના પ્રદેશો તરફ ગમન કરે છે અને આત્માના શુદ્ધ રૂપમા સ્થિર થઈ જાય છે તથા તે સ્થિરવીર્યયોગે પ્રબલ પુરૂષાર્થને પ્રકટાવી નિર્ભયદશામાં વિચરે છે. **આ વિશ્વમાં પોતાનાં પાડેલાં નામ અને શરીરાકારરૂપ એ બેમાં અહંમમત્વની વૃત્તિ ન થાય અને બાહ્ય કાર્યો થાય ત્યારે અવબોધવું કે નિર્ભય પ્રદેશમાં આગળ વિચરવાનું થયું છે.** વિશ્વ અને પિંડમાથી નિરહંવૃત્તિ થઈ એટલે નિર્ભયપણે સર્વ કાર્યોને કરી શકવામા કોઇ જાતનો વિરોધ આવી શકે તેમ નથી. નામરૂપમા થતો અહંતાધ્યાસ ટળતા સર્વ પ્રકારની ભીતિયોનો નાશ થાય છે એમ અનુભવ કરી અવબોધવું. કુમારપાલ રાજાએ સ્વપ્રતિપક્ષી શત્રુરાજાની સાથે લડતા ભીતિનો ત્યાગ કરી મરજીવા બની જ્યારે યુદ્ધ શરૂ કર્યું હતું ત્યારે તે વિજય પામ્યો હતો. ગ્રીક વિદ્વાન્ સોક્રેટીસે ઝેરનો પ્યાલો પીવો કબૂલ કર્યો પરન્તુ અનીતિરૂપ તત્વોને ઉત્તેજન આપ્યું નહિ તેથી તેની પાછળ તેના સદ્વિચારોનો ફેલાવો થયો અને ઇતિહાસના પાને તેનું અમર નામ રહ્યુ. યદિ સોક્રેટીસે ભીતિથી સામા પક્ષનો મત સ્વીકાર્યો હોત તો સદા માટે તેની કીર્તિ અને સદ્વિચારોનો ફેલાવો રહેત નહિં. શ્રી વીરપ્રભુએ સાડાબાર વર્ષ પર્યન્ત અનેક ઉપસર્ગોને સહન કર્યાં પણ તેઓ જરા માત્ર ઉપસર્ગોથી ભય પામ્યા નહિ

અને ધ્યાનારૂઢ બની કેવલ જ્ઞાન પામી જૈન તીર્થની સ્થાપના કરી. શ્રી હેમચંદ્ર પ્રભુએ નિર્ભીતિથી અનેક કાર્યો કર્યા. તેમણે સ્વકાર્ય પ્રવૃત્તિમા જિંદગીનું સ્વાર્પણ કર્યું અને જૈનોના ઇશુ ક્રાઇસ્ટરૂપ બન્યા. શિવાજી અને પ્રતાપસિંહે યુદ્ધમા કટોકટીના પ્રસંગે જરા માત્ર ભીતિ ધારણ કર્યા વિના સ્વસેવા બજાવીને આર્યોમા અગ્રગણ્ય બન્યા. સર્વ પ્રકારનાં ભયનો ત્યાગ કરીને આ પાર કે પેલે પાર એવો નિશ્ચય કરીને સ્વાધિકારે પ્રવૃત્તિ કર્યા વિના કદાપિ કાર્યની સિદ્ધિ કરી શકાતી નથી એમ ખાસ અવબોધવું. અકબરના જીવનચરિત્ર પર લક્ષ્ય દેવાથી અવબોધી શકાશે કે તેણે મૃત્યુનો ભય ગણ્યા વિના અનેક યુદ્ધોમાં ઝંપલાવ્યું હતું. જે મનુષ્ય કોઇ પણ જાતના ભયને શરણે જાય છે તે અવનતિને શરણે જાય છે એમ જાણવું. ભીતિયોનો નાશ કરીને આત્માની સર્વ શક્તિયો ખીલવવી જોઇએ. આ વિશ્વમા ભયયુક્ત થવાને જન્મ થયો નથી સ્વાધિકારે જે પ્રવૃત્તિ કરવાની હોય તેમાં સ્વાત્માને અમર માની પ્રવૃત્તિ કરવી જોઇએ કે જેથી કાર્ય પ્રવૃતિમા સ્થિરતાપૂર્વક પ્રવર્તી શકાય; કોઇ પણ સ્વાધિકારે આવશ્યક કર્તવ્ય હિતકર કાર્ય કરતાં વિશ્વથી બ્હીવું ન જોઇએ; જે મનુષ્ય ખોટી રીતે લોકાપવાદથી બ્હીવે છે અને લૌકિક તથા લોકોત્તર કાર્યપ્રવૃત્તિમાં મન્દ પડી જાય છે તે પોતાને તથા સ્વાશ્રિતજનોને વિનાશના માર્ગે દોરી જાય છે. સ્વાત્માની સાથે સંબંધિત સર્વ હિતકર સામગ્રીઓની રક્ષા કરવાની જરૂર છે પરન્તુ કાર્ય કરતા મૃત્યુ આદિના અધ્યવસાયને ધારણ કરવાની કોઇ પણ રીતિએ જરૂર નથી. સ્વકાર્ય પ્રવૃત્તિમાં ભીતિયોને દબાવવાપૂર્વક આત્મભોગ આપીને પ્રવૃત્ત થવું જોઇએ. **વિશ્વસામ્રાજ્ય વ્યવસ્થા સ્થાપવા વા સુધારવા તથા ધર્મ સામ્રાજ્ય વ્યવસ્થા સુધારવા અને પ્રગતિયુક્ત કરવા માટે અનેક મહાપુરૂષોએ મૃત્યુ વગેરે ભીતિયોથી નહિ બ્હીતાં આત્મભોગો આપ્યા છે, વર્તમાનમાં આપે છે અને ભવિષ્યમાં આપશે.** હે મનુષ્ય ! સ્વાધિકાર-પ્રવૃત્તિમા સાત પ્રકારની ભીતિયોનો ત્યાગ કરીને સ્વાત્મમા સ્થિર થઇ જ્યારે પ્રવૃત્તિ કરીશ ત્યારે તું કાર્ય કરવાની યોગ્યતાને પ્રાપ્ત કરી શકીશ. હે મનુષ્ય ! સ્વકાર્ય પ્રવૃત્તિમા અનેક પ્રકારના ભયની કલ્પના કરીને સ્વાધિકારકર્તવ્યથી ભ્રષ્ટ થઇ કદિ પરતંત્ર બનીશ તો તું સ્વાશ્રિત મનુષ્યોના પારતંત્ર્ય જીવનમાં અને નાશમા શાપરૂપ બનીશ. નામરૂપોની વૃત્તિ-યોના પરપોટાઓ ક્ષણિક છે તેઓને તું ત્હારા માનીશ નહિ અને તું કદાપિ તેઓના નાશની ભીતિને ધારણ ન કર. **જે મનુષ્યો નાશરૂપની અહંવૃત્તિના તાબે થઇને મૃત્યુ વગેરે ભીતિયોથી બ્હીવે છે અને તેથી કર્તવ્યભ્રષ્ટ થાય છે તેઓ વિશ્વમાં દાસત્વકોટીમાં રહેવાને ઉત્પન્ન થએલા છે.** તેઓનું ભાગ્ય એક ગરીબ પશુના જેવુ દયાપાત્ર દેખાય છે. સ્વાધિકારે કર્તવ્યકર્મથી ભ્રષ્ટ થઇને જેઓ વિશ્વમાં જીવે છે તે વસ્તુતઃ જીવનારા નથી જે મનુષ્ય ભીતિયોના શરણે જાય છે તે સત્ય-દયા-અસ્તેય-બ્રહ્મચર્ય-પ્રામાણ્ય-વિશ્વાસપાલન-નીતિ-રાજ્યની સાથે પ્રામાણ્યસંબંધ અને સદાચારોથી

ભ્રષ્ટ થાય છે. જે મનુષ્યો નીતિયોને ધારણ કરે છે તેઓ ખરા કટોકટીના પ્રસંગે ધર્મનો ત્યાગ કરીને અધર્મને આદરે છે. **જ્યાં સત્ય છે ત્યાં ભય નથી એવું શ્રી વીરપ્રભુએ કથ્યું છે.** ભીતિ ધારણ કરનારાઓ ભયપ્રસંગે સત્યને ત્યાગી અસત્યને તાબે થાય છે. કારણ કે તેઓ જીવવાના કારણે તેવું અસદ્વર્તન પણ અંગીકાર કરી શકે છે. ભીતિધારક મનુષ્ય સ્વધર્મનો સ્વપક્ષનો સ્વસમાજનો ધર્મ ત્યાગીને અસદ્ધર્મને અંગીકાર કરી શકે છે અને તે ખરી રીતે કહીએ તો સત્ય વિચારો અને સદાચારોને વેચી નાખી પરના તાબે થાય છે. ભીતિધારક મનુષ્ય મન વચન અને કાયાની એકરૂપતા ધારણ કરવા શક્તિમાન્ થતો નથી અને તે પોતાના સત્યવિચારો અને કર્તવ્યોને અન્યની આગળ જણાવતાં ભય પામીને સ્વજીવનને ભયથી કલંકિત કરે છે. હે મનુષ્ય ! જો તને પરિત· કોઇપણ કાર્ય કરવું એમ ખરેખર વિવેકદષ્ટિથી સત્ય જણાય તો પશ્ચાત્ તું કદાપિ અનેક ભીતિયોથી ભય પામીશ નહિ. ખરેખર ત્હારા સત્ય વિચારો અને સ્વાધિકારે કર્તવ્યપરાયણતાથી ભીતિયોનાં ભૂતડાઓ અદૃશ્ય થઈ જશે અને તું જ્યાં દેખીશ ત્યાં નિર્ભયતાને અવલોકી શકીશ એમ હૃદયમાં અવધાર. હે મનુષ્ય ! તું અજ્ઞાનતાયોગે ભ્રાન્તિથી નાહક મનમાં અનેક ભીતિયોના સંકલ્પો અને વિકલ્પોને ધારણ કરે છે અને કર્તવ્ય કાર્યમાં ભીરુ બને છે પણ તું જ્ઞાનદષ્ટિથી દેખે તો તેમાંનું કશું કંઈ હોતું નથી. હે મનુષ્ય ! તું ભીતિથી પેલીપાર રહેલા આત્માને માની કર્તવ્યપરાયણ થા. પ્રવૃત્તિમાર્ગમાં વા નિવૃત્તિમાર્ગમાં સર્વથા પ્રકારે ભીતિયોનો ત્યાગ કર્યા વિના પરિપૂર્ણ પ્રવૃત્ત થઈ શકાતું નથી. કર્મયોગીઓ આ લોકભય-મૃત્યુભય વગેરે ભીતિયોથી બ્હીતા નથી. ચેડા મહારાજે કોણિકની સાથે બાર વર્ષપર્યન્ત યુદ્ધ કર્યું. ચેડા મહારાજ ક્ષત્રિય રાજા અને શ્રાવક ધર્મનાં બાર વ્રત ધારણ કરનાર હતા છતા આવશ્યક કર્તવ્યકાર્યની ફરજે યુદ્ધ કરતા તેમણે હૃદયમા ભીતિને સ્થાન આપ્યું ન હતું; તેઓ અવબોધતા હતા કે ભીતિથી કંઈ આત્માની ઉન્નતિ થતી નથી. આત્મજ્ઞાનીઓ નામરૂપના દૃશ્ય વિશ્વપ્રપંચથી સ્વાત્માને ભિન્ન માને છે તેથી તેઓ નામરૂપના દૃશ્ય પ્રપંચમા સ્વાધિકારે અમુક દૃષ્ટિએ પ્રવૃત્ત થયા છતાં નિર્ભીત બની નિર્લેપ રહે છે. સર્વાત્માઓની સાથે આત્માનો સત્તાએ સિદ્ધ સરખો સંબંધ છે. કોઈ આત્માથી કોઇનું અશુભ કરી શકાય એવું નથી. આત્મા શસ્ત્રથી છેદાતો નથી, પંચભૂતમા કોઇ ભૂત આત્માનો નાશ કરવા સમર્થ થતું નથી; જ્યારે આત્માની આવી સ્થિતિ છે તો આત્માને શામાટે અન્યની ભીતિયોથી બ્હીવું જોઇએ ? અલબત્ત ન બ્હીવું જોઇએ. જે જે શરીરાદિક વસ્તુઓ આત્માની નથી, ભૂતકાલમા આત્માની થઈ નથી અને ભવિષ્યમાં આત્માની થનાર નથી તે તે વસ્તુઓના સંબંધે ભીતિ ધારણ કરવાની કાંઈ જરૂર નથી અને ભીતિને ધારણ ન કરવી જોઇએ. સમુદ્રમાં ઉત્પન્ન થતા તરંગોના વિલયથી જેમ સમુદ્રને બ્હીવાનું હોતું નથી તેમ આત્માની સાથે સંબંધિત પરભાવ સંયોગો અને તેના

વિયોગોથી કંઇ આત્માને બ્હીવાનું હોતું નથી. આત્મા અરૂપી જ્ઞાનાદિક ગુણનો ભંડાર છે. આત્માના શુદ્ધ સ્વરૂપ વિના બાકી અન્ય કશું આત્માનું નથી. આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટાવવું તે ખરેખર આત્માના હાથમા છે. આત્માજ સ્વયં સ્વરૂપનો કર્ત્તા છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવા માટે દેવ ગુરુ અને ધર્મની સામગ્રીઓની આરાધના કરવી તે લોકોત્તર કારણભૂત વ્યવહાર છે અને બાહ્ય શરીરાદિનું સંરક્ષણ કરવું ઇત્યાદિ જે જે કાર્યો ખરેખર લોકોત્તર કારણભૂત ધર્મનાં પણ કારણભૂત હોય તેઓને સ્વાધિકારે અમુક દશાએ કરવા એ લૌકિક વ્યવહાર ધર્મ છે. ઉપર્યુક્ત લૌકિક અને લોકોત્તર વ્યવહાર ધર્મના કાર્યોને સ્વાધિકારે આત્માનું નિર્ભય સ્વરૂપ ભાવીને કરવા જોઇએ. આત્માનું શુદ્ધ રૂપ પ્રકટાવવાને વ્યવહારથી અને નિશ્ચયથી સાધન સામગ્રીદ્વારા સદા પ્રવૃત્ત રહેવાથી પ્રવૃત્તિની પરંપરામાં સુવ્યવસ્થા રહે છે અને ધર્મના અને આજીવિકાનાં સાધનોની સાનુકૂલતાના યોગે સ્વોન્નતિ અને વિશ્વોન્નતિના પારમાર્થિક કાર્યોમા સમ્યગ્ રીત્યા પ્રવૃત્ત થઈ શકાય છે. સ્વાત્માની અનેક પ્રવૃત્તિયોમા અનેક ભીતિયો દેખાય છે પરન્તુ આત્મશક્તિથી તેઓની સામા થતા ભીતિયો અદશ્ય થઈ જાય છે. જે કંઈ થાય છે તે સારાને માટે થાય છે. કાર્યપ્રવૃત્તિમા સ્વાધિકારે જે કંઈ દુ:ખો પડે છે તે આત્માની ઉન્નતિ કરવાને માટે કોઈ જાતનો બોધ આપનાર હોય છે તેથી દુ:ખો પડયા છતા પણ જરા માત્ર ભીતિ ધારણ કરવાની આવશ્યકતા નથી. આત્માની સ્વાધિકારે વિવેકપૂર્વક જે જે પ્રવૃત્તિઓ થતી હોય તેમાં જે કંઈ નષ્ટ થવાનું હોય તેને થવા દો. ફક્ત પોતાના અધિકારને ભીતિયોનો ત્યાગ કરી બજાવ્યા કરવો અને તટસ્થ રહી સુખદુ:ખોને વેદ્યા કરવાં કે જેથી આત્મોન્નતિના શિખરે ચઢતા કોઈ જાતનો પશ્ચાત્ અવરોધ રહે નહિ. વ્યાવહારિક કાર્યો કરવાને કર્મરાજાની અમુક સંયોગોમાં આજ્ઞા થઇ છે તેથી અમુક કાર્યોને સ્વાધિકારે કરવામાં આત્મા ફક્ત પોતાની બાહ્ય ફરજને અદા કરે છે-તેમા કંઈ લેવુંદેવું નથી તેમજ કંઈ બ્હીવાનું કારણ નથી. આ પ્રમાણે નિશ્ચય વિચાર કરીને કાર્યોમા પ્રવૃત્ત થતાં વિશ્વથી લેપાવાનું થતું નથી અને આત્માની પ્રગતિ થયા કરે છે. સાત પ્રકારની ભીતિયોથી ન બ્હીવાય એવો પોતે પોતાને બોધ આપવો જોઇએ કે જેથી કટોકટીના પ્રસંગે આત્મા-વસ્તુત ભીતિ વિનાનો બની સ્વફરજોને અદા કરી શકે. સ્વકાર્યોને કરતાં મનમા યાવત્-ભીતિ રહે છે તાવત્ અવબોધવું કે આત્માની નિર્ભયતા પ્રાપ્ત કરી શકાઈ નથી ગજસુકુમાલે અને સ્કંધકમુનિના પાચસો શિષ્યોએ તથા મેતાર્યમુનિએ સર્વથા ભીતિયોનો ત્યાગ કરી સ્વાત્મધર્મમા સ્થિર રહી આત્મોન્નતિ કરી હતી. એ પ્રમાણે ભવ્ય જિજ્ઞાસુએ સ્વાત્માને ભીતિયોના પ્રસંગે નિર્ભયરૂપ ભાવી આત્મોન્નતિની પરિપૂર્ણતા સાધવી જોઇએ. સમરાદિત્ય રાજર્ષિએ ધ્યાનકાર્યમાં પ્રવૃત્ત થઇનેજ મૃત્યુભીતિના એક સામાન્ય વિકલ્પને પણ હૃદયમાં સ્થાન આપ્યું નહિ અને તેથી તેઓ પરમાત્મરૂપ બન્યા. જો તેઓ મૃત્યુથી ભય

પામ્યા હોત તો આત્મોન્નતિની નિસરણી પરથી પડી જાત. અતએવ ભીતિયો નાશ કરવા-માટે આત્માને ઉત્કટવીર્યે નિર્ભયરૂપ ભાવી પ્રત્યેકકાર્યમા પ્રવૃત્ત થવું જોઈએ કે જેથી આસ્રવના હેતુઓ પણ સંવરપરિણામના હેતુભૂત થાય. મહાબલ મલયાગિરિનું ચરિત વાંચવાથી માલૂમ પડશે કે મહાબલે ભયસ્થાનોમા નિર્ભયરૂપ સ્વાત્માને માનીને નિર્ભયપણે પ્રત્યેકકાર્યને સ્વાધિકારે કર્યાં હતાં અને ત્યાગાવસ્થામાં મૃત્યુપ્રદ મહોપસર્ગ થયા છતા પણ આત્માના શુદ્ધધર્મની ભાવના ભાવીને આત્મામાં સ્થિર થઈ સ્વાધિકારે ગૃહીત કાર્યમાં વિજય મેળવ્યો હતો. અરણિકમુનિએ શિલા પર અનશનવ્રત અંગીકાર કર્યું અને સ્વા-ત્માને નિર્ભય ભાવી આત્મોન્નતિસ્થાન પ્રાપ્ત કર્યું. બાહ્યસંયોગે બાહ્યકાર્યમાં પ્રવૃત્ત થતાં બ્રહ્માડની અર્થાત્ સમષ્ટિની ખરાબ અસર વ્યષ્ટિરૂપ સ્વાત્માપર ન થવા દેવી એજ કાર્ય-વસ્તુતઃ આન્તરભાવે કરવાનું છે અને તે સર્વથા ભીતિયોનો ત્યાગ કર્યાવિના પરિપૂર્ણ બની શકે તેમ નથી. નિર્ભીતિત્વની વાતો કરનારા અને તેની ભાવના કરનારા અનેક મનુષ્યો મળી શકે છે પરન્તુ ભીતિયોના પ્રસંગે આત્મામાં અંશમાત્ર પણ ભયની લાગણી ન પ્રકટે એવા મનુષ્યો તો અલ્પ મળી શકે છે. કાર્યપ્રવૃત્તિમા આત્માને મૂકીને ભીતિયોનો ત્યાગ કરવાથી આત્માની નિર્ભયદશા કેટલી છે તેની તુલના કરી શકાય છે. ભીતિયોના જ્યારે જે જે પ્રસંગો આવે ત્યારે તે તે પ્રસંગે આત્માની નિર્ભયતા પર લક્ષ્ય દેઇને ભીતિ-યોના સંસ્કારોનો નાશ કરવો. હજારો ભીતિયોના સયોગોમા અન્તર્માં નિર્ભય થઈ મન વચન અને કાયાના વ્યાપારમા નિર્ભય રહેવું એ કંઈ સામાન્ય વાત નથી. રજોગુણી-ભીતિયો તમોગુણીભીતિયો અને સાત્વિકભીતિયોની પેલી પાર જનારા આત્મજ્ઞાની કર્મયોગીઓ વિશ્વમા કર્તવ્યકર્મ કરવાને યોગ્ય અધિકારી ઠરી શકે છે. જે મનુષ્યે જેવો કર્તવ્ય-કર્મનો વેષ લીધો હોય તેને સમ્યગ્ ભજવી બતાવવામા તેની ફરજની મહત્તા રહેલી છે પરન્તુ ભીરુ થઇને લીધેલા વેષનો ત્યાગ કરી અર્થાત્ જે જે અવસ્થાએ જે જે કર્તવ્યો કરવાના હોય તેનો ત્યાગ કરવાથી તેની મહત્તા વધતી નથી. લીધેલો વેષ ભજવતા ભીરુ થઇ ભાગી જે જે અન્ય ગ્રહણ કરવામા આવશે તેનો પણ ત્યાગ કરી અન્ય ગ્રહવામા આવશે ત્યાંથી પણ ભાગીજવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. **ભીરુ થઇને કર્તવ્યકર્મનું એક પગથીઅું ચૂકતાં સહસ્રમુખ વિનિપાતને પ્રાપ્ત કરી શકાય છે.** અતએવ ભીરુ થઇને કોઇ પણ કર્તવ્યકર્મથી ભ્રષ્ટ ન થવું જોઇએ. સ્વકર્તવ્યકર્મથી જે ભ્રષ્ટ થાય છે તે જીવતાં છતા મૃત્યુ-પામેલાની દશાને પ્રાપ્ત થાય છે અને તે કોઇ પણ સ્થાને ભીતિયુક્તમનશવર્તી થઇ સ્વતંત્ર વિચારો અને આચારોને પ્રકટાવી શકતો નથી. સંસાર સર્વવિપત્તિયો અને દુઃખોનો મહા-સાગર છે તેથી વિપત્તિયો અને દુઃખોથી કોઈ બચીશકે તેમ નથી છતા અનેક પ્રકારની વિપત્તિયો અને દુઃખોને ભોગવતાં ભીતિયોના વશમા ન થવું અને કર્તવ્યકાર્યમાં અપ્રમત્ત-પણે તત્પર રહેવું-એજ સ્વોન્નતિની સત્ય કુંચી છે એમ ઉપર્યુક્ત સિદ્ધાંતને અનુભવગમ્ય

કરવાથીજ પ્રગતિમાર્ગમાં આગળ વધી શકાશે. સર્વથા ભીતિયોનો ત્યાગ કરવાથી કર્તવ્ય-કર્મની સિદ્ધિ માટે પરિપૂર્ણ યોગ્ય થઇ શકાય છે એમ નિશ્ચયત માનવું. અનેક પ્રકારની ભીતિના સંસ્કારો ટળે એવા શાસ્ત્રો વાચવા જોઇએ અને ભીતિના સંસ્કારો ટાળી શકે એવા આત્મજ્ઞાની ગુરુનો સમાગમ કરવો જોઇએ. આત્મજ્ઞાની ગુરુ આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજાવીને ભીતિના સંસ્કારોનો નાશ કરે છે. **ભીતિ જ્યાં છે ત્યાં નીતિ સ્વાતંત્ર્ય નથી;** કારણ કે ભીતિથી મન વચન અને કાયાના યોગથી અકૃત્યકાર્યોને કરી શકાય છે. પાપની ભીતિથી ધર્મ-માં પ્રવૃત્તિ થાય છે. અતએવ પ્રથમાવસ્થામા અમુકાપેક્ષાએ ભીતિની ઉપયોગિતા સિદ્ધ ઠરે છે; પરન્તુ આત્મામા ઊંડા ઉતરીને વિચાર કરવામાં આવશે તો ઉચ્ચકર્મયોગીને પાપવૃત્તિની ભીતિ કરતાં ધર્મની પ્રીતિ અને રીતિ એટલી બધી ઉચ્ચ લાગશે કે તેમા તે સદા મગ્ન રહેશે અને આગળ આત્મપ્રગતિમા વધ્યા કરશે. આત્મજ્ઞાનમા ઉચ્ચ થએલાને સ્વાધિકારકર્તવ્યની પ્રવૃત્તિરૂપ યજ્ઞમા પ્રાણુનું બલિદાન વા ભીતિપશુનું બલિદાન કરવું એ તેને સ્વાધિકારફરજ ધર્મ અવબોધવો. જ્યાં ભીતિ છે ત્યાં સ્વતંત્ર નીતિરીતિપ્રવૃત્તિ હોતી નથી. આ વિશ્વમા જે કાલે જે શરીરાદિક વસ્તુઓનો વિયોગ થવાનો હોય છે તે થયા કરે છે એમા ભીતિ રાખવાથી જૂનું જતું નથી અને નવું આવતું નથી તો નાહક શામાટે ભીતિથી ભડકીને સ્વકર્તવ્યભ્રષ્ટ થવું જોઇએ ? અલબત્ત કદાપિ ભીતિ ધારણ કરીને સ્વકર્તવ્યભ્રષ્ટ ન થવું જોઇએ. જયશિખરી-એ ભુવડની સાથે છેવટ સુધી યુદ્ધ કરી સ્વફરજને અદા કરી તે ઇતિહાસજ્ઞોથી અજ્ઞાત નથી. કરણઘેલો જ્યારે સ્વકર્તવ્યથી ભ્રષ્ટ થયો ત્યારે તે વિનાશને પામ્યો. કરણઘેલાએ પ્રધાનની સ્ત્રીપ્રતિ કામાસક્તિ ધારણ કરી ન હોત તો તેની પતિતદશા થાત નહિ. રજપુતો જ્યારે સ્વધર્મથી ભ્રષ્ટ થયા ત્યારે અવનતિને પામ્યા. સ્વકર્તવ્યધર્મફરજને અદા કરતા ભીતિયોથી બ્હીવું ન જોઇએ અને શત્રુપક્ષમા વા પરપક્ષમા ભળી આત્માની પતિતદશા ન કરવી જોઇએ. ભીતિયોના સંસ્કારો હઠાવવાને જે જે કાળે જે જે ઉપાયો લેવા ઘટે તે લેવા અને સર્વ-પ્રકારની ભીતિયોને હઠાવી કાર્યપ્રવૃત્તિયોમા યોગ્ય બનવું જોઇએ. ગેરીબાલ્ડી વગેરે પાશ્ચાત્ય દેશ સુધારકો અને લ્યુથર વગેરે ધર્મસુધારકોનાં ચરિત્રો વાચવાથી માલૂમ પડશે કે તેઓએ સ્વકાર્યપ્રવૃત્તિમા પ્રવૃત્ત થતા પૂર્વે ભીતિયોનો ત્યાગ કર્યો હતો જેના ધડ પર શીર્ષ ન હોય એવી નિર્ભીતિથી જે કાર્ય કરવામા પ્રવૃત્ત છે તે આત્મશૌર્ય પ્રકટાવીને તથા સ્વાશ્રયી બનીને અપૂર્વ કાર્યો કરવાને શક્તિમાન્ થાય છે. અતએવ ઉપર્યુક્ત શ્લોકમા સાત પ્રકારની ભીતિ-યોનો ત્યાગ કરીને જે આત્મામા સ્થિર થયો છે તે કાર્ય કરવાનો અધિકારી થાય છે એમ જે કથ્યું છે તે ખરેખર યોગ્યજ કહ્યુ છે. સાત પ્રકારની ભીતિયોનો ત્યાગ કરવાની સાથે જે **અનાસક્ત** હોય છે તે કાર્ય કરવાનો અધિકારી બને છે તે પણ યોગ્યજ કથ્યું છે. સાત ભીતિયોનો ત્યાગ કરીને આત્મામા સ્થિર થવાથી આત્માની સત્યશાન્તિનો અનુભવ થાય છે.

સાત ભીતિયોના ત્યાગની સાથે ચંચલતા ટળે છે અને ચંચલતા ટળતાં આત્મા શુદ્ધસ્વરૂપમાં સ્થિર થાય છે અને તેથી કર્તવ્યકાર્ય ફરજને બજાવતા અન્તરંગમાં તેને સ્થિરતાનો જમાવ થાય છે. આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થઇને પ્રત્યેક ફરજ બજાવે છે ત્યારે તે બાહ્યવિશ્વમાં એક અલિપ્ત જ્ઞાનયોગીની તુલનાને પ્રાપ્ત કરવા શક્તિમાન્ થાય છે. ભીતિયોના ત્યાગની સાથે આસક્તિને દૂર કરવાની જરૂર છે. સર્વ પદાર્થોમાં જે જે મનોદ્વારા આસક્તિ થાય છે તેથીજ ખરેખર બંધાવવાનું થાય છે. પ્રતિષ્ઠાની આસક્તિ, નામની આસક્તિ, કામની આસક્તિ, કીર્તિની આસક્તિ, અને રૂપની આસક્તિ, આદિ અનેક પ્રકારની આસક્તિયો થવી એજ સંસાર છે. અનેક પ્રકારની આસક્તિયોને ટાળીને કર્તવ્યકાર્યોની ફરજ અદા કરવી એ મુશ્કેલ કાર્ય છે છતા આત્મજ્ઞાનીઓ આત્મસામર્થ્યે આસક્તિભાવનો પરિહાર કરીને અનાસક્તિભાવે આ વિશ્વમાં કર્તવ્યકર્મના અધિકારી બને છે. આ વિશ્વમાં નામરૂપમા થતી આસક્તિને વારતા સર્વપ્રકારનાં બંધનોમાંથી મુક્ત થવાય છે અને જીવ શિવરૂપ બની જાય છે. પોતાના સ્વાધિકારે આવશ્યક કાર્યો કરતાં આસક્તિભાવ પ્રકટે છે કે નહિ તેનો જ્ઞાતા પોતાનો આત્મા હોવાથી પોતાનો આત્મા તેની સાક્ષી પૂરી શકે છે. અતએવ સ્વાધિકારે પ્રત્યેક કાર્ય કરતા અનાસક્તિ ભાવે કાર્યની યોગ્યતા મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. સ્વાધિકારે કર્તવ્યકર્મ કરતા જે જે અંશે અનાસક્તિ રહે તે તે અંશે સ્વકર્મકરણયોગ્યતા પ્રગટ થઇ એમ અવબોધવું. નિર્વિષ દાઢાવાળો સર્પ અન્ય જીવોનો પ્રાણ સંહરી શકશે નહિ. ભલે તે ગમે ત્યાં ફરે તેમ અનાસક્ત જ્ઞાની વ્યાવહારિક તથા ધાર્મિકકાર્યોને સ્વાધિકારે કરતાં કોઇ સ્થળે બંધાતો નથી અને જ્યાં જ્યા બંધાવવાનું થાય છે ત્યા તે નિર્બન્ધ રહી શકે છે. અન્તરાત્માઓ અનાસક્તિભાવની પ્રગતિમા આગળ વધીને તેઓ સ્વાધિકારે કર્તવ્યકર્મને કરતા આત્મોન્નતિની ભાવના અને ગુણસ્થાનક દશામાથી પતિત થઇ શકતા નથી અને તેઓ અનાસક્તિથી પ્રત્યેક કાર્યના સંબંધમા આવતાં જલપંકજવત્ નિર્લેપ રહી શકે છે. આવી તેમની દશા હોવાથી અમુક પ્રકૃતિના બંધની અપેક્ષાએ તો તે અપુનર્બંધક રહી શકે છે અને તે તે પ્રકૃતિના અભાવે નિર્લેપ રહી શકે છે. ભરતરાજાએ ગૃહાવાસની સ્થિતિમા સ્વાધિકારે કર્તવ્ય કરવામા અનાસક્તિપણાથી યોગ્યતા મેળવી હતી અને તેથી તેઓ છખંડ રાજ્યપાલન આદિ અનેક સાંસારિક કાર્યો કરવામા નિર્લેપ રહીને દ્રવ્ય અને ભાવથી ગણાતા આદર્શભુવનમાં દ્રવ્ય અને ભાવથી સ્વસ્વરૂપ અવલોકીને કેવલજ્ઞાન પામ્યા હતા. કર્મયોગની પ્રવૃત્તિનું અનાસક્ત જીવન ગાળવામાં ભરતરાજાનું જીવન આદર્શરૂપ બનીને વિશ્વમનુષ્યોને અનાસક્તિભાવ માટે કેટલી બધી અસર કરે છે તેનો અન્તરમાં અનુભવ કરવો જોઇએ. કૂર્માપુત્રનું અને વિદેહીજનકનું અધ્યાત્મદૃષ્ટિએ જીવનચરિત્ર વિલોકવામા આવશે તો તેઓ સ્વાધિકારે કર્તવ્યકર્મ કરતા આત્મોન્નતિને પામ્યા હતા, તેનું મુખ્ય કારણ અનાસક્તિભાવ અવબોધાશે. વિશ્વબગીચા

માં ફરવાનો અને તેને દેખાવાનો હક્ક છે પરન્તુ તેમાં આસક્ત થવાથી કંઈસુખ પ્રાપ્ત થતું નથી; ઊલટું બંધાવાનું થાય છે એ ખાસ અન્તરમા અનુભવવાની જરૂર છે. આસક્તિથી જે મનુષ્યો સંસારમાં સ્વકર્તવ્યને કરે છે તે મનુષ્યો સ્વકર્તવ્યમાં ઉચ્ચ સાત્વિક રહી શકતા નથી અને તેઓ આત્માની આજુબાજુનું આસક્તિભાવનું વાતાવરણ પ્રકટાવીને તેઓ બ્રહ્માંડસ્થ મનુષ્યોને તથા અન્ય પ્રાણીયોને પણ આસક્તિભાવના વાતાવરણની અસર કરીને તેઓનું બુરૂં કરવામાં નિમિત્તભૂત થાય છે. આ વિશ્વમાં સાંસારિક વા ધાર્મિક જે જે કાર્યો કરવાનાં હોય છે તે તે કાર્યો કર્યા વિના છૂટકો થતો નથી; પરંતુ આસક્તિથી તો આત્મોન્નતિના શિખર પરથી પડવાનું થાય છે એ કદાપિ ભૂલવું ન જોઈએ. અનાસક્ત મનુષ્ય મૃત્યુસમીપ આવતા પણ જરામાત્ર ગભરાતો નથી અને ઉલટું તે તો મૃત્યુ આવતા જાણે પરવારીને બેઠો હોય એવો જણાય તેથી તેને જીવન અને મૃત્યુમાં હર્ષશોક થતો નથી. **અનાસક્તભાવમાં સદા અપ્રમત્ત રહીને સ્વાધિકારફરજે કાર્યો કરવામાં વિશ્વના નિયમે પોતાના પર આવી પડેલી સેવકની દશા પૂર્ણ કરાય છે પરન્તુ તે માટે કંઇ રાગદ્વેષના બંધને બંધાવાનું પુનઃ થતું નથી. સ્વાધિકાર કર્તવ્યકર્મોને કરવાથી એકજાતની વિશ્વમાં કર્માદિયોગે પ્રાપ્ત કરેલી સેવકની ફરજ પૂર્ણ રીતે અદા કરાય છે તેમાં ઉચ્ચત્વ શું? અને નીચત્વ શું?** વસ્તુત· વિચાર કરવામાં આવે તો તેમાં ઉચ્ચત્વ અને નીચત્વની કલ્પનાને જરામાત્ર અવકાશ મળતો નથી. જે જે ફરજો અદા કરવાની છે તેમાં પ્રવૃત્ત થતાં કસોટીએ ચઢેલાં અને છેદતાપથી પસાર થતા સુવર્ણની પેઠે સ્વાત્માની શુદ્ધતા થાય છે અને આન્તરિક દ્રષ્ટિએજ કર્તવ્યકર્મ સધાય છે એમ અનુભવવું; આસક્તમનુષ્ય જે કર્તવ્યકર્મપ્રવૃત્તિમાં આત્મભોગ આપે છે તેનાં કરતાં અનાસક્તમનુષ્ય સ્વાધિકારે સ્વકર્તવ્યફરજને અપ્રમત્તભાવે બજાવવામા સારી રીતે આત્મભોગ આપી શકે છે અને તે કોઈ પણ જાતની લાલચમાં નહિ ફસાઇ જવાથી તે આત્મશક્તિઓને પણ સારીરીતે ખીલવી શકે છે. આસક્ત મનુષ્ય કોઇ પણ સ્વાર્થથી પ્રવર્તે છે તેથી તેની પરમાર્થ ભાવનાનું ક્ષેત્ર મર્યાદિત રહે છે તેથી તે આત્મભોગ આપતા સંકોચાય છે અને કોઇ વસ્તુમાં આસક્તિથી બંધાઈ જઇ આગળની દશાને પ્રાપ્ત કરી શક્તો નથી. અને શબ્દાદિક વિષયોની આસક્તિમાં સ્વપ્રવૃત્તિની મહત્તા અવબોધે છે તેથી તે સ્વકર્તવ્યના વાસ્તવિક પ્રદેશોમાં વિચરી શક્તો નથી અને સ્વચિત્તની આસક્તિ જેમાં થએલી છે એવા પદાર્થોની અપ્રાપ્તિએ તે શોક દ્વેષ આદિ દોષોને વશ થઇને અન્ય-જગત્ જીવોને તુચ્છ દૃષ્ટિથી દેખીને સ્વાત્માની પરમાત્માને ખીલવવામાં મહાવિઘ્નો ઊભાં કરે છે અનાસક્ત મનુષ્ય તો માત્ર સ્વકર્તવ્યફરજને પૂર્ણ કરવામાં લક્ષ્યપૂર્વક પ્રવૃત્તિ કરે છે અને શબ્દાદિક વિષયોની આસક્તિ માટે ખાસ પ્રવૃત્તિ ન કરતો હોવાથી અને તે પિંડ અને બ્રહ્માંડની સંરક્ષા અને પ્રગતિયોગ્ય પ્રવૃત્તિને કરવી એ નિજફરજ છે એટલુંજ માત્ર

અવબોધતો હોવાથી કાર્યપ્રવૃત્તિ પ્રમાણે ફલ ન થાય તોપણ તે શોકાદિક દોષોના નીચે દબાઈ કચરાઇ જતો નથી. કોઈ પણ પદાર્થ દેખવો, શબ્દ સાંભળવા, સુંઘવું, સ્પર્શ કરવો, પદાર્થોનું ભક્ષણ કરવું અને મનન કરવું એમ નેત્રાદિક ઇન્દ્રિયોની પ્રવૃત્તિથી ક્ષયોપશમમાં વૃદ્ધિ કરવી, શરીરને પોષવું. નવું અનુભવવું, ઇન્દ્રિયોની સાહાય્યથી આત્માની ઉન્નતિ કરવી અને તેઓને સ્વસ્વવિષયપ્રતિ વ્યાપારમા પ્રવર્તાવીને આત્મપ્રગતિ કરવી એજ પોતાની કર્તવ્યફરજ છે; પરન્તુ ઇન્દ્રિયોની પ્રવૃત્તિદ્વારા વિષયોની આસક્તિ ધરવી એ ફરજ નથી-એમ અનાસક્ત આત્મજ્ઞાની અવબોધતો હોવાથી બાહ્યથી તો તેની આસક્તમનુષ્યના જેવી આચરણા છતા અન્તરથી નિરાસક્ત હોવાથી તે વિશ્વમા કોઇમાં ન બંધાતા આત્મોન્નતિના માર્ગમા વિદ્યુદ્વેગે વિચરે છે; આસક્તમનુષ્ય સ્વાર્થના પ્રપંચે વિવાદની વરપી કરી નાખે છે અને તે વિષયોનો દાસ બનવાથી તે કાર્યપ્રવૃત્તિમાં અનેક દોષોના તાબે થાય છે. વિષયોમાં આસક્ત મનુષ્ય સ્વયોગ્ય વાસ્તવિકકર્તવ્યકર્મ શું છે તેને દેખવામાં અન્ધ બની જાય છે. છતા તથા શૂન્ય બની જાય છે. આસક્તમનુષ્ય સ્વહૃદયમાં મલિન વાસનાઓ કે જે અનેક દોષ દુર્ગંધથી ભરેલી છે તેને ધારણ કરીને સ્વહૃદયમાં પરમાત્મદેવને વિરાજવાનું કાર્ય તુચ્છ માને છે તેથી તે જે જે કાર્ય પ્રવૃત્તિયો કરે છે તેમાં તે સહજાનન્દરસને અનુભવી શકતો નથી અને તેથી તે અશુભ વિચારો તથા અશુભાચારોના વાતાવરણને વધારીને કર્તવ્યકાર્યક્ષેત્રમા પ્લેગના જંતુઓના જેવો બનીને અન્યમનુષ્યોનું ધાર્મિક આરોગ્ય બગાડે છે; અનાસક્ત મનુષ્ય આત્માના શુદ્ધોપયોગની ભાવનાએ પોતે પરમાત્મા બનીને પરમાત્માની સાથે આત્માનો ઉપયોગસંબંધ યોજીને બાહ્યકર્તવ્યકર્મોને આજીવિકાદિકારણે ફરજ દૃષ્ટિએ કરતો છતો અનાસક્ત રહીને આત્માની શુદ્ધતાના વિચારો અને આચારોનું શુભ વાતાવરણ પોતાની આજુબાજુ ચારે તરફ કર્તવ્યક્ષેત્રમાં પ્રસારીને સ્વસંબંધમા આવનાર મનુષ્યોની પ્રગતિ કરવાને તે સહાયકારક બને છે. રજોગુણી આસક્ત, તમોગુણી આસક્ત અને સાત્વિકગુણી આસક્ત એમ આસક્તમનુષ્યોના રજોવૃત્તિ આદિ વૃત્તિભેદે ભેદ પડે છે. રજોગુણી અને તમોગુણી મનુષ્યોની આસક્તિ કરતા સાત્વિક મનુષ્યોની આસક્તિ ઉચ્ચ અને શુદ્ધ હોય છે તેથી તેઓ સાત્વિક આસક્તિમાંથી નિરાસક્તિભાવમાં પ્રવેશવાને શક્તિમાન્ થાય છે. આસક્તિના બે ભેદ છે. શુભ આસક્તિ અને બીજી અશુભાસક્તિ. અશુભાસક્તિથી શુભાસક્તિમા જવું અને શુભાસક્તિમાંથી અનાસક્તિ ભાવમા જવું, આસક્તિનો ત્યાગ કરીને એકદમ નિરાસક્ત બનવું એ તો બોલવામાં અગર વિચારમાં બની શકે પરન્તુ અન્તરમાં પ્રગટતી અનેક આસક્તિયોનો ત્યાગ થવો એ તો આત્મજ્ઞાનીઓને અત્યંત પ્રયાસે પ્રાપ્ત થઈ શકે છે મોહનીય રાગાદિક પ્રકૃતિયોની તીવ્રતા ટળીને જેમ જેમ મન્દતા થતી જાય છે તેમ તેમ અનાસક્તિત્વ પ્રાપ્ત થાય છે એમ સાપેક્ષાભાવે અવબોધવું. હે મનુષ્ય! જેમ જેમ તું આસક્તિથી વિરામ પામતો જઇશ તેમ તેમ તું સ્વકર્તવ્ય-

કાર્ય ફરજ(ડયુટી) માં અધિકારી થતો જઈશ અને અપ્રમત્તભાવે નામરૂપ નિમિત્તે ઉદ્‌ભવતી અહંતાદિકવૃત્તિયોમાં ફસાઈ શકીશ નહિ—એમ નિશ્ચયતઃ હૃદયમાં અવધારી જે મનુષ્ય શુષ્કજ્ઞાની નથી હોતો અને શુષ્કપ્રવૃત્તિવાળો નથી હોતો તે ઉપર્યુક્ત અનાસક્ત-. ભાવના મહત્વને અવબોધી શકે છે અને સ્વકાર્યપ્રવૃત્તિમાં અનાસક્તભાવની વૃદ્ધિ કરવાનો ઉત્સાહ ધારી શકે છે. કર્તવ્યકાર્યથી રણક્ષેત્રમાંથી પાછા ન ફરવું અને અનાસક્તિને પ્રતિક્ષણ ખીલવવી એજ વાસ્તવિક કર્મયોગિની અધિકારિતાનું આન્તરિકકર્તવ્ય છે. જે કર્મયોગી પોતાનું મન પરમાત્માને સમર્પે છે અને પરમાત્માની પાસે મન રાખીને વિશ્વમાં સ્વાધિકારે કર્તવ્ય સર્વ કાર્યને કરે છે તેજ પ્રભુનો ભક્ત છે અને તેજ સ્વકર્ત-વ્યકાર્યોના અણુઅણુમાં ભાવનાદૃષ્ટિએ પરમાત્માને ભાવી શકે છે તેથી તે ગમે તેવા ધૂલીપ્રક્ષાલન જેવા કાર્યમાં પણ કર્મયોગીની ફરજને અદા કરતો છતો આનન્દી રહે છે. અનાસક્ત મનુષ્ય કોઈ પણ મનુષ્યની લાંચરૂશ્વત ગ્રહી શકતો નથી અને સ્વકર્તવ્યસાધ્ય-બિન્દુની ચારે તરફ તેને સુવર્ણરાશિ દેખાય છે તો પણ સ્વકાર્ય પ્રવૃત્તિની ફરજ આગળ તેને તે નાકના મેલ સમાન ભાસે છે તેથી સ્વપ્રામાણ્ય પરિહરી કદાપિ અપ્રમાણિક બની શકતો નથી. અનાસક્તમનુષ્ય આસક્તિરૂપ તમના અભાવે સત્યને સત્ય તરીકે અને અસત્યને અસત્ય તરીકે અવલોકવા સમર્થ થાય છે અને તે ગમે તેવી લાલચોના પ્રસંગે પણ સ્વસ્વાતંત્ર્યકર્તવ્યપ્રવૃત્તિનો ત્યાગ કરીને પરતંત્ર બનીને અન્યની હાજીમાં હા અને નાજીમાં ના ભેળવતો નથી. અનાસક્તમનુષ્ય શુષ્ક મૃત્તિકાના ગોળા જેવો છે અને આસક્ત મનુષ્ય લીલી મૃત્તિકાના ગોળા જેવો છે. લીલી મૃત્તિકાના ગોળાને ભીંત સાથે અફળાવવામાં આવે છે તો તે ભીંત પર ચોંટી જાય છે અને સુકી મૃત્તિકાના ગોળાને ભીંત સાથે અફળાવવા આવે તો તે ભીંતની સાથે ચોંટતો નથી તદ્વત આસક્તમનુષ્ય પ્રત્યેક કાર્યપ્રવૃત્તિ કરતાં અમુક પદાર્થના સંબંધમાં આવતાં અન્તરથી તે બંધાય છે અને અનાસક્ત મનુષ્ય સ્વાધિકારે કર્તવ્યકાર્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થતાં અન્ય પદાર્થોના સંબંધમાં શરીરાદિકયોગે આવે છે પરન્તુ અન્તરમાં તેને આસક્તિ ન હોવાથી અન્તરથી કોઈની સાથે બંધાતો નથી. અતએવ સ્વાધિકારે કર્તવ્યકાર્યમાં અનાસક્ત મનુષ્યની યોગ્યતા સિદ્ધ કરે છે. આસક્તિ ભાવનો ત્યાગ કરીને મનુષ્યે અનાસક્ત બની સ્વાધિકારે સર્વ કાર્યોને કરવાં જોઈએ. કેટલાક મનુષ્યો તર્ક કરે છે કે યદિ અનાસક્તિ થઈ તો પશ્ચાત્ સાંસારિક વા ધાર્મિક કાર્યો કરવાની શી જરૂર છે ? જે જે બાબતની આસક્તિ હોય છે તે તે બાબતના કાર્યોને કરવાં પડે છે અને જ્યારે અનાસક્તિ થાય છે ત્યારે તે કાર્ય કરવાની ઇચ્છા થતી નથી એટલે તેની પ્રવૃત્તિ થઈ શકતી નથી. આ તર્કના સમાધાનમાં કહેવાનું કે જે જે કાર્યોની જરૂર છે તે અને તે સ્વાશ્રમ અવસ્થા આદિ સ્થિતિએ કરવા માટે કર્તવ્ય તરીકે સિદ્ધ કરે છે, તે તે પદાર્થોની ઇચ્છા ન થાય તો પણ સ્વાધિકારે નિર્મોહ થએલી

ફરજના અનુસારે તે તે કરવાં પડે છે, શ્રીતીર્થંકરને દેશના દેવી પડે છે. અન્તરાત્માઓને અનિચ્છા છતાં પણ અમુક કાર્યની પ્રવૃત્તિને પ્રારબ્ધાદિક સ્થિતિએ સંપ્રાપ્ત સ્વાધિકારે કરવી પડે છે. ખપમા આવનાર પદાર્થોની પ્રાપ્તિ માટે આસક્તિ વિના પ્રવૃત્તિ કરવાથી નવીન કર્મથી બંધાવાનું થતું નથી અને આત્માની શુદ્ધતા થાય છે. અનિચ્છાએ પણ પ્રારબ્ધકર્મપ્રેરણાએ આહારાદિક કાર્ય પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું પડે છે. અતએવ આસક્તિથીજ કાર્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું પડે એવો નિયમ સિદ્ધ થતો નથી. જે જે કાર્યો ઈચ્છવા યોગ્ય છે તેમા પશ્ચાત્ ઇચ્છા વિના વિવેકજ્ઞાને તેની આવશ્યકતા અવબોધીને તેની પ્રવૃત્તિમાં અનાસક્તભાવે પ્રવૃત્ત થઈ શકાય છે એવો અન્તરાત્માને અમુક દશાએ અનુભવ આવે છે અને તે પ્રમાણે અનાસક્તિભાવે પ્રવર્તી શકાય છે અને તેથી આશ્રવરૂપ સમુદ્રના તરંગો વચ્ચે તરતાં અને આથડતા પણ આસ્રવસમુદ્રમા ડૂબી શકાતું નથી. અતએવ અનાસક્ત થવાને માટે આત્મજ્ઞાની સદ્ગુરુની ઉપાસના કરીને સ્વાધિકારે કર્તવ્ય કર્મની યોગ્યતાને પ્રાપ્ત કરવી જોઇએ. કર્તવ્યકાર્યની ઉપયોગિતા અને આવશ્યકતા યાવત્ છે તાવત્ તે કર્યાવિના છૂટકો થતો નથી. સ્વશીર્ષે આવી પડેલાં કાર્યો ન કરવાથી જગત્ વ્યવહારમાં રહી શકાતું નથી અને વ્યવહારનો ઉચ્છેદ થવાથી સ્વપરને ઘણી હાનિ થાય છે. અતએવ અનાસક્તિથી કર્તવ્ય કાર્યો કરવા જોઇએ કે જેથી દેશનું, સમાજનું, જ્ઞાતિનું, કુટુંબનું, સ્વજનનું, સ્વનું શ્રેય થઈ શકે. ભદ્રબાહુસ્વામી નેપાલમા મહાપ્રાણાયામનું ધ્યાન ધરતા હતા તો પણ સંઘસેવા નિમિત્તે તેમણે અન્ય સાધુઓને પઠન કરાવવાનું કાર્ય કર્યું વિષ્ણુ મુનિને શ્રમણસંઘ રક્ષા નિમિત્તે મેરુપર્વત પરથી ધ્યાન-સમાધિનો ત્યાગ કરીને આવવું પડ્યું. શ્રી કાલિકાચાર્યને ગ્રીક-ઇરાનના અમીરોને ઉશ્કેરીને ઉજ્જયિનીમાં ગર્દભિલ્લ રાજાનો નાશ કરાવવા માટે લાવવા પડ્યા તેમાં સંઘરક્ષા અને ધર્મરક્ષાદિ કાર્યોની ફરજ પોતાના શીર્ષ પર આવેલી પડેલી તેથી તેમા આત્મભોગ આપવાની કર્તવ્યતાને અનાસક્તિભાવે તેમણે સ્વીકારી હતી. આસક્તિ વિના સ્વપરશ્રેય ઉદયની ઉપયોગિતાનો નિશ્ચય કરી કર્તવ્ય કાર્ય કરતા દૈવીશક્તિની સાહાય્ય મળે છે. **કોઇ પણ પદવીની આસક્તિથી કર્તવ્યપરાયણ થતાં ત્યાં અટકવાનું થાય છે અને આગળની ઉન્નતિના માર્ગો ખુલ્લા થઇ શક્તા નથી.** કીર્ત્તિ માન અને પૂજા વગેરેની આસક્તિથી અન્ય મનુષ્યો સાથે રાગદ્વેષાદિકષાયોનું સંઘર્ષણ થાય છે અને તેથી સ્વકીય આત્મભોગથી જે જે શ્રેય કરવાનું હોય છે તે રહી જાય છે અને આત્માની શક્તિઓનો અને સમયનો અશુભ માર્ગે બહુ વ્યય થાય છે. ઇલ્કાબ પદવી માન વગેરેની આસક્તિથી કાર્યમાં પ્રવૃત્તિમાં કરવાથી અનેક મનુષ્યોને હાનિ પહોંચાડવાનો પ્રસંગ આવે છે; અન્ય-મનુષ્યોની સેવામાં પરિપૂર્ણ આત્મભોગ આપી શકાતો નથી. ઇલ્કાબ માન પ્રતિષ્ઠા વગેરે મળે છે તે કાર્ય કરવાથી મળ્યા કરે છે પરન્તુ તેમા આસક્તિ રાખીને જે કાર્ય કરવાનું

છે તેનું સાધ્યબિંદુ વિસ્મરીને ઈલ્કાબ પદવી વગેરેને સાધ્યબિન્દુ તરીકે કલ્પી આસક્ત ન થવું જોઈએ. સામાજિક ધર્મકાર્યોને અનાસક્તભાવે કરવાથી વિશ્વ મનુષ્યો તરફથી માન ન મળે તો પણ સ્વકાર્યપ્રવૃત્તિમાંથી પતિત થવાનો અને પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. અનાસક્ત મનુષ્યો આવશ્યક કર્તવ્ય જે જે દ્રવ્યક્ષેત્રકાળભાવની અપેક્ષાએ હોય છે તેઓને વિસ્મરી જતા નથી અને કર્તવ્યસાધ્ય માર્ગથી ભ્રષ્ટ થઈને અન્ય માર્ગે ગમન કરી શકતા નથી. શિવાજીને દેશોદ્ધાર કર્તવ્યકર્મ કરવાનું હતું તેથી તેની સામગ્રીઓદ્વારા તે કાર્યમા પ્રવૃત્ત થયો પરન્તુ અન્ય રૂપવંતી સ્ત્રીઓમાં તે આસક્ત થયો નહિ તેથી તે સ્વકાર્યની સિદ્ધિમા વિજય પામ્યો. અલાઉદ્દીન વગેરે બાદશાહોએ પરસ્ત્રીમા આસક્તિ ધારણ કરી તેથી તેઓ સ્વકાર્યમાં આગળ વધી શકયા નહિ અને સ્વવંશની ચિરસ્થાયિતાનો પાયો મજબૂત કરી શકયા નહિ. પૃથુરાજ ચોહાણનો પ્રધાનપુત્ર રાજ્યનિષ્ઠાથી ભ્રષ્ટ થઈને શાહબુદ્દીનની લાલચમા ફસાયો તેથી હિંદુઓનું રાજ્ય સદાને માટે પરદેશીઓના હસ્તમા ગયું તેમા ખાસ આસક્તિભાવજ કારણીભૂત હતો. ચાપાનેરના રાજાને પરસ્ત્રી પર આસક્તિ થઈ તેથી તે રાજ્યકર્તવ્યકાર્યપ્રવૃત્તિના પ્રામાણ્યથી ભ્રષ્ટ થયો અને તેનું રાજ્ય નષ્ટ થયું. કરણઘેલાએ પ્રધાનની સ્ત્રી પર આસક્તિ ધારણ કરી તેથી તેણે સદાને માટે ગુર્જરભૂમિને પરવશ કરી. શુભ આસક્તિ અને અશુભ આસક્તિને જાણવાથી પ્રથમ તો અશુભ આસક્તિને દૂર કરી શકાય છે. ન્યાયપૂર્વક જે જે પદાર્થોની ધર્માદાનિમિત્તે આસક્તિ ધારણ કરવી પડે છે તેને શુભાસક્તિ કહેવામાં આવે છે. શુભકષાયોપૂર્વક બાહ્ય પદાર્થની વાંછાને શુભાસક્તિ કહેવામા આવે છે. **કર્તવ્યકાર્યોમાં જ્ઞાનીઓ શુભાસક્તિ કરતાં સ્વફરજને વિશેષ મહત્ત્વ આપે છે;** કારણ કે ફરજ માનીને અનાસક્તિથી કાર્યો કરતા કષાયોની મન્દતા રહે છે અને ઉચ્ચ ધર્મમાર્ગોમા ગમન કરતા પ્રથમ ગૃહીત કાર્યોમા બંધાવાનુ થતું નથી તેમજ સર્વ કાર્યો કરતાં છતા સર્વથી ન્યારાપણાનો નિસ્સંગભાવ અનુભવી શકાય છે. જે છે તે સર્વ સુખ ખરેખર આત્મામા છે. તે વિના અન્ય કશું કંઈ મારૂં જડ વસ્તુઓમા નથી અન્ય આત્માઓના પ્રસંગમાં આવીને મારે વ્યવહારમાર્ગે જે ફરજો બજાવવાની છે તે બજાવવી પડે છે. જે કંઇ કરાય છે તે ફરજના લીધે જે કંઈ કરૂં છું તે ફરજોને લઈ કરૂં છું મારી ફરજથી વિશેષ કંઇ કરી શકાતું નથી તેમા માન અને અપમાનની લાગણીઓને સેવવાની કંઇ જરૂર નથી "કર્તવ્યકાર્યકલ્પ વા ફરજના આધીન થઇ અનાસક્તભાવે મારે કર્તવ્યકાર્ય કરવાનાં એમા અનાસક્તભાવે જે જે અંશે પ્રવૃત્તિ થાય છે તે તે અંશે મુક્તતા અનુભવાતી જાય છે" એમ જે સ્વકીય ફરજને આચરે છે તે મનુષ્ય અનાસક્તભાવમા વધતો જાય છે અને આસક્ત મનુષ્યો કરતા આન્તરિકનિર્લેપતાને વિશેષ પ્રકારે ખીલવવા શક્તિમાન્ થાય છે તેમજ તે કર્તવ્યકાર્યપ્રવૃત્તિમાં આન્તરિકનિર્લેપતાએ નિષ્ક્રિય બને છે તથા બાહ્યથી સક્રિય વર્તે

છે. જ્ઞાનયોગના અનુભવમાં જે જે કર્મયોગીઓ ઊંડા પ્રવેશેલાં હોય છે તેઓ અનાસક્ત બનીને નિર્વિષસર્પની પેઠે કર્તવ્યપ્રવૃત્તિથી સ્વપરને હાનિ કરી શકતા નથી; અનાસક્ત મનુષ્ય કર્તા છતાં અકર્તા બને છે, તેના બાહ્ય કાર્યો અમુક દૃષ્ટિએ દોષી જણાય છે છતાં આન્તરિકદોષભાવથી વિશ્વમા આદર્શજીવનમા મૂકવા સમર્થ થાય છે. પ્રવૃત્તિયોગનો અધિકારી ખરેખર અનાસક્ત મનુષ્ય છે એવું અનુભવીને અનાસક્તભાવની મહત્તા અને આસક્તિની લઘુતાનું વિવેચન કરવામા આવ્યું છે. બાહ્યથી નિષ્ક્રિય બનીને જે અનાસક્તિને મેં ટાળી એમ માને છે તે મોહના સંસ્કારોથી બચી જતો નથી. જે સ્વાધિકારે જે જે સ્થિતિમા પોતે હોય તેમાં જે જે કર્તવ્યપ્રવૃત્તિઓ કરવાની છે. તેઓને કર્યા છતા નિર્લેપ રહે છે; તે ખરેખર અનાસક્તભાવનો અનુભવ કરી શકે છે અને આસક્તિને ટાળવા પ્રયત્ન કરતો રહે છે; તેથી તે સ્વકર્તવ્યપ્રવૃત્તિથી ભ્રષ્ટ થઈ મન્દવીર્યવાન્ બનતો નથી. જે જે કાર્યો કરવાના હોય છે તે વિના અન્ય કાર્યના સંકલ્પવિકલ્પોનો ત્યાગ કરીને જે મનુષ્ય સ્વકાર્યમાં અનન્ય ચિત્તવાળો થઇને રહે છે તે કાર્ય કરવાનો અધિકારી ઠરે છે. અનાસક્ત મનુષ્યો અન્ય પદાર્થોની આસક્તિના અભાવે જે જે કાર્યો કરવાનાં છે તેમા ઉપયોગ રાખી શકે છે અને અન્ય બાબતનાં સંકલ્પવિકલ્પોનો ત્યાગ કરી શકે છે. શેઠ દેરાસરમા પૂજા કરવાને ગયા છે, અને ચિત્ત તો ઢેઢવાડામાં ભટકે છે ત્યારે તે દેરાસરમા પ્રભુપૂજા અને ઢેઢવાડામા ઉઘરાણી કરવાની–એ બેમાંથી કયું કાર્ય સારી રીતે સિદ્ધ કરી શકવાના હતા ? અલબત્ત બેમાંથી એક પણ કાર્ય સિદ્ધ કરી શકવાના નહિ. પ્રસન્નચંદ્ર રાજર્ષિ સૂર્ય સંમુખ દૃષ્ટિ રાખીને ધ્યાન ધરતા હતા અને અન્તરમા તો યુદ્ધના વિકલ્પસંકલ્પવડે વર્તતા હતા. તેથી તેઓ નરકગતિયોગ્યદલિક ગ્રહણ કરતા હતા. જે જે કાર્યો કરવાનાં હોય તે શૂન્યોપયોગથી અર્થાત્ શૂન્યચિત્તથી થાય અને અન્ય કાર્યોના સંકલ્પવિલ્પોમાં મન રમ્યા કરે તો તેથી તે તે કાર્યોની સિદ્ધિમા અનેક વિઘ્નો સ્વહસ્તે થાય એમા શું આશ્ચર્ય ? અલબત્ત કંઈ પણ આશ્ચર્ય નથી. શેઠ કાયોત્સર્ગ ધ્યાનમા સાધુ બનીને ઉભા રહેલા છે અને મનમાં પુત્રોના કાર્યોની ચિન્તા કરે છે તેથી તે સ્વકાર્યપ્રવૃત્તિમાં ક્યાથી વિજય પામી શકે. શેખચલ્લીવત્ જે કંઈ કરે છે તે તેમા હાનિ પ્રગટાવે એમા કંઈ આશ્ચર્ય નથી. ભસવું અને આટો ફાકવો એ બે કાર્યને શ્વાન એક સાથે કરી શકે નહિ તેમજ જે કાર્ય કરવાનું છે તેનો ઉપયોગ મૂકીને શૂન્યચિત્તે તે કાર્ય કરવામા આવે અને અન્ય બાબતોના વિકલ્પો અને સંકલ્પો કરવામાં આવે તો તેથી હસ્તધૃત કાર્યોમાં શક્તિયોને ફોરવી શકાય નહિ એ બનવા યોગ્ય છે. જે જે સ્વાધિકારે કર્તવ્યકર્મો કરવાના હોય છે તેમા ઉપયોગ ધારણ કરવો જોઇએ. એક નગરમા એક સુવર્ણકાર રહેતો હતો. તે ઝાંઝરમાં ઝીણી કારીગરી ઝીણા ઓજારોવડે કરતો હતો. તે કાર્યમાં એટલો બધો અનન્ય ચિત્તવાળો ઉપયોગી બની ગયો હતો કે તેની

આગળથી રાજાનું સૈન્ય ચાલ્યું ગયું તો પણ તેની ખબર તેને પડી નહિ એવી તેની અનન્યચિત્તતાથી તે ઝીણી કારીગરી કરવાની સ્વપ્રવૃત્તિમા વિજય પામ્યો અને તેનું દૃષ્ટાંત સર્વ લોકોને ગ્રહણ કરવા યોગ્ય થયું. શ્રી વીરપ્રભુએ દ્વાદશ વર્ષ પર્યન્ત આત્મધ્યાનમાં ચિત્ત રાખ્યું અને કેવલજ્ઞાન પ્રકટાવ્યું. જે જે કાર્યો કરવાના હાથમાં લીધા હોય તે તે કાર્યોનો સંયમ કરવો જોઇએ અર્થાત્ તે કાર્યોમા ચિત્તને રમાવીને તલ્લીન બનાવવું જોઈએ. બાહ્ય સાર્વજનિક વિશ્વોપયોગી અને સર્વોપયોગી કાર્યોમાં તન્મય બની જવું જોઇએ અર્થાત્ તે તે કાર્યોનો ઉપયોગ રાખવો જોઇએ કાર્યપ્રવૃત્તિમા અનન્ય ચિત્તવાળા થવાથી કર્તવ્યકાર્યોનો ચારે તરફથી ઉપયોગ રહે છે અને તત્સંબંધી કાર્મણકી બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તેથી અનેક શોધો કરી શકાય છે. એડીસન શોધક અને દાકતર બોઝ જેવા શોધકો સ્વકાર્યમાં અનન્ય ચિત્તવાળા બનીને વિશ્વમા અનેક પ્રકારની શોધો કરી રહ્યા છે. કર્તવ્ય કાર્યમાં એકમના થયા વિના તે કાર્યની સિદ્ધિમા અનેક પ્રકારના વિક્ષેપો નડે છે. કર્તવ્યકાર્ય સંબંધી ઉપયોગ ખીલવવો હોય તો કર્તવ્યકાર્યમા ચિત્ત રાખીને અન્ય બાબતોના વિકલ્પો અને સંકલ્પોનો ત્યાગ કરવો જોઇએ. એક પાદરીના હસ્તથી લખાયલું નેપોલીયન બોનાપાર્ટનું જીવનચરિત છે તેમાં લખ્યું છે કે નેપોલીયન બોનાપાર્ટ જે કાર્યમાં પ્રવૃત્તિ કરતો તે કાર્યનો ઉપયોગી બની જતો. નેપોલીયન ચાલતી લડાઇએ તે જે કાર્યમા પ્રવૃત્ત થતો હતો તેમા એકમના બની જતો હતો. જ્યારે તે ખાવા બેસતો હતો ત્યારે ખાવાના વિચારો વિના અન્ય બાબતના વિકલ્પસંકલ્પોને કરતો નહતો. જ્યારે ઉંઘવાના વખતે ઉંઘતો ત્યારે સર્વના દેખતા તુર્ત ઉંઘી જતો અને જાગવાના ટાઇમે તુર્ત જાગી જતો. જ્યારે તે જે જે કાર્ય કરતો તે વિના અન્ય બાબતોમાં ઉપયોગ દેતો નહતો; તેથી તે ક્ષાત્રવીર કર્મયોગી કહેવાયો કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય જે કાર્યની પ્રવૃત્તિમાં યોજાતા, તેનો ઉપયોગ રાખીને અન્ય બાબતોના વિકલ્પસંકલ્પોને કરતા નહતા. એવી તેમની કાર્યપ્રવૃત્તિમા અનન્ય ચિત્તવૃત્તિ હોવાથી તેઓ અનેક ગ્રન્થો રચવાને શક્તિમાન્ થયા હતા. રાધાવેધસાધકો સ્વકાર્ય પ્રવૃત્તિમા ઉપયોગ રાખીને અન્ય વસ્તુ સંબંધી વિકલ્પસંકલ્પોને કરતા નથી તેથી તેઓ સ્વકાર્યમાં વિજય મેળવી શકે છે. વિદ્યાર્થી જે જે બાબતોનો વિદ્યાભ્યાસ કરે છે તેમા એકમના બનીને અન્યકાર્યના વિચારોના વિકલ્પો અને સંકલ્પોનો ત્યાગ કરે છે તો તે વિદ્યાધ્યયનમા વિજય મેળવી શકે છે; અન્યથા નાપાસ થાય છે. યોગી પોતાની જે જે યોગપ્રવૃત્તિયોને આદરે છે તેમા જે કાળે જે ક્ષેત્રે જે પ્રવૃત્તિ સેવે છે તેનો પરિપૂર્ણ ઉપયોગ ધારણ કરે છે તો યોગપ્રવૃત્તિની સિદ્ધિ કરી શકે છે અને તે જો સ્વકાર્ય પ્રવૃત્તિ અન્ય વિકલ્પસંકલ્પોને સેવે છે તો તે સ્વકાર્ય પ્રવૃત્તિની સિદ્ધિ કરી શકતો નથી શ્રીમદ્ આનન્દઘનજી મહારાજ

સ્વધ્યાનકાર્યમાં એકમના થઈ વિચરતા હતા અને અન્ય જાતના વિકલ્પસંકલ્પોને વારતા હતા તેથી તેઓ ઉચ્ચ પરમાત્મપદ પ્રાપ્તિ માટે અપ્રમત્ત યોગી બન્યા હતા અને વિશાલભાવનાએ સ્તવનો અને પદોના ઉદ્ગારો પ્રકાશવા સમર્થ થયા હતા. **જે કર્તવ્યકાર્યની સાથે પરિપૂર્ણ ઉપયોગી બનતો નથી તે વિદ્વાન્ શોધક જ્ઞાની ધ્યાની યોગી કવિ અને ભક્ત બનવાને શક્તિમાન્ થતો નથી.** આ વિશ્વમાં જે જે મહાત્માઓ પ્રસિદ્ધ થયા છે તે કર્તવ્યકાર્યના ઉપયોગી હતા એમ તેઓના ચરિત પરથી અવબોધાય છે. મનુષ્ય કર્તવ્યકાર્યનો ઉપયોગી થવાથી અને અન્ય વિકલ્પસંકલ્પો વારવાથી કર્તવ્ય કર્મનો વાસ્તવિક યોગી બની શકે છે. કર્તવ્યકાર્યમા એક સરખો ઉપયોગ રહે અને અન્ય બાબતના વિકલ્પસંકલ્પો ન થાય એવો અભ્યાસ સેવવો જોઇએ. કર્તવ્યકાર્યનો ઉપયોગ ન રહે અને અન્ય બાબતના વિકલ્પસંકલ્પો થાય એ આત્મશક્તિયોને ખીલવવામાં મહાવિઘ્ન છે. યોગાભ્યાસ કરીને કર્તવ્યકાર્યમાં ઉપયોગ રહે એવું ઉપયોગબલ પ્રકટાવવું જોઇએ. મનના ઉપર આત્માનો દાબ રહે છે તો જ અન્ય બાબતના મનદ્વારા વિકલ્પસંકલ્પ થતા નથી. યોગી જે કોઈ ધ્યેયમા મનને યોજે છે તો તે ધ્યેયને મૂકી તેનું અન્યત્ર મન જતું નથી. એ પ્રમાણે જે કર્તવ્યકાર્યમા પ્રવૃત્તિ કરી હોય તેને અન્ય બાબતમા યદિ મન ન જઈ શકે તો મનમાં વિકલ્પસંકલ્પ થઈ શકે નહિ. મનને જે બાબતમાં યોજ્યું હોય તેમાં ને તેમા રહે અને અમુક સમય પર્યન્ત અન્ય બાબતનો વિકલ્પસંકલ્પ ન થાય એવા અભ્યાસમા સ્થિર થવાય તો અનેક જાતની તે તે કાર્ય સંબંધી શોધખોળો કરી શકાય છે. એક બાબતમા મન રમવાથી મનની સર્વ મનનશક્તિ ખરેખર તે બાબતનું કાર્ય કરે છે અને તેથી તે બાબતનો વિશેષ ઉપયોગ પ્રકટતાં અનેક પ્રકારનું તે સંબંધી જ્ઞાન થતા નવું શોધી શકાય છે શારીરિકબળના યોગે મન પણ એક પદાર્થમા ઉપયોગી રહે છે અને તેથી કર્તવ્યકાર્યની અનેક ગંભીર ગુંચવણોનો નિવેડો કરી શકાય છે. આત્મજ્ઞાનીઓ જે જે બાબતોને હાથમાં ધરે છે તેનો ઉપયોગ ધારણ કરે છે તેથી તેઓ અન્ય વિકલ્પ-સંકલ્પરૂપ પ્રમત્તતાનો નાશ કરી શકે છે. જે જે કર્તવ્યકાર્ય કરવાનું હોય તેમા મનને એવી રીતે રમાવવું જોઇએ કે જેથી અન્ય બાબતના વિકલ્પ-સંકલ્પો ન થાય. કર્તવ્યકાર્યમાં મનને રમાવવું એ વાક્યથી એવો અર્થ ગ્રહણ ન કરવો કે કાર્યમાં અશુભ રાગાદિના તીવ્રભાવે આસક્ત થવું; જ્યાંસુધી કર્તવ્યકાર્ય કરતા અન્ય બાબતના વિકલ્પ-સંકલ્પ આવે છે ત્યાંસુધી કાર્યયોગીના તાબામાં મન આવ્યું નથી અને તેથી કાર્યયોગીએ અવબોધવું કે મનના ઉપર મારો કાબૂ જ્યાંસુધી આવ્યો નથી ત્યાંસુધી હું તેને તે કાર્ય કરવામાં પ્રમત્ત છું. સ્વાધિકારે કર્તવ્યકાર્ય જે જે કરાતું હોય તે વિના અન્ય બાબતોના વિકલ્પ-સંકલ્પો આવવાથી કાર્ય કરવામાં અનેક વિક્ષેપો ઊભા થવાથી સુંદરરીત્યા તે કાર્ય થઈ શકતું નથી. **નિયમ એવો છે કે**

**જેમાં સ્વચિત્ત લાગે છે ત્યાં લક્ષ્ય રહે છે.** જ્યાં પોતાનું ચિત્ત લાગતું નથી ત્યાં દેહવ્યાપાર હોય તો પણ શું ? અર્થાત્ કંઇ નહિ. કાર્યનો ઉપયોગી મનુષ્ય પ્રત્યેક કાર્યમા વિજય મેળવે છે અને ધારેલી કાર્યસિદ્ધિમા વિજય મેળવી શકે છે. કાર્યનો ઉપયોગી મનુષ્ય કાર્યપ્રવૃત્તિમાં જાગતો રહે છે અને કર્તવ્યકાર્યપ્રવૃત્તિમા અન્ય વિકલ્પ–સંકલ્પના યોગે ઉંઘતો રહે છે અને તેથી ગંભીર ભૂલોનો પણ ત્યાગ કરી શકે છે. **પ્રત્યેક બાબતમાં ઉપયોગે ધર્મ છે અને અનુપયોગે અધર્મ છે.** પ્રત્યેક કર્તવ્યકાર્યની અનેક બાબતો પર અત્યંત લક્ષ આપવાની જરૂર છે અને ત્યાં કર્તવ્યકાર્યના ઉપયોગ વિના બની શકે તેમ નથી. શતાવધાન સહસ્રાવધાન આદિ શક્તિયોથી કર્તવ્યકાર્યનો ઉપયોગ ધારી શકાય છે. જે મનુષ્ય કર્તવ્યકાર્યના ઉપયોગથી ભ્રષ્ટ થાય છે તે સ્વફરજને ચૂકી જાય છે. કર્તવ્યકાર્યનો ઉપયોગી જાગતો છે અને કર્તવ્યકાર્યનો અનુપયોગી ઉંઘતો છે. કર્તવ્યકાર્યનો ઉપયોગી સ્વપ્રતિપક્ષીઓથી છેતરાતો નથી અને કર્તવ્યકાર્યનો અનુપયોગી સ્વપ્રતિપક્ષીઓથી છેતરાય છે અને કર્તવ્યકાર્યની ભ્રષ્ટતા સાથે તેની અવનતિ થાય છે. યુદ્ધાદિ જે જે કર્તવ્યકાર્યમાં જે જે મનુષ્ય નિયુક્ત થયો હોય છે તેમાં તે યદિ અનુપયોગપણે વર્તે છે તો તે મોટી હાર ખાઈ બેસે છે સિકંદરની સાથે અનંગપાળ કર્તવ્યકાર્યમાં અનુપયોગપણે વર્તવાથી યુદ્ધમાં પરાજય પામ્યો હતો. પૃથુરાજચૌહાણે કર્તવ્યકાર્યમા ચારે બાજુઓનો ઉપયોગ રાખીને શાહબુદ્દીન સાથે યુદ્ધ કર્યું હોત તો પોતાના પક્ષમાં થએલી ફુટ–વા ક્યા ભાગમાં નબળાઈ છે તે સહેજે જાણી શકત અને તેથી હારી શકત નહિ. બૌદ્ધધર્મના ઉપદેશકો સ્વકર્તવ્યકાર્યના ઉપયોગી રહીને પ્રવર્ત્યા હોત તો તેઓને હિન્દુસ્થાન બહાર જવાનો વખત ન આવત. જૈનો પ્રત્યેક ધાર્મિકકાર્યમા ઉપયોગપણે પ્રવર્ત્યા હોત તો જૈનોની સંખ્યા ઘટવાનો અને પ્રત્યેક ધાર્મિક અંગની શિથિલતાનો સમય પ્રાપ્ત થાત નહિ. કાર્યમાં મન દઈને અર્થાત્ ઉપયોગ દઈને જે મનુષ્યો અન્ય બાબતના વિકલ્પસંકલ્પોનો ત્યાગ કરે છે તેઓ વાસ્તવિકકર્મયોગી બને છે. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર અને ત્યાગીવર્ગ સ્વકાર્યમા ઉપયોગ ધારીને અન્ય વિકલ્પસંકલ્પોનો ત્યાગ કરે છે તો તે અનેક પ્રકારના અનુભવો પ્રાપ્ત કરી શકે છે. ગણિત વગેરે શાસ્ત્રોની કાર્યપ્રવૃત્તિમા ઉપયોગ રાખ્યા વિના એક ક્ષણ માત્ર પણ ચાલી શકે તેમ નથી. પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ કાર્યપ્રવૃત્તિમાં મન રાખીને અન્ય બાબતના વિકલ્પસંકલ્પોનો ત્યાગ કર્યા વિના આત્મોન્નતિ વસ્તુતઃ થઈ શકતી નથી. જે જે કાર્ય કરવું હોય તેમા મનને યોજી રાખવું એ કાર્ય અતિમહાન્ છે. સારાશ કે સ્વકાર્યપ્રવૃત્તિમાં ઉપયોગ રાખીને તે વખતે અન્ય કાર્યોના વિકલ્પસંકલ્પો ન કરવા. સાંસારિક કર્મપ્રવૃત્તિ સમયે સાસારિકકર્મપ્રવૃત્તિનો ઉપયોગ રાખવો અને ધાર્મિકકાર્યપ્રવૃત્તિ સમયે વ્યાવહારિકકાર્યપ્રવૃત્તિના સંકલ્પો અને વિકલ્પોનો ત્યાગ કરવો જોઇએ. સામાયિકકાર્ય કરતી વખતે અન્ય

બાબતોના વિકલ્પો અને સંકલ્પો કરવાથી સામાયિકબલની વૃદ્ધિ થતી નથી. વિદ્યા વ્યાપાર સેવા ક્ષાત્રકર્મ અને ધર્મકાર્ય કરવાના સમયે જે કાર્ય કરવામાં પ્રવૃત થવામાં આવ્યું હોય તેને મૂકી અન્ય કે જે તે વખતે અકર્તવ્યરૂપ હોય તેનો વિકલ્પસંકલ્પ કરવાથી તે તે કાર્યની હાનિ થાય છે અને આત્માની અવ્યવસ્થિત શક્તિયો થઈ જાય છે અને તેથી સ્વશક્તિયોનો અત્યંત દુરુપયોગ થઇ જાય છે. અતએવ આવશ્યક કર્તવ્યકાર્ય કરતી વખતે અન્ય બાબતોના સંકલ્પવિકલ્પોને આવતાંજ શમાવવાની-દબાવવાની પ્રવૃત્તિ સેવવી જોઇએ. કર્તવ્યકાર્યમાં મનને રોકી રાખવાનો પ્રતિદિન અભ્યાસ સેવવો જોઇએ. અભ્યાસવડે ગમે તેવાં દુઃસાધ્ય કાર્યો પણ સુસાધ્ય થઈ શકે છે. આવશ્યક કર્તવ્યકાર્યમાંજ ઉપયોગ રહે અને અન્ય બાબતોના સંકલ્પવિકલ્પો ન પ્રકટે તે માટે જે જે કાર્ય જે જે વખતે કરવામા આવતું હોય તે તે પ્રસંગે તે તે કાર્યના સૂક્ષ્મ પ્રદેશમાં મનને રૂંધી રાખવું અને અન્ય બાબતમાં મન જાય તો મનને શિખામણ દઈ પાછું ખેંચી લેવું એવી રીતે કાર્યપ્રવૃત્તિમા માનસિક પ્રતિક્રમણ કરીને દૃઢાભ્યાસી થવું જોઇએ. જે મનુષ્ય ખરા અન્તઃકરણથી પ્રયત્ન કરે છે તે ઘણા અંશે આ બાબતમાં વિજય મેળવી શકે છે અને વિશ્વને આશ્ચર્ય પમાડે એવાં કાર્યો કરી શકે છે. જેમ જેમ આ બાબતનો પરિપૂર્ણ અભ્યાસ કરવામાં આવે છે તેમ તેમ સ્વકાર્યમાં ઉપયોગ રાખવાની શક્તિની વિશેષ ખીલવણી થાય છે. જે જે યોગીઓ આ વિશ્વમા સમર્થ થયા અને જેઓએ ધર્મનો ઉદ્ધાર અને ધર્મનો પ્રચાર કરી વિશ્વમા અમર નામ રાખ્યું છે તેઓ ખરેખર કર્તવ્યકાર્યમાં એક સરખો ઉપયોગ રાખવાથી અને તે વિના અન્ય બાબતનો સંકલ્પવિકલ્પ ત્યાગ કરવાથીજ જાણુવા. અધ્યાત્મશક્તિયોના અભ્યાસીઓ કર્તવ્યકાર્યનો ઉપયોગ રાખવાની ઘોષણા કરી રહ્યા છે. આત્મજ્ઞાનીઓ આત્મસ્વરૂપનો ઉપયોગ રાખ્યા કરે છે અને તેની સાથે બાહ્ય કર્તવ્યકાર્યનો ઉપયોગ રાખીને પ્રવૃત્ત થાય છે. આત્મજ્ઞાની એવા કર્મયોગીએ સદ્‌ગુરુદ્વારા સ્વકાર્ય પ્રવૃત્તિથી ભિન્ન અન્ય બાબતના સંકલ્પવિકલ્પ વારવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. આત્મધ્યાન અને આત્મસમાધિ પ્રાપ્ત કરવામા પણ અન્ય બાબતના વિકલ્પો નિવાર્યા વિના કદાપિ છૂટકો થવાનો નથી. જે જે લૌકિક વા લોકોત્તર આવશ્યક કાર્યો કરવાનાં છે તેમાં કાર્યસિદ્ધિ કરવાને માટે અન્ય બાબતોના વિકલ્પસંકલ્પો ત્યાગ કરવાજ જોઇએ. શ્રી ભદ્રબાહુ ઉમાસ્વાતિવાચક હરિભદ્રસૂરિ અને શ્રી હેમચંદ્ર વગેરે આચાર્યોએ લોકોત્તર ધર્મમા અન્ય બાબતોના સંકલ્પવિકલ્પોનો ત્યાગ કરવાનો વિશેષ અભ્યાસ સેવ્યો હતો તેથી તેઓ ધાર્મિક મહાકાર્યો કરવાને શક્તિમાન્ થયા હતા. આધ્યાત્મિક મહતી ઉત્તમ શક્તિ પ્રાપ્ત કરવામા વિશ્વહિતાર્થે વા સ્વાત્મહિતાર્થે પ્રવૃત્ત થવામાં અનેક દોષોને ધારવામાં અને આત્મશક્તિયો ખીલવવામાં જે કાર્યો કરવામાં આવે તેનો ઉપયોગ અને અન્ય બાબતના વિકલ્પસંકલ્પ કરવાની ટેવને વારવી જોઇએ. અન્ય બાબતના વિકલ્પ-

સંકલ્પો કરવાથી જે કાર્ય કરવા માંડયું હોય તેમાં આત્મશક્તિયોનો પરિપૂર્ણ ઉપયોગ થઈ શકતો નથી. અતએવ મનુષ્યોએ કર્મયોગીની ઉચ્ચદશા પ્રાપ્ત કરવા માટે અને સ્વ-કર્તવ્યકાર્યોને સારી રીતે કરવા માટે અન્ય બાબતોના સંકલ્પવિકલ્પોનો ત્યાગ કરવો જોઇએ. જેની મતિ પ્રત્યેક કર્તવ્યકાર્યોમાં સાક્ષીભૂત થઇને વર્તે છે અર્થાત્ હું કર્તા હું ભોક્તા ઇત્યાદિ અહંવૃત્તિ યુક્ત થઇને કર્તવ્યકાર્યોમાં લેપાતી નથી તે મનુષ્ય વસ્તુત કાર્ય કરવાને અધિકારી બને છે; પણ આની સાથે અવબોધવાનું કે જેણે પોતાનાં જે જે કર્તવ્યકર્મો હોય તેનો જેણે નિર્ણય કર્યો છે તેને કર્તવ્યકર્મનો અધિકાર છે. મનુષ્યો કંઈ ને કંઈ કાર્યો તો વિશ્વમા કરે છે પરન્તુ દ્રવ્યક્ષેત્રકાલભાવ પ્રમાણે યોગના અધિકાર પ્રમાણે કાર્યો કરાય છે વા નહિ તેનો નિશ્ચય કર્યાવિના કદાપિ આગલ પ્રગતિમાર્ગમાં પૂર્ણ કર્મયોગી બની શકતા નથી. જેણે પોતાના કર્તવ્યકર્મના અધિકારનો નિર્ણય કર્યો નથી તે ખરેખર આ વિશ્વમા રણરોઝ સમાન અવબોધવો. કર્તવ્યકાર્યનો સ્વાધિકારે નિર્ણય કરવો એ કંઇ સામાન્ય વાત નથી વિશ્વમાં મોટા મોટા મનુષ્યો પણ સ્વાધિકારે સ્વાવસ્થા પ્રમાણે કયા કયા કાર્યો કરવા યોગ્ય છે તેનો નિશ્ચય કરવાને શક્તિમાન્ થતા નથી અને ઊલટું અકરણીય કાર્યોને કરી અવનતિમાર્ગ પ્રતિ પ્રયાણ કરે છે. જે જે કાર્યો કરવાની સ્વશીર્ષે ફરજ પડેલી હોય અને જે કર્તવ્ય હોય તથા આવશ્યક હોય તેનો ચારે બાજુઓનો નિર્ણય કરવાથી સ્વાધિકાર કર્તવ્યકાર્યનો નિશ્ચય થાય છે. નિર્ણીત સ્વાધિકારી મનુષ્ય જે જે કાર્યમા પ્રવૃત્ત થાય છે તેમાં તેને સંશય રહેતો નથી અને અનિશ્ચિતપ્રવૃત્તિ રહેતી નથી. અનિશ્ચિતકાર્યવૃત્તિથી આત્મા પરિપૂર્ણ પ્રયત્ન કરી શકતો નથી. અનિશ્ચિતકાર્યવૃત્તિમાન્ મનુષ્ય આ વિશ્વમા ઉષ્ટ્રસ્પર્ધન ગંધની દશાને વા ત્રિશંકુરાજાની દશાને પામે છે અને તે કાર્યપ્રવૃત્તિનું આદર્શજીવન કરવાને શક્તિમાન્ થતો નથી. દેવલોકમા ઉત્પન્ન થએલા દેવો પ્રથમ પોતાને પૂર્વકરણીય શું છે ? અને પશ્ચાતકરણીય શું છે ? તેનો અન્યદેવોને પૃચ્છી નિર્ણય કરે છે પશ્ચાત્ સ્વકાર્ય કરવાને પ્રવૃત્તિ કરે છે તેથી તેઓ કલ્પવ્યવહાર પ્રમાણે બાહ્યકાર્યો કરીને વિબુધની પદવી પ્રાપ્ત કરે છે. કોઈ ચક્રવર્તી-રાજા રાજ્યસિંહાસન પર બેસે છે ત્યારે પ્રથમ સ્વયોગ્ય જે કાર્યો કરવાના હોય છે તેનો વિવેકપૂર્વક નિર્ણય કરે છે અને પશ્ચાત્ સર્વકાર્યો નિયમસર કર્યા કરે છે. જો તે સ્વાધિકાર કર્તવ્યકાર્યનો નિર્ણય કર્યાવિના પ્રવૃત્તિ કરે તો રાજ્યસિંહાસનથી ભ્રષ્ટ થઈ શકે. પ્રત્યેક મનુષ્યે દેશ કાલ જાતિ કુલ અવસ્થા વય અને ધંધો આદિવડે સ્વ-કર્તવ્યકાર્યનો નિર્ણય કરવો જોઇએ. પોતાની બાલ્યાવસ્થા યુવાવસ્થા વૃદ્ધાવસ્થા પોતાની કર્તવ્યશક્તિ આજીવિકાદિ બાબતોમાં અનુકૂળસ્થિતિ અને પ્રતિકૂળ સ્થિતિનો વિવેક તથા કયાં કયા કાર્યો કરવાને સ્વશક્તિ ખીલેલી છે, અમુક બાબતોમાં સાનુકૂલ અને પ્રતિકૂલ સંયોગો કયા છે તેનો નિશ્ચય કરવાથી સ્વાધિકારનો નિશ્ચય થાય છે. કર્તવ્યકાર્યોની ચારે

તરફની સાધ્ય અને અસાધ્ય બાજુઓ તપાસવી અને તે પોતાનાથી થઈ શકે તેમ છે કે નહિ તેનો પરિપૂર્ણ નિશ્ચય કરવો કે જેથી પશ્ચાત્ તે તે કાર્યોનો પ્રારંભ કરીને ત્યજી દેવા ન પડે. જે અધિકારને પ્રાપ્ત કરવામાં આવે તે સ્વયોગ્ય છે કે કેમ તેનો પ્રથમથી નિર્ણય કરવો જોઇએ. સ્વાધિકારનો નિર્ણય કર્યો એટલે તેમાં સાક્ષીભૂત મતિ ધારણ કરીને પ્રવૃત્તિ કરવી. દોરંગી દુનિયાના અભિપ્રાય ઉપર સ્વાધિકારનો નિર્ણય ન રાખવો પરન્તુ સ્વબુદ્ધયા સ્વાધિકારનો જ્ઞાનીયોની ગમ લઈ નિર્ણય કરવો અને પશ્ચાત્ અધિકારે જે જે કાર્યો કરવાનાં હોય તેમાં સાક્ષીભૂત મતિ રાખીને પ્રવૃત્તિ કરતા દુનિયાનો દોરંગી અભિપ્રાય શ્રવણ કરવા જરા માત્ર લક્ષ્ય દેવું નહિ. સ્વાધિકારકર્તવ્ય માર્ગમાં આ પાર કે પેલે પાર એવો નિશ્ચય કરીને પ્રવૃત્ત થવું કે જેથી અન્ય કાર્યો અને અન્ય ઉચ્ચ જાતના અધિકારો પ્રાપ્ત કરવાને યોગ્યતા પ્રાપ્ત કરી શકાય. નિર્ણીત સ્વાધિકારકર્તવ્ય કરતા મૃત્યુ થાય તો તે મહોત્સવ સરખું અવબોધીને અને અન્યની જરામાત્ર પરવા રાખ્યા વિના પ્રવૃત્તિપરાયણ થવું. આત્માની સાક્ષીમા બ્રહ્માંડની સાક્ષીનો નિર્ણય કરવો. જ્યાં આત્માની સાક્ષી અને આત્માનો નિશ્ચય નથી ત્યા બ્રહ્માંડની સાક્ષી અને નિર્ણયથી કાંઈ કરી શકાતું નથી. સ્વાધિકારકર્તવ્ય કાર્યોનો નિર્ણય કર્યો એટલે સ્વકાર્યની અર્ધી સિદ્ધિ થઈ એમ અવબોધવું; કર્તવ્ય કાર્યનો અધિકારે નિશ્ચય કર્યા વિના જનસમાજસેવામાં સંઘસેવામાં વિશ્વસેવામાં અને ધર્મસેવામા પરમાર્થથી આત્મભોગ સમર્પી શકાતો નથી અને વ્યષ્ટિની કલ્પવ્યવહાર દશામાં પરિપૂર્ણ પ્રવૃત્તિ કરી શકાતી નથી. અત એવ સ્વાધિકાર નિર્ણયની કેટલી બધી આવશ્યકતા છે તે સુજ્ઞોને અવબોધાયા વિના રહી શકાશે નહિ. અમુક કાર્ય કરવામા અમુકનો અધિકાર છે કે નહિ તેનો નિર્ણય કર્યાની પૂર્વે અમુક કર્તવ્યમાં સ્વાધિકાર છે કે નહિ ? તેનો નિર્ણય કરવો એ આત્મોન્નતિ માટે ઉચ્ચ નિર્ણય અવબોધવો; અત એવ આત્મોન્નતિકારક ઉચ્ચ નિર્ણયથી જે જે કાર્યમાં પ્રવૃત્તિ થાય છે તેમાં આત્મશકિતયોનું સમર્પણ થાય છે અને આત્મોન્નતિકર્તવ્યકાર્યમાં પ્રગતિજ થતી જાય છે એમ અનુભવ કરવો કે જેથી પ્રવૃત્તિથી પાછું પડી શકાય નહિ. સ્વાધિકારનો નિર્ણય થયો એટલે સ્વયોગ્ય જે જે કાર્યો હોય છે તેમા નિ:શંક પ્રવૃત્તિ થાય છે અને કર્તવ્યકાર્ય કરતાં અન્યકાર્યો સંબંધી વિકલ્પસંકલ્પ વારી શકાય છે તથા કર્તવ્યકાર્ય કરતાં સાક્ષીભૂત મતિપૂર્વક જે જે દુઃખ સુખ ભોગવવા પડે છે તેમાં રતિ અરતિ થતી નથી તેમજ તેમા સ્વજીવન વહેતા સંતોષ ઉદ્ભવે છે. અતએવ કર્તવ્યકર્મ માટે સ્વાધિકારનો નિર્ણય કરવો જોઇએ. જે જે કર્તવ્યકર્મોને સ્વાધિકારે કરવાના હોય તેનો પ્રથમ સ્વાધિકારનિર્ણય થયાથી અવબોધાઈ શકે. સ્વાધિકારનો નિર્ણય કરવાથી મનુષ્ય સ્વકર્તવ્યાકર્તવ્યની અનેક ગુંચવણમાથી મુક્ત થાય છે અને પશ્ચાત્ તે અધિકારપરત્વે કર્તવ્યકાર્યોની સિદ્ધિ માટે પૂર્ણ હોંશ અને જોશથી પ્રવૃત્તિ કરે છે. સ્વાધિકાર સદા એક

સરખો રહેતો નથી. આશ્રમભેદે અવસ્થાભેદે અને દેશકાલભેદે અધિકારનું પરાવર્તન થાય છે અને તેથી અધિકારભેદે કર્તવ્યકાર્યોનું પરાવર્તન થાય છે. અધિકારનો પૂર્ણ નિર્ણય કરીને સ્વકર્તવ્યયોગ્ય પ્રત્યેક કાર્યમા આત્મા સાક્ષીભૂત થઇને વર્તે એવું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. અનેક પ્રકારનાં નાટકો કરતા નાટકીયાઓ અનેક વેષ અને અનેક ચેષ્ટાઓને પાત્રભેદે કરતા છતા પણ પાત્ર વેષ અને ચેષ્ટાઓમાં પોતાને સાક્ષીભૂત માને છે; ફક્ત તે સ્વફરજને અદા કરે છે; પરન્તુ હું અમુક પાત્ર જ છું તથા અમુક વેષધારી તથા ચેષ્ટાવાળો છું એવું તે માની લેતા નથી. તદ્વત્ સ્વાધિકાર યોગ્ય કર્તવ્યકાર્યોને કરતાં સાક્ષીભૂત થઇને પોતે વર્તવું જોઇએ. વેદાન્તદર્શનમાં વિદેહીજનક વગેરેનાં દૃષ્ટાન્તો તે માટે મોજુદ છે. જૈનદર્શનમાં શ્રેણિક કૃષ્ણ વગેરે અન્તરાત્માઓ કે જે ભાવી પરમાત્માઓ છે તેઓનાં દૃષ્ટાન્તોનું અવલોકન કરવું. સાક્ષીભૂત થઇને પ્રત્યેક કર્તવ્યકાર્ય કરતા અનેક પ્રકારના અહંવૃત્ત્યાદિ દોષોમાથી મુક્ત રહેવાય છે અને આત્માની પરમાત્મદશા ખીલવવારૂપ અભ્યંતર પ્રયત્નની પ્રગતિ થાય છે. પ્રારબ્ધયોગે જે જે કર્મો કરવા પડે તે કર્યા વિના છૂટકો થતો નથી પરન્તુ તેમાં સાક્ષીભૂત થઇને વર્તતાં દોષના હેતુઓ અર્થાત્ આસ્રવના હેતુઓ તે સંવરના હેતુઓ તરીકે પરિણમે છે અને સર્વમાંહી છતાં સર્વથી ન્યારા રહેવાની દશાનો અનુભવ આવે છે. બાહ્યથી અવલોકતાં એમ અવબોધાય કે સાક્ષીભૂત થઇને સર્વકાર્ય કરવાં એ બની શકે નહિ; પરન્તુ આત્મભાવનાના ઉચ્ચ શિખર પર આરોહીને દૃઢ નિશ્ચય કરવામાં આવે તો કાર્યવાસના દેહવાસના કર્તવ્યવાસના કર્તાવાસના અને ભોક્તાવાસના આદિ અનેક વાસનાઓમાથી પસાર થઇને અંશે અંશે સાક્ષીભૂત આત્માની દશા પ્રાપ્ત કરી શકાય અને બાહ્ય કાર્યો કરતાં આત્મા પોતે સાક્ષીભૂત થઇને વર્તી શકે એવી દશા પ્રાપ્ત કરી શકાય. આત્મજ્ઞાન–બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરીને તેના અનુભવપૂર્વક બાહ્ય કાર્યો કરતાં અન્તરમાં સુરતા(સ્મૃતિ) રાખવાનો અભ્યાસ સેવતા સેવતા સાક્ષીભૂત આત્મા બની શકે છે. સાક્ષીભૂત પોતે બનીને સ્વાધિકારે કર્તવ્યકાર્યોને કરવાં એ ધર્મ છે અને તેવી દશામાં રહેનારાઓ વિશ્વમાં છતાં વિશ્વમુક્ત–જીવતાં છતાં જીવન્મુક્ત અને ભોગી છતા ભોગમુક્ત અને સર્વમાં છતાં સર્વમુક્ત બનીને કર્તવ્યકર્મની યોગ્યતાને પામે છે. સાક્ષીભૂત આત્માવડે સમષ્ટિમાં **परस्परोपग्रहो जीवानाम्** એ સૂત્રના ભાવાર્થ પ્રમાણે જે કંઇ કરાય છે, લેવાય છે અને દેવાય છે તેમાં અદ્‌ભુત પરમાર્થ કર્તવ્યકાર્ય રહેલું છે. જ્ઞાનકર્મયોગીઓ જે કંઇ કરે છે તે હિતાર્થે કરે છે. વ્યષ્ટિ અને સમષ્ટિ દૃષ્ટિએ અર્થાત્ પિંડ અને બ્રહ્માંડમા ભાવનાદૃષ્ટિએ તેઓ સર્વત્ર આત્મા અને પરમાત્માને અવલોકે છે પિંડમાં અને બ્રહ્માંડમાં આત્મસત્તાદૃષ્ટિએ તેઓ સર્વત્ર વ્યક્તિરૂપ દેહધારીઓને પરમાત્મારૂપે અવલોકે છે; તેથી તેઓ અન્તરમા સર્વ જીવો કે જે સત્તાએ પરમાત્માઓ છે તેઓની સાથે સહજાનન્દથી એક રસરૂપે સ્વાત્માને અનુભવે છે. આત્મજ્ઞાની એવા કર્મ-

યોગીઓ દેહધારીઓના દેહો સામું દેખતા નથી, તેઓના મન સામું દેખતા નથી પરન્તુ તેઓ આત્માઓના આત્મત્વને દેખીને તેની સાથે વાસ્તવિક સ્વાત્માનો સંબંધ બાંધે છે અને સદા અન્તરમાં એવા ઉપયોગે વર્તે છે. **આત્માની પરમાત્મતાનો સર્વત્ર સમષ્ટિરૂપ અનુભવ કરનારા મહાત્માઓ કે જેઓ સર્વત્ર સમભાવને ધારણ કરીને સર્વ કાર્યોમાં સાક્ષીભાવપણે પ્રવર્તે છે તેઓ વસ્તુતઃ સર્વ કાર્યો કરવાની યોગ્યતા ધરાવે** છે સ્વની પાછળ તેઓ સ્વકર્તવ્ય કાર્ય કરનારાઓની પરંપરાકારકોને વિશ્વમાં અસ્તિત્વ તરીકે મૂકે છે અને કર્તવ્યકાર્યપરાઙ્મુખ ન થતાં સદા પ્રવર્ત્યા કરી પાપકર્મનો નાશ કરે છે. સ્વાધિકારનો નિર્ણય કરીને કર્તવ્યકર્મમાં સાક્ષીભૂત થઇને વિચરવું એજ ખરેખરી કર્મયોગીની મહત્તા છે. નામરૂપના પ્રપંચમાં છતાં દૃશ્યમાં સર્વ પ્રકારની નામરૂપની વાસનાઓ ન રહે અને આત્મામાં સર્વ બ્રહ્માંડને દેખવાનો અનુભવ આવે તથા સર્વત્ર બ્રહ્માડમાં સ્વાત્મતાનો અનુભવ આવે ત્યારે સર્વ વિશ્વ કુટુંબરૂપ ભાસે અને તેમાં રહ્યા છતા આત્માનો ઉપયોગદૃષ્ટિએ સાક્ષીભાવ ખરેખર સર્વ કાર્યો કરતા રહી શકે. ઉપર્યુક્ત આત્માનો સર્વ કાર્યો કરતાં સાક્ષીભાવ રહે એટલે અવબોધવું કે સર્વ કાર્યો કરતાં અકર્તાપણું અને આનન્દની ઘેન તો સદા પ્રાપ્ત થવાથી આત્માનો આનન્દ ખરેખર સાક્ષીભૂત થઇને આ વિશ્વમાં પ્રવર્તાય છે ત્યારે અનુભવાય છે અને તે વખતે પ્રવૃત્તિમા છતા અન્તરમાં નિવૃત્તિનો અનુભવ આવે છે. આત્માની સાક્ષીભૂત દશા કરવા માટે જ્ઞાનીમહાત્માઓ કે જેઓ પ્રવૃત્તિમાં છતાં નિવૃત્તિ જીવન ગાળે છે અને આત્માને સર્વત્ર સાક્ષીભૂત તરીકે પ્રવર્તાવે છે તેઓની સંગતિ કરી તેઓના શિષ્ય બની કર્તવ્યકાર્યોમા સાક્ષીભૂત થઇને રહેવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. આ વિશ્વના લોકો સ્વપ્રવૃત્તિમાં સાક્ષીભૂત બનીને પરમાત્મભાવનાથી પરમાત્માનો અનુભવ કરી શકે છે. સ્વાધિકાર નિર્ણીત કર્તવ્યાવશ્યકકાર્ય પ્રવૃત્તિના ત્યાગમાં મહાપાપ રહેલું છે એમ પ્રત્યેક મનુષ્યે અવબોધવું જોઇએ અને સાક્ષીભૂત થઈ નિર્ણીત સ્વાધિકારે કર્તવ્ય કાર્યોની યોગ્યતા પ્રાપ્ત કરવામા સદા અપ્રમત્તશીલ રહેવું જોઇએ. નિર્ણીત સ્વાધિકારી અને સાક્ષીભૂત આત્માની પેઠે સાધ્યકર્તવ્યાનુષ્ઠાનમગ્ન અને નિષ્કામ કર્મયોગીને કાર્યની યોગ્યતા પ્રાપ્ત થાય છે. અલિપ્તસાક્ષીભૂત થઇને સાધ્યાનુષ્ઠાનમાં મગ્ન રહેવું એ કેવી રીતે બની શકે ? તેના ઉત્તરમાં જણાવવાનું કે-સાધ્યકર્તવ્યકાર્યમાં આત્માની પરમાત્મભાવનાવડે સુરતા લગાડીને મગ્ન થઈ જવું અને તેની સાથે કર્તવ્યકાર્યનું વાસ્તવિક રૂપ પણ અવલોકયા કરવું. અનેક પ્રકારના શુભ હેતુઓવડે શુભ ભાવનાથી સાધ્યાનુષ્ઠાનમા મગ્ન થવાનુ નિર્ધારવું એમ કહેવાથી સાક્ષીભૂતતા અને નિર્લેપતાને જે દૃષ્ટિએ ધારણ કરવાની છે તેમા કોઈ જાતનો વિરોધ આવતો નથી. જે મનુષ્ય કર્તવ્યકાર્યમા તે તે બાબતની અનેક પ્રકારની શુભ ભાવનાઓથી મગ્ન થઇને નિષ્કામ કર્મયોગી થઈ પ્રવર્તે છે તે ખરેખર

સ્વાત્માની ઉન્નતિ કરી શકે છે. શુભાશુભ લાગણીઓ અને ઇચ્છાઓથી સ્વાત્માને માટે મુક્તતા સ્વીકારી અને આદરીને જે મનુષ્ય કર્તવ્યસાધ્ય કાર્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થાય છે તેજ ખરેખરો કાર્યનો અધિકારી છે અને તેજ નિષ્કામ કર્મયોગી બનીને પ્રવૃત્તિરણક્ષેત્રમા આત્માની શક્તિઓથી ઘૂમે છે. સ્વાત્માને માટે કોઈ સ્વાર્થિકકામના વિના અને તેમજ વિશ્વ માટે નિષ્કામ દશાએ સ્વફરજને અદા કરવાની દૃષ્ટિએ જે મનુષ્યો સાધ્યકર્તવ્યકર્મોને કરે છે તેજ મનુષ્યો ખરેખરા કર્મયોગીઓ બની શકે છે. નિષ્કામ મહાત્માને દૈવિકબલની પ્રાપ્તિ થાય છે અને તેથી તે કામનાઓને જીતી આ વિશ્વમા દેવની કોટીમા ભળે છે અને પશ્ચાત્ તે જ્ઞાનાવરણીયાદિ સર્વ કર્મથી વિમુક્ત થાય છે. નિષ્કામભાવનાએ સ્વાધિકારે પ્રત્યેક કાર્ય કરતાં પ્રામાણ્ય અને સ્વતંત્ર જીવનની પ્રગતિ કરી શકાય છે અને તેથી સ્વાત્મચારિત્ર્યની અને પ્રવૃત્તિની વિશ્વમનુષ્યો પર સારી અસર થતા વિશ્વ લોકોને સ્વકાર્યમાં સાહાય્યીભૂત કરી શકાય છે. **નિષ્કામ મનુષ્યની ચક્ષુમાં ઈશ્વરીપ્રકાશ વહે છે અને તેથી તેની આંખથી સર્વ મનુષ્યો અંજાઇ જાય છે તથા તે** પ્રતિકૂલત્વનો ત્યાગ કરી સાનુકૂળભાવને ધારણ કરી શકે છે. નિષ્કામભાવ અને નિષ્કામ પ્રવૃત્તિવિનાની સર્વ પ્રવૃત્તિયોમા સદોષતા રહે છે અને તેથી આત્મોન્નતિમા વિદ્યુદ્વેગે આગળ વધી શકાતું નથી. નિષ્કામભાવથી મનુષ્ય કોઇના સ્વાર્થી તેજમાં અંજાતો નથી અને તે રજોગુણ તથા તમોગુણની વૃત્તિ અને તેના પ્રપંચોથી મુક્ત રહી શકે છે. નિષ્કામકર્મયોગી આવશ્યક કર્તવ્ય ફરજોમાં નાસીપાસ થતાં હતવીર્ય થઇ શકતો નથી. તે તો ગમે તેવી દશામા સ્વકર્તવ્યકર્મોને કર્યા કરે છે અને જે કાલે જે કાર્ય કરવા યોગ્ય હોય છે તે અન્તરથી સાક્ષીભૂત થઇને કર્યા કરે છે. જે મનુષ્ય નિષ્કામતાને ધારણ કરે છે તેજ મનુષ્ય કદાગ્રહનો ત્યાગ કરીને કર્તવ્યકાર્યોને કરી શકે છે. નિષ્કામતાની સાથે કદાગ્રહરહિતતાને નિકટનો સંબંધ છે. એકદમ નિષ્કામદશાને પ્રાપ્ત કરવી એ વાત તો આકાશકુસુમવત્ સમજવી મન વાણી અને કાયામા ઇશ્વરીશક્તિનો વાસ થાય છે તેથી તે આત્મા વસ્તુત: અન્તરદૃષ્ટિથી પરમાત્મરૂપે ખીલતો જાય છે. નિષ્કામદશાને પરિપૂર્ણ પ્રાપ્ત કરનાર શરીરી છતા સાકાર પરમાત્મા ગણાય છે અને પોતાની શુદ્ધતાથી તે અન્યોને શુદ્ધ કરવા સમર્થ થાય છે. નિષ્કામીયોગીઓ અનેક કાર્યપ્રવૃત્તિઓની મધ્યે અને અનેક કામ્ય પદાર્થોની મધ્યે રહીને અન્તરથી નિષ્કામતાયોગે નિર્લેપ રહી શકે છે આર્યાવર્તમાં નિષ્કામકર્મયોગીઓ જ્યારે ઘણા પ્રમાણમા પ્રગટશે અને જનસમાજની અનેક પ્રકારની સેવામાં સર્વસ્વાર્પણ કરશે ત્યારે આર્યાવર્તની વાસ્તવિક સાત્વિક પ્રગતિ થશે અને સર્વ દેશોની સાત્વિક પ્રગતિ કરવા આર્યજનો મન વાણી અને કાયાથી પ્રવૃત્ત થશે જ્યારે વ્યાવહારિક અને ધાર્મિક કેળવણી આપતા તેની સાથે નિષ્કામદશાનો બોધ

આપવામાં આવશે ત્યારે વિદ્યાકર્મ ક્ષાત્રકર્મ વૈશ્યકર્મ અને સેવાકર્મમાં પ્રત્યેક ભિન્ન ભિન્ન કર્મયોગીની નિષ્કામદશાએ પ્રવૃત્તિ થશે અને તેથી સર્વ વ્યષ્ટિઓના સમૂહભૂત સમષ્ટિરૂપ જગતની દિવ્યતામાં અત્યન્ત શુભ પ્રગતિ થશે. આ વિશ્વમાં નિષ્કામકર્મ પ્રવૃત્તિની જેટલી ઉચ્ચતા છે તેટલી અન્ય કોઇની નથી એમ અનુભવદૃષ્ટિથી વિચાર કરતાં અવબોધાશે. નિષ્કામકર્મયોગીને કોઇપણ જાતની વ્યક્તિ અંગે વા અન્યાંગે કામના નહિ હોવાથી તે સંસારમા વ્યાવહારિક વા ધાર્મિક કોઈ પણ જાતનું કાર્ય કરતાં પક્ષપાતના યોગે થતા કદાગ્રહને ધારણ કરી શકતો નથી. નિષ્કામદશાએ પક્ષપાત થઇ શકે નહિ અને પક્ષપાત વિના કદાગ્રહ થઇ શકે નહિ એવો અનુભવ છે. નિષ્કામ મનુષ્ય સત્યની પ્રતિ લક્ષ્ય આપે છે અને તેથી અનેક પ્રકારની સિદ્ધિયો તેની તરફ આકર્ષાય છે. તે કોઈ પણ જાતના કદાગ્રહને ધારતો નથી અને તેથી તે સત્યની અનેક અપેક્ષાઓ સમજીને સત્યનો પૂર્ણગ્રાહી બને છે અને કદાગ્રહમાં પડતો નથી. સ્વાધિકારે કર્તવ્ય કર્મથી ચલિત થઇને અન્ય વિચારો અને આચારોના કદાગ્રહમાં પડવું તે યોગ્ય નથી. કદાગ્રહ-પક્ષપાતાદિથી દેશની અને ધર્મની પતિતદશા થાય છે. કદાગ્રહથી સ્વાધિકારે જે જે વિશ્વોન્નતિકારક દેશોન્નતિકારક સમાજોન્નતિકારક અને આત્મોન્નતિકારક આવશ્યક કર્તવ્યો કરવાનાં હોય છે તેમા અનેક પક્ષો પડવાથી વા વિરોધ પડવાથી કલેશ-કુસંપયોગે પરસ્પર સમૂહીભૂતવીર્યનો દુર્માર્ગે વ્યય થાય છે. કદાગ્રહ થવાથી આત્મોન્નતિ આદિ સર્વ પ્રકારની ઉન્નતિના સીધા સરલમાર્ગથી પતિત થવાય છે અને વક્રમાર્ગમાં પ્રવૃત્તિ થાય છે. **બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો શૂદ્રો અને ત્યાગી ધર્મગુરુઓની પડતીનો પ્રારંભ ધૂમકેતુ સમાન કદાગ્રહથી થયો છે એમ રાજકીય અને ધાર્મિક ઇતિહાસો વાંચ્યાથી સમજાશે.** કદાગ્રહથી નકામા કાર્યોમાં કાર્યયોગીની આત્મશક્તિયો વપરાય છે અને તેથી પોતાને વા જગત્‌ને કોઇપણ જાતનો લાભ થઈ શકતો નથી પરન્તુ તેથી પોતાની અને વિશ્વની હાનિ કરી શકાય છે એવું અવબોધ્યા છતા જે મનુષ્યો નકામી આપબડાઇના વશમા થઈ કદાગ્રહ કરે છે તેઓને શું કહેવું ? તેઓની નકામી શક્તિ વપરાય છે તેથી મનમાં તેમના પર કરુણા પ્રકટે છે. **દેશબંધુઓ ધર્મબંધુઓ અને વિશ્વબંધુઓ તમે અન્તઃકરણમાં નક્કી માનશો કે કદાગ્રહથી કર્તવ્યકાર્યોને કરતાં તન મન અને ધનની શક્તિનો દુરુપયોગ થશે અને તેથી અવનતિનો તમે પોતેજ ખાડો ખોદી તેમાં દટાશો.** સર્વ વિશ્વવ્યાપક હિતદૃષ્ટિ અને સર્વત્ર વ્યાપક કર્તવ્યદૃષ્ટિથી દેખો અને નામરૂપનો મોહ ત્યાગ કરીને સ્વકર્તવ્યકર્મની ફરજ સારીરીતે અદા કરવામાં તત્પર થાઓ. મનુષ્યો ! ! ! કદાગ્રહ કરીને વિશ્વવર્તી જીવોનું અહિત કરવા તમારો જન્મ થયો નથી. **તમારા મનુષ્ય જન્મની કિમ્મત સમજો અને શૃંખલાના અંકોડાની પેઠે સર્વ વિશ્વવર્તી મનુષ્યોની સાથે બંધાઇને ઉદાર હૃદયથી પરસ્પર હિતકારક ઉપ-**

**ગ્રહકારક પ્રગતિકારક અને આત્મોન્નતિકારક કર્તવ્યકાર્યોમાં નિષ્કામ ભાવ ધારીને પ્રવૃત્ત થાઓ.** તમારા આત્માની ઉન્નતિની સાથે સમષ્ટિની ઉન્નતિ થાય એવી તમારી પાસે ઘણી શક્તિયો છે તેને તમે જાણો અને કર્તવ્યકાર્યપ્રવૃત્તિમાં જોડાઓ. વિશ્વવર્તી મનુષ્યો!!! તમો કદાગ્રહથી સ્વકર્તવ્યકર્મમા અનેક વિઘ્નો ઉપસ્થિત ન કરો અને પરસ્પર ઉપગ્રહ કરવાના ન્યાયસૂત્રને માન આપી ઉદારહૃદયથી વિશ્વમા વર્તો. વિશ્વમાંથી એક કદાગ્રહ ટળી જાય તો અનન્તગણો વિશ્વોન્નતિમાં લાભ થાય અને વિશ્વમાથી સંકુચિત વિચારો અને આચારોનો નાશ થાય તથા આત્માની પરમાત્મતા પ્રાપ્ત કરી શકાય. આ વિશ્વમાં વસ્તુતઃ નિષ્કામપણે સ્વાધિકારકાર્ય પ્રવૃત્તિમા જે કંઈ કદાગ્રહ થાય તો તેનો ત્યાગ કરવો જોઇએ. बालादपि हितं ग्राह्यम् બાલથી પણ હિત ગ્રહવું જોઇએ અને પક્ષપાત તથા કદાગ્રહનો ત્યાગ કરીને સ્વકર્તવ્ય પ્રવૃત્તિફરજમાં મગ્ન (મસ્ત) રહેવું જોઇએ. **સ્વકર્તવ્ય પ્રવૃત્તિમાં સુધારો વધારો એવો હોવો જોઇએ કે જે પ્રગતિમાર્ગનો વર્તમાનમાં તથા ભવિષ્યમાં વિરોધક ન હોય; તેવા સુધારાવધારાયુક્ત પ્રગતિમાર્ગમાં કદાગ્રહનો ત્યાગ કરીને પ્રવર્તવું જોઇએ.** કોઈ પણ નિમિત્તે થતો કદાગ્રહ ખરેખર પ્રગતિમાર્ગમાં વ્યવહાર અને નિશ્ચયત· કંટકરૂપ થાય છે. અજ્ઞાન અહંવૃત્તિ આદિથી કદાગ્રહબુદ્ધિ ઉદ્ભવે છે અને તેથી શુભ પ્રગતિકર્તવ્યોમા હાનિ થાય છે. પ્રત્યેક ક્ષણે કર્મયોગીએ પોતાના આત્માને કોઇ પ્રકારના કદાગ્રહથી રહિત થવાને માટે પૂછવું જોઇએ અને જે જે બાબતોનો કદાગ્રહ થતો હોય તેનો ત્યાગ કરવો જોઇએ. કદાગ્રહથી વૈર-વિરોધ-દ્વેષકલેશયોગે તન મન ધનની શક્તિયોનો નકામો વ્યય થાય છે. सत्यान्नास्ति परो धर्मः સત્યથી ઉત્કૃષ્ટ કાઈ ધર્મ નથી. **અનેક અપેક્ષાઓ અનેક આશયોથી સત્ય મહાસાગરનું એક બિન્દુ અવગત થાય છે.** દ્રવ્યક્ષેત્રકાલભાવે અમુક દૃષ્ટિથી જે સત્ય હોય તે તેનાથી વિરુદ્ધ દૃષ્ટિથી તપાસતા અસત્ય લાગે છે. અનેક દૃષ્ટિએ એક પદાર્થના ધર્મોનું સત્ય તપાસવામાં આવે તો પરસ્પર વિરોધક દૃષ્ટિએ ભાસેલું અસત્ય પણ પરસ્પર સાપેક્ષ દૃષ્ટિયોએ સત્ય તરીકે સમજાય છે તથા તેમાં તદ્રૂપે બોધનો નિશ્ચય થાય છે ત્યારે સંકુચિત દૃષ્ટિબિન્દુ ટળીને તેને સ્થાને સાપેક્ષ દૃષ્ટિબોધનો મહાસાગર થાય છે તેથી પૂર્વના કદાગ્રહિત નિર્ણયોનો વિલય થઈ જાય છે અને સ્વાધિકારે સત્યકર્તવ્યપ્રવૃત્તિ પ્રયત્ન સેવી શકાય છે. અમુક મનુષ્યની દ્રવ્યક્ષેત્રકાલભાવની સ્થિતિએ જે કંઇ સત્યકર્તવ્યપ્રવૃત્તિ જણાતી હોય છે તે અન્યના દૃષ્ટિબિન્દુથી તેના અધિકારે અસત્ય પ્રવૃત્તિ પ્રબોધાય છે તેથી સ્વકર્તવ્યપ્રવૃત્તિ માટે સ્વદ્રવ્યક્ષેત્રકાલભાવે સ્વબુદ્ધિદ્વારા જે સત્ય ભાસે છે તેના આશ્રયની ઉપયોગિતા અંગીકાર કરવી જોઇએ સ્વાત્મકર્તવ્યકાર્યની પ્રવૃત્તિમાં અનેક નયોની અનેક દૃષ્ટિયોથી સાપેક્ષ સત્ય પ્રબોધાતા સ્વાધિકાર નિશ્ચયતાથી પ્રવૃત્તિ કરાય છે અને કદાગ્રહનો વિલય કરી શકાય છે. સ્વકાર્યપ્રવૃત્તિના સાપેક્ષ સવિચારોથી કદાગ્રહ રહિત

દૃષ્ટિ કરવા માટે અને અનેક અપેક્ષાઓવડે સત્ય જાણવા માટે સદ્ગુરુગમદ્વારા સ્યાદ્વાદનું જ્ઞાનપ્રાપ્ત કરવું જોઇએ. સત્ય સ્યાદ્વાદવાદથી અનેક પ્રકારના અજ્ઞાનયોગે થતા કદાગ્રહોથી મુક્ત થવાય છે. **ધાર્મિક સદ્વિચારો અને આચારોને સાપેક્ષવાદે અવબોધતાં સંકુચિત દૃષ્ટિયોવડે થતા કદાગ્રહથી મુક્ત થવાય છે.** એકાન્તવાદની બુદ્ધિયોગે કોઇપણ કર્તવ્યકાર્યની ચારે બાજુઓનું સત્ય અનેક દૃષ્ટિબિન્દુની બહાર અબોધી શકાતું નથી અને તેથી સત્યની અનેક બાજુની અજ્ઞાનતાથી સ્વદૃષ્ટિની બહાર જે જે સત્યો રહેલાં હોય તેઓને અસત્ય માની વા અસત્યને સત્ય માની કદાગ્રહનું શરણ સ્વીકારવું પડે એ ખરેખર બનવાયોગ્ય છે. અનેક અપેક્ષાઓએ એક કર્તવ્યસંબંધી સત્યને અવબોધતાં છતા માનવૃત્તિ પૂજાવૃત્તિ સત્કારવૃત્તિ સ્વપક્ષવૃત્તિ રાગવૃત્તિ અને આશ્રયવૃત્તિઆદિ અનેક મોહગર્ભિત વૃત્તિયોથી સત્યકર્તવ્યને આદરી શકાતું નથી અને મુખથી એ સત્ય છે એમ અન્યો આગળ કથી શકાતું નથી-એમ પણ બની શકે છે. અતએવ કદાગ્રહનો નાશ કરવા માટે સાપેક્ષજ્ઞાનની સાથે મોહવૃત્તિયોના નાશની અત્યંત જરૂર છે. મોહી મનુષ્યો સત્યને અવબોધતા છતાં સત્યકર્તવ્યને ન કરવામાં કદાગ્રહને ધારણ કરે છે અને તેઓ અનેક બાબતના સત્યકર્તવ્યકાર્યોને અસત્ય ઠરાવે છે અને અસત્યને સત્ય ઠરાવે છે. અજ્ઞાન ક્રોધ માન માયા લોભ કામ અને ઇર્ષ્યાદિદોષો જેમ જેમ જે જે અંશે ટળે છે તે તે અંશે કદાગ્રહથી વિમુક્ત થવાય છે અને સત્ય વિચારો અને આચારોને સેવી શકાય છે. જેમ જેમ આત્મજ્ઞાનાદિમા ઉદારદૃષ્ટિ ખીલતી જાય છે તેમ તેમ કદાગ્રહ પક્ષપાત વગેરેનો નાશ થાય છે અને સ્વફરજમા દૃઢભાવથી અચલપ્રવૃત્તિ થાય છે; કદાગ્રહબુદ્ધિ કરતા સત્ય બુદ્ધિ અને કદાગ્રહપ્રવૃત્તિ કરતાં સત્યપ્રવૃત્તિનું બલ વિશેષ પ્રકારે ખીલે છે અને તેથી વ્યષ્ટિ અને સમષ્ટિની પ્રગતિમા અપ્રમત્ત ઉપયોગ રહે છે. કદાગ્રહરહિત મનુષ્ય અનેક બાબતોને અનેક સત્ય દૃષ્ટિબિન્દુઓથી અવલોકીને સત્યપૂજક બને છે અને એવી તેની પ્રવૃત્તિથી તે સ્વકાર્યોની પ્રવૃત્તિમા અને વિચારોમાં વિશ્વની સાથે ઉદારભાવે પ્રવર્તે છે. કદાગ્રહ એજ અવનતિનું મુખ્ય ચક્ર છે તેથી આત્મોન્નતિ કુટુંબોન્નતિ સમાજોન્નતિ અને સંઘોન્નતિમા અનેક વિક્ષેપો-વિઘ્નો ઉપસ્થિત થવાની સાથે પ્રગતિના જે જે હેતુઓ હોય છે તેમાં હાનિ ઉદ્ભવે છે. **સ્વકાર્યપ્રવૃત્તિમાં કદાગ્રહ ન રહેવો જોઇએ પરન્તુ દૃઢનિશ્ચયમાંથી અંશમાત્ર ચલીતા ન થવી જોઇએ.** સ્વકાર્યપ્રવૃત્તિફરજથી ભ્રષ્ટ થએલ મનુષ્યો વ્યાવહારિકોન્નતિ અને ધાર્મિકોન્નતિમાર્ગથી પતિત થાય છે અને તેથી તેઓ ધોબીનો કૂતરો ઘરનો નહિ અને તેમજ ઘાટનો નહિ એવી દશાને પ્રાપ્ત કરે છે. સ્વકર્તવ્યપ્રવૃત્તિમા દૃઢપણે પ્રવર્તતા અન્ય મનુષ્યો તેમાં કદાગ્રહ માને તેથી ઉદ્વિગ્ન થઈ કદાપિકાલે સ્વકર્તવ્યપ્રવૃતિનો ત્યાગ કરવો ન જોઇએ. કદાગ્રહના ત્યાગને નામે સ્વકર્તવ્યસત્યપ્રવૃત્તિનો કદાગ્રહવડે ભોળા ભાવથી ત્યાગ ન થાય એવું ખાસ

લક્ષ્યમાં રાખીને પ્રવર્તવું જોઇએ. સામાન્ય વિચારમતભેદ અને કર્તવ્યમતભેદના કદાગ્રહોથી જનસમાજસેવાઓમા અનેક કદાગ્રહો પડી ગયા છે અને પ્રત્યેકધર્મમાં પણ કદાગ્રહયોગે અનેક લઘુપન્થો પડી ગયા છે. સામાન્ય બાબતોના કદાગ્રહોથી સમૂહીભૂત બલનું પૃથક્કરણ થાય છે અને તેથી અન્તે પરિણામ એ આવે છે કે પરસ્પર વીર્યશક્તિયોનું સંઘર્ષણ થવાની સાથે લઘુ યાદવાસ્થળી પ્રારંભાય છે. માનદશાથી મનુષ્યો કદાગ્રહવશ થઇને આ વિશ્વમા જેવી રીતે સ્વફરજ ગુજારવાની છે તેવી રીતે સ્વફરજ ગુજારી શકતા નથી. રાજપુતાનામા અનેક રાજપુત રાજાઓએ પરસ્પર કદાગ્રહવશ થઈ સમૂહીભૂત ।ક્તિની પૃથક્તા કરી અવનતિ માર્ગ પ્રતિ ગમન કર્યું તે કર્નલ ટોડના રાજપુતાના ઇતિહાસ-ટોડ રાજસ્થાન )થી અવગત થઈ શકે છે. **જૈનાચાર્યો બૌદ્ધાચાર્યો અને વેદધર્મ-ાચાર્યોએ પરસ્પર સામાન્ય ધર્મમત ભેદના કદાગ્રહથી આર્યાવર્તની વનતિમાં એક દૃષ્ટિએ દેખીએ તો કંઇક વિચિત્ર! આત્મભોગ આપ્યો છે.** ાચાર્યોની સામે વેદાન્તધર્માચાર્યોએ કદાગ્રહયોગે અનેક ધર્મયુદ્ધો કર્યાં છે અને તેથી ્સ્પર કદાગ્રહ કલહથી સંક્ષય પામેલાઓ પર મુસલમાનોએ કદાગ્રહયોગે ધર્મવિજય ાવવા સાતસેં વર્ષ પર્યન્ત પ્રયત્ન કર્યો પરન્તુ તેથી કંઈ શુભ પરિણામ આવ્યું નહિ. યદૃષ્ટિએ દેખીએ તો સ્વકર્તવ્ય કરવાની ફરજને પ્રત્યેક મનુષ્યે અદા કરવી જોઇએ ્ અન્યોની બાબતમા માથું મારીને કદાગ્રહ કરવો ન જોઇએ. પોતાના વિચારોને આચારો સંબંધી અન્યની સાથે કદાગ્રહ કરવાથી કંઈ વળતું નથી અને ઉલટું રનું વીર્ય નકામું સંક્ષયતાને પામે છે. અતએવ કદાગ્રહ રહિત થઇ સ્વકાર્ય પ્રવૃત્તિ ..ા કે જેથી સ્વપરની પ્રગતિમા કોઈ પણ જાતનો વિરોધ ન આવે. જે મનુષ્યો કદાગ્રહી હોતા નથી તેઓ વિશ્વમા જ્યાં ત્યાં પ્રત્યેક બાબતમા આગળ વધે છે અને તેથી તેઓ સત્ય સંપ અને ન્યાય એ ત્રણને વિશેષત પૂજનારા થાય છે. આર્યાવર્તમા મહાભારતના યુદ્ધારંભથી પ્રાયઃ કદાગ્રહનું પ્રાબલ્ય વધ્યું અને તેથી આર્યાવર્તવાસીઓની પડતી દશા ક્યા સુધી થઈ તે સર્વ સુજ્ઞોના જાણવાની બહાર નથી આર્યાવર્તની ઉન્નતિમા કદાગ્રહ એક ધૂમકેતુના સમાન નડે છે. ધર્મોન્નતિમા પણ કદાગ્રહ એક ધૂમકેતુના સમાન નડે છે. કદાગ્રહનો ત્યાગ કરવાથી સ્વકર્તવ્યકાર્ય પ્રવૃત્તિની યોગ્યતા પ્રાપ્ત થઈ શકે છે એવું જાણીને કદાગ્રહ રહિત દશાને પ્રાપ્ત કરવા માટે અને સ્વકાર્યપ્રવૃત્તિમા દૃઢ નિશ્ચયભાવ ધારણ કરવાને સદા પ્રયત્ન કરવો જોઇએ અને કદાગ્રહ રહિત થઇ પ્રત્યેક આવશ્યક કર્મ કરવું જોઇએ. કદાગ્રહવિહીનની પેઠે સાપેક્ષકાર્યબોધ જેને છે એવો મનુષ્ય સ્વાધિકારે દ્રવ્યક્ષેત્રકાલભાવે જે જે કર્તવ્યકાર્યો કે જે ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગે કરવા યોગ્ય છે તેને કરી શકે છે. નિરપેક્ષ કાર્યબોધવાળો મનુષ્ય કાર્યપ્રવૃત્તિમા અનેક ઠોકરો ખાઈ બેસે છે અને સાપેક્ષ કાર્યબોધવાળો મનુષ્ય વસ્તુત કદાગ્રહ રહિત થઈને કાર્યપ્રવૃત્તિને

સાનુકૂલ સામગ્રી મેળવીને સાધી શકે છે. સાપેક્ષ કાર્યબોધથી જે કાલે જે કરવા યોગ્ય હોય છે તે સાપેક્ષપણે કરી શકાય છે અને ઉદાર હૃદયથી એક કાર્યસંબંધી અનેક હેતુઓવડે કાર્ય સિદ્ધ કરવાની શક્તિયોની સાહાય્ય મેળવી શકાય છે. સાપેક્ષકાર્ય બોધથી કર્તવ્યકાર્યની ચારે તરફની બાજુઓની પરિસ્થિતિ અવબોધી શકાય છે અને તેથી જે જે બાજુમાં ન્યૂનતા રહેતી હોય છે તેની પૂર્ણતા કરી શકાય છે. સાપેક્ષ બોધવાળો મનુષ્ય સાધ્યકર્તવ્યના લક્ષ્યનો ઉપયોગી બને છે. સાધ્યલક્ષ્યોપયોગી મનુષ્ય સ્વકાર્ય પ્રવૃત્તિમાં પ્રકટતા અનેક પ્રમાદોનો પરિહાર કરી શકે છે. સાધ્યલક્ષ્યોપયોગી મનુષ્ય સ્વકર્તવ્યકાર્યમાં ભૂલ આવવા દેતો નથી અને કર્તવ્યકાર્યમાં વિક્ષેપ નાખનારાઓથી છેતરી શકાતો નથી. સંસારવ્યવહારમાં ધર્મવ્યવહારમા અને આત્મશુદ્ધસ્વરૂપના ધ્યાનમાં સાધ્યોપયોગી મનુષ્ય વિજય મેળવી શકે છે. જ્યારે પ્રસન્નચંદ્ર રાજર્ષિ સાધ્યોપયોગી થયા ત્યારે નરકના દલિકનો નાશ કરીને શુક્લધ્યાનવડે પરમાત્મપદને પામ્યા. આર્દ્રકુમાર વગેરે મુનિવરો સાધ્યોપયોગી બનીને ઉચ્ચપદને પામ્યા. શૈલગસૂરિ જ્યારે આવશ્યક સાધ્યોપયોગી બન્યા ત્યારે ઉચ્ચચારિત્રધારક બન્યા. શ્રીબાહુબલી મુનીશ્વર બ્હેનના ઉપદેશથી સાધ્યોપયોગી બન્યા ત્યારે પગ ઉપાડતા કેવલજ્ઞાન પામ્યા. શ્રીગૌતમસ્વામી જ્યારે સાધ્યોપયોગી બન્યા ત્યારે કેવલજ્ઞાન પામ્યા. ચાર પ્રત્યેકબુદ્ધ જ્યારે સાધ્યોપયોગી બન્યા ત્યારે સર્વજ્ઞ બન્યા. શ્રીમરૂદેવામાતા સાધ્યોપયોગી બન્યાં ત્યારે કેવલજ્ઞાન પામ્યા. શ્રીસ્થૂલિભદ્ર મુનિવર સાધ્યોપયોગી બન્યા ત્યારે તેમણે કામ પર જય મેળવ્યો. શ્રીનંદિષેણ અને આષાઢાચાર્યે સાધ્યોપયોગી બન્યા ત્યારે શુદ્ધપદ પામ્યા. વિશ્વામિત્ર જ્યારે સાધ્યોપયોગી અમુકાંશે બન્યા ત્યારે બ્રહ્મર્ષિ બન્યા. મૂલરાજ અને સિદ્ધરાજે કર્તવ્યસાધ્યોપયોગથી રાજકીય મહત્તામાં વૃદ્ધિ કરી હતી પરમાર્હત શ્રીકુમારપાલ રાજાએ કર્તવ્યસાધ્યોપયોગી રાજાના જે જે સદ્‌ગુણો જોઇએ તે પ્રાપ્ત કર્યા હતા અને સ્વશત્રુઓનો પરાજય કરી દશ દિશામાં કીર્તિને વિસ્તારી હતી. વસ્તુપાલ અને તેજપાલે સાંસારિક કાર્ય અને ધર્મકાર્યમા સાધ્યોપયોગી બની મંત્રી યોગ્ય કર્તવ્યકાર્ય કરી વિશ્વમા અમરનામ રાખ્યું. અર્જુને મહાભારતના યુદ્ધમાં કર્તવ્યયુદ્ધમા સ્વકર્તવ્યસાધ્યલક્ષ્યનો ઉપયોગ રાખ્યો હતો તેથી તે વિજયવરમાલને વરવા શક્તિમાન્ થયો હતો. સાધ્યબિન્દુને લક્ષ્યમા રાખી જે મનુષ્યો કર્તવ્યકાર્યને કરે છે તેઓ ઇંગ્લીશોની પેઠે વિજયને પામે છે. સાધ્યબિન્દુને લક્ષ્યમા રાખ્યાવિના અનેક પ્રકારની હાનિ થાય છે. દારૂના વ્યસનથી સામંતસિંહ ચાવડો જ્યારે સાધ્યનો ઉપયોગ ચૂકી ગયો ત્યારે તે રાજ્યપદવીથી ભ્રષ્ટ થયો. વનરાજ ચાવડો વગડે વગડે ભટક્યો પરન્તુ તે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના સાધ્યનો ઉપયોગી બન્યો હતો તેથી તેણે પ્રમાદોને ત્યજી-ગુજરાતમા સં. ૮૦૨ માં પાટણમા-ચાવડાની રાજ્યગાદી સ્થાપી. અકબર બાદશાહમા કર્તવ્યબોધ અને રાજ્ય કાર્ય સાધ્ય લક્ષ્યોપયોગીપણું હતું તેથી તે હિન્દુઓની પોતાની પ્રતિ લાગણી આકર્ષી શક્યો

અને તેણે કર્તવ્યશીલ ઉદાર બાદશાહ તરીકે પોતાનું નામ અમર રાખ્યું. એટલું તો ચોક્કસ છે કે સાધ્યલક્ષ્યોપયોગી મનુષ્ય જેટલું સ્વકાર્યસિદ્ધિમાં લક્ષ્ય આપી શકે છે તેટલું અન્ય મનુષ્ય લક્ષ્ય આપી શકતો નથી. સાધ્યલક્ષ્યોપયોગી મનુષ્ય લઘુમાં લઘુ પદવી પરથી ઊંચે ચઢતો ચઢતો ઉચ્ચમા ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવાને ભાગ્યશાલી બને છે. સાધ્યલક્ષ્યોપયોગી મનુષ્ય કાકની ચેષ્ટા બકનું ધ્યાન અને શ્વાનની નિદ્રાની પેઠે આચરણ કરી ગમેતેવા ભોગે અને ગમેતેવા ઉપાયે કાર્યની સિદ્ધિ કરે છે સાધ્યલક્ષ્યોપયોગી નિશદિન સ્વકાર્યપ્રવૃત્તિમા સાવધાન રહે છે અને તે ચારે બાજુએથી સાનુકૂલ પ્રતિકૂલ સંયોગોની શરત રાખે છે તેથી તે કોઇનો વિપ્રતાર્યો છેતરાતો નથી. દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવપ્રમાણે કેવી રીતે સ્વકાર્યપ્રવૃત્તિમા વર્તવું અને આપત્તિકાલમા કેવી રીતે વર્તીને સર્વ પ્રકારના સહાયકોની સાહાય્ય લેવી તથા સ્વકાર્યમા વિઘ્ન નાખનારાઓને કેવી રીતે પહોચી વળવું તેમજ તે માટે જે જે રીતે જે જે ઉપાયોએ બળ મેળવવાનું હોય તે મેળવી લેવું અને તેને યુક્તિપૂર્વક વાપરવું–તે સાધ્યોપયોગી મનુષ્ય સારી રીતે અવબોધતો હોવાથી પ્રમાદના વશમાં આવી શકતો નથી. ઔરંગજેબના પંજામા ફસાઈ પડેલ શિવાજી કેવી યુક્તિથી કેદમાથી છૂટયો તેનો ખરેખરો સાધ્યોપયોગીને અનુભવ આવી શકે તેમ છે. **અનેક ભીતિયો, અનેક લાલચો અને અનેક પ્રાણવિયોગકર બનાવોની વચમાં રહીને સાધ્યોપયોગી મનુષ્ય સર્વ બાજુઓનો ઉપયોગ રાખીને સ્વપ્રવૃત્તિની સિદ્ધિ કરે છે અને કર્તવ્યકાર્ય રણમેદાનમાં શૂરને છાજતું સર્વ સ્વાર્પણ કરે છે.** અતએવ સાધ્યોપયોગી કાર્ય કરવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે. કર્તવ્યમાં સાધ્યલક્ષ્યોપયોગીની પેઠે વ્યવસ્થિત જેનો કાર્યબોધ છે એવા મનુષ્યોની કર્તવ્યકાર્યમા યોગ્યતા છે. અવ્યવસ્થિત બોધવાળા મનુષ્યની કાર્યપ્રવૃત્તિમાં અવ્યવસ્થા રહે છે અને તેથી તેના હાથે ગંભીર ભૂલો થયા કરે છે. પાશ્ચાત્ય વિદ્વાનો વ્યવસ્થિત બોધથી પ્રત્યેક કર્તવ્યપ્રવૃત્તિને સુંદર સ્વરૂપમાં મૂકી શકે છે. આર્યાવર્તમા પૂર્વે મનુષ્યો વ્યવસ્થિત કાર્યબોધકો હતા તેથી તેઓ ઉત્તમ કાર્યો કરવાને સમર્થ થયા હતા વ્યવસ્થિત પ્રબોધથી જે જે કાર્યો કરવાના હોય છે તે ઘણી સહેલાઇથી થાય છે અને તેમા જે જે વિક્ષેપો આવે છે તેનો સહેલાઇથી અન્ત આવે છે. વ્યવસ્થિત પ્રબોધવાળો મનુષ્ય હજારો કાર્યોને નિયમસર વ્યવસ્થા બાંધીને કરી શકે છે વ્યવસ્થિત બોધવાળો મનુષ્ય પ્રત્યેક કાર્યની વ્યવસ્થાનો પ્રથમ વિચાર કરે છે અને તે કાર્ય કરવાની વ્યવસ્થાને પ્રથમ સારી રીતે ગોઠવી શકે છે. **કાર્ય કરવા કરતાં કાર્યની વ્યવસ્થાબુદ્ધિની અત્યંત મહત્તા છે.** કાર્યવ્યવસ્થિત બોધની જેટલી મહત્તા ધારીએ તેટલી ન્યૂન છે વ્યવસ્થિત પ્રબોધથી મનુષ્ય જે જે કર્તવ્યકાર્ય કરે છે તેમા વિજયવરમાલાને પ્રાપ્ત કરી શકે છે વ્યવસ્થિત પ્રબોધથી કર્તવ્યકાર્યની સિદ્ધિમાં જે જે સામગ્રીઓની આવશ્યકતા જણાય છે તેને પ્રાપ્ત કરવાને

માટે ઉપાયો સુઝી આવે છે. વ્યવસ્થિત પ્રબોધવાળો મનુષ્ય વર્તમાનમા અને ભવિષ્યમાં શુભ કાર્યો કરવાને સદા પ્રવૃત્ત થાય છે. વ્યવસ્થિત પ્રબોધ એ કર્તવ્યપ્રવૃત્તિનો ઉત્તમ મંત્ર છે. અવ્યવસ્થિત બોધવાળા લાખો મનુષ્યો કરતા વ્યવસ્થિત બોધવાળા પાચ મનુષ્યો ઉત્તમ છે; કારણ કે વ્યવસ્થિત બોધવાળા પાચ મનુષ્યો જે જે કર્તવ્યકાર્યોને કરે છે તેના સરખું લાખો મનુષ્યો કાર્ય કરવાને શકિતમાન્ થતા નથી; અવ્યવસ્થાવાળી બુદ્ધિ અને અવ્યવસ્થિત કાર્યપ્રવૃત્તિ એ બેથી કદાપિ કર્તવ્યકાર્ય-રણક્ષેત્રમાં ઘુમી શકાતું નથી અને પરિપૂર્ણ કર્તવ્યજીવનની સફલતા કરી શકાતી નથી. કર્તવ્યકાર્યક્ષેત્રમાં વ્યવસ્થિત પ્રબોધની જેટલી આવશ્યકતા છે તેટલી અન્ય કોઇની નથી. કર્તવ્યકાર્યો જે જે કરવા ધાર્યાં હોય અને જે જે કાર્યો હાથમા લીધાં હોય અથવા હસ્તમાં લેવાનાં હોય તેની વ્યવસ્થાનો બોધ કરવો જોઇએ. તે તે કર્તવ્યકાર્યોની વ્યવસ્થામાં ખામી છે કે નહિ તેનો એકાન્તમાં સ્થિરબુદ્ધિથી વિચાર કરવો જોઇએ અને જે જે ખામીઓ હોય તેને દૂર કરવી જોઇએ. વ્યવસ્થિત પ્રબોધથી કર્તવ્યકાર્યની પરિસ્થિતિમા ઘણો પ્રકાશ પડે છે. ઇગ્લાડ જાપાન જર્મન અને અમેરિકા વગેરે રાજ્યોની જે જે સુવ્યવસ્થાઓ પ્રત્યેક કાર્યપ્રવૃત્તિમાં દેખવામાં આવે છે તેનું કારણ વ્યવસ્થિત પ્રબોધ છે. વ્યવસ્થિત પ્રબોધ પર વ્યવસ્થાબંધ કાર્યો કરવાની પ્રવૃત્તિનો આધાર રહેલો છે. જર્મનના પ્રધાન બિસ્માર્ક અને ઇગ્લાડના પ્રધાન ગ્લાડસ્ટનમાં વ્યાવહારિક વ્યવસ્થિત પ્રબોધશક્તિ હતી તેથી તે રાજ્યવ્યવસ્થા આદિ અનેક સુવ્યવસ્થાઓ કરવાને શક્તિમાન્ થયા હતા. જાપાનનો પ્રધાન કે જે ત્યાના મેકોડો રાજાનો પ્રધાન હતો તેમા વ્યવસ્થિત પ્રબોધશકિત હતી તેથી તે જાપાનની પ્રગતિમા સાહાય્યકારક બન્યો હતો. પાટલીપુર રાજ્યના મંત્રી રાક્ષસની વ્યવસ્થાબુદ્ધિ કરતા ચાણાક્ય પ્રધાનનો રાજ્યપ્રવૃત્તિમા વ્યવસ્થિત પ્રબોધ વિશેષ હતો એમ તેની કર્તવ્યપ્રવૃત્તિની વ્યવસ્થાથી અવગત થઈ શકે છે ધાર્મિક કાર્યપ્રવૃત્તિમા વ્યવસ્થિત પ્રબોધની અત્યંત જરૂર પડે છે, ધર્મના સર્વ અંગોની સુવ્યવસ્થા કરીને તેની પ્રગતિ કરવી એ સંબંધી વિચારો તરફ લક્ષ્ય આપતાં અવબોધાય છે કે વ્યવસ્થિત પ્રબોધ વિના એક ક્ષણ માત્ર પણ ચાલી શકે તેમ નથી. **પાણીના પરપોટાની પેઠે આ વિશ્વમાં પ્રવર્તેલા કેટલાક ધર્મોની દશા થઇ તેનું કારણ એ છે કે તે તે ધર્મના ઉત્પાદકોમાં પ્રવર્તકોમાં વ્યવસ્થિત પ્રબોધની ન્યૂનતા હતી.** ધાર્મિક વ્યવસ્થિત પ્રબોધ વિના ધર્મના સર્વાંગોની પરિપૂર્ણ વ્યવસ્થા કરી શકાતી નથી. અમુક ધર્મ આ વિશ્વમાં સદા પ્રવર્તે અને વિશ્વવ્યાપક થાય તેનો આધાર ધાર્મિક વ્યવસ્થિત પ્રબોધ પર છે; સંપ્રતિ વિશ્વમાં જે જે ધર્મો સ્વાસ્તિત્વસંરક્ષી રહ્યા છે અને કરોડો મનુષ્યો ધર્મને પાળે છે તેનો આધાર તે તે ધર્મના પ્રવર્તકોના વ્યવસ્થિત પ્રબોધ પર રહેલો છે. ધર્મનો પ્રચાર થાય અને ધર્મપ્રચારકો અમુક સુવ્યવસ્થાથી વ્યવસ્થિત થઇને ધર્મનાં

કાર્યો કરે અને પરસ્પર ધર્મપ્રવર્તકોમાં મતભેદે સંઘર્ષણ ન થાય ઇત્યાદિ જે જે વ્યવસ્થાઓ ઘડવાની હોય છે અને તે પ્રવર્તાવવાની હોય છે તે વ્યવસ્થિત પ્રબોધ વિના બની શકે તેમ નથી. જે જે કાળે જે જે ધર્મો સ્વાસ્તિત્વના ભયમા આવી પડે છે ત્યારે તે કાળે અવબોધવું કે વ્યવસ્થિત બોધવાળા મનુષ્યો અને તેવા વ્યવસ્થિત રીતે કાર્ય કરનારા મનુષ્યોની ખામી છે. વ્યવસ્થિત પ્રબોધવાળા મનુષ્યો જે દેશમા જે કાળમા સંસારવ્યવહારમા વા ધર્મમા છે વા થશે તે કાળે તે દેશમા તે સંસારવ્યવહારમાં પ્રગતિ થાય છે અને થશે એમ અનેક આનુભવિક દૃષ્ટાન્તોથી અવબોધવું, કાર્યને સરલમા સરલ અને સુન્દર કરનાર વ્યવસ્થિતપ્રબોધ છે. સાસારિક કાર્યો કરવામાં અને ધાર્મિક કાર્યો વ્યવસ્થિત પ્રબોધ વિના એક અંશ માત્ર પણ આગળ ચાલી શકાય તેમ નથી. **પાણીપતના યુદ્ધમાં લડનારા મરાઠાઓમાં વ્યવસ્થિત પ્રબોધ અને વ્યવસ્થિત કર્તવ્યપ્રવૃત્તિ પરિપૂર્ણ ન હતી તેથી તેઓ મુસલમાન બાદશાહ નાદીરશાહથી પરાજય પામ્યા અને મરાઠી રાજ્યના ટુકડા થઇ ગયા.** વ્યવસ્થિત પ્રબોધ વિના ઔરંગજેબના બંધુઓનો નાશ થયો અને વ્યવસ્થિતપ્રબોધથી ઔરંગજેબ વિજયી થયો; વ્યવસ્થિત પ્રબોધશક્તિથી સમાજ અને ધર્મની સંસ્થાની પ્રગતિ કરી શકાય છે. વ્યવસ્થિત પ્રબોધ વિના અનેક રાજાઓએ પોતાનાં રાજ્યો ખોયા અને તેઓના વંશજો ભીખ માગતા થયા. વ્યવસ્થિત પ્રબોધથી ગરીબમા ગરીબ મનુષ્ય પણ સ્વજીવનની ઉચ્ચતા કરવા શક્તિમાન્ થાય છે. **વ્યવસ્થિતપ્રબોધથી અને વ્યવસ્થિત કર્તવ્યપ્રવૃત્તિથી ઇંગ્લીશરાજ્ય પ્રવર્તે છે તેથી તેઓનું સામ્રાજ્ય વિશ્વમાં સર્વોત્તમ ગણાય છે. આર્યોએ ઇંગ્લીશો પાસેથી શિષ્યવૃત્તિથી વ્યાવહારિક પ્રવૃત્તિસંબંધી વ્યવસ્થિત પ્રબોધ-શિક્ષણ લેવું જોઇએ કે જેથી તેઓના કર્તવ્યકાર્યોમાં તેઓ વિજયી બની શકે. ધર્મતત્ત્વોનું જ્ઞાન હોય પરન્તુ ધર્મકાર્યોને કરવાનો સુવ્યવસ્થિત બોધ ન હોય તો વિશ્વમાં સ્વધર્મની ચિરસ્થાયિતા કરી શકાતી નથી.** જે જે મનુષ્યો વિશ્વમાં કર્મયોગી તરીકે પ્રસિદ્ધ થયા છે તેમનામા વ્યવસ્થિતપ્રબોધ હતો એમ તેમના ચરિત પરથી સ્પષ્ટ જણાય છે. ખ્રીસ્તિધર્મ ફક્ત તેમના વ્યવસ્થિત બોધવાળા ધર્મગુરુઓથી-નેતાઓથી વિશ્વમા વિશેષત ફેલાયો છે અને તેથી ખ્રીસ્તિધર્મના પાલકોની સંખ્યામા કરોડોગણો વધારો થયો છે. જૈનધર્મના સત્ય તત્ત્વો છે. શ્રી ચોવીશમા તીર્થંકર વીરપ્રભુ સર્વજ્ઞ હતા. તેમણે જૈનધર્મની સ્થાપના કરી છે તેમા એક સમયે કરોડો મનુષ્યોની સંખ્યા હતી. હાલ ધર્મપાલકોની સંખ્યામાં ઘણો ઘટાડો થયો છે અને તેથી ભવિષ્યમા જૈનોની સંખ્યાસંબંધી ઘણો ભય રહે છે. તેનું કારણ એ છે કે જૈનધર્મના પ્રચારક આચાર્યો-ઉપાધ્યાયો-પ્રવર્તકો-સ્થવિરો-પંન્યાસો-સાધુઓ-

સાધ્વીઓ-શ્રાવકો અને શ્રાવિકાઓમાં વ્યવસ્થિત બોધની સાથે પ્રવૃત્તિની ઘણી ન્યૂનતા થએલી છે. સાધુઓ-સાધ્વીઓ-શ્રાવકો અને શ્રાવિકાઓ એ ચાર અંગોના સુવ્યવસ્થિત પ્રબોધથી અનેક પ્રકારે ધર્મપ્રચારક સુવ્યવસ્થાઓ યોજીને જે જે ધાર્મિક કાર્યો કરવાં જોઇએ તેમા વ્યવસ્થિતપ્રબોધ અને વ્યવસ્થિત કર્તવ્યકાર્યપ્રવૃત્તિની ઘણી આવશ્યકતા સ્વીકારવી જોઇએ. અતએવ ઉપર્યુક્ત વ્યવસ્થિત બોધપ્રવૃત્તિ પ્રમાણે અમુક વર્ષો પર્યન્ત પ્રવૃત્તિ થશે તો જૈનોની સંખ્યામાં વધારો થશે; એવો સમય આવે એવું ઇચ્છવામાં આવે છે. વ્યવસ્થિતપ્રબોધક મનુષ્યો જે જે કાર્યો કરે છે તેમાં અલ્પ સમય-તન મન અને ધનનો અલ્પ વ્યય થાય અને હાનિ કરતા લાભ અનન્તગુણો થાય એવું વ્યવસ્થિતબોધે નિશ્ચય કરીને વ્યવસ્થિત કાર્યપદ્ધતિથી વ્યવસ્થિતક્રમપ્રમાણે પ્રવૃત્તિ કરે છે. વ્યવસ્થિત ક્રમપ્રમાણે પ્રવૃત્તિ કરવી એવું જે પૂર્વે કથવામા આવ્યું છે તે વ્યવસ્થિત પ્રબોધપર આધાર રાખે છે. વ્યવસ્થિત પ્રબોધવાળા મનુષ્યો સ્વાધિકારે જે જે કાર્યો કરે છે તેમાં દ્રવ્યક્ષેત્રકાલભાવે-સ્વશક્તિ-સામગ્રી અને સાનુકૂલ અને પ્રતિકૂલ સંયોગોનો પૂર્વથી જ વિચાર કરે છે; તેથી તેઓ પશ્ચાત્તાપપાત્ર બનતા નથી વ્યવસ્થિત પ્રબોધથી અનેક પ્રકારના કર્તવ્ય આવશ્યક કાર્યોની વ્યવસ્થા કરી શકાય છે અને જનસમાજ કલ્યાણકર કાર્યોમાં પણ વ્યવસ્થિત પ્રવૃત્તિપૂર્વક ભાગ લઇ શકાય છે. અતએવ વ્યવસ્થિતપ્રબોધ પ્રાપ્ત કરવાની અત્યન્ત જરૂર છે જે મનુષ્યો વ્યવસ્થિત પ્રબોધથી વ્યવસ્થિતપણે કાર્યો કરતા હોય તેઓની પાસે રહીને વ્યવસ્થિત પ્રબોધનું શિક્ષણ લેવું જોઇએ અને પોતાના વિચારો અને આચારોને વ્યવસ્થિતદશામાં મૂકવા જોઇએ. વ્યવસ્થિત પ્રબોધની પ્રાપ્તિ થતાં સર્વ કાર્યપ્રવૃત્તિમા સરલતા પ્રાપ્ત થાય છે. પ્રત્યેક વિચારો અને આચારો સંબંધી વ્યવસ્થિત પ્રબોધ થતા અનેક અનુભવોને પ્રાપ્ત કરી શકાય છે. વ્યવસ્થિત પ્રબોધની પ્રાપ્તિ કર્યાવિના કદાપિ છૂટકો થવાનો નથી એમ નિશ્ચય થતાં વ્યવસ્થિત પ્રબોધ પ્રાપ્ત કરવા મન વાણી અને કાયાથી પ્રયત્ન કરી શકાય છે. પ્રબોધની વ્યવસ્થા જેણે પ્રાપ્ત કરી છે તે સર્વ બાબતોની વ્યવસ્થા તરતમયોગે કરવા શક્તિમાન્ થાય છે. આર્યાવર્તમાં વ્યવસ્થિત પ્રબોધક મનુષ્યોનો મહાસંઘ પ્રગટો અને તે અહિંસા-સત્ય-અસ્તેય-બ્રહ્મચર્ય આદિ ગુણોથી વિભૂષિત થઈ સર્વ જીવહિતકારક પ્રવૃત્તિયોને આદરી પરમાત્મપદને પ્રાપ્ત કરો. સ્વાધિકારે કાર્યપ્રવૃત્તિમાં વ્યવસ્થિત પ્રબોધની જેટલી આવશ્યકતા છે તેટલી સ્વકાર્યપ્રવૃત્તિમાં પ્રસન્નાસ્ય મનુષ્યની જરૂર છે. પ્રસન્નાસ્ય મનુષ્ય સ્વકર્તવ્યકાર્ય કરતો છતો વિજયવરમાલને પ્રાપ્ત કરે છે. જે મનુષ્ય હર્ષ અને શોકમા સમાન છે તે પ્રસન્નાસ્ય બની શકે છે. સ્વાધિકારે કર્તવ્યકાર્યને કરતા હર્ષશોકને ન કરવો એ આત્મજ્ઞાનીઓ વિના બની શકે તેમ નથી. માયાના આધીન થએલ મનુષ્યો હર્ષ અને શોકને ક્ષણે ક્ષણે ધારણ કરે છે; તેઓ હર્ષશોકમાં સમાન કેવી રીતે થઈ શકે ? હર્ષ અને શોકમા ન પડતા સમાન રહેવું એ અજ્ઞાનીઓ માટે

અશક્ય છે. જેઓ રતિ અરતિથી આત્માને ભિન્ન માને છે. તેઓ હર્ષશોકના વિચારોથી સ્વાત્માને ભિન્ન રાખી આવશ્યકકાર્યપ્રવૃત્તિ કરવાને પ્રયત્ન કરે છે. શાતાના યોગે રતિ અર્થાત્ હર્ષ થાય છે અને અશાતાનાયોગે અરતિ અર્થાત્ શોક થાય છે. શાતા અને અશાતા એ બે વેદનીય કર્મની પ્રકૃતિ છે. વેદનીય કર્મની પ્રકૃતિયો કર્મરૂપ છે અને તે આત્માની સાથે સંબંધિત છતાં નિશ્ચયનયદૃષ્ટિતઃ આત્માથી ભિન્ન છે. શાતા અને અશાતા વેદનીયયોગે બાહ્યકર્મપ્રવૃત્તિયોમાં શુભાશુભ નિમિત્તે હર્ષ અને શોક થાય છે તેમા આત્મજ્ઞાની કે જેણે જડ અને ચેતનની ભિન્નતાને વિશેષ પ્રકારે જાણી છે તે જડભાવથી સ્વાત્માને ભિન્ન માની તેમા રમ્યા કરતો નથી આત્મજ્ઞાની સમ્યકત્વને પ્રાપ્ત કરી સર્વ શાતાશાતાદિ પૌદ્ગલિક ખેલોથી સ્વાત્માને ભિન્ન માને છે તેથી તે પૌદ્ગલિક ખેલોમા પ્રારબ્ધાદિક યોગે પ્રવૃત્તિ કરતો છતો પણ અન્તરથી તેમા લેપાતો નથી તે માટે કથ્યું છે કે **समकितवंता जीवडा, करे कुटुम्बप्रतिपाल; पण अन्तरथी न्यारा रहे, जेम धात्र खेलावे वाल.** સમ્યકત્વવંત જીવો કુટુંબાદિકની પ્રતિપાલનાની કર્તવ્યપ્રવૃત્તિને કરે છે પરન્તુ તેમાં અહં મમતા હર્ષ અને શોકાદિ વૃત્તિયોથી લેપાતા નથી. બાહ્યથી તેઓ કુટુંબાદિ પ્રતિપાલનાદિની પ્રવૃત્તિયોને અન્તરમા હર્ષશોકથી ન્યારા રહીને કરે છે. જેમ ધાવ અન્ય મનુષ્યોના બાલકોને ધવરાવે છે પણ તેઓને પોતાનાં માનતી નથી તેમ જ્ઞાનીકર્મયોગીઓ માટે અવબોધવું. આત્મજ્ઞાનીઓ અવિરતિભાવે વા દેશવિરતિયોગે સંસારમાં રહીને વ્યાવહારિક તથા ધાર્મિક કર્તવ્યપ્રવૃત્તિને સેવે છે પરન્તુ તેઓ અન્તરથી હર્ષશોકથી વિમુકત રહેવાનો અભ્યાસ સેવે છે. આત્મજ્ઞાનીઓ બાહ્યકર્તવ્યાધિકારયોગે બાહ્યપૌદ્ગલિક-કાર્ય પ્રવૃત્તિયોને સેવે છે પરન્તુ તેઓ તેને એકજાતની બાહ્યફરજ છે અને તે કરવી જોઇએ અને ધાર્મિક બાહ્યપ્રવૃત્તિયોને ધાર્મિક કર્તવ્યાધિકારે કરવી જોઇએ તેમાં રાગદ્વેષ હર્ષશોક કરવાની કંઈ જરૂર નથી—એવું તે આધ્યાત્મિક દૃષ્ટિથી જાણે છે; તેથી સર્વ બાહ્ય-કર્તવ્યપ્રવૃત્તિ સેવતા હર્ષ શોકથી મુંઝાતા નથી. આત્માનો શુદ્ધોપયોગ પ્રકટાવીને બાહ્ય-કર્તવ્યપ્રવૃત્તિ કરતા હર્ષશોકથી વિમુકત થતા આત્માના સ્વસ્વભાવમા રહી શકાય છે અને બાહ્યફરજોને પણ અદા કરી શકાય છે. આવી સ્થિતિ પ્રાપ્ત કર્યા વિના કદિ પરમાત્મપદ પ્રાપ્ત કરી શકાતું નથી. અતએવ હર્ષશોકમા સમાન રહી કર્તવ્યકાર્યોની ફરજ અદા કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ. હર્ષશોક એ આત્માનો ધર્મ નથી અને હર્ષશોકથી આત્માની શકિતઓનો વિકાસ થતો નથી. જ્યા હર્ષ છે ત્યા શોક પ્રકટ્યા કરે છે. પૌદ્ગલિક વસ્તુઓમાં સાનુકૂળત્વ ભાવથી હર્ષ માનતા પૌદ્ગલિક વસ્તુઓની સાથે સલેપત્વ પ્રગટે છે અને તેથી આત્મા સંસારમા પ્રગતિમાર્ગમા આગળ વધી શકતો નથી. હર્ષની લાગણીથી અમુક સાયોગિક વસ્તુઓની સાથે આત્માનો મર્યાદા—સંબંધ થઈ જાય છે અને તેથી એટલી મર્યાદામા સ્વજીવનની ઇતિકર્તવ્યતા માની લેવામા આવે છે. અપરિમિત

અનવધિ અમર્યાદિત સાહજિક આનન્દસાગરની અમુક પદાર્થોમાં ઇચ્ચિત્તા અને કર્તવ્યતા માની લઈ હર્ષ ધારણ કરવાથી અપરિમિત સાહજિક આનન્દની ગંધ પણ પ્રાપ્ત કરી શકાતી નથી. ઉલટું અમુક પદાર્થોમાં મુંઝાઈ રહેવાથી બાહ્યકર્તવ્યકાર્ય ફરજને અદા કરતાં વિશ્વજીવોને હાનિ કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થાય છે. પરમાત્માની સાથે સ્વાત્માનું ઐક્ય કરીને તેમા તલ્લીન થઈ બાહ્ય પદાર્થોના કર્તવ્યકર્મમાં હર્ષશોકરહિત થઈ પ્રવૃત્ત થવાનો ઉપયોગ મૂકી પશ્ચાત્ જે ઉપાયો ભાસે તે આચારમાં મૂકવા કે જેથી કર્તવ્યકાર્યની યોગ્યતાને પ્રસન્નાસ્યદશાથી પ્રાપ્ત કરી શકાય. દેહાત્મવાદીઓ-જડવાદીઓ હર્ષશોકમાં સમાન રહીને કર્તવ્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું એ વિચારોને માન આપી શકે નહિ અને તેવી શ્રદ્ધા કરી શકે નહિ; કારણકે તેઓની આત્માની માન્યતામાં શ્રદ્ધા હોતી નથી તેથી તેઓને કર્તવ્યકર્મમાં હર્ષશોકમાં સમાન થઈને વિચરવું એ રુચે નહિ. દેહાત્મવાદીઓ હર્ષશોકની લાગણીપૂર્વક કર્તવ્યકાર્યોને કરે છે તેથી તેઓનું આત્મિકબલ વિકાસ પામતું નથી; તેથી તેઓ વિશ્વોપકારી મહાકૃત્યો કરવાની આત્મશ્રદ્ધાના અને સર્વસ્વાર્પણ કરવાની પ્રવૃત્તિના પૂજક બની શકતા નથી. હર્ષના આવેશમાં આવનાર મનુષ્ય અમુક સમયપશ્ચાત્ શોકના આવેશમાં આવે છે અને શોકની વૃત્તિથી આત્મિકબલ ઘટે છે; માટે હર્ષશોકના તાબે થઈ પ્રમત્ત ન થતાં અપ્રમત્ત બની સ્વાધિકારે સર્વ આવશ્યકકાર્યોને કરવાં કે જેથી તે કાર્યો કરતાં કરતા આયુષ્યની સમાપ્તિ થાય તો પણ આત્માની નિર્લેપતા અને સમાનતાથી ઉત્ક્રાન્તિ થાય અને પરમાત્મપદપ્રાપ્તિની સાથે બાહ્યકર્તવ્યની સ્વાધિકાર પ્રવૃત્તિમાં કોઈ જાતનો વિરોધ આવે નહિ; આત્મામાં (પરમાત્મતા) સત્તાએ ભાવીને સર્વ બ્રહ્મસ્થ જીવોની પરમાત્મા સાથે ઐક્યભાવમા ઉપયોગે લીન થઈ જઈ સ્વાધિકારે બાહ્યકર્તવ્યોને કરવામાં આવશે તો હર્ષશોકથી વિમુક્ત થવાશે. **સ્વાધિકારે અવસ્થાદિયોગે બ્રહ્મકર્તવ્યકર્મોથી પશ્ચાત્ પડાય તો પરિણામ એ આવે કે બાહ્યવિશ્વસામ્રાજ્યના સ્વાતંત્ર્યની સત્તાધારક દેહાત્મવાદીઓ બને અને તેની પરતંત્રતા તળે ચૈતન્યવાદીઓ આવે અને તેથી ધર્મની સર્વ વ્યાવહારિક શ્રેયસ્કર શક્તિયોને ગુમાવવાનો પ્રસંગ આવે અને તેમજ જડવાદીઓના સત્તાસામ્રાજ્યથી ધર્મ કરતાં પાપનો વિશ્વમાં અત્યન્ત પ્રચાર થાય.** અતએવ ધાર્મિક સત્તાની વ્યવસ્થા સંરક્ષવા માટે ધાર્મિક સામ્રાજ્યની અખંડતા અને પ્રગતિના અનુકૂળ એવા બાહ્યજીવનના સ્વાતંત્ર્યસત્તાસંરક્ષક બાહ્યકર્મોની કર્તવ્યતાને ગૃહસ્થોએ કરવીજ જોઇએ અને અન્તરથી હર્ષશોકવિમુક્ત રહેવાની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ. પૂર્વે આર્યોએ અનાર્યોની સત્તા સામે સ્પર્ધા કરીને બાહ્યપ્રવૃત્તિયોને આવશ્યક ફરજ તરીકે માની સેવી હતી તેનું વાસ્તવિક કારણ ઉપર કથ્યા પ્રમાણે છે. તેનો સાધ્યલક્ષ્યોપયોગ ચૂકવાથી સંપ્રતિ પતિતદશા થઇ છે તે અનેક દૃષ્ટિયોની સાપેક્ષતાપૂર્વક વિચારવું. હર્ષ અને શોકની લાગણીથી રહિત થયા પશ્ચાત્ બાહ્યકર્તવ્ય કરવાની

જરૂર નથી એવો વિચાર કર્યાની પૂર્વે ગૃહસ્થોએ ગૃહસ્થનો અધિકાર વિચારવો જોઈએ. ગૃહસ્થાવાસમાં અમુકાંશે હર્ષશોકની લાગણીઓથી રહિત કર્તવ્યકર્મમા પ્રવૃત્ત થઈ શકાય છે. અમુકાંશે હર્ષશોકમાં સમાનતા પ્રાપ્ત કરીને ગૃહસ્થો કર્તવ્યકર્મ કરવાને લાયક બને છે કે જેથી તેઓ જે દશાએ ચઢ્યા હોય છે તેથી પતિત થઈ શકતા નથી અને ઉપરની દશામા વધવાને અધિકારી બની શકે છે. હર્ષના ગર્ભમાં રહેલી વાસનાઓ અને શોકના ગર્ભમા રહેલી વૃત્તિયોનું સૂક્ષ્મ સ્વરૂપ અનુભવવામાં આવે છે ત્યારે તે બન્નેમા લીન થવાથી આત્માને કેટલું બધું જ્ઞાનાવરણીયાદિ કર્મપારતંત્ર્ય વેઠવું પડે છે તેનો ખ્યાલ આવે છે. શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો તેનું મુખ્ય કારણ એ છે કે તે મહાયુદ્ધના કર્તવ્યકાર્યમાં પ્રવૃત્ત થયા છતાં પણ અન્તરમા હર્ષશોકને ધારણ કરી શકે નહિ અન્તરથી શોકાદિક વૃત્તિઓથી નિર્લેપ રહી આવશ્યક બાહ્યકર્તવ્ય કરતા છતાં પણ નવીન કર્મ બાંધે નહિ તેમજ આત્માને પરમાત્મામાં લીન રાખી શકે. આન્તરભાવનાની પ્રબલ પ્રગતિવેગે હર્ષ-શોકમાં સમાન રહી બાહ્યકર્તવ્યકર્મો કરવા એવું જે દૃષ્ટિની અપેક્ષાએ કથાય છે તેમા અત્યંત રહસ્ય સમાયલું છે. અનેક આધ્યાત્મિક શાસ્ત્રો, યોગાભ્યાસ અને સદ્‌ગુરુસંગતિ કરવાથી સર્વ બાહ્ય આવશ્યકપ્રવૃત્તિયોમાં પ્રવર્તતા પૂર્ણ અંશે હર્ષ શોકથી વિમુક્ત થવાય છે અને તેથી તે તે અંશે કર્તવ્યકર્મ યોગ્યતા પ્રાપ્ત થાય છે. હર્ષશોકમા સમાન અને કાર્યોમા નિઃસ્પૃહ એવો મનુષ્ય કર્તવ્યકર્મની યોગ્યતાને ધારણ કરી શકે છે. **જેમ જેમ કર્મયોગી નિઃસ્પૃહ થતો જાય છે તેમ તેમ જગત્ તરફથી ગ્રહાયલા ઉપગ્રહોનો બદલો વાળવા સમર્થ થાય છે.** અનેક પ્રકારની સ્પૃહાઓથી મુક્ત થનાર મનુષ્ય પ્રાય· ઘણા અંશે સ્વતંત્ર બને છે અને તેથી તે કર્તવ્યકાર્યો કરવામાં કોઇનાથી દબાતો નથી તેમજ અન્યાયના માર્ગે ગમન કરતો નથી નિ.સ્પૃહી મનુષ્ય અનેક પ્રકારના પાપકર્મોથી બચી જાય છે અને દયા સત્યાદિ અનેક ગુણો ધારણ કરવાને શક્તિમાન્ થાય છે આ વિશ્વમાં જે જે અંશે નિ સ્પૃહ દશા ખીલતી જાય છે તે તે અંશે કર્તવ્યકર્મમાં નિર્દોષ પ્રવૃત્તિ કરી શકાય છે. નિ સ્પૃહી મનુષ્ય આત્મિક પ્રદેશનો રાજા બને છે. આ વિશ્વમાં પોતાનું કર્તવ્યકાર્ય કોણ સારી રીતે બજાવે છે તેના ઉત્તરમા કથવાનું કે નિ સ્પૃહી મનુષ્ય કર્તવ્યકાર્યને સારી રીતે બજાવે છે. રાજા પ્રધાન સેનાધિપતિ અમાત્ય શ્રેષ્ઠ પુરોહિત કોટવાલ ન્યાયાધીશ ફોજદાર કવિ અને સાધુ વગેરે મનુષ્યો જેમ જેમ અમુક રીતિએ નિ સ્પૃહ બને છે તેમ તેમ તેઓ અનેક પ્રકારના અન્યાય પાપોથી બચી શકે છે. વિશ્વાસઘાત હિંસા અસત્ય ખૂન અને ચોરી વગેરે ભયંકર પાપકર્મો ખરેખર સ્પૃહાથી વિશેષત થાય છે. સર્વ પ્રકારે સ્પૃહાથી વિરામ પામવું એ એકદમ કોઈ રીતે બની શકે તેમ નથી, પરન્તુ શનૈ શનૈ જે અયોગ્ય સ્પૃહાઓ હોય તેનાથી પ્રથમ તો વિરામ પામવું અને પશ્ચાત્ સ્વકર્તવ્યાધિકાર પ્રમાણે જીવનાદિ પ્રયોગે જે જે સ્પૃહાઓ

ઘટે તેઓને ધારણ કરવી. એ પ્રમાણે સ્પૃહાની મર્યાદા બાંધી પશ્ચાત્ જે જે સ્પૃહણીય કાર્યો હોય તે ફક્ત આજીવિકાદિપ્રયોગે આદરણીય છે એવું મનમા ધારીને સ્વકર્તવ્ય ફરજના ઉપર આવી જવું; પશ્ચાત્ કર્તવ્ય ફરજ પ્રમાણે પ્રવર્તવું કે જેથી અનેક દોષોથી મુક્ત થવાય અને સ્વકર્તવ્યકર્મમા અધિકારિત્વ પ્રાપ્ત કરી શકાય. જે મનુષ્યો આ વિશ્વમા સ્વાધિકાર પ્રમાણે નિસ્પૃહ બને છે તેઓ અન્યોને સદુપદેશ આપીને સત્યકર્તવ્યનો માર્ગ દર્શાવી શકે છે. **ત્યાગીઓ સ્વાધિકાર પ્રમાણે વિશેષતઃ નિસ્પૃહ હોય છે તેથી તેઓ રાજાઓના રાજા ગણાય છે અને ગૃહસ્થ મનુષ્યોને સ્વતંત્રપણે સત્ય કથવાને શક્તિમાન્ થાય છે.** નિઃસ્પૃહી ત્યાગીઓ મોટા મોટા રાજાઓને સત્યકર્તવ્યકાર્યોનો ઉપદેશ કરવા શક્તિમાન્ થાય છે અને તેની અસર ખરેખરી થાય છે. રાજાઓને અન્યાયના માર્ગથી સત્યોપદેશ આપીને ન્યાયના માર્ગે વાળનાર ત્યાગીઓ છે; કારણ કે તેઓને રાજાની સ્પૃહા નથી. શિવાજીને સત્યકર્તવ્યબોધ આપનાર રામદાસ સ્વામી હતા. તેમજ વનરાજ ચાવડાને નિઃસ્પૃહપણે સત્ય બોધ આપનાર શ્રી શીલગુણસૂરિ હતા. શ્રી કુમારપાલરાજાને યોગ્ય સત્યકર્તવ્ય રાજ્યકાર્યોનો બોધ આપનાર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિ હતા. રાજાઓ સ્વકર્તવ્યને રાજનીતિથી ન કરે અને તેથી ભ્રષ્ટ થાય તો તેને ત્યાગી નિસ્પૃહ મુનિયો અનેક પ્રકારની શિક્ષા આપી સમજાવે છે. પૂર્વે અનેક રાજાઓ અને રાણાઓને ત્યાગી મુનિયોએ નિસ્પૃહપણે બોધ આપ્યો હતો અતએવ અવબોધવું કે નિઃસ્પૃહતાથી અનેક લાભો મેળવી શકાય છે. સંસારવ્યવહારદશામાં સ્વાધિકારપ્રમાણે જે જે વસ્તુઓ પ્રાપ્ત કરવાની હોય છે તે વિના અન્ય વસ્તુઓની સ્પૃહાને જે મનુષ્ય ત્યાગ કરે છે તે વિશ્વમા અનેક જીવોને નકામી અનેક પ્રકારની હાનિ કરી શકતો નથી. નકામી સ્વાધિકારથી અધિક પદાર્થોની સ્પૃહાનો ત્યાગ કરવાને માટે શ્રી વીરપ્રભુએ ગૃહસ્થોના કલ્યાણાર્થે પરિગ્રહપરિમાણવિરમણવ્રત કથ્યું છે તે પ્રમાણે ગૃહસ્થ મનુષ્યો યદિ વર્તે તો તેઓ સંસારમા સ્વકર્તવ્યપ્રવૃત્તિદ્વારા પરમાર્થના અનેક કાર્યો કરીને જગત્જીવોને લાભ આપી શકે. આ વિશ્વમા ત્યાગીઓ ત્યાગધર્મના અધિકાર પ્રમાણે વર્તીને ત્યાગધર્મથી વિરુદ્ધ એવી નકામી સ્પૃહાઓનો ત્યાગ કરીને સ્વકર્તવ્યકાર્યમા પ્રવૃત્તિ કરે છે તો તેઓ સ્વોત્ક્રાન્તિની સહ વિશ્વોત્ક્રાન્તિ કરવાને સમર્થ થાય છે. **જેમ જેમ મનુષ્ય નિઃસ્પૃહદશાના ઉચ્ચ શિખરે જવા પ્રયત્ન કરે છે તેમ તેમ તે પોતાના કરતાં નીચા રહેલાં મનુષ્યોને સ્વાધિકારે કર્તવ્યકાર્યોના ઉચ્ચ વિચારોનો સદુપદેશ સમર્પવા શક્તિમાન્ થાય છે.** નિસ્પૃહદશાથી આત્મોન્નતિની વૃદ્ધિ થાય છે જે મનુષ્યો નકામી હદબહાર સ્પૃહાના કરનારા હોય છે તેઓ સ્પૃહાના દાસ બનીને પોતાની જીંદગીને અનેક કુકર્મોથી કલુષિત કરે છે. આ વિશ્વમા જ્ઞાની નિસ્પૃહ મુનિયો અને ગૃહસ્થો વિશેષ સંખ્યામા પ્રકટશે ત્યારે વિશ્વનો ઉદ્ધાર થશે. લાંચ વગેરેનો ત્યાગ કરીને પ્રામાણ્ય પ્રાપ્ત કરવું હોય તો

નિઃસ્પૃહ દશાને સ્વાધિકાર પ્રમાણે પ્રાપ્ત કરવી જોઈએ. અયોગ્ય સર્વપ્રકારની કામનાઓથી દૂર રહેવું એજ નિઃસ્પૃહભાવનું મુખ્ય લક્ષણ છે અને એના સદ્‌વિચારોથી હૃદય ભરીને તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી એજ મનુષ્યોનું વાસ્તવિક કર્તવ્યકર્મ છે. કર્તવ્યસ્પૃહાથી અધિક સ્પૃહા કરવી એજ વિશ્વમાં હાનિકર તત્ત્વ છે અન્યજીવોને જે જે અભિલષણીય અને ગ્રાહ્ય પદાર્થો હોય તેઓને પોતે એકલા ઉપભોગ કરવા ઇચ્છા અને પ્રવૃત્તિ કરવી એ વિશ્વોપગ્રહનીતિથી વિરૂદ્ધ કાર્ય છે. આવશ્યક સ્પૃહાના તત્ત્વોને પ્રશસ્યપણે માન આપવું વા ફરજ માનીને તેમાં પ્રવૃત્ત થવું એવી કર્તવ્યપ્રવૃત્તિનો જે મનુષ્યોએ અનુભવ લીધો હોય છે તેઓના સદુપદેશ પ્રમાણે પ્રવર્તતા નિઃસ્પૃહદશાની પ્રાપ્તિ થઈ શકે છે અને તેવી સ્થિતિએ કર્તવ્ય આવશ્યક પ્રવૃત્તિ કરતા સ્વોન્નતિ કુટુંબોન્નતિ દેશોન્નતિ સંઘોન્નતિ અને વિશ્વોન્નતિમાં ભાગ આપી શકાય છે નિઃસ્પૃહતા પ્રતિપાદક આધ્યાત્મિકશાસ્ત્રો સાધુઓ અને તેનો અનુભવ થાય તેવો યોગાભ્યાસ એ ત્રણેનું સેવન કરવું જોઇએ અને તદ્‌દ્વારા નિઃસ્પૃહદશાનો અનુભવ કરી કર્તવ્યકાર્ય કરવું જોઈએ. ઉપર પ્રમાણે કર્તવ્યકાર્ય કરવાને અધિકારી મનુષ્યોના જે જે ગુણો કથ્યા તે પ્રાપ્ત કરવાથી સ્વાધિકારે કર્તવ્યકર્મ પ્રવૃત્તિને સમ્યક્ સાધી શકાય છે. અને તેથી કર્તવ્યકર્મની પરિપૂર્ણ અધિકારિતા પોતાને પ્રાપ્ત થાય છે એમ અનુભવદૃષ્ટિથી અવબોધવું

કર્તવ્યકર્મના અધિકારી મનુષ્યોનાં લક્ષણ કથ્યાબાદ હવે કર્તવ્યકાર્યપ્રવૃત્તિમા અધિકારપ્રદ અધ્યાત્મજ્ઞાનયોગની આવશ્યકતા સંબંધી નીચે પ્રમાણે કથવામા આવે છે.

## श्लोकौ.

**अध्यात्मज्ञानयोगेन चित्तशुद्धिः प्रजायते ।**
**चित्तशुद्ध्या कृतं कार्य वस्तुतः स्वोन्नतिप्रदम् ॥ ३७ ॥**

**आत्मज्ञानस्य संप्राप्त्या स्वाधिकारः क्रियासु वै ।**
**प्राप्यते सज्जनैः सम्यक् सर्वदोषापहारकः ॥ ३८ ॥**

**વિવેચન**—અધ્યાત્મજ્ઞાનયોગવડે ચિત્તની શુદ્ધિ થાય છે અને ચિત્તશુદ્ધિવડે કરેલું વસ્તુત સ્વોન્નતિપ્રદ બને છે. આત્મજ્ઞાનની સંપ્રાપ્તિવડે સ્વકર્તવ્યક્રિયાઓમા વાસ્તવિક સ્વાધિકાર થાય છે. સજ્જનોવડે સર્વદોષાપહારક એવો સ્વાધિકાર ખરેખર આત્મજ્ઞાનની પ્રાપ્તિવડે પ્રાપ્ત કરી શકાય છે. અધ્યાત્મજ્ઞાન યોગવિના મનુષ્યના ચિત્તની શુદ્ધિ થતી નથી. સાબુ અને જલવડે જેમ મલિન વસ્ત્રની શુદ્ધિ થાય છે તેમ અધ્યાત્મજ્ઞાનવડે

અહંમમત્વાદિ અનેક દોષોની મલિનતા ટળવાથી ચિત્તની શુદ્ધિ થાય છે. આ વિશ્વમાં કરોડો ઉપાયો કરો તો પણ આધ્યાત્મિકજ્ઞાન વિના અશુભ સંસ્કારોનો ક્ષય થતો નથી અને અશુભ સંસ્કારોનો ક્ષય થયા વિના ચિત્તશુદ્ધિ થઈ શકતી નથી. દેહ મન અને આત્મા અને તેઓની સાથે બાહ્યપદાર્થોનો સંબંધ કઇ દૃષ્ટિએ છે અને નથી એ ખાસ જાણવાની આવશ્યકતા છે. મનનો આત્માની સાથે શો સંબંધ છે અને મનની સાથે દેહનો શો સંબંધ છે? મન-દેહ અને આત્માનું ભિન્ન ભિન્ન શું સ્વરૂપ છે? ઇત્યાદિ સર્વ પ્રશ્નોનું સમાધાન ખરેખર અધ્યાત્મજ્ઞાનથી થાય છે, અતએવ સર્વ પ્રકારના વિશ્વપ્રવર્તિત-જ્ઞાનભેદોમાં અધ્યાત્મજ્ઞાનની મુખ્યતા શાસ્ત્રકારોએ વર્ણવી છે. દેહ-મન-આત્મા અને બાહ્યપદાર્થોમા કઈ કઈ શકિતયો છે? જડ અને ચેતન એ બેમાં કયા કયા એ ત્રણમાંથી સમાય છે-ઇત્યાદિ પ્રશ્નોનો ઉત્તર ખરેખર અધ્યાત્મજ્ઞાન આપે છે. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થતા વાસ્તવિક વિવેકની પ્રાપ્તિ થાય છે અને તેથી ચિત્તની શુદ્ધિપૂર્વક આ સંસારમાં કર્તવ્ય પ્રવૃત્તિ કરવામા કોઈ જાતનો વિરોધ નડતો નથી. **चित्तमेव हि संसारो रागादि-क्लेशवासितम् । तदेव तैर्विनिर्मुक्तं भवान्तमिति कथ्यते ॥** રાગાદિકલેશવાસિત ચિત્ત તેજ સંસાર છે અને રાગાદિદોષમુકતચિત્ત તેજ મુકિત છે એમ મહર્ષિયો નિવેદે છે. અતએવ રાગાદિકલેશવાસિત એવા ચિત્તની શુદ્ધિ કરવાની પ્રત્યેક મનુષ્યની ફરજ છે અને તે અધ્યાત્મજ્ઞાનયોગ પ્રાપ્ત કર્યા વિના બની શકે તેમ નથી. આર્યાવર્તમાં અનન્તકાલથી અધ્યાત્મજ્ઞાનનો પ્રવાહ વહ્યા કરે છે પાશ્ચાત્યદેશીય સાક્ષરો પણ આધ્યાત્મિક ઉદ્‌ગારોને નીચે પ્રમાણે કવે છે; "મોઝીઝ ક્ષમા આપવાનો અને શત્રુપર પ્રીતિ રાખવાનો ફરી ફરીને ઉપદેશ કરે છે-" મારા નામથી જે કંઇ તું માગશે તે હું કરીશ. તું મારામાં વાસો કરીને રહેશે અને મારા શબ્દો ત્હારામાં વાસો કરીને રહેશે તો તારી મરજીમા આવે તે તુ માગજે અને તે ત્હારે માટે કરવામા આવશે. ત્હારે જોઇએ તે માગ એટલે તે ત્હને આપવામા આવશે, **ત્હારે જોઇએ તે શોધ એટલે તે ત્હને જડશે; ત્હારે જવું હોય ત્યાંનું બારણું ઠોક એટલે તે ત્હારે માટે ઉઘડશે."** પીટરે અપરાધીઓ પ્રતિ સાત વખત નહિ પરન્તુ સિત્તોતર વખત ક્ષમા કરવાનું જણાવ્યું છે " **પ્રકાશ તમારી પાસે છે એટલામાં ચાલો, નહિતર અંધારાથી તમે ઘેરાઇ જશો કેમકે જે અંધારામાં ચાલે છે તે ક્યાં જાય છે તેની તેને ખબર રહેતી નથી.** ગ્રીક વિદ્વાન સોક્રેટીસે કહ્યું છે કે " **ઉત્તમ માણસ તો તેજ છે કે જે પોતે પરિપૂર્ણ થવાને માટે ઘણો જ યત્ન કરે છે અને વધારેમાં વધારે સુખી માણસ તો તેજ કે જે પોતે પરિપૂર્ણ થવા લાગ્યો છે એવું વધારે ભાગે સમજે છે".** એક પાશ્ચાત્ય વિદ્વાન સ્વગ્રન્થમા લખે છે કે " શરીર આત્માનો સહભોકતા છે ને તેમ છતાં તેનાથી ઉતરતું છે; તેના ઉપર આત્મા વિવેકથી હુકમ ચલાવે અથવા પ્રીતિથી તેના-

પર અમલ ચલાવે, અને લાભ થાય તેવી રીતે તેની કાળજી રાખે તથા જોઇતી સઘળી વસ્તુ પૂરી પાડે તેમજ કૃપાદષ્ટિથી તેની સાથે વર્તે તો આત્મા અને શરીર એ બેના મળવાથી મનુષ્ય પૂર્ણસ્થિતિએ પહોંચી શકે છે. પરન્તુ જો શરીર અમલ ચલાવવાનો યત્ન કરે અને તૃષ્ણાનું જોર વધારી પછી અનેક પ્રકારની ઇચ્છાઓ વધારી વિવેકના ઉપર અંકુશ રાખવા માડે તો શરીરને આત્માનો સમાગમ યોગ્ય થશે નહિ. અને તેવી સ્થિતિવાળો મનુષ્ય મૂર્ખ રહેવાનો અને દુઃખી થવાનો" એક પાશ્ચાત્ય વિદ્વાન લખે છે કે "મનુષ્યને જે જે નઠારી વસ્તુઓ વળગેલી છે તે બધામાં તેમનો પોતાનો નઠારો સ્વભાવ એ વધારેમાં વધારે ખરાબ છે" "આપણા સુખને માટે આપણે બહાર જોવાની જરૂર નથી પણ તે આપણામાજ આપણા આત્મામાજ રહેલું છે **સ્વર્ગનું રાજ્ય તમારી અંદર છે" "મરજી પ્રમાણે વૈભવ ભોગવવાથી થતા આનન્દ કરતાં આત્મસંયમથી વધારે આનન્દ મેળવી શકાય છે"** "ઇન્દ્રિયો જે ખરા આનન્દથી ભરપૂર હોય છે તેને આપણે વશ થઈશું તો જિંદગીના ખરાબા ઉપર અને વમળમા અથડાવી ઘણી પાયમાલી કરી નાખશે." મૃત્યુ અને છેવટનો ઇન્સાફ-સ્વર્ગ અને નરક એનો જેઓ વારંવાર વિચાર કરે છે તે જરૂર સારું જ કામ કરશે" ગ્રીકસૂત્ર **"તું તને પોતાને પીછાન" તમારે જેવા થવાની ઇચ્છા છે તેવા તમે છો"** નીકોએ કહ્યું છે કે "પડછાયા પાછળ ફાંફાં મારે છે અને ફોગટ પોતે ઉદ્વેગ કરે છે. સોક્રેટીસે કહ્યું છે કે સારા માણસને આ જીંદગીમા કે મૃત્યુ વખતે કંઇપણ દુઃખ થતું નથી. બાઇબલમા એક જગ્યાએ લખ્યું છે કે **"નાશને રસ્તે લઇ જવાનો દરવાજો પહોળો છે. વળી તે રસ્તે થઇને જનારા પણ ઘણા છે કેમકે જિંદગીનો ખરો રસ્તો તથા દરવાજો એ બન્ને સાંકડા છે અને તે થોડા માણસોને જડે છે"** ઇન્દ્રિયાદિક વૈભવ ભોગવવાથી જેટલું સુખ મળે છે તેના કરતા વધારે સુખ આત્મસંયમથી મળે છે" સેન્ટ ક્રોસોસ્તમ કહે છે કે "હાલની સ્થિતિ એ તો ફકત નાટકનો ખેલ છે તેમા સમૃદ્ધિ અને ગરીબાઇ રાજા અને પ્રજા અને એવી બીજી બાબતો નાટકના સ્વાંગ છે. "આ દુનિયા એક રંગભૂમિ છે તેમા આપણે જુદો જુદો ભાગ લેનારા પાત્રો છીએ તેથી દરેક જણના જાણવામા છે કે નાટક જે રીતે ભજવવામા આવે છે તેના ઉપરજ ફત્તેહ મેળવવાનો આધાર છે" એમર્સન વગેરે વિદ્વાનો એ પ્રમાણે આધ્યાત્મિક વિચારોને પ્રકાશે છે. હવે પાશ્ચાત્ય દેશોમા આર્યાવર્તના અધ્યાત્મશાસ્ત્રોનો પ્રકાશ પડવા લાગ્યો છે તેથી ભવિષ્યમા તે દેશીય મનુષ્યોના વિચારોમા ઘણો સુધારોવધારો થવાની આશા રહે છે. **આર્યાવર્તમાં આર્યોની ખરી મૂડી અધ્યાત્મશાસ્ત્રો છે. અન્ય દેશો આર્યાવર્તને અધ્યાત્મજ્ઞાન માટે ગુરુ માનશે.** સર્વદૈવ મનુષ્યોને આર્યાવર્ત ખરેખર અધ્યાત્મજ્ઞાનથી

ઉપકાર કરી શકશે અને તે અધ્યાત્મજ્ઞાનના ક્ષેત્ર તરીકે વિશ્વમાં પ્રસિદ્ધ રહેશે. ઇશુક્રાઇસ્ટ આર્યાવર્તમાં ધર્મતત્ત્વોનો બોધ લેવા આવ્યા હતા. અધ્યાત્મજ્ઞાનમા સર્વોત્કૃષ્ટ મહાપુરૂષને જન્મવાનું સ્થાન ખરેખર અધ્યાત્મજ્ઞાનમય ભૂમિ આર્યાવર્ત છે. અધ્યાત્મજ્ઞાનદ્વારા સર્વત્ર વિશ્વમા સાત્વિકગુણ ફેલાવવા કોઈ પણ દેશ પ્રખ્યાત થશે તો તેનું માન ખરેખર આર્યાવર્તને મળશે. અધ્યાત્મશાસ્ત્રો અને અધ્યાત્મજ્ઞાની સાધુઓદ્વારા અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. અધ્યાત્મજ્ઞાનથી પ્રભુને હૃદયમા શોધી શકાય છે અને શુદ્ધ પ્રેમથી પ્રભુની સાથે મળી શકાય છે. **જડવસ્તુઓના વૈભવને નાકના મેલ સમાન સમજાવીને રજોગુણ અને તમોગુણમાંથી મનુષ્યોને પાછા હઠાવીને યુરોપની યાદવાસ્થળી ન કરાવવામાં આત્મપ્રકાશ ફેંકનાર અધ્યાત્મજ્ઞાન છે.** અતએવ અધ્યાત્મજ્ઞાનની જેટલી પ્રશંસા કરીએ તેટલી ન્યૂન છે. વેદાન્તીઓમાં ઉપનિષદો ભગવદ્ગીતા તથા જૈનોમાં પિસ્તાલીશ આગમો તત્ત્વાર્થ સૂત્રો વગેરે આધ્યાત્મિક અનેક શાસ્ત્રો છે. શ્રી મહાવીરપ્રભુએ કેવલજ્ઞાનદ્વારા ઉપદેશ આપીને અધ્યાત્મજ્ઞાનના બગીચાભૂત આર્યાવર્તને સ્વર્ગભૂમિ સમાન બનાવ્યો છે. ઉમાસ્વાતિવાચક શ્રી હરિભદ્રસૂરિ કુંદકુંદાચાર્ય યશોવિજયઉપાધ્યાય આનન્દઘન શ્રીહેમચંદ્રસૂરિ અને ઉપમિતિભવપ્રપંચકર્તા વગેરે જૈન વિદ્વાનોએ આર્યાવર્તમાં અધ્યાત્મજ્ઞાનનો મેઘ વર્ષાવીને આર્યાવર્તની ઉચ્ચતા કરી છે. આર્યાવર્તના અનેક ધર્મપન્થોમા કંઇ કંઈ અધ્યાત્મજ્ઞાનની વાનગીઓ તો હોય છે. કબીર જેવા પ્રાકૃત ભક્તના ભજનોમા જેટલું અધ્યાત્મજ્ઞાન અમુક દૃષ્ટિની અપેક્ષાએ ભરેલું હોય છે તેટલું પાશ્ચાત્ય વિદ્વાનોમા હોય વા નહિ તે વિચારણીય છે. નિવૃત્તિમાર્ગનું ક્ષેત્ર ખરેખર આર્યાવર્ત છે અને પ્રવૃત્તિમાર્ગનું મુખ્ય ક્ષેત્ર પાશ્ચાત્યભૂમિ છે. જો કોઇપણ દૃષ્ટિએ ઇશ્વર પરમાત્માનું શીઘ્ર દર્શન થતું હોય તો તે અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિ છે. અધ્યાત્મજ્ઞાનથી અનન્ત ભવોનાં કરેલા પાપોનો ક્ષણમા ક્ષય થાય છે. ગૌતમબુદ્ધે અધ્યાત્મજ્ઞાનના અમુક કિરણોના પ્રકાશે યજ્ઞની હિંસાનો નિષેધ કર્યો હતો. આર્યભૂમિમા અસંખ્ય અનન્ત તીર્થંકરો થઈ ગયા છે અને અનેક અધ્યાત્મજ્ઞાનીમહર્ષિયો થયા છે તેથી આર્યાવર્તની ભૂમિમાં અધ્યાત્મજ્ઞાનના એવા ઉચ્ચ શુદ્ધ સંસ્કાર પડ્યા છે કે મોટામાં મોટા જે જે વિદ્વાનો આર્યાવર્તમા ઉપજે છે તેઓ અધ્યાત્મજ્ઞાનના પ્રકાશના માર્ગે ગતિ કરે છે અને તેઓ અન્તે નિવૃત્તિમાર્ગને ઇચ્છે છે. **અધ્યાત્મજ્ઞાનવડે આત્મોન્નતિના પરિપૂર્ણ શિખરે પહોંચવાની કોઇ ઉત્તમમાં ઉત્તમ શાન્ત ને સર્વ પ્રકારે નૈસર્ગિક નિવૃત્તિ જીવન ગાળવાયોગ્ય ભૂમિ હોય તો તે આર્યાવર્તની છે. આર્યાવર્તની એક ચપટી ધૂળમાં જે સાત્વિક અણુઓ રહ્યા હોય છે તે અન્ય ભૂમિમાં નથી.** અતએવ અધ્યાત્મજ્ઞાનની ભૂમિ આર્યાવર્ત છે તેથી અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અધ્યાત્મશાસ્ત્રોને ગુરુગમપૂર્વક વિનયાદિગુણ સેવી અભ્યાસ કરવાની જરૂર છે. ગુરુગમવિના આધ્યાત્મિક

શાસ્ત્રો વાચવા માત્રથી વાસ્તવિક અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અધ્યાત્મજ્ઞાની યોગી સદ્ગુરુની પ્રાપ્તિ કરવી જોઇએ અને પશ્ચાત્ તેના શિષ્ય બની અધ્યાત્મશાસ્ત્રોનો અનેકનયોની અપેક્ષાપૂર્વક પરિપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ તથા પશ્ચાત્ યોગાભ્યાસ પૂર્વક શ્રી સદ્ગુરુના પાસાં વેઠીને અધ્યાત્મશાસ્ત્રોનાં રહસ્યોનો એકાન્તમાં અનુભવ કરવો જોઇએ. અધ્યાત્મશાસ્ત્રોનો અનુભવ તો ઘણા કાલે અધ્યાત્મજ્ઞાનનું હૃદયમાં પરિણમન થયા પશ્ચાત્ પ્રકટે છે. અતએવ અધ્યાત્મ શાસ્ત્રોનું વાચન કરીને એકદમ કોઈ જાતનો મત ન બાંધવો જોઇએ. અધ્યાત્મશાસ્ત્રો અને યોગશાસ્ત્રોનો પરિપૂર્ણ અભ્યાસ કર્યા પશ્ચાત્ યોગનો અભ્યાસ કરી અધ્યાત્મજ્ઞાનનું પ્રત્યેક રહસ્ય સમજવા માટે એકાન્તમાં બહુ મનન કરવું જોઇએ. પૂર્વભવના આધ્યાત્મિકજ્ઞાન સંસ્કારથી આ ભવમાં સહેજે અધ્યાત્મજ્ઞાનપ્રતિ રુચિ ઉદ્ભવે છે અને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય એવા સહેજે પ્રયત્નો સેવી શકાય છે કોઈ પણ ભવમાં અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરેલો હોય છે તે અલેખે જતો નથી. તે માટે કબીરજી કહે છે કે **भक्तबीज पलटे नहीं, जावे जुग अनंत; उच नीच घर अवतरे, अन्त सन्तको सन्त.** જૈનશાસ્ત્રોમાં અધ્યાત્મજ્ઞાનદ્વારા સમ્યક્ત્વ સંબંધી **" अन्तोमुहुत्तं मित्तंपि, फासिंय जेहिं हुज्ज सम्मत्त, तेसिंअवड्ढपुग्गल परिअट्टो चेव ससारो "** ઈત્યાદિ કથવામા આવ્યું છે જેને અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ તે શનૈ શનૈ મોક્ષમાર્ગ પ્રતિ ગમન કરે છે અર્થાત્ ખરેખર તે ઉત્ક્રાન્તિમાર્ગમાં વહે છે અને ભવરૂપ વિસામા લેતો છતો વા લીધા વિના પરમાત્મપદમાં સમાઇ જાય છે તથા છેવટ અનન્ત સુખનો ભોક્તા બને છે. ગમે તેવી સ્થિતિમા મનુષ્ય માત્રને સુખી કરવા માટે અધ્યાત્મજ્ઞાન સમાન અન્ય કોઈ નથી. અધ્યાત્મજ્ઞાનરૂપ અમૃત રસાયન પીવાથી અનેક પ્રકારના દુખોનો નાશ થાય છે અને આત્મા ફક્ત સુખ સામ્રાજ્યનોજ સ્વામી થઈ રહે છે. અનાદિકાળથી માયાના સંસ્કારથી પ્રત્યેક પ્રાણીનું હૃદય મલીન થઈ ગએલું હોય છે તેથી તેની અશુદ્ધતા ટાળવા માટે અધ્યાત્મજ્ઞાન સમાન અન્ય કોઈ ઉપાય નથી. ઇન્દ્રિયો અને મનના ઉપર વિજય મેળવીને તેઓને વશ કર્યા વિના આ વિશ્વમા સ્વપ્નમા પણ સત્ય સુખનો અનુભવ આવવાનો નથી અને તે વિના આત્મશ્રદ્ધા અને આત્મધર્મનો વાસ્તવિક સત્ય રંગ લાગવાનો નથી તેમજ આ વિશ્વમાં મરજીવા થઈ આત્મોન્નતિ કરી શકાતી નથી અતએવ અધ્યાત્મશાસ્ત્રો અને યોગશાસ્ત્રોનો ગુરુ પાસે અભ્યાસ કરીને તેનો અનુભવ કરવો જોઇએ. અધ્યાત્મજ્ઞાનના અનુભવી મનુષ્યો પ્રભુપ્રાપ્તિના દલાલો છે. અધ્યાત્મજ્ઞાનના અનુભવીઓની પાસેથી જે કંઇ મળે છે તે ખરેખરું જીવતુ મળે છે અને તેમનાથી આત્મા અમર થાય છે. સર્વસંગત્યાગી એવા મુનિવરો અધ્યાત્મજ્ઞાનના અનુભવી થાય છે માટે તેઓના પાસાં વેઠી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ અધ્યાત્મજ્ઞાનાનુભવી ત્યાગી યોગીઓનો સમાગમ થાય ત્યારે અધ્યાત્મશાસ્ત્રોનોઆનુભવિક ખુલાસો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ

અને ખંડનમંડનની ચર્ચામાં ન ઉતરતાં એમના ઉદ્દ્ગારોને શાસ્ત્રરૂપ માની તેઓનું મનન કરવું જોઇએ કે જેથી વાસ્તવિકજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે અને અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થાય. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થયા છતા ગૃહસ્થે ગૃહસ્થધર્મકર્તવ્યકર્મની અને ત્યાગીએ ત્યાગધર્મકર્તવ્યકર્મની હદ ઉલ્લંઘવી ન જોઇએ. અધ્યાત્મજ્ઞાનવડે આત્માની ઉન્નતિ થાય છે પરન્તુ શ્રદ્ધાભકિત આદિ ગુણોવિના અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરવો એ કાચા પારાના ભક્ષણ સમાન થઇ પડે છે એમ યાદ રાખવું જોઇએ. પરન્તુ એમ અવબોધીને અધ્યાત્મજ્ઞાનના અભ્યાસથી ભ્રષ્ટ-દૂર ન થવું જોઇએ. અધ્યાત્મજ્ઞાનનો સર્વત્ર વિશ્વમાં ઘરેઘેર ફેલાવો થશે ત્યારે અધ્યાત્મજ્ઞાનદ્વારા જે જે કર્તવ્યકર્મો કરાશે તેથી સ્વપરનું કલ્યાણ થશે એમ અનુભવદૃષ્ટિથી અવબોધવું જોઇએ. જે મનુષ્ય અધ્યાત્મજ્ઞાનની વાસ્તવિક દૃષ્ટિવાળો નથી તેના પ્રત્યેક વિચારમા અને આચારમાં સંકુચિતત્વ રહેલું હોય છે અને તેથી તે વિશ્વમા સર્વોપયોગી જનસેવાઓનાં કર્તવ્યકાર્યોમાં આત્મભોગ આપવા સમર્થ થઇ શકતો નથી. લઘુસરોવરમાં સેવાળ અને મલીન જંતુઓ વિશેષ હોય છે તેમ અધ્યાત્મજ્ઞાનની દૃષ્ટિવિના જે જે સંકુચિત વિચારોનાં વર્તુલો હોય છે તેમા વિશેષ મલીનતા હોય છે. સંકુચિત વિચારો અને આચારોમા સર્વસ્વ માની લેનારા મનુષ્યો વાસ્તવિક અધ્યાત્મદૃષ્ટિને પ્રાપ્ત કરી શકયા નથી એમ અનુભવ કરી અવબોધવું જોઇએ. જે જે દેશમાં જે જે કાલમાં અધ્યાત્મજ્ઞાનની પ્રગતિ થાય છે તે તે દેશમાં તે તે કાલમાં ઉદાર વિચારો અને વૃદ્ધિ થાય છે અને તેથી કર્તવ્યકાર્યમાં ઉદારપણે પ્રવૃત્તિ થાય છે તથા અનેક અશુભ વિચારો અને નઠારા આચારોનો નાશ થાય છે. અધ્યાત્મજ્ઞાનયોગે અનેક સંકુચિત ધાર્મિક મતોના દુરાગ્રહોનો નાશ થાય છે અને અનેક પ્રગતિકારક વ્યાવહારિકધર્મકર્તવ્યકર્મોમાં સુધારા-વધારા કરી દુઃખના માર્ગોથી વિમુકત થવાય છે. જ્યારથી આર્યાવર્તમાં ઉત્તમ વિશાળ અધ્યાત્મજ્ઞાનની હાનિ સૈકે સૈકે થવા લાગી ત્યારથી આર્યાવર્તમાં દેશની અધોગતિકારક અનેક ધર્મના ઉપપંથો અને સંકીર્ણ આચારો પ્રકટયા. અને તેથી સંપ્રતિ આર્યાવર્તમા અનેક પ્રકારના ધર્મકલેશોથી મનુષ્યો પરસ્પર એકબીજાની હાનિ થાય એવી રીતે પ્રાપ્ત થએલી તન મન અને ધનની શકિતનો દુર્વ્યય કરે છે કરાવે છે અને કરતાને અનુમોદે છે એ ઓછી ખેદકારક બીના નથી અધ્યાત્મજ્ઞાનથી પ્રત્યેક વસ્તુના સૂક્ષ્મ ભાગમા ઊંડું ઉતરી શકાય છે અને તેથી પ્રત્યેક વસ્તુની માન્યતા સંબંધી પૂર્વે જે જે સંકુચિત વિચારોની જે જે સીમાઓ કલ્પેલી હોય છે તેનો નાશ થાય છે તેમજ અનન્તજ્ઞાનમા સર્વ પ્રકારના વિચારો સમાય એવી ઉચ્ચદશા પર આરોહણ કરવાનો પ્રસંગ આવે છે. અતએવ અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતા સ્વીકાર્યા વિના કોઇપણ રીતે ચાલી શકે તેમ નથી. આ જગત્ શું છે તેની સાથે અને પરમાત્માની સાથે આત્માનો શો સંબંધ છે ? તેનું સમાધાન ખરેખર અધ્યાત્મજ્ઞાન કરે છે અને તેમજ આત્માની સાથે રહેલા મનની શુદ્ધિ

કરી શકે છે. આત્માએ આ વિશ્વમાં આભ્યંતરિક જીવનને કેવી રીતે ગાળવું અને ઉત્ક્રાન્તિમાં કેવી રીતે પ્રવૃત્તિ કરવી તેનો અધ્યાત્મજ્ઞાન નિર્ણય કરે છે અને સ્વની વાસ્તવિક સ્થિતિ પ્રબોધાવીને પરમાત્મપદ પ્રાપ્ત કરાવી શકે છે. આર્યાવર્તમાં ચૈતન્યવાદ છતા જડવાદીઓની પેઠે વિષયવાસનાઓના વશમા થઇને આર્યાવર્તના મનુષ્યોએ પોતાની વ્યાવહારિક તથા ધાર્મિકોન્નતિ પર કુહાડો માર્યો છે અને તેથી અવનતિરૂપ કટુકફલનો આસ્વાદ કરે છે; અતએવ આર્યાવર્તમા ચિત્તશુદ્ધિ કરનાર અધ્યાત્મજ્ઞાનનો પ્રચાર કરવાની અત્યંત આવશ્યકતા છે. અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યાથી ગૃહસ્થમનુષ્યોના જીવનમાં ઉચ્ચતા અને શુદ્ધતા પ્રકટે છે અને તેઓને પશુઓ પંખીઓ માનવો અને ભૂતો પ્રત્યે શુદ્ધ પ્રેમભાવ વધતો જાય છે. અધ્યાત્મજ્ઞાનથી રાજકીય વ્યવસ્થાઓના પ્રબંધોમા સર્વ જીવોનું હિત થાય એવી દૃષ્ટિને અગ્રસ્થાન મળવાથી સ્વર્ગીયરાજ્યકલ્પપ્રવૃત્તિ કરી શકાય છે પ્રત્યેક મનુષ્ય વસ્તુત: પોતાને ઓળખે અને આત્મોન્નતિમાર્ગ પ્રતિ પ્રયાણપૂર્વક આત્માની સાથે પરમાત્માને રાખી શકે એવો પ્રસંગ આણનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. કર્મકાંડની પ્રવૃત્તિયોમાં જે કંઈ અશુદ્ધતા હોય છે તેને શુદ્ધ કરનાર અધ્યાત્મજ્ઞાન છે. અતએવ આર્યાવર્તાદિ સર્વ દેશોમાં અધ્યાત્મજ્ઞાનનો પ્રચાર કરવાની જરૂર છે. પાશ્ચાત્યદેશીય જનો રજોગુણ અને તમોગુણ પ્રવૃત્તિમાર્ગમાં વહીને ફક્ત બાહ્યોન્નતિમાં આસક્ત રહી અન્યદેશીય જનોની સાથે યુદ્ધાદિપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થયા કરે છે પરન્તુ તેઓ જો અધ્યાત્મકશાસ્ત્રોનો અભ્યાસ કરે અને અધ્યાત્મ તત્ત્વવેત્તાઓના સમાગમમા આવે તો તેઓ અન્યજીવોના હિત કલ્યાણથી અવિરુદ્ધ એવી બાહ્યકાર્યપ્રવૃત્તિયોને મોટા ભાગે સેવી શકે અને તેથી તેઓની બાહ્યોન્નતિની સમાનતા સંરક્ષાઈ રહે. સ્થૂલબુદ્ધિવાળા અને વિષયમગ્ન બાલજીવો આધ્યાત્મિક તત્ત્વોનું મહત્ત્વ ન અવબોધી શકતા હોવાથી તેઓને બાહ્યસ્થૂલમતનું કંઈ દર્શાવવામા આવેલું મહત્વ ઉપયોગી થઈ શકતું નથી બાહ્યસ્થૂલદૃષ્ટિએ જે જે વિચારો અને મતો બંધાય છે તે આન્તરદૃષ્ટિથી અવલોકતાં ભિન્નસ્વરૂપવાળા હોય છે. અતએવ આધ્યાત્મિક દૃષ્ટિથી તેઓ આત્માદિ વસ્તુઓના અનુભવગમ્ય સ્વરૂપને અવબોધી શકે છે; તેથી તેઓ આન્તરની સાથે બાહ્યના અવલોકનારા હોવાથી પદાર્થવિવેકમા પ્રમત્તબુદ્ધિવાળા થતા નથી. અધ્યાત્મજ્ઞાનવડે સાધુઓ અને ગૃહસ્થો બાહ્યવિષયોના સંબંધમા આન્તરથી ભિન્ન રહે છે. અધ્યાત્મજ્ઞાનની મહત્તા તેની ઉપયોગિતા આવશ્યકતા અને અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિસહ વ્યવહાર અને ધર્મના કર્તવ્યો કરતા થતી જતી નિર્લેપતાનો અન્તરમાં અનુભવ કરવામા આવશે તો આ વિશ્વની સ્વર્ગીયદશા કરવાની પ્રત્યેક મનુષ્ય તરફથી પ્રવૃત્તિ થશે અને વિશ્વમાં સર્વત્ર સર્વથા સર્વદા સાર્વજનિક શાન્તિના ઉચ્ચ ઉપાયોની વ્યવસ્થા ચિરંસ્થાયી થશે. અધ્યાત્મજ્ઞાનથી હૃદયની ઉચ્ચતા થાય છે અને તેથી બાહ્યવર્તનમા સુધારોવધારો થાય છે આત્મા પોતાની ઉન્નતિના માર્ગે પ્રવહ્યા કરે છે અને પ્રવહન કરતા રાગદ્વેષના તાબે વક્રમાર્ગે ગમન કરતો

નથી કારણ કે તે પોતાના આત્માની ઉપયોગ દશાથી ક્ષણેક્ષણે પ્રગતિ અને અવનતિનો મુકાબલો કરતો રહે છે. જૈનાગમોમા અધ્યાત્મજ્ઞાનને મહત્ત્વ આપ્યું છે તેનું કારણ એ છે કે અન્તરમા ઉદ્‌ભવતી મોહનીય કર્મની પ્રકૃતિયોના સામું અધ્યાત્મજ્ઞાનવિના ટકી શકાતું નથી અને મોહનીયકર્મની પ્રકૃતિયોનો સર્વથા પ્રકારે ક્ષય કરી શકાતો નથી. શ્રી મહાવીરપ્રભુએ છદ્મસ્થાવસ્થામાં બાર વર્ષ પર્યન્ત અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિવડે મોહનીયપ્રકૃતિયોની સાથે યુદ્ધ કરીને ઘાતીકર્મોનો સર્વથા ક્ષય કરીને કેવલજ્ઞાન પ્રકટાવ્યું હતું. આ અવસર્પિણીમાં ચોવીસ તીર્થંકરો થયા તેની પૂર્વે અનન્ત તીર્થંકરો થયા-વર્તમાનમાં થાય છે અને ભવિષ્યમાં થશે-તે સર્વે અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિથી પરમાત્મપદ પામ્યા પામે છે અને પામશે. માનસિક વિચારો પર અંકુશ મૂકીને મનને આત્માની ઉન્નતિ સર્વથા સર્વદા થાય એવો માર્ગ દર્શાવનાર ખરેખર અધ્યાત્મજ્ઞાન છે. અધ્યાત્મજ્ઞાનના નામે વિશ્વમાં વ્યવહાર પરમાર્થ કાર્યોમા સાપેક્ષદૃષ્ટિ વિના નિરપેક્ષદૃષ્ટિથી ભિન્નભિન્ન અધિકારી જીવોના અધિકારજ્ઞાનના અભાવે સંકુચિતદૃષ્ટિ થતી હોય અને સર્વની અધિકારપરત્વે કર્તવ્યપ્રવૃત્તિમાં અનેક પ્રકારના અવરોધો ઉપસ્થિત કરાતા હોય તો તે સત્ય સાપેક્ષિક અધ્યાત્મજ્ઞાન કથી શકાય નહિ પરન્તુ શુષ્ક નિરપેક્ષ અધ્યાત્મજ્ઞાન કથી શકાય. એવું ખાસ લક્ષ્યમાં અવધારીને આત્મોન્નતિમાર્ગહેતુભૂત અધ્યાત્મજ્ઞાનની સાપેક્ષપણે પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરવો જોઇએ. જ્યારે જ્યારે શુષ્ક જડક્રિયાવાદીઓનું વિશ્વમા વિશેષ સંખ્યામાં પ્રકટીકરણ થાય છે અને અધ્યાત્મજ્ઞાનવિના તેઓ લૌકિક તથા લોકોત્તર કાર્યપ્રવૃત્તિયોમાં રજોગુણ અને તમોગુણની વૃત્તિથી પ્રવૃત્ત થાય છે અને વાસ્તવિક સાધ્યબિન્દુને વિસરી જાય છે ત્યારે ત્યારે કોઈ અધ્યાત્મજ્ઞાની મહાત્માનો પ્રાદુર્ભાવ થાય છે અને તે અધ્યાત્મજ્ઞાની ન્યૂનતાને પૂર્ણ કરે છે; તેવો મહાત્મા અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિપૂર્વક સર્વત્ર દેશી મનુષ્યો પૈકી જે જે મનુષ્યનો જે જે કર્મપ્રવૃત્તિમા અધિકાર હોય છે તે તે જણાવે છે અને અન્તરની શુષ્કતા-જડતાનો નાશ કરીને તેને સ્થાને જ્ઞાન-આનન્દરસ અને નિર્લેપતાને પ્રગટાવી શકે છે. જે જે મનુષ્યોનો કર્તવ્યપ્રવૃત્તિયોમા જે જે અપેક્ષાએ અધિકાર હોય છે તે તે કર્મપ્રવૃત્તિયોમા મનુષ્યોનો અધિકાર જણાવનાર તથા જગત્‌ની સાર્વજનિક સેવાઓમાં અનેક રીતે પ્રવૃત્તિ કરાવવામા હેતુભૂત અધ્યાત્મજ્ઞાન છે. અધ્યાત્મજ્ઞાનથી આત્મામા અધ્યાત્મભાવનાના દૃઢ સંસ્કારો પડે છે અને તેથી બાહ્યકર્તવ્યો કરતા ચિત્તશુદ્ધિ આદિ ગુણોનું સંરક્ષણ થાય છે એમ અનુભવદૃષ્ટિથી એ બાબતને અનુભવગમ્ય કરતા સર્વ પ્રકારની શંકાઓનું નિરાકરણ થાય છે. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિવડે સજ્જનોથી સ્વાધિકાર પ્રાપ્ત કરી શકાય છે કે જે પ્રાપ્ત થએલ અધિકારનું આન્તરિક તથા બાહ્યવર્તન સર્વ દોષોનો નાશ કરીને આત્માને પરમાત્મદશામાં આણે છે. ધાર્મિક સામાજિક, નૈતિક અને રાષ્ટ્રોદય હેતુભૂત પ્રવૃત્તિયોમા આધ્યાત્મિક ભાવનાનું એટલું બધું શુદ્ધ બલ વહે છે કે જેથી તત્ તત

કાર્યપ્રવૃત્તિયોમાં મધ્યસ્થભાવ આનન્દ અને પરમાર્થવૃત્તિ સદા કાયમ રહે છે. મનુષ્યોના વ્યવહારમાંથી આધ્યાત્મિક ભાવના જેમ જેમ વિલય પામવા લાગી તેમ તેમ તેમની રાષ્ટ્રીયકાર્યપ્રવૃત્તિ વ્યાપારપ્રવૃત્તિ ક્ષાત્રકર્મપ્રવૃત્તિ નૈતિકપ્રવૃત્તિ સાર્વજનિક સેવાપ્રવૃત્તિ અને સ્વયંસંઘરક્ષકપ્રવૃત્તિ વગેરે અનેક શુભપ્રવૃત્તિયો અને તે તે પ્રવૃત્તિયોના જનક શુભ વિચારોમાં અનેક પ્રકારની ન્યૂનતા ક્ષીણતા અને અસ્તવ્યસ્ત દશા થવા લાગી અને તેનું પરિણામ સંપ્રતિ મનુષ્યોના જીવન વ્યવહારમા જે આવ્યું છે તેનો ભૂતકાલની પ્રગતિ સાથે મુકાબલો કરવાથી સ્પષ્ટ સત્ય અવબોધાઇ શકે છે અને હાય હાય અફસોસના ઉદ્ગારો ખરેખર સ્વયમેવ પ્રકટી નીકળે છે. આધ્યાત્મિક ભાવનાથી રજોગુણ અને તમોગુણવૃત્તિરૂપ ચિત્તની અશુદ્ધતા વિલય પામવા લાગે છે અને તેથી સ્વાધિકારપરત્વે અનેક પ્રકારની બાહ્ય સેવાકાર્ય પ્રવૃત્તિયોમાં મતભેદાદિક કારણોમાં પરસ્પર બલનું સંઘર્ષણ થઈ આત્મવીર્યનો દુરુપયોગ થઈ શકતો નથી એ બાબતમાં અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિ અને આધ્યાત્મિક ભાવનાની પરિપૂર્ણ ઉપયોગિતા અનુભવગમ્ય થયા વિના રહી શકતી નથી. અતએવ અધ્યાત્મજ્ઞાન અને અધ્યાત્મભાવનાનું પ્રાકટ્ય થાય એવા વ્યષ્ટિપરત્વે અને સમષ્ટિપરત્વે સર્વ મનુષ્યોએ સદા સર્વથા અનેક ઉપાયો લેવા જોઇએ અને આધ્યાત્મિકજ્ઞાન અને આધ્યાત્મિક ભાવનાપૂર્વક સર્વ કાર્યપ્રવૃત્તિયો કરવી કે જેથી અશુભ ક્રોધ માન માયા અને લોભાદિ દોષોથી દૂર રહી શકાય અને કાર્યપ્રવૃત્તિના અધિકારી બની શકાય.

* આધ્યાત્મિક ઉચ્ચ ભાવનાઓવડે આત્મામા એટલા બધા ઉચ્ચ તીવ્ર દ્રઢ સંસ્કારો પાડીને આત્મરૂપે પરિણમવું જોઇએ કે જેથી જગતુમા પ્રત્યેક બાબતમા શુભાશુભત્વ ન ભાસે વા પરવસ્તુઓમા આરોપે શુભાશુભ ભાસે એવું પ્રથમાભ્યાસમા બને તથાપિ તેને શુભાશુભ કલ્પનાએ કલ્પાએલ શુભાશુભપદાર્થોમા જાણવા અને દેખવાપણાનું ફક્ત સાક્ષીમાત્રત્વ રહે, પણ તેમા પરિણમવાપણું ન થાય. શરીરદ્વારા ભોગવાતા પંચેન્દ્રિયવિષયોમાં રાગદ્વેષથી પરિણમન ન થતા તટસ્થ સાક્ષીપણે શાતા અશાતાનું ભોક્તૃત્વ વેદાય અને નવીન કર્મ ન બંધાય એવી રીતે અધ્યાત્મજ્ઞાનવડે આત્મામા પરિણમવું જોઇએ. અધિકાર પ્રમાણે કર્મયોગની પ્રવૃત્તિ કરાય પરંતુ તેમા રાગદ્વેષે શુભાશુભ પરિણમન ન થાય અને નિષ્કામભાવે સાક્ષીપણે પ્રત્યેક કાર્ય કરાય એવું આધ્યાત્મિક પરિણમન ખરેખર આત્મામા થાય તો જ ખરેખર નિષ્કામ કર્મયોગિત્વના અધિકારને પ્રાપ્ત કરી શકાય પંચેન્દ્રિયોના ત્રેવીશ વિષયો પ્રત્યેક ઇદ્રિયની શક્તિ છતા ગ્રાહ્ય થઇ શકે છે આચારાગ દ્વિતીય શ્રુત-

---

* સવત્ ૧૯૭૧ ની સ્વનોધ બુકમાથી પ્રતિપાદ્ય પ્રાસંગિક આધ્યાત્મિક વિષયોપયોગી અનુક્રમલાબદ્ધ લેખોનો પ્રચલિત વિષયમા ઉતારો કરવામા આવ્યો કે આ શ્લોકના ભાવાર્થના અંગે નોંધબુકના લેખો ઉપયોગી જાણી દાખલ કર્યા છે

સ્કંધ અધ્યયન ચોવીશમામાં નીચે પ્રમાણે આત્મજ્ઞાની યતિને સંબોધી ભગવંતે કથ્યું છે. तद्यथा—

णसक्कास सोउं सद्दा सोयविसयमागता।
रागदोसाउजेतत्थ तं भिक्खू परिवज्जए॥१०६५॥
णसक्का रूवमदठु चक्खु विसयमागयं।
रागदोसाउजेतत्थ तं भिक्खू परिवज्जए॥१०६८॥
णोसक्कागंधमग्घाउं णासा विसय मागयं।
रागदोसाउजेतत्थ तं भिक्खू परिवज्जए॥१०७१॥
णो सक्कं रसमणासातु जीहा विसयमागयं।
रागदोसाउजेतत्थ ते भिक्खू परिवज्जए॥१०७४॥
णो सक्का फासं णवेदेतुं फासं विसयमागयं।
रागदोसाउजेतत्थ ते भिक्खू परिवज्जए॥१०७७॥

શ્રોત્રવિષયને પામેલા શુભાશુભ શબ્દોને નહીં સુણવા તે અશક્ય છે, પરંતુ ત્યાં ભિક્ષુક રાગદ્વેષોને પરિવર્જે. રૂપ નહિ દેખવાને શકિતમાન્ થવાય નહિ પરંતુ ચક્ષુપ્રાપ્તરૂપમા મુનિ રાગદ્વેષને પરિહરે. નાસિકા વિષયસંપ્રાપ્ત શુભાશુભ ગંધને નહિં સુંઘવા શકિતમાન્ ન થવાય પરંતુ ત્યા ભિક્ષુક રાગદ્વેષનો પરિહાર કરે. જિહ્વાવિષય પ્રાપ્તરસ-અનાસ્વાદને માટે શકિતમાન્ ન થાય પરંતુ ત્યાં ભિક્ષુક રાગદ્વેષને પરિવર્જે. સ્પર્શેન્દ્રિય સંપ્રાપ્ત અષ્ટધા સ્પર્શ નહિં વેદવાને શકિતમાન્ ન થાય–અર્થાત્ કથ્ય સારાંશ એ છે કે સ્પર્શેન્દ્રિય અષ્ટધા સ્પર્શને સંવેદી શકે છે તેનો પરિહાર થઇ શકે નહીં કારણકે સ્પર્શેન્દ્રિય જ્યાં સુધી હોય ત્યા સુધી તે અષ્ટપ્રકારના સ્પર્શોને જાણી શકે સ્પર્શેન્દ્રિયને પ્રાપ્ત થએલ શીતોષ્ણાદિ સ્પર્શોને સ્પર્શેન્દ્રિય વેદી શકે; સ્પર્શેન્દ્રિય કંઈ જડ જેવી થઈ શકે નહીં પરંતુ આત્મજ્ઞાની સાધુ ત્યા થનાર રાગદ્વેષને પરિવર્જે. આ ઉપરથી સારાશ એ ગ્રહવાનો છે કે પાંચ ઇદ્રિયોના ત્રેવીશ વિષયોને સ્વસ્વેન્દ્રિયને પ્રાપ્ત થતા વારી શકાય નહિ પરંતુ ત્યાં રાગદ્વેષનો ભિક્ષુક પરિહાર કરે. અસંયત જીવો પાચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયોમા શુભાશુભત્વ કલ્પનાયોગે રાગદ્વેષ કરીને કર્મ ગ્રહણ કરે છે. ઉપર પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાનીની પાંચે ઇન્દ્રિયોની બાહ્યદશા તો કોઈ અપેક્ષાએ ઇન્દ્રિયપ્રાપ્ત વિષયોને અનુસરી એક સરખી હોય છે પરંતુ અંતરંગપરિણતિએ બન્નેમા આકાશ અને પાતાળ જેટલો ફેર હોય છે. જ્ઞાની સાધુ પાચ ઇદ્રિયોના ત્રેવીશ વિષયોમા રાગદ્વેષને કરતો નથી અને અજ્ઞાની જીવો પાચ ઇદ્રિયોના ત્રેવીશ વિષયોમા રાગદ્વેષ કરે છે. જ્ઞાની સાધુ રાગદ્વેષની પરિણતિને ત્યજે અને આત્મધર્મપરિણતિને ભજે છે તેથી તેની આચારાંગ સૂત્રગત પચ્ચીશમા અધ્યયનમા કથ્યાપ્રમાણે આત્મદશા થાય છે तद्यथा—

तहागयं भिक्खु मणंत संजयं, अणेलिसं विन्नुचरन्त मेसणं ।
तुदंतिवायाहिं अभिद्दवंणरा, सरेहिसंगामगयंव कुंजरं ॥ २ ॥
तहप्पगारेहिं जणेहिं हीलिए, ससद्दफासा फरुसाउदीरिया ।
तितिक्खए णाणी अदुट्ठचेतसा, गिरिव्ववातेण ण सपवेवए ॥ ३ ॥
अणिस्सिओ लोगमिणंतहापरं, णमज्जतीकाम गुणेहिं पंडिए ।
इमंमिलोए परतेयदोसुपि, ण विज्जइ वंधणं जस्स किंचिवि ।
सेहुनिरालंबणे अप्पतिट्ठे, कलंकली भावपहं विमुच्चइ ॥ १०९२ ॥

ઉપર્યુકત ગાથાઓના ભાવને આત્મજ્ઞાની સાધુ રહેણીમાં ધારણ કરે છે. અને આત્મ-ગુણોમા સ્થિર રહે છે. આત્મજ્ઞાની સાધુ સર્વ સંબંધોથી મુકત હોય છે અને જે જે કાર્યો કરે છે તેમાં મોહથી મુંઝાતો નથી. આત્મજ્ઞાની સાધુ પોતાના આત્માને ઉચ્ચ ગુણોવડે સંસ્કારી કરે છે. આત્માના ગુણો વસ્તુત સત્તાથી આત્મામા રહેલા છે એમ જે સાધુ જાણે છે તે સાધુ ખરેખર સત્તાએ રહેલા ગુણોનો આવિર્ભાવ કરવા સમર્થ થાય છે અને કર્મરૂપ રજને ખંખેરી નાખી ગુણોથી પ્રકાશિત બને છે આત્મજ્ઞાની સાધુ અવશ્ય આગ-મોક્તજ્ઞાનવડે કર્મયોગી બને છે. ज्ञानक्रियाभ्यां मोक्ष ॥ જ્ઞાન અને ક્રિયા એ બે વડે મોક્ષ છે. જ્ઞાનયોગની પ્રાપ્તિ કરીને પશ્ચાત્ ક્રિયાયોગ અર્થાત્ કર્મયોગને આદર્યા વિના છૂટકો થતો નથી. જ્ઞાનયોગદ્વારા ક્રિયાયોગમા પ્રવૃત્તિ કર્યાથી સ્વાત્માની સલેપતા નિર્લેપતા કેવી રીતે છે તેનો અનુભવ પ્રાપ્ત થઈ શકે છે. જ્ઞાનયોગીએ ક્રિયાયોગમાં પ્રવર્તવું જોઇએ. જ્ઞાનયોગી કર્મયોગમાં પ્રવર્ત્યાવિના જગત્જીવોના ઉપગ્રહથી અને કર્મઋણથી મુકત થઇ શકતો નથી. સેવા ભકિત પૂજા વૈયાવચ્ચ પરોપકાર ઉપદેશવૃત્તિ ધર્મવૃત્તિ અને આવશ્યક ક્રિયાઓ વગેરેનો ક્રિયાયોગ અર્થાત્ કર્મયોગમા સમાવેશ થાય છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાલ અને ભાવથી જ્ઞાનયોગી સાધુ જે જે ક્રિયાયોગને આદરવો ઘટે છે તેને આદરે છે.

અધ્યાત્મશાસ્ત્રોને વાચવાથી વા શ્રવણ કરવાથી આત્મજ્ઞાનનું કિંચિત્ સ્વરૂપ અવબો-ધવા માત્રથી અધ્યાત્મજ્ઞાનનું હૃદયમા પરિણમન થતું નથી. અધ્યાત્મતત્ત્વજ્ઞાતા થઇ શકાય પરંતુ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને સુખ દુઃખના દ્વંદ્વથી વિમુક્ત થવું અને હૃદય પર કોઈ પણ શુભાશુભત્વની અસર ન થવા દેતા સાક્ષી તરીકે રહી આત્માના ગુણોથી આત્મામા પરિણમવું એ અનંતગુણ દુષ્કર કાર્ય છે. અધ્યાત્મજ્ઞાનમા પરિણમતાં આત્માવિનાની અન્ય વસ્તુઓનું અહંમમત્વ વિણસે છે. હાડોહાડમા અધ્યાત્મજ્ઞાનનું પરિણમન થયા વિના નિરુપાધિમય નિઃસંગનિવૃત્તિમય જીવન પ્રાપ્ત થઇ શકતું નથી પૂર્વના મુનિવરોને અધ્યા-ત્મજ્ઞાનની ખરેખરી ખુમારી લાગી હતી અને હાડોહાડમા ચોલમજીઠના રંગની પેઠે આત્મામા અધ્યાત્મજ્ઞાનનું પરિણમન થયું હતું તેથી તેઓએ માયા ઉપર પોતાનો પગ મૂકયો હતો

અને અનેક ઘોર પરિષહ સહવાને સમર્થ થયા હતા. ગજસુકુમાલ, સ્કંધસૂરિના શિષ્યો, મેતાર્યમુનિ વગેરેના દૃષ્ટાંતો એમ જણાવે છે કે અધ્યાત્મજ્ઞાનનું આત્મામાં ખરેખરૂં પરિણમન થયા વિના ભાવચારિત્ર-નિશ્ચયચારિત્રપણે આત્મા પરિણામ પામી શકતો નથી. અધ્યાત્મજ્ઞાનનું પરિણમન થવાથીજ ત્યાગ દાન ક્ષમા અને દયા વગેરે ગુણો સારી રીતે પ્રગટી શકે છે. આત્માને સર્વ જડવસ્તુઓથી અને દેહાદિ જડથી ભિન્નપણે અનુભવવામાં આવે છે ત્યારે સર્પની કાંચળીની પેઠે આપોઆપ કર્મના આવરણો વિખરવા લાગે છે અને નિરાવરણ સૂર્યની પેઠે આત્મા સર્વ જ્ઞાનાદિ શક્તિઓવડે પ્રકાશી શકે છે; આત્મજ્ઞાન થયા બાદ કીર્ત્તિ અને અપકીર્તિની અસર આત્મા પર ન થાય એવો અભ્યાસ પાડવો જોઈએ. કોઈ ગાળ દે અને કોઈ સ્તુતિ કરે તોપણ નામ રૂપની કલ્પનામાં પરિણમન ન થાય એવી રીતનો અભ્યાસ સેવવો જોઈએ. આત્મજ્ઞાનિયો દુનિયાના માન અને અપમાન-પ્રતિ લક્ષ દેતા નથી. માન-અપમાન સ્તુતિ-નિન્દા હર્ષ-શોક અને સુખ-દુઃખ વગેરેના સંયોગો વચ્ચે આત્માને મૂકીને તેમાં આત્મા અલિપ્ત કેટલો રહે છે તેની તપાસ કરવી અને તેવા સંયોગો ખાસ સેવીને આત્માની અલિપ્તતાને પ્રકટાવવી કે જેથી પુનઃ મોહાદિથી પાછો પડવાનો પ્રસંગ ન આવે અને અધ્યાત્મજ્ઞાનમાં આત્મા પરિણમે. અધ્યાત્મશાસ્ત્રો વાંચીને અને શ્રવણ કરીને અધ્યાત્મજ્ઞાનમાં વિજ્ઞ થવા માત્રથી આત્માના સ્વરૂપમા પરિણમી શકાતું નથી, પણ અધ્યાત્મજ્ઞાનનું પરિણમન કરવાથી સુખદુઃખાદિથી આત્મા નિર્લેપ રહી શકે છે.

અધ્યાત્મજ્ઞાન સંપ્રાપ્ત થાય એવા સદ્ગુરુની ઉપાસના કરીને અને અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ કરીને ઉપસર્ગો પ્રાપ્ત થતા આત્માના ઉપર શોકાદિની અસર ન પ્રાપ્ત થાય એવી રીતનો અભ્યાસ સેવવો જોઈએ. હજારો મનુષ્યો પોતાની અનેક પ્રકારની નિન્દા કરતા હોય તે શ્રવણે સંભળાતી હોય, અપમાન વગેરે દેખાતું હોય તોપણ આત્માના ઉપર જરા માત્ર અસર ન થાય એવી રીતે જ્યારે પોતાના આત્માનો અનુભવ આવે ત્યારે સમજવું કે અધ્યાત્મપરિણતિએ પરિણમવાનું થયું ખરૂં. અનેક પ્રકારની ઉપાધિયો શીર્ષ પર પડી હોય, મૃત્યુ વગેરે ભયો સામા ઊભા થએલા દેખાય અને અનેક પ્રકારના રોગો-વડે શરીર ઘેરાયલું હોય તેવા વખતે આત્મા તટસ્થ સાક્ષીભૂત થઈને અશાતાદિ વેદે ત્યારે સમજવું કે અધ્યાત્મજ્ઞાનનું આત્મામા પરિણમન થયું. શ્રી મહાવીર પ્રભુ છદ્મસ્થાવસ્થામા અનાર્ય દેશમાં વિચર્યા હતા, ત્યારે અનાર્ય લોકો તેમની મશ્કરી-હાસી કરતા હતા, અનેક ખરાબ શબ્દોવડે ગાળો દેતા હતા. તેમના ઉપર ધૂળ ઉડાડતા હતા. તેમની અનેક ખરાબ શબ્દોવડે હેલના-નિન્દા કરતા હતા. આવા પ્રસંગે મહાવીર પ્રભુએ અધ્યાત્મજ્ઞાન-વડે સ્વાત્માને સર્વ દુઃખાદિનો સાક્ષી તરીકે અનુભવીને અનેક શોક અપમાન આદિથી

અન્તરમાં નિર્લેપ રહીને કિલષ્ટકર્મની નિર્જરા કરી હતી. જ્ઞાનીમુનિવરો જ્યા કિલષ્ટ કર્મની નિર્જરા થાય ત્યાં હર્ષ-શોકથી વિમુકત-નિઃસંગ થઇને વિચરે છે. અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ કરવો વા અધ્યાત્મજ્ઞાનના પુસ્તકો લખવાં સહેલ છે પરંતુ ભાવાધ્યાત્મવડે આત્મસ્વભાવમાં રહીને હર્ષ-શોકાદિદ્વંદ્વથી નિર્લેપ રહેવું એ ઘણું કઠિન છે. અધ્યાત્મજ્ઞાની મુનિવરો આવી દશા સંપ્રાપ્ત કરવા કીર્ત્તિ-અપકીર્ત્તિ માન અને અપમાન વગેરેના સંયોગોમા હાથે કરીને ખાસ આવે છે અને તેવા દ્વંદ્વોમાં પોતાનો આત્મા અલિપ્ત રહે એવો ખાસ અભ્યાસ સેવે છે. અધ્યાત્મજ્ઞાનનું પરિપકવ પરિણમન કરવાને તેઓ કીર્ત્તિ અને અપકીર્ત્તિ વગેરેના સંયોગોમાં આવીને પોતાના આત્માની પરીક્ષા કરે છે "ન મળે નારી ત્યારે બાવો બ્રહ્મચારી" "ન મળે પતિ ત્યા સુધી સતી" "ન મળે સંપત્તિ ત્યા સુધી ત્યાગી" "કોઇ ન બતાવે ત્યાં સુધી શાંત" "કામિની ન મળે ત્યાં સુધી નિષ્કામી" ઇત્યાદિ જગત્‌મા જ્યા ત્યાં અવલોકવામાં આવે છે. અધ્યાત્મજ્ઞાનનું મનન સ્મરણ કરીને આત્માને એટલો બધો ઉચ્ચ કરવો જોઇએ કે દૃશ્યના શુભાશુભ પ્રસંગોમા સમાનભાવે પરિણમે. શાતા અને અશાતાના સ્થાનકો, પ્રસંગો, મોહનાં સ્થાનકો, પ્રસંગો, અને સાધનોમાં પોતાના આત્માની તુલના કરવી અને ઉપર્યુકત સ્થાનો પ્રસંગો અને સાધનોમાં જો આત્મા પોતાના ધર્મથી ચલિત થતો નથી એવું અનુભવાય તો વર્તમાન ચારિત્ર્યની ઉત્તમતા પ્રકટી ખરી એમ જાણવું. તેમજ પરભવમાં પણ હાલમા પ્રાપ્ત થએલ અધ્યાત્મજ્ઞાન ગુણ ટકી રહેશે એમ અનુમાન પર આવવું. અધ્યાત્મજ્ઞાનની પરિપકવતા કરવા અભ્યાસ સેવવો અને ઉપર્યુકત સંયોગોમા નિર્લેપતા રહે એવા સાધનોવડે અનુભવ ગ્રહવો.

જેમ મહાયોધ રણમાં લડવા જાય છે ત્યારે તેના હૃદયમા મૃત્યુભીતિ હોતી નથી. નામરૂપની અહંવૃત્તિ વિસ્મરીને તે યુદ્ધ કરે છે તદ્વત્ આત્મજ્ઞાની વિશ્વરૂપ રણક્ષેત્રમા મોહની સાથે યુદ્ધ કરે છે તે આવશ્યક કર્તવ્યકાર્ય કરતો છતો શુભાશુભપરિણામથી લેપાતો નથી. અતએવ આવશ્યક કર્મ કરવાનો ખરેખરો અધિકાર નિર્લેપાધ્યાત્મજ્ઞાનિયોને ઘટીશકે છે. વિશ્વમા લોકોના શુભાશુભ કોલાહલો વચ્ચે ઉભા રહીને નિર્લેપ રહેવાની શકિત જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે અવબોધવું કે અધ્યાત્મજ્ઞાનની પરિપકવ દશા થઈ. સર્વ પ્રકારના આવશ્યક કાર્યો કરતાં છતાં અન્તરમાં સર્વ જાતની કામનાઓનો નાશ થાય ત્યારે અવબોધવું કે કર્મયોગિની ખરી દશા પ્રગટ થઇ. અધ્યાત્મજ્ઞાનવિના કર્મયોગનો સત્યાધિકાર પ્રાપ્ત થતો નથી. અધ્યાત્મજ્ઞાનપૂર્વક કર્મયોગ સેવવાથી ક્યાય બંધન પ્રાપ્ત થતું નથી સર્વત્ર સર્વદા સર્વથા વાસ્તવિક સ્વાતંત્ર્યકર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત કરવો હોય તો અધ્યાત્મજ્ઞાનને આત્મામાં પરિણમાવવું જોઇએ "પ્રત્યેક કાર્ય કરતાં દુનિયા મ્હને શું કહેશે ? આ કાર્યથી મ્હને યશ મળશે કે નહીં" ઇત્યાદિ જે જે વિચારો પ્રકટે છે તેથી આત્માની શક્તિયોનો હ્રાસ

(નાશ) થાય છે તેથી જો પોતાનુ સંરક્ષણ કરવું હોય તો આત્માને અધ્યાત્મજ્ઞાનવડે પરિણમાવવો જોઇએ. સર્વ પ્રકારનાં અધિકારસંપ્રાપ્તઆવશ્યકકાર્યો કરતાં છતાં નિર્મુકત રહેવાને માટે પરિપકવ જ્ઞાનદશા સંપ્રાપ્ત કરવી જોઇએ. અધ્યાત્મજ્ઞાનસ્વરૂપમાં જ્યારે આત્મા પરિણામ પામે છે ત્યારે બાહ્યકાર્યોમા અહંમમત્વની વૃત્તિ ઉત્પન્ન થતી નથી અને હર્ષશોક રહિતપણે આત્માનન્દમા મગ્ન થઇને કર્મયોગ કરાય છે. અધ્યાત્મજ્ઞાનિયો મહોચ્ચોદ્દેશોને હૃદયમાં ધારણ કરીને કર્મયોગને આદરે છે. તેઓ સંમૂર્છિમની પેઠે ક્રિયાપ્રવૃત્તિમાં પ્રવર્તતા નથી. અધ્યાત્મજ્ઞાનિયો વ્યવહારનયપ્રમાણે વ્યવહારે બાહ્યથી પ્રવર્તે છે અને અંતરથી ન્યારા રહે છે તેથી તેઓ સ્વોચિતક્રિયાયોગથી ભ્રષ્ટ થતા નથી અધ્યાત્મજ્ઞાનિયોના હસ્તમા ખરેખરો ક્રિયાયોગ (કર્મયોગ) રહેલો હોય છે. ક્રિયાયોગના અસંખ્ય ભેદો છે તેથી તે વિષે એકસરખી સર્વની પ્રવૃત્તિ અમુક બાબતમાં હોય વા ન હોય તેથી તે ચર્ચાનું કારણ નથી. અધ્યાત્મજ્ઞાનીમુનિવરો શબ્દના પ્રહારોને સહે છે, જગતના અનેક વાક્પ્રહારોને સહન કરીને સ્વકર્તવ્યમાં અડગ રહે છે. મૃતકદેહને શુચિ દ્રવ્યનું લેપન કરવામા આવે અને પુષ્પમાળાઓનું પરિધાન કરવામા આવે તેમજ તેને અશુચિ દ્રવ્યનું લેપન કરવામા આવે તો બન્નેમાં તેને કાંઈ હર્ષશોક થતો નથી; તદ્વત્ અધ્યાત્મજ્ઞાનિયો જગતની શુભાશુભ વૃત્તિથી મરેલા હોય છે તેથી તેઓને પૂજવામા વા નિન્દવામાં આવે તો તે બન્નેથી તેમને કંઈ અસર થતી નથી. એવી શબ્દનયપ્રતિપાદ્ય અપ્રમત્ત જીવન્મુકત મહાત્માની દશા પ્રાપ્ત કરવાને તેવો અભ્યાસ સેવવો જોઇએ કે જેથી અજ્ઞાનથી મરેલી દુનિયાનું પુનરુજ્જીવન કરી શકાય.

અધ્યાત્મજ્ઞાની ચૈતન્યવાદી છે અને જે આત્મજ્ઞાની નથી તે જડવાદી છે. પોતે આત્મા છતાં જડવસ્તુમાં સુખદુઃખની કલ્પનાથી અહંમમત્વ કલ્પીને રાગદ્વેષવૃત્તિથી અનેક કર્મને બાંધે છે. આત્મા અને કર્મનું પરિપૂર્ણ સમ્યક્સ્વરૂપ અવબોધાયું નથી ત્યાં સુધી મનુષ્ય બાહ્યપદાર્થોની પ્રાપ્તિ માટે વિશ્વજીવોની સાથે યુદ્ધ કરે છે અને ભૌતિકોન્નતિમાંજ પોતાનું સર્વસ્વ કલ્પી લે છે. જડવાદી અર્થાત્ નાસ્તિકવાદી ધર્મની ક્રિયાઓ યદ્યપિ કરે છે તો પણ જડવસ્તુઓમા અહંમમત્વવૃત્તિથી તન્મય બનીને રહે છે. જડસુખવાદ માત્રથી સિકંદર વગેરે બાદશાહોએ આર્યાવર્ત્તપર સ્વારી કરીને કરોડો મનુષ્યોનો સંહાર કર્યો. ભલે તેઓ ચૈતન્યવાદી તરીકે પોતાને માનતા હશે પરંતુ તેઓના કૃત્યો તો જડવાદીઓથી વ્યતિરિક્ત નહોતાં એમ કથતા વિરોધ આવતો નથી. જે મનુષ્યો સર્વજીવોને પોતાના આત્માસમાન માને છે અને સર્વ જીવોની દયા વગેરેમા યથાશકિત સેવાધર્મથી પ્રવૃત્ત થાય છે તેઓ ખરેખરા ચૈતન્યવાદીઓ છે. आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति એ પ્રમાણે જ્યાંસુધી દૃષ્ટિ થઈ નથી ત્યાંસુધી ચૈતન્યવાદી વા અધ્યાત્મજ્ઞાની બનવાનો

અધિકાર પ્રાપ્ત થયો હોય એમ કથી શકાય નહિ. ચૈતન્યવાદી એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિયપર્યંત સર્વ જીવોને સત્તાથી પરમાત્માઓ તરીકે ભાવે છે તેથી તે સર્વજીવો પ્રતિ અહિંસાભાવથી વર્તી શકે એમાં શું આશ્ચર્ય ? અર્થાત્ કાંઈ પણ આશ્ચર્ય નથી. ધનાદિ જડવસ્તુઓવડે કરોડાધિપતિ તરીકે વા રાજા તરીકે પોતાને જે માનતો હોય અને સર્વજીવોની આજીવિકા વગેરેમા સાહાય્ય ન કરતો હોય તે પ્રભુને વા કોઈ ધર્મને માનતો હોય તો પણ વસ્તુતઃ પ્રભુ વા અમુક ધર્મકર્મ તેના હૃદયમા નહિ ઉતરવાથી તે જડવાદીજ છે એમ તેનો આત્માજ કહી આપે છે. દયા દાન પરોપકાર સત્ય અસ્તેય બ્રહ્મચર્ય પરિગ્રહત્યાગ શુદ્ધપ્રેમ અને ભક્તિ વગેરે ચૈતન્યવાદના લક્ષણો છે. એ લક્ષણો જ્યાંસુધી હૃદયમા ન પ્રકટે ત્યાંસુધી ગમે તે ધર્મનો મનુષ્ય પોતાને ચૈતન્યવાદી આસ્તિક તરીકે માનતો હોય તોપણ તે નાસ્તિક છે અર્થાત્ જડવાદી છે એમ અવબોધવું. પુનર્જન્મવાદી ખરોખરો જે હોય છે તે પાપના કૃત્યોથી દૂર રહે છે. જે ચૈતન્યવાદીઓ પુનર્જન્મને માનતા નથી તેઓ ખરી રીતે પાપકૃત્યોથી દૂર રહી શકતા નથી અને તેઓ રજોગુણ અને તમોગુણમાં સદા આસક્ત રહે છે. અધ્યાત્મજ્ઞાનિયો પુનર્જન્મને સ્વીકારે છે તેઓ ખરેખરા ચૈતન્યવાદીઓ છે.

અધ્યાત્મજ્ઞાનિયો સર્વ પ્રાણીઓને સત્તાએ પરમાત્મા છે એવી ઉચ્ચભાવનાથી દેખે છે તેથી વસ્તુતઃ પોતાની ઉચ્ચ ભાવનાદૃષ્ટિથી સ્વાત્માને વ્યક્તિથી પરમાત્મા તરીકે ઉચ્ચ ભાવનાના સંસ્કારોવડે બનાવવા સમર્થ થાય છે. આધ્યાત્મિકજ્ઞાનિયો અધ્યાત્મજ્ઞાન ભાવનાથી એટલા બધા અન્તરમાં મસ્ત થઇ જાય છે કે તેઓ પશુ-પંખી અને ઝાડો વગેરેને પરમાત્મારૂપે અવલોકે છે અને તેઓને પરમાત્મભાવનાથી નમસ્કાર કરે છે. પરમાત્માની સાથે જેઓ શુદ્ધ પ્રેમથી તલ્લીન બની જાય છે, તેઓ આત્માનેજ પરમાત્મારૂપે દેખે છે. આવી દશા તેમની પરમાત્મ ભાવનાના સંસ્કારોવડે વધતી જાય છે તેમ તેમ તેઓના મનમાં ઉદારભાવ પણ વધતો જાય છે. તેઓ શારીરિક વગેરે ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરે છે તોપણ તેમા મુંઝાતા નથી પરંતુ ઉલટા તેથી ભિન્નદશાવાળા અનુભવાય છે. અજ્ઞાનિયો જે જે કર્મોમાં (ક્રિયામાં) બંધાય છે તે તે ક્રિયાઓથી અધ્યાત્મજ્ઞાનીઓ મુક્ત રહે છે અર્થાત્ રાગદ્વેષથી તેમા તેઓ બંધાતા નથી. મુસલમાનોમા अनलहक्क નામનો એક મહાત્મા થઇ ગયો છે તે પોતાના આત્માને પરમાત્મારૂપજ માનતો હતો. જૈનશાસ્ત્રોમાં अप्पा सो परमप्पा-आत्मा स एव परमात्मा આત્મા તેજ પરમાત્મા છે એમ લખેલું છે. अनहलक्कने આવી તેની માન્યતાથી શૂલી પર ચઢાવવામા આવ્યો પણ ખરેખર તેની અનહલકની ધૂનથી તે अनहलकज રહ્યો. આ ઉપરથી સમજવાનું કે અધ્યાત્મજ્ઞાનિયો-જ્ઞાનમાર્ગીઓ સર્વજીવોને પરમાત્માઓરૂપે ભાવે છે તેથી તેઓજ ખરેખરી જગત્‌ની ક્રિયાઓ (કર્મો) વડે ઉન્નતિ કરવા સમર્થ થાય છે. અધ્યાત્મજ્ઞાનિયોના હૃદયમાં પરમાત્મા પ્રગટેલા હોવાથી

અને તેથી તેઓ જીવતાજાગતા ખરેખરા હોવાથી મોહથી મરેલા એવા અજ્ઞાનીજીવોને પ્રતિબોધ આપીને જીવતાજાગતા કરવાને સમર્થ બને છે. અધ્યાત્મજ્ઞાનિયોની શારીરિક ચેષ્ટાથી પરીક્ષા કરવી એ તો વ્યર્થ છે. તેઓના વિચારોમા ભાવનાઓમાં અને તેઓના આન્તરિક ઉદ્‌ગારોમાં તેઓ ખરેખરા પ્રકાશી નીકળે છે. શરીરના ધર્મો તો સર્વ મનુષ્યોના સરખા હોય છે. આત્મામા પરમાત્મત્વ માનીને તેઓ આત્મામા એટલા બધા મસ્ત બની ગયા હોય છે કે તેઓની શારીરિકપ્રવૃત્તિધર્મમા પણ તેઓનું મન ન લાગવાથી પૂર્વ કરતા તેઓની જુદી જ અવસ્થા અનુભવાય છે. અધ્યાત્મજ્ઞાનિયો જેમ કોઇ શેલડીનો રસ ચૂસીને કુચાઓને ફેંકી દે છે તેમ પડ્દર્શનકથિત ધર્મતત્ત્વોને અનુભવીને અનેકાન્તદૃષ્ટિથી આત્મોપયોગી સારભાગને ગ્રહણ કરે છે અને બાકીના ભાગરૂપ કુચાઓને ગુરુગમથી જ્ઞાન પામીને ફેંકી દે છે તેથી તેઓના હૃદયમા કદાગ્રહ તો રહેતો નથી. સર્વ જીવો પર તેઓ મૈત્રીભાવના ધારી શકે છે.

અધ્યાત્મજ્ઞાનીઓને આત્મજ્ઞાનસંબંધી સમયપ્રાભૃતમાં નીચે પ્રમાણે કહ્યું છે.

सुद्धतु वियाणंतो, सुद्धमेवप्पयं लहदि जीवो ।
आणतो दु असुद्धं, असुद्धमेवप्पयं लहदि ॥ १७९. ॥
उवभोजमिंदियेहिं, दव्वाण मचेदणाण मिदराणं ।
जंकुणदि सम्मदिट्ठि, तं सव्वं णिज्जरणिमित्तं ॥ २०५ ॥
दव्वे उवभुज्जंते, णियमा जायदि सुह च दुक्खं च ।
तं सुख दुक्ख मुदिण्ण, वेददि अह णिज्जरं आदि ॥ २०६ ॥
जह विसमुवभुज्जंता, विज्जा पुरिसा ण मरण मुवयंति ।
पोग्गलकम्मस्सुदयं, तह भुंजदि णेव वज्झदे णाणी ॥ २०७ ॥
जइ मज्ज पिवमाणो, अरदिभावेण मज्जदि ण पुरिसो ।
दव्वुवभोगे अरदो, णाणी वि ण वज्झदि तहेव ॥ २०८ ॥
सेवंतोवि ण सेवदि, असेवमाणो वि सेवगो कोवि ।
पगरंण चेठा करसवि, णय पायरणोत्ति सो होदि ॥ २०९ ॥
णाणी रागप्पजहो, सव्वदव्वेसु कम्म मज्झगदो ।
णो लिप्पदि कम्मरएण, दुकद्दममज्झे जहा कणयं ॥ २३२ ॥
भुंजतस्स विं दव्वे, सचित्ताचित्तमिस्सि ये विविहे ।
संखस्स सेदभावो, ण वि सक्कदि किण्हगो कादुं ॥ २३७ ॥
तह णाणिस्स दु विविहे, सचित्ताचित्तमिस्सिए दव्वे ।
भुंजत्तस्स वि णाणं, ण वि सक्कदि रागदोणेदुं ॥ २३८ ॥
जा संकप्प वियप्पो, ता कम्मं कुणइ असुह सुह जणकं ।
अप्पसरूवा रिद्धी, जाय ण हियए परिप्फुरइ ॥ २९४ ॥

समयप्राभृत

अहमिक्को खलु सुद्धो दंसणणाण मइओ सदा रूवी।
णवि अत्थि मज्झ किंचिव अण्णं परमाणु मित्तंपि ॥ ४३ ॥
अहमिक्को खलु सुद्धोय णिम्ममो णाणदंसणसमग्गो।
तम्हि ठिदो तच्चित्तो सव्वे एदे खयंणेमि ॥ ७८ ॥
णिच्छयणयस्स एवं आदा अप्पाण मेवहि करेदि।
वेदयदि पुणो तं चेव जाण अत्ता दु अत्ताणं ॥ ८९ ॥
णाणमया भावाओ णाणमओ चेव जायदे भावो।
तम्हा तम्हा णाणिस्स सव्वे भावा दु णाणमया ॥ १३८ ॥

જ્ઞાની આત્માને શુદ્ધ જાણતો છતો શુદ્ધાત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે. આત્માની શુદ્ધતા જાણીને તેની શુદ્ધતાના અનુભવમાં ઉપયોગી એવો આત્મજ્ઞાની સ્વશુદ્ધસ્વરૂપભાવના બળે આત્માના શુદ્ધ સ્વરૂપભૂત સિદ્ધપર્યાયત્વને પ્રાપ્ત કરે છે. આત્મજ્ઞાની પ્રત્યેક કર્મયોગમાં પ્રવર્તતો છતો પણ આત્માની શુદ્ધતાનો અનુભવ કરી તેના ઉપયોગમાં રહી શુદ્ધ સમાધિ-સુખમાં લીન થઈ શુદ્ધાત્મભાવને પ્રગટાવે છે અને અજ્ઞાની આત્માને અશુદ્ધ જાણતો છતો અશુદ્ધાત્મભાવને પ્રાપ્ત કરે છે. પ્રત્યેક ક્ષણે ગમે તે સ્થિતિમાં હે બુદ્ધિસાગર! એવી સંજ્ઞાને ધારક આત્મન્!!! ત્હારે સ્વાત્મશુદ્ધસ્વરૂપને જાણી તેના અનુભવમાં રહેવું એજ સિદ્ધપર્યાયને પ્રાપ્ત કરવાની ઉત્તમ કુંચી છે "જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ" એવું સમજીને બુદ્ધિસાગર સંજ્ઞાધારક આત્મન્!!! ત્હારે નામ રૂપનો અહંભાવ વિસ્મરીને આત્માના શુદ્ધસ્વરૂપના ઉપયોગમા લયલીન રહેવું એ જ ખરી યોગસમાધિ છે—એવો ઉપયોગ ધારણ કર. ઉચ્ચભાવનાથી આત્મામાં શુદ્ધ પર્યાયનો આવિર્ભાવ થાય છે. "જેવો વિચાર તેવો આત્મા છે." એ લક્ષ્યમાં રાખીને આત્માના શુદ્ધ સ્વરૂપના ઉપયોગમાં સ્થિર થઈ જા. આત્મજ્ઞાની જે કંઈ કરે છે તે નિર્જરાનિમિત્ત થાય છે. પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠા મનવડે સમ્યગ્દૃષ્ટિધારક આત્મજ્ઞાની ચેતન પદાર્થો અને અચેતન પદાર્થોનો ઉપભોગ કરે છે તે સર્વે નિર્જરા હેતુભૂત થાય છે. બનારસીદાસ કથે છે કે "ज्ञानीको भोग सबी निर्जराको हेतु है" સચિત્ત પદાર્થો અને અચિત્ત પદાર્થોનો ઉપભોગ કરતાં નિયમા સુખ અને દુઃખ થાય છે. આ ઉપરથી સમ્યગ્દૃષ્ટિ ઉદીર્ણ એવું સુખ દુઃખ અનુભવતો નિર્જરાને પ્રાપ્ત થાય છે. આ ઉપરથી સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાનીની નિર્લેપતાનો અનુભવીઓને અનુભવ પ્રાપ્ત થાય છે.

જેમ વિષનું ઉપભુંજન કરતા છતા વિદ્યાપુરૂષો મૃત્યુ નથી પામતા. તદ્વત્ પૌદ્ગલિક કર્મના ઉદયને ભોગવતો છતો જ્ઞાની બંધાતો નથી. જેમ અરતિભાવે મદ્યમાં મદ્યપ્રતિ-

પક્ષભૂત ઔષધ નાખીને મદ્ય પીતો છતો મદ્યોન્મત્ત થતો નથી તથા દ્રવ્યોપભોગમાં અરત એવો આત્મજ્ઞાની બંધાતો નથી. આત્મજ્ઞાની સેવતો છતો પણ સેવક નથી અને અજ્ઞાની અસેવતો છતો પણ સેવક છે. જેમ કોઈ પરગૃહથી આવેલાને વિવાહાદિ પ્રકરણ ચેષ્ટા છે તથાપિ વિવાહાદિપ્રકરણનો સ્વાત્મીયભાવથી તે પ્રાકરણિક થતો નથી તેમ આત્મજ્ઞાની ભોજ્ય ઉપભોગ વસ્તુઓમાં અહંમમત્વભાવથી તે તે પદાર્થોને ભોગવતો છતો અભોગી છે. અન્ય કોઈ પ્રકરણસ્વામી નૃત્યગીતાદિપ્રકરણ વ્યાપારને ન કરતો છતો પણ પ્રકરણ રાગસદ્ભાવથી પ્રાકરણિક થાય તેમ અજ્ઞાની બાહ્યવસ્તુઓનો ભોગ ન કરતો છતો પણ તે તે વસ્તુઓના રાગસદ્ભાવથી ભોગી ગણાય છે. સારાંશ કે અજ્ઞાની-રાગાદિસદ્ભાવથી તે તે વસ્તુઓને સેવતો નથી પણ સેવક છે. આત્મજ્ઞાની કર્મમધ્યમાં ગત છતા પણ કર્મવડે સેવાતો નથી, કારણ કે સર્વદ્રવ્યકૃતરાગ ત્યાગ કરે છતે નિર્લેપત્વ સ્વભાવ પ્રગટે છે. જેમ કર્દમમાં સુવર્ણ લેપાતું નથી તેમ રાગદ્વેષાદિ વિકલ્પોપાધિરહિત આત્મજ્ઞાની કર્મમાં લેપાતો નથી. જેમ કર્દમમાં લોહ લેપાય છે તેમ અજ્ઞાની સર્વદ્રવ્યોમાં રાગાદિભાવે આસક્ત થયો છતો લેપાય છે. પંચવર્ણી મૃત્તિકાનું ભક્ષણ કરનાર શંખ શ્વેતતાનેજ ધારણ કરે છે પણ તે શંખની શ્વેતતાને પંચવર્ણિમૃત્તિકા જેમ કૃષ્ણ કરી શકતી નથી તદ્વત્ આત્મજ્ઞાની પંચેન્દ્રિય વિષયોને ગ્રહણ કરતો છતો પણ પોતાના આત્મિક ઉજ્જ્વલ સ્વભાવનો ત્યાગ કરતો નથી. આત્મજ્ઞાની અનેક સચિત્તાચિત્તમિશ્રિત દ્રવ્યોને ભોગવતો છતો જ્ઞાનને રાગાદિ ભાવયુક્ત કરી શકતો નથી. જ્યાંસુધી સંકલ્પવિકલ્પ છે તાવત્ જીવ શુભાશુભકર્મને આત્મા કરે છે. આત્મા યાવત્ રાગાદિ વિકલ્પસંકલ્પ કરે છે તાવત આત્માની આત્મસ્વરૂપઋદ્ધિ હૃદયમા પરિસ્ફુરતી નથી, આવી નિર્વિકલ્પ સ્થિતિમાં સ્થિત આત્મજ્ઞાનીઓ ત્રિભુવનના શહેનશાહો છે. આત્મજ્ઞાની નીચે પ્રમાણે સ્વકીય શુદ્ધ સ્વરૂપની ભાવના ભાવે છે. હું એક શુદ્ધ આત્મા છું. દર્શન જ્ઞાન અને ચારિત્રમય છું, નિશ્ચયતઃ સદા અરૂપી છું. મારૂં વિશ્વમા કંઈ પરમાણુમાત્ર પણ નથી. **एगो मे सासओ अप्पा णाण दंसण संजुओ॥ सेसा मे बाहिराभावा, सव्वे संजोग लकखणा॥** નિશ્ચયત હું એક આત્મા શુદ્ધ છું. મમતારહિત અને જ્ઞાનદર્શન યુક્ત છું, તેમાં સ્થિત અને તેમા ચિત્તવાળો થયો છતો સર્વ આસ્રવાદિ પરભાવોનો વિનાશ કરૂં છું. આત્મા સ્વકીય આત્માને પ્રકટ કરે છે એમ નિશ્ચયનયનું મંતવ્ય છે. આત્મા આત્માને જાણે છે અને આત્મા પોતાના આત્માને વેદે છે. જે માટે જ્ઞાનમય ભાવથી જ્ઞાનમય ભાવ ઉત્પન્ન થાય છે. તે માટે જ્ઞાનિયો સર્વે જ્ઞાનમય નિશ્ચયત થાય છે. **उपादानकारणसदृशं कार्यं भवतीति वचनात् ॥ जीवस्य सर्वे भावाः परिणामज्ञानमया ज्ञानेन निवृत्ता भवन्ति ॥** આત્મજ્ઞાનીઓ આત્મજ્ઞાન પરિણામમાં સદા મસ્ત રહે છે. આત્માના અનન્ત ગુણો અને પર્યાયોનું પ્રકાશક આત્માનું જ્ઞાન છે. અતએવ સર્વ ગુણોમાં જ્ઞાન ગુણની મહત્તા અવબોધવી.

અધ્યાત્મજ્ઞાનસંબંધી સમય પ્રાભૃતનાં અમૃત વચનોનું મનન કરીને અધ્યાત્મજ્ઞાનીઓ આત્મસમાધિમાં મસ્ત બનીને પરભાવને ભૂલી જાય છે. આવી અધ્યાત્મજ્ઞાનસંબંધી સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરવાને શ્રી સદ્ગુરુના શરણે રહીને સદ્ગુરુની કૃપા મેળવવી જોઇએ. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિમાં સદ્ગુરુની કૃપા એજ પુષ્ટ કારણ છે. શ્રી સદ્ગુરુની કૃપા મેળવ્યા વિના આત્મામાં અધ્યાત્મજ્ઞાનનું પરિણમન થતું નથી. અતએવ કથવામાં આવે છે કે અધ્યાત્મજ્ઞાની સદ્ગુરુનું શરણ અંગીકાર કરીને સદા તેમની કૃપા મેળવવી. શ્રીસદ્ગુરુની કૃપાથી જે જે અંશે અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે તે અંશે ખરેખર આત્મામાં પરિણમે છે. અને તેથી આત્માનું આન્તરિક પુનરુજ્જીવન સ્વયમેવ પ્રાદુર્ભૂત થાય છે. ગુરુની કૃપાવડે જ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. અતએવ ગુરુકૃપા મહિમા કથવામાં આવે છે.

## ( गुरुकृपा )

ગુરુની કૃપાથી મળે મંત્ર વિદ્યા, ગુરુની કૃપાથી ટળે છે અવિદ્યા;
ગુરુની કૃપાથી મળે મંત્ર કુંચી, ગુરુની કૃપાથી થની જાત ઉંચી. ૧

ગુરુની કૃપાથી મળે સુખ્ખુ આશી, ગુરુ ભક્તિથી સિદ્ધિયો અષ્ટ દાસી;
ગુરુની કૃપાથી ગુરુત્વ પ્રકાશે, સદા સાત્વિકીબુદ્ધિ ચિત્તે વિકાશે ૨

ગુરુની કળાઓ મળે જ્ઞાન આવે, ગુરુની કૃપાથી મહાસિદ્ધિ થાવે;
ગુરુની કૃપાથી અધાર્યું મળે છે, ગુરુની કૃપાથી કુબુદ્ધિ ટળે છે. ૩

ગુરુની કૃપાથી મળે જ્ઞાન સાચુ, અહો તે વિના જ્ઞાન છે સર્વ કાચું;
થયા વિશ્વમા જેહ સર્વજ્ઞ સન્તો, ગુરુની કૃપાથી મહન્તો ભદન્તો. ૪

ગુરુની કૃપાથી મળે ઇષ્ટ ધાર્યું, ગુરુની કૃપાથી મળે છે વિચાર્યું;
ગુરુની કૃપાથી થતી જીત ધારી, ગુરુની કૃપાથી મળે ઇષ્ટ યારી ૫

ગુરુની કૃપા એ મહામંત્ર જાણો, ગુરુની કૃપાએ મહાદેવ માનો;
ગુરુની કૃપા વિષ્ણુ બ્રહ્મા જ પોતે, ગુરુની કૃપાથી ગ્રહે જીવ જ્યોતે. ૬

ગુરુની કૃપાએ મળે સ્વર્ગસિદ્ધિ, ગુરુની કૃપાએ મળે સર્વ ઋદ્ધિ;
ગુરુની કૃપામાં રહી દૈવ શક્તિ, ગુરુની કૃપામાં રહી સિદ્ધ વ્યક્તિ. ૭

ગુરુની કૃપામા રહ્યા દેવ દેવી, ગુરુ ભક્તને વાત છે કષ્ટ એવી;
ભણ્યું ને ગણ્યું આવતું સર્વ લેખે, કૃપાદૃષ્ટિથી સદ્ગુરુ પૂર્ણ પેખે. ૮

ગુરુની કૃપાથી સમાધિ મળે છે, ભલા ભાવથી ધ્યાનમાદિ ભજે છે;
ગુરુની કૃપા મેળવો સત્યશિક્ષા, બુદ્ધ્યબ્ધિ ગુરુની કૃપામાંજ દીક્ષા. ૯

મોક્ષમાર્ગની સત્ય નિઃસરણીભૂત અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્ત્યર્થે શ્રીસદ્ગુરુની કૃપા અવશ્ય

મેળવવી જોઇએ. ગુરુની કૃપા એજ ગુરુરૂપ ઇશ્વરની કૃપા છે. અતએવ મુમુક્ષોએ શ્રદ્ધા ભક્તિથી ગુરુના પાર્શ્વ સેવી ગુરુકૃપા મેળવીને અધ્યાત્મજ્ઞાનના અભ્યાસમાં લીન થવું જોઇએ.

જેણે ગુરુકૃપાથી ગુરુગમપૂર્વક આત્મજ્ઞાન મેળવ્યું હોય છે તે સ્વાત્માનેજ ઇશ્વરરૂપ માને છે, દેખે છે-અનુભવે છે. આત્મજ્ઞાની પોતાના આત્માનેજ મહેશ્વર દેખીને અને અનેક નામો અને આકારોથી સાકાર ઇશ્વરરૂપ દેખીને કૃતકૃત્ય થઇ જાય છે. પશ્ચાત્ તે અન્યત્ર ઇશ્વરને શોધવાને તથા પ્રાર્થનાઓ કરવા માટે પરિભ્રમતો નથી. સર્વ જીવોજ અનંત પરમાત્માઓ છે અને તેમની પરમાત્મસત્તાથી સમગ્ર વિશ્વ વ્યાપી રહેલું છે એમ તે સત્તાદૃષ્ટિથી અનુભવે છે અને તેથી તે સંગ્રહનયસત્તાદૃષ્ટિએ જ્યાં ત્યાં જીવોમાં ઇશ્વરત્વને અવલોકે છે. આત્મજ્ઞાનીને આત્મજ્ઞાન દશા પ્રાપ્ત થયેલી હોવાથી સંસારના પદાર્થો તેને બાધા કરવાને શક્તિમાન થતા નથી. સમુદ્રમાં કે તળાવમાં ગમે તે મનુષ્ય પડે તો તરવાની ક્રિયાના અભાવે તેમા મૃત્યુ પામે પણ જો તે તરણક્રિયાનો જ્ઞાની હોય તો તેને જલ મારવાને શક્તિમાન થતું નથી. તદ્વત્ ઇષ્ટાનિષ્ટ એવા પંચેન્દ્રિયગ્રાહ્યપદાર્થોનો આ સંસાર-સાગર છે તેમાં અજ્ઞાનીઓ બુડે છે અને આત્મજ્ઞાનીઓ તો તેના ઉપર તરે છે. ઇષ્ટાનિષ્ટ-કલ્પાયલા પદાર્થોમા ડુબકીઓ ન મારનાર અને તેના ઉપર તરનાર એવા આત્મજ્ઞાનીને સાસારિક વૈષયિક પદાર્થો બાધ કરવાને શક્તિમાન થતા નથી. આત્મજ્ઞાન જેઓને પ્રાપ્ત થયું છે તેઓ ઇષ્ટાનિષ્ટ પંચેન્દ્રિય વિષયોના સંબંધમાં આવતાં છતાં નિર્લેપ રહી શકે છે. અફીણ સોમલ વગેરે વિષને જે ભક્ષણ કરે છે તેઓના પ્રાણનો નાશ થાય છે પરંતુ ઔષધી વગેરેથી સોમલ વગેરેને જેઓ મારીને અમુક પ્રમાણમાં ખાય છે તેઓના પ્રાણની-શરીરની ઉલટી પુષ્ટિ થાય છે. આત્મજ્ઞાનીઓ સાસારિક ભોગ પદાર્થોને આત્મજ્ઞાનથી મારીને ભોગવે છે તેથી તે તે વૈષયિક પદાર્થોથી તેઓ બંધાતા નથી. ગૃહસ્થાવાસમાં રહેલા તીર્થં-કરોમા કેચિત્ તો ચક્રવર્ત્તિયો હોય છે તેઓ આખી દુનિયાનું રાજ્ય કરે છે, સર્વ સાનુકૂળ પદાર્થોનો ઉપભોગ કરે છે છતાં તેઓ બંધાતા નથી. ઊલટા તેઓ કર્મની નિર્જરા કરે છે આત્મજ્ઞાનીઓને પાંચે ઇંદ્રિયો હોય છે. પ્રત્યેક ઇંદ્રિયથી તેઓ તે તે ઇંદ્રિયગ્રાહ્ય વિષયને ગ્રહે છે, પરંતુ તેમાં ઇષ્ટાનિષ્ટત્વની ભાવનાઓવડે મનને પ્રવર્તાવતા નથી; -તેથી તેઓ ઇંદ્રિયના વિષયોથી બંધાતા નથી આત્મજ્ઞાની ચાલે છે, હાલે છે, ખાય છે અને પીએ છે, ઇત્યા-દિક શારીરિક કર્મોમા પ્રવૃત્ત થાય છે. પણ આત્માને આત્મા તરીકે અવબોધીને અન્ય સર્વના અહંમમત્વથી મુક્ત રહે છે; તેથી તેઓ વેદાન્તની જીવન્મુક્ત દશા અને જૈન-દૃષ્ટિએ સમ્યગ્દૃષ્ટિની દશાને પ્રાપ્ત કરે છે. કરોડો-અસંખ્ય અજ્ઞાની મનુષ્યો કરતાં એક આત્મજ્ઞાની મનુષ્યનું જીવન ઉત્તમ છે. કરોડો અજ્ઞાનીઓ જે પાપ કરે છે તેવું પાપ યદિ જો એક આત્મજ્ઞાની કરે તો પણ તે આત્મજ્ઞ હોવાથી કરોડો અજ્ઞાનીઓ કરતાં અનંત-ગુણહીન કર્મબંધ કરે છે; અથવા તો તે અમુક કષાયના અભાવે નિર્લેપ રહે છે. આત્મ-

જ્ઞાની અગ્નિસમાન છે. અગ્નિમાં નાંખેલા સર્વ પદાર્થો બળીને ભસ્મસાત્ થઇ જાય છે. વિષ ઉધઈ વગેરેને અગ્નિ બાળીને ભસ્મ કરી નાંખે છે પણ અગ્નિને કોઈ બાળી શકતું નથી. આત્મજ્ઞાની થએલા અને થતા એવા કરોડો દોષોને જ્ઞાનાગ્નિથી બાળીને ભસ્મ કરી દે છે. આત્મજ્ઞાનીઓ તે કારણથી નિર્દોષ રહી શકે છે અને જ્ઞાનરૂપ અગ્નિમાં પોતાના આત્માને શુદ્ધ કરી અગ્નિકુલના પાત્ર તરીકે પોતાને ખરી રીતે વિશ્વમાં જાહેર કરે છે.

આત્મજ્ઞાનીઓ જે જે કંઈ કરે છે તે તે સર્વમાં અહંત્વ-મમત્વ અને અમુક મર્યાદાથી બદ્ધ નહીં હોવાથી સર્વ જીવોની સાથે તેમનો આત્મભાવ વધતો જાય છે. તેઓનું આત્મજ્ઞાન પ્રતિદિન વિકાસ પામતું જાય છે અને તેઓ वसुधैव कुटुम्बकम् એવી દશામાં આવીને ઊભા રહે છે. તેઓ પૂર્વકર્મની પ્રેરણાથી જે કંઈ કરે છે તે જોકે બાહ્યદૃષ્ટિથી તે કર્મ દોષરૂપ ગણાતું હોય છે તથાપિ વસ્તુતઃ આન્તરિક-માનસિક દોષથી મુક્ત હોવાથી તેઓ નિર્દોષજ હોય છે એમ અવબોધવું. અધ્યાત્મજ્ઞાનીઓના હૃદયમાં તેમનો આત્મારૂપી પરમાત્મા જાગ્રત થયેલ હોય છે, તેથી તે સર્વત્ર ધ્યેયદૃષ્ટિએ જીવો તેજ પરમાત્માઓ છે એવું અનુભવવાને સમર્થ થાય છે. આ સમગ્ર વિશ્વમાં સમ્યગ્દૃષ્ટિવડે જાગ્રત્ થએલા મનુષ્યો સાકાર પરમાત્માઓ છે અને અજાગ્રત્ જીવો નિદ્રિત પરમાત્માઓ છે. ગમે તેવી કર્મની ઉપાધિમાં તેઓનું પરમાત્મત્વ ટળતું નથી. આ પ્રમાણે સમગ્ર વિશ્વમાં જ્યાં દેખો ત્યાં જીવ માત્ર પરમાત્મારૂપ જેને ભાસે છે એવો જ્ઞાની પરમાત્મભાવનાએ વ્યક્તિતઃ પરમાત્મા છે. પરમાત્માને અન્તરમાં અનુભવવાનો છે. આત્મજ્ઞાની આવી પૂર્ણશ્રદ્ધાથી તે સર્વ ક્રિયા કલ્પનાઓને તરીને તેની પેલી પાર રહેલા પરમાનન્દનો પરમાત્મારૂપ બનીને અનુભવ કરે છે. જે પોતાનું પરમાત્મરૂપ છે તે ત્રણ કાળમાં ટળવાનું નથી. સત્તાએ પરમાત્મદ્રવ્યમાં અંશમાત્ર ફેરફાર થતો નથી. આવી એક વાર શ્રદ્ધા થઈ એટલે પરમાત્માને પ્રાપ્ત કરવાનું દિવ્ય ચક્ષુ પ્રગટ થઇ ગયું એમ જાણવું. આત્મજ્ઞાનીઓ આવી આત્મશ્રદ્ધાથી ભ્રષ્ટ થતા નથી. ત્રણ લોકના દેવતાઓ તેમને ચળાવવા આવે તો પણ તેઓ આત્મશ્રદ્ધાથી ભ્રષ્ટ થતા નથી. તેમના ઉપર સમગ્ર વિશ્વમનુષ્યો ધસી આવે તો પણ તેઓ સત્ય આત્મશ્રદ્ધાને ત્યજતા નથી. આત્મશ્રદ્ધાથી આત્મારૂપ પરમાત્માને તમે જે કહેશો તે પ્રમાણે થશે એમ પૂર્ણ શ્રદ્ધા રાખો. नायमात्मा बलहीनेन लभ्य. બલહીન-વડે અનન્ત શક્તિમય આત્માને પ્રાપ્ત કરી શકાતો નથી. એકવાર આત્માની પરમાત્મભાવે શ્રદ્ધા થઈ તો પશ્ચાત્ આત્મા પોતે પરમાત્મશક્તિયોને પ્રકાશિત કરશે. આ બાબતમાં જરા માત્ર સંશય રાખશો નહીં. संशयात्मा विनश्यति—અજ્ઞાની સંશય આત્મા નષ્ટ થાય છે. એક વાર પોતાના આત્માના સ્વરૂપની ઝાંખી કરી કે પશ્ચાત્ વિચારો અને આચારોમા દિવ્ય પરિવર્તન થવાનુંજ. આત્માઓ—પરમાત્માઓના નામે અને આકારે જે જડ વસ્તુઓ વિશ્વમાં પૂજાય છે તેનો ખ્યાલ કરતા અધ્યાત્મજ્ઞાનીઓ કથે છે કે—એ સર્વ આત્માનોજ

જડ વસ્તુઓમાં સુખની બુદ્ધિ પ્રકટવા લાગી અને મનુષ્યો જડ વસ્તુના સુખની ભ્રાન્તિએ દાસ બનીને જડવસ્તુઓને પૂજવા લાગ્યા તથા તેમાં મમતા કરવા લાગ્યા. શ્રી મહાવીર પ્રભુએ એક વખતે આર્ય દેશ પર અધ્યાત્મજ્ઞાનનો પૂર્ણ પ્રકાશ નાખ્યો છે; તે ભારતદેશ હાલ અનેક પંથોમાં જકડાઇને સત્યની ઉપાસના કરવા સમર્થ થતો નથી, 'કેડે છોકરૂં અને ગામ શોધ્યું' તેની પેઠે ધર્મગુરુઓ પણ જડ વસ્તુમા આત્માને અને સુખને માનવા લાગ્યા તેથી ભારતની અધોદશા થએલી છે. જો કે ભારતમા હજી અધ્યાત્મના ધારક મહાત્માઓ છે પણ તે થોડા પ્રમાણમા છે. અધ્યાત્મજ્ઞાન વિના સત્ય કર્તવ્યથી મનુષ્યો પરાઙ્મુખ રહે છે. ધર્મકથાનુયોગ, ચરણકરણાનુયોગ વગેરે અનુયોગો કે જે ધર્મના અંગો છે તેઓ પણ દ્રવ્યાનુયોગ પ્રતિપાદિત અધ્યાત્મજ્ઞાનથી જીવી શકે છે. આત્મા અને આત્મજ્ઞાન વિના કથાનુયોગ અને ચારિત્ર ક્રિયાઓની મહત્તા અંશ માત્ર પણ સિદ્ધ થતી નથી. અતએવ આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને ઉપરની બાબતનો અનુભવ કરવો જોઇએ. આ બાબતમાં અંધશ્રદ્ધાથી કંઈ માની લેવાની જરૂર નથી. આત્માના ગુણપર્યાયોનો અનુભવ કરો. સર્વ દેવો દેવીઓ અને મનુષ્યો એ સર્વમાં આત્માઓ છે તેથી તે રમણીય લાગે છે–આત્મામાજ રમણીયતા લાગે છે. આત્માથી ત્યજાયલા મૃતદેહમા કંઈ રમણીયતા લાગતી નથી. શરીરમાં સુખમાં વગેરે અંગોમા રમણીયતા વસ્તુત નથી; વસ્તુત. તે પ્રિય નથી. આત્માના સંબંધ ઉપચારે તે રમણીય લાગે છે. વસ્તુત ઈષ્ટ મિત્રો અને પ્રેમીઓ વગેરેમાં તેઓના આત્માઓજ પ્રિયસ્વરૂપ–રમણીયસ્વરૂપ અનુભવાય છે એમ અનુભવ કરતાં અનુભવ થશે. આત્માને ધારણ કરેલા સ્વશરીરમા યાવત્ આત્મા છે તાવત્ તેમાં રમણીયતા–પ્રિયતા ભાસે છે તે આત્માનેજ લઇને; અન્યથા આત્માના અભાવે તે શરીરની જે અવસ્થા થાય છે તેનો અનુભવ સર્વને છે. ચૈતન્યવાદીઓ ચૈતન્યપૂજક એવા આત્મજ્ઞાનિયો આત્માના સ્વરૂપમા ધ્યાનથી મગ્ન રહે છે. આત્મજ્ઞાનીઓ આત્માઓ તેજ પરમાત્માઓ છે એવી ધારણામાં મગ્ન થઇને એકેન્દ્રિયથી તે પંચેંદ્રિયપર્યંત સર્વ જીવોને પરમાત્માઓરૂપે ભાવીને અર્હં અને ૐ શબ્દ વાચ્ય સર્વ જીવોનું પરમાત્મસ્વરૂપ છે એવો નિશ્ચય કરીને નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢે છે.

આત્મા તે પરમાત્મા જ્યા ત્યા જીવો સર્વે અર્હ ૐ ૐ ૐ
વનસ્પતિ પાણી પૃથ્વીમા અગ્નિ વાયુ જીવો ૐ ૐ ૐ
સરોવરો નદીઓ પહાડોમા અર્હ ૐ પરમાત્મા
સત્તાએ એકજ અનેકજ વ્યક્તિએ પરમાત્માઓ તે અર્હ ૐ ૐ ૐ
શુદ્ધ થયેલા સિદ્ધાલયમા મુક્તાત્માઓ અર્હં ૐ ૐ ૐ
જ્યાં દેખું ત્યા પરમાત્માઓ, આત્માઓ, એ તિરોભાવે અર્હ ૐ ૐ ૐ
ચૈતન્ય ચેષ્ટાએ વિલસે અર્હં ૐ ૐ ૐ
પ્રાણીઓ પરમાત્માઓ છે અર્હં ૐ ૐ ૐ

પશુ પંખીઓ પરમાત્માઓ અર્હં ૐ ૐ ૐ
અનુભવે તે વ્યક્તિભાવે અર્હં ૐ ૐ ૐ
જ્ઞાનરૂપ મહિમાએ વિલસે અર્હં ૐ ૐ ૐ
પ્રભુરૂપ દુનિયાના જીવો અર્હં ૐ ૐ ૐ
સ્વમા સર્વે સર્વવિષે હું અનેકાન્તથી અર્હં ૐ ૐ ૐ
સર્વ દેશમાં સર્વ કાલમાં અર્હં ૐ પરમાત્મા
અંશે અંશે ગુણસ્થાનકમા પરમાત્માઓ અર્હં ૐ ૐ ૐ
પૂર્ણપણે ઉપર ગુણસ્થાનક અયોગીએ અર્હં ૐ ૐ ૐ
આત્માઓથી સૌન્દર્ય છે દેખાતું આ અર્હં ૐ ૐ ૐ
પ્રેમાકર્ષણ આત્માઓનું નયસાપેક્ષે અર્હં ૐ ૐ ૐ
ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ. જગમાં ૐ ૐ ૐ ૐ ૐ
ઉપયોગે સર્વત્ર સદા તે અર્હં ૐ ૐ ૐ
ધ્યાને સિદ્ધત્વ વ્યક્તિએ અર્હં ૐ ૐ ૐ

આત્મજ્ઞાની સર્વનયોની સાપેક્ષતાએ સત્તાનયદૃષ્ટિ આદિ દૃષ્ટિએ પરમાત્મભાવનામાં લીન થઇને સાપેક્ષનયપૂર્વક આત્મારૂપ પરમાત્માને ગાય છે અને તેમાંજ મસ્ત બને છે.

સર્વ સંસારી જીવો સત્તાએ પરમાત્માઓ છે પરંતુ વ્યક્તિની અપેક્ષાએ તિરોભાવે પરમાત્માઓ છે. સત્તાની અપેક્ષાએ સર્વ જીવોમાં સિદ્ધત્વભાવનાએ અધ્યાત્મજ્ઞાનીએ ઉપર્યુક્ત દૃષ્ટિ અવબોધવી. સિદ્ધ પરમાત્માઓ એવંભૂત નયની અપેક્ષાએ છે. સમ્યગ્દૃષ્ટિગુણસ્થાનકથી આરંભીને બારમા ગુણસ્થાનકપર્યંત વર્તનારા અન્તરાત્માઓ વસ્તુતઃ સત્તાએ પરમાત્માઓ છે. સત્તાગ્રાહક નયાપેક્ષાએ સર્વ જીવોને સિદ્ધો માનીને અધ્યાત્મજ્ઞાનીઓ સ્વાત્માને ઉચ્ચભાવનાએ વ્યક્તિમાંથી પરમાત્મા બનાવે છે. સત્તાએ સર્વ જીવોને પરમાત્મારૂપે ભાવવાથી સ્વસમયની આરાધના થાય છે અને વિભાવિક ભાવરૂપ પરસમયથી પરાઙ્મુખ થવાય છે. અધ્યાત્મજ્ઞાનીઓ આત્માને અર્થનયે અને શબ્દનયે ધ્યાવે છે અને આ મપર્યાયોનો પરિપૂર્ણ આવિર્ભાવ કરવા પ્રયત્ન કરે છે. આત્મજ્ઞાનીઓએ "**जोगाणं सग्गहाणं जह होइ तह पयइयव्वं**" મન વચન અને કાયાના યોગનું જેવી રીતે સમાધાન થાય તેવી રીતે પ્રવર્તવું. મન-વચન અને કાયાના યોગની સ્થિરતા જેમ વધે તેવી રીતે આત્મભાવનાએ પ્રવર્તવાથી અધ્યાત્મજ્ઞાનનો વિકાસ થતો જાય છે. આત્મજ્ઞાનીઓએ પોતાના માટે અન્ય મનુષ્યો જે કંઈ ટીકા કરે તે પ્રતિ લક્ષ ન દેવું જોઇએ. દુનિયાનો એક મત કદિ થયો નથી અને કદિ થનાર નથી. સત્યને દુનિયાએ એકદમ સ્વીકારી લીધું નથી ઉલટું સત્યના વક્તાઓના પ્રાણ લેવામાં આવ્યા છે. શ્રી મહાવીર પ્રભુએ અનાર્ય દેશમાં વિહાર કર્યો તે વખત તેમના ઉપર પત્થર ફેંકવામાં આવ્યા હતા અને

હેરિક આદિ અસત્ય શબ્દોવડે તેમની હેલના કરવામાં આવી હતી. કેવળજ્ઞાની વીતરાગ વીર પ્રભુ જેવાને માટે સર્વ દુનિયાનો એક સરખો અભિપ્રાય કેવી રીતે હોઈ શકે? જે શ્રી વીર પ્રભુને તેર વા ચૌદ લાખ જૈનો પૂજ્યદૃષ્ટિએ જુવે છે અને તેમને પરમાત્મા માને છે તે શ્રી મહાવીરને ખ્રીસ્તિઓ મુસલમાનો અને બૌદ્ધો વગેરે પરમાત્મા તરીકે સ્વીકારતા નથી ઉલટું તેમને કાફર વગેરે શબ્દોથી બોલાવવામાં આવે છે. મહુમ્મદ પેગંબરને મુસલમાનો જે દૃષ્ટિથી પૂજે છે અને તેમની શ્રદ્ધા રાખે છે તે દૃષ્ટિથી જૈનો હિન્દુઓ વગેરે મહુમ્મદ પેગંબરને માનતા નથી. ઇસુક્રાઇસ્ટને ખ્રીસ્તિઓ જે દૃષ્ટિથી માને છે તે દૃષ્ટિથી અન્ય બૌદ્ધ અને હિન્દુઓ વગેરે ધર્મવાળાઓ માનતા નથી. પોતાના મંતવ્યનો સર્વ લોકો સ્વીકાર કરે એ તો ત્રણ કાળમાં વિશ્વમાં બન્યું નથી બનવાનું નથી. અધ્યાત્મ જ્ઞાનને નહિ માનનાર એવા નાસ્તિક જડવાદીઓ, એકાંત જડવાદીઓ અનેક કુયુક્તિઓથી એકાન્તે આત્મજ્ઞાન(બ્રહ્મજ્ઞાન)નું ખંડન કરવાના અને આત્મજ્ઞાનિયોને દાબી દેવાના અનેક પ્રયત્નો કરવાના આમ સદાકાળ બન્યા કરે છે. આત્મજ્ઞાનિયોની બદબોઈ કરવા માટે જડક્રિયાવાદીઓ શું બાકી નહીં રાખે? એવું પ્રથમથી જાણીને આત્મજ્ઞાનનો માર્ગ અંગીકાર કરવો જોઈએ. આત્મજ્ઞાન કરવાને જેઓ કીર્તિના પૂજારી હોય અને જેઓને દુનીઆની વાહવાહમાં વૃત્તિ બંધાઈ હોય તેઓની અધિકારિતા નથી અને તેઓએ આત્મજ્ઞાનની આશા રાખવી નહિ; કારણ કે આ દુનિયાની કીર્તિ અપકીર્ત્તિ વાહવાહ વગેરે ભૂલ્યા વિના આત્મજ્ઞાનનું દિવ્યજીવન પ્રાપ્ત થતું નથી. આત્મજ્ઞાની થનારને સૂચના કે દુનિયા તમારી અપકીર્ત્તિ એટલી બધી કરે કે વાયરામાંથી પણ તમને તેવા શબ્દો સંભળાય તો પણ મરેલા મડદાની પેઠે તમારે કીર્ત્તિ અને અપકીર્ત્તિમાં આચરણ કરવાનો પ્રયત્ન સેવવો પડશે. દુનિયા તમને ધિક્કારે તો પણ તમારે ધિક્કારના શબ્દો હસીને ભૂલી જવા પડશે. એવો પહેલાંથી નિશ્ચય કરીને અને દુનિયામાં રહ્યા છતાં દુનિયાના શુભાશુભભાવને નમસ્કાર કરીને અધ્યાત્મજ્ઞાનનો માર્ગ અંગીકાર કરશો તો તમો અધ્યાત્મજ્ઞાનના દિવ્યજીવનનો સાક્ષાત્કાર કરીને પોતાના આત્માને પરમાત્મરૂપે અનુભવી શકશો. આમાં અંશમાત્ર અસત્ય નથી; એમ તમારે વિશ્વાસ ધારણ કરીને આત્મજ્ઞાનમાર્ગમાં પ્રવેશવું. અધ્યાત્મજ્ઞાનમાં પ્રવેશ થવાથી દુનિયામાં પ્રચલિત સર્વ ધર્મોનું રહસ્ય તમને સમ્યગ્દૃષ્ટિથી સમ્યક્પણે અવબોધાશે અને સર્વ તીર્થો, સર્વ દેવો અને સર્વ મહાત્માઓના સ્વરૂપને અન્તરમાં અનુભવશો. જે ઈશ્વરથી તમે પોતાને દૂર માનો છો તે ઈશ્વર તો આત્માના અસંખ્યાત પ્રદેશરૂપે સ્વયમેવ ઝળહળી ઉઠશે. તમે દુનિયાની પરીક્ષા કરવા ઇચ્છા ન રાખો અને દુનિયા તમારી પરીક્ષા કરીને જે અભિપ્રાયો બાંધે તે ઉપર લક્ષ્ય ન ગણો. તમારા અધિકાર પ્રમાણે વ્યાવહારિક અને ધાર્મિક જે જે કર્તવ્યરૂપ ફરજો તમારે અદા કરવાની હોય તે કર્યા કરો અને તેમા પોતાના આત્મારૂપ પરમાત્માનું

ધ્યેયસ્થાન કરીને આનંદથી વર્ત્યા કરો. અનેક દુઃખોઆગે રહીને પણ અંતરમાં સુખસ્વરૂપ પોતે હું ઇશ્વર છું એમ ભાવના કરો. સંમૂર્છિમની પેઠે અથવા આંધળી આકરૂંદની પેઠે વિશ્વપ્રવાહમાં અન્ધશ્રદ્ધા રાખીને ન તણાઓ. આત્મામાં બળ પ્રકટાવીને મિથ્યા વહેમોને દૂર કરી વિશુદ્ધ પ્રેમથી સર્વ જીવતા દેવોને પૂજતે ચાલો અને તેઓના આત્માઓની સાથે સ્વાત્માને એક રસરૂપ કરીને તેનો અભેદાનુભવ અનુભવો !!! આત્મજ્ઞાન અને આત્મજ્ઞાનિયોને ધિક્કારનારાઓને પણ તેઓ સનાતન પરમાત્માઓ છે એવા પરમાત્મભાવથી દેખો અને પોતાના હૃદયમાં ઉત્તમ સંસ્કારો પાડો. ધિક્કારનારાઓ ખરેખર આત્મજ્ઞાનભાવથી આપણને અવબોધતા નથી. જો તેઓ આત્મદૃષ્ટિ પામશે તો આપણને આત્મદૃષ્ટિથી દેખશે. તેમના જેવી ઘણા ભવોમાં આપણે પણ જડવાદ દૃષ્ટિ ધારણ કરી હતી માટે તેમાં કંઈ આશ્ચર્ય નથી. તમો કોઈથી બંધાયલા નથી અને કોઈ તમને બાંધવા સમર્થ નથી એમ પોતાને અનુભવો !!! તમો પોતાના આત્મરૂપ ઇશ્વરની સન્મુખ દૃષ્ટિ ધારણ કરીને સર્વ કરો એટલે તમારી આગળ સત્યનોજ પ્રકાશ પડશે અને કર્તવ્યમાં પણ સત્યજ તરી આવશે. કર્મ-માયા એ શરીરની છાયા સમાન છે. તેના સામું દોડવાથી તે કદી પકડાઇ શકાશે નહિ. પરંતુ જ્યારે આપણે આત્મસૂર્યના સન્મુખ ગતિ કરીશું ત્યારે તે પોતાની પાછળ રહેશે. આત્મારૂપ પરમાત્મા તમે છો. બાકી હૃદયમાં તમે છોજ નહિ, એવો દૃઢભાવ ધારીને પોતાના આત્માને પ્રત્યેક કાર્યમાં અરૂપી નિરંજન તટસ્થ દેખશો તો વિશ્વનાટકનો ખરેખરો અનુભવ તમને થશે. તટસ્થ રહીને દેખવું અને તટસ્થપણે જાણવું અને તટસ્થ રહીને દુનિયા સંબંધી સર્વ વિચારો કરવાથી આત્મારૂપ પરમાત્મા ખરેખર દેહમાં રહ્યા છતાં સહજાનન્દ ભોગવવા સમર્થ થાય છે. બે મલ્લો મલ્લ કુસ્તી કરે છે તેમા બન્નેને કુસ્તીમાં જે આનંદ પડે છે તેના કરતાં રાગદ્વેષનો ત્યાગ કરીને તટસ્થપણે બન્નેને દેખનારાઓને વિશેષ આનન્દ પ્રગટે છે. નાટકશાળામાં નાટકીઆઓ જે જે પોતાનો વેષ કરે છે તેમાં ફક્ત તેઓની આજીવિકા બુદ્ધિ હોવાથી તેઓને વેઠ સમાન પ્રવૃત્તિ લાગે છે. તેઓને પૂછવામા આવે કે તમોએ નાટક ભજવતાં કેટલો બધો આનન્દ પ્રાપ્ત કર્યો છે ? તેના ઉત્તરમાં તેઓ કહેશે કે કંઇ નહીં. અમારો પાઠ અમોએ દુઃખ વેઠીને ભજવ્યો છે. હવે નાટક પ્રેક્ષકોને પૂછવામાં આવે કે તમને નાટક પ્રેક્ષણથી આનન્દ થયો કે કેમ ? તેના ઉત્તરમાં તેઓ કહેશે કે અમને ઘણો આનંદ થયો. નાટક પ્રેક્ષકો પણ ખરેખરા તટસ્થ ગણાય નહીં તથાપિ તેઓને યત્કિંચિત્ તટસ્થ દૃષ્ટિથી નાટક દેખવાથી આનન્દ થયો; તો જ્યારે સમ્યગ્દૃષ્ટિપણાની તટસ્થદૃષ્ટિ આવે અને આત્માની ખરેખરી તટસ્થતા પ્રગટે તો પ્રારબ્ધાધિયોગે કર્મયોગી હોવા છતાં સહજાનન્દની ઝાંખીનો પૂર્ણાનુભવ થાય અને ઉત્તરોત્તર દિવ્યજીવનનો પ્રાદુર્ભાવ થાય. કરોડો કાર્યોની વચ્ચમાં કર્મયોગે પ્રવૃત્તિયુક્ત છતાં તટસ્થ દૃષ્ટિથી સર્વ દેખવું અને જડપદાર્થોને અસત્

માનીને તેમાં થનારી અહંમમત્વવૃત્તિને દૂર કરી દેવી. જે કાલે જે આવશ્યક કાર્ય કરવાનું હોય છે તે કર્યા વિના છૂટકો થતો નથી ત્યારે તે વખતે તટસ્થતા અને સાક્ષીપણું ધારણ કરી અનાસક્તિથી કાર્ય કરવાની ટેવ પાડવી જોઇએ. આત્મજ્ઞાની તટસ્થ દૃષ્ટિથી અનાસક્તિપૂર્વક જે જે કાર્યોને કરે છે તે તે કાર્યો અજ્ઞાની અહંવૃત્તિપૂર્વક કરે છે. આત્મજ્ઞાનીઓ અને અજ્ઞાનીઓના શરીરની બાહ્યચેષ્ટાઓ તો કાર્યપરત્વે એક સરખી હોય છે પરંતુ તેઓમાં જે ફેરફાર હોય છે તે તો સમ્યગ્દૃષ્ટિ અને અસમ્યગ્દૃષ્ટિમા અવબોધવો. નિર્વિષદાઢાયુક્ત અને વિષદાઢાયુક્ત સર્પની બાહ્યક્રિયા તો એક સરખી હોય છે પણ જે બન્નેમા ફેરફાર છે તે તો સવિષ અને નિર્વિષદાઢાઓની અપેક્ષાએ છે. અધ્યાત્મજ્ઞાનીઓ નિર્વિષદાઢાયુક્ત સર્પના જેવા હોય છે. તેઓની આત્મતા તેઓના સદ્વિચારોજ છે. આત્મજ્ઞાનીઓ બાહ્ય કર્મો કરતા છતા પણ નિર્લેપ રહે છે તેનું ખરૂં કારણ પ્રત્યેક કર્મમા તટસ્થતાભાવ અને સાક્ષિત્વ એજ છે. શ્રી કૃષ્ણને કર્મોમા સાક્ષિત્વ હતું જૈનદૃષ્ટિએ તે અન્તરાત્મા અને તેજ ભાવી પરમાત્મા છે. આત્મજ્ઞાન થયા વિના પ્રત્યેકકાર્યમા તટસ્થતા રહી શકે નહિ. સર્વ પૌદ્ગલિક પદાર્થોના સંબંધમા છતા તેઓના પાસમા રહેવાપણુ ન થવું એ તટસ્થતા વિના સંભવે નહીં. સર્વ સંબંધોમા તટસ્થભાવ આવ્યા વિના આ દુનિયામા વનમા ઘરમા પ્રવૃત્તિમાર્ગમા એકાતમા અને અન્ય ગમે તે કાર્ય કરતાં વા ન કરતા પગલે પગલે દુઃખ છે અતમજ્ઞાનીને સાક્ષિત્વભાવ પ્રગટે છે તેથી તે દુઃખના હેતુઓને દુઃખપણે પરિણમાવી શકતો નથી અને પોતાના આત્મા ઉપર દુઃખની અસર ન થાય એવું આત્મબળ સ્ફોરવીને આત્માના આનંદનો અનુભવ કરે છે. દુઃખ પરિણામને પોતાના આત્મામાં ન પ્રગટાવવા દેવો એ આત્મસાક્ષીભાવ અને તટસ્થભાવ ઉપર આધાર રાખે છે; માટે આત્મજ્ઞાનીઓએ સર્વ સંબંધોમા અને સર્વ કાર્યોમાં તટસ્થભાવ ધારણ કરીને શુદ્ધોપયોગે વર્તવું. જે જે ઇંદ્રિયદ્વારા જે જે કાર્યો થતા હોય તેમા સાક્ષીભૂત થઇને તટસ્થપણે દેખ્યા કરવા અને તેથી પોતાના શુદ્ધાત્માને ભિન્ન અવલોકવો. આહારાદિક્રિયાઓમાં આત્માને તટસ્થપણે અવલોકવો અને આત્માના શુદ્ધોપયોગવડે આહારાદિક્રિયાઓને તટસ્થપણે અવલોકવી આ પ્રમાણે તટસ્થતાનો અભ્યાસ વૃદ્ધિ પામવાથી સર્વ વસ્તુઓનો બાહ્યથી સંગ છતાં અંતરથી નિઃસંગપણું પ્રગટવાનું અને સર્વ દોષોમધ્યે રહેવા છતા દોષોથી મુકતપણું રહેવાનું-એવું પરિપૂર્ણ વિશ્વાસથી માનવું. અધ્યાત્મજ્ઞાની આ પ્રમાણે સર્વ કાર્યો કરતાં છતાં મુક્તિમા પ્રવેશવાનો તટસ્થતાનો દરવાજો ઉઘાડી દે છે અને તેથી અધ્યાત્મજ્ઞાનીઓને મુકિતમાં સહેજે પ્રવેશ થાય છે આત્મજ્ઞાનીએ પોતાના આત્માને શુદ્ધોપયોગે ભાવવો અને જે જે બાહ્ય વસ્તુઓના પરિચયમા આવવું પડે તે તે બાહ્ય વસ્તુઓમાં પરમાત્માના શુદ્ધ સ્વરૂપને અવલોકવાની ઉપચારથી ભાવના કરવી. આમ કરવાથી આત્માની

ઉચ્ચભાવના નાશ થશે નહિ અને આત્માની શુદ્ધતા બની રહેશે. આત્મજ્ઞાનીએ જે જે ક્રિયાઓ બાહ્યથી કરવાની હોય તેમાં પરમાત્માનો ઉપચારથી આરોપ કરીને તેમાં પરમાત્મરૂપ ધ્યેયવૃત્તિથી સ્થિર થવું કે જેથી પરમાત્મભાવના એજ શુદ્ધોપયોગમાં પરિણામ પામે અને તેથી બાહ્યમાં નિર્બંધપણું રહે. દરિયામાં મોતી કાઢવા ઉતરી પડેલા મનુષ્યની ચોતરફ અસંખ્ય મણ જળ હોય છે પરન્તુ તે જલથી તારૂનો નાશ થતો નથી, કારણ કે તારૂ તરવાની ક્રિયા જાણે છે; તદ્વત્ વિશ્વમાં સ્વાધિકારે અનેક કાર્યમાં પ્રવૃત્ત થએલા જ્ઞાનયોગીને અનેકકાર્યો બંધન કરવા શક્તિમાન્ થતા નથી; કારણ કે જ્ઞાનયોગી કર્મયોગને આદરતો છતો સર્વ કાર્યોમા નિર્લેપ રહેવાના જ્ઞાનનો ઉપયોગ કરી તેઓમાં અનાસક્તિથી પ્રવર્તે છે. સોમલ અફીણ વગેરે વિષ પદાર્થોનો ઉપયોગપૂર્વક વ્યાપાર કરનારને વિષ કાંઇ બાધ કરવા સમર્થ થતું નથી. તદ્વત્ જ્ઞાનયોગી કર્મયોગી બનીને સ્વાધિકારે અનેક વ્યાવહારિકકાર્યોને કરે છે છતા તેમાં તે અનાસક્તિ અને સાક્ષીભાવથી વર્તતો હોવાથી બંધાતો નથી-એ તેની સમ્યગ્દૃષ્ટિનું કાર્ય અવબોધવું. ભરતરાજાએ ષટ્ખંડ સાધતાં અનેક મનુષ્યોનો સંહાર કર્યો પરંતુ તેણે સમ્યગ્દૃષ્ટિપૂર્વક કર્મયોગ આદરેલો હોવાથી તેઓએ ચતુર્દશ ગુણસ્થાનક દશાનું જીવનમુક્તત્વ પ્રાપ્ત કરીને અંતે આદર્શભુવનમાં આત્મભાવના ભાવીને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. શાંતિનાથ કુંથુનાથ અને અરનાથ એ ત્રણે ચક્રવર્તી હતા. ગૃહસ્થાવાસમા ચક્રવર્તિ પદવી યોગ્ય અનેક પ્રકારના તેમણે ભોગ ભોગવ્યા હતા અને અનેક યુદ્ધાદિ કાર્યો કર્યાં હતા છતા સમ્યગ્દૃષ્ટિના પ્રતાપે અમુક કાર્યોમાં નિર્લેપ રહીને સાધુપણું અંગીકાર કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને મુક્તિપદ પામ્યા. તેઓનામાં સર્વ કાર્યો કરતા છતાં તટસ્થતા અને આત્મસાક્ષીપણું પ્રગટયું હતું; તેથી તેઓ મનથી સમાનતા પ્રાપ્ત કરી શકયા હતા અને તેથી તેઓ ગૃહસ્થાવાસની કર્મયોગની શાલામાં ભોગાવલિ કર્મોને ભોગવતાં અમુકાપેક્ષાએ નિર્લેપ રહીને આગળ વધી દીક્ષા અંગીકાર કરી પરમાત્મપદ પ્રાપ્ત કરી શકયા હતા; આપણા આત્મામાં પણ તેવી સત્તાએ શક્તિયો છે.

આત્મજ્ઞાની સમ્યગ્દૃષ્ટિની અપેક્ષાએ પરમાત્માઓ છે. દ્વિતીયાનો ચંદ્રજ ખરેખર પૂર્ણિમાનો ચંદ્ર છે. દ્વિતીયાના ચંદ્રવિના અન્ય ચંદ્ર કંઇ પૂર્ણિમાનો ચંદ્ર થઇ શકતો નથી. તદ્વત્ અત્ર પણ અવબોધવું કે સમ્યગ્દૃષ્ટિધારક આત્મજ્ઞાનીઓજ પરમાત્માઓ તિરોભાવે છે અને તેઓ આવિર્ભાવે પરમાત્માઓ થઈ શકે છે. સમ્યગ્દૃષ્ટિધારક જ્ઞાનીઓ સર્વવિરતિત્વ અંગીકાર કરીને સાધુઓ થાય છે. ગૃહસ્થ સમ્યગ્દૃષ્ટિધારક જ્ઞાનીઓ કરતા સાધુઓ અનંત ગુણ ઉત્તમ છે; કારણ કે તેઓએ સર્વ સંગનો ત્યાગ કરીને સાધુપણું અંગીકાર કર્યું છે. આ વિશ્વમાં અધ્યાત્મજ્ઞાની સાધુઓ મુનિઓ આત્મસુખના ભોક્તા બને છે. તેઓ બાહ્ય આયુષ્ય જીવને જીવતાજાગતા અને આન્તરિક જ્ઞાન દર્શન ચારિત્ર્યાદિક જીવને જીવતા

જાગતા સાધુ પરમેષ્ટિ દેવો છે. દીવો દીવાથકી થાય છે તેમ તેઓની સેવા ઉપાસના કરવાથી અધ્યાત્મજ્ઞાન પ્રગટી શકે છે. અધ્યાત્મજ્ઞાનીસાધુઓની સેવા કરવાથી આ ભવમાં મુક્તિના સુખનો અનુભવ મળે છે એ ખરેખરી વાત છે અને તેનાથી ઇંદ્રિયાતીત પરબ્રહ્મસુખનો વિશ્વાસ પ્રકટવાથી ખરેખરો ત્યાગભાવ પ્રાપ્ત થાય છે. અધ્યાત્મજ્ઞાની સાધુ પાસે જવામાત્રથી અને તેમનો થોડોઘણો ઉપદેશ શ્રવણ કરવા માત્રથી કંઈ અધ્યાત્મજ્ઞાનની ઝાંખી એકદમ પ્રગટતી નથી, પરન્તુ અધ્યાત્મજ્ઞાની મુનિવરોની અંતઃકરણપૂર્વક સેવા અને તેમના ઉપદેશ પર વિશ્વાસ રાખવાથી તથા તે પ્રમાણે પ્રવૃત્તિ કરવાથી આત્મસુખની અર્થાત્ મુક્તિસુખની ઝાખી થઇ શકે છે. આત્મારૂપ પરમાત્માની ઝાંખી થઈ શકે છે. આત્મારૂપ પરમાત્માની ઝાખીનો અનુભવ થયો એટલે સમજવું કે પરમાત્માના દર્શન થયાં. આત્મા એ જ પરમાત્મા છે અને તેનું સુખ અનુભવનાર પણ સ્વયમેવ આત્મારૂપ પરમાત્મા છે. અતએવ ઇન્દ્રિયાતીત આત્મસુખનો અનુભવ થતાં પરમાત્માનો પરોક્ષ દશામા અન્તરૂમા પ્રત્યક્ષ સુખવેદનરૂપ સાક્ષાત્કાર થયો એમ માનવું. આત્મા સુખરૂપજ પરમાત્મા છે કારણ કે સુખગુણથી ગુણી એવા પરમાત્મા ભિન્ન નથી. જ્યારે ત્યારે પરમાત્મસ્વરૂપની ઝાંખી થાય છે તે વખતે આત્મસુખની ઘેન પ્રગટે છે અને એ આત્મસુખની ઘેન જાણે ત્રણ ભુવનમાં ન સમાતી હોય એવી રીતે અન્તરૂમાં તેનો અનુભવ આવે છે. આવો અનુભવ અમને તો અંતરમાં ઉપયોગભાવે વેદાય છે તેથી સ્પષ્ટ રીતે જગત્‌ને જાહેર કરવામાં આવે છે કે ઇંદ્રિયાતીત સહજ સુખનો અનુભવ તેજ પરમાત્મસ્વરૂપની ઝાખી છે. તેનો અનુભવ કરવો હોય તો સર્વ સંગનો પરિત્યાગ કરીને આત્માનું ધ્યાન કરો. આત્માનું ધ્યાન કરવાથી અને આત્માનું જ્ઞાન કરવાથી અને આત્માના સ્વરૂપમાં ઉપયોગે લીન થવાથી જગત્‌ની ધાંધલ ભૂલાવાની સાથે આત્મસુખનો અનુભવ પ્રગટ થાય છે. આત્મારૂપ પરમાત્માને પ્રાપ્ત કરવા હોય તો સ્વશરીરમાં રહેલા અસંખ્યાત પ્રદેશી આત્માને દેખો. જ્યાં જડરૂપ અસત્ પર્યાય પદાર્થો છે ત્યાં ત્રણ કાળમાં પણ આત્મારૂપ પરમાત્મા પ્રાપ્ત થવાનો નથી અધ્યાત્મજ્ઞાનની શ્રદ્ધા ધારણ કરવા માત્રથી વા સર્વ સંગ પરિત્યાગની વાતો કરવા માત્રથી આત્મારૂપ પરમાત્માને ભેટી શકાશે નહિ. તમો પોતેજ શરીરમાં પરમાત્મા છો. આવરણક્ષયોપશમે અંશે અંશે તમે પરમાત્મત્વનો વિકાસ કર્યા કરો છો જેથી અમુક કાળે સંપૂર્ણપણે તમે પોતાનેજ પરમાત્મપણે દેખશો–અનુભવશો.

પોતાનો આત્મા તેજ પરમાત્મા છે એવો નિશ્ચય થયા બાદ દીનતાનો નાશ થશે અને સર્વ પ્રકારની આશાઓનો નાશ થશે જ્યારે આત્મા તેજ ( **अप्पा सो परमप्पा** ) પરમાત્મા છે એવો નિશ્ચય થયો એટલે ભ્રાંતિથી કલ્પાયેલું અહંમમત્વ વિલય પામે છે ભરત રાજાને આદર્શભુવનમા પરવસ્તુ સંબંધી અહંત્વ ટળ્યું તેની સાથેજ તેમણે કેવળજ્ઞાન

પ્રાપ્ત કર્યું. આત્માનું પરિણમન સર્વ શક્તિયોદ્વારા જો આત્મામાં થાય તો કાચી બે ઘડીમાં કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય. " કોઇની પાછળ કોઇ પડશો નહિ " એ કહેવત અક્ષરશઃ સત્ય તરીકે અનુભવાય છે. આત્માના સર્વ પર્યાયોનો આવિર્ભાવ થવો એજ સિદ્ધત્વ વા પરમાત્મત્વ છે; ગમે તેવો પાપી પણ આવું પરમાત્મત્વ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થાય છે. ગમે તે રીતે ગમે તે ભાષાદ્વારા આત્માની પરમાત્મતા પ્રાપ્ત થાય એવું જ્ઞાન કરીને આત્મગુણોમાં રમણતા કરવી જોઇએ: આત્માના ગુણોને પ્રગટાવવા માટે આત્માના ગુણો તરફ લક્ષ્ય દેવાની જરૂર છે. પરમાત્મપદ એ આત્મામાં છે. શારીરિક ધર્મો એ કંઈ આત્મારૂપ પરમાત્માના ધર્મો નથી. આત્મારૂપ પરમાત્માના ગુણો શરીરથી ભિન્ન છે, માટે શરીરની ચેષ્ટાથી આત્માનું પરમાત્મત્વ પરખાય નહિ; **देवागमनभोयानचामरादिविभूतय मायाविष्वपि दृश्यन्ते नातस्त्वमसि नो महान् ॥** આ શ્લોકદ્વારા પરમાત્માના ગુણોદ્વારા પરમાત્માનું મહત્વ જણાવવા આચાર્યે પ્રયત્ન કર્યો છે. રાગદ્વેષની ક્ષીણતા થાય એ પણ શરીરની ચેષ્ટા-પ્રવૃત્તિદ્વારા જણાય એવા એકાન્ત નિયમથી પોતાની પરમાત્મતા પોતાનામાં કયા કયા અંશે પ્રગટ થઈ છે તેનો પોતાને અનુભવ આવે છે. તે બાબતની અન્ય મનુષ્યોદ્વારા પરીક્ષા કરવાથી પોતાને કોઈ રીતે લાભ પ્રાપ્ત થઇ શકતો નથી. આત્માની પરમાત્મતા સંબંધી ઝાંખી આપનારા ખરેખરા આધ્યાત્મિક ઉદ્ગારો છે એમ અવબોધવું. પોતાનું આત્મસ્વરૂપ પોતાને જ્ઞાનદ્વારા અનુભવાય છે. જ્ઞાન અને સુખ અર્થાત્ ચિદ્ અને આનંદ એ બેથી આત્મા અભિન્ન હોવાથી ચિદ્ અને આનંદનો અનુભવ આવતાં ચિદાનંદરૂપ આત્માનો અનુભવ આવ્યો એમ અવબોધવું. જેઓને આત્માનો અનુભવ આવ્યો તેઓ કૃતકૃત્ય થયા એમ અવબોધવું. જીવન્મુક્તની વાનગી એ ખરેખર આત્માનો અનુભવજ છે. આત્માનો જ્ઞાનાનુભવ ઉત્તરોત્તર વધતો જાય છે. આત્માનો અનુભવ તેના અસંખ્ય વા અનંત ભેદો છે; આગમોના પરિપૂર્ણ અનુભવદ્વારા જે આત્મજ્ઞાની મુનિવરો આત્માનુભવ કરે છે તેઓ ખરેખર ઉપર્યુક્ત ક્ષયોપશમ દશામાં અનુભવના ભેદો સંબંધી અનુભવ મેળવે છે અને તેઓ હૃદયને નિર્મલ કરી સર્વસંગપરિત્યાગપૂર્વક શરીર છતાં સ્વયમેવ પરમાત્માઓ બને છે તેઓને આત્મજ્ઞાનીઓ પારખવા શક્તિમંત થાય છે. જગતમાં સાકાર પરમાત્માઓ સર્વસંગ પરિત્યાગી મુનિવરો છઠ્ઠા ગુણસ્થાનકસ્થિત શબ્દનયની અપેક્ષાએ ચારિત્રદ્વારા અવબોધવાં. અજ્ઞાનીઓને અજ્ઞાનદશા પર્યંત આત્મારૂપ પરમાત્માનું અનુભવ દર્શન થતું નથી તેથી તેઓ આત્માનુભવ કરનારાઓની વાતોને ગપ્પાં માને છે પણ જ્યારે તેઓ સદ્ગુરુદ્વારા આત્મારૂપ પરમાત્માનો અનુભવ કરે છે ત્યારે તેઓને પોતાની પૂર્વની માન્યતાઓ ઉપર અને આચરણો પર હાસ્ય પ્રગટે છે. જે આત્મારૂપ પરમાત્મા ખરેખર શરીરમાં વ્યાપી રહ્યો છે તેનો સમ્યગ્ અનુભવ જ્યાં સુધી મળતો નથી ત્યાં સુધી પરવસ્તુઓમાં પરમાત્મા શોધવાની પ્રવૃત્તિ રહે છે. જ્યાં સુધી એવી દશા

છે ત્યાં સુધી મનુષ્ય પરતંત્રતાની દ્રવ્ય અને ભાવ બેડીમા જકડાઇ રહે છે. પોતાના આત્માને દ્રવ્ય અને ભાવથી જ્યાં સુધી દીન માનવામાં આવે છે ત્યા સુધી કોઇ દેશના મનુષ્યો ખરેખરા દ્રવ્ય અને ભાવથી સ્વતંત્ર અને સુખી થઇ શકતા નથી. જ્યા સુધી જીવન-મરણ અને અનેક ઇચ્છાઓ માટે ભયાદિ વૃત્તિયોના દાસ થવું પડે છે. ત્યા સુધી દુનિયામા પરતંત્રતાજ છે એમ નક્કી માનવું. સર્વ પ્રકારની ઇચ્છાઓના વિલયની સાથેજ ઇશ્વર પોતાનામાં પ્રગટે છે એમ ખાત્રીથી માનવું. ભયાદિ સંજ્ઞાઓના વિનાશની સાથેજ શરીરમાં રહેલા સાકાર પરમાત્માનો અનુભવ થાય છે—એ બાબતની ખાત્રી આનંદની પરિપૂર્ણ ઘેન પ્રગટે છે તેજ દર્શાવી આપે છે. ઇન્દ્રિયોદ્વારા અમુક વિષયોથી જે આનંદ ઉદ્ભવે છે તે તો જડ વસ્તુઓના નિમિત્તે ઉત્પન્ન થએલો હોવાથી તેનું અત્ર ગ્રહણ કરવાનું નથી; અત્ર તો સહજાનંદી ઘેનનો જે હૃદયમાં બાહ્ય વિષયોથી નિરપેક્ષપણે અનુભવ પ્રકટે છે તેનું ગ્રહણ કરવાનું છે પોતાનામા અમુક અમુક ગુણસ્થાનકની અપેક્ષાના અંશે સાકાર-પરમાત્મત્વ પ્રગટ્યું છે કે કેમ તેનો અનુભવ તો સહજાનન્દ ઘેનની ખુમારીદ્વારા જ કરી શકાય છે. તેનો નિર્ણય પણ પોતાનો આત્માજ કરી શકે એમ નિશ્ચયતઃ અવબોધવું. ત્રણ કાલના ચાર પ્રકારના દેવો અને અને દેવીઓ અસંખ્ય ઇદ્રો અનેક રાજાઓ ચક્રવર્તિઓ અને શેઠો વગેરેને ગ્રહણ કરવા. તેઓના સુખનો એક ઢગલો કરવો. એ ઢગલો ખરેખર આત્મજ્ઞાની મુનિવરને આત્મસુખની જે ઘેન પ્રગટે છે તેની આગળ એક ક્ષણમાત્રમાં તેના એક બિન્દુ માત્ર પણ નથી એમ અવબોધવું. આત્મજ્ઞાની મુનિવરોને બાહ્ય વસ્તુઓની પરવા ( સ્પૃહા ) હોતી નથી તેથી તેઓ જડ વસ્તુઓના દાસ બનતા નથી; પણ આત્મબળવડે જડ વસ્તુઓને તાબે કરે છે. આત્મજ્ઞાનીઓ કર્મયોગની-સ્વાધિકારે પ્રવૃત્તિ કરે છે પણ તેમનામા નિર્લેપતા પ્રગટી હોય છે, તેથી તેઓ અનેક પ્રકારની કર્મવૃત્તિ કરે છે છતાં અજ્ઞાની કર્મયોગીઓના કરતાં અનન્તગુણ નિર્લેપ રહે છે, અને તેથી તેઓ જ્યાં અજ્ઞકર્મયોગીઓ બદ્ધ થઇ જાય છે ત્યા તેઓ મુક્ત રહે છે; જ્ઞાની મુનિવરો જે જે કર્મો કરે છે તેમા તેઓ નિર્લેપ રહે છે અને તેઓના જીવનથી જગતજીવોને અનન્તગુણ ધર્મલાભ મળે છે, તે માટે આત્મજ્ઞાનીઓ કર્મયોગના ખરેખર અધિકારી છે એમ જે કહેવામાં આવ્યું છે-તે ખરેખર યોગ્યજ છે.

આત્મજ્ઞાનીઓ કર્મયોગના દેશકાલાનુસાર રહસ્યો અવબોધી શકે છે અને કયા ક્યાં કર્તવ્ય કર્મો છે અને કયા કયા અકર્તવ્ય કર્મો ( કાર્યો ) છે તેનો દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી વિચાર કરીને કર્તવ્યકર્મોને નિર્લેપપણે અભય અદ્વેષ અને અખેદપણે કરે જાય છે. કર્તવ્યકર્મ કરવાની મ્હારી ફરજ છે એમ જાણીને કોઇપણ જાતની આશાવિના કર્તવ્યકર્મો કરવાથી નિરહંવૃત્તિપૂર્વક નિર્લેપપણું કાયમ રહે છે. અને તેથી નૂવીન ભાવાશ્રવથી

બંધાવાનું થતું નથી. જ્યાંસુધી આયુષ્ય છે ત્યાંસુધી આત્મજ્ઞાનીને હસ્તપાદાદિથી આહારાદિ પ્રાપ્ત્યર્થ કોઇપણ કાર્યપ્રવૃત્તિમાં પ્રવર્તવું પડે છે અને તે વિના છૂટકો થતો નથી, આત્મજ્ઞાનીઓ વ્યવહારનયની અપેક્ષાએ પ્રાપ્ત થએલ દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવાનુસારે વ્યવહારકર્મપ્રવૃત્તિમાં પ્રવર્તે છે અને નિશ્ચય નયની અપેક્ષાએ આત્મધર્મમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવથી તેજ ક્ષણે પ્રવર્તે છે; પણ તેઓ આસક્તિરહિતપણે કદાગ્રહ-રાગદ્વેષરહિતપણે વ્યાવહારિક તથા ધાર્મિકકાર્ય કરે છે તેથી નિર્બંધ રહે છે. આવી દશામાં અધ્યાત્મજ્ઞાનીઓ અભ્યાસના બળવડે રહી શકે છે, અભ્યાસવડે કયું કાર્ય સિદ્ધ થતું નથી ?—અભ્યાસથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. આત્મજ્ઞાનીઓ સર્વત્ર કાર્ય કરતા છતાં આત્મારૂપ પરમાત્માનું સ્મરણ કરીને ઉપયોગમાં રહે તેથી તેઓને આપત્તિકાલાદિયોગે પાપકર્મપ્રવૃત્તિમાં પ્રવર્તતાં છતાં પરિણામે પાપ લાગતું નથી. એક વાર આત્મજ્ઞાનરૂપ સૂર્યનો હૃદયમા પ્રકાશ થયો તો પશ્ચાત્ પાપરૂપ અંધકાર રહી શકતો નથી. આત્મજ્ઞાનીઓ જે જે કાર્યો કરે છે તેમા હું હું એવા શબ્દોથી વ્યવહાર કરે છે તો પણ નિશ્ચયથી અંતરંગ પરિણામે ન્યારા હોવાથી આસક્તિ વિના ઉચ્ચરાએલા હું તું એવા શબ્દોથી તેઓ બંધાતા નથી. આત્મજ્ઞાન થયું એટલે કંઇ પ્રારબ્ધાદિક કર્મ એકદમ બળી ભસ્મીભૂત થઇ જતા નથી. પ્રારબ્ધયોગે શાતા અને અશાતા વગેરેને ભોગવવા પડે છે. પ્રારબ્ધકર્મ અર્થાત્ વિપાકોદયકર્મવડે પ્રાપ્ત થએલી પુણ્ય પાપની ઉપાધિયો ભોગવવી પડે છે; તે વખતે અન્યજીવોની પેઠે ઔષધાદિ પ્રયત્નોને સેવવા પડે છે. ઉચિતવ્યહાર વિવેક યોગ્ય પ્રવૃત્તિને સાચવવી પડે છે; પણ સૂકાયલા નાળીએરના ગોળાની પેઠે અન્તરથી પોતાના આત્માને ન્યારો રાખવો પડે છે. પૃથ્વીચંદ અને ગુણસાગરનું ચરિત અવલોકો. બાહ્યથી તેઓ લગ્નની ક્રિયામા પ્રવૃત્ત થયા હતા છતાં અંતરથી આત્મજ્ઞાનના પ્રતાપે તેઓએ આત્મભાવના ભાવીને ચૉરીમા કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. કૂર્માપુત્રની ગૃહમાં આત્મજ્ઞાન દશા જાગ્રત થઈ હતી. આત્માના શુદ્ધ ધર્મનો શુદ્ધોપયોગે વિચાર કરતા ગૃહસ્થાવાસમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પશ્ચાત્ છ માસ પર્યંત સંસારમા રહ્યા; તે વખતે કેવળજ્ઞાની છતા દરરોજ ખાવાપીવાની તથા લોકવ્યવહાર પ્રવૃત્તિ સંબંધી ઉચિત ક્રિયાઓ કર્યા કરતા હતા. તેમને કેવળજ્ઞાન છતાં તેમના ઉપરના આચરણો અને શબ્દોથી તેમના સંબંધીઓએ તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે એમ જાણ્યું નહિં. ખરેખર કેવળજ્ઞાન આત્મામાં પ્રગટયું હોય તેને બાલ જીવો શી રીતે જાણી શકે ? કેવળજ્ઞાની કૂર્માપુત્રને છ માસ પર્યંત સંસારમા ઉચિત કાર્યો કરવાં પડ્યાં હતાં તો અધ્યાત્મજ્ઞાનીઓને ગૃહસ્થદશામા હોય તો ગૃહસ્થ દશાસંબંધી અને સાધુના ધર્મમાં હોય તો તે સંબંધી ઉચિત વ્યવહારિકકાર્યો કરવા પડે એમાં કોઈ જાતનું આશ્ચર્ય નથી. આત્માનું જ્ઞાન અરૂપી છે તેને બાહ્યના આચરણોની ચેષ્ટાઓથી બાલજીવો ન જાણી શકે અને તેથી આત્મજ્ઞાનીઓની ટીકા કરે તેથી આત્મજ્ઞાનીઓએ લોકસંજ્ઞામાં મગ્ન થવું નહીં;

અનાદિકાલથી એવી જગતની ટીકાઓ થતી આવી છે, થાય છે અને થશે; માટે લોકસંજ્ઞાને તાબે થઇ મૂર્ખાઓની હાજીહામાં હાજી મેળવવી નહિં. અને કદાપિ મૂર્ખાઓની હાજીમાં હા કરવી પડે તો તે ઉપરથી કારણવશાત્ કરવી પણ સત્યજ્ઞાનમાર્ગનો ઉદય થાય તેવી રીતે પ્રસંગ પામી વર્તવું તથા અન્યોને વર્ત્તાવવા. જગતમાં અનેક જાતની વનસ્પતિયો છે. સર્વે જળમાં કમળને નિર્લેપ રહેવાની શકિત પ્રાપ્ત થએલી છે. તદ્વત્ દુનિયાના પંચેંદ્રિય વિષયોમાં આત્મજ્ઞાનીને નિર્લેપ રહેવાની શકિત પ્રાપ્ત થએલી હોય છે. બાકી અજ્ઞાનીઓ તો પંચેંદ્રિય વિષયરૂપ જલમા રાગદ્વેષથી લેપાય છે. આત્મજ્ઞાનીઓનો પરિણામ તેજ તેનું વર્તમાન તથા ભવિષ્યકાળનું ઉત્તમ ચારિત્ર્ય છે. બાહ્યનું ચારિત્ર્ય તો પરદ્રવ્યના આધારે ઉદ્ભવે છે તેથી તેના ઉપર આત્મ ચારિત્ર્યનો એકાંતે આધાર રાખી શકાય નહીં. બાલજીવો શુભ એવા ઔદયિક ભાવના વ્યવહારને ધર્મ માને છે. બાલજીવો-અજ્ઞાનીઓ દૃશ્ય પદાર્થોમાં ધર્મ માનીને આત્મધર્મથી ઠગાય છે, માટે આત્મજ્ઞાનીઓએ બાલજીવોની ઔદયિક કરણીમા ધર્મબુદ્ધિ ધારણ કરવી રહીં. આત્મજ્ઞાનીઓને પણ ઔદયિક ભાવની શારીરિક આહારાદિક પ્રવૃત્તિ કરવી પડે છે પરંતુ તેઓ અજ્ઞાનીઓની પેઠે તેમાં આસક્તિભાવાદિવડે લેપાયમાન થતા નથી. આત્મજ્ઞાનીઓ તો ઔદયિકભાવને અને તેની પ્રવૃત્તિને બાહ્યથી કરતાં છતા તેમા અકર્તૃત્વ દેખે છે અને ઔદયિક ભાવની આહારાદિ પ્રવૃત્તિને બાહ્યથી કરતાં છતા પણ અંતરથી તો તેમાં તન્મયપણે પરિણમતા નથી તથા આહારાદિ ઔદયિકભાવ પ્રવૃત્તિકાલેજ આત્માના શુદ્ધોપયોગમા પરિણમીને આત્મધર્મના કર્તા ભોકતા બને છે. અતએવ અવિરતિમોહરૂપ પરિણામને શુદ્ધોપયોગવડે વિનાશ કરીને મોહ પરિણામથી વિનાશ પામીને આત્માના ગુણોમા રમણતારૂપ વિરતિમા દ્રવ્ય અને ભાવથી તલ્લીન બને છે. સુવર્ણને કષ છેદ અને તાડન અને તાપસ્ હેવો પડે છે તેમ આત્મજ્ઞાનીઓને પરિષહ ઉપાધિયો વગેરે સહવી પડે છે અને નામરૂપથી ભિન્ન સ્વાત્માને ભાવવો પડે છે અને ક્ષમાગુણોવિડે પ્રકાશવું પડે છે.

આત્મજ્ઞાનની ઉપર્યુકત મહત્તા અવબોધીને સર્વ દેશના મનુષ્યોએ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યાવિના આત્મા-પરમાત્મા-કર્મ વગેરેનું ખરૂં સ્વરૂપ અવબોધાતું નથી, અને ગાડરીયા પ્રવાહે લોકસંજ્ઞાને આધીન થઇ કર્મકાંડ વગેરે સેવીને મોક્ષની પ્રાપ્તિ કરી શકાતી નથી એમ ખાત્રીપૂર્વક સમજવું. જૈનશાસ્ત્રોમાં દ્રવ્યાનુયોગ ગણિતાનુયોગ કથાનુયોગ અને ચરણકરણાનુયોગ એ ચારે અનુયોગનું વર્ણન કરવામા આવ્યું છે. તેમા દ્રવ્યાનુયોગને પ્રથમ પદ આપવામા આવ્યું છે. તેનું કારણ એ છે કે દ્રવ્યાનુયોગના જ્ઞાન વિના આત્મજ્ઞાન-અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. ચરણકરણાનુયોગની ક્રિયાઓના રહસ્યોનો ખુલાસો પણ દ્રવ્યાનુયોગના જ્ઞાન વિના સંપ્રાપ્ત થતો નથી અતએવ દ્રવ્યાનુયોગના અભ્યાસ-

દ્વારા અધ્યાત્મજ્ઞાની મુનિવરોના પાસાં સેવીને જે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે છે તે આત્મજ્ઞાનથી આત્મા તેજ પરમાત્મારૂપે પ્રકાશે છે એમ નિશ્ચયતઃ અવબોધવું. દ્રવ્યાનુયોગના જ્ઞાનબળે અનેક પ્રકારના અધિકારભેદે ગમે તે કાળમાં ગમે તે દેશમાં ગમેતેવી સ્થિતિમાં રહેલાં મનુષ્યોના કલ્યાણાર્થે વિચારો અને આચારોને ઘડી શકાય છે. જેને રાજ્યવ્યવસ્થાનું જ્ઞાન હોય છે તે રાજ્યનીતિને રચી શકે છે તદ્વત્ દ્રવ્યાનુયોગના જ્ઞાતા એવા આત્મજ્ઞાનીઓ સર્વત્ર દુનિયામા ધર્મના વિચારો અને આચારોને પ્રતિપાદન કરવા શક્તિમાન્ થાય છે તેમાં જરા માત્ર આશ્ચર્ય વા શંકા જેવું નથી. ધર્મકર્મકાંડથી અનેક પ્રકારના ક્લેશ કદાગ્રહમાં આચ્છાદિત થએલા ધર્મને આત્મજ્ઞાનીઓ પુન શુદ્ધરૂપ અર્પી શકે છે અને ધર્મના આચરનારાઓને સુધારીને તેનો જગતમાં પ્રચાર કરી શકે છે; આત્મજ્ઞાન પ્રાપ્ત થાય એવા આગમોનો અભ્યાસ કરીને અને અનેક નયોની અપેક્ષાએ તેનું મનન કરીને જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે એવા આત્મજ્ઞાની મુનિવર ગુરુનું શરણ અંગીકાર કરીને તેમનાં પાસાં સેવી આત્માનું અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવું. દીવો દીવા થકી થાય છે. જેનામા આત્મજ્ઞાનની જ્યોતિ પ્રગટી હોય છે તેમની પાસે રહેવાથી અને તેમની કૃપાથી અધ્યાત્મજ્ઞાનની જ્યોતિ પ્રકટાવી શકાય છે. તેનાવિના અન્યોપાયોવડે આત્મજ્ઞાન હૃદયમા પ્રકટતું નથી. આત્મા એજ પરમાત્મા છે. આત્માને પરમાત્મારૂપે દેખો. સર્વત્ર સર્વ પ્રાણીઓમાં આત્મા એજ પરમાત્મા છે એવું દેખો એવું ભાવો અને એવું આચરણ કરો એટલે રાગદ્વેષ કષાયથી મુક્તપણું થશે અને સર્વત્ર સર્વ પ્રાણીઓમા પરમાત્મ ભાવનાના સંસ્કાર દૃઢ થવાથી તમારો આત્મા તેજ પરમાત્મારૂપે ઝળકશે તથા વાસ્તવિક સુખના ભોક્તા બનશો. આત્મારૂપ પરમાત્મા એ જરા માત્ર જ્ઞાનથી ભિન્ન નથી. આત્માના ધ્યાનમા સ્વયંપરમાત્મા છે એવું અનુભવ્યાની સાથે તમારૂં દિવ્ય આત્મકજીવન આનંદમય અનુભવાશે.

આ શરીરમાં સર્વત્ર વ્યાપી રહેલા આત્માના અસંખ્ય પ્રદેશો તરફ ઉપયોગ દેવો. શુદ્ધોપયોગ પણ આત્માના અસંખ્યાત પ્રદેશમાંજ રહ્યો છે અને તેજ અસંખ્યાત પ્રદેશરૂપ છે એમ ભાવના કરવી. આત્માના અસંખ્યાત પ્રદેશોની એક વ્યક્તિ જ ભાસે પણ સાથે રહેલું શરીર ન ભાસે અને તેનું ભાન ભૂલાય એવી રીતે શુદ્ધોપયોગમાં તલ્લીન થઇ જવું. આવી રીતે જેમ વિશેષ ઉપયોગમાં રહેવાય તેમ તન્મયતા સાધવી અને પશ્ચાત્ એવો ઉપયોગ કરવો કે અસંખ્યાત પ્રદેશમય વ્યક્તિરૂપ આત્માથી અભેદપણે જ્ઞાનાદિગુણોને અનુભવાય. આ પ્રમાણે આત્માનું આત્મગુણોથી અભિન્નપણે ખાતા-ઉઠતાં-બેસતાં અને અન્ય કાર્યો કરતાં ભાન રહે-સુરતા રહે એવો અભ્યાસ પાડવો. આ પ્રમાણે શુદ્ધોપયોગના અભ્યાસવડે આત્મધ્યાન કરતા જે કંઈ ત્રુટિ રહે છે તેનો પણ ખ્યાલ રહે છે અને તેનો પરિહાર કરવા અનુભવ પ્રગટે છે. શુદ્ધોપયોગ પ્રમાણે આત્માના ગુણોમાં ઉપર પ્રમાણે રમણતા કરતાં

સહજ સમાધિ પ્રગટે છે, અને પશ્ચાત્ અન્ય કંઈ પ્રાપ્તવ્ય બાકી જણાતું નથી તે એટલા સુધી કે मुक्ति संसार वेहु सम गणे એવી સહજદશા અનુભવાય છે. આવી સ્થિતિ પ્રાપ્ત થતાં કરોડો તીર્થપૂજા સેવા, કરોડો વ્રતો-તપ જપ વગેરેનું વાસ્તવિક કર્તવ્યફલ પ્રાપ્ત થયું એમ અનુભવ આવે છે. આવી આત્મદશાને અનુભવે ત્યારે જાણવું કે અનંતભવના કર્મ ટળ્યાં અને શબ્દનયની અપેક્ષાએ જીવન્મુક્તતા પ્રાપ્ત થઈ. આત્મા અને પરમાત્મા તે સ્વયં હું એવો શુદ્ધોપયોગથી અનુભવ કરવો અને તેવા ઉપયોગમાં એટલા બધા લીન થઈ જવું કે પ્રત્યેક કાર્ય કરતાં હું પરમાત્મા છું એવો ઉપયોગ રહે. એવી પરમાત્મભાવના સર્વત્ર વ્યાપક થવી જોઈએ કે જેથી સર્વ પ્રાણીઓમાં પરમાત્મા અનુભવાય અને તેથી સત્તાએ રહેલું પરમાત્મપદ છે તે અન્તરમા પરમાત્મપણે વ્યક્તિથી પ્રગટ થાય. આ કાર્યમાં આત્મશ્રદ્ધાથી ઉપયોગે પ્રવર્તવાનો અભ્યાસ પાડવાથી આત્માનન્દરસનો અનુભવ પ્રાપ્ત થાય છે. જો કે પ્રથમ આવી દશાનો અભ્યાસ સેવતાં પ્રથમ નીરસત્વ લાગશે પરંતુ પશ્ચાત્-અત્યંત પ્રેમપૂર્વક પ્રવૃત્તિ કરતાં અનુભવજ્ઞાન જાગ્રત્ થશે એમ નક્કી અવબોધવું. આવી દશાનો અનુભવ આવતાં પરભાવના વિકલ્પસંકલ્પનું મૂળ વિનષ્ટ થાય છે. હું પરમાત્મા છું એવો ઉપયોગ રાખીને તેના દૃઢ સંસ્કારો હૃદયમાં પાડવાથી સર્વત્ર અને સર્વ પ્રાણીઓને પરમાત્માઓપણે ભાવવાથી હૃદયમાં ક્રૂરવૃત્તિ અને નીચવૃત્તિ તો પ્રકટવાજ પામશે નહીં. આ બાબતનો બરોબર માસ બે માસ પરિપૂર્ણ શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવાથી ક્રૂરવૃત્તિ અને અન્યજીવોપ્રતિ ધિક્કારની વૃત્તિ તથા તેઓપ્રતિ કોઈ પ્રકારની હૃદયમાં અશુભવૃત્તિ પ્રગટવા પામશે નહીં. એનો થોડો ઘણો અનુભવ આવ્યાવિના રહેશે નહિ એમ અનુભવની ખાત્રીથી કહેવામાં આવે છે. પુસ્તકમાં લખેલા આ ઉપાયમાત્રથી ખુશ ન થવું પરંતુ કથ્યા પ્રમાણે આચારમાં આ બાબત મૂકીને પરમાત્મભાવનાનો અનુભવ એક વાર કરવામાં આવશે અને તે પ્રાપ્ત થશે એટલે પરમાત્મભાવનાની લગની એવી લાગશે કે તે કદી છૂટશે નહીં અને પરમાત્મત્વ પ્રગટ થશે ત્યારે જ મોહ ભાવના સ્વયમેવ વિલય પામશે તથા અનન્તજ્ઞાન. દર્શન અને ચારિત્ર્યાદિગુણો પોતાને દેખવામાં આવશે. અતએવ પરમાત્મભાવનાનો મોક્ષોપાય સદા સેવવો જોઈએ. અધ્યાત્મજ્ઞાની આત્મજ્ઞાનપરિણતિમાં જેવું ધ્યેય સ્વરૂપ ભાવે છે તેવો સ્વયં બને છે. કહ્યું છે કે चिदानन्दमयं शुद्धममूर्तंपरमाक्षरं स्मरे द्यत्रात्मनात्मानं तद्रूपालीनमिष्यते આત્મા પોતે શુદ્ધઅમૂર્ત પરમાક્ષર ચિદાનંદમય એવ. પરમાત્માને સ્મરણ કરે તો તે આત્માવડે આત્માની રૂપાલીન પરમાત્મતાને પ્રાપ્ત કરે છે. આત્માએ પોતાના શુદ્ધસ્વરૂપનું ધ્યાન કેવી રીતે ધરવું જોઈએ તે નીચે પ્રમાણે બતાવવામાં આવે છે.

अतीन्द्रियमनिर्देश्यममूर्तं कल्पनाच्युतम् ।
चिदानन्दमयं विद्धि स्वस्मिन्नात्मानमात्मना ॥

आत्मानं सिद्धमाराध्य प्राप्नोत्यात्मापि सिद्धताम् ।
वर्तिः प्रदीपमासाद्य यथाभ्येति प्रदीपताम् ॥

सुनिरुद्धेन्द्रियग्रामे प्रसन्ने चान्तरात्मनि ।
क्षणं स्फुरति यत्तत्त्वं तद्रूपं परमात्मनः ॥

स्वविभ्रमोद्भवं दुःखं, स्वज्ञानादेव हीयते ।
तपसापि न तच्छेद्यमात्मविज्ञानवर्जितैः ॥

आत्मात्मना भवं मोक्षमात्मनः कुरुते यतः ।
अतो रिपुर्गुरुश्चायमात्मैव स्फुटमात्मनः ॥

આત્માનું સ્વરૂપ પાચ ઇંદ્રિયો અને છઠ્ઠા મનની બહાર છે. કોઇ પણ રીતે આત્માનું સ્વરૂપ કથંચિત્ નિર્દેશ્ય નથી. આત્માનું અમૂર્ત સ્વરૂપ છે. અમૂર્ત એવા આત્માને અમૂર્ત એવા અનુભવજ્ઞાનદ્વારા અનુભવાય છે. અનુભવજ્ઞાન અને આત્મા એકરૂપ છે તેથી અનુભવજ્ઞાન એ જ આત્માનો અનુભવ સાક્ષાત્કાર અવબોધવો જોઇએ. રાગદ્વેષની સર્વ કલ્પનાઓથી ભિન્ન એવું આત્મસ્વરૂપ છે. રાગદ્વેષની કલ્પનાઓથી પેલી પાર રહેવું એવું આત્મસ્વરૂપ જે મહાત્મા ધ્યાનમાં અનુભવે છે તે કુદરતની લીલાની ઝાંખી પ્રાપ્ત કરવા શક્તિમાન્ થાય છે.ચિદ્ અર્થાત્ જ્ઞાન અને વિષયભોગ વિનાનો જે આનંદ છે તે આનંદ એ બેનો અનુભવ પ્રાપ્ત થતા ચિદ્ અને આનંદમય આત્મા છે એવો સાક્ષાત્કાર થતાં આત્મા પોતાના આત્માવડે પોતાનામાં આત્માના શુદ્ધ સ્વરૂપમય પરમાત્માનો અનુભવ જ્ઞાની આત્માને સિદ્ધરૂપ આરાધીને આત્મામા રહેલી સિદ્ધતાનો -આવિર્ભાવ કરીને તેની પ્રાપ્તિ કરે છે તે ઉપર દૃષ્ટાંત આપે છે કે જેમ વર્તિ અર્થાત્ વાટ-દીવેટ પોતે દીપકને પામી દીપકપણાને પામે છે તેમ આત્મા પણ પોતાનામાં તિરોભાવે રહેલી સિદ્ધતાને-સત્તામય દૃષ્ટિએ આરાધતો-આવિર્ભાવે પ્રાપ્ત કરે છે. સારી રીતે ઇંદ્રિયોનો સમૂહ રૂંધે છે અર્થાત્ મનની શુભાશુભવૃત્તિએ વિષયોને અગ્રહણ કરે છે; તેનો અંતરાત્મા પ્રસન્ન થાય છે તે વખતે અંતરમા એક ક્ષણ માત્રમાં જે તત્ત્વ સ્ફુરે છે તેજ ખરેખર જાણવું કે પરમાત્માનું સ્વરૂપ છે.

આત્મા બાહ્યભાવને ભૂલીને પોતાના શુદ્ધ ધર્મરૂપ ધ્યેયમા તલ્લીન થઇને જે ક્ષણે ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતાને પામે છે તે ક્ષણે આત્મામાં જે કંઇ અનુભવાય છે તે પરમાત્માનું સ્વરૂપ છે. આવું પરમાત્માનું સ્વરૂપ અનુભવમા આવે છે એમ ધ્યાન કરનારાઓને પ્રતીત થાય છે અને અનુભવપૂર્વક કથવામા આવે છે કે આવી સ્થિતિમા મોક્ષસુખની વાનગી અહી ધ્યાનકાળે ભોગવાય છે તે સુખની ખુમારીના ઘેનમાં મસ્ત થઇને ધ્યાનીઓ પરાભાષામાથી અનુભવોદ્ગાર કાઢે છે. સ્વવિભ્રમથી ઉદ્ભવેલ દુઃખ ખરેખર આત્મજ્ઞાનથી નષ્ટ થાય છે. જેટલી જાતના દુખ છે તે આત્માના વિભ્રમથી ઉદ્ભવે છે

અને તે વિભ્રમ ટળ્યો એટલે જડ પદાર્થોદ્વારા દુઃખ થતું નથી. આત્મજ્ઞાન જેઓને પ્રાપ્ત થયું નથી એવા મનુષ્યોવડે દુઃશક્ય તપ કરવાથી પણ દુઃખોનો નાશ કરી શકાતો નથી. આત્મા આત્માવડે ભવ કરે છે અને આત્મા આત્માવડે મોક્ષ કરે છે. આત્માનો શત્રુ પણ આત્મા છે અને આત્માનો ગુરુ પણ આત્મા છે. આત્મા પોતાના શુદ્ધ ધર્મના ઉપયોગમાં રહે તો પોતાની પરમાત્મદશા પોતાનામા પોતે ઉત્પન્ન કરવાથી આત્મા પોતેજ પોતાનો ગુરુ બને છે. આત્માની પરમાત્મદશાનો અનુભવ થયો એટલે શબ્દનયકથિત જીવનમુક્તતા તો સ્વમા અનુભવાઈજ. આત્માનો અનુભવ કાંઈ બાહ્ય આકારદ્વારા અન્ય મનુષ્યોને અવબોધાવી શકાય નહિ. આત્માનુભવનો સાક્ષાત્કાર થતાં આતરજીવનમા ફેરફાર થઈ શકે છે. હૃદયના ઉદ્ગારોવડે અન્યજીવોને પોતાનામા ઉત્પન્ન થએલા આત્માનુભવનો વિશ્વાસ આવે એવા નિયમથી પોતાનું આત્મસ્વરૂપ સ્વયમેવ અનુભવી શકાય પરંતુ તેનો અન્યોને અનુભવ કરાવી શકાય નહિ. અન્ય મનુષ્યો એવી આત્મદશામાં આવે તો આત્મસ્વરૂપનું અનુભવજ્ઞાન કરી શકે. તેના વિના અન્ય કોઈ ઉપાય નથી. આત્માના શુદ્ધોપયોગવડે આત્માનું સ્વરૂપ પોતામાં અનુભવાય છે. આ બાબતમાં જ્ઞાનાર્ણવમા आत्मन्येवात्मनात्मायं स्वयमेवानुभूयते ઇત્યાદિ વાક્યોવડે સાક્ષી મળી આવે છે. આત્માના શુદ્ધ સ્વરૂપનો શુદ્ધોપયોગવડે અનુભવ કરવા માટે પરમાત્મરૂપ હું છું એવો અભ્યાસ પાડીને પરમાત્મ વાસનાનો દૃઢ રંગ લગાડવો જોઇએ. જ્ઞાનાર્ણવમાં કથ્યું છે કે—स एवाहं स एवाहमित्यभ्यस्यन्ननारतं। वासनां दृढयन्नेव प्राप्नोत्यात्मन्यवस्थितिं ॥ અનંત જ્ઞાન દર્શન ચારિત્ર ધારક પરમાત્મા તેજ હું છું. सोऽहं सोऽहं सोऽहं પરમાત્મા તેજ હું છું. પરમાત્મા તેજ હું છું. પરમાત્મા તેજ હું છું. એવો સતત અભ્યાસ કરતો છતો પરમાત્મ વાસનાને દૃઢ કરતો એવો આત્મજ્ઞાની સ્વકીય આત્મવ્યવસ્થાને પામે છે. सोऽहं सोऽहं એવા શબ્દનો ઘોષ કરવામા આવે પરંતુ તેનો સમ્યગ્ અર્થ ન જાણવામા આવે તો सोऽहं तत्त्वमसि એવા શબ્દોનો ફોનોગ્રાફ બનીને વાદથી વદનક્લેશ વિના અન્ય ફળ થતું નથી અતએવ स एवाहं सोऽहं तत्त्वमस्यादि શબ્દોનો સાત નયોની અપેક્ષાએ સમ્યગ્ અર્થ અવબોધીને શુદ્ધોપયોગે તન્મયપરિણતિએ પરમાત્મભાવનાની વાસનાને દૃઢ કરવામાં આવે તો અલ્પકાળમાં અંતરમા પરમાત્મભાવ પ્રગટે છે—એમ નિશ્ચયતઃ અવબોધવું. જેવી દ્રવ્ય( वित्त )મા રુચિ( રાગ ) થાય છે અને જેવી તરુણીમાં રાગબુદ્ધિ પ્રગટે છે તેવી જો આત્માની પરમાત્મ ભાવનામાં રાગબુદ્ધિ પ્રગટે તો સ્વહસ્તમાં પરમાત્મા અને મુક્તિ છે એમ જાણવું. શુદ્ધોપયોગ-સુરતાવડે સર્વ કાર્યમા આત્માની પરમાત્મ દશા ભાવતા-ચિંતવતા અને તેમા તન્મય થતાં આત્મા શુદ્ધ નિર્લેપ બને છે અને નવીન કર્મ બાંધતો નથી. આ બાબતની ખાત્રી કરવા માટે આવી આત્મદશાનો અભ્યાસ સેવ્યા વિના અન્ય કોઇ ઉપાય નથી સાત નયોવડે આત્માનું

સમ્યક્ સ્વરૂપ અવબોધવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અને આત્મજ્ઞાનપૂર્વક અનુષ્ઠાનો, ક્રિયાઓ, કાર્યો કરવાથી કર્મનો બંધ થતો નથી તથા અનેક કાર્યો કરવાથી નિર્જરા થાય છે. તત્ સંબંધી જ્ઞાનાર્ણવમા કહ્યું છે કે—

ज्ञानपूर्वमनुष्ठानं निःशेषं यस्य योगिनः ।
न तस्य बन्धमायाति कर्म कस्मिन्नपि क्षणे ॥

જે જ્ઞાન યોગીનું નિઃશેષ અનુષ્ઠાન ખરેખર જ્ઞાનપૂર્વક છે. તેને કર્મનું બંધન કોઈપણ ક્ષણમા થતું નથી. અતએવ આત્મજ્ઞાનપૂર્વક સર્વ કાર્યો અધિકારપરત્વે કરવાની આવશ્યકતા સ્વીકારવામા આવે છે. આત્મજ્ઞાનપૂર્વક યદિ આત્મધ્યાન ધરવામાં આવે છે તો તેના યોગે સર્વ કર્મનો નાશ થાય છે. જ્ઞાનાર્ણવમાં કથ્યું છે કે:—

अहो अनन्तवीर्योऽय-मात्मा विश्वप्रकाशकः ।
त्रैलोक्यं चालयत्येव ध्यानशक्तेः प्रभावतः ॥

વિશ્વપ્રકાશ અને અનંતવીર્યમય આત્મા ધ્યાનશક્તિપ્રભાવથી ત્રણ લોકને ચલાવે છે. આટલી બધી આત્મધ્યાનશક્તિની પ્રભાવતા છે એવું અવબોધીને આત્મધ્યાન કરવાને દરરોજ ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ. અનુભવગમ્ય વાત એ છે કે આત્મધ્યાન ધરતા પરપુદ્ગલભાવોનું વિસ્મરણ થાય છે અને પુદ્ગલભાવમાં ઈષ્ટાનિષ્ટવૃત્તિની મન્દતા-ક્ષીણતા થાય છે. આત્મધ્યાન કરવાથી પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનથી ભિન્ન એવા આત્મસ્વરૂપમહાપ્રકાશમા વૃત્તિનો લય થવાથી આત્મસુખનો અનુભવ યાને ઝાંખી પ્રગટે છે, અને તેનાથી આત્મસુખનો પરિપૂર્ણ વિશ્વાસ આવે છે. જ્ઞાનાવર્ણમાં કથ્યું છે કે—

यत्सुखं वीतरागस्य मुनेः प्रशमसंभवं ।
न तस्यानन्तभागोऽपि प्राप्यते त्रिदशेश्वरैः ॥

વીતરાગ મુનિને પ્રશમસંભવ જે સુખ ઉદ્ભવે છે તેનો અનંતમો ભાગ પણ ઇન્દ્રોવડે પ્રાપ્ત થઈ શકતો નથી. यस्या निशि जगत् सुप्तं तस्यां जागर्ति यः स्वयं निष्पन्नं कल्पनातीतं स वेत्त्यात्मानमात्मना ॥ ઇત્યાદિ શ્લોકોથી આત્મજ્ઞાની આત્મધ્યાનમાં મસ્ત બનીને આત્માવડે આત્માને જાણે છે, અનુભવે છે અને આત્મસુખથી આંતરજીવન જીવી શકે છે આ બાબતનો આત્માનુભવ થાય છે.

શાતાવેદનીય અને આત્મસુખ એ બન્નેમા આકાશપાતાળ જેટલો તફાવત છે. કેટલાક બાલજીવો શાતાવેદનીયને આત્મસુખ તરીકે માની લે છે. પુણ્યના ઉદયથી શાતાવેદનીય ભોગવાય છે. અતએવ શાતાવેદનીય છે તે પુણ્યોદયજન્ય હોવાથી પૌદ્ગલિક કહે-

વાય છે. પાચ ઇંદ્રિયો અને છઠ્ઠા મનદ્વારા બાહ્યપુદ્ગલોવડે શાતાવેદનીય ભોગવાય છે. શાતાવેદનીય ભોગપ્રતિ પૌદ્ગલિક વસ્તુઓ નિમિત્ત કારણ છે અને પુણ્યવિપાકદલિકો ઉપાદાન કારણ છે અન્ય પરપૌદ્ગલિક વસ્તુઓદ્વારા જે જે સુખની પરિણતિ ઉદ્ભવે છે તે શાતાવેદનીય કહેવાય છે. અશાતાવેદનીય ભોગવવામાં પાચ ઇંદ્રિયોના વિષયો નિમિત્ત કારણરૂપે પરિણામ પામે છે. શાતાવેદનીય વસ્તુત' પુણ્યવિપાકજન્ય હોવાથી પુણ્યવિપાકની પેઠે તે ક્ષણિક છે. પુણ્યવિપાકના ક્ષયની સાથે શાતાવેદનીય પરિણામનો પણ નાશ પામે છે. શાતાવેદનીયને છાયારૂપ કલ્પવામા આવે છે તો અશાતાવેદનીયને તાપરૂપ ગણવામા આવે છે. પુણ્યને સુવર્ણની બેડી કલ્પવામાં આવે છે અને પાપને લોહની બેડીની ઉપમા આપવામા આવે છે. પુણ્ય સ્કંધો અને પાપ પુદ્ગલ સ્કંધો એ બન્નેથી આત્મા ભિન્ન છે. શરીરની આરોગ્યતા રહેવી, ઇષ્ટ પદાર્થોની પ્રાપ્તિ થવી, યશ કીર્તિનો પ્રચાર થવો, દુ'ખના હેતુઓનું દૂર થવું, આધિ વ્યાધિ અને ઉપાધિથી મુક્ત રહેવું અને તેથી જે શાતા ભોગવાય છે તે શાતાથી આત્મસુખ તો અનંતગુણ ભિન્ન છે શાતાવેદનીયને પણ વસ્તુતઃ જ્ઞાનીઓ અશાતારૂપ માનીને તેના ભોગને ઇચ્છતા નથી. આત્માને પરવસ્તુના પારતંત્ર્યદ્વારા જે સુખ થાય છે તે વસ્તુત પરપૌદ્ગલિક વસ્તુના પરવશપણાથી દુ ખજ છે અન્ય વસ્તુઓના આલંબને જે સુખ ભોગવવું તે પ્રયાસજન્ય હોવાથી દુ'ખરૂપજ છે અતએવ આત્મજ્ઞાનીઓ પુણ્યજન્ય શાતાવેદનીય ભોગને ભોગ્યકર્મયોગે ભોગવતા છતા પણ તે આત્મિક સુખ નહીં હોવાથી શાતાવેદનીય ભોગોમા રાચતામાચતા નથી અને શાતાવેદનીય ભોગોની પ્રાપ્તિ માટે રાગ દ્વેષમય વિકલ્પ સંકલ્પો કરીને હાયવરાળ કરતા નથી **सर्वं परवश दुःखं सर्वमात्मवशं सुखं, एतदुक्तं समासेन, लक्षणं सुखदुःखयो** એ શ્લોકકથિત પુદ્ગલ પદાર્થ ભોગની અપેક્ષા–સ્પૃહા–પ્રાપ્તિરૂપ પરવશતામા સાનુકૂળ શાતાવેદનીયમા જરા માત્ર પણ સુખ માનતા નથી. તેથી તેમને કોઇની દરકાર પણ હોતી નથી. પૌદ્ગલિક ભોગોની પ્રાપ્તિ કીર્તિ આદિની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાનીઓ પ્રયત્ન કરતા નથી. **प्रतिष्ठा शूकरीविष्ठा** પ્રતિષ્ઠાને તો શૂકરીની વિષ્ઠા સમાન માને છે. આત્મજ્ઞાનીઓ શાતાવેદનીયથી ભિન્ન આત્મામા રહેલું અને આત્માના વશમા રહેલું સ્વતંત્ર એવું જે આત્મસુખ છે તેનેજ સત્યસુખ તરીકે માનીને તેની પ્રાપ્તિ માટે આત્મધ્યાન ધરે છે. સર્વ પ્રકારની મૂર્છા–મમતાનો ત્યાગ કરીને સર્વસંગપરિત્યાગી બની આત્મસુખની પ્રાપ્તિમાટે નિર્વિકલ્પતાને સેવે છે. રાગ દ્વેષના વિકલ્પસંકલ્પો જ્યા સુધી મનમાં ઉઠે છે ત્યાસુધી આત્મસુખની પ્રાપ્તિ થતી નથી, કારણ કે રાગદ્વેષના વિકલ્પસંકલ્પો શાંત થયા વિના મનની સ્થિરતા થતી નથી અને મનની સ્થિરતા થયા વિના આત્મામા રહેલા સુખનો આત્માને સાક્ષાત્કાર થતો નથી અતએવ વીતરાગની આજ્ઞા એ છે કે રાગદ્વેષના વિકલ્પસંકલ્પ જે જે ઉપાયોવડે ઘટે તે તે ઉપાયોનું સેવન કરીને આત્મસુખની પ્રાપ્તિ થાય એવી રીતે પ્રવર્તવું. આત્મસમાધિથી કર્મા-

શુભોપયોગ સમાધિને સાલંબન યોગ કહે છે અને શુદ્ધોપયોગ સમાધિને નિરાલંબન યોગ કહે છે. છાયાનું દર્પણના અભાવે મુખવિશ્રાન્તિ સમાન નિરાલંબન યોગ છે.

દેવગુરુધર્મનું પ્રશસ્તરાગાદિભાવે જેમા આલંબન હોવા છતા તેના અભાવે ફકત શુદ્ધોપયોગવડે સમાધિની પ્રાપ્તિ થાય છે, તેને નિરાલંબન યોગ કહે છે. **योगश्चित्तवृत्तिनिरोधः** ચિત્ત–રાગદ્વેષાત્મકવૃત્તિના નિરોધરૂપ યોગનો પણ નિર્વિકલ્પ સમાધિમા સમાવેશ થાય છે. અર્થાત્ તેનો વાસ્તવિક વાચ્યાર્થ ભાવ છે તે નિર્વિકલ્પ સમાધિમા ઘટે છે. સાતમા અપ્રમત્ત ગુણસ્થાનકથી નિરાલંબન નિર્વિકલ્પ સમાધિનો પ્રારંભ થાય છે અને તેની કંઈક ઝાંખીનો પ્રમત્તગુણસ્થાનકમા અનુભવ પ્રાય પ્રગટે છે. સવિકલ્પક સમાધિ કરતા નિર્વિકલ્પક સમાધિ તો અનંતગુણી ઉત્તમ છે પદસ્થ પિંડસ્થ ધ્યાનદ્વારા નિર્વિકલ્પક રૂપાતીત નિર્વિકલ્પ સમાધિમા પ્રવેશ થાય છે. વેદાતની અપેક્ષાએ સવિકલ્પક અને નિર્વિકલ્પ સમાધિની જૂદી રીતે વ્યાખ્યા કરવામા આવે છે. કેટલાક સંપ્રજ્ઞાત સમાધિ અને અસંપ્રજ્ઞાત સમાધિ એ બે ભેદમા સમાધિનું સ્વરૂપ દર્શાવે છે. ધ્યાતા ધ્યેય અને ધ્યાનનુ જ્ઞાન જ્યાસુધી રહે છે ત્યાસુધી સંપ્રજ્ઞાત સમાધિ છે. એ બે પ્રકારની સમાધિનો પણ સ્યાદ્વાદ શૈલીએ સાલંબન અને નિરાલબન સમાધિમા સમાવેશ કરવામા આવે છે આત્મજ્ઞાનનો જ્યા નાશ થાય એવી સમાધિને વીતરાગ સર્વજ્ઞદેવે સ્વીકારી નથી. ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતા જ્યા પરઆલંબને થાય છે તે પરાલબન સમાધિ અવબોધવી અને આત્મગુણોમા ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતા થાય છે તે નિરાલંબન સમાધિયોગ જાણવો સાલંબન સવિકલ્પ સમાધિના ધ્યેય ભેદે અનેક ભેદ પડે છે. આ કાળમા નિર્વિકલ્પ સમાધિની ઝાખીનો સાતમા ગુણસ્થાનકની પ્રાપ્તિવડે અનુભવ આવે છે–એવો યત્કિંચિત્ એ દશાની રમણુતા કરતા અનુભવ આવે છે સવિકલ્પ સમાધિની પ્રાપ્તિ પશ્ચાત્ નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ થાય છે. જે લોકો સવિકલ્પક સમાધિની પ્રાપ્તિ કરી શકયા નથી તે લોકો નિર્વિકલ્પક સમાધિની કેવી રીતે પ્રાપ્તિ કરી શકે વારૂ ? જો કે ઔદયિક ભાવમા કોઈ અપેક્ષાએ શુદ્ધોપયોગ સમાધિનો અતર્ભાવ થાય છે. તથાપિ તે ખરેખર ઉપશમાદિ નિર્વિકલ્પક શુદ્ધોપયોગ સમાધિમાં નિમિત્તકારણરૂપે પરિણમવાથી તેની આવશ્યકતા સિદ્ધ કરે છે. શુભોપયોગ સમાધિ છે તેજ શુદ્ધ રૂપે પરિણામ પામીને શુદ્ધોપયોગ સમાધિરૂપે પ્રસિદ્ધિને પામે છે. શુભ રાગદ્વેષરૂપ વિકલ્પ છે તેજ ગુરુની કૃપાથી ટળે છે. અને પશ્ચાત્ આત્મસંબંધી શુદ્ધોપયોગ રહેવાથી શુદ્ધોપયોગ સમાધિ તરીકે પ્રકટ ભાવને પામે છે. શબ્દાદિ આલંબનદ્વાર સવિકલ્પતાપૂર્વક જ્ઞાનીને ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતાએ નિર્વિકલ્પ સમાધિ પ્રકટે છે દ્રવ્યાનુયોગની શૈલીએ અને જૈનની અધ્યાત્મશૈલીએ સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિની વ્યાખ્યામા યત્કિંચિત્ ભેદ પડે છે પરંતુ તે અપેક્ષાપૂર્વક હોવાથી તે ભેદ વિરોધભાવને ભજતો નથી, દ્રવ્યાનુયોગની શૈલીપૂર્વક શુભોપયોગ અને શુદ્ધોપયોગરૂપ સમાધિનું સ્વરૂપ

જ્યાસુધી અવબોધવામા આવતું નથી ત્યાંસુધી અધ્યાત્મશૈલીએ સામાન્યતઃ સમાધિ અવબોધવાથી સમ્યક્ સમાધિનું સ્વરૂપ પ્રાપ્ત કરી શકાતું નથી. અતએવ દ્રવ્યાનુયોગ અને અધ્યાત્મશૈલીપૂર્વક સવિકલ્પ નિર્વિકલ્પક સમાધિનું સ્વરૂપ અવબોધાય છે ત્યારે આત્મ-સમાધિની સમ્યક્પણે પ્રાપ્તિ થાય છે અને તેથી આત્માનું સહજ સુખ પ્રગટે છે. આત્મજ્ઞાનીએ આત્મસમાધિની પ્રાપ્તિ માટે આત્માના અન્વય ધર્મપ્રતિ ઉપયોગ દેવો અને બાકીની સર્વ બાબતની યાદી ભૂલી જવી. આત્મજ્ઞાનથી આત્માના અસંખ્ય પ્રદેશોને ધ્યેયપણે ધારવા અને આત્માના અસંખ્ય પ્રદેશોમા જ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણો વ્યાપી રહેલા છે એવો સ્થિરોપયોગ ધારણ કરીને આત્માના અસંખ્ય પ્રદેશોમા લયલીન થઈ જવું. એકાન્ત સ્થિર ચિત્ત રહે એવા ઉપાયો સેવી પદ્માસન વા સિદ્ધાસન વાળી આત્માના સંખ્ય-પ્રદેશોને ધ્યેયરૂપે ધારીને તેમા તલ્લીન થવાથી નિર્વિકલ્પ સમાધિનો સાક્ષાત્કાર અનુભવ પ્રાપ્ત થાય છે. આ ભવમા સદ્ગુરુકૃપાથીજ આત્મજ્ઞાન વૈરાગ્યપ્રતાપે નિર્વિકલ્પ સમાધિનો ચારિત્ર દશામાં અનુભવ આવે છે અને તેથી ઇંદ્રિયાતીત સહજ સુખનું ઘેન એવું પ્રગટે છે જે ચૌદ ભુવનમા ન માય એવું જણાય છે જ્ઞાન અને આનંદરૂપજ આત્માનું સ્વરૂપ છે. જ્ઞાન અને આનંદથી ભિન્ન આત્મા નથી. જ્ઞાન અને આનંદ જ્યાં છે ત્યા આત્મા છે. જ્ઞાન અને આનંદ જ્યા છે ત્યાં આત્માના અસંખ્ય પ્રદેશો જાણવા. જ્ઞાન અને આનન્દનું જે રૂપ આત્માનુ છે તે નિર્વિકલ્પ સમાધિમાં સાક્ષાત્કાર થાય છે. નિર્વિકલ્પ સમાધિમા જે અનુભવાય છે તેજ પરમાત્મા પરમેશ્વર પરબ્રહ્મ ખુદા પરજ્યોતિ છે. **નિર્વિકલ્પ સમાધિમાં પોતાના આત્મારૂપ પરમાત્માની સ્વચિત્તવૃત્તિની સાથે એકતા થવાથી પરમાત્મજ્ઞાનસાગરમાં ચિત્તવૃત્તિનો સંબંધ થવાથી પશ્ચાત્ પરભાષામાં જે જે વિચારો ઉદ્ભવે છે તે પ્રભુના સત્યજ્ઞાન તરીકે વૈખરી વાણીદ્વારા બહાર આવે છે અને તે ઇશ્વર દેવ સર્વજ્ઞવાણી તરીકે લોકોમાં પ્રસિદ્ધિને પામી જીવે છે.** આત્મારૂપ પરમાત્માની સાથે નિર્વિકલ્પ સમાધિદ્વારા આત્મય સંબંધ થવાથી પરમાત્મા સ્વયં અવબોધાવવાથી સર્વ પ્રકારની વાસનાઓ કે પરપુદ્ગલદ્રવ્યસં-યોગે ઉત્પન્ન થએલી હતી તે ટળવા માડે છે. અનંતભવના કર્મ ક્ષણમાં ભસ્મીભૂત કરવાં હોય અને સર્વ સ્થાવરજંગમ તીર્થોની સેવાનું ફળ એક ક્ષણમા પ્રાપ્ત કરવું હોય તો નિર્વિકલ્પ સમાધિને અંતર્મુહૂર્ત પર્યંત અનુભવવાની જરૂર છે. નિર્વિકલ્પ સમાધિનો અંતર્મુહૂર્ત અનુભવ થવાથી પશ્ચાત્ આગળની સ્થિતિના બારણા ઉઘડી જવાથી આગળ જે પ્રાપ્તવ્ય અવશેષ રહ્યું હોય તે સહેજે પ્રાપ્ત થાય છે—એમા જરા માત્ર સંશય નથી. નિર્વિકલ્પસમાધિમન્ત મુનિએ નિર્વિકલ્પક સમાધિના ઉત્થાન કાળ પશ્ચાત્ ધર્મકર્મયોગે જે જે કાર્યો કરવાના અનેક દૃષ્ટિથી બતાવવામા આવ્યા છે તે ફરજ માનીને અંતર સુરતા રાખી કરવા અને પુનઃ નિર્વિકલ્પક સમાધિકાલમા આત્મારૂપી પરમાત્માની સાથે તન્મય થવાનુંજ કૃત્ય વારંવાર સેવ્યા કરવું.

આત્મજ્ઞાનનો પરિપક્વ બોધ થયો હોય તેને નિર્વિકલ્પક સમાધિનું દાન કરવું જોઇએ. તત્સંબંધી અધ્યાત્મોપનિષદ્મા ઉપાધ્યાયજી જણાવે છે કે—**अत्यन्तपक्वबोधाय, समाधिर्निर्विकल्पकः । वाच्योऽयं नार्धविज्ञस्य तथा चोक्तं परैरपि ॥ आदौ शमदमप्रायै-र्गुणैः शिष्यं प्रबोधयेत् । पश्चाद् सर्वमिदं ब्रह्म शुद्धस्त्वं विबोधयेत् ॥** અત્યંત પક્વબોધાર્થે નિર્વિકલ્પક સમાધિવાચ્ય છે. તે પ્રમાણે વેદાંતીઓએ પણ જણાવ્યું છે—આદિમાં શમદમ-ગુણોવડે શિષ્યને ગુરુએ બોધ દેવો. પશ્ચાત્ આ સર્વ બ્રહ્મ છે. તું શુદ્ધ બ્રહ્મ છે ઇત્યાદિ બ્રહ્મજ્ઞાનનો બોધ દેવો. આત્મા તેજ પરમાત્મા છે. ઇત્યાદિ ભાવનાવડે ધ્યાન ધરવાથી નિર્વિકલ્પક સમાધિમાં પ્રવેશાય છે અને તદ્દ્વારા નિર્વિકલ્પ સુખનો ભોગ ભોગવી શકાય છે. અતએવ આત્મા તેજ પરમાત્મા છે ( **अप्पा सो परमप्पा** ) ઇત્યાદિ વડે આત્મભાવના જ્ઞાનની પ્રાપ્તિદ્વારા આત્મધ્યાન ધરવું જોઇએ. ભાવનાજ્ઞાનનો અપૂર્વ મહિમા છે, તત્સંબંધી અધ્યાત્મોપનિષદ્મા વાચક જણાવે છે કે—**तपःश्रुतादिना मत्तः क्रियावानपि लिप्यते । भावनाज्ञानसंपन्नो निष्क्रियोऽपि न लिप्यते ॥** તપ શ્રુતાદિવડે મત્ત એવો ક્રિયાવાન્ પણ રાગદ્વેષમાં લેપાય છે, પરંતુ ભાવનાજ્ઞાનસંપન્ન એવો ધર્મની બાહ્યક્રિયાથી રહિત નિષ્ક્રિય-રાગદ્વેષમાં લેપાતો નથી. એટલો બધો ભાવનાજ્ઞાનનો મહિમા છે. આત્માની શુદ્ધધર્મની ભાવનાનો જ્ઞાનરૂપાગ્નિ જેના હૃદયમાં પ્રજ્વલ્યા કરે છે તે ગમે તેવા કાર્યમાં પ્રવૃત્ત છતા વા નિષ્ક્રિય છતા રાગદ્વેષથી લેપાતો નથી આત્મભાવના જ્ઞાનવડે નીચેના શ્લોકો પ્રમાણે આત્માને ભાવવો જોઇએ. **लिप्यते पुद्गलस्कंधो न लिप्ये पुद्गलैरहम् । चित्रव्योमाञ्जनेनेव, ध्यायन्निव न लिप्यते ॥ नाऽहं पुद्गलभावानां कर्त्ता कारयिता च न । नानुमन्तापि चेत्यात्म ज्ञानवान् लिप्यते कथम् ॥** ઇત્યાદિ ભાવના જ્ઞાનવડે આત્માના ઉપયોગમાં એટલા બધા લીન થઇ જવું જોઇએ કે જેથી પ્રત્યેક બાહ્યકાર્ય કરતાં છતાં આત્માનો ઉપયોગ કાયમ રહે. આત્માનો શુદ્ધાનુભવ પ્રગટાવવા માટે ભાવજ્ઞાનની અત્યંત ઉપયોગિતા સિદ્ધ ઠરે છે. આત્માનો વિશુદ્ધાનુભવ પ્રગટયો એટલે શબ્દનયવાચ્યજીવનમુક્તતા પ્રાપ્ત થઇ એમ અવબો-ધવું. વિશુદ્ધાનુભવ વિના આત્મસ્વરૂપ કદાપિ ગમ્ય થતું નથી. અધ્યાત્મોપનિષદ્માં કહ્યું છે કે—**अतीन्द्रियपरं ब्रह्म विशुद्धानुभवं विना । शास्त्रयुक्तिशतेनापि नैव गम्यं कदाचन ॥** ઇત્યાદિ શ્લોકોથી આત્મજ્ઞાનીઓએ અવબોધવું કે શાસ્ત્રોની સેંકડો યુક્તિઓવડે પણ વિશુદ્ધાનુભવ વિના આત્મસ્વરૂપ અનુભવગમ્ય થતું નથી આત્મજ્ઞાનીએ ધ્યાનવડે વિશુદ્ધાનુભવ પ્રાપ્ત કરવો કે જેથી આત્માની શાંતિ પ્રાપ્ત કરી શકાય. આત્મજ્ઞાન મેળવીને આત્માના અસંખ્ય પ્રદેશો અને તેમાં રહેલા ગુણપર્યાયો વિના અન્ય કોઇનો પોતાના આત્મામાં આરોપ કરવો નહીં. શરીર-વાણી આદિ જડ વસ્તુઓનો જે આત્મામાં આરોપ કરે છે અર્થાત્ આત્મા વિના અન્ય શરીર વગેરેને આત્માનાં

છે એમ જે માને છે તેણે સ્વાભાવિક આત્મારૂપ પરમાત્માનું સ્વરૂપ જાણ્યું નથી એમ અવબોધવું. અધ્યાત્મોપનિષદ્‌માં કથ્યું છે કે—कर्मोपाधिकृतान् भावान्, य आत्मन्यध्यवस्यति । तेन स्वाभाविकं रूपं न बुद्धं परमात्मनः ॥ આત્માનું ધ્યાન ધરવાના કાળે આત્માની સાથે લાગેલા કર્મોપાધિકૃત ભાવોને આત્મામાં અધ્યવસિત ન કરવા, ફક્ત તે વખતે સોઽહં-તત્ત્વમસિ આદિ શબ્દવાચ્ય અનેકાન્ત ભાવાર્થની ભાવનામા તન્મય બનીને તેના એટલા બધા હૃદયમાં દૃઢ સંસ્કારો પાડવા જોઇએ કે જેથી આત્મામાં અન્ય કોઇ વસ્તુનો અધ્યાસ પ્રગટી શકે નહીં. રાધાવેધની સાધના કરતાં આ ધ્યાનકાર્ય અનંતગુણોપયોગસાધ્ય છે એમ અવબોધવું જોઈએ. આત્માના ગુણ પર્યાયો પર અનંતગુણ શુદ્ધ પ્રેમ લાગવો જોઇએ. આત્માની ઉપર એટલો બધો પ્રથમાવસ્થામાં પ્રેમ લાગવો જોઇએ કે—जितनी वातो दुनियाकी सब भूल गये कुच्छ याद नहि; तुंहि तुहि तुंहि ના ઉદ્‌ગારો વિના અન્ય ઉદ્‌ગારો કાઢવાનું રુચે નહીં. આત્મારૂપ પરમાત્મપ્રભુવિના કોઇ અન્ય વસ્તુ રુચે પણ નહીં અને આત્મરૂપ પરમાત્મ પ્રભુ પર પ્રેમલક્ષણા ભક્તિદ્વારા એટલું બધું પ્રેમતાન લાગવું જોઇએ કે જ્યાં ત્યાં જડ પદાર્થોમાં આત્મરૂપ પરમાત્મપ્રભુની ભાવના પ્રગટ્યા કરે. આવી આત્મરૂપ પરમાત્મપ્રભુની પ્રેમલક્ષણા ભક્તિવડે ભાવના કરીને સર્વ પ્રાણીઓમાં પરમાત્માઓ દેખવાનો દૃઢ અધ્યાસ પાડીને આત્માની પરમાત્મતા પ્રગટ કરવી. આત્માની ઉપર પ્રમાણે ભાવના કરવાથી અંતરાત્મા સ્વયં જ્ઞાનાદિગુણોએ પરમાત્મા થાય છે અને એ બાબતનો નિશ્ચય થાય છે. એમાં જરા માત્ર સંદેહ કરવા જેવું નથી. આત્મારૂપ પરમાત્માની ભાવનાનો ખ્યાલ સ્વપ્નામા આવે એટલા બધા ભાવનાના દૃઢ સંસ્કારો પાડવા જોઈએ અને ઉત્તમ ભાવનામાં પ્રગટ થનાર વિઘ્નોને જીતવા જોઇએ. જ્યારે સ્વપ્નામાં પણ આત્મારૂપ પરમાત્માની ભાવના જાગ્રત્ રહે ત્યારે જાણવું કે હવે મારો આત્મા સ્વશુદ્ધ ધર્મ સમ્મુખ થયો. પ્રાપ્તસાધન સામગ્ર્યા વ્યવહાર અને નિશ્ચયત આત્મ-સમાધિની પ્રાપ્તિ કરવી એ પરમ સાધ્યકાર્ય છે એમ ભવ્યજીવોએ સમ્યગ્ અવબોધીને યથાશક્તિ સ્વાધિકારે પ્રયત્ન કરવો જોઇએ. નામ અને રૂપથી ભિન્ન એવા પરમાત્માના ધ્યાનમા સ્થિરતા કરીને નામરૂપથી ભિન્ન વૃત્તિવાળા થઇને પરમાત્માના જ્ઞાનસાગરમાં સંયમયોગે તન્મય બનીને નામરૂપથી ભિન્ન એવું પરમાત્મસ્વરૂપ કે જેનો અનુભવ-વસ્તુતઃ હું તું આદિથી ભિન્ન નિર્વાચ્ય છે-તે પ્રાપ્ત કરવો જોઇએ. યુવાવસ્થામાં યોગની સાધનાવડે પ્રયત્ન કરતાં આત્માનુભવની ઝાંખી પ્રાપ્ત થાય છે. જો જડ પદાર્થોની તૃષ્ણા હોય તો આન્તર પરમાત્મપદની પ્રાપ્તિની આશા ધારવી એ ગગનકુસુમવત્ અવબોધવી. શબ્દ રૂપ રસ અને ગંધાદિક વિષયોમાંથી સાનુકૂળ અને પ્રતિકૂળ વૃત્તિનો સંહાર કરીને આત્મસ્વરૂપમાં લીન થવાથી પરમાત્માનો અનુભવ આવ્યા વિના રહેતો નથી. આ જગતમાં સર્વ પદાર્થોમાં ભિન્ન ભિન્ન જીવોનો ભિન્ન ભિન્ન વૃત્તિની અપેક્ષાએ સાનુકૂળત્વ અને પ્રતિ-

કૂળત્વનો વ્યવહાર થતો અવલોકવામા અને અનુભવવામાં આવે છે તેનું કારણ વાસ્તવિક રીતે આત્મામાં સ્થિત રાગદ્વેષ પરિણામરૂપ શેતાન છે. રાગદ્વેષ પોતાના સ્વભાવે અનંતશક્તિમય છે. રાગદ્વેષનો જેમ જેમ ક્ષય થાય છે તેમ તેમ આત્મામાં ઇશ્વરીય જ્ઞાનજ્યોતિનો પ્રકાશ થાય છે. આત્માની સમ્યગ્ જ્ઞાનજ્યોતિને ઇશ્વરીયજ્ઞાનજ્યોતિ કથવામાં આવે છે. મુસલમાનમાં એક એવી પ્રચલિત વાર્તા છે કે–એક વખત એક ગુરુની પાસે શિષ્યે પ્રાર્થના કરી કે હું કોનું ભજન કરું ? ગુરુએ શિષ્યને કહ્યું કે તું શેતાનનું ભજન કર. ગુરુના પર વિશ્વાસ રાખીને શિષ્યે શેતાનનું ભજન પ્રારંભ્યું તેથી શેતાનને આશ્ચર્ય લાગ્યું કે આખી દુનિયા ઇશ્વરનું ભજન કરે છે અને આ શિષ્ય મારું ભજન કરે છે. શેતાન પેલા શિષ્ય પર સંતુષ્ટ થયો અને તેને પ્રત્યક્ષ થઇને કહ્યું કે–તું જે માગે તે આપું–માટે જેની ઇચ્છા હોય તે માગ ! શિષ્યે શેતાન પ્રસન્ન થયાનું વૃત્તાંત પોતાના ગુરુને કથ્યું. ગુરુએ શિષ્યને કથ્યું કે–તું શેતાનની પાસેથી એવું માગી લે કે તારા હૃદયમાંથી શેતાનનો વાસ નીકળી જાય. ગુરુની શિક્ષાનુસાર શિષ્યે શેતાનનું સ્મરણ કરી બોલાવ્યો. શેતાને પ્રત્યક્ષ થઇને વર માગવાનું કહ્યું. શિષ્યે કહ્યું કે જો તું મારા ઉપર પ્રસન્ન થયો હોવ તો મ્હારા હૃદયમાંથી નીકળી જા. શિષ્યની આ માગણી શેતાનને સારી લાગી નહીં તો પણ તેને તે પ્રમાણે કબૂલ કરવું પડયું અને શિષ્યના હૃદયમાંથી નીકળી ગયો તેથી શિષ્યને લોકાલોક સર્વ પ્રત્યક્ષ દેખાવા લાગ્યાં. આ કથામાથી સાર એ લેવાનો છે કે રાગદ્વેષરૂપ શેતાન જો આત્માના અસંખ્ય પ્રદેશમાંથી સર્વથા નીકળી જાય તો આત્મામાં કેવળજ્ઞાન અને કેવળ દર્શનનો ઉત્પાદ થાય અને તેથી સર્વ દુનિયાના સર્વ પદાર્થોના સર્વ ધર્મને જાણવામાં તથા દેખવામા આવે. રાગદ્વેષને ધિક્કારવા માત્રથી તેઓ ટળી જતા નથી. પરંતુ આત્મ જ્ઞાન મેળવીને આત્માના સ્વભાવમા જેઓ રમણતા કરે છે તેઓનાથી રાગદ્વેષ સ્વયમેવ દૂર થાય છે. રાગદ્વેષરૂપ શેતાન સર્વવિશ્વને પોતાને વશ કરવા પ્રયત્ન કરે છે. અતએવ રાગદ્વેષ ક્ષય કરવાની જિજ્ઞાસાવંત મુમુક્ષુઓએ શુદ્ધોપયોગ ધારણ કરીને જેનું ધ્યાન ધરવાથી રાગદ્વેષની પરિણતિ ન ઉદ્ભવે એવા પરમાત્માના શુદ્ધ સ્વરૂપમાં મગ્ન બનવું જોઇએ. રાગદ્વેષનો જેમ મંદોદય થતો જાય છે તેમ તેમ આત્માનું સ્વાભાવિક સુખ અનુભવાય છે. વિશ્વવર્ત્તિ મુમુક્ષુઓએ રાગદ્વેષની પરિણતિની મંદતા અને ક્ષીણતા કરવા ખાસ લક્ષ્ય દેવું જોઇએ. જે જે ધર્માનુષ્ઠાનોવડે રાગદ્વેષની પરિણતિનો નાશ થાય તે તે અનુષ્ઠાનોદ્વારા ધર્મસાધનમાં પ્રયત્નશીલ બનવું જોઇએ. ક્રિયાયોગમાં પ્રવૃત્તિમય છતાં રાગદ્વેષની સામગ્રીઓથી આત્મામાં રાગદ્વેષની પરિણતિ જાગ્રત્ ન થાય તે પર ખાસ લક્ષ્ય દેવું જોઇએ. જ્ઞાન યોગનો એવો પરિપક્વ અભ્યાસ કરવો જોઇએ કે જેથી અધિકાર પરત્વે કર્મયોગી બનતા છતાં પણ નિર્લેપદશા કાયમ રહે. રાગદ્વેષના સાધનોની સામગ્રી ન મળે એવા સ્થાનાદિને પ્રાપ્ત કરીને કેટલાક અર્ધદગ્ધ મનુષ્યો મનની શાંતતા અમુક સમય પર્યંત સંરક્ષી શકે

પરંતુ જ્યારે રાગદ્વેષસાધક સામગ્રીના સંયોગો મળ્યા કે પુન: રાગદ્વેષનો ઉત્પાદ થાય એવી સ્થિતિથી રાચવા માચવાનું નથી. “ન મળે નારી બાવો બ્રહ્મચારી” એવું તો રાગદ્વેષના હેતુઓના અભાવે કંઇ કથાય પણ તેથી કંઇ સર્વથા રાગદ્વેષનો ક્ષય થતો નથી. ક્રોધ-માનનો દ્વેષમાં અને માયાલોભનો રાગમાં સમાવેશ થાય છે. કષાયના સોળ ભેદ છે. અનં-તાનુબંધી ક્રોધ માન માયા અને લોભ; ૨. અપ્રત્યાખ્યાની ક્રોધ માન માયા અને લોભ; ૩. પ્રત્યાખ્યાની ક્રોધ માન માયા અને લોભ; ૪. સંજ્વલનના ક્રોધ માન માયા અને લોભ; એ ષોડશ કષાય તથા હાસ્ય રતિ અરતિ ભય શોક જુગુપ્સા સ્ત્રીવેદ પુરુષવેદ અને નપુંસકવેદ એ પચીશ કષાયોનો સર્વથા જ્યારે ક્ષય થાય છે ત્યારે આત્મામાં કેવળજ્ઞાન અને કેવળદર્શનનો ઉદ્ભવ થાય છે. આત્મામાં કેવળજ્ઞાન અને કેવળદર્શન ક્ષાયિક ચારિત્રઆદિ ગુણો અનાદિકાલથી સત્તાની અપેક્ષાએ છે પરંતુ તે ગુણોની શકિતને રુંધનાર મોહનીય કર્મ છે. મોહનીયકર્મનો ક્ષય થતાં શેષ ઘનઘાતીકર્મનો પણ સર્વથા ક્ષય થાય છે અને તેથી કેવળજ્ઞાનાદિગુણો સૂર્ય પરથી જેમ વાદળાં દૂર થાય અને તે જેમ પ્રકાશ પામે છે તેમ સ્વયમેવ સ્વધર્મતં પ્રકાશે છે. કષાયોનો ઉપશમભાવ થાય છે. કષા-યોનો ક્ષયોપશમ થાય છે. અને કષાયોનો બંધ ઉદય ઉદીરણા અને સત્તામાંથી સર્વથા ક્ષય થવાથી કષાયોનો ક્ષાયિકભાવ થાય છે. કષાયોનો ઉપશમ અને ક્ષયોપશમ થાય છે પરન્તુ તે પુનઃ કષાયની કારણ સામગ્રી પામીને ફરી જાય છે અને પશ્ચાત્ કષાયોનો ઔદ-યિકભાવ વર્તે છે. કષાયોના ઔદયિકભાવનો સર્વથા ક્ષય થવાથી પશ્ચાત્ કદિ તે દગ્ધ-બીજની પેઠે ઉદ્ભવતો નથી; અતએવ આત્મજ્ઞાનીઓએ કષાયોનો સર્વથા ક્ષય કરવા પ્રયત્ન કરવો જોઇએ. કષાયો એ જ મહાશત્રુઓ છે અને અન્ય મનુષ્યો તે નિમિત્ત માત્ર છે. આત્મામાં ઉત્પન્ન થનાર કષાયોનો નાશ થતા આત્મા આત્માનો પરમ બંધુ બને છે, અને આત્મામાં કષાયોદ્ભવ થતા આત્માજ આત્માનો શત્રુ બને છે. આત્માજ પોતાના આત્માનો હિતકર્તા છે; તેમા અન્ય તો નિમિત્તમાત્ર છે. આત્માજ આત્માનો કષાયપરિણુતિ જાગ્રત થતા શત્રુ છે, તેમાં અન્ય મનુષ્યો તો નિમિત્તમાત્ર છે. આત્માનું આત્મામાં ઉત્પન્ન થનાર કષાયોએ જેટલું અહિત કર્યું છે તેટલું અન્ય કોઇ જીવે કર્યું નથી. આત્મામાં સોળ કષાયો અને નવ નોકષાયોની પરિણુતિ જાગ્રત્ થાય છે તે નિમિત્ત કારણોને પામી થાય છે. આત્મા અને પરજીવો તથા જડવસ્તુઓનો સંબંધ કેવો છે તેનો વાસ્તવિક વિચાર કર-વાથી ક્રોધ માન માયા અને લોભ કરવાનું કારણ રહેતું નથી. સર્વ આત્માઓને પોતાના આત્માસમાન માનવામાં યદિ આવે તો અન્ય નિમિત્તોથી ક્રોધ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય નહિ. યાદ રાખવું કે કષાયોથી વિરામ પામવું તે આ દુનિયાથી મરી જવા બરોબર છે. અતએવ કષાયોથી વિરામ પામવાની જેઓની ઇચ્છા હોય તેઓને પ્રથમ મોહભાવથી મરવું પડશે. અહં મારું આદિ જે સ્ફુરણાઓ આત્મામા મોહના યોગે થાય છે તેઓના

પરથી અહંત્વ દૂર કરવું પડશે અને ઘોર નિદ્રાની પેઠે બાહ્ય પદાર્થોની મમતાને ભૂલવી પડશે. સર્વ જીવોને સ્વાત્મસમાન માનનારા અને આત્માને આત્મપણે શુદ્ધોપયોગે દેખનારાને ક્રોધ ક્યાંથી આવી શકે વારૂ? અને કદાપિ પ્રમત્તયોગે થાય તો અલ્પક્ષણ રહી શકે; પશ્ચાત્ સમતાનું બળ વધતાં સ્વયમેવ શાંત થઇ શકે. આત્મા પોતાનું શુદ્ધસ્વરૂપ અવલોકે અને આત્માના શુદ્ધોપયોગે વર્તતો છતો લાખો મનુષ્યોના સમાગમમાં આવે તથાપિ તેને માનની પરિણુતિ ક્યાંથી અને કેવી રીતે જાગ્રત્ થઇ શકે? બાહ્ય માનની લાલસા યાવત્ રહે છે તાવત્ માનની પરિણુતિ જાગ્રત્ થાય છે. આત્મજ્ઞાની સ્વકર્તવ્યાનુસારે કર્મો કર્યા કરે છે અને અંતરમાં માનની પરિણુતિ ઉદ્ભવે એવો વિચાર-સંકલ્પમાત્ર પણ કરતો નથી. કારણ કે તે જાણે છે કે આત્માનું આત્માના શુદ્ધસ્વરૂપમાં જ માન છે પરંતુ પરની પરતંત્રતાએ જે માન કલ્પવામાં આવ્યું છે તે એક જાતનું પારતંત્ર્ય હોવાથી માન જ નથી. આ પ્રમાણે તે અવબોધે છે તેથી તે ગમે તે સ્થિતિમાં પ્રાપ્ત થએલા સ્વાધિકાર પ્રમાણે સ્વાધિકારે પ્રાપ્તવ્ય કર્મોને કરે છે અને અનેક પ્રકારનું બાહ્ય સામાન્ય માન પામે છે વા અપમાન પામે છે તો પણ તે બન્નેમાં એક સરખી આત્માની સામાન્યતાને સંરક્ષી શકે છે. દૃશ્ય જડવસ્તુઓમાં અહંત્વ માન્યતા યદિ ધારણ કરવામાં ન આવે તો માનના હેતુઓમાં અને તેવા સંયોગોમાં બાહ્યથી માનની ક્રિયા ચેષ્ટાઓને દેખતો અને જાણતો છતો પણ અંતરથી આત્મા ખરેખર માનના વિચાર માત્રને કરી શકતો નથી માનના સંયોગોમાં બાહ્યથી આત્મા આવે છે તો પણ તે હર્ષ પામતો નથી અને કદાપિ વ્યવહાર માર્ગમાં કલ્પાયલા અપમાનના સંયોગોમાં આવે છે તેથી આત્મજ્ઞાની શોક પામતો નથી; કારણ કે તેની દૃષ્ટિએ માન અને અપમાનની સામગ્રી બાહ્યથી જે દેખાય છે તે કલ્પનામાત્રજ અવબોધાય છે આત્મજ્ઞાની માનથી જીવતો નથી અને અપમાનથી મૃત્યુ પામતો નથી. માન અને અપમાનની કલ્પાયલી વ્યવહારવૃત્તિને તે ઔપચારિક માનીને વિસ્મરે છે અને સ્વકર્તવ્યમાં માન અને અપમાનની સ્થિતિમાં નિર્લેપ રહ્યો છતો પ્રવૃત્તિ કર્યા કરે છે. માયા અર્થાત્ કપટની પરિણુતિ એ આત્માની સ્વાભાવિક પરિણુતિ નથી પરંતુ વિભાવિક પરિણુતિ છે. માયાની પરિણુતિના સંકલ્પો અને વિકલ્પો જ્યાંસુધી ઉદ્ભવે છે તાવત્ આત્માની સ્વાભાવિક સરલતાનો ખ્યાલ આવવો દુર્લભ છે. પરવસ્તુઓનો જ્યાંસુધી સ્વાર્થ હોય છે ત્યાંસુધી તેની પ્રાપ્ત્યર્થે માયાની પરિણુતિ સેવવી પડે છે. જડવસ્તુઓમાંથી અહંમમત્વ યદિ ટળે તો માયા સ્વયમેવ ઉપશમે છે અને ચિત્તચાચલ્યનો વિનાશ થાય છે. આત્માની પરમાત્મદશા પ્રાપ્ત કરવામાં માયા મહાવિઘ્નકારી છે દેવગુરુની આરાધનામાં માયા વિઘ્ન કરનારી છે, આત્મા ધર્મમાં જ્યારે લયલીન થાય છે ત્યારે માયા શમી જાય છે અને તેથી તેનામાં નિર્દોષ લઘુ બાળકના જેવી સરલતા ઉદ્ભવે છે. નિર્દોષ લઘુ બાળકની સરળતા કરતાં અનંતગુણુ વિશુદ્ધજ્ઞાન ઉદ્ભવે છે ત્યારે આત્માના સહજાનંદનો

અનુભવ આવી શકે છે. જ્ઞાનપૂર્વક અનંતગુણ વિશુદ્ધ એવી સરલતા પ્રાપ્ત થતાં નિવૃત્તિ સુખ અનુભવ્યાથી સંસાર અને મુક્તિનો અંતર અવબોધી શકાય છે. આત્મજ્ઞાનપૂર્વક અનંત વિશુદ્ધ સરલતાની અવાપ્તિથી વાસ્તવિક મસ્તપણું પ્રકટે છે અને તેથી સહજાનંદની એવી અનંતગુણ વિશુદ્ધ ખુમારી પ્રગટે છે કે જેથી મુક્તિનું આત્મામાં અત્ર જીવતાં-આ ભવમાં સત્યસુખ વેદાય છે. જ્ઞાનપૂર્વક અનંતગુણ વિશુદ્ધતાની પ્રાપ્તિ માટે સર્વ પૌદ્ગલિક કાર્યોની આહૂતિ આપવી પડે છે; અર્થાત્ સર્વપ્રકારના પૌદ્ગલિકસ્વાર્થોને નાકના મેલવત્ગણી અહંમમત્વલજ્જાભીતિને ત્યજવાં પડે છે. પૂર્વે મહર્ષિઓએ આ પ્રમાણે નિર્માયિક જીવન પ્રકટાવીને પરમાત્મપદની પ્રાપ્તિ કરી હતી. મહાત્માનું આંતરિક અને બાહ્ય નિર્માયિકજીવન હોય છે. કપટવિનાનું મન કપટવિનાનો વ્યવહાર કપટવિનાનો દેહનો વ્યાપાર અને કપટવિના સર્વજીવોની સાથે આત્મિક સંબંધ એ જ આધ્યાત્મિકોન્નતિનો મૂલ મંત્ર મહાપુરુષોને સદ્ગુરુકૃપાથી પ્રાપ્ત થાય છે. નિઃસ્વાર્થજ્ઞાનમય સરળતાની પ્રાપ્તિથી અલૌકિક દશાનો અનુભવ આવે છે અને અનેક દોષોનું દ્વાર બંધ થાય છે એમ અનુભવીઓએ અનુભવપૂર્વક જણાવ્યું છે. અતએવ આધ્યાત્મિકોન્નતિના શિખરપર આરૂઢ થનાર અધ્યાત્મજ્ઞાનીઓએ વિશુદ્ધ સરળતાનું પ્રથમતઃ સંસેવન કરવું એજ મહાકર્તવ્ય છે—એમ ખાસ હૃદયમાં અવબોધીને નિશ્ચય કરવો જોઇએ. સર્વ સામારિક તૃષ્ણાયોગે મન વચન અને કાયયોગના વ્યાપારની વક્રતા ઉદ્ભવે એ સ્વાભાવિક છે અને એવી કપટવક્રતાનો નાશ કરવો એ મહા દુષ્કરકાર્ય છે. સાંસારિક વ્યવહારમાં આસક્ત રહીને બાહ્યોન્નતિમાં લક્ષ્ય દેવું હોય તો આધ્યાત્મિક સરલતાઓની વાર્તાઓ કરવી એ એક જાતની માથાકૂટ છે. આ સંસારના સર્વ વ્યાવહારિક ભાવોમાંથી ચિત્તની રમણતાનો ત્યાગ કરીને આત્માની પરમાત્મતાને પ્રગટાવીને તેનું અનંત સુખ વેદવું હોય તોજ આત્મિકયોગોની સરલતા પર લક્ષ દેવું અને જ્યારે મનની એવી દશા થશે ત્યારેજ અલૌકિક દિવ્યસુખમય જીવનનો સાક્ષાત્કાર થશે એમ ખાત્રીથી માનવું. સર્વ કપટ પ્રપંચોને દૂર કરીને આત્માનું આનંદમય-જીવન અનુભવી શકાય છે. કપટના નાશની સાથે અનેક મહાદુર્ગુણોનો નાશ થાય છે અને ચિત્તમા પ્રકટતા અનેક વિકલ્પોનો ઉપશમ કરીને ચિત્તની નિર્વિકલ્પતાની પ્રકટતા સાથે આત્મસમાધિમા પ્રવેશ કરી શકાય છે. યાવત્ હૃદયમાં ઇર્ષ્યા માન ક્રોધ વૈર લોભ ઇષ્ટવસ્તુની પ્રાપ્તિ આદિ આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનના હેતુઓવડે કપટદંભ રહે છે તાવત્ સ્વકીય હૃદયની શુદ્ધિ થઇ શકતી નથી અને આત્માની અધઃપતનતા થાય છે. કપટનો આત્મામાં પરિણામ ઉત્પન્ન થતાં આત્માની દશા બદલાઈ જાય છે અને તેનો સાક્ષીભૂત વસ્તુતઃ સ્વકીય આત્મા થાય છે. અન્ય જીવોને પ્રતારવા એ વસ્તુતઃ સ્વકીયહૃદયની વિપ્રતારણા અવબોધવી. આત્મામાં કપટનો પરિણામ ઉદ્ભવે છે તે અયોગ્ય છે એમ સ્વકીય-હૃદયની સ્ફુરણા જણાવે છે તો તેની સાક્ષી આપ્તપુરુષોનાં વચનો આપે એમાં શું

આશ્ચર્ય છે? ધર્મની આરાધનામાં યદિ કપટ સેવાય છે તો શ્રી સદ્ગુરુપાસે આલોચના લીધા વિના આત્માની શુદ્ધિ થતી નથી. હે આત્મન્ ! તારે યદિ કપટ પરિણામ પર પ્રીતિ છે તો આત્મધર્મથી તારે સેંકડો યોજનનું છેટું છે. અન્યોને બાહ્ય ચેષ્ટાથી ધર્મી દર્શાવવા બાહ્ય ધાર્મિકક્રિયાઓમાં અનુષ્ઠાન સેવાતાં હોય તો ત્હારા આત્માની વિશુદ્ધિ થવી દુર્લભ છે. કપટનો પરિણામ અમુક પ્રકારે બાહ્યત: શાંતિની ચેષ્ટા આદિ ચેષ્ટાઓ દર્શાવવા શક્તિમાન્ થાય છે તથાપિ હૃદયની શુદ્ધતાવિના આત્મોન્નતિમાં એક ડગલું માત્ર પણ વધી શકાતું નથી. " જ્યાં કપટ ત્યાં ચપટ " એવી ગુર્જર ભાષાની કિંવદન્તિમાં અનુભવ સત્ય સમાયલું છે એમ પ્રત્યક્ષ દૃષ્ટાંતોથી અવબોધી શકાય છે. વણિક્ અને વ્હોરાઓમાં પ્રાય: વ્યાપારવૃત્તિથી દાંભિક સંસ્કારોનો અભ્યાસ વિશેષત: હોય છે; અતએવ ધર્મક્રિયાઓમાં પણ દાંભિકાભ્યાસવાસનાની ચેષ્ટાઓનું અવલોકન થાય છે તો તેમાં કંઈ આશ્ચર્ય નથી. કારણકે વ્યાપારિકવૃત્તિસમુદ્ભૂતદાંભિકસંસ્કારવાસનાભ્યાસનું એટલું બધું બળ જામે છે કે ધર્મકર્મમાં પણ તેના અભ્યાસનું પરિણામ પ્રાય: પ્રગટે છે એમ અનુભવગોચર વૃત્તાંત થતાં નિશ્ચય કરી શકાય છે. આત્મિકપરિણામની શુદ્ધિમાં મલિનતાકારક કપટ પરિણામ છે. અતએવ ચૈતન્યવાદી આધ્યાત્મિકતત્ત્વોપાસકોએ સહજાનંદની પ્રાપ્તિ માટે કપટના પરિણામનો સર્વથા ત્યાગ કરવો એ ઉચિત કાર્ય છે. કીર્ત્તિ પૂજા સત્કાર માન અને લોકસંજ્ઞાદિ કારણે કપટ પરિણામ અને કપટાચારનું આસેવન કરવાથી આત્માનું સ્વાતંત્ર્ય ત્યજાય છે અને માયાના દાસ બનવું પડે છે; તેથી પરિણામ એ આવે છે કે આત્મગુણો કરતાં કીર્ત્યાદિ વસ્તુઓને મહાન્ માનવી પડે છે. આત્મારૂપ પરમાત્માના સ્વાતંત્ર્ય પરિણામ એ શેતાનનો પાઠ ભજવીને જગત્‌ની દૃષ્ટિ આગળ જુદા પ્રકારનું નાટક રજુ કરે છે. વિચાર અને આચારમાં કપટ પરિણમતા આત્મારૂપ પરમાત્માની સત્ય ગર્જનાઓ મંદ પડી જાય છે અને દુનિયાની કીર્તિ આદિના સેવક બનવું પડે છે. આત્મામાં કપટનો પરિણામ યદિ વિદ્યમાન છે તો સ્વયમેવ મનુષ્ય દુ:ખકૂપમા પડેલ છે એમ અવબોધવું. મૈત્રી ભાવનાનો મૂળમાંથી નાશ કરીને તેને સ્થાને અમિત્રભાવ પ્રગટાવનાર કપટના પરિણામ કરતાં કૃષ્ણસર્પની સંગતિ સહસ્ર દરજ્જે શ્રેષ્ઠ છે કારણકે કૃષ્ણસર્પની સંગતિથી તો એક ભવમા મૃત્યુ થાય છે અને કપટ પરિણામના યોગે તો સંસારમા અનેક અવતારો કરવા પડે છે. કપટની પરિણુતિનો મનમાં ઉત્પાદ થવાની સાથે આત્માનંદ તો પલાયન કરી જાય છે. પંચેંદ્રિયના ત્રેવીશ વિષયો પ્રતિ ઉદ્ભવનાર ઇષ્ટાનિષ્ટપરિણામ યદિ ટળે છે તો પશ્ચાત્ કપટના પરિણામનો સંક્ષય થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. કારણકે પાચ ઇંદ્રિયોના વિષયો અને નામરૂપમાં જે અહંત્વાભ્યાસ થાય છે તે ટળે છે તો પશ્ચાત્ આત્મામાં કપટ પરિણામને ઉત્પન્ન થવાનું કારણ રહેતું નથી કપટ પરિણામનો હેતુ લોભ છે. લોભવૃત્તિનો ત્યાગ થાય તો કપટપરિણુતિનો વિનાશ થાય એમા કશું આશ્ચર્ય નથી લોભનો પરિણામ

ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ સાંસારિક પદાર્થોપર થનારી ઇષ્ટતા પ્રિયતા અને અહં મમત્વ-બુદ્ધિ છે. સાંસારિક પદાર્થોપરથી ઇષ્ટપણું ટળી જાય છે તો લોભ પરિણામની મંદતા પડી જાય છે અને તે અંતરમા અનુભવાય છે સાસારિક પદાર્થોમાં સુખબુદ્ધિની લાલસાથી સાંસારિક પદાર્થો મેળવવા લોભ પરિણામનો પ્રાદુર્ભાવ થાય છે. માન કીર્તિ પ્રતિષ્ઠા સંપત્તિ સત્તા અને ધન આદિની પ્રાપ્તિ માટે અંતરમાં લોભપરિણામનો પ્રાદુર્ભાવ થાય છે લોભપરિણામનો પ્રાદુર્ભાવ થતાં નામરૂપમાં ઇષ્ટત્વ પરિણામ પ્રકટે છે અને તેથી અનેક પ્રકારના મન વચન અને કાયાથી વ્યાપારો કરવા પડે છે. મન વચન અને કાયાનું લોભયોગે પરભાવમા વીર્ય પરિણમે છે અને તેથી પરિણામ એ આવે છે કે પરપુદ્ગલ દ્રવ્યના દાસત્વનો સ્વીકાર કરવો પડે છે અને આત્માના શુદ્ધ ધર્મરૂપ ધનથી કરોડો યોજન દૂર રહેવું પડે છે. એક આત્માવિના અન્ય વસ્તુઓ પોતાની નથી. આજીવિકાદિ કારણે પરવસ્તુઓનું અમુક મર્યાદાએ ગ્રહણ કરવું પડે છે અને જ્ઞાનીઓ રાગદ્વેષનો ત્યાગ કરીને આહારાદિનું શાસ્ત્રમર્યાદાએ ગ્રહણ કરે છે અને અજ્ઞાનીઓ મૂર્છાયોગે આહારાદિ વસ્તુઓનું ગ્રહણ કરે છે. શ્રી મહાવીરદેવે **मुच्छापरिग्गहो वुत्तो-मूर्च्छापरिग्रह उक्तः** મૂર્છાને પરિગ્રહ કથ્યો છે અજ્ઞાનદશાથી જડભૂતપરવસ્તુઓમા મૂર્છાનો પરિણામ થાય છે અને તેના યોગે અનેક પ્રાણીઓની હિંસા કરવી વગેરે અનેક પાપસ્થાનકો ભોગવવાં પડે છે. યદિ લોભ-મૂર્છાનો પરિણામ વર્તે છે તો બાહ્ય વસ્તુઓના ત્યાગથી ત્યાગીપણું પ્રાપ્ત થતું નથી. મૂર્છાલોભ પરિણામ યદિ હૃદયમા નથી તો બાહ્ય વસ્તુઓ કે જેમાં ઇષ્ટત્વ પ્રિયત્વ મમત્વ માનીને દુનિયા બંધાય છે ત્યા બંધાવાનું થતું નથી. આત્મજ્ઞાની પોતાંના આત્માથી શરીરાદિ સર્વ જડવસ્તુઓને ભિન્ન માને છે અને તેમાં વસ્તુતઃ કંઈ સુખપ્રદત્વ દેખતો નથી; તેથી તે શરીરાદિ જડવસ્તુઓમાં લોભ ધારણ કરતો નથી. જગત્માં ધનધાન્યાદિક જડવસ્તુઓને લક્ષ્મીભૂત માનવામાં આવે છે પરંતુ તેની પ્રાપ્તિથી અદ્યપર્યંત કોઇને સત્ય સુખ પ્રાપ્ત થયું નથી. લોભથી વર્તમાનકાળમા કોઇને સુખ થતું નથી અને ભવિષ્યકાળમાં કોઇને થનાર નથી એમ નક્કી માનીને લોભ પરિણતિનો ત્યાગ કરવો જોઇએ. શરીરસંરક્ષણ અને શરીરજીવનપ્રદ બાહ્ય વસ્તુઓ વિના કોઇ પણ જીવને ચાલતું નથી તેથી તે વસ્તુઓને સંગ્રહવી પડે છે એ ખરૂં છે પણ તેથી એમ નથી સિદ્ધ થતું કે તે વસ્તુઓનો લોભ કરવો. લોભવૃત્તિ વિના પણ વસ્તુઓને સંગ્રહી શકાય છે. લોભ પરિણામ વિના સાંસારિક ખાનપાનાદિ વસ્તુઓદ્વારા આજીવિકાવૃત્તિ વગેરે કરી શકાય છે તો પશ્ચાત્ લોભવૃત્તિને ધારણ કરવાનું કંઇપણ પ્રયોજન રહેતું નથી. વિશ્વમાં જીવનના ઉપયોગમાં આવે એવી વસ્તુઓને ખપ જેટલી રાખવી જોઇએ અને તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ-એ જીવનપ્રવૃત્તિનો નિયમ છે અને તેનાથી વિશેષ પ્રાપ્ત કરીને અન્ય જીવોના જીવનમાં વિઘ્ન નાખી નાહક અસંતોષી બની વિશ્વજીવન વ્યવસ્થાના ઘાતક થવું એ

કોઇ પણ રીતે યોગ્ય નથી. વિશ્વની સર્વ વસ્તુઓ માટે લોભ ધારણ કરવામાં આવે અને કદાપિ માનો કે ઇચ્છિત સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થાય તોપણ શું ? પ્રાપ્ત વસ્તુઓથી શું ? આયુષ્યની રક્ષા થવાની છે અને રોગ શોક દુઃખ વગેરેનો નાશ થવાનો છે ? ઉત્તરમા કથવું પડશે કે કદાપિ નહિ. જે વસ્તુઓ સુખરૂપ નથી તો તેઓની પ્રાપ્તિથી કદાપિ સુખ થવાનું નથી એ સત્ય સિદ્ધાતને સમગ્ર વિશ્વ ફેરવવા શક્તિમાન્ થતું નથી. એક તળાવમાં સહસ્ર મનુષ્યોને એક વર્ષ પર્યંત ચાલે એટલું જળ ભર્યું છે, પ્રત્યેક મનુષ્ય યદિ પોતાની ઇચ્છા પ્રમાણે જલપાન કરે તો એક વર્ષ પર્યંત સહસ્ર મનુષ્યોને ચાલી શકે ખરૂં, પરંતુ યદિ એક મનુષ્ય બળવાન્ થઇને ન્યાયનો ભંગ કરી પાચસેં મનુષ્યોના ભાગનું વાર્ષિકજળ સ્વયં ગમે તે રીતે વાપરી નાખે તો પંચશત મનુષ્યોના જીવનમા વિઘ્નકર્ત્તા થઈ પડે; તદ્વત્ અત્ર વિશ્વરૂપ ગૃહમા આજીવિકાદિ અર્થે ખાનપાનાદિની અનેક વસ્તુઓ ભરેલી છે તેમાંથી કુદરતના કાયદા પ્રમાણે ખપ જેટલી વસ્તુઓનો ઉપયોગ કરવામા આવે તો કંઇ લોભની આવશ્યકતા નથી. કુદરતના નિયમનો ભંગ કરવાને માટે મનમા લોભપરિણામનો ઉદ્ભવ થાય છે. વિશ્વની સર્વ વસ્તુઓની ઉપયોગિતા સંબંધી વિચાર કરવામાં આવે અને સ્વકીય જીવનરક્ષણાદિમા ઉપયોગિતાનો વિચાર કરવામા આવે તો સ્વોપયોગી વસ્તુઓનું વિવેકપુરસ્સર ગ્રહણ કરવું એ વાસ્તવિક નિયમ સિદ્ધ ઠરે છે અને તેમા લોભ પરિણામ ધારવાની જરૂર રહેતી નથી. **અન્ય વસ્તુઓની બાહ્યજીવનમાં ઉપયોગિતા છે અને ધર્માર્થે બાહ્ય જીવન ઉપયોગી છે એમ અવબોધીને બાહ્યવસ્તુઓને ખપ અનુસારે ગ્રહવામાં આવે તો તેમાં સંતોષ પરિણામજ રહે છે અને લોભ પરિણામને કરોડો યોજનનો દેશવટો મળે છે** એમ અનુભવગમ્ય વિચાર થતા હૃદયમા આ બાબતની શ્રદ્ધા ઉત્પન્ન થશે જીંદગીને ઉપયોગી વસ્તુઓ દરરોજ ગમે ત્યાંથી મળ્યા કરે છે. અન્ન-પાણી અને વસ્ત્ર વગેરે વસ્તુઓ જીંદગીને ઉપયોગી છે અને તે પ્રારબ્ધાનુસાર જ્યા જન્મ થાય છે ત્યાની આસપાસ તે તે વસ્તુઓની સામગ્રી હોય છે. પુત્રના જન્મની પૂર્વે માતાના સ્તનમા પ્રારબ્ધકર્માનુસારે દુગ્ધની વ્યવસ્થા થએલી હોય છે. તેની ચિંતા કરવાનો પુત્રને પ્રસંગ પણ પ્રાપ્ત થતો નથી. તદ્વત્ અત્ર પણ પ્રારબ્ધકર્માનુસારે આયુષ્ય જીંદગીની રક્ષાભૂત આહાર પાણી વગેરે વસ્તુઓ જન્મ પછી જ્યા ત્યા મળી શકે છે તેની ચિંતા અને તેનો લોભ વગેરે કરવાની કંઈપણ જરૂર નથી. પર્વતના શિખર પર ઉત્પન્ન થએલી કીટિકાઓને ત્યા ભક્ષ્ય વસ્તુની સગવડતા હોય છેજ. પ્રારબ્ધ કર્માનુસાર બાહ્યજીંદગીની ઉપયોગી વસ્તુઓ મળે છે તેની હાય વરાળ કરીને નકામો લોભ ધારણ કરવાથી સિકંદર બાદશાહ અને રાવણ જેવાને પણ સુખ મળ્યું નથી અને તે બાબતનો સુજ્ઞ મનુષ્યોને પ્રત્યક્ષ અનુભવ આવે તેમ છે તો પશ્ચાત્ લોભના

પરિણામને અને હદ બહાર પરિગ્રહને ધારણ કરવાની કંઈ પણ જરૂર રહેતી નથી; લોભનો પરિણામ ધારણ કરવો અને હદ બહાર ઉપયોગી વસ્તુઓનો સંગ્રહ કરી પરિગ્રહ વધારવો એ કુદરતના નિયમનું ભંગ કરનાર મહાપાતક છે અને તેથી પાપ–દુઃખ–અશાંતિ અને અહંત્વાધ્યાસ વિના અન્ય કશું ફળ ઉત્પન્ન થએલું દેખાતું નથી. આતરિકજીવનમાં જ્ઞાન-દર્શનચારિત્રાદિ ગુણોની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. જ્ઞાનદર્શનચારિત્ર અને વીર્ય એ ભાવપ્રાણ છે અને ભાવપ્રાણને આતરિક જીવન કહેવામાં આવે છે· તથા દ્રવ્યપ્રાણને બાહ્યજીવન કથવામા આવે છે. બાહ્યજીવનની રક્ષાર્થે બાહ્ય અમુક વસ્તુઓની ઉપયોગિતાની જરૂર છે અને આંતરિકજીવનની ઉપશમભાવે ક્ષયોપશમભાવે અને ક્ષાયિકભાવે વૃદ્ધિ તથા તેની રક્ષાર્થે જ્ઞાનધ્યાનાભ્યાસ વગેરેની જરૂર છે. આતરિક જ્ઞાનાદિના જીવનાર્થે બાહ્ય વસ્તુઓનો લોભ કરવાની કંઈ જરૂર રહેતી નથી. આત્માના જ્ઞાનાદિ ગુણો તો સત્તાથી અનાદિકાલત· આત્મામાં છે તેનો લોભ કરવાની કંઇ જરૂર રહેતી નથી કારણ કે લોભ પરિણુતિનો ક્ષય થતાં આત્મામાં જ્ઞાનાદિ ગુણો સ્વયમેવ પ્રગટે છે અર્થાત્ સત્તાએ જ્ઞાનાદિ ગુણો હતા તે લોભાવરણ ટળતા આત્મામા વ્યક્તપણે થાય છે. પ્રશસ્ત લોભની ધર્મની આરાધનામાં પ્રથમ આવશ્યકતા સિદ્ધ ઠરે છે. પરંતુ આત્માના સ્વરૂપમાં ઊંડા ઉતરતાં તેની પણ ઉપયોગિતા સિદ્ધ ઠરતી નથી. ધર્મની પ્રાપ્તિ કરાવી આપનાર દેવગુરુનું અવલંબન લેવું એ આત્માની ફરજ છે અને એ ફરજ અદા કરવી જોઇએ તેમાં લોભ કરવાની કંઈ જરૂર પડતી નથી. લોભની પરિણુતિ ધારણ કર્યા વિના દેવગુરુ ધર્મની આરાધનામાં સ્વાધિકારે કારણસામગ્રીયોગે પ્રવૃત્ત થવું અને અન્યોને પ્રવૃત્ત કરવા એ આત્મિક કર્તવ્ય છે–એમ માનીને પ્રવર્તતા શુભ કષાયાદિનો ઉપશમાદિ ભાવ થાય છે અને તેથી ક્ષાયિકભાવે શુદ્ધચારિત્ર્યગુણની પ્રાપ્તિ થાય છે. પોતાના આત્મામા ઉપર પ્રમાણે લોભ ન પ્રકટતો હોય અને બાહ્યજીવન તથા આંતરિક જીવનના ઉપયોગી સાધનોની સામગ્રી હદ પ્રમાણે પ્રાપ્ત કરવામાં આવતી હોય અને તે બાબતમા અન્ય મનુષ્યો બાહ્યદૃષ્ટિએ પોતાને લોભી વગેરે કહે તેથી કદિ ક્રોધી બનવું નહિ અને તેમજ સ્વકર્તવ્યકર્મથી ભ્રષ્ટ થવું નહિ. બાહ્યજીવનની ઉપયોગિતા આંતરિક જીવનોન્નતિ માટે છે એમ અવબોધીને બાહ્યજીવન તથા આતરિક જીવનની રક્ષા અને તેની પ્રગતિ માટે પ્રયત્ન કરવામા આવતો હોય અને તે બાબતમાં અન્ય મનુષ્યો-તરફથી આક્ષેપમય ટીકા કરવામા આવતી હોય તેથી કદિ ગભરાવું નહિ, હિમ્મત હારવી નહિ અને તેમજ મગજની સમતાને ખોવી નહિ. શુભાશુભ પ્રારબ્ધ કર્મયોગે જે જે કંઇ થાય છે તે બન્નેમાં સમભાવ ધારણ કરીને બાહ્યજીવન તથા આતરિક જીવન રક્ષવાની જરૂર છે. જગતના ગુપ્ત ભેદો કે જે બુદ્ધિવિષયની બહાર છે તેમાં જ્ઞાન વિના નકામી પર-વસ્તુઓની પ્રાપ્તિ માટે ધમપછાડ કરી લોભાન્ધ બનવાથી સ્વપરને કાંઈ પણ લાભ આપી શકાતો નથી. પરવસ્તુઓની પ્રાપ્તિ માટે લોભ કરવા માત્રથી કંઈ વળતું નથી એ ઉપયોગમાં

લાવવું જોઇએ. કર્મની સાનુકૂળતા વિના લોભ ધારણ કરવાથી કેવળ કાયક્લેશ-અશાતા-શોક અને પાપના ભાગીદાર થવું પડે છે. જે જે વસ્તુઓની પ્રાપ્તિ માટે ઇચ્છા કરવામાં આવે છે તે તે વસ્તુઓને શુભકર્મના યોગે સહેજે મેળવી શકાય છે અને અશુભકર્મના યોગે મહાપ્રયત્નો કર્યાં છતાં પણ તેની પ્રાપ્તિ થતી નથી. જે જે વસ્તુઓ કર્મના યોગે પ્રાપ્ત થવાની હોય છે તે સહજમા પ્રાપ્ત થાય છે. તેને માટે લોભનો પરિણામ ઉત્પન્ન કરવાની કંઇ પણ જરૂર રહેતી નથી એમ અનુભવ કરવામા આવે છે તોજ લોભનો ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ કરી શકાય છે. બાહ્યજીવન અને આન્તરજીવનને ઉપયોગી એવા સાધનોની જરૂર છે એ વાત ખરી છે પરંતુ તેમા લોભ અને મૂર્છા ધારણ કરવાની કોઇ પણ રીતે જરુર નથી. બાહ્ય અને આંતરિક જીવનની ઉપયોગિતાવાળાં સાધનોની પ્રાપ્તિ માટે ઉદ્યમ કરવો જોઇએ પણ લોભ ન કરવો જોઈએ એ ખાસ લક્ષમાં રાખવા જેવી બાબત છે. નિર્લોભ દશાએ બાહ્યજીવન તથા આતરિકજીવનની સંરક્ષા અને વૃદ્ધિ માટે ઉદ્યમ કરનાર આત્મજ્ઞાનીઓ હોય છે; કારણ કે તેવી દશા પ્રાપ્ત કરવાનો તેઓને અધિકાર મળે છે. આત્મજ્ઞાનીઓ બાહ્યજીવન અને આતરિક જીવનની પ્રગતિ સંરક્ષાદિ માટે પ્રવૃત્તિ કરે છે-તેમા તેઓ પોતાની ફરજ ગણે છે. તેથી તેઓ અહંવૃત્તિ અને મમત્વવૃત્તિના દાસ બની શકતા નથી તેમજ તેઓ નિર્લેપતાને સાચવવામા આત્મજ્ઞાનનો સમ્યગ્ ઉપયોગ કરી શકે છે. અજ્ઞાનીજીવોને બાહ્યજીવન પ્રગતિમાં લોભ દ્વેષ ચિંતા શોક અને હિંસાદિ અનેક પાપકર્મો કરવા પડે છે. બાહ્યજીવન અને આતરજીવનની પ્રગતિ તથા તેની રક્ષાના અધિકારી ખરેખર આત્મજ્ઞાનીઓ હોય છે. આંતરજીવનપ્રગતિ અર્થે બાહ્યજીવનની ઉપયોગિતાના અવબોધક આત્મજ્ઞાનીઓ થાય છે અને તેથી તેઓ જે કંઇ કરે છે તે કર્તવ્ય ગણીને નિર્લોભદશાએ નિર્લેપબુદ્ધિથી કરે છે. બાહ્યજીવને જીવવું એ કંઈ આતર જીવનની સાધ્યદશાના ઉપયોગ વિના જીવ્યું ગણાય નહિ. આંતરજ્ઞાનાદિ જીવને જીવતા બાહ્યજીવનની સંરક્ષાદિ માટે જે જે સાધન સામગ્રી પ્રાપ્ત કરી શકાય તેમાં કંઇ લોભપરિણામ વિના લોભ ગણી શકાય નહિ-એમ અનેક નયદૃષ્ટિએ સાપેક્ષભાવે બોધ થતા વિશ્વમાં વાસ્તવિક નિર્લોભત્વ પ્રાપ્ત થાય છે, એમ જ્ઞાનયોગી થયા પશ્ચાત્ જે કર્મયોગી થાય છે તેનેજ કંઇ અનુભવની ઝાંખી પ્રગટી શકે છે. લોભ પરિણતિનો નાશ થતા આત્મામાં અનેક ગુણો પ્રગટી શકે છે અને તેનો પોતાના આત્માને ખ્યાલ આવે છે. ઇષ્ટ જડ પદાર્થોનો લોભ કરવાથી તે સર્વે પ્રાપ્ત થઇ શકતા નથી અને ઊલટું મનમા આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનના પરિણામો થયા કરે છે. લોભનો પરિણામ જેમ જેમ વધે છે તેમ તેમ માનસિક વાચિક અને કાયિકોપાધિ થયા કરે છે. લોભના પરિણામથી આત્મા ઉપર પારતંત્ર્યની બેડી પડે છે. અને તેથી આત્મસ્વાતંત્ર્ય સુખની ગંધ માત્ર પણ આવતી નથી. લોભ પરિણામથી સર્વ કર્મોનું ગ્રહણ થાય છે અને તેથી ચતુરશીતિ લક્ષયોનિમા પુનઃ પુનઃ પરિભ્રમણ કરવું

પડે છે. જન્મ જરા અને મરણનું મૂલ કારણ લોભ છે એમ અનેક શાસ્ત્રોમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને અનુભવથી અવલોકતા પણ સંસારનું કારણ લોભજ દેખવામાં આવે છે. સંસારમા કલેશ-કંકાશ-યુદ્ધ વૈર-ઝેર-પ્રપંચો-હિંસા-જૂઠ-ચોરી અને વ્યભિચાર વગેરે દુષ્ટ કર્મો ખરેખર લોભના પરિણામથી થાય છે. દેશની સમાજની અને આત્માની સમૂળગી પાયમાલી કરનાર લોભ પરિણામ છે-એમ અવબોધીને લોભનો પરિણામ ટળે એવો પ્રયત્ન કરવો જોઇએ. જેમ જેમ લોભની પરિણતિ ટળે છે તેમ તેમ નિઃસ્પૃહતા સંતોષ અને સ્વાતંત્ર્ય સુખ વધતું જાય છે. સર્વ પ્રકારે આત્મગુણોનો વિનાશક લોભ છે એમ શાસ્ત્રકારો કથે છે તે ખરેખર સત્ય છે. **સર્વ વસ્તુઓ સર્વને માટે છે. સર્વ દુનિયા એ મારું કુટુંબ છે અને સર્વ વસ્તુઓ ખરેખર દુનિયારૂપ કુટુંબની** છે-એમ માનીને સર્વ વસ્તુઓનો લોભ થાય છે તેને હૃદયથી દૂર કરવામાં આવે તો આત્મશાંતિની ઝાખી પ્રગટ્યા વિના રહે નહિ. અન્ય વસ્તુઓ કંઈ આત્માની નથી છતા અન્ય વસ્તુઓની માલિકી કરવી એ કુદરતના કાયદાથી વિરુદ્ધ કર્તવ્ય છે. પુણ્ય અને પાપ પણ આત્માથી ભિન્ન પુદ્ગલ પર્યાયો છે તેથી પુણ્ય અને પાપને પણ આત્માની વસ્તુઓ ન માનવી જોઇએ. પુણ્ય અને પાપાદિમાં મમત્વબુદ્ધિ ન ધારણ કરવી જોઇએ અને તેનાવડે પ્રાપ્ત સાનુકૂળ અને પ્રતિકૂળ વસ્તુઓને પણ પોતાની ન માનવી જોઇએ. આ પ્રમાણે અંતરની માન્યતા રાખીને ઉદય આવેલાં કર્મ કે જેને પ્રારબ્ધકર્મ કથવામાં આવે છે તેને સમભાવે ભોગવવાં જોઇએ અને સાનુકૂળ વસ્તુઓપર લોભ પરિણામ ન ધારણ કરવો જોઇએ તથા પ્રતિકૂળ વસ્તુઓ પર દ્વેષ પરિણામ ન ધારણ કરવો જોઇએ. આ પ્રમાણે રાગ અને દ્વેષપરિણામને શમાવીને વ્યાવહારિક કાર્યોને અધિકાર પ્રમાણે સ્વદશા અને સ્વશક્તિના અનુસારે કરવા જોઇએ. અન્તર ઇષ્ટ નહિ છતા વ્યવહારે ઇષ્ટ અને ઉપયોગી વસ્તુઓને જે પ્રમાણમાં જોઇએ તે પ્રમાણમા પ્રાપ્ત કર્યા વિના છૂટકો થતો નથી પણ તેથી એમ સિદ્ધ નથી થતું કે ઉપયોગી વસ્તુઓથી દૂર રહેવું. આહાર પાણી અને વસ્ત્રાદિ ઉપયોગી વસ્તુઓને દૈનિક આવશ્યકજીવનવ્યવહારદૃષ્ટિએ ગ્રહવા પ્રયત્ન કરવો પડે છે એ ખરૂં પરંતુ તત્સંબંધી કથવાનું એટલું જ છે કે આહારાદિ જીવનરક્ષક વસ્તુઓનો લોભ ન ધારણ કરવો. આહારાદિ વસ્તુઓને મમત્વ અને લોભ પરિણામ વિના ઉદ્યોગપૂર્વક ગ્રહણ કરીને બાહ્યજીવન-સંરક્ષણની સાથે આતરગુણ જીવનની વૃદ્ધિ કરવી એ લોકોત્તર વ્યવહાર છે. લોભકષાયથી આત્માના પ્રદેશો પાસે રહેલા આકાશપ્રદેશોમાંથી કર્મવર્ગણાને આત્મા ગ્રહણ કરે છે. લોભ કષાયના પરિણામની આત્મામાં વૃદ્ધિ થાય છે કે હાનિ થાય છે અને તેના ઉપર જય મેળવી શકાય છે કે કેમ તેનો હૃદયમાં અનુભવ કરીને લોભની પરિણતિ ટાળવા પ્રયત્ન કરવો જોઇએ. લોભની પરિણતિ મંદ પડતાં સંતોષ ઉત્પન્ન થાય છે. તેનો અનુભવ આવે એટલે સમજવું કે હવે લોભ કષાયને જીતવામાં વિજયની પ્રાપ્તિ

કરી શકાશે. અંતરમાં લોભ તૃષ્ણા ગાર્ધ્ય મૂર્છાઓના ઉભરાનું ઉત્થાન થાય છે ત્યાંસુધી બહિર્વૃત્ત્યા ત્યાગીપણું હોય છે, પરંતુ તે શોભી શકતું નથી લોભની વાસનાને જીતવી એ અનંતગુણ દુષ્કરકાર્ય છે; જે જે મનુષ્યોને સ્વમત્યનુસારે જે જે વસ્તુઓ ઇષ્ટ અને ઉપયોગી લાગે છે તે તે વસ્તુઓ પર તે તે મનુષ્યોને લોભ થયા કરે છે. જેમ જેમ બુદ્ધિ ખીલે છે તેમ તેમ પ્રથમ કલ્પાયલી ઇષ્ટ વસ્તુઓ પર અનિષ્ટત્વ બુદ્ધિ પ્રગટે છે અને અન્યવસ્તુઓ પર ઇષ્ટબુદ્ધિ થયા કરે છે. બાળકોને જે જે વસ્તુઓ બાલ્યાવસ્થામાં ઇષ્ટ લાગે છે તે તે વસ્તુઓને યુવાવસ્થામાં તે ઇષ્ટ માનતો નથી; તેમજ યુવાવસ્થામાં યુવકને કેટલીક વસ્તુઓપર ઇષ્ટબુદ્ધિ-ઇષ્ટપરિણામ થાય છે તેમાની કેટલીક વસ્તુઓ પર વૃદ્ધાવસ્થામાં ઇષ્ટ-પ્રિયભાવ રહેતો નથી. માંદગીના સમયમાં જે જે બાબતો પર પ્રિયતા પ્રકટે છે તે તે બાબતોની પ્રિયતા પશ્ચાત્ નિરોગાવસ્થામાં રહેતી નથી. તેમજ રોગાવસ્થામાં જે જે બાબતો પર અરુચિભાવ થાય છે તે તે બાબતો પર પશ્ચાત્ નિરોગાવસ્થામાં રુચિભાવ થાય છે. કફ વાત અને પિત્ત પ્રકૃતિની મુખ્યતા અને ગૌણતાથી ભક્ષ્યાદિ વસ્તુઓ પર પ્રિય અને અપ્રિય પરિણામનો ફેરફાર થાય છે. તેથી એમ સિદ્ધ ઠરે છે કે દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવયોગે નિમિત્તકારણ પામીને જડવસ્તુઓમાં પ્રિય તે અપ્રિય અને અપ્રિય તે પ્રિય એમ જીવોને પ્રિયાપ્રિય બુદ્ધિ થયા કરે છે. અને તે પ્રિયાપ્રિય બુદ્ધિ વા પ્રિયાપ્રિય પરિણામ ક્ષણિક હોવાથી અર્થાત્ બદલાતો હોવાથી પરવસ્તુઓમાં પ્રિયાપ્રિયની કલ્પના વસ્તુતઃ સત્યસુખ-બુદ્ધિથી ભિન્ન હોવાથી જડવસ્તુઓનો આવશ્યક કર્મના અધિકારથી બહિર્ લોભ કરવો એ કોઈ રીતે યોગ્ય નથી. આત્માના જ્ઞાનથી વિવેક કરતાં અવબોધાય છે કે પર જડ વસ્તુઓથી આત્મસુખની કદી પ્રાપ્તિ થવાની નથી પ્રત્યેક મનુષ્ય સુખને પ્રાપ્ત કરવા ઇચ્છે છે. રાજાઓ રાજ્ય કરે છે અને વિદ્યાર્થીઓ વિદ્યાનો અભ્યાસ કરે છે તે સુખ પ્રાપ્ત કરવા કરે છે અનેક પ્રકારની સત્તા વિશિષ્ટ પદવીઓ પ્રાપ્ત કરવાને મનુષ્યો પ્રયત્ન કરે છે તેમાં પણ સુખ પ્રાપ્ત કરવું એ મુખ્યોદ્દેશ હોય છે. પુરુષો અને સ્ત્રીઓ પરણે છે અને અનેક પ્રકારના વ્યાપાર કરે છે તેમાં પણ તેઓની મુખ્ય ધારણા તો સુખ પ્રાપ્ત કરવાનીજ હોય છે. પરંતુ તેઓ પોતપોતાના ઉદ્દેશ પ્રમાણે વર્તતા સુખ પામ્યા હોય એવું તેઓના વાણીના ઉદ્ગારોથી જણાતું નથી એમ અનુભવીઓને નિશ્ચય અનુભવ જ્ઞાન થાય છે. પ્રત્યેક મનુષ્ય જે જે વસ્તુઓ પ્રાપ્ત કરવા લોભ કરે છે તેમા તેની મુખ્ય ધારણા તો એ હોય છે કે તે તે વસ્તુઓને પ્રાપ્ત કરી સુખી થાઉં પરંતુ પરિણામ અંતે એ આવે છે કે તે તે વસ્તુઓ મળતાં સુખ મળતું નથી અને લોભ તો આગળ વધ્યા કરે છે, તેથી તે તે વસ્તુઓ પ્રાપ્ત થતા કંઈક પણ આત્મશાંતિ અનુભવાની નથી. તેથી સિદ્ધ થાય છે કે આવશ્યક ઉપયોગી વસ્તુઓની જે જે આશ્રમમા પ્રાપ્તિ જેટલી જેટલી કરવાની હોય તેટલી તેટલી નિર્લોભ પરિણામે કરવી પરંતુ લોભનો પરિણામ ધારવ

કરીને આત્માના સત્યસુખથી પરાઙ્મુખ થવું અને રાગદ્વેષની પરિણતિથી મનને ચંચલ કરી દેવું એ કોઇ રીતે યોગ્ય નથી. આત્મામા આત્મજ્ઞાનની પરિણતિ સતત જાગ્રત્ રહ્યા વિના લોભ પરિણામનો નાશ કરી શકાતો નથી. આત્મજ્ઞાનયોગે આત્મા અને જડવસ્તુઓને ભિન્ન ભિન્ન જાણવાનો ઉપયોગ રહે છે; અને તેથી અસત્ય સુખ પર અને તેના હેતુઓને કદાપિ સત્યસુખપ્રદ તરીકે અવબોધી શકવામા આવતા નથી. પૂર્વકર્મમોહનીયની પ્રબલ વાસનાના યોગે કદાપિ જડવસ્તુઓ પ્રતિ આકર્ષણ થાય, પ્રારબ્ધ કર્મયોગે જેમા સુખ મનાયું નથી અને જેમાથી સુખની બુદ્ધિ ટળી ગઇ છે એવી શાતાકારક વસ્તુઓનો ભોગ પ્રાપ્ત થાય તોપણ આત્મજ્ઞાનીઓ તે તે વસ્તુઓને ભોગવતા છતાં તેમાં સુખ પરિણામને માનતા નથી તેથી તે નવીન કર્મથી અમુકાંશે બંધાતા નથી અને અમુક કષાયોના અબંધકપણાથી અપુનર્બંધક થયા છતા સર્વ લોભાદિ કષાયોથી અલિપ્ત રહેવા શક્તિમાન્ થાય છે. લોભ કષાયના બે ભેદ છે. પ્રશસ્તલોભ અપ્રશસ્તલોભ. પ્રત્યેક કષાયનો પ્રશસ્ત અને અપ્રશસ્ત એવા બે ભેદ પડે છે. પ્રથમ નિયમ એવો છે કે અપ્રશસ્ય કષાયનો ત્યાગ કરીને પ્રશસ્ય કષાયના હેતુઓને અવલંબન કરવા દેવગુરુ અને ધર્મના યોગે તેમના પર જે પ્રશસ્તભાવે કષાય થાય છે તેને પ્રશસ્તકષાય કથવામાં આવે છે. પ્રશસ્તકષાયને જેઓ દરરોજ કરતા હોય અને પ્રશસ્તકષાયની ઉપેક્ષા કરતા હોય તેમજ પ્રશસ્તકષાય વિના નિ:કષાય થવાની વાતો કરતા હોય છતા નિ:કષાયભાવમાં જે રહેતા ન હોય એવા મનુષ્યોએ પ્રથમ અપ્રશસ્ત કષાયમાંથી પ્રશસ્તકષાયમાં આવવા અને પશ્ચાત્ નિ:કષાયભાવ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ; એજ શિક્ષા તેઓને યોગ્ય છે. યદ્યપિ નિ:કષાયભાવમાં અમુક સમય પર્યંત રહેવાનું હોય તો પણ પ્રશસ્તકષાય કર્યા વિના પ્રશસ્તકષાયના શુભાચાર એવા ધર્મના હેતુઓને સ્વાધિકારે ફરજ માની સેવવા જોઇએ. નિ:કષાયભાવમા સ્થિરતા થયા છતા શુભાચારમા પ્રવૃત્ત રહેવાથી કદાપિ અધઃપાત થતો નથી. ગૃહસ્થદશામાં રહેલા આત્મજ્ઞાનીઓ નિર્લેપપણાથી ગૃહસ્થયોગ્ય કાર્યોને વિવેકશક્તિથી કર્યા કરે છે. પોતપોતાના ગૃહસ્થદશાના વર્ણાદિક અધિકાર પ્રમાણે જે ગૃહસ્થો ખરેખર આત્મજ્ઞાન પામીને જે જે કાર્યોને કરે છે તેમાં તેઓ અજ્ઞાનીગૃહસ્થો કરતા અનંતગુણ ઉચ્ચ નિર્લેપ રહી શકે છે અને અજ્ઞાની ગૃહસ્થો કરતા વિશ્વવ્યવહારદૃષ્ટિએ તેઓ અન્યજીવોને અનંતગુણ લાભ આપવાને સમર્થ થાય છે. કષાયોના મંદપણાથી સ્વસ્વાધિકાર પ્રમાણે ગૃહસ્થજનો આત્મજ્ઞાનયોગે ઉચિત કાર્યો કરતા છતા અજ્ઞાનીઓથી પાછા પડતા નથી અને તેઓ કોઈ રીતે વ્યવહારમાં નિર્બળ જણાતા નથી પણ જેઓ નિર્બળ જણાય છે તેઓમાં સમ્યગ્-સ્વાધિકાર પ્રમાણે જ્ઞાનયોગ અને કર્મયોગની ખામી છે એમ અવબોધવું.

આત્મજ્ઞાન પામીને ગૃહસ્થ જનોએ સ્વયોગ્ય ધાર્મિકકૃત્યોની જે જે ફરજો અદા

કરવાની છે તે ખાસ અદ્દા કરવી જોઇએ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગૃહસ્થ જને શાસનસેવા-પ્રભુભક્તિ-ગુરુભક્તિ ધર્મની રક્ષા અને પ્રભાવનાદિ કૃત્યોમાં સદા તત્પર રહેવું જોઇએ-એ તેની સ્વાધિકાર કર્તવ્યાજ્ઞા છે એમ અવબોધવું. દેશવિરતિ ગૃહસ્થે વ્રતોને અંગીકાર કરવાં. સપ્તક્ષેત્રોનું પોષણ કરવું, સાધર્મિક વાત્સલ્ય કરવું, જંગમ અને સ્થાવર તીર્થોની સેવા-રક્ષા કરવી અને તેઓની પ્રભાવના કરવી, દેવગુરુ અને ધર્મની આરાધના યોગ્ય ધર્મકાર્યો કરવા ઇત્યાદિ ધર્મવ્યવહારદૃષ્ટિએ દેશવિરતિ ગૃહસ્થ મનુષ્યની સ્વાધિકારે જે જે ફરજો શાસ્ત્રમા લખેલી છે તે તે ફરજોને આત્મજ્ઞાન પામીને યથાશક્તિ આરાધવી-પણ ધર્મવ્યાવહારિક કૃત્યોથી જ્યા સુધી ગૃહાવાસમા રહેવાનું છે ત્યાંસુધી કદાપિ પરાઙ્મુખ થવું નહિ. એજ ગૃહસ્થને સ્વાધિકારે ધાર્મિક કર્મોની કર્ત્તવ્યદિશા અવબોધવી. જે સંસારનો ત્યાગ કરીને સાધુઓ થયા છે તેઓને દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવનાયોગે ઉત્સર્ગ અને અપવાદથી સાધુયોગ્ય કર્મોની ફરજો બજાવવી જોઇએ. આચાર્ય-ઉપાધ્યાય-પ્રવર્તક-સ્થવિર-રત્ન અને સામાન્ય સાધુઓને આવશ્યક કાર્યો કરવાજ જોઇએ. તીર્થરક્ષા-ઉપદેશ અને ધર્મનો પ્રચાર કરવાના ઉપાયોમા પ્રવૃત્તિ, સાધુ અને સાધ્વીનો સંઘ વધારવાનો પ્રયત્ન, પ્રતિક્રમણ-પ્રતિલેખના-પઠનપાઠન-વિહાર આદિ જે જે કૃત્યો આગમોમા જણાવ્યા છે તે તે કરવા જોઇએ. સાધુઓના સ્વાધિકાર પ્રમાણે જે જે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે ઉત્સર્ગ અને અપવાદમાર્ગે કૃત્યો પ્રતિપાદન કરેલા છે તે અવશ્ય કરવા જોઇએ અને અંતરથી આત્મજ્ઞાનમા જે જે કષાયો ટાળીને રમણતા કરવાની કથી છે તે કરવીજ જોઇએ. ગૃહસ્થને ત્યાગીઓ સ્વસ્વદશોચિત આવશ્યક કાર્યો જો તેઓ દેશકાલાનુસારે ન કરે અને શુષ્કજ્ઞાની બને તો તેઓ ધર્મોત્થાપક માર્ગને અનુસરનારા થાય છે. પ્રસંગોપાત્ત નિષ્કષાયભાવે આવશ્યકકાર્યોની કરણીયતાના વિવેચન સમયે આટલું સંક્ષેપથી કથવામાં આવ્યું છે. વિશેષાનુભવ તો ગીતાર્થોની ઉપાસના કરી મેળવવો અને આત્મજ્ઞાન-પૂર્વક કષાયોને જીતવાની સાથે વ્યાવહારિક અને ધાર્મિક કાર્યોમા ગૃહસ્થોએ વર્ણાદિકની અપેક્ષાએ સ્વાધિકારે પ્રવૃત્તિ કરવી તથા સાધુઓએ સ્વોચિત ધાર્મિક કાર્યોમા ક્ષેત્રકાલાનુસારે પ્રવૃત્તિ કરવી. કર્મયોગપ્રવૃત્તિમા કષાયોની મન્દતા થાય એવી આત્મિક ભાવના ધારણ કરવી. જ્યાં સુધી ગૃહસ્થદશા છે ત્યાસુધી ગૃહસ્થોચિત કર્તવ્ય કર્મોને વિવેક અને યતના-પૂર્વક દેશકાલાનુસારે નિર્લેપતાની સાથે કરવા જોઇએ; પણ ગૃહસ્થવેષે સાધુના ધર્મોની ક્રિયાઓ કરવી એ વ્યવહાર ધર્મ વિરુદ્ધ છે. સાધુઓએ સાધુઓને ઉચિત જે જે કાર્યો કથ્યા છે તે કરવા જોઇએ પણ ગૃહસ્થનાં કૃત્યો ન કરવા જોઇએ એમ ગૃહસ્થ અને સાધુ-ઓએ સ્વસ્વાધિકાર પ્રમાણે કર્મમાં નિઃકષાયપૂર્વક પ્રવૃત્ત થવા લક્ષ દેવું જોઇએ.

જેમ જેમ આત્મજ્ઞાન અને નિઃકષાયભાવ થતો જાય છે તેમ તેમ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ સ્વસ્વકર્માધિકારમા ઉચ્ચ થતા જાય છે અને તેથી દેશમાં-

સામ્રાજ્યમાં-સમાજમાં-મંડળમાં-ધર્મસંઘમાં અને પોતાના આત્મામાં ઉચ્ચતા અને શાંતિ વધતી જાય છે. અન્તે તેનું પરિણામ એ આવે છે કે કર્મયોગમાં આત્માની વિશુદ્ધિથી ઉચ્ચ થએલ જનસમાજ ખરેખર ધાર્મિક કર્મયોગના રણક્ષેત્રમાં મોહ શત્રુનો પરાજય કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શનની પ્રાપ્તિ કરવા સમર્થ થાય છે. કર્મયોગની ઉચ્ચતા અને દિવ્યતામાં વિઘ્ન કરીને તેનો અધઃપાત કરનાર ખરેખર ક્રોધ માન માયા અને લોભ એ ચાર કષાયો છે. ક્રોધાદિ ચાર કષાયનો નાશ કરનાર ખરેખર કર્મયોગક્ષેત્રમાં કર્મયોગી બનવા સમર્થ થાય છે. ક્રોધ માન માયા લોભ ઇર્ષ્યા નિન્દા દ્વેષ ક્રૂરકૃષ્ણલેશ્યાદિક પરિણામ અસહનશીલતા અને મમત્વાદિ પરિણામથી ઘેરાયલો અજ્ઞાની જીવ ખરેખર ઉચ્ચ રાજ્યપદવી ન્યાયપદવી સેનાધિપતિપદવી આદિ મહા પદવીઓને પ્રાપ્ત કરીને વિશ્વ મનુષ્યોને દુઃખનો હેતુભૂત થાય છે. રાગદ્વેષાદિક પરિણામથી ઘેરાયલો મનુષ્ય વ્યાવહારિક તેમજ ધાર્મિક કર્મયોગ ક્ષેત્રમા વિહાર કરતો છતો સ્વપરને અશાંતિ દુઃખ અને કર્મવૃદ્ધિ કરનારમા નિમિત્તભૂત થાય છે. અતએવ વ્યાવહારિક કર્મયોગ સામ્રાજ્યમાં જ્ઞાનપૂર્વક રાગદ્વેષ પરિણતિથી શાંત થએલ મનુષ્યની ઉપયોગિતા જેમ વ્યાજબી જણાય છે તેમ તેના કરતા ધાર્મિક કર્મયોગ ક્ષેત્રમા જ્ઞાની શાંત ઉદાર ગંભીર જિતેંદ્રિય સાપેક્ષદૃષ્ટિધારક-એવા ધર્મકર્મયોગીની અનંતગુણી ઉપયોગિતા સિદ્ધ ઠરે છે. ગૃહસ્થ કર્મયોગીને વ્યાવહારિક તથા ધાર્મિકકાર્યોમા જ્ઞાની અને શાંત થઇને પ્રવર્તવાની જરૂર છે તેના કરતાં ધર્મકર્મયોગના અધિકારી સાધુને તો અનંતગુણા વિશેષ ઉત્તમ થવાય એવા આત્મજ્ઞાનમાં પરિપકવ બનીને ધર્મ કર્મયોગમાં પ્રવૃત્ત થવાની જરૂર છે. દરરોજ આહારાદિની ક્રિયાઓ કરવી પડે છે. આહારાદિની ક્રિયાઓ કર્યાવિના છૂટકો થતો નથી ત્યારે તેમાં પ્રવૃત્તિ કરવી એ તો વ્યાવહારિકદૃષ્ટિએ આવશ્યક સિદ્ધ ઠરે છે તેથી તેમા જેમ જેમ રાગદ્વેષના મન્દ પરિણામે પ્રવર્તવામા આવે છે તેમ તેમ તેમાં દિવ્ય શાંતરસનો પ્રવાહ અવિચ્છિન્નપણે વહેતો અનુભવમાં આવે છે. જ્ઞાન યોગપૂર્વક વ્યાવહારિક તથા ધાર્મિક કર્મયોગ આદરણીય છે એમ કથવાનું કારણ એ છે કે તેમ કરવાથી કર્મયોગની પ્રત્યેક ક્રિયાઓનું મુખ્ય સાધ્યબિન્દુ સ્વકીયજ્ઞાનદૃષ્ટિમા કાયમ રહે છે અને તેથી કદાગ્રહ પક્ષપાત ક્રિયાભેદ મતાંતર અને સંકીર્ણતા વગેરે જે અનેક દોષો પ્રકટીને ક્રિયાકર્મયોગમા પરંપરાએ અશુદ્ધતા વધારીને જનસમાજનો અધઃપાત કરી દે છે તે કદી થતો નથી. જ્ઞાનયોગપૂર્વક ક્રિયાયોગમાં પ્રવૃત્ત થવાથી સાધ્યદૃષ્ટિ અને ઉદારભાવ તથા સાંપ્રત સાનુકૂળ પ્રતિકૂળ સંયોગોમા કાર્ય કરવાની અને મગજની સમાનતા રાખવાનો ખ્યાલ રહે છે. શાસ્ત્રોથી અવિરુદ્ધપણે ગૃહસ્થોને ગૃહસ્થના વ્યાવહારિક તથા ધાર્મિક અધિકાર પ્રમાણે, સાધુઓને સાધુના અધિકાર પ્રમાણે ધાર્મિક કર્તવ્યકર્મોનું ઉત્સર્ગ માર્ગ અને અપવાદ માર્ગ પ્રમાણે ઉપર્યુક્ત ઉપદેશદિશાલેખન કર્યાબાદ કષાયો સંબંધી કથવાનું કે ક્રોધ, માન માયા લોભ અને કામાદિ કષાયોને જેમ જેમ મંદ-શાંત કર-

વામાં આવે છે અને કર્તવ્યકર્મમાં કષાયની સમતાપૂર્વક વર્તાય છે તેમ તેમ આત્મકલ્યાણમાં આગળ વધાય છે અને અન્ય જીવોને આત્મકલ્યાણમા પ્રવર્તાવી શકાય છે. ઉપર જેમ લોભ કષાયોનો નાશ કરવાથી આત્માની પરમાત્મતા થાય છે તે સંબંધી જેમ અલ્પ કથવામાં આવ્યું છે તેમ કામવિકારને માટે અવબોધવું. શરીરમા કામના પુદ્ગલો રહે છે તેને પુરુષવેદ સ્ત્રીવેદ અને નપુંસકવેદ તરીકે અવબોધવાં વીર્યના પુદ્ગલોથી સ્ત્રીવેદ પુરુષવેદ અને નપુંસકવેદપ્રકૃતિપુદ્ગલસ્કંધો ભિન્ન છે. પુરુષવેદાદિ પુદ્ગલ સ્કંધના ઉદયમાં વીર્યાદિ પુદ્ગલો નિમિત્તરૂપે પરિણમે છે પુરુષવેદાદિ પ્રકૃતિયો સર્વથા ક્ષીણ થતા વીર્યાદિ પુદ્ગલો કદી પુરુષવેદાદિ પ્રકૃતિયોને વિકારવાને શકિતમાન્ થતા નથી. પુરુષવેદાદિ વિકારથી રાગદ્વેષના પરિણામની વૃદ્ધિ થાય છે અને તેથી સંસારમા પુન: પુન: પરિભ્રમણ કરવું પડે છે. આત્મજ્ઞાનથી પુરુષવેદવિકારને નષ્ટ કરવાનો વિવેક પ્રગટે છે પુરુષવેદનો નવમા ગુણસ્થાનક સુધી ઉદય હોય છે પુરુષવેદાદિનો નાશ કરવાથી આત્મસમાધિ સુખની પ્રાપ્તિ થાય છે. કામવિકારને જીતવાથી મનના અનેક સંકલ્પો અને વિકલ્પોનો નાશ થાય છે અને મનની સ્થિરતા થાય છે. મનની સ્થિરતા થવાથી આત્મામા સ્થિરતા થાય છે. કામવિકારથી મન વચન અને કાયાની ક્ષીણતા થાય છે. કામવિકારથી અનેક દોષોનો ઉદ્ભવ થાય છે. જ્યાં કામવિકાર છે ત્યા રાગદ્વેષ સંકલ્પવિકલ્પપ્રચાર છે—એમ અનુભવીને કામવિકારની વૃત્તિનો ક્ષય કરવા પ્રયત્ન કરવો જોઇએ. જેમ જેમ કામવિકાર શમે છે તેમ તેમ બ્રહ્મચર્ય ગુણની પુષ્ટિ થાય છે. શબ્દાદિક પંચવિષયોમાથી ઇષ્ટાનિષ્ટત્વ જ્યારે ટળી જાય છે ત્યારે બ્રહ્મમા—આત્મામાં ચરવાને અર્થાત્ રમણુતા કરવાને યોગ્યતા પ્રકટે છે. પચેંદ્રિયના વિષયોમા સમભાવ પ્રકટવાથી કામવિકારની શાતિ થાય છે. જેનામાં કામવિકાર પ્રકટે છે તે અનીતિવશ થઇને સહસ્રમુખવિનિપાત પામે છે. જે મનુષ્ય કામવિકારને આધીન થાય છે તે સર્વ પ્રકારની અવિવેકતાને પામે છે એક રીતિએ કથીએ તો સર્વ પ્રકારની આપત્તિનું મૂળ કામવિકાર છે. દેશની રાજ્યની સમાજની અને આત્માની પાયમાલી કરનાર કામવિકાર છે. કામના આવેશથી આત્માની સ્વતંત્રતાથી વિમુખ થવાય છે અને પુદ્ગલસ્કંધોના રૂપ રસ ગંધ સ્પર્શ અને શબ્દપુદ્ગલોની આશાએ ક્ષણિક સુખ અને પરિણામે મહાદુ:ખમય પારતંત્ર્ય ભોગવવું પડે છે. જેઓ કામની સત્તાના તાબેદાર થાય છે તેઓ આત્મારામના તાબેદાર રહેતા નથી. કામની સત્તાને તાબેદાર થએલ મનુષ્ય વિશ્વનો તાબેદાર બને છે અને તેની આંખોની ચોતરફ કાળું વાદળું ( એક જાતનું એવું વાદળું ) છવાય છે કે જેનાથી તે સત્ય દિશા તરફ ગમન કરવા શકિતમાન્ થતો નથી કામવિકારથી કોઇને સત્યસુખ પ્રગટયું નથી અને ભવિષ્યમા પ્રગટનાર નથી એમ અનુભવજ્ઞાનદષ્ટિએ અનુભવતા સત્યાનુભવ આવ્યાથી પશ્ચાત્ કામભોગોમાથી ચિત્તવૃત્તિ ઉડી જાય છે તે વિના કદી કામભોગોમાથી ચિત્તવૃત્તિનું

પ્રતિક્રમણ થતું નથી. હડકાયલા શ્વાન અને હડકાયલા શૃગાલના વિષની પરંપરા જેમ પ્રવર્તે છે હડકાયું શ્વાન જેને કરડે છે તેને હડકવા ચાલે છે, અન્યને કરડે છે તો અન્યને હડકવા ચાલે છે એમ હડકાયાની પરંપરા ચાલે છે તદ્વત્ કામની વાસના ખરેખર હડકવાની પેઠે મનની સાથે વર્ત્યા કરે છે. મનમાં ઉત્પન્ન થએલ કામનો વિકાર પોતે શમે છે ત્યારે તેની પાછળ કામની વાસનાનું મનમાં બીજ મૂકતો જાય છે અને તેની પરંપરા પ્રવર્ત્યા કરે છે. અતએવ કામના એક સંકલ્પમાત્રને પણ સ્થાન ન આપવું એ યોગ્ય છે. એક વખત જો મનમાં કામનો વિકાર પ્રકટ્યો તો તેની પરંપરા થતાં પશ્ચાત તેનો નાશ કરવો મુશ્કેલ થઈ પડે છે. શબ્દ રૂપ રસ ગંધ અને સ્પર્શનો ભોગ કરવાની જે ઈચ્છા તેજ કામવિકાર છે અને તે કામવિકારથી બ્રહ્મચર્ય કે જે વસ્તુત: આત્માની શીલપરિણતિ છે તેની સિદ્ધિ થતી નથી. **શારીરિક વીર્યની રક્ષા કરવી એ દ્રવ્યબ્રહ્મચર્ય છે, અને બાહ્ય વિષયોમાં રાગદ્વેષવિના આત્મજ્ઞાનાદિ ગુણોમાં રમણતા કરવી તે ભાવ બ્રહ્મચર્ય** છે. સમ્યગ્જ્ઞાનપૂર્વક આત્માના જ્ઞાનાદિ ગુણોમાં રમણતા કરતા જ્યારે સહજ ખુમારી પ્રકટે છે ત્યારે કામભોગની તુચ્છતા અને ક્ષણિકતાનો ખરેખરો ખ્યાલ આવે છે. બ્રહ્મચર્યના ગુણોનો અનુભવ આવ્યાવિના બ્રહ્મચર્યની કિંમત આંકી શકાતી નથી અને બ્રહ્મચર્યની મહત્તા અવબોધ્યાવિના કામભોગથી નિવૃત્ત થવાતું નથી. કામભોગની વાસનાઓનો સ્વપ્નામાં પણ ચિતાર ખડો ન થાય એવી દશા થયા વિના આત્મસમાધિસુખનો સ્વાદ વેદાતો નથી. કામ ત્યાંસુધી મન પર સત્તા ચલાવી શકે છે કે જ્યાંસુધી કામની અસારતાનો અનુભવ અને ઇંદ્રિયાતીત સુખનો અનુભવ થયો નથી. કામના વિકારોને જીત્યાવિના પુરુષાર્થ ગણી શકાતો નથી અને પુરુષાર્થવિના પુરુષત્વ ક્યાંથી હોઈ શકે તે વિચારવા જેવું છે આકાશમાં ચડી શકાય અને અનેક પ્રકારની વિદ્યાઓનો અભ્યાસ કરી શકાય પરંતુ કામના વિકારો પર જય મેળવવો એ સર્વ કરતાં દુષ્કર કાર્ય છે. જેણે આત્મજ્ઞાન સંપ્રાપ્ત કર્યું છે તે કામના વિકલ્પસંકલ્પોનો નાશ કરવા સમર્થ થાય છે આત્મજ્ઞાની કામના વિચારોને દબાવવાના ઉપાયો જાણી શકે છે. નિકાચિત પ્રારબ્ધ કર્મ કે જે અવશ્યમેવ ભોગવ્યા વિના છૂટકો થતો નથી તેવું કર્મ ઉદયમાં આવે છે ત્યારે તે આત્મજ્ઞાની સમભાવે તે કર્મને ભોગવે છે તેથી તે કર્મની નિર્જરા કરે છે અને સમભાવવડે આત્મા ભાવી નવીન કર્મ ગ્રહતો નથી કામવિષયનિકાચિત ભોગાવલિ કર્મ કયા જીવને છે અને કયા જીવને નથી, કયા જીવને ક્યારે તે ઉદયમાં આવવાનુ છે તેની ખબર અતિશયજ્ઞાનીઓને હોઇ શકે. કામવૈષયિકનિકાચિત ભોગાવલી કર્મ તો આત્મજ્ઞાનીને અવશ્ય ભોગવવું પડે છે. કામવૈષયિક નિકાચિતકર્મનો ઉદય એવો બળવાન હોય છે કે આત્માની ઉપયોગધારાને અવળી કરી નાંખે છે. જેવી રીતે મહાનદીમા રેલ આવે છે ત્યારે તે ગામડા તટ પર રહેલાં વૃક્ષોને ખેંચી લઈ જાય છે તદ્વત્ નિકાચિત ભોગાવલીકર્મની રેલ પણ એવી બળવતી

આત્માની શક્તિયોને મરોડી નાખે છે. આત્મજ્ઞાની ખરેખર નિકાચિત ભોગાવલીકર્મના ઉદયમા જરા નીચો પડીને પાછો ઊંચો થાય છે અને આત્મજ્ઞાનના બળવડે નિકાચિત કામકર્મનો અર્થાત્ પુરુષવેદાદિનો નાશ કરવા સમર્થ થાય છે. નદીમા પાન ઊગે છે તે જ્યારે રેલ આવે છે ત્યારે નીચા નમી જાય છે અને રેલ ઉતરતા પાછાં ટટાર થાય છે તદ્વત્ આત્મજ્ઞાની નિકાચિત પુરુષવેદાદિના સપ્તવેગના સામો થાય છે; પણ તેમા તેની શક્તિ જ્યારે ચાલતી નથી ત્યારે તે વખતે નીચો પડી જાય છે, અને પાછો પુરુષવેદાદિનો વેગ નરમ પડતા પુરુષવેદાદિ પરિણુતિપર પોતે ચડી બેસે છે અને તેનો સામનો કરે છે. અનેક આત્મજ્ઞાનિયોને આ પ્રમાણે નિકાચિત પુરુષવેદાદિ કર્મથી બને છે અને તે તે કર્મભોગને ભોગવી નિર્જરા કરી ઉચ્ચગુણસ્થાનશ્રેણિપર આરોહે છે તેમાં કિંચિત્ પણ આશ્ચર્ય નથી. આત્મજ્ઞાની પુરુષવેદાદિને અંતરના ઉપયોગ વડે જીતે છે. અજ્ઞાનીઓ " ન મળે નારી ત્યારે બાવો બ્રહ્મચારી " પેઠે વર્તે છે અને હું બ્રહ્મચારી છું, મારા જેવો અન્ય કોઇ બ્રહ્મચારી નથી આવી અહંવૃત્તિને ધારણ કરે છે તેમજ અન્ય જીવોને નિન્દીને કર્મથી ભારે થાય છે એટલુંજ નહિ પરંતુ તે આજુબાજુના કામના નિમિત્ત હેતુઓ મળતાં તેમાં ફસાઇને નીચા પડે છે. તેઓ ભાવબ્રહ્મચર્ય તથા દ્રવ્યબ્રહ્મચર્ય બન્નેથી પણ પરાઙ્મુખ રહે છે. દ્રવ્યયબ્રહ્મચર્યમા વીર્યની રક્ષા કરવાની હોય છે. સ્વપ્નદ્વારા વીર્યપાત થતાં દ્રવ્યબ્રહ્મચર્યની હાનિ થાય છે. દ્રવ્યબ્રહ્મચર્યને યથાયોગ્ય રીતે ધારણ કરતા શારીરિક અને માનસિક બળની રક્ષા થાય છે. કામના વેગને ખાળવામાં આવે છે ત્યારે દ્રવ્યબ્રહ્મચર્યનું પાલન થાય છે. **सद्दरूवे रसगंधे, फासाणं पवियारणे मेहुणस्स वेरमणे एस वुत्ते अइक्कमे** એ પાક્ષિકસૂત્રમાં કથેલી ગાથાના અનુસારે મૈથુનવૃત્તિ ટળે છે ત્યારે મૈથુનવિરતિ અર્થાત્ ખરેખરા બ્રહ્મચર્યની સિદ્ધિ થએલી અવબોધવી. પુરુષવેદરૂપ કામવૃત્તિનો ક્ષયોપશમ થાય છે તે સદાકાળ એક સરખો રહેતો નથી, કારણ સામગ્રી પામીને પુરુષવેદાદિનો ઉદય થાય છે અને બ્રહ્મચર્યપરિણામમાં મલિનતા આવે છે. પુરુષવેદાદિનો ઉપશમ થાય છે તો તે અંતર્મુહૂર્તપર્યંત રહે છે. પુરુષવેદ નપુંસકવેદ અને સ્રીવેદનો સર્વથા ક્ષય થતાં ક્ષાયિકભાવ થાય છે અને તેનો સર્વથા ક્ષાયિકભાવ થતા પશ્ચાત્ કદી પુરુષવેદાદિ પરિણુતિનો ઉદય થતો નથી–એમ જૈનગુણસ્થાનકદૃષ્ટિએ કથાય છે. નવમા ગુણસ્થાનક પર્યંત પુરુષવેદાદિનો ઉદય છે તેથી તે કર્મથી વિરહિત તો ત્યાંસુધી કથી શકાય નહિ, પરન્તુ વિશેષ એટલું છે કે–મુખ્યતાએ પુરુષવેદાદિની પ્રકૃતિનો ક્ષયોપશમ કરીને દ્રવ્ય અને ભાવથી બ્રહ્મચર્યની આરાધના કરી શકાય છે. પુરુષવેદાદિના ક્ષયોપશમની સંસારમાં સર્વ જીવોમા તરતમતા હોય છે તેથી તેનું વૈચિત્ર્ય સ્વાનુભવદૃષ્ટિએ અવલોકાય છે. કોઇને પુરુષવેદનો ક્ષયોપશમ મન્દ થયો હોય છે તો કોઇને ઉગ્ર થયો હોય છે. આત્મજ્ઞાન અને વૈરાગ્યબળવડે પુરુષવેદના ક્ષયોપશમમાં આગળ વધી શકાય છે. પુરુષવેદનો

ઉદય બળવાન્ હોય છે તો તેનો ક્ષય અને ઉપશમ કરતા વાર લાગે છે. અમુકવર્ષપર્યંત કોઇને પુરુષવેદનો ઉદયજ પ્રાપ્ત ન થયો હોય અને આત્મપ્રદેશોમા રહેલાં પુરુષવેદાદિનાં દલિકો ઉદયગત ન થયા હોય ત્યાસુધી અમુકજીવ એમ જાણે છે કે દ્રવ્યબ્રહ્મચર્ય પાળવુ સહેલ છે પરન્તુ જ્યારે પુરુષવેદ અને સ્ત્રીવેદના દલિકો ઉદયમા આવે છે અને નિમિત્ત કારણો પણ તેવા મળે છે ત્યારે તે સમયે કેટલાક જીવો પોતાની શક્તિને ખોઇ દે છે અને કેટલાક જીવો કામની પરિણતિ સાથે યુદ્ધ કરે છે. અજ્ઞાનીજીવો તો કામના તીવ્રોદયના સપાટે નીચા નમી જાય છે. આત્મજ્ઞાનીઓને કદાપિ કામની સાથે યુદ્ધ કરતાં પોતાનુ જોર ચાલતું નથી ત્યારે તેઓ અંતરથી ન્યારા તથા ઉદાસ રહીને કામભોગોને ભોગવે છે. પરંતુ તેઓ અંતરમા પશ્ચાત્તાપ કરે છે અને પુનઃ કામનું જોર નરમ થતાં તેઓ બ્રહ્મચર્યની ક્ષયોપશમભાવે ઉપાસના કરે છે. જેમ જેમ પુરુષવેદનો ક્ષયોપશમ થાય છે તેમ તેમ તે તે ભાવે બ્રહ્મચર્યની વિશુદ્ધિ થતી જાય છે. આ કાળમાં ભારતવર્ષમા જૈનજ્ઞાનદૃષ્ટિએ કામનો સર્વથા ક્ષાયિકભાવ થતો નથી તેથી આ કાલમા પુરુષવેદાદિકામના ક્ષયોપશમની મુખ્યતા ગણાય છે. વેદાંતાદિ દૃષ્ટિઓએ આ કાલમા કામનો સર્વથા નાશ કરી શકાય છે–એમ અવબોધાય છે. પુરુષવેદાદિ કામપરિણતિનો ક્ષયોપશમ કદી રહે છે અને કદી રહેતો નથી તે કદી આવે છે અને કદી જાય છે તેથી કામનો ઔદયિકભાવ થતાં દ્રવ્યબ્રહ્મચર્યથી વિમુખ થવાય છે. વ્યવહારથી દ્રવ્યબ્રહ્મચર્યને ક્ષયોપશમભાવે આદરી શકાય છે અને તેમાં ઔદયિકપરિણતિયોગે અતિચારાદિ દોષ લાગે છે તે દોષોને કામની ક્ષયોપશમભાવનાના બળવડે પુનઃ ટાળીને વ્યવહારથી બ્રહ્મચર્યને રક્ષી શકાય છે. નિશ્ચયથી કામપરિણતિને રુંધી આત્માની સમભાવરૂપ બ્રહ્મચર્ય વા આત્મામા રમણતા કરવારૂપ બ્રહ્મચર્યપરિણતિને ધારણ કરી શકાય છે આત્મજ્ઞાન–ગર્ભિત વૈરાગ્ય મેળવી આત્મજ્ઞાનના ગ્રંથો અને આત્મજ્ઞાની મુનિવરોના અવલંબનવડે કામના ક્ષયોપશમના સંસ્કારોમા વૃદ્ધિ કરી શકાય છે. કામની પરિણતિનો જેનામા ઉદય ન થાય એવો તો આ વિશ્વમાં કોઈ મનુષ્ય છેજ નહીં. નવમા ગુણસ્થાનક પર્યંત પુરુષવેદાદિરૂપ કામ રહ્યો છે. પ્રદેશોદયથી અને વિપાકોદયથી પુરુષવેદાદિ ભોગવ્યાવિના છૂટકો થતો નથી પુરુષવેદાદિરૂપ કામનો ક્ષયોપશમ કરવામાં આવે છે તેથી જે જે અંશે કામનો જે જે કાલે પરાજય થાય છે તે તે અંશે તે તે કાલે મનુષ્ય તરતમયોગે બ્રહ્મચર્યને પાળી શકે છે. દ્રવ્યબ્રહ્મચર્યનો મુખ્યોદ્દેશ ખરેખર વીર્યની સંરક્ષા કરવાનો હોય છે. કોઈ પણ રીતે વીર્યનો નાશ ન થવા દેવો અને તેનું પાલન કરવું કે જેથી અનેક પ્રકારના માનસિક વાચિક અને કાયિક બળથી સંરક્ષા થાય આ ઉદ્દેશપૂર્વક દ્રવ્યબ્રહ્મચર્યનું ફળ ત્યારે પ્રાપ્ત થાય છે કે જ્યારે આત્મજ્ઞાનપ્રાપ્તિપૂર્વક આત્મગુણોમાં સ્થિરતા–સમાધિ કરવામા કાયિક વીર્યની સાહાય્ય મળે છે. કેટલાક જીવો દ્રવ્યબ્રહ્મચર્યથી વીર્યની રક્ષા કરીને તેનો ઉપયોગ ખરેખર અધર્મ્ય યુદ્ધો કલેશ ઝઘડા મારામારી

અશાન્તિ અને અપ્રશસ્ત રાગાદિની વૃદ્ધિ થવામા કરે છે-તેનું પરિણામ અંતે એ આવે છે કે તેથી સ્વપરની આત્મોન્નતિમા તે બળનો ઉપયોગ કરીને ભવની પરંપરામા વૃદ્ધિ કરી શકાય છે. દ્રવ્યબ્રહ્મચર્યને બળદ ઘોડા વગેરે પાળી શકે છે. સંસારમાં દ્રવ્યબ્રહ્મચર્યની તો વ્યવહારથી અમુકાશે પ્રાપ્તિ થાય છે પરંતુ કામની પરિણુતિ જીતવાપૂર્વક આત્મગુણ રમણુતા-સ્થિરતા સમાધિરૂપ ભાવબ્રહ્મચર્યની પ્રાપ્તિ થવી એ મહાદુર્લભ છે. દ્રવ્યબ્રહ્મચર્યથી ભાવબ્રહ્મચર્ય અનંતગુણ ઉત્તમ છે. આત્મજ્ઞાની દ્રવ્ય અને ભાવથી બ્રહ્મચર્ય ધારણ કરવા શક્તિમાન્ થાય છે. આ સંસારમાં કામના દાસ બનીને જીવો રહે છે. કામકષાયને જીતતાં ક્રોધાદિક ચાર કષાયોને જીતી શકાય છે. કામ કષાયના ઉદયે ક્રોધાદિક ચાર કષાયોનો પણ ઉદય થાય છે ખરેખર કેટલાક જીવો કામ કષાયના આધીન થઈને ગૃહસ્થાવાસમાં પડી રહે છે. કામના ઉદયે કામી જીવ દ્રવ્યચક્ષુ અને ભાવચક્ષુથી જાણે રહિત થઈને આંધળો બન્યો હોય તેવો થઈ જાય છે. સંસારનું મૂળ ખરેખર એક અપેક્ષાએ વિચારીએ તો કામ છે. જીવો રૂપ અને સ્પર્શ એ બેમાં સુખબુદ્ધિ ધારણ કરે છે તેથી કામના ઉદયને તેઓ વધારે છે. શબ્દ રસ રૂપ ગંધ અને સ્પર્શમાં વાસ્તવિકદૃષ્ટિએ અવલોકતાં દુઃખ રહ્યું છે તેનો જે મનુષ્ય વિચાર કરે છે તે કામના ઉદયને નિષ્ફળ કરવા સમર્થ થાય છે. કામના વિકલ્પસંકલ્પોથી મનુષ્ય ચારે તરફથી અનર્થોના પાસમાં ફસાય છે અને પશ્ચાત્ તે લીંટમાં જેમ માખી સપડાય છે તેમ અન્યોના તાબે થઇને પરતંત્રતાપૂર્વક અનેક દુઃખોને આ ભવમાં વ્હોરી લે છે; પરભવમાં પશ્ચાત્ શું બનશે તે તો જ્ઞાનીઓ જાણે; આત્માના વાસ્તવિક ચારિત્રમા મહાવિઘ્ન નાંખનાર કામ પરિણુતિ છે. કામની પરિણુતિને જીતવામાં આત્મજ્ઞાનની મહત્તા છે. કામના વિચારને તાબે થવું એ યમને તાબે થવા બરોબર છે. કામના વિકલ્પસંકલ્પને મનમાં જરા અવકાશ આપતા મનની સમાધિનો લોપ થાય છે, અતએવ આત્મજ્ઞાનીઓએ ભાવબ્રહ્મચર્યની પ્રાપ્તિ કરવામા કામનો અંશ માત્ર પણ વિચાર પોતાના મનમાં પ્રકટ ન થાય એવો ઉપયોગ રાખવો જોઇએ શારીરિક વીર્યનું રક્ષણ કરવાથી ધાર્મિક યોગ અને વ્યાવહારિક ક્રિયાયોગની આરાધનામાં અનેક વિક્ષેપોને છેદી શકાય છે. નિયમિત ભોજન હવા તથા આરોગ્યતાના નિયમો અને શારીરિક વ્યાયામથી વીર્યની રક્ષા કરવાની ખાસ જરૂર છે. શારીરિક વીર્યની રક્ષા કરવાથી ધર્મ-યોગમા પ્રવેશ કરી શકાય છે શારીરિક વીર્યની રક્ષાર્થે ગૃહસ્થો માટે બ્રહ્મચર્યરક્ષક ગુરુકુલો સ્થાપવાની જરૂર છે. ત્યાગીઓએ નિયમિત ખાનપાનથી શારીરિક વીર્યની રક્ષાપૂર્વક આત્મિકજ્ઞાનાદિ શક્તિયો ખીલવવા પ્રયત્ન કરવો જોઇએ કામની ઇચ્છાઓને દબાવ્યા સિવાય શારીરિક વીર્યની રક્ષા થઈ શકતી નથી; કામવૃત્તિના જોશને દબાવ્યાથી શારીરિક વીર્યની રક્ષાપૂર્વક આરોગ્યતાની અભિવૃદ્ધિ કરી શકાય છે જ્યારે રૂપ રસ શબ્દ સ્પર્શમાથી સુખબુદ્ધિ અને ઇષ્ટબુદ્ધિની વાસના ટળે છે ત્યારે રૂપ શબ્દ વગેરેના પ્રસંગમાં આવતા

માનસિક વિકાર પ્રકટતો નથી. સ્ત્રીઓ ખરેખર પુરુષના રૂપને દેખી કામવૃત્તિને ઉદીરે છે અને પુરુષો ખરેખર સ્ત્રીઓના રૂપને દેખી કામવૃત્તિને ઉદીરે છે. સ્ત્રીઓ અને પુરુષોના રૂપમાં વસ્તુતઃ કશો સાર નથી એવો વિવેક કરવાથી સ્ત્રીઓ અને પુરુષો કામવૃત્તિના ઉછાળાને દબાવીને બ્રહ્મચર્યનું રક્ષણ કરવા સમર્થ થાય છે. વસ્તુતઃ રૂપ ગમે તેવું સુંદર મનાયું હોય તોપણ તેમાં સુખ નથી કારણ કે જેના શરીરમાં સુંદરરૂપ દેખાય છે તે મનુષ્યો પણ વાસ્તવિક સુખને પ્રાપ્ત કરી શકતા નથી અને તેઓ ઉલટા અન્યની પાસેથી સુખની આશા રાખે છે. રૂપ રસ ગંધ સ્પર્શ અને શબ્દમાં સુખની વૃત્તિ બંધાય છે ત્યારે તેમાં સુખની વાસના જાગ્રત્ થાય છે. કોઇને કૃષ્ણ રૂપ ગમે છે અને કોઇને રક્ત રૂપ ગમે છે; તથા કોઈને શ્વેતરૂપ ગમે છે; પણ એક સરખું રૂપ વા એકસરખો સ્પર્શ વા રસ વા શબ્દ ગંધ કોઈને ગમતો નથી. તેથી વસ્તુતઃ એમ સિદ્ધ થાય છે કે ભૌતિક પદાર્થોમાં જે જે રૂપાદિક રહેલા છે તે નિત્ય સુખ અર્પવાને શકિતમાન્ થતા નથી. ઘણી વખત એવું બને છે કે આપણી મનની કલ્પનાથી સ્વયં ઠગાવાનો વખત પ્રાપ્ત થાય છે. જે રૂપ રસ અને ગંધાદિમાં રુચિ થાય છે તેજ રૂપ-રસ-ગંધ અને સ્પર્શમા અમુક વખત પશ્ચાત્ રુચિ થતી નથી પરંતુ ઉલટી અરુચિ થાય છે. જો તે રૂપ રસાદિક સદાને માટે સુખના હેતુઓ હોત તો પશ્ચાત્ તે દુઃખના હેતુઓ થાત નહિ; પણ તેઓ પશ્ચાત્ દુઃખના હેતુઓ થાય છે. બાહ્ય રૂપ રસ ગંધ સ્પર્શ અને શબ્દ વિષયોમાં શાતા અને અશાતાની માન્યતાનો જ્યારે ત્યાગ થાય છે અને તે તે વિષયોમા સમભાવ જ્યારે પ્રગટે છે ત્યારે આત્માના સ્વભાવમાં સુખભાવ પ્રકટે છે; તેથી બાહ્યવિષયોના સંબંધમાં રહેતાં છતા નિર્લેપ રહેવાની શકિત પ્રકટે છે. તેથી પરિણામ એ આવે છે કે કામભોગની ઇચ્છાઓનો વિરામ થવાથી શારીરિક વીર્યનું પણ સ્વયમેવ સંરક્ષણ થાય છે. કામની વાસનાઓનો ક્ષય કરવો હોય તો આત્મજ્ઞાનની પ્રાપ્તિપૂર્વક શબ્દાદિક વિષયોમા સમભાવ પ્રકટે એવો અભ્યાસ સેવવો જોઇએ અને રાજયોગપૂર્વક કામની વાસનાઓ ટળી જાય એવો આત્મજ્ઞાનમાર્ગ પ્રાપ્ત કરવો જોઇએ. જ્યા કામ ત્યાં રામ નથી અને જ્યાં રામ ત્યાં કામ નથી. મૈથુનકામની વાસનાઓથી સમગ્ર વિશ્વમાં અનેક પ્રકારના અસહ્ય અનર્થો થયા કરે છે. કામની વાસનાઓથી મનની ચંચલતા વિશેષ વિશેષ પ્રકારે પ્રકટે છે અને આત્માની સત્યશાંતિથી સહસ્ર યોજન દૂર રહેવું પડે છે. કામની ઇચ્છાઓના અધીન રહેવાથી પરતંત્રતા શોક વિયોગ રોગ આધિ વ્યાધિ અને ક્લેશાદિની પ્રાપ્તિ થાય છે. જે જે અંશે કામભોગેચ્છાના સંકલ્પ વિકલ્પથી વિરતિ પ્રાપ્ત થાય છે તે તે અંશે આત્માની શાંતિનો સહજાનુભવ આવે છે. કામભોગોની ઇચ્છાઓને હઠાવવી જ જોઇએ એવો 'જ્યારે મનમાં દૃઢ નિશ્ચય થાય છે ત્યારે કામનો પરાભવ કરી શકાય છે.' જ્યારે સ્વપ્નામાં પણ કદાપિ કામભોગનું ચિત્ર ખડું ન થાય અને આત્મસ્વભાવરમણતાનું ચિત્ર ખડું થાય ત્યારે અવબોધવું કે બ્રહ્મચર્યની વાસ્તવિક દિશા તરફ પ્રતિગમન કરાયું છે. -કામ-

ભોગની નિંદા કરવા માત્રથી વા અન્ય મૈથુનકામીઓની નિંદા કરવા માત્રથી કામને જીતી શકાતો નથી. વસ્તુતઃ કામને જીતવો હોય તો કામના સંકલ્પવિકલ્પો કેવી રીતે, ક્યાંથી, કયા કારણે કેવા સંયોગોમા કેવી ક્ષણિક સુખની બુદ્ધિથી ઉઠે છે અને તેનું શું પરિણામ આવી શકશે તેનો વિવેકપુરઃસર વિચાર કરીને સત્ય સુખનો માર્ગ અવલંબવો જોઇએ. કામને જીતવાને માટે આતરિકેચ્છાઓના પ્રાકટ્ય પ્રતિ અત્યંત લક્ષ્ય આપવું જોઇએ. કામની ઇચ્છાઓના પરિણામથી કર્મનો બંધ થાય છે અને કામની ઇચ્છાઓ ન પ્રકટે ત્યાં એવો ઉપયોગ ધારવાથી આત્મધર્મ પ્રકટે છે એવું આતરિક ધર્મરહસ્ય અવબોધવું જોઇએ. કામમાં પરિણમતા વીર્યનો રોધ કરવો હોય તો ખરેખર તેના સામી પ્રબળ જુસ્સાથી બ્રહ્મચર્યની ભાવના ભાવવી જોઈએ યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ એ અષ્ટાગયોગની સિદ્ધિમા આગળ પડતો ભાગ લેવો હોય તો કામની ઇચ્છાઓને સમાવવી જોઇએ વિશેષ શું કહેવું ? કહેવાનો સક્ષેપમાં સાર એ છે કે–કામની વાસનાઓનો જેમ બને તેમ જય કરવા પ્રયત્નશીલ થવું; પણ વિશેષતઃ સૂચના કરવાની એ છે કે કામની વાસનાઓને જીતતા અહંવૃત્તિ-અન્યોની નિંદા અને ઇર્ષ્યા વગેરે દોષો ન સેવવા જોઇએ. કદાપિ એ દોષો સેવાયા તો સમજવું કે બ્રહ્મચર્ય એ નામ માત્ર રહેશે. કોઈની નિન્દા કરવાથી વસ્તુતઃ બ્રહ્મચર્ય જે પ્રાપ્ત થાય છે તે કદિ પ્રાપ્ત થઈ શકતું નથી. કામને જીતવો હોય તો આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી જોઇએ. જડવાદીઓ કામની ઇચ્છાઓના તાબે થાય છે અને આત્મવાદીઓ કામની ઇચ્છાઓને જીતી સમભાવે આત્મધર્મરમણતારૂપ બ્રહ્મચર્યને પાળી શકે છે. ગૃહસ્થો ગૃહસ્થ ધર્મના અધિકાર પ્રમાણે સ્વદારાસંતોષ અને પરસ્ત્રી-મૈથુનનો ત્યાગ કરીને દેશત વિરામ પામી બ્રહ્મચર્યનું પાલન કરી શકે છે. અવિરતિ-સમ્યગ્દૃષ્ટિગૃહસ્થ દેશવિરતિ બ્રહ્મચર્યની ભાવના ધારે છે પરંતુ તેઓ કર્મના ઉદયથી દેશ-વિરતિ બ્રહ્મચર્યની ઇચ્છાપૂર્વક દેશવિરતિ બ્રહ્મચર્યને પાળવા સમર્થ થતા નથી. ત્યાગી સાધુઓ કામનો રોધ કરીને સર્વથા બ્રહ્મચર્યને પાળવા સમર્થ થાય છે. અતિચારાદિ દોષો લાગે છે તેનું પ્રાયશ્ચિત્ત અંગીકાર કરીને બ્રહ્મચર્યવ્રતની આરાધનામા પ્રવૃત્ત થાય છે. આ કાળમાં જૈનદૃષ્ટિએ સાધુઓને બકુલ અને કુશીલ નિર્ગ્રંથપણું છે તેથી તેવી સ્થિતિ પ્રમાણે વર્તીને સંજ્વલનના કષાયો જીતવા પ્રયત્ન કરી શકે છે. આ કાળમાં સાધુઓને સરાગ સંયમ કથ્યું છે તેથી આ કાળમાં વીતરાગ સંયમની પ્રાપ્તિ થઈ શકે નહિ. વેદાન્ત-દૃષ્ટિએ સર્વથા કામ જીતાય છે અને પૂર્ણ આત્મસંયમની પ્રાપ્તિ થઈ શકે છે–એમ પ્રતિપાદ્યું છે. સાધુઓ પોતાના અધિકાર પ્રમાણે રાગદ્વેષને રુંધવાપૂર્વક પોતાના સાધુધમ યોગ્ય ઉત્સર્ગ અને અપવાદમાર્ગ પ્રતિપાદિત ધર્મકર્મયોગમા પ્રવૃત્ત થઇ શકે છે. આ કાળમા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગૃહસ્થો પોતાના અધિકાર પ્રમાણે અનંતાનુબંધી કષાયો જીતવાપૂર્વક અને અનંતાનુબંધી કષાયોની અભાવતાની અપેક્ષાએ નિકષાયતાપૂર્વક

વ્યાવહારિક અને ધાર્મિક કર્મયોગમાં પ્રવૃત્તિ કરી શકે છે. કથવાનો સારાંશ એ છે કે અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગૃહસ્થોને અનંતાનુબંધી કષાયના ઉપશમાદિભાવપૂર્વક ધાર્મિક કાર્યોમા પ્રવૃત્તિ કરવાની છે; તેમજ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને ક્ષુદ્રવર્ણ વિભાગને ગુણકર્માનુસારે વ્યાવહારિક આવશ્યક કૃત્યોમા પ્રવૃત્તિ કરવાની હોય છે. દેશવિરતિ ગૃહસ્થોએ અપ્રત્યાખ્યાની કષાયોના ઉપશમાદિ ભાવપૂર્વક અને પ્રત્યાખ્યાની કષાયોનો નાશ કરવાની ઇચ્છાપૂર્વક ધાર્મિકકાર્યોની અને વ્યાવહારિક કાર્યોની ફરજ અદા કરવા સદા તે તે કષાયોની ઉપશમાદિની અપેક્ષાએ નિઃકષાયભાવે કર્મયોગી ( કાર્યયોગી–ક્રિયાયોગી ) બનવું જોઇએ; ઉપર કથેલા જે જે ગુણસ્થાનકને ધારણ કરનારા હોય તેઓએ વ્યાવહારિક અને ધાર્મિક કૃત્યોની આવશ્યક ફરજોમા સદા પ્રવૃત્ત રહેવું જોઇએ. જે જે મનુષ્ય પોતે જે જે સ્થિતિમાં છે ત્યા તે સ્વસ્થિતિ પ્રમાણે સ્વાધિકારે આવશ્યક વ્યાવહારિક અને ધાર્મિક કૃત્યોની ફરજ અદા કરતો રહે છે તેથી તે નિઃકષાય ભાવ પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે. ગૃહસ્થો અને સાધુઓ સ્વધર્મને પોતાની ફરજ માનીને અદા કરે છે તો તેથી તે અંતરથી નિર્લેપ રહેવા શકિતમાન્ થાય છે. પોતપોતાના વ્યાવહારિક ધર્મકર્મયોગમા પ્રવૃત્ત રહેનારા ગૃહસ્થો અને સાધુઓ નિઃકષાય ભાવની કસોટીએ ચઢીને સુવર્ણની પેઠે નિર્મલ રહી શકે છે; જેમ ગૃહસ્થોને અને ત્યાગીઓને ક્રોધ માન માયા લોભ કામ નિંદા અને ઇર્ષ્યાદિનો ઉપશમ થતો જાય છે તેમ તેમ તેઓ વ્યાવહારિક ધર્મકર્મયોગમા આદર્શ પુરૂષ થતા જાય છે; તેથીજ નિઃકષાયતાપૂર્વક સર્વકાર્યોને તટસ્થ ભાવે સાક્ષીપૂર્વક એક ફરજ માનીને કરવામાં આવ્યાથી તેઓને ઉચ્ચપદ પ્રાપ્ત થાય છે. ચારે વર્ણના મનુષ્યો ધર્મયોગ અને સ્વસ્વ ગૃહસ્થસ્થિતિવ્યાવહારિક કૃત્યોને સેવનારા હોય છે–તેમા તેઓને કદાપિ છૂટકો થવાનો નથી. પરંતુ તેમા કથ્ય સારાંશ એ છે કે–રજોગુણ અને તમોગુણ વિના અર્થાત્ તે તે સ્થિતિના નિઃકષાય ભાવપૂર્વક તેમા તેઓ પ્રવૃત્ત રહે તો ઉપરની સ્થિતિ પ્રાપ્ત કરી શકે અને મોક્ષમાર્ગની આરાધના થઇ શકે. દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવ પ્રમાણે ગૃહસ્થોમાં અને ત્યાગીઓમા ધર્મકર્મની સુધારણાવડે સ્વસ્વાધિકારે આવશ્યક કર્મયોગની પ્રવૃત્તિ થયાં કરે છે; અને સર્વજ્ઞાનીઓ કે જે ભૂતકાળમાં થયા, વર્તમાનકાળમાં થાય છે અને ભવિષ્યકાળમાં થશે તેઓનો એક સાધ્ય–લક્ષ્યબિંદુની અપેક્ષાએ એક સરખો ઉદ્દેશ હોવાથી આગમાવિરુદ્ધપણે એક સરખી કર્મયોગની વ્યવસ્થા તેઓની ગણાય છે અને તેમા જ્ઞાનીઓની આજ્ઞાજ છે. કષાયના અભાવપૂર્વક આન્તરવિશુદ્ધિ જેમ જેમ વધતી જાય છે અને આત્મસાક્ષીએ તટસ્થ ભાવની જેમ જેમ વૃદ્ધિ થાય છે તેમ તેમ કાર્યોની પ્રવૃત્તિમા નિર્લેપપણું વધતુ જાય છે; આંતરનિર્લેપતાપૂર્વક કાર્યો કરવાથી વ્યવહારમાં વિજયી થવાય છે અને તેથી પરિણામ એ આવે છે કે પોતાના આદર્શજીવનની અસર વિશ્વ પર થતા વિશ્વના મનુષ્યો નિર્લેપભાવે કર્મયોગમા પ્રવૃત્તિ કરે છે તથા તેથી

સર્વ પ્રકારના ધર્મોનું રક્ષણ થાય છે. નિઃકષાય પરિણામ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ આવશ્યક કાર્યોમાં વિજય સંગ્રામ થાય છે અને ઉપરના ગુણસ્થાનકપર આરોહણ થવાય છે. પ્રત્યેક કર્મયોગીએ યાદ રાખવું કે હું જે કરું છું તે મારી ફરજ છે. બાહ્યકાર્યોમાં મારું તારું કર્યાવિના અધિકારે પ્રાપ્ત થએલ કાર્યોને મારે કરવાંજ જોઇએ. કાર્ય કરવાં એ અધિકાર પ્રમાણે પોતાની ફરજ છે એમ માનીને અંતરથી ન્યારા રહી કાર્ય કરવાની જરૂર છે. રાજા પોતાના અધિકાર પ્રમાણે રાજ્યકાર્યોની ફરજને અદા કરે તો તે યોગ્ય છે. શ્રી મહાવીર પ્રભુની પાટે બેસનાર એક આચાર્ય પોતાની ફરજ પ્રમાણે જે જે કાર્યો કરે તે યોગ્ય જ છે અને તે તે કાર્યો તે કરે તેમાં પોતાની ફરજને અદા કરે છે અને જો ફરજને યદિ વિસ્મરે તો આચાર્યપદથી ભ્રષ્ટ થાય છે. અતએવ આચાર્યે પોતાની ફરજો અદા કરવી અથવા પોતાની ફરજો પ્રમાણે ન વર્તવાની રુચિ હોય તો તે પદ અન્યને સોંપી તેનાથી નિવૃત્ત થવું. જે જે અધિકાર પ્રમાણે જે જે કાર્યોની ફરજ અદા કરવામાં કષાયો આવીને ઉભા રહે તો તેના સ્હામું યુદ્ધ કરીને કષાયોનો પરાજય કરવો જોઇએ. પરન્તુ કર્તવ્યભ્રષ્ટ થવાથી એકદમ મુક્તિપદની પ્રાપ્તિ થઇ શકતી નથી. સ્વાધિકારે સ્વકર્તવ્યકાર્યોની ફરજથી ભ્રષ્ટ થએલ મનુષ્ય સ્વયં ભ્રષ્ટ બને છે, એટલુંજ નહિ પરંતુ તે પોતાના વિચારો અને આચારોના વાતાવરણની અસરથી અન્યોને પણ ભ્રષ્ટ કરી શકે છે; અને તેથી કષાયોના વાતાવરણને તે અનેક પ્રકારે ફેલાવનારો બને છે. અતએવ શુષ્કજ્ઞાની વા શુષ્કક્રિયામાર્ગી બનવું તે કોઇ રીતે યોગ્ય નથી. એમ પ્રત્યેક મનુષ્યે આ બાબતનો વિચાર કરીને સાપેક્ષજ્ઞાનક્રિયાપૂર્વક પ્રવૃત્ત થવું જોઇએ. જ્ઞાનયોગપૂર્વક નિઃકષાય ભાવથી કર્મયોગમાં પ્રવૃત્ત થવાથી આત્મકલ્યાણ થાય છે અને તેથી વિશ્વસમાજપર પણ કર્તવ્યકર્મની-ફરજની સારી અસર કરી શકાય છે. **આ વિશ્વમાં ગમે તે સ્થિતિમાં જે જે કાર્યોની ફરજ અદા કરવાની હોય છે તે મારે કરવી જોઇએ. એમાં મારે કંઇ કષાય કરવાની જરૂર નથી વા અહંમમતા કરવાની કંઇ જરૂર નથી એટલું માત્ર વિચાર કરીને પ્રવૃત્ત થવાથી અંતરથી નિર્લેપ રહેવાની શક્તિ પ્રગટે છે.** જે મનુષ્યો જ્ઞાન વિના દરેક કાર્યોની ફરજનો પરિપૂર્ણ નિશ્ચય કર્યા વિના પ્રવૃત્ત થાય છે તેઓ જે કંઇ કરવા ધારે છે તેના કરતાં અન્ય કંઇ કરે છે અને કર્તવ્ય-કર્મની અવ્યવસ્થાપૂર્વક સંમૂર્છિમ પંચેન્દ્રિયની ગતિને અનુસરનારા થાય છે. ગૃહસ્થ કરતાં સાધુ દશા અનંતગુણી ઉત્તમ છે પરંતુ સમજવાનું એટલુંજ છે કે ગૃહસ્થદશામાં ગૃહસ્થ-યોગ્ય ધર્મકર્મની ફરજ અદા કરવાની છે અને સાધુ દશામાં સાધુના યોગ્ય ધર્મકર્મની ફરજ અદા કરવાની હોય છે; તેનું સ્પષ્ટીકરણ યોગદીપક ગ્રંથના પ્રાંતભાગમાં કરવામાં આવ્યું છે તેથી ત્યાંથી તે અધિકાર અવલોકીને નિઃકષાય ભાવપૂર્વક વ્યાવહારિકધાર્મિક-

કર્મોમાં પ્રવૃત્ત થવાની જરૂર છે. આત્માનો મૂળ અકષાય સ્વભાવ છે પરંતુ કષાય સ્વભાવ છે તે પરભાવપરિણતિ છે. પરભાવપરિણતિમાં આત્મા જ્યારે પરિણમે છે ત્યારે તે આત્માના મૂલધર્મથી પરાઙ્મુખ થાય છે. જેમ જેમ કષાયની મંદતા ક્ષીણ થતી જાય છે તેમ તેમ આત્માના અધ્યવસાયોની શુદ્ધિ થતી જાય છે. આત્માના અધ્યવસાયોની શુદ્ધિ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ ઉપર ઉપરના ગુણસ્થાનકોમાં આરોહણ થતું જાય છે. આત્માના અધ્યવસાયોની શુદ્ધિ થતા ઉજ્વલલેશ્યાઓ પ્રકટે છે અને તેથી અશુભ પાપકર્મના સંબંધમાંથી નિવૃત્ત થવાય છે. પ્રત્યેક મનુષ્યે યાદ રાખવું કે પ્રત્યેક ક્રિયામાં પ્રવર્તતાં પોતાના આત્માનો ઉજ્વલ પરિણામ વધે તેવી ભાવનામાં ઉપયોગી રહેવું. સાંસારિક વિવિધ કાર્યો કરતાં છતાં ઉજ્વલ પરિણામથી પાપમાં લેપાવાનો વખત આવતો નથી. વિશ્વમાં જેમ મેરુ પર્વત કંપાયમાન થતો નથી તેમ સાંસારિક વિવિધ કાર્યો કરતાં છતાં આત્માની સમભાવ પરિણતિનું ચલાયમાનપણું ન થાય ત્યારે ખરેખરા ઉત્તમ કર્મયોગીમાં પોતાને ગણાવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. સાંસારિક કાર્યો ગૃહસ્થોને કરવાં પડે છે તેમાં કષાયભાવની ઉપશમતાપૂર્વક મગજની સમતોલતા ન ખોવાય એવી દશા પ્રાપ્ત કરવામાં આવે તો તેથી કર્મયોગીનું વાસ્તવિકપદ પ્રાપ્ત કરી શકાય છે. આવી સમભાવની દશા વિના કર્મયોગની પ્રવૃત્તિ એ સ્વપરને અત્યંત હાનિ પહોંચાડનારી છે એમ અજ્ઞાની અને અસમભાવી કર્મયોગીના મન આદિ યોગની પ્રવૃત્તિ પરથી સુજ્ઞોને અનુભવ આવ્યા વિના રહેશે નહિ. રાગદ્વેષ કષાયના આવેશથી પ્રારંભિત કાર્યોમાં અનેક વિઘ્નો ઉભાં થાય છે. જેમ જે જે અધિકાર પરત્વે ફરજ માનીને કરવાનાં હોય છે તેમ તેમાં રાગદ્વેષનો પરિણામ કરવાથી તે તે કાર્યમાં કંઈ ફેરફાર થતો નથી; ત્યારે રાગદ્વેષ કષાય સેવવાની જરૂર શી છે? અલબત્ત કંઈ પણ જરૂર નથી. તે બાબતમાં એટલુંજ કહેવું પડે છે કે મગજની સમાનતા સંરક્ષીને અધિકાર પરત્વે જે જે કાર્યો કરવાના છે તે કરવાથી રાગદ્વેષનો પરિણામ કરવો પડતો નથી અને તેથી રાગદ્વેષના પરિણામે જે જે કર્મ ગ્રહવા પડે છે તે ગ્રહણ કરાતાં નથી તેમજ ચિત્તની પ્રસન્નતા રહે છે અને જ્ઞાનોપયોગની જાગૃતિમાં રહેતાં સારી રીતે કાર્યો કરી શકાય છે; તેથી પરિણામે સ્વપરને લાભ-શાંતિ થાય છે. મનુષ્યોનો સ્વભાવજ એવો હોય છે તેની કોઈ ને કોઈ કાર્યમાં કારણે પ્રવૃત્તિ તો હોય છેજ; પરંતુ જ્ઞાનપૂર્વક નિઃકષાય ભાવની મહત્તા તે અવબોધે અને તેની પ્રાપ્તિ કરે તો પૂર્વના કરતાં પોતાના આત્માની અને વ્યાવહારિક માર્ગની ઘણી ઉન્નતિ કરી શકે અને પ્રાંતે જ્ઞાનયોગની પરિપૂર્ણરીત્યા પ્રાપ્તિ થતા તે તે દશાના અધિકારે કર્મયોગથી સંપૂર્ણપણે નિવૃત્ત થઈ શકે-એમ અપ્રમત્તસાધુદશાના જીવનાદિની અપેક્ષાએ કથવામાં આવે છે. જે જે અંશે કષાય પરિણામથી ઉપરક્ત થવું તે તે અંશે આત્માની સમાધિ જાણવી. કષાય પરિણતિ જેમ જેમ મંદ થતી જાય છે તેમ તેમ આત્મસમાધિની વૃદ્ધિ થતી જાય છે અને તે તે અંશે ઉપશમાદિ-

ભાવે આત્માનો ધર્મ પ્રકટતો જાય છે. કષાયોને પ્રકટતા સમાવવા એજ સહજ સમાધિ છે યાને રાજયોગ સમાધિ છે. કષાયોની ઉપશમતાપૂર્વક સમાધિની પ્રાપ્તિ થાય છે તેજ ખરી આત્મસમાધિ છે અને તેવી આત્મસમાધિથી આત્માની શાંતતા પ્રકટે છે અને સહજ સુખની ખુમારી ને અનુભવસ્વાદ આવે છે. આત્મસમાધિના સુખનો અનુભવસ્વાદ પ્રાપ્ત કરવો હોય તો કષાયોનો ઉપશમ કરવાપૂર્વક ધાર્મિક પ્રવૃત્તિ અંગીકાર કરવી જોઇએ. કષાયોની મંદતા કરવાથી સાંસારિક વ્યાવહારિક ધાર્મિક કાર્યો કરવામાં વીર્યની સ્થિરતા વધતી જાય છે અને તેથી પ્રત્યેક કાર્ય કરવામાં સાનુકૂળ પ્રસંગોને વિશેષતઃ પ્રાપ્ત કરી શકાય છે. લોહ-ચુંબકની પેઠે વિશ્વવર્ત્તિ મનુષ્યોને પોતાની તરફ આકર્ષવા હોય તો નિઃકષાય પરિણતિની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરવો જોઈએ. નિઃકષાયભાવને પ્રાપ્ત કરવા માટે જગત્‌ને નાટ્યભૂમિ સમાન અવલોકવી જોઇએ અને પોતાને એક પાત્ર સમાન માનીને બાહ્યકાર્યકર્ત્તવ્યાદિક ફરજ પ્રતિ લક્ષ દેવું જોઇએ. સાસારિક વ્યાવહારિક અને ધાર્મિક કર્ત્તવ્યકાર્યોમાં એક ફરજ માત્ર માનીને તે વિના થતું અહંત્વ અને મમત્વ બિલકુલ ન રહે એવો આત્મભાવ ધારણ કરવો જોઇએ. આત્મજ્ઞાની મનુષ્ય વસ્તુતઃ વિચારે તો તેને પોતાના કર્ત્તવ્યકર્મની ફરજમાં ક્રોધ લોભ માન માયા કામ નિંદા અને ઈર્ષ્યા વગેરે પરિણામ સેવવાની કંઇ જરૂર રહેતી નથી. ક્રોધ કર્યાવિના પ્રત્યેક કાર્ય થઇ શકે છે અને ઊલટું પ્રત્યેક કાર્યને સારી રીતે કરી શકાય છે. માન કર્યાવિના પ્રવૃત્તિ કરવી, ઉપદેશ દેવો, ખાવું-પીવું ઈત્યાદિક કાર્યો કરવાં, ક્ષાત્રધર્મનું સેવન કરવું, સેવાધર્મની ફરજ અદા કરવી વગેરે ચાલી શકે તેમ છે. ઊલટું કર્ત્તવ્યકાર્યમાં માન ( અહંકાર ) કરવાથી અનેક વિક્ષેપો ઉભા થાય છે અને સાનુકૂળ સંયોગો પણ પ્રતિકૂળતાને પામે છે. કર્ત્તવ્યકર્મ અને આત્મરમણતા એ બેમા અહંકારથી અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે. પોતાના આત્માને આત્મરૂપે માનીને બાહ્યકાર્ય કરવાની ફરજો અદા કરવા ઉપયોગ કરવામાં આવે છે તો અવબોધાય છે કે માન પરિણામને સેવવો એ એક જાતની ભ્રમણા છે. માનપરિણતિથી આ વિશ્વમા મનુષ્યોમાં પરસ્પર અનેક યુદ્ધો થયા છે થાય છે અને થશે. માન યાને અહંકાર પરિણતિથી પ્રત્યેક કાર્યની ફરજને અદા કરવામાં મલિન બુદ્ધિ સ્વાર્થ કપટ લોભ વિશ્વાસઘાત હિંસાભાવ અસત્યવાદ સ્તેયભાવ પ્રપંચ અને વૈર વગેરે દુર્ગુણો સામા આવીને ઉભા રહે છે અને જે કાર્ય નિરભિમાનપણાથી સહેજે થાય છે તેને અશક્ય બનાવી દેવામાં આવે છે. પ્રત્યેક મનુષ્ય સ્વસ્વાધિકાર પ્રમાણે ફરજ બજાવે એ યોગ્ય છે પરંતુ તેને અહંકાર કરવાની કંઈ જરૂર રહેતી નથી. અન્ય મનુષ્યો પોતપોતાના સ્વાધિકાર પ્રમાણે કાર્યો કરે છે; તેઓ તેની ફરજ ( ડયુટી ) બજાવવાના કારણથી તે તે સ્થિતિએ યોગ્ય છે એટલે પોતે પોતાની સ્થિતિએ યોગ્ય છે તેથી સર્વ મનુષ્યો કર્ત્તવ્ય ફરજ તરીકે ભિન્ન ભિન્ન કાર્યો કરતાં છતાં પણ સમાન છે; તેમ છતાં અન્ય મનુષ્યો કરતાં પોતાના આત્માને

જ્યારે ઉચ્ચ માનવામાં આવે, ત્યારે અહંકાર ઉત્પન્ન થાય છે. આત્મા અને પુદ્ગલ એ બેનું વસ્તુત. સ્વરૂપ વિચારવામા આવે તો અહંકાર પરિણતિને સેવવાની કંઇ પણ જરૂર રહેતી નથી. ગુરુનો ધર્મ છે કે શિષ્યને ભણાવવો અને શિષ્યનો ધર્મ એ છે કે નિયમપૂર્વક ગુરુની સેવા કરવી. ગુરુ પોતાના ધર્મ પ્રમાણે શિષ્ય પ્રતિ પોતાની ફરજ અદા કરે છે તેમા શિષ્ય પોતાને પગે લાગે છે તેથી અહંકાર કરવો એવી પરિણતિ સેવવાની તેને જરૂર રહેતી નથી. શિષ્યે ગુરુને વંદન કરી પગે પડવું એ તેની પોતાની ફરજ છે તેથી શિષ્યે અહંકાર કરીને ગુરુને નહિ વાંદવા એવી તેણે માનપરિણતિ ન સેવવી જોઇએ. ગુરુ અને શિષ્ય એ બન્નેએ સ્વસ્વાધિકાર પ્રમાણે વર્તવું જોઇએ. પરન્તુ માન પરિણતિ ન સેવવી જોઈએ. પોતાને માન અર્થાત્ અહંકાર પરિણતિ કેમ ઉત્પન્ન થાય છે તે તેનો વિચાર કરવાથી સમજાય છે. યદિ માનપરિણતિ જણાતી હોય તો તેને શમાવવી અને યદિ માનપરિણતિ ન થઈ હોય અને સ્વકર્તવ્યાધિકારપ્રવૃત્તિને કોઈ અહંકારાર્થે કથે તો તેથી કર્તવ્યકાર્યની ફરજને અદા કરવાથી ભ્રષ્ટ થવું નહિ તથા લોકસંજ્ઞાની ભીતિ રાખવી નહિ. **ભીતિ એ વસ્તુતઃ આત્માનો ધર્મ નથી. મનની કલ્પનાથી ભીતિ ઉદ્ભવે છે.** ક્રોધ માન માયા અને લોભની પરિણતિ પોતાનામાં પ્રકટી છે કે નહિ તેનો વિવેકપૂર્વક વિચાર કરવાથી બાહુબલીએ જેમ પોતાને માન છે એમ નિર્ધાર્યું તેમ સ્વયં તેનો નિર્ધાર કરી શકાય છે. ક્રોધાદિક પરિણતિને સમાવવાને કર્તવ્ય ફરજ અને આત્માની શુદ્ધતાનું સાધ્યબિન્દુ એ એ બાબતનો ઉપયોગ ધારણ કરવાથી ગમે તેવા પ્રસંગે ગમે તેવા કાર્ય પ્રસંગમા મગજની સમાનતારૂપ સમાધિ સેવી શકાય છે. વિશ્વમાં કપટ પરિણામને સેવ્યા વિના પોતાની ફરજ અદા કરવાને અને ઉપાયોને સાધવાપૂર્વક જનસેવાની જરૂર છે; પરંતુ હૃદયમાં કપટ પરિણામને પ્રકટાવવાની યત્કિંચિત્ પણ જરૂર નથી. શ્રીપાલ રાજા અને ધવળ શેઠનું દૃષ્ટાંત ખરેખર હૃદય આગળ ખડું કરીને વિચારવામાં આવે તો તેથી કપટપરિણામ સેવ્યાની કંઇ પણ જરૂર જણાશે નહિ. ધવળ શેઠ કપટ પરિણામ સેવીને કંઇ પણ કાર્યસિદ્ધિ કરીશકયા નહિ. શ્રીપાળ રાજા પોતાની કર્તવ્ય ફરજને અદા કરી સ્વેષ્ટ કાર્યની સિદ્ધિ કરી શકયા. કુદરતનો એવો નિયમ છે કે કપટ ત્યાં ચપટ થયાવિના રહેતું નથી. અતએવ કપટ પરિણામ સેવ્યા વિના સ્વકર્તવ્યનિષ્ઠ થવું જોઇએ. "આ વિશ્વમા બાહ્યજીવનમાં જીવવાની શી જરૂર છે અને વસ્તુતઃ કઇ રીતિએ ?" એનો સંપૂર્ણ વિચાર કરવાથી નકામા લોભના પરિણામ કર્યાવિના સ્વસ્વાધિકાર પ્રમાણે જે જે કાર્યો કરવાની ફરજ છે અને જે જે દશામા પોતાના મસ્તકે જે જે ફરજો આવી પડે છે તેને તે તે દશામાં સિદ્ધ કરી શકાય છે. બાહ્ય જીવનને ઉપયોગી વસ્તુઓની આપ્તિ કરવાની જરૂર છે; પરંતુ તેથી લોભ કરવો એ કોઇ રીતે સિદ્ધ થતું નથી. જ્યારે લોભનો પરિણામ સેવ્યાવિના બાહ્યવસ્તુઓની પ્રવૃત્તિ કરવાથી કોઇ જાતની સ્વપરને

હાનિ થતી નથી ત્યારે લોભ પરિણામ કરવાની કંઇ પણ જરૂર નથી એમ વસ્તુતઃ સિદ્ધ થાય છે. પુનઃ કથવું પડે છે કે કામપરિણતિને સેવ્યાવિના આ વિશ્વમાં આનંદમય જીવનથી જીવી શકાય તેમ છે. કામપરિણતિ વિના બાહ્ય વ્યવહારમાં પ્રવર્તતા અનેક અનર્થોથી મુક્ત થવાય છે અને વ્યવહારસ્થિતિમા તથા ધર્મસ્થિતિમાં પ્રગતિ કરી શકાય છે. સાધ્યોદ્દેશના લક્ષ્યબિંદુ પ્રતિ ઉપયોગ ધારીને અધિકાર પરત્વે સ્વફરજ સેવતાં ગમે તે કાર્ય પ્રસંગે કોઇની પણ નિંદા કરવાની વા કોઇની પણ ઈર્ષ્યા કરવાની જરૂર રહેતી નથી. પોતે પોતાના કાર્યમાં પ્રવર્તવું જોઇએ કોઈની નિંદા અને ઇર્ષ્યા કરવાથી બાહ્ય જીવનની તથા આંતર જ્ઞાનાદિજીવનની અંશ માત્ર પણ પ્રગતિ કરી શકાતી નથી—એમ જ્યારે અનુભવ થાય છે તો પછી નિંદા અને ઇર્ષ્યાને સેવ્યાવિના સ્વસ્વાધિકારવાળા કર્તવ્યકાર્યમાં અનેક સાપેક્ષતાએ પ્રવર્તવાની જરૂર છે—એટલું લક્ષમા રાખીને નિઃકષાયભાવે વ્યાવહારિક અને ધાર્મિકકર્મયોગ સેવવો જોઇએ.

આત્મજ્ઞાની ઉપયોગવડે વ્યાવહારિક અને ધાર્મિક કર્મયોગને આદરવા શક્તિમાન્ થાય છે. ઉપયોગપૂર્વક સર્વકાર્યો કરવાથી આત્માની અને સમાજની ઉત્ક્રાન્તિ કરી શકાય છે. ઉપયોગવિના લાભાલાભકાર્યની શક્યતા અને તેના સાધનોનો નિર્ણય થઈ શકતો નથી. ઉપયોગવિના પ્રારંભિતકાર્યપ્રવૃત્તિમાં અનેક ગુપ્ત વિઘ્નો પ્રગટ થવાના હોય છે તેની પરિપૂર્ણ સમજણ પડી શકતી નથી. **લઘુમાં લઘુ અને મહત્માં મહત્ કાર્ય કરતાં પૂર્વે દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી તત્ તત્ કાર્ય સંબંધી દીર્ઘદષ્ટિવડે ઉપયોગ કરવો જોઇએ. ઉપયોગી મનુષ્ય જાગૃત છે અને કાર્યમાં પ્રવૃત્ત છતાં અનુપયોગી મનુષ્ય નિદ્રાયુક્ત છે એમ અવબોધવું.** વ્યાવહારિક અને ધાર્મિકકર્મોની આવશ્યકતા સ્વીકારીને આત્મજ્ઞાની પ્રત્યેકકાર્યને રાગદ્વેષ પરિણામની મંદતાએ કર્તવ્ય ફરજને અદા કરવાની દૃષ્ટિએ તટસ્થભાવે અંતરથી ભિન્ન રહી ઉપયોગપૂર્વક કરે છે. અતએવ તે કાર્યની સિદ્ધિરૂપ ફળ પ્રાપ્ત થતાં વા કાર્યની અસિદ્ધિરૂપ ફળ પ્રાપ્ત થતાં હર્ષશોકથી વિમુક્ત રહે છે. તટસ્થભાવે કર્તવ્યફરજને માત્ર અદા કરવાની દૃષ્ટિએ પ્રત્યેક કાર્ય કરતાં કાર્ય સિદ્ધ થાય વા ન થાય તોપણ તેથી હૃદયમા હર્ષ વા શોકનો આઘાત ન થવાથી નિર્લેપત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેથી આત્મોન્નતિના વિકાસક્રમમાં અગ્રિમોચ્ચ દશામા આરોહણ થતું જાય છે. પ્રત્યેક કાર્યને સ્વફરજની દૃષ્ટિએ કરતાં અને તટસ્થભાવે રહેતાં બહિર્દૃષ્ટિએ વિશ્વને ક્વાપિ પોતાને માટે આસક્તિ અવબોધાય પરન્તુ ઉપયોગપૂર્વક વિચાર કરતાં સ્વાત્માજ સ્વનિર્લેપત્વની સાક્ષી આપી શકે—એમાં કિંચિત્ પણ વિરોધ વા સંશય નથી. આત્મજ્ઞાની સ્વકર્તવ્ય ફરજની દૃષ્ટિએ વ્યાવહારિક તથા ધાર્મિક કર્મને કરતો છતો ભયાદિથી વિમુખ રહે છે. લોકસંજ્ઞા ભયની યાવત્ વાસના રહે છે તાવત્ કર્મયોગમાં પ્રવર્તવાનો અધિકાર સંપ્રાપ્ત થતો નથી એમ માનવું એ યુક્તિયુક્ત છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થયું

હોય તો પણ ભયવાસનાથી વિમુક્ત ન થવાય ત્યાં સુધી કર્મયોગીપણું પ્રાપ્ત થતું નથી. લોકસંજ્ઞાની વાસનાથી જે જે અંશે વિમુક્ત થવાય છે અને જે જે અંશે તટસ્થ રહી ઉપયોગપૂર્વક કાર્ય કરી શકાય છે તે તે અંશે કાર્ય કરવામા કર્મયોગીનો અધિકાર ઉચ્ચ થતો જાય છે. આવી કર્મયોગીની નિર્લેપદશા પ્રાપ્ત કરવાને અને તેની સ્થિરતા કરવાને ઉપયોગની અત્યંત આવશ્યકતા છે. જે મનુષ્ય અંતરમાં ઉપયોગપૂર્વક અપ્રમત્ત રહે છે તે બાહ્યવ્યાવહારિક ધાર્મિકકાર્યો કરતાં અપ્રમત્ત રહી સ્વને તથા પરને લાભ સમર્પવા શક્તિમાન્ થાય છે. ઉપયોગ વિના પ્રત્યેક કાર્યમાં પ્રવર્તતાં ડગલેને પગલે હાનિ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અને તેથી પશ્ચાત્તાપનો પ્રસંગ પ્રાપ્ત થાય છે; તેથી પ્રત્યેક કાર્ય કરતાં ઉપયોગથી સાવધાન રહેવું જોઇએ. આત્મા સ્વ અને પરની દયાથી કર્મયોગમાં આગળ વધે છે. દયાવિના ધર્મ નથી. દયા અને યતનાના પરિણામથી કર્મયોગની વિશુદ્ધતાને પ્રાપ્ત કરી શકાય છે. જેટલા તીર્થંકરો થયા અને જેટલા થશે તે સર્વે એમ કથે છે કે એકેંદ્રિયથી તે પંચેંદ્રિય પર્યંત સર્વ જીવો પર દયાના પરિણામ ધારણ કરવા, કોઇ જીવની હિંસા કરવી નહિ, કરાવવી નહિ અને જીવની હિંસા કરનારની અનુમોદના કરવી નહિ. જીવની દયા અને યતનાની જેમ જેમ વૃદ્ધિ થાય છે તેમ તેમ વિશુદ્ધ કર્મ-યોગની ભૂમિકામાં ઉત્તરોત્તર ગુણસ્થાનક શ્રેણિએ આરોહાય છે. દયા અને યતનાના પરિ-ણામ વિનાનો કર્મયોગી સ્વાધિકારથી અધઃપતન પામે છે. જ્યાં દયાનો પરિણામ નથી ત્યાં પ્રભુપ્રાપ્તિનું દ્વાર નથી. ગમે તેવા વ્યાવહારિક કર્મયોગાધિકારે કૃત્યો કરતી વખતે સ્વફરજ અદા કરતાં દયાના પરિણામ અને યતના તો હોવી જોઇએ. જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે તેને દયા-યતના તો અવશ્ય હોય છેજ. જે આત્મજ્ઞાન-આત્મજ્ઞાન એવી બૂમો પાડે છે અને દયા તથા યતનાથી રહિત હોય છે તે આત્મજ્ઞાની થતો નથી તથા તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા અધિકારી પણ બની શકતો નથી. આચારાંગ વગેરે સૂત્રોમાં દયાસંબંધી વિશેષતઃ વર્ણન કરવામાં આવ્યું છે. વિશ્વમાં જ્યાં દયા નથી ત્યાં ધર્મ નથી એમ નિશ્ચયતઃ અવબોધવું. દયા એજ પ્રભુનો સત્યોપદેશ છે. જે દયાથી રહિત સત્ય છે તે સત્ય ગણી શકાયજ નહિ. દયાની વૃદ્ધિ ન થાય અને હિંસાની પુષ્ટિ કરે તે સત્ય નથી પરંતુ અસત્ય છે. ગૃહસ્થ સર્વથા પ્રકારે દયા પાળી શકતો નથી તેથી તે દેશથી હિંસા વિરમણ વ્રતને અંગીકાર કરી શકે છે. દયા વિના ગૃહસ્થ મનુષ્ય પોતાના કાર્યમાં વિશુદ્ધ રહી શકતો નથી. શ્રીવીતરાગ પરમાત્માની આજ્ઞાપાલક ગૃહસ્થ જેમ જેમ દયા અને યતનાના સ્વાધિકારે આવશ્યક કાર્યોની ફરજ અદા કરવા પ્રવૃત્તિ કરે છે તેમ તેમ તે દયા અને યતનાને વિશેષતઃ આચારમા મૂકે છે. મુનિરાજ સર્વથા પ્રકારે હિંસા-વિરમણ વ્રતને અંગીકાર કરી શકે છે. સર્વશાસ્ત્રોનો અને સર્વ ધર્મોનો સાર એ છે કે-દયા પાળવી; સત્યાદિ વ્રતો ગણ અહિંસા વ્રતરૂપ કલ્પવૃક્ષની વાડ સમાન છે. જેના હૃદયમાં

દયા છે તેનું હૃદય પ્રભુરૂપ છે અને જેના હૃદયમાં દયા નથી તે નાસ્તિક છે એમ નયની અપેક્ષાએ અવબોધવું. જે ધર્મ હિંસાનું પ્રતિપાદન કરે છે તે ધર્મ નથી પરંતુ અધર્મ છે. ધર્માર્થે કોઇનું રક્ત રેડવાનું કોઇના પ્રાણ લેવાનું જે ધર્મશાસ્ત્રો ફરમાન કરે છે તે અધર્મશાસ્ત્રો છે; કારણકે અનંત દયાવાન્ સર્વજ્ઞ પરમાત્મા દેવ કદાપિ અન્યાયી અધર્મ્ય હિંસાનો ઉપદેશ આપેજ નહિ. અતએવ ભવ્ય મનુષ્યોએ દયા અને યતનાપૂર્વક સ્વસ્વાધિકારે વ્યાવહારિક તથા ધાર્મિકકર્મયોગમાં પ્રવૃત્ત થવું જોઇએ. દયા સત્ય અસ્તેય અને પ્રામાણ્યથી ગૃહસ્થોએ ગૃહસ્થ ધર્માનુસારે અને મુનિવરોએ મુનિધર્માનુસારે આત્મજ્ઞાન-પૂર્વક નિર્લેપરીત્યા કર્મયોગને આદરવો જોઈએ. મુનિવરોએ સ્વધર્માનુસાર ધર્મકર્મ યોગ-પ્રવૃત્તિ કરતાં આત્મસમાધિમા સ્થિર થવું જોઈએ. આત્માને પરમાત્મારૂપ જાણવો અને દેખવો એ ખાસ સાધ્યબિંદુ ગમે તે દશામાં વિસ્મરવું ન જોઇએ. આત્મારૂપ પરમાત્માના સ્મરણમનનથી ઉત્તરોત્તર પરમાત્મસ્વરૂપનો અનુભવ સાક્ષાત્કાર વધતો જાય છે. જ્ઞાના-ર્ણવમાં આત્મજ્ઞાન મહિમા સંબંધી નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે.

जानाति यः स्वयं स्वस्मिन्स्वस्वरूपं गतभ्रमः ।
तदेवतस्यविज्ञानं तद्वृत्तं तच्च दर्शनम् ॥

જે મહાત્મા સ્વયં પોતાના આત્મામાં ગતભ્રમ થઇ સ્વસ્વરૂપને જાણે છે તેજ તેનું વિજ્ઞાન છે. આત્માને અવબોધ્યા વિનાનું જે વ્યાવહારિકદૃષ્ટિએ વિજ્ઞાન ગણાય છે તે દ્રવ્ય વિજ્ઞાન છે અને આત્માના સ્વરૂપને અવબોધવું તે ભાવ વિજ્ઞાન છે. આત્માના ભાવવિજ્ઞા-નથી રાગદ્વેષની ઘનવાસનાની ગ્રન્થિનો નાશ થાય છે. સ્વમાં સ્વનું જાણવું તેજ સત્ય વિજ્ઞાન છે; તેજ તેનું વિજ્ઞાન અને તેજ ચારિત્ર તથા તેજ દર્શન અવબોધવું. બંધ મોક્ષનો વિવેક કરાવનાર આત્મજ્ઞાન છે. કથ્યું છે કે—

स्वज्ञानादेव मुक्तिः स्याज्जन्मबन्धस्ततोऽन्यथा ।
एतदेव जिनोद्दिष्टं सर्वस्वं बंधमोक्षयोः ॥

આત્મજ્ઞાનથીજ મુક્તિ થાય છે; અન્યથા જન્મબંધની પરંપરા પ્રવર્ત્યા કરે છે એજ જિનોદિષ્ટ બંધ મોક્ષનું સર્વસ્વ છે. તત્સંબંધી વિશેષ વર્ણવતા લખે છે કે—

अयमात्मैवसिद्धात्मास्वशक्त्याऽपेक्षयास्वयम् ।
व्यक्तीभवतिसद्ध्यान वन्हिनात्यन्तसाधितः ॥
एतदेव परं तत्त्वं ज्ञानमेतद्धि शाश्वतम् ।
अतोऽन्यो यः श्रुतः स्कन्धः सतदर्थं प्रपञ्चितः ॥

अपास्यकल्पनाजालं चिदानन्दमये स्वयम् ।
यः स्वरूपेलय प्राप्तः सस्याद्रत्नत्रयास्पदम् ॥
निःशेषक्लेशनिर्मुक्तममूर्तं परमाक्षरम् ।
निष्प्रपञ्चं व्यतीताक्षं पश्य स्वं स्वात्मनि स्थितम् ॥
नित्यानंदमयं शुद्धं चित्स्वरूपं सनातनम् ।
पश्यात्मनि परंज्योतिरद्वितीयमनव्ययम् ॥
यस्य हेयं न वाऽऽदेयं निःशेषं भुवनत्रयम् ।
उन्मीलयति विज्ञानं तस्य स्वान्यप्रकाशकम् ॥
आराध्यात्मानमेवात्मा परमात्मत्वमश्नुते ।
यथा भवतिवृक्षः स्वं स्वनोद्घृष्यद्धुताशनः ॥
इत्थं वाग्गोचरातीतं भावयन्परमेष्ठिनम् ।
आसादयति तद्यस्मान्नभूयो विनिवर्त्तते ॥

આ શરીરમા સ્થિતાત્મા તેજ સ્વસત્તાની અપેક્ષાએ સિદ્ધાત્મા છે. સદ્ધ્યાનરૂપ વહ્નિવડે અત્યન્ત સાધેલો આત્મા તેજ પરમાત્મપર્યાયથી વ્યક્ત થાય છે. અતએવ આત્માની પરમાત્મતા વ્યક્ત કરવાનું આત્મવિજ્ઞાન જ પરંતત્વ છે; આત્મજ્ઞાન શાશ્વત છે. અન્ય જે શ્રુતસ્કંધ અંગ ઉપાંગાદિક છે તે આત્મજ્ઞાનાર્થે કથેલાં છે એમ અવબોધવું. અંગઉપાંગ અને દષ્ટિવાદ શ્રુતસ્કંધવડે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને આત્માની પરમાત્મદશા પ્રકટાવવી એજ ખરેખરૂં તત્ત્વ છે. જે આત્મજ્ઞાની શરીરમાં રહેલા આત્માને મોહભાવે કે જેવડે રાગદ્વેષની કલ્પનારૂપ જાળ લાગી છે તેને દૂર કરીને ચિદાનંદમય એવા સ્વરૂપમાં લયને પ્રાપ્ત કરે છે અર્થાત્ નામ રૂપાદિની કલ્પનાથી ઉઠતા રાગદ્વેષના વિકલ્પોને શમાવીને આત્મસ્વરૂપમા લયલીન થઈ જાય છે તે ખરેખર જ્ઞાનદર્શન અને ચારિત્રના સ્થાનરૂપ થાય છે. નામરૂપની અહંવૃત્તિના યોગે ઉદ્ભવેલી રાગદ્વેષની કલ્પનાજાળને ઉચ્છેદવી એ દુષ્કર કાર્ય છે પરંતુ જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે આત્મા સ્વયં પરમાત્મદશા પ્રતિ ઉપયોગી બનતો જાય છે અને રાગદ્વેષ કરવાને ઇચ્છતો નથી અને રાગદ્વેષની કલ્પનાજાળને છેદીને પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે. પોતાનું પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવું એ ખરેખર આત્મજ્ઞાન વિના બની શકે તેમ નથી. આત્મજ્ઞાનવિના નામરૂપમાં બંધાયેલી અહંવૃત્તિ ટળતી નથી. નામરૂપના યોગે રાગ દ્વેષ કામ માયા ઇર્ષ્યા પ્રપંચ ભય લજ્જા લોભ અને વિશ્વાસઘાત આદિ અનેક પ્રકારની મોહવૃત્તિયો ઉદ્ભવે છે. ઉત્પન્ન થનાર વૃત્તિયોનું મુખ્ય કારણ અજ્ઞાન છે. આત્માનું જ્ઞાન પ્રાપ્ત થતાં અજ્ઞાન સ્વયમેવ ટળે છે અને તે વખતે આત્મામા આત્મસુખનો વિશ્વાસ પ્રકટવાથી નામરૂપમા સુખના વિશ્વાસે થતી અહંવૃત્તિનો પાયો સર્વથા નષ્ટ થઇ જાય છે, નામરૂપથી ભિન્ન એવા આત્મામા મુખ્યતાએ ઉપયોગ વહે છે તેથી તેનું પરિણામ એ આવે છે કે ઉપયોગરૂપ મહાદેવની શક્તિવડે કલ્પનાજાળ છેદાય છે અને આત્માની

સ્વસ્વરૂપમાં લીનતા થાય છે. સંપૂર્ણ ક્લેશથી મુક્ત એવું આત્માનું સ્વરૂપ છે. ભયદ્વેષાદિ ક્લેશનો જ્યાં ઉદય વેદાય છે ત્યા આત્માનું સ્વરૂપ વેદાતું નથી. જે વખતે ક્લેશવાસિત આત્મા વર્તે છે તે સમયે આત્મા પોતાના આત્મસ્વરૂપમા નથી પણ પરભાવમા વર્તે છે એમ અવબોધવું. જે ક્લેશાદિથી મુક્ત એવું સ્વરૂપ વેદાય છે તેજ આત્મસ્વરૂપ છે. જેને ભયદ્વેષાદિ ક્લેશનો ઉદય છે તે સ્વકીય શુદ્ધાત્મસ્વરૂપથી બહિર્-રાગદ્વેષરૂપ સાગરના કલ્લોલોમાં અથડાતો છે એમ અવબોધવું. જેઓ ક્લેશમાં જન્મ વ્યતીત કરે છે અને નિઃશેષ ક્લેશથી મુક્ત એવું આત્મસ્વરૂપ અનુભવતા નથી તેઓ આત્માનું ક્લેશમુક્ત શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત કરી શકતા નથી. મૂર્તવસ્તુઓમાં કંઇ આત્મતત્ત્વ નથી; અતએવ અમૂર્ત એવું આત્માનું સ્વરૂપ સંલક્ષીને તેનો અનુભવ ગ્રહવા ધ્યાનની દીર્ઘકાળપરંપરાપ્રવાહભાવનોપયોગમા સ્થિર રહેવું જોઇએ. ક્લેશમા આત્માનો જય વા વિજય નથી તેમજ ક્લેશથી કદાપિ આત્માનું સ્વરૂપ અનુભવી શકાય નહિ એવું અવબોધીને નિષ્કષાય એવું આત્મસ્વરૂપ યથાયોગ્ય પ્રાપ્ત કરવું યોગ્ય છે; મૂર્તવસ્તુઓમા આત્માનો કંઇ પણ ધર્મ નથી એવું અવબોધીને મૂર્તવસ્તુઓની અહંતા દૂર ત્યજવી જોઇએ. મૂર્તવસ્તુઓ સંબંધી રાગદ્વેષના યાવત્ વિકલ્પ થયા કરે છે તાવત્ અમૂર્ત એવું આત્મસ્વરૂપ ખરેખર અનુભવસાક્ષાત્કાર થતું નથી; મૂર્તવસ્તુઓથી ભિન્ન એવું આત્મસ્વરૂપ વેદવાને મૂર્તવસ્તુઓની પેલીપાર રહેલું આત્મસ્વરૂપ અનુભવગમ્ય કરવું જોઇએ. મૂર્તવસ્તુઓ પર થતો અહંમમત્વાધ્યાસ ટળવાની સાથે આત્માનું અમૂર્તસ્વરૂપઅનુભવ વેદવા યોગ્ય થાય છે. બાહ્યજીવનની દશા એવી છે કે મૂર્તવસ્તુઓને બાહ્ય જીવન રક્ષણાર્થે ગ્રહ્યા વિના ચાલે તેમ નથી એમ અવબોધ્યા છતા વિશેષત અવબોધાવવાનું કે બાહ્ય મૂર્તવસ્તુઓ ભલે યોગ્ય પ્રમાણુમા બાહ્યજીવનના રક્ષણાર્થે લેવાય પરંતુ આત્માનું અમૂર્તસ્વરૂપ અનુભવવા માટે તો મૂર્ત વસ્તુઓપર થતા અહંવૃત્તિના અધ્યાસને તો દૂર કરવો જોઇએ મૂર્ત વસ્તુઓ જગત્મા છે તે ટળી જતી નથી પરંતુ મૂર્તવસ્તુઓ છે તે આત્મા નથી એવો ખાસ અનુભવ થવો જોઇએ. મૂર્તવસ્તુથી ભિન્ન એવું અમૂર્ત સ્વરૂપ વસ્તુત આત્માનું છે એમ અનુભવ્યા પશ્ચાત્ મૂર્તવસ્તુઓદ્વારા આત્મામા રતિ વા અરતિ આદિની કોઇપણુ અસર ઉત્પન્ન થવા પામતી નથી. મૂર્તવસ્તુઓમાંથી અહંવૃત્તિ વિલય પામ્યા પશ્ચાત્ મૂર્તવસ્તુઓ કંઇ આત્માને બંધનકર્તા થઇ શકતી નથી આત્માનું મૂર્તસ્વરૂપ અનુભવવાને માટે અમૂર્તભાવનાનો વારંવાર અભ્યાસ કરવો જોઇએ. આત્માનું સ્વરૂપ પરમજ્ઞાનરૂપ છે-એમ કથવાનું તાત્પર્યાર્થ એ છે કે પરમાક્ષર વિનાનું જે સ્વરૂપ છે તે આત્માથી ભિન્ન છે એમ અવબોધવું. પરમાક્ષર સ્વરૂપ પરમજ્ઞાનરૂપ છે, આત્મા છે એમ વદનારા તથા શ્રદ્ધા કરનારા અનેક મનુષ્યો મળી આવે છે પરંતુ આત્માનું પરમાક્ષરરૂપ અનુભવનારા તો કિંચિત્ વિરલ

મનુષ્યો પ્રાપ્ત થઇ શકે છે. જે આત્મજ્ઞાનીઓ પરમાક્ષરરૂપ અનુભવવા માટે આત્માના પ્રદેશોમા ઊંડા ઊતરીને તલ્લીન થઇ જાય છે તેઓ અલ્પકાળમાં મનની નિર્વિકલ્પદશાએ પરમાક્ષરરૂપ અનુભવી શકે છે. જગત્મા બાહ્ય મૂર્તવસ્તુઓનો અનુભવ પ્રાપ્ત કરવો એ સહેલ છે પરંતુ પરમાક્ષરરૂપનો અનુભવ પ્રાપ્ત કરવો એ અત્યંત દુષ્કર કાર્ય છે એમ અનુભવ કરતાં અનુભવાશે. આત્માનું સ્વરૂપ પ્રપંચ રહિત છે. જ્યાં અનેક પ્રકારના બાહ્ય પ્રપંચોથી સ્વાર્થની મારામારી થઈ રહી હોય છે ત્યા આત્મસ્વરૂપના અનુભવની ગંધ પણ કયાંથી હોઈ શકે ? અલબત ન હોઈ શકે. રાગદ્વેષના સદ્ભાવે અનેક પ્રકારના પ્રપંચો ઉદ્ભવે છે વ્યાવહારિક દશામાં બાહ્યચક્ષુત. કોઇ પ્રપંચથી જય વિજયને પ્રાપ્ત કરી શકે તો તત્સંબંધી કથવાનું કે બાહ્ય ભૌતિક જય અને વિજય તે સ્વપ્ન સમાન ક્ષણિક છે અને તેથી આત્માનંદનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. વૃત્તિના યોગે અનેક પ્રકારના પ્રપંચોની પ્રવૃત્તિયો પ્રગટે છે; પરંતુ પ્રપંચવૃત્તિને સેવવામા આવે છે તો કર્મનો ઔદયિકભાવજ વેદવામાં આવે છે અને એવા કર્મના ઔદયિકભાવનો જય પરાજય કાલ્પનિક હોવાથી આત્મજ્ઞાની તેમા મુંઝાતો નથી. આત્મજ્ઞાની અંતરમા પ્રપંચવૃત્તિથી રહિત એવું આત્મ-સ્વરૂપ વેદવાને શુદ્ધોપયોગમા મસ્ત રહે છે. પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનથી ભિન્ન એવુ આત્મસ્વરૂપ છે. ઇન્દ્રિયોથી ભિન્ન એવુ આત્મસ્વરૂપ વેદવાને માટે ઇંદ્રિયાતીત ઉપયોગથી ધ્યાન ધરવાની જરૂર છે. ઇન્દ્રિયોથી ભિન્ન એવું આત્મસ્વરૂપને મનન કરતાં ઇન્દ્રિયાતીત આત્મસ્વરૂપની ઝાખી થાય છે હે ચેતન ! તું પોતાનું સ્વરૂપ ખરેખર પોતાના શુદ્ધોપ-યોગે આત્મામા દેખ. આત્મામાં આત્માનું સ્વરૂપ આત્માવડે દેખાયા બાદ અન્ય કંઇ દેખવાનું અવશેષ રહેતું નથી. આત્મજ્ઞાની સૂક્ષ્મ શુદ્ધોપયોગે આત્મસ્વરૂપને વેદવા સમર્થ થાય છે. જે મહાત્માઓ આત્મસ્વરૂપને દેખે છે તેઓ પરમાત્મસ્વરૂપને દેખે છેજ એમ અવબોધવું. આત્મસ્વરૂપ અને પરમાત્મસ્વરૂપમા જે શુદ્ધોપયોગે અભેદતા અનુ-ભવે છે તે સ્વયં પરમાત્મા છે એમ અવબોધવું. આત્મજ્ઞાની નિત્યાનંદમય શુદ્ધ-ચિત્સ્વ-રૂપ સનાતન એવી જ્યોતિ પોતાના આત્મામાં શુદ્ધ ધ્યાનદૃષ્ટિએ દેખે છે. હે ચેતન ! તું પોતાની સનાતન ચિત્સ્વરૂપ અને આનંદમય જ્યોતિને પોતાનામા દેખ. બાહ્યમાં લક્ષ દેવાથી કંઇ વળવાનું નથી. આત્મસ્વરૂપપદાર્થના જ્ઞાન વિનાનું અવશેષ પદાર્થત્વજ્ઞાન કદી આત્મશાંતિને અને નિત્યાનંદને સમર્પવા શકિતમાન્ થતું નથી. લૌકિકોન્નતિથી અંજા-યલા અજ્ઞ મનુષ્યો આત્માની ચિદાનંદમયોન્નતિને દેખવા સમર્થ ન બને અને તેઓની ઇચ્છા પણ ન થાય એ બનવા યોગ્ય છે, પરંતુ તેઓએ સમજવું જોઇએ કે રજોગુણ અને તમો ગુણથી ભરેલી ભૌતિકોન્નતિ સદા સ્થિર રહેતી નથી સ્વપ્નની પેઠે ક્ષણિક એવી ભૌતિકોન્નતિથી નિત્યાનંદની પ્રાપ્તિ થઈ શકતી નથી. ભૌતિકોન્નતિવાદિયોને તેઓના મૃત્યુ વખતે પૃચ્છવાથી અવબોધાશે; તેમજ ભૌતિકોન્નતિમાં સમાયલા ક્ષણિક સુખ અને અનંત

દુઃખનો અનુભવ કરાશે. આત્મામા સ્વશુદ્ધસ્વરૂપને જે દેખે છે તેને ભૌતિકોન્નતિની શ્રદ્ધા રહેતી નથી. જો કે ભૌતિકપદાર્થો વિના વ્યવહાર નથી પરંતુ તેથી એમ નથી સિદ્ધ થતું કે ભૌતિકોન્નતિ એજ વાસ્તવિક ઉન્નતિ છે; ભૌતિકોન્નતિથી ભિન્ન એવી આત્મોન્નતિના નિત્યાનંદનો અનુભવ થતા આત્મસ્વરૂપજ પ્રાપ્તવ્ય છે, એમ સાધ્યોપયોગમા તે લક્ષીભૂત થઇ રહે છે અને તેને તે દેખે છે. જડવાદિયો જડવસ્તુઓમા સુખની ભાવનાથી અંતે ઠગાય છે અને ફાંફા મારીને થાકી જઈ હાય ! કંઈ જડમાં સુખ નથી એવા અંતે ઉદ્ગાર કાઢે છે. અદ્વિતીય અવ્યય એવું ચિદાનંદમય શુદ્ધ આત્મસ્વરૂપ વેદવું એજ આત્મજ્ઞાનિયોનું કર્તવ્ય છે. શુદ્ધ સ્વરૂપ વેદવાનું જ્યા છે ત્યા આત્મસુખનો સાક્ષાત્કાર છે. આત્મજ્ઞાની આત્માનું શુદ્ધ સ્વરૂપ વેદવામા સ્વકર્તવ્યની પરિસમાપ્તિ ગણે છે. દુઃખનું વેદન એ આત્માના શુદ્ધ સ્વરૂપથી ભિન્ન છે તેથી જે વખતે દુ ખનું વેદન થાય છે તે વખતે આત્માનું શુદ્ધ સ્વરૂપ ખરેખર શુદ્ધોપયોગે વેદાતું નથી એમ અવબોધવું. અશુભ કર્મના યોગે જો કે દુ ખ વેદાય છે તોપણ તે વખતે આત્મજ્ઞાની દુ ખની વેદનાથી ભિન્ન એવા શુદ્ધ સ્વરૂપને જાણે છે તેથી દુ ખ ભોગવતા સ્વસ્વરૂપને શુદ્ધોપયોગે સિદ્ધ કરે છે. દેહ-ધારક કેવલીને શાતા અને અશાતા બંનેનો ભોગ ઘટે છે તથાપિ તે વખતે તેઓ કેવળ જ્ઞાનવડે સ્વશુદ્ધસ્વરૂપનેજ અવબોધે છે. આત્મજ્ઞાનીને દુઃખવેદન ન વેદાય એવું તો જ્યાં સુધી તેને કર્મ છે ત્યા સુધી બન્યા વિના રહેતું નથી; પરંતુ અજ્ઞાની અને આત્મજ્ઞાનીમાં એટલો ફેર છે કે અજ્ઞાની કર્મ વેદતા સ્વશુદ્ધસ્વરૂપથી અજ્ઞાન રહે છે અને આત્મજ્ઞાની સ્વશુદ્ધસ્વરૂપનો ઉપયોગી રહે છે. મહાત્માઓ ઉપદેશે છે કે હે ભવ્ય ! તું પોતાનામાં સ્વશુદ્ધસ્વરૂપથી દેખ ? ! ! આત્મશુદ્ધસ્વરૂપદર્શન વિના ત્રણ કાળમાં સત્ય સુખનો ભોક્તા થવાનો નથી એમ ખાત્રી કરીને માન ! ! ! ત્હારા આત્મામા મોહની વાસનાઓ જે જે વર્તે છે તેનો મૂળમાથી ક્ષય કરીને વાસના રહિત નિ શેષ ક્લેશ મુક્ત શુદ્ધ ચેતનનું દર્શન કર અને આત્માના શુદ્ધ સ્વરૂપની યાને પરમાત્મપદની પ્રાપ્તિ કર આત્મજ્ઞાની મુનિ સ્વકીય શુદ્ધ સ્વરૂપને દેખીને તેનું ધ્યાન ધરી કૃતકૃત્ય થાય છે. અધ્યાત્મજ્ઞાની મુનિ આત્મસુખની ખુમારીમાં સદા મગ્ન રહે છે, તેને આત્મસુખની ખુમારીમા મગ્ન રહેવું એજ ગમે છે અને તેથી તે આત્મસુખની ખુમારીમાં સદા મગ્ન રહેવાય એવા આચરણને આચરે છે. આત્મજ્ઞાની મુનિની દશા ખરેખર દુનિયાથી જુદા પ્રકારની હોય છે; આત્મજ્ઞાની મુનિનું વર્તન બાહ્ય વિશ્વ મનુષ્યોથી ભિન્ન પ્રકારનું હોય છે અને દૃષ્ટિ પણ આશય ભેદે ભિન્ન પ્રકારની હોય છે. જે મુનિને ત્રણ ભુવન આદેય નથી અને હેય પણ નથી અર્થાત્ ત્રણ ભુવનમા હેય બુદ્ધિ અને આદેય બુદ્ધિ જેની નથી એવા મુનિવરને સ્વાન્યપ્રકાશક એવું આત્મજ્ઞાન પ્રકટે છે. આવી હેયાદેયબુદ્ધિ વિનાની આત્મદશા પ્રાપ્ત કરવાથી આત્માનું જ્ઞાન પ્રકટે છે. જે મુનિવરો ત્રિભુવનવર્તી પદાર્થોમા હેય અને આદેયતાને ધારણ કરતા નથી તેઓ ત્રિભુવનબંધનોથી

મુક્ત થઈને પરમાત્મપદ અનુભવે છે એમ નિશ્ચયતઃ અવબોધવું. જેમ એક વૃક્ષથી ઘસાઈને અગ્નિ પ્રકટવાથી તે સ્વયં અગ્નિરૂપ બને છે તદ્વત્ આત્મા સ્વયં આત્માવડે આત્માનું આરાધન કરીને આત્મામાં પરમાત્મા પ્રકટાવે છે. આત્મા પોતાનામાં ધ્યાનાગ્નિવડે પરમાત્મત્વ પ્રકટાવે છે એમ અનંત તીર્થંકરોએ-ઋષિયોએ પ્રતિપાદન કર્યું છે અને ભવિષ્યમાં અનંત તીર્થંકરો પ્રતિપાદન કરશે. આ પ્રમાણે આત્માથી પરમાત્મતાને અંતરમાં તન્મયપણે ભાવીને જે પરમાત્મતા પ્રકટાવે છે તે પુનઃ સંસારમાં અવતરતો નથી. આત્માના ગુણો વિના અન્ય સર્વ જડ વસ્તુઓને ભૂલી જવાથી આત્મામાં સહજાનંદ પ્રકટે છે. આત્માના ગુણોવડે આત્માની ઉન્નતિ થાય છે. આત્માના શુદ્ધ પર્યાયોનો પ્રાદુર્ભાવ તે પરમાત્મપદ અવબોધવું. એવા પરમાત્મપદમાં રમણતા કરવી એજ પરમાત્માનો ધર્મ છે. આવું પરમાત્મપદ અનુભવવાથી પરમાત્મદશાનો ખ્યાલ આવે છે અને તેથી ઉત્તમોત્તમ સ્વતંત્રતા પ્રકટી નીકળે છે. આત્માની પરમાત્મતા શોધવાને માટે બાહ્ય પ્રદેશોમાં પર્યટન કરવાની કંઇ જરૂર નથી. આત્માની પરમાત્મતા પ્રકટાવવાને માટે તો અંતરમા ખાસ શુદ્ધોપયોગ ધારણ કરવાની જરૂર છે. શરીરમા વ્યાપી રહેલા પરમાત્માની આસ શોધ કરવી જોઇએ. જ્યાંસુધી આત્મામાં ઉપાદાન કારણનો આવિર્ભાવ થયો નથી ત્યાંસુધી નિમિત્ત કારણો ઉત્તમોત્તમ મળે તો પણ આત્માભિમુખ થઈ શકાય નહિ. આત્માની પરમાત્મતા સાધ્ય કરવાને ઉપાદાન કારણ રુચિ ઉત્પન્ન થયા બાદ નિમિત્ત કારણો ખરેખર સવળાં પરિણમે છે અને તેથી નિમિત્ત કારણની સફળતા ગણાય છે. જે આત્માર્થી જીવ હોય છે તે પોતાના આત્માની શુદ્ધિ થાય એવા નિમિત્તોને સ્વયમેવ આચરે છે. જીવોને પરિણતિભેદે અનેક પ્રકારના નિમિત્તો હોય છે. કોઈને કોઇ નિમિત્તકારણ ઉપકારી થાય છે અને કોઈને કોઈ નિમિત્ત ઉપકારી થાય છે. સર્વને એક જ કારણ નિમિત્ત ઉપકારી થાય એવો એકાંતિક નિયમ નથી; તેથી નિમિત્ત કારણ ભેદે પરસ્પર સાધકોએ ક્લેશ કરીને આત્મવીર્યનો પરસ્પર હાનિ કરવામા ઉપયોગ કરવો નહિ. નિમિત્ત સાધન ભેદે સાધ્યની સિદ્ધિમા અવિરોધ આવતો હોય તો પરમાત્માની પ્રાપ્તિમા સાધકોએ સાધન ભેદે ક્લેશ ન કરવો જોઇએ. આત્મકલ્યાણમા જેમ આગળ વધાય તેમ ઉપયોગ રાખીને પ્રવર્તવું જોઈએ. જે મહાત્માઓ પરમાત્માની પ્રાપ્તિ પ્રતિ ખાસ ઉપયોગ ધારણ કરે છે તેઓ આત્માની પરમાત્મતા પ્રાપ્ત કરે છે. આત્માની પરમાત્મતા પ્રગટાવવાને માટે અંતરમા ઉપયોગ ધારવાથી અને વ્યવહારથી અધિકારદશા પ્રમાણે વર્તવાથી વિશ્વપ્રતિની સ્વફરજને પણ સાધી શકાય છે આત્મારૂપ પરમાત્માને શરીરમા શોધવો જોઈએ. જે પરમતત્વ ચૈતન્યરૂપ ભાસે છે તે શરીરમા વ્યાપીને રહેલ છે. મહાત્માઓએ આત્મારૂપ દેવનો સાક્ષાત્કાર કરવાને અનેક સ્થળોએ શોધ કરી પરંતુ કોઈ સ્થાને તેનો સાક્ષાત્કાર થયો નહિ. તેનું કારણ એ છે કે જ્યા આત્મારૂપ દેવ હોય નહિ એવા જડ પદાર્થોમાં

શોધ. કરવાથી ચેતન તત્ત્વ ક્યાથી મળી શકે ? આત્મા જ્યા રહ્યો હોય ત્યાં જ ધ્યાન લગાવીને તેની શોધ કરી સાક્ષાત્કાર કરવો જોઇએ આત્માનો સાક્ષાત્કાર થતા આત્મા સ્વયં પરમાત્મ જ્યોતિ વડે પ્રકાશિત થાય છે. અજ્ઞમનુષ્યો આત્મારૂપ પરમાત્મ દેવને જડ વસ્તુઓમા શોધે છે પરંતુ તેથી તેઓ મૃગજલ તૃષ્ણાની પ્રવૃત્તિને અનુસરે છે. **ચેતના** પોતાના આત્મારૂપ પરમાત્મસ્વામિની શોધ માટે પ્રવૃત્તિ કરીને જણાવે છે કે **चौद भुवनमां आथडी पण प्रभु न दीठा कयांयरे। शरीर भींतर खोलीया तो, प्रभुजी दीठा त्यांयरे ॥** ચેતના પોતાના સ્વામીનો શરીરમા શોધ કરીને સાક્ષાત્કાર કરી શકે છે. જ્યા ચેતનાનો સ્વપરપ્રકાશ થાય છે ત્યાજ પ્રભુજી છે. સ્વપરપ્રકાશક ચેતનાથી અભિન્ન એવા પરમાત્મા દેવ છે. જે જે અંશે ચેતનાનો પ્રકાશ તે તે અંશે પરમાત્માનો પ્રકાશ અવબોધવો. ચેતનાનો સ્વપરપ્રકાશક અનુભવ કરવો એજ પરમાત્માનો સાક્ષાત્ અનુભવ અવબોધવો. ચેતના એજ પરમાત્માનો ધર્મ છે ચેતનારૂપ પરમાત્માના ધર્મનો જે જે અંશે પ્રકાશ થાય છે તે તે અંશે પરમાત્માનોજ સાક્ષાત્કાર થતો અવબોધવો. ચેતનાનો સર્વથા પરિપૂર્ણ પ્રકાશ તેજ કેવળજ્ઞાન અવબોધવું અને એ કેવળજ્ઞાનથી અભિન્ન આત્મા એજ પરમાત્મદેવ છે એમ અનુભવ કરીને સ્વરૂપ દશામા તન્મય બની જવું એજ સત્ય ધર્મનું આચરણ જાણવું. આત્માનો ગુણ તેજ સત્ય ધર્મ છે. આત્માનો જે સ્વભાવ તેજ આત્માનો સત્ય અસ્તિધર્મ છે. તેમા જેઓ રમણતા કરે છે તેઓ સ્વહૃદયમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. ધ્યાનવડે આત્માનો સાક્ષાત્કાર કરવો એજ પરમાત્માનો અભેદપણે સાક્ષાત્કાર અવબોધીને વિશ્વના પરતંત્ર બંધનભૂત અસદ્‌વ્યવહારોથી મુક્ત થઇને આત્માના જ્ઞાનાદિ ગુણોનો આવિર્ભાવ અને તેમા રમણતારૂપ સદ્‌ભૂત સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એજ મનુષ્યભવનું સાફલ્ય અવબોધવુ. આત્મસ્વરૂપ પ્રાપ્તિ સંબંધી એ ઉદ્‌ગારો અનુભવવા યોગ્ય છે.

**અવતરણ**—કર્તવ્યકાર્ય પ્રવૃત્તિમા ચિત્તશુદ્ધયર્થે અને સ્વાધિકાર નિશ્ચયાર્થે અધ્યાત્મજ્ઞાનની ઉપયોગિતા દર્શાવી. હવે ધર્માનુષ્ઠાનકારકોની કર્તવ્યપ્રવૃત્તિમાં નિર્લેપતા સંબંધી ઉપાયો દર્શાવવામા આવે છે.

**श्लोकाः**

धर्मानुष्ठानयोगेन वर्तन्ते तत्त्ववेदिनः।
निर्लेपव्यवहारार्थं विश्वधर्मप्रवर्तकाः ॥ ३९ ॥
धर्ममार्गप्रवृत्तिस्तु शुभा स्वोन्नतिकारिका ।
विना प्रवृत्तिं कार्यस्य सिद्धिस्तु नैव जायते ॥४०॥

अल्पदोषा महालाभा वर्तन्ते येषु कर्मसु ।
तद्धाविधर्मलाभार्थं कर्तव्यं कर्म सज्जनैः ॥ ४१ ॥
निवृत्तेः पूर्ण लाभे तु प्रवृत्तिस्त्यज्यते बुधैः ।
प्रवृत्तिमार्गपान्थेन भाव्यमेतत् स्वबुद्धितः ॥४२॥

**વિવેચન**—તત્ત્વવેદિયો એવા વિશ્વધર્મપ્રવર્તકો ધર્માનુષ્ઠાનયોગવડે નિર્લેપવ્યવહાર માટે વર્તે છે. સ્વોન્નતિકારિકા અને શુભા એવી ધર્મમાર્ગ પ્રવૃત્તિ હોવી જોઈએ. કાર્યની પ્રવૃત્તિ વિના કદાપિ કાલે કાર્યસિદ્ધિ થતી નથી. જે કાર્યોમા અલ્પદોષો અને મહાલાભો સમાયલા છે તેવા કાર્યો કે જે ભવિષ્યમાં ધર્મલાભાર્થે હોય તેને સજ્જનોએ કરવાં જોઇએ. ધર્મકાર્યપ્રવૃત્તિ વા સાંસારિક કાર્યપ્રવૃત્તિ તો પરિપૂર્ણ નિવૃત્તિ પ્રાપ્ત થયે છતે પંડિતોએ ત્યજાય છે એવું પ્રવૃત્તિમાર્ગના પાન્થે સ્વબુદ્ધિથી વિચારવું જોઇએ અને પરિપૂર્ણ નિવૃત્તિ પ્રાપ્ત થયા વિના ધાર્મિક અને વ્યાવહારિક પ્રવૃત્તિનો ત્યાગ ન કરવો જોઇએ. આ સંબંધીમાં કંઇક વિશેષ વિવેચન કરવામાં આવે છે; તત્ત્વવેદિયો વિશ્વમા ધર્મ પ્રવર્તાવી શકે છે. તેઓ છ આવશ્યકાદિ ધર્માનુષ્ઠાન યોગવડે નિર્લેપવ્યવહારને માટે વર્તે છે. જે તત્ત્વવેદિયો હોય છે તે વિશ્વમાં ધર્મ પ્રવર્તાવવાને શક્તિમાન્ થાય છે; ધર્મતત્ત્વવેત્તાઓ સર્વ જગજ્જીવોના વ્યવહારમાં નિર્લેપતા રહે અને વિશ્વ મનુષ્યો કર્તવ્ય કાર્યો કરતાં રાગ દ્વેષના અધીન ન થાય તે માટે વિશ્વમા ધર્મ પ્રવર્તાવનારા બને છે. આન્તરિક અધ્યાત્મ-ભાવનાવડે આન્તરિક નિર્લેપતા પ્રાપ્ત થતા તેની અસર વ્યાવહારિક પ્રવૃત્તિયોપર થાય છે અને તેથી અધિકાર પ્રમાણે અમુક અમુક કષાયના ઉપશમાદિભાવે તત્તદંશે નિર્લેપ વ્યવહાર પ્રાપ્ત કરી શકાય છે એમ અપેક્ષાપૂર્વક અવબોધવું. વિશ્વમા નિર્લેપ વ્યવહાર પ્રવર્તાવવા માટે ધર્માનુષ્ઠાનવડે અર્થાત્ ધર્મપ્રવૃત્તિએ તત્ત્વજ્ઞાનીઓ ધર્મબોધ આપનારા બને છે. આ વિશ્વ સર્વ પ્રકારના વ્યવહારમાં નિર્લેપ રહે એવી આત્મજ્ઞાનીઓની આન્તરિક ભાવના હોય છે અને તેથી તેઓ વિશ્વમા ધર્મ પ્રવર્તાવવા પ્રયત્ન કરે છે. વિશ્વધર્મ પ્રવર્તક બનવું એ આન્તરિકનિર્લેપવ્યવહાર પ્રવૃત્તિની ભાવના બની શકે તેમ નથી. શ્રીતીર્થંકર મહારાજાઓ પૂર્વભવમા **સવિ જીવ કરુ શાસનરસી** એવી ભાવનાથી આત્માને સંપૂર્ણ ભરી દે છે તેથી તેઓ વિશ્વધર્મપ્રવર્તકાદિ મહાવિશેષણોવડે સંબોધાય છે. જેના હૃદયમા આધ્યાત્મિક ઉચ્ચભાવનાઓ વિકસતી નથી તે સ્થૂલવિશ્વમાં મહાપરોપકારી કૃત્યો કરવાને અને કરાવવાને શક્તિમાન્ બનતો નથી. તત્ત્વવેદિયો ધર્માનુષ્ઠાનવડે નિર્લેપવ્યવહારને માટે અર્થાત્ નિર્લેપવ્યવહારની પ્રાપ્તિ માટે વર્તે છે, અન્યોને વર્તાવે છે અને નિર્લેપવ્યવહારથી વર્તનારાઓની અનુમોદના કરે છે તેથી, તેઓ આન્તરિકશુદ્ધભાવનાઓવડે પ્રતિક્ષણ ઉચ્ચ

થયા કરે છે અને તેઓ બાહ્ય વિશ્વવર્તિજનોને પણ નિર્લેપવ્યવહારી બનાવી ઉચ્ચ બનાવે છે. જળમાં કમળ વદ્યા છતાં જળથી નિર્લેપવ્યવહાર રાખે છે તદ્વત્ આ વિશ્વમા સર્વ પ્રકારના આવશ્યક વ્યવહારોને આચરતા છતા નિર્લેપ રહેવું જોઇએ કે જેથી આત્મોન્નતિની સાથે વિશ્વોન્નતિ કરવા માટે વિશ્વમા સર્વત્ર ધર્મ પ્રવર્તાવવાનું બની શકે. જે મનુષ્ય વ્યવહારમા રાગદ્વેષના લેપથી લેપાય છે તે મન, વચન અને કાયાની અનેક શુભ શક્તિયોનો દુર્વ્યય કરે છે ક્રોધાદિક કષાયોને શમાવવાનું બળ પ્રાપ્ત કરવાથી અનેક પ્રકારના લૌકિક તથા લોકોત્તર વ્યવહારમા નિર્લેપતા ધારી શકાય છે. અને તેથી રાગી અને દ્વેષી મનુષ્યોના વચ્ચમા રહી કર્તવ્યકર્મો કરી શકાય છે અનન્તાનુબંધિ ક્રોધ માન માયા અને લોભ, અપ્રત્યાખ્યાની ક્રોધ માન માયા લોભ પ્રત્યાખ્યાની ક્રોધ માન માયા લોભ અને સંજ્વલનના ક્રોધ માન માયા અને લોભ એ સોળ પ્રકારના કષાયો અવબોધવા. મિથ્યાત્વ દશાવાળાને સોળ કષાય હોય છે. અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગૃહસ્થને અનન્તાનુબંધી કષાયનો ઉપશમાદિ ભાવ હોય છે તેથી તે અન્તાનુબંધી કષાયના અભાવની અપેક્ષાએ નિર્લેપ રહી કર્તવ્યકર્મ કરી શકે છે દેશવિરતિ ગૃહસ્થવર્ગને અનન્તાનુબંધી અને અપ્રત્યાખ્યાન કષાયનો ઉપશમાદિ ભાવ હોય છે તેથી તે અનન્તાનુબંધી અને અપ્રત્યાખ્યાની કષાયના અભાવની અપેક્ષાએ કર્તવ્ય કાર્યમા નિર્લેપ વ્યવહારને સંરક્ષી શકે છે. અનન્તાનુબંધી અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાન કષાયોના ઉપશમાદિ ભાવે નૈશ્ચયિકદૃષ્ટિએ ત્યાગી સાધુઓ નિર્લેપ રહી શકે છે અને નૈશ્ચયિકદૃષ્ટિએ સંજ્વલન કષાયોદયે સલેપ બની શકે છે; પરન્તુ પ્રતિક્રમણાદિ આવશ્યકરૂપ ધર્માનુષ્ઠાનવડે ત્યાગીઓ, વ્યવહારમા કર્તવ્યકર્મો કરતા છતા નિર્લેપ રહી શકે છે. ગૃહસ્થો પણ જે જે કષાયોના અભાવે જે જે ગુણસ્થાનકદૃષ્ટિએ નિર્લેપ રહેવાના હોય છે તે તે ગુણસ્થાનકદૃષ્ટિએ વ્યવહારમા અમુક કષાયોથી નિર્લેપ રહી શકે છે અને અન્યકષાયોદયથી સલેપ હોય છે, પરન્તુ પ્રતિક્રમણાદિ ધર્મકર્તવ્યવડે પશ્ચાત્તાપાદિ પરિણામે પુન નિર્લેપ થઇ શકે છે એમ જૈનગુણસ્થાનકગત-નૈશ્ચયિકદૃષ્ટિએ ગૃહસ્થો અને ત્યાગીઓને નિર્લેપત્વ અને સલેપત્વ અવબોધવું. ગૃહસ્થો ગૃહસ્થદશા પ્રમાણે અપ્રમત્તયોગના તરતમયોગે નિર્લેપ રહી શકે છે અને ત્યાગીઓ સાધુની દશા પ્રમાણે વ્યવહાર અને નિશ્ચયત· કર્તવ્ય કાર્યો કરતા છતા નિર્લેપ વ્યવહારને સાધી શકે છે. કામના પ્રબળ સંસ્કારોના વેગો કષાયો અને સસારમાં પાણિગ્રહણ તેમજ કામના પ્રબળ સંસ્કારોના વેગોની મન્દતા, સંસારમા ગૃહિણી સાથે સંબધ બાધવાની તીવ્ર અરુચિ, અત્યાગ દશા અને ત્યાગના વિચારોવડે ગૃહસ્થદશા અને સાધુદશા બેમાંથી કઈ દશામા રહીને નિર્લેપ વ્યવહાર સાધવો તેનો નિશ્ચય કરી શકાય છે અને સ્વાધિકાર દશાનો નિશ્ચય કર્યા પછી સ્વાધિકાર વ્યવહારની નિર્લેપતા માટે ધર્મક્રિયાવડે વની

શકાય છે. જે મનુષ્ય સ્વાધિકાર દશાનો નિશ્ચય કરીને નિર્લેપ વ્યવહારની પ્રાપ્તિ માટે પરિપૂર્ણ પ્રયત્ન નથી કરતો તે ખરેખર આત્મોન્નતિનાં માર્ગથી ભ્રષ્ટ થાય છે. અતએવ ધર્મ કૃત્યવડે સાંસારિક નિર્લેપ વ્યવહાર માટે અત્યંત પ્રયત્ન કરવો જોઇએ અને પશ્ચાત્ પરિપૂર્ણ આત્મશ્રદ્ધા ધારણ કરી સ્વાશ્રયી બનીને વર્તવું જોઇએ. જળકમળવત નિર્લેપ વ્યવહાર રાખવો એ કંઇ સામાન્ય બાબત નથી. નિર્દંભપ્રવૃત્તિ અને ધર્મ ગુરુની પરિપૂર્ણ કૃપાવિના નિર્લેપ વ્યવહારનું સ્વપ્ન જાણવું. તત્વજ્ઞાનિયો ધર્મ કાર્યવડે વિશ્વમાં ધર્મ પ્રવર્તાવતા છતા નિર્લેપ વ્યવહાર સંરક્ષવા અધિકારી બને છે. મનમાંથી સર્વ પ્રકારની અહંમમત્વાદિ વૃત્તિયોની વાસનાઓને હડસેલી મૂકવી અને નામરૂપની પ્રવૃત્તિમા રહ્યા છતાં નામરૂપની વૃત્તિમાથી સ્વાત્માને ભિન્ન જાણી સ્વકર્તવ્ય કર્મોને કરતાં આત્મામાં જેઓ મસ્ત રહે છે તે વ્યવહારમાં રહ્યા છતા નિર્લેપ રહી શકે છે. આવી દશા જ્યાં સુધી થઇ નથી ત્યા સુધી વિશ્વવ્યાપક અને સર્વ વિશ્વજીવહિતકારક એવી વિશાળ ધર્મપ્રવૃત્તિ સેવી શકાતી નથી. મનુષ્ય ! તું નિર્લેપ વ્યવહાર રાખવા પ્રયત્ન કર. યાવત કાયા તાવત્ જીવનાદિ હેતુભૂત વ્યવહાર છે તેના વિના એક ક્ષણમાત્ર પણ જીવી શકાય તેમ નથી તેથી વ્યવહાર સેવવો પડશે પરન્તુ તેમાં નિર્લેપતા રહી એટલે સાસારિકકર્મ સંબંધોથી તું ન્યારો થવાનો અને મુક્ત રહેવાનો. હે મનુષ્ય ! નિર્લેપ વ્યવહાર રાખવા પ્રયત્ન કર. **કર્તવ્યકાર્યોથી ભ્રષ્ટ થઇને વનમાં જઇશ, તો પણ જ્યાંસુધી તેં કામ મોહ અને મત્સરાદિ સંસ્કારોને હઠાવ્યા નથી ત્યાંસુધી ઘાંચીની ઘાણીના બળદની પેઠે જ્યાંનો ત્યાં તું છે.** ફક્ત ઉપરના ડાકડમાલથી કંઇ વાસ્તવિક આત્માની નિર્લેપતામા ફેરફાર થવાનો નથી. નિર્લેપ વ્યવહારમા ન ચાલી શકાય તેથી તું કંટાળીને વ્યવહારનો ત્યાગ કરીશ તોપણ અન્ય વ્યવહાર તો કરવો પડશે અને તે કર્યા વિના છૂટકો થવાનો નથી; તો તું સ્વાધિકારે જે વ્યવહારમા વર્તતો હોય તેમા નિર્લેપતા રહે એ માટે માનસિકાદિ પ્રયત્ન સેવ અને કંટાળી ના જા. સર્પની બે વિષવાળી દાઢાઓને પાડી નાખ્યા પશ્ચાત્ તે સર્પના વ્યવહારમા નિર્વિષતા રહી શકે છે તદ્વત્ કર્તવ્યકાર્યવ્યવહારમા રાગદ્વેષના અભાવે નિર્લેપતા રહી શકે છે કર્તવ્યકાર્યનો નિર્લેપવ્યવહાર ધારણ કરવા માટે ક્ષણે ક્ષણે નિર્લેપ ઉપયોગ ધારણ કરવો જોઈએ. નિર્લેપવ્યવહારમાં જે જે કષાયો પ્રગટતા હોય તેનાં કારણો તપાસવા અને કષાયોનો વેગ રોકવા પ્રયત્નો કરવા જોઇએ. આત્મા પોતે સર્વ કર્તવ્યકર્મનો સાક્ષીભૂત થઈને જો ઉપયોગે રહીને કર્તવ્યકર્મો કરે તો નિર્લેપવ્યવહારને સાધી શકે છે. સર્વવ્યવહારમાં નિર્લેપતા રાખો અને પશ્ચાત્ આગળ વધો—એજ કર્તવ્ય પ્રવૃત્તિના મૂલ મંત્રને લક્ષ્યમા રાખો. સર્વ પ્રકારના વ્યવહારોમા કર્તાભોક્તાની પ્રવૃત્તિ છતા તેમાં વૃત્તિ ન રાખવી એજ નિર્લેપીપણુ છે. કર્તવ્યકાર્ય પ્રવૃત્તિયોના શુભાશુભ વ્યવહારોમાં શુભાશુભત્વને હૃદયમા ન ધારણ કરવું એજ વ્યવહારમા નિર્લેપત્વ અવબોધવું. કર્તવ્યકાર્ય

પ્રવૃત્તિયોના વ્યવહારને કરવો એ સ્વફરજ છે પરન્તુ તેમા શુભાશુભ રાગદ્વેષ પરિણામે લેપાવું એ કોઈ પણ રીતે યોગ્ય નથી એમ જ્યારે આત્મામાં પરિપૂર્ણ અનુભવ નિશ્ચય પ્રકટે છે ત્યારે નિર્લેપવ્યવહારને આચરી શકાય છે. સેવા ધર્મના પ્રત્યેક માર્ગમા કોઈ પણ જાતની સલેપતા વિના પ્રવૃત્તિ કરવી એવો જ્યારે દૃઢનિશ્ચય કરીને વ્યવહાર સેવાય છે ત્યારે નિર્લેપ વ્યવહારમા અંશે અંશે સફલતા પ્રાપ્ત થઈ શકે છે. નિર્લેપ વ્યવહારમાં શનૈઃ શનૈ સફળતા પ્રાપ્ત થઈ શકે છે. હૃદયને નિર્લેપ રાખવું એટલે નિર્લેપપ્રવૃત્તિ સેવવી એમ અવબોધવું. આર્યાવર્તમા નિર્લેપ વ્યવહારની જ્યારે જ્યારે પ્રગતિ હોય છે ત્યારે ત્યારે આર્યાવર્ત સુખશાતિની ઉચ્ચ દશાને પ્રાપ્ત કરી શકે છે. નિર્લેપ વ્યવહારને માટે તત્ત્વવેદીવિશ્વધર્મપ્રવર્તકો પ્રવર્તે છે. ધર્મ પ્રવર્તકોએ આ બાબત ધ્યાનમા લેઇ નિર્લેપ વ્યવહારની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. ધર્મમાર્ગની પ્રવૃત્તિ કરવી તે કેવા પ્રકારની કરવી તેના ઉત્તરમાં ધર્માચાર્ય જણાવે છે કે સ્વોન્નતિકારિકા અને શુભ એવી ધર્મમાર્ગ પ્રવૃત્તિને સેવવી જોઈએ. જે ધર્મમાર્ગ પ્રવૃત્તિથી વ્યવહારમાં અને નિશ્ચયમાં સ્વોન્નતિ નથી થતી તે ધર્મપ્રવૃત્તિથી કંઈ વળી શકતું નથી. આ ભવમા જે ધર્મમાર્ગ પ્રવૃત્તિથી સ્વોન્નતિ થાય છે તેનો અનુભવ ગ્રહી શકાય છે. તે ધર્મમાર્ગ પ્રવૃત્તિને વિશ્વમનુષ્યો આદરવા આકર્ષાય છે અને આદરે છે. જે ધર્મપ્રવૃત્તિથી સ્વાત્મોન્નતિ અને વિશ્વોન્નતિ આ વિશ્વમાં થઇ શકતી નથી અને દાસત્વ પરતંત્રત્વ વગેરે દુ ખોમાંથી મુક્ત થઈ શકાતું નથી તે ધર્મમાર્ગ પ્રવૃત્તિને રાજકીય ધર્મપ્રવૃત્તિ વા વિશ્વકીય ધર્મપ્રવૃત્તિ તરીકે વિશ્વમાં મનુષ્યો સ્વીકારવાને શક્તિમાન્ થતા નથી. જાપાન દેશના ટોકીઓ શહેરમા એક વખત સર્વધર્મની પરિષદ્ મળી હતી તેમા અનેક ધર્મના આગેવાનોએ ભાષણો આપ્યા હતાં. તે સર્વે લોકોએ સાંભળ્યું તેમા એક જાપાનીસ વિદ્વાને જણાવ્યું કે—જે ધર્મથી વા જે ધર્મમાર્ગ પ્રવૃત્તિથી આ વિશ્વમાં આત્મોન્નતિ સમાજોન્નતિ સઘોન્નતિ દેશોન્નતિ અને વિશ્વોન્નતિ થએલી દેખાય નહિ અને પ્રવૃત્તિ માર્ગદ્વારા જે ધર્મ રાજકીયોન્નતિ વગેરે સાંસારિકોન્નતિયોને કરાવી શકે નહિ તે ધર્મ ગમે તેવો હોય આ ભવમા ગમે તેટલું સુખ આપવાને કહેતો હોય પરન્તુ આ ભવમા પ્રાપ્તવ્ય ઉન્નતિયોની પ્રાપ્તિ વિના તેનો આદર કરવામા વિશ્વલોકોની પ્રીતિ થઇ શકે નહિ—સાંસારિક ઉચ્ચદશાકારક અનેક કર્તવ્ય પ્રવૃત્તિયોનો રોધક જે ધર્મ હોય છે તેને લોકો આત્મભોગે પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરી શકતા નથી. સાંસારિક ઉન્નતિયોની સાથે સંબંધ ધરાવીને જે ધર્મપ્રવૃત્તિમા પ્રવર્તે છે તે વિશ્વમા દીર્ઘકાલ જીવવાને સમર્થ થાય છે વિશ્વવ્યવહારમા સ્વોન્નતિ કરનારી એવી ધર્મમાર્ગ પ્રવૃત્તિ હોવી જોઇએ. સંકુચિત દૃષ્ટિથી જે ધર્મમાર્ગ પ્રવૃત્તિ પ્રવર્તતી હોય અને વિશ્વમા આધિવિકાદિ હેતુઓવડે સ્વોન્નતિ સાધવામા વિઘ્નભૂત

કરવી તે ધર્મમાર્ગપ્રવૃત્તિ છે. મનુષ્યોના ઉપર અનેક પ્રકારના ઉપકારો કરીને મનુષ્યોના દુઃખમાં ભાગ લઇ તેઓને શુભ માર્ગે વાળવા અને વ્યસનોથી મુકત કરવા એ ધર્મપ્રવૃત્તિ છે. પ્રભુના અનેક ગુણો પ્રાપ્ત કરવાને પ્રભુની ભકિત પૂજા વગેરે કરણી કરવી તે ધર્મપ્રવૃત્તિ છે; કારણ કે તેવી ધર્મમાર્ગપ્રવૃત્તિથી હૃદયની શુદ્ધિ થાય છે અને હૃદયની શુદ્ધિ થવાથી અનેક પ્રકારની પ્રવૃત્તિયોથી પોતાનું અને વિશ્વનું શ્રેય સાધવાપૂર્વક પરમાત્મપદ પ્રાપ્ત કરી શકાય છે. લૌકિક ધર્મમાર્ગપ્રવૃત્તિના અનેક ભેદો છે અને લોકોત્તર ધર્મમાર્ગપ્રવૃતિના જ્ઞાનદર્શન ચારિત્રમય અને વીર્યાદિ અનેક ભેદો પડે છે. ગૃહસ્થ ધર્મમાર્ગપ્રવૃત્તિ અને સાધુ ધર્મમાર્ગપ્રવૃત્તિ એ બે ભેદ સર્વે ભેદોમા મુખ્ય છે. બાહ્યધર્મપ્રવૃત્તિ અને આન્તરિક ધર્મપ્રવૃત્તિ એમ બે પ્રકારની ધર્મપ્રવૃત્તિ જાણવી. મન વચન અને કાયાવડે સાધનધર્મ-પ્રવૃત્તિ અને સાધ્યધર્મપ્રવૃત્તિ એમ બે પ્રકારની ધર્મમાર્ગપ્રવૃત્તિ અવબોધવી. નિમિત્ત કારણ ધર્મપ્રવૃત્તિ અને ઉપાદાન ધર્મપ્રવૃત્તિ એમ બે પ્રકારે ધર્મપ્રવૃત્તિ અવબોધવી. જ્ઞાનદર્શન અને ચારિત્રની સાધુ અને ગૃહસ્થ માર્ગે વ્યવહાર અને નિશ્ચયથી ધર્મમાર્ગ-પ્રવૃત્તિ અવબોધવી. અકેક ધર્મપ્રવૃત્તિના અનેક ભેદો પડે છે. નિરપેક્ષધર્મપ્રવૃત્તિનો વ્યવહાર અસત્ય છે અને સર્વ નયોની સાપેક્ષતાએ ધર્મપ્રવૃત્તિનો વ્યવહાર સત્ય છે. **वचन निरपेक्ष व्यवहार जूठो कह्यो, वचन सापेक्ष व्यवहार साचो। वचन निरपेक्ष व्यव हार संसार फल, सांभली आदरी कांई राचो ।।** શુભ ધર્મમાર્ગપ્રવૃત્તિ અને અશુભ ધર્મમાર્ગપ્રવૃત્તિ–ઇત્યાદિ ધર્મમાર્ગ પ્રવૃત્તિયોના અનેક ભેદો છે. જ્યારે સર્વનયોની સાપેક્ષતાએ અવબોધવામા આવે છે ત્યારે સ્વોન્નતિકારકધર્મમાર્ગપ્રવૃત્તિને પ્રત્યેક મનુષ્ય સેવી શકે છે. જ્યાસુધી અનેક ભેદવાળી ધર્મપ્રવૃત્તિયોનું પરિપૂર્ણ સ્વરૂપ અવબોધવામાં નથી આવતું તાવત્ ધર્મમાર્ગ પ્રવૃત્તિયોમા તેના અધિકારીઓના અજ્ઞાનતઃ અનેક પ્રકારની ભૂલો દોષો થાય છે. અતએવ શુભ અને સ્વોન્નતિકારિકા એવી ધર્મપ્રવૃત્તિને આદરવા પૂર્વે અનેક પ્રકારની ઉપર્યુક્ત ધર્મપ્રવૃત્તિયોનુ પરિપૂર્ણ સ્વરૂપ જાણવા માટે પ્રત્યેક મનુષ્યે ખાસ પ્રયત્ન કરવો જોઇએ કે જેથી ધર્મમાર્ગપ્રવૃત્તિ આદરતાં પ્રગતિમાં વહી શકાય. આગમોથી અને સાધુપુરુષોદ્વારા સ્વયોગ્ય શુભ પ્રવૃત્તિયો કઈ કઈ છે તેનો સ્વાનુ-ભવપૂર્વક નિર્ણય કરવો જોઈએ અને તે સ્વોન્નતિકારિકા ધર્મપ્રવૃત્તિ છે એવું અનુભવગમ્ય કરવું જોઇએ–દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી ઉત્સર્ગ માર્ગે સ્વયોગ્ય શુભ ધર્મપ્રવૃત્તિ કઇ છે અને અપવાદ માર્ગે શુભધર્મપ્રવૃત્તિ કઇ છે તેનો પરિપૂર્ણ નિર્ણય કરવો જોઇએ. જે સમયે અપવાદ માર્ગે ધર્મમાર્ગપ્રવૃત્તિ કરવાની હોય છે તે સમયે જો ઔત્સર્ગિકી ધર્મ-પ્રવૃત્તિ કરવામા આવે તો તે શુભ અર્થાત્ કલ્યાણકારિકા ગણાતી નથી; તેમજ જે સમયે ઉત્સર્ગમાર્ગે ગૃહસ્થને ગૃહસ્થના અધિકાર પ્રમાણે અને ત્યાગીને ત્યાગીના અધિકાર પ્રમાણે ધર્મપ્રવૃત્તિ કરવાની હોય છે તત્સમયે યદિ અપવાદિકી ધર્મપ્રવૃત્તિ આદરવામા આવે છે

તો તે શુભા અર્થાત્ કલ્યાણકારિકા બોધાતી નથી. દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી ઉત્સર્ગ અને અપવાદ માર્ગે ધર્મપ્રવૃત્તિનો નિશ્ચય કરીને જે મનુષ્યો ધર્મપ્રવૃત્તિને આદરે છે તેઓ સ્વકાર્યની સિદ્ધિ કરે છે. ધર્મમાર્ગની પ્રવૃત્તિ વિના કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી એમ સર્વત્ર સ્વાનુભવ સાક્ષી આપે છે તેથી અન્ય પ્રમાણો મેળવવાની જરૂર નથી. શુભ પ્રવૃત્તિ પણ અવસ્થા ભેદે અશુભ બને છે. જે પ્રવૃત્તિ વસ્તુતઃ સ્વાધિકારે સ્વોન્નતિકારિકા છે તે શુભ અવબોધવી; પરન્તુ જે સ્વાધિકારે સ્વોન્નતિ ન કરનારી હોય તે જગદ્દૃષ્ટિએ વા શુભદૃષ્ટિએ શુભ હોય તથાપિ સ્વમાટે તે શુભ પ્રવૃત્તિનો ઉપયોગ ન હોવાથી તે તત્કાળે આદરવામાં તો અશુભ અવબોધવી ધર્મમાર્ગપ્રવૃત્તિયોનું દ્રવ્યક્ષેત્રકાલભાવે તેના મૂલોદ્દેશો કાયમ રહ્યા છતાં પરાવર્તન થયા કરે છે તેથી દ્રવ્યક્ષેત્રકાલભાવે ધર્મમાર્ગ પ્રવૃત્તિયોનું સ્વરૂપ અવબોધવાની આવશ્યકતાની સાથે તે તે પ્રવૃત્તિયોમાં પ્રવૃત્ત થવાની આવશ્યકતા સ્વીકારવી જોઇએ. આવશ્યક ધર્મમાર્ગપ્રવૃત્તિયોને પ્રતિદિન નિયમસર આચરીને આત્માની ઉત્ક્રાન્તિ કરવી જોઇએ કે જેથી સંસારમાં સ્વપ્રગતિ સ્વાસ્તિત્વસંરક્ષક બીજકોનું સદા ચિરંસ્થાયિત્વ રહે. કઇ કઇ ધર્મમાર્ગ પ્રવૃત્તિયોની સ્વમાટે આવશ્યકતા છે તેનું અભિતઃ જ્ઞાન મેળવવું. પશ્ચાત્ તેમાં પ્રવૃત્તિ કરીને સુધારોવધારો કરવો કે જેથી સ્વોન્નતિમાં ન્યૂનતા રહે નહીં. નિયમસર આપવાદિક કારણ વિના તેની પ્રવૃત્તિ કરવી અને આત્મશક્તિયોને ખીલવવી જોઇએ. ધર્મમાર્ગપ્રવૃત્તિયોમાં પ્રવૃત્ત થતાં કોટિ ગમે વિઘ્નો નડે તો તેઓના સામું થઈ સાહાય્યક સાનુકૂલશક્તિયોથી આગળ વધવું. આ પ્રમાણે પ્રતિદિન પ્રવર્તવાથી ધર્મમાર્ગપ્રવૃત્તિયોગ્ય બની શકાશે. ધર્મમાર્ગપ્રવૃત્તિના રણક્ષેત્રમાં શ્રીવીરપ્રભુ શ્રીહરિભદ્રસૂરિ સિદ્ધસેન દિવાકર હેમચન્દ્ર ઉપાધ્યાયજી અને વેદાન્તદર્શનીય કુમારિલ ભટ્ટ શંકરાચાર્ય રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્યની પેઠે ઘુમવું જોઇએ. વેદાન્તદર્શનીય વિવેકાનન્દ રામતીર્થની પેઠે ધર્મમાર્ગપ્રવૃત્તિમા ઘુમવું જોઇએ. ધર્મમાર્ગની સંકુચિત પ્રવૃતિયોને અનેકાન્તદૃષ્ટિવડે ધર્મનો સર્વત્ર પ્રચાર થાય એવા હેતુએ વિશાલ કરવી જોઇએ. ધર્મપ્રવૃત્તિયોનાં જે જે અંગો સડ્યાં હોય તે તે સડેલાં અંગોને સુધારવા જોઇએ; પરન્તુ ધર્મપ્રવૃત્તિયોનો નાશ ન થાય એવું ખાસ લક્ષ્ય રાખવું જોઇએ. ધર્મપ્રવૃત્તિયોના આન્તર અને બાહ્ય સ્વરૂપનું રહસ્ય સમજવું જોઇએ અને અન્યોને અવબોધાવવું જોઇએ—એવી ધર્મપ્રવર્તકોની ફરજ છે અને એ ફરજમા પ્રમત્ત થવાથી સ્વપરને ઘણી હાનિ થાય છે એ ખાસ લક્ષ્યમાં રાખવું જોઇએ. આત્મબલ સ્ફોરવીને અને ધર્મપ્રવૃત્તિયોની પરિસ્થિતિથી વિજ્ઞ થઇને સર્વ સ્વાર્પણ કરીને ધર્મપ્રવૃત્તિ સેવવી જોઇએ કે જેથી ધર્મપ્રવૃત્તિથી નિર્ધારિત કાર્યની સિદ્ધિ થઈ શકે. સાપેક્ષદૃષ્ટિએ ધર્મપ્રવૃત્તિયોની પરસ્પર સંબંધતા અવિરોધતા અને મહત્વતા અવબોધવી જોઇએ કે જેથી કોઈ પણ મનુષ્ય સ્વાધિકારે જે કંઇ ધર્મપ્રવૃત્તિ કરતો હોય તેને અન્યો કરતા પોતાની ધર્મપ્રવૃત્તિ હલકી ન લાગે અને તેનાથી ભ્રષ્ટ ન

થઇ શકાય. પોતાના કરતા ઉચ્ચ અધિકારી મનુષ્યોની ધર્મપ્રવૃત્તિ ખરેખર ઉચ્ચ હોય અને તે કરવાને પોતે લાયક ન હોય અને પોતાની ધર્મપ્રવૃત્તિ ખરેખર અન્યો કરતા લઘુ હોય પરન્તુ તેમાં પ્રવૃત્ત થયા વિના આગલ વધી શકાય તેમ ન હોય અને જે સ્થિતિમા પોતે હોય તેમા તેજ આવશ્યક કર્તવ્ય તરીકે હોય તો તેનો ત્યાગ કરવો તે અધર્મ છે. સ્વાધિકારે જે યોગ્ય આદેય તે સ્વધર્મ પ્રવૃત્તિ છે અને તેનાથી ભિન્ન તે પરધર્મ પ્રવૃત્તિ છે. स्वधर्मे निधनं श्रेय. परधर्मो भयावह. એનો ઉપર્યુકત ધર્મપ્રવૃત્તિમાં અર્થ અવતારવામા આવે તો તે સમ્યગ્ ઘટી શકે છે ધર્મમાર્ગ પ્રવૃત્તિયો પરસ્પર એક બીજાને લાભકારી અને વિશ્વસમાજ ઐક્યમા સાહાય્યકારી હોવી જોઇએ એવી દૃષ્ટિએ ધર્મપ્રવૃત્તિયોનું શાસ્ત્રોમા કથન કરવામા આવ્યું છે; કે જેથી સંઘ દેશ જનસમાજ, કુટુંબ અને પિંડની પ્રગતિમા વિરોધ ન આવી શકે. ગૃહસ્થવર્ગ પ્રગતિકારક ગૃહસ્થધર્મ પ્રવૃત્તિયોમા અને સાધુધર્મપ્રગતિકારક સાધુધર્મ્યપ્રવૃત્તિ-કઇ કઇ રીતિએ અને કયા કયા અંશે પ્રગતિત્વ રહ્યુ છે તેનું પરિપૂર્ણ સ્વરૂપ परस्परोपग्रहदृष्टिએ અવબોધીને ધર્મ-પ્રવૃત્તિયોમા પ્રવૃત્ત થવું જોઇએ. જે જે કાર્યોમા અલ્પદોષો અને મહાલાભો સમાયલા હોય અને જે કાર્યો ભવિષ્યમા ધર્મલાભ માટે હોય તેને સજ્જનોએ કરવા જોઇએ. ગૃહસ્થો પ્રભુની ધૂપદીપ પુષ્પાદિથી પૂજા કરે તેમા દોષ કરતા ભાવસ્તવપ્રસંગે ઘણો લાભ થાય છે તેથી તેવા પ્રકારની ધર્મપ્રવૃત્તિયોમા અલ્પદોષો અને મહાલાભો હોવાથી સજ્જનોએ તેવી ધર્મપ્રવૃત્તિયોને કરવી જોઈએ. પાપના કરતાં પુણ્ય સંવર અને નિર્જરાનો ભાગ ઘણો હોય તેવા કાર્યોને ગૃહસ્થોએ કરવાં જોઇએ. દેવતાઓ શ્રીતીર્થંકર ભગવાન્‌ને બેસવાને માટે સમવસરણની રચના કરે છે તેમા અલ્પદોષ અને મહાલાભ છે. વ્યષ્ટિપરત્વે ગચ્છપ-રત્વે સામ્રાજ્યપરત્વે અને સંઘપરત્વે અલ્પદોષ અને મહાલાભ થવાનો હોય તે તે કાર્યને સજ્જનો કરે છે. એક સાધુના શરીરમાં કીડા પડયા હોય છે તેમા તેની દવા કરવાથી કીટકોનો નાશ થવાની સાથે સાધુને આરોગ્ય થતાં ગૃહસ્થને અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. શ્રીવિષ્ણુકુમારમુનિએ નમુચિ પ્રધાનને સાધુ સાધ્વી સંઘની રક્ષાર્થે પગ તળે કચરી નાખ્યો તેમાં પોતાને અને સંઘને અલ્પદોષ અને મહાલાભ જાણવો. શ્રીકાલિકા-ચાર્યની બેન સરસ્વતીને શ્રીઉજ્જયિની નગરીના રાજા ગર્દભિલ્લે પોતાના જનાનખાનામા નાખી તેથી શ્રીકાલિકાચાર્યે અનાર્ય દેશોમાથી સાહીઓને (શકોને) બોલાવી ગર્દભિલ્લ રાજાને રાજ્યગાદીથી ભ્રષ્ટ કરાવ્યો તેવી ધર્મકાર્ય પ્રવૃત્તિમા અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. નિશીથચૂર્ણીમા એક વાત આવે છે;-કેટલાક સાધુઓનો ગચ્છ કોકણ દેશમા એક પર્વતની ગુફામા રહ્યો હતો. આચાર્યે સર્વ સાધુઓની વ્યાઘ્રાદિકથી રક્ષા કરવા માટે એક સાધુને ગુહાનાં દ્વાર પાસે મૂકયો તેણે રાત્રીના ત્રણ પહોરમા ત્રણ વાઘને દંડવડે હણ્યા તેમાં અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. બૃહત્કલ્પવૃત્તિ વ્યવહારવૃત્તિ નિશીથચૂર્ણી અને

જીતકલ્પ વગેરેમા સાધુઓ અને સાધ્વીઓને અલ્પદોષો અને મહાલાભો થાય એવી ધર્મ-પ્રવૃત્તિયો જણાવવામા આવી છે. સાધુઓને એક માસમાં ત્રણ મોટી નદીઓ ઉતરવાની શાસ્ત્રકારે આજ્ઞા આપેલી છે તે પણ અલ્પદોષ અને મહાલાભ જાણીને આપવામાં આવી છે. સાધુઓ અને સાધ્વીઓને સ્થંડિલ અને માત્રાની પ્રવૃત્તિને અશક્ય પરિહાર તરીકે અવબોધીને ભરવરસાદમાં સ્થંડિલ જવાની રજા આપી છે તે પણ અલ્પદોષ અને મહાલાભ અવબોધીને આજ્ઞા આપવામા આવી છે એમ ગુરૂગમથી અવબોધવું. સાધુઓ અને સાધ્વીઓને અપવાદમાર્ગે અનેક ધર્મપ્રવૃત્તિયોને આચરવાની છેદસૂત્રોમા આજ્ઞા આપવામાં આવી છે તે પણ અલ્પદોષ અને મહાલાભ જાણીને આજ્ઞા આપવામાં આવી છે. સંઘયાત્રા અને તીર્થયાત્રા પ્રમુખ ધર્મપ્રવૃત્તિયોમાં અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. રથયાત્રારૂપધર્મ-પ્રવૃત્તિમા અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. અનેક જિનમંદિરો બનાવવામાં અલ્પદોષ અને મહાલાભ સમજવો; આચાર્યોને ધર્મસંરક્ષા અને સંઘાદિ રક્ષાર્થે અપવાદમાર્ગે જે જે ધર્મકર્તવ્ય પ્રવૃત્તિયોની શાસ્ત્રકારોએ આજ્ઞા કરી છે તેમાં અલ્પદોષ અને મહાલાભ સમાયલો જાણીને શાસ્ત્રકારોએ કરેલી છે એમ અવબોધવું. શ્રીભદ્રબાહુસ્વામીએ સંઘની આજ્ઞા આદેય માનીને મહાપ્રાણાયામ ધ્યાનમા કંઇક ખલેલ પાડીને શ્રીસ્થૂલભદ્રાદિ સાધુવર્ગને પૂર્વની વાચના આપી તેમા સ્વવ્યક્તિ માટે અલ્પહાનિ અને સંઘને મહાલાભ અવબોધવો; તેમજ આપત્તિકાલે શ્રીસંઘને જેનામાં જે શક્તિ હોય તે વાપરીને ધર્મનું રક્ષણ કરે, તત્સંબંધી તે જે જે આજ્ઞા કરે તેમા અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. શ્રીઆચાર્ય પ્રભુ સ્વ-ગચ્છીય સાધુઓ વગેરેનું રક્ષણ કરવા દ્રવ્યક્ષેત્રકાલભાવથી અપવાદમાર્ગે જે જે પ્રવૃત્તિયો કરે તેમા અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. શ્રીદેવર્ધિગણિક્ષમાશ્રમણે આગમોને પુસ્તકારૂઢ કર્યાં તેમાં અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. જો શ્રીદેવર્ધિગણિક્ષમાશ્રમણે આગમોને પુસ્તકારૂઢ ન કર્યા હોત તો જૈનધર્મ સાહિત્ય વગેરે અનેક પ્રકારના સાહિત્યનો નાશ થઈ જાત. શ્રીઅભયદેવસૂરિએ નવાંગવૃત્તિ ન લખી હોત તો સૂત્રોના આશયો અવબોધવામાં ઘણી હાનિ પ્રાપ્ત થઇ શકત; પણ તેમણે અલ્પહાનિ અને મહાલાભનો નિશ્ચય કરીને નવાંગો પર વૃત્તિ લખી. પ્રાયશ્ચિત્તાદિ શાસ્ત્રો રચવામાં અલ્પદોષ અને મહાલાભ અવબોધીને પૂર્વાચાર્યોએ પ્રવૃત્તિ કરી હતી. ધર્મસામ્રાજ્યનો નાશ થાય તેવા આપત્તિકાલમાં અલ્પદોષ અલ્પહાનિ અને મહાલાભ થાય તેવી પ્રવૃત્તિ આચરવામા જરામાત્ર આંચકો ખાવો એ ધર્મનો નાશ કર્યા બરોબર છે એવું અવબોધીને ગીતાર્થદૃષ્ટિએ ધર્મસંરક્ષક પ્રવૃત્તિને અનેક સુવ્યવસ્થાઓથી આચરવી; સરકારી કાયદાઓ રચવામાં અલ્પદોષ અલ્પહાનિ અને રાજ્યશાન્તિ રાજ્ય સુવ્યવસ્થા પ્રજાપાલનાદિ અનેક લાભોને ધ્યાનમાં રાખવામાં આવે છે. શ્રીહેમચંદ્રાચાર્યે ખંભાતમાં કુમારપાલને પુસ્તકના ડાભલામા-ભંડારમાં સંતાડ્યા તેમાં અલ્પ દોષ અને મહાલાભવાળી દૃષ્ટિએ એ પ્રવૃત્તિમા પ્રવૃત્ત થયા હતા એમ અવબોધવું.

શ્રીહેમચંદ્રાચાર્યે શ્રીકુમારપાલને પ્રતિબોધવામા અલ્પદોષ અને મહાલાભવાળી પ્રવૃત્તિ સેવી હતી. શ્રીસિદ્ધસેન દિવાકરે શ્રીવિક્રમ રાજાને પ્રતિબોધવામાં અલ્પદોષ અને મહાલાભકારી એવી વિચારપ્રવૃત્તિ અને આચારપ્રવૃત્તિને સેવી હતી દેવતાઓની સમવસરણ રચવાની પ્રવૃત્તિ, જલ સ્થલજ પુષ્પો બીછાવાની પ્રવૃત્તિ, અનેક રાજાઓની વરઘોડા ચઢાવીને સમવસરણમા નાટક પ્રવૃત્તિ ઇત્યાદિ પ્રવૃત્તિઓમાં અલ્પદોષ અને મહાલાભ ખરેખર દેવતાઓ અને રાજાઓ વગેરેને થતો હોવાથી શ્રીમહાવીર પ્રભુએ એવી પ્રવૃત્તિયોમા મૌન સેવ્યું હતું અર્થાત્ ઉપદેશદ્વારા તેવી પ્રવૃત્તિયોનો નિષેધ કર્યો નહોતો. ધર્મોદ્ધારક મહાત્માઓએ દેશકાલાનુસારે જગત્‌હિતપર અલ્પહાનિ અને મહાલાભ તેમજ સ્વવ્યક્તિ પરત્વે અલ્પદોષ અલ્પહાનિ અને મહાલાભ થાય એવી ધર્મપ્રવૃત્તિયોને ભૂતકાલમાં સેવી છે વર્તમાનમા તેઓ સેવે છે અને ભવિષ્યમાં તેઓ સેવશે. જગત્‌જીવોનું કલ્યાણ કરનારી એવી ધર્મપ્રવૃત્તિઓ જે જે કરવામાં આવે છે તેમા અલ્પદોષ અને મહાલાભ હોય છે જ; ધર્મપ્રવૃત્તિયોના મૂલ ઉંડા છે એમ સૂક્ષ્મ ભાગમા ઉતરવાથી માલુમ પડી શકશે. વર્તમાન અને ભવિષ્યમાં જે જે ધર્મપ્રવૃત્તિયોથી અલ્પદોષ અને મહાલાભ થાય છે અને ભવિષ્યમાં થશે તેવી ધર્મપ્રવૃત્તિયોને સેવવા લક્ષ્ય દેવું જોઇએ. જે જે પ્રવૃત્તિયોથી ભૂતકાલમાં ત્યાગીઓને અને ગૃહસ્થોને અલ્પદોષ અને મહાલાભ થયો હોય પરન્તુ વર્તમાનમા અને ભવિષ્યમાં તે તે ભૂતકાલીન ધર્મપ્રવૃત્તિયોથી અલ્પદોષ અને મહાલાભ વસ્તુતઃ વર્તમાનમાં ન થતો હોય અને ભવિષ્યમા ન થવાનો હોય તેમાં વર્તમાન અને ભવિષ્યમા અલ્પદોષ અને મહાલાભપ્રદ દૃષ્ટિએ સુધારોવધારો કરવો જોઈએ. શ્રીમહાવીર પ્રભુના શાસનમા સાધુઓ અને સાધ્વીઓની આચારોની પ્રવૃત્તિમાં જે જે સુધારાવધારા થએલા છે તે અલ્પદોષ અલ્પહાનિ અને મહાલાભની દૃષ્ટિએ ખરેખર શ્રીઆચાર્યોએ કરેલા છે એમ અવબોધવું. ઝોલીનું ધારણ કરવું, રજોહરણમાં દાંડી રાખવી, રજોહરણના પટ્ટામા ચઉદ સ્વપ્ન વા અષ્ટમંગલિક રાખવાં, તર્પણીઓ રાખવાની પાછળથી શરૂ થએલી પ્રવૃત્તિ, પાત્રાઓને રંગવાની પ્રવૃત્તિમા ફેરફાર, વસ્ત્રોને ધારણ કરવામાં ભિન્ન વ્યવસ્થા. ચોલપટ્ટક ધારણ કરવામાં પૂર્વ કરતા કંઈ નવ્યપ્રવૃત્તિ વગેરે ધર્મસામાચારી પ્રવૃત્તિયોમાં સુધારોવધારો ખરેખર પૂર્વાચાર્યોએ કરેલો છે; તેમાં અલ્પદોષ અને મહાલાભની દૃષ્ટિએ તે તે સર્વનો વિચાર કરવો શ્રીતીર્થંકરની પશ્ચાત્ જે જે સુવિહિત ધર્માચાર્યો વર્તમાનમા અલ્પદોષ અને મહાલાભપ્રદ તથા ભવિષ્યમાં અલ્પદોષ મહાલાભપ્રદ ધર્મપ્રવૃત્તિમાં સુધારોવધારો કરે તો તીર્થંકરની આજ્ઞાવત્ તે તે ધર્મપ્રવૃત્તિયોને માન આપી તે પ્રમાણે પ્રવર્તવું જોઇએ ભૂતકાલમા જે જે દેશમાં જે જે ગચ્છોના કાયદાઓ હોય પરન્તુ વર્તમાનમાં તેમા સુધારોવધારો કરવાની જરૂર પડે છે અને અલ્પદોષ અને મહાલાભની દૃષ્ટિએ રાજ્યશાસન કાયદાપ્રવૃત્તિમા અલ્પદોષ અને મહાલાભને દેખવામા આવે છે તે પ્રમાણે ધર્મસામ્રાજ્ય શાસનપ્રવૃત્તિયોમાં વર્તમાન અને ભવિષ્યમાં અલ્પદોષ

અને મહાલાભ દૃષ્ટિએ ભૂતકાલની શાસન પ્રવૃત્તિયોમાં સુધારાવધારા કરવામાં આવે છે અને તત્ત્વાવિરુદ્ધ અને ધર્મપ્રગતિકારક એવી નવ્યધર્મપ્રવૃત્તિયોને પણ સર્વસંઘાનુમતે સ્થાપવામાં વા ઉત્પન્ન કરવામા આવે છે. વર્તમાનમા અને ભવિષ્યમાં સર્વ જનસમાજને વ્યષ્ટિ અને સમષ્ટિ દૃષ્ટિએ અનુકૂલ આવે એવી અને વ્યષ્ટિ અને સમષ્ટિની પરિપૂર્ણ ઉન્નતિ કરનાર હોય એવી ધર્મપ્રવૃત્તિયોને આચરવામા આવે છે તો જ દેશની અને સમાજની ઉન્નતિ થાય છે; રાજ્યશાસન કાયદાઓ વગેરેમા વર્તમાનકાલ અને દેશ તથા સમાજાનુસાર સુધારાવધારા નહિ કરી શકાય તો તેનું અવનતિપ્રદ ભયંકર પરિણામ આવે છે તદ્વત્ ધર્મ સામ્રાજ્યમા પણ અવબોધવું. શ્રીમહાવીર પ્રભુના શિષ્ય ગૌતમસ્વામી અને શ્રીપાર્શ્વનાથના શિષ્ય શ્રીકેશીગણધર બન્ને ભેગા થયા ત્યારે ચાર મહાવ્રત અને પંચમહાવ્રત સંબંધી ધર્મવાદ શરૂ થયો તેનું સમાધાન વર્તમાનકાલીન વક્ર જડ જીવોની દશાપરત્વે પંચમહાવ્રત પાલન તરીકે કરવામા આવ્યું શ્રીમહાવીર પ્રભુએ વર્તમાનકાલ અને વર્તમાનકાલીન મનુષ્યોની બુદ્ધિ શક્તિ વગેરેને ધ્યાનમા લઇ બાવીશ તીર્થંકરના સાધુઓની સમાચારી કરતાં કેટલીક ધર્મ સમાચારી ભિન્ન પ્રકારની રચી; અર્થાત્ સમાચારી રૂપ ધર્મપ્રવૃત્તિ ભિન્ન પ્રકારની કરી એમ અનુભવદૃષ્ટિથી વિચારતા સત્ય અવબોધાશે. જ્યારે મનુષ્યને ઉપર્યુક્ત અલ્પદોષ અને મહાલાભપ્રદ પ્રવૃત્તિનો પરિપૂર્ણ અનુભવ થાય છે ત્યારે તેઓની સંકુચિતદૃષ્ટિ ટળવાથી વિચારો અને આચારોમા સમ્યગ્ સુધારો થાય છે અને તેઓ અલ્પદોષ અને મહાલાભકારી ધર્મપ્રવૃત્તિયોમા સ્વાધિકારે પ્રવૃત્ત થવામાં જરા માત્ર આચકો ખાતા નથી અને કોઈ મનુષ્ય તેઓને ભમાવવા પ્રયત્ન કરે છે તો તેથી તેઓ ભરમાઇ જતા નથી તેમજ નિર્લેપ વ્યવહાર ધર્મપ્રવૃત્તિયોને સેવી ઉચ્ચ દશામાં પ્રવેશ કરે છે. વિશ્વવર્તીસર્વજીવોને મોટાભાગે ધર્મનો મહાલાભ આપનારી અને કંઈક અલ્પદોષવાળી ધર્મપ્રવૃત્તિયો જે જે જણાતી હોય તો તેઓનો તરતમ ભેદ વિચારવો અને સ્વાધિકારે આવશ્યક ઉપયોગી અને અલ્પદોષ તથા મહાલાભપ્રદ ધર્મપ્રવૃત્તિને વિવેકથી સેવવી અને સર્વનું શ્રેય કરવું. દ્રવ્યાનુયોગજ્ઞાનાભ્યાસનો રંગ લાગતા આધાકર્મી આહાર લેતા અલ્પદોષ અને મહાલાભ શ્રીઆચાર્યોએ દર્શાવ્યો છે. શ્રીસદ્દ્ઉપાધ્યાયે દ્રવ્યગુણપર્યાયના રાસમા આ સબંધી ए योगे जो लागे रंग, आधाकर्मादिक नहि भंग; सम्मति ग्रन्थे इस्युं भण्युं, सद्गुरु पासे इस्यु मैं सुण्युं ઇત્યાદિથી અલ્પ દોષો અને મહાલાભપ્રદ આહાર ગ્રહણરૂપ ધર્મપ્રવૃત્તિને જણાવે છે સાધુઓ અને સાધ્વીઓને વિપત્તિ-આપત્તિકાલમા અપવાદે છેદશાસ્ત્રોમાં અલ્પદોષ અને મહાલાભની જે જે પ્રવૃત્તિયો સૂચવવામા આવી છે તે ખાસ ધ્યાનમા રાખવા યોગ્ય છે વ્યવહાર સૂત્રની વૃત્તિમાં સાધુઓને અપવાદ માર્ગે અલ્પદોષ અને મહાલાભકારી પંચમહાવ્રતો સંબંધી જે જે પ્રવૃત્તિયો દર્શાવવામા આવી છે તે તે ધર્મપ્રવૃત્તિયોને દર્શાવતા પૂર્વે પૂર્વાચાર્યોએ તત્તત્કાલાદિકનો

ઘણો ખ્યાલ રાખ્યો છે એમ તેઓના વિચારોનો અભ્યાસ કરતા સમજાશે. કેટલી ઉત્સર્ગ અને અપવાદ માર્ગની ધર્મમાર્ગની પ્રવૃત્તિયો ભૂતકાલ વર્તમાન અને ભવિષ્યમા સામાન્ય રૂપે એક સરખી રીતે લાગુ પડે છે અને કેટલીક ઉત્સર્ગ અને અપવાદ માર્ગની ધર્મ-પ્રવૃત્તિયો ભૂતકાલમાં ભિન્ન પ્રકારની હોય છે, વર્તમાનમા ભિન્ન પ્રકારની પ્રવૃત્તિયો બને છે અને ભવિષ્યમાં ભિન્ન પ્રકારની બનશે. એક પત્થરમાથી મૂર્તિ બનાવતાં શિલ્પશાસ્ત્રીને જેટલી મહેનત પડે છે તેના કરતા કરોડગુણો આત્મભોગ આપવાથી ધર્મની પ્રવૃત્તિયોમા સુધારો અને નવ્યતા આણીને ધર્મપ્રવૃત્તિયોના ઉત્સર્ગ અને અપવાદથી આચાર્યો પૂર્ણજ્ઞાતા બને છે; તોજ તેઓ ધર્મપ્રવૃત્તિયોદ્વારા સાધુઓ અને સાધ્વીઓની પ્રગતિ કરવાને શક્તિમાન્ થાય છે-અન્યથા અવનતિ કરવાને તેઓ શક્તિમાન્ થાય છે. અર્હન્નીતિ વગેરે પ્રાયશ્ચિત્તાદિ પ્રતિપાદક ધર્મશાસ્ત્રોમા અલ્પદોષ અલ્પહાનિ અને મહાલાભ થાય એવી દૃષ્ટિએ પ્રાયશ્ચિત્ત પ્રવૃત્તિયોનું પ્રતિપાદન કરવામા આવ્યું છે. ધર્મશાસ્ત્રોમા જે જે ચાતુર્વર્ણ્યવ્યવસ્થા સંરક્ષક કાયદાઓ તે તે કાલે લખવામા આવ્યા છે તેમા તે તે કાલના અનુસારે ગ્રન્થકારોએ અલ્પદોષ અને મહાલાભની દૃષ્ટિને આગલ કરીને તે તે કાયદાઓ રચેલા છે એમ અવબોધવું. પ્રત્યેક ગ્રન્થ સ્વબુદ્ધયનુસાર આજુબાજુના દ્રવ્યક્ષેત્રકાલાદિકયોગે બનેલા વાતાવરણના પ્રસંગાદિથી અલ્પ દોષ અને મહાલાભપ્રદ ધર્મપ્રવૃત્તિને કરી શકે છે અને આદરી શકે છે. આજુબાજુનું વિચારવાતાવરણ અને આજુબાજુની પરિસ્થિતિને અનુસરી નિજવૃત્ત્યનુસારે અમુકક્ષેત્રે અમુકકાલે ધર્મપ્રવર્તક ખરેખર અલ્પદોષ અને મહાલાભપ્રદ ધર્મપ્રવૃત્તિને ઉપદેશે છે ગૃહસ્થના અધિકાર પ્રમાણે દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગથી અલ્પદોષ અને મહાલાભ થાય એવી વર્તમાનમા ધર્મપ્રવૃત્તિ સેવવાની હોય છે. સાધુઓને સાધુધર્માધિકાર પ્રમાણે દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે ઉત્સર્ગ અને અપવાદથી ભવિષ્યમા મહાલાભકારી એવી પ્રવૃત્તિને વર્તમાનમાં સેવવી પડે છે. ગૃહસ્થોને ગૃહસ્થના અધિકાર પ્રમાણે સાધુઓને સાધુઓના અધિકાર પ્રમાણે અલ્પદોષ અને મહાલાભકારક ધર્મપ્રવૃત્તિ હોય છે. શ્રીવજ્રસ્વામી દુષ્કાલના વખતમા શ્રાવકોને અન્ય દેશમા લઇ ગયા અને પુષ્પોનો સમૂહ લેવા માટે હિમગિરિ વગેરે પ્રદેશમાં ગયા; ત્યાં તેમની અલ્પદોષ અને મહાલાભદાયક ધર્મપ્રવૃત્તિ અવબોધવી. શ્રીસંભૂતિવિજયજીએ સ્થૂલભદ્રને વેશ્યાને ઘેર ચોમાસું કરવાની આજ્ઞા આપી, એક સાધુને સિંહની ગુફામા ચોમાસું કરવાની આજ્ઞા આપી, એક સાધુને કૂપના કંઠ પર ચોમાસું કરવાની આજ્ઞા આપી અને એક સાધુને સર્પના બિલ પર ચોમાસું કરવાની આજ્ઞા આપી; તેમાં તેમણે અલ્પદોષ અને મહાલાભ અવબોધીને તે બાબતની આજ્ઞા આપી હતી. શ્રીવૃદ્ધવાદી ગોવાલીઆઓની આગળ નાચ્યા હતા અને શ્રી કપિલકેવલી પાચસે ચોરોની આગળ નાચ્યા અને ગાયા

હતા. તે પ્રવૃત્તિમાં તેમણે અલ્પદોષ અલ્પહાનિ અને મહાલાભ દેખ્યો હતો. ભોજરાજાના સમયમાં અમુક આચાર્ય ગુજરાતથી ધારા નગરીમાં ગયા હતા અને ભોજરાજાના બનાવેલા વ્યાકરણમાં દોષો દેખાડવાથી તેમને પકડવાની ભોજરાજાની પ્રવૃત્તિ થતાં ઉપાશ્રયમાંથી વેષાન્તર કરીને આચાર્યશ્રી ધનપાલ પ્રધાનના ગૃહમાં ગુપ્ત રહ્યા. પશ્ચાત્ પાનના ટોપલામાં સંતાઇને ગુર્જર ભૂમિમા આવ્યા, તેમાં તેમણે એ પ્રવૃત્તિમાં અલ્પ દોષ અને મહાલાભ સેવ્યો હતો એમ અવબોધવું. એક મુનિરાજ એક નગરની બહાર દેવીના મંદિરમાં કાઉસગ્ગધ્યાને રહ્યા. દ્વેષી રાજાએ રાત્રિએ તે મન્દિરમાં વેશ્યાને ઘાલી અને દ્વાર બંધ કરાવ્યું. પ્રાતઃકાલમાં પોતાની સાધુની ભક્ત રાણીને તે વૃત્તાંત દેખાડવા વિચાર કર્યો. રાત્રિએ વેશ્યા મન્દિરમાં પેઠી તેથી તેના હાવભાવથી મુનિરાજ સમજી ગયા અને તેમણે સાધુનો વેષ દેવી પાસેના દીવાથી બાળી નાખ્યો અને પોતે નગ્ન થઈ રહ્યા. પ્રાતઃકાલમા રાજાએ આવી હજારો લોકોની સમક્ષ મન્દિરના દ્વાર ઉઘડાવ્યાં તો તેમાંથી નગ્ન મનુષ્ય નીકળી આવ્યો; તેથી સાધુના વેષ વિનાના મનુષ્યને દેખવાથી લોકોમાં ધર્મની હેલના થઈ નહિ. તે સાધુની એવી પ્રવૃત્તિમાં અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. જો તે વખતે તે સાધુએ રાત્રિમા સાધુનો વેષ બાળી ભસ્મ કરી નાખ્યો ન હોત તો તેની અને અન્ય સાધુઓની ઘણી હેલના થાત તથા રાણી અને અન્ય લોકોની સાધુપરથી શ્રદ્ધા ઉઠી જાત; માટે તેણે અલ્પદોષ અને મહાલાભકારક પ્રવૃત્તિ સેવી એમ અવબોધવું. આર્યખપુટાચાર્યે સાધુઓના ઇર્ષાળુઓની જે દશા કરી તેમા તે પ્રવૃત્તિમાં અલ્પદોષ અને મહાલાભ અવબોધવો. શ્રીમુનિસુવ્રતસ્વામી સિદ્ધપુરથી વિહાર કરીને ભરૂચમા રાત્રિમાં ગયા અને ત્યાં પોતાના પૂર્વભવના મિત્ર ઘોડાને પ્રતિબોધ આપ્યો, તેમા અલ્પ દોષ અને મહાલાભદાયક પ્રવૃત્તિ અવબોધવી. ધર્મપ્રવૃત્તિ વા અન્ય કોઇક લૌકિક વ્યાવહવારિક પ્રવૃત્તિમા અલ્પદોષ અલ્પહાનિ અને મહાલાભનો વિચાર કરવામા આવે છે. અલ્પહાનિકર અને સ્વ તથા જગત્‌ની વિશેષ શ્રેયસ્કરનારી કાર્યપ્રવૃત્તિ આદરવી એ વિશ્વમા વિવેકદૃષ્ટિમહત્વ અવબોધવું. ગૃહસ્થોને ગૃહસ્થના અધિકાર પ્રમાણે ધર્મપ્રવૃત્તિયો દર્શાવવામા આવી છે અને તેમાં સાવદ્યમિશ્રત્વ રહેલું હોય છે; છતા પરિણામે તે ધર્મપ્રવૃત્તિયો આત્મોન્નતિના શિખરે આરોહતા પગથીયાં સમાન કથેલી હોવાથી ગૃહસ્થોને આવશ્યકપણે તે આદરવાયોગ્ય થાય છે. આગમોમાં કહેલી ધર્મપ્રવૃત્તિયોથી સ્વાધિકારે પ્રત્યેક મનુષ્ય આત્માની પરમાત્મતા પ્રાપ્ત કરવા ગુણી બની શકે છે. અતએવ તે તે ધર્મપ્રવૃત્તિયો સેવવાયોગ્ય હોય અને તે સેવવાની ફરજ અકસ્માત્ પોતાના શીર્ષ પર આવી પડે એવી જે જે ધર્મપ્રવૃત્તિયો હોય તેનું પરિપૂર્ણ સ્વરૂપ અવબોધીને અકસ્માતરૂપ આવશ્યકતા અવબોધીને તેની પ્રવૃત્તિ સેવવી. કેટલીક ધર્મપ્રવૃત્તિયો એકદમ અકસ્માત્ સાધુઓ અને ગૃહસ્થોના શીર્ષપર આવી પડે છે તો તે સર્વ પ્રકારની અન્ય પ્રવૃત્તિયોને ગૌણપદ આપી-તેને અમુક સમય પર્યન્ત મુખ્યપણે

સેવવી પડે છે. જે જે ધર્મપ્રવૃત્તિયો સેવતાં અતિચારાદિ દોષો લાગ્યા હોય છે તેઓનું અવશ્ય કરી ત્યા પ્રતિક્રમણ કરવું પડે છે. ગૃહસ્થો લૌકિક કર્મપ્રવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિ સેવતાં જે જે દોષો કરે છે તેનું તેઓ પ્રાયશ્ચિત્ત તથા પ્રતિક્રમણ કરીને તે તે દોષોને નિવારી શકે છે. અલ્પદોષ અને મહાલાભકારી એવી આવશ્યક ધર્મપ્રવૃત્તિયોને સેવવાથી આત્માની શક્તિયોને વિકસિત કરવામાં આવે છે. અને તેથી અન્ય મનુષ્યોનું શ્રેય સાધી શકાય છે; એમ પરિપૂર્ણ અનુભવ કરવામા આવશે તો પરિપૂર્ણ દૃઢનિશ્ચયત ધર્મપ્રવૃત્તિયો સેવી શકાશે. બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો ગૃહસ્થદશામા દ્રવ્યક્ષેત્રકાલભાવથી સ્વાધિકાર પ્રમાણે ઉત્સર્ગ અને અપવાદમાર્ગે સ્વલૌકિક કર્માદિકની સાથે સંબંધમાં રહ્યા છતાં અલ્પદોષ અને મહાલાભપ્રદ ધર્મપ્રવૃત્તિયોને સેવી શકે છે. આપત્તિકાલમા તેઓ સ્વસ્થિતિના અનુસારે ધર્મપ્રવૃત્તિયોને સેવી શકે છે અને આપત્તિકાલમા આપત્તિકાલીન ધર્મપ્રવૃત્તિયોને માન આપવામા આવે છે; તે વખતે જો ઉત્સર્ગમાર્ગની પ્રવૃત્તિયો સેવવા પ્રયત્ન કરવામા આવે તો તે અસ્થાને અને અલ્પલાભ તથા મહાહાનિકર્ત્તા સ્વપર માટે થાય છે એમ અવબોધવુ. મનુસ્મૃતિ વગેરે વેદાન્ત ધર્માનુયાયીઓના ગ્રન્થોમા બ્રાહ્મણ ક્ષત્રિય વગેરેને આપત્તિકાલીનધર્મપ્રવૃત્તિયોનુ સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે. ધર્મપ્રવૃત્તિયો છે તે આચાર ક્રિયારૂપ છે અને તે દ્રવ્યક્ષેત્રકાલભાવથી ભિન્નભિન્નાધિકારી જીવોને ભિન્નભિન્નપણે હોવાથી તેઓમાં ફેરફારો થાય એમા કંઇ આશ્ચર્ય નથી; તેમા અલ્પદોષ અને મહાલાભપ્રદત્વ ખરેખર વર્તમાનમા અને ભવિષ્યમાં હોવું જોઇએ. બાહ્ય આજીવિકાદિ પ્રવૃત્તિઓથી અવિરૂદ્ધ અબાધક એવી ધર્મપ્રવૃત્તિયોને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યાદિક ગૃહસ્થ મનુષ્યો સેવી શકે છે. તેથી તેઓ ગૃહસંસારમા આજીવિકાદિ સાધનોથી સંપન્ન રહીને જનસમાજ સંઘ અને દેશની પ્રગતિકારક ધર્મપ્રવૃત્તિયોને મન વાણી અને કાયાથકી સેવી શકે છે. પાઠશાળા બોર્ડીંગો ગુરૂકુલો અને અનેક-પ્રગતિકારક કોન્ફરન્સો વગેરેમા સંસારવ્યવહારમા આજીવિકાદિથી પ્રવૃત્તિયુક્ત રહીને ગૃહસ્થમનુષ્યો ભાગ લઇ શકે છે એમ અવબોધવું. ધર્મશાસ્ત્રસાહિત્યસંરક્ષક તથા વર્ધક ધર્મપ્રવૃત્તિ, સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકાવર્ધક ધર્મપ્રવૃત્તિ ધર્મપ્રભાવનાપ્રવૃત્તિ જ્ઞાનાચારપ્રવૃત્તિ, દર્શનાચારધર્મપ્રવૃત્તિ, ચારિત્રધર્મપ્રવૃત્તિ, તપોધર્મપ્રવૃત્તિ અને વીર્યધર્મપ્રવૃત્તિ, શાસ્ત્ર શ્રવણધર્મપ્રવૃત્તિ, ધર્મગ્રન્થાભ્યાસપ્રવૃત્તિ, ધર્મોત્સવપ્રવૃત્તિ, દેશવિરતિધર્મપ્રવૃત્તિ, સર્વવિરતિધર્મપ્રવૃત્તિ, ધર્મગ્રન્થવાચનપ્રવૃત્તિ, દેવગુરૂસેવાભક્તપ્રવૃત્તિ, સાધર્મિકસેવાપ્રવૃતિ, સર્વજીવરક્ષાપ્રવૃત્તિ, દયાપ્રવૃત્તિ, દાન પ્રવૃત્તિ, ઉપદેશપ્રવૃત્તિ, આપત્તિકાલ ધર્મપ્રવૃત્તિ વાદધર્મપ્રવૃતિ, ધર્મપ્રચારકપ્રવૃત્તિ, વિહારધર્મપ્રવૃત્તિ. આહારધર્મપ્રવૃત્તિ, ષડાવશ્યકપ્રવૃત્તિ, દેવગુરૂદર્શનપ્રવૃત્તિ, સ્થાવરતીર્થયાત્રાપ્રવૃત્તિ, જંગમતીર્થયાત્રાપ્રવૃત્તિ, ગુરૂયાત્રાપ્રવૃત્તિ, પુસ્તકપ્રચારકપ્રવૃત્તિ. યમપ્રવૃત્તિ, નિયમપ્રવૃત્તિ.

આસનપ્રવૃત્તિ, પ્રાણાયામપ્રવૃત્તિ, પ્રત્યાહારપ્રવૃત્તિ, ધારણાપ્રવૃત્તિ, ધ્યાનપ્રવૃત્તિ, સમાધિપ્રવૃત્તિ, વૈયાવૃત્યધર્મપ્રવૃત્તિ, મૈત્રીભાવનાપ્રવૃત્તિ, પ્રમોદભાવનાપ્રવૃત્તિ, માધ્યસ્થ્યભાવનાપ્રવૃત્તિ, કારુણ્યભાવનાપ્રવૃત્તિ, જીર્ણોદ્ધારપ્રવૃત્તિ, આગમોદ્ધારપ્રવૃત્તિ, ક્રિયોદ્ધારપ્રવૃત્તિ, ધર્મોદ્ધારપ્રવૃત્તિ, દેશોદ્ધારપ્રવૃત્તિ, નીતિપ્રવૃત્તિ, પ્રામાણ્યપ્રવૃત્તિ, સત્યપ્રવૃત્તિ, પ્રાયશ્ચિત્તપ્રવૃત્તિ, ક્ષમાપ્રવૃત્તિ, સાધર્મિકવાત્સલ્યપ્રવૃત્તિ, વ્યવહારશુદ્ધિપ્રવૃત્તિ, ગ્રન્થલેખનપ્રવૃત્તિ, ગ્રન્થ છપાવવાની પ્રવૃત્તિ ધર્મના સર્વાંગોની સંરક્ષા તથા પ્રગતિપ્રવૃત્તિ, સર્વજીવોની અહિંસાપ્રવૃત્તિ, ઉત્સર્ગમાર્ગ પ્રવૃત્તિ, અપવાદમાર્ગપ્રવૃત્તિ, દ્રવ્યક્ષેત્રકાલભાવતઃ ધર્મપ્રવૃત્તિ, સ્વાશ્રયીધર્મપ્રવૃત્તિ, પરાશ્રયીધર્મપ્રવૃત્તિ, વ્યષ્ટિધર્મપ્રવૃત્તિ, સમષ્ટિધર્મપ્રવૃત્તિ, બાલવીર્યપ્રવૃત્તિ, પંડિતવીર્યપ્રવૃત્તિ અને અપ્રમત્તધર્મપ્રવૃત્તિ ઈત્યાદિ અનેક પ્રકારની ધર્મપ્રવૃત્તિયો હોય છે તેમાં પ્રત્યેકનું વર્ણન કરતા અન્ય એક ગ્રન્થ બની જાય; અતએવ તેઓનો નામનિર્દેશ માત્ર અત્ર કરવામાં આવ્યો છે. દેવગુરૂધર્મની આરાધક પ્રવૃત્તિને અત્યન્ત સેવવાની જરૂર છે. સાધુ અને સાધ્વી એ બે અને આગમોની આરાધન પ્રવૃત્તિ સદા સેવવા યોગ્ય છે. આચાર્ય ઉપાધ્યાય અને સાધુવર્ગનો ગૃહસ્થોએ કદાપિ નાશ ન થાય એવી ધર્મપ્રવૃત્તિ સેવવી જોઇએ. ચતુર્વિધ સંઘવ્યવસ્થાની પ્રવૃત્તિ વિના ધર્મનું અસ્તિત્વ સંરક્ષી શકાતું નથી; અતએવ ચતુર્વિધ સંઘવ્યવસ્થા અને તેની પ્રગતિ કરવામાં ગૃહસ્થવર્ગે સર્વ પ્રકારનો ભોગ આપવો જોઇએ. સાધુઓ કરતાં ઉપાધ્યાય અને ઉપાધ્યાય કરતાં આચાર્યનું મહત્ત્વ વિશેષ છે અને તીર્થંકરની ગાદીપર આચાર્ય હોય છે; અતએવ ગમે તેવા આત્મભોગે આચાર્યનું સંરક્ષણ કરવું તેઅલ્પદોષ અને મહાલાભકારી એવી ઉત્સર્ગ અને અપવાદમાર્ગની પ્રવૃત્તિથી આચાર્યાદિનું અસ્તિત્વ અને પ્રગતિ થાય એવી રીતે ઉપયોગ ધારણ કરવો. જેમ જેમ ઉત્તમ પદવિશિષ્ટ સાધુઓ હોય તેમ તેમ તેઓની સેવા પ્રવૃત્તિમાં અલ્પદોષ અને મહાલાભપ્રદ દૃષ્ટિએ પ્રવર્તવું જોઇએ. વર્તમાનકાલમા આચાર્યને તીર્થંકર પદના સ્વામી માનીને તેમની આજ્ઞાનુસાર વર્તવુ જોઇએ કે જેથી શ્રમણ સંઘાદિની તેઓ સુવ્યવસ્થા રાખી શકે. ત્યાગીઓ વિના ધર્મનું સંરક્ષણ અને ધર્મનો ઉદ્ધાર થઇ શકતો નથી એવુ સર્વજ્ઞનું વચન છે; અતએવ ત્યાગી શ્રમણસંઘની ભક્તિથી કદાપિ ભગ્ન પરિણામવાળા થવુ નહિ. પ્રત્યેક ધર્મની પ્રગતિમા ત્યાગીવર્ગે જેટલા આત્મભોગ સમર્પ્યા છે તેટલા અન્યોએ સમર્પ્યા નથી; અતએવ ધર્મની પ્રગતિમાં ત્યાગી સાધુવર્ગને આગલ કરી તેની પાછળ ગમન કરવું જોઇએ. મહમદ પયગંબરે અલ્પદોષ અને મહાલાભની દૃષ્ટિએ ધર્મયુદ્ધનો સ્વીકાર કર્યો એમ જે કથાય છે તેમાં જે કંઈ સત્ય હોય તેનો સાપેક્ષદૃષ્ટિથી વિચાર કરવાની જરૂર છે. શંકરાચાર્યે સ્વમત્યનુસાર અલ્પદોષ અને મહાલાભ પ્રવૃત્તિદૃષ્ટિએ વેદધર્મનો ઉદ્ધાર કરવા જૈનો અને બૌદ્ધોના સામા પડી ધર્માચારોની ચારે વર્ણમા વ્યવસ્થા તેઓની સ્થિતિ પ્રમાણે કરી હતી. કુમારિલ રામાનુજ અને વલ્લભાચાર્યે કેટલીક બાબતોમા સ્વધર્મ પ્રચારવામા અને સ્થાપવામાં

અલ્પદોષ મહાલાભપ્રવૃત્તિ દૃષ્ટિએ ધર્મોપદેશ દીધો હતો. ધર્મના પ્રવર્તકો અલ્પદોષ મહાલાભપ્રદદૃષ્ટિદ્વારા ક્ષેત્રકાલાનુસારે તત્સમયવર્તી મનુષ્યોની દશા અવલોકીને ધર્મપ્રવૃત્તિમા પ્રવૃત્ત થાય છે. સમ્યગ્દૃષ્ટિમાન્ જ્યારે સમ્યગ્દૃષ્ટિયોગે અલ્પદોષ અને મહાલાભપ્રદ પ્રવૃત્તિનો વિચાર કરી શકે છે ત્યારે મિથ્યાદૃષ્ટિમાન્ મિથ્યાદૃષ્ટયનુસારે અલ્પદોષ અને મહાલાભનો વિચાર કરી તેની પ્રવૃત્તિ કરી શકે છે. સમ્યગ્દૃષ્ટિએ નિર્ધારિત અને મિથ્યાદૃષ્ટયા નિર્ધારિત અલ્પદોષ અને મહાલાભ પ્રવૃતિનું સ્થૂલવિશ્વમાં કેવું રૂપ આવે છે તે અનુભવવાની જરૂર રહે છે. જે ધર્મની પ્રવૃત્તિથી વ્યષ્ટિ અને સમષ્ટિને સર્વ પ્રકારની પ્રગતિનો વિશેષ લાભ મળે અને મહાલાભની અપેક્ષાએ અલ્પદોષો અને અલ્પહાનિ ભોગવવી પડે તે ધર્મની સર્વત્ર વ્યાપકતા કરવામા અન્ય ધર્મો કરતા વિશેષ આત્મભોગ આપવો અને અન્યોઅન્ય એકદેશીય ધર્મોની પ્રગતિમા જે આત્મવીર્ય સ્ફોરવે તેના કરતાં કાલાનુસારે સર્વને પહોંચી વળીને અત્યંત આત્મવીર્ય સ્ફોરવીને ધર્મની સર્વ વ્યાપકતાર્થે પ્રગતિ કરવી કે જેથી વિશ્વની સર્વથા પ્રગતિ થાય. રજોગુણ અને તમોગુણધર્મ માનનારાઓ રજોગુણ અને તમોગુણવાળા ધર્મના પ્રચારાર્થે જે જે અલ્પદોષ અને મહાલાભપ્રદ દૃષ્ટિએ પ્રવૃત્તિ કરે તેના કરતાં પણ તેમની સ્પર્ધામાં ટકી રહીને તેમના પર જય મેળવી શકાય એવી અલ્પદોષ અને મહાલાભપ્રદદૃષ્ટિએ ધર્મપ્રવૃત્તિ કરીને સાત્વિક ગુણવિશિષ્ટ ધર્મની સર્વત્ર સ્થાપના ચિરંસ્થાયિતા તથા પ્રગતિ કરવી જોઇએ કે જેથી ભવિષ્યમાં અલ્પદોષ અને મહાલાભ સર્વત્ર સર્વથા સર્વ મનુષ્યોને મળે અને મહાહાનિ થતી અટકે અને ભવિષ્યમા પશ્ચાત્તાપ અને દુઃખપાત્ર ન થવું પડે. સામાજિક પ્રિયત્વ, સંઘ પ્રિયત્વ અને દેશ પ્રિયત્વ આદિ પ્રાપ્ત કરવાની સાથે ધર્મપ્રવર્તકોએ અને ધર્મારાધકોએ ધર્મપ્રવૃત્તિ કરવી જોઇએ. જે ધર્મપ્રવર્તકો સર્વજનહિતકાર અનેકસેવાપ્રવૃત્તિયોવડે સર્વને પ્રિય થઇ પડતા નથી તેઓ ધર્મમા અન્ય મનુષ્યોને આકર્ષી શકતા નથી. અલ્પદોષપૂર્વક મહાલાભપ્રદ સર્વોન્નતિકાધર્મપ્રવૃત્તિયોમા અન્ય મનુષ્યો સંયોજાય એવી ધર્મપ્રભાવનાદિ પ્રવૃત્તિયોમા ક્ષેત્રકાલાનુસારે પ્રવૃત્ત થવાની જરૂર રહે છે સમાજસેવા કુટુંબસેવા દેશસેવા રાજ્યસેવા આદિ અનેક સેવાધર્મપ્રવર્તક સૂત્રો ઉપદેશો અને આચારોવડે ધર્મપ્રવૃત્તિમા પ્રવૃત્ત થતાં સંપ્રતિ પ્રવર્તી, પ્રવૃત્તિ માર્ગીઓનો ધર્મ પ્રતિ પ્રેમ આકર્ષી શકાય છે. સાંસારિક લાભોની સાથે ધાર્મિક લાભપ્રદ ધર્મપ્રવૃત્તિયોમા પ્રવૃત્ત થનારા સાસારિક મનુષ્યો હોય છે એવું વ્યવહારદક્ષોએ લક્ષ્ય દેઇને ધર્મપ્રવૃતિમા પ્રવૃત્ત થવું જોઇએ આવશ્યક સાનુકૂળ વિશ્વજીવનવ્યવહાર પ્રવૃત્તિમાર્ગની સાથે ગૃહસ્થ મનુષ્યો આવશ્યક સાનુકૂલધર્મ જીવનવ્યવહારમા પ્રવૃતિ કરી શકે એવી સ્વાભાવિક સ્થિતિ છે, અતએવ તે બાબતની આવશ્યક ધર્મપ્રવૃતિ માટે લક્ષ્ય દેવાની ખાસ જરૂર છે ધર્મના સૂક્ષ્મ તત્ત્વોનું રહસ્ય અવબોધાવવાની પ્રવૃત્તિને માન આપીને પ્રવર્તવાની આવશ્યકતાને ધર્મગુરુઓએ સ્વીકારવી..

આલસ્યવિકથા વગેરે દોષોનો ત્યાગ કરીને ધર્મપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું જોઇએ. રાજકીય પ્રગતિ, વ્યાપાર પ્રગતિ આદિ અનેક વ્યાવહારિક પ્રવૃત્તિ પ્રગતિયોની સાથે ગૃહસ્થ મનુષ્યોએ ધર્મપ્રવૃત્તિયોની એવી રીતે અપ્રમત્તદશાએ પ્રગતિ કરવી જોઇએ કે જેથી મૃત્યુ ગમે તે વખતે આવીને ઉભું રહે તોપણ ધર્મપ્રવૃત્તિ માટે સંતોષ રહે અને જરા માત્ર ખેદ ન રહે. વ્યવહારનયની અપેક્ષાએ અલ્પદોષ, અલ્પહાનિ અને પુણ્યસંવરનિર્જરાદિની મહાલાભવાળી પ્રવૃત્તિ સંબંધી ઉપર્યુક્ત વિચારનું કથન કરવામાં આવ્યું છે અને નિશ્ચયનયની અપેક્ષાએ અલ્પદોષ અને મહાલાભપ્રદ આન્તરિક ધર્મવૃત્તિદ્વારા ઉપર્યુક્ત વ્યાવહારિકનયોક્ત બાહ્યસ્વરૂપ અવબોધવું કે જેથી એકાન્તનયપ્રવૃત્તિ ન થઇ શકે. વ્યવહાર અને નિશ્ચયનયથી બાહ્યધર્મપ્રવૃત્તિયોનું સ્વરૂપ અવબોધીને અભિતઃ પરિસ્થિતિયોને ધ્યાનમાં લઇ અલ્પદોષ અને મહાલાભપ્રદ પ્રવૃત્તિયોને આચરવી જોઇએ કે જેથી સ્વપ્રવૃત્તિ નિવૃત્તિમાં આગળ વધી શકાય. આ બાબતનો નિર્ણય કરીને એવી અચલ પ્રવૃત્તિ કરવી કે देहं पातयामि वा कार्यं साधयामि એ સૂત્રને આચારમાં મૂક્યું ગણી શકાય. અલ્પદોષ અને મહાલાભપ્રદ વ્યાવહારિક તથા ધાર્મિક પ્રવૃત્તિ સંબંધી જેટલું લખવામા આવે તેટલું ન્યૂન છે. પ્રવૃત્તિમાર્ગથી પ્રવૃત્તિની આવશ્યકદશા જ્યાંસુધી છે ત્યાંસુધી પ્રવૃત્તિ કર્યા વિના રહી શકાય તેમ નથી; અતએવ પરિપૂર્ણ નિવૃત્તિની દશાએ ન પહોંચાય તાવત્ પ્રવૃત્તિને સેવવાની જરૂર છે. पूर्णनिवृत्तौ प्राप्तायां प्रवृत्तिस्त्यज्यते बुधैः પરિપૂર્ણ નિવૃત્તિ પ્રાપ્ત થએ છતે જ્ઞાનીઓવડે પ્રવૃત્તિ, ત્યજાય છે ત્રયોદશગુણસ્થાનકપર્યન્ત સયોગી કેવલીને વ્યાખ્યાન પ્રવૃત્તિ, સંઘસ્થાપન પ્રવૃત્તિ આહાર પ્રવૃત્તિ, વિહાર પ્રવૃત્તિ વગેરે ધર્મ્ય પ્રવૃત્તિયો કરવી પડે છે અને તેઓ વ્યવહારનયાનુસારે બાહ્ય વર્તનને ચલાવે છે. અપવાદે નિશિ વિહારાદિ પ્રવૃત્તિને તેઓ કરે છે. કેવલજ્ઞાન પ્રાપ્ત થયા છતાં પણ શ્રી સર્વજ્ઞ કેવલી જ્યારે ધર્મવ્યાખ્યાન આહારાદિ પ્રવૃત્તિયોને આચરે છે તો અન્ય મનુષ્યોને આચરવી પડે તેમા કહેવાનું શું ? અર્થાત્ કંઈ નહિ. प्रवृत्तिमार्गपान्थेन मान्यमेतत् स्वबुद्धितः એ પ્રમાણે જે કથન કર્યું છે તે વારંવાર વિચારવાયોગ્ય અને અનુભવ કરીને નિર્ણય કરવાયોગ્ય છે. પ્રારબ્ધ કર્માનુસાર સર્વજ્ઞ તીર્થંકરોને ઉપદેશદાનપ્રવૃત્તિ વગેરે પ્રવૃત્તિ સેવવી પડે છે તો અન્યોને અન્ય પ્રવૃત્તિયોનું તો શું કહેવું ? કેટલીક પ્રવૃત્તિ એવી હોય છે કે તે આત્મજ્ઞાનીઓને કરવી ગમતી નથી તોપણ પ્રારબ્ધ કર્માનુસારે તે કરવી પડે છે અને તેથી જે કંઇ પ્રવૃત્તિ થાય છે તે જ્ઞાનીને શ્રેય માટે છે એવું ઉત્તમ શિક્ષણ મળી આવે છે અને તે પ્રમાણે સારા માટે થયા કરે છે. ભાવી ભાવ અને કર્મમાં જે લખ્યું હશે તે થશે એવું માનીને બેસી રહેવાથી કાર્યસિદ્ધિ વા વાસ્તવિક સુખ પ્રાપ્ત થતું નથી. જે જે ધર્માર્થ ધર્મપ્રવૃત્તિયો કરવાની છે તે કરવાથી परस्परोपग्रहो जीवानाम् સૂત્ર કથિત ફરજો પૈકી ઘણી ફરજોમાથી વિમુક્ત થઇ શકાય છે. જે

મનુષ્યો આવશ્યક ધર્મ્યપ્રવૃત્તિયોનો ત્યાગ કરીને આલસ્યાધીન થાય છે તેઓ અતોભ્રષ્ટસ્તતો ભ્રષ્ટ બનીને અવનતિમા પડે છે. પરિપૂર્ણ નિવૃત્તિની પ્રાપ્તિ થયા વિના આવશ્યક ધર્મ્યપ્રવૃત્તિયોનો ત્યાગ કર્યાથી પતિત દશા પરતંત્ર દશા અને સ્વાચ્છન્દ્યદશાની પ્રાપ્તિ થાય છે. અતએવ ધર્મ્યપ્રવૃત્તિયોને સ્વાધિકારદશા પર્યન્ત અવશ્ય સેવવી જોઇએ. તત્સંબંધી પ્રવૃત્તિમાર્ગ પન્થે સ્વબુદ્ધિથી અનુભવવું જોઇએ. **લૌકિક પ્રવૃત્તિ અને લોકોત્તરપ્રવૃત્તિ એ બન્ને પ્રકારની પ્રવૃત્તિ સંબંધી જે પ્રવૃત્તિનો જ્યાંસુધી અધિકાર છે ત્યાંસુધી તે પ્રવૃત્તિ સેવવી જોઇએ. હે મનુષ્ય ! તે પ્રકારની ધર્મપ્રવૃત્તિ કે જેથી ત્હારી આત્મોન્નતિ થાય અને તેની સાથે સમષ્ટિ પ્રગતિ થાય એવી ધર્મપ્રવૃત્તિ સેવ્યા કર ! !** એમા અંશ માત્ર સંશય ન કર અને પ્રવૃત્તિ માર્ગ પ્રગતિમા આગલ વધ્યા કર. બાહ્ય પ્રવૃત્તિમા સયોગી કેવલીને વિહારાદિકમા કાયિકયોગ પ્રત્યયી હિંસા લાગે છે તેથી તેમને કાયયોગ હિંસા કર્મ લાગે છે છતા તેઓ મહાનિર્જરારૂપ લાભને પ્રાપ્ત કરે છે.

**અવતરણ**—સ્વાધિકારયોગે આત્મજ્ઞાનીઓ કર્તવ્યકર્મને કેવી આન્તરવૃત્ત્યાદિથી કરે છે તે જણાવે છે.

**श्लोकाः**

नेदं कृतं मयेत्येवं निरहंबुद्धितो बुधाः ।
प्राप्ताधिकारयोगेन वर्तन्ते प्राप्तकर्मसु ॥ ४३ ॥

स्वाधिकारे सदोषं वा निर्दोषं कर्म यद्भवेत् ।
कर्तव्यं स्वाधिकारेण निर्मलज्ञानयोगतः ॥ ४४ ॥

लाभालाभविवेकेन स्वान्यशर्मप्रसाधकम् ।
देशकालानुसारेण कर्तव्यं धर्म्यकर्म तत् ॥ ४५ ॥

**વિવેચન**—બાહ્યથી અમુક કાર્ય વ્યવહારથી કર્યું, પરન્તુ નિરહંવૃત્તિથી પંડિતો મેં આ નથી કર્યું એવી દશાથી પ્રાપ્તાધિકાર યોગવડે પ્રાપ્તકાર્યોમા વર્તે છે. સ્વાધિકારે સદોષ કર્મ હોય વા નિર્દોષ કર્મ હોય પરંતુ તે સ્વાધિકારવડે નિર્મલ જ્ઞાનથી કરવા યોગ્ય છે લાભાલાભ વિવેકવડે સ્વાન્યસુખપ્રસાધક એવું દેશકાલાનુસારે ધર્મ્ય કર્મ કરવા યોગ્ય છે. આત્મજ્ઞાનીઓ નિરહંવૃત્તિથી આ કાર્ય મેં કર્યું એમ માનતા નથી. અમુક કાર્યને

વ્યવહારથી કર્યાં છતાં નિરહંવૃત્તિથી તેઓ મેં આ નથી કર્યું એમ અન્તરમાં માને છે. પ્રાપ્તાધિકાર યોગે પ્રાપ્ત કર્તવ્યકાર્યોમાં જ્ઞાનીઓ નિરહંવૃત્તિથી વર્તે છે એ તેમની સામાન્ય ઉચ્ચતા નથી–પરંતુ વિશેષ પ્રકારે ઉચ્ચતા છે. પ્રાપ્તકાર્યોમાં હું ને મ્હારૂં એવી દશાથી મુક્ત થઇને વ્યવહારાધિકારને જેઓ બજાવે છે એવા કર્મયોગીઓ આ વિશ્વમા વિરલા હોય છે. તેઓ સર્વ કાર્યો કરતા છતા પણ અન્તરથી અકર્તા છે તેમજ તેઓ સર્વ કાર્યો કરતા છતા પણ અક્રિય છે. તેઓ ભોક્તા છતાં અભોગી છે, તેઓ વકતા છતાં અવક્તા છે, તેઓ સર્વ બાહ્ય સંબંધમાં વ્યવહારથી છતાં નિશ્ચયથી નિર્લેપ છે એમ અવબોધવું. કોઇપણ કાર્ય મેં કર્યું એવો અન્તરમાં અધ્યાસ પ્રકટતા તેનું કર્તાપણું પોતાનામા આરોપાય છે અને તેથી અહંવૃત્તિ પ્રકટતાં અન્તરથી બાહ્ય. વસ્તુઓની સાથે સંબંધ છતાં અન્તરથી અપ્રતિબદ્ધત્વ ન રહેતા રાગદ્વેષની વૃત્તિયોના દાસ થવું પડે છે. આ વિશ્વમા ખરો જ્ઞાનખેલ તો એ છે કે પ્રાપ્ત કર્તવ્યકર્મોમાં પ્રવૃત્તિયુકત થયા છતા તેમાં કર્તા ભોકતાપણું અન્તરથી ન માનવું. પંચેન્દ્રિયોની પ્રવૃત્તિમા અન્તરથી નિરહંવૃત્તિત્વ ધારીને વર્તવું એ કંઈ સામાન્ય વાત નથી. આત્માની સાક્ષીએ દરરોજ થતી કર્તવ્ય કર્મપ્રવૃત્તિયોમાં હું કર્તા એવો ભાવ ન આવે ત્યારે અવબોધવું કે નિરહંવૃત્તિથી કર્તવ્યકર્મપ્રવૃત્તિયો થયા કરે છે. કોઈ પણ કાર્ય કરતાં તેની અસિદ્ધિ થતા શોક પ્રકટે ત્યાસુધી વા કાર્યસિદ્ધિ પ્રકટે ત્યાસુધી તે તે કાર્યોની સાથે કર્તૃત્વાહંવૃત્તિનો સંબંધ છે એમ અવબોધવું. નિરહંવૃત્તિથી કાર્યપ્રવૃત્તિ થતાં તે ફરજોની દૃષ્ટિએ અનેક પ્રસંગોના અનુસારે થાય છે એમ અવબોધવું અને તેમાં કર્તૃત્વાભિમાન ન હોવાથી કદિ સલેપ થવાતું નથી એમ અવબોધવું. નિરહંવૃત્તિથી આવશ્યક ધર્મ્યકર્તવ્યો કરવાથી આત્મા પોતાના મૂલધર્મમાં રમણતા કરી શકે છે અને તે અન્તરના ભાવવડે કર્તાહર્તા બની શકતો નથી. આ ઉપર એક લૌકિક વેદાન્તીઓની કિંવદન્તી છે કે એક વખત કૃષ્ણની રાણીઓ નદીની પેલીપાર રહેલા એક તપસ્વીને ભોજન કરાવવા માટે જવાની હતી, પરન્તુ નદીમા પાણીનું પૂર જોરથી વહેતું હતું, તેથી નદીને ઉતરી પેલીપાર જવાની કોઇની હિમ્મત ચાલી નહિ. તેથી આ બાબતનો શ્રીકૃષ્ણને ઉપાય પૂછ્યો શ્રીકૃષ્ણે કહ્યું કે તમે નદી પાસે જઈ એમ કથો કે કૃષ્ણ જો બાલબ્રહ્મચારી હોય તો યમુના ! માર્ગ આપો. કૃષ્ણની સ્ત્રીઓએ નદીને એ પ્રમાણે કથી પાર ઉતરવાની પ્રાર્થના કરી તેથી નદીએ માર્ગ આપ્યો. કૃષ્ણની સ્ત્રીઓએ નદીની પેલીપાર જઇ તપસ્વીને ભોજન કરાવ્યું. તપસ્વીને ભોજન કરાવ્યા બાદ કૃષ્ણની સ્ત્રીઓએ તપસ્વીને નદીની પાર ઉતરવાનો ઉપાય પૂછ્યો. તપસ્વીએ જણાવ્યું કે " નદીને એમ પ્રાર્થો કે તપસ્વી જો અનાહારી અભુકત હોય તો નદી ! તમે માર્ગ આપો. " કૃષ્ણની રાણીઓએ નદીની એ પ્રમાણે પ્રાર્થના કરતા નદીએ માર્ગ આપ્યો અને કૃષ્ણની રાણીઓ મહેલમાં આવી. તેમના મનમા આ

બાબતનું આશ્ચર્ય થયું ! તેમની દૃષ્ટિએ કૃષ્ણ બ્રહ્મચારી ન હતા અને તપસ્વી અનાહારી ( ઉપવાસી ) નહોતો તેથી તેઓએ એક આત્મજ્ઞાની ઋષિને તે બાબતનો ખુલાસો પૂછ્યો આત્મજ્ઞાની ઋષિએ જણાવ્યું કે જેના મનમા ભોગ ભોગવતા આસક્તિભાવ અહંભાવ નથી તો તે ભોગી છતા અભોગી છે અને જે બાહ્યથી અભોગી છતા કામના આસક્ત અહંવૃત્તિ આદિવડે યુક્ત છે તો તે કોઇ કારણે બાહ્યથી અભોગી છતા અન્તરથી ભોગી છે. તેમજ જે મનુષ્ય દરરોજ અનેક સરસાહારનું ભોજન કરતો હોય પરન્તુ તેના મનમાં જો આસક્તિ, અહંવૃત્તિ નથી તો તે ઉપવાસી છે-**ઇચ્છાનો રોધ કરવો એ તપ છે. જ્યાં ઇચ્છા નથી ત્યાં તપ છે અને જ્યાં ઇચ્છા છે ત્યાં શરીરને અનેક પ્રકારે ક્ષુધા વગેરેથી તપાવે તોપણ તપ નથી.** આ પ્રમાણે ઋષિનો બોધ સાભળી રાણીઓ ખુશ થઈ ગઈ. આ વાર્તાપરથી ફક્ત સાર એટલો લેવાનો છે કે કર્તૃત્વાહંવૃત્તિ, કામના, આસક્તિ, ઈચ્છા વગેરે વૃત્તિયો વિના બાહ્યનું કર્તાભોક્તાપણું તે આધ્યાત્મિકદૃષ્ટિએ અકર્તા અભોક્તાપણું છે એમ અવબોધવુ કર્તા ભોક્તાપણાની વૃત્તિ ટળી જતા સ્વાધિકારે બાહ્ય કર્તવ્યકાર્યો કરતા આત્મા સાક્ષીભાવને અનુભવે છે અને જીવન્મુક્તપણાની ઝાંખીનો સમ્યગ્દૃષ્ટિબલે અનુભવ ગ્રહણ કરે છે. વેદાન્તીઓમા પ્રસિદ્ધ જનકવિદેહીમા સર્વ પ્રકારની રાજકીય પ્રવૃત્તિનું કર્તા ભોક્તાપણું હોવા છતા આધ્યાત્મિકદૃષ્ટિએ તે અકર્તા અભોક્તા હતો એમ નૈશ્ચયિકદૃષ્ટિએ દર્શાવ્યું છે. સ્યાદ્વાદદૃષ્ટિએ ચતુર્થ ગુણસ્થાનકથી અંશે અંશે નિરહંવૃત્તિથી કર્તા ભોક્તાપણું છતા અકર્તાપણું અને અભોક્તાપણું સ્વીકારવામા આવ્યું છે. નિશ્ચયદૃષ્ટિએ વિચારવામા આવે તો પર જડ વસ્તુઓનો કર્તા ભોક્તા આત્મા નથી. જડવસ્તુઓમા જડનુ કર્તૃત્વ છે અને આત્મામા આત્માનું કર્તૃત્વ છે જડવસ્તુઓનો કર્તા આત્મા નથી અને આત્માનો કર્તા જડ નથી. જડવસ્તુઓ ત્રણ કાલમા ચેતનત્વને પામતી નથી અને આત્મા ત્રિકાલમા જડત્વને પામતો નથી. આવશ્યક કર્તવ્યકાર્યોમાં આત્મા પોતે નિમિત્તકારણીભૂત છે તેથી અન્યકાર્યોના કર્ત્તા તરીકે આત્માને માનવો એ કોઇ પણ રીતે યોગ્ય નથી. અન્ય જડ વસ્તુઓનો કર્તા આત્મા નથી છતા અન્ય જડવસ્તુઓના કર્તાહર્તા તરીકે આત્માને અર્થાત્ પોતાને માનવો એ એક જાતની ભ્રાન્તિ છે એવો જ્યારે આત્મામા દૃઢ નિશ્ચય થાય છે ત્યારે અહંકર્તા અહંભોક્તા ઇત્યાદિ જે પરવસ્તુઓના કર્તાપણાવિષે દૃઢ અહંત્વાધ્યાસો પડી ગયેલા હોય છે તે ટળવા માંડે છે. हुं कर्त्ता परभावनो, एम जेम जेम जाणे, तेम तेम अज्ञानी पडे, निज कर्मने घाणे (ઉપાધ્યાયજી). પરવસ્તુઓના કર્તાપણાની અહંત્વબુદ્ધિથી આત્માની નિર્લેપતા રહી શકતી નથી પરભાવના કર્તાપણાનો પોતાનામા આરોપ ન કરવો જોઈએ. આવશ્યક કર્તવ્ય ફરજ તરીકે જે જે દશામા સ્વસ્થિતિ હોય તે તે દશાના સ્વાધિકાર પ્રમાણે કર્તવ્યકાર્યોને અનેક કારણોએ કરવા પડે છે; પરન્તુ તેમા મેં આ કર્યું

વગેરે અહંત્વાધ્યાસો કરવા એ કોઇ પણ રીતે યોગ્ય નથી. हुं परनो पर माहरो, पर हुं पणी बुद्धि; चेतन जडता अनुभवे, न विमासे शुद्धि-आतम तत्त्वविचारीए ॥ (શ્રી યશોવિજય ઉપાધ્યાય) હું અર્થાત્ આત્મા એનો અર્થાત્ પરનો હું અને એહ પરભાવ તે મ્હારો છે; અન્ય તે હું છું તે પરભાવ છે એમ પરરાગદ્વેષાદિક પરિણામરૂપ પરભાવમાં અહંમમત્વની કલ્પનાના સંબંધથી આત્મા જ્ઞાનદર્શનચારિત્રગુણમય છે; છતાં પરભાવરૂપ જડતાનો અનુભવ કરે છે અને સ્વાત્માની શુદ્ધજ્ઞાનાદિક શુદ્ધિનો વિચાર વિવેક કરી શકતો નથી. આત્માના શુદ્ધ ધર્મના ઉપયોગમાં રહી અહંમમત્વની કલ્પનાને ભૂલી બાહ્યકર્તવ્યકાર્યોને અધિકાર ફરજે કરવા; પરન્તુ અન્તરના પરિણામમાં કર્તૃત્વના અધ્યાસો લાવવા ન દેવા એજ કર્મયોગીના આત્માની ખૂબી છે. કોઈ એમ કહેશે કે કર્તૃત્વાહંવૃત્તિનો ત્યાગ કરીને કોઇ પણ કાર્ય કરી શકાય નહિ. આવી માન્યતા ભ્રાન્તિમૂલક છે; કારણકે આત્મજ્ઞાનની પ્રાપ્તિપૂર્વક કર્તવ્યકાર્યમાં પ્રવૃત્તિ કરવાથી અનહંવૃત્તિથી કર્તવ્યકાર્યો કરી શકાય છે એમ જ્ઞાનીયોગી એવા કર્મયોગીઓને અનુભવમાં આવે છે. અતએવ અનહંવૃત્તિથી કર્તવ્યકાર્યો કરવાની ખાસ જરૂર છે. જ્ઞાનીઓ કર્તવ્યકર્મો કરે છે, છતાં તેઓનો કર્તૃત્વાધ્યાસ મન્દ પડતો પડતો છેવટે સર્વથા નિર્મૂલ થાય છે. કર્તૃત્વાહંવૃત્તિથી આવશ્યકકર્તવ્યકાર્યો કરતાં અને સર્વ ફરજો અદા કરતા અનેક પ્રકારના રાગદ્વેષથી હૃદયને આઘાત થાય છે અને તેથી હૃદયાઘાતથી અનેક રોગો અને આત્માની શક્તિયોની ન્યૂનતા પ્રારંભાય છે અને તેની સાથે આયુષ્યનો પણ જલ્દીથી નાશ થાય છે. અતએવ નિરહંવૃત્તિથી કર્તવ્યકાર્યો કરવાં જોઇએ કે જેથી હૃદયપર રાગદ્વેષનો આઘાત ન થાય અને આત્માની શક્તિયોની ન્યૂનતા ન થાય. પોતાના આત્મામાં અન્ય મનુષ્યો કરતાં અનેકશક્તિયો વિશેષ પ્રમાણમા ખીલી હોય અને તેનો સ્વાત્માને તથા વિશ્વને અનુભવ થતો હોય, તેમજ આત્મશક્તિયોવડે અનેક સ્વાધિકારયોગ્ય કર્તવ્યકાર્યોને કરી શકાતા હોય તો પણ તે તે શક્તિયોની કર્તૃત્વાહંવૃત્તિ કરવી તે કોઇ પણ રીતે યોગ્ય નથી અને તેથી કોઇ પણ જાતનો વિશેષ લાભ પ્રાપ્ત થઇ શકતો નથી. આત્માવડે જે જે કંઇ કરાય તે સ્વધર્મ છે તો તેમા કર્તૃત્વાભિમાનની વૃત્તિને ધારણ કરવાની કોઈ પણ રીત્યા જરૂર નથી. જે કંઇ સ્વથી વા પરથી જે જે દ્રવ્યક્ષેત્રકાલભાવે થાય છે તે સ્વભાવરૂપ કુદરતના નિયમને અનુસરી થાય છે; તેમા મેં આ કર્યું એમ માની અહંવૃત્તિના તાબે થઇ પ્રગતિમાર્ગથી કેમ ભ્રષ્ટ થવું જોઇએ? અલબત્ ભ્રષ્ટ ન થવું જોઇએ. કોઈ પણ કાર્ય કોઇ પણ મનુષ્ય સ્વાધિકારે કરે છે તેમા અનેક વસ્તુઓને કર્તાપણું અને સાપેક્ષદૃષ્ટિએ સાહાય્યત્વ સંઘટે છે. દૃષ્ટાન્ત તરીકે એક કુંભારે ઘટ બનાવ્યો તેમા પ્રથમ તો ઘટનું ઉપાદાન કારણ મૃત્તિકા છે. કુંભાર કંઇ મૃત્તિકા બનાવવાને શક્તિમાન્ થતો નથી અને મૃત્તિકા વિના કુંભાર ત્રણકાલમા ઘટ બનાવી શકતો નથી. ઘટ બનાવવામાં મૃત્તિકા જલ અગ્નિ વાયુ આકાશ ચક્ર અને દંડ વગેરે અનેક વસ્તુઓની સાહાય્ય જોઇએ છે. ઘટોત્પત્તિપ્રતિ મૃત્તિકા

કુંભકાર જલ વાયુ આકાશ કાલ વનસ્પતિ કાષ્ટ વગેરે સર્વ કારણો છે તેમા અમુકજ એક હોય તો ઘટ બને એવું ત્રણ કાલમા સંભવતું નથી તો સર્વ કારણોમાં ઘટપ્રતિ જે જે અંશે કર્તૃત્વ-કારણત્વ રહ્યું છે તેનો ત્યાગ કરીને કુંભકાર પોતાનામા સર્વ પ્રકારે કર્તૃત્વાહંવૃત્તિ રાખે તો તે યોગ્ય નથી, તેમજ તે ભ્રાન્તિરૂપ છે. સર્વ કારણોએ ભેગાં મળીને ઘટરૂપ કાર્યની સિદ્ધિ કરી છે તો તેમાં મેં અમુક કાર્ય કર્યું એવું મિથ્યાભિમાન રાખીને અનેક કષાયોના તાબામાં પોતાના આત્માને કેમ મૂકવો જોઇએ? અર્થાત્ ન મૂકવો જોઇએ અને પોતાના વિના અન્યના કર્તૃત્વની અહંવૃત્તિ ન ધારણ કરવી એ જ કાર્ય કરનારા કર્મયોગીઓએ લક્ષ્યમાં લેવું જોઇએ. કાળ સ્વભાવ નિયતિ કર્મ અને ઉદ્યમ એ પંચ-કારણોવડે કાર્યની સિદ્ધિ થાય છે. કહ્યું છે કે—**कालो सहावनियइ, पुव्वकयं पुरिसकारणे पंच, समवाये सम्मत्तं, अन्नहा होइ मिच्छत्तं ॥** કાલ સ્વભાવ નિયતિ કર્મ અને ઉદ્યમ એ પાંચ કારણો ભેગાં મળે છે ત્યારે કોઈ પણ કાર્યની સિદ્ધિ થાય છે એવી જે માન્યતા તે સમ્યગ્દૃષ્ટિને સમ્યકત્વ છે. અન્યથા મિથ્યાત્વ અર્થાત્ મિથ્યા બુદ્ધિ ભ્રાન્તિ બુદ્ધિ અનિશ્ચયાત્મિક બુદ્ધિ અવબોધવી. કોઈ પણ મનુષ્ય બાહ્યનું કોઇ પણ કાર્ય કરે છે તેમાં કાલ કારણીભૂત છે પરંતુ તે કાલ તે પોતે નથી. સ્વભાવ તે બનનાર કાર્યનો સ્વભાવ છે તે પણ પોતે નથી. સ્વભાવ તો ઉત્પન્ન થનાર કાર્યમાં રહે છે. નિયતિ ભાવિભાવ **यद्भाव्यं तद् भविष्यति** એ પણ પોતે આત્મા નથી. પૂર્વકૃત પણ પોતે આત્મા નથી કારણકે પૂર્વકૃત શુભાશુભરૂપ છે અને શુભાશુભ કૃતકર્મથી આત્મા ભિન્ન છે. અતએવ શુભાશુભપૂર્વકૃત કર્મ પણ આત્મા નથી—તેથી તેવડે થનાર કાર્યમા અહંવૃત્તિ કરવી તે પણ કોઇ રીતે યોગ્ય નથી. પુરૂષાર્થથી કાર્યસિદ્ધિ થાય છે. પરન્તુ પુરૂષાર્થ એકલું કંઈ કાર્યસિદ્ધિ કરવાને શક્તિમાન્ નથી. સર્વ કારણો ભેગા મળે છે ત્યારે બાહ્યકાર્ય વગેરે સર્વ કાર્યોની સિદ્ધિ થાય છે. અતએવ કર્તવ્યકાર્યોમા આ મેં કર્યું, મારા વિના અન્ય કોણ કરનાર છે? ઇત્યાદિ અહંવૃતિ કરવી તે કોઈ રીતે યોગ્ય નથી અને તે અહંવૃત્તિના તાબે થવાથી નિરહંવૃત્તિદ્વારા જે આત્માની શુદ્ધતા સંરક્ષી શકાય છે તેનો નાશ થાય છે. તેમજ અજ્ઞાનમય અશુદ્ધ પરિણતિથી આત્મા કર્તવ્યકર્મયોગ કરતો છતો પણ જ્ઞાનાવરણીયાદિ કર્મોથી બંધાય છે. અતએવ જ્ઞાનીઓએ નિરહંવૃત્તિથી કર્તવ્યકાર્યો કરવા જોઈએ કે જેથી પ્રગતિમાર્ગથી કદાપિ પતિત થવાનો પ્રસંગ ન પ્રાપ્ત થઇ શકે. નિરહંવૃત્તિથી કાર્યયોગમાં મન્દત્વ આવે અને બાયલાપણું પ્રાપ્ત થઇ શકે એવી કદાપિ શંકા કરવી નહિ. જ્ઞાનયોગપૂર્વક જેઓ કર્તવ્યકાર્યોની ફરજને અદા કરવામા સદા મૃત્યુથી બીતા નથી તેઓ કર્તવ્યકાર્યોમા નિરહંવૃત્તિ છતા અપ્રમત્તપણે આત્મવીર્ય સ્ફોરવીને મનુષ્ય જીવન સફલ કરે એમા કોઇ જાતનું આશ્ચર્ય નથી સ્વકર્તવ્ય ફરજને અદા કરવામાં કર્તૃત્વાહંવૃત્તિને હૃદયમા સ્થાન ન મળી શકે તોજ કર્મયોગી કર્તાભોક્તાના વ્યવહારમા

નિર્લેપતા રાખી શકે છે અને તે સંસારવ્યવહારમાં પણ સત્ય ત્યાગના માર્ગપર વિહરી શકે છે અને સાધ્ય કેન્દ્રસ્થાનને અવશ્ય પ્રાપ્ત કરી શકે છે. નિરહંવૃત્તિને કર્તવ્યકાર્યોમાં શુદ્ધોપયોગ ધારણ કરીને ખીલવવી જોઈએ. અભ્યાસ પાડતા કાર્યની સિદ્ધિ થાય છે. આત્મા અને કર્મ બેને ભિન્ન અવબોધીને નિરહંવૃત્તિ ખીલવવી જોઇએ. મારાથી જે થવાનું હોય છે તે ફરજ અર્થાત્ કર્તવ્યદૃષ્ટિએ થયા કરે છે તેમાં મેં કર્યું એવી અહંવૃત્તિ ધારણ કરવાની કંઈ પણ જરૂર નથી. જે જે થાય છે તે કુદરતના નિયમને અનુસરીને થાય છે તેમા કર્તવ્યકાર્યપ્રવૃત્તિભૂત મારા આત્મામાં અહંવૃત્તિ શામાટે ઉત્પન્ન કરવી જોઇએ અર્થાત્ ન કરવી જોઈએ. એમ હૃદયમાં દૃઢ નિશ્ચય કરીને પ્રવૃત્ત થવું જોઇએ કે જેથી કર્તવ્યકર્મપ્રવૃત્તિમા સદા નિરહંવૃત્તિ રહ્યા કરે. અશુભ અહંવૃત્તિ કરતા શુભઅહંવૃત્તિ સારી અને શુભાહંવૃત્તિ કરતાં નિરહંવૃત્તિ ધારણ કરીને કાર્યમાં પ્રવર્તવું એ અનન્તગુણુ ઉત્તમકાર્ય છે. અશુભાહંવૃત્તિ ધારકો અને શુભાહંવૃત્તિ ધારકો આવશ્યકકાર્યમાં પ્રવૃતિ કરીને આગલ વધે તેના કરતા નિરહંવૃત્તિધારક કર્મયોગીઓએ આવશ્યક કર્તવ્યકાર્યોમા તે બેની સ્પર્ધામાં કર્તવ્યપ્રવૃત્તિથી આત્મભોગે પ્રગતિ કરી વિજયવંત બનવું જોઇએ કે જેથી નિરહંવૃત્તિધારક મનુષ્યોની સત્તા નીચે શુભાશુભાહંવૃત્તિધારકો રહે અને નિરહંવૃત્તિધારકોને તેઓ દબાવી ન શકે તથા તેઓના દાસ તરીકે બનવુ ન પડે એ ખાસ લક્ષ્યમાં વાત ધારીને પ્રવૃત્તિમાર્ગના પાન્થ બનવું જોઇએ. શુભાશુભાહંવૃત્તિધારકોથી જે કંઈ કર્તવ્યપ્રવૃત્તિ થાય છે તેમાં આન્તરિક સદોષતા અને બન્ધતા રહે છે અને નિરહંવૃત્તિવાળા જે કંઈ કાર્ય કરે છે તેમાં આન્તરદૃષ્ટિએ સદોષતા અને બન્ધતા રહેતી નથી. અને તેઓની બાહ્ય સદોષતા પણ શુભાશુભાહંવૃત્તિયોવાળાની બાહ્ય સદોષતા કરતાં અનન્તગુણુ ન્યૂન સદોષતા અવબોધવી; અને તે સદોષતા ખરેખર શુભાશુભાહંવૃત્તિધારકોની સદોષતા કરતા અનન્તગુણુ ઉચ્ચ અને અનન્તગુણુલાભપ્રદ અવબોધવી. નિરહંવૃત્તિ છતાં યાવત્ પ્રવૃત્તિયોગ્ય પ્રારબ્ધાદિક કારણો વિદ્યમાન છે, તાવત બાહ્યકાર્યો કર્યા વિના છૂટકો થવાનો નથી, માટે કાર્યપ્રવૃત્તિમાં નિરહંભાવે વર્તવું કે જેથી દશાર્ણભદ્રની પેઠે સામૈયા વગેરે શુભ ધર્મમાર્ગોમાં અહંવૃત્તિ થઈ શકે નહિ. **અસ્મત્કૃત આત્મપ્રકાશગ્રન્થમાં પ્રવૃત્તિમૂલ સંસાર છે અને નિવૃત્તિમૂલ મોક્ષ છે એમ દર્શાવવામાં આવ્યું** છે તેમાંથી પ્રાપ્તવ્ય જ્ઞાનને પ્રાપ્ત કરવું. યોગવાશિષ્ઠ ગ્રન્થમા વેદાન્તદૃષ્ટિએ અહંવૃત્તિથી સંસારમાં જન્મ જરા અને મરણ છે ઇત્યાદિનું વિશેષ વિવેચન કરવામા આવ્યું છે. **આનન્દઘન પદ-ભાવાર્થસંગ્રહ પુસ્તકમાં** અહંવૃત્તિના ત્યાગ સંબંધી ભાવાર્થમાં ઘણું કહેવામા આવ્યું છે તેનું મનન સ્મરણ અને નિદિધ્યાસન કરીને નિરહંવૃત્તિથી કર્તવ્યકર્મો કરવા જોઇએ. નિર્મલજ્ઞાનયોગથી સ્વાધિકારે પ્રાપ્ત સદોષ વા નિર્દોષ કાર્ય કરવા જોઇએ. પ્રત્યેક મનુષ્ય દેશ કુલ જાતિ કર્મ વય અને કાલાનુસારે પરિતઃ પરિસ્થિતિપ્રાપ્ત કર્તવ્યકાર્યોને કરે

છે. જે જે અધિકારે જે જે કર્તવ્યકાર્યો કરવાનો ભાર જે જે અવસ્થામાં શીર્ષપર આરોપાય છે તે હિંસાદિકદોષે સદોષ હોય વા નિર્દોષ હોય તો પણ તે કરવો પડે છે. શ્રી ઋષભદેવ ભગવંતે અનેક પ્રકારની શિલ્પકલા પ્રકટાવવાની સ્વાધિકારે કર્તવ્ય ફરજ અદા કરી. તે પ્રવૃત્તિની વિધિ દર્શાવવામા સદોષતા વા નિર્દોષતા છે? તેના ઉત્તરમાં કથવાનું કે અનેક દૃષ્ટિબિંદુઓથી પ્રવૃત્તિ સદોષ હોય વા નિર્દોષ હોય તોપણ તે કાર્ય શ્રીઋષભદેવ ભગવાન્‌ને સ્વાધિકારે પ્રાપ્ત હતું—અતએવ તેમણે નિર્લેપદૃષ્ટિથી સેવ્યું. સ્વાધિકારે બાહુબલિની સાથે કર્તવ્ય યુદ્ધ કરવાની પ્રવૃત્તિને શ્રીભરતરાજાએ સેવી. નીતિદૃષ્ટિએ સ્વાધિકારે પ્રાપ્ત કર્તવ્ય ફરજને ભરતચક્રવર્તિએ યુદ્ધ કરી અદા કરી હતી—તેમા ત્યાગધર્મદૃષ્ટિએ વ્યવહારતઃ સદોષત્વ છે; છતા ભરતરાજાએ બાર વર્ષ પર્યન્ત યુદ્ધ કર્યું હતું. શ્રીશાન્તિનાથ કુંથુનાથ અને અરનાથ એ ત્રણને તીર્થંકરની તથા ચક્રવર્ત્તિની પદવી હતી; એક ભવમા ગૃહસ્થાવાસાધિકારે તેઓએ ષટ્‌ખંડ સાધવાની પ્રવૃત્તિ સેવી હતી. એકેકને ચોસઠ હજાર સ્ત્રીઓ હતી. ગૃહસ્થાવાસમા સ્વાધિકારે એ ત્રણ તીર્થંકરોએ અમુક દૃષ્ટિએ સદોષ અને અમુક દૃષ્ટિએ નિર્દોષ કર્તવ્યકાર્યો કર્યા હતા. શ્રીનેમિનાથ ભગવંતે ગૃહાવાસની સ્થિતિમા જરાસંધના યુદ્ધમા ભાગ લઇ યાદવોનું રક્ષણ કર્યું હતું; તેમજ ગૃહાવાસમા સ્વાધિકારે કર્તવ્યકાર્યો કર્યાં હતાં. શ્રીમહાવીર પ્રભુના મામા વિશાલાનગરીના રાજા ચેડામહારાજે પોતાના ભાણેજો શરણે આવ્યા હતા, તે ક્ષત્રિયના ધર્મ પ્રમાણે કોણિકરાજાને પાછા નહિ આપવાને માટે કોણિકરાજાની સાથે બાર વર્ષ સુધી યુદ્ધ કર્યું હતું અને તેમા લાખો મનુષ્યોનો સંહાર અને સ્વનાશનો પ્રસંગ પ્રાપ્ત થયા છતા કર્તવ્ય યુદ્ધનો ત્યાગ કર્યો નહોતો; તેથી તેઓ ક્ષત્રિય ભૂપતિ તરીકે બારવ્રતધારી થઈ વિશ્વમા આજ પણ અક્ષરદેહે અમર થયા છે. સ્વાધિકારે કર્તવ્યકાર્ય ઉત્સર્ગમાર્ગે નિર્દોષ હોય અને અપવાદ માર્ગે સદોષ હોય, વ્યવહારથી નિર્દોષ ગણાતું હોય અને નિશ્ચયથી સદોષ હોય, નૈતિકદૃષ્ટિએ નિર્દોષ હોય અને પ્રાણઘાતકદૃષ્ટિએ સદોષ હોય, અનુબંધદૃષ્ટિએ નિર્દોષ હોય અને સ્વરૂપદૃષ્ટિએ સદોષ હોય—તથાપિ તે કરવા પડે છે, તે કર્યા વિના છૂટકો થતો નથી બ્રાહ્મણ, ક્ષત્રિય, શૂદ્રજાતિને સ્વસ્વાધિકારે કર્તવ્યકાર્યોને આજીવિકાદિ હેતુઓએ સંસારનાં અને ધર્મહેતુએ ધાર્મિકકાર્યો કરવાં પડે છે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને સ્વાધિકાર પ્રમાણે રાજકીયદૃષ્ટિએ, ધર્મદૃષ્ટિએ, સ્વાસ્તિત્વસંરક્ષકદૃષ્ટિએ, આજીવિકાદૃષ્ટિએ, અર્થદૃષ્ટિએ, ભોગદૃષ્ટિએ, નીતિદૃષ્ટિએ, ધંધાની દૃષ્ટિએ, આદિ અનેક દૃષ્ટિઓવડે પ્રવર્તતા ઉત્સર્ગ માર્ગથી નિર્દોષ અને આપત્તિઆદિ કારણે અપવાદમાર્ગે સદોષકાર્યો કરવા પડે છે તેનો ખ્યાલ તેઓ પોતેજ સાનુકૂળ સંપત્તિ વિપત્તિ કાલમા કરીને પ્રવર્તી શકે છે. અલ્પદોષ અને મહાલાભદૃષ્ટિએ ઉત્સર્ગમાર્ગ અને અપવાદ માર્ગથી કર્તવ્યકાર્યોને રાજ્યતંત્ર કાયદાઓની પ્રવૃત્તિયોની પેઠે સર્વ મનુષ્યોએ અન્તર્થી નિર્લેપ રહી જે અધિકાર પ્રમાણે પોતે ફરજ બજાવવા નિમાયો છે તદનુસારે તેઓએ કરવા

ગૃહસ્થ મનુષ્યો કોઈના પ્રાણનો કાર્યાદિવડે નાશ કરે તો તે હિંસા કહેવાય નહિ; કારણ કે તેમાં કોઈ જીવને કષાયવશ થઈને મારવાની બુદ્ધિ નથી. કોઈ રાજા કોઈને કાયદાનુસાર ફાંસીની શિક્ષા ફરમાવે વા કોઈ રાજા નૈતિક ધર્મયુદ્ધ કરે તો તેમાં વ્યવહારથી હિંસા ગણાય નહિ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સ્વસ્વાધિકારપ્રમાણે અપ્રમત્તયોગે સ્વસ્વકાર્ય પ્રવૃત્તિ કરે તો તેમાં અન્ય જીવોના ઉપર કષાયબુદ્ધિ નહિ હોવાથી અહિંસક છે અને એથી અહિંસકદૃષ્ટિએ સરકારી કાયદાઓ રચાય છે અને તે વિના કોઈ પ્રમાદવશ થઈ આજીવિકાદિ પ્રવૃત્તિના જે જે કાયદાઓ નિર્માણ થયા છે તેની વિરુદ્ધ પ્રમાદથી પ્રવૃત્તિ કરી કોઈ જીવને હણે તો તે હિંસક અને રાજ્યમાં દંડપાત્ર ગણાય છે. प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा। એ હિંસાના લક્ષણને પ્રત્યેક મનુષ્ય અમુક અમુકાગે કર્તવ્યકાર્યોને સ્વાધિકારે કરતો છતો અનર્થદંડની હિંસાના સદોષત્વથી મુક્ત થાય છે અને સ્વજનકુટુંબાદિ આજીવિકાહેતુઓવડે અર્થને પ્રાપ્ત કરતો છતો પ્રમત્તયોગથી મુક્ત થઈ અન્તરના અહિંસાદિગુણો ધારણ કરવા સમર્થ થાય છે. પ્રમત્તયોગથી થતી હિંસાપૂર્વક ભરતરાજાએ જો બાહુબલીની સાથે યુદ્ધ કર્યું હોત તો તેઓને નરકનું આયુષ્ય બંધાત. તેમજ બાહુબલીએ પણ પ્રમત્તયોગથી ભરતની સાથે તીવ્ર કષાયોવડે દુર્ધ્યાનપૂર્વક યુદ્ધ કર્યું હોત તો નરકનું આયુષ્ય બંધાત; પરન્તુ તેમ ન થતાં તેઓ કેવલજ્ઞાન પામી મુક્ત થયા છે; તેથી તેઓની નિર્મલજ્ઞાન યોગદશાનું મહત્ત્વ સહેજે અવબોધાય છે. પ્રમત્તયોગની પરિણતિમાં પણ ઉત્કૃષ્ટ મધ્યમ અને જઘન્ય યોગભેદોવડે અસંખ્ય ભેદો છે અને અપ્રમત્તયોગની પરિણતિમાં પણ ઉત્કૃષ્ટ મધ્યમ અને જઘન્ય આદિ અસંખ્ય ભેદો છે. ચોથા ગુણસ્થાનકમાં જે અપ્રમત્તતા હોય છે તે ગુણસ્થાનકની સ્થિતિ પ્રમાણે છે. તેના કરતાં પંચમગુણસ્થાનકમાં અનન્તગુણ અપ્રમત્તતા અને તેના કરતાં સાતમા ગુણસ્થાનકમાં અનન્તગુણ અપ્રમત્તતા એમ જૈનગુણસ્થાનકદૃષ્ટિએ ઉત્તરોત્તર ગુણસ્થાનકમાં વિચારવું. વેદાન્તધર્માચાર વ્યવહારદૃષ્ટિએ જે કર્તવ્ય કરવાનો જેનો અધિકાર છે તેમાં તેની ફરજ પ્રમાણે વર્તતાં કાર્યમાં નિર્દોષત્વ છે. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन. જો મનમાં દોષ નથી તો કાર્યમાં સદોષતા આવતી નથી એમ તેઓ કહે છે. જૈનધર્મમાં વ્યવહારદૃષ્ટિએ પણ કર્તવ્યકાર્યો કરતાં અપ્રમત્તપણે સદોષત્વ નથી; પરન્તુ અમુકદૃષ્ટિએ સદોષત્વ અને અમુક પરિણામે તથા કર્તવ્યકાર્ય ફરજદૃષ્ટિએ અમુકાંગે નિર્દોષત્વ છે એમ નિશ્ચય કરીને નિર્મલજ્ઞાનયોગથી કર્તવ્યકાર્યોને કરવાં જોઈએ, હિંસાદૃષ્ટિએ કાર્યોનું સદોષત્વ ચિંતવતાં જૈનશાસ્ત્રકારોની દૃષ્ટિને લક્ષ્યમાં રાખવી જોઈએ. જૈનધર્મમાં હિંસાના બે ભેદ છે. ૧ સંકલ્પીહિંસા ૨ આરંભીહિંસા. ઈરાદાપૂર્વક, વધ કરવા અથવા મારવાના અભિપ્રાયથી અન્યનો વધ કરવો તે સંકલ્પી હિંસા જાણવી. કૃષિ, વ્યાપાર, ન્યાય વગેરે સ્વાધિકારે ગૃહસ્થોને કર્તવ્યકાર્યો કરતાં પરોપકારાદિ કાર્યોમાં પ્રવૃત્તિ કરતાં જે કંઈ જીવોની હિંસા થાય છે તેને આરંભી હિંસા કહેવામાં આવે છે. એવી હિંસાની વ્રતધારી ગૃહસ્થોને મનાઈ નથી

ગૃહસ્થો પ્રથમ અહિંસા વ્રતમાં સવાવીસવાની દયા વ્યવહારથી પાળી શકે છે. અવિરતિ સમ્યગ્દૃષ્ટિને તેનો નિયમ નથી. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર ગૃહસ્થાવાસ પ્રમાણે સ્વાધિકારે આવશ્યક આજીવિકાદિ હેતુભૂત સાંસારિક કર્તવ્યકાર્યોની પ્રવૃત્તિ કરતાં છતાં સવાવીશ્વાની દયા પાળી શકે છે; તેથી તેઓના કર્તવ્યકાર્યોમાં સદોષત્વ અને નિર્દોષત્વ રહ્યું છે. ગૃહવાસમાં જે જે કુલ જાતિ ગુણ કર્મ પ્રમાણે કર્તવ્યકાર્યો કરાય છે તેમાં સંકલ્પી હિંસા ન પ્રકટે એવો નિર્મળજ્ઞાનથી ઉપયોગ ધારણ કરવો જોઇએ. ગૃહસ્થ મનુષ્યોને એકેન્દ્રિયજીવોની હિંસા કરતા દ્વીન્દ્રિયની ઘાતમાં વિશેષ હિંસા છે; તેના કરતા ત્રીન્દ્રિયના વધમાં વિશેષ હિંસા છે; તેના કરતા ચતુરિન્દ્રિય, તેના કરતાં પંચેન્દ્રિય પશુઓ અને પંખીઓ; અને તેના કરતા મનુષ્યોના વધમાં વિશેષ હિંસારૂપ પાપ છે. કષાયાદિવડે હિંસાનું સ્વરૂપ વિચારવું. અપ્રમત્તયોગે અલ્પદોષ અને મહાલાભદૃષ્ટિએ મનુષ્યોએ સદોષ વા નિર્દોષ એવા કાર્યોને કરવા એવું લક્ષ્યમાં રાખવું જોઇએ. દેશ જનસમાજ કલ્યાણ પરોપકારઆદિ કાર્યોમાં અલ્પદોષ અને મહાલાભને લક્ષ્યમાં રાખી નિર્મલજ્ઞાનયોગથી પ્રવૃત્ત થવું જોઇએ. ગૃહસ્થોએ સ્વસ્વાધિકારે ધાર્મિકકાર્યોમાં અલ્પદોષ અને મહાલાભનું લક્ષ્યબિન્દુ ધ્યાનમાં રાખીને ઉત્સર્ગ અને અપવાદથી સદોષ વા નિર્દોષ ધર્મકાર્યોમાં પ્રવૃત્ત થવું જોઇએ. હિંસા અસત્ય સ્તેય વગેરે દોષોથી કાર્યોમાં કષાય પ્રમાદોથી સદોષત્વનો આરોપ કરાય છે, પરન્તુ જો અન્તરમાં નિર્મલજ્ઞાનયોગ છે તો તેથી કષાયોના પરિણામને પ્રગટ થતાંજ વારી શકાય છે વ્યાવહારિક તથા ધાર્મિકકાર્યોમાં નિશ્ચયદૃષ્ટિએ સદોષત્વ વા નિર્દોષત્વની કલ્પના કરવાની જરૂર નથી. નિર્મલજ્ઞાનયોગે અન્તરમાં કષાયભાવથી મુક્ત થઈ બાહ્યનાં કર્તવ્યકાર્યો કરતા તેમાં શુભાશુભભાવની કલ્પના થવાથી બાહ્ય કર્તવ્યકાર્યોની પ્રવૃત્તિથી બંધાવાનું થતું નથી. યદિ વ્યવહારદૃષ્ટિથી અપ્રમત્તપણે કાર્ય કરતા આરંભાદિ અપેક્ષાએ બંધાવવાનું થાય છે, તથાપિ અન્તરથી નિ કષાયભાવે વર્તન હોવાથી મુક્તિના પગથીયાંપર ચઢવાનું થાય છે. સાધુઓને સાધુધર્મના અધિકાર પ્રમાણે આજ્ઞાયુકત વર્તતા ઉત્સર્ગમાર્ગે નિર્દોષત્વ છે; છતા અપવાદમાર્ગે અલ્પદોષ અલ્પહાનિદૃષ્ટિથી અપ્રમત્તયોગે પ્રવૃત્ત થતા બાહ્ય વ્યવહારથી અમુકાંશે સદોષત્વ ગણાય છે અત તેથી પ્રતિક્રમણાદિ કરીને વિરમી શકાય છે એમ અવબોધીને ગૃહસ્થોએ ગૃહસ્થના અધિકાર પ્રમાણે, સાધુઓએ સાધુ ધર્મના અધિકાર પ્રમાણે કર્તવ્યકર્મો કરવાં જોઇએ. ગૃહસ્થોને ગૃહસ્થાધિકાર પ્રમાણે અને ત્યાગીઓને ત્યાગાધિકાર પ્રમાણે સદોષ નિર્દોષ કર્તવ્યકાર્યો કરવાના હોય છે. અત્ર આ કર્તવ્યકાર્યોનું પ્રવચન ધર્મનૈતિકદૃષ્ટિએ વિશેષત અવબોધવું અને અનેક દૃષ્ટિએ અપેક્ષાએ કર્તવ્યકાર્યોમાં ઉપર્યુકત શ્લોકભાવાર્થને જેમ ઘટે તેમ અવતારવો જોઇએ. निर्मलज्ञानयोगत: એ વાકયના ભાવાર્થને હૃદયમાં પરિપૂર્ણ અવધારીને કર્તવ્યકાર્યો કરવાં જોઇએ નિર્મલજ્ઞાનયોગથી કર્તવ્યકાર્યોમાં ફરજ વિના અન્ય કશું શુભાશુભત્વ નથી રહેતું, તેથી કષાયોની મન્દતાપૂર્વક

આત્માની નિર્મલતા રહેવાથી કર્તવ્યકાર્યોની આત્મા પર શુભાશુભ અસર થતી અને કર્તવ્યકાર્યો પણ ફરજ પ્રમાણે અનહંવૃત્તિથી થયા કરે છે,–એવી નિર્મલજ્ઞાનયોગ સ્થિતિથી કર્તવ્યમા પ્રવૃત્ત થવાથી મૃત્યુ આવીને સામું ઉભું રહે તોપણ કોઈ પ્રકારનો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી તેમજ અમરત્વની ભાવનાથી આત્મોત્ક્રાન્તિ વિના અન્ય કશું કંઈ કર્તવ્ય હોતું નથી. અતએવ ભવ્યમનુષ્યોએ નિર્મલજ્ઞાનયોગવડે કર્તવ્યકર્મમા પ્રવૃત્ત થવું જોઇએ. નિર્મલજ્ઞાનયોગની પ્રાપ્તિથી સદોષ વા નિર્દોષ આવશ્યક કર્તવ્યકાર્યો કરવામાં કોઈ જાતનો સંભ્રમ ઉદ્ભવતો નથી. અર્જુન ક્ષત્રિય છતા યુદ્ધપ્રસંગે તેને સ્વકુટુંબીઓ કે જે સામા યુદ્ધ કરવાને આવ્યા હતા તેની સામા તેને શસ્ત્રો ઉપાડતા સંભ્રમ ઉત્પન્ન થયો હતો અને તેણે યુદ્ધક્ષેત્રમાથી પલાયન કરી જવા ધાર્યું હતું; પરન્તુ એવી રીતનું પલાયન યાવત્ ગૃહસ્થદશા અને ક્ષત્રિયત્વ ગુણકર્મપ્રવૃત્ત હોય તાવત્ ઘટે નહિ. અતએવ શ્રીકૃષ્ણે અર્જુનને ધર્મ્યયુદ્ધમા પ્રવૃત્ત થવાનો અને સંભ્રમનાશાર્થે આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો. શ્રી કૃષ્ણના ઉપદેશનું પરિણામ એ આવ્યું કે અર્જુને ક્ષત્રિયના સ્વાધિકાર પ્રમાણે સદોષ નિર્દોષકાર્યપ્રવૃત્તિને પ્રારંભી વિજય પામી વિશ્વમાં વિષ્ણુપદવીને પામ્યો અને એવી તેની ક્ષાત્રબલપ્રવૃત્તિથી આત્માના શત્રુઓ કે જે ક્રોધ માન માયા અને લોભના નામે પ્રસિદ્ધ છે તેઓને જીતી ભાવવિષ્ણુની પદવી પ્રાપ્ત કરી પરમાત્મપદને પામ્યા. આ ઉપરથી અવબોધવાનું કે પ્રત્યેક મનુષ્યે નિર્મલજ્ઞાનયોગથી કર્તવ્ય સદોષ વા નિર્દોષકાર્યોને કરવાં જોઇએ. અમુક દશાના અમુકાંશના નિર્મલજ્ઞાનયોગથી અર્જુને સ્વાધિકારે કર્તવ્યકાર્યોને કર્યાં હતા. શ્રીકૃષ્ણે નિર્મલજ્ઞાનયોગપૂર્વક મહાભારતાદિ યુદ્ધોમા કર્તવ્યકર્મ મલક્ષીને પ્રવૃત્તિ કરી હતી તેથી તેઓ અંતે ભવિષ્યમા પરિપૂર્ણ આવિર્ભાવ પામી તીર્થંકર પદવીની પ્રાપ્તિદ્વારા પરમાત્મપદને પ્રાપ્ત કરશે એમ જૈનતત્ત્વદૃષ્ટિએ અવબોધવું. વેદાન્તદૃષ્ટિએ તો તેઓ પરમાત્મસ્વરૂપજ હતા, તેમને કંઇ નવું પરમાત્મપદ પ્રાપ્ત કરવાનુ નથી એમ જણાવે છે, પરંતુ તેમા પણ અપેક્ષાએ મતભેદ છે. ગમે તેમ હોય પરન્તુ સાપેક્ષબિન્દુની દૃષ્ટિએ ઉપર્યુક્ત બાબતને ચર્ચતા એટલું કથવું પડશે કે શ્રી કૃષ્ણ શ્રુતજ્ઞાનદૃષ્ટિએ નિર્મલજ્ઞાનયોગી હોઇ તે તે દશાએ સદોષ વા નિર્દોષકર્મને નિર્લેપપણે તેમણે કર્યાં હતા. વસ્તુપાલ અને તેજપાલે તથા વિમલશાહે અમુકાંશે નિર્મલજ્ઞાનયોગથી સ્વાધિકારે પ્રાપ્ત આવશ્યક કર્તવ્ય સદોષ વા નિર્દોષકાર્યોને કર્યાં હતા. સ્વાધિકારે પ્રાપ્ત કર્તવ્યકાર્યોને નિર્મલજ્ઞાનયોગપૂર્વક કરવા માટે અહર્નિશ પ્રયત્ન કરવો જોઇએ. આત્મા અને જડ વસ્તુનું જ્ઞાન કરી તેની શ્રદ્ધા પ્રાપ્ત કરવાથી જ્ઞાનયોગની પરોક્ષ પ્રમાણે પ્રાપ્તિ થઈ શકે છે આત્માની નિર્મલ જ્ઞાનયોગપૂર્વક પ્રવર્તતી નિર્લેપતાથી સ્વાધિકારપ્રાપ્ત એવા વ્યાવહારિક સદોષ વા નિર્દોષ કાર્યો યદિ કરવામા આવે તો બનાય છે, તો તેથી સ્વવ્યવહારજીવનમા કુટુંબમા જનસમાજયોગ્ય પરોપકારી કાર્યોમાં રાજ્યનીતિમા

રાજ્યતંત્રમાં અર્થ અને કામમાં અને સર્વ પ્રકારની વર્ણાશ્રમના ધર્મકર્મ પ્રવૃત્તિયોની સાથે ધાર્મિક પ્રવૃત્તિયોમાં અવનતિ સાથે વિનાશકારક તત્ત્વ ઉમેરાય છે. અતએવ પરમાત્માના સ્વરૂપની સાથે આત્માનું નિર્મલજ્ઞાનયોગે ઐક્ય કરી તન્મય બનીને બાહ્યવ્યાવહારિક સદોષ વા નિર્દોષ કાર્યો કરીને વ્યષ્ટિ અને સમષ્ટિની વ્યવહાર અને નિશ્ચયત: બાહ્યાન્તરિક પ્રગતિને દ્રવ્યક્ષેત્રકાલભાવથી સુવ્યવસ્થાપૂર્વક સદોષ નિર્દોષકાર્યપ્રવૃત્તિમાં આત્મશ્રદ્ધાબલે સાધવી જોઇએ એમાં અંશમાત્ર શંકા લાવવી નહિ. **નિર્મલજ્ઞાનાગ્નિ જે હૃદયમાં પ્રજ્વલિત છે તે હૃદયને સદોષ વા નિર્દોષ કાર્યપ્રવૃત્તિરૂપ ઉપાધિની અસર થતી નથી.** **જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત્કુરુતેઽર્જુન** એનું સ્મરણ કરીને કર્તવ્યપ્રવૃત્તિને આવશ્યક ફરજ માની અન્ય આહ્નિકરાત્રિક આવશ્યકકાર્યોની પ્રવૃત્તિ કરવી જોઇએ. આત્મજ્ઞાનીઓ નિર્મલજ્ઞાનયોગથી જે જે કાર્યપ્રવૃત્તિયો કરે છે તેમા પોતાનું અહંત્વ કોઈ પણ પ્રકારનું ન કલ્પતાં તથા વસ્તુત: શુભાશુભત્વ ન કલ્પતાં કર્તવ્યકાર્યોને કરે છે અને તેઓ જે જે આવશ્યક શારીરિક કાર્યપ્રવૃત્તિને કરે છે તેમા તેઓ પ્રભુની પૂજા માને છે. બોલવાની સર્વપ્રકારની ક્રિયાને પ્રભુનો જાપ માને છે અને કાર્યચિન્તનપ્રવૃત્તિને પ્રભુનું ધ્યાન માને છે; સર્વ પ્રકારનાં કર્તવ્યકાર્યોવડે પ્રભુની પૂજા થાય છે એવી તેમની આન્તરિકભાવનાથી તેઓ કર્તવ્યકર્મોમાં પ્રભુને પૂજનારા હોવાથી તેઓ આત્મોત્ક્રાન્તિમા કર્મયોગી બની વિદ્યુદ્વેગે ગમન કરે છે. નિર્મળજ્ઞાનયોગથી બાહ્યકર્તવ્યકર્મો કરતા આત્માને અજર, અવિનાશી સુખ, અખંડ, માયાતીત, શબ્દગંધરસસ્પર્શાતીત, નામાતીત, રૂપાતીત, પંચભૂતાતીત માનીને તથા સત્તાએ તે પરમાત્મા છે એવો ભાવ અખંડ જાળવીને યતનાપૂર્વક દ્રવ્યભાવથી આત્મોન્નતિની સાથે સમષ્ટિની ઉન્નતિ કરી શકાય છે એમ અનેક જ્ઞાનીઓના ચરિત્રો વાંચવાથી અને મનન કરવાથી અવબોધાશે જ્ઞાનીઓના જ્ઞાનયોગની સદોષ વા નિર્દોષ કર્તવ્યકર્મની અખંડપ્રવૃત્તિમા બલિહારી છે એમ અવબોધવું. લાભાલાભના વિવેકવડે સ્વ અને પરને સુખસાધક એવા દેશકાલાનુસારે સદોષ વા નિર્દોષ કર્તવ્યકાર્યો કરવા જોઇએ. અમુક આવશ્યક કર્તવ્યકાર્ય અમુક દેશકાલાનુસારે અમુક લાભ અને અમુક અલાભ તથા દેશકાલાનુસારે સ્વને સુખપ્રસાધક અને પરને સુખપ્રસાધક છે એવું પરિપૂર્ણ જ્યાસુધી જાણવામા આવતું નથી ત્યા સુધી અજ્ઞાન મોહ અને અવ્યવસ્થિતતાનું પરિપૂર્ણ પ્રાબલ્ય પ્રવર્તે છે અને તેથી દેશ ધર્મ સમાજ અને પોતાને સ્વકર્તવ્યકાર્યોથી હાનિ ભોગવવી પડે છે. વ્યાવહારિક વા પારમાર્થિક કયા કયા કર્તવ્યકાર્યો કયા કયા દેશકાલે કરવા યોગ્ય છે અને તેનાથી લાભ છે વા અલાભ છે તેમા સ્વાન્યસુખસાધક કર્તવ્યકાર્યપ્રવૃત્તિને આદરવી જોઇએ. દેશકાલવડે લાભાલાભનો વિચાર કર્યાવિના જે મનુષ્ય અન્ધનીપેઠે પ્રવૃત્તિ કરે છે તે અન્તે ખત્તાખાઈને દુ:ખની પરંપરાને પ્રાપ્ત કરે છે. ક્ષેત્રકાલ અને લાભાલાભપ્રવૃત્તિનો વિચાર કર્યાવિના છેલ્લા પેશ્વા સરકારે શાતિપ્રિય બ્રિટીશરાજ્યની વિરુદ્ધ પ્રવૃત્તિ કરી તેથી તેના રાજ્યનો નાશ થયો—ઇત્યાદિ

અનેક દૃષ્ટાન્તોથી દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી લાભાલાભકાર્યપ્રવૃત્તિયોનો નિશ્ચય કરવો જોઇએ. સ્વાર્થબુદ્ધિ અને મોજશોખની બુદ્ધિનો ત્યાગ કરીને સ્વજીવન અને પરજીવનની ઉપયોગિતા અવબોધીને પરસ્પરોપગ્રહદૃષ્ટિએ કર્તવ્યકાર્યનો લાભાલાભ વિચારીને કર્તવ્યકાર્યો કરવા જોઈએ. રાવણરાજાએ કામાન્ધ બની સીતાને પાછી ન આપવામા મોટી ભૂલ કરી અને તેથી તેણે એકલો પોતાનો તો નહિ પરંતુ સ્વદેશ સ્વકુલ અને સ્વજનોનો નાશ કર્યો. જો તેણે દેશકાલાનુસારે લાભાલાભનો વિચાર કર્યો હોત અને સ્વાન્યસુખસાધક કાર્ય ખરેખર મારાથી થાય છે કે નહિ તેનો વિચાર કર્યો હોત તો તે સીતાને પાછી આપવામાં પાછી પાની કરત નહિ. તેણે કામ અને પશ્ચાત્ માનના વશ થઇ સ્વકુલનો નાશ કરાવ્યો. સુજ્ઞ મનુષ્યે પ્રત્યેકકાર્ય કરતાં દેશકાલાનુસારે તે તે લાભ અને અલાભને કઈ કઈ સ્થિતિએ કરનાર છે ? તથા સ્વાન્યને સુખસાધક છે કે નહિ ? તેનો વિચાર કરી કરવો જોઈએ. દેશકાલાનુસારે લાભાલાભપ્રદકાર્યનો વિવેક કરીને શ્રીકૃષ્ણની સલાહને માન આપી જો દુર્યોધને પાડવોને પાંચ ગામ આપ્યાં હોત તો મહાભારતનું યુદ્ધ થાત નહિ અને દેશનો તથા રાજ્યસંપત્તિનો નાશ થાત નહિ. પાંડવોને પાંચ ગામ આપવામાં દુર્યોધનને લાભ હતો; પરંતુ લાભાલાભ વિવેકદૃષ્ટિથી તેણે અહંકારાધીન થઈ નિશ્ચય કર્યો નહિ તેથી આર્યાવર્તની પડતી પ્રારંભાઈ; વર્તમાન દ્રવ્ય-ક્ષેત્ર-કાલ–ભાવાનુસારે લાભાલાભનો વિચાર કરીને કર્તવ્યધર્મ્ય કર્મો કરવાની જરૂર છે. વર્તમાનની અસર ભવિષ્યપર થાય છે. દેશકાલાનુસારે સ્વપરસુખસાધકલાભપ્રદ કર્તવ્યધર્મ્યકાર્યો કરવામાં આવશે તોજ તેનું ફલ ભવિષ્યમાં ઉત્તમ આવશે. ભૂતકાલના સર્વ વિચારો અને આચારો માત્ર સારા એટલું કથી–માનીને વર્તમાનની ઉન્નતિના વિચારો પ્રમાણે આચારોમાં પ્રવર્તવામાં ન આવે તો વર્તમાનકાલ કોઈ વખત ભૂત થતા અને ભવિષ્ય કોઇ વખત વર્તમાનરૂપ થતાં પશ્ચાત્તાપનો પાર રહેશે નહિ. અત દેશકાલાનુસારે ધર્મ્યકાર્યને કરવામાં અંશમાત્ર પણ પાછા હઠવું ન જોઈએ. કર્તવ્યકાર્ય માટે ભૂતકાલની વાત મૂકી દઈને વર્તમાનમાં જે કરવા યોગ્ય છે તે પર લક્ષ્ય રાખી અને તે પ્રમાણે પ્રવર્તીને ભવિષ્ય સુધારવું એજ વ્યવહારથી અને નિશ્ચયથી વ્યાવહારિકધાર્મિક ધર્મ્ય કર્તવ્યો તથા વ્યાવહારિક કર્તવ્યકાર્યો કરવામાં શુભાશુભત્વની કલ્પનાથી રહિત થઇ આત્માને આત્મરૂપ દેખી અને બાહ્યને બાહ્યરૂપ દેખી નિર્લેપ અને અપ્રમત્ત દશાએ કર્તવ્ય કાર્યોમાં પ્રવૃત્ત થવું જોઇએ. મન વાણી અને કાયાદિની જે જે શક્તિયો પ્રાપ્ત થઇ છે તે તે સર્વ શક્તિયો વ્યષ્ટિ અને સમષ્ટિનો ઉદય કરવા માટેજ છે એવું અવબોધીને સદા સાવધાન થઈ અપ્રમત્તપણે દેશકાલાનુસારત સ્વાધિકારે કાર્યો કરવા જોઈએ. **સ્વયોગ્ય સ્વાધિકારે દેશકાલાનુસારે સદોષ વા નિર્દોષ કર્તવ્યકાર્યો કરવાં તે ધર્મ્યકર્તવ્યકાર્યો અવબોધવાં.** મહાભારત અને ભગવદ્ગીતા વગેરેમાં ધર્મ્યકાર્યો કરવા સંબંધી ઉપદેશ છે, તેમાથી સમ્યગ્દૃષ્ટિએ દેશકાલાનુસારે કર્તવ્યકાર્યોને કરવાનો સાર ગ્રહણ કરવાની જરૂર છે.

દેશકાલાનુસારે ધર્મ્યકર્મોનું ભિન્ન ભિન્ન સ્વરૂપ બની શકે છે. કોઈ દેશમાં ધર્મ્યકાર્યનો આકાર અને તેને કરવાની રીત જુદા પ્રકારની હોય છે અને કોઈ દેશમાં કોઇ કાલમાં કર્તવ્યધર્મકાર્ય કરવાનો આકાર તેની રીત જુદા પ્રકારની વર્તમાન કાળમાં હોય છે. યુરોપ આફ્રિકા અમેરિકા એશિયા અને ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમાં કર્તવ્યકાર્યો કરવાના આકાર ભિન્ન ભિન્ન હોય છે. તે તે દેશ, તે તે દેશમાં વર્તતો ગ્રીષ્માદિ ઋતુકાલ, તે તે દેશના લોકોની સ્થિતિ વિગેરેથી કર્તવ્યકાર્યોનું સાધ્યબિન્દુ એક સરખું હોવા છતાં કર્તવ્યકાર્યોના બાહ્યાકારો ભિન્નભિન્નમતિપ્રવૃત્તિથી ભિન્નભિન્ન પ્રકારના હોય છે. એમાં તરતમયોગે બાહ્યભેદોપૂર્વક બાહ્ય કર્તવ્યસ્વરૂપ અવબોધી દૃઢ નિશ્ચયથી કાર્ય કરવાં. ક્ષેત્રકાલાનુસાર લાભાલાભનો વિવેક કરીને આવશ્યક વ્યાવહારિક તથા પારમાર્થિક જે જે કાર્યો કરવાના હોય તે કરવાં જોઇએ એવી સ્વફરજ છે અને તે અદા કરવી જોઇએ. **આ વિશ્વમાં પ્રત્યેક મનુષ્યે પોતે સાંકલના અંકોડાની પેઠે જાણી અન્ય મનુષ્યોરૂપ અંકોડાઓની સાથે સંબંધ રાખીને અર્થાત્ જુદા ન પડતાં મળીને જનસમાજહિતકારક આવશ્યક કાર્યોમાં ક્ષેત્રકાલાનુસારે લાભાલાભના વિવેકપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ.** સ્વાવસ્થા, સ્વશક્તિ, આજુબાજુની સાહાય્ય, સાહાય્યક શક્તિયોની યોજનાઓપૂર્વક વ્યવસ્થાઓ વગેરેના બલાબલનો પરિપૂર્ણ વિચાર કરી સ્વાધિકાર પરત્વે સદોષ વા નિર્દોષ આવશ્યક કાર્યો કરવાં જોઇએ. પૃથુરાજ ચોહાણની સાથે લાભાલાભના વિવેકપૂર્વક તથા દેશકાલની સ્થિતિનો વિવેક કરીને કનોજનો રાજા જયચંદ્ર જોડાયો હોત અને બન્નેએ અન્ય રાજાઓની સાથે મેળ કરી રાજ્યના મૂળ ઉદ્દેશના પૂજારી બની આર્યદેશ સામ્રાજ્ય, ધર્મ સાહિત્યાદિની રક્ષાર્થે યુદ્ધ આરંભ્યું હોત તો તેઓ આર્યદેશની પ્રગતિમા સદા ચિરસ્મરણીય તરીકે રહી શકત. પરંતુ અફસોસ કે તેવું તેમનાથી બની શક્યું નહિ પરંતુ ઉલટું બન્યું. જનસમાજનું હિત કરવું અને સર્વ જનોને સુખમા કોઈ હાનિ કરે નહિ એવી વ્યવસ્થાપૂર્વક જનોની રક્ષા કરવી એજ રાજ્યનો મુખ્ય ઉદ્દેશ છે. તેને જો તેઓ સમજ્યા હોત અને પોતાને દેશસેવક અને જનસમાજસેવક તરીકેની ખાસ ફરજ અદા કરવા તરીકે પોતાની જાતને તેઓ દેશકાલાનુસારે સમજી શક્યા હોત તો ભવિષ્યની પ્રગતિ માટે તેમના નામો અને કર્તવ્યકાર્યોની સ્મૃતિ સદા અમર રહેત. શાહબુદ્દીન ઘોરીએ પણ રાજ્ય કરવાનો મુખ્યોદ્દેશ અવબોધ્યો હોત તો અન્ય દેશના મનુષ્યોના હિતની વ્યવસ્થાનો નાશ કરવા અને નકામી અશાન્તિ-અંધાધુની ફેલાવવા પ્રયત્ન નહીં કરત અને સ્વદેશીય મનુષ્યોને આવશ્યક કર્તવ્યકાર્યોનો વાસ્તવિક માર્ગ જણાવી શકત. બ્રિટીશ સરકાર મનુષ્યોની વાસ્તવિક વ્યાવહારિક ઉપયોગી કાર્યપ્રવૃત્તિયોને સમજે છે તેથી તે વિશ્વમાં સર્વત્ર મનુષ્યોને શ્રેયઃ સુખ શાંતિ નિમિત્તે રાજ્ય અને તેની સર્વ યોજનાઓ તથા વ્યવસ્થાઓ હોવી જોઇએ

એમ દેશકાલાનુસારે લાભલાભનો વિવેક કરી પ્રવર્તે છે તેથી તે સર્વત્ર વિશ્વમાં રાજ્ય કરી સર્વ મનુષ્યોને અલ્પદોષ મહાલાભ દૃષ્ટિએ શાંતિ સમર્પી શકે છે. તદ્વત્ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રે કર્તવ્યકાર્યોના ઉદ્દેશોપૂર્વક સદોષ વા નિર્દોષ કાર્યો કરવા જોઇએ.

આવશ્યક પ્રત્યેક કર્તવ્યધર્મકર્મ દેશકાલાનુસારે સ્વાન્યસુખ-સાધક હોવું જોઇએ. પ્રત્યેક કર્તવ્યધર્મ્યકર્મ ખરેખર સ્વાત્માને કુટુંબને જ્ઞાતિને જનસમાજને સંઘને અને વિશ્વને પરંપરાએ સુખ-સાધક થાય એવું વિવેકમાન્ય હોવું જોઇએ.

**અવતરણ**-સ્વાધિકાર યોગ્ય સત્કાર્યપ્રવૃત્તિમાં ન મુંઝાતાં ઉત્સાહ શ્રદ્ધા અને સહનતાની પ્રેરણાબલસંદર્શકવર્ધક શિક્ષાને કથવામાં આવે છે.

॥ श्लोकाः ॥

**मामुहः सत्प्रवृत्तौ त्वं नित्यमुत्साहपूर्वकम् ।**
**वर्तस्व योग्यकार्येषु सल्लाभं द्रक्ष्यसि ध्रुवम् ॥ ४६ ॥**

**पूर्णश्रद्धां समालम्ब्य धृत्वा धैर्यं सुभावतः ।**
**मेरुवत् स्थैर्यमालम्ब्य प्रवर्तस्वोपयोगतः ॥ ४७ ॥**

**प्रारंभितस्वकार्येषु विघ्नौघे पतितेऽपि वै ।**
**मृत्युभीतिं विहाय त्वं प्रवर्तस्व प्रयत्नतः ॥ ४८ ॥**

**શબ્દાર્થ**—હે મનુષ્ય ! સત્પ્રવૃત્તિમા તું મુંઝ નહિ. સ્વાધિકારયોગ્ય કાર્યોમા નિત્ય ઉત્સાહપૂર્વક પ્રવર્ત. અન્તે તું તેથી ઉત્તમ લાભને નક્કી દેખીશ. પૂર્ણ શ્રદ્ધાને અવલંબીને તથા સુભાવથી ધૈર્ય ધરીને તથા મેરુપર્વતની સ્થિરતાને અવલંબી ઉપયોગથી સત્કાર્યમા પ્રવર્ત. પ્રારંભિતસ્વાધિકારયોગ્ય કર્તવ્યકાર્યોમાં વિઘ્નો આવે છે તે મૃત્યુ ભીતિનો પણ ત્યાગ કરીને પ્રયત્નત: સ્વકાર્યમા પ્રવર્ત.

**ભાવાર્થ**—આત્મન્ ! સત્પ્રવૃત્તિમા પ્રવર્તતા તું જગમાત્ર ના મુંઝાતો; કેટલીક અગવડતાઓ તો તું મુંઝાઇને ઉભી કરે છે. સત્કાર્યપ્રવૃત્તિમાં મુંઝાતા અનેક પ્રકારની વિકલ્પસંકલ્પ શ્રેણિયો પ્રકટે છે અને તેથી આત્માની વિકસિત શક્તિયોને હાનિ પહોંચે છે. એક મનુષ્ય સત્કાર્યપ્રવૃત્તિમા વિપત્તિયોની કલ્પના કરી ભય શોકના વિચારોથી મુંઝાઇ

ગયો અને તેથી તેના શીર્ષસ્થિત કૃષ્ણકેશ પણ એક રાત્રિમાં શ્વેત થઈ ગયા. સત્કાર્યપ્રવૃત્તિમાં આજુબાજુના વિપરીત સંયોગથી મુંઝાઇ જવાથી સારી રીતે કાર્ય કરવાની સત્યબુદ્ધિનો લય થાય છે અને તેથી પોતાની મેળે ગભરાઈ જવાથી સત્પ્રવૃત્તિથી ભ્રષ્ટ થવું પડે છે. પ્રત્યેક મનુષ્યને સ્વસત્કાર્યપ્રવૃત્તિમાં મુંઝાઇ જવાના અનેક પ્રસંગો પ્રાપ્ત થાય છે-તેમા જો તે નથી મુંઝાતો તો તે કાર્યસિદ્ધિ કરે છે. કહ્યું છે કેઃ-

વિમલા નવ કરશો ઉચાટ—એ રાગ

અરે જે કાર્ય કરંતાં મુંઝે તે જન શું કરેરે;
અરે તે લજવે જનની કૂખને કાર્યવિષે ડરેરે.

કાર્ય કરતાં જે મુંઝાતો, જગ અપવાદે જે ડર ખાતો;
અરે તે ડરકુપોક બની ભૂંડા હાલે મરેરે—અરે જે-૧

મુંઝે તેને સૂજ ન પડતી, વાણી બોલે તે બહુ રડતી;
ખરેખર મુંઝાયાથી માનવ ભ્રષ્ટદશા વરેરે—અરે જે-૨

યુદ્ધે અર્જુન ના મુંઝાયો, મહાભારતમાં તે વખણાયો;
યુગોયુગ કીર્તિયશ કવિયો ગાતા ફરેરે—અરે જે-૩

ધન્ય પ્રતાપ શિવાજી રાજા, કાર્ય કરીને રાખી માઝા;
આહાહા અમર નરો અક્ષર દેહે એવા ખરેરે—અરે જે-૪

ચાપોત્કટ વનરાજ સવાયો, પૃથુરાજ ચોહાણ ગવાયો;
મુવા કાર્ય કરંતા તે જન જીવ્યા જગ ભણેરે—અરે જે-૫

કુમારપાલ યુદ્ધે ચઢીઓ, શત્રુ સાથે શૂરથી લઢીઓ;
જગમાં ચાવો તેના કવિયો ગુણ સંસ્તવ કરેરે—અરે જે-૬

કાર્ય કરંતાં જે જન હારે, તે શું ચઢશે અન્યની વ્હારે;
અરે જે લીધું માથે તે કરતાં જયને વરેરે—અરે જે-૭

કાર્ય ગ્રહ્યું તે ત્યજ્યું ન જેણે, કીધું નામ અમર તે એણે;
શુભંકર કાર્યપ્રવૃત્તિ કરતાં દુખડા સંહરેરે—અરે જે-૮

પરાક્રમી પૌરૂષ જગ જીવ્યો, ભારત ક્ષાત્ર કુળે દીવો;
સિકંદર વીરપણું તેનું દેખી મન ભય ધરેરે—અરે જે-૯

કરવું તો ડરવું શા માટે, શુભ કાર્યે નિજ શીર્ષની સાટે;
પ્રયત્ને પૂરું કરતો શૂરવીર જે આદરેરે—અરે જે-૧૦

મુંઝાયાથી માન ન થાતું, હોય માન તો પણ તે જાતું;
અરે જે મુંઝે તે જન દુઃખથકી ના ઉગરેરે—અરે જે-૧૧

કાર્ય કરતા મુંઝ !!! ન ભાઈ, થાશે અન્તે અન્ય સહાઈ;
વધાઇ સત્કાર્યોની થાશે જગજશ વિસ્તરેરે—અરે જે-૧૨

શુભ પ્રવૃત્તિ જગમાં સારી, કરેજ તેની છે બલિહારી,
ભાવે **બુદ્ધિસાગર** ભવપાથોધિ ઝટ તરેરે—અરે જે-૧૩

ઈંગ્લાંડમાં સતત ઉદ્યોગી શાર્પે સત્પ્રવૃત્તિમા જરામાત્ર ન મુંઝાતાં લુઈસ નામના ગુલામ અને સોમર્સેટ નામના ગુલામને ગુલામપણાથી મુક્ત કર્યા. પ્રથમ શાર્પની સામા અનેક મનુષ્યો થયા પણ તે સતત ઉદ્યોગ અને અમુંઝવણુથી જય પામ્યો. પ્રથમ કર્તવ્યકાર્ય કરનારે જે કાર્ય કરવું તેમાં મુઝવણ પાછળથી ન પ્રગટે એવા ઉપાયો લેવા જોઈએ. પોતાની જાતને દરરોજ મુંઝવણ ન થાય એવા ઉપાયોથી કેળવવી જોઈએ. કર્તવ્યકાર્યો પાછળ અમુંઝવણપૂર્વક પ્રવૃત્તિ કરવામા આવે તો તેના શુભ ફલ મળ્યા વિના રહેતાં નથી. જેણે સત્કાર્યપ્રવૃત્તિયોમા જોડાવું હોય તેણે મુંઝાવાની ટેવને દેશવટો દેવો જોઈએ. સત્કાર્યપ્રવૃત્તિમા મુંઝાયલા મનુષ્યની બુદ્ધિપર આવરણો આવી જાય છે અને તેથી તે કર્તવ્યપ્રવૃત્તિમા સત્યની ઝાંખી દેખી શકતો નથી. સત્યપ્રવૃત્તિમા મુંઝાયલો મનુષ્ય પોતાના પાછળ હજારો મનુષ્યો સાહાય્ય કરવાને તત્પર થાય-થએલા હોય છે તેને તે દેખી શકતો નથી. કર્તવ્યસત્કાર્યપ્રવૃત્તિમા ન મુંઝાવાથી તાત્કાલિક જે જે ઉપાયો કરવાના હોય તે તે સુઝી આવે છે. ગુર્જરભૂમિપતિ વનરાજ ચાવડો સ્વકાર્યપ્રવૃત્તિમા ઘણી વખત વિજય ન મળ્યા છતા મુંઝાયો નહિ, તેથી તેની બુદ્ધિદ્વારા સત્ય ઉપાયો સુઝયા અને તેથી તેણે પુનઃ ગુજરાતનું રાજ્ય સંપ્રાપ્ત કર્યું. પહેલા ભીમદેવ સોલંકીના પ્રધાન વિમલશાહ ઉપર અનેક આપત્તિયો આવી પડી તોપણ તે મુંઝાયો નહિ, તે આબુના રાજાની પાસે ગયો અને ચંદ્રાવતીનું રાજ્ય પ્રાપ્ત કર્યું. વસ્તુપાલ અને તેજપાલનું ચરિત વાચતા સમજાશે કે તેમને ઘણી મુંઝવણમાથી પસાર થવું પડતું હતું અને મુંઝવણુથી નાસીપાસ ન થવાને માટે અનુપમા તેમને સારી સલાહ આપતી હતી. શ્રીહેમચંદ્રસૂરિએ સત્પ્રવૃત્તિમાં મોહ ન પામતા જે જે કાર્ય કરવા ધાર્યાં હતા તે તેમણે કર્યાં અને પ્રતિપક્ષીઓથી થતી ઉપાધિદ્વારા જે જે મુંઝવણો ઉભી થતી હતી તે તેમણે ટાળી હતી. કુમારપાલરાજાને સિદ્ધરાજની ગાદીપર બેસતાં અનેક મુંઝવણોમાથી પસાર થવું પડયું હતું. શ્રીઅભયદેવસૂરિએ આચારાગાદિ નવાંગની વૃત્તિ રચી; તેમના કાર્યથી વિરુદ્ધ-લોકોએ તેમની પ્રવૃત્તિમાં અનેકપ્રકારની ડખલો ઊભી કરી પણ તેથી તે જરામાત્ર મુંઝાય નહિ તેમના શરીરે કોઢરોગ ઉત્પન્ન થયો ત્યારે પ્રતિપક્ષીઓએ કહ્યું કે—તેમણે નવાગોની વૃત્તિ કરી તેથી કોઢ રોગ થયો એમ કથ્યા છતા તે જરામાત્ર મુંઝાયા નહિ. અમેરિકાના

પ્રખ્યાત શોધક એડીસનને પ્રથમ પ્રગતિમાર્ગમાં પ્રવર્તતાં અનેક વિપત્તિયો નડી હતી, પણ તેણે જરામાત્ર પણ ન મુંઝાતાં પોતાની કાર્યપ્રવૃત્તિ શરૂ ને શરૂ રાખી તેથી તે અન્તે વિજયી અને સમૃદ્ધિમાન્ બન્યો છે. વ્યાપાર કરનારા વ્યાપારીઓ, શૂરવીર ક્ષત્રિયો, વિદ્યોપાસક વિદ્યાર્થીયો, સાધુઓ, બ્રાહ્મણો, રાજાઓ અને સેવકોને સ્વકાર્યપ્રવૃત્તિમા અનેક વિપત્તિયો નડે છે અને તેથી સત્કાર્યપ્રવૃત્તિનો ત્યાગ કરવાનો વિચાર પ્રકટે છે; પરન્તુ જેઓ ખરેખરા કર્મયોગીઓ છે તેઓ તો સત્પ્રવૃત્તિ કરતા અનેક પ્રતિકૂલ સંયોગો પ્રાપ્ત થયા છતાં મુંઝાતા નથી અને તેથી તેઓ પ્રતિકૂલ સંયોગોના સામા ઊભા રહી સ્વકાર્ય સિદ્ધ કરી શકાય એવું પરિત· સાનુકૂલ સંયોગોનું બળ મેળવીને આગળ વધે છે. સ્કૉટલાડનો રાજા એક વખત ઇગ્લાંડની સાથે લડતા હારી ગયો; તે પોતાના મહેલમા રહ્યોરહ્યો વિચારો કરી મુંઝાતો હતો એવામા તેણે કરોળીયાને જાળ રચતા જોયો. કરોળીયો ઘણી વખત જાળ રચતાં ન ફાવ્યો પણ તે હિમ્મત ન હારતા જાળ રચવા લાગ્યો અને અન્તે ફાવ્યો. તે કરોળીયાનું દષ્ટાંત મનમા ધારણ કરીને સ્કોટલાંડના રાજાએ મુંઝવણ દૂર કરી પાછું યુદ્ધ શરૂ કર્યું અને વિજયશાળી બન્યો. એ ઉપરથી સમજવું કે પરોપકારકૃત્યમા, વ્યાપારકૃત્યમાં, સંઘકૃત્યમાં અને જનસમાજસેવાકૃત્ય વગેરે સત્કાર્યો કરવાની પ્રવૃત્તિમાં અનેક વિપત્તિયો પ્રસંગે મોહ પ્રકટે એ સ્વાભાવિક છે; પરન્તુ જ્ઞાનવડે જરામાત્ર ન મુંઝાતાં આજુબાજુના સાનુકૂલ સંયોગો મેળવી આગળ વધવું તેજ વાસ્તવિક કર્તવ્યકાર્ય કરવાની કુંચી જાણવી. મહમ્મદપયગંબર એક વખત તેના શત્રુની સાથે લડતો હતો, તે પ્રસંગે પોતાના સૈનિકોની હાર અને તેઓની ભાગંભાગા દેખીને તે મુંઝાયો નહિ. તેણે સ્થિરપ્રજ્ઞાથી વિચાર કર્યો અને હાથમાં રૂમાલ લઇને સ્વસૈનિકોને આકાશપરથી ખુદા મદદે આવે છે માટે લડો એમ કહી ઉત્સાહિત કર્યા, તેથી સૈનિકો બમણા ત્રમણા જોરથી લડવા લાગ્યા અને તેમાં મહંમદ પેગંબરની ફતેહ થઇ. એ ઉપરથી સમજવાનુ કે સત્કાર્યપ્રવૃત્તિમા જો ચારે તરફથી વિપત્તિયો આવી પડતાં પણ મન મુંઝાતું નથી તો અન્તે સ્વકાર્યની સિદ્ધિ કરી શકાય છે એમ નક્કી માનવું. ગૌતમબુદ્ધને સ્વધર્મ સ્થાપન કરવામાં અનેક વિપત્તિયો નડી હતી. તેના ઉપર હજામડીની સાથે વ્યભિચારનું કલંક બ્રાહ્મણોએ મૂક્યું હતું પરંતુ તે ન મુંઝાવાથી સ્વકાર્ય કરી શક્યો. જે મનુષ્ય દુનિયામા સઘળું સહન કરીને પોતાની કર્તવ્ય ફરજથી સર્વ વિશ્વનું કલ્યાણ કરવા ઇચ્છે છે તે મનુષ્ય ગમે તેવી મુંઝવણને પણ પોતાના હૃદયમા સ્થાન આપે એજ તેની આવશ્યક નિષ્કામ સત્ય ફરજની ઉત્તમતા અવબોધવી. જ્ઞાની એવો કર્મયોગી પોતાના આત્માને સત્પ્રવૃત્તિમાં નહિ મુંઝાવવાપૂર્વક એમ કથી શકે છે કે આ સર્વ જીવ સમષ્ટિમાંનો હું એક આત્મા છું અને તેટલે અંશે મારા વિચારો મારા શબ્દો મારા આચારોવડે હું સમષ્ટિનો જવાબદાર છું માટે મારે મારા આત્માને મનને વચનને અને કાયાને એવી રીતે કેળવવા જોઇએ કે જગત્સમષ્ટિની કોઇપણ વ્યષ્ટિ

અર્થાત્ વ્યક્તિનું મારાથી શુભ થાય પણ કદાપિ કર્તવ્યકાર્યોવડે અશુભ ન થાય. આવી રીતે જે વ્યષ્ટિ અને સમષ્ટિનો સંબંધ અને પોતાની જવાબદારી જાણે છે તે કર્તવ્યકાર્યોમાં મુંઝાતો નથી. જે મનુષ્ય પોતાના આત્માને પરમાત્મારૂપ માનીને સત્કાર્યમા પ્રવૃત્તિ કરે છે તે મન વચન અને કાયાની શક્તિઓવડે પારમાર્થિક કાર્યો કરે છે પણ વ્યષ્ટિ તરીકે જગત્જીવોનું અશુભ થાય એવું સતપ્રવૃત્તિમાં મુંઝાઇને કરતો નથી. પોતાના આત્માને શુદ્ધ ઉચ્ચ અને નિર્મલ માનીને ઉદ્યોગપૂર્વક જે મનુષ્ય કર્તવ્યકાર્યપ્રવૃત્તિને સેવે છે તેને શુભાશુભભાવાતીતવૃત્તિ હોવાથી મુંઝવણમાં ફસાવાનું થતું નથી. પોતાના કર્તવ્યકાર્યમાં જેને આત્મશ્રદ્ધા નથી અને જે જગત્‌ના વિચિત્રાભિપ્રાયોથી મુંઝાય છે તે કદી કર્તવ્યસત્પ્રવૃત્તિમાં નિયમિત રહી શકતો નથી. આત્મશ્રદ્ધા કર્તવ્યકાર્ય શ્રદ્ધા અને તેની સાથે માનાપમાનાદિ શુભાશુભ ભાવથી રહિત મન એ ત્રણ ગુણવડે જે મનુષ્ય કર્તવ્યકાર્યોને કરે છે તે મુંઝાતો નથી. હે મનુષ્ય ! જો તું આવશ્યક સત્પ્રવૃત્તિમાં મોહ પામીશ તો તેથી ઉચ્ચગુણશ્રેણિના ઘણા પગથીઆથી ખગી પડીશ અને કર્તવ્યકાર્ય સત્પ્રવૃત્તિથી ભ્રષ્ટ થતા પુનઃ ઉચ્ચબલ મેળવવું દુર્લભ થઇ પડશે તારી બાહ્યસત્પ્રવૃત્તિયોને અને આન્તર સત્પ્રવૃત્તિયોનો પોતે સાક્ષી થા અને સત્પ્રવૃત્તિદ્વારા આત્મોત્ક્રાન્તિના પગથીયા પર હળવે હળવે અનેક દારુણ પ્રસંગોથી ન મુંઝાતા ચઢ; સ્વાશ્રયી બન્યાવિના સત્પ્રવૃત્તિમાં જે જે કંઈ બને છે, જે જે કંઈ દુઃખ વિપત્તિયો પડે છે તે સારા માટે બને છે એવું માની પ્રવૃત્ત થા કે જેથી કોઇપણ પ્રસંગે આત્માને મૂંઝાવાનો પ્રસંગ ન આવે. હે આત્મન્ ! ! ! સત્પ્રવૃત્તિ તો કર્યાવિના છૂટકો થવાનો નથી. સંપ્રતિ જે અધિકાર પરત્વે સત્પ્રવૃત્તિની પ્રાપ્તિ થઈ છે તેમા અનેક ભય શોક દ્વેષ અરુચિ વગેરે આભ્યંતર કારણો અને બાહ્યવિઘ્નાદિ હેતુઓથી મુંઝાઇશ અને પાછો પડીશ તો સંપ્રતિ જે સ્થિતિ છે તેના કરતાં ઉચ્ચસ્થિતિનાં અધિકાર પરત્વે કાર્યો કરવાની શક્તિને કેવી રીતે પ્રાપ્ત કરી શકીશ ? સંપ્રતિ ત્હને જે સ્થિતિ પ્રાપ્ત થઇ છે છે તેમા કષ છેદ અને તાપની પરીક્ષાઓથી અનેક દુઃખો ઉદ્‌ભવતાં છતાં શુદ્ધ સુવર્ણની પેઠે શુદ્ધ રહેવાની જરૂર છે અને તે મુંઝાઇ જતા ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત થઈ શકે તેમ નથી. કર્તવ્યકાર્યો કરતા આત્માને કષ છેદ અને તાપની જરૂર છે અને કષ છેદ તાપ સહન કરવામા કર્તવ્યકાર્યની કેળવણીની સિદ્ધિ થએલી અવબોધવી. સત્કાર્ય પ્રવૃત્તિ કરતા અનેક મુશ્કેલીઓ ઉભી થાય છે. પ્રથમ તો દુનિયા દોરંગી હોવાથી પ્રારંભિત સત્કાર્યપ્રવૃત્તિ કરનાર તરફ અનેક પ્રકારના અભિપ્રાયો બાધે છે તેને સહન કરીને તેમાથી સત્યગ્રહણ કરવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. દુનિયાનાઃ કેટલાક ભાગને અમુક પ્રવૃત્તિ ન રુચે એ બનવાયોગ્ય છે અને તેથી તેઓ તરફથી થતી નિન્દાપ્રવૃત્તિને સહન કરવાનું હૃદયબલ પ્રાપ્ત કરવું જોઇએ એક મનુષ્યે વૃદ્ધાવસ્થામા

એક પ્રકારની રમત રમવાની ટેવ પ્રારંભી તેથી યુવકો અને વૃદ્ધો તેની હાંસી કરવા લાગ્યા. એક માસ પર્યન્ત પેલા વૃદ્ધે સર્વ તરફથી સહન કર્યું અને પોતાની પ્રવૃત્તિ શરૂ રાખી તેમા અન્ય યુવકો અને અન્ય વૃદ્ધો પણ ભાગ લેવા લાગ્યા. કોઇપણ વિચાર અને કોઇપણ સત્પ્રવૃત્તિપ્રતિ સર્વ મનુષ્યોનો એકસરખો મત હોતો નથી તેથી વિશ્વમનુષ્યોની ટીકા સહન કરીને ઉત્સાહપૂર્વક સત્કાર્યપ્રવૃત્તિને આરંભવી જોઇએ. સત્કાર્યપ્રવૃત્તિને સેવતાં પ્રતિપક્ષી તરફથી જે જે વિઘ્નો થાય તેને પહોંચી વળવું જોઇએ અને ઉત્સાહ અને ઉચ્ચદૃષ્ટિનો કટોકટીના પ્રસંગે પણ ત્યાગ કર્યાવિના સતત ખંતથી પ્રવૃત્ત થવું જોઇએ. સત્પ્રવૃત્તિથી કાંટાળા અને ખાડાખાઇઓવાળા માર્ગોને સાફ કરી સડક બાંધી અનેક મનુષ્યોનું શ્રેય કરવું એ મહાપુરૂષનું કાર્ય છે; કારણ કે તેઓ કોઇપણ પ્રકારના સ્વાર્થવિના મન વચન અને કાયાની શક્તિયોના ભોગે તે તે સત્કાર્યોને સિદ્ધ કરે છે. જગત્ તરફથી તેઓ ઘણું સહન કરીને જગત્‌ને સત્પ્રવૃત્તિદ્વારા શાંતિ સમર્પે છે. સત્પ્રવૃત્તિમાં પ્રવર્તતા પરીક્ષાર્થે જેમ સુવર્ણ છેદાય છે તેમ અનેક પ્રકારની હૃદયઘાતક પીડાઓ સહન કરવી પડે છે. મનુષ્યોનાં અનેક પ્રકારના માર્મિક વચનોને સહન કરવાં પડે છે. અન્ય મનુષ્યોકૃત અનેક પ્રકારના આરોપોને સહન કરવાની હૃદયશક્તિને ખીલવવી પડે છે અને સુવર્ણ તાપની પેઠે પરિષહકૃત દુઃખ તાપોથી ગળી જવા જેવો પ્રસંગ પ્રાપ્ત થાય છે; પરન્તુ તેમા આત્માની સમભાવ ધૈર્ય વગેરે આધ્યાત્મિક શક્તિયોને ખીલવીને દુઃખોના સામું સ્થિર રહેવું પડે છે. શ્રી મહાવીર પ્રભુને ધ્યાન કરવામાં અનેક પ્રકારના ઉપસર્ગો સહેવા પડ્યા હતા. તેમણે અનેક પ્રકારની વિપત્તિયો વેઠી હતી. અનાર્યદેશ વજ્રભૂમિમાં, ચોર હેરિક વગેરે અનેક દુષ્ટ શબ્દોથી અનાર્ય લોકો તેમને સતાવતા હતા; કેટલાક તેમના સામા પત્થરા ફેંકતા હતા અને કેટલાક ગાળો દેતા હતા. કેટલાક તેમની મશ્કરી કરતા હતા અને કેટલાક તેમને ચર તરીકે માનતા હતા. આ રીતે અનાર્યો તરફથી જે જે ઉપદ્રવો થયા તે તેમણે સહન કર્યા અને આર્ય દેશમાં પણ અનેક ઉપસર્ગોને તેમણે સહન કર્યા અને અન્તે શ્રી વીરપ્રભુએ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. આ ઉપરથી અવબોધવું કે ધાર્મિક સત્પ્રવૃત્તિ કરતાં મુંઝાતા અને નાસીપાસ થવાના અનેક પ્રસંગો પ્રાપ્ત થાય છે; પરંતુ તેમા ન મુંઝાતાં જે મનુષ્ય ઉત્સાહપૂર્વક સતત પ્રવૃત્તિ કર્યા કરે છે તે અન્તે સલ્લાભને દેખે છે; અર્થાત્ લક્ષણાવડે કહેવાનું કે તે સલ્લાભને પ્રાપ્ત કરે છે. ઉદયપુરના રાણા પ્રતાપસિંહે ડુંગરે ડુંગર પરિભ્રમણ કર્યું, તેની રાણી અને છોકરાંને ખાવાના સાંસા પડવા લાગ્યા; વૃક્ષની છાલો અને વગડાઉ ધાન્યના રોટલા ખાવાનો પ્રસંગ આવ્યો; તેના ઘણા સાથીઓ તેને છોડીને ચાલ્યા ગયા. દરરોજ શત્રુસેના પાછળ પડેલી હોવાથી રાત્રિ-દિવસ ભટકી ભટકીને થાકી જવાનો સમય આવ્યો. એક વખત તેની પુત્રીના હાથમાંથી વગડાઉ બિલાડી રોટલો લઇ ગઇ અને તેથી પુત્રીનું કરુણાયુક્ત રૂદન શ્રવણ કર્યું.

રાણીએ વિપત્તિયોની કહાણી કહીને તેને ઘણું સમજાવ્યો, છતાં પ્રતાપરાણાએ પોતાની ટેક ન છોડી અને સ્વપ્રવૃત્તિમાં મુંઝાયો નહિ, તેથી અન્તે ભામાશા જૈનની કરોડો રૂપૈયાની મદદ મળી; તેના બળે તેણે પુનઃ સ્વરાજ્ય પાછું મેળવ્યું અને સુખી થઇ વિશ્વમા અમર થયો. પરોપકારાદિ સત્કાર્ય પ્રવૃત્તિમાં જે જે સમયે મુંઝાવાનો પ્રસંગ આવે તે તે સમયે ધર્માત્માઓના ચરિતોનું સ્મરણ કરવું તથા આત્માના શુદ્ધસ્વરૂપનું સ્મરણ કરી શાતા-શાતાદિથી સ્વાત્માને ભિન્ન એવા આત્માને વિચારવો. નામરૂપથી ભિન્ન એવા આત્માની વાસ્તવિક સ્થિતિનો વિચાર કરવો અને સત્કાર્યપ્રવૃત્તિ સાથેનો સંબંધ વિચારવો તથા બાહ્યશુભાશુભભાવથી રહિત થઈ સત્પ્રવૃત્તિ કરવી. સત્કાર્યપ્રવૃત્તિમાં અમોહરૂપ આત્માને ચિંતવી પ્રવૃત્ત થવું અને દુઃખો વિપત્તિયો ટીકાઓ વ્યાધિયો અને ઉપાધિયો આવી પડતાં આત્માના શુદ્ધોપયોગે વિચારવું કે સદ્‌ભૂત પ્રવૃત્તિ અને ઔપચારિક સત્પ્રવૃત્તિ કરવી એ મારી ફરજ છે; તેમાં મારે મુંઝાવાનો અધિકાર નથી. નામ અને શરીરા-દિરૂપના પરપોટાઓ ખરેખર કર્મરૂપ મહાસાગરમાં થયા કરે છે તેવા અનંતનામરૂપના પરપોટાઓ થયા અને વિણશ્યા તેમાં નામરૂપ પરપોટાવાળી વૃત્તિયો એ બેમાંથી આત્મા ભિન્ન છે તો શા માટે જે જે ફરજ બજાવાય છે તેમાં મુંજાવું જોઇએ ? અવન્તીસુકુમાલ શ્મશાનમાં ઉજ્જયિનીની બહાર ધ્યાનમાં ઉભા રહ્યા. પ્રથમ પ્રહરે એક શૃગાલી પોતાનાં શિશુઓ સાથે આવી અને અવન્તી-સુકુમાલના પગ કરડવા લાગી. અવન્તી સુકુમાલે વિચાર કર્યો કે મેં સંકલ્પપૂર્વક આ સ્થિતિને અંગીકાર કરી છે તો સ્વાધિકારયોગ્ય સત્પ્રવૃત્તિથી ભ્રષ્ટ થવું એ કોઈ રીતે યોગ્ય નથી એવો દ્રઢ નિશ્ચય કરીને તેણે નામ અને શરીરરૂપાદિથી પોતાના આત્માને ભિન્ન ધ્યાયો. આગમો-શાસ્ત્રો તો સર્વે ભણેછે વાચેછે; પરન્તુ જ્યારે એ જ્ઞાનને આચારમાં મૂકવાનો વખત આવે છે ત્યારે જે નથી મુંઝાતો અને આત્માને તે રૂપે પરિણમાવેછે તેજ આત્મજ્ઞાની અવબોધવો. અવન્તી- સુકુમાલે આત્માના શુદ્ધ ધર્મમા ઉપયોગ દીધો અને આત્માથી બિલકુલ દેહને ભિન્ન નિર્ધાર્યો. તેઓ દેહાધ્યાસથી મુક્ત થઇને સમતાભાવે શરીરહાશ થતાં દુઃખો સહન કરવા લાગ્યા. શરીરમા એક સોય પેશી જાય છે તો તે ખમાતી નથી તો પગમાથી નસો કાઢીને શૃગાલી અને તેના બચ્ચા ખાય તે વખતે તે સર્વ દુઃખ સહન કરવાની સાથે આત્માને ધર્મધ્યાનમાં સ્થિર કરવો એ કેટલું બધું મુશ્કેલ કાર્ય છે તે એવો પ્રસંગ પ્રાપ્ત થયા વિના સમજાઈ શકાય નહિં. બીજા પ્રહરે અવન્તીસુકુમાલના શરીરનો ઉપરનો ભાગ શૃગાલી ખાવા લાગી તો પણ તેઓ સમભાવે રહ્યા અને પોતાના આત્માને શરીરથી ભિન્ન માની સમભાવે દુઃખ સહવા લાગ્યા; ચરમ-પ્રહરે તેમણે શુભભાવે શરીરનો ત્યાગ કર્યો અને પ્રથમ દેવલોકમાં **નલિનીગુલ્મવિ** દેવ થયા. અહા ધન્ય છે અવન્તી સુકુમાલના જ્ઞાનાનુભવને કે **જે વખતે તેણે** આર્ત

ન મુંઝાતાં દેવલોકની પદવી પ્રાપ્ત કરી. અવન્તીસુકુમાલ નહિ મુંઝાયા અને આત્મજ્ઞાને ઉત્સાહપૂર્વક અન્તરાત્મામા સ્થિરતા ધારણ કરી તેથી દેવલોકને પામ્યા. ગજસુકુમાલે પણ એ કરતા વિશેષ દુ:ખો સહન કરીને સ્વાત્માની શુદ્ધતા કરી હતી. તેઓ દ્વારિકાની બહાર શ્મશાનમાં ધ્યાન કરતા હતા, એમના સસરાએ તેમના મસ્તક પર માટીની પાળ બાંધી અને તેમાં ધગધગતા ખેરના અંગારા ભર્યા. આવી સ્થિતિમાં સમતા રાખવી એ મહામુશ્કેલ કાર્ય છે તેમ છતાં અવન્તીસુકુમાલ જરામાત્ર મુંઝાયા નહિ. તેમણે સ્વાધિકારપ્રાપ્ય તે સ્થિતિમાં ઉત્સાહપૂર્વક ધ્યાનમાં સ્થિર રહેવાનો પ્રયત્ન કર્યો અને તેઓ પોતાના આત્માને કહેવા લાગ્યા કે, હે આત્મન્! ત્હારૂં પરમાત્મસ્વરૂપ છે. ત્હારામાં અને પરમાત્મામાં સત્તાથી કંઇ ભેદ નથી. આખરે સર્વ પ્રકારના પૌદ્ગલિક ભાવોથી છૂટવાનો ખરો મહોત્સવ પ્રાપ્ત થયો છે. ત્હારા સસરાએ ત્હને મુક્તિરૂપ કન્યા પરણાવવા માટે પાઘડી બાંધી છે. એમ માન! નામરૂપના અનન્ત વિકારોવાળી વૃત્તિયો એ તું નથી એવું ખરેખરૂં અનુભવવા માટે આ પ્રસંગ પ્રાપ્ત થયો છે. અનંતભવોમાં અનંતવાર ત્હેં મુંઝાવાથી શરીરો ધારણ કર્યાં છે. તું અજર અવિનાશી અખંડ છે. પૃથ્વી જલ અગ્નિ વાયુ અને આકાશથી તું ન્યારો છે. જે અગ્નિ જેનો નાશ કરે છે તે અગ્નિ અને નશ્વર દેહ એ તું નથી તો પશ્ચાત્ દુ:ખ સહન કરવામાં શા માટે અરેરે હાય હાય કરવું જોઈએ. શબ્દ રૂપ રસ ગંધ અને સ્પર્શથી તું ન્યારો છે એવું જે જ્ઞાન ત્હેં પ્રાપ્ત કર્યું છે તેનો હવે અનુભવ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે તે હવે જવા ના દે. આત્માની શુદ્ધતાનું સ્મરણ કર કે જે ત્હારાથી અભિન્ન છે. શીર્ષ વગેરે શરીરાવયવોથી તું ભિન્ન છે. જે બળે છે તે પુદ્ગલ છે અને પુદ્ગલથી તું સદા ન્યારો છે એવો અનુભવ હવે સત્પ્રવૃત્તિથી સફલ કર!!! ત્હારો શુદ્ધધર્મ કદિ કોઇનાથી ત્રણ કાળમાં નષ્ટ થઇ શકે તેમ નથી તો હવે શામાટે ત્હારે ચંચલશરીરાદિની ભીતિ રાખવી જોઇએ? આ પ્રમાણે ગજસુકુમાલ ભાવના ભાવવા લાગ્યા અને બાહ્યત: અગ્નિદ્વારા શીર્ષમાં થતી વેદના સહન કરવા લાગ્યા. તેમણે તેમના શ્વસુરપર અંશમાત્ર વૈર લેવાનો ભાવ રાખ્યો નહિ. સ્વાધિકારે પ્રાપ્ત થયેલી દશામા ધ્યાનરૂપ સત્પ્રવૃત્તિવડે રમણુતા કરવા લાગ્યા. નામરૂપના સંબંધે બંધાએલી શરીરાદિકની સાથે જે જે મોહાદિવૃત્તિયો હતી તેનાં મૂળો છેદવા લાગ્યા અને અન્તરાત્માને પરમાત્માસ્વરૂપ ભાવવા લાગ્યા. આત્માના શુદ્ધોપયોગ બળે શાતાશાતાદિ કલ્પનાઓથી પોતાના આત્માને ભિન્ન માનવા લાગ્યા. જે જે દૃશ્યપદાર્થો છે તેમાથી અહંમમત્વની વૃત્તિને ઉચ્છેદવા લાગ્યા, આ પ્રમાણે શીર્ષપર અગ્નિથી થયેલી વેદના સહન કરી આયુષ્યનો ક્ષય કરી અનન્તશુદ્ધાત્મસ્વરૂપમાં લીન થઈ ગયા. ગજસુકુમાલ મુનિવર આભ્યંતરિક સત્પ્રવૃત્તિ કે જે શુભધ્યાનરૂપ હતી તેમાં શ્વશુર તરફથી અગ્નિનો ઉપસર્ગ થયેલો સહન કર્યો અને તેઓ શરીરાધ્યાસથી મુંઝાયા નહિ. ચેતનવિનાની

શેષ જડવસ્તુઓથી સ્વાત્માને ભિન્ન માની આત્મામાં સ્થિર થઇ ગયા અને તે દશાનો સ્વાધિકાર પરિપૂર્ણ બજાવ્યો. તે પ્રમાણે પ્રત્યેક મનુષ્યે સત્કાર્યપ્રવૃત્તિમાં ક્રોધ માન માયા અને લોભાદિથી ન મુંઝાવું જોઇએ. જે જે કાલે, જે જે ક્ષેત્રે, જે જે દશાએ, જે જે સત્પ્રવૃત્તિયો સેવવાની છે તેમાં અવન્તીસુકુમાલ અને ગજસુકુમાલની પેઠે ન મુંઝાવું જોઇએ અને ઉત્સાહપૂર્વક સત્કાર્યપ્રવૃત્તિમા સતત મંડ્યા રહેવું જોઇએ કે જેથી આત્મોન્નતિરૂપ સલ્લાભની પોતાને પ્રાપ્તિ થાય અને વિશ્વજનોને પણ આત્મોન્નતિના માર્ગમાં સાહાય્ય કરી શકાય. ઉત્સાહપૂર્વક કર્તવ્યકાર્યપ્રવૃત્તિમાં પ્રવર્તતાં કદાપિ તે કાર્યની સિદ્ધિ ન થાય તોપણ તે મનુષ્યના કર્મયોગીપણામા ક્ષતિ આવતી નથી; કારણકે તે સ્વકીય આવશ્યક ફરજ અદા કરવામા કોઇ રીતે આત્મભોગ આપવામાં બાકી રાખી શકતો નથી. પૃથુરાજચૌહાણ કેદ પકડાયો પણ તેથી તેની કર્તવ્ય ફરજમા ખામી ગણાતી નથી. નેપોલિયન બોનાપાર્ટ વોટર્લુની લડાઇમાં અંગ્રેજોને હાથે કેદ પકડાયો જેથી તેની વીરતા કર્તવ્યતા અને ફરજ પ્રવૃત્તિમાં કોઇ જાતની ક્ષતિ આવી શકતી નથી. શ્રીમહાવીરપ્રભુના મામા ચેડારાજા છેવટે લડાઇમાં વિજય ન પામ્યા તેથી તેમની ક્ષાત્રકર્મપ્રવૃત્તિ રાજ્યકર્મફરજ અને વીરતામાં કોઇ જાતની ક્ષતિ ગણાતી નથી; ઉલટી તેમની વીરતા કર્તવ્યફરજ પ્રવૃત્તિ અને આત્મભોગવડે તેમનું આદર્શજીવન વિશ્વમા ચિરંજીવ બનીને અનેક મનુષ્યોનું શ્રેય સાધી શકે છે એમ વાસ્તવિકરીત્યા અવબોધવું. મનુષ્ય ! ત્હારા સ્વાધિકારે જે જે યોગ્યકાર્યો કરવાના હોય તેમા ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ કરીશ તો અન્તે સલ્લાભને દેખીશ એમ નક્કી માન. કાર્ય પ્રવૃત્તિમાં ઉત્સાહ એ મહામંગલ છે અને તે કાર્યનો પ્રાણ છે. ઉત્સાહ એ મહાત્મામા પ્રકટતો વીર્યનો ઝરો છે, તેથી પ્રત્યેકકાર્યમા આનંદપૂર્વક પ્રવૃત્તિ કરી શકાય છે. મનુષ્યોને ઉત્સાહ આપવાથી તેઓ બમણું કાર્ય કરી શકે છે તો જેના હૃદયમાં ઉત્સાહનો સાગર ઉલ્લસતો હોય તે કર્તવ્યકર્મપ્રવૃત્તિમાં સર્વથા આત્મભોગ સમર્પવા શક્તિમાન્ થાય છે એમાં કંઇ આશ્ચર્ય નથી. જે પ્રવૃત્તિ માટે જેના આત્મામાં ઉત્સાહ પ્રકટે છે તે તે પ્રવૃત્તિમા વિજયી બને છે. સ્વયોગ્યકાર્યમા પ્રવર્તતાં સ્વાત્માનો ઉત્સાહ પ્રકટાવવાની અનેક ભાવનાઓ ભાવવી અને ઉત્સાહપ્રવર્ધક અનેક મનુષ્યોના ચરિત્રોનું સ્મરણ કરવું. બુકર્ટીવોશીંગ્ટનના ચરિત્ર વાંચો, તેના આત્મામાં કેટલો બધો ઉત્સાહ હતો તે તેના ચરિતપરથી માલુમ પડે છે. એક ગરીબ વિદ્યાર્થી હૃદયમાં ઉત્સાહ ધારણ કરીને સ્વદેશમા પ્રસિદ્ધ થાય એવી સ્થિતિપર આવવાને અનેક દુઃખો વેઠવાપૂર્વક આગલ પ્રગતિ કરી શકે છે તે બુકર્ટીવોશીંગ્ટનના ચરિતથી બસ થશે. અમેરીકામાં બુકર્ટીવોશીંગ્ટનનું નામ પ્રખ્યાત છે. તે ખરેખર તેની ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ અને કાર્યપ્રવૃત્તિમા નહીં મુંઝાવાથીજ અવબોધવું. કાળા માથાનો માનવી શું કરી શકતો નથી ? અર્થાત્ ધારેલ સર્વ કાર્ય સિદ્ધ કરી શકે છે. ગજસુકમાલ કાવ્ય વાંચો અને તેમા સ્વપ્રતિજ્ઞા પાલ-

નમાં ચાણક્યની સ્વકર્તવ્યકાર્યમાં ઉત્સાહપૂર્વક થયેલી પ્રવૃત્તિનું હૃદય આગળ ચિત્ર ખડું કરવું એટલે ઉત્સાહશક્તિની કિમ્મત અંકાશે. અનંતવીર્યનો સ્વામી આત્મા છે. તે ત્રણ ભુવન ચલાવવાને શક્તિમાન્ થઇ શકે છે, તો પશ્ચાત્ કાર્યપ્રવૃત્તિમાં ઉત્સાહ માટે વિશેષ કહેવાનું હોતું નથી. ઉત્સાહપૂર્વક સ્વસત્કાર્યપ્રવૃત્તિ કરવી એટલોજ પોતાનો અધિકાર છે-તેના ફલની પ્રાપ્તિ માટે કદાપિ અધીરાઇ રાખવી નહિ. કર્તવ્યસત્કાર્યપ્રવૃત્તિ એજ ફલરૂપ છે. જે જે અંશે ઉત્સાહપૂર્વક સત્પ્રવૃત્તિ થાય છે તે તે અંશે તેજ સમયે સલ્લાભની અન્તરમાં પ્રાપ્તિ થયા કરે છે કે તેનું સ્થૂલફલ ભવિષ્યમાં દેખી શકાય છે. સત્કાર્યમાં મુંઝાયા વિના સ્વાધિકારે નિષ્કામપણે ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ કરવામાં જે સમયે આત્માની જે જે અંશે ઉચ્ચતા હોય છે તે તે અંશે આત્માનું ઉચ્ચત્વ અને શુદ્ધત્વ અવબોધવું. કર્તવ્ય આવશ્યક કાર્યપ્રવૃત્તિ સમયે આત્મામા તે તે સત્કાર્યપ્રવૃત્તિના ઉત્સાહવડે ઉચ્ચતા થયા કરે છે કે જેથી વિશ્વમા સમૂહીભૂત સલ્લાભનું દર્શન થાય છે અને જ્યાંથી સત્કાર્યપ્રવૃત્તિનો અભ્યાસ બાકી હોય છે ત્યાથી પ્રારંભ થાય છે તથા આત્માની પ્રગતિનો આત્મા સાક્ષી બની તેનો અનુભવ કરી શકે છે. રાત્રિમાં દિવસમાં ટાઢમાં તાપમાં ઘરમાં વનમાં દુઃખમા સુખમાં પર્વતપર સમુદ્રપર ગમે તેવા સ્થાને અને ગમે તેવા સાનુકૂલ વા પ્રતિકૂલ પ્રસંગોમાં મારે જે જે કાર્યો કરવાનો મારો અધિકાર છે તે મ્હારે ગમે તેવા ભોગે અદા કરવો જોઇએ. તે માટે જે કરૂં ને કર્તવ્યપ્રભુની પૂજા હોય અને તત્સંબંધી જે જે વિચારૂં કથું તે કર્તવ્ય પ્રભુનું ધ્યાન હોય-એ પ્રમાણે નિત્ય ઉત્સાહપૂર્વક કર્મયોગી પ્રવર્તતો છતો અને સત્પ્રવૃત્તિમાં નહિ મુંઝાતો છતો ક્ષણે ક્ષણે આત્મોન્નતિના શિખરે આરુહ્યા કરે; તેની કાર્યપ્રવૃત્તિમાં જન્મ મરણો એ તેના વિશ્રામો અવબોધવા; અને તેની હૃદયની ભાવના એજ તેની પ્રગતિનું મૂલ કેન્દ્રસ્થાન અવબોધવું. ઉત્સાહથી સત્પ્રવૃત્તિજીવન ટકી રહે છે અને તેનાથી વિશ્વમાં અલૌકિક પારમાર્થિક પ્રસિદ્ધ કાર્યો કરી શકાય છે. એક ટીંટોડાની ઉત્સાહમયપ્રવૃત્તિથી કાર્યસિદ્ધિનો ખ્યાલ આવી શકે છે. એક સમયે એક ટીંટોડીએ સાગરના તટપર ઇંડાં મૂક્યાં. તેણીનાં ઇંડાંને સમુદ્ર પોતાના પેટમાં ગળી ગયો; ટીંટોડીએ ટીંટોડાને સર્વ વૃત્તાંત કથ્યું. ટીંટોડાએ સંકલ્પ કર્યો કે સમુદ્રની પાસેથી મારાં ઇંડાં પાછા લેવાં; ટીંટોડો સ્વાશ્રયી અને આત્મશ્રદ્ધાવાન્ બની પોતાની ચંચુથી સમુદ્રનું જલ બહિર કાઢવા લાગ્યો; તે દેખીને અન્ય પક્ષીઓ તેની હાસી કરવા લાગ્યાં અને કથવા લાગ્યાં કે અરે મૂર્ખ ટીંટોડા ! આ ત્હારી પ્રવૃત્તિથી કદાપિ સમુદ્ર ઉલેચાઇ જવાનો નથી અને તેમા તને પરિશ્રમજ થશે-ઇત્યાદિ અનેક વાક્યોવડે પક્ષીઓએ તેને સમજાવ્યો; પરંતુ તે એકનો બે થયો નહિ. ટીંટોડો રાત્રિદિવસ સમુદ્રનું જલ ઉલેચવાનો ચાંચવડે સતત પ્રયત્ન કરવા લાગ્યો; તેથી તેની એવી સતત પ્રવૃત્તિ દેખીને તેની સ્ત્રી પણ તેમાં ભાગ લેવા લાગી; અને ચાંચવડે સાગરનું જલ બહિર કાઢવા લાગી, તેનું પરિણામ એ

આગ્યું કે અન્ય પક્ષીઓને તેની દયા આવી અને તેઓ પણ સાગરને ઉલેચવા ચાંચોવડે પ્રયત્નો કરવા લાગ્યાં. સર્વ પક્ષીઓએ સભા ભરીને તેમના કાર્યમા સાહાય્ય આપવાને ગરુડને આમંત્રણ કર્યું; અને જો ગરુડ ન આવે તો પક્ષીસમાજની બહાર મૂકવાનો વિચાર કર્યો. ગરુડ પાસે મોકલેલા પંખીઓ ગયા અને તેઓએ ગરુડને સર્વ વૃત્તાંત કહ્યું; તેથી ગરુડ પોતાના જાતિ બન્ધુઓને સાહાય્ય આપવા માટે શ્રી કૃષ્ણની પાસે રજા માગવા ગયો. શ્રી કૃષ્ણે જાણ્યું કે જો ગરુડ ત્યા રોકાશે તો મને અડચણ થશે; માટે તે કાર્ય ત્વરિત કરવા પોતે જાતે જવા વિચાર કર્યો અને કૃષ્ણ–ગરુડ બન્ને પક્ષીસમાજમાં દાખલ થયા, તેથી સમુદ્રદેવતા ભય પામ્યો અને ટીંટોડીનાં ઇંડાં પાછા આપ્યા. આ કલ્પિતવાર્તાપરથી સાર લેવાનો એ છે કે ઉત્સાહપૂર્વક સત્કાર્યની પ્રવૃત્તિ પ્રારંભાય છે તો તેમાં વિજય મળ્યાવિના રહેતો નથી. સત્કાર્યપ્રવૃત્તિમા આનન્દરસ રેડનાર અને અભિનવજીવનમા જોડનાર સત્કાર્યપ્રવૃત્તિમાં ખરેખર ઉત્સાહ એ અપૂર્વ શક્તિ છે. ઉત્સાહથી પરિપૂર્ણ હૃદય ભરી દઈને દેશસેવા જનસેવા વિદ્યાર્થીસેવા સાધુસેવા ધર્મસેવા ધાર્મિકસાહિત્યસેવા વિદ્યાસેવા અને પરમાર્થસેવા વગેરે જે જે સત્પ્રવૃત્તિયો આરંભવામાં આવે છે તેમાં રસપૂર્વક ભાગ લઈ શકાય છે અને તેવા પ્રસંગોમા પ્રસન્નતાને સેવી શકાય છે, અતએવ ઉત્સાહપૂર્વક સત્કાર્યપ્રવૃત્તિ કરવાની જરૂર છે. જે દેશના મનુષ્યો સર્વપ્રકારની સત્પ્રવૃત્તિમાં ઉત્સાહવડે પ્રસન્નતાને પ્રાપ્ત કરી પ્રવર્તે છે તેઓ આનન્દરસને પ્રાપ્ત કરી શકે છે. કોઈપણ કાર્ય કરવું હોય ત્યારે તે સમયે ઉત્સાહપૂર્વક ચિત્તની પ્રસન્નતા સંરક્ષી કરવું. ન્હાનાં બાલો જેમ પ્રત્યેક પ્રવૃત્તિને ઉત્સાહપૂર્વક સેવે છે તેમ પ્રત્યેક સત્કાર્યપ્રવૃત્તિને ઉત્સાહપૂર્વક સેવવી જોઈએ સ્વયોગ્ય સર્વ કર્તવ્યકાર્યોમાં ફરજની દૃષ્ટિએ ઉત્સાહપૂર્વક પ્રવર્તવું જોઈએ. લઘુમાં લઘુકાર્ય કે જે જગત્‌ની દૃષ્ટિએ તુચ્છસમ ભાસનું હોય તેમા પણ ઉત્સાહપૂર્ણ હૃદયથી પ્રવર્તવું જોઈએ. અનુત્સાહ અને અપ્રસન્નતા એ બે કાર્યપ્રવૃત્તિમાં વિઘ્ન છે તેથી પ્રત્યેક મનુષ્યે અનુત્સાહ અને અપ્રસન્નતાને હજારો ગાઉ દૂર રાખવી જોઈએ. આત્મજ્ઞાનીઓ શોક ઉદાસીનતા અને અનુત્સાહના એક સંકલ્પ માત્રને પણ પિશાચ સમાન ગણીને તેઓને દૂર કરે છે અને ઉત્સાહપૂર્ણ હૃદયથી કાર્ય કરતાં કદાપિ હાર મળે છે તોપણ વિશેષ પ્રકારે કાર્ય કરવામાં ઉદ્યુક્ત થાય છે અને ત્યાંથી હાર થઈ હોય છે ત્યાંથી અનેક ઉપાયોવડે આગળ પ્રગતિ કરે છે. કર્મયોગીઓ કે જેઓ આત્મજ્ઞાનપૂર્વક થયેલા છે તેઓની સર્વ પ્રકારની પ્રવૃત્તિયોમા જ્યારે દેખો ત્યારે ઉત્સાહ દેખાશે. તેઓ નાસીપાસ થશે તોપણ ઉત્સાહી થઇ સત્કાર્યપ્રવૃત્તિ કરશે. તેઓ પરાજયના ગર્ભમાં પણ ઉત્સાહવડે વિજય દેખી પ્રવૃત્તિ કરીને સ્વાધિકારની આગળ રહેલી દશાને યોગ્ય થવાને અધિકારી બની શકશે. નેપોલિયન બોનાપાર્ટ અને રાજા વિક્રમાદિત્યે જે જે યુદ્ધો કર્યાં તેમા તેઓએ ઉત્સાહને પરિપૂર્ણ સેવ્યો હતો. વિદ્વાનો–વ્યાપારીયો–સૈનિકો–

સેવકો-રાજાઓ-કવિયો-જ્ઞાનીઓ-વિદ્યાર્થીઓ-સાધુઓ અને ધર્માચાર્યો ઉત્સાહથી સ્વાધિકાર કર્ત્તવ્ય સત્પ્રવૃત્તિમાં ઉત્સાહ સેવે છે તો તેથી તેઓ અન્તે પ્રત્યેક કર્તવ્યકાર્યમાં સલ્લાભ દેખવાને શક્તિમાન્ થાય છે. ઇટાલીઅન ગેરીબાલ્ડી પોતે જે જે કાર્ય કરતો હતો તે ઉત્સાહપૂર્વક કરતો હતો. તેને જે જે કાર્ય સોપવામાં આવતું હતું તેમાં તે ઉત્સાહથી દુઃખ પરિશ્રમ વેઠીને વિજયી નીવડતો હતો તેથી તે ઇટાલી દેશનો ઉદ્ધારક મહાપુરુષ તરીકે ગણાયો. પ્રત્યેક દેશમા અનેક કર્મયોગીઓ થયા છે. તેઓની કાર્યપ્રવૃત્તિમાં ઉત્સાહે મુખ્ય ભાગ ભજવેલો માલુમ પડે છે. રાજપુત વીરો અલ્પ સંખ્યામા હોઈને તેઓએ હજારો લાખો મુસલ્માનોને હઠાવ્યા હતા એવું તેઓના ઉત્સાહશૂરથી ટોડ રાજસ્થાન ફાર્બસરાસમાળા વગેરે વાંચતાં માલુમ પડે છે. અતએવ ઉત્સાહપૂર્વક કર્તવ્યકાર્યો કરવાની સત્પ્રવૃત્તિ સદા સેવવા યોગ્ય છે. પૂર્ણશ્રદ્ધાનું અવલંબન કરીને કાર્યપ્રવૃત્તિમાં વર્તવા માટે **पूर्णश्रद्धां समालम्ब्य** એ પદ મૂકીને જે કાર્યપ્રવૃત્તિની સિદ્ધિનું રહસ્ય દર્શાવ્યું છે તે ખરેખર અન્તરમાં અનુભવગમ્ય કરવું જોઈએ. પૂર્ણશ્રદ્ધાના અવલંબન વિના કાર્યની સિદ્ધિ કરી શકાતી નથી. કાર્યપ્રવૃત્તિરૂપ દેહમાં શ્રદ્ધા ખરેખર વીર્યસમાન છે. જે કાર્ય-પ્રવૃત્તિમા પ્રવર્તકની શ્રદ્ધા નથી તે કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી. કાર્યપ્રવૃત્તિશ્રદ્ધા-આત્મશ્રદ્ધા અધિકારશ્રદ્ધા-સાધ્યફૂલશ્રદ્ધા અને પ્રમાણશ્રદ્ધા આદિ શ્રદ્ધાઓ વિના ચાલી શકાય તેમ નથી. જે મનુષ્યને પોતાના સદ્વિચારો અને કર્તવ્યકાર્યોની શ્રદ્ધા નથી તેના જેવા આ વિશ્વમાં અન્ય નિર્બલ નિર્જીવ મનુષ્ય નથી. પ્રત્યેક કર્તવ્યકાર્યમાં આત્મશ્રદ્ધાની જરૂર છે એમ જ્યારે પોતાનો નિર્ણય થાય છે ત્યારે અન્તરાત્મામાં રહેલ અનંતવીર્યનો ભંડાર ખરેખર પ્રકટ થાય છે અને તેથી કર્તવ્યકાર્યની સહેજે સિદ્ધિ થાય છે. કર્તવ્ય-કાર્યની સિદ્ધિ કરવા માટે પૂર્ણશ્રદ્ધાથી હૃદય ભરી દેવું અને જ્યાં ત્યાં કર્તવ્યકાર્યસિદ્ધિના ઉપાયોને વિચારવા કે જેથી કાર્યસિદ્ધિનો માર્ગ સ્પષ્ટ થઈ શકે. શ્રદ્ધા એ ઇશ્વરી બલ છે અને તેથી ધર્મની બાબતમા ધર્માચાર્યો પ્રથમ શ્રદ્ધાતત્ત્વની ઉપયોગિતા અવબોધીને મનુષ્યોમા ધર્મશ્રદ્ધા પ્રકટે એવા ઉપાયો ગ્રહે છે. મેસ્મેરિઝમ અને હિપનોટીઝમ વગેરે વિદ્યાઓમા શ્રદ્ધાતત્ત્વ વ્યાપી રહ્યું છે એમ અનુભવ કરતા અવબોધાશે. કર્તવ્યકાર્યની શ્રદ્ધાથી તેની પ્રવૃત્તિમા સ્થિરચિત્ત રહી શકે છે અને તેથી મનની ચંચલતાનો નાશ થાય છે. શ્રદ્ધાબલ સમાન અન્ય કોઈ બલ નથી. પ્રભુને પ્રાપ્ત કરવા માટે-ગુરુને પ્રાપ્ત કરવા માટે અને કર્તવ્યની સિદ્ધિ માટે પરિપૂર્ણ શ્રદ્ધાવિના કદી રહી શકાય તેમ નથી. જે મનુષ્યની કર્તવ્યકાર્યમાથી શ્રદ્ધા ઉઠી જાય છે તે ગમે તેવો કર્મયોગી હોય તો પણ તે કાર્યની સિદ્ધિમાં પશ્ચાત્ રહે છે. ખરૂં કહીએ તો મુસલમાનો શ્રદ્ધાબલથી આર્યાવર્તનું રાજ્ય મેળવવામાં આત્મભોગ આપી શક્યા હતા આત્મશ્રદ્ધાયુક્ત ચૈતન્યવાદીઓએ જે જે કર્તવ્યકાર્યો કર્યાં છે તેવાં જડવાદીઓએ કર્યાં નથી અને કરી શકવાના નથી તેથી

તેઓ ઈતિહાસના પટ પર કંઇ શુભ કાર્યની યાદી મૂકી શકયા નથી અને મૂકી શકનાર નથી. આત્મા પોતે પરમાત્મા છે, તે ધારે છે તે કાર્ય કરી શકે છે. અતએવ હું ધારીશ તે કાર્ય કરી શકીશ એવો નિશ્ચય કરીને કર્તવ્યશ્રદ્ધાલુ મનુષ્ય આત્મભોગ આપવામા પશ્ચાત્ પડતો નથી. કર્તવ્યશ્રદ્ધાલુ અને આત્મશ્રદ્ધાવંત મનુષ્ય સર્વ બાબતોમાં મન વચન અને કાયાથી પ્રામાણિક રહે છે અને તે પોતાની ઉચ્ચતા-શુદ્ધતા સમજવા માટે શક્તિમાન્ થાય છે. પૂર્ણશ્રદ્ધાથી જે જે કાર્યો કરવામાં આવે છે તે તે કાર્યો પ્રાયઃ પૂર્ણ કરી શકાય છે. અતએવ પૂર્ણશ્રદ્ધાનું અવલંબન કરવાની ખાસ જરૂર છે. એક ગુરુ પાસે બે વિદ્યાર્થીઓ અધ્યયન કરતા હતા. એક દિવસે ગુરુના મનમા એવો વિચાર આવ્યો કે બે શિષ્યોને પરિપૂર્ણ વિદ્યાની પ્રાપ્તિ કરાવવા માટે બ્રાહ્મી ચૂર્ણ સિદ્ધ કરવું. ગુરુએ અનેક ઔષધીઓ ભેગી કરી બ્રાહ્મીચૂર્ણની સિદ્ધિ કરી અમુક મુહૂર્તે બન્ને શિષ્યોને ખાવા માટે આપ્યું. એક વિદ્યાર્થિએ પૂર્ણશ્રદ્ધાથી સરસ્વતી ચૂર્ણનું ભક્ષણ કર્યું અને અન્ય વિદ્યાર્થિએ માખીના ચૂર્ણ જેવું જાણી શંકા લાવી ભક્ષણ કર્યું. જેણે પૂર્ણશ્રદ્ધાથી બ્રાહ્મીચૂર્ણનું ભક્ષણ કર્યું તે વિદ્વાન્ થયો અને જેણે શંકા ધરીને ચૂર્ણ ભક્ષણ કર્યું તે મૂર્ખ રહ્યો. એ દૃષ્ટાન્તપરથી અવબોધવાનું કે પ્રત્યેક કર્તવ્યની પરિપૂર્ણશ્રદ્ધાથી પોતાનો જેટલો વિજય થાય છે તેટલો અન્ય કશાથી થતો નથી. કર્તવ્યકાર્યનું સ્વપરને-વ્યષ્ટિ અને સમષ્ટિને ફલ પ્રાપ્ત થવાનું છે એમ પરિપૂર્ણ અવબોધીને અને પૂર્ણશ્રદ્ધા ધારણ કરીને જે મનુષ્ય કર્તવ્યકાર્યને કરે છે તે કદાપિ પ્રગતિમાર્ગમાંથી ભ્રષ્ટ થતો નથી. આવશ્યક કર્તવ્યકાર્યોને પરિપૂર્ણશ્રદ્ધાથી કરવાં જોઇએ. કર્મયોગીઓ-જ્ઞાનયોગીઓ-હઠયોગીઓ-ભક્તયોગીઓ અને સેવાયોગીઓ પ્રત્યેક કર્તવ્યકાર્યમા કર્તવ્યશ્રદ્ધા અને આત્મશ્રદ્ધાથી પ્રવર્તે છે તેથી તેઓ વિશ્વમાં આદર્શજીવન ધારણ કરીને અમર બને છે શ્રદ્ધાબલયોગથી અનેક રોગોને મટાડી શકાય છે તેનું રહસ્ય ખરેખર યોગીઓ જાણે છે તેથી તેઓ અનેક રૂપાન્તરથી શ્રદ્ધાને કેળવી તેનો સમ્યગ્ ઉપયોગ કરી શકે છે. પરિપૂર્ણ શ્રદ્ધાબલથી જે કાર્ય કરવામા આવશે તેમાં દૈવીસામર્થ્યની સાહાય્ય મળે છે અનેક ધર્મપ્રવર્તકોના ચરિત્રો વાચવાથી માલુમ પડશે કે તેઓને સત્કાર્ય પ્રવૃત્તિમા નસેનસે પરિપૂર્ણ શ્રદ્ધાબલની સાથે લોહી વહેતું હતું; તેથી તેઓ વિશ્વને ચમત્કારો બતાવવાને શક્તિમાન્ બન્યા હતા. મંત્રોની સાધનામા પરિપૂર્ણ શ્રદ્ધાવિના એક ક્ષણમાત્ર પણ રહી શકાતું નથી; તેમજ ઔષધ-દવાઓના ભક્ષણમાં પણ શ્રદ્ધાબલથી અપૂર્વ ફાયદો થાય છે તેના અનેક દાખલાઓ વિદ્યમાન છે. કોઈ પણ કાર્યપ્રવૃત્તિમા શ્રદ્ધાની જરૂર પડે છે. વિદ્યાપ્રવૃત્તિ-ક્ષાત્રકર્મપ્રવૃત્તિ-વૈશ્યપ્રવૃત્તિ અને શૂદ્રપ્રવૃત્તિ વ્યવહારપ્રામાણ્ય સિદ્ધ કરવામા પ્રથમ શ્રદ્ધાની જરૂર છે. શ્રદ્ધાના નિમિત્તપરત્વે અનેક ભેદો પડે છે તેમાં જ્ઞાનપૂર્વક શ્રદ્ધાનું અવલંબન કરવાની જરૂર છે. પ્રત્યેક કર્તવ્યકાર્ય-

પ્રવૃત્તિનું સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કર્યા પશ્ચાત તે પ્રવૃત્તિની જે શ્રદ્ધા થાય છે તે કદાપિ ટાળી ટળતી નથી અને કાર્યની સિદ્ધિ કરવામાં અપૂર્વ શક્તિ જાગતી શકે છે. વિક્રમરાજાને પોતાની કર્તવ્યપ્રવૃત્તિની અને સ્વાત્માની પૂર્ણશ્રદ્ધા હતી તેથી તે સાહસિક થઈને પ્રત્યેક કાર્ય કરતો હતો. જગદેવ પરમાર અને બાપ્પા રાવલને સ્વકર્તવ્યકર્મની પૂર્ણશ્રદ્ધા હતી તેથી તેઓ પ્રત્યેક કર્તવ્યકર્મમાં આત્મભોગ-સર્વસ્વાર્પણ કરવા જરામાત્ર આંચકો ખાતા નહતા. કર્તવ્યકાર્યની શ્રદ્ધાની સાથે અનેક શ્રદ્ધાઓની જરૂર પડે છે અને તે સર્વે ધારણ કરીને કર્તવ્ય કાર્યપ્રવૃત્તિ સમારંભવી જોઈએ. **पूर्णश्रद्धां समालम्ब्य धृत्वा धैर्यं सुभावन मेरुवत् स्थैर्यमालंब्य प्रवर्तस्वोपयोगतः** એ શ્લોકનો ભાવ જેમ મનન કરવામાં આવે છે તેમ તેમ તેમાં અદ્ભુત ભાવ રહેલો અવબોધાય છે કે જેનું વિવેચન કરતાં મહાગ્રન્થ બની જાય. પ્રત્યેક કર્તવ્યકાર્ય કરતી વખતે આત્માને એવી શિખામણ આપવી કે હે આત્મન્! પૂર્ણશ્રદ્ધા અવલંબીને સુભાવથી ધૈર્ય ધારીને અને મેરુપર્વતની પેઠે સ્થૈર્ય અવલંબીને ઉપયોગથી કાર્યમા પ્રવૃત્તિ કર. પ્રત્યેક કાર્યને ધૈર્ય ધારીને સુભાવથી કરવું જોઈએ. કોઈ પણ સામાન્ય કર્તવ્યમા પણ સુભાવથી ધૈર્ય ધારણ કરવું જોઈએ કે જેની અસર તેથી મહત્કાર્યોપર થઈ શકે. પ્રત્યેક કાર્ય કરતી વખતે હૃદયમાં શુભ ભાવ ધારણ કરવો જોઈએ અને શુભ ભાવપૂર્વક ધૈર્યને અવલંબવાની આવશ્યક્તા સ્વીકારવી જોઈએ. શુભ ભાવથી કરેલું કૃત્ય વસ્તુતઃ શુભફલપ્રદ થઈ શકે: અતએવ અન્ય સામગ્રીઓની ન્યૂનતા છતા સુભાવ તો રહેવો જોઈએ. જ્ઞાનીઓ હૃદયના સુભાવપ્રતિ દૃષ્ટિ દે છે અને અજ્ઞાનીઓ-બાહ્યાત્માઓ બાહ્યક્રિયા દૃષ્ટિ દે છે. **જ્ઞાનીઓ હૃદયના સુભાવમાં ઇશ્વરત્વ દેખતા હોય છે અને અજ્ઞાનીઓ બાહ્યપદાર્થોમાં ઇશ્વરત્વ દેખતા હોય છે.** જીર્ણ શેઠે શ્રી મહાવીર પ્રભુને આહાર વહોરાવવાની સુભાવના ભાવી, તેથી સુભાવના માત્રથી અચ્યુત દેવલોકમા જવાનું આયુષ્ય બાંધ્યું નાગકેતુએ ભાવના ભાવતાં કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. શાલિભદ્રે આહીરના ભવમા મુનિને ખીર વહોરાવી ગોભદ્ર શેઠને ત્યા અવતાર લેવાનું મહાપુણ્ય પ્રાપ્ત કર્યું. બશેર વા શેર ખીરમાં કંઈ એટલું બધું પુણ્ય રહેલું નહોતું; પરન્તુ તે તો આહીરના મનમા પ્રકટેલી સુભાવનામાં હતું. વિશ્વવર્તી સર્વ જીવોને તીર્થંકર પદ પ્રાપ્ત કરવાનું પુણ્ય કહ્યું છે; પરન્તુ તે પુણ્ય કંઈ એકલી બાહ્યાકૃતિથી થતું નથી. અતએવ હે આત્મન્ ! તું પ્રત્યેક કાર્યને કર; પરન્તુ સુભાવથી ધૈર્ય ધારણ કરીને કર. પ્રત્યેક કાર્યમા સુભાવથી ધૈર્ય અવલંબીને પ્રવર્તવાથી આત્માની શક્તિયોનો પ્રતિક્ષણ વિકાસ થતો જાય છે. હૃદયમાં સુભાવ ધારણ કરવો એ આત્માયત્ત છે. પ્રત્યેક કાર્યને ઉચ્ચ સુભાવપૂર્વક કરવાથી હૃદયભાવનાનું એટલું બધું બળ વધે છે કે તેની બાહ્યમાં પણ અસર થયા વિના રહેલી નથી. સુભક્તો-મહાત્માઓ-યોગીઓ અને જ્ઞાનીઓ પ્રથમ સુભાવથી ભરી દે છે અને પશ્ચાત્ કર્તવ્યકાર્ય કરે છે. પ્રત્યેક કર્તવ્યકાર્યપ્રવૃત્તિની સાથે હૃદયમા સુભાવ

તો હોવો જોઇએ કે જેથી આત્મોન્નતિના શિખરે આરોહતાં વાર ન લાગી શકે. પ્રત્યેક કાર્યમા સુભાવથી ધૈર્ય અવલંબી પ્રવર્તવું જોઇએ. શ્રી હસ્તિનાપુરમાં શ્રેયાંસકુમારે જ્યારે શ્રી ઋષભદેવ પ્રભુને શેલડીનો રસ વહોરાવ્યો ત્યારે તત્સમયે જેમ જેમ ઋષભદેવ પ્રભુને હસ્તમાં શેલડીરસની શિખા ચડવા લાગી તેમ તેમ શ્રેયાસકુમારના હૃદયમાં સુભાવનાની શિખા એટલી બધી વધવા લાગી કે આકાશમા પણ તે માઈ શકે નહિ. આવી શ્રેયાંસકુમારે સત્કાર્યમાં સુભાવના રાખી તેથી તે શુભ ગતિને પામ્યા. તેમ પ્રત્યેક મનુષ્યે સાંસારિક વા પારમાર્થિક કાર્યો પૈકી ગમે તે કાર્ય કરતા અન્તરમા સુભાવનો પ્રવાહ વહ્યા કરે એવો ઉપયોગ ધારણ કરવો. મહાજ્ઞાનીઓ એક પરમાણુના વર્ણ ગંધ રસ સ્પર્શમાં સ્થિર થઇને શુકલધ્યાન ધ્યાઇ શકે છે અને તેથી તેઓ કેવલજ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. આત્માનાં એક પર્યાય વા પરમાણુના એક પર્યાયમા શુકલધ્યાનીઓ ધ્યાનથી સ્થિર રહીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે એમ યોગશાસ્ત્ર-તત્ત્વાર્થસૂત્ર-દશવૈકાલિકચૂર્ણી વગેરે અનેક શાસ્ત્રોમાં પ્રતિપાદન કર્યું છે, તે ઉપરથી સમજવાનું મળે છે કે પ્રત્યેક કર્તવ્યકાર્યપ્રવૃત્તિમાં પ્રવર્તતાં અન્તરમાં સુભાવના રાખી શકાય છે અને ઉપયોગથી પ્રવર્તી શકાય છે. તે આર્દ્રકુમાર ગૃહસ્થાવાસમાં ગૃહસ્થદશાના સ્વાધિકારે ગૃહસ્થયોગ્ય કાર્યો કરતા હતા. તેઓ હૃદયમાં શુદ્ધબુદ્ધ પરમાત્માનું આન્તરદૃષ્ટિએ ધ્યાન ધરતા હતા અને બાહ્યથી સાંસારિક અનેક કર્તવ્યકાર્યપ્રવૃત્તિયોને સેવતા હતા. સાંસારિક કર્તવ્યપ્રવૃત્તિયોમા એઓ ઉપયોગપૂર્વક પ્રવર્તતા હતા અને તે તે પ્રવૃત્તિયોની બાહ્ય શુભાશુભ અસર સ્વાત્માપર ન થાય એવો ઉપયોગ રાખતા હતા. ઉપયોગે ધર્મ એ વાકયના યથાર્થ ભાવ પ્રમાણે તેઓ પ્રવર્તતા હતા. સુભાવથી ધૈર્ય ધારણ કરીને પ્રત્યેક કાર્ય થતા અન્તરમા આત્માની પરમાત્મતા પ્રગટાવી શકાય છે. એટલું યાદ રાખવું કે જ્યારે ત્યારે જે કોઇ પરમાત્માઓ છે તે ખરેખર સુભાવથી થયા તો આપણે પણ સુભાવથી પરમાત્મપદ કેમ ન પામી શકીએ ? અલબત્ત પરમાત્મપદ પામી શકીએ. સુભાવથી ધૈર્ય ધારણ કરીને કાર્યમાં પ્રવર્તવાની જરૂર છે તેમ મેરુ પર્વતની પેઠે સ્થિરતા ધારીને કાર્યમાં પ્રવર્તવાની પણ જરૂર છે. જેમ જેમ કાર્યપ્રવૃત્તિમા મન વચન અને કાયાની સ્થિરતા વધતી જાય છે તેમ તેમ કાર્યની સિદ્ધિ શીઘ્ર થાય છે. મેરુપર્વત જેમ કોઇથી કંપાવ્યો કંપે નહિ તેમ પ્રત્યેક મનુષ્યે કર્તવ્યકાર્યપ્રવૃત્તિમાં મન વચન અને કાયાના યોગથી અચલાયમાન રહેવું જોઇએ. મન વચન અને કાયાની સ્થિરતાથી પ્રત્યેક કાર્યની પ્રવૃત્તિમા વિજય મેળવી શકાય છે. જેમ કાર્યપ્રવૃત્તિ ઉત્તમ તેમ વિશેષ સ્થૈર્ય ધારણ કરવું જોઇએ. વિદ્યાધ્યયનાદિ પ્રત્યેક કાર્યપ્રવૃત્તિમા મન વાણી અને કાયાની સ્થિરતાથી અચિંત્ય વિજય મેળવી શકાય છે. અસ્થિર મનુષ્યો કાર્યપ્રવૃત્તિમા અસ્થિર હોવાથી તેઓ પરાજયને પામી શકે છે. મેરુપર્વતની પેઠે સ્થૈર્ય ધારણ કરીને

કાર્યપ્રવૃત્તિમાં સ્થિર થનારા મનુષ્યો રણમાં શત્રુસૈન્ય સામા સ્થિર થઇ ઉભેલા રાજપુત વીરોના સૈન્યવત્ શોભી શકે છે. રાજપુતો યુદ્ધમાં હાર ગોઠવીને એવા સ્થિર થઇ જાય છે કે તેમને ભેદીને પેલી પાર જવું એ અશક્ય કાર્ય થઇ પડે છે; એમ રાજપુતોનો ઇતિહાસ કથે છે. શોધકોએ આજકાલ વિશ્વમાં જે જે મોટી શોધો કરી છે તે ખરેખર સ્થિરતાનું ફળ છે. જો તેઓ સ્વકાર્યપ્રવૃત્તિમાં આપત્તિ પ્રસંગોમાં સ્થિર ન રહ્યા હોત તો મહાશોધખોળો ન કરી શક્યા હોત. આ વિશ્વમાં જે જે ધર્મપ્રવર્તકો થઇ ગયા છે તેઓ સત્કાર્યપ્રવૃત્તિમાં સ્થૈર્ય અવલંબીને પ્રવર્ત્યા હતા. યાહુદીઓએ ઇશુ ક્રાઇસ્ટને ફાંસીએ ચઢાવ્યો તોપણ ઇશુ ક્રાઇસ્ટ પોતાના વિચારોમાં સ્થિર રહ્યો તેથી તેના મૃત્યુથી તેના વિચારોને સત્ય માનનારાઓ આ વિશ્વમાં ચાલીશ કરોડ ઉપરની સંખ્યાધારક મનુષ્યો હાલ વિશ્વમાં વિદ્યમાન છે. મેરુવત્ સ્થૈર્ય અવલંબીને કાર્યપ્રવૃત્તિમાં પ્રવર્તવું એ કંઈ ન્હાના બાલકોનો ખેલ નથી; એમાં તો સર્વસ્વાર્પણ કરવું પડે છે અને કાર્યપ્રવૃત્તિને વળગી રહેવું પડે છે. વેદાન્તમાં ભક્તિધર્મ માનનારી મીરાંબાઇને ભક્તિપ્રવૃત્તિમાં સ્થિરતા ધારણ કરતાં કુંભારાણા તરફથી ઓછું સહન કરવું પડયું ન હતું. તેણે અનેક જાતની ઉપાધિયો સહન કરી હતી. છેવટે તેને ઝેરનો પ્યાલો પીવાનો સમય આવ્યો અને તે તેણે પીધો; પરંતુ દૈવયોગાત્ જીવતી રહી અને ભક્તિમાં સ્થિર રહી. યુવાવસ્થા હોય, બત્રીશ પ્રકારની રસવતીનું ભોજન મળતું હોય, શરીરની આરોગ્યતા હોય તેમજ અત્યંત વીર્યભર દેહ હોય અને સુરૂપવતી યૌવનવંતી અને હૃદયગ્રાહી સ્ત્રી આવીને કામની પ્રાર્થના કરતી હોય તે સમયે જેમ બ્રહ્મચર્યમા સ્થિર રહેવું મહામુશ્કેલ કાર્ય છે-તદ્વત્ કાર્યપ્રવૃત્તિમાં સ્થૈર્ય ધારણ કરવું એ પણ મુશ્કેલ કાર્ય છે. કાર્યપ્રવૃત્તિ સંબંધી બાહ્યાન્તર સ્થિરતા એજ વાસ્તવિક પ્રવૃત્તિ પ્રગતિનું ચિહ્ન અવબોધવું. આન્તર સ્થિરતાની અસર ખરેખર વાણી કાયા અને કાર્યપ્રવૃત્તિપર સારી થાય છે અને તેથી બાહ્ય વ્યાધિના તાપો વેઠવા છતાં અન્તરથી નિર્લેપ રહી શકાય છે. રાજા પોતાના રાજાના ધર્મે સ્થિરતાવડે પ્રવર્તી શકે છે તેમ પ્રજા પોતાના પ્રજાના ધર્મે સ્થિરતાવડે પ્રવર્તી શકે છે. જે જે મહાત્માઓએ આ વિશ્વમા હિતકારક કાર્યપ્રવૃત્તિયોને આરંભી હતી. તેમાં તેઓ શ્રી વીરપ્રભુની પેઠે સ્થિર રહ્યા હતા. **કાર્યપ્રવૃત્તિમાં અસ્થિર બનવાથી આત્માની પડતી દશા થાય છે અને વિશ્વમાં પોતાને સાહાય્ય કરવાને જેઓ રાહ જોઇ રહ્યા હોય છે તેઓ તેનાથી દૂર ખસે છે અને અન્ય કાર્યોની પ્રવૃત્તિયોમાં પણ ભવિષ્યમાં અસ્થિરતાથી અશુભ પરિણામ આવે છે.** અતએવ ચાહે થવાનું હોય તે થાઓ પરન્તુ કાર્યપ્રવૃત્તિમાં સ્થૈર્ય ધારણ કરીને પ્રવર્તવું જોઇએ અને તેમાંથી કદી પ્રાણાંતે પણ પાછું ન હઠવું જોઇએ. પ્રત્યેક મનુષ્યે મેરુવત્ સ્થૈર્ય અવલંબીને પ્રત્યેક કાર્યમા ઉપયોગથી પ્રવર્તવું જોઇએ. **प्रवर्तस्वोपयोगतः** ઉપયોગથી કાર્યમાં પ્રવર્ત, ઉપયોગે કાર્ય કર,

પ્રત્યેક કાર્ય કરતી વખતે ચારે બાજુઓનો ઉપયોગ રાખ. ઉપયોગવિના થપ્પડ ખાઈ બેસીશ. ઉપયોગવિના પ્રમાદ થશે અને તેથી કાર્યપ્રવૃત્તિમાં અનેક ભૂલો થશે એમ અવબોધીને ઉપયોગથી પ્રવર્ત. શેલગ મુનિને જ્યારે ઉપયોગ આવ્યો ત્યારે આત્માનું ભાન આવ્યું અને પ્રમાદને દૂર કર્યો. અઈમુત્તા મુનિએ ઉપયોગ દીધો ત્યારે જલમા પાત્રનું નાવ બનાવવાની પ્રવૃત્તિ ખરેખર તેને દોષિત લાગી અને તેથી તે ઇર્યાપથિકી ક્રિયામા પ્રવૃત્ત થઈ કેવલજ્ઞાન પામ્યા. શ્રી બાહુબલી વનમા કાયોત્સર્ગ ધ્યાને રહ્યા, તેમના દેહે વલ્લિયો વીંટાણી અને કાનમાં ચકલીઓએ માળા ઘાલ્યા, આવી તેમની સ્થિતિ છતા તેમને કેવલજ્ઞાન થયું નહિ. શ્રીઋષભદેવ ભગવંતે બ્રાહ્મી અને સુંદરીને શિખામણ આપવા માટે બાહુબલી પાસે મોકલ્યા. બાહુબલી પાસે ગમન કરી બેન કહેવા લાગ્યાં કે **वीरा मोरा गजथकी उतरो, गज चढे केवल न होयरे–वीरा मोरा ॥** ઇત્યાદિ આવા વચનો શ્રી બાહુબલીના કર્ણમા અથડાઈને બાહુબલીના હૃદયમાં ઉતરી ગયા. બાહુબલી વિચારવા લાગ્યા કે બેન મને કથે છે કે ભાઈ, હસ્તીથી હેઠા ઉતરો. ગજપર ચઢવાથી કેવલજ્ઞાન ન થાય. શું હું હાથીપર ચઢયો છું ? ના હું હાથીપર ચઢયો નથી. હાથી ઘોડા અને રાજ્યપાટનો તો ત્યાગ કરીને હું વનમા ધ્યાન કરૂં છું. હું ગજપર ચઢયો નથી તો પછી ઉતરવાનું તો કયાંથી હોય ? એવામાં પુનઃ બેનનો મધુર સ્વર કાનમાં અથડાયો કે **वीरा मोरा गजथकी उतरो गज चढे केवल न होय रे–वीरा ॥** અરે હું હસ્તીપર ચઢેલો નથી અને બહેન ! કેમ મને હાથીપરથી હેઠળ ઉતરવાનું કહે છે અને ગજપર ચઢતા કેવલજ્ઞાન ન થાય એમ કહે છે ? બાહુબલીએ મનમા વિચાર કર્યો કે બહેન અસત્ય તો બોલે નહિ. બહેન કહે છે તે ખરૂં કથે છે પણ હું તેનો ભાવ જાણી શકતો નથી. આ પ્રમાણે વિચાર કરતા બાહુબલીએ ઉપયોગ દીધો ત્યારે ભાન આવ્યું કે ખરેખર હું અભિમાનરૂપ હસ્તી પર ચઢેલો છું. મારા લઘુ બાંધવો પ્રથમ દીક્ષા લીધાથી શ્રી ઋષભદેવ પ્રભુ પાંસે જતા તેઓને વંદન કરવું પડે; હું તેમને કેમ વાંદું ? જ્યારે કેવલજ્ઞાન થશે ત્યારે સમવસરણમા પ્રવેશ કરીશું કે જેથી લઘુ બાંધવોને વાંદવા ન પડે. આવો અહંકાર ધારણ કરીને હું વનમાં ધ્યાન કરૂં છું પણ કેવલજ્ઞાન થતું નથી. બહેન કહે છે કે અહંકારરૂપ હસ્તીપર ચઢતાં કેવલજ્ઞાન ન થાય તે ખરેખર સત્ય છે–એમ ઉપયોગ દઇને તેમણે સમવસરણમાં લઘુ બાંધવોને વંદનનિમિત્તે અને પ્રભુદર્શનનિમિત્તે એક પાદ ઉપાડયો કે તુર્ત તેમને કેવલ જ્ઞાન થયું, જ્યારે બાહુબલીને ઉપયોગ આવ્યો ત્યારે તેમણે સ્વભૂલ દેખી અને તેને ટાળી એટલે તુર્ત તેમને કેવલજ્ઞાન થયું. આ ઉપરથી એટલો સાર લેવાનો છે કે પ્રત્યેક કાર્યમા ઉપયોગથી પ્રવર્તવું કે જેથી ભૂલ ન થાય. અંધકારમય રાત્રીમા ગમન કરતાં સર્ચલાઇટથી જે પ્રકાશ પડે છે અને તેથી જેટલી ગમનમાં સાહાય્ય મળે છે તેના કરતા ઉપયોગથી પ્રત્યેક કાર્યમાં અનન્તગુણી સાહાય્ય મળે ખરેખર હૃદયમા અવધારવું. ઉપયોગ એ પ્રત્યેક કર્ત્તવ્યકાર્યની ચારે તરફની

**જ્યોતિ છે. તેના અભાવે પ્રત્યેક કાર્યને અંધકારમાં કરતાં અનેક દોષો ઉદ્ભવે એ સ્વાભાવિક છે.** ઉપયોગથી પ્રત્યેક કાર્ય સારી રીતે થઈ શકે છે અને આત્મા સર્વ બાબતોમાં નિર્લેપ રહી શકે છે. અતએવ उपयोगतः प्रवर्तस्व એ મહાશિક્ષાને ક્ષણુમાત્ર પ્રત્યેક કાર્યપ્રવૃત્તિમા પ્રવર્તતા ન વિસરવી જોઈએ. પ્રત્યેકકાર્યમાં ઉપયોગથી પ્રવર્તતાં સૂક્ષ્મમા સૂક્ષ્મ ભૂલો જે થઈ જતી હોય તેની યાદી આવે છે અને પશ્ચાત્ તેઓને ટાળવાનો પ્રયત્ન થાય છે. ઉપયોગવિનાનો મનુષ્ય જાગતો છતો પણ ઉંઘતો છે અને ઉપયોગી મનુષ્ય ઊંઘતો છતો પણ જાગતો છે એ વાક્યનો ભાવાર્થ પરિપૂર્ણ અવબોધીને ઉપયોગથી પ્રવર્તવું જોઈએ. મનુષ્ય ! ગમે તે સ્વાધિકારે કાર્યપ્રવૃત્તિ કરીને ત્હારા આત્માની પ્રગતિ કરવા ઇચ્છતો હોય તો તુ ઉપયોગથી પ્રવર્ત. નીચે પ્રમાણેની શિક્ષાનો ઉપયોગ રાખ. પ્રારંભિત સ્વકાર્યોમાં વિઘ્નોના સમૂહો પ્રગટે તો પણ મૃત્યુભીતિનો ત્યાગ કરીને પ્રયત્નથી સ્વકાર્યમાં પ્રવર્ત, કોઇ પણ કાર્યપ્રવૃત્તિનો આરંભ કરતાં વિઘ્નૌઘ પ્રગટે છે. અનેક વિઘ્નોને સંહારી પ્રારંભિત કાર્યો કરવા પડે છે. અનેક વિઘ્નોનો સમૂહ પ્રકટયા છતા પ્રારંભિત કાર્યોનો માટે ત્યાગ ન કર; પરન્તુ કર્તવ્યકાર્ય માટે રણક્ષેત્રમા મૃત્યુભીતિનો ત્યાગ કરી કેશરીયાં કરી પ્રવર્ત. श्रेयांसि बहुविघ्नानि. એ વાકયનું સ્મરણ કરીને કર્તવ્યસત્કાર્યોમાં વિઘ્નૌઘ પ્રગટતાં ડરકુમીયાં બનીને કર્તવ્ય રણક્ષેત્રમાંથી પાવૈયાની પેઠે પાછા પગ ન ભર. જે મનુષ્યો પાવૈયાઓ જેવા હોય છે તેઓ કર્તવ્યકાર્યપ્રવૃત્તિ પ્રારંભીને તેઓની સામા અન્ય મનુષ્યો થતા ભય પામી કંટાળીને તે તે પ્રવૃત્તિયોનો ત્યાગ કરે છે તેથી પરિણામ અન્તે એ આવે છે કે તેઓ જે જે કાર્યપ્રવૃત્તિયો કરે છે તેમાં તેઓ વિઘ્નૌઘ આવતા પાછા પડે છે. આવી તેમની પ્રવૃત્તિથી પરભવમાં પણ તેઓ ભીતિના સંસ્કારોને વારસામાં લેતા જાય છે અને ત્યાં પણ તેવા પ્રકારની ભીરુદશાથી કર્તવ્ય સત્કાર્યપ્રવૃત્તિ આરંભીને ભાગંભાગા-નાસંનાસા કરી દોડંદોડા કરે છે. પ્રારંભિતકાર્યો કરવા એ જ આત્મપ્રગતિનું પ્રવર્તન છે એવો નિશ્ચય કરીને પ્રારંભિત સત્કાર્યપ્રવૃત્તિમા ઉપયોગથી કોટિ વિઘ્નો સહન કરીને પ્રવર્તવું. પ્રારંભિત સત્કાર્યોમા જેમ જેમ વિઘ્નો આવે છે તેમ તેમ પ્રારંભકને કાર્ય કરવાનું ઉત્તમ શિક્ષણ મળે છે એવું કર્મયોગીઓના જીવનચરિતો વાચી અવબોધવું. પ્રારંભિત સત્કાર્યોમાં વિઘ્નો પડે છે તેથી બીવું ? નહિ. ગભરાવું નહિ. હે ચેતન ! તત્સંબંધે વિશેષ શું કહેવું ? પ્રારંભિત સત્કાર્યોને મૃત્યુભીતિનો ત્યાગ કરી કોટિ વિઘ્નો સામો ઉભો રહી કર.

અવતરણ—સ્વાધિકારયોગ્ય કર્તવ્યકાર્યમા આત્મશક્તિ જાણવાની સાથે દ્રવ્યક્ષેત્રાદિકના, જ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ થવાનું સંબોધવામા આવે છે.

**आत्मशक्तिं परिज्ञाय द्रव्यक्षेत्रादिकं तथा ।**
**सम्यग् व्यवस्थितिं कृत्वा कुरु त्वं कर्मयुक्तिभिः ॥ ४९ ॥**

**શબ્દાર્થ**—આત્મશક્તિને ચારે તરફથી જાણીને તથા દ્રવ્યક્ષેત્રાદિક જાણીને અને તેમજ કર્તવ્યકાર્યની સમ્યગ્વ્યવસ્થા કરીને યુક્તિયોવડે કાર્ય કર.

**વિવેચન**—પ્રત્યેક મનુષ્યે કાર્ય કરવામા પોતાની આત્મશક્તિ કેટલી અને કેવા પ્રકારની છે તેનું અસ્તિ જ્ઞાન કરવું જોઇએ મનુષ્ય પોતે જે જે કાર્ય કરતો હોય તેમાં દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવનું પોતાના પરત્વે તથ કર્તવ્યકાર્યપરત્વે જ્ઞાન કરવું જોઇએ જૈનશાસ્ત્રોમાં **दव्वओ खित्तओ कालओ भावओ सम्मं वत्थु जाणाहि** ઇત્યાદિ વાક્યોદ્વારા ક્ષેત્રકાલ અને ભાવથી સમ્યગ્વસ્તુને જાણવાની આજ્ઞા કરવામાં આવે છે. દ્રવ્યક્ષેત્રકાલ અને ભાવથી કર્તાસંબંધી અને આજુબાજુના સંયોગ સંબંધી જો સાપેક્ષજ્ઞાન કરવામાં આવે તો અનેક બાબતોના મિથ્યાગ્રહો ટાળવાની સાથે સાપેક્ષપણે વિચારો અને આચારોમાં પ્રવર્તી શકાય છે અને તેથી પરિણામ અન્તે એ આવે છે કે કર્તવ્યકાર્યની દ્રવ્યક્ષેત્રકાલભાવથી વ્યવસ્થા કરીને કાર્ય કરવામાં પ્રવૃત્તિ કરી શકાય છે ઘટના ઉપર દ્રવ્યક્ષેત્રકાલભાવ ઉતારવામાં આવે છે. દ્રવ્યથી ઘટ માટીનો—ક્ષેત્રથી ઘટ વિજાપુરનો—કાલથી ઘટ શીતઋતુનો અને ભાવથી વર્ણગંધરસ અને સ્પર્શમય—એમ પ્રત્યેક વસ્તુપર દ્રવ્યક્ષેત્રકાલભાવ ઉતારવામાં આવે છે. જે કાર્ય કરવામા આવે છે તેનું દ્રવ્યથી કાર્ય શું? ક્ષેત્રથી કાર્ય શું ? કાલથી કાર્ય શું ? અને ભાવથી કાર્ય શું ? તેનું વ્યવહાર અને નિશ્ચયથી જ્ઞાન કરવું જોઇએ. આત્મા સ્વયં દ્રવ્યથી અમુક ક્ષેત્રકાલથી અમુક અને ભાવથી અમુક ઇત્યાદિથી મનુષ્ય પર્યાયાદિનો વિચાર કરવો જોઇએ. મનુષ્ય પોતે જે અવસ્થામાં હોય તેનો તેણે દ્રવ્યક્ષેત્રકાલભાવથી વિચાર કરવો જોઇએ પોતાની શક્તિ અમુક કાર્ય કરતા કેટલી છે તેનો નિર્ણય કર્યા વિના મનુષ્ય અમુક કાર્ય કરતાં થાપ ખાઇ બેસે છે. અત એવ આત્મશક્તિનો વિચાર કરીને કાર્ય કરવું જોઇએ. ચાર વર્ષના બાલના શીર્ષ પર પચ્ચીસ વર્ષનો યુવક ઉપાડે એટલો ભાર મૂકવામાં આવે તો તેમાં બાલકનો નાશ થાય છે સ્વાધિકારે જે જે કાર્યો થઇ શકે તેટલી સ્વાત્મામાં શક્તિ હોય વા અન્યોની સાહાય્ય હોય અને તેના કરતાં શક્તિની બહાર કાર્યો કરવામાં આવે તો તેમા સ્વાત્માનો નાશ થાય અને અન્યોને પણ અત્યંત હાનિ કરી શકાય એવી સ્થિતિ પ્રાપ્ત થઇ શકે છે. અતએવ આત્મશક્તિની તુલના કરીને કાર્યપ્રવૃત્તિ સેવવી જોઇએ મગર જલમા સ્વકીય બલથી અન્યનો પરાજય કરી શકે છે. સરોવરરૂપ ક્ષેત્રબલે તે મોટા જાનવરોને પણ જલમાં ખેંચી શકે છે. પરન્તુ યદિ તે સરોવર બહાર તે પ્રમાણે આચરણ કરતાં પરાજય અને નાશાવસ્થાને પામે એમાં કશું આશ્ચર્ય નથી. ઘુવડ રાત્રીના વખતમા કાગડાઓનો પરાજય કરવા અને નાશ કરવા શક્તિમાન્ થઇ શકે છે પરન્તુ તેજ ઘુવડ (ઘૂક) દિવસના સમયમાં કાકોથી પરાજય પામી શકે છે. સિંહ વન પર્વતરૂપ ક્ષેત્ર પામી સ્વબલવડે વનરાજ નરેંદ્રનું પદ ધારણ કરી શકે છે પરંતુ તે નગરમાં શોભી શકે નહીં: પરંતુ તેનું સ્વશક્તિત્વ ખોઇ બેસે. અમુક મનુષ્ય

અમુક અવસ્થામાં અમુક પ્રકારની શક્તિએ અમુક કાર્ય કરી શકે છે; તે તેની જે શક્તિ ખીલેલી હોય છે તેનાથી ભિન્નકાર્ય કરી શકે નહિ. કવિયોને યુદ્ધનું કાર્ય સોંપવામાં આવે અને ક્ષત્રિયોને કવિયોનું કાર્ય સોંપવામાં આવે તો પરસ્પર બન્નેની શક્તિયોનો હ્રાસ થઈ શકે. કોઈ પણ કાર્ય કરતાં પૂર્વે જે જે કાર્યપ્રવૃત્તિ કરવામાં આવે છે તેમાં પોતાનું જ્ઞાન કેટલું છે ? પોતાની શક્તિ કેટલીક છે ? કયા કયા મનુષ્યો કેવી રીતે તે કાર્ય કરે છે ? મારાથી તે કાર્ય કરવામાં ક્ષેત્રની અને કાલની તથા ભાવની અનુકૂલતા છે કે કેમ ? તેમજ જે જે પ્રતિકૂલતા આવે તેને પહોંચી શકું તેટલી મારી શક્તિ છે કે કેમ ? તેનો પરિપૂર્ણ વિચાર કરવો જોઈએ. આ બાબતમા શિવાજી અને પ્રતાપસિંહ રાણાની કાર્ય કરવાની આત્મશક્તિનો અને દ્રવ્યક્ષેત્રાદિકના જ્ઞાનનો મુકાબલો કરવામાં આવે છે. યુદ્ધ શક્તિમાં પ્રતાપસિંહ કરતાં શિવાજી આગલ ચઢી શકે તેમ જણાતું નથી, પરન્તુ શિવાજીએ જે જે કળાઓ વાપરીને યુદ્ધો કર્યાં તેવું કાર્ય ખરેખર પ્રતાપસિંહ કરી શકયો નહિ. ખરૂં કહીએ તો શિવાજીએ દેશકાલની પરિસ્થિતિ અવલોકી દેશકાલાનુસાર યુક્તિથી યુદ્ધ કર્યું તે પ્રમાણે પ્રતાપરાણાએ આત્મશક્તિની તુલનાથી પ્રવૃત્તિ કરી હોત તો ચીતોડનો કિલ્લો તેના જીવતાં પોતે મેળવી શકત. પ્રતાપસિંહ વગેરે રાજપુતોએ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે પ્રવર્તી નકામાં કેશરીયાં કરી અનેક વીરોનો પ્રાણ ગુમાવ્યો જોકે કેશરીયાં કરીને યુદ્ધ કરવું તે ઉત્તમ છે, પરંતુ તેની સાથે દ્રવ્યક્ષેત્રકાલભાવનો વિચાર કરી યુદ્ધકુલનીતિનો ઉપયોગ કર્યો હોત તો તેને જેટલી હાનિ પહોંચી તેટલી ન પહોંચી શકત. આર્યયુદ્ધ-નીતિમાં પ્રતાપસિંહની આર્યતા એવી ઝળકી ઉઠે છે કે તેનું વર્ણન થઇ શકે નહિ, પરન્તુ પ્રતાપસિંહે શત્રુની યુદ્ધનીતિનો દ્રવ્યક્ષેત્રકાલભાવે વિચાર કર્યો હોત તો તેની જેટલી હાનિ થઇ તેના કરતાં તે પ્રમાણે લાભ પણ વિશેષ મળી શકત. પ્રતાપસિંહમા ક્ષત્રિયત્વના જેટલા ગુણો હતા અને જેટલી યુદ્ધસામગ્રી હતી તે પ્રમાણે કાલાનુસારે યુદ્ધનીતિની સામ-દામ-દંડ અને ભેદના વિચારો સાથે ગતિ હોતતો સ્વરાજ્ય સંરક્ષકત્વની સાથે સ્વરાજ્ય પ્રગતિ કરી શકત. દેશકાલાનુસાર કાર્યપ્રવૃત્તિનો વિચાર કરીને તથા સ્વાત્મશક્તિનો વિચાર કરીને કાર્યમાં પ્રવૃત્ત થવાથી વાસ્તવિક વિજય પ્રાપ્ત કરી શકાય છે. શિવાજીએ હિન્દુધર્મનુ સંરક્ષણ કરવા માટે જે જે પ્રવૃત્તિયો તે દેશમા તે કાલમા કરી હતી તે વાસ્તવિક હતી. જો તે પ્રમાણે તે ન કરી હોત તો હિન્દુધર્મની રક્ષા ન કરી શકત. “ શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી ” એવું જે કવિયે કથ્યું છે તે અક્ષરે અક્ષર સત્ય છે. મુસલ-માનોની પણ પૂર્વે એવી સ્વારીઓ કરી દેશ લૂંટી સ્વધર્મ સ્થાપવાની પ્રવૃત્તિ હતી તેમાં અલ્પદોષ, હાનિ અને મહાલાભ, મહાધર્મની પ્રવૃત્તિ જે શિવાજીએ ધર્મદૃષ્ટિથી કરી હતી તે તેના દૃષ્ટિબિન્દુથી યોગ્ય ગણી શકાય છે. શિવાજીએ આત્મશક્તિનો તે દ્રવ્ય, તે ક્ષેત્ર, તે કાલ અને આજુબાજુના સંયોગોનો વિચાર કરીને રાજ્યસ્થાપન વ્યવસ્થાપૂર્વક યુદ્ધ-

પ્રવૃત્તિ સ્વીકારી હતી એમ તેના ચરિતપરથી સ્હેજે અવબોધાય છે શિવાજીએ જંગલી પહાડી માવલોને રાજ્યતંત્રમાં વ્યવસ્થાપૂર્વક સૈનિક બનાવ્યા તેમાં તેની હોંશિયારી હતી. ઔરંગઝેબ જેવા સર્વકલાતંત્રકુશલ બાદશાહની સામે ઉભા રહેવું એ મૂઢ રાજાઓથી બની શકે નહિ. શિવાજીને પણ એક વખત તેના પંજામાં ફસાવું પડયું હતું તોપણ તે દ્રવ્યક્ષેત્રકાલભાવનો અને આત્મશક્તિનો જ્ઞાતા હોવાથી છૂટી શકયો અને હિન્દુરાજ્ય સ્થાપન કરી શક્યો. શિવાજીએ સાનુકૂલ સંયોગોની સાથે પ્રતિકૂલ સંયોગો જાણી લીધા હતા તેથી તેણે સાનુકૂલ સહાયકો મેળવવાને કેવા ઉપાયો લીધા હતા તે પણ વિચારવા જેવું છે. પ્રતિકૂલ સંયોગોને સાનુકૂલ કરવામાં તેણે કેવા કેવા ઉપાયો લીધા હતા તે અનુભવગમ્ય કરવા યોગ્ય છે. આત્મશક્તિનો ખ્યાલ તથા દ્રવ્યક્ષેત્રાદિકનો ખ્યાલ કરીને પ્રારંભદશાથી શિવાજીએ સ્વરાજ્ય સ્થાપનામાં જે જે સુવ્યવસ્થાઓ કરી હતી તે ખરેખર ક્ષેત્રકાલાનુસારે યોગ્ય કરી હતી. પ્રતાપસિંહરાણાને કોઈ મોટા હિન્દુરાજ્યની સહાય્ય નહોતી. કેટલાક હિન્દુ આર્યરાજાઓ તો પ્રતાપરાણાની વિરુદ્ધમાં હતા. યુદ્ધસામગ્રીઓની ન્યૂનતા હતી અને મહારાષ્ટ્ર કરતા બાદશાહોને મેવાડ પાસે હતું તેથી તેઓના તરફથી ઘણા હુમલાઓ વેઠવાનો પ્રતાપરાણાને પ્રસંગ મળ્યો હતો. શિવાજીની યુદ્ધનીતિ અને વ્યવસ્થાને પ્રતાપે સ્વીકારી હોત તો તેણે જે સ્વરાજ્યસંરક્ષા કરી હતી તેના કરતાં વિશેષ પ્રકારે કરી શકત એમ અવબોધાય છે. પ્રતાપરાણાનું કલંકરહિત કીર્તિમય અને પ્રતાપમય જીવનચરિત છે. જો તે સમયના રાજપુતોમાં તત્સમયની યુદ્ધનીતિ પ્રવર્તી હોત તો તેઓ શિવાજીના કરતા દેશસંસ્થાની ઉન્નતિમાં વિશેષ ભાગ્યશાલી બની શકત. રજપુતો અને માવલાઓના સ્વભાવમાં ફેર હતો. બન્નેને પર્વતોની સહાય હતી, પરન્તુ આત્મશક્તિ અને વ્યવસ્થામાં ન્યૂનાધિકતા હતી એમ સ્હેજે અવબોધાય છે. દ્રવ્યક્ષેત્રકાલભાવે પ્રત્યેક મનુષ્યે પ્રતાપરાણા અને શિવાજીના ચરિત્રનો મુકાબલો કરવો અને આત્મશક્તિનો નોંધ કરી દ્રવ્યક્ષેત્રકાલભાવે પ્રત્યેક કાર્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું જોઇએ. પૃથુરાજ ચોહાણે દ્રવ્ય-ક્ષેત્રકાલભાવે રાજ્યસ્થિતિની સંરક્ષાનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કર્યો હોત તો તે ગુર્જરાતના રાજાઓ વિગેરેની સાથે યુદ્ધ કરીને નકામો આત્મવીર્યનો દુરુપયોગ કરત નહિ. ગમે તેમ કરીને તેણે અફઘાનીસ્થાન તરફથી આવતી સ્વારીઓ અટકાવવાના જ પ્રયત્નો કરવા જોઇતા હતા, પણ તે કરી શકયો નહિ. ગુર્જરદેશભૂપતિ ભીમ, અર્બુદગિરિ રાજા, માલવ દેશ ભૂપતિ અને દિલ્હીભૂપતિએ તત્સમયે દેશકાલાનુસારે યથાયોગ્ય રાજ્યનીતિ પ્રવૃત્તિયોને દીર્ઘદૃષ્ટિથી વિચારી ઐક્ય રાખ્યું નહિ અને ઉલટું તેઓ પરસ્પર યુદ્ધ કરી નિર્બલ બની ગયા, તેથી તેઓ ભવિષ્યની આર્યસંતતિની પ્રગતિ કરી શક્યા નહિ; એ તેમનામાં દેશકાલાનુસારે બુદ્ધિ વૈભવ અને હૃદયની ઉચ્ચતાની ન્યૂનતા ક્ષત્રિય કર્મવર્તનની

ખામી કહી શકાય. પૃથુરાજ ચોહાણ, જયચંદ્ર અને ગુર્જરાધીશે પરસ્પર અમુક સુલેહના કોલકરારોવડે ઐક્ય સાધી ભારતની રક્ષાપ્રગતિ કરવા પ્રયત્નો કર્યા હોત અને પરસ્પરના વાધાઓ ચૂકવવા માટે એક હેગની કોન્ફરન્સ જેવી સમિતિ નીમી હોત તો તેઓનાં નામો સદા પ્રભુ પેઠે પૂજાત અને તેઓ ભારતની વિદ્યા કળાકૌશલ્ય વગેરે સર્વનું રક્ષણ કરી શકત. દ્રવ્યક્ષેત્રકાલભાવનું પ્રત્યેક કર્તવ્યકાર્યમાં જ્ઞાન કરવું અને તે કર્તવ્યકાર્યમાં આત્મશક્તિનો ખ્યાલ કરી પ્રવર્તવું એ સર્વથી અગત્યનું કાર્ય છે. એમાં જે વિજયવંત બને છે તે સર્વ કાર્યો કરવામા સ્વાધિકારે વિજયવંત નીવડે છે. પ્રત્યેક કાર્યની પ્રવૃત્તિયોનું દ્રવ્યક્ષેત્રકાલભાવે જ્ઞાન કરવાથી આત્મશક્તિપૂર્વક તે કાર્યો થશે વા નહિ તેનો ખરેખરો ખ્યાલ આવે છે. શાહબુદ્દીને અને અલ્લાઉદ્દીને આર્ય રાજાઓપર સ્વારીઓ કરવામા સ્વસૈન્યશક્તિ અને શત્રુપક્ષમાં આન્તરકલહ અને પરસ્પરની ઇર્ષ્યાથી પરસ્પરનો નાશ થાય તેમાં આન્તરપ્રમોદ વગેરેનો પરિપૂર્ણ વિચાર કરીને તેઓએ યુદ્ધો આરંભ્યાં હતા અને ગુર્જર દેશ વગેરે દેશોને તાબે કરવાની વ્યવસ્થાઓને સારી રીતે યોજીને તેઓએ ગુર્જરાદિ દેશોને સર કર્યા હતા. તત્સમયે રાજપુતો યુદ્ધકલાનૈપુણ્યને કાલાનુસારે જાણવામાં પશ્ચાત્ પડ્યા હતા; તેમજ સ્ત્રી માટે યુદ્ધ, એક બીજાની ઇર્ષ્યા, મોજશોખ, પરસ્પર વિરોધ, ફાટફુટ વગેરે દુર્ગુણોના સડાથી સડી ગયા હતા, અને તેમાં કેટલાક ઉત્તમ રાજપુત વીરો હતા પરન્તુ દુર્ગુણીનો ભાગ મોટો હોવાથી કુસંપથી તેઓ પડતી દશામાં આવી પડયા હતા. મુસલમાનો પરસ્પર સંપીલા તથા યુદ્ધકળામાં અપ્રમત્ત હતા તેથી તેઓએ આત્મભોગે આર્યાવર્તનું આધિપત્ય મેળવ્યું-પરન્તુ તેઓએ હિન્દુસ્થાનના સર્વ લોકોના ધર્મની બાબતમા અલગ રહીને તથા સર્વત્ર શાન્તિ પ્રસરાય એવા ઉપાયોમા સદા તત્પર થઇને દેશકાલાનુસારે સર્વ જીવોના ઉદયાર્થે ભેદભાવ રાખ્યા વિના પ્રવૃત્તિ કરી હોત તો તેઓ આર્યાવર્તમા દીર્ઘકાલપર્યન્ત રાજ્ય કરી શકત, પરન્તુ સદ્ગુણોવડે બ્રીટીશ સરકારની પેઠે સર્વ પ્રજાનું શ્રેય કરવું એવું વિરલ નૃપતિઓને આવડે છે. **બ્રિટીશ સરકારે દ્રવ્યક્ષેત્રકાલભાવ જાણીને અને અનેક રાજાઓનાં રાજ્યોની વ્યવસ્થાને અવબોધી જે દ્રવ્યક્ષેત્રકાલભાવે રાજ્યકાર્યાદિ પ્રવૃત્તિયોને અંગીકાર કરી છે તેથી તેણે અખિલ વિશ્વમાં ચક્રવર્તિ પદવીને પ્રાપ્ત કરી છે અને તેણે મનુષ્યોની પ્રગતિનો શિક્ષણાદિ પ્રવૃત્તિયોથી ઉત્તમોત્તમ પ્રબંધ રચ્યો છે.** સાધુઓ સન્તોનું તેણે રક્ષણ કર્યું છે. ગરીબમા ગરીબ મનુષ્યને પણ કોઇ સતાવે નહિ એવા દ્રવ્યક્ષેત્રકાલાનુસારે કાયદાઓ રચ્યા છે અને સર્વ બાબતોને પહોંચી વળવાની સુયોજનાઓપૂર્વક સુવ્યવસ્થાઓ રચીને અનેક સુધારાવધારાઓ કર્યા છે તેથી તેના સમાન અન્ય કોઈ રાજ્ય હાલ ગણાતું નથી. બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો અને શૂદ્રોએ આત્મશક્તિની તુલના કરીને પરસ્પર એકબીજાની પ્રગતિમા સાકલના અંકોડાની પેઠે સંબંધિત થઈને

પરસ્પરોપગ્રહદૃષ્ટિવડે એકબીજાને ઉપગ્રહ કરવાની ફરજથી બંધાઈને દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે કર્તવ્યકર્મોને આત્મશક્તિના અનુસારે કરવાં જોઈએ કે જેથી વર્તમાન અને ભવિષ્યકાલમાં વ્યવહાર અને પરમાર્થથી ઉત્ક્રાન્તિનો ક્રમ અખંડ રીતે પ્રવર્તી શકે. આ જમાનામાં જે દ્રવ્યક્ષેત્રકાલાનુસાર સ્વકર્તવ્ય પ્રવૃત્તિમાં પશ્ચાત્ રહ્યો તે પતિત થએલ જાણવો. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રોએ સ્વાધિકારયોગ્ય સ્વકર્તવ્યકાર્યોમાં આત્મશક્તિનું જ્ઞાન કરીને અપ્રમત્તપણે ઉત્સાહથી પ્રવર્તવું જોઈએ. પરસ્પર વીર્યસંઘર્ષણદ્વારા પરસ્પરની અવનતિ થાય એવા વિચારો અને આચારોની ચર્ચા અને ખંડન મંડનોથી દૂર રહેવું જોઈએ. વેદધર્મપ્રવર્તકોની સામે સ્પર્ધામાં જૈનાચાર્યો જો પરસ્પર એક શૃંખલાના અંકોડાની પેઠે સંબદ્ધ થઈને ઉભા રહ્યા હોત તો અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણમાં પૂર્વે જૈનધર્મ પ્રવર્તતો હતો તેને દેશકાલાનુસારે ધર્મપ્રચારક સુયોજનાઓની સુવ્યવસ્થાઓવડે પરસ્પર સ્વસ્વયોગ્ય કાર્યપ્રવૃત્તિમાં વ્યવસ્થિત થઈને ઉદાર ઐક્ય ભાવે પ્રચાર્યો હોત તો તેઓનું રાજ્યસામ્રાજ્ય વ્યાપારસામ્રાજ્ય વિદ્યાસામ્રાજ્ય સેવાસામ્રાજ્ય અને ધર્મસામ્રાજ્યને વર્તમાનમાં ચતુર્વર્ણમાં દેખી શકાત. જે મનુષ્યો પ્રમત્ત થાય છે તેના હસ્તમાં કોઈ પણ જાતનું પ્રગતિકર સામ્રાજ્ય રહેતું નથી એવો અચલ વિશ્વનિયમ છે; એવું અવબોધીને આત્મશક્તિનો અનુભવ કરી દ્રવ્યક્ષેત્રકાલભાવનું જ્ઞાન કરી સ્વયોગ્ય કર્તવ્યકાર્યોને સુવ્યવસ્થા કરીને કરવાં જોઈએ. પ્રથમ કાર્ય કરવાની ચારે બાજુથી વ્યવસ્થા અને પશ્ચાત્ કાર્ય કરવાની પ્રવૃત્તિ એજ નિયમ સર્વત્ર ઉત્ક્રાન્તિ પથને અનુસરનારો છે. કાર્યવ્યવસ્થા માટે વર્તમાન જમાનાને અનુસરી બ્રિટીશો પાસેથી ઘણું શિખવાનું છે. તેઓ જે જે કાર્યો કરે છે તેની જેવા પ્રકારની વ્યવસ્થા કરે છે તેનો પરિપૂર્ણ અનુભવ કરવો જોઈએ. કાર્યવ્યવસ્થા માટે જેટલું લક્ષ્ય તેટલુંજ કાર્ય શીઘ્ર થાય છે એમ અવબોધવું. પ્રત્યેક કાર્યની પ્રથમ વ્યવસ્થા કરીને આજુબાજુના ક્ષેત્રકાલાદિકના સાનુકૂલ પ્રતિકૂલ સંયોગોને ધ્યાનમા રાખી યથાશક્તિ કાર્ય કરવાની પ્રવૃત્તિ સેવ ! ! ! કે જેથી સંસારવ્યવહારમાં અનેક ઠોકરોથી બચી શકાય અને કાર્ય કરવાનો અનુભવ પ્રાપ્ત થઇ શકે. આર્યાવર્તમાં આર્યો પૂર્વે સુવ્યવસ્થાપૂર્વક પ્રત્યેક કાર્યને દ્રવ્યક્ષેત્રકાલાનુસારે કરતા હતા તેની સાક્ષી નરીકે અનેક પુસ્તકો વિદ્યમાન છે, પરન્તુ તે શ્રવણ કરી બેસી રહેવાથી કંઇ વળતું નથી. વાતો કરે કંઇ વરાં થવાનાં નથી. દીર્ઘસૂત્રી પણ હદ બહાર ન થવું જોઇએ. ઉત્સાહપૂર્વક સુવ્યવસ્થા કરીને કાર્ય કરવું, પણ નકામા ન બેસી રહેવું. નકામા બેસી રહેવાથી આલસ્યરૂપ ઉધઈ ખરેખર મનમાં ઉત્પન્ન થાય છે અને તેથી આત્માની સર્વ શક્તિયોમા સડો પેસે છે, તથા વ્યષ્ટિ તથા સમષ્ટિનું શ્રેય સાધી શકાતું નથી. અતએવ સુવ્યવસ્થાઓ કરીને કાર્યપ્રવૃત્તિમાં એક ક્ષણ પણ નકામો ન જવા દેવો એજ ખાસ લક્ષ્યમાં રાખવું જોઇએ જે મનુષ્યો સ્વાધિકારે જે જે કાર્યો કરવાનાં છે તે જાણતા નથી અને જાણતાં છતા પણ સુવ્યવસ્થાથી

કાર્ય કરતા નથી તે મનુષ્યો દેશ અને કોમને એક ભારભૂત સમાન જાણવા. આત્મ-શકિતથી બહારનું કાર્ય પણ ન કરવું જોઇએ. ભલે ગમે તેવું ઉત્તમ હોય પરન્તુ આત્મશકિત બહારનું કાર્ય કરવાથી સ્વ અને પરને કશો લાભ થઇ શકતો નથી; તેમજ આત્મશકિત બહારનું કાર્ય કરતાં સ્વાત્માનો નાશ થાય છે. અતએવ **आत्मशक्ति परिज्ञाय** એમ વાક્ય મૂકવાની જરૂર પડી છે. આત્માની શકિત જાણીને કાર્ય કર. દ્રવ્યક્ષેત્રકાલભાવથી પોતાની શકિતને જાણ અને સ્વયોગ્યકાર્યોને નિયમિતકાલાદિ વ્યવસ્થાપૂર્વક કર કે જેથી નિયમિત સુવ્યવસ્થાથી આત્મશકિતયો પ્રતિદિન વધતી જાય. જે જે કાર્યો કરવાનાં હોય તેઓનાથી જે જે વિરુદ્ધ કાર્યો હોય તેઓનું પણ દ્રવ્યક્ષેત્રકાલાદિકથી જ્ઞાન પ્રાપ્ત કરવું કે જેથી પશ્ચાત્ મતિસંમોહથી સ્વાધિકાર વિરુદ્ધ કાર્યમાં અવ્યવસ્થાથી પ્રવૃત્તિ ન થાય. ઉપર્યુક્ત શ્લોક ભાવાર્થને અનેક નયોની દૃષ્ટિયોથી અવબોધીને હે કર્મયોગિન્ ! ! ! સુવ્યવસ્થાથી સ્વાધિકારે કાર્યો કર.

અવતરણ—અહંમમત્વસંસ્કારત્યાગપૂર્વક સ્વકર્તવ્યમાં સ્થિર થવાનું કથવામાં આવે છે.

श्लोक.

**अहंममत्वसंस्काराँस्त्यक्त्वा विज्ञाय चेतनम् ।**
**स्वकर्तव्यं परिज्ञाय, प्रवृत्तौ त्वं स्थिरो भव ! ! ! ॥ ५० ॥**

**શબ્દાર્થ**—અહંમમત્વ સંસ્કારોને ત્યજીને અને આત્માને જાણીને તથા સ્વકર્તવ્યને જાણી સ્વકાર્યપ્રવૃત્તિમાં સ્થિર થા.

**વિવેચનઃ**—અહંમમત્વના સંસ્કારનો ત્યાગ કરવો તે રાધાવેધ સાધવાના કરતા અનન્ત ગુણ મુશ્કેલ કાર્ય છે. આત્માનું પરિપૂર્ણ જ્ઞાન થયા પશ્ચાત્ અહંમમત્વના સંસ્કારોનો ત્યાગ કરી શકાય છે. સ્ફટિકરત્ન સમાન આત્મા નિર્મલ છે. સ્ફટિકરત્નની આગલ રકતપુષ્પ ધરવામાં આવશે તો તેની છાયા પેલા સ્ફટિકરત્નમાં પડવાથી તે રક્ત દેખાશે અને કૃષ્ણવર્ણીય પુષ્પની છાયાયોગે તે કૃષ્ણ દેખાશે. સ્ફટિકમાં રકતતા અને શ્યામતા એ ઉપાધિકૃત છે પરન્તુ સ્ફટિકરત્નની તે નથી; તદ્વત્ આત્મા પણ સ્ફટિકરત્નના સમાન નિર્મલ છે; પરંતુ રાગદ્વેષના પરિણામે તે રાગી દ્વેષી ગણાય છે. આત્મા વસ્તુતઃ સત્તાએ સિદ્ધ સમાન છે પરંતુ કર્મના સંબંધે સ્વભાન ભૂલી તે પરવસ્તુઓમાં હું અને મારાપણાની બુદ્ધિ ધારણ કરે છે પરન્તુ તે ભ્રાન્તિ છે. બહિરાત્મભાવથી અહંમમત્વના સંસ્કારો એટલા બધા આત્માની સાથે સંબંધિત થયા છે કે આત્મા જે જે જડવસ્તુઓમાં પોતે નથી તેમાં હું એવો પ્રત્યય ધારણ કરે છે. જૈનાગમદૃષ્ટિએ કર્મ અને આત્માનો અનાદિકાલથી સંયોગ સંબંધ છે અને કર્મનો સંબંધ ટળતા આત્મા સ્વયં પરમાત્મા બને છે

અને સિદ્ધસ્થાનમાં વિરાજે છે; પશ્ચાત્ ત્યાંથી સંસારમાં જન્મ જરા અને મરણના ચક્રમાં આવવાનું થતું નથી. જૈનદૃષ્ટિએ બહિરાત્મા અન્તરાત્મા અને પરમાત્મા એ ત્રણ પ્રકારના આત્માઓનું વર્ણન કરવામાં આવ્યું છે. જ્યાં સુધી આત્મા પોતાનું સ્વરૂપ અવબોધી શકતો નથી અને જડવસ્તુઓમાં આત્મબુદ્ધિ ધારણ કરે છે તાવત્ તે બહિરાત્મા કથાય છે. આત્મા જ્યારે જડચેતનના તત્ત્વજ્ઞાનપૂર્વક પોતાના સમ્યક્ત્વવિવેકથી આત્મતત્ત્વને અવબોધે છે ત્યારે તે અન્તરાત્મા કથાય છે. અન્તરાત્મા પોતાના આત્મામા સર્વાનન્ત સુખ વગેરે શક્તિયોનો નિર્ધાર કરે છે અને તે આત્મામા પરમાત્મત્વ નિશ્ચય કરી અન્તરમાં આત્મત્વની શ્રદ્ધા કરનારો હોવાથી અન્તરાત્મા થાય છે. ચાર ઘાતીકર્મનો અને અઘાતી ચાર એવં અષ્ટકર્મનો ક્ષય કરીને જે શુદ્ધ થાય છે તેને પરમાત્મા કહેવાય છે. ચાર ઘાતીકર્મનો જેણે ક્ષય કર્યો છે અને અઘાતીકર્મનો ક્ષય નથી કર્યો તે ભવસ્થ જીવન્મુક્ત પરમાત્મા કહેવાય છે અને જેણે સર્વથા આઠ કર્મનો ક્ષય કરી મુક્તિ સ્થાન પ્રાપ્ત કર્યું તે સિદ્ધ બુદ્ધ પરમાત્મા કથાય છે. જ્ઞાનાવરણીય દર્શનાવરણીય વેદનીય મોહનીય આયુષ્ય નામ ગોત્ર અને અન્તરાય એ અષ્ટકર્મની સાથે આત્માનો અનાદિકાલથી સંયોગ સંબંધ થયો છે. જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મની એકસોને અઠ્ઠાવન પ્રકૃતિ છે. કર્મનો પ્રકૃતિબંધ પ્રદેશબંધ સ્થિતિબંધ અને રસબંધ એ ચાર પ્રકારનો બંધ અવબોધવો; બંધ ઉદય ઉદીરણા અને સત્તા એ ચાર પ્રકારે કર્મનું સ્વરૂપ અવબોધવું; કર્મગ્રન્થ કમ્મપયડી ભગવતી આચારાંગ પન્નવણા તત્ત્વાર્થવૃત્તિ સ્થાનાંગ સમવાય; પ્રશ્નવ્યાકરણ વગેરેથી જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મનું વિશેષતઃ સ્વરૂપ અવબોધાય છે. વેદાન્તદૃષ્ટિએ સંચિત ક્રિયમાણ અને પ્રારબ્ધ એવા ત્રણ પ્રકારના ભેદોનું સ્વરૂપ ભગવદ્ગીતા, અષ્ટાદશપુરાણ વગેરેથી અવબોધાય છે. વેદાન્તદૃષ્ટિએ આત્મા અને કર્મનો સંબંધ શો છે ? તે અવબોધવા માટે બ્રહ્મસૂત્રના સર્વ ભાષ્યો, ભગવદ્ગીતા, યોગવાસિષ્ઠ, અષ્ટાદશપુરાણો અને દશ, અઠ્ઠાવીશ તથા એકસોને આઠ ઉપનિષદો અવબોધવા જોઈએ. વેદાન્તદૃષ્ટિએ આત્મા અને કર્મનું સ્વરૂપ જાણવા માટે શંકરાચાર્ય રામાનુજાચાર્ય માધવાચાર્ય અને વલ્લભાચાર્યના રચિત ગ્રન્થોનું અધ્યયન કરવું જોઈએ અને કણાદ ગૌતમ કપિલ અને મીમાંસકોના રચેલા ગ્રન્થોનું અધ્યયન કરવું જોઈએ. ચાર વેદ, ઉપનિષદો, પુરાણો અને પશ્ચાત્ થએલ સાંખ્યમત મીમાંસક કણાદ પાતંજલ ગૌતમ વગેરેના ગ્રન્થો, શંકરાચાર્ય વગેરે આચાર્યોના ગ્રન્થો, કબીરમત, રામાનન્દમત, લિંગાયત, આર્યસમાજ, બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, થીઓસોફીકલ સ્વરૂપ અવબોધવું જોઈએ બૌદ્ધધર્મદૃષ્ટિએ આત્મા અને કર્મનું સ્વરૂપ દર્શાવનાર જે જે ગ્રન્થો હોય તે તે સર્વ ગ્રન્થોનું સૂક્ષ્મજ્ઞાનદૃષ્ટિથી મનન કરવું જોઈએ. મોહોમેદન ધર્મદૃષ્ટિએ આત્મા અને કર્મનું જે જે સ્વરૂપ ગ્રન્થોમા લખેલું હોય તે જાણવું જોઈએ. યાહુદીધર્મદૃષ્ટિએ આત્મા-કર્મનું જેવું સ્વરૂપ હોય તેવું જાણવું જોઈએ ગ્રીક-ધર્મદૃષ્ટિએ અને ઈજીપ્તમા પ્રાચીનકાલમા પ્રવર્તિત ધર્મદૃષ્ટિએ આત્મા અને કર્મનું શું

સ્વરૂપ છે? તે સમ્યગ્ અવબોધવું જોઇએ. ખ્રીસ્તિધર્મદૃષ્ટિએ આત્મા અને કર્મનું શું સ્વરૂપ છે તે તેના પ્રતિપાદક ગ્રન્થોદ્વારા આત્મા અને કર્મનું સ્વરૂપ અવબોધવું જોઇએ. પારસીઓના જરથોસ્તની ધર્મદૃષ્ટિએ તેઓના ગ્રન્થોમાં આત્મા અને કર્મનું કેવું સ્વરૂપ પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેનું સમ્યગ્ સ્વરૂપ જાણવું જોઇએ; પ્રાચીનકાલમા આ વિશ્વમાં જે જે ધર્મો થઈ ગએલા હોય તેઓમાં આત્મા અને કર્મસંબંધી શું શું જણાવવામાં આવ્યું હતું તે ખાસ અવબોધવું જોઇએ. આત્મા અને કર્મસંબંધી જે જે ધર્મશાસ્ત્રોમા જે જે લખવામાં આવ્યું હોય તે ખાસ અવબોધવું જોઈએ આત્મા અને કર્મ વગેરેનું પરિપૂર્ણ જ્ઞાન થવા માટે સર્વ દર્શનકારોના તત્સંબંધી વિચારોનું મધ્યસ્થદૃષ્ટિએ મનન કરવું જોઈએ. ધર્મશાસ્ત્રોદ્વારા આત્મા અને કર્મનું સ્વરૂપ અવબોધવામા કુલધર્મરાગદૃષ્ટિ, પરંપરામન્તવ્યદૃષ્ટિરાગ, પક્ષગ્રહિતમન્તવ્યદૃષ્ટિરાગ, અન્ધશ્રદ્ધાગ્રહિતદૃષ્ટિરાગ વગેરે દૃષ્ટિરાગોના ભેદોને દૂર કરી આત્મા અને કર્મસંબંધી જે જે કંઇ લખવામા આવ્યું હોય તેને બુદ્ધિગમ્ય અને અનુભવગમ્ય કરવું જોઇએ. ઉપગ્રહદૃષ્ટિએ સર્વ ધર્મોના આચાર્યોએ જગત્‌ને ઉપકાર કરવાને આત્મા અને કર્મનું સ્વરૂપ દર્શાવ્યું છે તેથી કોઇના પર તુચ્છકારદૃષ્ટિથી ન અવલોકતાં તેઓએ સ્વબુદ્ધિએ જે જે કર્મ અને આત્માનું સ્વરૂપ દર્શાવ્યું છે તેમાં કયા કયા અંશે સત્યત્વ રહેલું છે અને કયા કયા અંશે અસત્યત્વ રહેલું છે તેનો પરિપૂર્ણ સાપેક્ષદૃષ્ટિથી નિર્ણય કરવો જોઈએ. આત્માનું પરિપૂર્ણ સ્વરૂપ અવબોધવાથી કર્મના યોગે ઉત્પન્ન થએલ અહંમમત્વ સંસ્કારોને દૂર કરી શકાય છે, અતએવ ઉપર્યુક્ત અનેક દર્શનકારોની દૃષ્ટિયોએ આત્માનું સ્વરૂપ અવબોધવું જોઈએ. યોગશાસ્ત્રકારોએ આત્માની અનેક સિદ્ધિયો પ્રકટાવવા માટે જે જે ઉપાયો કથ્યા છે તે તે ઉપાયોનો આદર કરવામાં આત્માનું વિજ્ઞાન પ્રાપ્ત કરવું એ આવશ્યક કર્તવ્ય છે. આત્માને સમ્યગ્ અવબોધ્યા પશ્ચાત્ અહંમમત્વ સંસ્કારોને મારી હઠાવવામા વાર લાગતી નથી. આત્માને જે જાણે છે તે અહંમમત્વના સંસ્કારોનો નાશ કરી શકે છે. આર્યાવર્તમાં એક વખત એવો હતો કે આર્યો આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને વાસ્તવિક સ્વાધિકારે કર્તવ્ય કાર્યપ્રવૃત્તિયોને સેવતા હતા. તેઓ આત્માને જાણવામાં તથા અનુભવવામા પક્ષપાત કરતા નહોતા; સર્વ વિશ્વપ્રવર્તિત ધર્મોનો સાર એ છે કે આત્મામાં પરમાત્મતા પ્રકટાવવી. પરમાત્મસ્વરૂપમાં લીન થઈ જવું એ જ, છેવટનો સત્ય સિદ્ધાંત ઠરે છે; અને શેષ તો પરિવારભૂત જ્ઞાનસામગ્રીઓ અવબોધાય છે. અતએવ ઉપર્યુક્ત શ્લોકમા, જણાવ્યું છે કે-ચેતનને જાણીને કાર્યપ્રવૃત્તિ સેવ. જ્યારે ત્યારે આત્માને જાણવાથી બાહ્ય વસ્તુઓદ્વારા પ્રકટતા અહંમમત્વના સંસ્કારોને દૂર કરી શકાશે. જ્યાં હું અને મ્હારું છે ત્યાં પ્રભુ નથી. જ્યા હું ને મારું એવો ભાવ છે ત્યાં મોહવૃત્તિ હોવાથી આત્માના ધર્મનું અવલંબન લઇ શકાતું નથી. જ્યાં હું અને મ્હારું છે ત્યાં આત્મા અને

પરમાત્માની જ્યોતિનું દ્વાર બંધ છે એમ અવબોધવું. જ્યાં હું ને મારું છે ત્યાં આત્મા નથી અર્થાત્ ત્યા રાગદ્વેષ છે. હું અને મારૂં એવી દૃષ્ટિથી જ્યાં સ્વપરને દેખવાનું થાય છે ત્યાં દૃષ્ટિદ્વારા પરમાત્મપ્રકાશ અવલોકી શકાતો નથી. હું અને મારૂં એવી વૃત્તિના સંસ્કારોને હઠાવવાને માટે આત્માને જાણવો જોઈએ. હું અને મ્હારૂં એવી વૃત્તિના સંસ્કારોની પેલીપાર રહેલો આત્મા જ્યારે જ્ઞાનવડે અનુભવગમ્ય થાય છે ત્યારે આત્મા જે જે મન વચન અને કાયાવડે કાર્યો કરે છે તેમાં અહંમમત્વના સંસ્કારોને પ્રગટાવી શકતો નથી. જે અહંમમત્વરૂપ સ્ફુરણા છે તે વસ્તુતઃ આત્મા નથી અને અહંમમત્વની મોહસ્ફુરણાઓનો જ્યાં સર્વથા વિલય થયા બાદ આનન્દજ્યોતિની ઝાંખીનો અનુભવ થાય છે તે જ આત્મા છે એવો જ્યારે પરિપૂર્ણ અનુભવ થાય છે ત્યારે કોઈ પણ કાર્ય કરતા અહંમમત્વના સંસ્કારો નવા પ્રગટાવી શકાતા નથી અને પૂર્વે જે જે અહંમમત્વ-વિશિષ્ટ સંસ્કારો પ્રાપ્ત કરેલા હોય છે તે સર્વે ક્ષણે ક્ષણે મન્દ પડી સર્વથા નષ્ટ થઈ જાય છે. વાદળાઓમાથી સૂર્યના કિરણોનો પ્રકાશ પડવા માડે છે કે તુરત વાદળાંઓ વિખરાવા માડે છે અને સૂર્ય સ્વકિરણોવડે સર્વત્ર પ્રકાશી શકે છે, પશ્ચાત્ કિરણો તે વાદળાવડે ઢંકાઈ જતા નથી. કિરણો તે આત્મજ્ઞાન સમાન છે અને વાદળા તે અહંમમત્વ સંસ્કારરૂપ છે. આત્મજ્ઞાનરૂપ કિરણોવડે અહંમમત્વ સંસ્કારરૂપ વાદળાંઓને વિખેરી શકાય છે એમ વસ્તુતઃ અવબોધવું. કિરણો તે વાદળા નથી તેમ આત્મા તે અહંમમત્વ સંસ્કારરૂપ નથી. અહંમમત્વ સંસ્કારથી ભિન્ન એવા આત્માને જ્યારે સ્પષ્ટપણે અવલોકવામા આવે છે ત્યારે બાહ્યકર્તવ્યકાર્યોમા અહંમમ એવો પ્રત્યય ક્યાથી થઇ શકે ? અર્થાત્ ન થઇ શકે. મન વાણી અને કાયાના યોગથી જ્યારે આત્મા ભિન્ન છે અને એ આત્મા નથી તો બાહ્ય વસ્તુઓમા અહંમમત્વ સંસ્કારો ક્યાથી પ્રગટી શકે ? બાહ્ય કર્તવ્યકાર્યોને કરવામાં આવે અને મ્હારૂં ત્હારૂં એવો શબ્દવ્યવહાર કરવામા આવે તોપણ કર્તવ્યકાર્યોમાં અહંમમત્વ પરિણામ ન હોવાથી તેમા બંધાવાનું થતું નથી અને આત્માની શક્તિયોપર અહંમમત્વ સંસ્કારોનો લેપ લાગી શકતો નથી. અનાદિકાલથી અહંમમત્વપરિણામના સંસ્કારો પડેલા હોય છે તે આત્મજ્ઞાનવડે જ ટળે છે એવો અનાદિસંસિદ્ધ નિયમ હોવાથી પ્રત્યેક મનુષ્યે આત્માને જાણી અને અહંમમત્વ સંસ્કારોનો ત્યાગ કરી કર્તવ્ય-કાર્યમાં પ્રવૃત્ત થવું જોઈએ. જ્ઞાની શિક્ષા આપે છે કે તું પોતાને જાણ; **ज्यां लगी आतमतत्त्व चिन्त्यो नहि, त्यां लगी साधना सर्व जूठी** ઇત્યાદિ મહાત્માઓના વચનોવડે અવબોધી શકાય છે કે આત્માને જાણીનેજ અહંમમત્વ સંસ્કારોને દૂર હઠાવી શકાય છે; અત એવ આત્માને જાણી અહંમમત્વ સંસ્કારોને હઠાવી જે જે સ્વાધિકારે મન વચન અને કાયાદિથી કર્તવ્યકાર્યો હોય તે કર્યા કર ! ! ! અહંમમત્વ સંસ્કારોને હઠાવ્યા પશ્ચાત્ અહંમમત્વવૃત્તિરહિતપણે કર્તવ્યકાર્યો થયા કરે છે અને સર્વમાં મ્હીને જલથી નહિ

ભીંજાવાની આત્માની દશાને પ્રાપ્ત કરી શકાય છે તથા કાર્ય કરતાં નિવૃત્તિ અનુભવી શકાય છે. હે મનુષ્ય ! તું અહંમમત્વના સંસ્કારો અને વિચારોને હઠાવીને આત્મિક પ્રગતિકારક પ્રવૃત્તિમા પ્રવૃત્ત થા. કદાપિ તું અહંમમત્વ સંસ્કારોને સેવીશ નહિ. તું સિદ્ધબુદ્ધ પરમાત્માનો બંધુ છે. **अप्पा सो परमप्पा** આત્મા તે પરમાત્મા છે. અહંમમત્વ સંસ્કારોને હૃદયમા ન પાડવા એ ત્હારા હાથમાં છે. વેદાન્તદર્શની મહાત્મા સ્વામી રામતીર્થ ઉદારભાવથી અહંત્વભાવનું શુભવર્તુલ જેવું દર્શાવે છે તે પ્રમાણે અહંત્વભાવ વિના રહેવાય તો તે પ્રમાણે શુભાગ્રહવૃત્તિને સેવો. તે કથે છે કે-**सर्वा हि संस्थाः किल भारतस्था जानीत यूयं हृदयं मदीयं, आर्याः समस्ताः पथवर्णभिन्ना न बान्धवाः किन्त्वहमेव ते स्युः** સર્વ ભારતસંસ્થાઓ છે તે તમે જાણો કે મારૂં હૃદય છે. પથવર્ણ-ભિન્ન એવા સમસ્ત આર્યો બાંધવો નથી પરન્તુ તે તે આર્યો તે હું છુ. આવી સ્વામી રામતીર્થની શુભ અહંભાવના છે. અહંમમત્વ વૃત્તિયોને અશુભમાથી ટાળી પ્રથમ શુભમાં લાવવી અને પશ્ચાત્ અનન્ત આત્મસ્વરૂપમાં લય કરી લયલીન થઇ જવું. અહં અને મમત્વભાવનાને વ્યાવહારિક શુભમાર્ગની સાથે ધાર્મિક શુભમાર્ગમાં લઈ જવી અને અહંમમત્વની શુભભાવનામા લઘુલઘુ વર્તુલો હોય તેનાં મહાવર્તુલો કરવાં. જેમકે પુત્ર તે હું, માબાપ તે હું, સ્ત્રી તે હું, પુત્રી તે હું, ઘર તે હું, કુટુમ્બ તે હું, મહોલ્લો તે હું, ગામ તે હું, નગર તે હું, નાત તે હું, સમાજ તે હું, સંઘ તે હું, દેશ તે હું; સર્વ પ્રાણીઓ તે હું, સર્વ મનુષ્યો તે હું, સર્વ બ્રહ્માંડ તે હું એવી રીતે શુભ અહંવૃત્તિને અનુક્રમે વધારવી અને તેને અનન્ત આત્મસ્વરૂપમા અસ્તિનાસ્તિધર્મે શમાવી દેવી. કુટુંબ તે મ્હારૂં, જ્ઞાતિ તે મ્હારી, ગામ તે મ્હારૂં, નગર તે મ્હારૂં, સમાજ તે મ્હારો, દેશ તે મ્હારો, સમગ્ર વિશ્વ તે મ્હારૂં, એમ અનુક્રમે મમત્વભાવનાનું શુભમાર્ગ દૃષ્ટિએ વર્તુલ વધારતા વધારતાં એટલા સુધી વધારવું કે સર્વ જગત્ તે મ્હારૂં. એમ સર્વને મ્હારૂં માનીને અસ્તિનાસ્તિરૂપ અનંતધર્મની મમત્વની ભાવનાને અનન્ત આત્મામા શમાવી દેવી અને પશ્ચાત્ અનન્ત વર્તુલ રૂપ બનેલ અહંમમત્વને આત્માના અનન્ત શુદ્ધધર્મમા ભસ્મીભૂત કરી દેવું. અહંમમત્વનો ત્યાગ કરીને જેઓ કાર્યયોગી ન બની શકે તેઓએ પ્રથમ અનંત વર્તુલભૂત બનેલ અશુભ અહંમમત્વનો પરિહાર કરવા માટે પ્રથમ શુભઅહંમમત્વભાવના વર્તુલની અનુક્રમે વૃદ્ધિ કરી તેને અનન્ત વર્તુલરૂપ કરી પશ્ચાત્ મમત્વ અહંત્વના અનન્તવર્તુલને અનન્ત શુદ્ધ સ્વરૂપમાં શમાવીને તેનું અહંમમત્વ દૂર કરી દેવું. આ પ્રમાણે પ્રયત્નથી કર્મયોગી બની શકાશે. ગમે તે માર્ગ ગ્રહીને અશુભઅહંમમત્વના સંસ્કારોનો ત્યાગ કરી જે સ્થિતિમાં જે જે કાર્યો કરવાનાં છે તેમાં સ્થૈર્ય ધારણ કરીને પ્રવૃત્ત થવું જોઇએ. શુભાહંમમત્વભાવનાનું અનન્ત-દૃષ્ટિમય વર્તુલ ધારણ કરીને અમુક સ્વાધિકારે મર્યાદિત કર્તવ્યકાર્યપ્રવૃત્તિ સેવતાં અશુભમાં

બંધાવાનું થતું નથી. અને સંકુચિત વિચારોવડે સ્વપરને હાનિ પહોંચાડી શકાતી નથી. આત્માને અનન્ત અસ્તિધર્મ અને અનન્ત નાસ્તિધર્મવડે યુક્ત સાપેક્ષપણે અવબોધતાં અહંમમત્વનાં ક્ષુદ્ર અશુભ અહંમમત્વ વર્તુલો તો અણુમાત્ર પણ હૃદયમાં વાસ કરવાને શક્તિમાન્ થતાં નથી અને ક્રિયામાં પણ ક્ષુદ્ર અશુભ વર્તુલોની પ્રવૃત્તિ દેખાતી નથી. તેમજ હૃદયમાં નવીન અહંમમત્વના સંસ્કારો પડતા નથી. આવી દશા ખરેખર આત્માનું અનેકાન્ત સ્વરૂપ જાણવાથી બને છે અતએવ ઉપર્યુક્ત શ્લોકમાં વિજ્ઞાય ચેતનમ્ ચેતનને જાણીને प्रवृत्तौ त्वं स्थिरो भव પ્રવૃત્તિમાં તું સ્થિર થા ! ! ! એમ જે કથવામાં આવ્યું છે તે યુક્તિયુક્ત સર્વવિશ્વહિતકારક સિદ્ધ કરે છે. આત્માનું સ્વરૂપ અવબોધવાથી અનન્તદૃષ્ટિ થવાથી સંકુચિતદૃષ્ટિદ્વારા જે જે મતો અને જે જે આચારો બાંધવામાં આવેલા હોય છે અને તેથી જે જે કષાયો સેવવામાં આવેલા હોય છે તે તે સર્વે ( જેમ સ્વપ્નમાંથી જાગ્રત્ થયા બાદ સ્વપ્નની બાજી નષ્ટ થાય છે તેમ ) સંકુચિત વિચારો અને સંકુચિત પ્રવૃત્તિયો ક્ષણમાં નષ્ટ થઇ જાય છે. તેમજ સર્વ જગત્ના સર્વ વિચારો અને આચારોને અનન્તજ્ઞાનદૃષ્ટિની સાપેક્ષતાપૂર્વક જાણવાથી અશુભ અહંમમત્વ કદાગ્રહ ક્લેશ અને મતમાન્યતા વગેરે કંઇ રહેતું નથી. જે મનુષ્યો જે જે વિચારો અને પ્રવૃત્તિયો કરે છે તેમાં તેઓ તેઓની દૃષ્ટિના અનુસારે કરે છે તેઓ જ્યારે અનન્તજ્ઞાન વર્તુલરૂપ આત્મામાં આગળ વધશે ત્યારે તેઓ સ્વયમેવ સંકુચિત વિચારો અને આચારોથી હઠશે અને સ્વાધિકારે સ્વપ્રવૃત્તિમાં અશુભ અહંમમત્વનો ત્યાગ કરીને પ્રવર્તશે. આત્મજ્ઞાની અશુભ અહંમમત્વવૃત્તિયોથી વિશ્વબગીચાના કોઇ પણ ભાગનો નાશ કરવા પ્રયત્ન કરતો નથી. અશુભ અહંમમત્વભાવના ટળવાની સાથે શુભ અહંમમત્વભાવના ખીલે છે અને તેથી वसुधैव कुटुम्बकम् વસુધા-કુટુંબ એવી ભાવના જાગ્રત્ થાય છે. આત્મજ્ઞાનનું અનન્ત જ્ઞાનવર્તુલ વિકસવા લાગે છે ત્યારે જન્મદેશ તે મ્હારો એવો ભાવ જાગ્રત્ થાય છે. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર કોમ એ મારી છે એવો ભાવ જાગ્રત્ થાય છે. એશિયા યુરોપ આફ્રિકા અમેરિકા અને ઓસ્ટ્રેલિયા દેશ મારા છે એવી ભાવના જાગ્રત્ થાય છે પશ્ચાત્ સર્વ વિશ્વ મ્હારૂં એવી ભાવના જાગ્રત્ થાય છે તેથી હૃદયની વિશાલતાના વર્તુલમાં વૃદ્ધિ થાય છે. જ્ઞાતિ તે હું. ધર્મ તે હું, દેશ તે હું. યુરોપ. આફ્રિકા, અમેરિકા અને આસ્ટ્રેલીયા તે હું એવો ભાવ જાગ્રત થાય છે, અને સર્વ વિશ્વ તે હું એવી આત્માની વ્યાપક ભાવના જાગે છે. પશ્ચાત્ અખિલ બ્રહ્માંડ તે હું એવો ભાવ જાગ્રત્ થતાં કોઇનું અશુભ કરવાની વૃત્તિ થતી નથી પરંતુ પશ્ચાત્ અશુભ કરવાની વૃત્તિનો ત્યાગ કરીને ત્યાગી બની શકાય છે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર તે હું એવો શુભાહંભાવ જાગ્રત થતાં ચારે વર્ણની શુભ સેવા કરવાનું-સર્વસ્વાર્પણ કરવામાં ઇશ્વરની તુલ્ય ઉદારભાવની પ્રવૃત્તિ

થાય છે. સર્વ વિશ્વવર્તિજીવો તે હું;–એવી શુભવૃત્તિવડે આત્મા સર્વત્ર શુભભાવમાં વ્યાપક થતા સાત્વિક ગુણી મહાપ્રભુ બની શકે છે. શુભમમત્વ અશુભ અહંભાવને ઉપર પ્રમાણે જે ખીલવીને કાર્યયોગી બને છે તે ધર્મસેવા કોમસેવા સાર્વજનિકહિત સેવા રાજ્યસેવા ક્ષાત્રકર્મસેવા વિદ્યાકર્મસેવા વિદ્યાવ્યાપાર હુન્નરકળા સેવા શૂદ્રસેવા દેશસેવા સાધુસન્તસેવા. પ્રભુસેવા, ગુરુસેવા, કુટુંબસેવા અને ગુરૂજનસેવા, વગેરે અનેક સેવાઓને આદરવાને શકિતમાન્ થાય છે અને કર્મયોગી બનીને ગમે તેવા સંયોગોમા ઊંચે ચડે છે; પરન્તુ કર્મયોગથી ભ્રષ્ટ થઇ કદાપિ પાછળ પડતો નથી–પતિત થતો નથી. માતાની સેવા કરવી તે માતૃયજ્ઞ છે. સ્વવિનયવિચાર પ્રમાણે પિતાની સેવા કરવી તે પિતૃયજ્ઞ છે. પશુઓની સેવા કરવી તે પશુયજ્ઞ છે. પંખીઓની સેવા કરવી તે પક્ષીયજ્ઞ છે. વૃષભોની સેવા કરવી તે વૃષભયજ્ઞ છે. ગાયોનું સેવાદ્વારા ખાનાપાનાદિથી રક્ષણ કરવું તે **ગોયજ્ઞ** છે. અતિથિયોની સેવા કરવી તે **અતિથિયજ્ઞ** છે. ગુરુની સેવા કરવી તે **ગુરુયજ્ઞ** છે. સર્વ જીવોની રક્ષા કરવી તે **સર્વજીવયજ્ઞ** જાણવો. દેશની તન મન ધન અને વાણી વડે સેવા કરવી તે **દેશયજ્ઞ** જાણવો. રાજ્યની તન મન અને ધન વડે સેવા કરવી તે રાજ્યયજ્ઞ અવબોધવો. ક્ષત્રિયોની તેમની ઉચ્ચ દશા માટે તન મન અને ધનનું સ્વાર્પણ કરી સેવા કરવી તે **ક્ષત્રિય યજ્ઞ** જાણવો. બ્રાહ્મણોની વિદ્યાવડે ઉન્નતિ કરવા તન મન ધનાદિ અર્પણપૂર્વક સેવા કરવી તે બ્રાહ્મણ યજ્ઞ જાણવો. વૈશ્યોની વ્યાપાર કૃષિકલાદિની વૃદ્ધિ માટે તન મન ધનાદિ વડે સેવા કરવી તે વૈશ્ય યજ્ઞ જાણવો. શૂદ્રોની જ્ઞાનાદિ ગુણો વડે ઉચ્ચ સ્થિતિ કરવા માટે તન મન અને ધનથી સેવા કરવી તે શૂદ્ર યજ્ઞ જાણવો. સાધુઓની તન મન અને ધનથી સેવા કરવી તે સાધુ યજ્ઞ અવબોધવો. સાધ્વીઓની મન વચન અને કાયા અને ધનાદિવડે સેવા કરવી તે **સાધ્વી યજ્ઞ મહોત્સવ** અવબોધવો. શ્રી મહાવીર પ્રભુના પિતા સિદ્ધાર્થ રાજાએ મહાવીરસ્વામી જન્મ્યા ત્યારે અનેકધર્મયજ્ઞોરૂપ પ્રભુપૂજાઓ કરી હતી. વિદ્યાર્થિઓની સેવા કરી તેમને સહાય આપવી તે વિદ્યાર્થી યજ્ઞ જાણવો. રોગીઓના રોગનાશાર્થે તેઓની સેવા કરવી તે રોગી યજ્ઞ જાણવો. અને કન્યાઓ સ્ત્રીઓ વિધવાઓ અને અનાથો વગેરેની સેવા કરવી તે તે તે નામના યજ્ઞ જાણવા. શુભાહંભાવને જે પરિપૂર્ણ ખીલવીને સર્વ વિશ્વ–તે હું એવા ભાવ ઉપર આવે છે તે રાજા ચક્રવર્તિ અને કર્મયોગી બનવાને અધિકારી બને છે. વ્યાઘ્ર સિંહને સ્વાપત્યપર મમત્વ અહંભાવના છે તો તે અન્યનો નાશ કરીને સ્વાપત્યનું ઉદર ભરશે પરંતુ સ્વાપત્યનો નાશ કરશે નહિ. ઉલટું અહંભાવથી સ્વાપત્યને સ્વરૂપે દેખશે. ક્રૂર પ્રાણીઓને પણ અહંમમત્વભાવથી સ્વાપત્યનું ચારિત્ર ખીલે છે તો શુભાહંભાવથી કુટુંબ મિત્ર દેશ પ્રાંત ખંડ બ્રાહ્મણાદિ ચાર વર્ણ અને ચારે ખંડના મનુષ્યો વગેરેને જે મનુષ્ય 'હુ છું' એવું માને છે તે તેઓનો નાશ કરી શકશે નહિ પરંતુ તેઓની અનેક પ્રકારની સેવા બજાવશે તેથી તે રાજા બનતાં દશમો દિક્પાલ

બની શકશે. પોતાના હૃદયમાં જે સર્વ વિશ્વને-સર્વ વિશ્વ તે હું છું એવા ભાવથી દેખે છે તે વિશ્વનું અશુભ કરશે નહિ અને માતૃદૃષ્ટિથી સર્વ વિશ્વનું સંરક્ષણ કરશે. સર્વ વિશ્વવર્તિ મનુષ્યો વગેરેના શ્રેય માટે તે સર્વસ્વાર્પણરૂપ મહાયજ્ઞને સેવશે. અથવા સર્વસ્વાર્પણરૂપ મહાપૂજાને સેવશે હાલમાં બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રોની પડતી થઇ છે તેનું કારણ એ છે કે પ્રત્યેક મનુષ્ય સર્વ વર્ણોને અને સર્વ દેશના મનુષ્યોને પોતાના રૂપ દેખી શકતો નથી તેથી અશુભ મમત્વ અને અશુભ અહંવૃત્તિનો દાસ બનીને પોતાની અને વિશ્વની અવનતિ કરી શકે છે. સર્વ જીવો તે હું એવી શુભાહંભાવનાથી परस्परोपग्रहो जीवानाम् એ સૂત્રનો ભાવ વિચારીને સર્વ જીવોની સંરક્ષાદિ સેવા કરવામાં આવે તો સર્વ વિશ્વરૂપ પોતાનો આત્મા બનતાં આત્માના અનન્તવર્તુલનો પાર પામી શકાય છે. આત્મજ્ઞાન પામીને આત્માને અવબોધી અશુભ અહંમમત્વ સંસ્કારોને હઠાવી શુભાહંમમત્વભાવને વ્યાપકદૃષ્ટિએ વ્યાપકરૂપમાં ખીલવીને સંકુચિત વિચારો અને આચારો કે જેથી સ્વાત્માને અને જગત્‌ને હાનિ થાય છે તેઓનો ત્યાગ કરીને ખરેખરા ત્યાગી બનીને ત્યાગમાર્ગના અનન્તવર્તુલમા પ્રવિષ્ટ થવું જોઇએ. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને સર્વવિશ્વવર્તિ જીવો તે હું એવો ભાવ ધારણ કરીને કર્મયોગી બનતા આ વિશ્વના ખરેખરા પૂજારી બની શકાય છે. જે મનુષ્ય આ વિશ્વનો ઉપર્યુક્ત સેવાવડે પૂજારી બને છે તેજ ખરેખરો આ વિશ્વનો શુભ પરમેશ્વર બને છે, વા પરમેશ્વરનો પ્રતિનિધિ બને છે. જે મનુષ્ય સર્વ વિશ્વજીવોને પોતાના આત્મસમાન માનીને વા સર્વ વિશ્વવર્તિજીવો તેજ હું છું એવો ભાવ ધારણ કરીને વિશ્વની સેવા કરે છે તેજ આત્માને જાણે છે અને તેજ આત્માની પ્રભુતા જાણે છે એમ અવબોધવું. સર્વ વિશ્વવર્તિજીવો મ્હારા અથવા સર્વ વિશ્વવર્તિ જીવો તેજ હું-એવો શુભ અહંમમભાવ પ્રગટવાથી છ જીવનિકાયની રક્ષા કરી સર્વનું શ્રેય સાધી શકાય છે. અશુભ અહંમમત્વથી દેશોમાં અનેક યુદ્ધો પ્રવર્તે છે અને પ્રત્યેક મનુષ્યના હૃદયમા પરમાત્મા રહેલા છે એવું અવબોધ્યા છતા તેનો નાશ કરાય છે શુભમમત્વ અને અહંભાવના જગત્‌જીવોને પોષનારી છે. વિશ્વરૂપ બગીચાની રક્ષા કરવાને અને પુષ્ટિ કરવાને શુભાહંભાવના માલીના સમાન વા જલના સમાન ઉપકારી છે. આત્મજ્ઞાન વિના શુભાહંભાવનાથી મનુષ્ય વિમુખ રહીને સ્વાર્થ માટે રાક્ષસ બનીને વિશ્વવર્તિ જીવોને અનેક પ્રકારે હાનિ પહોંચાડી શકે છે અનન્ત વિશ્વવ્યાપક એવી શુભમમત્વ અને અહંભાવના જેનામાં છે તે સાત્વિકગુણી સગુણ ઇશ્વર થયો છે એમ અવબોધવું અને અશુભ શુભમમત્વાહંભાવના રહિત થઇને જે સ્વાધિકારે પ્રારબ્ધાદિથી કર્તવ્યકાર્યો કરે છે તે નિર્ગુણ જીવન્મુક્ત મહાત્મા વા ઇશ્વર થયો છે એમ અવબોધવું. એવા સગુણનિર્ગુણ જીવંત ઇશ્વરોની પૂજા સેવા ભક્તિની પ્રાપ્તિ એ જ ખરેખરી મનુષ્યભવની સફલતા અવબોધવી અનન્તવર્તુલરૂપ શુભમમત્વ અને અહંભાવને કરીને

પશ્ચાત્ તેઓને અનન્ત શુદ્ધ આત્મસ્વરૂપમાં લીન કરવા અને પશ્ચાત્ અહંમમત્વ ભાવથી રહિત થઇ નિરહંભાવથી સર્વ જગત્‌ને પોતાના રૂપ સ્યાદ્વાદદૃષ્ટિથી અનન્ત અસ્તિધર્મ અને અનન્ત નાસ્તિધર્મની અપેક્ષાએ માનીને આત્મામાં-પિંડમાં જગત્ અર્થાત્ બ્રહ્માંડને અનુભવી સર્વત્ર સર્વ બાબતોમાં આત્માને નિઃસંગ નિર્લેપ માની સ્વાધિકારે કર્તવ્યકાર્યોમાં પ્રવૃત્ત થવું. સર્વત્ર નિરહંભાવથી વર્તવાની આત્મદશા પ્રગટ થાય છે ત્યારે સ્વયમેવ શુભ-મમત્વાહંભાવનો નાશ થાય છે અને એવી દશા યાવત્ ન આવે તાવત્ તે શુભાહંભાવમાં રહીને આત્માની પરમાત્મતા થાય એવા ગુણસ્થાનકસોપાન પર આત્માને ચઢાવીને છેવટે પરમાત્મદશાના ઉચ્ચ શિખર પર આરોહાવી વળાવાની ફરજ પૂરી કરવા પછી શુભાહંભાવ સ્વયમેવ ટળી જાય છે. આવી શુભાહંભાવનાનું સ્વરૂપ જાણવા માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને કર્તવ્યકર્મમા પ્રવૃત્ત થવાની જરૂર છે આત્માને જાણીને જે મનુષ્યો કર્તવ્યકાર્યોમાં પ્રવર્તે છે તેઓ આત્માની ઉચ્ચદશાથી ગમે તેવા સંયોગોમાં પતિત થતા નથી અને તેઓ અનુક્રમે અશુભમમત્વાહંભાવનો ત્યાગ કરી શુભાહંમમત્વને આદરી પશ્ચાત્ સર્વથા શુભાશુભાહં-મમત્વભાવથી મુક્ત થઇ જીવન્મુક્ત બની પ્રારબ્ધકર્મ ચુકવવાને શેષ કર્તવ્યકર્મોને કરે છે. હે મનુષ્ય ! ઉપર પ્રમાણે અહંમમત્વ સંસ્કારો અને અહંમમત્વવૃત્તિયોને અવબોધી અશુભમાથી શુભમા આવી પશ્ચાત્ આત્માના અનન્ત જ્ઞાનવર્તુલમા પ્રવિષ્ટ થઇ સંકુચિત રાગદ્વેષકારક લઘુવર્તુલોને ત્યજી અનન્ત વર્તુલમય બની સ્વાધિકારે કર્તવ્યકાર્યમા સ્થિર થા.

અવતરણ—સુખદુઃખપ્રદ સંયોગોને વિચારી વિઘ્નકોટિ સહવાપૂર્વક કર્તવ્યકાર્યપ્રવૃત્તિને કથવામા આવે છે

### શ્લોકઃ

**शर्मदुःखप्रदान् सर्वान्, संयोगान् तान् विचार्य च ।**
**कार्यमादृत्य पश्चात् त्वं-मा मुञ्च विघ्नकोटिभिः ॥ ५१ ॥**

**શબ્દાર્થ**—સુખદુઃખપ્રદ સર્વ સંયોગોનો વિચાર કરીને કાર્ય કરવું જોઇએ. કાર્ય આદરી વિઘ્નકોટિઓથી પણ પશ્ચાત્ તું કાર્યને ના મુક ! ! !

**ભાવાર્થ**—જે જે સ્વાધિકારે કાર્યો કરવામા આવે તે તે કાર્યો કરતાં સુખ દુઃખ-પ્રદ સર્વ સંયોગોનો વિચાર કરી જોવો. અમુક કાર્ય કરતા સુખના સંયોગો કયા કયા છે અને અમુક કાર્ય કરતા દુઃખના સંયોગો કયા કયા છે તે આજુબાજુના ક્ષેત્રકાલ સંબંધિત સંયોગો પરથી વિચારવું. અમુક કાર્ય કરતાં સુખના સંયોગો કયા કયા છે અને તે પ્રાપ્ત કરવાની મ્હારામા શક્તિ ખીલી છે કે કેમ ? તેનો વિચાર કરવો તેમજ અમુક કાર્ય

કરતાં દુઃખપ્રદ સંયોગો ક્યા ક્યા છે તેનો વિચાર કરી જોવો. દુઃખપ્રદ સંયોગો કઇ કઇ વખતે ક્યા ક્યા ક્ષેત્રને પામી કાર્યપ્રવૃત્તિમાં પ્રાપ્ત થશે તેનો દીર્ઘદૃષ્ટિથી એકાન્તમાં વિચાર કરવો અને સુખપ્રદ સંયોગો ક્યા ક્યા ક્ષેત્રે ક્યા વખતે પ્રાપ્ત થશે અને કેવા પ્રયત્ને પ્રાપ્ત થશે તેનો કાર્યપ્રવૃત્તિ પૂર્વે સ્થિરદૃષ્ટિથી વિચાર કરવો. સુખપ્રદ સંયોગો અને દુઃખપ્રદ સંયોગો વર્તમાનમાં ક્યા ક્ષેત્રના અનુસારે ક્યા ક્યા છે અને ભવિષ્યમાં ક્યા ક્ષેત્રને પામી કેવી રીતે પ્રાપ્ત થશે તેનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવો. વિમલશાહે ભીમદેવ સોલંકી પ્રતિકૂલ થયો છે એમ જાણી તેણે સુખદુઃખપ્રદ સંયોગોનો વિચાર કર્યો. વિમલશાહને પાટણમાં કાર્યપ્રવૃત્તિયોમાં દુઃખપ્રદ સંયોગો વિશેષ જણાયા તેથી તેમણે સુખપ્રદ સંયોગો ક્યાં પ્રાપ્ત થશે તેનો વિચાર કર્યો ચંદ્રાવતીમાં સુખપ્રદ સંયોગો મળશે એવો તેણે નિશ્ચય કર્યો અને ચંદ્રાવતીમા ગયા. ત્યાના પરમાર ગણને દૂર કરી સ્વયં આબુરાજની ચંદ્રાવતીના રાજા બન્યા. હળવે હળવે વિમલશાહે અનેક યુદ્ધો કરીને રાજ્યની સીમા વધારી. અમુક મ્લેચ્છ બાદશાહ સાથે યુદ્ધ કર્યું અને આબુજીપર સિદ્ધાચલજીપર તથા કુંભારીયા કે જેને પૂર્વે આરાસણનગરી કથવામા આવતી હતી તેમા જિનમંદિરો બંધાવ્યા; અનેક ઉપાશ્રયો બંધાવ્યા વિમલશાહે દુઃખપ્રદ સંયોગો અને સુખપ્રદ સંયોગોનો ક્ષેત્રકાલાનુસારે વિચાર ન કર્યો હોત અને પાટણમા જ રહ્યા હોત તો તે નષ્ટ થઇ જાત. તેમણે સુખપ્રદ સંયોગો અને દુઃખપ્રદ સંયોગો ક્યા ક્યા છે અને ક્ષેત્રકાલાનુસાર ક્યા ક્યા છે તેનો વિવેક કરીને સુખપ્રદ સંયોગો જેમા છે એવી ચંદ્રાવતીને પસંદ કરી. વસ્તુપાલ અને તેજપાલ એ બે બંધુઓએ દુઃખપ્રદ સંયોગો અને સુખપ્રદ સંયોગોનો વર્તમાનકાલ અને ક્ષેત્ર સંબંધે વિચાર કરીને તેઓ ધોળકામાં વાઘેલાના રાજ્યમા ગયા અને સુખપ્રદ સંયોગોની અનુકૂલતા દેખી ત્યાં પ્રધાન થયા તેથી તેઓ સુખી થયા. વસ્તુપાલ અને તેજપાલે આબુજી સિદ્ધાચલ વગેરે સ્થાને જિનમંદિરો બંધાવ્યા છે. તેઓએ અનેક યુદ્ધોમાં નેતા બનીને જૈન ક્ષત્રિય વીરની શોભાને પ્રકાશિત કરી હતી વસ્તુપાલે સાડીબાર યાત્રા સંઘ કાઢીને કરી હતી. વીરમદેવ અને વિશલદેવના નામની સાથે અને જૈનકોમના ઇતિહાસની સાથે વસ્તુપાલ અને તેજપાલનું નામ સદા કાયમ રહેશે. વસ્તુપાલે અને તેજપાલે સુખદુઃખપ્રદ સંયોગોનો વિચાર કરી સુખપ્રદ કાર્યપ્રવૃત્તિ આરંભી હતી તેથી તેઓ સુખી થયા. કુમારપાલરાજાએ સુખપ્રદ અને દુઃખપ્રદ સંયોગોનો વિચાર કરીને રાજ્યગાદી પરબેસવાનો નિશ્ચય કરી રાજ્યલગામ હાથમા લીધી અને દુઃખદુઃખપ્રદ સંયોગોને દૂર કરી ગુર્જર દેશનું સમ્યક્ પરિપાલન કર્યું. ઇંગ્લાંડના રાજા રીચર્ડ સુખપ્રદ સંયોગોનો વિચાર કરીને રાજ્યકાર્યપ્રવૃત્તિ સેવી હતી સુખદુઃખપ્રદ ક્યા ક્યા સંયોગો છે તેનો પરિપૂર્ણ જે મનુષ્ય વિચાર કરતો નથી તે મનુષ્ય દુઃખપ્રદ સંયોગોને હઠાવી સુખપ્રદ સંયોગોને પ્રાપ્ત કરી શકતો નથી. આર્યાવર્તમાં લગભગ એકહજાર વર્ષથી સુખ દુઃખપ્રદ સંયોગોને

જાણવાની અને તેનો વિચાર કરવાની આર્યોની બુદ્ધિમાં મન્દતા આવી ત્યારથી તેઓની કર્મપ્રગતિમાં વિદ્યાકર્મપ્રગતિમા વૈશ્યકર્મપ્રગતિમાં અને શૂદ્રકર્મપ્રગતિમાં હાનિ પહોંચી, તેથી તેઓ સ્વદેશોન્નતિ કરી શક્યા નહિ અને પરદેશીઓની સ્વારીઓથી કચરાઈ અર્ધમુવા જેવા થઇ ગયા. ગમે તે દેશના મનુષ્યો હોય પરન્તુ જ્યારે તેઓ સુખદુઃખપ્રદ સંયોગો કયા કયા ક્ષેત્રકાલાનુસારે છે તેનો વિચાર કરતા નથી ત્યારે તેઓ દુઃખથી નષ્ટ બને છે. રોટલો પણ તેના પાસાં બદલીને સેકવામા નથી આવતો તો તે બળી જાય છે તેમ મનુષ્યો પણ પોતાની સુખદુઃખપ્રદ સંયોગબાજુઓનો વિચાર કરીને પ્રવૃત્તિ નથી કરી શકતા તો તે અનેક પ્રકારની હાનિને પ્રાપ્ત કરી શકે છે. દેશને રાજાને પ્રજાને કોમને ગૃહસ્થને અને ત્યાગીને સુખપ્રદ અને દુઃખપ્રદ કયા કયા સંયોગો વચ્ચે ઉભા રહેવાનું થયું છે તેઓ પોતે જો તે નથી જાણતા તો તે અન્ધની પેઠે અન્યની કૃપાપર જીવવાને લાયક બની શકે છે. દુઃખપ્રદ સંયોગોને જાણવામાં આવે છે તો તેને હઠાવી શકાય છે અને સુખપ્રદ સંયોગોને પ્રાપ્ત કરી શકાય છે. મનુષ્યે તાવડીમા જેમ રોટલીનું પાસું બદલાય છે તેમ દુઃખના સંયોગોથી પરાઙ્મુખ થઈ સુખસંયોગો તરફ વળવું જોઇએ. જે ક્ષેત્રકાલે દુઃખપ્રદ સંયોગોનો નાશ થાય અને સુખપ્રદ સંયોગો પ્રાપ્ત થાય એવી ક્ષેત્રકાલે કાર્યપ્રવૃત્તિ આરંભવી જોઈએ. પારસીઓએ દુઃખપ્રદ ઇરાનદેશની તે વખતની સંયોગોની સ્થિતિ અવલોકી તેથી તેઓ ઇરાનમાંથી નીકળી હિન્દુસ્થાનમાં આવ્યા તેથી તેઓ સ્વધર્મનું અસ્તિત્વ અને સ્વધર્મકોમનું અસ્તિત્વ સંરક્ષી શક્યા. બૌદ્ધોએ જૈનો અને હિન્દુઓના સમયમાં પોતાની કોમનું અને પોતાના ધર્મનું અસ્તિત્વ ન રહી શકે એવા દુઃખપ્રદ સંયોગોને દેખી તેઓ તીબેટ ચીન બ્રહ્મદેશ તરફ પ્રયાણ કરી ગયા. કહેવાનો સારાંશ એ છે કે સુખપ્રદ સંયોગો જ્યારે પ્રતિકૂલ બની દુઃખપ્રદ સંયોગોરૂપે બન્યા ત્યારે તેઓએ અન્યદેશમાં સ્વધર્મનું અસ્તિત્વ જાળવ્યું. દરેક કોમને દરેક જાતને વિચિત્ર ઘટનાઓ અને દેશની વિચિત્ર ઘટનાઓમાથી પસાર થવા વારંવાર સુખપ્રદ સંયોગોના અનુસારે બદલાવું પડે છે ગુજરાતના કેટલાક જૈનોએ એક સૈકા લગભગથી સુખદુઃખપ્રદ સંયોગોનો વિચાર કરીને દક્ષિણદેશમા વ્યાપારાર્થે પ્રવૃત્તિ કરી છે અને તેઓ પુના અહમદનગર માલેગામ ધુળીયા વગેરેમાં સુખી થયા છે. કોઇને કોઇ ક્ષેત્રમાં અને કોઇ કાલમાં પુણ્યોદય થાય છે. પાલીના રંક શેઠે વલ્લભીપુરમા પ્રયાણ કર્યું અને ત્યાં તેઓ કરોડાધિપતિ બન્યા, તાતાર વગેરે જાતના લોકોએ હિન્દુસ્થાનપર સ્વારીઓ કરી અને તેઓ આર્યદેશના સ્વામી બન્યા. આરબોએ હિન્દુસ્થાનપર સ્વારી કરી જેથી તેઓ સુખપ્રદ સંયોગોને પ્રાપ્ત કરી શકયા. ઇંગ્લાંડના લોકો અમેરિકામાં ગયા અને ત્યાં તેઓ સુખી બન્યા. અમુક મનુષ્ય અમુક ક્ષેત્રમા પાપકર્મથી દુઃખના સંયોગોવડે પીડાય છે અને તે જો અન્યક્ષેત્રમાં જાય છે તો પુનઃ દુઃખી રહેતો નથી પરન્તુ સુખના સંયોગો પ્રાપ્ત કરીને સુખી બને છે,

મારવાડ સ્થળી વગેરેના ઘણા જૈનો કર્ણાટક, બંગાલ વગેરેમા વ્યાપારાર્થે ગયા અને હાલ તેઓ ત્યાં સુખી થયા છે. કેટલાક જૈનો ઇગ્લાંડ ફ્રાન્સમા વ્યાપારાર્થે ગયા છે અને ત્યા તેઓ સુખી થયા છે. જૈનોના તીર્થંકરો પૂર્વે અયોધ્યા બંગાલમાં જન્મ્યા હતા અને જૈનો મગધદેશ વગેરે દેશોમાં કરોડોની સંખ્યામા હતા; તેના સ્થાને હાલ ત્યાં મૂલસ્થાયી જાત તરીકે જૈનો નથી અને ગુજરાત માળવા મારવાડ કાઠિયાવાડ કચ્છ તથા દક્ષિણ તરફ જૈનોની વિશેષ સંખ્યા છે. જૈનોએ સુખદુઃખપ્રદ સંયોગોનો પરિપૂર્ણ વિચાર ન કર્યો તેથી તેઓ સત્તા લક્ષ્મી વિદ્યા અને સંખ્યામાં ઘટતા ઘટતા અધોગતિના મૂલસ્થાન-પર્યન્ત આવી પહોંચ્યા. બ્રાહ્મણોએ ક્ષત્રિયોએ વૈશ્યોએ અને શૂદ્રોએ સુખદુઃખપ્રદ સંયોગોનો પરિપૂર્ણ વિચાર ન કર્યો તેથી તેઓ અવનતિના યજમાન બન્યા છે. હવે તો આર્યો જાગો–તમે કેવા દુઃખી થયા છો–તમારી માનસિક વાચિક અને કાયિક શકિતયોથી કેટલા બધા ભ્રષ્ટ થયા છો તેનો વિચાર કરો. આલસ્ય કુસંપ વૈર ઇર્ષ્યા સંકુચિત રૂઢીઓ અને સંકુચિત દૃષ્ટિયોથી તમો ઘેરાઈ ગયા છો તેનો વિચાર કરો. તમારા પૂર્વજોની ઉન્નતિને–કીર્તિને હવે ગાઇને તથા તેથી અભિમાની બનીને બેસી રહેવાનો સમય નથી. જાગો જાગો. જલ્દી જાગો. ઇર્ષ્યાદિ દુઃખપ્રદ સંયોગોની માયાજાળને દૂર કરી નાખો. આલસ્ય, વૈર, ઇર્ષ્યા અને અજ્ઞાન એજ દુઃખના સંયોગો છે. તમારૂં ભવિષ્ય તમારા હાથમાં છે પૂર્વની જાહોજલાલીની યાદી કરીને હવે રોવાથી કંઇ વળવાનું નથી. હવે તો મન વચન અને કાયાની શકિત કેળવીને બ્રિટીશ રાજ્યની શાંતિમય છાયામા રહી પ્રગતિ-કારક પ્રવૃત્તિમાર્ગમા આગલ વધો. સુભાગ્યયોગે તમારી ઉન્નતિ કરવા અને તમારી આખો ઉઘાડીને શુભમાર્ગે ચઢાવવા માટે બ્રિટીશરાજ્યની સ્થાપના થઇ છે તેનો લાભ લઇને દરેક બાબતની પ્રગતિ કરવામાં પશ્ચાત્ ન રહો. દુઃખપ્રદ સંયોગો કરતા ઇગ્લીશ સરકારના રાજ્યમા આર્યોને સુખપ્રદ સંયોગો ઘણા છે. તમને બ્રિટીશો પ્રવૃત્તિમાર્ગના ગુરુઓ મળેલા છે તેમની પાસેથી અનેક વિદ્યાઓ વિનયથી મેળવવી જોઇએ સર્વ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરીને દુઃખપ્રદ સંયોગોને સુખપ્રદ સંયોગરૂપમા ફેરવી નાખવા જોઇએ બાલલગ્નને બંધ કરવા જોઇએ. સ્વાશ્રયી અને આત્મભોગી બન્યા સિવાય દેશ કોમ વા ધર્મનો ઉદય થયો નથી, થતો નથી અને થવાનો નથી. અતએવ સ્વાશ્રયી અને આત્મભોગી બની દુઃખપ્રદ સંયોગોને કાર્યપ્રવૃત્તિમા પ્રવૃત્ત થઇને–દૂર હઠાવવા જોઇએ. કોઈ પણ આત્મોન્નતિ-કારક કાર્યને પ્રારંભતાં દુઃખપ્રદ સંયોગો અને સુખપ્રદ સંયોગોને તપાસી લેવા અને તે બેની વચ્ચે ઉભા રહીને કેવી રીતે કાર્યપ્રવૃત્તિ આરંભવી તેનો વિવેક કરી લેવો. કાર્ય-પ્રવૃત્તિમાં કોના કોના તરફથી દુઃખપ્રદ સંયોગો ઊભા થવાના અને કોના તરફથી સુખપ્રદ સંયોગોમા મદદ મળવાની–તેનો પ્રથમથી નિશ્ચય કરી લેવો અને પોતાના આત્મબલ ઉપર ટકી રહેવાનો અનુભવ કરીને કાર્યપ્રવૃત્તિમા પ્રવૃત્ત થવું. પોતાની ચારે બાજુના

સુખદુઃખકારક સંયોગોનો ઉપયોગ રહેતા કોઇથી વંચિત થવાતું નથી અને તેમજ સદા સાવચેત રહેવાય છે. સુખપ્રદ સંયોગોની સાથે દુઃખપ્રદ સંયોગો રહેલા હોય છે. દિવસ પશ્ચાત્ રાત્રિ થાય છે. સુખની પાછળ દુઃખ રહ્યું છે. જગત્માં જેમ બાહ્યસુખના સાધનો ઘણા છે તેમ દુઃખના સાધનો પણ ઘણા હોય છે. જે મનુષ્ય સુખસંયોગોનું ફક્ત ભાન ધરાવે છે અને દુઃખસંયોગોને વિસ્મરી જાય છે તે દુઃખના સંયોગોના સામે ઉપાય લઈ શકતો નથી અને તેથી તે દુઃખરૂપ યમના પાસમાં સપડાઇ જાય છે. પોતાની આજુબાજુ દુઃખના સંયોગો કેટલા છે તેનું ભાન થવાથી તેના સામે કાર્યપ્રવૃત્તિ સમયે ટકી રહેવા માટે જે જે ઉપાયો ઘટે તે લેવામાં આવે છે અને અપ્રમત્ત બનીને કાર્યપ્રવૃત્તિ પ્રારંભી શકાય છે. દુઃખના સંયોગોની સામે થવા માટે મનુષ્યે પ્રતિદિન અપ્રમત્ત રહેવું જોઇએ. રાજા પ્રત્યેક યુદ્ધમા સ્વયુદ્ધસામગ્રી કરતા શત્રુની યુદ્ધસામગ્રી કેટલી છે તેનો ખાસ હિસાબ રાખે છે અને તેના કરતાં વિશેષ યુદ્ધસામગ્રી ભેગી કરવા પ્રયત્ન કરે છે. સ્વયુદ્ધસામગ્રીના અહંકારમાં રહીને જેઓ પરચક્રોની સામગ્રીની અવગણના કરે છે તેઓના ભાગ્યમા પરાજય-પરતંત્રતા રહે છે. પૃથુરાજ ચોહાણ વગેરે આર્યદેશીય રાજાઓએ સ્વસુખપ્રદ સંયોગો કરતા દુઃખપ્રદ સંયોગો પ્રતિ વિશેષ લક્ષ્ય આપ્યું હોત તો તેઓ શાહબુદ્દીનની પ્રત્યેક સ્વારીને વર્ષોના વર્ષ પર્યન્ત પહોચી શકે એવું સ્વસૈન્યબલ પ્રાપ્ત કરી શકત. કબુતર જે વખતે કબુતરીની સાથે મસ્તીમા લીન થઈ દુઃખસંયોગોને ભૂલી જઈ અસાવધાન બને છે તેજ સમયે બાજ તેના ઉપર ઝડપ મારીને તેને પકડી મારી નાખે છે. મૂષક જે વખતે બિલાડીથી અસાવધાન રહે છે તેજ સમયે બિલાડી તેને ઝડપી લે છે પ્રત્યેક વર્ણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર કોમ જ્યારે સુખપ્રદ સંયોગો અને દુઃખપ્રદ સંયોગો એ બેના ઉપયોગને ભૂલી આલસ્ય નિદ્રા નિંદા વિષય કષાયથી પ્રમત્ત બને છે તે વખતે દુઃખસંયોગોનો કોઇ પણ રીતે તેનાપર હુમલો થાય છે અને તેની પ્રગતિનો નાશ થાય છે. અતએવ પ્રત્યેક મનુષ્યે દુઃખપ્રદ શત્રુઓ રોગો ઉપાધિયો વગેરે સંયોગોના સામુ ટકી રહેવાને અને સુખપ્રદ માનસિક વાચિક કાયિક લક્ષ્મી, સત્તા અને બીજી શક્તિયો મેળવવા માટે ક્ષણમાત્ર પણ પ્રમાદ ન કરવો જોઇએ. જેનામા પ્રમાદનો વાસ થયો તેનો નાશ થાય છે. આલસ્ય નિન્દા નિદ્રા વિષયવાસના અને કષાયોથી વ્યાવહારિક વા ધાર્મિક પ્રગતિની સજીવનતા રહેતી નથી. જે મનુષ્ય પોતાના સામા સુખદુઃખપ્રદ સંયોગોને દરરોજ વિવેકથી દેખ્યા કરે છે તે દુઃખપ્રદ સંયોગોને કાર્યપ્રવૃત્તિમા આવતાજ અનેક ઉપાયોથી દૂર કરે છે. આ પ્રમાણે હૃદયમાં પરિપૂર્ણ નિર્ધારીને હે મનુષ્ય ! તું કાર્યપ્રવૃત્તિનો આરંભ કર અને કાર્યપ્રવૃત્તિનો આરંભ કર્યા પશ્ચાત્ કોટી વિઘ્નો આવે તોપણ અત્યંત સાવધાન બની કાર્યપ્રવૃત્તિને છોડ નહિ. કાર્યપ્રવૃત્તિ આરંભ્યા પશ્ચાત્ તો આ પાર કે પેલે પાર એવો સ્થિર નિશ્ચય કરીને કાર્ય કર.

કાર્ય પ્રારંભ્યા પશ્ચાત્ તો દુઃખપ્રદ સંયોગોનો નાશ કરવા પ્રતિ અલ્પદોષ અને મહાલાભ-દૃષ્ટિએ ખરા અંતઃકરણથી પ્રયત્ન કરવો જોઇએ. આર્યદેશીય રાજપૂતોની પેઠે કાર્યપ્રવૃત્તિ આરંભ્યા પશ્ચાત્ કર્તવ્યરણક્ષેત્રમાં કેશરીયાં કરીને લડવું જોઇએ કે જેથી વિજયશ્રીને આ ભવમાં વા પરભવમાં પણ પ્રાપ્ત કરી શકાય. આ સંબંધી નીચેના પદનું મનન કરવું જોઇએ.

કાર્યપ્રવૃત્તિ ન ત્યાગ પ્રારંભિત કાર્યપ્રવૃત્તિ ન ત્યાગઃ
આ પાર કે પેલે પાર વિચારી કાર્યપ્રવૃત્તિમા લાગ—પ્રારંભિત ૧

દુઃખ પડતા કાયર બનતાં, ના રહેતી નિજલાજ;
દેખો જૈનોએ નિજ ખોયું, દુઃખ કાતરથી રાજ—પ્રારંભિત. ૨

કરણઘેલો રઝળ્યો બહુલું, મળી નહીં કોઈ સહાય્ય.
દુઃખસંયોગો જે ન વિચારે, તેનો થતો એ ન્યાય—પ્રારંભિત. ૩

આકાશ તૂટી પડે નિજ શિરપર, તોપણ લેશ ન ભાગ;
ફરજ અદા કર શીર્ષ પહેલી, સુખદુઃખસમયે જાગ—પ્રારંભિત. ૪

શક્તિ વિના ના વિશ્વ જીવાતું, એ કુદરતનો ન્યાય;
કર્તવ્યો કરતાં મરવું શુભ, શૂરને એહ સુહાય—પ્રારંભિત. ૫

કરી કેશરીયાં કર કરવાનું, જેથી વિશ્વ જીવાય,
બુદ્ધિસાગર ધર્મ્યપ્રવૃત્તિ, પ્રગતિ નિશ્ચય થાય—પ્રારંભિત ૬

સુખદુઃખપ્રદ સંયોગોનો પૂર્ણ વિચાર કરીને કાર્યપ્રવૃત્તિ આદરીને પશ્ચાત્ દુઃખો પડતા ભીરૂ બની ભાગી જવાથી દેશ ધર્મ જાતિ અને કુલ લાજે છે અને જગત્મા કાર્ય કરવાની અયોગ્યતા પ્રાપ્ત થઈ શકે છે. કાર્ય કરતા વિઘ્નો તો આવે છેજ, એમાં કંઇ આશ્ચર્ય નથી. કોટી વિઘ્નો સામા ઊભા રહેવું એજ શૂરનું લક્ષણ છે ગૃહસ્થો અને ત્યાગીઓ કોટી વિઘ્નો સહન કરીને સર્વસ્વાર્પણ કરી કાર્યપ્રવૃત્તિથી પાછા ફરતા નથી ત્યારે દેશ કોમ સમાજ સંઘ અને ધર્મનો ઉદ્ધાર થાય છે. પ્રત્યેક આત્મમાં વિશ્વનો ઉદ્ધાર કરવાની શક્તિ રહેલી છે, તેથી પ્રત્યેક આત્માએ કર્તવ્યકાર્યોને પ્રારંભીને તેઓને સંપૂર્ણ કરવા પ્રયત્ન કરવો જોઇએ હે ચેતન! સારમાં સાર વક્તવ્ય એ છે કે કોટી વિઘ્નો સહીને કાર્ય કર. તેથી પાછો ન હઠ.

અવતરણ—આદર્શ કર્મયોગી બની અન્ય લોકોને શુભકાર્યમા પ્રવર્તાવ.

થવાની અત્યંત આવશ્યકતા સિદ્ધ ઠરે છે. કોઇ મનુષ્ય પોતાના શરીરની છાયાને પકડવા કરોડગણો પ્રયત્ન કરે અને છાયાની પાછળ દોડે તેથી છાયા કદાપિ ઝાલી શકશે નહિ, પરન્તુ તે મનુષ્ય સૂર્યના સન્મુખ દોડશે તો છાયા તેની પાછળ દોડતી દોડતી ગમન કરતી જણાશે. એ દૃષ્ટાન્તથી અવબોધવાનું કે કીર્તિ પ્રતિષ્ઠા લક્ષ્મી સત્તા સુખ એ સર્વની પાછળ દોડવાથી તે પ્રાપ્ત થતાં નથી પરન્તુ જ્યારે મનુષ્ય પરમાત્માના સદ્ગુણોની પ્રાપ્તિ કરવા માટે જ્યારે શુભકાર્યોવડે પરમાત્મા રૂપ સૂર્યના સન્મુખ પ્રવૃત્તિ કરે છે ત્યારે તેને લક્ષ્મી સત્તા અને સુખની સહેજે પ્રાપ્તિ થાય છે. સત્કાર્યો કરવાની પાછળ દોડો એટલે લક્ષ્મી કીર્તિ વગેરે તમારી પાછળ દોડતી માલુમ પડશે. સદ્વિચારો અને સત્કાર્યોમાં દરરોજ પ્રવૃત્ત થયેલ મનુષ્ય સન્માર્ગપ્રતિ ગમન કરી શકશે. સત્કાર્ય કર્યા વિના કદાપિ વિશ્વમાં ઉચ્ચ થવાની આશા રાખવી એ વ્યર્થ છે. જે જે આદર્શપુરુષો તરીકે વિશ્વમાં ગણાય છે, તેઓએ પ્રથમ સત્કાર્યમા સ્વાર્પણ કરીને પ્રવૃત્તિ કરી હતી. શુભવિચારો અને શુભ કાર્યોમાં એટલા બધા ગુંથાવું જોઈએ કે ગમે તેવા અશુભ સંયોગમા પણ અશુભ વિચાર અને અશુભાચારની પ્રવૃત્તિ કરવાનું ધાર્યા છતાં પણ થઈ શકે નહિ. અશુભ વિચારો સ્વમતમાં દરરોજ કેટલા આવે છે અને કેટલા જાય છે, તેના ઉપર જ્યારે સૂક્ષ્મોપયોગથી જોવામાં આવે છે ત્યારે સ્વાત્માની કઈ દશા છે તેનો ખ્યાલ આવી શકે છે અને અશુભ વિચારોનો પરિહાર થઇ શકે છે. માતપિતાની ભક્તિમા શ્રવણ આદર્શપુરૂષ થઈ ગયો તેનું ખરેખરૂં કારણ તેના માતપિતાની ભક્તિના શુભ વિચારો અને શુભાચારો હતા. માતૃ-પિતાની ભક્તિ સેવારૂપ શુભકાર્ય કરવા માટે શ્રવણે સર્વસ્વાર્પણ કર્યું હતું, તેણે અનેક પ્રકારની ઇચ્છાઓ પર માતૃપિતૃ સેવા માટે જય મેળવ્યો હતો તેથી તે અક્ષરદેહે વિશ્વમા અમર રહ્યો છે. અંધ માતૃપિતૃનીસેવા માટે અન્ય કશુ કંઈ ન જોવું અને માતૃપિતૃમાં સર્વ પૂજ્યતા અનુભવીઓ એ કંઈ સામાન્ય બાબત નથી. માતપિતાને કાવડમા ઘાલીને સર્વ તીર્થોની યાત્રા કરાવવી એ કંઈ સામાન્ય વાત નથી. અંધ માતપિતાને પોતાના હાથે ખાવાનું કરી આપવું અને તેઓના વસ્ત્ર ધોવાં. તેઓના શબ્દ ત્યાં પોતાના પગ એવી સેવા પ્રવૃત્તિમા સ્થિર રહેવું એ ખરેખર શ્રવણ ધન્યવાદપાત્રભૂત છે માતપિતાની સેવા-રૂપ શુભકાર્યમા શ્રવણ જેવા આદર્શપુરૂપ અલ્પ થયા હશે શ્રવણ હાલ અત્ર નથી તોપણ તેના નામથી અને તેના શુભકાર્યથી સંપ્રતિ મનુષ્યોપર તેની ભારે અસર થાય છે. શ્રવણ જે અસર તે બોલીને કરી શકે નહિ તે અસર તેના બોલ્યા વિના તેની માતાપિતાની સેવારૂપ શુભ કાર્યથી ભવિષ્યકાલપર થઈ રહી છે. ગુરૂભક્તિરૂપ શુભકાર્ય માટે જૈન સગાલશાશેઠનું દૃષ્ટાન્ત વિશ્વમા મોજુદ છે. સગાલશાશેઠ કરોડાધિપતિ હતા. તેમના ઘરની શોભાનો પાર નહોતો. દયા, શ્રદ્ધા ભક્તિ સત્ય પ્રેમ પરોપકાર દાનવીરતા વગેરે તેમનામાં અનેક ગુણો હતા. સગાલશાશેઠની પત્ની પતિવ્રતાધર્મમા સદા નિષ્ઠ હતી. સગાલશાશેઠના

વિચારો અને આચારોની તે મૂર્તિ હતી. સગાલશાશેઠની સેવા કરવામા તેમની પત્ની સદા તત્પર રહેતી હતી અને અતિથિઓની સેવા કરવામાં કોઈ જાતની ખામી રાખતી નહોતી. સગાલશાશેઠ અને તેની પત્નીના એક સદ્ગુરુ હતા. તેની સેવા કરવામાં શેઠ અને શેઠાણી કોઇ જાતનો આત્મભોગ આપવામા ખામી રાખતાં નહોતાં. કોઈ દેવતાએ સગાલશાશેઠ અને શેઠાણીની ગુરુસેવા માટે અન્યદેવ આગળ ઘણી પ્રશંસા કરી તેથી અન્યદેવને સગાલશા-શેઠ અને શેઠાણી માટે પૂજ્ય લાગણી ઉત્પન્ન થઈ. એક વખત સગાલશાશેઠના ગુરુ તેના ઘેર આવ્યા. ગુરુએ સગાલશાશેઠ અને શેઠાણીની પોતાના પ્રતિ ખરી ભક્તિ છે કે નહિ તેની પરીક્ષા કરવા નિશ્ચય કર્યો. શેઠ અને શેઠાણીને તેના કેલઈયા પુત્રને મારી તેનું ભોજન બનાવવાનુ કહ્યું. તે પ્રમાણે શેઠે અને શેઠાણીએ પુત્ર મારવાની પ્રવૃત્તિ કરી તેમાં ગુરુભક્તિના યોગે જરા માત્ર ખંચાયાં નહિ. ત્યારે તેમની ખરી ભકિત જાણીને તેમના ગુરુએ તેની આગળ તેના ખરા પુત્રને દેવતાઈ શક્તિદ્વારા રજુ કર્યો અને સગાલશાશેઠની ગુરુસેવાભક્તિરૂપ શુભકાર્ય માટે ઘણી પ્રશંસા કરી :—

## સગાલશા શેઠની પ્રશંસા.

સાચી ભકિત તવ મન અહો ધન્ય છે જાત ત્હારી,
સાચો સાચો હૃદય વચથી સદ્ગુરૂ ભકિત પૂરી;
ત્હારા જેવા વિરલ જગમાં સદ્ગુરૂ ભકિત શૂરા,
સેવા ત્હારી બહુ ગુણમયી કો ન વાતે અધૂરા.

વ્હાલો વ્હાલો નિજથકી ઘણો ચિત્તમાં જેહ લાગ્યો,
ત્હેને માર્યો મમત તજતા આચકો નાજ ખાધો,
દૈવી લીલા ગુરૂમન તણી સદ્ગુરૂ ભકિત માટે,
પાછો ભાગ્યો નહિ નહિ જરા ધન્ય ભકિતજ ત્હારી.

ધન્ય તવ પત્નીને ધન્ય તવ જાતને, ધન્ય તવ ભકિતને ધન્ય સેવા,
પુત્ર તવ મારતા આંચકો નવ ધર્યો, ધન્ય તવ ભકિતને ભકિત દેવાઃ
ધન્ય તવ માતને સર્વસ્વાર્પણ કર્યું, ભકિતમાં ખામી ના કાંઈ રાખી,
અમર તવ નામ આ વિશ્વમધ્યે થયું, પામી શ્રદ્ધા તણી સત્ય સાખી.

શ્રદ્ધા ભકિત થકી પૂજ્યા, સદ્ગુરૂ સ્વાર્પણે કરી;
ધન્ય સેવા ભલી જગમા, પામ્યા વિરલા જનો અહો.
ધન્ય શેઠાણી શેઠને, સ્વાર્પણ સેવા કરી ખરે,
ચંદ્રભાનુ ઊગે તાવત્, ચાહી સ્તોહુ સ્તુવે જનો.

સગાલશા શેઠના પુત્ર સંબંધી ગુરુદેવે દેવતાની સહાય્યે કૃત્રિમ કેલઇયા પુત્રને મારવાની માયા રચી હતી, પરન્તુ તેનો સાર એ છે કે શેઠે તો ગુરુસેવામાં જરામાત્ર પણ મન વચન અને કાયાથી સર્વસ્વાર્પણ કરતાં બાકી રાખ્યું નહિ. માતૃપિતાની સેવા–ભક્તિરૂપ શુભ કાર્ય અને શ્રીસદ્ગુરુની સેવાભક્તિરૂપ શુભ કાર્યપર ઉપર પ્રમાણે દૃષ્ટાતોને વાંચી શુભકાર્યપ્રવૃત્તિમાં અડગ–અચલ રહેવુ જોઈએ. શુભકાર્યનો પ્રારંભ માતૃપિતાની સેવાભક્તિથી થાય છે. જેણે માતૃપિતૃ સેવાભક્તિમા પ્રવૃત્તિ કરી નથી તે સદ્ગુરુની સેવા કરવાને લાયક બની શકતો નથી. સત્તા લક્ષ્મી અને વિદ્યાવૃદ્ધિ થઈ તો શું થયું ? અલબત કંઇ નહિ. જ્યાસુધી માતૃપિતૃપ્રેમ જાગ્રત્ થયો નહિ અને તેમના ઉપકારનો પ્રતિ બદલો વાળવાને સેવારૂપ શુભકાર્યની ફરજ અદા કરાઇ નહિ ત્યાંસુધી પાયા વિનાના પ્રસાદની પેઠે અન્ય શુભકાર્યો જાણવાં. જે મનુષ્ય માતાપિતાના ઉપકાર જાણવા સમર્થ થયો નથી તે ગુરુ અને દેવનો ઉપકાર જાણવા પણ સમર્થ થતો નથી. શ્રીમહાવીરપ્રભુએ પોતાની માતાનો સ્વપર પ્રેમ અવબોધીને અને માતૃભક્તિથીજ શુભકાર્યયોગી બની શકાય છે એમ જગત્ને જણાવવાને ગર્ભમા સાડા છ માસના હતા ત્યારથી પ્રતિજ્ઞા કરી કે માતા પિતા જીવે ત્યા સુધી મારે દીક્ષા અંગીકાર કરવી નહિ. તેમણે ઉપર્યુક્ત પ્રતિજ્ઞાને પાળીને માતૃપિતૃભક્તિનુ આદર્શ દૃષ્ટાન્ત વિશ્વમા પ્રકાશ્યું. માતૃ પિતૃ ગુરુ અને દેવની કપટરહિતપણે સ્વાર્પણવૃત્તિથી સેવાભક્તિરૂપ શુભકાર્યની પ્રવૃત્તિમાં સર્વ શુભકાર્યોનો સમાવેશ થાય. વ્યવહારથી જે જે શુભ કાર્યો ગણાય છે તેમાં માતૃપિતૃ ગુરુદેવની સેવા-ભક્તિ એજ પ્રથમ કર્તવ્ય છે. દેવને સર્વસ્વાર્પણ કરવુ તે દેવભક્તિ છે. ઉપર ઉપરથી પ્રભુની સ્તુતિ કરવી અને પુષ્પફલાદિ ચઢાવવા માત્રથી–ભાવ વિના ખરી દેવસેવા ગણાય નહિ. એક નદીના કાઠે ઝાડીમાં એક જિનદેવનુ મંદિર હતું તેમા પ્રભુ બિરાજમાન કર્યા હતા. એક મુનિ દેરાસરની પાછળ ધ્યાન ધરતા હતા. એક વણિક દરરોજ પ્રભુ પાસે આવી સર્વ પ્રકારે બાહ્યોપકરણોવડે પ્રભુને પૂજતો હતો. પ્રભુને જલથી ન્હવરાવતો હતો. દીવો કરતો હતો. પુષ્પો ચઢાવતો હતો. વણિક પૂજા કરીને નીકળ્યો એવામાં એક જંગલી ભિલ્લ આવ્યો. તેણે કોગળો કરીને પ્રભુ પર જલ રેડયું અને આકડા વગેરેના પુષ્પો તેણે પ્રભુના શરીર પર મૂકયા. પેલા વાણિયાએ તેની નિન્દા કરવા માંડી અને મુનિરાજ જે ધ્યાન ધરતા હતા તેમને કહ્યુ કે એક જંગલી ભિલ્લ પ્રભુની આશાતના કરે છે. મુનિએ કહ્યું, હે વણિક ! ત્હારા જેવી તે બાહ્યપૂજાવિધિને જાણતો નથી પણ તેના અન્તરમા બહુ-માન છે. તે સર્વસ્વાર્પણ બુદ્ધિથી પ્રભુને પૂજે છે વણિકે કહ્યુ કે એ શી રીતે સમજાય ? ત્યારે મુનિએ કહ્યુ કે, તે અવસરે તને જણાશે. એક દિવસ વણિક વનઝાડીમા પ્રભુની પૂજા ભક્તિ કરવા આવ્યો. તેણે પ્રભુની બે આંખો કોઇએ કાઢી નાખેલી દીઠી તેથી વણિક બહુ ખોટું થયું એમ કથવા લાગ્યો અને મુનિ પાસે આવી સર્વ વાત કહી એવામા

પેલો જંગલી ભિલ્લ આવ્યો. તેણે પ્રભુની બે આંખો કોઇએ ઉખેડી નાખેલી દીઠી તેથી તુરત પોતાની બે આંખો ઉખેડીને પ્રભુના અંગે ચોંટાડી અને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો. વણિકને મુનિએ ભિલ્લની આવી સ્થિતિ જણાવી અને કહ્યું કે દેખ! આવી સર્વસ્વાર્પણરૂપ ભક્તિ વિના પરમાત્માની પ્રાપ્તિ થતી નથી. ત્હારી ભક્તિ ઉપર ઉપરથી બાહ્યપૂજાના ઉપકરણે અલંકૃત થએલી છે અને તેની ભક્તિ ખરેખરી જીવસાટે બનેલી છે માટે તેની ભક્તિની પ્રશંસા કરવા યોગ્ય છે. હૃદય એજ ભક્તિનું સ્થાન છે. પ્રભુ-ગુરુભક્તિમા બાહ્ય કરતા પ્રેમ સ્વાર્પણ વગેરેને જોવાની જરૂર છે. આ પ્રમાણે કથી વણિકને બોધ આપ્યો. પેલા જંગલી ભિલ્લની ભક્તિથી આસન્ન દેવતા સંતુષ્ટ થયો અને ભિલ્લને નવી બે આંખો આપી. એ દૃષ્ટાન્તથી પ્રભુભક્તિમા સ્વાર્પણ-જીવન કરીને પ્રવૃત્ત થવું જોઇએ. પ્રાણીઓ પશુઓ પંખીઓ અને મનુષ્યોનું શુભ કરવા માટે તેઓના પ્રતિ પ્રથમ તો શુભભાવનાથી વર્તવું જોઇએ. **આ વિશ્વ એ કુદરતનો બાગ છે તેમાં સર્વ જીવોને એકસરખી રીતે જીવવાનો હક્ક છે. કોઇના પણ જીવવાના હક્કને લૂંટી લેવો એ મનુષ્યની શુભવૃત્તિનું લક્ષણ નથી. સર્વ વિશ્વ જીવો સત્તાએ પરમાત્માઓ છે. પ્રથમ સર્વ વિશ્વ જીવો તો શુભભાવની અપેક્ષાએ પૂજક બને છે; અને તે સર્વ જીવોનું શુભકાર્યો વડે શુભ કરવા સમર્થ બને છે.** આ વિશ્વવર્તિ જીવો પ્રતિ તિરસ્કાર વા નીચ દૃષ્ટિથી જોવુ એ પોતાના આત્મા પ્રતિ તિરસ્કારવા-નીચ દૃષ્ટિથી દેખવા બરોબર છે. અતએવ કર્મયોગીઓએ સર્વ જીવો પ્રતિ શુભભાવથી દેખવું. વિશ્વવર્તિ મનુષ્યો ગમે તે ધર્મના હોય વા ગમે તે નાતજાતના હોય વા ગમે તે દેશના હોય પરન્તુ તેઓના આત્માઓમાં અને મ્હારા આત્મામાં સત્તાથી ભેદ નથી. તેઓ તે હું છું અને હું તે તેઓ છે. સર્વ જીવોની સાથે મારો આત્મીય સંબંધ છે. કોઇ જીવ મારું અશુભ કરનાર નથી. અજ્ઞાન મોહાદિવડે એક જીવ અન્ય જીવ પર શત્રુતા રાખે છે તેમાં મોહનો દોષ છે પરન્તુ આત્માનો દોષ નથી. સર્વ જીવો ગમે તેવા ન્હાના એકેન્દ્રિયાદિથી પંચેન્દ્રિય શરીરમા રહેલા હોય પરન્તુ તેઓ તે સત્તાની અપેક્ષાએ હુંજ છું. સ્થાનાંગસૂત્રમા આજ અપેક્ષાએ " एगे आया-एक आत्मा " એક આત્મા એમ પ્રથમારંભમાં કથવામાં આવ્યું છે. સર્વ જીવોને સત્તાએ પરમાત્માઓ માનીને તેઓને માનવા પૂજવા શુભ કરવું અશુભનો ત્યાગ કરવો એજ ખરેખરી પ્રભુપૂજા વા વિશ્વપૂજા, વિશ્વશુભકાર્યપ્રવૃત્તિ અવબોધવી. સર્વ વિશ્વવર્તિ જીવોનું મન વચન કાયાવડે શુભ કરવું જોઇએ. શ્રીમહાવીરપ્રભુએ આજ ઉદ્દેશે-સર્વ જીવોની દયા કરવી, સર્વ વિશ્વવર્તિ જીવોને ન મારવા-ન હણવા, સર્વ જીવોની રક્ષા કરવી, સર્વ જીવોની સાથે મૈત્રીભાવના ધારવી, સર્વ જીવોના પ્રતિ કોઈ ધર્મ, જાત નાત વગેરેનો ભેદભાવ રાખ્યા વિના જે ગુણો પ્રગટ્યા હોય તેઓની પ્રમોદભાવના ધારણ કરવી, સર્વ જીવોપ્રતિ કારુણ્યભાવના ધારણ કરવી અને સર્વ જીવોપ્રતિ માધ્યસ્થ્ય ભાવના ધારણ

કરવી–એવો સદુપદેશ આપ્યો હતો અને પશુઓની હિંસા અટકાવી હતી. ગૌતમબુદ્ધે સર્વ જીવોનું શુભ કરવું એવી શુભભાવનાનો ઉપદેશ આપ્યો હતો અને યજ્ઞમા થતી પશુઓની હિંસા અટકાવી હતી. શંકરાચાર્યે જ્ઞાનમાર્ગનો સ્વીકાર કરીને સર્વ જીવોને બ્રહ્મ–આત્મારૂપ એક માનીને ભેદભાવનાનો ત્યાગ કરવા માટે ઉપદેશ આપી સર્વ જીવોમા, સર્વ પ્રાણીઓમાં બ્રહ્મ દેખવું અને તેને પૂજવું–सर्वं खल्विदं ब्रह्म ઇત્યાદિ શ્રુતિયોનો અદ્વૈત બ્રહ્મવાદ પર અર્થ ઉતાર્યો હતો. સર્વ જીવોમા સત્તાએ એક સરખું બ્રહ્મ દેખ્યા પશ્ચાત્ કોઈ જીવનું અશુભ કરવાની વૃત્તિ રહે નહિ અને સર્વ જીવોનું શુભ કરી શકાય એવા ઉચ્ચ આધ્યાત્મિક ઉદ્દેશને ધ્યાનમાં રાખીને एगे आया એ સૂત્રની અપેક્ષાએ સર્વ જીવોમા પરમાત્મત્વ અવલોકવું એવો શ્રીવીરપ્રભુએ ઉપદેશ આપીને શુભકાર્યો કરવાની દિશા દર્શાવી છે. આત્મા પ્રતિ અને સર્વ વિશ્વવર્તિજીવો સંબંધી જે જે શુભકાર્યો સ્વાધિકારે કરવાનાં હોય તે અવશ્ય આત્મભોગ આપીને કરવાં જોઈએ સાર્વજનિક હિતકારક શુભકાર્યો કરવાથી અવશ્યમેવ આદર્શ પુરુષત્વ પ્રાપ્ત થાય છે. આત્મામા કાર્યયોગીના ગુણો ઉત્પન્ન કરીને શુભકાર્યો કરવાથી પોતાનું અનુકરણ ખરેખર અનેક રીતે જગત્ કરે છે. શ્રીમહાવીરપ્રભુ, ગૌતમબુદ્ધ વગેરેનું અનુકરણ જેમ વિશ્વ મનુષ્યો કરે છે તેમ શુભકાર્યો કરવાથી પર્વતની ગુફામા સંતાઈ જવામા આવે તોપણ શુભકાર્યો કરીને આદર્શપુરુષ બનવાથી તે આત્માનું અનુકરણ અન્ય મનુષ્યો કરે છે. સ્વય શુભકાર્યો કરીને અન્યોને શુભકાર્યોમા પ્રવૃત્ત થવાને પ્રેરણા કરવામાં આવે છે તો તેની અસર તુરત અન્યલોકો પર થાય છે. સંવત્ ૧૯૪૮ ની સાલમા વિજાપુરના તલાવને ખોદાવવાનો પ્રસંગ ત્યાના વહીવટદારે વિચાર્યો અને સર્વ લોકોને ભેગા કર્યા. તલાવ ખોદવા માટે વહીવટદારે પ્રથમ પ્રવૃત્તિ કરી અને માટી ખોદી ટોપલી ભરીને પોતાના મસ્તક પર ઉપાડી તેથી અન્ય ગૃહસ્થોએ, અને સામાન્ય લોકોના ઉપર ઘણી અસર થઈ અને સર્વ લોકો તલાવ ખોદવા ખોદાવવાના કાર્યમાં પ્રવૃત્ત થયા અને તેમાથી એક જૂના વખતનો પત્થરનો કુંડ મળી આવ્યો. નંદિષેણમુનિએ શ્રીવીરપ્રભુની પાસે ચારિત્ર અંગીકાર કર્યું પરન્તુ ભોગાવલી કર્મના ઉદયથી તેમને વેશ્યાના ઘેર વસવું પડયુ તેમ છતા તેઓ દરરોજ દશ મનુષ્યને વૈરાગ્યનો બોધ આપી દીક્ષા અંગીકાર કરાવતા હતા. એક વખતે એક સોનીને ઉપદેશ આપતાં સોનીએ નંદિષેણને કહ્યુ કે મ્હને ત્યારે તમે દીક્ષા લેવાનો ઉપદેશ આપો છો ત્યારે તમે કેમ દીક્ષા અંગીકાર કરતા નથી ? શ્રી નંદિષેણે પશ્ચાત્ દીક્ષા અંગીકાર કરી. આ ઉપરથી અવબોધવુ કે મનુષ્ય પોતે જ્યારે પ્રથમ શુભકાર્યો કરે છે ત્યારે તેની અસર અન્ય મનુષ્યોપર થાય છે અને તેથી તે આદર્શપુરુષ બનીને અન્ય મનુષ્યોને શુભકાર્યમા પ્રવર્તાવી શકે છે. શુભકાર્યોની કથની કરવા કરતા શુભકાર્યો કરી બતાવવા એ અનન્તગુણ ઉત્તમકાર્ય છે. કોઈ પુરુષના કથન કરતાં જનસમાજને તેના વર્તનની અનન્તગણી અસર થાય છે પ્રોફેસર રામમૂર્તિ એન્ટો શરીરે મહા બલવાન્

અને હાલના જમાનામાં ભીમનો ભાઈ કહેવાય છે; તેના બોલવા કરતાં, કથની કરતાં, બલના તે મહાશ્ચર્યના ખેલો કરી બતાવે છે તેની લોકોપર ઘણી અસર થાય છે. શરીર અંગકસરત વ્યાયામકારક એવો એક આદર્શપુરુષ અન્યોને સ્વકાર્યમાં સહેજે પ્રવર્તાવી શકે છે. જે જે મહાપુરુષો ભૂતકાલમા થઇ ગયા છે તેઓનાં જીવનચરિતો આપણા હૃદય ઉપર વિદ્યુત્ કરતાં અત્યંત અસર કરીને સત્કાર્યમા જોડે છે તેનું કારણ એ છે કે તેઓ આદર્શ-પુરુષ બન્યા હતા. રામનું નીતિમય આદર્શજીવન તેઓની પાછળ પણ પુસ્તકોદ્વારા આપણા હૃદયમાં સારી ભાવના પ્રગટાવે છે. શ્રીકૃષ્ણનું શ્રીનેમનાથપ્રતિ શ્રદ્ધા-ભક્તિ-ભાવના અને કર્મયોગિત્વનું આદર્શજીવન ખરેખર સ્યાદ્વાદદૃષ્ટિએ ઉત્તમ અસર સર્વમનુષ્યો પર કરી શકે છે-ઇત્યાદિ દૃષ્ટાંતોથી અવબોધવું કે શુભકાર્યો કરીને આદર્શપુરુષ બની અન્યલોકોને શુભકાર્યોમા પ્રવર્તાવી શકાય છે. આદર્શપુરુષ થયા વિના અન્યલોકોને શુભવિચારો અને શુભકાર્યોમાં પ્રવર્તાવવા એ કાર્ય ખરેખર અશક્ય જાણવું. પ્રથમ પોતાની જાતથી અન્યોને શુભ અસર કરી શકાય છે. શુભકાર્યો કરતાં પ્રથમ તો અનેક મનુષ્યો સામા થાય છે પરન્તુ ધૈર્ય ધારણ કરીને શુભકાર્યો કરવામાં આવે છે તો પશ્ચાત્ તેની અસર સર્વ લોકોપર થાય છે. ઇશુક્રાઇસ્ટ શૂલીપર ચઢી-વધસ્તંભપર ચઢી મૃત્યુ પામ્યો; પરન્તુ તેણે તે કાર્યથી ખ્રીસ્તિધર્મનો વિશ્વમા પાયો નાખ્યો. સોક્રેટીસે ઝેરનો પ્યાલો પીધો, પરન્તુ તેણે તે કાર્યથી પોતાની પાછળ સેંકડો સોક્રેટીસો ઉત્પન્ન કર્યા. અતએવ આત્મન્ ! સદ્યુક્તિવડે શુભકાર્યો કર અને શુભકાર્યો કરી આદર્શપુરુષ બની અન્ય લોકોને શુભકાર્યોમા પ્રવર્તાવ.

**અવતરણ**—નિઃસંગાદિરૂપ આત્માને માની કર્તવ્યકાર્યમા પ્રવૃત્ત થવાની શિક્ષા કથવામા આવે છે.

શ્લોકઃ

**નિઃસઙ્ગં નિર્ભયં નિત્યં મત્વાऽऽત્માનં સ્વકર્મણિ ।**
**સદુપાયૈઃ પ્રવર્તસ્વ પૂર્ણધૈર્યપ્રવૃત્તિતઃ ॥ ૫૩ ॥**

**શબ્દાર્થ**—સ્વકાર્યમાં આત્માને નિઃસંગ નિર્ભય નિત્ય અને પૂર્ણ માનીને સદુપાયોવડે ધૈર્યપ્રવૃત્તિથી પ્રવૃત્તિ કર.

**વિવેચન**—મનુષ્ય આત્મજ્ઞાન વિના બાહ્યપ્રવૃત્તિયોથી શુભાશુભભાવમાં ઘેરાઈ જાય છે અને તેથી પોતાને જગત્મા દબાઈ ગયેલો માની લઇ રંકની પેઠે પ્રવૃત્તિ કરે છે અને તેથી તે સ્વયમેવ જગત્નો દાસ બને છે. જડદેહાદિથી આત્મા ભિન્ન છે અને તે સિદ્ધ સમાન છે. આત્મા સર્વ વસ્તુઓના સંબંધમાં આવતાં છતાં સત્તાથી નિઃસંગ છે અને તે વ્યક્તિભાવે

પણ સત્તાએ નિ સંગભાવનાથી નિ સંગ બને. આત્મજ્ઞાની કરોડો મનુષ્યોના સમાગમમાં આવતાં છતા આત્માની નિ સંગભાવનાથી નિ સંગ રહી શકે છે અને તેથી જગત્‌ની અશુભ અસર તેનાપર થતી નથી. શુભાશુભનો મનની સાથે સંગ માનવાથી મનના ઉપર ઘણી અસર થાય છે અને તેથી મનુષ્ય જીવતા છતા પણ મૃતકના જેવો બની નિરાનન્દમય બની જાય છે. અગ્નિથી સર્વનો નાશ થાય છે પણ જે અગ્નિનો સમ્યગ્ ઉપયોગ કરી જાણે છે તે અગ્નિને સ્વાયત્ત કરી શકે છે અને તેનાથી નાશ પામતો નથી, તદ્વત્ વિશ્વવર્તિ સર્વ વસ્તુઓના સંબધમા બાહ્યત આવવા છતા અન્તરથી નિ સગ રહેતાં બાહ્ય વસ્તુઓથી મન વગેરેને હાનિ કરી શકાતી નથી. જલમા અનેક મનુષ્યો ડુબી મરણ પામે છે પરન્તુ જે જલનો ઉપયોગ કરી જાણે છે અને જલને તાબામાં લઈ તેનાથી અનેક કાર્યો કરી શકે છે તે કંઇ જલથી નષ્ટ થતો નથી; ઉલટું આત્મપ્રગતિથી ઉચ્ચ બને છે સુખપ્રદ વાયુનો ઉપયોગ કરીને તેને વાપરવાથી શરીરાદિકનો નાશ થતો નથી પરન્તુ શરીરાદિનો ઉપગ્રહ થાય છે. વાયુનો સંગ થવા માત્રથી જો તેનો ઉપયોગ કરી જાણવામા આવે છે તો શરીરાદિકને હાનિ પહોચતી નથી તદ્વત્ અનેક બાહ્યપદાર્થો હોય તોપણ તેથી આત્માને શુ? આકાશમા અનન્ત પદાર્થો રહ્યા છતાં જેમ આકાશને કોઈ જાતની હાનિ પહોંચતી નથી તેમ આત્માની સાથે બાહ્યશરીરે અનેક પદાર્થોને સંબંધ થાય તોપણ તે પોતાના નથી એવો એક વાર નિશ્ચય થયા પશ્ચાત્ તે પદાર્થોનો બાહ્યત સંગ હોવા છતા આત્મા નિ:સંગ રહે છે સ્થૂલભદ્ર મુનિવરે એક વાર નિશ્ચય કરી લીધો કે આત્માના શુદ્ધાનન્દાદિક ગુણોમા જ્ઞાનમસ્તીથી રમવું એ બ્રહ્મચર્ય છે, પશ્ચાત્ તે કોશા વેશ્યાને ત્યા રહ્યા તો પણ અને અનેક પ્રકારની રસવતી જમ્યા છતા તેમને કોઇ પણ પ્રકારની મૈથુનેચ્છાની વૃત્તિ થઈ નહિ. જડપદાર્થોથી દૂર ભાગી ભાગીને કયા જઈ શકવામા આવશે? જ્યા જવાનું થશે ત્યા બાહ્યપુદ્ગલોનો તો સંબંધ થવાનોજ—તેથી સબંધમા આવ્યા વિના તો છૂટકો થવાનો નથી. બાહ્યપદાર્થોના સંબંધમા રહ્યા છતા બાહ્યપદાર્થોના સંગથી આત્મામાં શુભાશુભભાવના પ્રકટે નહિ એવી નિ સગદશા પ્રાપ્ત કરવાની જરૂર છે. બાહ્યજડ પદાર્થો પોતાના આત્મા પર સામ્રાજ્ય ભોગવે તો અવબોધવુ કે નિ:સંગતા પ્રાપ્ત થઈ નથી. બાહ્યજડપદાર્થોના સંબંધમા સગમા છતા પણ તેઓના પર આત્મા આધિપત્ય મેળવે તો નિ સંગતા પ્રાપ્ત થઈ એમ અવબોધવુ બાજીગર ઇન્દ્રજાળના પદાર્થો પર શુભાશુભભાવ અર્થાત્ હર્ષ શોક સુખદુ ખપ્રદ ભાવો ધારણ કરતો નથી તેથી તે ઇન્દ્રજાળવડે આજીવિકા ચલાવે છે છતા ઇન્દ્રજાળથી નિ:સંગ રહી શકે છે. એકનાન્તને ષટ્ખંડનું રાજ્ય છતાં અન્તરથી તેમા રાગદ્વેષની વૃત્તિથી સંબંધ નથી તો બાહ્યસંગ છતા પણ નિ સંગ છે અને એક ભિક્ષુક બાહ્યથી નગ્નાવસ્થામા છતા રાજ્યસંપદાદિનો ઇચ્છક

છે તો તે અન્તરથી ભોગસંયુક્ત છે. અતએવ અત્ર વાચ્ય સારાશ એ છે કે આત્માની નિઃસંગતાથી બાહ્યશુભાશુભ પદાર્થોના સંબંધમાં આવતા બાહ્યપદાર્થોની શુભાશુભ અસર પોતાના આત્માપર થતી નથી અને તેથી આત્માના આનંદમય અનન્ત જીવનની પ્રાપ્તિ થાય છે. એક ઋષિએ પોતાના કેટલાક તપસ્વી શિષ્યો દર્શન કરવા આવ્યા ત્યારે તેમને સંગી કહીને બોલાવ્યા, અને કેટલાક ગૃહસ્થભક્તો આવ્યા તેઓને નિઃસંગી કહીને બોલાવ્યા. આનું કારણ એ હતું કે તપસ્વીઓને વિષયભોગો ભોગવવાની મનમાં પ્રબલવાસનાઓ પ્રગટી હતી અને ગૃહસ્થોના મનમાં જ્ઞાનયોગે પરિપકવ વૈરાગ્ય થવાથી સર્વ સંસારનો ત્યાગ કરવાની પ્રબલભાવનાઓ જાગ્રત્ થતી હતી. આ પ્રમાણે અન્તરની દશાથી તપસ્વીઓને સંગી કહ્યા અને ગૃહસ્થભકતોને નિઃસંગી કહ્યા. નિસંગતાની ભાવનાથી અનેક પ્રકારની ઉપાધિયો આવ્યા છતા ઉપાધિયોમા રાગદ્વેષના સંગી બની જવાતું નથી અને ઉપાધિયોમા નિઃસંગ રહેવાથી કેટલાક રોગોનો શરીરપર હુમલો થતો નથી અને શોક ચિન્તાના અશુભવિચારોનો પણ મનપર હુમલો થતો નથી; તેથી બાહ્યથી ગમે તેવી દશા હોવા છતાં આત્મા નિઃસંગપણાથી આત્માનંદ ભોગવવા સમર્થ બને છે. એક કલાક પર્યન્ત આત્માને નિસંગ ભાવ્યાથી તે સર્વ પ્રકારના બોજાઓથી હલકો થઈ જાય છે અને અન્ય અજ્ઞાનીઓના કરતાં કરોડગણો અનન્તગુણ નિર્લેપ રહી શકે છે. આત્મા જ્યારે ત્યારે પણ આવી નિઃસંગભાવનામા આરૂઢ થયાવિના નિર્બંધ થવાનો નથી. બાહ્યસંગ તો અવશ્ય જ્યાંસુધી શરીર છે ત્યાસુધી તીર્થંકરાદિ સરખાને રહે છે તો અન્યને રહે તેમાં શું આશ્ચર્ય ? અલબત કંઇ આશ્ચર્ય નથી. અતએવ આત્માને ઉચિત એ છે કે મનની શુભાશુભ કલ્પનાથી પોતાને શુભાશુભ સંગી ન માની લેવો. આત્મા નિઃસંગ છે તેથી આત્મા સ્વયમેવ સિદ્ધ બને છે. એક અમલદાર જેમ પોતાની નોકરી પૂર્ણ થયાથી પોતાનો ચાર્જ અન્ય અમલદારને સોપી આનન્દથી છૂટો પડે છે તેમ પ્રત્યેક મનુષ્યે નિસંગ આત્માને માની કર્તવ્યકાર્યો કરતા છતા અન્તરથી તે પદાર્થોનો સંબંધજ પોતાની સાથે નથી એમ માની પ્રવર્તવું; જેથી રતિ અરતિ રાગદ્વેષરૂપ આચ્છાદનોથી પોતાનો આનન્દ ગુણ આચ્છાદિત બની જાય નહિ; બાહ્ય કર્તવ્ય કાર્યો કરતાં છતાં પણ અન્તરથી નિસંગ રહેવાથી જ્યારે જોઇએ ત્યારે આત્મા આનંદમા ઝીલતો માલુમ પડે છે અને તે કોઈ જાતના મમત્વના બંધનથી પોતાનો આનન્દ ખોઇ બેસતો નથી. અતએવ નિસંગભાવનાવડે આત્માની નિસંગતા પ્રાપ્ત કરવાની જરૂર છે. નિઃસંગતાયુકત આત્માને આ સસારમાં સર્વ કર્તવ્યકાર્યો કરવાનો અધિકાર છે; કારણ કે તેથી તે બાહ્યસયોગોથી બંધાતો નથી. તેને તો આ વિશ્વ એક રમકડા સરખું લાગે છે અને તે અનેક પરિવર્તનોમા સ્વાત્માને શુભાશુભભાવથી વિમુક્ત રાખે છે. આત્માની નિસંગતા પ્રાપ્ત કરવાની જરૂર છે એમ પ્રત્યેક મનુષ્યે વિચારીને કર્તવ્યકાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ. નિઃસંગભાવનાથી

સર્વમાં છતા સર્વથી ન્યારા એવો આત્મા અનુભવાય છે. આર્યાવર્તના મનુષ્યો જ્યારે આત્માની નિઃસંગતાથી ભ્રષ્ટ થયા ત્યારે તેઓ કાર્યો કરવામા મમત્વભાવનાવડે મ્હારૂં ત્હારૂં માની નીચ કોટીપર આવી ગયા. પૂર્વે મનુષ્યો નિઃસંગતારૂપ આત્માને અનુભવતા અને બાહ્યકર્તવ્યકાર્યોને કરતા હતા તેથી તેઓ ખાતા પીતાં હરતાં ફરતા છતાં ગુણસાગરાદિની પેઠે કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકતા હતા. હાલ મનુષ્યો ધર્મના મતમતાતરોમાં દૃષ્ટિરાગી બનીને મૂલધર્મ સામું દેખતા નથી. સત્ય સદા સૂર્યની પેઠે એકસરખું પ્રકાશિત રહે છે. સત્યાનન્દમય સર્વ મનુષ્યોના આત્માઓ છે. દેશકાલાનુસારે સર્વ મનુષ્યો સત્ય ધર્મને શોધી શકે છે. અનેક રૂપમાં અર્થાત્ અનેક પ્રકારે સત્ય બાહિર્ આવી શકે છે. સ્વાત્મા સત્યરૂપ છે અને તે નિઃસંગરૂપ છે એમ માનીને જ્યારે મનુષ્યો નિસંગતાનો અનુભવ કરે છે ત્યારે તેઓ કર્મયોગની ઉચ્ચ કોટીને પ્રાપ્ત કરી શકે છે. આત્માને નિસંગ માની નિર્ભય બની સ્વાધિકારે સર્વ કાર્યો કરવા જોઇએ. સર્વ પ્રકારના ભયોનું ચૂર્ણ કરીને તેને આકાશમાં ઉડાડી દેવું જોઇએ. ભય એ આત્માનો ધર્મ નથી. જે ભય પામે છે તે આત્મા નથી પણ મન છે. **જે ભય પામે છે તે વિશ્વના પગ તળે કચરાય છે. જે ભય પામીને કર્મયોગથી ભ્રષ્ટ થાય છે તે અજ્ઞાન કૂપમાં ઉતરે છે.** ભય પામનારને જીવવાનો અધિકાર નથી. કોનાથી ભય પામવાનો છે? શું ઇશ્વરથી ભય પામવો જોઇએ? ઇશ્વર કદી ભય કરનાર નથી તે કોઇને દુ ખ આપનાર નથી માટે ઇશ્વરથી ભય ન પામવો જોઈએ. ઇશ્વર પરમાત્મા અનન્ત આનન્દરૂપ છે. તેનાથી ભય કોઇને થયો નથી અને થનાર નથી. યમથી ભય પામવો જોઈએ! ના તે કદાપિ આત્માનો નાશ કરી શકે તેમ નથી. પોતાનો આત્મા અને યમનો આત્મા એકરૂપ છે. તેથી આત્માને આત્માથી ભય નથી અને પુદ્ગલને પુદ્ગલથી ભય નથી. ભય છે તે એક જાતની ભ્રાન્તિ છે શું ત્યારે કર્મથી ભય પામવો જોઇએ? ના તે કદી સત્ય નથી. આત્મા ક્ષણવારમા કર્મનો નાશ કરી શકે છે. ભય એક પ્રકૃતિ છે અને તે આત્માથી ભિન્ન છે અને આત્માથી ભિન્ન ભયપ્રકૃતિથી બીવું એ આત્માનો મૂળ સ્વભાવ નથી, અતએવ કોઈનાથી ભય પામવા જેવું છેજ નહિ. આત્માનો કોઈ નાશ કરી શકે તેમ નથી, કારણ કે આત્મા નિત્ય છે. ત્રણ કાલમા દ્રવ્યરૂપે તે એક સ્વરૂપે રહી શકે છે. મૃત્યુથી ભય પામવાની જરૂર નથી, કારણ કે આત્મારૂપ સાગરમા મૃત્યુ એ એક પરપોટાના સમાન છે. પરપોટાનો નાશ થતા કદાપિ નિત્ય આત્માનો નાશ થતો નથી. યશ કીર્તિ એ નામરૂપના સંબંધે છે. નામરૂપ એ આત્માનો ધર્મ નથી તેથી નામરૂપના યોગે ઉદ્ભવેલ યશ કીર્તિઓમા આત્માનુ કશું કંઇ નથી. નામરૂપની કીર્તિ આદિ માયાજાલમા આત્માનું કશું કંઇ નથી, અતએવ કીર્તિ-યશ-અપકીર્તિ વગેરે એક સમુદ્રના પરપોટાનાં જેવા હોવાથી તેના નાશે કંઈ આત્મારૂપ સાગરનો નાશ થતો નથી એમ અવબોધીને મનની ઉપર કોઇ પણ જાતના ભયની અસર

થવા દેવી નહિ. નામરૂપના સંબંધને લઇ પુણ્યયોગે યશ કીર્તિ અને પાપોદયે અપકીર્તિ વગેરે થાય છે, પરંતુ આત્મામાં નામરૂપ ન હોવાથી તે બન્નેથી ભય પામવાનું કોઈ કારણ નથી. કર્મ એ વસ્તુતઃ આત્મા નથી અને કર્મથી ભય પામવો એ આત્માનો ધર્મ નથી; અતએવ કર્મ સંબંધે ઉઠેલ નામરૂપ પ્રપંચાદિથી કદાપિ ભીતિ ધરવી નહિ. શું આકાશ કોઈનાથી બીવે છે? ના. તેમ ત્હારૂં પણ આકાશવત્ નિત્ય અને નિરાકાર આનન્દરૂપ છે તો ત્હારે શા માટે બીવું જોઇએ. ત્હારૂં નિર્ભય સ્વરૂપ છે. ત્હારા આત્માના એક પ્રદેશનો કોઇ નાશ કરે એવો કોઈ જડ પદાર્થ નથી અને જે આત્માઓ છે તે સ્વાત્મા સમાન છે તેઓ સદા સ્વાત્માની પેઠે નિર્ભય અને આનન્દસ્વરૂપ છે. જન્મ જરા અને મૃત્યુની કલ્પનાનો ત્યાગ કરીને આત્માને નિર્ભય ભાવવો જોઈએ. જે જે વસ્તુઓ નષ્ટ થાય છે તે તે વસ્તુઓ આત્મા નથી એવો પરિપકવ દૃઢ અનુભવ કરીને આત્માનું નિત્યરૂપ અનુભવવું જોઇએ અને કર્તવ્ય કાર્યો કરતાં છતાં નિર્ભય અને નિત્યરૂપ આત્માને માની પ્રવર્તવું જોઈએ. તથા ભયની પનોતીને પગ તળે કચરી નાખવી જોઇએ. આત્મા નિત્ય અવિનાશી છે, અજ છે, અખંડ છે, અછેદ્ય છે, અભેદ્ય છે અને નિર્ભય છે એવો એક વાર અનુભવ આવતા માયા-પ્રપંચથી દીન બની ગયેલ આત્મા તે સ્વસ્વરૂપનું જ્ઞાન કરીને કર્મના દોષો જીતીને જિન બને છે. જેઓ દ્રવ્યથી જિન હોય છે-તેઓ ભાવથી જિન થાય છે. આત્મા સ્વયં બાહ્ય વિશ્વપર જય મેળવી શકે છે. આત્મા નિત્ય છે એવું અનુભવગમ્ય થતાં આત્મા જિન થવાથી ઉચ્ચ શ્રેણિપર ક્રમે ક્રમે કર્તવ્ય કાર્યો કરતો કરતો આરોહે છે. નામરૂપના સંબંધે મોહની વૃત્તિયોનું અન્તરમાં ઉત્થાન ન થવા દેવું એજ આન્તરિક જિન થવાનો સુપ્રયોપાય છે. આવી રીતે જિન થવાની ક્રમશ્રેણિપર આરોહવું હોય તો આત્માને નિત્ય અને નિર્ભયરૂપ અનુભવી કર્તવ્ય કાર્યો કરવાં જોઈએ. આત્માને નિત્ય નિર્ભયરૂપ માનીને સર્વ પ્રકારની ભય વૃત્તિયોને આત્મજ્ઞાનમાં ભસ્મીભૂત કરી નાખ!!! અને અનેક દેવો ત્હારી સામા આવીને કર્તવ્ય કાર્યથી પરાઙ્મુખ કરવા તને ભય પમાડવા પ્રવૃત્તિ કરે તો પણ તેઓને આત્મરૂપ માનીને તેઓનાથી જરા માત્ર ભય ન પામ!!! શ્રીવીરપ્રભુના આનન્દાદિશ્રાવકોને દેવતાઓએ ભય પમાડવા અનેક પ્રકારની પ્રવૃત્તિયો કરી પરંતુ તેઓ ભય પામ્યા નહીં ત્યારે દેવતાઓ તેઓની આત્મદશાથી પ્રમુદિત બન્યા અને શ્રીવીરપ્રભુએ સમવસરણમા તેઓની પ્રશંસા કરી. શ્રીનમિરાજર્ષિને ચારિત્રમાર્ગમાંથી ચલાવવાને માટે ઇન્દ્રે તેમની નગરી અને રાણીઓને બૂમ પાડતી દેખાડી અને નમિ રાજર્ષિને કહ્યું કે ચારિત્ર્યનો ત્યાગ કરીને તમે રાણીઓનો બચાવ કરો. તમારૂં સર્વ બળી ભસ્મસાત્ થઇ જાય છે-તેનું રક્ષણ કરો, રક્ષણ કરો- ઇત્યાદિ અનેક પ્રકારે તેમને ચારિત્ર ભાવમાથી ચળાવવાને વચનો કથ્યાં; પરન્તુ નમિરાજર્ષિ સ્વકર્તવ્ય ચારિત્રારાધનમાંથી જરા માત્ર ચલાયમાન ન થયા અને ઉલટું કથવા લાગ્યા કે

न मे किञ्चित्प्रदह्यते ઇત્યાદિવડે ઇન્દ્રને પ્રતિબોધ્યા. આ ઉપરથી અવબોધવાનું કે આત્મજ્ઞાન થયા પશ્ચાત્ આત્માને નિઃસંગ નિર્ભય માન્યા પશ્ચાત્ સ્વાધિકારે જે જે કર્તવ્ય કાર્યો વ્યવહાર અને નિશ્ચયતઃ કરવામા આવે છે તેમાથી ચલાયમાનપણું થતું નથી. સ્વાધિકારે સ્વ-કર્તવ્યકાર્યો કરતા આત્માને પૂર્ણ માનવો જોઇએ. અનન્ત ગુણો વડે મારો આત્મા પરિપૂર્ણ છે. આત્મામાં જે છે તે સર્વે પૂર્ણ સ્વરૂપ છે. પૂર્ણમા પૂર્ણ મળે છે તોયે પૂર્ણ રહે છે. આત્મા સ્વને પૂર્ણ માની કર્તવ્ય કાર્યોમા કરવા પ્રવૃત્તિ કરે છે ત્યારે તેને કોઇ પણ પ્રકારના અસંતોષનું કારણ રહેતું નથી. જ્યાં સુધી આત્માને અપૂર્ણ માની કર્તવ્ય કાર્યો કરવામા આવે છે ત્યાસુધી આશા સ્વાર્થ અસંતોષ વગેરે વિચારોના ઘેરાંમાં સપડાવવાનું થાય છે અને અનેક પ્રકારની વાસનાઓના પૂજક બનવું પડે છે. આત્મામાં જે જે ગુણો રહેલા છે તેમાથી એક ટળતો નથી અને એક નવો આત્મામાં આવતો નથી એમ ખાસ અવબોધી આત્મામા અનન્ત ગુણો છે તેનો તિરોભાવ જ્યાંસુધી છે અને જ્યાંસુધી આવિર્ભાવ થયો નથી ત્યાસુધી અપૂર્ણતા છે; એ દૃષ્ટિએ આત્માને અપૂર્ણ જાણવામા આવે તોપણ સત્તાએ સર્વ ગુણોવડે આત્મા પરિપૂર્ણ છે એમ માનીને બાહ્ય કર્તવ્ય કાર્યો કરતા બાહ્ય પદાર્થોની પ્રાપ્તિમાં વા અપ્રાપ્તિમા, વા બાહ્ય કર્તવ્ય કાર્યોની પૂર્ણતામાં વા અપૂર્ણતામાં તથા સ્વાધિકારે જે જે કંઇ કરાય છે તેમા અસંતોષ શોક ચિન્તા વગેરે માનસિક લાગણીઓ પ્રગટ થતી નથી. આવી દશા પામીને જે કોઈ આત્મજ્ઞાની કર્તવ્યકાર્યોને કરે છે તે સ્વને તથા સમષ્ટિને સ્વર્ગસમાન દિવ્ય બનાવી શકે છે. એવી દશા પ્રાપ્ત કર્યા વિના કરોડો મનુષ્યો ભલે કર્તવ્ય કાર્યો કરે, પરન્તુ લાભ તો એક ગુણો અને જગત્‌ને અનન્તગુણી હાનિ પહોંચાડી શકે છે. અને આત્મજ્ઞાની એવી દશાએ કર્તવ્યકાર્યો કરતો છતો જગત્‌ને અનન્તગુણ લાભ અને એક ગુણ હાનિ પહોચાડી શકે છે; માટે કરોડો અજ્ઞાનીઓ કરતાં એક આત્મજ્ઞાની અનન્ત ગુણો ઉત્તમ અવબોધવો. અર્થાત્ તે તેઓના કરતા અનન્ત ગુણ લાભ પહોચાડનારો અવબોધવો ઉપર્યુક્ત દૃષ્ટિએ નિઃસંગ નિર્ભય નિત્ય અને પૂર્ણ સ્વરૂપ આત્મા જેણે માનેલ છે તેજ ખરી રીતે જગત્‌ને અને પોતાને લાભ પ્રાપ્તિ કરાવનાર હોવાથી તેજ કર્તવ્યકાર્યનો વ્યવહાર અને નિશ્ચયત અધિકારી બને છે. જેણે સ્વાત્માને પૂર્ણરૂપ અવબોધ્યો છે તે સ્વાત્મમા અનન્ત સુખની પૂર્ણતા સત્તાએ માનીને પર જડ વસ્તુઓમા સુખની બુદ્ધિ ધારણ કરીને જગત્‌ની હાનિ થાય એવો મન વચન અને કાયાથી પ્રયત્ન કરતો નથી અને તેમજ તે બાહ્ય કર્તવ્યકાર્યોમાં માન પદવી વગેરેની અભિલાષા ધારણ કરીને. અસંતોષવૃત્તિથી પ્રયત્ન કરતો નથી માન, પૂજા, કીર્તિ, પદવી, યશ વગેરેની લાલસા ખટખટ જેણે સ્વાત્માને પૂર્ણ નથી જાણ્યો તેને ઉત્પન્ન થાય છે અને તેથી તે આત્મા પૂર્ણ છતા ભ્રાન્તિથી માન પૂજા કીર્તિ પદવી વગેરેથી પોતાના આત્માને પૂર્ણ કરવા મથે છે અને તેની પ્રાપ્તિ માટે અનેક પ્રકા-

રના રાગદ્વેષના વિકલ્પ સંકલ્પો કરી કર્મનો દાસ બને છે. આત્મામાં સર્વ ગુણોની પૂર્ણતા માનીને જે બાહ્ય કર્તવ્ય કાર્યો કરે છે તેને યશ-કીર્તિ-માન-પ્રતિષ્ઠા-પૂજા-સત્કાર અને બહુ માન મળે વા ન મળે તેની દરકાર રહેતી નથી, કારણ કે તે પોતાની સ્વભાવિકી પૂર્ણતા વિના અન્ય ભ્રાંતિરૂપ પૌદ્‌ગલિકી માન-કીર્તિ આદિ પૂર્ણતાવડે પૂર્ણ થવા ઇચ્છતો નથી; તેથી તે બાહ્ય ભ્રાન્તિમય પૌદ્‌ગલિકી માન-પ્રતિષ્ઠા-પદવી વગેરેની પૂર્ણતા અને અપૂર્ણતામાં સમાન સમભાવી બનીને સંતોષવૃત્તિથી બાહ્ય કર્તવ્ય કાર્યો કરવાની પોતાની ફરજને અદા કરતો રહે છે, તેમાથી તે ભ્રષ્ટ થતો નથી તેમજ તે ગમે તેવું સામાન્ય કર્તવ્ય હોય તોપણ અન્તરની પૂર્ણતાની ભાવનાના પ્રબલ વેગના આન્તરિક આનન્દથી મસ્ત બનીને તે કર્યા કરે છે. આ સ્થિતિમાં બ્રાહ્મણ વર્ગ-ક્ષત્રિય વર્ગ-વૈશ્ય વર્ગ અને શૂદ્ર વર્ગ આવશે ત્યારે તેઓ આન્તર પૂર્ણતાની સાથે બાહ્યપૂર્ણતા અર્થાત્ લક્ષ્મી વગેરે બાહ્યજીવન-પ્રવર્તકજીવનહેતુઓથી પૂર્ણ થવાના; ગૃહસ્થો અને ત્યાગીઓએ સ્વસ્વાધિકારે અન્તરમાં પૂર્ણતાની દૃષ્ટિ ધારીને કર્તવ્યકાર્યો કરવાં જોઇએ. પ્રભુ ભક્તને અને ગુરુ શિષ્યને અને જ્ઞાની પોતાના આત્માને કથે છે કે તું પોતાને નિઃસંગ નિર્ભય નિત્ય અને પૂર્ણ માની જે જે કાર્ય કરવાના સદ્દુપાયો હોય તે તે સદ્દુપાયોવડે ધૈર્યપ્રવૃત્તિથી કાર્ય કર અને સ્વાધિકાર ફરજને અદા કર.

**અવતરણ**—સૂક્ષ્મોપયોગદૃષ્ટિએ ક્રિયમાણ કર્તવ્યકાર્ય નિરીક્ષણપૂર્વક-સત્પુરૂષ સમ્મતિ પૂર્વક ગૌણમુખ્ય કર્મોનોવિવેક કરીને કાર્ય કરવાં જોઈએ તે-દર્શાવે છે.

### श्लोकौ

**निरीक्षा हि प्रकर्तव्या क्रियमाणस्वकर्मणाम् ।**
**सूक्ष्मोपयोगदृष्ट्या हि गृहीत्वा सम्मतिं सताम् ॥५४॥**
**कर्तव्यानि हि कर्माणि नृभवे कानि कानि च ।**
**विविच्य गौणमुख्यानि कुरुष्व स्वाधिकारतः ॥५५॥**

**શબ્દાર્થ**—સૂક્ષ્મોપયોગ દૃષ્ટિએ સત્પુરૂષોની સમ્મતિ ગ્રહીને ક્રિયમાણ સ્વકર્મોની નિરીક્ષા કરવા યોગ્ય છે. મનુષ્યભવમાં ગૌણ અને મુખ્ય કયા કયા કાર્યો કરવાના છે તેનો વિવેક કરીને કર્તવ્ય કાર્યો કરવા જોઈએ.

**વિવેચન**—સૂક્ષ્મોપયોગ દૃષ્ટિએ સ્વકર્તવ્ય કાર્યોને નિરીક્ષવાથી કર્તવ્ય કાર્યોમાં જે જે કાઇ ભૂલો થતી હોય તે માલુમ પડે છે અને તે સુધારી શકાય છે. કર્તવ્ય કાર્યોને સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી તપાસતાં કર્તવ્ય કાર્યોમા જે જે મુશ્કેલીઓ નડતી હોય છે તે સ્પષ્ટ

જણાઇ આવે છે. સૂક્ષ્મોપયોગદૃષ્ટિએ કર્તવ્ય કાર્યોની અનેક બાજુઓ તપાસી શકાય છે અને તેથી કોઈ પણ જાતની ભૂલ કરી શકાતી નથી. ઔરંગજેબ બાદશાહના બંધુઓએ સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ નહીં ધારણ કરી અને ઔરંગજેબના કર્તવ્ય કાર્યોની નિરીક્ષા ન કરી તેથી તેઓ મૃત્યુ શરણુ થયા. સૂક્ષ્મોપયોગદૃષ્ટિવડે મરાઠાઓએ જો પાણિપતના યુદ્ધપ્રસંગે સ્વકર્તવ્ય કાર્યોની નિરીક્ષા કરી હોત તો તેઓએ રાજપૂતોને મેળવી લીધા હોત અને લૂંટફાટ વગેરેથી લોકોની અરુચિ પોતાના તરફ ન ખેંચી હોત. મરાઠાઓનો હિન્દુ રાજ્ય સ્થાપન કરવાનો મુખ્યોદ્દેશ હતો પરન્તુ તેઓ સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ વિના તેને ભૂલી ગયા અને મારવાડના રાજપૂત રાજ્યોની સાથે યુદ્ધ કરી પોતાની પ્રગતિ પર કુહાડો માર્યો મારવાડ વગેરે દેશોના હિન્દુ રાજાઓની સ્વતંત્રતા રક્ષવા તેઓએ સહાયક બનવું જોઈતું હતું અને કર્તવ્ય ઉદ્દેશને ધ્યાનમાં રાખી પ્રવર્તવું જોઈતુ હતું. તે ઉદ્દેશથી તેઓ સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ વિના ભ્રષ્ટ થયા અને તેઓ અવનતિના ખાડાને શરણુ થયા. ગુર્જરેશ્વર ભોળાભીમે જો સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ વડે ગુર્જર દેશનુ ભાવિ હિત અને સ્વકર્તવ્ય કાર્યમા થતી ભૂલોનો વિચાર કર્યો હોત તો તે કદાપિ સોમેશ્વરની સાથે યુદ્ધ કરત નહિ અને સોમેશ્વરની સાથે પરસ્પર સલાહ સંબંધે બંધાઈને તત્સમયમા જે કર્તવ્ય પ્રવૃત્તિ કરીને સ્વદેશરક્ષા કરવાની હતી તેનું ભવિષ્ય સારી રીતે સુધારી શકત અને સ્વરાજ્યના પ્રત્યેક અંગની સારી કેળવણી વડે પુષ્ટિ-પ્રગતિ કરી શકત. સોમેશ્વરે પણુ સૂક્ષ્મોપયોગવડે સ્વકર્તવ્યના મુખ્ય ઉદ્દેશો પ્રતિ લક્ષ્ય દીધું હોત તો તે પારસ્પરિકયુદ્ધ પ્રવૃત્તિથી પારસ્પરિક સર્વ બલ ક્ષય થવાની દશાને ન પ્રાપ્ત કરી શકત અને ક્ષત્રિયો બ્રાહ્મણો વૈશ્યો અને શૂદ્રોની ઉન્નતિ થાય એવા ઉપાયો યોજી શકત; પરન્તુ તે સ્વકર્તવ્ય કાર્યોમા સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ ધાર્યા વિના તેવું ક્યાંથી સુઝી શકે? ગાયકવાડે ઇંગ્લીશ સરકારની સાથે સૂક્ષ્મોપયોગ દૃષ્ટિએ સંધિ કરી ભારતનું હિત વધાર્યું તેથી ગાયકવાડી રાજ્યની આબાદી-શાંતિ વધી છે. બ્રાહ્મણોએ સૂક્ષ્મોપયોગ દૃષ્ટિએ સ્વકર્તવ્યોમા કયા કયા દોષો છે તેનું નિરીક્ષણ કર્યું હોત તો બ્રાહ્મણોની અવનતિ થાત નહિ. જૈનાચાર્યોએ અને જૈનમહાસંઘે સ્વવર્ગમા કેળવણીનો બહોળો પ્રચાર કરીને સ્વ કર્તવ્યકાર્યોને સૂક્ષ્મોપયોગદૃષ્ટિએ તપાસ્યા હોત તો અનેક ગચ્છમત કલેશ-સંકુચિત દૃષ્ટિ અને સંઘ કર્તવ્યકાર્યની ખામીઓથી જૈનોનું હાલ જે ક્ષેત્ર સાંકડું થઇ ગયું છે તે થાત નહિ. ક્ષત્રિયોએ ક્ષાત્રકર્મ પ્રગતિ માટે અત્રપર્યન્ત સૂક્ષ્મોપયોગદૃષ્ટિવડે ક્ષાત્રકર્મની દેશકાલાનુસારે નિરીક્ષા કરી હોત તો વર્તમાનમાં તેઓની જે પડતી થઇ છે તે થાત નહિ શૂદ્રોએ સેવા ધર્મ કર્તવ્યોનું સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી નિરીક્ષણ કરી જે જે ભૂલો થઇ તેને સુધારી હોત તો તેઓની હાલના જેવી ખરાબ દશા દેખાત નહિ; હૈદરઅલી અને ટીપુ સુલ્તાને સૂક્ષ્મોપયોગદૃષ્ટિવડે સ્વકર્તવ્યકાર્યોની નિરીક્ષા કરી હોત અને ઇંગ્લીશ સરકારની સાથે મૈત્રી ધારીને કર્તવ્ય કાર્યોને સુધાર્યાં હોત તો તેના વંશજોનો નાશ થત ન

નહિ; નેપોલિયન બોનાપાર્ટે ફ્રાન્સની સ્વતંત્રતા કર્યા બાદ સૂક્ષ્મોપયોગ દ્રષ્ટિવડે સર્વ રાજ્યોની સાથે સલાહ શાંતિ સંબંધ રાખીને ફ્રાન્સની પ્રગતિ તરફ અને સ્વકર્તવ્ય તરફ લક્ષ દીધું હોત તો છેવટે તેની અવદશા થાત નહીં. ઇંગ્લાંડના રાજા સર ચાર્લ્સે પાર્લામેન્ટની સાથે સૂક્ષ્મોપયોગ દ્રષ્ટિવડે જે સંબંધ ઘટે તે ગણ્યો હોત તો પ્રજાની સામે યુદ્ધ કરીને તેમાં તેનો પોતાનો શિરચ્છેદ કરાવવાનો પ્રસંગ આવત નહિ. સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ વિના કર્તવ્ય કાર્યોમાં થતી ભૂલોથી પોતાની અને જગત્‌ની અત્યંત હાનિ થાય છે એવું ઉપર્યુક્ત દૃષ્ટાન્તોથી ખાસ અવબોધાય છે. રોમનો રાજા ટાર્કવીન પ્રીઆઉડ સ્વ કર્તવ્યકાર્યો કરવામાં સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ વિના ઘણી ભૂલો કરી હતી, તેથી તેણે સ્વપ્રજાની અરુચિ વ્હોરી લીધી હતી અને તેથી તેના સામી તેની પ્રજા થઇ હતી, તથા રાજ્યગાદીપરથી તેને બંડ કરી ઉઠાડી મૂક્યો હતો. ઇરાન હાલ સ્વતંત્ર થયું તે વખતે પૂર્વના રાજાએ સૂક્ષ્મોપયોગ દૃષ્ટિથી કર્તવ્ય કાર્યોની નિરીક્ષા કરી નહિ તેથી તેણે સમયસૂચકતાને ગુમાવી અને રાજ્યથી પદભ્રષ્ટ થયો. પ્રત્યેક કર્તવ્યકાર્યની ચારે બાજુઓની સૂક્ષ્મોપયોગ દૃષ્ટિથી તપાસ કર્યાવિના અનેક પ્રકારની ભૂલો થાય છે અને તેથી પ્રમાદ વધતો જાય છે તેથી પ્રતિપક્ષીઓ કર્તવ્ય કાર્યોમાં છિદ્ર દેખીને સામા પડી સ્વબલનો ક્ષય કરવા પ્રવૃત્તિ કરે છે. જૂના પટ્ટાવલીનાં પત્રાનુસારે કથાય છે કે સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ વિના ખરતગચ્છ અને તપાગચ્છે પરસ્પર સ્વપરની હાનિ કરતા સાધુઓનો નાશ કરવાની વૃત્તિ સેવવા પ્રયત્ન કર્યો હતો; તેથી વૈષ્ણવ મતના વલ્લભાચાર્યે લાખો જૈન વણિકોને વૈષ્ણવ બનાવ્યા હતા. સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી કર્તવ્યની શુભાશુભ બાજુઓ અવલોકી શકાય છે. શ્રીવિજયસેનસૂરિના સમયમા યતિયોમાં ,પરસ્પર અભિમાન દ્વેષ ઇર્ષ્યા નિન્દા અને કલહથી વિરોધ ઉત્પન્ન થયો અને વિરોધના પરિણામે યતિયોની આધ્યાત્મિક ગુણ ભાવના ઘટવા લાગી અને પંન્યાસ શ્રીસત્યવિજયજીથી તે સમયમા નીકળેલ સંવેગપક્ષની શતકે શતકે ઉન્નતિ થવા લાગી અને જૈનોમાં યતિયો અને સંવેગી સાધુઓની જે સ્થિતિ થઇ તે સર્વ જૈનો જાણી શકે છે. ભારતમાં જે જે રાજાઓ થઇ ગયા તેઓએ સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી ભારતની પ્રગતિ થાય એવા ઉપાયો સંબંધી ખાસ ચર્ચા ઉઠાવી નથી. હિન્દુસ્થાનના સંબંધી બાબર પોતાની નોંધપોથીમાં લખે છે કે હિન્દુસ્થાનના રાજાઓ આલસુ છે. તેઓ સ્વદેશ ઇતિહાસ જ્ઞાન મેળવવા માટે પરસ્પર સંપીને સ્વદેશનું રક્ષણ કરવા માટે બેદરકાર છે. હિન્દુસ્થાનના લોકો શારીરિક બળમાં પશ્ચાત્ છે અને તેઓ પરસ્પર એકબીજાને સાહાય્ય આપીને સ્વાસ્તિત્વ રક્ષણ કરવું એવા વિચારોવડે સંઘબલ ઉત્પન્ન કરવાની શક્તિથી અજાણ છે. બાબરનો મત ખરેખર કેટલેક અંશે સત્ય છે. સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ વિના હિન્દુસ્થાનના લોકોએ કુસંપ વૈર આલસ્ય, અનુદ્યમ-મોજશોખ-અભિમાન-ઇર્ષ્યા-નિન્દા અને શોધક બુદ્ધિ વિના ઘણું ખોયું છે. હિન્દુસ્થાનના લોકોએ સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી સ્વકર્તવ્ય કાર્યોને નિરીક્ષ્યા નહિ તેથી તેઓની ભૂલો તેઓને દેખાઇ નહિ, અને

સ્વ કર્તવ્યકાર્યોમા થતા દોષો વારવાને તેઓ ઉદ્યમી બન્યા નહિ; તેથી તેઓ સ્વભૂલનું ફલ ભોગવે છે અને જ્યા સુધી તેઓ કર્તવ્યકાર્યોને સૂક્ષ્મોપયોગ દૃષ્ટિથી નહિ દેખશે ત્યા સુધી તેઓની એવી સ્થિતિ રહેશે. આધ્યાત્મિક ગુણોપૂર્વક આધ્યાત્મિક દોષો ટાળવા માટે ખરેખરો ઉપાય સૂક્ષ્મોપયોગ દૃષ્ટિ છે તેથી પોતાની સરસવ જેટલી ભૂલ હોય છે તે માલુમ પડે છે. જાપાને સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી પોતાની અવનતિના જે જે કારણો હતા તે સર્વે તપાસી લીધા અને તેથી તે તે અવનતિ હેતુઓને હઠાવવા માટે જાપાનમા લઘુ લઘુ રાજ્યોનું સંયુક્ત બલ થયું. જાપાને સર્વ દેશોમા પોતાના દેશના મનુષ્યોને મોકલી આપ્યા અને સર્વ દેશમા જે જે ઉત્તમ સુધારાઓ તથા કળાઓ હતી તેઓને પોતાના દેશમા આણી જાપાને રાજ્યપ્રગતિ વ્યાપારપ્રગતિ કલાપ્રગતિ કેળવણીપ્રગતિ સ્વાસ્તિત્વસંરક્ષક ક્ષાત્રકર્મપ્રગતિ જલનૌકાપ્રગતિ વગેરે અનેક શુભકાર્યની પ્રગતિયો પ્રતિ સુવ્યવસ્થાપૂર્વક લક્ષ્ય દીધું. અને સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી કર્તવ્યકાર્યોનું નિરીક્ષણ કરી ઘટતા વધતા સુધારા કર્યા, તેથી જાપાન સ્વદેશાભિમાની બની સત્તાલક્ષ્મીથી ખીલવા લાગ્યું. રૂશિયા સાથની લડાઈમા તે પોતે જીત્યુ અને તેથી સર્વ રાજ્યોમા તેની પ્રતિષ્ઠા વધી. ઇંગ્લાંડની સરકારે જાપાનની સાથે દોસ્તી બાંધી અને સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી જાપાન ભવિષ્યમા પ્રગતિ કરી શકશે ચીનમા અફીણ ખાઈને ચીનાઓ અફીણીઆ બની ગયા અને તેથી તેઓ આલસુ બની અન્ય દેશોની અપેક્ષાએ પશ્ચાત્ પડી ગયા હાલમા ચીનાઓ ચેતવા લાગ્યા અને તેઓએ અફીણ નહિ વાપરવાનો ઠરાવ કર્યો છે તથા સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી છે ભવિષ્યમા જો તે સૂક્ષ્મોપયોગદૃષ્ટિ રાખી પ્રવર્તશે તો સ્વરાજ્યવ્યાપાર કલાપ્રગતિનું સંરક્ષણ કરી શકશે આર્યાવર્તમા સૂક્ષ્મોપયોગદૃષ્ટિવાળા રાજકીય મનુષ્યો વ્યાપારી મનુષ્યો સામાજિકસેવા કરનારા મનુષ્યો અને વિદ્વાન્ મનુષ્યો અન્યદેશોની અપેક્ષાએ વિરલા દેખાય છે બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો શૂદ્રો ગતઓ અને ત્યાગીઓમા સૂક્ષ્મોપયોગદૃષ્ટિવાળા મનુષ્યો જાગ્રત્ થાય-પ્રગટે એવા ઉપાયો લેવાની ખાસ જરૂર છે સૂક્ષ્મોપયોગદૃષ્ટિ વિના કોઈપણ મનુષ્ય સ્વકર્તવ્યકાર્યોમા વિજયશાલી બની શકે નહિ. આવશ્યક કર્તવ્યકાર્યોનું પરિપૂર્ણજ્ઞાન કર્યાવિના કદાપિ સૂક્ષ્મોપયોગદૃષ્ટિ પ્રગટ થતી નથી વિશ્વવર્તિ સર્વપ્રકારની વિદ્યાઓનું જ્ઞાન કર્યાથી અને આત્માને કેળવ્યાથી સૂક્ષ્મોપયોગદૃષ્ટિ પ્રગટે છે એમ ખાસ લક્ષ્યમા રાખવુ. આર્યાવર્તાદિ સર્વ દેશોના ગરીબમા ગરીબ મનુષ્યો પણ જ્યારે સૂક્ષ્મોપયોગદૃષ્ટિને ધારણ કરનારા થશે ત્યારે આર્યાવર્ત અને સર્વવિશ્વની બાહ્ય તથા આન્તરિકપ્રગતિ થશે સૂક્ષ્મોપયોગદૃષ્ટિ વિના આધ્યાત્મિકભાવના પ્રગટતી નથી યુરોપમા હાલ ભયંકર યાદવાસ્થળી પ્રગટી તેનુ કારણ એ છે કે તેઓમાં વાસ્તવિક આધ્યાત્મિકભાવનાની ખામી છે આધ્યાત્મિકજ્ઞાનસહ સૂક્ષ્મોપયોગદૃષ્ટિ ખીલવવામાં આવે તો

ત્યારે સર્વદેશોની સર્વપ્રકારની ઉન્નતિથી પશ્ચાત્ પડવાનું થતું નથી. ગૃહસ્થો અને ત્યાગીઓ સૂક્ષ્મોપયોગદૃષ્ટિવડે સ્વસ્વાધિકારે જ્યારે કર્તવ્યકાર્યો કરે છે ત્યારે બન્નેની પ્રગતિ થવામાં કોઈ જાતનો વિરોધ આવતો નથી અને કરોડો વિઘ્નોને યુક્તિ પ્રયુક્તિદ્વારા જીતી શકાય છે. સર્વકાર્યોની સર્વ બાબતોની સૂક્ષ્મોપયોગદૃષ્ટિવડે સર્વકાર્યોમા કુશલ થવાથી આત્મોન્નતિમાં આગળ વધી શકાય છે એમ મનુષ્યો વિચારે છે ત્યારે તેઓ કર્તવ્યકાર્યો કરવામાં અને જમાનાને અનુસરી આગળ વધવામા પશ્ચાત્ પડતા નથી. સૂક્ષ્મોપયોગદૃષ્ટિએ કર્તવ્યકાર્યો કરવાથીજ પ્રગતિ થાય છે એમ નિશ્ચયત અવબોધવું. ગમે તેવી સૂક્ષ્મોપયોગદૃષ્ટિ હોય તોપણ કર્તવ્યકાર્ય કરવા માટે અન્ય સત્ મનુષ્યો કે જે તે તે કાર્યોના સૂક્ષ્મોપયોગદૃષ્ટિવાળા હોય તેઓની સ્વકર્તવ્યકાર્યોમા સમ્મતિ લેવી જોઇએ, કે જેથી સ્વોપયોગદૃષ્ટિદ્વારા જે ન જણાતું હોય તે તેઓનાથી જણાઈ આવે. સૂક્ષ્મોપયોગદૃષ્ટિદ્વારા દિવસે જે જે કાર્યો કર્યા હોય તેની નિરીક્ષા-આલોચના કરી જવી. જ્યારે ધાર્મિકપ્રતિક્રમણ આવશ્યકમાં પ્રત્યેક કર્તવ્યધર્મકર્મમા જે જે અતિચારાદિ દોષો લાગ્યા હોય છે તેની સૂક્ષ્મપયોગદૃષ્ટિદ્વારા આલોચના કરવામા આવે છે ત્યારે શુદ્ધતા થાય છે સાંસારિક વ્યાવહારિક અને ધાર્મિક કર્તવ્યકાર્યો કરતી વખતે સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી પ્રત્યેક કાર્યોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું અને સત્પુરુષોની સમ્મતિ ગ્રહણ કરવી. આ વિશ્વમાં સત્પુરુષો પારમાર્થિક કર્તવ્યો કરનારા હોય છે તેઓની સમ્મતિથી ગમે તેવા વિષમસંયોગોમાં પણ કાર્ય કરવાની વ્યવસ્થાબુદ્ધિ પ્રકટે છે અને તેથી કાર્યોમા સુધારોવધારો કરી મસ્તકે આવી પડેલી ફરજોને અદા કરી શકાય છે. સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી જ્યારે શ્રીનેમિનાથે હરિણોનો પોકાર શ્રવણ કરી પાણિગ્રહણનું સ્વરૂપ વિચાર્યું ત્યારે તેઓએ રથ પાછો ફેરવવા સારથિને આજ્ઞા કરી અને જાનના મિષે રાજીમતીને પૂર્વભવનો સંકેત કરી મુક્તિની પ્રાપ્તિ માટે દીક્ષા અંગીકાર કરી. સૂક્ષ્મોપયોગી થવા સૂક્ષ્મોપયોગી સત્પુરુષોના સમાગમમા આવી તેમનાં પાસા સેવવાની જરૂર સ્વીકારવી જોઇએ સૂક્ષ્મોપયોગદૃષ્ટિવાળા સત્પુરુષોની પ્રત્યેક વિચારમા અને પ્રત્યેક કર્તવ્યમાં સમ્મતિ લેવાથી સૂક્ષ્મોપયોગદૃષ્ટિનો અનુભવ ખીલે છે અને પ્રત્યેક વિચાર અને આચારમા જે જે સુધારા કરવાના હોય છે તેનો અનુભવ આવે છે. ચન્દ્રગુપ્ત પ્રત્યેક કાર્યમાં ચાણાક્યની સમ્મતિ લેતો હતો અને ચાણાક્યની સમ્મતિપ્રમાણે તેણે રાજ્યપ્રવૃત્તિ કરી તેથી તે રાજ્યને સારી રીતે ખીલવી શક્યો. અનેક સત્પુરુષોની સમ્મતિ લેવી, પરંતુ સ્વકર્તવ્યકાર્યોમા અનેક મતથી સંદિગ્ધ ન થવું જોઇએ. કોન્ફરન્સો જાહેરખાતાઓ વગેરેના ઉપરી કર્મયોગીઓ અનેક સાક્ષરોના અમુક અમુક બાબતોમા સુધારાવધારા કરવા માટે અભિપ્રાય પૂછે છે તે સર્વેના અભિપ્રાયોનું મનન કરી એક બાબતનો નિશ્ચય કરી સ્વકાર્યપ્રવૃત્તિ આચરે છે પણ કર્તવ્યકર્મથી ભ્રષ્ટ થતા નથી. અનેક સત્પુરુષોની સમ્મતિથી એક નિશ્ચય ઉપર આવીને જે જે કાર્યો કરવામા

આવે છે તેમા વિજય મળે છે, જર્મનીમા પ્રિન્સબિસમાર્ક પ્રધાનની બુદ્ધિ વખણાય છે, તેનો રાજા તેની સમ્મતિપૂર્વક સર્વકાર્યો કરતો હતો, તેથી તે જર્મનીનાં સર્વ નાના રાજ્યોનું એક મોટું રાજ્ય કરી શકયો અને તેથી જર્મનીની પ્રગતિ દિનપ્રતિદિન વધવા લાગી. બિસમાર્કે હાલના કૈઝરવિલીયમને ફ્રાન્સ અગર રૂશિયાની સાથે મૈત્રી રાખવી એવી સમ્મતિ આપી હતી, પરંતુ તે પ્રમાણે કૈઝરથી પ્રવર્તી શકાયું નથી, તેથી જર્મનીને હાલમા પ્રવર્તતી મહાલડાઈમા બિસમાર્કની સમ્મતિની અપૂર્વતાનો ખ્યાલ કરવો પડે છે. જો તે બિસમાર્કની સલાહ પ્રમાણે પ્રવર્ત્યો હોત તો અમૂલ મનુષ્યરત્નોનો ભોગ આપ્યા વિના સ્વરાજ્યોન્નતિમાં આગલ વધી શકત. કર્તવ્યકાર્યોના ગુંચવાડામાથી પસાર થવાને મહાબુદ્ધિશાળી સત્પુરૂષોની સલાહ લેવાથી અનેક પ્રકારના લાભો થાય છે એમ ખાસ લક્ષ્ય રાખવું જોઇએ. સિદ્ધરાજ જયસિંહ પ્રત્યેક યુદ્ધમા વિજય પામ્યો હતો તેનું કારણ ખરેખર તેના જૈનવણિક પ્રધાનો હતા જૈનવણિક પ્રધાનોની સમ્મતિથી તે પ્રજાનું ચિત્ત સ્વપ્રતિ આકર્ષી શકયો હતો અને ગુર્જર દેશની સીમા વધારી શકયો હતો. ભીમે વિમલમંત્રીની સલાહ પૂર્વક રાજ્ય ચલાવ્યુ તેથી તે શાંતિથી રાજ્ય કરી શકયો કુમારપાલે પણ જૈનવણિક પ્રધાનની સમ્મતિપૂર્વક રાજ્ય પ્રવર્તાવ્યું, તેથી તે ગુર્જર દેશની પ્રજાનું ચિત્ત પોતાનાપ્રતિ આકર્ષી શકયો. વસ્તુપાલ અને તેજપાલની સલાહપૂર્વક વીરધવલે રાજ્ય ચલાવ્યું તેથી તે સ્વરાજ્યનુ રક્ષણ કરી શકયો; પરંતુ પાછલથી તેના પુત્રે વસ્તુપાલાદિની અવજ્ઞા કરી તેથી. તેના વંશજોનું ગુજરાતમાં રાજ્ય રહ્યું નહિ. પ્રતાપરાણાને ભામાશાહે અનેક પ્રકારની રાજ્યપ્રવર્તક સમ્મતિયો આપી હતી અને પુષ્કલ ધનની સાહાય્ય આપી હતી તેથી તે પુન સ્વરાજ્ય સ્થાપી શકયા રાનાડે ગોખલે વગેરે સત્પુરૂષોની સલાહ રાજ્યકાર્યોમા કેટલી બધી ઉપયોગી થઈ પડી છે તે સમસ્ત ભારત અવબોધે છે. શિવાજીને તેના ગુરૂ રામદાસ તરફથી રાજ્યતંત્ર ચલાવવાની ઉત્તમ સમ્મતિ મળતી હતી, તેથી શિવાજીના પર દક્ષિણીઓનો રાગ વધ્યો અને રાજ્યસ્થાપન સંબંધી સર્વ પ્રકારની તેઓનાથી સાહાય્ય મળી શકી, સત્પુરૂષોની સમ્મતિ લઇને આર્યાવર્તના પૂર્વ રાજાઓ રાજ્યતંત્ર ચલાવતા હતા તેથી તેઓની રાજ્યવ્યવસ્થા સારી રીતે રહી શકતી હતી અને તેઓ પ્રજાનો પૂર્ણપ્રેમ મેળવવા ભાગ્યશાળી બનતા હતા. પ્રજાનો પૂર્ણપ્રેમ મેળવવો એજ રાજ્યપ્રવર્તકોનું મુખ્ય કર્તવ્ય છે. અકબર વગેરે બે ત્રણ સારા બાદશાહો સિવાય અન્ય બાદશાહોએ હિન્દુઓનો પ્રેમ છતવા પ્રયત્ન કર્યો નહિ. તેથી અન્તે દિલ્હીની ગાદીની ચિરંસ્થાયિતા તેઓના વંશને માટે રહી નહિ. બ્રિટીશસરકાર પ્રજાનો પ્રેમ આકર્ષાય એવા ઉપાયો લે છે અને કોઇના ધર્મમા આડી આવતી નથી તેથી તેના રાજ્યને હિન્દુઓ ચ્હાય છે બ્રિટીશસરકાર પ્રજાના આગેવાન સત્પુરુષોની સલાહ લઇને કાર્યપ્રવૃત્તિમા પ્રવર્તે છે. પાર્લામેન્ટમા કોન્ઝરવેટીવ અને લીબરલ વગેરે પક્ષો

સલાહ લેવી એ સત્પુરૂષોની સમ્મતિ અવબોધવી. પાંડવો તરફથી દુર્યોધનની પાસે કૃષ્ણ ગયા હતા અને કૃષ્ણે પાડવોની સાથે યુદ્ધ કરવામા આર્યાવર્તની પડતી છે, લાખો મનુષ્યોના નાશપૂર્વક તમારો નાશ છે અને તેથી સલાહશાંતિથી તમારે વર્તવું જોઇએ ઇત્યાદિ શુભસમ્મતિ-સલાહ આપી પરંતુ દુર્યોધને કૃષ્ણની સમ્મતિને હસી કાઢી અને ઉલટું કૃષ્ણને કેદખાનામા નાખવા વિચાર કર્યો, તેથી અન્તે મહાભારત યુદ્ધ શરૂ થયું; તેમા અન્તે કૌરવો હાર્યા, અઢાર અક્ષૌહિણી સૈન્યનો નાશ થયો અને પાડવો રાજ્યગાદી પર બેઠા. સત્પુરુષ એવા કૃષ્ણની સમ્મતિ ન માનવાથી કૌરવોનો નાશ થયો. જ્યારે મુંજરાજાએ દક્ષિણના તૈલપરાજા સાથે યુદ્ધ આરંભ્યું ત્યારે મુંજરાજાના પ્રધાને મુંજરાજાને તૈલપની સાથે યુદ્ધ કરવાની સમ્મતિ ન આપી અને યુદ્ધનો નિષેધ કર્યો. પ્રધાને મુંજને અનેક હેતુઓપૂર્વક યુદ્ધ ન કરવા ભલામણ કરી, પરંતુ તેનો મુંજરાજાએ તિરસ્કાર કર્યો તેનું પરિણામ એ આવ્યું કે તે યુદ્ધમા હાર્યો અને પકડાયો; તેને તૈલપરાજાએ કેદખાનામાં નાખ્યો. મુંજના પ્રધાનોએ મુંજરાજાને કેદખાનામાથી છોડાવવા માટે નગરની બહારથી તે ઠેઠ કેદખાના સુધી સુરગ ખોદી અને કોઇને કથ્યાવિના તરત નગરબહાર સુરંગદ્વારા આવવા જણાવ્યું. મુજનો પ્રેમ કેદખાનામા આવનાર તૈલપની બેન સાથે બંધાઈ ગયો હતો તેથી તે તેને લઇને સુરંગદ્વારા બહાર આવવાનો નિશ્ચય કરી તૈલપની બેનને સર્વ વાત કહી દીધી; તેથી સુરંગની વાત તૈલપરાજાએ જાણી લીધી અને મુજને પકડી ઘેર ઘેર ભીખ મંગાવવાની પ્રવૃત્તિ કરી અને ભીખ મંગાવીને અન્તે મુંજરાજાનું શિર છેદી નાખ્યું. સુરંગથી બહાર આવવાની વાત કોઇને પણ ન કહેવી એવી પ્રધાનોની સમ્મતિને પણ મુંજે ન માની તેથી તે ભૂડા હાલે મર્યો. તેણે પ્રધાનોની સમ્મતિ સિવાય યુદ્ધ કર્યું અને સુરંગની વાત પણ વિષયપ્રેમના પાશમા પડી તૈલપની બેનને કહી દીધી તેથી તે બે સ્થાને સત્પુરૂષોની સમ્મતિથી ભ્રષ્ટ થઈ મૃત્યુ શરણ થયો. આ ઉપરથી સાર એ લેવાનો છે કે પોતાના કરતા વિશેષ બુદ્ધિવાળા મધ્યસ્થ સત્પુરુષોની કર્તવ્યકાર્યમાં સલાહ-સમ્મતિ લેવાની પ્રત્યેક મનુષ્યે આવશ્યકતા સ્વીકારવી જોઇએ અને સૂક્ષ્મોપયોગદષ્ટિવડે કાર્ય કરવા જોઈએ કે જેથી કોઈ જાતની ગફલત થઈ શકે નહિ કરણઘેલાએ માધવ પ્રધાનની સ્ત્રીને ઝનાનખાનામા નાખી દીધી. તેને પાછી માધવ પ્રધાનને સોપવા માટે માધવ પ્રધાને અનેક યુક્તિયોથી સમજાવ્યો તથા પાટણના મહાબુદ્ધિવાળા મહાજનના અગ્રગણ્ય શેઠીયાઓએ કર્ણઘેલાને અનેક રીતિએ સમજાવ્યો અને માધવની સાથે સલાહ કરવાનું કથ્યું, પરન્તુ રાજહઠ બાળહઠ યોગીહઠ અને સ્ત્રીહઠમાંની રાજહઠને તાબે થઈ મહાજનની સમ્મતિનો તિરસ્કાર કર્યો અને માધવ પ્રધાનનો તિરસ્કાર કર્યો, તેથી પ્રધાને દિલ્હી જઇ કરણઘેલાની સાથે યુદ્ધ કરવા અલ્લાઉદ્દીન બાદશાહની સાથે ગોઠવણ કરી અન્તે દિલ્લીના અલ્લાઉદ્દીન બાદશાહની સાથે યુદ્ધમા લડતા તેના અવિચારી સ્વભાવને લીધે

માંહોમાંહે ફુટ થવાથી તે હાર્યો. અન્તે તેની સ્ત્રીને અલ્લાઉદ્દીન લઇ ગયો અને પોતાની બેગમ બનાવી. આ ઉપરથી પ્રત્યેક મનુષ્યને સમજણુ મળે છે કે સૂક્ષ્મોપયોગદૃષ્ટિવાળા મનુષ્યોની સમ્મતિનો જે તિરસ્કાર કરે છે તે કરણઘેલાના જેવી અવસ્થાને પ્રાપ્ત કરે છે અને તે પોતે એકલો પતિત દશા પામતો નથી, પરન્તુ પોતે અને પોતાના આશ્રિતોની-કુટુંબની પડતી દશા કરવામા નિમિત્તકારણુ બને છે. સત્પુરુષોની સલાહની અમૂલ્ય કિમ્મત છે તેથી તેઓની વારંવાર સ્વકર્તવ્ય કાર્યો કરવામા સૂચના-સલાહો પૂછવાની જરૂર છે. સત્પુરુષોની સલાહથી રાજ્ય સુધરે છે, પાઠશાલાઓ સુધરે છે, વ્યાપાર સુધરે છે, સૈનિકપ્રગતિ સુધરે છે, સેવાધર્મોના અગો સુધરે છે અને ધાર્મિક અંગો સુધરે છે. સભાઓ સંઘ મહાસંઘ પરિષદ્ કોન્ફરન્સ અને કોંગ્રેસ વગેરેમા સત્પુરુષોના અભિપ્રાયો જે જે મળે છે તે તે સમ્મતિ અવબોધવી અને તે રીતે બહુ સમ્મતિપૂર્વક એક કાર્ય કરવાનો નિશ્ચય કરવામા આવે છે. કાલિકાચાર્યની બેન અત્યંત રૂપવતી સાધ્વી સરસ્વતી હતી. એક વખત કાલિકાચાર્ય વિહાર કરતા કરતા ઉજ્જયિની નગરી બહાર ઉદ્યાનમા પધાર્યા, અને અનેક લોકોને ઉપદેશ દઈ સુધારવા લાગ્યા. કાલિકાચાર્યની બેન સરસ્વતી સાધ્વી એક વખત ત્યાના ગર્દભિલ્લરાજાની દૃષ્ટિએ દેખાઇ રાજાએ કામાતુર થઇને તેને જનાન-ખાનામાં પકડી મંગાવી તેથી સર્વ માલવદેશમા હાહાકાર થઇ રહ્યો માલવ વગેરે દેશોના સંઘોએ અત્યંત દિલગીરી જાહેર કરી તેની અસર કામાતુર ગર્દભિલ્લને થઈ નહિ. કાલિકાચાર્ય પોતે રાજાની પાસે ગયા પણુ રાજા કામાન્ધ હોવાથી તેને ઉપદેશ લાગ્યો નહિ. અવન્તીદેશ-માલવદેશના મહાજને રાજાની પાસે ગમન કરીને રાજાને અનેક યુક્તિ-યોદ્વારા સમજાવ્યો પણુ કામાન્ધ ગર્દભલ્લિને તેની અસર કંઇપણુ થઇ નહિ, ઉલટું તેણે માલવદેશના મહાજનનો તિરસ્કાર કર્યો; આથી માલવદેશના મહાજનની રાજા ઉપરથી પ્રીતિ ઉઠી ગઇ અને તેના વિરુદ્ધ દ્વેશ થઇ ગયો કાલિકાચાર્યે વેષ બદલીને ઈરાન ગ્રીક વગેરે દેશમા ગયા અને ત્યાના રાજાઓને અનેક ચમત્કારોથી સ્વવશ કર્યા અને તેઓને માલવદેશ જીતવા સમજાવ્યુ. તેઓએ સિન્ધદેશ અને દરિયામાર્ગે-વલ્લભી સોરઠ વગેરે દેશો પર સ્વારીઓ કરી લાટદેશનુ પ્રધાનનગર ભરૂચ વગેરે જીતીને શક લોકોએ માલવદેશના રાજાની સાથે યુદ્ધ કરી તેને પકડી લીધો અને સરસ્વતી સાધ્વીને છોડાવી તે પુન સાધ્વી થઇ. પશ્ચાત્ ગર્દભિલ્લની ગાદીપર વિક્રમરાજા થયો તેણે શકોને હઠાવ્યા અને પોતે માલવદેશનું નીતિથી મહાજનોની સમ્મતિપૂર્વક રાજ્ય કરવા લાગ્યો. ગર્દભિલ્લરાજાના સમયમા શકોની સ્વારીઓ આવી તે વિક્રમોર્વશીય નાટકની પ્રસ્તાવના શ્રીલાલાકૃત તથા ગ કેશવલાલકૃત પ્રસ્તાવના પરથી સમજાય છે ગર્દભિલ્લે જો સત્પુરુષોની સમ્મતિ માન્ય કરી હોત તો તેની પતિત દશા થાત નહિ કરણઘેલો, ગર્દભિલ્લ વગેરે હિન્દુરાજાઓએ અન્યાયથી ભારતની પતિતદશા

વડે સ્વકોમની પ્રગતિ થાય એવા ઉપાયો આદરવા જોઈએ. સ્વકોમનો ઉદય કરવા માટે અહંકારનો નાશ કરવો જોઈએ અને સેવાધર્મ સ્વીકારવો જોઈએ. કેટલાક બ્રાહ્મણો મુક્ત થાય અને સર્વત્ર બ્રાહ્મણો વિદ્યાવડે વિભૂષિત બને એવા ઉપાયો સત્પુરુષોની સમ્મતિપૂર્વક ગ્રહણ કરવા જોઇએ. જૈનધર્મના પ્રચારમા અગિયાર ગણધર વગેરે બ્રાહ્મણવિદ્વાનોએ સાધુઓ બનીને આત્મભોગ આપવામા બાકી રાખી નથી. બ્રાહ્મણોમાથી સંકુચિત મતદષ્ટિ ઈર્ષ્યા આલસ્ય નિદ્રા ક્લેશ વૈર કુસંપ અહંકાર અને અસહનશીલતા વગેરે દુર્ગુણો જાય અને તેના સ્થાને ઉદ્યમ વિદ્યાભ્યાસ વિશાલદષ્ટિ સમતા સંપ પ્રેમભાવ પરસ્પરનું શ્રેય ઇચ્છવું અને કરવુ વગેરે સદ્‌ગુણોનો પરિપૂર્ણ પ્રચાર થાય તો તેઓની ઉન્નતિથી ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોની પ્રગતિ ત્વરિત થઇ શકે. ક્ષત્રિયોની ઉન્નતિથી બ્રાહ્મણ વૈશ્યો અને શૂદ્રોની ઉન્નતિ સાથે વ્યાપારીઓ વિજ્ઞાનશાસ્ત્રીઓ વગેરેની પ્રગતિથી સર્વ દેશના લોકો સુખી થઈ શકે છે અને શૂદ્રોની ઉન્નતિથી બ્રાહ્મણાદિ ત્રણ વર્ણની પ્રગતિ થઇ શકે છે. પરસ્પર વર્ણોએ એક બીજાને સાહાય્ય આપવામા સત્પુરુષોની સમ્મતિપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ ત્યાગીઓ અહંકાર બેદરકારી આલસ્ય પ્રપંચ વ્યસન વગેરે મૂકીને સ્વત્યાગાવસ્થાનો ઉદ્ધાર કરવા સત્પુરુષોની સમ્મતિપૂર્વક પ્રયત્ન કરે તો ત્યાગની પ્રગતિવડે સ્વાસ્તિત્વસંરક્ષક બની શકે અન્યથા તેઓની પાછળ હવે કંઇ રહેવાનું નથી એમ સમજીને તેઓએ શાન્તિના જમાનામા કેળવણી ગ્રહણ કરી ચેતવું જોઇએ કે જેથી તેઓ વિશ્વલોકોમા સ્વોપયોગિત્વોદય કરી શકે ગૃહસ્થોએ અને ત્યાગીઓએ જમાનાને અવબોધી સૂક્ષ્મોપયોગ દૃષ્ટિવડે અને સત્પુરૂષોની સમ્મતિ ગ્રહીને કર્તવ્યકાર્યોને અપ્રમત્ત બનીને કરવા જોઇએ હે મનુષ્ય ! તું સૂક્ષ્મોપયોગદૃષ્ટિવડે સત્પુરૂષોની સમ્મતિ ગ્રહીને સ્વકર્તવ્યકાર્યને કર્યા કર ! મનુષ્યભવમા કયા કયા કાર્યો કરવા લાયક છે તેનો વિચાર કર કયા કયા કાર્યો ગૌણપણે કરવા લાયક છે અને કયા કયા મુખ્યપણે કરવા લાયક છે તેનો વિચાર કર સ્વસંબંધી અને પરસામાજિક કર્તવ્યકાર્યો અમુક દેશકાલભાવાનુસારે ગૌણ હોય છે તે મુખ્ય થઈ જાય છે અને મુખ્યકાર્યો ગૌણરૂપ બની જાય છે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવાનુસારે રાત્રિ અને દૈવસિક કર્તવ્યકાર્યોમા ઉત્સર્ગકાલ અને આપત્તિકાલાદિકની અપેક્ષાએ ગૌણ મુખ્યતા ફરતી રહે છે, એવું અવબોધીને અને સત્પુરૂષોદ્વારા તેનો અનુભવ લઇને સ્વકર્તવ્યકાર્યમા ગૌણ અને મુખ્યપણાનો નિશ્ચય કરીને કર્તવ્યકાર્યો કર્યા કર. વ્યાવહારિક કાર્યપ્રવૃત્તિયો અને ધાર્મિક કાર્યપ્રવૃત્તિયોમા સૂક્ષ્મોપયોગ દૃષ્ટિદ્વારા સત્પુરુષોની સમ્મતિ ગ્રહીને પ્રત્યેક મનુષ્યે પ્રવર્તવુ જોઇએ એમ ઉપર્યુક્ત શ્લોકનો ભાવ છે અને એ પ્રમાણે પ્રવર્તતા અપક્રાન્તિના માર્ગનો ત્યાગ કરીને આત્મા ઉત્ક્રાન્તિના માર્ગ પર આરોહી શકે છે, પ્રત્યેક કર્તવ્યકાર્યોમા સૂક્ષ્મોપયોગદૃષ્ટિ અને સત્પુરુષોની સમ્મતિ એ બેની પ્રવૃત્તિ કરતા પરિત સાનુકૂલ પ્રતિકૂલ સંયોગોપર અત્યંત પ્રકાશ પડે છે અને તેથી જે જે ઠોકરો વાગવાની હોય છે તેનો

સ્પષ્ટ ભાસ થાય છે. જે જે મહાત્માઓ આ વિશ્વમાં જ્ઞાનયોગી વા કર્મયોગી બનેલા છે તેઓની હૃદયવિશાલતાની વૃદ્ધિમાં સત્પુરુષોની સમ્મતિનો ભાગ હતો અને સૂક્ષ્મોપયોગ દૃષ્ટિથી તેઓ પ્રગતિમા પ્રગત થયા હતા એમ સ્પષ્ટ અવબોધાઈ શકે છે. સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી આત્મશક્તિનો નિશ્ચય થાય છે અને કર્તવ્યમાર્ગમા સાધ્યસિદ્ધિ હેતુઓને અવલંબવાના વાસ્તવિક ઉપાયો સમાચરી શકાય છે. અતએવ ચેતનને ઉદ્દેશીને કથવામાં આવે છે કે તું સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી સન્તોની સમ્મતિપૂર્વક કાર્ય કર. ગમે તેવા પ્રસંગોમાં સૂક્ષ્મોપયોગદૃષ્ટિથી કર્તવ્યકાર્યો કરવાનો અભ્યાસ સેવ કે જેથી આત્મોન્નતિમાર્ગમા વિઘ્નદ્વેગે ગમન કરી શકાય. આત્મોત્ક્રાન્તિના માર્ગમાં આધ્યાત્મિક પ્રગતિએ પ્રવર્તતાં ઉપર્યુક્ત સૂક્ષ્મોપયોગદૃષ્ટિને સાધુઓએ યોગીઓએ અને ત્યાગીઓએ વિકસાવવી જોઇએ. ગૌણ-મુખ્યકર્મો સ્વયોગ્ય માનવભવમા અહર્નિશ કયા કયા હોય છે અને તે પોતાના અધિકારે કેવી રીતે કર્તવ્ય છે તેનો પરિપૂર્ણ નિશ્ચય કરવાની જરૂર છે ઉમર શક્તિ સાનુકુલ પ્રતિકૂલસંયોગો વૃત્તિ સ્થિતિ આપત્તિકાલ રોગાવસ્થા આરોગ્યાવસ્થા સત્તા બુદ્ધિ ક્ષેત્ર અને સ્વાત્માની અભિલાષા વગેરેનો નિશ્ચય કરીને પ્રત્યેક મનુષ્ય સ્વયોગ્ય ગૌણમુખ્ય કર્તવ્યકાર્યોનો નિર્ણય કરી શકે છે-એમ પ્રત્યેક મનુષ્ય સ્વદશાનો વિચાર કરશે તો તેને સમ્યગ્ અવબોધાશે વ્યક્તિપરત્વે સમાજપરત્વે કુટુંબપરત્વે સંઘપરત્વે રાજ્યપરત્વે અને દેશપરત્વે ગૌણમુખ્યકાર્યો કે જે દરરોજ કરવામા આવે છે તેનુ સ્વરૂપ અવબોધવાથી આત્મકર્તવ્ય શક્તિનો સમ્યગ્ ઉપયોગ કરી શકાય છે. સૂક્ષ્મોપયોગ અને સત્પુરુષોની સમ્મતિથી દ્રવ્યક્ષેત્રકાલભાવે ગૌણકર્તવ્યકાર્યો તે મુખ્ય કર્તવ્યકાર્યો તરીકે કેવી રીતે બને છે અને મુખ્યકર્તવ્યકાર્યો તે ગૌણકર્તવ્યકાર્યો તરીકે કેવી રીતે બને છે તેનું વાસ્તવિક સ્વરૂપ અવબોધવાથી કર્તવ્યકાર્યો કરવામા આત્મશક્તિયોનો સદુપયોગ થાય છે અને યોગ્યકર્તવ્યકાર્યો કરવાથી આત્માની પ્રગતિમા સદ્ગુણોદ્વારા પ્રગતિ થઇ શકે છે. હાલમા યુરોપમા પ્રવર્તિત યુદ્ધમા સમાજના અને વ્યક્તિના મુખ્યકર્તવ્યો તે ગૌણતાને સેવે છે અને ગૌણકર્તવ્યો છે તે મુખ્યતાને ભજે છે-એમ સર્વત્ર વ્યાવહારિક તથા ધાર્મિકકાર્યોની ગૌણતા અને મુખ્યતા અવબોધી કર્તવ્યકાર્યો કરવામા સૂક્ષ્મોપયોગત પ્રવૃત્તિ કર.

**અવતરણ**—સ્વજીવન દશામા પ્રથમ સેવક બની કર્તવ્યકાર્યો કર્યા પશ્ચાત્ સ્વામિને યોગ્ય કર્મયોગ સેવી શકાય છે તેનુ સ્વરૂપ દર્શાવવામા આવે છે.

**શ્લોક:**

**पूर्वंकर्मकरो भूत्वा पश्चात् स्वामी भविष्यसि ।**
**ब्रह्माण्डे च यथा तद्वत् पिण्डे सर्व विचारय ॥ ५६ ॥**

**શબ્દાર્થ**—આત્મન્! પૂર્વે તું સેવક બનીને પશ્ચાત્ સ્વામી બનીશ. બ્રહ્માંડે જેમ છે તેમ પિંડમાં વિચાર.

**વિવેચન**—આ શ્લોકનું વિવેચન અનુભવગમ્ય કરવા યોગ્ય છે યાવત્ અનુભવગમ્ય કોઇ સ્વરૂપ થતું નથી તાવત્ તેની પરિપૂર્ણ પ્રતીતિ થતી નથી; અને પ્રતીતિના અભાવે આત્મશ્રદ્ધાબલપૂર્વક તેની પ્રવૃત્તિ થઈ શકતી નથી–એવો સાર્વજનિક સાક્ષરાનુભવ હોવાથી કર્તવ્યકર્મ કરવામા સ્વામી સેવકભાવનો વિચાર કરી તેનો નિર્ણય કરવાની આવશ્યકતા સ્વીકારવાની જરૂર છે અને તે આવશ્યકતાનો અત્ર ઉપર્યુક્ત શ્લોકદ્વારા સ્ફોટ કરવામાં આવ્યો છે. પ્રથમ આ વિશ્વમાં કોઇ સેવક યોગ્ય કર્તવ્યકર્મ કર્યા વિના સ્વામી બની શકતો નથી. જે શિષ્ય બની ગુરુની શિક્ષાપૂર્વક પ્રવર્તે છે તે શિક્ષક ગુરુ બની શકે છે એમ સર્વત્ર અનુભવાય છે. જે પ્રથમ સૈનિક બનીને સેનાના સર્વાંગોનો અભ્યાસ કરી પૂર્ણ વ્યવહૃતિબોધને પ્રાપ્ત નથી કરી શકતો તે સેનાધિપતિ કદાપિ બની શકતો નથી જે મનુષ્ય પ્રથમ પુત્રના ગુણો પ્રાપ્ત કરીને પુત્રની ફરજોને અદા કરી શકતો નથી તે પિતાના ગુણોવડે પિતૃપદ પ્રાપ્ત કરવા અધિકારી બની શકતો નથી. જે મનુષ્ય અનુક્રમે કર્મકરાદિ યોગ્ય કર્તવ્યકાર્યો આગલ ઉચ્ચપદ પર અનુક્રમવડે આરોહે છે, તેનો પ્રાપ્તસ્થિતિપદથી અધઃપાત થતો નથી ઇત્યાદિ દૃષ્ટાન્તોદ્વારા અવબોધવાનુ કે પ્રથમ કર્મયોગ સેવી કર્મયોગી બન્યા પશ્ચાત્ સ્વામીની પદવી પ્રાપ્ત થઇ શકે છે જે સ્ત્રી વધૂ તરીકે સ્વકર્તવ્યકર્મો કરવાને યોગ્ય બની નથી, તે શ્વશ્રૂ તરીકેની સ્વકર્તવ્ય ફરજને અદા કરવાને યોગ્ય અધિકારિણી બની શકતી નથી. જેનામા પુત્રીના ગુણો આવ્યા નથી અને જે પુત્રીપદયોગ્ય કર્તવ્યકર્મોથી પશ્ચાત્ રહે છે તે માતા બનીને માતૃપદ શોભાવવા લાયક બની શકતી નથી. જેનામા પ્રજાના યોગ્ય ગુણો ઉત્પન્ન થયા નથી અને જે પ્રજાયોગ્ય ફરજને અદા કરવાને અધિકારી બન્યો નથી તે રાજ્યપદને યોગ્ય બની શકતો નથી અતએવ પ્રત્યેક મનુષ્યે વ્યષ્ટિ અને સમષ્ટિની સેવા કરવાને પ્રથમ સેવક બનવું જોઇએ હાથ. પગ, પેટ શીર્ષ વગેરેનો આધાર જેમ પાદ છે, તેમ વ્યક્તિ અને સમષ્ટિની પ્રગતિનો આધાર સેવક છે પોતાના પગપર ઉભો રહીને મનુષ્ય સર્વ કાર્યો કરી અગ્રપ્રગતિમાન્ બની શકે છે, તેમ વ્યષ્ટિ અને સમષ્ટિની ઉન્નતિ કરવાને પ્રથમ સેવક બન્યા વિના કોઇનો છુટકારો થતો નથી. ક્રમે ક્રમે અગ્રપદની પ્રાપ્તિ થાય છે જે નિસરણિના પ્રથમ પગથીયાપર પાદ મૂકે છે તે બીજા ત્રીજા ચોથા અને પાંચમાદિ સર્વ પગથીયાઓને ઉલ્લંઘી ચોથે માળપર ચઢી શકે છે; પરન્તુ અનુક્રમે પગથીઆપર આરોહ્યા વિના કોઇ માળપર ચઢી શકતું નથી. તદ્વત્ આ વિશ્વમા પ્રથમ સેવક બન્યા વિના કોઈ સ્વામી બની શકતું નથી એમ સર્વત્ર અનુભવ કરતા ઉપર્યુક્ત શ્લોકભાવનો અનુભવ સ્પષ્ટ હૃદયના ઝળકે છે. આત્મામા પરમાત્મત્વ છે પરંતુ તે અનુક્રમે યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિથી પ્રકટ થાય છે મિત્રા તારા, બલા, દીપ્રા સ્થિરા,

૬ કાંતા, ૭ પ્રભા અને ૮ પરાદૃષ્ટિ—એ આઠ દૃષ્ટિઓનું જૈન યોગગ્રન્થોમાં વિવેચન કર-વામાં આવ્યું છે તેનો અનુક્રમે વિકાસ થાય છે. દર્શનયોગ જ્ઞાનયોગ અને ચારિત્રયોગ એમ એ રત્નત્રયીનો અનુક્રમે વિકાસ થાય છે. વિશ્વવિદ્યાલયો આદિમાં બી. એ. એમ. એ. વગેરે પદવીઓ અનુક્રમે પ્રાપ્ત થાય છે તદ્વત્ અત્ર પણ અવબોધવું કે જે મનુષ્ય વ્યક્તિ-સંબંધી સેવક બન્યો નથી તે વ્યષ્ટિનો સ્વામી બનતો નથી. અત્ર આશય એ છે કે—આત્માના દર્શનજ્ઞાનચારિત્રાદિ ગુણોનો આવિર્ભાવ કરવા માટે પ્રથમ કર્તવ્યકર્મયોગને જે સેવતો નથી તે આત્મા પોતાનું પરમાત્મત્વ પ્રકટ કરી શકતો નથી જે મનુષ્ય વિશ્વસમાજને સુધારવા સમષ્ટિનો ગોખલે વગેરે કર્મયોગીઓની પેઠે ધર્મ-કર્મ-સેવક બનતો નથી તે સમષ્ટિનો સ્વામી બની શકતો નથી. વ્યષ્ટિસેવકત્વ અને સમષ્ટિસેવકત્વનો પરસ્પર ગાઢ સંબંધ છે. વ્યષ્ટિનો જે સેવક થાય છે તે સમષ્ટિનો સેવક થાય છે. વ્યષ્ટિનો જે સેવક બની સમષ્ટિનો સેવક બને છે તે લોકોત્તર સેવાકર્મદૃષ્ટિએ ત્રિભુવનહિતકારક જગત્પૂજ્ય તીર્થંકરપદને પ્રાપ્ત કરી શકે છે. વ્યષ્ટિ અને સમષ્ટિ વ્યક્તિ અને સમાજના સેવક બનીને પ્રથમ સર્વ જીવોનું શ્રેય થાય એવા સેવાધર્મોમાં પ્રવૃત્ત થવાની જરૂર છે. સેવક બની સર્વજીવોની રક્ષા માટે પ્રગતિ કરવામા સેવાધર્મને અંગીકાર કરવામાં આવશે તોજ સ્વામી બની શકાશે; અન્યથા તે વિના આકાશકુસુમવત્ સ્વામી થવાની આશા રાખવી એ વ્યર્થ છે. જે વૃક્ષ પ્રથમ મૂળીયા અને સ્કંધોવડે યુક્ત ન બની શકે તે પુષ્પફલ પ્રાપ્ત કરવાને કદાપિ અધિકારી બની શકશે નહિ. આત્મોન્નતિ માટે આત્માની અને વિશ્વની સેવા કરવાની અત્યંત આવશ્યકતા છે આપણે હાલ જે દશામા છીએ તે ખરેખર અન્ય જીવોની સેવા-પ્રવૃત્તિયોના ઉપગ્રહવડેજ અવબોધવું. આત્માની ઉન્નતિમાં સર્વ સંસારી જીવોનો તરતમયોગે ઉપકાર હોય છે—એમ અનુભવ થયા વિના રહેશે નહિ. આત્માની વ્યાવહારિક તથા આન્તરિક પ્રગતિમાં પૃથ્વી જલ અગ્નિ વાયુ વનસ્પતિ અને ત્રસજીવોનો આત્મભોગ સહજે પ્રતીત થાય છે. આત્મા કર્મોન્નતિવડે સેવક બનતો બનતો અન્તે સિદ્ધ બને છે. પરસ્પર સેવાધર્મવડે સેવક બનવાથી આત્મોન્નતિ યોગ્ય એવી પ્રવૃત્તિયો થઇ શકે છે. પ્રવૃત્તિ કરવી એ સેવકનું લક્ષણ છે. ક્રિયાઓવડે કાર્યમા પ્રવૃત્ત થવું એ સ્વપરિભાષાએ સેવકયોગ છે અને એ સેવક-યોગની સિદ્ધિ કરવાથી સિદ્ધ પરમાત્મા બની શકાય છે. કર્મકર-સેવક જે પ્રથમ વિશ્વની સેવા કરીને બને છે તે વિશ્વનો સ્વામી અર્થાત્ પરમાત્મા બની શકે છે. ઇશુક્રાઇસ્ટે પરમાત્માને પ્રાપ્ત કરવા માટે મનુષ્યોને સેવાધર્મ દર્શાવ્યો હતો. ગૌતમબુદ્ધે વિશ્વવર્તિજીવોનું શ્રેય કરવા પરોપકારાદિકાર્યોવડે સેવા કરવાનું સ્વસેવકોને જણાવ્યું છે. આ વિશ્વમાં સર્વજીવોનો ઉદ્ધાર ખરેખર સેવક બનીને સેવાધર્મકર્મોમા પ્રવૃત્ત થવાથી થાય છે. જે મનુષ્યો વિશ્વહિતાર્થે અનેક શુભ માર્ગોદ્વારા જીવોની ઉત્ક્રાન્તિ થાય એવા પ્રયત્નો કરે છે તેઓ પરભવમાં ઇન્દ્ર ચંદ્ર નાગેન્દ્રાદિની પદવીઓને પ્રાપ્ત કરે છે. ઇશુક્રાઇસ્ટે મનુષ્યોની સેવા

કરવા માટે ઉપશમાદિ પ્રવૃત્તિ સેવી હતી બૌદ્ધે જગતનું શ્રેય કરવા ઉપદેશાદિ ધર્મ્યકર્મ-પ્રવૃત્તિને સેવી હતી. શ્રીમહાવીર પ્રભુએ અનેક ભવ્યજીવોને તારવા ત્રીશ વર્ષ પર્યન્ત ભારતમા ગામોગામ શહેરો શહેર વિહાર કર્યો હતો, અને દેહોત્સર્ગસમયે પણ સોળ પ્રહર સુધી એક સરખો જ ઉપદેશ દીધો હતો અને પશ્ચાત્ શરીરનો ત્યાગ કરી સિદ્ધ બની સિદ્ધસ્થાનમા સાદિ અનન્તમા ભાગે વિરાજમાન થયા થીઓસોફીસ્ટ મંડળની અધિષ્ઠાત્રી મીસીસ એનીબેસન્ટ સેવાધર્મનો પ્રથમ સ્વીકાર કરવામાટે વારંવાર પોતાના શિષ્યોને ઉપદેશ આપ્યા કરે છે. સેવાયોગમાં પ્રવૃત્ત થઇ પરિપૂર્ણ પકવ થયાવિના જ્ઞાનયોગમા ભક્તિયોગમા અધ્યાત્મયોગમા પરિપૂર્ણ સ્થિર થઇ શકાતું નથી. સેવાયોગ એ કારણ છે અને જ્ઞાનયોગ એ કથંચિત્ સાપેક્ષદૃષ્ટિએ કાર્ય છે. તેથી સેવાવિના જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકતી નથી, વિનેય બન્યા વિના ગુરુપદની પ્રાપ્તિ થઇ શકતી નથી–એવો જે અનાદિકાલથી ક્રમ પ્રવર્ત્યા કરે છે તે સહેતુક છે એમ અનુભવ કરતા અવબોધાય છે ગૃહસ્થોએ અને ત્યાગીઓએ સ્વસ્વાધિકાર પ્રમાણે સેવાના માર્ગોમા પ્રવૃત્ત થવું જોઇએ. ગૃહસ્થોએ માતૃપિતૃસેવા વિદ્યાચાર્યસેવા દેવ ગુરુ અને ધર્મની સેવા ગુરુજનની સેવા વગેરે ગૃહસ્થયોગ્ય સેવા માટે યોગ્ય જે જે કર્મો હોય તેને આદરવા જોઇએ. શિવાજીએ માતૃપિતૃસેવાર્થે આત્મભોગ આપવામાં યથા-યોગ્યપ્રવૃત્તિ કરી હતી; તેથી તે માતાની આશિષથી હિન્દુઓનો ઉદ્ધારક બન્યો અને **'શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી'** વગેરે સ્તુતિયોગ્ય થયો. સેવક બનવાથી આત્માની શક્તિયોના ખરેખર સ્વામી બની શકાય એવા માર્ગે પરિણમી શકે છે, અને તેથી અન્તે સ્વામીની પદવી પ્રાપ્ત થઈ શકે છે જેના જેવા બનવું હોય તેની પ્રાપ્તિ થાય એવી પ્રવૃત્તિને આદરવી એ સેવકનું લક્ષણ છે, અને એવી સેવકપ્રવૃત્તિ આદર્યા વિના કેન્દ્રભૂત સ્વામીપદની પ્રાપ્તિ ન થાય એ બનવા યોગ્ય છે; અતએવ પ્રત્યેક મનુષ્યે પ્રથમ સેવક બનવું જોઇએ અર્થાત્ સેવાયોગ–પ્રવૃત્તિયોગને સેવી સ્વકાર્યની સિદ્ધિ કરવી જોઇએ. સેવા એ જ સ્વર્ગ અને મોક્ષનું દ્વાર છે એમ નિશ્ચયત અવબોધી પાઠશાલાઓ બંધાવવી: પઠનપાઠન કરાવવું પ્રત્યેક મનુષ્યને ઉન્નતિના જે જે માર્ગો હોય તે પ્રતિ લઈ જવા અને તેઓના દુ:ખના માર્ગોને ટાળવા એ જ સેવાધર્મ–તેમા પ્રવૃત્ત થવાથી વિશ્વસેવક બની શકાય છે. **જે મનુષ્ય સેવક બનીને જ્ઞાનમાર્ગ ગ્રહણ કરી ઊર્ધ્વારોહ કરતાં કદાપિ પશ્ચાત્ પડી જાય છે, તો તેને પુનઃ ઊર્ધ્વ ચઢાવવાને તેની ચારે બાજુએ હજારો સેવકો તૈયારી કરે છે:** કારણ કે તે સેવા કરવાપૂર્વક ઊર્ધ્વ આરોહ્યો હતો જે મનુષ્ય સ્વાર્થાન્ધ બનીને અન્યોની સેવામાં બેદરકાર બનીને પરમાત્મપદ પ્રાપ્તિ માટે અથવા વિશ્વમા સાંસારિક ઉચ્ચ પદવી પર ચડવા પ્રયત્ન કરે છે પરન્તુ જો તે ત્યાંથી ચ્યુત થાય છે અર્થાત્ ભ્રષ્ટ થાય છે તો તાડ પરથી પડેલા મનુષ્યના જેવી તેની દશા થાય છે અને તેને કોઈ પડતાં ઝીલી શકવા સેવક હાજર રહેતો નથી. અતએવ સાંસારિક વા ધાર્મિક

આન્તરિક ઉચ્ચ પદવીઓ પર સર્વ વિશ્વના હિતસાધક સેવક બની સર્વજીવોનું હિત થાય એવી સેવાપ્રવૃત્તિને સેવતાં સેવતા આગળ ચઢવું જોઇએ કે જેથી કદાપિ પતિત દશા થાય તેની પૂર્વે હજારો સેવકો પોતાનું સંરક્ષણ કરવા અને ઉચ્ચપદ પરથી નીચ પદ પર ન આવવા દેવા સદા અપ્રમત્તવૃત્યા તૈયાર થઈ રહે. સેવાધર્મ એ ખરેખર વિશ્વજીવનનો શ્વાસોશ્વાસ છે. જો વિશ્વમા સેવાધર્મ ન રહે તો મહાપ્રલયની પેઠે વિશ્વના સર્વ ધર્મનો નાશ થાય. જૈનદૃષ્ટિએ મહાપ્રલયનો સર્વથા સર્વ વસ્તુનો નાશ-એવો અર્થ થતો નથી. સેવાધર્મમા પ્રવૃત્ત થયેલ સેવક લઘુ લઘુ સેવાધર્મવર્તુલોમાંથી પસાર થતો અનન્ત સેવા-વર્તુલમા પ્રવેશ કરે છે. પ્રથમ સેવક બનેલ મનુષ્ય સેવાદૃષ્ટિએ સ્વકુટુંબની, પશ્ચાત્ પાડાની, પોળની, પશ્ચાત્ ગામ અગર નગરની, પશ્ચાત્ જ્ઞાતિ મનુષ્યોની, પશ્ચાત્ દૃષ્ટિની વિશાલતા થતાં જીલ્લો, પ્રાત અને દેશના સર્વ મનુષ્યોની અને પશ્ચાત્ સર્વ દેશના મનુષ્યોની, પશ્ચાત્ પશુઓ, પંખીઓ, જલચરો વગેરેની, પશ્ચાત્ ચતુરિન્દ્રિય, પશ્ચાત્ ત્રીન્દ્રિયોની, પશ્ચાત્ દ્વીન્દ્રિયોની અને પશ્ચાત્ પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિકાયના જીવોની, દેવોની વગેરે સર્વજીવોની સેવાના અનન્તવર્તુલમાં પ્રવેશ કરી મહામાહન મહાગોપ અભયપ્રદ ષડ્જીવનિકાયરક્ષક-પાલક વગેરે પદવીઓને પ્રાપ્ત કરે છે. કેટલાક વિદ્વાનો પોતાના કરતાં નીચ જીવો હોય તેના પર દયા કરવી, પોતાના સમાન હોય તેઓનાપર મૈત્રીભાવ ધારણ કરવો, અને પોતાના કરતા ઉચ્ચ હોય તેઓપર ભક્તિભાવ ધારણ કરીને સેવાધર્મના અનન્તવર્તુલની દિશા દર્શાવે છે. સેવક સેવાધર્મમા પ્રવિષ્ટ થવું તેને સ્વકર્તવ્ય ફરજ માને છે તેથી તેને સ્વપ્રતિ માન અને અન્યપ્રતિ તિરસ્કાર છૂટતો નથી. તે સ્વકર્તવ્યમા પ્રવર્તવું એજ-સ્વફરજ માનીને સેવાધર્મમા પ્રવૃત્ત સેવકની માનસિક ભૂમિ શુદ્ધ થતી જાય છે અને તેના આત્મામા જે જે ગુણોનો પ્રકાશ થવાનો હોય છે તે થાય છે; તે પ્રાપ્ત સ્થાનથી પતિત થતો નથી. સેવક બનીને જે જે ગુણો પ્રાપ્ત કર્યા હોય છે, તે આત્મામા સદા સ્થિર રહે છે, તે ઉપર નીચે પ્રમાણે દૃષ્ટાન્ત જણાવવામા આવે છે. વિદ્યાપુર નગરમા એક મહાત્મા રહેતા હતા. તે અનેક વિદ્યાઓના ભંડાર હતા, તેમની પાસે બે શિષ્યો અભ્યાસ કરતા હતા; પ્રથમ શિષ્ય અહચંદ્ર હતો તે ગુરુની સેવા કર્યા વિના વિદ્યાઓ શિખતો હતો અને દ્વિતીય સેવાચંદ્ર હતો તે મહાત્માની સેવા કરીને વિદ્યાભ્યાસ કરતો હતો. મહાત્માની ખાવાની પીવાની સેવા કરવામા સેવાચન્દ્ર સદા તત્પર રહેતો હતો મહાત્માનું સ્થાન સાફ કરવું, તેમના શયનની વ્યવસ્થા રાખવી, તેમને જે જે વસ્તુઓનો ખપ હોય તે તે વસ્તુઓને આજ્ઞાપૂર્વક લાવી આપવી, મહાત્મા જે જે કાર્યો બતાવે તે તથાસ્તુ કહી આજ્ઞા શીર્ષ પર ચઢાવી કરવા-ઇત્યાદિ અનેક પ્રકારે વિનય બહુમાનથી તે મહાત્માની સેવામાં સદા પ્રવૃત્ત રહેતો હતો. એક વખત મહાત્માએ સ્વ આયુ સંબંધી ઉપયોગ મૂક્યો તો સ્વાયુષ્ય અલ્પ જણાયું. અહંચદ્રે સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરી લીધો હતો પરંતુ સેવાચંદ્ર તો

સેવામાં સદા પરમપ્રેમપૂર્વક પ્રવૃત્ત રહેવાથી તેણે સર્વ વિદ્યાઓનો અભ્યાસ કર્યો નહોતો. ગુરુએ સેવાચંદ્રને પાસે બોલાવીને કહ્યું-ત્હારો વિદ્યાભ્યાસ બહુ બાકી છે અને અહચંદ્રનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયો છે, તેથી ત્હારા મનમા કંઇ ખેદ પ્રગટતો નથી? સેવાચંદ્રે કહ્યુ - ગુરુજી! આપની સેવા એજ વાસ્તવિક મારૂં કર્તવ્ય છે. આપની સેવામા પ્રવૃત્ત થવાથી મને આનન્દ રહે છે, અને જે વિદ્યાભ્યાસ થયો તેટલામા સંતોષ રહે છે. મહાત્માએ સેવાચંદ્રનો ઉત્તર શ્રવણ કરી મનમા વિચાર કર્યો અને સેવાચંદ્રને સર્વ વિદ્યાઓ આપવાનો હૃદયથી નિશ્ચય કર્યો. આત્મશક્તિવડે મહાત્માએ સેવાચંદ્રના શીર્ષ પર હસ્ત મૂકી સર્વ વિદ્યાઓ પ્રાપ્ત થવાની આશિષ આપી. સેવાચંદ્રના હૃદયમાં મહાત્માની કૃપાથી સર્વ વિદ્યાઓ સ્ફુરવા લાગી અને અહંચંદ્રના કરતા અનન્તગુણી શક્તિધારક બન્યો. અહચંદ્રની વિદ્યાઓ પૂર્ણિમાના ચદ્રની પેઠે ધીમે ધીમે ક્ષય થવા પામી એક સમયે અહંચંદ્રે ગુરુશ્રીને પૂછ્યું કે મ્હને વિદ્યાઓ હૃદયમા પરિપૂર્ણ સ્ફુરતી નથી અને ક્ષય પામતી જાય છે. મહાત્માએ પ્રત્યુત્તર સમર્પ્યો કે સેવા વિના વિદ્યાદિગુણોનો પ્રકાશ અને સ્થિરતા થતી નથી. સેવાધર્મથી ઉચ્ચપદારોહ થયા પશ્ચાત્ કદાપિ અધપાત થતો નથી. સેવાધર્મથી જે કંઇ મળે છે તે અન્ય કશાથી મળતું નથી, માટે હે શિષ્ય! તું સેવાધર્મમા પ્રવૃત્ત થા અને સેવાધર્મને અંગીકાર કરી આત્માની ઉન્નતિ કર આત્મોન્નતિની પ્રાપ્તિ કરાવી આપનાર સેવાધર્મની જેટલી પ્રશસા કરીએ તેટલી ન્યૂન છે. સેવક બન્યાથી સ્વામી બની શકીશ એમ આત્મન્! અવબોધ અને સર્વ જીવોની સેવામા પ્રવૃત્ત થા!!!

## સેવા.

ગામોગામે નગરનગરે સર્વ જીવો પ્રબોધું, દેશોદેશે સકલ જનના દુખના માર્ગ રોધું;
સેવા સેવા હૃદય સમજી સર્વને પ્રેમભાવે, સેવું ફર્જે અચલ થઇને પૂર્ણ નિષ્કામ દાવે. ૧
દુખીઓના હૃદય દ્રવતા દુખથી આસુડાને. લ્હુંવા એવું જગ શુભ કરૂં કો ન રહે દુખડા એ,
આત્મોલ્લાસે સતતબલથી સર્વને શાંતિ દેવા, ધારૂં ધારૂં હૃદય ઘટમાં નિત્ય હો વિશ્વસેવા. ૨
સર્વે જીવો પ્રભુ સમ ગણી સર્વ સેવા કર્યામા, સર્વે જીવો નિજસમ ગણી પ્રેમ સોમા ધર્યામાં;
સેવા સાચી નિશદિન બનો સર્વમા ઇશ પેખી, સૌમા ઐક્યે મનવચથકી પ્રેષ્ઠસેવાજ પેખી ૩
મ્હારૂં સૌનું નિજમન ગણી સર્વનુ તેહ મ્હારૂં, સેવા સાચી નિશદિન કરું પ્રેમથી ધારી પ્યારૂં,
સેવાયોગી પ્રથમ બનશુ સેવના મિષ્ટ વ્હાલી એમા શ્રેયઃ પ્રગતિબળ છે આત્મભોગે ગુણ્યારી. ૪
સેવામંત્રો નિશદિન ગણી દુખિના દુખ ટાળું, સેવામંત્રો નિશદિન રચી દુઃખ સૌના વિદારૂં,
સેવાયંત્રો પ્રતિદિન કરી સ્વાર્પણે નિત્ય ગયું, મ્હારૂં ત્હારૂં સહુ પરિહરી સેવનામાંજ મારૂં ૫
સેવામાટે પ્રકટ કરવી આત્મશક્તિ પ્રયોગે, સેવા સાચી નિશદિન કરૂં રાચીને આત્મભોગે
ધાવું સાચે પ્રગતિપથમા સર્વના શ્રેયમાટે. એવી શક્તિ નમ ઝટ મળો યોગમાર્ગે વિચારી ૬

સ્વાર્થોના સૌ પટલ ટળતા સર્વ સેવા કરંતાં, આત્મશ્રદ્ધા પ્રતિદિન વધે વિશ્વ દુઃખો હરંતાં;
સેવાના સૌ અનુભવ મળો બન્ધનો દૂર જાઓ, આત્મોલ્લાસે પ્રગતિપથમા સેવનાઓ કરાઓ.
સૌમા હું છું સકલ મુજમા સર્વ સાથે અભેદે, આત્માદ્વૈતે અનુભવવડે સત્તયા બ્રહ્મ વેદે;
આત્મારામી સતત થઇને સર્વમા બ્રહ્મ દેખું, સેવા સૌની નિજસમ ગણી આત્મની પૂર્ણ લેખું. ૮
જે આ વિશ્વે નિયમિતપણું તેહ મ્હારૂં ગણીને, જે છે વિશ્વે પરમસુખ તે સર્વનું તે ભણીને;
બ્રહ્માદ્વૈતે સકલ જગમાં સર્વને શર્મ દેવા, હોજો હોજો પ્રતિદિન મને સ્વાર્પણે સત્ય સેવા. ૯
મારા મધ્યે પરમ ઇશની જ્યોતિનું તેજ ભાસો, વેગે વેગે તિમિર ઘનતા ચિત્તથી દૂર નાસો;
પૂર્ણાનન્દે સતત વિચરી સર્વને સત્ય દેવા, થાવો થાવો નિશદિન ખરે વિશ્વની સત્ય સેવા. ૧૦
વિશ્વે સૌની પ્રગતિ કરવા ધર્મમાર્ગે મઝાની, સેવા સેવા પ્રતિદિન ચહું ભાવના ચિત્ત આણી;
સૌને ધર્મે રસિક કરવા સર્વને શાન્તિ દેવા, બુદ્ધ્યબ્ધિ સત્હૃદયગત હો વિશ્વની સત્ય સેવા. ૧૧

સદા અમારી શુભ ભાવનાઓ, ફ્ળો મઝાની પ્રભુ ભક્તિ ભાવે;
સર્વે અમારા શુભચિત્ત ભાસો, વિશ્વેશ જ્યોતિ હૃદયે પ્રકાશો. ૧૨
સદા અમારા શુભભાવ ધર્મો, ખીલો વિવેકે જગ ઐક્યકારી;
ઇચ્છું સદા સૌખ્ય વિચાર સારા, ફ્ળો સદા એજ ધર્મો અમારા. ૧૩
આત્મોત્ક્રાન્તિ કરવા સાર સેવા કર્મજ છે જયકાર,
સ્વાધિકારે સેવા ધર્મ, ઇચ્છું પામું શાશ્વત શર્મ. ૧૪
કરી સેવા તણાં કાર્યો, ઉચ્ચ થાઉં સદા મુદા;
બુદ્ધ્યબ્ધિ ધર્મ સેવામા, સર્વસ્વાર્પણ થયા કરો. ૧૫
સેવક થઇ સ્વામિત્વની, પ્રાપ્તિ પૂર્ણ કરાય;
નિજાત્મ પેઠે સર્વની, સેવાથી શિવ થાય. ૧૬
સેવામા મેવા રહ્યા, સેવક થાતાં ઐશ;
બુદ્ધિસાગર પામિયે, પૂર્ણાનન્દ હમેશ. ૧૭

સત્તાએ આત્મા તે પરમાત્મા છે, એવું સાધ્યબિન્દુ અન્તરમાં ધારણ કરીને સર્વ જીવોની સેવા કરવામા સેવકસમાન પ્રવૃત્તિ સેવવી એ સ્વફરજ છે-એવું ધારણ કરીને તથા સર્વ જીવોની ઉત્ક્રાન્તિ માટે સેવા એ સ્વાત્મોન્નતિ હેતુભૂત છે-એવું હૃદયમા સંલક્ષીને સ્વાધિકારે યથાશક્તિ સેવા કરવામા મન વાણી-કાયા સત્તા અને લક્ષ્મીનો ભોગ આપવો એ સ્વકર્તવ્ય છે, માટે તે અનેક વિપત્તિયો સહીને કરવું જોઇએ. સર્વ જીવોનું શ્રેયઃ કરવા તેઓની ઉન્નતિ થાય અને તેઓ દુઃખ રોગાદિકથી મુક્ત થાય એવી સેવાપ્રવૃત્તિ સેવતા અન્યલોકો સ્વકદર ન કરે વા પ્રતિકૂળ થાય તેથી સેવાધર્મમા મન્દપરિણામી ન બનવું. સર્વ જીવોની સેવા કરતાં કદાપિ સર્વ જગત્ સેવકપ્રતિ એક સરખો ઉત્તમ અભિપ્રાય ન બાંધે વિરુદ્ધ બોલે વિરુદ્ધાચરણ કરે તથાપિ માતા સ્વશિશુને ઔષધ

પાય છે; તત્સમયે માતાને કટુકતાદિના કારણે શિશુ પાટુઓ મારે છે તોપણ માતાના મનમાં કંઈ આવતું નથી તદ્વત્ અન્તરમા શુદ્ધ પ્રેમ ધારણ કરીને અને વિશ્વના અભિપ્રાયો 'ગમે તેવા શુભાશુભ હો પરન્તુ સ્વકર્તવ્ય એ છે કે વિશ્વના શુભાશુભાભિપ્રાયોપ્રતિ લક્ષ્ય ન આપતા સ્વકર્તવ્ય કર્યા કરવું અને આત્મસાક્ષીએ શુભ સેવામાર્ગોમાં યથાશક્તિ પ્રવૃત્તિ કર્યા કરવી. સેવાધર્મ સેવવા માટે સેવક બની આત્મોલ્લાસે સર્વવિશ્વને આત્મવત્ માની સંગ્રહનયથી સત્તાએ સર્વ વિશ્વજીવોને આત્મરૂપ દેખી માની અને અનુભવીને તેઓની કર્મવડે–માયાવડે થતી ચેષ્ટાઓપ્રતિ લક્ષ્ય ન આપતા સેવાકર્તવ્યમા પ્રતિદિન પ્રવૃત્ત થવું જોઈએ. આત્માએ પરમાત્માનો પ્રકાશ કરવા માટે સદ્વિચારો અને સદાચારો સેવવા. દેવગુરુધર્મની સેવા કરવી. સ્થાવરતીર્થો અને જંગમતીર્થોની સેવા કરવી સત્શાસ્ત્રોને સેવવા અને નિમિત્તકારણ તથા ઉપાદાનકારણવડે આત્મામા રહેલી પરમાત્મતાને સેવવી એ સેવાધર્મ છે. **परस्परोपग्रहो जीवानाम्** એ સૂત્ર સૂચવે છે કે પરસ્પર એકબીજાની સેવા કરવી એ સ્વફરજ છે. અદ્યપર્યન્ત મનુષ્યદશામા અનેક જીવોનો ઉપગ્રહ ગ્રહીને આપણે આ સ્થિતિએ પહોચ્યા છીએ તો હવે અન્ય સર્વજીવોના અદ્યપર્યન્ત ગ્રહીત ઉપગ્રહોએ દેવું માનીને તે દેવું વાળવા અન્યજીવોના શુભાર્થે પ્રયત્ન કરવો એ કંઈ ઉપગ્રહોનું દેવું ચૂકાવવા ઉપરાત અને સ્વફરજ અદા કરવા ઉપરાંત વિશેષ કરી શકતા નથી; તેથી અન્ય જીવોપર ઉપકાર કરતાં **प्रत्युपकार दान** ન ઇચ્છતા સ્વની અન્ય જીવોપ્રતિ ઉપગ્રહપ્રવૃત્તિરૂપ સેવા સદા અદા કર્યા કરવી. સ્વાભાવિક ઉપગ્રહદાનપ્રવૃત્તિ સેવવી એ સર્વજીવોપ્રતિ સ્વકર્તવ્ય છે એવું માની સેવકરૂપ બાહ્યાંગોને પ્રવર્તાવી સ્વફરજ અદા કરવી બ્રહ્માંડમા દેખો ! જે સેવક તેજ સ્વામી બને છે તદ્વત્ જગત્સેવાથી સેવક બની સ્વામી બનીશ એમ માની સેવાકાર્યમા પ્રવૃત્ત થા.

**અવતરણ**—હું શું કરીશ ઈત્યાદિ વિચારપૂર્વક કર્તવ્યકર્મ કરવાની શિક્ષા આપવામા આવે છે

**શ્લોકઃ**

**करिष्ये किं कृतं किं किमधुना किं करोम्यहम् ।**
**शुभाशुभं परार्थं किं, स्वार्थं किं तद् विचारय ॥ ५७ ॥**

**શબ્દાર્થઃ**—સંપ્રતિ શુ કરૂં છું, શું કર્યું અને શું કરીશ શુભ શું કર્યું, અશુભ શું કર્યું, પરાર્થે શું કર્યું, સ્વમાટે શું કર્યું–તેનો હે ચેતન ! વિચાર કર

**વિવેચનઃ**—ઉપર્યુક્ત શ્લોકમા સેવક થઈ કર્તવ્યકાર્ય કર્યા પશ્ચાત્ સ્વામી બની શકીશ એવો આત્માને બ્રહ્માંડના દૃષ્ટાન્તની સાથે પિંડમાં વિચાર કરવાની શિક્ષા કરવામાં

આવી તેનો સંબંધ આ શ્લોક સાથે છે. જે સેવક બની સેવાના સર્વ શુભ માર્ગોને અંગીકાર કરવાને ઇચ્છે છે તેણે સ્વાત્માને એવું પૂછવું કે ત્હેં મનુષ્યજન્મ ધારણ કરીને અદ્યપર્યન્ત ક્યાં કયા શુભ અશુભ સ્વાર્થ અને પરમાર્થના કાર્યો કર્યાં ! હે ચેતન ! ત્હેં અદ્યપર્યન્ત ત્હારા જીવનમા શું શું કર્યું તેનો વિચાર કર. ભૂતકાલમાં જે જે શુભાશુભ વિચારો કરેલા હોય તેની યાદી કર. ભૂતકાલમા કરેલા કૃત્યોની યાદી કરી જવાથી વર્તમાનકાલમા જે જે કંઇ કરાય છે તેનો સુધારો થાય છે અને આત્મપ્રગતિ ત્વરિત થયા કરે છે. ભૂતકાલમા પ્રત્યેક પ્રાણી જે જે શુભાશુભ વિચારો અને આચારો સેવેલા હોય છે તેના વર્તમાનફલ તરીકે જ્યા સુધી સ્વાત્માને અવલોકી શકતો નથી ત્યાંસુધી તે આત્મોન્નતિના અગ્રસ્થાનપર આરોહી શકતો નથી. ભૂતકાલના કૃત્યોનુ ફલરૂપ સ્વાત્માનું વર્તમાન પરિણમન છે અતએવ મનુષ્યભવની આદ્ય ક્ષણથી અદ્યપર્યન્ત જે જે કાર્યો કર્યાં હોય તેનો વિચાર કરી જવાથી અશુભ વિચારો અને આચારોથી સ્વાત્માને હઠાવી શકાય છે અને શુભ વિચારોવડે સ્વાત્માને સંબંધિત કરી શકાય છે. અશુભ વિચારો અને આચારો જે જે ભૂતકાલમાં સેવ્યા હોય છે તે વર્તમાન અને ભવિષ્યમા અશુભ અશાતાદિ ફલ આપ્યા વિના રહેતા નથી. कृतकर्मक्षयो नास्ति कल्पकोटिशतैरपि 'अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम्' " કર્મથી છૂટે ન કોય " ઇત્યાદિપદ્યોનો વિચાર કરવામાં આવે તો અવબોધાશે કે કૃત શુભાશુભ કર્મ ભોગવ્યા વિના છૂટકો થતો નથી. પૂર્વભવોમાં જે જે શુભાશુભ કર્મોને કર્તવ્યપ્રવૃત્તિથી કર્યાં હોય તેઓને વિશિષ્ટ જ્ઞાનીઓ જાણી શકે; પરન્તુ વર્તમાન મનુષ્ય જીવનમાં જે જે આયુષ્ય ગયું તેમા શુભાશુભ કયા કયા વિચારો અને આચારો કર્યાં તેની તો યાદી કરી શકાય છે અને તેથી વર્તમાનકાલને સુધારી શકાય છે. જે મનુષ્યોના હૃદયપટલ પર અજ્ઞાન અને મોહનું આચ્છાદન લાગી રહ્યું છે તેઓ ભૂતકાલમા શું શું કર્યું તેનો ખ્યાલ કરીને વિવેકપૂર્વક કર્તવ્યકાર્યનો વિચાર કરી શકતા નથી, તેથી તેઓ વર્તમાનમાં સ્વાત્માની વાસ્તવિક પ્રગતિ કરી શકતા નથી. ભૂતકાલમા કૃતકર્મોનો વિચાર કરીને વર્તમાનમા સત્ય વિવેકને પ્રાપ્ત કરી અનેક મનુષ્યો આત્માની પરમાત્મદશાને પ્રાપ્ત કરી શક્યા છે. ભૂતકાલના કર્તવ્યકાર્યોની યાદી કરીને અનેક મનુષ્યોએ વર્તમાનમાં સ્વજીવન સુધાર્યું છે તેનો આબેહુબ ચિતાર મહાપુરુષોના જીવનચરિતો વાચવાથી અવબોધાઈ શકાશે. જૈનદૃષ્ટિએ પ્રતિક્રમણાવશ્યકમા વાર્ષિક, ચાતુર્માસિક પાક્ષિક દૈવસિક અને રાત્રિપ્રતિક્રમણમાં ભૂતકાલમા કરેલા દોષોને નિન્દવામા આવે છે અને ગર્હવામા આવે છે અને પાપકર્મનો પશ્ચાત્તાપ થાય છે અને વર્તમાનકાલમાં આત્માના સદ્‌વિચારો અને સદાચારો પ્રગટાવવામા ઉત્તમ અસર થાય છે એમ પશ્ચાત્તાપદૃષ્ટિએ અવબોધવું. અશોકે પોતાની પૂર્વાવસ્થામા જે જે કાર્યો કર્યાં હતા તેનો તેણે વિચાર કર્યો અને તેથી તેણે ઉત્તરાવસ્થામા ઉત્તમ સાર્વજનિક હિતકાર્યો કર્યાં હતાં એમ અશોકચરિતપરથી અવબોધી શકાય છે. ઇલાચી

કુમારે રાજાની આગલ દોર ઉપર ચઢી નટકલાનો ખેલ કરવાનો આરંભ કર્યો અને તેની સ્ત્રી હેઠલ ઢોલ વગાડવા લાગી. રાજાની દૃષ્ટિ પેલી નટડીપર ઠરી જે નટ નાચતા નાચતા હેઠલ પડી મૃત્યુ પામે તો નટડીને હું પોતાની કરૂં—આવા વિચારથી તેણે ઈલા નટને પારિતોષિક આપવામાં ઢીલ કરી. ઈલાકુમારે રાજાનો હૃદયગત ભાવ જાણ્યો અને તેથી તેના મનમા અનેક વિચારો પ્રકટવા લાગ્યા. તત્પ્રસંગે ઇલાકુમારે એક શેઠને ત્યાં એક મુનિં ગોચરી ( આહાર ) લેવા આવ્યા હતા તેને દીઠા. શ્રેષ્ઠિનીએ ગોચરી પધારેલા મુનિવરને વહોરવાને અત્યંત આગ્રહ કર્યો તો પણ મુનિવરે ના કહી—આથી તેના મનપર બહુ અસર થઈ ' **પરકી આશા સદા નિરાશા, એ હે જગજનફાસા, તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા** ' ઈત્યાદિ વિચારો સ્ફુર્યા અને ભૂતકાલમા કરેલા કૃત્યોની યાદી આવી. અહોહો ! ! હું ધનદત્તશેઠનો પુત્ર હતો ઘરમા ધનનો પાર નહોતો. હાલ ધનની યાચના માટે આવી દશા આવી છે. અહો કેવી સ્થિતિ પ્રાપ્ત થઈ છે ? માત્ર એક નટીના રૂપમાં મોહ પામવાથી સંપ્રતિ નટના ખેલો કરવા પડે છે ભૂતકાલમા કરેલા અશુભ વિચારો પ્રતિ તેને તિરસ્કાર ઉદ્ભવ્યો અને પશ્ચાત્તાપ કરી વાસના ઉપર આત્મભાવના ભાવતા ભાવતા કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. રાજાને પ્રતિબોધ દીધો રાજાને પણ પૂર્વે કરેલા નટી સંબંધી અશુભ વિચારો પ્રતિ તિરસ્કાર છૂટયો અને આત્મા શુદ્ધભાવના ભાવી કેવલજ્ઞાન પામ્યો આ ઉપરથી ભૂતકાલમાં શું શું કર્યું તેની યાદી કરીને વિવેકદૃષ્ટિએ સત્ય તારવીને આત્મપ્રગતિ કરવાની ખરેખરી શિક્ષા મળે છે ભૂતકાલનું ચિત્ર મનુષ્યની વર્તમાનની ભવિષ્યની જીવન-ઘટના ઘડવામા સતત સાહાય્ય આપે છે. ભૂતવ્યતિકરો યોગ્યકાલે સ્મરણ કરવાથી હૃદયને અનેક બોધક વિચારોનો ખોરાક પૂરો પાડી આત્મગુણભાવનાને પ્રગતિમાન કરે છે. ઔરંગઝેબના કૃત્યો અઢારમા શતકના ભારતના ઇતિહાસની ભયંકર ક્ષુબ્ધાવસ્થામા મુખ્યસ્થાને છે, તેજ કૃત્યોનો ઘટક જ્યારે પોતાની અસ્તદશામા પ્રવેશ કરે છે ત્યારે પૂર્વકૃત્યોની સ્મૃતિ તેનામાં નિર્વેદ ઉત્પન્ન કરવાને સફલ થતા તેજ ઘટનાના સ્મરણથી હૃદયમા તીવ્ર અસર અને આશ્ચર્યકારક પ્રગતિની અગ્નિજ્વાલા ઉત્પન્ન થાય છે ઔરંગઝેબે રાજ્યાસન પ્રાપ્ત કરવાને અને સર્વોપરી સત્તા સ્થાપવાને પ્રપંચો અને ક્રૂર ઉપાયો કામે લગાડ્યા પણ છેવટે તેની ઉત્તરાવસ્થામા તેના પુત્રે તેને કારાગૃહમા પ્રક્ષેપી સ્વપિતૃની પ્રવૃત્તિવત્ દિલ્હીનું સિંહાસન લીધું. તેણે કારાગૃહમાંથી પોતાના પુત્રો ઉપર કેટલાએક પત્રો લખ્યા છે તેના ઉપરથી ઉક્ત વાત સ્પષ્ટરીતે જણાય છે, કે તે ભૂતકાલના કૃત્યોનું સ્મરણ કરીને છેવટે પશ્ચાત્તાપ કરે છે આ વખતે તેની ઉમર એંશી વર્ષ ઉપરાંતની હતી; આ પત્રો પૈકી કેટલાક અમે નીચે આપીએ છીએ

---

# પ્રથમ પત્ર

શાહજાદા કામબખ્શ ! મારા ગળાના હાર ! જ્યારે ઈશ્વરની આજ્ઞા અને ઈચ્છા પ્રમાણે મારામાં કૌવત હતું ત્યારે મેં તને જ્ઞાન અને વિચારનો ઉપદેશ આપ્યો હતો પણ તેં તેના ઉપર અપક્વ બુદ્ધિ હોવાથી જોઈએ તેટલું ધ્યાન આપ્યું નહિ. તેમજ આવશ્યક શિક્ષા ગ્રહણ કરી નહિ. અધુના મારી જીવનયાત્રા પૂરી થવાનું નગારૂં જોરથી વાગી રહ્યું છે. મેં મારૂં જીવન વ્યર્થ ગુમાવ્યું છે તેથી મારૂં હૃદય દગ્ધ થાય છે પણ હવે પશ્ચાત્તાપ કરવાથી શું થાય ? હવે તો મને મારા કરેલા વિચારશૂન્ય કૃત્યો અને પાપોનું ફલ મળવુજ જોઈએ. મેં આ જગત્મા જન્મ ધારણ કરીને કાંઇ આત્માનું સાર્થકય કર્યું નહિ તેથી ઇશ્વર ચકિત થશે. હું વ્યર્થ આવ્યો અને વ્યર્થ જાઉં છું. મારાં પાપકર્મોનો પશ્ચાત્તાપ કરવાથી કશું પણ ફળ મળવાનું નથી કારણ કે અનેક અરે ! હજારો નીચ કર્મોથી મારો આત્મા મલીન થયો છે. મને ચાર દિવસથી જ્વર આવતો હતો પણ હવે આવતો નથી. હું જ્યા જ્યા દૃષ્ટિ નાંખું છું ત્યાં ત્યાં ઇશ્વરજ દૃગ્ગોચર થાય છે તેના સિવાય કાંઇ પણ નજરે પડતું નથી મારા નોકર ચાકર અને પરિવારનું શું થશે તેની ચિંતા કરવાથી હવે કાઇ પણ ફળ નથી ધિક્કાર છે, આ લોભ અને માયાજાલને કે જેથી મારી કેવી ગતિ થશે તેનો મને ખ્યાલજ આવ્યો નહિ. મારી કમર તૂટી ગઇ છે, પગ અશક્ત થઇ ગયા છે, મારામાં હાલવા ચાલવાની અને બોલવાની શક્તિ નથી. માત્ર શ્વાસ લઇનેજ દિવસ પૂરા કરૂં છું. મેં ઘોર પાપો કરેલા છે તેને માટે ઇશ્વર શું દંડ આપશે તે તેનેજ માલુમ. મારા મૃત્યુ પશ્ચાત્ મારા સૈન્યની વ્યવસ્થા પુત્રોને કરવાની છે. હું ઇશ્વરને સાક્ષી રાખીને બધો યોગ્ય અધિકાર મારા વારસોને આપું છું. અજીમશાહ મારી પાસે છે અને તેના ઉપર મારો અતિશય પ્રેમ હતો. તેના પ્રાણનો નાશ મેં કર્યો નથી અને તેથી તે બાબતનો અપયશ મારા શીર્ષપર નથી. હું સંસારને છોડી જાઉં છું અને તને તારા શાહજાદાને અને તારી માતાને ઇશ્વરના રક્ષણ તળે મૂકી જાઉં છું. તે તમારૂં રક્ષણ કરો ! અંતકાલની યાતનાઓ અને દુઃખ એકાએકથી ચઢિયાતા માલુમ પડે છે. બહાદુરશાહ જ્યા હતો ત્યાંજ છે પણ તેનો પુત્ર હિંદુસ્થાનમા આવ્યો છે, બેદારબખ્ત ગુજરાતમાં છે; હેતઉલનિશાએ આજ સુધી કોઇ વખત દુઃખ જોયું નથી તેથી દુઃખોમા અતિશય દુખી ગઇ છે ઉદયપુરી બેગમે ઘણું કામ કર્યું છે અને તે મારા દુઃખથી દુઃખી થાય છે તથા તેની ઇચ્છા મારી સાથેજ જવાની છે; પણ જે ભાવીમા હશે તે બનશે જો તારી સાથે કોઈ કુટુંબી કે દરબારી લોક ખરાબ વર્ત્તન ચલવે તો તેઓની સાથે સામા નહિ થતા પોતાનું કામ કાઢી લેવાને માટે સભ્યતાપૂર્વક વર્તન ચલાવવું આ ગુણની હમેશા જરૂર છે; સમયાનુસાર ચાલવું. પોતાની શક્તિપ્રમાણેજ કોઇપણ કામમાં માથું મારવું. સિપાઇઓનો પગાર ચઢી ગયો છે તે ધ્યાનમા રાખવું;

દારાને બેઠા બેઠા પગાર આપવાની વાર્તા પડતી મૂકી હતી અને અમારી પાસેથી થોડું મલે છે તેથી તે અપ્રસન્ન છે. હવે હું જાઉ છું. મેં જે નીચ કૃત્યો કર્યા છે તે માત્ર તારા માટેજ કર્યા છે તેથી મારા તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોઈશ નહિ અને મેં તને કડવી શિક્ષા કરી હોય કે કોઈ રીતનું દુઃખ આપ્યુ હોય તો તે વિસ્મરણ કરવું, કારણ કે હવે તેનાથી કોઇ જાતનો લાભ નથી. હવે તેના બદલામાં પ્રાણ આપવાથી પણ કશો ફાયદો નથી. અત્યારે મને અનુભવ થાય છે કે મારા શરીરમાંથી પ્રાણ નીકળવા માડ્યો છે. હાય !

# દ્વિતીય પત્ર.

શાહજાદા શાહ અજીમશાહ ! તારૂં કલ્યાણ થાઓ ! મારૂં ચિત્ત તારામાંજ છે. હવે હું વૃદ્ધ થઈ ગયો છું અને અશક્તિએ મને ઘેરી લીધો છે. મારા શરીરમાથી શક્તિ તદ્દન જતી રહી છે. જેવી રીતે આ સંસારમા ખાલી હાથે આવ્યો હતો તેવીજ રીતે ખાલી હાથે જવાનો છું. હું શા માટે પેદા થયો અને મારાથી શુભ કર્મ શું કરાયું તે હું જાણી શકતો નથી; પણ સુખનો સમય વ્યતીત થયા બાદ દુઃખ અવશ્યંભાવીજ હતું. મેં મારા રાજ્યનું રક્ષણ તથા પ્રજાપાલન કરવામા દરકાર રાખી નહિ. મારૂં અમૂલ્ય જીવન નિરર્થક વહી ગયું. મારી બુદ્ધિ મને જે રસ્તે દોરી ગઇ તત્પથગામી હું થયો. મારામાં સારૂં નરસુ પારખવાની શક્તિ હોવા છતા તે જોવાની કાળજી નહિ રાખવામા મારો અવિવેકજ પ્રધાન હતો. મેં વિચાર નહીં કર્યો કે જીવન ક્ષણિક છે, ક્ષપિત શ્વાસો આયુષ્યની મર્યાદામાથી ઓછાજ થાય છે. પુનઃસંપ્રાપ્ત થઈ શકતા નથી તેથી હવે મારૂં કલ્યાણ થવાની મને આશા નથી. જોકે અત્યારે શારીરિક દુઃખ શાંત છે પણ હવે આ દેહ અસ્થિઅવશેષ માત્ર છે પ્રિય શાહજાદો કામબખ્શ બીજાપુર ગયો છે પણ તેને હું મારીપાસે જ રહેલો સમજું છું. મારો પ્રિય પૌત્ર પ્રભુકૃપાથી હિંદુસ્થાનમા આવી પહોંચ્યો છે. જીવન પાણીના પરપોટા જેવું અને કાચની કલઇ સમાન છે. શહેનશાહના મૃત્યુ પશ્ચાત્ પણ કોઇ તેનો સ્વામી થશે એ હમેશા યાદ રાખવું. આ સંસારમા મેં મારા કર્તવ્યધર્મને સુપ્રરીત્યા પૂર્ણ બજાવ્યો નહિ પણ સંસારની અસારતાથી હું મને અનભિજ્ઞ સમજતો નથી. અને તેથી હવે હુ ભયભીત થાઉં છું કે મારી મુક્તિ કેવી રીતે થશે અને ન્યાયપરાયણ ઈશ્વરની સન્મુખ મારી શી ગતિ થશે ? જો કે હું સમજું છું કે ઈશ્વર દયાળુ છે અને તેના ઉપર મારી અતિશય શ્રદ્ધા છે કિંતુ મારાં ઘોર અને અક્ષમ્ય પાપોના બદલામાં મારા ઉપર તે દયાદૃષ્ટિ કેવી રીતે કરશે તે હું જાણતો નથી ! આ ભયથી હું કંપિત થાઉં છુ મારા મૃત્યુપશ્ચાત્ મારી છાયા પણ નહિ રહે ગમે તે હો પણ હવે તો મેં મારી જીવનનૌકા અગાધ સાગરમાં છૂટી મૂકી છે. હવે ગમે તો કોઇપણ પ્રકારની યાતના

વિપત્તિ વા ભયની ઉલ્લોલતાથી તે જીવનનૌકા ટકાવ કરી શકે કે ઉછાળા મારી ભગ્ન થાય તેની મને ચિંતા નથી. મારી પશ્ચાત્ મારા પુત્રોને વિજયશાલી બનાવનાર સર્વશક્તિમાન ઇશ્વર છે, પણ તેઓએ પોતાના કર્તવ્યનું પાલન કરવામાં પરાઙ્મુખ થવું ન જોઈએ. મારા પ્યારા પૌત્ર બેદારબખ્તની ઉપર દૈવી કૃપા અચલ રહેવાને માટે હું પ્રાર્થના કરૂં છું. જો કે બેદારબખ્તની સાથે મારો મેલાપ નહીં થઈ શકે, પણ તેને મળવાની બહુજ ઉત્કંઠા હતી. મારી પેઠે બેગમ સાહેબા અત્યંત વ્યાકુલ છે પણ તેના ચિત્તમા શું ભર્યું છે તે પરમાત્મા જાણે. સ્ત્રીઓના મૂર્ખ અને અસ્થિર વિચારોમા નિરાશા સિવાય બીજું શું પ્રાપ્ત થાય ? આ સર્વ મારી અંતિમ શિક્ષાઓ છે. સલામ ! સલામ ! ! સલામ ! ! !

---

# तृतीय पत्र,

શાહજાદા અજીમ ! તમને અને તમારા પ્રિયજનોને શાંતિ મળો. હું બહુ નિર્બળ થઇ ગયો છું અને મારા સઘળા અંગ શિથિલ થઇ ગયા છે. જ્યારે હું જન્મ પામ્યો ત્યારે મારી આસપાસ ઘણો પરિવાર વીંટળાયેલો હતો પણ હવે હું એકલો જાઉં છું. હું જાણતો નથી કે આ જગત્મા મારૂં આગમન શા માટે અને કેવી રીતે થયું ? મારો જેટલો સમય પરમાત્માની ભક્તિથી રહિત ગયો છે તે સમયને માટે પશ્ચાત્તાપ કરૂં છું. હું આ દેશ અને લોકસમુદાયમા રહીને આત્માનું કિંચિત્ પણ કલ્યાણ કરી શકયો નહિ. મારૂં જીવન મિથ્યા ગયું. પરમાત્મા મારા ઘટમાજ વસે છે પણ મારી અંધ ચક્ષુઓએ તેની અગાધ શક્તિઓનું નિરીક્ષણ કર્યું નહિ. જીવન ક્ષણિક છે અને ગયેલો સમય પાછો આવતો નથી. મારૂં પરલોકમા પણ કલ્યાણ થવાની આશા નથી. શરીરસંપત્તિ નષ્ટ થઈ છે અને કેવલ અસ્થિચર્મ શેષ રહેલા છે . ...ગભરાયેલા સૈન્યવત્ મારી અવસ્થા છે. મારૂં હૃદય ઇશ્વરપરાઙ્મુખ અને અશાંતિવાળું છે. તેનુ રાજ્ય જરામાત્ર છે કે નહિ તે મારૂ હૃદય જાણી શકતું નથી. આ દુનિયામા હુ આવ્યો ત્યારે મારી સાથે કાંઈ લાવ્યો નહોતો પણ હવે મારી સાથે પાપની પોટલી બાંધી જાઉં છું. મને ખબર પડતી નથી કે મને શી શિક્ષા ભોગવવી પડશે. જો કે મને પરમાત્માની કૃપા ઉપર કાંઇક શ્રદ્ધા છે પણ હુ મારા પાપોને લીધે પશ્ચાત્તાપ કરી રહ્યો છું; જ્યારે મેં પોતે અગણિત જનોની આશાઓ નિષ્ફળ કરી છે ત્યારે અન્ય પાસેથી મારી આશાઓ પૂર્ણ થવાનો હુ શી રીતે વિશ્વાસ રાખી શકું ? જે થવાનું હોય તે થાઓ. મેં મારી જીવનનૌકા મૃત્યુના સમુદ્રમાં ધકેલી મૂકી છે . . ...સલામ ! સલામ ! !

---

# चतुर्थ पत्र.

કામબખ્શ ! મારા હૈયાના હાર ! ..... હવે હું એકલો જાઉં છું. તારી નિરાધાર સ્થિતિને

લીધે મને બહુ ચિંતા થાય છે પણ એવી ચિંતા રાખવાથી હવે શું થાય ? મેં સંસારમાં બીજાને જે જે દુઃખ આપ્યું છે, જે જે પાપો અને દુષ્કર્મો કર્યાં છે તે સર્વનું ફળ મારી સાથે લઈ જાઉં છું. આશ્ચર્ય થાય છે કે હું જ્યારે સંસારમાં આવ્યો ત્યારે કંઇ પણ સાથે લાવ્યો નહોતો, પણ હવે પાપનો પર્વત સાથે લઈ જાઉં છું .....હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં માત્ર ઇશ્વરનું જ ભાન થાય છે ...મેં અગણિત પાપો કર્યાં છે પણ તેને માટે મને શું દંડ આપવાનું નક્કી થયું છે તે હું જાણતો નથી .....મુસલમાનોનાં નિર્દોષ રક્તના બિંદુઓ મારા શીર્ષ પર પડ્યાં છે હું તને અને તારા પુત્રને ઇશ્વરની છાયામાં મૂકી જાઉં છું અને આ છેલ્લી સલામ કરૂં છું મને બહુજ દુઃખ થાય છે તારી બીમાર માતા ઉદયપુરી બેગમ મારી સાથે જશે ...શાન્તિ.. ..હાય દુઃખ.....

ઔરંગઝેબના ઉક્ત પત્રોથી તેની ભૂતજીંદગીનું તેને સ્મરણ થવાની સાથે તેણે ભૂતકાલમાં જે જે કૃત્યો કર્યાં હતાં તે તેની હૃદયચક્ષુ સામે દેખાતાં હતાં અને તેનો તે અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરતો હતો. ખરેખર આ સ્થિતિનો ઔરંગઝેબ ફરીથી અવતાર જન્મી તેવા ઉત્તમ વિચારોની મૂર્તિ બને તો તે ખરેખરો રાજ્ય કરવાને યોગ્ય બની શકે પણ તે ક્યાંથી બની શકે ?' તેણે જે જે કર્યું તે તેની સાથે રહેવાનું. ઔરંગઝેબના પત્રો પરથી સાર એ લેવાનો છે કે ઔરંગઝેબે પૂર્વ જીંદગીમાં કરેલા કૃત્યોની યાદી કરી તો તેને સત્ય જડી આવ્યું. તેમ જે મનુષ્ય પોતાની ગતજીંદગીના કૃત્યોની યાદી કરે છે તેને સત્યનો પ્રકાશ પ્રાપ્ત થાય છે અને તે સ્વજીવનની શુદ્ધતા કરી શકે છે. ઔરંગઝેબની પેઠે પાછળથી પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ ન પ્રાપ્ત થાય તે માટે પ્રત્યેક મનુષ્યે પ્રતિદિન ગતકાલકૃત શુભાશુભ કાર્યોને સ્મરણ કરી જવાં અને સ્વજીવનની પ્રગતિ થાય એવું સત્ય તારવી કાઢવું અને તે પ્રમાણે પ્રવર્તી આત્માની શુદ્ધતા કરવા માટે ભૂતકાલકૃત શુભાશુભ વિચારો અને શુભાશુભાચારોની યાદી કરવી અને આત્માની ઉચ્ચ દશા કઇ રીતે કેટલી કરી તેનો ખાસ વિચાર કરવો. ભૂતકાલ કર્તવ્યની સ્મૃતિથી વર્તમાન અને ભવિષ્ય જીવન પર ઉત્તમ અસર થાય છે. મહમદ ગીઝનીને દેવળે કરેલ પાપો માટે ઘણો પશ્ચાત્તાપ થયો હતો. તેમજ સિકંદરને સ્વ જીંદગીમાં કરેલ અનીતિ પાપો માટે ઘણો પશ્ચાત્તાપ થયો હતો. ખરેખર દેવળે તેમણે જેવો પશ્ચાત્તાપ કર્યો તેવો સંસારકાળથી પોતાનાં અશુભ કૃત્યો માટે પશ્ચાત્તાપ થયો હોત તો તેઓ આ વિશ્વમાં યુદ્ધ-ફુંદફંદ-મારામારી-કાપંકાપી અને અનેક મનુષ્યોનું રક્ત રેડવાના કરતાં તેઓ નીતિ પ્રગતિ સાર્વજનિક હિત કર્યો દેશવિશ્વસેવા વગેરે શુભ કર્મોના માર્ગે ઉતર્યા હોત અને તેથી તેઓનું જીવન ઉચ્ચ બનત. ભૂતકાલમાં જે જે શુભાશુભ વિચારો અને શુભાશુભાચારો પર્યાપ્ત સેવેલા હોય તે તેમાંથી સત્યને તારવી શકાય, અને પાપનો પશ્ચાત્તાપ કરાય.

તેથી પરિણામ એ આવે છે કે વર્તમાન કર્તવ્ય વિચારો અને આચારોમાં અનંત ગુણ વિશુદ્ધિ પ્રગટે છે. લંગોટીવાળા મહાત્માની પેઠે ભૂતકાલનાં કાર્યોની યાદી કરવાથી સ્વભૂલોની યાદી આવે છે અને તેથી વર્તમાનમાં તેવી ભૂલો કર્યા વિના ચેતીને ચાલી શકાય છે. એક વિદ્વાન્ બ્રાહ્મણ હતો. તેને સંન્યાસ ગ્રહવાની ઇચ્છા થઇ. તેણે સંન્યાસ ગ્રહણ કર્યો અને તે નદીના કાઠે વિચરવા લાગ્યો. ચોમાસાનો કાલ આવ્યો ત્યારે તેના મનમાં એવી ઈચ્છા થઇ કે નદીના કાઠે કોઈ ખંડમા ગુફા હોય ત્યા રહેવું. એક ગામ પાસે નદીના કાઠે ગામથી થોડે દૂર એક ગુફા હતી તેમા તેણે વાસ કર્યો અને પ્રાણાયામની સાધનાપૂર્વક ધ્યાન કરવા લાગ્યો. તેની પાસે સુજ્ઞ ગૃહસ્થો આવી દર્શન કરવા લાગ્યા. સંન્યાસી મહારાજની ગામમા લોકો સ્તુતિ કરવા લાગ્યા. ગ્રામ્ય પુરૂષો દર્શન કરીને સ્વાત્માને કૃતાર્થ માનવા લાગ્યા. ગામની સ્ત્રીઓને દર્શન કરવાની ઇચ્છા થઈ અને તેથી કેટલાક પુરૂષોએ સંન્યાસીને વિનવ્યા અને સ્ત્રીઓની માઝા જાળવવા એક લંગોટી પહેરવાનું કહ્યું. સંન્યાસીએ પુરૂષોના અત્યંતાગ્રહથી લોકોએ આપેલી એક લંગોટી ધારણ કરી. સંન્યાસીને ગામના લોકો પ્રતિદિન દૂધ વારાફરતી આપવા લાગ્યા. કોઇ કોઈ વખત ગામના લોકો દૂધ આપવાનું ભૂલી જવા લાગ્યા. અમુક જાણે કે અમુક મનુષ્ય દૂધ આપશે અને અમુક જાણે કે અમુક આપશે. આ પ્રમાણે દશા થવાથી સંન્યાસી મહારાજ ભૂખ્યા રહેવા લાગ્યા. સંન્યાસી મહારાજ જે લંગોટી ધારણ કરતા હતા તે રાત્રિના સમયમાં ગુફામાં એક ઠેકાણે મૂકતા હતા તેને મૂષકો કાતરવા લાગ્યા તેથી દરરોજ લંગોટીની એવી અવસ્થા દેખીને કેટલાક બ્રાહ્મણો કહેવા લાગ્યા કે સન્યાસી મહારાજની લંગોટીને દરરોજ ઉંદરો કાતરી કાપી નાખે છે માટે એક બિડાલના બચ્ચાને અત્ર રાખ્યું હોય તો તેથી લંગોટી કાતરી ખાવાની ઉપાધિ ટળે આ પ્રમાણે બ્રાહ્મણોએ વિચાર કરીને ગામમાંથી એક બિલાડીનું બચ્ચુ લાવીને ત્યા મૂક્યું. પેલા મહાત્માની ગુફામા તે મ્યાઉ મ્યાઉ કરતું ફરવા લાગ્યું અને ભૂખથી પીડિત થઈ મહાત્માની સાથે મ્યાઉં મ્યાઉં કરતું ટગર ટગર હૃદયથી વિજ્ઞપ્તિ કરવા લાગ્યુ. મહાત્માને તેના ઉપર દયા આવી. આર્યાવર્તમા દયાએ સદાકાલને માટે આર્યોના હૃદયમા વાસ કર્યો છે તો પશ્ચાત્ તે મહાત્માના હૃદયમા હોય એમા તો આશ્ચર્યજ શું ? સંન્યાસી મહાત્માને પોતાના આત્મા કરતા બીલાડીના બચ્ચાની ખાતર દયા કરવાની હૃદયમા ચિન્તા પેઠી તેથી પોતાના ભક્તોની પાસે બિલાડીના બચ્ચાને દુધ પાવાની ગોઠવણ કરાવવી પડી. મહાત્માના ભક્તો પ્રતિદિન બિલાડીના બચ્ચા માટે દુધ લાવવા લાગ્યા, પરંતુ ગૃહસ્થ ભક્તોના દરરોજ એક સરખા ભક્તિભાવ નહિ રહેવાથી તેઓ કોઈ કોઈ વખત દુધ લાવવાનું ભૂલી જવા લાગ્યા તેથી મહાત્મા અને બિલાડીના બચ્ચાને ઉપવાસ થવા લાગ્યો. મહાત્મા તો જ્ઞાની હતા તેથી ક્ષુધા-સહન કરી શકતા હતા અને કોઇને કંઇ પણ કહેતા નહોતા. પરન્તુ બિલાડીનું બચ્ચું તો મ્યાઉ મ્યાઉ કરી આખી

ગુફા ગજાવવા લાગ્યું અને મહાત્માના ધ્યાનમા વિક્ષેપરૂપ બનતા મહાત્માનું ધ્યેય સ્વયં તે થઈ પડ્યું. મહાત્માને બિલાડીના બચ્ચાની બૂમે ઘણી અસર કરી તેથી તે સોહં સોહંનો જાપ વિસ્મરીને મ્યાઉ મ્યાઉનો જાપ સુણવા લાગ્યા. નિ:સ્પૃહતાથી જગતને તૃણવત્ ગણનારા મહાત્મા હવે સ્વપુત્રાર્થે પણ જેવી યાચના ન કરે તેવી યાચના હવે બિલાડીના બચ્ચાના દુધપાનાર્થે લોકોની આગળ કરવા લાગ્યા લોકો પણ ઘણા દિવસનું થયું તેથી કંટાળ્યા અને મહાત્માને કહેવા લાગ્યા કે મહાત્માજી! આવી પ્રવૃત્તિ કરતા એક ગાયને અત્રે રાખવામા આવે તો વખતસર આપને તથા બિલાડીના બચ્ચાને દુધ મળી જાય અને દરરોજની ખટપટ નીકળી જાય. એવામા એક ભક્ત બોલ્યો કે મહાત્માજીની આજ્ઞા હોય તો મારા ઘરની એક ગાયને અત્ર લાવી મૂકું. તે આજુબાજુના પ્રદેશોમા ચરશે અને સાંજરે ગુફા આગળ આવી બેસી રહેશે. ગૌમાતાના સર્વને દર્શન થશે અને સર્વની ઉપાધિ ટળશે. મહાત્માએ પેલા ભક્તની વિજ્ઞપ્તિ માન્ય કરી તેથી તેણે મહાત્માની પાસે ગાય લાવીને બાંધી. ગાયની અને બિલાડીના બચ્ચાની મહાત્માને ખબર દરરોજ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ધ્યાન સમાધિમાનો ઘણો સમય ગાય અને બિલાડીના બચ્ચાના પાલનમા વ્યતીત થવા લાગ્યો અને તેથી મહાત્માને અન્ય ખટપટો કરવાનો પ્રસગ પ્રાપ્ત થયો. કોઈ વખત ગાય ડુંગરામા કોતરમા ઘાસ ખાવા લાગી અને તેથી તે રાત્રીએ મોડી આવવા લાગી તેથી મહાત્મા લાકડી લેઈને તેને શોધવા નીકળી પડતા ચોમાસામા ગાયને બાંધવા માટે એક પર્ણકુટી કરી અને તેના રક્ષણ માટે ભક્તલોકોને કહી એક નોકર રખાવ્યો. નોકરને પગાર આપતા આપતા ગામના લોકોને કંટાળો થવા લાગ્યો અને તેથી ગામના લોકોએ કહ્યુ કે મહાત્મન્! જો તમે ગુફાની આસપાસની જમીન નકામી પડી રહેલી છે તેને આ નોકર પાસે ખેડાવો તો તેમાથી નોકરનો પગાર નીકળે અને દાણાથી ગુજરાન થવાની સાથે અભ્યાગતોની પણ સેવા થઈ શકે મહાત્માએ તે વિજ્ઞપ્તિ સ્વીકારી એટલે એક ભક્તે પોતાના બે ઉતરી ગએલા વૃષભો અને હળ લાવીને મહાત્માની સેવામા હાજર કર્યું. મહાત્માએ ગખેલા નોકર પાસે ખેતર ખેડવાની પ્રવૃત્તિ સેવી. નોકર અને વૃષભોને રહેવા માટે એક લઘુઘર તથા છાપરી તૈયાર કરાવી ગુફાની આસપાસ એક બાગ કરાવ્યો અને બાગમા કુવો કરાવ્યો. કેળ, ચંપો, ગુલાબ વગેરે વવરાવ્યા આસપાસની ખેડેલી જમીનમા પુષ્કળ ખેતી થવા લાગી અને તેથી મહાત્માએ ધાન્યને સંઘરવા ધાન્યના કોઠારો કરાવ્યા. અભ્યાગતોની સેવા અને તેઓની આશીષ લેવા એક રસોઇયો રાખ્યો અને તે અતિથિ બ્રાહ્મણો વગેરેને જમાડવા લાગ્યો મહાત્માની ત્યાં લોકોની ઠઠ જામવા લાગી મહાત્માને હવે ધ્યાન સમાધિ કરવાનો પ્રસંગ-સમય ન્યૂન મળવા લાગ્યો. આ પ્રમાણે પ્રવૃત્તિમા મહાત્માના બાર વર્ષ વ્યતીત થયા મહાત્માએ એક ઘર ત્યાગીને પુન: એક ઘર નવું બાંધ્યું. તેઓની પ્રવૃત્તિ વધવા લાગી લોકોને

દેશના રાજાનો રહેનો મહેસુલ ઉઘરાવતો ત્યાં આવ્યો અને તેણે મહાત્મા જે ક્ષેત્રોમાં અન્ન વાવતા હતા તેપર લક્ષ્ય દીધું અને મહાત્માને જમીનની-ખેતરોની વિઘોટી આપવા કહ્યું. મહાત્માએ કહ્યું વહા તેરા ક્યા લગતા હૈ? સબ જગ્યા દરિદ્રી હૈ. પેલા અધિકારીએ રાજાને મહાત્માના ખેતરોની વાત કહી તેથી રાજાએ સિપાઇઓ મોકલીને મહાત્મા સંન્યાસીને પોતાના દરબારમા પકડી મંગાવ્યા. લંગોટીવાળા મહાત્મા રાજાની પાસે આવ્યા. રાજાએ મહાત્માને વિઘોટી આપવા માટે ધમકાવ્યા, અને તડકામા અંગુઠા પકડાવી તેમના પગ પાટીયું મૂકયું તથા તે પાટીયાપર રાજાએ એક મણ ભાર મૂકયો. બાવાજી-મહાત્માજી વિઘોટી આપવાની ચિન્તા કરવા લાગ્યા. તેમણે સાધુ સન્તોને સર્વ ખવરાવી દીધું હતું તેથી સુસાભાઇને વા ને પાણી જેવી તેમની દશા હતી તેથી વિઘોટી ક્યાંથી લાવી આપે? તડકાના તાપે તેમના મનની સ્થિતિ બદલી નાખી. મહાત્મા બાવાજીના મનમા રાજા ઉપર ઘણોજ ગુસ્સો પ્રગટ થયો અને તેથી તેમણે રાજાને ગાલીપ્રદાન કર્યું; પરન્તુ તેથી રાજા એકનો બે થયો નહિ. તેણે તો બાવાજીપર બે પાટીયા મૂકર્યાં. મહાત્માએ મનમાં કંઇક વિચાર કર્યો અને પોતાની ભૂતકાલીન જીંદગીનો ખ્યાલ કર્યો. અરે! હું વિદ્વાન્ બ્રાહ્મણ હતો. મેં કેવી સાધ્ય દશાથી સંન્યસ્ત માર્ગ ગ્રહણ કર્યો હતો. આ સર્વ પ્રકારની ઉપાધિ થઇ અને રાજાના દાસ બનવું પડયું તેનું કારણ ખરેખર લંગોટી માટે બિલાડીનું બચ્ચું રાખવું પડયું અને તેના માટે ગાય રાખવી પડી. નોકર માટે ખેતર બળદો રાખવા પડયા અને તેથી જમીન ખેડાવવી પડી, જમીન ખેડાવવા માટે એક તાબાની તોલડી તેર વાનાં માગે એવી અવસ્થા સેવવી પડી. હજારો લોકો, રાજાઓ, શેઠીઆઓ મને મહાત્મા કહી પગે પડે તેને અરે આજ તડકામા અંગુઠા પકડવાનો વખત આવ્યો છે અરે! આ કેવી સ્થિતિ બની? ફક્ત લંગોટીના લીધે આ દશા થઇ. જો લગોટી ના પ્હેરી હોત અને નાગો રહ્યો હોત તો આટલી બધી ઉપાધિ થાત નહિ. નાગો તે બાદશાહથી આઘો. નાગાસે જગત આઘા. ખરેખર એ કહેવત સાચી છે. અરેરે આ બધુ લંગોટીના લીધે થયું મહાત્માને લગોટીપર કંટાળો આવ્યો, અને તેણે એકદમ લંગોટી ફાડી ફેંકી દીધી તેથી રાજાએ બાવાને-મહાત્માને કાઢી મૂકયો. મહાત્મા બાવો ઉપાધિમાથી મુક્ત થઇ સુખી થયો. મહાત્માની લંગોટીની બીનાને લોકો બાવાની લંગોટીની કથાના નામથી જાણે છે. આ કથાપરથી સાર એ લેવાનો છે કે-જ્યારે મહાત્માએ પૂર્વ કર્તવ્યની યાદી કરી ત્યારે તેને પોતાની ભૂલ જણાઈ; તદ્વત્ જે મનુષ્યો પોતાની ભૂલોને ભૂતકાલ જીવનકૃત્યોની યાદીપૂર્વક વિવેકબુદ્ધિથી અવલોકી શકે છે ત્યારે તેઓ ભૂલો સુધારીને આત્મપ્રગતિ કરવા શકિતમાન્ થાય છે. વ્યકિતપરત્વે જેમ ભૂતકાલમા શું કર્યું તેની યાદી કરવાથી વિવેકપૂર્વક પ્રગતિમાર્ગનું ભાન થાય છે તેમ સમાજ દેશ અને સંઘ જો ભૂતકાલપર દૃષ્ટિ પ્રક્ષેપે છે તો તેને પ્રગતિ અને અપક્રાન્તિના હેતુઓનું દિગ-

દર્શન થાય છે. આર્યાવર્તસ્થ મનુષ્યોએ પોતાના દેશની ભૂત દશા અને વર્તમાન દશાનો ખ્યાલ કરવો જોઈએ અને સ્વોન્નતિ શિખરથી અધઃપાત થવામા જે જે દોષો સેવ્યા હોય તેઓનો હવે ત્યાગ કરવો જોઈએ દેશે, સંઘે અને સમાજે પોતાની પૂર્વસ્થિતિનું સ્મરણ કરીને દેશોદયાદિની પ્રવૃત્તિ સેવવામા ક્ષણમાત્ર પ્રમાદ ન કરવો જોઈએ. આ વિશ્વમા જે ક્રોધ માન માયા લોભ કુસંપ ઈર્ષ્યા કરી દેશ સંઘ સમાજ અને સ્વવ્યક્તિના અસ્તિત્વનો નાશ કરે છે તેને જીવવાનો અધિકાર નથી. જે મનુષ્યો સ્વશક્તિયોનો પરસ્પરના નાશાર્થે ઉપયોગ કરે છે તેઓને જીવવાનો અધિકાર નથી. જે મનુષ્યો સ્વધર્મ સ્વદેશ સ્વકોમના પ્રતિ તિરસ્કાર કરે છે તેઓના જીવવાથી કંઈ વિશેષ નથી, અતએવ મનુષ્યોએ ભૂતકાલકર્તવ્યકાર્યોનું સ્મરણ કરી અને અયોગ્ય કર્તવ્યોનું પ્રતિક્રમણ કરી અખિલ વિશ્વના જીવનપ્રગતિ મંત્રો તંત્રો અને યંત્રોને સ્વશક્ત્યા પ્રવર્તાવવાં જોઈએ. ભૂતકાલનું સ્મરણ કર્યા માત્રથી કંઇ લાભ નથી પરન્તુ ભૂતકાલનું સ્મરણ કરીને વર્તમાન કાલ સુધારવામા આવે અને ગરીબ-માયકાગલા ન બનતા આત્માની શક્તિયોને પ્રકટાવી કર્તવ્યકર્મ કરવામા આવે તોજ ભૂતકાલના કર્તવ્યકર્મની સ્મૃતિની ઉપયોગિતા ગણી શકાય. વાતો કરવાથી કે બૂમો પાડવા માત્રથી કંઈ વળતું નથી ભૂતકાલની યાદી કરીને વર્તમાનકાળમા સ્વશક્તિયોનો ઉદ્ધાર કરવામા આવે તોજ વિશ્વમા સ્વાસ્તિત્વ સંરક્ષી શકાય છે. અન્યથા મડદાલ મડદા જેવાઓને વિશ્વમા રહેવાનો અધિકાર નથી. તેઓની તો રાખ થઈ જવાની એ યાદ રાખવું. ભૂતકાળની સ્મૃતિ કરી વિશ્વની સર્વશક્તિયો વડે જીવતા થઈ વિશ્વમા સ્વાસ્તિત્વ સંરક્ષી શકાશે સંકુચિતદૃષ્ટિએ-થવાનું હશે તે થશે-એમ માની જેઓ ઉદ્યમના શત્રુ બનેલા છે તેઓ અને જેઓ સ્વકર્તવ્ય ધર્મથી ભ્રષ્ટ થએલા છે તેઓનો કોટીમુખવાળો વિનિપાત થાય છે અને તેથી તેઓ પતિત બને છે. અતએવ ભૂતકાલમા કર્તવ્યકર્મો જે જે કર્યાં હોય તેઓની યાદી કરીને વર્તમાન કાળમા કર્તવ્યકાર્યો કરવામા અપ્રમત્ત બનવું જોઇએ. ભૂતકાલમા જે જે કાર્યો કર્યાં હોય તેઓનુ સાપેક્ષપણે સ્મરણ કરો અને ભૂતકાલમા જે જે કાર્યો કર્યા તેઓના પ્રવર્તક વિચારનો વિવેક કરવાની જરૂર છે એમ માની જે જે અશુભ અવનતિકારક વિચારો હોય તેઓને છોડી વર્તમાનમા આત્માવડે શું શું કરું છું તેનો વિચાર કરો. ભૂતકાલના વિચારો અને આચારો કરતા વર્તમાનકાલીન પ્રગતિ પ્રતિ વિશેષ લક્ષ્ય આપવાની જરૂર છે ભજનસં. ૬. ભાગમાં વર્તમાનકાલ સુધારો નામનું પદ્ય વાંચીને વર્તમાનકાલીન વિચારો અને આચારોને સુધારવાની આવશ્યકતા સ્વીકારવી જોઇએ 'વર્તમાનકાલ સુધારો' નામનું પદ્ય વાંચવાથી વર્તમાનમા દીનનો જિન બની શકવાનો ઉત્સાહ પ્રકટ થાય છે. વર્તમાનકાલની અસર ભવિષ્યમા થાય છે. હાલ વર્તમાનમા જેવા વિચારો કરાય કે તેવું પોતાનું ભવિષ્યનું રૂપ

છે એમ ખાસ ધ્યાનમાં રાખીને વર્તમાનમાં સદ્‌વિચારો અને સદાચારોવડે-સ્વકર્તવ્યોવડે આત્મકર્તવ્યકાર્યની પ્રગતિ કરવી જોઇએ. ભૂતકાલીન કર્મોના ફલ તરીકે વર્તમાનમા પોતાનું રૂપ છે અને વર્તમાન વિચારો અને આચારોનું ફલ તે ભવિષ્યમાં દેખાશે. અતએવ વર્તમાનમા હું શું શું કરૂં છું? વર્તમાન કર્તવ્યકાર્યોમા કઇ રીતે સુધારોવધારો કરવાની જરૂર છે, વર્તમાનમા સ્વવ્યક્તિનો વિશ્વરૂપ સમષ્ટિ સાથે કેવો સંબંધ છે અને કેવી રીતે વર્તવાની જરૂર છે તેનો પરિપૂર્ણ ખ્યાલ કરવાની જરૂર છે. જો વર્તમાનમાં આત્માની શક્તિયો ખીલે એવા પ્રયત્નો-કર્તવ્ય કર્મરૂપ ધર્મ સેવવામાં આવે તો પશ્ચાત્ ભવિષ્ય કેવું રચવું એ તો પોતાના હાથમા આવેલું સમજવું. વર્તમાનમાં સૂર્યોદયથી તે સૂર્યાસ્ત પર્યન્ત કયા કયા વિચારો મનમા થાય છે અને કયા કયા કર્તવ્યકાર્યો થાય છે, મનમાં કયા કયા કર્તવ્યકર્મો કરવાની ઇચ્છા થાય છે અને કેટલા અંશે થાય છે તથા કેટલા અંશે થતા નથી તેનું શું કારણ છે તેનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવો જોઇએ કે જેથી વર્તમાનમા કર્તવ્યકર્મોથી સ્વોન્નતિ કરી શકાય. વર્તમાનમા સ્વોન્નતિની સાથે સમાજોન્નતિ દેશોન્નતિ અને વિશ્વોન્નતિ થાય એવા સદ્‌વિચારો અને કર્તવ્યકાર્યો કરવાની જરૂર છે. ભૂતકાલની રીતે વર્તમાનમા અમુક પ્રવૃત્તિ થાય એવી વિવાદગ્રસ્ત પરિસ્થિતિમાં ન પડતા જે જે વિચારો અને કર્તવ્યકાર્યોવડે વર્તમાન સ્થિતિ સુધારે એવા નિશ્ચય ઉપર આવવાની જરૂર છે. વર્તમાન વિચારો અને આચારોવડે સ્વાત્મોન્નતિ થાય એ જ મુખ્ય લક્ષ્યબિન્દુ કદાપિ ન વિસ્મરવું જોઇએ. જે મનુષ્યે વર્તમાનકાલ સુધાર્યો તેણે સર્વ સુધાર્યું એમ અવબોધવું. ભૂતકાલ ગયો તે ગયો. તે હવે ગમે તેવો હતો તોપણ પાછો આવનાર નથી. ભવિષ્યકાલ અદ્યાપિ પ્રાપ્ત થયો નથી તેથી ભૂત અને ભવિષ્ય એ બેના કરતાં વર્તમાનમા પ્રગતિ કરવા પ્રયત્ન કરવા માટે આત્માએ પોતાને હું શું શુ કરૂં છું તેનો પ્રશ્ન પૂછી ઉત્તર મેળવી યથાયોગ્ય સત્પ્રવૃત્તિ કરવી જોઇએ ભૂતકાલમા આપણે ગમે તેવા હોઈએ પણ વર્તમાનમા જાપાન અમેરિકા અને ઇગ્લાંડની પેઠે વ્યવહારમા અને ધર્મમા પ્રગતિમાન બનવું જોઇએ. જેણે વર્તમાનમા સર્વ પ્રકારની ઉચ્ચ પ્રગતિ કરી તેણે સર્વ કાલમા સ્વપ્રગતિ કરી એમ અવબોધવું. ભૂતકાલમા મનુષ્ય ગમે તેવો હોય પરન્તુ જો તે વર્તમાનમા પ્રગતિમય વિચારોથી પ્રગત થવા ધારે તો તે પ્રગત થઈ શકે છે એમાં શંકા નથી. ક્ષણુમા કરેલા સદ્‌વિચારોની અસર ખરેખર વર્તમાનમા સ્વાત્મા ઉપર એક પ્રકારની થાય છે. **વર્તમાનમાં થતાં પ્રત્યેકકાર્યોને સુધારવાં જોઇએ અને તેમાં કોઇ જાતની ભૂલ ન રહે એવા ઉપાયો લેવા જોઇએ.** વર્તમાનમા મન વચન અને કાયાની શક્તિયોને તથા આત્માની શક્તિયોને કેળવવી જોઇએ. ભૂતકાલમા ગમે તેવા અશુભ વિચારો અને પાપો કર્યાં હોય તે સર્વને ભૂલી જાઓ અને હવે વર્તમાનમાં ઉચ્ચ-ઉદાર-શુભ ભાવનાઓવડે સ્વાત્માને ઉચ્ચ કરો. ક્રોધ માન માયા લોભ ઈર્ષ્યા

કામબુદ્ધિ દ્વેષ વગેરે નીચ દોષોને વર્તમાનમાં હઠાવી દેવા અને શુભ ગુણોને મનમા ભરી દેવા. ઉચ્ચ થવાના જ વિચારો અને આચારોવડે વર્તમાનમા પ્રગતિ કરવી; શું કરૂં છું એ બાબતનો ઉહાપોહ કરીને કર્તવ્ય કરવું જોઇએ. દૃઢપ્રહારી ભૂતકાલમા મહાપાપી હતો પણ તે વર્તમાનકાલને ખરેખર સદ્‌વિચારો અને આચારોથી સુધારી પરમાત્મા થયો. વર્તમાનકાલીન જે જે કર્ત્તવ્ય કાર્યો કરતાં હોય તે તે કાર્યો પ્રતિ લક્ષ્ય દેવાની જરૂર છે વર્તમાનકાલીન કર્ત્તવ્યઉપયોગથી વર્તમાન પ્રગતિમા જે જે અંશે ન્યૂનતા રહેતી હોય છે તેનો ખ્યાલ આવે છે અને ન્યૂનતાને ટાળી પૂર્ણતા પ્રાપ્ત કરવા ખાસ પ્રયત્ન થાય છે. વર્તમાનકાલીન પ્રગતિ કરવા માટે વર્તમાનમા જે જે મન વચન અને કાયાવડે પ્રવૃત્તિ થતી હોય તેનો ખ્યાલ કરવો જોઇએ જે વર્તમાન કાર્યો પર લક્ષ્ય દે છે તે ભવિષ્યની ઉન્નતિનો પાયો રચે છે. હાલ શું શું કરું છું અને ભવિષ્યમાં હું શું શું કરીશ, ભવિષ્યમા શું શુ કરવા યોગ્ય છે? વર્તમાનમાં ભવિષ્યની પ્રગતિ માટે શા શા વિચારો થાય છે તેનો પરિપૂર્ણ વિવેકદૃષ્ટિથી ખ્યાલ કરવાની જરૂર છે. ભવિષ્યમા શું શું કરી શકાશે તેનો જે મનુષ્યો વિચાર કરે તે દ્રવ્ય અને ભાવત આત્મોત્ક્રાન્તિ કરી શકે છે. વર્તમાનમા એવા કાર્યો કરવા જોઇએ કે જેથી ભવિષ્યકાલ સુખમય બને તથા ભવિષ્યની કોમ ધન્યવાદ આપી શકે ભવિષ્યમા આત્મોન્નતિ કેવી રીતે કરી શકાશે તેનો પરિપૂર્ણ વિચાર કરવો જોઈએ. આર્યાવર્તના બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો અને શૂદ્રોએ ભવિષ્ય પ્રગતિનો વિચાર કર્યો હોત તો તેઓની વર્તમાનમાં હાલ જે દશા થઈ છે તે થાત નહિ. ભૂતકાલમા થએલા આર્યો કે જેઓએ પરસ્પર કલેશ-કકાસ-મારામારી-યુદ્ધ કરીને ચાતુર્વર્ણિક પ્રગતિનો નાશ કર્યો છે તેઓના પર વર્તમાનકાલીન ભારતજનો તિરસ્કારદૃષ્ટિથી દેખે છે; તથૈવ વર્તમાનમા જેઓ દેશપ્રગતિ સામાજિક પ્રગતિ વિદ્યાપ્રગતિ વગેરે અનેકધા શુભ પ્રગતિયોમા વિઘ્નો કરે છે તેઓને ભવિષ્યની પ્રજા શાપ આપે એમા કંઇ આશ્ચર્ય નથી. જેમ જેમ મનુષ્ય અભેદ અને ઐક્યતાને ધારણ કરી વિશાલદૃષ્ટિમા વૃદ્ધિ કરે છે તેમ તેમ તેઓના હૃદયમા વ્યાપક પરમાત્મત્વનો આનન્દાનુભવ વૃદ્ધિ પામતો જાય છે. અતએવ પ્રત્યેક આત્મારૂપ વ્યષ્ટિએ સમસ્ત સમષ્ટિની પ્રગતિ ઐક્યમા અનન્ત અભેદતાનો અનુભવ થાય એવી વિશાલદૃષ્ટિએ ભવિષ્યપ્રગતિ કરવી જોઈએ. આખા લોકનો સાર એ છે કે મેં શું કર્યું શુ કરું છું અને શું કરીશ એનો પ્રત્યેક મનુષ્ય વ્યક્તિએ વિચાર કરવો જોઇએ. વ્યક્તિ સ્વાતંત્ર્ય તથા વ્યકિતપ્રગતિ માટે ઉપર્યુકત વિચારની અત્યંત આવશ્યકતા છે એમ વસ્તુત અવબોધવું જોઇએ શુભ શુ શું કર્યું, શું શું કરૂં છું, સ્વાર્થ અર્થાત્ સ્વાત્મોન્નતિ માટે અને પરમાર્થ માટે શું શું કરું અને શું શું કરૂં છું તેનો હૃદયમા વિચાર કરો અને કર્તવ્યમાર્ગમાં પ્રવૃત્ત થાઓ વર્તમાનમાં સ્વાત્માની ઉન્નતિ માટે

અર્થાત્ સ્વાર્થ સંબંધી અને પરજીવોના ઉપકારભૂત પરમાર્થ માટે મારાથી શું શું કરાય છે અને ભવિષ્યમા શું શું કરી શકાશે, ભૂતકાલમાં શું શું કર્યું હતું તેનો પરિપૂર્ણ ખ્યાલ કરવો જોઇએ. જેમ જેમ આત્મા પોતાને વિશાલવ્યાપક દૃષ્ટિથી સર્વમાં દેખે છે તેમ તેમ તેની પરમાર્થદૃષ્ટિ ખીલતી જાય છે. ચેતનજી ! ભૂતકાલ ગયો, જે જીંદગી ગઇ તે તો ગઈ, હવે તો તમારી પાસે જેટલી આયુષ્યની મિલ્કત છે તે વડે વર્તમાનમા સ્વાર્થ અને પરમાર્થના અર્થાત્ આત્મોન્નતિ અને પરોન્નતિનાં એવાં કાર્યો કરો કે જેથી મૃત્યુ સામું આવીને ઊભું રહે તો તત્સમયે હાય ! હવે શું થશે ? ઇત્યાદિ પશ્ચાત્તાપના ઉદ્ગારો કાઢવા ન પડે અને ભવિષ્યમાં સુખમય દશા વર્તે. ચેતનજી ! જેટલી આત્માની શક્તિયોનો પરમાર્થ માટે વ્યય કરો છો તેથી અનન્તગણી શક્તિયોની તમે કુદરતના નિયમ પ્રમાણે પ્રાપ્તિ કરો છો. જુવો-મેઘ જ્યારે સર્વત્ર ભેદભાવવિના વર્ષે છે ત્યારે તેને પુનઃ વર્ષાકાલે તેટલુ જલ પ્રાપ્ત થાય છે. બાંધેલું તળાવ સંકુચિતદૃષ્ટિથી મર્યાદાયુક્ત રહે છે તો તેને આગામિકાલમાં પણ તેનામા સમાય તેટલું જ તેને મેઘ તરફથી જલ મળે છે અને કદાપિ તે વધારે ગ્રહણ કરે છે તો પોતાની પાલરૂપ મર્યાદાને તોડી નાખ્યા વિના તે રહેતું નથી. ચેતનજી ! તમે ભૂતકાલમા શુભ કાર્યો જે જે કર્યાં તેનું વર્તમાનમાં ફલ ભોગવો છો. હવે કંઇ પરભવનું ભાતું બાંધી લો. તમારી પરમાર્થ ફરજોને અદા કરવાથી જ તમારી આત્મોન્નતિ થવાની છે. વર્તમાનમા હવે જે જે કરવાનું હોય તે પોતાના માટે અને અન્ય જીવો માટે કરો. તમારી ઉચ્ચદશા ખરેખર તમારા વિચારો અને કર્તવ્યોથી થવાની છે જગત્ના સર્વ જીવોનાં દુઃખોનો નાશ થાય એવી પરમાર્થદૃષ્ટિને ધારણ કરો અને પારમાર્થિક પ્રવૃત્તિમા મન વચન અને કાયાથી પ્રવૃત્ત થાઓ. ચેતનજી ! તમો મહાન્ થઈને સંકુચિત મર્યાદિત વર્તુલમાં પડી ન રહો અને ભવિષ્યમાં મહાન્ થવાને વર્તમાનમા જે જે કંઈ થાય તે કરો પારકાઓની પંચાત કરવા કરતા પરજીવોનું શ્રેય થાય એવા વિચારો કરો અને તેઓના આત્માઓની સાથે ચેતનજી ! તમે એકમેકરૂપ બનીને તેઓનું શ્રેય જે જે ઉપાયોએ થાય તે તે ઉપાયોવડે આત્માની પરમાર્થદશા જાગ્રત્ કરી કર્તવ્યપરાયણ થાઓ. ચેતનજી ! તમારા આત્માની સાથે અન્ય આત્માઓનું એકમેકત્વ કરવા પૂર્વે તમારી વિશાલદૃષ્ટિનું અનન્ત વર્તુલ એટલું બધું વધારો કે તમારામા સર્વ સમાય અને સર્વનું શ્રેય તે તમારૂં શ્રેય અનુભવાય. ચેતનજી ! ભૂતકાલનો વિચાર કરી વર્તમાનમા અશુભ પ્રવૃત્તિયોનો ત્યાગ કરી આત્માના ગુણો પ્રગટે અને વિશ્વોન્નતિ થાય એવો વિચાર કરો.

**અવતરણ**—મોહનિદ્રાનો ત્યાગ કરી આત્મબોધથી જાગ્રત થઇ ઉઠી ઉત્સાહથી કાર્ય કરવાની શિક્ષા આપવામા આવે છે.

## શ્લોકઃ

**मोहनिद्रां परित्यज्य जागृहि स्वात्मबोधतः ।**
**उत्तिष्ठ स्वात्मकर्माणि, कुरुष्वोत्साहतः स्वयम् ॥ ५८ ॥**

**શબ્દાર્થઃ**—મોહનિદ્રાને ત્યાગી આત્મબોધથી જાગ્રત્ થા–ઉઠ અને ઉત્સાહથી સ્વયં સ્વાત્મકાર્યોને કર.

**વિવેચન**—દર્શનમોહનીય આદિ મોહનિદ્રાનો ત્યાગ કર્યાથી સ્વાત્મબોધની પ્રાપ્તિ થાય છે અને પશ્ચાત્ આત્માને યોગ્ય એવા કાર્યો કરવાને ઉઠાય છે. આત્મબોધ થયા વિના સ્વાત્મકાર્યો ક્યા ક્યા, કયા કયા અધિકાર પ્રમાણે કરવા યોગ્ય છે તે કરવાની સમજણ પડતી નથી મોહનિદ્રાનો ત્યાગ કર્યા વિના અને આત્માનો સમ્યગ્ બોધ થયા વિના ઉત્સાહ પ્રગટતો નથી. અતએવ મોહનિદ્રાનો ત્યાગ કરીને આત્મબોધથી જાગ્રત્ થવાની જરૂર છે. શેલગમુનિએ જ્યારે મોહનિદ્રાનો ત્યાગ કરીને પોતાનું સ્વરૂપ દેખ્યું ત્યારે તે જાગ્રત્ થયા અને આત્મોત્ક્રાન્તિ કર્તવ્યરૂપ સ્વધર્મ કરવાને ઉત્સાહથી ઉઠ્યા. પૂર્વકાલમાં અનેક મુનિયોએ જાગ્રત્ થઇ આત્મોન્નતિના કાર્યો કર્યા હતા. મોહનિદ્રા ગયા વિના જ્ઞાનચક્ષુ ઉઘડતી નથી અને જ્ઞાનચક્ષુ વિકસ્યા વિના સ્વપરનું પરિપૂર્ણ જ્ઞાન થતું નથી અનેક ઋષિયોએ પૂર્વે મોહનિદ્રાનો ત્યાગ કરી આત્મબોધથી સ્વાત્મકર્તવ્યકાર્યોને કર્યા હતાં. મોહનિદ્રા ટળ્યા વિના જીવતા મનુષ્યો પણ મડદા સમાન છે. તેઓની આત્મશક્તિયોનો વિકાસ થતો નથી આત્માને જાગ્રત્ કર્યા વિના શરીરથી વિશેષ કંઇ કર્તવ્યકાર્ય થઇ શકતું નથી. આત્મજ્ઞાન વિનાના મનુષ્યો કે જે શરીરમા રહેલો આત્મા દેવ સમાન છે તેને ઓળખી શકતા નથી અને અન્ય શરીરોમા રહેલા આત્માઓને દેવો સમાન ઓળખી શકતા નથી; તેથી તેઓની તથા સ્વાત્માની મહત્તા અવબોધ્યા વિના ક્ષુદ્રવાસનાઓ વડે જગત્ જીવોના પ્રાણોનો નાશ કરી પોતાની સ્વાર્થવૃત્તિ તૃપ્ત કરવા ધારે છે તેઓ મૃતકોના કરતા વિશેષ શું કરી શકે તેમ છે? પોતાના આત્મા સમાન અન્યાત્માઓને માની તેઓને સન્માન આપ્યા સિવાય અને તેઓને આત્મબુદ્ધિથી આત્મપણે સમજ્યા વિના આત્મકર્તવ્યોની ગંધ પણ અનુભવગમ્ય થઇ શકવાની નથી જે જે આ જગતમા કોઇ મહાપુરુષો થાય છે તેઓ હિમાલય આબુજી ગિરનાર કેનેરી જેવા રમણીય શાન્ત પ્રદેશોમાં યોગાભ્યાસ કરી મોહનિદ્રાનો ત્યાગ કરી આત્માની જાગૃતિ કરે છે અને આત્મ ચારિત્રની પરિપક્વતા કરી સર્વ આત્માઓની વિશુદ્ધિ કરવા પશ્ચાત્ તેઓ મનુષ્યોની પાસે આવી તેઓને જાગ્રત કરી સ્વકર્તવ્યોમાં દોરે છે અને પોતે નિર્મોહ બની સ્વકર્તવ્યો કરી

શકે છે. સ્વામી વિવેકાનન્દમાં અને સ્વામી રામતીર્થમા કર્તવ્યકર્મો કરવાની શક્તિ આવી તેનું કારણ એ છે કે તેઓએ હિમાલય પર્વતના શિખરોમાં એકાન્તવાસ કરી સ્વાત્મશક્તિયોને વિકાસી હતી. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યે ગિરનારની ગુફામાં કેટલોક વખત રહી સ્વાત્મશક્તિઓને ખીલવી હતી અને મોહનિદ્રાનો નાશ કર્યો હતો. મહાપ્રાણ ધ્યાનના કારક શ્રીભદ્રબાહુસ્વામીએ વિસ્ફુલિંગ પાર્શ્વનાથની પાસે રહી અને એકાંત સ્થાનોમાં રહી મોહનિદ્રા હઠાવવાપૂર્વક સ્વાત્મશક્તિયોને વિકાસી હતી. તેથી તેઓએ સૂત્રોની નિર્યુક્તિઓ વગેરે રચી ભારતવર્ષની જ્ઞાનજ્યોતિ જગાવી હતી. શ્રીમદ્ માનદેવસૂરિ, શ્રીમદ્ ચિદાનંદજી અને શ્રીમદ્ આનન્દઘનજી વગેરેએ મોહનિદ્રાનો ત્યાગ કરવા અને સ્વાત્મબોધપૂર્વક સ્વકર્તવ્યકાર્યો કરવા એકાન્ત પર્વત ગુફાવાસ-નદીકાંઠે એકાન્તવાસ-ઉપવનમા એકાન્તવાસ કર્યો હતો અને આત્માની શક્તિયોને ખીલવી હતી તેથી તેઓનું હરરોજ જૈન પ્રજા સ્મરણ કર્યા કરે છે. દિગંબરપક્ષીય મુનિયોએ પર્વતગુફા વગેરે એકાન્તમા વાસ કરી આત્મશક્તિયોને ખીલવીને સ્વકર્તવ્યકાર્યો કર્યા છે તેથી શુભચંદ્ર વગેરે મુનિયોના જ્ઞાનાર્ણવ વગેરે ગ્રન્થોની ઉપયોગિતાનો જગત્‌ને ખ્યાલ આવે છે. હિન્દુધર્મના ( વેદધર્મ-વેદાન્ત ધર્મનો ) ઉદ્ધારકર્તા શ્રીમદ્ શંકરાચાર્યે નર્મદાના કાંઠે એકાન્તમાં કેટલાક વર્ષ સુધી વાસ કરી નિદ્રાના ત્યાગને માટે અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કર્યો હતો તેથી તેના હૃદયનો સંદેશો વિશ્વમાં ફેલાયો. રામાનુજાચાર્યે અને વલ્લભાચાર્યે ગંગા જેવી નદીઓના એકાન્ત કાઠે વાસ કરીને આત્મશક્તિયો ખીલવવા પ્રયત્ન કર્યો હતો ઇશુક્રાઇસ્ટે આર્યાવર્તમા આવી આર્ય ઋષિમુનિયોની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી પ્રભુનો અનુભવ લેવા એકાન્તસ્થાનોમા પૂર્વે નિવાસ કર્યો હતો અને તેણે ધર્મ સ્થાપવાના વિચારોનો અનુક્રમ ગોઠવ્યો હતો અને પશ્ચાત્ તે વિશ્વને પ્રબોધવા બહાર પડ્યો હતો. મુસા પેગંબરે ઇશ્વરી આજ્ઞાઓને પર્વતની ટોચપર ચઢી રચી કાઢી હતી. મહમદ પયગંબરે પર્વતની ગુફા વગેરેમાં વાસ કરી આત્માને ઓળખવા અને ખુદાના ફરમાનો પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવ્યો હતો અને પશ્ચાત્ ધર્મ પ્રવર્તાવ્યો હતો. શ્રીમહાવીરપ્રભુએ એકાન્તાવસ્થામાં આત્મધ્યાન ધરીને મોહનિદ્રાનો સર્વથા ત્યાગ કરી કેવલજ્ઞાન પ્રકટાવી જૈનધર્મતીર્થની સ્થાપના કરી હતી ગૌતમબુદ્ધે એકાન્તમા વાસ કરી મારની સાથે યુદ્ધ કરી ધર્મ પ્રવર્તાવ્યો હતો. કબીર નરસિંહમહેતા વગેરેએ નદીના કાઠે વાસ કરી શુદ્ધ વાતાવરણમાં સ્વધર્મવિચારોને ગોઠવ્યા હતા મીરાબાઇએ પર્વત ગુફા વગડો નદીના કાઠા વગેરે સ્થાનોમાં ભટકતા મહાત્માઓ પાસેથી પ્રભુભક્તિના વિચારો ગ્રહ્યા હતા. શ્રીમદ્ આનન્દઘનજીની સાથે બાર વર્ષ વનવાસમા રહીને શ્રીમદ્ પંન્યાસ સત્યવિજયજીએ ક્રિયોદ્ધારયોગ્ય આત્મબલ સંપ્રાપ્ત કર્યું હતું. ચૈતન્ય સ્વામીએ વનવાસમા રહીને અને જ્ઞાનદેવ એકનાથ વગેરે મહાત્માઓએ એકાન્ત પર્વત ગુફા નદી વગેરેના શુદ્ધ વાતાવરણમા રહી પ્રભુપ્રાપ્તિના

વિચારો કર્યા હતા. શ્રીમદ્ હુકુમમુનિએ જગડીઆ પાસેના નાદોદના પર્વતોમા એકેક માસપર્યન્ત અન્નજલવિના રહી અધ્યાત્મજ્ઞાનના વિચારો સેવ્યા હતા. શ્રી પ્રેમચંદજીએ ગિરનાર પર્વતમા આત્મધ્યાન ધર્યું હતું. સ્થૂલભદ્રે નન્દરાજાના બગીચામા દીક્ષા લેવાનો નિશ્ચય વિચાર કર્યો. કપિલકેવલીએ અશોકવાટિકામા દીક્ષા લેવાનો વિચાર કર્યો આબુજી પર્વતપર ઘણી વખત સુધી ભર્તૃહરિએ ધ્યાન ધર્યું હતું અને ત્યા વૈરાગ્યશતકની રચના કરી હતી. ગોપીચંદરાજાએ આબુજીપર જ્યા હાલ ગોપીચંદની ગુફા ગણાય છે તેમા આત્મધ્યાન ધર્યું હતું. હિમાલય પર્વતમા ખરેખરા કર્મયોગી બનવાના વિચારોને વિવેકાનન્દે કર્યા હતા. મોટા મોટા વિદ્વાનો જ્ઞાનીઓ યોગીઓ પર્વતો-પર્વતોની ગુફાઓ નદીના નિર્મલ ઝરણાવાળા સ્થાનો વગેરે સ્થાનોમા સ્વવિચારોની પરિપકવતા કરીને વિશ્વમા પશ્ચાત્ તેઓ સ્વાત્મકર્તવ્યો કરી બતાવે છે કાલીદાસ કવિ કાશ્મીરના એકાન્ત રમ્ય પ્રદેશ અને ઉજ્જયિનીના ક્ષિપ્રાના રમ્ય કાઠે સ્થિરતા કરીને સ્વવિચારોનો વિકાસ કરી મહાકવિ બની શક્યો શિવાજી અને પ્રતાપે પોતાના સૈનિકોને પર્વતોના શિખરોપર દેશધર્મની રક્ષાર્થે પ્રાણાહૂતિના મંત્રો તંત્રો ભણાવ્યા અને તેથી તેઓ દેશોદ્ધારક તરીકે પ્રસિદ્ધ થયા સાગરના તરંગોની હવા લઈને અનેક હાર્દિક કર્મયોગના વિચારોની મૂર્તિ બનીને ઇંગ્લાંડે અને જાપાને રાજ્યપ્રવર્તક શાસનપદ્ધતિયોથી અને કલાઓથી સ્વદેશની સર્વત્ર વિશ્વમા ખ્યાતિ કરી નિર્મલ હવા શુદ્ધ વાતાવરણ ચિત્તની પ્રસન્નતા મનની એકાગ્રતા શરીરની આરોગ્યતા વગેરે જ્યા ખીલે એવી નદીઓના સ્થાનો પર્વતો ગુફાઓ જંગલો વગેરેમા ગુરુકુલાદિ સ્થાપન કરીને સદ્વિચારોને ખીલવવામા અને મોહનિદ્રાનો ત્યાગ કરવામા આવે તો પ્રત્યેક આત્મા આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે અને આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પશ્ચાત્ ઉત્સાહથી સ્વકર્તવ્યોને કરી શકે. આત્મજ્ઞાન પ્રાપ્ત થાય એવા સ્થળોમાં કોણ કોણ કર્મયોગીઓ-જ્ઞાનયોગીઓ બેઠા હતા તે અત્ર સ્વપરદર્શનોના મહાત્માઓ રાજાઓ વગેરેના નામોથી જણાવી મોહનિદ્રા ત્યાગવાની આવશ્યકતા પ્રબોધવામા આવે છે આ શ્લોકની ઉપરના શ્લોકમા ભૂતકાલ વર્તમાનકાલ અને ભવિષ્યમાં અનુક્રમે મે શું કર્યું, શુ કરું છું અને શું કરીશ ઇત્યાદિનો વિચાર કરી કાર્યપ્રવૃત્તિમા પ્રવૃત્ત થવાનું જણાવ્યું તે આત્મબોધથી જાગ્રત્ થયા વિના બની શકે તેમ નથી અને આત્મબોધથી જાગ્રત્ થયા વિના કદાપિ ઉત્સાહથી સ્વયોગ્ય કાર્યોને કરી શકાય તેમ નથી અશોક અને સંપ્રતિરાજાને ત્યારે તેના ગુરુઓએ જાગ્રત્ કર્યા ત્યારે તેઓએ જગત્મા હિતાવહ કાર્યો કરવાનો પ્રારંભ કર્યો. શ્રી શ્રેણિકરાજાને શ્રી મહાવીરપ્રભુએ આત્મબોધનો ઉપદેશ આપી મોહનિદ્રા ટાળી ત્યારે તે ધર્મપ્રભાવના યોગ્ય કાર્યો કરવાને શક્તિમાન્ થયો મહાવીરપ્રભુએ ગૌતમાદિ એકાદશ વિદ્વાન બ્રાહ્મણોને મોહનિદ્રા ત્યાગવાનો ઉપદેશ આપી આત્મબોધન જાગ્રત કર્યા ત્યારે તેઓએ શ્રીમહાવીરપ્રભુના તીર્થસ્થાપનના કાર્યમા આત્મભોગ આપ્યો અને જગત્નો મોહ-અંધકાર વગેરેને ટાળી ઉદ્ધાર

થયો. શ્રીકૃષ્ણે અનેક મનુષ્યોને ચારિત્રમાર્ગમા જાગ્રત્ કરવાને અને રહેવાને સાહાય્ય આપી હતી. ઉપર્યુક્ત હિતપ્રદ કાર્યો કરવામા મોહનિદ્રા ટળે છે તોજ પ્રવૃત્તિ થઇ શકે છે માટે ઉપર્યુક્ત સ્થળોમા રહી પ્રથમ મોહનિદ્રા ટળે એવા ઉપાયો સેવવા. મોહનિદ્રા ટળ્યા વિના અંતરમા રહેલા ચેતનજી જાગ્રત્ થઇ શકતા નથી. વિશ્વવર્તિજીવો મોહનિદ્રાના ઘેનમાં ગાંડા થઇ ગરીબડા બની ગયા છે. મોહનિદ્રાનું જોર ટાળવાને માટે આત્મજ્ઞાની સદ્ગુરૂના ચરણ-કમલમા ભૃંગસમાન બની જવાની જરૂર છે. જેઓ જાગ્યા છે તેઓજ અન્યજીવોને જાગ્રત્ કરી શકવાને સમર્થ બને છે. જે અગ્નિની જ્યોતિરૂપ બનેલો પદાર્થ હોય છે તે અન્યકાષ્ઠોને અગ્નિરૂપ બનાવવા સમર્થ થાય છે. જ્ઞાનીઓની પાસે રહ્યા વિના કર્મયોગી વા રાજયોગી બની શકાતું નથી, આત્માને જાગ્રત્ કરવો એ મહા મુશ્કેલ કાર્ય છે તોપણ શ્રીસદ્ગુરુકૃપાથી તે સહેલ કાર્ય થઇ પડે છે મોહનિદ્રાનો ત્યાગ કરવાના સર્વ ઉપાયોમા શ્રી સદ્ગુરુની સેવા એ મહાન ઉપાય છે તેથી મોહનિદ્રાનો ત્યાગ થાય છે અને હું કોણ ? મારે શું કરવાનું છે ? વ્યષ્ટિ અને સમષ્ટિને શો સંબંધ છે ? વગેરે સર્વનો સમ્યક્પ્રકાશ થાય છે. જેણે મોહનો જય કર્યો તેણે સર્વત્ર વિશ્વપર જય મેળવ્યો એમ અવબોધવું. કામ ક્રોધ લોભ અજ્ઞાન માન એ સર્વ પ્રકૃતિયો મોહનીય કર્મના વિભાગો છે અને એ મોહનો જય કર્યા વિના અનન્ત-સુખનો માર્ગ ખુલ્લો થતો નથી કામની વાસનાને તાબે થઈ અનેક પ્રકારના અનીતિમય પાપ-વિચારો કરવા એ એક જાતની નિદ્રા છે. મોહનિદ્રાને જીતવા માટે અન્તરમા આત્મા અને જડની વ્હેંચણી કરવી જોઇએ. રાગદ્વેષની વૃત્તિ એજ મોહ છે અને એ મોહરૂપ નિદ્રાનો ત્યાગ કરીને આત્માના સ્ફટિક સમાન શુદ્ધરૂપમા સ્થિર થવું જોઇએ. મોહની નિન્દમા ઉંઘનારને બાહ્ય શત્રુઓ અને આન્તર શત્રુઓ તરફથી અત્યન્ત ભય રહેલો હોય છે. પૃથુરાજ પોતાની સ્ત્રી સંયુક્તતાની સાથે મોહનિદ્રામા ઉંઘ્યો તેથી શાહબુદ્દીનઘોરીને આર્યાવર્તની પરતંત્રતા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો શાહબુદ્દીનઘોરીની સામે પૃથુરાજે યુદ્ધ કર્યું પણ તેનામા એક એવી મોટી ભૂલ થઈ કે તેથી તેને પશ્ચાત્તાપ થયો. રણસંગ્રામમા પૃથુરાજે શાહબુદ્દીનને પકડ્યા બાદ તેને ઘણી વખત છોડી દીધો એજ તેની ભૂલ હતી બીજી ભૂલ એ હતી કે શાહબુદ્દીન ઘોરી જેવો શત્રુ માથે છતા તેણે રાજ્યની વ્યવસ્થા તથા તેને પહોચી વળવા માટે પ્રથમથી સઘળી તૈયારીઓ ન કરી રાખી શત્રુ પોતાના દેશમાં આવી શકેજ નહિ એવા દ્રવ્ય અને ભાવથી ઉપાયો લેવા એ મોહનિદ્રાનું જોર ટાળ્યા વિના બની શકે નહિ; ચેતનજી જ્યારે મોહનિદ્રાને સેવે છે ત્યારે તેઓના પર દ્રવ્ય શત્રુઓ અને રાગાદિક ભાવશત્રુનુ જોર વધી પડે છે અને તેઓ ખરેખર ચેતનજીને મારીકુટી તેમની જ્ઞાનાદિક આન્તરસંપત્તિ અને રાજ્ય-વ્યાપાર-સત્તા વગેરે બાહ્યસંપત્તિને લેઇ લે છે. દર્શનાવરણીયનિદ્રા કરતા મોહનિદ્રાનું અત્યંત પ્રાબલ્ય વર્તે છે અને તેથી મનુષ્યો જીવતા છતા યાન્ત્રિક પુતળીઓની પેઠે જડ જેવા તથા મરેલા મડદાં સમાન બની જાય છે,

સામંતસિંહે મોહની નિદ્રાથી ગુજરાતનું રાજ્ય ગુમાવ્યું. મુસલમાનોએ ગૃહક્લેશ કામવાસના ઇર્ષ્યા ક્લેશ દ્વેષ અહંકાર કુસંપ પરસ્પર એકબીજાનું અશુભ કરવાની વૃત્તિ આદિ મોહનિદ્રાથી ગુજરાતનું રાજ્ય ગુમાવ્યું. ચાવડા સોલંકી વાઘેલા ચોહાણો વગેરે રજપુત જાતિયો હાલ ખેતી વગેરે કરી ગુજરાન ચલાવે છે અને કેટલાક તો બિલકુલ ગરીબ બની ગયા છે તેનું કારણ એ છે કે તેઓએ સ્ત્રીઓ માટે ક્લેશ રૂપ મોહ અનેક પ્રકારના વ્યસનની ઇચ્છાઓ–ક્લેશ–કુસંપ–અજ્ઞાન–વિદ્યાપ્રતિ અરુચિ ટૂંક દૃષ્ટિ પરસ્પર એકબીજાની અત્યંત ઈર્ષ્યા જાતિદ્વેષ જાતિદ્રોહ અનીતિ વગેરે અનેક મોહવૃત્તિયોની નિદ્રાના વશવર્તિ થયા અને તેથી તેઓ વ્યવહારમાં નિઃસત્વ બની ગયા અને આત્માના ગુણોથી ભ્રષ્ટ થયા. પરસ્પર જાતિદ્રોહ ઇર્ષ્યારૂપ મોહનિદ્રાને જે તાબે થાય છે તેને સ્વપ્નમાં પણ સુખ મળતું નથી આ વિશ્વમાં પ્રત્યેક આત્માને સ્વલ્પવત્નાશે મોહનિદ્રા લાગેલી હોય છે તેના જોરને હઠાવવાથી દ્રવ્ય અને ભાવથી વ્યવહારત અને નિશ્ચયત સુલાભો પ્રાપ્ત થાય છે. ચેતનજી પોતાના ક્ષમા દયા પ્રીતિ નિર્લોભતા એકતા સહનશીલતા, વૈરાગ્યતા, ભક્તિ આદિ વ્યવહાર ગુણોને વિસ્મરીને મોહનિદ્રાને તાબે થાય છે તેથી તેમને કોઇ પણ જાતનો લાભ પ્રાપ્ત થતો નથી જળ વલોવતાં કદાપિ માખણ નીકળે નહિ અને તેમજ રેતી પીલતાં કદાપિ તેલ નીકળે નહિ–તદ્વત્ આત્માઓ પોતાના જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ ત્યજીને મોહ પ્રકૃતિયોને આધીન થઇ વિભાવ દશારૂપ રાત્રિમાં ઉંઘે તો તેથી તેઓ વિશ્વમાં અનેક પ્રકારના સાંસારિક રાજ્ય લાભ વ્યાપાર લાભ આદિ લાભોને ગુમાવી નાખે અને આત્માના ગુણોનું આચ્છાદન કરી નાખે આવી તેમની દશા થતાં તેઓ ઉચ્ચદશા પરથી નીચે પડે અને અનેક અવતારો પ્રતી દુઃખી થાય માટે ચેતનજીને કહેવામાં આવે છે કે હે ચેતન! તું મોહનિદ્રાનો ત્યાગ કર અને જાગ્રત્ થા સ્વાત્મયોગ્ય સર્વ કાર્યો કરવાને ઉઠ સ્વયોગ્ય કાર્યો કરવા એજ તારું વાસ્તવિક કર્તવ્ય છે હે ચેતન! સ્વાત્મબોધથી ઉઠ, ઉત્સાહપૂર્વક કાર્યપ્રવૃત્તિ કર અત્યપર્યન્ત કેમ અન્ધકારમાં પડી રહ્યો છે? ત્હારા કર્તવ્યના માર્ગે ગમન કરવામાં જે જે કાંટાઓ પડ્યા હોય તેઓને દૂર કર હવે ઉત્સાહથી ત્હારું જીવન ભરી દે અને જાણે નવું બાલજીવન પ્રાપ્ત કર્યું હોય એ પ્રમાણે ઉત્સાહત સ્વાત્મકાર્યોને કર. તું બ્રહ્મસ્વરૂપી છે, અલખસ્વરૂપી છે. તું છેદાતો નથી અને ભેદાતો નથી. હારા શુદ્ધ સ્વરૂપનો તું સ્વયં ભોક્તા છે સ્વવ્યક્તિના બાહ્ય વ્યવહારથી કુટુંબાર્થે સમાજાર્થે અને સંઘાર્થે જે જે યોગ્ય કાર્યોનો બોજો ત્હારા શીર્ષે પર આવી પડેલો છે તેને વહન કર ગભરાઇ ના જા–મુંઝાઇશ નહિ. આખું જગત્ માથે પડે તો પણ તું આકાશની પેઠે પોતાને નિર્લેપ માની સ્વકાર્યોને કર અને ઉત્સાહથી કાર્યો કરતાં આત્માના આનન્દમાં મસ્ત થા. આત્માના આનન્દે પ્રત્યેક કાર્ય કરતાં પ્રગટાવ્યા કર. સંઘના પ્રત્યેક

અંગની સુવ્યવસ્થામાં ભાગ લે અને સંઘની અનન્તવર્તુલતા કરવામાં જીવના મંત્રોને તેમાં ફુંક. વિશ્વવર્તી આર્યસંઘની પ્રગતિમાં હારી પ્રગતિ અવબોધ !!! સર્વગચ હારો આત્મા છે એવું માની સંઘાદિ કાર્યો કરવામા સ્વફરજોને બોધી જાગ્રત્ થા. ઉઠ અને કાર્ય કરવા લાગ. બાહ્યપદાર્થોની પ્રાપ્તિ માટે ઇર્ષ્યા દ્વેષાદિ દોષો ન સેવતાં સાત્વિક ગુણોને સેવી બાહ્ય-કર્તવ્યકાર્યોમાં પ્રવૃત્ત રહે અને વિશ્વવર્તી સર્વ મનુષ્યોને જગાડ કે જેથી હારું કર્તવ્ય તેં અદા કર્યું ગણાય. હે ચેતનજી ! તારા શીર્ષ પર અનેક વ્યાવહારિક તથા ધાર્મિકકાર્યોની જવાબદારી છે તેને મોહનિદ્રાનો ત્યાગ કરીને સમજ અને તે જવાબદારી પૂર્ણ કરવા કાર્યપ્રવૃત્તિ પ્રારંભવા માટે ઉઠ અને આલસ્યને કરોડો ગાઉ દૂર ધકેલી દે કે જેથી તું પુરુષાર્થ સ્ફોરવીને પુરુષની ગણતરીમાં ગણાય. મોહનિદ્રાને આધીન થઈ ઉંઘવામાં ચેતનજી ! તમને કશો ફાયદો થવાનો નથી. વિશ્વમાં પ્રગતિમાં પશ્ચાત્ રહ્યા તો તમારી અને તમારા આશ્રિતોની અધઃપતન દશા થવામા સ્વયંકારણીભૂત ઠરશો. ચેતનજી ! હને વારંવાર જ્ઞાનીગુરુ કથે છે કે તું મોહનિદ્રાનો ત્યાગ કર અને સ્વાત્મબોધથી જાગ્રત્ થા તે વાત હવે ધ્યાનમા લે અને કર્તવ્યકાર્યો કરવામાં અપ્રમત્ત બની ઊઠ. **ગ્રીસે જ્યારે પોતાને ઓળખવાની શિક્ષાનો ત્યાગ કર્યો ત્યારથી તેની અધઃપતન દશા થઇ. આર્યાવર્ત પણ જ્યારથી સ્વાત્મશક્તિયોને ઓળખી શક્યું નહિં અને મોહનિદ્રામાં સ્વાત્મશક્તિયોનો દુરુપયોગ કર્યો ત્યારથી તે વ્યષ્ટિ અને સમષ્ટિની પરસ્પરની ઉચ્ચ દશાથી ભ્રષ્ટ થયું**; તેથી શતકે શતકે પતિત થયું; માટે હે મનુષ્ય ! તું પોતે જાગ્રત્ થઇ ઉઠીને સર્વ મનુષ્યોને જગાડ કે જેથી હારી પ્રગતિ અને સમષ્ટિની પ્રગતિમાં પરસ્પરના વિઘ્નો દૂર થઇ જાય વ્યક્તિરૂપ વ્યષ્ટિની પ્રગતિમાં સમષ્ટિના ઉપગ્રહની પ્રગતિની ઉપયોગિતા છે એવું મોહનિદ્રાનો ત્યાગ કરી અવબોધ; ચેતનજીને વારંવાર શ્લોકોદ્વારા હિતશિક્ષા દેવામાં આવે તેથી કોઈ જાતનો પુનરુક્તિદોષ અવબોધવો નહિ. ચેતનજી ! હવે મોહનિદ્રાથી જાગ્રત્ થાઓ અને આત્માના કર્તવ્યો કરવામા તત્પર થાઓ. આત્માની જ્ઞાનાદિક ગુણોવડે પ્રગતિ થાય તે માટે મોહનિદ્રાનો ત્વરિત ક્ષય કરવો જોઇએ. ઇંગ્લાંડ જર્મની રૂશીયા વગેરે દેશોની સાસારિક ઉન્નતિ હાલ સર્વ કરતા વિશેષ છે, પરન્તુ હાલ ત્યા મહાભારતના કરતા મોટું ભયંકર યુદ્ધ ચાલે છે અને તેમાં અનેક શોધકો–વિજ્ઞાનીઓ–કવિયો–લેખકો–ગ્રન્થકારો વગેરે લાખો નામાંકિત મનુષ્યોનો ક્ષય થાય છે તેનું કારણ ખરેખર મોહ છે. અન્તરમાં ઉંડા ઉતરીને તપાસવામા આવશે તો એમજ જણાશે કે સર્વ દેશના મનુષ્યો મોહથી સંકુચિતદષ્ટિ ધારણ કરીને **अयं निजः परो वेत्ति, गणना लघुचेतसाम्**ની પ્રવૃત્તિમા પડી સ્વપરનો નાશ કરે છે અને **उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्**–દૃષ્ટિથી ભ્રષ્ટ થઇ લોભાંધ–સ્વાર્થાંધ અને મોહમર્યાદિતદૃષ્ટિવાળા બનીને વિશ્વની પ્રગતિના સ્થાને વિશ્વની અવનતિ થાય એવી યાદવાસ્થળી રચે છે. ખરેખર

સાંસારિક ગમે તેવી ઉચ્ચસ્થિતિમા મનુષ્યો હોય પરંતુ જો તેઓમાં મોહના વિચારોનો પ્રવેશ થાય છે તો ક્લેશદાવાનલથી તેઓના ઉત્તમ બગીચાઓ બળીને ભસ્મીભૂત થઇ જાય છે. આ સંસારરૂપ બગીચાઓમા અનેક જીવો પરસ્પર એકબીજાના ઉપર અશુભ વિચારો કરીને અને પરસ્પરનું અશુભ કરીને સ્વયમેવ વિનાશ પામે છે. મોહથી હૃદયમાં શુભ વિચારો પ્રગટતા નથી અને અશુભ વિચારોનો પ્રવાહ પ્રકટયા કરે છે. રાવણે સીતાનું મોહથી હરણ કર્યું અને પોતાના બગીચામા લઇ ગયો તેને મંદોદરી અને બિભીષણે અનેક યુક્તિઓવડે સમજાવી સીતાને પાછી આપવા કહ્યું; પરંતુ અભિમાનના શિખરે આરોહિત રાવણે કોઈની શિક્ષા માની નહી અને રામની સાથે યુદ્ધ કરવામાં લંકાની જાહોજલાલીના નાશની સાથે સ્વયં વિનષ્ટ થયો. હાલ જુઓ એ લંકામાં પૂર્વસમાન પુરુષો હવે કયા છે? **કોઇ દેશ કોઇ કોમ કોઇ રાજ્ય કોઇ સમાજ જ્યારે સાંસારિક વ્યાવહારિક પ્રગતિના શિખરે આરોહે છે ત્યારે તેને મોહ હેઠલ પાડવા દાવ લાવીને તાકી રહે છે, અને ઇર્ષ્યા નિન્દા અહંકાર નામરૂપની વાસના, લોભ કામ આદિ અનેક રૂપો ધારણ કરી તેમાં પ્રવેશ કરે છે અને પશ્ચાત્ તેને પગ તળે કચરાતી કરી નાખે છે.** આટલાંટિક મહાસાગરના સ્થાને પૂર્વે એક મોટો દેશ હતો અને ત્યાં જૈનલોકોના જેવા મનુષ્યોની વસતિ હતી, પરંતુ ત્યાના મનુષ્યો પરસ્પર એકબીજાનું અશુભ કરવા લાગ્યા અને મનુષ્યોમા રહેલા આત્માઓ કે જે પરમાત્માઓ છે તેને દુઃખ દેવામાં પરસ્પર પ્રવૃત્ત થયા અને હિંસાવડે દેશને રક્તમય કરવા લાગ્યા ત્યારે તે દેશપર સાગર ફરી વળ્યો. આ ઉપરથી સમજવાનું મળે છે કે મોહથી જ દેશની કોમની અને ધર્મસમાજની પાયમાલી થાય છે. આર્યાવર્ત પશ્ચાત્ ઈરાનનો ઉદય થયો. ગ્રીસનો ઉદય થયો અને ઇજીપ્તનો ઉદય થયો પરન્તુ તે તે દેશસ્થ મનુષ્યો મોહના ઉપાસક બની ગયા. જડવસ્તુઓની કિંમત કરતા મનુષ્યોની કિમ્મત ધૂલ સમાન પણ ન સમજવા લાગ્યા અને પરસ્પર મનુષ્યોના શરીરોમા રહેલા આત્માઓને તિરસ્કાર કરી તેઓને કચડી નાખવાની પ્રવૃત્તિ કરવા લાગ્યા. નામરૂપના મોહમા ફસાઈ જઈને જડ વસ્તુઓ પૂજવા લાગ્યા અને જડવસ્તુઓના લોભથી અન્ય મનુષ્યોના લોહી ચુસવા લાગ્યા પરસ્પર એકબીજાની સાથે મહાયુદ્ધો કરવા લાગ્યા તેથી તેઓ મોહના દાસ બની પરમાત્માથી દૂર ખસવા લાગ્યા તેથી ઈરાન ઈજીપ્ત ગ્રીસ વગેરે દેશોની પડતી થઈ અને હાલ પણ તેઓ પડતીમા છે અને ઉધેહીથી સડી ગયેલા વૃક્ષોના જેવી તે તે દેશોની સ્થિતિ છે. **જીવતા આત્માઓના ઉપર પૂજ્યભાવ જે દેશમાં નથી અને જે દેશ ઘોરપૂજક છે તે દેશમાં મોહને જીતીને સર્વ મનુષ્યોને જાગ્રત્ કરે એવા પુરુષો પેદા થતા નથી** અને તે દેશની પડતી થાય છે. આ વિશ્વમા મનુષ્યો પશુઓ પંખીઓ વગેરે જીવોને પોતાના આત્માની સમાન દેખવામા જે ધર્મ નિરોધ નાખે છે અને અમુક

ધર્મના વિચારોથી ભિન્ન વિચારવાળા મનુષ્યો પર વૈર અને અશુભ કરવાની વૃત્તિઓ ઉત્પન્ન કરે છે એવો કોઈપણ ધર્મ આ વિશ્વમાં ટકવાને લાયક હોતો નથી. અરસ્તુ કે તે મોહના વિચારોને પૂજનારો છે પશ્ચાત્ ભલે તે અમુક ધર્મના નામથી પ્રસિદ્ધ હોય પરન્તુ તે મનુષ્યોપર વૈરવૃત્તિ ના ઝેરભર્યા ફુવારાના ત્રાસ અને ધર્મના નામે વિશ્વમાં ટકવાની નીતિઓ વહેવરાવતો હોય તો એવા મોહગર્ભિત ધર્મને અને તેના દેવ તથા તેના ગુરુને કોટિ ગાઉ દૂરથી નમસ્કાર હો. કોઈપણ ધર્મના નામે નાસ્તિકોની અન્યધર્મવાળા મનુષ્યોના આત્માને તિરસ્કારની અને નીચદૃષ્ટિથી જોવાનું જે શીખવે તેને ધર્મના નામને છાજે તેમ નથી. વિશ્વવર્તિ પ્રત્યેક આત્માની સાથે સર્વ જીવોના શુદ્ધપ્રેમથી એકત્વ કરીને તેઓના હૃદયની ઉન્નતિ કરવાને અને સર્વાનુ વિશ્વવર્તિ જીવોના દુઃખોના નાશ કરવા જે શુદ્ધતાને પ્રેરે છે તેજ ધર્મ ખરેખર વિશ્વનાં જીવવા યોગ્ય છે. પરસ્પર એક બીજા મનુષ્યોનાં જ્યાં હૃદયો પૂજાય છે અને એકબીજાના દુઃખોમાં ભાગ લેવામાં જ્યાં ધર્મની મહત્તા મનાય છે તેજ ખરેખર ધર્મ છે અને તેજ ધર્મની રક્ષા કરવી ઘટે છે. મોહથી મનુષ્યો અધર્મને ધર્મ માનીને પરસ્પર લડવાની પ્રવૃત્તિમાં ભાગ લઈ શકતા નથી. ધર્મ-માર્ગના વિચારોમા મોહ તે દાવાનલ સમાન છે માટે મોહનિદ્રાનો ત્યાગ કર્યા વિના છૂટકો થવાનો નથી. એક મનુષ્ય ધર્મનો ઢોળ કરી બાજુ અને અને પોતે દૂધપાક વગેરે ઊડાવે અને સામા ગરીબ લોકો ટળવળે તેના સામું દેખે નહિ; શું એ તેની પ્રભુભક્તિ છે? પ્રત્યેક મનુષ્યમાં વા પ્રત્યેક પ્રાણીમાં પ્રભુ માનીને તેની સેવાભક્તિ ન કરવામા આવે અને તેઓને પોતાના આત્મસમાન માની તેઓની સાથે એકહૃદયતા ધારણ કરવામાં ન આવે ત્યાંસુધી પ્રભુના નામે અનેક પોકારો કરવામા આવે તહોયે શુ? ખરેખર કંઇ નહિ અન્ય જીવોને પોતાના આત્મા સમાન દેખવામાં કોઈ જાતનો બાહ્યનિમિત્તોવડે મોહ ન ઉપજે ત્યારે સમજવું કે હવે કઇ મોહનિદ્રા ટળવા માંડી છે અને જાગ્રત્ થઇ વિશ્વમાં ઉત્તમ કાર્ય કરવાનું આવ્યું છે. મોહનો પડદો પોતાના પરથી ખસતાં અન્ય મનુષ્યોના વાસ્તવિક આત્માઓને દેખવાની શકિત પ્રગટવાની સાથે મૈત્રી પ્રમોદ માધ્યસ્થ્ય અને કારુણ્ય-ભાવના પ્રકટવી જોઈએ અને તે આચારમા મૂકાવાની સાથે તેનો અનુભવ આવે ત્યારે અવબોધવું કે હવે કંઇ જાગ્રત્ થવાનું કાર્ય કરવાને ઉઠવાની યોગ્યતા આવી છે. સર્વ જીવોના ભલામાં અને તેઓના દુ:ખ હરવા માટે હૃદયમા શુદ્ધ પ્રેમ અને સેવાની ભાવ-નાઓ પૂરજોસમા સિન્ધુના પૂરની પેઠે ઉછળતી હોય ત્યારે સમજવું કે મોહનિદ્રાનો વિલય થવા લાગ્યો છે અને કંઇક જાગ્રત્ દશા થઇ છે. ધર્મના મતભેદ પ્રભેદોની ચર્ચાઓના ખંડન-મંડનમાં મોહના ઉછાળા પ્રગટતા હોય ત્યા ચેતનજી ઊંઘેલા જાણવા અને તેઓને તત્સમયે મોહરાજા લુંટતો હોય એમ અવબોધવું. ત્હારા હૃદયમા પરમાત્મા છે; મોહ અગર શયતાનવશ જો ત્હારૂં મન ન થાય તો મોહનિદ્રાથી મુક્ત થવાને માટે તું લાયક

છે. જે મનુષ્ય મોહના વશમા રહીને દેશસેવા-ધર્મસેવા-વિશ્વસેવા-સંઘસેવા-જ્ઞાતિસેવા અને સાર્વજનિક કાર્યો કરવા જાય છે તે જગત્‌ને લાભના બદલે હાનિ વિશેષ કરી શકે છે અને પોતાના આત્માની ઉન્નતિમા પ્રવૃત્ત થતા અનેક સ્થાનોમા આથડી પડે છે. જ્યા સુધી મોહનિદ્રાના ઘેનથી ઘેરાયલો આત્મા છે ત્યા સુધી તે અન્ધ મનુષ્યના જેવો છે તેથી તેમને ગમનાગમનની અને કયા જવું તેની ગુઝ પડે નહિ અને તેથી તે સ્વાત્મકાર્યો અને પરાત્મકાર્યોનો ભેદ અવબોધી શકે નહિ તેથી તે જે જે કરે તેમા આધળો દળે અને પાડું ખાઇ જાય જેવી દશાને પ્રાપ્ત કરી શકે એમ સંભવી શકે છે. અતએવ સર્વથી શ્રેષ્ઠ કાર્ય એ છે કે મોહનિદ્રાનો નાશ કરવો જે મનુષ્યો કુંભકર્ણની નિદ્રાની પેઠે મોહનિદ્રામાં લીન બની ગએલા છે તે મનુષ્યો "અંધો અંધ પલાયની" પ્રવૃત્તિને સેવનારાઓ જાણવા. જ્યારે જ્યારે મનુષ્યો મોહનિદ્રામા લીન થઈ જાય છે અને અન્ધ પ્રવાહથી પ્રવૃત્ત થઇ જગત્‌ને અન્ધકારમા નાખે છે ત્યારે તીર્થંકર જેવા મહાપુરુષોનો પ્રાદુર્ભાવ થાય છે અને તેઓ જગત્‌મા પ્રવર્તેલી મોહનિદ્રાને હઠાવે છે. મોહને હઠાવવા માટે અન્તરમા ઉપયોગ રાખવાની જરૂર છે. કપટભક્તિ ડોળથી વા કપટક્રિયાથી મોહનિદ્રાનો નાશ થતો નથી પરંતુ ઉલટી તે તો વૃદ્ધિ પામે છે. અતએવ સરલપણે આત્માની ઉચ્ચદશા કરવા માટે આત્માના ગુણોના પ્રતિ લક્ષ્ય દેવું અને જડપદાર્થનો વ્યવહારદૃષ્ટિની આવશ્યકતાએ વ્યવહાર કર્યા છતા અને વ્યાવહારિક આવશ્યક કાર્યો કરવા છતા અન્તરમાં મોહ ન ધારવો જોઇએ. જેમજેમ નિર્મોહદશા થતી જાય છે તેમ તેમ આત્મકાર્યો કરવાની ખરેખરી શક્તિયો પ્રગટ થતી જાય છે. જેમ જેમ મોહનિદ્રાનો ત્યાગ કરવામા આવે છે તેમ તેમ અન્તરમા સ્વાત્મબોધ થતો જાય છે અને આત્મજાગૃતિવડે સર્વ દૃશ્યાદૃશ્ય પદાર્થો અવલોકાય છે અને સ્વાત્મકાર્યો કરવાને ઉઠી ગકાય છે તે માટે પોતાના ચેતનજીને કહેવામા આવે છે કે હે ચેતન! તું મોહનિદ્રાનો ત્યાગ કરી સ્વાત્મબોધથી જાગ્રત થઈ ઉઠ અને ઉત્સાહવડે સ્વાત્મકાર્યોને કર

અવતરણ—ઉત્તમ વ્યવહારવડે કૃત્યાકૃત્ય વિવેકપુરસ્સર ભવિતવ્યતાનુસારે થવાનું હશે તે થશે એમ માની કર્તવ્યકાર્ય પ્રવૃત્તિની શિક્ષા દર્શાવવામા આવે છે.

શ્લોક

कृत्याकृत्यविवेकेन कर्तव्यं कार्यमेव यत् ।
उत्तमव्यवहारेण सेव्यं तत् स्वात्मशर्मदम् ॥ ५९ ॥
कार्यः कदापि नो शोकः यद्भाव्यं तद् भविष्यति ।
इति मत्वा प्रयत्नेन प्रवर्तस्व विवेकतः ॥ ६० ॥

**શબ્દાર્થ**—ઉત્તમ વ્યવહારવડે અને કૃત્યાકૃત્યવિવેકવડે જે કાર્ય કરવા યોગ્ય હોય તે કરવું. આત્માને સુખ આપનારૂં એવું કાર્ય સેવવા યોગ્ય છે. કર્તવ્યકાર્ય કરતા કદાપિ શોક કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તોપણ જે ભાવિભાવ બનવાનું હોય છે તે બને છે એમ માની શોક ન કરવો—એવું હૃદયમા માનીને વિવેકથી પ્રયત્નવડે કાર્યમાં પ્રવૃત્ત થા.

**વિવેચન**—જે મનુષ્યો કૃત્યાકૃત્ય વિવેકપૂર્વક કાર્ય કરે છે તેઓજ કર્મયોગી ખરેખરા બની શકે છે. કર્મયોગી તરીકે દાદાભાઇ નવરોજજી મોહનદાસ કરમચંદ ગાંધી વગેરે સાંસારિક પ્રવૃત્તિઓમા અગ્રગણ્ય ગણાય. તેનું કારણ એ છે કે તેઓ કૃત્યાકૃત્યના વિવેકપૂર્વક પ્રત્યેક કર્તવ્ય કાર્યોનો વિચાર કરે છે. ગોખલે સર્વત્ર કર્મયોગી તરીકે પ્રસિદ્ધિને પામ્યા તેનું કારણ એ છે કે તેણે આર્યાવર્તની પ્રગતિકારક પ્રવૃત્તિયોની કૃત્યાકૃત્યવિવેકથી પૃથક્કરણતા કરી બતાવી. શ્રીકૃષ્ણે મહાભારતના યુદ્ધમાં કૃત્યાકૃત્ય વિવેકવડે કર્તવ્યકાર્યોની પ્રવૃત્તિનો ઉપદેશ આપીને સર્વ સભાને સત્ય તરફ આકર્ષી હતી; પરંતુ કૌરવોએ કૃત્યા-કૃત્ય વિવેકની દૃષ્ટિનો અને કાર્યનો તિરસ્કાર કર્યો તેથી અન્તે કૌરવોનો પરાજય થયો અને પાંડવોનો જય થયો. જે મનુષ્ય કૃત્યાકૃત્યનો વિવેક કરે છે તે કર્તવ્યકાર્યોને પ્રથમથી અર્ધ તરીકે તો સિદ્ધ કરી લે છે. ભોળા ભીમમાં અનેક પ્રકારની શક્તિયો ખીલી હતી તેથી તે ગુજરાતનું રાજ્ય સારી રીતે કરી શકયો પરંતુ કૃત્યાકૃત્ય વિવેક વિના તેણે સોમેશ્વર તથા પૃથુરાજની સાથે નાહક યુદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત કર્યો. કરણઘેલામાં પણ કૃત્યાકૃત્ય વિવેકદૃષ્ટિની ખામી હતી તેથી તેણે અનીતિમાં પ્રવેશ કર્યો. શ્રીકુમારપાલરાજામા કૃત્યાકૃત્ય વિવેક સારી રીતે ખીલ્યો હતો તેથી તેણે ગુર્જર પ્રજાનું સારી રીતે પાલન કર્યું હતું અને ઉત્તમ વ્યવહારવડે તેણે કર્તવ્યકાર્યો કરીને ઇતિહાસના પાને પોતાનું અમર નામ કર્યું. કુમારપાલની પશ્ચાત્ ગાદીએ બેસનાર અજયપાલ રાજામા કૃત્યાકૃત્ય વિવેકની ઘણી ખામી હતી તેથી તે સર્વ પ્રજાનો પ્યાર મેળવી શકયો નહિ અને તેને કોઇએ મારી નાખ્યો. અમદાવાદમા ગુજરાતની ગાદીએ બેસનાર કેટલાક મુસલમાન બાદશાહોમાં કૃત્યાકૃત્યનો વિવેક ન હતો તેથી તેઓએ કેટલીક ધર્માન્ધપણાથી નકામી લડાઇઓ કરીને હિન્દુઓની અરુચિ વ્હોરી લીધી કૃત્યાકૃત્યવિવેકથી વ્યાવહારિક લૌકિક બાબતોમા અને ધર્મની બાબતોમા કાર્યસિદ્ધિ થાય એવી પ્રવૃત્તિ કરી શકાય અને તેથી અનેક મુશ્કેલીઓનો સહેજે અન્ત લાવી શકાય છે. અંગ્રેજ સરકારે કૃત્યાકૃત્યવિવેક અને ઉત્તમ લૌકિક વ્યવહારવડે કાર્યસિદ્ધિયોના વિજયને મેળવ્યો છે તે પ્રત્યક્ષ અદ્યપર્યન્ત અનુભવાય છે. કૃત્યાકૃત્ય વિવેક અને ઉત્તમ વ્યવહાર એ નીતિની સાનુકૂલતાને ભજે છે. મનુષ્યોની રુચિને પોતાના પ્રતિ આકર્ષવામા અને મનુષ્યોના અભિપ્રાયને ધ્યાનમાં લઈ કર્તવ્ય સાર્વ-જનિકકાર્યો કરવામા અથવા વ્યક્તિસંબંધી કાર્યો કરવામા કૃત્યાકૃત્યના વિવેક વિના એક

ક્ષણુમાત્ર સર્વ વિશ્વને ચાલે તેમ નથી. કૃત્યાકૃત્ય વિવેક વિના રાજાને પ્રજાને શેઠને નોકરને વિદ્યાર્થીને ગુરુને શિષ્યને સ્વામીને સેવકને પ્રધાનને વ્યાપારીને ખેડુતને ક્ષત્રિય અને બ્રાહ્મણુ વગેરેને પ્રત્યેક કાર્યમા ચાલી શકે તેમ નથી દિલ્લીના એક બાદશાહે દીલ્લીથી લોકોને ઉચાળો ભરાવી અહમદનગરમા વસવાની ગાડાઇ કરી અને તેમાં તે અંતે ફાવ્યો નહિ અને હાલ પણુ લોકો તેને ગાડા બાદશાહ તરીકે ઓળખે છે. કૃત્યાકૃત્ય વિવેકવિના વિશ્વમા મહાન્ કાર્યો કરી શકાતા નથી અને જે જે કાર્યો કરવામા આવે છે તેથી વિજય પ્રાપ્ત થઇ શકતો નથી. આર્યાવર્તમા એક વખત બ્રાહ્મણોએ શૂદ્રવર્ણનો હદબહાર તિરસ્કાર કર્યો અને તેઓની સ્થિતિ સુધારવામા ભણાવવામા કેળવણી આપવામા અને તેઓને સુખી કરવામા લક્ષ ન દીધું તેનુ ફળ તેઓને એ મળ્યું કે તેઓ અધ પતન દશાને પામ્યા. આપણી પોતાની ફરજોને અન્ય મનુષ્ય પ્રતિ કૃત્યાકૃત્ય વિવેકવડે ન બજાવીએ તો પતિતદશાને પામીએ એ ખરેખર અનુભવગમ્ય છે. કૃત્યાકૃત્ય વિવેકવડે સંસારરૂપ એક આગબોટમા બેઠેલા ભિન્નજાતિ તથા ભિન્નભિન્નધર્મવાળા મનુષ્યોએ સ્વશક્તિના અનુસારે પરસ્પર એકબીજાની પ્રગતિમા ભાગ લેવો જોઇએ અને કોઇનું અશુભ થાય એવી મન વચન અને કાયાથી પ્રવૃત્તિ ન આદરવી જોઇએ તથા કૃત્યાકૃત્ય વિવેકપુરસ્સર સ્વશકિતયોનો શુભ ઉત્તમ વ્યવહારવડે સદુપયોગ કરવો જોઇએ. સાધુઓએ ગૃહસ્થને ઉચ્ચપ્રગતિનો પરિપૂર્ણ કાળજી રાખી બોધ ન દીધો તેનું પરિણામ એ આવ્યું કે ઉત્તમ ગૃહસ્થ મનુષ્ય પ્રકટચા નહિ અને તેથી ઉચ્ચસાધુઓની ગૃહસ્થો તરફથી ખોટ પુરાતી હતી તે બંધ પડી ગઈ અને તેથી ઉચ્ચજ્ઞાની સાધુઓ ઘટવા લાગ્યા અને દંભીઓ વધવા લાગ્યા. તેથી હાલ મોટા ભાગે સાધુઓમા અજ્ઞાનદશા વધી પડી છે, કોઇ મનુષ્ય અન્યોને નીચ અધમ રાખવા માટે અને પોતે ઉચ્ચ થવા માટે પ્રયત્ન કરે છે તો તે કૃત્યાકૃત્ય વિવેકથી ભ્રષ્ટ થઇ પતિત થાય છે. જેણે પોતે ઉચ્ચ થવુ હોય તેણે આજુબાજુના સર્વ મનુષ્યોને કૃત્યાકૃત્ય વિવેકવડે ઉચ્ચ કરવા જોઇએ કે જેથી તેની ઉચ્ચદશામાથી તે ભ્રષ્ટ થઈ ન પડે સર્વ ઝાડોની ઝુંડીમા ઊંચું વધેલુ ઝાડ અન્ય ઉચા ઝાડોની સાહાય્યથી વંટોળના જોરે એકદમ તુટી પડતું નથી અને આજુબાજુ અન્ય ઉંચા વૃક્ષો નથી હોતા તો તે વંટોળથી પૃથ્વી પર તુટી પડે છે. એમ અનેક જગ્યોએ દેખવામાં આવે છે. કૃત્યાકૃત્ય વિવેકવડે જે જે કાર્યો કરવામા આવે છે–તેમા અન્ય મનુષ્યોની સહાનુભૂતિયો પ્રાપ્ત કરી શકાય છે અને તેથી જે કાર્યો કરવાના અશક્ય ધાર્યા હોય તે સુશક્ય થઇ પડે છે અંગ્રેજ સરકારનું ભરુચમા રાજ્ય સ્થપાયું ત્યારે ભરુચના બ્રાહ્મણોએ અંગ્રેજ સરકારનુ શાંતિ ઇચ્છવા યત્ન કર્યો તે શુ બતાવી આપે છે ? અન્ય રાજાઓના અનીતિ રાજ્યથી ત્રાસિત થયેલી પ્રજા ખરેખર કૃત્યાકૃત્ય વિવેકથી રાજ્ય કરનાર સરકારને ચાહે એમા આશ્ચર્ય શું ? અંધકાર અન્યાય જુલમ અનીતિ અજ્ઞાન દીવાનાપણાદિ [illegible]

લાગણી આકર્ષી શકાતી નથી; તેથી બ્રિટીશ સરકારના ન્યાયી રાજ્યને ભારતની પ્રજાએ ઇચ્છયું તે ઉપરથી દેશી રાજાઓએ રાજ્યશાસનમાં કૃત્યાકૃત્યના વિવેકના ધડો, અંગ્રેજ સરકાર પાસેથી લેવો જોઇએ અને પોતાની ભૂલો સુધારવી જોઇએ. પ્રજાની લાગણી ન દુઃખાય અને પ્રજાની લાગણીને માન આપી સર્વ મનુષ્યોની સર્વ વ્યાવહારિક વિષયોમાં પ્રગતિ થાય એવી રીતે કૃત્યાકૃત્ય વિવેકપુરસ્સર દ્રવ્યક્ષેત્રકાલભાવથી પ્રવૃત્તિઓ સેવવાની જરૂર છે. મહાજનોએ જે આદર્યો હોય અને જે વ્યવહારથી સર્વનું સર્વ બાબતોમાં શ્રેય થતું હોય તેવા ઉત્તમ વ્યવહારવડે આત્માને સુખપ્રદ કાર્યો કરે છે, તેઓ ખરેખર આ વિશ્વમાં લૌકિક આદર્શપુરૂષો તરીકે સ્વજીવનને જાહેર કરી શકે છે, અને તેઓના ઉત્તમ વ્યવહારની અન્ય મનુષ્યો ઉપર ઘણી સારી અસર થાય છે. અકબર બાદશાહે હિન્દુઓ અને મુસલમાનો સાથે સમદૃષ્ટિથી ઉત્તમ વ્યવહારવડે વ્યવહાર આચરવા માંડયો તેથી તેણે મોગલ શહેનશાહીનો મજબૂત પાયો નાખ્યો પરંતુ ઔરંગઝેબના અશુભ વ્યવહારથી તેનો નાશ થયો એમ ઐતિહાસિકદૃષ્ટિથી તેઓ બન્નેના કૃત્યનું નિરીક્ષણ કરનારને સહેજે સમજાશે. ઐતિહાસિક દૃષ્ટાન્તોથી કૃત્યાકૃત્યનો વિવેક અવબોધીને શુભવ્યવહારવડે કર્તવ્ય કાર્યોને કરવા જોઇએ. આત્માને સુખ આપનાર-વિશેષણવિશિષ્ટ કાર્ય કરવાનું જણાવવામાં આવ્યું તેનું કારણ એ છે કે સ્વાત્મસુખપ્રદ જે કાર્ય ન હોય તે કાર્ય કરવાથી પોતાને કોઇ જાતનો ફાયદો થઇ શકતો નથી. હાનિકારક પ્રવૃત્તિયોનો ઉપર્યુક્ત વિશેષણથી પરિહાર થાય છે અને અન્ય મનુષ્યોને પણ જે જે પ્રવૃત્તિયો હાનિકારક થતી હોય તેઓનો પણ ઉપલક્ષણથી નિષેધ થાય છે. જે જે વિચારો અવનતિકારક હોય અને સ્વાત્માની પતિતદશા કરનારા હોય તેઓનો દૂરથી ત્યાગ કરીને કર્તવ્યકાર્યો કે જે સુખપ્રદ તરીકે નિર્ણીત થયા હોય તેઓને કરવા જોઇએ. ઉન્નત ઉદાર અને વાસ્તવિક સ્વતંત્ર વિચારોથી જે જે સ્વાત્મસુખપ્રદ કાર્યો કરાય છે તે કાર્યોથી પોતાની ઉત્ક્રાન્તિ થાય છે એટલું તો નહિ પરંતુ સર્વ જગત્‌ની અધિક પ્રમાણમાં ઉત્ક્રાન્તિ થાય છે સ્વાત્મશર્મપ્રદ એ વિશેષણથી સ્વાત્મદુઃખપ્રદ એવા પાપમય અનીતિમય કાર્યોને ન કરવા જોઇએ ભૂતકાલમા સ્વાત્મસુખપ્રદ પ્રવૃત્તિયો જે હતી તે વર્તમાનમા દ્રવ્યાદિક યોગે તેવા પ્રકારની નથી. વિશ્વમા સુખપ્રદ પ્રવૃત્તિયોમા-કાર્યોમા અનેક પરિવર્તન થયા કરે છે અને તેથી જે મનુષ્યો ભૂતકાલના કાર્યોની પ્રશંસા કરીને વર્તમાનમા જે જે સુખપ્રદ પ્રવૃત્તિયોને માન આપતા નથી તેઓ ઉત્ક્રાન્તિના માર્ગથી વિમુખ રહી અન્તે પશ્ચાત્તાપપાત્ર બને છે આ વિશ્વમા પ્રત્યેક વસ્તુના ભૂતકાલમા અનન્ત પરિવર્તનો થયા વર્તમાનમા થાય છે અને ભવિષ્યમા થશે. સાગરમા અનેક કલ્લોલોરૂપ પરિવર્તનો થયા કરે છે. તદ્વત્ સ્વાત્મસુખપ્રદ વ્યાવહારિક કાર્યપરિવર્તનો ભૂતકાલમાં અનન્ત થયા વર્તમાનમા થાય છે અને ભવિષ્યમા અનન્ત પરિવર્તનો થશે. વર્તમાનમા સુખ સાધનભૂત જે કાર્યરૂપ પરિવર્તનો હોય છે તેનું વર્તમાનમાં સેવન કરવું જોઇએ. વર્તમાનમાં

સ્વાત્મસુખપ્રદ જે જે કાર્ય કરવાનું હોય તે તેણે કૃત્યાકૃત્ય વિવેક અને ઉત્તમ વ્યવહારવડે આદરવું જોઇએ. લોહવણિકની પેઠે કૃત્યાકૃત્ય વિવેકથી કદાપિ ભ્રષ્ટ ન થવું જોઇએ અને દુઃખપ્રદ કદાગ્રહવશ ન વર્તવું જોઇએ. એક નગરમા ત્રણ મિત્રો રહેતા હતા. તેઓએ એક વખત પરદેશ વ્યાપાર કરવા માટે વિચાર કર્યો. ત્રણે મિત્રોએ પરસ્પર એક બીજાની સાથે એક દૃઢ નિશ્ચય કર્યો અને એક પર્વતની ખીણમાં આવ્યા. ત્યાં તેઓએ એક લોઢાની ખાણ દેખી તેમાંથી ત્રણે મિત્રોએ ત્રણ ગાંસડીઓ બાન્ધી લીધી. આગળ જતાં એક તાંબાની ખાણ દીઠી ત્યારે બે મિત્રોએ લોહું મૂકીને તાંબાની ગાંસડીઓ બાન્ધી અને એક કદાગ્રહી મિત્રે તો વિચાર કર્યો કે મોટા પુરુષ ગ્રહણ કરેલાને છોડતા નથી જે ગ્રહ્યું તે ગ્રહ્યું. મૂર્ખ મનુષ્યો ગ્રહણ કરેલાનો ત્યાગ કરે છે એવો વિચાર કરીને તેણે લોઢાનો ત્યાગ કર્યો નહિ. ત્રણ મિત્રો આગળ ચાલ્યા. ચાલતા ચાલતાં તેઓએ એક રૂપાની ખાણ દીઠી તેમાથી પેલા બે મિત્રોએ તાંબું ત્યજીને રૂપું બાન્ધી લીધું પરન્તુ પેલા આગ્રહી મનુષ્યને તો મિત્રોએ અત્યંત સમજાવ્યો તોપણ તેણે લોહનો ત્યાગ કર્યો નહિ. આગળ ચાલતા એક સુવર્ણની ખાણ આવી. તેમાથી બે મિત્રોએ રૂપાનો ત્યાગ કરી સુવર્ણ બાન્ધી લીધું, પણ આગ્રહી મનુષ્યે તો લોઢાનો ત્યાગ કર્યો નહિ. આગળ જતા એક રત્નની ખાણ આવી ત્યારે પેલા બે મિત્રોએ રત્નોની ગાંસડીઓ બાંધી લીધી અને પેલા લોહવણિકને બહુ સમજાવ્યો પરંતુ તે એકનો બે થયો નહિ ત્રણ મિત્રો ઘેર આવ્યા. પેલા બે મિત્રોએ મોટી હવેલીઓ બંધાવી અને ધનવંત બન્યા. પેલો લોહવણિક તો લોઢાને વેચી થોડા પૈસા કમાયો અને દુઃખી રહ્યો તેની સ્ત્રીએ તેની એવી પ્રવૃત્તિથી તેને ઘર બહાર કાઢી મૂક્યો અને તે મહાદુઃખી બની મિત્રોની પાસે ગયો. તેઓએ તેને સુખી કર્યો. લોહકારવણિકના દૃષ્ટાન્તથી સમજવાનું કે વર્તમાનમા જે જે સુખ સાધનના ઉપાયો હોય તેનો સ્વીકાર કરવો જોઇએ, પણ કદાગ્રહ કરી સુખપ્રદ કાર્યપ્રવૃત્તિયોનો તિરસ્કાર કરવો ન જોઇએ. વર્તમાનકાલમા જે જે શર્મપ્રદ પ્રવૃત્તિયો દેખાતી હોય તેને આદરવામાં મૂઢતા ન ધારવી જોઇએ ભૂતકાલમાં પોતાની ગમે તે સ્થિતિ હોય વા ભૂતકાલમાં દેશની સમાજની ગમે તેવી સ્થિતિ હોય પરંતુ વર્તમાનમા યદિ સુખપ્રવૃત્તિયોને ન સેવવામાં આવતી હોય અને લોહવણિકની પેઠે કૃત્યાકૃત્ય વિવેક વિના હઠવાદ કરવામાં આવતો હોય તો લોહવણિકની પેઠે પશ્ચાત્તાપપાત્ર બની શકાય છે. દેશની સમાજની સંઘની કોમની જ્ઞાતિની મંડલની અને સર્વ વિશ્વની ઉન્નતિ કરવામાં વર્તમાનકાલાનુસારે જે જે કાર્યો કરવાવડે ઉન્નતિ થાય અને જે જે સુધારાઓ કરવાવડે ઉન્નતિ થાય તે તે કાર્યો–તે તે સુધારાઓ કરવા જોઇએ અને લોહવણિકની પેઠે કૃત્યાકૃત્યનો વિવેક ન કરતા કદાગ્રહ કરી અવનતિના ખાડામા ન ઉતરવું જોઇએ. વર્તમાન જમાનાને માન

આપી સર્વ પ્રકારે ઉન્નતિ થાય એવી પ્રવૃત્તિયોને કૃત્યાકૃત્ય વિવેકથી આદરવી જોઇએ અને ઉત્તમ વ્યવહારથી વિશ્વમાં પ્રવર્તી કર્ત્તવ્ય કાર્યોને સેવવાં જોઇએ. કૃત્યાકૃત્ય વિવેક અને પ્રામાણ્યનીતિસિદ્ધ ઉત્તમ વ્યવહારને આત્મશર્મપ્રદકર્તવ્યકાર્યમાં પ્રવર્તતાં કદાપિ નિષ્ફલતાદિ પ્રાપ્ત થાય તથાપિ કર્તવ્યકાર્ય કરતાં કદાપિ શોક ન ધારવો જોઇએ. જે જે સમયે જે જે કર્તવ્ય કાર્યો કરવાનાં હોય તે તે સમયે તે તે કર્તવ્યકાર્યોની સિદ્ધિ ન થાય ત્યારે મનની એવી સ્થિતિ થાય છે કે તે શોકના વિચારો કરે છે અને આત્મશક્તિયોની અવ્યવસ્થિત દશા થઈ જાય એવી ધમાધમ કરી મૂકે છે; પરન્તુ તત્સમયે કાર્યપ્રવૃત્તિથી પ્રવર્તતાં यद् भाव्यं तद् भविष्यति જે બનવા યોગ્ય હશે તે બનશે ઇત્યાદિ વિચાર કરી પ્રવૃત્તિ કરવી પરંતુ મનમાં એક ક્ષણમાત્ર શોક-અનુત્સાહ અધર્મ અને દીનતાનો વાસ થવા દેવો નહિ. કાર્યપ્રવૃત્તિ કરતાં અનેક શોકના કારણો ઉપસ્થિત થાય એવું બને તથાપિ ચેતનજીએ ધૈર્ય સંરક્ષીને ચિંતવવું કે इदमपि गमिष्यति આવી ચિન્તાની શોકની સ્થિતિ પણ વિલય પામશે. કાર્ય કરતી વખતે ભિન્ન ભિન્ન ધર્મવાળાઓ મનમાથી શોકના અને અનુત્સાહના વિચારોને દૂર કરવા માટે ભિન્ન ભિન્ન આશયવાળાં વાકયોને પ્રવદે છે. કેટલાક મનુષ્યો તો અમુક કાર્ય કરતા વિપરીત પરિણામ પ્રાપ્ત થાય છે ત્યારે કથે છે કે પ્રભુને ગમ્યું તે ખરું કેટલાક એમ કથે છે કે જેવી હરિની ઈચ્છા કેટલાક જેવું કર્મમા લખ્યું હોય છે તે પ્રમાણે બને એમ કથે છે. કેટલાક એમ કહે છે કે જેવી કુદરતની મરજી. કેટલાક એમ કથે છે કે જે બનવાનું હોય છે તે બને છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન આશયવાળા વાકયોવડે મનને સમજાવી આત્માને શાન્ત કરી કાર્ય પ્રવૃત્તિમા પ્રવૃત્ત રહ્યા કરે છે. ભગવદ્ગીતામાં कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन હે મનુષ્ય ! ત્વદીય અધિકાર કાર્ય કરવામાં છે પરન્તુ કાર્યોના ફલોમાં નથી એવી માન્યતા હૃદયમા ધારીને કર્મયોગીઓ કાર્યપ્રવૃત્તિ કરે છે અને તેમાં નિષ્ફલતાને પ્રાપ્ત કરે છે તો ત્વરિત તેઓ કથે છે કે અમારો કર્તવ્યકર્મ કરવાનો અધિકાર છે; પરન્તુ ફલસબંધી કશો વિચાર વા શોક કરવાનો અધિકાર નથી; માટે ફલ થાઓ વા ન થાઓ તત્સંબંધી વિચાર કરવાની આવશ્યકતા નથી. આ પ્રમાણે તેઓ માન્યતા ધરાવીને કર્મયોગને સેવે છે. કેટલાક જ્ઞાનયોગીઓ यद् यद् भवति तद्धितानि જે જે થાય છે તે હિતાર્થે થાય છે. જે થાય છે તે સારાને માટે થાય છે એવો પારિણામિક દૃઢ નિશ્ચય કરીને તેઓ કાર્ય પ્રવૃત્તિથી ભ્રષ્ટ થતા નથી. પશ્ચાત્ હઠતા નથી અને તેમજ શોક અનુત્સાહ ઉદ્વેગને સેવતા નથી જ્ઞાનયોગી यद्भाव्यं तद् भविष्यति જે થવા યોગ્ય હશે તે થશે, તેનો શોક કરવાની જરૂર નથી; માત્ર સ્વફરજને અદા કરવી જોઇએ એજ નિશ્ચયતઃ જે સદા કર્તવ્યપ્રવૃત્તિ રણક્ષેત્રમા મહાયોધની પેઠે નિર્ભયી થઈ ઘૂમ્યા કરે છે તેને જીવન અને મરણમા સમાનભાવ વર્તે છે. કર્તવ્યકાર્યોનો વિવેક

આરંભ્યા પશ્ચાત્ તે શોકાધીન થતો નથી, તે ફક્ત ફરજની દૃષ્ટિએ ઉત્તમ વ્યવહારવડે પ્રવર્તે છે પરંતુ અન્તરમા તે કોઈનાથી સંબંધ ધરાવતો નથી. કૃત્યાકૃત્ય વિવેકે અને પ્રમાણિકતા-નીતિસિદ્ધ સદુત્તમ વ્યવહારે કર્તવ્યકાર્યો કરવાની શૈલીને કર્મયોગી અનુસરે છે, પરન્તુ તેમાં તે અહંવૃત્તિથી નિર્મુક્ત હોવાથી શોક કરતો નથી. વાસ્તવિકદૃષ્ટિએ જ્ઞાની પોતાના આત્માને શિક્ષા આપે છે કે હે આત્મન્ ! ત્હારે શોક ન કરવો જોઇએ. આફ્રિકાના દરિયાકિનારે એક સ્ટીમર જતી હતી એવામા અણધારી વખતે તે એક ખડકની સાથે અથડાઈ પડી. સ્ટીમરમા બેન્ડ વાજું વાગવાનું શરૂ થયું. સ્ટીમરમાં રહેલા યોદ્ધાઓએ બાલકો અને સ્ત્રીઓને હોડીઓમા ઉતાર્યા હવે હોડીઓમા અન્ય પુરુષો બેસી શકે નહિ એવી સ્થિતિ થઇ પડી; તત્સમયે આગબોટ જલમા ડુબવા લાગી. યોદ્ધાઓ તોપો ફોડવા લાગ્યા અને પ્રભુગાન કરતા કરતા સ્વકર્તવ્ય ફરજ બજાવી દરિયાના તળીએ પહોચ્યા. સ્ટીમરના યોદ્ધાઓએ શોક ન કર્યો. પોતાનું કર્ત્તવ્ય બજાવવું એજ સ્વજીવન છે અન્યથા તો મૃત્યુ છે એમ સમજવાની સાથે આર્યાવર્તના મનુષ્યોમા કર્તવ્યકાર્ય કરતા અનેક શોકાદિક કારણો છતાં શોક નહિ ઉપજશે ત્યારે તેઓ આર્યાવર્તની અને સ્વસ્વ આત્માની પ્રગતિ કરી શકશે. ચાહે ગમે તે જાતનો દેશનો વા ધર્મનો મનુષ્ય હોય પરન્તુ કર્તવ્યફર્જ એજ સ્વજીવન છે એમ પ્રબોધી કાર્યપ્રવૃત્તિમા કોઇ જાતનો શોક નહિ કરે ત્યારે તે કર્મયોગના દુર્ગ માર્ગમાથી પસાર થઇ ઇષ્ટ સ્થાનને પ્રાપ્ત કરી શકશે. કર્તવ્યકાર્ય પ્રદેશથી અંશમાત્ર ચલાયમાન ન થવું એજ સ્વકર્ત્તવ્ય છે. એક વખત દરિયામા એક આગબોટને આગ લાગી આગબોટમા એક પિતા હતો તેણે પોતાના પુત્રને તુતક પર રહેવાની આજ્ઞા કરી. તુતક પર આગ લાગી પરન્તુ તેનો પુત્ર ત્યા જ સ્થિર ઉભો રહી પિતાની આજ્ઞાનિર્દિષ્ટ સ્વકર્તવ્યફર્જથી ત્યા ને ત્યા સ્થિર રહ્યો આગમા તે બળી ભસ્મીભૂત થઈ ગયો પણ ત્યાથી અંશમાત્ર ચલાયમાન થયો નહિ. તદ્વત્ પ્રત્યેક મનુષ્યે કૃત્યાકૃત્ય વિવેક અને પ્રમાણિકતાયુક્ત ઉત્તમ વ્યવહારથી કાર્ય કરવા; પરન્તુ કાર્યસિદ્ધિ ન થતાં, લાભ ન મળતા અને વિઘ્નો આવતાં શોક ન કરવો જોઇએ. જે બનવાનું હોય છે તે બન્યા કરે છે તેમા હે ચેતન ! ત્હારે શોક ન કરવો જોઇએ. આ વિશ્વમા પ્રત્યેક મનુષ્યે કર્ત્તવ્યકાર્યની ફર્જ અદા કરવામા સ્વધર્મ માનવો જોઇએ. स्वधर्मे निधनं श्रेयः સ્વધર્મમાં નાશ થાય તો તે શ્રેષ્ઠ છે, તેથી આત્મોત્ક્રાન્તિના માર્ગથી ભ્રષ્ટ થવાતું નથી અને અન્ય ભવમાં આત્મોત્ક્રાન્તિનો અનુક્રમ સદા પ્રવર્ત્યા કરે છે વ્યવહારત: અને નિશ્ચયત: સ્વકર્તવ્ય એ સ્વધર્મ છે અને તેથી મન વાણી અને કાયાની ક્રિયાઓની ફર્જ ખરેખરી રીતે બજાવાય છે શોક કરવાથી આત્માની શક્તિયો પર આઘાત થાય છે અને ઉત્સાહ પ્રયત્નમાં મન્દતા આવવાથી સ્વયમેવ કર્તવ્ય કાર્યપ્રવૃત્તિની ભ્રષ્ટતા થાય છે અને

તેથી કોઈ જાતનો લાભ પ્રાપ્ત થતો નથી. અમદાવાદમાં એક શેઠને વ્હાલામાં વ્હાલો પુત્ર હતો. શેઠ જૈનધર્મી હતા, ભરયૌવનાવસ્થામાં શેઠનો પુત્ર મરણ પામ્યો; શેઠે તેનાં મૃતકાર્યો કર્યા અને ઉપાશ્રયમાં મુનિપાસે આવી વ્યાખ્યાન શ્રવણ કરવા લાગ્યા. મુનિએ શ્રાવકને પૂછ્યું, તમારો પુત્ર મૃત્યુ પામ્યો તેથી તમને કેમ શોક નથી થતો ? શ્રાવકે પ્રત્યુત્તર આપ્યો કે ગૃહસ્થાવાસના ધર્મ પ્રમાણે પુત્રની ઉન્નતિ કરવી અને તેનું પ્રેમપૂર્વક પાલન કરવું એ મદીય વ્યવહાર-કર્તવ્યધર્મ પ્રમાણે મૃત્યુના ચરમસમય પર્યન્ત મેં ધર્મ બજાવ્યો; તેના આત્માને શાન્તિ મળે એવા સર્વ ઉપાયો મેં કર્યા તેમ છતાં આયુષ્યાવધિ પૂર્ણ થતાં તેનો આત્મા પરભવમાં ગયો; તે આત્મા અમર છે, તેણે દેહરૂપ વસ્ત્રનો ત્યાગ કરી અન્યભવમા અન્યદેહ-વસ્ત્રને કર્માનુસારે ધારણ કર્યું. તેના આત્માની સાથે મારે આત્મભાવથી વર્તવાની જરૂર છે. દેહરૂપ વસ્ત્રો તો સર્વ આત્માઓનાં બદલાય છે તેથી દેહરૂપ વસ્ત્રોનો વા મારા સ્વાર્થનો મારે શોક ન કરવો જોઇએ. જે બનવાયોગ્ય હોય છે તે બને છે તે સ્થિતિના આધીન સર્વ છે; એવો નિશ્ચય અવબોધ્યા પશ્ચાત્ આત્મારૂપ સૂર્યની ચોતરફ શોકરૂપ વાદળને શા માટે છવરાવવું જોઇએ ? આ પ્રમાણે શ્રાવકની વાણી સુણીને મુનિ પ્રમોદ પામ્યા અને સભ્યજનોને બોધ થયો. કર્તવ્યકાર્યો બજાવતા જે જે બાહ્યદશાઓ પ્રાપ્ત થવાની હોય છે તે થયા કરે છે. હરિશ્ચંદ્રનો પાઠ ભજવનાર નાટકીઓ સ્વમનમાં શોકાતુર થતો નથી કારણ કે તે જાણે છે કે વાસ્તવિક હું હરિશ્ચંદ્ર નથી અને વાસ્તવિક તારામતી મારી રાણી નથી એવી તેના મનની સ્થિતિથી તે કર્તવ્યકર્મમાં વ્યામોહ પામતો નથી તેથી તે શોકાધીન બની શકતો નથી, તદ્વત્ પ્રત્યેક મનુષ્યે આ સંસારરૂપ નાટકશાળાના અનેક અવતારોરૂપ અનેક પડદાઓમા અનેક પ્રકારના વેષો ભજવવા જોઇએ; પરંતુ તેમાં પોતે તો નટ નાગરની પેઠે ન્યારો છે એવો અનુભવ કરી પ્રવર્તવું જોઇએ કે પશ્ચાત્ તેને શોક અનુત્સાહ અને દીનતાના વિચારો ઘેરી શકે નહિ. આ વિશ્વમા કૃત્યાકૃત્ય વિવેક અને ઉત્તમ વ્યવહારવડે કાર્યપ્રવૃત્તિ કરતાં કાર્યની સફલતા ન થાય એવું સ્થૂલદૃષ્ટિથી દેખાય તો પણ અન્તરૂમાં વિચારવું કે મારું કર્તવ્ય મેં કર્યું છે. મારી ફર્જ અદા કરવામા મારે સત્યાનન્દ માનવો જોઇએ. કોઈ કર્મના ઉદયથી વા અન્ય કારણોથી કાર્યસિદ્ધિ ન થાય તો તેથી કર્તવ્યફર્જ બજાવ્યાથી મનમાં અંશમાત્ર શોક ન કરવો જોઇએ. શક્તિયોને કર્તવ્યકર્મમાં સ્ફોરવ્યા પશ્ચાત્ ગમે તે થાઓ તે મારે દેખવું ન જોઇએ અને શોક પણ ન કરવો જોઇએ. આત્મોન્નતિના માર્ગ પર સ્થિર રહીને કર્તવ્યકાર્યો માટે જે જે બાહ્યદશામાં મૂકાયેલો છું તદનુસારે કાર્યો કરવાં જોઇએ. શોક એ ખરેખર આત્માની નબળાઈ છે. આત્માની મસ્તદશામાં શોક પ્રગટતો જ નથી. કથનીય સારાંશ એ છે કે ત્હારે શોક ન કરવો જોઇએ.

**અવતરણ**—જે ભાવિભાવ હોય છે તે થાય છે એમ માની સ્વકાર્યમાં પ્રવૃત્ત થા ! દૃઢ સંકલ્પકાદિપૂર્વક કર્તવ્યકાર્યો કરવાની શિક્ષા દર્શાવવામાં આવે છે.

શ્લોકઃ

**प्रारब्धकार्यसंत्यागा–दात्मशक्तिः प्रहीयते ।**
**अतः संकल्पदार्ढ्येन कर्तव्यं कर्म युक्तिभिः ॥ ६१ ॥**

**શબ્દાર્થ**—આરંભેલા કાર્યના ત્યાગથી આત્મશક્તિ ઘટે, અતએવ સંકલ્પની દૃઢતાથી યુક્તિવડે કાર્ય કરવું જોઇએ.

**વિવેચન**—કોઈ પણ કાર્ય પ્રારંભતા પૂર્વે કરોડ વિચારો કરવા અને સ્વાધિકારે કર્તવ્યકાર્ય પ્રારંભ્યા પશ્ચાત્ કોટી દુઃખો સહીને પણ તે પૂર્ણ કરવું. કદાપિ પ્રારંભિત કાર્યોનો ત્યાગ કરવામાં આવે છે તો પરિણામ એ આવે છે કે આત્મશક્તિ વિનાશ પામે છે અને તેવું કાર્ય પુન. કરવા પૂર્વના જેવો આત્મોત્સાહ રહેતો નથી. એક કાર્યની પૂર્ણાહૂતિ કરતાં અન્યકાર્યની પ્રવૃત્તિમા એકાદશગણી બલ્કે સહસ્રગણી શક્તિ પ્રકટ થાય છે. પાણિપતના મેદાનમા મરાઠાઓએ પાછી પાની કરી ભાગવા માંડયું તેથી તેઓની કાર્યશક્તિનો અને મનુષ્યોનો સંહાર થયો પશ્ચાત્ તેઓની પડતીનો પ્રારંભ થયો. એક મનુષ્ય જરામાત્ર પ્રારંભિત કાર્યથી પાછું પગલું ભરે છે તો તેના સહચરો તો મુઠીઓ વાળીને ભાગે છે. પૂરવેગમા દોડનાર ઘોડાને એક વાર અટકાવવામા આવ્યે છતે પૂર્વની ગતિ જેવી તુરત તેની પુન: ધાવનગતિ થવી અશક્ય છે. પ્રારબ્ધકાર્યના ત્યાગથી આત્મામા દૈન્ય ઉદ્‌ભવે છે, પશ્ચાત્ મન અને કાયામા ભેદભાવ ઉદ્‌ભવે છે: અર્થાત્ મનને અનુરૂપ કાયાનું પરિણમન થતું નથી. ભોળા ભીમે કુતુબુદ્દીન સાથે અજમેરમા યુદ્ધ પ્રારંભ્યું પરંતુ એક વાર તે પાછો હઠયો કે તુર્ત તેની સેનાએ પલાયન આરંભ્યું અને તેથી ભોળા ભીમની ઘણી સેનાનો કુતુબુદ્દીને ઘાણ કાઢી નાખ્યો. એક વાર જે મનુષ્ય કાર્ય કરવાથી પશ્ચાત્ હઠયો તેને પુન: તે કાર્ય કરતાં ધૈર્ય ચાલતું નથી અને તેના ઉત્સાહબળમાં એક જાતની હીન માનદશા પ્રગટવા લાગે છે. પ્રારંભિત યોગ્ય કાર્યોના ત્યાગથી આત્માના સંબંધિત મનુષ્યોને પ્રગતિમા અનેક પ્રકારે હાનિ પહોંચે છે અને પરંપરાએ તેનું વિપરીત પરિણામ આવે છે. અતએવ હસ્તિના દંત જે બહાર નીકળ્યા તે પાછા પ્રવેશે નહિ તદ્વત્ જે કાર્ય પ્રારંભ્યું તે તેની સમાપ્તિ પર્યન્ત ઉદ્યમ કરવો અને આત્મોત્સાહને પ્રકટાવ્યા જ કરવો પાશ્ચાત્ય અનેક શોધકોને કાર્ય પ્રારંભ્યા પશ્ચાત્ પૂર્ણ કરતા અનેક વિઘ્નો સમુપસ્થિત થયાં હતા પરંતુ પ્રારંભિતકાર્યનો ત્યાગ નહિ કરવાથી તેઓ કાર્યસિદ્ધિ કરી શકયા હતા. તે તેમના જીવનચરિત્રો વાંચવાથી અવબોધી શકાય છે કોઇપણ વિવેકદૃષ્ટિથી યોગ્ય કાર્ય આરંભ્યા પશ્ચાત્ તેને પૂર્ણ કરવા લક્ષ્ય

દેવું જોઇએ. કાર્ય પ્રારંભ્યા પશ્ચાત્ વચમાંથી મૂકી દેતાં ત્રિશંકુના જેવી અવસ્થા થાય છે અને લોકોમા હાંસી થાય છે, પરિપૂર્ણ કાર્યની સિદ્ધિ કર્યાથી અન્ય કાર્યોનો આરંભ કર્યા પશ્ચાત્ તેઓને પૂર્ણ કરવાનો અભ્યાસ સેવાય છે. પ્રારંભિત એક કાર્યમાથી યદિ પશ્ચાત્ હઠવાનું થયું તો અન્ય કાર્યોમા એવી સ્થિતિ થતાં અન્ય મનુષ્યોનો પોતાના પર વિશ્વાસ ટળી જાય છે. વર્તમાનમા અનેક મનુષ્યોની એવી સ્થિતિ દેખવામાં આવે છે અને તેથી તેઓ કાર્યશક્તિહીન થયા છે. કાર્ય પ્રારંભીને ત્યાગવાથી મન વચન અને કાયાની શક્તિયોની હીનતા અને પશ્ચાત્ અન્ય સાહાય્યકોની શક્તિયોની હીનતા થાય છે. અમુક કાર્ય પ્રારંભીને તે કાર્ય કરવામા સર્વ શક્તિયોની વ્યવસ્થા રચી હોય તે કાર્યભ્રષ્ટ થવાથી નષ્ટ થઈ જાય છે અને પશ્ચાત્ તે તે શક્તિયોનું પુનઃ એકીકરણ કરવું અશક્ય થઈ પડે છે. અતઃ કોટી ઉપાયો કરીને કદાપિ પશ્ચાત્ હઠાય તો પણ પ્રારંભિતકાર્ય કરવામા લક્ષ્ય દેવું જોઇએ. શાહબુદ્દીન ઘોરીએ દશ વાર દિલ્હીપતિ પૃથુરાજની સાથે હારતા પણ દિલ્હીની ગાદી લેવારૂપ પ્રારંભિત કાર્ય અન્તે અગિઆરમી વખતે કીધું તેથી તેનામા આત્મશક્તિ વધી અને તે ગુર્જરાધીશને હરાવવા કુતુબુદ્દીન દ્વારા સમર્થ થયો. શિવાજીએ યુક્તિ પ્રયુક્તિદ્વારા કેદમાથી છટકી જઈને પ્રારંભિત કાર્યની પૂર્ણાહૂતિ કરી ત્યારે તે શાન્ત થયો. હજારો કાર્યો કરવા પૂર્વે એક કાર્ય પ્રારંભીને તેની પરિસમાપ્તિ કરવી તે અત્યન્ત શ્રેયકારી છે એમ કર્મયોગીઓનું મંતવ્ય છે. પ્રારંભિત શુભકાર્યની પૂર્ણાહુતિ કરતાં મરણ થાય તે શ્રેયસ્કર છે; પરંતુ કાર્યનો આરંભ કરી તેનો ત્યાગ કરી જીવવું કોઇ રીતે યોગ્ય નથી. કોઇપણ કાર્ય કરતાં ઉપાધિ-ઉપસર્ગ દુઃખો ન પડે એ તો ધારવું મિથ્યા છે. કાર્ય પ્રારંભ કરતાં અનેક વિઘ્નો-સંકટો સમુપસ્થિત થવાના છે એમ માની તેના ઉપાયો પહેલાંથી ગ્રહી પ્રારંભિતકાર્યો કરવા જોઇએ; અન્યથા કર્મયોગીની પદવી પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. કષ છેદ અને છેવટ અગ્નિતાપમા રહી શકે એજ સુવર્ણ કહી શકાય અને તેથી તે હૃદયહાર તરીકે બની શકે, તદ્વત્ પ્રારંભિતકાર્ય કરતા અનેક તાપો ને દુઃખોને સહન કરી જીવી શકે અને કાર્ય-પ્રવૃત્તિથી ભ્રષ્ટ ન થાય તેજ ખરેખરો કર્મયોગી જાણવો અને તે જ આત્મશક્તિયોની અને સમાજસંઘશક્તિયોની પ્રગતિ કરી શકે છે એમ ઐતિહાસિક અને વૈજ્ઞાનિક દૃષ્ટિએ અવબોધવું.

વિવેકે સ્વાધિકારે જે, શુભંકર કાર્ય પ્રારંભ્યું;
ઘણાં વિઘ્નો ખડા થાતાં, કદાપિ કાર્ય ના ત્યજવું. ૧
દિવાકર પાસમા આવી, તપાવે સખ્ત કિરણોથી;
તથાપિ તે સહી ધૈર્ય, કદાપિ કાર્ય ના ત્યજવું. ૨
નિવૃત્તિને પ્રવૃત્તિના, યથાયોગ્ય જ અધિકારે;
કરંતાં વિઘ્નકોટીએ, કદાપિ કાર્ય ના ત્યજવું. ૩

ઘટે છે ત્યારે તેને શું કરવું ? તેનો ઉત્તરાર્ધમાં પ્રત્યુત્તર દેવામાં આવે છે કે સંકલ્પની દૃઢતાથી પ્રયુક્તિયોવડે પ્રારંભિત કાર્ય કરવું. સંકલ્પની દૃઢતાવડે પ્રારંભિત કાર્યો કરવામા આત્મશક્તિથી વિવૃદ્ધિ થાય છે અને કાર્યની સિદ્ધિ થાય એવા ઉપાયો પ્રાપ્ત કરી શકાય છે. કાર્ય કરવામાં સંકલ્પની દૃઢતા એ અગ્નિગાડીના એન્જીન જેવી છે. તેનાથી સર્વ કાર્યસિદ્ધિકર સામગ્રીઓ પ્રાપ્ત કરી શકાય છે. સંકલ્પની દૃઢતા કરવાથી કર્તવ્ય પ્રવૃત્તિમાં મેરુપર્વતવત્ સ્થિર રહી શકે છે. દૃઢ સંકલ્પથી મનુષ્યો આ વિશ્વમાં જે ઇચ્છે તે કરી શકે છે તો અમુક સામાન્ય કાર્યની સિદ્ધિ માટે તો શું કહેવું ? જે મનુષ્ય દૃઢ સંકલ્પ કરીને જે કાર્યની સમાપ્તિ પૂર્ણતા કરવા ધારે છે તે લીલા માત્રમાં કરી શકે છે. અલ્પદોષની મહાલાભદૃષ્ટિએ અને સ્વાધિકાર કર્તવ્યકર્મ દૃષ્ટિએ પ્રત્યેક મનુષ્યે દૃઢ સંકલ્પપૂર્વક પ્રારંભિત કાર્ય પાર પાડવા પ્રવૃત્તિ કરવી જોઇએ. જે જે કાર્ય કરવામાં આવે છે તેમા યુકિતયોની આવશ્યકતા સિદ્ધ કરે છે. યુકિતયો વિનાનો ભોળો મનુષ્ય સમજ્યા વિના કર્તવ્યકાર્યની સિદ્ધિ કરતાં બાર તૂટે અને તેર સાંધે એવી સ્થિતિમાં આવી પડે છે તેથી તે કર્તવ્યકર્મથી મૂર્ખતાયોગે ભ્રષ્ટ થાય છે. ગદ્ધાપુચ્છ પકડનારની પેઠે મૂર્ખ ભોળો મનુષ્ય અકર્તવ્યકાર્યનો કદાગ્રહ કરી આત્મશકિતયોનો દુરૂપયોગ કરે છે; અતએવ જે નહિ કરવા લાયક કાર્યો છે તેનો પ્રારંભ કરવો નહિ અને કદાપિ મતિદોષથી કાર્યારંભ કર્યો હોય તોપણ તેના સંકલ્પથી અને તેની પ્રવૃત્તિથી મુક્ત થવું. એક નગરમાં એક શેઠાણીને એકનો એક ભોળો નામે પ્રિયપુત્ર હતો. તેણીના સ્વામીનું મૃત્યુ થવાથી તે પ્રિયપુત્ર ભોળાનું પાલનપોષણ કરી તેને મોટો કરતી હતી. એક દિવસે ભોળાની માતાએ સ્વપુત્રને પ્રસંગોપાત્ત કથ્યું કે પુત્ર ? તારા બાપના જેવા ગુણો ધારણ કર; ત્હારા પિતાશ્રી જે કાર્ય આરંભ કરતા, જે કંઇ પકડતા તેનો કદાપિ ત્યાગ કરતા નહતા. ત્હારામાં એ ગુણ પ્રગટશે તો તું કાર્યસિદ્ધિ કરનારો થઈશ. પુત્રે પોતાની માતાને જણાવ્યું કે હું જે કાર્ય પ્રારંભીશ તે પિતાની પેઠે ત્યજીશ નહિ; તે માટે હું બનતો પ્રયત્ન કરીશ અને પિતાની પેઠે વિશ્વમાં પ્રકાશીશ. ભોળા પુત્રના શબ્દોથી માતા ખુશી થઇ અને સ્વપુત્ર વિશ્વવ્યવહારમા કંઇ કરી બતાવે તે અવલોકવા આતુરતા ધારણ કરવા લાગી. ગામમાં ચૌટામા એક દિવસ ધોબી કોઇ પકડો કોઇ પકડો એવી બૂમો પાડી દોડતો હતો. ભોળાએ ધોબીની બૂમ સાભળી અને તેની પાસે થઇને દોડનાર ગધેડાનું પુચ્છ ઝાલ્યું ( પકડયું ) અને તે મનમાં વિચાર કરવા લાગ્યો કે કોઈ કાર્ય પ્રારંભવું તો પશ્ચાત્ તે પાર પાડવું-તેનો ત્યાગ ન કરવો આજ મારી માતાને કાર્યસિદ્ધિ કરી બતાવીશ. આ પ્રમાણે વિચાર કરી તેનું પુચ્છ પકડી તેની પાછળ તણાવા લાગ્યો. ગધેડો મસ્ત હોવાથી તેણે ભોળાને ખૂબ લાતો મારી તોપણ તે પુચ્છ ત્યજ્યું નહિ. તેના શરીરે ઘણી લાતો વાગવાથી તે બેશુદ્ધ થઇ ભૂમિ ઉપર પડયો; તેને તેના ઘેર લઈ ગયા.

તેની માતાએ તેને ઉપાલંભ દીધો અને કહ્યું કે આવું કાર્ય કરવું નહિ; ત્યારે તેણે કહ્યું કે–માતાજી ! તમેજ મ્હને શીખવ્યું કે જે કાર્ય પ્રારંભવું તેનો ત્યાગ કરવો નહિ તમારો એવો ઉપદેશ મેં ગધેડાનું પુચ્છ પકડીને સિદ્ધ કરી દર્શાવ્યો. ગધેડાનું પુચ્છ પકડીને તેને ધોબી આવે ત્યાં સુધી પકડી રાખવાનું હતું તે કાર્ય મેં પુચ્છ ગ્રહીને પ્રારંભ્યું હતું તેનો કાર્યની સિદ્ધિ થયા વિના કેમ ત્યાગ કરી શકાય ? પુત્રના શબ્દો શ્રવણ કરી માતાએ કથ્યું–પુત્ર ! શુભ કાર્યનો પ્રારંભ કરી તેનો ત્યાગ કરવો તે અયોગ્ય ગણી શકાય. આત્માની શકિતનો નાશ ન થાય, શરીરે હાનિ ન થાય, એવી રીતે પ્રાસંગિક ઔપકારિક કાર્યો પણ કરવા જોઇએ. ગમે તે માર્ગે ઉપાયે પોતાને હાનિ ન થાય અને ધોબીના ગધેડાને (રાસભને) અવરોધી શકાય એવી રીતે તેના અવરોધકની પ્રવૃત્તિ પ્રારંભવી જોઇએ; પણ ત્હેં સ્વશરીરનો નાશ થાય તેવો માર્ગ ગ્રહણ કર્યો માટે તું ભોળો (મૂર્ખ) છે. તેથી યુકિતયોપૂર્વક ખરેખર શુભ કાર્યોને પ્રારંભવા પરંતુ અશુભ અર્થાત્ પાપ–દોષ–શરીરાદિ હાનિકારક પ્રવૃત્તિ તો પ્રારંભવી નહિ. પ્રવૃત્તિનો પ્રારંભ ખરેખર પોતાને અને પરને પ્રગતિકારક હોય તેનો સ્વીકાર કરવો શુભ કાર્યોનો પ્રારંભ કરતી વખતે યુકિતયોનો ઉપયોગ કરવો. અભયકુમાર, બીરબલ અને નંદિમૂત્રની કથાઓમાં પ્રસિદ્ધ રોહાની પેઠે શુભ કાર્યોને યુકિતયોવડે કરવા જોઇએ. ઇંગ્લીશ સરકારે હિંદુસ્થાનમાં રાજ્યસ્થાપનારૂપ કાર્યનો પ્રારભ ખરેખર અનેક યુકિતયોવડે કર્યો અને અનેક બળવા પ્રસંગે વિપત્તિયો સહીને રાજ્યસ્થાપન કાર્યની સિદ્ધિ કરી આર્યાવર્તમા શાંતિ ફેલાવી અને રાજ્યશકિતયોની વૃદ્ધિ કરી, તદ્વત્ મનુષ્યોએ અનેક સુયુકિતયોવડે યોગ્ય કાર્ય પ્રારંભવું જોઇએ અને જે કાર્ય પ્રારંભ્યું હોય તે સંકલ્પની દઢતાપૂર્વક પૂર્ણ કરવું જોઇએ. દઢ સંકલ્પથી યોગબળ ખીલે છે અને તેથી અશકય કાર્યો પણ સુશકય થઇ શકે છે. દઢ સંકલ્પથી જે કાર્ય આરંભવામા આવે છે તે પૂર્ણ થાય છે અને જે થશે કે નહિ થાય એવી શંકા ધારીને આરંભવામા આવે છે. તે કાર્યની સિદ્ધિ કરી શકાતી નથી પ્રત્યેક કાર્ય કરતા સંકલ્પની દઢતા હોય છે તોજ કાર્યસિદ્ધિ થઈ શકે છે. કાચબી પોતાના ઇંડાંને રેતીમાં દાટે છે અને પશ્ચાત્ તે જલમા રહીને ઇંડામાથી બચ્ચા થવાનો દઢ સંકલ્પ કરે છે અને તે દઢ સંકલ્પથી વર્તે છે, તેથી તે ઇંડામાથી બચ્ચા નીકળે છે અને તેને તે જલમા લઇ જાય છે. કાર્યની પૂર્ણતા કરવામા દઢ સંકલ્પ એ આત્મરૂપ છે. એડીસને દઢ સંકલ્પથી પ્રત્યેક શોધમાં વિજય પ્રાપ્ત કર્યો છે શુભ કાર્યનો દઢ સંકલ્પ ખરેખર શુભ ફલ પ્રકટાવે છે અને અશુભ કાર્યનો દઢ સંકલ્પ ખરેખર અશુભ ફલ પ્રકટાવે છે **સંકલ્પબલમાં અપૂર્વ મહત્તા** રહી છે તેનો ખ્યાલ યોગશાસ્ત્રોના અધ્યયનથી [illegible] છે. અશુભ દઢ સંકલ્પથી સ્વ અને વિશ્વનું અશુભ થાય છે અને શુભ દઢ સંકલ્પથી સ્વ

અને વિશ્વની શુભ પ્રગતિ થાય છે. પોતાના શુભાશુભ સંકલ્પથી વનસ્પતિ પર શુભાશુભ અસર થાય છે; તો અન્ય જીવોનું તો કહેવુંજ શું ? શુભાશુભ સંકલ્પ બળથી વિદ્યુતની પેઠે સ્વનું અને વિશ્વનું શુભાશુભ કરી શકાય છે; મંત્રશાસ્ત્રોનાં રહસ્યોનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરવામાં આવશે તો શુભાશુભ સંકલ્પબલનું માહાત્મ્ય અવબોધાશે. શુભાશુભ સંકલ્પ પર વિશ્વમાં એક કિંવદન્તી નીચે પ્રમાણે પ્રવર્તે છે-દિલ્હીના બાદશાહે એક વખત દિલ્હીના મહાજનને ભેગું કરી ચીનના શાહ પાસે મોકલ્યું અને પત્ર લખી જણાવ્યું કે-દિલ્હીના બાદશાહો અલ્પ વયમાં મૃત્યુ પામે છે અને ચીનના બાદશાહો દીર્ઘકાળ પર્યન્ત રાજ્યગાદી ભોગવે છે તેનું શું કારણ છે ? તે આવેલા મહાજન સાથે પત્ર લખી જણાવશો. ચીનના શાહે વિચાર કરી દિલ્હીના મહાજનને એક વટવૃક્ષની નીચે રહેવા આજ્ઞા કરી અને પ્રત્યુત્તર માટે કહ્યું કે જ્યારે આ વટવૃક્ષ શુષ્ક થઈ જશે ત્યારે તમને દિલ્હી જવાની આજ્ઞા મળશે. મહાજને વિચાર કર્યો કે આ મહાવટવૃક્ષ સુકાઇ જવું મુશ્કેલ છે તેથી હવે અત્ર રહેવું પડશે. મહાજને દરરોજ વટવૃક્ષ શુષ્ક થાઓ કે જેથી અમે મુક્ત થઈએ એવા દૃઢ સંકલ્પપૂર્વક નિઃશ્વાસ નાખ્યો, તેથી છ માસમા વટવૃક્ષ શુષ્ક થઈ ગયું, તેને સુકાયલું દેખી મહાજન આનન્દ પામ્યું અને ચીનના શાહની પાસે ગમન કરી સર્વ બનેલું વૃત્તાત જણાવ્યું. ચીનના શાહે કહ્યું કે તમારા બાદશાહનો હવે ઉત્તર મળ્યો. શાહના વચનનો ભાવ મહાજનથી અવબોધાયો નહિ તેથી મહાજને પુનઃ કહ્યું કે અમારા બાદશાહ ઉપર પત્ર લખી આપો ચીનના શાહે કહ્યુ કે એક એકેન્દ્રિય વટવૃક્ષના ઉપર તમારા અશુભ સંકલ્પની એટલી બધી અસર થઈ કે તેથી છમાસમા વટવૃક્ષ શુષ્ક થઇ ગયું ! તો જે બાદશાહ પોતાની પ્રજાને મારે છે, કુટે છે, અન્યાયથી સંતાપે છે, મહાત્માઓના, સાધુ-ઓના શાપ લે છે, કરોડો મનુષ્યોની આતરડી કકળાવે છે અને કરોડો મનુષ્યોની હાય લે છે તેની પ્રજા દરરોજ બાદશાહને મરણ પામવા વગેરેની બદદુવા આપે છે તે બાદશાહો હિન્દુસ્થાનમા ક્યાંથી દીર્ઘકાલપર્યન્ત રાજ્ય કરી શકે વારુ ? અલબત ન કરી શકે. કરોડો મનુષ્યની હાય લઇને કોણ મનુષ્ય દીર્ઘકાલપર્યન્ત જીવી શકે ? હિન્દુસ્થાનના બાદશાહો પ્રજાને સંતાપે છે, પ્રજાને કનડે છે, અન્યાયથી પ્રજાને અનેક પ્રકારનાં દુઃખો આપે છે તેથી તેઓ અલ્પાયુ ભોગવીને નષ્ટ થાય છે. આ પ્રમાણે ચીનના શાહે ઉત્તર લખાવી મોકલ્યો. तुलसी हाय गरीबकी, कबु न खाली जाय; मुवे ढोर के चामसें, लोहा भस्म हो जाय-ઇત્યાદિથી અવબોધવું કે અશુભ સંકલ્પથી અશુભ થાય છે અને શુભ સંકલ્પથી શુભ થાય છે. અશુભ દૃઢ સંકલ્પબળે તેજોલેશ્યા પ્રકટે છે અને શુભદૃઢ સંકલ્પબળે શીતલેશ્યા પ્રકટે છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્રના પ્રત્યાહારનું સ્વરૂપ વાચવાથી સંકલ્પનું બળ કેવું છે ? તે અવબોધાશે. ચાણાક્યે સંકલ્પની દૃઢતાવડે પટણાની ગાદીપર ચંદ્રગુપ્તને બેસાડ્યો અને નન્દનો નાશ કર્યો તે ઇતિહાસજ્ઞોથી અજ્ઞાત નથી. સંકલ્પની દૃઢતાવડે અનેક

કાર્યો કરી શકાય છે. ઇત્યાદિ સંકલ્પબળ અવબોધીને સંકલ્પની દૃઢતાવડે પ્રારંભિત અનેક કાર્યો કરવા પ્રવૃત્ત થવું જોઇએ આત્મજ્ઞાનના અનુભવમા ઉંડા ઉતરીને જેઓ શુભાશુભ વ્યવહારમા તટસ્થ બનીને શુભાશુભ સંકલ્પ કર્યાવિના પ્રારબ્ધાનુસારે કર્તવ્યકર્મો કરે છે એવા ઉચ્ચ આત્મજ્ઞાનિયો વિના અન્યમનુષ્યો કે જે શુભાશુભ સંકલ્પથી મુક્ત નથી તેઓએ પ્રથમ અશુભ સંકલ્પોનો ત્યાગ કરવો અને શુભસંકલ્પોપૂર્વક અધિકારપ્રાપ્ત કર્તવ્યકાર્યોને કરવાં. સંકલ્પની દૃઢતા વડે પ્રારંભિત કર્તવ્યકાર્યની સિદ્ધિ થાય એવી યુક્તિયોવડે કાર્ય કરવું અને કાર્યની પરિસમાપ્તિ થયાવિના સંકલ્પની દૃઢતાનો ત્યાગ ન કરવો.

**અવતરણ**—કાર્યસમાપ્તિથી આત્મામા કાર્ય-વીર્ય વધે છે, ઇત્યાદિ પ્રબોધવામા આવે છે.

**શ્લોકઃ**

**समाप्तेः कर्मणः स्वास्मिन् कार्यवीर्यं प्रवर्धते ॥**
**सतताभ्यासयोगेन शक्तिवृद्धिः प्रजायते ॥ ६२ ॥**

**શબ્દાર્થ**—કાર્યની સમાપ્તિથી સ્વાત્મામાં કાર્ય-વીર્ય પ્રવધે છે. સતતાભ્યાસયોગે શક્તિવૃદ્ધિ ઉદ્ભવે છે.

**વિવેચન**—આ શ્લોકનો ભાવાર્થ અનુભવગમ્ય કરવામા આવે તો કર્તવ્યકર્મ કરવાની પ્રવૃત્તિમાં પ્રગતિ થઇ શકે છે. ઉપરના શ્લોકમાં કહેવામા આવ્યું કે પ્રારબ્ધકાર્યના ત્યાગથી આત્મશક્તિ ઘટે છે માટે સંકલ્પની દૃઢતાપૂર્વક કાર્ય કરવું જોઇએ. આ શ્લોકમાં પ્રારબ્ધ કાર્યની સમાપ્તિથી કાર્ય કરવાની જે શકિતયો છે તેનો નિર્ણય કરવામા આવે છે. સામાન્ય લઘુ કાર્યનો પ્રારંભ કરીને તેને સમાપ્ત કરવામાં આવે છે તો તેથી આત્માને ઉત્સાહશક્તિ વધે છે. અને અન્ય કાર્યોને સમાપ્ત કરવાની આત્મશકિત ખીલે છે. એમ સર્વત્ર કર્મયોગીઓના આત્માઓની શકિતઓનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતા અવબોધાય છે. સિકંદરે પ્રથમ લઘુયુદ્ધરૂપ કાર્યની સમાપ્તિ કરી વિજય મેળવ્યો તેથી તેના આત્મામા અત્યંત ઉત્સાહ અને શુદ્ધ પ્રવૃત્તિશકિત વધતાં વધતા એટલી બધી વધી કે તેણે હિન્દુસ્તાન(આર્યાવર્ત) પર સ્વારી કરી અને તેણે અનેક દેશોને જીતી લીધા. નેપોલીયન બોનાપાર્ટમાં પણ ધીમે ધીમે કર્તવ્યકાર્ય સમાપ્તિથી આત્મશક્તિ વધવા લાગી અને તે એટલા સુધી વધી કે તેથી તેણે આખા યુરોપ દેશને ધ્રુજાવ્યો. વિદ્યાકાર્ય જ્ઞાનકાર્ય ક્ષાત્રકાર્ય વ્યાપાર કર્મ કૃષિકલાવિજ્ઞાન સેવાપ્રવૃત્તિ વગેરે પ્રથમ પ્રવૃત્તિ કરતા કરતાં પશ્ચાત્ તે તે શક્તિયોની વૃદ્ધિ થાય છે, અને તે તે કાર્યની અમુક અંશે સમાપ્તિ કરતાં પશ્ચાત્ ઝટિતિ કાર્ય કરવાની આત્મશક્તિ વધે છે. શારીરિક શક્તિવૃદ્ધિમાં પ્રથમ અંકુર

રામમૂર્તિ સેન્ડો આત્મોત્સાહવડે લઘુ લઘુ શારીરિક શક્તિવર્ધક કાર્યોમાં વિજય પામવા લાગ્યો. અધુના તે પોતાના હૃદયપર એક હસ્તીને ઉભો રાખે છે, તે પ્રથમ પ્રાણવાયુને ઘુંટી કુંભક કરી છાતીને ફુલાવે છે અને પશ્ચાત્ પોતાની છાતીપર પાટીયું રાખે છે અને તે પર હસ્તી ચઢીને છાતી પર પગ મૂકી ઉભો રહે છે. લોહની મોટી સાંકળોને તે ખંભાથી શરીરપર રાખીને પ્રાણવાયુથી છાતી ફુલાવીને તોડી નાંખે છે. તે સાંકળને ત્રણ ચાર આંચકા મારી તોડી દે છે. રામમૂર્તિ પોતાના શરીર પર બસે મણના આશરે પત્થર વગેરેનો ભાર મૂકી શકે છે. રામમૂર્તિ બ્રહ્મચર્ય પાળે છે; તેણે ચારે ખંડમાં પ્રવાસ કરીને અનેક ખેલો કરી ઘણા ચાદો મેળવ્યા છે. ફક્ત તે વનસ્પતિનો આહાર કરે છે—એમ સિદ્ધપુરમાં તેણે રૂબરૂમાં કહ્યું હતું. તેણે સતતાભ્યાસ યોગે આત્માની શક્તિની વૃદ્ધિ કરી છે, તેથી તે શારીરિક શક્તિના ખેલો કરવામા એક્કો ગણાય છે. આ વિશ્વમાં જે કાર્યો કરવામા આવે છે તેમા પ્રથમ આત્માની મન્દશક્તિ પ્રવર્તે છે અને પશ્ચાત્ આત્માની શક્તિયો ખરેખર તે તે કાર્યો કરતાં વૃદ્ધિ પામે છે. મન વચન અને કાયાવડે કર્તવ્ય સ્વકાર્ય કરતા કર્તવ્ય કાર્ય કરવાની પોતાનામા અર્જુનની પેઠે શક્તિ વૃદ્ધિ પામે છે. જે જે કર્તવ્યકાર્યોનો પ્રારંભ કરવામા આવે તે તે કાર્યોની સમાપ્તિ કરવામા ખાસ લક્ષ્ય દેવું જોઈએ. કર્તવ્યકાર્ય કોઇપણ પ્રારંભ્યું તો સ્વાધિકારે તે સમાપ્ત કરવા માટે તત્કાર્ય પ્રવૃત્તિ આદરવી જોઇએ અને પ્રતિદિન ઉત્સાહ અને કાર્યસંયમથી કાર્ય કરવાની આત્મ-શક્તિની વૃદ્ધિ કરવી જોઇએ. અમુક વિદ્યાર્થી અમુક મેટ્રીક વા બી. એ. ની પરીક્ષામાં પાસ થાય છે તો તેને આગલ વધવામા આત્મશક્તિ સહાયક થાય છે અને સંપૂર્ણોત્સાહથી તે વિજય પામતો કર્ત્તવ્યકાર્યો કરવાની પ્રવૃત્તિયોમા અગ્રણી બને છે. વસ્તુપાલે અને તેજપાલે એક બે સામાન્ય કાર્ય કરવામા પરિપૂર્ણ કાર્ય કરી વિજય મેળવ્યો તેથી તેઓને પશ્ચાત્ અન્ય કાર્યો કરવાની સરલતા થઇ અને તેઓએ આબુજી પાસે બાદ-શાહી લશ્કરને બાલ્યું. આથી સહેજે અવબોધાય છે કે એક કાર્ય પ્રથમ આરંભીને પૂર્ણ કરતા અન્ય કાર્યો કરવાની શક્તિયોને આત્મામાં પ્રગટાવી શકાય છે. વિદ્યા પ્રાપ્ત કરવાના કાર્યમાં યુદ્ધકાર્યપ્રવૃત્તિમાં વ્યાપાર પ્રવૃત્તિમાં આદિ અનેક જાતની પ્રવૃત્તિયોમા પ્રથમ જે જે પ્રવૃત્તિયો આરંભી હોય તેઓને સમાપ્ત કરવાથી આત્મશક્તિ વધે છે, અને તેથી અન્ય પ્રવૃત્તિયોના માર્ગો ખુલ્લાં થઇ જાય છે. ગ્લાડસ્ટનમા પ્રથમ કાર્ય કરવાની શક્તિયો અલ્પ પ્રમાણમાં હતી પરન્તુ પશ્ચાત્ પ્રત્યેક કાર્યસમાપ્તિથી તેના આત્મામાં તત્ તત્ કાર્ય કરવાની અનેક શક્તિયોવડે તે અલંકૃત થયો. ઇટાલીની સ્વતંત્ર રાજ્ય પ્રગતિ કરનાર **મેઝીનીએ** કાર્યસમાપ્તિની સ્થિરપ્રજ્ઞાવડે સ્વશિષ્યોને કર્તવ્યકાર્યની પરિસમાપ્તિ કરવામાં ઉત્તેજિત કર્યા, તેથી તેણે સ્વદેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરી તેનું જીવનચરિત વાંચવાથી અવબોધાઈ શકે છે. કોઇપણ કાર્યનો પ્રારંભ કરી તેની પરિસમાપ્તિ ન કરવામા

આવે તો પશ્ચાત્ અન્ય જે જે કાર્યો કરવામાં આવે તેમા પણ પૂર્વોક્ત દોષ ઉપસ્થિત થાય છે અને તેથી કાર્ય કરવાની અવ્યવસ્થિતતા આદિ અનેક દોષો ઉદ્ભવે છે અતએવ જે કાર્ય આરંભ્યું હોય તેની પરિસમાપ્તિ કરી અન્ય ઉચ્ચકાર્યો કરવા માટે આત્માની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ, પ્રારંભિત કાર્યની પરિસમાપ્તિ માટે સતતાભ્યાસની આવશ્યકતા છે. કોઈપણ કાર્યની સિદ્ધિ માટે સતતાભ્યાસ સેવવો જોઇએ–એમ ખાસ હૃદયમા ધારી રાખવું જોઇએ. વિક્રમરાજાએ સતત યુદ્ધ કાર્યપ્રવૃત્તિવડે શક લોકોને હરાવ્યા અને સ્વરાજ્યની સ્થાપના કરી. સતત સ્વકાર્યાભ્યાસથી કાર્ય કરવામા પારિણામિક અને કાર્મણિકી બુદ્ધિની પ્રાપ્તિ થાય છે અને તેથી કાર્ય કરવાના અનેક માર્ગો ખુલ્લા થાય છે શ્રીદેવેન્દ્રસૂરિએ સતતાભ્યાસ યોગે અનેક પ્રારભિત પ્રકરણો વગેરેની રચના કરી શ્રીહરિભદ્રસૂરિએ સતતાભ્યાસયોગે ચૌદસે ચુમ્માલીશ ગ્રન્થોની રચના કરી. ન્યાયવિશારદ શ્રી યશોવિજય ઉપાધ્યાયે પ્રારંભિત ગ્રન્થ રચના સતતાભ્યાસ યોગે એકસોને આઠ સંસ્કૃત ગ્રન્થોની રચના કરી. શ્રીમદ્ આનન્દઘનજીએ અધ્યાત્મજ્ઞાનાનુભવના સતતાભ્યાસના યોગે અનેક આત્મશક્તિયોને પ્રાપ્ત કરી. શ્રીહેમચંદ્રસૂરિએ ગ્રન્થરચનાના સતતાભ્યાસયોગે સાડાત્રણ કોટી શ્લોકોની રચના કરી. શ્રીમદ્ ઉમાસ્વાતિવાચક મહારાજે જ્ઞાનના સતતાભ્યાસયોગે બહુશ્રુત બની તત્ત્વાર્થસૂત્ર આદિ પાચસે ગ્રન્થોની રચના કરી. વૃદ્ધવાદિએ સતતાભ્યાસયોગે કુમુદચંદ્રને વાદમા હરાવીને સિદ્ધસેન તરીકે સ્વશિષ્ય કર્યા. જેઓ પ્રથમાભ્યાસ દશામા એકેક શ્લોક મુખે કરી શકતા હતા એવા મહાત્માઓ જ્ઞાનાધ્યયનના સતતાભ્યાસયોગે મહાવિદ્વાન્ બની પોતાની પાછળ સ્વરચિત અનેક ગ્રન્થોને ભાવિ પ્રજાના વારસામા મૂકી સાક્ષર દેહે અમર થયા છે કોઇ પણ કાર્યપ્રવૃત્તિના અભ્યાસને વચ્ચમાથી ન મૂકી દેવો જોઇએ સતતાભ્યાસવડે પ્રત્યેક કાર્યની સિદ્ધિ સન્મુખ થઇ શકાય છે; એમ બાલ્યાવસ્થાથી તે અદ્ય પર્યન્ત પ્રારંભી પ્રત્યેક કાર્યના અનુભવથી અવબોધાય છે. અતએવ હે મનુષ્ય ! કોઈ પણ કાર્યની પરિસમાપ્તિ માટે સતતાભ્યાસને સેવન કર અને તત્કાર્ય કરવાની આત્મશક્તિની વિવૃદ્ધિ કર ! ! ! સતતાભ્યાસમા કંઈ પણ વિલંબ વા વિઘ્ન થવાથી આત્મશક્તિનો જે પ્રવાહ સતત વહેતો હોય છે તે મન્દ પડે છે. અતએવ સતતાભ્યાસની યોગીઓએ અત્યંત આવશ્યકતા સ્વીકારી છે. અવિચ્છિન્ન કાલદ્વારા અને ઉદ્યમદ્વારા સતતાભ્યાસ કરવાથી બહુ કાલે જે જે કાર્યો સિદ્ધ થવાના હોય છે તે અલ્પ કાળમા સિદ્ધ થાય છે અવિલંબ રીતિએ સતતાભ્યાસને નિયમિત વ્યવસ્થાદ્વારા સેવતા કર્તવ્ય કાર્યોમા વ્યવસ્થિત પદ્ધતિએ આત્મશક્તિનો સુવ્યય થાય છે અને તેથી કર્તવ્ય કાર્યો ત્વરિત સુવ્યવસ્થાથી કરાય છે. સતતાભ્યાસવડે અર્જુને અસ્ત્રશસ્ત્ર વિદ્યાઓને તપ કરી પ્રાપ્ત કરી હતી. વિદ્યા કલા યુદ્ધ વ્યાપાર આદિ કર્તવ્ય કાર્યોને સતતાભ્યાસથી ત્વરિત સિદ્ધ કરી શકાય છે. ખગોળશાસ્ત્રીઓએ સતતાભ્યાસયોગે અનેક જ્યોતિ સંબધી શોધો કરી છે વિજ્ઞાનવાદીઓએ સતતાભ્યાસયોગે પાશ્ચાત્ય દેશોમ

પ્રાપ્તસ્થિતિથી વિનિપાત થતો નથી. ઉચ્ચસ્થિતિની અવધિ પ્રાપ્ત કરવા માટે પરંપરાભ્યાસની અત્યંત આવશ્યકતા છે. જ્ઞાન દર્શન અને ચારિત્રાદિક અનેક ગુણોની સ્વાત્મામા શકિતયો પ્રાપ્ત કરવાને પરંપરાભ્યાસનું મહત્ત્વ સ્વીકારીએ તે પ્રમાણે પ્રવર્ત્યા વિના છૂટકો થવાનો નથી. જે જે કર્તવ્યકાર્યોની અભ્યાસપરંપરાઓ સેવવાથી કર્તવ્યોની સિદ્ધિ સાથે આત્મ-શકિતયોની વૃદ્ધિ થાય છે તે અભ્યાસપરંપરાઓનો ત્યાગ કદાપિ કરી શકાય નહિ. જે જે મનુષ્યોમા જે જે મહાન્ શકિતયો પ્રગટી છે તે પરંપરાભ્યાસનું ફલ છે તેવું અવધારીને પરંપરાભ્યાસની પ્રવૃત્તિને નિર્ધારિત કાર્યોની સિદ્ધિ માટે સેવવી જોઇએ. મુકિતમાર્ગમા વા સાસારિકમાર્ગમાં કર્તવ્યકાર્યપરંપરાભ્યાસથી આત્માની શકિતયો પ્રગટે છે અને કર્તવ્ય-કાર્યોની સિદ્ધિ થાય છે. જે જે ગુણોની સિદ્ધિ વા પ્રાપ્તિ માટે અભ્યાસ સેવવામા આવે છે તે તે કાર્યોની અને તે તે ગુણોની સિદ્ધિ ખરેખર સતતાભ્યાસ બળે અને પરંપરાભ્યા-સબળે થાય છે એમ અનેકજ્ઞાનયોગીઓના અને કર્મયોગીઓના દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે. સતતાભ્યાસબળ અને પરંપરાભ્યાસબળ જેનામા નથી અને જેનામા છે તોપણ જે મન્દ થાય છે તે જીવતા મૃતકના સમાન છે અને તે વિશ્વમા નકામું ખાવે છે પીવે છે તેઓનો જન્મ પશુઓના કરતા વિશેષ નથી સતતાભ્યાસ અને પરંપરાભ્યાસ બળવડે સ્વાધિકારે જે જે કર્તવ્યકાર્યો હોય તે અવશ્ય કરવા જ જોઇએ. યદિ અભ્યાસ ન સેવવામા આવે તો જીવતા મનુષ્યો મડદા સમાન છે અને તેઓ સ્વપરની ઉન્નતિ કરવાને કોઈ પણ રીતે લાયક નથી. કર્તવ્યકાર્યો માટે જો અભ્યાસ ન સેવાય તો અવબોધવું કે કર્તવ્યકાર્યો માટે મનુષ્ય જીવતો જ નથી અને તે આધ્યાત્મિકભાવે જીવતો રહેવાનો અધિકારી થતો નથી. **કારણયોગે કાર્યની સિદ્ધિ થાય છે.** કોઈ પણ મનુષ્યે કારણ વિના કાર્યની સિદ્ધિ કરી એવુ જગત્મા દૃષ્ટાન્ત છેજ નહિ સતતાભ્યાસ વિના કોઇ પણ કર્તવ્યકાર્યની સિદ્ધિ થતી નથી જે કર્તવ્યકાર્ય માટે અભ્યાસ સેવવામા આવે છે તેજ કર્તવ્યકાર્યની સિદ્ધિરૂપ આવિર્ભાવ અવલોકવામા આવે છે. આત્માના જે જે ગુણોના પ્રકાશાર્થે અભ્યાસ સેવવામા આવે છે તે તે ગુણોનો આવિર્ભાવ થાય છે. નેપોલિયને જે શક્તિના આવિર્ભાવ માટે અભ્યાસ કર્યો હતો તે શક્તિની તેણે પ્રાપ્તિ કરી હતી. જે મનુષ્ય જે શક્તિના આવિર્ભાવ માટે અભ્યાસબળ સેવે છે તે મનુષ્ય તે કર્તવ્યકાર્યની શક્તિને પ્રગટાવી શકે છે. એમ શેક્સપીયર બેકન કાલીદાસ આદિ અનેક આદર્શ શક્તિધારક મનુષ્યોના દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે—એવું હૃદયમા અવ-બોધીને જે જે શક્તિયો પ્રાપ્ત કરવાની હોય અને જે જે કર્તવ્યકર્મો કરવાના હોય તેનો અભ્યાસ પરિપૂર્ણ સેવ, અભ્યાસ સેવ્યા વિના ફલની આશા રાખવી તે વ્યર્થ છે ઉપર્યુક્ત શ્લોક ભાવાર્થને હૃદયમા ધારણ કરી કર્તવ્યકર્મનો સતતાભ્યાસવડે કરનાર બન; કર્તવ્યકર્મોની સિદ્ધિ ખરેખર અભ્યાસબળ ઉપર છે અને કાર્યસિદ્ધિ આદિ સિદ્ધિયો પણ સતતાભ્યાસ

અને પરંપરાભ્યાસ બળવડે ત્હને પ્રાપ્ત થશે. કર્તવ્યાભ્યાસબળ એજ વાસ્તવિક સ્વોન્નતિ છે એમ નિશ્ચયતઃ અવબોધી કર્તવ્યકાર્ય કર અને આત્મશક્તિયોને પ્રકટાવ !!! આ શ્લોકનો ભાવાર્થ એ છે કે પરંપરાભ્યાસવડે આત્મશક્તિયો ખીલે છે માટે તે ભાવાર્થને આચારમાં મૂકી સતતાભ્યાસ અને પરંપરાભ્યાસવડે કર્તવ્યકાર્યોને અને આત્મશક્તિયોને પ્રકટાવ !

**અવતરણ**—કર્તવ્ય પ્રવૃત્તિની વાસ્તવિક યુક્તિ દર્શાવે છે.

**श्लोकः**

**शक्यते हि मया कर्तुं, मयि शक्तिश्च तादृशी ।**
**आत्मश्रद्धां समानीय, कर्तव्यं कार्यमागतम् ॥ ६४ ॥**

**શબ્દાર્થ**—મારાવડે અમુક કાર્ય કરવાને યોગ્ય છે; મારામાં તે કાર્ય કરવાની તાદૃશી શક્તિ છે એવ આત્મશ્રદ્ધા લાવીને પ્રાપ્ત કર્તવ્ય કાર્ય કરવું જોઇએ.

**વિવેચન**—કોઈ પણ કાર્ય પ્રારભતા પૂર્વે તે કાર્ય મારાથી કરી શકાય એવું છે કે નહિ તેનો નિર્ણય કરવો મારામા તે કાર્ય કરવા યોગ્ય તેવા પ્રકારની શક્તિ છે કે નહિ તેનો નિર્ણય કરવો પશ્ચાત્ સ્વાત્માને શક્યાશક્ય કોટીઓના નિર્ણયથી એમ ભાસે કે આ કાર્ય કરવામા મારી તેવા પ્રકારની શક્તિ છે અને તે મારા વડે કરવાને યોગ્ય છે એમ નિશ્ચય થતા પશ્ચાત્ આ કાર્ય મારાવડે કરવા યોગ્ય છે એવો દૃઢભાવ સદા હૃદયમાં ધારણ કરવો જોઇએ. यादृशीभावना यस्य सिद्धिर्भवति तादृशी. આત્માનો દૃઢ સંકલ્પ સ્વાત્માને કર્તવ્યકાર્યની સિદ્ધિરૂપ ફલનો પ્રદાતા થઈ શકે છે. મારાથી આ કાર્ય થઈ શકે તેમ છે અને મારામા એવી શક્તિ છે એવી વિવેકપૂર્વક નિર્ણીત કરેલી આત્મશ્રદ્ધાથી કાર્ય કરવામાં અનન્તગુણ ઉત્સાહ પ્રકટે છે અને જર્મનના ઝેપ્લીન વિમાન શોધક વિદ્વાનની પેઠે પ્રાપ્ત કાર્યને અનેક ઉપાયોએ સિદ્ધ કરી શકાય છે. ઝેપ્લીન વિમાન શોધકે પ્રથમ મનમા એવો નિશ્ચય કર્યો હતો કે મારે હવાઈ વિમાન શોધી કાઢવું. હવાઈ વિમાન કેવી રીતે તૈયાર કરવું તેનું તેણે મન સાથે ચિત્ર આલેખ્યુ અને તે કર્તવ્યકાર્યમાં પ્રાણાહૂતિનો યજ્ઞ કરવા લાગ્યો; તેની કર્તવ્યપ્રવૃત્તિને અનેક મનુષ્યોએ હસી કાઢી તોપણ તે સ્વકૃત નિશ્ચયથી ડગ્યો નહિ અને સતતાભ્યાસથી સ્વકાર્યમાં મચ્યો રહ્યો. છેવટે તેણે સ્વકાર્યમાં વિજય મેળવ્યો. રાવણે અને લક્ષ્મણે કર્તવ્યકર્મમા આત્મશ્રદ્ધા ધારીને વિદ્યાશક્તિયો પ્રાપ્ત કરી હતી; પરન્તુ તેનો દુરુપયોગ કરવામા આવ્યો તેથી રાવણનો નાશ થયો પાડવો અને કૌરવોના સમયમા અનેક અસ્ત્રશસ્ત્ર વિદ્યાઓની શોધો થઈ હતી તેનું કારણ એ છે કે

મનુષ્ય જે કાર્ય કરવા ધારે છે તે આત્મશ્રદ્ધાથી સિદ્ધ કરી શકે છે. મારાથી થઇ શકશે-મારામા અમુક કાર્ય કરવાની શક્તિ છે એવી આત્મશ્રદ્ધા ધારીને કર્તવ્ય કાર્યો કરવાથી આત્માની શક્તિયોનો પ્રાદુર્ભાવ થાય છે અને જે જે કાર્યો કરવાને હાથમાં લીધેલા હોય છે તે સહેલાઇથી સિદ્ધ કરી શકાય છે. કર્તવ્યકાર્ય કરવાની શક્તિયોપર વિશ્વાસ ધારણ કરીને સતતાભ્યાસ બળે કાર્ય કરો. કદી નાસીપાસ થતા પશ્ચાત્ ન હઠો. આત્મશક્તિયોનો શ્રદ્ધાળુ મનુષ્ય કર્તવ્યકાર્યોના રણક્ષેત્રમા આનન્દમસ્ત બની પ્રવૃત્તિ કરે છે, તે કદી પશ્ચાત્તાપથી દીન બનતો નથી. તે તો ફક્ત કાર્ય કરવું એજ મારી ફર્જ છે એવું માની આત્મશ્રદ્ધાથી કર્તવ્યકાર્યો જે જે શીર્ષપર આવી પડેલા હોય છે તે કર્યાં કરે છે. તેના પરિણામથી તે હર્ષશોકાદિની લાગણીથી નિર્લેપ રહે છે. કાળા માથાનો માનવી શું નથી કરી શકતો ? અર્થાત્ સર્વ કરી શકે છે એવી આત્મશ્રદ્ધા જેને છે તે મનુષ્ય વ્યાવહારિકરીત્યા અને ધાર્મિકરીત્યા વિશ્વમાં જીવવા અને સ્વાસ્તિત્વ પરંપરા રક્ષવા તથા પ્રવર્તાવવા સમર્થ બની શકે છે. **પરમાત્મા કથે છે કે હે મનુષ્ય ! બ્રહ્માંડમાં જે છે તે તારા પિંડમાં છે માટે તું આત્મશ્રદ્ધાથી જે ધારે છે તે કરી શકે તેમ છે માટે તું કર્તવ્યકાર્યોમાં પ્રવૃત્ત થા.** આગગાડી જ્યારે પ્રથમ શરૂ થઈ નહોતી ત્યારે લોકોને તેની ઉત્પત્તિનો ખ્યાલ નહોતો. કોઇ પણ મનુષ્ય નહોતું ધારતું કે આ કાર્ય કોઇ કરી શકશે પરન્તુ તેનો ખ્યાલ કોઇના મગજમાં આવ્યો અને હાલ વિશ્વવર્તિ મનુષ્યોને પરસ્પર એક બીજાની પાસે જવાને આગગાડીથી ઘણી સગવડ થઇ છે. સાયન્સવિદ્યા યાને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રોથી અધુના વિશ્વમા અનેક શોધો થઇ છે અને ભવિષ્યમા અનેક શોધો થશે તેનું કારણ ખરેખર અમુક કાર્ય કરવાની સ્વાત્મામા શક્તિ છે અને તે મારાથી થશે એવી આત્મશ્રદ્ધા જ છે. કોણ જાણતું હતું કે જાપાન દેશ મહારાજ્યની ગણત્રીમા આવી શકશે ? પરંતુ કર્તવ્યકાર્ય સંબંધી આત્મશ્રદ્ધાથી જેનો સ્વપ્નમાં પણ ખ્યાલ ન આવે એવાં કાર્યો થઇ શકે છે એમ ખરેખર યોગશાસ્ત્રોના નિદિધ્યાસનથી અનુભવમાં આવી શકે છે બંગાલના પ્રસિદ્ધ ડાક્તર જગદીશચન્દ્ર બોઝે વનસ્પતિમા જીવન છે એમ સાયન્સવિદ્યાથી પ્રયોગો કરી અમેરિકાદિ દેશોના સાયન્સ વિદ્વાનોને પ્રયોગોદ્વારા સિદ્ધ કરી બતાવ્યું તેથી એમ અનુભવ થઇ શકે છે કે મનુષ્ય ધારે તે કરી શકે છે. **મનુષ્ય જ્યાં ઇચ્છા કરે ત્યાં માર્ગ કરી શકે છે. મનુષ્યના હૃદયમાં સર્વ બ્રહ્માંડ ઉકેલવાની શક્તિ રહેલી છે. ફક્ત તેને કેળવીને પ્રકાશમાં લાવવાની જરૂર છે.** આત્માની શક્તિયોને કેળવવાની પ્રવૃત્તિયોરૂપ કાર્યોમાં પ્રયત્ન કરીને તેઓને કેળવવામાં આવે છે તો તેઓનો પ્રકાશ કરી શકાય છે. બાલ્યાવસ્થાથી મનુષ્યોની બુદ્ધિ આદિ શક્તિયોનો અવરોધ થાય એવા વિચારો અને આચારોનું પ્રતિબન્ધ [illegible]

એમ વસ્તુતઃ અવબોધી આત્માની શક્તિયો જે જે માર્ગે ખીલે તે તે માર્ગે વહન કરવાની સ્વતંત્રતા ખીલવવી જોઇએ. જે દેશના મનુષ્યો સ્વતંત્ર હોય છે અને આત્મસ્વતંત્ર દૃષ્ટિએ પ્રત્યેક કાર્યને કરે છે, તેઓ વિશ્વોન્નતિ, સમાજોન્નતિ, સ્વાત્મોન્નતિ આદિ અનેક ઉન્નતિઓને પ્રાપ્ત કરી આ વિશ્વમા આકાશથી સ્વર્ગને નીચું ઉતારે છે અર્થાત્ કથવાનો સારાંશ એ છે કે-આ વિશ્વને સ્વર્ગ સમાન બનાવી દે છે. કર્તવ્યકાર્યોની આત્મશ્રદ્ધામા મરણ જીવન જેઓને સમ ભાસે છે તેઓ વિશ્વની ઉત્ક્રાન્તિ કરી શકે છે. જે જે કર્તવ્યકાર્યો કરવાના હોય છે તેઓને જે મનુષ્ય આત્મશ્રદ્ધાથી આરંભે છે તે દૈવતાઈ શક્તિને પ્રાપ્ત કરી શકે છે. આત્મશ્રદ્ધાથી કાર્ય કરનાર બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રવર્ગ સ્વકર્તવ્યકાર્યની પ્રગતિમાં આગળ વધી શકે છે અને જ્યારે તેઓ કર્તવ્યકાર્યની પ્રવૃત્તિ કરે છે પરન્તુ તે પ્રવૃત્તિમાં આત્મશ્રદ્ધાથી શૈથિલ્ય ધારે છે ત્યારે તેઓ વિશ્વની સપાટી પર સ્વામિત્વ સંરક્ષવાને પણ અશક્ત બની વિશ્વવર્તિ મનુષ્યોના દાસ બની પરતંત્ર શુકાદિની પેઠે સ્વજીવનને વ્યતીત કરે છે. આ વિશ્વમાં જ્યાં ત્યા આત્મશ્રદ્ધા વિનાના મનુષ્યો પરાશ્રયી અવલોકાય છે અને તેઓજ અન્ય બળવંત મનુષ્યોની મરજીથી વિશ્વમાં જીવવાને લાયક રહી શકે છે. જે મનુષ્યોમા કર્તવ્યકાર્યો કરવાની આત્મશ્રદ્ધા નથી તેઓ અનેક પ્રકારની શોધ કરી શકતા નથી. **આર્યાવર્તના મનુષ્યોમાંથી જ્યારથી કર્તવ્યકાર્યો કરવાની આત્મશ્રદ્ધા શિથિલ પડી ગઇ ત્યારથી તેઓ પરાશ્રયી-પરતંત્ર અને દાસ જેવા બની ગયા છે** અને તેઓએ યુરોપ વગેરે દેશોમા આગગાડી ટેલીગ્રાફ્ તાર વગેરેની જે જે શોધો થઇ તેમાની એક પણ વા તેના સરખી એક પણ શોધ કરી શક્યા નથી. આર્યાવર્તના મનુષ્યો કર્મ-નસીબ વગેરેમા જે લખ્યું હશે તે થશે એવું એકાન્તે ઉદ્યમની અવગણના કરી માનીને કર્તવ્યકાર્યોની આત્મશક્તિ શ્રદ્ધાથી એટલા બધા શિથિલ બની ગયા છે કે તેઓ માસના લોચાના જેવા ચૈતન્યહીન દેખાય છે. તેઓના મુખપર કર્તવ્ય કરવાની શક્તિની આત્મશ્રદ્ધાનું તેજ દેખાતું નથી. તેઓના મનમાં જે બનવાનું તે બનશે એવો ભાવિભાવ એકાન્તે ઠસી ગયો છે. તેથી તેઓના ચ્હેરાઓ ઝાંખા દેખાય છે આવી આત્મશ્રદ્ધાની શિથિલતામા જો તેઓ પોતાની ભવિષ્યની પ્રજાને મૂકશે તો ખરેખર તેઓ ભવિષ્યના શાપોના પાત્રભૂત થઈને અહિંથી મૃત્યુ પામી અન્ય ભવમા પણ પરતંત્ર દુ:ખી ગરીબ કંગાલ પરાશ્રયી અને અન્યોની ઇચ્છાપર જીવનારા બની રહેશે. આત્માની જ્ઞાનાદિક શક્તિયો ખીલવવાને સ્વતંત્ર આત્મશ્રદ્ધાની જરૂર છે અને તે જેટલા અંશે વિશ્વવર્તિ જે જે દેશના મનુષ્યોમાં ખીલે છે તે તે દેશના મનુષ્યો વિશ્વોન્નતિ કરવાને અધિકારી બની શકે છે. જ્યારે ત્યારે અખિલ વિશ્વવર્તિ મનુષ્ય કર્તવ્યકાર્યોની આત્મશક્તિની શ્રદ્ધાથી સ્વાશ્રયી બની શકશે. પાણિપતના મેદાનમાથી જ્યારે આત્મશ્રદ્ધાથી મરાઠાઓ શિથિલ થયા ત્યારે

તેઓ ભાગંભાગા કરીને પાછા હઠ્યા અને ત્યારથી તેઓ ઉન્નતિના માર્ગથી ભ્રષ્ટ થયા. આત્મશ્રદ્ધાથી કર્તવ્યશકિતયોનું બલ વધે છે અને તેથી વિશ્વમા સ્વાતંત્ર્યપદ પ્રાપ્ત કરી શકાય છે. દેહમમત્વાદિ અધ્યાસોનું જોર વધે છે ત્યારે કર્તવ્યકાર્યશકિતયોની સ્વાત્મશ્રદ્ધા શિથિલ થાય છે. આત્મશ્રદ્ધાબળથી ધંધારોજગારમાં-સાર્વજનિક કાર્યોમાં અને ધાર્મિક કાર્યોમા સતતાભ્યાસવડે પ્રવૃત્તિ કરી શકાય છે. જ્યા સ્વાત્મશ્રદ્ધાનો પ્રબલ પ્રવાહ વહે છે ત્યાં સુધી કાર્ય કરવાનો ઉત્સાહ અખંડ રહે છે અને તેથી અશક્ય કાર્યો પણ શકય થઇ શકે છે. આત્મશ્રદ્ધા એજ કર્તવ્યકાર્યના પાયારૂપ છે, માટે તેનો નાશ થતાં કર્તવ્યકાર્યોનો મ્હેલ તૂટી પડે છે. અતએવ આત્મશ્રદ્ધાથી હે મનુષ્ય તું પ્રતિદિન કર્તવ્યકાર્યોને સતતાભ્યાસથી કર અને ભાવિભાવ જે થાય તેની ચિન્તા કર્યા વિના પ્રવૃત્તિ કર.

## आत्मश्रद्धाकाव्य.

આત્મશ્રદ્ધાવડે કાર્ય કર માનવી, આત્મશકિત પ્રથમ તવ વિચારી;
આત્મશ્રદ્ધાથકી સ્વોન્નતિ થાય છે, જગત્મા દેખશો ભવ્ય ભારી. આ. ૧
આત્મશ્રદ્ધાથકી ધાર્યું જગમાં થતું, મેરુ કંપાવતાં તેહ ચાલે,
કૃષ્ણકેશી અરે માનવી સહુ કરે, સ્વાંગણે સિંહને શીઘ્ર પાળે. આ. ૨
કોટિ વિઘ્નો પડે સૂર્ય સ્હામો અડે, ત્હોયે શ્રદ્ધાવડે કાર્ય કરવું;
કાર્ય કરતાં થકાં સ્વાધિકારે ખરે, શ્રેય છે મૃત્યુથી વિશ્વ મરવું. આ. ૩
મરજવો થઈ અરે કાર્ય કર તાહરૂં, નામ ને રૂપનો મોહ ત્યાગી;
ફર્જ ત્હારી અદા કર અરે માનવી, આત્મશ્રદ્ધાબળે નિત્ય જાગી. આ. ૪
કાર્ય કરવાતણી શકિતયો આત્મમાં, અન્ય આશ્રય ચહે કેમ ભોળાં?
આત્મશ્રદ્ધા ત્યજે તે કરી શું શકે? મારતા જે અરે ગપ્પ ગોળા. આ. ૫
કથની મીઠી અને કડવી કરણી અરે, સ્વાધિકારે કરો કાર્ય બોધી;
આત્મશકિતવડે સિદ્ધિયો સાંપડે, કાર્ય કર યુકિતયો સત્ય શોધી. આ. ૬
ઉઠ જાગ્રત્ બની કાર્ય કર યત્નથી, બોલ બીજું કશું ના મુખેથી,
બુદ્ધિસાગર સદા કાર્ય કર તાહરાં, મોહના દ્વાર રૂંધી હુવેથી. આ. ૭

અધિકારે કર્તવ્ય કાર્ય કરવાની આત્મશ્રદ્ધામા સદા તત્પર રહી હે મનુષ્ય! તું ત્યાગ કાર્ય કર્યા કર. દેશોન્નિત સમાજોન્નતિ, જન્મભૂમિ પ્રગતિ વગેરે જે જે સ્વપર પ્રગતિયો કરવાની ત્હારા શીષ પર ફરજો આવી પડી હોય તે સર્વે અદા કર !!! કર્તવ્યકાર્ય કરવામાં સદા તત્પર રહી અન્ય લાલચોમા ફસાઈ ના જા અને સ્વકર્તવ્યકાર્યની દિશા ભૂલી વિદિશામા ગમન ન કર! નંદરાજાના રાક્ષસ પ્રધાને સ્વ કર્તવ્યકાર્ય કરવામા જે જે આત્મનોત્સર્ગ કર્યો તે

રાખવાનો હતો તેમાં અંશમાત્ર અનુપયોગ થવાથી ચાણક્ય પ્રધાને સ્વશક્તિયોદ્ધારા નન્દનું રાજ્ય નષ્ટ કર્યું. આ ઉપરથી અવબોધવાનું કે આત્માની શક્તિવડે જે જે કાર્યો આત્મશ્રદ્ધાપૂર્વક કરવાનાં હોય તેમા લક્ષ્ય રાખવું. આત્મશ્રદ્ધાવડે પ્રારંભિત કર્તવ્યકાર્ય કરતાં તે કાર્ય મારાથી થશે એવો હૃદયમાં દૃઢ સંકલ્પ ધારણ કરવો. જ્ઞાતાસૂત્રમાં આત્મશ્રદ્ધા વિષે બે શેઠ પુત્રોનું દૃષ્ટાંત મોરના બચ્ચાપર આપવામાં આવ્યું છે. એક નગરમાં બે શેઠીઆના પુત્રો રહેતા હતા. બન્ને પરસ્પર મિત્રતાની ગાંઠથી બંધાયલા હતા. એક દિવસ તે બન્ને નગરની બહાર ઉદ્યાનમાં ગયા. એક મોરડી (મયુરી) એકના દેખવામા આવી. મયુરી સશંકિત થઈ ભયથી નાસવા લાગી તેથી એકને ત્યાં મયુરીનાં ઇંડાં હોવાનું લાગ્યું. મયુરી જ્યાં બેઠી હતી ત્યા ગમન કરીને અવલોકયું તો મયુરીએ બે ઈંડાં મૂકેલા દેખ્યા. તે બે ઈંડાંને બન્ને મિત્રે પરસ્પર એક એક વ્હેંચી લીધાં. બન્ને મિત્રે ઈંડાને મોટું કરવાનાં ઉપાયો આરંભ્યા. એક મિત્ર તો આત્મશ્રદ્ધાવડે એમજ માનવા લાગ્યો કે ઈંડામાંથી બચ્ચું અવશ્ય નીકળવાનું. આ પ્રમાણે આત્મશ્રદ્ધા ધારીને તે ઇંડાને મોટું કરી પકાવી બચ્ચું કાઢવાનું કર્તવ્યકર્મ કરવા લાગ્યો તેથી છેવટે ઇંડુ ફુટયું અને તેમાંથી મોરનું બચ્ચું નીકળ્યું. બીજો મિત્ર એક ઇંડાને પોતાને ઘેર લઈ ગયો. દરરોજ તેને પકવવાના ઉપાયો કરવા લાગ્યો પરન્તુ તે આત્મશ્રદ્ધા વિના ચિંતવવા લાગ્યો કે ઇંડામાંથી બચ્ચું નીકળશે કે નહિ? ઈંડામાં બચ્ચું જીવતું હશે કે કેમ? એવી શંકા કરી ઇંડાને તપાસવા લાગ્યો અને શંકિત રહેવા લાગ્યો; તેથી પરિણામ એ આવ્યું કે તે ઈંડામાંથી બચ્ચુ નીકળ્યું નહિ અને નિરાશ થયો. જ્ઞાતાસૂત્રમાં પ્રદર્શિત મયુરીના ઇંડાના દૃષ્ટાન્તથી અવબોધવાનું કે આત્મશ્રદ્ધાબળથી કર્તવ્યકાર્યોની સિદ્ધિ થાય છે **શકુન કરતાં શબ્દ ઉતાવળા અને શબ્દ કરતાં હૃદયની શ્રદ્ધાને પ્રત્યેક કાર્યના આરંભમાં બલવતી કથી છે.** પ્રત્યેક કાર્ય આરંભતાં તેમાં આત્મશ્રદ્ધાબલ કેટલું છે તેજ તે કાર્યની સિદ્ધિનો મુખ્યોપાય છે. કર્તવ્યકાર્ય કરવા માટે આત્મશ્રદ્ધાબળની અત્યંત આવશ્યકતા, મંત્રયંત્રપ્રક્રિયાઓની પેઠે અવબોધીને હે મનુષ્ય! પ્રાસંગિક પ્રારંભિત પ્રાપ્ત કર્તવ્યકાર્યોને કર્યા કર. મનુષ્ય ત્હારે અવશ્ય કર્તવ્ય કાર્યને કરવું જોઇએ. એજ ત્હારો ધર્મ છે.

**અવતરણ**—કર્તવ્યકાર્ય કરવાની યોગદૃષ્ટિએ કુંચી બતાવવામા આવે છે.

**શ્લોકઃ**

**स्वायत्तं शरीरं वै वर्तते च समाज्ञया ॥**
**स्वायत्तीकृत्य चित्तं तत् कार्यं कर्तव्यमात्मना ॥ ६५ ॥**

**શબ્દાર્થ**—કર્મયોગીએ એમ મનમા ચિંતવવું કે આ મ્હારૂં શરીર ખરેખર મ્હારા તાબામાં છે અને મારી આજ્ઞા પ્રમાણે વર્તે છે એમ મનમા દૃઢ નિશ્ચય કરીને સ્વવશમા મન કરી પોતે કર્તવ્યકાર્ય કરવું જોઇએ.

**વિવેચન**—જે જે શરીરદ્વારા કર્તવ્યકાર્યો કરવાના હોય છે તે આત્માવડે કરી શકાય છે માટે આત્માના તાબામા શરીર છે અને તે આત્માની આજ્ઞા પ્રમાણે વર્તે છે એમ કથવામા કવચિત્ કિન્ચિત્ શાસ્ત્રીય વિરોધ આવતો નથી મન વાણી અને કાયા એ ત્રણ ખરેખર આત્માને કાર્ય કરવાના સાધનો છે. કાયાના કરતા વાણીની સૂક્ષ્મતા છે અને વાણી કરતા મનની સૂક્ષ્મતા છે. જે સૂક્ષ્મ વસ્તુ હોય છે તે સ્થૂલ વસ્તુપર પોતાની સત્તા જમાવે છે. પૃથ્વી કરતા જલ સૂક્ષ્મ છે તો તે પૃથ્વી જલ-અગ્નિ કરતા વિશેષ શક્તિ કરી શકે છે મન વાણી અને કાયામા પણ મન સૂક્ષ્મ છે તેથી તે વાણી અને કાયાને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવા પ્રયત્ન કરે છે. મનના કરતા અત્યંત સૂક્ષ્મ ચૈતન્ય પદાર્થ આત્મા છે તેથી તેની સત્તા મન ઉપર વર્તે છે; તેથી મન વાણી અને કાયા એ ત્રણ યોગને આત્મા પોતાના તાબામા રાખી શકે છે અને તેઓને પોતાની રુચિ પ્રમાણે પ્રવર્તાવી શકે છે. કાયા વાણી કરતાં જેમ મન સૂક્ષ્મ છે તેમ ક્રોધ-માન-માયા અને લોભ પ્રકૃતિયો પણ સૂક્ષ્મ છે; તેથી તે પ્રકૃતિયો પોતાના બળવડે મનના ઉપર સત્તા જમાવવા પ્રયત્નશીલ થાય છે અને જ્ઞાની થયેલો આત્મા પોતે સ્વબળવડે મોહ પ્રકૃતિયોની સાથે યુદ્ધ કરીને મનને મોહ પ્રકૃતિયોના વશમા ન થવા દેવા પ્રયત્નશીલ થાય છે અને મોહ પ્રકૃતિયોને હઠાવી મનને સ્વાત્મસમ્મુખ કરી પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે છે. મોહપ્રકૃતિયો અને આત્મા એ બન્નેની મધ્ય સ્થિતિમા રહેલું મન ખરેખર પુરુષમા પણ ગણાતું નથી અને મોહ પ્રકૃતિરૂપ નારીરૂપે પણ ગણાતું નથી તેથી તેને નપુંસક કથવામા આવે છે. મન કરતા અત્યંત સૂક્ષ્મ આત્મા પોતે મનને સ્વાયત્ત કરવા પ્રયત્નશીલ થાય છે અને મોહ પ્રકૃતિયો ખરેખર મનને પોતાના વશમા કરવા ધારે છે. મોહ પ્રકૃતિયો અને આત્મા બન્નેનું મનના પ્રદેશરૂપ પાણિપત મેદાનમા યુદ્ધ થયા કરે છે, તેનો આંખો મીંચી અન્તરમાં અવલોકવાથી ખ્યાલ આવી શકે છે જ્ઞાની આત્મા ખરેખર મોહ પ્રકૃતિયોને હઠાવી મનને સ્વાયત્ત કરે છે ત્યારે આત્મા મનને સ્વાયત્ત કરી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે તો કાયયોગને સ્વાયત્ત કરી સ્વાજ્ઞા વડે તેની પાસે કર્તવ્યકાર્યો કરાવે તેમા કશું આશ્ચર્ય જણાતું નથી. યોગી-આત્મજ્ઞાની આત્મજ્ઞાનવડે મન વાણી અને કાયયોગને સમ્યગ્ અવબોધી આત્માના વશમાં ત્રણેને રાખે છે અને આત્મા પોતાની આજ્ઞાવડે મન-વાણી અને કાયાને પ્રવર્તાવીને ત્રિભુવનપતિ બની શકે છે. જે આત્મા પોતાની આજ્ઞા પ્રમાણે મન-વચન અને કાયાને પ્રવર્તાવી શકે છે તે વિશ્વમાં પરમાત્મારૂપ

બને છે અને વિશ્વનું શ્રેય કરવા સમર્થ બને છે. જ્ઞાની આ પ્રમાણે અન્તરમાં નિશ્ચય કરીને મમાયત્તં શરીરં વૈ-ખરેખર શરીર મારા તાબામાં છે અને વર્તતે ચ મમાજ્ઞયા-મારી આજ્ઞા પ્રમાણે વર્તે છે એમ પ્રવદે છે. જે જે કર્તવ્યકાર્યોમાં મન-વાણી અને કાયાને ધારે તેઓમાં તે પ્રવર્તાવી શકે તેમ છે. શ્રીમદ્ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે એકવીસમી પાટ ઉપર બેસીને નીચેથી સર્વ પાટો કાઢી નંખાવીને પોતાના શરીરને આકાશમાં પ્રાણાયામબલે સ્થિર રાખ્યું હતું. દેવબોધિ શંકરાચાર્યે પ્રાણાયામબળે પાલખીને કાચા તાંતણે બાંધી કુંવારી કન્યાઓ પાસે ઉપડાવી હતી. શ્રીમદ્ આનન્દઘનજીએ મન-વાણી અને કાયાને પોતાની આજ્ઞા પ્રમાણે પ્રવર્તાવી અનેક ચમત્કારો પ્રાપ્ત કર્યા હતા. તેઓએ મનને વશમાં કરી પેશાબદ્વારા સુવર્ણસિદ્ધિ કરવાની મનઃસંકલ્પ શક્તિ પ્રાપ્ત કરી હતી. આત્માના તાબામાં જ્યારે મન વર્તે છે ત્યારે મનની શકિતયો ખીલે છે; પરન્તુ જ્યારે મોહના વશમા મન વર્તે છે ત્યારે મન નિર્બલ થઈ જાય છે. આત્માના તાબામાં જ્યારે વચનયોગ હોય છે ત્યારે વાણીની શક્તિયો ખીલે છે; પરન્તુ તે મોહાસકત મનની આજ્ઞા પ્રમાણે વર્તતાં વાણીની શકિતયો મન્દ પડી જાય છે. મોહયુક્ત મનની આજ્ઞા ત્યજીને જ્યારે આત્માની આજ્ઞાપ્રમાણે કાયા વર્તે છે ત્યારે કાયાની શક્તિયો ખીલી શકે છે અને તેથી સ્વાત્મપ્રગતિ અને વિશ્વપ્રગતિ થઈ શકે છે. જ્યારે તે મોહવિશિષ્ટ મનના તાબામાં વર્તે છે ત્યારે કાયિક શક્તિયોની ક્ષીણતા થાય છે મન વાણી અને કાયાપર જ્યારથી આત્માનો પૂરેપૂરો કાબૂ વર્તે છે ત્યારથી આત્મા પોતાની ઉન્નતિના માર્ગપર ગમન કરી શકે છે. જેઓનો મન વાણી અને કાયાપર કાબુ નથી તેઓના તાબે કશું કંઈ નથી અને તેમજ તેઓ નિર્જીવ મૃતકનીપેઠે વિશ્વમાં જીવવાને અધિકારી બની શકતા નથી. મન-વાણી અને કાયાને જો આત્મા પોતાના તાબામાં લેવા ધારે છે તો તે શનૈઃ શનૈઃ તેઓને સ્વાયત્ત કરી શકે છે અને મન વાણી કાયાને પોતાની આજ્ઞા પ્રમાણે પ્રવર્તાવી શકે છે. મન વાણી અને કાયાને પોતાની આજ્ઞા પ્રમાણે જે પ્રવર્તાવી શકે છે તે આત્મા વાસ્તવિક કર્મયોગીની પદવીને પ્રાપ્ત કરી શકે છે અને તે વિશ્વમા સ્વસત્તા જમાવી શકે છે. હે મનુષ્ય ! ! ! તું હૃદયમાં મારા તાબે શરીર છે અને મારી આજ્ઞા પ્રમાણે પ્રવર્તે છે એમ માનીને મનને સ્વવશમા કરી કર્તવ્યકાર્યને કર ! જે મનુષ્યના હૃદયમાં પોતાના તાબામા શરીર છે અને મારી આજ્ઞા પ્રમાણે શરીરને પ્રવર્તાવું અને મન મારાં પ્રમાણેજ વિચાર કરી શકે એવો અપૂર્વ વીર્યોલ્લાસ પ્રકટે છે તે મનુષ્ય આ વિશ્વમાં અદ્ભુત કાર્યો કરવાને સમર્થ બને છે. શ્રી મહાવીર પ્રભુએ મેરુપર્વતને જમણા અંગુઠે કંપાવ્યો એમ કલ્પસૂત્રાદિમાં નિવેદ્યું છે તે ખરેખર મનને વશમા રાખનાર મહાત્માઓને અનુભવગમ્ય થઇ શકે છે. આર્યખપુટાચાર્યે આત્માના તાબામાં મનને રાખીને દેવતાઈ પ્રયોગો કરી બતાવ્યા હતા. શ્રી હરિભદ્રસૂરિએ મન અને કાયાને આજ્ઞા-

પ્રમાણે પ્રવર્તાવી અનેક શુભ કાર્યો (શાસ્ત્રરચનાદિ) કર્યા હતાં. જેણે મન વચન અને કાયાને સ્વાનામાં રાખી તેણે વિશ્વપર જય મેળવ્યો એમ અવબોધવું. આત્માના તાબામાં રહેલું મન જ્યારે આત્માથી વિરુદ્ધ એક પણ વિચાર ન કરી શકે ત્યારે આત્મિક પુરુષાર્થ જાગ્રત્ થયું અને કર્તવ્યકર્મો કરવાને કર્મયોગીની અધિકારિતા પ્રાપ્ત થઇ એમ અવબોધવું. મેસ્મેરિઝમ અને હિપનોટીઝમ જેવા પ્રયોગો તો ખરેખર મન વાણી અને કાયાને સ્વાજ્ઞાપ્રમાણે પ્રવર્તાવનારના હસ્તમા એક લીલા માત્ર છે મન-વાણી અને કાયાને આત્માની આજ્ઞાપ્રમાણે પ્રવર્તાવવાની શક્તિયો-ઉપાયોને પ્રાપ્ત કરવા જોઇએ. પૂર્વાચાર્યોએ મન-વાણી અને કાયાની શક્તિયોને ખીલવવા સંબંધી અને તેઓને આત્માની આજ્ઞા પ્રમાણે પ્રવર્તાવવા સબંધી યોગશાસ્ત્રોમા-અધ્યાત્મશાસ્ત્રોમા અનેક યુક્તિયો દર્શાવી છે તે ગુરુગમથી અવબોધ્યાવિના આત્માના તાબે મન વાણી અને કાયાને કરી શકાય નહિ. પ્રથમ બ્રહ્મચર્યની શક્તિ ખીલવીને બ્રહ્મચારી બનવાથી શરીરની આરોગ્યતા અને સુદૃઢતા સંરક્ષી શકાય છે શારીરિક વીર્યની સંરક્ષા કર્યાવિના કાયાની શક્તિયો અને માનસિક શક્તિયો ખીલવી શકાતી નથી. પૂર્વે પૂર્વાચાર્યો મહાપરાક્રમી વિશિષ્ટકાર્યો કરતા હતા, તેનું કારણ એ હતું કે તેઓ કાયિક બ્રહ્મચર્યવડે વીર્યની સંરક્ષા કરવી એજ સર્વસ્વ માનતા હતા. તેઓ બાલ્યાવસ્થાથી ઊર્ધ્વરેતા હતા. તેઓ ઊર્ધ્વરેતા બનવાના ઉપાયોને આદરતા હતા અને બ્રહ્મચર્યને આત્મારૂપ અવબોધીને કદાપિ એક વીર્યના બિન્દુનો પણ પાત થવા દેતા નહોતા. બ્રહ્મચર્યવડે તેઓ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી મનને અને કાયાને આત્મવશ કરી શકતા હતા બ્રહ્મચર્યની સંરક્ષાર્થે ગુરુકુલાદિ સંસ્થાઓની સ્થાપના કરતા હતા અને તેઓ તેમાં વિદ્યાર્થીઓને બ્રહ્મચર્યધારક બનાવતા હતા. જે દેશ આ વિશ્વમા સર્વ દેશોમા સત્તાધારક બને છે તે ખરેખર બ્રહ્મચર્યના પ્રતાપથી અવબોધવું. ભીષ્મપિતામહે આ વિશ્વમા બ્રહ્મચર્યથી અદ્‌ભુત કાર્યો કર્યા હતાં. બ્રહ્મચર્યના પ્રતાપે હનુમાન આ વિશ્વમા જ્યા ત્યાં તેની મૂર્તિવડે પ્રસિદ્ધ છે. જે મનુષ્ય મનના તાબે થઇ વીર્યરક્ષા પ્રતિ લક્ષ્ય આપતો નથી અને વીર્યની રક્ષા કરી શકતો નથી તે કાયિક શકિતથી ક્ષીણ થાય છે. અને તેથી તે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય એવા યોગમાર્ગમાં વિચારવાને અશકત બને છે. એક બ્રહ્મચારી યોગી એક વખત પરિપૂર્ણ બ્રહ્મચર્ય યોગે દૃઢ સંકલ્પથી આકાશમાં ઉડી એક રાણીના મહેલમા દુષ્ટોથી રક્ષા કરવા ગયા પરન્તુ પશ્ચાત્ તેમના મનમા તે રાણીની સાથે મૈથુન કરવાનો સંકલ્પ પ્રગટ્યો તેથી તેઓ આકાશમા ઉડવાને અશકત બન્યા. મૈથુનના સંકલ્પમાત્રથી પણ કાયિક માનસિક અને આત્મિક પ્રકટેલી શકિતયોનો નાશ થાય છે તો અન્ય મૈથુનનું તો શું કહેવું ? વિશ્વના મનુષ્યોમા જે જે મહાપુરુષો તરીકે વિશ્વકલ્યાણ કરનાર તરીકે પ્રસિદ્ધ થયા હતા છે તેઓમાં ખરેખરી બ્રહ્મચર્યથી શકિત અવબોધવી કાયિક વીર્યની સંરક્ષાકારક ગુરુકુલો

આદિ સંસ્થાઓ સ્થાપવામાં સરકારે તથા રાજાઓએ પરિપૂર્ણ સાહાચ્ય કરવી જોઇએ અને અવનતિથી પતિત મનુષ્યોની સંતતિનો ઉદ્ધાર કરવો જોઇએ કે જેથી ભવિષ્યમાં મનુષ્યો મહાપરાક્રમી કાર્યો કરે એવા કર્મયોગીઓ બની શકે. વીર્યની સંરક્ષા અને પુષ્ટિથી જ્યારે કાયા બળવાન થાય છે ત્યારે યોગમાર્ગમા સુખેથી પ્રવેશ થાય છે અને માનસિક શક્તિયોની સારી રીતે ખીલવણી કરી શકાય છે. અતએવ મનને વશમાં રાખવાની ઇચ્છાવાળા આત્માએ પ્રથમ કાયિક વીર્યની સંરક્ષા કરવી જોઇએ. કાયિક વીર્યના બળે બ્રહ્મગા ચરવા યોગ્ય દશા પ્રાપ્ત કરી શકાય છે અને તેથી આત્માનુ જ્ઞાનાદિક ગુણો માટે વીર્ય ખીલવી શકાય છે મન વાણી અને કાયિક વીર્યની જેનામા અશક્તિ છે તે આત્મિક વીર્યને પ્રગટાવી શકતો નથી અને આત્મિક વીર્ય પ્રગટાવ્યા વિના તે મન વાણી અને કાયાને પોતાના તાબામા રાખી શકતો નથી. આત્માના તાબામાં મનને મૂકવાની ઇચ્છાવાળાએ બ્રહ્મચર્યને સર્વસ્વ માની પ્રથમ બ્રહ્મચર્યરૂપ દેવની ઉપાસના કરી વીર્ય-સંરક્ષા કરવી અને પશ્ચાત્ મનને આત્માની આજ્ઞા પ્રમાણે પ્રર્તાવવાનો આત્માવડે અભ્યાસ સેવવો કે જેથી આત્માની શક્તિયોવડે કાયા અને મનને સ્વાજ્ઞાપૂર્વક પ્રવર્તાવી કર્મયોગી અને છેવટે જ્ઞાનયોગી બનાવી શકાય મનને અને કાયાને આત્માની આજ્ઞા પ્રમાણે પ્રવર્તાવવામા પ્રથમ બ્રહ્મચર્યની અત્યંત આવશ્યકતા છે. બ્રહ્મચર્ય વિના એક અંશ માત્ર પણ કર્મયોગની પ્રવૃત્તિ થઇ શકે તેમ નથી અને તેમજ તે વિના આત્માની સત્તા સર્વત્ર પ્રવર્તાવી શકાય તેમ નથી. રામતીર્થ યોગી કૈલાસપર ચઢી ગયા અને બરફના શિખરને સંકલ્પબળથી પડતા અટકાવ્યું તે ખરેખર બ્રહ્મચર્યના પ્રતાપે અવબોધવુ બ્રહ્મચર્ય વિના સંકલ્પબળ અને મંત્રબળની સિદ્ધિ થતી નથી. બ્રહ્મચર્યધારક મનુષ્ય વિશ્વમા કાર્ય કરવાનો અધિકારી બને છે. શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય બ્રહ્મચર્યના પ્રતાપે એકસોને આઠ ગ્રન્થો લખી વિશ્વમા અક્ષરદેહે અમર થયા. અતએવ બ્રહ્મચર્ય ધારણ કરવાની અત્યંત ઉપયોગિતા અવબોધવી જોઇએ અત્ર એક અસ્મદીય શાસ્ત્રી શ્યામસુંદરાચાર્યનું દૃષ્ટાન્ત આપવામા આવે છે. પંડિત શ્યામસુંદરાચાર્યની જન્મભૂમિ કામવન છે. તેઓએ ચોવીસ વર્ષ પર્યન્ત કુસ્તી વગેરેમા સ્વજીવન ગાળ્યુ. પશ્ચાત્ પચ્ચીસ વર્ષની ઉમ્મર થઈ ત્યારે તેમણે બ્રહ્મચર્ય ધારણ કરીને વિદ્યાભ્યાસ શરૂ કર્યો; ષટ્ વર્ષ પર્યન્ત ઉજાગરો કરીને પંજાબ સરકારી યુનિવર્સિટીની વિશારદ અને શાસ્ત્રીય પદવીની પરીક્ષામા ઉત્તીર્ણ થયા અને સાથે સાથે દિગંબર જૈનાગમનો અભ્યાસ કર્યો; કાશી સરકારી પ્રિન્સ કોલેજની ન્યાય વ્યાકરણાચાર્યની પરીક્ષા પાસ કરી, પશ્ચાત્ કાશીમા આવી મહામહોપાધ્યાયોની પ્રધાન વિદ્વત્ સંસ્થામાં ષડ્ દર્શનની પરીક્ષા દેઇને આચાર્યપદ પ્રાપ્ત કર્યું. સાત વર્ષ પર્યન્ત બનારસ યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાલામા રહીને વિના પગારે શિક્ષક નિરીક્ષક પરીક્ષકની કાર્યપ્રવૃત્તિ કરી અને ત્રણ વર્ષ પર્યન્ત અમને સ્યાદ્વાદ-

મંજરી, રત્નાકરાવતારિકા, અષ્ટસહસ્રી તત્ત્વાર્થવૃત્તિ અને સમ્મતિતર્ક વગેરેનો અભ્યાસ કરાવ્યો. પશ્ચાત્ છ વર્ષમાં સમસ્ત ભારતીય વૈદ્યોની સાથે શાસ્ત્રચર્ચાપૂર્વક આયુર્વેદનું મનન કરીને રસાયનશાસ્ત્રની પદવી પ્રાપ્ત કરવાપૂર્વક રસાયનસાર ગ્રન્થનો સંસ્કૃતમાં પ્રથમ ભાગ બનાવ્યો અદ્યાપિ તેમની પ્રવૃત્તિ શરૂ છે અને રસાયન સારના ચાર ભાગ બનાવવા વિચારસંકલ્પ છે. આવી તેમની પ્રવૃત્તિમાં ઉચ્ચ પદવી પર આરોહ કરવાને મુખ્ય હેતુભૂત તેમણે પાળેલું બ્રહ્મચર્ય છે. પચ્ચીસ વર્ષથી તેમણે વીર્યરક્ષા-બ્રહ્મચર્ય પાળવાનો આરંભ કરેલ છે તેથી તેઓ ઉપર્યુક્ત કાર્યો કરવાને શક્તિમાન થયેલ છે. શારીરિક બ્રહ્મચર્યના પ્રતાપે શારીરિકબળ ખીલવી છાતીમાં ઠંટ ફોડી શકે છે. ખરેખર બ્રહ્મચર્ય ધારણ કરવાથી કર્મયોગીની પદવી પ્રાપ્ત કરી શકાય છે. બ્રહ્મચર્યથી મન વચન અને કાયાની સર્વ શક્તિયોને સાહાય્ય મળે છે અને તેથી કર્તવ્યકાર્યોને સમ્યગ્રીત્યા કરી શકાય છે. વીર્યરક્ષા વિના આ વિશ્વમાં જીવવું મહાદુર્લભ છે અને જીવ્યા વિના કર્તવ્યકાર્યો કરવાં તે પણ મહાદુર્લભ છે. અતએવ વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્ય ધારણ કરીને પૂર્વ મુનિવરોની પેઠે મન વચન અને કાયાના ઉપર કાબૂ ધરાવીને દેશ ધર્મ અને સમાજનો અધઃપાત થતો નિવારવો જોઈએ. વીર્યના અધઃપાતની સાથે દેશ ધર્મ સમાજ વિદ્યા નીતિ વગેરેનો અધઃપાત થાય છે અને તેથી પુનઃ જ્યાંથી પતન થયો હોય છે તે સ્થિતિને પ્રાપ્ત કરતાં અનેક વર્ષો વહી જાય છે વીર્યની સંરક્ષાવડે આધ્યાત્મિક વીર્યશક્તિની વૃદ્ધિ કરી શકાય છે અને તેથી મનને આત્મા પોતાના તાબામાં રાખી મનદ્વારા અનેક કાર્યો કરી શકાય છે. અતએવ મન વાણી અને કાયાને પ્રત્યેક મનુષ્યે પોતાના આત્માની આજ્ઞા પ્રમાણે વર્તે એવી સ્થિતિમાં મૂકવી જોઈએ જ્યારે આત્મા સ્વશક્તિવડે મન વાણી અને કાયાને સ્વાયત્ત કરે છે ત્યારે તે વિશ્વમાં જે જે કર્તવ્યકાર્યને હસ્તમાં ધારણ કરે છે તેઓને પરિપૂર્ણ કરે છે ખરેખર મારી (આત્માની) આજ્ઞાપ્રમાણે મન વર્તે છે અને કાયા વર્તે છે એવો અનુભવ જ્યાંસુધી પ્રત્યેક મનુષ્યને થતો નથી ત્યાંસુધી તે સાંસારિક મોહબંધનોથી મુક્ત થતો નથી અને સાંસારિક કર્તવ્યકાર્યોમાં નિર્લેપ રહી શકતો નથી. ઉપર્યુક્ત લેખ્યસારને હૃદયમાં ધારણ કરીને વિચારતાં સમ્યગ્ અવબોધાશે કે આત્મા જ્યાંસુધી મન વાણી અને કાયાને પોતાની સત્તાનગે લેઈ સ્વેચ્છાપૂર્વક ન પ્રવર્તાવી શકે ત્યાંસુધી તે કથની કરનાર છે પણ તે પ્રમાણે વર્તનાર નથી કહેણી સમાન રહેણી કરવી હોય તે આત્માના તાબે મન વચન અને કાયાની શક્તિયો રહેવી જોઈએ. સર્વ પ્રવૃત્તિઓની પૂર્વે મન વચન અને કાય પોતાની આજ્ઞા પ્રમાણે વર્તે એવા અભ્યાસ સેવવો જોઈએ આત્માની આજ્ઞા પ્રમાણે મન અને કાયા વર્તે છે એવો અનુભવ આવે તો પણ કદાપિ પ્રમાદ ન કરવો જોઈએ. આત્માની આજ્ઞા પ્રમાણે મન કાયા

પ્રકારના વિચારમા મન પ્રવર્તી શકે અને નિવર્તી શકે એવો જ્યાસુધી અભ્યાસ નથી થયો ત્યાસુધી મનરૂપ નપુંસકના સર્વ મનુષ્યો સેવકો છે અને મનરૂપ નપુંસકના સેવકોથી આ વિશ્વમા મહાન્ કાર્યો બની શકે એ આકાશકુસુમવત્ અવબોધવું તથા જ્યાંસુધી એવી સ્થિતિ છે ત્યાંસુધી કર્તવ્યકાર્ય કરવાને સ્વાધિકાર બહુ દૂર છે એમ અવબોધવું. ઉપર્યુક્ત હિતશિક્ષાને હૃદયમાં ધારણ કરી હે મનુષ્ય ! ! ! ત્હારે સ્વાધિકારે મન વશ કરી કર્તવ્યકાર્યો કરવાં જોઇએ. સ્વામી રામતીર્થે એક વાર અમેરિકામાં ભાષણ આપતા જણાવ્યું હતું કે હિન્દુસ્થાનના લોકો હિમાલય વગેરે પર્વતોમાં યોગ સાધવા જાય છે તેનું રહસ્ય એ છે કે આત્માને તાબે મન વચન અને કાયા રહે અને નિર્લેપ રહી સર્વ કર્તવ્યકાર્યો કરે. આવી યોગ્યતારૂપ યોગસિદ્ધિ કરીને તેઓ કર્મયોગી બની વિશ્વનો ઉદ્ધાર કરવાની ઉત્તમ પ્રવૃત્તિયોને આદરે છે. ઉપર્યુક્ત કથ્ય સારાંશ એ છે કે–તેઓ કર્તવ્યકર્મો કરવાની અધિકારિતા મન વાણી અને કાયાને આત્માજ્ઞા પ્રમાણે પ્રવર્તાવીને પ્રાપ્ત કરવા યોગ સાધે છે. આવા યોગસાધનથી મોહ–વિષયલાલસા અને તૃષ્ણા ઉપર કાબૂ મેળવી શકાય છે. હનુમાને જેમ પનોતીને પગતળે દાબી દીધી તેમ કર્તવ્યની મોહવૃત્તિ પનોતીને સ્વપરાક્રમવડે દબાવી દઇ કર્મયોગી હનુમાન્ બની સંપૂર્ણ વિશ્વસ્વરૂપ રામની સેવા કરવાને તત્પર બને છે. પૂર્વની સ્થિતિ પ્રાપ્ત કરવાને આ દેશમા નદીઓ, પર્વતો, ગુફાઓ અને હવાપાણી અનુકૂળ છે. ફક્ત મનુષ્યોએ ગુરુગમ પ્રાપ્ત કરીને મન વાણી અને કાયાને સ્વાયત્ત કરી કર્તવ્યકાર્યો કરવા જોઇએ. હે મનુષ્ય ! ત્હારે મનને આત્માની આજ્ઞા પ્રમાણે પ્રવર્તાવીને કર્તવ્યકાર્યો કરવા જોઇએ, પણ મનની આજ્ઞા પ્રમાણે આત્મા પ્રવર્તે એવી નપુંસકતા ધારણ કરીને સ્વપરની અવનતિ થાય એવી રીતે કર્તવ્યકાર્યો ન કરવા જોઈએ. આત્માની આજ્ઞા પ્રમાણે મન અને કાયા પ્રવર્તી શકે એમ બનવા યોગ્ય છે, ફક્ત ઉદ્યમની ખામી છે. આત્મોત્સાહપૂર્વક યોગાભ્યાસરૂપ ઉદ્યમવડે મન વાણી અને કાયાને આત્મવશ કરી હે મનુષ્ય ! ત્હારે કર્તવ્યકાર્યો કરવા જ જોઈએ; એજ ત્હારી વાસ્તવિક અધિકારિતા છે અને તે અમલમા મૂકવી જોઈએ. મનને સ્વવશમાં લાવનાર આત્મા પોતાનો બંધુ છે અને મનને સ્વવશમાં કરનાર આત્મા આત્માનો તારક છે. અન્ય કોઈ તેનો તારક નથી એવું ખાસ હૃદયમાં ધારણ કરી કર્તવ્યકાર્યો કરવા જોઇએ અને દરરોજ તે પ્રમાણે પ્રવૃત્તિ કરવામાં જે જે ભૂલો થતી હોય તે સુધારવી જોઈએ. દરરોજ મનને આત્માના વશવર્તી બનાવવાના ઉદ્યમમા પ્રવર્તવાથી અન્તે કર્તવ્ય-કર્મયોગીની ખરી પદવી પ્રાપ્ત કરી શકાય છે. બ્રહ્મચર્ય તથા ઉદ્યમથી આત્માનું ધાર્યું કાર્ય કરી શકાય છે, અને આ વિશ્વવર્તિમનુષ્યોને ઉત્તમ કર્મયોગીઓ બનાવી શકાય છે.

**અવતરણ**—આવશ્યક કર્તવ્યકર્મ જે થાય છે તે સારાને માટે થાય છે, કરાય છે એવું માની કર્તવ્ય કરવાની દિશા જણાવે છે.

श्लोकः

**अधुना जायते यद्यद् यद्भूतं च भविष्यति ॥**
**मत्वा शुभाय तत्कर्म कर्तव्यं सव्यपेक्षया ॥ ६६ ॥**

**શબ્દાર્થઃ**—અધુના જે કર્તવ્યકાર્ય થાય છે, જે થયું છે અને જે થશે તે સર્વ સારાને માટે છે એવું સાપેક્ષદૃષ્ટિએ માનીને કર્તવ્ય કાર્ય કરવા જોઇએ.

**વિવેચન**—ભૂતકાલમાં જે કર્યું તે કર્યું—હવે તત્સબંધી ચિંતા કર્યાથી કંઇ વળે તેમ નથી. તથાપિ મનમા એમ વિચારવું કે આ વિશ્વશાલામાં ભૂતકાલમાં જે જે કરાયું છે તે વસ્તુત શ્રેય માટે છે. જે જે કંઈ કર્યું અને કરાશે તેમાથી જ્ઞાની મનુષ્યોને વાસ્તવિક પ્રગતિકર શિક્ષણ મળે છે. વર્તમાનકાલમા જે જે કાર્યો થાય છે તે સારાને માટે થાય છે એમ માની કર્તવ્યકાર્યમાં વિવેકપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઈએ. તેમજ ભવિષ્યમા જે જે કાર્યો થશે તે સારાને માટે થશે. ભાવિના ગુપ્ત ઉદરમાં શું થઈ રહ્યું છે તેની કોઇને સમજણ પડતી નથી તથાપિ વિશ્વશાલામા ઉત્ક્રાન્તિવાદદૃષ્ટિએ જે થશે તે શ્રેયઃ માટે થશે એવું માનવું જોઇએ. આ પ્રમાણે માનીને કાર્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવાથી શોક ચિન્તાના વાદળોને ભેદીને તેમાં ઢંકાયલા આત્મારૂપ સૂર્યના પ્રકાશને પ્રાપ્ત કરી ઉત્ક્રાન્તિ ક્રમમા આરોહણ કરી શકાય છે. જે થાય છે તે સારાને માટે માનીને સુખ અને દુઃખના સંયોગોમાં સમભાવ ધારણ કરવો જોઇએ. જે માટે શોક કરવામા આવે છે તેથીજ આત્મોન્નતિનો માર્ગ ખુલ્લો થાય છે એવુ અનેક દૃષ્ટાંતોથી અનુભવી શકાય છે. શ્રી રામચંદ્રજીને વનવાસ થયો અને સીતાનું હરણ થયું તે ઉપરથી અવલોકતા અશુભ અવબોધાય પરન્તુ રામચંદ્રના વનવાસથી અને સીતાના હરણથી તેમનાં પગક્રમો અને તેમની નીતિનો ખ્યાલ સર્વત્ર વિશ્વમાં લોકોના મનમા આવ્યો. રાવણની સાથે લડવાથી તેમનો ઉદય થયો અને અદ્યપર્યન્ત તેમના ચરિતથી વિશ્વવર્તિમનુષ્યોને અનેક પ્રકારનો સદ્બોધ મળે છે. પાડવો બાર વર્ષ વનમાં રહ્યા તેથી તેમની વાસ્તવિક પ્રગતિનો પ્રારંભ અને પુષ્ટિ થઇ એમ અનુભવ કરતા અવબોધાશે જ્ઞાની મનુષ્યોને દુઃખો પડે છે તે સુખાર્થે થાય છે. વૈશાખમાસના પ્રખરતાપ વિના વર્ષા થતી નથી; જેમ તાઢ તાપ ઘણા પડે છે ત્યારે ઘણી વૃષ્ટિ થાય છે. મનુષ્યમાત્રને અનેક દુઃખો અને અનેક વિપત્તિયોમાંથી પસાર થવાનું હોય છે તેથી દુઃખો અને વિપત્તિયોમાથી તેની પ્રગતિનો માર્ગ ખુલ્લો થાય છે. શ્રીકૃષ્ણ વગેરેએ સોરઠ દેશમા દ્વારિકામાં દુઃખના માર્યા આવીને વાસ કર્યો તેથી કૃષ્ણ વગેરે યાદવોની ઉન્નતિ થઇ અને તેથી તેઓ ઇતિહાસના પાને અમર થયા મહા પુરૂષનો માર્ગ ખરેખર દુઃખ વિપત્તિ વગેરે કાંટાની ઝાડીમાંથી નીકળે છે. કાંઇ [illegible]

પ્રભુની પ્રભુતા ખરેખર ઉપસર્ગો અને પરિષહો વેઠવાથી પ્રગટ થઇ હતી. શ્રી મહાવીરની પ્રભુતાનો ગોશાલાના સંબંધથી નિશ્ચય થાય છે. અતએવ શ્રીમહાવીર પ્રભુને ગોશાળો મળ્યો તે સારા માટે અવબોધવું અને તેમજ શ્રી વીરપ્રભુના સંબંધથી ગોશાળો અન્તે મુક્તિ જશે; ખરેખર તે પણ શુભાર્થ થયું અવબોધવું. શ્રીપાલરાજાને ધવલશેઠનો સંબંધ ન થયો હોત તો શ્રીપાલની પ્રગતિ થઇ શકત નહી. શ્રીપાલરાજાની ઉત્તમતા સુજનતા ખરેખર ધવલશેઠની દુર્જનતાથી દીપી શકે છે અને તેથી શ્રીપાલના ગુણોની આદર્શતા અવલોકી શકાય છે. નરસિંહ મહેતાને તેમની ભાભી ન મળ્યાં હોત તો તેઓ ભક્ત બની શકત નહિ. નરસિંહ મહેતાનો પુત્ર મરણ પામ્યો ત્યારે જે થાય છે તે સારા માટે થાય છે એવું માની "ભલું થયું ભાગી જંજાલ, સુખે ભજશું શ્રી ગોપાલ" વગેરે શબ્દોને હૃદય બહાર કાઢ્યા. શ્રી રામચંદ્રે જ્યારે સીતાને વનવાસમાં મોકલાવી દીધી ત્યારે સીતાના અકલંક ચારિત્ર્યની લોકોને ખાત્રી થઇ. સીતાએ વનમાં સ્વાત્માની શુદ્ધતા અનુભવી. આપણને જે જે વિપત્તિયો-ઉપસર્ગો થાય છે તે શુભાર્થ છે એવું પશ્ચાત્ અનુભવવામા આવે છે. ભરતની સાથે બાહુબલીનું યુદ્ધ થયું તેમાથી બાહુબલીને સંયમમાર્ગ પ્રાપ્ત થયો અને એક વર્ષ પર્યન્ત બાહુબલી વનમા અભિમાન ધરી કાયોત્સર્ગ રહ્યા. તે દ્વારા તેમને અન્તે કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. શ્રીગૌતમસ્વામીને અહંકાર થયો તેમાંથી તેમને સદ્બોધ પ્રાપ્ત થયો અને શ્રી મહાવીરપ્રભુના નિર્વાણથી તેમણે શોક કર્યો તેમાંથી કેવલજ્ઞાન પ્રાપ્ત થવાનો માર્ગ ખુલ્લો થયો અને તેઓ કેવલજ્ઞાની થયા. શ્રીપ્રભવ ચોર પાચસે ચોર સાથે જંબુસ્વામી શેઠના ત્યાં ચોરી કરવા રાત્રીના સમયમાં ગયા ત્યા તેમને ચારિત્રરત્ન પ્રાપ્ત થયું. શ્રીશય્યંભવસૂરિની યજ્ઞપાટક સંબંધથી ઉન્નતિ થઇ, કારણ કે તે યજ્ઞ કરાવતા હતા અને સાધુના શબ્દસંકેતે યજ્ઞસ્તંભ નીચેથી શાન્તિનાથની પ્રતિમા દેખવાનો અવસર પ્રાપ્ત થયો અને તેથી તેઓએ ચારિત્ર અંગીકાર કર્યું. સુરદાસ ભક્ત પરણવાને જતા હતા તત્પ્રસંગે દાદુનો સમાગમ થયો અને તેથી તેઓએ સન્યસ્તવ્રત લીધું. શ્રી હેમચંદ્રાચાર્ય બાલ્યાવસ્થામાં પાટ ઉપર રમત કરતા ચઢી બેઠા એજ તેમની ઉન્નતિનું આદ્યપગથીયું હતું. એક સાધુનું ભૂલા પડવું એજ મહાવીર પ્રભુના આદ્યભવ તરીકે નયસારની પ્રગતિનું મુખ્ય કારણ હતું. વનમાં સાધુ ભૂલા પડયા, ત્યારે તેની સેવા કરવાનો નયસારને લાભ મળ્યો અને તેથી તેઓને ઉપદેશનો લાભ મળ્યો. પરમાત્મ-પ્રગતિનું આધારોહણ તત્સમયે શ્રીમહાવીરપ્રભુનું દ્વિતીયચંદ્રકલાવત્ થયું. ઈશુક્રાઈસ્ટને વધસ્તંભપર યાહુદીઓએ ચઢાવ્યો એજ ઇશુક્રાઇસ્ટના મતવૃદ્ધિનું મુખ્ય કારણ થયું અને તેથી ક્રાઇસ્ટલોકોની સંખ્યામા કરોડોગણો હાલ વધારો દેખાય છે. મહમદ પયગંબરને તેના શત્રુઓએ મારવા પ્રયત્ન કર્યો અને મહમદના ભક્તોને પ્રતિપક્ષોએ સતાવ્યા એમાં જ મહમદની ઉન્નતિ સમાયલી હતી કે જે તેણે પશ્ચાત્ તરવારની ધારવડે દુશ્મનોને મારી

નાખી પ્રાપ્ત કરી. ગૌતમબુદ્ધને તપ સેવતાં દુઃખ પડયું તેમાથી તેણે સ્વમતિજન્ય શાન્તિમાર્ગ શોધી કહાડયો કાશીમા વૈદિક બ્રાહ્મણોએ તેના ઉપર વ્યભિચારનું કલંક ચઢાવ્યું તેથી તેવડે તે ઉત્તમ ચારિત્રવાન ગણાયો અને પ્રતિપક્ષીઓના પ્રપંચો બહિર ખુલ્લા થયા. દુઃખોવડે સુખનું ભાન થાય છે તેથી વિપત્તિયો સંકટો અને દુઃખોવડે જેણે સત્ય સુખનો માર્ગ શોધ્યો હોય છે તે પશ્ચાત્ અવનતિના માર્ગ પ્રતિ ગમન કરતો નથી. પરમાર્હત શ્રીકુમારપાલ રાજાને જે યુવાવસ્થામાં વિપત્તિયો પડી હતી તેથી તે ઘડાયો અને ગુર્જર રાજ્યની ધુરા સમ્યગ્ વહન કરવાને સમર્થ થયો. કુમારપાલ રાજાએ વિપત્તિ સંકટોના સમયમા મનુષ્યે સારા કેવી રીતે થવું તેના અનેક અનુભવો પ્રાપ્ત કર્યા, તેથી તેણે ગુર્જર દેશની ઉન્નતિ કરવામા અને ગૌર્જરીય જનોની પ્રગતિ કરવાના અનેક પ્રકારે વ્યસનરહિત શુભ માર્ગો પ્રકટ કર્યા હતા તેણે અઢાર દેશમા યુક્તિપ્રયુક્તિ સત્તાબળ વગેરેથી જીવદયા પળાવી હતી. કુમારપાળ રાજાનું સિદ્ધરાજના સમયમા દેશોદેશ ગામોગામ ભટકવું થયું તે શુભાર્થ થયું એમ તેમના ચારિત્ર પરથી વાચકોને સહેજે અવબોધી શકાય છે. કોલંબસ હિન્દુસ્થાનમા આવવા નીકળ્યો હતો, પરન્તુ દૈવયોગે અમેરીકામાં ગયો અને તેની તેથી સદાકાળને માટે યાદી રહી. ઈગ્લાંડનો ઈતિહાસ વાચતા અવબોધાશે કે અનેક સંકટો વિપત્તિયો વેઠીને ઇગ્લાંડે પોતાની પ્રગતિ કરી છે. જો ઇગ્લાંડના ઉપર અનેક સંકટો ન પડયાં હોત તો તે પોર્ટુગાલ અને સ્પેનની પેઠે રહી શકત. ફ્રાન્સ દેશ પર દુઃખો પડયાથી અને અમેરીકા પર દુઃખો પડયાથી તે દુઃખમાથી બન્ને દેશની સ્વતંત્રતાની સાથે પ્રગતિ થઈ. જાપાનમા ખ્રીસ્તિ ઉપદેશકો આવ્યા તેથી જાપાન ચેત્યું અને અનેક મહાપુરૂષોએ જાપાનની સ્વતંત્રતા માટે આત્મભોગ આપ્યો તેથી હાલ જાપાન વ્યાવહારિક પ્રગતિમા મહારાજ્યની કક્ષામા ગણાવા લાગ્યું છે. **જે દેશ પર અનેક સંકટો પડે છે તે દેશના મનુષ્યો જાગ્રત્ થાય છે અને સુખના માર્ગો શોધી તે તરફ આત્મભોગપૂર્વક ગમન કરે છે.** આર્યાવર્ત પર અનેક સંકટો પડયાં છે તેથી તે હવે જાગ્રત્ થયું છે. દુઃખ વિના સુખના માર્ગ તરફ ગમન થતું નથી. અતએવ આર્યાવર્તના ઉપર દુઃખ પડશે ત્યારે તે ખરેખર જાગ્રત્ થશે. હાલ હિંદુસ્થાનમા જે કંઇ થાય છે તે સારાને માટે થાય છે. આર્યાવર્ત પર બ્રીટીશ સરકારનું રાજ્ય થયું છે તે હિંદુસ્થાનના શુભાર્થે છે હિંદુસ્થાનરૂપ શિષ્યને બ્રીટીશરાજ્યગુરુ મળવાથી તેને યોગ્ય શિક્ષણ મળે છે. અખિલ વિશ્વરાજ્યોમા સર્વ પ્રકારે રાજ્યનૈતિક નિપુણતામા બ્રીટીશ રાજ્ય પ્રથમ પંક્તિમાં ગણાય છે તેની પાસેથી હિંદુસ્થાનને ઘણું ઘણું શિખવાનું હજી બાકી છે બ્રીટીશ રાજ્યની સંપૂર્ણ નૈતિક નિપુણતાને જ્યારે હિન્દુસ્થાન વિનયભાવથી તેઓના ગુણો ગ્રહી પ્રાપ્ત કરશે ત્યારે તે રાજ્યધુરા વહન કરવાને યોગ્ય થશે; અન્યથા થશે નહિ અતએવ દૂર દેશની બ્રીટીશ રાજ્ય સત્તા તળે હિન્દુસ્થાન મૂકાયું છે ને સારા માટે

મૂકાયું છે એમ અવબોધવું. મહાપુરૂષોનો માર્ગ ખરેખર દુઃખમાંથી પસાર થાય છે અને તેઓ તેથી ઘડાય છે એવું જાણીને પ્રત્યેક મનુષ્યે જે થાય છે તે શુભાર્થે થાય છે એવું અવબોધી સહનશીલતાથી જે જે દુઃખો વિપત્તિયો પડે તે સહન કરીને જે કંઇ થાય તેમાથી શુભ શિક્ષણ ગ્રહણ કરીને આત્મોન્નતિના માર્ગમાં પ્રતિદિવસ વહેવું જોઇએ. હાલ જે અવસ્થા દુઃખમય દેખાય છે તે અવસ્થા ભાવિસુખને માટે હોય છે એવું અનેક મનુષ્યોના સંબંધમા બને છે; એવું જાણી કદાપિ ધૈર્ય ન હારતાં કર્તવ્યકર્મમાં સદા તત્પર થવું જોઇએ. જે જે કર્તવ્યકર્મો કરવાનાં હોય તે સ્વાધિકારે શુભાર્થ માની કરવાં જોઈએ અને આત્મશ્રદ્ધાથી પ્રવર્તવું જોઇએ; ભાવીના ગુપ્ત ઉદરમાં શું શું ભર્યું હોય છે તે સર્વજ્ઞ વિના અન્ય મનુષ્ય અવબોધી શકતો નથી, તેથી મનુષ્યે તત્સંબંધી વિકલ્પ-સંકલ્પ ચિંતાનો ત્યાગ કરીને વિવેક બુદ્ધિદ્વારા સ્વાધિકારે જે થાય છે તે શુભાર્થ છે એવું માની કર્તવ્ય કાર્ય કરવું જોઇએ. મહારાજા શિવાજીને ઔરંગજેબે દિલ્હી બોલાવી કેદ કર્યો તેથી દક્ષિણ રાજ્યની વાસ્તવિક પ્રગતિનું બીજ રોપાયું અને શિવાજીએ હિન્દુરાજ્યની દક્ષિણમા સ્થાપના કરી. ‘ શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી ’ ઈત્યાદિ-વડે શિવાજીની કીર્તિ અમર થઇ. જૈન શ્વેતાંબરોની પ્રગતિ માટે અધુના જે જે કંઈ હીલચાલ થાય છે તેના ગર્ભમા પ્રગતિનાં સૂક્ષ્મ બીજકો રહ્યા છે; તે કારણ સામગ્રી પામીને ભવિષ્યમા સ્વફલોને દર્શાવશે. હિતશિક્ષણદૃષ્ટિ અને અશુભમાં પણ શુભ દર્શનવૃત્તિએ અવલોકીએ તો સ્વાધિકારે જે કંઈ થાય છે તે શુભાર્થ છે એવું અવબોધી પ્રવૃત્તિ કરવી જોઇએ. જ્યારે પ્રગતિ થવાની હોય છે ત્યારે જે જે કર્તવ્ય પ્રવૃતિયો થાય છે તે શુભાર્થ પરિણમે છે એમા કોઇ જાતની શંકા જેવું નથી. હિંદુસ્થાનમા હિન્દુ અને મુસલમાન એ બે કોમો પરસ્પર યુદ્ધ કરીને અધઃપાતની ચરમ દશાને પામવા લાગી અને તેથી ભારતવાસીઓને શાન્તિકારક સામ્રાજ્યની ભાવના ઉદ્ભવી; તેના પ્રતાપે આર્યાવર્તમા બ્રિટીશ રાજ્યની સ્થાપના થઈ અને તેથી હિન્દુઓ અને મુસલમાનો શાન્તિમય જીવન ગાળીને પ્રગતિ કરવા પ્રયત્ન કરે છે. તેથી જે થાય છે તે શુભાર્થ છે એમ માનીને આવશ્યક કર્તવ્યકાર્યો પ્રતિદિન કરવા જોઇએ. જે થાય છે તે સર્વ સારા માટે થાય છે એમ અપેક્ષાએ કથવામાં આવે છે. દુઃખ સંકટ વિપત્તિયોથી શુભ માર્ગપ્રતિ ગમનઇચ્છા થાય છે-ઈત્યાદિ અપેક્ષાપૂર્વક જે થાય છે તે શુભાર્થ થાય છે એમ અવબોધાવીને કર્તવ્યકાર્યોમા અડગ પ્રવૃત્તિ કરાવવાની આવશ્યકતા જણાવી છે. અપેક્ષા વિના જે કંઇ થાય છે તે શુભાર્થ થાય છે એમ કથી શકાય નહિ. અપેક્ષાએ જે કંઇ થાય છે તે શુભાર્થ થાય છે એમ વ્યષ્ટિ અને સમષ્ટિપરત્વે કથી શકાય છે. ઉત્ક્રાન્તિવાદ દૃષ્ટિની અપેક્ષાએ આત્મા નિગોદથી પ્રારંભીને ઉચ્ચગતિ અને ઉચ્ચ ગુણસ્થાનક ભૂમિપ્રતિ આરોહતો જાય છે તેમ તેમ તેની પ્રવૃત્તિમાં જે કંઈ થાય છે તે શુભાર્થ

થાય છે એમ અપેક્ષાએ કથી શકાય છે, બૌદ્ધોની સાથે શિલાદિત્યની રાજસભામા વાદ કરનાર મલ્લવાદીએ જે થાય છે તે સારાને માટે થાય છે એમ માની બૌદ્ધાચાર્યની સાથે વાદ કરી કરી બૌદ્ધોને પરદેશ વાસ કરાવ્યો. હિંદુઓના યજ્ઞમા પશુઓની હિંસા એટલી બધી તેનો પરાજય વધી પડી કે તેથી દેખનારા દયાળુ મનુષ્યોને ત્રાસ છૂટવા લાગ્યો ત્યારે શ્રીમહાવીર પ્રભુ અને ગૌતમબુદ્ધનો પ્રાદુર્ભાવ થયો અને તેઓએ શુદ્ધોપદેશથી યજ્ઞોમા થતી પશુહિંસાનો નિષેધ કર્યો. ખરેખર જે થાય છે તે સારા માટે થાય છે. જ્યારે મનુષ્યો સંપૂર્ણ દિવસમા કર્તવ્ય આવશ્યક કાર્યો કરીને થાકી જાય છે ત્યારે તેઓને વિશ્રાન્તિ આપવા માટે રાત્રિ પ્રગટે છે અને જ્યારે તેઓ પૂર્ણ વિશ્રાન્તિ લઇ તાજા થાય છે ત્યારે તુર્ત સૂર્ય પ્રગટે છે–એમ અનુભવદૃષ્ટિથી વિશ્વકર્તવ્યોપ્રતિ અવલોકવામા આવશે તો સાપેક્ષદૃષ્ટિએ જે કંઇ થયું થાય છે અને થશે તે શુભાર્થ છે એમ અનુભવમા આવશે. વર્ષા ચોમાસુ થયા બાદ શિયાળાની જરૂર પડે છે અને શિયાળા બાદ ઉન્હાળાની જરૂર પડે છે અને ઉન્હાળા બાદ ચોમાસાની જરૂર પડે છે તેથી અનુક્રમે તે શુભાર્થ થયા કરે છે એવી કુદરતની ઘટનાનો અનુભવ કરતા સહેજે અવબોધાઈ શકાશે. આવશ્યક કર્તવ્યકાર્યો શુભાર્થ છે એવું માનીને પ્રત્યેક મનુષ્યે આવશ્યક કર્તવ્યકાર્યો કરવા જોઇએ પણ પશ્ચાત્ ન હઠવું જોઇએ. ફતેહપુરસીકરીની લડાઇ પ્રસંગે બાબરે આવશ્યક કર્તવ્ય યુદ્ધકાર્ય શુભાર્થ છે એવું માનીને સ્વસૈનિકોને ભાષણ આપી ઉત્તેજિત કર્યા તેથી આર્યાવર્તમા મુસલમાની રાજ્ય ટકી શકયું. અન્યથા તે દિવસથી હિંદુઓની રાજ્યસ્થપાનનો પ્રસંગ દેખાત. સ્વાધિકારે કર્તવ્યકાર્યની પ્રવૃત્તિ ખરેખર શુભાર્થ છે એમ જ્યારે પોતાના આત્માને નિશ્ચય થાય છે ત્યારે ગુરુ ગોવિંદની પેઠે કર્તવ્યપ્રવૃત્તિમા પરિપૂર્ણ આત્મભોગ આપી શકાય છે. ગુરુ ગોવિંદ સિંહે કર્તવ્યકાર્ય જે કંઇ સ્વાધિકારે થાય છે તે શુભાર્થ છે એવો નિશ્ચય કર્યો ત્યારે તેની આત્મિક શકિતયોએ તેનો માર્ગ ખુલ્લો કર્યો અને તેથી તે પ્રગતિમાન્ વિજયશીલ બની શકયો કર્તવ્યકાર્યો જે કેચિત્ સ્વાધિકારાર્થ છે તે શુભાર્થ છે એવો નિશ્ચય થતા કર્તવ્યકાર્ય પ્રવૃત્તિમાં મન્દતા રહેતી નથી, શેઠ વીરચંદ દીપચંદ ગોધાવીમા જન્મ્યા હતા, તેઓ પ્રથમ શ્રીરવિસાગરજી મહારાજના શ્રાવક હતા તેઓ પ્રથમ અમદાવાદમા પ્રેમાભાઇ હેમાભાઇ નગરશેઠને ત્યા ગુમાસ્તા રહ્યા; ત્યાથી તેઓ સોલાપુર ગયા અને જે કંઇ સ્વાધિકારે પ્રવૃત્તિ થાય છે તે શુભાર્થ માની પ્રવૃત્તિ કરવા લાગ્યા અને તેથી તેઓ અન્ને પચ્ચીશ લાખ રૂપૈયાના આશામી બન્યા અને જૈનકોમના પ્રગતિકારક શુભકાર્યો તેમણે કર્યાં તથા સોલાપુરમા દુષ્કાલપીડિત લોકોનો તેમણે બચાવ કર્યો તેથી સરકારે તેમને સી. આઇ ઈ નો ચાંદ આપ્યો. ખરેખર ઉપર્યુક્ત દૃષ્ટાન્તથી અવબોધવું કે સ્વાધિકારે વિવેકપૂર્વક જે જે આવશ્યક કર્તવ્યકાર્યો કરવામાં આવે છે તે શુભાર્થ થાય છે એમ દૃઢ નિશ્ચય જેઓને છે તેઓ આ વિશ્વમા આત્મોત્ક્રાન્તિના ઉચ્ચ શિખર પર આરોહીને આદર્શપુરૂષ બની શકે છે. અમેરિકામાં ગ્રાન્ટવાલ-

માં મોહનલાલ કરમચંદ ગાંધીએ હિન્દુઓના હક્કને માટે ભગીરથ પુરૂષાર્થ કર્યો અને તેથી તેઓ અલ્પાધિકાંશે વિજયી થયા. તેઓને કેદમા જવું પડયું તો તેઓએ વિચાર્યું કે જે કંઇ થાય છે તે સારાને માટે થાય છે એમ આત્મનિશ્ચય કરી કેદખાનાનું દુઃખ ભોગવ્યું અને તેથી તેઓને હિન્દુસ્થાનના ગોખલે વગેરેની સહાય મળી અને તેઓ સ્વસાધ્યકાર્યમાં વિજયીભૂત બન્યા. એક મહાનપુરુષને વિપત્તિ પડે છે તેથી ઇશુક્રાઇસ્ટની પેઠે અનેક મનુષ્યોનો ઉદ્ધારક થાય છે. હે મનુષ્ય ! ત્હારી જીંદગીમાં અનેક વિપત્તિયોનો અનુભવ થાય તેથી તું કંટાળતો નહિ કારણ કે દુઃખના તણખાની પાછળ સૂર્ય ઢંકાયલો હોય છે. હે મનુષ્ય ! ત્હારી જીંદગીમા જે જે કંઈ બુરા બનાવો બને તો તે પણ ત્હને શુભ જણાવવાને માટે ત્હારા શિક્ષકસમાન છે એવું માનીને સ્વાધિકારે કર્તવ્યકાર્યોને કર્યા કર. જ્યારે હિન્દુસ્થાનમા અંગ્રેજો આવ્યા ત્યારે તેઓને રાજ્યની પ્રાપ્તિ થશે એવું તેઓએ તથા હિન્દુસ્થાનના લોકોએ ધાર્યું નહોતું. જે થવાનું હોય છે, તે થયા કરે છે. સ્વાધિકારે અપ્રમત્ત બનીને કર્તવ્ય જે જે કાર્યો કરવામા આવે છે તેનાથી હિન્દમા આવેલા અંગ્રેજોની પેઠે શુભ થાય છે એમ માનીને કાર્યપ્રવૃત્તિ આરંભવી જોઇએ. કર્તવ્યકાર્યો કર્યા વિના તો સદા અશુભજ છે. જ્યારે જૈનોએ સ્વાધિકારે આવશ્યક કર્તવ્યકાર્યો કરવામાં દેહમમત્વ સ્વાર્થ સંકીર્ણદૃષ્ટિ અને ભાવીભાવના વિચારો સેવ્યા ત્યારે તેઓ ઉન્નતિના ઉચ્ચશિખરોથી પ્રતિશતક નીચે ગગડવા લાગ્યા અને હાલ તેર લાખ જેટલી મનુષ્યોની અનેક મતમતાન્તરવાળી સંકીર્ણદૃષ્ટિયુક્ત સંખ્યામા વિશ્વમા સ્વાસ્તિત્વ જાળવવા સંકીર્ણ સ્થિતિમાં આવી રહ્યા છે. સ્વાધિકારે કર્તવ્યકાર્યો કરવામા જાપાન ઇંગ્લાંડ અને જર્મનીની પેઠે દેહમમત્વાધ્યાસ વગેરેને તિલાજંલિ આપી શુભાર્થ સર્વ આવશ્યકકર્તવ્યો કરવા જોઇએ કે તેથી વ્યાવહારિક પ્રગતિની સાથે પારમાર્થિક પ્રગતિમા અગ્રગણ્ય બની શકાય. સ્વાધિકારે કર્તવ્યાવશ્યક કાર્યો કરતા મૃત્યુ થાય-સર્વ શક્તિયોનો આત્મભોગ આપવો પડે તો પણ તે સમષ્ટિ માટે શુભાર્થ છે. તેમજ દેશ-સમાજ, સંઘ, જ્ઞાતિ આદિ માટે શુભાર્થ છે એવું માની હે મનુષ્ય ! ત્હારે અવશ્ય કર્તવ્યકાર્યો કરવા જોઇએ.

**અવતરણ**—કર્મયોગી આત્મા આ વિશ્વશાળામા શિષ્યરૂપ બની કર્તવ્યકાર્યોના અનુભવને ગ્રહે છે તે જણાવે છે.

**શ્લોકઃ**

**चेतनो विश्वशालायां स्वोन्नतिकर्मसाधकः ॥**

**गृह्णात्यनुभवान् सर्वान् सद्विवेकप्रदायकान् ॥ ६७ ॥**

**શબ્દાર્થ**—ચેતન આ વિશ્વરૂપ શાલામા સ્વોન્નતિકર્મસાધક છે તે સદ્વિવેકપ્રદ સર્વ અનુભૂતોને ગ્રહે છે.

**વિવેચન**—આ વિશ્વશાલામા આત્માની પરમાત્મતા પ્રાપ્ત કરવાનુ શિક્ષણ ગ્રહીને મનુષ્યો પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. આત્મોન્નતિ કર્મસાધક ચેતન આ વિશ્વશાલામાં સર્વ પ્રકારના અનુભવો ગ્રહી શકે છે. વિશ્વશાળા વિના કોઇ સ્વોન્નતિકર્મસાધક બની શકતુ નથી અને કોઈ સદ્વિવેકપ્રદ સર્વાનુભવોને પ્રાપ્ત કરી શકતુ નથી. સર્વ પ્રકારના અનુભવ પ્રાપ્ત કર્યા વિના કોઈ સ્વોન્નતિકર્મસાધક બની સર્વજ્ઞ બની શકતો નથી. આ વિશ્વમાં સર્વ પ્રકારના અનુભવો પ્રાપ્ત કર્યા વિના સર્વ પ્રકારના દુખોથી મુક્ત થઇ શકાતુ નથી. સર્વ પ્રકારના દુખોના અને સર્વ પ્રકારના શાતાના પરિણામોને ભોગવી તેનો અનુભવ કરીને સંપૂર્ણ સિદ્ધરૂપ પ્રગતિમાન્ બની શકાય છે આ વિશ્વશાલામા અનેક પ્રકારના અનુભવોનુ શિક્ષણ મળે છે તેથી તે દૃષ્ટિએ અસાર સસાર પણ સારભૂત અવબોધાય છે. અનેક બાબતોનો સમ્યગ્ નિર્ણય કરી શકાતો નથી, અને સમ્યગ્ નિર્ણય વિના હેય જ્ઞેય અને ઉપાદેયનો વિવેક પ્રાપ્ત થઇ શકતો નથી, તથા સમ્યગ્વિવેક વિના સ્વોન્નતિકર્મસાધક આત્મા બની શકતો નથી અતએવ વિશ્વશાલામા ચેતનને શિષ્યરૂપ માની સર્વ પ્રકારના અનુભવો પ્રાપ્ત કરવાની આવશ્યકતા સ્વીકારવી જોઇએ. જીવ પ્રથમ એકેન્દ્રિયાવસ્થાથી પ્રારંભી દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચેન્દ્રિય ગતિ પર્યંત અનુભવ કરે છે. દશ દૃષ્ટાન્તે દુર્લભ એવો મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને આત્માની ઉત્ક્રાન્તિના માર્ગે સદ્ગુરૂપદેશથી વળે છે. આત્મા સ્વયં આત્મજ્ઞાનને પ્રાપ્ત કરે છે ત્યારે તે વિશ્વશાલાની ઉપયોગિતાનુ વાસ્તવિક સ્વરૂપ અવબોધી શકે છે અને સ્વોન્નતિકર્મસાધક બને છે ઉત્ક્રાન્તિ દૃષ્ટિએ સર્વ જ્ઞેય હેય અને ઉપાદેયભૂત વિશ્વશાલાના પદાર્થોનો અવબોધ કરવાથી સ્વોન્નતિકર્મસાધક થવામાં સમ્યગ્દૃષ્ટિ પ્રવર્તી શકે છે અને વિશ્વની નૈશ્ચયિકસ્થિતિની સાથે આત્માનો વાસ્તવિક સબંધ જેવા પ્રકારનો હોય છે તેવો અવબોધી શકાય છે. વિશ્વશાલાનું વાસ્તવિક સ્વરૂપ નહિ અવબોધનારાઓ વિશ્વના કુદરતી નિયમોનો નાશ કરીને સ્વોન્નતિકર્મસાધક બનવા પ્રયત્ન કરે છે અને તેથી તેઓ અન્તે સ્વોન્નતિથી પરાઙ્મુખ બની વિશ્વશાલાના કુદરતી પ્રવાહમા તણાય છે અતએવ પ્રત્યેક મનુષ્યે આ વિશ્વશાલાનું સ્વરૂપ અને તેની સાથે આત્માનો શો સંબધ છે? તે પ્રગતિદૃષ્ટિએ અનુભવવો જોઇએ વિશ્વશાલાની વાસ્તવિક સ્થિતિનો અભ્યાસ કરી અનુભવ ગ્રહ્યા વિના વિવેકદૃષ્ટિપૂર્વક સ્વકર્તવ્ય શુ છે? તેનો નિર્ણય કરી શકાતો નથી. વિશ્વશાલાના કુદરતી નિયમોના અજ્ઞ મનુષ્યોએ આ વિશ્વની ખાખાખીખી અસ્તવ્યસ્ત દશા કરીને અનેક પ્રયત્નો કરીને અંતે હાય માર્યા હુંય બંખેપાં છે અને આત્માની વાસ્તવિક શાન્તિથી ભ્રષ્ટ થઇ પશ્ચાત્તાપપાત્ર બન્યા છે. વિશ્વશાલાની ઉત્ક્રાન્તિ કુદરતીગ વાસ્તવિક સ્વરૂપ

શું છે તેનો સમ્યગ્ નિશ્ચય કર્યા વિના રાજ્યનીતિ–ધર્મનીતિ–સમાજવ્યવસ્થા–સંઘવ્યસ્થા–વિદ્યાપ્રવૃત્તિવ્યવસ્થા–આજીવિકાહેતુભૂતકૃષિકર્માદિવ્યવસ્થા–ગૃહકર્મવ્યવસ્થા–ત્યાગાવસ્થાવ્યવસ્થા–સાર્વજનિકહિતપ્રવૃત્તિ–નિયમવ્યવસ્થા અને ચાતુર્વર્ણિક ગુણકર્મવ્યવસ્થા–ઇત્યાદિનું સમ્યગ્ સ્વરૂપ સમજી શકાય નહિ અને વિશ્વશાલાની સર્વ પ્રકારની ઉત્ક્રાન્તિયોને પરસ્પર અનેકનયદૃષ્ટિએ શો સંબંધ છે તેનો સમ્યગ્ વ્યવહાર કરી શકાય નહિ. વિશ્વશાલાના કુદરતી પ્રગતિ નિયમોના અવબોધકો આ વિશ્વશાલામા કદી પારતંત્ર્ય દશાને પ્રાપ્ત કરી શકે નહિ અને વાસ્તવિક સ્વતંત્રતાથી કદાપિ ભ્રષ્ટ થઇ શકે નહિ. અસ્તિત્વસંરક્ષકદૃષ્ટિએ વિશ્વશાલાના પ્રત્યેક પદાર્થનું અસ્તિત્વ સંરક્ષવા યોગ્ય છે. વિશ્વશાલાના કુદરતી નિયમોને કદાપિ કોઈ મનુષ્ય સ્વાયત્ત કરી શકે નહિ અને તેનો પ્રતિપક્ષી બની તેઓના અચલ અસ્તિત્વનો નાશ કરી શકે નહિ. વિશ્વશાલામાં જે જે પદાર્થો કુદરતના કાયદાને અનુસરી ગોઠવાયા છે તેમાં કુદરતનું ડહાપણ છે. તેના આગળ સ્વડહાપણ ગમે તેવું હોય તોપણ અન્તે ચાલવાનું નથી એવું વિચારીને કુદરતના કાયદાઓનું સૂક્ષ્મ અવલોકન કરી વિશ્વશાલાની સાથે સ્વસંબંધ જેવો છે તેવો નિર્ધારી આત્મોન્નતિના માર્ગ ઉપર સદા પ્રગતિ કરવી એજ વિશ્વશાલાના શિષ્યનું વાસ્તવિક કર્તવ્ય કદાપિ વિસ્મર્તવ્ય નથી. આ વિશ્વશાલાનો જે શિષ્ય બનતો નથી તે વિશ્વશાલાનો ગુરુ બની શકતો નથી; અતએવ વિશ્વશાલામા અનેક પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત કરવા માટે વિશ્વશાલાના અનુભવીઓને ગુરુ બનાવીને તેઓના અનુભવોને હૃદયમા ઉતારી પશ્ચાત્ જે સ્વાનુભવ પ્રગટે તેના શિષ્ય બનીને અગ્રપ્રગતિમાન્ થવું જોઇએ. દેવોના કરતાં દુર્લભ એવા મનુષ્યાવતારની દુર્લભતા અવબોધીને અને મનુષ્યજન્મમાં વિશ્વશાલામાં સંપૂર્ણ પ્રગતિ કરી શકાય છે એવું પ્રબોધીને આધ્યાત્મિક તત્ત્વોના જ્ઞાનપૂર્વક વ્યાવહારિક અને નૈશ્ચયિક પ્રગતિ અને તેના ક્રમમાં સદા પ્રવૃત્તિશીલ બનવું જોઇએ. વિશ્વશાલાના અનુભવીઓ પાસેથી સ્વોન્નતિસાધક કર્મોનું અનુભવ જ્ઞાન પ્રાપ્ત કરીને પશ્ચાત્ સ્વહૃદયમાં પરિણમાવી સ્વાનુભવિકજ્ઞાન પ્રાપ્ત કરી સ્વાધિકારે દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે સ્વોન્નતિકર્મસાધક થવું જોઇએ કે જેથી પશ્ચાત્ પ્રગતિમાર્ગના અનેક હેતુઓનું પ્રસંગે પ્રસંગે સેવન થાય અને આત્મોન્નતિસાધક કર્મયોગી બની શકાય. વિશ્વશાલામા સ્વોન્નતિસાધક ચોવીસ તીર્થંકરો થયા તેઓએ સ્વોન્નતિની કઇ સાધનાઓને સાધી હતી તેનું સમ્યગ્જ્ઞાન કરવું જોઇએ. ગૌતમબુદ્ધ–મહમદ પેગંબર–જરથોસ્ત–કણાદ–પતંજલિ–જૈમિની–ગૌતમ–કપિલ–મુસા–શંકરાચાર્ય–રામાનુજ–વલ્લભાચાર્ય–ચૈતન–કબીર–વગેરે મહાત્માઓએ વિશ્વશાલામા સ્વોન્નતિસાધક કયા કયા અનુભવો અને કઇ કઇ પ્રવૃત્તિયો દર્શાવી છે તેનો પરસ્પર મુકાબલો કરી સમ્યગ્ નિર્ણય કરવો જોઈએ કે જેથી વિશ્વશાલાના વિદ્યાર્થીને કોઇ જાતની ભ્રાન્તિ રહી શકે નહિ. વિશ્વશાલામાં વ્યાવહારિક અને નૈશ્ચયિક પ્રગતિના માર્ગો કયા કયા છે અને પૂર્વમુનિવરોએ

તે કેવી રીતે દર્શાવ્યા છે તે અનુભવગમ્ય કેવી રીતે થાય છે ? પરસ્પર ભિન્ન પ્રગતિમાર્ગોનું પૃથક્કરણદૃષ્ટિએ શું સત્ય રહસ્ય છે અને તેઓનું ઐક્ય કઇ સાપેક્ષદૃષ્ટિએ યોગ્ય છે તેનો સ્વાનુભવ પ્રાપ્ત કર્યા પશ્ચાત્ સ્વોન્નતિ સાધક મહાપુરૂષ બની શકાય છે, અને સ્વયોગ્ય સ્વોન્નતિસાધક જે જે કર્મો હોય છે તેઓને સ્વાનુભવગમ્ય કરી તેઓને આદરી શકાય છે. વિશ્વશાલાનો પ્રત્યેક પદાર્થ ખરેખર સ્વોન્નતિસાધક કર્મ તરીકે કોઇ દૃષ્ટિએ ઉપયોગી હતો, થાય છે અને થશે તેનો અનુભવ મેળવવો જોઇએ કે જેથી વિશ્વશાલાના પ્રગતિકર નિયમોથી પરાઙ્મુખ રહી શકાય નહિ. આ વિશ્વશાલામા અન્ય પ્રાણીઓની સાથે ઉપયોગીદૃષ્ટિએ અને પ્રગતિદૃષ્ટિએ સ્વાત્માનો શો સંબંધ છે તેનો અનુભવ કરવો જોઇએ કે જેથી વિશ્વશાલાવર્તિ અન્ય જીવોના ઉપયોગિપણામાં તથા તેની રક્ષા કરવામાં અને તેઓની પ્રગતિ કરવામાં સ્વાત્માથી જે જે બને તે કર્મપ્રવૃત્તિયો કરી શકાય અને તદ્દ્વારા સ્વાત્મોન્નતિસાધક કર્મયોગી બની શકાય પૌરસ્ત્ય અને પાશ્ચાત્યદેશીય મનુષ્યો વિશ્વશાલાના સુખકર પ્રગતિનિયમોનું યથાર્થ જ્ઞાન કરે તો તેઓ પરસ્પર મનુષ્યોને પરસ્પર આત્મદૃષ્ટિએ વર્તવું જોઇએ તેનો ખ્યાલ કરી શકે અને કોઇની સ્વતંત્રતાનો નાશ કરવા પ્રયત્ન કરી શકે નહિ. પૌરસ્ત્ય અને પાશ્ચાત્યદેશીય મનુષ્યો વિશ્વશાલાના કુદરતી નિયમોનો ભંગ કરી કદાપિ શાંતિજીવનથી જીવી શકે નહિ અને તેઓ વાસ્તવિક સ્વોન્નતિસાધક કર્મયોગીઓ બની શકે નહિ. **વિશ્વશાલાના પ્રગતિકર કુદરતી નિયમોનો ભંગ કરીને વિશ્વવર્તિ મનુષ્યો ગમે તેવી વિદ્યુત્વેગે પ્રગતિ કરવા ધારે એવી અનુકૂળ દેખાતી શોધો કરે તથાપિ તેઓ અન્તે પ્રગતિથી ભ્રષ્ટ બની જ્યાં હતા ત્યાંના ત્યાં આવીને ઉભા રહે છે.** રામ રાવણના સમયની અને પાંડવ કૌરવોના સમયની વિદ્યાઓ અન્તે રજોગુણ અને તમોગુણવડે નષ્ટ થઇ તેનું કારણ એ છે કે—પ્રવૃત્તિપ્રગતિના સાત્વિક માર્ગથી વિમુખ બની તત્સમયના અગ્રગણ્યોએ કુદરતથી વિરુદ્ધ પ્રગતિની પ્રવૃત્તિ આરંભી હતી. પૃથક્કરણદૃષ્ટિએ, સંરક્ષણદૃષ્ટિએ, સ્વાસ્તિત્વસંરક્ષકદૃષ્ટિએ, ઐક્યદૃષ્ટિએ, તત્વદૃષ્ટિએ, સર્વ પદાર્થોપયોગિત્વદૃષ્ટિએ, વ્યવહારદૃષ્ટિએ, નિશ્ચયદૃષ્ટિએ. સામ્યદૃષ્ટિએ, સાધનદૃષ્ટિએ, કર્તવ્ય-દૃષ્ટિએ, અકર્તવ્યદૃષ્ટિએ, પ્રવૃત્તિદૃષ્ટિએ, નિવૃત્તિદૃષ્ટિએ, સ્વાધિકારદૃષ્ટિએ, પરાધિકારદૃષ્ટિએ, સાર્વજનિકહિતદૃષ્ટિએ, વ્યષ્ટિદૃષ્ટિએ, સમષ્ટિદૃષ્ટિએ, સામાજિકહિતદૃષ્ટિએ દેશપ્રગતિદૃષ્ટિએ સ્વતંત્રદૃષ્ટિએ, પરતંત્રદૃષ્ટિએ, દયાદૃષ્ટિએ, સત્યદૃષ્ટિએ, અસ્તેયદૃષ્ટિએ, અપરિગ્રહદૃષ્ટિએ, પરિગ્ર-હદૃષ્ટિએ, સર્વજીવસંરક્ષકદૃષ્ટિએ, સામ-દામ-દંડ-ભેદ-નીતિદૃષ્ટિએ-અલ્પદોષપૂર્વક મહાલાભદૃષ્ટિ-એ-ઔત્સર્ગિકધર્મદૃષ્ટિએ, આપવાદિકધર્મદૃષ્ટિએ, આપત્તિધર્મદૃષ્ટિએ, ચાતુર્વર્ણિક ધર્મકર્મ-દૃષ્ટિએ-ભાવનાદૃષ્ટિએ-શિષ્યદૃષ્ટિએ--શિક્ષકદૃષ્ટિએ—ત્યાગિદૃષ્ટિએ—ગૃહિદૃષ્ટિએ અને અનેક ધર્મ-દર્શનોની દૃષ્ટિયોના પરસ્પર અવિરોધપણે વિશ્વશાલામાં સર્વ જ્ઞેય હેય અને ઉપાદેય પદાર્થોનું સ્વરૂપ અવબોધવું જોઇએ કે જેથી આત્મામાં ઉપર્યુક્ત અનેક દૃષ્ટિઓદ્

આત્માની પ્રગતિયોના માર્ગો ખુલ્લા થાય અને આત્માની વાસ્તવિક પ્રગતિકારક કર્મોની પ્રવૃત્તિયોને અવિરોધપણે સેવી શકાય. એક પેટીવાજું છે તેમા જે જે કળોમાંથી સ્વર નીકળવો જોઈએ તેમાંથી જો બે ત્રણ ચાર કળોમાથી સ્વર ન નીકળે અથવા એકજ કળમાંથી સ્વર નીકળે તો તે જેમ સોહાતો નથી તેમ વિશ્વશાલામાં ઉપર્યુક્ત અનેક દૃષ્ટિયોવડે પરસ્પર સાપેક્ષપણે અભ્યાસ કરવાનો હોય છે તે જો ન કરવામા આવે અને પ્રગતિસાધક કર્મયોગી બનવામાં ન આવે તો વિશ્વમાં અન્ય જીવોને અનેક જીવોની અનેક પ્રકારે હાનિ કરી શકાય અને વિશ્વજીવોને અલ્પ લાભ સમર્પી શકાય તેમજ સ્વાત્માની અલ્પ પ્રગતિ કરી શકાય અને અનેક ગુણોને પરિપૂર્ણ ખીલવવામા અનેક વિઘ્નો ઉપસ્થિત કરી શકાય માટે સુજ્ઞ મનુષ્યોએ વિશ્વશાલામાં અનેકદૃષ્ટિયોની સાપેક્ષતાએ પદાર્થવિવેક કરી સ્વાત્મોન્નતિ કર્મસાધક બનવું જોઈએ કે જેથી સ્વપરને અલ્પદોષપૂર્વક મહાલાભ પ્રાપ્ત થઈ શકે ઉપર્યુક્ત અનેકદૃષ્ટિયોદ્વારા વાચ્ય વિષયોનો અનેક નયોની સાપેક્ષતાપૂર્વક અભ્યાસ કરી અનુભવ ગ્રહી સ્વાત્મોન્નતિસાધક કર્મયોગમા સ્વાધિકારે દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે પ્રવૃત્તિ કરી શકાય છે અને હેયમાર્ગથી નિવૃત્તિ કરી શકાય છે અને એવી જ્ઞાનાવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે સ્વોન્નતિકર્મસાધક બની શકાય છે. એવી દશાવિના મનુષ્ય કાષ્ઠપૂતલીવત્ ક્રિયા કરનાર અવબોધવો. વિવેકપ્રદ અનેક અનુભવો પ્રાપ્ત કર્યાવિના વિશ્વશાલામાં સ્વોન્નતિકર્મસાધક બની શકાતું નથી. વિશ્વશાલાના શિષ્યરૂપ ચેતનના શીર્ષ પર અનેક પ્રકારની ફરજો રહેલી છે તે પરિપૂર્ણ અદા કર્યા વિના સ્વોન્નતિકર્મસાધક બની શકાતું નથી. વિશ્વશાલામાં જરામાત્ર પ્રમાદવડે ચૂકવામાં આવે છે તો તુર્ત કોઈ પણ દુઃખની ઠોકર વાગ્યાવિના રહેતી નથી **બાવન ઠોકર વાગે ત્યારે બાવન વીર જેટલી શક્તિયોને પ્રાપ્ત કરી શકાય છે.** દુઃખપ્રદ પદાર્થો કયા કયા છે તેનો અનુભવ યાવત્ પ્રાપ્ત થતો નથી તાવત્ શાસ્ત્રો વાચીને તે વસ્તુઓ દુઃખપ્રદ છે એવું કહેવાથી કંઇ તે વસ્તુઓની મોહવાસના છૂટતી નથી. વિશ્વશાલાના અકૃત્રિમ કુદરતી નિયમો પ્રમાણે તે વસ્તુઓના સબંધમા આવ્યા પશ્ચાત્ સુખ દુઃખનો જાતિઅનુભવ આવે છે ત્યારે પ્રવૃત્તિનિવૃત્તિના રહસ્યનો વાસ્તવિક ખ્યાલ આવે છે અને તે તે વસ્તુઓના અનુભવોરૂપ ગુરુદ્વારા જે જ્ઞાન મળે છે તે જ્ઞાનથી પ્રગતિમાર્ગની આદેયપ્રવૃત્તિની પ્રગતિ કરી શકાય છે **મનુષ્ય માત્રનો વિશ્વશાલામાં જ્યાંથી જાતિ અનુભવ અભ્યાસ કરવાનો બાકી હોય છે ત્યાંથી તેની અન્તરની સ્ફુરણાપૂર્વક પ્રવૃત્તિ થાય છે તેને કદાપિ માન ન આપી દબાવી દેઇને આગળથી અભ્યાસ કરવામાં આવે છે તો અન્તે પશ્ચાત્ પતિત દશા થાય છે** અને જ્યાથી જાતિ અભ્યાસ શરૂ કરવાનો હોય છે ત્યાં પુનઃ આવીને ઊભા રહેવું પડે છે. પહેલી ચોપડીવાળાને એકદમ એમ. એ ની ક્લાસમા મૂકવામાં આવે તો તે સર્વ ક્લાસોથી પાછો પડતો પડતો પહેલીની ક્લાસમાં

આવે છે ત્યારે તે સ્થિર થઇ અનુક્રમે શિક્ષણપ્રગતિનો અભ્યાસ કરી શકે છે તદ્વત્ સર્વ બાબતોનો અનુભવ કરવો. વિશ્વશાલાના અનુક્રમ પ્રગતિનિયમોનો જાતિઅનુભવથી અભ્યાસ કરતો કરતો અને સુખ દુઃખના હેતુઓના પરિવર્તનોનો અભ્યાસ કરતો કરતો ચેતન સ્વોન્નતિકર્મના અનુક્રમને સેવતો સેવતો પ્રગતિમા અગ્રગામી થતો જાય છે; તેમા જરા ઉત્ક્રમ અપક્રમ થાય છે તો પુનઃ મૂલ અનુક્રમ પ્રગતિકર કર્મપ્રવૃત્તિને પ્રાપ્ત કરે છે ત્યારે તે આત્મોન્નતિ કરી સહજ સુખનો સાક્ષાત્કાર કરવા સમર્થ બને છે. અનેકદૃષ્ટિયોની સાપેક્ષાએ સ્વોન્નતિસાધક કર્મયોગના દ્રવ્યક્ષેત્રકાલભાવથી અનુક્રમને સ્વાધિકારે સ્વીકારવામાં આવે છે તો સ્વોન્નતિ કરવામા કોઇ જાતનો પ્રત્યવાય આવતો નથી અને કર્તવ્ય કર્મયોગી બની વિશ્વનો પરિપૂર્ણ અનુભવ કરી સર્વજ્ઞદૃષ્ટિની શ્રેણિએ આરોહી શકાય છે. વિશ્વશાલામા ચેતન સ્વોન્નતિકર્મસાધક ખરેખર ઉપર્યુક્ત સર્વ દૃષ્ટિયોના સંપૂર્ણ રહસ્યને જાણી શકે છે અને શ્રીમહાવીરપ્રભુની પેઠે સર્વજ્ઞ પદ પ્રાપ્ત કરવામા અનેક ઉપસર્ગો સહી શકે છે **વિશ્વવર્તિ અનેક અનુભવીઓનાં રચિત અનેક શાસ્ત્રો વાંચવામાં આવે તો પણ વિશ્વશાલામાં સ્વોન્નતિકારક કર્મપ્રવૃત્તિયોનો જાતિઅનુભવ પ્રાપ્ત કર્યા વિના સ્વોન્નતિસાધક કર્મપ્રવૃત્તિમાં આત્માર્પણ થઇ શકતું નથી.** સ્વતંત્રદૃષ્ટિથી જાતીય અનુભવ કરીને આત્મોન્નતિકારક કર્તવ્યકર્મોને સ્વાધિકારે સેવતો સેવતો આત્મા પ્રતિદિન પ્રગતિમાન્ થયા કરે છે. સ્વોન્નતિકર્મસાધક બનવાને પ્રથમ પરિપૂર્ણ સ્વાત્માનું જ્ઞાન કરીને બ્રહ્માંડની સાથે તેનું ઐક્ય-સાદૃશ્ય કેવી રીતે છે તેનું આનુભવિક જ્ઞાન પ્રાપ્ત કરીને સ્વોન્નતિ કર્મપ્રવૃત્તિયોના અનુક્રમને પરિપૂર્ણ અવલોકવાની આવશ્યકતા છે અન્ય મનુષ્યોના વિચારોમા અને આચારોમા એકાન્ત વિશ્વાસુ બની આત્માની પ્રગતિનો આધાર અન્ય મનુષ્યો પર મૂકવો એ અનેકાન્તદૃષ્ટિએ વિશ્વશાલામાં આત્મોન્નતિ કરવામા હિતાવહ નથી વિશ્વશાલામા મારું સ્થાન ક્યા છે? તેનો પરિપૂર્ણ નિશ્ચય કરી સ્વોન્નતિકર્મસાધક બનવું જોઇએ મનુષ્ય આ પ્રમાણે સ્વોન્નતિ કર્મસાધક ન બને તો તે પશુના કરતા વિશેષ મહાન્ ગણી શકાય નહિ ઉપર્યુક્ત અનેકદૃષ્ટિયોના સાપેક્ષત્વને ધ્યાનમા લઇ જે મનુષ્ય વિશ્વશાલામા ઉત્ક્રાન્તિકર્મનુ અધ્યયન કરે છે તે વ્યક્તિગત સ્વાતંત્ર્ય અને સમાજગત સ્વાતંત્ર્યની સંરક્ષા કરી વિશ્વને સ્વર્ગ સમાન કરવામા સ્વાત્મભોગ સમર્પી શકે છે. ઉપર્યુક્ત દૃષ્ટિયોનો નયસાપેક્ષ જાતીય અનુભવ પ્રાપ્ત કરવો જોઇએ. અવક્રાન્તિના માર્ગોનો ત્યાગ કરીને લૌકિક તથા લોકોત્તર ઉત્ક્રાન્તિના માર્ગોનું અવલંબન કરવું જોઇએ વિશ્વશાલામા અનેક અનુભવો પ્રાપ્ત કરવાને માટે મનુષ્ય અવતારની પ્રાપ્તિ થઇ છે તેનો એક ક્ષણ માત્ર પણ પ્રમાદમા ન ગાળવો જોઇએ. વિશ્વશાલાના તત્ત્વોનુ અધ્યયન કરવાને એકાન્ત પર્વતોના નિર્જન પ્રદેશો–વન અને ઉદ્યાનના એકાન્ત સ્થાનોનુ અવલંબન કરવું જોઇએ. કે જેથી આત્મા પરમાત્મા–[illegible]

નું સમ્યક્ સ્વરૂપ વિચારી તેનો નિશ્ચય કરી શકાય. ગૌતમબુદ્ધે વિશ્વશાલામા સ્વોન્નતિ કરવાને પર્વતો--નદીઓ--ગુફાઓ અને ઉપવનોના એકાન્ત રમણીય સ્થાનોનો આશ્રય લીધો હતો. શ્રીસર્વજ્ઞ વીતરાગ મહાવીર પ્રભુએ એકાન્ત સ્થાનોનો આશ્રય લીધો હતો અને આત્મધ્યાનમા તલ્લીન થયા હતા. મુસાએ પર્વત પર ચઢીને ઈશ્વરીય કાયદાઓને ઉપદેશ્યા હતા. ઈસુ ક્રાઇસ્ટ દરિયાકાંઠે વગેરે. રમણીય સ્થાનોમાં આ વિશ્વસંબંધી વિચારો કરતો હતો. મહમદ પયગંબરે પર્વતોની ગુફાઓમાં બેસી કુરાનના નિયમોને હૃદયની બહિર્ કાઢયા હતા. શંકરાચાર્યે નર્મદાનદી વગેરેના સ્થાનોમાં રહીને વિશ્વશાલાના તત્ત્વોનો અભ્યાસ કરી અદ્વૈતવાદની દૃષ્ટિપર આરોહણ કરી ઉપદેશ દીધો હતો. વિશ્વશાલામાં એક એક દૃષ્ટિના બે બે દૃષ્ટિના અભ્યાસકો તો અનેક મનુષ્યો મળી આવે છે, પરન્તુ સર્વથા સર્વદા સર્વદૃષ્ટિયોના સંપૂર્ણ ગૃહસ્થોને સંપૂર્ણપણે અવલોકનારાઓ તો કોઇકજ મળી આવે છે. વિશ્વશાલાના તત્ત્વોનું પરિપૂર્ણ અધ્યયન મનન કરી પિંડ અને બ્રહ્માંડની વાસ્તવિક સ્થિતિનો અભ્યાસ જે કરે છે તે સ્વોન્નતિકર્મસાધક બની શકે છે અને તે સ્વકર્તવ્યકર્મમા મેરુવત્ સ્થિર રહી શકે છે. આ વિશ્વશાલામાં પ્રતિદિન મનુષ્યો અનેક પ્રકારના અનુભવોનો અભ્યાસ કર્યા કરે છે. જ્યારે કેવલજ્ઞાન થાય છે ત્યારે અભ્યાસનો અંત આવે છે. યાવત્ આ વિશ્વશાલામા કોઈ પણ મનુષ્યને કેવલજ્ઞાન નથી થયું તાવત્ તે મનુષ્ય અનેક અનુભવોનો પ્રતિદિન અભ્યાસી છે. એક અનુભવથી અન્ય અનુભવ પ્રાપ્ત થાય છે અને એક અનુભવમા પ્રતિદિન અનેક પ્રકારે સુધારો વધારો થતો જાય છે. જેમ જેમ અમુક વસ્તુસંબંધી વિશેષ જ્ઞાન પ્રગટે છે તેમ તેમ તે વસ્તુસંબધી પૂર્વે નિશ્ચિત કરેલા અનુભવમા ફેરફાર થતો જાય છે. અતએવ બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા, કાલ-દશા, સંયોગો અને શિક્ષણને ધ્યાનમાં લઇ એક પદાર્થના અનુભવજ્ઞાનમા કરોડો મનુષ્ય-મા કોટિ ભેદ પડે તો તે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ જ્ઞાન કર્માવરણ ક્ષયોપશમ અને શિક્ષણીય સંયોગોને આભારી માની સાપેક્ષદૃષ્ટિને આગળ કરી કદાગ્રહ ન કરતા અનુભવો-ની પ્રાપ્તિમા આગળ વધવુ જોઇએ કે જેથી સ્વોન્નતિકર્મસાધકપ્રવૃત્તિમા પ્રગતિમાન્ આત્મા બની શકે. અનેક પ્રકારના વિશ્વશાલાના પદાર્થોના અનુભવોનો અનન્ત સાગર છે તેમાંથી એક બિન્દુસમાન અનુભવ પ્રાપ્ત કરી કદી સ્વાત્માભિમાની બની સ્વાત્મઘાતક ન થવું જોઇએ અનન્તાનુભવસાગરમા સામાન્ય મનુષ્યનો અનુભવ એક બિન્દુસમાન છે તેથી તેણે સર્વ પ્રકારના અનુભવો કે જે કાળે કાળે અવસ્થાભેદે ક્ષયોપશમભાવે ઉદ્ભવે છે તેઓને પોતાની પ્રાપ્તિ ન હોવાથી તેઓ અસત્ય છે અથવા તે સર્વને હું જાણું છું એવું અભિમાન ધારણ કર્યા વિના પ્રવર્તીને સ્વોન્નતિકર્મસાધક બનવું જોઇએ. સ્વોન્નતિ-કર્મસાધકાવસ્થામા સ્વાધિકાર પ્રમાણે પ્રવર્તતા અનેક વિઘ્નોદ્વારા પણ સ્વાત્માને અનેક પ્રકારનો અનુભવ પ્રાપ્ત થાય છે અને પ્રમાદોને પરિહરવાનું શિક્ષણ મેળવી શકાય છે.

સ્વોન્નતિસાધક કર્મયોગી બન્યા વિના વિશ્વશાલાના સકલાનુભવોને પ્રાપ્ત કરી શકાતા નથી. અતએવ પ્રત્યેક મનુષ્યે અનુભવો પ્રાપ્ત કરવાને સ્વોન્નતિસાધક કર્મયોગી બનવું જોઈએ. આ વિશ્વશાલાના સંપૂર્ણ પદાર્થોના સાક્ષાત્ દ્રષ્ટા મુનિવરો સર્વ મનુષ્ય વિદ્યાર્થિયોના ગુરુઓ છે અને તેઓના અનુભવોને ગ્રહણ કરીને સાક્ષાત્ તે તે અનુભવોનો સાક્ષાત્ કરનાર સ્વાત્મા જ સ્વકર્તવ્યકાર્યોનો નૈશ્ચયિકદૃષ્ટિએ ગુરુ અવબોધવો. સ્વોન્નતિકર્મસાધક ચેતનજીની અનન્ત વિશ્વશાલા છે અને તેઓ અનન્ત અનુભવને પ્રાપ્ત કરી શકે છે. રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણનુ સ્વરૂપ અવબોધીને અન્તરમા સ્વભાવિક જ્ઞાનની સ્ફુરણા જે પ્રગટાવે છે તે આત્મોન્નતિસાધક બની શકે છે. વિશ્વવર્તિસર્વજ્ઞેયસંબંધી અનેક ગ્રન્થોનો અભ્યાસ કર્યા પશ્ચાત્ આત્મજ્ઞાનવડે સત્યાનુભવ પ્રાપ્ત કરવો અને સ્વયં આત્મોન્નતિના અનુભવપ્રદર્શકમાર્ગોમા પ્રવર્તવું. આ વિશ્વશાલામા જે જે અવસ્થાઓ અને જે જે દુ:ખ સુખની સ્થિતિયો ભોગવવી પડે છે તેમાં તે તે જ્ઞેયદ્વારા અનુભવ કરી સત્ય ગ્રહણ કરવાનો મુખ્ય સિદ્ધાત પ્રાપ્ત થઈ શકે છે. આ વિશ્વશાલામા ચેતનજી સ્વોન્નતિ-કર્મસાધક બનીને અનન્ત સુખમય પોતાને બનાવી શકે છે એમ અનુભવીઓને અનુભવ આપે છે. પિંડનો પરિપૂર્ણ અનુભવ લેવાથી બ્રહ્માડ પાઠશાલાનો પરિપૂર્ણ અનુલવ ગ્રહી શકાય છે અને તેથી સ્વોન્નતિકર્મસાધક બનવામા જે જે નિમિત્ત કારણોની અપેક્ષા રહે છે તેની પ્રાપ્તિ કરી શકાય છે. વિશ્વશાલાનું વાસ્તવિક જ્ઞાન કરીને જે સ્વોન્નતિસાધક કર્મયોગી બને છે તે તે સ્વોન્નતિસાધક હેતુભૂત વસ્તુઓને વિશ્વશાલામાથી ગ્રહણ કરે છે અને તે વિના પ્રમત્તપણે વર્તી વિશ્વશાલાવર્તિ જીવોને ઉપદ્રવસંતાપાદિ કરી શકતો નથી, સ્વોન્નતિ સાધવામાં કુદરતના સ્વભાવથી વિરુદ્ધ અન્ય જીવોના પ્રાણોને હાનિ ન પહોચે અને વિશ્વશાલામાથી જેટલું ગ્રહણ કર્યું હોય તેના કરતા વિશેષ પ્રકારે વિશ્વશાલાવર્તિજીવોને ઉપકાર કરવો એવું લક્ષ્યમા રાખીને પ્રવર્તવું જોઈએ કે જેથી વિશ્વશાલામાં થતી સ્વોન્નતિમા કોઈ જાતનો વિક્ષેપ ન આવી શકે. અબ્જ મનુષ્યો વિશ્વશાલામા સ્વોન્નતિ કરવાને અબ્જ દૃષ્ટિયો ધરાવી શકે છે અને તેથી તેઓની દૃષ્ટિયોના અનુસારે ભિન્ન ભિન્ન પ્રવૃત્તિમાર્ગો દેખાય છે, તથાપિ તેઓનું મુખ્ય સાધ્યબિન્દુ તો આત્મસુખ પ્રાપ્ત કરવાનું હોય છે તેથી તેઓ અન્તે એકજ ઉન્નતિના માર્ગપર આવી શકે છે. આ વિશ્વશાલા અનુભવોનો ભંડાર છે આ વિશ્વના ગુપ્ત સિદ્ધાન્તોને જે પ્રબોધે છે તે અનંતાનુભવોનો મહાસાગર બનીને આત્મોન્નતિસાધક કર્મયોગી બની પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે ભૂતકાલમાં જે જે મહાત્માઓએ જે જે આ વિશ્વશાલામા અનુભવો પ્રાપ્ત કર્યા તેટલાનું જ્ઞાન કરીને આગલ વધી અનેક ગુપ્તસિદ્ધાન્તોના અનુભવો પ્રકટાવીને વિશ્વમાં ખરેખરા કર્મયોગી બનવું જોઈએ. બાહ્યશોધો અને આન્તરશોધો માટે અનુભવોની અનન્ત આવશ્યકતા છે. પોતાના આત્મામા સાક્ષાત્ થનાર અનુભવજ્ઞાન તે ઉત્તમ જ્ઞાન છે

અને તે દ્વારા સ્વોન્નતિસાધક કર્મયોગી બનવાથી અમરપદ પ્રાપ્ત કરી શકાય છે અને અનન્ત દુઃખ મહાસાગરને તરી પેલીપાર ગમન કરી શકાય છે. આ વિશ્વશાલામાં અનન્ત, અખંડ, અબાધિત, નિત્ય અને સત્ય સુખને પ્રાપ્ત કરવું એ જ સ્વોન્નતિસાધક કર્મયોગીનો મુખ્ય સાધ્યોદ્દેશ છે, એ ઉદ્દેશની સિદ્ધિમાટે આત્મિક અનુભવોદ્વારા પ્રવૃત્તિ-પ્રગતિમાન્ થવું જોઈએ. આત્માને જે સુખ ગમે છે તેજ આત્માનો વાસ્તવિક અનુભવ છે. અતએવ મનથી આત્મસુખનો ભિન્ન અનુભવ પ્રાપ્ત કરી ક્રમેક્રમે સ્વોન્નતિ-સાધક જે જે કર્મો હોય તેઓની પ્રવૃત્તિ આદરવી જોઈએ. વિશ્વશાલામાં ચેતનજીએ સ્વાનુભવને અગ્ર કરી પ્રવર્તવું જોઈએ; પરન્તુ અન્યોના અનુભવોની પાછળ પાછળજ જડ અન્ધશ્રદ્ધાળુ બની ન પ્રવર્તવું જોઈએ દુર્લભ મનુષ્યભવ પ્રાપ્ત કરીને ચેતનજીએ આત્માનુભવદ્વારા સ્વોન્નતિસાધક કર્મયોગી બનવું જોઈએ. આ વિશ્વશાલામા અનુભવી મનુષ્યોદ્વારા અને અનુભવપ્રદર્શક પુસ્તકોની સહાયથી વિવેકપ્રદ અનેક અનુભવોને પોતાનામા પ્રકટાવવા જોઈએ. અનેક તીર્થંકરો આ વિશ્વશાલાના પૂર્વે વિદ્યાર્થિયો હતા તેઓએ સર્વજ્ઞ દૃષ્ટિવડે વિશ્વશાલાવર્તિ અનન્ત જ્ઞેય પદાર્થોનું અવલોકન કર્યું તેવી દૃષ્ટિ પ્રત્યેક મનુષ્ય પ્રાપ્ત કરી શકે એવું તેનામા સામર્થ્ય રહ્યુ છે તેને કર્મયોગી બની પ્રકટાવવુ જોઈએ. મનુષ્ય આ વિશ્વનું પરિપૂર્ણ સ્વરૂપ જાણવાને ખાસ લગની લગાડે તો તેના માર્ગ પ્રાપ્ત કરી શકે છે **આ વિશ્વમાં જે શોધશો તે મળી શકશે.** સદ્ગુરુગમ લઈને જરા માત્ર હિંમત ન હારવી જોઈએ. **વિશ્વશાલાનાં ગુપ્તજ્ઞાનનાં બારણાં ઠોકો જો કે તે વજ્ર જેવાં હશે તો પણ ધૈર્ય ખંત ઉત્સાહ અને બુદ્ધિથી તુર્ત ઉઘડશે** અને વિશ્વશાલાના ગુપ્ત સિદ્ધાન્તો અવલોકતા સ્વોન્નતિ સાધવા-માં આત્માસ્વાર્પણ કરી શકે છે.

**અવતરણ**—ઉપર્યુક્ત વિશ્વશાલા કર્તવ્યકર્મયોગવડે પરસ્પર જીવોને ઉપગ્રહ હોય છે અને તેથી સર્વ જીવો એકબીજાના સાહાય્યકારક બને છે એવું પ્રબોધાવી કર્મયોગની મહત્તા દર્શાવે છે.

**શ્લોકઃ**

**कर्मयोगेन जीवाना-मजीवानां परस्परः ॥**
**तत्त्वार्थसूत्रनिर्दिष्टो विज्ञातव्य उपग्रहः ॥ ६८ ॥**

**શબ્દાર્થ**—કર્મયોગવડે જીવોને અને અજીવોને તત્ત્વાર્થસૂત્ર નિર્દિષ્ટ પરસ્પર ઉપગ્રહ અવબોધવો.

**વિવેચન**—કર્મયોગ અર્થાત્ પ્રવૃત્તિયોગ યાને ક્રિયાવડે જીવો પરસ્પર એકબીજાને ઉપકાર કરી શકે છે. અતએવ કર્મયોગને સ્વાધિકારે આદરવો જોઇએ. પ્રત્યેકે પોતાની ફરજ બજાવવી જોઇએ. પોતપોતાની ફરજ બજાવવી એ ક્રિયા વિના બનતી નથી. કોઈ પણ વસ્તુમાં ક્રિયા હોય છે. આ વિશ્વમાં કોઇ સૂક્ષ્મ સ્થૂલ અને અરૂપી-ક્રિયા વિનાનો કોઇ પદાર્થ નથી. સાંખ્યોએ માનેલી પ્રકૃતિમાં ક્રિયા હોય છે અને તેના આરોપથી પુરુષ પણ ક્રિયા કરતો પોતાને માને છે. प्रकृतेः क्रियमाणानि, गुणैः कर्माणि सर्वशः। अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ ગુણોવડે પ્રકૃતિના ક્રિયમાણ કર્મોને અહંકારથી વિમૂઢ થએલ આત્મા પોતે હું કરૂં છું એમ માને છે. કથ્ય સારાંશ એ છે કે-યાવત્ આત્માની અહંકારકૃત વિમૂઢ દશા છે તાવત્ તે ક્રિયા છે તેવી દશામાં સાખ્યદર્શન પ્રમાણે આત્મા અને પ્રકૃતિમા ક્રિયાત્વ-પ્રવૃત્તિત્વ હોય છે. વેદાન્તદર્શન પૈકી અદ્વૈતવાદ નિર્દિષ્ટ કેવલ બ્રહ્મમાં માયાના અધ્યારોપે સક્રિયત્વ વ્યવહરાય છે. એ પ્રમાણે કેવલાદ્વૈત બ્રહ્મવાદીઓએ ક્રિયત્વની માન્યતા વ્યવહારે માની છે. વિશિષ્ટાદ્વૈત-શુદ્ધાદ્વૈત અને દ્વૈતાદ્વૈતમાં પણ બ્રહ્મ-માયા આદિ જે જે પદાર્થો સ્વીકાર્યા છે તેમા સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકવામા આવે તો ક્રિયા-પ્રવૃત્તિ રહેલી અવબોધાશે. બાઇબલ અને કુરાનના આધારે અવલોકતાં ઇશ્વરમા જીવોમા અને જડ પદાર્થોમાં ક્રિયા-પ્રવૃત્તિ અવલોકી શકાય છે. બૌદ્ધદર્શન પ્રમાણે પ્રત્યેક ક્ષણિક પદાર્થોમા ક્રિયા પ્રવર્ત્યા કરે છે અને તેથી ક્ષણે ક્ષણે પદાર્થ નવું નવું રૂપ ધારણ કરે છે એવું અવબોધાય છે. આર્યસમાજીઓએ જે જે તત્ત્વો માનેલા છે તે સર્વ તત્ત્વોમાં ક્રિયા માનેલી છે. જૈનદર્શનકારોએ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય પુદ્‌ગલાસ્તિકાય અને જીવ એ ષડ્‌દ્રવ્યોમા ક્રિયા માનેલી છે. ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય પુદ્‌ગલાસ્તિકાય આકાશાસ્તિકાય અને કાલ એ પાચ દ્રવ્ય અજીવ છે તેનો જડતત્ત્વમા સમાવેશ થાય છે. પરમાણુરૂપ પુદ્‌ગલ દ્રવ્યરૂપી છે અને શેષ ચાર અજીવ દ્રવ્ય અરૂપી છે. ષડ્‌દ્રવ્યોમા ઉત્પાદ અને વ્યયની ક્રિયા થઈ રહેલી છે. ધર્માસ્તિકાય પોતાના ચલનસ્વભાવધર્મવડે પુદ્‌ગલો અને જીવોને ચાલવામાં સાહાય્ય આપવારૂપ ઉપગ્રહ કરે છે અને અધર્માસ્તિકાય પોતાના સ્થિર સ્વભાવવડે પુદ્‌ગલોને સ્થિર થવામા સાહાય્યરૂપ ઉપગ્રહ કરે છે. આકાશાસ્તિકાય પોતે જીવ અને અજીવ દ્રવ્યોને અવકાશ દેવારૂપ ઉપગ્રહ કરે છે. પુદ્‌ગલ દ્રવ્ય, અન્ય દ્રવ્યોને પોતાના સ્વભાવવડે ઉપગ્રહ કરે છે. પુદ્‌ગલદ્રવ્યના ઉપગ્રહ વિના કોઈ પણ જીવ શાતા વેદી શકે નહિ અને મનુષ્યભવાદિ પ્રાપ્ત કરી શકે નહીં; માટે જીવોને અજીવ પુદ્‌ગલ દ્રવ્યનો ઉપકાર છે. સાત ધાતુઓ, હાથપગ, નાડીઓ વગેરે પુદ્‌ગલસ્કંધોના બનેલ શરીરને ગ્રહણ કરી જીવી શકાય છે અને શરીરદ્વારા આત્માના ગુણોનો પ્રકાશ કરી શકાય છે; માટે અજીવ પુદ્‌ગલ દ્રવ્યનો પ્રતિ ઉપગ્રહ આ એની રીતે સિદ્ધ થાય છે. પુદ્‌-

ગલ દ્રવ્યના ઉપગ્રહ વિના આત્માની પરમાત્મતા પ્રકટાવી શકાતી નથી. પુદ્ગલ દ્રવ્યરૂપ અજીવ પદાર્થની સહાય વિના સંયમની આરાધના થઈ શકતી નથી. ગમે તેવો જીવ બલવાન્ હોય તથાપિ પુદ્ગલની સાહાય્ય લીધા વિના તે કોઈ પણ શુભકાર્ય કરવાને અને આત્માની ઉન્નતિ કરવાને સમર્થ થઈ શકે નહીં. વજ્રઋષભનારાચ સંઘયણ વિના પરિપૂર્ણ મોક્ષની પ્રાપ્તિ થઇ શકતી નથી તેથી પુદ્ગલ દ્રવ્યની નિમિત્ત કારણપણે અપૂર્વ ઉપગ્રહતા સિદ્ધ થાય છે. પરમાણુરૂપ પુદ્ગલ દ્રવ્યના સ્કંધો રૂપી છે અને તેની સર્વ દૃશ્ય વસ્તુઓરૂપ મૂર્તિ વિના ક્ષણમાત્ર જીવોનો જીવનવ્યવહાર નભી શકે તેમ નથી, માટે પુદ્ગલ દ્રવ્યની અપેક્ષાએ મૂર્તિરૂપ જગત્નો ઉપગ્રહ લીધા વિના કોઇ પણ જીવ પોતાની ઉત્ક્રાન્તિ કરી શકે તેમ નથી. પુદ્ગલસ્કંધોનો સ્વભાવ છે કે તે આત્માની ઉન્નતિમાં ઉપગ્રહીભૂત બની શકે છે અને અવનતિમા પણ નિમિત્તરૂપ બની શકે છે. પુદ્ગલસ્કંધરૂપ દૃશ્ય જગતનું અવલંબન લેતો લેતો જીવ મનુષ્યભવપર્યન્ત આવી પહોંચ્યો છે અને પશ્ચાત્ તે સર્વનો ઉપગ્રહ પાછો વાળવાને યોગ્ય શક્તિમાન્ બને છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને કાલનો ઉપગ્રહ લઇ આત્મા પોતાની વ્યાવહારિક તથા નૈશ્ચયિક પ્રગતિ કરી શકે છે; તેથી અજીવોનો જીવો પ્રતિ ઉપગ્રહ સિદ્ધ થાય છે. અનાદિકાલથી અજીવ પદાર્થો સ્વસ્વભાવ પ્રમાણે જીવદ્રવ્યોને ઉપગ્રહ કરે છે. પ્રત્યેક વસ્તુ પોતાની ફરજ પોતાના સ્વભાવધર્માનુસારે બજાવે છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અને કાલ પોતાની જે પ્રવૃત્તિ બજાવે છે તેમા જીવ દ્રવ્યો નિમિત્ત કારણે ઉપગ્રહ કરનાર તરીકે સિદ્ધ થાય છે. પરસ્પર દ્રવ્યોમા રહેલી ક્રિયાઓવડે દ્રવ્યો પરસ્પર એકબીજાના ઉપર ઉપગ્રહ કરી શકે છે. દરેક દ્રવ્ય સ્વચ્છ સ્વભાવ પ્રમાણે પ્રવર્તે છે એજ તેની પ્રવૃત્તિ અથવા ક્રિયારૂપ કર્મયોગ જાણવો અને તે વસ્તુધર્મની પ્રવૃત્તિથી જીવો તથા અજીવો પરસ્પર એકબીજાના ઉપર ઉપગ્રહ કરી શકે છે. જીવોના પ્રતિ સ્વસ્વ ધર્મક્રિયારૂપ કર્મયોગવડે અજીવોનો ઉપગ્રહ છે અને જીવોની સ્વસ્વ ધર્મપ્રવૃત્તિરૂપ કર્મયોગવડે જીવોનો પરસ્પર ઉપગ્રહ છે. અજીવોના ઉપગ્રહદ્વારા સ્વયમેવ અનુભવતઃ સિદ્ધ થાય છે. એક જીવ પોતે અન્ય જીવ ઉપર ઉપકાર કરે તેમા વચ્ચે પુદ્ગલસ્કંધો તો અવશ્ય ઉપકાર કરવામાં નિમિત્ત કારણીભૂત હોય ને હોય છેજ સમવસરણમા બેસીને કેવલી મહારાજા તીર્થંકર જ્યારે બાર પર્ષદા આગલ દેશના દે ત્યારે પર્ષદાના મનુષ્યો તીર્થંકરના હૃદયમા રહેલા કેવલજ્ઞાનને દેખી શકતા નથી, તેમજ શ્રીતીર્થંકર ભગવાનનું કેવલજ્ઞાન સાક્ષાત્ આવીને મનુષ્યોના હૃદયને અસર કરી શકતું નથી; પરંતુ તીર્થંકર પોતે ભાષાવર્ગણાદ્વારા શબ્દો કાઢીને દેશના દે છે અને તેથી તે શબ્દો ખરેખર મનુષ્યોના કર્ણમાં પ્રવેશી હૃદયમા જ્ઞાન પ્રગટાવે છે તેથી તે ભવ્ય મનુષ્યો બોધ પામી સર્વવિરતિચારિત્ર દેશવિરતિચારિત્ર વિગેરે ગ્રહણ કરે છે. તીર્થંકર મહારાજાએ ગ્રહણ કરીને મૂકેલાં ભાષાવર્ગણાનાં પુદ્ગલો તો જડ છે. તીર્થંકરનામકર્મના ઔદયિકભાવે

ભાષાવર્ગણાનાં પુદ્ગલો ગ્રહણ કરીને મૂકાય છે તેમાં આત્માનો ગુણ નથી. તીર્થંકર ભગવાને ત્યાગેલાં જડ એવાં ભાષાવર્ગણાનાં પુદ્ગલોદ્વારા મનુષ્યો આત્માદિતત્ત્વોનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તેથી તીર્થંકર ભગવાન્નો ઐક્યભાવ તે ભવ્ય મનુષ્યોને અમૃતરૂપે અનન્તગુણ હિતકર્તા તરીકે પરિણમે છે. એ ઉપરથી અવબોધવાનું કે પ્રાયઃ ભાષાવર્ગણારૂપી જડ પુદ્ગલોના ઉપગ્રહ વિના કોઇ પણ મનુષ્યને અદ્યપર્યન્ત પરમાત્મપદની પ્રાપ્તિ થઇ નથી અને થવાની નથી; તેથી મહાત્માઓની ભાષાવર્ગણાદિ જડ વસ્તુઓનો જેટલો ઉપકાર માનીએ તેટલો ન્યૂન કથી શકાય. જડ વસ્તુઓની ક્રિયાદ્વારા જીવોના ઉપકારને ગ્રહણ કરીને મનુષ્યો વ્યાવહારિક નૈશ્ચયિકપ્રગતિને સાધી શકે છે. આત્માને લાગનાર શુભ પુદ્ગલસ્કંધો પુણ્યરૂપ છે અને તેથી તેના વિપાકની ક્રિયાદ્વારા તેના દ્વારા થતી શાતાને મનુષ્યાદિ જીવો ભોગવી શકે છે અને ઉચ્ચપદની પ્રાપ્તિ પ્રતિ ઉપગ્રહની ઉપયોગિતા અવબોધી તેનો આદર કરી શકે છે. વ્યવહારનયથી પુણ્ય આદરવા યોગ્ય છે તેનું કારણ પણ એજ છે કે આત્માના ઉચ્ચગુણોની પ્રાપ્તિમાં પુણ્યત્વ ખરેખર ઉપગ્રહકારક છે. પુણ્યના પુદ્ગલોના ઉપગ્રહ વિના મનુષ્યભવની પ્રાપ્તિ થઇ શકે નહિ અને મનુષ્યભવ વિના મુક્તિ મળી શકે નહિ તે સત્ય સિદ્ધાંત છે. જડ દ્રવ્યોના ઉપગ્રહોને એક શ્વાસોચ્છ્વાસ માત્ર પણ ગ્રહ્યા વિના છૂટકો થતો નથી. આયુષ્યકર્મ જડ છે અને તેના વિના વિશ્વમા જીવી શકાતું નથી. સાયન્સવિદ્યા યાને પદાર્થવિજ્ઞાનથી પુદ્ગલદ્રવ્યસ્કંધોનું વિજ્ઞાન કરાય છે અને તેથી જડપૌદ્ગલિક અનેક પ્રકારની શોધો કરી શકાય છે. આગગાડી–તાર–ટેલીફોન વગેરે પદાર્થ શોધોથી જીવોને અનેક પ્રકારના ઉપગ્રહ થયા થાય છે અને થશે. એકચક્રવાળી અગ્નિયંત્રની ગાડી પણ હવે ચાલવા માંડી છે. પાશ્ચાત્ય દેશોમા જડ પદાર્થવિજ્ઞાનદ્વારા અનેક શોધો કરાય છે અને મનુષ્યોને ઉપગ્રહ થાય છે–ઈત્યાદિથી અવબોધી શકાશે કે વિશ્વવર્તિ સૂક્ષ્મમા સૂક્ષ્મ પ્રત્યેક પદાર્થ સ્વધર્મની ક્રિયાવડે ક્ષણે ક્ષણે પ્રવૃત્ત થઇ અન્યોને ઉપગ્રહ કરી રહ્યો છે. અષ્ટકર્મથી વિમુક્ત અને બાહ્ય પૌદ્ગલિક ક્રિયાઓથી વિમુક્ત સિદ્ધ પરમાત્માઓ પણ ભક્તોના હૃદયમા ધ્યેયભૂત બનીને ભક્તોના હૃદયની શુદ્ધિરૂપ કાર્યમાં નિમિત્તકારણીભૂત થઇને ઉપગ્રહ કરી રહ્યા છે–તેથી તેઓના ઉપગ્રહ તળે વિશ્વવર્તિ સર્વ ભવ્યમનુષ્યો અને દેવતાઓ વિદ્યમાન છે. આ પ્રમાણે વિશ્વમા સ્વધર્મક્રિયાવડે જીવોનો જીવો પ્રતિ ઉપગ્રહ છે અને અજીવોનો જીવોના પ્રતિ ઉપગ્રહ છે અને તેમજ અજીવોપ્રતિ જીવોનો ઉપગ્રહ છે તથા અજીવો પ્રતિ અજીવોનો ઉપગ્રહ છે. એક જીવના પ્રતિ અનેક જીવોના ઉપગ્રહો ખરેખર ભૂતકાલમાં થયા વર્તમાનમા થાય છે અને ભવિષ્યમાં થશે. એક જીવના પ્રતિ ભૂતકાલમાં અનેક અજીવપદાર્થોના ઉપગ્રહો થયા વર્તમાનમાં થાય છે અને ભવિષ્યમા થશે. એક અજીવપદાર્થ પ્રતિ ભૂતકાલમાં અનેક અજીવપદાર્થોના ઉપગ્રહ થયા થાય છે અને ભવિષ્યમાં થશે. ખરેખર પરસ્પર જીવો અને અજીવોને કર્તવ્યકર્મે પરસ્પર ઉપકાર્ય ઉપકારી ભાવસંબંધ વર્તનુ-

જાય. આ ઉપરથી અવબોધવાનું કે વાયુ આદિના ઉપકારથી જીવનારો મનુષ્ય જો અન્યોના ઉપકાર માટે સ્વકીય સર્વસ્વનો ઉપયોગ ન કરે તો તેના જેવો કૃતઘ્ન અન્ય કોઈ હોઈ શકે નહિ. વાયુના ગ્રહણ વિના કોઈ જીવ જીવી શકતો નથી; માટે ગમે તેવા નિસ્પૃહભાવ દર્શાવનાર મનુષ્યે વિચારવું કે જ્યાંસુધી મ્હારૂં જીવન છે ત્યાંસુધી મારે વાયુનું ગ્રહણ કરવું પડશે માટે ઉપકારનો બદલો ઉપકારથી વાળ્યા વિનાનું જીવન નિષ્ફળ છે. અગ્નિના ઉપકારતળે મનુષ્ય દટાયલો છે, અસંખ્ય અગ્નિકાયના જીવોનો નાશ કરીને મનુષ્ય પોતાનું જીવન સંરક્ષી શકે છે. પાચનાદિ ક્રિયાથી તે આહારને પકવ કરવા માટે અગ્નિનો ઉપયોગ કરીને તેનો ઉપકાર સ્વીકારે છે. શીતાદિનું નિવારણ કરવા માટે અને અન્નાદિક પકાવવા માટે અગ્નિનો આરંભ સમારંભ કરે છે. યદિ જગતમાં અગ્નિ ન હોય તો મનુષ્ય પોતાના પ્રાણની સંરક્ષા કરવા માટે સમર્થ થઇ શકે નહિ. પ્રત્યેક મનુષ્યને અગ્નિની જરૂર રહે છે. વનસ્પતિથી મનુષ્યનું પોષણ થાય છે. જગતનું ઢાંકણભૂત કપાસ મનુષ્યોને કેટલો બધો ઉપકાર કરે છે? તે વિચાર કરતાં અવબોધાઇ શકશે. મનુષ્યો વનસ્પતિના આહારનો પ્રાયઃ મોટા ભાગે ઉપયોગ કરીને તે વડે જીવીને તેના ઉપકારતળે દબાય છે. અનેક પ્રકારની વનસ્પતિયોનો ઉપયોગ કરીને મનુષ્ય શરીરને ધારણ કરી શકે છે. અન્નાદિ વિના મનુષ્ય જીવી શકતો નથી. મનુષ્યની વાચિક તથા કાયિક શક્તિ ખીલવવા માટે અનેક શિક્ષકોની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. બાલ્યાવસ્થાથી મનુષ્યની ઉન્નતિમાં અનેક મનુષ્યોની અનેક પ્રકારની સહાયતા મળી હોય છે--તેનો યદિ મનુષ્ય વિચાર કરે તો પ્રત્યુપકાર વાળવા માટે યથાશક્તિ પ્રવૃત્તિ કરી શકે. નિશાળમા અનેક શિક્ષકો પાસેથી શિક્ષણ ગ્રહીને તેઓના ઉપકારતળે મનુષ્ય દબાય છે. અનેક પરમાર્થીમનુષ્યો પાસેથી કંઇનું કંઇ તે ગ્રહણ કરે છે. અનેક સહચરો–મિત્રો પાસેથી તે અનેક પ્રકારના ઉપગ્રહોને ગ્રહે છે અને સ્વકીયોન્નતિપ્રદેશમાં પ્રયાણ કરે છે.

દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય જીવોના ઉપગ્રહોને મનુષ્ય ગ્રહણ કરે છે. તેઓની પાસેથી કેચિદ્ ઉપગ્રહોને પરંપરાએ સ્વીકારે છે જલ અને વાયુને કેટલાક પ્રાણીઓ સ્વચ્છ રાખે છે અને તેથી તેઓ પણ નિમિત્તકારણપારંપર્યથી ઉપકાર કરનાર સિદ્ધ ઠરે છે. દેવતાઓના ઉપગ્રહોને મનુષ્ય સ્વીકારે છે. તેમના ઉપકારને મનુષ્ય ગ્રહે છે. આ પ્રમાણે મનુષ્ય વ્યાવહારિક ઉન્નતિ પ્રદેશમા વિચરતો છતો અન્ય જીવોના ઉપગ્રહથી જીવી શકે છે. મનુષ્યમાત્રને આ પ્રમાણે ઉપગ્રહથી ઉપગૃહીત થવુ પડે છે. મનુષ્ય ક્ષણે ક્ષણે અન્યોના ઉપગ્રહને ગ્રહણ કરે છે. મનુષ્ય જડવસ્તુઓના ઉપકારથી ઉપગૃહીત થાય છે. એમ ઉપકારશ્રેણિનો વિચાર કરતાં તરતમનિમિત્તકારણયોગે અવબોધાય છે. મનુષ્ય જેવી રીતે વ્યાવહારિક ઉન્નતિ અર્થે અનેક ઉપકારોને ગ્રહણ કરે છે તેવી રીતે ધાર્મિકોન્નતિ અર્થે અનેક મનુષ્યોનું સાહાય્ય ગ્રહણ કરે છે ધાર્મિક પુસ્તકોના રચનારાના ઉપકારતળે દબાય

છે. ધર્મોપદેશ દેનારાઓના ઉપકારતળે તે આવે છે સમ્યક્ત્વપ્રદ ગુરુના ઉપકારતળે મનુષ્ય આવે છે; તેમજ ચારિત્રપ્રદ સદ્ગુરુના ઉપકારતળે આવવાનું થાય છે. ધર્મમાર્ગમાં વિચરતાં અનેક પ્રકારના સદ્વિચારો આપનારાઓ મહાત્માઓ અને ઉચ્ચકોટિ પર ચઢાવનારા અનેક મહાત્માઓના ઉપકારતળે આવવાનું થાય છે મનુષ્ય પોતાના આત્માને પરમાત્મા બનાવવા માટે અનેક જીવોના ઉપકારને ગ્રહણ કરતો કરતો છેવટે પરમાત્મા થાય છે. મનુષ્યને ઉચ્ચ દશા પર આવતા કેટલીક લક્ષ્યમાં ન આવે એવી સહાયો મળે છે. મનુષ્ય એમ કહે છે કે મારે કોઇની પરવા નથી. આ તેનું કથવું નિસ્પૃહતાભાવયુક્ત છે; પરંતુ તે વ્યવહારનયની અપેક્ષાએ અમુક જીવો તરફથી તો તેવી દશામાં પણ અનેક પ્રકારના શારીરિક આદિ ઉપગ્રહોને તો ગ્રહણ કરે છે જ. આહારાદિક ગ્રહણ કરતાં અન્ય જીવોના ઉપગ્રહતળે મહાત્માઓને આવવું પડે છે. મનુષ્યે વિચાર કરવો જોઇએ કે હું ઘણાઓના ઉપકારતળે દબાયેલો છું-તેથી મારે મારા બંધુસમાન અન્ય પ્રાણીઓ પ્રતિ ઉપકારનો બદલો આત્મભોગપૂર્વક આપવો જોઈએ. મનુષ્ય અન્ય એકેન્દ્રિયાદિક જીવો પર ઉપકાર કરે છે. મનુષ્ય એકેન્દ્રિયાદિક જીવોની સંરક્ષા કરે છે. સર્વ જીવોની દયા પાળવાનો ઉપદેશ આપીને તથા તે પ્રમાણે વર્ત્તીને અન્યોને ઉપકાર કરી શકે છે. મનુષ્ય પૃથ્વીકાય અપ્કાય તેજસ્કાય વનસ્પતિકાય અને ત્રસકાયના જીવોને બાધા ન થાય એવી વિચારાચારવ્યવસ્થા કરી શકે છે

મનુષ્ય પોતાના મન, વચન અને કાયાના યોગથી અન્ય જીવો પર ઉપગ્રહ કરી શકે છે. વનસ્પતિને જલ વગેરેનો ઉપગ્રહ છે. દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય જીવોને પૃથ્વી આદિનો ઉપગ્રહ સિદ્ધ થાય છે આ દુનિયામા સર્વ જીવો પરસ્પર ઉપગ્રહરૂપ શૃંખલાથી બંધાયલા છે. તે ઉપગ્રહરૂપ શૃંખલાની બહિર સિદ્ધો વિના અન્ય જીવો નથી. આ દુનિયામા પરસ્પર ઉપગ્રહના સાધનોનો ઉપયોગ કરવા સર્વ જીવોને પોતાના કર્માધિકાર પ્રમાણે હક્ક છે તે હક્કનો ત્યાગ કરીને જેઓ ધન--ધાન્ય--જલાદિનો સ્વામિત્વ હક્ક સંરક્ષીને અન્યોને ઉપગ્રહ લેવામા વિઘ્નભૂત બને છે અને વિશ્વમા અવ્યવસ્થા અશાન્તિ પાપાદિના કર્ત્તા બને છે તેનો સ્વયં તેઓ યદિ ખ્યાલ કરશે તો આપોઆપ અવબોધી શકશે અને પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ કરીને પરસ્પરોપગ્રહત્વના આરાધક બની શકશે. આપણી પાસે જે કંઈ છે તે પરસ્પરના ઉપકાર માટે છે એવુ લક્ષ્યમા રાખીને પ્રત્યેક મનુષ્યે ઉપકાર ગુણ ખીલવવા પ્રયત્ન કરવો જોઇએ, આપણને જે કંઇ મળ્યું છે તે અન્યોના ઉપકારાર્થે છે. અન્યોની પાસેથી જે કંઇ ગ્રહણ કરવાનુ છે તે પેટ પર પોટલા બાંધવા જેવું કરવાને માટે નથી. આખી દુનિયાના તેમાં ભાગ છે અને અન્ય જીવોના ઉપગ્રહાર્થે સ્વસંચિત કરેલી તન મન ધનાદિક શક્તિયો છે એવું વિચારીને

સ્વાધિકારે ઉપગ્રહત્વને આદરવું જોઇએ. આત્માએ શારીરિક આદિ જે જે શક્તિયો ખીલવી હોય છે તેમા અનેક જીવોનું ઉપગ્રહત્વ ગ્રહ્યું હોય છે. તો પશ્ચાત્ અનેક જીવોને શરીરાદિદ્વારા ઉપગ્રહત્વ કરવું એમાં કંઈ વિશેષ કરવા જેવું હોતું નથી. જેવું લેવું તેવું દેવું એ પારસ્પરિક-તાત્ત્વિક ન્યાયસૂત્રની આજ્ઞા સ્વીકારવી જોઇએ; અન્યનો આત્મભોગ સ્વીકારીને તેનાથી ઉપગૃહીત થયા બાદ અન્યોને જે જે વિવેકદૃષ્ટિથી દેય હોય તે તે ન આપવાથી મહામૂઢતાપૂર્વક પાપિત્વ પ્રાપ્ત થવાનો પ્રસંગ પ્રાપ્ત થઈ શકે છે. સ્વીય ગુણો ખીલવવા માટે અન્યનો ઉપગ્રહ ગ્રહ્યા બાદ અન્યોને ઉપકાર કરવો જોઇએ. અન્યોના ઉપગ્રહને સ્વીકારી પોતાના નિર્વાહની ઉપરાંત ઘણું ભેગું કરીને અન્ય જીવોને ટળવળાવવા, દુઃખી કરવા અને તેઓને ઉપગ્રહ ન દેવો-એજ રાક્ષસત્વ ગણી શકાય. શરીરની વૃદ્ધિ અર્થે ક્ષણે ક્ષણે પુદ્ગલ સ્કંધોને ગ્રહણ કરવામાં આવે છે, અને અન્ય જીવોના ઉપગ્રહ યોગ્ય પુદ્ગલ સ્કંધોને બહિર્ કાઢવામા આવે છે. આપણે જે જે પુદ્ગલ સ્કંધોને નિઃસર્ગ કરીએ છીએ તે અન્ય જીવોના આહારાદિક અર્થે હોઇ ઉપગ્રહપણે પરિણમે છે એમ વિષ્ઠાદિમા પણ અવલોકાય છે. વનસ્પતિ પશુ પંખીઓ વગેરેનાં નિઃસર્ગભૂત પુદ્ગલોને આપણે આહારાદિ રૂપે ગ્રહીને ઉપગ્રહત્વને સિદ્ધ કરી શકીએ છીએ.

પરસ્પર ઉપગ્રહની આપલેમા સંપૂર્ણ વિશ્વ સમાઈ જાય છે. પરસ્પરોપગ્રહત્વ એ સ્વભાવે પરિણામ પામતું સાર્વજનિક સૂત્ર છે. જે જે તીર્થંકરો અને સિદ્ધો થયા છે તેઓએ પણ આત્માની પરમાત્મતા કરવા ઉપગ્રહત્વને સ્વીકાર્યું હતું અને તેઓ સિદ્ધાવસ્થા પૂર્વે દુનિયાને સર્વોત્તમવિધિપૂર્વક ઉપગ્રહત્વ દાનને આપી ઉપગ્રહત્વની આપલેમાથી મુક્ત થયા. સત્ય દયા અસ્તેય બ્રહ્મચર્ય પરિગ્રહત્યાગ રાત્રિભોજનત્યાગ આદિ વ્રતોથી અન્ય જીવો પર ઉપગ્રહ કરી શકાય છે અને આત્માને ભાવગુણોનું સ્વયમેવ ઉપગ્રહત્વ સમર્પીને પરમાત્મત્વ પ્રગટાવી શકાય છે. દાન શીલ તપ અને ભાવનાથી પોતાના આત્માનું તથા અન્ય જીવોનું ઉપગ્રહત્વ કરી શકાય છે. અભયદાન અને સુપાત્રદાનાદિરૂપ નદીઓના પ્રવાહથી સંપૂર્ણ વિશ્વ સુખી થાય છે તેનું મૂળ કારણ નિરીક્ષીએ તો પરસ્પરોપગ્રહત્વ અવલોકાય છે. જલ પુષ્પાદિ જીવો ઉચ્ચ ગતિને પ્રાપ્ત કરે છે તેનું મૂળ કારણ ઉપગ્રહ છે. જે વસ્તુનું દાન કરવામા આવે છે તેનો પ્રતિબદલો કોઇ પણ રીતે કોઇ પણ રૂપમા મળ્યા વિના રહેતો નથી. જે જે વસ્તુઓનું અન્યોને દાન કરવામાં આવે છે તેનું ફળ અનેકધા અનેક રૂપમા અનેક ભવમા અનેક અધ્યવસાયોની અપેક્ષાએ સંપ્રાપ્ત થાય છે. આમ્રવૃક્ષથી અનેક જીવો ઉપગ્રહ પ્રાપ્ત કરી શકે છે તેથી આમ્રવૃક્ષને જલાદિથી મનુષ્યો પોષે છે અને તેની પરંપરાની સંરક્ષામા સ્વયમેવ પ્રવૃત્ત થાય છે. એક મનુષ્ય જ્ઞાની બનીને ધનધાન્યાદિક સાંસારિક વસ્તુઓનો ત્યાગ કરે છે; તેની સાથે સ્વ-સ્વામિત્વભાવત્યાગપૂર્વક વસ્તુઓનું તે અન્યોને દાન કરી શકે છે, તેમજ અન્યોને

દાનદ્વારા ઉપગ્રહ કરીને જે અપ્રાપ્ય અમૂલ્ય સુખસાધનો છે તેઓને દાનના પ્રતિદાનફળ તરીકે પ્રાપ્ત કરતો જાય છે; છેવટે તે પરમાનન્દત્વને ઉપગ્રહના બદલામા પામીને કૃતકૃત્ય થાય છે. એક સરોવર પશુ પંખી વગેરેને જે જલદાન સમર્પે છે અને ઉપગ્રહત્વને અંગીકાર કરે છે, તેના પ્રતિદાનમા તે પુષ્કળ જળપ્રવાહને પામે છે અને હતું તેવું બને છે. આવી સર્વત્ર સમસ્ત વિશ્વમા સર્વથા સર્વદા સાર્વજનીન પરસ્પરોપગ્રહત્વવ્યવસ્થા પ્રસરી રહી છે અને તેનો લાભ આપણે લઈને અનેક દુ ખોમાંથી મુક્ત થઇ શકીએ છીએ તીર્થંકરો દીક્ષા લેવાની પૂર્વે સાંવત્સરિક દાન દે છે અને તેઓ જગત્ના ઉપગ્રહત્વરૂપ ઋણમાંથી વિમુક્ત થાય છે અને છેવટે કેવલી થઈ સમવસરણમાં બેસી સર્વોત્તમ ધર્મદેશનાથી ઉત્તમોત્તમ ઉપગ્રહત્વ કરીને સર્વ જીવોને સુખી કરે છે. આવી પરસ્પર ઉપગ્રહનીતિ સર્વત્ર વિદ્યમાન છે.

રાજાનો પ્રજા પર ઉપગ્રહ છે, અને પ્રજાનો રાજા પર ઉપગ્રહ છે. માતાનો પુત્ર પર ઉપગ્રહ છે અને પુત્રનો માતા પર ઉપગ્રહ થાય છે. પતિ પોતાની પત્ની પર ઉપગ્રહ કરી શકે છે અને પત્ની પોતાના પતિ પર ઉપગ્રહ કરી શકે છે. ત્યાગીઓ પોતાની શક્તિયોથી ગૃહસ્થો પર ઉપગ્રહ કરી શકે છે અને ગૃહસ્થો સ્વીયશક્તિયોથી ત્યાગીઓ પર ઉપગ્રહ કરી શકે છે. શિક્ષકો શિષ્યો પર ઉપગ્રહ કરી શકે છે અને શિષ્યો સેવાભક્તિથી શિક્ષકો પર ઉપગ્રહ કરી શકે છે સેના પોતાના રાજા અને પ્રજાનુ આત્મભોગવડે સંરક્ષણ કરી શકે છે અને રાજા તથા પ્રજા સ્વીયશક્તિયોવડે સેનાનું સંરક્ષણાદિવડે જીવન નભાવી શકે છે ક્ષુદ્રવર્ણ પોતાના અધિકાર પ્રમાણે બ્રાહ્મણાદિ પર ઉપગ્રહ કરી શકે છે અને બ્રાહ્મણાદિ વર્ગ પોતાને સપ્રાપ્ત થએલી શક્તિયોવડે ક્ષુદ્રાદિ વર્ણપર ઉપગ્રહ કરી શકે છે. પૃથ્વી જલ વગેરેમા યદિ સમ્યગ્ ઉપગ્રહ પ્રવર્તી શકતો નથી તો ઉપદ્રવ રોગ દુષ્કાલ વગેરેનો ઉદ્ભવ થાય છે અને તેથી જગત્મા અશાન્તિ પ્રસરે છે અને તેની પ્રાણી માત્રને તરતમયોગે અલ્પાધિક દુ ખની અસર થયા વિના રહેતી નથી. પરસ્પર ઉપગ્રહત્વનો નિયમ વસ્તુત· પ્રવર્ત્યા કરે છે. શુદ્ધ પ્રેમ અને શુદ્ધતાનો જનક પરસ્પરોપગ્રહ છે અથવા પરસ્પરોપગ્રહત્વનો વાસ્તવિક જનક ખરેખર શુદ્ધ પ્રેમ છે એમ સાપેક્ષદૃષ્ટિએ વિચારતા અવબોધાશે જ્યાં સુધી વિશ્વની સાથે સંબંધ છે ત્યાસુધી ઉપગ્રહત્વની સાથે સબંધ છે. અને તે પ્રમાણે દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવ પ્રમાણે પ્રવર્ત્યા વિના છૂટકો થતો નથી. અપ્રમત્તયોગી ધ્યાનમા મસ્ત છતા પણ તે પવિત્ર વિચારોત્પાદક દ્રવ્યમન શુક્લલેશ્યા પવિત્ર શારીરિક નિર્ગત પુદ્ગલસ્કન્ધો અને આચારોવડે અન્યોને ઉપગ્રહ કરવામા નિમિત્તકારણ બને છે તો અન્યોનું શું કહેવુ ? અર્થાત્ અન્ય જીવોવડે ઉપગ્રહ કરી શકાય તેમા કિંચિદપિ આશ્ચર્ય નથી. જગત્ને જેટલું ઉપગ્રહ કરીને સમર્પી શકાય છે, તેના કર્તા [illegible]

ગુણો ખીલવવા માટે ત્રિયોગિક શક્તિયોદ્વારા બહુ આકર્ષી શકાય છે. એવો કુદરતી અવિચલ નિયમ છે. આ નિયમમા જેને અવિશ્વાસ છે તે આત્માની સહજાનન્દદશાને પ્રગટાવી શકતો નથી તેમજ તે ઉપગ્રહનો વિચાર અને આચારથી ઘાતક બનીને પોતાની જાતને ધૂળ કરતા પણ હલકી બનાવે છે. ઉપગ્રહને કરનારાઓ ખરેખરા ભક્ત જ્ઞાનીયોગી અને સત્પુરુષો છે. જગત્માં યદિ તે પરસ્પરોપગ્રહની ક્રિયા બંધ રહે તો કોઇ જીવી શકે નહિ; એમ વિચાર કરતાં તુર્ત અવબોધાઇ શકશે. **परस्परोपग्रह** સૂત્રના ગર્ભનો જેમ જેમ સાર પામતા જઇએ છીએ તેમ તેમ **परस्परोपग्रहमाला**ના મણકારૂપે સંપૂર્ણ વિશ્વ છે, એવો ભાવ જાગ્રત થાય છે. **परस्परोपग्रहत्वरूप** આવશ્યક ધર્મથી બંધાયલા જગત્ પર પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે અને પરસ્પરોપગ્રહત્વભાવે જગત્ પૂજ્ય અને હું જગત્નો પૂજારી એવું સ્ફુરણાયોગે ગાન કરી શકાય છે. સન્તો પૂજ્ય અને હું સન્તોનો પૂજારી છું એ ઉપગ્રહત્વનું ભાવસ્ફુરણાએ ગાન કરી શકાય છે. અનેક પ્રકારના દેહોમા રહેનારા જીવો પરસ્પર ઉપકારને કરે છે એવું અનુભવતાં જગત્ પ્રતિ વિલક્ષણ પ્રેમ ઉદ્ભવે છે અને જગત્ પ્રતિ ઉપગ્રહ કરવાને પોતાના અધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરવાની શક્તિમા ઉત્સાહની વૃદ્ધિ થાય છે. શુદ્ધ પ્રેમથી પરસ્પરોગ્રહત્વમા પ્રવૃત્તિ થાય છે. ઉપગ્રહ અર્થાત્ ઉપકારના પણ અનેક ભેદો પડે છે તે સર્વ પ્રકારના ઉપકારોમાં ન્હાના મોટાપણું રહ્યું છે પરન્તુ પ્રત્યેક જાતનો ઉપકાર પોતાના સ્થાને જે શ્રેષ્ઠતા ભોગવે છે તે સ્થાને અન્યોપગ્રહો ગૌણતાને પામી શકે છે. જલ અને વાયુ જે મનુષ્યના જીવવા પ્રતિ ઉપગ્રહ કરી શકે છે તે અન્યથી કદિ બની શકે નહિ. જે જે ઉપગ્રહોને આપણે સામાન્ય ધારીએ છીએ તે તે ઉપગ્રહો સ્વસ્વસ્થાને તો વિશેષતાને ધારણ કરી શકે છે. વાયુ અને જલથી મનુષ્યના આયુષ્ય જીવનાદિ પ્રતિ ઉપકાર કરી શકાય છે, અને મહાત્માઓવડે મનુષ્યના આધ્યાત્મિક સુખમય જીવન પ્રતિ ઉપકારતા કરી શકાય છે, એમાં સ્વસ્વસ્થાને સર્વજાતીય ઉપગ્રહોની ઉપયોગિતા મહત્તા અને મુખ્યતા સાપેક્ષદૃષ્ટિએ અવબોધાઇ શકે છે. જગત્મા સર્વ પ્રકારના ઉપગ્રહોની જરૂર પડે છે તેથી સર્વ પ્રકારના ઉપગ્રહોને દેનારા સર્વ જીવોની મહત્તા પૂજ્યતા અને તેઓના ઉપકાર તળે આવેલા તરીકે પોતાને અવબોધ્યા અને માન્યા તથા તે પ્રમાણે પ્રવર્ત્યા વિના છૂટકો નથી-એમ ખાસ વિચારવું જોઇએ. વિશ્વનો મહાન્ ધર્મ ખરેખર પરસ્પરોપગ્રહત્વ છે. **परस्परोपग्रह** એજ જગત્નો જીવાડનાર સજીવન મંત્ર છે. **परस्परोपग्रह**મા વિભૂતિયો વસે છે તે સૂત્ર પ્રમાણે જેઓ પ્રવર્તે છે, તેઓ ઇશ્વરની વિભૂતિયોને પ્રાપ્ત કરી શકે છે જ્ઞાનીના જ્ઞાનયોગમાં, કર્મયોગીના કર્મયોગમા, ભક્તના ભક્તિયોગમાં, અનુભવીના લયયોગમા પરસ્પરોપગ્રહત્વની શક્તિયો વિલસી રહી હોય છે- એમ સૂક્ષ્મદૃષ્ટ્યા અવલોકતાં નિરીક્ષી શકાશે. પરસ્પરોપગ્રહત્વદૃષ્ટિથી જગત્ના જીવોને દેખતા સ્વાભાવિક રીતે સર્વ જીવો પર

ગુણાનુરાગ ઉલ્લસે છે. અને સર્વજીવોની સાથે મૈત્રીભાવના વધે છે. પરસ્પરોપગ્રહત્વ ભાવથી સર્વ જીવોને દેખતાં સર્વ એક કુટુંબ સમાન લાગે છે, અને તેઓના દોષો પ્રતિ દૃષ્ટિ જતી નથી.

પોતાના આત્મસમાન સર્વ જીવોને દેખાડીને સ્વાર્થ–મારામારી–કાપાકાપી દ્વેષાદ્વેષી વગેરે-ને ત્યજાવનાર પરસ્પરોપગ્રહભાવ છે પરસ્પરોપગ્રહ, સર્વ જીવોની સાથે અસંખ્ય વખત થએલ છે એમ જાણનાર પોતાના શત્રુ બનનારને પણ અનેક ભવના ઉપકારથી સંબંધિત થતો અવબોધીને તેની સાથે વૈરભાવ રાખી શકતો નથી. ઉલટું પોતાના શત્રુ બનનારને પણ તે મિત્રભાવે દેખે છે; અને તેને વૈરના બદલે ઉપકારના તળે દાબે છે. પરસ્પરોપગ્રહ-હત્વનો ભાવાર્થ નહિ જાણનારાઓ અન્યદેશોની પ્રાપ્ત્યર્થે યુદ્ધ કરીને લાખો મનુષ્યો વગેરે-નો સંહાર કરી પોતાની જાતિને પાપી બનાવે છે. **परस्परोपग्रह** સૂત્રને જાણનારા વિશ્વના સકલ મનુષ્યો થાય તો કસાઇખાનાં વગેરેનું નામ પણ રહે નહિ. પરસ્પર ઉપકાર કરવો જોઇએ એમ જ્યારે પરિપૂર્ણ સમજવામા આવે છે ત્યારે હિંસા, અસત્ય સ્તેય વિશ્વાસ-ઘાત પરિગ્રહ મમત્વ વગેરેના ત્યાગમા સહેજે પ્રવૃત્તિ થાય છે. વિશ્વસંરક્ષક વ્યવસ્થાના નિયમો જે જે રચાયા, રચાય છે, અને ભવિષ્યમાં જે જે રચાશે તેઓમાં વસ્તુત: **परस्प-रोपग्रहत्व** સમાયેલું છે અને **परस्परोपग्रह**ના પાયા પર સર્વ શ્રેયસ્કર વિશ્વજીવસંરક્ષાનો મહેલ ચણાયલો લાગશે. એક બીજાને સહાય કરવી. એક બીજાના ભલામાં રાજી રહેવું–ઈત્યાદિનું મૂળ શૃંખલાબંધન તો **परस्परोपग्रह** છે. પરસ્પર પ્રત્યુપકાર કરવાનો સામાજિક ધર્મમા આપણે કેટલા આગળ વધ્યા છીએ તેનો એકાતમા સ્થિરચિત્તથી વિચાર કરવાથી પોતાની ભૂલ પોતાને દેખાશે. અન્ય જીવોને ઉપગ્રહ દઇ સુખી કરવાના પરિણામના ઉલ્લાસથી તીર્થંકરનામકર્મ બંધાય છે ‘**सवि जीव करुं शासनरसी**’ એવી ભાવનાવડે તીર્થંકરનામકર્મ બંધાય છે, તેમાં ઉપકારપરિણુતિ મુખ્યતાએ કારણ છે અન્ય જીવોનું શ્રેય: ચિંતવીને તેઓના પ્રતિ ઉપગ્રહો કરવાની પ્રવૃત્તિ કરવાથી અન્યોના કરતા પોતાનો આત્મા ઉચ્ચ થાય છે. અહો એમા **परस्परोपग्रहपरिणत्ति**ની અલખ લીલા પોતાનો મહિમા વિલસાવતી માલૂમ પડે છે. જે જે કંઇ જગત્મા શિક્ષણીય છે તે પરસ્પરના ઉપકારાર્થે થાય છે. વ્યાવહારિક ઉપકારોવડે જે પોતાના આત્માને શોભાવતો નથી તે નૈશ્ચયિક ધર્મમાર્ગમાં પશ્ચાત્ રહે છે. જે અન્યોના ઉપર ઉપકાર કરતો નથી તેને ઉચ્ચ કોટિ પર ચઢાવવા અન્ય મહાત્માઓ પણ ઉપગ્રહ દેતા નથી જે મનુષ્યો સંયમમાર્ગમાં વિચરે છે તેઓ જગત્ને વાસ્તવિક સુખકારક ઉપકાર કરવા સમર્થ બને છે જે ઉપકા હથી આત્માની પરિપૂર્ણ શાન્તિ પ્રગટે અને સર્વ પ્રકારની વાસનાઓના નાશપૂર્વક જન્મ જરા અને મરણના બંધનોની પરંપરાઓથી આત્મા છૂટે તેવા પ્રકારનો ઉપકાર તે ખરે ખર સર્વોત્તમ વાસ્તવિક ઉપકાર કથી શકાય અને એવા પ્રકારના ઉપગ્રહને કરનાર ન[illegible]

મુનિવરો હોવાથી તેઓ જગત્‌ને તારી શકે છે. જે મુનિવરો જગત્‌ની પાસેથી અલ્પ પરોપકાર ગ્રહણ કરે છે અને તેના બદલામાં જગત્‌ને અનંતગુણ પરોપકાર કરે છે–એવા મુનિવરોની બલિહારી છે. મુનિવરો કરતાં સર્વ તીર્થંકરો અનંત ગુણ વિશેષ ઉપકાર કરીને જગત્‌ના નાયક બને છે. મહાત્માઓ જગત્‌ના ઉપગ્રહોની આપલેના સંબંધમાંથી મુક્ત થયા બાદ શરીરનો ત્યાગ કરીને અક્રિય નિરંજન–સિદ્ધ–બુદ્ધ પરમાત્મારૂપ થાય છે. જગત્‌ના ઉપકારોનો બદલો વાળવાનો હોય છે ત્યાં સુધી મહાત્માઓને શરીર ધારણ કરવાનો અધિકાર છે. પશ્ચાત્ તેઓ સાદિ અનન્તમા ભાગે મુક્તિપદ પામે છે. તીર્થંકર મહારાજાઓને તેરમા ગુણસ્થાનકે જગત્ જીવોને દેશના દેઈ તીર્થંકરનામકર્મ ભોગવવા પ્રવૃત્ત થઇને પુણ્ય કર્મની નિર્જરા કરવા માટે ભાષાવર્ગણાના પુદ્ગલો ખેરવવાં પડે છે એ બધું પરસ્પરોપગ્રહત્વ સંબંધ છે. ચતુર્થગુણસ્થાનકની પ્રાપ્તિમાં પ્રથમ મિથ્યાત્વ ગુણસ્થાનક ઉપકારી છે. તેથી મિથ્યાત્વને પણ અપેક્ષાએ ઉપરના ગુણસ્થાનકની યોગ્યતાના ગુણો મેળવવાની ભૂમિની અપેક્ષાએ ગુણસ્થાનક કથ્યું છે. સમ્યક્ત્વ પ્રતિ મિથ્યાત્વ ઉપગ્રહીભૂત થાય છે અને ચારિત્ર પ્રતિ સમ્યક્ત્વ ઉપકારી થાય છે. છઠ્ઠા ગુણસ્થાનક પ્રતિ પંચમ ગુણસ્થાનક ઉપગ્રહકારક છે, એમ ઉત્તરોત્તર ગુણસ્થાનકો પ્રતિ નીચેના ગુણસ્થાનકો ઉપગ્રહકારક થાય છે. છઠ્ઠા ગુણસ્થાનકવર્ત્તી મુનિયોને અપ્રમત્ત મુનિવરો ઉપકાર કરે છે. અને પ્રમત્તગુણસ્થાનકવર્ત્તી મુનિયો પંચમગુણસ્થાકવર્ત્તી શ્રાવકો વગેરેને ઉપકાર કરે છે. તેમજ શ્રાવકો અન્નાદિવડે મુનિયોને ઉપગ્રહ કરે છે. જીવોને પરસ્પર પરોપકાર સંબંધ છે. જ્ઞાનીઓ અને અજ્ઞાનીઓ સ્વસ્વબુદ્ધયાનુસારે પરોપકારપ્રવૃત્તિ કર્યા કરે છે. પરમાત્મભક્ત મુનિવરો વિશ્વમાંથી અલ્પોપગ્રહને ગ્રહે છે અને અનંતગુણ ઉપગ્રહને પાછો સમર્પે છે. અન્યોના આત્મભોગે તેઓ જે જે ઉપગ્રહોને ગ્રહે છે તેમાં તેઓની ન્યાયવિશિષ્ટ યોગ્યતા હોવાથી સ્વહક્કને સિદ્ધ કરનારા ગણાય છે મહાત્માઓ સર્વ વસ્તુઓના ત્યાગી હોવાથી તેઓ મહાદાની ગણાય છે, અને તેઓ ઉપગ્રહોની ગ્રહણતામા વિશેષ હક્કવાળા હોવા છતાં વિશ્વપર કરુણા વર્ષાવનારા તેઓ નિરવદ્ય પરોપકારની આપલેમા મુખ્યતાએ ઔત્સર્ગિકમાર્ગમાં પ્રવૃત્ત થઇને પૌદ્ગલિક વસ્તુઓના ઉપગ્રહાતીત, ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવના ઔપકારિકભાવની આપલેમા પ્રવૃત્ત થઇને લૌકિક સુખાતીત લોકોત્તરસુખવ્યાપારમાં વિશ્વમનુષ્યોને અધિકારી કરી પરસ્પરોપગ્રહત્વના મુખ્ય નાયક બનીને વિશ્વની સાર્વજનીન ઔપગ્રહિકભાવનાના વર્તનના આદર્શ પુરુષ બને છે–એમ પ્રેક્ષક મહાત્માઓ અનુભવી શકે છે ઉપશમ ક્ષયોપશમ ક્ષાયિકભાવ પરિણત મુનિવરોના માનસિક વાચિક અને કાયિકાદિ ઔદયિક પુદ્ગલસ્કંધોના ઉપગ્રહદાનથી જગત્ જીવોની જે જે ઉચ્ચતા થાય છે તે અવર્ણ્ય–અતર્ક્ય છે. તેવા મહાત્માઓના સંબંધવાળા ઔદયિક પુદ્ગલસ્કંધોના ઉપગ્રહણથી જગજ્જીવો ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ સમ્મુખ થઇને

તદ્રૂપતાને પામે છે, તો તેમના ઉપશમાદિભાવના ઉપગ્રહદાનનું તો કહેવુંજ શું ? આ જગત્માં વિવેકદૃષ્ટિથી સર્વ પરોપકારોની તુલના કરવામા આવે તો સન્તમુનિવરો તરફથી થતા ઉપગ્રહોજ સર્વોપગ્રહોમા સર્વત્ર સર્વથા સાર્વજનીન શ્રેષ્ઠતાને પ્રાપ્ત કરી શકે છે અતએવ પ્રભુના પ્રતિનિધિયો તરીકે સન્તમુનિવરોને અવબોધવામાં આવે છે--તે ખરેખર વાસ્તવિક જ છે. સન્તજનોના ઉપકારથી દુનિયાનો ઉદ્ધાર થાય છે માટે તે સન્તોમા વિશ્વજનોનો પૂજ્યભાવ--વિશ્વાસભાવ કુદરતી રીતે રહે છે જે સન્તમુનિયો વિશ્વજનોને સુખપ્રદ પરોપકારોને દેવા માટે કલ્પવૃક્ષો જેવા છે તેઓ પ્રતિ દુનિયાની કેટલીક વસ્તુઓ કે જે તેઓના જીવનાદિપ્રતિ ઉપગ્રહભૂત થાય છે તેવી ઉપગ્રહભૂત વસ્તુઓને તેઓ ગ્રહે છે અને તેથી વિશ્વજીવોને પુણ્ય થાય છે અને તેઓના પાપનો નાશ થાય છે. અતએવ સન્ત સાધુઓ જે કંઇ કરે છે તે સર્વ ઉપગ્રહરૂપ હોવાથી તેઓના પ્રતાપે સૂર્ય તપે છે ચંદ્ર શીતલતા અર્પે છે વાયુ વાય છે અને મેઘ વર્ષે છે--એમ શાસ્ત્રોનો પ્રઘોષ અગમ્ય લીલાનો ખ્યાલ આપે છે. ધર્મચક્રના પ્રવર્તક અને પરમાત્માના હૃદય-રૂપ સન્તસાધુઓ હોવાથી વિશ્વજીવો પાસેથી ઉપગ્રહ ગ્રહતા તેઓને દોષ લાગતો નથી. અને તેમજ તેઓને ઉપગ્રહ દેવાથી જગજ્જીવોને અનન્તગુણ લાભ થાય છે અને તેથી જગજ્જીવો ઊંચા આવીને પ્રભુને પ્રાપ્ત કરવાના અધિકારી બને છે જીવોને પરસ્પર ઉપકાર હોય છે એમ અવબોધ્યાથી કંજુસપણુ સ્વાર્થતા વગેરે દોષોનો નાશ થાય છે આપણા જીવનમા જે જે અણધારી સહાયો મળે છે, તેથી તે સહાયો કરનારના આભારી આપણે હોવાથી અભિમાન-મહત્તા વગેરે કરવાની દોષવૃત્તિથી દૂર રહેવા પ્રયત્ન કરી શકીએ છીએ એક બીજામા થોડાઘણા અવગુણો રહેલા હોય છે અને એ અવગુણોનો નાશ કરવાનો સર્વોત્તમ એ ઉપાય છે કે-પરસ્પર એક બીજાની આત્માની ઉન્નતિ કરવામા અનેકધા ઉપગ્રહો કરવા તત્પર થવું ઉપગ્રહ દેનાર અને ઉપગ્રહ લેનાર જીવોમા દોષો હોય છે. એને જે જે અંશે દોષો ટળ્યા હોય છે તત્તદંશે ગુણો ખીલ્યા હોય છે એમ અવબોધાય છે ઉપગ્રહ કરવાની આવશ્યક વૃત્તિથી જે જે ગુણો ખીલ્યા હોય છે તે સ્થિર થાય છે અને તેનો નાશ થતો નથી. ઉપગ્રહ કરનારો વૈયાવૃત્ય ગુણવંત અર્થાત્ સેવાધર્મનિષ્ઠ હોવાથી તે અપ્રતિપાતિ ગુણનો ધારક બને છે અન્ય જીવોને ઉપગ્રહદાન દેવાથી તેઓ દુઃખકારક દુર્મતિ-દુરાચારથી નિવૃત્ત થાય છે, અને સુખસાધનોમા પ્રવૃત્ત થાય છે. તત્પશ્ચાત્ તેઓ ઉપકાર પરંપરાની વૃદ્ધિ કરનારા બને છે. સર્વ પ્રકારના કર્મથી મુક્ત બનવુ એવા વિચારથી સ્વાધિકાર ઉપગ્રહ કરવામા જે જે આત્મભોગ સમર્પવો ઘટે તે સમર્પવો જોઇએ જે જે લોકો દુનિયામા સત્તાધારી સુખી-ધની-ભોગી વિદ્વાન દેખાય છે તે તે લોકોએ અન્ય-જનોના પૂર્વે અનેક ઉપગ્રહોને ગ્રહ્યા છે તેથી તેઓ ત્યા સુધી [illegible]

ઉપગ્રહ દઇને પોતાની ફરજ પૂર્ણ ન કરે ત્યાં સુધી તેઓ સેવાધર્મના દેવાદાર છે. અત એવ તેઓએ અન્યજીવોને ઉપગ્રહ દીધા વિના રહેવુ ન જોઇએ; કારણ કે તેઓ અનેક જીવોના ઉપકારતળે દબાયલા છે; માટે તેઓએ અભિમાનથી ઔદ્ધત્ય સ્વાચ્છન્ધાદિ ધારણ કરીને પોતાની જાતને ન લજવવી જોઇએ પશુ પક્ષી વગેરે સર્વ પ્રાણીઓના ઉપગ્રહથી આશ્રિત થએલ મનુષ્ય જાત છે માટે સર્વ જનોએ પશુ પક્ષી વગેરે પ્રાણીઓના સંરક્ષણાર્થે ઉપગ્રહ કરવા તત્પર થવું જોઈએ. જેઓ અન્યજીવોના ઉપગ્રહથી પુષ્ટ થઇને અન્યજીવોના નાશાર્થે સ્વશક્તિયોનો ઉપયોગ કરે છે, તેઓના એવા અપકૃત્યથી વિશ્વમાં અનેક મહોત્પાતો થાય છે--એમ પાપની ગુપ્તલીલાનું માહાત્મ્ય પ્રઘોષ કરીને જણાવે છે. અન્ય જીવોના ઉપગ્રહોથી જીવનાર જીવોએ હું અને મ્હારૂં એવું મોહનું નાટક ન કરવું જોઇએ. અન્યજીવોના ઉપગ્રહોને અનંતવાર ભૂતકાલમા ગ્રહણ કર્યા, વર્તમાનમાં અનેક જીવોના અનેક ઉપગ્રહો ગ્રહણ કરાય છે અને ભવિષ્યમા અનેક જીવોના અનેક ઉપગ્રહથી યુક્ત થવું પડશે. એવી સર્વ જીવોની સ્થિતિ હોવાથી વાસ્તવિક પરોપકારદૃષ્ટિથી અવલોકતાં સ્વામિભાવ ખરેખર જગત્મા ઘટી શકતો નથી. દુનિયામાં ઉપગ્રહોનાં લેણુ દેણાંનો વ્યવહાર સર્વને સેવવો પડે છે; ઉપગ્રહનું દેણું ચૂકવ્યા વિના છૂટકો થવાનો નથી. અન્યજીવો પાસેથી ઉપગ્રહો નહિ લેવાની ઇચ્છા છતાં આવશ્યક ઉપયોગી ઉપગ્રહો સ્વભાવે લીધા વિના છૂટકો થતો નથી. તથૈવ ઉપગ્રહોને દીધા વિના પણ છૂટકો થતો નથી. જ્યા સુધી આત્માની સાથે કર્મ છે ત્યા સુધી ઉપગ્રહોનો લેણદેણ સંબંધ વર્ત્યા કરે છે. અત એવ દશ દૃષ્ટાન્તે દુર્લભ મનુષ્યજન્મ પામીને મનુષ્યોએ વિવેકદૃષ્ટિથી સર્વ જીવોને જે જે ઉપગ્રહો દેવા ઘટે તેનુ સત્ય નિરીક્ષણ કરીને સ્વાધિકારે સ્વશક્તિપૂર્વક ઉપકારમાં પ્રવૃત્ત થવું; સર્વ જીવોને પરસ્પરોપગ્રહ છે. હે મનુષ્ય ! ત્હારી શક્તિ પ્રમાણે જગત્‌ની સેવાર્થે પ્રત્યુપકારાર્થે તુ તારા પ્રાણી બંધુઓને મન વાણી અને કાયાદિથી ઉપગ્રહ કર. વ્યવહારનયથી વિવેકદૃષ્ટિએ નિરવદ્ય પરોપકારની મુખ્યતાએ બહુ લાભ અને અલ્પહાનિ વગેરેનો વિચાર કરીને ઉપગ્રહમાં કર્માધિકાર પ્રમાણે પ્રવૃત્ત થા. જગતનું આનુભવિક સજીવન સૂત્ર પરસ્પર ઉપકાર કરવો તે જ છે. હે આત્મન્ ! તુ જે કર્મકોટી પર હોય અર્થાત્ તું જે સ્થિતિ પર રહી જે પ્રવૃત્તિ કરતો હોય તેના અધિકાર પ્રમાણે દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી પરને દ્રવ્ય અને ભાવ પરોપકાર કરવામા ઉપદેશાદિ પ્રવૃત્તિને સેવ !!! ત્હારા શરીરમાં જે પરમાણુઓના સ્કંધો પરસ્પર ભેગા થયા છે તેના વડે સ્વપરોપગ્રહભાવને સાધી લે અને દુનિયાને શાશ્વત સુખપ્રદ પરોપકાર કરવા માટે જાગ્રત કર. મુનિને મુનિના અધિકાર પ્રમાણે ઉપગ્રહનો અધિકાર છે અને ગૃહસ્થને ગૃહસ્થના અધિકાર પ્રમાણે ઉપગ્રહ અર્થાત્ પરોપકાર કરવાનો અધિકાર છે. નૈગમનય સંગ્રહનય વ્યવહારનય ઋજુસૂત્રનય શબ્દનય સમભિરૂઢનય અને એવંભૂતનયથી ઉપગ્રહનું સ્વરૂપ અવબોધવું જોઇએ સાત નયોથી ઉપ-

ગ્રહનો સત્ય વિવેક પ્રગટ થાય છે. ચાર નિક્ષેપથી ઉપગ્રહ અર્થાત્ ઉપકારનું સ્વરૂપ અવબોધવું જોઇએ. આપણને અન્યો ઉપકાર કરે છે તેથી આપણા મનમા જેવી અસર થાય છે તેવી આપણે અન્યોના પર ઉપકાર કરીએ છીએ ત્યારે અન્યોને અસર થાય છે. આપણી સારી સ્થિતિ કરવાને કોઇ આપણને સાહાય્ય કરે છે તો આપણે તેના આભાર તળે આવીએ છીએ તેવી રીતે આપણે અન્યોના ઉપર ઉપકાર કરીએ છીએ તો અન્ય જીવો પણ આપણા ઉપકાર તળે આવે છે અને તેથી તેઓ તેમની સ્થિતિ પ્રમાણે આપણને આગળ વધવામા સાહાય્ય કરે છે, અન્યોના ઉપર ઉપકાર કરતો છતો જો તુ ભક્તિમાર્ગ જ્ઞાનમાર્ગ સંયમમાર્ગમાં આગળ વધીશ તો તેથી તું પાછો પડી શકીશ નહિ. એમ હે **આત્મન્ ! હૃદયમાં ખાસ તું ધારજે. વર્તમાનકાલમાં ત્હને જે જે કઇ ઉપકાર કરવાને અધિકાર પ્રમાણે મળ્યું હોય તેનો વર્તમાનમાં ઉપયોગ કર: ભવિષ્યમાં વર્તમાનમાં મળેલી શક્તિયોને ઉપકારાર્થે વાપરવાનો વિચાર ન કર: કારણ કે ભવિષ્યકાલ એ વર્તમાનમાં અપ્રાપ્તકાલ છે. પ્રાપ્તકાલનો અનાદર કરીને અપ્રાપ્તકાલમાં ઉપકાર કરવાનો વિચાર કરવામાં ઠગાઇશ પસ્તાઇશ અને મનુષ્યજન્મની સફલતાને સ્થાને નિષ્ફલતા અવલોકીશ. અન્યજીવો પર ઉપકાર કરવો એ આત્મોન્નતિ માર્ગમાં આગળ વધવામાં અન્યજીવોની સાહાયરૂપ લેણું છે: અન્યજીવોની પાસેથી કંઈ પણ પાછુ ન લેવાની નિષ્કામબુદ્ધિથી જે જે ઉપગ્રહો કરવામાં આવે છે તેથી સ્વાત્મની અનંત ગુણ ઉચ્ચતા ખીલે છે** અને સહજસમાધિમા આગળ વધવાનું થાય છે; પરોપકારમા પ્રભુની ઝાખી જણાય છે અને આત્મા પરમાત્મારૂપ બને છે–એમ ઉપગ્રહદૃષ્ટિએ અવબોધવુ. સહજ સમાધિમા સ્થિરતા કરવા માટે નિર્વિકલ્પ સ્થિતિમા રહેવું જોઇએ નિર્વિકલ્પ સ્થિતિમા રહેનાર મહાત્મા જગત્પર અત્યંત ઉપકાર કરી શકે છે. મૌની નિર્વિકલ્પ દશામા રહેનારના આત્મબળની અન્ય મનુષ્ય પર અસર થાય છે. અત એવ સમાધિવંત મુનિયો મૌની છતા અન્યોના પર ઉપગ્રહ કરી શકે છે સમાધિવત મુનિ "गुरुस्तु मौनव्याख्याना शिष्यास्तु छिन्नसंशया" એ કહેવતને અક્ષરશ સત્ય કરી બનાવે છે આત્મસમાધિમા મહાત્માના મન વાણી અને કાયાના પરમાણુસ્કધો પણ જાણે ગુણવડે રંગાઇ ગયા હોય એવા થઇ ગયા હોય છે, અને તે ફૂટીને પાસે આવનારાઓ ઉપર પણ ગુણોની અપૂર્વ અસર કરવા શક્તિમાન્ થાય છે. આવા નિર્વિકલ્પ દશામા રહેનાર મુનિયો જગત્માથી જે આહારાદિ ગ્રહણ કરે છે તેના કરતા અનન્ત ગુણ વિશેષ લાભ આપવા તેઓ જગતને સમર્થ થાય છે પ્રવૃત્તિમાર્ગમા પથિકભૂત થએલ કર્મયોગિમહાત્માઓ જે શાંતિનો લાભ આ વિશ્વને આપે છે તેના કરતા નિર્વિકલ્પક સમાધિમા રહેનાર મહાત્માઓ જગતને અનન્તગુણ શાતિનો લાભ આપવા સમર્થ થાય છે. નિર્વિકલ્પક સમાધિસ્થ મહાત્માઓ

શકતો નથી. અન્ય જીવોપર ઉપગ્રહ કરવો એ સ્વકર્તવ્યકર્મયોગ છે એવું અવબોધ્યા વિના તે સ્વાર્થી બનીને અન્તે કર્તવ્ય કર્મયોગદ્વારા સ્વપ્રગતિ કરવા શક્તિમાન્ થતો નથી. આ વિશ્વશાલામા સર્વ જીવો પરસ્પર એકબીજાના ઉપકારી અને મિત્રો છે તે ઉપર્યુક્ત સૂત્રથી સિદ્ધ થાય છે. અતએવ સર્વ જીવોની સાથે મૈત્રી પ્રમોદ માધ્યસ્થ અને કારુણ્ય એ ચાર ભાવનાના વર્તનથી વર્તવું જોઇએ અને આત્મવત્ સર્વ જીવોને માની ઉપગ્રહ દૃષ્ટિએ સર્વજીવોની ઉપયોગિતા અવબોધી સર્વ જીવોનું સંરક્ષણ કરવું જોઇએ. તથા સર્વ જીવો પરસ્પર ઉપગ્રહ કરી આત્મોન્નતિમા અગ્રગામી બને એવી યોગ્ય કાર્ય-પ્રવૃત્તિને મન વચન અને કાયાથી સેવી જગત્‌ના ઉપગ્રહદાનઋણમાંથી ઉપગ્રહો પાછા વાળી મુક્ત થવું જોઇએ એજ વિશ્વશાલાવર્તિ ચેતનની ઉન્નતિનો વાસ્તવિક ઉપગ્રહ-કર્મયોગ છે અત્ર ઉપગ્રહના સંબંધે જણાવતા પ્રસંગોપાત્ત જણાવાય છે કે જીવો પરસ્પર એક બીજાને અપકાર પણ કરી શકે છે અને પુદ્‌ગલ દ્રવ્ય પણ ઉપકારની પેઠે અપકાર કરી શકે છે. જૈનદૃષ્ટિએ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ કર્મ પુદ્‌ગલરૂપ છે અને તેથી આત્માની જ્ઞાન, દર્શન, અવ્યાબાધ, ક્ષાયિક ચારિત્ર, અનંતસ્થિતિ, અરૂપી, અગુરુલઘુ અને વીર્યશક્તિયોનું આચ્છાદન થાય છે અને તે અષ્ટ કર્મપ્રકૃતિયોના નાશથી આત્માના આઠ ગુણો પ્રકટે છે; તેથી વ્યવહારદૃષ્ટિએ કેટલાક પુદ્‌ગલો આત્માને જ્ઞાનાવરણીયાદિ કર્મ પુદ્‌ગલોના નાશ માટે ઉપકારી થાય છે અને જ્ઞાનાવરણીયાદિ પુદ્‌ગલો આત્માના ગુણોને હણે છે, માટે તે અપકારી થાય છે; અતએવ સિદ્ધ થાય છે કે જીવોને જીવો અને અજીવ પદાર્થો ઉપકારીભૂત થાય છે અને અપકારીભૂત પણ થાય છે. સર્પાદિના વિષપુદ્‌ગલોથી જીવોના પ્રાણોનો નાશ થાય છે અને સર્પાદિ વિષોના પુદ્‌ગલો કોઇ દવા વગેરેમા ખપમા આવવાથી કોઇ રોગીને ઉપગ્રહભૂત પણ થાય છે. સોમલ વછનાગ વગેરે વિષોનો માત્રા તરીકે ઉપયોગ કરવાથી તે અમુક રોગોનો નાશ પણ કરી શકે છે. અગ્નિનાં પુદ્‌ગલોથી તાવનો નાશ થાય છે અને અન્ન વગેરે પકાવવાના ખપમા ઉપગ્રહભૂત થાય છે પરન્તુ અગ્નિમા પડવાથી તે પ્રાણોનો નાશ કરી શકે છે. અપ્કાયનાં અર્થાત્ જલનાં પુદ્‌ગલો તે જગત્‌ના જીવનભૂત છે પરન્તુ નદી વગેરેમા પડવાથી પ્રાણોનો નાશ પણ થાય છે. જડવસ્તુઓ અને જીવો કઈ દૃષ્ટિએ અને કયા દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ પ્રમાણે જીવપ્રતિ ઉપગ્રહીભૂત થાય છે અને કઈ દૃષ્ટિએ અને કયા દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી જીવપ્રતિ અપકારભૂત થાય છે તેનું પરિપૂર્ણજ્ઞાન જો આ વિશ્વશાળામા આવે છે તો જ સ્વોન્નતિસાધક કર્મયોગી બની શકાય છે. અન્યથા સ્વોન્નતિને બદલે સ્વાવનતિસ્થાપક તરીકે બની શકાય છે. અતએવ વિશ્વશાલામા વિજ્ઞાનવિદ્યા દર્શનવિદ્યા અધ્યાત્મવિદ્યા આદિ

અનેક વિદ્યાઓનો અભ્યાસ કરી અનુભવ મેળવી જડપદાર્થો અને જીવો સંબંધી ઉપગ્રહ અને અપગ્રહનો સંબંધ કેવી રીતે હોય છે તે અવબોધીને ઉપગ્રહદૃષ્ટિએ કર્મયોગી બનવું જોઇએ કે જેથી ઉપગ્રહના સ્થાને અપગ્રહ જેવું ન બને અને અન્ય જીવોપ્રતિ અપકાર કરીને નવીન પાપ ન બાંધી શકાય. કેટલાક ગૃહસ્થોએ ગુરુ પાસે જીવદયા પાળવાની પ્રતિજ્ઞા કરી. એક દિવસ એવો આવ્યો કે એક બ્રાહ્મણના મુખમાં દેડકી પેસી ગઈ તેથી પેલા દયાળુઓ બ્રાહ્મણનું પેટ ચીરીને દેડકી કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેવામા ગુરુ આવી પહોચ્યા અને તેણે જુલાબ આપી શરીરમાંથી અપાન માર્ગેથી દેડકી બહાર કાઢી અને બ્રાહ્મણને જીવાડયો. ગુરુએ મોટા જીવને મારવા અને ન્હાના જીવને ઉગારવામાં થતી ભૂલને સુધારવા ઉપદેશ આપ્યો. એક બ્રાહ્મણીએ જીવદયા કરવા માટે એક તરસ્યા પાડાને કુવામાં ફેંકી દીધું અને મનમા માનવા લાગી કે બિચારૂં કુવામાં પડયું પડયું પાણી પીધા કરશે. અન્ય લોકોના જાણવામાં તે વાત આવી અને ઉપગ્રહને સ્થાને અપગ્રહ-અપકાર થતો અટકાવ્યો. આ ઉપરથી અવબોધવાનું કે પરસ્પર ઉપગ્રહ અને પરસ્પર જીવોમા થતા અપકારનું ચારે બાજુએથી પરિપૂર્ણ જ્ઞાન મેળવવું જોઇએ કે જેથી આ વિશ્વશાલામા ઉપગ્રહને સ્થાને અપકાર ન કરી શકાય અને સ્વોન્નતિસાધક કર્મયોગી બનવામા વિચારો અને પ્રવૃત્તિયોમાં ભૂલ ન થાય-એવું લક્ષ્યમા રાખીને પરસ્પરોપગ્રહ દૃષ્ટિએ આ વિશ્વશાલામાં કર્મયોગી બની આત્મોન્નતિ અને વિશ્વોન્નતિ કરવી જોઇએ. વિશ્વશાળામા અનેક ધર્મ-પન્થો છે તે સર્વ ધર્મોનો ઉદ્દેશ વસ્તુત: પરસ્પર એક બીજાનું શ્રેય કરવા ઉપકારસૂત્રથી સંબંધિત થવું એમ તરતમયોગે અવબોધાય છે. આ વિશ્વમા સર્વ જીવો સુખને ઇચ્છે છે, પરસ્પર ઉપકાર કરવાથી જીવોને સુખના માર્ગમાં આરોહી શકાય છે અને દુઃખોના માર્ગોથી નિવૃત્ત કરી શકાય છે. જ્ઞાતિનું બંધારણ અને રાજ્યનું બંધારણ પરસ્પર ઉપગ્રહ કર્મના ઊદ્દેશપર રચાયલું છે. બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યો અને શૂદ્રના ગુણકર્મોનું બંધારણ ખરેખર परस्परोपग्रहो जीवानाम् એ સૂત્રના ભાવાર્થના સાધ્યબિન્દુને લક્ષી રચાયલું છે. વિશ્વમા મનુષ્યોને જીવવા માટે અન્નની જરૂર છે, અન્ન માટે બીજની જરૂર છે. બીજોનું રક્ષણ કરી બી વાવવા માટે કૃષીવલોની જરૂર છે. કૃષીવલોને બ્રાહ્મણની વિદ્યા માટે જરૂર છે અને રક્ષા માટે ક્ષત્રિયની તથા સેવા માટે શૂદ્રની જરૂર છે. ચાર વર્ણોને પરસ્પર ઉપગ્રહ માટે એકબીજાથી શરીરના અંગો અને ઉપાગોની પેઠે જરૂર છે અન્નની ઉત્પત્તિ માટે કૃષીવલોની પેઠે મેઘના ઉપગ્રહની જરૂર છે. મેઘની ઉત્પત્તિ માટે સૂર્ય અને જલની જરૂર છે. જલને અગ્નિની જરૂર છે. અન્નની ઉત્પત્તિ માટે પૃથ્વીની જરૂર છે અને પ્રકાશની જરૂર છે. એમ એકેક જીવનોપયોગી વસ્તુ માટે અનેક વસ્તુઓના ઉપગ્રહની જરૂર પડે છે. વિષ્ટા વગેરે પદાર્થોની ખેતી માટે જરૂર પડે તો અન્ય વસ્તુઓના ઉપગ્રહોની વિશ્વમાં જરૂર પડે એમાં કોઇ જાતનું આશ્ચર્ય

નથી. સાયન્સ વિદ્યાની ખીલવણી માટે અખિલ વિશ્વના ઉપકારની અપેક્ષા રહે છે. સામાન્ય સર્વ વિદ્યાઓની ખીલવણી માટે અખિલ વિશ્વની વસ્તુઓના ઉપકારની આવશ્યકતા રહે છે. ક્ષત્રિયકર્મની ખીલવણી માટે વિશ્વવર્તિ સર્વ જીવોના અને અજીવોના ઉપગ્રહની આવશ્યકતા રહે છે. વૈશ્યકર્મની પ્રગતિ માટે સંપૂર્ણ વિશ્વના ઉપગ્રહની અપેક્ષા રહે છે. શૂદ્રકર્મની પ્રગતિ માટે અખિલવિશ્વના ઉપગ્રહની ઉપયોગિતા સિદ્ધ થાય છે. કેવલજ્ઞાનના ઉપયોગાર્થે અનન્ત વિશ્વવર્તિ જ્ઞેય પદાર્થોની અપેક્ષા રહે છે. જેટલા જ્ઞેય પદાર્થો તેટલું જ્ઞાન કહેવાય છે. જ્ઞેય પદાર્થો અનન્ત છે માટે જ્ઞાન પણ અનન્ત કહેવાય છે. જ્ઞાન-દર્શન અને ચારિત્રને તેના તદ્દતદ્દ વિષયોના ઉપગ્રહની અપેક્ષા રહે છે તો અન્ય બાબતો માટે ઉપગ્રહની આવશ્યકતા રહે એમાં કોઈ જાતનું આશ્ચર્ય નથી. જે યોગીઓ ત્યાગીઓ વૈરાગીઓ ફકીરો આ સંસારને અસાર કહે છે તે પણ અપેક્ષાએ સમજવાની જરૂર છે; અન્યથા તેઓને સાંસારિક પદાર્થોના ઉપકારની અપેક્ષા રહે છે. યોગીઓ ત્યાગીઓ અને સાધુઓને અન્ન--જલ-વાયુ-અગ્નિ--મનુષ્યો વગેરેનો ઉપગ્રહ અવશ્ય સિદ્ધ થાય છે. અન્ન જલ વાયુ વિના કોઇપણ ત્યાગીને ચાલી શકે તેમ નથી. અન્ન જલ વાયુ સ્થાન વસ્ત્ર પાત્ર પુસ્તક વગેરે વસ્તુઓને અન્ય વસ્તુઓના અનેક ઉપકારની જરૂર રહે છે તેથી અન્ન જલ વાયુ વસ્ત્ર પાત્ર સ્થાન વગેરેને ગ્રહણ કરતા તેના ઉપર ઉપકાર કરનાર અનેક વસ્તુઓના ઉપગ્રહને સહેજે ગ્રહી શકાય છે છતાં મારે કોઇની જરૂર નથી, કોઇની પરવા નથી એવું વદવું તે તો એક જાતની ઉપેક્ષા જ અવબોધવી વસ્તુતઃ ઉપગ્રહદૃષ્ટિની અપેક્ષાએ આ સંસારમા સર્વજીવોને પરસ્પર ઉપકારનો સંબંધ છે અને તેથી તેઓ આત્મોત્ક્રાન્તિની શ્રેણિના પગથીયાઓપર અનુક્રમે આરોહી શકે છે. આ વિશ્વમા સર્વ જીવો અને સર્વ અજીવોના ઉપગ્રહને અદ્યપર્યન્ત લીધા છે અને ભવિષ્યમા લેવાશે એવું અનુભવીને મનુષ્યોએ દરરોજ જીવોનો અને અજીવોનો ઉપકાર માનવો જોઇએ અને ષડ્દ્રવ્યો અને નવ-તત્ત્વભૂત વિશ્વની ઉપયોગિતા અને સારભૂતતાને અનુભવી શાશ્વત સુખ પ્રાપ્ત કરવું જોઇએ કે જેથી જન્મ જરા અને મરણનાં બંધનોથી વિમુક્ત થઈ શકાય, ઉપગ્રહ દૃષ્ટિએ खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे । मित्ती मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ ॥ એ ગાથાનો અર્થ અનુભવીને ક્ષમાવ્યા બાદજ વિશ્વકુટુંબ દૃષ્ટિએ અને પશ્ચાત્ આત્મદૃષ્ટિએ ક્ષમાપના કરવામાં આવે છે તો ઉપગ્રહ દૃષ્ટિની પ્રથમ કેટલી બધી આવશ્યકતા છે તેનું વાસ્તવિક મહત્ત્વ અવબોધાય છે અને પશ્ચાત્ હૃદયોદ્ગારપૂર્વક शिवमस्तु सर्वजगत , परहितनिरता भवन्तु भूतगणा· । दोषा· प्रयान्तु नाशं, सर्वत्र सुखीभवन्तु लोका ॥ ઇત્યાદિનું સૂરેને ગાન કરી શકાય છે. પરસ્પર ઉપગ્રહની મહત્તા દર્શાવીને વિશ્વમનુષ્યોને સુપન્થઃ માર્ગ દર્શાવનાર પંચશતગ્રન્થ રચયિતા શ્રીમદ્ ઉમાસ્વાતિ વાચકે परस्परोपग्रहो जीवानाम् એ સૂત્ર રચીને જીવોને પ્રથમ કર્તવ્યઉપકારકર્મનો માર્ગ પ્રબોધાવીને વિશ્વશાલામા તેઓના આત્મની

પરમાત્મતા પ્રગટાવવા માટે અને પૂર્ણ સુખ પ્રાપ્ત કરવા માટે પ્રથમ આવશ્યક કર્મયોગનું શિક્ષણ આપીને વિશ્વ પર મહાન્ ઉપકાર કર્યો છે તેથી તેઓનું અખિલ વિશ્વ આભારી છે. પરસ્પર જીવો એક બીજાને અનાદિકાલથી ઉપકાર કરે છે તેવો વિશ્વશાલાનો અચલ કુદરતી કાયદો છે તેને અંગીકાર કરીને મનુષ્યોએ કર્મયોગી બનવું જોઈએ. આ વિશ્વશાળામાં ચેતનજીએ જીવોને પરસ્પરથી ઉપગ્રહ છે એવું અનુભવીને ઉપગ્રહાદિ કર્તવ્યકર્મોમાં પ્રવૃત્ત થઇને પૂર્ણ સુખમય એવી આત્મોન્નતિ કરવી એ જ શ્લોકનો સાર ભાવાર્થ છે. પરસ્પરોપગ્રહ દૃષ્ટિએ આ વિશ્વશાલામાં જે પ્રવર્તે છે તે કર્તવ્યકર્મયોગનો અધિકારી થાય છે તેથી પ્રત્યેક મનુષ્યે ઉપગ્રહ પ્રવૃત્તિને માન આપી આત્મોન્નતિકર્મસાધક બનવું જોઇએ. વિશ્વશાલામાં સર્વ ધર્મમતપન્થોમાં परस्परोपग्रहो जीवानाम् એ સૂત્ર વિચારથી અને આચારથી વ્યાપક બનીને સર્વ ધર્મોને સજીવન રાખી શકે છે. परस्परोपग्रहो जीवानाम् એ સૂત્રની જીવન્ત પ્રવૃત્તિ જે ધર્મમાં રહેતી નથી તે ધર્મ ખરેખર આ વિશ્વમા સજીવન રહી શકતો નથી. પરસ્પર ઉપકાર કરવાના ભાવને આચારમાં મૂકીને બુદ્ધદેવે બૌદ્ધધર્મને સજીવન કર્યો હતો અને તે એક વખત હિન્દુસ્થાનમાં સર્વત્ર વ્યાપક બન્યો હતો. જૈનધર્મ એ સૂત્રના ભાવને આચારમાં મૂકનારા જૈનોવડે સર્વત્ર હિન્દુસ્થાનમાં ફેલાયો હતો અને જ્યારે ઉદારદૃષ્ટિથી એ સૂત્ર પ્રમાણે પરસ્પર ઉપકાર કરવામાં જૈનોએ મન્દતા સેવી અને સંકુચિત દૃષ્ટિ અજ્ઞતા અને પ્રમાદથી સર્વ વિશ્વસમાજની સેવાના કર્તવ્યકર્મયોગથી ચ્યુત થયા ત્યારે તેઓની સંખ્યામાં હાનિ થઇ. ઉપર્યુક્ત સૂત્રથી ઉપકાર કરવાની મતિ જાગ્રત્ થાય છે, તેથી વિશ્વસમાજની સેવામા આત્મભોગ આપી શકાય છે, સેવાધર્મવડે ઉપકૃત થએલ અને પ્રગતિયુક્ત થએલ મનુષ્યોપર સ્વધર્મની છાયા પડે છે અને તેથી ઉપકૃત થયેલ જીવો સ્વીયધર્મને અનુસરે છે-એવું વિશ્વમાં પ્રાયઃ સર્વત્ર અવલોકાય છે. परस्परोपग्रहो जीवानाम् એ સૂત્રપર વિશેષ વિવેચન કરવામાં આવે તો એક મહાન્ ગ્રન્થ બની જાય પરન્તુ તેની દિશા દર્શાવવાથી વિશેષ ભાવ સ્વયમેવ સદ્ગુરુ પાસેથી અવબોધવો. ઉપર્યુક્ત સૂત્રભાવાર્થનું વિશ્વશાલાવર્તિ સર્વ મનુષ્યોએ આચરણ કરવું જોઇએ કે જેથી સ્વફરજને અદા કરી શકાય. આત્મજ્ઞાનિયો ઉપર્યુક્ત સૂત્રભાવ પ્રમાણે નિષ્કામબુદ્ધિથી સ્વાધિકારે સ્વફરજને આગળ કરી પ્રવૃત્તિ કરે છે પરન્તુ તેઓ કર્તવ્યોપગ્રહકર્મમાં સકામ-ભાવનાએ પ્રવૃત્તિ કરી સામાન્ય ફળમા બંધાતા નથી તેથી તેઓના આત્માઓ ઉદાર વ્યાપક શુદ્ધ અને ઉચ્ચ બની જ્ઞાનાવરણીયાદિક કર્મના નાશ સંમુખ થઈ પૂર્ણ સુખને પ્રાપ્ત કરે છે: આત્માનું પૂર્ણ સુખ પ્રાપ્ત કરવાને કર્મયોગવડે ઉપગ્રહ પ્રવૃત્તિને આદરવી જોઇએ કે જેથી વિશ્વવશાલામા આત્માની પૂર્ણ ઉન્નતિ કરવામાં નૈસર્ગિક રીત્યા અન્ય પરોપકારી દેવી મહાત્માઓના ઉપગ્રહની પોતાને સહાય્ય મળી શકે અને તેથી આત્માની જ્ઞાનાદિક ગુણવડે પરિપૂર્ણ પ્રગતિ કરી શકાય. परस्परोपग्रहदृष्टि અને તેવી પ્રવૃત્તિ વિના ખાસ યાદ

રાખવું કે અન્ય મહાત્માઓની પોતાને સહાય મળવાની નથી અને તેઓના ઉપગ્રહ વિના ઉચ્ચ પદ મળી શકવાનું નથી; માટે કર્મયોગના સંબંધે ઉપર્યુક્ત પરસ્પરોપગ્રહનો નૈસર્ગિક ભાવ જે દર્શાવ્યો છે તે સમ્યગ્ અવબોધીને વિશ્વશાલામાં આત્માની પ્રગતિ કરવા પ્રત્યેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઈએ.

અવતરણ.—કર્તવ્યકર્મ પરોપકાર સંબંધી વિશેષતઃ વિવેચન કરવવામા આવે છે.

શ્લોકઃ

परस्परोपकारेण, जीवा जीवान्ति भूतले ।
अतः परोपकारेषु, यतितव्यं स्वशक्तितः ॥ ६९ ॥
परोपकारकर्माणि, कर्तव्यानि स्वयोगतः ।
निष्कामवृत्तितो नित्यं, लोकैर्धर्मार्थकाङ्क्षिभिः ॥ ७० ॥
जगज्जीवोपकाराय, भावना यस्य वर्तते ।
परोपकारिणा तेन, सदा सेव्य उपग्रहः ॥ ७१ ॥

વિવેચનઃ—પરસ્પરોપકારવડે જીવો ભૂતલમાં જીવે છે અતએવ પરોપકારોમાં સ્વશક્તિથી પ્રયત્ન કરવો જોઈએ. ધર્માર્થકાંક્ષિ લોકોએ નિષ્કામવૃત્તિથી પરોપકાર કાર્યો સ્વયોગથી કરવાં જોઈએ. જેની હૃદયભાવના જગજ્જીવોપકાર માટે વર્તે છે તેવા પરોપકારીવડે સદા ઉપગ્રહ સેવવા યોગ્ય અસ્મત્ક્મા શ્લોકમા परस्परोपग्रहोजीवानाम् એ સૂત્ર ભાવતાર જીવોને પરસ્પર ઉપકાર હોય છે એમ નિવેદ્યા પશ્ચાત્ પરોપકાર કરવો જોઈએ એમ કર્તવ્યકર્મનું ઉદ્દેશપૂર્વક વિધાન કરવામાં આવે છે. પરસ્પરોપકારવડે વિશ્વમાં જીવો જીવી શકે છે. અતએવ સ્વશક્તિથી પરોપકારોમાં પ્રવૃત્તિ કરવી જોઈએ. પરસ્પરોપકાર એ સ્વપરનું દ્રવ્ય અને ભાવથી વ્યવહાર અને નિશ્ચયત. જીવનસૂત્ર છે એ સૂત્ર પ્રમાણે વર્તવામાં જેટલો પ્રમાદ તેટલી આત્મહાનિ અવબોધવી. પરસ્પર જીવોને ઉપગ્રહ છે એટલું તો નહિ પરન્તુ પરસ્પરોપકારવડેજ જીવો વિશ્વમાં જીવી શકે છે તે વિના કોઈપણ શ્વાસોચ્છ્વાસ લેવ ને શક્તિમાન્ નથી. શ્વાસોચ્છ્વાસદ્વારા વાયુનું ગ્રહણ કરીને શ્વાસોચ્છ્વાસ લઈ જીવાય છે તેમા યદિ વાયુનું ગ્રહણ ન કરવામાં આવે તો જીવી શકાય નહિ વાયુના જીવોનો આત્મભોગ ગ્રહણ કરી અન્ય જીવો જીવી શકે છે તેમ વાયુનો ઉપકાર છે વાયુના જીવો સમજી ન શકત

હોય તથાપિ પરોપકાર તે કરે છે એમ મનુષ્યો તો અવબોધી શકે છે. પરસ્પરોપકારના જ્ઞાનવિના પૃથ્વીકાય-અપ્કાય-તેજસ્કાય-વાયુકાય-વનસ્પતિકાય અને ત્રસકાય એ છ પ્રકારના જીવોને પરસ્પરોપકારની આપલે થયા કરે છે. અતએવ પરોપકારોમા યથાશક્ત્યા પ્રયત્ન કરવો જોઇએ. નદી-વૃક્ષ-સન્ત વગેરે પરોપકારને માટે વિશ્વમાં વખણાય છે. પરોપકાર કર્યો કદાપિ નિષ્ફલ જતો નથી. અન્યના પરોપકાર ગ્રહણ કરી સામા પરોપકારો ન કરવા-એ મૂઢ કંજુસ રાક્ષસ લોકોનુ લક્ષણ છે. પોતાની પાસે જે કંઇ છે તે અન્યો પાસેથી મેળવ્યું છે. તેમાં અન્યોના ઉપકારોજ કારણીભૂત છે. આ સંબંધી કોઇ એમ કહે કે ધન અને સત્તાવડે જે કંઇ મળ્યું છે તે પુણ્ય અને ઉદ્યમથી મળ્યું છે, તેમા અન્યોના ઉપકારો કેવી રીતે ઘટી શકે ? તેના પ્રત્યુત્તરમા કહેવાનુ કે સત્તા ધન વગેરેની પ્રાપ્તિમા અન્ય જીવોની જે સહાયો મળી છે તે પરોપકારો જ છે. તેમજ પૂર્વભવમા જે પુણ્ય કરવામા આવ્યું તેમાં પણ ગુરુ, મનુષ્યો વગેરેના પરોપકારો થએલા છે; તેથી વિશ્વવર્તિજીવોના પરોપકાર ગ્રહીને લક્ષ્મી અને સત્તાધારક થવાયું છે માટે ઉપકારો પાછા વાળવાને ઔપકારિક કાર્યો કરવાં જ જોઇએ. એ કંઈ પોતાની ફરજ કરતા વિશેષ કરાતું નથી કે જેથી અહંમમત્વ વૃત્તિયોને સેવવાની જરૂર પડે. શ્રી તીર્થંકર સમાન આ વિશ્વમાં અન્ય કોઈ તીર્થંકરનામકર્મરૂપ પુણ્યદલિકને ગ્રહણ કરનાર નથી. તીર્થંકરનામકર્મ ગ્રહણ કર્યા પશ્ચાત્ જ્યારે તેઓ તીર્થંકર થાય છે ત્યારે તેઓ સમવસરણમાં બેસીને તીર્થંકરનામકર્મનું દેવું જગત્ને આપવા માટે વસ્તુત તીર્થંકરનામકર્મ તદ્દ્વારા નિર્જરાવવા માટે પાંત્રીશ ગુણયુક્ત દેશના દે છે અને તીર્થંકરનામકર્મની ફરજ અદા કરીને વિશ્વોપકાર કરી વિશ્વમાથી મુક્ત થાય છે તેઓ પણ તીર્થંકરનામકર્મની ફરજ બજાવે છે તો અન્ય મનુષ્યો જગત્ના ઉપકારો ગ્રહણ કરીને મોટા બનેલા હોય તેઓ પણ સ્વફરજ બજાવે ત્યારે જગત્ના ઉપકારોમાંથી મુક્ત થાય એમા કંઈ કહેવાનું રહેતું નથી. જે જે પુણ્યકર્મો કર્યાં હોય છે તેમાં અન્યોની સહાયની જરૂર રહે છે અને અન્યોની સહાય તેજ ઉપગ્રહ અવબોધવો. આ પ્રમાણે ઉપગ્રહની વિશ્વમા વ્યવસ્થા હોવાથી ઉપગ્રહ કરવાની ફરજ દૃષ્ટિએ આવશ્યકતા અવબોધાય છે. परोपकाराय सतां विभूतयः સત્પુરૂષોની વિભૂતિયો ખરેખર પરોપકારને માટે હોય છે. अष्टादशपुराणानां व्यासस्य वचनद्वयं, पुण्यं परोपकाराय पापाय परपीडनम् ॥ અનેક આગમો શાસ્ત્રો પરોપકાર કરવાને માટે ઉપદેશ કરે છે. પરોપકારથી પુણ્ય થાય છે અને અધિકાર પ્રમાણે પરોપકારકર્મ કરીને સ્વફરજ અદા કરવાથી આત્માની શુદ્ધતા તથા ઉચ્ચતા થાય છે, અતએવ પ્રત્યેક મનુષ્યે યથાશક્તિ પરોપકારના કૃત્યો કરવાં જોઇએ. પરોપકારનું જીવન તેજ ખરૂં જીવન છે પરોપકારને માટે પૂર્વમુનિયોએ-ઋષિયોએ આત્માર્પણ કરવામા કોઇ જાતની બાકી રાખી નહોતી. હે મનુષ્ય ! જો તેં મનુષ્યભવ પામીને પરોપકારનાં કૃત્યોમાં લક્ષ ન દીધુ તો તું સમ્યક્ત્વ જ્ઞાનચારિત્રાદિ ગુણ પ્રાપ્ત કરી શકવાનો નથી.

પરોપકારના જે જે વિચારો અને જે જે આચારો આચરવાના હોય તેમાં સ્વાધિકારે પ્રવૃત્ત થવાથી આ વિશ્વશાલામા આત્મોન્નતિસાધક મહાપુરૂષ બની શકાય છે. આ વિશ્વમા મન-વચન-કાયાવડે પરોપકારનાં કૃત્યો કરી શકાય છે. લક્ષ્મી અન્ન વસ્ત્ર પાત્ર જલ ઔષધાદિવડે પરોપકારના કાર્યો કરી શકાય છે. વિદ્યાપાઠનાદિવડે પરોપકારનાં કાર્યો યથાશકિત કરી શકાય છે. દયાદાનવડે પરોપકારના કાર્યો કરી શકાય છે. સ્વાધિકારે પોતાની પાસે જે જે શકિતયો હોય તેઓને અન્ય જીવોના કલ્યાણાર્થે વાપરી પરોપકાર કરી શકાય છે આ વિશ્વમાં જેટલા જીવો ખરેખર અરિહંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સાધુ થએલા છે તેનુ મૂળ કારણ પરોપકાર અવબોધાય છે. પરોપકારગુણ વિના સમ્યકત્વાદિ મહાગુણોની પ્રાપ્તિ થઇ શકતી નથી. પરોપકારથી આત્માની પ્રગતિના માર્ગે તુરત પ્રવૃત્તિ થઇ શકે છે અને તેથી સદ્ગુરુ-દેવની પ્રાપ્તિનો માર્ગ ખુલ્લો થાય છે. જે મનુષ્યો પ્રભુની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે તે મનુષ્યો પ્રથમ પરોપકારકાર્યોની પ્રવૃત્તિ કરે છે તેથી તેમનો આત્મા ખરેખર સત્પુરૂષોના ધર્મબોધમાટે પૂર્ણ યોગ્ય થાય છે અને પશ્ચાત્ ધર્મબોધની પ્રાપ્તિ થતાં વિદ્યુત્-વેગે આત્મોન્નતિ થાય છે પોતાની પાસે કરોડો લાખો રૂપૈયા ભેગા કરેલા હોય છે અને જેઓ પરોપકારના કાર્યોમા લક્ષ્મી વાપરવાને આંચકો ખાય છે, તેઓની પાસેથી કુદરત પરભવમા લક્ષ્મી પડાવી લે છે અને તેઓની અન્યભવમા અપક્રાન્તિ થાય છે અતએવ ઉપકારાદિકર્મો કરવામા મનુષ્યે આ ભવમા કદાપિ પરાઙ્મુખ ન થવું જોઇએ. આ વિશ્વમાં કોઇને મહાન્ ગણવામા આવે તો પ્રથમ પરોપકારીને મહાન્ ગણવામા આવી શકે છે. શ્રી તીર્થંકર મહારાજાએ સમવસરણમા બેસી દેશના દીધી તેથી તેઓને नमो अरिहंताणं એ પદદ્વારા પ્રથમ નમસ્કાર કરવામા આવે છે અને પશ્ચાત્ नमो सिद्धाणं એ પદદ્વારા સિદ્ધોને નમસ્કાર કરવામા આવે છે. આચાર્ય, ઉપાધ્યાય, સાધુઓ અને ધર્મગુરુઓને પરોપકારથી નમસ્કાર કરવામા આવે છે. તીર્થંકર મહારાજાઓ સમવસરણમા બેસે છે ત્યારે नमो तित्थस्स થી શ્રુતજ્ઞાન પ્રથમ ગણધર અને સંઘને નમસ્કાર કરે છે. તેનુ મુખ્ય કારણ એ છે કે શ્રુતજ્ઞાન-પ્રથમ ગણધર અને ચતુર્વિધ સંઘથી પરોપકારના કાર્યો થાય છે. પરોપકાર એ વ્યાવહારિક મહાન્ ધર્મ છે. ગૌતમબુદ્ધ પરોપકારને મહાન્ ગુણ કહી કથે છે કે જ્યાંસુધી વિશ્વમા એક પણ પ્રાણી દુઃખી હશે ત્યાંસુધી મારા આત્માને ચેન પડશે નહિ. શ્રી મહાવીર પ્રભુએ છદ્મસ્થાવસ્થામા પણ ચંડકૌશિક સર્પને પ્રતિબોધ આપ્યો હતો તે પરોપકારની ભાવનાને લઈ અવબોધવું જ્યારે તાપસે ગોશાલ ઉપર તેજોલેશ્યા મૂકી ત્યારે શ્રી વીરપ્રભુએ પરોપકારની પ્રબલ શુદ્ધભાવનાવડે શીતલેશ્યા મૂકી ગોશાલાને મરતો બચાવ્યો. શ્રી મહાવીર પ્રભુએ ત્રીશ વર્ષ પર્યન્ત કેવલજ્ઞાન પામીને આર્યાવર્તમાં સર્વત્ર ઉપદેશ દઇ કરોડો મનુષ્યોનો ઉદ્ધાર કર્યો તે મોટામા મોટો પરોપકાર અવબોધવો શ્રી પાર્શ્વપ્રભુએ કમઠ યોગી તપ કરતો હતો તેની તપધુણીમા બળતા કાષ્ઠમાંથી પરોપકારવડે સર્પને [illegible]

બચાવ્યો. તેમણે અનેક વર્ષપર્યન્ત જગત્પર ઉપદેશવડે ઉપકાર કર્યો. ચોવીશ તીર્થંકરોએ આ વિશ્વમા કેવલજ્ઞાન પામી સર્વત્ર વિચરી ભવ્ય મનુષ્યોનો ઉદ્ધાર કરી અનન્તગુણુ ઉપકાર કર્યો છે. પોતાની પાસે જે કંઇ સારું હોય અને તેથી વિશ્વનું શ્રેયઃ થતું હોય તે વિશ્વને સમર્પવા તત્પર થવાથી આત્માની જ્ઞાનાદિક શકિતયોની ન્યૂનતા થતી નથી પરન્તુ તેઓની વૃદ્ધિ થયા કરે છે. પોતાની શકિતયોવડે અન્યોને ઉપકાર કરી શકાય છે તોજ પરોપકારના નિમિત્તે વાસ્તવિક ત્યાગગુણુની પ્રાપ્તિ થવાથી સર્વસંન્યાસની પ્રાપ્તિ થતાં આત્મા ખરેખર મલિનભાવોથી મુકત થઈ શકે છે. આત્માની ઉપાદાન શકિતયો અને નૈમિત્તિક શક્તિયોવડે અન્ય જીવોપર ઉપકાર કરવાથી પ્રગતિક્રમ માર્ગમાં વિદ્યુદ્વેગે ગમન કરી શકાય છે, અને આત્માની સર્વશકિતયોને ખીલવી શકાય છે. શ્રી મહાવીર પ્રભુએ દેહોત્સર્ગ કરતા પૂર્વે ષોડશપ્રહરપર્યન્ત ભવ્ય જીવોને ઉપદેશ આપ્યો અને દુઃખસુખના માર્ગો દર્શાવ્યા એ કંઈ આ વિશ્વ પર સામાન્ય ઉપકાર ગણાય નહિ. પ્રત્યેક મનુષ્યે પોતાની ચારે તરફ ઉપકારનાં વિચારવાતાવરણુને પ્રચારવું જોઇએ અને ચારે બાજુએ ઉપકારની કૃતિયોની વ્યવસ્થા કરવી જોઇએ કે જેથી ગમે તેવી પ્રમાદદશામા પણુ ઉપકાર કરી શકાય અને પોતાની પતિત દશા ન થતા ચારે બાજુઓથી પોતાના આત્માને ઉચ્ચ કરવાને અન્ય મનુષ્યો તૈયાર રહે. આવી સ્થિતિના રહસ્યને સંલક્ષી જ્ઞાનીઓ વિશ્વ જીવોને જણાવે છે કે પરોપકારના કાર્યો કરવાં જોઇએ. જેવી અન્ય મનુષ્યો વગેરેદ્વારા પોતાને વિપત્તિ વગેરે પ્રસંગે સાહાય્ય મળે છે અને તે પ્રસંગ પોતાના આત્માને જેટલો હર્ષ-પ્રમોદ થાય છે તેવી રીતે અન્ય જીવો પર ઉપકારથી અન્ય જીવોને પોતાના માટે ઘણું માન અને શ્રેય વૃત્તિ ઉપજે છે. પ્રથમાભ્યાસીઓ પરોપકાર કૃત્યો કરવામા રાગદ્વેષની વૃત્તિસહ પ્રવૃત્તિ કરે છે, ઉપકારનું પ્રત્યુપકારરૂપ ફલ ઇચ્છે છે અને તેઓ પરમાર્થને પરોપકારને પણુ સ્વાર્થ માટે સેવે છે મધ્યમાભ્યાસી પરોપકારને કરે છે પરન્તુ તેઓ પ્રત્યુપકારની ઇચ્છા રાખે છે; પરન્તુ પરોપકાર જેના ઉપર કરવામા આવે છે તે મનુષ્યોપર વિપરીત સંયોગોમાં અપકાર કરી શકતો નથી ઉત્તમ જ્ઞાની મનુષ્ય રાગદ્વેષ રહિત પણે સ્વાર્થ અને પરોપકારની મર્યાદાની પેલીપાર ગમન કરી નિર્લેપદષ્ટિમાન્ બની પરોપકારના કૃત્યો કરે છે તેથી તે શુભાશુભ પરિણામ વિના પરોપકારાદિ કર્મયોગથી કર્મબંધન પ્રાપ્ત કરી શકયા વિનાં સ્વફરજને બજાવી શકે છે. આત્મજ્ઞાની મહાપુરૂષો આવી દશાએ નિર્બંધ દષ્ટિથી પરોપકારાદિ કાર્યો કરીને વિશ્વમાં મહાન્ કર્મયોગી બને છે. પરોપકારના પરિણામથી અને પરોપકારમા પ્રવૃત્તિથી પુણ્યબંધ થવાની સાથે જે જે દશાઓદ્વારા આત્મા ઉચ્ચ થાય તે તે દશાઓને આત્મા પ્રાપ્ત કરી શકે છે. પરોપકારી મનુષ્યો અશુભ પ્રવૃત્તિયોને શુભ પ્રવૃત્તિયોમાં ફેરવી શકે છે તથા પ્રગતિક્રમાનુસારે તે શુદ્ધ દશામા આવીને પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે. આ વિશ્વમા સામાન્યતઃ પરોપકાર તે વ્યાપક ધર્મ

છે. આ વિશ્વમાં એક દિવસમાં જે જે વસ્તુઓ ગ્રહણ કરવામાં આવે છે તેમાં અન્યોના પરોપકારો ખરેખર સૂક્ષ્મ દૃષ્ટિથી અવબોધાતાં અવબોધાશે. પરોપકાર કરીને કદાપિ તેનો પ્રત્યુપકાર ગ્રહવાની ભાવના ન રાખવી જોઈએ અને તેમજ સામે કોઈ પરોપકાર ન કરે તો પશ્ચાત્તાપ પણ ન કરવો જોઈએ. અન્ય મનુષ્યો પોતાના પ્રતિ સામો પ્રત્યુપકાર કરે વા ન કરે તેની અંશ માત્ર ચિન્તા રાખ્યા વિના પરોપકાર કાર્ય એ સ્વફરજ માનીને કરવો કે જેથી આત્મગુણોનો ત્વરિત વિકાસ કરી શકાય. અન્ય મનુષ્યોને સ્વાર્પણ કરવાની પ્રવૃત્તિએ સ્વાધિકારે પરોપકાર છે. અન્ય જીવો તરફથી અનન્તગણો સ્વાત્માર્થે લાભ મેળવવામાં આવે, દશગુણો સામો બદલો વાળવામા આવે એ પરોપકાર કર્મ ગણી શકાય નહિ–એ તો એક સ્વાર્થદૃષ્ટિએ અન્ય પ્રતારણા કર્મ અવબોધવું. પરોપકારી કાર્યોમાં કદાપિ સ્વાર્થ દૃષ્ટિને અગ્ર કરી પ્રવૃત્તિશીલ થવું નહિ. પરોપકાર કર્મમાં ચેતનજીને પ્રવર્તવાની ફરજ છે પણ તેનું શું પરિણામ–ફલ આવશે તે તેને વિચારવાનો અધિકાર નથી. હે આત્મન્! ત્હારે પરોપકાર કાર્યમાં પ્રવૃત્ત થવું જોઈએ પરોપકાર કર્મમા ઉદ્વેગ–ચિન્તા પશ્ચાત્તાપ–ખેદ–દંપ વગેરે દોષો ન સેવવા જોઈએ. પરોપકાર કરીને જે મનુષ્ય ઉદ્વેગ કરે છે તે પરોપકાર દ્વારા થતી પ્રગતિનો રોધ કરી શકે છે અને મમ્મણ શેઠની પેઠે દાનપ્રવૃત્તિફલમાં કંજુસાઈ આદિ દુર્ગુણોને પ્રાપ્ત કરી અધોગતિ પ્રાપ્ત કરી શકે છે. મમ્મણ શેઠની પેઠે દાનપ્રવૃત્તિ–ફલમાં કંજુસાઈ આદિ દુર્ગુણોને પ્રાપ્ત કરી નરી અધોગતિ પ્રાપ્ત કરી શકે છે. મમ્મણ શેઠે મુનિને મોદક વહોરાવ્યા પશ્ચાત્ પશ્ચાત્તાપ કર્યો હતો તેથી તે આત્માની વાસ્તવિક પ્રગતિ કરી શકયા નહોતા પરોપકાર કાર્યોમા યાચક પ્રવૃત્તિ વા વૃત્તિને કદાપિ ન સેવવી જોઈએ. જગતને જે કંઈ સ્વકીય શક્તિયો હોય તેઓનું અર્પણ કરવું જોઈએ, પણ જગત્ પાસેથી તેનો પ્રતિબદલો ન યાચવો જોઈએ. આવી દશા પ્રાપ્ત કરીને પરોપકાર કર્તવ્યપરાયણતા સેવવામા આવે છે તો પ્રમાદયોગોવડે ભ્રષ્ટ થવાનું નથી અને આત્માની ઉચ્ચતા અને શુદ્ધતાની ત્વરિત પ્રાપ્તિ કરી શકાય છે જે જે પુદ્ગલસ્કંધો કે જે વસ્તુતઃ પુદ્ગલ દ્રવ્ય છે તેને પોતાના માની લઈ તેને ધન સંપત્તિ વગેરે નામથી સંબોધવામાં આવતા હોય તેઓની મમતા–અહંતા દૂર થવાની સાથે પરોપકારમાં તેનો ત્યાગ થાય છે અને તેની સાથે પોતાના આત્માને લાગેલા પાપ પુદ્ગલોનો સંબંધ છૂટે છે તેથી આત્મા નિર્મલ કર્મબંધનરહિત થઈ મુક્ત પરમાત્મા બને છે. ગૃહસ્થાશ્રમ અને ત્યાગાશ્રમને પરસ્પર ઉપકારનો સંબંધ છે. ગૃહસ્થાશ્રમીઓ પર ખરેખર ત્યાગીઓ અનન્તગુણ ઉપકાર કરવાને શક્તિમાન્ થાય છે. આ જગત્ ત્યાગીઓના અનન્તગુણ ઉપકારથી સદા ઋણી રહે છે. શ્રી વીરપ્રભુએ, સુધર્માસ્વામીએ ગૌતમપ્રભુએ, જંબુએ, શંકરાચાર્યે, હરિભદ્રસૂરિએ, હેમચંદ્રાચાર્યે, ઉમાસ્વાતિ વાચકે, સમંતભદ્રે, હીરવિજયસૂરિએ યશોવિજય ઉપાધ્યાયે.

આનન્દઘને આ વિશ્વપર ઉપદેશ દઇ જ્ઞાનનાં પુસ્તકો લખી અનન્તગુણો ઉપકાર કરેલ છે. હિન્દુઓમાં સ્વામી દયાનન્દે વિવેકાનન્દે અને સ્વામી રામતીર્થે ઉપદેશ ગ્રન્થ લખી ઉપકારો કર્યા છે. સર્વ વસ્તુઓ જગત્‌ને અર્પણ કરી ત્યાગી બની જીવતાં સુધી જ્ઞાનવડે ઉપદેશ દેવો સારા કૃત્યો કરવાં અને સદા વિશ્વમાં સર્વ લોકો સુખી રહે એવા વિશ્વને સદ્‌વિચારો અને આચારો જણાવવા તે વિશ્વના ઉપર મહાન્ ઉપકાર જાણવો. જગત્‌નો ઉદ્ધાર ત્યાગીઓવડે થાય છે તેથી ત્યાગીઓના સમાન ખરેખર વિશ્વપર ગૃહસ્થાશ્રમીઓથી ઉપકાર થઇ શકતો નથી. ત્યાગીઓ ગૃહસ્થો પાસેથી અલ્પ ઉપગ્રહ ગ્રહી શકે છે જેનો બદલો ભવિષ્યમાં અનન્તકાલપર્યન્ત કોટી ઉપાયોથી કરોડો ઉપકારો કર્યા છતાં પણ પાછો ન વાળી શકાય એવા અનન્ત ગુણ ઉપકારોને ત્યાગીઓ કરી વિશ્વોદ્ધાર કરે છે; તેથી ત્યાગીઓના ઉપકાર તળે આ વિશ્વ ત્રણ કાળમાં દબાયલું રહે છે. અતએવ ત્યાગીઓની સેવા માટે સદા ગૃહસ્થાશ્રમીઓ ઉદ્યુક્ત રહે તોપણ ત્યાગીઓના ઉપકારનો બદલો વાળી શકે નહિ. ગૃહસ્થાશ્રમીઓની આવશ્યક કર્તવ્યકર્મયોગની ફરજ છે કે તેઓએ ત્યાગીઓની સેવા ભક્તિમાં સર્વ સ્વાર્પણ કરવું. ભક્ત-ત્યાગી મહાત્માઓના હૃદયમાં સત્ય અને પ્રભુનો વાસ છે. **આ વિશ્વમાં સર્વત્ર દ્રવ્ય અને ભાવથી શાંતિ પ્રસરાવનાર ત્યાગી મહાત્માઓ છે. તેઓનો જે પ્રતિપક્ષી બને છે તે પ્રભુનો શત્રુ બને છે.** ભૂતકાલમા ત્યાગીઓના હૃદયમાથી સત્ય પ્રકટ્યું હતું, વર્તમાનમા ત્યાગીઓના હૃદયમાંથી સત્ય પ્રગટે છે અને ભવિષ્યમા ત્યાગી મહાત્માઓના હૃદયમાંથી સત્ય ધર્મનો પ્રકાશ થશે તેની વાસ્તવિક સત્યતાનો ખ્યાલ ખરેખર તીર્થંકરો ગૃહાવાસનો ત્યાગ કરી, ત્યાગી બની, તીર્થની સ્થાપના કરી વિશ્વને જણાવે છે તેથી તેના કરતા વિશેષ પુરાવાની હવે જરૂર રહેતી નથી જ્યારે ત્યાગીઓમાં પ્રમાદનો પ્રવેશ થાય છે ત્યારે કોઇ મહાત્મા જગત્‌મા પ્રકટી નીકળે છે અને તે પ્રમાદનો પરિહાર કરે છે તથા વિશ્વમાં ત્યાગીઓદ્વારા ઉપકારનાં કૃત્યો કરાવવા સમર્થ બને છે. સત્ય ધર્મનો, ત્યાગી તીર્થંકરોદ્વારા ઉદ્ધાર થાય છે. આ વિશ્વમા ત્યાગીઓવડે ધર્મનો પ્રકાશ થાય છે તેથી ત્યાગીઓની ભક્તિ માટે વિશ્વે સદા તત્પર રહેવું જોઇએ. ગૃહસ્થાશ્રમીઓ આ વિશ્વપર અનેક ઉપકારો કરવાને શક્તિમાન્ થાય છે. જગત્‌માં મહાન્ ઉપકારના કાર્યો કરતાં અલ્પદોષો થઇ શકે છે. ઉપકાર વૃત્તિ અને પ્રવૃત્તિ સેવતા હિંસાદિદોષથી સર્વથા મુક્ત થઈ શકાતું નથી. વિશ્વને મહાન્ લાભ થાય-સ્વપરને મહાન્ લાભ થાય અને અન્ય જીવોને સામાન્ય હાનિ થાય, એવાં પરોપકાર કાર્યોને સાપેક્ષ દૃષ્ટિએ સેવવાં જોઇએ. સર્વથા નિરવદ્યદશાએ પરોપકાર કાર્યો કરવાં એ સંયમીવડે સાપેક્ષદૃષ્ટિએ સાધ્ય થઇ શકે છે. અલ્પદોષ અને મહાલાભ દૃષ્ટિએ વિશ્વમા પરોપકારી કાર્યો કરવા જોઇએ શુભાશુભ પરિણામથી જેઓ મુક્ત છે એવા આત્મજ્ઞાનીઓ વિવેકદૃષ્ટિપુરસ્પર પરોપકારિક કાર્યો કરે છે, અને પુણ્ય પાપથી નિર્બન્ધ રહી

પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે છે. શુદ્ધ પરિણામને ધારણ કરી પરોપકારનાં કૃત્યો કરવાની જેના આત્માની દશા થઇ હોય તેવા આત્મજ્ઞાનીઓએ શુદ્ધ પરિણામ ધારણ કરીને નિર્મોહ દૃષ્ટિએ પરોપકારનાં કૃત્યો કરવાં જોઇએ. શુદ્ધ પરિણામી આત્મજ્ઞાનીઓના હૃદયમા દોષપરિણતિ ન હોવાથી દોષના હેતુઓ પણ, નિર્વિષ સર્પની પેઠે, દોષની વૃદ્ધિ માટે, પરોપકારાદિ કાર્યો કરતાં થતા નથી તેથી તેવા આત્મજ્ઞાની મનુષ્યો પરોપકારાદિ સકલ કાર્યો કરવાને અધિકારી બને છે. જેઓ શુદ્ધ પરિણામના અધિકારી થયા નથી અને શુભ પરિણામે જગત્મા પરોપકારાદિ કાર્યો કરવાને અધિકારી છે તેઓએ શુદ્ધ પરિણામ પ્રાપ્તિપ્રતિ સાધ્યબિન્દુ લક્ષીને શુભપરિણામથી પરોપકારાદિકાર્યો કરવાં જોઇએ શુભ પરિણામ પણ પરોપકાર કરતાં સદા ન રહેતા હોય અને અશુભ પરિણામ સેવાતા હોય તોપણ શુભ પરિણામ પ્રાપ્ત કરવાની તીવ્ર વૃત્તિસહિત પરોપકારના કાર્યો કરવા જોઇએ શુભાશુભ પરિણામથી મુક્ત એવી દશામા આવીને આત્મજ્ઞાની મહાકર્મયોગીઓ મન વચન અને કાયાથી પરોપકારનાં કાર્યો કરી શકે છે તેવી દશામા જે મહાકર્મયોગીઓ વિચરે છે તેઓને જગત્નો શુભાશુભ વ્યવહાર નડતો નથી. તેઓ શુભાશુભ વ્યવહારથી નિર્મુક્ત થઇ જેમ તેમને યોગ્ય લાગે એવા માર્ગે અપ્રમત્તયોગીઓ થઇને વિચરે છે અને વિશ્વપર પરોપકારરૂપ મેઘની વૃષ્ટિ કરી જગત્ને આનન્દમય કરી દે છે. જેઓ શુભાશુભ પરિણામથી મુક્ત નથી થયા તેઓ શુભાશુભ વ્યવહારને અનુસરી શુભમાં પ્રવૃત્તિ કરે છે અને અશુભથી નિવૃત્તિ થઇ પરોપકાર કૃત્યોને કરે છે એવો તેમનો અધિકાર હોવાથી તેઓએ તે પ્રમાણે પ્રવર્તવું જોઇએ. રાજા, ધર્માચાર્ય, યોગી, સન્ત, સાધુ, ગુરુ, માતપિતા, વૈદ્ય, વગેરે આ વિશ્વમા વિશેષતઃ ઉપકારક છે માટે તેઓની રક્ષા કરવામા અલ્પહાનિ થાય–અલ્પદોષ થાય તોપણ તેઓની સેવાભક્તિ અને રક્ષા કરવી જોઇએ. મહોપકારોની પ્રવૃત્તિયો સાથે અલ્પદોષોની પ્રવૃત્તિયો થયા કરે છે તેથી કંઇ પરોપકાર પ્રવૃત્તિની સ્વફરજથી પરાઙ્મુખ ન થવું જોઇએ. એક શેઠ નદીના કાંઠે બેસી રહ્યા હતા એવામા અન્ય શેઠનો પુત્ર નદીના પ્રવાહમા તણાવા લાગ્યો ત્યારે તેણે નદીના કાંઠે ઉપવિષ્ટ શ્રેષ્ઠીને બચાવવા માટે બૂમ મારી; પરન્તુ તે શેઠ વિચારવા લાગ્યો કે–શેઠનો પુત્ર નદીની બહાર કાઢતા તે પરણશે અને મૈથુન કરી નવ લાખ જીવોને મારશે તથા ષટ્કાયની હિંસા કરશે અતએવ તેને બચાવવામા કોઇ જાતનો ફાયદો નથી, ઉલટું ભવિષ્યમાં જે હિંસાદિ પાપો કરશે તેનું મને પાપ લાગશે–આવો વિચાર કરી તેણે શેઠના પુત્રને નદીમા તણાવા દીધો પરન્તુ તેને નદીની બહાર કાઢ્યો નહિ નદીના તીરપર ઉપવિષ્ટ શેઠ સ્વગુરુ પાસે ગયો અને શેઠના પુત્રને નદીના પ્રવાહમાં તણાતાં છતાં ન કાઢવાનો વિવેક દર્શાવ્યો. ગુરુએ તેના કુવિવેકની અવગણના કરીને કહ્યું કે–અરે મૂર્ખ ! તું દોષ વા ધર્મમા હજી કંઇ સમજતો નથી. સર્વ જીવોમા મનુષ્ય શ્રેષ્ઠ છે તેની રક્ષા કરવામા અન્ય જીવોને હાનિ થતી હોય તોપણ હૃદયમાં હાનિ કરવાને. [illegible]

ન હોવાથી હિંસાદિ દોષનું કર્મ લાગતું નથી અને મહાન્ પુણ્ય તથા નિર્જરા થાય છે. મહાપુણ્ય તથા નિર્જરાકારક પરોપકારાદિ કૃત્ય કરતાં મહત્કર્માંશ ભાગ ઓછા થાય તોપણ તેવાં પરોપકારી કાર્યો કરવાં જોઇએ. મનુષ્યના અવતારની મનુષ્ય જીવોને જે પરોપકારાદિ કાર્યો કરી શકે છે તે અન્ય પ્રાણીઓ કરવાને શક્તિમાન્ નથી. આત્મજ્ઞાનિ-મનુષ્યોને સર્વ જીવો પર સ્વાત્મવત્ સમાનભાવ છે તોપણ તેઓના પરોપકારાદિ કાર્યોમાં તેઓ વિવેકદૃષ્ટિને પ્રધાન આપી પરોપકાર કૃત્યમાં પ્રવૃત્તિ કરે છે. મૂઢદૃષ્ટિ જીવો પરોપ-કારપ્રવૃત્તિ કરવા પ્રયત્નશીલ થાય છે તેઓ પુણ્યને બદલે પાપની પ્રાપ્તિ કરી શકે છે. રોગી સાધુઓને ઔષધપ્રયોગથી આરામ કરવામાં આવે છે, તો અનન્તગુણ પુણ્યબંધ થાય છે અને અનન્તગુણ કર્મની નિર્જરા થાય છે-એવો એક વણિક ગુરુ પાસે ઉપદેશ શ્રવણ કર્યો અને ગુરુપાસે પ્રતિજ્ઞા કરી કે મારા ગામમાં માંદા પડેલા સાધુઓની દવા કરીને મારે જમવું; અન્યથા જમવું નહિ. કેટલાક માસપર્યન્ત તો માંદા સાધુઓની દવા કરીને જમવા લાગ્યો. એક દિવસ તે ગામમા કોઇ રોગી સાધુ હતો નહિ તેથી તે મૂઢતાથી પ્રતિજ્ઞાભંગની શંકાએ શંકિત થયો અને પ્રભુને બે હાથ જોડી વિનવવા લાગ્યો કે-હે પ્રભો ! આજ મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય છે માટે ગામમા રહેલા એક સાધુને ઝટ રોગી બનાવ કે જેથી તેની દવા કરીને હું જમું. આ પ્રમાણે ઉચ્ચ સ્વરે તે પ્રભુને વિજ્ઞપ્તિ કરતો હતો તત્સમયે તેના ગુરુજી આવ્યા અને કથવા લાગ્યા કે-હે ભદ્ર ! તું સાધુઓને રોગી બનાવવાની ભાવનાવડે પાપ બાંધે છે. ત્હને એવી પ્રતિજ્ઞા આપી છે કે રોગી સાધુ હોય તો તેની દવા કરીને ખાવું; પરંતુ કોઇ રોગી ન હોય તો ન ખાવું એવી પ્રતિજ્ઞા આપી નથી; માટે સાધુઓને રોગી કરવાની પ્રભુને પ્રાર્થના કરી ઉલટું પાપ બાંધે છે. કોઇ સાધુ રોગી નથી તેથી ત્હારે પ્રમુદિત બનીને જમી લેવું જોઇએ. આ પ્રમાણે તેના સદ્‌ગુરુએ બોધ આપીને મૂઢવણિકની મૂઢતા દૂર કરી. પ્રસંગોપાત્તકથિત આ કથા પરથી સાર એ લેવાનો છે કે મૂઢદૃષ્ટિએ પરોપકાર કરતાં પાપ થાય એવી રીતે પરોપકાર ન કરવો જોઇએ. એકેન્દ્રિય જીવો કરતા દ્વીન્દ્રિય અને દ્વીન્દ્રિય કરતાં ત્રીન્દ્રિય અને ત્રીન્દ્રિય કરતાં ચતુરિન્દ્રિય અને ચતુરિન્દ્રિય કરતા પચેન્દ્રિય જીવોપર પરોપકાર કરતાં અનન્તગુણ પુણ્યાદિફલ પ્રાપ્ત થાય છે. પશુપંખીઓ કરતાં મનુષ્યોપર ઉપકાર કરતાં અનન્તગુણું ફલ પોતાને તથા વિશ્વસમાજને થાય છે. અનાર્યો કરતા આર્યોપર ઉપકાર કરતાં અનન્તગુણ વિશેષ ફલ થાય છે. આર્યોમા અજ્ઞાનીઓ કરતાં ઉત્તમ સાત્વિકગુણી જ્ઞાનીઓને ઉપકાર કરતા અનન્તગુણ વિશેષફલ થાય છે. ગૃહસ્થાશ્રમી આર્યજ્ઞાનીઓ કરતાં ત્યાગી કર્મયોગી જ્ઞાનીઓપર ઉપકાર કરતાં અનન્તગુણ વિશેષ ફલ ખરેખર પોતાને તથા સમાજ અને વિશ્વને થાય છે. દેશનો ધર્મનો ઉદ્ધાર કરનાર જ્ઞાની મનુષ્ય સદા સંરક્ષ્ય છે. અતએવ દેશોદ્ધારક, ધર્મોદ્ધારક જ્ઞાનીમહાત્માઓ પર ઉપકાર કરતાં અનેક જીવોના ભોગ આપવા

પડે અને હિંસાદિ દોષ લાગે તોપણ અનંતગુણ ફલ થાય છે. જ્ઞાન-વિદ્યાકેળવણીદ્વારા વિશ્વપર પરોપકાર કરતા અનન્તગુણ ફલ થાય છે. જે જે મહાપુરુષો, મહાત્માઓ આ વિશ્વપર દ્રવ્ય અને ભાવથી વિશેષ ઉપકાર કરનારા હોય છે તેઓની તે પ્રમાણે ભક્તિસંરક્ષા કરવામાં અલ્પદોષ અને અનન્તગુણ ફલ વિશેષ થાય છે. સર્વ જીવો એક કુટુંબસમાન છે તોપણ ઉપકારકર્તૃત્વની દૃષ્ટિએ તેઓનું તે દૃષ્ટિના વિવેકે મહત્ત્વ સંલક્ષી ઉપર પ્રમાણે કથન કર્યું છે, અન્યથા લઘુ અગર મહાજીવપર શુભાશુભપરિણામ દૃષ્ટિએ પરોપકાર કરતા શુભાશુભફલ થાય છે-તેથી અનેક દૃષ્ટિયોની સાપેક્ષાએ ઉપરનો વિવેક ધ્યાનમા રાખી અનેકાન્તદૃષ્ટિએ ઉત્સર્ગ અને અપવાદથી પ્રવૃત્તિ કરવી. જે જે પ્રસંગે સ્વાધિકારે દ્રવ્યક્ષેત્રકાલભાવથી જે જે જીવોપર જે જે ઉપકાર કરવો યોગ્ય હોય તે તે પ્રસંગે તે તે ઉપકાર કરવાથી ફલની પ્રાપ્તિ થાય છે. આપત્તિકાલે આપત્તિના પ્રસંગોને લક્ષ્યમા રાખી ઉપકાર કરવો ઘટે છે અને ઉત્સર્ગકાલે ઉત્સર્ગના પ્રસંગોને ધ્યાનમા લઇ ઉપકાર કરવો ઘટે છે. જેનાથી જે કાલે સ્વશક્ત્યનુસારે શુભપરિણામે અને શુદ્ધપરિણામે ઉપકાર થાય છે તેને તે કાલે વિશેષફલની સ્વફરજ અદા કરવાની સિદ્ધિ થાય છે. જે પ્રસંગે જે જીવને જે યોગ્ય ઉપકાર કરવાનો હોય તે પ્રસંગે તે જીવને તેવા પ્રકારનો ઉપકાર કરવાની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. ભૂખ્યા મનુષ્યને અન્નની જરૂર હોય છે તે પ્રસંગે વસ્ત્ર આપીને ઉપકાર કરવો તે અયોગ્ય છે, પરન્તુ તેને ખાવાની વ્યવસ્થા કરી આપવાની જરૂર છે. દેશ, સમાજ, સંઘ, ધર્મ અને જાતિપર જે જે કાલે જે જે ઉપકારો કરવાની આવશ્યકતા હોય તે તે કાલે તે તે ઉપકારો કરવા જોઇએ. આર્યાવર્તમા બાવાઓ, સાધુઓ લાખોની સંખ્યામાં ફરે છે તેઓને જ્ઞાની બનાવવાને અનેક જ્ઞાનશાલાઓની વ્યવસ્થા કરવામા આવે તો તે વિશેષ ઉપયોગી ઉપકારી કાર્ય ગણાય. તેઓની પ્રગતિનો પ્રભાવ ખરેખર સંપૂર્ણ વિશ્વની પ્રગતિ કરવામા સાહાય્યકારી છે માટે ત્યાગી બાવા સાધુઓની પાઠશાલાઓ કરવાથી અને તેઓને ભણાવવામા સર્વ પ્રકારની સાહાય્ય આપવાથી દેશપર મહાન્ ઉપકાર કરી શકાય છે. ત્યાગીઓ અને સાધુઓની ઉન્નતિની સાથે દેશોન્નતિ અને ધર્મોન્નતિ તુરત થઇ શકે છે આ વિશ્વમા સર્વ જીવોને ઉપકાર થાય એવાં કૃત્યો કરવા જોઇએ રજોગુણી અને તમોગુણી મનુષ્યો કરતાં સત્ત્વગુણી મનુષ્યોપર વિશેષતઃ આત્મસ્વાર્પણ કરી ઉપકાર કરવા તત્પર થવું જોઇએ કારણકે સત્ત્વગુણી મનુષ્યોથી દેશમા વિશ્વમા શાન્તિ પ્રસરી શકે છે અને તેઓ વિશ્વજીવોને અનેક દુઃખોમાથી મુક્ત કરી તેઓને શાન્તિ આપવા સમર્થ થાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોએ સ્વસ્વાધિકાર પ્રમાણે યથાશક્તિ વ્યવહાર અને નિશ્ચયથી મન, વચન અને કાયાએ વિશ્વવર્તિ જીવોપર જ્ઞાન, દર્શન, ચારિત્ર ગુણોની પ્રાપ્તિ થાય અને મન, વાણી, કાયા અને આત્મશક્તિયોના વિકાસો થાય એવી રીતે ઉપકારો કરવા જોઇએ.

તત્પર થવું જોઇએ. સંવર અને નિર્જરાની આરાધના કરનાર મહાજ્ઞાની યોગીઓની, મુનિવરોની સેવા માટે વિશ્વવર્તિ સકલજીવોએ તત્પર રહેવું જોઇએ. શ્રીતીર્થંકર મહારાજા સમવસરણમાં બેસી દેશના દેઇ મનુષ્યો વગેરેનો ઉદ્ધાર કરે છે તેથી તેઓ મહાદેવ-ત્રિભુવનપતિ-મહામાહન વગેરે વિશેષણોથી સ્તવાય છે. આ વિશ્વમા પરસ્પરપ્રવર્તિત ઉપકારસૂત્રનો જે ઉચ્છેદ કરવા તત્પર થાય છે તે આ વિશ્વશાલામાં અપક્રાન્તિના નિયમાનુસારે સ્વજાતિનો અધ:પાત કરે છે. પરસ્પર ઉપકાર કરવાની પ્રવૃત્તિને માન આપીને પ્રવર્ત્યા વિના વિશ્વોપગ્રહમાંથી મુક્ત થઈ શકાય તેમ નથી. સંપૂર્ણ વિશ્વ-વસ્તુઓનો સંચય કરીને તેનો રખવાળ બનવાથી માનવને કોઇ જાતનો લાભ નથી. અહંમમત્વના પડદાઓને છેદીને જો આ વિશ્વને દેખવામાં આવે તો આ વિશ્વ એક કુટુંબ સમાન ભાસે અને પોતાની સર્વશકિતયોનું વિશ્વને સમર્પણ કરી શકાય. જેવું વિશ્વમાંથી લેવા પ્રવૃત્તિ કરવામા આવે છે તેવી વિશ્વને પાછું દેવાની વૃત્તિ અને પ્રવૃત્તિ કરવી એ સ્વફરજ છે, તેનાથી વિશેષ મનુષ્ય કરી શકતો નથી. અતએવ તેણે વિશ્વની સાથે સત્તાધિકારી છતાં અને ધનપતિ છતા સમાનભાવથી વર્તવું જોઇએ. વિશ્વના જીવોને પોતાના કરતાં નીચે અને પોતાની કૃપાવડે જીવી શકે છે એવું મનમાં ધારીને કદાપિ કોઈ ઉપગ્રહ પ્રવૃત્તિને સેવે તો તે યોગ્ય ગણી શકાશે નહિ. સર્વ જીવો પોતાપોતાની ફરજે મોટા છે. આપણે તેઓને શા માટે હલકા ગણવા જોઇએ ? આપણે જેમ અન્યોના ઉપકારો ગ્રહણ કરીને જીવતા હોઈએ છીએ તેમ અન્ય જીવો આપણા ઉપ-ગ્રહોને ગ્રહી જીવી શકે છે; તેથી તેઓને હલકા ગણવાનો પરોપગ્રહદૃષ્ટિએ અધિકાર નથી. પરસ્પર એકબીજાની ફરજરૂપ ધર્મ અદા કરવાને આ વિશ્વશાલામાં સર્વ જીવોનો અધિ-કાર છે તેમાં સદા પ્રવૃત્તિ કરવી જોઇએ. આ વિશ્વશાલામાં પરોપકાર કરવો એજ પ્રભુને પ્રાપ્ત કરવાનો અને સ્વોન્નતિ કરવાનો ઉપાય છે, તે વિના કદાપિ આત્મગુણો ખીલવાના નથી. જે મનુષ્યો પરોપકાર કરે છે તે પ્રભુના માર્ગને પ્રાપ્ત કરે છે અને દુર્ગુણોને ત્યાગ કરીને સદ્ગુણોને ગ્રહણ કરી શકે છે. ભેદભાવની વૃત્તિનો ત્યાગ કરીને પરસ્પરોપગ્રહ કરવાની વૃત્તિને આદર અને આ વિશ્વવર્તિ દુ:ખી જીવોપ્રતિ દૃષ્ટિ દઇ તેઓનાં દુ:ખ ટાળવાને તેઓના આત્માની સાથે પોતાના આત્માની એકતા કર કે જેથી તેઓના દુ:ખનો હર્તા બની શકે. પરોપકારને જે ધર્મ ન માનતો હોય તેવા રાક્ષસને આ વિશ્વમા જીવવાનો હક્ક નથી. દવા-શાળાઓ, પાઠશાળાઓ, બોર્ડીંગો, આશ્રમો, ગુરુકુલો, રાજ્યકાયદાઓ, સદાચારો, પ્રપાઓ, પાંજરાપોળો, અનાથાલયો, બહેરા મુંગાની શાળાઓ, સાધુઓને ઉતરવાનાં સ્થળો, ભાષણ-શાળાઓ, ઉપાશ્રયો વગેરે સર્વે ઉપકાર કરવાના સ્થાનકો છે ઉપકાર કરવાનાં જે જે સાધનો હોય તેઓને સાર્વજનિક દૃષ્ટિએ સર્વ જીવોને યથાયોગ્ય લાભ મળે તેવી રીતે પ્રવૃત્તિ કરવી જોઇએ અને સર્વ જીવોના હૃદય શાન્ત કરવા અનેક ઉપકારોની પ્રવૃત્તિમા તત્પર થવું

જોઈએ. બુદ્ધદેવ કહે છે કે " સંસારમાં યાવત્ શાન્તિ ન હોય તાવત્ મારા હૃદયમાં દુઃખ થયા કરશે " મહાત્મા ઈસુ ક્રાઇસ્ટ કહે છે કે " જો અન્ય કોઈ ત્હને તમાચો મારે તો તું ધૈર્ય ધર અને તેના સામો ત્હારો બીજો ગાલ કર." સમ્રાટ એડવર્ડ કહે છે કે " આ સંસારમાં હું શાન્તિ ચાહું છું." મહાત્મા વિલિયમ ટામસ સ્ટેડ કહે છે કે " ભગવન્! કમથી કમ એક ભાઇની તલવાર બીજા ભાઇના ગળા ઉપર ના ચાલે, વિશ્વમાં શાન્તિ વર્તે, નિર્બલો પર અત્યાચાર ન થાય એવું હું ચાહું છું." એ મોટા પુરૂષોના હૃદયમાં ઉપકારની વૃત્તિ છે તેથી ઉપર્યુક્ત શબ્દો તેમના હૃદયમાંથી નીકળે છે. રૂશિયામાં મહાત્મા ટોલ્સ્ટોય જ્યારે વગડામાં મરણપથારીએ સૂતો ત્યારે તેની પાસે હજારો મનુષ્યો આવી બેસવા લાગ્યા તેઓને સંબોધીને મહાત્મા ટોલ્સ્ટોય કહેવા લાગ્યો કે " અરે મારા આત્માઓ! તમે મારી પાસે કેમ બેસી રહ્યા છો ? તમારી એક પળ પણ નકામી ગુમાવ્યા વિના ગરીબોપર ઉપકાર કરવા પ્રવૃત્તિ કરો તમારી સાહાય્યને માટે વિશ્વજીવો વાટ જોઇ રહ્યા છે તેઓને માટે તમે ઉઠો અને તેઓના દુઃખ દૂર કરી તેઓને શાન્તિ આપો કે જેથી મને મરતાં શાંતિ મળે." મહાત્મા ટોલ્સ્ટોયના હૃદયમાંથી પરોપકારવૃત્તિથી ઉપર્યુક્ત શબ્દો નીકળે છે તેથી તેની મહત્તાનો વિશ્વને બહુ ખ્યાલ આવે છે. પરોપકાર કરવામાં જે મનુષ્ય સમજતો ન હોય તે મનુષ્ય ધર્મમાં કંઇ સમજતો નથી. મહાત્માઓએ-ઋષિયોએ હાડકાં રુધિર વગેરેનું પરમાર્થે અર્પણ કર્યું છે તેથી તેઓના દૃષ્ટાંતોવડે મનુષ્યોને પ્રબોધી શકાય છે પશુઓ અને પંખીઓ ઉપકાર કરે છે. વનસ્પતિ પણ અન્યોના ઉપર ઉપકાર કરે છે. મનુષ્ય જો અન્યોના ઉપર ઉપકાર ન કરે તો તેના જેવો દુષ્ટ આ વિશ્વમાં અન્ય કોઇ ગણાય નહિ. ખાવું પીવું, મોજશોખ મારવા અને સ્વાર્થમાં લયલીન રહેવું એટલું કરવા માત્રથી કંઇ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકાય નહિ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાને માટે ઉપકારપ્રવૃત્તિ મુખ્ય કારણીભૂત છે, માટે મનુષ્ય! અન્ય આલપંપાલનો ત્યાગ કરીને પરમાર્થ કર, ઉપકાર કર, ઉપકારથી તું મહાન્ થઇશ હે મનુષ્ય! વાસ્તવિક ગુણોની પ્રગતિ કરવામાં ઉપકારનું અવલંબન કર. જીવન્મુક્ત મહાત્માઓ કૃતકૃત્ય થયા હોય છે તોપણ તેઓ ઉપકાર માટે જ પ્રવૃત્તિ કરીને પ્રારબ્ધકર્મ ભોગવે છે. ઉચ્ચદશાને પામેલા તેવા મહાત્માઓ પણ જ્યારે ઉપકારની પ્રવૃત્તિ કરે છે, તો હે મનુષ્ય! ત્હારે તો ઉપકારપ્રવૃત્તિ આદરવી જોઇએ, જેમાં હવે કંઇ કથવાનું અવશેષ રહેતું નથી એમ અવબોધ. દેશસેવા, રાજ્યસેવા, ધર્મસેવા, કુટુંબસેવા, માતૃપિતૃસેવા, ગુરુસેવા, સંઘસેવા સમાજસેવા, જ્ઞાનસેવા, દર્શનસેવા, સંયમસેવા, સાર્વજનિક હિતકારક કાર્યસેવા વગેરે સેવાઓના માર્ગોમાં વિવેકથી અનેકધા ઉપકારક કાર્યોને કરી શકાય છે આગમોમાં, ગ્રન્થોમાં ઉપકારક કાર્યોની દિશાઓ પ્રત્યેક વિવેકપુરસ્સર દર્શાવવામાં આવી છે તેથી સમ્યગ્ અવબોધવું કે દુઃખી, ગરીબ, દીન, પશુ પક્ષી જીવો પર ઉપકાર કરીને તેઓને રક્ષો આપી ઉદ્ધારો [illegible] ' વિશ્વનાં [illegible] દોષો [illegible]

અને તેઓનો તિરસ્કાર કરી તમે પોતાને ડાહ્યાડમરા માની લેશો તો વિશ્વશાલામાં અધઃપાત થશે અને પડતા પડતા નીચી યોનિમાં ઉતરી જવાના; માટે અન્ય જીવોના હજારો, કરોડો અપકારો ભૂલીને તેઓના ઉપર ઉપકાર કરો. સર્વ જીવો ઉપર ઉપકારનો જે ધર્મ શિખવતો નથી તે ધર્મનું અમારે કામ નથી અને તે ઉપકારપ્રવૃત્તિવિનાનો ધર્મ વિશ્વમાં જીવતો પણ રહેતો નથી. જે પ્રમાણે આત્મામાં ઉપકાર કરવાની ભાવના પ્રકટતી હોય તે પ્રમાણે પ્રવૃત્તિથી ઉપકાર કરતા જરામાત્ર સંકોચ ન પામવો જોઇએ. મનુષ્ય ! મનમાં અવબોધ કે આયુષ્ય પૂર્ણ થયા પશ્ચાત્ ત્હારી સાથે કંઈપણ આવવાનું નથી: આ વિશ્વશાલામાં ઉપકારનું શિક્ષણ લેવાની પ્રવૃત્તિ કર. પ્રથમ ઉપકાર કરવાનું શિક્ષણ ગ્રહણ કર કે જેથી આત્મોન્નતિકારક કર્તવ્યકર્મોમા પ્રવૃત્તિ કરવાનો તું અધિકારી બની શકે. ધર્માર્થકાંક્ષીમનુષ્યોએ નિષ્કામવૃત્તિથી ઉપકારપ્રવૃત્તિ આચરવી જોઇએ. સં. ૧૯૪૭ ની સાલમાં વિજાપુરમા એક મનુષ્યને ક્ષેત્રમા સર્પ કરડ્યો. તેનું વિષ તેને સર્વ શરીરમાં વ્યાપી ગયું. તેને ઉચકીને ગામમાં લાવવામાં આવ્યો પણ ઉતર્યું નહિ એવામાં દૈવવશાત્ ત્યા એક ફકીર આવ્યો. તેણે તુરત મંત્રથી સર્પનું વિષ ઉતાર્યું અને પશ્ચાત્ તુરત તે તેના માર્ગ પ્રતિ ગમન કરવા લાગ્યો. જે મનુષ્યને સર્પ કરડ્યો હતો તેના કુટુંબીઓએ પેલા ફકીરને માગે તે આપવાને ઘણી આજીજી કરી અને તેની પાછળ દોડી તેને ઉભો રાખી પગે લાગી બે હાથ જોડી ઘણું કહ્યું. ત્યારે પેલા ફકીરે કહ્યું કે-મેં તમારા કુટુંબી મનુષ્ય પર ઉપકાર કર્યો છે તેથી હું તમારૂં કંઈ પણ લેવાનો નથી વિશેષ શું ? તમારા ઘરનું જલ પણ ગ્રહીશ નહિ. મારી નિષ્કામવૃત્તિના બળે સર્પનો મંત્ર ભણતાં સર્પ તુરત ઉતરી જાય છે. અને મને વાસ્તવિક જે ફલ થવાનું હોય છે તે થાય છે માટે મ્હને હવે તમે કંઇ પણ કહેતા નહિ. ધન્ય છે ! એવા ફકીરને. આ દૃષ્ટાન્ત ઉપરથી અવબોધવાનું એ મળે છે કે નિષ્કામવૃત્તિથી ઉપકાર કરવો. ઓઘદૃષ્ટિ આદિ અષ્ટદૃષ્ટિએ ઉપકારનું સ્વરૂપ અવબોધી ઉપકાર કરવો જોઇએ. દ્રવ્યોપકાર, ભાવોપકાર, નિશ્ચયોપકાર, દર્શનોપકાર, જ્ઞાનોપકાર, ચારિત્રોપકાર, વિદ્યોપકાર કરવો, આજીવિકોપકાર, ઓષધોપકાર, અન્નોપકાર, જલોપકાર, ધર્મોપકાર, રક્ષકોપકાર-આદિ અનેક પ્રકારના ઉપકારો છે. રજોગુણોપકાર, તમોગુણોપકાર અને સત્વગુણોપકાર એમ ત્રણ પ્રકારના ઉપકારનું સમ્યક્સ્વરૂપ અવબોધવું. એકેન્દ્રિયથી તે પંચેન્દ્રિયપર્યન્ત જીવો રજોગુણોપકાર તમોગુણોપકાર અને સત્વગુણોપકાર કરી શકે છે. જે જે કાલે ક્ષેત્રે જે જે ઉપકારની આવશ્યકતા હોય છે તેની તે વખતે મુખ્યતા ગણાય છે, અને અન્યોપકારોની ગૌણતા ગણાય છે વિષયભેદે ઉપકારના અસંખ્ય ભેદો પડે છે. નિષ્કામવૃત્તિએ પરોપકાર કરવાની ભાવના ધારણ કરીને ઉપર્યુક્ત સર્વ પ્રકારના ઉપકારોમા સ્વાધિકારે પ્રવૃત્તિ કરવી જોઇએ. સં. ૧૯૫૭ ની સાલમા હિન્દુસ્થાનમા મહાદુષ્કાળ પડ્યો ત્યારે અનેક પરોપકારી મનુષ્યોએ નિષ્કામવૃત્તિથી મનુષ્યોની પર પરોપકારવૃત્તિ આચરી હતી. અમદા-

વાદમાં કવિ-નાટકકંપની કાઢનાર-જૈન શા. ડાહ્યાભાઈ ધોળશાજી હતા. તેમના પિતાજી ધોળશાજી પક્કા જૈન હતા. તેમના હૃદયમાં પ્રતિદિન પરોપકારની ભાવના વધ્યા કરતી હતી. તેઓ દરરોજ વ્યાખ્યાનમાં જતા હતા. તેઓ વ્યાખ્યાન શ્રવણ કરી ઉપાશ્રય બહાર નીકળતા કે તેમની પાછળ અનેક દુ ખી લોકો પડતા અને તેમની આગળ પોતાના દુ:ખની વાત કહેતાં. ધોળશાજી શેઠ સર્વ લોકોની વાત સાંભળતા અને યથાયોગ્ય સર્વને દાન આપતા હતા. તેઓની પ્રમાણિકતા અને પરોપકારવૃત્તિથી અમદાવાદના મોટા ધનવંત શેઠીયાઓ પાસેથી જેટલા રૂપૈયા જોઈએ તેટલા માગી લાવતા. દરેક શ્રેષ્ઠી તેમને માગ્યા પ્રમાણે આપતા અને તે લાવેલા રૂપૈયા તેઓ ગરીબ જૈનો તથા જૈનેતર ગરીબ લોકોને વ્હેંચી દેતા. ઉપાશ્રયે સાધુઓની પોતે જાતે ખબર લેતા, સાધ્વીઓની ભક્તિ કરતા. કોઈના ઉપર ઉપકાર કરવા ચૂકતા નહિ. અમદાવાદના નગરશેઠ મણિભાઈ પ્રેમાભાઈએ છપ્પનના દુષ્કાલ પ્રસંગે પરોપકાર કરવામા બાકી રાખી નથી. તેઓ ગરીબ લોકો પાસે ગાડી લઇ જતા અને તેઓને જાતે તપાસતા અને પશુઓ તથા મનુષ્યોપર ઉપકાર કરતાં કરતા તેમના ઉપર રોગે હુમલો કર્યો તેથી એવા ભલા પરોપકારી નગરશેઠનું મૃત્યુ થયું. અમદાવાદના જૈન ઝવેરી શેઠ લલ્લુભાઈ રાયજીએ પરોપકાર કરવામાં લક્ષ્મીનો સારી રીતે ભોગ આપ્યો છે. અમદાવાદ જૈનશ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડીંગ કાઢવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો છે. લાલશંકર ઉમિયાશંકરે સ્થાપેલા અનાથાશ્રમને તેમણે સારી સાહાય્ય કરી છે. ઓશવાળ જૈનના નામે કોઇ પણ મનુષ્ય તેમની પાસે ખાનગી મદદ લેવા જતો તો તેને તેમની ચઢતી અવસ્થામાં સારી રીતે ખાનગીમાં મદદ આપતા હતા. શેઠ લલ્લુભાઈ રાયજીએ હજારો રૂપૈયા ગુપ્ત રીતે ગરીબ લોકોને આપ્યા છે. ઉત્તમ વર્ણના લોકોને ગુપ્ત રીતે ઘણી સાહાય્ય કરી છે. તેમની ચડતીના પ્રસંગે તેમના ઘર નીચે મનુષ્યોની ઠઠ જામતી હતી. સર્વને તેઓ મદદ આપી વિદાય કરતા હતા. તેમના ઘેર અમો વહોરવા જતા ત્યારે ઘર નીચે જાણે દવાખાનાના દર્દીઓ ભરાયા હોય તેવી રીતે અનેક દુ ખી મનુષ્યો બેઠેલા દેખવામા આવતા હતા. તેમણે પરોપકારનાં જે કાર્યો કરેલા છે તેનો જાતિઅનુભવ છે. શેઠ લલ્લુભાઇ રાયજી હાલ પણ પરોપકારના કાર્યો કર્યા કરે છે. અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઇ હેમાભાઈએ ઘણા પરોપકારના કાર્યો કર્યાં હતાં. શેઠ લાલભાઇ દલપતભાઈની માતાજી ગંગાબેન અનેક પરોપકારના કાર્યો અદ્યપર્યન્ત કરે છે અને ભવિષ્યમાં કરશે. શેઠ મનસુખભાઇ ભગુભાઇએ પરોપકારના કાર્યો કર્યા છે. તેમણે અમદાવાદની પાજરાપોળ સુધારીને પશુઓના દુ ખ દૂર કરવા ધનાદિકની સહાય્ય કરી હતી. સુરતમા રાવબહાદુર હીરાચંદ મોતીચંદ, શેઠ ધર્મચંદ ઉદયચંદ, નગીનદાસ કપૂરચંદ, નેમચંદ મેળાપચંદ અને નગીનદાસ ઝવેરચંદે મનુષ્યો અને પશુઓ ઉપર ઉપકાર કરવા

સારો આત્મભોગ આપ્યો છે. પાટણમાં સં. ૧૯૫૬ ના દુષ્કાલના પ્રસંગમાં એક ગૃહસ્થ શેઠે ગુપ્ત નામથી દુકાન ઉઘાડી હતી અને તે દ્વારા તેણે અનેક મનુષ્યોને નામે લખીને રૂપૈયા આપ્યા હતા તથા દાણા આપ્યા હતા. પશ્ચાત્ તેણે દુકાન બંધ કરી તે વાત પાટણમા જાહેર છે. પાટણમા દુકાન ઉઘાડીને નિષ્કામવૃત્તિથી ગરીબોને ગુપ્તપણે મદદ કરનાર ગૃહસ્થની જેટલી પ્રશંસા કરીએ તેટલી ન્યૂન છે. શેઠ વીરચંદ દીપચંદ અને પ્રેમચંદ રાયચંદે પરોપકારપ્રવૃત્તિમા સારી રીતે ભાગ લીધો હતો. મનુષ્યો અને પશુપંખીઓ ઉપર ઉપકાર કરનાર આ વિશ્વમા અનેક મનુષ્યો વિદ્યમાન છે. હિન્દુસ્થાનના નામદાર શાહેનશાહ સર જ્યોર્જ અને રાણી મેરી પરોપકાર કરવામાં પોતાનું ઘણું જીવન વ્યતીત કરે છે હિન્દુસ્થાનના વૉયસરૉય લૉર્ડ હાર્ડીંજ પરોપકારના કાર્યો કરવામા સારી રીતે આત્મભોગ આપે છે. આ વિશ્વમાં હજી પરોપકારી મનુષ્યો વિદ્યમાન છે તેથી સૂર્ય અને ચંદ્ર નિયમિત ગતિ કરે છે અને સમુદ્ર પોતાની મર્યાદાને મૂકતો નથી. આ વિશ્વમાં લોકોત્તર દૃષ્ટિએ ભાવોપકાર કરનારા અનેક આચાર્યો ઉપાધ્યાયો અને સાધુઓ વિદ્યમાન છે તેથી વિશ્વમા શાંતિસુખની ઝાંખી જણાય છે. આવી રીતે આ વિશ્વશાલામા પરોપકારનું સ્વરૂપ અવબોધીને હે મનુષ્ય તું પરોપકાર કર; પરોપકારની ભાવનાવાળાએ આ વિશ્વમાં ઉપકારકર્મ કરવામા સ્વાધિકારે પ્રવૃત્ત થવું જોઇએ. પરોપકારી મનુષ્યે મન વાણી કાયા અને લક્ષ્મીથી સદા ઉપકાર સેવવા યોગ્ય છે. પરોપકારી મનુષ્યે પરોપકાર કરવાને સ્વકર્તવ્ય સમજી સ્વાધિકારે સેવવો જોઇએ. કર્મયોગીને વિશ્વશાલામાં ઉપગ્રહકર્મમાં પ્રવૃત્ત થઈ આત્મોન્નતિ કરવી એમ ઉપરના શ્લોકોદ્વારા જણાવવામા આવ્યું.

**અવતરણઃ**—વિશ્વશાલામાં પરોપકારકર્મદ્વારા આત્મોન્નતિ દર્શાવ્યા પશ્ચાત્ અવ્યવસ્થિત પૂર્ણ કાર્ય ન કરતાં વ્યવસ્થાપૂર્વક કર્તવ્યકર્મ-અલ્પકાર્ય કરવું એમ હવે દર્શાવવામાં આવે છે.

**શ્લોક.**

**पूर्णं कार्यं न कर्तव्यमस्वच्छमव्यवस्थितम् ॥**
**परितस्तत् प्रकर्तव्यमल्पकर्माऽपि सुन्दरम् ॥ ७२ ॥**

**શબ્દાર્થઃ**—અસ્વચ્છ અવ્યવસ્થિત એવું પૂર્ણ કાર્ય પણ ન કરવું જોઇએ અને વ્યવસ્થાપૂર્વક અલ્પકાર્ય પણ પરિત સુન્દર કરવું જોઇએ.

**વિવેચનઃ**—એક કાર્યને અસ્વચ્છ અને અવ્યવસ્થિતપણે પૂર્ણ કરવા, કરતા તે કાર્ય અલ્પ કરવું અને સ્વચ્છ તથા વ્યવસ્થિત સુન્દર કરવું-એ ઉપર્યુક્ત શ્લોકનો વાસ્તવિક

ભાવાર્થ છે. અલ્પકાર્ય પણ ચાર બાજુએથી સુન્દર કરવું જોઈએ. કર્મયોગી થનારા મનુષ્યે આ બાબત લક્ષ્યમાં લઇને વ્યવસ્થિતપણે સ્વકર્તવ્ય કરવું જોઈએ. સુજ્ઞ મનુષ્યો જે જે કાર્ય પ્રારંભે છે તેને એકદમ અસ્વચ્છ અને અસુન્દરરીત્યા કરતા નથી. અલ્પકાર્ય કરવું પણ 'સારુ' કરવું, પરંતુ અસ્વચ્છ અને અવ્યવસ્થિત એવું વિશેષ કાર્ય ન કરવું. સમતાપરિણતિએ અને ઉપયોગપરિણતિએ સ્વચ્છ અને વ્યવસ્થિત કાર્ય કરવાની ટેવ પડે છે. એક વખત પણ જો અસ્વચ્છ અને અવ્યવસ્થિત કાર્ય કરવાની ટેવ પડી ગઇ તો પશ્ચાત્ તેનો પરિહાર કરતાં ઘણો વખત લાગે છે અને મહાપ્રયત્ને અવ્યવસ્થિતપણે કાર્ય કરવાની ટેવને વારી શકાય છે. મનની ચંચલતાનો પરિહાર થવાથી અસ્વચ્છતા અને અવ્યવસ્થિતતા ટળે છે. જે જે સ્થાને જે જે કાર્યમા અસ્વચ્છતા ને અવ્યવસ્થિતતા થઈ હોય તેને નિરીક્ષવાની ટેવથી અસ્વચ્છતા અને અવ્યવસ્થિતતા ટળે છે. કોઇ પણ કાર્ય ઉતાવળથી કરતા મનની ચંચલતા થાય છે અને મનની ચંચલતા બુદ્ધિની ચંચલતા વધે છે તથા બુદ્ધિની ચંચલતા વધતા કાર્યની ચારે બાજુઓને તપાસવાનું અને તેમા સુધારોવધારો કરવાનું રહી જાય છે તેથી તે કાર્યની સમાપ્તિ થતાં અસ્વચ્છતા અને અવ્યવસ્થિતપણું તુર્ત જણાય છે; અતએવ જ્યારે કોઇ પણ કાર્યનો પ્રારંભ કરવો હોય ત્યારે પ્રથમ મન વચન અને કાયાના યોગની સ્થિરતા કરવી અને જે કાર્ય કરવાનુ હોય તેને વ્યવસ્થાપૂર્વક કરવા માટે તેનો વિચાર કરવો; પશ્ચાત્ કાર્ય કરતાં કરતા વ્યવસ્થાપૂર્વક થાય છે કે નહિ તેનો સ્થિરપ્રજ્ઞાથી વિવેક કરવો એમ કરવાથી જે કાર્ય થશે તેમાં સ્વચ્છતા અને વ્યવસ્થિતત્વ અવલોકાશે. પાશ્ચાત્યો વ્યવસ્થિત કાર્ય કરવામા અધુના પ્રાધાન્યપદ ભોગવે છે. તેઓ પ્રથમ પ્રત્યેક કાર્યની સ્વચ્છતા પ્રતિ વિશેષ લક્ષ આપે છે. અલ્પકાર્ય પણ સુન્દર કરવાની વૃત્તિને તેઓ માન આપીને પ્રવૃત્તિ કરે છે તેથી તેઓની શોધકબુદ્ધિની વૃદ્ધિ થાય છે અને તેથી તેઓ અનેક કાર્યો કરવાને શક્તિમાન્ થાય છે. પ્રત્યેકકાર્યની સુન્દરતા અને સ્વચ્છતા માટે અને તેની સુવ્યવસ્થા કરવા માટે પ્રથમ લક્ષ્ય આપવાની જરૂર સ્વીકારવી જોઇએ વ્યવસ્થાપૂર્વક પ્રત્યેક કાર્ય કરનાર મનુષ્ય પોતાની કીર્તિને અમર કરી શકે છે-આબુજીના દેરાસરમાં વસ્તુપાલ અને તેજપાલના દેરાસરમાં તથા વિમલશા શેઠના દેરાસરમા જે કોરણી કરવામા આવી છે તેની સુવ્યવસ્થા સ્વચ્છતા અને સુન્દરતા અવલોકવાથી પૂર્વના કારીગરોની વ્યવસ્થાબુદ્ધિ-પ્રવૃત્તિનો સમ્યગ્ સુન્દર ખ્યાલ આવી શકે છે. દેરાસરમા રહેલી પિરામીડોને અવલોકવાથી પ્રાચીનકાલીન મનુષ્યોની વ્યવસ્થિત બુદ્ધિ તથા વ્યવસ્થિત પ્રવૃત્તિથી વ્યવસ્થિત કાર્ય કરવાની શક્તિનો અદ્ભુત ખ્યાલ આવે છે. બ્રિટીશો અમેરિકનો ફ્રેન્ચો જર્મનો અને જાપાનો વ્યવસ્થિત અને સુન્દર સ્વચ્છ કાર્ય કરીને વિશ્વનુ ધ્યાન ખરેખર પોતાના પ્રતિ ખેંચે છે. આર્યો પૂર્વે વ્યવસ્થિત અને સુન્દર સ્વચ્છ કાર્ય કરતા હતા તે તેમના સ્મારક કાર્યોથી અવબોધાઇ શકે છે પ્રાચીન શિલ્પકલાના કાર્યોનિ [illegible]

કવાથી વર્તમાનમાં થતી પતિત દશાનો ખ્યાલ આવી શકે છે. આર્યાવર્તમાં પ્રત્યેક મનુષ્ય પૂર્વે વ્યવસ્થિત બુદ્ધિથી સ્વચ્છ વ્યવસ્થિત કાર્ય કરવાની શક્તિને ધારણ કરતો હતો તેથી સર્વ દેશમાં આર્ય દેશ ઉત્તમ ગણાતો હતો. તાડ પત્રો પર લખેલા ગ્રંથોને અવલોકવાથી વ્યવસ્થિત કાર્યનું ખરેખરૂં ભાન થયા વિના રહેતું નથી. પ્રાચીનકાલનાં પ્રત્યેક કાર્યમાં સ્વચ્છતા સુન્દરતા અને વ્યવસ્થિતતાનું ભાન થશે. લેખકો, વાચકો ઉપદેષ્ટાઓ અને બ્રાહ્મણાદિવર્ગે સ્વસ્વાધિકારે પ્રત્યેક કાર્યમાં વ્યવસ્થિતતા સંરક્ષવી. કાર્યની આન્તરિક વ્યવસ્થિતિ સ્વચ્છતા અને સુન્દરતામાં પાશ્ચાત્યો કરતાં પૌર્વાત્યો અગ્રસ્થાને આવે છે એમ બન્નેના પ્રત્યેક કાર્યના ગર્ભમાં ઉંડા ઉતરી નિરીક્ષણ કરવાથી વાસ્તવિક સત્યતાનો ખ્યાલ આવશે. હાહો અને ધાંધલીઆ વૃત્તિથી વ્યવસ્થિત કાર્ય થઇ શકતું નથી તેમજ ઉતાવળ કરવાથી કદાપિ સ્વચ્છતા અને સુન્દરતા પ્રાપ્ત થઇ શકતી નથી. ઉતાવળ કરનારા મનુષ્યોના કાર્યો તરફ દૃષ્ટિ ક્ષેપવામાં આવશે તો ઉતાવળથી કેટલી બધી અસ્વચ્છતા અને અસુન્દરતા થાય છે તેનું ત્વરિત ભાન થશે. એક રાજાએ પોતાની રાજસભાશાલા ચીતરવાને માટે ચિતારાઓને બોલાવ્યા અને પ્રત્યેક ચિતારાને વ્હેંચીને રાજસભાના ખંડો ચિતરવાનું કાર્ય સોપ્યું. સર્વે ચિતારાઓએ પોતપોતાનો ખંડ ઉતાવળથી મઠારીને ચિત્રામણોથી ચિતર્યો. એક વૃદ્ધને પોતાના ખંડની ભૂમિ કે જેના ઉપર ચિત્રો કરવાનાં હતાં તેની શુદ્ધિ-નિર્મલતા કરતા વાર લાગી. સર્વ ચિતારાઓએ ચિત્ર કાઢીને પૂર્ણ કાર્ય કર્યું ત્યારે તેણે ફક્ત ભૂમિની શુદ્ધિ કરી. સર્વ ચિતારાઓ રાજાની પાસે ગયા અને ચિત્રો કાઢવાના કાર્યની સંપૂર્ણતા કરી એમ કથ્યું તેથી રાજા મનમાં અત્યંત પ્રમોદ પામ્યો. સર્વ ચિતારાઓને તેણે પારિતોષિક આપી ખુશ કર્યા અને સ્વયં રાજસભાશાલાનું ચિત્ર કાર્ય નિરીક્ષવાને પ્રધાનો વગેરે સુજ્ઞ સભ્ય મનુષ્યોના પરિવારે ત્યાં ગયો. સર્વ ચિતારાઓએ ચિતરેલા ચિત્રો અને ભૂભાગોને દેખી ખુશ થયો એવામાં એક વૃદ્ધ ચિતારો સ્વભાગની ભૂમિની શુદ્ધિ કરતો દેખાયો. રાજાએ વૃદ્ધ ચિતારાને પૂછ્યું. શું તમે દરરોજ કાર્ય કરો છો ? વૃદ્ધ ચિતારાએ કહ્યું કે-હા. રાજાએ પૂછ્યું-તમારૂં કાર્ય તમોએ કેટલું કર્યું છે ? વૃદ્ધ ચિતારાએ રાજાને પોતે ભૂમિની કરેલી શુદ્ધિ દેખાડી. રાજાએ અને પ્રધાનોએ ચિત્રકારને કહ્યું કે-અહો હજી તો તમે ભૂમિની શુદ્ધિ કરી રહ્યા છો તો ચિત્રોનું કાર્ય તો ક્યારે કરી શકશો ? ચિતારાએ કહ્યું કે સ્વચ્છ સુન્દર વ્યવસ્થિત કાર્ય કરતાં વાર લાગે છે. અલ્પ કાર્ય થાય છે પણ તે બહુ સુન્દર થાય છે. અન્ય ચિતારાઓની પેઠે અવ્યવસ્થિત અસ્વચ્છ અને અસુન્દર ચિત્રો ઝટ ચિતરી કાર્ય પૂરૂં કરવાને હું ઇચ્છતો નથી;-તેઓ અસ્વચ્છ અને અસુન્દર ચિત્રો ચિતરીને ચાલ્યા ગયા છે.-હજી મારે તો ફક્ત ભૂમિનીજ શુદ્ધિ થઈ છે. રાજાએ અને પ્રધાનોએ પુછ્યું કે તમે સુન્દર સ્વચ્છ વ્યવસ્થિત કાર્ય કરો છો તેની શી પરીક્ષા ? ચિતારાએ સ્વયં ચિતરેલો ભૂમિભાગ કેવો ઉત્તમ છે તે જણાવ-

વાને પડદો ઉંચો કર્યો તો તે ભાગ ખરેખર કાચની પેઠે ઝળકવા લાગ્યો અને અન્ય ચિતારાઓએ ચિતરેલાં સર્વ ચિત્રો તેમા ચિતરેલાં દેખાયા. રાજાએ કહ્યું કે ચિત્રો તો તમે ચિત્ર્યાં છે, શા માટે ના પાડો છો ? તેના ઉત્તરમા તેણે કહ્યું કે-આ તો ફક્ત ભૂમિની શુદ્ધિથી સામી ભીંતનાં ચિત્રો અહીં પડેલાં છે. રાજા તે કાર્ય દેખીને ખુશ થયો. મનુષ્યોએ વ્યવસ્થિત સ્વચ્છ પ્રત્યેક કાર્ય કરવું. ચિતારાના દૃષ્ટાંતથી મનુષ્યોએ પ્રત્યેક કાર્ય ખરેખર વ્યવસ્થિત અલ્પ કરવું પણ સુન્દર કરવું એવો અભ્યાસ સેવવો જોઇએ. ધર્મનાં સર્વે કાર્યો કરવામાં અને ધર્માચારો સેવવામાં સુન્દરતા અને સ્વચ્છતા અને વ્યવસ્થિતતા પર ખાસ લક્ષ્ય દેવું જોઇએ. આત્માની સ્વચ્છતા કર્યા વિના આત્મામાં ગુરુના ઉપદેશના સંસ્કારોની દૃઢતા થતી નથી. હૃદયની સ્વચ્છતા થયા વિના ધર્મકાર્યોમાં સ્વચ્છતા પ્રાપ્ત થતી નથી અને તેમજ હૃદયની સ્વચ્છતા વિના સમ્યક્ત્વાદિ ગુણોની શુદ્ધિ રહેતી નથી તથા મલિન મનથી કરેલાં ધર્મકાર્યોનું યથાયોગ્ય ફલ પણ પ્રાપ્ત થતું નથી. અતએવ મનુષ્યોએ પ્રથમ ચિતારાની પેઠે પ્રત્યેક બાહ્ય તથા આન્તરિક કાર્યની ભૂમિ શુદ્ધ કરવી જોઇએ. પાયા વિના મહેલ ટકી શકતો નથી તેમ આત્માની સ્વચ્છતા વિના પ્રારંભિત ધર્મકાર્યોનું ફલ ટકી શકતું નથી. યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધારણા-ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગોને સ્વચ્છ અને વ્યવસ્થિતિએ પ્રસેવવાં જોઇએ. પૂજા-પ્રતિક્રમણ-તપ-જપ-સંયમ-સ્વાધ્યાય-સેવા અને ભક્તિમાં હૃદયશુદ્ધિની સ્વચ્છતા વિના આત્મગુણોને પ્રકટાવવારૂપ કાર્યમાં એક અંશ માત્ર પણ આન્તર દૃષ્ટિથી પ્રગતિ કરી શકાતી નથી-એમ અનુભવ દૃષ્ટિએ ધર્માનુષ્ઠાનો દાગ હૃદય ગુણોની પ્રકટતા સંબંધી વિચાર કરવાથી કથ્ય સારાંશનો ખ્યાલ આવી શકે છે. વ્યવસ્થિત બુદ્ધિથી કાર્ય કરીને યુરોપીય લોકો સાયન્સવિદ્યામા, પોસ્ટખાતામાં અને શોધોમા પ્રગતિમાન્ થાય છે. બ્રિટીશ રાજ્યકાર્યની વ્યવસ્થા અને સુન્દરતા પ્રતિ ધ્યાન દેતાં ત્વરિત કેવી રીતે કાર્ય કરવું જોઇએ તેનો મનમાં ખ્યાલ આવશે. મન-વાણી-કાયા અને આત્મા જેટલો વ્યવસ્થિત-સ્વચ્છ અને સુન્દર બનેલો હોય છે તેટલા તેના વિચારો શબ્દો અને કાર્યો ખરેખર વ્યવસ્થિત-સ્વચ્છ અને સુન્દર હોય છે. જેની બુદ્ધિમા વ્યવસ્થિતતા નથી તેના કાર્યોમાં વ્યવસ્થિતતા ન હોય એ બનવા યોગ્ય છે. પ્રત્યેક કાર્ય કરવાની વ્યવસ્થા પ્રથમ મનના વિચારોમા ગોઠવાય છે. જેવી વિચારોમા વ્યવસ્થિતતા હોય છે. તેવી કાયા દ્વારા થતા કાર્યમાં વ્યવસ્થિતતા આવી શકે છે વ્યવસ્થિત સ્વચ્છ સુન્દર કાર્યોનું મૂલ સૂક્ષ્મ કારણ ખરેખર વ્યવસ્થિત સ્વચ્છ સુન્દર વિચારો છે. અતએવ મનુષ્યે પ્રથમ વ્યવસ્થિત સ્વચ્છ સુન્દર વિચારોને કરવા જોઇએ કે જેથી વાણીમાં પણ વ્યવસ્થિતતા સ્વચ્છતા અને સુન્દરતા ઝળકી ઉઠે અને વ્યવસ્થાપૂર્વક વિચારોને શબ્દોદ્વારા બહાર કાઢી શકાય તથા પ્રત્યેક કાર્યમા પણ વ્યવસ્થિતતા અવલોકી શકાય. અવ્યવસ્થિત શબ્દોથી, અવ્યવસ્થિત લેખોથી, અવ્યવસ્થિત કાર્યોથી મનુષ્યના મનની અવ્યવસ્થિ-

બુદ્ધિનો ખ્યાલ આવી શકે છે. પ્રત્યેક કાર્યની વ્યવસ્થા, સ્વચ્છતા અને સુન્દરતા માટે પ્રથમ બુદ્ધિની વ્યવસ્થિતતા થાય. એવી રીતે ખરેખર પ્રત્યેક કાર્ય સંબંધી માનસિક કેળવણી ગ્રહણ કરવી જોઇએ કે જેથી કાર્ય કરવાની વ્યવસ્થા અને સ્વચ્છતા તથા સુન્દરતાની શુદ્ધિવૃદ્ધિ થાય અને તેથી આત્મોન્નતિકારક આત્મશક્તિયોને પરિપૂર્ણ કેળવીને પ્રગતિમાન્ બની શકાય. પ્રત્યેક મનુષ્યે સ્વાત્મકર્તવ્યકાર્યોની વ્યવસ્થિતતા માટે વ્યવસ્થિત સ્વચ્છ સુન્દર કાર્ય કરવાની કેળવણીને પ્રાપ્ત કરવી જોઇએ. આપણે જે જે કાર્યો કરીએ છીએ તેમાં જે જે ભૂલો-દોષો થાય છે તેનો પરિહાર થાય એવી રીતે દરરોજ આ વિશ્વપાઠશાલામા વ્યવસ્થિત કર્તવ્ય કાર્યનું શિક્ષણ ગ્રહવું જોઇએ. કોઇ મનુષ્ય સર્વજ્ઞ નથી. પ્રત્યેક મનુષ્યના કાર્યમાં તેના કરતાં ઉત્તમ વ્યવસ્થિત કાર્ય મનુષ્યની દૃષ્ટિએ કંઇક અવ્યવસ્થિતપણું અસ્વચ્છપણું અને અસુંદરપણું ભાસે છે માટે કોઈ પણ કર્તવ્યકાર્યમાં સંતોષ માની ન લેતા દરરોજ વ્યવસ્થિત બુદ્ધિએ વ્યવસ્થિત કાર્યો કરવાં જોઇએ. સર્વ કાર્યની વ્યવસ્થાની કેળવણીથી પ્રથમ સ્વાત્માને વાણી અને કાયાએ કેળવો એટલે બાહ્ય કર્તવ્ય કાર્યો જે જે હસ્તે ધરવામાં આવશે તેમા વ્યવસ્થિતતા-સ્વચ્છતા અને સુન્દરતા ઝળકી ઉઠશે. અલ્પ કાર્ય પણ વ્યવસ્થિત સ્વચ્છ અને સુન્દર કરવું અને તેવી કેળવણીપૂર્વક સદા પ્રવૃત્ત થવું.

**અવતરણ**—પ્રવૃત્તિ વિના કથન માત્રથી હિત થતું નથી તે જણાવે છે.

## શ્લોક.

**प्रवृत्तिमन्तरेणोक्तिर्हितार्थं नैव जायते ॥**
**क्रिया सुवर्णवद्बोध्या रूप्यवत्कथनं शुभम् ॥७२॥**

**શબ્દાર્થઃ**—પ્રવૃત્તિવિના ઉક્તિ માત્ર હિતાર્થ થતી નથી. ક્રિયા સુવર્ણવત્ અવબોધવી અને શુભકથન રૂપાના જેવું અવબોધવું. કથની માત્રથી કાર્યની સિદ્ધિ થતી નથી.

**વિવેચનઃ**—લાલા લાખ તો લે ! સવાલાખની પેઠે કથનીથી આત્મહિત કોઇનું થયું નથી અને થવાનું નથી. પ્રવૃત્તિવિના કાર્યની સિદ્ધિ થવાની નથી. લાડુ લાડુ માત્ર બોલવાથી ઉદરની પૂર્તિ થતી નથી વિશ્વમા બોલવા કરતાં કરી બતાવનારાની અનન્તગુણી જરૂર છે. કર્મયોગીઓ કર્તવ્યકાર્યોને પૂર્ણ કરવામા સ્વજીવનની મહત્તા અવબોધે છે. કર્મયોગીઓ કહે છે કે તમે આવશ્યક કર્તવ્યકાર્યો કર્યા કરો; તમે શું કરો છો તેનો કર્તવ્યકાર્યોદ્વારા અખિલ વિશ્વને શુભ અવાજ સંભળાય છે અને તમારા કાર્યની અખિલ વિશ્વને મહત્તા અવબોધાય છે. કથની કરનારા મનુષ્યોની કથની ખરેખર કરણી વિના લુખી લાગે છે અને તેઓના શુભ વચનની મહત્તા ખરેખર મનુષ્યોના હૃદયમા પરિપૂર્ણ થતી નથી. જે મનુષ્ય કરીને

બતાવે છે તેની અખિલ વિશ્વપર અસર થાય છે. કર્મયોગીઓ કથન કરતાં પ્રવૃત્તિથી વિશ્વમાં જાહેર થએલા છે. કર્તવ્યકર્મ કરનાર એક વાર જે વચન બોલે છે તેની અન્ય મનુષ્યોના હૃદયમા જીવતી અસર થાય છે અને તેના શબ્દોથી પરંપરાએ અનેક મનુષ્યોને અનેક પ્રકારના લાભોની પ્રાપ્તિ થાય છે. કર્મયોગી કૃષ્ણના અને અર્જુનના શબ્દોની અન્યો-પર મહા અસર થતી હતી તેનું કારણ એ હતું કે તેઓ જે પ્રમાણે કથતા હતા તે પ્રમાણે કર્તવ્યકાર્યમા પ્રવર્તતા હતા. શ્રી હેમચંદ્રાચાર્યના વચનોની શ્રી કુમારપાલ રાજાને અસર થઈ તેનું કારણ પણ એ છે કે શ્રી હેમચંદ્રાચાર્યની કહેણી પ્રમાણે રહેણી હતી. કેટલાક મહાત્માઓનો તો એવો મત છે કે **“વીર્યપાત કરતાં રહેણી વિના વચન-પાતથી સ્વપરને હાનિ થાય છે.”** તે બાબતનો વિચાર કરવામા આવે છે તો ખરેખર તે વચન સત્ય ઠરે છે. યુરોપમાં એક જાહેર વક્તા સર્વ મનુષ્યો આગળ શાન્ત રહેવાનો ઉપદેશ આપતો હતો, તેથી એક મનુષ્યના મનમા એવો વિચાર પ્રકટયો કે આ મનુષ્ય જ્યારે શાન્ત રહેવા ઉપદેશ આપે છે ત્યારે તેના ઘરમા કેવી શાન્તિ હશે પેલો મનુષ્ય તે ઉપદેશકના ઘેર ગુસરીત્યા ગયો અને તેની સ્ત્રીની સાથે તેને કલેશ-કંકાસ કરતો દીઠો તેથી તેને નિશ્ચય થયો કે કહેવું સહેલ છે પણ કરવું મુશ્કેલ છે ફોનોગ્રાફની પેઠે આડુંઅવળું બોલી જનારા મનુષ્યોની ખોટ નથી પરંતુ જ્યારે રહેણીમા મૂકવાની દશાનું અવલોકન કરવામા આવે છે ત્યારે લાખોમા એક મનુષ્ય મળી આવે છે જેવી રહેણીથી મનુષ્ય પોતે વર્તતો ન હોય તેવો ઉપદેશ તે જો અન્યની આગળ આપે છે તો તેની અસર અન્યપર થતી નથી કરી બતાવીને તે માટે વિશ્વને કહેવામા આવે તો વિશ્વને તુર્ત તેની અસર થાય છે; અન્યથા પોથીમાના રીંગણાના જેવી દશા થાય છે એક બ્રાહ્મણ કેટલાક મનુષ્યોની આગળ કથા કરતો હતો તેની કથા સાભળવાને એક દિવસ તેની સ્ત્રી આવી. તે પ્રસંગે બ્રાહ્મણે વંત્યાક નહિ ખાવાની વાત ચર્ચીને કહ્યું કે વંત્યાકના ધૂમાડાથી દેવતાઓના વિમાન સ્તંભી જાય છે અને તેનું બીજ પેટમાં રહે અને જો તેવી સ્થિતિમાં મૃત્યુ થાય છે તો નરકમા અવતાર લેવો પડે છે. બ્રાહ્મણનું આવું વચન શ્રવણ કરીને બ્રાહ્મણીના મનમા ઘણી અસર થઈ અને તેણે વંત્યાક નહિ ખાવાની પ્રતિજ્ઞા કરી. તેણે ઘરમા પડેલા વંત્યાકો ફેંકી દીધા બ્રાહ્મણ સ્નાન કરીને જમવા બેઠો અને તેણે વંત્યાકનું શાક માગ્યું. બ્રાહ્મણીએ કહ્યું કે–તમારી કથા શ્રવણ કરી વંત્યાકનો ત્યાગ કર્યો છે, માટે હવે આપણા ઘરમાં વંત્યાકનું શાક થશે નહિ બ્રાહ્મણ કહેવા લાગ્યો કે મ્હારે તો વંત્યાકના શાક વિના એક દિવસ પણ નહિ ચાલે બ્રાહ્મણીએ કહ્યું–જો–એમ છે તો તમને નરકમા જવું પડશે કારણ કે કથામા વંત્યાક ખાવાનો નિષેધ કર્યો છે બ્રાહ્મણે કહ્યું કે એ તો પોથીમાના રીંગણાનો નિષેધ થતો હતો. બ્રાહ્મણીને કહ્યું કે જ્યા સુધી તમારી અને દેશના લોકોની પોથીમાના રીંગણાના નિષેધની સ્થિતિ છે ત્યાં સુધી

વાસ્તવિક કલ્યાણ–ઉદયની આશા રાખવી એ વ્યર્થ છે. વર્તન ભિન્ન અને કથની ભિન્ન એવી દશાથી દેશનો ધર્મનો સમાજનો અને સ્વાત્માનો ઉદય થતો નથી. આત્માની પ્રગતિ કરવી હોય તો કથની પ્રમાણે રહેણીથી વર્તવું જોઇએ. ચારિત્ર માટે તો કહેણી પ્રમાણે રહેણી હોય છે તોજ અન્ય મનુષ્યો પર તેની અસર થાય છે. કહેણી પ્રમાણે રહેણીવાળા એક મનુષ્યને, લાખો મનુષ્યો–ફક્ત કથની કરનારાઓ–પહોંચી શકતા નથી. કથની કરનારાઓ ગમે તેવી પોતાની બડાઇઓ મારે તો પણ તેઓ રહેણી વિના અન્તે જનસમાજમાં હલકા પડયા વિના રહેતા નથી. આર્ય દેશમા પૂર્વે રહેણી અને કહેણીનું સામ્ય હતું. તેથી આર્ય મનુષ્યો સર્વ દેશો પર સ્વસત્તા સ્થાપવાને અને અનેક શક્તિયો પ્રાપ્ત કરવાને શક્તિમાન્ થયા હતા. હવે પૂર્વ પુરૂષોની મહત્તા ગાઇને બેસી રહેવાનો સમય નથી. હવે તો જેવું મનમાં તેવું વાણીમાં અને જેવું વાણીમાં તેવું આચારમાં મૂકીને સર્વ પ્રકારની શુભ પ્રગતિયો કરવાની જરૂર સ્વીકારવી જોઇએ. પ્રતાપસિંહ, શિવાજી, કુમારપાલ વગેરે રાજાઓ કહેણી પ્રમાણે રહેણીને રાખી ઇતિહાસના પાને અમર થયા છે. શ્રીહરિભદ્ર અને શ્રીહીરવિજયસૂરિની કહેણી પ્રમાણે રહેણી હતી તેથી તેમની જનસમાજ પર સારી અસર થઇ હતી. શ્રીમદ્ આનન્દઘનજીની કહેણી પ્રમાણે રહેણી હતી તેથી તેમની જનસમાજ પર સારી અસર થઇ હતી. નેપોલિયન બોનાપાર્ટની કહેણી પ્રમાણે રહેણી હતી તેથી તે જ્યારે લડાઇ માટે કંઈ પણ કહેતો હતો ત્યારે તેની અસર તેના દેશીય મનુષ્યો પર સારી રીતે થતી હતી. તેના એક શબ્દની અસર તેના સૈનિકો પર સારી રીતે થતી હતી. વસ્તુતઃ વિચારીએ તો મનુષ્યના સત્ય શબ્દની કિમ્મત વિશેષ છે; કારણકે શબ્દબ્રહ્મવિના આ વિશ્વનો એક ક્ષણમાત્ર પણ વ્યવહાર ચાલી શકે તેમ નથી. **જે મનુષ્ય પોતાના શબ્દોની કિંમત સમજતો નથી તે કદાપિ પ્રમાણિક બની શકતો નથી.** જે મનુષ્ય બોલેલા બોલ પાળીને તે પ્રમાણે વર્તી બતાવે છે તે આ વિશ્વમા વિશ્વસ્ય બની શકે છે અને તે સદ્વર્તનનો અધિકારી બની શકે છે. ઘટાટોપ અને ફટાટોપ માત્રથી મનુષ્યના આત્માની ઉચ્ચતા સિદ્ધ થતી નથી; પરંતુ તેના શબ્દો પ્રમાણે તેની પ્રવૃત્તિ જ્યારે થાય છે ત્યારે તેની મહત્તા અવબોધાઈ છે. મનુષ્યે પ્રથમ તો બોલ્યા પ્રમાણે પ્રવર્તવું જોઇએ. વિષયનગરમાં એક વિષયા નામની વેશ્યા રહેતી હતી, તે એક દિવસ બજારમાં આવી બ્રહ્મચર્યની મહત્તાનું વિવેચન કરવા લાગી. હજારો લોકો તેના વ્યાખ્યાનને શ્રવણ કરવા લાગ્યા. તેનું વ્યાખ્યાન શ્રવણ કરીને લોકો પોતપોતાને ઘેર ચાલવા લાગ્યા. એક વૃદ્ધ મનુષ્યે સભામાં ઉભા થઇને કહ્યું કે જ્યાંસુધી વિષયા વેશ્યા પોતાના આત્માને બ્રહ્મચર્યથી વિભૂષિત ન કરે તાવત્ તેના શબ્દો ખરેખર ફોનોગ્રાફની પેઠે જાણવા. એવું કહેવાથી વેશ્યા શરમાઇને બેસી ગઇ. આ ઉપરથી અવબોધવાનું કે તપ જપ ટીલાં ટપકાં કરતાં પૂર્વે કહેણી પ્રમાણે રહેણીના સદ્વર્તનથી વિભૂષિત

થવામાં આવે છે તો જ કર્મયોગી થવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. આ વિશ્વશાલામાં કહેણી પ્રમાણે રહેણી રાખવામા આવે છે ત્યારે જે જે કર્તવ્યકર્મો કરવામાં આવે છે તેમા વિશ્વાસ પ્રમાણિકતા અને વિજયની પ્રાપ્તિ થાય છે. મનુષ્ય વિદ્વાન્ હોય વા નિરક્ષર હોય, પરન્તુ કર્મયોગી થવામાં કહેણી પ્રમાણે રહેણી વિના તે કદાપિ કર્મયોગમાં પ્રગતિમાન્ બની શકતો નથી. ભક્ત બનો, સન્ત બનો, સાધુ બનો, ફકીર બનો, ગૃહસ્થ બનો, સત્તાધિકારી બનો, પ્રોફેસર બનો, વા શેઠ બનો; પરંતુ કહેણી પ્રમાણે રહેણી ન હોય ત્યા સુધી કદાપિ આત્મોન્નતિમા તસુમાત્ર પણ આગળ વધી શકવાનું નથી. રહેણી વિના ભાષણો વ્યાખ્યાનો ઉપદેશોની ભવાઇ માત્ર સમજવી. **જે મનુષ્ય ઘણું બોલ બોલ કરે છે અને અન્યોને રંજન કરવામાં અનેક પ્રકારની કથની કરે છે તેનામાં પ્રાયઃ સદ્વર્તન સંબંધી પોલ હોય છે.** મનુષ્યે પ્રથમ કહેણી પ્રમાણે રહેણી માટે દરરોજ અભ્યાસ કરવો જોઇએ અને કહેણી પ્રમાણે રહેણી રાખવા માટે અવશ્ય પ્રમાણિક બનવું જોઇએ. કહેણી પ્રમાણે રહેણી વિના ધર્મમાર્ગમા વા કર્મમાર્ગમાં કદાપિ કોઇ પ્રગતિમાન્ બની શકતો નથી. પૂર્વાચાર્યોએ કહેણી પ્રમાણે રહેણી રાખવાને અનેક શાસ્ત્રો રચીને ઉપદેશ આપ્યો છે. કહેણી પ્રમાણે રહેણી રાખવાનો અભ્યાસ કરવામા અનેક વિપત્તિયોને વેઠવી પડે છે અને અનેક સ્વાર્થોનો ત્યાગ કરીને આન્તરત્યાગી બનવું પડે છે. પશ્ચાત્ વિશ્વમા મૌન છતા પણ ઉપદેષ્ટાની પદવી પ્રાપ્ત થઇ શકે છે. ધર્મનો ડોળ રાખવા કરતાં પ્રથમ કહેણી પ્રમાણે રહેણી રાખવાનું સદ્વર્તન શિખવું જોઇએ કે જેથી જે જે પ્રવૃત્તિ કરવામા આવે તે વડે સ્વપરની પ્રગતિ કરી શકાય. અનેક પ્રકારની ભાષાનો અભ્યાસ કરવામાં આવે એટલે મનુષ્યનો આત્મા કેળવાઇ ગયો એમ કદાપિ માનીને ભૂલ કરવી નહિ ત્યા સુધી કહેણી પ્રમાણે રહેણી થઇ નથી ત્યાં સુધી આત્માને વા મનને વા વચનને વા કાયાને કેળવી એમ માની શકાય નહિ કહેણી પ્રમાણે રહેણી રાખવાથી એક આંખના ઈસારા માત્રથી વિશ્વલોકોને શુભ માર્ગમા દોરવી શકાય છે. કોઇ પણ બાબતમાં કહેણી પ્રમાણે રહેણી રાખો અને પશ્ચાત્ તે સંબંધી તમે જે કંઇ કહેશો તેને માનવાને મનુષ્યો તત્પર થશે સાધુના વસ્ત્ર પહેરવા માત્રથી હવે સાધુના શબ્દોની અસર મનુષ્યો પર થવી મુશ્કેલ છે. સાધુઓ પ્રથમ કહેણી પ્રમાણે પ્રમાણિકપણું ધારણ કરીને વિશ્વમાં પ્રમાણિક તરીકે રહેશે તો તેમના ઉપદેશની અસર ખરેખર મનુષ્યો પર થશે, અન્યથા પોથીમાંના રીંગણાંની પેઠે અન્ય મનુષ્યો પર ઉપદેશની અસર થવાની નથી. શ્રીમદ્ આનન્દઘનજી મહારાજને કેટલાક મનુષ્યોએ એક વાર ઉપદેશ દેવાને કહ્યું ત્યારે શ્રીમદ્ આનન્દઘનજીએ કહ્યું કે—જે પ્રમાણે ઉપદેશ દેવામા આવે તે પ્રમાણે રહેણી હોય છે તો અન્ય મનુષ્યોપર ઉપદેશની અસર થાય છે મારી રહેણી એજ તમને ઉપદેશ છે. ચિદાનન્દ

સંબંધની વાતો કરવામાં આવે અને કહેણી પ્રમાણે રહેણીમાં તો મોટું મીંડું હોય તેથી પોતાને અને વિશ્વમનુષ્યોને લાભ પ્રાપ્ત થઇ શકતો નથી. શ્રીમદ્ ચિદાનન્દજી મહારાજ કહેણી પ્રમાણે રહેણી રાખવાને જગત્‌ને સારી રીતે ઉપદેશ કરે છે કે **कथनी कथे सहु कोई, रहेणी अति दुर्लभ होई । जब रहेणीका घर पावे, तब कथनी लेखे आवे.** ઇત્યાદિ-કહેણી પ્રમાણે રહેણી રાખવાથી મનુષ્ય સિદ્ધ બને છે. ભાષાસમિતિ અને વચનગુપ્તિવડે યુક્ત થએલા મનુષ્ય કહેણી પ્રમાણે રહેણી રાખીને વિશ્વમાં મહાત્મા બને છે. જે પ્રમાણે બોલો તે પ્રમાણે વર્તો એટલે તમારે જે કંઈ અન્યને કહેવાનું છે તેમા બોલવાની જરૂર રહેશે નહિ. બોલવામાં વાયડા બનીને ગપ્પગોળા તડાકા ફડાકા મારવાથી સ્વપરનું શ્રેય કરી શકાતું નથી. કથ્યા પ્રમાણે પ્રવૃત્તિ કરીને વિશ્વશાલામાં કર્મયોગી બનો એટલે અન્ય કર્મો કરવાને આત્માની શક્તિયો ત્વરિત ખીલવા માંડશે. મનુષ્યે પોતાની ભૂલોને છુપાવવા માટે અસત્ય પ્રવૃત્તિ ન સેવતા કહેણીરહેણીના સામ્યને વર્તનમા મૂકી પ્રમાણિકતાને વિશ્વમા પ્રસિદ્ધ કરવી જોઇએ. હરિશ્ચંદ્ર રાજાએ કહેણી પ્રમાણે રહેણી રાખી અને અનેક વિપત્તિઓ સહીને તે વિશ્વમા સ્વગુણ માટે પ્રસિદ્ધ થયા. જે પ્રમાણે બોલવું થયું હોય તે આચરણમા મૂકીને બતાવવું એ સુવર્ણ સમાન છે અને કથવુ એ રૂપા સમાન છે, માટે સ્વજીવનમા જે જે દોષો થયા હોય તે તે સુધારીને કહેણી પ્રમાણે રહેણી રાખવા આત્મભોગી બનવુ જોઇએ. થોડું બોલીને ઘણું કરી બતાવવું એ સારું છે, પરંતુ ઘણું બોલીને થોડું કરી બતાવવું એ સદ્‌વર્તનમા અર્થાત્ ચારિત્રમાં ખામી ભરેલું છે-એમ જયારે અનુભવ થશે ત્યારે આત્માની ઉન્નતિ થશે. એક વાર પોતાની પોલ ખુલી થાય તો થવા દો અને પોતાના આત્માને હલકો પડવા દો; પરંતુ કહેણી પ્રમાણે રહેણી રાખવાની પ્રવૃત્તિને પ્રભુની પેઠે પૂજ્ય-મહાન્ માની તે પ્રમાણે ખરા જીગરથી વર્તો; એટલે વિશ્વમા અપકીર્તિ અપ્રમાણિકતા ધોવાઇ જશે અને પ્રતિષ્ઠા વિશ્વાસ અને પ્રમાણિકતા રૂપ ચારિત્રની પ્રાપ્તિ થશે એમ ખરેખર માનીને પ્રવૃત્તિ કરશો. અન્યોના આત્માઓને ઉપદેશ આપવા કરતા પ્રથમ પોતાના આત્માને કહેણી પ્રમાણે રહેણીથી વિભૂષિત કરવો જોઇએ, એટલે અન્યોના ઉપર પોતાનું તેજ પડશે જે જે મહાત્માઓએ પોતાના ધર્મોને સ્થાપન કર્યા છે તેઓએ કહેણી પ્રમાણે રહેણી રાખીને મરણાંત કષ્ટોને શ્રીવીર પ્રભુ-મહમ્મદ-ઈશુની પેઠે સહન કર્યાં છે ત્યારે તેમના વચનો આજ પણ મનુષ્યોના હૃદયને જીવતી અસર કરવાને શક્તિમાન્ થયાં છે એમ હૃદયમા ખ્યાલ કરો. પૌર્વીયો અને પાશ્ચાત્યોમા કહેણી પ્રમાણે રહેણીવાળા કરોડો મનુષ્યોમાં અલ્પ મનુષ્યો મળી આવશે. બોલવું તે પ્રમાણે વર્તવું એ કંઇ બાળકોના ખેલ નથી. અસત્ય વદનારાઓ તો કહેણી પ્રમાણે રહેણી રાખનાર હોઇ શકે નહિ વિશ્વાસભંગ કરનારા વિશ્વાસઘાતકો પ્રતિજ્ઞાભંગકો અને જૂઠી સાક્ષીપૂરકો પણ કહેણી પ્રમાણે રહેણી રાખનારા બની શકતા નથી. પરની

હાજીમાં હા કહેનારા મનુષ્યો ખરેખર કહેણી પ્રમાણે રહેણી રાખનાર બની શકતા નથી. જે મનુષ્યો ભીતિ લાલચ અને સ્વાર્થના તાબે થએલા હોય છે તેઓ કહેણી પ્રમાણે રહેણી રાખવાને શક્તિમાન્ થતા નથી. જેઓ પ્રથમ અંશે ક્રોધ માન માયા લોભ કામ અને ઈર્ષ્યાને જીતી કહેણી પ્રમાણે રહેણી રાખવા પ્રયત્ન કરે છે તેઓ સર્વથા કહેણી પ્રમાણે રહેણી રાખવાને શક્તિમાન્ થાય છે. જે મનુષ્યો કહેણી પ્રમાણે રહેણી રાખવાનો અભ્યાસ સેવે છે તેઓ અલ્પકાળમાં અનેક દોષોમાંથી મુક્ત થઈને અનેક ગુણોને પ્રાપ્ત કરી શકે છે. કહેણી પ્રમાણે રહેણી રાખનારા પ્રમાણિક મનુષ્યોથી આ વિશ્વની શોભામા વૃદ્ધિ થાય છે. બાકી અપ્રમાણિક મનુષ્યો તો કર્મયોગની લીલી વાડીને બાળીને ભસ્મીભૂત કરી વિશ્વમાં રાક્ષસ સમાન બને છે તેથી તેઓનું જીવવું પોતાને તથા પરને ઉપકારીભૂત થતું નથી. અતએવ પ્રત્યેક મનુષ્યે અપ્રમાણિકતાનો ત્યાગ કરીને કહેણી પ્રમાણે રહેણી ધારણ કરવાનો અભ્યાસ સેવવો જોઈએ. સાધુઓમા અનેક સાધુઓ પ્રમાણિક જીવન ગાળનારા થઈ ગએલા છે અને વર્તમાનમા પણ કેટલાક પ્રમાણિક મનુષ્યોનો અનુભવ થાય છે પ્રમાણિક જીવન ગાળવાના કરતા લક્ષ્મી અને સત્તા વગેરેમા વિશેષ કંઇ મહત્ત્વ નથી એમ જેને અનુભવ થાય છે તે કથની પ્રમાણે રહેણી રાખીને આત્માની દેશની જ્ઞાતિની સમાજની અને સંઘની પ્રગતિ કરી શકે છે. આર્યાવર્તની જેટલી પાયમાલી અપ્રમાણિક મનુષ્યોથી થઇ છે તેટલી અન્ય કશાથી થઇ નથી એમ આર્યાવર્તનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ વાંચ-વાથી અવબોધાઇ શકે છે. કહેણી પ્રમાણે રહેણી નહિ રાખનારા મનુષ્યો જે દેશમા આગે-વાનો હોય છે તે દેશની અને તે દેશસ્થ ધર્મની પડતીનો પ્રારંભ થાય છે અને છેવટે તે દેશ ખરેખર અન્ય દેશીય મનુષ્યોના તાબે થાય છે જે મનુષ્યો વ્યાપારવૃત્તિથી જીવનારા હોય છે તેઓમાં પ્રાય અપ્રામાણ્ય વિશેષત હોય છે જે મનુષ્યો વિષયોમા અન્ધ થએલા હોય છે તેઓ અપ્રામાણ્યને સેવનારા હોય છે. જે દેશના મનુષ્યો નિન્દકવૃત્તિવાળા અને નિર્બળ હોય છે તેઓ કહેણી પ્રમાણે રહેણી વિનાના અપ્રમાણિક હોય છે, તેથી તેઓ વિશ્વમાં કોઇ મહાન્ શુભ કાર્ય કરીને સર્વદેશીય મનુષ્યોમા અગ્રગામી બની શકતા નથી જેઓ કહેણી અને રહેણીમાં અસમાન હોઇ વિશ્વમાં એશઆરામ ભોગવવાને જીવવા ઇચ્છે છે, તેઓ કાગડા અને વરૂ કરતા પોતાની જીંદગીને ઉત્તમ બનાવવાને શક્તિમાન્ થઇ શકતા નથી આ પ્રમાણે અવબોધીને પુરૂષાર્થને પ્રકટાવી પ્રામાણ્ય જીવન ધારણ કરીને કર્મયોગી બનવું જોઇએ પ્રામાણ્ય ધાર્યા વિના આ વિશ્વપાઠશાળામા જેઓ કર્મયોગી બનીને ઉન્નતિના શિખર પર ચઢવા ધારે છે તેઓ એક પગથીયું પણ આગળ ચઢી શકતા નથી અને ચઢે છે તો પટકાઇને પાછા હતા ત્યાના ત્યાં આવીને ઉભા રહે છે. અત એવ કહેણી પ્રમાણે રહેણી રાખવાના મહાયોગનો અભ્યાસ કરીને આ વિશ્વમા કોઇ પણ કાર્ય કરવાને શક્તિમાન્ થવાય છે પૃથ્વીરાજના પ્રધાનના પુત્રે કહેણી પ્રમાણે રહેણીનું પ્રમાણિક જીવન

ત્યજીને શાહબુદ્દીનના તાબે થઇ ફુટ કરી, તેથી તે આર્યાવર્તનો સદાને માટે કલંકી ગણાયો, અને ભવિષ્યમાં પણ સર્વ આર્યો તેને ધિક્કારશે. કુમારપાલના કેટલાક સામંતોએ શત્રુરાજાના ફોડવાથી ફૂટી જઇને અપ્રમાણિકત્વને ધારણ કર્યું હતું તેથી કુમારપાલરાજાએ તેઓને સજા કરી હતી. પ્રમાણિકવૃત્તિથી રાજા અને રંક શોભી શકે છે. કહેણી પ્રમાણે રહેણીના પ્રામાણ્ય-જીવન વિના શહેનશાહ સરખા પણ શોભી શકતા નથી; માટે કહેણી પ્રમાણે રહેણી ધારણ કરીને વિશ્વશાળામાં કર્મયોગી બનવું જોઇએ. શ્રીમદ્ રવિસાગરજી ગુરુમાં અને શ્રીમદ્ સુખસાગરજી ગુરુમહારાજમાં કહેણી પ્રમાણે રહેણીનું પ્રમાણિક જીવનચારિત્ર સમ્યક્ ખીલ્યું હતું. અતએવ દ્રવ્યક્ષેત્રકાળ અને ભાવાનુસારે કહેણી પ્રમાણે રહેણી રાખીને પ્રમાણિક બની કર્મયોગી થવું જોઇએ.

**અવતરણ**—ક્રિયામગ્ન ચિત્તધારક આદર્શ પુરૂષ બની મૌની છતાં સ્વકર્મોનો ઉપદેષ્ટા બને છે તે જણાવે છે.

**श्लोकः**

**क्रियायां मग्नचित्तो यो निर्मलादर्शवत् स्मृतः ।**
**मौनी सन्नपि विश्वेऽस्मिन्नुपदेष्टा स्वकर्मणाम् ॥ ७४ ॥**

**શબ્દાર્થ**—જે ક્રિયામાં મગ્નચિત્ત છે તેને નિર્મલાદર્શવત્ કહેલ છે અને તેને આ વિશ્વમાં મૌની છતાં સ્વકર્મનો ઉપદેષ્ટા અવબોધવો.

**વિવેચન**—આ શ્લોકનો ભાવાર્થ અનુભવગમ્ય અને બુદ્ધિગમ્ય કરવા યોગ્ય છે. ઉપર્યુક્ત કહેણી પ્રમાણે રહેણી આદિ ગુણોવડે વિભૂષિત થએલ કર્મયોગી કર્ત્તવ્ય કર્મપ્રવૃત્તિમાં મગ્નચિત્ત બનીને નિર્મલાદર્શની પેઠે અન્ય મનુષ્યોને ઉપકારી બની શકે છે. ગમે તેટલું વ્યાવહારિક તથા ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તો પણ તે પ્રવૃત્તિમાં મૂકાયા વિના આત્મા ખરેખર કર્મયોગના ચારિત્રવડે આત્માની ઉચ્ચતાને પ્રાપ્ત કરી શકતો નથી. સ્વકર્તવ્યપ્રવૃત્તિમાં મગ્ન અર્થાત્ લયલીન રહેવાથી ચિત્તવૃત્તિનો સંયમ થાય છે અને તેથી આત્માની શક્તિયોનો વિકાસ થાય છે. આત્મજ્ઞાનીઓ સ્વકર્ત્તવ્ય ક્રિયામાં ચિત્તને રાખે છે પરંતુ તેમા રાગદ્વેષથી આસક્ત થતા નથી તેથી તેઓ નિસંગ રહીને કર્તવ્ય કર્મની પ્રવૃત્તિથી આત્માના અનુભવજ્ઞાનમાં અને ગુણોમા વૃદ્ધિ કરે છે અને પ્રગતિમાં અગ્રગામી રહી શકે છે. કુંભારાણો શિવાજી, સિદ્ધરાજ જયસિંહ, કુમારપાલ, અશોક, સંપ્રતિ, શ્રેણિક વગેરે રાજાઓ સ્વાધિકાર ક્રિયાવડે આદર્શ પુરુષ બનેલા છે તેથી તેઓનાં જીવનચરિતો વાચીને અન્ય મનુષ્યો તેમના જેવી કર્તવ્યપ્રવૃત્તિને સેવે છે. શુષ્કજ્ઞાનીઓ સ્વકર્તવ્ય કાર્યોથી ભ્રષ્ટ થઇને આદર્શ

પુરુષ બની શકતા નથી. શુષ્કજ્ઞાનથી મુક્તિ થતી નથી તેમજ ધર્મનો તથા વિશ્વનો ઉદ્ધાર થતો નથી માટે શાબ્દિકપંડિતોએ અને તાર્કિક પંડિતોએ સ્વકર્તવ્ય આવશ્યક જે જે કાર્યો હોય તેમાં ચિત્ત રાખીને ગોખલે દાદાભાઈ નવરોજજી રાનડે વગેરે દેશભક્ત કર્મયોગી-ઓની પેઠે અને પ્રભુભકત હેમાચાર્ય હરિભદ્રસૂરિ યશોવિજયજી વગેરેની પેઠે ધાર્મિક કર્મયોગીઓ બનવું જોઈએ. સાધુઓ કે જેઓ ધર્મની રક્ષા તથા ધર્મનો ઉદ્ધાર કરવાને કર્મયોગને ધારણ કરનાર હોય છે તેઓ શુષ્કજ્ઞાની સાધુઓ કરતાં કરોડ દરજ્જે વિશ્વશાલામા ઉપકારી જીવન ગાળી શકે છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે, શ્રીમદ્ બપ્પભટ્ટીસૂરિએ, શ્રીમદ્ હીરવિજયસૂરિએ જ્ઞાનયોગની પરિપકવતા કરવાને માટે કર્મયોગને ધારણ કરી રાજાઓને પ્રતિબોધી ધાર્મિક વિચારો અને આચારોની પ્રગતિ કરી આ વિશ્વશાલામાં અત્યન્ત ઉપકાર કર્યો છે. જો તેઓ ફક્ત વનવાસમાં રહ્યા હોત તો પાદડાંની પેઠે એકલા પોતે તરી શકત પણ અન્યોને તારી શકત નહિ. કર્મયોગીને અનેક મનુષ્યોના સમાગમમા આવવું પડે છે અને અનેક મનુષ્યો તરફથી ઉપસર્ગ સહન કરીને મનુષ્યોના મધ્યે સ્વાત્માને સુવર્ણવત્ કરવો પડે છે; તેથી તેઓને ક્રિયાપૂર્વક અનેક અનુભવોનું જે જ્ઞાન મળે છે તે જ્ઞાન ખરેખરા વખતે ટકી શકે છે. શુષ્કજ્ઞાનીઓને ખરા વખતે જ્ઞાન ટકી શકતું નથી અને તેઓ પ્રવૃતિ વિના જે કંઇ બોલે છે તેની વિશ્વમાં ઝાઝી અસર થતી નથી તથા તેઓ કર્મ પ્રવૃત્તિ વિના પોતાની પાછળ પરંપરારક્ષકજ્ઞાનીઓને પણ બનાવી શકતા નથી. જગત્નું કલ્યાણ કરવાને કર્મયોગીને જેટલું સહવું પડે છે તેટલું શુષ્કજ્ઞાનીને સહન કરવું પડતું નથી, તેથી તેને ખરેખરૂં અનુભવજ્ઞાન થઇ શકતું નથી. આત્મજ્ઞાનીઓ આત્મજ્ઞાનની પરિપકવતા કરવાને માટે કર્તવ્યકાર્ય પ્રવૃત્તિને સેવે છે અને તે પ્રવૃત્તિવડે આત્માના પરિપૂર્ણ સ્વરૂપને અનુભવી શકે છે. આ દેશમા કર્મયોગને સેવનારા એવા આત્મજ્ઞાનીઓની જરૂર છે, કારણ કે તે વિના ધર્મનો, સંઘનો ઉદ્ધાર થવાનો નથી. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને ઉપર્યુક્ત ગુણોવડે કર્મયોગનો અધિકાર પ્રાપ્ત કરી પશ્ચાત્ કર્મયોગમા પ્રવેશ કરવો જોઇએ કે જેથી અખિલ વિશ્વની શુભ પ્રગતિમા આત્મભોગ આપી શકાય અને અલ્પહાનિપૂર્વક જગતને મહાન્ લાભ સમર્પી શકાય. પિંડનો બ્રહ્માંડની સાથે સંબંધ છે તેથી જે જે કર્તવ્ય કર્મો કરવામા આવે છે તેની બ્રહ્માડવર્ત્તીજીવોને અસર થાય છે. ચૌદ રાજલોકનો આકાર ખરેખર મનુષ્ય શરીર સમાન છે **જેટલી રચના ચૌદ રાજલોકમાં રહી છે તેટલી મનુષ્યમાં રહેલી છે તેથી મનુષ્ય ખરેખરો કર્મયોગી બને તો તે ચૌદ રાજલોકનો સ્વામી બનીને પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે છે.** અતએવ આત્મજ્ઞાનીએ કર્મયોગી બનીને કાર્ય-ક્રિયા કરવામાં ચિત્ત રાખવું જોઇએ અને ચૌદ રાજલોકના સ્વામી બનવા અન્ય સર્વ બાબતોની વિકથા મૂકીને જે કર્તવ્ય કાર્ય હાથમા લીધું હોય તેને સિદ્ધ કરવા પ્રવૃત્તિ કરવી જોઇએ, કે જેથી આત્મોન્નતિના શિખરે પહોચી શકાય અને ત્યાથી ક્ષાયિક ભાવ

પ્રાપ્ત કરીને પશ્ચાત્ ન પડી શકાય. સાર વિનાની અને બોધ વિના અન્યની પેઠે કોઈ પણ જાતની ક્રિયા કરવા માત્રથી આત્માની ઉન્નતિ થતી નથી. જડની પેઠે વા યંત્રની પેઠે ક્રિયા કરવા માત્રથી આત્મોન્નતિ થઈ શકતી નથી. પ્રત્યેક કર્મની ક્રિયાનું સ્વરૂપ પરિપૂર્ણ અવબોધીને પશ્ચાત્ તેમા મનની એકાગ્રતા કરીને પ્રવૃત્તિ સેવવી જોઇએ. આત્મજ્ઞાનીએ કાર્ય પ્રવૃત્તિથી કદાપિ કંટાળવું ન જોઇએ. કાર્ય પ્રવૃત્તિથી કંટાળવાથી પશ્ચાત્ સર્વ બાબતોની પ્રવૃત્તિયોથી કંટાળો આવે છે અને તેથી કાયરપણું પ્રાપ્ત થાય છે. કાર્યપ્રવૃત્તિમાં કાયરપણું પ્રાપ્ત થતા આત્મોન્નતિ કરનાર એક પણ ગુણની પરિપૂર્ણ પ્રાપ્તિ થઇ શકતી નથી. પ્રત્યેક કાર્ય કરતા કંટાળો આવે તેથી કદાપિ કાર્ય પ્રવૃત્તિનો ત્યાગ ન કરવો. ટ્રાન્સવાલમા હિન્દુસ્થાનના ગાંધી મોહનલાલ કરમચંદે સત્યની પ્રવૃત્તિ આરંભી અને હિન્દુઓના દુઃખ દૂર કરવાનો નિશ્ચય-ઠરાવ કર્યો. તેમાં તેણે અનેક દુઃખો વેઠીને વિજય પ્રાપ્ત કર્યો. મોહનલાલ કરમચંદ ગાંધી કેદખાનાને પણ સ્વર્ગ સમાન માનીને સ્વકાર્ય પ્રવૃત્તિમાં દૃઢ નિશ્ચયી રહ્યા તેથી તે અન્તે વિજયી બન્યા. જે મનુષ્ય જીવ પર આવીને આ પાર કે પેલે પારનો વિચાર કરી કર્તવ્ય કાર્યની ક્રિયામાં પ્રવૃત્ત થાય છે તે અન્તે વિજયની વરમાલને પ્રાપ્ત કરી શકે છે. સુરતમાં કોંગ્રેસના ભાગલા પડયા તેથી હિન્દીઓ કેટલાક હતાશ થયા પરન્તુ સુરેન્દ્રનાથ બેનરજી અને ગોખલે વગેરેએ તેની પુનઃ પ્રવૃત્તિ આરંભી અને કોન્ગ્રેસને જીવતી કરી. આ ઉપરથી સાર લેવાનો એ મળે છે કે આવશ્યક કર્તવ્યકાર્ય કરતાં કાર્ય અને પોતાને ઘણું દૂર થવું પડે તો પણ કાર્યની પ્રવૃત્તિથી અન્તે કાર્યની સિદ્ધિ કરી શકાય છે. જાપાનના રાજા મીકાડો વગેરેએ સ્વદેશની પાશ્ચાત્ય રાજ્યોની પેઠે પ્રગતિ કરવા ધારી તેમા તેમને પ્રથમ મુશ્કેલીઓ નડી; પરંતુ પશ્ચાત તેમને કર્તવ્યદિશાનો માર્ગ ખુલ્લો દેખાયો અને તે પોતાની આંખે જાપાનની ઉન્નતિ દેખી મૃત્યુ પામ્યો. અમેરિકા દેશની પ્રગતિ કરનાર બેન્જામીન ફ્રાંકલીનને પણ પ્રથમ સ્વદેશીય પ્રગતિકારક આવશ્યક કાર્યો કરતા અનેક વિપત્તિયો નડી હતી, પરંતુ પશ્ચાત્ તેણે સ્વકાર્યની સિદ્ધિ કરી. ધાર્મિક બાબતોની પ્રગતિમાં પણ પૂર્વે અનેક જૈનાચાર્યોને દુઃખો પડયા હતા. દક્ષિણ મદુરામા અનેક જૈનાચાર્યોના ધાર્મિક વિવાદમાં પ્રતિપક્ષીઓએ પ્રાણો લીધા હતા, તથાપિ તેઓ અંશ માત્ર આત્મધર્મથી ચલાયમાન થયા નહોતા. તેઓએ કર્તવ્યકાર્યપ્રવૃત્તિ સ્વફરજરૂપ ધર્મ અદા કરવામાં પ્રાણની સ્પૃહા રાખી નહોતી. આત્માર્પણમાં જ્યા સંકોચ હોય છે અને જ્યા મૃત્યુની ભીતિ હોય છે ત્યા કર્તવ્યકાર્યની પ્રવૃત્તિમા શૈથિલ્ય અવબોધવું. વિશ્વાર્થે-દેશાર્થે-સંઘાર્થે અને ધર્માર્થે મૃત્યુ થાય તો પણ જેને મનમાં જરા માત્ર ક્ષોભ ઉત્પન્ન થતો નથી તે મનુષ્ય આવશ્યક કાર્ય ક્રિયામા મગ્ન બનીને કર્તવ્ય કાર્યની સિદ્ધિ કરી શકે છે. હાલ યુરોપમાં પ્રચંડ યાદવાસ્થળી પ્રગટી છે તેમા પ્રત્યેક દેશનો મનુષ્ય સ્વપ્રાણાર્પણ કરવાને ઉત્સવ સમાન આનન્દે

માનીને યુદ્ધાદિ આવશ્યક કાર્યક્રિયામાં મગ્ન બને છે તેથી તે દેશ ખરેખર અન્ય દેશના તાબે શી રીતે થઇ શકે ? આવશ્યક કર્તવ્ય કાર્યક્રિયામા પ્રાણાર્પણ કરીને મગ્ન રહેવાનો ગુણ ખરેખર પાશ્ચાત્ય મનુષ્યો પાસેથી આર્યોએ શીખવો જોઇએ. પાશ્ચાત્ય મનુષ્યના કર્મયોગિત્વનો અનુભવ કરવામા આવશે તો પશ્ચાત્ આર્યલોકોને આત્માર્પણ દૃષ્ટિએ કર્મયોગી થઇને કર્તવ્યકાર્યક્રિયામાં મગ્ન થવાની આવશ્યકતા અવબોધાશે. આર્યો પૂર્વે મહાકર્મયોગી હતા ઈત્યાદિ તેમની પ્રશંસા કરીને હવે બેસી રહેવું ન જોઇએ. પ્રવૃત્તિયોગ તો ખરેખર પાશ્ચાત્ય દેશીઓ પાસેથી શિખવો જોઇએ અને પાશ્ચાત્યોને અત્રત્ય નિવૃત્તિયોગનું શિક્ષણ આપીને તેઓના ગુરુ બનવું જોઇએ પ્રવૃત્તિયોગ એ વાડ સમાન છે અને નિવૃત્તિયોગ એ ક્ષેત્ર સમાન છે. પ્રવૃત્તિથી નિવૃત્તિનું સંરક્ષણ થાય છે. પ્રવૃત્તિયોગની મન્દતાની સાથે નિવૃત્તિયોગની પણ મન્દતા થાય છે અને તેથી નિવૃત્તિ યોગીઓનો પણ નાશ થાય છે. આર્યાવર્તમા જ્યારે પ્રવૃત્તિયોગીઓનું પ્રાબલ્ય હતું ત્યારે નિવૃત્તિયોગીઓનું પણ પ્રાબલ્ય હતું અને તેથી નિવૃત્તિ અને પ્રવૃત્તિથી ધર્મમાર્ગ અને કર્મમાર્ગનું સંરક્ષણ થતું હતું. આળસુ અને પ્રમાદીઓને દેશનું, વિશ્વનું, સમાજનું, સંઘનું, નાતજાતનું, પરમાર્થનું, ધર્મનું અને સ્વાત્માનું કોઇપણ આવશ્યક કર્તવ્યકાર્ય કર્યાવિના જીવવાનો અને વિશ્વમાથી કાંઇપણ લેવાનો અધિકાર નથી. આળસુ મનુષ્યોમા નાશકારક શક્તિયોનો સંગ્રહ થાય છે અને તેથી તેઓ સ્વપરના જીવનનો નાશ કરવા શક્તિમાન્ થાય છે, અતએવ આળસુ મનુષ્યોએ આલસ્યનો ત્યાગ કરીને ધર્માર્થે વા કર્માર્થે જીંદગીનો યોગ્ય ઉપયોગ કરવો જોઇએ અમૂલ્ય જીંદગીને નકામી ગુમાવવી એ કુદરતનો ગુન્હો છે. પ્રત્યેક મનુષ્યે સ્વયોગ્ય આવશ્યક કર્તવ્યકાર્યો કર્યા ઉપરાત સાર્વજનિક આદિ શુભ કર્તવ્યકાર્યો કરવામા સ્વસમય અને સ્વશક્તિનો ભોગ આપવો જોઇએ જે મનુષ્યો સ્વાધિકાર પ્રમાણે કર્તવ્યકાર્યોને કરતા નથી તેઓ સ્વજીવનની પ્રગતિ કરી શકતા નથી. અતએવ આત્મપ્રગતિ કરવાને કર્તવ્યકાર્ય ક્રિયામાં મગ્નચિત્ત રાખવું જોઇએ અને અન્ય નકામી બાબતોમા મન, વાણી અને કાયાનો ઉપયોગ ન કરવો જોઇએ. રાજાને પ્રતિબોધ દેવો, સભાઓમાં હાજર રહેવું, ચતુર્વિધ સંઘના કાર્યો કરવાં, આવશ્યક ધર્મકાર્ય ક્રિયાઓ કરવી, ગ્રન્થો રચવા, નવીન યોગ્ય શિષ્યો કરવા, વ્યાખ્યાન દેવુ, પ્રતિવાદીઓને નિરુત્તર કરવા, ધ્યાનસમાધિમા પ્રવૃત્ત રહેવુ વગેરે--શ્રી હેમચંદ્રાચાર્યનો કર્મયોગ હતો તેથી તેઓ જૈનોના ઉપર મહોપકાર કરી ગયા છે, કે જેને જૈનકોમ પાછો વાળવાને શક્તિમાન્ નથી શંકરાચાર્યનો, ગૌતમબુદ્ધનો, મહમ્મદ પેગબરનો, ઇશુનો અને શ્રી મહાવીર પ્રભુનો કર્મયોગ અનુભવવામા આવશે તો તેઓએ દુનિયાને જાગ્રત્ કરવામાં જે જે આત્મભોગો આપ્યા છે તેનો ખ્યાલ આવશે. જેણે સ્વાસ્તિત્વસંરક્ષક વિચારો અને આચારોને વિશ્વમા પ્રવર્તાવવાની ઇચ્છા રાખી હોય તેણે પ્રથમ કર્મયોગી બનવું જોઇએ સ્વાસ્તિત્વપ્રગતિકારક વિચારો અને આચારોને વિશ્વમાં

પ્રવર્તાવતાં અલ્પ હાનિ અને મહાન્ લાભ થતો હોય તો તે દૃષ્ટિએ કર્મયોગી બનીને લાખો કરોડો મનુષ્યોને કર્મયોગી બનાવવા જોઈએ કે જેથી વિશ્વોન્નતિ કરવાને શક્તિમાન્ થવાય. શ્રી મહાવીરપ્રભુના વિચારો અને આચારો માનનાર જૈનોની સંખ્યા ઘટી તેનું કારણ એ છે કે દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ પ્રમાણે કર્મયોગીઓ પરંપરાએ મોટા મોટા ઉત્પન્ન કરવાની અને વિશ્વને માફક આવે એવી ધર્મપ્રવૃત્તિયોને પ્રવર્તાવવાની વ્યવસ્થાબુદ્ધિ અને પ્રવૃત્તિનો નાશ થયો. વિશ્વવર્તિ મનુષ્યોને ગુણકર્માનુસારે વ્યાવહારિક કાર્યોની સાથે જે ધર્મ સહેજે સધાય છે તે ધર્મ ખરેખર વિશ્વમાં સ્વપૂજકોની સંખ્યામાં વૃદ્ધિ કરવા સમર્થ થાય છે; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રવર્ણાનુયોગ્ય ગુણકર્મોની સાથે સાથે ધાર્મિક યોગ્ય પ્રવૃત્તિ કરી શકાય એવી દેશકાલાનુસાર ધર્મપ્રવૃત્તિના નિયમોની જ્યા વ્યવસ્થા છે તે ધર્મ ખરેખર સર્વત્ર સર્વદા વિશ્વમા બહોળી જનસંખ્યામાં વિદ્યમાન રહે છે. જૈનોના અગ્રગણ્ય ધાર્મિક અને વ્યાવહારિક કર્મયોગીઓમા પરંપરાસંરક્ષક મહા કર્મયોગીઓ બનાવવાની તથા દેશકાલાનુસાર જનસમાજના પ્રત્યેક અંગને અનુકૂલ આવે એવા ધર્મકર્મયોગની વ્યવસ્થા કરવામા ચુકાયુ છે, તેથી જૈન કર્મયોગીઓ હાલ વિશ્વમાં અગ્રગણ્ય પદવીઓના ધારક રહ્યા નથી. બૌદ્ધધર્મ હિન્દુસ્થાનથી દૂર થયો તેનું કારણ એ છે કે બ્રાહ્મણોએ સ્વધર્મી મનુષ્યોનાં ઊંડાં મૂળ રહે અને તેઓ વ્યવહારવ્યવસ્થાનુસાર જીવી શકે એવી જે પ્રવૃત્તિયો કરી હતી તેવી તેઓ કરી શક્યા નહીં. બૌદ્ધધર્મના આગેવાનો, ત્યાગીઓ હોવાથી ગૃહસ્થ કર્મયોગીઓમા પ્રગતિકારક અને સ્વાસ્તિત્વસંરક્ષક શક્તિના બીજો પરંપરાએ ઉગ્યા કરે એવી શક્તિ મૂકી શક્યા નહિ અને જૈનાચાર્યો પણ ત્યાગીઓ હોવાથી તેઓના જેવી શક્તિયો કે જે પરંપરાએ પોતાના વર્ગમા ઉતરે અને સ્વગૃહસ્થવર્ગમા પણ પરંપરાએ બ્રાહ્મણોની પેઠે ધર્મપોષક શક્તિયોની વિદ્યમાનતા રહે એવી વ્યવસ્થાપૂર્વક શક્તિયોને કર્મયોગીની ગુણકર્માનુસાર પરંપરાસંરક્ષક પદ્ધતિથી મૂકી શક્યા નહિ. જૈનધર્મના ત્યાગીવર્ગમાં અને ગૃહસ્થવર્ગમા સંકુચિતવૃત્તિથી ધર્મકર્મયોગ અને વ્યાવહારિક સાંસારિક કર્મયોગ પ્રવર્તવા લાગ્યો તેથી ધર્મમા અને કર્મમાં વિશ્વવ્યાપક દૃષ્ટિથી જૈનસમાજમા કર્તવ્યકર્મોને કરવાવાળા કર્મયોગીઓ ઘટવા લાગ્યા અને તેનુ પરિણામ હાલ જે આવ્યું છે તે ઉપરથીજ અવબોધી શકાશે કે ચાર વર્ણમાંથી જૈનધર્મે વિદાયગીરી લીધી અને એક તળાવડા જેવી જનસંખ્યામાં જૈનધર્મ વિદ્યમાન છે તેમા અન્યજલના અભાવે મલિનતા થાય એ સ્વાભાવિક છે. અતએવ જૈનકોમે ત્યાગીઓમા અને ગૃહસ્થોમા મહાકર્મયોગીઓ ઉત્પન્ન થઈ શકે અને તેઓને સ્વકર્તવ્યકાર્ય કરવામા અનેક જાતની મુશ્કેલીઓ ન પડે એવો પ્રયત્ન કરવો જોઈએ. બૌદ્ધધર્મ હાલ જ્યાં પ્રવર્તે છે ત્યા ધર્મમાર્ગમા અને કર્મમાર્ગમાં કર્મયોગીઓ પ્રગટે છે. જ્ઞાનયોગીઓને કર્મયોગીઓ કરી શકાય છે અને તેઓ સર્વ વસ્તુઓનુ સ્વરૂપ સમજતા હોવાથી, વર્તમાનમાં સર્વ શુભ બાબતોની પ્રગતિ થાય એવી રીતે સુધારાવધારા સાથે કર્મયોગને

સેવી શકે છે. જે જે બાબતોની આવશ્યકતા અવબોધાતી હોય તે તે બાબતોના કર્મયોગીઓ પ્રગટાવવા જોઇએ; એમા જરા માત્ર પ્રમાદ સેવવામાં આવશે તો પ્રગતિશીલ અન્યદેશીય અને અન્યધર્મી પ્રજાઓની પાછળ સેંકડો વર્ષ સુધી રહી શકાશે; સ્વાસ્તિત્વપરંપરાસંરક્ષક બીજકોનો પણ નાશ થશે. કર્મયોગની પરિપૂર્ણ યોગ્યતા મેળવવાને પૂર્વે ચારે વર્ણના વિદ્યાર્થીઓ વીશ પચીશ વર્ષ પર્યન્ત ગુરુકુલમા વાસ કરીને વિદ્યાધ્યયન કરતા હતા અને પશ્ચાત્ સર્વ પ્રકારની કાયિક વાચિક અને માનસિક શક્તિયો ખીલવીને ગૃહસ્થાવાસમાં કર્મયોગી બની પ્રવેશ કરતા હતા અને જે ત્યાગાશ્રમને યોગ્ય થતા તેઓ ત્યાગી બની ત્યાગીયોગ્ય આવશ્યક કર્મયોગને સેવતા હતા. તેથી વિશ્વમાં વ્યાવહારિક અને ધાર્મિક પ્રગતિમાં કોઇ રીતની ખામી રહેતી નહોતી. હાલ તેવી વ્યવસ્થાનો ઉદ્ધાર કરીને મનુષ્યોને કર્મયોગીઓ બનાવવાનો પ્રયત્ન શરૂ થયો છે. વીશ પચીશ વર્ષ પર્યન્ત બ્રહ્મચર્ય ધારણ કરીને પૂર્વે ચારે વર્ણના બાલકો અને બાલિકાઓ અભ્યાસ કરીને કર્મયોગીનું પદ પ્રાપ્ત કરતી હતી તેવી વ્યવસ્થાનો શનૈ શનૈ યુક્તિપૂર્વક જમાનાને અનુસરી ઉદ્ધાર કરવો જોઇએ કે જેથી કર્મયોગીઓદ્વારા વિશ્વનો ઉદ્ધાર થઈ શકે. બૂમો પાડવાના કરતાં કર્મ ક્રિયામાં ચિત્ત રાખીને પ્રત્યેક કર્તવ્યપ્રવૃત્તિમાં પ્રવૃત્તિ કરી કર્મયોગી બનવું જોઇએ કે જેથી સર્વ પ્રકારની શુભ પ્રગતિયોનો ઉદ્ધાર થઇ શકે. મોટી મોટી વાતો કરવાથી કંઇ વળતું નથી વાતો કરતાં વડાં થવાના નથી. વાતો કરવા માત્રથી કોઇને અસર થવાની નથી; માટે કર્તવ્યકાર્ય પ્રવૃત્તિમાં મસ્ત બનીને આદર્શ પુરુષ બનવું જોઇએ. જેણે આગગાડી શોધી કાઢી તેણે દેશોદેશ બૂમપાડી નહોતી તોપણ તેના કર્તવ્યથી તે જગપ્રસિદ્ધ થયો અને તેની આદર્શકર્તવ્યતાથી અન્ય વિજ્ઞોને શોધકબુદ્ધિદ્વારા કાર્યપ્રવૃત્તિ થઇ. એડીસન અને ડાક્તર જગદીશચંદ્ર બોઝ વગેરે શોધકો અખિલ વિશ્વમાં પ્રસિદ્ધ થયા છે તેનું કારણ એ છે કે તેઓએ શોધકવિજ્ઞાનપ્રવૃત્તિથી કર્મયોગમા પ્રવૃત્તિ કરી વિશ્વોપયોગી શોધખોળ કરી છે અને હજી તેઓ શોધક કર્મયોગપ્રવૃત્તિમાં મસ્ત બનીને અનેક જાતની શોધો કર્યા કરે છે. આર્યાવર્તમા અનેક વિદ્વાનો પાક્યા પણ કોઇએ બે પૈડાંથી ચાલનારી ગાડી કે જે લાખો વર્ષથી વંશપરંપરાએ વારસામાં આવે છે તેમાં કોઈ જાતનો શોધકબુદ્ધિથી ફેરફાર કરી શક્યા નહિ; તેનું માન તો ખરેખર પાશ્ચાત્ય વિદ્વાનોને ઘટે છે આર્યાવર્તે રાત્રીના વખતમાં તેમના કોડીયાનો દીવો કરીને અદ્યપર્યન્ત દીપકનો વ્યવહાર ચલાવ્યો હતો. ફાનસ સર્ચલાઇટ વગેરે આર્યાવર્તના કર્મયોગીઓની કમાણી નથી. હજી પણ આર્યો જાગશે નહિ અને શોધકબુદ્ધિવડે સર્વ પ્રકારની પ્રગતિમા પ્રવૃત્તિ કરવામા મસ્ત નહિ બનશે તો તેઓનું આર્યશ્રેષ્ઠત્વ ફક્ત ઇતિહાસના પાને રહી શકશે. જ્યાં આગગાડીના વેગે પ્રગતિ-પ્રવૃત્તિ થતી હોય ત્યાં રગસીયા

**બળદ ગાડાસાં બેસીને ચાલવાથી હવે અન્યોની સ્પર્ધાપ્રગતિમાં પ્રસ્થિતિ થઇ શકવાની નથી,** અતએવ પ્રવૃત્તિમાં મસ્ત કર્મયોગી બનવું જોઇએ; અને અન્ય જેઓ મૃતવિચારોના પૂજકો બન્યા છે તેઓના ટકટકારા તરફ ધ્યાન ન આપવું જોઇએ. કર્મયોગી બનીને આદર્શ પુરુષ બનો એટલે મૌન રહેવા છતાં જે કંઇ વાણીદ્વારા ઉપદેશ આપવાનો હશે તે સ્વયમેવ અખિલ વિશ્વ ગ્રહણ કરશે. અશોક રાજા અને ચંદ્રગુપ્તની યાદી ખરેખર તેનાં કર્તવ્યકાર્યોથી થાય છે. પ્લેટોની યાદી તેના ગ્રંથોથી થાય છે. એમર્સનની યાદી તેના વિચારોથી ભરેલાં પુસ્તકોથી થાય છે અને તેથી તેમના કર્તવ્યોનું સ્મરણ કરીને વિશ્વમનુષ્યો કર્તવ્યકાર્યોની પ્રવૃત્તિ કરે છે. હનુમાને કર્મયોગી બની રામની સેવા બજાવી તેથી તે આદર્શ પુરુષ બનીને પરોક્ષ દશામાં પણ મૂર્તિદ્વારા જગને ઉપદેશ આપ્યા કરે છે. વ્યાસ તેના કર્તવ્યકર્મોથી હિન્દુઓના પૂજ્ય હૃદયમાં ઇશ્વર તરીકે વિરાજે છે. પતંજલિ તેના ગ્રન્થાદિક કર્તવ્યકાર્યોથી આર્યાવર્તમાં સર્વત્ર પ્રાતઃકાલમાં સ્મરાય છે, શાકટાયન, ઉમાસ્વાતિવાચક, કુંદકુંદાચાર્ય, ભદ્રબાહુ, દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ, ધનેશ્વરસૂરિ, વિમલાચાર્ય, અકલંક, નિષ્કલંક અને સિદ્ધસેનસૂરિ તેઓના કર્તવ્ય શાસ્ત્રકાર્યથી આર્યોના હૃદયમાં પૂજાય છે. આપણે સાક્ષાત્ એ પુરૂષોને દેખ્યા નથી છતાં પણ તેઓએ કરેલા કાર્યોનું સ્મરણ, તેઓના ગ્રન્થોથી કરી શકાય છે અને તેઓનું કર્મયોગિત્વ કેટલું બધું ઉત્તમ હતું તે તેઓના વિચારોથી અવબોધાઇ શકે છે. જગડુશાહ શેઠે દુષ્કાલના સમયમાં હજારો મણ ધાન્યના સુંડા ગરીબોને આપ્યા અને લાખો મનુષ્યોને મૃત્યુકાલથી બચાવ્યા તેથી તે દાનમાં આદર્શ પુરુષ બની તેના કર્તવ્ય કર્મથી લાખો મનુષ્યોને ઉપદેશ શિક્ષા આપી શકયા અને તેઓ સ્વકીય જીવન સુધારીને દાન કર્મની પ્રવૃત્તિ કરી શકયા. ઇડરમા અંબાવીદાસ નામના એક ધનવાન્ જૈન ગૃહસ્થ થયા તેમના વખતમા મોટો દુષ્કાલ પડયો ત્યારે તેમણે ઇડર દેશ અને તેની આસપાસના સર્વ લોકોને અન્ન પૂર્યું. ગરીબોને માટે દરરોજ સત્રશાલાઓ શરૂ રાખી તેવી દાનપ્રવૃત્તિથી પોતાની પાછળ આદર્શ જીવન મૂકી ગયા. તેથી તેમના નામની સાથે હજારો મનુષ્યો તેવી દાનરૂપ કર્મયોગની પ્રવૃત્તિ સેવવાને ઉત્સાહી બને છે. સ્વાધિકારે સ્વયોગ્ય અને પરયોગ્ય કલ્યાણકારક કાર્યો કરો કે જેથી તમારા કર્તવ્ય કાર્યોને અવલોકી લોકો સ્વકર્મયોગમાં પ્રવૃત્તિ કરી શકે. ભરત. બાહુબલી, અભયકુમાર, ઢંઢણ કુમાર, મેઘકુમાર, સિરિયક, સ્થુલભદ્ર, નંદિષેણ, કયવન્નાશેઠ, કેશીકુમાર, શાલિભદ્ર વગેરે મહાપુરુષો કર્મયોગપરાયણ બનીને આદર્શ પુરુષ બન્યા છે. શ્રી વીર પ્રભુની પાટે બેસનાર આચાર્યોએ કર્મયોગી બનીને જૈન શાસનની સેવામાં સ્વાત્મભોગ આપી આદર્શ પુરુષતાનો ખ્યાલ આપ્યો છે. વેદાન્તદર્શન-પ્રવર્તક અનેક આચાર્યોએ સ્વધર્મ યોગ્ય આવશ્યક કર્મોમાં પ્રવૃત્તવાને આત્મભોગ આપ્યો છે તે તેઓના જીવન ચરિત્રોથી માલુમ પડે છે. પાશ્ચાત્ય કર્મયોગીઓ પોતાના કરતાં

વિશેષ યોગ્યતા પ્રાપ્ત કરેલા મનુષ્યોને પોતાની પાછળ મૂકવાની કોલેજો વગેરેની વ્યવસ્થાઓનો જેવો કર્મયોગ સેવે છે તેવો હાલ આર્યાવર્તમાં કર્મયોગ નહિ સેવાતો હોવાથી એક મહાકર્મયોગીની પાછળ દિવા પાછળ અંધારા જેવું વા દેવતાના છોકરા કોયલા જેવું થાય છે. શ્રી હેમચંદ્રની પાછળ તેમના જેવો મહા કર્મયોગી પુરુષ પ્રકટ્યો નહિ એ આર્યોના ઉત્પાદકવ્યવસ્થાપ્રવૃત્તિયોગની ખામી છે. હરિભદ્રસૂરિની પાછળ હરિભદ્ર કરતાં મહાપુરુષ તેઓ પ્રકટાવી શક્યા નહિ વા તેવા પુરુષો પાકે એવી વ્યવસ્થાવાળાં ગુરુકુલો સ્થાપી શક્યા નહિ. શ્રીમદ્ યશોવિજયજીની પાટે તેમના જેવો મહાપુરુષ ન પ્રકટ્યો એ ખેરેખર આપણા કર્મયોગની ખામી છે. પાશ્ચાત્ય વિદ્વાનો એક કલેકટરની પાછળ બીજો કલેકટર મળે, એક વાયસરોયની પાછળ બીજો વાયસરોય પાકે, એક ગવર્નરની પાછળ બીજો ગવર્નર પાકે, એક પ્રધાનની પૂંઠ પૂરનાર તેના સમો અન્ય પ્રધાન તુર્તજ તેનો ચાર્જ સંભાળે એવી વ્યવસ્થાના કર્મયોગની પરંપરાપ્રવૃત્તિયોની સારી યોજના કરી શક્યા છે અને તે હાલ આપણા અનુભવમાં આવે છે. ગોખલેની જગ્યા પૂરનાર તેના જેવો અન્ય તુર્ત પ્રાપ્ત કરી શકવામાં આર્યાવર્ત પશ્ચાત્ છે. દાદાભાઈ નવરોજજીનો ચાર્જ સંભાળીને તેમનાં જેવાં કાર્યો કરી કર્મયોગી અન્ય કોઈ બને તેવી વ્યવસ્થાની ખામી છે. રોમેશદત્ત જેવો પ્રધાન તુર્ત શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડને મળે એવી વ્યવસ્થાની ખામી છે. ફીરોજશાહ મહેતા અને વાછાના કર્મયોગની પદવી સંભાળી લે એવા તુર્ત તેમની જગ્યાને પૂરનાર કર્મયોગીઓની ખામી છે. પાશ્ચાત્ય દેશોમા તેવી બાબતની એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે એક જગ્યાનો ચાર્જ તુર્ત તેના કરતાં અધિક યોગ્યતાવાળો અન્ય કોઈ કર્મયોગી બનીને સંભાળી શકે. શંકરાચાર્યની પાછળ શંકરાચાર્ય જેવા અને રામાનુજાચાર્યની પાછળ રામાનુજ સરખા કર્મયોગી ઉપદેશકો ન પ્રકટ્યા તેનું કારણ તેવા પુરુષો પકાવવાની વ્યવસ્થાની ખામી છે. વિવેકાનન્દ અને સ્વામી રામતીર્થની જગ્યા પૂરે એવા સનાતન વેદાન્તીઓમા પુરુષો પ્રગટ્યા નથી તેનું કારણ એ છે કે તેવા પ્રકારના પાછળ અન્ય પુરુષો થયા કરે એવાં ગુરુકુલો, શાળાઓ, વગેરેની વ્યવસ્થાવાળા પ્રવૃત્તિયોગની ઘણી ખામી છે. આર્યાવર્ત હજી આ બાબત માટે નહિ ચેતી શકશે તો તે મહાકર્મયોગીઓની અનુક્રમશ્રેણિને પ્રકટાવ્યા વિના પતિત દશાને ભોગવી શકશે કર્મયોગવડે મહાકર્મયોગી બની શકાય એવી કર્તવ્યકર્મપ્રવૃત્તિમાં મસ્ત થવું કે જેથી મૌન રહેવા છતાં જગત્‌ને તેનું આચરણ દેખવાથી બોધ મળે એમ અત્ર કહેવાના ભાવમાં પ્રસંગોપાત્ત અન્ય વિવેચન કરાયું છે મૌની બનીને સ્વકર્તવ્ય કાર્યોનો ઉપદેષ્ટા ખેરેખર કર્મયોગી બને છે, તેથી તેને બૂમો પાડવાની જરૂર પડતી નથી—એવું અવબોધીને પ્રત્યેક મનુષ્યે કર્તવ્ય કાર્ય પ્રવૃત્તિમાં લક્ષ્ય દેવું જોઈએ અને ઉપયોગપૂર્વક આવશ્યક કાર્યોમાં પ્રવર્તીને આદર્શ પુરુષ બનવા ખાસ લક્ષ્ય રાખવું જોઈએ આદર્શ

કર્મયોગી કહેણી પ્રમાણે રહેણીને રાખે છે તેથી મન વચન અને કાયાવડે તે પ્રામાણિકત્વ સંરક્ષીને મૌન છતાં ઉપદેષ્ટા બની શકે છે. વધસ્તંભ પર ચઢેલા ઈશુ ક્રાઈસ્ટના બે શબ્દોથી ખ્રિસ્તિયોના હૃદયમાં જે ઊંડી અસર થાય છે અને આપણા મનમાં પણ જે ઊંડી અસર થાય છે તે અન્યથી થતી નથી, તેનું મુખ્ય કારણ એ છે કે કર્મયોગી વિચારોને જે આચારમાં મૂકી બતાવે છે તેજ તેનો ખરેખરો ઉપદેશ છે. દેહાધ્યાસના ઉત્સર્ગની પ્રવૃત્તિમાં સમરાદિત્ય, અવન્તી સુકુમાલ, ગજસુકુમાલ અને મહાબલની સ્મૃતિ માત્રથી તેઓના આત્માના સદ્વિચારોની પોતાના ઉપર અસર થાય છે એ કંઇ સામાન્ય કર્મયોગીપણું કહેવાય નહીં. મેવાડના રાણા પ્રતાપે અકબરના પુત્ર સલીમના સાથે અરવલ્લીની ખીણમા યુદ્ધ કર્યું તે વખતે પ્રતાપનું છત્ર પોતે મસ્તક પર ધારણ કરીને આત્મત્યાગ કરનારા ઝાલા રાણાના દેશભક્તિકર્તવ્યકર્મયોગની ક્રિયાથી દેશભક્તો પર ઝાલાનું મૌન છતાં જે અસર થાય છે તેવી અન્યથી થતી નથી. અત એવ કર્મયોગી મૌન રહેવા છતાં સ્વકર્તવ્યકર્મોનો ઉપદેશ કરે છે એમ જે કહેવામાં આવ્યું છે તે ખરેખર યોગ્ય છે. દુર્ગાદાસ રાઠોડ સ્વદેશભક્તિથી આવશ્યક કર્તવ્યકાર્યો કરતાં ભીંતમાં ચણાય છે, પ્રસંગે બહાર નીકળે છે અને દેશ-રક્ષાર્થ માથું મૂકીને કાર્ય કરે છે તેનું ચરિત્ર વાંચતાં વાંચકોનાં રૂંવાડા ઊભા થાય છે તેથી તેની પ્રવૃત્તિથી વિશેષ ઉપદેશ અન્ય રીતે મળી શકતો નથી. તેની કર્તવ્યકર્મપ્રવૃત્તિથી તેની આવશ્યક પ્રવૃત્તિયોનો ઉપદેશ ખરેખર મૌનપણામાં સારી રીતે મળી શકે છે અને તેથી તેને ક્ષત્રિય પુરુષો આદર્શ પુરુષ માનીને તેના જેવું સ્વ-જીવન કરવા પ્રવૃત્તિ કરે છે. શેઠ મોતીશાહે પાલીતાણા વગેરેમાં જિનમન્દિરો બાંધી સ્વ-કર્તવ્યકર્મોને ઉપદેશ દીધા વિના અન્યોના હૃદયમા ઉતારી દઈ તેઓની જીવનપ્રગતિ કરી છે. અમદાવાદના શેઠ હેમાભાઇ અને હઠીશંગે પારમાર્થિક કાર્યો કરી મૌનપણે રહીને અન્યોને સ્વકર્તવ્ય કાર્યોનો ઉપદેશ આપ્યો છે. સ્વયોગ્ય કર્તવ્યકાર્યોમાં પ્રવૃત્ત રહ્યા કરવું એ એક જાતનો ઉત્તમ અસર કરનાર મૌની ઉપદેશ અવબોધવો. સ્વમન વાણી અને કાયાની શક્તિનો ધનનો અન્નનો અને સમયનો પારમાર્થિક કાર્યોમાં ભોગ આપવો એ જગત્‌ને અનન્તગુણો જીવતો ઉપદેશ આપવા જેવું કર્તવ્યકર્મ અવબોધવું. આત્માના ગુણોમાં મસ્ત રહેનારા જ્ઞાનયોગી ગુરુઓ સ્વકર્તવ્યમાં તત્પર રહે છે, તેઓની આગળ શિષ્યો જાય છે અને તેઓના મનમાં જે જે સંશયો પૂછવાના હોય છે તે સ્વયમેવ ટળી જાય છે તે માટે કહ્યું છે કે–गुरुवस्तु मौनव्याख्याताः शिष्यास्तु छिन्नसंशयाः ગુરુઓની મૌનતા છતા શિષ્યોના સંદેહો દૂર થાય છે. તેનું ખરેખરું કારણ તેમની કર્તવ્યપ્રવૃત્તિની અસર છે; કર્તવ્યપ્રવૃત્તિમા પ્રવૃત્ત થતાં આત્મામા એવી મહાન્ શક્તિ ઉત્પન્ન થાય છે કે જેથી શિષ્યોના સંદેહો ખરેખર યોગીને દેખતા તુર્ત સ્વયમેવ પ્રત્યુત્તર પામી શમી જાય છે. કીડીઓની કર્તવ્યપ્રવૃત્તિ દેખતાં આપણા હૃદયમાં આલસ્ય પ્રગટ્યું હોય છે તો તેનો નાશ

થાય છે. સ્વકર્તવ્યપ્રવૃત્તિમાં સદા મગ્ન રહેવું એ સ્વકર્તવ્ય ફરજ છે. એક મહાત્મા એક વખત સાબરમતી નદીમા સ્નાન કરવા પેઠા એવામાં એક વિંછી તણાતો તણાતો ત્યાં તેમણે દીઠો. મહાત્માના મનમાં તુર્ત દયા આવી અને તેને હસ્તમા ઝાલ્યો. વૃશ્ચિકે તુર્ત મહાત્માને ડંખ માર્યો. મહાત્માએ તુર્ત તેને જલમાં નાખ્યો પુનઃ તેને તણાતો દેખીને તેને હસ્તમા ઝાલ્યો. વિંછીએ પુનઃ તેના હસ્ત પર ડંખ માર્યો. એમ ચાર પાંચ વખત મહાત્માને તે વૃશ્ચિક કરડયો તો પણ મહાત્માએ સ્વકર્તવ્યપ્રવૃત્તિમા મશગૂલ રહીને તેને બહાર કાઢ્યો. મહાત્માની આવી પ્રવૃત્તિ દેખીને નદીકાઠે ઉભેલા એક મનુષ્યને હસવું આવ્યું અને તેણે મહાત્માને કહ્યુ કે-અરે મહાત્મન્! તને વૃશ્ચિકે ડંખો ચાર પાચ વાર માર્યા છતાં કેમ તેને બહાર કાઢ્યો ? મહાત્માએ પૃચ્છકને કહ્યું. ભાઇ! વૃશ્ચિકે પોતાની કર્તવ્યકર્મ પ્રવૃત્તિને બજાવી અને મેં મહાત્માની કર્તવ્યપ્રવૃત્તિને બજાવી. તેણે સ્વકર્ત્તવ્યકર્મપ્રવૃત્તિને સ્વભાવાનુસાર સેવીને તેમાથી કર્તવ્ય કર્મોનું શિક્ષણ આ જગત્‌ને આપ્યું અને મેં મહાત્માના સ્વભાવ પ્રમાણે કર્તવ્યકર્મપ્રવૃત્તિને સેવી મૌન રહી જગત્‌ને કર્તવ્યકર્મનો બોધ આપ્યો. આ ઉપરથી સાર એ લેવાનો છે કે-કર્તવ્યકર્મપ્રવૃત્તિથી મનુષ્ય મૌન રહ્યો છતાં પણ જગત્‌ને ઉપદેશ આપે છે, માટે સ્વઆવશ્યકફરજના અનુસારે કર્તવ્યકર્મપ્રવૃત્તિથી જગત્‌શાલાના જીવોને ઉપદેશ દેવો જોઇએ.

**અવતરણ**—કર્મયોગીને યાવત્ જ્યાં જ્યાં જે જે કર્તવ્ય કર્મક્રિયાનો અધિકાર છે તાવત્ તેણે ત્યાં ત્યાં તે તે કર્તવ્ય કર્મની ક્રિયા કરવી અને જેમાં પોતાનો અધિકાર નથી તે તેણે ન કરવી ઇત્યાદિ દર્શાવે છે.

**શ્લોકૌ**

**यावत्क्रियाधिकारश्च यस्य यत्कर्मणो भवेत् ॥**
**तावत्तेन प्रकर्तव्याः स्वायत्तकर्मणः क्रियाः ॥ ७५ ॥**
**यस्ययांयांक्रियां कर्तु—मधिकारो न युज्यते ॥**
**कर्तव्या तेन सा नैव यतोऽधिकारिणिक्रियाः ॥ ७६ ॥**

**શબ્દાર્થ**—જેને જ્યા સુધી જે કર્તવ્યકર્મની ક્રિયા કરવાનો અધિકાર છે ત્યાં સુધી તેણે તે ક્રિયા કરવી જોઇએ. સ્વાયત્ત કર્મની ક્રિયા તો તે કર્તવ્યકર્મના અધિકાર પર્યંત કરવી જોઇએ અને જેનો જે ક્રિયા કરવાનો અધિકાર નથી તેણે તે કર્મની ક્રિયા કરવી નહિ કારણ કે જે મનુષ્ય જે કર્મનો અધિકારી છે તેનામાં તે ક્રિયાઓ શોભે છે અને સ્વપરફલપ્રદા થઈ શકે છે.

વિવેચન—અતએવ મનુષ્યોએ સ્વાધિકારયોગ્ય જે જે આવશ્યક કર્તવ્ય કાર્યો હોય તેઓની પ્રવૃત્તિ પ્રારંભવી જોઇએ. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર સ્વસ્વ ગુણકર્માનુસાર કર્તવ્ય કર્મની ક્રિયાઓ કરવી જોઇએ સ્વકર્તવ્યકર્મની ક્રિયાનો ત્યાગ કરીને અન્ય યોગ્ય કર્તવ્યકર્મક્રિયાને કરતા આત્માની પ્રગતિ થતી નથી અને અન્યાત્માઓનું કલ્યાણ કરી શકાતું નથી. સ્વાધિકારસિદ્ધ સ્વધર્મક્રિયાથી આત્માની ઉન્નતિ થાય છે પરંતુ અન્ય ધર્મની ક્રિયા કરવાથી પોતાની ઉન્નતિ થતી નથી. ગૃહસ્થ ધર્મમાં સ્વાધિકારે ગૃહસ્થ કર્મની ક્રિયાઓને કરવાની હોય છે પરંતુ તેનો કોઇ ત્યાગ કરીને કોઇ ત્યાગીના ધર્મની ક્રિયાઓ કરે તો તે અધિકારથી ભિન્ન પ્રવૃત્તિ કરવાથી સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે અને સાધુ બની કોઇ ગૃહસ્થયોગ્ય કર્મને કરે તો તે સાધુધર્મથી ભ્રષ્ટ થાય છે. स्वधर्मे निधनं श्रेय. परधर्मो भयावहः ઇત્યાદિ જે વાક્યો છે તે સ્વાધિકારયોગ્ય કર્તવ્ય મન્તવ્ય કર્મ ધર્મ પ્રવૃત્તિની મહત્તાને દર્શાવે છે અને સ્વાધિકારભિન્ન કર્તવ્યકર્મ ધર્મ પ્રવૃત્તિ એ પરધર્મ છે અને તે ભયાવહ છે એમ પ્રબોધે છે. અસ્મદીય યોગદીપક ગ્રન્થમાં અધિકારદશાના ભેદે ભિન્ન ભિન્ન ધર્મો છે તેમાં સ્વયોગ્ય કર્તવ્યધર્મ તે શ્રેષ્ઠ છે એમ વિશ્વવર્તિ સર્વ મનુષ્યોને નીચે પ્રમાણે પ્રબોધવામા આવ્યું છે. श्रेष्ठाः सर्वस्वधर्मेण-परधर्मे न तादृशाः । अधिकारिवशाद्बोधो, स्वाधिकारिवशात्क्रियाः ॥ ९९ ॥ બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્ય શૂદ્રો અને ત્યાગીઓ સર્વ સ્વસ્વધર્મવડે શ્રેષ્ઠ છે અને પરધર્મે તેવા શ્રેષ્ઠ નથી. અધિકારી વશથી બોધ છે અને અધિકારી વશથી ક્રિયાઓ છે. સ્વકર્તવ્ય પ્રવૃત્તિ એ પ્રત્યેક મનુષ્યનો વ્યાવહારિક ચારિત્રધર્મ છે. જેનો જેવો અધિકાર હોય તેને તેવો બોધ દેવો જોઇએ અને જેને જેવી ક્રિયા કરવાયોગ્ય હોય તેણે તેવી ક્રિયા કરવી જોઇએ. બ્રાહ્મણે બ્રાહ્મણના ધર્મ પ્રમાણે કર્મપ્રવૃત્તિ કરવી જોઇએ અને ધર્મની તે સાથે આરાધના કરવી જોઇએ. ક્ષત્રિય, પૃથ્વી, દેશ, સન્ત સાધુ, ગોબ્રાહ્મણ વગેરેની રક્ષા કરવી જોઇએ અને તે કર્તવ્ય કર્મપ્રવૃત્તિને સ્વધર્મ માની તેની શ્રેષ્ઠતાનો ત્યાગ કરી અન્ય કર્મની ક્રિયાઓ ન કરવી જોઇએ. જેનામા વૈશ્યધર્મના ગુણકર્મો છે તેણે વૈશ્યધર્મ કર્મપ્રવૃત્તિને સ્વીકારવી જોઇએ. શૂદ્રે સ્વગુણકર્માનુસાર ધર્મકર્મપ્રવૃત્તિ સેવવી જોઇએ. ત્યાગીએ ત્યાગધર્મકર્મપ્રવૃત્તિ સેવવી જોઇએ અને આત્મપ્રગતિ થાય તેવી ક્રિયાથી ભ્રષ્ટ ન થવું જોઇએ. ક્રિયાઓ કે જે પોતાના અધિકાર પ્રમાણે કરવાયોગ્ય હોય તેઓને આદરવી જોઇએ; પરંતુ જે ક્રિયાઓ સ્વાધિકાર પ્રમાણે સ્વોન્નતિકારણ ન લાગતી હોય અને તેમા રુચિ ન પડતી હોય તેઓને ન કરવી જોઇએ. એટલું તો ખાસ યાદ રાખવું કે મનુષ્ય પોતે સ્વતંત્ર રીતે કર્મક્રિયા કરવાને અધિકારી છે તેથી તેને જે યોગ્ય લાગે તે કરી શકે અને સ્વાધિકારથી ભિન્ન જે અયોગ્ય લાગે તે ન કરી શકે. **મનુષ્ય ખરેખર ક્રિયાને તાબે નથી પણ ક્રિયાઓ ખરેખર મનુષ્યના તાબે હોય છે;** તેથી તે પોતાની મરજી પ્રમાણે કર્તવ્યક્રિયાઓને

સ્વાત્મપ્રગતિમાટે કરી શકે છે. તેમા અન્ય મનુષ્યોને તેની ટીકા કરવાનો હક્ક નથી. ક્રિયાઓ કે જે ઉપયોગી હોય તે કરવી જોઈએ પરંતુ ફલ ન દેખાતું હોય અને આત્માની ઉન્નતિ ન થતી હોય તો અનાવશ્યક ક્રિયાઓમા ગોંધાઇ રહીને ક્રિયાપરતંત્ર-જીવન ન કરવું જોઇએ. જ્ઞાનપૂર્વક કર્તવ્યકાર્યની ક્રિયાઓને સ્વવશમાં પોતે કાષ્ઠપુત્તલિકાવત્ ન થવું જોઈએ. વય શક્તિ સંબંધ પ્રયોજનાદિથી અમુક ક્રિયાનો પોતાને અધિકાર છે કે નહિ તેની પોતાને સમજણ પડે છે. આવશ્યકકર્તવ્યકાર્યો ક્યાસુધી પોતાને કરવાનાં હોય છે તે વય શક્તિ અવસ્થા જ્ઞાન પ્રયોજનાદિથી પોતાને તેનો અનુભવ થાય છે. સ્વતંત્રપણે અનેક જ્ઞાનથી સ્વાધિકાર કર્તવ્યકર્મક્રિયાનો નિર્ણય કરવો જોઇએ. ગૃહસ્થદશા-ત્યાગ કરીને ત્યાગીની દશા સ્વીકારતાં કર્તવ્યકર્મક્રિયાના અધિકારનું રૂપાન્તર થાય છે. અવસ્થાભેદે કાર્યક્રિયાઓનો ભેદ પડે છે જેથી જે અવસ્થામા જે ક્રિયાઓ કરવાની આવશ્યકતા હોય તેનો પ્રથમથી વિવેક કરીને તેનો આદર કરવો અને અન્ય ક્રિયાઓથી નિવૃત્ત થવું જે જે અવસ્થામા જે જે આવશ્યકકાર્ય પ્રવૃત્તિયો કરવા જે જે રીતે જરૂર હોય તે તે રીતે તે તે આવશ્યક ક્રિયાઓને કરવી ન્યાયાધીશના કર્તવ્યકર્મોની ક્રિયામા ન્યાયાધીશે પ્રવૃત્ત થવું અને ફોજદારની કર્મક્રિયામા ફોજદારે વિવેકપૂર્વક પ્રવૃત્ત થવું. ક્ષત્રિયોએ ગુણકર્માનુસારે ક્ષત્રિયનાં કર્મો કરવા અને બ્રાહ્મણોએ ગુણકર્માનુસારે બ્રાહ્મણોના કર્મની ક્રિયાઓ કરવી. ગુણકર્માનુસારે વૈશ્યોએ વૈશ્યકર્મની ક્રિયાઓમાં પ્રવૃત્ત થવું અને ગુણકર્મા-નુસારે શૂદ્રોએ શૂદ્રકર્મક્રિયામા પ્રવૃત્ત થવું. ગુણકર્માનુસારે જે કાર્ય કરવામાં જ્યાંસુધી પોતાનો અધિકાર છે ત્યાસુધી તે ક્રિયા કર્યા કરવી અને તે ક્રિયાનો સ્વાધિકાર ટળ્યા બાદ તેમા પ્રવૃત્તિ કરવી નહિ—એવી મનુષ્યોએ વિવેકબુદ્ધિ ધારણ કરવી જોઈએ. અધિકાર ભેદેકર્તવ્યક્રિયાભેદ—એ વિશ્વમા મનુષ્યોની સ્વતંત્ર પ્રવૃત્તિ છે; તેનો નાશ કરવાથી મનુષ્યોની પ્રવૃત્તિનું સ્વાતંત્ર્ય ટળતા તેઓ કાષ્ઠના પૂતળા સમાન બને છે. જે કાર્ય કરવાની જેનામા શક્તિ હોય અને જે કાર્ય પ્રવૃત્તિથી જેના આત્માની સ્વતંત્ર પ્રગતિ થતી હોય અને જે કાર્ય કરવાથી તે વિશ્વને લાભ સમર્પી શકતો હોય તે તેના સ્વાધિકારે કર્તવ્યકર્મપ્રવૃત્તિ અવબોધવી. પ્રત્યેક મનુષ્ય સ્વાધિકારે કર્તવ્યકર્મક્રિયા કરવાને સ્વતંત્ર હોવો જોઇએ અને તેની પ્રવૃત્તિ તેને અનેક દલીલો આપીને સમજાવીને ફેરવવી જોઇએ; અન્યથા વિશ્વનું પારતંત્ર્યપ્રવર્તન કદાપિ નષ્ટ થવાનું નથી અને વિશ્વજનસમાજ સુખી થવાનો નથી જે કાર્ય કરવામા જે મનુષ્યની યોગ્યતા ન હોય તેમાં તેને પ્રવર્તા-વવાનો અન્યનો અધિકાર નથી લાભાલાભનો વિચાર કરીને જ્ઞાનપૂર્વક પ્રત્યેક મનુષ્ય સ્વયોગ્ય અધિકાર ભેદે કર્તવ્યક્રિયાઓમાં પ્રવૃત્તિ નિવૃત્તિ કરી શકે છે અને તેથી તે વિશ્વશાળામાં કર્મયોગનો ખરેખરો અનુભવ મેળવી પ્રગતિમાન્ બની શકે છે. અવસ્થા, વય, જ્ઞાન, ઇચ્છા, શક્તિ આદિથી કર્તવ્યકર્મ ક્રિયાઓના ભેદોમાં પરિવર્તન થયા કરે છે

અને તેથી મનુષ્ય સ્વોન્નતિનાં અવસ્થાભેદે કાર્યો બદલવાને શક્તિમાન્ ખરેખર ક્ષેત્રકાલાદિ યોગે બની શકે છે. બહુરૂપી જે વખતે જે વેષ ધારણ કરે છે તે વખતે તે પાત્રની ક્રિયા કરે છે-જો તે અશ્વ બને છે તો તેના અધિકાર પ્રમાણે અશ્વયોગ્ય ક્રિયાઓને સેવે છે અને જો તે સિંહ બને છે તો સિંહયોગ્ય પ્રવૃત્તિને આચરે છે. જો તે સતી બને છે તો સતીના સ્વાધિકારે ચિતામા પ્રવેશ કરી ભસ્મીભૂત થવાની પ્રવૃત્તિને પણ સેવે છે. વિદ્યાર્થી અવસ્થા, બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા, સ્વામીઅવસ્થા, સેવકઅવસ્થા, ભોગીઅવસ્થા, ત્યાગીઅવસ્થા, ગૃહાવસ્થા, ત્યાગાશ્રમાવસ્થા વગેરે અનેક પ્રકારની અવસ્થાઓમાં ભિન્ન ભિન્ન આવશ્યક કર્તવ્યકર્મોની ક્રિયાઓ પણ ભિન્ન ભિન્ન હોય છે અને તેથી જે અવસ્થામા જે કાર્ય કરવાનો અધિકાર હોય તેનાથી ભિન્ન પ્રવૃત્તિને સેવવાથી સ્વને અને સમાજને અનેક પ્રકારની હાનિ થાય છે જે ક્રિયા કરવાનો પોતાનો અધિકાર ન સમજાતો હોય અને તેમાં પોતાની યોગ્યતા ન હોય તે ક્રિયાને ન કરવી જોઈએ. જે બાલક પરણવાનો હેતુ શો છે તેને પણ સમજે નહિ તેણે લગ્નની ક્રિયામાં પ્રવૃત્ત ન થવું જોઈએ. સર્વ ક્રિયાઓમાં જ્ઞાન, યોગ્યતા, અવસ્થા અને શક્તિ વિના પરતંત્ર બની પ્રવર્તવાથી દેશ સમાજ અને સંઘની પરતંત્રતા કરવામાં નિમિત્તભૂત થવાય છે અને તેથી પરિણામે ખરેખર દેશ, સમાજ, સંઘની પરતંત્રતા થાય છે. દેશનો એક મનુષ્ય અને સમાજનો એક મનુષ્ય જો દેશ કાલ દ્રવ્ય ભાવથી ભિન્ન અધિકારવાળી કાર્યની ક્રિયાને કરે છે તો તેની તે પ્રવૃત્તિથી સમાજને અને દેશને હાનિ થાય છે. અતએવ મનુષ્યોએ સ્વાધિકાર યોગ્ય પ્રત્યેક મનુષ્યકર્તવ્યકાર્યની કિયાને કરે એવી ગુરુકુલાદિદ્વારા કેળવણી આપવી જોઈએ સમાજે સંઘે પ્રત્યેક મનુષ્ય સ્વાધિકારભિન્ન કાર્ય કરે એવો બોધ ન આપવો જોઈએ. ગુણકર્માનુસાર સમાજના પ્રત્યેકાંગે સ્વાધિકાર પ્રમાણે કર્તવ્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું કે જેથી દેશ સમાજ સંઘને મહાન્ લાભ થાય અને સ્વાત્માની ઉન્નતિમા વિદ્યુત્વેગે પ્રવૃત્તિ કરી શકાય. સ્વાધિકારનો નિર્ણય કરીને પ્રવૃત્તિ કર્યાથી આત્મશક્તિયોનો જે રીતે પ્રકાશ થવાનો તે માર્ગો ખુલ્લા થાય છે અને તેથી આત્મશક્તિયોને અત્યંત વેગે પ્રકાશિત કરી શકાય છે. સ્વાધિકારે કર્તવ્યકર્મો કરવાથી સ્વાસ્તિત્વપ્રગતિનું રક્ષણ થાય છે અને સ્વાસ્તિત્વનો નાશ કરવા પ્રવૃત્ત થએલ દુષ્ટ શત્રુમનુષ્યોની પ્રવૃત્તિયોને ધૂળ ભેગી કરી શકાય છે. મન વાણી કાયા અને આત્મા એ ભાગને મનુષ્ય કહેવામાં આવે છે. મનને તેની શક્તિ પ્રમાણે કર્તવ્ય કાર્યોમા પ્રવર્તાવવું, વાણીને સ્વકર્તવ્ય કાર્યમા પ્રવર્તાવવી, કાયાને શક્તિ પ્રમાણે કર્તવ્ય કાર્યમાં પ્રવર્તાવવી અને આત્માને આત્માના ધર્મ પ્રમાણે તેના વાસ્તવિક કર્તવ્ય કાર્યમા પ્રવર્તાવવો; તે પણ દેશકાલને અનુસરીને પ્રવર્તાવવો-એ કંઇ પરિપૂર્ણ જ્ઞાનયોગને પ્રાપ્ત કર્યા વિના બની શકે તેમ નથી. અતએવ સમાજે તથા સંઘે પ્રત્યેક મનુષ્યને પરિપૂર્ણ સ્વકર્તવ્યપ્રવૃત્તિમાં

ભાન થાય એવો ગુરુકુલાદિદ્વારા સદ્બોધ પ્રાપ્ત કરાવવો જોઇએ. પ્રત્યેક મનુષ્યને સર્વ બાબતોનો પરિપૂર્ણ જ્ઞાની બનાવવો જોઇએ કે જેથી તે સ્વાધિકારે કર્તવ્ય પ્રવૃત્તિથી કદાપિ ભ્રષ્ટ ન થાય અને અન્ય પ્રવૃત્તિનો કદાપિ સ્વીકાર ન કરે. જેનામાં જે કાર્ય કરવાની શક્તિ ખીલી હોય અને જે કાર્ય પ્રવૃત્તિથી તે પોતાને અને વિશ્વને અલ્પદોષપૂર્વક મહાન્ લાભ સમર્પવાને શક્તિમાન્ હોય તેણે તે કાર્યપ્રવૃત્તિને સ્વીકારવી. સ્વાધિકારે કર્ત્તવ્ય કાર્યપ્રવૃત્તિ કરવાનો પ્રત્યેક મનુષ્યને સ્વતંત્ર હક્ક છે પણ અન્યના હક્કમાં માથું મારવાનો તેનો અધિકાર નથી. સર્વ મનુષ્યોની દલીલો સાંભળવાનો પ્રત્યેક મનુષ્યને અધિકાર છે પરન્તુ આત્માના સત્યનો ત્યાગ કરીને અન્યની હાજીમાં હા કરી સ્વાધિકારભિન્ન કર્તવ્યકર્મ કરવાનો અધિકાર નથી; એમ જો વિશ્વસમાજનો પ્રત્યેક મનુષ્ય સમજી શકે છે તો તેથી દેશાર્થે થતાં યુદ્ધો અને ધર્માર્થે થતા યુદ્ધોનો અન્ત આવે છે તેમજ તેથી સ્વદેશીય જનસમાજ પરસ્પર એક બીજાના સુખમા ભાગ લઇ શકે એવી કાર્યપ્રવૃત્તિને સ્વાધિકારે સ્વતંત્રપણે સેવી શકે છે. જે મનુષ્ય સ્વયોગ્ય કર્ત્તવ્યાધિકાર અવબોધતો નથી તે દેશ સમાજ અને સંઘનું શ્રેયઃ સાધી શકતો નથી અને તેમજ તે ધાર્મિક પ્રવૃત્તિદ્વારા પરમાત્મપદને પણ સાધી શકતો નથી. દેશમાં સમાજમાં સ્વાધિકાર ભિન્ન કર્તવ્યપ્રવૃત્તિના યોગે ગરબડ ધાધલ થાય છે. મરચાએ મરચાની સ્વાભાવિક ગુણકર્મપ્રવૃત્તિનો ત્યાગ ન કરવો જોઇએ અને મીઠાએ પોતાની સ્વાભાવિક કર્મપ્રવૃત્તિનો ત્યાગ ન કરવો જોઇએ. રાજાએ સ્વાધિકાર પ્રમાણે સ્વકર્તવ્યપ્રવૃત્તિને સેવવી જોઇએ અને પ્રજાએ સ્વાધિકાર પ્રમાણે સ્વકર્તવ્યપ્રવૃત્તિનો ત્યાગ ન કરવો જોઇએ. મનુષ્યમાત્ર સ્વાત્મોન્નતિ કરવાને અધિકારી છે. પ્રત્યેક મનુષ્ય સ્વશક્તિસ્થિતિના અનુસારે ભિન્ન ભિન્ન કર્તવ્યસ્વાધિકારવડે ભિન્ન ભિન્ન કાર્યપ્રવૃત્તિને સેવે છે, તેમાં પરસ્પર કોઈની પ્રવૃત્તિમાં કોઇએ વિઘ્ન ન નાખવું જોઇએ. કોઇ સ્વાધિકારે કર્તવ્યક્રિયાથી ચૂકતો હોય તો તેને દલીલોપૂર્વક સમજણ આપવી જોઇએ અને તેના કાર્યમાં સાહાય્ય કરવી જોઇએ, ઇત્યાદિ પ્રસંગોપાત્ત અવબોધીને પ્રત્યેક મનુષ્યે સ્વાધિકારે કર્તવ્યકાર્યપ્રવૃત્તિ કરવી અને સ્વાધિકારભિન્ન પ્રવૃત્તિનો ત્યાગ કરવો

**અવતરણ**—કર્તવ્યકાર્યની પ્રવૃત્તિની મુખ્ય દિશા જણાવવામા આવે છે—

**શ્લોક.**

**यत्कर्मकरणाद्यस्य, स्वात्मोन्नतिः प्रजायते ।**
**कर्तव्यं कर्म तत्तेन, कार्यसाध्योपयोगतः ॥ ७७ ॥**

**શબ્દાર્થ**—જે કર્મ-કાર્ય કરવાથી જેની સ્વાત્મોન્નતિ થાય છે તેણે તે કર્ત્તવ્યકાર્યને કાર્યસાધ્યોપયોગથી કરવું જોઇએ

**વિવેચન**—કાર્ય જે સાધ્યભૂત છે તેના ઉપયોગથી કર્તવ્યકર્મો કરતાં અનેક ભૂલોથી ભ્રષ્ટ થવાતું નથી. તે ઉપર તૈલપાત્રધારકનું દૃષ્ટાન્ત નીચે પ્રમાણે દેવામાં આવે છે. એક નગરમાં ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પ્રકારે પુરુષાર્થને કરનાર રાજા રાજ્ય કરતો હતો. તેના નગરમાં એક નાસ્તિક મનુષ્ય રહેતો હતો. તે હમેશાં સાધુઓની રાજા આગળ નિન્દા કરતો હતો. સાધુઓ મનને વશ રાખી શકતા નથી; તેઓનું મન સદા વિષયોમાં ભટકે છે અને બોલવામાત્રથી તેઓ સાધુઓ છે. રાજા તેને આસ્તિક કરવાને અનેક રીતે પ્રબોધતો હતો, પરંતુ તે હૃદયમાં રાજાના ઉપદેશને સ્વીકારતો નહોતો. રાજાએ તેને પ્રતિબોધવાનો એક ઉપાય શોધી કાઢ્યો. એક ભંડારી મનુષ્ય કે જે તેનો મિત્ર હતો તેની પાસે પેલા નાસ્તિકના ઘરમાં સુવર્ણનો વાટકો ગુપ્તસ્થાનમાં મૂકાવ્યો. રાજાએ પોતાના ઘેર સુવર્ણના વાટકાની ચોરી થઈ છે માટે જેની પાસે તે હોય તેણે સાત દિવસમાં રાજાને આપવો; અન્યથા તેને મારી નાંખવામાં આવશે એવી નગરમાં ઉદ્ઘોષણા કરાવી. પરંતુ કોઈએ સુવર્ણનો વાટકો લઈ રાજાને આપ્યો નહિ. રાજાએ સુવર્ણના વાટકાની તપાસ માટે સર્વ નગરમાં સિપાઈઓ મારફત તપાસ કરાવી. સિપાઈઓ શોધતા શોધતા પેલા નાસ્તિકના ઘેર આવ્યા અને તેના ઘરમાં પેઠા ત્યાં સુવર્ણનો વાટકો મૂક્યો હતો ત્યાંથી તે સંકેતાનુસાર લઈ લીધો અને પેલા નાસ્તિકને પકડી રાજાની પાસે લાવ્યા. રાજાએ તેનો વધ કરવાની આજ્ઞા ફરમાવી. રાજાની વધાજ્ઞાથી અખિલ નગરમાં હાહારવ થયો આવા ગુન્હા માટે તેને મારી ન નાખતાં અન્ય શિક્ષા કરવી જોઈએ એમ નગરના મહાજને વિચાર કર્યો અને સર્વ મહાજન ભેગું થઈ રાજાની પાસે ગયું. રાજાએ માન આપીને મહાજનનો સત્કાર કર્યો અને મહાજને આવવાનું કારણ કહી પેલા નાસ્તિકનો વધ ન કરવો જોઈએ તેવી વિજ્ઞપ્તિ કરી રાજાએ મહાજનના પ્રત્યુત્તરમાં કહ્યું કે-યદિ તે નાસ્તિક તેલનું પરિપૂર્ણ ભરેલ પાત્ર લઈને સંપૂર્ણ ચૌટું ફરે અને તેમાથી તેલનું એક બિન્દુ પણ ન ઢળે તો હું એને વધાજ્ઞાથી મુક્ત કરૂં. પેલા નાસ્તિકે તે વાત કબૂલ કરી અને તે ચૌટામા તેલનું ભરેલ પાત્ર લઈને ચાલવા લાગ્યો. રાજાએ તેને ચૂકાવાને ઠેકાણે ઠેકાણે ગણિકાઓના નાચ શરૂ કર્યા હતા અને ઠેકાણે ઠેકાણે દૃશ્યવસ્તુઓ ગોઠવી દીધી હતી; પરંતુ તે મૃત્યુભયથી તેલનું પાત્ર સંભાળીને ચાલવા લાગ્યો. **मरणसमं नत्थि भयं**–**मरणसमं नास्ति भयम्** મૃત્યુના સમાન કોઈ ભય નથી તેથી તે ભયથી કોઈના સામું દેખવા લાગ્યો નહિ. પરિપૂર્ણ સ્વકાર્ય સાધ્ય ઉપયોગથી ચોટું પસાર કરવા લાગ્યો અને સંપૂર્ણ તેલપાત્ર જેવું હતું તેવું રાજાની પાસે લાવીને મૂક્યું રાજાએ સિપાઈયોને પૂછી જરા માત્ર પણ તેલ ન ઢોળ્યુ તેની ખાત્રી કરી લીધી. રાજાએ નાસ્તિકને પૂછ્યું. તેલભૃતપાત્રને ઢોળ્યા વિના કેવી રીતે લાવી શક્યા ? તેના ઉત્તરમાં નાસ્તિકે કહ્યુ કે-મૃત્યુના ભયથી, મારૂં મન જે કાર્ય કરવાનુ હતું તેમા રહ્યુ અને મારી આંખોએ અન્ય વસ્તુઓને

નિરીક્ષી નહિ. મૃત્યુના ભયથી મનને સ્વસાધ્ય કાર્યમા રાખીને અત્ર હું આવી શકયો. રાજાએ નાસ્તિકને કહ્યું કે--અરે નાસ્તિક ! જો તું એતાવન્માત્ર મૃત્યુભીતિથી મન સ્થિર રાખીને સોંપેલું કાર્ય કરી શકયો તો જેઓએ અનન્ત જન્મમરણથી ભય પામી ચારિત્ર અંગીકાર કર્યું છે તેઓ કેમ વિષયોને જીતી ન શકે અને મનને ધર્મમાં કેમ લયલીન ન કરી શકે ? અર્થાત્ અનન્ત મૃત્યુ દુઃખમાંથી વિમુક્ત થવાને તેઓ વિષયોને જીતી મનને વશ કરી શકે છે. અભ્યાસબળથી મનને જીતી શકાય છે. આ પ્રમાણે રાજાના યુક્તિયુક્ત સદુપદેશથી નાસ્તિકની મતિ ઠેકાણે આવી અને તે રાજાને કથવા લાગ્યો કે હે રાજન્ ! તમારા ઉપદેશથી અને મેં કરેલા કાર્યથી અનુભવ થાય છે કે સાધુઓ દૃશ્ય રમણીય વિષયોમાં મનને ન જવા દે અને મનને વશ કરી શકે જ. મારી થએલી ભૂલ કબૂલ કરીને આજથી હું આસ્તિક બનું છું. આ ઉપરથી સારાંશ લેવાનો એ છે કે--જે કાર્ય સાધ્યભૂત ગણેલું હોય છે તેના ઉપયોગમાં રહેવાથી તે કર્તવ્યકાર્યની પેલા નાસ્તિકને રાજાએ સોંપેલા કાર્યની પેઠે સિદ્ધિ કરી શકાય છે. કાર્યસાધ્યોપયોગથી પ્રત્યેક મનુષ્યે લૌકિક અને લોકોત્તર આવશ્યક કાર્ય કરવું જોઇએ. લૌકિક વ્યવહારે અને લોકોત્તર વ્યવહારે જે કર્તવ્યકાર્ય કરવાથી સ્વોન્નતિ થાય તે કાર્ય કરવું જોઇએ. જે કાર્યથી સ્વાત્મોન્નતિ અને પરોન્નતિ ન થતી હોય તેને કરવાની જરૂર નથી.

જે જે સ્વાત્માવડે કાર્યો કરવામા આવતાં હોય તેથી સ્વોન્નતિ થાય છે કે કેમ ? તેનો વિચાર કરવો જોઇએ. દેશોન્નતિ, વિદ્યોન્નતિ, ક્ષાત્રકર્મોન્નતિ, વૈશ્યકર્મોન્નતિ, શૂદ્રકર્મોન્નતિ અને સમષ્ટિની ઉન્નતિ; તેની સાથે વ્યાવહારિક આત્મોન્નતિનો સંબંધ રહેલો છે અને વ્યાવહારિક આત્મોન્નતિની સાથે આધ્યાત્મિક નૈશ્ચયિક ઉન્નતિનો સંબંધ રહેલો છે કાયિકોન્નતિની સાથે વાચિકોન્નતિ અને માનસિકોન્નતિનો સંબંધ રહેલો છે. કાયિકોન્નતિ વિના માનસિકોન્નતિ થવાની નથી. કાયા અને મનનો ઘણો નિકટનો સંબંધ છે. કાયાની શકિત અને મનની શકિતનો પરસ્પર આસન્ન સંબધ છે કાયાની આરોગ્યતા માટે હવા પાણી અને કસરત એ ત્રણની અત્યંત જરૂર છે જે મનુષ્ય કાયિકોન્નતિની કિંમત સમજી શકતો નથી તે માનસિકોન્નતિની કિંમત સમજી શકતો નથી કાયા મન વાણી અને આત્મા આ ચાર વસ્તુઓનો મનુષ્ય કહેવાય છે તેથી એ ચારેની ઉન્નતિ કરવાની જરૂર છે. બ્રહ્મચર્ય નિયમિત આહાર નિયમિત કાર્ય કરવાની પ્રવૃત્તિ અને વિશ્રાન્તિ એ ચાર્થી કાયાની ઉન્નતિ થાય છે. કસરતાદિથી કાયાની શક્તિયો ખીલવવાથી મનથી નિર્બળતા દૂર થાય છે અને મનની આરોગ્યતા તથા પુષ્ટિ કરી શકાય છે માનસિક કેળવણીની પ્રગતિ કરવામા કાયાની આરોગ્યતા અને દૃઢતા વિના એક ક્ષણ માત્ર ચાલી શકવાનું નથી. મનના દૃઢ સંકલ્પથી અને મનન કરવાની શક્તિથી માનસિક પ્રગતિ થાય છે અને માનસિક પ્રગતિની વૃદ્ધિ થતાં આત્માના જ્ઞાનાદિ ગુણોની શક્તિઓની વૃદ્ધિ કરી શકાય છે.

માનસિક પ્રગતિના આધાર પર આત્માની શક્તિયો ખીલવવાનો આધાર છે, માનસિક શક્તિયો ખીલવવાથી આત્માની શક્તિયો ખીલવી શકાય છે. ગુરુકુલ વગેરે વિદ્યાલયોમાં કાયિકોન્નતિ વાચિકોન્નતિ માનસિકોન્નતિ અને આત્મોન્નતિની કેળવણી આપવી જોઇએ. સમષ્ટિની ઉન્નતિથી વ્યષ્ટિની ઉન્નતિ પોષાય છે; અતએવ દેશોન્નતિ, વિદ્યોન્નતિ, વ્યાપારોન્નતિ વિગેરે ઉન્નતિયોનું રક્ષણ કરી તદ્દ્વારા કાયિકાદિ શક્તિયોની ઉન્નતિયો સદા સંરક્ષાય એવાં નિમિત્ત નૈમિત્તિક પ્રગતિસંરક્ષક કાર્યો કરવાની આવશ્યકતા સ્વીકારવી જોઇએ. દેશ, જલ, અન્ન, ક્ષેત્ર, ધાન્ય, પશુઓ, પંખીઓ, વૃક્ષો વગેરેનું સંરક્ષણ કર્યા વિના કાયિક શક્તિયોનું પોષણ થતું નથી અને કાયિક શક્તિયોનું પોષણ થયા વિના મનુષ્ય-પ્રગતિની વ્યવસ્થાના સાધનો અટકી પડે છે. અતએવ મનુષ્યોએ પરસ્પર સંબંધીભૂત થઇને દેશ, રાજ્ય, વ્યાપાર, કૃષિકલા વગેરે વ્યષ્ટિ અને સમષ્ટિના આજીવિકાદિ જીવન-વ્યવહાર સંબંધી સર્વ બાબતોનું રક્ષણ તથા પોષણ કરવું જોઇએ. સમષ્ટિના સર્વ અંગોની સાથે વ્યષ્ટિના અંગોનો ઉન્નતિ માટે સંબંધ રહેલો હોય છે, માટે સમષ્ટિની ઉન્નતિમાં ભાગ લેવો એ વસ્તુતઃ વ્યષ્ટિની ઉન્નતિના સંબંધને લઇ સ્વાર્થ છે, માટે પ્રત્યેક મનુષ્યે સમષ્ટિની ઉન્નતિ માટે ભાગ લેવો જોઇએ કે જેથી વ્યષ્ટિની ઉન્નતિ સમ્યગ્ કરી શકાય. જે મનુષ્ય સમષ્ટિની પ્રગતિની ઉપેક્ષા કરે છે તે વ્યષ્ટિનો ઉદય કરી શકતો નથી. શરીરના સર્વાંગો પૈકી એકનું પોષણ જો થતું નથી તો અન્તે અન્યાંગોની હાનિ થાય છે. તદ્વત્ અત્ર વ્યષ્ટિ અને સમષ્ટિની ઉન્નતિના સંબંધમાં અવબોધવું. પંચભૂતની સ્વચ્છતાની સાથે વ્યષ્ટિ અને સમષ્ટિની પ્રગતિનો સંબંધ રહેલો છે; અતએવ દેશ, રાજ્યાદિ સર્વ વસ્તુઓના સંરક્ષણમાં-પુષ્ટિમાં આત્મોન્નતિ રહેલી છે—એવું સમ્યગ્ પ્રબોધીને સર્વ સમષ્ટિની પ્રગતિ માટે આત્મભોગ આપવો જોઇએ. જે મનુષ્યો સમષ્ટિની સર્વથા પ્રકારે રક્ષા તથા પ્રગતિ કરવામાં સંકોચવૃત્તિ અને સંકોચપ્રવૃત્તિથી કર્મને કરે છે, તેઓ દેશની સમાજની, સંઘની વર્ણની અને જ્ઞાતિની સંકુચિતતા પરતંત્રતા અને અવનતિમા ભાગ લેનારા છે એવું અવબોધવું. આત્મોન્નતિ યોગ્ય કર્તવ્યકર્મનો સંબંધ ઉપર્યુક્ત સમષ્ટિની સર્વ પ્રકારની ઉન્નતિની સાથે રહેલો છે; તેથી સમષ્ટિ યોગ્ય પ્રગતિ કર્મોને વ્યષ્ટિ યોગ્ય કર્મો તરીકે અવબોધીને મન વાણી અને કાયાથી કરવાં જોઇએ. પરસ્પર જીવોની પ્રગતિ એ સ્વાત્મપ્રગતિરૂપ જ છે કારણ કે અન્યોની પ્રગતિદ્વારા સ્વાત્મોન્નતિ થાય છે; અતએવ મનુષ્યોએ પરસ્પરની પ્રગતિ થાય એવાં સાર્વજનિક સમષ્ટિઉન્નતિયોગ્ય કાર્યો કરવાં જોઇએ, કે જેથી પરંપરાએ સ્વાસ્તિત્વસંરક્ષક પ્રગતિકર્મની વ્યવસ્થા સદા પ્રવર્તી રહે અને તેથી ભવિષ્યની પ્રજાની ઉન્નતિમાં સ્વાત્મભોગની વ્યવસ્થાનો ભાગ રહ્યા કરે. આત્મોન્નતિ કહેવાથી દેશોન્નતિ, સંઘોન્નતિ, કાયિકોન્નતિ અને માનસિકોન્નતિ આદિ સર્વ પ્રકારની ઉન્નતિયો થાય એવા શુભ કર્મો કરવાં જોઇએ; કે જેથી મન વાણી અને કાયાની પ્રાપ્ત થએલી શક્તિયોની

સફલતા થાય અને આત્મોન્નતિના શિખરે પહોંચી સિદ્ધ બુદ્ધ પરમાત્મપદની પ્રાપ્તિ કરી શકાય. મન–વાણી–કાયા--આત્મા અને સમષ્ટિની ઉન્નતિ જેથી થાય તે આવશ્યક કર્તવ્ય-કાર્ય છે એમ અવબોધવું. મન–વાણી–કાયા અને આત્માની શક્તિયોનો નાશ થાય એવું કોઈપણ કાર્ય ન કરવું જોઇએ. વિશ્વહાનિકારક, દેશહાનિકારક, રાજ્યહાનિકારક, કેળવણી-હાનિકારક, વ્યાપારહાનિકારક, સમાજહાનિકારક, ચતુર્વિધસંઘહાનિકારક, જ્ઞાતિહાનિકારક, વિદ્યાકર્મક્ષાત્રકર્માદિહાનિકારક, સુવ્યવસ્થાદિ હાનિકારક, ધર્મહાનિકારક, પરમાર્થહાનિકારક, પરસ્પરપ્રગતિસંબંધહાનિકારક, વ્યષ્ટિપ્રગતિહાનિકારક, સમષ્ટિપ્રગતિહાનિકારક, લોકોત્તર-ધર્મહાનિકારક, વિજ્ઞાનહાનિકારક, શોધકપ્રવૃત્તિવૃત્તિહાનિકારક અને સ્વતંત્રપ્રગતિહાનિકારક કોઈ પણ કર્મ ન કરવું જોઇએ પણ તેની હાનિ કરનારને યોગ્ય શિક્ષા આપવાની. જે જે કાયદાઓની વ્યવસ્થા વગેરેની નિર્મિતિ કરેલી હોય તેનો નાશ ન કરવો જોઇએ; એમ જે મનુષ્ય સમજીને સર્વપ્રકારની ઉન્નતિયોનો દેશકાલાનુસારે તરતમયોગ અવબોધે છે તે સ્વાત્મોન્નતિ યોગ્ય કર્તવ્યકર્મો કરવાને શક્તિમાન્ થાય છે. ઉપર્યુક્ત પ્રગતિકારક કર્તવ્યકર્મને કરવું જોઇએ. આર્યાવર્તમા આત્મોન્નતિકારક જે જે કર્તવ્યકર્મો છે તેને પૂર્વકાલમાં મનુષ્યો સમ્યગ્ અવબોધતા હતા અને આત્મબલ સ્ફોરવીને તેમાં પ્રવર્તતા હતા તેથી પૂર્વકાલમાં આર્યાવર્ત ખરેખર સર્વ દેશોમાં પ્રગતિમાં મુખ્ય હતો. જે મનુષ્યો ઐતિહાસિકદૃષ્ટિએ આત્મોન્નતિ યોગ્ય કર્તવ્યકાર્યોનું તારતમ્ય અવબોધે છે તેઓ વ્યાવહારિ-કદૃષ્ટિએ આત્મોન્નતિકારક કર્તવ્યકર્મોને દેશકાલાનુસારે કરે છે અને દેશ સમાજ વ્યષ્ટિ અને સમષ્ટિની અવનતિનો અવરોધ કરી શકે છે આર્યાવર્તમા અવનતિકારક કાર્યો ઘણાં થાય છે. અજ્ઞાની મનુષ્યો અવનતિ અને ઉન્નતિકારક કર્તવ્યકર્મોનો વિવેક કર્યા વિના ગડ્ડરીક પ્રવાહમા તણાય છે અને તેઓ દેશસમાજહાનિકારક કાર્યોથી નિવૃત્ત થતા નથી. આત્મોન્નતિના કાર્યોનો વિવેક કરનારા મનુષ્યોએ અજ્ઞાની મનુષ્યોની આંખોને ઉઘાડવી જોઇએ અને તેઓને ઉન્નતિના કાર્યોનો વિવેક કરાવવો જોઇએ--એ પ્રથમ તેઓનું સમષ્ટિ-પ્રગતિપ્રતિ કર્તવ્યકર્મ છે; અને તેમા જો પ્રમાદ વા ઉપેક્ષા થશે તો તેઓની વંશપરંપરા-ની હાનિ થવાની અને તેઓ વિશ્વમા જીવતા છતા મૃતકની દશાને પ્રાપ્ત કરી શકશે. મન વાણી અને કાયાથી રજોગુણની ઉન્નતિ, તમોગુણની ઉન્નતિ અને સત્ત્વગુણની ઉન્નતિનું સ્વરૂપ અને તેનો વિવેક કરાવી તે તે ઉન્નતિયોની તરતમતા અવબોધાવવી જોઇએ કે જેથી મનુષ્ય કૃત્રિમ પ્રગતિ કરતાં અકૃત્રિમ વાસ્તવિકપ્રગતિકારક પ્રવૃત્તિયોમાં પ્રવૃત્ત થઇ શકે અને ભ્રાંત પ્રગતિથી પરાઙ્મુખ થઇ શકે. જે મનુષ્યો ઉપર્યુક્ત લેખ્ય-સારને અવબોધતા હોય તેઓએ આત્મોન્નતિકારક કાર્યોની પ્રવૃત્તિયોમા પ્રવૃત્ત થવું જોઇએ અને વિશ્વશાલાસ્થ મનુષ્યોને પ્રવર્તાવવા જોઇએ. સર્વ મનુષ્યો આત્મોન્નતિને ઇચ્છે છે. કોઇ મનુષ્ય સ્વકીય આત્માની અવનતિને ઇચ્છતો નથી પરન્તુ વાસ્તવિકોન્નતિ વિકાસક્રમના

તેમાં અન્તરમાં નિર્લેપ રહી શકે છે. રાગદ્વેષની વૃત્તિ ખરેખર હૃદયમાં ન હોય અને અધિકારે પ્રાપ્ત થએલ કર્તવ્યકર્મને કરવા પડે તેથી આત્મા બંધાતો નથી. આન્તર નિર્મલ પરિણતિ છતાં જો આત્મા બંધાતો હોય તો કોઈ આત્મા મુક્ત થઈ શકે નહિ. રાગદ્વેષની ચીકાશથી કર્મ બંધાય છે. રાગદ્વેષની ચીકાશ ટળતાં નિર્મલ પરિણામ થાય છે અને તેથી સ્વાધિકારે કર્તવ્યકર્મ કરતાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રાદિ વર્ણનો મનુષ્ય, સંસારમાં બંધાતો નથી. ભરત અને બાહુબલીએ ક્ષત્રિયના અધિકાર પ્રમાણે ક્ષાત્રકર્મની પ્રવૃત્તિ સેવી અને તેઓ પરમાત્માને હૃદયમાં સ્મરી નિર્મલ પરિણામથી મુક્ત થયા. અજ્ઞાની અને જ્ઞાની બન્ને પ્રારબ્ધકર્મનું પ્રસેવન કરે છે. પરન્તુ તેમાં શુભાશુભ ભાવની કલ્પના કરીને અજ્ઞાની બંધાય છે અને શુભાશુભ કલ્પનાની પેલી પાર સ્વાત્માને વિચારીને જ્ઞાની આ વિશ્વમાં કર્તવ્યકર્મને કરતો છતો બંધાતો નથી. લૌકિક વ્યવહારે આવશ્યક કર્તવ્યને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના ગુણકર્માનુસારે કરવાં પડે છે અને તે કર્યા વિના કોઈનો વ્યવહારદશાના સ્વાધિકારે છૂટકો થતો નથી. પરંતુ તેમાં આત્મજ્ઞાનથી નિર્મલ પરિણામ ધારણ કરવાપૂર્વક પ્રવૃત્તિ થાય છે તે સમ્યક્ત્વદૃષ્ટિની સ્થિતિમાં આત્મા બંધાતો નથી. શુભાશુભ પરિણામની દૃષ્ટિનું મુખ્ય કારણ ખરેખર બાહ્ય પદાર્થોમાં થએલી શુભાશુભ કલ્પના છે. આત્મજ્ઞાનથી કર્તવ્યકર્મોમાં શુભાશુભ કલ્પના જ્યારે નષ્ટ થતી ત્યારે શુભાશુભ કાર્યોથી સ્વાત્મા બંધાતો નથી. હૃદયમાં શુભાશુભ રાગદ્વેષભાવની કલ્પના ઉઠે છે તોજ શુભાશુભ કર્મથી બંધાવાનું થાય છે. હૃદયમાં શુભાશુભ રાગદ્વેષની પરિણતિ વિના આવશ્યક કર્તવ્ય કર્મોને કરતાં બંધાવાનું થતું નથી એવું અવબોધીને જ્ઞાનીઓ આવશ્યક કર્તવ્ય કરવાના સ્વાધિકારને અદા કરે છે. શ્રીતીર્થંકરમહારાજને પણ સ્વાધિકારે દેશના વિહારાદિ આવશ્યક કર્તવ્યકર્મો કરવાં પડે છે, તો અન્ય સામાન્ય મનુષ્યોને સ્વાધિકારે દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવથી ગૃહસ્થાશ્રમ અને ત્યાગીના અધિકાર પ્રમાણે કર્તવ્યકર્મો કરવાં પડે એમાં કંઈ કહેવાનું રહેતું નથી. આવશ્યક કર્તવ્યને અવસ્થાના અધિકાર પ્રમાણે કરવાં પડે છે પરન્તુ તેમાં વિશેષ એટલું છે કે કોઈપણ કર્તવ્યકાર્ય કરતાં પરમાત્મા પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાનનું હૃદયમાં સ્મરણ કરવું અને નિર્મલ પરિણામથી વર્તવું એટલે કોઈપણ આત્માના ગુણોનો ઘાત કરનાર કર્મ લાગી શકતું નથી. સ્વાધિકારે પરમાત્માનું હૃદયમાં સ્મરણ કરીને કર્તવ્યકર્મ કરતાં કદિ ભય પામવો નહિ, અશ્રદ્ધા ધારણ કરીને કર્તવ્યકર્મથી ભ્રષ્ટ થવું નહિ. કુમારપાલની સામે યુદ્ધ કરવાને પ્રતિપક્ષી રાજા ચઢી આવ્યો તે વખતે બાર વ્રતધારી કુમારપાલે હાથીની અંબાડી ઉપર બેસીને યુદ્ધ કર્યું પણ ક્ષાત્રકર્મની પ્રવૃત્તિથી પરાઙ્મુખ થયો નહિ. ક્ષાત્રકર્મદશાના અધિકાર પ્રમાણે દેશ. ધર્મ. પ્રજા. ગુરુ. સંઘ. જૈન. સાધુના રક્ષણ માટે ક્ષત્રિયોએ યુદ્ધ કરવું જોઈએ અને નિર્મલ પરિણામવાળા થઈને હૃદયમાં પરમાત્માને સ્મરી અન્તરથી શુભાશુભ પરિણામથી ન્યારા રહેવું જોઈએ પરંતુ ક્ષત્રિ

ક્ષાત્રકર્મપ્રવૃત્તિથી પરાઙ્મુખ ન થવું જોઇએ એમ પ્રવર્તવાથી ક્ષાત્રવર્ગવડે ગૃહસ્થાશ્રમ કર્તવ્યકર્મની પરિપાલનતા કરાય છે, અને આત્માની પરમાત્મદશા કરી શકાય છે. બ્રાહ્મણ વૈશ્ય અને શૂદ્ર હૃદયમા પરમાત્માનું સ્મરણ કરીને કર્તવ્યકર્મો કરતા છતા કર્મથી બંધાતો નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણને કર્તવ્યકર્મ કરતાં નિર્મળ પરિણામે અબદ્ધાવસ્થા છે. ચારે વર્ણાદિ સર્વને પરમાત્માનું હૃદયમાં સ્મરણ કરવા પૂર્વક કર્તવ્યકર્મ કરતા છતાં આત્માને અબદ્ધ રાખવાની શક્તિ પ્રાપ્ત થઇ શકે છે, તેથી ચારે વર્ણના મનુષ્યો કર્મ કરતા છતાં નિર્મલ પરિણામે કર્મથી બંધાતા નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર પ્રકારના આર્ય જૈનો વ્યવહાર દશા પ્રમાણે વર્ણ ગુણ કર્મ પ્રવૃત્તિયોવડે આજીવિકાદિ કર્મો કરતા છતા અને તે કર્મોમા શુભાશુભ પરિણામને નહિ ધારણ કરતા છતા અબદ્ધ રહી શકે છે અને ત્યાગાશ્રમને પ્રાપ્ત કરી છેવટે પરમાત્મસ્વરૂપ બની શકે છે. દેશોન્નતિ સમાજોન્નતિ આદિ ઉપર્યુક્ત ઉન્નતિયોમા સ્વાધિકારે પ્રવર્તના અને અન્તરમાં શુભાશુભભાવથી ન્યારા રહેતા મનુષ્યો કર્તવ્યકર્મો કરતા છતા પરમાત્માના ધ્યાનના યોગે અબદ્ધ રહે છે અને દેશોન્નતિની સાથે આત્મોન્નતિમાં પ્રતિક્ષણે આગળ વધે છે, અતએવ ભ્રાન્ત થઇને કદાપિ કર્તવ્યકર્મથી ભ્રષ્ટ થવું નહિ. કેટલાક ક્ષત્રિય જૈન રાજાઓ અને જૈન ક્ષત્રિયો સ્વક્ષાત્રકર્મના અધિકારથી ભય પામી વણિગ્વૃત્તિ સેવવા લાગ્યા અને સ્વાધિકારથી ભ્રષ્ટ થયા તેથી તેઓ રાજ્યપદવી વગેરેથી દૂર થયા; તેથી તેઓ ધર્મની ઉન્નતિ અને દેશ સમાજ તથા સંઘની ઉન્નતિ કરી શકયા નહિ. જેનામા જે જે ગુણકર્મની શક્તિયો રહેલી હોય તેના અનુસારે તેણે કર્તવ્યકર્મને અન્તરશુભાશુભભાવથી ન્યારા રહી કરવાં જોઇએ. જ્યાસુધી ગૃહસ્થદશામા રહેવાનું હોય ત્યાંસુધી ગૃહસ્થધર્મના અધિકાર પ્રમાણે ઉત્સર્ગ અને અપવાદથી દેશસમાજાદિની પ્રગતિને ધ્યાનમા રાખી કર્તવ્યકર્મો કરવા જોઇએ. ગમે તે સ્થિતિમાં આત્મજ્ઞાનપ્રતાપે પરમાત્માનું હૃદયમાં સ્મરણ કરીને કર્તવ્યકર્મ કરતા જ્ઞાનાવરણીયાદિ કર્મથી અબદ્ધ રહી શકાય છે દુનિયાની સાથે જે જે કર્તવ્યકર્મ સંબંધે જે જે પરમાર્થ કૃત્યો કરવાને સ્વાધિકાર હોય તે પ્રમાણે પ્રવર્તતાં આત્મજ્ઞાની ખરેખર શુભાશુભ વૃત્તિથી ન્યારો રહી અબદ્ધ રહી શકે છે. પ્રસંગોપાત્ત આવશ્યક જે જે કર્તવ્યકર્મો કરવાનાં હોય છે તેને શુભાશુભવૃત્તિરહિતપણે આત્મજ્ઞાની કરતો છતો કર્મથી અબદ્ધ રહે છે; જૈનધર્મને પૂર્વે ચારે વર્ણવાળા મનુષ્યો સેવતા હતા અને સ્વવર્ણગુણકર્માનુસારે આજીવિકાદિ કર્મપ્રવૃત્તિયોને સેવતા હતા તેથી જૈનધર્મની વ્યાપકતા સર્વત્ર હતી. પરંતુ જ્યારથી વણિક વ્યાપારનું કર્મ કરે તે જૈન ગણાય અને ક્ષત્રિય, શૂદ્રાદિ અન્ય વર્ણનું કર્મ કરે તે મહાપાપી થાય છે અને જૈનધર્મ પાળવાને યોગ્ય નથી—એવી જ્યારથી દષ્ટિમાં આચારમાં સર્વત્ર વણિક જૈનોમાં સંકુચિતતા બની અને અન્ય વર્ણો કે જે ગુણકર્માનુસારે વ્યાવહારિક આવશ્યક કર્મો કરનાર હતા તેઓના પ્રતિ ઘૃણાની દષ્ટિથી જોવાનું થયું વા

પાપની દૃષ્ટિથી જોવાનું થયું ત્યારથી અન્ય ક્ષત્રિયાદિ વર્ણોએ જૈનધર્મનો ત્યાગ કરીને અન્ય ધર્મ કે જે પાળતાં છતાં સ્વવર્ણાનુસારે આજીવિકાદિ કર્મો કરાય તેવો ધર્મ અંગીકાર કર્યો—એવું પ્રબોધથી અને અનુભવથી અવબોધાય છે. પ્રસંગોપાત્ત અત્ર એ પ્રમાણે કથાયું તેમાથી સાર એ લેવાનો છે કે વર્ણગુણકર્માનુસારે લૌકિક આવશ્યક કર્મોને ગૃહસ્થો કરે છે અને અન્તરથી શુભાશુભ વૃત્તિથી ન્યારા રહે છે; પરંતુ વ્યાવહારિક કર્તવ્યકર્મથી ભ્રષ્ટ થતા નથી. બાહ્ય દૃશ્ય પદાર્થોમાં વસ્તુત. શુભાશુભત્વ નથી, પરંતુ શુભાશુભભાવની અપેક્ષાએ તેમાં શુભાશુભત્વ કલ્પાય છે. પરંતુ તે શુભાશુભત્વની કલ્પના વસ્તુત· જૂઠી છે એવું અવબોધીને બાહ્ય વ્યવહારાપેક્ષાએ આવશ્યકત્વ અવબોધીને આવશ્યક કર્તવ્યકર્મ કરતા છતાં પણ અંતરથી શુભાશુભ પરિણામથી ન્યારા રહીને હૃદયમાં પરમાત્મસ્વરૂપનો ઉપયોગ રાખ્યાથી સ્વાત્મા ખરેખર કર્મથી બંધાતો નથી. બાહ્ય કર્તવ્યકાર્યો અને દૃશ્ય પદાર્થોમાંથી શુભાશુભવૃત્તિ ટળતાં કર્તવ્યકર્મનો કર્ત્તા છતાં પણ આત્મા અકર્તા બને છે; તેનું કારણ એ છે કે બાહ્ય કર્તવ્ય કાર્યોમા શુભાશુભવૃત્તિ વિના બંધાવાનું થતું નથી; અને જ્યારે બંધાવાનું થતું નથી ત્યારે શુભાશુભત્વ સ્વપરિણામ વિના કાર્યના કર્તા છતાં પણ કર્ત્તાપણું રહેતું નથી અને પદાર્થોના ભોગોને પ્રારબ્ધયોગે ભોગવવા છતાં પણ ભોક્તાપણું ખરેખર જ્ઞાનીઓને રહેતું નથી; કારણ કે બે પ્રકારની એક પણ વૃત્તિ વિના બાહ્ય ક્રિયાઓવડે કર્મરસથી આત્મા બંધાતો નથી—એવું અવબોધીને મનુષ્યોએ આન્તરિક નિર્મલ પરિણતિવડે દેશોન્નતિ, સમાજોન્નતિ આદિ કર્તવ્યકાર્યોમાં પ્રવૃત્ત થવું જોઈએ અને કર્મયોગની પ્રવૃત્તિવડે વિશ્વ જીવોને ઉપગ્રહ કરવાના કાર્યોમા તત્પર રહી જગત્‌ના કરેલા ઉપગ્રહોનું દેવું પાછું વાળવાની સ્વફરજને અદા કરવી જોઈએ; કે જેથી ઉચ્ચ ગુણશ્રેણિ પર ચડતાં પ્રમાદદશા ન પ્રાપ્ત થઈ શકે. મનુષ્યોએ કર્તવ્યકાર્યોથી શુભાશુભ વૃત્તિનો ત્યાગ કરવાને માટે આત્મધ્યાન ધરવું જોઈએ. આત્માનું સ્વરૂપ જાણીને તેનું ધ્યાન ધરવાથી આત્માની સ્વસ્વરૂપમા સ્થિરતા થાય છે અને શુભાશુભવૃત્તિયોથી પોતાનો આત્મા ભિન્ન પરખાય છે. આત્મા જ્યારે સ્વાત્મ શુદ્ધ ધર્મનું સ્વરૂપ અવબોધે છે ત્યારે તેનો વાસ્તવિક ધર્મ તેના બાહ્ય શુભાશુભ કર્તવ્યથી અને શુભાશુભ વૃત્તિથી ભિન્ન લાગે છે અને તેથી તે બાહ્ય કર્તવ્યકર્મોથી સ્વાત્મધર્મને ન્યારો અવબોધે છે; તેથી તે બાહ્ય આવશ્યક કાર્યો કરતો છતો પણ તેમા શુભાશુભ પરિણામથી લેપાતો નથી. આત્મધ્યાનની પ્રબલ ભાવનાના અભ્યાસે બાહ્યમાં કલ્પાયલું શુભાશુભત્વ રહેતું નથી અને તેથી બાહ્ય કર્તવ્યકાર્યો અને દૃશ્ય પદાર્થોથી અન્તરમાં શુભાશુભ વૃત્તિ ન ઉઠવાથી આત્મા અને બાહ્ય પદાર્થો બન્નેનો સંબંધ થતો નથી; તેથી બાહ્ય કર્તવ્યકાર્યો કરતા છતાં પણ કર્મથી આત્મા ન બંધાય એ વાસ્તવિક કથન છે આત્માના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન ધરવા માટે પ્રથમ અધ્યાત્મજ્ઞાની

ગીતાર્થ ગુરુની પ્રાપ્તિ કરવી જોઇએ અને ગુરુની સેવાભક્તિ કરીને અધ્યાત્મશાસ્ત્રોનું પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું અને પશ્ચાત્ યોગજ્ઞાનની પ્રાપ્તિપૂર્વક યોગજ્ઞાનનો ગુરુગમપૂર્વક અભ્યાસ કરવો; પશ્ચાત્ એકાન્ત સ્થાનમાં રહીને આત્મધ્યાન કરવું. પશ્ચાત્ ગૃહસ્થાશ્રમ વા ત્યાગાશ્રમના અધિકારે જે જે કર્તવ્યકાર્યો કરવાના હોય તે કરવાં કે જેથી શુભાશુભ વૃત્તિના અભાવે વિશ્વ પદાર્થોમાં બંધાવાનું ન થાય. બાહ્ય પદાર્થોમાંથી શુભાશુભત્વની વૃત્તિ ઉઠતાં પશ્ચાત્ તેમા રાગદ્વેષથી બંધાવાનું થતું નથી. જગતના પદાર્થો કંઇ આત્માને કર્મથી બાંધવાને સમર્થ થતા નથી વા જગત્‌ના પદાર્થોમાં શુભાશુભની વૃત્તિ વિના તેના સંબંધમાં આવ્યા છતા અને તેઓને ઉપયોગમાં લીધા છતાં તેઓ કંઇ આત્માને બાંધવામાટે સમર્થ થતા નથી. જગત્‌મા આત્મજ્ઞાનથી સ્વાત્માને નિર્મળ પરિણતિએ પરિણમાવતાં પશ્ચાત્ શુભાશુભ જે જે બાહ્ય વ્યવહારે મનાયલા કાર્યો છે તે કંઈ આત્માને કર્મથી બાંધવાને સમર્થ થતાં નથી. જગત્‌ની બાહ્ય દૃષ્ટિએ જે જે શુભાશુભ કાર્યો ગણાયલાં છે તે શુભાશુભ દૃષ્ટિનો ત્યાગ કરીને શુભાશુભવૃત્તિથી અતીત થએલ મનુષ્ય તે તે કાર્યોને જગત્‌ની વ્યવહાર દૃષ્ટિએ આવશ્યક તરીકે માનીને કરે તેમાં તે બંધાતો નથી—એમ આત્મધ્યાનમાં રમણતા કરતાં અનુભવ આવે છે અને પશ્ચાત્ બાહ્યમાં શુભાશુભ વૃત્તિથી જે શુભાશુભ મનાયલું હોય છે તે ટળવાની સાથે આત્મા પ્રારબ્ધથી બાહ્યકર્તવ્યને કરતો છતો પણ અકર્તા ગણાય છે અને બાહ્ય પદાર્થોનો ભોગોપભોગ કરતો છતો પણ તે આન્તરદૃષ્ટિએ અભોગી ગણાય છે. વસ્તુતઃ આન્તરદૃષ્ટિ પ્રમાણે જે પ્રવૃત્તિ થાય છે તે યથાયોગ્ય ગણાય છે. આત્મજ્ઞાનીઓ ગૃહસ્થાશ્રમમા વર્ણકર્માનુસારે પ્રારબ્ધયોગે બાહ્ય લૌકિક આવશ્યક કર્તવ્યકાર્યોને કરે છે પરંતુ તેઓ આત્મધ્યાનપ્રભાવથી શુભાશુભ વૃત્તિથી ન્યારા રહી અબંધક અકર્તા અને અભોક્તા રહી શકે છે. શ્રેણિક, કૃષ્ણ અને ભરત વગેરેની સમ્યક્ત્વદૃષ્ટિની અપેક્ષાએ તેવી દશા હતી અને પ્રમત્ત અને અપ્રમત્ત સાધુઓને તેઓના ત્યાગાશ્રમના કર્તવ્યકાર્યો કરતાં છતાં અકર્ત્તા અભોક્તા અને અબંધક રહીને ઉપરના ગુણસ્થાનકોને પ્રાપ્ત કરે છે એમ આન્તરદૃષ્ટિએ વ્યાવહારિક કર્ત્તવ્યકાર્યોની પ્રવૃત્તિનો વિવેક કરતા અવબોધાશે. અબંધક અભોક્તા અકર્ત્તાપણાવાળી આત્મદશાનો અનુભવ થાય અને બાહ્ય કર્તવ્યકાર્યો કરતાં છતાં એવી દશા રહે તે માટે આત્મધ્યાન ધરવાની આવશ્યકતા છે અને તેથી પ્રતિદિન મનુષ્યોએ આત્મધ્યાન ધરવું જોઇએ. પરમાત્માને હૃદયમા સ્મરવા એ ભક્તિ છે. નિર્મલ પરિણામ રાખવા એ ચારિત્ર છે. આત્મધ્યાન ધરવું એ ચારિત્ર છે. પરમાત્મસ્મરણાદિવડે કર્તવ્યકર્મો કરતાં છતાં આત્મા અબંધક રહે છે માટે તેની પ્રાપ્તિપૂર્વક આવશ્યક કર્મો કરવાં જોઇએ.

**અવતરણ**:—આત્મજ્ઞાનપૂર્વક અન્તરનિર્લેપ વૃત્તિથી બાહ્ય કર્તવ્યકાર્યો કરતાં કર્મયોગી કેવો હોય છે તે દર્શાવે છે.

श्लोकौ

कर्त्तापि नैव कर्त्ता स, वक्ताऽपि मौनवान् स्मृतः ।
निष्क्रियः स क्रियां कुर्वन्नरूपी देहवानपि ॥८०॥
प्रारब्धकर्मयोगेण भोजनादि प्रवृत्तयः ।
ज्ञानिनो नैव बाधाय, निर्जरार्थं प्रकीर्त्तिताः ॥८१॥

**શબ્દાર્થઃ**—કર્તા છતાં તે કર્તા નથી. વક્તા છતાં મૌનવાન્ છે. ક્રિયા કરતો છતો નિષ્ક્રિય છે. દેહ છતાં અરૂપી છે, પ્રારબ્ધ કર્મયોગે ભોજનાદિ પ્રવૃત્તિયો છે તો પણ એવા જ્ઞાનીને બાધાને માટે થતી નથી, ઉલટી નિર્જરા માટે થાય છે.

**વિવેચનઃ**—વ્યાવહારિક દૃષ્ટિએ બાહ્ય વ્યાવહારિક કાર્યનો કર્ત્તા છતાં આત્મા વસ્તુતઃ શુદ્ધ નૈશ્ચયિક દૃષ્ટિએ તેનો કર્ત્તા નથી. વ્યાવહારિક દૃષ્ટિએ આત્મા વક્તા છતાં પણ શુદ્ધ નૈશ્ચયિક દૃષ્ટિની અપેક્ષાએ વક્તા નથી. વ્યાવહારિક દૃષ્ટિએ ક્રિયાને કરતો છતો શુદ્ધ નૈશ્ચયિક દૃષ્ટિએ કર્માદિકનો કર્ત્તા નથી. કર્મદૃષ્ટિએ વા વ્યાવહારિક નયદૃષ્ટિએ આત્મા દેહવાન્ છતાં પણ શુદ્ધ નૈશ્ચયિક દૃષ્ટિએ આત્મા દેહવાન્ નથી. વ્યાવહારિક દૃષ્ટિએ કર્ત્તા વકતા અને સક્રિયાદિરૂપ આત્માને અવબોધતો છતો પણ અને બાહ્ય કર્તવ્ય કાર્યોને કરતો છતો પણ જે શુદ્ધ નૈશ્ચયિક દૃષ્ટિએ સ્વાત્માને અકર્ત્તા, અવકતા, નિષ્ક્રિય અને અરૂપી માને છે અને તેથી બાહ્ય કર્તૃત્વાભિમાન જેનું ટળ્યું છે એવો આત્મજ્ઞાની સ્વાત્મામાં પરમાત્માનું સ્મરણ કરતો છતો અને આત્મ શુદ્ધોપયોગથી સર્વ બાહ્ય કર્તૃત્વ વૃત્તિથી સ્વાત્માને ભિન્ન માનતો છતો અને અવલોકતો છતો બાહ્ય પદાર્થો, બાહ્ય ક્રિયાઓ, બાહ્ય સંબંધો અને બાહ્ય દેહાદિથી બંધાતો નથી. નામ અને રૂપના અહં મમત્વના અધ્યાસોનો ક્ષય કરીને આત્માને આત્મરૂપ અવલોકતાં આત્મજ્ઞાનીને પ્રારબ્ધ કર્મયોગે થનાર ભોજનાદિ પ્રવૃત્તિયો બાધાને માટે અર્થાત્ આત્મગુણહાનિને માટે થતી નથી, પરંતુ તે ભોજનાદિ પ્રવૃત્તિયો ઉલટી નિર્જરાર્થે, કર્મ ખેરવવાને શક્તિમાન્ થાય છે. પ્રારબ્ધ કર્મયોગે ખાતો, પીતો અને બાહ્ય વ્યવહારાદિ કર્તવ્યોને કરતો છતો આત્મજ્ઞાની કર્મની નિર્જરાને કરે છે. દેશસેવા ધર્મસેવા સંઘસેવા જાતિસેવા પ્રાણીસેવા સમાજસેવા કુટુંબસેવા આદિ અનેક કર્ત્તવ્ય કાર્યોને કરતો છતો આત્મજ્ઞાની અનેક કર્મોની નિર્જરાને કરે છે. જ્યારથી આત્મજ્ઞાન થાય છે ત્યારથી આત્મજ્ઞાનીની સર્વ પ્રવૃત્તિયો પરોપકારાદિ માટે અને કૃતકર્મનિર્જરાર્થે થાય છે. પૃથ્વીચંદ્ર અને ગુણસાગર બન્ને આત્મજ્ઞાની હતા તેથી બન્નેની લગ્નાદિ પ્રવૃત્તિયોવાળો કૃતકર્મથી નિર્મલ પરિણામવડે મુક્તિ થઈ. આત્મજ્ઞાનીસર્વ કાર્યોમાં સંબધોમાં અને

પ્રવૃત્તિયોમાં સાક્ષીભૂત થઈને વર્તે છે તેથી તે બાહ્યપ્રવૃત્તિયોમાં આત્માની સવળી પરિણતિ ધારણ કરીને કર્મથી મુકત થતો જાય છે. ભરતરાજા ષટ્ખંડનું રાજ્ય કરતા હતા પરન્તુ તે રાજ્યના કર્તા છતાં શુદ્ધ નૈશ્ચયિક દૃષ્ટિથી પોતાને રાજ્યાદિનો કર્તા માનતા નહોતા. તથા તેઓ વકતા હતા છતાં અન્તર્ દૃષ્ટિથી જે જે વદતા હતા તેમાં અહંત્વાદિવૃત્તિથી નિર્મુકત હતા તેથી મૌન હતા. બાહ્યક્રિયાઓને કરતા છતાં શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિએ અક્રિય હતા. તેઓ દેહમાં રહેવા છતા પોતાના આત્માને દેહાદિથી ભિન્ન માનીને શુદ્ધનિશ્ચયદૃષ્ટિથી અન્તરમા અદેહવાન્ તરીકે પોતાને અનુભવતા હતા અને પ્રારબ્ધ કર્મયોગે પુત્ર પુત્રીઓ કલત્રોના વ્યવહારને સંસારદશા પ્રમાણેના સ્વાધિકારે ચલાવતા હતા. ભોજનાદિ પ્રવૃત્તિયોને કરતા હતા છતાં અન્તરમાં તેઓમાં સ્વત્વ નહિ માનતા હોવાથી તેઓ અલ્પ કર્મબંધ અને બહુ નિર્જરા કરતા કરતા છેવટે આદર્શભુવનમાં આત્મભાવના ભાવી કેવળજ્ઞાન પામી અનેક જીવોને ઉપદેશ દઇ મુકિતપદ પામ્યા. રાગદ્વેષના પરિણામ વિના બાહ્ય કાર્યોને કરતાં છતાં અને પ્રારબ્ધ વેદતાં છતાં કર્મની નિર્જરા થાય છે-એમ અધ્યાત્મશાસ્ત્રોના અનુભવથી સત્ય સિદ્ધાંત તરીકે ઉપર્યુકત શ્લોકભાવાર્થ અવબોધાય છે. આત્મજ્ઞાનીઓ વ્યવહારદશાના અધિકાર પ્રમાણે આવશ્યક કાર્યો કરવાને કદાપિ પાછી પાની કરતા નથી. અધ્યાત્મજ્ઞાની થવું એટલે બાહ્ય કાર્ય કરતા ડરવું, મહદાલ થવું, બાહ્ય પ્રવૃત્તિમાં શુષ્ક થવું-એવો અર્થ કદાપિ લેવો નહિ. આત્મજ્ઞાન પામીને યોગ્ય વ્યવહારકર્તવ્યોથી જ્ઞાનીઓ પરાઙ્મુખ થતા નથી. હાલ પ્રવૃત્તિના મહાસામ્રાજ્યમા શુષ્ક નિવૃત્તિવાદી થઈને દેશ, ધર્મ, સંઘ, સમાજાદિની પ્રગતિથી ભ્રષ્ટ થવું એ જ્ઞાનીઓની દૃષ્ટિમાં યોગ્ય નથી. દેશકાલને અનુસરી પૂર્વાચાર્યો વગેરેના ઉન્નતિના સામ્રાજ્યની સંરક્ષાર્થે પ્રવૃત્તિ કરવી એ આત્મજ્ઞાનીઓનું કર્તવ્ય કાર્ય છે. આત્મજ્ઞાનીઓ યોગ્ય વ્યવહારને ધારણ કરે છે અને અન્યો કરતાં વ્યવહાર દશાના સ્વાધિકાર કર્તવ્યકાર્યોથી કદાપિ પશ્ચાત્ રહેતા નથી. જ્ઞાનીઓ અવબોધે છે કે પ્રારબ્ધયોગે આહારાદિ પ્રવૃત્તિયોને સેવ્યા વિના અને આવશ્યક કર્તવ્ય કાર્યોને કર્યા વિના છૂટકો થવાનો નથી; અને સ્વાધિકારે વ્યાવહારિક કર્તવ્ય કાર્યો ન કરવામાં આવે તો સ્વાત્મોન્નતિમાં અને દેશ સમાજ સંઘ વગેરે સમષ્ટિની પ્રગતિમાં અનેક પ્રકારની હાનિ થવાના સંભવને તેઓ જાણે છે તેમજ **परस्परोपग्रहो जीवानाम्** એ સૂત્ર પ્રમાણે પરસ્પર જીવોને ઉપકાર કરવાની પ્રવૃત્તિ સેવવાની સ્વફરજનો કદાપિ ત્યાગ ન કરવો એમ તેઓ અવબોધે છે તેથી તેઓ સ્વાધિકારે વ્યાવહારિક આવશ્યક કર્તવ્ય કાર્યોને અન્તરથી ન્યારા રહીને કરીને બાહ્યરૂપ ધર્મની ફરજને અદાકરીને **महाजनो येन गतः स पन्था**· એવી વ્યવહાર પરંપરાને આદર્શ જીવનથી આદર્શીભૂત કરીને અન્ય મનુષ્યોને વ્યવહાર માર્ગમાં પ્રવર્તાવે છે. મન વચન અને કાયાની પ્રવૃત્તિથી જ્ઞાનીઓ સ્વપરની પ્રગતિમાં પ્રવૃત્ત થયા કરે છે. જ્ઞાનીઓ નૈશ્ચયિક દૃષ્ટિએ શુદ્ધાત્મસ્વરૂપ અવબોધે છે અને અનુભવે

છે, છતાં વ્યવહાર કલ્પનું ઉલ્લંઘન કરતા નથી. તેઓ વ્યવહારકલ્પ પ્રમાણે સ્વાધિકારત પ્રવૃત્તિ કરતા છતાં આન્તરદૃષ્ટિએ કર્મની નિર્જરા કરે છે. એક કોઠાર હોય તેમાં દાણા નાખવાના ઉપરથી અલ્પ હોય અને સુણાના દ્વારમાર્ગે કોઠારમાંથી ઘણા દાણા બહાર નીકળતા હોય તો અન્તે કોઠાર–કોઠી ખાલી થાય છે. જ્ઞાનીઓ તદ્વત્ અલ્પ કર્મ ગ્રહણ કરે છે અને કર્તવ્ય કાર્યો કરતા છતા અન્તરૂથી ઘણાં કર્મોની નિર્જરા કરે છે; તેથી તેઓ અન્તે સકલકર્મથી મુક્ત થઈને સિદ્ધ બુદ્ધ પરમાત્મા બને છે. આત્મજ્ઞાનીઓની આન્તર-દશા એવી હોવાથી તેઓ નહિ બંધાવાના કારણે આવશ્યક કર્તવ્ય કર્મો કરવાને તેઓ યોગ્ય ઠરે છે પરંતુ અજ્ઞાનીઓ તો નિર્લેપ નહિ રહેવાના કારણથી, તેઓ કર્તવ્ય કર્મ કરવાંની યોગ્યતાની બહિર્ હોવાંથી કર્તવ્ય કર્મ કરવાને અયોગ્ય ઠરે છે. જ્ઞાનીઓ આવશ્યક કર્તવ્ય કાર્યો કરતાં છતાં નિર્જરા કરતા હોવાથી તેઓ વ્યાવહારિક કર્તવ્યોને કરવાને અધિકારી છે. આત્મજ્ઞાનીઓને जइ जिणमयं पवज्जह, ता मा ववहारनिच्छए मुयह। ववहारनउच्छेए तित्थुच्छेओ जओ भणिओ॥ ઈત્યાદિથી વ્યવહાર નય પ્રતિપાદિત વ્યાવહારિક કાર્યો કરવાને પૂર્ણ શૌર્યથી કહેવામા આવ્યું છે તેથી આત્મજ્ઞાનીને વ્યાવહારિક કાર્યો કરતાં કર્મની નિર્જરા થાય છે અને વ્યાવહારિક કર્તવ્ય ધર્મની ફરજ અદા થાય છે. તીર્થંકર મહારાજાઓ કે જેઓ નૈશ્ચયિકજ્ઞાનની પરાકાષ્ઠારૂપ કેવલજ્ઞાનને પ્રાપ્ત કરે છે તેઓ પણ સ્વાધિકારે કર્તવ્ય વ્યવહારકર્મયોગનું સંપૂર્ણ પરિપાલન કરે છે અને તેઓ કથે છે કે વ્યાવહારિક કર્તવ્ય કર્મોનો ત્યાગ કરતાં તીર્થનો ઉચ્છેદ થાય છે. વ્યાવહારિક કર્મયોગ પ્રવૃત્તિ વિના કોઈ પણ ધર્મ–કર્તવ્યકાર્યનું સંરક્ષણ–પોષણ થતું નથી અને ધર્મસાધકનું સંરક્ષણ થઈ શકતું નથી. વ્યાવહારિક કર્મ પ્રવૃત્તિ એ સર્વ ધર્મોની ભૂમિ છે અને તેથી તેના અભાવે કોઈ પણ ધર્મ વિશ્વમાં જીવી શકતો નથી. સર્વ કર્તવ્યોનો આધાર વ્યવહાર છે તેથી આત્મજ્ઞાનીઓએ આવશ્યક પ્રગતિકારક કર્તવ્ય કર્મોનો કદાપિ ત્યાગ ન કરવો જોઈએ. આત્માના શુદ્ધોપયોગે આત્માના શુદ્ધ ધર્મના ઉપયોગી બનીને ગમે તે વર્ણ–જાતના વ્યાવહારિક કાર્યોને કરતો છતો આત્મજ્ઞાની કર્મની નિર્જરા કરવાને શક્તિમાન્ થાય છે. જે જે કર્મોમાં અજ્ઞાની મનુષ્યો બંધાય છે તે તે કર્મોને જ્ઞાની આવશ્યક વ્યવહારદશાના સ્વાધિકારે કરતો છતો કર્મની નિર્જરા કરીને મુક્ત થાય છે. આત્માની શક્તિવડે કર્મોને ગ્રહણ કરી શકાય છે. જ્ઞાનાવર-ણીયાદિ કર્મો ગ્રહણ કરવાને આત્માની શક્તિ ખરેખર તેની સન્મુખતાને ન ભજતી હોય તો તે તે વ્યાવહારિક કર્તવ્યકાર્યોને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રના અધિકાર પ્રમાણે કરતાં છતા નવીન કર્મો બંધાતા નથી અને જે પૂર્વે બાંધ્યા હોય છે તેઓની નિર્જરા થાય છે. ગૃહસ્થલિંગે અનેક મનુષ્યો આત્મજ્ઞાનપૂર્વક શુદ્ધ ચારિત્રભાવને પ્રાપ્ત કરીને બાહ્ય કર્તવ્ય કર્મનું પરિપાલન કરીને મુક્તિમાં ગયા છે. જડ કર્મોમાં એવી શક્તિ નથી કે આત્માની અશુદ્ધ પરિણતિ વિના એકદમ આત્માને ચોટી પડે. અતએવ

આત્મજ્ઞાનીઓ વ્યાવહારિક અને ધાર્મિક કાર્યો કરતા છતાં કદાપિ કર્મભીતિથી કર્તવ્ય-ભ્રષ્ટ બની શુષ્કવાદી બનતા નથી. પોતાનો આત્મા નિર્મલ બુદ્ધિવડે સાર્વજનિક હિત કાર્યો કરતા કદાપિ બંધાતો નથી અને તે પરમેશ્વરની આજ્ઞાની વિરાધના કરી શકતો નથી એમ સ્થિરપ્રજ્ઞાએ સ્વાત્મા પોતાની પ્રવૃત્તિ માટે સાક્ષી પૂરે છે; માટે કર્તવ્યકાર્યથી ભ્રષ્ટ થવું નહિ. જે જે કાર્યો કરવામાં આવે તે તે કાર્યોમાં આત્મજ્ઞાનીઓ આત્મધ્યેયવાળી ભાવદૃષ્ટિને ધારીને પ્રવૃત્તિ કરે છે અને તેથી તેઓ ઉચ્ચ ભાવના ઉચ્ચ સંસ્કારો અને ઉચ્ચ લક્ષ્યને ભાવીને ગમે તેવી બાહ્ય સ્થિતિમા પણ આન્તરમાં ઉચ્ચ મહાન્ બનતા જાય છે. **મહાનૂમાં મહાનૂ ચક્રવર્તિ અને રંકમાં રંક મનુષ્ય વાસ્તવિક કર્તવ્ય કર્મને કરતા છતાં સ્વફરજદૃષ્ટિએ બન્ને સમાન છે, કારણ કે સ્વફરજને સ્વસ્થિતિમાં રહીને જેટલી ચક્રવર્તિને અદા કરવી પડે છે તેટલી દીનમાં દીન મનુષ્યને પણ સ્વશક્ત્યનુસારે સ્વાધિકારે સ્વફરજને અદા કરવી પડે છે અને તેથી બન્ને** સમાન છે અને આત્મજ્ઞાને કર્તવ્ય કર્મ કરતા છતાં બન્ને પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે;—એમ બન્નેને પરમાત્મપદમાં સમાન હક્ક યા સમાન સ્વાતંત્ર્ય છે. જ્ઞાનીઓ આવી કર્તવ્યકર્મસ્થિતિનું પરિપાલન કરતા છતા વિશ્વશાલામાં અનેક ગુણોનો અનુભવ પ્રાપ્ત કરે છે અને મોહવૃત્તિયોની સાથે યુદ્ધ કરીને અનુભવદશાને પામે છે; અતએવ જ્ઞાનિ-મનુષ્યોને કર્તવ્ય કાર્યોની પ્રવૃત્તિયો કરવાને સૂચના કરવામાં આવી છે. ગૃહસ્થાશ્રમ અને ત્યાગાશ્રમમા રહેલા અત્મજ્ઞાનીઓએ સદા દેશકાલના અનુસારે ઉત્સર્ગ અને અપ-વાદથી કર્તવ્ય કાર્યોને સુધારાવધારા સાથે કરવાં જોઇએ. આત્મજ્ઞાનીને વૈરાગ્યબળે આસ્રવના હેતુઓ પણ સંવરરૂપે પરિણમે છે એમ આચારાગસૂત્રમાં શ્રીમહાવીરપ્રભુએ કથ્યું છે. અતએવ પ્રારબ્ધ કમ યોગે આત્મજ્ઞાનીને ભોજનાદિ વ્યવહાર કર્મપ્રવૃત્તિયો બાધાને માટે થતી નથી. અપુનર્બંધક ગુણસ્થાનને પામી આત્મજ્ઞાનીઓ કર્તવ્યકાર્યોને વિવેકપુરસ્સર કરે છે.

**અવતરણ:**—આત્મજ્ઞાની કર્મયોગી આત્માની કેવી સ્થિતિને પામે છે અને પ્રવર્તે છે તે નીચે પ્રમાણે દર્શાવવામાં આવે છે—

**श्लोकाः**

**यस्य लाभो न हानिश्च, कार्याकार्येऽपि योगिनः ।**
**स्थूलदेहे स्थितः सोऽपि निश्चयान्नास्ति तत्र सः ॥ ८२ ॥**

हन्यमाने शरीरेऽपि ज्ञानात्मा नैव हन्यते ।
दह्यमाने शरीरेऽपि ज्ञानात्मा नैव दह्यते ॥८३॥

कुर्वन् कर्माण्यपि ज्ञानी नैव कर्त्ता प्रगीयते ।
देहस्थो देहभिन्नः स मुक्तात्मा सर्वसङ्गतः ॥८४॥

सर्वत्राऽस्ति च सर्वेषु नैव सर्वत्र सर्वगः ।
बाह्यसङ्गेऽपि निःसङ्गो ज्ञानी भवति वस्तुतः ॥८५॥

मुक्तः कर्माधिकारात्स प्रवृत्तिरुपकारिका ।
ज्ञानिनो विश्वलोकानां प्रारब्धकर्मसङ्गतः ॥८६॥

सातासातं समं मत्वा मानामानौ तथैव हि ।
स्तोतृनिन्दकयोः साम्यं मत्वा कार्यं करोति सः ॥८७॥

**શબ્દાર્થ—**જે કાર્ય કરવામા સમભાવ ધારણ કરે છે એવો જ્ઞાનયોગી દેહમા છે તોપણ શુદ્ધ નૈશ્ચયિક નયે તે દેહમા નથી. હન્યમાન શરીર છતા જ્ઞાનાત્મા હણાતો નથી. શરીર બળે છે, પરંતુ તે જ્ઞાનાત્મા બળતો નથી. આત્મજ્ઞાની કાર્યોને કરતો છતો પણ તે કર્તા છે એમ કહેવાતુ નથી. તે દેહમા છે છતા પણ દેહ ભિન્ન છે. દેહ છતાં તે જ્ઞાનાત્મા અહંમમત્વાદિ અધ્યવસાયથી મુક્ત થએલો હોવાથી સમ્યગ્દૃષ્ટિની અપેક્ષાએ શબ્દનયે મુક્તાત્મા ગણાય છે અને એવંભૂતનયે સર્વકર્મથી રહિત થયે છતે મુક્તાત્મા કહેવાય છે. આત્મમા સર્વ અસ્તિ અને નાસ્તિ ધર્મો રહેલા છે. આત્મા વિના અન્ય દ્રવ્યોની અનન્ત ગુણ પર્યાયની અનન્ત નાસ્તિતા છે. તે આત્મામા નાસ્તિભાવે સમાય છે તેથી ( શ્રી વિશેષાવશ્યકમાં શ્રુતજ્ઞાનાધિકારે એક અણુમા જેમ સર્વ વિશ્વનો-સમાવેશ કરેલો છે તદ્વત્) આત્મા સર્વસંગત કહેવાય છે આત્માના કેવલજ્ઞાનમા સર્વ વિશ્વ જ્ઞેયરૂપે ભાસે છે તેથી તેની અપેક્ષાએ પણ સર્વસંગત આત્મા કહેવાય છે. આત્મા સર્વત્ર છે અને સર્વમા સર્વત્ર નથી એમ પણ વ્યક્તિની અપેક્ષાએ કથી શકાય છે. બાહ્ય સંગમા જ્ઞાની આ પ્રમાણે આત્માનું સ્વરૂપ અવબોધીને નિસંગ થાય છે. આત્મજ્ઞાની આ પ્રમાણે આત્માનું અનેક નય દૃષ્ટિઓવડે સાપેક્ષ સ્વરૂપ જાણે છે. તે ક્રિયાના અધિ-કારથી આત્મધ્યાનમા લીન થઇને મુક્ત થાય છે તથાપિ તેની શબ્દાદિનયે જીવન્મુક્તદશા પ્રમાણે શરીરાદિથી બાહ્ય પ્રવૃત્તિ થાય છે તે વિશ્વલોકોને ઉપકાર કરનારી થાય છે. આત્મ-

જ્ઞાનીને પ્રારબ્ધ કર્મસંગતિથી બાહ્ય પ્રવૃત્તિ થાય છે; અને તે તેનો સ્વાધિકારે બાહ્ય વ્યવહાર કર્તવ્ય ધર્મ કથાય છે. આત્મજ્ઞાની શાતા અને અશાતા એ બન્નેમાં વ્યવહારે વિષમપણું છે, છતાં પણ તે આધ્યાત્મિકદૃષ્ટિ પ્રતાપે બન્નેમાં સમાનતા માનીને તેમજ માન અને અપમાનમાં સમાનતા માનીને તથા સ્તોતા અને નિન્દકમા સામ્ય માનીને કાર્યને બાહ્યાધિકારે કરે છે.

**વિવેચન:**—આ પ્રમાણે શબ્દાર્થ કથીને હવે વિશેષાર્થ કંઈક કથવામાં આવે છે. જે આત્મજ્ઞાનીને કોઇ બાહ્ય કાર્ય કરવામાં લાભ દેખાતો નથી અને ન કરતા અલાભ દેખાતો નથી એવો આત્મજ્ઞાની શરીરમા રહેલો છતા નિશ્ચયત શરીરમા નથી એમ અવબોધવું. બાહ્ય કાર્ય કરવામાં જેને લાભ હાનિની દૃષ્ટિ ટળી ગઈ છે અને શરીરમા છતાં દેહાધ્યાસ જેનો ટળી જવાથી વૈદેહ--અવસ્થા થઇ ગઇ છે તે સ્થૂલ દેહમાં છતાં સ્થૂલ દેહમાં નથી અને તેમજ જગત્‌મા છતાં જગત્‌મા નથી. જગત્‌ની દૃષ્ટિએ જેવા બાહ્યાર્થી દેખાય છે તેવો તે નથી. એવા આત્મજ્ઞાનીને બાહ્ય કાર્ય કરવા યોગ્ય વા ન કરવા યોગ્ય તે સર્વે એક સરખું થઇ ગએલું હોવાથી તેઓ બાહ્ય કર્ત્તવ્યાધિકારથી મુકત થએલ અપ્રમત્ત મુનિ, અવધૂત સાધુ, યોગી, પીર, જીવન્મુકત મહાત્મા વગેરે નામોથી સંબોધાય છે. તેવી દશાવાળો આત્મજ્ઞાની જે કંઇ કરે છે તે પ્રારબ્ધકર્માનુસારે કરે છે. બાહ્ય દૃશ્યકાર્યોના કર્તવ્યાકર્તવ્યાદિ વિચારોની પેલીપાર જે ગમન કરીને આત્મામાં જે મસ્ત બની ગયો છે તે મહાપુરુષ જગત્‌મા જીવતો દેવ પરમાત્મા અવબોધવો. પ્રારબ્ધકર્માનુસારે બાહ્ય શરીરાદિ પ્રવૃત્તિને તે કરે છે છતા તે કર્તવ્યવિવેકથી જુદી દશામા મસ્ત થવાથી તે અક્રિય જાણવો; કારણ કે તેને કરતાં છતાં તેનું ભાન નથી અર્થાત્‌ તેમા ઉપયોગ નથી અને નહિ કરવાથી તેને કંઈ ન્યૂનતા નથી. આવી તેની સ્થિતિ થવાથી તે જ્ઞાનાત્મા સર્વ વિશ્વમાં પૂજ્ય અપ્રમત્ત યોગી તરીકે પૂજાય છે. આર્યાવર્ત તેવા અવધૂત જ્ઞાનિયોગીઓના તનુઓથી શોભી રહ્યું છે. તેવા આત્મજ્ઞાની જે કંઇ પ્રવૃત્તિ કરે છે તેમાથી જગત્‌ને ઘણું શિક્ષણ લેવાનું હોય છે. આત્મજ્ઞાની કર્તવ્યાધિકારની મર્યાદા ધારણ કરીને જે કંઈ કરે છે તેથી વિશ્વને તે અનન્તગુણ ઉપકાર કરી શકે છે. જ્ઞાનાત્મા શરીર પરથી મમત્વનો ત્યાગ કરે છે તે પોતાને શરીરરૂપ માનતો નથી. જ્ઞાની પોતે સર્વ જડ વસ્તુઓથી પોતાને ભિન્ન માને છે તેથી જડ વસ્તુઓમા કલ્પાયલી શુભાશુભની અસરથી તે મુકત થઇ શકે છે; આત્મજ્ઞાની શરીર હણાતાં છતા આત્માને હણાતો માનતો નથી. શરીર બળતાં છતાં જ્ઞાનાત્મા બળતો નથી. શરીર હણાતાં છતા આત્મા નિત્ય હોવાથી આત્મા હણાતો નથી; તેથી આત્માને હણાયલો માનવો એ નૈશ્ચયિકનયે ભ્રાન્તિ છે. શરીર અનિત્ય છે, શરીર દેહ છે, પણ આત્મા બળતો નથી કારણ કે આત્મા, નિરંજન નિરાકાર નિત્ય જ્યોતિસ્વરૂપી છે તેથી તે બળતો નથી. આત્માને બળતો માનવો એ એક જાતની ભ્રાન્તિ છે. ભૂતોનું

શરીર બનેલું છે, તેથી તે હણાય છે અને બળીને ભસ્મીભૂત થઇ શકે છે; પરન્તુ આત્મા તો નિત્ય હોવાથી તે કદાપિ હણાતો નથી અને બળતો નથી એમ શુદ્ધ નૈશ્ચયિકદૃષ્ટિએ આત્મજ્ઞાની પોતાને અવબોધતો અને અનુભવતો હોવાથી તે શરીર છતાં શરીરથી ભિન્ન પોતાને માની શકે છે-અને અગ્નિ શસ્ત્રાદિથી શરીરનો નાશ થતાં પોતાને નિત્ય માની સમભાવ અને વૈદેહભાવને ધારણ કરી આત્મજ્ઞાનમાં મસ્ત રહી શકે છે. આત્માને દેહભિન્ન-નિત્યરૂપ અનુભવનાર આત્મા બાહ્ય કાર્યોને કરતો છતો પોતાને કર્તારૂપ માનતો નથી. બાહ્ય કાર્યો ખરેખર કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ એ પાંચ કારણોથી થાય છે; તેમા પોતાને કર્તાના અભિમાનથી યુક્ત કરીને કર્તૃત્વભ્રાન્તિથી પોતાના આત્માને કર્મથી બાંધતો નથી **देखे बोले सहु करे, ज्ञानी सबही अचंभ, व्यवहारे व्यवहारसु, निश्चयमें स्थिर थंभ,** ઇત્યાદિથી આત્મજ્ઞાની જે જે કરે છે, દેખે છે, બોલે છે, આદિ જે જે પ્રવૃત્તિ કરે તેમા તે અહંત્વાદિથી બંધાતો નથી અને કર્તવ્યકાર્યો કરવામા અન્ય મનુષ્યો કરતાં પાછો પડતો નથી અને તેમજ નિશ્ચયજ્ઞાનમા તે સ્થિર સ્થંભના સમાન સ્થિરતાથી વર્તે છે. આવી તેની આશ્ચર્યકારી દશાને અલખલીલા કહેવામા આવે તો તેમા કંઇ આશ્ચર્ય નથી. તેઓની બાહ્ય કર્તવ્ય પ્રવૃત્તિ અને તેઓની આન્તર પ્રવૃત્તિ એ બે શુષ્ક નાલિકેર અને તેમાં રહેલા જલની દશાની ભિન્નતાને ભજે છે. આત્મજ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિ પ્રારબ્ધાધારે-પ્રાસંગિક ઉપકારક તથા અનેક શુભાશયોથી ભરપૂર હોય છે. તેમની બાહ્ય પ્રવૃત્તિથી તેમના આત્માની દશા કેવી છે ? તેની કલ્પના કરવી તે અજ્ઞાનીઓની દૃષ્ટિ બહાર છે; તેથી તેવા આત્મજ્ઞાનીની કર્તવ્યપ્રવૃત્તિમાંથી અનેક શુભાશયોપૂર્વક સાર ગ્રહવો તે જ ભવ્ય મનુષ્યોને હિતકારક છે. આત્મજ્ઞાની પ્રગતિ થાય એવી પ્રવૃત્તિને પોતે કૃતકૃત્ય છતા અને સ્વાર્થ-પ્રયોજનાદિનો અભાવ છતા આદરે છે. તે જે કંઈ કરે છે તે ઉપરથી તેના આત્માની દશાનો ભાવ લેવો એ કલ્પનાશક્તિની બહારની વાત છે. સંગ્રહનયની અપેક્ષાએ જ્ઞાની આત્માને મુક્ત માને છે. જ્ઞાની સ્વાત્માને અસ્તિધર્મની અપેક્ષાએ સર્વસંગત માને છે. જ્ઞાનવડે આત્મા સર્વત્ર જ્ઞેય પદાર્થોના જ્ઞાન અને કથંચિત્ જ્ઞેયની અભેદ પરિણતિએ વ્યાપક હોવાથી સર્વત્ર છે અને વ્યક્તિની અપેક્ષાએ સર્વત્ર નથી. જ્ઞાની પોતાના આત્માને બાહ્યથી સંગી છતા વસ્તુત: અન્તરથી નિઃસંગ માને છે. તે સર્વ બાહ્ય પ્રવૃત્તિના અધિકારથી મુક્ત છે; છતા તેની બાહ્ય પ્રવૃત્તિથી અનન્તગુણો ઉપકાર થાય છે-એવું પૂર્વે નિવેદવામાં આવ્યું જેથી એમ અવબોધવું કે જ્ઞાની નિર્બંધ અને સર્વસંગમુક્ત છતા બાહ્ય જીવોના ઉપકારે અને પ્રારબ્ધયોગે પ્રવૃત્તિ આદરીને તે અકલિત એવા ઉપકાર કરવાને શક્તિમાન્ થાય છે. આત્મજ્ઞાની શાતાવેદનીય અને અશાતાવેદનીય સમાન માનીને તથા સ્તુતિકારક અને નિન્દક એ બેમા સમભાવ ધારણ કરીને તેને યોગ્ય કાર્ય તે કર્યા કરે છે. આત્મજ્ઞાની

ઉપર્યુક્તભાવ પ્રમાણે આત્મદશામાં મસ્ત બનીને બાહ્ય વ્યાવહારિક કર્તવ્યકાર્યોને પ્રારબ્ધાદિક યોગે કર્યા કરે છે. આત્મજ્ઞાનીની આન્તરિક દશા ઉપર પ્રમાણે થવાથી તે બાહ્ય કાર્યોને કરે છે છતાં તે બાહ્ય કાર્યોનો તેના આત્માની સાથે સંબંધ રહેતો નથી. આત્મજ્ઞાની શુષ્ક માટીના ગોળા જેવો હોવાથી તેને બાહ્ય કર્તવ્ય કાર્યો કરતાં કોઇ પણ નિમિત્તવડે લેપાવાનું નથી-ચીકણો અને આર્દ્ર માટીનો ગોળો ખરેખર ભીંત સામો પછાડવાથી ભીંતની સાથે તેનો કેટલોક ભાગ ચોંટી રહે છે; પરંતુ શુષ્ક મૃત્તિકાનો ગોળો ચોંટી રહેતો નથી- એવો સર્વ મનુષ્યોને અનુભવ છે; તેથી તે દૃષ્ટાન્તપૂર્વક આત્મજ્ઞાનીની દશા સમજવામાં કોઇ જાતનો સાપેક્ષદૃષ્ટિએ વિરોધ આવતો નથી. આત્મજ્ઞાની બાહ્યમાં શુભાશુભ કલ્પનાને નહિ માનતો હોવાથી તે શુભાશુભ પરિણામથી ન બંધાતાં બાહ્ય કર્તવ્ય કાર્યો કરવાનો અધિકારી બની વિશ્વજીવોના સંબંધમા આવી વિશ્વજીવોનો તારક બની શકે એમાં કંઇપણ આશ્ચર્ય નથી. સ્તોતા અને નિન્દકપર જેનો સમાન ભાવ છે એવો આત્મજ્ઞાની બાહ્ય કર્તવ્ય કાર્યોને કરતો છતો અન્ય મનુષ્યોના સંસર્ગથી લેપાતો નથી; તેથી તે જ ખરેખરો કર્તવ્ય કાર્ય કરવાને અધિકારી બને છે. સ્તોતાપર હર્ષ અને નિન્દક પર દ્વેષ થયા વિના ન રહે એવી બાલ મનુષ્યોની દશા હોય છે. નામ અને રૂપમાં શુભાશુભભાવે મુંઝાયલા અજ્ઞાની મનુષ્યો કર્તવ્યકર્મો કરતાં છતાં એક પર રાગ અને અન્ય પર દ્વેષ ધારણ કરીને મુંઝાઈ જાય છે--એમ અનુભવમાં આવે છે. પરન્તુ આત્મજ્ઞાની કે જે સ્તોતા પર અને નિન્દક પર સમભાવદશાવાળો બની ગયો છે અને નામરૂપની માયાદેવીની ભ્રમણાથી જે વિમુક્ત થયો છે તે જે જે કર્તવ્ય કાર્ય કરે છે તેમાં તે રાગદ્વેષથી મુક્ત હોવાથી સ્તોતાના અને નિન્દકના સંબંધમાં આવતાં છતાં સંસારમા કોઈ પણ સ્થાને મુઝાતો નથી. તેમજ નામરૂપમય સ્થૂલ વ્યવહાર વ્યક્તિ સંબંધે સ્થૂલ બુદ્ધિવાળા અને નામરૂપની માયાની દૃષ્ટિને ધારણ કરનારા તરફથી માન મળે તો પણ તે રતિ પામતો નથી અને અપમાન મળે તો પણ તે અરતિ પામતો નથી; કારણ કે નામ રૂપના માનપમાનની દૃષ્ટિથી બહિર્ થઈ સાક્ષીભૂત બનીને તે નામરૂપમાં કંઈપણ આત્મત્વ ન પ્રેક્ષતા ફક્ત વ્યવહાર સંબંધે બાહ્ય કર્તવ્યને કરે છે. આત્મ જ્ઞાની ખરેખર નામરૂપના માયાના પ્રદેશોમાં માનાપમાનની વૃત્તિથી મુક્ત થએલો હોવાથી તે બાહ્ય કર્તવ્ય કર્મ કરવાને નિર્યુક્ત છતા પ્રારબ્ધાદિક યોગે નિર્મલપણે પ્રવૃત્તિ કરનાર હોવાથી અધિકારી ઠરે છે.

અવતરણ—જ્ઞાની કેવી રીતે સ્વાત્માને માની કર્તવ્ય કાર્યને આચરે છે તે જણાવે છે.

**श्लोकाः**

**निरञ्जनं निराकार–मरूपं निष्क्रियं प्रभुम् ।**
**मत्वाऽऽत्मानं स्वभावेन स्वीयकार्यं समाचरेत् ॥ ८८ ॥**

शरीरं वस्त्रवत् त्यक्त्वा गृण्हात्यन्यद् वपुः पुनः ।
निश्चित्य नित्यमात्मानं प्राप्तकार्यं समाचरेत् ॥ ८९ ॥
त्यक्त्वा कर्तृत्वसंमोहं साक्षीभूतेन चात्मना ।
स्वाधिकारे समायातं स्वीयकर्म समाचरेत् ॥ ९० ॥
ज्ञानदर्शनचारित्र–रूपं सम्मान्य चेतनम् ।
ज्ञानी शुद्धोपयोगेन प्राप्तकार्यं समाचरेत् ॥ ९१ ॥
प्रारब्धकर्मतः प्राप्तं स्वाधिकारवशात्तथा ।
चित्ते निष्क्रियभावोऽपि ज्ञानी कर्म समाचरेत् ॥ ९२ ॥

**શબ્દાર્થઃ**—જ્ઞાની સ્વાત્માને સ્વભાવે નિરંજન, નિરાકાર, અરૂપ, નિષ્ક્રિય અને પ્રભુ માનીને સ્વકર્તવ્ય કાર્યને કરે છે. શરીરને વસ્ત્રવત્ ત્યજીને આત્મા અન્ય શરીરને ધારણ કરે છે એવી રીતે આત્માનો નિશ્ચય કરીને આત્મજ્ઞાની પ્રાપ્ત કાર્યને સમાચરે છે. કર્તાનો સંમોહ ત્યાગ કરીને સાક્ષીભૂત આત્માવડે જ્ઞાની સ્વાધિકારસમાયાત સ્વીય કાર્યને સમાચરે છે. જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ આત્માને માનીને આત્મજ્ઞાની શુદ્ધોપયોગવડે ધાર્મિક તથા વ્યાવહારિક પ્રાપ્ત કાર્યને સમાચરે છે. પ્રારબ્ધ કર્મથી પ્રાપ્ત થએલ અને સ્વાધિકારના વશથી પ્રાપ્ત થએલ કાર્યને ચિત્તમાં નિષ્ક્રિય ભાવ છતા પણ જ્ઞાની આચરે છે.

**વિવેચનઃ**—જ્ઞાની વ્યાવહારિક અને ધાર્મિક કાર્ય કરતો છતો અન્તર્માં સ્વાત્માને નિષ્ક્રિય માને છે તેથી તે બાહ્ય સંબંધમાં અંજાતો નથી. જ્ઞાની પોતાને નિરાકાર માને છે તેથી તે સાકાર દૃશ્યાદૃશ્ય પદાર્થોમાં અહંમમત્વથી અને સાકારભાવથી બંધાતો નથી. જ્ઞાની સ્વાધિકારે કર્તવ્ય કાર્યોને કરતો છતો અન્તર્મા સ્વાત્માને નિષ્ક્રિય માને છે તેથી બાહ્ય ક્રિયાઓમાં અહંમમત્વ અને કર્તૃત્વાભિમાનથી મુક્ત રહે છે. જ્ઞાની સ્વાત્માને પ્રભુ માનીને કર્તવ્ય વ્યાવહારિક અને ધાર્મિક કાર્યોને કરે છે; તેથી તેને બાહ્ય પ્રભુત્વની આકાંક્ષા રહેતી નથી અને નામરૂપ સંબંધે કલ્પાયલા પ્રભુત્વને તે પ્રભુત્વ માનતો નથી તેથી તે અન્તર્માં દીનતા વિના આત્માની વાસ્તવિક પ્રભુતાના જુસ્સાથી કાર્ય કરી શકે છે; અને બાહ્ય પ્રભુપદ પદવી ઇત્યાદિથી લલચાઈ અનીતિ પાપકર્મ પ્રવૃત્તિને આચરતો નથી. જ્ઞાની સ્વભાવે સ્વાત્માને નિરંજનાદિરૂપ માને છે તેથી તે તેના ઉપયોગે રહીને વિભાવદશાને આત્માની દશા માન્યા વિના અને પ્રાપ્તકાર્ય કરવા છતા વિભાવદશામાં મુંઝાયા વિના તે પ્રાપ્ત કાર્યની ફરજને અદા કરે છે. જ્ઞાનીએ ઉપર પ્રમાણે સ્વાત્માને

માની બાહ્ય સ્થૂલ વ્યવહારમાં પ્રવર્તવું જોઈએ-એ તેની સ્વાધિકારે કર્તવ્યવિધિ છે. મનુષ્ય જેમ જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરીને અન્ય વસ્ત્રોને પહેરે છે પરન્તુ તે સ્વયં બદલાતો નથી તદ્વત્ જ્ઞાની શરીરરૂપ વસ્ત્રનો ત્યાગ કરે છે પરન્તુ તે ભૂતકાલમાં લીધેલાં સર્વ શરીરો તથા વર્તમાનમાં જે શરીર છે તે અને ભવિષ્યમાં કર્મયોગે જે શરીરો પ્રાપ્ત થશે તે સર્વને વસ્ત્રવત્ માને છે અને પોતાને સર્વ શરીરોથી ભિન્ન નિત્ય માનીને પ્રાપ્ત કર્તવ્યકાર્યને આચરે છે. જૈનદૃષ્ટિએ ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એ પાંચ શરીરો છે અને વેદાન્તદૃષ્ટિએ સ્થૂલ, સૂક્ષ્મ, દિવ્ય, કારણ, મહાકારણ લિંગાદિ શરીરો અવબોધવા. ઉપર્યુક્ત પંચ શરીરથી ભિન્ન નિત્ય આત્મા માનીને જે શરીર-દ્વારા કર્તવ્યકાર્યોને કરે છે તેને શરીરમાં કર્તૃત્વાભિમાન રહેતું નથી અને જે જે કાર્યો કરવામાં આવે છે તેમા અહંમમત્વ વાસનાથી બંધાવાનું થતું નથી. શરીરથી ભિન્ન આત્મા છે અને તે નિત્ય છે એવો નિશ્ચય કરવાથી પ્રત્યેક કર્તવ્ય કાર્ય કરતાં મૃત્યુનો ભય રહેતો નથી. પાશ્ચાત્ય દેશીય યોદ્ધાઓ સ્વકર્તવ્ય અદા કરવામા પ્રાણને પરપોટાસમ ગણી ના હોમ કરી આત્મસમર્પણ કરે છે; તદ્વત્ કર્તવ્ય કાર્યમાં નિર્ભયદશાથી શરીર પ્રાણનો ભોગ આપવામાં આવે છે તો આત્મોન્નતિ થાય છે. શરીર પ્રાણના મમત્વથી અને તેની ભીતિથી મનુષ્યો વિશ્વમાં દાસત્વકોટીમાં રહે છે અને તેઓ વિશ્વમાં સ્વાત્મવંશપરંપરાને પણ વ્યવ-હારથી સંરક્ષવાને શક્તિમાન થતા નથી. અનેક શરીરો પ્રાપ્ત થાય અને બદલાય તેથી તેમાં રહેલા નિત્ય આત્માને ભય પામવાનું કોઇ કારણ નથી-એવો નિશ્ચય થતાં આ ભવમાં પ્રાપ્ત થએલ શરીર માટે અહંમમત્વની વાસનામા બંધાઈ જવાનું થતું નથી, અને નિત્ય આત્માનો નિશ્ચય થવાથી મૃત્યુ ભય આદિ અનેક પ્રકારના ભયોમાથી બહાર નીક-ળવાનું થાય છે. તથા સ્વાત્માની નિર્ભયદશાએ પ્રત્યેક ધાર્મિક તથા વ્યાવહારિક કર્તવ્ય કાર્ય કરવાની સ્વફરજને પ્રાણ જતા અદા કરી શકાય છે. દેહમમત્વ, પ્રાણમમત્વ, નામ-મમત્વ અને રૂપમમત્વ આદિ અનેક પ્રકારના મમત્વોથી દૂર રહીને પૂર્વે આર્યો સ્વફરજને અદા કરવાને દેહ પ્રાણાદિકનો ત્યાગ કરતા હતા તેનું કારણ એ હતું કે તેઓ આત્માને નિત્ય માનતા હતા અને શરીરાદિકને અનિત્ય માનતા હતા. તેથી તેઓ શરીરાદિકના મમત્વના ત્યાગ પૂર્વક પરસ્પરોપગ્રહદૃષ્ટિએજ યા કર્તવ્યદૃષ્ટિએ આવશ્યક કાર્ય કરતાં દેહ-મમત્વાદિ અનેક વાસનાઓને લાત મારી પગ તળે કચરી નાખતા હતા. ઋષભાદિક ચોવીશ તીર્થંકરના વંશજો જો ખરી રીતે આત્માને નિત્ય માની નામરૂપની માયાથી ભિન્નપણું ધારી આત્મપ્રગતિમા અખંડપણે અપ્રમત્ત રહ્યા હોત તો તેઓની આ દશા થાત નહિ. આત્માને નિત્ય માનનારી અને શ્રદ્ધા કરનારી આર્યસંતતિ ખરેખર આ વિશ્વમાં સર્વથા સર્વદા આત્મ પ્રગતિમા વ્યવહારથી અને નિશ્ચયથી આગળ રહે છે અને તે કર્તવ્ય કર્મ કરવામાં કોઇ રીતે પ્રાણ સમર્પણ કર્યા વગર રહેતી નથી. આત્માને દ્રવ્યત્વે નિત્ય

માનનારા જૈનો જો વાસ્તવિક રીતે આત્માનું નિત્ય સ્વરૂપ અવબોધી વ્યવહારકર્તવ્ય કાર્યમાં પ્રવર્ત્યા હોત તો તેઓની દેહાદિકમમત્વવાસનાયોગે પતિત દશા થઇ તે થાત નહિ અને પૂર્વજોની વ્યાવહારિક ઉચ્ચ પદવીઓ પર તેઓ કાયમ રહી શકયા હોત. શબ્દથી આત્માને અંધપરંપરાએ નિત્ય માનવાથી આત્માની ઉન્નતિ થતી નથી, પરંતુ વસ્તુત આત્માની નિત્યતા અવબોધવાથી પુણ્ય અને પાપનું પરભવમાં ભોક્તૃત્વ અને કર્તૃત્વ સિદ્ધ થાય છે અને તેથી નીતિના નિયમોની આવશ્યકતા પણ સિદ્ધ કરે છે. આત્માને નિત્ય માનનારી આર્યપ્રજા જો આત્માનું નાસ્તિત્વ માનનારી પ્રજા કરતા આત્મભોગ, પ્રાણસમર્પણ અને કર્તવ્ય કાર્યમા પશ્ચાત્ રહે તો એમ માનવું કે વસ્તુત તે આત્માને અંતઃકરણથી નિત્ય માનનારી પ્રજા નથી. આત્માને નિત્ય માનનારા મનુષ્યોને કર્તવ્ય કર્મફલનો પરભવમા વિશ્વાસ રહે છે. તેથી આ ભવમા કર્તવ્ય કર્મ કરવામાં દેહનો જલપરપોટાની પેઠે ત્યાગ થાય તો તેમ કરવામા તેઓ જરામાત્ર આચકો ખાતા નથી જે મનુષ્યો કર્તવ્ય કાર્યમા દેહ પ્રાણનો નાશ કરવામા આચકો ખાય છે તેઓના વંશના મનુષ્યો આ વિશ્વમા ધર્મમાર્ગમા અને વ્યવહારમાર્ગમા દાસત્વકોટીમા પડી જીવી શકે છે. મમતા--અહંવૃત્તિ--ભીતિ વગેરે મોહની દાસીઓ છે, તેના તાબામાં આવે છે તેઓ આત્માનું નિત્યત્વ વિસારીને પ્રત્યેક કર્તવ્ય કાર્યમા મમત્વને કરી અન્તે તેઓ દાસીની પ્રજામા ખપે છે અને પોતાની સંતતિ માટે તેઓ દાસત્વનો વારસો મૂકી જાય છે. આત્માને નિત્ય માનનાર મનુષ્યો ત્યારે ગણાય કે જ્યારે તેઓ આત્માને નહિ માનનારા મનુષ્યો કરતા સાંસારિક વ્યવહારની સર્વ શુભ આવશ્યક પ્રગતિયોમા સદા આગળ રહી શકે અને આત્માનુ આસ્તિક્ય નહિ માનનારા મનુષ્યોને તે સ્વતાબામા રાખી શકે. આત્માને નિત્ય માનનારા આર્યમનુષ્યો ત્યારે ગણાય કે જ્યારે તેઓ આત્માને નહિ માનનારા નાસ્તિક મનુષ્યોના કરતા તન--મન--ધનનો ભોગ આપતા જરામાત્ર ખચકાય નહિ અને સર્વ પ્રકારની વિદ્યા--કલાદિવડે નાસ્તિક મનુષ્યોના કરતાં આગલ વધી શકે અને વિશ્વમા પારમાર્થિક કાર્યો કરીને સર્વત્ર શાંતિ પ્રસરાવવા જેટલું સદા બલ કાયમ રહે એવી વ્યવસ્થાઓને વંશપરંપરામા સંરક્ષી શકે. આત્મા નિત્ય છે એમ બોલનારા લાખો કરોડો મનુષ્યો મળી આવે છે, પરંતુ જ્યારે દેહત્યાગ અને પ્રાણત્યાગનો પ્રસંગ આવે છે ત્યારે તેઓ દેહ પ્રાણમમત્વ અને ભીતિ ધારણ કરી ભીરુ બની કર્તવ્યક્ષેત્રથી કરોડો ગાઉ દૂર ભાગી જાય છે. આવી રીતે આત્માને નિત્ય માનનારા અને આત્મા નિત્ય છે એમ બોલનારા મનુષ્યો સ્વર્ગ અને પરમાત્મપદને પ્રાપ્ત કરી શકતા નથી. આત્માને ખરી રીતે નિત્ય માનનાર મનુષ્યો મહાવીર પ્રભુના પગલે ચાલીને તેઓ વીરત્વના આવશ્યક કર્તવ્યકાર્યોને કરી વિશ્વમા સર્વત્ર સર્વદા પ્રગતિમા સર્વ કરતાં આગલ રહે છે. આત્માને નિત્ય માનનારાઓ સર્વ પ્રકારની શુભ પ્રગતિમા, ઘોર પરિસહો--ઉપસર્ગો--વિપત્તિયો--સંકટો વેઠીને આગળ વધે છે અને તેઓ અહંવૃત્તિ--મમત્વ-

વૃત્તિ--ભયવૃત્તિ--નામરૂપની વૃત્તિયોને હઠાવી સર્વ ભેગા મળી વ્યાવહારિક કર્તવ્ય કાર્યો કરવામાં પણ આગલ વધે છે. હાય! હાય! હું મરી જઇશ, અરે મારૂં શું થશે, આવા ભીતિના શબ્દોને બોલનારા આર્યો તે વસ્તુતઃ આર્યો નથી. તેઓ વિશ્વમાં દાસત્વકોટીમાં રહેવાને લાયક છે. આત્માને નિત્ય માન્યા બાદ ડરવાનું રહેતું નથી. નિત્ય આત્મા કદાપિ જડ વસ્તુઓનો નોકર બનીને પાપકર્મ કરવાને લલચાતો નથી. આત્માને નિત્ય માનનારા મનુષ્યો કર્તવ્યકાર્ય કરતાં પ્રાણાદિસમર્પણમાં સદા એક સરખી રીતે કાયમ રહે છે. તેઓ મૃત્યુથી ડરી જતા નથી. તેઓ શરીર--પ્રાણ છૂટી જાય તેની જરા માત્ર પરવા રાખતા નથી; તેનું કારણ એ છે કે તેઓનો આત્મા સદા કાયમ રહેવાનો છે અને જ્યા જાય ત્યાં તે કર્તવ્ય કાર્ય કરવાથી આગળ વધવાનો છે એવી શ્રદ્ધાથી વર્તનારા હોય છે. આર્ય ક્ષત્રિયો જ્યાં સુધી આ પ્રમાણે આત્માની નિત્યતા માનીને પ્રવર્ત્યા હતા ત્યાં સુધી તેઓ ભીતિ વગેરેને સ્વતાબે કરી સર્વ પ્રકારની ઉન્નતિમાં આગળ વધ્યા હતા. બ્રાહ્મણ--ક્ષત્રિય--વૈશ્ય--શૂદ્ર -મુનિઓ--ઋષિયો વગેરે પૂર્વે આત્માને નિત્ય માની સ્વાધિકારે કર્તવ્યકાર્યોને કરતા હતા; તેથી તેઓ સર્વ પ્રકારની પ્રગતિ--ઉત્ક્રાન્તિના માર્ગમાં સદા આગળ વધતા હતા અને ક્રોધ--કપટ--લાલચ--તૃષ્ણા--ભય--કુસંપ--વિશ્વાસઘાત--દ્રોહ અને ઇર્ષ્યા વગેરે શત્રુઓને પગ તળે કચરી નાખતા હતા. આવી તેઓની દશા જ્યાં સુધી કાયમ રહી ત્યાં સુધી તેઓ સદ્ગુણોવડે પ્રગતિના શિખરે વિરાજિત રહ્યા. પરંતુ જ્યારે તેઓ આત્માની વાસ્તવિક નિત્યતાને ભૂલી ગયા અને ભ્રાન્તિમાં ફસાઇ મોહરાજાના તાબે થઇ દુર્ગુણોવડે પ્રવર્તવા લાગ્યા ત્યારથી સર્વની અવગતિ--પડતી થઈ. આ ઉપરથી અવબોધવું કે આત્માની નિત્યતા ભૂલીને ભયવૃત્તિ--મમતા-વૃત્તિ આદિ દાસીઓના તાબે મનુષ્યો થયા ત્યારથી તેઓ સ્વકર્તવ્ય કરવામા પશ્ચાત્ રહેવા લાગ્યા. આત્માની નિત્યતાનો નિશ્ચય કરીને પ્રવર્તનારા ક્ષણિક પ્રસંગોમાં મુંઝાતા નથી અને સર્વ ભયથી મુક્ત થઇને નિર્ભયપણે આત્મવીર્યના જુસ્સાથી કાર્ય કરે છે. આ વિશ્વમાં સર્વત્ર આત્માની નિત્યતાનો નિશ્ચય કરીને પ્રવર્તનારા મનુષ્યો વ્યાવહારિક પ્રગતિમાં અને આત્મ-પ્રગતિમાં આગળ વધી પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે. આત્મજ્ઞાની ઉપર્યુક્ત આત્મસ્વ-રૂપનો નિશ્ચય કરીને આત્માની નિત્યતાના ઉપયોગે રહીને પ્રત્યેક કાર્યને આચરે છે તેથી તે ભય, મમતા, અહંતા, તૃષ્ણા, ઇર્ષ્યા દોષોથી મુક્ત થઇ શકે છે અને આધ્યાત્મિકોન્નતિ-પૂર્વક વ્યાવહારિક પ્રગતિને પ્રાપ્ત કરી શકે છે. આત્માને નિત્ય અને શરીરથી ભિન્ન અવબોધ્યા પશ્ચાત્ બાહ્ય કાર્ય કરતાં કર્તૃત્વનો સંમોહ થતો નથી. બાહ્ય કાર્યકર્તૃત્વનો સંમોહ થવાથી આત્મા સ્વરૂપને વિસ્મરે છે અને સાંસારિક પ્રવૃત્તિયોમાં મુંઝાય છે. બાહ્ય કાર્યકર્તૃત્વ સંમોહ થવાની સાથે સ્વશીર્ષપર મોહ રાજાનું જોર થાય છે અને ભયાદિ-વૃત્તિયોના દાસ તરીકે સ્વાત્મા બને છે. અતએવ બાહ્ય કાર્યકર્તૃત્વ સંમોહ, આધ્યાત્મિક કાર્યકર્તૃત્વ સંમોહ--આદિ અનેક પ્રકારના સંમોહને ત્યાગ કરીને આત્માને સાક્ષીભૂત રાખીને

તટસ્થ થઇ બાહ્ય કાર્ય કરવાની જરૂર સ્વીકારવી જોઇએ. બાહ્ય કાર્યકર્તૃત્વાદિ સંમોહને હઠાવવો હોય તો સર્વ કાર્ય કરવામાં કર્તૃત્વાદિ અહંવૃત્તિયોને ચિત્તમા પ્રવેશવાને અંશમાત્ર પણ સ્થાન ન આપવું જોઈએ. કર્તૃત્વસંમોહ વિના જે જે કાર્યો કરવાં એ જ્ઞાનયોગીનું મુખ્ય લક્ષણ છે. **પોતાનો આત્મા, કર્તૃત્વ સંમોહ વિના કાર્યપ્રવૃત્તિ કરે છે એમ સ્વાત્માને અનુભવ થાય ત્યારે અવબોધવું કે હવે કર્મયોગીનો અધિકાર કથંચિત્ પ્રાપ્ત થયો છે.** આત્મજ્ઞાની કર્તૃત્વસંમોહને પરિહરીને સર્વ કાર્યોમાં આત્માને સાક્ષીભૂત રાખીને કાર્યપ્રવૃત્તિ આદરે છે તેથી તે કાર્યપ્રવૃત્તિમાં નિર્વિષ બનેલો હોવાથી કાર્યપ્રવૃત્તિદ્વારા સંમોહ વિષને ગ્રહી શકતો નથી. કર્તૃત્વસંમોહ વિના કાર્ય કરવાથી અનેક પ્રકારની પ્રગતિની પ્રાપ્તિ થાય છે. કર્તૃત્વસંમોહ વિના કાર્યપ્રવૃત્તિ કરનાર જ્ઞાની સાંસારિક પ્રવૃત્તિયોમાં અહંમમત્વથી બંધાતો નથી. કર્તૃત્વસંમોહ જેમ જેમ ટળવા માંડે છે તેમ તેમ તે આત્માના ગુણોની પ્રગતિમા અત્યંત પ્રવૃત્ત થઇ શકે છે. આત્મજ્ઞાની કર્તૃત્વસંમોહ વિના બાહ્યપ્રવૃત્તિયોથી નિર્લેપ રહી શકે છે અને અધિકારપરત્વે જે જે કાર્યો કરવાનાં હોય છે તેમાં તે મુંઝાતો નથી તેથી તેની સુમતિનો પ્રકાશ વધતો જાય છે અને કુમતિનું બળ ટળતું જાય છે. કર્તૃત્વસંમોહના ત્યાગથી કર્મયોગી પરમાત્મપદની છેક નજીક પહોચી શકે છે અને આત્માની સરસિકતાનું સહજ સુખ સમ્યગ્ અનુભવી શકે છે. કાર્ય કરતાં કરતાં કર્તૃત્વસંમોહ ટળે એવો અભ્યાસ સેવવો જોઇએ. કાર્ય કરતાં કરતાં સંમોહ ટળે એવું જ્ઞાન જાગ્રત્ કરવું જોઇએ કે જેથી પરમાત્મપદ પ્રાપ્ત કરતાં અનેક વિપત્તિયોને પણ સંમોહ વિના વેઠી શકાય. જ્યાં સુધી કર્તૃત્વસંમોહ થાય છે ત્યાં સુધી યોગજ્ઞાનમાં અને આત્મજ્ઞાનમા અપરિપક્વતા છે એમ અવબોધવું. કર્તવ્યકાર્ય કરતા સંમોહ થાય છે એમ જાણીને સર્વ પ્રવૃત્તિયોનો ત્યાગ કરીને બેસી રહેવામા આવે તો તેથી સ્વપરની ઉન્નતિ થતી નથી અને પ્રમાદની સાથે સંમોહવૃત્તિ પણ વૃદ્ધિ પામે છે પણ ટળતી નથી. જ્યાં સુધી અજ્ઞાની કાર્યપ્રવૃત્તિ નથી કરતો ત્યા સુધી તે કર્તૃત્વસંમોહથી પોતાને દૂર રહેલો માને છે, પરંતુ માનસિક કર્તૃત્વસંમોહ તો તેના હૃદયમાથી ટળતો નથી; તેથી કર્તૃત્વસંમોહ ટાળવાને આવશ્યક કર્તવ્ય કાર્યોની પ્રવૃત્તિનો ત્યાગ કરવો તે કોઇ રીતે યોગ્ય નથી, પરંતુ આત્મ-જ્ઞાનવડે કાર્ય કરતા કરતાં સંમોહવૃત્તિ ટાળવાનો અભ્યાસ સેવવો જોઇએ. સર્પને જ્યાં સુધી ન સતાવ્યો હોય ત્યા સુધી તે શાન્ત જેવો બહારથી દેખાય પરન્તુ જ્યારે તેને સતાવવામા આવે તો તે હતો તેવો ને તેવો ક્રોધી થએલો દેખાય છે; તદ્વત્ કર્તવ્ય કાર્યનો ત્યાગ કરીને કેટલાક સતાવ્યા વિનાના મનુષ્યો બાહ્યથી શાન્ત થએલા સર્પની પેઠે અસંમોહી દેખાય પરન્તુ કોઇ જાતની પુન પ્રવૃત્તિ કરતાં સંમોહતા પુનઃ તેઓ સેવી શકતા હોય એવો તેમના આત્માને અનુભવ આવે તો તેમણે ઉપર્યુક્ત શિક્ષાને સત્ય માની સ્વાધિકારે કર્તવ્યપ્રવૃત્તિ સેવવી અને મોહવૃત્તિને હઠાવતા જવું. આમ પ્રવર્તવાથી આત્મમાર્ગીઓ

નિર્મોહવૃત્તિથી કાર્ય કરવાની આત્મશક્તિને જાગ્રત્ કરી શકાશે. કાર્યપ્રવૃત્તિને સ્વાધિકારે સેવતાં જ્યારે આત્મસાક્ષીએ સર્વ કરાય; પણ તેમાં હું--મારું એવી વૃત્તિથી બંધાઈ ન જવાય ત્યારે અવબોધવું કે હવે આત્મપ્રગતિ કરવાને જ્ઞાનયોગપૂર્વક કર્મયોગનો ખરો અધિકાર પ્રાપ્ત થયો છે. જ્ઞાની આત્મસાક્ષીએ કર્તૃત્વસંમોહ ત્યાગ કરીને વ્યાવહારિક દૃષ્ટિની પ્રવૃત્તિએ સ્વાધિકારે સમાયાત કાર્યને કરે છે તેથી તે આત્મામાં પરમાત્મપદ પ્રકટાવીને અન્તરથી કૃતકૃત્ય થઈ વિશ્વનો ઉદ્ધાર કરી શકે છે. આત્મજ્ઞાની અન્તરમાં નીચે પ્રમાણે વિચારે છે--આ વિશ્વમા કર્તૃત્વની અહંવૃત્તિ રાખવી એ કલ્પના માત્ર છે. કર્તૃત્વની અહંવૃત્તિ ધારણ કરવાથી આત્માની શુદ્ધતા થતી નથી તેમજ કોઈ પણ કાર્યના કર્તાપણાનું અભિમાન રાખવું એ કોઈ પણ રીતે સિદ્ધ થતું નથી. પ્રત્યેક કાર્ય પોતાના સ્વભાવ પ્રમાણે કાલ સ્વભાવ, નિયતિ આદિને પામી થયા કરે છે; તેમા આત્મા તો બાહ્ય કાર્યમા નિમિત્ત માત્ર છે અને તેમજ અન્ય વસ્તુઓ પણ નિમિત્ત માત્ર છે, માટે કર્તૃત્વસંમોહ કરવો કોઈને છાજતો નથી તો મારે શામાટે મોહ કરવો જોઈએ ? કર્તૃત્વસંમોહ તે આત્માનો ધર્મ નથી તે તો વિભાવિકપરિણતિ છે તેથી દૂર રહેવું જોઈએ. એ પ્રમાણે જ્ઞાની અન્તરમાં નિશ્ચય કરીને કર્તૃત્વસંમોહવૃત્તિ વિના સ્વાધિકારે કાર્ય પ્રવૃત્તિને સેવે છે. જ્ઞાની સ્વાત્માને જ્ઞાનદર્શન-ચારિત્રરૂપ માનીને શુદ્ધોપયોગવડે અન્તરમા ધ્યાનાદિકની પ્રવૃત્તિને સેવે છે અને વ્યવહાર નયથી બાહ્ય ધાર્મિક તથા વ્યાવહારિક કર્યોની પ્રવૃત્તિને સેવે છે. આત્મા ખરેખર જ્ઞાનદર્શન-ચારિત્રરૂપ છે, શુદ્ધોપયોગવડે આત્માનો શુદ્ધ ધર્મ તે જ આત્માનો છે એમ આત્મજ્ઞાની માને છે અને તેમાં રમણતા કરે છે. તથા બાહ્યત પ્રાપ્તાધિકારે બાહ્ય કર્તવ્ય કાર્યોને તટસ્થ સાક્ષીભૂત થઈને કરે છે. આત્મજ્ઞાની આવી દશાથી કર્તવ્યકાર્યોને કરે છે, તેથી તે આત્માની ઉન્નતિ કરી શકે છે અને વિશ્વવર્તિ મનુષ્યોની અન્યો કરતાં અનન્ત ગુણી સારી ઉન્નતિ કરી શકે છે તેથી તે જ પરમાર્થ દૃષ્ટિએ કર્તવ્યકાર્ય કરવાને લાયક બને છે. એવા મહાજ્ઞાનીકર્મયોગીઓની જેટલી ન્યૂનતા તેટલી વિશ્વોન્નતિની ન્યૂનતા અવબોધવી. જ્ઞાની શુદ્ધોપયોગવડે આવશ્યક પ્રાપ્ત કર્તવ્યકાર્યને સમાચારે છે તેથી તે આત્માના ગુણોની પરિપૂર્ણ પ્રગતિ કરવામા ખામી આવવા દેતો નથી અને કર્તવ્યકાર્યો કરીને પ્રાપ્ત ગુણોની પરિપક્વતા કરવામા પણ કદાપિ પશ્ચાત્ રહેતો નથી. પ્રારબ્ધ કર્મથી અને સ્વાધિકારવશથી પ્રાપ્ત થએલ કર્તવ્યકાર્ય કરવામા કોઈ જાતનો દોષ નથી, પરન્તુ અનન્તગુણલાભ છે--એવું અવબોધીને જ્ઞાની કર્તવ્યકાર્યને આચરે છે. જ્ઞાની પ્રારબ્ધકર્મથી જે જે કાર્યો કરે છે તે સ્વપરની પ્રગતિ કરનાર થઈ પડે છે તથા સ્વાધિકારવશથી જે જે કાર્યો કરે છે. તેમા સદોષતા હોય તથાપિ તેની અધિકાર દશાએ નિર્દોષતા અને સ્વપરની ઉત્ક્રાન્તિ કરનારું તે કાર્ય હોઈ વિશ્વમા તે સુખપ્રદ સિદ્ધ ઠરી શકે છે--વિષ્ણુકુમાર મુનિએ સ્વાધિકારવશાત જે નમુચિ પ્રધાનને શાસનરૂપ કાર્ય કર્યું તે વિશ્વની ઉન્નતિ અને સંઘને શાન્તિ કરનારૂં

હતું. શ્રી શાન્તિનાથ કુંથુનાથ અને અરનાથાદિ તીર્થંકરોએ ગૃહાવાસમાં અધિકારથી અને પ્રારબ્ધયોગથી જે જે કાર્યો કર્યા, તે સ્વની અને વિશ્વ મનુષ્યોની પ્રગતિ શાંતિ આદિ કરનારાં હતાં એમ અનુભવદૃષ્ટિથી વિચારતાં અવલોકાશે.

અવતરણ:—જ્ઞાની જે જે કાર્યો કરે છે તેમાં કેવી રીતે પ્રવર્તે છે કે જેથી તે નિર્લેપ કર્મથી અબદ્ધ રહે છે તેનું હાર્દ જણાવે છે.

श्लोकाः

स्वात्मनि स्वोपयोगेन धृत्वा निश्चयदृष्टिताम् ।
अनुभूय निजात्मानं कर्म कुर्वन्न लिप्यते ॥ ९३ ॥
यद्यत्कुर्वंश्च पश्यंश्च स्मरंस्तत्र परात्मताम् ।
आत्मज्ञानेन कार्याणि कुर्वन् ज्ञानी न लिप्यते ॥ ९४ ॥
शुभाशुभपरीणामान्मुक्तो ज्ञानी भवाय नो ।
साम्यभावप्रतिष्ठात्मा करोति तन्न बन्धकृत् ॥ ९५ ॥
कायादिकक्रियायोगात् कर्मबन्धः प्रजायते ।
तथापि साम्यमापन्नः कर्म कुर्वन् विमुक्तये ॥ ९६ ॥
क्रियायामक्रियां पश्यन् सक्रियमक्रिये तथा ।
स्वात्मानं निष्क्रियं पश्यन् ब्रह्मभूतो निरञ्जनः ॥ ९७ ॥
दह्यन्ते कर्मकाष्ठानि शुद्धज्ञानाग्निना ध्रुवम् ।
नैश्चयिकनयप्रस्थः क्रियां कुर्वन्न बध्यते ॥ ९८ ॥
आत्मोपयोगतो ज्ञानी प्रारब्धकर्म वेदयन् ।
परोपकारकार्याणि कुर्वन् परात्मतां व्रजेत् ॥ ९९ ॥
ज्ञानपूर्वाः क्रिया यस्य भवन्ति तस्य योगिनः ।
रागादीनामभावेन कर्मबन्धो न जायते ॥ १०० ॥

છે અર્થાત્ જ્ઞાનીને અને અજ્ઞાનીને પરિણામમા ભિન્નતા હોય છે; જ્ઞાનીના અને અજ્ઞાનીના પરિણામ ભિન્ન ભિન્ન હોય છે. કાર્યની સદૃશતા છતા અજ્ઞાનીના પરિણામ જ્યારે બન્ધને માટે હોય છે ત્યારે જ્ઞાનીના પરિણામ ખરેખર મુક્તિને માટે હોય છે. જ્ઞાન અને વૈરાગ્યનું બળ શાસ્ત્રોમા અપૂર્વ સંભળાય છે કે જેવડે કર્ત્તવ્ય કાર્ય કરતો છતો નિર્લેપ જ્ઞાની જગમાં શોભી રહે છે. સર્વત્ર સર્વથા સર્વદા અહંમમત્વસંત્યાગથી અને સર્વત્ર સર્વ જીવોમાં સર્વ કાર્યોમાં સર્વ વસ્તુઓમા બ્રહ્મદૃષ્ટિથી યથાયોગ્ય આવશ્યક કાર્યને કરતો છતો બ્રહ્મજ્ઞાની નામરૂપમાં–કર્મમાં–સંસારમા લેપાતો નથી.

**વિવેચનઃ**—ઉપર્યુક્ત શ્લોકોનો ભાવાર્થ યદિ વિસ્તારથી લખવામાં આવે તો એક મોટું પુસ્તક થઇ જાય. નિશ્ચયદૃષ્ટિ ધારણ કરીને આત્માના ઉપયોગપૂર્વક સ્વકર્તવ્ય કરવામાં આવે છે તો વ્યવહારમાં નિર્લેપ દશા રહી શકે છે. રાધાવેધના સમાન અત્યંત દુષ્કર કાર્યપ્રવૃત્તિની વ્યવહારે ફરજ અદા કરવાની હોય છે. જૈનદર્શન અને જૈનેતરદર્શનોનાં આધ્યાત્મિક શાસ્ત્રોનું બારવર્ષ પર્યન્ત સ્મરણ મનન અને નિદિધ્યાસન કરવામાં આવે છે પશ્ચાત્ તેનો અનુભવ કરવામાં આવે છે તેમજ અધ્યાત્મજ્ઞાનનો અનુભવ કર્યા પશ્ચાત્ આત્મોપયોગપૂર્વક બાહ્યકર્તવ્યકાર્યોને કરવાનો અભ્યાસ પાડવામાં આવે છે ત્યારે આત્મજ્ઞાનિની દશા અને કર્મયોગિની દશા પ્રાપ્ત થાય છે. ગુરુકુલોમાં અધ્યાત્મશાસ્ત્રોના અભ્યાસક કર્મયોગી મનુષ્યો પેદા થશે ત્યારે જડતા અને શુષ્કજ્ઞાનત્વ ટળશે અને ભારતનો ઉદ્ધાર કરનારા મહાપુરૂષોની પરંપરા પ્રકટાવી શકાશે. વીર્યની રક્ષા કરીને ઉર્ધ્વરેતા બ્રહ્મચારીઓને બનાવવામાં આવશે અને તેઓ સ્વપરદર્શનનાં આધ્યાત્મિક શાસ્ત્રોનું પરિપૂર્ણ મનન કરીને જ્યારે કર્તવ્યપ્રવૃત્તિયોને અદા કરશે ત્યારે તેઓ આધ્યાત્મિક પ્રગતિની સાથે વ્યાવહારિક પ્રગતિને સાધી શકશે. યાદ રાખવું કે જ્યાં વિચારનું બલ નથી ત્યા આચારનું બલ ઉદ્ભવતું નથી. આધ્યાત્મિક જ્ઞાન વિના વિચારબલની કેળવણી કરી શકાતી નથી. આધ્યાત્મિક વિચારોનું પરિપૂર્ણ જ્ઞાન થાય છે ત્યારે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ પ્રમાણે સર્વત્ર સર્વ વ્યવહારમાં આચારોની વ્યવસ્થામાં સુધારા વધારા સાથે પ્રવૃત્તિ પૂર્વક પ્રગતિ કરી શકાય છે. આધ્યાત્મિક જ્ઞાનની પ્રાપ્તિથી આત્મોપયોગપૂર્વક બાહ્ય કર્તવ્ય પ્રવૃત્તિયોને સેવી શકાય છે. આત્માનો અનુભવ કરીને આવશ્યક કાર્ય કરનાર લેપાતો નથી એમ શ્લોકમાં જે કથવામાં આવ્યું છે તેનું કારણ એ છે કે બાહ્ય નામ રૂપની પ્રવૃત્તિમાં જ્ઞાની કંઇ તત્વ દેખી શકતો નથી તેથી તે તેમા લેપાઈ શકતો નથી નામરૂપની વૃત્તિ ટળતાં નામરૂપની આરપાર જ્ઞાન પ્રકાશ જવાથી પશ્ચાત્ નામ રૂપ સંબંધી વ્યવહારે જે જે કાર્યો કરવામા આવે છે તેમા લેપાવાનું ન થાય એ વસ્તુત સંભાવ્ય છે. આત્મોપયોગની સાથે બાહ્ય કાર્યો કરતા નામરૂપની રાગદ્વેષાત્મક વૃત્તિ રહેતી નથી તેથી આત્મોપયોગી જ્ઞાની જે જે કાર્યો કરે છે તેમા તે બંધાતો નથી આત્મજ્ઞાની સર્વત્ર સર્વ કાર્યોમાં અને સર્વ દ્રવ્ય

અને અદૃશ્ય પદાર્થોમાં પરમાત્મતાની ભાવના ધારણ કરે છે તેથી તેનામાં પરમાત્મભાવના સંસ્કારો દૃઢ થવાની સાથે બાહ્ય કાર્ય પ્રવૃત્તિમાં તેનું નિર્લેપત્વ પણ વધતું જાય છે. આત્મજ્ઞાની જે જે દેખે છે, જે જે સ્મરે છે, જે જે સાંભળે છે, જે જે સુંઘે છે, જે જે ખાય છે અને જે જે સ્પર્શે છે, તે સર્વમાં પરમાત્મરૂપ ધ્યેય ભાવનો એક તાર પોતાના હૃદયની સાથે હોવાથી તેનાથી રાગ દ્વેષ વૃત્તિના સંસ્કારો નિર્બલ થઇ ટળતા જાય છે અને પરમાત્મપદપ્રાપ્તિના સંસ્કારો દૃઢ થઈ પરમાત્મપદ સન્મુખ થતા જાય છે. જ્યાં દેખું ત્યાં ત્યાંહિ તુંહિ તુંહિ એવી પરમબ્રહ્મ ભાવનાની રઢ લાગવાથી બાહ્ય નામરૂપ વૃત્તિયોનાં સર્વ બંધનોનો હૃદય સાથેનો સંબંધ છૂટી જાય છે અને પરમાત્મપદ ત્વરિત પ્રાપ્ત થાય છે. સર્વત્ર સર્વ દૃશ્યોમા પરમાત્મધ્યેયની ધૂન લાગવાથી દૃશ્ય પદાર્થોમાં રાગાદિક વૃત્તિનો સંબંધ રહેતો નથી. જે જે કર્તવ્ય કાર્યો કરવાનાં હોય તેઓમાં પરમાત્મતાની ભાવના ભાવનાર મનુષ્ય કર્તવ્યકાર્ય કરતા રાગાદિ ભાવથી લેપાઈ શકે નહિ એ બનવા યોગ્ય છે. સ્વપર સર્વમાં પરાત્મતાદૃષ્ટિ જેની થઇ છે તે કર્તવ્યકાર્યોમાં લેપાય નહીં. બાહ્ય કાર્યોમાં એવી શક્તિ નથી કે જે મનુષ્યની સર્વત્ર પરાત્માધ્યેય દૃષ્ટિ થઈ છે તેને લેપાયમાન કરી શકે. આત્માથી ભિન્ન રહેલ જ્ઞાનાવરણીયાદિ પુદ્ગલ સ્કંધોમાં પણ એવી શક્તિ નથી કે જે એકદમ રાગદ્વેષની વૃત્તિ વિના સર્વત્ર પરાત્મતા સ્મરીને કાર્ય કરનારને લાગી શકે. સર્વત્ર કાર્ય પ્રવૃત્તિમા બ્રહ્મદૃષ્ટિવાળાને કોઇ જાતની કર્મબંધપ્રવૃત્તિ વસ્તુતઃ નથી એવી રીતે માની સ્વકર્તવ્યને અદા કરે છે. આ વિશ્વનું સર્વ તંત્ર ચલાવે તો પણ નિર્લેપ રહે એવી તેનામા શક્તિ ઉત્પન્ન થાય છે તેથી તેને સલેપ થવાનો કોઇ કાર્યપ્રવૃત્તિમાં ભય રહેતો નથી. સર્વ દૃશ્ય જડ પદાર્થોમાં શુભાશુભ પરિણામથી જે મુક્ત થએલ છે એવો આત્મજ્ઞાની સંસારની વૃદ્ધિ કરતો નથી. નામરૂપના સંબંધે ઉપજેલી કર્તવ્યવ્યવહારપ્રવૃત્તિને જે શુભાશુભ પરિણામ વિનાના સ્વાધિકારે ફરજ માની કરે છે તેને જડ સ્કંધો આ સંસારમા બંધન માટે થતા નથી. શુભાશુભપરિણામમાં સત્ત્વગુણ રજોગુણ અને તમોગુણનો સમાવેશ થાય છે શુભાશુભ પરિણામ વિના નામરૂપ સંબંધેના જે જે કાર્યોને સ્વાધિકારે જે જે મનુષ્યો કરે છે તે તે મનુષ્યો ગમે તે જાતના હોય તો પણ તેઓ સંસારબંધનોથી બધાંતા નથી. સર્વ દૃશ્ય પદાર્થોમાં શુભાશુભપરિણામ જેનો નથી તે સામ્યભાવી આત્મા કહેવાય છે. સામ્યભાવ પ્રતિષ્ઠિતાત્મા પરમાત્મરૂપ અન્તરથી બને છે તેથી તે જે જે કંઇ કરે છે, બોલે છે, તેમા તે નિર્બંધ રહે છે અને તેની કર્તવ્ય પ્રવૃત્તિથી જગત્‌ને અનન્તગુણ ઉપકાર થાય છે. સામ્યભાવ પ્રતિષ્ઠિતાત્મા કાયાદિક યોગદ્વારા હિંસા કરે તથાપિ તેને ગંગા નદીમાં બુડનારા અને અપ્કાયાદિની હિંસાને બાહ્ય કાયયોગથી કરનારા મુનિની પેઠે અન્તરમાં કેવલજ્ઞાન પ્રકટાવવા કોઇ જાતનો આન્તર વિરોધ આવતો નથી. ગંગાનદી ઉતરતા એક મુનિને એક દેવીએ ત્રિશુલ મારી જલમાં બુડાડયા.

તે મુનિની કાયાથી અપ્કાયાદિ જીવની વિરાધના થઈ પરન્તુ અન્તરૂમાં તે મુનિ સામ્યભાવવડે આત્મોપયોગી બન્યા હતા તેથી તેમને કેવલજ્ઞાન થયું. રાગદ્વેષના પરિણામ વિના કાયાદિ યોગદ્વારા થએલી હિંસા ખરેખર કેવલજ્ઞાન અટકાવવા સમર્થ થઇ નહિ--સત્ય સિદ્ધાંતથી અવબોધવાનું કે સામ્યભાવમાં જેનો આત્મા સ્થિત છે અર્થાત્ આત્માના સમભાવરૂપ ધર્મવડે જેનો આત્મા પ્રતિષ્ઠિત થએલ છે એવા કર્મયોગીને કર્તવ્ય કાર્ય કરતાં કાય હિંસાદિથી પણ સંસારમાં બંધન થતું નથી પરન્તુ ઉલટો તે સમભાવે કર્તવ્યકાર્યને કરતો છતો નિર્લેપ રહે છે અને કાયયોગકર્મને પણ સમભાવે દૂર કરી પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. સામ્યભાવયોગી કર્મયોગી બનીને બાહ્ય કાર્યને કરતો છતો ઘનઘાતિકર્મ હણીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. તેના દુશ્મન બનેલા લાખો મનુષ્યોની મધ્યે સમભાવયોગી કર્તવ્યકાર્યો કરીને નિર્લેપ રહી જગત્નું કલ્યાણ કરવા સમર્થ થાય છે--એવું અન્તરૂમાં અનુભવ કરનારાઓ અવબોધી શકે છે. કાયાદિક ક્રિયાયોગથી કર્મબન્ધ થાય છે તથા સામ્યને પ્રાપ્ત થએલ કર્મયોગી કાર્ય કરતો છતો મુક્તિપદને પ્રાપ્ત કરે છે. ઉપર જણાવવામાં આવ્યું છે કે કાયાદિકક્રિયાયોગથી હિંસાકર્મબન્ધ થાય છે પરન્તુ તે જ્ઞાનીને કેવલજ્ઞાનાદિ પ્રાપ્તિમાં બંધનકારક થતું નથી. સામ્યભાવનો અપૂર્વ મહિમા છે. અનન્તકાલથી બાંધેલ ઘનઘાતી કર્મોનો સામ્યભાવથી ક્ષણમાં ક્ષય થાય છે. સામ્યભાવપ્રતિષ્ઠિતયોગી કર્તવ્ય કાર્યો કરતો છતો નિર્લેપ રહી પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે. સામ્યભાવથી આ વિશ્વને અવલોકતાં રાગદ્વેષની વૃત્તિનો ઉદ્ભવ થતો નથી અને વ્યાવહારિક કાર્યો કરતાં છતાં કોઇમાં લેપાવાનું થતું નથી. સામ્યભાવની મહત્તા અવબોધ્યા પશ્ચાત્ તેને પ્રાપ્ત કરીને કર્તવ્યકાર્યો કરવાથી નિર્લેપતાનો અનુભવ પ્રાપ્ત થઇ શકે છે. જ્ઞાનપૂર્વક સામ્યભાવને પ્રાપ્ત કરી જ્ઞાનીએ કર્તવ્યકાર્યોને કરવાં જોઇએ. ક્રિયામા અક્રિયતાને દેખનાર કર્મયોગી કર્મથી નિર્લેપ રહે છે અને જ્ઞાનાવરણીયાદિ કર્મબન્ધ કરી શકતો નથી. અક્રિયામા સક્રિયત્વને દેખનાર કર્મબંધન કરી શકતો નથી. વ્યવહારથી સક્રિય એવા આત્માને નિશ્ચયત નિષ્ક્રિય તરીકે દેખીને અને તેનો ઉપયોગ ધારણ કરીને કર્તવ્યકાર્યને કરનાર કર્મયોગી કર્મબંધન કરી શકતો નથી અને રાગાદિલેપથી લેપાતો નથી અર્થાત્ નિર્લેપ રહે છે. ક્રિયામા અક્રિયાને કેવી રીતે દેખવી ? અને અક્રિયમા સક્રિયને કેવી રીતે કયા નયથી દેખવો ? તથા આત્માને કયા નયથી નિષ્ક્રિય દેખવો ? એ દ્રવ્યાનુયોગના અભ્યાસીઓને અનેક નયોની અપેક્ષાએ સંબોધાય છે. પુદ્ગલદેહાદિકની ક્રિયામા નૈશ્ચયિકનયની દૃષ્ટિએ આત્માની ક્રિયા નથી તેથી દેહાદિકમા આત્માની નિશ્ચયનયથી અક્રિયાને દેખે અને પુદ્ગલક્રિયાની અપેક્ષાએ અક્રિય એવા આત્માને આત્માના ધર્મની અપેક્ષાએ ઉત્પાદવ્યયક્રિયાથી સક્રિય દેખે તથા બાહ્યક્રિયાથી ભિન્ન એવા આત્માને બાહ્યક્રિયાથી રહિત નિષ્ક્રિય દેખે તે મનુષ્ય બાહ્યકાયાદિકની આવશ્યક વ્યવહારપ્રવૃત્તિએ પ્રવૃત્તિ કરતો છતો કર્મથી અબંધ નિર્લેપ રહી બ્રહ્મભૂત સિદ્ધબુદ્ધ પરમાત્મા બને છે. અત્ર અનુભવ

દૃષ્ટિથી કાર્યપ્રવૃત્તિ સમયે ઉપયોગ ભાવથી દેખવાનું અવબોધવું. સક્રિયમાં અક્રિય એવા આત્માને અવલોકનાર કર્મરૂપ અંજનથી અંજાતો નથી અને આત્મારૂપ બ્રહ્મને દેખી આત્માના શુદ્ધરૂપને ધારણ કરી પરમાત્મારૂપ બની જાય છે. દેવગુરુધર્મની સેવારૂપ આવશ્યક પ્રવૃત્તિનો સેવક કર્મયોગી કર્મયોગને આચરી રાગદ્વેષાદિવૃત્તિયોને છતી સક્રિયત્વમા આત્માનું શુદ્ધ અવલોકન અનુભવી આત્માની વાસ્તવિક ક્રિયા કરી પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે. અનેક નયની દૃષ્ટિયોએ ઉપર્યુક્ત ભાવાર્થને વિસ્તારત. અવબોધી જે આત્માની શુદ્ધતાના ઉપયોગમા રહે છે તે કર્મ કરતો છતો અકર્મી બ્રહ્મભૂત નિરંજન બને છે. જે જે સર્વ આવશ્યક પ્રવૃત્તિયો-ક્રિયાઓ થાય છે તે દેહાદિ પુદ્ગલના ઘરની છે એમ જ્ઞાની અવબોધે છે, અને સક્રિય એવી કાયામા વ્યાપી રહેલ જ્ઞાની અક્રિય આત્માને દેખે છે તેથી તે બાહ્યપ્રવૃત્તિઓમા-ક્રિયાઓમાં આત્માના અહંત્વને ધારણ કરતો નથી. આત્માનું આત્મા એ શબ્દથી પાડેલા નામમા આત્મત્વને નહિ દેખનાર જ્ઞાની નામરૂપથી ભિન્ન આત્માના વાસ્તવિક નિષ્ક્રિયત્વને અનુભવી તથા સક્રિયમા નામરૂપથી ભિન્ન અક્રિયત્વને અનુભવી નામરૂપની વૃત્તિની પેલે પાર જઇ નામરૂપ વ્યવહારસિદ્ધ આવશ્યક કર્તવ્યકાર્યો કરતો છતો પણ લેપાતો નથી. પુદ્ગલ ક્રિયાની અપેક્ષાએ અક્રિય એવા આત્મામાં આત્માના ગુણપર્યાયની ઉત્પત્તિવ્યયની ક્રિયાનો અનુભવ કરનાર જ્ઞાની કર્તવ્યકર્મ કરતો છતો બ્રહ્મભૂત નિરંજન બને છે. બાહ્યની સર્વ ક્રિયાઓ કરતાં આત્માના અક્રિયત્વના ઉપયોગને જે ધારણ કરે છે તે કર્મયોગી જ્ઞાની જે જે સક્રિય પ્રવૃત્તિયોને સેવે છે તેમાં અહંભાવથી બંધાતો નથી અને બાહ્ય પ્રવૃત્તિ સેવવામાં શુષ્કજ્ઞાની બનતો નથી, કારણ કે તે સક્રિયમાં નિષ્ક્રિય ઉપયોગને ધારણ કરનારો બનેલો હોય છે અને ક્રિયા કરતા બંધાવાનું થાય છે એવી દૃષ્ટિની પેલે પાર જઇ આવશ્યક ક્રિયાઓની વ્યવહારથી ઉપયોગિતા સમજેલો હોય છે.

શુદ્ધજ્ઞાનાગ્નિવડે કર્મકાષ્ઠો બળીને ભસ્મીભૂત થઇ જાય છે. નૈશ્ચયિકનયપ્રસ્થ આત્મજ્ઞાની વ્યાવહારિક કાર્યો કરતો છતો જ્ઞાનાવરણીયાદિક કર્મવડે બંધાતો નથી. શુદ્ધ જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મીભૂત કરી નાખે છે. તે મહાત્માના હૃદયમાં શુદ્ધ જ્ઞાનાગ્નિ જાગ્રત્ કર્યા પશ્ચાત્ પ્રત્યેક કર્તવ્ય કર્મ કર્યા છતાં કર્યાનું અભિમાન ન હોવાથી અને રાગાદિકથી નિર્લેપત્વ રહેવાથી બાહ્યાધિકારે બાહ્ય ફરજો અદા કરતાં તેનાથી ધર્મ રક્ષા સંઘ રક્ષા કુટુમ્બ રક્ષા દેશ રક્ષા અને વિશ્વ રક્ષામા ભાગ લઇ શકાય છે અને બાહ્ય શક્તિયોની પરમાર્થ કાર્યમા સફલતા કરી શકાય છે, તેથી નિર્લેપપણું રહે એવી સ્થિતિ પ્રાપ્ત કર્યા પશ્ચાત્ તો કર્તવ્ય કાર્યોને કરવામા આત્મભોગ આપવા સર્વદા કટિબદ્ધ રહેવું જોઇએ. સ્વાત્મામાં શુદ્ધ જ્ઞાનાગ્નિ પ્રગટ થયો છે કે નહી? તેની સાક્ષી ખરેખર પોતાનો આત્મા આપી શકે છે. અન્ય મનુષ્યોની સાક્ષી લેતાં કદાપિ પાર આવવાનો નથી. સ્વાત્મામાં શુદ્ધ જ્ઞાન પ્રગટ્યું છે કે નહિ તેનો પોતાને જે અનુભવ થાય છે તે અન્યને

કદાપિ થઇ શકતો નથી. અતએવ આત્મસાક્ષી ગ્રહીને કર્તવ્ય પ્રવૃત્તિવડે પ્રવૃત્ત થવું જોઇએ. **आत्मसाक्षीए धर्म ज्यां, त्यां शुं ? अन्यनु काम जन मन रञ्जन धर्मको, मूल न एक बदाम:-”** જન મન રંજન ધર્મનું એક બદામનું પણ મૂલ નથી. અતએવ જે જે કર્તવ્યો કરવા તે સર્વે ખરેખર આત્મસાક્ષીએ કરવા જોઈએ. આત્મસાક્ષીએ આવશ્યક કર્મો કરવાથી આત્માની શુદ્ધ જ્ઞાનદશાની વૃદ્ધિ અને નિર્લેપતા વધે છે. જે મહાત્માના હૃદયમાં શુદ્ધ જ્ઞાનાગ્નિ પ્રગટી છે--તે જે જે કર્તવ્ય કર્મો કરે છે તેમાં તેના આત્માની નિર્લેપતા માટે તેનો આત્મા અનુભવ સાક્ષી પૂરે છે. એમા અન્યની સાક્ષીઓની આવશ્યકતા નથી. કૃષ્ણ અને શ્રેણિકની આન્તરદશા કેવી હતી ? તેની સાક્ષી તેઓના આત્માઓ પૂરતા હતા અને તેઓ જે દશામા રહેલા હતા તે દશાયોગ્ય સ્વાધિકારે કર્તવ્ય કાર્યોને કરતા હતા. શ્રીકૃષ્ણ ભગવદ્ગીતામા અર્જુનને કથે છે કે જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને બાળી ભસ્મીભૂત કરી દે છે. **निश्चय दृष्टि चित्त धरी जी, चाले जे व्यवहारे; पुण्यवंत ते पामशेजी, भवसमुद्रनो पार**—ઈત્યાદિ સાક્ષીઓ ખરેખર આત્માના શુદ્ધ જ્ઞાનપૂર્વક નૈશ્ચયિક દૃષ્ટિને હૃદયમાં ધારણ કરીને આવશ્યક વ્યવહારની પુષ્ટિ કરનારી છે. આ વિશ્વમા અનેક નયોની સાપેક્ષતાએ અવલોકવાનું હોય છે, અને અનેક નયોની સાપેક્ષતાએ પ્રવૃત્તિ કરવાની હોય છે; જ્યાં સુધી મહાત્મા નૈશ્ચયિકનયપ્રસ્થ થતો નથી, તે દૃઢ નિશ્ચયપૂર્વક કોઈ પણ વ્યાવહારિક કાર્યને કરી શકતો નથી અને સંસાર વ્યવહારમાં નિર્લેપ બની શકતો નથી નૈશ્ચયિક નયપ્રસ્થ મનુષ્ય અનેક પ્રકારના વિકલ્પ સંકલ્પોથી મુક્ત બનીને વ્યાવહારિક કર્તવ્યો કરવામા ભીતિ આદિ દોષોથી પશ્ચાત્ પડતો નથી. નૈશ્ચયિકનયપ્રસ્થ મનુષ્ય સર્વ કર્તવ્ય કર્મો કરવામાં આન્તરિક નિર્લેપતા ધારણ કરી શકે છે અને જલમા કમલની પેઠે નિર્લેપ રહેવાને આત્માની નિર્લેપ જ્ઞાનશક્તિને ખીલવી શકે છે. અતએવ વ્યાવહારિક કર્તવ્યકાર્યો કરવાની પૂર્વે નૈશ્ચયિક જ્ઞાન ધારણ કરીને નૈશ્ચયિક દૃષ્ટિને ધારણ કરવાની આવશ્યકતાને અવશ્ય પ્રત્યેક મનુષ્યે સ્વીકારવી જોઈએ. નૈશ્ચયિકનયપ્રસ્થ મનુષ્ય કદાપિ શુષ્કજ્ઞાની બની શકતો નથી. જે શુષ્કજ્ઞાની બને છે તે નૈશ્ચયિકનયપ્રસ્થ ગણી શકાતો નથી--એમ અનુભવદૃષ્ટિથી અનુભવવું જોઇએ. આવશ્યક વ્યાવહારિક કર્તવ્ય કાર્યો કરવાની ફરજને જે અદા કરે છે તે નૈશ્ચયિકનયપ્રસ્થ બની શકે છે અને સર્વ બાબતોમા વ્યવહારકુશલ બની સર્વ પ્રકારની બાહ્ય તથા આન્તરિક પ્રગતિમા આત્મભોગ આપી શકે છે. સદ્ગુરુકૃપાથી શુદ્ધજ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને તેથી નૈશ્ચયિકનયપ્રસ્થ બની શકાય છે જે નૈશ્ચયિકનયપ્રસ્થ છે તે શુદ્ધ જ્ઞાની છે અને જે શુદ્ધ જ્ઞાની છે તે સર્વ કર્મોને બાળી ભસ્મીભૂત કરી દે છે તેથી તે આવશ્યક વ્યાવહારિક કાર્યો કરવામા પશ્ચાત્ હઠતો નથી, તેની એવી પ્રવૃત્તિથી તે આત્મપ્રગતિ. ધર્મ પ્રગતિ, સંઘ પ્રગતિ, સાર્વજનિકહિત પ્રગતિ, દેશ પ્રગતિ, અને વિશ્વ પ્રગતિને કરી શકે છે અને કૃતકૃત્ય બને છે. જે કર્મો ભોગને સમ્મુખ થએલા હોય છે અર્થાત્ ઉદયમાં

આવીને પોતાનું શુભાશુભ ફલ વેદાવવાને ઉદ્યુક્ત બનેલાં હોય છે એવાં કર્મને પ્રારબ્ધ કર્મ કથવામાં આવે છે. ઉદયમાં આવેલા આઠે કર્મને પ્રારબ્ધકર્મ કહેવામાં આવે છે. શુભાશુભ કર્મના ઉદયવિપાકને પ્રારબ્ધકર્મ કહેવામાં આવે છે. જે કર્મોને આત્મા ગ્રહીને સત્તા તરીકે રાખે છે તેને સંચિત કર્મ કહેવામાં આવે છે. જે કર્મો ફલ આપવાને સમ્મુખ થયાં નથી પરન્તુ આત્માની સાથે લાગી રહેલાં છે તેને સંચિતકર્મ અવબોધવું. જે કર્મબન્ધ તરીકે હાલ કર્મ ગ્રહાતું હોય તેને ક્રિયમાણ કર્મ કહેવામા આવે છે. વર્તમાન કાલમાં જે જે કાર્યો કરતા રાગદ્વેષની પરિણતિ વડે જ્ઞાનાવરણીયાદિ કર્મ ગ્રહાય છે તેને ક્રિયમાણ કર્મ કથવામાં આવે છે,-એમ અસ્મદીય વિચારપરિભાષાએ અવબોધવું. બન્ધમાં આવેલાં અને સત્તાએ પડી રહેલાં કર્મોને સંચિતકર્મો તરીકે જાણવા. પ્રકૃતિવન્ધ, સ્થિતિવન્ધ રસવન્ધ અને પ્રદેશવન્ધ એ ચાર પ્રકારે કર્મનો બંધ અવબોધવો. બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા એ ચાર પ્રકારે કર્મ અવબોધવું. યોગની શુભાશુભ પ્રવૃત્તિથી પ્રકૃતિબન્ધ અને પ્રદેશબન્ધ થાય છે. તે કર્મો કેટલા કાલ સુધી કેવું ફલ સમર્પશે તેનો આધાર કષાય ભાવ કે જેને રાગદ્વેષ કહેવામાં આવે છે તેના ઉપર રહેલો છે. આત્માના સ્વરૂપજ્ઞાનરૂપ સમ્યક્ત્વનો અને આત્માના મૂળધર્મરૂપ દેશ ચારિત્ર અને સર્વ વિરતિરૂપ ચારિત્રનો જે રોધ કરે છે તેને કષાયો કહેવામાં આવે છે. કષાયો સર્વથા પ્રકારે નષ્ટ થાય છે ત્યારે યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ થાય છે. જ્યારે આત્મા નિઃકષાય ભાવે માત્ર કાયાદિકયોગથી કોઇ કાર્યની પ્રવૃત્તિને સેવે છે ત્યાર તે પ્રકૃતિબન્ધ અને પ્રદેશબન્ધ માત્ર શાતાવેદનીયરૂપ બાંધે છે અને તુરત ભોગવીને તે કર્મથી રહિત બને છે. આત્મા સાથે બંધાયલી કર્મપ્રકૃતિયો જ્યા સુધી તેનું ફલ આપવાને તત્પર થતી નથી ત્યાં સુધીના કાલને અબાધાકાલ કહેવામાં આવે છે. બંધાયલી પ્રકૃતિ જ્યાં સુધી ઉદયમાં આવતી નથી ત્યાં સુધી તે બાધા કરી શકતી નથી માટે તેટલા કાલને અબાધાકાલ તરીકે અવબોધવો. આત્મા તે પ્રકૃતિના અનુદયકાલમા આત્મજ્ઞાન અને વૈરાગ્યવડે અપકર્ષણ તેમજ પ્રકૃતિના દલિકનો સર્વથા ક્ષય કરી શકે છે. દશમા ગુણસ્થાનક પર્યન્ત કષાય છે. આત્મજ્ઞાન અને વૈરાગ્યબળે કષાયની પરિણતિને હઠાવી ક્ષય કરી યોગી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. કષાયવડે સાતઆઠ કર્મોનું આત્મા ગ્રહણ કરે છે. આખા ભવમા એકવાર આયુષ્યકર્મને આત્મા બાંધે છે. કષાય પરિણામબાહુલ્યથી પાપપ્રકૃતિનો રસ અને વિશેષ સ્થિતિ બન્ધાય છે. કષાયના અલ્પત્વથી દેવ અને મનુષ્ય સંબંધી આયુષ્ય સ્થિતિ લાંબી અને કષાય પ્રાચુર્યથી દેવ અને મનુષ્ય સંબંધી અલ્પઆયુષ્ય સ્થિતિ બંધાય છે. મન-વચન અને કાયાના યોગની ચંચલતાથી અને કષાયની અલ્પતાથી સ્થિતિ અને રસન્યૂન બંધાય છે; મનોયોગવડે ઉપાર્જિત કર્મપ્રકૃતિનો પ્રદેશ ઘણો વિસ્તારવાળો હોય છે પણ તે અલ્પકાલમા પણ ભોગવી શકાય છે અને તેની અસર નહિ જેવી હોય છે. પ્રસન્નચંદ્રરાજર્ષિએ કાયોત્સર્ગમાં સાતમી નરક

યોગ્ય દલિકને સત્તામા સંગ્રહ્યાં પરન્તુ તુરત જ્ઞાનવૈરાગ્ય બળે ચેત્યા અને કષાયનું પરવશત્વ ત્યજી દીધું. આત્માના શુદ્ધ સ્વરૂપમાં શ્રીપ્રસન્નચંદ્રરાજર્ષિ સ્થિર થયા અને આત્માના શુદ્ધોપયોગે શુકલધ્યાન ધ્યાવા લાગ્યા. શુકલધ્યાનના બળે પ્રસન્નચંદ્રરાજર્ષિએ સાતમી નરકયોગ્ય બાંધેલ કર્મદલિકો અને અન્ય સર્વ ઘનઘાતી કર્મદલિકોને આત્માના પ્રદેશોથી વિખેરી નાખી કેવલજ્ઞાન પામ્યા. પ્રસન્નચંદ્રરાજર્ષિએ પૂર્વે કષાયવડે કર્મોબાંધ્યાં અને પશ્ચાત્ જ્ઞાનવૈરાગ્યબળે કર્મોને વિખેરી નાખ્યાં તેથી એવું સિદ્ધ થાય છે કે કર્મબંધમાં કષાયની મુખ્યતા છે. કષાયને હઠાવવાને જ્ઞાનવૈરાગ્યબલની મુખ્યતા છે. આત્માના ઉપયોગમાં જ્ઞાન અને વૈરાગ્યબલ સમાઇ જાય છે. જે મનુષ્યો સ્વાધિકારે કર્તવ્ય કાર્યો કરતા મન વચન અને કાયાના યોગની ચંચલતાને ધારણ કરે છે, પરન્તુ આત્મોપયોગવડે કષાય ભાવને હઠાવી દે છે તેઓ અલ્પ કર્મબન્ધ કરે છે. તેમજ જે મનુષ્યો કોઇપણ કાર્ય કર્યા વિના બેસી રહે છે, પરન્તુ આત્મોપયોગી નથી તેમજ જેઓ કષાય ભાવને ધારણ કરે છે તેઓ ચીકણા કર્મને બાંધે છે. કષાય ભાવ વિના આત્મોપયોગથી કાર્ય પ્રવૃત્તિ સેવતા કર્મ રસથી લેપાવાનું થતું નથી એમ જૈનકર્મદૃષ્ટિએ અનુભવગમ્ય થાય છે. આત્મપ્રભુના ઘરનો ન્યાય આત્માની રાગદ્વેષ પરિણતિથી તોલાય છે. આત્મપ્રભુના સ્વોપયોગમાં રહે છે તે સમયે રાગદ્વેષની પરિણતિ પ્રગટતી નથી અર્થાત્ રાગદ્વેષની પરિણતિ મન્દ પડે છે તેથી બાહ્ય કર્તવ્યને કાયાદિકયોગે કરતા યૌગિક બન્ધ વિના અન્ય રસાદિ બન્ધ થતો નથી બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રાદિ ગૃહસ્થોને અને ત્યાગીઓને કર્તવ્ય કાર્યો કરતાં છતાં જો આત્મોપયોગ વર્તે છે તો તેઓને રસબન્ધ અને સ્થિતિબન્ધ થતો નથી અને કાયાદિવડે પ્રદેશ બન્ધ થયો હોય છે તો પણ તે જ્ઞાનવૈરાગ્યબળે નષ્ટ થાય છે અથવા કદાપિ તે કર્મ ભોગવાય છે તો પણ અલ્પકાળમા તેથી છૂટી જવાય છે. આત્મોપયોગી રસાદિયુક્ત કર્મબંધને કાર્યપ્રવૃત્તિ કરતો છતો બાંધી શકતો નથી. ઈત્યાદિ સર્વત્ર નિર્લેપાધિકારે આ આશય પ્રમાણે અવબોધવું એમ અસ્મદીય આશય છે અને તે શાસ્ત્રોના આધારે સિદ્ધ થાય છે. જૈન શાસ્ત્રોથી ઉપર્યુક્ત વિવેચનની સિદ્ધિ થાય છે. આત્મોપયોગથી કષાયનો અભાવ થાય છે અને તેથી પ્રસન્નચન્દ્ર રાજર્ષિની પેઠે કર્માભાવત્વ અવબોધવું. પ્રસન્નચન્દ્રરાજર્ષિએ મનથી કર્મ બાધ્યાં હતાં અને જ્ઞાન વૈરાગ્ય પરિણામથી તેનો ક્ષય કર્યો હતો તદ્વત્ જ્ઞાન વૈરાગ્યમય આત્મોપયોગથી કર્તવ્ય કાર્ય કરતો છતો જ્ઞાની સર્વ બાબતોમા નિર્લેપ રહી શકે છે રાગદ્વેષનો અભાવ થયો એટલે સર્વ કર્મનો અભાવ થયો એમ અવબોધવુ. આત્મોપયોગથી જ્ઞાની પ્રારબ્ધકર્મ વેદે છે અને સચિત કર્મનો ક્ષય કરે છે અને ક્રિયમાણ કર્મોને આવશ્યકાદિથી નિવારે છે તેથી તે સંસારમાં આત્મોત્ક્રાન્તિ કરવામાં ક્ષહો ક્ષહો અગ્રગામી બને છે. આત્મોપયોગી પ્રારબ્ધ કર્મ વેદતો છતો બાહ્યત· ગમે તેવી સ્થિતિમા હોય છે

તથાપિ આન્તર દૃષ્ટિએ તે આત્મોત્ક્રાન્તિવડે ઉચ્ચ હોય છે અને તે પરમાત્મપદપ્રાપ્તિનો અધિકારી બનેલો હોય છે. યોગીઓ બાહ્યત: ભિક્ષુક મલિન જેવા દેખાય છે પરન્તુ તેઓ આત્મોત્ક્રાન્તિમા સર્વત: અગ્રગામી હોય છે એમ આન્તરિક ગુણોવડે અનુભવ કરતાં અવબોધાય છે. આત્મોત્ક્રાન્તિના શિખર પર આરોહવાને આત્મોપયોગી મનુષ્ય કર્તવ્ય કાર્ય કરતો છતો અધિકારી બને છે. આત્મોપયોગી જ્ઞાનીને જ્યાં સુધી પરોપકારાદિ કાર્યો કરવાનો તેનો જીતકલ્પવ્યવહાર છે ત્યા સુધી તે પ્રવૃત્તિ કરે છે તેમાં તેના આત્માની ઉન્નતિ અને અન્ય મનુષ્યોની ઉન્નતિ સમાયલી છે એમ અવબોધવું. કરોડો મણ અફીણનો વ્યાપાર કરનાર વ્યાપારી કંઈ સાવચેતીથી પ્રવર્તતો છતો અફીણથી મૃત્યુ વા ભય પામી શકતો નથી, તદ્વત્ આત્મજ્ઞાની આત્મોપયોગે આવશ્યક પ્રવૃત્તિ કરતો છતો કર્મરસથી રસાતો નથી એમ અનુભવી સ્થિર પ્રજ્ઞાથી પ્રત્યેક મનુષ્યે સ્વાધિકારે પ્રવૃત્તિ કરવી અને ચલચિત્ત શંકાદિ દોષોને દૂર કરવા. ઉપર્યુક્ત બાબતનો અનુભવ કર્યા પશ્ચાત્ સ્થિર પ્રજ્ઞાને ધારણ કરવી જોઇએ. અસ્થિરપ્રજ્ઞાવાળા મનુષ્યો ઉપર્યુક્ત બાબતને જાણે છે, છતા અલ્પવીર્ય અને અસ્થિરબુદ્ધિથી કાર્યપ્રવૃત્તિમા ડામાડોળ સ્થિતિને ધારણ કરી ધોબીના શ્વાનની પેઠે ઘરના નહિ અને ઘાટના નહિ એવી ઉભયભ્રષ્ટ દશાને ધારણ કરી સંસાર વ્યવહારમા અવગતિપાત્ર બને છે, તેથી તેઓ આજીવિકાદિ દશામા ચલચિત્ત વિકલ્પસંકલ્પદશાવાળા બને છે. તેથી ઘાચીના બળદની પેઠે જ્યાના ત્યા રહે છે અને કષાય પરિણતિથી રહિત બની શકતા નથી. અતએવ આજીવિકાદિના સાધનો પૂર્ણ કરવાને સંસારમા જ્ઞાનીએ આત્મોપયોગી બનીને કર્તવ્યકાર્યો કરવા જોઇએ. પરન્તુ ઉભયતો ભ્રષ્ટ દશા થાય એવી અસ્થિરપ્રજ્ઞાથી ચંચલદશાને આધીન ન થવું જોઇએ. આજીવિકાદિ કાર્યોની પ્રવૃત્તિવડે તેઓની સિદ્ધિ કર્યા વિના આજીવિકાદિ પ્રવૃત્તિનો ત્યાગ કરવાથી કષાયભાવ ઘટતો નથી અને તેમજ વિકલ્પ સંકલ્પ દશાવડે કર્મરસથી ફસાવાનું થાય છે અને આત્મોપયોગથી પણ ભ્રષ્ટ થવાય છે. માટે આત્મજ્ઞાનીએ આજીવિકાદિ કર્તવ્યવ્યવહારપ્રવૃત્તિથી ભ્રષ્ટ ન બનવું જોઇએ, પરન્તુ આત્મોપયોગી કર્તવ્યપ્રવૃત્તિ સેવવી જોઇએ આત્મોપયોગવાળી આવશ્યક કર્તવ્ય પ્રવૃત્તિયોને સેવતાં કર્મરસથી નિર્લેપ દશા રહે છે. આત્મોપયોગી શુભાશુભ પ્રારબ્ધ વેદનીયને ભોગવતો છતો કાયાદિકને પરોપકાર કાર્યોમાં વાપરીને આત્મપ્રગતિ કરી શકે છે. પરોપકાર કરવાની પ્રવૃત્તિને સેવવી જોઇએ અને એવો પ્રવૃત્તિયોગ ધારણ કરવો જોઇએ- તેની કોઇનાથી ના પાડી શકાય તેમ નથી. પરોપકાર કરવો એ આવશ્યક કર્તવ્ય છે. પરોપકારક આવશ્યક કાર્યો કરવાની નિજફરજને સ્વાધિકારે કરવામા શુષ્ક જ્ઞાનને આગળ કરી નિષ્ક્રિય બનવાથી આત્મપ્રગતિ થઇ શકે તેમ નથી. અતએવ જ્ઞાનીઓએ પરોપકારાદિ આવશ્યક કર્તવ્ય કરવાની નિજફરજને આત્મોપયોગત: કરવી જોઇએ. આવશ્યકપરોપકારાદિ કર્તવ્ય કાર્યો કરવામા મન વચન અને કાયાની યોગશક્તિ વાપરવાથી આત્મપ્રગતિમાં

પશ્ચાત્ પડાતું નથી એમ અનુભવજ્ઞાને સમ્યગ્ અવબોધાય છે અને કર્તવ્ય પરાયણ થઇ પરમાત્માને પ્રાપ્ત કરી શકાય છે. જ્ઞાનપૂર્વક જેની ક્રિયા છે એવા કર્મયોગીને રાગાદિકના અભાવપૂર્વક આવશ્યક પ્રવૃત્તિમાં પ્રવર્તતાં કર્મબંધ થતો નથી; જ્ઞાનપૂર્વક પ્રત્યેક આવશ્યક કાર્યોની ક્રિયાઓ કરવાની જરૂર છે. ज्ञानी श्वासोच्छ्वासमां, करे कर्मनो नाश–જ્ઞાનપૂર્વક પ્રત્યેક ક્રિયાથી ઉત્તમ ફલની પ્રાપ્તિ થાય છે. ज्ञानक्रियाभ्यां मोक्षः જ્ઞાન અને ક્રિયાવડે મોક્ષ છે. જ્ઞાની સાંસારિક અને ધાર્મિક બાબતોમા જ્ઞાનપૂર્વક ક્રિયાબળથી સાંસારિક પ્રગતિ અને ધાર્મિક પ્રગતિપૂર્વક અનેક દુખોથી મુક્ત થઇ શકે છે જ્ઞાન વિના કઈ ક્રિયા કરવી તેની સમજણ પડતી નથી. જ્ઞાની પાસે ક્રિયા હોય છે. અજ્ઞાનીઓથી વસ્તુત· ક્રિયાનું ખરૂં સ્વરૂપ અવબોધી શકાતું નથી. જેની પાસે જ્ઞાનબલ હોય છે તેનો વ્યવહારમા અને ધર્મમા જય થાય છે. જેની પાસે જ્ઞાનબળ હોય છે તેનું સર્વત્ર વિશ્વમાં સત્તા સામ્રાજ્ય પ્રવર્તે છે. જ્ઞાનબળ વિનાના જંગલી મનુષ્યો સુધરેલા જમાનામા તેમની અસલની પ્રવર્તતી ક્રિયાથી પરતંત્ર બન્ધનમાથી મુક્ત થઇ શકતા નથી. તોપોની આગળ તીરકામઠાંની યુદ્ધક્રિયા કદાપિ નભી શકે નહિ, તેમજ છાપેલા પુસ્તકોથી જે જમાનામા અભ્યાસબળની પ્રગતિ થઇ રહી છે તે જમાનામા લખેલાં પુસ્તકોવડે અભ્યાસ કરીને સ્પર્ધાના બળમાં આગળ વધી શકાય નહિ એવું જ્ઞાનથી જણાય છે અને જે સમયે જે ક્રિયા કરવાની હોય છે તે જ્ઞાનથી તુર્ત અવબોધાય છે અને તે પ્રમાણે પ્રવૃત્તિ થાય છે. જ્ઞાનપૂર્વક ક્રિયા હોય છે તો પ્રત્યેક કાર્યપ્રવૃત્તિમાં વિજયને પ્રાપ્ત કરી શકાય છે. જ્ઞાન વિનાના અન્ધ મનુષ્યોની કાર્યપ્રવૃત્તિથી સ્વપરની પ્રગતિની આશા રાખવી એ વ્યર્થ છે. વિજ્ઞાનશાસ્ત્ર પદાર્થવિજ્ઞાન યાને સાયન્સવિદ્યા અધ્યાત્મવિદ્યા વ્યાવહારિકભાષાવિદ્યા આદિ અનેક પ્રકારની વિદ્યાઓનું સ્થાન સંપ્રાપ્ત કરવાથી આત્મપ્રગતિમાં પ્રગતિમાન્ બની શકાય છે. જ્ઞાન અને ક્રિયા એ બેથી પ્રગતિના શિખરે પહોચતા મોક્ષ થાય છે. આત્માને લાગેલી રાગદ્વેષની પરિણતિને હઠાવવાને ક્યા ક્યા ઉપાયો લેવા તેમજ તેનું ખરૂં સ્વરૂપ અવબોધવા માટે પ્રથમ જ્ઞાનની જરૂર છે. જ્ઞાન વિના એક શ્વાસોચ્છ્વાસ પણ ચાલી શકે તેમ નથી. સર્વ પ્રકારના જ્ઞાનોની પ્રાપ્તિ કર્યા વિના સર્વ પ્રકારની ક્રિયાઓની પ્રાપ્તિ થઈ શકતી નથી સર્વ પ્રકારના જ્ઞાનોમા આત્મજ્ઞાનની મુખ્યતા છે, પરન્તુ તે દશા પ્રાપ્ત કરવા માટે અન્ય જ્ઞાનોની પ્રાપ્તિની અપેક્ષા રહે છે અને અન્ય પ્રગતિની ક્રિયાની અપેક્ષા રહે છે. जे एगं जाणइ से सव्वं जाणइ– એ સૂત્રથી એક આત્માને જાણે છે તે સર્વને જાણે છે અને સર્વને જાણે છે તે એકને જાણે છે. એકનો સર્વની જ્ઞપ્તિનો પરસ્પર આપેક્ષિક સંબંધ છે તેથી અન્યોને જાણવાની જરૂર છે. સર્વ પ્રકારનાં જ્ઞાનોનું સ્વરૂપ અવબોધવાથી જે જે આવશ્યક કર્તવ્ય ક્રિયાઓ કરવાની હોય છે તેમા દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવાનુસારે સમ્યગ્ પ્રવૃત્તિ થાય છે અને રાગાદિકના અભાવે નિર્લેપ દશા રહે છે. જ્ઞાની સર્વદા સર્વથા બ્રહ્મદૃષ્ટિએ કર્તવ્યકાર્યને

આરંભે છે. અતએવ જ્ઞાની તેવી બ્રહ્મદૃષ્ટિથી માયાસમુદ્ર તરીને સર્વ પ્રપંચથી મુક્ત થાય છે. બ્રહ્મદૃષ્ટિએ સર્વ પ્રવૃત્તિ કરવામાં આવે તો માયાસાગરને તરી શકાય છે. બ્રહ્મદૃષ્ટિ વિના માયાસાગરને તરી શકાતો નથી. સર્વ કાર્યોમાં બ્રહ્મદૃષ્ટિ રહેવાથી મનના કોઇ પદાર્થો સાથે રાગાદિક લેપ થતો નથી અને તેમજ ઇન્દ્રિયો અને મનના વિષયોને પણ બ્રહ્મદૃષ્ટિએ દેખવાથી દુનિયાની દૃષ્ટિ કરતાં ભિન્ન દૃષ્ટિ રહેવાથી પદાર્થો અને ઇન્દ્રિય એ બંનેનો સદા નિર્લેપ સંબંધ રહેવાથી માયાસમુદ્રને ક્ષણવારમાં તરી શકાય છે. **આત્મોન્નતિના શિખરે વિરાજમાન થવાને જડ અને ચેતન એ દ્રવ્યને બ્રહ્મદૃષ્ટિએ દેખતાં જો કે બન્ને દ્રવ્યનું મૂલ સ્વરૂપ ફરી જતું નથી તથાપિ આત્મોન્નતિની વાસ્તવિક કુંચી હસ્તમાં પ્રાપ્ત થાય છે.** સર્વેન્દ્રિય વિષયોને અને સર્વ પદાર્થોને બ્રહ્મદૃષ્ટિથી અવલોકવાથી તિરોભાવે રહેલા બ્રહ્મનો આવિર્ભાવ થાય છે અને કર્તવ્ય કાર્યો પણ બ્રહ્મનો આવિર્ભાવ કરવાને બ્રહ્મદૃષ્ટિમાં નિમિત્તભૂત બને છે. સર્વદા સર્વથા બ્રહ્મદૃષ્ટિ ધારણ કરતાં અનેક વિક્ષેપો નડે છે. સર્વદા બ્રહ્મદૃષ્ટિ રાખીને કર્તવ્ય કાર્યો કરવાથી રાગદ્વેષની મલિનવૃત્તિનો, આત્માને અંશ માત્ર પણ સ્પર્શ થતો નથી. નામરૂપની મોહભ્રાન્તિનો લય થવાની સાથે વાસ્તવિક બ્રહ્મદૃષ્ટિનો પ્રાદુર્ભાવ થાય છે. પોપટની પેઠે બ્રહ્મદૃષ્ટિનો પ્રલાપ કરવા માત્રથી કંઇ બ્રહ્મદૃષ્ટિએ સર્વત્ર સર્વ કરી શકાતાં નથી. નામરૂપમા જ્યારે અહંવૃત્તિ થતી નથી અને નામરૂપની વૃત્તિથી સ્વ-સ્વરૂપ ભિન્ન ભાસે છે ત્યારે બ્રહ્મદૃષ્ટિના પ્રાદુર્ભાવની સાથે પરમયોગીઓની કર્તવ્યકાર્ય કરવાની શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. આત્માનુ શુદ્ધ સ્વરૂપ જેનાથી અવબોધાય છે એવી દૃષ્ટિને બ્રહ્મદૃષ્ટિ કથવામાં આવે છે. બ્રહ્મદૃષ્ટિથી અવલોકતા આનન્દ વિના અન્ય કશું કંઈ અનુભવાતું નથી; તથાપિ કર્તવ્યકાર્યોને કરવામાં અધિકારનો લોપ કરી શકાતો નથી. બ્રહ્મદૃષ્ટિનો પ્રાદુર્ભાવ થવાની સાથે નિર્વિષકદૃષ્ટિ બને છે અને સર્વ જીવોના શુદ્ધ રૂપની સાથે આત્માનો તાર જોડાય છે તથા કર્માદિક દોષોની ઉપેક્ષા થવાની સાથે સર્વત્ર નિર્વૈરભાવ ઝળકી ઉઠે છે; તથા સ્વાત્માવત્ સર્વ જીવો પર પ્રિયભાવ પ્રકટી શકે છે. તેથી કષાયરસની પ્રતિક્ષણ ઘણી ક્ષીણતા થતી જાય છે. બ્રહ્મદૃષ્ટિથી સર્વત્ર અવલોકતાં કષાય અને નોકષાયની મન્દતા પ્રતિક્ષણ થતી જાય છે અને સર્વત્ર જાણે બ્રહ્મ વિલસી રહ્યું હોય એવો અનુભવ થાય છે. તેની સાથે કર્તવ્ય પ્રવૃત્તિ પણ કાયાદિકયોગે થયા કરે છે. બ્રહ્મદૃષ્ટિની પ્રબલતાથી ઉદય આવનાર કષાયોને પ્રવૃત્તિ કરતાં હઠાવી શકાય છે. બ્રહ્મદૃષ્ટિથી પરમાત્માની પેઠે સર્વત્ર સર્વદા સર્વથા સર્વ કર્તવ્યકાર્યો કરતા નિર્લેપ રહી શકાય છે. જ્ઞાનીઓ આ બાબતનો અભ્યાસ સેવીને ઉદારભાવથી સર્વ કાર્યો કરતા ઉપર્યુકતમાયાસમુદ્રને તરી જાય છે તેનો અનુભવ આવે છે. બ્રહ્મદૃષ્ટિથી માયાસાગરનો લોપ થઇ જાય છે અને સર્વત્ર આનંદ મહાસાગર વિલસતો અવલોકાય છે. અતએવ બ્રહ્મદૃષ્ટિએ કર્તવ્યકાર્યો કરવાની ઉપયોગિતા અવબોધીને જ્ઞાની બ્રહ્મદૃષ્ટિથી કાર્યોને આચરે છે એમ કથવામા આવ્યું છે. કોઇ કાર્ય આ વિશ્વમા અશકય નથી.

બ્રહ્મદૃષ્ટિથી કાર્યો કરી શકાય છે, અને માયાસાગરને ઉલ્લંઘી શકાય છે. જ્ઞાનીને આ બાબતનો અનુભવ થઈ શકે છે પણ અજ્ઞાનીને તેનો અનુભવ થઈ શકતો નથી. આવી બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત કરીને કર્તવ્યકાર્યો કરવાની દૃષ્ટિને પ્રાપ્ત કરી વર્તવું તે માયાસાગરને તરી જવો એ ઉપર્યુક્ત શ્લોકનો સાર છે. બ્રહ્મદૃષ્ટિને પ્રભુદૃષ્ટિ યાને બ્રહ્મપ્રભુદૃષ્ટિ કથાય છે. બ્રહ્મદૃષ્ટિ થવાથી પ્રભુમય જીવન પ્રાપ્ત કરી શકાય છે. પ્રભુદૃષ્ટિ યાને બ્રહ્મદૃષ્ટિવાળો મનુષ્ય આ વિશ્વમા સર્વંગ સર્વ કાર્યો કરતો છતો નિર્લેપ નિ:સંગ શુદ્ધ રહીને અખંડ આનન્દ અનુભવી શકે છે. વાઞ્છા અને શોક વિના, રાગ અને દ્વેષ વિના બ્રહ્મદૃષ્ટિથી કર્તવ્યકાર્યો કરવાથી બંધાવાનું થતું નથી. સમુદ્રમા તરવાની પૂર્ણ શક્તિ પ્રાપ્ત થતા જલધિથી આત્માને કંઈ વિક્ષેપ થતો નથી તદ્વત્ રાગદ્વેષ વિના આત્માને આત્મરૂપે વ્યાવહારફરજ પ્રમાણે વ્યાવહારિક પ્રવૃત્તિ કરવાથી કર્મયોગીની દશા પ્રાપ્ત કરી શકાય છે. બ્રહ્મદૃષ્ટિની દશા માટે અષ્ટાવક્ર ગીતાના શ્લોકોનો નીચે ઉતારો કરવામાં આવે છે.

श्लोकाः

तदाबन्धो यदाचित्तं किञ्चिद् वाञ्छति शोचति ।
किञ्चिन् मुञ्चति गृह्णाति किञ्चिद् हृष्यति कुप्यति ॥
तदा मुक्तिर्यदाचित्तं न वाञ्छति न शोचति ।
न मुञ्चति न गृह्णाति न हृष्यति न कुप्यति ॥
तदा बन्धो यदा चित्तं सक्तं कास्वपि दृष्टिपु ।
तदा मोक्षो यदाचित्त–मसक्तं सर्वदृष्टिषु ॥
यदा नाऽहं तदा मोक्षो यदाऽहं बन्धनं तदा ।
मत्वेति हेलया किञ्चिन् मा गृहाण विमुञ्च मा ॥
त्वमेकश्चेतनः शुद्धो जडं विश्वमसत्तथा ।
अविद्या पि न किञ्चित्सा कानुभुत्सा तथापि ते ।
नाहं देहो न मे देहो वोधोऽहमिति निश्चयी ।
कैवल्यमिव संप्राप्तो न स्मरत्यकृतं कृतम् ॥
मोक्षो विषयवैरस्यं वन्धो वैषयिको रसः ।
एतावदेव विज्ञानं यथेच्छसि तथा कुरु ॥

न त्वं देहो न ते देहो भोक्ता कर्ता न वा भवान् ।
चिद्रूपोऽसि सदा साक्षी निरपेक्षः सुखं चर ॥
रागद्वेषौ मनोधर्मौ न मनस्ते कदाचन ।
निर्विकल्पोऽसि बोधात्मा निर्विकारः सुखं चर ॥
इदं कृतमिदं नेति द्वन्द्वैर्मुक्तंमनो यदा ।
धर्मार्थकाममोक्षेषु निरपेक्षं तदा भवेत् ॥
यस्याभिमानो मोक्षेऽपि देहेऽपि ममता तथा ।
न च ज्ञानी न वा योगी केवलं दुःखभागसौ ॥
धर्मार्थकाममोक्षेषु जीविते मरणे तथा ।
कस्याप्युदारचित्तस्य हेयोपादेयता न हि ॥
कृतं देहेन कर्मेदं न मया शुद्धरूपिणा ।
इति चिन्तानुरोधी यः कुर्वन्नपि करोति न ॥
यस्यान्तः स्यादहंकारो कुर्वन्नपि करोति सः ।
निरहंकारधीरेण न किञ्चिदकृतंकृतम् ॥
अप्रयत्नात्प्रयत्नाद्वा मूढो नाप्नोति निर्वृतिम् ।
तत्त्वनिश्चयमात्रेण प्राज्ञो भवति निर्वृतः ॥
यदा यत्कर्तुमायाति तदा तत्कुरुते ऋजुः ।
शुभं वाप्यशुभं वापि तस्य चेष्टा हि बालवत् ॥
स्वातन्त्र्यात्सुखमाप्नोति स्वातंत्र्याल्लभते परम् ।
स्वातंत्र्यान्निर्वृतिं गच्छेत् स्वातंत्र्यात्परमं सुखम् ॥
अकुर्वन्नपि संक्षोभात् व्यग्रः सर्वत्र मूढधीः ।
कुर्वन्नपि तु कृत्यानि कुशलो हि निराकुलः ॥

सुखमास्ते सुखं शेते सुखमायाति याति च ।
सुखं वक्ति सुखं भुङ्क्ते व्यवहारेऽपि शान्तधीः ॥
निवृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते ।
प्रवृत्तिरपि धीरस्य निवृत्तिः फलभागिनी ॥
परिग्रहेषु वैराग्यं प्रायो मूढस्य दृश्यते ।
देहे विगलिताशस्य क्व रागः क्व विरागता ॥
सर्वारंभेषु निःकामो यश्चरेद्‌ बालवन्मुनिः ।
निर्लेपस्तस्य शुद्धस्य क्रियमाणेऽपि कर्मणि ॥
स एव धन्य आत्मज्ञः सर्वभावेषु यः समः ।
पश्यन्‌ शृण्वन्‌ स्पृशन्‌ जिघ्रन्‌ अश्नन्‌ निस्तृषमानसः ॥
बहुनात्र किमुक्तेन ज्ञाततत्त्वो महाशयः ।
भोगमोक्षनिराकांक्षी सदा सर्वत्र नीरसः ॥

અષ્ટાવક્રના ઉપર લખેલા શ્લોકોના ભાવનું મનન કરતા અવબોધાશે કે રાગદ્વેષરહિત આત્મજ્ઞાનની પ્રાપ્તિ બ્રહ્મદૃષ્ટિની પ્રાપ્તિથી થાય છે. બ્રહ્મજ્ઞાની આત્મદૃષ્ટિથી યથાયોગ્ય કાર્ય કરતો છતો સર્વત્ર લેપાતો નથી. એવી બ્રહ્મદૃષ્ટિની પ્રાપ્તિ કરવામા સદ્‌ગુરુની કૃપાની આવશ્યકતા સિદ્ધ ઠરે છે, બ્રહ્મદૃષ્ટિથી સર્વ કાર્યો કરતો છતો પણ આત્મજ્ઞાની અક્રિય છે. સર્વ પ્રકારના આવશ્યક આરંભને કરતો છતો પણ બ્રહ્મદૃષ્ટિમાન્‌ અક્રિય છે-તેનું કારણ એ છે કે તે જે જે કરે છે તેમા રાગદ્વેષના પરિણામથી બંધાતો નથી બ્રહ્મદૃષ્ટિથી સર્વત્ર સર્વદા સર્વ કાર્યો કરવામાં આત્મજ્ઞાની પ્રવૃત્તિમાન્‌ હોય છે તો પણ તેની પ્રવૃત્તિ તે નિવૃત્તિરૂપ છે અને અજ્ઞાનીની નિવૃત્તિ પણ પ્રવૃત્તિરૂપ છે, માટે બ્રહ્મજ્ઞાનીની કર્મયોગી દશા અપૂર્વ પ્રકારની છે એમ વસ્તુત સિદ્ધ થાય છે. સચ્ચિદાનંદરૂપ જ્ઞાન દર્શન ચારિત્રમય આત્માને આત્મસ્વરૂપે અનુભવવાથી બ્રહ્મદૃષ્ટિની પ્રાપ્તિ થાય છે. એવી બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત થતા કર્મયોગી કલ્પાતીત સ્વતંત્ર જગતનો શહેનશાહ બને છે. પશ્ચાત્‌ તે પ્રારબ્ધ કર્મયોગે જે કંઇ પ્રવૃત્તિ કરે છે તેમા તે આસક્ત નહિ હોવાથી તે બંધનમુક્તની કલ્પના રહિત થઇ જાય છે બ્રહ્મદૃષ્ટિની પ્રાપ્તિ પશ્ચાત્‌ કંઇ પ્રાપ્ત કરવાનું રહેતું નથી. ભગવદ્‌ગીતાના અષ્ટાદશ અધ્યાયમાં બ્રહ્મદૃષ્ટિની કર્મયોગિતા સંબંધી નીચે પ્રમાણે લખ્યું છે.

**શ્લોકઃ**

**यस्य नाऽहं कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वापि स इमाँल्लोकान् न हंति न निबध्यते ॥**

જેને અહંકૃતભાવ નથી અર્થાત્ સર્વ કાર્યો કરે છે તેમાં અહંત્વ વૃત્તિ નથી, જેની બુદ્ધિ અહંત્વરાગાદિ ભાવથી લેપાયમાન થતી નથી તે મનુષ્ય સકલ લોકોને મારી નાખે છે તો પણ તે મારતો નથી અને તેથી તેને બંધન થતું નથી. બ્રહ્મજ્ઞાની--આત્મજ્ઞાની બાહ્ય લોકોની દૃષ્ટિએ હિંસક છતાં વસ્તુત તે હિંસક નથી એવી તેની દશા થવાથી તે કર્મયોગીના ઉચ્ચપદને પ્રાપ્ત કરી શકે છે-અર્થાત્ તે સત્યકર્મયોગી બની શકે છે. વસ્તુત. અપેક્ષાએ કથ્ય સારાંશ એ છે કે-બ્રહ્મદૃષ્ટિથી આત્મજ્ઞાની સત્ય કર્મયોગી બની શકે છે. તે સર્વ પ્રકારની પ્રવૃત્તિ કરતો છતો પણ અકર્ત્તા છે મુક્ત છે, સુખી છે. બ્રહ્મદૃષ્ટિની પ્રાપ્તિથી આત્મજ્ઞાનીઓને કર્મપ્રવૃત્તિ છતાં અક્રિયતા છે-એમ અનુભવજ્ઞાન થતાં જ્ઞાનીઓને તે સહજે અવબોધાય છે. બાકીને અજ્ઞાનીઓને જે પ્રવૃત્તિયો બંધનાર્થે થાય છે તેજ પ્રવૃત્તિયો કર્મો ખરેખર આત્મજ્ઞાનીઓને બંધન માટે થતાં નથી. ઉલટું તેજ કર્મો જ્ઞાનીઓને સદ્ગુણોથી મોક્ષાર્થે થાય છે. અજ્ઞાની અને જ્ઞાની એ બન્નેની બાહ્યશરીરાદિ પ્રવૃત્તિયો તો એક સરખી દેખાય છે, પણ તે બન્નેના પરિણામની વિષમતાએ ભેદ છે, બાહ્યથી તેઓ કર્મમાં સરખા છતાં અન્તરથી સરખા નથી. અજ્ઞાનીની બાહ્યપ્રવૃત્તિયો તેના બંધનાર્થે થાય છે અને જ્ઞાનીની તે બાહ્યપ્રવૃત્તિયો તેના મોક્ષાર્થે થાય છે-તેમાં ચિત્ત જ કારણીભૂત છે. અજ્ઞાની આસક્તિથી બાહ્યપ્રવૃત્તિ કરે છે અને જ્ઞાની અનાસક્તિથી બાહ્યપ્રવૃત્તિ કરે છે બ્રાહ્મણાદિ ચારે વર્ણોમાં અને આશ્રમોમાં, જ્ઞાનીઓના અને અજ્ઞાનીઓના પ્રવૃત્તિનું સ્વરૂપ ઉપર્યુક્ત દૃષ્ટિએ અવબોધવું. જ્ઞાની અને અજ્ઞાની બન્ને ક્ષત્રિયો સાથે યુદ્ધ કરતા હોય પરંતુ તેમાં અજ્ઞાની ક્ષત્રિય કર્મથી બંધાય છે અને જ્ઞાની ક્ષત્રિય કર્મથી મુક્ત છે-તેમાં અન્તરંગ પરિણામની મુખ્યતા અવબોધવી. જ્ઞાનીઓ જે જે અવસ્થામાં સ્વાધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરે છે તેમાં [illegible] પરંતુ તેઓ અન્તરથી અનાસક્ત હોવાથી નિર્લેપ રહે છે. [illegible] સ્વરૂપ અવબોધ્યા વિના ઉપરઉપરથી [illegible] ને પ્રમાણ [illegible] [illegible] [illegible] કે આત્મજ્ઞાન [illegible] [illegible] નિર્લેપ [illegible]

બળથી સર્વત્ર અસ્ખલિત બ્રહ્મદૃષ્ટિથી સર્વ અવલોકાય છે અને જ્ઞાનગર્ભિત વૈરાગ્યના બળથી સર્વત્ર નિર્મોહભાવથી આચરણ થાય છે તેથી अहंममत्वसंत्यागपूर्वक કર્મયોગીની ફરજ અદા કરી શકાય છે, અને યોગ્ય કાર્યો છતા સહજાનન્દના રસપૂર્વક બાહ્ય જીવનથી અને અન્તર અનંત જીવને જીવીને અનન્ત પ્રભુમય જીવનસાગરમા તન્મય બની શકાય છે.

**અવતરણઃ**—અહંમમત્વરહિત બ્રહ્મજ્ઞાની આત્માનું વાસ્તવિક કેવું સ્વરૂપ અવલોકે છે ? તે જણાવે છે.

**श्लोकौ**

**जायते म्रियते नात्मा शुद्धनिश्चयतः सदा ।**
**न विद्यते पुनर्जन्म शुद्ध ब्रह्मणि वस्तुतः ॥ १०६ ॥**
**सदा ज्ञानप्रकाश्यात्मा सर्वज्ञेयप्रकाशकः ।**
**उत्पत्तिव्ययुक्तात्मा शुद्धधर्मक्रियायुतः ॥ १०७ ॥**

**શબ્દાર્થઃ**—શુદ્ધનિશ્ચયતઃ આત્મા સદા ઉત્પન્ન થતો નથી અને મરતો નથી. શુદ્ધનિશ્ચયથી વસ્તુત આત્મામાં પુનર્જન્મ નથી. સદા સર્વજ્ઞેયપ્રકાશક જ્ઞાનપ્રકાશી આત્મા છે. પર્યાયાર્થિક દૃષ્ટિથી ઉત્પત્તિવ્યયયુક્ત આત્મા છે અને દ્રવ્યાર્થિક દૃષ્ટિથી ધ્રુવસ્વરૂપી આત્મા છે. શુદ્ધધર્મક્રિયાયુત આત્મા છે.

**વિવેચનઃ**—શુદ્ધ નિશ્ચયદૃષ્ટિથી અવલોકતા આત્મા ઉત્પન્ન થતો નથી અને મરતો નથી. જૈનાગમોમા વેદોમા ઉપનિષદોમા અને પુરાણોમા આત્માને અજરઅવિનાશી કથ્યો છે. આત્માની આદિ નથી અને અન્ત નથી. જેની આદિ નથી તે अनादि કહેવાય છે અને જેનો અંત નથી તે अनन्त કથાય છે. અનાદિ અનંત આત્મા છે તેથી તે ત્રણુ કાલ ધ્રુવ છે. આત્માના મૂલ દ્રવ્યસ્વરૂપમાં કદાપિ ફેરફાર થતો નથી. દેહને જન્મ જરા અને મરણુ છે. દેહનો અને આત્માનો સંબંધ હોવાથી અજ્ઞાની લોકો આત્મામાં જન્મ જરા અને મરણુની કલ્પના કરે છે. શરીરરૂપ વસ્ત્રનો જન્મ અને વ્યય થયા કરે છે. આત્માનો જન્મ અને મરણુ થાય તો આત્મા ક્ષણિક થઇ જાય અને તેથી ધર્મની અધર્મની વ્યવસ્થા ટળી જાય આત્માની નિત્યતા ન હોય તો ધર્મની આવશ્યકતા સિદ્ધ ઠરી શકે નહિ. આત્માની નિત્યતા સંબંધી અનેક શાસ્ત્રોમા યુક્તિયોપૂર્વક ઘણું લખવામા આવ્યું છે આત્માની રાગદ્વેષ પરિણુતિથી જન્મ જરા મરણુની શ્રેણિ પ્રગટ્યા કરે છે. દેહ-

બુદ્ધિથી, નામરૂપબુદ્ધિથી આત્માનું વાસ્તવિક સ્વરૂપ અવલોકાતું નથી. શુદ્ધાત્મા-શુદ્ધ બ્રહ્મનું વાસ્તવિક સ્વરૂપ અનુભવમાં આવે છે ત્યારે જન્મ મરણની ભ્રાન્તિથી થયેલા ભયથી મુક્ત થવાય છે. અજઅવિનાશી આત્માનું વાસ્તવિક સ્વરૂપ તે તત્સંબંધી ભગવદ્ગીતામાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता न भूयः। अजो नित्यः शाश्वतोऽयं पुराणो, न हन्यते हन्यमाने शरीरे ॥ वेदाविनाशिनं नित्यं य एन मजमव्ययम् कथं स पुरुषः पार्थ घातयति हंति कम् ॥ वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि तथा शरीराणि विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥ नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावकः न चैनं क्लेदयंत्यापो, न शोषयति मारुतः ॥ २३ ॥ अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च । नित्य सर्वगतः स्थाणु-रचलोयं सनातन. ॥ २४ ॥ આત્મા અજ અવિનાશી અખંડ, નિર્મલ, શુદ્ધ, બુદ્ધ, જ્યોતિમય છે. પંચભૂતોથી તેનો નાશ થતો નથી. માયા અર્થાત્ પ્રકૃતિથી ભિન્ન આત્મા છે. કેવલજ્ઞાનની અપેક્ષાએ સર્વગત છે અને અસંખ્ય પ્રદેશની ધ્રુવતાએ સ્થાણુવત્ સ્થિર છે. જે નિત્ય હોય છે તે અજઅવિનાશી હોય છે. આત્માનું જ્ઞાનદર્શનચારિત્રસ્વરૂપ છે આત્માના શુદ્ધ સ્વરૂપની દૃષ્ટિ પ્રાપ્ત થયા પશ્ચાત્ જન્મ મરણની ભ્રાન્તિ-ભીતિ ટળી જાય છે. જે હન્યમાન છે તે શરીર છે તેમા આત્મબુદ્ધિ થવાથી બહિરાત્મભાવ-મોહ પ્રગટે છે અને તેથી આત્માનું સામ્રાજ્ય ન પ્રગટતા મનનું સામ્રાજ્ય પ્રગટે છે તેથી જન્મમરણની પરંપરાની વૃદ્ધિ થયા કરે છે. શુદ્ધ બ્રહ્મમા માયાની અર્થાત્ કર્મપ્રકૃતિની દૃષ્ટિ નથી સબલબ્રહ્મમા યાને અશુદ્ધ બ્રહ્મમાં માયાની દૃષ્ટિ, મોહદૃષ્ટિ વર્તે છે. જે જે અંશે રજોગુણ અને તમોગુણથી મુક્ત થવામાં આવે છે તે તે અંશે શુદ્ધ બ્રહ્મની દૃષ્ટિ ખીલતી જાય છે. રજોગુણ, તમોગુણ અને સત્વગુણ વિશિષ્ટ સબલબ્રહ્મ કથાય છે. રજોગુણ, તમોગુણ અને સત્વગુણરહિત શુદ્ધબ્રહ્મ કથાય છે. શુદ્ધ બ્રહ્મની દૃષ્ટિ પ્રાપ્ત થવાથી સબલબ્રહ્મની દૃષ્ટિનો વિલય થવાની સાથે જન્મમરણનો પ્રપંચ દૂર થાય છે અને તેથી કર્મયોગીની ફરજ અદા કરવામા કોઇ જાતના દોષનું બંધન થતું નથી. આકાશ જેમ સર્વથી નિઃસંગ છે તેમ શુદ્ધ બ્રહ્મની દૃષ્ટિ થવાથી કર્મયોગી પણ સર્વ આવશ્યક કાર્યોને કરતો છતો પણ સર્વથી નિઃસંગ મુક્ત છે. બંધ અને મુક્તની વૃત્તિની પેલી પાર શુદ્ધબ્રહ્મદૃષ્ટિ રહેલી છે એવી શુદ્ધબ્રહ્મની દૃષ્ટિથી સર્વત્ર વર્તતા કર્મયોગી આનન્દથી સર્વ પ્રકારની પ્રવૃત્તિ કરે છે છતા તે નિવૃત્તિમય સિદ્ધ ઠરે છે. આત્માનો મૂલસ્વભાવ જ્ઞાનમય છે મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એ પંચ પ્રકારનું આત્માનું જ્ઞાન છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પશ્ચાત્ અવધિજ્ઞાન પ્રગટે છે, પશ્ચાત્ મન પર્યવજ્ઞાન પ્રકટે છે, પશ્ચાત્ કેવલજ્ઞાન પ્રકટે છે. **स्वपरावभासी ज्ञानं प्रमाणम्** સ્વપરનો પ્રકાશ કરનાર જ્ઞાન છે. આત્મા જ્ઞાનવડે પોતાનો પ્રકાશ કરે છે તથા અન્ય જડ વસ્તુઓનો પ્રકાશ કરે છે. સ્વપરપ્રકાશક જ્ઞાનસ્વરૂપી

આત્મા છે. સર્વ જ્ઞેય વસ્તુનો જ્ઞાનવડે આત્મા પ્રકાશક હોવાથી તે સર્વજ્ઞ ગણાય છે. આત્મામાં જ્ઞાનાદિ ગુણોનો જ્ઞેયના પરિણામની અપેક્ષાએ ઉત્પાદ વ્યય થયા કરે છે; તેથી ઉત્પાદ વ્યયસહિત ત્રણ કાલમા ધ્રુવ નિત્યઆત્મા છે. उत्पादव्ययध्रौव्ययुक्त सत् જે સમયે સમયે ઉત્પાદ વ્યયત્વને પામે છે અને મૂલરૂપે ધ્રુવ છે તે દ્રવ્ય છે. જેનામાં ઉત્પાદવ્યય અને ધ્રૌવ્ય નથી તે અસત્ છે. ઉત્પાદ--સર્ગ અને વ્યય--પ્રલય અને મૂલ દ્રવ્ય રૂપે આત્માની સદાકાલ અવસ્થિતિ સમજવી. જડ અને ચેતનદ્રવ્યોમા આ પ્રમાણે અવબોધવુ. શુદ્ધોત્પાદ, શુદ્ધવ્યયવડે યુક્તજ્ઞાનાદિગુણોના પરિવર્તનરૂપ શુદ્ધ ક્રિયાયુક્ત આત્મા છે. अनुपचरितसद्भूतव्यवहारे આત્માની શુદ્ધક્રિયા અવબોધીને અશુદ્ધ ક્રિયાના અહંમમત્વ વિના આત્માના શુદ્ધોપયોગપૂર્વક કર્મયોગી પ્રવૃત્તિ કરે છે, તેથી તે ગમે તેવી પ્રવૃત્તિમાં શુદ્ધ બ્રહ્મદૃષ્ટિથી અવલોકે છે. સ્થિરપ્રજ્ઞ કર્મયોગીને શુદ્ધ બ્રહ્મદૃષ્ટિ હોય છે અને તેથી તે ઉપર્યુક્ત આત્મસ્વરૂપનો સાક્ષાત્ કરનાર હોવાથી આત્મસ્વાતંત્ર્યપૂર્વક વ્યવહાર સ્વાતંત્ર્યને ઉપચારથી અંગીકાર કરે છે અને તેથી તે બ્રહ્માનંદપૂર્વક સર્વ જીવોના શ્રેય માટે જેમ ઘટે તેમ પ્રવૃત્તિ–નિવૃત્તિ સેવે છે. આત્મસ્વાતંત્ર્યને કર્મયોગી ઉપર્યુક્ત દશા પામીને પ્રાપ્ત કરે છે. એમાં અનેક મહર્ષિયોના ઉદ્ગારોની સાક્ષીઓ છે. અજ્ઞાની લોકો તેમની બ્રહ્મદૃષ્ટિથી શુદ્ધબ્રહ્મદૃષ્ટિધારક કર્મયોગીને ન અનુભવી શકે તેથી તે અજ્ઞાનીઓના અભિપ્રાયમાં મુંઝાતો નથી અને બ્રહ્મદૃષ્ટિથી પ્રવૃત્તિ વા નિવૃત્તિમાં જેમ ઘટે તેમ તે વર્ત્યા કરે છે.

**અવતરણ:**—આત્માનું ઉપર્યુક્ત સ્વરૂપ અનુભવવાથી વ્યાવહારિક પ્રવૃત્તિયોમાં પ્રારબ્ધાનુસારે શરીરાદિકની પ્રવૃત્તિયો થાય છે છતા આત્મા સર્વથી નિઃસંગ ભાવે રહે છે એવો અનુભવ કર્મયોગીને આવતાં તે સર્વ પ્રકારની પ્રવૃત્તિયોમાં વા તેની નિવૃત્તિયોમા સ્વતંત્ર થવાથી તેને અન્યો તરફથી કશું કહેવાનું રહેતું નથી–એવી સ્થિતિમા તે જલ-પંકજવત્ નિર્મલતા અનુભવીને જે કંઇ કરે છે તે નિવેદવામા આવે છે.

### श्लोकः

**अध्यात्मज्ञानयोगेन कर्म कुर्वन्नलिप्यते ।**
**जलपङ्कजवद् विज्ञः श्रीकृष्णश्रेणिकादिवत् ॥ १०८ ॥**

**શબ્દાર્થ:**—અધ્યાત્મજ્ઞાન યોગવડે જલમાં રહેલ નિર્લેપ કમલની પેઠે શ્રીકૃષ્ણ અને શ્રેણિકાદિની પેઠે જ્ઞાની કર્મ--પ્રવૃત્તિ કરતો છતો પણ લેપાયમાન થતો નથી.

**ભાવાર્થ:**—જલમા કમલ રહે છે તે સૂર્યથી અત્યંત દૂર છે છતાં સૂર્યના પ્રકાશથી તે વિકસે છે અને સૂર્યાસ્તની સાથે તે સંકોચાઇ જાય છે જલમાં કાદવના યોગે તે થાય છે

છતાં જલકર્દમથી ઉપર રહે છે. મોટા મોટા હૃદોમાં કમલો થાય છે. જલનો સંબંધ છતાં જલસંગે કમલો લેપાયમાન થતાં નથી. કમલમાં નિર્લેપ રહેવાની સ્વાભાવિક શક્તિ છે, વા સૂર્યના કિરણોના સંસ્કારથી તે સંસ્કારબળે ખીલે છે. તદ્વત્ આત્મામા નિર્લેપ રહેવાની સ્વાભાવિક શક્તિ છે. આકાશમા અનન્ત કર્મવર્ગણાઓ છતા તે આત્મજ્ઞાનરૂપ સૂર્યના પ્રકાશથી કર્મ કરતો છતો પણ કર્મથી નિર્લેપ રહે છે. શ્રીકૃષ્ણને શ્રીનેમિનાથ પ્રભુની ઉપાસનાથી સમ્યકત્વ થયું હતું અને તેથી તેઓ અન્તરાત્મસ્થિતિ પામ્યા હતા એમ જૈન શાસ્ત્રોનો ઉલ્લેખ છે. સમ્યકત્વની પ્રાપ્તિ થતા ઉત્કૃષ્ટ કર્મની અપુનર્બંધક સ્થિતિ પ્રાપ્ત થાય છે અને તે તે દશાએ આત્મામાં નિર્લેપત્વ પ્રાપ્ત થાય છે. જલપંકજવત ન્યારા રહેવાથી ચોથા ગુણસ્થાનકે આત્મદશા પ્રાપ્ત થાય છે. જડ વસ્તુઓને જડપણે દેખવી અને આત્માને આત્મારૂપે દેખીને બહિરાત્મભાવ વા દેહાધ્યાસ ભાવને ટાળવો એ અન્તરાત્માને સંઘટી શકે છે. આત્માવિના અન્ય સર્વ જડ પદાર્થોમાથી આત્માને ભિન્ન અવલોકવો. રાગદ્વેષ પ્રકૃતિથી આત્માને ભિન્ન અવલોકવો એ ચતુર્થ ગુણ સ્થાનકની દૃષ્ટિ છે. આત્માને સત્તાએ પરમાત્મા માનીને રજોગુણ વગેરે પ્રકૃતિયોના કાર્યોથી આત્માને પર માનતા આત્મદૃષ્ટિ-અર્થાત્ બ્રહ્મદૃષ્ટિની પ્રાપ્તિ થાય છે એવી શ્રીકૃષ્ણ અને શ્રેણિકરાજાની દશા થઈ હતી; તેથી તેઓ બન્ને તીર્થંકરનામકર્મ બાંધવાને ભાગ્યશાલી થયા. શ્રીકૃષ્ણ અને શ્રેણિક એ બન્નેએ અન્તરાત્માની દશા પ્રાપ્ત કરી હતી, તેથી તે બન્ને મિથ્યાત્વમોહનીયાદિ ઘણાં કર્મથી નિર્લેપ થયા હતા.

**समकितवंता जीवडा-करे कुटुंबप्रतिपाल-अन्तरथी न्यारा रहे-जेम धाव खेलावे बाल ॥**

સમ્યકત્વવંત અન્તરાત્માની નિર્લેપદશા વધતાં વધતા એટલી બધી વધી જાય છે કે તેથી તે અન્તર્મુહૂર્તમા કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને પરમાત્મ પદ પ્રાપ્ત કરી શકે છે. અધ્યાત્મજ્ઞાન બળે શ્રીકૃષ્ણે અને શ્રેણિકે વ્યવહારમાં રાજા છતાં જલપંકજવત્ નિર્લેપતામય બીજભૂતદશા પ્રાપ્ત કરી હતી. સલેપદશામાથી નિર્લેપદશા કરવી હોય તો આત્મજ્ઞાન યાને બ્રહ્મજ્ઞાન વિના અન્ય કોઈ ઉપાય નથી. અતએવ સુજ્ઞમનુષ્યોએ આત્મજ્ઞાનને પ્રાપ્ત કરવું જોઇએ કે જેથી આત્મામા આનંદરસ અનુભવાતાં બાહ્યાસક્તિ ટળવાની સાથે બાહ્યપ્રવૃત્તિમાં નિર્લેપ રહી શકાય. **ઇન્દ્રિયોની આસક્તિવિના અને બાહ્ય પદાર્થોના ભોગવિના સ્વાભાવિક આત્મામાં આનંદ પ્રગટે ત્યારે અવબોધવું કે તે બ્રહ્માનંદ યાને આત્માનંદ છે.** આત્માનો સ્વાભાવિક આનંદરસ અનુભવાતા પ્રારબ્ધયોગે બાહ્યશાતાદિનો ભોગ થતા પણ આત્માના આનંદની પ્રતીતિ જતી નથી અને પશ્ચાત્ આત્માનંદપૂર્વક બાહ્યપ્રવૃત્તિ પણ પ્રારબ્ધયોગે થતાં જલપંકજવત નિર્લેપદશાનો નાશ થતો નથી. શ્રી ઋષભદેવ પ્રભુના પુત્ર ભરતરાજાથી ભારત દેશની ખ્યાતિ થઈ છે. ભરતરાજા છખંડના ભોકતા હતા. બત્રીશ હજાર દેશના રાજા હતા, ચોસઠ હજાર સ્ત્રીઓના સ્વામી હતા. છન્નુ કરોડ પાયદળના ઉપરી હતા. બત્રીશ હજાર દેશના રાજાઓના પ્રભુ હતા. ચક્રવર્તિની પદવીના સ્વામી હતા; છતા આત્મ-

જ્ઞાનની પ્રાપ્તિથી તેઓ અન્તરમાં જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાન્ હતા. તેઓ સર્વ ઋદ્ધિના ભોક્તા છતાં અન્તરથી જ્ઞાનવૈરાગ્યબળે અભોક્તા હતા. તેથી તેઓએ આરીસાભુવનમાં કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. વ્યાવહારિકકર્મ કરતાં છતાં પણ તેઓ કેવલજ્ઞાન પામ્યા અને સિદ્ધબુદ્ધ પરમાત્મા બન્યા. પૃથ્વીચંદ્ર અને ગુણસાગરના ચરિત્રમાંથી પણ જલપંકજવત્ નિર્લેપત્વનો સાર નીકળે છે તેનુ વાસ્તવિક કારણ તો તેઓએ પ્રાપ્ત કરેલુ અધ્યાત્મજ્ઞાન જ છે. અગ્નિને જેમ ઉધેઈ લાગતી નથી તેમ આત્મજ્ઞાનીને લેપ લાગતો નથી. ભગવદ્ગીતાના ચોથા અધ્યાયમાં નિવેદ્યું છે કે–न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा । इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते–આત્મારૂપ કૃષ્ણ અન્યને જણાવે છે કે મને કર્મ લિંપતા નથી–મને કર્મફલની સ્પૃહા નથી એ પ્રમાણે જે મને અર્થાત્ શુદ્ધાત્મારૂપને અવબોધે છે તે કર્મથી બંધાતો નથી. यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधा ॥ त्यक्त्वा कर्मफलासंगं, नित्यतृप्तो निराश्रय. कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित् करोति सः કામસંકલ્પ વર્જિત જેના સર્વ કર્મસમારંભો છે અને આત્મજ્ઞાનાગ્નિથી જેના કર્મ બળી ગયાં છે તેને જ્ઞાનીઓ પંડિત કહે છે. કર્મફલની મમતા ત્યજીને નિત્યસંતોષી બની તથા અન્યનો આશ્રય ત્યજીને જે કર્મમાં પ્રવૃત્ત થાય છે તે કર્મપ્રવૃત્તિયોને કરતો છતો પણ કંઈ કરતો નથી. निराशीर्यतचित्तात्मा, त्यक्तसर्वपरिग्रह. शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषं यदृच्छालाभसन्तुष्टो द्वंद्वातीतो विमत्सर. समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ જેણે સઘળી આશાઓને ત્યજી છે, જેણે સ્વમન પર કાબૂ મેળવ્યો છે અને સર્વ પ્રકારના લોભનો જેણે ત્યાગ કર્યો છે અને ફક્ત જેનુ શરીર કર્મ–કાર્ય કર્યું જાય છે તેને પાપ લાગતું નથી. જે સહજ લાભથી સંતુષ્ટ છે, રાગદ્વેષ શાતા અશાતા શીત તાપ આદિ દ્વંદ્વથી જે વિમુક્ત છે, જેને અદેખાઈ નથી. જે કાર્યની સિદ્ધિમા અને અસિદ્ધિમા સમ છે છતા કર્મયોગી છે તે કર્મયોગી કર્મ કરે છે તો પણ તેને બંધન થતું નથી. यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन । ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा ॥ જેમ અગ્નિમાં કાષ્ઠો બળીને ભસ્મીભૂત બને છે તેમ આત્મજ્ઞાનાગ્નિમાં રાગદ્વેષાદિ સર્વ કર્મો બળીને ભસ્મીભૂત થઈ જાય છે. અધ્યાત્મ જ્ઞાનથી બ્રહ્મજ્ઞાનથી આ વિશ્વમાં સર્વકર્મ કરતાં નિર્લેપદશા પ્રાપ્ત કરી શકાય છે–એવાં જનકવિદેહી વગેરેના અનેક દૃષ્ટાંતો ખરેખર શાસ્ત્રોને અવલોકતાં દેખાય છે, અતએવ અધ્યાત્મજ્ઞાનપૂર્વક સર્વ કર્મ કરતાં વિશ્વનું કલ્યાણ કરી શકાય છે અને પોતાની ફરજ અદા કરી શકાય છે અધ્યાત્મજ્ઞાનથી કર્મ કરતાં છતા નિર્લેપતા પ્રાપ્ત કરી શકાય છે શ્રદ્ધાવાન્ મનુષ્ય એવી અધ્યાત્મજ્ઞાન વા બ્રહ્મદશાને પ્રાપ્ત કરી શકે છે यदुक्तं भगवद्गीतायां–श्रद्धावाँल्लभते ज्ञानं तत्पर. संयतेन्द्रियः ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मन. ॥ શ્રદ્ધાવાન્ જ્ઞાનને પામે છે,

જ્ઞાનતત્પર ઈન્દ્રિયોને વશમાં રાખી શકે છે, જ્ઞાન પામીને મનુષ્ય અલ્પકાલમાં અલ્પશાંતિને પામે છે. અજ્ઞ-અશ્રદ્ધાળુ સંશયવાન આત્મજ્ઞાનની શ્રદ્ધાવિના સ્વયમેવ વિનાશ પામે છે. સંશયાત્માને આ લોકમાં અને પરલોકમાં પણ ગત્ય સુખ નથી

**અવતરણઃ**—શુભાશુભ પરિણામનો ત્યાગ કરીને કર્મયોગીઓ આત્મધર્મમાં તન્મય બની બાહ્ય આવશ્યક પ્રવૃત્તિને કરે છે તે દર્શાવે છે. તથા સદ્ગુરુ મુખથી કર્મરહસ્યોને અવબોધી કર્મયોગીઓએ શુભકર્મો કરવા તે જણાવે છે.

श्लोकाः

बाह्य कर्मणि सापेक्ष आत्मधर्मे सदा रतः ।
शुभाशुभपरीणाम-त्यागान्मुक्तो न संशयः ॥ १०९ ॥
शुभाशुभपरीणाम-मन्तरा बाह्यकर्मणि ।
स्वाधिकारात् प्रवर्तन्ते जातिकर्मस्थिता जनाः ॥ ११० ॥
नयैः सर्वैश्चिदात्मानं परिज्ञाय स्वकर्मसु ।
यथायोगं प्रवर्तस्व यथाशक्ति यथामति ॥ १११ ॥
परिज्ञाय रहस्यानि कर्मणां सद्गुरोर्मुखात् ।
कर्तव्यं स्वोचितं कर्म हेयादेयविवेकतः ॥ ११२ ॥

**શબ્દાર્થઃ**— બાહ્યકર્મમા-કાર્યમા સાપેક્ષ, આત્મધર્મમાં સદારત મન શુભાશુભ પરિણામના ત્યાગથી મુક્ત છે એમાં સંશય નથી. શુભાશુભ પરિણામ વિના બાહ્યકર્મમાં સ્વાધિકારથી જાતિકર્મસ્થિત મનુષ્યો પ્રવર્તે છે. સર્વ નયોવડે ચિદાત્માને પરિત: અવબોધીને સ્વકર્તવ્ય કાર્યોમાં યથાશકિત યથામતિ પ્રવર્ત. શ્રીજ્ઞાનયોગી એવા ગુરુના મુખથી સ્વકર્તવ્ય કર્મોનું રહસ્ય અવબોધીને તત્સંબંધી હેયોપાદેય વિવેકથી ભવ્ય મનુષ્યે સ્વોચિતકર્મ કરવું જોઇએ.

**વિવેચનઃ**—બાહ્યકર્તવ્યકાર્યમા સાપેક્ષ દૃષ્ટિ જેની છે એવો આત્મધર્મમાં રત-કર્મયોગી શુભાશુભ પરિણામથી મુક્ત હોવાથી સર્વ પ્રકારની વ્યાવહારિક પ્રવૃત્તિયોને યથાયોગ્ય સેવે છે તેને દેશકાલ વ્યવહારની મર્યાદાવાળી વૃત્તિ ન હોવાથી તેનાં સર્વ કર્મોમાં અન્યોની બુદ્ધિ પહોંચી શકતી નથી. તેનો પાર કોઇનાથી પામી શકાતો નથી. તેના વર્તન માટે

કલ્પના પણ પહોચી શકતી નથી. બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય, શૂદ્રાદિ જાતિમાં સ્થિત તથા બ્રાહ્મણાદિવર્ણકર્મમાં સ્થિત કર્મયોગીઓ આત્મજ્ઞાનબળે શુભાશુભપરિણામ વિના સ્વાધિકારથી બાહ્યકર્તવ્યકાર્યોમાં પ્રવર્તે છે તેથી તેઓને કોઇ કર્મોનો લેપ થતો નથી. જે જાતમા ઉત્પન્ન થએલો મનુષ્ય હોય તે આત્મજ્ઞાન પામીને નાનજાતના વ્યવહારથી તે તે જાતિસ્થિત કર્મોને કરતો છતો નિર્લેપ રહી શકે છે. શુભાશુભપરિણામથી પુણ્યનો અને પાપનો બંધ છે. આ વિશ્વવર્તિ પદાર્થોમાંથી શુભાશુભત્વ કલ્પના નષ્ટ થયા પશ્ચાત્ પુણ્યપાપનો કાષાયિકબંધ થતો નથી. શુભાશુભપરિણામવિના આત્માની સમતોલતા સરક્ષી કર્મો કરવાથી કર્મનો લેપ લાગતો નથી. આત્મામા જો બાહ્યવસ્તુઓ નિમિત્તે શુભાશુભ પરિણામ ઉત્પન્ન ન થતો હોય તો પશ્ચાત્ કર્મપ્રવૃત્તિમાં બીકણ બનવાથી વ્યાવહારિક ફરજ અર્થાત્ ધર્મનો નાશ થાય છે અને તેથી ભવિષ્યમા ઉત્તમ કર્મયોગીઓ થવાના દ્વારોને બંધ કરવામાં કારણીભૂત બનવુ પડે છે. **શુભાશુભપરિણામવિના બ્રાહ્મણાદિ મનુષ્યોને એકદમ કોઈ કર્મ દોડીને આવી વળગી પડતું નથી અને કોઇ પ્રભુ પણ એવો નથી કે જે શુભાશુભ પરિણામવિના આત્મામાં કર્મ ઘુસાડી દે.** બાહ્યપ્રવૃત્તિરૂપ કર્મ જુદા પ્રકારનું છે અને આત્માને લાગતું જ્ઞાનાવરણીયાદિ કર્મ જુદા પ્રકારનુ છે. શુભાશુભપરિણામવિના ફક્ત ફરજરૂપ ધર્મની અપેક્ષાએ કર્મયોગીઓ બાહ્યકર્મોને કરે છે તેથી તે વર્તમાનદેહે તે તે અંશે મુક્ત છે અને તેથી તેઓ વ્યવહારધર્મથી ભ્રષ્ટ થતા નથી આત્મશક્તિઓનો વિકાસ કરીને તેઓ શુભાશુભ પરિણામરૂપ કર્મથી મુક્ત થઇ જગત્ના કલ્યાણાર્થે ગમે તે પ્રવૃત્તિ કરી શકે છે. તેઓ કોઈ પણ વૃત્તિના અને આચારના ધર્મથી મર્યાદિત થઇ સંકીર્ણ થતા નથી. આત્માનુ યાને બ્રહ્મનું અનંત વર્તુલ છે તેવું તેઓ અવબોધીને અમુક વિચારના અને આચારના સંકીર્ણ વર્તુલમાં એકાન્તે બંધાઈ જતા નથી. તેઓ સર્વ વિચારોમા અને સર્વ આચારોમા સ્વતંત્ર રહીને કર્મયોગીની ફરજને અદા કરે છે. તેઓ ભૂતના વિચારોમા અને આચારોમાં એકાન્તે બંધાઈ જતા નથી. તેમજ વર્તમાનકાલીન વિચારોમાં અને આચારોમાં એકાન્તે સંકીર્ણ જ્ઞાનવર્તુલથી બંધાઇ જતા નથી. તેઓ ભવિષ્યના વિચારોના અને આચારોના સંકીર્ણવર્તુલમાં બંધાઇ જતા નથી તેઓ જ્ઞાનાચાર દર્શનાચાર ચારિત્રાચાર અને તપઆચારના અનન્ત વિચાર તથા આચારના સર્વદેશીય વર્તુલથી સંબંધિત થઇને કર્મયોગની પ્રવૃત્તિને આદરે છે તેમાં તેમને અજ્ઞમનુષ્યો નિંદે તેથી તેઓ કોઈરીતે સંકોચ પામતા નથી. જ્ઞાનીઓના અને અજ્ઞાનીઓના, કર્મયોગીઓના, શુષ્ક યોગીઓના વિચારોમા અને આચારોના વર્તુલોમા સંકીર્ણદૃષ્ટિવર્તુલે અને અનન્તદૃષ્ટિવર્તુલે બૃહદ્ તારતમ્ય અવબોધાય છે. જે આચારો અને વિચારો મર્યાદિત છે તે એકદેશીય હોવાથી તે અનન્તવર્તુલના એક અંશભૂત છે પરંતુ તેમા જ્ઞાન અને આચારના અનન્તવર્તુલનો સમાવેશ થતો નથી.

જ્ઞાનના અનન્તવર્તુલની સાથે આચારનું અનન્તવર્તુલ સમષ્ટિપરત્વે ભાસે છે પરંતુ વ્યક્તિગત વ્યષ્ટિપરત્વે તો તે સંકીર્ણવર્તુલનો દેખાવ આપે છે. બ્રહ્મના અનન્તવર્તુલનો અનુભવ પામ્યા પશ્ચાત્ યોગવાશિષ્ઠાદિ ગ્રન્થોએ પ્રતિપાદિત વૃત્તિયોના શુભાશુભત્વના સંકીર્ણવર્તુલજન્ય આચારોની પ્રવૃત્તિમાં કર્મયોગી ફરજધર્મવિના એકાન્તે બંધાતો નથી. શુભાશુભ પરિણામને શુભાશુભવૃત્તિ કથવામાં આવે છે. અનન્તબ્રહ્મની અગ્રે શુભાશુભવૃત્તિયો તો બુદ્બુદ્ની ઉપમાને પામે છે. શુભાશુભવૃત્તિયોમાથી અહંમમત્વ ટળવાની સાથે અને એવા નિશ્ચયની સાથે અનન્તબ્રહ્મદૃષ્ટિથી કર્મયોગી પ્રવૃત્તિ કરે છે અને બાહ્યથી સર્વ વિચારોનો અને આચારોનો સંબંધ છતાં અન્તરમાં મુક્તત્વનો અનુભવ કરે છે. બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો શૂદ્રો ત્યાગીઓ ગુરૂઓ ધર્માચાર્યો ઉપર્યુક્ત ભાવપ્રમાણે શુભાશુભ પરિણામથી મુક્ત થઈ સ્વાધિકારે સર્વ કર્મને કરે છે પણ તેઓ સંશયી નહિ હોવાથી સ્વાત્માનો નાશ કરી શકતા નથી એવું અવબોધાવીને શ્રીસદ્ગુરુ સ્વશિષ્ય ભક્તને કથે છે કે–હે શિષ્ય ! તું આત્મસ્વરૂપનો સર્વનયોની દૃષ્ટિએ સાક્ષાત્કાર કરીને યથાયોગ યથામતિ શક્તિથી સ્વાધિકાર નિશ્ચિત કર્મમા પ્રવૃત્તિ કર ! ! ! મન વાણી અને કાયનો એવો ધર્મ છે કે ક્ષણે ક્ષણે કોઇ પણ જાતની પ્રવૃત્તિ કર્યાવિના રહેવાનાં નથી. જે શુષ્કજ્ઞાનીઓ મહન્તો સન્તો નિષ્ક્રિય થઈને પડી રહે છે તેઓ પણ મન વાણી અને કાયાની આહારપાનાર્થે કોઇ પણ જાતની કર્મપ્રવૃત્તિ કર્યા વિના રહેતા નથી તો પછી અન્ય શું બાકી કહેવું જોઇએ ? **नैगम–सग्रह-व्यवहार–ऋजुसूत्र–शब्दनय समभिरूढ** અને **एवभूत** એ સાત નયોના સાતસે ભેદો થાય છે બલ્કે અસંખ્ય ભેદો થાય છે. અનન્તજ્ઞાન વર્તુલ અર્થાત્ કેવલજ્ઞાનરૂપ અનન્તવર્તુલની એકેક નય તે એક એક અંશભૂત વર્તુલની દૃષ્ટિ છે. સર્વનયો સ્વસ્વભિન્નદૃષ્ટિયોથી એક વસ્તુ સંબંધી વિચારોને પ્રતિપાદે છે. સર્વનયોથી એક વસ્તુનું સમ્યગ્ પરીક્ષણ થાય છે. સર્વનયોથી આત્મતત્ત્વનો અનુભવ કર્યા વિના એકાન્ત સંકીર્ણ દુરાગ્રહ વર્તુલમા પાત થાય છે અને તેથી અન્યજ્ઞાન દૃષ્ટિયોથી માનેલા ધર્મોનું અજ્ઞાન રહેવાથી રાગદ્વેષના પક્ષપાતમાં પતિત થવાય છે. અતએવ સર્વ નયોની અપેક્ષાએ અનન્તજ્ઞાન દૃષ્ટિયોથી આત્મસ્વરૂપ અવબોધતા સર્વદર્શનોમાથી સત્યસાર ખેંચી શકાય છે અને અનન્તજ્ઞાનવર્તુલમય થઈ જવાય છે સાતે નયો અને તેના સાતસે ભેદોથી આત્માનું ભિન્ન ભિન્ન દૃષ્ટિથી સ્વરૂપ અવબોધાય છે. સર્વનયની દૃષ્ટિયોથી આત્મસ્વરૂપ અવબોધતાં બૌદ્ધ, સાંખ્ય, વેદાન્ત, વૈષ્ણવ, ખ્રીસ્તાદિ એક એક ધર્મના વાડામા પતિત થવાનો સંભવ રહેતો નથી અને ભિન્ન ભિન્ન ધર્મવાળાઓપર રાગ દ્વેષનો પરિણામ થતો નથી. સ્યાદ્વાદદર્શન એ વસ્તુતઃ અનન્ત વર્તુલ છે, તેથી તેના સમ્યગ્જ્ઞાતાઓ સર્વ દર્શનોની સર્વદૃષ્ટિયોથી આત્મસ્વરૂપ અવબોધીને શુભાશુભપરિણામની સંકીર્ણતાનો ત્યાગ કરી અનન્ત બ્રહ્મસ્વરૂપમય બની સ્વાધિકારે કાર્યોને કરે છે, માટે હે શિષ્ય ! ! ! તું ગુરુમુખથી તે બાબતનો નિર્ધાર

કરીને કર્મ પ્રવૃત્તિયોમાં નિઃશંકપણે પ્રવૃત્તિ કર ! ! હેયોપાદેય બુદ્ધિપૂર્વક સ્વોચિત કર્મ રહસ્યને અવબોધીને હે શિષ્ય ! તું સ્વકર્મ સેવ ! ! કર્મના રહસ્યોને ગુરુમુખથી અવબોધવાની જરૂર છે એમ જૈનાગમો અને વેદો સર્વત્ર ઘોષ કરે છે. આત્મજ્ઞાની બ્રહ્મજ્ઞાની ગુરુનામુખથી કર્મનું સ્વરૂપ અવબોધ્યાથી કર્મયોગમા ભૂલ રહેતી નથી. અર્જુને શ્રીકૃષ્ણ–અન્તરાત્માની–પાસેથી કર્મનું રહસ્ય અવબોધીને મહાભારત યુદ્ધમા પ્રવૃત્તિ કરી હતી તેથી તે અન્તે વિજયશ્રીને પામ્યા હતા. ગુરુગમ વિના કદાપિ કર્મનું સત્ય રહસ્ય અવબોધાતું નથી. કર્મનું રહસ્ય અવબોધીને જેઓ કર્મયોગીઓ થએલ છે તેને વ્યાવહારિક કર્મમા સહેજે પ્રવૃત્તિ થાય છે. સ્વબુદ્ધયનુસારે અને યથાશકિતએ કર્મ કરવાની જરૂર છે. સ્વશકિતની હદ બહાર અને સ્વમતિની હદ બહાર કર્મ કરવાથી સ્વપરને લાભ મળી શકતો નથી. અનન્ત બ્રહ્મના અનુભવનારા જ્ઞાની કર્મયોગીઓ વિના વિશ્વમાં કર્મમાં પતિતદશા થાય છે. જે જે જમાનામા અનન્ત જ્ઞાનની હીનતા થાય છે તે તે જમાનામાં પતિત મનુષ્યો થાય છે અને તેઓ કર્મયોગના વાસ્તવિક સ્વરૂપને અવબોધ્યા વિના અલ્પલાભ અને અનન્ત હાનિને પ્રાપ્ત કરી શકે છે અનન્તજ્ઞાની કર્મયોગીઓના અભાવે વિશ્વમાં અવ્યવસ્થિત દશા થઈ જાય છે અને અનન્ત ઉચ્ચ દશાના પ્રગતિ શિખરથી વિશ્વ લોકો ઠેઠ નીચા પડી જાય છે માટે ગુરુમુખપૂર્વક કર્મયોગ જાણીને કર્મમાં પ્રવૃત્તિ કર ! ! !

**અવતરણ**—ગુરુમુખથી કર્મનું સ્વરૂપ અવબોધ્યા વિના ગડરિક પ્રવાહથી જે જડ મનુષ્યો કર્મ કરે છે, તેઓની દશા જણાવવામાં આવે છે.

## શ્લોકઃ

**अविज्ञाय रहस्यानि कर्मादीनां च ये जडाः ।**
**गतानुगतिका लोकाः कर्म कुर्वन्ति दुःखिनः ॥ ११२ ॥**

**શબ્દાર્થઃ**—જે જડ–અજ્ઞ મનુષ્યો કર્માદિકના રહસ્યોને અવબોધ્યા વિના કર્મને કરે છે તે ગતાનુગતિક લોકો દુઃખી થાય છે.

**વિવેચનઃ**—ક્રિયાજડો જે જે ક્રિયાઓ કરે છે તેનુ સ્વરૂપ જાણ્યા વિના રામ રામ વદનાર શુકની પેઠે પરમાર્થને અવગત કરી શકતા નથી જે જે આચારો સેવવામા આવે તથા જે જે વ્યાવહારિક તથા ધાર્મિક ક્રિયાઓ કરવામા આવે તેનું સમ્યક્સ્વરૂપ અવબોધવું જોઇએ જે જે કર્મો કરવામા આવતા હોય તેનું સ્વરૂપ જાણ્યા વિના અંધ

પ્રવૃત્તિ સેવવામાં આવતી હોય તો તેથી સ્વમાં તથા સ્વવંશજાતિસંઘપરંપરામાં ક્રિયાજડત્વની વૃદ્ધિ થાય છે. ज्ञान विना व्यवहारको, कहा बनावत नाच । रत्न कहो सो काचकुं, अंत काच सो काच ॥ જ્ઞાન વિના કર્મની આવશ્યકતા અવબોધાતી નથી. વિજ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ કરીને ઇગ્લાંડ તથા જર્મનીના વિદ્વાનોએ અનેક જાતની શોધો કરી છે કે જેથી તેઓ સુધરેલી દુનિયામા અગ્રગણ્ય ગણાય છે. આપણે જે જે કર્મો કરીએ છીએ તેનું ચારે તરફથી સ્વરૂપ અવબોધવું જોઇએ. ગાડરાંની પેઠે પ્રવૃત્તિ કરવાથી કંઇ આત્મોન્નતિ થઈ શકતી નથી. સંમૂર્છિમની પેઠે પ્રવૃત્તિ કરવાથી આત્મજ્ઞાનનો વિકાસ થતો નથી અને અનેક પ્રકારની તાત્ત્વિક શોધો કરી શકાતી નથી. મહાભારતયુદ્ધમાં શ્રીકૃષ્ણે અર્જુનને સર્વથી મહાન્ ખાસ જ્ઞાનની આવશ્યકતા સમજાવી હતી. ભારતની પડતીમાં અજ્ઞાનપૂર્વક ક્રિયાએ મોટો ભાગ ભજવ્યો છે. જૈનોની પડતીમાં ગતાનુગતિક ગાડરીયા પ્રવાહથી અંધક્રિયાએ મોટો ભાગ ભજવ્યો છે. વેદિયા ઢોરની પેઠે સમજ્યા વિના પ્રવૃત્તિ કરવાથી ઘાચીની ઘાણીના બળદની પેઠે જયાના ત્યા રહેવાય છે. મદનીયાની મહોકાણની પેઠે સમજ્યા વિના ક્રિયા કરવાથી આત્માની હાસી થાય છે. દેવસી રાઇસીના ખમાવવાની પેઠે ક્રિયામાં રહસ્યો અવબોધ્યા વિના ક્રિયા કરવાથી કુફલ પ્રાપ્ત થાય છે. આત્મજ્ઞાનપૂર્વક ધાર્મિક તથા સામાજિક ક્રિયાઓ કરવાથી આત્મોન્નતિના શિખરે આરોહી શકાય છે. આર્યાવર્તના મનુષ્યોએ તથા વિશ્વવર્તિ સર્વ મનુષ્યોએ જે જે કર્મ આદર્યાં હોય વા આદરવાનાં હોય તેનું સમ્યક્ સ્વરૂપ પ્રથમથી જાણવું જોઇએ. દેખાદેખી સાધે યોગ, પડે પિંડ કે વાધે રોગ--દેખાદેખી કરવા જાય, મૂર્ખશિરોમણિ તે કહેવાય-ઇત્યાદિક કિંવદન્તીયોથી પ્રત્યેક મનુષ્યે જ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ. પ્રભુની પ્રાપ્તિ પણ પ્રભુનું પૂર્ણ સ્વરૂપ અવબોધ્યા વિના ફક્ત ક્રિયા કરવા માત્રથી થવાની નથી. ગાડરીઆ પ્રવાહ પ્રમાણે કર્મો કરીને મનુષ્યો દુઃખી થાય છે તેનાં અનેક દૃષ્ટાંતો મોજુદ છે. મનુષ્યોએ કર્મપ્રવૃત્તિનું પૂર્ણ સ્વરૂપ અવબોધ્યા વિના ઘણું ખોયું છે અને જે વર્તમાનમાં હજી અન્ધક્રિયાજડો રહેશે તેઓ ભવિષ્યમા પ્રગતિ કરી શકશે નહીં. જ્ઞાન વિનાની કર્મપ્રવૃત્તિમા અનંત દુઃખ છે તેનો નાશ કરવો હોય તો ગતાનુગતિકતાની ટેવ ટાળી જ્ઞાનપૂર્વક પ્રત્યેક કર્મ કરવાં જોઇએ.

**અવતરણઃ**—કર્મ પ્રવૃત્તિમા રાગ અને વિરાગતાનું કારણ દર્શાવે છે અને આત્મજ્ઞાનપૂર્વક કર્મ કરવાં જોઇએ એવો દૃઢ નિશ્ચય કરાવવામાં આવે છે.

**श्लोकौ**

**सेव्यमानप्रवृत्तौ हि रागादीनां समुद्भवः ।**
**भवत्यज्ञानतस्तूर्णं ज्ञानाद् रागादिसंक्षयः ॥११४॥**

**अत एवात्मबोधस्य महिमा लोक उत्तरः ।**
**आत्मज्ञानेन कर्तव्या क्रिया दुःखविनाशिनी ॥११५॥**

**શબ્દાર્થઃ**—અજ્ઞાનથી સેવ્યમાન કર્મપ્રવૃત્તિમાં રાગાદિનો પૂર્ણ પ્રાદુર્ભાવ થાય છે અને સેવ્યમાન પ્રવૃત્તિમાં જ્ઞાનથી રાગાદિનો ક્ષય થાય છે. અતએવ આત્મજ્ઞાન અર્થાત્ બ્રહ્મજ્ઞાનનો લોકોત્તર મહિમા છે–એવું અવબોધી આત્મજ્ઞાનવડે દુઃખવિનાશિકા ક્રિયા કરવી જોઇએ.

**વિવેચન**—સેવાતી એવી દરેક કર્મપ્રવૃત્તિયોમાં મનુષ્યો વગેરેને રાગાદિનો ઉત્પાદ થાય છે. જ્યાં સુધી અજ્ઞાનાવસ્થા છે ત્યા સુધી કાર્યોની પ્રવૃત્તિયોમાં ક્રોધ–માન–માયા અને લોભાદિ દોષો પ્રકટે છે. ક્રોધ--માન--માયા--લોભ--ઇર્ષ્યાદિ દોષના નાશપૂર્વક જે જે પ્રવૃત્તિયો થાય છે તે શબ્દનયની અપેક્ષાએ કર્મયોગીને સમ્યગ્ પ્રાપ્ત થાય છે. નિર્વિષ સર્પની પ્રવૃત્તિ જેમ અન્યના પ્રાણનાશાર્થે થતી નથી તેમ રાગદ્વેષાદિના ઉત્પાદ વિનાનાં કર્મોથી કદિ બંધાવાનું થતું નથી. રાગદ્વેષરૂપ મનના ઉપર જય મેળવીને આત્માની ફરજની દૃષ્ટિએ કર્મો કરવામાં આવે છે, ત્યારે કર્મપ્રવૃત્તિયોથી બંધાવાનું થતું નથી. રજોગુણ, તમોગુણ અને સત્વગુણથી કર્મના ત્રણ ભેદ પડે છે. રજોગુણી કર્મ, તમોગુણી કર્મ અને સત્વગુણી કર્મ. આત્મજ્ઞાનની પ્રાપ્તિથી ગમે તે અવસ્થામા સત્વગુણપૂર્વક કર્મ કરી શકાય છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિના અને પ્રભુમયજીવન થયા વિના કર્તવ્ય કર્મો કરતા રાગાદિનો ક્ષય થતો નથી. અજ્ઞાનીઓ કદાપિ રાગદ્વેષ રહિત કર્મ કરી શકતા નથી. અજ્ઞાનીઓ જે જે કર્મો કરે છે તેમાં બંધાય છે અને ઉલટું તેઓના કર્મોથી જગત્‌ની અશાન્તિમાં વૃદ્ધિ થાય છે. **આત્મજ્ઞાન વિના અને પ્રભુમય જીવન થયા વિના કોઇ પણ યોગી, મહાત્મા, સાધુ, ત્યાગી, ગુરુ બની શકતો નથી.** પ્રભુમય જીવન થયા વિના જે જે કર્મો કરવામા આવે છે તેમાં રજોગુણ અને તમોગુણની વૃત્તિ પ્રગટયા કરે છે રાજ્યવ્યવસ્થા, સમાજવ્યવસ્થા, વ્યાપાર પ્રવૃત્તિ, કલાવિજ્ઞાનકર્મપ્રવૃત્તિ, વિદ્યાદિ પ્રવૃત્તિ–આદિ અનેક જાતની કર્મપ્રવૃત્તિયોગમા અજ્ઞાનથી રાગદ્વેષનો પ્રાદુર્ભાવ થાય છે અને તે તે પ્રવૃત્તિયોથી દુનિયાને તથા સ્વાત્માને પ્રગતિના વેગે વહાવી શકવામાં સ્વયમેવ વિઘ્નો ઉપસ્થિત થાય છે. અનેક હુન્નરકળાની શોધો કરીને દુનિયામાં વિજ્ઞાનના શિખરે પહોંચી શકાય તથાપિ રાગદ્વેષનો પ્રકટ ભાવ છે ત્યાં સુધી સુખમયજીવન–પ્રભુમયજીવન બની શકવાનું નથી, અને દુનિયાને ખરી શાંતિ મળવાની નથી. દુનિયાના મનુષ્યોમાંથી રજોગુણવૃત્તિ જે જે અંશે ટળે છે તે તે અંશે આત્મસુખશાંતિનો પ્રાદુર્ભાવ થાય છે. આત્માનો અનન્તજ્ઞાન પ્રકાશ વધારીને તેને પ્રભુમયજીવનવાળો બનાવી આખી દુનિયાના કર્મોની પ્રવૃત્તિ કરવામાં આવે તો તેથી અલ્પહાનિએ સ્વને તથા દુનિયાના જીવોને અનન્તગુણ સુખશાન્તિનો લાભ સમર્પી

શકાય છે. શુષ્ક બ્રહ્મજ્ઞાની બનવા માત્રથી કંઇ આત્માને તથા વિશ્વવર્તિ મનુષ્યોને લાભ સમર્પી શકાતો નથી. પરમાત્માનું અને આત્માનું પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ અને પશ્ચાત્ સર્વત્રવ્યાપક પ્રભુમયજીવનની પ્રાપ્તિ કરવી જોઈએ કે જેથી સ્વાર્થાદિ દોષોનો નાશ થાય અને સર્વના શ્રેયમાં આત્માર્પણ કરી શકાય. પ્રભુમયજીવન પ્રાપ્ત કરવાનું મુખ્ય કારણ આત્મજ્ઞાન છે અને સ્વાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથીજ રાગાદિના નાશપૂર્વક કર્મપ્રવૃત્તિ કરી શકાય છે. દુઃખવિનાશક કર્મપ્રવૃત્તિને સેવવી જોઈએ. આત્મજ્ઞાનથી સ્વપરને દુઃખપ્રદ અને સુખપ્રદ કર્મોનું સ્વરૂપ અવબોધી શકાય છે. દુઃખ વિનાશક કર્મોમાં અજ્ઞાની જીવોની સહેજે પ્રવૃત્તિ થાય છે. અજ્ઞાની મનુષ્યો જે જે કર્મો કરે છે તે સુખની બુદ્ધિથી કરે છે છતા રજોગુણની અને તમોગુણની વૃત્તિથી તે તે કર્મો દુઃખોને દેવાવાળાં થાય છે અને આત્મજ્ઞાનીઓ, તે તે કર્મો કરે છે છતાં તે તે કર્મોથી રાગાદિના અભાવે આત્માનન્દમાં મગ્ન રહી શકે છે અને વિશ્વ જીવોનું તે તે કર્મોથી કલ્યાણ કરી શકે છે. દુઃખવિનાશક કર્મોને કરવાને આત્મજ્ઞાની કર્મયોગીઓ સમર્થ થાય છે. વિશ્વનો ઉદ્ધાર કરવાને જ્યારે ત્યારે આત્મજ્ઞાનીઓ સમર્થ થાય છે; માટે જે જે અવસ્થાનાં જે જે કર્મોને આત્મજ્ઞાનીઓ કરે છે તે તે તેમની ફરજ છે એવું માની તેમની આજ્ઞા પ્રમાણે અન્ય મનુષ્યોએ પ્રવર્તવું જોઈએ. આત્મજ્ઞાન, કર્મજ્ઞાન, પ્રભુજ્ઞાન, વિશ્વજ્ઞાન, પ્રભુમયજીવનના જ્ઞાનની પ્રાપ્તિ આદિ સર્વ ગુણોનું કારણ આત્મજ્ઞાન અર્થાત્ બ્રહ્મજ્ઞાન છે. મૂઢ મૂર્ખોના પ્રભુ બનવા કરતાં આત્મજ્ઞાનીઓના દાસ બનીને તેઓની આજ્ઞા પ્રમાણે કર્મ કરવાથી આત્માનો ઉદ્ધાર થાય છે એવી ખાસ શ્રદ્ધા ધારણ કરવી જોઇએ. અનેક ધર્મશાસ્ત્રોનો પરિપૂર્ણ અભ્યાસ કરીને મતમતાંતરરહિત આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. આત્મજ્ઞાનનાં અનન્તવર્તુલમાં સર્વ ધર્મનાં સંકુચિત લઘુ વર્તુલોનો સમાવેશ થાય છે. શ્રીકૃષ્ણે અર્જુનને 'આત્મજ્ઞાન અર્થાત્ બ્રહ્મજ્ઞાન પામીને કર્મો કરવાં જોઈએ' એવો ઉપદેશ આપ્યો હતો. શ્રીબુદ્ધે પણ આત્મજ્ઞાનપૂર્વક કર્મપ્રવૃત્તિયો કરવી જોઇએ એવો વિશ્વવર્તિમનુષ્યોને ઉપદેશ આપ્યો હતો. શ્રી સર્વજ્ઞ વીર પ્રભુએ આત્મજ્ઞાનપૂર્વક કર્મો કરવાથી રાગદ્વેષના નાશપૂર્વક વીતરાગતા-પરમાત્મતા પ્રાપ્ત થાય છે એવો ઉપદેશ આપ્યો હતો. પરંતુ પાછળથી અજ્ઞાનના જમાનામાં કર્મોનાં રહસ્યોનું જ્ઞાન ન મળવાથી કર્મયોગની તથા જ્ઞાન યોગની અવ્યવસ્થા થઈ ગઈ. હવે અજ્ઞાનનાં બાઝેલા પડો દૂર કરીને કર્મયોગનું વાસ્તવિક રહસ્ય અવબોધીને તે કર્મો કરવાં જોઇએ. સર્વત્રવિશ્વવ્યાપક અને વિશ્વવ્યાપક સર્વ જીવોનું કલ્યાણ કરનાર જ્ઞાનપૂર્વક કર્મયોગ છે. અતએવ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરીને પૂર્ણયોગી બની મનુષ્યોએ સ્વાધિકારે કર્મો કરવાં જોઇએ અને તેમા થતા અપ્રશસ્ત રાગાદિ દોષોને દૂર કરવા જોઇએ.

**અવતરણઃ**—કર્મપ્રવૃત્તિ વિના જ્ઞાની પ્રાપ્તવ્યદશાને પ્રાપ્ત કરી શકતો નથી તે દર્શાવે છે.

श्लोकः

**प्रवृत्तिमन्तरा ज्ञानी प्राप्नोति नैव वाञ्छितम् ।**
**क्रियाविहीनं सज्ज्ञानं शुष्कं तद्विरतिं विना ॥ ११६ ॥**

**શબ્દાર્થ:**—કર્મપ્રવૃત્તિવિના જ્ઞાની વાઞ્છિત પ્રાપ્તવ્ય ફલને પ્રાપ્ત કરી શકતો નથી. વિરતિરહિત અને કર્મ પ્રવૃત્તિવિહીન સદ્જ્ઞાન છે તે શુષ્ક જાણવું.

**વિવેચન.**—ગમે તેવો જ્ઞાની હોય પણ તે કર્મવિના વાઞ્છિત ઇષ્ટ કાર્યને સિદ્ધ કરી શકતો નથી. જ્ઞાનીએ કર્મ પ્રવૃત્તિનો ઉદ્યમ કરવો જોઇએ પરંતુ તેણે નિષ્ક્રિયની પેઠે બેસી ન રહેવું જોઇએ. જ્ઞાની કાર્ય કરીને વાઞ્છિતફલને પ્રાપ્ત કરી શકે છે. આત્મજ્ઞાની કોઇ બન્યો એટલે તેને કંઇ એકદમ સર્વ પ્રકારની વાઞ્છાઓનો--ઇચ્છાઓનો નાશ થતો નથી. જ્ઞાનીને જેમ જેમ આત્માનો ઉચ્ચ અધિકાર પ્રાપ્ત થાય છે અને નામ રૂપમાંથી સુખની સર્વથા બુદ્ધિ ટળી જાય છે ત્યારે તેને કોઈ જાતનું વાઞ્છિત રહેતું નથી. જેમ જેમ આત્મજ્ઞાન-પૂર્વક વિરતિનો અધિકાર વધતો જાય છે ત્યારે પરોપદેશ વિના સ્વયમેવ વાઞ્છિત ઇચ્છાઓનો નાશ થતો જાય છે. આત્મજ્ઞાની થવાની સાથે કર્મપ્રવૃત્તિયોનો અંત આવતો નથી. આત્મ-જ્ઞાની ત્યાગી થાય તોપણ ત્યાગીના અધિકાર પ્રમાણે તે કર્મો કર્યાવિના રહી શકતો નથી. કર્મપ્રવૃત્તિ કર્યાવિના કોઇ રહી શકતું નથી. કોઈ સ્વાધિકારે કર્મપ્રવૃત્તિ ન કરે તેટલા માત્રથી તે અક્રિય થઈ શકતો નથી. ભગવદ્ગીતામા કથ્યું છે કે—**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते । न च संन्यसनादेव, सिद्धिं समधिगच्छति ॥ नहि कश्चित् क्षणमपि, जातु तिष्ठत्यकर्मकृत्, कार्यते ह्यवशः कर्म, सर्वप्रकृतिजैर्गुणैः ॥** સકલ કાર્યો હસ્તમા ન લેવાથી તેના અનારંભથી મનુષ્ય કર્મથી છૂટો થતો નથી. સર્વ કર્મનો એકદમ ત્યાગ કરવાથી અર્થાત્ સર્વ કાર્યો છોડી દેવાથી સંન્યાસની સિદ્ધિ મળતી નથી. મન વચન અને કાયાથી કાર્યપ્રવૃત્તિ કર્યાવિના કોઇ પણ રહી શકતો નથી, કારણ કે પ્રકૃતિથી ઉત્પન્ન થએલ ગુણો-વડે તે અવશ્ય કાર્યમા પ્રવૃત્ત કરાય છે. **नियतं कुरु कर्म त्वं. कर्मज्यायो ह्यकर्मणः। शरीरयात्रापि च ते, न प्रसिद्ध्येदकर्मण ॥** કર્મ નહિ કરવુ તેના કરતા કર્મ કરવું તે સારું છે માટે હમેશ તું કર્મ કર કર્મ કર્યાવિના શરીરયાત્રા સિદ્ધ થવાની નથી. શરીર મન અને વાણીની પ્રાપ્તિ તેને કર્તવ્યકાર્યમા પ્રવૃત્તિ કરીને આત્માની વિશાલ શક્તિયોની વ્યાપકતા કરવા માટે છે અને દુનિયાને તેનો લાભ અર્પવા માટે છે. **तस्मादसक्तः सततं, कार्यं कर्म समाचर । असक्तो ह्याचरन् कर्म, परमाप्नोति पूरुषः ॥ कर्मणैव हि संसिद्धि-मास्थिता जनकादय. । लोकसंग्रहमेवापि, संपश्यन् कर्तुमर्हसि ॥** માટે કાંઇપણ મમતા આસક્તિ રાખ્યા વિના કર્તવ્યકર્મ કર્યા કર. નિરાસક્ત મનુષ્ય કર્મ કરતો છતો પરંપદ-

મોક્ષને પામે છે. જનકરાજા વગેરે કર્મ કરીનેજ ઉચ્ચગતિને પામ્યા છે માટે લોકોના કલ્યાણાર્થે તારે કર્મ કરવાની જરૂર છે. નિષ્કામ-નિઃસ્પૃહ-જીવન્મુક્ત થએલ જ્ઞાની-યોગી લોકોનાં કલ્યાણાર્થે કોઇ પણ જાતની ઇચ્છા વિના કર્મપ્રવૃત્તિ સેવે છે. જો તે લોકોના કલ્યાણાર્થે કર્મ ન કરે તો પરોપકારાદિ વ્યવહારધર્મનો નાશ થઈ જાય અને તેથી ધર્મનો નાશ થાય અતએવ મહાત્યાગી યોગીઓ પણ લોકકલ્યાણાર્થે કર્મ કરે છે. સંપૂર્ણ રાગદ્વેષ ટળ્યા બાદ અને કેવલજ્ઞાન પામી કૃતકૃત્ય થયા બાદ શ્રીમહાવીર પ્રભુએ લોકકલ્યાણાર્થે ત્રીશ વર્ષ સુધી ઉપદેશાદિ કર્મો કર્યાં હતા. ચોવીશ તીર્થંકરોએ કેવલજ્ઞાન પામ્યા પશ્ચાત્ દુનિયાના ઉદ્ધારાર્થે તીર્થસ્થાપના, ઉપદેશપ્રવૃત્તિ વગેરે અનેક શુભ કર્મોને આચર્યાં હતાં તો અન્ય મનુષ્યોનું તો શું કહેવું ? તીર્થંકરોને કેવલજ્ઞાન પ્રગટયા પશ્ચાત્ કંઈ પણ પ્રાપ્તવ્ય રહેતું નથી તોપણ તેઓ કર્મ કરે છે, તેને દેખીને અન્ય મનુષ્યો પણ તેઓનું અનુકરણ કરે છે. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः। स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ એ ન્યાયને અનુસરી મહાયોગીઓ દુનિયાના ઉદ્ધારાર્થે કર્મો કરે છે. અજ્ઞાનીઓ કર્મ કરે છે તો જ્ઞાનીઓએ તો મમતા રાખ્યા વિના વિશેષ પ્રકારે કર્મ કરવાં જોઇએ. सक्ताः कर्मण्यविद्वांसो, यथा कुर्वन्ति भारत, कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ હે ભારત ! કર્મમાં મમતા-ઈચ્છા રાખીને અજ્ઞાનીઓ કર્મ કરે છે તેથી લોકોનું સારૂં ઇચ્છીને મમતા વિના જ્ઞાનીઓએ કર્મ કરવાં જોઇએ. જઘન્ય અને મધ્યમ કોટિની જ્ઞાનિની દશામા ફલેચ્છા-વાઞ્છા વગેરે પ્રકટે છે તે મૂળ શ્લોકમા જણાવ્યું છે. પશ્ચાત્ ઉત્તમજ્ઞાન દશાયોગે નિષ્કામ સ્વરૂપજથી કર્મો કરાય છે. કહ્યુ છે કે ભગવદ્ગીતા-બીજો અધ્યાય- कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन, मा कर्मफलहेतुर्भू-र्मा ते संगोऽस्त्वकर्मणि-તારે કર્મ કરવામા અધિકાર છે પણ તેનું શું ફલ આવશે તેમા નથી. કર્મફલ હેતુ તું ન થા. તું કર્મમાં અસગ ન થા ! ! ! અર્થાત્ તું કર્મોને કર પણ ફલની આશાવિના કર્મો કર કે જેથી કર્મ કરતો છતો પણ નિષ્ક્રિય જ છે. રાગદ્વેષનો જે જે અંશે નાશ થાય છે તે તે અંશે વિરાગતા-વિરતિ પ્રાપ્ત થાય છે. રાગદ્વેષની પરિણતિના નાશથી આત્મામાં અત્યંત શાતિ સ્થિરતા પ્રગટે છે અને રજોગુણ તમોગુણવૃત્તિના પ્રલયની સાથે સત્વગુણ-વૃત્તિનો વિકાસ થતો જાય છે, ક્રિયાહીન અને અવિરતિ સહિત જ્ઞાનને શુષ્કજ્ઞાન કથવામાં આવે છે તેનું કારણ એ છે કે-તે જ્ઞાનથી આત્માની સંપૂર્ણ શકિતયોનો પ્રકાશ થતો નથી અને કર્મવિના જ્ઞાનની પરિપકવ સ્થિરતા થતી નથી. વિરતિ વિનાનું જ્ઞાન વંધ્ય છે. બાહ્ય પ્રવૃત્તિના ત્યાગ માત્રથી વિરતિ થતી નથી પરંતુ મનમાં પ્રગટતી અનેક વાસનાઓનો લય થવાથી વિરામ થયો એમ કથાય છે. કામ્યવાસનાનો વિરામ--લય થવો એજ વિરતિની સાથે બાહ્યકર્તવ્યકર્મપ્રવૃત્તિ સાથે જ્ઞાન હોય છે તો એ જ્ઞાનથી આત્માનો અને વિશ્વજીવોનો ઉદ્ધાર થાય છે. સત્પ્રવૃત્તિ યુક્ત જ્ઞાનની જેટલી સ્તુતિ કરીએ તેટલી

ન્યૂન છે માટે આત્મજ્ઞાનીએ વ્યાવહારિક ધાર્મિક કર્મપ્રવૃત્તિયોને નિષ્કામ ભાવથી સેવવી જોઈએ અને તેવી દશા ન થાય તો પ્રશસ્યયોગે પ્રેમથી તેવા કર્મોને સેવવા જોઇએ. કેરી પાકતાં તે સ્વયમેવ બીંટડાના પાકની સાથે ડાળી પરથી પૃથ્વી પર પડે છે; તદ્વત્ જ્ઞાનની પરિપક્વતા થતા સ્વયમેવ સર્વ કામનાઓ અને ફલેચ્છાઓ રહિત નિષ્કામ ભાવે ફરજરૂપ ધર્મથી કર્તવ્યકર્મોને સેવી શકાય છે-એમ સર્વત્ર સર્વ કર્તવ્યકાર્યોમાં જ્ઞાનીઓએ એ પ્રમાણે ઉપદેશ જાણવો.

**અવતરણઃ**—અપાત્ર મનુષ્યને આત્મજ્ઞાન છે તે હિતકારક થતું નથી પણ ધર્મ-કર્મના સંબંધે તે હિતકર થાય છે એમ જણાવવામાં આવે છે.

**શ્લોકઃ**

**अपात्रश्रोतृषु स्वात्म ज्ञानं स्वात्महिताय न ।**
**धर्मक्रियानुषङ्गेण ब्रह्मज्ञानं हिताय तत् ॥ ११७ ॥**

**શબ્દાર્થઃ**—અપાત્ર શ્રોતાઓને વિષે સ્વાત્મહિતાર્થે આત્મજ્ઞાન થતું નથી. ધર્મ-ક્રિયાનુષંગે બ્રહ્મજ્ઞાન હિત માટે થાય છે.

**વિવેચન.**—આત્મજ્ઞાન છે તે સર્વ જ્ઞાનોમાં શ્રેષ્ઠ છે પરંતુ તે અપાત્ર શ્રોતાઓને આત્મજ્ઞાન હિતકારક થતું નથી. તેનાં અનેક કારણો છે.

ધર્મકર્મની પ્રવૃત્તિદ્વારા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. સદ્ગુરુ સેવા ભક્તિ, અન્ય ધર્મકાર્યપ્રવૃત્તિ વડે બ્રહ્મજ્ઞાનનો બોધ હિતાર્થે થાય છે. કર્મ કરતા કરતાં ગુરુસેવાથી જે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે બ્રહ્મજ્ઞાનથી કદાપિ પતિત થવાનું નથી. પાત્ર યોગ્ય મનુષ્યને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ અને તેની પ્રાપ્તિ ખરેખર હિતાર્થ થાય છે. **જે પ્રેમી અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે**-તેની પેઠે પૂર્વ ભવના સંસ્કારી આત્માઓને આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યાથી તેઓની ઉચ્ચદશા થાય છે. અન્યથા તે સંશયમા પડી જાય છે વા શુષ્ક-નાસ્તિક બની જાય છે. યોગ્યતા વિના આપેલું પચતું નથી. સેવાદિ કર્મોની પરિપક્વતા થયા વિના આત્મજ્ઞાનની મહત્તાનો ખ્યાલ ખરેખર શિષ્યોને આવતો નથી અને તેવો ખ્યાલ આવ્યાવિના ગુરુઓની મહત્તા અવબોધાતી નથી તથા આત્મજ્ઞાનની સ્થિરતા પણ થતી નથી. અપાત્ર શ્રોતાને આત્મજ્ઞાનનો ઉપદેશ અસર કરતો નથી અથવા તેની બુદ્ધિમા તેથી ભેદ ઉત્પન્ન થાય છે અને તેથી પરિણામે તેના આત્માનો નાશ થાય છે. ભગવદ્ગીતામા કહ્યું છે કે न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् કર્મસંગી એવા અજ્ઞાનીઓની બુદ્ધિમાં

ભેદ ન કરવો જોઇએ (સુજ્ઞોએ). અજ્ઞાનીઓને યોગ્યતાવિના એકદમ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવી નથી અને જો તેઓ સંશયી બની જાય છે તો સંશયાત્મા વિનશ્યતિના ભાવને પામી નષ્ટ થઇ જાય છે. અતએવ જ્ઞાનીઓએ, અજ્ઞાનીઓને પ્રથમ તો ધર્માનુષ્ઠાનોમાં પ્રવૃત્તિવાળા કરવા અને પશ્ચાત્ ધીરે ધીરે તેમની યોગ્યતા જેમ જેમ ખીલતી જાય તેમ તેમ તેઓને આત્મજ્ઞાનના માર્ગ પ્રતિ દોરવા અને છેવટે આત્મજ્ઞાન સમર્પવું. અત્ર શંકા થશે કે, પ્રથમ તો એમ કથવામા આવ્યું છે કે આત્મજ્ઞાનપૂર્વક સર્વ કર્મો કરવાં અને અત્ર તો એમ કથવામાં આવે છે કે અપાત્ર શ્રોતાને આત્મજ્ઞાન હિતકર નથી, ધર્મક્રિયાના સંબંધે જેને આત્મજ્ઞાન હિતકર થાય છે ત્યારે તેમાં સત્ય શું ? તેનું સમાધાન કરવામા આવે છે કે-પૂર્વ ભવના સંસ્કારથી કેટલાક જીવો તો પ્રથમથી પાત્રભૂત બન્યા હોય છે તેઓને અલ્પ સેવાએ આત્મજ્ઞાન અર્પવું જોઇએ વા તેઓને પ્રથમ આત્મજ્ઞાન કરાવીને પશ્ચાત્ કર્મોની પ્રવૃત્તિનું રહસ્ય અવબોધાવી કર્મમાં પ્રવર્તાવવા જોઇએ. પરંતુ જે જીવો આત્મજ્ઞાનને અપાત્ર હોય તેમજ કર્મોનાં રહસ્યો અવબોધવાને અનધિકારી હોય, તથા પૂર્વભવના સંસ્કારી ન હોય તેઓને સેવા ભકિત ઉપાસના આદિ ધાર્મિક અનુષ્ઠાનોમાં યોજીને પાત્રભૂત કરી પશ્ચાત્ આત્મજ્ઞાન અર્પવું, અને તે પછી કર્મયોગનાં રહસ્યોનો બોધ આપવો કે જેથી તે રજસ્ તમોગુણ નાશપૂર્વક આત્મજ્ઞાન પામીને સ્વાધિકારે કર્મ સેવી શકે અને જ્ઞાન ક્રિયા એ બેથી ભ્રષ્ટ ન થઇ શકે-ઇત્યાદિ આશયોને હૃદયમાં રાખીને ઉપર પ્રમાણે શ્લોકને પ્રકટ કર્યો છે.

**અવતરણઃ**—ધર્મકર્મોદ્વારા આત્માની શુદ્ધતા કરીને કર્મયોગી બનેલા મહાત્માઓ કેવી દશા પામીને કેવી રીતે પ્રવૃત્તિ કરે છે તે જણાવે છે.

**શ્લોકાઃ**

सर्वमात्मस्वरूपेण पश्यन्स्थावरजङ्गमम् ।
परमानन्दमाप्नोति ध्यानयोगप्रभावतः ॥ ११८ ॥
परब्रह्मणि लीनानां कर्तव्यं नावशिष्यते ।
प्रारब्धकर्मणस्तेषां बाह्य कर्तव्यता मता ॥ ११९ ॥
कर्तव्यं परमं विश्वे ब्रह्मानन्दसमर्पणम् ।
तच्च शुद्धोपयोगेन क्रियते योगिभिः शुभम् ॥ १२० ॥

**શબ્દાર્થઃ**—મહાત્મા જ્ઞાની કર્મયોગી સ્થાવર જંગમ ( પદાર્થોને ) આત્મસ્વરૂપભાવનાએ આત્મસ્વરૂપ દેખતો છતો ધ્યાનયોગના પ્રભાવથી પરમાનન્દને પામે છે. પરમબ્રહ્મલીન મહાત્માઓને

સ્વાત્મોન્નતિ માટે કંઈ કર્તવ્ય બાકી રહેલું નથી તોપણ તેઓને બાહ્ય કર્મકર્તવ્યતા છે તે પ્રારબ્ધકર્મથી છે એમ અવબોધવું. આત્માને બ્રહ્માનન્દનું સમર્પણ કરવું એ જ આ વિશ્વમાં પરમ કર્તવ્ય છે અને તે શુભ કર્તવ્ય આત્મશુદ્ધોપયોગવડે યોગીઓથી કરાય છે.

**વિવેચન**—પાત્ર મનુષ્યો યોગ્યતાવડે બ્રહ્મજ્ઞાનીની પ્રાપ્તિ કરીને જ્ઞાનની તથા વિરતિની પરિપકવદશાએ મહાત્માઓ બની શકે છે અને તેઓ આત્મજ્ઞાન પામીને ધ્યાન કરી શકે છે. જેટલા પ્રમાણમા આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે તેટલા પ્રમાણમાં આત્મધ્યાન કરી શકાય છે. જ્ઞાનયોગ પશ્ચાત્ ધ્યાનયોગની પ્રાપ્તિ થાય છે અને ધ્યાનયોગ પશ્ચાત્ કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરી શકાય છે અને તેથી સિદ્ધબુદ્ધ થવાય છે સર્વ વિશ્વને આત્મ-સ્વરૂપે દેખવાની ભાવના પ્રથમ તો પ્રકટાવવી. સર્વ આત્માઓ–જીવો પોતાના સમાન છે એટલે તે આત્મસમાન આત્મરૂપ છે સ્થાવર ત્રસજીવો આત્મસ્વરૂપ છે. જડવસ્તુઓમા સ્થાપનાનિક્ષેપની અપેક્ષાએ સર્વમા આત્મભાવના ભાવવી સર્વત્ર જડવસ્તુઓમાં આત્મ-ભાવના ભાવવાથી અને તેઓમાં આત્માને ત્રાટક ધારણા કરીને દેખવાના ધ્યાનયોગથી આત્મારૂપ પરમપ્રભુની જ્ઞાનશક્તિમા અનન્તગુણ વિકાસ થાય છે અને તેથી જ પ્રભુમય જીવનની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મરૂપ પરમાત્મા સર્વત્ર વિલસી રહ્યો છે, તેના વિના અન્ય કશું કંઇ બ્રહ્મરૂપ નથી એમ શાંકરમતાનુયાયીઓ માને છે રામાનુજાચાર્યીઓ સર્વત્ર સર્વ જડચેતન વસ્તુઓમાં અન્તર્યામી પરમાત્મા વ્યાપી રહ્યો છે એમ માને છે, શુદ્ધાદ્વૈતવાદીઓ બ્રહ્મના આવિર્ભાવ અને તિરોભાવરૂપ સર્વ વિશ્વને માને છે, કબીરમતાનુયાયીઓ સર્વત્ર બ્રહ્મને માને છે. મુસલમાનો સર્વત્ર ખુદા–પ્રભુનુ અસ્તિત્વ સ્વીકારે છે. જૈનો સર્વત્ર ચતુર્દશ રાજલોકમાં જીવો તે જ સત્તાએ પરમાત્માઓ છે તેમ સમષ્ટિરૂપ પ્રભુનું અસ્તિત્વ સ્વીકારે છે બૌદ્ધો સર્વત્ર ચૈતન્ય સ્વરૂપની વ્યાપકતા સ્વીકારે છે એમ અપેક્ષાએ અવલોકતા સર્વત્ર આત્મપ્રભુને દેખવાનો પ્રથમ પ્રેમ પ્રકટાવવો જોઇએ. પ્રભુપ્રેમ, આત્મપ્રેમ, બ્રહ્મપ્રેમ પ્રકટયાવિના કોઇ પણ મનુષ્ય સર્વત્ર પ્રભુની ભાવનામય દૃષ્ટિથી પ્રભુનું સ્વરૂપ અવલોકવા સમર્થ થતો નથી અતએવ પ્રથમ સર્વ યોગ્ય મનુષ્યોએ આત્મા ઉપર શુદ્ધ પ્રેમ પ્રકટાવવો જોઇએ કે જેથી સર્વત્ર ભટકતી મનોવૃત્તિને આત્મસ્વરૂપમાં લીન કરી શકાય. પરમવિશુદ્ધ પ્રેમની સાથે આત્મામાં ધ્યાનની સ્થિરતા થાય છે. પ્રબલ બ્રહ્મદૃષ્ટિની અપેક્ષાએ અવલોકતાં પ્રેમને બ્રહ્મસ્વરૂપ માનવામા આવે છે પશ્ચાત્ બ્રહ્મની વિશુદ્ધિ થતા સ્વયમેવ પ્રભુમયજીવન થઇ શકે છે અને તેથી પરમાનન્દની પ્રાપ્તિ થાય છે. સર્વત્ર સ્થાવરજંગમ જીવ-સમષ્ટિમા આત્મસ્વરૂપની પ્રબલ ભાવનાથી આત્માને અવલોક્યા વિના અર્થાત્ બ્રહ્મ-સાક્ષાત્કાર કર્યા વિના કોઇ પ્રભુમય જીવન અર્થાત્ બ્રહ્મજીવનને પ્રાપ્ત કરી શકતો નથી. સર્વત્ર સ્થાવરજંગમમાં આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની દૃષ્ટિથી રજોગુણ અને તમોગુણનો

નાશ થાય છે અને સત્ત્વગુણના પ્રકાશથી હૃદયની શુદ્ધિ થવાની સાથે વ્યાપક જીવનની પ્રાપ્તિ થાય છે. સર્વત્ર સ્થાવરજંગમમાં આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવાથી સંકુચિત અહંમમત્વ વૃત્તિયોના નાશ સાથે સત્યત્યાગી મહાત્માની અવસ્થા પ્રાપ્ત થાય છે. જૈનશાસ્ત્રોના મત પ્રમાણે દેહવ્યાપક આત્મા છે. તત્ત્વની દૃષ્ટિએ એમ છે છતાં આત્માની શુદ્ધિ તથા તેની પ્રભુમયજીવનદશા કરવા માટે સર્વત્ર પ્રેમથી આત્મભાવનાથી સ્વઆત્મસ્વરૂપનો ધારણાબળે સાક્ષાત્કાર કરવા માટે પ્રયત્ન કરવામા કોઇ જાતનો વિરોધ નથી, ઉલટું તેથી જૈનદૃષ્ટિએ અનન્તગુણ લાભ સિદ્ધ થઇ શકે છે. કેવલાદ્વૈતદૃષ્ટિએ તેવી વ્યાપકભાવનામાં કોઇ જાતનો વિરોધ આવતો નથી અને પ્રભુમયજીવનની વ્યાપકતામાં વૃદ્ધિ કરી શકાય છે. શુદ્ધાદ્વૈતદૃષ્ટિએ પણ સર્વત્ર બ્રહ્મરૂપ પ્રભુને અવલોકવાથી પરમાનન્દની પ્રાપ્તિ કરી શકાય છે. વિશિષ્ટાદ્વૈતમા સાપેક્ષ દૃષ્ટિએ સર્વત્ર અન્તર્યામી બ્રહ્મરૂપ આત્માને અવલોકવાથી રાગાદિ વૃત્તિયોની ક્ષીણતાની સાથે આત્માની અનન્ત શક્તિઓ ખીલે છે અને પશ્ચાત્ આત્મા અને પરમાત્માના અનન્ત ગુણો એ બેના વિશિષ્ટત્વ વિના અન્ય કોઈ વિશિષ્ટત્વ અનુભવાતું નથી. મુસલમાન ધર્મની દૃષ્ટિએ સર્વત્ર ખુદાના નૂરમાં આત્માને લીન કરવાથી સર્વત્ર ખુદાનું તેજ દેખવાના બળે સર્વત્ર સર્વ વિશ્વજીવોની અહિંસાભાવવૃત્તિ સાથે આત્મપ્રેમભાવ પ્રગટી શકે છે. ગોપીઓએ કૃષ્ણના પ્રેમબળે મટુકીઓમા કૃષ્ણને દીઠા હતા અને તેથી તેઓ મહી લ્યોને બદલે કૃષ્ણ લ્યો-કોઇ કૃષ્ણ લ્યો એવા ગાણા ગાતી હતી અને તેથી તેઓ કૃષ્ણના હૃદયમા પ્રવેશતી હતી. ધ્યાનના અધિકારવાળા જૈનાગમોમા ચૌદ રાજલોકમાં ઓંકારને વ્યાપક કરીને તેનુ ધ્યાન કરવાનુ લખ્યુ છે તો સર્વત્ર સ્થાવરજંગમમા આત્મસ્વરૂપને દેખાડતી ધ્યાનભાવના ભાવવી એમા તો કોણ વિરોધ લઈ શકે ? સર્વત્ર સ્થાવરજંગમમાં આત્મસ્વરૂપને દેખનારા મનુષ્યો સાત્વિક યોગીઓ બની શકે છે અને તેઓ જ સત્યકર્મયોગીઓ બનીને વિશ્વની ઉન્નતિમા અને દુનિયાના મનુષ્યોને સત્ય શાંતિ આપવાના કાર્યો કરી શકે છે. આત્મજ્ઞાનને પ્રાપ્ત કરી પશ્ચાત્ આત્મધ્યાન કરવુ જોઇએ. આત્મધ્યાનથી આત્માનો આત્માના આવિર્ભાવરૂપ ગુણોની સાથે યોગ જોડાણ સંબંધ થાય છે તેને યોગ કહેવામા આવે છે. આત્મા પોતાના પરમાત્મસ્વરૂપને પ્રકાશીને તેમા જોડાય અને તેવડે પરમાનન્દને પામે તેને યોગ કહેવામા આવે છે. દુનિયાદારીમાં योगः कर्मसु कौशलम् કર્મો કરવામાં, જે કુશલતા પ્રાપ્ત કરવી તેને યોગ કથવામા આવે છે. સર્વત્ર સ્થાવર જંગમમા આત્મસ્વરૂપને દેખ્યા પશ્ચાત્ બાહ્ય કર્તવ્યોમાં વાસ્તવિક કુશલતા પ્રાપ્ત થાય છે કે જેથી દુનિયાના જીવોને સત્યકર્મના માર્ગે દોરી શકાય છે અને તેઓને અલ્પહાનિએ અલ્પદોષે મહાલાભ સમર્પી શકાય છે. ધ્યાનયોગથી સ્થિર પ્રજ્ઞાની પ્રાપ્તિ થાય છે અને તેથી મન વશમાં આવે છે તથા કામક્રોધાદિ કષાયોનો ક્ષય થાય છે. પટ-વસ્ત્રનો વિસ્તાર કરીને સૂકવવામાં આવે છે તો તે જલ્દી સુકાઈ જાય છે તદ્વત્ સર્વત્ર સ્થાવર જંગમમાં આત્મ-

ધ્યાનભાવનાના પ્રેમબળે આત્માને દેખતાં રાગ દ્વેષાદિ આર્દ્રતાને તુરત સુકવી નાખવામાં આવે છે અને અનન્ત બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાં આવે છે. જ્યાં દેખું ત્યાં તુંહિ-પ્રાણપતિ વીન પ્રેમ કિશ્યોરી એવી પૂર્ણ દૃઢ પ્રેમ ભાવનાનું બળ વધે છે ત્યારે આત્માની પ્રભુમય જીવનતા પ્રાપ્ત થાય છે. પ્રભુમય જીવન કરવાનો પરમમાર્ગ એ છે કે-સર્વત્ર સર્વ-સ્થાવર જંગમમાં આત્માને દેખીને આત્મરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો. આત્માનો સાક્ષાત્કાર કર્યાથી પરમાનન્દની પ્રાપ્તિ થાય છે, ધ્યાન યોગના ઉત્તમ પગથીઆપર પગ મૂક્યાથી આત્માનો આત્મામાં સાક્ષાત્કાર થાય છે. આત્માનો સાક્ષાત્કાર કરવા માટે યોગના ગ્રન્થોને વાંચી ગુરુગમપૂર્વક આત્મધ્યાન ધરવું, **યોગદીપકમાં, આત્મપ્રકાશમાં, સમાધિશતકમાં અને પરમાત્મજ્યોતિમાં** આત્માનો સાક્ષાત્કાર કરવા માટે ધ્યાનનાં ગુપ્ત રહસ્યોને જણાવ્યા છે તે ગુરુગમથી અવબોધાય છે. ધ્યાનયોગના પ્રભાવે આત્માને સર્વત્ર જે દેખે છે તે પરમાનન્દને પામે છે પશ્ચાત્ તે જીવન્મુક્ત બને છે. પશ્ચાત્ તે જે કંઈ કરે છે તે પ્રારબ્ધયોગે ફરજદૃષ્ટિથી કરે છે. સર્વત્ર આત્મદર્શન કરનાર મહાત્મામા આનન્દનું ઘેન વહ્યા કરે છે તેવા ધ્યાની મહાત્માઓને અવબોધવવા માટે જેટલા બાહ્ય લક્ષણો કથવામા આવે તે એકદેશીય હોવાથી તેનાથી મહાત્માની પરીક્ષા થઇ શકે નહીં. આત્માને સર્વત્ર દેખીને તેનો અનુભવ કર્યાથી વ્યાપકજ્ઞાની કર્મયોગીની દશા પ્રાપ્ત કરી શકાય છે. તેથી તેવા કર્મયોગીને પશ્ચાત્ કોઈ જાતનુ બંધન થતું નથી. ધ્યાનયોગના પ્રભાવથી પરમાનંદની પ્રાપ્તિપૂર્વક જેઓ પરબ્રહ્મમા લીન થએલા છે તેઓને કંઈ પણ કરવાનું બાકી રહેતું નથી. પરબ્રહ્મમા લીન થઇ પરબ્રહ્મ થયા પશ્ચાત્ કંઈ પણ કર્તવ્ય કરવાનું રહેતું નથી-એવો ધ્યાનીઓને ધ્યાનકાલમા સાક્ષાત્ અનુભવ આવે છે. આત્માના લાખો કરોડો અને અસંખ્ય લક્ષણો બાંધવામા આવે તોપણ આત્મા અર્થાત્ બ્રહ્મસ્વરૂપનો પરિપૂર્ણ પાર પામી શકાય નહિ. અતએવ *अनन्तब्रह्म* ઇત્યાદિવડે આત્માનું સ્વરૂપ પ્રતિપાદ્યું છે. આત્માથી બ્રહ્મ ન્યારૂં છે તેથી મનથી અનેક તર્કોવિતર્કો કરવામા આવે તોપણ મનથી ભિન્ન એવા અનન્તબ્રહ્મનો પાર પામી શકાય નહિ જગત્મા અનન્ત આત્માઓ-રૂપ અનન્ત બ્રહ્મ છે અને તેના અનન્ત અનન્તગુણો છે તેનો સર્વજ્ઞ પણ વાણીથી પૂર્ણ પાર પામી શકતા નથી. **અનન્તબ્રહ્મની લાખો કરોડો વ્યાખ્યાઓની સિદ્ધિ કરવામાં આવે ત્હોયે અનન્ત બ્રહ્મનું લેશ સ્વરૂપ અનુભવી શકાય છે વા કથી શકાય છે એમ કથાય છે.** વેદો-ઉપનિષદો અને જૈનાગમો *नेति नेति अवक्तव्य* શબ્દથી આત્મસ્વરૂપના અનંત પારને પામી શકાય નહિ એમ પ્રબોધે છે. સાગરમા લૂણની પૂતળી ડુબે છે અને સાગરરૂપ બની જાય છે તેમ પરમબ્રહ્મ અર્થાત્ રાગદ્વેષાદિની પેલીપાર રહેલ આત્મસ્વરૂપમા લીન થએલ યોગીઓ સાધુઓ મહાત્માઓ પરબ્રહ્મનું વર્ણન કરવા સમર્થ થતા નથી. પરમબ્રહ્મમા લીન થવુ એ જ મનુષ્યનુ પરમકર્તવ્ય છે તે પૂર્ણ થતાં સર્વ

કામનાઓનો અંત આવે છે, તેનો યોગીઓ અનુભવ કરી શકે છે. તોપણ તેઓને બાહ્યકર્મની કર્તવ્યતા છે તે પ્રારબ્ધથી છે એમ અવબોધવું. પ્રારબ્ધથી તીર્થંકરો બાહ્યકર્તવ્યતાને કરે છે તે પ્રારબ્ધ ભોગવીને ક્ષપાવવા માટે છે. મહાત્માઓ સાધુઓ યોગીઓ સન્તો જીવન્મુક્ત થઈને પ્રારબ્ધકર્મયોગે અર્થાત્ અઘાતીકર્મના ઉદયે બાકીની અવશેષ બાહ્યકર્તવ્યતાને કરે છે. પરમબ્રહ્મલીન થવાથી શરીરાદિકની ઉપયોગિતા અને તેની પોષણતા તથા પરોપકારતા વગેરે બાહ્યકર્તવ્યતાનો નાશ થતો નથી. **પરમબ્રહ્મમાં લીન થએલ મનુષ્યોને શરીરવાણી વગેરેનાં બાહ્ય કર્મો જેમ ઘટે તેમ કરવાં પડે છે પણ પરમબ્રહ્મમાં લીન થએલ સર્વ મહાત્માઓનાં બાહ્યકર્મો અને બાહ્યચેષ્ટા એક સરખી હોતી નથી.** તેમા બાળજીવોને પરસ્પર વિરોધ દેખાય તેથી કંઇ તેઓની મહાત્મદશામા ન્યૂનતા થતી નથી. પરમબ્રહ્મમાં લીન થએલ સર્વ મહાત્માઓની બાહ્યકર્મપ્રવૃત્તિયો એક સરખી હોય એવો સર્વ દેશકાલને અનુસરી નિયમ બાંધી શકાય નહિ અને એમ ત્રણ કાલમાં બની શકે નહિ. પરમબ્રહ્મમા લીન થએલ કર્મયોગીઓ જ્ઞાનયોગીઓ પ્રારબ્ધને અનુસરી બાહ્યકર્તવ્યતા કરતા છતા પુન સંસારમાં દુઃખને પામતા નથી. કારણ કે દુઃખનો સર્વથા નાશ થયા પશ્ચાત્ પરમાનન્દ પ્રગટે છે તેમા શાતા અને અશાતાના પ્રારબ્ધભોગથી વિક્ષેપ આવતો નથી. પરમબ્રહ્મલીન મનુષ્યોનું પરમકર્તવ્ય એ છે કે સર્વ જીવોને પરમ બ્રહ્મનું સમર્પણ કરવું. પોતાના આત્માને પરમબ્રહ્મનું સમર્પણ જે કરતો નથી તેમજ જે આત્માનું પરમ બ્રહ્મને સમર્પણ કરતો નથી તે અન્યોને પરમાનન્દનું સમર્પણ કરવા શક્તિમાન્ થતો નથી. સર્વ જીવોને બ્રહ્માનન્દનું સમર્પણ કરવુ એ જ વિશ્વની પરમસેવા છે, એ જ પરમદાન છે અને એ જ પરમ પરોપકાર છે. એજ પરમ સ્વધર્મ છે. એ જ પરમભાવદયા છે. અને એ જ પરમભક્તિ છે. આત્મામાં શુદ્ધોપયોગ પ્રકટે છે ત્યારે પોતાના બ્રહ્માનન્દનું પોતાને તથા વિશ્વજીવોને સમર્પણ થાય છે. શુદ્ધોપયોગથી સ્વપરને બ્રહ્માનન્દની પ્રાપ્તિ થાય છે. જ્યા શુદ્ધોપયોગ છે ત્યાં સદા આત્માનંદ છે. શુદ્ધોપયોગ છે તે જ આત્માનો સાક્ષાત્કાર છે, અશુભોપયોગ અને શુભોપયોગ એ બે ઉપયોગથી ભિન્ન શુદ્ધોપયોગ છે. આત્માના શુદ્ધ વાસ્તવિકસ્વરૂપના ઉપયોગને શુદ્ધોપયોગ કથવામા આવે છે. પુણ્ય સંબંધી ઉપયોગને શુભોપયોગ કથવામા આવે છે અને પાપ સંબંધી ઉપયોગને અશુભોપયોગ કથવામાં આવે છે. સમ્યક્ત્વની પ્રાપ્તિ પશ્ચાત્ શુદ્ધોપયોગનો આવિર્ભાવ થાય છે. આત્માના શુદ્ધગુણોને આત્મસ્વરૂપે દેખવા અને તેના ઉપયોગી બનવું એ જ શુદ્ધોપયોગ છે. શુદ્ધોપયોગ એ જ મોક્ષ છે. જ્ઞાનાવરણીયાદિ સકલ કર્મનો ક્ષય કરનાર શુદ્ધોપયોગ છે. આત્માને આત્મારૂપે અનુભવીને તેના ઉપયોગના તાનમા રહી અન્યજીવોને ઉપદેશરૂપ કર્મદ્વારા બ્રહ્માનન્દનું સમર્પણ કરી શકાય છે. જે મહાત્માઓ જીવતાં છતાં બ્રહ્માનન્દમય બન્યા નથી તેઓ અન્યોને બ્રહ્માનન્દનુ સમર્પણ

કરવાને કોઇ રીતે સમર્થ થતા નથી. શુદ્ધોપયોગથી મનુષ્યો જીવતાં બ્રહ્માન્દમયસ્વયમેવ બને છે અને અન્યોને બ્રહ્માનન્દનું અર્પણુ કરી શકે છે. પ્રભુમયજીવન અને બ્રહ્માનન્દ એ બે સાથે રહે છે અને શુદ્ધોપયોગ પણુ સાથે રહે છે. જ્ઞાનયોગીઓ કર્મયોગની સર્વ પ્રવૃત્તિયો કરતા છતા, પ્રારબ્ધયોગે બાહ્યજીવનવડે જીવતા છતા દુનિયાના મનુષ્યોને આત્માનંદ અર્પે છે તેથી તેઓનું જીવન ખરેખર સર્વ જીવોના શ્રેય માટે બને છે દરેક મનુષ્ય પોતાના જીવનને પ્રભુમયજીવન બનાવવા ધારે તો બનાવી શકે છે. મનુષ્યે જીંદગીમાં પ્રભુમયજીવન બનાવી અન્યોને તથા સ્વાત્માને બ્રહ્માનન્દનું સમર્પણુ કરવાનો અનુભવ મેળવવો જોઇએ. શુદ્ધોપયોગથી પ્રભુમયજીવન બને છે એમાં કોઇ જાતની શંકા નથી. ઉપચરિતજીવન અને અનુપચરિતજીવનનું સ્વરૂપ અવબોધવું જોઇએ આત્માના શુદ્ધોપયોગે જીવવું એ અનુપચરિત સદ્‌ભૂતજીવન છે અને તેજ જીવનમા પ્રભુમયજીવનનો સમાવેશ થાય છે. ઉપર ઉપરનાં ગુણસ્થાનકની ભૂમિ પર આરોહવાથી પ્રભુમયજીવનના અનન્તવિકાસો પ્રગટે છે, અને શુદ્ધોપયોગથી મહાત્માઓ નિર્લેપ કર્મો કરીને વિશ્વનો ઉદ્ધાર કરી ધર્મની ગ્લાનિનો પરિહાર કરે છે. અતએવ ગુરુચરણુની ઉપાસના કરીને શુદ્ધોપયોગની પ્રાપ્તિ કરવી જોઇએ. શુદ્ધોપયોગથી શુભ પરિણુામ પછી શુદ્ધપરિણુામની પ્રાપ્તિ થાય છે. શરીર મન વાણી નામ રૂપ આદિ સર્વમાથી રાગદ્વેષના પરિણુામ કળવા અને આત્માના શુદ્ધ ધર્મમા પરિણુમવું તેને શુદ્ધપરિણુામ કથવામા આવે છે–તેની શુદ્ધોપયોગથી પ્રાપ્તિ થાય છે. અશુભ પરિણુામથી શુભપરિણુામમાં જવું અને શુભપરિણુામથી શુદ્ધપરિણુામમા જવું એ રૂપ શુદ્ધચારિત્રકાર્યનો હેતુ શુદ્ધોપયોગ છે. મહાત્માઓ સાધુઓ યોગીઓ ભક્તો–સન્તો આત્માના શુદ્ધોપયોગપૂર્વક બ્રહ્મનું સમર્પણુ કરવા કર્મને સ્વાધિકારે કરે છે અને દુનિયાનો ઉદ્ધાર કરે છે તેથી તેઓની સેવા પૂજા ભક્તિ કરીને ગૃહસ્થમનુષ્યોએ બ્રહ્માનન્દની પ્રાપ્તિ કરવી. જેઓ પામે છે તેઓ અન્યને પમાડે છે. સાધુઓ મુનિવરો શુદ્ધોપયોગથી બ્રહ્માનન્દના સમર્પણુરૂપ કર્મપ્રવૃત્તિયોને કરી પ્રારબ્ધજીવનની સફલતા કરે છે.

**અવતરણુઃ**—મનુષ્યજીવનમા સ્વકર્તવ્યતાને અવબોધાવે છે.

**श्लोकाः**

कर्तव्यं परमं ख्यातं रागद्वेषक्षयादिकम् ।
धर्मिभिः क्रियते तत्तु धर्मध्यानादिसाधनैः ॥१२१॥
आत्मापरात्मता रूपः शुद्धनिश्चयतः स्वयम् ।
रत्नत्रयीप्रकाशार्थं कर्तव्यं तन्मयादिकम् ॥१२२॥

प्राप्तयोग्यप्रवृत्तिस्तु भवाय नैव जायते ।
अध्यात्मज्ञानिनः सम्यग् व्याख्यानादिककर्मणः ॥१२३॥
उत्सर्गकापवादाभ्यां प्रवृत्तिर्धर्मकर्मणाम् ।
साधूनां च गृहस्थानां द्रव्यक्षेत्रादितः सदा ॥१२४॥

**શબ્દાર્થઃ—**રાગદ્વેષાદિ ક્ષયરૂપ જે પ્રસિદ્ધ પરમકર્તવ્ય છે તે ધર્મધ્યાનાદિ સાધનોવડે ધર્મી મનુષ્યોથી કરાય છે. શુદ્ધ નિશ્ચયતઃ આત્મા તે જ પરમાત્મારૂપ છે. આત્માની રત્નત્રયીના પ્રકાશાર્થે પરમ બ્રહ્મમય થવું ઇત્યાદિ કર્તવ્યકર્મ છે. વ્યાખ્યાનાદિક કર્મવાળા અધ્યાત્મજ્ઞાની સાધુને પ્રાપ્તયોગ્ય પ્રવૃત્તિ છે તે સંસારબંધન માટે થતી નથી. સાધુઓને અને ગૃહસ્થોને દ્રવ્યક્ષેત્રકાલભાવથી ઉત્સર્ગ અને અપવાદ માર્ગે ધર્મકર્મોની પ્રવૃત્તિ છે.

**વિવેચનઃ—**ધર્મધ્યાન અને શુકલધ્યાનવડે રાગદ્વેષનો ક્ષય કરવો એ જ પરમ કર્તવ્ય ખરેખર ધર્મી મનુષ્યોવડે સેવાય છે. રાગદ્વેષના ક્ષયથી આત્મામાં સર્વજ્ઞતા ઉદ્ભવે છે. રાગદ્વેષના ક્ષયથી આત્માની અનન્ત શક્તિયો પ્રગટે છે. રાગદ્વેષના ક્ષયથી પરમ સમભાવ પ્રગટે છે. રાગદ્વેષના ક્ષયવિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી. મોટા મોટા ઋષિયો રાગદ્વેષના ક્ષયાર્થ એકાન્ત ગુફામા ધ્યાન ધરે છે. રજોગુણ અને તમોગુણ રાગદ્વેષમય છે. સંસારનું મૂળ રાગદ્વેષ છે. રાગદ્વેષના યોગે અનેક અવતારો ગ્રહવા પડે છે. ધર્મધ્યાનથી અને શુકલધ્યાનથી આત્માની શુદ્ધતા પ્રકટે છે. ધર્મધ્યાનાદિથી આત્માનો શુદ્ધોપયોગ પ્રકટે છે. રાગદ્વેષના ક્ષયની સાથે આત્મધર્મસામ્રાજ્ય પ્રગટે છે અને તેથી આત્મા તે પરમાત્મતારૂપ થાય છે. આત્મા તે જ પરમાત્મારૂપ છે. શુદ્ધ નિશ્ચયથી સ્વયં આત્મા તે જ પરમાત્મા છે. તેમા જ્ઞાનદર્શનચારિત્રરૂપ રત્નત્રયી છે. આત્મામા અનંતજ્ઞાન અનંતદર્શન અને અનંતચારિત્ર છે. રાગદ્વેષના આવરણ ટળવાથી રત્નત્રયીનો પ્રકાશ થાય છે. રત્નત્રયીના પ્રકાશાર્થે પરમબ્રહ્મરૂપ પરમાત્મામા તન્મય થઇ જવું એ જ પરમકર્તવ્ય છે. રત્નત્રયી પ્રકાશાર્થે જે જે કર્મયોગ સાધવામાં આવે છે તે અવબોધવો. આત્મામાં તન્મય થવાથી આત્માની જ્ઞાનાદિ શક્તિયોનો પ્રકાશ થાય છે. શુદ્ધનિશ્ચયદૃષ્ટિથી આત્મા તેજ પરમાત્મા છે એવું મહાયોગીઓના અનુભવમા આવે છે. આત્માની અનંત જ્ઞાનાદિશક્તિયોના પ્રકાશ કરવા માટે તન્મય–લયતા આદિ જે જે કરવું તે પરમકર્તવ્ય છે. નામરૂપમાં નામરૂપની અહંવૃત્તિના સ્થાને તેમા આત્મદર્શન થાય અને નામરૂપની અહંવૃત્તિ ટળે તથા અનંતજ્ઞાનાદિ શક્તિયો ખીલે ત્યારે આત્માની તન્મયતા થાય છે ત્યારે આત્માની શકિતયોનો વિકાસ થાય છે. આત્માને આત્મારૂપ દેખવો અને રાગદ્વેષની પરિણતિવિના આત્મધર્મકર્મની કર્તવ્યતા સાધવી એ જ પરમકર્તવ્ય છે. આવી આત્મજ્ઞાનદશાથી તન્મયતા અને તેનો

શુદ્ધોપયોગ થવાની સાથે બાહ્યપ્રપંચોમાથી અહંમમત્વ ટળે છે. અધ્યાત્મજ્ઞાનીને વ્યાખ્યાનાદિ કર્મપ્રવૃત્તિ છે તે સંસારબંધન માટે થતી નથી. અધ્યાત્મજ્ઞાની પ્રાપ્ત બાહ્યપ્રવૃત્તિયોમાં નિર્લેપ રહે છે સાધુઓને અને ગૃહસ્થોને દ્રવ્યક્ષેત્રકાલભાવથી ઉત્સર્ગઅપવાદપૂર્વક ધર્મકર્મપ્રવૃત્તિ થાય છે. ઉત્સર્ગથી અને અપવાદથી ધર્મકર્મપ્રવૃત્તિયો સેવવી પડે છે. કોઇ વખતે ઉત્સર્ગથી ધર્મકર્મ પ્રવૃત્તિ સેવાય છે તો કોઇ કાલે કોઇ ક્ષેત્રે અપવાદથી ધર્મકર્મપ્રવૃત્તિ સેવાય છે. દ્રવ્યક્ષેત્રકાલભાવે ઉત્સર્ગમાર્ગે અને અપવાદમાર્ગે ધર્મ-કર્મપ્રવૃત્તિયોને સાધુઓ અને ગૃહસ્થો સેવે છે. કોઇ કાલે કોઈ ક્ષેત્રે ઉત્સર્ગની મુખ્યતા હોય છે અને અપવાદની ગૌણતા હોય છે કોઇ કાલે કોઇ ક્ષેત્રે કોઇ ભાવે અપવાદની મુખ્યતા હોય છે અને ઉત્સર્ગની ગૌણતા હોય છે. બાહ્યવ્યાવહારિક અને ધાર્મિક કર્મ-પ્રવૃત્તિયોને ઉત્સર્ગથી અને અપવાદથી ક્ષેત્રકાલાનુસારે સેવાય છે. ગૃહસ્થોએ અને ત્યાગી મહાત્માઓએ આત્મરૂપ બ્રહ્મમા લીન થઈને પંચમઆરાની ( કલિયુગ )ની વર્તમાનદશા અવલોકીને આપત્તિકાલ ક્ષેત્રાદિકનું સ્વરૂપ અવબોધી વ્યાવહારિક કર્મોને તથા ધર્મકાર્યોને કરવા જોઇએ. આપત્તિકાલમા સર્વ જાતની વિપરીત પ્રવૃત્તિ કરીને પણ જીવને જીવવું પડે છે. હાલમા ભારતવાસીઓને ધાર્મિક બાબતમા આપત્તિકાલ જેવું છે. જૈન કોમને તો હાલમા આપત્તિકાલને અનુસરી જૈન કોમની અસ્તિતા રાખવા આપદ્ધર્મ સેવવાની આવશ્યકતા શીર્ષ પર આવી પડી છે. જૈનકોમના સાધુઓએ અને ગૃહસ્થોએ ઉત્સર્ગમાર્ગનું પુન જીવન પ્રાપ્ત કરવા માટે અપવાદમાર્ગથી આપદ્ધર્મના નિયમોને અનુ-સરી વ્યાવહારિક ધાર્મિક જીવનપ્રવૃત્તિ સેવવી જોઈએ. આપત્તિકાલમા ઉત્સર્ગના કર્મ કરવાથી વિશેષ પતિત દશા પ્રાપ્ત થાય છે અને કોમનો ઉદ્ધાર થઇ શકતો નથી. સાધુઓને આપદ્ધર્મ સેવવાની આવશ્યક ફરજ આવી પડી છે **ચોથા આરામાં રચાયલાં સાધ્વાચાર સંબંધી ઉત્સર્ગ માર્ગનાં સૂત્રોવડે તેઓ વર્તમાનમાં અન્ય કોમોના સાધુઓની પેઠે અસ્તિત્વ સંરક્ષી શકશે નહિ. વર્તમાનમાં અપવાદમાર્ગથી આપદ્ધર્મકર્મ પ્રવૃત્તિયોની મુખ્યતાથી પ્રવર્તીને તેઓ દુનિયામાં જીવી શકશે એમ સ્થિર-પ્રજ્ઞાથી કથવામાં આવે છે.** ઘણા એકાન્તિક રૌઢિક આચારોમા બોજાથી દબાયલી કોમનો ઉદ્ધાર કરવા માટે વિશાલ વિચારોની અને સ્વતંત્ર આચારોની યૌગિકશૈલીએ જરૂર છે. જે દેશના જે કાલના લોકપર ઘણા કાયદા પડે છે તે દેશનો તે કાલનો મનુષ્યસમાજ દાસત્વકોટિપર આવીને ઉભો રહે છે. જે કોમમા આપત્તિકાલ સમયે આપતધર્મકર્મોને સેવાતાં નથી તે કોમનુ દુનિયામા અસ્તિત્વ રહેતું નથી અને તેથી તે કોમના ગુરુઓ અને ધર્મનું અસ્તિત્વ પણ રહેતું નથી. દરેક બાબતમા પોતાને એકાન્તે દાસ જ માની બેઠેલી કોમનો ઉદ્ધાર કરવા માટે શ્રીવીરપ્રભુએ જાહેર કર્યું છે કે આત્મા છે તે પરમાત્મા છે. આત્માની અનંતશક્તિયો ખીલ્યાથી આત્મા તે જ પરમાત્મા બને છે આત્માની અનંત-

શકિતયો ખીલવવી તે પોતાના હાથમાં છે. પરને કરગરીને પરાશ્રયી બનવાથી કોઇ પોતાનો ઉદ્ધાર કરી શકતું નથી. અતએવ સ્વાશ્રયી આત્મવીર્ય સ્ફોરવી આત્મશકિતયોને ઉત્સર્ગ અને અપવાદમાર્ગથી પ્રગટાવવી જોઇએ. પ્રભુના સેવક બની પરાશ્રયી બની હાથ જોડી બેસી રહેવા માત્રથી સ્વાત્માનો ઉદ્ધાર થતો નથી. દ્રવ્યક્ષેત્રકાલભાવને અનુસરી ઉત્સર્ગકાલે ઉત્સર્ગમાર્ગને અને અપવાદ વખતે અપવાદને અનુસરી આત્મશક્તિયો ખીલવવી જોઇએ. આત્મામાંજ આત્મશક્તિયો છે અને તેઓને પ્રાપ્ત કરવાને મન વાણી અને કાયાની સામગ્રીની પ્રાપ્તિ થઇ છે. દ્રવ્યક્ષેત્રકાલથી સાધુઓએ અને ગૃહસ્થોએ ધર્મપ્રવૃત્તિ કરવી જોઇએ અને વ્યાવહારિક પ્રગતિમા તથા ધાર્મિક પ્રગતિમાં સદા અગ્રગામી રહેવું જોઇએ. સ્વધર્મનો સ્વકોમનો ઉદ્ધાર પોતાના હાથે જ થવાનો છે. અન્યોનું દેખાદેખી અનુકરણ-કરવાથી કદિ સ્વાત્મોદ્ધાર તથા સમાજસંઘોદ્ધાર થવાનો નથી. સ્વાશ્રયથી આત્માનું બળ ખીલે છે અને પરાશ્રયથી દાસત્વદશા પ્રાપ્ત થાય છે; માટે કદાપિ આત્માનો ઉદ્ધાર કરવા પાછા પડવું નહિ. સ્વધર્મરક્ષણ, સ્વધર્મકર્મપ્રવૃત્તિ, સ્વકોમરક્ષા, સંઘવૃદ્ધિ, કોમસેવા ઇત્યાદિ કાર્યો કરવામા સર્વ પ્રવૃત્તિયોમા સ્વાશ્રયી બનવું અને વર્તમાન જમાનામાં સર્વ યોગ્ય શક્તિયોને પ્રકટ કરવી અને ધર્મકર્મ પ્રવૃત્તિમાં ઉપયોગ રાખવો.

**અવતરણઃ**—જે જે ભિન્ન ભિન્ન કર્મોથી આત્મોન્નતિ થાય તે તે કર્મોને દ્રવ્યાદિક યોગે ઉત્સર્ગ અપવાદથી સ્વાધિકારે આદરવાને પ્રબોધે છે.

**श्लोकौ**

**भिन्नभिन्नक्रियायोगै-र्यैरात्मोन्नतिर्भवेत् ।**
**कर्तव्यास्ते क्रियायोगाः प्रशस्या द्रव्यभावतः ॥१२५॥**
**मुक्तिरसंख्ययोगैः स्यात् सर्वज्ञेन प्रभाषितम् ।**
**साम्ययुक्तेन चित्तेन कर्तव्याः स्वीयशक्तितः ॥१२६॥**

**શબ્દાર્થઃ**—જે જે ભિન્નક્રિયા અર્થાત્ કર્મયોગોવડે આત્મોન્નતિ થાય તે તે પ્રશસ્ય કર્મો દ્રવ્યભાવથી કરવા જોઇએ. અસંખ્ય યોગથી મુક્તિ છે-એમ શ્રી વીર પ્રભુએ કથ્યું છે માટે અસંખ્ય યોગોમા પરસ્પર વિરુદ્ધતા ન ધારતાં સામ્યયુકત ચિત્તવડે સ્વીયશકિતથી જે જે કર્મો કરવા યોગ્ય હોય તે કરવા.

**વિવેચનઃ**—સેવા, ભક્તિ, ઉપાસના, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીશસ્થાનક આરાધના, નવપદ આરાધના, સાધુભક્તિ, સાધ્વી ભક્તિ, સંઘભક્તિ, ધર્મકર્મપ્રવૃત્તિ, તીર્થંકર-

ભક્તિ, સિદ્ધભક્તિ, શ્રાવકભક્તિ, આચાર્યભક્તિ, ઉપાધ્યાયભક્તિ, આત્મધ્યાન, પરમાત્મપૂજા, પંચપરમેષ્ઠિપૂજા, સંઘયાત્રા, ગુરુયાત્રા, તીર્થયાત્રા, આગમોની ભક્તિ. આગમાધ્યયન, નિગમાધ્યયન, ગુરુવૈયાવૃત્ય, ગુરુકુલવાસપ્રવૃત્તિ, દયાકર્મપ્રવૃત્તિ, સત્યપ્રવૃત્તિ, અસ્તેયપ્રવૃત્તિ. બ્રહ્મચર્યસેવા, પરિગ્રહત્યાગભાવ, સુપાત્રદાન, ક્ષમા, શાન્તિ, ધૈર્ય, સમભાવ, શૌચ, આર્જવ, માર્દવ, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, ભક્તસેવા, પરોપકાર, પુસ્તકલેખન, સિદ્ધાંતલેખન, વ્યાખ્યાનપ્રવૃત્તિ, ધર્મસ્થાપનપ્રવૃત્તિ, નાસ્તિકમતનિરાકરણપ્રવૃત્તિ, સર્વત્ર શુદ્ધપ્રેમભાવદૃષ્ટિ, નૈતિક પ્રવૃત્તિ-વ્યવહારધર્મપ્રવૃત્તિ, નિશ્ચયધર્મપ્રવૃત્તિ, નિવૃત્તિમય પ્રવૃત્તિ. દેશવિરતિ–આરાધના, સર્વવિરતિધર્મ–આરાધના, અપ્રમત્તધર્મઆરાધના, ધર્મધ્યાનપ્રવૃત્તિ, મૈત્રી આદિ ચાર ભાવના ભાવવાની પ્રવૃત્તિ, બાર ભાવના ભાવવાનીપ્રવૃત્તિ, ષડાવશ્યકધર્મપ્રવૃત્તિ, પ્રતિલેખનાપ્રવૃત્તિ, ગચ્છગણસેવાપ્રવૃત્તિ, દેવગુરુદર્શનપ્રવૃત્તિ આદિ અનેક ક્રિયાયોગ છે દર્શનયોગ અનેક છે. જ્ઞાનયોગો અનેક છે. ધ્યાનપ્રવૃત્તિ પણ યોગરૂપ છે. મન વચન અને કાયાથી જેટલી જાતની પ્રવૃત્તિ થાય છે તે સર્વ પ્રવૃત્તિયોને ક્રિયાયોગો કથવામા આવે છે. આત્મામા શુદ્ધરમણતા કરવી એ પણ યોગ છે. આત્માની શક્તિયોને યોગ કથવામા આવે છે. યોગ એટલે સામર્થ્ય–પ્રવૃત્તિ અવબોધવી. અસંખ્ય યોગો વડે આત્માની પરમ બ્રહ્મદશા પ્રાપ્ત થાય છે. અસંખ્ય યોગોની પ્રવૃત્તિયો એક સરખી નહિ હોવાથી અસંખ્ય યોગો કથવામાં આવ્યા છે. મનુષ્યોવડે પરસ્પર ભિન્ન સેવાતા યોગોમાં વૈમનસ્ય–દ્વેષભાવ ન ધારણ કરવો જોઇએ. સકલ વિશ્વમાં સકલ મનુષ્યોના ધાર્મિક વિચારોમાં અને આચારોમાં કંઇ કંઇ ભેદ તો રહે છે જ, પરંતુ સર્વનું ધ્યેય મુક્તિ પ્રાપ્ત કરવામાં છે તેથી તેઓને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થતા મુક્તિ પ્રાપ્ત થવાની છે–જેથી તેઓ સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થતા મુક્તિ પ્રાપ્ત કરવામાં અધિકારી થવાના. સર્વ મનુષ્યો એક સરખી ધર્મપ્રવૃત્તિ કરે એવો નિયમ નથી છતાં સાપેક્ષપણે જે જે યોગોએ જે જે મનુષ્યો ધર્મકર્મ કરે છે તે સર્વે વિશ્વ મનુષ્યો શ્રી મહાવીર પ્રભુના સેવકો છે. આત્મોન્નતિકારક જે જે યોગો અધુના વિશ્વમાં સર્વત્ર સર્વ મનુષ્યોમાં વિદ્યમાન છે તે શ્રી મહાવીર પ્રભુએ જણાવેલ છે તેથી મહાવીરપ્રભુની સર્વજ્ઞતા અને તેમની ધર્મવ્યાપકતાનો સહેજે ખ્યાલ આવી શકે છે. શ્રી મહાવીરપ્રભુએ કોઇ ધર્મક્રિયાયોગનું ખંડન કર્યું નથી તેમણે તો સાંકળના અંકોડાઓની પેઠે સર્વકર્મયોગોને પરસ્પર સાપેક્ષભાવથી સંયુજિત કર્યા છે. વિશ્વમાં પાપકર્મનો નાશ થાય અને વિશ્વવર્તિ જીવોને સત્ય સુખશાંતિ મળે એ હેતુથી ધર્મક્રિયાઓને દર્શાવી છે. સર્વ યોગોમા જ્ઞાનદર્શનચારિત્રની મુખ્યતા છે. સર્વ યોગોનો મુખ્ય એ ઉદ્દેશ છે કે આત્માની અનંતજ્ઞાનાદિ શક્તિયોનો પરિપૂર્ણ વિકાસ કરીને આત્માને મુક્ત કરવો આત્માનું અનન્તસુખ સ્વયં આત્મા ભોગવે અને વિશ્વવર્તિ સર્વ જીવો આત્મસુખને

પ્રાપ્ત કરીને દુઃખની પેલી પાર જાય એ જ અસંખ્ય યોગોનું કર્તવ્યકાર્ય છે. અતએવ અસંખ્ય યોગોની સેવના કરવાની જરૂર છે. જે પૂરા જ્ઞાનીઓ છે તેઓ કોઇ યોગનું ખંડન કરતા નથી. પ્રત્યેક મનુષ્ય પોતાના અધિકાર પ્રમાણે સ્વરુચિથી કર્મમાં પ્રવૃત્તિ કરે છે, અનેક અન્યાધિકાર થતાં પૂર્વ કર્મને મૂકી અન્ય કર્મપ્રવૃત્તિને સેવે છે. વિષ્ઠાના જીવડાને તેના અધિકાર વિના સ્વર્ગની વાડીમા મૂકવામાં આવે તો ત્યાં તેને રૂચશે નહિ અને તેને વિષ્ઠામા રમવું રૂચશે. આ ઉપરથી અવબોધવાનું એટલું મળે છે કે-કોઇ જીવ સ્વાધિકારે સ્વરુચિના અનુસારે કોઈ ધર્મ કરતો હોય અને ત્યા તેને રસ પડતો હોય તો એકદમ તેને તેની ધર્મકર્મપ્રવૃત્તિથી ભ્રષ્ટ કરીને અન્ય ધર્મપ્રવૃત્તિનો ઉપદેશ દેવો નહિ-તેમ તેવી પ્રેરણા પણ કરવી નહિ. સ્વાધિકારે જે કર્મ જેને રૂચે છે તેમાં તે પ્રવૃત્તિ કરે છે અને પશ્ચાત્ અધિકાર બદલાતાં તેમાં તેને રુચિ પડતી નથી; અને તેનું હૃદય ખરેખર અન્ય ધર્મકર્મપ્રવૃત્તિમા પડે છે. સાપેક્ષદૃષ્ટિએ અસંખ્ય યોગોની આરાધનાથી મુક્તિ થાય છે. અસંખ્ય યોગો પૈકી ગમે તે યોગકર્મપ્રવૃત્તિથી મુક્તિ થાય છે એવો જેને બોધ થાય છે તેનામા પક્ષપાત કદાગ્રહ વિષમભાવ રહેતો નથી; તેને અસંખ્યયોગો અને અસંખ્ય યોગોની ધર્મકર્મપ્રવૃત્તિ કરનારાઓ ઉપર સમભાવ પ્રગટે છે અને તે સમભાવવાળા ચિત્તથી સ્વાધિકાર યોગ્ય ધર્મકર્મ કરીને મુક્ત બને છે. આ વિશ્વમાં અસંખ્ય યોગોથી મુક્તિ માનનારા જૈનોમાં, ધર્મના નિમિત્તોમા પરસ્પર વૈમનસ્યભાવે પડ્યા પડે અને આત્મવીર્યનો દુરુપયોગ કદાપિ થાય એવું-અસંખ્ય યોગથી મુક્તિનો નિશ્ચય થતાં બને જ નહિ અને જૈનોની વિશાલતા વ્યાપકત્વ વધે એમા કોઇ જાતની શંકા રહેતી નથી. અસંખ્ય યોગ પૈકી ગમે તે યોગની સ્વાધિકારે પ્રવૃત્તિ કરો પરંતુ ધર્મના નિમિત્તભેદે લડો નહિ અને કુસંપ કરો નહિ. મૂલસાધ્ય તત્ત્વની ગમે તે યોગે પ્રાપ્તિ થતી હોય તો પશ્ચાત્ મતસહિષ્ણુતા રાખીને સામ્યચિત્તની સ્વયોગ્ય ધર્મકર્મમા પ્રવૃત્તિ કરવાની જરૂર છે. અસંખ્ય યોગના મહાવર્તુલમા સર્વ ધર્મનો સમાવેશ થાય છે. એ દૃષ્ટિએ મહાવીર પ્રભુ પ્રતિપાદિત જૈનધર્મનો પ્રચાર કરવામા આવે છે. વિશ્વવર્તિ સર્વ જીવોને આત્મોન્નતિમાં આગળ વધવાના અનેક માર્ગો હસ્તમાં આવી શકે. વેષ આચાર અને વિચારની ભેદતાએ પરસ્પર લડી મરવું ન જોઇએ. વેષ આચાર અને વિચારોનો અસંખ્ય યોગોમાં સમાવેશ કરીને વેષાદિને મુક્તિના હેતુભૂત માની વિશાલ દૃષ્ટિધારી સ્વયોગ્ય કર્મપ્રવૃત્તિને સમતાભાવે સેવવી કે જેથી આત્મોન્નતિની પૂર્ણ પ્રાપ્તિ થાય. લાખો કરોડો ગાયો, જુદા જુદા રંગની અને ભિન્ન ચેષ્ટાવાળી હોય પરંતુ સર્વના સ્તનમાંથી દુગ્ધરસ નીકળતો હોય તો પશ્ચાત્ બહિરૂના ભેદની શી આવશ્યકતા છે ? તેમ અસંખ્ય યોગોથી કરોડો અબ્જો મનુષ્યોને ભિન્ન ભિન્ન વિચાર ક્રિયાપ્રવૃત્તિએ પણ આત્મોન્નતિ થતી હોય અને આત્મસુખનો સાક્ષાત્કાર થતો હોય તો મતભેદની કંઇપણ જરૂર નથી.

**અવતરણ:**—સર્વગચ્છો, સર્વદર્શનો વગેરેનો આત્મામાં સમાવેશ થાય છે અને તેથી અસંખ્ય યોગોમાં સમાનતાએ સર્વ ગચ્છોથી મુક્તિ થાય છે એમ જણાવવામાં આવે છે તથા સર્વ ગચ્છોવડે બનેલા મહાસંઘની પ્રથમ પૂજ્યતા દર્શાવવામાં આવે છે.

**श्लोकाः**

नानागच्छादि संकीर्ण महासङ्घस्य पूज्यता ।
यतितव्यं सदासद्भिः संघसेवादिकर्मसु ॥ १२७ ॥
महानद्यो यथा यान्ति सागरं प्रति वेगतः ।
मुक्तिं प्रति तथा यान्ति सम्यग्गच्छा हि साम्यतः ॥ १२८ ॥
साम्यभावं समालंब्य नाना दार्शनिका जनाः ।
धर्मकर्मप्रकर्तारो याता यास्यन्ति सद्गतिम् ॥ १२९ ॥

**શબ્દાર્થ:**—નાનાગચ્છાદિવ્યાપ્ત મહાસંઘની પૂજ્યતા છે. સંઘસેવાદિકર્મોમાં સદા સત્પુરુષોએ યત્ન કરવો જોઇએ. મહાનદીઓ સાગર પ્રતિ વેગથી જાય છે–તદ્વત્ સર્વ ગચ્છો મુક્તિ પ્રતિ જાય છે. સામ્યભાવને અવલંબી નાના દાર્શનિક જનો કે જેઓ ધર્મ કરનારાઓ છે તે મુક્તિ પામ્યા પામે છે અને પામશે.

**વિવેચન:**—જૈનધર્મમા ચોરાશી ગચ્છ–અનેક મત સંપ્રદાય છે. એક વૃક્ષ ઉત્પન્ન થાય એટલે તેને અનેક સ્તંભ, ડાળાં, ડાળીઓ પ્રગટે છે અને તેવડે તે શોભી શકે છે. વૃક્ષને સ્તંભ ડાળાં ડાળીઓ જેમ વિશેષ હોય છે તેમ તેની વિશાલતામા–મહત્તામાં વૃદ્ધિ થાય છે. દુનિયામા એક ધર્મના અનેક ભેદો પડે છે સર્વગચ્છોથી બનેલા ચતુર્વિધ સંઘની મહાસંઘતા થાય છે. સર્વ ગચ્છોમા અનેક યોગોવડે ધર્મની આરાધના કરનાર ત્યાગીઓ અને ગૃહસ્થો હોય છે સર્વ ગચ્છોમાં અનેક ગુણી મનુષ્યો હોય છે કોઈ ગચ્છ એવો નહિ હોય કે જ્યા ગુણી મનુષ્ય ન હોય. ઇગ્લીશ સરકારની પાર્લામેન્ટમા કોન્ઝરવેટીવ અને લીબરલ એ બે પક્ષ છે પણ બન્નેનું સાધ્યબિંદુ તો કેટલાક વિચારોનો મતભેદ છતાં એક છે. અન્યોની પણ તે સ્થિતિ છે. તે પ્રમાણે સર્વજ્ઞધર્મમા પણ અનેક પક્ષો હોય છે પણ તેઓ સર્વે મુક્તિની પ્રાપ્તિ માટે તૈયાર છે. અનેક ગચ્છભેદોમાથી જુદું જુદું જાણવાનું શિક્ષણ મળે છે અને તેઓ ધર્મની આવશ્યકતા પ્રતિપાદન કરે છે. એક વૃક્ષના જે ચોરાશી સ્તંભો હોય અને તેના સહસ્રશ ડાળા હોય અને લાખો ડાળીયો હોય પરંતુ તે સર્વમાં વૃક્ષનો રસ તો એક સરખો વહે છે તદ્વત્ જૈનધર્મના અનેક ગચ્છો મતો–સંપ્ર-

દાયોમાં જૈન ધર્મરૂપ રસ તો એક સરખો આત્માની ઉન્નતિકારક વહે છે અને તેથી સર્વ વૃક્ષનાં ડાળાં વગેરેનું જીવન વહ્યા કરે છે. જૈન ધર્મના સર્વ ભેદોમાં આત્માના જ્ઞાનદર્શન-ચારિત્રનો જ્યા સુધી સજીવન રસ વહે છે ત્યા સુધી તે જીવે છે અને જ્યારે સજીવન રસ વહેતો બંધ થઇ જાય છે ત્યારે તે તે ગચ્છોનો નાશ થઇ જાય છે. વૃક્ષનાં ડાળાં ડાળીઓ પરસ્પર ભિન્ન હોવા છતા તે વૃક્ષના રસથી જીવી શકે છે અને પરસ્પર એક-બીજાનો નાશ કરવા તેઓની પ્રવૃત્તિ થતી નથી તેમ અનેક ગચ્છોએ અને અનેક ગચ્છમાં રહેનાર મનુષ્યોએ આત્મરસ–બ્રહ્મરસને આસ્વાદી જીવવું જોઇએ અને પરસ્પર એકબીજાનો નાશ કરવાની પ્રવૃત્તિ ન સેવવી જોઇએ. અનન્તબ્રહ્મની વ્યાપકતાના અનન્ત વર્તુલમાં જેમ સર્વનો સમાવેશ થાય છે તેમ આત્મારૂપ જૈન ધર્મમાં સર્વ ગચ્છોનો અને સર્વ દર્શનો-નો સમાવેશ થાય છે. અતએવ સર્વ ગચ્છોવડે પૂર્ણ મહાસંઘની પૂજ્યતા સ્વીકારી તેને સમષ્ટિ બ્રહ્મ–પરમાત્મત્વ માની તેની સેવા કરવી જોઇએ. જીવતા મહાસંઘની સેવા કરવામાં સર્વ ધર્મનો સમાવેશ થાય છે. અનેક આત્માઓ મળીને મહાસંઘ થાય છે તેથી સત્પુરુષોએ મહાસંઘની પૂજા કરવામાં આત્માર્પણ કરવું જોઇએ. મહાસંઘની સેવા કરવાથી સમસ્ત પ્રકારની સેવા કર્યાનું ફલ પ્રાપ્ત થઇ શકે છે. મહાસંઘમાં સર્વનો સમાવેશ થાય છે. સર્વે આત્માઓના સમૂહને મહાસંઘ, મહાસમષ્ટિપ્રભુરૂપ માનીને તેઓની સેવા કરવાથી સર્વ પ્રકારના પાપોનો નાશ થાય છે. મહાનદી જેમ સાગરમાં ભળે છે તેમ સર્વ દર્શનોનો જૈન દર્શનમાં સમાવેશ થાય છે અને જૈન દર્શન તે વસ્તુતઃ આત્મારૂપ યાને બ્રહ્મરૂપ હોવાથી બ્રહ્મની આરાધના કરવાથી સર્વની આરાધના થાય છે. તેમ આત્મારૂપ જૈન દર્શનની આરાધના કરવાથી સર્વની આરાધના કરી શકાય છે. સર્વ મહાનદીઓ જેમ સાગરમા સમાઈ જાય છે, તેમ જૈન ધર્મના સર્વ ગચ્છોનો આત્મારૂપ જૈન દર્શનમાં સમાવેશ થાય છે. સર્વ નદીઓ વેગથી જેમ સમુદ્રને મળે છે તેમ સર્વ ગચ્છીય ધર્મીઓ મુક્તિને પામે છે. દુનિયામાં જે જે ધર્મો, દર્શનો, ધર્મના પન્થો છે તે સર્વનો અપેક્ષાએ જૈન દર્શનમાં સમાવેશ થઇ જાય છે અને જૈન દર્શનનો શુદ્ધાત્મામાં સમાવેશ થઇ જાય છે તેથી શુદ્ધ આત્મસ્વરૂપની આરાધના કરનારા સર્વે અખિલવિશ્વવર્તિ સર્વ જૈનો છે. **જૈન દર્શનરૂપ આત્માના અનન્ત વર્તુલમાં લઘુ વર્તુલરૂપ સર્વધર્મદર્શનોનો સમાવેશ થઇ જાય છે.** જૈનધર્મમા સર્વ જીવમાત્રનો સમાવેશ થઇ જાય છે. દુનિયામાં જે જે પદાર્થો છે તે સર્વનો જૈન દર્શનરૂપ આત્મામાં સમાવેશ થઇ જાય છે. અતએવ જૈન ધર્મની અનન્ત વર્તુલતાની બહાર કોઇ ધર્મ રહેતો નથી. અસંખ્ય યોગોના ધર્મકર્મ–સાગરની બહાર કોઈ દુનિયાનો ધર્મ રહેતો નથી તેથી અસંખ્ય યોગોથી પ્રાપ્ત થનાર આત્માની શુદ્ધતામા કોઈ જાતનો વિરોધ આવતો નથી; કોઇ આત્માને વિષ્ણુરૂપ માનીને તેની ઉપાસના કરે છે. કોઇ આત્માને બ્રહ્મારૂપ માનીને તેની ઉપાસના કરે છે. કોઈ

આત્માને દેવી શક્તિરૂપ માનીને તેની ઉપાસના-આરાધના-ભક્તિ કરે છે. કોઈ આત્માને અલ્લા ખુદારૂપ માનીને તેની ઉપાસના સેવા ભક્તિરૂપ ધ્યાન ધરે છે. કોઈ આત્મારૂપ પ્રભુને ઉત્પત્તિ-વ્યય અને ધ્રુવરૂપ માનીને તેની સેવા-ઉપાસના કરે છે. કોઈ આત્માને પ્રેમરૂપ ગૌતમ બુદ્ધરૂપ માનીને તેની સેવા-ભક્તિ કરે છે. કોઈ આત્માને સમસ્ત વિશ્વરૂપ માનીને તેની સેવા કરે છે. કોઈ આત્માને નિરાકારરૂપ માનીને નિરાકારરૂપે પ્રભુનું ધ્યાનભજન કરે છે અને કોઈ આત્માને સાકાર માની સાકારરૂપે પ્રભુનું ભજન કરે છે. કોઈ ઉત્પાદરૂપ સર્જનમાં, વ્યયરૂપ પ્રલયમાં અને ધ્રુવતારૂપ સ્થિરતાકાલમાં-ત્રણ અવસ્થારૂપે આત્મારૂપ પ્રભુને માનીને તેનું ધ્યાન ધરે છે. ઉત્પાદવ્યયધ્રુવસ્વરૂપ આત્મા છે. આત્મારૂપ પ્રભુમાં અનેક ઉત્તમ અવતાર સ્વરૂપો માનીને કેટલાક મનુષ્યો નામરૂપ સહિત તેઓની આરાધના કરે છે. આત્મારૂપ પ્રભુના અનેક રૂપો અનેક નામો છે. રજોગુણ તમોગુણ અને સત્વગુણ સહિત આત્માને કેટલાક સગુણ બ્રહ્મ માની તેની આરાધના કરે છે. રજોગુણ તમોગુણ અને સત્વગુણ રહિત નિર્વિકાર બ્રહ્મરૂપ આત્માની કેટલાક આરાધના કરે છે. પ્રત્યેક આત્મારૂપ પ્રભુની કેટલાક સેવા આરાધના ભક્તિ કરે છે. ચઉદ રાજલોકમાં રહેલ સર્વ જીવોની ચિન્માત્ર સત્તાને કેટલાક કેવલાદ્વૈત દૃષ્ટિએ કેવલ એક બ્રહ્મ માનીને તેની ઉપાસના કરે છે. કર્મસહિત સંસારી સર્વ આત્માઓના સમૂહને એક સમષ્ટિરૂપ પ્રભુ માનીને કેટલાક તેની સેવા-ભક્તિ-ધ્યાન ધરે છે. એ પ્રમાણે સર્વત્ર ધર્મદૃષ્ટિઓમાં બહિરાત્મા અન્તરાત્મા અને પરમાત્માની ધ્યાન-સેવા થઈ રહેલી છે. બહિરાત્મા તે જ અન્તરાત્મા થાય છે અને અન્તરાત્મા તે જ પરમાત્મા થાય છે. બહિરાત્મા અન્તરાત્મા અને પરમાત્મા એ ત્રણ આત્માનાં રૂપ છે, તેથી એ ત્રણ આત્માઓને અનેક દૃષ્ટિથી પ્રભુરૂપ માનીને ભજનારાઓનો આત્મારૂપ જૈનદર્શનમાં સમાવેશ થાય છે. ષડ્દર્શનોમાં આત્માદિતત્ત્વોની જે જે માન્યતાઓ પડેલી છે તેનો સાપેક્ષનયથી જૈનદર્શનમાં સમાવેશ થાય છે. શ્રીઆનંદઘનજી મહારાજ શ્રીનમિનાથના સ્તવનમાં ષડ્દર્શન જિનઅંગ ભણીજે-ઇત્યાદિ પ્રતિપાદન કરીને જિનભગવાનનાં અંગતરીકે ષડ્દર્શનોને જણાવે છે. જૈન દર્શનમાં સાગરમાં એકેક નયથી ઉદ્ભવેલ સર્વ દર્શનરૂપ નદીઓનો સમાવેશ થાય છે. અતએવ જૈનદર્શનની અનન્ત વર્તુલતા છે તેથી તે સર્વ દર્શનોમાં મહાસાગરની ઉપમાને ધારણ કરે છે અર્થાત્ તે વિશ્વમાં સર્વત્ર અનાદિકાલથી અનન્તકાલ પર્યંત વિદ્યમાન છે. જૈનદર્શનરૂપ યાને અનન્તજ્ઞાનરૂપ વેદની આદિ નથી અને અન્ત નથી જૈનદર્શનમાં સર્વ પ્રકારના આમ્નાયોનો સમાવેશ થાય છે. જૈન દર્શનરૂપ આત્મા તે જ શુદ્ધબ્રહ્મ છે તે જ વેદ છે અને તે જ વેદાન્ત છે-તે જ આગમ છે. તે જ સર્વ ધર્મશાસ્ત્રોનો સાર છે. તે જ બાઇબલ અને કુરાન છે. જૈનદર્શનરૂપ આત્મામાં અનન્ત વેદો, અનન્ત વેદાન્તો, અનન્ત આગમો, અનન્ત બાઇબલો, અનંત કુરાનો, અને અનંત પુરાણો સમાઇ જાય છે ભૂતકાલમાં જે થયું, વર્તમાનમાં જે થાય છે

અને ભવિષ્યમા જે બનશે તે સર્વે જૈનદર્શનરૂપ આત્માની બહાર નથી. આવા જૈનદર્શનરૂપ પરમાત્માને આરાધી-સેવી અને તેનું ધ્યાન ધરીને ચોરાશીગચ્છના જૈનો, બૌદ્ધો, સાંખ્યો, હિન્દુઓ, મુસલમાનો, ખ્રિસ્તિયો વગેરે સર્વ ધર્મના મનુષ્યો, જૈનદર્શનપ્રતિપાદ્ય સમભાવ-રૂપ આત્માની અવસ્થાને અંગીકાર કરીને મુક્તિ પામે છે. સમભાવ છે તે જ આત્માની શુદ્ધ દશા છે, તેને પામીને ગમે તે દર્શનમાં રહેલો મનુષ્ય મુક્તિપદને પામે છે એમ શ્રી મહાવીરપ્રભુ જણાવે છે. **गाथा-सेयंवरो वा आसंवरो वा, बुद्धो वा अहव अन्नो वा। समभावभावी अप्पा, लहइ मुक्खं न संदेहो ॥** શ્વેતાંબર, દિગંબર, બૌદ્ધ, વેદાન્તી, ખ્રીસ્તિ, મુસલમાન આદિ ગમે તે ધર્મી મનુષ્ય હોય પરંતુ તે રાગદ્વેષ રહિત સમભાવને પામી મુક્તિ પામે છે એમા કંઇ પણ શંકા નથી. રાગદ્વેષ રહિત દશા થવાથી સમભાવની પ્રાપ્તિ થાય છે. દુનિયાના સર્વ દર્શનો પર અને સર્વ શુભાશુભ મનાતા પદાર્થો પર તથા જીવો પર સમભાવ પ્રગટે છે ત્યારે ઘનઘાતી મોહનીય વગેરે કર્મોનો નાશ થાય છે અને આત્મામાં કેવળજ્ઞાન પ્રગટે છે. આત્માની પરમશુદ્ધતા એ જ શુદ્ધબ્રહ્મ અવબોધવું. સમ્યગ્ ભાવથી આત્માની શુદ્ધતા થાય છે. સર્વનયોની સાપેક્ષતાએ આત્માનું સ્વરૂપ અવબોધાતાં સમભાવ પ્રગટે છે અને તેથી સર્વદર્શનના લોકો સમભાવને પગથીએ પાદ મૂકીને મુક્તિપદને પ્રાપ્ત કરે છે. સર્વગચ્છીય મનુષ્યો, અને સર્વદાર્શનિક મનુષ્યો, સમભાવને અવલંબી મુક્તિપદને પામ્યા, પામે છે અને પામશે-એમા જરા માત્ર સંશય નથી. એમ આત્મજ્ઞાની યોગીઓદ્વારા અવબોધીને મનુષ્યોએ કર્તવ્ય કર્મને સમભાવે કરવાં કરાવવા અને અનુમોદવાં. સમભાવપૂર્વક ધર્મકર્મયોગી બનીને કર્તવ્ય કર્મો સેવવા.

**અવતરણઃ**—મહાસંઘની સેવા-ભક્તિથી પરમાત્માની સેવા થઇ શકે છે અને તેથી મહાફલની પ્રાપ્તિ થાય છે તે દર્શાવે છે.

**श्लोकः**

**अतः श्रीयुतसंघस्य वैयावृत्ये महाफलम् ।**
**ज्ञात्वा तदेव कर्तव्यमात्मशक्त्यनुसारतः ॥ १३० ॥**

**શબ્દાર્થ:**—ઉપર્યુક્ત હેતુઓથી મહાસંઘની વૈયાવૃત્યમાં-સેવામાં ભક્તિમાં મહાફલ છે એમ અવબોધીને આત્મશકત્યનુસારે મહાસંઘની સેવા કરવી જોઇએ.

**વિવેચનઃ**—મહાસંઘમાં સર્વ ગચ્છીય આચાર્યો ઉપાધ્યાયો સાધુઓ સાધ્વીઓ શ્રાવકો અને શ્રાવિકાઓનો સમાવેશ થાય છે. મહાસંઘમાં સર્વ ધર્મી મનુષ્યોનો સમાવેશ થાય છે. વિશ્વવર્તિ સર્વધર્મી મનુષ્યોના આત્માઓના સમૂહરૂપ સમષ્ટિ-પ્રભુની સેવાભક્તિ

કરવાથી સર્વ દેવ દેવીઓની પૂજાસેવા કર્યાનું ફલ પ્રાપ્ત થાય છે. મહાસંઘરૂપ સમષ્ટિ–પ્રભુ એ જીવતા પ્રભુ છે. તેની સેવા કરવાથી અનન્તભવના બાંધેલ કર્મોનો ક્ષય થાય છે. મહાસંઘની સેવામાં સર્વ પ્રકારની આત્મોન્નતિ સમાયલી છે. સર્વ તીર્થંકરો પણ મહાસંઘરૂપ જંગમ તીર્થને નમસ્કાર કરે છે. મહાસંઘરૂપ જંગમતીર્થની સેવામા સર્વ સ્થાવર તીર્થોની સેવાનો સમાવેશ થાય છે. જંગમતીર્થવિના સ્થાવર તીર્થની ઉત્પત્તિ નથી. ભૂતકાલમા જેટલા તીર્થંકરો થયા, વર્તમાનમાં છે અને ભવિષ્યમા થશે તે સર્વની ઉત્પત્તિની ખાણ મહાસંઘ છે. અનેક ગણધરો, અનેક યુગપ્રધાનો, અનેક સતા, અનેક સતીઓ, અનેક ધર્મોદ્ધારક મુનિવરો, અનેક લબ્ધિધારી સાધુઓ વગેરેની ઉત્પત્તિનું મૂળ મહાસંઘ છે. મહાસંઘમાં તીર્થંકરોનો સમાવેશ થાય છે; કારણ કે તીર્થંકરો પણ મહાસંઘમાંથી પ્રકટ્યા પ્રકટે છે અને પ્રકટશે. સાર્વજનિકસેવાનો મહાસંઘમા સમાવેશ થાય છે. વિશ્વસેવાનો મહાસંઘમા સમાવેશ થાય છે સાગરની ઉપમાને ધારણ કરનાર મહાસંઘ છે મહાસંઘની આજ્ઞામા સર્વે આજ્ઞાનો સમાવેશ થાય છે. મહાસંઘની આજ્ઞાનું ઉત્થાપન કરતા તીર્થંકરની આજ્ઞાનું ઉત્થાપન થાય છે જીવતોજાગતો બોલતો ચાલતો મહાસંઘ તે સમષ્ટિરૂપ સાકાર મહાપ્રભુ છે. તેના દર્શન કરવાથી અને તેની ભક્તિ કરવાથી અનંત પુણ્ય અનંત નિર્જરાદિ મહાફલની પ્રાપ્તિ થાય છે. મહાસંઘની સેવા કરવાથી ગમે તેવા પાપી મનુષ્યનો પણ ઉદ્ધાર થાય છે, એમ અનેક શાસ્ત્રોમા વેદોમા આગમોમા નિવેદ્યું છે. આ કાલમાં મહાસંઘની આજ્ઞાસમાન કોઇ આજ્ઞા નથી અને મહાસંઘની સેવા સમાન કોઇ સેવા નથી. ચાતુર્વર્ણ્ય મહાસંઘમા રહેલા પુરુષો અને સ્ત્રીઓ માટે તન મન અને ધનાદિ સર્વ શક્તિયોનું સમર્પણ કરવું. મહાસંઘમા રહેલ સર્વ પુરુષોની અને સ્ત્રીઓની ઉન્નતિ માટે દ્રવ્યક્ષેત્રકાલાનુસારે સ્વીયશકિતથી સદા ઉદ્યમ કરવો. મહાસંઘના નેતા આચાર્યો વગેરેના ઉપદેશાનુસારે મહાસંઘની પ્રગતિ થાય એવા ઉપાયોનું સેવન કરવું. મહાસંઘની પડતી ન થાય અને મહાસઘની ચડતી થાય એવા સર્વ ઉપાયોથી સદા સેવામા તત્પર થતા સાક્ષાત્ પ્રભુની સેવા જેટલું ફલ પ્રાપ્ત થાય છે. મહાસંઘની સેવાભક્તિના અનેક માર્ગોવડે સંઘની સેવાભક્તિથી ભક્ત મનુષ્યો અલ્પકાલમા મુક્ત થઇ શકે છે અન્ન, વસ્ત્ર, વિદ્યા સત્તા, જ્ઞાનદાન, ધનદાન, આદિ અનેક ઉપાયોથી મહાસંઘની સેવા કરવામા જેઓ આત્મ-સમર્પણ કરે છે તેઓ દેવલોક અને મુક્તિને પામે છે એમ તીર્થંકરો પ્રબોધે છે જૈન-શાસનનો, જૈનધર્મનો શ્રીમહાસઘમા સમાવેશ થાય છે શ્રીમહાસંઘમા સર્વ ધર્મ અને સર્વ ધર્મી મનુષ્યોનો સમાવેશ થઇ જાય છે. ધર્મી ગચ્છો અને ધર્મી રાજ્યો, વગેરે સર્વ સત્તાધિકારીઓનો મહાસંઘમા સમાવેશ થઇ જાય છે. જેઓ મહાસંઘની રાગી કરે છે તેઓની સર્વ શુભ શક્તિયો હાસી કરે છે. જેઓ મહાસંઘની સેવામા રહ્યામા ઉન્ન-તિમા શીર્ષ પ્રાણને અર્પણ કરે છે તેઓ દેવલોકમા મહાદેવો બને છે. જેઓ મહાસંઘની

સેવા કરે છે તેઓ તીર્થંકરનામકર્મ બાંધે છે. મહાસંઘની સેવા કરવાથી અનેક મહાહત્યાઓનાં પાપ નાશ પામે છે. મહાસંઘની સેવા કરવાથી કોઇનો પણ આત્મોદ્ધાર થયાવિના રહેતો નથી. કર્મયોગીઓ મહાસંઘની સેવા માટે કંઈ બાકી રાખતા નથી. મહાસંઘસેવા કરવામાં ત્હારો અધિકાર છે પણ તેના ફલની ઇચ્છા રાખ્યાવિના જ્ઞાનયોગપૂર્વક પ્રવૃત્તિ કરવાની જરૂર છે. મહાસંઘરૂપ સમષ્ટિસાકાર પ્રભુની સેવાથી નિરાકાર સિદ્ધપરમાત્મપદની પ્રાપ્તિ થાય છે.

**અવતરણ**—સંઘસેવા, દેશસેવા, વિશ્વસેવા, સામાજિકસેવા, કુટુંબસેવા વગેરે માટે કેવી રીતે કર્મો કરવા જોઇએ તે દર્શાવે છે.

**श्लोकाः**

**स्वान्येषां बहुलाभः स्यादल्पपापं च जायते ।**
**यस्मात् तत्कर्म कर्तव्यं धर्मसेवादिकं ध्रुवम् ॥ १३१ ॥**
**निर्दोषं वा सदोषं वा धर्माङ्गं कर्म यद्भवेत् ।**
**स्वाधिकारवशात्प्राप्तं स्वान्यलाभप्रसाधकम् ॥ १३२ ॥**
**देशकालादिसापेक्षं संघस्योन्नतिकारकम् ।**
**धर्मरक्षककल्पं यत् सुन्दरं परिणामतः ॥ १३३ ॥**
**धर्मस्थैर्याय लोकानां वेदागमाविरोधकम् ।**
**उत्सर्गकापवादाभ्यां कर्तव्यं धर्मकर्म तत् ॥ १३४ ॥**

**શબ્દાર્થ:**—જેથી સ્વ અને અન્યોને બહુલાભ થાય અને અલ્પ પાપ થાય એવું ધર્મસેવાદિ કર્મ કરવું જોઇએ. જે ધર્માંગ કર્મ હોય અને સ્વાન્યલાભપ્રસાધક હોય તથા સ્વાધિકારવશથી પ્રાપ્ત થયું હોય તે નિર્દોષકર્મ હોય વા સદોષકર્મ હોય તોપણ શુદ્ધબુદ્ધિથી કરવું જોઇએ. દેશકાલાદિની અપેક્ષાવાળું જે સંઘની ઉન્નતિકારક કર્મ હોય તથા ધર્મની રક્ષા કરવા સમર્થ કર્મ હોય અને વર્તમાનમા તથા ભવિષ્યમાં પરિણામે સુંદર ફલોત્પાદક કર્મ હોય તે ધર્મકર્મ કરવું જોઇએ. શ્રીભરતરાજાએ બનાવેલ આર્યનિગમવેદ અને તીર્થંકરોએ ઉપદેશેલ આગમો તેથી જે અવિરોધી હોય અને લોકોને ધર્મસ્થિરતામાં ઉપયોગી હોય એવું ઉત્સર્ગ અને અપવાદથી ધર્મકર્મ કરવું જોઇએ.

**વિવેચનઃ**—જેથી પોતાને અન્ય મનુષ્યોને બહુલાભ થાય અને અલ્પપાપ થાય એવું ધર્મસેવાદિકર્મ કરવું જોઈએ. બહુપુણ્ય અને અલ્પપાપ, બહુસંવર અને અલ્પઆશ્રવ, બહુનિર્જરા અને અલ્પપાપ, બહુલાભ અને અલ્પહાનિ જેમા હોય એવાં કર્મો કરવાની જરૂર છે. નદી ઉતરતાં સાધુને બહુલાભ અને અલ્પપાપ છે. દેરાસરો, પાઠશાલાઓ બંધાવતાં અલ્પપાપ અને બહુલાભ છે. દવા કરતાં બહુલાભ અને અલ્પપાપ થાય એવી રીતે વર્તવાની જરૂર છે. જેમા અલ્પપાપ અને પુણ્યસંવર નિર્જરાનો બહુલાભ હોય તેવાં કર્મો કરવાની જરૂર છે. આ દુનિયામાં કોઈપણ એવી પ્રવૃત્તિ નથી કે જે સર્વથા પ્રકારે કર્મબંધ રહિત હોય. કોઈપણ પ્રવૃત્તિ કરતાં અલ્પકર્મબંધ અને પોતાને તથા અન્યોને બહુલાભ થાય એ દૃષ્ટિએ કર્મ કરવાની જરૂર છે. કોઈપણ કાર્ય કરવામા અલ્પપાપ અને બહુલાભનો નિર્ણય કરવામા દુનિયાના મનુષ્યોના લાખો મતભેદો પડે છે. આત્મજ્ઞાનીઓમાં પણ અલ્પલાભ અને બહુલાભવાળા કાર્યોનો નિર્ણય કરવામા અનેક મતભેદો પડે છે, તેમાં આત્મદૃષ્ટિએ આત્મશ્રદ્ધાપૂર્વક જે કર્મ કરવાયોગ્ય લાગે તેનો આદર કરવો. સર્વ કાર્યો કરવામા આત્મશ્રદ્ધા—આત્મનિશ્ચય પ્રમાણભૂત છે. આત્મશ્રદ્ધા અને આત્મનિશ્ચય વિના કોઈપણ તકરારી બાબતનો નિર્ણય થતો નથી અને તેમજ અમુક કાર્યમાં નિશ્ચયપ્રવૃત્તિ થઇ શકતી નથી. દુનિયાના ભિન્ન ભિન્ન અભિપ્રાયોમા પણ જે અલ્પ પાપ અને બહુ લાભવાળો અભિપ્રાય પોતાને રુચે તે આદરવો. અલ્પપાપ અને બહુ લાભની દૃષ્ટિએ મહાપુરુષો કર્મો કરે છે. અલ્પપાપ અને મહાલાભ વિના કોઈપણ સત્કાર્ય ગણાતું નથી. જેટલા જેટલા શુભકાર્યો વિશ્વમાં ગણાય છે તેમા અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિ જ મુખ્ય છે. આચાર્યો ઉપાધ્યાયો સાધુઓ અને ગૃહસ્થો સ્વસ્વદૃષ્ટ્યનુસારે અલ્પપાપ અને મહાલાભ થાય તેમ સર્વ કર્મો કરે છે. રાજ્ય આદિ વ્યવહારમાં પણ અલ્પપાપ અને બહુલાભ દૃષ્ટિએ પ્રવૃત્તિ થાય છે અને એ પ્રવૃત્તિમાં જ્યારે ફેરફાર થાય છે ત્યારે રાજ્યોની પડતીનો પ્રારંભ થાય છે. ધર્મરાજ્યોમાં પણ અલ્પપાપ અને બહુલાભ દૃષ્ટિએ સર્વ કાર્યો કરવામાં આવે છે તો ધર્મરાજ્યની પ્રગતિ થાય છે અને તેમા ફેરફાર થાય છે તો ધર્મરાજ્યની પડતીનો પ્રારંભ થાય છે. સર્વ ધર્મોમાં તરતમયોગે અલ્પપાપ, અલ્પહાનિ, અલ્પદોષ અને મહાલાભની પ્રાપ્તિની પ્રવૃત્તિએ પ્રવર્તવું પડે છે. ધર્મની આરાધના કરવામાં અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવર્તવું પડે છે. પ્રભુની સેવા કરવામાં કોઈપણ જીવની હિંસા થાય છે પણ ભક્તિના પરિણામદ્વારા મહાલાભ થાય છે તેથી તે દૃષ્ટિએ સેવા કરવી પડે છે. પ્રભુની પૂજા કરતા પુષ્પ વગેરેથી અલ્પપાપ થાય છે પરંતુ તેમા ભક્તિના પરિણામથી મહાલાભ પ્રગટે છે તે ઉપર ખાસ લક્ષ્ય દેવું પડે છે. સાધુઓને-આચાર્યોને વંદન કરવા જતા અલ્પ પાપ અને મહાલાભ પ્રાપ્ત થાય છે. સાધુઓને પગ:

ગામોગામ વિચરવાની પ્રવૃત્તિમા જીવની વિરાધના-હિંસારૂપ પાપકર્મ લાગે છે; પરંતુ ગામોગામ વિચરીને ઉપદેશદાનાદિ પ્રવૃત્તિથી તેઓને મહાલાભ પ્રાપ્ત થાય છે, તેની આગળ હિંસાદિ કર્મનું અલ્પપાપ કથાય છે. સંઘ જમાડ્યુ કરવામાં અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ કાર્યપ્રવૃત્તિ કરવી પડે છે. સાધુઓને ઉતરવા માટે સ્થાનો ઉપાશ્રયો બંધાવવા માટે અલ્પ પાપ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવી પડે છે. તીર્થંકરોને પણ ગામોગામ, નગરોનગર વિહાર કરતા અલ્પ કર્મબંધ તો થાય છે. કષાય પરિણામ વિના સ્વાધિકારે ધર્મકર્મની પ્રવૃત્તિ કરતા અલ્પપાપ અને મહાલાભ દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવાની જરૂર પડે છે. કૂતરાને કીડા પડ્યા હોય તેને સાફ કરવા માટે ડામરને લગાડતાં અલ્પ કર્મબંધ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવી પડે છે. ચોરો વગેરે પ્રજાને સતાવનારા દુષ્ટોને સજા કરવામાં અલ્પ પાપ અને મહાલાભની દૃષ્ટિએ રાજાઓ વગેરેને પ્રવૃત્તિ કરવી પડે છે. સાધુઓ વગેરેની રક્ષામાં અલ્પ પાપ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવી પડે છે. જે જે પરોપકારાદિ સાર્વજનિક સામાજિક કાર્યો છે તેમાં અલ્પ પાપ અને મહાલાભની દૃષ્ટિએ લોકોની પ્રવૃત્તિ થાય છે. આહાર પાણી વગેરેનું ગ્રહણ કરી જીવવામાં પણ અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવી પડે છે. ગુરુકુલો પાઠશાલાઓ વગેરે સ્થાપવામાં અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવી પડે છે. પાંજરાપોળો વગેરે સ્થાપવામાં અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવી પડે છે. બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો અને શૂદ્રો અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરે છે ત્યારે તેઓ સ્વપરની ઉન્નતિ કરવા સમર્થ થાય છે સર્વ મનુષ્યોનો ત્યાગ કરીને વનમાં એકાંતવાસમા જવાય તોપણ ત્યા આહારાદિ ગ્રહણાર્થે અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ કોઇપણ ત્યાગીને પ્રવૃત્તિ કર્યા વિના છૂટકો નથી. જૈન સાધુઓ પ્રમત્તદશામાં અલ્પપાપબંધ અને મહાનિર્જરાસંવરલાભની દૃષ્ટિએ દરેક ધાર્મિક પ્રવૃત્તિયોને કરે છે તો અન્યોને સ્વસ્વાધિકાર પ્રમાણે અલ્પપાપ અને મહાલાભદૃષ્ટિએ પ્રવૃત્તિ થાય એમા કંઇ શંકા નથી. પોતપોતાના વર્ણ જાતિકર્મના અધિકાર પ્રમાણે સર્વ મનુષ્યો અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ તરતમયોગે પ્રવૃત્તિ કરવા તત્પર થાય છે. તેઓ સ્વની અને વિશ્વની ઉન્નતિમાં લાભ સમર્પી શકે છે. અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ શ્રી રામચંદ્રે રાવણની સાથે ધર્મ્યયુદ્ધ આરંભ્યું હતું. અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ કુમારપાલ રાજાએ હિંસક લોકોને સજા કરી ધર્મકર્મની પ્રવૃત્તિ કરી હતી. અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ શ્રી હેમચંદ્રે કુમારપાલ રાજાને અર્હન્નીતિમા કર્મપ્રવૃત્તિ કરાવવા ઉપદેશ આપ્યો હતો. અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિએ વ્યાવહારિક કાર્યો તથા ધાર્મિક કાર્યો કરવાને અનેક ગ્રન્થોની--શાસ્ત્રોની રચના થઇ છે. આ વિશ્વમાં કોઇપણ એવું બાહ્ય કાર્ય નહિ હોય કે જેમાં અલ્પપાપ ન થઇ શકે. આ વિશ્વમાં જ્ઞાનપૂર્વક કર્મયોગીઓ અલ્પ-

પાપ અને મહાલાભની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરે છે. શ્રી ભગવદ્ગીતામાં અર્જુનને કૃષ્ણે અલ્પ પાપ અને મહાલાભની દૃષ્ટિએ કર્મ કરવાનો ઉપદેશ આપ્યો છે તે અન્તરમા સૂક્ષ્મદૃષ્ટિથી દેખતા અવબોધાય છે. રજોગુણી કર્મો તમોગુણી કર્મો અને સાત્વિક કર્મોમાં અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિથી વિવેક કરતાં પશ્ચાત્ મહાપાપ અને અલ્પ લાભવાળા કર્મથી નિવૃત્તિ થઈ જાય છે–એમ અનુભવ કરવામાં આવશે તો તુરત અવબોધાશે. આજીવિકાદિ વ્યાવહારિક કર્મોમાં અને દેવગુરુ આરાધનાદિ ધાર્મિક કર્મોમા અલ્પપાપ અને મહાલાભની દૃષ્ટિથી પ્રવર્તવું. સ્વાધિકારથી જે ધર્માંગ છે એવું કર્મ જો કે સદોષ હોય વા નિર્દોષ હોય તોપણ તે કરવું પડે છે. સ્વાધિકારવશ પ્રાપ્ત સદોષ વા નિર્દોષકર્મ કર્યા વિના છૂટકો થતો નથી. અમુક દૃષ્ટિબિંદુથી જોતાં અમુક કર્મ સદોષ ગણાય છે અને તેજ કર્મને અમુક દૃષ્ટિથી અવલોકતાં નિર્દોષ ગણાય છે. નિર્દોષ વૃત્તિથી નિર્દોષ કર્મ થાય છે અને સદોષવૃત્તિથી સદોષકર્મ કથાય છે. અન્તરથી નિર્દોષવૃત્તિથી કર્મ કરવામા આવે છે અને તે કર્મ બાહ્યથી સદોષ પણ હોય છે. હિંસા આદિ કોઇ પણ અશુભ પાપ પરિણામ વિના જે કર્મ સ્વાધિકારથી કરવામા આવે છે તે બાહ્યથી હિંસાદિવડે સદોષ છતાં નિર્દોષ ગણાય છે. પ્રમાદયોગથી જે કર્મ કરવામા આવે છે તેને જ્ઞાનીઓ સદોષકર્મ કથે છે તેનેજ જો અપ્રમાદયોગથી કરવામાં આવે છે તો તેને નિર્દોષકર્મ કહે છે. કોઇ ધર્મવાળા મનુષ્યો કોઇ કર્મને સદોષ કથે છે ત્યારે તે જ કર્મને કોઈ ધર્મવાળા નિર્દોષકર્મ કથે છે. નિર્દોષ પરિણામ અને સદોષ પરિણામના તરતમયોગે સદોષ અને નિર્દોષ કર્મની અનેક વ્યાખ્યાઓ સમજવી. કેટલાક કર્મો સ્વાધિકારે નિર્દોષ હોય છે તે જ કર્મોને પરાધિકારે સદોષત્વ પ્રાપ્ત થાય છે. સ્વાધિકારે જે કર્મો કરવામા આવે છે તે સ્વધર્મરૂપ હોવાથી શ્રેયસ્કર નિર્દોષ કથાય છે તેજ કર્મો સ્વાધિકાર ભિન્નતાથી કરતા સદોષભયાવહ ગણાય છે સ્વફરજ તે સ્વધર્મ છે અને પરફરજ તે પરધર્મ છે. સ્વાધિકારે સ્વાત્મોન્નતિકારક કર્મોમા સ્વધર્મત્વ છે અને સ્વાધિકારભિન્ન ગમે તે કાર્યો કરવામા પરધર્મત્વ છે. સ્વાધિકારે આવશ્યક પ્રાપ્ત કર્મોમાં નિર્દોષત્વની નિશ્ચયતા જ્યા સુધી થતી નથી ત્યા સુધી અર્જુનની પેઠે યુદ્ધમાથી પરાઙ્મુખ થવાનો વિચાર રહે છે અતએવ સ્વાધિકારયોગ્ય કર્ત્તવ્ય કાર્યોમા નિર્દોષત્વ અવબોધીને પ્રવૃત્તિ કરનારાઓ આત્માર્પણ કરીને વિજયને પ્રાપ્ત કરી શકે છે. સ્વાધિકારભિન્ન કાર્યમાં સદોષત્વ લાગવાથી ત્યાથી નિવૃત્તિ થાય છે. કર્મોમા દ્રવ્યક્ષેત્રકાલભાવની અપેક્ષાએ ઉત્સર્ગ અને અપવાદથી સદોષત્વ તથા નિર્દોષત્વ છે. કેટલાક કાર્યોમા તેના બાહ્યહિંસાના રૂપથી સદોષત્વ કથાય છે પરંતુ વીતરાગત્વની અમુક દૃષ્ટિએ કર્મબંધકર્તા તરીકે થઇ પડતું નથી. સ્વાત્માની અપ્રમત્તતાએ કોઈ કાર્યમા સ્વાધિકારે નિર્દોષત્વ રહે છે અને સદોષત્વ રહેતું નથી નાતજાતિની અપેક્ષાએ અને સ્વાધિકારની અપેક્ષાએ સદોષ વા નિર્દોષ કર્મને ગૃહસ્થો કરે છે તેમા અન્તરથી તેઓ નિર્લેપ રહે છે તો તેઓને કદાચિત્

મહાન કર્મબંધ થતો નથી. ભરતરાજાએ બત્રીશ હજાર દેશોનું રાજ્ય કર્યું પરંતુ નિષ્કામ નિર્દોષ પરિણામથી અમુક દૃષ્ટિએ તે કાર્યોની સદોષતામાં પણ નિર્દોષ રહી શક્યા તે પ્રમાણે અન્યો પણ દ્રવ્યહિંસાત્મક અમુક કાર્યોમા સદોષત્વ છતાં અમુક નિર્લેપદૃષ્ટિએ ભાવદયાથી અને અપ્રમત્તપણાથી નિર્દોષ રહી શકે છે. અજ્ઞાનીની અપેક્ષાએ અમુક કર્મ સદોષ હોય છે પરંતુ તે જ્ઞાનીની દૃષ્ટિએ નિર્દોષ હોય છે. અમુક કર્મ અમુક જ્ઞાનીની દૃષ્ટિએ સદોષ હોય છે તે અમુક મૂઢની અપેક્ષાએ નિર્દોષ ગણાય છે. ધર્મીજીવો જે કાર્યોને સદોષ કથે છે તે કાર્યોને નાસ્તિકો નિર્દોષ જણાવે છે. સર્વ કર્મોમાથી સદોષત્વમાં અને નિર્દોષત્વ-ભાવના જેની ઉઠી ગએલી છે એવા આત્મજ્ઞાનીઓને વિશ્વમા સમભાવયોગે શુભાશુભત્વ ન હોવાથી તેઓની કંઇ પણ સદોષત્વ વા નિર્દોષત્વની અમુક હદે પ્રવૃત્તિ હોતી નથી. સુજ્ઞોએ સમજવું કે કર્મોમાં અમુકાપેક્ષાએ સદોષત્વ છે અને અમુક અપેક્ષાએ નિર્દોષત્વ છે. **આત્મામાંથી શુભાશુભ પરિણામ ટળતાં જે જે કર્મો થાય છે તે બંધન માટે થતાં નથી**-ઈત્યાદિ સદોષ અને નિર્દોષ કર્મ સંબંધી વિવેચન કરતાં પાર આવી શકે તેમ નથી માટે આત્મજ્ઞાની કર્મયોગીઓથી તેનું સ્વરૂપ અવબોધવું. સ્વને વિશ્વજીવોને લાભ કરનાર અને સ્વાધિકારથી પ્રાપ્ત થએલ સદોષ વા નિર્દોષકર્મને કર્મયોગીઓ કરે છે.

જે પરિણામે સુન્દર હોય અને સંઘોન્નતિ કરનાર હોય તથા ધર્મની રક્ષા કરનાર હોય એવું દેશકાલાદિ સાપેક્ષકર્મ કરવું જોઈએ. જે કર્મ કરવાથી ધર્મની રક્ષા થાય અને અધર્મનો નાશ થાય એવું દેશકાલાનુસારે કર્મ કરવું જોઇએ. ધર્મની રક્ષા કરનાર કર્મો નહીં કરવાથી સ્વપરની અને સમાજની-સંઘની અત્યંત હાનિ થાય છે. ધર્મની રક્ષા કરવી એ સ્વધર્મ અને સમષ્ટિધર્મ છે એવું અવબોધીને સર્વસ્વાર્પણ કરી સંઘરક્ષાદિકાર્યમાં તત્પર થવું જોઈએ. ધર્મરક્ષા અને સંઘરક્ષામાં મહાલાભ અને અલ્પપાપ થાય એવી દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવી જોઈએ. ધર્મની રક્ષા કરવામાં જે કર્મ વર્તમાનમાં અસુંદર લાગતું હોય પરંતુ પરિણામે ભવિષ્યમાં સુંદર અવબોધાતું હોય તો તેની પ્રવૃત્તિ કરવી જોઈએ. વર્તમાનકર્મપ્રવૃત્તિથી ભવિષ્યમા સુંદર પરિણામો આવે એવી દૃષ્ટિથી વ્યાવહારિક ધાર્મિક પ્રગતિ-રક્ષાદિ કર્મો કરવા જોઈએ. વર્તમાનમા અસ્થિર બુદ્ધિવાળાઓને જે કર્મો અસુંદર લાગે છે તે સ્થિર પ્રજ્ઞાવાળાઓને તે કર્મો વર્તમાનમાં અને ભવિષ્યમા સુંદર લાગે છે. અત્યંત સૂક્ષ્મબુદ્ધિથી પ્રત્યેક કર્મની પરિણામસુંદરતા તપાસવી જોઈએ. પ્રત્યેક કર્મ સંબંધી પરિણામસુંદરતા વા અસુંદરતાનો નિશ્ચય ન થાય ત્યાંસુધી જ્ઞાનીકર્મયોગીઓના આશયાનુસારે પ્રવૃત્તિ કરવી જોઇએ સંઘોન્નતિકારક, દેશોન્નતિકારક, સમાજોન્નતિકારક અને વિશ્વોન્નતિકારક કયા કયા કર્મો છે? તેની પ્રથમથી પરિણામસુન્દરતા તપાસવી જોઇએ. અમુક દેશકાલમાં અમુક કર્મ છે તે ઉત્સર્ગથી સુંદર હોય અને અપવાદથી સુંદર ન હોય તથા અમુક દેશકાલમાં અમુક કર્મ, અપવાદમાર્ગથી સુંદર હોય અને ઉત્સર્ગથી પરિણામે

સુંદર ન હોય એવું બન્યા કરે છે તેથી ઉત્સર્ગ આપત્તિકાલ વય દશા પ્રસંગો વગેરેનો નિર્ણય કરીને પરિણામે સુંદર એવા સંઘોન્નતિકારકાદિ ધર્મકર્મો કરવાં જોઇએ. ધર્મરક્ષા કરવામાં સમર્થ એવાં ધાર્મિક કામોને દેશકાલઅનુસારે કરવાં જોઇએ. દેશકાલભાવસાપેક્ષ ધર્મરક્ષા માટે ઉચિત કર્મોને વ્યષ્ટિ અને સમષ્ટિની મહાસંઘશક્તિયોને ભેગાં કરીને કરવા જોઇએ. રજોગુણી અને તમોગુણી ધર્મોની સ્હામે સત્ત્વગુણી ધર્મ ટકી શકે એવા જે જે ધર્મરક્ષાદિકાર્યો હોય તેને કરવાથી સ્વની અને વિશ્વની ઉન્નતિ કરી શકાય છે. આત્માના જ્ઞાનમાં જેમ જેમ ઉંડા ઉતરવામાં આવે છે તેમ તેમ પરિણામે સુન્દર કાર્યો કરવાની અને તે દ્વારા સંઘોન્નતિ, દેશોન્નતિ, સમાજોન્નતિ કરવાની બુદ્ધિ અને શક્તિ ખીલતી જાય છે. શ્રીભદ્રબાહુમાં અને વજ્રસ્વામીમાં તથા આર્યસુહસ્તિમાં તેવા પ્રકારની શકિત ખીલી હતી તેથી તેઓ ધર્મરક્ષા ઉચિત અને પરિણામે સુંદર એવાં કાર્યો કરવાને શક્તિમાન્ થયા હતા. શ્રી સંપ્રતિ રાજામાં, ચંદ્રગુપ્તમાં અને વિક્રમરાજામાં તેવા પ્રકારની શકિતયો ખીલી હતી તેથી તેઓ પરિણામે સુન્દર એવાં કાર્યો કરવાને શકિતમાન્ થયા હતા. બેન્જામીન ફ્રાંકલીન, વૉશીંગ્ટન, ગ્લાડસ્ટન, ગેરીબાલ્ડી અને મેટ્ઝિનીમાં તેવા પ્રકારની શકિત ખીલી હતી તેથી તે પરિણામે સુંદર કર્મો કરવાને રાજકીય દૃષ્ટિથી સમર્થ થયા હતા.

લોકોના ધર્મસ્થૈર્યાર્થે વેદાગમાદિના અવિરોધવાળું ધર્મકર્મ કરવાની જરૂર છે. વિશ્વવર્તિ મનુષ્યોને સ્થિરપ્રજ્ઞાવડે ધર્મમા સ્થિરતા ઉદ્ભવે છે લોકોને ધર્મમા સ્થિરતા કરાવનાર સ્થવિરોની જેટલી કિમ્મત આંકીએ તેટલી ન્યૂન છે. લોકોની અધર્મપ્રતિ પ્રવૃત્તિ ન થાય અને ધર્મ પર પ્રીતિ થાય તદર્થે અનેક ઉપાયો કરવાની આવશ્યકતા છે. અધર્મી મનુષ્યો વિશ્વજીવોની નૈસર્ગિક શાંતિનો ભંગ કરીને રાક્ષસની ઉપમાને ધારણ કરે છે. પરસ્પર એક બીજાને ઉપકાર કરીને ઉપગ્રહ જીવનથી જીવવાનો સર્વ જીવોનો ધર્મ છે તેનો અધર્મીઓ નાશ કરે છે અને મિથ્યા પાપબુદ્ધિને પ્રવર્તાવી વિશ્વવર્તિ મનુષ્યોને ધર્મમાંથી અસ્થિર કરે છે. અજ્ઞાની મનુષ્યો અસ્થિર બુદ્ધિથી ધર્મમાર્ગમા અસ્થિર બની જાય છે, તેઓને ધર્મમાં સ્થિર કરવા એ જ્ઞાની મનુષ્યોનું કર્તવ્ય છે અજ્ઞાની મનુષ્યો ધર્મનાં સૂક્ષ્મ રહસ્યોને અવબોધી શકતા નથી, તેથી ધર્મમાં અસ્થિર બની જાય છે. વ્યવહાર અને આત્મિકધર્મમાં લોકોનું સ્થૈર્ય કરવા માટે કર્મયોગીઓએ જે જે ઘટે તે કર્મ કરવાં જોઇએ. રાજ્યધર્મ, પ્રજાધર્મ, સામાજિકધર્મ, નૈતિકધર્મ, બ્રહ્મધર્મ, બ્રાહ્મણધર્મ, ક્ષાત્રધર્મ, વૈશ્યધર્મ, શૂદ્રધર્મ, અહિંસાધર્મ, સત્યધર્મ, અસ્તેયધર્મ, બ્રહ્મચર્યધર્મ, કુટુંબીધર્મ, અતિથિધર્મ, ગૃહસ્થધર્મ, સાધુધર્મ, દેશિકધર્મ, ગણધર્મ, સ્વધર્મ. પરધર્મ. ભક્તિધર્મ. સેવાધર્મ, ઉપાસનાધર્મ, જ્ઞાનધર્મ, અનેકાન્તધર્મ, ઔપચારિકધર્મ, અનુપચારિકધર્મ, અનુપચરિત સદ્ભૂત વ્યવહારધર્મ. આત્મધર્મ. વ્યવહારધર્મ. નિશ્ચયધર્મ, જડધર્મ, ચેતનધર્મ, ભાવનાધર્મ, શુદ્ધ પ્રેમધર્મ, મિત્રધર્મ. પરોપકારધર્મ. દાનધર્મ,

ભાવનાધર્મ, લોકોત્તરધર્મ, સર્વ ધર્મવ્યવસ્થારક્ષકધર્મ, અનેકદૃષ્ટિધર્મ, શુદ્ધધર્મ, નિમિત્તધર્મ, ઉપાદાનધર્મ, ચારિત્રધર્મ, જ્ઞાનદર્શનચારિત્રધર્મ, ઉપશમધર્મ, ક્ષયોપશમધર્મ, ક્ષાયિકધર્મ, ઉપદેશધર્મ, સદાચારધર્મ, તપોધર્મ, દ્રવ્યભાવવીર્યધર્મ, સર્વત્રવ્યાપકધર્મ, સાધકધર્મ, સાધ્યધર્મ, સિદ્ધધર્મ, ધ્યાનધર્મ, યમનિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિધર્મ, પરસ્પરોપગ્રહધર્મ, શિષ્યધર્મ, ગુરુધર્મ, આચાર્યધર્મ, પુણ્યસંવર નિર્જરાધર્મ, ષટ્કારકધર્મ, લયધર્મ, સ્થિરધર્મ, ઉત્પાદધર્મ, પ્રવૃત્તિમયધર્મ, નિવૃત્તિમયધર્મ, નિવૃત્તિમયપ્રવૃત્તિધર્મ, વસ્તુસ્વભાવધર્મ, પરમાત્મધર્મ, અન્તરાત્મધર્મ, અવિરતિસમ્યગ્દૃષ્ટિધર્મ, દેશવિરતિધર્મ, સર્વવિરતિધર્મ, વીતરાગધર્મ, અપ્રમત્તધર્મ, ક્ષીણકષાયધર્મ, જ્ઞાનાદ્વૈતધર્મ, આર્યધર્મ, આગમનિગમધર્મ, અનુભવધર્મ, સહજાનન્દધર્મ, સ્વજાતિધર્મ, વ્યક્તિધર્મ, સમષ્ટિધર્મ, આદિ ધર્મના અનન્ત ભેદો છે; તેઓનું નય નિક્ષેપપૂર્વક સ્વરૂપ અવબોધ્યા પશ્ચાત્ લોકોને ધર્મમાં સ્થિર કરી શકાય છે. ઉપર્યુક્ત ધર્મોનું સ્વરૂપ અવબોધ્યા પશ્ચાત્ ક્ષેત્રકાલપ્રવૃત્તિથી તેનો અનુભવ પ્રાપ્ત કરવો જોઈએ. નિષ્ક્રિયધર્મ અને અક્રિયધર્મ, આવશ્યક ધર્મ, સ્થિરતાકારકધર્મ, અસ્થૈર્યનિવારકધર્મ, નિર્ભયધર્મ આદિ ધર્મોનું આત્મદૃષ્ટિએ સૂક્ષ્મસ્વરૂપ અવબોધવું જોઈએ. આત્માના જ્ઞાનાદિ અનન્ત ધર્મોનું અનન્ત વર્તુલ અવબોધીને દુનિયાના મનુષ્યોને તેઓના યોગ્ય ધર્મોમાં સ્થિર કરવા જોઈએ કે જેથી દુનિયામા અંધેર રહી શકે નહિ. પ્રગતિકારકધર્મ, અવનતિકારકધર્મ--આદિ ધર્મોનું સ્વરૂપ અનુભવીને દુનિયાના મનુષ્યોને દેશકાલાનુસારે ઉત્સર્ગ અને અપવાદના ઉપાયોથી સ્થિર કરવા જોઈએ. શ્રી કૃષ્ણે અર્જુનને બોધ આપીને સ્થિરપ્રજ્ઞાપૂર્વક સ્થિર કર્યો, તેમ જ્ઞાની એવા કર્મયોગીઓએ દુનિયાના મનુષ્યોને તેમના યોગ્ય દરેક ધર્મમા સ્થિર કરવા જોઈએ. વિશ્વવર્તિ મનુષ્યો મનની ચંચલતાથી ઉપર્યુક્ત આવશ્યક કર્તવ્યધર્મોમાં સ્થિર બુદ્ધિથી સ્થિર પ્રવૃત્તિ કરી શકે એવા પુસ્તકોદ્વારા ઉપદેશદ્વારા આદિ અનેક માર્ગદ્વારા એવા ઉપાયો સેવવા જોઇએ કે જેથી દુનિયાના ઋણમાથી છૂટી શકાય અને સ્વફરજને સારી રીતે અદા કરી શકાય. દુનિયાના જીવોને નૈસર્ગિક ધર્મોને અવબોધી તે પ્રમાણે પ્રવર્તે અને નૈસર્ગિક જીવનપૂર્વક પ્રભુમયજીવન પ્રાપ્ત કરે એવા ધર્મોમાં સ્થિર કરવા જોઈએ. અશોક રાજાએ લોકોને ધર્મમાં સ્થિર કરવા માટે અનેક શુભોપાયોને સેવ્યા હતા. દુનિયાના લોકો જો ધર્મમાં સ્થિર ન રહી શકે તો અધર્મની વૃદ્ધિ થવાથી દુઃખનો મહાસાગર ચલાયમાન થઇ લોકોને બુડાડી દે છે. ચંદ્ર, સૂર્ય, પૃથ્વી, અગ્નિ, વાયુ, જલ, પાણી, આકાશ વગેરે પદાર્થો ધર્મમા સ્થિર રહે છે તો દુનિયાના જીવો જીવી શકે છે. અન્યથા જીવો એક ક્ષણ માત્ર પણ જીવવાને શક્તિમાન્ નથી. દુનિયાના મનુષ્યો મોજમજામા મસ્ત બનીને પરતંત્ર જીવન વ્યતીત કરે છે અને સ્વધર્મોથી ભ્રષ્ટ થાય છે. સ્વધર્મરક્ષણરૂપ સ્વાતંત્ર્યને પરિહરી દુનિયાના જીવો પરતંત્રતાની બેડીમા

પ્રવેશી અહંમમતાના વશ થઈ ગુલામ બને છે અને તેઓમાં દાસબુદ્ધિ પ્રગટે છે. માટે દુનિયાના લોકોને ધર્મમાં સ્થિર કરવા માટે જ્ઞાની મહાત્માઓએ ઉત્સર્ગકાલથી અને આપત્તિકાલથી જે જે ઘટે તે તે ઉપાયોને આદરવા જોઈએ. જે મનુષ્ય દેહાધ્યાસના તાબે થઈ અહંમમત્વી બની ફક્ત પશુના જીવનની પેઠે વિષયભોગની લાલસાએ જીવવાનું ઇચ્છે છે તે કીટકથી પણ ક્ષુદ્ર બનીને ધર્મમાંથી ભ્રષ્ટ બને છે અને અનેક લોકોને ભ્રષ્ટ કરાવવામાં નિમિત્તભૂત બને છે. શિષ્યાદિ ધર્મોની ઉપયોગિતા અવબોધાયા વિના આત્મોન્નતિહેતુભૂત ધર્મ સ્થિરતા પ્રાપ્ત કરી શકાતી નથી. સર્વ ધર્મોની ફરજ અદા કરવાને માટે જીવવાનું છે એમ નિશ્ચય થતાંની સાથે લોકોના કલ્યાણાર્થે આત્મભોગ અર્પવાની સ્થિરપ્રજ્ઞા પ્રગટે છે. અને તેથી વિશ્વલોકોને ધર્મોમાં સ્થિર કરવાની ચવવળ કરી શકાય છે. જે લોકો અસ્થિર મનના છે, શ્રદ્ધા અને નિશ્ચયથી બહુ દૂર છે તેઓ આત્માની શક્તિયોને પ્રાપ્ત કરી શકતા નથી કોઈ પણ ધર્મમા શ્રદ્ધા નિશ્ચયથી સ્થિર થયા વિના આત્મભોગપૂર્વક સ્થિરપ્રવૃત્તિ કરી શકાતી નથી. અસ્થિર મનના અને અસ્થિર ધર્મના મનુષ્યોનો સદા વિશ્વાસ રાખી શકાય નહી. તેઓનું ધર્મજીવન ચંચળ હોવાથી તેઓ આત્મવીર્યને ફોરવી શકતા નથી અને કર્તવ્યકર્મના રણમેદાનમાથી પાવૈયાની પેઠે મૂઠી વાળીને ભાગી જાય છે જેઓ અસ્થિર મનના છે તેઓ સર્વ કર્તવ્ય-ધર્મોમાં અસ્થિર રહે છે, તેઓને મોહ સતાવે છે, અને તેઓનાથી આત્માનો પ્રકાશ દૂર રહે છે, તેથી તેઓ વિપત્તિરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે. અતએવ તેવા લોકોને ધર્મમા સ્થિર કરવા માટે જે જે કર્મો કરાય તે કરવા જોઈએ કે જેથી વ્યવસ્થિત સર્વ ધર્મોની અસ્તવ્યસ્ત દશા ન થાય. ભરતનૃપકૃતવેદ કે જે આચારદિનકર ગ્રન્થો વગેરેમા છે તે રીતે તથા તીર્થંકરો વગેરેના આગમોથી અવિરુદ્ધપણે સર્વ સત્ય શાસ્ત્રોથી અવિરુદ્ધપણે, શિષ્ટજનોના વિચારોથી અવિરુદ્ધપણે, અનુભવોથી અવિરુદ્ધપણે, સત્યજ્ઞાનથી અવિરુદ્ધપણે ઉપર્યુક્ત ધર્મકર્મ કરવું જોઈએ. અનુભવીઓની સલાહોને અને શાસ્ત્રોને આગળ કરીને ધર્મકર્મો કરવા જોઈએ ધર્મકર્મોને નિષ્કામ સ્વાધિકાર દૃષ્ટિથી કરવાં જોઈએ અનેક નયોની અપેક્ષાએ અધ્યાત્મરસિક જ્ઞાનીપુરુષોની સલાહથી અવિરુદ્ધપણે અને તે તે ધર્મ કર્મના પરિપૂર્ણ અનુભવીઓની સલાહપૂર્વક લોકોને ઉપર્યુક્ત ધર્મોમાં સ્થિર કરવા માટે સર્વ સ્વાર્પણ દૃષ્ટિથી સર્વ મનુષ્યોએ સ્વાધિકારે પ્રવૃત્તિ કરવી જોઈએ.

**અવતરણઃ**—સર્વ જીવોની ઉન્નતિ અને સ્વોન્નતિકારકાદિહેતુવિશિષ્ટ કર્મ કરવું જોઇએ તે જણાવે છે.

**શ્લોકઃ**

रागद्वेषक्षयो यस्मा-दुन्नतिः सर्वदेहिनाम् ।
स्वोत्क्रान्तिर्हि यतो नित्यं कर्तव्यं कर्म तच्छुभम् ॥१२५॥

**શબ્દાર્થઃ**—જેનાથી રાગદ્વેષનો ક્ષય થાય અને સર્વ જીવોની ઉન્નતિ થાય તથા આત્મોત્ક્રાન્તિ નિત્ય થાય તે તે શુભ કર્મને નિત્ય કરવું જોઇએ.

**વિવેચનઃ**—આત્માની સર્વ શક્તિયોને પ્રગટ કરીને પરમાત્મપદ પ્રાપ્ત કરવું તે પરિપૂર્ણ સ્વોત્ક્રાન્તિ અવબોધવી. સર્વ જીવોની યથાશક્તિ ઉન્નતિ થાય અને સ્વોન્નતિ થાય અને જેનાથી રાગદ્વેષનો ક્ષય થાય એવું શુભ કર્મ કરવું જોઇએ. પોતાના આત્માની અને અન્યોના આત્માઓની અવનતિ થાય તે માટે દુષ્ટ પાપી લોકો અશુભ કર્મ કરે છે; જેથી કામક્રોધવાસનાના તાબે થવાથી સ્વપરની પડતી કરી શકાય છે. મહાભારતના યુદ્ધથી ભારતવાસીઓની પડતી થઇ તેથી અધુના પણ ભારતવાસીઓ ઠરીને સ્વસ્થાને બેઠા નથી. હાલમાં યુરોપીય મહાયુદ્ધ પ્રવર્તે છે, તેથી સ્વપરની અવનતિરૂપ ફલને તે પ્રાપ્ત કરે છે; અને તેનું ભવિષ્યમા મહાભારત યુદ્ધના જેવું પરિણામ થવાનું. પોતાના આત્માના જ્ઞાનાદિગુણોની જે જે કર્મો કરવાથી હાનિ થતી હોય તે સ્વધર્મ નથી પણ જેનાથી સ્વાત્માની શક્તિયોનો પ્રકાશ થાય છે તે સ્વધમ છે અને જેનાથી સ્વાત્માની શક્તિયોનો નાશ થાય તે રાગદ્વેષાદિદોષોરૂપ પરધર્મ છે. સ્વધર્મ કરવામા મરણુ શ્રેય છે અને રાગદ્વેષાદિમોહરૂપ પરધર્મમા જીવવું તે અશ્રેયસ્કર છે. માયા ( અજ્ઞાન ) પ્રકૃતિ યાને જ્ઞાનાવરણીયાદિ ધર્મ છે તે પરધર્મ છે. બ્રહ્મ, ચેતન, પરમાત્મા, ચેતનનો સ્વસ્વભાવરમણુતારૂપ સ્વધર્મ છે; પોતાની યોગ્યતા પ્રમાણે કર્મ કરવાં તે સ્વધર્મ છે અને યોગ્યતાવિના અધિકારવિના અનાવશ્યકકર્મ કરવાં તે પરધર્મ છે. દેશની પડતી થાય, ધર્મની પડતી થાય, સમાજની પડતી થાય, સંઘની પડતી થાય, કુટુંબની પડતી થાય, વર્ણોની પડતી થાય, અને પોતાની પડતી થાય એવાં જે કર્મો હોય તે શુભ કર્મ ગણાય નહી. જેનાથી સમાજમાંથી નૈતિક તત્વોનો નાશ થાય એવા કર્મોને શુભકર્મ કથાય નહી. વિદ્યા, જ્ઞાન, યોગ, ભક્તિસેવા, શારીરિક બળવૃદ્ધિ, દાન વગેરે શુભ ગુણોને જે નાશ કરનારા કર્મો હોય તે શુભ કર્મમા ગણાય નહી. જે કર્મથી રાગદ્વેષની વૃદ્ધિ થાય અને નાસ્તિકતાની વૃદ્ધિ થાય તથા જેથી અન્ય લોકોને દરેક જાતની ઘણી હાનિ થાય તેને અશુભ કર્મ કથવામાં આવે છે. સર્વ વિશ્વવર્તિ મનુષ્યો, પશુઓ પંખીઓ વગેરેના ભલામા જે ભાગ લેવાના કર્મો હોય છે તેને શુભકર્મ કથવામાં આવે છે. દેશની, સમાજની, સઘની, કોમની ઉન્નતિ કરનારા ગુરુકુલો, પાઠશાલા, બ્રહ્મચર્યાશ્રમ, વિજ્ઞાનાલય વગેરે જ્ઞાનવર્ધક કર્મોને શુભકર્મ કથવામા આવે છે. રજોગુણી અને તમોગુણી વિદ્યાનો પરિહાર કરીને જે સત્ત્વગુણી વિદ્યાશક્તિવૃદ્ધિકારક કર્મો છે તેને શુભ કર્મ કથવામાં આવે છે. સમાજની, સંઘની, ધર્મસામ્રાજ્યની, ધર્મ અને કોમની જેનાથી પડતી થાય એવાં પરિણામ થતાં અસુંદર કર્મોને અશુભ કર્મ કથવામા આવે છે. ભૂતકાલમાં જે જે કર્મોએ દેશની સમાજની સંઘની ઉન્નતિ કરી હોય અને વર્તમાનમા તેમાં સુધારો કર્યા વિના ચડતી ન થતી હોય તો તે વર્તમાનકાલમાં અશુભકર્મ કથવામાં આવે છે; માટે દ્રવ્યક્ષેત્રકાલભાવથી,

આપત્તિકાલથી, પોતાની અને સર્વ મનુષ્યોની ઉન્નતિ કરનાર કર્મોને લોકોના ધર્માર્થે તથા લોકોની ઉન્નતિ માટે કરવાં જોઈએ.

અવતરણ:—પ્રીતિપૂર્વક કર્મમાં તલ્લીન થઈને કર્મ કરવાં જોઈએ.

શ્લોક:

यस्मिन् कर्माणि चित्तस्य प्रीतितो मग्नता भवेत् ।
कर्तव्यं तद्विशेषेण लीनतायोगसाधकम् ॥ १२६ ॥

શબ્દાર્થ:—જે કર્મમાં પ્રીતિથી મન તન્મય થઈને રહે એવું વિશેષત: લીનતા-યોગસાધક કર્મ કરવું જોઈએ.

વિવેચન:—પ્રથમ સાધકાવસ્થામાં કર્મયોગીને જે શુભ કર્મ કરવામાં પ્રેમ થતો હોય અને જેમાં મનની એકાગ્રતા-લીનતા થતી હોય તે તે કર્મને તેણે વિશેષ પ્રકારે કરવું જોઈએ. આત્મા પોતાના કર્તવ્યને અધિકાર પ્રેમથી નભાવી લે છે. જે કર્મ કરવામાં પ્રેમરુચિ ઉત્પન્ન થતી હોય તે કર્મ કરવામાં આત્માની શક્તિનો સારી રીતે આત્મ-ભોગ આપી શકાય છે. કોઈ કાર્ય કરવામાં પ્રેમપૂર્વક લીનતા થાય છે ત્યારે તે કાર્ય સંબંધી પારિણામિકી બુદ્ધિ પ્રકટે છે અને અનેક નવીન શોધો કરી શકાય છે. એડીસન હરેક શોધના કાર્યમાં પ્રીતિપૂર્વક લયલીન થઈ જાય છે તેથી તેનો તે કાર્યમાં પ્રવેશ થાય છે અને તેના પરિણામે તે નવીન શોધખોળ કરીને દુનિયાને આશ્ચર્યમાં મગ્ન કરી દે છે. અમેરિકાના પ્રખ્યાત શોધક એડીસનથી ભાગ્યે જ દુનિયાનો કોઈ મનુષ્ય અજાણ્યું હશે. શ્રી હેમચંદ્ર પ્રીતિપૂર્વક શાસ્ત્રાભ્યાસમાં લયલીન થઈ ગયા તેથી તેમના આત્માની બુદ્ધિ-શક્તિનો અપૂર્વ વિકાસ થયો અને તેના યોગે તેમણે અપૂર્વ મહાગ્રંથોની રચના કરી. યુરોપના વિજ્ઞાનશાસ્ત્રીઓ પ્રીતિપૂર્વક કાર્યમાં પ્રવૃત્તિ કરે છે તેથી તેઓ અહંમમત્વને ઘણે વખતે ભૂલીને કાર્યપ્રેમથી અનેક શોધો કરે છે તે કોઈનાથી અજાણ્યું નથી. જે કાર્ય કરવામાં જેનો ખાસ પ્રેમ હોય છે તે કાર્ય કરવામાં તે વિજયી બને છે. રજોગુણી કર્મ અને તમોગુણી કર્મમાં પ્રીતિથી મનની લય-લીનતા થાય તો તેથી આત્માની અને વિશ્વની સત્યોન્નતિ થઈ શકતી નથી. ભગવદ્ગીતામાં ત્રણ પ્રકારનાં કર્મો કહ્યાં છે.

नियतं संगरहितमरागद्वेषतः कृतम् । अफलप्रेप्सुना कर्म यत्तत् सात्त्विकमुच्यते ॥ २३ ॥
यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः । क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥
अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषं । मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

રાગ દ્વેષના સંગ વિના, ફલની ઇચ્છા વિના જે કર્મ કરાય છે તે સાત્વિક જાણવું. ફલની ઇચ્છા, કામ્યેચ્છાપૂર્વક, અહંકારસહિત, બહુલાયાસથી જે કર્મ કરાય છે તે રજોગુણી કર્મ જાણવું. પરિણામનો, હિંસાનો અને શક્તિનો વિચાર કર્યા વિના જે મોહથી કર્મ આરંભાય છે તે તમોગુણી કર્મ જાણવું. તમોગુણી અને રજોગુણી બુદ્ધિનો ત્યાગ કરીને સાત્વિક ગુણી પ્રીતિવાળું સ્વાધિકાર પ્રાપ્ત કર્મ કરવું જોઇએ. રજોગુણી કર્મમાં અને તમોગુણી કર્મમાં ચિત્તની પ્રીતિ થતી હોય, પણ તેથી પોતાની અને વિશ્વ મનુષ્યોની ખરી ઉન્નતિ થતી નથી, માટે સાત્વિક ગુણી કર્મમા પ્રીતિ કરીને તે કાર્ય કરવામાં તલ્લીન થવું જોઇએ. મોહ અજ્ઞાન રાગ દ્વેષથી મુક્ત કર્મકર્ત્તા છે તે સાત્વિક ગુણી કર્ત્તા કહેવાય છે. સાત્વિક ગુણી કર્મોમા સાત્વિક પ્રેમ ધારણ કરીને સાત્વિક ગુણી કર્ત્તા સાત્વિક કાર્યોને કરતો છતો સ્વાત્માની અને જગત્‌ના જીવોની ઉન્નતિ કરી શકે છે માટે સાત્વિક કર્મને વિશેષથી પ્રેમપૂર્વક કરવા જોઇએ. જેમ જેમ કર્મપ્રવૃત્તિમાં લીનતા થાય છે તેમ તેમ તેમાથી મનુષ્યોને નવીન અનુભવ પ્રાપ્ત થાય છે. પ્રીતિ અર્થાત્ પ્રેમથી પ્રત્યેક કાર્યમાં પ્રવૃત્ત થવાની જરૂર છે જે કાર્ય કરવામા અત્યંત પ્રેમ ઉદ્‌ભવે છે-તે પ્રેમજ તે કાર્યની સિદ્ધિ માટે સાક્ષી પૂરે છે. પ્રેમવિનાની કોઈ પ્રવૃત્તિમા આનન્દ થતો નથી અને તેથી ત્યાં ચિત્ત ચોટતું નથી. રાગને હઠાવનાર વૈરાગીઓ પણ પ્રભુ અને ગુરુ પર તો અત્યંત પ્રેમ ધારણ કરે છે. પ્રેમવિના કર્તવ્યકર્મની રણભૂમિમાં પ્રાણાર્પણ થતું નથી. પ્રેમવિના શ્રદ્ધા અને નિશ્ચયનાં પણ સ્વપ્ના જાણવા. પ્રેમવિના કાર્યપ્રવૃત્તિમા શુષ્કતા નીરસતા લાગે છે અને તેથી હર્ષવિના કાર્યપ્રવૃત્તિમાં મન્દતા આવી જાય છે પ્રેમવિના કોઈ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતી નથી. દેશપ્રેમ, ધર્મપ્રેમ, ગુરુપ્રેમ, કુટુબપ્રેમ, પ્રભુપ્રેમ, વિશ્વપ્રેમ, બ્રહ્મપ્રેમ, ઇષ્ટકર્મપ્રેમ, પ્રશસ્યપ્રેમ, અપ્રશસ્યપ્રેમ, જડપ્રેમ, ચેતનપ્રેમ, સાહજિકપ્રેમ, કૃત્રિમપ્રેમ, કર્તવ્યપ્રેમ, અકર્તવ્યપ્રેમ, સાધ્યપ્રેમ, સાધનપ્રેમ, શુદ્ધપ્રેમ, અશુદ્ધપ્રેમ, નીતિપ્રેમ, મર્યાદિતપ્રેમ, અમર્યાદિતપ્રેમ, સાધુપ્રેમ, સંકીર્ણપ્રેમ, વ્યાપકપ્રેમ, જ્ઞાનપૂર્વકપ્રેમ, સ્વાર્થપ્રેમ, પરમાર્થપ્રેમ, કર્મપ્રેમ, નિર્વિષયપ્રેમ, વિષયપ્રેમ, વીતરાગપ્રેમ, ધર્મીપ્રેમ, અધર્મીપ્રેમ, ચલપ્રેમ, અચલપ્રેમ, સ્થિરપ્રેમ, અસ્થિરપ્રેમ, સુખકરપ્રેમ, દુઃખકરપ્રેમ, અકામપ્રેમ, સકામપ્રેમ, વ્યવહારપ્રેમ, નિશ્ચયપ્રેમ, વાચ્યપ્રેમ, અવાચ્યપ્રેમ, લઘુવર્તુલરૂપપ્રેમ, અનન્તવર્તુલરૂપપ્રેમ, આશયપ્રેમ, નિરાશયપ્રેમ, રૂપપ્રેમ, નામપ્રેમ, સ્થાનપ્રેમ, ઉપકારપ્રેમ, અનુપકારપ્રેમ, સ્વામીપ્રેમ, સેવકપ્રેમ, રાજ્યપ્રેમ, પ્રજાપ્રેમ, અતિથિપ્રેમ, ઉચ્ચપ્રેમ, નીચપ્રેમ, કપટપ્રેમ, નિષ્કપટપ્રેમ, લોભપ્રેમ, નિર્લોભપ્રેમ, મિત્રપ્રેમ, પુત્રપ્રેમ, સ્વકીયપ્રેમ, પરકીયપ્રેમ, આયાસપ્રેમ, અનાયાસપ્રેમ, ધ્યાનપ્રેમ, ચારિત્રપ્રેમ, સંયમપ્રેમ, યોગપ્રેમ, તપપ્રેમ, દર્શનપ્રેમ, સત્યપ્રેમ, અસત્યપ્રેમ, બ્રહ્મચર્યપ્રેમ, ગુણપ્રેમ, યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધારણા-ધ્યાન-સમાધિપ્રેમ, લેખકપ્રેમ, જ્ઞાનીપ્રેમ, ઔપદેશિકપ્રેમ, ક્ષયીપ્રેમ, વૃદ્ધિશીલપ્રેમ, સાપેક્ષપ્રેમ, નિરપેક્ષપ્રેમ, આજીવિકાપ્રેમ, ગૃહપ્રેમ,

ત્યાગપ્રેમ, દાનપ્રેમ, કુદરતપ્રેમ, લૌકિકપ્રેમ, લોકોત્તરપ્રેમ, ઔપચારિકપ્રેમ, દૃઢરંગપ્રેમ, સ્વાર્પણપ્રેમ, તન્મયપ્રેમ, અતન્મયપ્રેમ, વગેરે પ્રેમના લાખો કરોડો ભેદો ઉપાધિભેદે પડે છે. પ્રેમવિના મગ્નતા રસિકતા પ્રાપ્ત થતી નથી. જેનાથી આત્મશક્તિયોનો વિકાસ થાય અને સ્વાધિકારે કર્તવ્યપ્રવૃત્તિથી પ્રગતિ થાય-એવા સર્વ પ્રશસ્ય પ્રેમની આદેયતા છે. રજોગુણીપ્રેમ ને તમોગુણીપ્રેમ કરતા સાત્વિકગુણી પ્રેમની અનન્તગુણી મહત્તા છે. સાત્વિકગુણી પ્રશસ્ય પ્રેમથી આત્માના અધિકારે કર્તવ્યકાર્યમા લયલીનતાપૂર્વક પ્રવૃત્તિ થાય છે, તો કર્ત્તવ્યકાર્યની પરિપૂર્ણ ફરજ અદા કરી શકાય છે. જે કાર્ય કરવામા પ્રથમ સ્વાત્મામા પ્રેમ ઉદ્ભવે છે તે કાર્ય કરવામા પોતાનો સ્વાધિકાર છે એમ અવબોધવું; અમુક કર્તવ્યપ્રવૃત્તિમાંથી પ્રેમ ટળે છે, તો અન્યકર્તવ્ય પ્રવૃતિમા પ્રેમ ઉદભવે છે. જેમાંથી પ્રેમ ટળે છે અને જેમા પ્રેમ થાય છે-તે કર્તવ્ય પ્રવૃત્તિમાં સ્વાધિકાર છે એમ નિશ્ચય થાય છે. પ્રેમથી ઉત્સાહ પ્રકટે છે અને તેથી કર્તવ્યકર્મમા આત્મબળ સ્ફોરવી શકાય છે; માટે જે કાર્ય કરવામાં પ્રેમ ઉત્પન્ન થાય છે તેમા તન્મયતા થાય છે શિવાજી અને પ્રતાપરાણાને સ્વદેશ પર પ્રેમ જાગ્યો હતો તેથી તેઓએ આદર્શપુરુષની પેઠે કાર્યપ્રવૃત્તિ સેવી હતી. વિદ્યાની પ્રાપ્તિ માટે થતા પ્રેમથી વિદ્યાની પ્રાપ્તિ કરી શકાય છે. જે પ્રવૃત્તિ પર પ્રેમ થાય છે તેને મન વાણી અને કાયાથી આદરી શકાય છે. **જે કર્મ પ્રવૃત્તિમાં પ્રેમની રઢ લાગે છે તે ગમે તેવું દુઃસાધ્ય હોય છે તો પણ તેને સુસાધ્ય કરી શકાય છે.** જે શુભ આવશ્યક કર્તવ્યકાર્ય પર પ્રેમ પ્રગટે છે તેમાં સહેજે તન્મયતા કરીને તેમાં સંયમની સિદ્ધિપૂર્વક કર્તવ્યબળનો વિકાસ કરી શકાય છે, માટે લીનતાયોગસાધક પ્રેમપૂર્વક કર્તવ્યકાર્ય કરવામા પ્રવૃત્ત થવું જોઇએ. પ્રેમનો ઉચ્ચકોટિના અધિકારે ત્યાગ કરી શકાય છે; માટે પ્રથમથી પ્રેમનો ત્યાગ ન કરતા કર્તવ્યપ્રેમપૂર્વક સ્વાધિકારે કર્મપ્રવૃત્તિમા લીન થવું જોઇએ કે જેથી વૃત્તિની લીનતાયોગની સહેજે સિદ્ધિ થાય.

**અવતરણઃ**—જ્ઞાની કર્મયોગીને કર્તવ્યકર્મની પ્રવૃત્તિ કેવા પ્રકારની હોય છે ને નિર્દેશે છે

श्लोकाः

देहायासादिवर्धिन्या क्रियया शर्म नो भवेत् ।
अतो नोत्सहते ज्ञानी क्रियां कर्तुं स्वभावतः ॥ १३७ ॥
आत्मभिन्नां प्रवृत्तिं तु खेददुःखादिदायिनीम् ।
त्यक्त्वा तां शान्तये नित्यं निवृत्तिं साधयेत् स्वयम् ॥ १३८ ॥

तर्ह्यपि धर्ममार्गस्य योग्याः कर्मप्रवृत्तयः ।
स्वान्यश्रेयस्करास्तास्तु साधयेद् व्यवहारतः ॥ १३९ ॥
निष्क्रिया भावितात्मानो निर्वृत्तिसाधकाश्च ये ।
तथापि स्वाधिकारात्ते कर्म कुर्वन्ति बाह्यतः ॥ १४० ॥
स्वाधिकारक्रियां कुर्वन् ज्ञानी ज्ञानादिभिः शुभाम् ।
साधयेत् पूर्णनिवृत्तिं यथायोगमपेक्षया ॥ १४१ ॥
ज्ञानध्यानादिलीनानां क्रिया नातिप्रयोजना ।
आत्मानं निष्क्रियं पश्यन् यत्तत्करोति बाह्यतः ॥ १४२ ॥
यावद् बाह्याधिकारस्तु धर्मकर्मणि वर्तते ॥
तावत् करोति तद् ज्ञानी पश्चात्तु विनिवर्तते ॥ १४३ ॥

**શબ્દાર્થ.**—દેહાધ્યાસાદિવર્ધક ક્રિયાથી સુખ થતું નથી માટે સ્વભાવથી જ્ઞાની ક્રિયા કરવાને ઉત્સાહી થતો નથી. આત્મભિન્નપ્રવૃત્તિ તો ખેદ દુઃખાદિપ્રદ છે માટે તેનો ત્યાગ કરીને શાન્તિ માટે જ્ઞાની નિવૃત્તિ સાધે છે, તોપણ જ્ઞાની ધર્મમાર્ગયોગ્ય જે જે સ્વપર-શ્રેયસ્કર પ્રવૃત્તિયો છે તેને બાહ્ય વ્યવહારથી સેવે છે. નિષ્ક્રિયરૂપ આત્માને ભાવનારા નિવૃત્તિ સાધક જ્ઞાનીઓ છે, તથાપિ તેઓ બાહ્યથી કર્મ કરે છે. જ્ઞાની જેમ ઘટે તેમ સાપેક્ષપણે જ્ઞાનાદિવડે સ્વાધિકારયોગ્ય ક્રિયાને કરે છે, અને નિવૃત્તિકારક પ્રવૃત્તિથી પૂર્ણ નિવૃત્તિને સાધે છે. જ્ઞાનધ્યાનાદિ લીન મહાત્માઓને અતિ પ્રયોજનવાળી બાહ્યક્રિયા નથી, તોપણ તેઓ આત્માને નિષ્ક્રિયસ્વરૂપ અવલોકતા છતાં જે જે કંઇ ઘટે છે તે બાહ્યથી કરે છે. યાવત્ જ્ઞાનીઓને બાહ્ય કર્માધિકાર છે તાવત્ તે તે જ્ઞાની બાહ્યથી ધર્મ્ય કર્મ-પ્રવૃત્તિને સેવે છે, પશ્ચાત્ બાહ્ય ધર્મ્ય કર્મપ્રવૃત્તિને સેવતો નથી.

**વિવેચનઃ**—બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરનાર જ્ઞાની દેહને પ્રયાસ-દુઃખ પડે એવી ક્રિયાને અવબોધે છે, તેથી તે બાહ્યક્રિયા પ્રવૃત્તિમા સુખ નથી એવો નિશ્ચય કરે છે; માટે તે ક્રિયા કરવાને ઉત્સાહી બનતો નથી જ્ઞાનીઓના લક્ષણોનો પાર આવી શકે તેમ નથી. જ્ઞાનીની બાહ્યકર્મની ચેષ્ટાઓનો પાર આવી શકે તેમ નથી. જ્ઞાનીઓ માટે આજે કંઇ લખાય છે તે એક દેશથી છે, અને સમજાય છે તે પણ એક દેશથી છે. સર્વ દેશથી જ્ઞાનીને શું કર્તવ્ય છે? શું કરે? ઇત્યાદિને પ્રરૂપી શકાય નહિ. અનેક જાતના જ્ઞાનીઓ છે

તેમાંથી અમુકને આ લેખનો અધિકાર સંઘટી શકે તેમ છે. જ્ઞાની સંન્યાસી ત્યાગી સાધુના અનંત વિચારો હોય છે. પરંતુ આચારો તો પરિવર્તનશીલ એકદેશીય હોય છે. જ્ઞાનીઓની અનંતવિચારશ્રેણિયો અનન્ત હોય છે, પરંતુ તેઓના આચારો તો ક્રમવર્તિ એકદેશીય અને દેશકાલાદિ પ્રતિબદ્ધ હોવાથી ટુંકા હોય છે. જ્ઞાનીઓ કાયા કરતા માનસિક પ્રવૃત્તિમાં અત્યંત વેગવાન્ હોય છે. સર્વદેશોની ઉન્નતિનો આધાર જ્ઞાનીઓ પર છે; જ્ઞાનીઓને શારીરિક બાહ્ય-પ્રવૃત્તિમાં દુઃખ ભાસે છે, પરંતુ તેમને સુખ ભાસતું નથી—એ તેઓએ પ્રાપ્ત કરેલી દશાએ ગ્રોગ્ય છે. આત્મજ્ઞાનીઓ બાહ્યની ક્રિયાઓમાં વિરક્ત હોય છે છતા તેઓ ધર્મમાર્ગમા અન્ય-લોકો પ્રવૃત્તિ કરે તે હેતુ વગેરે કારણોથી બાહ્યકર્મોમાં તેઓ જેમ ઘટે છે તેમ પ્રવૃત્તિ કરે છે, તેથી તેમને કંઇ લાભ વા હાનિ નથી જ્ઞાની કર્મ કરવાને માટે યોગ્ય નથી તે કૃતકૃત્ય થયો છતો પણ નીચે પ્રમાણે શિષ્યને જણાવે છે. ભગવદ્ગીતા—न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन । नानवाप्तमवाप्तव्यं, वर्तएव च कर्मणि ॥ यदि ह्यहं न वर्तेयं, जातु कर्मण्यतंद्रितः ॥ मम वर्त्मानुवर्तन्ते. मनुष्याः पार्थ सर्वशः ॥ उत्सीदेयुरिमे लोका, न कुर्यां कर्म चेदहं । संकरस्य च कर्तास्यामुपहन्यामिमाः प्रजाः । હે પાર્થ ! ત્રણ લોકમાં એવું કંઇ નથી કે જે શુદ્ધાત્માવડે કરવાયોગ્ય ન હોય. એવી એક ચીજ નથી કે જે મને મળેલી ન હોય. અર્થાત્ સર્વથી પ્રિયમાં પ્રિય વસ્તુની પ્રાપ્તિ થએલી છે. આટલું છતાં પણ હું તેમાં સામેલ થાઉં છું. પરિશ્રમરહિત હું જો કર્મ કરવામાં સામેલ ન થાઉં તો સર્વ લોકો મારો માર્ગ અંગીકાર કરે, અને તેથીજ તેઓ જડ જેવા બની જાય, અને પરિ-ણામે તેઓ આત્માની શુદ્ધિ કરી શકે નહિ જો હું બાહ્યફરજથી કર્મ ન કરું તો આ લોકોનો નાશ થાય. લોકો વર્ણશંકર થઇ જાય. અને તેનો કરનાર હું થાઉં; માટે મારે સર્વના નેતારૂપ આદર્શપુરુષ બનીને કર્મ કરવા જોઇએ महाजनो येन गतः स पन्थाः. કર્મમાં મમતા રાખીને અજ્ઞાની મનુષ્યો કર્મ કરે છે. આત્મજ્ઞાનીઓ મમતા રાખ્યા વિના લોકો કર્મથી ભ્રષ્ટ ન થાય, એ હેતુથી લોકોના કલ્યાણ પ્રતિ લક્ષ્ય રાખીને કર્મ કરે છે. આત્માનો સાક્ષાત્કાર કરનાર આત્મજ્ઞાનીઓના બાહ્યકર્મો એકસરખા મેળવાળા નથી. દેશકાલવય આદિ-ભેદે તેઓના બાહ્ય કર્મોમા ભેદ પડે છે. આત્મા અરૂપી છે. બાહ્યકર્મો રૂપી છે છતા તેઓ આત્માથી ભિન્ન એવાં બાહ્યકર્મોમા અહંકર્તા ભોક્તા બુદ્ધિ રાખ્યા વિના તેઓને કરે છે. દેશકાલાનુસારે બાહ્ય કર્મોમા સુધારાવધારા કરવાનો અધિકાર આત્મજ્ઞાનીઓને હોય છે. રૌઢિકપ્રવૃત્તિના વશ થઇને આત્મજ્ઞાનીઓ બાહ્યકર્મોમા એકસરખા પ્રવૃત્તિવાળા થતા નથી તેઓને જેમ યોગ્ય લાગે છે તેમ તેઓ બાહ્યકર્મની પ્રવૃત્તિયોને આચરે છે. તેઓ સમાજ આદિના એકાન્તે પરવશ થઇને બાહ્યકર્મ પ્રવૃત્તિ કરતા નથી. તેઓ બાહ્યક્રિયાનો કરવાના સર્વ રહસ્યોને અવબોધતા હોવાથી અજ્ઞાનીઓને તેનું વાસ્તવિકરૂપ સમજાવીને તેમને ધર્મમાર્ગે વાળવા સત્ય રહસ્યોને સમજાવે છે તથા કર્મની સત્યપ્રવૃત્તિ આચરે છે. આત્મ-

ભિન્ન કાર્યપ્રવૃત્તિને તેઓ સાક્ષીભૂત થઈને કરે છે તેથી બાહ્યપ્રવૃત્તિથી તેઓને માનસિક દુ ખ થતું નથી. બાહ્ય પ્રવૃત્તિમા અહંમમત્વ ટળે છે ત્યારે તેથી શરીરને દુઃખ થતાં છતા પણ આત્મા નિર્લેપી હોવાથી આધ્યાત્મિક દુઃખ થતું નથી. આત્મભિન્ન બાહ્ય કાર્ય-પ્રવૃત્તિનો ત્યાગ કરીને આત્મશાતિ માટે જ્ઞાની નિવૃત્તિને સેવે છે તથાપિ તે યોગ્ય એવી સ્વાધિકારવશ પ્રાપ્ત બાહ્યપ્રવૃત્તિને યથાયોગ્ય સેવે છે તો પણ તે બાહ્ય પ્રવૃત્તિનો કર્તા ભોક્તા સિદ્ધ ઠરતો નથી બાહ્યપ્રવૃત્તિથી પોતાને કંઇ ફાયદો નથી, તોપણ વિશ્વ લોકોના શ્રેય માટે તે સેવે છે. અજ્ઞાની કરતાં જ્ઞાની બાહ્યપ્રવૃત્તિને દુનિયાના મનુષ્યોના કલ્યાણાર્થે કરોડગણી વિશેષ સેવે છે તોપણ તે અહંમમતાના ત્યાગથી અજ્ઞાની કરતા અનન્તગુણો ત્યાગી અને નિષ્ક્રિય છે. અહંમમતાના ત્યાગથી સર્વ જાતની શુભ પ્રવૃત્તિયોને જ્ઞાની કરે છે તોપણ તે ત્યાગી છે અને અજ્ઞાની અહંતાથી સંપૂર્ણ દુનિયાનો ત્યાગ કરીને નગ્ન થઈ પર્વતની ગુફામાં પ્રવેશ કરે છે તોપણ તે રાગી છે. પ્રારબ્ધાધીન જ્ઞાની સ્વાધિકારે બાહ્યકર્મોને અનિચ્છતો છતો પણ કરે છે અને તેથી તે આચરણવડે દુનિયાના અજ્ઞ લોકોને શુભ કર્મોની પ્રવૃત્તિ તરફ આકર્ષે છે. **આત્મજ્ઞાન પામ્યાવિના અને અહંમમત્વ ત્યાગ્યાવિના કેટલાક લોકો નિષ્ક્રિય બની જાય છે તેથી તેઓ કર્મયોગથી ભ્રષ્ટ થઇને પુનઃ હતા ત્યાંના ત્યાં આવીને ઉભા રહે છે.** જ્ઞાનીનો અનન્ત અનુભવ છે. ભારતવર્ષમા અનેક જ્ઞાનીઓ ઉદ્ભવે છે. તેઓ લોક કલ્યાણકારક કર્મોમા લોકોને યોજે છે. અહંમમત્વના ત્યાગથી જ્ઞાનીઓ જે કંઈ કરે છે તેમા તેઓ બંધાતા નથી, તેથી કર્મ કરવાનો અધિકાર જ તેઓનો છે એમ સિદ્ધ થાય છે. જ્ઞાનીઓ અન્તરમા સૂક્ષ્મમાં સૂક્ષ્મ ધ્યાનના વિચારો કરે છે તે પણ એક જાતની સૂક્ષ્મ ક્રિયા છે તેની સિદ્ધિથી જગત્ના લોકો પર અનંતગુણો ઉપકાર કરી શકાય છે. આત્મજ્ઞાનીઓ જડ જેવા લોકોથી કદાપિ ન થાય એવી ધ્યાનક્રિયાની સમાધિમાં આરૂઢ થાય છે-સર્વથી મહાભારત કર્મ તે છે. આત્મધ્યાન-સમાધિવિના રાગદ્વેષાદિ વાસનાઓનો ક્ષય થતો નથી અને પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી તેથી તેઓ આત્મધ્યાન-સમાધિની સૂક્ષ્મ ક્રિયા કે જે અક્રિયા જેવી બાહ્યથી જણાય છે તેને કરીને જગત્ના લોકોની આગળ અપૂર્વ લાભ ખડો કરે છે અને તેથી દુનિયાના લોકો દુ ખસાગરને તરી જાય છે. શ્રી ચોવીશમા તીર્થંકર મહાવીર પ્રભુએ બાર વર્ષ પર્યન્ત આત્મધ્યાનરૂપ સૂક્ષ્મ ક્રિયાનુ સેવન કરીને રાગદ્વેષનો સર્વથા ક્ષય કર્યો હતો તેથી તેમના આત્મામા કેવલજ્ઞાનનો પ્રકાશ થયો હતો અને તેથી તેઓએ ભારતના લોકોને ધર્મનો અપૂર્વ લાભ આપીને પાપના માર્ગોને બંધ કરી દીધા હતા. સિકંદર બાદશાહે હિન્દુસ્થાન પર સ્વારી કરી હતી તે પાછો વળીને પોતાના દેશ તરફ જતો હતો ત્યારે તેને સિન્ધુ-નદીના કાઠા પર એક યોગીની મુલાકાત થઇ. તે યોગી ધ્યાનમાં લીન હતો. અમુક મતસંપ્રદાયના અભિમાનથી મુક્ત થઇને આત્મસ્વરૂપના સાક્ષાત્કારમા લીન થયો હતો સિકંદરે તે યોગી

સાથે વાર્તાલાપ કર્યો તેથી તેનેઘણી શાન્તિ મળી. છેવટે તેણે ઉદ્ગાર કાઢયા કે–જો પહેલાંથી આ યોગીના આત્માના ઉદ્ગારોનો લાભ મળ્યો હોત તો લાખો મનુષ્યોનો નાશ કરત નહિ. મહાત્માઓ જ્ઞાનીઓ ધ્યાનસમાધિરૂપે ક્રિયા કરીને જગત્ના લોકોને લાભ આપતા હોય તો આ રીતે આપે છે. તેઓ ધર્મમાર્ગની યોગ્ય પ્રવૃત્તિયોને પણ પ્રસંગે પ્રસંગે સેવતા રહે છે પણ શિલાછાપેના ખીબા જેવા અમુક ક્રિયામા રૂઢ બની જતા નથી. આત્મજ્ઞાનીઓની બાહ્ય પ્રવૃત્તિયોથી તેમને પારખી શકાતા નથી. લોકોને લાભ થવાની ખાતર તેઓ યોગ્ય ધર્મની બાહ્ય ક્રિયાઓને કરે છે એમ નિર્દેશવામાં આવ્યુ જ્ઞાની જ્ઞાનાદિપરિણામે પરિણમીને સ્વાધિકારથી બાહ્યથી કર્મ કરતો છતો અન્તરની પૂર્ણ નિવૃત્તિને સાધે છે. જ્ઞાનીનો આત્મા સદા સ્વતંત્ર હોય છે; જ્ઞાની પરતત્ર બનતો નથી. પરતંત્ર બનીને મેરુ-પર્વત સમાન સુવર્ણના રાશિ પર બેસવામા આવે તો પણ જ્ઞાનીને શાતિ મળતી નથી. ધૂળના ઢગલા પર બેસીને જ્ઞાની જે નિવૃત્તિ સુખનો અનુભવ કરે છે તેના સુખને ઇન્દ્ર પણ પહોંચી શકતો નથી. આર્યાવર્તના જ્ઞાનીઓને નિવૃત્તિ પસંદ હોય છે. આર્યાવર્તના આર્યમનુષ્યો જો આત્મજ્ઞાનીઓ થાય છે તો તેઓ નિવૃત્તિમાર્ગને પસંદ કરે છે. આર્યાવર્તના જ્ઞાનીઓને અને ભકતોને પર્વતો, ગુફાઓ, એકાન્ત સ્થળો, નદીઓ, જંગલો, ઘણા રુચે છે. તેઓને રાજ્યસુખ ભોગવવાની ઇચ્છા થતી નથી અને પાશ્ચાત્ય દેશના તત્ત્વજ્ઞાનીઓની ભકતોની નિવૃત્તિ પણ પ્રવૃત્તિરૂપ થઇ હોય છે, **પ્રવૃત્તિમય નિવૃત્તિ કરતાં નિવૃત્તિમય પ્રવૃત્તિની અનન્ત ગુણી ઉત્તમતા સિદ્ધ ઠરે છે.** પ્રવૃત્તિની પણ હદ હોય છે ઘણી પ્રવૃત્તિથી રજોગુણી અને તમોગુણી હિલચાલ–ચળવળ વધે છે અને તેથી એક વાર તે દારૂમા દેવતાના જેવું ફળ પ્રગટાવવા સમર્થ થાય છે. લાખગુણી વા કરોડગુણી પ્રવૃત્તિ કરવા માત્રથી કોઇની ઉન્નતિ થતી નથી. નિવૃત્તિ જેના ગર્ભમા છે એવી પ્રવૃત્તિયોને કરવા માટે જ્ઞાનીઓ ફરમાવે છે અજ્ઞાનીઓની નિવૃત્તિયો તો પ્રવૃત્તિમય હોય છે તેથી તેઓ સાત્વિક સુખનો અનુભવ કરવા શકિતમાન્ થતા નથી આર્યજ્ઞાનીઓની નિવૃત્તિમય પ્રવૃત્તિયોથી સ્વાત્માને અને દુનિયાના જીવોને પરિણામે અનન્તગુણ સુખ મળે છે. અતએવ જ્ઞાની બાહ્યક્રિયા કરે છે તે યોગ્ય જ કરે છે, તેનો બાળજીવોને ખ્યાલ આવી શકતો નથી. જ્ઞાન ધ્યાનસમાધિમા લીન મનુષ્યોને બાહ્યક્રિયાઓનું બાહ્યકર્મ પ્રવૃત્તિઓનું ખાસ પ્રયોજન રહેતું નથી આત્મા યમ નિયમ આસન પ્રાણાયામના ક્રમપૂર્વક યોગની સાધના કરીને યોગી બની શકે છે. યોગીઓ યોગમાર્ગમા આરૂઢ થઇને ધ્યાનની સિદ્ધિ કરે છે. ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમા યોગીનું સ્વરૂપ જણાવ્યું છે તે અપેક્ષાએ ઉપયોગી હોવાથી અત્ર તત્સંબંધી કઇક લખવામા આવે છે यदा हीनेन्द्रियार्थेषु, न कर्म स्वनुषज्जते । सर्वसङ्कल्प संन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥ उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् । आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मन ॥ જ્યારે ઇન્દ્રિયોના અર્થોમા મન

આસક્ત થતું નથી અને બાહ્યકર્મોમા મન આસક્ત થતું નથી અને સર્વ સંકલ્પનો ત્યાગી આત્મા થાય છે. ત્યારે યોગી યોગારૂઢ થએલ છે એમ જાણવું. આત્માજ આત્માનો ઉદ્ધાર કરે છે. આત્માનો પ્રમાદ અને રાગદ્વેષથી નાશ ન કરવો જોઈએ. આત્મા આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે આત્માવડે જેણે મનપર જય મેળવ્યો છે તે આત્માનો બંધુ છે, અને જેણે રાગદ્વેષાત્મક મન પર જય નથી મેળવ્યો તે આત્માનો શત્રુ છે. શીતોષ્ણ સુખદુઃખમાં તથા માનાપમાનમા જે સમાન છે તે યોગી છે. ज्ञानविज्ञानतृप्तात्मा, कूटस्थो विजितेन्द्रियः। युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥ ८ ॥ આત્માની સત્તામા રહેલી પરમાત્મતા પ્રકટાવનાર તે યોગી છે. જેનો આત્મા જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત છે, જે કૂટસ્થ છે, જેણે ઇન્દ્રિયો પર જય મેળવ્યો છે, માટી અને સુવર્ણ જેના મનમાં સમાન છે તે યોગી છે. सुहृन्मित्रार्युदासीन, मध्यस्थद्वेष्यबंधुषु, साधुष्वपि च पापेषु, समबुद्धिर्विशिष्यते ॥ સુહૃદ્-મિત્ર, અરિ-દુશ્મન ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષી અને બંધુઓમાં તથા સાધુઓમાં અને પાપીઓમાં જેની સમબુદ્ધિ થઈ છે તે યોગી ગણાય છે. यत्र विरमते चित्तं, निरुद्धं योगसेवया। यत्र चैवात्मनात्मानं, पश्यन्नात्मनि तुष्यति ॥ सुखमात्यंतिकं यत्तद्, बुद्धिग्राह्यमतीन्द्रिय, वेत्ति यत्र न चैवायं, स्थितश्चलति तत्त्वत. ॥ यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः। यस्मिंस्थितोः दुःखेन, गुरुणापि विचाल्यते ॥ યોગસેવાવડે નિરૂદ્ધ ચિત્ત જ્યા વિરામ પામે છે ત્યાં આત્માવડે આત્માને દેખી આત્મામાં યોગી પરમ સુખી બને છે. આત્મામા ષટ્કારક ચક્ર રહેલું છે યોગીને એવી મનની ઉપશમ દશામા જે સુખ થાય છે તે આત્યંતિક સુખ અવબોધવું તે બુદ્ધિ અર્થાત્ જ્ઞાન ગ્રાહ્ય અને અતીન્દ્રિય છે. એવું આત્મસુખ અનુભવીને યોગી આત્માથી ચલાયમાન થતો નથી. આત્માનો સાક્ષાત્કાર કરીને આત્મસુખ પામીને અન્ય કોઇ તેના કરતા વિશેષ નથી એમ માને છે. આ રીતે યોગ દશામા રહેલો યોગી મહાદુઃખથી ચલાયમાન થતો નથી. प्रशान्तमनसं ह्येन, योगिनं सुखमुत्तमं। उपैति शान्तरजसं, ब्रह्मभूतमकल्मषम् ॥ युंजन्नेव सदात्मानं, योगी विगतकल्मषः सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ પ્રશાંત મનવાળા યોગીને અત્યંત આત્મસુખ પ્રાપ્ત થાય છે શાંત રજવાળો થયો છે તે બ્રહ્મસ્વરૂપ બને છે. જે વૃત્તિયોના સંકલ્પવિકલ્પ દશાની પેલી પાર ગયેલ છે અને આપસ્વરૂપ જે બન્યો છે તે બ્રહ્મસુખનો અનંત અનુભવ કરે છે પાપરહિત એવો યોગી સ્વાત્માને સદા પરમબ્રહ્મસ્વરૂપમા જોડતો છતો સુખવડે પરમ બ્રહ્મનો સંસ્પર્શ કરી અર્થાત્ પરમબ્રહ્મમાં લીન થઈ બ્રહ્મસુખ પામે છે તે સુખસાગરરૂપ બને છે, તે વૃત્તિયોના કાલ્પનિક સુખની પેલીપાર રહેલા બ્રહ્મસુખનો અનુભવ કરીને આત્મજ્ઞાનમા મસ્ત બને છે. आत्मौपम्येन सर्वत्र, समं पश्यति योऽर्जुन, सुखं वा यदि वा दु खं, स योगी परमो मत ॥ સર્વત્ર આત્માની પેઠે સર્વને આત્મવત્ અવલોકનાર જે બન્યો છે તથા બાહ્ય સુખ દુઃખમા જે સમ બન્યો છે

તે પરમ યોગી છે; એવો યોગી આત્મજ્ઞાની ગણાય છે. આત્મજ્ઞાનીઓ સંપૂર્ણ યોગશક્તિયોને પ્રાપ્ત કરવાને અનેક યોગના અંગોને સેવે છે. અનેક જાતની તપશ્ચર્યાઓનાં, મંત્રોના, યંત્રોનાં, તંત્રોનાં અનુષ્ઠાનો કરે છે. દ્રવ્યક્ષેત્રકાલભાવથી તેમને જે જે યોગ્ય અનુષ્ઠાનો લાગે છે તે સેવે છે અને આત્માની શુદ્ધતાનો સાક્ષાત્કાર કરે છે. જ્ઞાનધ્યાનમા લીન મહાત્માઓથી યોગીઓની શક્તિયોનો પાર પામી શકાતો નથી. તેવા મહાત્માઓનો અંત લેવા કદાપિ પ્રયત્ન કરવો નહિ. જ્ઞાનધ્યાનમા લીન યોગીઓ સ્વતંત્ર કર્તવ્યકર્મ કરનારા હોય છે. આત્મજ્ઞાનીઓને બાલજીવો જે કર્મો કરે છે તે કરવાનું તેઓને પ્રયોજન રહેતું નથી તોપણ જે કંઇ તેઓ કરે છે તે બાહ્યથી કરે છે તે તેઓના આશયો અવબોધ્યા વિના સમજી શકાતું નથી. જ્ઞાનધ્યાનમા લીન મહાત્માઓની આન્તર તથા બાહ્ય પ્રવૃત્તિની આગળ બાલજીવોની ક્રિયાની કંઈ પણ કિમ્મત હોતી નથી. જ્ઞાનધ્યાનમા લીન મહાત્માઓની સેવા કરવાથી સામાન્ય બાળજીવો જે પ્રાપ્ત કરી શકે છે તે અન્ય કોઇની પાસેથી પ્રાપ્ત કરવા શક્તિમાન્ થતા નથી. જ્ઞાનધ્યાનમા લીન આત્મજ્ઞાનીઓના સર્વ કર્મોની અનુક્રમણિકા કરી શકાય નહિ. જ્ઞાનધ્યાનમા લીન મહાત્માઓની આ વિશ્વના લોકોને અત્યંત જરૂર છે. પાશ્ચાત્ય દેશોમા ટોલસ્ટોય રસ્કીન પેથેગોરસ સોક્રેટીસ કાન્ટ જેવા તત્ત્વવેતાઓથી અનેક લાભો પ્રગટયા છે. આર્યભૂમિ તો સર્વ દેશોની ગુરુ સમાન છે. આર્યવર્તમાં મહાયોગીઓ, મહાધ્યાનીઓ, મહાજ્ઞાનીઓ પ્રગટયા છે. ભારતભૂમિના જેટલા યશોગાન કરીએ તેટલા ન્યૂન છે. ભારતદેશમા લીન થએલ અનેક જ્ઞાનીઓ દેખવામા આવે છે. ભારતભૂમિના મહાત્માઓની તુલના કરનાર અન્ય દેશીય મહાત્માઓ નથી–એમ કથંચિત્ દૃષ્ટિએ કથી શકાય છે. આત્મજ્ઞાની મહાત્માઓ પોતાના હૃદયમાંથી જે જ્ઞાનનાં ઝરણાને પ્રગટ કરે છે તે તે મૂઢ મનુષ્યોથી કદિ બની શકે તેમ નથી–આત્મજ્ઞાનીઓ આત્મશક્તિયોનો અનેક માર્ગોથી વિકાસ કરે છે. તેઓ ગુફાઓમા, એકાન્ત સ્થળોમા નિષ્ક્રિય બનેલા દેખાય છે તો પણ તેઓ હૃદયમા આત્મધ્યાનની કંઇ ક્રિયા કરીને તેના આન્દોલનોથી જગત્‌ને અપૂર્વ લાભ આપે છે. મન વચન અને કાયાના યોગની અત્યંત સ્થિરતા કરી તેઓ બાહ્યથી નિષ્ક્રિય જેવા બની જાય છે અને અન્તરમાં આત્મતત્ત્વાદિનું ધ્યાન ધરી અપૂર્વ અનુભવની શોધો કરે છે. એવી સ્થિતિવાળા જ્ઞાની મહાત્માઓને કેટલાક અજ્ઞ જડ લોકો જગત્‌મા નકામા પડી રહેલા માને છે. તેઓ દુનિયામા કંઇ કરતા નથી એમ સ્થૂલ બુદ્ધિવાળા મનુષ્યો કથે છે પણ તેઓની ભૂલ છે. રાજાના મંત્રીઓ. તત્ત્વવેત્તાઓ, શોધકો જ્ઞાનીઓ, યોગીઓ, જ્ઞાન ધ્યાનમા લીન થઇને નિષ્ક્રિય જેવા બનીને અન્તરૂથી જે જ્ઞાન પ્રકટાવે છે તે જ્યારે વાણી દ્વારા પ્રકાશે છે ત્યારે દુનિયાના લોકો આશ્ચર્યમા મગ્ન થઈ જાય છે. મનના વિકલ્પ સંકલ્પોને રુંધ્યાવિના આત્મશક્તિયોનો

વિકાસ થતો નથી. તેઓ એકાન્તમાં મનને આત્મામાં અમુક ધ્યેયમાં લીન કરી દે છે અને તેથી તેઓ અનેક ચમત્કારોને બતાવી શકે છે. મનનો વિકાસ કરીને તેને જે ધ્યેયમાં લીન કરવામા આવે છે તે સંબંધી તેનો સંયમ થવાથી તત્સંબંધી અનુભવજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. મહાત્માઓ યોગીઓ જ્ઞાનધ્યાનમાં એટલા બધા લીન થઇ જાય છે કે તેઓ તેઓના શરીરનું અને નામનું ભાન ભૂલી જાય છે. આવી ઉત્તમ લીનતાને તેઓ પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ અપૂર્વ શક્તિયો પ્રકટાવવા સમર્થ થાય છે. એવી સ્થિતિમાં બાહ્યથી નિષ્ક્રિય રહેનાર આત્મજ્ઞાનીઓને જો અજ્ઞાની જીવો નકામા માને છે તો તેથી તેઓ જ્ઞાન ધ્યાનદ્રોહી, દેશદ્રોહી, શક્તિદ્રોહી, ઉન્નતિદ્રોહી અને વિશ્વદ્રોહી બને છે અને તેઓ ઉન્નતિનાં અપૂર્વ દ્વારોને તાળા લગાવનારા જાણવા, એવું ઉપર્યુક્ત કારણોથી કથવામાં આવ્યુ છે કે ज्ञानध्यानादिलीनानां, क्रियानातिप्रयोजना ઉપર્યુક્ત શ્લોકનો ભાવ અવબોધીને જ્ઞાનીઓથી જે કંઇ બાહ્યથી કરાય તેમા પણ અપૂર્વ સત્ય સમાયલું છે એવું જાણી તેનાં રહસ્યો જાણવાના ખપી થવુ. પરંતુ નકામી નિંદા કુથલીમાં પડવું નહીં. **આત્મજ્ઞાનીઓની રહેણીકહેણી વસ્તુતઃ વિચારતાં એકદેશીય હોય છે અને તેઓની રહેણી-કહેણીનું અનુકરણ પણ એકદેશીય છે.** મહાત્માજ્ઞાનીઓની રહેણી કરતાં તેમની કહેણી અને તેમની કહેણી કરતાં તેઓનું હૃદય અનુભવવા ખાસ લક્ષ્ય દેવું જોઇએ કે જેથી તેઓએ જ્ઞાનધ્યાનમાં લીન થઇને જે જે અનુભવો પ્રાપ્ત કર્યા હોય તેની પ્રાપ્તિ થઈ શકે. આ વિશ્વમાં રૌઢિક આચારોમાં વિશેષ સહાયત્વ હોય છે અને યૌગિક આચારો કરતાં મહાત્માઓની ઉપદેશ પ્રવૃત્તિમા અને તે કરતા મહાત્માજ્ઞાનીઓના હૃદયમા અનન્તગણું સત્ય રહેલું છે. આત્માનો નિશ્ચય આત્મજ્ઞાનીઓ જે કંઇ કરે છે તેમા તેઓ વિશેષતઃ નિર્લેપ રહી શકે છે અને તેથી વિશ્વલોકો પર અંત્યંત અસર કરી શકે છે. જ્યાં સુધી કાયા વાણીનાં કર્મોમા આત્મજ્ઞાનીઓને અધિકાર છે ત્યાં સુધી તેઓ કરે છે. કયું કર્મ કેવી રીતે કરવું ? તે તેમના સ્વાતંત્ર્ય પર આધાર રાખે છે પશ્ચાત્ તેઓનો અધિકાર પૂર્ણ થતા સર્વ બાબતોમાં સ્વતંત્ર બનીને પ્રારબ્ધયોગે જે કંઇ કરે છે તેનો કઇ નિયમ નથી.

**અવતરણઃ**–આત્મજ્ઞાની--બ્રહ્મજ્ઞાની બાહ્યકર્મોને કરતો છતો પણ નથી કરતો, કારણ કે તે બાહ્યકર્મોમાં આસક્ત નથી–ઇત્યાદિ નિવેદે છે.

**શ્લોકઃ**

**कुर्वन् सन् न करोत्येव, ज्ञानी कर्माणि तत्त्वतः ।**
**अकुर्वन् सन् करोत्येव, मूढः कर्माणि मोहतः ॥ १४४ ॥**

**શબ્દાર્થઃ**—આત્મજ્ઞાની વસ્તુત: કર્મોને--કાર્યોને કરતો છતો પણ કરતો નથી. મૂઢ અજ્ઞાની મોહથી કર્મોને નહીં કરતો છતો પણ કરે છે.

**વિવેચનઃ**—આત્મજ્ઞાનીને બાહ્યવસ્તુઓ–નામ અને રૂપોનો મોહ હોતો નથી તેથી તે જેટલી બાહ્યપ્રવૃત્તિયો કરે છે તેમાં અહંમમત્વથી બંધાયાવિના વ્યવહારથી નિરાસક્ત થઇને કરે છે તેથી તે કરતો છતો પણ અકર્તા તરીકે ગણાય છે. જ્ઞાનીઓ જગત્જીવોના શ્રેય માટે સર્વ પ્રકારની શુભ પ્રવૃત્તિયોને કરે છે. નિરાસક્તિથી જ્ઞાનિકર્મયોગીઓ ગૃહસ્થદશામા અને ત્યાગીદશામાં અન્યલોકોના ઉપકારાર્થે અવશેષ જીવન વ્યતીત કરે છે. જ્ઞાનિકર્મયોગીઓ મોહવિના શુભ પારમાર્થિક કાર્યો કરીને વિશ્વજીવોના દુઃખોને ટાળે છે. ઉપકારનો બદલો પાછો લેવાની બુદ્ધિથી અજ્ઞાની જીવો પ્રવૃત્તિયો કરે છે, આત્મજ્ઞાની ગૃહસ્થ અને ત્યાગીઓ ઉપકારનો બદલો પાછો લેવાની બુદ્ધિથી કોઈપણ ઔપકારિક કાર્ય કરી શકતા નથી. વિશ્વવર્તિ સર્વ જીવોને શાંતિ સુખ આપવું અને તેના શાતિસુખમય જીવનમાં કોઇ વિઘ્ન નાખતું હોય તો તે હઠાવવું. દુનિયામા ગરીબોને દુઃખોથી બચાવવા અને તેઓની વિપત્તિઓ દૂર કરવી. સાધુઓ સન્તોની સેવા કરવી. કોઇને પણ પરતંત્ર કરવા અયત્ન ન કરવો. સર્વજીવોને નીતિમાર્ગ પર વાળવા અને દુષ્ટ લોકોથી ધર્મીજીવોનું રક્ષણ કરવું. વિશ્વવર્તિ મનુષ્યોને આત્મજ્ઞાન દેવું. વિશ્વવર્તિ મનુષ્યોને આત્મસરખા ગણીને તેઓને શુભ વિચારો આપવા અને દુષ્ટ રિવાજોથી પીડાતા મનુષ્યોનો ઉદ્ધાર કરવો, મોહના પંજામાથી વિશ્વવર્તિ મનુષ્યો છોડાવવા–ઇત્યાદિ શુભકાર્યોને આત્મજ્ઞાની મનુષ્યો કરે છે. આત્મજ્ઞાનીઓ ગરીબોની આતરડીને ઠારે છે. આત્મજ્ઞાનીઓ વિશ્વ-મનુષ્યોની, પશુઓની અને પંખીઓની આતરડી ઠારે અને તે માટે સ્વજીવનની આહૂતિ આપે છે. વિશ્વવર્તિ જ્ઞાની મનુષ્યો મારું તારું કર્યાવિના એક સરખી રીતે સર્વના કલ્યાણાર્થે જીવન ગાળે છે. આત્મજ્ઞાનીઓ કંઇ ને કંઈ પારમાર્થિક કાર્યો કર્યા કરે છે તેઓ તે માટે જે કંઈ ત્યાગ કરવો પડે તેનો ત્યાગ કરે છે. આત્મજ્ઞાનીઓ **જો ભાવી ભાવ-સ્વભાવ પર વિશ્વાસ મૂકી બેસી રહે તો આ જગત્માંથી પરોપકાર તત્ત્વનો લોપ થઇ જાય અને ચંદ્રસૂર્ય પણ લોપ થઇ જાય** આત્મજ્ઞાની ગૃહસ્થો વા ત્યાગીઓની ખૂબી એ છે કે--તેઓ આસક્તિવિના સર્વ શુભ કર્મો કરે છે, તેથી તેઓને કોઇ જાતનો લેપ લાગતો નથી અને તેઓની મુક્તતાનો આ ભવમા નિશ્ચય થાય છે. આત્મજ્ઞાની સર્વ પ્રકારના આવશ્યક કર્મો કરે છે, તોપણ તેઓ ક્રોધ માન માયા અને લોભના વશમા આવતા નથી. જ્ઞાનીઓ–મહાત્માઓ જો ઉપકારકારક શુભકર્મોના ત્યાગી બની જાય તો આ વિશ્વમા ધર્મનું અસ્તિત્વ રહી શકે નહીં આ વિશ્વમાં જ્ઞાની-ઓના પ્રતાપે કર્મયોગની નિર્મલતા કાયમ રહે છે દેશની–વિશ્વની–સમાજની–સંઘની

પ્રગતિ થાય અને દુઃખોનો નાશ થાય એવાં શુભ કર્મોને કરતાં કરતાં જ્ઞાનીઓ આયુષ્યને પૂર્ણ કરે છે. ભારતના કર્મયોગીઓના અને જ્ઞાનયોગીઓના શિરોમણિ સર્વજ્ઞપ્રભુશ્રીમહાવીરદેવે આયુષ્યનો અંત થતા સોળ પ્રહર સુધી ધર્મદેશના દઈ જગત્જીવોનો ઉદ્ધાર કરી શરીરનો ત્યાગ કર્યો હતો. તેઓએ કૃતકૃત્ય થઇ વિશ્વ મનુષ્યોને જાહેર કર્યું છે કે-છેલ્લી આયુષ્યની પળપર્યંત પણ શુભ કર્મનો યોગ ત્યજવો નહીં. શ્રીમહાવીરપ્રભુના શિષ્ય ગૌતમસ્વામીએ પણ છેલ્લા સમય સુધી ભવ્યજીવોને સદુપદેશ દઇ જ્ઞાનયોગીની કર્મ ફરજને અદા કરી હતી. ત્રયોદશ ગુણસ્થાનકવર્તિસર્વજ્ઞ તીર્થંકરોસમા મહાદેવો પણ વીતરાગ બન્યા છતાં શુભકર્મનો ત્યાગ કરતાં નથી તો અન્યજીવોએ શુષ્કજ્ઞાની બની કેમ શુભ-પારમાર્થિક આવશ્યક કર્મનો ત્યાગ કરવો જોઇએ ? અલબત્ત ન કરવો જોઇએ. જ્ઞાની-કર્મયોગીના જીવનો એક શ્વાસોચ્છ્વાસ પણ જગતની કલ્યાણની પ્રવૃત્તિ વા શુભ વિચાર વિના જતો નથી. આ વિશ્વમાં જ્ઞાનીકર્મયોગી મહાત્માઓ સર્વ કંઇ કરે છે છતા કરતા નથી અને અજ્ઞાનીઓ મોહથી હાથ પગ હલાવ્યા વિના બેસી રહે છે છતાં તેઓ મોહશકિતથી કર્તા છે, માટે અજ્ઞાનદશા-મોહદશાનો ત્યાગ કરી સર્વ શુભ કર્મોને કરવાં જોઈએ. મૂઢમનુષ્યોના જ્ઞાનીગુરુઓ છે. મૂઢમનુષ્યોનાં હૃદયને શુદ્ધ કરવાં એ જ જ્ઞાનીઓનું કર્તવ્ય છે. આત્મજ્ઞાનીઓનું વાસ્તવિક કર્તવ્ય એ છે કે મોહાસકત મૂઢ મનુષ્યોને આત્માનું વાસ્તવિક સ્વરૂપ જણાવવું અને પ્રભુની ભકિતદ્વારા મોહબુદ્ધિનો નાશ કરાવીને વિશ્વજનોને પવિત્ર કરવા. અજ્ઞાની મનુષ્યોથી જ્ઞાનીઓને, તેઓને શુદ્ધ કરતાં પણ ઘણું સહન કરવું પડે છે અજ્ઞાનીઓના દોષો ધોવાને જ્ઞાનીઓ ધોબીની પેઠે સદા કર્તવ્યકર્મને કરે છે. જ્ઞાનીઓના ઉપકારનો બદલો વાળવાને કદાપિ અજ્ઞાનીઓ શકિતમાન્ થતા નથી. મૂઢ મનુષ્યોએ જ્યાં સુધી મોહાસકિત ટળી ન હોય અને નામરૂપ બાહ્યજગત્માંથી અહંમમતા ટળી ન હોય ત્યા સુધી પગલે પગલે આત્મજ્ઞાની મહાત્માઓની સલાહ પ્રમાણે પ્રવૃત્તિ કરવી અને આસકિતભાવ ટાળવાને જ્ઞાની ગુરુઓની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરવી કે જેથી દરરોજ તેઓ આત્મજ્ઞાની પ્રાપ્તિમા આગળ વધી શકે. મૂઢ મનુષ્યો એક શ્વાસોચ્છ્વાસે પણ કંઇનું કંઇ કર્મ કર્યા કરે છે. પરંતુ તેઓ અજ્ઞાન મોહાસકિતથી ઉટીયાનું કુટીયું કરી નાખે છે અને જ્યાંથી છૂટવાનું હોય છે ત્યાં જ તેઓ બંધાય છે. નિર્મોહ ધર્મના માર્ગમા તેઓ મોહને ધારણ કરે છે અને સામાન્ય બાબતોમા રાગદ્વેષ વધારીને યાદવાસ્થળી કરી દે છે. મૂઢ મનુષ્યોને નામરૂપનો અત્યંત મોહ હોય છે તેથી તેઓ પ્રભુ અને ગુરુની આરાધનામાં પણ મોહને પ્રકટાવી સંમોહદશાના ખેલો ખેલે છે. મોહી મનુષ્યો વાનરોના જેવા હોય છે. વાનરો ફલવાળાં વૃક્ષો પર આરોહીને ખાવાના કરતાં ઘણાં ફળોને હેઠળ પાડી દે છે. અજ્ઞાની મોહાસકત મનુષ્યો, પ્રભુના દેરાસરોમાં. ગુરુના સ્થાનોમાં, ધર્મસ્થાનોમા અહંમમતાથી કલેશ કરે છે અને મન્દિરો વગેરેને પણ વહેંચી લેવા જેવી મૂઢદશાને

સેવે છે. મોહાસક્ત મનુષ્યો કર્તવ્યકર્મના ક્ષેત્રોમાં પાડાની પેઠે તોફાન કરે છે અને સદ્વિચારરૂપી સરોવરમાં ભેંસોની પેઠે મૂત્રીને સદ્વિચારોને ડહોળી દે છે. મૂળ વાનર હોય, યુવાવસ્થા પામેલ હોય, તેને દારૂ પાયો હોય તેમ તેને વૃશ્ચિક કરડ્યો હોય તો તે કૂદવામા અને તોફાન કરવામાં ક્યાશ રાખતું નથી તદ્વત્ મૂઢ મનુષ્યો પણ કર્તવ્ય-કર્મના ક્ષેત્રોમાં તેવું મહાતોફાન મચાવે છે, અને પગલે પગલે કર્મ કરતા મોહથી બંધાય છે. ક્ષાત્રવર્ગનું એ કર્તવ્ય છે કે જ્ઞાની મહાત્માઓનું મૂઢ મનુષ્યોથી રક્ષણ કરવું. મૂઢ મનુષ્યો વસુધા કુટુંબ જેવી ઉદાર ભાવનાને સેવી શકતા નથી. તેઓ તો સામાન્યકર્તવ્ય બાબતોમા પરસ્પરના આશય અવબોધ્યા વિના મહાયુદ્ધ મચાવી દે છે, અને વાનરે જેમ સૂગરીનો માળો ભાગી નાખ્યો હતો તેમ જ્ઞાનીઓને શિખામણ આપતા તેઓ જ્ઞાનીઓને, ગુરુઓને, મહાત્માઓને સતાવે છે. મૂઢ મનુષ્યો મોહથી જગત્માથી જે ગ્રહણ કરે છે તેના કરતા તેઓ ઘણું નુકશાન કરે છે. તેઓ દુનિયાને અલ્પ લાભ કરી શકે છે અને અનંતગુણી હાનિ કરી શકે છે, બેચાર ભાષાના વિદ્વાન્ થવાથી વા બાહ્યથી સત્તાવાન્ થવાથી મૂઢપણું ટળતું નથી. વક્તા હોય, પંડિત હોય, ફિલોસોફર હોય, લેખક હોય પણ નામરૂપવાળા પદાર્થોમાંથી મોહાસક્તિ ટળી નથી ત્યાંસુધી તે મૂઢ મોહી ગણાય છે, અને ત્યાંસુધી તે દુનિયાને ગમે તેવા શુભ કર્મથી અલ્પલાભ કરી શકે છે અને અનન્તગુણી હાનિ કરી શકે છે. મૂઢ મનુષ્યોનાં નિર્દોષ કર્મો પણ સદોષતાને પામે છે. મોહાસક્ત મનુષ્યો સાત્વિક કર્મોને કરે છે તોપણ તે રજોગુણ અને તમોગુણરૂપે પરિણમે છે. મૂઢ મનુષ્યો જેઓના ઉપર ઉપકાર કરવા ધારે છે તેનો પણ ઉપકારના બદલે અપકાર કરે છે. મોહાસક્ત મનુષ્યો હડકાયા કૂતરાની પેઠે પોતાની વિષમય વાસનાઓનો અન્યને ચેપ લગાડે છે અને તેથી અન્ય મનુષ્યો પણ વિશ્વનું કલ્યાણ કરી શકતા નથી. મોહાસક્ત મનુષ્યો પોતે ઠરીને શાન્તિ લેતા નથી અને તેઓ અન્ય મનુષ્યોને પણ ઠરીને બેસવા દેતા નથી. મોહાસક્ત મનુષ્યોનું હૃદય શુદ્ધ ન હોવાથી અપથ્ય ભક્ષણની પેઠે તેઓ ધર્મક્રિયાઓને પણ બંધનરૂપે પરિણમાવે છે મોહા-સક્ત મનુષ્યો દારૂ જેવા હોય છે, તેઓને અગ્નિ જેવી સામગ્રી મળતા તુર્ત ભડકારૂપે બને છે. મોહાસક્ત મનુષ્યોની સાંકડામા સાંકડી દૃષ્ટિ હોય છે. ભાવાવેષ વગેરેમા મોહા-સક્તિ ન્યૂન હોય છે એમ તેઓની મોહાસક્તિ ટળ્યા વિના કથી શકાય નહિ. મોહાસક્ત મનુષ્યો જો વ્યાવહારિક બાબતોમા આગેવાન હોય છે તો તે સમયે યુરોપીય મહાયુદ્ધના જેવી દરેક બાબતમા દશા થયા વિના રહેતી નથી. મોહાસક્ત મનુષ્યોથી દુનિયામા શાન્તિ પ્રવર્તતી નથી. નિર્મોહ કર્મયોગની દરેક પ્રવૃત્તિને મોહાસક્ત મનુષ્ય બગાડી દે છે. મોહા-સક્ત મનુષ્ય જ વાસ્તવિક દૃષ્ટિથી જગત્મા રાક્ષસની-દૈત્યની ઉપમાને ધારણ કરે છે. મોહાસક્ત મનુષ્યો અસુરો છે, અને નિર્મોહકર્મયોગીઓ સુરો સંપદાવાળા છે. નિર્મોહ

ગૃહસ્થો અને ત્યાગીઓથી દુનિયાને જેટલો લાભ-શાંતિસુખ મળે છે તેટલું અન્ય મોહાસક્ત મનુષ્યોથી મળતું નથી. મોહી મનુષ્યનું હૃદય કાળું હોય છે તેથી તેમાં પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી. વેષ, માળા, તિલક, કંઠી, જનોઇ, કસ્તી વગેરે ધારણ કર્યાં હોય પરંતુ હૃદયમા નામરૂપની મોહાસક્તિ હોવાથી વેષ, કંઠી, તિલક, કંઠી જનોઇ વગેરેથી કંઈ કલ્યાણ થતું નથી. નિર્મોહ થવાથી વનના ભિલ્લને પરમાત્માનો જેટલો સાક્ષાત્કાર થાય છે તેટલો સમોહી એક બારિસ્ટર વા શેઠને પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી અને કર્મયોગની હૃદયશુદ્ધિપૂર્વક પ્રવૃત્તિ નથી. નામરૂપનો મોહ ટળ્યા વિના અનેક શાસ્ત્રોના અભ્યાસથી વા અનેક ધર્માનુષ્ઠાનથી હૃદયની શુદ્ધિ થતી નથી અને આત્મજ્ઞાનના ઉચ્ચ શિખરે આરોહી શકાતું નથી. આત્મજ્ઞાનના ઉચ્ચ શિખરે આરોહીને કર્ત્તવ્ય કર્મોને કરવાથી હૃદયશુદ્ધિપૂર્વક પરમાત્માપદની પ્રાપ્તિ કરી શકાય છે. નાતમા, સમાજમાં, સંઘમાં, ગચ્છમા, મંડલમા, દેશમા, મહારાજ્યમાં મોહાસક્ત ભેદભાવવાળા અજ્ઞાની મનુષ્યો જો આગેવાન હોય છે તે નાત વગેરેને શાંતિ મળતી નથી અને તેઓની વાસ્તવિક પ્રગતિ થતી નથી. અજ્ઞાની મોહાસક્ત મનુષ્યો પ્રત્યેક કાર્યમા વિવાહની વરસી વાળે છે. કૌરવોના આગેવાન તરીકે ગણાતા દુર્યોધનમા જો મોહાસક્તિ ન હોત તો પાંડવોની સાથે સલાહ કરીને ભારતની પડતીનું કારણ એવા મહાભારત યુદ્ધને વારી શકત. પૃથુરાજ ચોહાણમાં જો મોહાસક્તિ ન હોત તો શાહબુદ્દીન જેવા શત્રુની સાથે લડવામા પ્રમાદી બનત નહિ અને હિંદુઓની પરાધીનતાના હેતુભૂત થાત નહિ. મોહાસક્તિથી અજ્ઞાની મનુષ્યો ન્યાયની વિરુદ્ધ વર્તે છે અને પક્ષપાત, કદાગ્રહ કરીને પોતાની પડતીનો ખાડો પોતાના હાથે ખોદે છે. **પાણીપતના મેદાનમાં જો મરાઠાઓએ મોહાસક્તિ ન ધારી હોત તો દીલ્લી પર હિંદુ રાજ્યની પુનઃ સ્થાપના થઇ હોત.** મુસલમાનોએ મોહાસક્તિ વિના હિન્દુસ્થાનપર રાજ્ય કર્યું હોત તો પરસ્પરમાં યુદ્ધ થાત નહિ અને હાલ તેઓની જે દશા થઈ તે થાત નહિ. સત્તાનું બળ સમગ્ર વિશ્વ પર વ્યાપ્યું હોય તો પણ મોહાસક્તિથી અન્તે રાજ્યનો સમાજનો સંઘનો દેશનો નાશ થયાવિના રહેતો નથી. નિર્મોહીથી સર્વત્ર સર્વ દેશોમા સાત્વિકશક્તિયોનો વિકાસ થાય છે અને તેથી રજોગુણી તમોગુણી મનુષ્યોના ત્રાસનું જોર ટળી જાય છે. મોહાસક્ત મનુષ્યો પ્રત્યેક પ્રવૃત્તિમા સ્વાર્થી બને છે અને તેથી તેઓ પરમાર્થી મનુષ્યોને તથા પરમાર્થનાં કાર્યોને પાછા હઠાવવામાં કોઇ જાતની બાકી રાખતા નથી. **મુસલમાનોએ વા યુરોપીઅનોએ હિંદુઓને જીત્યા એમ કહેવા કરતાં હિંદુઓમાં મોહાસક્તિ વધી તેથી મોહાસક્તિએ હિંદુઓને પોતાના પગ તળે કચરી અન્યોના દાસ બનાવ્યા એમ કહેવામાં ઘણું સત્ય સમાયું છે.** જે જે વર્ગની હાલ પડતી દેખાય છે તેમા સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકતા મોહાસક્તિનો મુખ્ય ભાગ અવલોકાશે. જ્ઞાનના શિખરથી જેટલું નીચું ઉતરવામાં આવે છે તેટલા ભેદો પડે

છે અને તેથી અજ્ઞાનીઓ મતભેદ કલેશની તકરારમા પડી અનેક જ્ઞાનાવરણીયાદિ કર્મોને બાંધે છે અને ભવિષ્યમાં બાધશે. અજ્ઞાન મિથ્યાત્વ રાગ--દ્વેષ કાળ ઈર્ષ્યા ભેદભાવ પક્ષપાતાદિ દુર્ગુણોથી જે જે અંશે કર્મયોગીઓ મુકત થાય છે તે તે અંશે તેઓ આત્માનું તથા દુનિયાનું કલ્યાણ કરવા સમર્થ થાય છે. મોહાસકત મનુષ્યોએ સ્વાત્માની નિર્બલતા અવબોધીને એક ક્ષણ માત્ર પણ જ્ઞાનીઓની સલાહ--આજ્ઞાવિના રહેવું નહી--એ જ તેઓની ઉન્નતિનો સર્વોત્તમ ઉપાય છે. અનાદિકાલથી આત્મજ્ઞાનીઓ અને અજ્ઞાનીઓની વિદ્યમાનતા છે. આત્મજ્ઞાનીઓ દિવસ સમાન છે અને અજ્ઞાનીઓ રાત્રી સમાન છે. ઘુવડો જેમ સૂર્યને દેખી શકતા નથી તેમ અજ્ઞાનીઓ જ્ઞાનીકર્મયોગીઓની ઉજ્વલતા દેખવા સમર્થ થતા નથી. **અજ્ઞાનીઓના વ્હાલા કરતાં જ્ઞાનીઓનાં ખાસડાં ઉપાડવાં તે કરોડ દરજ્જે શ્રેષ્ઠ કર્મ છે.** ભારતમા બ્રાહ્મણોએ ક્ષત્રિયોએ વૈશ્યોએ અને શૂદ્રોએ મોહાસકિતથી જેટલી પોતાની પતિતદશા કરી છે તેટલી અન્યોથી થઈ નથી. બાહ્યશુચિની એકાત પવિત્રતાની અહંતામાં આવીને બ્રાહ્મણોએ રજોગુણ અને તમોગુણને વિશેષ સેવ્યો તેથી તેઓ પ્રમાદથી પતિત થયા. મોહાસકત બનેલા બ્રાહ્મણોએ વિદ્યાદિ શુભ પ્રવૃત્તિયોને ત્યજવા માડી તેથી તેઓની હાલ પડતી અવલોકવામા આવે છે. બ્રાહ્મણોએ સ્વધર્મનો ત્યાગ કરીને બાહ્યજીવનમાં જીવવાનો ફકત મોહધાર્યો તેથી તેઓને અન્યોના શિષ્યો બનવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. ક્ષત્રિયોએ ક્ષાત્રધર્મ ગુણોને મોહથી ત્યજવા માડયા તથા મોહાસકિતપૂર્વક ક્ષાત્રકર્મમાં પ્રવૃત્ત થયા તેથી તેઓનામા કલેશ કુસંપ વધ્યો અને તેઓની પતિત વર્તમાનિક સ્થિતિ અવલોકવામા આવે છે. કવિઓએ અને લેખકોએ મોહાસકત પૂર્વક કર્મપ્રવૃત્તિ કરી તેથી તેઓ સ્વપદથી ચ્યુત થયા અને પરને આજીજી કરી ગમે તે ઉપયોગથી આજીવિકા ચલાવવાનો પ્રસગ પ્રાપ્ત થયો. જે દેશકાલમા જ્યારે જ્યારે મોહાસકિતનું પ્રાબલ્ય વૃદ્ધિ પામે છે ત્યારે તે દેશના મનુષ્યોની જે કાલમા અવનતિ થાય છે અને અન્યદેશી અજ્ઞાની મનુષ્યોના રક્ષણતળે પરતંત્ર બનીને રહે છે. મોહાસકત મનુષ્યો સ્વાતંત્ર્યને સ્થાને સ્વાચ્છંદ્યને સેવે છે તેથી એ પરિણામ આવે છે કે તેઓ પરતંત્રતાની બેડીમા ફસાય છે. મોહાસકિતથી ભીતિ વધે છે અને તેથી પરતંત્રતાએ જીવવું ઇચ્છાય છે અને તેથી છેવટે દાસત્વકોટિમાં પ્રવેશ થાય છે મોહાસકત મનુષ્યો ગમે તેનું અશુભ ઇચ્છે છે અને પોતાની પ્રગતિના માર્ગોમા પોતાની મેળે કાટા વેરે છે આર્યાવર્તમા મોહાસકિત વધવા માડી ત્યારથી ખરા વીરો ખરા લેખકો સત્ય વકતાઓ અને સત્ય વીરકર્મ યોગીઓની ન્યૂનતા વધવા લાગી છે. આર્યાવર્તના મનુષ્યો હોય કે અન્ય દેશના મનુષ્યો હોય પરંતુ તેઓ મોહાસકિતથી પાપને ન કરનારા હોવા છતાં મનથી તેઓ પાપને સેવે છે નિર્મોહજ્ઞાની કર્મયોગીઓ વિશ્વના સર્વ મનુષ્યોને એક સરખા સુખમય સ્વતંત્રમય વિચારોથી સાકળના અકોડાની પેઠે પરસ્પર સંબંધિત કરવા ઇચ્છે છે

અને તેઓ સર્વ પ્રકારે સુખી થાય એવાં શુભ કર્મોને અનેક રીતે સેવીને સ્વજીવનનો હોમ કરે છે. અજ્ઞાની મોહાસકત મનુષ્યો નામરૂપના મોહમાં ફસાઈને સર્વ મનુષ્યોના કલ્યાણમાં આત્મભોગ આપી સકતા નથી અને કદાપિ તેઓ પરની દેખાદેખીથી તેવી શુભ પ્રવૃત્તિ સેવે છે તો તેમા સંકીર્ણ રાગદ્વેષમય વૃત્તિથી પ્રવૃત્તિ કરીને પરસ્પર એક બીજાનું અશુભ કરે છે. જ્ઞાનીકર્મયોગીઓ દુનિયાની અધોદશા ન થાય તે માટે શુભકર્મોને કરે છે અને તેથી તેઓ દુનિયાપર અનન્તગુણ ઉપકાર કરે છે. આ વિશ્વમાં જ્ઞાનયોગી કર્મવીરોની બલિહારી છે; તેઓ સર્વત્ર વાયુની પેઠે અપ્રતિબદ્ધ રહીને સર્વજીવ જાતિના શુભમાં ભાગ લે છે અને અન્તરથી પુન નિઃસંગ પણ રહી શકે છે. જ્ઞાનીકર્મયોગીઓની શુભકર્મ-પ્રવૃત્તિથી આ વિશ્વમાં અનેક શુભમાર્ગો ઉદ્‌ભવ્યા છે અને તેથી દુનિયામાં સત્ય વિવેક પ્રાપ્ત કરવાને મનુષ્યો ભાગ્યશાળી બની શકે છે. મૂઢ મનુષ્યો મોહથી મધ્યસ્થ બુદ્ધિનો ત્યાગ કરી દે છે અને તેથી તેઓ અનેક દૃષ્ટિયોથી સત્ય ધર્મની પરીક્ષા કરવાને અને સત્ય પ્રગતિનો નિર્ણય કરવાને શકિતમાન્ થતા નથી. મોહરૂપ વિષવિના સર્વ પ્રકારની શુભ પ્રવૃત્તિ અવબોધવી અને મોહરૂપ વિષથી સર્વ વિષમય પ્રવૃત્તિ અવબોધવી. મોહ વિના જ્યાં દૃષ્ટિ દેવામાં આવે છે ત્યાંથી સત્ય તરી આવે છે. મોહદૃષ્ટિથી અનેક શત્રુઓ ઉભા કરવામા આવે છે અને નિર્મોહ દૃષ્ટિથી સર્વત્ર શત્રુઓને મિત્રોના રૂપમાં ફેરવી નાખવામાં આવે છે. અતએવ આત્મજ્ઞાનપૂર્વક નિર્મોહ પ્રવૃત્તિથી ગૃહસ્થોએ તથા ત્યાગીઓએ સ્વજીવનને ઉચ્ચ કરવું જોઇએ. મોહવિના જ્ઞાની ગમે તે દેશકાલજાતિવર્ગમાં ઉભો રહીને ગમે તે પ્રવૃત્તિ કરતો છતો અકર્ત્તા રહી શકે છે. ત્યાગીઓ પણ નિર્મોહ દૃષ્ટિથી વિશ્વજનોનું અનન્તગણું કલ્યાણ કરી શકે છે માટે મૂઢ દશાનો ત્યાગ કરીને જ્ઞાની બની કર્મ કરવા જોઇએ.

**અવતરણ.**—નિષ્કામ દશાપૂર્વક કર્મયોગીઓની પ્રવૃત્તિનું ફલ દર્શાવે છે. તેઓનાં આવશ્યક કર્મની દિશાનું સ્વરૂપ દર્શાવે છે.

**શ્લોકૌ**

**निष्कामयोग्यतां प्राप्ताः कुर्वन्ति धर्महेतवे ।**
**स्वयोग्यावश्यकं कर्म सर्वलोकाः स्वभावतः ॥ १४५ ॥**
**स्वाधिकारे रता लोका धर्मकर्मप्रसाधकाः ।**
**याता यान्ति च यास्यन्ति मुक्तिं तत्र न संशयः ॥ १४६ ॥**

**શબ્દાર્થઃ**—નિષ્કામ યોગ્યતાને પામેલા જ્ઞાની એવા કર્મયોગીઓ સ્વયોગ્ય આવશ્યક કર્મને ધર્મ માટે સ્વભાવથી કરે છે. સ્વાધિકારમાં રત અર્થાત્ મગ્ન થએલ ધર્મ કર્મ પ્રસાધક કર્મયોગીઓ મુક્તિને પામ્યા પામે છે અને પામશે.

**વિવેચન**—કોઈ પણ પદાર્થની કામના વિના અને અધિકાર પરત્વે યોગ્ય આજીવિકાદિ પ્રવૃત્તિ સહિત જે મનુષ્યો કર્તવ્યકર્મના અધિકારી બન્યા છે તેઓ ધર્મ માટે સ્વયોગ્ય આવશ્યકકર્મ કરે છે. યોગ્ય એવી સ્વફરજો અદા કરવી તે વિશ્વવર્તિ મનુષ્યોનો ધર્મ છે. આત્માની જગત માટે ફરજ-કર્તવ્ય છે તે વ્યવહારથી સ્વધર્મ છે. અયોગ્ય આવશ્યક પ્રવૃત્તિ એ સર્વ મનુષ્યોનો પ્રવૃત્તિમય ધર્મ છે. સદ્વિચારો અને સ્વયોગ્ય કાર્યપ્રવૃત્તિ એજ દેશકાલાનુસારે સ્વધર્મ છે. જે કાલે જે ક્ષેત્રે જે આવશ્યક કર્તવ્ય કર્મ લાગે તે કાલે તે આવશ્યક કર્મ કરવાં તે સ્વધર્મ છે સ્વસ્વાધિકાર પ્રમાણે સ્વયોગ્ય આવશ્યક કર્મ કરનારા વિશ્વવર્તિ સર્વ જીવો નૈસર્ગિક સ્થિતિએ ધર્મ કરે છે તેમા સર્વ જીવોની મહત્તા છે. વનમાં ઉગેલું એક વૃક્ષ, અન્ય જીવો પ્રતિ ઉપગ્રહ દૃષ્ટિએ જે કંઇ કરે છે તે તેનો તે દૃષ્ટિએ સ્વધર્મ છે. સર્વ જીવો ફરજરૂપ ધર્મ માટે સ્વભાવે આવશ્યક ધર્મપ્રવૃત્તિ કરે છે. સર્વ જીવો સ્વશક્ત્યનુસારે સ્વધર્મ બજાવે છે તેથી તેઓ અન્યો ઉપર ઉપકાર કરી શકે છે સરોવર પ્રાણીઓને જલપાન કરાવે છે. વૃક્ષ પોતાનું સર્વસ્વ અન્યોને અર્પણ કરે છે. નદીઓ પોતાનું સર્વસ્વ અન્યોને અર્પણ કરે છે. પશુઓ પંખીઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરીને પોતાની ફરજરૂપ ધર્મને અદા કરે છે. મનુષ્યો પણ નિષ્કામપણે પોતાનુ સર્વસ્વ અન્યોના ઉપકારાર્થે અર્પણ કરે છે તો તેઓ સ્વધર્મના સેવનારા બને છે. બાહ્ય આવશ્યક કર્મો સદા ક્ષેત્રકાલાનુસાર પરિવર્તનને પામે છે. જે કાલમા, જે ક્ષેત્રમા જે કર્મો કરવાથી દુનિયાના જીવોનું વિશેષ કલ્યાણ થાય, અને જે કર્મો કરવામા પોતાનો અધિકાર હોય, તથા પોતાનાથી કરી શકાય તે સ્વઆવશ્યક કર્મો જાણવા. સર્વ લોકોએ નિષ્કામભાવથી ફરજ અદા કરવી જોઇએ. સકામભાવના કરતા નિષ્કામભાવનાથી આત્માના જ્ઞાનાદિગુણોની અનન્તગુણી પ્રગતિ થાય છે. ' સકામ અર્થાત્ ફલેચ્છાથી આત્મા બંધાય છે ' અને નિષ્કામભાવથી આત્મા નિર્બંધ રહે છે. નિષ્કામ દૃષ્ટિ ખીલવવી એ કંઇ સામાન્ય મનુષ્યોનું કાર્ય નથી. નિષ્કામ દૃષ્ટિવિના મહાત્માઓના ઋષિયોના તીર્થંકરોના પગલે ચાલી શકાતું નથી. નિષ્કામદૃષ્ટિવિના રજોગુણ અને તમોગુણને જીતી શકાતા નથી નિષ્કામદૃષ્ટિવિના સ્વાર્થાદિ દોષોનો નાશ થતો નથી. નિષ્કામદૃષ્ટિવિના પ્રત્યેક કર્તવ્યપ્રવૃત્તિમા અનેક સ્વાર્થના પ્રપંચો ઉભા થાય છે. નિષ્કામદૃષ્ટિવિના કોઇપણ મનુષ્ય ખરેખરા કર્મયોગી ગણી શકાતો નથી. સ્વાત્માના વિચારોની અને આચારોની અન્યો પર સારી અસર થતી નથી. નિષ્કામદશા પ્રાપ્ત કર્યા વિના કર્મ કરવાથી ચંદ્ર જેમ [illegible]

ગ્રસાય છે તેમ મોહથી આત્મા ગ્રસાય છે. નિષ્કામદૃષ્ટિવિના કોઇ પણ કર્તવ્યકાર્યમાં પ્રરિપૂર્ણ સંતોષ અને આનન્દ પ્રગટી શકતો નથી. નિષ્કામદૃષ્ટિવિના હર્ષ અને શોકના વાતાવરણથી મુકત રહેવાતું નથી. નિષ્કામદૃષ્ટિવિના પ્રત્યેક કાર્ય કરતાં અનેક જાતની ઇચ્છાઓના ગુલામ બનવું પડે છે. નિષ્કામદૃષ્ટિવિના શુદ્ધ વિચારોને હૃદયમાં પ્રકટાવી શકાતા નથી. નિષ્કામદૃષ્ટિવિના અયોગ્ય સ્પર્ધા અને વિષમયપ્રવૃત્તિ સેવાય છે. નિષ્કામદૃષ્ટિવિના ક્ષણે ક્ષણે શાન્તિનો અનુભવ કરી શકાતો નથી. અતએવ આવશ્યક કાર્યો કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે નિષ્કામભાવને પ્રકટાવવો જોઇએ. સકામભાવથી વિશ્વાસઘાત, પ્રતિજ્ઞાઘાત, પરમાર્થઘાત, હૃદયઘાત, ધર્મઘાત, પ્રાણઘાત, સત્યઘાત કરીને મનુષ્યો નીચ પ્રકૃતિના દાસ બને છે. સકામભાવથી આત્માની શકિતયોની ચંચલતા વધે છે, અને તેથી આત્મસ્થિરતારૂપ ચારિત્રનો ઘાત કરી શકાય છે. સકામભાવથી અનેક આવશ્યક કર્મ કરવાં પડે છે અને આત્માની નિઃસ્પૃહતાને દેશવટો દઇને અન્યોની આગળ નિર્વીર્ય બનવું પડે છે. સકામ ભાવથી મૃત્યુ ભીતિ વગેરે અનેક ભીતિયો પ્રકટીને આત્માને ડરાવે છે અને તેથી આત્મા સ્વકર્તવ્યથી ભ્રષ્ટ થાય છે. નિષ્કામભાવની કર્તવ્યપ્રવૃત્તિથી એક જંગલીને જેટલો સંતોષ મળે છે તેટલો વા તેનાથી અનન્તગુણહીન પણ એક સકામી રાજાને સંતોષ મળતો નથી, અને ઉલટું દુઃખનો સાગર તેના હૃદયમાં પ્રકટીને તેમાં તેને બુડાડે છે. સર્વ યોગ્ય કર્મને કરવાં તેથી જે ફલ થવાનું છે તે થયા વિના રહેવાનું નથી તો પછી કર્મનું ફલ ઇચ્છવાની શી જરૂર છે ? નિષ્કામભાવે મુક્તિફલની પ્રાપ્તિ થાય છે અને સકામ ભાવે સંસારસુખ મળે છે. ક્ષણિક સુખ કરતા શાશ્વત સુખ ઉત્તમ છે, માટે નિષ્કામભાવે કર્મો કરવા જોઇએ. દરેક શુભ પ્રવૃત્તિનું ફલ જાણવું પરંતુ કર્મફલની ઇચ્છા ન કરવી અને સ્વયોગ્ય કર્તવ્યકર્મ કરવું એજ સકામ ભાવમાંથી નિષ્કામ ભાવમા જવાની ઉચ્ચ કુંચી જાણવી. નિષ્કામપણે કાર્ય કરનારાઓના આત્માની દુનિયા પર વિદ્યુદ્વત્ અસર થાય છે. નિષ્કામપણે સ્વફરજોને અદા કરનારાઓ દેશનું, વિશ્વનું, સંઘનું, સમાજનું, જ્ઞાતિનું, ગચ્છનું, મંડળનું વાસ્તવિક હિત અવલોકી શકે છે અને તે કોઇના દાબમા દબાઇ જતા નથી. નિષ્કામપણે કાર્ય કરનારાઓ કોઇની પરવા રાખતા નથી અને કોઇની અસત્ય માગણીના તાબે થતા નથી. નિષ્કામપણાથી કર્મ કરનારાઓ જેટલું સ્વાર્પણ કરી શકે છે તેટલું સકામદૃષ્ટિએ કર્મ કરનારાઓ સ્વાર્પણ કરી શકતા નથી. નિષ્કામભાવથી કાર્ય કરનારાઓના હૃદયમાં પ્રભુનો વાસ થાય છે તેથી તેઓનામાં ઇશ્વરજાતની શકિત ખીલે છે અને સકામ ભાવથી કાર્ય કરનાઓના હૃદયમા મોહનો વાસ થાય છે અને તેથી તેઓનામાં શેતાનની શકિતયો ખીલતી જાય છે. નિષ્કામભાવથી કર્મ કરનારાઓ સત્યની ઉપાસના કરે છે, અને સકામભાવથી કામ કરનારાઓ અસત્યની ઉપાસના કરે છે; નિષ્કામભાવથી કાર્ય કરનારાઓનો સત્પુરુષોની કોટિમા સમાવેશ થાય છે અને સકામ-

ભાવથી કર્મ કરનાઓનો દાસત્વકોટિમાં સમાવેશ થાય છે. નિષ્કામ દશાથી સ્વફરજ અદા કરનારાઓને મૃત્યુ અને જીવન સમાન ભાસે છે અને સકામભાવથી કાર્ય કરનારાઓને જીવવું ઇષ્ટ લાગે છે; અને તેથી તેઓ દેશદ્રોહીઓના ભયથી દેશદ્રોહ, રાજ્યદ્રોહ, આત્મદ્રોહ, ધર્મદ્રોહ વગેરે પાપકાર્યોમાં પ્રવૃત્તિ કરે છે અને જીવવાની ઇચ્છાને અયોગ્ય કર્મોથી તૃપ્ત કરે છે. સકામ ભાવથી કર્મ કરનારાઓ પ્રતિફલની ઇચ્છાથી જ્યારે તૃપ્ત થતા નથી ત્યારે અયોગ્ય કર્મ કરીને પ્રતિબદલો આપવા ચૂકતા નથી. નિષ્કામ કર્મ કરનારાઓ કોઇના પ્રતિ અયોગ્ય પ્રવૃત્તિથી પ્રતિબદલો આપવા તેવા પ્રસંગે પ્રયત્ન કરતા નથી. સકામભાવથી કર્મ કરનારાઓ કારણવિના પક્ષપાત. કદાગ્રહ, ક્લેશ વગેરેમા આત્મવીર્યનો દુરુપયોગ કરે છે. નિષ્કામભાવથી કર્મ કરનારાઓ ખાસ કારણે અપવાદપ્રવૃત્તિ સેવીને દુનિયાના જીવોનું ભલું થાય તે માટે અલ્પદોષ અને મહાલાભ પ્રવૃત્તિ સેવે છે અને પશ્ચાત્ તેનું પ્રતિક્રમણ કરી ઉત્સર્ગમાર્ગમાં પાછા સ્થિર થાય છે. નિષ્કામભાવથી આવશ્યક કાર્ય કરનારાઓ સ્વફરજો અદા કરવામા ઉચ્ચાશય અને વિશ્વવ્યાપક ઉદાર મૈત્રીભાવથી પ્રવૃત્તિ કરે છે; તે જ સ્થાને સકામભાવે કર્મ કરનારાઓ નીચાશયો સંકીર્ણદૃષ્ટિને ધારણ કરી દુનિયામાં અશાન્તિ પ્રવર્તે એવી રીતે પ્રવૃત્તિ કરે છે; તેથી તેઓ વસ્તુત: કર્મપ્રવૃત્તિની યોગ્યતાને પામી શકતા નથી. નિષ્કામભાવવિના આવશ્યકકર્મો કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. સકામભાવથી હાલમાં યુરોપમા મહાયુદ્ધ પ્રવર્તે છે અને તેથી દુનિયાના સમગ્ર મનુષ્યોને લાભને બદલે અત્યંત હાનિ થાય છે. સકામભાવથી અન્યાયપણે મહાયુદ્ધો વ્યાપારો વગેરેની પ્રવૃત્તિ થાય છે અને તેથી મારૂં ત્હારૂં એવી મોહમંત્રની સ્પુરણા થતાં દુનિયામાં કોઇ સ્થાને સત્ય શાંતિ મળતી નથી. હિંદુસ્થાન પર અફગાનિસ્તાન વગેરેથી સકામભાવે લોકોએ સ્વારીઓ કરી તેથી તેઓને સત્યસુખ મળ્યું નહિ અને આવશ્યક કર્તવ્યરૂપ ધર્મથી ભ્રષ્ટ થયા. બ્રાહ્મણોએ, ક્ષત્રિયોએ, વૈશ્યોએ, શૂદ્રોએ વિશ્વમા સ્થિત સર્વ મનુષ્યોએ નિષ્કામભાવથી ધર્મ માટે આવશ્યક કર્મો કરવા જોઇએ. ધર્મ માટે નિષ્કામ બુદ્ધિથી કર્મો કરવાથી નિર્લેપી જીવન રહે છે. નિષ્કામભાવે કર્મ કરતાં અન્તરથી નિર્લેપભાવ-નિ કષાયભાવ પ્રાપ્ત થાય છે. સર્વજ્ઞ પરમાત્મા શ્રીમહાવીર પ્રભુએ રાગદ્વેષવિના નિષ્કામભાવે કર્તવ્યકર્મો કરવાથી આત્માની મુક્તિ થાય છે-ઇત્યાદિ અનેક શુભ બાબતોનો ઉપદેશ આપીને હિન્દુસ્થાન પર અનન્તગુણ ઉપકાર કર્યો છે; સર્વજ્ઞ વીર પરમાત્માના ઉપદેશાનુસારે આવશ્યક ધર્મકર્મો કરવાથી આત્માની શુદ્ધિ વૃદ્ધિ પામે છે એમ નિશ્ચયત: અવબોધવું. વિશ્વવર્તિ સર્વ મનુષ્યોનું કલ્યાણ થાય એવો શ્રીવીર પ્રભુના આગમોમાં ઉપદેશ છે. શ્રીવીર પ્રભુએ સ્વાધિકારભેદે ગૃહસ્થધર્મ અને અનગારધર્મની પ્રરૂપણા કરી છે, તેનું રહસ્ય ગુરુગમથી અવબોધ્ય છે. સકામભાવના છે તે દાવાનલ સમાન છે; તેથી આત્માના સદ્ગુણો બળીને ભસ્મીભૂત થઈ જાય છે. સકામભાવનાથી મનકે મની-

સત્યધર્મની પ્રાપ્તિ થતી નથી. અજ્ઞાન મિથ્યાત્વથી સકામભાવનાની વૃદ્ધિ થાય છે. અજ્ઞાનિયો સકામભાવનાથી અસત્યધર્મમાં આસક્ત રહે છે અને વીતરાગ ધર્મની પ્રાપ્તિ કરી શકતા નથી. અજ્ઞાનિયો સકામભાવથી રાગદ્વેષની મારામારીમાં પડીને કીચડમાં ગાયો ખુંચી રહે છે તેમ સાંસારિક પદાર્થોમાં ખુંચાઇ જાય છે અને મનુષ્ય જન્મના ઉદ્દેશને ભૂલી જાય છે. સકામભાવનામા પ્રમાદ છે અને નિષ્કામભાવનામાં અપ્રમાદ છે. સકામભાવથી આચારો અને વિચારોમા સમતોલતા રહેતી નથી અને સમભાવને દેશવટો અપાય છે. નિષ્કામભાવે આવશ્યક કર્મો કરવાં તે મનુષ્યોનો સ્વભાવ છે અને સકામભાવે કર્મો કરવાં તે મનુષ્યોનો વાસ્તવિક સ્વભાવ નથી. અતએવ નિષ્કામભાવે કર્તવ્યકર્મફલની સ્પૃહા રાખ્યાવિના આવશ્યક કાર્યો કરવાં જોઇએ. કૌરવોએ સકામભાવનાથી રાજ્યપ્રવૃત્તિ કરી તેથી તેઓનામાં મોહે પ્રવેશ કર્યો અને તેથી અન્તે તેઓનો યુદ્ધમા નાશ થયો. સિકંદરે સકામભાવથી ભારત પર સ્વારી કરી તેથી અન્તે તેને કશું સત્ય સુખ પ્રાપ્ત થયું નહીં. મરાઠાઓએ હિન્દુઓના રક્ષણમા નિષ્કામભાવથી ક્ષાત્રપ્રવૃત્તિ સેવી હોત તો તેઓની પાણીપતના મેદાનમાં અહમદ-શાહ અબ્દલીથી હાર થાત નહિ અને તેઓની પડતીનું અપમંગલ થાત નહિ. દરેક કર્મપ્રવૃત્તિમા જે જે અંશે નિષ્કામભાવ સેવાય છે તે તે અંશે વિજયશાન્તિ પ્રાપ્ત થાય છે અને જે જે અંશે સકામભાવના થાય છે તે તે અંશે આત્માની દુર્બલતા કરી શકાય છે. સકામભાવધારકો સ્વાર્થી બનીને માતા, પિતા, કુટુંબ. મિત્ર. બંધુ, જ્ઞાતિ. સમાજ, સંઘ. દેશ, રાજ્ય-વગેરેની વાસ્તવિક ફરજને અદા કરી શકતા નથી. સકામભાવથી ઉપકારનો બદલો નહિ વાળનારાઓ પર વૈર પ્રકટે છે અને તેથી અશુભ કર્મની પ્રવૃત્તિનું જોરથી સેવન થાય છે. સકામભાવનાથી મનુષ્યો સ્વાર્થી બને છે અને તેઓ જે જે ધર્મમાટે કાર્યો કરે છે તે ઉલટાં તેઓને અધર્મની વૃદ્ધિ કરનારા થાય છે. સકામભાવનાથી સ્વેચ્છા પૂર્ણ ન થતાં જેની તેની સાથે સત્યસંબંધને બાંધી શકાતો નથી અને પરસ્પર ઉપગ્રહ-ઉપકાર કરવાના સૂત્રનો ક્ષણે ક્ષણે લોપ કરી શકાય છે. હિન્દુસ્થાન વગેરે સર્વ દેશોમાં સકામભાવનાથી મનુષ્યોની સત્ય પ્રગતિ થઈ નથી. સકામભાવથી થએલી દેશોન્નતિ વગેરેનો અલ્પકાલમાં નાશ થાય છે અને ધર્મશાસ્ત્રોના આચારોને પણ આચારમાં મૂકી શકાતા નથી માટે નિષ્કામભાવથી સર્વ લોકોએ આવશ્યકકર્મો કરવાં જોઇએ. નિષ્કામભાવથી આવશ્યકકર્મ કરનારાઓ જે કંઇ દેશકાલને અનુસરીને કરે છે તે ધર્મવૃદ્ધિ માટે થાય છે. નિષ્કામભાવથી કર્મ કરનારાઓ દશ્ય વિશ્વને સ્વર્ગસમાન બનાવી દે છે. તેઓ નૈસર્ગિક સુખમયજીવન જીવે છે અને પ્રભુમયજીવન પ્રાપ્ત કરીને ધર્મના સાધકો બને છે. સ્વાધિકારે રત અર્થાત્ સ્વાધિકારથી કાર્ય કરવામા તલ્લીન એવા ધર્મકર્મપ્રસાધકો મુક્તિને પામ્યા પામે છે અને પામશે. સ્વાધિકારે નિષ્કામભાવથી સ્વફરજ અદા કરવામા તલ્લીન કર્મયોગીઓને આ વિશ્વમાં ધન્યવાદ ઘટે છે. સ્વાધિકારે નિષ્કામદશાથી કાર્ય કરનારા કર્મ-

યોગીઓ સમાજમાં, રાજ્યમાં, સંઘમાં વગેરે સર્વ બાબતોમાં નેતાઓ બનીને દુનિયાનું કલ્યાણ કરી શકે છે, અને તેઓ જ્ઞાનાવરણીયાદિ સર્વ પ્રકારના કર્મથી રહિત સ્વાત્માને કરી પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે છે. નિષ્કામ કર્મ કરવાની દશા પ્રાપ્ત કરવાને માટે પ્રથમ તો અકામ્ય ઇચ્છાઓથી નિવૃત્ત થઈને વ્યવહારયોગ્ય સત્ય કામોને ઈચ્છવાં જોઈએ. અસત્ય અને અયોગ્ય ઇચ્છાઓને પ્રથમ તો વારવી જોઈએ. અકામ્ય ઇચ્છાઓથી આત્માને સત્ય શાન્તિ મળતી નથી. અસત્ય દુષ્ટ કામનાઓથી થતું દુર્ગતિ-દુઃખ અવબોધવાની આવશ્યકતા છે. અસત્ય દુષ્ટ કામનાઓથી જીવો અનેક પ્રકારનાં દુઃખો પ્રાપ્ત કરે છે. અસત્ય દુષ્ટ કામનાઓમાં દુનિયાના જીવો ફસાઈને અનેક પ્રકારના કર્મો કરે છે. અજ્ઞાની જીવો અસત્ય કામનાઓને પણ સત્ય કામનાઓ તરીકે અવબોધે છે. અજ્ઞાની જીવો અસત્ય કામનાઓવડે સુખ પ્રાપ્ત કરવા ઈચ્છે છે પરંતુ ઉલટું તેઓને સુખ કરતાં અનન્તગુણુ દુઃખ થાય છે. આવશ્યક ઉપયોગી કામનાઓને વ્યવહારદષ્ટિએ સત્ય કામનાઓ તરીકે કથવામા આવે છે અને અનાવશ્યક અનુપયોગી દુઃખકારક કામનાઓને અસત્ય દુષ્ટ કામનાઓ તરીકે કથવામાં આવે છે. નિશ્ચયનયદષ્ટિએ અસત્ય અને સત્ય કામનાઓને અયોગ્ય કામનાઓ તરીકે કથવામાં આવે છે, નિશ્ચયદષ્ટિએ નિષ્કામભાવની મુખ્યતા અવબોધવી. પ્રશસ્ય અને અપ્રશસ્ય એમ બે ભેદ કામનાના છે. શુભ કામનાને સત્ય કામના અને અશુભ કામનાને અસત્ય કામના તરીકે કથવામાં આવે છે. અશુભ કામનાઓથી પાપ થાય છે. અતએવ પ્રત્યેક મનુષ્યે આત્માના શુદ્ધ સ્વરૂપ તરફ લક્ષ્ય દેઈને અસત્ય કામનાઓને દાબી દેવી જોઈએ. અસત્ય કામનાના વિચારોનો અને આચારોનો પરિહાર કરીને સત્ય કામનાના વિચારોની અને આચારોની પ્રવૃત્તિ કરવી જોઈએ; સત્યકામનાના વિચારોને અને આચારોને આત્મજ્ઞાનીઓ નિષ્કામરૂપમાં ફેરવી નાખે છે, અને તેઓના વિચારોમાં અને આચારોમા પરમાર્થતા વહ્યા કરે છે. આત્મજ્ઞાની સદ્ગુરુઓ પાસેથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરીને નિષ્કામદશાની પ્રાપ્તિ કરવી જોઈએ. અશુભ કામનાઓનો ત્યાગ કર્યાવિના અને શુભ કામનાઓમા પણ છેવટે હેય બુદ્ધિ થયા વિના લાખો આત્મજ્ઞાની ગુરુઓ મળે તોપણ નિષ્કામદશાની પ્રાપ્તિ થતી નથી. નિષ્કામદશા થયા પશ્ચાત્ શુભકામ્ય મનુષ્યોની પેઠે શામાટે બાહ્યકર્મોની પ્રવૃત્તિ કરવી જોઈએ ? તેના ઉત્તરમા જણાવવાનું કે-નિષ્કામ દશા થયા પશ્ચાત્ મન વાણી અને કાયા જ્યાંસુધી છે ત્યાંસુધી તે દ્વારા વિશ્વલોકોના કલ્યાણાર્થે પ્રવૃત્તિ કરવાની જરૂર છે. પારમાર્થિક કાર્યોમાં વસ્તુત નિષ્કામ દશાવિના ખરી પ્રવૃત્તિ થતી નથી નિષ્કામદશાથી વિશ્વ લોકોના ઉપકારાર્થે મન-વાણી અને કાયાથી પ્રવૃત્તિ કરતાં પોતાનું અહિત થતું નથી. અને વિશ્વજીવોનુ કલ્યાણ કરી શકાય છે નિષ્કામી મનુષ્યો કોઈના ઉપકાર કરીને તે પાછો ઉપકાર કરે તેવી સ્થિતિમાં પોતાને મૂકવાના પ્રયત્ન કરતા નથી નિષ્કામી કર્મયોગીઓ કોઈના પર ઉપકાર કરીને ને ઉપકાર કર્યો

એમ કોઇની આગળ કથવા પણ ઇચ્છા રાખતા નથી. સકામી મનુષ્યો અન્ય ઉપકાર પ્રવૃત્તિનો સાચો બદલો લેવાને ઇચ્છે છે, પરંતુ નિષ્કામી કર્મયોગીઓ તો સર્વસ્વાર્પણ કરીને પરમાર્થપ્રવૃત્તિ કરે છે તેનો સાચો બદલો વાળવા કોઇ પ્રવૃત્તિ કરે તો તેમાં પણ તેઓ શુભ ભાવને ધારણ કરતા નથી. આ વિશ્વમાં નિષ્કામી કર્મયોગીઓ પ્રત્યક્ષ પરમાત્માની પ્રતિકૃતિયો છે. નિષ્કામી કર્મયોગીઓ પ્રત્યક્ષ સન્તો છે. નિષ્કામ કર્મયોગીઓના ચરણકમળની ધૂલીથી દુનિયાના જીવો પવિત્ર બને છે. નિષ્કામી કર્મયોગીઓનાં દર્શનથી પરમાત્માના સાક્ષાત્ દર્શન થયાં એમ અવબોધવું. સકામવાસનાઓથી નિવૃત્ત થઇને અકામ્યવાસનાઓમાં પ્રવૃત્તિ કરીને જે આત્મજ્ઞાનમાં પરિપૂર્ણ અનુભવી બન્યા હોય છે તેઓ આત્માના ગુણોવિના અન્ય કંઇ ઇષ્ટ નથી એવું પ્રબોધતા હોવાથી નિષ્કામતાએ તેઓની બાહ્યપ્રવૃત્તિ થાય છે. ઇન્દ્રિયો અને મનની સાથે સંબંધ પામતી એવી જડ વસ્તુઓમા આત્માનું સુખ નથી અને અન્ય જડ પદાર્થો કે જે ઇષ્ટ વિષયો તરીકે કલ્પાયલા છે તેનાથી ત્રણ કાલમાં અખંડ શાશ્વત સુખ પ્રાપ્ત થવાનું નથી એવો આત્મજ્ઞાનીઓનો નિશ્ચય હોવાથી તેઓ બાહ્ય પદાર્થોમાં ઇષ્ટત્વની વા અનિષ્ટત્વની કલ્પનાથી બંધાતા નથી. અતએવ તેઓ સહેજે નિષ્કામી બની અન્ય જીવોનો ઉદ્ધાર કરવાને તેઓની દૃષ્ટિમાં વિશેષતઃ ઉચ્ચતા થતી જાય એવા આશયથી પ્રવૃત્તિ કરે છે. દુઃખીઓના દુઃખોનો જે જે માર્ગોથી નાશ થાય તે તે માર્ગોનું અવલંબન કરીને જ્ઞાનીકર્મયોગીઓ નિષ્કામતઃ પ્રવૃત્તિ કરે છે. નિષ્કામતઃ ધર્મકર્મસાધક યોગીઓની જેટલી પ્રશંસા કરીએ તેટલી ન્યૂન છે, તેઓના સર્વ આવશ્યક કર્તવ્યકર્મોથી અવશ્ય ધર્મની વૃદ્ધિ થાય છે. તેઓના આશય અવબોધ્યાથી તેઓની ધર્મકર્મપ્રવૃત્તિનો યથાર્થ ખ્યાલ આવતાં વાસ્તવિક મહત્તા અવબોધાય છે.

**અવતરણઃ**—સતતોત્સાહયત્નથી કર્મમાં પ્રવૃત્ત થવાને નિર્દેશે છે.

**શ્લોકઃ**

**सततोत्साहयत्नाभ्यां कर्मसिद्धिश्च जायते ।**
**ज्ञात्वैवमाहते कार्ये प्रवर्तस्व स्वभावतः ॥ १४७ ॥**

**શબ્દાર્થઃ**—સતતોત્સાહ અને યત્નથી કાર્યસિદ્ધિ થાય છે અને મુક્તિની પ્રાપ્તિ થાય છે એવું અવબોધીને સ્વભાવથી પ્રારંભિત કાર્યમા પ્રવૃત્ત થા.

**વિવેચનઃ**—પ્રારંભિત કાર્યની સિદ્ધિમાં સતત પ્રયત્ન અને સતત ઉત્સાહની ખાસ જરૂર છે. સતતોત્સાહવિના કોઇ કાર્ય સાધી શકાતું નથી. કાર્યની સિદ્ધિમાં અનેક મંગલો છે તેમાં સર્વથી મહાન્ મંગલ સતતોત્સાહરૂપ જીવનવીર્ય વિના કાર્યપ્રવૃત્તિમાં મંદતા—ક્ષીણતા

આવે છે. કોઇ કાર્યપ્રવૃત્તિમાં આત્માનો સતતોત્સાહ પ્રકટતો હોય તો અવબોધવું કે અવશ્ય કાર્યની સિદ્ધિ થવાની છે. સતતોત્સાહથી અનેક રીતે પ્રયત્ન કરી શકાય છે. ઉદ્યોગને ખાસ જારી રખાવનાર સતતોત્સાહ છે. સતતોત્સાહરૂપ અગ્નિને હૃદયમા પ્રકટાવવાથી હૃદયમા આલસ્યની અવસ્થિતિ થતી નથી. સતતોત્સાહવિના ગમે તેવા વિદ્વાનો પણ કર્મપ્રવૃત્તિથી હારી જાય છે. સતતોત્સાહથી શિવાજીએ મુસલમાની રાજ્યની જડ ઉખેડી છે એમ ઇતિહાસથી સિદ્ધ થાય છે. સતતોત્સાહથી નેપોલીયન બોનાપાર્ટે એક વાર સંપૂર્ણ યુરોપને હચમચાવી દીધું. સતતોત્સાહથી ગેરીબાલ્ડીએ અને મેટ્ઝિનીએ ઇટાલી દેશનો ઉદ્ધાર કર્યો. ગેરીબાલ્ડીને ઇટાલીનો ઉદ્ધાર કરવામાં અનેક સંકટોનો મુકાબલો કરવો પડયો હતો, પરંતુ સતતોત્સાહથી તેણે દૈવી જીવનની ઉપમાને ધારણ કરી. મેટ્ઝિનીએ સતતોત્સાહથી ઇટાલીના ઉદ્ધારમાં ગેરીબાલ્ડીને પ્રેર્યો અને ઇટાલીના સર્વ પ્રાતવાસીઓના વિચારોમાં દેશોદ્ધારનો સજીવનમંત્ર પ્રેર્યો. સતતોત્સાહથી શ્રીમલ્લવાદીએ વલ્લભીપુરમા શિલાદિત્ય રાજાની સમક્ષ બૌદ્ધાચાર્યની સાથે શાસ્ત્રાર્થ કર્યો અને તેથી જૈનધર્મનો જય થયો અને બૌદ્ધોને સ્વદેશનો ત્યાગ કરવો પડયો. સતતોત્સાહ અને યત્નથી કલિકાલસર્વજ્ઞપદધારક શ્રી હેમચંદ્રાચાર્યે જૈનધર્મની ઉન્નતિકારક અનેક ગ્રન્થોની રચના કરી. સતતોત્સાહપૂર્વક પ્રયત્ન કરીને આર્યસુહસ્તિએ સંપ્રતિરાજાને ધર્મોદ્ધારમા પ્રેરીને અનાર્યદેશોમાં જૈનધર્મનો પ્રચાર કરાવ્યો. મહમ્મદ પયગંબરે મુસલમાની ધર્મની સ્થાપનામા સતતોત્સાહ અને સતત પ્રયત્નને સેવ્યો હતો. એમ તેમના ચરિત્રપરથી અવબોધાય છે. કબીરે અને નાનકે પોતાના મત પ્રચારાર્થે સતતોત્સાહ અને સતત પ્રયત્ન સેવ્યો હતો તેથી તેઓ સ્વકાર્યમા અમુકાંશે વિજય પામ્યા હતા. રામાનુજ અને વલ્લભાચાર્યે પોતાનો મત વધારવા માટે સતતોત્સાહપૂર્વક પ્રયત્ન સેવ્યો હતો. શંકરાચાર્યે પોતાના મતનો જગત્મા વિસ્તાર કરવા માટે સતતોત્સાહથી પ્રયત્ન સેવ્યો હતો તેથી હિન્દુસ્થાનમાં અદ્વૈતમતના ભકતોની વૃદ્ધિ થઈ શ્રી ગૌતમબુદ્ધે પોતાના ધર્મનો વિશ્વમા પ્રચાર કરવા માટે સતતોત્સાહપૂર્વક પ્રયત્ન કર્યો હતો. ઇશુક્રાઇસ્ટે પોતાના વિચારોનો પ્રચાર કરવા માટે સર્વસ્વાર્પણ કરીને પ્રયત્ન સેવ્યો હતો; તેથી તેની પાછળ રાજકીયધર્મ તરીકે ને ધર્મ સર્વત્ર પ્રસર્યો છે. હોમર અને પેથેગોરસે પોતાના વિચારોને સતતોત્સાહયુકત પ્રયત્નથી પ્રચાર્યા હતા. રસ્કીને પોતાના વિચારોને સતતોત્સાહપૂર્વક યુરોપમા જાહેર કર્યા હતા. બૌદ્ધોના પ્રખ્યાત તાર્કિક દિઙ્નાગપંડિતે સતતોત્સાહપૂર્વક પ્રયત્ન સેવીને બૌદ્ધધર્મની રક્ષાકારક પુસ્તકો રચ્યા છે. વ્યાસ ઋષિએ સતતોત્સાહપૂર્વક પ્રયત્નથી મહાભારત જેવા ગ્રન્થોને રચી અક્ષરદેહે અમરતા પ્રાપ્ત કરી કવિ શેકસપીયરે સતતોત્સાહ અને સતત પ્રયત્નથી નાટકો લખીને સર્વત્ર વિશ્વ મનુષ્યોને આશ્ચર્યચકિત કરી દીધા આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીએ સતતોત્સાહ અને સતતપ્રયત્નથી પોતાનો મત આર્યાવર્તમાં પ્રચાર્યો. જૈન આચાર્ય **આત્મારામજીએ** (વિજયાનંદસૂરિએ) જૈન ધર્મની રક્ષામા

સતતોત્સાહ અને સતત પ્રયત્નથી સર્વસ્વાર્પણ કર્યું, તેથી જૈન કોમમાં યાવચ્ચંદ્રદિવાકરૌ તેઓ અક્ષરદેહે પૂજ્ય પ્રાતઃસ્મરણીય થયા. સતતોત્સાહ અને સતતપ્રયત્નથી શ્રી વિજયધર્મસૂરિ તથા આગમજ્ઞ પંડિત શ્રી આનન્દસાગરગણિ જૈનધર્મની અપૂર્વ સેવા કરે છે. સતતોત્સાહ અને સતત પ્રયત્નથી શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે એક સો આઠ ગ્રન્થ રચીને જૈન ધર્મની અપૂર્વ સેવા કરી. જૈન કોમમાં શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયનું નામ સર્વત્ર પ્રસિદ્ધ છે. સતતોત્સાહપ્રયત્નથી કાળા શીર્ષનો માનવ જગત્‌માં માર્ગ તે કરી શકે છે. સતતોત્સાહ પ્રયત્નમા અપૂર્વ સામર્થ્ય રહ્યું છે, તેથી દુઃસાધ્ય કાર્યોને સુસાધ્ય કરી શકાય છે. કાર્યસિદ્ધિમાં ઉત્સાહ એજ શુભ શકુન છે-आगंस गद्धा आया औ‍र लदकदका भेद पाया ની પેઠે અનુત્સાહથી આરંભિત કાર્યની અસિદ્ધિનો ખ્યાલ આવી શકે છે. પ્રખ્યાત ઈંગ્લાંડવાસી લેખક સ્માઈલ્સે સતતોત્સાહ અને સતત પ્રયત્નથી અનેક શોધો કરનારા પુરૂષોનાં ચરિત્રો લખીને અપૂર્વ ગ્રન્થ પ્રકટ કર્યો છે. તે ગ્રન્થના વાચનથી અવશ્યમેવ સતતોત્સાહપૂર્વક પ્રયત્ન કરવાથી થતા ફાયદાઓનો ખ્યાલ અવબોધાય છે. અકબર બાદશાહમા સતતોત્સાહ વર્તતો હતો તેથી તે અનેક દેશો જીતવાને સમર્થ થયો હતો. સતતોત્સાહ અને સતતપ્રયત્ન વિના કરણઘેલો ગુજરાતનું રાજ્ય પાછું મેળવી શક્યો નહિ. સતતોત્સાહ ને પ્રયત્નથી મુંબઈમાં રાનાડે પ્રખ્યાત થયો સતતોત્સાહ પ્રયત્નથી ગોખલેએ હિન્દુસ્થાનની સેવામાં અપૂર્વ આત્મભોગ આપ્યો. સતતોત્સાહ પ્રયત્નથી લોર્ડ ક્લાઈવે ભારતમાં બ્રિટીશ રાજ્યની સ્થાપના કરી. સતતોત્સાહ પ્રયત્નથી મૂળરાજ સોલંકીએ ગુજરાતમાં ચૌલુક્ય રાજ્યની સ્થાપના કરી. સતતોત્સાહ પ્રયત્નથી ભાસ્કરાચાર્યે જ્યોતિર્વિદ્યાનો અપૂર્વ ગ્રન્થ પ્રકટ કર્યો. સતતોત્સાહ પ્રયત્નથી વાલ્મીકિએ રામાયણની રચના કરી. સતતોત્સાહ પ્રયત્નથી હિન્દુસ્થાનમાં ખ્રીસ્તિ પાદરીઓ ખ્રીસ્તિધર્મનો પ્રચાર કરવા આત્મભોગ આપી રહ્યા છે. સતતોત્સાહ પ્રયત્ન વિના હાલમા જૈન સાધુઓએ તથા જૈન ગૃહસ્થોએ જૈન ધર્મની સેવા તથા તેના પ્રચારાર્થે અપૂર્વ આત્મભોગ આપ્યો નથી. સતતોત્સાહ પ્રયત્નથી આ વિશ્વમા લોકોને આશ્ચર્યમગ્ન કરે એવા કાર્યો કરી શકાય છે. સતતોત્સાહ પ્રયત્નથી અનેક મુનિવરોએ મુક્તિ મેળવી સતતોત્સાહ પ્રયત્નથી બુકર ટી વોશીંગ્ટને અમેરિકામાં પોતાના જાતિબંધુઓનો કેળવણીથી ઉદ્ધાર કર્યો તે તેના ચરિત્રથી સ્પષ્ટ અવલોકાય છે. સતતોત્સાહ પ્રયત્નથી સ્વામી વિવેકાનન્દે સર્વત્ર સ્વવિચારોને જાહેર કર્યા. સતતોત્સાહ પ્રયત્નથી કાશીમાં વિશ્વવિદ્યાલય સ્થાપવા માટે પંડિત મદનમોહન માલવીઆ સમર્થ થયા. સતતોત્સાહ પ્રયત્ન વિના રાજ્યની, દેશની, વિશ્વની, ધર્મની, સમાજની અને પોતાની ઉન્નતિ કરી શકાતી નથી. સતતોત્સાહ પ્રયત્નબળે વિશ્વમાં સ્વાસ્તિત્વ સંરક્ષી શકાય છે એમ અનેક આદર્શ જીવનચરિતોથી સ્પષ્ટ અવબોધ્ય થાય છે. સતતોત્સાહ પ્રયત્નથી રાઠોડ દુર્ગાદાસે મારવાડનું સંરક્ષણ કર્યું અને તેથી તેનાં સર્વત્ર ભારતમા ગુણગાન થાય છે.

સતતોત્સાહમય પ્રયત્ન વિના હિન્દુઓ અને મુસલમાનો આર્યાવર્તના અભ્યુદયાર્થે સારી રીતે આત્મભોગ આપી શક્યા નથી. લઘુ કીટિકાઓમાં સતતોત્સાહ પ્રયત્ન દેખવામાં આવે છે તેથી તેઓ સ્વશક્ત્યનુસારે ઘણું કરી શકે છે. **સતતોત્સાહ પ્રયત્નથી ક્ષુદ્ર મનુષ્ય પણ ગ્લાડસ્ટનની પેઠે મહાન્ બનીને લાખો કરોડો મનુષ્યોનો અનુશાસ્તા બની શકે છે.** સતતોત્સાહ પ્રયત્નથી જર્મનીના પ્રખ્યાત પ્રધાન બિસ્માર્કે જર્મનીની પ્રગતિમાં અપૂર્વ વૃદ્ધિ કરી તે સર્વત્ર વિશ્વવર્તિ મનુષ્યોથી અજ્ઞાત નથી. **ઇશ્વરી બળ તરીકે સતતોત્સાહથી પ્રયત્ન કરીએ તો તેમાં કોઇ જાતનો પ્રત્યવાય આવતો નથી.** સતતોત્સાહપ્રયત્નથી દરેક કાર્યના અભ્યાસમા અગ્ર પ્રગતિ કરી શકાય છે. જેનામા ઉત્સાહપ્રયત્ન નથી તે નિર્જીવની પેઠે કંઇપણ કરવા શક્તિમાન્ થતો નથી. જેના આત્મામા સતતોત્સાહપ્રયત્નબળ વર્તે છે તે હનુમાન્‌ની પેઠે સૂર્યને પણ ગ્રાહ્ય કરવા પ્રયત્ન કરી શકે છે. સતતોત્સાહપ્રયત્ન વિના આ વિશ્વમા અનેક મનુષ્યોની અવનતિ થઇ, થાય છે અને થશે. સતતોત્સાહપ્રયત્નરૂપ દેવશક્તિની જેઓ આરાધના કરે છે તેઓની સદા ઉન્નતિ થયા કરે છે. સતતોત્સાહપ્રયત્ન એજ પ્રગતિનો મહામંત્ર છે. સતતોત્સાહપ્રયત્ન વિના મનુષ્યો મૃતદેહો સમાન છે. સતતોત્સાહપ્રયત્નથી નીચ જાતિયો પણ હાલ લક્ષ્મી તથા સત્તાના ઉચ્ચ શિખરે વિરાજમાન થઈ છે. તેનો અનુભવ કરીને પ્રારંભિત કાર્યો કરવામા સતતોત્સાહપૂર્વક મંડયા રહેવું જોઇએ. સતતોત્સાહથી સર્વ ધારેલાં કાર્યોની સિદ્ધિ થાય છે માટે મનુષ્ય ! ! ! તું અનુત્સાહથી ઠંડોગાર જેવો ના બન. સતતોત્સાહપ્રયત્નથી અનેક કાર્યોને સિદ્ધ કરી શકીશ એમ નિશ્ચયતઃ અવબોધ. ગૃહસ્થ અગર ત્યાગાવસ્થામા જે જે આવશ્યક કર્તવ્યકાર્યો કરવાના હોય તેમા સતતોત્સાહને ધારણ કર. પાણીપતના મેદાનમા મરાઠાઓ અને રજપુતો અનુત્સાહી બન્યા તેથી તેઓનો પરાજય થયો અને અહમ્મદશાહ અબદલ્લીએ કેર વર્તાવ્યો બ્રીટીશો જર્મનો જાપાનીઝો સતતોત્સાહપ્રયત્નથી કાર્ય કરે છે તેથી સર્વત્ર તેઓનાં દષ્ટાંતો અપાય છે. હિન્દુસ્થાનના લોકો જ્યારે સતતોત્સાહપ્રયત્નને સેવશે ત્યારે તેઓની વાસ્તવિક પ્રગતિ થશે. હે આત્મન્ ! ! ! તું સતતોત્સાહપ્રયત્નથી કાર્યસિદ્ધિનો નિશ્ચય કરીને પ્રારંભિત કાર્ય કર ! ! તેમા અનેક વિપત્તિયો પડે તોપણ ઉત્સાહપ્રયત્નને સેવ કે જેથી ત્હારા ધારેલા કાર્યો સિદ્ધ થાય અને મુક્તિની સાધના તેમજ સતતોત્સાહપ્રયત્નથી પરમાત્મપદની પ્રાપ્તિ થાય. ઉત્સાહ અને પ્રયત્નથી ચારિત્ર્યમાર્ગમા જ્ઞાનમાર્ગમા અને દર્શનમાર્ગમાં અગ્રગામી બની શકાય છે. ઉત્સાહથી સાધુઓની સેવા કરીને અનુભવજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. બપ્પભટ્ટિસૂરિએ સતતોત્સાહબળે જૈનધર્મનો પ્રચાર કર્યો હતો. આ વિશ્વમા પરમાત્માની પ્રાપ્તિમાં સતતોત્સાહ અને સતત પ્રયત્નની અત્યંત આવશ્યકતા છે. સતતોત્સાહ અને સતતપ્રયત્નબળે આ વિશ્વમાં સર્વે કર્તવ્યકાર્યોને કરી શકે છે. સતતોત્સાહ અને સતત-

પ્રયત્ન એ બે ઇશ્વરી બક્ષીસ છે તેનાથી આ વિશ્વમાં કંઇ પણ દુઃસાધ્ય રહેતું નથી. સતતોત્સાહ અને સતતપ્રયત્નબળે વિક્રમ રાજાએ શકલોકોને હરાવીને સ્વરાજ્યની સ્થાપના કરી. સતતોત્સાહ અને સતતપ્રયત્નવડે કોલંબસે અમેરીકાખંડને શોધી કહાડયો. સતતોત્સાહ અને સતતપ્રયત્નબળે હજારો વખત પ્રવૃત્તિમાં નિરાશા મળ્યા છતાં પણ અન્તે કર્તવ્યકાર્યની સિદ્ધિ કરી શકાય છે. સતતોત્સાહ અને સતતપ્રયત્નબળે જાપાનીઓએ જાપાનનો ઉદ્ધાર કર્યો અને તેની પ્રગતિથી ચીન અને અમેરિકાને પણ જાગ્રત્ રહેવાની જરૂર પડી છે. ગુરુ ગોવિંદસિંહમા સતતોત્સાહ અને સતત પ્રયત્ન એ બે મુખ્ય ગુણ હતા, તેથી ગુરુ ગોવિંદસિંહે જે કાર્ય કર્યું તે ઇતિહાસના પાને અમર રહ્યું છે. રાણાહમીરમાં સતતોત્સાહ અને સતત પ્રયત્ન એ બે ગુણ હતા તેથી તેણે મેવાડના ઉદ્ધારમાં વિજય મેળવ્યો. આ વિશ્વમા મહાશોધકોમાં કુદરતી બક્ષીસ તરીકે સતતોત્સાહ અને સતત પ્રયત્ન એ બે ગુણ વાસ કરે છે. ગમે તે કાર્યની સિદ્ધિમાં એ બે ગુણ વિના નિર્વાહ થઈ શકે તેમ નથી. દુઃખમાં વિદ્યાભ્યાસ એ નામના પુસ્તકમાં અને સ્વાશ્રય નામના પુસ્તકમાં અનેક ગરીબ મનુષ્યો, સતતોત્સાહ અને સતત પ્રયત્નથી મહાપુરુષ બનેલા છે એમ દર્શાવ્યું છે. કર્મવાદીઓ, ભાવીભાવવાદીઓ, સતત પ્રયત્ન વિના દરેક બાબતની પ્રગતિમાં પાછળ પડી જાય છે, અને તેઓ પ્રગતિશીલ મનુષ્યોના દાસ બનીને તેઓના આક્રમણથી દબાઈ ચંપાઈ જીવન વ્યતીત કરે છે. પ્રગતિશીલ સંઘમાં, સમાજમાં, રાજ્યમાં, દેશમાં, મંડલમાં, કોમમાં સતતોત્સાહ અને સતત પ્રયત્ન એ બે ગુણ પ્રત્યક્ષ અવલોકાય છે. સતતોત્સાહના આધારે સતત પ્રયત્ન થઇ શકે છે. સતતોત્સાહનો અગ્નિ હોલાવાની સાથે સતત પ્રયત્ન પણ મંદ નષ્ટ થઈ જાય છે. સતતોત્સાહ અને સતત પ્રયત્ન વિના ધર્માચાર્યો અને ધર્મપ્રવર્તકો ધર્મનો પ્રચાર કરવાને શક્તિમાન્ થતા નથી, માટે ધર્માચાર્યોએ સતતોત્સાહ અને સતત પ્રયત્નનું અવલંબન કરવું જોઇએ સતતોત્સાહબળે શાહબુદ્દીનગોરીએ દિલ્લી પર અગીયાર સ્વારીઓ કરી, દશ સ્વારીઓમાં તે પૃથુરાજ ચોહાણથી પરાજય પામીને પશ્ચાત્ હઠયો, તો પણ સતતોત્સાહ અને સતત પ્રયત્નનો ત્યાગ કર્યો નહિ. સતતોત્સાહપ્રયત્નથી તેણે દિલ્હી પર અગિયારમી સ્વારી કરી તેમા તે ફાવ્યો અને ત્યારથી દિલ્હીની ગાદી મુસલમાનોના તાબામાં ગઈ. મહાવીર પ્રભુ અને શ્રી સંપ્રતિ રાજાના સમયમા જૈનોની આય. ચાલીશ કરોડના આશરે વસતિ થઇ હતી અને વેદધર્મ પાળનારાઓની ઘણી સંખ્યા ઘટી ગઇ હતી, પરંતુ પશ્ચાત્ જૈનાચાર્યોમા સાધુઓમા અને જૈનગૃહસ્થોમા સતતોત્સાહ અને સતત પ્રયત્ન રહ્યો નહીં તેથી પુનઃ વેદધર્મીઓનું સામ્રાજ્ય પ્રગટયું અને જૈનોની સંખ્યામા ઘણો ઘટાડો થયો. સતતોત્સાહ અને સતત પ્રયત્નથી ઇશુક્રાઇસ્ટના ભક્તોએ ચાર ખંડમાં ખ્રીસ્તિ ધર્મનો પ્રચાર કર્યો તે સર્વ લોકો અવલોકી શકે છે. આ વિશ્વમાં સતતોત્સાહ તથા સતત પ્રયત્નબળે અનેક

સુધારાવધારા કરી શકાય છે અને પારતંત્ર્યને દૂર કરી સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકાય છે. લઘુ બાળકોમાં અમુકશોએ એ ગુણ અવલોકાય છે પણ પશ્ચાત્ તેની સામગ્રી વિના તેઓમાં મન્દતા આવી જાય છે. મુસલ્માનોમાં મુસલ્માન ધર્મની વૃદ્ધયર્થે સતતોત્સાહ અને સતત પ્રયત્ન હતો ત્યાં સુધી તેઓ સ્વધર્મનો પ્રચાર કરી શક્યા; પશ્ચાત્ તેઓનામાં મન્દતા આવી તેથી પૂર્વની પેઠે ધર્મવૃદ્ધિ કરી શક્યા નહિ. સતતોત્સાહ અને સતત પ્રયત્ન વિના ગમે તેવા બળવાન મનુષ્યો પણ કાર્યની સિદ્ધિમાં હાર પામે છે. સતતોત્સાહથી મુક્તિની પ્રાપ્તિ કરી શકાય છે અને શ્રી મહાવીર પ્રભુની પેઠે લાખો પરિષહો સહીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી સર્વ શક્તિયો ખીલવી શકાય છે સતતોત્સાહ પ્રયત્ન વિના લાંબાલચક જાહેર ભાષણો આપ્યાથી કંઇ વળતું નથી. દીર્ઘ વિચારસૃષ્ટી રચવાથી કંઇ વળતું નથી. અતએવ મનુષ્યોએ સતતોત્સાહપ્રયત્નપૂર્વક પ્રારંભિત કાર્યો કરવાં જોઇએ. આર્યાવર્તના પ્રાચીન મનુષ્યોમાં સતતોત્સાહ પ્રયત્ન હતો તેથી તેઓ સર્વ દેશોના નેતાઓ બનીને વિશ્વના કલ્યાણમાં અપૂર્વ ભાગ આપી શકતા હતા હાલના આર્યોમાં સતતોત્સાહ પ્રયત્ન પ્રકટો અને તેથી તેઓ પૂર્વની જાહોજલાલીને પ્રાપ્ત કરો ! શુભ કાર્યોમા સતતોત્સાહ પ્રયત્નબળ વાપરવાની જરૂર છે. રજોગુણી અને તમોગુણી કાર્યોનો પરિહાર કરીને સાત્વિક મનુષ્યો સાત્વિક કાર્યોની સિદ્ધિમાં સતતોત્સાહપૂર્વક પ્રયત્ન કરે છે સતતોત્સાહ પ્રયત્નથી સર્વત્ર કાર્યસિદ્ધિ થાય છે. એવં અવગત કરીને પ્રારંભિત કાર્યમાં સ્વભાવે પ્રવૃત્તિ કર ! કાર્યની સિદ્ધિ થવાની છે કે કેમ ? તે સતતોત્સાહ પ્રયત્નથી અવબોધાય છે. અન એવ અન્ય વિકલ્પસંકલ્પનો ત્યાગ કરીને પ્રારંભિત કાર્યમાં સદ્ય પ્રવૃત્ત થવું જોઇએ. પ્રારંભિત કાર્યમાં વિઘ્નો આવ્યા વિના રહેતાં નથી, તેથી તેમાં સતતોત્સાહની આવશ્યકતા રહે છે. સતતોત્સાહપૂર્વક કાર્ય કરવાથી અંતે વિજય વરમાળને પ્રાપ્ત કરી શકાય છે. ૧૮૫૭ ના બળવામાં બ્રિટીશોએ હિન્દુસ્થાનમાં સતતોત્સાહ પ્રયત્નથી બળવાખોરોને વિખેરી નાખ્યા જો તેઓનામાં સતતોત્સાહ મન્દ પડી ગયો હોત તો બ્રિટીશ રાજ્યની એક દિવસના ગાળામાં જડ ઉખડી જાત. પાશ્ચાત્ય વિદ્વાનોનો-શોધકોનો મૂલ મંત્ર એ છે કે પ્રારંભિત કાર્યમા સતતોત્સાહ પ્રયત્નથી પ્રવર્ત્યા કરવું. સતતોત્સાહ પ્રયત્નથી બ્રિટીશોએ સર્વત્ર પૃથ્વીમાં અદ્યપર્યંત રાજ્યવ્યવસ્થાકાર્યમાં અનેક સિદ્ધિયો મેળવી છે તે કોનાથી અજ્ઞાત છે ? પ્રતિજ્ઞાન કર્તવ્યકાર્યોમા સતતોત્સાહ પ્રયત્નની જરૂર છે. સતતોત્સાહ વિના કોઇપણ પ્રતિજ્ઞારૂપ કાર્યની સિદ્ધિ થતી નથી. સતતોત્સાહ વિના અનેક મનુષ્યોએ,-પાણીમાં પરપોટા થઇને શમાય. જેમ વિલય પામે છે-તદ્વત્ પ્રારંભિત કાર્યોને સ્વપ્નમા મૂકી દીધાં છે, તેનાં સહસ્રશઃ દૃષ્ટાન્તો વિશ્વમા અસ્તિત્વ ધરાવે છે ગુજરાતમા ભોળા ભીમ પશ્ચાત્ જે જે નૃપતિયો થયા તેમાં રાજ્યરક્ષણ પ્રાપ્તિ કાર્યનો સતતોત્સાહયુક્ત પ્રયત્ન નહોતો તેથી તેઓ ગુર્જરભૂમિનું સ્વાતંત્ર્ય સંરક્ષી શકવા સમર્થ થયા નહીં. ગુર્જરત્રાભૂમિમાં સતતોત્સાહપૂર્વક પ્રયત્ન કરનાર મહમ્મદ [illegible]

અનેક હિંદુઓને વટલાવી મુસલમાન કર્યા અને રાજ્યમર્યાદાની વૃદ્ધિ કરી. ગમે તેવા પ્રગતિશીલ મનુષ્યો હોય પરંતુ તેઓનામાંથી સતતોત્સાહ પ્રયત્ન ટળવાની સાથે તેઓની અવનતિ આરંભાય છે. વ્યાપારકાર્યપ્રવૃત્તિમાં સતતોત્સાહવિના જૈનવણિકો અન્ય વ્યાપારશીલ કોમોની પાછળ હઠવા લાગ્યા અને ભવિષ્યમાં જો તેઓમાં સતતોત્સાહ પ્રયત્ન નહિ રહેશે તો અન્ય કોમોના દાસત્વરૂપ કારાગૃહથી મુક્ત થશે નહિ. પ્રગતિશીલ પ્રત્યેક કાર્ય કરવામાં સતતોત્સાહ પ્રયત્નની આવશ્યકતા છે. હે મનુષ્ય !!! તું કોઈ પણ કાર્યને આદરી સતતોત્સાહ પ્રયત્નને સેવ ! પરંતુ કાર્યપ્રવૃત્તિનો ત્યાગ ન કર. સતતોત્સાહ પ્રયત્નથી રંક મનુષ્યો પણ રાજ્યત્વને પામ્યા છે. **કાર્યનો આત્મા સતતોત્સાહ અને પ્રયત્ન છે.** એ બેનો નાશ થતાની સાથે કાર્યનો નાશ થાય છે. સતતોત્સાહ પ્રયત્નથી કાશીમાં સર્વ પંડિતશિરોમણિ શિવકુમાર શાસ્ત્રીએ મહાખ્યાતિને મેળવી છે. સતતોત્સાહ પ્રયત્નથી શેઠ વીરચંદ દીપચંદે અનેક વ્યાપારાદિ કાર્યો કરીને ખ્યાતિ મેળવી. શેઠ **વીરચંદ દીપચંદ** ગોઘાવી ગામના સામાન્ય જૈનવણિક્ હતા. પશ્ચાત્ તેઓએ સતતોત્સાહ પ્રયત્નથી વ્યાપાર આરંભ્યો તેમા ભાગ્યદેવીએ વર આપ્યો તેથી જૈનકોમમાં અગ્રગણ્ય શેઠી ગણાવા લાગ્યા. શેઠ **પ્રેમચંદ રાયચંદે** સતતોત્સાહ પ્રયત્નથી અનેક શુભ કાર્યો કર્યાં. મહેસાણાના જૈનવણિક્ **વેણીચંદ સુરચંદ્ર** એક અશિક્ષિત સામાન્ય શ્રાવક છે, છતાં તેમાં સતતોત્સાહ પ્રયત્નબળ છે તેથી તેમણે અનેક પાઠશાળાઓ સ્થાપી છે અને અનેક ધાર્મિકકાર્યો કરવામાં તે મચ્યા રહે છે, તેથી તેમણે જૈનકોમમા જાગૃતિ ફેલાવી છે. હાલ પણ પ્રારંભિત કાર્યમાં સતતોત્સાહ પ્રયત્નથી મંડ્યા રહે છે. ભાવનગરના શ્રાવક **કુંવરજી આણંદજીએ** સતતોત્સાહ પ્રયત્નથી જૈનધર્મના પુસ્તકો છપાવવા વગેરે કાર્યમા અપૂર્વ આત્મભોગ આપી કાર્યસિદ્ધિ કરી છે. સતતોત્સાહ પ્રયત્નવિના પ્રગતિશીલ સુધારા કરી શકાતા નથી. સતતોત્સાહ પ્રયત્નથી **સ્પેન્સરે, કોંટે** જે વિચારોનો પ્રચાર કર્યો છે તેને યુરોપ ભૂલી શકે તેમ નથી. સતતોત્સાહ પ્રયત્ન વિના અમેરિકાના જંગલી લોકોની જેવી દશા, ગમે તે કોમની દેશની અને રાજ્યની અવસ્થા થાય છે. સતતોત્સાહ પ્રયત્નથી શ્રીજિનદત્તસૂરિએ લાખો ક્ષત્રિયોને જૈન કર્યા સતતોત્સાહ પ્રયત્ન વિના જૈન કોમે વિદ્યા લક્ષ્મી સત્તા ધર્મ પ્રગતિની સહુ શક્તિયોને ગુમાવી છે. સતતોત્સાહ પ્રયત્નનો ઉપર્યુક્ત મહિમા અવબોધીને હે ચેતન !!! તું જે કાર્ય કરવા ધારીશ તે થયા વિના રહેનાર નથી એવો નિશ્ચય કરીને પ્રારંભિત કાર્યની પ્રવૃત્તિ કર્યા કર. સતતોત્સાહ પ્રયત્ન વિના બળવાન મનુષ્યો પણ કાર્ય કરવાથી પશ્ચાત્ રહે છે. અત એવ સતતોત્સાહ પ્રયત્નથી સ્વયોગ્ય કર્તવ્યકાર્ય કર્યા કર.

**અવતરણ:**—સ્વોન્નતિકારક ધર્મ્ય કર્મપ્રવૃત્તિયોને કરવી જોઇએ-તે દર્શાવવામાં આવે છે.

श्लोकः

**स्वोन्नतिकारिका या या दृश्यन्ते च प्रवृत्तयः ।**
**सेवनीयाश्च ताः प्रीत्या देशकालानुसारतः ॥ १४८ ॥**

**શબ્દાર્થ:**—જે જે સ્વોન્નતિકારક પ્રવૃત્તિયો દેખાય તેઓને પ્રીતિપૂર્વક દેશકાલાનુસારથી સેવવી જોઈએ.

**વિવેચન:**—સ્વોન્નતિકારક અને સ્વાવનતિકારક પ્રવૃત્તિયોનું સ્વરૂપ યાવત્ સમ્યગ્ ન અવબોધવામા આવે તાવત્ મૂઢતા છે મૂઢ મનુષ્યો અવનતિકારક પ્રવૃત્તિયોને મુખ્યતાએ સેવે છે. સ્વાવનતિકારક પ્રવૃત્તિયોનું મૂળ અજ્ઞાન છે, ક્ષણે ક્ષણે માનસિક વાચિક અને કાયિક પ્રવૃત્તિયો સેવાય છે, તેમાં અજ્ઞાનીમનુષ્યો મુખ્યતાએ રાગ દ્વેષ કર્મની વૃદ્ધિ થાય એવી પ્રવૃત્તિયોને સેવે છે. નકામી વિકથાઓને મનુષ્યો શ્રવણ કરે છે અને તેવી પ્રવૃત્તિમા રુચિતા ધારણ કરે છે, માટે મન વાણી કાયા માયાથી ભિન્ન આત્માના ગુણોને પ્રકાશનારી પ્રવૃત્તિયોને મન વાણી કાયાથી સેવવી જોઈએ, મનની વચનની અને કાયાની શુભ પ્રવૃત્તિયોને અને અશુભપ્રવૃત્તિયોને અવબોધવી જોઈએ. મન વાણી અને કાયાથી અષ્ટાદશપાપસ્થાનકની પ્રવૃત્તિયો કરવાથી પાપ બંધાય છે અને મન વાણી કાયાની શુભ પ્રવૃત્તિયોથી પુણ્ય બંધાય છે મન દંડ, વચન અને કાયાના દંડનો પરિત્યાગ કરવો જોઈએ. ઇર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનભંડમાત્રનિક્ષેપણાસમિતિ, પારિષ્ઠાપનિકાસમિતિ, મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિનું નયનિક્ષેપથી સ્વરૂપ અવબોધતાં સ્વોન્નતિકારકધર્મપ્રવૃત્તિયોનો વિવેક થાય છે. મનની શક્તિયોને અને વચનની શક્તિયોને આત્માની ઉન્નતિ થાય તેવા કાર્યોમા વાપરવી જોઈએ. જે જે આત્મોન્નતિકારક પ્રવૃત્તિયો હોય છે તે તે પ્રવૃત્તિયોથી અન્યજીવોની ઉન્નતિ થાય છે. જે જે પ્રવૃત્તિયોથી આત્મોન્નતિ થતી નથી તે તે પ્રવૃત્તિયોથી અન્ય જીવોની ઉન્નતિ થતી નથી. જે સ્વોન્નતિ કરી શકતો નથી તે અન્યજીવોની ઉન્નતિ કરી શકતો નથી. દ્રવ્યક્ષેત્રકાલભાવથી સ્વોન્નતિકારક ભિન્નભિન્ન પ્રવૃત્તિયો હોય છે. સ્વોન્નતિકારકપ્રવૃત્તિયોનો દેશકાલાનુસારે ફેરફાર થયા કરે છે. તેથી તેનું દેશકાલાનુસારે રહસ્ય અવબોધવું જોઈએ. કેટલીક અમુક વર્ગના માટે સ્વોન્નતિકારક પ્રવૃત્તિયો હોય પરંતુ અમુક દેશકાલથી સ્વાત્મીયપ્રગતિકારક પ્રવૃત્તિયો ન હોય તો તેઓને સેવી શકાતી નથી. વર્તમાનકાલમા કેટલીક પ્રવૃતિયોથી સ્વોન્નતિ થાય છે, પરંતુ ભવિષ્યમા અધિકારપરાવર્તનથી તે પૂર્વની પ્રવૃત્તિયોથી આત્મોન્નતિ થઈ શકતી નથી. બાલ્યાવસ્થા યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાભેદે સ્વોન્નતિકારકપ્રવૃત્તિયોમા દેશકાલાનુસાર પરિવર્તનો થયા કરે છે. આત્મજ્ઞાનથી સ્વોન્નતિકારક પ્રવૃત્તિયોનો નિશ્ચય થાય છે. વર્તમાનકાલમા થતી ગર્ગ્યુજા-

શુભપ્રવૃત્તિયોના સમૂહનું પરિપૂર્ણ જ્ઞાન થયા વિના સ્વોન્નતિકારકપ્રવૃત્તિયોનો નિશ્ચય થઇ શકતો નથી. સ્વોન્નતિકારકપ્રવૃત્તિયોનો નિર્ણય થયા પશ્ચાત્ અંધપરંપરામાં પ્રવૃત્તિ થતી નથી અને સાધનદૃષ્ટિમાં અને સાધ્યદૃષ્ટિમાં વિપરીત મન થતું નથી. પ્રગતિશીલ યુગમાં જે અંધપરંપરાએ પ્રવૃત્તિ કરે છે અને સ્વોન્નતિપ્રવૃત્તિનો વિચાર માત્ર કરતો નથી તે સમ્મૂર્છિમ પન્ચેન્દ્રિય પ્રવૃત્તિ કરતાં કંઈ પણ વિશેષ કરી શકતો નથી. દેશ રાજ્ય સમાજ સંઘાદિની ઉન્નતિકારકપ્રવૃત્તિયોની સાથે સ્વોન્નતિકારકપ્રવૃત્તિયોની સાથે સ્વોન્નતિકારક પ્રવૃત્તિયોનો દેશકાલાનુસારે કેવો સંબંધ છે? અને તેમાં શું સત્ય રહસ્ય સમાયું છે? તે અવશ્ય અવબોધવું. પ્રવૃત્તિયોના તાબે આત્માએ રહેવું જોઇએ નહિ પરંતુ આત્માના તાબે અનાસક્તભાવે પ્રવૃત્તિયો રહેવી જોઇએ. આત્માની ઉન્નતિસાધનભૂતપ્રવૃત્તિયો છે, પરંતુ પ્રવૃત્તિયોમા આત્મતા નથી એવું અવબોધી અનાસક્તિથી માનસિક વાચિક કાયિક પ્રગતિકર પ્રવૃત્તિયો કરવી જોઇએ. પ્રીતિથી પ્રવૃત્તિયોને સ્વોન્નતિ માટે સેવવી જોઇએ, પરંતુ પ્રવૃત્તિયોમાં રાગથી આસક્ત ન થવું જોઇએ. પ્રવૃત્તિયોમા અનાસક્તભાવે પ્રીતિ થવી જોઇએ. મધ્યમ યોગીઓની પ્રથમ અશસ્તપ્રેમપૂર્વક પ્રવૃત્તિ થાય છે, પરંતુ શુદ્ધજ્ઞાની યોગીઓને તો પ્રીતિવિના પ્રવૃત્તિ થાય છે. ઉત્તમજ્ઞાનીઓ રાગદ્વેષથી મુક્ત હોય છે. આરંભક કર્મયોગીઓએ જ્યાં જેવી રીતે પ્રવૃત્તિયો સેવવી પડે ત્યાં તેવી રીતે પ્રવર્તવું. જ્ઞાનીમનુષ્યો, પ્રવૃત્તિયોની ભિન્નતામાં અને તેના દેશકાલાનુસારે થતાં પરિવર્તનોમાં મુંઝાયા વગર આત્મોન્નતિકારક પ્રવૃત્તિયોને સેવે છે.

**અવતરણઃ**—ક્રિયાઓના, પ્રવૃત્તિયોના અનેક ભેદોમા જ્ઞાની મુંઝાતો નથી–તે સ્વોચિતકાર્યપ્રવૃત્તિ કરે છે, તે દર્શાવે છે.

**શ્લોકઃ**

**क्रियाविचित्रभेदेषु ज्ञानी किञ्चिन्न मुह्यति ।**
**समीभूयाधिकारणं करोति कर्मसूचितम् ॥ १४९ ॥**

**શબ્દાર્થઃ**—ધાર્મિક ક્રિયાઓના વા વ્યાવહારિક કાર્યની ક્રિયાઓના વિચિત્ર ભેદોમાં આત્મજ્ઞાની મોહ પામતો નથી. સર્વ ક્રિયાઓમા સમીભૂત થઇને તે સ્વાધિકારે સુષ્ઠુ-ઉચિત કર્મને કરે છે.

**વિવેચનઃ**—મોક્ષકારક ધર્મની ક્રિયાઓમા સર્વ દર્શનોમા સેંકડો ભેદો પડયા છે. જૈનદર્શનમાં શ્વેતાંબર દિગંબર સ્થાનકવાસી તેરાપંથી આદિ અનેક ગચ્છ મતભેદોથી ધર્મક્રિયાઓમા પરસ્પર મત વિરુદ્ધ એવા અનેક ભેદો અવલોકાય છે. હિન્દુઓમાં

અનેક સંપ્રદાયો થયા છે અને સંપ્રદાયોના ધર્મની પરસ્પર વિરુદ્ધ એવી અનેક ક્રિયાઓ દેખાય છે. બૌદ્ધોમાં ખ્રીસ્તિયોમાં અને મુસલ્માનો વગેરેમાં ધાર્મિકક્રિયાઓના ભેદો છે. પરસ્પર એક બીજાથી ભિન્ન એવી ધાર્મિક ક્રિયાઓમાં એકની શ્રદ્ધા રાખતા તેનાથી વિરુદ્ધ સાંપ્રદાયિક ક્રિયાઓ પર તિરસ્કાર છૂટે છે અને અન્ય ધાર્મિકક્રિયાઓનું અને તે ક્રિયાઓના કર્તાઓનું ખંડન કરવામા આવે છે. આ પ્રમાણે પરસ્પર ધર્મમત ભેદોની ક્રિયાઓની ભિન્નતાઓવડે પરસ્પર મનુષ્યોમાં ખંડન મંડન ગગડેધ થયા કરે છે. એક મનુષ્ય અમુક ધાર્મિકક્રિયાનું મંડન કરે છે ત્યારે અન્ય મનુષ્ય તેનું ખંડન કરે છે. અમુક મનુષ્ય અમુક ધાર્મિક ક્રિયા પર રાગ ધારણ કરે છે ત્યારે અમુક મનુષ્ય તેજ ધાર્મિકક્રિયા પર દ્વેષ--અરુચિ ધારણ કરે છે. જૈનોમાં ચોરાશી ગચ્છોની પરસ્પર કેટલીક ક્રિયાઓ વિરુદ્ધ હોય છે, તેથી તે તે ક્રિયાઓની વિભિન્નતાએ ચોરાશી ગચ્છોના આગેવાનો ખંડન મંડન કલેશ વગેરે કરી ધર્મની આરાધનામાં કર્મની વૃદ્ધિ કરી શકે છે. સર્વ મનુષ્યો સ્વસ્વધાર્મિકક્રિયાઓને આગમોના આધારે પ્રતિપાદન કરીને અન્યની ક્રિયાઓને અસર્વજ્ઞ કથિત છે એમ ઠરાવવા પ્રયત્ન કરે છે. દિગંબરો અને શ્વેતાંબરોએ આ પ્રમાણે પરસ્પર વિરુદ્ધ માન્યતાવંત ક્રિયાઓના ભેદે પરસ્પર કલેશ કરીને સંઘવીર્યનો પરસ્પરના નાશાર્થે ઉપયોગ કર્યો, તેથી તેઓની પડતી થઈ અને વૈદિકધર્મવાળાઓની પ્રગતિ થઈ વેદધર્મીઓ પણ પ્રવૃત્તિયોનું સામ્યબિંદુ સમજ્યાવિના પરસ્પર સાંપ્રદાયિક ધાર્મિક-ક્રિયાઓના ખંડન મંડનમાં પડી રાગદ્વેષની વૃત્તિમાં મુંઝાયા અને તેથી મુસલમાનો તરફથી તેઓને આક્રમણો સહવાં પડયા ક્રિયાઓમા મુંઝાવાથી સામ્યશૂન્યપ્રવૃત્તિ થાય છે અને તેથી સ્વપરની ઉન્નતિ થઇ શકતી નથી. ખ્રીસ્તિયોમાં અને મુસલ્માનોમા ધાર્મિક મતભેદ-વાળી પરસ્પર વિરુદ્ધ ક્રિયાઓથી તરવારોનાં યુદ્ધો પ્રવર્ત્યાં હતાં--એમ તેઓના ધાર્મિક ઇતિહાસોના વાચનથી સ્પષ્ટ અવબોધાય છે. પરસ્પર ધાર્મિકક્રિયાઓના ભેદોથી પરસ્પર વિરુદ્ધ ધાર્મિક ક્રિયાઓ કરનારાઓ એક બીજાને શત્રુની દૃષ્ટિથી દેખે છે વ્યાવહારિકરાજ્ય-કાર્યો વગેરેની પ્રવૃત્તિયોમાં--ક્રિયાઓમા પરસ્પર વિરુદ્ધતાભેદે રાજાઓ અને પ્રજાઓ યુદ્ધ કરી જગત્માં અશાન્તિ ફેલાવે છે વિશ્વવર્તિમનુષ્યોમા પરસ્પર ખાવાની પીવાની આદિ કાર્યોમા અનેક પરસ્પર વિરુદ્ધ ક્રિયાઓ પ્રવર્તે છે. પાશ્ચાત્યોની અને પૂર્વદેશના લોકોની ખાવાની પીવાની ક્રિયાઓમાં કંઇક કંઇક ભેદ વર્તે છે. દરેકના રીતરીવાજો જુદા જુદા પ્રકારના હોય છે. રાજ્યોના કાયદાઓ પણ પરસ્પર વિરુદ્ધ-ભિન્ન હોય છે. નીતિની ભિન્ન-ભિન્ન ...ઓમા પણ અમુક અમુક દેશકાલાનુસારે ભેદો વર્તે છે. મનુની નીતિ, ... નીતિ, ...નની નીતિ અને પાશ્ચાત્ય રાજ્યનીતિયે અમુક અમુક ભેદો પડે છે. સર્વની ... નીતિ મળતી આવતી નથી વિશ્વમાં મનુષ્ય મનુષ્ય પ્રતિ વિચાર અને ક્રિયામાં કંઇક કંઇક ભેદ તો હોય છે જ. સર્વ મનુષ્યો સ્વસ્વમાન્ય ક્રિયાઓને પ્રશંસે છે અને અન્યોની

ક્રિયાઓને અસત્ય માને છે. સર્વ ધર્મના સાધુઓમા, સંન્યાસીઓમાં, ધર્માચાર્યોમાં, ગચ્છોમાં, યોગીઓમાં, વેષાદિભેદે ભિન્ન ભિન્ન પ્રવૃત્તિયો હોય છે જ અને તેથી વિશ્વવર્તિ-મનુષ્યોમાં એક સરખો વિચાર અને એક સરખો આચાર પ્રવર્તતો નથી. **વિશ્વવર્તિ મનુષ્યોમાં ભિન્ન ભિન્ન આચારોનું વૈવિધ્ય કદિ ટળ્યું નથી, ટળવાનુ નથી અને ટળશે નહિ.** એક ધર્મમા એક ગચ્છમાં પણ આચારવિચારના ભેદ તો પ્રકટવાના. ધર્મવ્યવહારોમાં અને લૌકિક વ્યવહારોની ક્રિયાઓના ભેદોમાં પરસ્પર વિરુદ્ધતા અવલોકવાના કરતા પરસ્પર વિરુદ્ધ ક્રિયાઓમા કઇ કઇ દૃષ્ટિયોથી કયા ક્યા ક્ષેત્રકાલાનુસારે સત્યતા આદેયતા રહેલી છે-તેનો વિચાર કરવાની પ્રથમ જરૂર છે. ક્રિયાઓની વિવિધતામાં વિવિધ સત્યતા અને ઉપયોગિતા અવલોકવાથી પરસ્પરમાં એકેક દૃષ્ટિબિંદુથી કલ્પાયલી અસત્યતાનો સહેજે નાશ થઈ શકે તેમ છે. અનેક ધાર્મિક ક્રિયાઓની વિભિન્નતા દેખાય છે તેમા અલ્પજ્ઞાન કારણીભૂત છે. ધાર્મિકવ્યાવહારિકક્રિયાઓના ભેદો જે જે અવલોકાય છે તેના કારણીભૂત અનેક વિચારો છે. દેશકાલાનુસારે જે જે મનુષ્યોના હૃદયમાંથી જે જે ક્રિયાઓના વિચારો પ્રગટે છે તેમાં સાપેક્ષદૃષ્ટિએ સત્યતા રહેલી હોય છે પરંતુ તે સર્વ ક્રિયાઓ એક મનુષ્ય માટે નથી. અનેક જ્ઞાનદૃષ્ટિયોથી ક્રિયાઓ કેવી રીતે ઉદ્ભવી ? તેનો અનુભવ કરવો જોઇએ. પરસ્પર વિરુદ્ધ ભિન્ન ક્રિયાઓમાં-પ્રવૃત્તિયોમાં શું સત્ય સમાયલું છે ? તેનો વિચાર કરવો જોઇએ. સંપૂર્ણ આત્મજ્ઞાની ક્રિયાઓના ભેદોમાં મુંઝાતો નથી; અજ્ઞાનીયો ક્રિયાઓને એકાન્ત સાધન તરીકે સ્વીકારીને જ્ઞાનની ઉપેક્ષા કરી ભિન્ન ક્રિયાઓ કરનારા પર દ્વેષ ધારણ કરી મુકત થવાને ઇચ્છે છે, પરંતુ સાધનશૂન્ય થઇ ક્રિયાઓમા મુંઝાઇ મુકત થતા નથી. આત્મજ્ઞાન, પરમાત્મજ્ઞાન, નયજ્ઞાન, કર્મજ્ઞાન, સાધનજ્ઞાન, અને સાધ્યાદિજ્ઞાન વિના ક્રિયાભેદોમાં મોહ ઉત્પન્ન થાય છે. એક વૃક્ષના સર્વ સ્કંધો-પત્રો વગેરેનો જેમ બીજમાં સમાવેશ થાય છે તેમ અનેક ક્રિયાઓના જ્ઞાનનો આત્મામા સમાવેશ થાય છે. આત્માના જ્ઞાનમાંથી પ્રકટેલ અનેક ક્રિયાઓનો આત્મજ્ઞાન થયા વિના ભેદભાવ નષ્ટ થતો નથી. વિશ્વમાં જેટલા ધર્મમત ભેદો--ક્રિયામત ઉઠયા છે તે સર્વનું મૂળ બીજ આત્મામા છે અને તે સર્વનો આત્મજ્ઞાનથી ભેદ ટળે છે. **અનેક સંપ્રદાય--મત--ગચ્છ ભેદોમાં મુંઝાવાથી સ્વની તથા વિશ્વ મનુષ્યોની હાનિ કરી શકાય છે. પરંતુ વિવિધ ક્રિયાઓને નિર્મોહપણે સાધ્યમાં સાધનપણે વિશ્વ મનુષ્યો સેવે તેમાં કોઇની અવનતિ થતી નથી.** ક્રિયાઓમાં નિર્મોહતા રહે છે તો તે પરસ્પર વિરુદ્ધ દેખાતી ક્રિયાઓથી સ્વપરને કંઈપણ હાનિ થતી નથી: સર્વ દર્શનોની આત્માદિ વિષયોની માન્યતાઓનો અનેક નયોની સાપેક્ષતાએ જેમ જૈનદર્શનમા સમાવેશ થાય છે તેમ સર્વ દર્શનોની પરસ્પર વિરુદ્ધ ધાર્મિક ક્રિયાઓનો અનેક નયોની સાપેક્ષતાએ જૈન દર્શનમાં સમાવેશ થાય છે-એવું આત્મજ્ઞાની ગુરુ-

ગમથી અવબોધતાં આત્માની ઉન્નતિ કરવામાં તથા વિશ્વની ઉન્નતિ કરવામાં કોઈ જાતનો પ્રત્યવાય નડતો નથી. જે જે પાપક્રિયાઓ અને ધર્મક્રિયાઓ છે, તે આત્મજ્ઞાનથી અવબોધાય છે તેથી આત્મજ્ઞાની સત્ય ધાર્મિક ક્રિયાઓ કે જે સ્વાધિકારે કરણીય છે તેને કરે છે અને પાપક્રિયાઓનો પરિહાર કરે છે. જે જે ધાર્મિક ક્રિયાઓથી સર્વ જીવોને આત્મગુણોનો લાભ મળતો હોય અને તે હિંસા અસત્યાદિથી રહિત હોય તો તેઓના વિચિત્ર ભેદોમાં આત્મજ્ઞાની મુંઝાતો નથી. તથા ભિન્ન ભિન્ન ધાર્મિક ક્રિયામાં માન્યતા સંબંધી અનેક મતભેદોના પુસ્તકોને પ્રભુના નામથી તે તે ભિન્ન ભિન્ન ગચ્છીય આચાર્યોએ લખ્યાં હોય તો તેમાં પણ તે મુંઝાતો નથી. સર્વ ગચ્છોની ક્રિયાઓનો મુખ્ય ઉદ્દેશ હૃદયની શુદ્ધિ કરવા તરફ હોય અને હિંસાદિ ક્રિયાથી વિરામ પામવા તરફ હોય તો પછી તે સર્વ ક્રિયાઓમાં અધિકારભેદ હોય તેમાં આત્મજ્ઞાની મુંઝાતો નથી અને તે સ્વયોગ્ય અધિકાર યોગ્ય ક્રિયા કરે છે, તથા તત્ક્રિયા પ્રતિપાદક ભિન્નભિન્ન ધર્મમતક્રિયાભેદશાસ્ત્રોને અસત્ય પણ માનતો નથી, તથા ભિન્નભિન્ન ક્રિયા કરનારાઓને દેખી મત કલેશની મુંઝવણમા પણ પડતો નથી. પરસ્પર વિરુદ્ધ ધર્મક્રિયા કરનારાઓને આત્મજ્ઞાની આત્મદૃષ્ટિથી દેખે છે તથા તેના ધર્મકર્મને પણ સાપેક્ષદૃષ્ટિથી સત્ય દેખે છે. એક સરખી ધર્મક્રિયાને વા લૌકિક વ્યવહાર ક્રિયાને કરવામા ભિન્ન ભિન્ન અધિકાર અને ભિન્ન દૃષ્ટિવાળા જીવોની એક સરખી રુચિ વા પ્રવૃત્તિ થતી નથી તે શાશ્વત અનાદિ કાલનો નિયમ છે. ધાર્મિક ક્રિયાઓનાં પૂર્ણ રહસ્યોને પરિપૂર્ણ આત્મજ્ઞાનથી અનુભવવાં જોઇએ અને તેઓના તરતમ રહસ્યોને જાણવા જોઇએ કે જેથી ક્રિયામતભેદોમાં રાગદ્વેષ રહે નહિ અને નિર્મોહપણે સર્વ પ્રવૃત્તિ થાય-એમ ભવ્ય મનુષ્યોએ વિચારવુ જોઇએ. ક્રિયાઓના મતભેદમાથી સત્ય ગ્રહવું જોઈએ, પરંતુ સર્વ ક્રિયાઓને અસત્ય માની નાસ્તિક બનવું ન જોઇએ. શ્રી સર્વજ્ઞ મહાવીર પ્રભુએ ધાર્મિક ક્રિયાઓનાં જે જે રહસ્યો ઉપદેશ્યાં છે તેનો અનુભવ કરીને આત્મજ્ઞાની સ્વાધિકારે ક્રિયા કરે છે તેથી તે ક્રિયાઓના પરસ્પર ભેદોમાં મુંઝાતો નથી; ધાર્મિક ક્રિયાઓમા ક્ષેત્રકાલાનુસારે પરિવર્તનો થયા કરે છે તેને આત્મજ્ઞાનીઓ અવબોધે છે તેથી તે ગમે તે ગચ્છાદિકના આશ્રયી હોય તો તે ગચ્છની ક્રિયાઓને કરી આત્મામાં મનની એકાગ્રતા કરે છે પરંતુ અન્ય ગચ્છોની ક્રિયાઓ પર દ્વેષભાવ ધરતો નથી. સ્વગચ્છની ક્રિયાઓને સત્ય અને અન્ય ગચ્છની ક્રિયાઓને અસત્ય માની પરસ્પર ગચ્છોના આચાર્યો મહાકલેશની ઉદીરણા કરતા હોય અને જે ધર્મક્રિયાઓપૂર્વક આત્મશક્તિયોનો વિકાસ કરવાનો હોય તે ક્રિયાઓથી રાગદ્વેષમાં લેપાતા હોય તેમાં સાધ્યોપયોગની ખામી અવબોધવી પોતાને જે રુચે તે સ્વાધિકારે ક્રિયા કરવી પરંતુ અન્યો જે ધાર્મિક ક્રિયાઓ કરતા હોય તેમાં ક્લેશ-અરુચિ કરી સ્વાત્માની અવનતિ કરવી નહિ. ધાર્મિક ક્રિયાઓ જ્યારે રૂઢિતાને ધારણ કરે છે

ત્યારે તેમાં કેટલીક મિશ્રતા થઇ જાય છે અને મૂલ ઉદ્દેશનું રહસ્ય કેટલીક વખત આચ્છાદિત થઇ જાય છે. પ્રાચીન ધર્મક્રિયાઓ હોય વા અર્વાચીન ધર્મક્રિયાઓ હોય પરંતુ તેઓના સત્ય ઉદ્દેશો અવબોધવા અને જો તેઓ આત્માના જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ કરનારા હોય તો તેમાં પ્રાચીન અર્વાચીનત્વની મહત્તાથી કલેશ કરવો ન જોઈએ. જ્ઞાનવડે ક્રિયાઓનાં રહસ્ય અવબોધીને આત્મજ્ઞાનીઓ સ્વયોગ્ય ધાર્મિક ક્રિયાઓને કરે છે અને અન્ય મનુષ્યો માટે યોગ્ય ક્રિયાઓને જણાવે છે. તથા મતકદાગ્રહતાનો ત્યાગ ધરીને પ્રવૃત્તિયોને કરવી એવું પ્રબોધે છે. અનેક ધાર્મિકક્રિયાઓનો મુખ્ય ઉદ્દેશ આત્મજ્ઞાનપૂર્વક આત્મશક્તિનો વિકાસ કરવો તેજ છે. આત્મજ્ઞાન વિના ક્રિયાવાદીઓ જડસમા અવબોધવા. જે આત્મજ્ઞાની છે તે સર્વ ક્રિયાઓ કરતો છતો પણ તેથી મુક્ત થઇ શકે છે. માનસિક વાચિક અને કાયિક જે જે ક્રિયાઓ છે તે જડ છે અને તેથી બ્રહ્મ-આત્મા ભિન્ન છે તેથી નકામી અનાવશ્યક ક્રિયાઓના બોજાથી આત્માને દાબી દઈ નિવૃત્તિસુખથી ભ્રષ્ટ થવું એ કોઈ રીતે યોગ્ય નથી. આત્મજ્ઞાનીઓનો અંતિમ સિદ્ધાંત એ છે કે સર્વથા આત્માની નિષ્ક્રિયતા પ્રાપ્ત કરવી. અતએવ આવશ્યક વ્યાવહારિક ક્રિયાઓ કરતા તથા ધાર્મિક ક્રિયાઓ કરતાં છતાં પણ અંતિમ સાધ્યજ્ઞાન ન વિસ્મરવું જોઇએ. બાહ્યક્રિયાઓમાં બંધાવાની જરૂર નથી પરંતુ તેમાં નિર્લેપ રહી ક્રિયા કરવાની જરૂર છે. આત્મજ્ઞાની સર્વ ક્રિયાઓમાં સ્વતંત્ર રહે છે, તેને જે યોગ્ય લાગે છે તે ક્રિયાને મુંઝાયા વિના સ્વાધિકારે કરે છે. પરસ્પર વિરુદ્ધ ક્રિયાઓમાં મતસહિષ્ણુતા સંરક્ષીને આત્માના અનન્તવર્તુલ પ્રતિ લક્ષ્ય દેવું અને અમુક દૃષ્ટિબિંદુથી સાધ્યોપયોગી બની ક્રિયા કરવી આત્માના તાબે ક્રિયાઓ રહેવી જોઇએ પરંતુ કોઈ પણ ક્રિયાના તાબામા આત્મા ન રહેવો જોઈએ. આત્મા સ્વાધિકારની ઉચ્ચતમ તરતમ યોગ્યતાએ ક્રિયાઓને બદલતો આગળ વધ્યા કરે છે. તેથી અમુક રૂપમાં સદા એક સરખી રીતે ક્રિયા કરવી એવો સર્વત્ર ધર્મોમા આવશ્યક નિયમ બંધાતો નથી. અજ્ઞ મનુષ્યો આત્મજ્ઞાન વિના કેટલીક અનાવશ્યક રૌઢિક ક્રિયાઓમા ગુંથાઇને આત્મશક્તિયોનો વિકાસ થાય એવી કેટલીક સત્પ્રવૃત્તિયોથી દૂર રહે છે તેથી તેઓનું વાસ્તવિકરીત્યા કલ્યાણ થતું નથી. આત્મશક્તિયોના વિકાસ થવાના દ્વારો રૂંધાય એવી કેટલીક રૌઢિક પ્રવૃત્તિયો પડી ગઈ હોય છે તેનાથી મુક્ત થયા વિના આત્માનું પરિપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકાતું નથી. **જે કાલમાં જે ક્ષેત્રમાં જે દશામાં આત્માની શક્તિયોનો વિકાસ થાય એવી ક્રિયાઓ ગમે તે હોય તો પણ તે સર્વજ્ઞોપદેશસાનુકૂલ છે**—એવો નિશ્ચય કરીને તેમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. પરસ્પર ભિન્ન ધાર્મિક ક્રિયાઓમાંથી અનન્ત સત્ય શોધવું જોઇએ અને રાગદ્વેષનો ક્ષય થાય એવી પ્રવૃત્તિ કરવી જોઇએ. રાગદ્વેષનો ક્ષય કરવા માટે ભિન્ન ભિન્ન ગચ્છોમાં--દર્શનોમા ભિન્ન ભિન્ન ક્રિયાઓ પ્રરૂપેલી હોય છે પરંતુ તે નયોની સાપેક્ષતાપૂર્વક અવબોધીને રાગદ્વેષ રહિત દશાએ ક્રિયાઓ કરવી અને પરમાત્મપદ પ્રકાશ થાય

તે માટે ખાસ ઉપયોગ ધારણ કરવો. અજ્ઞાનીઓને જે જે ક્રિયાઓથી રાગદ્વેષ હઠાવવાનો હોય છે તે તે ક્રિયાઓથી તેમને રાગદ્વેષની વૃદ્ધિ થાય છે. અજ્ઞાનીઓને સંવરની ક્રિયાઓ છે તે આસ્રવરૂપે પરિણમે છે અને આત્મજ્ઞાનીઓને આસ્રવની સર્વ ક્રિયાઓ સંવરરૂપે પરિણમે છે. કાલના વહેવાની સાથે ધર્મક્રિયાઓમાં ધર્માચારોમા અનેક પ્રકારની વૃદ્ધિ થઇ તેથી પરિણામ એ આવ્યું કે આત્મજ્ઞાનની ન્યૂનતા થવા લાગી અને તેથી સંકીર્ણતા, અસહિષ્ણુતાની વૃદ્ધિ થઇ. તેથી સમાજશક્તિયોની વૃદ્ધિ થતી અટકી. જે ભાષાપર હદબહાર નિયમો પડે છે તે ભાષાનું અસ્તિત્વ રહેતું નથી અને તેનું સ્થાન ખરેખર અન્ય ભાષા લે છે. જે રાજ્ય પર હદબહાર અનેક નિયમોનો બોજો પડે છે તે રાજ્યનો અંતે નાશ થાય છે. જે ધર્મ પર કે દર્શન પર અનેક ધાર્મિક ક્રિયાઓનો બોજો પડે છે તે ધર્મની વા દર્શનની પ્રગતિ અવરોધાય છે અને પૂર્ણિમાના ચંદ્રની પેઠે તેનો નાશ થાય છે. અતએવ ધાર્મિક સામ્રાજ્યની પ્રગતિ ઇચ્છકોએ શુષ્ક અનાવશ્યક રૂઢિક્રિયાઓના બંધનોથી મનુષ્યોને લઘુવર્તુલમાં-વાડામાં બાંધી તેઓની બુદ્ધિના વિકાસનો રોધ ન કરવો જોઇએ. આ પ્રમાણે વર્તન થવાથી બેબીલોનીયન, હીબ્રુ, જ્યુ, વગેરે અનેક ધર્મો પૃથ્વી પર શયન કરી ગયા છે. જે ધર્મમાં વિચારોની વિશાલતા વ્યાપકતા અને ધાર્મિક અનેક ભેદવાળી ક્રિયામા સ્વાધિકારે પ્રવૃત્તિ કરવાની સુધારણા છે તે ધર્મ અન્ય ધર્મોને પોતાનામાં સમાવીને જીવી શકે છે. **અનન્તજ્ઞાની મહાત્માઓનો એકદેશીય બોધ હોતો નથી. તેઓના અનન્ત વિચારોથી અનન્તવર્તુલરૂપ જૈનદર્શનની વ્યાપકતાથી વિશ્વધર્મોનો તેમાં સમાવેશ થાય છે.** ધાર્મિક એક ક્રિયાથી વા અમુક એક દેવની માન્યતામાત્રથી દુનિયાના મનુષ્યોની સર્વજાતની પ્રગતિ થઈ શકતી નથી આત્મજ્ઞાની ઉપર્યુક્ત સર્વ જાણે છે, તેથી અનેક ક્રિયાઓના ભેદોમા તે રાગી દ્વેષી બનતો નથી. અનેક વ્યાવહારિકક્રિયાઓથી અને અનેક ધાર્મિકક્રિયાઓથી આત્મોન્નતિમાં વિશ્વોન્નતિમા પ્રત્યવાય આવતો નથી અને ઉલટી હૃદયજ્ઞાનની વ્યાપકતામાં પરમતસહિષ્ણુતાની સાથે વૃદ્ધિ થયા કરે છે; તેથી અર્ધદગ્ધ-મનુષ્યોએ પરસ્પર વિરુદ્ધ ધર્મક્રિયાઓને દેખી તેઓની સાધ્યતાનું જ્ઞાન કરવું પરંતુ ક્રિયાભ્રષ્ટ થવું નહીં અને સ્વાધિકારે ક્રિયાઓ કરવી. જે ક્રિયાઓથી મોક્ષ મળે, નીતિની દૃઢતા રહે, હૃદયની શુદ્ધિ થાય, પાપના હેતુઓનો નાશ થાય, જ્ઞાન દર્શન ચારિત્રનો વિકાસ થાય, આજીવિકાદિ સાધનોની પ્રગતિ થાય, ધર્મ અર્થ કામ અને મોક્ષની સમ્યગ્ આરાધના થાય, રાજ્યની ઉન્નતિ થાય, સર્વજગતનું શ્રેય કરી શકાય, આત્મજ્ઞાનમા વૃદ્ધિ થાય, પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિમાં વૃદ્ધિ થાય, અવનતિના માર્ગોનો રોધ થાય અને સર્વ પ્રકારની શુભોન્નતિ થાય-એવી ત્યાગીના અને ગૃહસ્થના અધિકાર ભેદે અનેક ધાર્મિક ક્રિયાઓ--ધર્મપ્રવૃત્તિયો હોય, પ્રાચીન હોય વા અર્વાચીન હોય. પવિત્ર ગ્રન્થમાં લખાયલી હોય વા જ્ઞાની મહાત્માઓએ જમાનાને અનુસરી નવીન કરી હોય. તેપણ

તે સર્વે શ્રી સર્વજ્ઞના જ્ઞાનથી અવિરોધી સાનુકૂળ છે માટે તે સર્વે સ્વાધિકારે સેવવા યોગ્ય છે. ધાર્મિક ક્રિયાઓનું-વ્યાવહારિક શુભ ક્રિયાઓનું અમુક વર્ગે રજીષ્ટર કરી લીધું નથી. તેવી શુભ ક્રિયાઓ ભૂતકાલમા થઈ, વર્તમાનમાં થાય છે અને તે સર્વ ધાર્મિક વ્યાવહારિક ક્રિયાઓથી--પ્રવૃત્તિયોથી--શુભોન્નતિ કરવી એ જ મૂળ ઉદ્દેશ ત્રણ્યે કાલમાં એક સરખો રહે છે એમ આત્મજ્ઞાનીઓ જાણે છે. તેથી તેઓ આત્મજ્ઞાનની વ્યાપકતાબળે, બાળબુદ્ધિએ વા એકાન્તદૃષ્ટિએ જે પરસ્પર વિરુદ્ધ ક્રિયાઓ દેખાય છે તેમાં પણ તેઓ અવિરુદ્ધતાને અવલોકે છે તેથી તેઓને મુંઝામણ હોય જ શાની ? જેમ જેમ આત્મજ્ઞાનનો પ્રકાશ મંદ પડવા લાગ્યો તેમ તેમ અજ્ઞાનીઓની વૃદ્ધિ થઇ અને તેથી ક્રિયાભેદે ગચ્છ સંપ્રદાય વાડાનાં બંધન વધવા લાગ્યાં અને તેમાં અજ્ઞાનીઓ બકરાં ઘેટાંની પેઠે પૂરાયા અને તેથી આત્મોન્નતિ, સંઘોન્નતિ, રાજયોન્નતિનાં દ્વારો બંધ થયાં. જે જે ક્રિયાઓથી સર્વની ઉન્નતિ થાય છે તે તે સત્ક્રિયાઓ કથાય છે. સત્ક્રિયાઓના અનેક ભેદોથી અનેક મનુષ્યોની પેઠે સર્વત્ર સર્વોન્નતિ-સામ્રાજ્ય પ્રવર્તે છે તેથી અનેક જીવોને સુખશાન્તિ મળે છે. હૃદયની શુદ્ધિ કરનારી સર્વ ક્રિયાઓ, અનાદિ કાલની છે અને અનન્ત કાલપર્યંત રહેશે, તેથી તેવી સત્ક્રિયાઓના ભેદોમાં નહિ મુઝાતાં સ્વાધિકારે વર્તવું જોઇએ. સત્ક્રિયાઓમા જે જે કાલે જે જે ક્ષેત્રોમાં, જે જે કારણોથી મલિનતા થઈ હોય છે તેઓને જ્ઞાનીઓ જાણે છે. અને તેથી તેઓ તેની અધીનતાને દૂર કરવા મનુષ્યોને ઉપદેશ આપે છે. શ્રી મહાવીરપ્રભુએ અઢી હજાર વર્ષ પૂર્વે હોમ યજ્ઞ વગેરેમાં હિંસામય અસત્ ક્રિયાઓનો પ્રવેશ થયો હતો તેને દૂર હઠાવ્યો હતો, અને કરોડો મનુષ્યોને શુદ્ધ ધાર્મિક ક્રિયાઓમાં યોજ્યા હતા. મનુષ્યો જ્યારે જ્ઞાનના અત્યુચ્ચ-શિખરથી પતિત થાય છે ત્યારે તેઓમા પ્રમાદયોગે અસત્ ક્રિયાઓનો પ્રવેશ થાય છે. અસત્ ક્રિયાઓને બ્રહ્મસ્વરૂપ માનીને કેટલાક શુષ્ક વેદાન્તીઓએ પાપને પુણ્યે સ્વરૂપ માની મનુષ્યોની પડતીમાં ભાગ લીધો છે અને તેથી તેનાં આવરણોને દૂર કરી સત્યપ્રકાશ પાડવા માટે સત્ક્રિયાઓ સેવવાની અત્યંત આવશ્યકતા સ્વીકારાઇ છે. ક્રિયાનાં શાસ્ત્રોથી આત્મોન્નતિમાં સહાય મળે છે પરંતુ અજ્ઞાનીઓને તે શાસ્ત્રો ખરેખર શસ્ત્રરૂપે પરિણમે છે. સર્વે મનુષ્યો પોતપોતાની ક્રિયાઓને શાસ્ત્રસમ્મત ઠરાવવા પ્રયત્ન કરે છે પણ તે ક્રિયાઓને શાસ્ત્રસમ્મત ઠરાવી તેઓ આત્માના ગુણોનો વિકાસ કરવા પ્રયત્ન કરે તો સારું ! પરંતુ શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરી એટલે તેઓ મુક્તિ પામી ગયા એવું માનીને સર્વ પ્રકારની શુભોન્નતિ કેટલી કરી ? તેનો કંઈ પણ વિચાર કરતા નથી. અને વિરુદ્ધ ક્રિયા કરનારાઓ કરતાં સ્વને શ્રેષ્ઠ માની અહંમમત્વની અવનતિરૂપ દુઃખમય બેડીમાં જકડાય છે; તેથી તેઓની એવી માન્યતાથી વિરુદ્ધ કોઈ ગમે તે યોગ્ય ધાર્મિક ક્રિયાને કરે છે અને અન્યોની વિરુદ્ધ ન પડતા આત્માની શુભ શક્તિયોને

ખીલવે છે તો તે સત્યશાસ્ત્રપ્રતિપાદિત ક્રિયાને કરે છે એમ અવબોધવું. ભક્તિ, સેવા, જીવદયા, સત્ય, શુદ્ધ પ્રેમ, સંયમ, ચારિત્ર, આત્મ સાક્ષાત્કાર, દાન, પરોપકાર, દેવ-ગુરુદર્શન આદિની પ્રાપ્તિ કરાવનારી સત્ક્રિયાઓ સદા પ્રભુપ્રતિપાદિત છે તેથી તેમા કંઇ કંઇ ફેરફાર જણાય તોપણ તેનું લક્ષ્ય સ્થાન ઉત્તમ જાણી ભિન્નક્રિયાઓ ભેદે કદિ મુંઝાવું નહીં. ગૃહસ્થોએ અગર સાધુઓએ સ્વાધિકારે પ્રગતિકર ક્રિયાઓને કરવી પરંતુ અવનતિકર ક્રિયાઓને કરવી નહિ. વિચારભેદે ક્રિયાભેદ અનાદિકાળ થી થયા કરે છે. કરોડો વર્ષના કોઇ મહાન્ ગ્રન્થો ગણાતા હોય પરંતુ વર્તમાન જમાનામા તેઓ વડે પ્રતિપાદિત ક્રિયાઓથી સ્વનો, સમાજનો, સંઘનો દેશનો, ઉદય ન થતો હોય તો તેવી પ્રાચીન ક્રિયાઓને વહોરાના નાડાની પેઠે પકડી રાખી જડ જેવા બનવાથી જડ પત્થરોની પેઠે પ્રગતિપરિવર્તનોથી ઉન્નત બની શકાતું નથી. વર્તમાનકાલમાં જ્ઞાની મહા-ત્માઓએ જમાનાને અનુસરી પ્રગતિકરક્રિયાઓને જણાવી હોય અને તેની પ્રવૃત્તિથી સર્વ પ્રકારની શુભ શક્તિયોની પ્રાપ્તિ થતી હોય તો કરોડો વર્ષની શાસ્ત્રપ્રતિપાદિત ક્રિયાઓ કરતાં તે કરોડગણી ઉત્તમ છે. **અમુક શાસ્ત્રમાં અમુક ક્રિયા કથી છે તે સત્ય છે અને અમુક શાસ્ત્રમાં અમુક ક્રિયા કથી છે તેથી તે અસત્ય છે એમ માની ક્લેશ ન કરતાં જેનાથી સર્વ પ્રકારની શુભોન્નતિ થાય તે ક્રિયાઓને સ્વાધિ-કારે કરવા તરફ લક્ષ્ય દેવું.** હજારો વર્ષ પૂર્વે શકટથી મુસાફરી થતી હતી અને હાલ અગ્નિયંત્રથી તુર્ત મુસાફરી થાય છે તેથી શું શકટમા બેસવાના કદાગ્રહને પકડવો જોઇએ ? આત્મામાં અનંત જ્ઞાનની શકિત છે તેથી તે પ્રગતિકર ક્રિયાને પરીક્ષે છે અને તેને અંગીકાર કરે છે. આત્મજ્ઞાનથી સર્વ શુભાશુભ ધાર્મિક ક્રિયાઓનો નિર્ણય થાય છે. શુભ ક્રિયાઓમા પણ અનેક ભેદ છે. આત્માના શુભાધ્યવસાયોની શુદ્ધિ કરનાર અને દેશ, સમાજ, સંઘ વગેરેની ઉન્નતિ કરનારી ક્રિયાઓ ગમે ત્યાંથી ગ્રહણ કરવી. મહાવીરપ્રભુએ પ્રતિપાદિત પ્રગતિ એક શુભ ક્રિયાઓનો સાગર છે, તેના બિંદુઓ સમાન ક્રિયાઓ જ્યા ત્યાં હોય પણ તે અનન્ત જ્ઞાનીએ કથેલી છે એમ જાણી તેઓને સેવવી. ધાર્મિક તથા વ્યાવહારિક ક્રિયાઓની કઈ કઇ જ્ઞાનદૃષ્ટિયોથી ઉત્પત્તિ થઇ છે તેનું રહસ્ય ખરેખર આત્મજ્ઞાની અવબોધી શકે છે તેથી ક્રિયાના ભેદોમાં વિષમતારૂપ મોહ પામ્યાવિના સમાન-તાને ધારી શકે છે. દ્વૈતવાદ, કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત, શુદ્ધાદ્વૈત, સ્યાદ્વાદ માર્ગ, ક્ષણિકવાદ, સમનયવાદ, પરિણામવાદ, દૃષ્ટિસૃષ્ટિવાદ, સાંખ્યમત વગેરે મતોનો સાપેક્ષપણે પરિપૂર્ણ અનુભવ થાય છે ત્યારે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આ વિશ્વમા એવી કોઇ ક્રિયાની પ્રવૃત્તિ નથી કે જેનો આત્મજ્ઞાનમા સાક્ષાત્કાર ન થાય દેશકાલ દ્રવ્યભાવથી કઇ ક્રિયા પ્રવૃત્તિની કેવી રીતે ઉત્પત્તિ થાય છે ? અને પુનઃ તેનો કેવી રીતે તિરોભાવ થાય છે ? તેને આત્મજ્ઞાની અવબોધી શકે છે;-તેથી તે અજ્ઞાતક્રિયાપ્રવૃત્તિયોના રહસ્યોને પણ મહા-

વવા સમર્થ થાય છે. આત્મામાં અનન્ત જ્ઞાનનો સાગર છે, તેમાં આત્મજ્ઞાની ધ્યાન ધરીને ડુબકી મારે છે અને તેમાં નામરૂપાદિભાવનો વિલય કરી સમાધિભાવ પામે છે; તે વખતે આત્મજ્ઞાની અનન્તસુખસાગરની સાથે તન્મય બની જાય છે કે જેથી તેને બાહ્યનુ કશું ભાન રહેતું નથી. આવી દશામાં આ શરીરસ્થ આત્માને અનુભવદશા થાય છે. આત્માના અનન્ત જ્ઞાનસુખસાગરમાં તલ્લીન થએલા મનમાં આત્માની ઝાંખી પ્રકટે છે તેથી તે સમાધિના ઉત્થાનદશામા નિર્વિકલ્પજ્ઞાનથી જેવો ધારે છે તેવો સમ્યગ્ અનુભવ કરી શકે છે. અનેક નામથી અનેક રૂપથી આત્મામાં રહેલી પરમાત્મસત્તાને લોકો અનેક નામો અને આકૃતિઓરૂપે સેવે છે-ધ્યાવે છે. આત્મા જ પોતાનામાં સત્તાએ રહેલા પરમાત્મદેવને સિદ્ધ, બુદ્ધ, અનન્ત-અવિનાશી, બ્રહ્મ, અલ્લા, અરિહંત, હરિ, હર, બ્રહ્મા, શક્તિ આદિ અનેક નામો અને રૂપોથી પૂજે છે અને ધ્યાવે છે. આત્મારૂપ પરમાત્મમય સર્વ જીવો હોવાથી સર્વ મનુષ્યો અને દેવતાઓ આત્મજ્ઞાન પામીને પરસ્પર વિરુદ્ધ ક્રિયાભેદોને અવિરોધપણે અવબોધી શકે છે. આવી સ્થિતિનો જેને અનુભવ આવે છે તે પરસ્પર વિરુદ્ધ ક્રિયાઓના ભેદોનુ સત્ય રહસ્ય અવબોધીને તેમા પ્રકટતી વિષમતાનો ત્યાગ કરે છે તેથી તે સ્વાધિકારે સમાનતાથી સ્વયોગ્ય કર્મ કરતો છતો મુક્ત-નિર્લેપ થઇ શકે છે. समभावभावितात्मज्ञानी ક્રિયાના ભેદોમાં મુંઝાયા વિના વ્યાવહારિક તથા ધાર્મિક પ્રવૃત્તિયોને સ્વાધિકારે સેવે છે પરંતુ તેમા આસક્ત થતો નથી તેથી તે વિશ્વવર્તિ ગમે તે ધર્મમા રહ્યો છતો પરમાત્મપદ પોતે પ્રાપ્ત કરે છે. આવી અનન્તજ્ઞાની શ્રી વીરપ્રભુની દેશનાથી તેમના કેવલજ્ઞાનમા વિશ્વવર્તિ સર્વધર્મનો સમાવેશ થાય છે. પાપના વિચારો અને પાપાચારોથી જે જે અંશે નિવૃત્ત થવું તે તે અંશે ધર્મ વિચાર અને ધર્મક્રિયા અવબોધવી. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, સર્વવિરતિ અને અપ્રમત્તગુણસ્થાનકાદિમાં રહેલા અન્તરાત્માઓની અને દેહસ્થપરમાત્માઓની ક્રિયાઓ ગુણસ્થાનકાદિની અપેક્ષાએ ભેદવાળી છે છતા ગુણસ્થાનકની દૃષ્ટિએ પરસ્પર સાપેક્ષ દૃષ્ટિથી અવલોકતાં ભેદ છતાં અન્તરમાં ભેદભાવ રહેતો નથી અને મિથ્યાત્વાદિ ગુણસ્થાનકવતિ સર્વ આત્માઓની સાથે મૈત્રી-પ્રમોદ-માધ્યસ્થ અને કારૂણ્ય ભાવથી સર્વ આત્મભાવને ધારી શકાય છે. છઠ્ઠા ગુણસ્થાનકવર્તીને અવિરતિ સમ્યગ્દૃષ્ટિની ક્રિયાઓમા સ્વદશાથી કનિષ્ઠતા અનુભવાય એમ સામાન્યતઃ વિચારતા લાગે ખરૂં; પરંતુ આત્મધ્યાનમાં મસ્ત એવા અન્તરાત્માઓને પોતાના કરતાં નીચ સોપાન પર રહેલાઓ પર અને તેઓની ક્રિયાઓ પર સમભાવ રહે છે અને ઉપરના ગુણસ્થાનકની ક્રિયાઓ પર પ્રશસ્તભાવ રહે છે. તથા સમભાવ વર્તે છેઃ તેથી તે સ્વમનની સમતોલતાને સંરક્ષી સ્વયોગ્ય ધર્મપ્રવૃત્તિને કરે છે, અને અન્ય મનુષ્યોની ભિન્ન ધર્મક્રિયાઓમાં મુંઝાતો નથી. આવી આત્મજ્ઞાનની દશાથી આત્મજ્ઞાની સર્વ જીવોની સાથે આત્મભાવે વર્તે છે અને નિર્મોહભાવથી વ્યાવહારિક ધાર્મિક પ્રવૃત્તિ કરતો છતો પણ નિઃસંગ

રહે છે. પ્રત્યેક ગુણસ્થાનકવર્તી મનુષ્યોમા પણ બાહ્યમા ક્રિયાભેદો પડવાના અને તે દેખાવાના; પરંતુ તેમા મુંઝાવાનું કંઇ પણ પ્રયોજન નથી. બાહ્ય દૃષ્ટિથી કરાતી બાહ્યની ક્રિયાઓમા યોગના અસંખ્ય ભેદે અસંખ્ય નિમિત્ત ભેદો પડે છે, પરંતુ અધ્યાત્મદૃષ્ટિથી એક સાધ્યતાનો ઉપયોગ વા ઉદ્દેશ છે તો પશ્ચાત તેઓમા કંઇ પણ ક્લેશનું પ્રયોજન નથી. **જે ધર્મ વિશ્વવ્યાપક હોય છે તેમાં અસંખ્ય યોગે અસંખ્ય ક્રિયા ભેદો પડે છે,** પરંતુ તેઓની મુક્તરૂપ સાધ્યતા તો એક સરખી હોય છે; તેથી મતિ ત્યા યુક્તિયોને ખેંચી ગચ્છોના ભેદે આગમોના આધારે જ સ્વસ્વમતની સત્ય ક્રિયાઓને કથનારા અને અન્ય મતની અસત્ય ક્રિયાઓને કથનારા ઉપદેશકોના ઉપદેશથી મુંઝાઇને સંકીર્ણ હૃદયના કદાપિ ન બનવુ જોઈએ. અસંખ્ય મુક્તિના યોગો છે તેથી ધર્મક્રિયાના અસંખ્ય ભેદો પડે છે; તેમા ક્રિયાઓના ભેદે જે ગૃહસ્થો અને ત્યાગીઓ પરસ્પરને શત્રુદૃષ્ટિથી દેખે છે તેઓ સર્વ પ્રકારના ગ્રન્થોના જ્ઞાતાઓ હોય, પરંતુ તેઓ ક્રિયામોહી અજ્ઞાની રાગદ્વેષાત્મક મનના દાસો છે એમ અવબોધવું. જેઓ પૂર્વાચાર્યોના ઓઠા તળે સ્વમત ક્રિયાઓમા જ સત્ય બતાવી અન્યોની ધર્મક્રિયાઓનો સર્વથા નિષેધ કરે છે એટલું જ નહિ પરંતુ અન્ય ધર્મક્રિયાઓ કરનારાઓનો સમૂહ નાશ કરવા ઇચ્છે છે અને તેવી પ્રવૃત્તિ કરે છે તેઓ પોતાને મુક્તિના દલાલો માનતા હોય પરંતુ તેવા અજ્ઞાનીઓ દયાને પાત્ર છે. તેઓનાથી આત્મોન્નતિ અને વિશ્વોન્નતિમા ભાગ આપી શકાતો નથી. જે ધર્મક્રિયાઓથી કષાયોનો નાશ થાય અને હૃદયમાં આત્મજ્ઞાન પ્રકટે તે ધર્મક્રિયાઓમા બાહ્યથી ગમે તેવા ભેદો હોય પરંતુ તેમા ધર્મરસ વહેવાથી સત્યતા રહેલી છે એમ અવબોધી, સ્વયોગ્ય ધર્મક્રિયાઓ કરવી પરંતુ અન્યોની ધાર્મિક ક્રિયાઓ પ્રતિ કટાક્ષ કરવો નહિ. સર્વ મનુષ્યો મોક્ષની પ્રાપ્તિ થાય એવી ધર્મક્રિયાઓને ઇચ્છે છે તો પછી જે જે ક્રિયાઓથી મનની સ્થિરતા થાય, દેવ ગુરુ ધર્મની આરાધના થાય તો શામાટે બાહ્ય ભેદે તેમા લડવું જોઈએ? જ્યા સુધી અહંતા મમતા છે ત્યા સુધી સ્વધર્મક્રિયા સાચી અને એક જ ધર્મવાળા અન્ય ધર્મક્રિયા કરે તો તે અસત્ય છે એમ માનીને ધર્મશાસ્ત્રોને સ્વપક્ષના શસ્ત્રો બનાવીને પરસ્પર યુદ્ધ કરીને સ્વનો, સમાજનો, સંઘનો, ધર્મનો, શાસનનો અને સર્વ પ્રકારની ઉન્નતિયોનો નાશ કરનારા, બહિરાત્માઓની એવી દશા થાય છે તેથી તેઓ સંઘના સમાજના અને કોમના નેતા બને છે તો તેઓ ધર્મકલહ કરવામા સંપૂર્ણ આત્મવીર્યનો દુરુપયોગ કરવા બાકી રાખતા નથી. જે જે ધર્મશાસ્ત્રોમા જે જે ધર્મક્રિયાઓ કથી છે તેમાની ધર્મક્રિયાઓ કરીને હૃદયશુદ્ધિપૂર્વક આત્માનો પ્રભુનો અને ગુણોનો આવિર્ભાવ કરવાનો છે તે કાર્યમા જેટલી ન્યૂનતા રહે છે તેટલી ખામી અવબોધીને મધ્યસ્થભાવે પ્રવર્તવું જોઇએ પરંતુ ધર્મક્રિયાભેદે ધર્મકલહ કરીને ... મનુષ્યોમા અશાન્તિ ફેલાવવાનું કંઈ પણ કારણ ન આપવું જોઇએ સર્વજ્ઞ પરમાત્માની એવી આજ્ઞા છે કે ધર્મક્રિયા ભેદોમાં મુંઝાવું નહીં અને જે જે ક્રિયાથી અહિંસાદિ

ગુણોની ઉન્નતિ થાય તથા અન્તરાત્મદશાપૂર્વક પરમાત્મપદ પ્રગટે એવી સર્વ ધર્મક્રિયાના ભેદોમાં સત્યતા છે અને તે અધિકારી ભેદે કરવી જોઇએ. મહાવીર પ્રભુના શાસનમાં ક્રિયાભેદે કલહતા ટળે અને પરસ્પર મત ગચ્છધરોમા ક્રિયાભેદે કલેશ ઇર્ષ્યા ટળે તો તેઓની સમષ્ટિની ઉન્નતિ વિદ્યુદ્વેગે થયા કરે-એમાં કશું આશ્ચર્ય નથી. આત્મજ્ઞાનિયો વિશેષ પ્રમાણમા પ્રગટે અને તેઓ ક્રિયાભેદોમાં જે જે રાગદ્વેષના કાંટાઓ પ્રકટે છે તેઓને દૂર કરે તો કરોડો મનુષ્યો પરસ્પરના શ્રેયઃમાં આત્મભોગ આપી મુક્તિ પ્રાપ્ત કરી શકે. આત્મજ્ઞાની સર્વ ધર્મક્રિયાઓમા અને પરસ્પર વિરુદ્ધ ક્રિયા કરનારાઓ તરફ સમાનભાવ ધારણ કરીને ગમે તે ગચ્છમતપંથ સંપ્રદાયમાં રહ્યો છતો અન્તરથી નિર્લેપ બાહ્યથી સ્વોચિતકર્મ કરતો છતો મુક્તિને જરૂર પામે છે-એમાં અંશ માત્ર શંકા નથી. જ્યારે આવી દશા છે ત્યારે સર્વ મનુષ્યોએ પરસ્પરમાં આત્મતા દેખીને શા માટે ધર્મોન્નતિ ન કરવી જોઇએ? અલબત્ત ધર્મોન્નતિ કરવી જોઇએ. વિવિધ ભેદવાળી ક્રિયાઓથી, વિવિધ ધર્મપ્રવૃત્તિયોથી અનેકતા દેખાતી હોય અને તેથી ભિન્ન ભિન્ન ક્રિયાકારકોની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિયો દેખાતી હોય તો તેનો ઉચ્છેદ કરવાની કંઇ પણ જરૂર નથી. આ સંબંધી હિંદુસંન્યાસી સ્વામી વિવેકાનંદના ઉદ્ગારોને વિવેકાનન્દ-વિચારમાળાના પુષ્પમાંથી નીચે પ્રમાણે ઉદ્ધૃત કરવામાં આવે છે.

"જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ' એ કિંવદંતી સર્વથા સત્ય છે. એટલા માટે ભિન્ન ભિન્ન પ્રકૃતિને રુચિકર થઇ પડે તેવા ભિન્ન ભિન્ન માર્ગો હોય, એ સર્વથા ઉચિત જ છે. એક માર્ગ એક વ્યક્તિને ઇષ્ટ હોય એટલે તે અન્ય વ્યક્તિને પણ ઇષ્ટ થશે જ-એવો નિયમ છે જ નહિ; કિંતુ પ્રસંગવિશેષે તે માર્ગ અન્ય વ્યક્તિ માટે અનિષ્ટ થઈ પડવાનો પણ સંભવ હોય છે. એટલા માટે સર્વનો માર્ગ એક જ હોવો જોઇએ, એ વાર્તા અનર્થાવહ અને અશાસ્ત્ર હોવાથી સર્વથા ત્યાજ્ય છે. જગત્માના સર્વ લોકો કદાચિત્ કોઇ કાળમાં એક જ ધર્મ અને એક જ માર્ગના થઈ જાય તો તે વેળાએ જગત્ની દૈન્યાવસ્થાનો અવધિ જ થઇ જવાનો. એવી સ્થિતિમાં સર્વ ધર્મોનો અને સર્વ વિચારોનો નાશ માત્ર જ થવાનો. અનેકત્વ વિશ્વના અસ્તિત્વનું એક પ્રમુખ કારણ છે. અનેકત્વ-વિવિધતા-ના યોગે જ આ વિશ્વ દૃશ્યતાને પ્રાપ્ત થયેલું છે. વિવિધતાનો નાશ થવો એનો અર્થ 'પ્રલય થવો' એટલો જ થાય છે. જ્યાં સુધી વિચારોમાં વિવિધતા રહેલી છે ત્યાં સુધી જ જગત્ના અસ્તિત્વનો સંભવ છે. એટલા માટે અનેક પંથ અને અનેક મત અસ્તિત્વ ધરાવતા હોય તેથી ભયભીત થવાનું કાંઇપણ કારણ નથી. મારી ઇષ્ટદેવતા ભિન્ન અને તમારી ઇષ્ટદેવતા ભિન્ન હોય એ સર્વથા યુક્ત જ છે. જગત્માંના અનેક ધર્મ આ ભરતભૂમિમાં આવી ગયા છે પરંતુ તેમાંના કોઈનો પણ આપણે દ્વેષ કર્યો નથી, એ ઘટના અવશ્ય સ્મરણમાં રાખવા યોગ્ય છે; પરંતુ કાલે કોઇ ઉઠીને એમ બોલે કે અમુક એક જ ધર્મ સત્ય છે અને તેથી તેનો જ

તમારે સ્વીકાર કરવો જોઇએ, તો એવા મનુષ્યને જોઇને ખરેખર આપણને હસવું જ આવવાનું. આવા મનુષ્યને જોઇને કેવળ હસવું—એ જ તેના કથનનો યોગ્ય ઉત્તર છે; કારણ કે અમુક મનુષ્ય કેવળ આપણાથી ભિન્ન માર્ગે જનારો છે. એટલા કારણથીજ જે પોતાના માનવબંધુનો નાશ કરવા ઇચ્છે છે તેની સાથે ભક્તિ અને પ્રેમ ઇત્યાદિક સાત્વિક વૃત્તિઓ વિષે સંભાષણ કરવું તે અમૂલ્ય કાળનો વ્યર્થ ક્ષય કર્યા સમાન જ છે. એવા મનુષ્યો કદાચિત્ બાહ્યત. પ્રેમનો આવિર્ભાવ દર્શાવતા હોય, તોપણ તેમનાં હૃદયો તો પ્રેમશૂન્ય જ હોય છે. પ્રત્યેકનો પોતપોતાની ઉત્ક્રાંતિ માટે ભિન્ન માર્ગ હોય એટલું પણ જે સહી શકાતું નથી તેના પ્રેમાલાપનું મૂલ્ય એક કોડીનું પણ હોઈ શકે એમ તમને જણાય છે ખરૂં કે? તમને અનિષ્ટ દેખાતા માર્ગને જ તમારા માથા પર લાદવાની ચેષ્ટા કરવી, એ જ જો પ્રેમનું ચિહ્ન હોય તો પછી દ્વેષની વ્યાખ્યા શી કરવી? એ એક મહાકઠિન અને ભયંકર પ્રશ્ન થઇ પડે છે. કોઇ ખ્રીસ્તીની આગળ મસ્તક નમાવતો હોય, કોઇ બુદ્ધની પૂજા કરતો હોય અથવા તો કોઇ મહંમદ પયગંબરનો અનુયાયી હોય—છતાં આપણા માટે એમાંનો કોઇ પણ દ્વેષ કરવાયોગ્ય નથી તે સર્વને આપણે બંધુભાવથી ભેટવાને તૈયાર છીએ જો આપણાથી બની શકે તો તેમના માર્ગમાં આપણે તેમને કાંઇક સહાયતા પણ આપીશું અને તે જ પ્રમાણે આપણને તેમણે આપણા માર્ગમાં જવા દેવા જોઇએ—એ જ આપણી ઇચ્છા છે. તેમના માર્ગો તેમના માટે અત્યંત સરળ અને સગવડ-ભરેલ છે—એ વાર્ત્તાને આપણે સ્વીકારીએ છીએ; પરંતુ તે જ માર્ગો આપણા માટે ભયંકર થઈ પડવાનો સંભવ છે—એ તત્ત્વનો તેમણે પણ સ્વીકાર કરવાનો છે. મારા માટે ક્યા પ્રકારનું અન્ન ઇષ્ટ થાય તેમ છે—એ મને કેવળ મારો પોતાનો અનુભવ જ જણાવી શકે છે; પંદર વૈદ્ય આવીને એકઠા થઇ જાય, તો પણ તેમનાથી એનો નિર્ણય કરી શકાય તેમ છે જ નહિ. જો કોઇ એક દેવાલયના યોગે. અમુક એક મંત્રોચ્ચારના યોગે કિંવા અમુક એક મૂર્ત્તિના દર્શનના યોગે તમારામાંનો સાત્વિક અંશ ઉદ્દીપિત થતો હોય તો પછી તે માર્ગમાં જવાનો તમને સંપૂર્ણ અધિકાર છે. એક તો શું? પણ જો શતાવધિ મૂર્ત્તિઓના પૂજા—પ્રપંચમાં તમે પોતાને નાખી દ્યો, તોપણ તે તમારૂં કૃત્ય ધર્મને માન્ય છે કર્મમાર્ગના અવલંબનથી જો તમારામાંનું ઈશ્વરત્વ જાગ્રત્ થતું હોય તો અત્યંત આનંદથી કર્મમાર્ગનું અવલંબન કરો ઇચ્છા હોય તેટલાં દેવાલયો બાંધો. ગમે તેટલા વિધિ કરો અને અન્ય પણ ગમે તેટલા બાહ્યોપચાર કરતા રહો, પરંતુ મુદ્દાની વાત એટલી જ છે કે ઇશ્વરને નિકટમાં લાવો અને એ કાર્ય કરતા કોઇની સાથે કદી પણ કલેશ કે કલહ ન કરો; કારણ જ્યાં કલહના બીજનો તમારા હૃદયમાં સંચાર થયો એટલે જાણી લેજો કે પરમેશ્વર તમારાથી દૂર ચાલ્યો જ ગયો. 'કામક્રોધપર્યંત એ આઠ. અનંત તેની પ્રકૃતિ છે'

એવી જ અવસ્થા થઇ જવાની, એમાં તિલમાત્ર પણ સંશય નથી. જે ક્ષણે કલંકનું બીજ આપણા હૃદયક્ષેત્રમાં પોપાવા માંડે છે તે ક્ષણે જ આપણે પરમેશ્વરના નિવાસસ્થાનના માર્ગને ત્યાગીને પશુ થવાના માર્ગમાં સંચાર કરીએ છીએ-એ સિદ્ધાંતને નિત્ય દૃઢતાથી ધ્યાનમાં રાખવાની અત્યંત આવશ્યકતા છે.

આપણા ધર્મનું સામાન્ય સ્વરૂપ આવા પ્રકારનું છે. આપણો ધર્મ સર્વને સમાન પ્રેમથી જ પોતાના બાહુમાં ધારણ કરે છે; તે કોઇનો પણ તિરસ્કાર કરતો નથી. આપણો હિંદુઓનો ધર્મ એટલે અનેક જાતિઓને અને અનેક કર્મોનો એક ગુંચવાડા છે-એમ ઘણાકોને ભાસે છે; પરંતુ જાતિભેદ અને હિંદુધર્મનો પરસ્પર અવિભાજ્ય સંબંધ છે-એમ છે જ નહિ. અત્યારે એવો જે સંબંધ દેખાય છે તે કેવળ દૃશ્યાભાસ જ છે. એક રાષ્ટ્ર તરીકે સજીવન રહેવાના કાર્યમાં એ સંસ્થા આપણને ઘણી જ ઉપયોગી થઇ પડી છે. 'હવે આત્મસંરક્ષણ માટે કોઈ પણ ઉપાયની આવશ્યકતા રહી નથી.' એવો સમય જો આવી લાગશે, તો તે વેળાએ એ સંસ્થાઓ પણ પોતાની મેળે જ નામશેષ થઇ જશે. આપણા આર્યાવર્ત્તમાં એવી અનેક પ્રકારની રૂઢિઓ કાળ સાથે ઝૂંઝી ઝૂંઝીને આજ સુધી જીવતી રહેલી છે; અને તેમનામાંનો મારો પ્રેમ મારા વય સાથે વૃદ્ધિંગત થતો જાય છે ! એક સમયમાં મને પોતાને પણ એમજ ભાસતું હતું કે એવી અનેક રૂઢિઓ છે કે જેમને નિરુપયોગી અને ત્યાજ્ય કહી શકાય, પણ જેમ જેમ મારા વયની વૃદ્ધિ થતી ગઇ, તેમ તેમ મારો એ અભિપ્રાય પણ ડગમગતો ગયો ! એનું પરિણામ એ થયું કે, એ રૂઢિને હવે અંતઃકરણપૂર્વક શાપ આપવાની મારી ઇચ્છા નથી; અહો ! કેટલાક શતકોનો અનુભવ એ રૂઢિઓના ઉદરમાં ગર્ભસ્થ છે, એના વિચારની આવશ્યકતા નથી કે શું ? ગઇ કાલે જ જન્મેલો કોઈ બાળક જો મને આવીને એમ કહેવા માંડે કે;--'તમે અમુક પદ્ધતિથી વર્ત્તો એ વધારે સારું છે;' અને હું જો તેના બોલવા પ્રમાણે ચાલવા માડું, તો પછી કેવળ મૂર્ખતા વિના મારા ભાગમાં બીજું શુ આવવાનુ હતું વારૂ ? બાહ્ય અનેક દેશોમાંથી જે પ્રકારના ઉપદેશનો અનુગ્રહ આપણા પર કરવામા આવે છે-તે ઉપદેશ વાસ્તવિકતાથી જોતાં ઉપર્યુક્ત બાળકના ઉપદેશની યોગ્યતાનો જ છે. એ લબ્ધપ્રતિષ્ઠિત પંડિતોને આપણું માત્ર એટલુ જ કહેવું છે કે, "પંડિત મહારાજ ! આપના પોતાના પગો હજી આકાશાન્તરે લટકે છે, તેમને ભૂમિનો સ્પર્શ થવા દો; એટલે પછી અમે તમારા ઉપદેશનો વિચાર કરીશું. તમે આજે એક પદ્ધતિને ઉત્તમ તરીકે વ્યક્ત કરો છો, પણ પૂરા બે દિવસ પણ તમે તે પદ્ધતિને વળગી રહેતા નથી. તે પદ્ધતિ વિશે તમારા પોતામા જ મારામારીઓ થાય છે; અને છેવટે તમે પાછા પોતાના મૂળ પદ પર આવીને કાયમ થઇ જાઓ છો. જેવી રીતે કેટલીક જાતિના કીટકો આ ક્ષણે જન્મ પામે છે અને અન્ય ક્ષણે મરણ શરણ થઇ જાય છે; તે જ પ્રમાણે તમારા સમાજની

પણ અવસ્થા છે. તમારું અસ્તિત્વ પાણીમાંના પરપોટા જેટલું જ ચિરસ્થાયી છે. એટલા માટે અમારી સમજ પ્રમાણે તમે પ્રથમ પોતાના સમાજને ચિરંજીવી બનાવો. કેટલાક શતકોનો કાળદંડ મસ્તક પર ફરતો હોવા છતાં પણ જે આચારવિચારોનું અસ્તિત્વ સૂચિના અગ્રભાગ જેટલું પણ ચળ્યું નથી; એવા આચાર વિચારોને પ્રથમ તમે પોતાના સમાજમાં રૂઢ કરો. તમારી જ્યારે આટલી તૈયારી થઇ જશે, ત્યાર પછી જ આ વિષયમાં તમને અમારી સાથે બે શબ્દો બોલવાનો અધિકાર પ્રાપ્ત થશે, પરંતુ ત્યાં સુધી તમારો ઉપદેશ એટલે એક ન્હાના બાળકના તોતડા બોબડા શબ્દો જ છે–એમ જ અમે સમજવાના."

ઉપર્યુક્ત સ્વામી વિવેકાનન્દના વિચારોમાંથી પ્રસ્તુત વિષયોપયોગી સાપેક્ષિત સાર ગ્રહણ કરવાનો છે. અનીતિમય જે જે ક્રિયાઓ અવલોકાતી હોય તે તે ક્રિયાઓને તો દૂરથી પરિહરવી જોઇએ. આર્યાવર્તના મનુષ્યોના હાડમાંસમા નિવૃત્તિની ઓતપ્રોતતા થએલી છે. શ્રી મહાવીરપ્રભુએ અને તત્પશ્ચાત્ જે જે આચાર્યોએ જે જે ધાર્મિક પ્રવૃત્તિયો નિર્દેશી હોય તે અનેક ક્ષેત્રકાલાદિભેદે ભેદવિશિષ્ઠ હોય પરંતુ તેઓના સત્ય રહસ્યોને અવબોધી સ્વાધિકારે જે કોઇ કંઇ પણ ધર્મપ્રવૃત્તિ કરતો હોય અને તેથી તેનુ જીવન ઉચ્ચ થતું હોય એમ તેને ભાસતું હોય તો તેને તેમાં વિઘ્નો કરવાં નહીં. શ્રી વીરપ્રભુએ દર્શનતત્ત્વ અને જ્ઞાનતત્ત્વનો જે ઉપદેશ આપ્યો છે તે તો અનાદિ કાલથી પ્રવર્ત્યા કરે છે. તત્ત્વજ્ઞાનરૂપ જૈન આર્ય વેદો જ્ઞાન તરીકે અનાદિઅનંત છે તેનો તીર્થંકરો પ્રકાશ કરે છે તેથી પ્રત્યેક તીર્થંકરની અપેક્ષાએ તત્ત્વજ્ઞાનનું સ્વરુપ સાદિસાંત છે. ચારિત્ર માર્ગ પણ અનાદિઅનન્ત છે પરંતુ તેમાં દ્રવ્યક્ષેત્રકાલભાવથી પરિવર્તનો થયા કરે છે. તત્ત્વજ્ઞાન માર્ગરૂપ આગમોરૂપ વેદો અનાદિકાલથી છે અને તેના પ્રકાશક તીર્થંકર સર્વજ્ઞ પરમાત્માની અપેક્ષાએ તે સાદિ કથ્યા છે. આગમોનો જ્ઞાનમાર્ગ તો સર્વ તીર્થંકરોના વખતમાં એક સરખો હોય છે. ચારિત્ર માર્ગમાં–ધર્મક્રિયા માર્ગમાં દરેક જમાનાના મનુષ્યોની પરિસ્થિતિ આયુષ્ય બળબુદ્ધિ સગવડતા આદિથી ફેરફારો થયા કરે છે. આત્મજ્ઞાની મહાત્માઓ ધર્મક્રિયાના ધર્મપ્રવૃત્તિના મૂળ ઉદ્દેશોનો નાશ ન થાય એવી રીતે તેમા સંસ્કૃતિયો–પરિવર્તનો કરીને ધર્મક્રિયાઓની અસ્તિતાને અને ધર્મક્રિયાઓને મનુષ્યસમાજના હૃદયમા અને મનવાણીમાં ઉતારી દે છે. ધર્મશાસ્ત્રોના ઇતિહાસોનુ સૂક્ષ્મદૃષ્ટિથી આત્મજ્ઞાનીઓ અવલોકન કરે છે એટલે પશ્ચાત્ તેઓ નિર્મોહપણે ક્રિયાભેદોમાં મુંઝાયા વિના સ્વોચિત કર્મને કરે છે. અધ્યાત્મજ્ઞાનીઓ શુદ્ધવ્યવહારધર્મક્રિયાને કરે છે અને હૃદયની શુદ્ધતાપૂર્વક આત્મામા પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. તેમના હૃદયમા સર્વ જ્ઞેયોનો પ્રકાશ થાય છે, સર્વજ્ઞ વીતરાગકથિત પ્રવચનના પ્રત્યેક સિદ્ધાતનુ રહસ્ય તેઓ સમ્યગ્ અવબોધી શકે છે તેથી તેઓ આત્મશક્તિયોનો વિકાસ થાય એવી સર્વજ્ઞ વચન અવિરોધી ધર્મપ્રવૃત્તિયોને સેવે છે અને અન્યજનો પાસે સેવરાવે છે.

**અવતરણ**—ધર્મક્રિયાભેદોમાં નહિ મુંઝાતાં આત્મજ્ઞાની ધર્મક્રિયા સેવે છે એમ પ્રબોધ્યા પશ્ચાત્ ધાર્મિક સર્વ ક્રિયાઓની ઇતિકર્તવ્યતા પરમાત્મપદની પ્રાપ્તિમાં સમાય છે એવા ઉદ્દેશપૂર્વક ધર્મક્રિયાપ્રવૃત્તિને દર્શાવવામાં આવે છે.

**શ્લોક:**

**आत्मा परात्मतां याति यैर्यैः सद्धर्मकर्मभिः ।**
**कर्तव्यानि जनैस्तानि निश्चयव्यवहारतः ॥ १०५ ॥**

**શબ્દાર્થ**—જે જે સદ્ધર્મ કર્મોવડે આત્મા પરમાત્મદશાને પામે તે તે કર્મોને મનુષ્યોએ નિશ્ચય અને વ્યવહારથી કરવાં જોઇએ.

**વિવેચન**—સમસ્ત વિશ્વવર્તિ મનુષ્યો સ્વાત્માને પરમાત્મપદ મળે એ જ મુખ્ય ઇચ્છા ધારણ કરે છે. પ્રભુની પાસે જવું. પરમ બ્રહ્મ થવું. સિદ્ધ થવું. વિષ્ણુ ધામમાં જવું. ખુદાને પામવો. ગોલોકમા જવું. નિર્વાણ પદ પામવું-એવાં અનેક પદો પામવાનો સાર એ છે કે—આત્મા પોતે પરમાત્મા દશાને પામી અનન્ત સુખમય બને કે જેથી જન્મ જરા મૃત્યુનાં દુ:ખ ટળી જાય. આત્માની પરમાત્મદશા કરવી એ જ આર્યોનો મુખ્ય સિદ્ધાંત છે. સર્વ કર્મ બંધનોથી વિમુક્ત થતાં આત્મા સ્વયં પરમાત્મપદને પામે છે. कृत्स्न कर्मक्षयो मोक्ष. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય વેદનીય મોહનીય આયુષ્ય નામ ગોત્ર અને અન્તરાય એ અષ્ટકર્મનો સમૂલ નાશ થતા આત્મા સ્વયં પરમાત્મા થાય છે. રજોગુણ અને તમોગુણનો મોહનીય કર્મમા સમાવેશ થાય છે. ક્રિયમાણ સંચિત અને પ્રારબ્ધ એ ત્રણ કર્મનો બંધ ઉદય ઉદીરણા અને સત્તામાં સમાવેશ થાય છે. જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મના બંધ સત્તા ઉદીરણા અને ઉદય એ ચાર ભેદ પડે છે. સંચિત કર્મનો સત્તામાં સમાવેશ કથંચિત્ થાય છે. ક્રિયમાણનો બંધ હેતુઓમાં કથંચિત્ સમાવેશ થાય છે. પ્રારબ્ધનો ઉદયમાં ભોગાવલી કર્મમા સમાવેશ થાય છે. જૈનોમાં બહિરાત્માનું જે લક્ષણ છે તેને વેદાન્તીજીવનું લક્ષણ કથંચિત્ મળતું આવે છે. પરમાત્મામાં પરમ બ્રહ્મનો સમાવેશ થાય છે. વેદાંતકથિત વિવેકનો કથંચિત્ સમ્યકત્વદર્શનના હેતુઓમાં સમાવેશ થાય છે. ઉપનિષદોમાં પ્રતિપાદિત અધ્યાત્મ જ્ઞાનનો સાપેક્ષ દૃષ્ટિએ જૈનાગમપ્રતિપાદિત અધ્યાત્મજ્ઞાનમાં સમાવેશ થાય છે. વૈરાગ્ય જ્ઞાન ભક્તિ અને ઉપાસના માર્ગનો કથંચિત્ જ્ઞાન દર્શન ચારિત્રમાં સમાવેશ થાય છે વેદાતપ્રતિપાદિત સદાચારનો ચારિત્રમાર્ગમાં સમાવેશ થાય છે. વેદાન્ત પ્રતિપાદિત કેવલાદ્વૈતભાવનાનો આત્માના શુદ્ધ સ્વરૂપમાં સમાવેશ થાય છે. વિશિષ્ટાદ્વૈતનો આત્મા અને પુદ્ગલ એ બે દ્રવ્યમા સમાવેશ થાય છે. દ્વૈતાદ્વૈત સિદ્ધાતનો

કથંચિત્ સાપેક્ષ દૃષ્ટિએ અનેકાન્ત આત્મસ્વરૂપમાં સમાવેશ થાય છે. શુદ્ધાદ્વૈતનો લોકાલોક-જ્ઞાયક કેવલ શુદ્ધાત્મજ્ઞાનમાં સ્યાદ્વાદપણે સમાવેશ થાય છે. જીવ અને અજીવ એ બે તત્ત્વનું પ્રતિપાદન કરનારા મુસલ્માન અને ખ્રીસ્તિયોના મતનો જડ અને ચેતન એ તત્ત્વમા સમાવેશ થાય છે. નૈયાયિકોનાં તત્ત્વોનો ષડ્ દ્રવ્યમાં કથંચિત્ સમાવેશ થાય છે. મીમાંસકોની માન્યતાનો પ્રવાહથી અનાદિકાલથી વહેનાર શ્રુતજ્ઞાનરૂપ વેદવાણીમા સમાવેશ થાય છે. બૌદ્ધોના મુખ્ય આત્મતત્ત્વનો જૈન દર્શન પ્રતિપાદિત ઋજુસૂત્રનયમા કથંચિત્ દૃષ્ટિએ સમાવેશ થાય છે અને બૌદ્ધાચારોનો જૈન દર્શન પ્રતિપાદિત વ્યવહારનયમા સમાવેશ થાય છે. વેદ કર્મકાંડનો નૈગમનયના આચારોમા કથંચિત્ સમાવેશ થાય છે કબીરપ્રતિપાદિત અધ્યાત્મજ્ઞાનનો જૈન દર્શનપ્રતિપાદિત નિશ્ચયનયમા સમાવેશ થાય છે અને કબીર પ્રતિપાદિત સદાચારનો વ્યવહારનયમા સમાવેશ થાય છે. સાંખ્યપ્રતિપાદિત પુરુષ અને પ્રકૃતિ તત્ત્વોનો આત્મા અને જડ દ્રવ્યમાં કથંચિત્ સમાવેશ થાય છે. વૈકુંઠ અને ગોલોક તપ્લોક વગેરેનો બાર દેવલોકના વિમાનોમા સમાવેશ કથંચિત્ થાય છે. વેદાન્તની માયાનો મોહનીય કર્મમા સમાવેશ થાય છે. ઇશ્વરકર્તૃત્વવાદનો કથંચિત્ ઉપચરિત નૈગમનયમા વ્યષ્ટિ–સમષ્ટિ દૃષ્ટિએ અશુદ્ધાત્મભાવ કર્તૃત્વમા સમાવેશ થાય છે. સત્ ચિત્ અને આનન્દનો આત્મામા સમાવેશ થાય છે. જ્ઞાનાવરણીયાદિક રહિત રજોગુણાદિરહિત પરમશુદ્ધતાને પરમાત્મદશા કથાય છે. બીજમાર્ગીઓએ પ્રતિપાદિત યોગમાર્ગનો, પતંજલિપ્રતિપાદિત યોગદર્શનનો, હઠયોગનો, લયયોગનો, મંત્રયોગનો જૈનદર્શનપ્રતિપાદિત વ્યવહારયોગમા અને નિશ્ચયનય યોગમા કથંચિત્ સમાવેશ થાય છે. ભક્તિમાર્ગપ્રતિપાદિત નવધાભક્તિનો સમ્યક્ત્વદર્શનના હેતુઓમા કથંચિત્ સમાવેશ થાય છે. આ પ્રમાણે સર્વધર્મોની માન્યતા-ઓનો જૈનદર્શનપ્રતિપાદિત સિદ્ધાંત સમાવેશ થાય છે આત્માની પરમાત્મતા કરવી એ સર્વદર્શનોનું મુખ્યમંતવ્ય છે અને એ મંતવ્યને અનેક યોગવડે વિશ્વમા જાહેર કરનાર સર્વજ્ઞ શ્રી વીર પરમાત્મા છે. તેમના જ્ઞાનરૂપ દર્શનમા સર્વ દર્શનોનો સમાવેશ થઈ જાય છે તેને શ્રી આનંદઘનજીએ નેમિનાથના સ્તવનમા સ્પષ્ટ નિર્દેશ કર્યો છે સર્વ આગમોમાં આત્માની પરમાત્મદશા પ્રગટ થાય એવા ઉલ્લેખો કરવામા આવ્યા છે આર્યાવર્તમાં વિદ્યમાન સર્વ દર્શનોમા પણ પરમાત્મપદ પ્રાપ્ત કરવું એજ મુખ્ય ઉદ્દેશ છે સર્વ નદીઓ જેમ દૂર દૂરતરથી પણ નીકળીને સાગરમા પ્રવેશ કરે છે તેમ વિશ્વવર્તિ સર્વધર્મની નદીઓ પણ પરમાત્મારૂપ સાગરમા ભળવા સંચરે છે સર્વ દર્શનોનું જૈનદર્શનરૂપ સાગરમાં ભળવું થાય છે. જૈનદર્શનમાં નૈગમ સંગ્રહ વ્યવહાર ઋજુસૂત્ર શબ્દનય સમભિરૂઢ અને એવંભૂત એ સાત નય છે સાત નયોના એકેકના સાતસે ભેદ થાય છે. સાત નયોવડે વિશ્વવર્તિ દરેક વસ્તુનું સ્વરૂપ પ્રકાશાય છે. સાત નયોના શ્રુતજ્ઞાનરૂપ વેદો ખરેખર આ વિશ્વમા અનાદિકાલથી વર્ત્યા કરે છે અને અનન્ત કાલપર્યંત વર્તવાના. સાત

નયરૂપ જ્ઞાનવેદોના પ્રકાશકો સર્વ તીર્થંકર-સર્વજ્ઞો અવબોધવા; અને તે સર્વજ્ઞ તીર્થંકરોની અપેક્ષાએ વેદોનું પૌરુષેયત્વ અવબોધવું અને કેવલજ્ઞાનરૂપ વેદોનું અપૌરુષેયત્વ અવબોધવું. જે જ્ઞાનમુખથી કથાય છે તે શ્રુતજ્ઞાન અમુક તીર્થંકરની અપેક્ષાએ પૌરુષેય છે અને કેવલજ્ઞાન છે તે હૃદયમા શુદ્ધાત્મામા રહે છે તેથી તે શ્રુતજ્ઞાનથી ભિન્ન હોવાથી અપૌરુષેય છે. સાત નયરૂપ વેદજ્ઞાનથી સર્વ દર્શનોની સાપેક્ષ દૃષ્ટિએ આદેયતા છે. તથા સાત નયરૂપ વેદોની સાપેક્ષ દૃષ્ટિએ પરમાત્માનો સમ્યગ્બોધ થાય છે અને પશ્ચાત્ તેની સદ્ધર્મ કર્મદ્વારા આરાધના કરી શકાય છે. સાત નયરૂપ વેદોનો વ્યવહાર અને નિશ્ચય વેદમા સમાવેશ થાય છે. વ્યવહારનય અને નિશ્ચયનયનો દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયમાં સમાવેશ થાય છે. વેદ અને વેદાન્તના કર્મકાંડનો અને જ્ઞાનકાંડનો જૈનદર્શનના વ્યવહારનયરૂપ વેદમા અને નિશ્ચય નયરૂપ વેદાન્તમાં સમાવેશ થાય છે. વેદાન્ત-પ્રતિપાદિત આત્માની સર્વ દશાઓનો બહિરાત્મા અને અન્તરાત્મામાં સાપેક્ષદૃષ્ટિથી સમાવેશ થાય છે. જૈનઅધ્યાત્મજ્ઞાનમા વિશ્વવર્તિ સર્વધર્મનો અનેકાન્ત દૃષ્ટિએ સમાવેશ થાય છે; અતએવ જૈનદર્શનકથિત અધ્યાત્મજ્ઞાનની સર્વવ્યાપકતાની અનન્તતાનો ખ્યાલ બાલ જીવોને આવી શકે તેમ નથી. અનન્તજ્ઞાનરૂપ અનન્તદર્શનરૂપ અને અનંતચારિત્ર-રૂપ જૈનધર્મમાં અસંખ્ય નયોવાળા વિશ્વવર્તિ અસંખ્યધર્મોનો અનેકાન્તપણે સમાવેશ થાય છે; તેથી જૈનદર્શન છે તે જ વેદ અને વેદાન્તરૂપ છે; તે અનાદિકાલથી ભારતવાસી આર્યમુનિ સન્તસાધુઓનો પ્રાણ છે અને તેનાથી આર્યદેશની ગુરુતા સર્વત્ર દેશોમા વિખ્યાત છે. આત્માની પરમાત્મતા થવાના અસંખ્યમાર્ગોને જૈનદર્શન પ્રતિપાદન કરીને વિશ્વમાં ઉદાર સત્ય ભાવનાથી સ્વમહત્ત્વ પ્રગટ કરે છે. જૈનદર્શનીય આગમોમાં અને જૈનદર્શનીય આર્યનિગમોમાં જે જ્ઞાન છે તે અનન્ત છે; તેનો પૂર્ણ અનુભવ કરવાથી વિશ્વવર્તિ સર્વ ધર્મોનો અનુભવ થાય છે અને ધર્મસંબંધે અહંતા મમતા પ્રગટે છે તેનો નાશ થાય છે-એમ આત્મજ્ઞાની ગુરુગમથી જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તેને અવબોધાય છે. સર્વ દર્શનોનો જૈનદર્શનમા સમાવેશ થાય છે, એમ જ્યારે નયોની સાપેક્ષતાથી અવગત થાય છે ત્યારે જૈનદર્શનદ્વારા આત્માની પરમાત્મતા પ્રકટાવવા સદ્ધર્મકર્મોને સેવી શકાય છે. **अप्पा सो परमप्पा-आत्मा स एव परमात्मा**—આત્માની પરમાત્મતા માટે હૃદય બાહિર શોધ ચલાવાની કિંચિત્ પણ આવશ્યકતા નથી. જેમ વટ બીજમાં વટવૃક્ષ સમાયલું છે તેમ આત્મામાં પરમાત્મા સમાયલો છે તેથી અધ્યાત્મજ્ઞાનવડે તેને હૃદયમાં શોધવો જોઇએ. **આત્માના** ત્રણ ભેદ છે. **वहिरात्मा अन्तरात्मा** અને **परमात्मा** આ વિશ્વવર્તિ સર્વ જીવો પ્રથમ **वहिरात्माओ** હોય છે. આત્માવિના અન્ય શરીર મન, વાણી વગેરેમા આત્માની બુદ્ધિ ધારણ કરવી તેને **वहिरात्मा** કથવામા આવે છે. આત્મામાં જ આત્મબુદ્ધિ ધારણ કરવી તેને **अन्तरात्मा** કથવામા આવે છે. આત્મામાં રહેલી સર્વ શક્તિયોથી આત્મા

પ્રકાશિત થાય છે અને જ્ઞાનાવરણીયાદિકર્મથી મુક્ત થાય છે તેને પરમાત્મા કથવામાં આવે છે. એક જ આત્મા बहिरात्मा પશ્ચાત્ अन्तरात्मा અને પશ્ચાત્ परमात्मा થાય છે. સર્વ જીવોને આત્માઓ કથવામા આવે છે જીવ ચેતન આત્માદિ એકાર્થવાચક નામો છે. એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવો મિથ્યાત્વ બુદ્ધિના યોગે બહિરાત્માઓ કથાય છે. बहिरात्माओ મિથ્યાત્વ બુદ્ધિના યોગે મિથ્યાત્વી અજ્ઞાની જીવો ગણાય છે. પ્રથમ મિથ્યાત્વગુણસ્થાનકવર્તી બહિરાત્મી જીવો અજ્ઞાન વિષયવાસનામા ફસાઇ ગએલા હોય છે. દેવતા મનુષ્ય નારકી અને તિર્યંચ પશુઓ પંખીઓ વગેરે જેઓ મિથ્યાત્વવાસિત બુદ્ધિવાળા હોય છે તેઓને મિથ્યાત્વી જીવો કથવામા આવે છે અને તેઓ પૈકી જે સમ્યક્ત્વવાસિત બુદ્ધિવાળા છે તેઓને અન્તરાત્માઓ કથવામા આવે છે. बहिरात्माओ કરતાં અનન્ત ગુણાધિક અન્તરાત્માઓ છે અને અન્તરાત્માઓ કરતા અનન્ત-ગુણાધિક परमात्माओ છે. સર્વ બહિરાત્માઓમા अन्तरात्मत्व અને परमात्मत्व રહ્યુ છે. જ્યાંસુધી બહિરાત્મદશા છે ત્યાસુધી બાહ્યપદાર્થોમા આત્મત્વ બુદ્ધિ પ્રકટે અને ત્યાસુધી મનુષ્યો બાહ્ય દેશ રાજ્ય લક્ષ્મી આદિ વસ્તુઓમા સર્વસ્વસુખકલ્પના ધારણ કરીને તેમા રાગ-દ્વેષના યોગે વારંવાર લેપાયા કરે છે અને ચતુરશીતિલક્ષયોનિમા વારંવાર અવતાર ગ્રહી જન્મ મરણ કર્યા કરે છે. બહિરાત્મી જીવો બાહ્ય પદાર્થોના ભોગ માટે અનેક જીવોના પ્રાણ લે છે અને અસત્યાદિ અનેક પ્રકારના પાપકર્મોને કર્યા કરે છે. બાહ્ય દૃશ્યપદાર્થોમાં સુખબુદ્ધિથી મનુષ્યો ઇન્દ્રિયોને પોષવા તલપાપડ થઈ જાય છે પરંતુ બાહ્ય સુખોની આશામાં ને આશામાં વૃદ્ધ થઇ મૃત્યુ પામે છે છતા કશું સુખ તેને પ્રાપ્ત થતું નથી. અજ્ઞ મનુષ્યો બાહ્ય પદાર્થોવડે સુખ ભોગવવાની આશાનો ત્યાગ કરતા નથી. તેઓ કાલ્પનિક બાહ્ય સુખ ભોગવવા માટે પ્રભુની પ્રાર્થના કરે છે અને અનેક પ્રકારના યંત્રો તંત્રો અને મંત્રોની ઉપાસના કરે છે. બહિર્મા આત્મબુદ્ધિ થવાથી મનુષ્યો બાહ્ય વસ્તુઓમા અહંતા કરી દુઃખની પરંપરાને સ્વમનથી પ્રકટ કરે છે સંપ્રતિ યુરોપીય મહાયુદ્ધ પ્રવર્તે છે તેનુ કારણ અનુભવવામા આવે છે તો તેમા બહિરાત્મભાવ દૃશ્યમાન થાય છે. બહિરાત્મભાવથી મનુષ્યો ભૂમિ અને રાજ્યને વિષે અહંતા મમતા કલ્પી એક બીજાનું પડાવી લેવા મહાયુદ્ધો કરે છે તેમા કિઞ્ચિદપિ આશ્ચર્ય નથી. બહિરાત્માઓ અગર વેદાન્તની પરિભાષાએ જીવા-ત્માઓ બાહ્ય વસ્તુઓમા સુખની વાસનાથી અનેક પ્રકારના પાપો કરે છે, પરંતુ તેઓની સુખની આશાનો ખાડો પુરાતો નથી અને ઉલટા દુઃખના મહાસાગરમા પડી ડુબકીઓ મારે છે. બહિરાત્મી મનુષ્યો જે લક્ષ્મી વસ્તુતઃ લક્ષ્મી નથી કિન્તુ જડભૌતિક પદાર્થ છે કે જે સુખ શી વસ્તુ છે તેને પણ અવબોધવા સમર્થ થતી નથી તેની પ્રાપ્તિથી સુખ માનીને રાચે છે કૂદે છે, પરંતુ તે પદાર્થોથી ખરી શાન્તિ મળતી નથી એવો તેઓને અનુ-ભવ થતો નથી. બહિરાત્મા એવા અજ્ઞાની મનુષ્યો ઇન્દ્રિયોના સુખો ભોગવવા માટે અનેક

પ્રકારની ધૂમશ્રફીની પ્રવૃત્તિ કર્યા કરે છે તેમા પરિણામ અંતે એ આવે છે કે તેથી ઇન્દ્રિયો-ની ક્ષીણતા થાય છે છતાં સત્ય સુખ તો મળતું નથી. રાજ્યવ્યવસ્થા વગેરે પ્રવૃત્તિઓનું મૂળ કારણ ઇન્દ્રિયસુખ છે એમ જેઓ સમજતા હોય છે તેઓ બાહ્યથી ગમે તેટલી ઇન્દ્ર સમાન ઉન્નતિ પામ્યા હોય છે છતાં તેમાં પણ તેઓની પડતી વિદ્યુદ્ વેગવત્ થાય છે. બાબેલિયન્ રાજ્યે, ગ્રીક રાજ્યે, ઇરાની રાજ્યે, ઇજીપ્ત રાજ્યે અને તત્સમયના મનુષ્યોએ બાહ્ય સુખની પ્રાપ્તિ માટે અને ઇન્દ્રિયોની તૃપ્તિ માટે અનેક શોધો કરી પ્રવૃત્તિયો કરી હતી, પરંતુ તેનું પરિણામ અદ્યપર્યંત શૂન્યમાં આવ્યું છે. હાલમા બાહ્ય વિદ્યાથી પાશ્ચાત્ય વિદ્વાનો સત્ય સુખો માટે અનેક પ્રકારની શોધો ચલાવી રહ્યા છે પણ તેનુ પરિણામ ખરે-ખર સત્ય સુખ માટે તો મીંડા જેવું આવ્યું છે અને આવશે. માયા કર્મ અને પ્રકૃતિથી ભિન્ન આત્મા છે. અધ્યાત્મજ્ઞાનથી આત્મામાં જ અનન્ત સુખ છે એવો અધ્યાત્મ જ્ઞાની-મુનિવરોએ નિર્ણય કરેલો છે; તેમા નિશ્ચય વિના બહિરાત્મભાવથી બાહ્ય જડ વસ્તુઓમાં ગમે તે રીતે સુખ શોધવામા આવે પરંતુ ત્યાં સુખ ન હોવાથી કોટિ ઉપાયો કરતાં છતાં પણ સુખ ન મળે એ સત્ય નિશ્ચય છે. તેને ગમે તેવા સાયન્સ વિદ્યાના પ્રોફેસરો પણ ફેરવવા શક્તિમાન્ થતા નથી.

બહિરાત્મદૃષ્ટિમન્તવિશ્વવર્તિમનુષ્યો બાહ્યપદાર્થોમાં સુખબુદ્ધિ કલ્પીને અનન્ત વસ્તુ-ઓના દાસ બનીને તેઓને સ્વાયત્તા કરે છે. પરંતુ બહિર્વસ્તુમા સુખ ન મળતા અંતે જ્યારે દુઃખ પ્રાપ્ત થાય છે ત્યારે માખીની પેઠે હસ્તઘર્ષણ કરે છે. યુરોપ વગેરે દેશોમાં બહિરાત્મભાવની અત્યંત પ્રવૃત્તિ થવા લાગી છે અને જડવાદ પ્રતિ લોકોની અત્યંત વૃત્તિ આકર્ષાય છે તેનુ પરિણામ અન્તે વિનાશમા આવવાનુ છે. જડવાદી યુરોપીય મનુષ્યોની નિવૃત્તિ પણ પ્રવૃત્તિમય હોય છે અને આર્યવાસીઓની પ્રવૃત્તિ પણ નિવૃત્તિમય હોય છે; તેનું કારણ એ છે કે–આર્યાવર્તના મનુષ્યોમાં અધ્યાત્મજ્ઞાનના જન્મતાની સાથે સાથે સંસ્કાર પડે છે તેથી તેઓ આજીવિકાદિ નિમિત્તે બાહ્ય પ્રવૃત્તિ ગમે તેટલી કરે છે તોપણ તેઓના હૃદયમાં નિવૃત્તિનાં નિર્મલ ઝરણા વહ્યા કરે છે. બહિરાત્મભાવથી મનુષ્યો નૈસર્ગિકસુખમય જીવનનો અને પ્રભુમયજીવનનો લાભ પ્રાપ્ત કરી શકતા નથી. બહિરાત્મભાવથી અયં નિજઃ પરો વેતિ, ગણના લઘુચેતસાંની દશાને પ્રાપ્ત કરી સ્વાર્થમયપ્રવૃત્તિ સેવીને અન્ય-મનુષ્યોના–પ્રાણીઓના સુખસાધનોને ઝુંટવી લેવા પ્રયત્ન કરે છે. યોગવાસિષ્ઠગ્રંથમા મુખ્યપણે દર્શાવેલી મોહવૃત્તિ યાને માયાની વશ પડેલા બહિરાત્મીયમનુષ્યો ધર્મના હેતુઓને પણ અધર્મહેતુઓ તરીકે પરિણમાવે છે અને પાપબુદ્ધિને સર્વત્ર અગ્રગામી કરી અનેક જાતીય અકલ્યાણમય પ્રવૃત્તિને સેવે છે. બહિરાત્મભાવથી અજ્ઞાનીઓએ જે નીતિના નિયમો બાંધ્યા હોય છે તે પણ ક્ષણે ક્ષણે સ્વાર્થવૃત્તિને અનુસરી પરાવર્ત્યા કરે છે. સિકંદર

બહિરાત્મવૃત્તિથી હિંદુસ્થાન પર સ્વારી કરી પરંતુ તેને તેનું પરિણામ સુખરૂપ થયું નહીં. બાહ્ય પદાર્થોનો ગમે તેટલો ભોગ કરવામા આવે ત્હોયે તેનાથી સત્ય સુખની પ્રાપ્તિ થતી નથી. બાહ્યવસ્તુઓમા બહિરાત્મભાવથી અહંતામમતા ઉદ્ભવે છે પરંતુ બાહ્ય પદાર્થો પોકારી ને કથે છે કે–અરે મનુષ્યો ! ! ! તમે શામાટે અમારામા અહંતા મમતા કરો છો ? અમે કોઇના થયા નથી અને થનારા પણ નથી. એક અંગારકર્મકારક ઉષ્ણઋતુમાં તાપથી અત્યંત પીડિત થયો અને તેને અત્યંત તૃષા લાગી. તે એક સરોવર પાસે ગયો સરોવરમાંનું સર્વ જલ સુકાઈ ગયુ હતું. ફક્ત એક ખાડામા અનેક દુર્ગંધી પદાર્થોથી મિશ્રિત ગંદું જલ હતું. તેણે તેમાથી અલ્પજલ પીધું પણ તેથી તેની તૃષા ભાગી નહીં. તે એક વૃક્ષ તળે આવીને સુઈ ગયો. તેને ઊંઘમા એક સ્વપ્ન આવ્યું. તેમા તેણે સાત સાગરનું જલ પીધું. વિશ્વવર્તિ સર્વ નદિયોનું અને સરોવરનું જલ પીધું. સર્વ કુવાઓ અને વાપિકાઓનું અને સરોવરનું જલ પીધું. તેથી તેને તૃષાની નિવૃત્તિ થઇ નહીં. તે એક ગંદા જલના પલ્વલ પાસે આવ્યો તેમાથી પુન: ગંદું જલ પીવા લાગ્યો, ત્હોયે તેની તૃષાની નિવૃત્તિ થઇ નહીં તે સ્વપ્નમાથી જાગૃત્ થયો અને સર્વ સ્વપ્નાવસ્થાનું સ્મરણ કરવા લાગ્યો અને દુ:ખી થયો. તે અંગારકર્મકારકની પેઠે બહિરાત્મભાવી મનુષ્યો બાહ્યવસ્તુના ભોગની આશાતૃષ્ણા વાસનાઓને પોષીપોષીને થાકી જાય છે તોપણ તેઓને ખરાં સુખ મળતા નથી અને સ્વાયુષ્યની સમાપ્તિની સાથે પરભવમા કૃત કર્માનુસારે અન્યાવતારને ધારણ કરી ત્યા પણ બહિરાત્મદૃષ્ટિથી બાહ્ય પદાર્થો સન્મુખ મન કરીને બાલકોની પેઠે અજ્ઞાનમા સ્વજીવન વ્યતીત કરે છે. તેવા અજ્ઞાની બાળજીવો રજોગુણ અને તમોગુણમા રાચીમાચીને અનેક પાપકર્મોને સમુપાર્જન કરે છે. બહિરાત્મ જીવોની એવી દુ:ખમય સ્થિતિનો અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ વિના અંત આવતો નથી. અધ્યાત્મજ્ઞાનનું શ્રવણ કરવામા આવે અને અધ્યાત્મ જ્ઞાનના ગ્રન્થોનું વાંચન કરાય-પરંતુ યાવત્ અધ્યાત્મ જ્ઞાનમા આત્માનો પરિણામ થતો નથી–તાવત્ અવિદ્યા–અજ્ઞાનનો નાશ થતો નથી અધ્યાત્મજ્ઞાન વિનાનું જીવન તે ખરેખર સુખમય યાને પ્રભુમય જીવન નથી એમ અધ્યાત્મજ્ઞાનીઓ અવબોધે છે અને બહિરાત્મીય જીવોને તો તેનો સત્ય નિશ્ચય થતો નથી. તેઓ મિથ્યાત્વ અવિરતિ કષાય અને બાહ્ય યોગથી કર્મ ગ્રહ્યા કરે છે અજ્ઞાની મનુષ્યો બાહ્ય સુખની લાલસાથી ચિંતામણિ રત્ન સમાન અમૂલ્ય આયુષ્યનો ક્ષય થાય છે તેને જાણી શકતા નથી. બાલ્યથી રાજ્યપદવીને ધારણ કરનારા રાજાઓ હોય, પ્રધાનો હોય, ડાકટરો હોય, ગવર્નરો હોય, સેનાપતિયો હોય પરંતુ જ્યા સુધી બાહ્ય પદાર્થોમા તેઓ સુખની આશાથી બંધાયલા છે ત્યા સુધી તે આશા–તૃષ્ણા–વાસનાના તેઓ દાસો છે. તેઓ સ્વયં દુ:ખી છે તેની તેઓ પરાશ્રયી હોવાથી અન્ય મનુષ્યોને સુખી કરી શકતા નથી. જેઓ બહિરાત્મભાવથી બાહ્યવસ્તુઓની

પ્રાપ્તિ માટે મહાપોકારો કરે છે તેઓ અન્ય મનુષ્યોને સ્વપ્નમાં પણ સુખ સમર્પવાને શક્તિમાન થતા નથી. માયાના અંધારપછેડાથી બાહ્ય વસ્તુઓમા સુખ નહિ છતાં અજ્ઞાનીઓને બાહ્ય-વસ્તુઓમાં સુખ ભાસે છે-તેથી તેઓ બાહ્યવસ્તુઓના ભોગો ભોગવવામા સર્વ સમર્પણ કરે છે. મન વાણી અને કાયામાં આત્મબુદ્ધિ હોય છે ત્યાં સુધી સર્વત્ર દુઃખની કલ્પનાઓનો ઉત્પાદ થાય છે. મન વાણી અને કાયાથી ભિન્નઆત્મા છે અને અનંત સુખમય છે, અનન્ત જ્ઞાનમય છે-એવો નિશ્ચય થાય છે ત્યારે સર્વ પ્રકારના દુઃખોનું મૂળ અહંમમતાનો અંત આવે છે. અનાદિ કાળથી જીવોને બહિરાત્મભાવ છે તેથી તેઓ અનન્તાવતારો કરીને મનુષ્યાવતારમાં આવ્યા છતાં પૂર્વ ભવોના રાગ દ્વેષના સંસ્કારોથી એકદમ અન્તરાત્મદશાને પ્રાપ્ત કરી શકતા નથી. કોઇ પૂર્વ ભવના સંસ્કારી મનુષ્યને કર્મનો અને આત્માનો ભેદ અનુભવવામાં આવે છે. તતઃ પશ્ચાત્ તે બહિરાત્મભાવનો ત્યાગ કરીને અન્તરાત્મભાવને પ્રાપ્ત કરે છે. અન્તરાત્મભાવને પ્રાપ્ત કરનારા મનુષ્યો દેહ વાણી કાયા અને પંચભૂતોથી સ્વાત્માઓને ભિન્ન માને છે. અન્તરાત્મદશાધારક મનુષ્યો સ્વાત્મામાં અન્તરાત્મત્વ અને પરમાત્મત્વનો નિશ્ચય કરે છે. તેઓ બાહ્ય વસ્તુઓમાંથી સુખની બુદ્ધિનો ત્યાગ કરે છે અને આત્મામાં સુખની બુદ્ધિનો નિશ્ચય કરે છે. आनन्दं ब्रह्मणो रूपं-अनन्त ब्रह्म, अनन्त-ज्ञान, अनन्त दर्शन અને अनन्तचारित्रનો તેઓ સ્વાત્મામાં સાક્ષાત્કાર કરે છે. રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણથી બ્રહ્મસ્વરૂપ-આત્મસ્વરૂપ ભિન્ન છે એવો નિશ્ચય કરીને મોહમય મનોવૃત્તિને ત્યાજ્ય ગણે છે. મોહમયમનોવૃત્તિ છે તેજ સંસાર છે અને તેનાથી કર્મની વર્ગણાઓ ગ્રહવી પડે છે એવો નિશ્ચય કરીને તે મનોવૃત્તિના ધર્મથી સ્વાત્માને ભિન્ન અનુભવે છે. કામ ક્રોધ લોભ માયા ઇત્યાદિ પ્રકૃતિયોથી અર્થાત્ મોહવૃત્તિયોના દાસ બનીને રહેવું એ તેમને ઉચિત લાગતું નથી તેથી અન્તરાત્મજ્ઞાનીઓ મોહવૃત્તિયોને જીતવાને પ્રયત્ન કરે છે. વિકલ્પસંકલ્પરૂપ મનની પેલી પાર રહેલું આત્મસ્વરૂપ અનન્ત આનંદમય છે એવો તેઓ શુદ્ધ સમાધિથી નિશ્ચય કરે છે. અન્તરાત્મમનુષ્યો પૂર્વે શરીરમાં અને શરીર બાહ્ય પદાર્થોમાં સુખ શાન્તિ અવલોકતા હતા તેનો ભ્રમ ત્યજીને તેઓ મનથી પર એવા આત્મામાં સુખશાન્તિ અવલોકે છે અને જ્ઞાનાવરણીયાદિક કર્મોને દૂર કરવા દેવ ગુરુ ધર્મની આરાધનાના હેતુભૂત સદ્ધર્મ પ્રવૃત્તિયોને સેવે છે; છતાં બાહ્યથી પ્રારબ્ધયોગે વિશ્વકલ્યાણમયવ્યવહારમાં પણ ભાગ લે છે. અન્તરાત્માઓ આત્મા અજીવ પુણ્ય પાપ આસ્રવ સંવર નિર્જરા બંધ અને મોક્ષ એ નવ તત્ત્વનું સાત નયોથી સમ્યક્ સ્વરૂપ અવબોધે છે. તેમજ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય પુદ્ગલાસ્તિકાય કાલ અને જીવ દ્રવ્ય એ છ દ્રવ્યને જાણે છે તેથી સ્વાત્માના ગુણોને ખીલવવાને માટે ગૃહસ્થ-ધર્માધિકારે અને સાધુધર્માધિકારે સદ્ગુણવર્ધક ધર્મકર્મોને કરે છે. જે આત્માઓ બહિરા-ત્મદશા અને અન્તરાત્મદશાનો ત્યાગ કરીને પરમાત્મદશાની પ્રાપ્તિ કરીને પરમાત્માઓ

થયા છે-તેઓનું અવલંબન ગ્રહીને અન્તરાત્માઓ સ્વગુણોને ખીલવે છે અને અષ્ટ કર્મની પ્રવૃતિયોનો ક્ષય કરે છે. જેમ જેમ મોહનીયાદિ કર્મોનો ઉપશમ ક્ષયોપશમ અને સર્વથા ક્ષય થતો જાય છે તેમ તેમ આત્માના જ્ઞાનાદિક ગુણોનો આવિર્ભાવ થતો જાય છે. અન્તરાત્માઓ વિષયની વાસનાને ટાળે છે અને બાહ્યમા સુખની બુદ્ધિનો ત્યાગ કરીને આત્મામા સુખનો અનુભવ કરે છે તેથી તેઓ બાહ્યજીવનની અને આન્તરજીવનની ઉત્તમ પવિત્રતા કરે છે. અન્તરાત્માઓ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર વર્ણની બાહ્યકર્મ દશામાં રહ્યા છતાં અને તે તે પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થયા છતા પણ તેઓનું મન બાહ્યમા રચીલુ નહિ બનવાથી તેઓ સંસારવ્યવહારમા અંશે અંશે નિર્લેપ રહી શકે છે. સર્વ શક્તિઓનું ધામ અન્તરાત્મા છે. અન્તર્યામી આત્મામા સર્વ પદાર્થોને પ્રકાશવાની જ્ઞાનશક્તિ રહી છે. દેહાધ્યાસ, નામનો અધ્યાસ, રૂપનો અધ્યાસ ટાળતા આત્માની શુદ્ધતાનો અનુભવ થાય છે અને તેથી સર્વ વિશ્વના સમ્રાટ કરતા, ઇન્દ્ર કરતા, તે સ્વાત્મામાં અનન્ત ગુણવિશેષ આનન્દ અનુભવે છે તેથી તેની દીનતા ટળી જાય છે અને અન્તરાત્મામાં વ્યાપી રહેલા પરમાત્મપદમાં તેની લગની-એકતાનતા લાગે છે. આવી સ્થિતિનો તે ત્યાગી અવસ્થામા અનુભવ કરી શકે છે. તત· પશ્ચાત્ તે મન, વાણી અને કાયાની શકિતયોનો ત્યાગી અવસ્થામા અનુભવ કરી શકે છે. તત પશ્ચાત્ તે મન વાણી અને કાયાની શકિતયોને વિશ્વજીવોના કલ્યાણાર્થે વાપરે છે. જ્ઞાનાવરણીયાદિ સર્વ કર્મનાં આવરણોથી સર્વથા અન્તરાત્માઓ મુકત થતા નથી તથાપિ તેઓ પરમાત્માનન્દની ઝાંખી કરી શકે છે. આ વિશ્વમા સર્વ જીવો એકદમ અન્તરાત્માઓ બની શકતા નથી. આત્મા જ્યારે બાહ્ય પદાર્થોને ભોગવીને થાકી જાય છે અને તેણે સુખ માટે જે જે ભોગોની કલ્પના કરી હોય છે તેમાથી જ્યારે તેને આત્મસુખ મળતું નથી ત્યારે તેને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. આ વિશ્વવર્તી પદાર્થોનો ભોગ કરીને બહિરાત્મા સુખ લેવા ઇચ્છે છે તે ગૃહમા રહે છે અને સ્ત્રી પુત્ર વગેરેથી સુખ લેવા ઇચ્છે છે પરંતુ જ્યારે તેને સત્ય સુખ મળતું નથી ત્યારે તે બાહ્ય વસ્તુઓમા આસક્તિ ધરતો નથી અને બાહ્ય વસ્તુઓમાથી અહંતા મમતાનો ત્યાગ કરે છે. બાહ્ય વસ્તુઓમા જ્યા સુધી સુખબુદ્ધિ છે ત્યાં સુધી તેનો સદુપદેશ લાગતો નથી પરંતુ પોતાને અનુભવ આવે છે ત્યારે તે બાહ્ય શરીરાદિકમાંથી અહંતા મમતાધ્યાસનો ત્યાગ કરે છે અને આત્મામા સુખ શોધે છે સ્વાનુભવ વિના કોઇ પણ આત્માને નિશ્ચય થતો નથી. બાહ્ય વસ્તુઓમાં સુખ છે એવો અનુભવ આત્મને ન આવે ત્યા સુધી પરમાત્મા પોતે આવે તોપણ મનુષ્ય, આત્મામા એકદમ સુખનો નિશ્ચય કરી શકતો નથી. બહિરાત્મભાવમાથી અન્તરાત્મદશામાં શનૈ· શનૈ પ્રવેશ કરી શકાય છે કોઇ પૂર્વભવનો અધ્યાસી આત્મા હોય છે તે એકદમ બહિરાત્મદશામાંથી અન્તરાત્મ... જાય છે અને અન્તરાત્મદશામાંથી ત્વરિત પરમાત્મદશામા પ્રવેશ કરે છે પરમકૈવલ્ય બહિ-

હાર કરતાં અને પુણ્ય કર્મોને કરતાં કરતાં તથા સાધુઓની સેવાઓ કરતાં અન્તરાત્મદશાની પ્રાપ્તિ થાય છે અને બહિરાત્મભાવનો નાશ થાય છે. શ્રી સર્વજ્ઞ વીરપ્રભુએ કેવલજ્ઞાનથી પ્રબોધ્યું છે કે ગુરુઓની સેવાભક્તિથી અને પરમાત્માની સેવાભક્તિધ્યાનથી અન્તરાત્મપદ પ્રાપ્ત થાય છે. જે અન્તરાત્માઓ સર્વવિરતિ સાધુ ધર્મને અંગીકાર કરે છે તેઓ વેગે પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. ગૃહસ્થધર્મ કરતાં ત્યાગી સાધુધર્મની અનન્તગુણી ઉત્તમતા છે. સર્વ પાપક્રિયાથી મન વચન અને કાયાથી નિવૃત્ત થતાં ત્યાગી દશાની પ્રાપ્તિ થાય છે. પંચમહાવ્રત અને પંચાચારરૂપ સદ્ધર્મકર્મને સેવીને સાધુઓ આત્માને લાગેલી અનન્ત કર્મ પ્રકૃતિયોનો નાશ કરે છે. યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ એ યોગનાં અષ્ટાંગોને સેવી તેઓ પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. અન્તરાત્મા સાધુઓ વ્યવહાર અને નિશ્ચયથી સદ્ધર્મ કર્મોને સેવે છે. બાહ્ય નિમિત્ત કારણરૂપ પ્રવૃત્તિયોને વ્યવહારપ્રવૃત્તિ કથવામાં આવે છે અને ઉપાદાનરૂપ શુદ્ધાત્મ પરિણતિરૂપ શુદ્ધ ક્રિયાને નિશ્ચયપ્રવૃત્તિ કથવામાં આવે છે. અવિરતિસમ્યગ્દષ્ટિ ગૃહસ્થ અને દેશવિરતિ ગૃહસ્થો વ્યવહાર અને નિશ્ચયથી સદ્ધર્મપ્રવૃત્તિયોને સેવે છે. વ્યવહારધર્મકર્મનો પરિહાર કરવાથી વિશ્વવર્તિ સર્વ નીતિ આદિ ધર્મોનો નાશ થતાં ધર્મની મહાપ્રલય દશા થાય છે તેથી નિશ્ચયશુદ્ધ ધર્મપ્રવૃત્તિનો નાશ થતાં વિશ્વમાં સર્વ જીવોના હૃદયની શુદ્ધતાનો નાશ થાય છે. વ્યવહારધર્મકર્મ વિના વિશ્વવર્તિ મનુષ્યોને એક ક્ષણ માત્ર પણ ચાલી શકે તેમ નથી. નિશ્ચયતયા કથિત ધર્મકર્મ વિના કોઇ પણ મુક્તિ પામ્યો નથી, પામતો નથી અને ભવિષ્યમા પામશે નહિ-એવો નિયમ હોવાથી ગૃહસ્થોએ અને સાધુઓએ સ્વાધિકારે વ્યવહારથી અને નિશ્ચયથી ધર્મકર્મોને કરવા જોઇએ. અન્તરાત્માઓ સદ્ધર્મનિવૃત્તિબળે મન વચન અને કાયાની પવિત્રતા સંરક્ષી શકે છે અને પાપ અને આસ્રવ તત્ત્વનો પરિહાર કરી તે સંવર નિર્જરા અને વ્યવહારથી પુણ્ય તત્ત્વનુ સેવન કરે છે. મુસલમાની ગ્રન્થોમાં શયતાનને એક ખુદાનો પ્રતિસ્પર્ધી કથ્યો છે. એવા શયતાનને જૈનો કર્મ કથે છે અને આત્માને ખુદા કહે છે. વેદાન્તીઓ શયતાનને માયા યાને પ્રકૃતિ કથે છે. તેનો ન્યાય કરવા માટે અન્તરાત્માઓ અપ્રમત્ત રહે છે. સર્વ રાગદ્વેષ ક્રિયાઓ એ જ ભાવકર્મ છે. ભાવકર્મનો ક્ષય કરવાથી દ્રવ્યકર્મ પ્રકૃતિઓનો સત્વર નાશ થાય છે. જૈનદૃષ્ટિએ કૃષ્ણ શ્રેણિક જનકવિદેહી વગેરે અન્તરાત્માઓ હતા. તેઓએ ધર્મનુ જ્ઞાન ધરીને પરમાત્મપદ પ્રાપ્ત કરવા ખાસ લક્ષ્ય પ્રગટાવ્યું હતું. આત્માનું શુદ્ધસ્વરૂપ અનુભવ્યા પશ્ચાત્ આ સંસાર અસાર લાગે છે અને તેથી જ્ઞાનગર્ભિત વૈરાગ્યબળે સર્વ પ્રકારની મોહાસક્તિ નાશ કરી શકાય છે. અન્તરાત્માઓ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય બળે સ્વાત્માનો ઉદ્ધાર કરવા સમર્થ બને છે. આત્માનો ઉદ્ધાર આત્મા જ કરી શકે છે. જેઓ સ્વાત્માનો ઉદ્ધાર કરવા માટે પરમેશ્વરની પ્રાર્થનાઓ કરે છે અને પોતે કંઇ સદ્ગુણોની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરતા નથી તેઓ પરમાત્મપદને પ્રાપ્ત કરી શકતા

નથી. આત્મા પોતે સ્વગુણ પર્યાયોનો કર્ત્તા છે. આત્મા સ્વયં કર્મકારક છે. તે સ્વયંકરણ સંપ્રદાન અપાદાન અને અધિકરણકારકરૂપ છે. આત્માના અસંખ્ય પ્રદેશો છે. પ્રતિદેશે અનન્તજ્ઞાન, અનન્તદર્શન, અનન્તચારિત્ર, અનન્તવીર્ય આદિ અનન્તગુણો અને અનન્તપર્યાયો રહ્યા છે. આત્માના પ્રતિપ્રદેશમા અનન્તગુણોનો અને પર્યાયોનો સમયે સમયે ઉત્પાદવ્યયધ્રુવરૂપ બ્રહ્મા હર અને વિષ્ણુત્વત્રયી વ્યાપી રહી છે. આત્મામાં અનાદિકાલથી અનન્ત શક્તિયો છે તેથી આત્મા સ્વયં અનન્ત શક્તિરૂપ છે. આત્માની અનન્ત શક્તિયોને કેટલાક દેવીઓના રૂપકો આપીને પૂજે છે–ધ્યાવે છે. આત્માના જ્ઞાનાદિ ગુણોને કેચિત્ મનુષ્યો બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ગણુપતિ વગેરે દેવોનાં રૂપકો આપીને પૂજે છે અને ધ્યાવે છે. જૈનદૃષ્ટિએ ઉત્પાદવ્યયધ્રુવતા એ આત્માનું લક્ષણ છે. આત્મારૂપ પરમાત્માના જ્ઞાનાદિ ત્રણ ગુણોને વા ઉત્પાદવ્યયધ્રુવતાને બ્રહ્મા હર અને વિષ્ણુના અવતારોના રૂપકો આપીને વેદાન્તીઓ તેઓને ધર્મવ્યવહારમા પૂજે છે અને માને છે. આત્માની સાથે લાગેલા ક્રોધાદિકને મહાદેવ બ્રહ્મા અને વિષ્ણુનાં રૂપકોરૂપ અવતારો માની લોકો તેઓને પૂજે છે–ધ્યાવે છે. અન્તરાત્મજ્ઞાનીઓ આત્મારૂપ પરમાત્માની રૂપકોદ્વારા થતી કલ્પનાઓનો સમ્યગ્ વિવેક કરીને શુદ્ધાત્મસ્વરૂપમા લયલીન થઈ જાય છે. આત્માની શક્તિયોથી અન્તરાત્માઓ અનેક પ્રકારના ચમત્કારો દર્શાવી શકે છે. ભૂતકાલમા આત્માએ ચમત્કાર દર્શાવ્યા છે. વર્તમાનમાં તે દર્શાવે છે અને ભવિષ્યમા તે દર્શાવશે. અન્તરાત્માઓ અનેક પ્રકારના ત્યાગીઓના વેષે અને ગૃહસ્થોના વેષે હોય છે. તેઓના બાહ્યસૂક્ષ્મ અનેક લક્ષણો પ્રતિપાદન કરવામાં આવે તોપણ તેઓનું પરિપૂર્ણ સ્વરૂપ કોઈ કથી શકે તેમ નથી. બહિરાત્માઓ બાહ્ય રાજ્યસત્તા ભોગોથી જે સુખ ભોગવે છે તેના કરતા અન્તરાત્માઓ શાશ્વત અનન્ત સુખનો અનન્તગુણ સાક્ષાત્કાર કરી શકે છે. બહિરાત્મીય મનુષ્યો જગત્ના સ્થૂલ પદાર્થો પર સત્તા ચલાવી શકે છે પરંતુ તેઓ સ્થૂલ પદાર્થોની સાથે બંધાઈને તેના દાસ બને છે ત્યારે અન્તરાત્માઓ વિશ્વ પર સૂક્ષ્મ સત્તા ચલાવી શકે છે અને સ્થૂલ પદાર્થોમાં અહંમમતાથી નહિ બંધાતા તેઓના પર સ્વસત્તા ચલાવી શકે છે. બહિરાત્માઓ પ્રવૃત્તિયોના દાસ બને છે ત્યારે અન્તરાત્માઓ પ્રવૃત્તિયોને પોતાની પાછળ દોડાવે છે અન્તરાત્માઓની પાછળ પાછળ છાયાની પેઠે બાહ્યવિભૂતિયો દોડી આવે છે તોપણ અન્તરાત્માઓ તેને ભોગવવાની વાસના પ્રકટાવતા નથી અને ઉલટા તેઓ તેની ઉપેક્ષા કરે છે. બહિરાત્માઓ બાહ્યસુખને માટે સમાજરચના કરે છે ત્યારે અન્તરાત્માઓ આત્મિક ગુણોની પ્રાપ્તિ થાય અને દુર્ગુણોનો નાશ થાય એવી દૃષ્ટિએ સમાજરચના સંઘટના કરે છે. બહિરાત્માઓ પ્રભુના ભિન્ન ભિન્ન નામોમા રાગ ધારણ કરીને પ્રભુના નામભેદે અને આકૃતિના આચાર તથા વિચારભેદે યુદ્ધો કરે છે ત્યારે અન્તરાત્માઓ દેવગુરુધર્મના નામભેદે આચારભેદે અને વિચારભેદે સાપેક્ષદૃષ્ટિથી તત્ત્વસાર ખેંચે છે પરંતુ એકાંત એકના

ધારીને ધર્મયુદ્ધો કરતા નથી. વિશ્વનો એવો નિયમ છે કે કોઈ વખત આ વિશ્વપર જડવાદીઓનું સામ્રાજ્ય પ્રવર્તે છે, પરંતુ જ્યારે જડવાદીઓ બાહ્યસુખોમાં અત્યંત લીન થાય છે ત્યારે અન્તે પરસ્પર અહંતા મમતાથી ક્લેશો કરે છે ત્યારે મનુષ્યોનું અન્તરાત્માઓના સદુપદેશો પર કુલ લક્ષ્ય ખેંચાય છે જેથી જ્ઞાની મહાત્માઓના ધર્મને અનુસરીને તેઓ આત્મગુણોનો પ્રકાશ કરવા પ્રવૃત્તિ કરે છે. યુરોપમાં અને અમેરિકા વગેરે દેશોમાં જડવાદની અત્યંત પ્રવૃત્તિ થઈ છે તેથી ત્યાં અધુના બાહ્યસુખોપભોગોમાં ત્યાંના લોકોની પૂર્ણ પ્રવૃત્તિ થયા પશ્ચાત્ તેઓને જ્યારે સત્યસુખનો અનુભવ નહીં આવે અને ઉલટાં દુઃખોનોજ અનુભવ આવશે ત્યારે તેઓ આર્યાવર્તના મનુષ્યોની પેઠે ધાર્મિકનિવૃત્તિમય પ્રવૃત્તિને પસંદ કરીને આત્મિક સુખ શોધવા લક્ષ્ય લગાવશે બાલ્યકાલ યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાની પેઠે દરેકને ત્રણ અવસ્થામાથી પસાર થવુ પડે છે. જડવાદ છે તે બાલ્યાવસ્થા અને યુવાવસ્થા સમાન બાહ્યપ્રવૃત્તિમય છે તેથી તેમા મનની બાહ્યવિષયોન્મુખતા થાય એ સ્વભાવિક છે. ભારતવાસીઓ આત્મામા અનન્ત સુખ છે એવું માને છે તેથી તે ભૂમિમાં પણ તેવા આન્દોલનો અનાદિ કાલથી પ્રકટે છે, -જેથી ધર્મોદ્ધારક અન્તરાત્માઓનો અને પરમાત્માનો અત્ર પ્રકટભાવ થાય છે. તીર્થંકરો વગેરે પરમાત્માઓ અવબોધવા. આર્યાવર્તની ભૂમિમાં ઉત્પન્ન થએલા મનુષ્યો ગમે તેવા ચાર્વાક જડવાદીઓ બનીને બાહ્ય પદાર્થોમાં સુખ માનશે તોપણ અંતે તેઓ આત્માના નિત્યસુખ પ્રતિ વળશે. તેનું કારણ એ છે કે આર્યાવર્તનું ધર્મવાતાવરણ તેઓને પોતાની પર અસર કર્યા વિના રહેતું નથી. આર્યાવર્તમાં ગમે તેટલા ધર્મો છે અને નવા ઉત્પન્ન થશે તોપણ વિવિધ મતભેદે પણ આત્માના સત્ય સુખને જણાવશે અને તેની પ્રાપ્તિ માટે ધર્મકર્મોને સ્થાપશે. સર્વ ધર્મોની આત્મસુખ માટે એકવાક્યતા છે. આત્મસુખની પ્રાપ્તિ કરવી એ મનુષ્યજન્મનું કર્તવ્ય છે. મનુષ્યાવતારના અલ્પાયુષ્યમાં સત્યસુખ પ્રાપ્ત કરવાનું છે. તેની જો પ્રાપ્તિ ન થઈ અને શરીર માટીમાં મળ્યું તો મનુષ્યાવતારની નિષ્ફળતા અવબોધવી. બહિરાત્માઓ જ્યારે આ પ્રમાણે આત્મસુખનો અનુભવ કરવા પ્રયત્ન કરે છે ત્યારે તેઓને દેહાધ્યાસ ટળે છે અને બાહ્યસુખો ક્ષણિક છે એવો અનુભવ આવે છે. આત્મજ્ઞાની ગુરુઓના સદુપદેશથી તેઓ આત્મામાં સુખનો અનુભવ કરે છે એટલે તેઓ નિરુપાધિ દશાને પ્રાપ્ત કરે છે. બહિરાત્માઓ જ્યારે ત્યારે અન્તરાત્મ પદને પામે છે. અન્તરાત્મા થએલા મનુષ્યો બાહ્ય લક્ષ્મીવૈભવને કંઈ હિસાબમાં ગણતા નથી. દેવોનાં સુખોને પણ તેઓ હિસાબમાં ગણતા નથી. આત્માના સત્ય સુખના ઉપાસક તેઓ બને છે તેથી તેઓ બાહ્યસત્તાલક્ષ્મી વૈભવો માટે રજોગુણી અને તમોગુણી બની યુદ્ધો કરી મનુષ્યોના રક્ત વહેવરાવતા નથી. અધ્યાત્મજ્ઞાનમા મસ્ત થએલા ભારતવાસી અન્તરાત્મમનુષ્યોના હાથમાં જ્યારે સર્વ દેશોનું ગુરુપદ આવશે ત્યારે સર્વ દેશોમાં શાંતિ પ્રવર્તશે એમાં અંશમાત્ર સંશય નથી. અન્તરાત્માઓ જ બહિરાત્મીય મનુષ્યોના

શુરુઓ બને છે ત્યારે વિશ્વમાં શાંતિ પ્રવર્તી શકે છે. સમસ્તવિશ્વવર્તી મનુષ્યોને અન્તરાત્માઓ અર્થાત્ આત્મજ્ઞાનીઓ સદ્ગુરુની શિક્ષા આપીને સત્ય સુખ સમર્પી શકે છે. વિશ્વસમાજની પ્રગતિ કરવી તેમાં કલેશના પરસ્પર અનેક સંઘર્ષણો ઉદ્ભવે છે અને તેમા અનેક મનુષ્યોના વિચારો શબ્દો અને અશુભપ્રવૃત્તિયોને સહવી પડે છે તેથી કર્તવ્ય કાર્યમા અધ્યાત્મજ્ઞાનીઓ વાસ્તવિક વિજયને સંપ્રાપ્ત કરી શકે છે, અધ્યાત્મજ્ઞાનીઓ મનની સમાનતા સંરક્ષીને સર્વ અશુભ ભાવોને દાબીને વાસ્તવિક વિશ્વસમાજની સુધારણા કરી શકે છે. આ વિશ્વમા અધ્યાત્મજ્ઞાન સમાન કોઈ જ્ઞાન નથી અને અધ્યાત્મજ્ઞાન દાન સમાન કોઈ દાન નથી. અધ્યાત્મજ્ઞાનના આગમો અને અધ્યાત્મગ્રન્થો છે તેનો પ્રચાર કરવાથી સત્યવિશ્વોન્નતિ થઈ થાય છે અને થશે ભારતવાસીઓની પાસે અપૂર્વ જ્ઞાનભંડાર છે. સ્થૂલ વિશ્વમા ભારતવાસીઓની મહત્તા અધ્યાત્મજ્ઞાનથી થઈ છે થાય છે અને થશે અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિથી આત્માની દુર્બલતા નષ્ટ થાય છે. વીર્યહીન દુર્બલમનુષ્યો આત્મજ્ઞાનને પ્રાપ્ત કરી શકતા નથી ભારતવાસીઓમા હાલ જે કંઈ દુર્બલતા દેખાય છે તે આત્મજ્ઞાન વિના નષ્ટ થવાની નથી. **ભારતવાસીઓ અધ્યાત્મવિદ્યા વિના એકલી સમાજસુધારાની પ્રવૃત્તિ પાછળ પડશે તો તેઓ શુષ્ક વિચાર અને નિર્બલતા વિના કશું પ્રાપ્ત કરી શકવાના નથી.** મહાવીર પ્રભુએ ભારતીય મનુષ્યોનો બલ્કે વિશ્વવર્તી સકલ મનુષ્યોનો ઉદ્ધાર કરવા માટે એવા અધ્યાત્મજ્ઞાનનો પ્રકાશ કર્યો છે કે જેમા હાલની સાયન્સ વિદ્યાના મૂલતત્ત્વોનો સમાવેશ થઈ જાય છે. મનની દુર્બલતાનો નાશ કરીને આત્માની શક્તિયોમા પારમેશ્વરી શક્તિનો સંચાર કરાવનાર અધ્યાત્મજ્ઞાન છે, માટે અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરીને મનુષ્યોએ અન્તરાત્મદશા પ્રાપ્ત કરવી જોઇએ માયાના આવરણોને દૂર કરીને આત્માની તથા વિશ્વની ગુપ્ત શક્તિયોને દર્શાવી આપનાર અધ્યાત્મજ્ઞાન છે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થયા પશ્ચાત્ ત્રિભુવનના સ્વામી બનવાનો ઉત્સાહ પ્રકટે છે અને સર્વ ભીતિદુઃખના બંધનોથી જાણે આત્મા મુક્ત થયો હોય એવો ભાસ થાય છે. આત્માર્થી સર્વ કાર્યોની સિદ્ધિ થાય છે. આ વિશ્વમા ઇશ્વરનો પ્રતિનિધિ ખરેખર શરીરસ્થ આત્મા છે, એમ અધ્યાત્મજ્ઞાનીઓને નિશ્ચય થાય છે તેથી તે આત્મતત્ત્વનો અનુભવ કરીને સર્વ પ્રવૃત્તિયોમાં સ્વતંત્ર વિહારી બને છે. શાતામા અને અશાતામા તેઓ સમભાવ ધારીને પ્રારબ્ધ વેદતા છતા અન્ય જીવોના ઉદ્ધારના સદ્ધર્મકાર્યમા પ્રવૃત્તિ કરે છે આત્મા તે જ પરમાત્મા છે તેમાં વચ્ચે ભેદ કરાવનાર રાગદ્વેષાદિક કર્મ છે એવું અવબોધીને તેઓ રાગદ્વેષના પરિણામનો આત્મજ્ઞાનધ્યાનથી ક્ષય કરે છે, રાગદ્વેષ ટાળવાની સાથે આત્માના ગુણોનો અનુભવ કરી પ્રભુની પેરે વિશ્વપર દૃષ્ટિ ધારણ કરે છે સમૂહવિશ્વવર્તિ જીવોને તેઓ સ્વાત્મા સમાન દેખે છે, તેથી તેઓના હૃદયમા પ્રભુની ઉદારતા પ્રકટે છે અને તેઓ વિશ્વમાં અને સ્વાત્મામાં અભેદ ભાવના દેખે છે આત્મામા સ્વયં ઇશ્વર છે અને ઇશ્વરી જીવનાં કિરણોનો પ્રકાશ પડતો

સ્વને તેનો અનુભવ આવે છે તેથી આત્મજ્ઞાની अहं ब्रह्मास्मि अहं प्रभुः એવા ઉદ્‌ગારોને બહાર કાઢે છે અને સકલકર્મની ક્ષીણતા કરતો કરતો જીવન્મુક્ત બને છે. અધ્યાત્મજ્ઞાની મહાત્માઓ અમુક દેશકાલના બાહ્યાચાર બંધનોથી મુક્ત રહે છે. તેઓ ગમે તે ધર્માચાર પ્રવૃત્તિને સેવે છે અને ત્યજે છે. તેઓ કલ્પાતીત દશામાં નિમગ્ન રહી પ્રવૃત્તિ કરે છે. અન્તરાત્માઓ અધ્યાત્મજ્ઞાનના સંપૂર્ણ રહસ્યોને અધ્યાત્મદષ્ટિબળે અવબોધી શકે છે અને વિશ્વવર્તિ સર્વ ધર્મશાસ્ત્રો અને તેઓના વિચારોને સમ્યક્ત્વપણે હૃદયમાં પરિણમાવવાને સ્વતંત્ર બને છે. આત્મજ્ઞાની મહાત્માઓ આત્માના ઉપશમાદિ સર્વ ધર્મના ઉપાસકો છે. તેઓ જે ધર્મની તિરોભાવતા થઇ હોય છે તેનો આવિર્ભાવ કરવાને ઇચ્છે છે. ત્યાગી આત્મજ્ઞાની મહાત્માઓ અન્તરાત્મા યોગ્ય ક્ષમા સરલતા નિરહંતા નિર્લોભતા અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય સંતોષ હૃદયશુદ્ધતા આત્મચિંતવન ભક્તિ આદિને પ્રાપ્ત કરીને આત્માને જ પરમાત્મ રૂપે પ્રકટ કરે છે. પરમાત્મદર્શનમાં કહ્યું છે કે तिरोभाव निजऋद्धिनो. आविर्भाव प्रकाश, परमातम पद ते कह्युं. ते पदनो हु दास. આત્માના જ્ઞાનાદિ અનન્ત ગુણો તિરોભાવે રહેલા છે તેઓના કર્માવરણો દૂર કરી આવિર્ભાવ કરવો તે જ પરમાત્મ પદ છે. હૃદયની બહાર પરમાત્મા પદ પ્રાપ્ત કરવા જવું પડે તેમ નથી. તમે પોતે જ પરમાત્મા છો. જે વેળાએ તમો પોતાને શરીર તરીકે માનો છે તે વેળાએ તમે પરમાત્મ સ્વરૂપથી ભિન્ન છો અને જે વેળાએ તમે પોતાને શરીર વાણી મનથી ભિન્ન માનો છો તે વેળાએ તમે અન્તરાત્મારૂપ છો અને પરમાત્માથી અભિન્ન છો. અન્તરાત્મા થયા વિના પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી અને સ્વાત્માને પરમાત્મારૂપ અનુભવ્યા વિના દેહાદિનો અધ્યાસ ટળી શકે તેમ નથી. આત્માને શરીરરૂપ માની લેવાની અજ્ઞાનતાથી સર્વે આત્માઓની સાથે ઐક્ય થતું નથી. તેમજ હું તુંની વૃત્તિનો નાશ થતો નથી. આત્માનો સાક્ષાત્કાર-અનુભવ થવાની સાથે આત્મા પરમાત્માના સ્વરૂપમાં ક્ષણે ક્ષણે ઉત્ક્રાન્તિ કર્યા કરે છે અને અન્તે મનુષ્યશરીરને તે પરમાત્માનું દેવળ બનાવી દે છે. આત્માના જ્ઞાનમા સર્વ વિજ્ઞેય તરીકે ભાસે છે એટલે તેનો જ આત્મા સ્વયંજ્ઞાની બને છે; તેથી તે પુસ્તકો વિના સર્વ મનુષ્યોને દુઃખમાથી મુક્ત કરવાના ઉપાયોને બતાવવા સમર્થ થાય છે. આત્મામા જ્ઞાનરૂપે વેદ ઉઘડવાથી પુસ્તકાકાર શાસ્ત્રોની આવશ્યકતા રહેતી નથી. જ્ઞાની મહાત્માઓ દેહદેવળમા જાગતા દેવ સમાન હોવાથી સર્વ મનુષ્યોને યોગ્યતા પ્રમાણે ધર્મ શિક્ષણ આપે છે. આત્મા સ્વયં પરમાત્મા છે અને કર્માવરણો ટળવાથી સ્વયં પરમાત્મા થાય છે. તેની ઝાંખી કરનાર પણ વ્યવહાર અને નિશ્ચયથી તે સદ્‌ધર્મકર્મ અર્થાત્ તે સદ્‌ધર્માનુષ્ઠાનોને સેવે છે તો તે પરમાત્મા થાય છે. પરમાત્માની ભાવના થયા પશ્ચાત્ પરમાત્મામા પરિણમન થાય એવા ધર્મકાર્યો કરવાની જરૂર છે. ગૃહસ્થધર્મનાં ધર્મકાર્યો અને સાધુધર્મના ધર્મકર્મો કરવાથી સર્વ જીવોની રક્ષાદિ કરી

શકાય છે અને વર્તમાનમા નવીન કર્મ ન બંધાય તથા ભવિષ્યમા પ્રત્યાખ્યાનાદિવડે નવીન કર્મ ન બંધાય એવી સંવરનિર્જરાની ધર્મપ્રવૃત્તિ કરી શકાય છે. સદ્ધર્મક્રિયાઓવડે સ્વાત્માને તથા વિશ્વવર્તિમનુષ્યોને શુભ ધર્મનો લાભ સમર્પી શકાય છે. જ્યા સુધી આત્માની પરમાત્મતા થાય એવી જ્ઞાનદશા સદ્ધર્મપ્રવૃત્તિમા ન મૂકી શકાય ત્યાં સુધી આત્માને પરમાત્મા સંબંધી આત્મિકપરિણમન જ્ઞાન પ્રાપ્ત થતું નથી, માટે મનુષ્યોએ વ્યવહારનય અને નિશ્ચયનયને માન આપી સદ્ધર્મપ્રવૃત્તિ કરવી જોઈએ. તીર્થંકરો પરમાત્મતા પ્રગટાવવાને ત્યાગી બને છે, વનમા ધ્યાન ધરે છે અને પશ્ચાત્ તેઓ કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને વિશ્વવર્તિમનુષ્યોનો ઉદ્ધાર કરવા સદ્ધર્મકર્મને સેવે છે તો અન્ય મનુષ્યોએ આત્માની પરમાત્મતા વ્યક્ત કરવાને તે પ્રમાણે અવશ્ય પ્રવર્તવુ જોઈએ. આત્મામા વ્યવહારથી અને નિશ્ચયથી જ્ઞાન ભક્તિ સેવા ઉપાસના અને કર્મયોગનો સમાવેશ થાય છે. વ્યવહારથી જ્ઞાનની પ્રાપ્તિનાં સર્વ સાધનોને સેવી શકાય છે અને નિશ્ચયથી આત્મશુદ્ધિકારક સર્વ ધ્યાનોને ધ્યાઈ શકાય છે, પશ્ચાત્ સર્વ કર્મથી મુક્ત થઈ શકાય છે. બે ઘડીમાં સંસ્કારી આત્મા ઉત્કૃષ્ટ વીર્યપરિણામે આત્માની પરમાત્મતા પ્રગટાવી શકે છે તે આનંદઘન-પદભાવાર્થ અને યોગદીપક પુસ્તકના વાચનથી અનુભવમા આવશે. અન્તરાત્માઓ ગૃહસ્થ ધર્મકર્મવડે અને સાધુઓ ઉચિત કર્મક્રિયાવડે આત્માની શુદ્ધતારૂપ પરમાત્મતાને પ્રકટાવી શકે છે. આ વિશ્વમા આત્માની શુદ્ધિરૂપ પરમાત્મતા કરવા માટે સર્વ મનુષ્યો સ્વતંત્ર છે. જેઓ સ્વતંત્ર સ્વાશ્રયી બની સદ્ધર્મકર્મથી આત્માની શુદ્ધતા કરવા પરમાત્મસ્વરૂપની સાથે તન્મય બની જાય છે અને નામદેહાધ્યાસની સાથે સર્વ વાસનાઓને ભૂલી જાય છે તેઓ સ્વયં પરમાત્મારૂપ પોતાનો સાક્ષાત્ અનુભવ કરીને જન્મ જરા મૃત્યુના દુઃખોને તરી જાય છે. એવા અન્તરાત્માઓથી વિશ્વની પવિત્રતા થાય છે અને સવ જીવોનો ઉદ્ધાર થાય છે.

**અવતરણ**—આગમનિર્દિષ્ટ અને જ્ઞાનીની આજ્ઞાએ ધર્મ્ય કર્મોને સેવવા જોઇએ, તેમા શંકા વિના પૂર્ણ શ્રદ્ધાબલે પ્રવૃત્તિ કરવી જોઇએ—તે જણાવવામા આવે છે.

### श्लोकाः

आज्ञया ज्ञानिनां सेव्य–मगीतार्थजनैः शुभम् ।
सुभक्तिश्रद्धया कर्म संप्राप्तं क्रमपूर्वकम् ॥ १५१ ॥
आगमैर्यच्च निर्दिष्टं देशकालानुसारि यत् ।
ज्ञानिनामाज्ञया प्राप्तं कर्तव्यं धर्मकर्म तत् ॥ १५२ ॥

**न कार्यः संशयस्तत्र शङ्कावान् पतति ध्रुवम् ।**
**पूर्णश्रद्धाबलेनैव श्रद्धावांल्लभते जयम् ॥ १५२ ॥**

**શબ્દાર્થ**—આત્મજ્ઞાનીઓની આજ્ઞાવડે અગીતાર્થ મનુષ્યોએ સુભક્તિશ્રદ્ધાવડે ક્રમપૂર્વક સંપ્રાપ્ત શુભકર્મ સેવવું જોઇએ. આગમોવડે નિર્દિષ્ટ, ચ શબ્દથી નિગમોવડે નિર્દિષ્ટ અને દેશકાલાનુસારી જે ધર્મકર્મ હોય તેને જ્ઞાનીઓની આજ્ઞાવડે સેવવું જોઇએ. ઉપર્યુક્ત ધર્મ્ય કર્તવ્યકાર્ય સેવવામા સંશય ન કરવો જોઇએ કારણ કે શંકાશીલ પતિત થાય છે. અતએવ પૂર્ણશ્રદ્ધાબલવડે જ મનુષ્ય કર્તવ્યકર્મ કરતો છતો જયને પામે છે.

**વિવેચન**—અગીતાર્થ અર્થાત્ બાલમનુષ્યોએ જ્ઞાનીઓની આજ્ઞા પ્રમાણે શુભ કર્મ કરવા જોઇએ. આત્મજ્ઞાનીઓ સ્વપર સિદ્ધાન્તોનું રહસ્ય અને વર્તમાનકાલમાં કેવી રીતે શુભકર્મપ્રવૃત્તિ કરવી તે સારી રીતે જાણે છે, માટે તેવી દશા જેઓને જાગૃત ન થઇ હોય એવા અગીતાર્થજનોએ જ્ઞાનીઓની આજ્ઞા પ્રમાણે પ્રવર્તવું જોઇએ. ધર્મદાસગણિ ઉપદેશમાલામા નિવેદે છે કે-જ્ઞાનીઓની આજ્ઞાથી આત્મોન્નતિ અને વિશ્વોન્નતિ કરી શકાય છે સિદ્ધાન્તો આદિ અનેક ગ્રન્થોનો અભ્યાસ કર્યાપશ્ચાત્ દ્રવ્યક્ષેત્રકાલભાવથી સર્વ ધર્મોની ઉત્પત્તિના રહસ્યોનું જ્ઞાન કરવુ પડે છે, પશ્ચાત્ અનેક આત્મજ્ઞાનીઓના હૃદયનો અનુભવ કરવો પડે છે, પશ્ચાત્ આત્મધ્યાનસમાધિથી આત્માનુભવનો સાક્ષાત્કાર કરવો પડે છે, પશ્ચાત્ સર્વજીવોની યોગ્યતાનો અનભવ કરવો પડે છે; તતઃપશ્ચાત્ ગીતાર્થદશા વા આત્મજ્ઞાનીની દશા સંપ્રાપ્ત થાય છે; માટે તેવી દશાની પ્રાપ્તિ ન થઇ હોય ત્યાં સુધી સ્વતંત્રતા તે સ્વચ્છંદતાને પાત્ર બને છે. ગીતાર્થો શાસ્ત્રોના અભ્યાસ માત્રથી બનતા નથી પરંતુ તેઓને ધ્યાનસમાધિદ્વારા આત્માનો ઊંડો અનુભવસાક્ષાત્કાર કરવો પડે છે, વર્તમાનપ્રવર્તિતસર્વધર્મોના રહસ્યોનો અનુભવ કરવો પડે છે. વ્યાવહારિક તથા ધાર્મિક સર્વક્રિયાઓનો દ્રવ્યક્ષેત્રકાલભાવથી અનુભવ કરવો પડે છે; ત્યારબાદ સ્વપરની ઉન્નતિના વાસ્તવિક કારણોનો સાક્ષાત્ અનુભવ કરવો પડે છે, પશ્ચાત્ ગીતાર્થ દશાની પ્રાપ્તિ થાય છે. અધ્યાત્મજ્ઞાનના સર્વ વિદ્યમાન આધ્યાત્મિક શાસ્ત્રનો અનુભવ કર્યાથી અને રાગદ્વેષના ઉપશમ ક્ષયોપશમથી જેટલી પ્રાપ્ત થાય તેટલી વીતરાગદશા પ્રાપ્ત કર્યાથી તથા લૌકિક સમાજરાષ્ટ્રપ્રવૃત્તિ તથા વિશ્વજનોના વર્તમાનિક આચારોનો પરિપૂર્ણ અનુભવ કર્યાથી ગીતાર્થ દશા પ્રાપ્ત થાય છે. તે સર્વનો અનુભવ સાક્ષાત્ કરનાર ગીતાર્થ થઇ શકે છે. વેદાન્તના સર્વ શાસ્ત્રોનો અનુભવ કર્યાથી તથા સર્વ વેદોના વાચ્યાર્થનો સાર ગ્રહણ કરવાથી તથા સર્વ ઉપનિષદોના રહસ્યનો અનુભવ કરવાથી, સર્વ પુરાણોના રહસ્યનો અનુભવ કરવાથી, સર્વ જૈનાગમો પ્રકરણો ગ્રન્થો વગેરેનો સમ્યગ્ અનુભવ કરવાથી, બાઇબલ કુરાન વગેરે જે જે ધર્મપુસ્તકો ગણાતા હોય તેઓનો અભ્યાસ કરવાથી અને

અનુભવ કરવાથી, સર્વ પ્રકારની પ્રગતિયો અને અવનતિના હેતુઓનો સમ્યગ્ અનુભવ કરવાથી, સર્વ પ્રકારના ધાર્મિક તથા વ્યાવહારિક ઇતિહાસોનુ મનન કરવાથી ગીતાર્થદશા અર્થાત્ જ્ઞાનીની દશા પ્રાપ્ત થાય છે. સર્વ પ્રકારના યોગશાસ્ત્રો મંત્રશાસ્ત્રો અને ઇતિહાસનું મનન કરવાથી ગીતાર્થ દશા અર્થાત્ જ્ઞાનીની દશા પ્રાપ્ત થાય છે. સર્વ પ્રકારના યોગશાસ્ત્રો મંત્રશાસ્ત્રો યંત્રશાસ્ત્રો અને તંત્રશાસ્ત્રોનો અનુભવ કરવાથી અને એ સર્વ શાસ્ત્રોનું જ્ઞાન આત્મામાંથી કેવી રીતે પ્રકટે છે તેનો અનુભવ કરવાથી આત્મજ્ઞાનીની દશા પ્રાપ્ત થાય છે. ગણિતાનુયોગ ચરણકરણાનુયોગ અને દ્રવ્યાનુયોગના સમ્યગ્ અનુભવથી ગીતાર્થ દશા પ્રાપ્ત થાય છે. ગીતાર્થો અર્થાત્ જ્ઞાનીઓ આત્માની જ્ઞાનાદિ શક્તિયોનો પ્રકાશ થાય એવા આશયને અનુસરી શુભ પ્રવૃત્તિયોને દર્શાવે છે. આત્મજ્ઞાની ગીતાર્થો સર્વ પ્રકારના ધાર્મિકાચારોને અને વિચારોને ઉદારદૃષ્ટિથી પ્રકાશે છે. આત્મજ્ઞાની ગીતાર્થો સર્વ ધર્મોમા રહેલા સત્ય વિચારોનો અને આચારોનો અભાવ કરતા નથી **આત્મજ્ઞાની ગીતાર્થો ધર્મનાં લઘુવર્તુલોની સાંકડી દૃષ્ટિયોમાં લોકોને એકાન્તે બંધાવવા માટે ઉપદેશ દેતા નથી પરંતુ આત્માના અનન્ત વર્તુલમાં સર્વ ધર્મના વિચારો અને સદાચારો સમાય એવી દૃષ્ટિથી ઉપદેશ આપે છે.** ધર્મનો પક્ષપાત રાખ્યા વિના સત્ય વિચારોને ગ્રહવાનો વ્યાપક નૈતિક સિદ્ધાંત દર્શાવનાર આત્મજ્ઞાની ગીતાર્થો છે; અધ્યાત્મજ્ઞાનના ગીતાર્થની અનન્તવર્તુલસ્વરૂપ બ્રહ્મદૃષ્ટિમા અન્ય સર્વ જ્ઞાનિયોની દૃષ્ટિયોનો સમાવેશ થઇ જાય છે. આત્મજ્ઞાનિયોના અનન્ત સત્ય વિચારો અને અનેક સદાચારો છે તેથી તેઓ અમુક વિચાર અને આચારમાં ગોંધાઇ જતા નથી અને તેમજ અન્ય મનુષ્યોને પણ અમુક વિચાર અને અમુક આચારમા સાપેક્ષતા વિના ગોંધાવાની પ્રવૃત્તિ કરાવતા નથી રાગદ્વેષની વૃત્તિયોને ક્ષીણ કરીને આત્મજ્ઞાની ગીતાર્થો આત્માના સ્વરૂપને અનેક નયદૃષ્ટિયોથી અવલોકે છે અને સર્વ ધર્મોમાથી અનેક નયદૃષ્ટિયોના યોગે સત્યાંશોને ગ્રહણ કરે છે આત્મજ્ઞાની ગીતાર્થોની દૃષ્ટિમા સર્વ ધર્મો પર સમભાવ હોય છે તેથી તેઓ સર્વ ધર્મોના સત્ય રહસ્યોને અવબોધવા શક્તિમાન્ થાય છે. આત્મજ્ઞાનિયો સર્વ જીવોને સ્વાત્મા સમાન ગણે છે અને તે બાબતને તેઓ સ્વપ્રવૃત્તિથી દર્શાવી શકે છે આત્માનો અનુભવસાક્ષાત્કાર કરનાર આત્મજ્ઞાની ગીતાર્થોનો સમાગમ થતા ગ્રન્થો અને શાસ્ત્રોના વાચનને ગૌણ કરીને તેઓનો સદુપદેશ શ્રવણ કરવા સદા લક્ષ્ય દેવું જોઇએ. આત્મજ્ઞાની ગીતાર્થો આડંબર ઠાઠમાઠવાળા હોય એવો નિયમ નથી. તેઓ સર્વ પ્રવૃત્તિયોમાં સ્વતંત્ર હોય છે તેથી તેઓની પ્રવૃત્તિ કળી શકાતી નથી તોપણ આત્મજ્ઞાની ગીતાર્થોને તેઓના વચન અને હૃદયની પરીક્ષા શકાય છે. આત્મજ્ઞાની ગીતાર્થોથી સર્વ પ્રકારની માનસિક અશાન્તિ ટળે છે, અને તેઓના સમાગમથી આત્મા તે સ્વયં પરમાત્મસ્વરૂપમય થઇ જાય છે—તેનો સ્વાત્માનો સાક્ષાત અનુભવ થાય છે; તેથી સ્વાત્મા જ આત્મજ્ઞાની ગીતાર્થના નિર્ણય કરી શકે છે આત્મજ્ઞાની

ગીતાર્થમનુષ્યો ધર્મને પ્રવર્તાવવા શક્તિમાન્ થાય છે. અન્ય મનુષ્યોને ધર્મી બનાવવા શક્તિમાન્ થાય છે. ગીતાર્થમનુષ્યો વિશ્વમાં જે કંઇ શુભ કરવા શક્તિમાન્ થાય છે-તેવા અન્ય મનુષ્યો શક્તિમાન્ થતા નથી. ગીતાર્થમહાત્માઓની સેવાથી આત્માની શક્તિયોનો વિકાસ થાય છે અને સર્વ દુર્ગુણોનો નાશ થાય છે. આત્મજ્ઞાની ગીતાર્થોના પ્રાકટ્યથી અજ્ઞાની મનુષ્યોનો સમાજ સુધરે છે તથા વિશ્વમાં સર્વત્ર શાન્તિનું સ્થાપન કરવાને તેઓ શક્તિમાન્ થાય છે. આત્મજ્ઞાની ગીતાર્થો વર્તમાનકાલમાં જે જે સુધારણાઓ કરવી હોય છે તે કરવાને શક્તિમાન્ થાય છે. **આત્મજ્ઞાની શતગીતાર્થોની તત્ત્વજ્ઞાનમાં એકસરખી વાક્યતા હોય છે અને આચારોમાં દેશકાલાદિ ભેદે ભેદતારતમ્ય હોય છે.** આત્મજ્ઞાની ગીતાર્થો જ્ઞાનની મુખ્યતા કરે છે અને જ્યાં ક્રિયાની આવશ્યકતા હોય છે ત્યાં ક્રિયાની પ્રધાનતા કરે છે. આત્મજ્ઞાની ગીતાર્થો પ્રત્યેક મનુષ્યને તેના અધિકાર પ્રમાણે ધર્મ બતાવે છે અને જે કાલમાં જેની આવશ્યકતાથી જે ઉન્નતિ કરવાની હોય છે તેનું પ્રાધાન્ય કરે છે. આત્મજ્ઞાની ગીતાર્થોના વિચારોમાં અને આચારોમાં પરસ્પર સાપેક્ષતા સમાયલી હોય છે તેથી તેઓના સંબંધી અજ્ઞાની મનુષ્યોને કોઈ જાતની શંકા પડે છે તો તેઓ કર્તવ્યાશય અને વિચારાશયથી દૂર કરે છે. આત્મજ્ઞાની મહાત્માઓ સર્વધર્મોની સાપેક્ષતાને પરસ્પર શૃંખલાના અંકોડાઓની પેઠે સાંધી લે છે; તેથી વિશ્વમાં કોઇ પણ ધર્મના સત્ય રહસ્યને અન્યાય મળતો નથી. આત્મજ્ઞાનીગીતાર્થોદ્વારા ધર્મનું અસ્તિત્વ સંરક્ષી શકાય છે અને ધર્મનું તથા ધર્મીઓનું સંરક્ષણ કરી શકાય છે. આત્મજ્ઞાની ગીતાર્થમહાત્માઓની દૃષ્ટિમાં સત્યનો અનંતસાગર તરી આવે છે. તેથી તેઓ વિશ્વવર્તિમનુષ્યોને સત્યનો પૂર્ણ લાભ અર્પવા શક્તિમાન્ થાય છે. વિશ્વમાં જેટલી શુભોપમાઓ છે તે સર્વે ખરેખર આત્મજ્ઞાની ગીતાર્થોને આપી શકાય છે. ધર્મની સ્થાપનાર્થે અને ધર્મોદ્ધારાર્થે આત્મજ્ઞાની ગીતાર્થોના અવતારો થાય છે. આત્મજ્ઞાની ગીતાર્થો ઉત્સર્ગ માર્ગથી અને અપવાદ માર્ગથી ધર્મ પ્રવર્તાવી શકે છે. આત્મજ્ઞાની ગીતાર્થો ધર્મના રહસ્યોને પ્રકટ કરે છે આત્મજ્ઞાની ગીતાર્થો વિના વિશ્વજનોને ક્ષણ માત્ર પણ ચાલી શકે તેમ નથી. આત્મજ્ઞાનીઓની સર્વ દૃષ્ટિયો ખુલ્લી થએલી હોય છે તેથી તેઓ સર્વદેશીય સર્વ વ્યાપક વિચારોને અને પ્રવૃત્તિયોને પ્રકાશી શકે છે. આત્મજ્ઞાની ગીતાર્થમહાત્માઓની આજ્ઞાથી સર્વ ધર્મકર્મપ્રવૃત્તિ કરતાં આત્મશુદ્ધસ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને અનેક જીવોના ઉદ્ધારમાં આત્મભોગ આપે છે. આત્મજ્ઞાની ગીતાર્થોની સેવાથી જે આનુભવિક જ્ઞાન પ્રાપ્ત થાય છે તેનું વર્ણન થઇ શકતું નથી. **આત્મજ્ઞાની મહાત્માઓ જ ઇશ્વરની પ્રતિકૃતિયો છે.** તેમની આજ્ઞા વિના પરમાત્મપદ પ્રાપ્ત કરી શકાતું નથી. આત્મજ્ઞાની ગીતાર્થ મહાત્માઓની સેવાથી અનંતભવનાં પાપો ટળે છે અને બે ઘડીમાં છેવટે પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. આત્મજ્ઞાની મહાત્માઓના આગળ સ્વાત્મદશાનું પ્રસ્ફોટન કરવાથી આત્મશુદ્ધ જીવનની

પ્રાપ્તિમાં અનેક અનુભવો પ્રાપ્ત કરી શકાય છે. આત્માની શુદ્ધતા કરનાર આત્મજ્ઞાની ગીતાર્થો છે તે અજ્ઞાની અંધમનુષ્યોને દોરનારા છે. આત્મજ્ઞાની ગીતાર્થ મહાત્માઓ કર્મયોગની સર્વ શુભાશુભ પ્રવૃત્તિયોના સાક્ષાત્ દ્રષ્ટા હોય છે તેથી તેઓની સલાહ પ્રમાણે વર્તવાથી ઉચ્ચ કર્મયોગીના પદની પ્રાપ્તિ થાય છે. ગીતાર્થોની સેવા કરીને શિષ્યોએ-ભક્તોએ આત્મકલ્યાણ કરવા પ્રવૃત્તિ કરવી. આત્મજ્ઞાની ગીતાર્થ ગુરુઓને પૂછીને દરેક પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવાથી સર્વ કલ્યાણના માર્ગો હસ્તમા આવે છે. જેઓ ગીતાર્થ મનુષ્યોના દાસ-શિષ્ય-અન્તેવાસી બનીને તેઓના હૃદયમા પ્રવેશી અપત્ય સમાન બને છે તેઓ ગીતાર્થજ્ઞાનીઓના રહસ્યને અવબોધી સ્વપરનો ઉદ્ધાર કરવા સમર્થ બને છે. આત્માર્પણ કરીને ગીતાર્થ ગુરુઓની સેવા કરવાથી અપૂર્વ અનુભવોને પ્રાપ્ત કરી શકાય છે. આત્મજ્ઞાનીઓની આજ્ઞાથી અન્તર વિચારરૂપ જીવન વહે છે તો આત્માની પરમાત્મતા પ્રાપ્ત કરવામાં કંઇ વાર લાગતી નથી. આત્મજ્ઞાની ગીતાર્થ ગુરુઓની આજ્ઞાથી શુભ કર્મને ક્રમપૂર્વક કરવા એવું તેઓની સેવાથી જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ સુભક્તિ અને શ્રદ્ધાપૂર્વક ક્રમપ્રાપ્ત શુભ કર્મને કરવા જોઇએ. ગીતાર્થ ગુરુઓની સુભક્તિ અને શ્રદ્ધાથી ક્રમપૂર્વક શુભ કર્મ કરવાથી આત્માના ગુણોની શુદ્ધિ કરી શકાય છે આત્મજ્ઞાની ગુરુ પર જેટલી શુભભક્તિ અને શ્રદ્ધા હોય છે તેટલી જલદી કાર્ય સિદ્ધિ થાય છે. ગમે તે આત્મજ્ઞાની ગુરુને પ્રભુ સમાન માનીને તેમની આજ્ઞાપૂર્વક કાર્ય કરો અને ગુરુમા સુભક્તિશ્રદ્ધા ધારણ કરો. પરમાત્માની પેઠે આત્મજ્ઞાની ગીતાર્થ ગુરુ પર શ્રદ્ધાભક્તિ ધારણ કરો અને તેમની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરો એટલે તમને આત્માનો-પરમાત્માનો સાક્ષાત્કાર થયા વિના રહેવાનો નથી એમ નિશ્ચય માનજો આત્મજ્ઞાની ગુરુને પ્રાપ્ત કરીને તેમનાં અંગીકૃત કાર્યોને કરતા રહો કે જેથી તમો સમસ્ત વિશ્વજનોના ઉદ્ધારમા ઉપગ્રહીભૂત થઇ શકો. આત્મજ્ઞાની ગીતાર્થ ગુરુઓની સમાન તમો સ્વયં બનશો એટલે સર્વકર્તવ્યકાર્યો પ્રસંગોચિત કરવામા સ્વતંત્ર બની શકશો. આત્મજ્ઞાની ગુરુઓના પર પૂર્ણ પ્રેમ ધારણ કરો. આત્મજ્ઞાની ગુરુઓ તમારા માટે અવતારભૂત છે. તેઓનું અવલંબન કર્યાથી તમારો ઉદ્ધાર થવાનો છે માટે તેઓની સેવા કરીને કર્તવ્યકર્મ કર્યા કરો. પિંડનો સુધારો કર્યા વિના કોઇ વિશ્વનો સુધારો કરી શકતો નથી. જે જે ઉન્નતિના માર્ગો ખુલ્લા કરી શકાય છે તે પ્રથમ સ્વાત્મામા કરી શકાય છે પશ્ચાત્ સમાજને તેની અસર થાય છે. આત્મજ્ઞાની ગીતાર્થગુરુઓ આત્માનો અનુભવ સાક્ષાત્ કરીને આત્માની તથા મનની શક્તિયોને ખીલવે છે; તેથી તેઓ ભક્ત શિષ્યોની ઉન્નતિ કરી શકે છે, માટે શ્રદ્ધાભક્તિથી આત્મજ્ઞાની ગુરુઓનું અવલંબન કરવું જોઇએ આત્મજ્ઞાની ગુરુઓ વિશ્વવર્તિસર્વધર્મોમા જે જે સત્ય રહેલું છે તેનો પ્રકાશ કરી વિશ્વજનોની ઉદ્ધારદૃષ્ટિ કરે છે અને મત કદાગ્રહથી-બન્ધનોથી અનેક મનુષ્યોને મુક્ત કરી શકે છે સચ્ચિદાનન્દપ્રદાયક થનેલ આત્મજ્ઞાની ગુરુઓના

જ્ઞાનની વ્યાપકતાનો પાર આવે તેમ નથી. આત્મજ્ઞાની ગીતાર્થ ગુરુઓની આજ્ઞા પ્રમાણે ભવ્ય મનુષ્યોએ શુભ કાર્યો કરવાં જોઇએ અને અશુભ કર્મોનો પરિહાર કરવો જોઇએ. શ્રી કેશીગણધરની પ્રાપ્તિ કરીને પરદેશીરાજાએ આત્મોન્નતિ કરવામા ખાગી રાખી નહોતી. પરદેશીરાજા પૂર્વે નાસ્તિક હતો, પરંતુ આત્મજ્ઞાની ગીતાર્થ શ્રી કેશીકુમારના સદુપદેશથી આસ્તિક બન્યો અને તેથી તેના દેશવાસીઓની ધર્મ ઉપર શ્રદ્ધા વધી. આ ઉપરથી અવબોધવાનું કે આત્મજ્ઞાની ગીતાર્થગુરુઓ અન્ય મનુષ્યો પર કેટલો બધો ઉપકાર કરી શકે છે. આત્મજ્ઞાની ગીતાર્થ ગુરુઓના ચરણકમલમાં આળોટવાથી અહંતામમતાનો નાશ થાય છે અને હૃદયની શુદ્ધિ થતાં આત્મસાક્ષાત્કાર અને પ્રભુસાક્ષાત્કારનો માર્ગ ખુલ્લો થાય છે. જેઓ આત્મજ્ઞાની ગુરુઓથી સ્વહૃદયને ગુપ્ત રાખે છે તેઓ જો કરોડો વર્ષ પર્યન્ત આત્મજ્ઞાની ગુરુ પાસે રહે છે, તો પણ તેઓનો ઉદ્ધાર થતો નથી. મન વચન અને કાયાની સર્વ પ્રવૃત્તિયો શ્રી ગુરુને જણાવવી અને તેમની આજ્ઞાપૂર્વક પ્રવૃત્તિ કરવી કે જેથી આત્મોન્નતિના માર્ગો ખુલ્લા થઇ શકે. શ્રદ્ધાભકિતથી શ્રી આત્મજ્ઞાનીગુરુને સર્વ સમર્પણ કરવાથી નિર્દોષ કર્મયોગનો માર્ગ ખુલ્લો થાય છે. શ્રી વીતરાગ સર્વજ્ઞપ્રરૂપિત આગમોએ જે જે કર્તવ્યકર્મ કરવાની આજ્ઞા કરેલી હોય અને નિગમોએ-આર્ય જૈન વેદોએ જે જે આજ્ઞાઓ સ્વાધિકારે કર્તવ્યકર્મોને માટે કહેલી હોય અને જ્ઞાનીગીતાર્થ ગુરુઓએ સ્વાધિકારે તેનો નિર્ણય કર્યો હોય તે તે કર્તવ્ય કર્મોને કરવાં જોઇએ, આગમો, આર્યનિગમો, આર્યોપનિષદો, ગ્રન્થો વગેરે સદ્ગ્રન્થોના આધારે કર્તવ્યકર્મો કરવા જોઇએ. કરોડો વર્ષથી આત્મજ્ઞાનીઓ જે જે થયા તેઓએ પોતાના અનુભવોને શાસ્ત્રોમાં દાખલ કર્યા છે તે અનુભવોને નાસ્તિક બનીને એકદમ હસી કાઢવા એ કોઇ રીતે યોગ્ય કર્તવ્ય નથી. આત્મજ્ઞાની જીવન્મુકત મહાત્માઓના અનુભવોના સંગ્રહો રૂપ શાસ્ત્રોનો સૂક્ષ્મદૃષ્ટિથી અભ્યાસ કરવો જોઇએ અને તેથી પૂર્વના સમાજના વિચારોનું અને આચારોનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. આગમો અને આર્યવેદો, આર્યોપનિષદ્ તથા આચાર્યોના ગ્રન્થો વગેરેનો અભ્યાસ કરીને આત્મોન્નતિ કરવા સ્વાધિકારે ગુર્વાજ્ઞાથી પ્રવર્તવું જોઈએ. આર્યપુરાણો આર્યગ્રન્થો વગેરેમાથી જે જે સત્યો પોતાને મળે તે ગ્રહણ કરવા જોઇએ. આર્ય આગમો, આર્યવેદો, ગ્રન્થો વર્તમાનકાલના આત્મજ્ઞાની ગીતાર્થનો અનુભવ અને પશ્ચાત્ સ્વાત્માનો તેમાં પ્રકટતો અનુભવ એ ત્રણથી ઐકય કરીને ધર્મકર્મ કરવા જોઇએ અને લૌકિક વ્યવહારિક કાર્યોમાં પણ વર્તમાનકાલીન અનુભવી કર્મયોગીઓની સલાહ લેઈ પ્રવર્તવુ જોઇએ. ભૂતકાલનાં આગમોને આર્ય વેદોને હૃદયમા ધારણ કરીને આત્મજ્ઞાની ગુરુઓ વર્તમાનકાલનો અનુભવ કરે છે; તેથી આત્મજ્ઞાની ગુરુઓની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરવી જોઇએ. આત્મજ્ઞાની ગુરુઓ ત્રણકાલમા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવલજ્ઞાનરૂપ તત્ત્વજ્ઞાન માર્ગની એક સરખી સ્થિતિ અવબોધે છે અને ધર્માચારોમા પરિવર્તનો તો દેશકાલાનુસારે

થયા તેઓએ તે તે ક્ષેત્રકાલાનુસારે ધર્મીજીવોને ધર્મકાર્યમાં પ્રવર્તાવ્યા હતા. પરંતુ તે ઉપર લક્ષ્ય રાખીને વર્તમાનકાલીન આત્મજ્ઞાની ગુરુના વચનો પર પૂર્ણવિશ્વાસ ન રાખવામાં આવે અને ભૂતકાલીન શાસ્ત્રોના આધારે વર્તમાનકાલીન ગુરુના આચારો જોવામાં દોષદૃષ્ટિને આગળ કરવામા આવે છે–તો તેનું પરિણામ એ આવે છે કે વર્તમાનકાલીન આત્મજ્ઞાની સદ્ગુરુનો અનાદર થાય છે અને તેથી આત્માની શકિતયોને ખીલવી શકાતી નથી; તથા તે શકિતયોથી ધર્મની વૃદ્ધિ કરી શકાતી નથી. ભૂતકાલની તે સમયની પરિસ્થિતિ, તત્સમયની ક્ષેત્રસ્થિતિ, અને વર્તમાન સમયની પરિસ્થિતિ તેથી ભિન્ન હોય તેથી ભૂતકાલના મંતવ્યોને આગળ કરી વર્તમાનકાલીન ગુરુના આચારો અવલોકતા ફેરફાર દેખાય અને તેથી વર્તમાન-ગુરુ કે જે વર્તમાન સમયના ધર્મનેતા હોય તેઓ પર શ્રદ્ધા નહીં રાખવાથી સમાજ સંઘ વગેરેની અવ્યવસ્થા થઇ જાય છે; ભૂતકાલના અને વર્તમાનકાળના કેટલાક ધર્માચારો એક સરખા રહી શકે છે અને કેટલાક ધર્માચારો એક સરખા રહી શકતા નથી; તેનું રહસ્ય તો ગીતાર્થ ગુરુ વિના બાળજીવો જાણી શકતા નથી; માટે વર્તમાનકાલીન મનુષ્યોએ ધર્માચાર પરિવર્તનોનું સ્વરૂપ ગુરુમુખથી ધારવું જોઇએ. દેશકાલયોગે વર્તમાનકાલમાં અનેક પરિસ્થિતિયો ઉભી થાય છે અને તેથી ધર્મરક્ષણાર્થે ભૂતકાલના આચારોથી અને વિચારોથી વર્તમાનકાલના આચારોની અને વિચારોની પ્રવૃત્તિમા ભિન્નતા થાય એ સ્વાભાવિક છે. વર્તમાનકાલમાં જેવી ધર્મપ્રવૃત્તિ માટે આત્મજ્ઞાની ગુરુ આજ્ઞા કરે તે પ્રમાણે પ્રવર્તવું જોઇએ. ધર્માચારશાસ્ત્રોમા અને ધર્માચારોમાં દેશકાલાનુસારે આજસુધી પરિવર્તનો થયાં કરે છે. જે ધર્મમાં દેશકાલને અનુસરી પરિવર્તનો થતાં નથી અને જે મનુષ્યોમાં આગમો અને આર્યવેદોને અનુકૂલ પ્રગતિશીલ પરિવર્તનો ગુરુની આજ્ઞાપૂર્વક થતાં નથી તે ધર્મનો અને તે ધર્મની સમાજનો વિશ્વપટ પરથી લોપ થાય છે. શ્રીશંકરાચાર્યે તે સમયને અનુસરીને વૈદિક વેદાન્ત ધર્મના કેટલાક વિચારોમા અને આચારોમાં પરિવર્તનો કર્યાં અને તેથી તેણે ધર્મ સમાજની તે સમયની પરિસ્થિતિયોની અનુકૂલ રચના કરી તેથી તેણે બૌદ્ધ ધર્મ પર ફટકો લગાવ્યો અને જૈનધર્મના ઉપર પણ કેટલીક અસર કરી. શ્રીશંકરાચાર્યે કેટલાંક બૌદ્ધોના તત્ત્વોને ગ્રહ્યાં તેથી રામાનુજાચાર્ય તેને પ્રચ્છન્ન બૌદ્ધ કથે છે. અન્યધર્મીઓની સામે ઉભું રહી શકાય એવી ધર્મ વિચારશ્રેણિથી તેણે બ્રહ્મની વ્યાખ્યા કરી. રામાનુજાચાર્યે પણ વેદાન્ત ધર્મમા જ સમયને અનુસરી ફેરફાર કર્યો. આ પ્રમાણે વેદાન્તધર્મમા આચાર્યોએ તે તે દેશકાલાનુસારે ફેરફારો કર્યા અને ધર્માચાર શાસ્ત્રોમા અને ધર્માચારોમા તે તે વર્તમાનકાલમા અનેક પરિવર્તનો કર્યાં અને વળી એટલા સુધી છૂટ મૂકી કે વ્યાસસૂત્ર-ઉપનિષદો અને ભગવદ્ગીતા ઉપર ગમે તે તત્ત્વોને ઉપજાવી મૂળ શ્લોકોને બંધબેસતી ટીકા કરી શકે તે ધર્માચાર્ય તરીકે થઈ શકે. આ પ્રમાણેની તેઓની ઉદાર શૈલીથી બૌદ્ધોના અને જૈનોના ઉદયકાલમાં જે ધર્મની સંકીર્ણદશા થઈ

પ્રવૃત્તિ દર્શાવે છે. માટે તેઓના પર અને કર્તવ્ય ધર્મકર્મ પર પૂર્ણ શ્રદ્ધા ધારવી જોઈએ. पूर्णश्रद्धाबलेनैव श्रद्धावाँल्लभते जयम् એ સૂત્ર સર્વથા સર્વદા સત્ય છે. પૂર્ણશ્રદ્ધાબલથી દરેક ધર્મકર્મપ્રવૃત્તિયોથી પ્રવર્તીને ઇચ્છિત કાર્યની સિદ્ધિનો જય પ્રાપ્ત કરી શકાય છે. આત્મજ્ઞાની ગીતાર્થમહાત્માઓ ધર્માવતારરૂપ હોય છે તેથી તેઓના ચરણોમાં શીર્ષ નમાવીને તેઓની આજ્ઞાઓ પૂર્ણશ્રદ્ધા બલવડે શિરસાવંદ્ય કરવામાં આત્મોન્નતિ થાય છે. ભૂતકાલીન-જ્ઞાનીમહાત્માઓ તે તે દેશકાલના ધર્મપ્રવર્તકો હતા અને વર્તમાનકાલીન ક્ષેત્રદેશપરત્વે ભિન્ન ભિન્ન મહાત્માઓ આત્માઓની શુદ્ધતા કરવામાં ધર્મપ્રવર્તકો છે. ધર્મને પ્રવર્તાવનાર અવતારી મહાપુરુષો માટે વેદાન્તી સ્વામી વિવેકાનન્દ શું કથે છે તે વિવેકાનન્દવિચાર-માળા પાચમા પુષ્પમાથી નીચે પ્રમાણે ઉતારો કરવામાં આવે છે.

“કોઇ મનુષ્યે જીસસ ક્રાઇસ્ટને કહ્યુ કે, ‘પરમેશ્વર સાથે મારો મેળાપ કરાવી આપો !’ એટલે તેના ઉત્તરમા ક્રાઈસ્ટે કહ્યુ-‘જેણે મને જોયો છે તેણે પરમેશ્વરને જ જોયો છે !’ જીસસ ક્રાઈસ્ટ એક માનવદેહધારી હતો-એટલી જ વાર્તા આપણા ધ્યાનમાં રહેલી છે. પરમેશ્વર સર્વત્ર વ્યાપક છે; જ્યાં તેની વ્યાપકતા ન હોય, એવું કાંઇ પણ સ્થાન છે જ નહિ; પરંતુ આપણી મનોભૂમિકા જ એવા પ્રકારની રચાએલી છે કે, અવતારી પુરુષોના પરિચયથી જ આપણે તેને ઓળખી શકીએ છીએ. જે જે વેળાએ અવતારી પુરુષો નિર્માણ થાય છે, તે તે વેળાએ માનવીમનને ઇશ્વરના અસ્તિત્વનો સાક્ષાત્કાર થાય છે. જન્મથી જ એ અવતારી પુરુષોની અને આપણા સામાન્ય મનુષ્યોની દિશા ભિન્ન ભિન્ન હોય છે. આપણે આ જગત્મા જન્મ ધારણ કરીએ છીએ, તે વેળાએ કેવળ એક ભિક્ષુક જેવા હોઇએ છીએ અને મહાત્માઓ જન્મસમયમા પણ સાર્વભૌમ રાજા જેવા હોય છે. આપણે એક અનાથ બાળક જેવા હોઇએ છીએ. માર્ગને ભૂલી ગયેલો મનુષ્ય જેવી રીતે ઇતસ્તતઃ ભટકતો હોય છે, તેવી જ આપણી સામાન્ય મનુષ્યોની સ્થિતિ છે. આપણે જન્મ શામાટે ધર્યો છે ? અને આપણું કર્ત્તવ્ય શું છે ? ઈત્યાદિ અનેક પ્રશ્નોનાં આપણાથી ઉત્તર આપી શકાતા નથી, આપણા જન્મ અને આયુષ્યક્રમનો અંતિમ હેતુ શો છે-એ આપણાથી કહી શકાતું નથી. આજે આપણે એક રીતે વર્તતા હોઇએ, તો આવતી કાલે વળી આપણા વર્તનનો બીજો જ પ્રકાર જોવામા આવે છે. સમુદ્રમા પડેલો એક તૃણભાગ જેવી રીતે પ્રત્યેક લહરી સાથે નીચો ઉંચો થયા કરે છે, તે જ પ્રમાણેની આપણી અવસ્થા પણ છે. વંટોળી-યામા સપડાયેલું એકાદ પીછું (પાખ) જેવી રીતે ગમે ત્યાં ઊડી અથવા ઘસડાય જાય છે, તે જ પ્રમાણે સંસારના ઝંઝાવાતોમાં સપડાએલા આપણા જીવો પણ ગમે ત્યાં ભટકતા હોય છે. જો આપણે માનવ જાતિના ઇતિહાસનું અવલોકન કરીએ, તો આપણે એ જ જોઇ શકીએ છીએ કે, અવતારી પુરુષો નિત્ય જન્મને ધારણ કરતા હોય છે અને તેમના

જન્મકાળથી જ તેમના કાર્યની દિશા નિયત થયેલી હોય છે. તેમના કાર્ય અને તેમના માર્ગો પ્રથમથી જ સંપૂર્ણ રીતે રેખાંકિત થયેલા હોય છે, અને મહાત્માઓએ અંકાયેલી રેખાનું કિંચિન્માત્ર પણ ઉલ્લંઘન કરતા નથી-એમ પણ આપણા જોવામા આવી શકે તેમ છે; કારણ કે, એ મહાત્માઓનો જન્મ એક વિશિષ્ટ હેતુની સિદ્ધિ માટે જ થયેલો હોય છે, પરમેશ્વરના અમુક એક વિશિષ્ટ સંદેશાને સમસ્ત માનવજાતિ પર્યન્ત પહોચાડી દેવો એ જ તેમનુ કાર્ય હોય છે. કદાકાળંધ વાદવિવાદ કરવો અને બુદ્ધિવાદથી પોતાના કથનને સિદ્ધ કરી બતાવવું-એ તેમનો હેતુ હોતો જ નથી અને તેટલા માટે તેઓ બુદ્ધિવાદના ઉન્માદમાં કદાપિ પડતા જ નથી. તેમના કથનને વ્યકત કરવા માટેના જે કાંઇ પણ પ્રમેયો હોય છે તે પ્રમેયના સત્યત્વને તેમણે કદાપિ બુદ્ધિવાદથી સિદ્ધ કર્યું હોય-એમ કયાંય જોવા કે સાંભળવામા આવ્યું નથી. તેમનામાના એક પણ મહાત્માએ કદાપિ બુદ્ધિવાદ કર્યો નથી; અને તેમણે બુદ્ધિવાદ કરવો પણ શામાટે જોઇએ વારુ? કારણકે જે પ્રમેયોનું તેઓ પ્રત્યક્ષ અવલોકન કરે છે અને જેમનો તેમને પ્રત્યક્ષ અનુભવ થયા કરે છે-તેટલા તત્ત્વોને જ તેઓ લોકો સમક્ષ વ્યકત કરે છે સત્યનો તેમને પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયેલ હોય છે, એટલું જ નહી, પણ બીજાઓને પણ તે સત્યનો સાક્ષાત્કાર કરાવી આપવા માટે તેઓ તૈયાર હોય છે. "પરમેશ્વર છે કે કેમ?" એવો પ્રશ્ન તમે મને પૂછો અને તેનુ હું હા, પરમેશ્વર છે!' એવું ઉત્તર આપું; એટલે તરત તમે 'પરમેશ્વર છે, એમ તમે શા આધારે કહો છો? એવો એક બીજો પ્રશ્ન પૂછો છો; તમારો આ પ્રશ્ન મારા કર્ણ સંપુટમા-આવીને અથડાતાની સાથે જ મારા મનમા જે ગભરાટ વ્યાપી જાય છે. તેનુ વર્ણન સર્વથા અશકય છે. ગમે તેવી એક કારણપરંપરાને તમારા સમક્ષ રજૂ કરીને તમારો માગ તે કથનમા વિશ્વાસ બંધાવવા માટે મારી બુદ્ધિ ગમે તેવાં આડાઅવળાં ફાફાં મારવા મંડી જાય છે; પરંતુ કોઇ એક-અવતારી પુરુષને તમે એવો જ પ્રશ્ન પૂછયો હોય, તો તેનામા સાક્ષાત્ પરમેશ્વરનો સાક્ષાત્કાર કરાવી આપવાનું સામર્થ્ય રહેલું હોય છે. "પરમેશ્વર છે-એમ તમે શા આધારે કહી શકો છો?" એ પ્રશ્નના ઉત્તરમાં અવતારી-પુરુષ માત્ર એટલા શબ્દો જ ઉચ્ચારે છે કે;—"જુઓ, આ રહ્યો પરમેશ્વર!" તેનો અને પરમેશ્વરનો બુદ્ધિગમ્ય માર્ગથી મેળાપ થયેલો હોતો નથી. બુદ્ધિના ઘટપટની ખટપટ કરીને તેણે પરમેશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરેલું હોતું નથી, કિંતુ તેણે પરમેશ્વરના અસ્તિત્વનો પ્રત્યક્ષ મિલનથી જ સાક્ષાત્કાર કરેલો હોય છે. તે કયાંય અંધકારમા અટવાયા કરતો નથી, કિંતુ પ્રકાશ તેની દૃષ્ટિ સમક્ષ જ હોય છે. આ ટેબલ મારી દૃષ્ટિથી મને દેખાય છે, એટલે હવે કોઇ ગમે તેટલા અને ગમે તેવા બુદ્ધિવાદથી એમ સિદ્ધ કરવાનો યત્ન કરે કે. આ ટેબલનુ અસ્તિત્વ છે જ નહિ. તો હું તેના કથનને સત્ય તરીકે સ્વીકારી શકીશ ખરો કે? હું જ્યા આ ટેબલને પ્રત્યક્ષ જોયા કરું છું ત્યાં પછી વિરુદ્ધ પક્ષનાં ગમે તેટલાં પ્રમાણો હોય, તો પણ, મને તે શાના હિસ

માન્ય ન થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. એ જ નિયમ મહાત્માઓના સંબંધમાં પણ લાગુ પડે છે. તેમનાં અવતારકાર્ય તેમના માર્ગ અને તેમના અંતિમ હેતુ આદિ સર્વ તેમની દૃષ્ટિ સમક્ષજ હોય છે; અને તેથી કોઇપણ પ્રકારની પરિસ્થિતિના યોગે તેમના ચિત્તને ભ્રમનો સ્પર્શ થઇ શકતો નથી. તેમનામા આત્મવિશ્વાસ સંપૂર્ણતાથી વસતો હોય છે; અને તેમના જેવો આત્મવિશ્વાસ કોઇ પણ પ્રકારના સામાન્ય મનુષ્યમાં મળી આવતો નથીજ. "પરમેશ્વરનું અસ્તિત્વ તમને માન્ય છે ખરૂં કે ?" "પુનર્જન્મને તમે માનો છો ખરા કે ?" અથવા "અમુક એક જન્મ તમને માન્ય છે ખરો કે ?" ઇત્યાદિ પ્રશ્નો આપણે એક બીજાને પૂછયા કરીએ છીએ, પરંતુ એ પ્રશ્નોના નિશ્ચિત ઉત્તરો આપવા માટે કિંવા મેળવવા માટે જે મૂળ આધારની આવશ્યકતા હોય છે, તે મૂળ આધારનો જ આપણામા અભાવ છે. આપણે મૂળ પાયાને જ ભૂલી ગયા છીએ; અને એ પાયો તે અન્ય કાંઇ નહિ, પણ કેવળ આત્મવિશ્વાસ કિંવા આત્મશ્રદ્ધા જ છે. જેનામાં આત્મવિશ્વાસ જ નથી તેના મનમા બીજાઓ વિષેનો વિશ્વાસ કેવી રીતે ઉત્પન્ન થાય વારુ ? મારું પોતાનું જ અસ્તિત્વ નિશ્ચિત છે કે નહિ, એનો જ પ્રથમ તો મને નિશ્ચય નથી. એક ક્ષણે મારું અસ્તિત્વ સાર્વકાલિક ભાસતું હોવા છતાં અન્ય ક્ષણે હુ મૃત્યુના ભયથી થરથર કંપવા મંડી જાઉં છું; એક ક્ષણે હું અમર છું-એમ મને ભાસે છે, અને દ્વિતીય ક્ષણે કોઇ એક યત્કિંચિત્ કારણથી હું કોણ છું અને કયાં છું, એટલા ભાનને પણ હું ભૂલી જાઉં છું; અર્થાત્ હું જીવતો છું કે મરી ગયો છું એ પણ મારાથી સમજી શકાતું નથી. એનું કારણ કેવળ એટલુ જ છે કે, મારામા આત્મવિશ્વાસનો સર્વથા અભાવ છે. જે પાયાના આધારે ઇમારત ચણવાની છે, તે પાયો જ ઉખડી ગએલો છે. અને તે જ એ પરિસ્થિતિનું મૂળ કારણ છે; મહાત્માઓ અને સામાન્ય મનુષ્યો મધ્યે જે ભેદ રહેલો છે તે એ જ છે. મહાત્માઓનાં અંતઃકરણમા સંપૂર્ણ આત્મવિશ્વાસનો નિવાસ હોય છે એમ નિત્ય આપણા જોવામા આવ્યા કરે છે; અને તેમનામાં આટલો બધો આત્મવિશ્વાસ કેવી રીતે ઉદ્ભવે છે, એ આપણાથી કળી શકાતું નથી. મહાત્માઓ પોતાવિષે જે કાંઇ પણ કહે છે તે તેમના કથનની ઉત્પત્તિ કરવાનો આપણે અનેકમાર્ગે પ્રયત્ન કર્યા કરીએ છીએ તેનું કારણ પણ એ જ છે. મહાત્માના એક વચન વિષે સહસ્ત્ર મનુષ્યોની સહસ્ર ઉત્પત્તિઓ બહાર પડે છે તેનું કારણ પણ એ જ છે; તેમને તેમનો અનુભવ કેવી રીતે થયો-એનું રહસ્ય આપણા જાણવામાં હોતું નથી. અને તેથી જ તેમના વચનો તત્કાળ આપણા ગળામાં ઉતરી શકતાં નથી, એટલે પછી તેમને સમજી લેવા માટે આપણે સહસ્રાવધિ પ્રકારના પ્રયત્નો કર્યા કરીએ છીએ. મહાત્માઓ બોલવા માડે, એટલે સમસ્ત જગત્ એકતાનતાથી તેમનું ભાષણ સાંભળવા માડે છે. તેમના ભાષણમા પ્રત્યેક શબ્દ શુદ્ધ અનુભવસિદ્ધ હોવાથી તે પ્રત્યેક શબ્દ એક એક બાણ સમાન જ હોય છે. તેમના પ્રત્યેક શબ્દના પૃષ્ઠ ભાગમાં સાક્ષાત્ વિશ્વશક્તિ ઉભેલી

હોય છે. અર્થાત્ એવી શક્તિની સાહાય્ય વિના કેવળ અશક્ત શબ્દોની શી મહત્તા હોઇ શકે વારુ ? પરંતુ તમારા ભાષણને પૃષ્ઠબળ મળતુ હોય તો તમે ગમે તેવી ભાષાનો પ્રયોગ કરો અને કોઇ પણ પ્રકારની વાક્યરચના કરો તો પણ તેનુ ઉત્કૃષ્ટ પરિણામ જ થાય છે તમે વ્યાકરણશુદ્ધ ભાષા બોલો છો કે નહિ અથવા તો તમારી ભાષા સુંદર છે કે નહિં ? એવા એવા પ્રશ્નોનું ત્યા મહત્ત્વ જ શું છે વારુ ? તમારે જે કાઇ કહેવાનું છે તેમાં વાસ્તવિક તાત્પર્ય શુ છે, એ જ માત્ર મહત્ત્વનો પ્રશ્ન છે અને અન્ય આનુષંગિક વિષયોનું ત્યા લેશ માત્ર પણ મહત્ત્વ નથી. જો તમારી પાસે સત્ય તત્ત્વ હોય, તો તેને તમે ગમે તેવા વાંકાચૂકા રૂપમાં આપો, તેની કાઇ પણ ચિંતા નથી; કારણ કે રૂપનો પ્રશ્ન લેશ માત્ર પણ મહત્ત્વનો નથી. જો કાઈપણ દાન આપવુ હોય તો તે આપવાનો એક માર્ગ શબ્દ જ છે અર્થાત્ અનેક પ્રકારના માર્ગોમાનો એ પણ એક માર્ગ છે. કેવળ મૌનને ધારણ કરવાથી પણ પોતાનુ વિશિષ્ટ કાર્ય સિદ્ધ થવાનો સંભવ હોય છે સંસ્કૃતમા નિમ્ન લિખિત અર્થનો એક શ્લોક છે, "સદ્‌ગુરુને મેં વૃક્ષતળે બેઠેલા જોયા તેમનું વય સોળ વર્ષનું હતું. તેમની સામે તેમના શિષ્ય બેઠો હતો અને તે એંસી વર્ષની વયનો હતો. સદ્‌ગુરુ સર્વથા સ્તબ્ધ થઇને બેઠા હતા અને એ જ માર્ગે તેમનું અધ્યાપન ચાલ્યા કરતું હતું એ જ માર્ગે (સ્તબ્ધતાથીજ) તેમણે શંકિત હૃદયની સર્વ શંકાઓનું નિવારણ કરી નાખ્યું.

કેટલીક વાર એ મહાત્માઓ સર્વથા મૂકવૃત્તિમા રહેનારા હોય છે, તથાપિ કેવળ મન પર આઘાત કરીને તેઓ સત્યનો પ્રસાર કરતા હોય છે. લોકશિક્ષણનું તેમનુ કાર્ય કેવળ મનદ્વારા જ થયા કરે છે એ કાર્યની સિદ્ધિ માટે જ તેમનો અવતાર થએલો હોય છે–પરમેશ્વરનો સંદેશ માનવજાતિને પહોચાડી દેવો એ જ તેમનું કાર્ય હોય છે. તેઓ શાન્તતાથી આજ્ઞા કરતા હોય છે અને આપણે તેમની તે આજ્ઞાને માન્ય કરતા હોઇએ છીએ. " જાઓ અને મે તમને જે કાઇ પણ કહેલું છે તે તમે જઇને સમસ્ત જગતને કહી સંભળાવો અને તમને મેં જે કાઈ પણ આજ્ઞા આપી છે–તે આજ્ઞાઓને પાળવાનું તેમને પણ જણાવો. " આવા અર્થનું એક વાક્ય બાયબલમા છે–તે તો તમારા જોવામાં આવ્યું હશે જ પોતાનું અંતિમ કાર્ય શુ છે ? એનું ક્રાઇસ્ટને કદાપિ વિસ્મરણ થયુ નહોતું અને તે કાર્યમા તેનો વિશ્વાસ અવિચળ હતો. એ મુદ્દો તેના એકંદર જીવનક્રમમા અનેક વાર જોવામા આવ્યા કરે છે વિશ્વ મહાત્મા તરીકે જેમની પૂજા કરાતું હોય છે, તે સર્વ મહાત્માઓમા આવા પ્રકારનો દૃઢતમ આત્મવિશ્વાસ વસતો આપણને દૃષ્ટિગોચર થયા કરે છે

એવા જે મહાત્માઓ તે આ પૃથ્વીમાના જીવિત પરમેશ્વર જ છે આવા મહાત્માઓના ચરણોમા જો આપણે આપણા મનોને ન સમર્પીએ તો પછી કોના ચરણોમાં સમર્પીએ વારુ ? પરમેશ્વર કેવો હોવો જોઇએ–એ વિષેની કલ્પના હુ માત્ર મનમા કરવા લાગું છું

અને વિચાર કરતાં કરતાં છેવટે એકાદ ક્ષુલ્લક અને અસત્ય કલ્પના મારા મનમાં ઉદ્ભૂત થાય છે. એવી ક્ષુદ્ર કલ્પનાઓની પાછળ પડીને પરમેશ્વરને શોધવાનો જે પ્રયત્ન-તે ખરેખર એક મહાપાતક જ છે. હું નેત્રો ઉઘાડીને મહાત્માઓના ચરિત્રોને જોવા માંડુ છું એટલે મારું મન આશ્ચર્યથી ચકિત થઇ જાય છે અને તેમનામા મને પરમેશ્વરની વિશાળતાનો સાક્ષાત્કાર થયા કરે છે. મારી પોતાની કલ્પનાશકિતને ગમે તેટલી વિસ્તૃત કરીને મેં પરમેશ્વર વિષેના જે અનુમાનો કરેલા હોય છે, તેમનાં કરતાં પણ કેટલી બધી વિશેષ વિશાળતા મહાત્માઓમા મને દૃષ્ટિગોચર થયા કરે છે! ઉદાહરણાર્થે દયાની જ કલ્પના લઇએ. મારી પોતાની દયાળુતા એટલી બધી વિશાળ છે કે જો મારા ગજવામાંથી કોઇએ એક પાઈ પણ કાઢી લીધી હોય, તો તે પાઈ કાઢી લેનારની પૂંઠે પડીને તેને વગર ભાડાની કોટડીમાં બેસાડવાના પ્રયત્નનો હું પ્રથમ આરંભ કરું છું. આવી વિશાળ! દયાળુ બુદ્ધિ ધરાવનાર પુરુષના હૃદયમાની દયાલુતા વિષયક કલ્પના કેટલી વિશાળ હશે, એનો વિચાર તમે પોતે જ કરી લ્યો. તેમજ એનાથી ક્ષમા વિશેની મારા જેવા એક ક્ષુદ્ર મનુષ્યની કલ્પના કેટલી મોટી અને વિસ્તૃત હશે, એનું અનુમાન તો સહજમા જ કરી શકાય તેમ છે અર્થાત્ મારી તે કલ્પના ગમે તેટલી વિશાળ થાય, તો પણ તે મારા પોતાથી બાહ્ય હોઇ શકે તેમ નથી જ—એ તો સ્પષ્ટ જ છે; અને જો મારા અસ્તિત્વ વિષે કહેવામા આવે તો તે કેવળ એક જ શરીરથી બંધાયેલું છે, એટલે તેમાંની કલ્પનાઓ કેટલાં પ્રમાણુમા વિશાળ થઇ શકે—એ સ્પષ્ટ હોવાથી એ વિષેનો જૂદો હિસાબ કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. પોતાના શરીરથી બાહ્ય ભાગમા ઉડ્ડયન કરવાનું સામર્થ્ય કેટલામા છે વારૂ! આપણામાના એકેમાં એ સામર્થ્ય નથી-એવો મારો દૃઢ નિશ્ચય છે. આપણા પ્રચલિત આયુષ્યક્રમમા આપણને જે કાઇ પણ પ્રેમાંશનો અનુભવ થાય છે તેથી બાહ્ય ઇશ્વરીય પ્રેમની કલ્પના આપણાથી કરી શકાય એમ છે ખરૂ છે કે? જેનો આપણને અનુભવ થયેલો ન હોય, તેવી કોઈ પણ વસ્તુ વિષેની કલ્પના આપણાથી કરી શકાય—એ કદાપિ શક્ય છે જ નહિ. અર્થાત્ પરમેશ્વર વિષેની કાઇ પણ કલ્પના કરવાનો હું ગમે તેવો પ્રચંડ પ્રયત્ન કરૂં તો પણ મારો તે પ્રયત્ન વ્યર્થ જ થવાનો—એમા લેશ માત્ર પણ સંશય નથી પ્રેમ દયા ક્ષમા અને પવિત્રતા ઇત્યાદિ વસ્તુઓ મહાત્માઓના હૃદયમાં મને પ્રત્યક્ષ દેખાઇ આવે છે. તેમના વિષે કેવળ કલ્પના કરીને જ મારે મનને રીઝાવવું પડતું નથી. એ સર્વ ભાવનાઓ તેમનામા પ્રત્યક્ષરૂપે અવતરેલી મારા જોવામા આવ્યા કરે છે. આમ હોવાથી જો તેમને પ્રત્યક્ષ પરમેશ્વર માનીને હું તેમનાં ચરણોમાં સર્વથા લીન થઈ જાઉં તો તેમાં આશ્ચર્ય શું હોઇ શકે વારૂ? ગમે તે હોય, પરંતુ તેની સર્વથા આવી જ અવસ્થા થઇ જવાની. અમુક એક મનુષ્ય પોતાના મુખથી ગમે તેવો બબડાટ કરતો હોય, તો પણ મહાત્માનાં દર્શનનો પ્રસંગ આવતાની સાથે, તેની સ્થિતિ આવા

પ્રકારની થઈ જાય છે—એમા તલમાત્ર પણ શંકા નથી. સોનાના મોટા મોટા ગપાટા તે કાંઈ પ્રત્યક્ષ કૃતિ નથી. પરમેશ્વર અને તેનું નિરાકારત્વ ઇત્યાદિ અનેક વિષયો વિષે કેવળ વાદવિવાદ કર્યા કરવો અને ગમે તેમ બક્યા કરવુ તે ઠીક છે; પરંતુ એ અવતારી પરમેશ્વરો જ આ જગત્‌ના સત્ય પરમેશ્વર છે. જગત્‌માના સર્વ શાસ્ત્ર અને સર્વ માનવવંશો એમની પૂજા કર્યા કરે છે. મનુષ્યના મનની ઘટના જેવી છે તેવી ને તેવી જ રહેશે ત્યાં સુધી એ અવતારી પુરુષોની પૂજા કરવાની બુદ્ધિનો તેમનામાંથી લોપ થાય તેમ નથી જ. આજપર્યન્ત એ પુરુષો વંદનીય મનાય છે અને હવે પછી પણ નિરંતર એ પુરુષો એ જ પ્રમાણે વંદનીય અને વંદનીય જ મનાતા રહેશે એમનામાં આપણા વિશ્વાસની સ્થાપના, એ જ આપણા ભાવી અભ્યુદયનો આશાતંતુ છે. કોઈ પણ કાળમાં જો સત્ય સાથે આપણા સાક્ષાત્કારનો સંભવ હોય, તો તે સાક્ષાત્કાર કેવળ એ જ માર્ગે થવાનો છે. અમૂર્તતત્ત્વ ગમે તેવું ઉચ્ચ હોય, તો પણ આ આપણી સામાન્ય દૃષ્ટિથી આપણને તે અંધુકતા સમાન દેખાય છે; એટલે એવી અંધુકતાની પાછળ પડવાથી આપણને સત્ય વિજયની પ્રાપ્તિ કેમ કરીને થઈ શકે વારૂ ?

મારે તમને જે કાંઇ પણ કહેવાનું છે તેમાનો મુદ્દો માત્ર એટલો જ છે કે, પૂર્વે થઈ ગયેલા અનેક પ્રકારના મહાત્માઓની પૂજા કરવી એ યોગ્ય જ છે, એટલું જ નહિ પણ ભાવી મહાત્માઓને પણ પૂજ્ય માનવાની આવશ્યકતા છે—એવો મારો પ્રત્યક્ષ અનુભવ છે. એક માતા સમક્ષ તેનો પુત્ર ગમે તે પોષાકમાં આવે તો પણ તેને તેની માતા ઓળખી ન શકે, એમ કદાપિ બની શકે તેમ છે ખરૂ કે ? અર્થાત્ જો તેને તે ઓળખી ન શકે તો તે તેની માતા જ નથી, એમ હું દૃઢતાથી કહું છું. એ જ પ્રમાણે સત્ય અને પરમેશ્વરનું અસ્તિત્વ, અમુક એક વિશિષ્ટ પુરુષમાં જ છે અને તે અન્યત્ર ક્યાંય છે જ નહિ, એમ જો તમે કહેવા માડો, તો પછી તમે પરમેશ્વરના અસ્તિત્વને ઓળખતા જ નથી, એમ નિઃસંશય સિદ્ધ થાય છે અને તમારી એ માન્યતાથી તમે અમુક એક પંથના પ્રવર્તકના શબ્દોને જ કેવળ પોતાના ચિત્તમાં ભરી રાખ્યા છે એમ પ્રત્યક્ષ દેખાઈ આવે છે; પરંતુ એ કાંઇ ખરો ધર્મ નથી. પોતાના પૂર્વજોના ખોદાવેલા કુવામાનું ખારૂં પાણી પીને બીજાના ખોદાવેલા કૂવામાના નિર્મળ અને મધુર જળને ત્યાગી દેનારા મૂર્ખ પુરુષોની સંખ્યા આ વિશ્વમા નિરંતર વિશેષ જ હોય છે. આજસુધીમા ધર્મના નામથી આ જગત્‌મા જે અસંખ્ય અત્યાચારો થયેલા છે. તેમના ઉદ્‌ગમનો ધર્મ પર આરોપ કરવો તે કોઇપણ પ્રકારે યોગ્ય નથી—એમ હું મારા પોતાના અનુભવના યોગે કહું છું મને જે કાંઈ પણ થોડોઘણો અનુભવ પ્રાપ્ત થયેલો છે, તેથી મારો એવો નિશ્ચય થયો છે કે, કોઇનો છળ કરવો અથવા કોઈ અબળાને ટકિની કરીને જીવતી જ બાળી મૂકવી—તેવા પ્રકારના અત્યાચારોને કોઇપણ ધર્મે પોતાની અનુમતિ આપેલી નથી. તેવા અત્યાચારોમાં દેહેની

જે પ્રવૃત્તિ થઇ હતી, તેનુ મૂળ કારણ ધર્મ નથી, કિંતુ તે સમયની રાજકીય પરિસ્થિતિ જ એ ભયંકર અત્યાચારોના મૂળ કારણરૂપ હતી. હવે એ રાજકીય પરિસ્થિતિ જો ધર્મના નામતળે પસાર થઇ ગઈ હોય તો તેમા અપરાધ કોનો વારૂ ?

જે મારો મહાત્મા છે, તે જ માત્ર એક સત્ય મહાત્મા છે,—એમ એક મનુષ્ય જે વેળાએ બોલે છે, તે વેળાએ તે સર્વથા અસત્ય વાદ જ કરે છે એમ કહેવામાં લેશ માત્ર પણ પ્રત્યવાય નથી. એમ બોલનારને ધર્મના વિષયમા ધર્મના મૂળાક્ષરોનો પણ પરિચય થયેલો નથી એમ અવશ્ય તમારે સમજી લેવું. ધર્મ કેવળ વ્યર્થ વિવાદનો કિંવા કેવળ ઉત્પત્તિ તેમજ કેવળ બુદ્ધિગમ્ય માર્ગનો વિષય નથી; કિંતુ તે તો અંતરાત્માના અત્યંત ગૂઢભાગમાના પ્રત્યક્ષ અનુભવનોજ વિષય છે. પરમેશ્વરનો જે પ્રત્યક્ષ અનુભવ કિંવા સાક્ષાત્કાર-તે જ ધર્મ છે. જો પરમેશ્વરના અંતર્ગૃહમાં ખરેખર જ તમારો પ્રવેશ થયેલો હોય, તો પરમાત્મા અને તેના સર્વ બાળકો સાથે તમારો પરિચય થયેલો હોવો જ જોઇએ. પરમેશ્વરના ગૃહમા જવા છતાં તેના બાળકોનો પરિચય ન થાય, એ કદાપિ બની શકે એમ છે ખરૂં કે ? તે તેના બાળકોનો પરિચય ન હોવો-એનો અર્થ કેવળ એટલો જ કરી શકાય કે, પરમેશ્વરના અંતર્ગૃહમાં તમારો પ્રવેશ થયો જ નથી. પરમેશ્વરના અવતાર કોઇ પણ યુગમા અને કોઇ પણ દેશમાં થયેલા હોય, તોપણ મૂળત: તે સર્વ અવતારોની એકવાક્યતા જ છે-એમ જ આપણા જોવામાં આવ્યા કરે છે. તેમના અંતરાત્મા સાથે આપણો સત્ય પરિચય થતાં, તે સર્વ અવતારોમા સર્વથા અભેદભાવનો જ અધિકાર વ્યાપી રહેલો આપણા જોવા અને જાણવામા આવી શકે છે. જે જે વેળાએ આપણો એવા મહાત્માઓ સાથે સમાગમ થાય છે, તે તે વેળાએ તેમના સુધાસ્પર્શથી આપણુ મન તત્કાળ પ્રકાશિત થઇ જાય છે અને આપણા મનને સર્વત્ર વિસ્તરેલો અનંત પ્રકાશ દેખાવા માડે છે. ”

સ્વામી વિવેકાનન્દે ઉપર્યુક્ત જે વિચારો દર્શાવ્યાં છે તેમાથી સાપેક્ષદૃષ્ટિએ સાર ખેંચવાની આવશ્યકતા છે. સ્વામી વિવેકાનન્દના સર્વ વિચારો આપણને માન્યભૂત હોતા નથી. આપણે તેમાંથી સાર ખેંચીને વિચારવું કે, ગીતાર્થમહાત્માઓનો પંચપરમેષ્ઠિમાં સમાવેશ થાય છે અને તેઓ અવતારી મહાત્મા છે. પરંતુ અષ્ટકર્મરહિત સિદ્ધ પરમાત્માના અવતાર થતા નથી. દરેકમા ભિન્ન ભિન્ન શક્તિઓ ખીલી હોય છે. એક સમાનગુણો સર્વ મહાત્માઓમા હોઇ શકતા નથી. દેશકાલપરત્વે ભિન્ન ભિન્ન રીતે મહાત્માઓ વિવિધ જાતિની સુધારણાઓ કરે છે ગીતાર્થગુરુઓ સત્યનો પ્રકાશ કરે છે અને અસત્ય પ્રવૃત્તિયોને હઠાવી દે છે, ધર્મની સ્થાપના અને રક્ષા કરવા માટે જ્ઞાનીગુરુઓ પ્રગટે છે. પ્રત્યેક ગીતાર્થ સ્વાધિકારે કર્તવ્યકર્મોને કરે છે અને અનાશ્રિત મનુષ્યોનો ઉદ્ધાર કરે છે માટે આત્મજ્ઞાની મહાત્માઓની આજ્ઞાપ્રમાણે સ્વાધિકારે કર્તવ્યકર્મો કરવાની જરૂર છે. તેઓ સ્વાધિકારે જે દર્શાવે

તે પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થતાં શંકા કરવી નહીં. જ્ઞાનીગીતાર્થોના વિચારોમાં અને આચારોમાં શંકા કરવાથી અને તેઓએ નિર્દિષ્ટ કર્તવ્ય કાર્યોની પ્રવૃત્તિમાં શંકા કરવાથી અવશ્ય પતિતદશા થાય છે. જ્ઞાનીગુરુના વિચારોમા અને આચારોમા દેશકાલ પરત્વે અસંખ્ય દૃષ્ટિયોએ અસંખ્યભેદો હોય છે તેઓના સર્વ વિચારોના આશયોને તે જાણી શકે છે અથવા તેઓના કરતા વિશિષ્ટગીતાર્થો જાણી શકે છે તેમા બાલજીવોનો અધિકાર નથી છતાં તેઓના વિચારો અને આચારોના ભેદો જે જે અલ્પદૃષ્ટિથી ભક્તોને લાગે અને તેનો ગુરુ-સમક્ષ તેઓ ખુલાસો ન કરે તો તેઓ શંકાવાળા બને છે અને તે શંકાથી તેમની ધર્મની ઇમારત પડી ભાંગે છે અને પ્રથમ પગથીએ આવી તે ઊભા રહે છે. જ્ઞાનીની આજ્ઞાએ પ્રાપ્ત થએલ કાર્યમાં શંકા કરવાથી આજ્ઞાનો અનાદર થાય છે અને તેથી કર્તવ્યકર્મથી ભ્રષ્ટ થવાય છે. ગમે તેટલા તર્કો કરો પણ જ્ઞાનીગુરૂના હૃદયને નમન કરી તેમની આજ્ઞા પ્રમાણે કર્તવ્યકર્મ કર્યા વિના આત્માની શુદ્ધતા થઇ શકતી નથી. આત્મજ્ઞાનીની આજ્ઞાથી પ્રાપ્ત થએલ કર્ત્તવ્ય કરવામા પૂર્ણશ્રદ્ધાબળની આવશ્યકતા છે. આત્મજ્ઞાની મહાત્માઓ વર્તમાન અને ભવિષ્યની શુભાવહ પરિસ્થિતિયોને ધ્યાનમા લઇ સ્વભક્તોને કર્તવ્યકાર્યની આજ્ઞાઓ કરે છે. ગીતાર્થ ગુરુની આજ્ઞામા પ્રભુની આજ્ઞા સમાઇ જાય છે. કારણ કે પ્રભુની પરોક્ષદશામાં પ્રત્યક્ષ ગુરુવર્ય, મોક્ષની પ્રવૃત્તિને વર્તમાનમા સમ્યગ્ નિર્દેશવા શક્તિમાન થાય છે. વર્તમાનમાં જ્ઞાની ગુરુઓવડે ધર્મ સામ્રાજ્યની પ્રવૃદ્ધિ થાય છે. પરમાત્મા વીત-રાગ દેવની સર્વ આજ્ઞાઓને જેઓ આત્મજ્ઞાનવડે સમ્યગ્ અનુભવી શકે છે એવા જ્ઞાની ગુરુઓ જે આજ્ઞાઓ કરે છે તે પરમાત્માના ઉપદેશથી અવિરુદ્ધ છે તેથી તેમજ વર્તમાન કાલમા પ્રત્યક્ષ ધર્મપ્રવર્તક ગુરુ હોવાથી ગુરુની આજ્ઞાએ પ્રાપ્ત થએલ કાર્ય કરવામા શંકા ન કરવી જોઇએ. જેઓ ગીતાર્થ ગુરુઓને સંપૂર્ણપણે અનુભવે છે તેઓ પરમાત્માનો અનુભવ કરી શકે છે. દીવો દીવાથી થાય એવો નિયમ છે જ્ઞાનીગુરુ આત્માનો સાક્ષાત્-કાર કરાવી આપે છે તેમજ પરમાત્માનો સાક્ષાત્કાર કરાવી આપે છે. આપણો આત્મા જ પરમાત્મા છે અને તે જ્ઞાની ગુરુની સેવા અને તેની આજ્ઞા પ્રમાણે પ્રવર્ત્યા વિના અનુ-ભવી શકાય તેમ નથી. આત્મજ્ઞાની ગુરુઓની આજ્ઞા પ્રમાણે પ્રવર્ત્યા વિના અનુભવી શકાય તેમ નથી; આત્મજ્ઞાની ગુરુઓની આજ્ઞા પ્રમાણે પ્રવર્ત્યાથી સેવાધર્મ ભક્તિધર્મ અને કર્મયોગીની દશા પ્રાપ્ત થાય છે અને હૃદયની ઉત્તમ શુદ્ધિ થાય છે તેથી ગુરુ પરની પૂર્ણ શ્રદ્ધાના બળે તથા કર્ત્તવ્યપ્રવૃત્તિની પૂર્ણશ્રદ્ધાના બળે પરમાત્માનો અનુભવ સાક્ષાત્કાર થયા વિના રહેતો નથી ગુરુપર પૂર્ણ શ્રદ્ધા વિના તેમના વિચારોની અને આચારોની પૂર્ણશ્રદ્ધા થતી નથી; તથા સેવાધર્મ આદિમા તેમની આજ્ઞા પ્રમાણે સર્વ સ્વાર્પણ કરી શકાતુ નથી, માટે આત્મજ્ઞાનીએ સદ્ગુરુમય બનીને તેમની આજ્ઞા પ્રમાણે

૭૯

પ્રવર્તવું જોઇએ. સ્વાર્થ, સ્વચ્છંદતા, ભીતિ, લોકલજ્જા અને ગાડરીયા પ્રવાહનો ત્યાગ કર્યા વિના ગુરુની આજ્ઞા પ્રમાણે કર્મપ્રવૃત્તિ થતી નથી. આત્માની સદ્ગુરુના સર્વ પ્રકારના વિચારોમા અને આચારોમા પૂર્ણ સત્યતા છે; એવી શ્રદ્ધા ન હોય ત્યાં સુધી તેમની કૃપા તથા તેમના આત્માની શક્તિયોને પ્રાપ્ત કરી શકાતી નથી. અતએવ આત્મજ્ઞાની ગુરુના ભક્તોએ પૂર્ણશ્રદ્ધાના બળે આત્મસમર્પણ કરીને તેમની આજ્ઞા પ્રમાણે પ્રવર્તવું જોઇએ. ગુરુની આજ્ઞા થતા તેમા વિલંબ કરવો એ ગુરુભક્તનું લક્ષણ નથી. ગીતાર્થ-ગુરુમહાત્માની આજ્ઞામા મારી સર્વ પ્રકારની ઉન્નતિ સમાયેલી છે, તેમની આજ્ઞાનુકૂલ વિચારોનું પ્રવર્તન થવું એ મારો ધર્મ છે-એવું જે ભક્ત માને છે તે જ ગીતાર્થ ગુરુનો **સત્ય ભક્ત છે.** પૂર્ણશ્રદ્ધાબળે ગુરુના વિચારોની સ્વાત્મા પર હિપનોટીઝમની પેઠે અસર થાય છે અને તેથી કર્તવ્યકાર્યની સિદ્ધિ કરી વિજય મેળવી શકાય છે. ગુરુની પૂર્ણ શ્રદ્ધાથી આત્મામા દેવશક્તિયો ખીલે છે અને જે દુઃશક્ય કાર્યો છે તે પણ સુશક્ય થઇ શકે છે. સદ્ગુરુની આજ્ઞા પ્રમાણે પ્રવર્તનાર સત્ય કર્મયોગી બને છે. કહ્યું છે કે—

**सर्वधर्मान् परित्यज्य, मामेक शरणं व्रज; अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुच ॥**

ભગવદ્ગીતાના આ શ્લોકને ગુરુપર ઉતારવો જોઇએ. શુદ્ધાત્મા ગુરુ તેજ કૃષ્ણ છે. આત્મ-જ્ઞાની ગુરુ કથે છે કે શિષ્ય ! તું સર્વધર્મોનો ત્યાગ કરીને મારા શરણે આવ, સર્વ પાપોથી તને હું મુકાવીશ, ગીતાર્થગુરુને મન સોપીને તથા મનના સર્વ રાગદ્વેષોરૂપ અશુદ્ધ ધર્મોનો ત્યાગ કરીને શુદ્ધાત્મારૂપ ગીતાર્થગુરુના શરણે જવું જોઇએ. ગીતાર્થ શુદ્ધાત્મા-ગુરુના શરણે જવાથી અને તેમની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરવાથી સર્વ પાપોથી મુક્ત થવાય છે. **पढमो गीयत्थविहारो** એ ગાથાનું મનન કરી ગૃહસ્થોએ ત્યાગીઓએ ગીતાર્થ ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ. આત્મજ્ઞાની ગુરુમહાત્માના શરણાશ્રયી થતા તેઓ શિષ્યને સર્વ પાપોથી મુકાવે છે-એમ ઉપર્યુક્ત શ્લોકનો ભાવાર્થ ખેંચીને શ્રી સદ્ગુરુને સર્વસ્વ અર્પણ કરીને તેમના આત્મારૂપ બનવાથી પરમાત્માનો અનુભવસાક્ષાત્કાર થયા વિના રહેતો નથી. સર્વ પ્રકારના આચારોનો અને વિચારોનો સુધારો કરીને ગુરુશ્રી ભક્તોને ઉત્તમ બનાવે છે. અતએવ આત્માજ્ઞાની ગુરુનું શરણ અંગીકાર કરી ગુરુના આત્મારૂપ બનવું જોઇએ. પૂર્ણ શ્રદ્ધાબલથી દ્રોણાચાર્યની મૃત્તિકાની મૂર્તિ બનાવીને એક ભિલ્લે અર્જુન કરતા અધિક ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. પૂર્ણ શ્રદ્ધાબલથી ગમે ત્યા ગુરુનો સાક્ષાત્કાર કરીને આત્મશક્તિયોનો વિકાસ કરી શકાય છે. પૂર્ણ શ્રદ્ધાબલથી શ્રદ્ધાવાન્ની સહાય કરવામા દેવતાઓ આત્મભોગ આપે છે. પૂર્ણ શ્રદ્ધાબલથી જે આત્મ-જ્ઞાની ગુરુને સેવે છે તે આત્મજ્યોતિનો અવશ્યમેવ સાક્ષાત્કાર કરીને વિશ્વજનોનો ઉદ્ધાર કરવા સમર્થ થાય છે. આ કાલમાં ગુરુદેવની પૂર્ણશ્રદ્ધા અને ભક્તિબલથી આત્માનો ઉદ્ધાર થાય છે. પૂર્ણ શ્રદ્ધાબલવિના સ્વચ્છંદતાથી ગમે તેવી રીતે પ્રવર્તવામાં આવે તો તેથી

આત્માની અપૂર્વ શક્તિયોનો પ્રકાશ થતો નથી. પૂર્ણ શ્રદ્ધાબલથી શિષ્યો ગુરુના હૃદયના સર્વ અનુભવોને સ્વશક્ત્યા આકર્ષી શકે છે અને સ્વયંગુરુપદ પ્રાપ્ત કરી શકે છે. પાશ્ચાત્ય વાતાવરણના સંસ્કારોથી કેટલાક આર્યોના હૃદયમા નાસ્તિક વાતાવરણનો પ્રવેશ થયો છે અને તેથી તેઓ પૂર્વની પેઠે ગીતાર્થગુરુ મહાત્માઓની પેઠે પૂર્ણ શ્રદ્ધાબલથી સેવા કરી શકતા નથી અને તેથી તેઓ પૂર્વાચાર્યોની પેઠે અપૂર્વશક્તિયોનો પ્રકાશ કરવા શક્તિમાન્ થતા નથી. અધ્યાત્મવિદ્યાનાં ગુપ્તપણે અને આવિર્ભાવપણે આર્યાવર્તમાં બીજ છે તેનો કદાપિ નાશ થનાર નથી. આર્યાવર્તમા આત્મજ્ઞાની મહાત્માઓ થયા થાય છે અને થશે. સર્વધર્મોની ઉત્પત્તિનું મૂળ આર્યાવર્ત છે. જ્યારે આર્યાવર્તમાં રજોગુણ નાસ્તિકતા વગેરે આસુરી શક્તિયો જોરથી પ્રકટે છે અને તેથી ધર્મી મનુષ્યો પીડાય છે ત્યારે અધ્યાત્મજ્ઞાની પૂર્વભવસંસ્કારીગીતાર્થમહાત્માઓનો જુદી જુદી દિશામા પ્રાદુર્ભાવ થાય છે અને તેઓ આસુરી શક્તિયોને હઠાવી આધ્યાત્મિક સામ્રાજ્યની સ્થાપના કરે છે. અધ્યાત્મજ્ઞાની મહાત્માઓ યુગે યુગે સર્વ મહાત્માઓમા પ્રધાન હોવાથી તે **યુગપ્રધાનો** તરીકે ગણાય છે. ભાષાના ભણતર માત્રથી અર્થાત્ દશબાર ભાષાના વિદ્વાન્ થવા માત્રથી અગર મનોહર આકર્ષક વ્યાખ્યાન દેવાથી વા અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરવા માત્રથી આત્મજ્ઞાની મહાગુરુની દશા પ્રાપ્ત કરી શકાતી નથી. ભાષાપંડિતો, કથા કરનારાઓ, ઉપદેશકો, વ્યાખ્યાનકારો, ક્રિયા કરનારાઓ અનેક છે પરંતુ આત્મજ્ઞાની અનુભવી ગીતાર્થમહાત્માઓ કે જે મૌન રહીને પણ અપૂર્વ શક્તિયોને પ્રકાશ કરનારા તો વિરલા છે. અન્યમહાત્માઓ કરતા તેનામા એક પ્રકારની વિલક્ષણતા રહેલી હોય છે. અંધકારમય રૂઢિમય જમાનામા તેઓ જ્યારે પ્રકટે છે ત્યારે ખરા આત્માર્થી મનુષ્યો તેમને ઓળખી શકે છે રૂઢિબળવાળાઓ પૈકી કવચિત્ અજ્ઞ મનુષ્યો તેઓના સામા પડે છે પરંતુ તેઓ જે જે બાબતોને પ્રકાશ કરવા ધારે છે તે કરે છે અને રૂઢિપ્રવાહમા થએલી મલિનતાને દૂર કરે છે અને વિશ્વમનુષ્યોને પરમાત્મપદ પ્રાપ્ત કરવાના મુખ્ય સાધનોના મૂળઉદ્દેશોમાં લાવી મૂકે છે. આત્મજ્ઞાની ગુરુઓની વંશપરંપરા એક સરખી રીતે વહે એવો કંઈ નિયમ નથી. અંધકારમય જમાના પછી પ્રકાશમય જમાનો દિવસ અને રાત્રિની પેઠે થયા કરે છે. આત્મજ્ઞાની ગીતાર્થ ગુરુના ભક્તો પોતાના ગુરુની આજ્ઞા પ્રમાણે કર્તવ્ય કાર્યો કરે છે અને તેઓ ગુરુની આજ્ઞા પ્રમાણે પૂર્ણ શ્રદ્ધાબળથી ગુરુનું હૃદય આપોઆપ ઉદ્ગારવિના પણ શિષ્યના હૃદયમા ઉતરે છે. તે માટે પૂર્ણ શ્રદ્ધાબલનો મૂળ શ્લોકમા ઉલ્લેખ કર્યો છે પૂર્ણશ્રદ્ધાબલવાન મનુષ્યો વર્તમાન જમાનામા જે પારમાર્થિક—ધાર્મિક કાર્યો કરીને વિજય મેળવે છે તેને અન્ય મનુષ્યો મેળવી શકતા નથી અતએવ ઉપર્યુક્ત શ્લોકના પૂર્ણરહસ્યનું હૃદયમાં મનન કરી ગુર્વાજ્ઞાપ્રમાણે ધાર્મિક કર્તવ્યકર્મોને મનુષ્યોએ કરવા જોઈએ

**અવતરણ:**—અધર્મવિનાશક, ધર્મસંસ્થાપક આત્મજ્ઞાની મહાત્માઓ પ્રગટે છે. જન્મે

છે, તેથી તેઓની સેવાભક્તિ તથા આજ્ઞાથી ધર્મનો તથા ધર્મી મનુષ્યોનો ઉદ્ધાર થાય છે—તે દર્શાવે છે.

## श्लोकौ.

अधर्मस्य विनाशाय धर्मस्थापनहेतवे ।
आत्मज्ञानिमुनीन्द्राणा-मवतारा महीतले ॥ १५४ ॥
अज्ञानादिविनाशेन सद्गुणानां प्रकाशनात् ।
धर्मोद्धारकयोगीन्द्रा गीयन्ते ईश्वरा जनैः ॥ १५५ ॥

**શબ્દાર્થઃ**—અધર્મવિનાશાર્થે અને ધર્મસંસ્થાપનાર્થે આ વિશ્વમાં આત્મજ્ઞાની-મુનીન્દ્રોના અવતારો થાય છે. અજ્ઞાન નાસ્તિક્ય આદિ આસુરી સંપત્તિના નાશવડે અને જ્ઞાનદર્શનાદિ સદ્ગુણોનો વિશ્વમા પ્રકાશ કરવાથી વિશ્વજનોવડે તે ધર્મોદ્ધારક યોગીન્દ્રો-ઈશ્વરો ગવાય છે-સેવાય છે.

**વિવેચન**:—ઈશ્વરાવતારરૂપ આત્મજ્ઞાનીમુનીન્દ્રો ખરેખર આ વિશ્વમાં અધર્મના નાશાર્થે અને ધર્મસંસ્થાપનાર્થે અવતરે છે. તેઓએ પૂર્વભવોમાં ધર્મની અપૂર્વશક્તિયોને મેળવેલી હોય છે અને અત્ર પૂર્વભવધર્મકર્માનુરાગે ધર્મરક્ષણાર્થે ધર્મસ્થાપનાર્થે અને અધર્મનાશાર્થે તેઓનો અવતાર થાય છે તેઓનામા બાલ્યાવસ્થાથી અપૂર્વગુણોની ઝાંખી પ્રગટે છે. આ વિશ્વમાં નાસ્તિક, અધર્મી, જડવાદી દુષ્ટ લોકોનુ પ્રાબલ્ય થાય છે અને જ્યારે તેઓ ધર્મીમનુષ્યોને સતાવે છે ત્યારે તેવા આત્મજ્ઞાનીમુનિવરોના અવતારો થાય છે. જ્યારે વિશ્વમા રાત્રીની પેઠે અજ્ઞાન, વ્હેમ, અધર્મ, હિંસા, મારામારી આદિ અધર્મનો ઘોર અંધકાર વ્યાપી જાય છે અને ધર્મીમનુષ્યોને અનેક વિપત્તિયો પડે છે ત્યારે તેઓ ધર્મોદ્ધારક મહાત્માઓના પ્રાકટ્ય માટે પ્રાર્થના કરે છે;-તેઓના પુણ્યાનુસારે અનેક મહાત્માઓ સ્વકીય પુણ્યબલાનુસારે દેવલોક વગેરેમાંથી આવી અત્ર કોઈને ત્યાં જન્મ ધારણ કરે છે. અધર્મના અંધકારનો નાશ કરવા માટે દેશકાલાનુસારે જે જે યોગ્ય કર્તવ્યકર્મો હોય છે તેઓને તેઓ કરે છે અને અધર્મી મનુષ્યોનુ બલ ઘટાડી અધર્મનો નાશ કરે છે. તેઓમા દેશકાલ પરત્વે મનુષ્યોને ધર્મમાર્ગમા દોરવવાના અપૂર્વ ગુણો હોય છે. તેઓ જે કાલમા જે જે સદ્ગુણોની ન્યૂનતા હોય છે તેનો પ્રકાશ કરે છે અને અધર્મપ્રવર્તકવિચારોનો અને આચારોનો નાશ કરે છે. તેઓ પંચ પરમેષ્ઠિમા અમુક અમુક પદથી વિભૂષિત હોય છે. ધર્મોદ્ધારક મુનીન્દ્રો જે જે દેશકાળે જે જે ધર્માચારોની અને ધર્મવિચારોની ખામી હોય છે તેને પૂર્ણ કરે છે અને ધર્માચારોમા અને વિચારોમા જે જે તે સમયે અશુદ્ધતા

પ્રવેશેલી હોય છે તેનો નાશ કરે છે. આત્મજ્ઞાનીમહાત્માઓના ઉપદેશથી ધર્માચારોમા અને ધર્મવિચારોમાં અનેક પ્રકારના સમ્યગ્ સુધારા થાય છે અને તેથી ધર્મીમનુષ્યો ધર્મની સંજીવનતાથી જીવવા સમર્થ થાય છે. અધર્મી—અજ્ઞાની મનુષ્યો તરફથી ધર્મોદ્ધારક મહાત્માઓને અનેક ઉપસર્ગો, વિપત્તિયો સહવી પડે છે; આસુરી શક્તિયોના ધારકોને અને સુરીશક્તિયોના ધારકોને પરસ્પર અનેક પ્રકારના ઘોર યુદ્ધો કરવાં પડે છે તેમા અલ્પહાનિ અને મહાલાભની દૃષ્ટિએ સુરીશક્તિના પ્રવર્તકમહાત્માઓ અપૂર્વશક્તિયોને સ્ફોરવી ધર્મનો ઉદ્ધાર કરે છે. તેથી વિશ્વમા મોટા ભાગે અધર્મીઓનું પ્રાબલ્ય ઘટે છે અને જ્યા ત્યા ધર્મીમનુષ્યોનું પ્રાબલ્ય વધવાથી વિશ્વમાં સદ્ગુણોનો પ્રકાશ પડે છે અને દુર્ગુણોરૂપ અંધકારનો નાશ થાય છે. અધર્મીમનુષ્યો, ધર્મીમનુષ્યોને અનેક પ્રકારના દુ:ખો આપે છે અને તેઓનો નાશ થાય એવા ઉપાયોને જ્યારે અધર્મીમનુષ્યો આદરે છે, ત્યારે ધર્મોદ્ધારક મહાત્માઓ તે તે દેશકાલમા અવતરે છે અને સ્વાત્મશક્તિયોવડે અધર્મનો નાશ કરે છે. મિથ્યાત્વ, અજ્ઞાન. અસત્ય, હિંસા, ચોરી, વ્યભિચાર, ક્રોધ, માન, માયા, લોભ ઇર્ષ્યા, દ્વેષ, દુરાચાર, પાપાચાર, પ્રાણીઓનો નાશ, ગરીબોનો ત્રાસ, ધર્મના નામે પાપી રિવાજો વગેરે સર્વ અધર્મ ગણાય છે. ભક્તદયાળુ સન્તસાધુઓનું રક્ષણ કરવું તે ધર્મ છે. અહિંસા. સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અહંમમત્વત્યાગ, દાન, પરોપકાર, દેવગુરુની ભક્તિ. ધ્યાન, સમાધિ વગેરે સર્વનો ધર્મમા સમાવેશ થાય છે. ધર્મના નામે પણ દુર્ગુણોની વૃદ્ધિને અધર્મ કથવામા આવે છે. પરસ્પર ભિન્ન ધર્મવાળાઓ પોતપોતાના ધર્મને સત્ય માનીને ધર્માભિમાનમાં મસ્ત બની ધર્મયુદ્ધો કરીને સહસ્રલક્ષ મનુષ્યોના રક્તની નદીઓ વહેવરાવે છે ત્યારે ધર્મોદ્ધારક મહાત્માઓના દેશકાલ પરત્વે અવતાર થાય છે અને તેઓ ધર્મના નામે પરસ્પર યુદ્ધ કરીને અધર્મ પ્રવર્તાવનારાઓને સત્યધર્મમાર્ગમા દોરી અધર્મનો નાશ કરે છે જે કાલમા ગુણવિનાની શુષ્કક્રિયામા રૂઢિપ્રવૃત્તિ થએલી હોય છે અને તેનો ભાવરૂપ આત્મા મન્દ પડી ગયો હોય છે તે કાલે આત્મજ્ઞાની મહાત્માઓ આત્મગુણોના મૂળ ઉદ્દેશો તરફ મનુષ્યોને વાળે છે અને અંધરૂઢિમાર્ગમા થએલી ખદબોઇને દૂર કરી સુધારો કરે છે. ધર્મપ્રવર્તક આત્મજ્ઞાની મહાત્માઓ સત્યજ્ઞાન દર્શનચારિત્રનો પ્રકાશ કરે છે અને અહંમમત્વવૃત્તિયોને દુનિયામાંથી દૂર કરવા અધ્યાત્મજ્ઞાનનો સર્વત્ર પ્રચાર કરે છે ધર્મોદ્ધારક આત્મજ્ઞાની મહાત્માઓ ધર્મશાસ્ત્રોમાના સત્યોનો પ્રકાશ પાડે છે તથા તેમા પરંપરાએ જે કંઇ અસત્યનો પ્રવેશ થયો હોય છે તેને પરિહરે છે આત્મજ્ઞાની મહાત્માઓ સરલ જીવતી પ્રાદીભાષામા સત્ય ધર્મનો ઉપદેશ આપે છે તેથી તેને સત્વર ક્રવાથી બાળજીવોને પણ કોઈ જાતનો પ્રત્યવાય થતો નથી આત્મજ્ઞાની મહાત્માઓ જે જે દેશમા, જે કાલમાં જે ભાષામાં તે તે દેશીય તે તે કાલીન મનુષ્યોનો વ્યવહાર પ્રવર્તે છે તે ભાષા દ્વારા બોધ આપે છે. ધર્મપ્રવૃત્તિમા અમુક ભાષાનું મહત્ત્વ નથી પરન્તુ [illegible] પ્રક.

શિત કરાતા સત્ય ધર્મનું મહત્વ છે. ગમે તે ભાષામા ધર્મપ્રવર્તક મુનીન્દ્ર બોલે છે પરંતુ તેનો ઉદ્દેશ ભાષાદ્વારા મનુષ્યોને સત્ય વિચારો અને સત્યાચારો અવબોધવા તરફ હોય છે. **નદીના અવકુંઠિત જલપ્રવાહની પેઠે કોઈ પણ પ્રવર્તિત ધર્મના પ્રવાહમાં માલિન્ય આવ્યા વિના નથી રહેતું; પરંતુ આત્મજ્ઞાની મહાત્માઓ તે ધર્મમાં પ્રવર્તિત માલિન્યને અવબોધીને તેનો નાશ કરવા અનેક ધર્મપ્રવૃત્તિયોનાં શુદ્ધ પરિવર્તનોને કરે છે.** ધર્મ સામ્રાજ્યની પ્રગતિથી વ્યાવહારિક રાષ્ટ્રીયાદિ સામ્રાજ્યની પણ નિર્મલ પ્રગતિ થતી જાય છે. વિશ્વવર્તિ મનુષ્યોના સમાજમાથી અધર્મને દૂર કરવા માટે આત્મજ્ઞાની મુનીન્દ્રો જે આત્મભોગ આપે છે તેની કિમ્મત આંકી શકાતી નથી. ધર્મપ્રવર્તક મહાત્માઓના અવતારોને ઓળખવામા કવચિત્ અજ્ઞમનુષ્યો પચ્ચાસ વર્ષ પાછળ હોય છે. ધર્મોદ્ધારક મહાત્માઓ, ધર્મરૂપ અગ્નિને પ્રજ્વલિત કરે છે તેથી અધર્મ બળીને ભસ્મીભૂત થઇ જાય છે. ધર્મોદ્ધારક મહાત્માઓ, મનુષ્યોનાં કર્ણોમાં સજીવન વિચારમય શબ્દ મંત્રોને ફુંકે છે તેથી મનુષ્યોમાં ધર્મનું નવું ચૈતન્ય આવે છે અને મલિનતાનો સ્વયમેવ નાશ થઈ જાય છે. ધર્મોદ્ધારક મહાત્માઓરૂપ ઇશ્વરો ભુતકાલમાં અનન્ત થયા છે. વર્તમાનમાં અનેક થાય છે અને ભવિષ્યમાં અનન્ત થશે. વર્તમાનકાલમાં આત્મજ્ઞાની મહાત્માઓને તેમના જીવનકાલમા વિરલ મનુષ્યો ઓળખી શકે છે. જેઓ વર્તમાનમાં તેઓના આત્માને ઓળખે છે તેઓ સર્વસમર્પણ કરીને તેઓને ઇશ્વરરૂપ માનીને તેઓની સેવાભક્તિ કરે છે તથા તેઓની આજ્ઞા પ્રમાણે ધર્મપ્રવૃત્તિ કરે છે. ધર્મોદ્ધારક યોગીન્દ્રોને લોકો ઇશ્વરાવતારરૂપ માનીને તેઓની પૂજા કરે છે. જેટલા આત્માઓ છે તેટલા સત્તાએ ઇશ્વરો છે. તેઓ આત્મશક્તિ પ્રગટાવીને વ્યક્તિથી અમુક દૃષ્ટિએ ઇશ્વરાવતાર તરીકે થાય છે. ધર્મોદ્ધારક મહાત્માઓ ખરેખર ધર્મ પ્રવર્તક દૃષ્ટિએ ઇશ્વરો જેવા અથવા ઇશ્વરાવતારો છે. જ્યા સુધી પુણ્યકર્મ છે ત્યાં સુધી તેઓ અવતાર ગ્રહીને આત્માની પરમાત્મતા કરે છે અને અન્ય મનુષ્યોનો ધર્મથી ઉદ્ધાર કરવાથી તેઓના તેઓ ઇશ્વરો બને છે. વિશ્વવર્તિ લોકોમા તે ઇશ્વરાવતારો તરીકે મનાય છે અને પૂજાય છે. મનુષ્યો તેઓના ગુણોવડે તેઓને સાકાર ઇશ્વર તરીકે પૂજે છે. કર્મ છે ત્યાં સુધી આત્માઓનો અવતાર થાય છે. કર્મ અગર રજોગુણાદિ માયારહિત શુદ્ધાત્માના અવતારો થતા નથી. કર્મસહિત ઉચ્ચ આત્માઓ પુણ્યપ્રાગ્ભારે મનુષ્યનો અવતાર પામીને આત્મજ્ઞાન–આત્મધર્મનો ઉપદેશ આપીને ધર્મોદ્ધારક ઇશ્વર તરીકે ગવાય છે. જૈનસ્યાદ્વાદ દૃષ્ટિએ અરિહંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સાધુ એ પંચપરમેષ્ઠિ છે. સિદ્ધ પરમાત્મા નિરાકાર પરમેષ્ઠી છે અને અરિહંત આચાર્ય ઉપાધ્યાય અને સાધુ સાકાર સદેહી પરમેષ્ઠી–પરમેશ્વર છે. ધર્મોદ્ધારક આત્મજ્ઞાની મહાત્માઓ તો ઇશ્વરરૂપ છે; વેદાન્ત દૃષ્ટિએ અદ્વૈતવાદમા મહાત્માઓ ઇશ્વરો છે. સત્તાગત સંગ્રહનયદૃષ્ટિએ એક ઇશ્વર

અને વ્યક્તિગત દૃષ્ટિએ સર્વે મહાત્માઓ ઇશ્વરો છે. આત્મજ્ઞાની આત્માનુભવી સાકાર મહાત્મારૂપ ઇશ્વરોથી જ સાક્ષાત્ ધર્મની પ્રાપ્તિ થાય છે; અન્યથા થતી નથી. સાકાર મહાત્મારૂપ ઇશ્વર ઉપદેશ આપે છે પરંતુ નિરાકાર પરમાત્મા ઉપદેશ આપી શકતા નથી; માટે મુનીન્દ્રો કે જે ઇશ્વરપરમેષ્ઠીઓ છે તે આત્મજ્ઞાનધ્યાનાદિ ગુણવડે ધર્મોદ્ધાર કરે છે અને અધર્મોનો નાશ કરે છે—તે જ પૂજવા-સેવવા યોગ્ય છે. મહર્ષિઓ-મુનિવરો યોગીન્દ્રો કે જેઓએ ગીતાર્થદશા પ્રાપ્ત કરીને રાગદ્વેષના ઘણા આવરણો દૂર કર્યાં છે તેઓની આજ્ઞા પ્રમાણે પ્રવર્તવાથી અષ્ટકર્મનો ક્ષય થાય છે અને પરમબ્રહ્મરૂપ સિદ્ધ બુદ્ધ પદની પ્રાપ્તિ થાય છે. આત્મજ્ઞાની મહાત્માઓની સંગતિથી એક ઘડીમા જે લાભ મળે છે તે ઇન્દ્રાદિક દેવોથી મળતો નથી તો અન્ય મનુષ્યોનું તો શું કહેવુ ? અધ્યાત્મજ્ઞાનમા તલ્લીન બનીને જેઓ એ મોહવૃત્તિયોની પેલી પાર રહેલુ શુદ્ધ બ્રહ્મનું અનન્ત સુખ આસ્વાદીને મસ્ત બની ગયા છે એવા મુનીન્દ્રોથી જ અન્ય મનુષ્યોને મુક્તિસુખનો અનુભવ મળે છે અને જન્મ જરા મરણના બંધનો ટળે છે; માટે લોકૈષણા, વિત્તૈષણા, કીર્તિની એષણા, અહંમમતાની વૃત્તિ, આદિ સર્વ અશુદ્ધ ધર્મોનો ત્યાગ કરીને એવા ધર્મોદ્ધારક મહાત્મા પ્રભુઓનું સર્વસ્વાર્પણ કરીને શરણઅંગીકાર કરવુ જોઈએ કે જેથી આત્માનુભવ થાય અને મોક્ષપદમય બની જવાય. આત્મજ્ઞાની યોગી મુનિવરોનો અનુભવ કરીને તેઓની સેવા કરવી જોઇએ. સર્વ પ્રકારની શંકાઓનો ત્યાગ કરીને અને સર્વ ભીતિયોનો ત્યાગ કરીને ધર્મોદ્ધારક મહાત્માઓની આજ્ઞા પ્રમાણે ધર્મકર્મમાં પ્રવર્તવું જોઈએ. ધર્મોદ્ધારક આત્મજ્ઞાની મહાત્માગુરુની આજ્ઞા-વિના તપ જપ સંયમની સફલતા થતી નથી. આત્મજ્ઞાની મહાત્મા પ્રભુના દર્શન કરીને તેમના સહવાસમા રહેવુ જોઈએ અને તેમની કૃપા મેળવવી જોઈએ. ધર્મોદ્ધારક મહાત્માઓ જ જગદુદ્ધારકો છે. નિરાકારરૂપ પરમાત્મા યાને શુદ્ધ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને સાકાર-પરમાત્મારૂપ મુનીન્દ્રોનો-મહાત્માઓનો અનુભવ—સાક્ષાત્કાર થાય છે, ત્યારે અગ્રગામી સર્વ અનુભવોની પ્રાપ્તિ થાય છે. અતએવ પ્રથમ ધર્મોદ્ધારકધર્મપ્રદાતા મહાત્મા ગુરુની સેવા કરવી જોઇએ. ધર્મોદ્ધારક મુનીન્દ્રના સર્વ વિચારોના અને સર્વ આચારોના રહસ્યોને અવબોધવાથી પૂર્ણશ્રદ્ધાબલે તેમની આજ્ઞા પ્રમાણે પ્રવર્તવાથી સત્ય અનંતશુદ્ધબ્રહ્મમય થવાય છે—એમ નિઃશંક અવબોધવુ. આત્મજ્ઞાનીમહાત્માગુરુઓ ભક્તોના-શિષ્યોના અજ્ઞાનનો નાશ કરે છે અને ભક્તશિષ્યોના હૃદયમા જ્ઞાનનો પ્રકાશ કરે છે માટે તેવા મહાત્મા ગુરુમળ્યા પશ્ચાત્ કંઈ મેળવવાનુ બાકી રહેતું નથી-એવી શ્રદ્ધા ધારણ કરીને તેઓની આજ્ઞાપ્રમાણે પ્રવર્તવુ જોઇએ. સેવાયોગ ભક્તિયોગ અને કર્મયોગની પ્રવૃત્તિમા ગુર્વાજ્ઞાથી શિષ્યો પ્રવૃત્ત થઇને આત્મજ્ઞાનની યોગ્યતા મેળવે છે અને પશ્ચાત્ તેઓ આત્મજ્ઞાનના માર્ગથી પતિત થતા નથી. અનેક પ્રકારના ધર્મ શાસ્ત્રો-ધર્માચારો-ધર્મપ્રવૃત્તિયો વગેરેના

પ્રવર્તક સ્થાપક રક્ષક અને સર્વ પ્રકારની મલિનતાના નાશક—મહાત્માધર્માચાર્યોનો સર્વોત્કૃષ્ટ વિનય કરવો અને તેમને સર્વસમર્પણ કરી તેમના ચરણોમાં સદા આળોટવું એ જ ગૃહસ્થોનું અને ત્યાગીઓનું પરમધર્મકર્તવ્ય છે. અહંમમતા દેહાધ્યાસ અને નામાધ્યાસ વગેરેનો ત્યાગ કરીને મુનીન્દ્ર આત્માનુભવી ધર્માચાર્યની એક ક્ષણ માત્ર પણ સંગતિ દ્રવ્યથી અને ભાવથી નહીં ત્યજનાર એવા ભક્તોનો ઉદ્ધાર થાય છે અને તેઓ બ્રહ્મજ્યોતિનો અનુભવ કરી સર્વ કર્મોની પેલી પાર જાય છે. સર્વદેશોમાં ધર્મોદ્ધારક મુનીન્દ્રો—મહાત્માઓ કે જે સાકાર ઈશ્વરો ગણાય છે તે પ્રકટે છે. તેઓના સામે આસુરીસંપત્તિમાનો પડે છે તો તેમાં તેઓનો પરાજય થાય છે;–જે અનુભવો ઢંકાઈ ગએલા હોય છે તેઓનો તથા ગુપ્ત સિદ્ધાંતોનો મહાત્માઓ પ્રકાશ કરે છે. એવા ગુરુ–ઈશ્વરસ્વરૂપ મહાત્માઓની સેવા ભક્તિ કરવા અને ધર્મનો ઉદ્ધાર કરવા તેમની આજ્ઞા પ્રમાણે અન્તરમાં અને બાહ્યમા પ્રવર્તવું જોઈએ.

**અવતરણ:**—ઉપર્યુક્ત મહાત્મા સદ્ગુરુ પ્રભુની આજ્ઞાપૂર્વક ધર્મપ્રવર્તકશાસનોન્નતિકારક કર્મો કરવા જોઇએ અને સન્ત સાધુઓની ભક્તિપૂર્વક તેઓના સંરક્ષણકાર્યમા પ્રવૃત્ત થવું જોઇએ—તે નીચે પ્રમાણે દર્શાવવામા આવે છે.

**श्लोकाः**

भासन्ते सदुपाया ये देशकालानुसारतः ।
शुद्धधर्मप्रवृद्ध्यर्थं ते ते सेव्याः प्रयत्नतः ॥ १५६ ॥
दीर्घदृष्ट्यनुसारेण शासनोन्नतिकारकम् ।
सर्वत्र धर्मवृद्ध्यर्थं सेव्यं कर्म सुयुक्तितः ॥ १५७ ॥
सतां संरक्षणार्थं यत् सेव्यं कर्मविवेकतः ।
धर्मोत्पत्तिर्यतो विश्वे साधुभ्यो जायते ध्रुवम् ॥ १५८ ॥
साधूनां सेवनं कार्यं देयं दानं सुभक्तितः ।
साधुसङ्गस्य योग्यं यत् कर्तव्यं तत्तु भावतः ॥ १५९ ॥

**શબ્દાર્થ:**—સત્ય શુદ્ધધર્મની વિશ્વમા પ્રવૃદ્ધિ માટે દેશકાલાનુસારે જે જે સદુપાયો ભાસે તે તે ઉપાયોને કર્મયોગીઓએ પ્રયત્નથી સેવવા જોઇએ. દીર્ઘદૃષ્ટયનુસારે સર્વત્ર વિશ્વમાં ધર્મવૃદ્ધિ માટે શાસનોન્નતિકર્મને સુયુક્તિથી સેવવું જોઇએ. સાધુઓના અને સાધ્વીઓના સંરક્ષણાર્થે જે યોગ્યકર્મ હોય તેને વિવેકથી કરવું જોઇએ. કારણકે સાધુઓથી નિશ્ચય ધર્મની

ઉત્પત્તિ જ્યાં ત્યાં વિશ્વમા થાય છે, માટે સાધુઓની સેવા કરવી અને શુભ ભક્તિથી તેઓને દાન દેવુ અને સાધુસંઘની પ્રગતિ માટે જે યોગ્યકર્મ હોય તેને કરવું જોઈએ.

**વિવેચન**—ઉપર્યુક્ત જ્ઞાની મુનીન્દ્રો સત્યશુદ્ધ ધર્મની પ્રવૃદ્ધિ માટે અવતાર ધારણ કરે છે, અને કર્મયોગીઓને ધર્મવૃદ્ધિ માટે આજ્ઞા કરે છે તેઓ કથે છે કે દેશકાલાનુસારે શુદ્ધ ધર્મની વૃદ્ધિ માટે જે જે ઉપાયો યોગ્ય ભાસે તે સેવવા જોઈએ; ધર્મની વૃદ્ધિથી દેશ સામ્રાજ્ય સમૃદ્ધિ વધે છે, ધર્મની વૃદ્ધિથી વિશ્વમનુષ્યોની આર્થિક સ્થિતિ સુધરે છે. ધર્મની વૃદ્ધિથી વાયુ સમીચીન વાય છે, મેઘની સુવૃષ્ટિ થાય છે અને અનેક દુષ્ટરોગોનો નાશ થાય છે. ધર્મની પ્રવૃદ્ધિથી અનેક પાપોનો નાશ થાય છે અને અનેક પુણ્યકર્મોનો ઉત્પાદ થાય છે તેથી ધર્મીદેશોમા મહાપુરુષોના અવતારો પ્રગટે છે ધર્મની પ્રવૃદ્ધિથી મનુષ્યોમા આત્મિકબળ ખીલે છે અને મોહની આસુરી પ્રકૃતિયોનો નાશ થાય છે. સર્વત્ર ધર્મની પ્રવૃદ્ધિથી વ્યાવહારિક સત્ય સ્વાતંત્ર્યવિચારોની અને સદાચારોની વૃદ્ધિ થાય છે અને અધર્મમય અસદ્‌વિચારોનો અને અનાચારોનો નાશ થાય છે ધર્મની પ્રવૃદ્ધિથી ચોરી વ્યભિચાર વગેરે દુષ્ટ કર્મ કરનારાઓ પણ ધર્મપ્રવૃત્તિ સેવે છે અને ચોરી વ્યભિચાર વગેરે દુષ્ટ કર્મોનો ત્યાગ કરે છે. શુદ્ધધર્મ પ્રવૃત્તિથી દેશકોમ તથા સમાજોમાથી દુષ્ટ વિચારો અને દુષ્ટાચારો પલાયન કરી જાય છે. રાજાઓમા અને પ્રજાઓમા પરસ્પર નૈતિક સંબંધ સંરક્ષવામા ધર્મની વૃદ્ધિથી વિશેષ કાર્ય કરી શકાય છે. સત્ય શુદ્ધ ધર્મની પ્રવૃદ્ધિ વિના અનીતિનું બળ વિશ્વમા વૃદ્ધિ પામે છે અને તેથી વિશ્વમા શાતિના સૂત્રોનાં બધનો શિથિલ થઈ જાય છે દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, મમતાત્યાગ, નિષ્પક્ષપાતદૃષ્ટિ, મધ્યસ્થતા, વિવેક વિગેરે ગુણોથી આત્માના જ્ઞાનાદિ શુદ્ધ ધર્મની વૃદ્ધિ થાય છે. શુદ્ધ ધર્મને ગ્રહવા માટે શરીરની બહાર અન્યત્ર પરિભ્રમવા જવુ પડે તેમ નથી, વિશ્વવર્તિ સર્વદેહધારીઓના આત્માઓમા જ્ઞાન દર્શન ચારિત્રરૂપ શુદ્ધ ધર્મ રહ્યો છે. વિશ્વમા શુદ્ધધર્મના બળથી સર્વ શુભ સુખમય શક્તિયોને પ્રગટાવી શકાય છે. મનુષ્યોએ સત્ય સુખમય જીવન યાને પ્રભુમય જીવનની પ્રાપ્તિ માટે સત્ય શુદ્ધ ધર્મની પ્રવૃદ્ધિ થાય એવા દેશકાલાનુસારે જે જે ઉપાયો હોય તેમા ગીતાર્થ ગુરુની આજ્ઞાથી પ્રવર્તવુ જોઈએ શુદ્ધ ધર્મના પ્રલયની સાથે સર્વ જીવોના ધર્મનો પ્રલય થાય છે. અતએવ શુદ્ધ ધર્મની પ્રવૃદ્ધિ જે જે ઉપાયોથી થાય તે તે ઉપાયો પૂર્વક ગુરુગમ ગ્રહી સ્વાર્થ ત્યાગીને પ્રવર્તવુ જોઈએ કર્મયોગીઓનું સર્વ કર્તવ્યકાર્યોમા મુખ્ય કાર્ય એ છે કે સમસ્ત વિશ્વ મનુષ્યોને શુદ્ધધર્મનુ સ્વરૂપ અવબોધાવવું વિશ્વવર્તિ મનુષ્યો જો આત્માના સત્ય શુદ્ધધર્મોને અવબોધે અને નિશ્ચય કરે તો વિશ્વવર્તિ મનુષ્યો સર્વે પરસ્પર એક બીજાને આત્મવત્ દેખે અને રજોગુણતમોગુણમુક્ત સત્ય સુખના ભોગી બને તેથી અનેક પ્રકારના દુખો કે જે દુનિયામા જીવોને દાનો દાહ્યુ સતાવે છે

તેઓનો અંત આવે. આ વિશ્વમાં સર્વ જીવો પરસ્પર એક બીજાને સ્વાત્મામાં સ્વાત્મવત્ દેખે અને તેઓના આત્માની સાથે મળે એવું શુદ્ધ ધર્મ સામ્રાજ્ય સર્વત્ર સ્થપાવાની સાથે સર્વ જીવોને પ્રભુમય જીવનની પ્રાપ્તિ થાય છે. આત્મામાં સત્યજ્ઞાન સત્યદર્શન આનંદ વગેરે ધર્મો કહ્યા છે તેઓની સર્વજીવો વૃદ્ધિ કરે એટલે તેઓ સ્વયં પ્રભુમય જીવનવંત બને છે. અને તેથી એક બીજાનો સ્વાર્થવડે નાશ કરવાનો પ્રસંગ આવતો નથી તથા અનેક પ્રકારની માનસિક ચિંતાઓ ટળવાથી સત્ય શાન્તિની પ્રાપ્તિ થાય છે. બૌદ્ધ, સાખ્ય, મીમાંસક, નૈયાયિકદર્શન, વેદાન્ત, ધર્મ, હિન્દુધર્મ, મુસલ્મીન ધર્મ, ખ્રીસ્તિ ધર્મ, વલ્લભાચાર્ય પુષ્ટિમાર્ગ, રામાનુજપંથ, કબીરપંથ, થીઑસૉફી, બ્રહ્મસમાજ, પ્રાર્થના સમાજ, શીઆધર્મ, વગેરે અનેક ધર્મોનું મૂળ આત્માની અનેક દૃષ્ટિયો છે અને તે સર્વેધર્મો આત્મા અર્થાત્ બ્રહ્મમાં સમાય છે એમ જ્યારે જ્ઞાન થાય છે ત્યારે સર્વ મનુષ્યો વિચારે છે કે આત્મા તો શરીરમા, હૃદયમા અને તલમાં તેલની પેઠે વ્યાપી રહ્યો છે, ત્યારે સર્વ સત્યો પણ આત્મામા વ્યાપી રહ્યા છે. એવો નિશ્ચય થતાંની સાથે આત્માના શુદ્ધ ધર્મોનો અનુભવ કરવા માટે ખરી લગની લાગે છે અને તેથી તેઓ આત્માના શુદ્ધ ધર્મના અત્યત રસિયા બને છે. તેથી તેઓને શુદ્ધધર્મોનો અનુભવ આવે છે. આ પ્રમાણે વિશ્વવર્તિમનુષ્યોને શુદ્ધધર્મનો અનુભવ આવતા સર્વધર્મોની દૃષ્ટિયોની પરસ્પરની વિરુદ્ધતાનો અત આવે છે, તથા સર્વધર્મો પોતાના આત્મામા સમાયલા જણાય છે. અનંતધર્મો એવા છે કે જે અનુભવમા ભાસે છે પરંતુ વાણીથી કથી શકાતા નથી, તેનો પણ અનુભવ આવે છે. વિશ્વમા ભિન્ન ભિન્ન ધર્મના આચારો અને વિચારો કઈ કઇ દૃષ્ટિયોથી પ્રગટે છે અને તેઓની આવશ્યકતા ક્યાં સુધી છે તેનો પણ અનુભવ આવે છે. આ પ્રમાણે અનુભવો પ્રગટવાથી આત્મામા સર્વ દેખાય છે, તેથી પરમ સતોષ પરમાનન્દ પ્રગટે છે; તત· પશ્ચાત્ એમ અનુભવાય છે કે સર્વ દેહોમા દેવો છે, પરંતુ શુદ્ધધર્મના જ્ઞાન વિના તેઓ પોતાને દીન, ગરીબ ગણીને વિકલ્પ સંકલ્પ કરી દુ·ખી થાય છે. સર્વ દેહો વસ્તુતઃ ઓપચારિક દૃષ્ટિએ આત્માઓરૂપ દેવોનાં દેવળો છે અને તેમા આત્માઓ બહિરાત્મભાવની અને અન્તરાત્મ ભાવની અનંતપ્રકારની ક્રીડા કરી રહ્યા છે. સર્વ દેહોમા સર્વ આત્માઓ સ્વયં અનંત કૃષ્ણો—અનન્ત રામો છે તેઓ મનની વૃત્તિયોરૂપ ગોપીઓની સાથે અને સમતારૂપ સીતાની સાથે આત્મારૂપ રામક્રીડા કરી રહ્યા છે એમ અનુભવ આવે છે. તેથી કોઇ આત્માના દેહરૂપ દેવળનો નાશ કરવાની પ્રવૃત્તિ થતી નથી આ પ્રમાણે વિશ્વવર્તિ સર્વમનુષ્યોને જો ભાન થાય તો વિશ્વની અનેક સમાજોમા પ્રભુજીવનની ઝાંખી થાય અને આત્મા શુદ્ધ ધર્મની પ્રાપ્તિ કરવા અનેક ધર્મકર્મોને સેવી પરમાત્મપદ પ્રાપ્ત કરે એમ સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા શ્રી મહાવીર પ્રભુના ઉપદેશનો સાર અવબોધાય છે. સર્વ જીવોમાં સ્વાત્માનો શુદ્ધ ધર્મ દેખવાનો અનુભવ કરો

તેથી શુદ્ધધર્મના સંસ્કારોની વૃદ્ધિ થશે અને તેનું પરિણામ એ આવશે કે સર્વ જીવોની સાથે સ્વાત્માની અભેદતા અનુભવાશે. ઉપર્યુક્ત શુદ્ધધર્મની પ્રાપ્તિથી વિશ્વવ્યાપક અભેદ સંબંધતાની પ્રાપ્તિની સાથે નિર્ભય નિર્મળ પરમાત્માનું પ્રાકટ્ય સાક્ષાત્ સ્વાત્મામા થએલુ અવબોધાશે. આત્માનો શુદ્ધધર્મ સર્વત્ર સર્વ દેહીઓમા એક સરખો છે તેને પ્રકટાવવા માટે દેશકાલાનુસારે જે જે સદુપાયો લાગે તે સેવ્યાથી વિશ્વના ખરેખરા કર્મ યોગીઓની પદવી પ્રાપ્ત કરી શકાય છે. સત્ય શુદ્ધ ધર્મ એ જ વિશ્વ-વર્તિમનુષ્યોનો સત્યધર્મ છે અને તેથી સર્વ જીવોની સાથે અભેદતા કરી શકાય છે તથા પ્રભુમયજીવન પ્રાપ્ત કરી શકાય છે. તેમા ધર્મની તકરારો વા સંસારના કલેશો નથી. તેમા ઉચ્ચ નીચ ભાવ નથી, માટે કર્મયોગીઓએ એવા આત્માનો શુદ્ધધર્મનો પ્રચાર કરવા માટે જે બને તે સર્વે કરવું, અને વિશ્વમા શુદ્ધધર્મનો પ્રચાર કરવો કે જેથી લઘુ વર્તુલરૂપ બનેલા ધર્મોથી પણ આત્માના શુદ્ધધર્મની પ્રાપ્તિ કરી શકાય અને રાગદ્વેષાદિ અશુદ્ધ ધર્મોનો નાશ થાય. શરીરમા આત્મા છે તાવત્ સર્વ પ્રકારના ધર્મોનો વિચાર કરી શકાય છે. જેનાથી સર્વનો પ્રકાશ થાય છે એવો આત્મા શરીરમા છે તેના વિના અન્યત્ર શુદ્ધધર્મ નથી. શુદ્ધધર્મની પ્રાપ્તિ માટે લક્ષ્મીસત્તા વગેરેની કંઈ પણ જરૂર નથી. જે સર્વને જાણે છે–દેખે છે એવા અનાદિ અનન્ત આત્મામાં કેવલજ્ઞાનાદિ શુદ્ધધર્મો છે, માટે આત્મામાં શુદ્ધ ધર્મ દેખો. સર્વ મનુષ્યોને આત્માઓમા રહેલા શુદ્ધધર્મોને સમજાવો, એટલે તેઓ એક કોડીના ખર્ચ વિના મોટા મોટા શહેનશાહો કરતા અનન્તગુણા સુખી થશે. આત્મા વિના આ વિશ્વમા કોઇએ કંઈ શોધ્યું નથી. જ્યારે આવી સ્થિતિ છે ત્યારે આત્મામા ઉંડા ઉતરવાની જરૂર છે અને આત્માના શુદ્ધધર્મની વૃદ્ધિ માટે આવશ્યક ઉપાયોથી પ્રવૃત્તિ કરવાની જરૂર છે. આત્માના શુદ્ધધર્મની પ્રાપ્તિ વિના બાહ્યસત્તા અથવા લક્ષ્મીસામ્રાજ્યથી કદી સુખ પ્રાપ્ત થવાનુ નથી આત્માના શુદ્ધ ધર્મનો અનુભવ કર્યાથી વિશ્વવર્તિ સર્વ જીવોના કલ્યાણ માટે પ્રવૃત્તિ કરી શકાય છે. રાગદ્વેષાદિ કષાયો અત્યંત ક્ષીણ થવાથી આત્માના શુદ્ધ-ધર્મનો આવિર્ભાવ થાય છે. લાખો યંત્રોની શોધો, લાખો કરોડો જાતના ધર્મપુસ્તકો, લાખોકરોડો જાતની વિદ્યાકળાઓ વગેરે ક્યાથી ઉત્પન્ન થયા ? તેના જવાબમા કહેવું પડશે કે આત્મામાથી ત્યારે હવે આત્માના મૂળજ્ઞાનાદિ શુદ્ધધર્મને પ્રકટાવવાથી કંઈ બાકી રહી શકે તેમ છે કે ? ના કંઇ નહીં. બુદ્ધભગવાને આત્માનુ ધ્યાન ધર્યું હતું. મહંમદપયગંબરે આત્મારૂપ ખુદાનુ ધ્યાન ધરી ધર્મમત પ્રવર્તાવ્યો હતો શંકરાચાર્યે આત્મામા બ્રહ્મનું ધ્યાન ધરીને અદ્વૈત બ્રહ્મની સ્થાપના કરી હતી રામાનુજાચાર્યે, વલ્લભાચાર્યે, કૃષ્ણચંદ્રે, કબીરે, વગેરે અનેક મહાત્માઓએ આત્માનુ ધ્યાન ધરીને તેના એકેક જ્ઞાનકિરણથી ધર્મની સ્થાપન. કરી હતી શ્રી મહાવીરપ્રભુએ આત્માનું ધ્યાન ધરીને આત્મારૂપ સૂર્યના અનંત કિરણરૂપ કેવલ-જ્ઞાનની પ્રાપ્તિ કરીને ધર્મની દેશના દીધી હતી અને સર્વત્ર વિશ્વમા શુદ્ધધર્મની સ્થાપના

કરી હતી. આ ઉપરથી સ્પષ્ટ અવબોધાશે કે ઉપર્યુક્ત મહાત્માઓ વગેરે અનેક મહાત્માઓએ આત્માનું ધ્યાન ધર્યું. વર્તમાનમા અનેક મહાત્માઓ આત્માનું ધ્યાન ધરે છે અને ભવિષ્યમાં અનેક મહાત્માઓ આત્માનુ ધ્યાનધરીને અનેક ધર્મોને પ્રકટાવશે. આ ઉપરથી અવબોધ મળે છે કે આત્માના અનંતજ્ઞાનાદિ ધર્મનો પાર નથી. તેનું ધ્યાન જેટલા અંશે થાય છે તેટલા અંશે તેના શુદ્ધધર્મનો અનુભવ આવે છે. સાગરમા અનંતગુણુ જલ છે તેમાં લોટો લોટા જેટલું જલ ભરી શકશે અને ગાગર, ગાગર જેટલું જલ ભરી શકશે પરંતુ જલનો પાર આવવાનો નથી. તદ્વત્ આત્માનો શુદ્ધધર્મ અનન્ત છે તેથી તેનો પાર આવી શકતો નથી. જ્ઞાની આત્મા અનન્તજ્ઞાનાદિ શુદ્ધધર્મો તરફ વળે છે અને ત્યાં જેટલું તે વિશ્રામ પામે છે તેટલો આનંદ પામીને તે ખુશી થાય છે. જ્ઞાનીમહાત્માઓ આત્માના અનંત શુદ્ધધર્મોનું ધ્યાન ધરીને તન્મય બની પરમાત્માઓ બને છે. આ પ્રમાણે આત્માની સ્થિતિ છે માટે આત્માના શુદ્ધધર્મની વૃદ્ધિ થાય અને સત્ય શુદ્ધધર્મના વિચારોનો સર્વત્ર વિશ્વમાં પ્રચાર થાય તે માટે શ્રીમહાવીરપ્રભુની પેઠે ઉપદેશ દેવામા કર્મયોગીઓએ પરિપૂર્ણ આત્મભોગ આપવો જોઇએ. ઉપર્યુક્ત આત્માના શુદ્ધધર્મની અને સત્ય વ્યવહાર ધર્મની ઉત્પત્તિનુ મૂળ સન્તો—સાધુઓ છે. સાધુઓથી આત્માના શુદ્ધધર્મનો પ્રચાર થાય છે. આ વિશ્વશાળાના સત્ય શિક્ષકો સાધુઓ છે. પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટે અને આત્મા તેજ પરમાત્મસ્વરૂપ છે એવો નિશ્ચય કરાવવા માટે સાધુઓની સેવા કરવાની જરૂર છે. સર્વધર્મોનું મૂળ સાધુઓ છે. કામાદિવાસનાઓનો નાશ કરીને અને આત્માની શુદ્ધતાનો અનુભવ કરીને જે સાધુઓ થયા છે તેઓ વિશ્વમા કલ્પવૃક્ષ સમાન છે. તેઓની સેવાભક્તિ કરવાથી શુદ્ધધર્મની અવશ્યમેવ પ્રાપ્તિ થાય છે. સર્વજીવોમા શુદ્ધધર્મનો આવિર્ભાવરૂપ ઉત્પત્તિ કરનારા સાધુઓ છે માટે સાધુઓની રક્ષા કરવામા અને સાધ્વીઓની રક્ષા કરવા માટે યોગીન્દ્રમહાત્માઓરૂપ ઈશ્વરીઅવતારોની ઉત્પત્તિ થાય છે. સર્વ દેશોમા, સમગ્ર વિશ્વમાં આત્માના જ્ઞાનદર્શનચારિત્રાદિ શુદ્ધધર્મોની ઉત્પત્તિ કરાવનાર સાધુઓની અને સાધ્વીઓની સેવા ભકિત થવી જોઇએ. નિવૃત્તિમય પ્રવૃત્તિધર્મમા સાધુઓ તલ્લીન રહે છે અને વિશ્વને કુટુંબ સમાન ગણીને અનેક આધ્યાત્મિક તત્ત્વોનો સર્વત્ર પ્રચાર કરે છે;—આધ્યાત્મિક શકિતઓનો પ્રકાશ કરનારા સાધુઓ છે. પરમાત્માઓના ઠેઠ પાસેના સાધુઓ છે. આ વિશ્વમા મોક્ષસુખની ઝાખીનો અનુભવ કરનારા મસ્તસાધુઓ છે અનેક પ્રકારનું ધાર્મિક શિક્ષણ આપનારા સાધુઓ છે. **વેદો, આગમો, બાઇબલ, પુરાણ આદિ ધર્મશાસ્ત્રોની જીવતી મૂર્તિઓ સાધુઓ છે.** જેઓના હૃદયોમાથી ભૂતકાલમા અનેક શાસ્ત્રો નીકળ્યા, વર્તમાનમા નીકળે છે અને ભવિષ્યમા નીકળશે એવા મહાત્મા સાધુઓ વિના દુનિયામા અન્ય જે રત્નો ગણાય છે તે અસત્ય છે. સત્યસ્વાતંત્ર્ય ભોક્તાઓ સાધુઓ છે. મસ્તસાધુઓ કોઇની પરવા વિના શુદ્ધપ્રેમથી વિશ્વજનોને સત્ય વિચારો જણાવે છે. તેઓ સમાધિધ્યાનમા

રહીને પરમાત્માનો સાક્ષાત્કાર કરી અલમસ્ત બને છે. જડવાદીઓ—નાસ્તિકો સાધુઓના સંઘને—સમુદાયને નિરુપયોગી ગણે છે અને સાધુસમુદાય તરફ તિરસ્કારની લાગણીથી જુવે છે છતા સાધુઓ મૈત્રી ભાવથી તેઓને દેખે છે, અને તેઓને પ્રતિબોધવા જેટલા ઘટે તેટલા ઉપાયોથી પ્રવૃત્તિ કરે છે આ વિશ્વમા પરમાર્થની મૂર્તિઓ અને દેવના દેવો, સાધુઓ છે. તેઓ વિશ્વને અલ્પહાનિ અને મહાલાભ સમર્પી શકે છે. મનુષ્યોના હૃદયોમા સાધુઓની સત્તા છે ત્યારે મનુષ્યો પર બાહ્ય સત્તાપ્રવર્તક રાજાઓ શહેનશાહો છે સાધુઓના સમુદાયમા જેને સાકાર પરમાત્મત્વ ન દેખાતું હોય તે નિરાકારપરમાત્મપદ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થતો નથી. સાધુઓની હાય લેવાથી દેશનુ કોમનુ અને સમાજનું શ્રેય થઇ શકતું નથી. રાજાઓને અને મનુષ્યોને સમાન ગણીને તેઓને આધ્યાત્મિક જ્ઞાનના સમર્પનાર સાધુઓ છે. **સાધુઓના જે આધ્યાત્મિક ઉદ્ગારો નીકળે છે તે પરંપરાપ્રવાહે ધર્મશાસ્ત્રો તરીકે વિશ્વમાં પ્રવર્તે છે.** પરમાત્માના વિશ્વાસ પર સર્વસમર્પણ કરનારા સાધુઓ છે માટે તેઓની સેવા કરવી જોઇએ અને અન્નદાન વસ્ત્રદાન આદિનું દાન કરીને તેઓને સંતોષી તેઓની કૃપા મેળવવા સદા તૈયાર રહેવુ જોઇએ. જ્યારે સાધુઓને પીડનારા અજ્ઞાની અધર્મીનાસ્તિકમનુષ્યો ઘણા પ્રમાણમા પ્રગટે છે ત્યારે સાધુસમુદાયની રક્ષા કરનારા ઈશ્વરીઅવતારરૂપ મુનીન્દ્રો પ્રગટે છે અને તેઓ સાધુઓ સાધ્વીઓ ધર્મીમનુષ્યો અને ગરીબ પશુપંખીઓનુ રક્ષણ કરે છે. સાધુસમુદાય વિનાના દેશમાં કોઈ જાતની આપત્તિ પ્રગટ્યા વિના રહેતી નથી ધર્મના આરોગ્ય પ્રાણભૂત સાધુઓ છે માટે તેઓની હેલના થવા દેવી નહિ અને સર્વસ્વાર્પણ કરીને તેઓની ભક્તિ કર્યા કરવી જોઇએ. આર્યાવર્ત અનેક મહાત્મા સાધુઓથી શોભિત છે તેથી તે અધ્યાત્મધર્મની ભૂમિ તરીકે પ્રસિદ્ધ છે. જે ધર્મવાળા મનુષ્યો સાધુઓની હેલના કરે છે અને તેઓને ધિક્કારે છે તે ધર્મની—સમાજની કોટિ ઉપાયોવડે પણ વિશ્વાસના થતી નથી સંપૂર્ણ શરીરનો રાજા જેમ વીર્ય છે તેમ ધર્મના રાજા તરીકે સન્તસાધુઓ છે [illegible] ધર્મને આચારમા મૂકીને રહેવાથી સાધુઓ પ્રવર્તાવી શકે છે [illegible] વિશ્વમા આધ્યાત્મિક વિદ્યાનો પ્રચાર થાય છે હાલમા યુરોપમા મહાયુદ્ધ પ્રવર્તે છે તેનુ કારણ એ છે કે ત્યાંના ધર્મના પ્રવર્તકો મોટા ભાગે ત્યાગી—જ્ઞાની સાધુઓ [illegible] ત્યા રજોગુણના બાહ્ય સામ્રાજ્યની અત્યંત પ્રગતિ થઈ છે તેથી ત્યા [illegible] રહ્યું છે રજોગુણ સામ્રાજ્ય સમૃદ્ધિ અને તમોગુણ મહાસામ્રાજ્ય સમૃદ્ધિનો [illegible] કાલમા વિલય થાય છે આર્યાવર્તના આધ્યાત્મિક જ્ઞાની સાધુઓના [illegible] કર્મ સામ્રાજ્યની પ્રગતિ થઇ શકે તેમ નથી આર્યાવર્તમાં [illegible] અધ્યાત્મજ્ઞાનની જે રહેણી છે તેવી ત્યા ન હોવાથી [illegible] સાધુઓની મહર્ષિઓની ગુરુતા રહેવાની. જ્યારે [illegible]

થઈ પડે એવા પ્રબંધોથી જો ધર્મકર્મસુધારકો પ્રયત્ન કરે છે તો તેથી સમાજની—દેશની ઉન્નતિ થાય છે અને અન્ય જડવાદી નાસ્તિકોના બળ સામે સ્વાસ્તિત્વનું સંરક્ષણ કરી શકાય છે. પ્રાચીન ધર્મકર્મો અને વર્તમાન જમાનાના લોકોના વિચારવાતાવરણની પરિસ્થિતિનો વિચાર કરીને ધર્મરક્ષક કર્મો કરવામા આવે છે તો તેથી વર્તમાનમા અને ભવિષ્યમા ઉન્નતિના માર્ગો નિર્મલ વહ્યા કરે છે. ધર્મરક્ષકદૃષ્ટિએ જેઓ ધર્મકર્મસુધારકો બને છે, તેઓ આત્માની સર્વ શક્તિયોને અને સમાજની સંઘની સર્વ શક્તિયોને ખીલવી શકે છે. ધર્મકર્મસુધારા વિના સમાજમા ધર્મસંપ્રદાયમાથી મલિનતાનો નાશ થતો નથી ધર્મકર્મ-સુધારકોને અનેક વિપત્તિયો સહન કરીને ધર્મકર્મોમા સુધારા કરવા પડે છે તેઓનામા પૂર્વે કથવામા આવ્યા એવા કર્મયોગીઓના ગુણો જો હોય છે તો તેઓ સમાજમા, સંઘમા, કોમમા પેઠેલા સડાનો નાશ કરી શકે છે. અદ્યપર્યંત જે જે ધર્મકર્મસુધારકો થયા હોય તેઓનાં જીવનચરિતો અને તેઓએ કરેલા કાર્યોનો અનુભવ કરવો જોઈએ કે જેથી ધર્મકર્મ સુધારકોને અનેક દિશાનું જ્ઞાન થાય. સામાજિક પ્રબન્ધોમા સદા પરિવર્તનો થયા કરે છે. ધર્મના સિદ્ધાતોની રક્ષા થાય અને ધર્મકર્મોની રક્ષા થાય તથા પ્રાચીન સત્યનો નાશ ન થાય તથા વર્તમાનમા જે પ્રગતિકર ઉપાયો હોય તેનો આદર પણ થાય એવી રીતે ધર્મકર્મસુધારકોએ ધર્મરક્ષક કર્મો કરવા જોઈએ દીર્ઘદૃષ્ટિ વિના અને પરિપૂર્ણ અનુભવ વિના ધર્મકર્મસુધારક બની શકાતું નથી. આત્મજ્ઞાનીઓ સર્વ પ્રકારનો અનુભવ કરીને દ્રવ્યક્ષેત્રકાલભાવ પ્રમાણે ધર્મકર્મોમા સુધારાવધારો કરી શકે છે. સામાજિકપ્રબંધોનું ત્રણ કાલની દૃષ્ટિએ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઈએ. કર્મયોગીઓએ ધર્મરક્ષાના કર્તવ્યકાર્યોમા સર્વસ્વાર્પણ કરવું જોઈએ. જડવાદી નાસ્તિકોના પ્રબલ હુમલાઓથી ધર્મની રક્ષા કરવી જોઈએ. હાલ આર્યાવર્તમા પાશ્ચાત્યદેશીય જડવાદીઓના વિચારવાતાવરણોનો ફેલાવો થવા લાગ્યો છે. ધર્મને હંબગ ગણીને તેનો તિરસ્કાર કરનાર નાસ્તિકોનો પ્રાદુર્ભાવ થવા લાગ્યો છે, તેઓની સામા ટકી રહેવાય એવી રીતે ધર્મકર્મસુધારકોએ ધર્મરક્ષાકારકકર્મો કરવા જોઈએ આત્મજ્ઞાન—પરમાત્મજ્ઞાનના ઉપદેશોનો ઘેરઘેર ફેલાવો થવો જોઈએ અને કાયરના ભીરુતા અને દીનતાના નાશપૂર્વક લોકોની ધર્મમાર્ગમા પ્રવૃત્તિ થવી જોઈએ સર્વપ્રકારના ધાર્મિક સિદ્ધાતોનો ઘેરઘેર ઉહાપોહ થવો જોઈએ આત્માના શુદ્ધધર્મોની પ્રાપ્તિ માટે વિશ્વવર્તિમનુષ્યોને જાગ્રત્ કરવા જોઈએ ધર્મની રૂઢીઓ પ્રમાણે નીરસતાથી પ્રવર્તનારા સંમૂર્છિમપંચેન્દ્રિય જેવા મનુષ્યોમા ધાર્મિકજ્ઞાનનો સંચાર થવો જોઈએ સર્વ મનુષ્યોમા આત્મશક્તિયોનો ખ્યાલ પ્રકટાવવો જોઈએ અને તેઓ ફરજ માનીને સર્વ આવશ્યક કર્મો કરે એવો ઉપદેશ થવો જોઈએ વ્યવસ્થાથી ધાર્મિકકર્મો કરનારા મનુષ્યોનો સમૂહ પ્રકટાવવો જોઈએ. હુંતુંનો ભેદભાવ ટળે અને સર્વજીવો પોતાનામા દેખાય એવા આધ્યાત્મિકજ્ઞાનનો પ્રચાર કરવો જોઈએ. ધર્મકર્મસુધારક કર્મયોગીઓએ આ પ્રમાણે ધર્મરક્ષા કરવાના કાર્યોમા

પ્રવૃત્ત થવું જોઇએ. આત્મજ્ઞાનપૂર્વક ધર્મકર્મોનું રહસ્ય શું છે ? તેનો લોકોને પરિપૂર્ણ અનુભવ આપવો જોઇએ લોકોને અજ્ઞ રાખીને ધર્મકર્મના જે જે સુધારા કરવામા આવે છે તેમા પરિણામે અલ્પલાભ અને અત્યંત હાનિ પ્રાપ્ત થાય છે. આધ્યાત્મિક જ્ઞાનનો સૂર્ય સદા પ્રકાશિત રહે છે તો વિશ્વ મનુષ્યો સર્વે સ્વયમેવ સ્વયોગ્ય ધર્મકર્મ સુધારાને કરી શકે છે અને વર્તમાનમા ધર્મનું રક્ષણ કરી શકે છે. જ્યારે અધ્યાત્મજ્ઞાનનો સૂર્ય અસ્ત થાય છે ત્યારે ધર્મીમનુષ્યોમા આચારભેદોથી સંપ્રદાયભેદો થાય છે અને અજ્ઞાની લોકોનું જોર ફાવી જાતા સત્ય રહસ્યોથી લોકો અજ્ઞાત રહેતાં જડક્રિયાવાદીઓનો પ્રાદુર્ભાવ થાય છે. હવે આધ્યાત્મિકજ્ઞાનના સૂર્યના કિરણોનો કંઇક લોકો પર પ્રકાશ પડવા લાગ્યો છે, તેથી લોકો સત્યની શોધ કરવા લાગ્યા છે. તેથી હાલનો સંક્રાન્તિકાલ ગણાય છે. હાલ ધર્મના શાસ્ત્રોનુ મથન થાય છે અને સત્ય શોધવા માટે વિશ્વમા સર્વત્ર મહાપ્રવૃત્તિ થએલી છે તેથી એ ચળવળના પરિણામે લોકોમા અનેક ધાર્મિક પરિવર્તનો થાય છે યુગપ્રધાન મહાત્માઓ ધર્મકર્મોનો સુધારો કરીને અધ્યાત્મજ્ઞાનબળે ધર્મરક્ષા કરી શકે છે. ધર્મના અસ્તિત્વથી સર્વ શુભકર્મોનું અસ્તિત્વ રહે છે માટે કદાપિ ધર્મનો નાશ ન થવા દેવો જોઇએ. **ધર્મની અનેક પ્રકારની વ્યાખ્યાઓ થઇ શકે છે.** તે પૂર્વના શ્લોકોના વિવેચનમાં જણાવ્યું છે ધર્મની રક્ષા કરવા માટે સર્વ ધર્મી મનુષ્યોએ સ્વાર્પણ કરીને ધર્મરક્ષાકારક પ્રવૃત્તિયોમા પ્રવર્તવુ જોઈએ. અજ્ઞાનીમનુષ્યો ધર્મકર્મની રક્ષાના નામે અધ્યાત્મજ્ઞાનના અભાવે બાહ્ય પ્રવૃત્તિયોમાં મતભેદ પાડીને પરસ્પર કદાગ્રહ કરી-ભેદ કરી ધર્મકર્મોનો નાશ કરે છે, માટે આત્મજ્ઞાનીઓવિના સામાન્યક્રિયારુચિને ધારણ કરી રૂઢિથી પ્રવર્તનારા ધર્મકર્મોમા ગાડરીઆપ્રવાહ પેઠે ચાલનારા મનુષ્યો ધર્મની રક્ષાના બદલે તેનો નાશ કરે છે એવું જાણી તેઓનાથી ચેતતા રહેવુ; આત્મજ્ઞાન વિના ઉદારભાવનાથી, વ્યાપકભાવનાથી, અદ્વૈત ભાવનાથી અને અનેકાન્તનયશૈલીથી ધર્મકર્મની સુધારણા થઈ શકતી નથી. જેઓને સુધારવાના છે તેઓને સર્વથી પ્રથમ અધ્યાત્મજ્ઞાન આપવું જોઇએ કે જેથી તેઓને ધર્મકર્મના સુધારાઓ સારી રીતે સમજાવી શકાય અને વર્તમાનકાલાનુસારે ધર્મકર્મો સુધારીને સમાજપ્રગતિકારક, સંઘપ્રગતિકારક એવા ધર્મની રક્ષા કરી શકાય ધર્મરક્ષકજ્ઞાની-મહાત્માઓએ સર્વજ્ઞાનાવરણીયાદિકર્મોનો નાશ થાય અને આત્માનો અનંત આનન્દ પ્રકટ થાય એવી દૃષ્ટિએ ધર્મવૃદ્ધિકર કર્મો કરવાં જોઇએ. સર્વ વ્યાવહારિક તથા ધાર્મિકકર્ત્તવ્ય કર્મોનો મૂળ ઉદ્દેશ શાશ્વતાનન્દ પ્રાપ્તિરૂપ છે અને જ્ઞાનાવરણીયાદિ કર્મના નાશરૂપ છે, માટે ધર્મરક્ષાકારક મહાત્માઓએ એ ઉદ્દેશને ક્ષણે ક્ષણે યાદ કરીને ધર્મવૃદ્ધિકર કાર્યો કરવા જોઇએ. સર્વજીવો જ્ઞાનાવરણીયાદિકર્મોનો નાશ કરે અને આત્માના અનન્ત આનંદનો અનુભવ કરે એ દૃષ્ટિએ તેઓ ધર્મકર્મમા પ્રવર્તે એવો બોધ આપવો જોઇએ અને એજ દૃષ્ટિએ ધર્મકર્મની રક્ષા કરવી જોઈએ. ધર્મકર્મોમા દેશકાલ પરત્વે અનાદિકાલથી અનેક પરિવર્તનો

થયા કરે છે, તેમા સ્વાધિકારે યોગ્ય ધર્મકર્મ સુધારારૂપ પરિવર્તનો કરી તેઓને સ્વાધિકારે આદરી—અદરાવીને ધર્મની રક્ષા થાય એવી રીતે જ્ઞાનીમહાત્માઓએ પ્રવર્તવું જોઇએ. જ્ઞાનવિના સત્યનો પ્રકાશ થતો નથી માટે જ્ઞાન પામીને ધર્મરક્ષાકર અને ધર્મવૃદ્ધિકર કર્મો કરવાં જોઇએ.

**અવતરણઃ**—બાહ્યોન્નતિજીવનપ્રદ અને આન્તરઆધ્યાત્મિકપ્રગતિપ્રદ ધર્મકાર્યો કરવાની ધર્મયોગ્યપ્રવૃત્તિને જણાવવામા આવે છે.

**श्लोकाः**

बाह्योन्नतिः सदा साध्या धर्माविरुद्धकर्मभिः ।
उदयेनान्वितो धर्मो बाह्यव्यवहृतेः शुभः ॥ १६२ ॥
जीवन्ति सत्तया लक्ष्म्या विद्यया च जना भुवि ।
यैर्यैं धर्मप्रबन्धैश्च सेव्यं तत्तद्यथोचितम् ॥ १६३ ॥
धर्मोन्नतिविवृद्ध्यर्थं सेव्यं सात्विककर्म यद् ।
देशकालानुसारेण सर्वशक्तिप्रदायकम् ॥ १६४ ॥
यत्र धर्मे भवेत् सेवा सर्वजीवोपकारिकाः ।
औदार्यदृष्टितो धर्मो विश्वे व्याप्नोति निश्चयः ॥ १६५ ॥
आत्मार्पणं सदा कार्यं धर्मरक्षणहेतवे ।
यत्र धर्मोजयस्तत्र धर्मेणैव सदोन्नतिः ॥ १६६ ॥
धर्मोन्नतिर्भवेद्यस्मा—त्सर्वदेशे सुशान्तिदा ।
तादृश्यो योजनाः सर्वा कर्तव्या दीर्घदृष्टितः ॥ १६७ ॥

**વિવેચનઃ**—કર્મયોગીઓએ ધર્માવિરુદ્ધકર્મોવડે સદાધર્મોન્નતિકારક બાહ્યોન્નતિ સાધવી જોઇએ. બાહ્યોન્નતિસહિતધર્મ ખરેખર બાહ્ય વ્યવહારથી શુભ છે. બાહ્યોન્નતિની અને ધર્મોન્નતિને વ્યાવહારિક સંબંધ વર્તે છે. બાહ્યોન્નતિ પણ શુભ વ્યવહાર ધર્મ છે. બાહ્યોન્નતિસાધક ધર્મ વ્યવહાર આદરવા યોગ્ય છે નિવૃત્તિમયપ્રવૃત્તિમાર્ગવિચારકોએ બાહ્યોન્નતિ સાધવી જોઇએ. બાહ્યોન્નતિના અનેક ભેદ છે. સર્વ પ્રકારની બાહ્યશુભોન્નતિઓને દ્રવ્યક્ષેત્રકાલભાવથી ગ્રહવાને

સ્વાધિકારત: સાધવી જોઇએ. બાહ્યલોકવ્યવહારમાં પ્રગતિસહિત ધર્મ વિશ્વજીવોનું કલ્યાણ કરવા સમર્થ થાય છે. આધ્યાત્મિક બળથી બાહ્ય ધર્મોન્નતિ કરવી જોઇએ. બાહ્યસમષ્ટિભૂતધર્મોન્નતિથી આધ્યાત્મિક શક્તિયો પ્રાપ્ત કરવાના માર્ગો ખુલ્લા થાય છે. **જે ધર્મથી બાહ્યોન્નતિ પ્રાપ્ત ન થતી હોય તે ધર્મ પ્રતિ લોકોની રુચિ પ્રકટતી નથી.** બાહ્યોન્નતિસાધક માર્ગો સર્વધર્મમાં હોય છે. બાહ્યવ્યવહારની પ્રગતિસહિતજ ધર્મ હોય છે. ધર્મનો અંતિમ ઉદ્દેશ નિવૃત્તિની પ્રાપ્તિ છે, પરંતુ અંતિમ ઉદ્દેશની પૂર્વની સર્વોન્નતિયોની સાથે બાહ્યોન્નતિયોનો નિમિત્તભૂત સહકારી સંબંધ છે. ધર્મથી વિરુદ્ધ કાર્યો કરીને અનીતિમય જે બાહ્યોન્નતિ કરાય છે તે મહાભારતના યુદ્ધના પરિણામવત્ વા યુરોપીય મહાયુદ્ધ પરિણામની પેઠે અંતે ક્ષયશીલ થાય છે. ધર્મથી વિરુદ્ધ કર્મો કરીને જે જે દેશના લોકોએ બાહ્યોન્નતિને સાધી છે તેઓની ઉન્નતિ ફક્ત ઇતિહાસના પાને રહી ગઈ છે. ધર્મકર્મો અને અધર્મ કર્મોનું વાસ્તિવિક સ્વરૂપ અવબોધવું જોઇએ. આર્યસિદ્ધાતપ્રતિપાદ્યધર્મકર્મોનું વાસ્તવિક સ્વરૂપ અવબોધવુ જોઇએ કે જેથી ધર્મવિરુદ્ધ કર્મોનુ જ્ઞાન થવાથી તેનો પરિહાર કરી શકાય. સત્તાવડે લક્ષ્મીવડે અને વિદ્યાવડે મનુષ્યો જેજે ધર્મપ્રબન્ધોવડે જીવે છે તે તે કર્મયથોચિત સેવવા જોઇએ. વિશ્વવર્તિમનુષ્યો વિદ્યા લક્ષ્મી અને સત્તાવડે બાહ્યપ્રગતિમય જીવનથી જીવી શકે છે. અતએવ બાહ્યોન્નતિ માટે વિદ્યા- સત્તા અને લક્ષ્મીની ઉપાસના ગૃહસ્થોએ કરવી જોઇએ. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર વર્ગનું ગૃહસ્થ મનુષ્યો સેવન કરે છે. આર્થિકસ્થિતિમાં નિર્બલ મનુષ્યો ગૃહજીવનમા સ્વતંત્ર જીવન ગાળવાને શક્તિમાન્ થતા નથી. દેશની આબાદી અને સમાજની આબાદીની સાથે ધર્મની આરાધના કરી શકાય છે. **દેશ ધર્મ અને સમાજને વ્યવહારમાં પરસ્પર નિકટ સંબંધ છે.** સત્તા લક્ષ્મી અને વિદ્યા વિના વિશ્વમા અનેક પ્રકારના શુભ ધર્મોની રક્ષા થતી નથી. સત્તા લક્ષ્મી અને વિદ્યા વિના સાર્વજનિક પરોપકારિક કર્મો કરી શકાતાં નથી. આસુરી મનુષ્યોના હાથમા સર્વ પ્રકારની સત્તા લક્ષ્મી અને વિદ્યા હોય છે તો તેથી ધર્મીઓ અને ધર્મનો નાશ થાય છે અને અધર્મીઓનું સામ્રાજ્ય વધે છે; તેથી પરિણામ એ આવે છે કે ધર્મના માર્ગોનો નાશ થાય છે. અતએવ સુજ્ઞ મનુષ્યોએ વિદ્યા લક્ષ્મી અને સત્તાવડે બાહ્યોન્નતિ સાધવી જોઇએ કે જેથી ગૃહજીવનમા ધાર્મિક જીવન ગાળવામા સ્વાતંત્ર્યપ્રવૃત્તિ કરી શકાય. લક્ષ્મીસત્તાવિદ્યાના જીવનથી મનુષ્યોએ બાહ્યજીવને જીવાય એવા ધર્મપ્રબંધોવડે પ્રવર્તવુ જોઇએ. હાલ પાશ્ચાત્ય દેશોમા લક્ષ્મી વિદ્યા અને સત્તાનું સામ્રાજ્ય પ્રવર્તે છે તેથી તેઓ બાહ્યપ્રગતિજીવનવડે જીવવાને શકિતમાન થએલા છે. પરંતુ તેમાં ધર્મવિરુદ્ધ એવા ધર્મકર્મોવડે બાહ્યજીવને જીવવુ એવો ધાર્મિક ઉદ્દેશ વિસ્મરવો ન જોઇએ. ધર્મવિરુદ્ધ ધર્મપ્રબંધોવડે બાહ્યજીવનપ્રગતિઅનુકૂલ સત્તા લક્ષ્મી- અને વિદ્યાની પ્રગતિ થવી જોઇએ. **પ્રવૃત્તિમય નિવૃત્તિ એ યુરોપનું કર્મસૂત્ર છે અને નિવૃત્તિમય પ્રવૃત્તિ એ**

**આર્યદેશનું કર્મસૂત્ર છે.** પ્રગતિ પ્રચારક કર્મસૂત્રોવડે ગૃહસ્થ મનુષ્યો જીવી શકે છે, અન્યથા સ્પર્ધાથી પતિત થતાં તેઓનો અને તેઓના ધર્મનો નાશ થાય છે. વિદ્યા સત્તા અને લક્ષ્મીથી હીન જંગલી પ્રજાઓ જેમ પડતી સ્થિતિમાં આવી પડેલી છે તેમ જે દેશના લોકો વિદ્યા સત્તા અને લક્ષ્મીથી ભ્રષ્ટ થાય છે તેઓની તેવી સ્થિતિ થાય છે. ધર્મીમનુષ્યોની પાસે વિદ્યા સત્તા અને લક્ષ્મી હોય છે તો તેનો સદુપયોગ થાય છે અને ઉલટો તેથી અધર્મીઓનો–નાસ્તિકોનો પણ ઉદ્ધાર કરી શકાય છે. સત્વગુણી મનુષ્યો વિદ્યાસત્તા લક્ષ્મીવડે દેશની સમાજની સંઘની અને વિશ્વવર્તિ સર્વ જીવોની આબાદી કરવા પ્રયત્ન કરી શકે છે. અતએવ સત્ત્વગુણી મનુષ્યોએ બાહ્યોન્નતિજીવનથી સર્વ જીવોના શુભાર્થે જીવવુ જોઇએ. બાહ્યપ્રગતિ અને આન્તરપ્રગતિકારક સર્વ જીવનસૂત્રોનો સારી રીતે અભ્યાસ કરવો જોઇએ અને પશ્ચાત્ બન્ને પ્રકારની પ્રગતિના જીવનથી જીવવા સર્વ શુભ-ધર્મપ્રબંધોવડે યથોચિત કર્મો કરવાં જોઇએ. જીવવુ શા માટે જોઈએ ? તેનો ઉત્તર આ શ્લોકના ભાવાર્થથી મળી શકે તેમ છે. અન્યોના દાસ બની જે દુઃખમય જીવન ગાળવું તે માટે જીવવાની જરૂર નથી. બાહ્યસત્તાધારિયો વિદ્યાધિકારિયો અને લક્ષ્મીજનોને શુભ માર્ગે દોરીને સર્વ જીવોના શ્રેય માટે જીવવું જોઇએ **બાહ્યપ્રગતિનો સજીવન મંત્ર વિદ્યા લક્ષ્મી અને સત્તાની પ્રવૃત્તિ છે.** જો ઉપર્યુક્ત મંત્રની આરાધના ન કરી તો આત્મશક્તિયોની પ્રાપ્તિ માટે સ્વતંત્ર જીવન ગાળવા માટે અધિકારી બની શકાતું નથી એમ બાહ્યધર્મવ્યવહારદૃષ્ટિથી કથાય છે. બાહ્યપ્રગતિની સ્થાયી અવસ્થા ધર્મોન્નતિના વખતે બની શકે છે. અતએવ ધર્મોન્નતિ તરફ સદા ગમન કરનારી બાહ્યોન્નતિ સાધવી જોઇએ. ધર્મોન્નતિવિવૃદ્ધિ માટે સાત્વિક કર્મો કરવા જોઇએ. ભૂત વર્તમાન અને ભવિષ્ય એ ત્રણ્ય કાલમા ધર્મકર્મપરિવર્તનો થયા, થાય છે અને થશે સર્વ શુભ શકિતયોને દેનાર એવા દેશકાલાનુસારે ધર્મકર્મો કરવા જોઇએ દેશ કાલ વય સ્થિતિ વગેરેનો પરિપૂર્ણ વિચાર કરીને સર્વ શુભ શકિતયો વધે એવા ધર્મ્યકર્મો કરવાની જરૂર છે. આર્યોએ દેશકાલાનુસારે કર્મો કરવાનુ જ્ઞાન પ્રાપ્ત કર્યું નહી તેથી તેઓની અનેક શક્તિયોનો નાશ થયો અને અનેક શુભશકિતયોની પ્રાપ્તિ કરવાની હતી તે કરી શકયા નહીં. સર્વ શુભ શકિતયોની વૃદ્ધિ થાય એવો વર્તમાનમા અનુભવ કરવો જોઇએ અને પશ્ચાત્ શુભ શકિતપ્રદાયક કર્મોને કરવા જોઇએ કર્મો કરતા કરતા વૃદ્ધાવસ્થા થઈ જાય અને આત્માની શકિતયો વધે નહી તો પશ્ચાત્ તેવા કર્મો કરવાથી કંઇપણ પ્રયોજન સિદ્ધ થતું નથી. બહિરૂપ્રગતિ અને આન્તરપ્રગતિનો પરસ્પર દેશકાલાનુસારે શુભ સંબંધ હોય તેને ગૃહસ્થોએ ગૃહસ્થદશા હોય ત્યાસુધી ત્યાગ કરવો નહીં. અન્તરમા અનેક પ્રકારની બાહ્ય શુભોન્નતિની લાલસાઓ હોય અને તેઓના પરિપૂર્ણ નાશ ન થાય ત્યાં સુધી ગૃહસ્થજીવનમા બાહ્યોન્નતિકારક કર્મોની પ્રવૃત્તિની સાથે ધર્મકર્મો કરવાની પ્રવૃત્તિ કરવી

જોઇએ. બાહ્યવ્યાવહારિક આધ્યાત્મિકબળપ્રગતિ અને આન્તરઆધ્યાત્મિકબળ એ પ્રકારનાં બળોથી વિશ્વમા સર્વ મનુષ્યો સ્વતંત્ર સુખમય જીવન ગાળી શકે છે; વિશ્વવર્તિ સર્વજીવોનાં દુઃખો નાશ પામે એવી આધ્યાત્મિકપ્રગતિદૃષ્ટિએ સર્વશક્તિપ્રદાયકધર્મ સેવવો જોઇએ. સ્વાર્થમય શક્તિયોથી ફક્ત સ્વાત્માને લાભ થાય છે અને અન્યોને હાનિ કરી શકાય છે. સર્વ જીવોના શ્રેયમાં સ્વશ્રેયઃ સમાયું છે—એવી પરમાર્થદૃષ્ટિપૂર્વક સર્વશક્તિપ્રદાયક ધર્મ સેવવો જોઇએ કે જેથી સ્વાર્થમય લઘુસંકુચિતવર્તુલોનો નાશ થાય અને અનન્ત સુખમય ધર્મવર્તુલમય જીવન પ્રાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત કરી શકાય. સંકુચિત-દૃષ્ટિવર્તુલથી સર્વશક્તિપ્રદાયકધર્મકર્મોને સેવ્યાથી સંકુચિતતાનો નાશ થતો નથી અને નીતિના વિશ્વવ્યાપક ધર્મસૂત્રોને પણ લઘુવર્તુલવાળાં કરી શકાય છે. આત્માની સર્વ શક્તિયોનો નાશ થાય એવા ધર્મકર્મો જે જે જણાતાં હોય તેઓને કરોડો ગાઉથી નમસ્કાર કરવા જોઇએ. આત્માની શક્તિયો વધે એવાં આધ્યાત્મિક અને વ્યાવહારિક ધર્મકર્મોને હાલ જે મનુષ્યો સેવે અને શક્તિવિનાશક કર્મોનો ત્યાગ કરે તો તેઓ અવનતિને દેશમાથી, સમાજમાંથી અને સંઘમાથી હાંકી કહાડવાને શક્તિમાન્ થઈ શકે. **આધ્યાત્મિકશક્તિયોના સંગઠન વિના બાહ્ય વ્યાવહારિક શક્તિયોનું સાત્વિક અબાધિત સંગઠન થઈ શકતું નથી—એવો દૈવી નિયમ છે.** અતએવ સર્વ શક્તિયોને પ્રાપ્ત કરવા માટે દેશકાલાનુસારે જે જે સાત્વિક કર્મો કરવાં પડે તેમાં આધ્યાત્મિક શક્તિયોનું સંગઠન થાય એવો ખાસ ઉપયોગ રાખવો જોઇએ. આધ્યાત્મિક સર્વ શક્તિયોની પ્રાપ્તિ વિના દેશ કોમ સઘની સત્યોન્નતિ કદાપિ થઈ નથી, થતી નથી અને થશે નહીં. વર્તમાનમા શક્તિયો વધે તેનો પ્રત્યક્ષ અનુભવ આવ્યા વિના રહેતો નથી. સાત્વિક વૃત્તિપૂર્વક સર્વ શક્તિયો વધે એવાં શુભ કર્મો કરવામાં જ સ્વફરજની પૂર્ણતા થાય છે. સર્વદેશો, ભિન્નકોમો, ભિન્નજાતીય મનુષ્યો, વગેરેની ઉન્નતિ જેનાથી વ્યવહારમા પ્રવર્તતી થાય એવા સર્વ શુભ વિચારોને અને આચારોને ધર્મ તરીકે કથવામાં આવે છે. **ધર્માનુકૂલ સર્વ વિચારોને અને આચારોને સાધ્યદૃષ્ટિએ ધર્મ કથવામાં આવે છે.** ગુરુની ભક્તિથી આત્મોન્નતિ થાય છે. વિદ્યાસત્તા અને લક્ષ્મી-વડે ધર્મની આરાધના કરવામા આવે છે તો વિદ્યાદિની સફલતા થાય છે. વિદ્યાસત્તા-લક્ષ્મીવડે જેઓ ધર્મની આરાધના કરે છે અને વિદ્યાદિનો સદુપયોગ કરે છે તેઓની આર્યતા વિશ્વમા પ્રસિદ્ધ છે વિદ્યાસત્તા લક્ષ્મીથી ધર્મની આરાધના જો ન કરવામા આવી તો અનાર્યત્વ પ્રાપ્ત થયા વિના રહેતું નથી. વિશ્વમા જે જે ધર્મો સજીવન રહે છે તેમા શક્તિ હોય તો તેઓ સજીવન રહી શકે છે. જે ધર્મ વિશ્વજીવોને સમાન ગણીને તેઓની સેવા કરવાનું ફરમાવે છે તે ધર્મની વિશ્વમા વ્યાપકતા થાય છે. જે ધર્મમા અને જે ધર્મના લોકોમા ઉદારતા નથી તેઓના વિચારોનો અને આચારોનો વિશ્વમા પ્રચાર

થતો નથી. વૈષ્ણવોમાં ભક્તિનો ગુણ મુખ્યતાને ભજે છે. બૌદ્ધોમાં પરોપકાર ગુણ મુખ્યતાને ભજે છે. ખ્રીસ્તિયોમા મનુષ્યસેવાગુણ મુખ્યતાને ભજે છે. હિન્દુઓમા સન્તસાધુસેવાગુણ મુખ્યતાને ભજે છે. મુસલ્માનોમાં શ્રદ્ધા અને પરસ્પર ભ્રાતૃભાવ—ઐક્ય ગુણ મુખ્યતાને ભજે છે. જૈનોમાં દયાગુણ મુખ્યતાને ભજે છે. જે કાલે જે દેશમા જે લોકોમા જે ગુણ મુખ્યતાને ભજે છે તે વિના અન્ય ગુણો ગૌણતાને ભજે છે ત્યારે તેમાં તે ગુણ વિના અન્ય ગુણોની પ્રાયઃ સજીવનતા રહેતી નથી. જે ધર્મમા સેવાની મુખ્યતા હોય છે તે ધર્મનો વિશ્વમા પ્રચાર થાય છે. સર્વ જીવોને ઉપકાર કરનારી સેવાનો ઉપદેશ અને તેની રહેણી જે ધર્મવાળા લોકોમા હોય છે તે ધર્મનાં સિદ્ધાતો સામાન્ય હોય છે, તોપણ ધર્મના સિદ્ધાંતના સારભૂત સેવાથી તે ધર્મ સર્વત્ર વ્યાપક બની શકે છે. વિશ્વવર્તિ દુઃખી જીવોના શ્રેયઃમા જે ધર્મ ભાગ ન લેતો હોય તે ધર્મને કરોડ ગાઉથી નમસ્કાર થાઓ. વિદ્યાસત્તા અને લક્ષ્મીથી દેવગુરુધર્મની સેવા કરવાની હોય છે. સર્વ જીવોની વિદ્યાસત્તા લક્ષ્મીથી સેવા કરવાની હોય છે અને સર્વ જીવોના શ્રેયમા સર્વ સ્વાર્પણ કરવાનું હોય છે એવું જે ધર્મ શિખવે છે તે ધર્મ છે અને અન્ય ધર્મના નામે પ્રસિદ્ધ હોય તોપણ તે અધર્મ છે. નાસ્તિક વિચારોથી અને જડવાદથી ધર્મનો લોપ થાય છે. સર્વજીવોને દુઃખનો દિલાસો આપવા જે ધર્મના લોકો પ્રયત્ન કરે છે તેઓ ધર્મી બનેલા છે એમ અવબોધવું. વિશ્વમાં સર્વ જીવોને સમાન ગણીને જે સર્વના ભલામા ભાગ લે છે તે ધર્મી છે; બાકી સન્તસાધુની સેવા વિના પોતાને કરોડો મનુષ્યો ધર્મી માનતા હોય તો તેથી તે ધર્મી સિદ્ધ થતા નથી. હજારો ગરીબોની જેઓ હાય લે છે અને ગમે તે ધર્મની ક્રિયા માત્ર કરે છે અને ટીલાંટપકા કરે છે તેથી તે ધર્મી સિદ્ધ થતા નથી સત્ય ગુરુના ઉપદેશ વિના સત્ય ધર્મની પ્રાપ્તિ થતી નથી. ગુરુની પૂર્ણ કૃપા વિના કદિ ધર્મની પ્રાપ્તિ થતી નથી. ગુરુની કૃપા વિના વિદ્યા સત્તા અને લક્ષ્મીથી પણ કંઇ આત્મકલ્યાણ કરી શકાતું નથી. અતએવ પ્રથમ સદ્ગુરુની કૃપા મેળવીને જે મનુષ્યો વિશ્વવર્તિ સર્વ જીવોની સત્તા ધન લક્ષ્મી સદુપદેશાદિથી જેવી ઘટે તેવી સેવા કરે છે તે લોકો વિશ્વમા ધર્મનો પ્રચાર કરવાને અને ધર્મની સર્વત્ર વ્યાપકતા કરવાને શક્તિમાન્ થાય છે સેવાના અનેક ભેદ છે સર્વ જીવોના આત્માઓના દુઃખો ટાળવા અને ગુરુ આદિની સેવાકરી તેઓના ઉપદેશ પ્રમાણે પ્રવર્તવું એ જ સેવાધર્મનું લક્ષણ છે. સદ્ગુરુઓની સત્સમાગમ સેવવાથી સેવા ધર્મના રહસ્યોનું જ્ઞાન થાય છે સાધુઓની—સન્તોની કૃપા મેળવવા સદા-કાલ તેઓની સેવા કરવી જોઇએ ગુરુઓના મુખના સદુપદેશથી સેવાધર્મની પ્રાપ્તિ થાય છે. સર્વ મનુષ્યો પોતપોતાના ધર્મની સર્વત્ર મનુષ્યોમાં વ્યાપકતા કરવાને ઇચ્છે છે અને તે માટે રક્તના પ્રવાહ વહે એવા યુદ્ધો કરવાને માટે પણ બાકી રાખતા નથી. પરંતુ સર્વ જીવોને સ્વાત્મા સમાન માનીને તેઓ સેવા ન કરે ત્યાસુધી તેઓ ધર્મના સત્સિદ્ધાંતોની

અને સદાચારોની વ્યાપકતા કરવા શકિતમાન્ થતા નથી. ગમે તેવા દુષ્પ્રતિપક્ષી મનુષ્યોને પણ સેવાધર્મથી સ્વધર્મમાં લાવી શકાય છે. નાસ્તિક મનુષ્યોને પણ તેઓના દુઃખ ટાળવા-રૂપ સેવા પ્રવૃત્તિથી ધર્મમાર્ગમા આકર્ષી શકાય છે અન્નદાનથી વસ્ત્રદાનથી વિદ્યાદાનથી સદ્વિચાર દાનથી સદાચારદાનથી અને શુભ શકિતયો જે જે હોય તેઓનું અન્ય મનુષ્યોને દાન કરવાથી જીવોની સેવા કરી શકાય છે. દુર્ગુણીઓને અનેક ઉપાયોથી સુધારીને તેઓની સેવા કરી શકાય છે. રજોગુણી અને તમોગુણી મનુષ્યોને સુધારીને તેઓને સત્ત્વગુણી કરવાથી તેઓની સેવા કરી એમ કથી શકાય છે. તોફાની ક્લેશી મનુષ્યોને શાંતિ ગુણનું દાન આપીને તેઓની સેવા કરી શકાય છે વિશ્વવર્તિ મનુષ્યોમાંથી ક્રોધ માન માયા-લોભ વગેરે દુર્ગુણોનો નાશ થાય અને તેઓ આત્માની શકિતયો ખીલવી શકે એવી જે જે પ્રવૃત્તિયો કરાય તે કર્ત્તવ્ય સેવા છે. સેવક યોગ્ય ગુણો પ્રકટાવ્યા વિના સેવાધર્મમા પરિષહો આવતા સ્થિર રહી શકાતુ નથી. ગામોગામ શહેરોશહેર ફરીને મનુષ્યોને આત્મ જ્ઞાનનો ઉપદેશ આપવો અને તેઓનું પ્રભુમય જીવન કરવું એ ઉત્તમોત્તમ સેવાધર્મનો માર્ગ છે ત્યાગી મહાત્માઓ સમાન કોઇ ઉત્તમોત્તમ સેવા ધર્મ કરવાને શકિતમાન્ નથી. આત્મજ્ઞાની મહાત્માઓની ચરણસેવા કરીને સેવાધર્મનાં રહસ્યોનું પરિપૂર્ણ જ્ઞાન કરી ધર્મની સર્વત્ર વ્યાપકતા પ્રચારવા જેઓ સેવા કરે છે તેઓ ધર્મની વ્યાપકતા કરી શકે છે. સર્વજીવોપકારિકા સેવા એ જ ઉત્તમ વ્યવહાર ધર્મ છે એ ધર્મનું જેટલું વર્ણન કરીએ તેટલું ન્યૂન છે. ઔદાર્યદૃષ્ટિથી ઉદાર સેવા કરી શકાય છે. દૃષ્ટિમાં ઉદારતા હોય છે તો જ સેવા કરવામા ઉદાર પ્રવૃત્તિ થાય છે. ઉદાર દૃષ્ટિવાળો ધર્મ વિશ્વમાં વ્યાપક બને છે અને સંકુચિત દૃષ્ટિવાળો કોઇપણ ધર્મ વિશ્વમાં સંકુચિતતાને પામી અંતે મરણ શરણતાને પ્રાપ્ત કરે છે. જેના વિચારોમા અને આચારોમાં ઉદારતા-વિશાલતા-વ્યાપકતા નથી તે ધર્મ ગમે તેવો એક વખતે પ્રકાશિત થએલો હોય છે તોપણ અંતે તે નાશ પામે છે. સેવાધર્મમા ઔદાર્યદૃષ્ટિની આવશ્યકતા રહે છે. ઔદાર્યદૃષ્ટિથી નિષ્કામ સેવા પ્રવૃત્તિ કરનારાઓ આ વિશ્વમા સર્વ શુભ ધર્મોનો પ્રચાર કરીને સર્વત્ર શુભ ધર્મીઓને ઉત્પન્ન કરી શકે છે. નિરહંવૃત્તિથી સેવાધર્મ બજાવનારાઓ ધર્મની વ્યાપકતા જેટલી કરી શકે છે તેટલી અન્ય કોઈ કરી શકતું નથી. વીતરાગ પરમાત્મા મહાવીરદેવે સર્વ જીવોના ઉદ્ધારાર્થે જૈન ધર્મનો ઉપદેશ આપીને વિશ્વમાં સેવાધર્મની ગંગા વહેવરાવી છે તેનાથી વિશ્વમા કોઇ અજાણ્યું નથી. સેવાધર્મના સૂત્રો કાલકાલની સ્થિતિ પ્રમાણે આજુબાજુના સંયોગોના અનુસારે પરિવર્તિત થયા કરે છે અને તેમાં અનેક સુધારાવધારા થાય છે. પરંતુ સર્વ ધર્મનો મૂળ ઉદ્દેશ સર્વ જીવોના દુઃખો ટાળવા એજ રહે છે. અતએવ સેવાધર્મ—ભક્તિ-ધર્મમા જ્ઞાન દર્શન ચારિત્રધર્મ અને આત્માના શુદ્ધધર્માદિ અનેક ધર્મોની રક્ષા માટે આત્માર્પણ કરવું જોઇએ. ભવ્યમનુષ્યોએ યાદ રાખવું કે જ્યા ધર્મ હોય છે ત્યાં જય

થાય છે અને અધર્મથી પરાજય થાય છે અધર્મથી કદાપિ કોઈનો ક્ષણ માત્ર જય થયો એમ દેખાય છે પરંતુ અંતે તો પરાજય માલુમ પડે છે. સ્વધર્મ સમાન આ વિશ્વમા કોઈ જયનું સ્થાન નથી. આ વિશ્વમા ધર્મની રક્ષા કરવા સમાન અન્ય કોઈ કાર્ય નથી. ધર્મરક્ષણ માટે જે કરવુ હોય તે ઉત્સર્ગકાલ અને આપત્તિકાલથી કરવું જોઈએ. આપત્તિકાલમા આપત્તિકાલના સંયોગોને અનુસરી ધર્મનું રક્ષણ કરવા આત્મભોગ આપવો જોઈએ. વિશ્વમા દયા સત્ય અસ્તેય પ્રમાણિકતા ભક્તિ–સેવા પરોપકાર આત્મભાવ સદ્‌વિચારો અને સદાચાર વગેરે અનન્ત ધર્મના ભેદોરૂપ ધર્મથી સર્વ કાર્યોની સિદ્ધિ થાય છે. અતએવ ધર્મરક્ષામા સર્વત્ર આત્માર્પણ કરવું જોઈએ. સંકુચિતદૃષ્ટિવાળાઓ ધર્મરક્ષણાર્થે ઓડનું ચોડ વેતરી નાખે છે અને વિશાલ ધર્મના આશયોનું કેટલીક વખતે તો અજ્ઞાનપણાથી ખૂન કરી નાખે છે. સંકુચિતદૃષ્ટિમંતો પોતે જે ધર્મ માને છે તેનાથી ભિન્ન જે જે ધર્મો હોય છે તેનો બહિષ્કાર કરે છે અને સ્વકીય માન્યતાવાળા વિચારોનું અને આચારોનું મૂળ રહસ્ય શુ હોય છે તે નહી જાણવાથી ધર્મના નામે પ્રવૃત્તિ કરીને અધર્મ પ્રવૃત્તિ કરે છે. અતએવ ઉદારદૃષ્ટિથી સર્વ ધર્મોનું સ્વરૂપ અવબોધીને પશ્ચાત્ ધર્મોના અનેક ભેદોની રક્ષા કરવામા દ્રવ્યક્ષેત્રકાલભાવથી જે જે ઉપાયો આદરવા ઘટે તે આત્મસમર્પણ કરીને આદરવા સ્વાશ્રયી એક મનુષ્ય આત્મસમર્પણ કરીને ધર્મની જેટલી રક્ષા કરી શકે છે તેટલી અન્યપરાશ્રયી મનુષ્યોથી બની શકતી નથી. ઉદાર દૃષ્ટિવાળા આત્મસમર્પકમનુષ્યો સ્વાશ્રયી બનીને સમષ્ટિબળ ભેગું કરી ધર્મની રક્ષા કરી શકે છે. અનેક વ્યક્તિયોના સંઘબળથી ધર્મની રક્ષા કરી શકાય છે. પતિવ્રતા ધર્મરક્ષાર્થે રજપુતાનાની રાજરમણીઓએ આત્મોત્સર્ગ કર્યા છે તે ઇતિહાસથી અવબોધાઈ શકે છે. કુમારપાલે ધર્મરક્ષાર્થે આત્મભોગ આપવામાં કંઈ બાકી રાખ્યું નહોતુ. લોકા ભીમે દેશરક્ષારૂપ સ્વધર્મની રક્ષા કરવામા આત્મસમર્પણ કર્યું હતું. જે જે સત્યધર્મો હોય તેઓની રક્ષા કરવાથી સર્વ જીવોની પ્રગતિમા ભાગ લેઈ શકાય છે જે વખતે જે ધર્મ કરવાની ખાસ જરૂર હોય તે વખતે તે ધર્મની રક્ષા કરવી જોઈએ. આત્મસમર્પણ કર્યા વિના ધર્મની રક્ષા થઈ શકતી નથી દેશધર્મ, સમાજધર્મ, વિશ્વધર્મ, સંઘધર્મ, સ્વધર્મ, સામાજિક ધર્મ, જૈન ધર્મ, જ્ઞાનધર્મ, દર્શનધર્મ, ચારિત્રધર્મ, ત્યાગધર્મ, નિમિત્તધર્મ, ઉપાદાન ધર્મ, ઉપકારધર્મ, વિદ્યાધર્મ, ક્ષાત્રધર્મ, વૈશ્યધર્મ, શૂદ્રધર્મ, અનેકાન્તશ્રુતધર્મ, તત્ત્વધર્મ, આત્મધર્મ—આદિ અનેક પ્રકારના ધર્મોના રક્ષણથી સર્વ પ્રકારની શક્તિયોને પ્રકટાવી શકાય છે અને તેથી વિશ્વમાં સર્વ વ્યવસ્થાઓની સુરક્ષા કરી શકાય છે. સર્વ પ્રશસ્ય ધર્મોનું રક્ષણ કરવામા સર્વ શુભ શક્તિયોનો ત્યાગ કરતાં જરા માત્ર અચકાવુ ન જોઈએ. સર્વસમર્પણ કર્યા વિના વિશ્વના શુભવ્યવસ્થાઓમાં પ્રવૃત્ત થઈ શકાતું નથી; તેમજ ધર્મવ્યવહારોમા પણ પ્રવૃત્ત થઈ શકાતું નથી. ધર્મ

રક્ષણાર્થે જેઓ આત્મસમર્પણ કરવામાં ભય પામે છે તેઓ નપુંસક નિર્વીર્યમૃતક સમાન મનુષ્યો છે આત્મજ્ઞાનીમહાત્માઓ ધર્મની રક્ષા કરવામાં સમ્યક્ આત્મસમર્પણ કરી શકે છે; તેઓ કદાપિ પરાશ્રયી બની શકતા નથી. **અધર્મી મનુષ્યોનું તથા નાસ્તિક મનુષ્યોનું બલ વધી જાય છે ત્યારે અપવાદ માર્ગથી પણ છેવટે ધર્મની અને ધર્મીઓની રક્ષા કરવાની પ્રવૃત્તિયોને સ્વીકાર્યા વિના છૂટકો થતો નથી.** જે કાલમાં જે દેશમા જે જે બાબતોથી ધર્મની રક્ષા થાય છે તે તે ઉપાયોને સ્વીકારવામાં પાછી પાની કરવામા આવે છે તો તેથી ધર્મની રક્ષા થતી નથી. અતએવ જે કાલે જે દેશમાં ઉત્સર્ગ અને અપવાદ માર્ગે જે જે ઉપાયોથી ધર્મરક્ષા થાય તેઓને આદરવામાં આત્મસમર્પણ કરવુ જોઇએ; કારણ કે ધર્મથી સદા સ્થાયી ઉન્નતિ રહી શકે છે—એમ સર્વત્ર વિશ્વમા સર્વ સુજ્ઞો જાણી શકે છે. ધર્મથી જ સદોન્નતિ છે એમ માનીને ધર્મરક્ષાર્થે આત્મસમર્પણ કરવામાં અનેકજાતીય સંઘબળપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ. અનેક પ્રકારના પરસ્પર વિરુદ્ધ ધર્મભેદોમાં અનેક નયોની દૃષ્ટિયોવડે સત્યધર્મ ગ્રહણ કરવો જોઈએ પણ નકામો ધર્મકલહોમાં આત્મવીર્યનો વ્યય ન કરવો જોઇએ. અનેક શુભ શક્તિયોનો ધર્મયુદ્ધો કરીને નાશ ન કરવો જોઇએ એવુ ખાસ લક્ષ્ય રાખવુ જોઇએ.

અવતરણઃ—ધાર્મિકમનુષ્યોનુ વિશ્વમા અસ્તિત્વ સંરક્ષવા માટે યોગ્ય કર્તવ્ય કર્મ કરવુ જોઇએ તે દર્શાવે છે.

**શ્લોકઃ**

**अस्तित्वं व्यवहारेण धार्मिकाणां यतो भवेत् ।**
**देशकालानुसारेण कर्तव्यं कर्मभूतले ॥ १६८ ॥**

**શબ્દાર્થઃ**—ધાર્મિકમનુષ્યોનુ વ્યવહારમા અસ્તિત્વ જે કર્તવ્યકર્મથી થાય તે કર્તવ્ય. કર્મને દેશકાલાનુસારે કરવુ જોઇએ.

**વિવેચનઃ**—વિશ્વમાં ધાર્મિકમનુષ્યોના અસ્તિત્વની અત્યંત આવશ્યકતા છે. ધાર્મિકમનુષ્યો વિશ્વમાં સર્વજીવોનુ શ્રેય કરવા સમર્થ બને છે. દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, નીતિ, પ્રામાણ્ય, સર્વજીવો પર મૈત્રીભાવ માધ્યસ્થ, કારૂણ્ય, પ્રમોદ, ગુણાનુરાગ આદિ ગુણોવાળા મનુષ્યો ધાર્મિક ગણાય છે. દયા, સત્ય, શુદ્ધપ્રેમ, પરોપકારાદિ ગુણોવિના કોઈ મનુષ્ય ધર્મી બની શકતો નથી. માર્ગાનુસારી ગુણો વિના સમ્યક્ત્વાદિ ધર્મની પ્રાપ્તિ થઈ શકતી નથી. સાધુઓ વગેરેની ભક્તિ કરવાના ગુણવાળા મનુષ્યો ધાર્મિક થાય છે. શ્રુતધર્મ અને ચારિત્રધર્મની અમુકાશે પ્રાપ્તિની અપેક્ષાએ મનુષ્ય ધાર્મિક કથાય છે. ગુણોવિના ફક્ત અમુક જાતની રૌઢિક ધર્મક્રિયા કરવા માત્રથી કોઈ ધર્મીમનુષ્ય બની શકતો

નથી. ગુણો વિનાનો ધાર્મિક ક્રિયાનો ઘટાટોપ નકામો છે એવું અવબોધીને ઔદાર્યદૃષ્ટિથી અમુક જાતના વિચારવર્તુલમાત્રથી સંકુચિત બની ગુણોની પ્રાપ્તિ કરવામાં પાછા ન હઠવું જોઈએ. મનુષ્યોને દેખીને જે હૃદયમાં દ્વેષ ધારણ કરે છે તથા દેશકુલાદિભેદે મનુષ્યો વગેરેમા પરસ્પર ભેદભાવ ધારણ કરીને મનુષ્યોને આત્મવત્ અવલોકી શકતો નથી તે ધાર્મિક બની શકતો નથી. અમુક પંથના અમુક ધર્મના નામે ગણાતા સર્વ મનુષ્યોમા દયાદિ-ગુણો સંપૂર્ણતયા ખીલ્યા હોય વા ખીલે છે એવો સર્વથા નિયમ બાંધી શકાતો નથી જેનામા ઉદાર ભાવના છે અને સર્વ જીવોની ઉન્નતિ કરવા આત્મભોગ આપે છે તે ધાર્મિક મનુષ્ય ગણાય છે. સદ્ગુણોથી ગમે તે દેશનો અને ગમે તે જાતિનો મનુષ્ય ધર્મી બની શકે છે. જૈનધર્મીઓના અસ્તિત્વ ઉપર જૈનધર્મના અસ્તિત્વનો આધાર રહેલો છે. જૈનધાર્મિકોના અસ્તિત્વની સંરક્ષા માટે દેશકાલાનુસાર જે જે ઉપાયો આદરવા જોઈએ તે આદરવામા આવશે તો જૈનધાર્મિકોનું વિશ્વમા અસ્તિત્વ રહી શકશે. જૈનોની સંખ્યા હાલ તેર લાખની છે. દેશકાલાનુસારે જૈન ધાર્મિકોનુ અસ્તિત્વ રહેવા વિશાલ દૃષ્ટિથી ઉપાયો લેવાની જરૂર છે. વિશાલ દૃષ્ટિ અને આત્મવત્ સર્વ જીવોને ગણી તેઓની સેવા કર્યા વિના ધાર્મિક મનુષ્યોની વૃદ્ધિ અને તેઓનું અસ્તિત્વ સંરક્ષી શકાતું નથી સર્વ મનુષ્યોને ધર્મ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે, પરંતુ તેઓની દૃષ્ટિમા સુધારો થાય તથા તેઓનામા ગુણો પ્રકટે એવાં કર્તવ્યકર્મો કર્યાવિના કંઈ કરી શકાતું નથી. ગમે તે મનુષ્ય સદ્ગુણોવડે ધાર્મિક બની શકે છે. પરમાર્થબુદ્ધિથી ધાર્મિકત્વ પ્રાપ્ત થાય છે. ધાર્મિક મનુષ્યોના અસ્તિત્વ માટે જેટલી ઉપયોગિતા દર્શાવવી હોય તેટલી ન્યૂન છે. અધર્મી મનુષ્યોને પણ સુધારી પ્રભુમય જીવન બનાવનારા ધાર્મિક મનુષ્યો છે અને મનુષ્યોના સર્વસદ્ગુણો પ્રકટાવવાના હેતુભૂત ધાર્મિક મનુષ્યો છે. અતએવ ધાર્મિક મનુષ્યોનું વ્યવહારમા અસ્તિત્વ રહે એવા સર્વ ઉપાયો આદરવાની ખાસ જરૂર છે. વર્તમાનકાલદેશાદિ અનુસારે તેઓના અસ્તિત્વ માટે જે જે કર્તવ્ય કર્મો જણાય તે કરવાની જરૂર છે. તેઓના અસ્તિત્વના વિચારોને આચારમા મૂક્યા વિના આ બાબતમા કંઈપણ કરી શકાતુ નથી વ્યવહારનયને અનુસર્યા વિના ધાર્મિકમનુષ્યોની વૃદ્ધિ કરી શકાતી નથી તથા તેઓનુ અસ્તિત્વ સંરક્ષી શકાતું નથી ધાર્મિક મનુષ્યો આસ્તિક હોય છે તેઓ સત્વગુણી પ્રવૃત્તિ સેવે છે અને દુર્ગુણોનો નાશ કરવા પ્રયત્ન કરે છે. સર્વ જીવોને સુખશાન્તિ મળે એવી પ્રવૃત્તિયોને તેઓ સેવે છે. અતએવ ધાર્મિક મનુષ્યો જો દુનિયામા જીવતા રહે અને તેઓની પરંપરા વધે તો તેથી વિશ્વવર્તિજીવોને અત્યંત લાભ થાય છે ધાર્મિકમનુષ્યોની અસ્તિતા માટે [illegible] મહાલાભ થાય એવી દૃષ્ટિએ કર્તવ્ય કર્મો કરવાની જરૂર છે. [illegible] ગાળીને જેઓ ધ્યાનસમાધિમા લીન થયા છે, એવા ધાર્મિક મનુષ્યોનું અસ્તિત્વ

વિશ્વજનોને અનેક લાભ થાય છે. વ્યવહારનયને અનુસરી વર્તમાન દેશકાલાનુસારે યોગ્ય કર્મ કરવાં તેમ કથવાનું કારણ એ છે કે-ભૂતકાલ અને તત્સમયના દેશની પરિસ્થિતિયો અને વર્તમાન કાલદેશની પરિસ્થિતિયો બદલાયા કરે છે. ભૂતકાલના અસ્તિત્વનાં યોગ્ય કર્મોમાં અને વર્તમાન દેશકાલમાં ધાર્મિકોના અસ્તિત્વનાં કર્મોમાં કંઇક ફેરફાર હોય છે; તેથી ભૂતકાલના અસ્તિત્વના કર્મોનો આગ્રહ કરીને વર્તમાન કાલમાં જે યોગ્ય કર્મો ભાસે તેનો ત્યાગ કરવો નહીં; ભૂતકાલના ધાર્મિક મનુષ્યોના આચારોમાં વિચારોમાં અને વર્તમાનકાલીન ધાર્મિક મનુષ્યોના ધર્મના આચારોમાં મૂલસાધ્ય એક હોવા છતાં નિમિત્ત-ભેદે પરિવર્તનો જ થએલાં જણાય છે; માટે વિવેકદૃષ્ટિને અગ્રગામી કરી ધાર્મિકમનુષ્યોના અસ્તિત્વ માટે ઉત્સર્ગમાર્ગથી અને અપવાદમાર્ગથી જે કંઇ કરાય તે કરવું પરંતુ તેમાં મત કદાગ્રહ કરી સંકુચિતદૃષ્ટિથી કદિ પ્રવૃત્તિ કરવી નહીં; સ્વતંત્ર વિચારોથી અને સ્વતંત્રાચારોથી સ્વાશ્રયી બની ધાર્મિકમનુષ્યોના અસ્તિત્વ માટે જે કંઇ કરવું ઘટે તે કરવામાં અંશમાત્ર ન્યૂનતા સેવવી ન જોઇએ. ધાર્મિક મનુષ્યોના અસ્તિત્વ માટે દેશકાલાનુસારે યોગ્ય કર્મો કરવાં એનો અર્થ એવો ન કરવો કે જેથી પોતાની દૃષ્ટિમાં અધર્મીમનુષ્યો તરીકે જેઓ ભાસતા હોય તેઓનો નાશ કરવા પ્રવૃત્તિ કરવી. વિશ્વમાં પરસ્પર મનુષ્યો એક બીજાને ધર્મભેદે, વિચારભેદે, આચારભેદે અધર્મી ગણી તેઓના નાશપૂર્વક સ્વમાન્યતા-વાળા ધર્મીમનુષ્યોના અસ્તિત્વ માટે પ્રવૃત્તિ કરે તો તે રજોગુણી તમોગુણી અધર્મ્ય પ્રવૃત્તિ ગણી શકાય. અતએવ મતભેદનો કદાગ્રહ ત્યાગ કરીને વિશ્વમાં ધર્મ્ય મનુષ્યોના બળે અધર્મી મનુષ્યો કે જેઓ હિંસક, અસત્યવાદી, અન્યાયી, અપ્રમાણિક, જડવાદી અનેક દુર્ગુણના સેવક રાક્ષસી કર્મ કરનારાઓ છે તેઓનો નાશ થાય એવી રીતે યોગ્ય કર્મ કરવાની જરૂર છે. રાગદ્વેષાદિ દુર્ગુણોનો નાશ કરવામા જેઓ પ્રવૃત્તિ કરે છે અને આત્માના જ્ઞાનાદિ ગુણો ખીલવવા પ્રવૃત્તિ કરે છે તેઓ ધાર્મિકમનુષ્યો છે. જે જે અંશે સાવદ્યાચારો ટળે છે તે તે અંશે મનુષ્ય ધર્મી બને છે એમ વિશાળદૃષ્ટિથી વિચારીને ધાર્મિકમનુષ્યોના અસ્તિત્વમાટે આપત્તિકાલમાં પણ અપવાદમાર્ગથી જે જે તત્તત્ સમયા-નુસારે યોગ્ય જણાય તેવા કર્મોથી પ્રવર્તવું જોઇએ અનેક વ્યક્તિયોના સમૂહબળથી ધાર્મિકમનુષ્યોનું સદા અસ્તિત્વ રહે એવા પ્રબંધો કરવા જોઇએ. અમુક ધર્મના અભિ-માનમાત્રથી અન્ય ધર્મીઓની સાથે રક્તપ્રવાહ કરવાની જરૂર નથી. આ વિશ્વમાં આ કાલમા પંચમહાવ્રતધારકત્યાગીમુનિવરો સાધ્વીઓ વગેરે મુખ્યતાએ ધાર્મિકો ગણાય છે માટે નાસ્તિકોના બળ સામે તેઓનું અસ્તિત્વ કાયમ રહે એવા ઉપાયોને આદરવા જોઇએ. શ્રી કાલિકાચાર્યે સરસ્વતી સાધ્વીને માળવાના ગર્દભિલ્લરાજાના પાશમાથી છોડાવવા જે ઉપાયો યોજ્યા હતા તેઓનું સ્મરણ કરીને વર્તમાનકાલમાં સાધુઓનું અને સાધ્વીઓનું અસ્તિત્વ રહે તેઓની સંખ્યામા વધારો થાય એવા ઉપાયોને સેવવા જોઇએ. સંપ્રતિરાજાએ ધાર્મિકોની

વૃદ્ધિ માટે અનાર્ય દેશોમાં વેશધારી સાધુઓ અને સાધ્વીનો વિહાર કરાવ્યો હતો અને તેથી અન્યદેશોમાં ધર્મીમનુષ્યોની સંખ્યામાં વૃદ્ધિ થઈ હતી. સંપ્રતિરાજાએ સાધુઓની અને સાધ્વીઓની સંખ્યાની વૃદ્ધિ માટે અનેક પ્રકારના શુભ ઉપાયોને યોજ્યા હતા. આ કાળમાં સાધુઓ સાધ્વીઓ વગેરે ધાર્મિકમનુષ્યોની સેવાભક્તિ કરવાથી જેટલો સ્વપરને લાભ થાય છે તેટલો અન્ય કશાથી થતો નથી. ધાર્મિકોની હયાતીથી દેશમાં-વિશ્વમા શાંતિ પ્રસરે છે અને રજોગુણ તથા તમોગુણનો પ્રચાર મંદ પડે છે. શ્રીકુમારપાળ રાજાએ સાધુઓની તથા સાધ્વીની સંખ્યામાં વૃદ્ધિ થાય તે માટે વિશાલદષ્ટિથી પ્રવૃત્તિ કરી હતી. ચોરાશી ગચ્છના સાધુઓની સેવાભકિતમાં ઉદારભાવથી કુમારપાલે પ્રવૃત્તિ કરી હતી અને તેથી જૈન કોમની હયાતીમાં વૃદ્ધિ કરી શક્યા હતા. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિએ સાધુઓની અને સાધ્વીઓની વૃદ્ધિ માટે કુમારપાલ રાજાને પ્રતિબોધીને જૈનસામ્રાજ્યની વૃદ્ધિપૂર્વક જૈનધાર્મિકતાની વૃદ્ધિમાં જે આત્મસમર્પણ કર્યું છે તેની તુલનામા કોઇ ટકી શકે તેમ નથી. હિન્દુસ્થાનમાં વસનાર હિન્દુલોકોએ ગાયોની તથા સન્તસાધુઓની રક્ષા માટે મુસલમાનોની સામે આત્મબળ વાપર્યું હતું તેમાં ધાર્મિકોના અસ્તિત્વ માટે મુખ્ય ઉદ્દેશ હતો તે લક્ષ્યમાં રાખવો જોઇએ. ધાર્મિકમનુષ્યોના હૃદયમાં પરમાત્માનો વ્યકત વાસ છે. ધર્મી મનુષ્યોનો જ્યાં વાસ હોય છે ત્યાં અનેક જાતના ઉપદ્રવોની શાન્તિ થાય છે ધાર્મિકમહાત્માઓના સદ્વિચારોથી અને આચારોથી દુનિયાપર જેટલી શુભ અસર થાય છે તેટલી અન્ય કશાથી થતી નથી. ધર્મી મહાત્માઓ વિના પરમાત્મદર્શન કરી શકાતા નથી. અતએવ કર્મયોગીઓએ ધાર્મિક મનુષ્યોની અસ્તિતા માટે જેટલું બને તેટલું કરવું જોઇએ. ધર્મીમહાત્માઓના સ્પર્શથી પૃથ્વી પવિત્ર થાય છે. સર્વ દેશોમાં ધાર્મિક મનુષ્યોની રક્ષા થાય, તેઓની સેવાભકિત થાય એવા પ્રબંધોને યોજવા જોઇએ. ધાર્મિકમનુષ્યોની સામા અધર્મી મનુષ્યો થાય છે અને ધર્મી મહાત્માઓને સતાવવા અનેક પ્રકારના ઉપસર્ગો કરે છે, પરંતુ સત્ત્વબળથી ધર્મી મહાત્માઓ ઉપસર્ગને સહન કરે છે અને ઇશ્વરી બળની પ્રવૃત્તિથી તેઓ અન્તે અધર્મી મનુષ્યોરૂપ અસુરોને હઠાવી ધર્મનું સામ્રાજ્ય સારી રીતે સ્થાપી શકે છે. ધર્મી મનુષ્યોને દેવતાઓની સહાય મળે છે એમ કથવામા ઘણું સત્ય સમાયલુ છે. દયા ધર્માદિ અનેક ધર્મના આરાધક જૈનોનો નાશ કરવા ઘણા ઉપાયોને પ્રતિપક્ષી લોકોએ આદર્યા, પરંતુ સદ્ગુણોવડે જૈનોની અસ્તિતા કાયમ રહી છે તે સર્વ વિશ્વજનવિદિત છે. જૈનોમા જો પુનઃ અનેક સદ્ગુણોરૂપ ધર્મોની ખીલવણી વિશેષ પ્રકારે વધશે તો ભવિષ્યમા જૈનોની સંખ્યામા વધારો થતા જૈનધર્મના સદ્વિચારોથી અને આચારોથી વિશ્વજનોને અનન્ત લાભ પ્રાપ્ત થશે. ધર્મીમનુષ્યોમાથી વિશાલદૃષ્ટિ, વિશ્વજનબંધુતા, દયા, સત્ય, સેવાદિ ધર્મોનો જે જે પ્રમાણમાં નાશ થાય છે તે તે પ્રમાણમા અધર્મનુ ઉત્પાદન થવાથી ધર્મી મનુષ્યોનું સામ્રાજ્ય મન્દ પડતું જાય છે. ધર્મી મનુષ્યોમા સંકુચિત વિચારો પ્રવેશ પામતાં જાય

પડતી આરંભાય છે. અતએવ સંકુચિત વિચારોનો ત્યાગ કરીને વ્યાપક સદ્વિચારોથી ધર્મી મનુષ્યનો ઉદય કરી શકાય છે. ધર્માચાર્યકર્મયોગીઓએ ઉપર્યુક્ત વિચારોનો અનુભવ કરીને આગમોથી અને આર્યનિગમોથી અવિરુદ્ધપણે ધર્મી મનુષ્યોની અસ્તિતા સંરક્ષવી જોઇએ. ઉપર્યુક્ત બાબતમાં ગીતાર્થ જ્ઞાનીઓની સલાહ લેવાની જરૂર છે. જ્ઞાનીયોની સલાહ લેઈ પ્રવર્તવાથી આત્માની શુદ્ધિ થાય છે અને વિશ્વજનોની શુદ્ધિ થાય છે.

અવતરણ—ધાર્મિકોના અસ્તિત્વ માટે પૂર્વે યોગકર્મનું કથન કર્યા પશ્ચાત્ હવે ચારે વર્ણોની વ્યવસ્થાવડે ધર્મકર્મની પ્રવૃત્તિથી ધાર્મિકોના અસ્તિત્વસંરક્ષાર્થે કથ્યસાર કથવામાં આવે છે.

### श्लोकाः

विश्वे शीर्षसमाः प्रोक्ता—स्त्यागिनो ब्रह्मवेदिनः ।
क्षत्रिया बाहुतुल्या वै, वैश्याःकुक्षिसमाः स्मृताः ॥ १६९ ॥
शूद्राः पादसमाः प्रोक्ता, आचारादिव्यवस्थया ।
ब्रह्माण्डे च यथा बोध्यं, पिण्डे तद्वन्नियोजना ॥ १७० ॥
पिण्डानुभवसद्युक्त्या, ब्रह्मांडस्य व्यवस्थया ।
कर्तव्यं धर्मवृद्ध्यर्थं, कर्मवर्णाय यच्छुभम् ॥ १७१ ॥
कर्माधिकारयुक्ताःस्यु, सर्ववर्णा व्यवस्थया ।
वर्णकर्मानुसारेण, धर्मकर्मव्यवस्थितिः ॥ १७२ ॥
ब्राह्मणाः क्षत्रिया वैश्याः, शूद्राश्चस्वस्वकर्मसु ।
संयतनाविवेकेन, वर्तन्ते धर्मसाधकाः ॥ १७३ ॥

શબ્દાર્થ—વિશ્વમા ત્યાગી નિરાસક્ત બ્રહ્મજ્ઞાનિયો શીર્ષસમાન ધર્મશાસ્ત્રોમા કથ્યા છે. ક્ષત્રિયો બાહુતુલ્ય, વૈશ્યો ઉદર સમાન અને શૂદ્રો પાદસમાન આચારાદિની વ્યવસ્થાવડે કથ્યા છે. બ્રહ્માંડમાં અર્થાત્ લોકોમાં જેમ ગુણકર્માનુસારે મનુષ્યોના ચાર વર્ણ વિભાગ પડે છે તેમ પિંડમા અર્થાત્ શરીરમાં પણ ચાર વર્ણની યોજના કરવી. પિંડાનુભવવાળી સદ્યુક્તિવડે અને બ્રહ્માંડની ચારવર્ણવ્યવસ્થાવડે જે વર્ણને માટે જે શુભ કર્મ હોય તે વર્ણે તે વસ્તુત ધર્મવૃદ્ધયર્થ કરવું જોઇએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો ગુણકર્મની વ્યવ-

સ્થાવડે સર્વજ્ઞ વીતરાગપરમાત્માના ધર્મના અધિકારી હોય છે. વર્ણકર્માનુસારે ધર્મકર્મવ્યવસ્થા છે. બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો સ્વસ્વાધિકાર કર્મોમા સંયતના (જયણા) વિવેકવડે ધર્મકર્મસાધક બને છે.

**વિવેચન**—ગુણકર્મવિભાગથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારવર્ણોમા વિશ્વવર્તિસર્વમનુષ્યોનો સમાવેશ થાય છે. બ્રાહ્મણાદિવર્ગોની ગુણકર્માનુસારે સર્વ દેશોમા સર્વથા સર્વદા આવશ્યકતા છે. ગુણકર્માનુસારે બ્રાહ્મણાદિવર્ણવિશિષ્ટમનુષ્યો આ વિશ્વમા સર્વ પ્રકારની વ્યાવહારિક કર્તવ્યકાર્યોની વ્યવસ્થા સરક્ષી શકે છે. જ્ઞાનધ્યાન સમાધિ વગેરે ગુણો જેનામાં હોય છે અને જેઓ મમત્વના ત્યાગીઓ હોય છે તેઓ બ્રાહ્મણો ગણાય છે. બ્રહ્મ અર્થાત્ આત્માનું સપૂર્ણ જ્ઞાન જેનામા પ્રગટે છે તેને બ્રાહ્મણ કહેવામાં આવે છે જેનામાં અનેક પ્રકારના સદ્વિચારો પ્રગટે છે અને જે આત્મજ્ઞાનવડે વધતો જાય છે તેને બ્રાહ્મણ કથવામાં આવે છે. ધર્મશાસ્ત્રોનુ પઠનપાઠન અને સર્વમનુષ્યોને સદ્વિદ્યાથી ધર્મમા પ્રવર્તાવવા એ જ બ્રાહ્મણનુ લક્ષણ છે. સમસ્ત વિશ્વમનુષ્યોને જેઓ ધર્મનો બોધ આપવા લાયક હોય છે અને સર્વજ્ઞ વીતરાગપરમાત્મકથિત ધર્મનો વિસ્તાર કરવા કરાવવામા જેઓએ પ્રાણ સમર્પણ કર્યા હોય છે તેઓને બ્રાહ્મણ કથવામા આવે છે. સમસ્તવિશ્વમનુષ્યોને જેઓ ધર્મના વિચારોમા અને સદાચારોમા આદર્શવત્ બની યોગ્ય ધર્મના શાસ્તા બને છે તેઓને બ્રાહ્મણો કથવામાં આવે છે. ક્ષત્રિયાદિ વર્ણને ગુણકર્મનુ શિક્ષણ આપીને સ્વ સ્વધર્માનુસારે તેઓને ધર્મમા અપ્રમત્ત બનાવે છે તેઓને બ્રાહ્મણો કથવામા આવે છે. **તત્ત્વનિર્ણયપ્રાસાદ ગ્રન્થમાં**, આચારદિનકરમાં અને જૈનદષ્ટિપ્રતિપાદ્ય નિગમોમા ચારે વર્ણના ગુણકર્માનુસારે આચારો પ્રબોધ્યા છે. જૈનશાસ્ત્રોમા અને વૈદિક શાસ્ત્રોમા ગુણકર્માનુસારે ચારે વર્ણોનુ સ્વરૂપ વર્ણવવામાં આવ્યુ છે. ગુણકર્મોની અવ્યવસ્થા થવાથી આધ્યાત્મિક ધર્મની પ્રાપ્તિમા ઘણી હાનિ ઉદ્ભવે છે. સર્વ જીવોનુ વિશ્વમાં જેઓ ન્યાયધર્મપૂર્વક રક્ષણ કરે છે તેઓને ક્ષત્રિયો કથવામા આવે છે. શસ્ત્રાસ્ત્રબળપૂર્વક [illegible] જેઓ શાસ્તા બને છે અને સાધુઓ, બ્રાહ્મણો, દેવળો, ગાયો વગેરેનુ રક્ષણ કરે છે [illegible] અન્યાયથી દુષ્ટોના હસ્તે પીડાતા મનુષ્યોનુ ધર્મયુદ્ધાદિવડે રક્ષણ કરે છે. તેઓને ક્ષત્રિયો કથવામાં આવે છે. ક્ષત્રિયોવિના ધર્મનો નાશ થાય છે અતએવ ક્ષાત્રધર્મવિશિષ્ટ [illegible] વિશ્વમાં આવશ્યકતા સિદ્ધ ઠરે છે વ્યાપારકલાદિવિશિષ્ટ વૈશ્યવર્ગની પણ [illegible] આવશ્યકતા સિદ્ધ ઠરે છે તેમજ પાદસમ શૂદ્રવર્ગની પાદાદિસેવાકાર્ય [illegible] ઠરે છે. બાહુઓ જેમ શરીરનુ રક્ષણ કરવા સમર્થ છે તેમ ક્ષત્રિયો પણ [illegible] રક્ષણ કરવા સમર્થ હોય છે પેટ જેમ શરીરના [illegible] સ્વવયવનુ પોષણ કરવા [illegible] વૈશ્યવર્ગ પણ વ્યાપારાદિવડે સમાજનુ દેશનુ અને વિશ્વની સર્વનું [illegible] કરવા સમર્થ બને છે. પાદ જેમ શરીરની સેવા માટે [illegible]

છે. મુસલમાનકોમમાં ખ્રીસ્તિકોમમા અને બૌદ્ધોમા પણ ગુણકર્માનુસારે ચારે વર્ણના મનુષ્યો પ્રવર્તે છે તેથી તેઓ દેશ રાજ્ય અને ધર્મમા સ્વાતંત્ર્યજીવન ગાળવાને શક્તિમાન્ થયા છે. વેદધર્મીઓમાં ચારે વર્ણની ગુણકર્માનુસારે વ્યવસ્થા રચવામા આવેલી છે અને તે તેમા હાલ જીવંતરૂપથી પ્રવર્તે છે. સર્વ વર્ણને ગૃહસ્થધર્મના વ્રતો આરાધવાનો અધિકાર છે પશુ પંખી અને સર્વ મનુષ્યો સદ્વિચારોને અને સદાચારોને આરાધવાને શક્તિમાન થાય છે. સર્વ વર્ણના લોકો ધર્મની આરાધના કરવા માટે અધિકારી છે. ધર્મની આરાધના કરવામાં શ્રીસર્વજ્ઞમહાવીરપ્રભુએ નાતજાતના ભેદને દર્શાવ્યા નથી શ્રીવીરપ્રભુના સમયમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ જૈનધર્મનું આરાધન કરતા હતા, કેટલાક સૈકાઓ પર્યંત એવી ચાર વર્ણની ધર્મવ્યવસ્થા જૈનકોમમા પ્રવર્તતી હતી; જ્યાંસુધી એવી ધર્મવ્યવસ્થાપૂર્વક ચારે વર્ણો જૈનધર્મમાં પ્રવર્તતા હતા ત્યાં સુધી જૈનધર્મની વ્યાવહારિક જાહોજલાલીમા કંઇ ખામી નહોતી અને એવી ચારે વર્ણની જૈનધર્મવ્યવસ્થા પાળવાનો અંત આવ્યો ત્યારથી જૈનધર્મની જાહોજલાલીમા ખામી આવી અને વર્તમાનમા જૈનસંખ્યામાં ઘટાડો થયો છે તેથી સર્વ મનુષ્યો જ્ઞાત છે. જૈન ધર્મ પાળનાર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર તથા ત્યાગી મહાત્માવર્ગ છે. જૈનશાસ્ત્રો ગૃહસ્થ યોગ્ય કેટલાક સંસ્કારને ગૃહસ્થ જૈન બ્રાહ્મણો કરાવે છે અને ત્યાગી યોગ્ય કેટલાક સંસ્કારોને જૈનધર્માચાર્યો કરાવે છે આચારદિનકરમા ગૃહસ્થ બ્રાહ્મણગુરુ અને ત્યાગી ધર્માચાર્યો જે જે સંસ્કારો કરાવે છે તેનું સારી રીતે વર્ણન આપવામા આવ્યું છે. જ્યારથી જૈન ધર્મપાલક બ્રાહ્મણોનું જૈનધર્મમાથી અસ્તિત્વ નષ્ટથયું ત્યારથી જૈનધર્મની જાહોજલાલીમા ન્યૂનતા થવા લાગી છે અને ક્ષત્રિય-વર્ણનું જ્યારથી જૈનધર્મમાથી અસ્તિત્વ નષ્ટ થયું ત્યારથી જૈનધર્મ તે રાજકીય ધર્મ રહ્યો નહીં. વૈશ્ય વર્ગમા પણ અમુક જાતના વણિકોથી જૈનધર્મનુ બાહ્યાચરણ વ્યવહારમા રહેલા અસ્તિત્વ રહ્યું છે. હવે પૂર્વની પેઠે જૈનધર્મ પાળનાર તરીકે ગુણકર્માનુસારે બ્રાહ્મણો, ક્ષત્રિયો વૈશ્યો અને શૂદ્રો બને, તથા પૂર્વની પેઠે સોળ સંસ્કારોનું પુનઃ અસ્તિત્વ પ્રગટે તો જ જૈનધર્મનો પુનઃ ઉદ્ધાર થાય તેમ સંભવે છે જૈનધર્મના ઉદયકર્તાઓ-યુગપ્રધાનો જ્યારે જ્યારે થાય છે ત્યારે ત્યારે તેઓ ઉપર્યુક્ત વ્યવસ્થાથી જૈનધર્મનો ઉદ્ધાર કરી શકે છે. ભૂતકાલમા એ પ્રમાણે વર્તવાથી જૈનધર્મનો ફેલાવો થયો અને ભવિષ્યમા થશે. જૈનધર્મ પાળનારા ચારે વર્ણો અને ત્યાગીઓ વિશ્વ જીવોની સર્વ પ્રકારની શુભોન્નતિમાં સર્વ રીતે ભાગ લઈ શકે છે. આત્મસમર્પક કર્મયોગીઓ ચારે વર્ણમા ઘણા પ્રમાણમાં પ્રકટશે. પ્રત્યેકવર્ણના ગુણકર્મોની સાથે ધર્મની પૂર્ણ વૃદ્ધિ થાય છે. અવિરતિ સમ્યક્ત્વ ધર્મ, દેશ-વિરતિ ધર્મ, અને સર્વવિરતિ ધર્મ અંગીકાર કરવાને ચારે વર્ણના મનુષ્યો [illegible] સત્તાબળ અને લક્ષ્મીથી ચારે વર્ણના મનુષ્યો ધર્મની પ્રભાવના કરી શકે છે [illegible] વિવેકપૂર્વક ચારે વર્ણના મનુષ્યો સ્વસ્વાધિકારે દેશકાલાનુસારે ધર્મની આરાધના કરી શકે.

છે. જે પરિસ્થિતિયોથી બ્રાહ્મણો જૈનધર્મની આરાધના કરી શકે છે. તેનાથી ભિન્નગુણ કર્મની પરિસ્થિતિયોથી શૂદ્રો, વૈશ્યો અને ક્ષાત્રવર્ગ જૈનધર્મની યથાશકિત આરાધના કરી શકે છે. જૈનધર્મની આરાધનામા સર્વવર્ણને એક લાકડીથી હંકાય એવી રીતિથી પ્રવર્તાવી શકાતી નથી. કારણ કે દરેક વર્ણ સ્વસ્વગુણ કર્માનુસારે બાહ્ય આજીવિકાદિ સાધનોન્નતિ-પૂર્વક ધર્મની આરાધનામાં જુદી જુદી પ્રવૃત્તિયે સ્થિર થઇ શકે છે. અન્યથા વર્ણવ્યવસ્થા ધર્મનો લોપ થવાની સાથે બાહ્યોન્નતિયોના નાશની સાથે વીતરાગ સર્વજ્ઞપ્રણીત ધર્મમાં પણ અનેક પ્રમાદોનો ઉત્પાદ થાય છે. અતએવ સ્વસ્વાધિકારે વિવેક અને યતનાપૂર્વક સ્વસ્વગુણકર્માનુસાર પ્રવૃત્તિ સહ જૈનધર્મના આચારોને યથાશકિત ચારે વર્ણો પાળી શકે છે અને આત્માના જ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણોને ખીલવી શકે છે. ચારે વર્ણના મનુષ્યોને જે ધર્મમા પ્રવૃત્તિ કરવાનો અધિકાર નથી તે ધર્મનું વિશ્વમાં અસ્તિત્વ રહેતું નથી. મુસલ્માનકોમ, ખ્રીસ્તિ બૌદ્ધ વગેરે કોમોમાં ગુણકર્માનુસારે પ્રવૃત્તિ કરનારા ચારેવર્ણના મનુષ્યો હયાત છે તેથી તે ધર્મનો પ્રચાર વ્યાપક તરીકે પ્રવર્તે છે. જૈનધર્મમાં પણ પૂર્વની પેઠે ચારે વર્ણો સ્વાસ્વાધિકારે વિવેક યતનાપૂર્વક પ્રવર્તે એવી પ્રવૃત્તિ કરનારા કર્મયોગીઓ અત્યંત સંખ્યામા પ્રકટો; બાહ્યસામ્રાજ્ય અને ધર્મસામ્રાજ્યનો ચારે વર્ણોની સાથે પરસ્પર નિકટ સંબંધ છે તેના રહસ્યોને મનુષ્યોએ ગુરુગમથી અવબોધવાં જોઇએ. ઉપર્યુક્ત લક્ષણવાળા કર્મયોગીઓથી ધર્મની સર્વપ્રકારે પ્રગતિ થાય છે.

**અવતરણ:**—યથાસ્થિત ગુણકર્મવિશિષ્ટવર્ણવ્યવસ્થાનાશથી સમાજની હાનિ થાય છે તે દર્શાવે છે અને વર્ણના ગુણકર્મની વ્યવસ્થા પ્રવૃત્તિથી દેશોન્નતિ, ધર્મોન્નતિ વગેરે શુભોન્નતિયો થાય છે તે દર્શાવે છે.

**श्लोकौ**

**एकवर्णस्य नाशाच्च, वर्णा अन्ये विनश्वराः ।**
**सर्ववर्णोन्नतेः सिद्ध्यै, वर्णधर्मस्य संस्कृतिः ॥ १७४ ॥**
**सर्ववर्णसमुन्नत्या, भवेद्देशोन्नतिः शुभा ।**
**सात्त्विकी योजनाकार्या, देशधर्मार्थसेवकैः ॥ १७५ ॥**

**શબ્દાર્થ:**—એક વર્ણના નાશથી વા તેના માન્ધથી અન્યવર્ણો વિનશ્વર થાય છે. સર્વવર્ણોની ઉન્નતિની સિદ્ધિ માટે વર્ણધર્મની સંસ્કૃતિ છે, સર્વવર્ણની સમુન્નતિએ શુભ, દેશોન્નતિ થાય છે. દેશધર્માર્થ સેવકોએ સર્વ વર્ણોની ઉન્નતિ માટે સાત્વિકી યોજના કરવી જોઇએ.

**વિવેચન:**—ચાર વર્ણો પૈકી એક વર્ણનો પણ જો તેના ગુણકર્મોની સાથે નાશ થાય

છે તો અન્ય વર્ણો વિનશ્વર થઈ જાય છે. આર્યાવર્તમા ક્ષત્રિયવર્ણના મનુષ્યોમાંથી ગુણકર્મોનો કંઈક અભાવ થતા હાલ સ્વાતંત્ર્યરક્ષક જીવનની દશામા અસ્તવ્યસ્ત દશા થઈ છે અને સિદ્ધાંતોમાં વિશાલ વિચારવાળા બ્રાહ્મણોના અભાવથી અનેક મતમતાંતરો અને કદાગ્રહોની ઉત્પત્તિ થઈ છે. હુન્નરકલાદિવિશિષ્ટવૈશ્યોના ગુણકર્મોની મંદતાથી આર્યાવર્તમા વ્યાપારપ્રવૃત્તિમા મંદતા અવલોકાય છે અને જ્ઞાનસેવાદિવિશિષ્ટ શૂદ્રજનોના બાધથી અન્ય ત્રણ વર્ણોની સેવાના અભાવે હાલ જે અવનતિ અવલોકાય છે તે સર્વ સુજ્ઞોને વિદિત છે. સર્વવર્ણોની ઉન્નતિની સિદ્ધિ માટે વર્ણધર્મની સંસ્કૃતિ છે. પરસ્પર એક બીજાની ઉન્નતિમા સર્વ વર્ણો ભાગ લે છે તો તેઓ પારસ્પરિક પ્રગતિ કરી શકે છે. ચારે વર્ણોમાં સુધારો કરવાથી સર્વવર્ણોન્નતિ થાય છે; અતએવ પ્રાચીન વિચારોમાથી સત્ય ગ્રહીને વર્તમાનમા સુધારો કરવો જોઈએ આર્યાવર્ત વગેરે સર્વદેશોમા ગુણકર્માનુસારે ચારે વર્ણોની ઉન્નતિ કરવી જોઈએ. સમાજમા, સંઘમાં, દેશમા, રાજ્યમાં પ્રગત્યર્થે ચારે વર્ણોની ઉન્નતિ કરવાની જરૂર છે. આર્યાવર્તમા બ્રાહ્મણો ક્ષત્રિયો અને વૈશ્યોએ શૂદ્રવર્ગનો અત્યંત તિરસ્કાર કર્યો તેથી તેઓ સ્વય અધોગતિમાર્ગપ્રતિ ઘસડાયા. વિશ્વમા સર્વવર્ણોના મનુષ્યોને એક સરખી દૃષ્ટિથી દેખવા જોઈએ. સર્વવર્ણોમા જ્યારે સ્વાર્થ, સંકુચિત દૃષ્ટિ, પક્ષપાત અને અહંતાનો પ્રવેશ થાય છે ત્યારે તેઓમાં અવનતિનો પ્રવેશ થાય છે. સર્વવર્ણોમાં એકસરખી-ધાર્મિક વ્યાવહારિક પ્રવૃત્તિ સદા એક સરખી હોઈ શકતી નથી સર્વવર્ણોમા ગુણકર્મોના ઉદ્દેશોનું વિસ્મરણ અને પ્રમાદ થવાથી આચારોમા શુષ્કતા આવી જાય છે. ગુણકર્મોના હેતુઓપૂર્વક સર્વવર્ણોની ઉત્પત્તિ થએલી છે, પશ્ચાત્ તેમા નિરસતા ઉદ્ભવતા સુધારાના સંસ્કારો કરવાની પ્રસંગોપાત્ત વર્તમાનકાલમાં આવશ્યકતા સ્વીકારવી પડે છે. જૂના રીતરિવાજોમાથી મૂળ ઉદ્દેશો ઉઠી જાય છે અને આચારો માત્ર ખોખા જેવા રહે છે ત્યારે કર્મયોગીઓ તેઓમા સુધારો કરીને મૂળ ઉદ્દેશોના પ્રકાશપૂર્વક વર્તમાનકાલાનુસારે નવો રસ રેડે છે, તેથી સમાજમા, સંઘમાં, દેશમા, કોમમા, રાજ્યમા નવીન બળ પ્રગટે છે, એમ આચારોમા પરિવર્તનો થયા કરે છે. પણ મૂળ ઉદ્દેશનો નાશ ન થાય તે ઉપર ધ્યાન આપીને કર્મયોગી મહાત્માઓ પ્રવૃત્તિ કરે છે સર્વવર્ણોને ભિન્ન ભિન્ન પ્રકૃતિ અને ગુણકર્માનુસારે વર્તમાનમા સ્વસ્વાધિકારે આચારો બંધબેસતા અનુકૂળ થઈ પડે અને તેથી સર્વવર્ણની ઉન્નતિપૂર્વક ધર્મની વૃદ્ધિ થાય-એ ઉદ્દેશને લક્ષ્યમા રાખીને કર્મયોગીઓ સુધારાવધારા કરે છે, પ્રાચીન સત્ય વિચારોનો અને આચારોનો-વિધિયોનો-સંસ્કારોનો નાશ ન થાય અને સ્વતત્વનો નાશ થાય તથા વર્તમાનમા પ્રગતિમાર્ગમા સર્વપરિસ્થિતિયોમા અનુકૂલતા રહે એવા સુધારાની આવશ્યકતાને કર્મયોગીઓ સ્વીકારે છે. જૈનધર્મમાં ચારે વર્ણના અનુકૂળ બ ધર્મના ધર્માચારો ધર્મવિધિયો દરેક જમાનાને અનુસારે સંસ્કારિત થઈ ને જીવનરૂપથી

પ્રવર્તતી હોત તો જૈનકોમની પડતી થાત નહીં. નિવૃત્તિમાર્ગના વિચારો અને આચારોને મુખ્યતા આપીને જેઓ ગુણ કર્માનુસારે ચારે વર્ણોની પ્રગતિમાં ભાગ લેવે છે તેઓ અન્તે અન્યકોમોની પરતંત્રતા સ્વીકારી પરતંત્ર જીવન ગાળનારા બને છે. વૈદિક-વેદાન્તિક લોકોએ ગુણકર્મોના અનુસારે ચારે વર્ણોની સ્વધર્મમાં હયાતી રાખી તેથી તેઓ વિશાલ સંખ્યામા રાજ્યસામ્રાજ્યની સાથે ઉન્નત થવા પ્રયત્ન કરી રહ્યા છે. દેશ-ધર્માર્થસેવક કર્મયોગીઓએ વર્ણોન્નતિ માટે સાત્વિકી યોજનાઓ કરવી જોઈએ કે જેથી દેશોન્નતિ થાય. આધ્યાત્મિક શક્તિયો વિના દરેક વર્ણનો નાશ થાય છે. આધ્યાત્મિકબળથી દરેક વર્ણ વિશ્વમા સ્વાસ્તિત્વનું સંરક્ષણ કરી શકે છે. અહંતા વિષયતૃષ્ણા સંકુચિત વિચારાચાર અને પરસ્પરોપગ્રહવિના વિશ્વમા સર્વ વર્ણોનો નાશ થાય છે. લેભાગુ સુધારકોથી વર્ણવ્યવસ્થાની સંસ્કૃતિ થઇ શકતી નથી અને ઉલટી હાનિ થાય છે. અલ્પજ્ઞાન અને અતિહાનિનો વિચાર કરીને વર્ણસંબંધી અનેક પ્રકારનું જ્ઞાન કરીને વર્ણવ્યવસ્થાસંસ્કૃતિ કરવી જોઇએ. આર્યસિદ્ધાંતોનું પરિપૂર્ણ રહસ્ય અવબોધ્યાવિના વર્ણવિભાગવ્યવસ્થા સંસ્કૃતિ કરી શકાતી નથી. અધ્યાત્મશાસ્ત્રોદ્વારા અધ્યાત્મજ્ઞાનનો સર્વવર્ણમાં પ્રચાર કરવો જોઇએ કે જેથી આધ્યાત્મિક ઐક્યબળથી વર્ણોન્નતિદ્વારા ધર્મોન્નતિ પણ સદા સ્થાયી રહી શકે. આધ્યાત્મિકશક્તિયો પ્રાપ્ત કર્યાવિના વર્ણવ્યવસ્થાનો નાશ થાય છે. ગુણકર્માનુસારે પરંપરાએ પ્રવહતી વર્ણવ્યવસ્થાથી વિશ્વજનોમાં પ્રગતિના હેતુઓ એક સરખા સ્થાયી રહે છે અધ્યાત્મજ્ઞાનથી મોજશોખની પ્રવૃત્તિનો નાશ થાય છે અને તેથી રાજ્ય, સમાજ, સંઘ, કોમ, ધર્મ વગેરેમા માલિન્ય પ્રવેશતુ નથી તથા કામાદિનો નાશ થાય એવો સાધ્યશૂન્ય વિચારોનો તથા પ્રવૃત્તિયોનો સડો પ્રવેશતો નથી આત્મજ્ઞાન થયાવિના વર્ણવ્યવસ્થામા રજોગુણ અને તમોગુણનો પ્રવેશ થવાનો અને તેથી સત્વવિચારોનો તથા સાત્વિક આચારોનો શનૈ શનૈ નાશ થવાનો એમ અવશ્ય માનવુ જોઇએ. દરેક વર્ણ પોતાનો મૂળ ઉદ્દેશ ભૂલી જાય છે અને અજ્ઞાન તરફ પ્રવૃત્તિ કરે છે ત્યારે તે સ્વહસ્તે સ્વાત્માનો નાશ કરે છે. વર્ણવ્યવસ્થામા રજોગુણ અને તમોગુણથી અત્યંત ગરબડગોટો થાય છે ત્યારે વર્ણ-વ્યવસ્થાસુધારકો પ્રકટી નીકળે છે અમુક વર્ણ મહાન્ અને અમુક નીચ એવી ક્ષુદ્રભાવનાનો ઉદ્ભવ થતા વર્ણવ્યવસ્થાનો નાશ થવા માંડે છે. સર્વવર્ણોની ઉપયોગિતા છે પરંતુ તેમાં અનુપયોગી તત્ત્વો પ્રવેશતા વર્ણવિભાગનું ખોખુ અવશેષ રહે છે. આચારોમા મૂળ ઉદ્દેશોની સાથે વિચારોને પ્રકટાવીને વર્ણવ્યવસ્થાની સુધારણાને દેશકાલાનુસારે કર્મયોગીઓ કરે છે અને તેથી તેઓ ધર્મની વ્યાપકતા કરવામા સર્વમનુષ્યોના ભિન્ન ભિન્ન અધિકારે ધર્મપ્રવૃત્તિનો સમ્યગ્ ઉપદેશ આપી કર્તવ્યકાર્યની સિદ્ધિ કરે છે. દેશધર્માર્થસેવકકર્મયોગીઓએ દેશોન્નતિ, વિશ્વોન્નતિ, ધર્મોન્નતિ આદિ શુભોન્નતિયો માટે સાત્વિક વિચારોપૂર્વક પ્રવૃત્તિયોની યોજનાઓ કરવી જોઇએ. સર્વ પ્રકારની શુભોન્નતિયોનો આધાર વસ્તુત

સાત્વિક પ્રવૃત્તિયોની યોજનાઓ પર રહેલો છે. તેનું રહસ્ય ગુરુગમથી અવબોધીને કર્મયોગીઓએ પ્રવૃત્તિ કરવી જોઇએ. દીર્ઘદૃષ્ટિ અને વર્ણવ્યવસ્થા સંબંધી પરિપૂર્ણ અનુભવ વિના વર્ણોની શુભોન્નતિયો કરવામાં આઘા જઇને પાછા પડવાનું થાય છે, માટે દીર્ઘદૃષ્ટિ તથા વર્ણસંબંધી પરિપૂર્ણ અનુભવને ગુરુગમથી ગ્રહી આત્માની જ્ઞાનાદિ શક્તિયોનો આવિર્ભાવ થાય તે રીતે પ્રવૃત્ત થવું જોઇએ. સાધ્યદૃષ્ટિને ભૂલીને પ્રાચીન વા અર્વાચીનતા માત્રનો રાગ કરવાથી સત્ય તત્ત્વની પ્રાપ્તિ થતી નથી. દ્રવ્યક્ષેત્રકાલભાવનું પરિપૂર્ણ સ્વરૂપ અનુભવીને ધર્માદિની વૃદ્ધિ તથા સંરક્ષણ કરવા વર્ણસંસ્કૃતિ કરવાની જરૂર છે. આત્માના સદ્ગુણોનો સર્વમનુષ્યો વિકાસ કરે તથા સર્વજનોનું, પશુપંખીઓ વગેરેનું શ્રેય થાય એવી દૃષ્ટિએ વર્ણવ્યવસ્થાની સંસ્કૃતિ કરવી જોઇએ. આત્માના જ્ઞાનાદિ ગુણોનો નાશ ન થાય એવું મૂળ લક્ષ્યમાં રાખીને વર્ણવ્યવસ્થાની સંસ્કૃતિ કરવી જોઇએ. ધાર્મિકોન્નતિની સાથે વર્ણવ્યવસ્થોન્નતિ હોવી જોઇએ. **વર્તમાન જમાનામાં જૈન કોમે ચાર વર્ણોની વ્યવસ્થાનો પુનરુદ્ધાર કરવો જોઇએ.** ધર્મશાસ્ત્રોના મૂલ ઉદ્દેશોથી અવિરુદ્ધપણે સર્વ વર્ણોનો નાશ ન થાય એવી દૃષ્ટિએ સત્ય કર્મયોગીઓ વર્ણવ્યવસ્થાની સુધારણા કરે છે. વર્ણવ્યવસ્થા સુધારવા સંબંધી અનેક મતભેદો વર્તમાનમાં સર્વત્ર વર્તે છે પરંતુ તેમાં જ્ઞાનીગુરુગમથી યોગ્ય સુધારણાની પ્રવૃત્તિ કરવી જોઇએ. પૂર્વની વર્ણવ્યવસ્થાનો પુનરુદ્ધાર કરવામાં કર્મયોગીઓ સ્વાર્થાદિદોષોનો ત્યાગ કરવામાં અને આત્મભોગ આપવામાં બાકી રાખતા નથી. તત્ત્વજ્ઞાની-કર્મયોગી મહાત્માઓ અનેક વિપત્તિયો સહીને ઉપયુક્ત સુધારણાઓમાં આત્મવીર્ય સ્ફોરવી શકે છે અને તેથી તેઓ વિચારોને આચારમાં મૂકવાની સર્વ યોજનાઓને આગળી શકે છે.

**અવતરણઃ**—ચાતુર્વર્ણ્યધર્મ કથ્યા બાદ વ્યાવહારિક સામાન્ય ધર્મ કયો સેવવા યોગ્ય છે અને કયો હેય છે તે તથા ધર્મીઓની સેવા વગેરેનું સ્વરૂપ દર્શાવવામાં આવે છે.

**श्लोकाः**

आचारेण विचारेण व्यक्तिस्वातंत्र्यरक्षकः ।
सत्यतत्त्वाऽविरोधेन सेव्यः धर्मः शुभङ्करः ॥ १७६ ॥
यद्धर्मे रजस्तमसो बाहुल्यं संप्रवर्तते ।
स धर्मो देशलोकानां नाशको नैव शोभनः ॥ १७७ ॥
क्लेशयुद्धकरः शश्वत् सज्जनानां परस्परम् ।
मुव्यशान्तिकरो धर्मो यः कोऽपि त्याज्य एव सः ॥ १७८ ॥

**મનુષ્યોનો નાશ થવાનો આપત્તિકાલ પ્રાપ્ત થાય તેવા આપત્તિકાલ પ્રસંગે સત્ત્વગુણી મનુષ્યોએ અલ્પહાનિ અને બહુ લાભની દૃષ્ટિએ અસુરોનો પરાજય કરવા તેઓના કરતાં બળવાન્ અનેક ઉપાયોને સેવવા જોઇએ.** આત્મવીર્ય સ્ફુરાવવામા તથા ધાર્મિક મનુષ્યોનુ સંરક્ષણુ કરવામાં અંશ માત્ર નિર્બલતા ન સેવવી જોઇએ. આપત્તિકાલે સત્ત્વગુણી મહાત્માઓ છેવટે જન્મે છે અને તેઓના બળથી રજોગુણી મનુષ્યોની અને તમોગુણી મનુષ્યોની ઉન્માદ દશાનો નાશ થાય છે. આ વિશ્વમા સત્ત્વગુણી આત્માઓરૂપ અનેક વિષ્ણુઓ આત્મશક્તિયોથી સર્વત્ર વ્યાપનાર થાય છે તેઓના તેજની આગળ કોઇનું જોર ચાલી શકતું નથી. સત્ત્વગુણી ધર્મનો પ્રચાર કરવાને સત્ત્વગુણી વિચારોનો અને સત્ત્વગુણી આચારોનો પ્રચાર કરવો જોઇએ. સત્ત્વગુણી આહારથી સત્ત્વગુણી વિચારોની વૃદ્ધિ થાય છે. આર્યાવર્તમા સત્ત્વગુણી મહાત્માઓ પ્રકટી શકે એવા જલવાયુ આદિ તત્ત્વોની તથા આહારની–સત્ત્વગુણી વિચારોના અને સત્ત્વગુણી આચારોનાં આન્દોલનોની અત્યંત જમાવટ છે તેથી આર્યાવર્તમા ધર્મોદ્ધારક તીર્થંકર ઋષિયો વિગેરે પ્રકટી શકે છે. **સર્વ દેશોમાં ધર્મોદ્ધાર કરનારા મહાત્માઓમાં મુખ્ય એવા મહાત્માઓ આર્યાવર્તમાં સત્ત્વગુણી ધર્મથી પ્રગટી શકે છે.** અતએવ માહનોએ અર્થાત્ બ્રાહ્મણોએ ક્ષત્રિયોએ, વૈશ્યોએ અને શૂદ્રોએ સત્ત્વગુણી જૈનધર્મની અને સત્ત્વગુણીધર્મીઓની સેવા કરવી જોઇએ. બ્રાહ્મણોએ વિદ્યાથી બ્રહ્મજ્ઞાનથી તત્ત્વજ્ઞાનથી સ્યાદ્વાદજ્ઞાનથી, વૈશ્યોએ વૈશ્યત્વભાવથી–સત્ત્વગુણી ધર્મનુ પોષણુ થાય એવા ભાવથી, ક્ષત્રિયોએ ક્ષાત્રકર્મોથી, અર્થાત્ ધર્મીઓનુ રક્ષણુ થાય એવી શસ્ત્રબલાદિ પ્રવૃત્તિઓથી અને શૂદ્રોએ યોગ્ય સેવાથી સાત્વિકગુણીજૈનધર્મનો અર્થાત્ આત્મધર્મનો પ્રચાર કરવો જોઇએ. વ્યષ્ટિમા અને સમષ્ટિમા સાત્વિકગુણધર્મના પ્રચારાર્થે તથા આત્મશુદ્ધ જૈનધર્મના પ્રચારાર્થે સર્વ જનોએ મુખ, બાહુ ઉદર અને પદથી પ્રવૃત્તિ કરવી જોઇએ. તત્ત્વજ્ઞાનના ઉપદેશકો બ્રાહ્મણો છે અને ધર્મીઓનુ રક્ષણુ કરવા આત્મભોગ આપનારા મનુષ્યો ક્ષત્રિયો છે ત્યાગીગુરુઓએ ગૃહસ્થગુરુ બ્રાહ્મણોએ, ક્ષત્રિયોએ, વૈશ્યોએ અને શૂદ્રોએ જ્ઞાનબળથી બાહુબળથી વ્યાપારબલથી અને સેવાબલથી ધર્મનો પ્રચાર કરવા સદા કટિબદ્ધ રહેવું જોઇએ. ક્ષાત્રબલ વિના કદાપિ ધર્મ અને ધર્મિયોની રક્ષા થતી નથી. વૈશ્યત્વના બલ વિના ધર્મ અને ધર્મીઓની પુષ્ટિ વૃદ્ધિ થતી નથી. સેવાના બળવિના ધર્મના સર્વ અંગોમાં પરિપૂર્ણ વ્યવસ્થા રહેતી નથી જ્ઞાનબળ વિના ધર્મના રહસ્યો જણાતા નથી અને તેથી ગાડરીયો પ્રવાહ વૃદ્ધિ પામે છે. અતએવ કોઇપણુ કાલમાં ઉપર્યુક્ત ચારે બલપૈકી કોઇપણુ બલની ન્યૂનતા થવા દેવી નહીં અને જે કાલે જે બલની ન્યૂનતા થઈ હોય તે બલને તે કાલે ગમે તે ઉપયોગથી દેશમાં સંઘમાં સમાજમા પ્રાપ્ત કરવું જોઇએ. વ્યવહારસામ્રાજ્યમા અને ધર્મસામ્રાજ્યમા ચાતુર્વર્ણ્યબલની આવશ્યકતા રહે છે. સાત્વિકધર્મમા સર્વમનુષ્યો સદાસ્થિર રહે એવુ બન્યું નથી અને બનવાનુ નથી; તથાપિ

વિવેકી મનુષ્યોએ સાત્વિકધર્મની વૃદ્ધિ માટે પ્રવૃત્તિ કરવી જોઇએ કે જેથી જે કાલમા જે મનુષ્યોને સાત્વિકધર્મની પ્રાપ્તિ થવાની હોય તે તેને થઇ શકે રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણની પેલીપાર આત્માનો શુદ્ધ ધર્મ રહ્યો છે. શુભાશુભ કલ્પનામય મનોવૃત્તિયોનો ક્ષીણભાવ થતા ઉપશમાદિ ધર્મની પ્રાપ્તિ થાય છે. ઔપચારિક ધર્મને વ્યવહારમા લોકો ધર્મતરીકે પ્રાય મોટાભાગે અવબોધે છે. પરંતુ તેનાથી ભિન્ન અનુપચરિત સદ્ધર્મ કે જે આત્માનો જ્ઞાનાદિ શુદ્ધધર્મ છે તેને વિરલ મનુષ્યો અવબોધી શકે છે આત્માની જ્ઞાનાદિ શકિતયો સર્વે ધર્મરૂપે છે તેના પ્રકાશાર્થે જે જે નિમિત્ત-વ્યવહારે ઉપાયો છે તે પણ વ્યવહારથી ધર્મ કથાય છે. સર્વવર્ણીયમનુષ્યો ધર્મારાધનામા નાતજાતના ભેદવિના સ્વાધિકારે ગુણકર્માનુસારે ફરજ અદા કરતા છતા એક સરખા સમાન છે-તેમા કોઈ ઉચ્ચ નથી અને કોઈ નીચ નથી; સ્વસ્વાધિકારે ફરજ અદાકરનાર રાજા અને રંક બે સરખા છે અને બન્નેને વિશ્વમા જીવવાનો સમાન હક્ક છે. જ્યાંસુધી ઉચ્ચ અને નીચના ભેદની અહંવૃત્તિથી મનુષ્યો પ્રવૃત્તિ કરે છે ત્યાસુધી તેઓ માયાવૃત્તિના સાગરને તરી પેલી પાર ગમન કરી શકતા નથી. એક વર્ણના મનુષ્યોને સમાનભાવથી ચાહતા નથી ત્યાસુધી તેઓ સ્વકર્તવ્યને સમ્યગ્ અદા કરી શકતા નથી; સત્યધર્મ જૈનસનાતનધર્મ ખરેખર આત્માનો ધર્મ છે. અનાદિકાલથી આત્મા છે અને અનન્તકાલ પર્યન્ત રહેવાનો. આત્મવિના ધર્મ નથી તેથી આત્માના ધર્મને સનાતન જૈનધર્મ કથવામા આવે છે. આત્માનો ધર્મ આત્મામા છે તેને ધ્યાન ધરીને અનુભવવો જોઇએ. આત્મા તે જ-આત્માની શુદ્ધિ પ્રકટવાથી પરમાત્મારૂપ થાય છે. ધ્યાનદીપિકામાં કથ્યું છે કે **य. परात्मा परं सोऽहं, योऽहं स परमेश्वर.। मदन्यो न मयोपास्यो, मदन्यो न यज्ञाम्यहं ॥** જે પરમાત્મા પરમબ્રહ્મ છે તે હું છું અને જે હું આત્મા-બ્રહ્મ છું તે પરમેશ્વર છે, મારાથી અન્ય-આત્માથી અન્ય, બ્રહ્મથી અન્ય-કોઈ બ્રહ્મ નથી અર્થાત્ આત્માને ઉપાસ્ય નથી; આત્મા અર્થાત્ બ્રહ્મથી સ્વય શુદ્ધબ્રહ્મ ઉપાસ્ય છે મારાથી અન્યવડે અહ આત્મા ઉપાસ્ય નથી, ઉપાસ્ય અને ઉપાસક બન્નેમા બ્રહ્મ અર્થાત્ આત્માવિના અન્ય કશું કંઈ નથી-એવો હું આત્મારૂપ પરમાત્મા છુ **सर्वज्ञो भगवान् योग-महमेवास्मि स ध्रुवं । एवं तन्मयतां यात सर्ववेदीति मन्यते ॥** જે આ સર્વજ્ઞ ભગવાન્ છે તે હું જ નિશ્ચયત છુ-એવંતન્મયતાને પ્રાપ્ત થએલ સર્વજ્ઞ છે એમ મનાય છે આત્માની શુદ્ધતા અર્થાત્ શુદ્ધબ્રહ્મનો રાગદ્વેષરહિત અનુભવ કરવામા આવે છે ત્યારે આત્મામા સર્વજ્ઞતા અનુભવાય છે. આત્માના શુદ્ધધર્મમા તન્મયતા થવાથી અન્યકોઈ પદાર્થમા સુખ ભાસતું નથી. આવી દશામા મસ્ત બનીને જ્ઞાનયોગીઓ સર્વવર્ણીય મનુષ્યોને પ્રથમ સાત્વિકધર્મનો બોધ આપે છે, પશ્ચાત્ તેઓની તેમા પરિપકવતા થતા આત્માના શુદ્ધધર્મનો અનુભવ આપે છે આ વિશ્વમા અનન્તધર્મવર્તુલના જેટલા લઘુવર્તુલો કલ્પીને તેઓને ધર્મ માનીને મનુષ્યો ધર્મપ્રવૃત્તિ કરે તેટલા ન્યૂન છે ધર્મની ભાવનાઓના અસંખ્ય ભેદો પડે

છે. અતએવ સર્વજ્ઞ પરમાત્મા શ્રી વીરપ્રભુએ અસંખ્ય યોગોની સાધનાઓથી મુક્તિની પ્રાપ્તિ થાય છે–એમ ઉપદેશ આપ્યો છે. લબ્ધિયો સિદ્ધિયો અને ચમત્કારોનું મૂલધામ આત્મા છે. અતએવ સનાતનઆત્માના ધર્મની સર્વમનુષ્યોએ આરાધના કરવી જોઇએ. શર્મદશાતિદ અને વિશ્વમાં આત્માપ્રભુનો સાક્ષાત્કારરૂપ ધર્મ, સર્વમનુષ્યોથી અનેકનામરૂપભેદે અનેકક્રિયાઓથી અને અનેક ભિન્નભિન્ન વિચારોવડે સેવાય છે. ज्ञानदर्शनचारित्ररूपधर्म मोक्षमार्गप्रकाशक છે. માટે વ્યવહારનયથી અને નિશ્ચયનયથી તેની આરાધના કરવી જોઈએ. આ વિશ્વમા બાહ્યલક્ષ્મીઓ અને આન્તરલક્ષ્મીઓનું મૂલ ધર્મ છે. ધર્મવિના વિશ્વમા જીવોને શાંતિસુખ થયુ નથી અને થનાર નથી. ધર્મના પ્રતાપે સૂર્ય તપે છે, વાયુ વાય છે, ચંદ્ર ઉગે છે, અગ્નિ પ્રકટે છે, જલ પોતાનો ધર્મ બજાવે છે, ધર્મના પ્રતાપે વિશ્વમાં જ્યા ત્યાં સત્યશાતિસુખ અવલોકાય છે. ધર્મ વિના રાજ્ય, સંઘ, સમાજ, દેશ અને વિશ્વમા શાન્તિ રહેતી નથી. જ્યા જૈનધર્મ છે ત્યાં અવશ્ય શાંતિ–સુખ હોય છે. આર્યાવર્તમા અન્ય દેશો કરતા અનેક જ્વાલામુખી પર્વત ફાટવા વગેરેના ઉત્પાતો થતા નથી તેનુ કારણ ધર્મ છે. આર્યાવર્તમા સાત્વિક ધર્મ આદિ ધર્મોની મનુષ્યોના વિચારોમા અને આચારોમા શિથિલતા આવી ત્યારથી આર્યોની પડતી થવા લાગી છે. ધર્મે જય અને પાપે ક્ષય એવા વાક્યનું સ્મરણુ કરીને આત્માને અને વિશ્વને ધર્મમા પ્રવર્તાવ.

**અવતરણ**—ધર્મની વૃદ્ધિ કોણે કેવી રીતે કરવી અને અધર્મ પ્રવૃત્તિને કેવી રીતે હઠાવી ધર્મથી વિશ્વજનોની સેવા કરવી જોઈએ–ઈત્યાદિ નિવેદવામા આવે છે.

**श्लोकाः**

रजस्तमोविनाशार्थं सात्विकस्य विवृद्धये ।
विश्वे समस्तलोकानां देयं सद्बोधनादिकम् ॥ १८३ ॥
स्वदेशज्ञातिलोकाना–मुन्नत्यै शिक्षणादिकम् ।
सम्यग् व्यवस्थया देयं धर्मसेवकसज्जनैः ॥ १८४ ॥
विश्वे समस्तजीवानां शान्त्यर्थमौषधादिकम् ।
विद्यापीठादिकं स्थाप्यं धर्मार्थं विश्वसेवकैः ॥ १८५ ॥
विश्वे समस्तजीवानां–रागद्वेषक्षयाय तत् ।
नीतिधर्मविवृद्ध्यर्थं देयं सद्देशनादिकम् ॥ १८६ ॥

विश्वदुःखविनाशार्थं विश्वसेवा प्रतिष्ठिता ।
कार्या सात्त्विकबुद्धया सा विश्वोद्धारकसज्जनैः ॥ १८७ ॥
विश्वविद्यालयादीनां कर्तव्या स्थापना शुभा ।
यद्धर्मे तादृशी सेवा तद्धर्मो वर्धते सदा ॥ १८८ ॥
योजनीयाः प्रबन्धास्ते धर्मरक्षणकारकाः ।
देशकालव्यवस्थात–स्तीर्थकृन्नामबन्धकाः ॥ १८९ ॥
मह्यां स्वास्तित्वरक्षार्थं धर्मादीनां तथैव च ॥
कर्तव्यानि सुकर्माणि कारणीयानि बोधतः ॥ १९० ॥
आवश्यकानि कर्माणि धर्मास्तित्वाय भूतले ॥
सामाजिकबलाद्येन कर्तव्यानि सुयुक्तितः ॥ १९१ ॥
यानि परार्थकर्माणि–विश्वोद्धाराय तानि वै ॥
पुण्यबन्धादिमूलानि देष्टव्यानि महीतले ॥ १९२ ॥
धर्मप्रभावनाकर्म–कर्तव्यं सततं जनैः ॥
अज्ञानां धर्मलाभार्थं दानसेवादिभिः शुभम् ॥ १९३ ॥
धर्मज्ञानप्रचारार्थं पाठशालादिकं शुभम् ॥
कर्तव्यं कारणीयं च धर्मकामार्थसेवकैः ॥ १९४ ॥
साहाय्यं धर्मिलोकानां देयं सत्कारभक्तितः ॥
कर्तव्या साधुषु प्रीतिः मोहादिक्लेशनाशिना ॥ १९५ ॥
त्याज्या संकुचिता दृष्टि–रुन्नतेर्विघ्नकारिका ॥
उदारैः सत्प्रबन्धैश्च कर्तव्या धार्मिकोन्नतिः ॥ १९६ ॥

**શબ્દાર્થ સહ વિવેચનઃ**—રજોગુણ અને તમોગુણવિનાશાર્થે તથા સાત્વિકધર્મની વૃદ્ધિ માટે વિશ્વમા સર્વલોકોને સદ્‌બોધ આપવો જોઇએ તથા સાત્વિકાચરણોને સમર્પવા

જોઇએ. રજોગુણી આહાર અને તમોગુણી આહાર, રજોગુણી વિચાર અને તમોગુણી વિચાર રજોગુણી કર્મ અને તમોગુણી કર્મનો નાશ થાય અને સાત્વિકવિચારો સાત્વિક આહાર તથા સાત્વિકપ્રવૃત્તિ વધે તે માટે સદ્બોધ આપવો જોઇએ. લોકોને તે માર્ગે દોરવા અન્ય ઉપાયો લેવા જોઇએ. સ્વદેશ અને જ્ઞાતિલોકોની ઉન્નતિ માટે સમ્યગ્ વ્યવસ્થાપૂર્વક શિક્ષણાદિક દેવું જોઇએ. ધર્મસેવકસજ્જનોએ સ્વદેશમા અને જ્ઞાતિસેવામાં યથાયોગ્ય કંઇ કરવું જોઇએ. દુનિયામા સર્વજીવોને શાન્ત્યર્થ ઔષધ અને વસ્ત્ર આદિ યોગ્ય જે કંઇ હોય તે આપવું જોઇએ અને તેવી પ્રવૃત્તિ કરવી જોઇએ. ધર્મજ્ઞાનવિદ્યાપીઠો અને વ્યાવહારિક વિદ્યાપીઠોની સર્વત્ર સ્થાપના કરવી જોઇએ. ધર્માર્થે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય એવી ધર્મવિદ્યાપીઠો સ્થાપવી જોઇએ. સમસ્ત વિશ્વમાં રાગદ્વેષના ક્ષયને માટે સદ્બોધનો ફેલાવો કરવો જોઇએ. રાગદ્વેષરૂપ કષાયત્યાગ વિના શ્વેતાંબરમાં, દિગંબરમા, વૈદિકમાં, બૌદ્ધમાં, ખ્રિસ્તી વગેરે કોઈ ધર્મ-મતપંથમા રહેવા માત્રથી મુક્તિમોક્ષ થતો નથી. જે જે અંશે રાગ દ્વેષનો ક્ષય થાય છે તે તે અંશે આત્માનો ધર્મ પ્રકટે છે. રાગદ્વેષના ક્ષયવિના સત્યજ્ઞાનની તથા સત્યવ્રતોની પ્રાપ્તિ થઈ શકતી નથી. જેનામાંથી સર્વથા રાગદ્વેષ ટળી ગયા હોય છે તેનામા કેવલજ્ઞાનદર્શન વગેરે ગુણો પ્રકટી શકે છે અને તેજ સત્યધર્મનો-સર્વજીવોને યોગ્ય-સાપેક્ષધર્મનો ઉપદેશ દઈ શકે છે. જે જે અંશે રાગદ્વેષરૂપ કષાય ટળે છે તે તે અંશે કોઈપણ મનુષ્ય મહાત્મા બની શકે છે. વિશ્વમાં રાગદ્વેષના ઉપશમ વિના સત્તાધારી લક્ષ્મીધારી વિદ્યાધારીઓને જરા પણ સત્ય શાન્તિ મળવાની નથી. રાગદ્વેષના ક્ષયવિના નીતિધર્મને પણ સમ્યક્ પાળી શકાતો નથી. નીતિધર્મની વિશ્વમા સર્વત્ર વૃદ્ધિ કરવી હોય તો રાગદ્વેષનો ક્ષય થાય એવો ઉપદેશ આપવો જોઇએ-એમ વીતરાગવીરપ્રભુ ઉપદેશે છે. રાગદ્વેષના ઉપશમ વિના સત્તા લક્ષ્મી વિદ્યા અને રાજ્યથી વિશ્વજનોને સત્યશાતિ વગેરેનો લાભ સમર્પી શકાતો નથી. વિશ્વવર્તિજીવોના દુઃખોનો નાશ કરવા માટે અનેક શુભોપાયોવડે વિશ્વસેવા કરવી જોઇએ. વિશ્વોદ્ધારક સજ્જનોએ સાત્વિક બુદ્ધિપ્રવૃત્તિપૂર્વક વિશ્વસેવાનાં સૂત્રોને અનુસરવા જોઇએ. સમસ્ત વિશ્વમા સર્વજીવોને એકસરખી રીતે શાન્તિસુખ મળે એવી રીતે વિશ્વોદ્ધારક સજ્જનોએ વિશ્વસેનાની યોજનાઓને ઘડીને તે પ્રમાણે પ્રવર્તવું જોઇએ. કર્મયોગીની દશા પ્રાપ્ત કર્યાથી દેશસેવા, સંઘસેવા, સામાજિકસેવા, રાજ્યસેવા અને છેવટે વિશ્વસેવા કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકાય છે. કર્મયોગી સજ્જનોએ વિશ્વજનોની સર્વ પ્રકારની ઉન્નતિઓની સેવાર્થે વિશ્વવિદ્યાલયો વગેરેની સ્થાપના કરવી જોઇએ. સર્વજનોપકારી, સર્વજીવોપકારી વિશાલવ્યાપકદૃષ્ટિ થયાવિના વિશ્વવિદ્યાલયો વગેરેની સ્થાપના કરી શકાતી નથી. કૂપદૃષ્ટિનો નાશ થયા પશ્ચાત્ અનંતસાગર જેવી વિશાલદૃષ્ટિ થવાની સાથે ભેદોની-પ્રભેદોની માન્યતાઓનો વિલય થાય છે. તેવી રીતે વિશ્વહિતકારક કર્મયોગીઓ જેઓ થાય છે, તેઓની સર્વ પ્રકારની સંકુચિત ક્ષુદ્રદૃષ્ટિઓનો વિલય થાય છે. તેઓ અનંત

આત્મસ્વરૂપ યાને અનન્ત બ્રહ્મસ્વરૂપમય બની જાય છે. શ્રીવીરપ્રભુએ કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને વિશ્વજનોના હિતાર્થે ઉપદેશદ્વારા પ્રવૃત્તિ કરી હતી. ગૌતમબુદ્ધે, ઇશુએ, વિશ્વજનોની સેવાઓ કરી હતી. સર્વવિશ્વજનો જેઓને પૂજ્ય માને છે એવા કર્મયોગીઓએ વિશ્વજનોના હિતાર્થે સર્વસ્વાર્પણ કર્યું હતું. વિશ્વવિદ્યાલયો વિદ્યાપીઠો વગેરે પૂર્વક જે ધર્મમાં સેવાના ઉદાર વિચારો અને આચારો પ્રવર્તે છે તે ધર્મ જો કે વર્તમાનમા સ્થાપિત થયો હોય તો પણ તે વિશ્વમા વ્યાપક થઈ વૃદ્ધિ પામે છે;-તો શ્રીવીરપ્રભુએ સ્થાપિત જૈનધર્મ વગેરેની ઉપર્યુક્ત પ્રવૃત્તિવડે વૃદ્ધિ થાય એમા કંઇ પણ આશ્ચર્ય નથી ગુણકર્મવિશિષ્ટ બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો અને શૂદ્રો સ્વફરજથી એવી વિશ્વજીવોના હિતાર્થે પ્રવૃત્તિ કરે છે તો-એવો ધર્મ વૃદ્ધિ પામ્યા વિના રહેતો નથી. વિશ્વહિતકારક સેવકો બનવાને માટે અપૂર્વ આત્મસામર્થ્ય પ્રાપ્ત કરવું જોઇએ. સમસ્ત વિશ્વજનોના હૃદયોને જે ધર્મદ્વારા ઉચ્ચ-વિશાલ-શુદ્ધ કરીને સત્યાનંદશાન્તિ સમર્પી શકે છે તે ખરેખરો વિશ્વકર્મયોગી સેવક બની શકે છે. સમસ્ત વિશ્વમા ધર્મરક્ષણકારકપ્રબંધોની યોજનાઓ યોજવી જોઇએ. દેશકાલાનુસારે સમસ્ત વિશ્વવર્તી જીવોને સર્વ પ્રકારના શુભ ધર્મોની પ્રાપ્તિ થાય છે માટે તેઓના આત્માઓ જ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણોથી ખીલી શકે એવી ધાર્મિક પ્રબંધોની યોજનાઓને આચારમાં મૂકવી જોઇએ તથા મૂકાવવી જોઇએ. દેશકાલાનુસારે તીર્થંકરનામાદિકર્મબંધ કરનાર મહાત્માઓ એવી શુભ ભાવનાપૂર્વક પ્રવૃત્તિ કરી શકે છે. વિશ્વમાં સંઘ, ધર્મ, વ્યક્તિ, વર્ણ, સમાજ, વિદ્યા વગેરેનું સ્વાસ્તિત્વરક્ષણ કરવા માટે શુભ કર્મોને કરાવવા જોઇએ અને જેઓ કરતા હોય તેઓની અનુમોદના કરવી જોઇએ. ત્યાગી મહાત્માઓએ ઉપયુક્ત શુભકર્મોથી શુભ લાભ થાય એવો ઉપદેશ દેવો જોઇએ ધર્મ વગેરેનું સ્વાસ્તિત્વ રહે છે તો તેથી પરંપરાએ વિશ્વજીવોને અનેક શુભલાભોની પ્રાપ્તિ થાય છે અને શાન્તિની વ્યવસ્થાઓનું પરિપૂર્ણ અર્પણ એકબીજાને કરી શકાય છે. ધર્મનું અસ્તિત્વ સંરક્ષવા માટે શુભયુક્તિયો વડે જે જે દેશકાલાનુસારે યોગ્ય લાગે એવા આવશ્યક કર્મો કરવા જોઇએ. દેશકાલાનુસારે ધર્મનું અસ્તિત્વ સંરક્ષે એવા મહાત્મા કર્મયોગીઓ પ્રકટે એવી શુભપ્રવૃત્તિયોને-શુભયુક્તિયોને સેવવી જોઇએ. આ આપત્તિકાલમા ધર્મનું વિશેષ રક્ષણ થાય અને ધર્મી મનુષ્યોનું વિશેષત સરક્ષણ થાય એવા આપવાદિક કર્મો કરવા જોઇએ. સામાજિક બલ, રાજ્યબળ, ક્ષાત્રબલ, વૈશ્યબલ, બ્રાહ્મણબલ અને શૂદ્રબલ ભેગું કરીને વિશ્વમા ધર્મનું અસ્તિત્વ રહે એવાં આવશ્યક કર્મો કરવા જ જોઇએ. આ કલિકાલમાં સંઘબલ-સામાજિકબલ મહાન્ છે. વ્યષ્ટિબલ કરતા સમષ્ટિબલની વિરાટ પ્રગતિ આગલ કોઇનું કંઇ ચાલી શકતું નથી. જ્યા ધર્મના વિચારો અને સદાચારોવડે જેઓ જીવતારૂપમા છે એવા મહાત્માઓ કર્મયોગીઓ સર્વબલનો સમૂહ ભેગો કરીને વિશ્વમા સર્વત્ર ધર્મનું અસ્તિત્વ સંરક્ષી શકે છે અને ધર્મની જીવંત વ્યાપકતા પ્રગટાવી

શકે છે. જ્ઞાનોદય કાલમાં ધર્મની વ્યાપકતા કરવા સર્વ ધર્મીય મનુષ્યો પ્રયત્ન કરે છે પરંતુ જેઓ ધર્મને આચારમાં મૂકીને બતાવે છે તેઓનો ધર્મ સર્વત્ર વિશ્વમાં પ્રગટે છે. જે ધર્મમાં દુનિયાના મનુષ્યોને રસ પડતો નથી તે ધર્મ જો કે સત્ય હોય વા મહાન્ હોય તથાપિ તેની સર્વત્ર વ્યાપકતા થતી નથી. ધર્મનું અસ્તિત્વ રાખવું એ ધાર્મિક મહાત્માઓના સદાચારો પર આધાર રાખે છે. રાગદ્વેષ, અહંતા, ઇર્ષ્યા, નિન્દા વગેરે જેઓના હૃદયમાં નથી એવા કરુણાસાગર મૈત્રીભાવનાવાળા મહાત્માઓથી ધર્મની વિશ્વમાં સજીવનતા રહે છે. દ્રવ્યક્ષેત્રકાલાનુસારે સદ્ગુણી કર્મયોગી મહાત્માઓ ધર્મને સુયુક્તિથી વિશ્વજનોમાં ઉપદેશાદિવડે પ્રચારી શકે છે. પુણ્યબંધાદિકારક જે જે શુભકર્મો, પુણ્યકર્મો, ધર્મકર્મો કે જેઓની ઉપયોગિતા ધર્મશાસ્ત્રોમાં દર્શાવી છે તેઓનો વિશ્વમાં પ્રચાર થવા માટે ઉપદેશ દેવો જોઇએ. વિશ્વજનોના ભિન્નભિન્ન અધિકાર છે તેથી એક સરખાં પુણ્યબંધકારક ધર્માનુષ્ઠાનોને વા ધર્મકર્મોને સર્વ મનુષ્ય આચરી શકે નહીં. પુણ્યકર્મોમાં સ્વાધિકારે સર્વ મનુષ્ય ભિન્નભિન્ન પ્રવૃત્તિ કરે છે તેમાં મુઝાવું ન જોઇએ એમ પૂર્વ શ્લોકમાં કથવામાં આવ્યું છે અજ્ઞોને ધર્મની પ્રાપ્તિ કરાવવા માટે સેવાદિગાલ્યધર્મ-પ્રભાવના કર્મ કરવું જોઇએ. દરરોજ મનુષ્યોએ દાનસેવાદિવડે અજ્ઞોને ધર્મનો લાભ થાય એવાં સત્કર્મો કરવા જોઇએ. ધર્મની પ્રભાવના કરનારા આઠ પ્રકારના પ્રભાવકો છે. તેનું જૈન-શાસ્ત્રોમાં વિશેષત વર્ણન કરવામાં આવ્યું છે. ધર્મની પ્રભાવના કરનારાઓ જ ખરેખરા ધર્મના રક્ષકો છે. ધર્મની પ્રભાવના કરનારા મહાત્માઓમાં અદ્ભુત સામર્થ્ય રહેલું હોય છે-તેનો સામાન્ય બુદ્ધિવાળાઓને ખ્યાલ આવી શકતો નથી. અનેક શુભ કર્મોથી ધર્મની પ્રભાવના કરી શકાય છે. જ્ઞાનદાન, અન્નદાન, વસ્ત્રદાન, સુપાત્રદાન, કીર્તિદાન, અનુકંપાદાન, અભયદાન, ધર્મદાન, અનુકંપાદાન, બ્રહ્મદાન આદિ અનેક પ્રકારના દાનો કથેલાં છે. સેવાઓ પણ અનેક પ્રકારની કથેલી છે દાન અને સેવાથી સર્વ જીવોને ધર્મ તરફ આકર્ષી શકાય છે. સાત્વિક દાન અને સાત્વિક સેવાથી આત્માની શક્તિયો ખીલે છે અને પુષ્પની આસ-પાસ જેમ ભ્રમરો ગુંજે છે તેમ તેવા કર્મયોગીની આસપાસ ધર્મીમનુષ્યોનો સમૂહ ભેગો થાય છે અને તેના વિચારોને અને આચારોને અનુસરે છે. ધર્મની પ્રભાવના કરનારા મહાત્માઓ અનેક પ્રકારની તેમને યોગ્ય લાગે એવી ધાર્મિકપ્રવૃત્તિયો કરે છે. તેઓ અમુક જાતના વ્યવહારમાં એકાંતે બંધાતા નથી, તેઓનો મૂળ ઉદ્દેશ ધર્મની પ્રભાવના કરવાનો હોય છે તેથી તેઓ ધર્મની પ્રભાવના કરીને સ્વસમાન અનેક ધર્મપ્રભાવકોને પણ વિશ્વમાં ઉત્પન્ન કરી શકે છે. શ્રી હેમચંદ્રાચાર્યે ધર્મની પ્રભાવના કેવી રીતે કરી હતી તે તેમના ચરિત પરથી સ્પષ્ટ અવબોધાય છે. સત્તાવંતોને, લક્ષ્મીમંતોને અને વિદ્વાનોને ધર્મમાં વાળવાથી તથા ધર્મની સ્થાપના થાય એવા ભાષણો અને લેખો લખવાથી ધર્મની પ્રભાવના કરી શકાય છે. ધર્મની પ્રભાવના કરનારાઓની ખરેખર જે ધર્મમાં વિશેષ સંખ્યામાં હોય છે

તે ધર્મની વિશ્વમાં વ્યાપકતા થાય છે. ધર્મકામાર્થસેવકોએ ધર્મજ્ઞાનપ્રચારાર્થે પાઠશાલાદિક શુભ કર્મ કરવાં જોઇએ ધર્મશાલા વગેરેનું સ્થાપન કરવું જોઇએ; સાધુઓને અને સાધ્વીઓને ભણાવવા માટે પાઠશાલાદિકની સ્થાપના વિગેરે જે જે શુભ કર્મો કરવાનાં હોય તે તે કરવાં જોઇએ; અને ઉપદેશસત્તા લક્ષ્મીથી તેને સ્થાપાવવાં જોઇએ સત્કારભક્તિપૂર્વક ધર્મીલોકોને સહાય્ય કરવી જોઇએ. ધાર્મિક મનુષ્યોને સાહાય્ય દેવાથી મહાધર્મની પ્રાપ્તિ થાય છે. જ્ઞાનદર્શન–ચારિત્રરૂપ ધર્મને સાધનાર સાધુઓ પર પ્રેમ ધારણ કરવો જોઇએ. સત્કારભક્તિવિના માત્ર સહાયથી સ્વાત્માની ઉન્નતિ થતી નથી અતએવ સત્કારભક્તિપૂર્વક ધર્મીલોકોને અનેક કર્મોથી સહાય કરવી જોઇએ. સ્વાત્માદિની ઉન્નતિમા વિઘ્ન કરનાર સંકુચિતદૃષ્ટિનો ત્યાગ કરવો જોઇએ. ઉદાર શુભપ્રબંધો વગેરેથી ધર્મની અને ધાર્મિકજનોની ઉન્નતિ કરવી–કરાવવી અને કરનારની અનુમોદના કરવી જોઇએ.

અવતરણ—ધર્મવૃદ્ધિકારકાદિ પ્રવૃત્તિયો દર્શાવ્યા બાદ સદાચારધર્મપ્રવૃત્તિ દર્શાવવામાં આવે છે.

श्लोकाः

अहिंसासत्यधर्मादि–सदाचाराश्च भूतले ।
तेषां पूर्णप्रचारार्थं यतितव्यं स्ववीर्यतः ॥ १९७ ॥
गुणैर्युक्ताः सदाचाराः स्वोन्नतिसाधका ध्रुवम् ।
सन्ति नैव गुणा यत्र स्वाचारस्तत्र निष्फलः ॥ १९८ ॥
आचारा गुणवृद्ध्यर्थं गुणानां रक्षणाय चे ।
ज्ञानश्रद्धाबलाभ्यां ते समायुक्ताः शुभङ्कराः ॥ १९९ ॥
आचारः प्रथमो धर्मः सर्वधर्मेषु गीयते ।
आचारः सर्वलोकानामाधारो व्यवहारतः ॥ २०० ॥
सदाचारस्थलोकानां निपातो नैव जायते ।
धर्मस्य प्राणभूतः सः सदाचारः सतां मतः ॥ २०१ ॥
उत्सर्गकापवादाभ्यां क्षेत्रकालानुसारिणः ।
सदाचाराः सदा सेव्या धर्मागमाऽविरोधतः ॥ २०२ ॥

पञ्चाचाराः सदा पाल्याः सेव्या द्वादशभावनाः ।
मैत्र्यादिभावना भव्या भावनीयाः सदाजनैः ॥ २०३ ॥
भिन्नाचारेषु संमुह्य योद्धव्यं न परस्परम् ।
सापेक्षनयतो ग्राह्या धर्मांशा धर्मवृद्धये ॥ २०४ ॥

**શબ્દાર્થ સહ વિવેચનઃ**—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, પરોપકારપ્રવૃત્તિ, વગેરેની પ્રવૃત્તિયોને સદાચાર કથવામાં આવે છે. દેશકાલાનુસારે વિશ્વમાં બાહ્યાકારથી ભિન્ન ભિન્ન એવા સદાચારો પ્રવર્તે છે. સદાચારોના પ્રચારાર્થે સ્વીયશક્તિથી પ્રયત્ન કરવો જોઈએ. ધાર્મિકસદાચારો જો ગુણોવડે સહિત હોય છે તો સ્વોન્નતિસાધક બને છે; ભ્રાતૃભાવ, શુદ્ધપ્રેમ, દયા, ઉદારભાવ, નીતિ, સ્વાર્થત્યાગ, સ્વાર્પણ, સમાનભાવ વગેરે ગુણોવિનાના આચારોમા નીરસતા, જડતા, શુષ્કતા, ભ્રષ્ટતા, મલિનતા પ્રાપ્ત થાય છે. ગુણોવિનાના આચારો ખોખાં જેવા છે. ગુણોવિનાનો આચારમાત્રનો ઘટાટોપ સદાકાલ જીવી શકતો નથી. આત્માવિનાની પૂતલીઓનો નાચ જેમ આત્માસહિત નાટિકાના નાચ સમ રસિક થતો નથી તદ્વત્ ગુણો વિનાના આચારો રસિક અને સ્વોન્નતિકારક રહેતા નથી. જ્યાં ગુણો નથી ત્યા આચાર નિષ્ફલ છે. આચારોમા ગુણોનો રસ રેડાયા વિના ધર્મની ઉત્પત્તિ થઈ શકતી નથી. ગમે તેવા સુષ્ઠુ ધર્માચારો હોય છે પણ ગુણવિના તેનો આદર કરવા માત્રથી આત્મોન્નતિ થઇ શકતી નથી. શ્રીમહાવીર પ્રભુના સમયમાં બ્રાહ્મણોના આચારોમાં ગુણોને બદલે હિંસા, અસત્ય, દ્વેષ, આસક્તિ, સ્વાર્થ, અનીતિ વગેરે દુર્ગુણોનો પ્રવેશ થયો હતો તેથી મહાવીર પ્રભુએ આચારોમાં ગુણો હોવાનો ઉપદેશ આપીને ધર્મોદ્ધાર કર્યો હતો. ગૌતમબુદ્ધે પણ ગુણો સહિત આચારોથી-વ્રતોથી સ્વોન્નતિકારક ઉપદેશ આપ્યો હતો તેથી અનેક બ્રાહ્મણો વગેરે વર્ણોએ બુદ્ધનું શરણ ગ્રહી ગુણો ખીલવ્યા હતા. પશ્ચાત્ બૌદ્ધોના ત્યાગી સાધુઓમા અને સાધ્વીઓમાં કાલે કરી ગુણો વિના આચારોનાં ખોખા રહ્યા ત્યારે આર્યાવર્તમાં તે ધર્મ પાળનારાઓની અસ્તિતા રહી નહિ. એક ધર્મમાંથી બીજો ધર્મ નીકળે છે તેમાં પણ ગુણો વિના આચારો માત્રના જડપૂજારી મનુષ્યો બને છે અને ધર્મના નામે દુર્ગુણોના દાસ બને છે ત્યારે પણ એ જ સ્થિતિ હોય છે. ક્રિયાઓ, આચારો, ધર્માનુષ્ઠાનો ધર્મપ્રવૃત્તિયો ઇત્યાદિમા ગુણોવિના પ્રવૃત્ત થવાથી પોતાનું અને વિશ્વનું શ્રેય સાધી શકાતું નથી; આચારોના ફલની સાધ્યદૃષ્ટિ નષ્ટ થવાની સાથે તે તે ધર્મના આચારોનું મનુષ્યોમા જીવંત સ્વરૂપ રહેતું નથી. જે આચારો ગુણની વૃદ્ધિ માટે અને ગુણના રક્ષણ માટે છે તેઓનું સ્વરૂપ અવબોધીને તેઓને સ્વાધિકારે આદરવા જોઈએ. જ્ઞાનશ્રદ્ધાબલે ધર્માચારો–સદાચારો આચર્યા છતાં કલ્યાણ કરનારા થાય છે. જ્ઞાન

અને શ્રદ્ધા વિના આચારો આચરતાં છતા આત્માનું કલ્યાણ કરી શકાતું નથી જ્ઞાનવિના
આચારોમાં અંધતા પ્રાપ્ત થાય છે અને શ્રદ્ધાવિના આચારોને આચરવામા આત્મબળ
રહેતું નથી. શ્રદ્ધાવિના આચારોમા એક સરખી પ્રવૃત્તિ થઇ શકતી નથી. સર્વધર્મોમા-
સર્વધર્મશાસ્ત્રોમાં આચારોને પ્રથમધર્મ કથ્યો છે. સર્વ વ્યવહારનો આધાર આચાર છે.
**હજારો લાખો કરોડો વિચારોની મૂર્તિયો આચારો છે. લાખો કરોડો વિચારોનું
ફલ આચારો છે.** આચારો વિના ધર્મની ઉત્પત્તિ થઇ શકતી નથી. કોટિવિચારો કરી
કરીને તેઓને પણ આચારમાં મૂકવાની જરૂર રહે છે. વ્યવહારથી લોકોનો આધાર આચાર
છે. અતએવ સર્વધર્મની જીવતી પ્રતિમાઓરૂપ સજીવન આચારોથી ધર્મની વિશ્વમા સજી-
વનતા રહે છે બ્રાહ્મણવર્ગ ક્ષત્રિયવર્ગ વૈશ્ય અને શૂદ્રવર્ગના કેટલાક ભિન્ન ભિન્ન આચારો
છે. વિશ્વમાં આચારથી ભ્રષ્ટ બ્રાહ્મણાદિ વર્ગ જ્યારે થાય છે ત્યારે ધર્મનો નાશ થાય છે
ક્ષત્રિયો વગેરે સ્વસ્વાચારથી ભ્રષ્ટ થવાથી તેઓએ સર્વસ્વ ગુમાવ્યું. આત્માના ગુણ ખીલ-
વવા માટે સ્વયોગ્ય આચારોને આચરો અને નકામા તર્કો કરવાના છોડી દો. હૃદયવિના
આચારોની આચરણા થઇ શકતી નથીઃ વ્યક્તિબલ, જ્ઞાતિબલ, સમાજબલ, સંઘબલ
અને દેશબલને વધારવા માટે સર્વમનુષ્યોએ વ્યાવહારિક આચારોને અને ધાર્મિકાચારોને
સેવવા જોઇએ. तर्कस्य अप्रतिष्ठानम्–તર્કો, યુક્તિ કરવાથી ઠેકાણે કરવું થતું નથી.
લાખો ભાષણો આપનારા કરતા સદાચારનિષ્ઠ એક મનુષ્ય જેટલુ સ્વપરનું શ્રેય કરી શકે
તેટલું અન્ય કોઈ કરી શકતું નથી. જ્ઞાનશ્રદ્ધાપૂર્વક સદાચારસ્થિતમનુષ્યોનો નિપાત–નાશ
થતો નથી. દેશકાલાનુસારે ધર્માદિકના સદાચારોમાં ધર્મક્રિયાઓમા ધર્માનુષ્ઠાનોમા પરિવર્તનો
થયા કરે છે મૂલોદ્દેશના સાપેક્ષ્યપૂર્વક દેશકાલાનુસારે આચારોના યોગ્ય પરિવર્તનો સર્વ
આચારોમાં થયાં થાય છે અને થશે પરંતુ તે સર્વ આચારોમા એકાંતે કંઇ ધર્મ પ્રાણભૂત
રહેતો નથી. ધર્મવિનાનો કોઇ આચાર આચરવા યોગ્ય નથી. દેશની, ધર્મની, સંઘની
અને જ્ઞાતિની પડતી કરનારા આચારો જો કે સદાચારો તરીકે ગણાતા હોય તોપણ તે
આદરવા યોગ્ય થતા નથી. સમસ્તવિશ્વમા સાત્વિકગુણી આચારોને આચર્યા વિના પડતી
છે. શુભાચાર. અશુભાચાર. ઉત્સર્ગાચાર. અપવાદાચાર ધર્મ્યઆચાર, અધર્મ્યઆચાર.
ગૃહસ્થાચાર, ત્યાગાચાર, ચાર વર્ણના આચાર, નૈતિકાચાર. દુર્ગુણાચાર, પ્રશસ્યાચાર. સમયાનુ-
કુલાચાર. પ્રાસંગિકાચાર. નાશકારકઆચાર. આત્મબલરક્ષકાચાર નૈમિત્તિકાચાર. ઉપાદાન-
આચાર, લૌકિકાચાર. લોકોત્તરધર્માચાર વગેરેઆચારોના અનેક ભેદો પડે છે. તેનુ સુગમ-
થી સ્વરૂપ વિચારવું. ધર્મપ્રાણભૂત આચાર સદા સર્વત્ર સત્પુરૂષોવડે માન્ય છે
ઉત્સર્ગ અને અપવાદવડે દ્રવ્યક્ષેત્રકાલાભાવાનુસારી એવા સદાચારો આગમોના અવિરોધ-
પૂર્વક સેવવા યોગ્ય છે. દ્રવ્યક્ષેત્રકાલાનુસારી એવા સદાચારોને પણ ઉત્સર્ગ અને અપવાદથી
સદાચારોની પ્રવૃત્તિ જાણ્યાવિના પ્રવૃત્તિ કરવાથી ધર્મનો અને ધર્મીઓનો નાશ થાય છે.

અપવાદ વખતે જેઓ ઉત્સર્ગથી આચરણા કરે છે તેઓ ધર્મ અને ધર્મીઓના નાશ માટે પ્રવૃત્તિ કરે છે એમ અવબોધવું. આપત્તિકાલે અપવાદ વખતે કેવી રીતે આચારો આચરવા તે તે કાલના જ્ઞાનીઓના હાથમાં છે; પરંતુ ભૂતકાલના જ્ઞાનીઓના હાથમાં નથી. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપઆચાર અને વીર્યાચાર એ પંચ પ્રકારના આચારોને ઉત્સર્ગ અને અપવાદથી ચારે વર્ણોએ અને ત્યાગીઓએ સેવવા જોઇએ. બાર ભાવના ભાવવી જોઇએ. મનુષ્યોએ સદા મૈત્રી પ્રમોદ માધ્યસ્થ અને કારુણ્ય એ ચાર ભાવના ભાવવી જોઇએ. પરસ્પર વ્યાવહારિક તથા ધાર્મિક ભિન્નાચારોમાં મુંઝાઇને યુદ્ધ ન કરવું જોઇએ; કલેશ કંકાસ વૈર ઝેર ન કરવા જોઇએ. આ વિશ્વમાં મૂલ ઉદ્દેશના સાધ્ય માટે અનેક સાધનોએ ભિન્નાચારોપૂર્વક સ્વાધિકારે મનુષ્યો પ્રયત્ન કરે તેમાં ભેદદષ્ટિને આગળ કરી મુંઝાવાનું કંઇ કારણ નથી. સાપેક્ષનયપૂર્વક પરસ્પર ભિન્ન ભિન્ન આચારોમાં સત્ય અવલોકવું. સાપેક્ષ દૃષ્ટિથી ભિન્નાચારોની સાધ્યાશમા એક વાકયતા કરવી અને મતાચાર-સહિષ્ણુતાને સાપેક્ષ દૃષ્ટિએ ધારીને આચારોમાં જે જે સત્યાશો હોય તે ગ્રહવા-માનવા. ધર્મવૃદ્ધિ માટે ધર્માંશોને ગ્રહણ કરી વર્ણાદિક અધિકારપૂર્વક આચારોમા પ્રવૃત્તિ કરવી અને આત્મોન્નતિ આદિ સવ પ્રકારની શુભોન્નતિયો ગણાય છે તેમા પ્રવૃત્ત થવા આચરણયુક્ત રહેવું.

અવતરણ—સદાચાર-ધર્માચારસંસ્કાર સેવવાપૂર્વક હાનિકારક રીવાજોના ત્યાગ સંબંધી વિવેચન કરવામા આવે છે

### श्लोकाः

सेवनीयाः सदाचारा, वाक्कायमानसैः सदा ।
दुराचाराः सदा हेया, धर्मकामार्थकांक्षिभिः ॥२०५॥
लौकिककर्मवर्णाभ्यां, युक्ता ये ते जना भुवि ।
स्वाधिकारेण सद्धर्म्य—कर्मसु सुष्ठुसङ्गताः ॥२०६॥
आचाराध्यवसायैर्हि, सुष्ठु मोक्षाङ्गसाधकाः ।
ज्ञातव्यास्तारतम्येन, ज्ञानिभिर्मोक्षदर्शिभिः ॥२०७॥
धर्मव्यवहारयुक्तानि, धर्मकर्माणि यानि तु ।
छेद्यानि क्वाऽपि नो तानि, धर्ममूलानिजानीहि ॥२०८॥

धर्मव्यवहारकर्माणि सेवस्व स्वाधिकारतः ।
सा व्यवहारनयं मुख्य धर्मतीर्थस्य जीवकम् ॥ २०९ ॥
वर्णिता धर्मसंस्कारा धर्मशास्त्रेषु ये शुभाः ।
धर्मव्यवहारदाढर्याय कर्तव्याः स्वाधिकारतः ॥ २१० ॥
यतितव्यं सदा सद्भिः साधर्म्यभक्तिकर्मसु ।
लोकानां सुखदं कर्म कर्तव्यं स्वात्मशक्तितः ॥ २११ ॥
कुर्वन्तः कर्म केऽप्यत्र निष्कर्माणः स्वचित्ततः ।
निष्क्रियास्ते क्रियावन्तो रागादिभावसंयुताः ॥ २१२ ॥
मार्गानुसारिधर्मस्य द्योतकानि विशेषतः ।
सेव्यानि धर्मकर्माणि मोक्षसाधकमानवैः ॥ २१३ ॥
मैत्र्यादिभाववृद्ध्यर्थं वित्तश्चाङ्गियोगतः ।
विश्वस्मिन् कर्म कर्तव्यं लोकानां पूज्यसज्जनैः ॥ २१४ ॥
सामाजिकहितार्थाय यानि कर्माणि सन्ति वै ।
सर्वस्वार्थान् परित्यज्य तानि सेव्यानि मानवैः ॥ २१५ ॥
मह्यां शान्तिप्रचारार्थं देया सात्त्विकदेशना ।
सद्भिः शान्तिप्रबन्धैश्च स्थातव्यं शान्तिकर्मसु ॥ २१६ ॥
दोषयुक्तान् जनान् दृष्ट्वा कर्तव्या करुणा सदा ।
तेषु गुणप्रचारार्थं वर्तितव्यं स्वशक्तितः ॥ २१७ ॥
आविर्भूता गुणा यस्य क्षमाद्या हृदये शुभाः ।
गुणीभूतो जनः सैव प्रचारयति सद्गुणान् ॥ २१८ ॥
धैर्यौदार्यगुणादीनां प्रादुर्भावो यतो भवेत् ।
कर्तव्यं तदनुष्ठानं गुणानुरागिभिः शुभम् ॥ २१९ ॥

कर्तव्या धर्मसंस्कारा धर्मकामार्थमुक्तिदाः ।
संस्काराणां रहस्यं तु ज्ञायते ज्ञानयोगिभिः ॥ २२० ॥
आत्मोन्नतिः सदा कार्या सद्गुणैर्गुरुबोधतः ।
प्रत्यहं दोषवृन्दानां नाशार्थं भज सद्गुरुम् ॥ २२१ ॥
निन्दा नैव प्रकर्तव्या द्वेषतोऽपरधर्मिणाम् ।
ग्राह्यं सर्वगतं सत्यं सदा मुक्त्वा कदाग्रहम् ॥ २२२ ॥
सदाचारस्य संस्कारात् विस्तार्या सुपरंपरा ।
सदाचारैः सदा पोष्यो व्यवहारो धर्मकर्मणाम् ॥ २२३ ॥
देशधर्मविनाशिन्यो बाललग्नादिरीतयः ।
हर्तव्याः देशनाद्येन धर्मकर्मसुधारकैः ॥ २२४ ॥
हानिकृत् कुत्सिताचारा राज्यदेशक्षयंकराः ।
हर्तव्याः कर्मयोगीन्द्रैः सत्ताबोधादिसाधनैः ॥ २२५ ॥
अभक्ष्याद्यं सदा त्याज्यं धर्मसत्ताविनाशकृत् ।
कर्तव्यो व्यसनत्यागो धर्मव्यवहारसाधकैः ॥ २२६ ॥
दुष्टव्यसननाशार्थं नीतिधर्मविवृद्धये ।
स्वशक्त्या कर्म कर्तव्यं धर्मसाधकयोगिभिः ॥ २२७ ॥

**શબ્દાર્થ વિવેચનઃ**—મન વાણી અને કાયાવડે સદાચારો સેવવા યોગ્ય છે. રાજ્યના કાયદાની પેઠે અજ્ઞાનાવસ્થામા પણ સદાચારો સેવવાથી લાભ પ્રાપ્ત થાય છે. ગળથૂથીની પેઠે જન્મથી સદાચારોનો વારસો જેઓને મળેલો છે તે આર્યમનુષ્યોને ધન્યવાદ ઘટે છે. દુરાચારો તો સદા ત્યાગ કરવા યોગ્ય છે. ગુરુગમથી સદાચારોનું અને દુરાચારોનુ સ્વરૂપ અવબોધવું. ધર્મ કામ અને અર્થના ઇચ્છકોએ સંસારવ્યવહારમાં પ્રથમ સદાચારના સેવકો બનવું જોઇએ. ધર્મ અર્થ અને કામ એ ત્રણ વર્ગની પ્રાપ્તિ માટે સંસારવ્યવહારમા ચાતુર્વર્ણ્યગૃહસ્થજનોએ સદાચારમા દૃઢ રહેવું જોઇએ. **હવે અહીંથી ગ્રન્થગૌરવના લીધે સંક્ષેપથી વિવેચન કરવામાં આવે છે.** કર્મવ્યવહારમાં સદાચાર વિના દેશની સંઘની અને સમાજની પ્રગતિ થઇ શકતી નથી. ન્યાય્યસદાચાર વિના અનેક રાષ્ટ્રોનો અધઃપાત થયો.

જે ધર્મના મનુષ્યોએ અને રાજ્યસત્તાધીશ લોકોએ ન્યાય્યસદાચારોને પરિહર્યા તેઓની અધોદશા થઈ એમ ઇતિહાસના પાનાં ઉકેલતા અવબોધાય છે. આધ્યાત્મિકજ્ઞાનથી સદાચારોનાં રહસ્યો વિશ્વમા જીવતા રહે છે અતએવ અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરીને સદાચારોનું સંરક્ષણ કરવું જોઈએ. લૌકિક કર્મ અને વર્ણ એ બે વડે યુક્ત મનુષ્યો વિશ્વમાં સ્વાધિકારવડે સદ્‌ધર્મ્યકર્મોમા સારી રીતે સંગત હોય છે. ઈશ્વરની ભક્તિથી, ગુરુની ભક્તિથી. ધર્મીઓની સેવાથી અને સાધુઓની સેવાથી સદાચારની અને સદાચારના વિચારોની પ્રાપ્તિ થાય છે. મોક્ષદર્શી જ્ઞાનિયોએ આચારોવડે અને અધ્યવસાયોવડે મનુષ્યો ધર્મકર્મસાધક બને છે–એનો નિશ્ચય કરવો જોઈએ આચારોવડે અને શુભ–શુદ્ધ અધ્યવસાયોવડે મોક્ષમાર્ગની આરાધના કરી શકાય છે. ज्ञानक्रियाभ्यां मोक्ष । જ્ઞાનક્રિયાવડે મોક્ષ છે. ક્રિયા એ આચારરૂપ છે પરંતુ તેમાં દુર્ગુણોનો પ્રવેશ થાય છે તો આચારમાં મલિનતા પ્રકટે છે. આચારોવડે શુભ અધ્યવસાયો પ્રકટાવવાથી આત્માની શુદ્ધિ થાય છે. જે જે આચારોવડે આત્માના અધ્યવસાયોની શુદ્ધિ થાય છે તે તે આચારોને સ્વાધિકારે સેવવાની જરૂર છે. આત્માના જ્ઞાનદર્શનચારિત્રગુણની શુદ્ધિ માટે આચારોની ઉપયોગિતા છે. સચ્ચિદાનન્દઆત્મસ્વરૂપમાં રમવા માટે તથા અધ્યવસાયોની શુદ્ધિ માટે સદાચારો સેવવાની ખાસ જરૂર છે. સદાચારોમા સ્થિર રહેવાથી આત્માના અધ્યવસાયોની શુદ્ધિમા સ્થિર રહેવાય છે. અતએવ ધર્માચારો સેવવા માટે વિશેષ લક્ષ્ય દેવાની જરૂર છે. **સ્વકર્તવ્યાચારોમાં પ્રવૃત્ત થવાથી સર્વ પ્રકારની સ્વપરની શુભ શક્તિઓનો ઉદય થવાનો છે તે વિના લાંબાં લાંબાં ભાષણોથી તસુ માત્ર પણ આગળ પ્રગતિ થઈ શકે તેમ નથી.** ધર્મવ્યવહારયુક્ત જે જે ધર્મકર્મો–ધર્માચારો છે તે ધર્મના અંગો છે માટે અમુક એક બાબતની દૃષ્ટિની ધૂનમા આવીને તેઓનો છેદ ન કરવો જોઈએ. વૃક્ષના મૂલો અને તેની શાખાનો નાશ કરવાથી જેમ વૃક્ષનો નાશ થાય છે તેમ ધર્માંગમૂલભૂત ધર્મકર્મોનો–ધર્માચારોનો નાશ કરવાથી ધર્મનો નાશ થાય છે. ધર્મના અંગભૂત ધર્માચારોમા મૂલાંગોનો નાશ ન થાય એવી રીતે સુધારો કરવાની જરૂર છે. પરંતુ સર્વથા ધર્મનો નાશ થાય એવી રીતે સુધારો કરવાની જરૂર નથી. ધર્મવ્યવહારમૂલ ધર્માચારોને સ્વાધિકારે સેવ !!! પરંતુ ધર્મતીર્થજીવક ધર્મવ્યવહારાચારનો ત્યાગ ન કર–વ્યવહારનયપ્રતિપાદ્ય ધર્માચારોનો નાશ કરવાથી ધર્મતીર્થનો નાશ થાય છે અને તેથી વિશ્વમનુષ્યોની સુધારણામા કલિનો પ્રવેશ થાય છે. **ધર્માચાર વિનાનો કોઈ ધર્મ વિશ્વમાં મનુષ્યોના બાહ્ય અને આન્તર જીવનથી જીવી શકતો નથી.** ધર્મવ્યવહારને સેવ્યા વિના નિશ્ચયધર્મની યોગ્યતા પ્રાપ્ત થઈ શકતી નથી જે ધર્માચારોને ઉત્થાપે છે તે ધર્મનો ઉચ્છેદ કરે છે ધર્મના આચારો અને વિચારો વિના વિશ્વજનોમાં નાસ્તિકતા પ્રકટ્યા વિના રહેતી નથી ધર્માંગોમાં દ્રવ્ય ક્ષેત્ર કાલાનુસારે સુધારક પ્રગતિકારક રક્ષકપરિવર્તનો થયા કરે છે પરંતુ તેથી ધર્માંગોનો નાશ

થતો નથી-એમ સુધારકદૃષ્ટિએ અવલોકવાની જરૂર છે. પ્રાચીન તેટલું સત્ય અને અર્વાચીન તેટલું અસત્ય તથા અર્વાચીન તેટલું સત્ય અને પ્રાચીન તેટલુ અસત્ય એવો કદાગ્રહ કરવો નહિ. ધર્માચારોને ક્ષેત્રકાલાનુસારે સ્વાધિકારે આચરવાના હોય છે તેથી ઉપયોગિતામા કશો પ્રત્યવાય આવતો નથી તથા તેઓના ઉપર ચઢેલાં અનુપયોગી આવરણોને દૂર કરવામાં પણ કશો પ્રત્યવાય નડતો નથી. ધર્માચારો જેટલા છે તેટલા કોઇને કોઇ ઉપયોગી છે. એક મનુષ્ય માટે એકી વખતે સર્વ ધર્માચારો હોતા નથી. તેથી તેઓના ખંડનની પણ આવશ્યકતા સિદ્ધ ઠરતી નથી. ધર્માચારોથી જેટલો અન્ય મનુષ્યોને લાભ આપી શકાય છે તેટલો ધર્મના વિચારોથી ફક્ત અન્ય મનુષ્યોને લાભ આપી શકાતો નથી. અન્યોના ઉપર પરોપકાર આદિ ધર્મકરણીથી જેટલી અસર થાય છે તેટલી અન્ય કશાથી થતી નથી. ધર્માચારો આકાર છે અને તેનાથી અન્યોને સાક્ષાત્ લાભ થાય છે એવું ઘણી બાબતોમાં અનુભવી શકાય છે. ધર્મ વિચારોનો અને ધર્માચારોનો આત્મોન્નતિ માટે ઉપયોગ થાય તે માટે અવશ્ય લક્ષ્ય દેવું જોઇએ. જૈન ધર્મશાસ્ત્રોમાં જે સોળ ધર્મસંસ્કારોનું વર્ણન કર્યું છે તે વ્યવહારધર્માદિની દૃઢતા માટે છે-એવું અવબોધીને સ્વાધિકારે ધર્મસંસ્કારોને સેવવા જોઇએ. સત્પુરુષોએ સાધર્મ્યભક્તિકર્મોમાં યત્ન કરવો જોઇએ અને લોકોને સુખ દેનારાં જે જે કર્મો હોય તેઓને સ્વાત્મશક્તિથી સેવવા જોઇએ. વિશ્વકલ્યાણાર્થે મન વાણી અને કાયાની પ્રવૃત્તિથી કોઈ જીવને હાનિ ન થવી જોઇએ 'એ ખાસ લક્ષ્યમા રાખવું જોઇએ આત્માના જ્ઞાનદર્શનચારિત્રગુણોએ વિશ્વવર્તિ સર્વ જીવો સંગ્રહનયે સમાન છે-સર્વે આત્માઓ છે. સર્વ જીવોના શ્રેયમાં સ્વશ્રેયઃ સમાયલું છે. સમ્યગ્દૃષ્ટિ આદિ ગુણોવડે સાધર્મીમનુષ્યોની સેવાભક્તિમાં સર્વ વસ્તુઓને અર્પણ કરવા ચૂકવું ન જોઇએ. જે સર્વ જીવોને ધિક્કારે છે તેને પોતાનો જ આત્મા ધિક્કારે છે. જે સમાનધર્મીઓને પૂજે છે તેને પોતાનો આત્મા પૂજે છે. જેઓ લોકોને માટે 'સુખદ કર્મ કરે છે તે જ સ્વાત્માર્થે સુખદ કર્મો કરે છે-એમ અનુભવ કરીને લોકોને સત્ય સુખદ કર્મ જે હોય તે આચરવું જોઇએ. જે જે આચારોથી વિશ્વ જીવોને સુખ મળે તે આચારોને તન-મન-ધન-આત્મભોગથી આચરવા જોઇએ. કેચિત્ ધર્મકર્મોને કરે છે, પરંતુ અન્તરમાં અનાસક્તિથી નિષ્ક્રિય છે અને કેચિત્ મનુષ્યો બાહ્યથી ધર્માચારોને ધર્મક્રિયાઓને કરતા નથી પણ આસક્તિ યોગે અન્તરથી સક્રિય છે. રાગદ્વેષાદિ મોહનીય કર્મની પ્રકૃતિયોના સદ્ભાવે બાહ્યથી જેઓ નિવૃત્તિપરાયણ જેવા દેખાય છે છતાં તેઓ સકર્મી છે માટે અન્તરંગ રાગદ્વેષના અભાવે નિર્લેપ રહીને સ્વપરપ્રગતિકારક ધર્મચારોને સેવતાં ધર્મનું પ્રાકટ્ય કરી શકાય છે અને વિશ્વમા ધર્મની રક્ષા કરી શકાય છે. શુષ્કજ્ઞાનીઓ બનીને વાગ્વિલાસ કરવા માત્રથી વા પાંડિત્ય ધારણ કરવા માત્રથી આત્માની અને વિશ્વજીવોની શક્તિયોનો વિકાસ કરી શકાતો નથી. જે સ્વાધિકારે અનાસક્તિથી સદાચારોને, સત્પ્રવૃત્તિ-

યોને અને ધર્મકર્મોને કર્યા કરે છે તેના સમાન વિશ્વમાં કલ્યાણકર્ત્તા-ઉન્નતિકર્ત્તા કોઈ નથી. કંઈ પણ શુભ કર્મ કરવું તે કરવું એ જ પોતાની તથા વિશ્વની ઉન્નતિનો મૂળ મંત્ર છે. સર્વમનુષ્યોએ વર્ણાદિસ્વાધિકારે ધર્માચારોમા પ્રવૃત્ત થવું જોઈએ. ધર્માચારોનો લોપ થતા સંઘ-સમાજ-રાજ્ય વગેરેની પ્રગતિયોના મૂળ ઉખડી જવાના-એમા અંશમાત્ર સંશય નથી. ધર્મશાસ્ત્રોમાં જે જે સદાચારો-ધર્માચારો પ્રતિપાદ્યા છે તેનો સર્વત: અનુભવ કરીને ધર્મકર્મમાં પ્રવૃત્ત થવું જોઇએ. ધર્માચારોમા દૃઢ રહેવાથી દેશોન્નતિ સામાજિકોન્નતિ વગેરે સામુદાયિક ઉન્નતિયોનું રક્ષણ કરી શકાય છે. **પાશ્ચાત્યોની કેટલીક કૃત્રિમ ઉન્નતિયોનું એકદમ અનુકરણ કરીને પૌર્વીય ધર્માચારોનો નાશ ન કરવો જોઇએ.** મોક્ષસાધકમનુષ્યોએ માર્ગાનુસારી ધર્મદ્યોતક કર્તવ્યકર્મોને કરવાં જોઇએ. ક્ષેત્રકાલાનુસારે જે જે માર્ગાનુસારીગુણો સેવ્ય હોય તે સેવવા જોઇએ. માર્ગાનુસારી ગુણોની પ્રાપ્તિથી નીતિધર્મમા સ્થિર રહી શકાય છે અને તેથી સત્ય ધર્મની પ્રાપ્તિ થાય છે. માર્ગાનુસારીગુણો વિના ધર્મની યોગ્યતા પ્રાપ્ત થઇ શકતી નથી. માર્ગાનુસારીગુણો વિના ધર્મક્રિયાઓ કરવા માત્રથી આત્મકલ્યાણ થઈ શકતું નથી. લોકોમા મૈત્ર્યાદિ ભાવોની વૃદ્ધિ માટે મનવાણીકાયાથી અને લક્ષ્મીથી યોગ્ય જે કર્તવ્યકર્મ લાગે તે કરવું જોઈએ. મૈત્રીઆદિ ભાવનાઓ ભાવવી સહેલ છે પણ તે પ્રમાણે વિશ્વજીવોની સાથે વર્તવું મુશ્કેલ છે. ક્રોધાદિક પ્રસંગે મૈત્રી ભાવના ન રહી તો પશ્ચાત્ મૈત્ર્યાદિ ભાવના ભાવવા માત્રથી કંઈ વળતું નથી. મૈત્રીઆદિ ચાર ભાવનાઓથી હૃદયની શુદ્ધિ થાય છે અને તેથી લયયોગ તથા રાજયોગ વગેરે યોગોની પ્રાપ્તિ થાય છે. પરસ્પર વિરુદ્ધધર્મી મનુષ્યો પર મૈત્રીભાવ આવતાંની સાથે હૃદયની શુદ્ધિ થાય છે. પરસ્પર ભિન્ન ક્રિયામતથી ઘૂકકાકવત્ વૈરની દૃષ્ટિ રાખનારા મનુષ્યો ગમે તે ધર્મના હોય ત્હોય તેઓ મૈત્રી ભાવનાના અધિકારી બન્યા નથી તો પશ્ચાત્ વિશેષ ધર્મના અધિકારી તો ક્યાથી બની શકે વારૂ ? પ્રમોદ ભાવનાની સિદ્ધિ વિના ધર્મીનો વેષ પહેરવાથી પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ શકતી નથી. મૈત્રીભાવના અને પ્રમોદભાવનાને પરસ્પર નિકટ સંબંધ છે. કરુણાભાવનાને અને મૈત્રીભાવનાને પરસ્પર નિકટ સંબંધ છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે કરુણાભાવના વગેરેની આવશ્યકતા છે. મધ્યસ્થભાવના પ્રકટ્યા વિના સત્યધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી રાગદ્વેષના કદાગ્રહથી ઘેરાયેલ મનુષ્ય મધ્યસ્થ બની શકતો નથી મધ્યસ્થ થયા વિના વિશ્વમા પ્રવર્તિત સર્વ ધર્મોમાથી સત્ય અને અસત્યને જુદું પાડવાની શક્તિ પ્રાપ્ત થતી નથી. માધ્યસ્થ્યગુણ વિના આત્મજ્ઞાનનો વિશેષ પ્રકાશ થતો નથી જ્ઞાનાવરણીયાદિકર્મના આવરણો દૂર થવાથી માધ્યસ્થ્ય ગુણ ખીલી શકે છે. આ વિશ્વમાં મધ્યસ્થગુણની ભાવનાથી સર્વધર્મની સર્વ બાજુઓનું અવલોકન કરી શકાય છે. મૈત્રી પ્રમોદ માધ્યસ્થ અને કારુણ્ય એ ચાર ભાવનાના વિચારોનો મનુષ્યોમા પ્રચાર થવાથી વિશ્વમાંથી અત્યંત અશાન્તિ દૂર થાય છે અને સ્વર્ગસમાન વિશ્વ બની શકે છે

આ વિશ્વમાં મૈત્રીઆદિ ચાર ભાવનાઓનો કરોડો ગ્રન્થો લખીને વા તેના કરોડો ભાષણો કરીને સ્વપરની જે ઉન્નતિ કરી શકાય છે તે અલ્પમાત્ર છે, પરંતુ મૈત્રીઆદિ ચાર ભાવનાને આચારમા મૂકવી તે જ આત્માની અનન્તગુણી ઉન્નતિ છે. વાચિક જ્ઞાન વા ભાવનામાત્રથી ઉન્નતિ કરી શકાતી નથી દેશોન્નતિ કરવા માટે, સામાજિકોન્નતિ કરવા માટે, સંઘોન્નતિ કરવા માટે, ચાતુર્વર્ણ્યોન્નતિ કરવા માટે, ત્યાગીઓની ઉન્નતિ કરવા માટે જે જે ઇચ્છા રાખનારાઓ હોય તેઓએ ચાર ભાવનાને આચારમા–વર્તનમાં મૂકી બતાવવી જોઇએ. સર્વસ્વાર્થોનો ત્યાગ કરીને સામાજિકહિત માટે કર્તવ્ય સર્વ કાર્યો કરવા જોઇએ. સામાજિક હિતમાં સર્વ વિશ્વજનોનું હિત સમાયેલું છે. સામાજિક હિતસ્વીઓ દેશ–સમાજ–સંઘ–રાજ્ય આદિ સર્વની હિત કરવાની પ્રવૃત્તિયો કર્યા કરે છે. સ્વાર્થોનો ત્યાગ કર્યા વિના સામાજિક હિતકર કાર્યોમા પ્રવૃત્તિ કરી શકાતી નથી. સ્વાર્થની સંકુચિતદૃષ્ટિથી સામાજિકહિતરૂપ મહાસાગરને અવલોકી શકાતો નથી. સામાજિક હિતકર કર્મોમા પ્રવૃત્ત થનાર નિઃસ્વાર્થી કર્મયોગી મનુષ્યો જેટલું દુનિયાના જીવોનુ કલ્યાણ કરી શકે છે તેટલુ અન્ય મનુષ્યો કરી શકતા નથી. સામાજિકહિતકર કાર્યો માટે વ્યાપકદૃષ્ટિથી કાર્ય કરનારાઓ મહાયુદ્ધોની શાન્તિ કરી શકે છે અને સર્વ જીવોના દુઃખો દૂર કરવા આત્મભોગ આપી શકે છે. વિશ્વમાં શાન્તિનો પ્રચાર કરવા માટે ઉત્તમ ચારિત્રગુણસંપન્ન વ્યાખ્યાતાઓએ શાતિકર વ્યાખ્યાનો દેવાં જોઇએ અને સત્પુરુષોએ શાન્તિકર્મના પ્રબન્ધોપૂર્વક અને ઈતર ઉપાયોપૂર્વક શાન્તિ થાય એવા કાર્યો કરવાં જોઇએ. હાલ યુરોપી મહાવિગ્રહથી સર્વત્ર વિશ્વમા અશાન્તિ ફેલાઈ છે. વિશ્વમાં સર્વ લોકોમા દુઃખનો અત્યત સંચાર થવા લાગ્યો છે. આ વખતમા વિશ્વમા શાન્તિ પ્રસરે એવા ઉત્તમ પ્રબન્ધોપૂર્વક સત્પુરુષોએ પ્રબલ પ્રયત્ન કરવો જોઇએ. ક્ષાત્રકર્મી અને વૈશ્યકર્મી મનુષ્યોની અત્યંત વૃદ્ધિ થવાથી અને બ્રાહ્મણોની અને ત્યાગીઓની સંખ્યા કમી થવાથી વિશ્વમાં અનેક યુદ્ધો પ્રકટી નીકળે છે અને તેથી શેષ વર્ણોનો પણ નાશ થાય છે તથા મનુષ્યોમા વર્ણસંકરત્વ દાખલ થાય છે. જૈનધર્મને આચારમાં મૂકી બતાવનારા બ્રાહ્મણોની અને ત્યાગીઓની યુરોપમા સંખ્યા વૃદ્ધિ પામે તો હાલમાં જેવા યુદ્ધો ત્યાં થાય છે તેવા થઇ શકે નહીં. વિશ્વમા શાન્તિનો પ્રચાર થાય એવા કાલાનુસારે ભિન્ન ભિન્ન કર્મો હોય છે અને ભિન્ન ભિન્ન વર્ણીય મનુષ્યોથી શાન્તિનો પ્રચાર થાય છે. કોઈ સમયે ત્યાગી મહાત્માઓના બળે વિશ્વમા શાન્તિ પ્રસરે છે. કોઇ વખત આત્મજ્ઞાની બ્રાહ્મણોના બળે વિશ્વજીવોમા શાન્તિ પ્રસરે છે. કોઇ વખત ક્ષત્રિયોના–ગુણકર્મબળે શાન્તિ પ્રસરે છે. કોઈ વખત વૈશ્યોના બળે શાન્તિ પ્રસરે છે અને કોઇ વખત શૂદ્રોની સેવાબળે વિશ્વમાં શાન્તિ પ્રસરે છે. ચારે વર્ણોનુ અને ત્યાગીઓનુ સમાન બળ હોય છે, તો વિશ્વમાં વિશેષતઃ શાન્તિ પ્રસરે છે. કોઈ વર્ણનુ ગુણકર્માનુસારે અધિક વા ન્યૂન બળ થતા અશાન્તિનો વિકાર ફાટી નીકળે છે. વાત પિત્ત અને કફની સમાનતા વડે શરીરનું આરોગ્ય રહે છે. વાતપિત્ત અને કફની

ન્યૂનાધિકતાનો પ્રતીકાર કરવો પડે છે તદ્વત્ ચારે વર્ણના ગુણકર્મનું ન્યૂનાધિક બળ થતાં યુદ્ધો વગેરે પ્રગટે છે અને તે સમાન બળ થયા વિના શાંત થતા નથી; માટે દેશમા રાજ્યમા સંઘમાં સમાજમા અને વિશ્વમા ચારેવર્ણોના ગુણકર્મોનું સમાન બળ જળવાઇ રહે એવા ઉપાયો લેવા જોઇએ અને વિકારશક્તિનો નાશ કરવો જોઇએ–એમ સામાજિક રાષ્ટ્રીય અને સંઘનું હિત કરનારા પરમાર્થી પુરૂષોએ વિચારવું જોઇએ. ત્યાગી મહાત્માઓમાં સાત્વિકગુણની અધિકતા હોય છે ત્યાં સુધી તે વર્ગની ઉન્નતિ થયા કરે છે, પરંતુ જ્યારે તેઓમા રજોગુણ અને તમોગુણનો પ્રવેશ થાય છે ત્યારે તેઓની ઉપયોગિતાનો સ્વયમેવ નાશ થાય છે અને તેથી ત્યાગીવર્ગની પડતી થાય છે પરંતુ જ્યારે તેઓમાથી રજોગુણ અને તમોગુણનો ભાવ કમી થતો જાય છે ત્યારે તેઓની ચડતી થતી જાય છે–ઇત્યાદિ અનેક અનુભવોનું મનન કરીને કર્મયોગીઓએ વિશ્વમા શાંતિ રહેવા અનેક કર્મોને આચારમાં મૂકવાં જોઇએ દોષયુક્ત જીવોને દેખી તેઓ પર કરુણા કરવી જોઇએ અને દોષી મનુષ્યોમાં ગુણોનો પ્રચાર કરવા માટે સ્વશક્તિથી ઉપદેશાદિ કર્મોમા પ્રવૃત્ત થવું જોઇએ. આ વિશ્વમાં કોઈ પણ મનુષ્ય એવો નથી કે જેનામાં સકલ ગુણો જ હોય **દોષ અને ગુણોની કલ્પના છે ત્યાં સુધી દોષીપર કરૂણા કરવાની જરૂર છે.** ગુણોની અને દોષોની માન્યતાઓની ભિન્ન ભિન્ન દૃષ્ટિયો હોય છે યજ્ઞની હિંસાને કેટલાક અહિંસા કથે છે અને કેટલાક તેને હિંસા કથે છે. આ પ્રમાણે અનેક બાબતોમા ગુણોને કેટલાક દોષો કથે છે અને કેટલાક જેને દોષો માનતા હોય છે તેઓને ગુણો કથે છે–તેનો વ્યવહારદૃષ્ટિથી અનેકાન્તપણે વિવેક કરવાની જરૂર છે કેટલાક મહાત્માઓ એવા હોય છે કે–તેઓને આ વિશ્વમા અપેક્ષાએ અમુક ગુણ અને તે જ બીજી અપેક્ષાએ દોષરૂપ લાગે છે. કેટલાક મહાત્માઓ એવા હોય છે કે ગુણોથી અને દોષોથી કલ્પનાતીત થવામા ધર્મ સ્વીકારે છે. કેટલાક મહાત્માઓ એવા હોય છે કે તેઓ બ્રહ્મથી ભિન્ન ગુણોને અને દોષોને એક પ્રકૃતિમા સ્વીકારીને તેને અપરિહાર્ય જણાવે છે આ પ્રમાણે ભિન્ન ભિન્ન દૃષ્ટિયોએ ગુણોનુ સ્વરૂપ છે, તેમાથી સાપેક્ષનયપૂર્વક સત્ય ગ્રહવું. આ વિશ્વમા જે મનુષ્યો અન્યના દોષો દેખે છે તેઓ પ્રથમ તો દોષી હોય છે. અન્યના દોષો દેખવાની દૃષ્ટિ છે તે પણ એક જાતનો દોષ છે. અન્યના દોષો દેખવાની ભાવનાથી અન્યના દોષોના સંસ્કારોને હૃદયમા સ્થાપન કરવામા આવે છે અને તેથી તે તે દોષોનો દોષદૃષ્ટિવાળા મનુષ્યમા ઉત્પાદ થાય છે ન્યૂનાધિક દોષોથી સર્વ જીવો વ્યાપ્ત છે તેથી કોઇની નિન્દા ન કરતાં સર્વ જીવો પર કરુણાભાવના ધારણ કરવી જોઇએ આત્મજ્ઞાની મનુષ્યો સર્વ જીવોને–દોષદૃષ્ટિને આગળ કરી નીચ ગણતા નથી. આત્મજ્ઞાની મનુષ્યો અન્યોના દોષો દેખવા તરફ દૃષ્ટિ દેતા જ નથી કેવલ ગુણો જોવા તરફ લક્ષ્ય દીધા કરે છે દોષીઓમા ગુણો પ્રચારવા માટે આત્મશક્તિથી પ્રયત્ન કરવો જોઇએ. દોષીઓના આત્માઓમાં સત્તાએ અનંતાગુણો છે તેઓનું ભાન

કરાવવાથી દોષીઓ દોષથી મુક્ત થઈ જાય છે. સર્વ જીવોમાં ગુણો હોય છે. આત્મામાં મનનો સંબંધ થવાથી મનમાંથી દોષોનો વિલય થઈ જાય છે અતએવ દોષીઓને આત્માનું શુદ્ધસ્વરૂપ અવબોધાવવું જોઈએ મનમાંથી રાગદ્વેષને દૂર કરવા માટે વિચાર કરવામાત્રથી કંઈ વળતું નથી, પરંતુ રાગદ્વેષનો નાશ કરવા માટે પ્રયત્ન કરવાથી કાર્યસિદ્ધિ થાય છે. સર્વ જીવોને બ્રહ્મજ્ઞાનથી પરમાત્મપદ પ્રાપ્ત થાય છે તો દોષીઓનો આત્મજ્ઞાનથી ઉદ્ધાર થાય એમા કશું કંઈ આશ્ચર્ય નથી. આત્મજ્ઞાન-બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી સર્વ દોષોનો નાશ થાય છે અતએવ જ્ઞાનીઓએ દોષીઓના દોષો નાશ કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ. દોષીઓને સ્વાત્માની સમાન દેખવાની દશા થઈ એટલે કર્મયોગીની દશા પ્રાપ્ત થાય છે. જેના હૃદયમા ક્ષમાદિ ગુણો ઉત્પન્ન થયા છે તેવો મનુષ્ય ગુણોનો પ્રચાર કરી શકે છે. જેનામા ક્ષમા-દયા-શુદ્ધ પ્રેમ સ્વાત્મભાન વગેરે ગુણો ઉપન્યા છે તે મનુષ્ય જ્ઞાનાદિ બળે અન્ય મનુષ્યોમા સદાચાર-ધર્માચારદ્વારા ગુણોને પ્રચારી શકે છે. સદ્-ગુણોથી ગુણી મનુષ્યોની અન્ય દોષી જીવોના પર મુખથી ઉપદેશ આપ્યા વિના પણ અત્યંત અસર થાય છે માટે કર્મયોગી મનુષ્યોએ ઉપર્યુક્ત શ્લોકોના ભાવનું મનન કરીને ગુણો પ્રચારવા પ્રયત્ન કરવો જોઈએ આચારોમા-ક્રિયાઓમાં ગુણોનો રસ પૂરાય છે તો આચારનું મહત્ત્વ વધે છે કેટલીક વખત એવું અનુભવવામાં આવે છે કે ધર્મક્રિયાવિધિયોમાં મગ્ન-ધર્માચારોમા મગ્ન મનુષ્યોમા દોષ દૃષ્ટિ-નિન્દા-ઈર્ષ્યા-સ્વાર્થ-પરાશ્રયતા વગેરે દોષો વધુ પ્રમાણમા હોય છે; પણ અન્યોના દોષો દેખવાની અને અન્યોની નિન્દા કરવાની ગંધ હોય છે ત્યાંસુધી ધર્મકર્મોમા પ્રવૃત્ત થઈને કંઈ વિશેષ ફલ પ્રાપ્ત કરી શકાતું નથી. જેનામાં શ્રદ્ધાદિ ગુણો પ્રકટ્યા હોય છે તે અન્ય મનુષ્યોને ગુણી બનાવવા સમર્થ બને છે. દયા-ક્ષમા-વૈરાગ્ય-ત્યાગ આદિ ગુણો વિના સર્વ ધર્મવાળા મનુષ્યો પ્રભુની પ્રાપ્તિ માટે અને આત્માની શુદ્ધિ માટે અનેક ધર્માચારોને-ધર્મક્રિયાઓને સેવે તો પણ તેઓ હૃદયશુદ્ધિ કરવાને શક્તિમાન્ થતા નથી તથા પ્રભુની ઝાંખી કરી શકતા નથી. અતએવ પ્રથમ મનુષ્ય અનેક ગુણોને ધારણ કરે છે તો તે અન્ય મનુષ્યોને ગુણી બનાવવા તથા ધાર્મિકાચારોનો પ્રચાર કરવા શક્તિમાન્ થાય છે. ધૈર્ય-ઔદાર્ય-આત્મભાવ-બ્રહ્મભાવ-શુદ્ધપ્રેમ-ભ્રાતૃભાવ-વૈરાગ્ય-પરમાર્થપ્રવૃત્તિ, આદિ-વિવેકાદિ ગુણોની પ્રાપ્તિ જે જે ઉપાયોવડે, જે જે આચારોવડે, જે જે પ્રવૃત્તિયોવડે થાય એવાં કાર્યો કરવા જોઈએ. ગુણાનુરાગી મનુષ્યોએ આ વિશ્વમાં જે જે ઉપાયોએ આત્માના ગુણો વધે, આત્માની શક્તિયો વધે, તે તે ઉપાયોરૂપ આચારોને આચરવા જોઈએ જે જે ઉપાયોને અને ધર્માનુષ્ઠાનોને આચરતાં આત્માના ગુણો ખીલે તે માટે ખાસ પ્રવૃત્તિ કરવી જોઈએ. આત્માની જ્ઞાનાદિ શક્તિઓ ખીલે એવી ધર્મપ્રવૃત્તિયોને ગાડરીયા પ્રવાહનો ત્યાગ કરીને સેવવી જોઈએ. ધર્મ-અર્થ-કામ અને મોક્ષપ્રદ એવા -શુભ ધર્મના સંસ્કારોને ધર્મશાસ્ત્રોના આધારે ક્ષેત્રકાલાનુસારે સુધારક પરિવર્તનોની સાથે

સેવવા જોઇએ. ધર્મસંસ્કારોના વાસ્તવિક રહસ્યને જ્ઞાનયોગીઓ જાણે છે. ધર્મસંસ્કારોથ
મન વાણી અને કાયા ઉપર અસર થાય છે. જ્ઞાનયોગીઓ ધર્મસંસ્કારોના વાસ્તવિક રહ
સ્યોને જાણે છે તેથી દરેક જમાનામા તે ઉપર અસત્ય પ્રસ્તરો જે જે લાગી ગયા છે તેન
દૂર કરી સત્ય ઉદ્દેશોપૂર્વક ધાર્મિકસંસ્કારોનો પ્રચાર કરી શકે છે. ભવિષ્યના અવતારો પ
ધર્મસંસ્કારોની અસર થાય છે. ધર્મસંસ્કારોનું આધિપત્ય મૂર્ખાઓના હસ્તમાં જાય છે
ત્યારે તેઓમાં આકર્ષણીયતા રહેતી નથી અને ધર્મસંસ્કારસૂત્રોના આચારોમા પ્રાય અસ
ત્યક્રિયાપરંપરાનો પ્રવેશ થાય છે. જૈન નિગમોમા સોળ સંસ્કારનું વર્ણન છે અને તેન
વિધિ શ્રી ભરત રાજાના સમયથી પ્રવર્ત્યા કરે છે. વેદધર્મીઓમાં ધર્મસંસ્કારોની પ્રવૃત્તિ
છે. મુસલ્માનો, ખ્રીસ્તિયો, બૌદ્ધો અને પારસીઓમા પણ ધર્મસંસ્કારોને કોઈ કોઈ દૃષ્ટિએ
સ્થાપિત કરેલા દેખવામા આવે છે. જૈનકોમમાં બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય શૂદ્ર અને ત્યાગીઓમા
ધર્મસંસ્કારોને અધિકારપરત્વે આદરવાની આજ્ઞા આપી છે. ધર્મ કામ અર્થ અને મુક્તિ
એ ચારની પ્રાપ્તિ કરાવનાર ધર્મસંસ્કારો છે. ગૃહસ્થગુરુઓ પોતાના અધિકાર પ્રમાણે
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રવર્ગને યોગ્ય એવા ગૃહ્યસંસ્કારોને કરાવે છે અને ત્યાગીગુરુઓ
સ્વાધિકારે ગૃહસ્થોને અને ત્યાગીઓને યોગ્ય એવા ધર્મસંસ્કારોને કરે છે-કરાવે છે, એમ
જૈનનિગમાતર્ભૂત ધર્મશાસ્ત્રોમા પ્રતિપાદન કરવામા આવ્યુ છે. જૈનકોમમા સાક્ષર બ્રાહ્મણવર્ગની
ન્યૂનતાથી ચાતુર્વર્ણ્ય પૈકી વૈશ્યકોમના સદ્‌ભાવથી ધર્મસંસ્કારોના પ્રચારની પ્રગતિ અત્યંત
શિથિલ થઈ ગઈ છે અને આવી સ્થિતિનો ઉપર્યુક્ત દૃષ્ટિએ પુનરુદ્ધાર કરવામા નહિ
આવે તો જૈનકોમના અસ્તિત્વની મહાશકા રહે છે, પરંતુ ભવિષ્યમા પુનરુદ્ધારક કર્મયોગી
યુગમા પ્રધાન આચાર્યો આ બાબતનુ ખાસ લક્ષ્ય દેશે, તે સમયમા ધાર્મિકસંસ્કારોની
સાથે ચાતુર્વર્ણ્ય મનુષ્યોની જૈનકોમમા અસ્તિતા ચિરસ્થાયી રહે એવા ઉપાયોમા
પ્રાણાર્પણ કરશે. ધર્મસંસ્કારોથી ધર્માચારોને અને તે દ્વારા મોક્ષની પ્રાપ્તિમા અત્યંત પુષ્ટિ
મળે છે માટે ચાતુર્વર્ણ્યની સદા અસ્તિતા કાયમ રહે એવી દૃષ્ટિએ અધિકારદશાદિ ભેદે
ભિન્ન ભિન્ન ધર્મસંસ્કારોને પ્રચારવા જોઇએ. જે કોમમા સ્વાધિકારે ભિન્ન ભિન્ન ઉપયોગી,
ગંભીર રહસ્યોવાળા આત્માની શક્તિયો ખીલવવાવાળા ધર્મસંસ્કારો નથી તે ધાર્મિક
કોમની દુનિયામા અસ્તિતા રહેતી નથી. અતએવ ઉપર્યુક્ત બાબતનો સજ્જનોએ અત્યંત
અનુભવ કરવો જોઇએ. આત્માની શક્તિયો ખીલે અને દેશ ધર્મ રાજ્ય સંઘ સમાજ
વગેરેમાં ગુણોની પ્રગતિ થાય એવી રીતના ધર્મસંસ્કારોને પ્રકટાવવા તરફ જ્ઞાનીઓનુ
ખાસ લક્ષ્ય હોય છે. દરેક જમાનામા ધાર્મિકસંસ્કારોને અનુકૂલ રૂપ આપી સર્વ
વર્ણોમા જ્ઞાનીઓ તેનો પ્રચાર કરી વિશ્વજીવોની ધર્મવડે ઉન્નતિ સાધી શકે છે ઇ
સદ્‌ગુરુના બોધ પ્રમાણે પ્રવર્તીને સદા આત્મોન્નતિ કરવી જોઇએ મનુષ્ય બંધુ ! દોષોના

નાશાર્થે શ્રી સદ્ગુરુની સેવા કર. દોષોના વૃન્દોનો નાશ કરવા માટે શ્રી સદ્ગુરુની ઉપાસનારૂપ ધર્મકર્મની જરૂર છે. શ્રી સદ્ગુરુના આલંબન સમાન અન્ય કોઇ આલંબન નથી. આત્મજ્ઞાની ગુરુની સેવાથી રજોગુણ તમોગુણ વૃત્તિના અનેક દોષો ટળે છે. આત્મજ્ઞાની ગુરુની સેવાવિના સર્વત્ર કપિવત્ પરિભ્રમતું મન સ્થિર થઇ શાન્ત થતું નથી. આત્મજ્ઞાની મહાગુરુની સેવાથી દોષોનો અને ગુણોનો વિવેક થાય છે અને સંસારમાં પ્રભુનો સાક્ષાત્કાર થાય એવી આનુભવિકપ્રવૃત્તિયોને સેવી શકાય છે. દરરોજ દોષોના નાશાર્થે શ્રી સદ્ગુરુને સેવ !!! દ્વેષથી અન્યધર્મિયોની નિન્દા કરવી નહિ પણ કદાગ્રહનો ત્યાગ કરીને સર્વવ્યાપ્ત સત્યને ગ્રહણ કરવુ જોઇએ. સ્વધર્મ મૂકી અન્યધર્મો પર માધ્યસ્થભાવ ધારણ કરવો જોઇએ, પરંતુ દ્વેષભાવ ધારણ ન કરવો જોઇએ. અન્યધર્મો પર અને અન્યધર્મીઓ પર દ્વેષભાવ ધારણ કરવો એ કષાયની વૃદ્ધિનું કારણ છે અને તેથી કર્મોથી બંધાવાનું થાય છે, પરંતુ મુક્તિની પ્રાપ્તિ થતી નથી. શ્રી વીરપ્રભુના જ્ઞાનસાગરના કણિયાઓ અન્યધર્મમા પણ છે. વિશ્વમા જે જે ધર્મો જીવતા દેખાય છે તેઓમા જે જે અંશે સત્યતા હોય છે તે તે અંશતાએ તેઓનું જીવન ટકી રહેલુ છે એમ અવબોધવું. સર્વ દુનિયામા જ્યાં જ્યા સત્ય રહેલું હોય તે ગ્રહવું-પરંતુ પક્ષપાત કરવો નહિ. સત્યના અંશોની વિશાલતાની દૃષ્ટિએ સર્વત્રથી સત્ય આકર્ષી શકાય છે અને તેથી તેવા બૃહદ્ભાવથી ધર્મને સજીવન રાખી શકાય છે તથા સ્વધર્મમા જે જે ખામીઓ બાકી રહેતી હોય છે તે સત્યાંશોના ગ્રહણથી પૂર્ણ કરી શકાય છે. સ્વધર્મ કરતાં અન્ય ધર્મોની મનુષ્યોમા શાથી વ્યાપકતા છે ? તે કદાગ્રહનો ત્યાગ કર્યાવિના અનુભવાતી નથી. વિશ્વમા સર્વ ઠેકાણે સત્ય વ્યાપી રહેલું છે. કદાગ્રહ ત્યાગ કર્યાવિના સત્યની પ્રાપ્તિ થઇ શકતી નથી. કદાગ્રહ રાહુના કાળા વાતાવરણથી સત્યની ઝાંખી થઈ શકતી નથી. જૈનકોમમાં ધર્માચાર્યો પરસ્પરમા થતો-થનાર કદાગ્રહ ત્યાગ કરે તો તેઓ પરસ્પર સત્યનું ગ્રહણ કરવા સમર્થ થઈ શકે એમા કંઇ શંકા નથી સત્યની અનેક દૃષ્ટિયોએ વ્યાખ્યા કરીએ તોય અનંત સત્ય બાકી રહે છે જ્યારે આવી સત્યધર્મની સ્થિતિ છે ત્યારે અનંત સત્યમાથી વિશ્વજીવો અનંતમા ભાગે સત્ય ગ્રહી શકે છે તેથી કદાગ્રહ કરવાની કંઈ પણ જરૂર રહેતી નથી. સર્વગત જે સત્ય છે તેમાંથી પણ અનંતમા ભાગે સત્ય ગ્રહી શકાય છે અને અનંતમા ભાગે સત્ય કથી શકાય છે. કદાગ્રહથી સત્યના અનેક અંશો હોય છે તેમાં અસત્યનો આરોપ થાય છે અને તેથી સત્યનો લોપ થાય છે. જે અંશે સત્ય ગ્રહ્યું હોય છે તેનાથી બાકી અનંતસત્ય હોય છે-તે સાપેક્ષદૃષ્ટિ ધારણ કર્યાવિના અનુભવમા આવી શકે તેમ નથી. ધર્માચારોમા ધર્મક્રિયાઓમાં સદાચારોમા ધર્માનુષ્ઠાનોમાં અમુક દૃષ્ટિએ કદાગ્રહ બંધાયા પશ્ચાત્ અમુક અન્યધર્માચારોમાથી ક્રિયાઓમાથી સદાચારોમાથી જે જે અંશે ક્ષેત્રકાલાનુસારે સત્ય હોય છે તે ગ્રહી શકાતું નથી એટલું તો નહિ પરંતુ

તેમાંથી સત્યને મારી નાંખવાની પ્રવૃત્તિ પણ કર્યાવગર રહી શકાતું નથી. સત્યના અનન્તભેદ છે. દ્રવ્યક્ષેત્રકાલભાવથી સત્યની મર્યાદાઓ બાધતાં છતા પણ અનન્તસત્ય તો અવક્તવ્યરૂપે કાયમ રહે છે. અનન્તસત્યને અનન્તજ્ઞાન પ્રકાશી શકે છે. અનન્ત દૃષ્ટિયોમા અનન્તસત્ય છે તેથી સાપેક્ષનયવિના કોઈ પણ બાબતની સત્યની વ્યાખ્યા બાંધી શકાય નહિ માટે અનન્તધર્મની વ્યાખ્યા અનુભવનારાઓએ કદાપિ કદાગ્રહ કરવો નહિ. અનેક ધર્મમતવાદીઓ કદાગ્રહ કરીને પરસ્પરમા રહેલ સત્યોનો અપલાપ કરે છે અને અસત્યોને અંગીકાર કરે છે. અતએવ સમાજ, સંઘ, દેશ, રાજ્ય, કોમ, જ્ઞાતિ, મંડલ અને વ્યક્તિનું ઉન્નતજીવન કરવાને કદાગ્રહનો ત્યાગ કરીને સર્વગત સત્યને અંગીકાર કરવા માટે સદા તૈયાર રહેવુ જોઈએ અને અસત્ય કદાગ્રહનો ત્યાગ કરવાને રાગદ્વેષથી મુક્ત થવું જોઈએ. મ્હારું તે સાચું એમ નહિ માનતા સત્ય તે મ્હારું-એવો દૃઢ સત્યભાવ ધારણ કરવો જોઈએ. કામરાગ સ્નેહરાગ દૃષ્ટિરાગનો ત્યાગ કરીને સત્ય ગ્રહવું જોઈએ. અનન્તજ્ઞાનનો અનુભવ પ્રકટ્યા પશ્ચાત્ સત્યના અનંત અંશોને સર્વમાથી ખેંચી શકાય છે. સદાચારના સસ્કારથી સુપરંપરાને વિસ્તારવી જોઈએ અને સદ્વિચારોવડે ધર્મકર્મના વ્યવહારને પોષવો જોઈએ. ગુણકર્મના વિભાગે બ્રાહ્મણાદિ ચારે વર્ગમાં સદાચારના સસ્કારની પરંપરાની વૃદ્ધિ કરવાથી ચારે વર્ણો પૈકી કોઈ વર્ણનો ગુણકર્મોથી વિનિપાત થતો નથી તેમજ ત્યાગીસાધુઓનો પણ નાશ થતો નથી. હાલ ચારે વર્ણમા સદાચારના સંસ્કારની સુપરપરાનો વિસ્તાર મન્દ પડી ગયો છે તેથી આર્યોની પતિતદશા થઈ છે. પરંપરાએ ગુણકર્મોના અનુસારે ચારે વર્ણોમા સંસ્કારોની પરંપરાનો વિસ્તાર જો સદા થયા કરે તો તેથી દેશની વિદ્યા-સત્તા-વ્યાપારસેવાદિથી સર્વ પ્રકારે આબાદી રહેશે. તત્ત્વજ્ઞાનના અભાવે લોકોમા સદાચારના સંસ્કારોની પરંપરાના વિસ્તારનું માહાત્મ્ય અવબોધાઈ શકતું નથી માટે તત્ત્વજ્ઞાનનો સર્વત્ર પ્રકાશ થાય એવી બ્રાહ્મણાદિવર્ગદ્વારા યોજના કરીને સદાચારના સંસ્કારની પરંપરા-પુનર્જન્મમા પણ લોકોને પ્રાપ્ત થાય એવી સેવાધર્મની પ્રવૃત્તિને અંગીકાર કરવી જોઈએ. **સદાચારના સંસ્કારની પરંપરાની મન્દતાથી હાલ બાપ તેવા બેટા પાકી શકતા નથી.** દેવતાના છોકરા કોયલાની પેઠે સર્વત્ર સદાચારના સસ્કારાભાવે દશા અવલોકાય છે ધર્મકર્મના વ્યવહારને સદ્વિચારોવડે પોષવો જોઈએ ચારે વર્ણોમા અને ત્યાગીવર્ગમા ધર્મકર્મના વ્યવહારની અસ્તવ્યસ્તદશા થવાથી દેશની-સમાજની-સંઘની-રાજ્યની અને વ્યક્તિસ્વાતંત્ર્યની પડતી થાય છે. ધમકર્મોના વ્યવહારમા અશુદ્ધતા-અસત્યતાનો પ્રવેશ થતા વિશ્વજનોનું કૂપમા વિષ નાખવાની પેઠે અહિત થાય છે અતએવ તે તે ધર્મકર્મના વ્યવહારોને સદ્-વિચારોવડે અત્યંત પોષવાની જરૂર છે. ધર્મકર્મના વ્યવહારને લોકો ક્ષેત્રકાલાનુસારે આદરીને સર્વ પ્રકારની ઉન્નતિયોને કરે એવી રીતે સદ્વિચારોવડે તેને પોષવો જોઈએ.

દેશધર્મનો નાશ કરનારી બાલલગ્નાદિ કુરીતિઓને સદુપદેશવડે દૂર કરવી જોઇએ. ધર્મ-કર્મસુધારકોએ દેશનાવડે અને સદાચારોવડે બાલલગ્નાદિ દુષ્ટ રીવાજોને હરવા જોઇએ. બાલલગ્નાદિ હાનિકારક દુષ્ટ રિવાજો સંબંધી લખતાં એક અલગ પુસ્તક બની જાય તેમ છે, માટે અત્ર તો અતિ સંક્ષેપથી જણાવવામાં આવે છે કે બાલલગ્નાદિ દુષ્ટ રીવાજોને સદુપદેશ આદિ સર્વ યોગ્ય પ્રવૃત્તિયોથી નિવારવા જોઇએ કે જેથી દેશની સંઘની કોમની ધનની અને રાજ્યની ચડતી થાય. રાજ્ય-દેશ-ધર્મનો ક્ષય કરનાર હાનિકારક કુત્સિતાચારોને સત્તાબોધાદિસાધનોવડે કર્મયોગીઓએ હરવા જોઇએ. રાજ્ય-દેશ-ધર્મનો ક્ષય કરનારા જે જે દુષ્ટાચારો અને દુષ્ટ વિચારો હોય તેઓનો નાશ કરવાની જરૂર છે. રાજ્યમા દેશમા અને ધર્મમા જે જે હાનિકારક કુત્સિતાચારો હોય તેઓને દૂર કરવા જોઇએ. જેનાથી રાજ્યનો-ધર્મનો-દેશનો સંઘનો નાશ થાય એવી જે જે પ્રવૃત્તિયો હોય- આચારો હોય તેઓને હાનિકર કુત્સિતાચાર તરીકે કથવામા આવે છે. ગૃહસ્થધર્મનો નાશ કરનાર અને સાધુધર્મનો નાશ કરનાર, ચાતુર્વર્ણ્યસંઘનો નાશ કરનાર, દેશ ધર્માદિનો નાશ કરનાર-દેશકાલાનુસારે જે જે હાનિકર રિવાજો જણાય તેનો સત્વર નાશ કરવો જોઇએ. ધર્મ-સત્તા-બુદ્ધિ-વગેરેનો નાશ કરનાર અભક્ષ્ય આહારપેયનો સદાકાલ ત્યાગ કરવો જોઇએ. ધર્મવ્યવહારસાધકોએ સાત વ્યસનોનો ત્યાગ કરવો જોઇએ. દુષ્ટ વ્યસનનાશાર્થે અને નીતિધર્મની વૃદ્ધિ માટે ધર્મસાધકયોગીઓએ સ્વીયશક્ત્યા કર્તવ્યકર્મ કરવુ જોઇએ. ધર્મસાધક યોગીઓ જેટલે અંશે સાંસારિક સુધારો કરીને દેશનુ-સમાજનુ-સંઘનુ-કોમનું-રાજ્યનુ-મંડલનું શુભ કરી શકે છે તેટલું અન્ય કોઈ કરી શકતું નથી. જેઓનું નીતિના ગુણોથી ઉત્તમ ચારિત્ર્ય ખીલ્યુ છે એવા ધર્મસાધક યોગીઓ મૌન રહીને દુનિયામા જેટલી નીતિધર્મની વૃદ્ધિ કરી શકે છે તેટલી અન્ય કોઇ કરી શકતું નથી ધર્મસાધક ગૃહસ્થ કર્મયોગીઓ અને ત્યાગીધર્મસાધક યોગીઓ નીતિધર્મની વૃદ્ધિ કરી શકે છે. સ્વાર્થાદિ દોષોનો નાશ કરનારા ધર્મસાધક યોગીઓ નીતિધર્મમાં દઢ રહી ધર્મકર્મપ્રવૃત્તિ સેવે છે.

અવતરણ—ધર્માચારો-સદાચારો આદિની પ્રાપ્તિ માટે દાનધર્મ કારણીભૂત છે. અતએવ દાનધર્મકર્મપ્રવૃત્તિને પ્રબોધવામા આવે છે

**શ્લોકાઃ**

दानं पंचविधं ज्ञेयं देयं सम्यग् यथोचितम् ।
स्वाधिकारप्रभेदेन सम्यक्कृततत्त्वविचारकैः ॥२२७॥
नास्ति दानसमो धर्मो लोकानां शर्मकारकः ।
दानेन ब्रह्मचर्यस्य योग्यता भवति ध्रुवा ॥२२८॥

**अन्नज्ञानादिदानानि देयानि विश्वसेवकैः ।**
**विश्वोद्धाराय सद्भक्त्या धर्मविद्याविचक्षणैः ॥२२९॥**
**दानं हि त्यागमार्गस्य मूलं च धर्मकारणम् ।**
**देयं स्वशक्तितो दानं गृहस्थैः साधुभिः शुभम् ॥२३०॥**

**શબ્દાર્થસહ સંક્ષિપ્ત વિવેચન**—અભયદાન, સુપાત્રદાન. ઉચિતદાન, અનુકંપાદાન અને કીર્તિદાન એ પંચ પ્રકારનું દાન છે. દ્રવ્ય અભયદાન, ભાવ અભયદાન, વ્યવહાર અભયદાન, નિશ્ચય અભયદાન, ઉપશમાદિ ભાવે અભયદાન, લૌકિક અભયદાન, લોકોત્તર અભયદાન ઇત્યાદિ અભયદાનના અનેક ભેદ છે-તેનું ગુરુગમથી સ્વરૂપ અવબોધવું. સ્વાધિકારે દેશકાલોચિતદાન દેવામા પ્રવૃત્ત થવું, સમ્યક્તત્ત્વવિચારકગૃહસ્થોએ અને ત્યાગીઓએ સ્વાધિકારે પાચ દાન પૈકી જે કાલે જે ક્ષેત્રે જે દાન કરવું ઉચિત હોય તે સમયે તે દાન કરવું જોઇએ. અભયદાનની વખતે અભયદાન દેવું અને કીર્તિદાનના પ્રસગે કીર્તિદાન દેવુ. સુખકારક દાનસમાન અન્ય કોઈ ધર્મ નથી. શ્રી તીર્થંકરો દીક્ષાગ્રહણપૂર્વે એક વર્ષપર્યંત દાન દે છે. દાન-શીલ-તપ અને ભાવ એ ચારમા પ્રથમ દાનની મહત્તા છે. દાનગુણ ખીલ્યાપશ્ચાત્ શીલ ગુણ ખીલે છે અને શીલગુણની પ્રાપ્તિ થયાપશ્ચાત્ તપ ગુણની શક્તિ ખીલે છે. તપની પ્રાપ્તિપશ્ચાત્ ભાવગુણ ખીલે છે. દાનગુણની સિદ્ધિપશ્ચાત્ બ્રહ્મગુણ-પાલનની યોગ્યતા પ્રાપ્ત થાય છે. જેની દ્રવ્યઅભયદાન અને ભાવઅભયદાન દેવાની યોગ્યતા પ્રાપ્ત થઈ છે તે પચેન્દ્રિય વિષયોને જીતીને દ્રવ્યબ્રહ્મચર્ય તથા ભાવબ્રહ્મચર્ય શક્તિની પ્રાપ્તિ કરી શકે છે. વિશ્વજીવોના શ્રેય માટે પ્રવૃત્તિ કરનાર વિશ્વસેવકોએ અન્નદાન, જ્ઞાનદાન, વસ્ત્રદાન, પાત્રદાન. વિદ્યાદાન આદિ દાનો સ્વશક્તિ પ્રમાણે નિષ્કામભાવથી દેવા જોઇએ ધર્મવિદ્યામા વિચક્ષણવિશ્વસેવકોએ વિશ્વોદ્ધારક સર્વ પ્રકારની માનસિક વાચિક. કાયિક. આત્મિક-ધન અને સત્તાની શુભ શક્તિયોના વિશ્વજીવોને દાન દેવા જોઇએ. જેટલું વિશ્વજીવોને નિષ્કામવૃત્તિથી દેવામા આવે છે તેના કરતા અનન્તગણું પ્રાપ્ત થાય છે. જેવું દેવું તેવું લેવું એ કુદરતનો કાયદો છે સૂર્યકિરણોદ્વારા જેટલું સાગરો-નદીઓ-તળાવો વગેરેમાથી જલ ખેંચાય છે તેટલું વાદળા મારફત પુન વિશ્વજીવોને મળે છે. યથોચિતદાન દેવાની પ્રવૃત્તિનો મરણાન્તે પણ ત્યાગ ન કરવો જોઇએ દાન દેવામા ત્હારો અધિકાર છે પરંતુ તેના ફલની ઇચ્છા કરવાનો ત્હારો અધિકાર નથી. મનથી. વાણીથી, કાયાથી. લક્ષ્મીથી અને સત્તાથી રજોગુણી દાન તમોગુણી દાન અને સાત્વિક દાન કરી શકાય છે રજોગુણી અને તમોગુણી દાનનો ત્યાગ કરીને સાત્વિક ગુણવૃત્તિથી દાન દેવું જોઇએ અપ્રશસ્ય અવનતિકારક દાનોનો ત્યાગ કરીને પ્રશસ્ય પ્રગતિકારક જે જે દાનો જે જે

હૃદય સન્મુખ ધારવો જોઇએ આચાર્ય ઉપાધ્યાય સાધુ વગેરેની જંગમયાત્રા ગણાય છે. સ્થાવરતીર્થયાત્રા કરતાં જંગમતીર્થયાત્રાદિથી અનન્તગુણુલાભ થાય છે. આધિભૌતિક અને આધ્યાત્મિક શક્તિયોને ખીલવવા માટે તીર્થયાત્રાની જરૂર છે. મનુષ્યોએ હર્ષોલ્લાસથી સાધુઓની યાત્રા કરવી જોઇએ. **साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः । तीर्थं फलति कालेन सद्यः साधुसमागमः ॥** સાધુઓનાં દર્શન પુણ્યરૂપ છે. સાધુઓ તીર્થસ્વરૂપ છે. સ્થાવરતીર્થો તો અમુક કાલે ફલ આપે છે, પરંતુ સાધુસમાગમ તો તુર્ત ફલ અર્પે છે. પરદેશી રાજાએ કેશીકુમારસાધુનો સમાગમ કર્યો તેથી પરદેશી રાજાને ધર્મબોધિની પ્રાપ્તિ થઇ. તદ્વત્ જેઓ ચારિત્રપાત્ર સાધુઓની યાત્રાઓ કરે છે તે અવશ્ય તુર્ત ફલને પ્રાપ્ત કરે છે. સ્થાવરતીર્થોની યાત્રાથી હૃદયશુદ્ધિ અને શારીરિકશુદ્ધિ કરવી જોઇએ. તીર્થોની યાત્રાઓથી અનેક પ્રકારના વ્યાવહારિકલાભોની તથા ધાર્મિકલાભોની પ્રાપ્તિ થાય છે. ઉત્તમ સાધુઓની યાત્રાઓ કરીને ઉત્તમ સદ્વિચારોની અને સદાચારોની પ્રાપ્તિ કરવી જોઇએ મોક્ષમાર્ગાનુસારી અને સમ્યગ્દર્શનમૂલ એવી સાધુતીર્થયાત્રા છે મોક્ષમાર્ગપ્રસાધક એવી શ્રી સદ્ગુરુની યાત્રા કરવી જોઇએ. શ્રી ધર્માચાર્યની યાત્રા કરવાથી વિવેકાદિ અનેક ગુણોની પ્રાપ્તિ થાય છે. પરમોપકારી શ્રી સદ્ગુરુના બોધે પ્રમાદ વગેરે દુષ્ટ શત્રુઓનો નાશ થાય છે અને ક્ષણે ક્ષણે આધ્યાત્મિક નિર્મલતાની વૃદ્ધિ થાય છે. શ્રી સદ્ગુરુની યાત્રાથી દ્રવ્યસમાધિની અને ભાવસમાધિની પ્રાપ્તિ થાય છે સર્વ પ્રકારના ધર્મોની સિદ્ધિ માટે શ્રી સદ્ગુરુની શ્રેષ્ઠયાત્રા માનેલી છે શ્રી સદ્ગુરુયાત્રાથી અનેક પ્રકારના અસદ્વિચારોનો અને દુરાચારોનો નાશ થાય છે તથા સર્વ પ્રકારની સિદ્ધિયોની પ્રાપ્તિ માટે કર્મયોગીપદની પ્રાપ્તિ થાય છે સર્વ પ્રકારની ઉન્નતિની દિશા દેખાડનાર તથા આત્માની જાગૃતિ કરનાર શ્રી સદ્ગુરુના ચરણમા લયલીન થવું જોઇએ આત્મજ્ઞાની સદ્ગુરુના પાસમા વસવાથી તેમના વિચારોની અને આચારોની મૂર્તિ બની શકાય છે. શ્રી ધર્માચાર્યની સેવામા અને તેમની આજ્ઞામા નિષ્કામભાવે રહેવાથી સર્વ સિદ્ધિયોની પ્રાપ્તિ થાય છે વિશ્વમા જેટલા તીર્થો છે અને તે તીર્થોથી આત્મારૂપ તીર્થની શક્તિયો પ્રકટાવવી એમ શ્રી સદ્ગુરુ પ્રબોધે છે માટે પૂજ્યજ્ઞાની સદ્ગુરુની યાત્રાને એક વર્ષમા ઘણીવાર ભક્તિ બહુમાનથી કરવી જોઇએ.

**અવતરણ**—શુભદાનપ્રવૃત્તિ-તીર્થયાત્રાપ્રવૃત્તિઆદિપ્રબોધક શ્રી સદ્ગુરુની સેવા ભક્તિ કરવી જોઇએ. તેમની આજ્ઞા પ્રમાણે વર્તી આત્માની શુદ્ધતા કરવી જોઇએ તે દર્શાવે છે.

**श्लोकाः**

**आत्मज्ञानप्रदः सेव्यः सद्गुरुः पूर्णभक्तितः ।**
**वैयावृत्यादि सत्कृत्यैः कृतज्ञादिगुणान्वितैः ॥ २२५ ॥**

सेवा पूजा च कर्तव्या सद्गुरोर्भावतः सदा ।
मानसत्कारसंहर्षात् कर्तव्यं विनयादिकम् ॥ २३६ ॥
सद्गुरोर्भक्तिसेवादि–कर्मकारकसज्जनाः ।
लभन्ते सम्पदः सर्वा ज्ञाननिर्धूतकल्मषाः ॥ २३७ ॥
आज्ञया सद्गुरोर्लोकाः कर्म कुर्वन्ति ये सदा ।
लभ्यन्ते सम्पदः सर्वाः प्राप्तसज्ज्ञानलोचनैः ॥ २३८ ॥
सद्गुरोः सम्मतिं प्राप्य शिष्याः सद्धर्मपालकाः ।
आत्मोन्नतिं परां लब्ध्वा मुच्यन्ते सर्वबन्धनात् ॥ २३९ ॥

**શબ્દાર્થસહ સંક્ષિપ્ત વિવેચન**—વૈયાવૃત્યાદિ સત્કૃત્ય જેઓને છે એવા અને કૃતજ્ઞતાદિગુણોએ યુક્ત એવા મનુષ્યોએ પૂર્ણ ભક્તિથી આત્મજ્ઞાનપ્રદ સદ્ગુરુ સેવવા જોઇએ જેણે આત્મજ્ઞાન આપ્યુ તેણે સર્વ પ્રકારનું જ્ઞાન આપ્યુ એમ અવબોધવું. આત્મજ્ઞાન–બ્રહ્મજ્ઞાનપ્રદ સદ્ગુરુને સર્વસ્વાર્પણ કરવું જોઈએ. શ્રી જનક વિદેહીએ સર્વસ્વાર્પણ કરીને અષ્ટાવક્રની સેવા કરી હતી કૃતજ્ઞતાદિ ગુણોવડે સહિત અને વૈયાવૃત્યાદિગુણોવડે જેઓ યુક્ત થએલ છે એવા કર્મયોગીઓવડે આત્મજ્ઞાનપ્રદ ગુરુ સેવાય છે. માન–સત્કાર સાથે હર્ષથી અને ભાવથી શ્રી સદ્ગુરુની સેવા–પૂજા કરવી જોઇએ અને તેમના યોગ્ય એવા વિનયાદિક કર્મ કરવાં જોઇએ. મહર્ષિયોએ સદ્ગુરુની સેવા–પૂજાભક્તિમાં અનંત ફલ દર્શાવ્યુ છે. સંસ્કૃત ગુરુગીતાનું સ્મરણ મનન વાચન કરીને શ્રી સદ્ગુરુ સાહેબનો વિનય વગેરે કરવામા અંશ માત્ર ન્યૂનતા સેવવી નહી. સદ્ગુરુની ભક્તિસેવાદિ કરનારા સજ્જનો આત્મજ્ઞાનવડે પાપકર્મોને હઠાવી સર્વ સંપદાઓને પ્રાપ્ત કરે છે. શ્રી આત્મજ્ઞાની સદ્ગુરુની સેવાભક્તિ કરીને જે જ્ઞાન પ્રાપ્ત કરવામા આવે છે અથવા જે જે અનુભવો પ્રાપ્ત કરવામા આવે છે તે શુભ ફલને અર્પનારા થાય છે શ્રી સદ્ગુરુ પર પૂર્ણ પ્રેમ ધારીને તેમની સાથે તન્મય બની જાઓ એટલે તેમના હૃદયને સ્વયમેવ તમો અવગત કરી શકશો. બાહ્યના કરતા વિશેષત હૃદયથી ગુરુ ઓળખવા જોઇએ ગાડરીયા પ્રવાહે ગુરુના શિષ્યો–ભક્તો બનનારા અનેક મનુષ્યો હોય છે, પરંતુ **શ્રી સદ્ગુરુના સદ્વિચારોનો પરિપૂર્ણ અનુભવ કરીને ભક્ત શિષ્ય બનનારા વિરલા હોય છે.** જેઓએ ગુરુની પાસે રહીને જ્ઞાનરૂપ લોચન પ્રાપ્ત કર્યા છે એવા ભક્તોવડે સર્વ પ્રકારની દ્રવ્યભાવરૂપ શુભ લક્ષ્મીઓ પ્રાપ્ત કરી શકાય છે. સાંસારિકવ્યવહારમા અને ધાર્મિકવ્યવહારમા સદ્ગુરુની સેવાવડે કર્મયોગી બની શકાય છે અને સદ્ગુરુના આત્માને ઓળખી શકાય છે. સદ્ગુરુ પાસેથી પ્રતિદિન

અપૂર્વાભિનવ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધારણા-ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગયોગોની પ્રાપ્તિ કરાવી પરમાત્મા સ્વરૂપની સાથે તન્મય થવા અર્થાત્ પરમાત્મસ્વરૂપ થવા શ્રીસદ્‌ગુરુની ઉપાસના કરવી જોઈએ. સમ્યકત્વબોધિબીજપ્રદ શ્રીસદ્‌ગુરુ—ધર્માચાર્યથી ક્ષેત્રકાલાનુસારે દેશોન્નતિ-રાજ્યોન્નતિ-સંઘોન્નતિ-આત્મોન્નતિ આદિ સર્વ શુભોન્નતિયોને પ્રાપ્ત કરી શકાય છે. પ્રત્યેકકર્તવ્યકર્મનું વિજ્ઞાનપ્રદ શ્રીસદ્‌ગુરુની જેટલી ભકિત કરીએ તેટલી ન્યૂન છે. કલિકાલમાં શ્રીસદ્‌ગુરુની ઉપાસનાથી આત્માની પરમશુદ્ધતા પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ થવાય છે. "ઉઠો જાગ્રત્ થાઓ અને ગુરુની સમ્મતિ-પૂર્વક નિષ્કામકર્મયોગી બનો. શ્રીસદ્‌ગુરુની સમ્મતિથી—અનુમતિથી સર્વકર્તવ્યકાર્યોમાં નિષ્કામપણે પ્રવૃત્ત થઈ શકાય છે વિનયાદિગુણવાળા શિષ્યોને ગુરુની સેવાથી જે મળે છે તે અન્યથી મળતું નથી" એવું પ્રબોધીને ગુરુગીતારહસ્ય પ્રમાણે પ્રવર્તવું જોઈએ અને પરમબ્રહ્મની પ્રાપ્તિ માટે સર્વનયોની દૃષ્ટિની અપેક્ષાએ પ્રવર્તવું જોઈએ.

**અવતરણઃ**—શ્રીસદ્‌ગુરુની સેવાભકિતવડે જે ભકત બને છે તે તપ બ્રહ્મચર્યાદિ ગુણો ખીલવીને વિશ્વસેવકકર્મયોગી બને છે. અતએવ શ્રીસદ્‌ગુરુની સેવાભકિતનું પ્રતિપાદન કર્યા પશ્ચાત્ તપનું સ્વરૂપ પ્રતિપાદન કરે છે.

## श्लोकौ

सम्यक्तपोविधानेषु वर्तन्ते स्वीयशक्तितः ।
नराः कालादिकं ज्ञात्वा शास्त्रविध्यनुसारतः ॥२४०॥
तत्तपो नैव कर्तव्यं यत्राऽस्तिलङ्घनं भृशम् ।
तत्तपः कीर्तितं सद्भिरात्मशक्तिप्रकाशकम् ॥२४१॥

**શબ્દાર્થસહ સંક્ષિપ્ત વિવેચનઃ**—મનુષ્યો શાસ્ત્રવિધ્યનુસારથી કાલક્ષેત્રાદિકનું પરિજ્ઞાન કરીને સ્વીયશકિતથી સમ્યગ્ તપોવિધાનોમાં પ્રવર્તે છે જ્યાં અત્યંત લાંઘણ થતી હોય છે એવું તપ ન કરવું જોઈએ. સત્પુરુષોએ જે આત્માની શકિતયોનું પ્રકાશક હોય તેને તપ કથ્યું છે. અશુભેચ્છાનો રોધ કરવો એને તપ કથે છે—જેનાથી આત્મશકિતયોનો પ્રકાશ થાય છે અને દુ:ખ સહનપૂર્વક માનસિક-વાચિક-કાયિક પ્રવૃત્તિ કરવી પડે છે તેને તપ કથે છે જે જ્ઞાનાવરણીયાદિકર્મોને તપાવે એવી જે જે પ્રવૃત્તિયો છે અથવા એવા જે જે સહનતાદિક સદ્‌વિચારો છે તેને તપ કથે છે આત્માનો ઉદ્ધાર કરવામાં, સમાજનો

ઉદય કરવામાં, સંઘની પ્રગતિ કરવામાં અને દેશરાજ્યની ઉન્નતિ કરવામાં જે જે કષ્ટો-દુ:ખો સહન કરવાં પડે છે અને ઉપદ્રવો સહન કરવાપૂર્વક જે જે પ્રવૃત્તિયો કરવી પડે છે તેને તપ કથે છે. કોઇ પણ આત્માની શક્તિ ખીલવવાને અને અશક્તિયોને દૂર કરવાને. જે જે કર્મો કરવા પડે છે તેને તપ કથે છે. જે ધ્યેયપ્રાપ્તવ્ય વસ્તુમાટે પ્રવૃત્તિ કરવાની હોય તેમાં જ મનની એકાગ્રતા કરીને અન્ય વિચારોથી અને અન્ય સુખમય પ્રવૃત્તિયોથી દૂર રહેવું તેને તપ કથે છે. આત્માને સુવર્ણની પેઠે જે તપાવે છે અને આત્મશક્તિયોનો પ્રકાશ કરાવે છે તેને તપ કથે છે. વિદ્યાભ્યાસ કલાભ્યાસ યોગાભ્યાસ ધર્માભ્યાસ શારીરિક માનસિક વાચિક શક્તિયોને ખીલવવા અનેક દુ:ખોને સહન કરી સ્વાશ્રયી બનવું ઈત્યાદિને તપ કથવામા આવે છે. અશુભ ઇચ્છાઓનો જેથી રોધ થાય અને આત્માની શક્તિયો જેથી પ્રગટ થાય એવા સર્વ ઉપાયોને તપ કથવામાં આવે છે. રાજ--સુખ--એશઆરામનો ત્યાગ કરીને સર્વમનુષ્યોની આત્મશક્તિયોનો વિકાસ થાય એવી જે જે પ્રવૃત્તિયોને દુ:ખ સહી આદરવી તે તપ અવબોધવું. વ્યાવહારિક સર્વજનોપયોગી શુભકાર્યો કરવામાં જે જે મન વાણી કાયા લક્ષ્મી અને સત્તાનો વ્યય થાય છે તે પણ વ્યાવહારિકશુભતપ અવબોધવું. પરમબ્રહ્મની પ્રાપ્તિ માટે જે જે પ્રવૃત્તિયો ને વિચારોને સેવવા પડે છે અને તેમાં સહનશીલતા રાખી દુ:ખો સહવા પડે છે તેને ધર્મતપ અવબોધવું. વિદ્વાનો ક્ષત્રિયો વૈશ્યો અને શૂદ્રો જે જે પ્રવૃત્તિયોને અનેક કષ્ટો સહીને શક્તિયોના વિકાસ માટે સેવે છે--તેને તપ અવબોધવું. લૌકિક અર્થકામાદિની પ્રાપ્તિ માટે જે જે પ્રવૃત્તિયો કરવી પડે છે અને તેમા જે જે સહવુ પડે છે તેને લૌકિક તપ કથે છે. લોકોત્તર જ્ઞાનદર્શનચારિત્રની પ્રાપ્તિ માટે માનસિક વાચિક કાયિક કષ્ટોને વેઠીને જે જે કષ્ટસાધ્યપ્રવૃત્તિયોને સેવવી પડે છે તેને લોકોત્તર તપ કથે છે. જૈનદૃષ્ટિએ અનશન, ઊનોદરિક, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયકલેશ અને સંલીનતા એ છ ભેદને આત્મશક્તિયોના વિકાસાર્થે કરતા બાહ્યતપ તરીકે પ્રબોધવામા આવે છે. પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ આ છ આભ્યંતરિક તપભેદ છે. સંઘની પ્રગતિ માટે ધર્મની પ્રગતિ માટે અને આત્માની પ્રગતિ માટે બાર પ્રકારના તપની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. વિશાલદૃષ્ટિએ બાર પ્રકારના તપમા અનેક પ્રકારના તપોનો સમાવેશ થાય છે. આ ભવમા આત્માની શક્તિયોનો વિકાશ અને દુ:ખોનો નાશ કરનાર તપ છે તેથી તેનો પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત કરવાની જરૂર છે. તપના નિમિત્તભેદથી અનેક ભેદ છે. અર્જુને યુદ્ધમાં વિજય માટે તપ કર્યું હતું. પ્રતાપરાણાએ બાર વર્ષ વનમાં પરિભ્રમણ કરવાનુ તપ કર્યું હતું. શ્રીવીરપ્રભુએ કેવળજ્ઞાનની પ્રાપ્તિ માટે બાર વર્ષ પર્યન્ત અનેક પ્રકારનું તપ કર્યું હતું. શ્રીગૌતમબુદ્ધે વનમા તપ કર્યું હતું; એકલા ઉપવાસ કરવા તેનેજ ફકત તપ કહેવામાં અન્ય તપોનો નિષેધ થાય છે માટે જ્ઞાનપૂર્વક તપના અનેક ભેદોનું સ્વરૂપ અવબોધીને-

સ્વાધિકારે તપ કરવું જોઇએ. આત્માનો પરિણામ જ્યાં હીન થાય અને મન વાણી કાયાની શક્તિયોની ક્ષીણતા થાય તથા આત્માના યોગોનો હદબહાર ઉપયોગ કરીને તેનો નાશ થાય એવા તપને કદાપિ ન કરવું જોઇએ. મન વાણી અને કાયાના યોગોની શક્તિયો ન ઘટે અને આત્માના જ્ઞાનદિગુણોનો વિકાસ થાય એવી રીતે તપ કરવાની જરૂર છે. મનની એકાગ્રતા વધે અને સર્વ પ્રકારનાં શુભ જ્ઞાનોની પ્રાપ્તિ થાય એવી રીતે સ્વાધિકારે તપ કરવાની જરૂર છે. વિષયવાસનાઓની વૃત્તિયો પર જય મેળવવાને જે જે આચારોને આચરવા અને વિચારોને કરવા તેને તપ કથવામા આવે છે. જે કાલમા જે ક્ષેત્રમા સ્વાત્માની સમાજની સંઘની અને વ્યાવહારિક સામ્રાજ્યોની શક્તિયોવર્ધક તથા આત્મ-સમાધિવર્ધક જે જે કર્મો–જે જે પ્રવૃત્તિયો કરવામાં આવે છે તેને તપ અવબોધવું. દુષ્ટરિવાજો દુષ્ટાચારો હાનિકર આચારો અને દુષ્ટ વ્યસનો વગેરેનો સમાજમાથી સંઘમાથી અને રાજ્યમાંથી નાશ કરવા જે જે શુભપ્રવૃત્તિયો કરવામા દુઃખોને–કષ્ટોને સહવા તેને તપ કહેવામા આવે છે. વાસનાઓનો નાશ કરવા ઉપવાસ કરવામા આવે છે તેને તપ કથે છે, પરંતુ ઉપવાસ બાદ પુનઃ શરીરમા ધાતુપુષ્ટિ થતા વાસનાઓ પ્રકટે છે માટે ઉપવાસમાત્રથી કામાદિની શાન્તિ થતી નથી પરંતુ તે સાથે મનમાથી વાસનાઓ ટળે તેવું આધ્યાત્મિકતપ કરવાની જરૂર છે. આત્માની બાહ્ય–આન્તરિકશક્તિયોની વૃદ્ધિ કરે અને મલિનતાનો નાશ કરે એવું સ્વાધિકારે ક્ષેત્રકાલાનુસાર તપ કરવું જોઇએ. શાસ્ત્રવિધિના અનુસારે દ્રવ્યક્ષેત્રકાલભાવનું જ્ઞાન કરી યથાશક્તિએ તપ કરવું જોઇએ. મનુષ્યની પારમાર્થિક અને આત્મોન્નતિકારક સર્વશુભપ્રવૃત્તિયોના ગર્ભમા તપ રહેલું છે તે ગુરુગમપૂર્વક અનુભવ ગ્રહવાથી અવબોધાય છે. આર્યાવર્તમા પૂર્વે ગાડરીયા પ્રવાહની દૃષ્ટિએ તપ થતા નહોતા તેથી તે વખતમાં આર્યાવર્તના લોકોની સર્વપ્રકારની જાહોજલાલી વર્તતી હતી. રાગ–દ્વેષ–ઇર્ષ્યા-નિન્દા-કામ વગેરે અન્તરશત્રુઓનો નાશ કરવો એ સર્વોત્તમ તપ છે. પૂર્વે ચારે વર્ણમા અને ત્યાગીઓમાં કદાગ્રહ, વૈર, ક્રોધ, માન, માયા, લોભ આદિ દુર્ગુણોના નાશાર્થે જે જે પ્રવૃત્તિયો થતી હતી તેને તપ માની તેમા લોકોની પ્રવૃત્તિયો થતી તેથી આર્યોની આર્યતા સૂર્યની પેઠે પ્રકાશી રહી હતી હૃદયની શુદ્ધિ કરવી તેને સત્ય તપ કથવામા આવે છે. વિષયવાસનાઓના જોરથી આત્મા દાસ જેવો બની જાય ત્યા તપની શક્તિ જણાતી નથી. સત્ય, નિર્ભયતા, પરમાર્થતા, અડગભાવ, આત્મભોગ, વિજ્ઞાન, સમાધિ, પરોપકાર, શુદ્ધિભાવ, વિશ્વ પર બ્રહ્મભાવ વગેરે ગુણો જે પ્રવૃત્તિથી ખીલે અને આત્મસ્વાતંત્ર્યની શક્તિયોનો વિકાસ થાય એને તપ અવબોધવું–રજોગુણી અને તમોગુણીતપનો પરિત્યાગ કરીને સાત્વિકતપ આદરવું જોઇએ. કે જેથી નિરાસક્તકર્મયોગીની પદવી પ્રાપ્ત થાય. મનોવૃત્તિનો આત્મામા લય થાય અને આત્મા અનંતજ્ઞાનાનન્દ સદા પ્રકાશિત થાય એવી ધ્યાનસમાધિદશાને પરમતપ કહેવામાં આવે છે યમ નિયમથી ઠેઠ પરમાત્મપદ પ્રાપ્ત

કરવાનાં ધ્યાન વિગેરે સાધનોને તપ કહેવામાં આવે છે. અનેક ભિન્ન ભિન્ન લક્ષણોવડે તપની વ્યાખ્યા કરી શકાય છે. પ્રાયશ્ચિત્તાદિ આન્તરતપને પ્રાપ્ત કરીને આધિવ્યાધિઉપાધિથી મુક્ત થવું એ જ તપદ્વારા પરમસાધ્યકર્તવ્ય છે. નવપદ પૈકી પરમતપપદની જૈનશાસ્ત્રોમાં ઉત્તમ વ્યાખ્યા કરવામા આવી છે. નિકાચિત અને અનિકાચિતકર્મોનો નાશ કરવા માટે સદ્વિચારરૂપ, ધ્યાનરૂપ, ભાવનારૂપ, નિરાસક્તારોવાળક્તિસમાધિરૂપ તપની જેટલી પ્રશંસા કરવામા આવે તેટલી ન્યૂન છે. ઉત્સર્ગમાર્ગથી અને અપવાદમાર્ગથી તપની આરાધના કરવી જોઈએ. આપત્કાલમા ધર્માર્થે જે જે કર્તવ્યકાર્યરૂપ તપ કરવાની આવશ્યકતા સ્વીકારવામા આવે છે તેને આપત્તિકાલીનતપ કથવામા આવે છે. આપત્તિકાલમાં ધર્મ અને ધર્મીઓના રક્ષણ માટે જે જે દુઃખો સહીને કર્મો કરવામાં આવે છે તેને આપત્તપ કહેવામા આવે છે. સૂર્યના કિરણોની પેઠે તપથી અનેક પ્રકારના લાભો પ્રાપ્ત થાય છે. આત્માની શુદ્ધતા જે અનુષ્ઠાનોથી કરવામા આવે છે અને તેમાં અનેક દુઃખોમાંથી ધીરવીરતાથી પસાર થવું પડે છે તેને તપ કહેવામા આવે છે. મોક્ષની પ્રાપ્તિ માટે સર્વ દૃશ્ય-પદાર્થોની ઇચ્છાઓનો ત્યાગ કરવામા ઉગ્ર શુદ્ધ તપનું મહત્વ કહ્યું છે. વૈશાખ અને જ્યેષ્ઠ માસમા સૂર્યનો અત્યંતતાપ પડે છે ત્યારે અત્યંત વૃષ્ટિનો પ્રારંભ થાય છે તેની પેઠે સર્વમનુષ્યોને સ્વાધિકારે નિરાસક્તભાવથી કર્તવ્યકાર્યો કરતાં અત્યંત દુઃખાદિ તાપ વેઠવો પડે છે ત્યારે અનંતસુખની પ્રાપ્તિ થાય છે મોહની સર્વ પ્રકૃતિયો પર કાબૂ મેળવીને નિર્મોહદશાએ આત્મામા સ્થિરતા-રમણતા કરવી એ જ તપ છે. તપના પ્રથમ પગથીએ ચઢવાથી અનુક્રમે ચરમતપની પ્રાપ્તિ થાય છે માટે પ્રથમવ્યાવહારિક શુભ કર્મોના તપની સેવા કરવી પડે છે, યમનિયમની સિદ્ધિ થયા વિના ધ્યાનસમાધિની પ્રાપ્તિ કરવી તે જેમ અયોગ્ય છે તેમ પ્રથમ બાહ્યતપની સિદ્ધિ કર્યા વિના આન્તરતપની એકદમ પૂર્વભવના સંસ્કાર વિના પ્રવૃત્તિ સેવવી તે અયોગ્ય ઠરે છે. તપના વિચારોનું અને આચારોનું જ્ઞાન કરી આત્માની જ્ઞાનાદિ શક્તિયોનો વિકાસ કરવો. એ જ તપસ્વી બનવાનો મુખ્યોપાય છે; તેનો સ્વાધિકારે આદર કરવો જોઇએ.

**અવતરણ**—તપની આદેયપ્રવૃત્તિ જણાવ્યાબાદ પ્રમાદપરિહારતાને જણાવે છે.

**શ્લોકઃ**

**प्रमादाः परिहर्तव्याः सततं धर्मकर्मसु ।**
**आन्तराः शत्रवो बोध्या हन्तव्याः स्वात्मवीर्यतः ॥ २४२ ॥**

**શબ્દાર્થઃ**—ધર્મકર્મોમા પ્રમાદ દૂર કરવા લાયક છે. પ્રમાદો છે તે આન્તરશત્રુઓ છે તેઓને આત્મશક્તિથી હણવા જોઇએ.

**ભાવાર્થઃ**—બાહ્યશત્રુઓ કરતાં આન્તર શત્રુઓ વિષય, કષાય, નિન્દા, નિદ્રા, વિકથા વગેરે પ્રમાદોથી આત્માની અનન્તગુણી હાનિ થાય છે. ચતુરશીતિ લક્ષયોનિમાં વારંવાર પરિભ્રમણ કરાવનાર આન્તર પ્રમાદ શત્રુઓ છે અનેક પ્રકારના ધર્મકર્મોની પ્રવૃત્તિયોમા પ્રમાદો થવાના અનેક પ્રસંગો પ્રાપ્ત થાય છે પ્રમાદોથી સાવધ રહેવાની અત્યંત જરૂર છે શ્રીવીરપ્રભુ શ્રી ગૌતમસ્વામીને કથે છે કે—હે ગૌતમ ! તું ક્ષણમાત્ર પ્રમાદ કર નહીં વિષભક્ષણથી એક વાર મૃત્યુ થાય છે પરંતુ પ્રમાદથી તો સંસારમા અનેક વાર જન્મમરણ થાય છે. વિષયોમાં કષાયોમા આસક્ત થવાથી આત્માના અનેક ગુણો પર કર્મનું આચ્છાદન થાય છે, પ્રમાદોથી રજોગુણી અને તમોગુણી વિચારોનું અને આચારોનું સેવન થાય છે. દરેક કાર્યની પ્રવૃત્તિમાં પ્રમાદ થવાનો સંભવ છે. ઉપયોગથી પ્રમાદોને આવતા વારી શકાય છે. અહંતા મમતાના સદ્ભાવે પ્રમાદનું અત્યંત જોર વધે છે. લક્ષ્મી સત્તા વિગેરેમા મોહથી પ્રમાદનું જોર વધે છે. આત્માના તીવ્રઉપયોગ વિના પગલે પગલે અને ક્ષણે ક્ષણે પ્રમાદ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અતએવ આત્મોપયોગ ધારણ કરીને પ્રમાદોને આવતા વારવા જોઇએ. મનુષ્યો પ્રમાદોથી રાત્રિદિવસ અનેક દુખોના ઘેરામા ઘેરાય છે અને તેથી તેઓ રાજ્યસત્તા, ધન, સામ્રાજ્ય, પ્રભુતા, જ્ઞાન, દર્શન અને ચારિત્રગુણોને હારી જાય છે. પ્રમાદોના જોરથી મનુષ્યો અન્ધ બને છે અને તેઓ આત્માને પ્રમાદોથી ઘેરાયલો દેખી શકતા નથી પ્રત્યેક મનુષ્ય સ્વલ્પાધિકપ્રમાદથી પ્રમત્ત હોય છે પરંતુ તે આત્માની આલોચનાવિના સ્વલ્પાધિકપ્રમાદને દેખી શકતો નથી તો પછી તેને દૂર કરવાનું તો ક્યાથી તે કરી શકે વારૂં ? મન વાણી અને કાયાથી સર્વઆવશ્યકકર્તવ્યકર્મો કરવામા પ્રમાદોથી સદા દૂર રહેવાય એવો ઉપયોગ રાખવો જોઈએ સ્વાત્મવીર્યથી આન્તરપ્રમાદોને હણીશકાય છે. પ્રમાદોથી સપ્તવ્યસનમાં મનુષ્યો ચકચૂર બને છે. રાજ્યવ્યવહારમા, સંઘ સામ્રાજ્યમા, ધર્મપ્રવૃત્તિમા, આસક્તિ થતાં પ્રમાદો પ્રવેશ્યા વિના રહેતા નથી. બ્રાહ્મણો ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોના ગુણકર્મોની પ્રવૃત્તિયોમા અને ત્યાગીઓની ગુણકર્મની પ્રવૃત્તિ-યોમા રજોગુણ અને તમોગુણરૂપ પ્રમાદોનો પ્રવેશ થાય છે તેથી ચાતુર્વર્ણ્યમનુષ્યોની અવનતિ થાય છે અને ત્યાગીઓની પણ અવનતિ થાય છે મનુષ્યોમા આસુરી સંપત્ અને સુરી સંપત્ બન્ને વર્તે છે. સત્તાના અભિમાનથી, વિદ્યાના અભિમાનથી. વ્યાપારિકચારં-વૃત્તિથી પ્રમાદોનો અન્તર્મા પ્રવેશ થાય છે. આત્મભાવ ટળવાની સાથે દેહાધ્યાસ ઉદ્ભ-વતા પ્રમાદોની વૃત્તિયોનો પ્રાદુર્ભાવ થાય છે. ધર્મકર્મમા અને ઉપલક્ષણથી આવશ્યકસાંસા-રિકકર્મોમાં પ્રમાદોનો પ્રાદુર્ભાવ થયાવિના રહેતો નથી ગજપતોએ પ્રમાદથી આર્યાવર્તનું આધિપત્ય ખોયું સુસલ્માનોએ પ્રમાદોથી આર્યાવર્તનું આધિપત્ય ખોયું. બ્રાહ્મણોએ પ્રમાદોથી વિદ્યાજ્ઞાનનું આધિપત્યખોયુ ક્ષત્રિયોએ પ્રમાદોથી ક્ષાત્રકર્મનું બલ ખોયું. વૈશ્યોએ પ્રમાદોથી વ્યાપાર હુન્નર કલા વગેરેનું બલ ખોયું શૂદ્રોએ પ્રમાદોથી સેવાકર્મનું

શુભોન્નતિયો ગણાય છે તેનું મૂલકારણ વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્ય છે. પંડિતો, વિદ્વાનો, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો વગેરે સર્વગુણકર્મવિશિષ્ટ મનુષ્યો વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યને પાળે છે તો તેઓની ઉન્નતિ થઈ શકે છે. ગૃહસ્થમનુષ્યોએ કમમા કમ વીશવર્ષપર્યન્ત તો સંપૂર્ણ વીર્યની રક્ષા કરવી જોઈએ. પૂર્વના સમયના મનુષ્યો બ્રહ્મચર્યપાલનમા અત્યંતપ્રખર હતા તેથી તેઓ સ્વતંત્ર રહી સર્વજીવોના શ્રેયમાં ભાગ લેઈ શકતા હતા. હાલ વીર્યરક્ષા તરફ લોકોનું ચિત્ત આકર્ષાયું નથી તેથી મનુષ્યો વિષયકામના દાસ બની ગયા છે; તેથી તેઓ પરતંત્રતાની, દાસત્વની, નીચત્વની બેડીમા કેદી બની ગયા છે. શુદ્ધહવાજલવિશિષ્ટસ્થલોમા વીશવર્ષપર્યન્ત બાળકો બ્રહ્મચર્ય પાળે એવા બ્રહ્મચર્યાશ્રમો સ્થાપવા જોઈએ. ત્યાગી સાધુઓમા વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યપાલનમા કેટલેકઅંશે સડો પેઠો છે તે માટે જો તેઓ અત્યારથી વીર્ય-રક્ષારૂપ બ્રહ્મચર્યપાલનના ચાપતા ઉપાયો નહિ યોજે તો ભવિષ્યમા ત્યાગી સાધુઓ-મુનિયોના વર્ગનો નાશ થવાનો. શારીરિક આરોગ્યપુષ્ટિ હોય છે તો અન્ય સર્વપ્રકારની શુભોન્નતિયો કરી શકાય છે માટે વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યપાલનમા સર્વસ્વાર્પણ કરીને પ્રવૃત્ત થવું જોઈએ આધિભૌતિક અને આધ્યાત્મિક સર્વ શકિતયોનુ મૂલકારણ બ્રહ્મચર્ય છે. બ્રહ્મજ્ઞાન યાને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામા વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્ય પાલન કર્યા વિના કદાપિ ચાલી શકતુ નથી. સર્વપ્રકારની કલાઓનો અભ્યાસ કરવા માટે અને ધર્મકલાનો અભ્યાસ કરવા માટે વીર્યર-ક્ષારૂપ બ્રહ્મચર્યવિના કદાપિ ચાલતું નથી. વિષયના ભીખારી દુર્બલમનુષ્યો કામના ગુલામ બનીને સર્વશકિતપ્રદવીર્યનો નાશ કરે છે. વીર્યરક્ષા અને સત્યથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. સર્વવ્રતોમા શિરોમણિ બ્રહ્મચર્યવ્રત છે. જે મનુષ્યો મોજીલા-શોખીલા બને છે તેઓ વીર્યનો નાશ કરીને વિદ્યામા, ક્ષાત્રકર્મમા, વ્યાપારમા, વૈશ્યકર્મમા અને સેવામા પરિપૂર્ણ ભાગ લઈ શકતા નથી અને તેથી તેઓ સર્વશકિતયોથી ભ્રષ્ટ બની અધોગતિને પ્રાપ્ત કરે છે. જૈન-ધર્મશાસ્ત્રોમા પચ્ચીશવર્ષના ગૃહસ્થમનુષ્યને યોગ્યગુણોથીજ યોગ્યકન્યા સાથે પાણિગ્રહણ કરવાનો અધિકાર આપેલો છે. પચ્ચીશવર્ષ પૂર્વે ગૃહસ્થાશ્રમમા યોજાયલા પુરૂષોની જે સંતતિ થાય છે તે વિશ્વપ્રખ્યાત થઇ શકતી નથી વીર્યરક્ષણથી સર્વપ્રકારની રાજકીય વ્યાપારાદિક શકિતયોનુ સંરક્ષણ કરી શકાય છે. વિશ્વમા સર્વપ્રકારના જગત્‌વિખ્યાત મહા-પુરૂષો થએલા છે. તેઓએ વીર્યની અમુક દૃષ્ટિએ રક્ષા કરી હતી. દેશ-ધર્મ-રાજ્ય-સંઘ-કોમની પડતીનું મૂલકારણ બ્રહ્મચર્યભ્રષ્ટતા છે, અતએવ વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યનુ પાલન કરીને સર્વ મનુષ્યો ઉન્નતિશીલ બને એવા બ્રહ્મચર્યના રક્ષણના નિયમો યોજવા જોઈએ જૈનકોમની પડતી થવાનુ મુખ્ય કારણ વીર્યરક્ષણની ખામી છે બ્રાહ્મણોનુ, ક્ષત્રિયોનું, વૈશ્યોનું, શૂદ્રોનું અને ત્યાગીઓની પડતીનું કારણ ખરેખર વીર્યરક્ષાની ખામી અવબોધાય છે. આર્યાવર્તમા પૂર્વકાલની પેઠે પુન અનેકબ્રહ્મચર્યાશ્રમો ખૂલે અને પુત્રોને અને પુત્રીઓને બ્રહ્મચારી બનાવવામા આવે અને યોગ્યવયપર્યંત વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યમા સ્થિર કરવામા

આવે તો તેઓ પૂર્વની જાહોજલાલી પુનઃ પ્રાપ્ત કરવાને અધિકારી બની શકે. બાળલગ્ન અને વૃદ્ધલગ્નથી દેશની, ધર્મની, કોમની અને રાજ્યની પડતી થાય છે માટે આ બાબતમા સર્વજાતનામનુષ્યોએ સારી રીતે કાળજી રાખવી જોઇએ અને ચારપ્રકારના બળથી ખામીઓ સુધારવા કટિબદ્ધ થવુ જોઇએ. સ્પર્ધાશીલજમાનામાં જેઓ પ્રમાદનિદ્રામાં ઘોરે છે તેઓ દેશધર્મનો નાશ કરે છે અને પૂર્વ મહાપુરૂષોના શુભશકિતયોના વારસાનો પણ નાશ કરે છે. સાધુઓમાં અને સાધ્વીઓમા વ્યભિચાર આદિ દુર્ગુણોનો પ્રવેશ થતાં તેઓ વિશ્વજનોને સુધારી શકતા નથી અને તેમજ પોતાની ઉન્નતિ પણ કરી શકતાં નથી. વીર્યરક્ષારૂપ દ્રવ્ય બ્રહ્મચર્ય અને આત્મજ્ઞાનાદિપ્રાપ્તિરૂપ ભાવબ્રહ્મચર્યપાલનના જે જે નિયમો છે તે નિયમોથી સાધુઓ અને સાધ્વીઓ ચલિત થાય છે ત્યારે તેઓ દેશનું રાજ્યનું સંઘનું અને આત્માનુ કલ્યાણ કરવા સમર્થ થતા નથી વીર્યરક્ષાથી આ વિશ્વમાં અનેકલાભોની પ્રાપ્તિ થાય છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રીહરિભદ્રસૂરિ, શ્રીહીરવિજયસૂરિ, ઉમાસ્વાતિવાચક વગેરે આચાર્યોએ વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યનુ પાલન કર્યું હતું તેથી તેઓ ધર્મસેવાદિ કાર્યો કરવાને શકત થયા હતા. પતંજલિ, વ્યાસ, શંકરાચાર્ય દયાનંદસરસ્વતી વગેરેએ વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યના પાલનથી સ્વઅક્ષરદેહોને અમર કર્યાં છે. શ્રીયશોવિજયજી ઉપાધ્યાએ વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યના પાલનથી સંસ્કૃત ભાષામાં એકસોને આઠગ્રન્થો રચ્યા છે. રામમૂર્તિ સેન્ડો વિગેરેએ વીર્યરક્ષા કરીને દુનિયાને હેરત પમાડે એવા અશકયસરતના ખેલો કરી બતાવ્યા છે. કામવૃત્તિને ઉત્તેજક એવા આહાર વિહાર, વિચારો, આચારો, વેષ અને અવલોકનોથી દૂર રહેવું જોઇએ કે જેથી વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યનું સારી રીતે રક્ષણ કરી શકાય. વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યનો નાશ ન થાય એવા દ્રવ્યક્ષેત્રકાલભાવથી ઉપાયો યોજીને મનુષ્યોની ઉન્નતિ કરવી જોઇએ. બ્રહ્મચર્યપાલન સંબંધી લેખો અને ગ્રન્થો લખીને તથા તેના નિયમોને આચારમા મૂકીને બ્રહ્મચર્યવ્રતનો વિશ્વમાં વિસ્તાર કરવો જોઇએ. બ્રહ્મચર્યપાલનરૂપ ઉન્નતિના શિખરપરથી પતિત મનુષ્યોને પુનઃ તે સ્થિતિ પ્રાપ્ત કરાવવા માટે સર્વ પ્રકારના ઉપાયોને યોજવા જોઇએ. વીર્યહીનમનુષ્યોને ઉપદેશની કંઈ અસર થતી નથી માટે વીર્યશાલીમનુષ્યો કે જેઓ કર્મયોગી બની સર્વ પ્રકારનાં ઉપયોગી કાર્યો કરે તેવા બનાવવા સર્વસ્વાર્પણ કરવા પ્રયત્નશીલ બનવું જોઇએ. નકામા બેસી રહેલા પુરૂષોમાં અને સ્ત્રીઓમા કામની વાસનાઓ ઉત્પન્ન થાય છે માટે પુરૂષોએ અને સ્ત્રીઓએ કર્તવ્યકર્મોમાં સદા પ્રવૃત્ત થવુ જોઇએ કે જેથી કામની વાસના ઉત્પન્ન ન થાય સ્ત્રીઓએ અને પુરૂષોએ વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યનું પાલન થાય એવી રીતે વર્તવું જોઇએ.— બાળલગ્નયજ્ઞમા પુત્રીઓને અને પુત્રોને ન હોમવા જોઇએ જેઓને ધર્મની, દેશની, રાજ્યની, કોમની, સંઘની અને વ્યક્તિની દાઝ-લાગણી છે તેવા મનુષ્યો આત્મભોગ આપીને વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્ય પાળવામાં પળાવવામાં અને અનુમોદનામા સદા તત્પર રહે છે. આહાર, વિહાર,

આચાર આદિ જે જે બ્રહ્મચર્યપાલનમાં પુષ્ટિકારક હોય તેઓનું અવલંબન લેવું જોઈએ. વૈભવવાળી પ્રજા. વિદ્યાશીલ પ્રજા અને ક્ષાત્રકર્મવાળી પ્રજાએ આ બાબતમા ખાસ ધ્યાન દેવું જોઇએ. અન્યથા તેઓનું વિશ્વમા અસ્તિત્વ રહેવું દુર્લભ છે ઉપર્યુક્ત ઉપદેશ વાચીને સાંભળીને ખુશ થનાર મનુષ્યો કરતાં વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યને આચારમા મૂકી બતાવનાર મનુષ્યોની જરૂર છે. કર્મવીરો, યોગવીરો. ધર્મવીરો, ભક્તવીરો, દેશવીરો, યુદ્ધવીરો, વિદ્યાવીરો વિગેરે વીરોને પ્રકટાવવા માટે વીર્યરક્ષારૂપ બ્રહ્મચર્યની અત્યંત આવશ્યકતા સ્વીકારી તે પ્રમાણે વર્તવું જોઇએ.

**અવતરણ**—અનુયોગ વિસ્તાર, શ્રદ્ધાપૂર્વક ધર્માચારપ્રવૃત્તિ, અષ્ટકર્મવિનાશપ્રવૃત્તિ વગેરેનું વિશેષત સ્વરૂપ પ્રબોધવામા આવે છે.

**श्लोकाः**

अनुयोगा हि विस्तार्या द्रव्यादिका महीतले ।
धर्मविवृद्धये सम्यग् धर्मतत्त्वविशारदैः ॥ २४५ ॥

अश्रद्धात्मा भवेद् भ्रष्टः सदाचारगुणात् खलु ।
ज्ञानमूला सदाराध्या श्रद्धा सत्कर्मयोगिभिः ॥ २४६ ॥

सर्वनयानां स सारो धर्माचारः प्रकीर्तितः ।
ज्ञानयुक्ता क्रिया श्रेष्ठा चारित्रस्य विवर्धिका ॥ २४७ ॥

अष्टकर्मविनाशार्थं गृहस्थैः सत्यसाधुभिः ।
कर्तव्यं सदनुष्ठानमन्तर्मुखोपयोगतः ॥ २४८ ॥

**શબ્દાર્થ:**—ધર્મતત્ત્વવિશારદોએ દ્રવ્યાદિક ચાર અનુયોગો ધર્મવિવૃદ્ધિ માટે વિસ્તારવા યોગ્ય છે. અશ્રદ્ધાત્મા સદાચાર ગુણોથી ભ્રષ્ટ થાય છે. સત્કર્મયોગીઓએ જ્ઞાનમૂલા શ્રદ્ધા સેવવી જોઇએ સર્વનયોનો સાર ધર્માચાર છે જ્ઞાનયુક્ત ક્રિયા શ્રેષ્ઠ છે અને તે ચારિત્રની વિવર્ધિકા છે. ગૃહસ્થોએ અને સત્ય સાધુઓએ અષ્ટકર્મવિનાશાર્થે અન્તર્મુખોપયોગથી સદનુષ્ઠાન કરવું જોઇએ.

વિવેચનઃ--દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ આ ચાર અનુયોગોમાં સર્વધર્મશાસ્ત્રોનો સમાવેશ થાય છે. પંચપ્રકારનાં જ્ઞાન, પદ્દ્રવ્ય, નવતત્ત્વ, કર્મસિદ્ધાંતો, પદાર્થવિજ્ઞાન (સાયન્સવિદ્યા), દ્રવ્યગુણપર્યાયસ્વરૂપ, અદ્વૈતવાદ, દ્વૈતવાદ, દ્વૈતાદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, શુદ્ધાદ્વૈતવાદ, ન્યાયશાસ્ત્રો વગેરેનો દ્રવ્યાનુયોગમાં સમાવેશ થાય છે, જ્યોતિઃશાસ્ત્રોનો ગણિતાનુયોગમાં સમાવેશ થાય છે. ધર્મક્રિયાઓ, ધર્માચારો, ધર્માનુષ્ઠાનો, ગૃહસ્થોનાં અને ત્યાગીઓનાં વ્રતો આદિનો ચરણકરણાનુયોગમાં સમાવેશ થાય છે. ધર્મસંબંધી સર્વવૃત્તાંતોનો ધર્મકથાનુયોગમાં સમાવેશ થાય છે. ચાર અનુયોગરૂપ ચાર વેદોની પ્રવાહની અપેક્ષાએ અનાદિતા છે અને અમુક તીર્થંકરાદિની અપેક્ષાએ આદિતા છે. ચાર અનુયોગરૂપ ચાર વેદોનુ જ્ઞાન સર્વત્ર વિસ્તારવું જોઇએ. ધર્મતત્ત્વવિશારદોએ ચાર અનુયોગોના રહસ્યોને અવબોધીને તેનો પ્રચાર કરવા સર્વ પ્રકારના ઉપાયો યોજવા જોઇએ. દ્રવ્યાનુયોગી ગીતાર્થ ધર્મનું રક્ષણ કરવા અને ધર્મની વૃદ્ધિ કરવા સમર્થ બને છે. ચાર અનુયોગના જ્ઞાનવડે આત્મા અને પરમાત્માની શ્રદ્ધા ધારણ કરવી જોઇએ. તત્ત્વશ્રદ્ધા, ધર્મશ્રદ્ધા, દેવગુરુશ્રદ્ધા આદિ અનેક પ્રકારની શ્રદ્ધાવડે આત્માની ઉન્નતિ કરવી જોઇએ. સદાચારો અને આત્માના ગુણોથી અશ્રદ્ધાલુ ભ્રષ્ટ થાય છે માટે જ્ઞાનપૂર્વક શ્રદ્ધાનું સત્કર્મયોગીઓએ આરાધન કરવું જોઇએ સદાચારોમા સદ્‌ગુણોનો રસ રેડાતાં આત્માની શુદ્ધતા થાય છે, માટે સદાચાર અને સદ્‌ગુણોના શ્રદ્ધાળુ બની કર્તવ્યકર્મો કરવા જોઇએ. નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દનય, સમભિરૂઢ અને એવંભૂત એ સાત નયોના સાતસો ભેદ છે; વસ્તુનું યથાર્થસ્વરૂપ અવબોધવાને સાપેક્ષ જ્ઞાનદૃષ્ટિયોને નયો કથે છે. અનેકજ્ઞાનદૃષ્ટિરૂપ નયોથી એકવસ્તુનું સંપૂર્ણ સ્વરૂપ અવબોધાય છે સાત નયોથી એક વસ્તુને સાત પ્રકારે અવબોધીને તેનું સ્વરૂપ કથી શકાય છે તેથી હઠ કદાગ્રહ મિથ્યાબુદ્ધિનો નાશ થાય છે. સર્વ નયોનો સાર ધર્માચાર છે, ધર્મક્રિયા છે, ધર્મપ્રવૃત્તિ છે, આત્મચારિત્ર છે. જ્ઞાનપૂર્વક ક્રિયા શ્રેષ્ઠ છે. આત્મજ્ઞાનપૂર્વક ચારિત્રક્રિયાથી આત્માની પરમવિશુદ્ધિરૂપ પરમાત્મતાની આવિર્ભાવતા થાય છે. જ્ઞાનપૂર્વક ક્રિયાથી ચારિત્રધર્મની વૃદ્ધિ થાય છે સર્વનયોનો સાર-આત્મચારિત્ર્યની ખીલવણી કરવી એજ છે. આત્મચારિત્ર્યને જે ખીલવે છે તે સર્વનયોના સારને પ્રાપ્ત કરે છે. સદાચાર ધર્મપ્રવૃત્તિમા, જ્ઞાન ધ્યાન સમાધિરૂપ ચારિત્રમાં સર્વનયોનો સાર આવી જાય છે માટે જેણે આત્મચારિત્ર્ય ખીલવ્યું તેણે સર્વ નયોનો સાર પ્રાપ્ત કર્યો એમ અવબોધવું. ગૃહસ્થોએ અને સાધુઓએ સર્વ નયોનો સાર ઉપર્યુક્ત અવબોધીને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ અષ્ટકર્મનો નાશ કરીને કેવળજ્ઞાનાદિ શક્તિયોને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. નીતિજ્ઞાનદર્શનાદિ ગુણો તે ચારિત્ર્ય છે પ્રામાણ્ય, પરોપકાર, નિર્દોષ

જીવન, જ્ઞાનધ્યાનાદિ ગુણો એજ ચારિત્ર્ય છે. અષ્ટકર્મવિનાશાર્થે ગૃહસ્થોએ અને સાધુઓએ વ્યવહારચારિત્ર્યરૂપ સદનુષ્ઠાન સેવીને આત્મચારિત્ર્ય ખીલવવું જોઇએ. આત્માના શુદ્ધોપયોગથી આત્માના ગુણો ખીલે છે અને કર્મનો નાશ થાય છે; માટે આત્માના ગુણોમાં ઉપયોગ રહે એવા યોગથી વર્તી કર્મનો નાશ કરી પરમાત્માની પ્રાપ્તિ કરવી જોઇએ.

અવતરણ:—ગૃહસ્થોએ અને સાધુઓએ ઉત્સર્ગ અને અપવાદથી સ્વોચિતધર્મકર્મ કરવા જોઇએ અને આપત્તિકાલે આપદ્ધર્મ સેવવો જોઇએ તથા પ્રાયશ્ચિત્ત વગેરેથી ચારિત્રશુદ્ધિ કરવી જોઇએ-ઇત્યાદિ જણાવવામા આવે છે.

श्लोकाः

स्वोचितं कर्म कर्तव्यं गृहस्थैर्नीतितः शुभम् ।
साधुभिः स्वोचितं नित्यं कर्तव्यं कर्म सात्त्रिकम् ॥२४९॥

धर्मापत्तिप्रसङ्गे तु गृहस्थैः साधुभिः स्वयम् ।
आपदुद्धारको धर्मः कर्तव्य आपवादिकः ॥ २५० ॥

द्रव्यं क्षेत्रं तथा कालं भावं जानन्ति नो हृदि ।
उत्सर्गं चापवादं ये ते नरा धर्मनाशकाः ॥ २५१ ॥

क्षेत्रकालानुसारेण निश्चयव्यवहारतः ।
औत्सर्गिकापवादाभ्यां कर्तव्यं धर्मकर्म तत् ॥ २५२ ॥

ज्ञातव्याः सर्वसद्धर्माः कर्तव्यं स्वोचितं खलु ।
स्वोचितकर्मसंत्यागाद् निपातो जायते ध्रुवम् ॥ २५३ ॥

स्वाधिकारेण यद्भिन्नं स्वात्मशक्त्यादितश्च यद् ।
कर्तव्यं कर्म तच्चैव गृहस्थैः साधुभिर्भुवि ॥ २५४ ॥

साधकं बाधकं ज्ञात्वा द्रव्यादिना प्रबोधतः ।
कर्माणि स्वोचिते शश्वत् यतितव्यं मनीषिभिः ॥ २५५ ॥

प्रायश्चित्तविधानानि सेव्यानि शास्त्रनीतितः ।
धर्मिभिश्चित्तशुद्धयर्थं पूर्णोत्साहस्वशक्तितः ॥ २५६ ॥

**શબ્દાર્થ:**—ગૃહસ્થોએ ઉપર્યુક્ત સ્વોચિતકર્મોને નીતિથી કરવાં જોઈએ. સાધુઓએ સ્વોચિત સાત્વિકકર્મો કરવા જોઈએ. ધર્માપત્તિપ્રસંગે તો ગૃહસ્થોએ અને સાધુઓએ સ્વયં આપદુદ્ધારક આપવાદિક ધર્મ આચરવો જોઈએ. જે મનુષ્યો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, ઉત્સર્ગ અને અપવાદને હૃદયમા જાણતા નથી તે મનુષ્યો ધર્મનાશક બને છે. ક્ષેત્રકાલાનુસારે નિશ્ચય અને વ્યવહારથી ઉત્સર્ગ અને અપવાદવડે ધર્મકર્મ કરવું જોઈએ. સર્વસદ્ધર્મો જ્ઞાતવ્ય છે પરંતુ સ્વોચિતકર્તવ્યકર્મ કરવું જોઈએ. સ્વોચિતકર્મ સંત્યાગથી અવશ્ય નાશ થાય છે. ગૃહસ્થોએ અને સાધુઓએ સ્વાધિકારથી જ ભિન્નકર્મ હોય અને સ્વાત્મશક્ત્યાદિથી જે ભિન્ન હોય તે કર્મ ન કરવું જોઈએ. દ્રવ્યક્ષેત્રકાલભાવથી ઉત્સર્ગ અપવાદથી કર્તવ્યકર્મોમા સાધક-બાધકકર્મ જાણીને મનુષ્યોએ સ્વોચિતકર્મમા યત્ન કરવો જોઈએ. ધર્મીગૃહસ્થોએ અને સાધુઓએ શાસ્ત્રનીતિથી ચિત્તશુદ્ધયર્થ પૂર્ણોત્સાહપૂર્વક સ્વશક્તિથી પ્રાયશ્ચિત્ત વિધાનોને સેવવા જોઈએ.

**વિવેચન:**—સ્વોચિતકર્મનુ જ્ઞાન કર્યા વિના અનુચિત કર્મોનો ત્યાગ થઇ શકતો નથી. અમુક કર્મ–અમુક ક્ષેત્ર સ્વોચિત હોય છે તે કર્મ–આપત્તિકાલે આપવાદિકદૃષ્ટિએ અનુચિત થાય છે અને આપત્કાલે આપવાદિક કર્મ–સ્વોચિત થાય છે; માટે સ્વોચિતકર્મ અને તેનાથી ભિન્ન કર્મોનુ સ્વરૂપ અવબોધવા માટે આત્મજ્ઞાની સર્વદૃષ્ટિયોથી દેખનારા ગુરુની ગમ લેવી જોઈએ. ગૃહસ્થોને ગૃહસ્થધર્માનુસારે જે કર્મ સ્વોચિત છે તે જ સાધુઓને સ્વાનુચિત છે અને સાધુઓનું જે કર્મ સ્વોચિત છે તે કર્મ ખરેખર ગૃહસ્થધર્મ પ્રમાણે કરવું તે અનુ-ચિત છે. ગૃહસ્થમનુષ્યોમા પણ ચાતુર્વર્ણ્યગુણકર્માનુસારે પરસ્પર સ્વોચિતત્વ અનુચિતત્વ અવબોધવું. ગૃહસ્થોએ અને સાધુઓએ સ્વોચિત કર્મોમા નીતિનો ત્યાગ ન કરવો જોઈએ. સાધુઓએ ઉત્સર્ગમાર્ગથી સાત્વિક કર્મો કરવા જોઈએ. ધર્માપત્તિપ્રસંગે ગૃહસ્થો પર અને સાધુઓ પર અનેકપ્રકારની આપત્તિયો આવે છે અને તેથી ધર્મ ઉપર પણ અનેક પ્રકારની આપત્તિયો આવે છે તેવા પ્રસંગે સાધુઓએ અને ગૃહસ્થોએ આપદુદ્ધારક આપદ્ધર્મ સેવવો જોઈએ હાલ જૈનોએ આપદુદ્ધારક ધર્મ સેવવો જોઇએ અર્થાત્ ધર્માપત્તિયોથી જૈન કોમે પરિપૂર્ણ માહિતગાર બનીને આપદુદ્ધારક ધર્મ સેવવો જોઈએ. આર્યાવર્તમા પ્રાય· આપદુદ્ધારક ધર્મને સેવવાની આવશ્યકતા અવબોધાય છે. બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો અને ત્યાગીઓ જો આપદ્ધર્મ સેવવાનો કાલ અને ક્ષેત્ર તથા ભાવને હૃદયમાં અવબોધતા નથી તો તેઓ સ્વાસ્તિ-

ત્વનાશપ્રતિ સ્વહસ્તે પ્રવૃત્તિ કરનારા અવબોધવા. અમુક દેશમાં, અમુક ક્ષેત્રમાં, અમુક મનુષ્યોમાં વિદ્યા, ક્ષાત્રકર્મ, વ્યાપાર, સેવા વગેરે શક્તિયોના રક્ષણુ માટે સાધુઓવડે અને ગૃહસ્થોવડે આપદ્ધર્મ સેવાય છે. કોઈ કાલે દેશના ઉપર આપત્તિ આવી પડે છે ત્યારે દેશાપત્-ધર્મકર્મને સેવી. દેશની આબાદી રક્ષવી પડે છે. કોઈ વખત રાજ્ય પર અને વિદ્વાનો પર આપત્તિ આવી પડે છે ત્યારે તે તે ધર્મની રક્ષા કરવાને આપવાદિક ચોક્કસ કર્મોને કરીને તે તે ધર્મની રક્ષા કરવી પડે છે. આ બાબતમા જેઓ અજ્ઞાન રહે છે તેઓને હાથે તે તે ધર્મોનું રક્ષણુ થઇ શકતું નથી. જૈનો હાલ તેર લાખ જેટલી સંખ્યામા આવી પડયા છે. બ્રાહ્મણો ક્ષત્રિયો અને શૂદ્રો તથા વૈશ્યની અનેક પેટાજાતિયોવડે જૈનધર્મ સેવાતો નથી. હવે જૈનોની સંખ્યામાં ચાતુર્વર્ણ્ય મનુષ્યોની વૃદ્ધિ ન થાય તો જૈનકોમનો નાશ થવાનો પ્રસંગ પાસે આવી લાગ્યો છે. આવી સ્થિતિમા તેઓ જૈનકોમની વૃદ્ધિ કરવા આપદ્ધર્મનું સેવન ન કરે તો વર્તમાન જૈનો પોતાના હાથે પોતાનો નાશ કરે એમા કંઇપિણુ આશ્ચર્ય નથી. કોઇપણુ ધર્મ એવો નથી કે જે આપદ્કાલમાં ઉદ્ધારક શક્તિયોને સેવવામાં પ્રતિબંધ કરતો હોય. મનુસ્મૃતિમાં બ્રાહ્મણો વગેરેના આપદ્ધર્મો જે જે કરવા લાયક છે તેનું તે દેશકાલાનુસારે વર્ણન કર્યું છે, જૈનકોમમા આપદુદ્ધારકકર્તવ્ય આપદ્ધર્મકર્તવ્યોને તે તે દેશકાલમા વિદ્યમાન આત્મજ્ઞાની ગીતાર્થો જણાવે છે; તે પ્રમાણે જો કોમ વર્તે છે તો તે આપદ્નો ઉદ્ધાર કરી શકે છે. અન્યથા તેનો નાશ થાય છે. આપદુદ્ધારકધર્મકર્તવ્યોને જે મનુષ્યો ધર્માપત્તિ પ્રસંગે જાણીને સેવે છે, તે લોકો સદોષ વા નિર્દોષ કર્મ સેવતા છતા પણુ અનાસક્તિએ કર્મથી બંધાતા નથી; ઊલટું તેઓને આપત્તિયોમાથી ધર્મનુ રક્ષણુ કરવાથી મહાપુણ્ય તથા નિર્જરાની પ્રાપ્તિ થાય છે. હાલમા જૈનધર્મનો ઉદ્ધાર કરવામા આપદ્ધર્મોને જો ધર્માચાર્યો નહીં સેવે તો તેઓ એકદૃષ્ટિથી ઘેરાઇને છેવટે સ્વાસ્તિત્વનો નાશ કરી શકશે-શાસનદેવતાઓ તેઓને જાગ્રત્ કરો આપદુદ્ધારક-ધર્મકર્મયોગીઓ તે તે દ્રવ્યક્ષેત્રકાલાનુસારે ઉત્પન્ન થાય છે અને તેઓ આપવાદિક ધર્મકર્મોને સેવી પુન પૂર્વની સ્થિતિમા ધર્મને લાવી શકે છે. ઉત્સર્ગ અને અપવાદસહિત દરેક ધર્મકર્મ હોય છે. સાધુઓએ અને ગૃહસ્થોએ આપવાદિકધર્મકર્મો સેવવામા ગાડરીયાપ્રવાહને આગળ કરી સંકુચિત બની ધર્મનાશનુ પાપ પોતે ન વહોરી લેવુ જોઇએ. આપદુદ્ધારકધર્મકર્મયોગીઓને આપવાદિકધર્માચારો-ધર્મકર્મો સેવતા તે સમયના રૂઢિમાર્ગમાં એકાન્તદૃષ્ટિ ધારણ કરીને ગાડરીયા પ્રવાહ પ્રમાણે વર્તનાર મનુષ્યો તરફથી જે જે હુમલાઓ થાય છે તેઓને પાછા હઠાવવા પડે છે ઉત્સર્ગમાર્ગથી ભિન્ન એવાં સદોષ આપદુદ્ધારક ધર્મોને ધર્મકર્મયોગીઓ સેવે છે અને તેઓ ધર્મનો પુનરુદ્ધાર કરે છે. દરેક ધર્મના ઇતિહાસો તપાસો. પ્રાચીન રાજ્યનૈતિક ઇતિહાસો તપાસો. તેમા

આપત્તિકાલે વર્તવાના માર્ગો જુદા જુદા પ્રકારના દેખાશે. એક વખત ગ્રીસની રાજ્યધાની એથેન્સમા સર્વ લોકો ક્ષત્રિયો બન્યા હતા. તે દેશની પડતીની સાથે ક્ષાત્રકર્મયોગીઓનો નાશ થયો તેની સાથે વિદ્વાનો વ્યાપારીઓ અને શૂદ્રોનો નાશ થયો. તે દેશની પુનઃ પ્રગતિમા પશ્ચાત્ આપદ્ધર્મ સેવીને ચારે પ્રકારના મનુષ્યો બનાવવાની આવશ્યકતા સ્વીકારવામાં આવી. હાલમા જર્મની વગેરે દેશોમા લાખો પુરુષોના નાશથી અને સ્ત્રીઓની સંખ્યા વધવાથી પુનઃ અસલની સ્થિતિ પ્રાપ્ત કરવા સોળ વર્ષની ઉમરે લગ્ન તથા એક પુરુષને અનેક પત્નીઓ કરવાનો આપદ્ધર્મ સેવવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે. ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની વગેરે દેશોના મનુષ્યો જો યોગ્ય આપદ્ધર્મકર્મોને સેવશે તો તે પુનઃ પૂર્વની સ્થિતિએ આવી પહોંચશે. જે કોમમા પ્રગત્યર્થે આપત્કાલે વિચારોમાં અને કર્મોમાં સુધારાવધારાના પરિવર્તનો થતા નથી, તે કોમ મૃત્યુશરણભૂત થઇ જાય છે. દેશ, કોમ, સમાજ, સંઘ, રાજ્ય વગેરેએ આપત્તિકાલે આપદ્ધર્મ સેવવો જોઇએ. આપત્તિ ધર્મ પ્રસંગે જેઓ આપદ્ધર્મને સેવતા નથી તેઓ પાપી ઠરે છે અને જેઓ આપદ્ધર્મને સેવે છે તેઓ ધર્મી ઠરે છે. જૈનકોમમાં વિદ્યાબલ, ક્ષાત્રબલ, વૈશ્યકર્મગુણબલ અને શૂદ્રબલ આદિ અનેક બલોની જરૂર છે અને તે આપદ્ધર્મકર્મના વિચારોને અને આચારોને સેવ્યા વિના પ્રાપ્ત થાય તેમ નથી, માટે સર્વ પ્રકારના ધર્મોને જાણનાર ધર્મકર્મયોગીઓએ આપદ્ધર્મકર્મને સેવી જૈનધર્મનો ઉદ્ધાર કરવો જોઇએ. આપદુદ્ધારક શાસ્ત્રો, આપદુદ્ધારક કર્મો વગેરેને જેઓ આપત્તિકાલમા સ્વીકારતા નથી, તેઓનો અન્તે નાશ થયા વિના રહેતો નથી. ઉત્સર્ગની સાથે સદા અપવાદધર્મ હોય છે એમ સર્વજ્ઞપરમાત્મા જણાવે છે. સાધુઓને અને ગૃહસ્થોને ઉત્સર્ગધર્મમાર્ગે ચાલવાના શાસ્ત્રોમા જેઓ આપવાદિકધર્મકર્મો કે જે વર્તમાનમા સેવવા લાયક છે તેઓનો નિષેધ કરે છે. તેઓ ધર્મના નાશકારક રાક્ષસ જેવા અવબોધવા. સાધુઓએ અને ગૃહસ્થોએ ધર્માપત્તિપ્રસંગે આપદુદ્ધારક આપદ્ધર્મ સેવવો જોઇએ. દ્રવ્યક્ષેત્રકાલભાવ, ઉત્સર્ગ, અપવાદ વગેરેને જેઓ જાણતા નથી તેઓ અનેક કર્તવ્યધર્મના નાશકારક બને છે. ક્ષેત્રકાલાનુસારે નિશ્ચયથી વ્યવહારથી ઉત્સર્ગથી અને અપવાદથી ધર્મકર્મનુ સ્વરૂપ અવબોધીને તે કરવું જોઇએ. અનેક દૃષ્ટિયોવડે કર્તવ્યધર્મકર્મોનું સ્વરૂપ વિચારવું જોઇએ પરસ્પર સાપેક્ષ અનેક દૃષ્ટિયોવડે જે કાલે જે ક્ષેત્રે જે અધિકારે જે કરવાથી સ્વાત્માને સંઘને સમાજને દેશને વિશેષ લાભ થાય તે કરવું જોઇએ લોહવણિક્‌ની પેઠે અમુક મલ્યું તે ત્યાગવું નહીં—એમ કદાગ્રહ ન કરવો જોઇએ. વિશ્વમા સર્વ સદ્ધર્મો જાણવા યોગ્ય છે પરંતુ કરવામા તે જે કર્મસ્વોચિત હોય તે કરવુ જોઇએ. સદ્ધર્મોનું અને અસદ્ધર્મોનું પરિપૂર્ણ જ્ઞાન કરવાથી કદાપિ અજ્ઞાનથી મુંઝાવાનુ થતું નથી. એકનો એક ધર્મ વસ્તુતઃ એક અપેક્ષાએ સદ્ધર્મ છે અને તે અન્ય અપેક્ષાએ અસદ્ધર્મ છે. જે

અપેક્ષાએ સત્યધર્મ છે તેજ બીજી અપેક્ષાએ અસત્ય છે વ્યવહારદૃષ્ટિએ સર્વસદ્ધર્મો પૈકી સ્વયોગ્ય જે કર્તવ્યધર્મો હોય તેઓનુ સેવન કરવું જોઇએ સ્વોચિતધર્મકર્મથી ભ્રષ્ટ થવાથી સ્વાત્માની, સઘની, સમાજની, દેશની અને છેવટે વિશ્વની પડતી થાય છે માટે પ્રાણાતે પણ સ્વોગિતકર્મનો ત્યાગ ન કરવો જોઇએ. સ્વોચિતવ્યાવહારિકકર્મો અને ધાર્મિકકર્મો કરીને ગૃહસ્થો સ્વફરજને અદા કરી શકે છે. **સ્વકર્તવ્યકાર્યોને અનાસક્તિથી કરનારા મનુષ્યો કર્મયોગીઓ બને છે.** સ્વાધિકારથી ભિન્ન અને સ્વાત્મશક્તિથી ભિન્ન એવા કર્મોને ન કરવાં જોઈએ. અર્થાત્ ગૃહસ્થોએ અને સાધુઓએ સ્વાધિકારશક્તિથી ભિન્ન કર્મો કરવા ન જોઇએ; કારણ કે તેથી તેઓનો અધિકાર અને શક્તિ નષ્ટ થઈ જાય છે સ્વાધિકારશક્તિથી ભ્રષ્ટ થએલ મનુષ્ય, સમાજ, કોમ, સંઘ, વર્ણ અને રાજ્યની ઉન્નતિમા ભાગ આપી શકતો નથી. દ્રવ્યક્ષેત્રકાલભાવથી સાધકબાધકકર્મ જાણીને ગૃહસ્થોએ અને સાધુઓએ સ્વોચિતકર્મમા પ્રવૃત્ત થવું જોઇએ. સાધક કર્મો અમુકાપેક્ષાએ બાધકરૂપ થઇ જાય છે અને બાધકકર્મો છે તે અમુકાપેક્ષાએ દ્રવ્યક્ષેત્રકાલ-ભાવથી સાધકરૂપે પરિણમે છે. જ્ઞાનીઓને આસવના કારણો કે જે બાધકરૂપે છે તે સાધકરૂપે પરિણમે છે અને સાધકરૂપ જે સવરના હેતુઓ છે તે અજ્ઞાનીઓને બાધકરૂપે પરિણમે છે–તદ્વત્ અત્ર જાણવુ સ્વોચિતસાધકકર્મમા પ્રવૃત્ત થવું જોઇએ સાધક અને બાધકકર્મોનુ જ્ઞાન કરવામા અર્જુન જેવા વીરો શંકાસ્પદ થાય છે તો અન્યનું શુ કરવુ? સ્વોચિતસાધકકર્મો પણ ક્ષેત્રકાલાન્તર પામીને બાધકરૂપે પરિણમે છે, માટે સાધકબાધક કર્મનુ જ્ઞાન કરીને જ્ઞાનકર્મયોગી બનવુ–જોકે એ કઈ બાળકોનો ખેલ નથી. પણ ધર્મની વૃદ્ધિમા સાધકબાધકકર્મનું વિશાલદૃષ્ટિથી જ્ઞાન કરીને પ્રવર્તવાથી ધર્મની વૃદ્ધિ કરી શકાય છે. જૈનોની સંખ્યાની હાનિ થઈ તેમા સાધક બાધકજ્ઞાનની ન્યૂનતા જ કારણીભૂત છે. આર્યા-વર્તમનુષ્યોએ સમષ્ટિદૃષ્ટિએ સાધકબાધકકર્મોનું જ્ઞાન કરીને રાજકીય પ્રવૃત્તિ સેવી હોત તો તેઓની પતિતદશા થાત નહિ. કર્મયોગીઓ દરેક જમાનામા ઉપર્યુક્ત સદ્વિચારોવડે પૂર્ણજ્ઞાની હોય છે તેથી તેઓ પ્રમાદી બનતા નથી અને કોઈ પણ પ્રકારની અવનતિ પ્રાપ્ત કરી શકતા નથી આગ્લવાસી જનોએ કેટલાક સૈકાથી અદ્યપર્યંત ઉપર્યુક્ત વિચારોથી કર્તવ્યવ્યાવહારિકકર્મોની પ્રવૃત્તિ કરી છે તેથી તેઓ સર્વપ્રકારે સ્વોન્નતિમાં આગળ વધ્યા છે તે પ્રમાણે આર્યો જો પ્રવૃત્તિ કરશે તો તેઓ પુન પૂર્વની ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરી શકશે. આ વિશ્વમા ઉપર્યુક્ત વિચારોવડે અને આચારોવડે વિશ્વજનો આદર્શવત્ બને એવા પ્રથમ તો કરોડો કર્મયોગીઓ પ્રગટે એવા સદુપાયો આચરવાની અત્યંત જરૂર છે. ત્યાગીઓએ અને ગૃહસ્થોએ જે જે અનુચિત પાપકર્મો–ધર્મનિષિદ્ધ કર્મો કર્યા હોય તે પાપની આલોચના લેવી જોઇએ–ગુરુ પાસે તે તે અયોગ્ય પાપકર્મોના પ્રાયશ્ચિત્તો લેવાં

જોઈએ. ચિત્તની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્તો લેવાની જરૂર છે. પૂર્ણોત્સાહથી અને આત્મશક્ત્યનુસારે પ્રાયશ્ચિત્તો કરવાં જોઈએ વિશ્વવર્તિ સર્વધર્મોમા પ્રાયશ્ચિત્તોની આવશ્યકતા જણાવવામા આવી છે જૈન શાસ્ત્રોમા પ્રાયશ્ચિત્તોનું વિશેષત તે તે કાલમાં વિધાન કરવામા આવ્યું છે. પ્રાયશ્ચિત્ત એ આન્તરતપ છે તથાપિ તેનું લોકવ્યવહારમા ભિન્નત્વ છે તેથી અત્ર તપના શ્લોકથી ભિન્નત્વ કર્યું છે. જે જે વિચારોથી અને આચારોથી ચિત્તની શુદ્ધિ થાય અને સમાજ સંઘની સુવ્યવસ્થા જળવાય તેવી રીતે પ્રાયશ્ચિત્તોને ગ્રહણ કરવા જોઈએ પ્રાયશ્ચિત્ત સંબંધી વિશેષ લખવામા આવે તો એક બીજો ગ્રંથ થઈ જાય માટે અત્ર અતિસંક્ષેપથી વર્ણન કર્યું છે. ગીતાર્થ ગુરુ પાસે દેહચિત્તશુદ્ધયર્થે તથા ધર્મની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્તો ગ્રહવા જોઈએ.

**અવતરણ:**—ઉપર પ્રમાણે કર્ત્તવ્યકર્મોનું સ્વરૂપ દર્શાવ્યા બાદ સ્વધર્મોમાં સત્યના અંશો છે તે જણાવે છે અને તેની સાથે સર્વ ધર્મોમાં સત્યાંશોને જણાવનાર અષ્ટાંગયોગનું સ્વરૂપ દર્શાવે છે

**श्लोकाः**

सत्यांशाः सर्वधर्मेषु ज्ञातव्या नयबोधतः ।
भिन्ननामादिपर्यायैर्ग्राह्याः संव्यवहारतः ॥ २५७ ॥
अनेकान्तनयज्ञानान्मतान्ध्यस्य क्षयो भवेत् ।
सत्यांशग्राहिणः सन्तः सदा स्याद्वादवादिनः ॥ २५८ ॥
सर्वधर्मेषु सत्यांशा विचाराचारयोश्च ये ।
अनेकान्तसमुद्रस्य मन्तव्या ज्ञानयोगिभिः ॥ २५९ ॥
स्याद्वादिभिः स्वकीयाँ—स्तान्सत्यांशान् परिभाव्य च ।
यतितव्यं प्रयत्नेन स्याद्वादधर्मकर्मणि ॥ २६० ॥
अष्टाङ्गानि प्रसाध्यानि योगस्य प्रीतिभक्तितः ।
मुमुक्षुभिर्निरासक्त्या धर्मकर्मपरायणैः ॥ २६१ ॥

**શબ્દાર્થ:**—નયબોધથી સર્વધર્મોમા સત્યાંશો છે એમ જાણવા યોગ્ય છે. ભિન્નનામાદિપર્યાયોવડે સંવ્યવહારથી સર્વધર્મોમા સત્યાંશો જાણવા યોગ્ય છે; અનેકાન્તનયજ્ઞાનથી

મતાંધતાનો ક્ષય થાય છે. સત્યાંશગ્રાહી સ્યાદ્વાદવાદી સન્તો છે. જ્ઞાનયોગીઓએ સર્વધર્મોમાં વિચારોના અને આચારોના જે અંશો છે તે અનેકાન્તસાગરના સત્યાંશો છે એમ માનવું જોઇએ. સ્યાદ્વાદીઓએ સ્વકીય સત્યાંશોને વિચારીને અને તે પ્રમાણે અનુભવીને સ્યાદ્વાદ-ધર્મકર્મમા પ્રયત્નવડે પ્રવર્તવું જોઇએ. ધર્મકર્મપરાયણ મુમુક્ષુઓએ નિરાસક્તિવડે યોગના અષ્ટાંગોને પ્રીતિભક્તિથી સાધવા જોઇએ.

**વિવેચનઃ**—સાત નયોના અને તેઓના પ્રભેદોનું જ્યારે પરિપૂર્ણ જ્ઞાન થાય છે ત્યારે સર્વધર્મોમાં સાપેક્ષનયદૃષ્ટિએ સત્યાંશો રહેલા છે એમ અવબોધાય છે. સત્યાંશવાળા વિચારોના તથા આચારોના ભિન્ન ભિન્ન નામપર્યાયો હોય અને અર્થથી એક હોય તો તે સંવ્યવહારથી ગ્રહવા યોગ્ય છે નામભેદે આકારભેદે ભિન્નતા હોય પરંતુ અર્થથી સાપેક્ષદૃષ્ટિએ એકતા હોય ત્યા સર્વે સત્યાંશો છે એમ અવબોધવુ. શ્રીમદ્ આનંદઘનજી મહારાજે **ષડ્દર્શન જિનઅંગ ભણીજે**–ઇત્યાદિથી સર્વદર્શનો છે તે એકેક અંગયુક્ત હોઇને તે જિન-વર અંગીનાં અંગોભૂત છે સર્વધર્મોમા જે સત્યાંશો હોય તે ગ્રહવા, પરંતુ દ્વેષદૃષ્ટિથી અને દોષદૃષ્ટિથી કોઇ ધર્મની કોઇ દર્શનની નિન્દા કરવી ન જોઇએ. સર્વધર્મોમા સત્યાંશો સમા-યલા છે તે સત્યાંશોને હંસદૃષ્ટિ ધારીને ગ્રહણ કરવા જોઇએ અને જે અસત્યાંશો હોય તેની ઉપેક્ષા કરવી જોઇએ. સત્યાંશો વિના જે જે ધર્મો વિશ્વમા જીવે છે તે જીવી શકે નહિ. કોઇ ધર્મ વિશ્વમા જીવદયાની મુખ્યતાએ વિશ્વમા જીવી શકે છે. કોઇ ધર્મ વિશ્વમાં પરોપકારની મુખ્યતાએ જીવી શકે છે કોઇ ધર્મ વિશ્વમા જનસેવાની મુખ્યતાએ જીવી શકે છે. સર્વધર્મોમા મુખ્ય મુખ્ય કોઈ કોઈ મહાન્ સત્યાંશ હોય છે દયા, સત્ય, બ્રહ્મ-ચર્ય, પરોપકાર, ત્યાગ, કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, સેવાયોગ, લયયોગ વગેરે કોઈ મુખ્યાંગબળે કોઈ કોઈ ધર્મ, વિશ્વમાં જીવવા સમર્થ બને છે. સ્યાદ્વાદીઓ સત્યાંશોનું સાપેક્ષદૃષ્ટિએ ગ્રહણ કરવા તરફ વિશેષ લક્ષ્ય આપે છે કોઇ ધર્મના વિચારોથી અને આચારોથી રાજ્યવ્યવહારને સામાજિકવ્યવહારને વિશેષ લાભ થાય છે કોઈ ધર્મના આચા-રોથી અને વિચારોથી આત્માની શુદ્ધતા કરવામા વિશેષ લાભ સંપ્રાપ્ત થાય છે. કેટલાક ધર્મોમાં આત્મબળ આપવાની અને આત્મભોગ આપવાની મુખ્યતા હોય છે પક્ષપાત, કદાગ્રહ, દ્વેષબુદ્ધિ અને સંકુચિતદૃષ્ટિથી સત્યધર્મની પરીક્ષા કરવામા અને તેઓનું ગ્રહણ કરવામાં અનેક પ્રકારની ભૂલો થાય છે, માટે પક્ષપાત કદાગ્રહાદિ દોષોને દૂર કરી સર્વધર્મોમાંથી સત્યાંશોને ગ્રહવા જોઇએ અને તે સત્યાંશોના સમૂહવડે યુક્ત એવા જૈન-ધર્મની આરાધના કરવી જોઇએ. આધ્યાત્મિકદૃષ્ટિએ, આચારદૃષ્ટિએ, નીતિદૃષ્ટિએ અને પરો-પકારદૃષ્ટિએ સર્વ ધર્મોમાથી સત્યાંશોને ગ્રહવાની જરૂર છે જે ધર્મથી દુનિયાના જીવો સર્વ શક્તિયો મેળવી શકે છે એવા જે જે અંગો હોય તે જૈનધર્મના સત્યાંશો છે એવું

સાપેક્ષદૃષ્ટિથી જાણીને સત્યપ્રગતિકારક સત્યાંશોને ગ્રહવા જોઈએ. આચારોમાં અને વિચારોમાં ભિન્નનામાદિપર્યાયોવડે જે સત્યાંશો હોય તે ગ્રહવા જોઈએ. ગમેતેની કરોડો ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ કરીએ તોપણ અનન્તસત્યનો પાર આવી શકતો નથી. દ્રવ્યક્ષેત્રકાલભાવથી સત્યાંશોના અસંખ્ય ભેદો અનુભવાય છે. આ કાલમાં અજ્ઞાનીઓ પરસ્પર સત્યાંશોને નિરપેક્ષદૃષ્ટિએ અસત્યાંશો રૂપ માનીને ધર્મયુદ્ધો કરીને વિશ્વની ધર્મના નામે પાયમાલી કરે છે અને તેથી ધર્મના નામે અધર્મનું સેવન કરીને મનુષ્યો દુર્દશાને પરંપરાએ વારસામાં મૂકી જાય છે. વિશ્વના કોઈ ધર્મનાં તત્ત્વો અસત્ય હોય છે પરંતુ તેમાં નીતિધર્મના આચારોનું વિશેષ જોર હોય છે તો તે અનીતિમય આચારયુક્ત સત્યતત્ત્વવાળા ધર્મ કરતાં વિશેષ વ્યાપક બનીને મનુષ્યોની ઉન્નતિ કરી શકે છે. દરેક ધર્મમાં સત્યાંશનુ એક મુખ્યઅંગ પડે છે તેથી તે ધર્મની વિશ્વમાં હયાતદશા વર્તે છે. સંવ્યવહારદૃષ્ટિએ લૌકિકકર્તવ્યકાર્યોમાં બ્રાહ્મણ-ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણોના ગુણો અને કર્મોરૂપ લૌકિકધર્મની આવશ્યકતા સિદ્ધ ઠરે છે, તે જ્યાંસુધી જે વર્ગમાં કાયમ રહે છે ત્યાંસુધી તે વિશ્વને ઉપયોગી બની શકે છે. સર્વનયોની સાપેક્ષતાએ વિશ્વવર્તિસર્વધર્મોના પ્રગતિકારકવિચારોને અને આચારોને ગ્રહણ કરનાર જૈનધર્મની સર્વધર્મોમાં અમુક અમુક સત્યાંશે વિદ્યમાનતા હોવાથી, વ્યાપકદૃષ્ટિએ જૈનધર્મ સર્વત્ર વ્યાપક છે એવું અનુભવાય છે. અનન્ત સત્યબ્રહ્મના અંશો જે જે આચારોમાં છે તે સ્યાદ્વાદ જૈનધર્મ છે એવી વિશાલદૃષ્ટિથી જ્યાં સાપેક્ષનયોની વિચારણા કરાય છે એવા સ્યાદ્વાદીઓ સર્વત્ર જૈનધર્મને અનેક સત્યાંશોથી વિખ્યાત કરી શકે છે અનન્તસત્યાંશોથી પરિપૂર્ણ એવા જૈનધર્મના અનન્તજ્ઞાનવર્તુલમાં વિશ્વવર્તિ કરોડો ધર્મોનો સમાવેશ થાય છે. વિશ્વવર્તિવિચારોમાં અને આચારોમાં જે જે સત્યાંશો છે તેને કેવલજ્ઞાનીએ સત્યધર્માંશો કથેલા છે તેથી તે મહાવીરપ્રભુના સિદ્ધાંતોથી અવિરુદ્ધ હોઈ ગ્રહવા લાયક છે-એમ જૈનાચાર્યો ડિંડિમ વગાડીને કથે છે; માટે **સર્વધર્મોને પોતાના અનન્તજ્ઞાનધર્મવર્તુલમાં સમાવનાર જૈનધર્મનો સર્વત્ર પ્રચાર કરવાનીજરૂર છે.** સર્વનયોની સાપેક્ષતાએ અનેકાન્તનયજ્ઞાન થાય છે ત્યારે સર્વધર્મીઓ જે મતાંધતા કરે છે તેનો ક્ષય થાય છે. અનેકાન્તનયજ્ઞાન વિના ધર્મ સંબંધી મનુષ્યોને પરસ્પર જે રાગદ્વેષ થાય છે તેનો ક્ષય થતો નથી અને તે વિના મતાંધતા પણ ક્ષય થતો નથી. અનેકાન્ત જૈનધર્મરૂપ મહાસાગરના સર્વસત્યાંશો ગમે તે ધર્મના આચારોમાં અને વિચારોમાં હોય પરંતુ તે અનેકાન્ત જૈનધર્મરૂપ મહાસાગરના બિંદુઓ છે એવો અનુભવ આવતાં જૈનધર્મની ઉપયોગિતાનો ખ્યાલ ખરેખર વિશ્વવર્તિસર્વમનુષ્યોને કરાવી શકાય છે. જૈનધર્મજ્ઞાનની આવી અનન્તવર્તુલતા છે અને તેમાં સર્વધર્મોના સત્યવિચારોનો અને આચારોનો અનાદિકાલથી સમાવેશ થાય છે અને અનન્તકાલપર્યન્ત થશે એવું જે જૈનાચાર્યો જાણે છે-તેઓ ગચ્છકદાગ્રહ-મતકદાગ્રહ આદિ કદા-

અહો, સંકુચિતદૃષ્ટિઓને દેશવટો આપીને જૈનધર્મની વ્યાપકતા સર્વત્ર થાય એવા વિચારોના અને આચારોના સંસ્કારથી જૈનધર્મનો સર્વત્ર વ્યાપક પ્રચાર કરી શકશે. આવી ગુણમય વિચારોની અને આચારોની વ્યાપકતા સર્વત્ર વિશેષ પ્રમાણમા કરવાથી અન્ય સર્વ ધર્મોના સદ્‌વિચારોની અને સદાચારોની અભેદભાવે સેવા કરી એમ માની શકાય છે. **જૈનધર્મમાં જે જે સત્યવિચારોની અને સર્વ શુભ પ્રગતિમય આચારોની હાલ આવશ્યકતા હોય તેઓને જીવંતરૂપ આપીને સેવવાની જરૂર છે.** મંડનશૈલીએ ધર્મની ઉપયોગિતા જણાવવાથી ગુણાનુરાગદૃષ્ટિ ખીલે છે અને કોઈ ધર્મના સત્યવિચારોને અને સત્યાચારોને સ્વગણીને અનુમોદન આપનાર જૈન ધર્મ છે એમ શ્રી મહાવીરપ્રભુના સિદ્ધાંતોથી અવબોધાય છે. જૈનધર્મનાં ભિન્ન ભિન્ન નામભેદે—આકારભેદે અનેક નામો હોય પરંતુ તે સર્વે જૈન ધર્મથી અવિરુદ્ધ હોવાથી સર્વે તે નામે જૈનધર્મરૂપ છે એવું અનુભવીને વર્તમાનમા જૈનધર્મની ખુબીઓ સર્વવિશ્વવર્તિ મનુષ્યો સમજી શકે એવી વિશાલદૃષ્ટિથી પ્રવર્તવુ જોઈએ. વેદોમા, ઉપનિષદોમા, પુરાણોમા, સ્મૃતિયોમા, બાઇબલમા, કુરાનોમા, બૌદ્ધધર્મના સૂત્રોમા, યોગશાસ્ત્રોમાં જે જે સ્યાદ્વાદદૃષ્ટિમય જૈનધર્મના આચારો અને વિચારો સાનુકૂલ—અવિરુદ્ધ હોય તે સર્વે જૈનધર્મના સત્યાશો અને સદાચારો છે એવુ અનાદિકાલથી માની જૈન ધર્મની વ્યાપક સેવા તથા આરાધના કરવી જોઈએ રાજયોગ, લયયોગ, હઠયોગ, મંત્રયોગ, બ્રહ્મયોગ આદિ સર્વ પ્રકારના યોગોનો જૈન ધર્મમા સ્યાદ્વાદ દૃષ્ટિએ સમાવેશ થાય છે. સ્યાદ્વાદદૃષ્ટિવાળા જૈનધર્મીને સર્વદુનિયાના સર્વધર્મોમા—સર્વદર્શનોમા સર્વવિચારોમાં અને આચારોમાં સત્ય જે જે હોય છે તે સર્વ ગ્રાહ્ય ભાસે છે. સમ્યગ્‌દૃષ્ટિને મિથ્યાત્વશાસ્ત્રો પણ સમ્યગ્‌રૂપે પરિણમે છે એમ નંદીસૂત્ર વગેરે સૂત્રોમા જણાવ્યું છે. સ્યાદ્વાદીઓએ અન્યધર્મોમા અન્યધર્મીઓના શાસ્ત્રોમા લૌકિક વિચારોમા અને પ્રવૃત્તિયોમા જે જે આચારોની અને વિચારોની સત્યતા હોય તે જૈનધર્મના વિચારો અને આચારો છે એમ સ્વકીય અનન્ત ધર્મરૂપ આત્મધર્મ માનીને સ્યાદ્વાદ ધર્મકર્મમા પ્રવર્તવુ જોઈએ આત્માના અનંતઅસ્તિધર્મો છે અને આત્માના અનન્તનાસ્તિધર્મો છે અનંતઅસ્તિધર્મોનો અને અનંતનાસ્તિધર્મોનો આત્મામાં સમાવેશ થાય છે આત્મામાં સર્વધર્મોનો સમાવેશ થાય છે. અતએવ અનન્તસત્યોને, અનન્તસત્યાશોને આત્માના ધર્મ તરીકે જાણી આત્માની શક્તિયોની પ્રકટતા કરવી જોઈએ; આત્માના અનન્તઅસ્તિધર્મોને અને અનંતનાસ્તિધર્મોને અનેકધર્મવાળા ભિન્નનામપર્યાયોવડે કહે અને અર્થનું અપેક્ષાઐક્ય હોય તો તેમા સાપેક્ષદૃષ્ટિએ જૈનધર્મત્વ અવબોધવું જોઈએ. આ પ્રમાણે અનેકઅપેક્ષાઓવડે યુક્ત જૈનધર્મને કોઈ વેદાન્ત કહે, કોઈ આર્યધર્મ કહે, કોઈ તેને સત્યધર્મ કથે, કોઈ તેને પ્રભુધર્મ કથે—કોઈ તેને સર્વજ્ઞધર્મ કથે, કોઈ તેને સાપેક્ષધર્મ કથે ઇત્યાદિ અનેક નામોથી કથે તો પણ તેનું વાસ્તવિક સ્વરૂપ એક જ રહે છે. આત્માની શક્તિયોને અર્પનાર અને વ્યવહારમા સર્વકાર્યોમા બળ

અર્પનાર જૈનધર્મ પામીને વર્તમાન જમાનામા સર્વપ્રકટતી શુભશક્તિયોના સ્વામી બનવું જોઇએ. સ્યાદ્વાદનયદૃષ્ટિથી વર્તમાન જમાનામાં સર્વધાર્મિક તથા વ્યાવહારિક શુભશક્તિયોને ધારણ કરવામા અપ્રમાદી બનવું જોઇએ. સર્વપ્રકારની નિર્બલતાનો ત્યાગ કરવો જોઇએ. અનંતજ્ઞાનાદિ શક્તિયોનો સ્વામી આત્મા છે. આત્માની સર્વશક્તિયોને પ્રકટ જે કરે છે તે જૈનધર્મી છે; પછી જાત્યાદિભેદે ગમે તે ગણાતો હોય તોપણ વિરોધ આવતો નથી. આત્માની અનંતશક્તિયોનો વિકાસ કરવાને માટે યોગનાં અષ્ટાંગોની સાધના કરવાની જરૂર છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગો છે. અસ્મદીય યોગદીપકગ્રન્થમાં યોગનાં આઠે અંગોનું વર્ણન કરવામાં આવ્યું છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્રમા યોગના આઠે અંગોનું અનુક્રમે વર્ણન કરવામાં આવ્યું છે. યોગનાં પુસ્તકો વાંચ્યાબાદ ગુરુગમપૂર્વક અષ્ટાંગોનો અનુભવ કરવો જોઇએ. ધર્મકર્મ-પરાયણ ગૃહસ્થોએ અને ત્યાગી મનુષ્યોએ પ્રીતિભક્તિપૂર્વક યોગના અષ્ટાંગોની આરાધના કરવી જોઇએ. આત્મામાં સત્તાએ રહેલી પરમાત્મશક્તિયોનો જે સંબંધ કરાવે છે તેને યોગ કહેવાય છે. આત્માની અનંતશક્તિયોનો આવિર્ભાવ થાય એવા આ ઉપાયોને યોગ કહે છે. આત્માની સાથે આવિર્ભાવપણે જ્ઞાનદર્શનચારિત્રનો યોગ કરાવે તેને યોગ કહે છે. અનન્તશક્તિયો કે જે આત્માસા અસ્તિરૂપ અને નાસ્તિરૂપ છે તેની સાથે જોડાવું તે યોગ અવબોધવો. યોગશાસ્ત્રદ્વારા યોગનું સ્વરૂપ જાણી તેની સ્વાધિકારે આચરણા કરવી જોઇએ વિશ્વવર્તિસર્વધર્મીઓ યોગના આઠે અંગોનું આરાધન કરવા શક્તિમાન્ થાય છે. યોગીઓનો પાર પામી શકાતો નથી. યોગીઓની યોગશક્તિયોમાં પરસ્પર ભિન્નતા હોય છે. કોઇને કોઈ શક્તિ ખીલી હોય છે અને કોઇને કોઇ શક્તિ ખીલી હોય છે. આત્મજ્ઞાની યોગીગુરુની કૃપાવિના યોગશક્તિયોની પ્રાપ્તિ થતી નથી. અતએવ પ્રીતિભક્તિથી આત્મજ્ઞાની યોગીગુરુની કૃપા મેળવી યોગના અંગોની પ્રાપ્તિ કરવી જોઇએ. ધર્મશાસ્ત્રમાં અને યોગ-શાસ્ત્રમા યોગસંબંધી જે જે લખવામાં આવ્યું છે તેના કરતા અનન્તગણું લખ્યાવિના રહ્યું છે; તેમાં ગુરુપરંપરાએ આર્યયોગીઓ જે યોગશક્તિયો મેળવે છે તે લખ્યું લખી શકાય તેમ નથી. આ વિશ્વમા ગુરુગમ ગ્રહીને શિષ્યોએ, ભક્તોએ. મનુષ્યોએ આત્મશક્તિયોને પ્રાપ્ત કરવી જોઇએ; સર્વયોગધર્મશાસ્ત્રોનું વિદ્વાનો અધ્યયન કરશે તોપણ તેઓ અનેક ગુપ્ત-યોગશક્તિયોથી અજ્ઞ રહી શકશે કદાપિ તેઓ ગુરુકૃપાથી યોગની ગુપ્તશક્તિયોને જાણશે તોપણ તેનો પુસ્તકાદિ દ્વારા પ્રકાશ નહીં કરી શકે એવી ઈશ્વરી આજ્ઞા છે—તેનો મહાયોગી પ્રાણાન્તે પણ લોપ કરી શકતો નથી એવો સ્વાનુભવ છે. જે યોગ્ય થાય છે તેને ગમે તે ઉપાયે ગુપ્ત યોગની શક્તિયોની પ્રાપ્તિ થાય છે.

**અવતરણ:**—સર્વધર્મોમા પહેલાં સત્યાશોને ગ્રહીને યોગી બની કર્મયોગી સામ્ય-

ભાવને પ્રાપ્ત કરી ધર્મકર્મ સેવીને પરમાત્મ પદ પ્રાપ્ત કરી સર્વકર્મથી મુક્ત થઈ કૃતકૃત્ય થાય છે તે પ્રબોધે છે.

श्लोकाः

क्रियायामक्रियायाञ्च यस्य साम्यं समागतम् ।
साम्यभावप्रतापेन तस्य मुक्तिर्न संशयः ॥२६२॥
साम्यभावप्रलीनस्य क्रियाया न प्रयोजनम् ।
तर्ह्यपि तत्प्रवृत्तौ तु प्रारब्धकर्मकारणम् ॥ २६३ ॥
धर्मक्रियाफलं सत्यं साम्यं शास्त्रे प्रतिष्ठितम् ।
संप्राप्तसाम्ययोगस्य कर्तव्यं नावशिष्यते ॥ २६४ ॥
क्रियावन्तोऽक्रियावन्तः सन्तः साम्यावलम्बिनः ।
पूजनीया सदा भक्त्या साम्ये मुक्तिसुखं ध्रुवम् ॥ २६५ ॥
साम्प्रतं वेद्यतेऽस्माभिर्मुक्तिसौख्यं हि साम्यतः ।
अतः साम्यस्य सिद्ध्यर्थं कार्यं कर्म निजोचितम् ॥ २६६ ॥
जटी मुण्डी शिखी त्यागी कोऽपि योगी गृहाश्रमी ।
साम्योपायान् समालम्ब्य मुच्यते कर्मबन्धनात् ॥ २६७ ॥
श्रद्धाभक्तिं समालम्ब्य कर्मयोगं करोति यः ।
मुक्तिं प्राप्नोति सोऽवश्यं सर्वज्ञाज्ञानुसारतः ॥ २६८ ॥
धर्मयोग्यानि कर्माणि सर्वकर्मविमुक्तये ।
शाश्वतानन्दलाभार्थं सेवस्व पूर्णभावतः ॥ २६९ ॥

જેને ક્રિયામા અને અક્રિયામા સામ્યભાવ આવ્યો તેની સામ્યભાવપ્રતાપે
**શબ્દાર્થ:**--જેને ક્રિયામા અને અક્રિયામા સામ્યભાવ આવ્યો તેની સામ્યભાવપ્રતાપે મુક્તિ છે તેમાં સંશય નથી. સામ્યભાવપ્રલીનને ક્રિયાનુ પ્રયોજન નથી તોપણ તેને કર્મપ્રવૃત્તિમા તો પ્રારબ્ધકર્મ કારણ છે. ધર્મક્રિયાનુંફલ વાસ્તવિકરીતે સામ્ય છે-એમ શાસ્ત્રમા પ્રતિષ્ઠિત છે જેણે સામ્યયોગ પ્રાપ્ત કર્યો છે એવા સમતાલીન યોગીને કંઈપણ કર્તવ્ય બાકી રહેતું નથી. સામ્યાવલંબી સન્તો ક્રિયાવન્ત હોય વા અક્રિયાવન્ત હોય તોહાયે તેઓ સદા ભક્તિવડે

પૂજનીય છે. સામ્યભાવમાં અવશ્ય મુક્તિસુખ રહ્યું છે. વર્તમાનમાં સામ્યપણાથી મુક્તિસુખનો અમારાવડે અનુભવ કરાય છે. અતએવ સમતાભાવની સિદ્ધિ માટે સ્વોચિતકર્મ કરવાયોગ્ય છે. ચાહે તો જટાધારી હોય, મુંડી હોય, શિખાધારી હોય, ત્યાગી હોય, યોગી હોય અને કોઈ ગૃહસ્થાશ્રમી હોય પરંતુ તે સમતાભાવના ઉપાયોને અવલંબીને કર્મબંધનથી મૂકાય છે. ઉપર્યુક્ત કર્મયોગને જે શ્રદ્ધાભક્તિ અવલંબીને કરે છે તે સર્વજ્ઞની આજ્ઞાનુસારે અવશ્ય મુક્તિસુખને પામે છે. સર્વકર્મવિમુક્તિ માટે શાશ્વતાનંદપ્રાપ્તિ માટે પૂર્ણશ્રદ્ધાવડે ધર્મયોગ્ય કર્મોને હે આત્મન્! સેવ! એ જ તને કર્તવ્યશિક્ષા છે.

**વિવેચન**—જીવન્મુક્તમહાયોગીની સામ્યભાવની ચરમમાં ચરમ દશા સંબંધી ઉપર્યુક્ત શ્લોકભાવાર્થ અવબોધવો, માટે સામ્યભાવની પૂર્ણદશા પ્રાપ્ત થયા વિના ઈતસ્તતો ભ્રષ્ટ થવાની મૂર્ખતા કરવી નહીં. યોગની પરિપક્વદશાએ કર્મોમાં અને અકર્મોમા સમતા આવી છે એવા કર્મયોગીની સમતાપ્રતાપે મુક્તિ છે એમા સંશય નથી. જ્ઞાનયોગની પરિપક્વદશા થતા સર્વકર્તવ્યકર્મોમા અને અકર્મોમા શુભાશુભપરિણામ રહેતો નથી તેથી સમતાભાવ પ્રકટે છે. સમતાયોગી ખરેખર સર્વયોગીઓમાં મહાન્ છે. અન્તર્મુહૂર્તમાં સમતાયોગી કેવલજ્ઞાન પામી મુક્તિપદને પ્રાપ્ત કરે છે. સમતાવંત મનુષ્યની અવશ્ય મુક્તિ થાય છે. સમતા સમાન કોઇ યોગ નથી. અતએવ **સમતાવંત યોગીની કોઇ તુલના કરવાને શક્તિમાન્ નથી.** શરીરમા વાણી તથા શુભાશુભ અન્ય સર્વપદાર્થો પર જેના હૃદયમાં સમતા પ્રકટી છે તેને કર્તવ્યપ્રવૃત્તિયોનું કંઇ પ્રયોજન રહેતું નથી; તથાપિ તેવો સમતાયોગી જે કંઇ પ્રવૃત્તિ કરે છે તે કંઈ શુભાશુભ ભાવથી કરતો નથી; પરંતુ પ્રારબ્ધકર્મો કે જે ભોગવ્યાવિના કદાપિ છૂટતા નથી તેના યોગે કરે છે. શુભાશુભ કર્મ ભોગવવામાં જે નિરાસક્ત બન્યો છે એવો કર્મયોગી સમતાયોગી બનવાને અધિકારી બની શકે છે. શુભાશુભકર્મોમા સમતાભાવ પ્રકટતાંની સાથે બન્નેનું ભોક્તૃત્વ રહેતું નથી તેમજ તેમાં કર્તૃત્વાધ્યાસ પણ રહેતો નથી અનેક જન્મના સંસ્કારથી આવી સમતાયોગીની પદવી પ્રાપ્ત થાય છે. સમતાયોગી શાતામા અને અશાતાવેદનીયમા સમભાવી બનીને આત્માના અનન્ત આનંદને પ્રાપ્ત કરે છે અને તેની ઘેનમા ઘેરાયલો રહીને તે પ્રારબ્ધ કર્મપ્રેરિત બની ક્રિયાઓને કરે છે. ધર્મક્રિયાનું ફલ સામ્યભાવ છે એમ શાસ્ત્રોમા પ્રતિષ્ઠિત છે. કર્મયોગને સેવતા સેવતા જ્ઞાનયોગની પરિપક્વતા થતા છેવટે સમતાયોગની પરિપૂર્ણ પ્રાપ્તિ થાય છે. કર્મયોગમા કુશલ મહાત્મા છેવટે યોગની પરિપક્વદશાએ સામ્યયોગને પ્રાપ્ત કરે છે. સામ્યયોગની પરિપૂર્ણતા થયા પશ્ચાત્ કર્મયોગ સેવવાનું પ્રયોજન રહેતું નથી. **રાગદ્વેષાદિ કષાયોનો સર્વથા ક્ષય થતાં છેવટે સામ્યયોગનીપ્રાપ્તિ થાય છે.** સામ્યયોગની પ્રાપ્તિ થતા તે કર્મયોગના સર્વઅધિકારથી મુક્ત થઈ સ્વતંત્ર શુદ્ધબુદ્ધ બને છે. ગજસુકુમાલે અને મેતાર્યમુનિએ સમતા સેવીને મુક્તિપદ પ્રાપ્ત કર્યું. સમરાદિત્યે સમતાયોગે

થાય છે. સમતાવંત મહાત્માઓને કંઈ પણ કર્તવ્ય બાકી રહેતું નથી. તેઓ પરમહંસ, પરમનિર્ગ્રન્થ આદિ અનેકગુણાભિધેયનામોવડે વ્યવહરાય છે. ત્યાગી ગુરુઓમાં સમતાની જરૂર છે. સમતાયોગની પ્રાપ્તિ વિના પરિપૂર્ણ ન્યાયદૃષ્ટિની પ્રાપ્તિ થઈ શકતી નથી. આત્માની શુદ્ધતાથી સમતાની પ્રાપ્તિ થાય છે સમતાવંત યોગીઓ વિશ્વમાં અઘરામાં અઘરી બાબતનો પણ ન્યાય આપવા સમર્થ બને છે. સમતાવંતયોગીઓ આ વિશ્વમાં સત્ય-શાન્તિના વાતાવરણો ફેલાવવાને શક્તિમાન્ થાય છે તેથી તેમના તુલ્ય પરોપકાર કરવાને કોઈ સમર્થ થતું નથી સમતાવંત યોગીઓ જેવાં સમતાનાં આન્દોલનોનો વિશ્વમા પ્રચાર કરવા શક્તિમાન્ થાય છે તેવા અન્યો, આન્દોલનોનો પ્રસાર કરવા શકિતમાન્ થતા નથી. સમતા વિના સાધુપણું પ્રાપ્ત થતું નથી. સમતા વિનાની સર્વ ધર્મક્રિયાઓથી વાસ્તવિક ફલની પ્રાપ્તિ થતી નથી એમ અનુભવ કરતા અવબોધાય છે. સમતાભાવથી પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે. સમતાવંત સન્તોની સદા આરાધના કરવી જોઈએ. સમતાવંત સન્તો એ ખરેખરા વિશ્વના દેવો છે. સામ્યમા મુકિતસુખ છે. જેણે સમતાનો અનુભવ કર્યો તેણે અવશ્ય મુકિતસુખનો અનુભવ કર્યો એમ માનવું. સમતામા મુકિતસુખનો અનુભવ થાય છે મુક્તિનુ સુખ કેવું હશે ? એમ પૂછનારે સમતાનો અનુભવ કરવો એટલે તે મુકિતસુખનો અનુભવ કરી શકશે. સામ્પ્રતકાળે અમારાવડે મુક્તિસુખનો નરદેહમા રહ્યા છતા અનુભવ કરાય છે. જેણે અત્ર નરદેહમા વસતા છતાં મુક્તિસુખનો અનુભવ કર્યો નથી તે દેહોત્સર્ગ પશ્ચાત્ મુક્તિસુખ પ્રાપ્ત કરી શકતો નથી. અતએવ સામ્યની પ્રાપ્તિ માટે આ કાલમા જે જે સ્વોચિતકર્તવ્ય ધર્મકર્મો કરવાનાં હોય તે કર્મોને તેણે કરવા જોઈએ. સમતાવંત મહાત્મા મુનિવરોની પાસમાં વસનારને મુક્તિસુખનો અનુભવ કરવાની દિશા સુઝી આવે છે. સમતાવંત મહાત્માઓના વચનોનું પાન કરવાથી રાગદ્વેષનો વિષમભાવ ટળે છે. સમતાવંત મનુષ્યોના સહવાસથી અલૌકિકસુખની પ્રાપ્તિ થાય છે સમતાવંતસન્તોનો એકક્ષણમાત્રનો સમાગમ કરવાથી કોટિભવોના પાપો ટળે છે. સમતાવંત સન્તો ચિંતામણિરત્નસમાન અને પાર્શ્વમણિ કરતા પણ અત્યંત સુખપ્રદ હોય છે. સમતાવંત સન્તોની ચરણધૂલમાં આલોટવાથી પણ સમતાગુણની પ્રાપ્તિ થાય છે. સમતાના પ્રતિપાલક અનેકશાસ્ત્રોનુ અધ્યયન કરતા સમતાવંત સન્તોની સેવા કરવાથી અનંતગુણઅધિકલાભની તુર્ત પ્રાપ્તિ થાય છે. સમતાવંત સન્તોના સમાગમ વિના મુક્તિ-સુખનો અનુભવ થતો નથી દીવાથકી દીવો પ્રગટે છે તદ્વત્ સમતાવંત યોગીની કૃપાથી સમતાની પ્રાપ્તિ થાય છે સમતાવંત યોગીસન્તોની સેવા વિના સમતાનો સાક્ષાત્ પ્રાદુર્ભાવ થતો નથી; માટે ભવ્યમનુષ્યોએ સમતાવંતસન્તોની શુદ્ધપ્રેમ ભક્તિથી સેવા કરવી જોઈએ. ગમે તો જટાધારી કોઈ બાવો હોય, વેદાન્તદર્શનમાન્યતાધારક મુંડી હોય, બૌદ્ધધર્મી સાધુ હોય, ખ્રિસ્તીધર્મનો સાધુ હોય. કોઈ શિખાધારી મહાત્મા બ્રાહ્મણ હોય, ત્યાગીનો વેષ

ધારણ કરનાર ત્યાગી હોય, કોઇ યોગી હોય અને કોઈ ગૃહસ્થાશ્રમી હોય પરંતુ સર્વજ્ઞ વીતરાગદેવકથિત સમતાભાવ જો તેને પ્રાપ્ત થયો તો તે કર્મબંધનથી મુક્ત થયા વિના રહેતો નથી. ગમે તે વેષ વા આચારધારકમનુષ્ય હોય પણ તે સમતા ભાવના ઉપાયોનું અવલંબન કરીને મુક્તિસુખની પ્રાપ્તિ કરે છે એમા અંશમાત્ર સંશય નથી. બાહ્યધર્માચારોના મતભેદોમા પરસ્પર ભિન્નધર્મીઓ રાગદ્વેષનો વિષમભાવ ધારણ કરીને હૃદયની કલુષિતતા કરી સમતાભાવને પ્રાપ્ત કરી શકતા નથી. સર્વજ્ઞ વીતરાગદેવ કથિત ધર્મના અનુષ્ઠાનો કરો, જૈનવેદધર્મના અનુષ્ઠાનો કરો, પરંતુ સમતાભાવ આવ્યા વિના પરમબ્રહ્મપદની–મોક્ષપદની પ્રાપ્તિ થઇ શકતી નથી. સમતાભાવ જેને આવે છે તે ગમે તે ધર્મનો પાલક હોય તોપણ તે મુક્તિપદને પામે છે–એમ કહેવુ તે રજીષ્ટર સમાન છે. શ્રદ્ધાભક્તિનું સમાલંબન કરીને જે સર્વજ્ઞની આજ્ઞાનુસારે કર્મયોગને આદરે છે તે અવશ્ય મુક્તિપદને પામે છે. પરમાત્માની ગુરુની અને ધર્મની શ્રદ્ધાભક્તિવડે કર્તવ્યકર્મ કરવાથી ચિત્તનો કર્તવ્યકર્મમા સંયમ થાય છે અને તેથી આત્માની કર્મયોગદશા પરિપૂર્ણ પકવ થતા છેવટે સમતાયોગની પ્રાપ્તિ થાય છે. સર્વજ્ઞની આજ્ઞાનુસારે કર્તવ્યકર્મ કરવાની જરૂર છે. પરાભાષાના સહજસૂક્ષ્મ વિચારોના અનુભવથી સર્વજ્ઞની આજ્ઞાની ઝાખી આવે છે અને તેથી કર્તવ્યકર્મ કરવામાં આત્માર્પણ કરી શકાય છે. કર્મયોગ સંબંધી જેટલુ કથવામા આવે તેટલું કથતા છતા પણ અનન્તગણું કથવાનું બાકી રહેવાનું. **જૈન શાસ્ત્રોમાં ક્રિયાયોગ યાને કર્મયોગ સબધી ઘણું કથવામાં આવ્યું છે.** પિંડમા આત્માને તત્સંબંધી અનુભવ આવતાં બ્રહ્માડનો અનુભવ આવે છે કર્મયોગ સંબંધી વિશેષ અનુભવ તો ખાસ શ્રી સદ્ગુરુની કૃપાથી અને તેમની ગમથી થઇ શકે છે. કર્મયોગ સંબંધી તે તે કાલમા કર્મયોગીઓ તે તે કાલાનુસારે અનેક પુસ્તકો લખીને અનેક ભાષણો આપીને તથા અનેક કર્તવ્યકર્મો કરીને તે તે કાલના મનુષ્યોને અનુભવ આપે છે. હવે આ સંબંધી વિશેષ ન કથતા છેવટે સારરૂપ શિક્ષા કથવામા આવે છે કે હે મનુષ્ય !!! હે આત્મન્ !!! સર્વ કર્મથી મુક્ત થવા અને અનંતસુખ પ્રાપ્ત કરવા માટે પૂર્ણશ્રદ્ધાવડે ધર્મયોગ્યકર્તવ્યકાર્યો કરવાથી અંતે પરમ શાન્તિ પ્રાપ્ત થવાની છે–એમ નિશ્ચય કર. ધર્મયોગ્યકર્તવ્યકર્મો કરવાથી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અન્તરાય એ અષ્ટકર્મોનો નાશ થાય છે કર્મમા પ્રવૃત્ત થયા વિના તારો છૂટકો થવાનો નથી;–અક્રિયદશાનો અધિકાર પ્રાપ્ત થયા વિના કદાપિ કર્મયોગથી મુક્ત થઈ શકાય તેમ નથી બ્રાહ્મણોએ, ક્ષત્રિયોએ, વૈશ્યોએ અને શૂદ્રોએ ગુણકર્માનુસાર કર્મોનો વ્યવસ્થિત સંબધ ન સાચવ્યો તથા ધાર્મિકકર્મોનો વ્યવસ્થિત સંબંધ ન સાચવ્યો તેથી ચારે વર્ણની પડતી થઈ, તથા ત્યાગી મહાત્માઓએ ધાર્મિક કર્તવ્યકાર્યોનો પ્રવૃત્તિસંબંધ જે સ્વાધિકારે હતો તે ન સાચવ્યો તેથી વિશ્વમા સુખશાતિની વ્યવસ્થા અસ્ત-

